Registered No. B. 1434.

ત્રાક્ષપત્રિક પુસ્તક ૬-૯-૧૦.

# શ્રીમદ્ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

અ. ૧ થી ૩૦

મોક્ષ મંદિર—અમદાવાદ.

કીંમત ૯-૦-૭

મોક્ષપત્રિકા

પુસ્તક ૮-૯-૧૦ સંવત ૧૯૮૩-૮૪-૮૫
ના ભેગા બાંધેલા અંકો

Registered No. B. 1434

# શ્રીમદ્ભાગવત.

## દશમસ્કંધ પૂર્વાર્ધ

### અધ્યાય ૧ થી ૩૦

મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને વિવેચન સાથે છે.

[ આવી ખુલાસાવાળી ટિકા ભાગ્યેજ વાંચી હશે. ]

ટીકાકાર તથા પ્રકાશક–રામશંકર મોનજી ભટ્ટ.

મોક્ષમંદિર–અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૬૦૦.



સંવત ૧૯૮૬.

કીંમત રૂા. ૭-૦-૦ ( બંધામણી સાથે )

# બે બોલ.

દશમસ્કંધની પ્રસ્તાવનામાં હું આપને શું કહું ! જેમાં શ્રીકૃષ્ણના લીલામૃતની નવી નવી રસધારાઓ, તે સંબંધી હું આપને શું કહું ! જેમાં ઠેકઠેકાણે જ્ઞાનની ગુહ્ય ગોષ્ઠિઓ, તે સંબંધી હું શું કહું ! જ્યાં દ્વૈત અદ્વૈતના ઉભરા શમી જાય, તે સંબંધી હું શું કહું ! જ્યાં **હું** અને **મારૂં** મટી જાય, તે ગ્રન્થ સંબંધી હું શું કહું ! જ્યાં '**અમે હવે આ નહીં**'–'**અમેરે પંખિડા પરમધામના**'–એવું સમજાય; તે ગ્રન્થની હું તમને શી ભલામણ કરૂં ! ગોપીકાઓનો ત્યાગ જોઇને, અનેક ત્યાગી–વૈરાગી અને સન્યાસીઓના ત્યાગનો ગર્વ ગળી ગયો; તે લીલા સંબંધી હું આપને શું કહું ! જેને સાંભળીને અનેક ભક્તો, પ્રેમલક્ષણા ભક્તિની ભભકમાં અંજાઇ ગયા; અનેક જ્ઞાનીઓ સ્તબ્ધ–જીવન્મુક્ત–બની ગયા; અનેક કર્મકાંડિઓ 'શ્રીકૃષ્ણને રીજવવા, એજ અનેક વૈદિક કર્મોનું ફળ છે,' એમ માનવા લાગ્યા; તે સદ્ગ્રન્થ સંબંધી આપને હું શું કહું ! જેનાં વખાણ શ્રી આદ્યશંકરાચાર્ય, મધુસુદન સરસ્વતી, અખો અને એવા બીજા અનેક તત્ત્વવિદ્ પુરૂષોએ કર્યાં, તેમાં હું કયો વધારો કરી શકું ! જેની પ્રશંસા માઘ અને કાળીદાસ જેવા કવિઓએ કરી; જેનો રસ નરસી, મીરાં, તુકારામ, દયારામ, પ્રીતમ, પ્રેમાનંદ, મુક્તાનંદ અને એવા બીજા ભક્તોએ પીધો, અને પાયો; જેને શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીચૈતન્યગૌરાંગ, જીવગોસ્વામી, અને શ્રીસ્વામીનારાયણ જેવા વિતરાગી સંતોએ, પોતાનું સર્વસ્વ માન્યું; તે સંબંધી હું તમને શું કહું! જ્યાં અનેક પ્રાચીન અર્વાચીન વિદ્વાનો, તર્ક કરતા કરતા, તર્કના પૂરમાં તણાઇ ગયા; જેમ રતાંધળો પુરૂષ, શરદ્‌ના ચંદ્રને પણ અંધારા જેવોજ દેખે; તેમ ઉપર ટપકેથી તપાસનારાં ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો પણ, જ્યાં એમ કહે કે–'આમાં કાંઇ નથી; આતો નર્યું પાખંડ છે; કયા બેવકુફે શાસ્ત્રમાં આવી કથા ઘાલી દીધી હશે ?' વિગેરે–એવા ગજબ ગહન સદ્ગ્રન્થ સંબંધી, હું આપને શું કહું !

[ નોંધ—જેમ અનેક વીતરાગી સંતોએ દશમસ્કંધની પવિત્રતા અને સત્યતા સુદ્દઢ કરવા, ભારે પ્રયત્નો કર્યા છે; એટલે, સારી સારી ટિકાઓ લખી રાખી છે. તેમ ટુંકી બુદ્ધિવાળા અનેક નાસ્તિકોએ, શુષ્ક વેદાંતીઓએ અને વિધર્મીઓએ દશમસ્કંધની કથાને વગોવવા, ભયંકર પ્રયત્ન કર્યા છે. તેમાં સમાએલી સત્યતાને અને પવિત્રતાને જડમૂળમાંથી ઉખેડી નાંખવા, તેઓએ પણ લાંબી લાંબી ટિકાઓ લખી છે. ]

હું તો આપને એટલુંજ કહું કે–મારી આંખે, મારા કાને અને મારા મને, આ વસ્તુને બહુજ પ્રિય ગણી છે; તેથી હું તેનાં ઘણાં વખાણ કરૂં; પણ તમને પોતાને, આ માલ કેટલા પ્રમાણમાં રૂચે છે, તેનો અડસટ્ટો તમારે પોતાને કરવાનો છે. માટે આપ પોતે વાંચો, **વિચારો**, અને પછી યોગ્ય લાગે તેમ કરો.

શ્રીરામના અને શ્રીકૃષ્ણના ઉપાસકો પાસે, શ્રીદશમસ્કંધનો મહિમા ગાવો, તે દીવો લઇને સૂર્યને બતાવવા જેવું છે; કારણકે તેમને તો આ વસ્તુ, પ્રાણથી અધીક વહાલી હોય. જે રસ વાલ્મીકિમાં નથી, તે તુલસીકૃતમાં છે. ત્યારે આ રસ તુલસીકૃતમાં ક્યાંથી આવ્યો ? એમ જેમને શંકા થાય, તેમણે દશમસ્કંધનું પાન કરવું. દશમ વાંચ્યા પછી ખાત્રી થશે કે–

તુલસીદાસજીએ ભાગવતમાંથી ભક્તિની ભભક ઉપાડીને, પોતાના ગ્રન્થમાં ભરી દીધી છે. નરસી, મીરાંદિ અનેક પ્રેમઘેલાં ભક્તોને, ભજનકીર્તનની સુંદર સામગ્રિ, પૂરી પાડનાર દશમસ્કંધ છે.

સાહિત્યના રસીકોને પણ કહી દઇએ કે–સાહિત્ય એટલે ભાષા, વસ્તુ અને શૈલી. સાહિત્ય એટલે હૃદયને ડોલાવે એવું; આત્માને ઉદાત્ત ભાવના અને આદર્શની ઝાંખી કરાવે એવું; તે છતાં સરલ–પ્રવાહી–મીઠું–ધીર અને ગંભીર. ગંભીર છતાં હસતું રમતું. હૃદયના ઉંડાણમાં સુઈ રહેલા આત્મિક સુખને-નિરતીશય સુખને–ટૌકા કરીને બહાર બોલાવે એવું. કહેવાનો ભાવ એ છે કે–દશમસ્કંધ કવિઓની ઉત્તમ કળાઓથી ભરપૂર છે. રસીકોને રસ પૂરે; જ્ઞાનીઓને જ્ઞાન પૂરે; ભક્તોને ભક્તિ પૂરે, અને વૈરાગીઓને વૈરાગ્યના ઘુંટડાઓ પાય, એવું આ સાહિત્ય છે.

સુગંધીદાર પુષ્પોની છાબ—ત્રણ વરસની ફાઇલમાં (૧૧૫૬ પાનામાં) દશમ સ્કંધના ત્રીશ અધ્યાય થયા; તે ટિકાના વિસ્તારનુ સૂચન કરે છે. આ ટિકામાં જ્યાં જેવાં જોઇએ તેવાં [૨૦૮] રસીક પદો, અને [૪૪] રળીયામણાં દૃષ્ટાંતો ઉપરાંત: રામાયણ, મહાભારત, ગીતા, ઉપનિષદો, બ્રહ્મસૂત્ર, શ્રીશંકરાચાર્યના ઉત્તમ ગ્રન્થો, સ્મૃતિઓ, ભર્તૃહરિના શતકો, કાલિદાસાદિના કાવ્યો, અને બીજાં પુરાણોમાંથી, જેવાં જોઇએ તેવાં, અનેક રત્નો (ઉતારા) ઠેકઠેકાણે જડી દીધાં છે.

સમાજ સુધારો—શાસ્ત્ર એટલે માત્ર '**રામ રામ**'જ નહીં—સમાજ પોતાનું જીવન–પોતાનો વ્યવહાર–પોતાની રહેણીકરણી–કેવી રીતે સુખરૂપ બનાવી શકે; તેની જેવી જોઇએ તેવી સૂચનાઓ આ ટિકામાં કરવામાં આવી છે.

સંપ્રદાયો અને આચાર્યો–દરેક સંપ્રદાયના સત્પુરૂષોની, સદ્‌ગ્રન્થોની અને તેમના ભક્તિભાવની આ ટિકામાં પ્રશંસા છે. તેમના અંદર અંદરના દ્વેષ અને સાંકડા વિચાર–'મારૂંજ ખરૂં, અને આખી દુનિયાનું ખોટું'–તે તજી દીધાં છે.

ભાગવતનાં ભાષાંતર—ભાગવતના ભાષાંતરવાળા ગ્રન્થોની કીંમત થોડી; પણ જેવા જોઇએ તેવા શંકાસમાધાનની, અને પદોની તથા દૃષ્ટાંતોની ગેરહાજરીને લીધે, તે વાંચન અપૂર્ણ ગણાય. કંસ પૂર્વે કોણ હતો? ગોપીકાઓ પૂર્વે કોણ હતી? જેને ઘેર શ્રીકૃષ્ણ અવતર્યા, તે વસુદેવે કંસ સાથે છળ કેમ કર્યું? ભગવાનના ભક્ત થઇને નારદજીએ કંસને એમ–કેમ કહ્યું કે–'તું વસુદેવના તમામ પુત્રોને મારતો રહે.' વિગેરે અનેક ખુલાસા વાંચનારને જોઇએ. તે આ ટિકામાંથી મળી આવશે.

યોગવેદાંત—યોગવેદાંતના જ્ઞાન વિના, શ્રીકૃષ્ણનાં ચરિત્રોનું રહસ્ય બરાબર સમજાશે નહીં. માટે આપે અહીંથી પ્રગટ થએલાં પાતંજલ યોગદર્શન [૨–૪–૦] અને વિવેકચૂડામણિ [૧–૧૨–૦] ના ગ્રન્થો અવશ્ય વાંચવા. બ્હેનો પણ સમજી શકે એવી ભાષા સરલ છે.

આ કાર્ય વિદ્વતા બતાવવા કર્યું નથી. કાંઈ ભૂલચૂક હોય, તો ઉદાર દિલથી ક્ષમા કરશો; અને લખવા જેવું હોય, તો રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને લખશોજી. [વાંચીને રાજી થાઓ, તો આશીર્વાદ આપજો કે–અમારી વૃત્તિ સદા શ્રીકૃષ્ણના ચરણમાં રહે.]

મોક્ષમંદિર અમદાવાદ.
સંવત ૧૯૮૬ વિજયાદશમી.

લી. રામશંકર મોનજી ભટ્ટ.

# અનુક્રમણિકા.

---

**પદો સંબંધી—** **પાનાં**

---

**દૃષ્ટાંતો સંબંધી—**

**આ સિવાય**—તુલસીકૃત રામાયણ, મહાભારત, બ્રહ્મસૂત્ર, શ્રીશંકરાચાર્યના પ્રસાદી ગ્રન્થો તથા ગીતા અને ઉપનિષદોના મનન કરવા લાયક અનેક ઉતારા આ ગ્રન્થમાં છે. રાધાતત્ત્વ શુંછે ? ગોપીતત્ત્વ શું છે ? કૃષ્ણતત્ત્વ શું છે ? તેના અનેક ખુલાસા, આ ટિકામાં છે.

---

## મંગળાચરણ.

ગુરૂર્બ્રહ્મા ગુરૂર્વિષ્ણુઃ, ગુરૂર્દેવ મહેશ્વરઃ ।
ગુરૂરેવ પરબ્રહ્મ, તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥
મુકં કરોતિ વાચાલં, પંગું લંઘયતે ગિરિમ ।
યત્કૃપા તમહં વંદે, પરમાનંદ માધવમ્ ॥

રાગ પ્રભાત.

સકળ તિરથ શ્રીકૃષ્ણ કીરતન કથા, હરિ તણા દાસ જ્યાં હેતે ગાયે;
કૃષ્ણકિરતન વિના નર સદા સુતકી, વિમળ કીધે વપુ શુદ્ધ નહોયે.

પ્રેમ સહિત શ્રીકૃષ્ણનું, કથાકીર્તન જ્યાં નિત થાય;
કોટિ તીરથ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય.
ન્હાયો તે માટે પવિત્ર પ્રમાણું, તે વિના સર્વેને સુતકી જાણું.
જીવતાં શબ સરખા સહુ તેહ, ભૂતળ ભાર કર્યો ધરિ દેહ— કરિએ શ્રીકૃષ્ણ ઉપાસના.
પરવારી સૌ કામથી, કોઇ મૃત્યુ ન પામ્યો જન,
આ કીધું આ કરવું છે, એમ કરતાં આવશે અંત.
અલ્યા અંત આવશે, ને હરી ક્યારે કહીશ ?
ચેત ચેત નહિં તો પસ્તાઇશ.
મરણ નહીં આવે કાનમાં કહીને, થાશે અંધારૂં ઓચિંતું દઇને—કરિએ શ્રીકૃષ્ણ.

---

# શ્રીકૃષ્ણ લીલામૃત.

રાસલીલાના પાંચ અધ્યાયમાં ગવાએલાં ૧૫૦ પદોનો સંગ્રહ. રસની ચુંટણી. મોક્ષમંદિરમાં અવાર નવાર ગવાતાં પદો. શ્રીમદ્ ભાગવતની પારાયણને દીપાવનાર ગ્રન્થ. શ્રીકૃષ્ણના પ્યારાને રમાડનાર ગ્રન્થ કીંમત માત્ર ૦—૩—૦ આના.

१५५१८

श्रीसद्गुरवे नमः।

# મોક્ષપત્રિકા

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ –પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ. ઠે મોક્ષમંદિર—અમદાવાદ.

પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઇ. ખજુરીની પોળ—અમદાવાદ.

પુસ્તક ૮ મું. ) મહા માસ, ૧૯૮૩. ( અંક ૧ લો.

### મંગળ.

હ્યો ત્યારે ઘણુાજ હેતથી જયશ્રીકૃષ્ણ–આ વસંતપંચમીથી મોક્ષ પત્રિકાનું આઠમું વરસ શરૂ થાય છે; અને મોક્ષમંદિર ખોલ્યાં ને, આઠ વરસ પુરાં થાય છે. બેસતા વરસના પ્રભાતમાં, આપને સૌને ઘણાજ હેતથી, જયશ્રી કૃષ્ણ કહીએ. જ્યાં બેઠા હો ત્યાંથી, આપે પણ વળતા જયશ્રીકૃષ્ણ કહેવા જોઇએ.

હવે તો આપણે દશમ સ્કંધ શરૂ થશે. દશમ અને એકાદશ–તે બે સ્કંધો–શ્રીમદ્ભાગવતનું મુખ્ય સત્વ છે. નવમસ્કંધસુધી, અનેક વાતો કરીને, પરીક્ષિતનું મન દૃઢ કર્યા પછી, શ્રીકૃષ્ણની લીલાઓ '( દશમસ્કંધ )' તથા શ્રીકૃષ્ણે ઉદ્ધવને આપેલો ઉપદેશ ( એકાદશસ્કંધ ), શુકદેવજીએ પરીક્ષિત રાજાને કહ્યા. કલઇ કરનારો કલઈ વાપરે, તે પહેલાં વાસણને ઘસીને સાફ કરે છે. ઘર ધોળનારો સાવરણીથી ઘરને જાપટી નાંખી, પછી ઘર ધોળે છે. કાંઇ સારી ચીજ હાથમાં લેવી હોય, તો હાથ ધોઇ નાંખવો જોઈએ. સારી ચીજ મુખમાં મુકવાની હોય, તો મુખ સાફ કરવું જોઇએ. તે પ્રમાણે ઉત્તમ ઉપદેશ મનમાં ધારણ કરવો હોય, તો મન સાફ કરવું જોઇએ. કારણ કે શુદ્ધિ વિના સિદ્ધિ પ્રાપ્ત થાય નહીં. મનની શુદ્ધિ માટે યાજ્ઞવલ્કયે યજુર્વેદમાં પ્રાર્થના કરી છે, તે સાવધાનતા પુર્વક સાંભળો.

ॐ यज्जाग्रतोदूरमुदैतिदैवन्तदुसुप्तस्य तथैवैति ॥ दूरङ्गमञ्ज्योतिषाञ्ज्योतिरेकन्तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ५ ॥ येनकर्म्माण्यपसोमनीषिणोयज्ञेकृण्वन्ति विदथेषुधीराः ॥ यदपूर्वंयक्षमन्तःप्रजानान्तन्मे मनःशिवसङ्कल्पमस्तु ॥ ६ ॥ यत्प्रज्ञानमुतचेतोधृतिश्च यज्ज्योतिरन्तरमृतम् प्रजासु ॥ यस्मान्नऽऋतेकिञ्चनकर्म्म क्रियते तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ७ ॥ येनेदम्भूतम् भुवनम् भविष्यत्परिगृहीतममृतेनसर्वम् ॥ येनयज्ञस्तायतेसप्तहोता तन्मे मनःशिवसङ्कल्पमस्तु ८। यस्मिन्नृचः सामयजू षियस्मिन्प्रतिष्ठितारथनाभाविवाराः ॥ यस्मिँश्चित्तगुं सर्वमोतम्प्रजानान्तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ९ ॥ सुषारथिरश्वानिवयन्मनुष्यान्नेनीयतेभीशुभिर्वाजिनऽइव ॥ हृत्प्रतिष्ठन्यद जिरञ्जविष्ठन्तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ १० ॥

અર્થ—જાગ્રદાવસ્થામાં આંખ વિગેરે ઇંદ્રિયોની મદદથી, જે મન દૂર જાય છે, અને સુષુપ્તિ અવસ્થામાં (આંખ વિગેરે ઇંદ્રિયો અક્રિય હોવાથી) જે મન સમીપ રહે છે. તે મન (दैवम्) આત્મભાવનું ગ્રાહક છે. તે મન–**ज्योतिषां ज्योतिः**—ઇંદ્રિયોને પ્રકાશ આપે છે. તે મારૂં મન કલ્યાણકારી સંકલ્પોવાળું થાઓ. [૫] સ્વકર્મમાં પ્રીતિ રાખનારા, યજ્ઞના કાર્યમાં તીવ્ર-બુદ્ધિ રાખનારા, અને મેધાવી ધીર પુરૂષો, જે મનથી યજ્ઞનાં કર્મો કરે છે, વળી જે મન અપૂર્વ–એટલે સર્વ ઇંદ્રિયોથી પ્રથમ–સરજાએલું છે, તથા આત્મ-રૂપ છે, તથા જે મન પ્રાણી માત્રના શરીરમાં રહેલું છે, એવું જે મારૂં મન–તે સર્વદા કલ્યાણકારી સંકલ્પોવાળું થાઓ (૬) જે મન પ્રજ્ઞાનવાળું છે, ધૈર્યવાળું છે, મનુષ્યનાં અંતરમાં રહીને, સર્વ ઇંદ્રિયોને પ્રકાશ આપી રહ્યું છે. વળી જે અમર છે. જેના વિના કશુ પણ કર્મ બની શકતું નથી. તે મારૂં મન કલ્યાણકારી સંકલ્પોવાળું થાઓ (૭) મન અમૃતધર્મવાળું છે, કારણકે તેનાથી ભૂતકાળ, વર્તમાનકાળ, અને ભવિષ્યકાળનું સર્વ પ્રકારે જ્ઞાન થાય છે. જેના વડે સાત હોતા વાળો યજ્ઞ વિસ્તાર પામે છે, તે મારૂં મન કલ્યાણકારી સંકલ્પોવાળું બનો. (૮) જેમ રથચક્રની નાભીમાં (ધરીમાં) આરાઓ ગોઠવેલા હોય છે. તેમ જે મનમાં રૂગ્વેદ, સામવેદ, અને યજુર્વેદ સ્થાપેલા છે, તથા જે મનમાં પ્રાણી-

માત્રનું સર્વ પ્રકારનું જ્ઞાન–વિજ્ઞાન પરોવાયેલું છે, તેવું મારૂં મન કલ્યાણકારી સંકલ્પોવાળું થાઓ [૯] જેમ સાવધ સારથી ચાબુક અને લગામની મદદથી, ઘોડાઓને કબજે રાખીને, પોતાને ધારેલે સ્થાને લઇ જાય છે, તેમ જે મન મનુષ્યોને પોતાના કામમાં પ્રેરે છે. જે મન હૃદયમાં પ્રતિષ્ઠિત છે. જે મન વૃદ્ધાવસ્થા રહિત છે, તથા ઘણા વેગવાળું છે. તે મારૂં મન કલ્યાણકારી સંકલ્પોવાળું થાઓ. (૧૦)

દશમસ્કંધને સમજવા માટે, પ્રથમ નિચેના વિષયોનો વિચાર કરીએ.–

**૧ દશમસ્કંધની ટુંકી નોંધ (૨) મતમતાંતરો–મુખ્ય મુખ્ય આચાર્યોનો દશમ સંબંધી અભિપ્રાય. સનાતન કોને કેવાય? (૩) શ્રીમદ્દભાગવત તથા શ્રીકૃષ્ણના જીવન સંબંધી લખનારાઓની નોંધ (૪) ભક્તિ (૫) રસ (૬) દશમનું અધ્યાત્મજ્ઞાન.**

---

# દશમ સ્કંધની ટુંકી નોંધ.

દશમ સ્કંધના બે ભાગ છે. એક **પૂર્વાર્ધ** અને બીજો ભાગ **ઉતરાર્ધ કહેવાય છે.** પૂર્વાર્ધમાં ૪૯ અધ્યાય છે, અને ઉતરાર્ધમાં ૫૦ થી ૯૦ સુધી અધ્યાય છે.

દરેક અધ્યાયના વિષયો નિચે પ્રમાણે છે. (૧) કંસે–દેવકીના ૭ પુત્રોનો નાશ કર્યો. (૨) દેવકીના ગર્ભમાં રહેલા શ્રીકૃષ્ણભગવાનની દેવોએ સ્તુતિ કરી. (૩) શ્રીકૃષ્ણનો જન્મ અને તેમનું ગોકુળમાં જવું. (૪) શ્રીકૃષ્ણને શોધવાના હેતુથી કંસે બાળકોની હિંસા કરવા માંડી. (૫) શ્રીકૃષ્ણનાજન્મથી નંદજીએ મહોત્સવ કર્યો તે. (૬) શ્રીકૃષ્ણે પૂતનાને મારી. (૭) શ્રીકૃષ્ણે ગાડું ઉંધું પાડ્યું, અને તૃણાવર્તનો નાશ કર્યો. (૮) ગર્ગાચાર્યે શ્રીકૃષ્ણ તથા બળદેવના નામ પાડયાં, અને પ્રભુએ માટી ખાતાં, યશોદાને વિશ્વરૂપનાં દર્શન કરાવ્યાં (૯) શ્રીકૃષ્ણે ગોળી ફોડી અને યશોદાએ પ્રભુને દામણાથી બાંધ્યા. (૧૦) શ્રીકૃષ્ણે યમલાર્જુનનો મોક્ષ કર્યો (૧૧) શ્રીકૃષ્ણે વત્સાસુ અને બકાસુરને માર્યા. (૧૨) શ્રીકૃષ્ણે અઘાસુરને માર્યો. (૧૩) બ્રહ્માએ વત્સ તથા બાળકોનું હરણ કરી, પ્રભુની પરીક્ષા કરી. પ્રભુએ નવાં વત્સ અને નવાં બાળકો ઉત્પન્ન કર્યાં. (૧૪) બ્રહ્માએ શ્રીકૃષ્ણની સ્તુતિ કરી. (૧૫) ધનેકાસુરનો વધ તથા તાડવનમાં પ્રભુએ લીલા કરી. (૧૬) ભગવાને કાલીય નાગ નાથ્યો. (૧૭) ભગવાને દાવાનળનું પાન કર્યું. (૧૮) બળભદ્રે પ્રલંબાસુરને માર્યો. (૧૯) ભગવાને દાવાનળનું પાન કરી, ગાયો તથા ગોપોની રક્ષા કરી. (૨૦) વર્ષાઋતુ તથા શરદઋતુનું વર્ણન. (૨૧) વેણુ-ગીતનું ગોપીઓએ કરેલુ વર્ણન (૨૨) ચીરહરણલીલા. (૨૩) મથુરાના યજ્ઞમાં અન્નની યાચના કરી પ્રભુએ વિપ્રપત્નીઓનો અનુગ્રહ કર્યો. (૨૪) ગોવર્ધન મહોત્સવ. (૨૫) શ્રીકૃષ્ણે ગોવર્ધન ઉપાડ્યો, અને વરસાદથી ગોકુળની રક્ષા કરી. (૨૬) શ્રીકૃષ્ણે કરેલાં અદ્ભુત કાર્યોનું વર્ણન. (૨૭) ઇંદ્ર તથા કામધેનુએ શ્રીકૃષ્ણનો અભિષેક કર્યો. (૨૮) શ્રીકૃષ્ણે વરૂણ લોકમાંથી નંદરાયને આણ્યા, અને ગોપોને વૈકુંઠનાં દર્શન કરાવ્યાં (૨૯) રાસલીલાના

આરંભમાં પ્રભુ અંતઃર્ધ્યાન થયા. (૩૦) ગોપીઓ વનમાં ભગવાનને શોધે છે. (૩૧) ગોપીકા ગીત. (૩૨) પ્રભુએ પ્રગટ થઇ ગોપીઓને શાંત કરી. (૩૩) રાસલીલા તથા જળલીલા. (૪૪) અજગરનો મોક્ષ અને શંખચૂડનો વધ. (૩૫) ગોપીઓએ ગાયેલું ગીત. (૩૬) અરિષ્ટાસુરનો નાશ. તથા શ્રીકૃષ્ણ અને બળભદ્રને મથુરા તેડી લાવવા કંસે અક્રુરને આજ્ઞા કરી. (૩૭) શ્રીકૃષ્ણે કેશી તથા વ્યોમાસુર નામના દૈત્યોને માર્યા. (૩૮) અક્રૂર ગોકુળમાં પધાર્યા (૩૯) ગોપીઓનો વિરહ અને વિલાપ. (૪૦) અક્રુરે ભગવાનની સ્તુતિ કરી. (૪૧) શ્રીકૃષ્ણ મથુરામાં પધાર્યા રંગારાને માર્યો સુદામા માળી અને દરજી ઉપર પ્રસન્ન થયા. (૪૨) શ્રીકૃષ્ણે કુબ્જાનો ઉદ્ધાર કર્યો. (૪૩) શ્રીકૃષ્ણે કુવલયાપીડ હાથીને માર્યો. તથા મલ્લના અખાડામાં પ્રવેશ કર્યો. (૪૪) મલ્લોનો તથા કંસનો વધ. (૪૫) શ્રીકૃષ્ણે ઉગ્રસેનનો રાજ્યાભિષેક કર્યો, અને ગુરૂને પુત્ર લાવી આપ્યો. (૪૬) શ્રીકૃષ્ણે ઉદ્ધવજી સાથે સંદેશો મોકલી, નંદ યશોદાના મનનું શાંત્વન કર્યું. (૪૭) ઉદ્ધવજીએ ગોપીઓને તત્ત્વનો ઉપદેશ કર્યો. (૪૮) ભગવાને કુબ્જાની સાથે વિહાર કર્યો. અને અક્રુરને હસ્તિનાપુર મોકલ્યા (૪૯) હસ્તિનાપુરમાં ધૃતરાષ્ટ્રની વર્તણુક જોઇને અક્રુર મથુરામાં પાછા આવ્યા. હવે ઉત્તરાર્ધ—(૫૦) જરાસંધથી ડરીને શ્રીકૃષ્ણ સંબંધીઓ સહિત દ્વારકાં રહેવા ગયા. (૫૧) મુચુકુંદ પાસે કાલયવનનો નાશ કરાવ્યો (૫૨) શ્રીકૃષ્ણે રૂક્ષ્મણીનો સંદેશો સ્વિકાર્યો. (૫૩) શ્રીકૃષ્ણે રૂક્ષ્મણીનું હરણ કર્યું (૫૪) શ્રીકૃષ્ણ તથા રૂક્ષ્મણીનાં લગ્ન (૫૫) પ્રદ્યુમનનો જન્મ. તેણે શંબરાસુરને માર્યો. (૫૬) શ્રીકૃષ્ણને મિથ્યા કલંક અને જાંબવતી તથા સત્યભામા સાથે લગ્ન. (૫૭) ફરી કલંક. (૫૮) શ્રીકૃષ્ણનું પાંચ સ્ત્રીઓ સાથે લગ્ન. (૫૯) નરકાસુરનો વધ અને પારિજાતકનું હરણ (૬૦) શ્રીકૃષ્ણે રૂક્ષ્મણીનું કરેલું હાસ્ય તથા શાંત્વન (૬૧) ભગવાનના પરિવારની કથા તથા બળભદ્રે રૂકમીનો નાશ કર્યો. (૬૨) ઓખા અને અનિરૂદ્ધની કથા. (૬૩) શ્રીકૃષ્ણે બાણાસુરના હાથ કાપ્યા (૬૪) શ્રીકૃષ્ણે નૃગરાજાને શાપથી મુકત કર્યો. (૬૫) બળભદ્રે યમુનાજીને ખેંચ્યા (૬૬) ભગવાને પૌંડ્રક તથા તેના મિત્રનો નાશ કર્યો (૬૭) બળભદ્રે દ્વિવિદ વાનરને માર્યો (૬૮) સાંબને છોડાવી બળભદ્રે હસ્તિનાપુર ખેંચ્યું (૬૯) પ્રત્યેક રાણીના ઘરમાં ભગવાનને જોઇને નારદજી આશ્ચર્ય પામ્યા (૭૦) શ્રીકૃષ્ણનું આન્હિક અને દુતનો સંદેશો (૭૧) શ્રીકૃષ્ણ ઇંદ્રપ્રસ્થમાં પધાર્યા. (૭૨) ભીમના હાથથી જરાસંધનો વધ (૭૩) જરાસંધે પુરેલા રાજાઓને છોડાવ્યા (૭૪) યુધિષ્ઠિરના રાજસુય યજ્ઞમાં શીશુપાળનો વધ (૭૫) દુર્યોધનનો માનભંગ (૭૬) યાદવોનો શાલ્વ સાથે કજીયો (૭૭) શાલ્વ તથા તેના વિમાનનો નાશ. (૭૮) શ્રીકૃષ્ણે દંતવકત્ર તથા વિદુરથને માર્યા અને અને બળભદ્રે રોમહર્ષણને માર્યો. (૭૯) બળભદ્રે બલ્વલને માર્યો અને તીર્થયાત્રા કરી (૮૦) શ્રીકૃષ્ણ અને સુદામાનો મેળાપ (૮૧) સુદામાને રાજ્યલક્ષ્મી (૮૨) સૂર્યગ્રહણ વખતે પ્રભુ કુરૂક્ષેત્રમાં પધાર્યા (૮૩) શ્રીકૃષ્ણની સ્ત્રીઓએ દ્રૌપદીની પાસે, પોતપોતાના વિવાહની વાતો કરી (૮૪) કુરૂક્ષેત્રમાં વસુદેવજીએ યજ્ઞ કર્યો (૮૫) પ્રભુએ દેવકીજીને મરેલા પુત્રો આણી આપ્યા (૮૬) અર્જુને સુભદ્રાનું હરણ કર્યું (૮૭) વેદોએ નિર્ગુણબ્રહ્મની સ્તુતિ કરી (૮૮) વિષ્ણુના ભકતને મોક્ષ અને બીજા દેવોના ભકતોને ઐશ્વર્ય (૮૯) વિષ્ણુની મહત્તા તથા ભગવાને બ્રાહ્મણના પુત્રો આણી આપ્યા (૯૦) શ્રીકૃષ્ણે કરેલી લીલાઓનું ટુંકું વર્ણન.

**શ્રીમદ્આચાર્યમહાપ્રભુજીની સુબોધના** નામની ટીકા પ્રમાણે, **દશમસ્કંધના કુલ ૮૭ અધ્યાય** છે. વત્સહરણલીલાના **ત્રણ** અધ્યાય **પ્રાક્ષપ્ત-ક્ષેપક-છે.** તે ત્રણ અધ્યાય પૂર્વાર્ધમાંથી બાદ કરતાં, પૂર્વાર્ધમાં ૪૬ **અધ્યાય રહ્યા, અને ઉત્તરાર્ધમાં ૪૧ અધ્યાય. કુલ ૮૭ અધ્યાય થયા. તેઓ-શ્રીએ દશમસ્કંધના** નીચે પ્રમાણે ભાગ કર્યા છે.

| **પુર્વાર્ધ** | | | **ઉત્તરાર્ધ** | | |
|---|---|---|---|---|---|
| પ્રકરણ | નામ | અધ્યાય | પ્રકરણ | નામ | અધ્યાય |
| ૧ | **જન્મ** | **૧ થી ૪** | | | |
| ૨ | **તામસ** | **૫ થી ૩૨** | | | |
| | પ્રમાણ | ૫ થી ૧૧ | | સાધન | ૪૭ થી ૫૩ |
| | પ્રમેય | ૧૨ થી ૧૮ | | ફળ | ૫૪ થી ૬૦ |
| | સાધન | ૧૯ થી ૨૫ | ૪ | **સાત્ત્વિક** | ૬૧ થી ૮૧ |
| | ફળ | ૨૬ થી ૩૨ | | પ્રમેય | ૬૧ થી ૬૭ |
| ૩ | **રાજસ** | **૩૩ થી ૬૦** | | સાધન | ૬૮ થી ૭૪ |
| | પ્રમાણ | ૩૩ થી ૩૯ | | ફળ | ૭૫ થી ૮૧ |
| | પ્રમેય | ૪૦ થી ૪૬ | ૫ | **ગુણ** | **૮૧ થી ૮૭** |

એટલે પ્રભુએ જન્મ લઈને–તામસ, રાજસ અને સાત્વિક એમ ત્રણ પ્રકારના ભક્તોનો ઉદ્ધાર કર્યો. ગુણ પ્રકરણમાં શ્રીકૃષ્ણના ગુણોનો મહિમા છે.

નિરોધ—શ્રીમદ્ આચાર્ય મહાપ્રભુજી કહે છે કે-દશમ સ્કંધમાં **નિરોધ-લીલાનું** નિરૂપણ છે. નિરોધલીલાના નિયામક શ્રીકૃષ્ણનું, અને નિરોધલીલામાં **પેઠેલા ભક્તોનું** નિરૂપણ છે. નિરોધનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે. [૧] શક્તિઓ સાથે ભગવાનની જગતને વિષે ક્રિડા. [૨] પ્રપંચ વિસ્મૃતિ પૂર્વક ભગવાનને વિષે ભક્તોની આસક્તિ [૩] ભક્તોના દેહાદિ પ્રપચનો પ્રલય.

સુબોધિની સંબંધી વિશેષ ખુલાસા કથામાં પ્રસંગોપાત થશે.

---

**મતમતાંતરો—**

त्रयी सांख्यं योगः, पशुपतिमतं वैष्णवमिति ।
प्रभिन्ने प्रस्थाने, परमिदमदः पथ्यमिति च ॥
रुचीनां वैचित्र्याद्-ऋजुकुटिलनानापथजुषां ।
नृणामेको गम्यस्-त्वमसि पयसामर्णव इव ॥ ૭ ॥

[ શિવ મહિમ્ન સ્તોત્ર ]

**અર્થ**–અંગાદિસહિત ત્રણ વેદો, સાંખ્ય, યોગ, શાંકરમત તથા વૈષ્ણવ મત–એમ જુદા જુદા માર્ગો જણાય છે. જેમ પાણીના પ્રવાહો–નદીયો–ગમે

તે માર્ગે ચાલીને, આખરે સમુદ્રને મળે છે, તેમ જુદી જુદી પ્રકૃતિના મનુષ્યો, પોત પોતાના અધિકાર પ્રમાણે-ગમે તે માર્ગે ચાલે છે, તો પણ છેવટે આપનેજ મળે છે.

**મુખ્ય મતો**—અત્યારે સંપ્રદાયો અનેક છે. તેમાં મુખ્ય મુખ્ય સંપ્રદાયોની વાત કરીએ. [૧] શ્રીશાંકરમત. [૨] શ્રીરામાનુજસંપ્રદાય. [૩] શ્રીવલ્લભસંપ્રદાય. [૪] શ્રીમધ્વાચાર્યનો મત. [૫] શ્રીનિંબકાચાર્યનો મત. [૬] શ્રીસ્વામિનારાયણ સંપ્રદાય, મુખ્ય સંપ્રદાયો છે. તે સિવાય બીજા અનેક નાના મોટા માર્ગો છે. શાંકરમત જ્ઞાનમાર્ગનો સંપ્રદાય ગણાય છે, શ્રીરામાનુજ વિગેરે સંપ્રદાયો ભક્તિમાર્ગના ગણાય છે. શ્રીસ્વામીનારાયણ સંપ્રદાય-ઉદ્ધવ સંપ્રદાય કહેવાય છે. તેના સિદ્ધાંતો, અમુક પ્રમાણમાં રામાનુજને મળતાં છે. સ્ત્રી પુરૂષની મર્યાદા, શ્રીસ્વામિનારાયણે જેવી બાંધી છે, એવી હજુસુધી કોઇએ બાંધી નથી.

ઇશ્વર, માયા અને જીવ આ ત્રણ તત્ત્વો ઉપર, દરેક સંપ્રદાયે પોતપોતાના વિચાર જુદી જુદી રીતે જણાવ્યા છે. તે વિચારોનું સમર્થન કરવા માટે, અનેક ઝઘડા થયા, અને અનેક પુસ્તકો લખાયાં, પણ હજી કોઈ વિદ્વાન્ દુનિયાને એકમત કરી શકયો નથી. એવા ઝઘડામાં વિદ્યાના વિલાસી ભલે આનંદ માને, પણ મોક્ષની ઇચ્છાવાળા મનુષ્યોએ, એવા ઝઘડામાં ઉતરવું નહિં. માત્ર એટલું યાદ રાખવું કે-ભક્તિમાર્ગના પાંચે સંપ્રદાયો, શ્રીકૃષ્ણને ઇષ્ટ માને છે, અને શ્રીમદ્ ભાગવતને પુજે છે. શ્રીઆદ્યશંકરાચાર્ય પણ શ્રીકૃષ્ણને ભજે છે. મુમુક્ષુઓએ યાદ રાખવા જેવી-બીજી વાત એ કે-ધન્વંતરિ વૈદ્યના દવાખાનામાં, અનેક પ્રકારની દવાઓ, ઘણીજ સંભાળથી, તૈયાર કરી રાખી હોય; તો તે તમામ દવાઓ ઉપયોગી છે-કીંમતી છે; પણ માંદાએ તેમાં પેસી, પોતાનો રોગ મટાડવા માટે, ગમે તે દવાના ફાકડા મારી જવા, તે વાત ઠીક નથી. તે વાત સુખકર નથી, એટલું જ નહિં; પણ દુઃખકર છે. માંદો પોતાનું હિત ચાહતો હોય, તો તેણે અવશ્ય, સારા વૈદ્યને સાથે રાખવો જોઇએ, અને તેની સલાહ પ્રમાણે, દવા લેવી જોઇએ. તેમ મુમુક્ષુએ ખંત રાખીને સદ્ગુરૂ શોધી લેવા જોઇએ, તેમની સલાહ પ્રમાણેજ ધર્મમાં પ્રગતિ કરવી જોઇએ. જે જે ધર્મપ્રવર્તક સંતોએ, સંપ્રદાયોને ગતિમાં મુકયા છે, તેઓ કોઈ સામાન્ય મનુષ્યો નહોતા. તેઓ પ્રભુના લાડીલા હતા. પ્રભુના લાડીલા કેવા હશે ? તે વાત સાંભળો.

> अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च ।
> निर्ममो निरहंकारः, समदुःखसुखः क्षमी ॥ १३ ॥
> संतुष्टः सततं योगी, यतात्मा दृढनिश्चय ॥
> मय्यर्पितमनोबुद्धिर्-यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥
> यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ॥
> हर्षामर्षभयोद्वेगैर्- मुक्तो यः स च मे प्रियः ॥ ॥ १५ ॥
>
> [ ગીતા અ. ૧૨. ]

મેડા ઉપરની વિગેરે ચીજો જોવા માટે. મેડા ઉપર ચડવું જ પડે. તે પ્રમાણે સંપ્રદાય ચલાવનારા મુળ પુરૂષોના આશયો–અભિપ્રાયો–ભાવો–સમજવા માટે, પ્રથમ મુમુક્ષુએ ઉત્તમ ચારિત્ર્યવાન્ થવું જોઇએ. જઘડા કરનારા લોકો આપને એવા ઉત્તમ ચારિત્ર્યવાન્ જણાય, તો તેમનો જઘડો જરૂર સાંભળજો. બાકી તો અત્યારે ઉભા તિલકવાળો આડા તિલકવાળાને નિંદે છે, અને આડા તિલકવાળો ઉભા તિલકવાળાને નિંદે છે ભાડુતી વિદ્વાનોએ અને સાંકડા વિચારના આચાર્યોએ, સનાતન ધર્મને જેટલું નુકશાન કર્યું છે, તેટલું નુકશાન વિધર્મીઓએ કર્યું નથી. માયાનું ખંડન કરીને, વેદધર્મનું પ્રતિપાદન કર્યું,- પાખંડનો નાશ કર્યો. બોદ્ધોની જામેલી સત્તા ઉખેડી નાંખી, તે શ્રી આદ્યશંકરાચાર્ય જેવા સમર્થ પુરૂષને, જો કોઈ વધારે નિંદતા હોય, તો તે આપણા સનાતની ભાઇઓ છે; અને શ્રીમદ્રામાનુજાચાર્ય, શ્રીમદ્વલ્લભાચાર્ય, સ્વામીશ્રી સહજાનંદજી વિગેરે સમર્થ વ્યક્તિઓને પણ, જો કોઈ નિંદતા હોય, તો તે પણ આપણા સનાતની ભાઇઓ છે. આ સ્થિતિ થોડી શોકજનક નથી. આ સ્થિતિથી સનાતન જેવો કેસરી, લાચાર બકરો બની ગયો છે. જેમ ભયંકર રોગથી પીડાતો સિંહ જુરે, તેમ આ રોગથી પીડાતો સનાતનધર્મ જુરે છે. મુસલમાનોએ રામજીનું મંદિર તોડ્યું, ત્યારે રણછોડજીના મંદિરના લોકો રાજી થયા; અને રણછોડજીનું મંદિર તોડ્યું, ત્યારે શિવ મંદિરના પુજારી રાજી થયા. જ્યાં આ સ્થિતિ હોય, ત્યાં સનાતન કોને કેહેવું ? મંદિરને? મંદિરના પુજારીને ? મંદિરે મંદિરે રખડતા હોય તેમને ? કંચન અને કામનીના સંગમાં રમતા હોય, તે સાધુઓને ? ઘરબારનો ત્યાગ કરીને ઘરબાર જમાવી બેઠા હોય, તે ત્યાગીઓને ? અગર રાગદ્વેષમાં રજળતા મોજીલા મહંતોને કે આચાર્યોને ? વિચાર કરી જોજો.

તાત્પર્ય–ભલે સંપ્રદાયોના વિચારો જુદા જણાય, પણ તે તમામ પ્રભુ તરફ લઈ જાય છે, માટે તેની નિંદા ન કરાય. જેમ વૈદ્યની સલાહ વિના, દવાનો ઉપયોગ ન કરાય, તેમ સદ્ગુરૂની સલાહ વિના, ધર્મ ક્ષેત્રમાં આગળ ન વધાય.

શિવ અને વિષ્ણુ એ કોઈ વિરોધી દેવો નથી. એકજ તત્ત્વ, કાર્ય પરત્વે, જુદાં જુદાં નામ ધારણ કરે છે. તે બે નામમાં જેઓ વિરોધ દેખે, તેઓ ધર્મના વાસ્તવિક તત્ત્વથી વેગળા રહે છે. તેઓ કલ્યાણના માર્ગથી મોકળા છે. શ્રી શંકરાચાર્ય અદ્વૈતવાદી કહેવાય છે, પણ તેમના ગ્રન્થો તપાસો, તો ખાત્રી થશે કે–તેઓશ્રી દ્વૈતમાર્ગદ્વારા અદ્વૈતનું પ્રતિપાદન કરે છે. **मोक्षकारणसामग्र्यां, भक्तिरेव गरीयसी** ॥ વિગેરે વચનોથી, તેઓશ્રી ભક્તિને પ્રથમ પદ આપે છે. અનેક સ્તોત્રોમાં શિવવિષ્ણુની સ્તુતીને, દ્વૈત ભાવ બતાવ્યો છે.

તેઓશ્રીએ પંચદેવ સ્વિકાર્યા છે. હિમાલય ઉપર, બદ્રીનારાયણ અને કેદારનાથની સ્થાપના કરીને, શિવવિષ્ણુમાં પોતાની સમદૃષ્ટિ સિદ્ધ કરી આપી છે. **'भज गोविंदं भज गोविंदं, गोविंदं भज मूढ मते।'** એમ કહીને પ્રભુના નામસ્મરણનો મહિમા બતાવ્યો છે. 'રાજાના ગુણ પ્રાપ્ત કર્યા પહેલાં, જેમ કોઇ રાજા બની શકતો નથી; તેમ બ્રહ્મના ગુણ પ્રાપ્ત કર્યા પહેલાં, કોઈ બ્રહ્મસ્વરૂપ બની શકતો નથી' એવું શ્રીશંકરે ઘણે ઠેકાણે કહ્યું છે. માટે પ્રથમ દ્વૈત–પછી અદ્વૈત. અદ્વૈતનો ઉપદેશ કરનારા વિદ્વાનોને પણ, દ્વૈત વિના ચાલતું નથી. જ્યાં દ્વૈતપણું મટી જાય, ત્યાં–નિષ્ક્રિય–નિરાકાર, નિર્વિકાર બ્રહ્મ બાકી રહે. તાત્પર્ય-અદ્વૈતની વાતો કરવી, તે જંગલી સિંહને પકડી લાવવા જેવું અઘરૂં કામ છે. અને જેમ સિંહો જંગલમાં વસે છે, તેમ ઉત્તમ અદ્વૈત વાદીઓ વસ્તીમાં વસતા નથી.

**क्लेशोऽधिकतरस्तेषा–मव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं, देहवद्भिरवाप्यते ॥**

ગીતા અ. ૧૨

તાત્પર્ય—જરા પણ દેહાભિમાન હોય, ત્યાં સુધી અદ્વૈતના આકાશમાં ઉડવું ફાવે તેમ નથી. **अथातो ब्रह्मजिज्ञासा।** [ બ્રહ્મસૂત્ર–૧ ] તેના વિવેચનમાં પણ, શ્રીશંકરે, બ્રહ્મજિજ્ઞાસાની યોગ્યતા માટે, **अथ** તથા **अतः** બે શબ્દોના ઉપર ઘણો ભાર મૂકયો છે. શ્રીશંકરાચાર્ય વિગેરે દંડી સન્યાસીઓ વિષ્ણુ સ્વરૂપ ગણાય છે. તેમને પગે લાગીએ છીએ ત્યારે–'ॐ **नमोनारायण**' કહીએ છીએ, અને તેઓશ્રી તેના પ્રત્યુત્તરમાં '**नारायण**' કહે છે. તે ઉપરથી જણાય છે કે–તેઓ પણ વૈષ્ણવ છે.

શિવના ઉપાસકો વિષ્ણુને નિંદે, અને વિષ્ણુના ઉપાસકો શિવને નિંદે; તે માત્ર ગેરસમજ, અજ્ઞાન અગર સ્વાર્થ છે. શિવ શબ્દનો અર્થ શંકર પણ થાય છે. શંકર શબ્દ, શંકરાચાર્ય-રૂપી શબ્દમાં સમાએલો છે, માટે જેઓ શિવને નિંદે છે. તેઓ શંકરાચાર્યને પણ નિંદે છે. આ પણ એક સાંપ્રદાયીક ગાંડપણ છે. શિવ એટલે–એક પાષાણની લિંગાકારે ઉભી મૂર્તિ, અને વિષ્ણુ એટલે–માત્ર પારણામાં ઝુલતી હાથ પગ વાળી નાની મૂર્તિ, એટલુંજ સમજનારા, વાસ્તવ ધર્મથી ઘણા વેગળા ઉભા છે. કેટલાએક શિવના ઉપાસકો, પોતાને જ્ઞાનમાં આગળ વધેલા માને છે, પણ વિષ્ણુ, વૈષ્ણવ અને ભક્તિ, આ ત્રણ શબ્દો સાંભળીને તેઓ ભડકે છે. શુકસનકાદિ અને નારદાદિ કરતાં, પોતાને શ્રેષ્ઠ માનતા ન હોય, તેમણે આ શબ્દોનું રહસ્ય જાણવું જોઈએ. સાચા સનાતની થઈને, કુસંપને કાપો, અને પ્રભુને હૃદયમાં સ્થાપો, એટલી પ્રાર્થના કરીને, આગળ વધીએ—

# શ્રીમદ્‌ભાગવત

કેટલાએક ઉતાવળા ભાઇઓ, ભાગવતાદિ પુરાણોને, ગપાષ્ટક તથા નવીન માને છે. તે સંબંધમાં તેમને કાંઇ વિશેષ ન કહેતાં, એટલુંજ કહીએ કે–તેમાં જે કાંઇ છે, તે વાંચવાથી ખાત્રી થાય છે કે–તેના લેખક કોઈ સામાન્ય વિદ્વાન્ નથી–સામાન્ય તપસ્વી નથી-સામાન્ય વૈરાગ્યવાન્ નથી; એટલે તેઓ ઉત્તમ ભૂમિકાના સંત છે. વેદોના સિદ્ધાંતો, દાખલા દ્રષ્ટાંતથી સમજાવવાના હેતુથી, પુરાણો લખાયા હોય, એમ ખાત્રી થાય છે. શ્રીમદ્ ભાગવત ઉપર અનેક વિદ્વાનોએ સંસ્કૃત ટીકાઓ કરી છે. તે ટીકાઓમાં, શ્રીમદ્ રામાનુજસંપ્રદાયની **વીરરાઘવી** નામની ટીકા, શ્રીમદ્ વલ્લભાચાર્યજીની **સુબોધિની** નામની ટીકા, શ્રી સ્વામીનારાયણની **ભક્તરંજની** ટીકા, તથા શ્રીધર સ્વામીની સરલ–અને તટસ્થ ટીકા, મુખ્ય ગણાય છે. શ્રીધરસ્વામીની ટીકાવાળા ગ્રન્થોનો પ્રચાર, ઘણો થયો છે. શુકસાગર, પ્રેમસાગર વિગેરે હિંદી ભાષાના ગ્રન્થો પણ ભાગવત ઉપર છપાયા છે.

શ્રીમદ્‌ભાગવત ઉપર–એટલે–શ્રીકૃષ્ણના જીવનચરિત્ર સંબંધી, અંગ્રેજી ગ્રન્થો પણ લખાયા છે. તે ગ્રન્થકારોએ, પોતપોતાની બુદ્ધિ પ્રમાણે–પોતપોતાના અહાર વિહાર પ્રમાણે–શ્રીકૃષ્ણની લીલાઓનો અર્થ કર્યો છે. ઝુંપડીમાં રહેનારો મનુષ્ય, જેમ દિલ્હીના બાદશાહના મહેલમાં ભૂલો પડે, તેમ માયાના રંગમાં રમનારો–શબ્દાદિ વિષયોથી વિકાર પામેલો–મનુષ્ય–શ્રીકૃષ્ણની લીલામાં ભુલો પડે, તેમાં નવાઈ જેવું કાંઇ નથી. મી. ધીરેંદ્રનાથ પાલે પોતાના કૃષ્ણચરિત્ર નામના અંગ્રેજી ગ્રન્થમાં, તે સંબંધી ખુલાસો પણ કર્યો છે–કે–The men that saw him, did know him, then how can we ?' [પાનુ ૧૯૦] 'જે મનુષ્યોએ શ્રીકૃષ્ણને નજરે જોયા હતા, તેઓ એમને બરાબર ઓળખી શકયા નથી, ત્યારે આપણે તેમને શી રીતે ઓળખી શકીએ ?' કોઇ મકાનમાં સુતાર, લુવાર, કડીયો અને ચિતારો–ચારે એક સાથે–પેસે, તો તે ચારે મનુષ્યો, તે મકાનમાં, પોતપોતાના ધંધાના પદાર્થોનું નિરીક્ષણ કરે છે. મકાનમાં વપરાએલા લાકડાં કેવાં છે, અને તેને કેવી રીતે ગોઠવ્યાં છે, તે સુતાર તપાસે છે. લુહાર લોઢાના સામાનની પરીક્ષા કરે છે. કડીયો ઇંટ, માટી, ચુનો અને પત્થર તપાસે છે, અને ચિતારો નકશી–ચિત્રકામ–તપાસે છે. તે પ્રમાણેજ–શ્રીમદ્ ભાગતરૂપી મકાનમાં ભરેલી ભક્તિને, ભગવાનનો ભક્તજ ઓળખી શકે છે–તપાસી શકે છે. શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય વિગેરે ભક્તિસંપ્રદાયના આચાર્યોને, શ્રીમદ્ ભાગવતમાં જે ભાસ થયો, તેવો ભાસ અન્ય કોઈ વિદ્વાનને ભાગ્યેજ થયો હશે. તે સંબંધમાં શ્રી વેદવ્યાસ પણ કહે છે. કે–

**अहं वेद्मि शुको वेत्ति, संजयो वेत्ति वा न वा ॥**
**भक्त्या भागवतं शास्त्रं, न च बुद्ध्या न च टीकया ॥**

**અર્થ**—શ્રીમદ્‌ભાગવતને હું જાણું છઉં, શુકદેવજી જાણે છે, અને કાંઈક કાંઈક સંજય જાણે છે. ભાગવત શાસ્ત્ર માત્ર ભકિતથી જણાય છે, બુદ્ધિથી અગર ટીકાથી જાણી શકાતું નથી.

નવીન વિદ્વાનો, શ્રીકૃષ્ણનું જીવન આળેખવા લલચાયા છે ખરા, પણ તેઓ શ્રીકૃષ્ણને **ભગવાન** માનતા સંકોચાય છે. અમેરિકા ન્યુયોર્કમાં સ્થપાએલી કૃષ્ણસમાજે, બાબા પ્રેમાનંદ ભારતીએ અંગ્રેજીમાં લખેલું શ્રીકૃષ્ણનું ચરિત્ર છપાવ્યું છે. તે વાંચવા લાયક છે. બાકી-જેમ પર ઘરમાં પેઠેલી સ્ત્રી, પરપુરૂષ ગમે તેવા સારા હોય, પણ તેની સાથે સંકોચથી વર્તે છે, અને પોતાનો પતિ ગમે તેવો ગરીબ હોય, પણ તેને તે ભાવથી સેવે છે. તે પ્રમાણે જ માયાના જીવો, શ્રીકૃષ્ણ સાથે સંકોચ રાખે છે-એકતા કરી શકતા નથી. તે સંબંધમાં શ્રીકૃષ્ણ પોતે પણ કહે છે કે-

**नाहं प्रकाशः सर्वस्य, योगमायासमावृतः ॥**
**मूढोऽयं नाभिजानाति, लोको मामजमव्ययम् ॥ २५ ॥**

× × × ×

**इच्छाद्वेषसमुत्थेन, द्वन्द्वमोहेन भारत ॥**
**सर्वभूतानि संमोहं, सर्गे यान्ति परंतप ॥ २७ ॥** [ગીતા અ. ૭ મો]

**અર્થ**—હું કે જે યોગ માયાથી ઢંકાએલો છઉં, તેને સર્વ જાણી શકતા નથી; અને તેથીજ-હું કે જે અજન્મા અને અવિનાશી છઉં, તેને આ મૂઢ લોકો ઓળખતા નથી. (૨૫) × × × × હે અર્જુન! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતાં સુખદુઃખાદિ દ્વંદ્વના મોહને લીધેજ, હે પરંતપ! આ સંસારના સર્વ પ્રાણીઓ ગાંડા બન્યાં છે. (૨૭)

મા અને દિકરા વચ્ચે જે હેત છે, તે હેત અન્ય સમજી શકે નહિં; પુત્ર અને પુત્રવધુ વચ્ચે જે હેત છે, તે હેત-પુત્રની મા પણ સમજી શકે નહીં. ગાય અને ગાયના વાછરૂ વચ્ચે જે હેત છે, તે હેત-ગોવાળ સમજી શકે નહીં. તે પ્રમાણે ભગવાન અને ભગવાનના ભક્તો વચ્ચે જે હેત છે, તે હેતને અભક્ત હૃદય સમજી શકે નહિં. ભકતોના માતાપિતા, અગર ભકતોની સાથે રહેનારી તેમની ધર્મપત્નીઓ પણ, તે હેત સમજી શકે નહિં. જે કાંઈ પ્રલ્હાદ સમજ્યો, તે વાત પ્રલ્હાદનો પિતા સમજ્યો નહીં; મીરાં સમજ્યાં, તે વાત રાણો સમજ્યો નહીં. તુકારામ જે કાંઈ સમજ્યા, તે વાત તુકારામની સ્ત્રી સમજ્યાં નહીં.

**સુચના**—ગમે તેવો વિદ્વાન હોય, ગમે તેવું તિલક કરતો હોય, પણ તે ભગવાનનો ભકત ન હોય, તો તેના મુખથી ભગવાનની કથા સાંભળવી નહીં. નિસ્પૃહતા એ ભગવાનના ભકતોનું ખાસ લક્ષણ છે. આપણને ધમકાવી-ને જે ગુરૂ કહે નહીં, તેની પાસે કથા સાંભળવી, તે ઓટલે બેસીને તડાકા મારવા જેવી વાત છે. તે કથાથી કારજ સરે તેમ નથી.

બીજી વાત—શ્રીમદ્‌ભાગવતમાં-ચાર વેદ, છ શાસ્ત્રો, અઢાર પુરાણ, અને બીજા અનેક સદ્‌ગ્રન્થોનો સાર છે. માટે કથા કહેનાર વિદ્વાન્ જોઇએ. પરીક્ષિત રાજા તો જ્ઞાની હતો, અધિકારી હતો, સંસારથી નિવૃત્ત થઈને બેઠો હતો. તેથી શુકદેવજીના મુખમાંથી પડતાં વચનોને, તે તુરત સમજી શકતો; પણ આપણાથી તે વચનો, એકદમ સમજી શકાય એવાં નથી. માટે આપણને સમ-જાવી શકે એવો વિદ્વાન્-એવો પ્રભુનો લાડીલો-આપણે જોઈએ. યમરાજાને ફોસલાવવા માટે અંતકાળ વખતે, જેમ બે ચાર રૂપૈયાની ગાય આપવામાં આવે છે, તેમ ગમે તેવા બ્રાહ્મણ પાસે, શ્રીમદ્‌ભાગવત સાંભળીને, શ્રીકૃષ્ણને છેતરવા, તે ઠીક વાત નથી. તેમ કરવાથી યમરાજા અગર શ્રીકૃષ્ણ છેતરાતા નથી, પણ આપણો પોતાનો આત્મા છેતરાય છે. એક વિદ્વાન્ કહે છે કે-

**धनंजये हाटकसंपरीक्षा, विपत्तिकाले गृहिणीपरीक्षा।**
**महाहवे शस्त्रभृतां परीक्षा, विद्यावतां भागवते परीक्षा ॥**

તાત્પર્ય-વિદ્વાનની પરીક્ષા ભાગવતમાં થાય છે. એટલે ભાગવત કોઈ સામાન્ય ગ્રન્થ નથી.

ભાગવત સાંભળવા પહેલાં, મુમુક્ષુએ દેહનિરૂપણ, આત્મનિરૂપણ તથા પાતંજલ યોગનો સાધનપાદ (ત્રણ પુસ્તક) અવશ્ય સાંભળવા જોઈએ. તે ત્રણે ગ્રન્થો અહીંથી મળે છે. વિશેષ ખુલાસા કથાના પ્રસંગમાં થશે

---

**ભકિત**—'આ કલિકાલમાં ભગવદ્ ભક્તિ એજ, ભગવદનુગ્રહનું સાધન છે.' એવું શ્રીમદ્‌રામાનુજાચાર્યના વખતથી વધારે કહેવાય છે-વધારે અનુ-ભવાય છે. બીજાં સાધનો-દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર, કર્તા અને કર્મની, શાસ્ત્રોમાં કહેલી શુદ્ધતાને અભાવે, અને વૈરાગ્યને અભાવે, ફલીભુત થાય એવાં રહ્યાં નથી. ધર્મના વિષયમાં તેથી જરા ઉંડા ઉતરીને જોઇએ, તો જણાય છે કે-ભક્તિ સિવાય જ્ઞાન અને કર્મ માર્ગે ચાલનારા મુમુક્ષુઓને, આત્મસંતોષ અને ભગવદ્‌પ્રાપ્તિ થઈ શકતાં નથી. શ્રીમદ્ વેદવ્યાસે અનેક ગ્રન્થો લખ્યા, પણ નારદજીની સૂચનાથી, જ્યારે ભક્તિમાર્ગનું પોષક-એવું શ્રીમદ્ ભાગવત લખ્યું, ત્યારે તેમને આત્મસંતોષ થયો. શ્રીમદ્‌ભાગવતમાં જ્ઞાનનું પ્રતિપાદન પણ

ઉત્તમ રીતે સ્વિકાર્યું છે. તેમાં વર્ણાશ્રમની મર્યાદાનું રક્ષણ પણ છે, માટે કર્મમાર્ગ-નું નિરૂપણ પણ, જોઇએ તેટલું થયું છે.

શ્રીરામચંદ્રની ભક્તિ મર્યાદાવાળી છે, અને શ્રીકૃષ્ણની ભક્તિ મસ્ત છે–ગાંડી છે–ઘેલી છે. તેમાં સંભાળવા જેટલું એ છે કે-ગાંડા થયા વિના, ગાંડી ભકિતમાં જોડાવું નહિં. સ્વાર્થ પરત્વે ગાંડા થનારને, જેમ સરકાર શીક્ષા કરે છે, તેમ સ્વાર્થ પરત્વે–વિષય ભોગ પરત્વે–ગાંડા થનારની ભક્તિ, શ્રીકૃષ્ણ સ્વિકારતા નથી. આ ભૂલ સુધારવાના હેતુથીજ, ભકિતના–મર્યાદા અને પુષ્ટિ [ પરા ]–એવા બે ભાગ પાડ્યા છે. યમ નિયમાદિ સાધનોવડે–પ્રભુ સેવા કરવી, અને જ્ઞાનદ્વારા આત્મતત્ત્વને ખીલવવું, તે મર્યાદા ભક્તિ છે. આત્મતત્ત્વ ખીલ્યા પછી, જેમ દીવો આવતાં અંધારૂં નાસે, તેમ અનાયાસે પરાભક્તિ પ્રાપ્ત થાય છે.

ગીતા, શ્રીમદ્‌ભાગવત, તુલસીકૃત રામાયણ, તથા નારદપંચરાત્ર, સદ્‌ગુરૂદ્વારા ભાવથી સેવાય, તો જેમ ઓલવાતા દીવામાં દીવેલ પુરતાં, દીવાનો પ્રકાશ વધે છે, તેમ માયાવી જીવોમાં, ભગવદ્‌ભાવનો પ્રકાશ પ્રગટે છે.

જેમ કંસારની શોભા ગોળ અને ઘી, તેમ ભક્તિની શોભા શ્રદ્ધા અને સેવા. શ્રદ્ધા વિનાની સેવા, જપ, તપ વિગેરે ફળ આપતાં નથી.

જેમ ભગવાનનો મહિમા ઘણો, તેમ ભગવાનની ભક્તિનો મહિમા પણ ઘણો. ભક્તિનું સ્વરૂપ ટુંકામાં કહીએ તો—

**अजातपक्षा, इव मातरं खगाः । स्तन्यं यथा वत्सतरा क्षुधार्ताः ।**
**प्रियं प्रियेव, व्युषितं विषण्णा । मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम् ॥ २६ ॥**

અર્થ—(શ્રીમદ્ ભાગ. સ્કંધ ૬. અ. ૧૧ માં) વૃત્રાસુર ભગવાનની સ્તુતિ કરે છે કે–'જેને પાંખ ન આવી હોય, એવા પક્ષીઓને મા જેટલી વ્હાલી લાગે છે. ભુખ્યાં નાનાં વાછડાંને દુધ (ગાય) જેટલું વ્હાલું હોય છે, વીરહી સ્ત્રીને પતિ જેટલો પ્યારો લાગે છે, તે પ્રમાણે જ–હે અરવિન્દ! હું આપને જોઉ છઉં.

એક અભણ સ્ત્રી, માત્ર પતિમાં જ નિષ્ઠા–શ્રદ્ધા–પ્રીતિ–રાખીને, ઘરકામ કાજ કર્યા કરતી હોય, તો તેનો ઉદ્ધાર થાય છે; અને એક મેટ્રીક પાસ થએલી સ્ત્રી–કન્યાશાળાની લેડી સુપ્રીન્ટેન્ડન્ટ બનીને, સ્વછંદે વર્તતી હોય–ધણીને ધમકાવતી હોય, તો અલ્પકાળ આનંદ ભોગવીને, તે નરકમાં જાય છે. જે સ્ત્રી એ પતિને રીજવ્યો નહીં, જે મુમુક્ષુએ સદ્‌ગુરૂને રીજવ્યા નહિ, તેમનો ઉદ્ધાર ક્યાંથી થાય! દરવાજામાં પેસવાની રજા નહીં, તે શી રીતે ઘરમાં દાખલ થઇ શકે!

વિશેષ ખુલાસા કથાના પ્રસંગમાં થશે.

---

રસ–રસ પોતેજ જ્યારે મૂર્તિમાન થાય, બધી જાતના રસનો કર્તા પોતેજ, જ્યારે રસરૂપે સાક્ષાત્કાર થાય; રસ પોતેજ જ્યારે છલકાવા માંડે, ત્યારે એ રસમાં શું ખામી હોય! અનંતકાળ થયાં, જેને માટે જીવ તરફડે છે, તે રસ લુંટવાની જ્યારે તક મળે–રજા મળે, ત્યારે જો જીવ ઉંઘે, તો તેના જેવો દુર્ભાગી કોણ!

જીભના રસમાં માછલાં ફસાયાં; આંખના રસમાં પતંગીયા બળી મુવાં; કાનના રસ માટે હરણો પારધીના બાણુથી વિંધાયાં; નાકના રસ માટે ભ્રમરો કમળમાં કચરાઇ મુવા; અને ચામડીના રસમાં, હાથીઓ સપડાઈ ગયા. આવા પ્રકારના–રસના બિંદુ જેટલા–સુખ માટે, અનેક મનુષ્યો, ભવસાગરમાં ભુલા પડયા. એટલે–પોતાનું મનુષ્યત્વ તજી દઈ, આવ્યા એવા ચાલ્યા ગયા. તે રસનો સાગર જ્યારે આપણી નજર પાસે છલકાય, તે રસના સૌંદર્યથી ભરેલું મુખ કમળ, જ્યારે આપણી પાસે મલકાય–ત્યારે આપણે, શું તે જોવા પણ નવરા નહિં!

કહેનાર, સાંભળનાર અને ભગવદ્દકૃપા–આ ત્રણે અનાયાસે એકઠાં થતાં નથી. સ્ત્રી, પુત્ર અને ધન જેમ સંસારને દીપાવે, તેમ આ ત્રણ ભક્તિને દીપાવે છે. આજે અમારે આંગણે–સુખનો સૂર્ય ઉગ્યો છે, રસનો સમુદ્ર રેલાયો છે. સ્નાન કરવા ન આવી શકો, તો જોવા તો–આવજો.

જે અનંત બ્રહ્માંડનો નાથ છે. જેના એક એક રૂંવાડામાં, કોટી બ્રહ્માંડો રહ્યાં છે. જે આદિ અને અંતથી રહિત છે. જે અનંત બ્રહ્માંડોનું પોષણ કરે છે. જે જીવોનું જીવન છે. જે જ્યોતિઓનું જ્યોતિ છે. લક્ષ્મી જેની દાસી છે. સિદ્ધિઓ જેના દાસની દાસીઓ છે. જગતનું સમગ્ર સૌંદર્ય જેમાં સમાઇને રહ્યું છે. જેને માટે સંતો સુકાં પાંદડાં ખાઇને વન સેવે છે. જેને માટે યોગીઓ ઉન્હાળે અગ્નિ તાપે છે, શીયાળે જળમાં પડયા રહે છે. જેનાં દર્શન માટે, અનેક ભવ થયાં, જીવ ભટકે છે, તે પોતેજ આજે આપણે બારણે દર્શન દેવા પધાર્યા છે. કેમ–નવરાશ છે?

જેમ ઉદાર અને શોખીન ગૃહસ્થને ત્યાં, વરો મંડાયો હોય, ત્યારે નિર્ધનો મોજથી માલતાલ ઉડાવે છે–પેટ ભરી ભરીને જમે છે. સગાંવ્હાલાંને પણ તેડે છે. જમવા ન આવ્યાં હોય, તેમને પીરસણાં પોચતાં કરે છે. તેમ વેદવ્યાસને ઘેર વરો મંડાયો છે. જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની અનેક સામગ્રિઓ તૈયાર થઇ છે. શુકદેવજી જેવી રસીલી માતા પીરસણે છે. પરીક્ષિત જેવો રસીલો જમનારો છે. આપણે પણ આ વરામાં પેસી જઈએ, તો માલતાલ મળે. કોઈ ટોકે એમ નથી. હીંમતથી ચાલ્યાં આવો. સગાવહાલાંને સુખેથી

નોતરજો. માલ ખુટે તેમ નથી. કોઈ આવી ન શકે તો, મોક્ષપત્રિકારૂપી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિથી ભરેલું ભાણું, ત્યાં મોકલી આપજો.

**નસ્તર**–માતાપિતા નિર્દય બનીને, બાળકના વ્રણ ઉપર નસ્તર મુકાવે છે. ડોકટર નિર્દય બનીને વ્રણને ચીરે છે. નસ્તર મુકાવતી વખતે દુઃખ તો અવશ્ય થાય છે, પણ તે દુઃખ ભયંકર દુઃખને હઠાવે છે. તેમ અત્યારે–ધંધા પાણીમાંથી જલદીથી પરવારી લઈ, જે અન્નપાન મળે, તેમાં આનંદ માની લઈ, લોકલાજ તથા વ્યવહારને ઘડી ઘડી ભુલી જઈ, હરિ ભજવા જવું, તે નસ્તરના દુઃખ જેવુંજ દુઃખ છે. પણ તે ભયંકર ભયમાંથી બચાવનાર છે. નસ્તર મુકાવ્યા પછી, જેમ રોગીને શાંતિ થાય છે–ઊંઘ આવી જાય છે, તેમ ભગવદ્ રસ્તે ચડયા પછી, મનુષ્યત્વ વિકાસ પામે છે, નવું જીવન ઘડાય છે.



## દશમ સ્કંધનું અધ્યાત્મજ્ઞાન.

**દશમ સ્કંધના અધ્યાત્મજ્ઞાન સંબંધી**, જ્યાં જ્યાં જરૂર પડશે, ત્યાં ત્યાં ઘટતા ખુલાસા કરવામાં આવશે.

જેમ લાડુનું ભોજન ઘણા દિવસ થાય, ત્યારે લોકો લાડુથી કંટાળે, તેમ આજકાલ સાકાર ઉપાસનાથી ઘણા લોકો કંટાળ્યા છે–સૌને નિરાકાર ઉપાસના ગમે છે. સ્થૂલ વાતો ગમતી નથી, સૂક્ષ્મ વાતો ગમે છે–એટલે અધ્યાત્મજ્ઞાનની વાતો સાંભળવી ગમે છે. સૌને જમવું ગમે છે; પણ જમવા પહેલાં, સ્નાન કરવું ગમતું નથી. કદિ સ્નાન કરે છે, તો સંધ્યાવંદનની ક્રિયા ગમતી નથી. વાળના ઝુલફા ઓળવા વખત મળે છે, પણ સંધ્યાવંદન અને દેવસેવા કરવા વખત મળતો નથી. મુમુક્ષુએ આવા દંભથી બચવું જોઇએ.

અધ્યાત્મજ્ઞાનની નજરથી જોઇએ તો–સ્ત્રી પુરૂષ એવું કાંઈ છેજ નહિં. ખાવું પીવું તે પણ ખોટું છે. વેપાર રોજગાર મિથ્યા છે. આપણો દેહ પણ ખોટો છે. લેવું, દેવું, સાચવવું, એવી અનેક ક્રિયાઓ નકામી છે. રાજા, પ્રજા, શેઠ–ચાકર એવું કાંઇ છેજ નહીં. સ્ત્રી પુત્રાદિક ઋણ સંબંધે મળ્યાં છે. સૌ સૌનાં કર્મ, સૌ સૌની સંભાળ લે છે. આપણે એમની ચિંતા રાખવાની જરૂર નથી. તે પ્રમાણેજ કોઈ કૃષ્ણ નથી, અને કોઈ ગોપીઓ પણ નથી. આવી ગેરસમજ પ્રાપ્ત થાય, તો દશમસ્કંધમાંથી કાંઈ મળે એમ નથી.

**યાદ રાખજો** કે–જ્યાં સુધી જ્ઞાન તથા સાધન સંપત્તિદ્વારા, તમે પોતે સૂક્ષ્મ ન બન્યા હો–તમે પોતે નિર્ગુણ ન બન્યા હો. ત્યાંસુધી સ્થૂલને–સાકારને–છોડશો નહિં. સાકારરૂપી હોડીદ્વારા

નિર્ગુણને કિનારે પહોંચવાનું છે. પણ કીનારો આવ્યા પહેલાં, તાનમાં અને તાનમાં, જો હોડી તજી દેશો, તો ભવસાગરમાં બુડી મરશો.

એટલી વાત યાદ રાખજો કે--જ્યાં સુધી—મથુરા, ગોકુળ, વ્રજ, દ્વારીકા, કુરૂક્ષેત્ર, યમુના, ગંગા, વિગેરે સ્થળો ખડાં છે, ત્યાં સુધી શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણની લીલાઓને કલ્પીત—જોડી કાઢેલી વાતો—ગણી શકાય એમ નથી. જ્યાં સુધી શ્રીમદ્‌ભાગવતાદિ ગ્રંથો ઉભા છે, જ્યાંસુધી જ્યાં જોઇએ ત્યાં—શ્રીકૃષ્ણના મંદિરો, અનેક ઉત્સવો, અનેક ભજનો અને પદો ઉભાં છે—હૈયાત છે, ત્યાં સુધી, શ્રીકૃષ્ણની લીલાઓને કલ્પીત—જોડી કાઢેલી—કહી શકાય એમ નથી. વિશેષ ખુલાસો કથા પ્રસંગમાં થશે.

---

# श्रीमद्‌भागवत.

## दशमस्कंध पूर्वार्धं.

જેમની કૃપાથી શાસ્ત્રોના રહસ્યનું જ્ઞાન થાય, જેમની કૃપાથી શ્રીકૃષ્ણ પ્રાપ્ત થાય, એવા કૃપાળુ સદ્‌ગુરૂને પ્રથમ પ્રણામ કરી, શ્રીકૃષ્ણની સ્તુતિ કરીએ.

जन्मांतर सहस्त्रेण, तपोध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां, कृष्णभक्तिः प्रजायते । १ ॥
नित्योत्सवस्तदा तेषां, नित्यश्रीर्नित्यमंगलम् ।
येषां हृदिस्थो भगवान, मंगलायतनं हरिः ॥ २ ॥
कृष्णेति मंगलं नाम, यस्य वाचि प्रवर्तते ।
भस्मीभवंति तस्याशु, महापातककोटयः ॥ ३ ॥
हे जिह्वे रससारज्ञे, सर्वदा मधुरप्रिये ।
नारायणाख्यपीयूषं, पिब जिह्वे निरंतरम् ॥ ४ ॥
नमो ब्रह्मण्यदेवाय, गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय, गोविंदाय नमोनमः ॥ ५ ॥
कृष्णाय वासुदेवाय, देवकीनंदनाय च ।
नंदगोपकुमाराय, गोविंदाय नमोनमः ॥ ६ ॥
नमः कृष्णाय देवाय, ब्रह्मणेऽनंतमूर्तये ।
योगेश्वराय योगाय, त्वामहं शरणं गतः ॥ ७ ॥
वासुदेवं परित्यज्य, योऽन्यं देवमुपासते ।
तृषितो जान्हवीतीरे, कूपं खनति दुर्मतिः ॥८॥
वासुदेवस्य ये भक्ताः, शान्तास्तद्गतमानसाः ॥
तेषां दासस्य दासोऽहं, भवेयं जन्मजन्मनि ॥९॥
आलोक्य सर्वशास्त्राणि, विचार्यैवं पुनः पुनः ॥
इदमेकं सुनिष्पन्नं, ध्येयो नारायणः सदा ॥ १० ॥

शरीरं च नवच्छिद्रं, व्याधिग्रस्तं कलेवरम् ॥
औषधं जाह्नवीतोयं, वैद्यो नारायणो हरिः ॥ ११ ॥

कृष्ण कृष्णेति कृष्णेति, नाम ते सुन्दरं हरे ।
मम वाचि सदैवास्तु, विधेयैषा कृपा मयि ॥ १२ ॥

एकोऽपि कृष्णस्य कृतः प्रणामो, दशाश्वमेधाऽवभृथेन तुल्यः
दशाश्वमेधी पुनरेति जन्म, कृतप्रणामी न पुनर्भवाय ॥ १३ ॥

गोविंद गोविंद हरे मुरारे, गोविंद गोविंद रथांगपाणे ।
गोविंद गोविंद मुकुंद कृष्ण, गोविंद गोविंद नमो नमस्ते ॥ १४ ॥

कृष्णे रताः कृष्णमनुस्मरंति, रात्रौ च कृष्णं पुनरुत्थिता ये ॥
ते भिन्नदेहाः प्रविशंति कृष्णं, हविर्यथा मंत्रहुतं हुताशे ॥ १५ ॥

नान्यं वदामि न शृणोमि, न चिंतयामि,
नान्यं स्मरामि न भजामि, न चाश्रयामि ॥
भक्त्या त्वदीयचरणांबुज-मन्तरेण ।
श्रीश्रीनिवास पुरुषोत्तम, देहि दास्यम् ॥ १६ ॥
यदि गमनमधस्तात्, कालपाशानुबद्धो ।
यदि च कुलविहीने, जायते पक्षिकीटे ॥
कृमिशतमपि गत्वा, जायते चांतरात्मा ।
मम भवतु हृदिस्थे, केशवे भक्तिरेका ॥ १७ ॥

ये मानवा विगतरागपरावरज्ञा, नारायणं सुरगुरुं सततं स्मरंति ॥
ध्यानेन तेन हतकिल्बिषचेतनास्ते, मातुः पयोधररसं
न पुनः पिबंति ॥ १८ ॥

कृष्ण त्वदीयपदपंकजपंजरांते, अद्यैव मे विशतु मानसराजहंसः ।
प्राणप्रयाणसमये कफवातपित्तैः, कंठावरोधनविधौ स्मरणं कुतस्ते ॥१९॥

ભાવાર્થ-હજારો જન્મથી, જે પુરૂષો તપ, ધ્યાન તથા સમાધિ વડે પોતાનાં પાપ નાશ કરતા હોય, તે પુરૂષોને શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાપ્ત થાય છે. (૧) જેઓને શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાપ્ત થઈ હોય છે, એટલે-જેમના હૃદયમાં મંગલ સ્વરૂપ ભગવાને વાસ કર્યો હોય છે, તેઓને ઘેર હમેશાં ઉત્સવ થાય છે, લક્ષ્મી તથા મંગળ તેઓની સમીપ વસે છે. [૨] મંગળ સ્વરૂપ શ્રીકૃષ્ણનું નામ જેમની વાણીમાં વાસ કરીને રહ્યું હોય છે, તેમનાં કરોડો પાપ બળીને ભસ્મ થાય છે. [૩] સર્વદા જેને મીઠું મીઠું ભાવે છે, એવી રસને જાણનારી હે જીભ ! તું સદા નારાયણના નામ રૂપી અમૃતનું પાન કર. [૪] હે ગાય તથા બ્રાહ્મણના રક્ષક-અને જગતના પાલક-હે કૃષ્ણ ! હે ગોવિંદ આપને નમસ્કાર છે. [૫] વસુદેવ તથા દેવકીના પુત્ર-નંદજીના પ્યારા-એવા હે ગોવિંદ ! આપ ને મારા નમસ્કાર છે. [૬] અનંતમૂર્તિ, યોગીઓના ઈશ્વર અને યોગરૂપ

એવા હે શ્રીકૃષ્ણ! હું આપને શરણે આવ્યો છઉં. [૭] શ્રીકૃષ્ણને તજીને, જે પુરૂષ, બીજા દેવને સેવે છે તે પુરૂષ, ગંગાને કાંઠે કુવો ખોદીને તૃષા છીપાવનારના જેવો મૂર્ખ છે. [૮] શ્રીકૃષ્ણમાં મન જોડીને રહેલા, શાંત ભકતોના દાસનો દાસ, હું જન્મે જન્મમાં થાઉં, એવી મારી પ્રાર્થના છે. [૯] ઘણાં શાસ્ત્રો જોયાં, અને તે સંબંધી વિચાર કરતાં, છેવટ એમ જણાય છે કે પવિત્રમાં પવિત્ર નારાયણ છે. માટે તે ભગવાનનું શ્રવણ, સ્મરણ અને ધ્યાન ધરવું. (૧૦) નવ છીદ્રવાળું અને સદા વ્યાધિથી ઘેરાએલું આ શરીર છે. ફરીથી આવું શરીર જેને પ્રાપ્ત કરવું ન હોય, તેણે ગંગાના જળરૂપી દવા પીવી, અને પરમાત્માને વૈદ્ય માનવા (૧૧) હે કૃષ્ણ! હવે તો આપે મારા ઉપર એવી કૃપા કરવી ઘટે છે કે-'કૃષ્ણ'-'કૃષ્ણ' એવું જે આપનું સુંદર નામ, તે મારી વાણીમાં સદા વાસ કરે. (૧૨) શ્રીકૃષ્ણને એક પ્રણામ કર્યો હોય, તો તે દશ અશ્વમેધયજ્ઞ સમાન છે. દશઅશ્વમેધીને પુનર્જન્મ થાય છે, અને શ્રીકૃષ્ણને પ્રણામ કરનારને પુનર્જન્મ થતો નથી. (૧૩) હે ગોવિંદ! હે ગોવિંદ! હે હરિ! હે મુરારિ! હે રથાંગ પાણિ-[ એટલે-ભીષ્મ સામે જેણે રથનું પૈડું લીધું હતું, તે ] હે ગોવિંદ! હે મુકુંદ! આપને હું વારંવાર પ્રણામ કરૂં છઉં. (૧૪) શ્રીકૃષ્ણમાં પ્રીતિ રાખનારા, રાત્રે સુતી વખતે, તથા સવારમાં ઉઠીને, શ્રીકૃષ્ણને સદા સ્મર્યા કરે છે. અગ્નિમાં હોમાએલ હાવષ્ય અગ્નિમાં પેસીને, જેમ અગ્નિ સ્વરૂપ થાય છે, તેમ શ્રીકૃષ્ણમાં જોડાએલા ભક્તો તદ્રૂપ થાય છે. (૧૫) શ્રીકૃષ્ણ સિવાય હું બીજું કાંઇ બોલતો નથી-સાંભળતો નથી-ચિંતવન કરતો નથી-સ્મરણ કરતો નથી-ભજતો નથી. કોઈનો આશ્રય કરતો નથી. માત્ર ભક્તિથીજ આપના ચરણકમળનો હું આશ્રય કરૂં છઉં, હે પુરૂષોત્તમ! મારૂં નામ આપના દાસના લીસ્ટમા નોંધો-મને આપનું દાસપણું આપો. (૧૬) કાળ પાશથી બંધાએલો મારો જીવાત્મા, ભલે નીચ યોનીમાં, કુળહીન મનુષ્ય જાતીમાં, તેથી પણ નીચે-પક્ષી, કીડા, કૃમી વિગેરે યોનીઓમાં સેંકડોવાર જન્મ લે, પણ શ્રીકૃષ્ણમાં મારી ભક્તિ કાયમ રહો, એવું હું ઈચ્છું છઉં. (૧૭) જે મનુષ્યોને સંસારમાં મોહ થતો નથી, જેઓને ઇશ્વરના સગુણ તથા નિર્ગુણ એવા બેઉ સ્વરૂપનું જ્ઞાન હોય છે, તથા જેઓ દેવોના ગુરૂ નારાયણને સદા સંભારે છે, અને જેઓએ પરમાત્માના ધ્યાનથી અંતઃકરણને શુદ્ધ કર્યું છે. તેઓ માતાના દુધને ફરી પીતા નથી-એટલે-તેઓ પુનર્જન્મ ધારણ કરતા નથી. (૧૮) હે શ્રીકૃષ્ણ! આપના ચરણકમલરૂપી પાંજરામાં, મારો મનરૂપી રાજહંસ, આજેજ પ્રવેશ કરો. કારણ કે-પ્રાણ જતી વખતે મારો કંઠ રૂંધાઇ જશે, તેથી તે વખતે આપનું નામ, હું કેવી રીતે લઈ શકીશ! (૧૯)

---

# दशमस्कन्धः पूर्वार्धम्

## प्रथमोऽध्याय

### મંગળાચરણ.

**स्पृष्टं यन्न मनोरथैरपि मनाक् काले क्वचित् केनचिल्-**
**लोके योगमुखादिसाधनविधेः, स्पर्शः कुतः स्यात्पुनः ॥**
**तन्निःशेषहृषीकतोषमविधि प्रेम्णा समास्वादितं ।**
**गोपीभिः परसौभगं भगवतः, श्रीगोकुलेन्दोः श्रये ॥ १ ॥**

[ ગોકુલમાં જન્મ પામીને, અનેક ભક્તોને ચંદ્રની માફક શાંતિ આપનારા, શ્રી કૃષ્ણની કૃપાને માટે, અનેક મનોરથો કરવામાં આવે, પણ તેનો સ્પર્શ જરા પણ તેઓએ કદી કર્યો નથી, યોગાદિ મુખ્ય મુખ્ય સાધનોથી પણ, તેનો સ્પર્શ થયો નથી. તેના રસનું પાન તો, ગોપિઓએ પ્રેમથી બહુ સારી રીતે કર્યું. એવા શ્રી કૃષ્ણનો હવે હું આશ્રય લઉં છઉં. હું તેમને શરણે જાઉંછું.

**मीनः स्नानरतः फणी पवनभुक् मेषस्तु पर्णाशिनो ।**
**नीराशी खलु चातकः प्रतिदिनं शेते बिले मूषकः ॥**
**भस्मोद्धूलनतत्परो ननु खरो, ध्यानाधिरुढो बकः**
**सर्वे किं न हि यान्ति मोक्षपदवीं, भक्तिप्रधानं तपः ॥ २ ॥**

[ ગંગાદિ તિર્થોમાં સ્નાનનો મહિમા ઘણો છે, પણ માછલાં તો તેમાં સદા પડયાં જ રહે છે. પવનનો અહાર કરીને રહેવાનો મહિમા ઘણો છે, પણ સાપ સદા પવનનો અહાર કરીને રહે છે. પાંદડાં ખાઇને રહે, તેનુંજ કલ્યાણ થાય. એમ કોઇ કહે છે, પણ બકરો તો પાંદડાં ખાઇનેજ રહે છે. ચાતક પક્ષી માત્ર જળનું પાન કરીને રહે છે. કોઇ કહે છે કે ગુફામાં રહેવાનો મહિમા ઘણો છે, પણ ઉંદરો સદા દરરૂપી ગુફાઓમાંજ વસે છે. કોઇ ભસ્મનો મહિમા બતાવે છે, પણ ગધેડા સદા ભસ્મમાં આળોટે છે. કોઇ કહેછે કે–ધ્યાનથીજ પ્રભુ પ્રાપ્ત થાય છે. પણ બગલાભાઇ, નવાણના પવિત્ર આરા ઉપર ઘણીવાર ધ્યાનસ્થ દશામાં રહે છે. આ તમામ શામાટે મોક્ષ પદવીને પ્રાપ્ત કરી શકતાં નથી; એમ કોઇ પૂછે? તો તેનો એકજ જવાબ છે, કે–'તેઓના તપમાં ભકિત પ્રધાન નથી.']

[ એક લાખ ખર્ચીને દીકરી પરણાવે, અને ભારે ધામધુમ કરે, પણ જો એમ કહેતાં ન આવડે કે–' મારાથી કાંઇ બન્યું નથી. આપ તો ભલા છો, તેથી મને ભલો કરી દેખાડો છો.' વિગેરે—તો કર્યું કારવ્યું શોભતું નથી. મંદિરમાં સોનાના થાંભલા કરી આપે, પણ સેવાભાવ ન હોય, તો તે ધુરી પડયા સમજવું. ]

**व्याधस्याचरणं ध्रुवस्य च वयो, विद्या गजेंद्रस्य का ।**
**कुब्जायाः किमु नामरूपमधिकं किं तत्सुदाम्नो धनम**
**का जातिर्विदुरस्य यादवपते रुग्रस्य किं पौरुष ।**
**भक्त्या तुष्यति केवलं न तु गुणैर-भक्तिप्रियो माधवः ॥ ३ ॥**

[ હે માધવ ! આપ ગુણોથી રાજી થતા નથી, પણ માત્ર ભકિતથી જ રાજી થતા હો, એમ જણાય છે. કારણ કે-જો એમ ન હોત તો—વ્યાધનાં આચરણ એવાં કયાં સારાં

હતાં! ધ્રુવની ઉમર ક્યાં હતી? હાથી કઇ વિદ્યા ભણ્યો હતો? કુબ્જાનાં નામરૂપ ક્યાં સારાં હતાં? સુદામા ક્યાં ધનવાન્ હતો? વિદુર ક્યાં કુળવાન હતા? અને ઉગ્રસેન ક્યાં બળવાન હતા?]

'આજ તો દશમસ્કંધ શરૂ કરવાનો છે. શ્રીકૃષ્ણની લીલાઓ ગાવાની છે. પણ પણ શ્રીકૃષ્ણ કહે છે કે—

**नाहं वसामि वैकुंठे, योगिनाम् हृदयेऽपि न।**
**मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि नारद।**

'હું વૈકુંઠમાં વસતો નથી. યોગીઓના હૃદયમાં પણ વસતો નથી. પણ જ્યાં મારા ભક્તો પ્રેમથી મારૂં કીર્તન કરતા હોય, ત્યાં હું હાજર રહું છઉં.' માટે શ્રીકૃષ્ણ અહીં પધાર્યા છે. શ્રીમદ્ભાગવતનું ચંદન પુષ્પથી પૂજન કરી, આરતી ઉતારીએ. મોરલીધર પ્રભુ સાંનિધ્ય ઉભા છે. [આરતી, ઢોલક, ઘડીવાળો વિગેરે તૈયાર છે.] ભાવથી બોલજો— સાવધાન થઇ જાઓ—

કમલ નયન શ્રીપતિ–પુરૂષોતમ પ્યારા–પ્રભુ પુરૂષોત્તમ પ્યારા–
નટવર નંદ દુલારા (૨) જય જય રઢીયાળા–
જય રાધા રમણા, પ્રભુ જય રાધા રમણા,
કુંજ બીહારી દયાળુ (૨) જય પાતક હરણા—　　જય રાધા૦ નટવર.
સહસ્રફેણ રાજુ–ત્રિભુવન ત્રિપુરારી,　　　　પ્રભુ ત્રિભુવન ત્રિપુરારી.
શ્રીધારી મોરારિ (૨) જય મોરલી વાળા–જય રાધા૦ નટવર૦
ગોવર્ધન તોળ્યો–ગોકુળને તારી, પ્રભુ ગોકુળને તારી.
ઇંદ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગિરધારી, જય રાધા૦ નટવર૦
શ્રીરણછોડરાયા મોહન વનમાળી, પ્રભુ મોહન વનમાળી.
મન મંદિરમાં વસીયા (૨) વસતા સુખકારી–જય રાધા૦ નટવર૦

કેમ! કેવી મજા! તમારે ઘેર મારે ખર્ચ કરીને સમાહ બેસાડતા હશો. પણ આ મજા છે? આ તો પ્રેમનો સોદો. આ તો અમારી અને તમારી વચ્ચે શ્રીકૃષ્ણ બીરાજે છે, તેનો સોદો, તેની કમાણી–બોલો શ્રીકૃષ્ણબળદેવની જય.

છેવટમાં પ્રભુ ગુણાવિંદને ગોઠવનાર શ્રીવેદવ્યાસને, પ્રભુ ગુણાવિંદ રૂપી અમૃત, જેમના મુખમાંથી દ્રવી રહ્યું છે, એવા શુકદેવજીને, તેને ઝીલી લેનાર રાજા પરીક્ષિતને, તથા શ્રી કૃષ્ણસ્વરૂપે બીરાજતા શ્રીમદ્ ભાગવતને, સાષ્ટાંગ પ્રણામ કરીને, પ્રથમ અધ્યાય શરૂ કરીએ.

**राजोवाच—**

**कथितो वंशविस्तारो, भवता सोमसूर्ययोः॥**
**राज्ञां चोभयवंश्यानां, चरितं परमाद्भुतम ॥१॥**

૧ પદચ્છેદ— **सोमसूर्ययोः वंशविस्तारः**—ચંદ્રવંશ અને સૂર્યવંશનો વંશ વિસ્તાર. **भवता कथितः** આપે કહ્યો. **च**–અને **उभयवंश्यानाम् राज्ञां**–તે બેઉ વંશમાં થએલા રાજાઓનાં **परमं अद्भुतं**-પરમ અદ્ભુત ચરિત્ર પણ [**भवता**–આપે કહ્યું.]

**અર્થ**—પરીક્ષિત રાજા શુકદેવજીને કહે છે કે—આપે ચંદ્રવંશ તથા સૂર્ય વંશનો વિસ્તાર કહ્યો તે સાથે બન્ને વંશમાં ઉત્પન્ન થએલા રાજાઓનું અદ્‌ભુત ચરિત્ર પણ કહ્યું. (૧)

વિવેચન—

**સોમસૂર્યયોઃ**—નવમ સ્કંધનો સંબંધ મેળવવા માટે આ પ્રથમ શ્લોક છે. તે બેઉ વંશમાં થઇ ગયેલા ભગવાનના ભકતોની કથા નવમસ્કંધમાં કહેવામાં આવી છે. દષ્ટાંત વિના સિદ્ધાંતો બેસતાં ન આવે, એવા ભાવથી શુકદેવજીએ, ભકતોનાં દષ્ટાંતો આપીને, ભકિત માર્ગનાં સિદ્ધાંતો સુદઢ કર્યાં છે. પરીક્ષિત રાજા તેથી રાજી થયો હોય, એમ જણાય છે. કારણ કે તે રાજા, ભકતોની કથાને '**परमाद्भुतम् चरितं**' કહે છે. જેમ શ્રીકૃષ્ણની લીલા અદ્‌ભુત, તેમ તેમના ભકતોની લીલા પણ અદ્‌ભુત–વિલક્ષણ–સંસારના બંધનમાંથી છોડાવે એવી, એ ભાવ અહીં છે. જેવો સંગ તેવો રંગ, જેવો અહાર તેવો ઓડકાર. ભકતોની કથા સાંભળે, તો ભકિતનો રંગ ચડે, અને ભકિતોની નિંદા સાંભળે, તો ભક્તિમાંથી પાછા પડે. **સોમસૂર્યયોઃ** એ શબ્દમાં **સોમ** શબ્દ પ્રથમ મૂકવામાં, એવો ભાવ જણાય છે કે—'શ્રીકૃષ્ણ કે જે પોતાના ઇષ્ટ દેવ છે, તેમની તે વંશમાં ઉત્પત્તિ છે.

શ્રીકૃષ્ણ–નવમસ્કંધના છેલ્લા [૨૪]મા અધ્યાયમાં—

**यदा यदेह धर्मस्य, क्षयो वृद्धिश्च पाप्मनः ॥**
**तदा तु भगवानीश, आत्मानं सृजते हरिः ॥**

વિગેરે શ્લોકોથી શ્રી કૃષ્ણની ઉત્પત્તિ શા માટે થઇ–તે, તથા બીજા ખુલાસા–ગઇ સાલની મોક્ષપત્રિકા પાનું ૩૯૧ કથા પ્રસંગ ૪૩૫ માં કર્યો છે. અવકાશ લઇને વાંચશોજી. [તે વાંચન દશમ સ્કન્ધનો પાયો મજબુત કરવામાં જરૂરનું છે, માટે ભલામણ કરી છે.] શ્રી શુકદેવજીએ નવસ્કંધમાં, શ્રીકૃષ્ણના જન્મનાં સંબંધમાં, જે કાંઇ કહ્યું, તે ઘણુંજ ટુંકામાં કહ્યું. તેથી પરીક્ષિત રાજાને સંતોષ થયો નહિ. જેમ વ્હાલી સ્રીની વાતોથી, વ્હાલો પતિ ધરાય નહિ; અને વ્હાલાની વાતોથી વ્હાલી સ્રી ધરાય નહીં; તેમ ભગવાનની વાતોથી, ભગવાનના ભકતો ધરાય નહિ. આપ પણ ભગવાનના ભકત થાઓ, તો ભગવાનની વાતો સાંભળવી ગમે.

અધ્યાત્મદષ્ટિ–અધ્યાત્મદષ્ટિ એટલી બધી વિશાળ છે કે—જેને જેમ ઠીક પડે, તેમ તે તેને ગોઠવી શકે છે. તેમાં યાદ રાખવા જેટલું એ છે કે—જ્યાં સુધી આ છે, ત્યાં સુધી તે છે, અને જ્યાં આ નથી, ત્યાં તે પણ નથી. આ એટલે અજ્ઞાન, અને તે એટલે જગત. અજ્ઞાન હોય ત્યાં સુધી, જગતને સાચું માનવું પડે છે. માટે અધ્યાત્મદષ્ટિથી જોનારાએ, પ્રથમ પોતાનું મન તપાસવું. એટલે

તે મનમાં આસુરી સંપત્તિ બળવાન છે? કે દૈવી સંપત્તિ બળવાન છે? દૈવી સંપત્તિની માત્ર વાતોજ નહીં, પણ દૈવી સંપત્તિ પોતે પ્રાપ્ત કર્યા વિના, અધ્યાત્મદષ્ટિના ઘાટ ઘડવા, તે જાંજવાના જળ ને દેખીને, દોડવા જેવું છે. જાંજવાના જળ તરફ દોડવાથી પરિશ્રમ વૃથા થાય છે, એટલું જ નહીં, પણ એવો પરિશ્રમ કરવાથી, ઉલટો થાક લાગે છે. તે પ્રમાણે દૈવી સંપત્તિનો ભંડાર ભર્યા પહેલાં, અધ્યાત્મદષ્ટિની વાતો સાંભળવી, તે રીત–સાકાર નિરાકાર બેઉમાંથી જીવને ભ્રષ્ટ કરે છે. આ વાતને વિશેષ સ્પષ્ટતાથી કહીએ, તો કહેવાય કે–જ્યાં સુધી યમુના, મથુરાં, વ્રજ, ગોકુળ, ગિરિરાજ, ગંગા, હસ્તિનાપુર, મગધ, દ્વારકાં વિગેરે સ્થળોને સાચાં માનીએ, ત્યાં સુધી શ્રીકૃષ્ણ, યાદવો, કંસ, વસુદેવ, દેવકી, પાંડવો, જરાસંધ વિગેરે તમામ વ્યક્તિઓ હતી, એમ માનવુંજ પડે. જેમ દિવો આવતાં, અંધકાર ક્યાં ગયો? તેની ખબર પડતી નથી; તેમ જ્ઞાનદ્વારા, દેહાદિક તમામમાં, અનાસક્તિ ફેલાઇ જાય, ત્યારે મથુરાદિ અનેક સ્થળો, અને પાંડવાદિ અનેક વ્યક્તિઓ, અધ્યાત્મરૂપેજ આપણી નજરે પડે. જે ઘર આપણે વેચી નાંખ્યું, તે ઘર કદિ નવું ચણાય, તો તેથી આપણને હર્ષ થતો નથી; તેમ તે ઘર કદિ બળી જાય, તો તેથી આપણને શોક થતો નથી. તે પ્રમાણેજ–અનેક પુણ્યનાં ફળરૂપ–જ્ઞાન દ્વારા, જેમની બુદ્ધિ સ્થિર થઈ હોય, તેમને આ સંસારમાં થતા લાભહાનીથી, હરખ શોક થતા નથી. એવા સ્થિર બુદ્ધિવાળા કેવા હશે, તે વાત શ્રીકૃષ્ણે અર્જુનને કહી છે. તે સાંભળો:—

> **प्रजहाति यदा कामान–सर्वान्पार्थ मनोगतान् ॥**
> **आत्मन्येवात्मना तुष्टः, स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥**
> **दुःखेष्वनुद्विग्नमनाः, सुखेषु विगतस्पृहः**
> **वीतरागभयक्रोधः, स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥**
> **यः सर्वत्रानभिस्नेहस्–तत्तत्प्राप्य शुभाशुभम् ॥**
> **नाभिनंदति न द्वेष्टि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥**
> **यदा संहरते चायं, कूर्मोऽगानीव सवशः ॥**
> **इन्द्रियाणींद्रियार्थेभ्यस्–तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥**

[ ગીતા અ. ૨. ]

વિગેરે વચનોથી, શ્રીકૃષ્ણે સ્થિર બુદ્ધિવાળા મનુષ્યોનાં લક્ષણ કહ્યાં છે. આવાં જીવન જેમણે તૈયાર કર્યાં હોય, તેમને અધ્યાત્મદષ્ટિ માટે પ્રયત્ન કરવો પડતો નથી. એવા પુરૂષો સર્વને અધ્યાત્મ દષ્ટિથીજ જુએ છે. દષ્ટાંત– રસોઇ તૈયાર કરીને, તુકારામજી શ્રી વીઠોબાને થાળ ધરવાની તૈયારી કરતા હતા; તે વખતે એક શ્વાને આવીને, થાળીમાંથી રોટલી ઉપાડી, દોટ મુકી. તુકારામ ઘીની

વાટકી લઈને, તેની પાછળ દોડયા. " વિઠ્ઠલ ભગવાન તમે ઉભા રહો, હું તમને ઘી ચોપડી આપું. મારા પ્રભુ તમને ઘી વિના ભાવશે નહીં, " તુકારામની અધ્યાત્મદષ્ટિથી, શ્વાન મટીને સાક્ષાત્‌ વિઠોબા મોંમાં રોટલી રાખીને, સામે ઉભા રહ્યા. તાત્પર્ય-અધ્યાત્મદષ્ટિથી જોવા ઇચ્છનારે, પ્રથમ-સ્થિર બુદ્ધિવાળા-થવું ઘટે છે. દૈવી સંપત્તિ વિના, કોઈ સ્થિર બુદ્ધિવાળો થઇ શકતો નથી, તે વાત પણ યાદ રાખવી ઘટે છે. ગીતાના ૧૬ મા અધ્યાયમાં, શ્રીકૃષ્ણે દૈવીસંપત્તિ પણ ગણાવી છે. તે સાંભળો—

**अभयं सत्त्वसंशुद्धिर्-ज्ञानयोगव्यवस्थितिः ॥**
**दानं दमश्च यज्ञश्च, स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**
**अहिंसा सत्यमक्रोधस्-त्यागः शांतिरपैशुनम् ॥**
**दया भूतेष्वलोलुप्त्वं, मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥**
**तेजः क्षमाधृतिः शौच-मद्रोहो नातिमानिता ।**
**भवंति संपदं दैवी-मभिजातस्य भारत ॥ ३ ॥**

અર્થ—હે અર્જુન ! નિર્ભયતા, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગમા વિશેષ સ્થિરતા, દાતાપણું, ઇંદ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચાડી ન કરવી તે, પ્રાણીમાત્ર પ્રત્યે દયા, અલોલુપતા, નમ્રતા, લજ્જા, સ્થિરતા, તેજસ્વીપણું, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ, અને નિર્માનતા-એ લક્ષણો, હે ભારત ! દૈવી સંપત્તિવાળા મનુષ્યમાં હોય છે.

સાર-દૈવી સંપત્તિ વિના, બુદ્ધિ સ્થિર થાય નહીં; અને બુદ્ધિ સ્થિર થયા વિના, અધ્યાત્મદષ્ટિ થઈ શકે નહિં. અધ્યાત્મદષ્ટિ થયા વિના, જેને તેને અધ્યાત્મરૂપ આપીએ, તે માત્ર વાતોજ ગણાય. નાટકના થીએટર ઉપર, સ્ત્રી પુરૂષનો સંબંધ રાખીને, રમનારાં મનુષ્યોને, જેમ સાચો વંશ વિસ્તાર હોતો નથી, તેમ **માત્ર** અધ્યાત્મની વાતો કરવાથી, નિર્ગુણઉપાસના પ્રાપ્ત થતી નથી. અધ્યાત્મની વાતો સાંભળો, તે સાથે દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવા માટે, સખત પ્રયત્ન કરજો. હવે અધ્યાત્મની વાત કરીએ—

દરેક વસ્તુ તથા ક્રિયાને, સૂક્ષ્મ અને સ્થૂલ, એવાં બે સ્વરૂપો હોય છે. સૂક્ષ્મ સ્વરૂપ **માટી**, અને સ્થૂલ સ્વરૂપ **ઘડો**. સૂક્ષ્મ સ્વરૂપ હૃદયમાંથી ઉત્પન્ન થતી વૃત્તિ, અને સ્થૂલ સ્વરૂપ શબ્દ. પ્રાણીમાત્રને પણ બે સ્વરૂપ હોય છે-સૂક્ષ્મ અને સ્થૂલ. પુત્ર થઈને જે જીવ આવે, તે જીવ, દેણદાર હોય, તો આપણી ઘણી સેવા કરે; અને લેણદાર હોય, તો આપણને પજવે. સ્ત્રી થઈને જે આવે, તે જીવ કોઇ દેણદાર હોય, તો આપણી સેવા કરે, અને લેણદાર હોય, તો આપણી ફજેતી કરે. સો રૂપૈયા ખરચી બળદ લઈએ, પણ તે જીવ લેણદાર હોય, તો ઘેર

આવીને પાંચ દિવસમાં મરી જાય; અને બીજો સો રૂપૈયાનો બળદ, બાર વરસ સુધી કમાઇ દે. તાત્પર્ય–પુત્ર રૂપે પુત્ર નથી, સ્ત્રી રૂપે સ્ત્રી નથી. બળદ રૂપે બળદ નથી. એટલે તેમાં જે કાંઇક વિશેષ છે, તે અધ્યાત્મદૃષ્ટિથી દેખાય છે. આ પ્રમાણે **પરીક્ષિત** એ માત્ર અભિમન્યુનો પુત્ર, અને હસ્તિનાપુરનો રાજા નથી; પણ તેમાં કાંઇક વિશેષ છે. તે એ કે–તે એક તીવ્ર વૈરાગ્યવાન્ મુમુક્ષુ છે. શુકદેવજી એ કોઇ સામાન્ય બ્રાહ્મણ નથી, પણ જેના ઉપર છોકરાં ધૂળ ઉછાળતાં હતાં, એવા તે પરમ બ્રહ્મનિષ્ઠ ગુરૂ છે–ઉપદેશક છે.

[હવે યદુરાજાનાં વખાણ કરે છે.]

**यदोश्च धर्मशीलस्य, नितरां मुनिसत्तम ॥**
**तत्रांशेनावतीर्णस्य, विष्णोर्वीर्याणि शंस नः ॥२॥**

અર્થ—હે મુનિરાજ! સ્વધર્મ પાળનારા યદુરાજાનો વંશ, આપે ઘણા વિસ્તારથી કહ્યો. હવે તે વંશમાં બળભદ્રની સાથે અવતરેલા ભગવાનની, અદ્ભુત લીલાઓ અમને કહો. (૨)

૨ વિવેચન—

**यदोः धमशीलस्य**-યયાતિ રાજાને દેવયાની (શુક્રાચાર્યની પુત્રી) નામની સ્ત્રીથી, યદુ અને તુર્વસુ નામના બે પુત્રો થયા; અને વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાના ઉદરથી, દ્રહ્યુ, અનુ, અને પુરૂ નામના ત્રણ પુત્રો થયા. [નવમ સ્કંધ. અ. ૧૮–૩૩]. યયાતિએ શર્મિષ્ઠાનો સંગ કર્યો, તેથી શુક્રાચાર્યે યયાતિને શાપથી વૃદ્ધાવસ્થા આપી. યયાતિની પ્રાર્થનાથી, શુક્રાચાર્યે તે વૃદ્ધાવસ્થા, કોઇ લે તો અપાય એવી–કરી આપી. યયાતિએ ઘેર આવીને, મોટા પુત્ર યદુને, વૃદ્ધાવસ્થા લઇને, પોતાની જુવાની આપવાની માગણી કરી. તેના જવાબમાં યદુએ કહ્યું કે—

**नोत्सहे जरसा स्थातु-मन्तरा प्राप्तया तव ।**
**अविदित्वा सुखं ग्राम्यं, वैतृष्ण्यं नैति पूरुषः ॥ ९–१८ ४० ॥**

અર્થ—હે પિતા ! જુવાન અવસ્થામાં મારી જુવાની આપવા, હું ખુશી નથી, કારણ કે–વિષયોનું સુખ પરિપૂર્ણ જાણ્યા વિના, પુરૂષને વિષયની તૃષ્ણા મટતી નથી. (૪૦)

શુકદેવજી આગળ કહે છે કે–'ધર્મને નહિ જાણનારા, અને અનિત્ય

---

૨ પદચ્છેદ—**मुनिषु सत्तमः मुनिसत्तमः तत् संबुद्धौ हे मुनिसत्तम** ! હે મુનિવર ! **धर्मशीलस्य यदोः** ( **वंशः** ) **च नितरां** ( **कथितः** )–સ્વધર્મ પાળનારા યદુરાજાનો વંશ તમે બહુ સારી રીતે કહ્યો. **तत्र**–તે વંશમાં **अंशेन अवतीर्णस्य विष्णोः**–બળભદ્ર સહિત અવરેલા વિષ્ણુનાં **वीर्याणि नः शंस**–પરાક્રમો અમને કહો.

યૌવનને નિત્ય માનનારા–તુર્વસુ, દ્રહ્યુ અને અનુ નામના ત્રણે પુત્રોએ પણ, યયાતિની માગણી સ્વિકારી નહીં. (૪૧) પછી સૌથી નાના, પણ ગુણથી મોટા, પુરૂ નામના પુત્રે, પિતાની વૃદ્ધાવસ્થાનો સ્વિકાર, રાજી થઈને કર્યો. આગળ વીશમા અધ્યાયમાં શકુંતલાને દેખીને દુષ્યંત મોહ પામ્યો, ત્યારે તે બોલ્યો હતો કે-**न हि चेतः पौरवाणा-मधर्मे रमते क्वचित्॥** 'પુરૂ વંશના ક્ષત્રિયોનું ચિત્ત કદિ અધર્મમાં જાય નહિ.'

આ પ્રમાણે શુકદેવજીએ, પુરૂનાં તથા પુરૂવંશનાં વખાણ કર્યાં છે, છતાં કોઇ કોઈ ટીકાકાર, પુરૂ કરતાં યદુનો મહિમા વધારવાના હેતુથી, પુરુને નિંદે છે. તે ઠીક જણાય નહિં. પ્રભુનો જન્મ યદુ વંશમાં થયો. તેથી ખાત્રી થાય છે કે–યદુએ ભલે પિતાની આજ્ઞાનો અનાદર કર્યો, પણ તે સિવાયનાં તેનાં બીજાં કૃત્યો, ઘણાંજ ધર્મશીલ હોવાં જોઈએ.

**मुनिसत्तमः**—મનન કરે તે મુનિ. **सत्** પરમાત્મા. પરમાત્માનું મનન કરે તે **मुनिसत्** કહેવાય છે. તેવા મુનિઓમાં પણ જે ઉત્તમ (જ્ઞાન ભકિતથી યુકત) તે **मुनिसत्तमः** કહેવાય છે. સાર એ છે કે–જ્ઞાની મળે, તો એકલા જ્ઞાનનીજ વાત કરે; અને ભકત મળે, તો એકલી ભકિતનીજ વાત કરે. 'હે શુકદેવજી! આપ તો જ્ઞાની અને ભકત–બેઉ છો, માટે મારા મનનું સમાધાન કરો.' એવો પરીક્ષિતનો પ્રશ્ન છે.

**तत्र**—યદુવંશમાં.

**अंशेन**–તેમાં **सह** શબ્દ ઉમેરી, તેનો એવો અર્થ કરવો કે 'અંશ સહિત'. આગળ નવમા સ્કંધના ૨૪ મા અધ્યાયના ૬૦ માં શ્લોકમાં કહે છે કે–' **सहसंकर्षणश्चक्रे भगवान् मधुसूदनः**–મધુસૂદન ભગવાને, બળભદ્રસહિત અનેક લીલાઓ કરી. તે ઉપરથી જણાય છે કે–અંશ એટલે 'બળભદ્ર'. 'અંશ' શબ્દને શ્રીકૃષ્ણ સાથે જોડી દઇને, કેટલાએક માને છે કે 'શ્રીકૃષ્ણ અંશાવતાર છે.' પણ એમ નથી **कृष्णस्तु भगवान् स्वयं** કૃષ્ણ પોતેજ પ્રભુ છે. શ્રી કૃષ્ણની લીલાઓ વાંચતાં, અને શ્રીકૃષ્ણે (ગીતામાં) અર્જુનને, અને (ભાગવતમાં) ઉદ્ધવને જે ઉપદેશ કર્યો, તેમાં 'પોતે અંશાવતાર છે,' એવું સૂચન કોઇ ઠેકાણે કર્યું નથી.

**अवतीर्णस्य विष्णोः**- **अव+तृ** ધાતુ ઉપરથી 'અવતાર' શબ્દ બને છે. **अवतरणं-वैकुंठादत्रागमनं** વૈકુંઠથી નીચે આવવું, તે અવતાર કહેવાય છે. જેમ જળમાંથી બરફ બને છે, તેમ વ્યાપકમાંથી અમુક જગ્યાએ પ્રગટ થવું, તે અવતાર. અગર નિરાકારમાંથી સાકાર રૂપે પ્રગટવું, તે અવતાર કહેવાય છે. કોઇને એમ શંકા થાય કે–' શું વ્યાપક તત્ત્વ કંસને મારી શકત નહિં?' પણ શ્રીકૃષ્ણનો અવતાર એક કંસને માટેજ નહોતો. શ્રીકૃષ્ણને ઘણાં કામ હતાં. પૂર્વે કહ્યું છે કે-**कलौ जनिष्यमाणानां, दुःखशोकतमोनुदम्। अनुग्रहाय भक्तानां, सुपूण्यं व्यतनोद्यशः ॥ [ स्कंध ९ २४-६१ ]** કલિયુગના જીવો, પ્રભુની લીલા સાંભળીને, પોતાનું કલ્યાણ કરે, એવા ભાવથી પણ, ભગવાનનો અવતાર છે. પ્રથમ સ્કંધમાં આઠમે અધ્યાયે, કુંતાજી કહે છે કે–

नमस्ते पुरुषं त्वाद्य-मीश्वरं प्रकृतेः परम् ॥
अलक्ष्यं सर्वभूताना-मन्तर्बहिरवस्थितम् ॥१८॥
मायाजवनिकाच्छन्न मज्ञाधोक्षजमव्ययम् ॥
न लक्ष्यसे मूढदृशा, नटो नाट्यधरो यथा ॥१९॥
तथा परमहंसानां, मुनीनाममलात्मनाम् ।
भक्तियोगविधानार्थं, कथं पश्येमहि स्त्रियः ॥२०॥

અર્થ-'હે આદિ પુરૂષ ! હે માયાથી પર ! અંતર બહાર જ્યાં જોઈએ ત્યાં આપ વ્યાપીને રહ્યાં છે, છતાં લક્ષ્યમાં આવો એવા નથી. માયા રૂપી પડદાથી ઢંકાએલા છો. ઇંદ્રિયોનું જ્ઞાન આપને પહોંચી શકતું નથી, એવા હે અવિનાશિ ! આપને હું પ્રણામ કરૂં છઉં. જેમ વેશ પહેરનારો પુરૂષ, પ્રેક્ષકોથી ઓળખાતો નથી, તેમ દેહાભિમાની પુરૂષથી, આપ ઓળખતા નથી. (૧૮-૧૯) એટલુંજ નહિં પણ જડચેતનનો વિવેક જાણનારા, મનન શીલ અને નિર્મળ મનવાળા યોગીઓ પણ, આપને એ પ્રમાણે જાણતા નથી, ત્યારે અમે કે જેઓ સ્રીઓ છઇએ, તેઓ ભક્તિ યોગ કરવા માટે, આપને કેવી રીતે ઓળખી શકીએ ?' વિગેરે.

ગાયના આઉમાં રહેલું દુધ, આઉમાં રહ્યું રહ્યું, ગાયને પુષ્ટિ આપી શકે નહીં; પણ જો તે દુધ દોહી લઇને, ગાયને પાવામાં આવે, તો તે દુધ ગાયને બળવાન બનાવે છે. તે પ્રમાણે અંતરમાં રહેલા અંતર્યામી, ભગવદ્ભાવ આપી શકતા નથી, પણ પ્રભુ જ્યારે બહાર પ્રગટે, ત્યારે મુમુક્ષુઓને ભગવદ્ ભાવ આપી શકે છે. [ યોગવાસિષ્ઠ ]

વેદોમાં પુરૂષસુક્ત વિગેરે અનેક ગ્રન્થો, સૂચવે છે કે—જેમ જળમાંથી પરપોટો થાય, તેમ નિર્ગુણ બ્રહ્મમાંથી સગુણ બ્રહ્મ પ્રકટે છે ઇશ્વરના અવતાર સંબંધી ગીતા બહુ સારા પુરાવા રજુ કરે છે. તે પણ સાંભળો—

बहूनि मे व्यतीतानि, जन्मानि तव चार्जुन ॥
तान्यहं वेद सर्वाणि, न त्वं वेत्थ परंतप ॥ ५ ॥
अजोऽपि सन्नव्ययात्मा, भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय, संभवाम्यात्ममायया ॥ ६ ॥
यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥
परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥ ८ ॥

( ગીતા અ, ૪ )

ગીતાના ચોથા અધ્યાયની શરૂઆતમાં શ્રીકૃષ્ણે કહ્યું કે-' આ સનાતન યોગમાર્ગ પૂર્વે મેં સૂર્યને કહ્યા હતો. સૂર્યે તેના વંશના મનુને અને મનુએ

ઇક્ષ્વાકુને આ ઉપદેશ કર્યો. તે સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે-‘ સૂર્ય, મનુ, અને ઇક્ષ્વાકુનો જન્મ ક્યાં! અને આપનો જન્મ ક્યાં!’ એટલે-‘ આપ તો મનુ ઇક્ષ્વાકુ પછી, ઘણા કાળે દેવકીના ઉદરથી જન્મ્યા છો.’ તે પ્રશ્નના ઉત્તરમાં શ્રીકૃષ્ણ કહે છે કે—

અર્થ—હે અર્જુન! મારા અને તારા અનેક જન્મ થઈ ગયા છે. તે તમામને હું જાણું છઉં, અને તું જાણતો નથી. (૫) હું જન્મ મરણથી રહિત છઉં, સર્વ ભૂતોનો ઇશ્વર છઉં, તો પણ મારી પ્રકૃતિના આશ્રય લઇને, મારી માયા વડે જન્મ લઉં છઉં. (૬) (હવે જન્મ લેવાનું કારણ બતાવે છે) જ્યારે જ્યારે ધર્મનું બળ કમી થાય છે અને અધર્મનું બળ વધી પડે છે; ત્યારે ત્યારે હે અર્જુન! હું દેહ ધારણ કરૂં છઉં. (૭) સત્પુરૂષોની રક્ષા કરવા અને દુષ્ટ કર્મ વાળાનો સંહાર કરવા માટે, તથા ધર્મની રૂડી રીતે સ્થાપના કરવા માટે હું અવતાર લઉં છઉં.’

**जन्म कर्म च मे दिव्य-मेवं यो वेत्ति तत्त्वतः ॥**
**त्यक्त्वा देहं पुनर्जन्म, नति मामेति सोऽर्जुन ॥ ९ ॥**

અર્થ—હે અર્જુન! આવા મારા દિવ્ય જન્મને અને મારા દિવ્ય કર્મને, જે પુરૂષ તત્ત્વથી જાણે છે, તે પુરૂષ મરણ પામ્યા પછી, પુનર્જન્મ પામતા નથી; પણ મનેજ પામે છે. (૯)

જેમ સૂર્ય ઉગે તે સૌને દેખાય, તેમ ઇશ્વરનો અવતાર થાય, તે સૌ કેમ જાણી ન શકે? તેના જવાબમાં શ્રીકૃષ્ણેજ કહ્યું છે કે—

**न मां दुष्कृतिनो मूढाः, प्रपद्यन्ते नराधमाः**
**माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥**
**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति, लोको मामजमव्ययम् ॥ २५ ॥**

સૂર્ય ઉગે તે સૌને દેખાય, પણ અંધ પુરૂષને દેખાય નહિં, તેમ પ્રભુ પ્રગટે ત્યારે ભક્તિ તથા જ્ઞાનદ્વારા જેમનાં હૃદયચક્ષુ નિર્મળ બન્યાં હોય, તેમનાથી પ્રભુ ઓળખાય. અજ્ઞાનદ્વારા જેઓએ પોતાના હૃદયચક્ષુ મલીન બનાવ્યાં હોય, તેમને પ્રભુ દેખાતા નથી.

‘પ્રભુ અદ્‌ભૂત છે-વિલક્ષણ છે,’ એવું વિદ્વાનો તથા શાસ્રો કહે છે—

રાગ—**સવૈયા.**

હારિ ગયા મનમાંહિ મુનિશ્વર, વિશ્વપતિ તણી વાત વિચારી;
તર્ક કર્યા પણ તત્ત્વ જડયું નહિ, દૃષ્ટિ ઘણી દિલ ઉંડી ઉતારી.
માન તજી અનુમાન કરી લખ્યું, કે-‘મન વાણી ન પહોંચે અમારી.’
કેમ શકે કહી કોઈ કવિશ્વર, ઇશ્વરની ગતિ વિશ્વથી ન્યારી.

પદ.

એ છે નિરાકાર સાકાર, એનો કોઇ ન પામ્યા પાર;
ઋષિઓ હાર્યા મુનિઓ હાર્યા, હાર્યા સંત મહંત.
વેદ પુરાણો પાર ન પામ્યા, એવા ઈશ અનંત—એ છે૦
સહસ્ર અઠ્યાસી સિદ્ધ ચારાસી, સનકાદિક શુકદેવ;
ભાવ ધરીને ભજન કર્યાનો, સૌને જુદી ટેવ—એ છે૦
રામ કહે કોઈ કૃષ્ણ કહે, કોઇ માતા કહે કોઇ શિવ;
જેવું જેના ગુરૂએ ગાયું, તે માને તે જીવ—એ છે૦

હવે છેવટમાં કહીએ—

મંત્ર તમારા ગુરૂ તમારા, શાસ્ત્ર અને વળી સેવ;
જ્યાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગનો દેવ—એ છે૦

ત્યારે શું પ્રભુ કેઇથી ઓળખાય નહિં ? ઓળખાય—

મોક્ષ વાણીમાંનું ૮૩ ચોપાઇ.

નટ કૃત કપટ વિકટ ખગરાયા, નટ સેવકહી ન વ્યાપે માયા.

ચૌટા વચ્ચે મદારી ઠીકરાના રૂપૈયા બનાવે, અને પ્રેક્ષકો સમક્ષ તેને ખખડાવે. પ્રેક્ષકો તેને સાચો રૂપૈયા માને, પણ મદારીની સાથે રહેનારો, તેનો જંબુરો, મદારીની માયાથી છેતરાય નહીં. જંબુરો તે મદારીના રૂપૈયાને ઠીકરૂં જ સમજે.

શ્રીકૃષ્ણ પોતે પણ કહે છે કે—ગીતા અ. ૭.

**'मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते ॥ १४ ॥**

અર્થ—જેઓ મારે શરણે આવે-જેઓ મારા જંબુરા થાય,-તેઓ મારી માયાને તરી જાય.'

મોક્ષ વાણીમાનું ૩૦-૪૦-ચોપાઈ.

એક બાની કરૂણા નિધાનકી, સો પ્રિય જાકે ગતિ ન આનકી.
સમદર્શી મોહિ કહ સબ કોઉ, સેવક પ્રિય અનન્ય ગતિ હોઉ.

ભગવતને વશ કરવા માટે, એકજ રસ્તો છે, અને તે એ કે-જે અનન્ય ભાવથી ભજે, તેને પ્રભુ મળે.

ગીતાના નવમા અધ્યાયમાં ઘણી વાત કરીને છેવટના શ્લોકમાં બોલ્યા કે—

**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ॥**
**मामेवैष्यसि युक्त्वै -मात्मानं मत्परायणः ॥ ३४ ॥**

પ્રભુ તો ઘણું કહે છે કે—'તું મારો થા,' પણ જીવ—સગાવહાલાંનો થાય, શેઠનો થાય. ધંધાનો થાય-ધણીયાણી (સ્ત્રી) નો થાય, પણ ધણીનો થાય નહીં—પ્રભુનો થાય નહિ. વિશેષ ખુલાસો આગળ કરીશું.

**विष्णोः** જે વ્યાપકતત્ત્વ છે તેનાં
**वीर्याणि**—અચિંત્ય અદ્ભૂત ચરિત્રો.

અગ્નિ જ્યાં જોઈએ ત્યાં ઓછા વત્તા પ્રમાણમાં વ્યાપક છે. પણ જ્યારે તેને પ્રગટાવવા, દિવાસળીની અગર દીવાની જ્યોતનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે વ્યાપક અગ્નિ ભભુકી ઉઠે છે. વળી જ્યારે જળથી, સમયથી, અગર પવનથી અગ્નિ બુઝાઈ જાય છે, ત્યારે તે અગ્નિ વ્યાપક અગ્નિમાં સમાઈ જાય છે. તે પ્રમાણે સર્વના અંતરમાં વ્યાપીને રહેલા અંતર્યામીને, પ્રગટાવવા અગર ખીલવવા, અવતાર રૂપે પ્રગટેલા અંતર્યામીની જરૂર છે.

**अवतीर्य यदोर्वंशे, भगवान्भूतभावनः ॥**
**कृतवान्यानि विश्वात्मा, तानि नो वद विस्तरात् ॥३॥**

**અર્થ**—( ફરીથી વિશેષ ભાર મૂકીને કહે છે કે-) જગત્‌નું પાલન કરનાર **વિશ્વના આધારરૂપ ભગવાને,** યદુરાજાના વંશમાં અવતાર લઇને, જે જે પરાક્રમો કર્યાં, તે તમામ **વિસ્તારથી** અમારી પાસે કહો. [૩]

૩ વિવેચન—**ભગવાન્**-ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશ, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ભગવદ્ ધર્મ જેમનામાં હોય, તે ભગવાન્ કહેવાય છે. આ સંસારમાં જે જે અદ્‌ભુત શક્તિઓ આપણા જોવામાં આવે છે, તે શક્તિઓ, અને તે ઉપરાંત બીજી અદ્‌ભુત શક્તિઓ ભગવાનમાં છે. જ્યારે ભગવાન્ મનુષ્યાદિ અવતારોમાં આવે છે, ત્યારે તેમની અદ્‌ભુત શક્તિઓ સાથેજ હોય છે. કીડીના પગલાંથી, હિમાલયને માપવો. તે જેમ હસવા જેવી વાત છે, તેમ આપણી પરિમિત શક્તિઓના ધોરણથી, ભગવાનની શક્તિઓનું માપ લેવું, તે પણ હાસ્યજનક છે.

**भूतभावनः**—સામાન્ય અર્થ-જગતનું પોષણ કરવું તે. અહીં વિશેષ અર્થ-એ છે કે-પોતાનાં ચરિત્રોના સાક્ષાત્ દર્શનદ્વારા, અને ભવિષ્યમાં-ચરિત્રોના શ્રવણ મનનાદિદ્વારા, જીવને ભગવદ્ ભાવનો અનુભવ કરાવે, તથા જીવને ભગવદ્ ભાવથી સમૃદ્ધિવાન્ અગર પુષ્ટ કરે તે ભૂતભાવન કહેવાય છે.

**विश्वात्मा**-વિશ્વના આત્મા વેદવ્યાસાદિ રૂપે પણ પ્રભુજ પધાર્યા ગણાય.

**अहमात्मा गुडाकेश, सर्वभूताशयस्थितः ॥**
**अहमादिश्च मध्यं च, भूतानामन्त एव च ॥ २०॥**
**यद्यद्विभूतिमत्सत्त्वं, श्रीमदूर्जितमेव वा ॥**
**तत्तदेवावगच्छ त्वं, मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥**

[ ગીતા અ. ૧૦

વિગેરે શ્લોકો વિશ્વાત્માની ભાવના સિદ્ધ કરવા ઉભા છે. દુનિયાના તમામ પ્રાણી પદાર્થો સત્ ચિત્ અને આનંદરૂપ ભગવાનમાંથી ઉત્પન્ન થયાં છે. તે કારણથી તે તમામ પ્રાણી

૩. પદચ્છેદ—**भूतभावनः विश्वात्मा इति भगवान्**-જગતનું પાલન કરનાર વિશ્વાત્મા ભગવાન **यदोः वंशे अवतीर्य**-યદુવંશમાં અવતરીને, **यानि कृतवान्**-જે જે પરાક્રમો કર્યાં, **तानि नः विस्तरात् वद**-તે અમને વિસ્તારથી કહો.

પદાર્થોમાં, સત્-ચિત્ અને આનંદનો અંશ, પ્રગટ રીતે અથવા ગુપ્તરીતે રહેલો છે. પત્થર આદી, ધાતુ વિગેરે પદાર્થોમાં સત્ અંશ પ્રગટપણે માલમ પડે છે. મનુષ્યાદિ પ્રાણીઓમાં, સત્ અને ચિત્ એવા બે અંશો પ્રગટપણે જણાય છે, અને દેવોમાં સત્-ચિત્ અને આનંદ ત્રણે અંશ પ્રગટપણે જણાય છે.

નવી શોધખોળને પરિણામે, કલકત્તાના સુપ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી-કલકત્તા યુનિવર્સિટીના સાઇન્સના પ્રોફેસર જગદીશચંદ્ર બોઝે, પોતે લખેલો-'Response in the living & in the non living-જીવવાળા અને જીવરહિત પદાર્થોમાં જવાબ દેવાની શક્તિ'-એ નામના ગ્રન્થમાં બતાવ્યું છે કે-દુનિયાના તમામ પદાર્થોમાં જીવ છે. જેમ મનુષ્યના શરીરને ઝેર દઇને મારી નાંખવામાં આવે છે, તેમ ધાતુને પણ, અમુક ક્રિયાથી મારીને તેની ભસ્મ કરવામાં આવે છે. તે વાત રસશાસ્ત્રીઓ-રસવૈદ્યો-સારી રીતે જાણે છે. આ વાત ઉપર જણાવેલા પુસ્તકમાંજ લખી છે, એમ નહીં-પણ તેઓએ અનેક ઠેકાણે પ્રયોગો કરીને, તે વાત સિદ્ધ કરી આપી છે. તાત્પર્ય ભગવાન વિશ્વાત્મા છે.

**यानि तानि**—તેની પાસે **वीर्याणि** શબ્દ અધ્યહાર સમજીને અર્થ કરવો.

**विस्तरात्**-'આગળ પહેલા તથા બીજા સ્કંધમાં તથા નવમા સ્કંધમાં, શ્રીકૃષ્ણ સંબંધી ટુંકી ટુંકી વાતો થઇ છે, પણ હવે તો તે વાત વિસ્તારથી-ખુલાસાવાર-કહો' એવી પરીક્ષિત રાજાની માગણી છે.

ભગવદ્દલીલામૃત જ્ઞાની, મુમુક્ષુ અને પામર સર્વને ઉપયોગી છે. તે વાત હવે પરીક્ષિત રાજા કહે છે.

**निवृत्ततर्षैरुपगीयमानाद्–भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात् ॥**
**क उत्तमश्लोकगुणानुवादात्–पुमान्विरज्येत विना पशुघ्नात् ॥४॥**

અર્થ—પરીક્ષિત આગળ કહે છે કે-જ્ઞાની, મુમુક્ષુ અને વિષયી એવા ત્રણે પ્રકારનાં લોક આ સંસારમાં છે. તેમાંથી કોઇને પણ ભગવાનની કથામાં તૃપ્તિ થતી નથી. કારણકે- પ્રભુ ચરણમાંથી પોતાના ચિત્તને, ન ખસવા દેવાના હેતુથી, તૃષ્ણા વિનાના મુક્ત પુરૂષો, અહર્નિશ પ્રભુ ગુણાર્વિંદ ગાયા કરે છે. આ કથા સંસારના ઓષધરૂપ છે. તેથી મુમુક્ષુઓ પોતાના ચિત્તને

૪. પદચ્છેદ—**निवृत्ता तर्षा** (તૃષ્ણા) **येषां ते निवृत्ततर्षाः तैः**-તૃષ્ણા રહિત મુક્ત પુરૂષોથી **उपगीयते इति उपगीयमानः तस्मात्**-તૃષ્ણારહિત પુરૂષો તેને સદા ગાયા કરે છે, તેથી. **भवस्य नाशने औषधम् तस्मात् भवौषधात्**-સંસારનો નાશ કરવામાં ઔષધરૂપ **श्रोत्रमनसोः अभिरामः तस्मात्**-કાન અને મનને પ્રિય લાગે એવી **उत्तमश्लोकगुणानुवादात्**-ભગવાનની કથામાંથી **पशुघ्नात् विना**-આત્મઘાતી પુરૂષ વિના. **कः पुमान्**-કયો માણસ **विरज्येत**-અટકે ?

પ્રભુ ચરણમાં ચોડવાના હેતુથી, આ કથા સાંભળ્યા કરે છે. કાન અને મનને પ્રિય લાગે, એવી આ કથા છે, તેથી વિષયી પુરુષો પણ. ઘણા રસથી આ કથા વાંચે છે. એટલે—આત્મઘાતી પુરૂષ વિના બીજો કયો પુરૂષ, આ કથામાંથી અટકે ? તૃપ્તિ પામે ? [૪]

૪ વિવેચન—

'**स्वरूपात्फलतश्चापि, महापुरुषयोगत ।**'

વિગેરે શબ્દોથી શ્રીમદ્આચાર્યમહાપ્રભુજી [ સુબોધિની ટીકામાં ] કહે છે કે— 'સ્વરૂપ, ફલ અને વિષય એમ ત્રણે પ્રકારથી, ભગવદ્લીલામૃત ભગવદ્સંબંધ કરાવી આપે છે.'

**निवृत्ततर्षाः**—જેઓની તૃષ્ણા—વાસના—નાશ પામી ગઇ છે, એટલે—જેઓ મુક્ત અગર જ્ઞાનદશામાં છે—એવા પુરૂષો પણ, પોતાના ચિત્તને ભગવદ્ સ્વરૂપમાં સ્થિર રાખવા માટે, ભગવદ્ લીલામૃતનું પાન કર્યા કરે છે. ગમે તેવા સ્વચ્છ વસ્ત્રને રજોટી નાંખવુ—મેલું કરવું, એ જેમ ધૂળનો સ્વભાવ છે. તેમ—**दैवी ह्येषा गुणमयी, मम माया दुरत्यया** [ ગીતા અ. ૭—૧૪ ] ગમે તેવા જ્ઞાની અગર મુક્તને ફસાવી દેવો, એ માયાનો સ્વભાવ છે. સ્વચ્છ વસ્ત્ર, કપડામાં વીંટીને, પેટી અગર કબાટમાં રાખવાં પડે છે. તેમ જ્ઞાની અગર મુક્તને—**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते** ॥ આ સંસારની માયાથી બચવું હોય, તો સદા મારે શરણે રહેવું.

જુઓ—મોક્ષવાણીમાનું ૬૮ a

દોહરો—જીવનમુક્ત બ્રહ્મપર, ચરિત સુનહિ તજી ધ્યાય;
જે હરિકથા ન કરહિ રતિ, તિનકે હૃદય પષાન.

જેમને આત્મસાક્ષાત્કાર થયો હોય, જેમણે ભગવદ્ રસનું પાન કર્યું હોય,—જેમને ભગવદ્ ભાવનું ભાન અગર અનુભવ થયો હોય, તેઓ ભગવદ્કથામાં અનાયાસે લલચાય છે.

**भवौषधात्**—ભગવદ્લીલા જન્મ મરણ રૂપી રોગને મટાડનારી હોવાથી, મુમુક્ષુઓને પણ તેનું પાન કરવું ઘટે છે.

શું આ સંસાર રોગ રૂપ છે ? **को दीर्घरोगो, भव एव साधो । किमौषधं तस्य विचार एव** ॥ ૭ [ મણિરત્નમાળા ] મહાન્ રોગ કયો ? જવાબ—આ સંસાર, એટલે જન્મ મરણનું બંધન. પ્રશ્ન—તેને માટે દવા કઇ ? જવાબ—શ્રવણમનનાદિ દ્વારા તેનો વિચાર કરતાં આવડે તે.

મુમુક્ષુએ કેવું જીવન ગાળવું જોઇએ ?—**मुमुक्षुणा किं चरितं विधेयम् ? सत्संगतिर् निर्ममतेशभक्तिः** ॥ ૧૭ [ મણિરત્નમાળા ] પ્રશ્ન—મુમુક્ષુએ શું કરવું જોઇએ ? જવાબ—સત્સંગતિ, અનાસક્તિ અને પ્રભુની ભક્તિ.

શ્રી કૃષ્ણ કહે છે કે-

**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ॥**
**कथयंतश्च मां नित्यं, तुष्यन्ति च रमन्ति च ॥**
**तेषां सततयुक्तानां, भजतां प्रीतिपूर्वकम् ॥**
**ददामि बुद्धियोगं तं, येन मामुपयान्ति ते ॥ १० ॥**
**तेषामेवानुकंपार्थ-महमज्ञानजं तमः**
**नाशयाम्यात्मभावस्थो, ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥**

અર્થ—મુમુક્ષુઓ હમેશાં મારામાંજ ચિત્ત અને પ્રાણને જોડી રાખીને, મારામાં પ્રીતિ થાય, એવો બોધ, નિત્ય પરસ્પર કરે છે, અને મારૂંજ કીર્તન હમેશાં કર્યા કરે છે, તેમ કરવાથીજ, તેમને સંતોષ તથા આનંદ પ્રાપ્ત થાય છે. (૯) આ પ્રમાણે મારામાં મનને જોડી રાખનારા તથા મારૂં કીર્તન કરનારા જે હોય, તેમને હું બુદ્ધિ યોગ આપું છઉં-એટલે તેમને ઉત્તમ પ્રકારની સમજણ આપું છઉં; જે સમજણવડે, તેઓ મને પામે છે. (૧૦) ઉપર જણાવ્યા તે ભક્તોના કલ્યાણ માટે, તેઓના હૃદયમાં રહેલો એવો જે હું, તેઓના અજ્ઞાનજન્ય તામસનો, જ્ઞાનરૂપી પ્રકાશીત દીવાવડે, નાશ કરૂં છઉં.

તાત્પર્ય—મુમુક્ષુઓએ ભવ રોગ મટાડવા માટે, ભગવદ્ લીલામૃતનું પાન કરવું જોઇએ. **श्रोत्रमनोऽभिरामात्**-ભગવદ્ ચરિત્ર કાનને તથા મનને ગમે એવું હોવાથી, વિષયી અગર પામર જીવો પણ, તે સાંભળીને, પરમપદને રસ્તે ચડે છે.

જેમ રેલ્વેમાં ફર્સ્ટ, સેકન્ડ અને થર્ડ-પહેલો, બીજો અને ત્રીજો, એમત્રણ ક્લાસ છે. તેમ સત્સંગમાં જ્ઞાની, મુમુક્ષુ અને પામર એમ ત્રણ ક્લાસ છે. સત્સંગ સંબંધી-જુઓ મોક્ષ વાણી પાનું ૮-ચોપાઇ—

મુદ મંગલમય સંત સમાજુ, જો જગજંગમ તીરથ રાજુ;
રામ ભક્તિ જહાં સુરસરી ધારા, સરસ્વતી બ્રહ્મ વિચાર પ્રચારા

× × × ×

મજ્જન ફલ દેખીએ તત્કાલા, કાક હોહિ પીક બકહુ મરાલા;
સૂનિ આશ્ચર્ય કરે જનિ કોઇ, સત્સંગત મહિમા નહિં ગોઇ.

× × × ×

શઠ સુધરહિ સત્સંગતિ પાઇ, પારસ પરસી કુધાતુ સુહાઇ.
વિધિ વશ સુજન કુસંત પરહી, ફણીમણિ સમ નીજ ગુણ અનુસરહિ.

વિગેરે—

**उत्तमश्लोकः**—ઉત્તમ શ્લોક એટલે વિષ્ણુ અગર ભગવાન. **तस्य गुणानुवाद**-તેની લીલાઓનું વર્ણન.

**पशुघ्नात् विना**—સામાન્ય રીતે 'પશુઘ્ન'નો અર્થ 'પશુને મારનાર' થાય છે. અહીં 'પશુઘ્ન' એટલે-અહાર, નિદ્રા, ભય, અને મૈથુન એટલી સામાન્ય ક્રિયા કરનારો પશુ જેવો, જે વિવેકહીન મનુષ્ય હોય તે.

आत्मघाती कर्मजडो निंदितार्थं रतः सदा। पशुर्वा व्यतिरिक्तश्च-स्त्रीश्च नहि न ततः पृथक् ॥ [સુબોધિની] ભગવદ્ગુણાનુવાદમાં જેને પ્રીતિ ન થાય, તે જીવ, આત્મઘાતી, કર્મજડ અથવા સદા નિંદિતકર્મ કરનારો, પશુ અગર સ્ત્રી હોવો જોઈએ. 'પશુ' એટલે 'સત્યાસત્યના વિવેકથી તદ્દન રહિત મનુષ્ય.' 'સ્ત્રી' એટલે માત્ર દેહથી જે સ્ત્રી હોય તે નહિં, પણ જેને ખાવું, પીવું, અને મોજ મજા કરવી ગમે છે, શીલના વ્રતથી પણ જે ભ્રષ્ટ છે, જેને ભગવદ્ વ્હાલા નથી, જેને પ્રભુની કથા ગમતી નથી, તે સ્ત્રી.

શ્રીકૃષ્ણ વ્હાલા હોવાનું વિશેષ કારણ બતાવે છે.

पितामहा मे समरेऽमरञ्जयैर्-देवव्रताद्यातिरथैस्तिमिङ्गिलैः ॥
दुरत्ययं कौरवसैन्यसागरं, कृत्वाऽतरन्वत्सपदं स्म यत्प्लवाः ॥५॥
द्रौण्यस्त्रविप्लुष्टमिदं मदङ्गं, सन्तानबीजं कुरुपाण्डवानाम् ॥
जुगोप कुक्षिगत आत्तचक्रो, मातुश्च मे यः शरणं गतायाः ॥६॥

અર્થ—(મહાભારતના યુદ્ધમાં) કૌરવ સૈન્યમાં દેવતાઓને પણ જીતી લે એવા-મહાસમર્થ ભીષ્માદિ અતિરથીઓરૂપી, મોટા મત્સ્યો હતા. તેથી તે સૈન્ય સાગર તરી જવો, એ અઘરૂં કાર્ય હતું. તો પણ શ્રીકૃષ્ણરૂપી નૌકામાં બેઠેલા મારા દાદાઓ [પાંડવો], તે સૈન્ય સાગરને, વાછડાના પગના ખાબોચીયાં જેવો ક્ષુદ્ર ગણીને, તરી ગયા હતા. [૫] વળી, કૌરવ પાંડવોના બીજ રૂપ આ મારૂં શરીર છે, તે જ્યારે અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી જતું હતું, ત્યારે શરણે આવેલી મારી માતા (ઓતરા)ની પ્રાર્થનાથી, શ્રીકૃષ્ણે ચક્ર ધારણ કરી, મારી માતાના ઉદરમાં પેસીને, મારૂં રક્ષણ કર્યું હતું. [૬] અપૂર્ણ.

---

૫. પદચ્છેદ—अमरान् जयन्ति इति अमरंजयाः तः अमरंजयैः-દેવોને જીતી લેનારા. देवव्रतः-ભીષ્મ. देवव्रतः आद्यः येषु ते देवव्रताद्याः, देवव्रताद्याश्चते अतिरथाश्च देवव्रताद्यातिरथाः तैः-ભીષ્માદિ મોટા અતીરથીઓ રૂપી तिमीन् गिलन्ति इति तिमिंगिलाः तैः तिमिंगिलैः-મોટા મત્સ્યોથી યુક્ત હોવાને લીધે दुरत्ययं-ન ઉતરી શકાય એવા कौरवसैन्यसागरं-કૌરવોના સૈન્યરૂપી સાગરને तम् वत्सपदं इव कृत्वा-વાછડાના પગથી થયેલાં ખાબોચીયાં જેવો ગણીને यः प्लवः ( નૌકા ) येषाम् ते यत्प्लवाः-શ્રી કૃષ્ણરૂપી વહાણનો આશ્રય કરનારા. मे पितामहाः अतरन्-મારા દાદાઓ તરી ગયા. आत्तचक्रः यः धृतचक्रः-જેણે હાથમાં ચક્ર ધારણ કર્યું હતું, એવા શ્રી કૃષ્ણે. शरणं गतायाः मे मातुः कुक्षिगतः-શરણે આવેલી મારા માના ઉદરમાં પેસીને. द्रोणस्य अपत्यं द्रौणिः तस्य अस्त्रेण विप्लुष्टं ( બળેલું )। દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાના બાણથી બળેલું कुरुपांडवानाम् संतानबीजं-કારવોના અને પાંડવોના વંશના બીજરૂપ इदं-આ. मम अंगं मदंगं-મારા શરીરને जुगोप-બચાવ્યું.

श्रीसद्गुरवे नमः।

# મોક્ષપત્રિકા
# શ્રીમદ્ ભાગવત
## દશમસ્કંધ-પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ. ઠે. મોક્ષમંદિર—અમદાવાદ.
પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ. ખજુરીની પોળ—અમદાવાદ.

પુસ્તક ૮ મું.] ફાગણ માસ, ૧૯૮૩. [ અંક ૨ જો.

# શ્રીમદ્ભાગવત
## દશમસ્કંધ પૂર્વાર્ધ.

### અધ્યાય ૧ લો.

સૂચના—દશમસ્કંધનું રહસ્ય, સારી રીતે સમજાય, એવા હેતુથી, આપણે છઠ્ઠા પુસ્તકની સાથે, વેદાંત તથા યોગનો વધારો આપવો શરૂ કર્યો છે. દશમ સ્કંધ શરૂ થઈ ગયો છતાં, તેનું રહસ્ય સમજવા માટે, જેઓ વેદાંત તથા યોગનો વધારો હજી મંગાવતા નથી, તેઓ ખરેખર અમારા પરિશ્રમને, અને તેમના પોતાના સ્વાર્થને, સમજ્યા નથી. હજી વિચાર થાય, તો તુરત ચૌદ આના નામ ઠામ સાથે મોકલી દેવા. રાજી હો તોજ મોકલી દેવા.

મંગળાચરણ.

जयति जयति देवो, देवकीनंदनोयं ।
जयति जयति कृष्णो, वृष्णिवंशप्रदीपः ॥
जयति जयति मेघ-श्यामलः कोमलांगो ।
जयति जयति पृथ्वी-भारनाशो मुकुंदः ॥१॥

પ્રભુ અને પ્રભુના ભકતોનો સર્વત્ર જય થાઓ.

**मेघश्यामं पीतकौशेयवासं, श्रीवत्सांकं कौस्तुभोद्भासितांगम् ।**
**पुण्योपेतं पुंडरीकायताक्षं, विष्णुं वंदे सर्वलोकैकनाथम् ॥२॥**
**अचिंत्यमव्यक्त-मनंतमव्ययम् । विभुं प्रभुं भावितविश्वभावनम् ॥**
**त्रैलोक्यविस्तार विचारकारकं । हरिं प्रपन्नोऽस्मि गतिं महात्मनाम् ॥३॥**
**अपां समीपे शयनासनस्थितौ, दिवा च रात्रौ च यथाऽधिगच्छता ॥**
**यद्यस्ति किंचित्सुकृतं कृतं मया, जनार्दनस्तेन कृतेन तुष्यति ॥४॥**
**आर्ता [illegible], शिथिलाश्च भीता, घोरेषु व्याघ्रादिषु वर्तमानाः ॥**
**संकीर्त्य नारायणशब्दमात्रं, विमुक्तदुःखाः सुखिनो भवंति ॥५॥**

**અર્થ**—મેઘના જેવા શ્યામ શરીરવાળા, પીળાં પીતાંબર જેમણે પહેર્યાં છે તે, શ્રીવત્સનું ચિન્હ જેમની છાતીમાં છે તે, કૌસ્તુભમણિથી જેમનું શરીર શોભે છે તે, તથા પુણ્યથી યુક્ત, કમળનાં જેવાં સુંદર જેમનાં નેત્ર છે તે–વળી આ સર્વ જગતના જે સ્વામી છે, તે શ્રીવિષ્ણુ–તે શ્રીકૃષ્ણુ–ને હું નમસ્કાર કરૂં છઉં. (૨) જે પરમાત્મા મનના વિષયમાં આવતા નથી, અર્થાત્ મન જેનો યથાર્થ વિચાર કરી શકતું નથી, નેત્ર વિગેરે ઇન્દ્રિયોથી જે અગમ્ય છે. જેમના સ્વરૂપનો, અંત નથી, જે અવિનાશી છે, જે સર્વ ઠેકાણે વ્યાપીને રહેલા છે, જે સર્વ સામર્થ્યમય છે, જે સમગ્ર વિશ્વની રચના કરે છે, જે ત્રણ લોકના વિસ્તારનો વિચાર કરનાર છે, જે મહાત્માઓની ગતીરૂપ છે, તથા જે શરણે આવેલા ભકતોનાં પાપને હરનાર છે, તે શ્રીકૃષ્ણુનું હું શરણું લઉં છઉં. (૩) જળાશયો ઉપર સ્નાન સંધ્યા કરતી વખતે, અગર જળ પીતાં, સુતાં, બેસતાં, રાત્રે, દિવસે, હરતાં ફરતાં, જો કાંઇ સત્કર્મ મેં કર્યું હોય, તો તે તમામ–હે શ્રીકૃષ્ણુ ! હું આપને અર્પણ કરૂં છઉં. તેથી હે જનાર્દન ભગવાન્ !–હે શ્રીકૃષ્ણ ! આપ મારા ઉપર પ્રસન્ન થાઓ. (૪) દુઃખથી કરમાઇ ગએલા, શિથિલ, ભયભીત બનેલા, સિંહાદિ ભયંકર પ્રાણીઓ વચ્ચે સપડાએલા, દુઃખી જીવો, માત્ર આપનું નામ લેવાથી, સર્વ દુઃખોથી મુક્ત થાય છે. અને પરમ સુખ પ્રાપ્ત કરે છે. (૫)

[ ગયા અંકના ૩૨મા પાનાથી ચાલુ ]

૫ વિવેચન—

**पितामहाः**–દાદાઓ. અર્જુનનો પુત્ર અભિમન્યુ, અને અભિમન્યુનો પુત્ર પરીક્ષિત. તેથી પરીક્ષિત અર્જુનાદિ પાંચ પાંડવોને પોતાના દાદા કહે છે.

**समरे**–રણક્ષેત્રમાં, ' જ્યાં મરણનો સંભવ હતો, તે સમરમાં પણ, અમારા દાદા પાંડવો, પ્રભુ કૃપાથી બચ્યા, ' એવી પરીક્ષિતની માન્યતા છે.

**अमरञ्जयाः**–દેવોને જીતનારા. ભીષ્મ, દ્રોણ વિગેરે સમર્થ યોદ્ધાઓએ દેવોને પણ જીત્યા હતા. તેમની પાસે, પોતાના દાદા અર્જુનાદિ પાંડવોનું કાંઇ ચાલે તેમ નહોતું, તોપણ તેઓ જીત્યા, તે પ્રભુકૃપા, એવી પરીક્ષિતની માન્યતા હતી.

**तिमिंगिलाः**—' તિમિ ' નામનો ( સો યોજન ) મોટો મત્સ્ય છે. તે મત્સ્યને જે ગળી જાય, તે 'તિમિઙ્ગિલ' કહેવાય છે. સ્વાભાવિક રીતે મોટા મત્સ્યો નાના મત્સ્યોને ગળી

જાય છે. તે પ્રમાણે રણક્ષેત્રમાં ભીષ્માદિ મોટા યોદ્ધાઓએ, સજાતિય વંશનો નાશ કર્યો. શ્રીકૃષ્ણ સહાયમાં ન હોત, તો અર્જુનાદિ પાંડવોનો પણ તેઓ નાશ કરત. તે કારણથી- પરીક્ષિત ભીષ્માદિ કૌરવોને 'તિમિંગિલા' કહે છે.

**यत्प्लवाः**—'પ્લવ' એટલે નાની નૌકા. શ્રીકૃષ્ણે પાંડવોના સમગ્ર સૈન્યની રક્ષા કરી નહોતી, માત્ર પોતાના આશ્રિત પાંચ પાંડવોનેજ બચાવ્યા હતા, માટે 'પ્લવ' શબ્દ અહીં વાપર્યો જણાય છે. ગાયની ખરી જેટલો ખાડો તરવા માટે, નૌકાની જરૂર ન ગણાય. તે સંબંધમાં કહેવાનુ કે-પાંડવોએ શ્રીકૃષ્ણનો સીદ્ધો આશરો લીધો ન હતો. પ્રથમ તો પાંડવોને પોતાનું બળ, લશ્કર અને શસ્ત્રોનો આધાર હતો. તેથી તેમને શ્રીકૃષ્ણ રૂપી નાની નૌકાની જરૂર હતી.

**दुरत्ययं**—કૌરવ સૈન્યસાગર પાંડવોથી તરી શકાય એવો ન હતો. શ્રીકૃષ્ણ સહાયમાં હતા, તેથી પાંડવો જીત્યા.

**वत्सपदं कृत्वा अतरन्**—નાના ખાબોચીઆ જેવું ગણીને તરી ગયા. કારણકે-

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व, जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम् ॥**
**मयैवैते निहताः पूर्वमेव, निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥**
**द्रोणं च भीष्मं च जयद्रथं च, कर्णं तथान्यानपि योधवीरान् ॥**
**मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा, युद्धयस्व जेताऽसि रणे सपत्नान् ॥३४॥**

યુદ્ધમાં પોતે સૌને હણી નાંખ્યા છે, અને પાંડવોનો વિજય છે, એવું પ્રથમથીજ શ્રીકૃષ્ણે બતાવ્યું હતું. તેથી પાંડવો કૌરવ સૈન્યને, ગાયની ખરી જેવડું ગણીને, તરી ગયા.

નીચે જણાવેલો શ્લોક આ શ્લોકને મળે છે.

**भीष्मद्रोणतटा जयद्रथजला, गांधारनीलोपला ।**
**शल्यग्राहवती कृपेण वहनी, कर्णेन वेलाकुला ।**
**अश्वत्थामविकर्णघोरमकरा, दुर्योधनावर्तिनी**
**सोत्तीर्णा खलु पांडवै रणनदी, कैवर्तकः केशवः ॥**

ભીષ્મ અને દ્રોણરૂપી કીનારાઓ વાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુનીરૂપી કાળા પત્થર-વાળી, શલ્યરૂપી જેમાં ગ્રાહ છે તે, કૃપાચાર્યરૂપી પ્રવાહ વાળી, કર્ણરૂપી મોજાવાળી, અશ્વ-ત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી, અને દુર્યોધનરૂપી ઘુમરીવાળી, એવી યુદ્ધ રૂપી નદીને, શ્રીકૃષ્ણરૂપી સુકાનીની મદદથી, પાંડવો તરી ગયા.

હવે પરીક્ષિત રાજા પોતાનો અનુભવ કહે છે-

૬ વિવેચન—શ્રીકૃષ્ણે પાંડવોના ઉપર તો કૃપા કરી, પણ મારા ઉપર તેમની કૃપાનો પાર રહ્યો નથી. કારણકે-**द्रौणि**:-દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામા. પાંડવોએ દ્રોણાચાર્યને માર્યા, તેનું વેર લેવાને દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ, પાંડવોને નિસંતાન કરવાના હેતુથી, ઉત્ત-રાના ઉદરમાં રહેલા ગર્ભને (પરીક્ષિતને) બાળીને ભસ્મ કરવા માટે, બ્રહ્માસ્ત્ર છોડયું, ગર્ભ બળવા લાગ્યો. ઉતરા એકદમ પ્રભુને શરણ ગઇ. ગર્ભની રક્ષા કરવામાં પાંડવોનું બલ ચાલી શકે એવું નહોતું. યોગીઓના યોગી શ્રીકૃષ્ણ સુદર્શન ચક્ર લઇ, ઉતરાના ઉદરમાં પેઠા, અને ગર્ભની રક્ષા કરી.

**आत्तचक्र**ના સંબંધમાં-શ્રીમદ્ભાગ. સ્કંધ. ૧. અ. ૮ માં 'શ્રીકૃષ્ણે પરીક્ષિતનું રક્ષણ ચક્રથી કર્યું, એમ જણાય છે; અને આગળ ૧૨ મા અધ્યાયમાં-' ગદાથી પરીક્ષિતનું રક્ષણ કર્યું ' એવો ભાવ છે. પરીક્ષિતને ગર્ભમાં પ્રભુનાં દર્શન થયાં.

જીવની નજર પહોંચે, ત્યાં સુધી જીવ પ્રભુનો આશરો લેતો નથી. ધનવાન માંદો પડે, તો મુંબઇના અને વિલાયતના ડૉકટરોને તેડાવી, રોગ મટાડવા પ્રયત્ન કરે છે; પણ પ્રભુનું શરણ લેતો નથી, કાંઇ બળ ન ચાલે, ત્યારે પ્રભુને સંભારે છે. કુંતા, દ્રોપદી, સુભદ્રા, ઉત્તરા વિગેરે બાઇઓને પ્રભુનો અનન્ય આશ્રય હતો. તેથી ઉતરા એકદમ પ્રભુ શરણે ગઇ. આ કથા આગળ પ્રથમ સ્કંધના ૮ મા અધ્યાયમાં છે. બ્રહ્માસ્ત્રને આવતું દેખીને, ઉતરા શ્રીકૃષ્ણને કહે છે કે-

**पाहि पाहि महायोगिन,-देवदेव जगत्पते ।**
**नान्यं त्वदभयं पश्ये, यत्र मृत्युः परस्परम् ॥ ९ ॥** વિગેરે-

**कुरुपाण्डवानाम् संतानबीजं**-દુર્યોધનાદિ કૌરવોનો નાશ થતાં, કુરૂવંશના બીજ રૂપે પાંચ પાંડવો રહ્યા. તે પાંચે પાંડવો વચ્ચે અભીમન્યુની સ્ત્રી ઉતરાનો ગર્ભ માત્ર હતો. તેથી પરીક્ષિતને કૌરવ પાંડવોનું સંતાનબીજ કહ્યું.--હવે આગળ સાંભળો—

**वीर्याणि तस्याखिलदेहभाजा-मन्तर्बहिः पूरुषकालरूपैः ॥**
**प्रयच्छतो मृत्युमुतामृतं च, मायामनुष्यस्य वदस्व विद्वन् ॥७॥**

અર્થ—માયાથી મનુષ્ય રૂપે થએલા શ્રીકૃષ્ણ કે જે, અંતર્યામીરૂપે જાણનારાને, તે રૂપે મુક્તિ આપે છે; અને બાહ્ય દૃષ્ટિવાળા પ્રાણીઓને, તે કાળરૂપે મરણ આપે છે. તે શ્રીકૃષ્ણના પરાક્રમ, હે વિદ્વન્! આપ મને કહો. [૭]

૭ વિવેચન—

**विद्वन्**-હે વિદ્વાન્! આ શબ્દ માત્ર 'વિદ્યાથી ભૂષિત' એટલોજ અર્થ સૂચવતો નથી. 'ભગવદ્‌ની અદ્‌ભૂત લીલાઓને જાણનાર-હે વિદ્વાન્ !' એવો ભાવ આ શબ્દમાં છે.

**तस्य मायामनुष्यस्य**-માયાથી મનુષ્ય બનેલા શ્રીકૃષ્ણનાં ( ચરિત્ર ).

શું પ્રભુ માયાથી મનુષ્ય બનતા હશે?-તે સંબંધમાં-**अजोऽपि सन्नव्ययात्मा, भूतानामीश्वरोऽपि सन्। प्रकृतिं स्वामधिष्ठाय, संभवाम्यात्ममायया ॥** [ ગીતા અ. ૪-૬.] તથા નવમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પોતા સંબંધી ખાસ કહે છે કે-**अवजानंति मां मूढा, मानुषीं तनुमाश्रितम् ॥ ११ ॥** વિગેરે શ્લોકો સૂચવે છે કે-ભગવાન્ માયાથી મનુષ્ય બન્યા હતા, અને શ્રીકૃષ્ણ નામ ધારણ કર્યું હતું.

---

૭. પદચ્છેદ-**विद्वन्**-હે વિદ્વન્ ! **अखिलाश्चते देहभाजश्च तेषां अखिलदेहभाजां**-પ્રાણી માત્રને **अन्तः-अंतर्दृष्टीनां पुरुषरूपेण**-અંતર્યામીરૂપે માનનારાને પુરૂષરૂપે **अमृतं प्रयच्छतः**-મોક્ષ આપતા. **च**-અને **बहिः**-બાહ્ય દષ્ટિવાળાઓને **कालरूपैः मृत्युं प्रयच्छतः**-કાળરૂપે મરણ આપે છે તે. **तस्य मायामनुष्यस्य**-માયાથી મનુષ્ય રૂપે બનેલા તે શ્રી કૃષ્ણના **वीर्याणि वदस्व-ब्रूहि**-પરાક્રમો ( લીલાઓ ) મને કહો.

**अन्येऽन्येद्भाजां**-સઘળાં પ્રાણીઓના બે વિભાગ છે. એક વિભાગ અંતર્દષ્ટિથી પ્રભુને ઓળખે છે, અને બીજો વિભાગ, બાહ્યદષ્ટિથી પ્રભુને ઓળખે છે. ઉદ્ધવ, કુંતી, ભીષ્મ, પાંડવાદિ અનેક ભકતો, શ્રીકૃષ્ણને અંતર્દષ્ટિથી, **पुरुषः** રૂપે-પરમાત્મારૂપે-શ્રીકૃષ્ણને ઓળખતા હતા. શ્રીકૃષ્ણ તેમને-**अमृतं प्रयच्छतः**-મોક્ષ આપતા હતા. **બીજો વિભાગ—** શીશુપાળ, દંતવકત્ર વિગેરે અસુરો-શ્રીકૃષ્ણને, બાહ્યદષ્ટિથી-શત્રુરૂપ-માનતા હતા. શ્રીકૃષ્ણ તેમને-**मृत्युं प्रयच्छतः** મૃત્યુ આપતા હતા.

શ્રીધરસ્વામી સૂચવે છે કે-'**अन्तर्दृष्ट्या तद्वीर्याणि श्रोतव्यानि**-શ્રીકૃષ્ણનાં ચરિત્રો મુમુક્ષુઓએ અંતર્દષ્ટિથી સાંભળવા જોઇએ.' એટલે-ભલે તે મનુષ્ય લીલા કરે, પણ તે પરમાત્મા છે, એમ સમજીને શ્રીકૃષ્ણની લીલાઓ સાંભળવી જોઇએ.

**वीर्याणि वदस्य**-ચરિત્રો મને કહો. આગળ બીજા શ્લોકમાં-'**विष्णोर्वीर्याणि शंस नः**'-ત્રીજા શ્લોકમાં '**कृतवान् यानि तानि [वीर्याणि] नः विस्तरात् वद.**' અહીં સાતમા શ્લોકમાં પણ, શ્રીકૃષ્ણનાં ચરિત્રો સાંભળવાની માગણી છે. આ વચનો, શ્રીકૃષ્ણમાં, પોતાને કેટલો ભાવ છે, તે સૂચવે છે. વાલ્મિકી શ્રીરામને કહે છે—

[ મોક્ષવાણી પાનુ ૨૪-ચોપાઇ ]

જાતિ પાંતિ ધન ધર્મ બડાઇ, પ્રિય પરિવાર સદન સમુદાઇ;
સબ તજી તુહ્મહિ રહે લવલાઇ, તાકે હૃદય બસહુ રઘુરાઇ.

આવા ભકતો પ્રભુનાં ગુણ ગાતાં-સાંભળતાં-કેવી સ્થિતિ ભોગવતા હશે?-[ જુઓ મોક્ષવાણી પાનુ ૩૩ ચોપાઇ-શ્રીરામ લક્ષ્મણને કહે છે-]

મમ ગુણ ગાવત પુલક શરીરા, [ હો-હો-વાહ્-પ્રભુ વાહ્-]
મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્ગદ્ ગીરા નયન બહ નીરા;
કામ આદિ મદ દંભ ન જાકે, તાત નિરંતર વશ મેં તાકે.

**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ।**
**कथयंतश्च मा नित्यं, तुष्यंति च रमंति च ॥९॥** [ ગીતા અ. ૧૦ ]

નવાં પરણીને આવેલાં ઉમરલાયક સ્ત્રીપુરૂષ, એવી કઇ વાતો કરતા હશે? કે રાત્રીના એક બે સહેજે વાગે, તોપણ તેમની વાતો ખૂટે નહીં. આ ભેદ તો વાતો કરનારાં વરઘોડીયાં પણ, યથાર્થરીતે સમજી શકતાં નથી; ત્યારે બીજાં તો કયાંથી સમજે? બીજાં તો માત્ર મશ્કરી કરે. ચપળ સાસુ હોય, તો પુત્ર અને પુત્રવધુની વાતો સાંભળવા, દાદરમાં ખડાં થાય. આખરે સાસુ થાકે, પણ વ્હાલાંની વાતો ખૂટે નહીં.

દોહરો—કામી નારી પિયારી જિમી, લોભી પ્રિય જિમી દામ;
તિમિ રઘુનાથ નિરંતર, પ્રિય લાગહુ મોહિ રામ.

આ નમુનાનો સાચો-પરમાર્થી પ્રેમ-પ્રથમ તો અમારી અને તમારી વચ્ચે થાય, તો અવશ્ય ભગવદ્ભાવ પ્રાદુર્ભાવ પામે-અવશ્ય ભગવદ્વાર્તામાં રસ પડે. જેમ બે અરણીના

લાકડાં, સામસામાં ઘસાઇને, અગ્નિ પ્રકટાવે; તેમ હરિજનો અરસ્પરસ પ્રેમથી, પ્રભુગુણાર્વિંદ ગાય, તો જરૂર ભગવદ્ભાવ પ્રગટે. મનગમતા ધણીને પરણ્યા પછી, જેમ સ્ત્રી, ખાસ કામ વિના, પોતાના પિયરમાં જતી નથી; તેમ–ખાસકામ વિના, હું તમારાથી વિખુટો પડતો નથી. હું સદાયે તમારા, સંગમાં જ રહું છઉં. બહારગામ જ્યાં જાઉં છઉં, ત્યાં તમને સાથે લઇ જાઉં છઉં. કારણકે–અમારે આંગણે–આ–હરિજનોની ભીડ–કયાંથી હોય!

પદ.

ધન્ય આજ ઘડી, સંત પધારી પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દર્શન દીધાં.
હરિજન છે હરિ સરખા હેલીરે, એમને મળીયે મરજાદા મેલીરે;
થાય અરસપરસ આનંદ હેલીરે—ધન્ય૦

× × × × ×

કહે પ્રીતમ પૂર્વનાં પૂણ્ય ફળ્યાંરે, જેને આંગણે હરિજન આવી મળ્યાં રે–
તેને ઉર આનંદના ઓઘ વળ્યા રે—ધન્ય૦

જેમ અરણીના લાકડાના ઘર્ષણમાં–પરીશ્રમમાં–અગ્નિ વસે છે–તેમ–અમારા અને તમારા પરિશ્રમમાં–અમારા તમારા સંગમાં–શ્રીહરિ વસે છે—

પદ.

હાંરે હરિ વસે હરિના જનમાં, તમે શું કરશો જઇ વનમાં રે—હરિ૦
ભેખ ધરીને તમે શીદ ભટકો છો? પ્રભુ નથી કોઇ અરણ્યમાં રે—હરિ૦
કાશી જાઓ ભલે ગંગાજીમાં નહાવો, પ્રભુ નથી પાણી પવનમાંરે—હરિ૦
યોગ કરો ભલે યજ્ઞ કરાવો, પ્રભુ નથી હોમ હવનમાં રે—હરિ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, હરિ વસે હરિના જનમાં રે—હરિ૦

સૂચના—કાશી, ગંગા, યોગ, યજ્ઞ, વિગેરે ખોટાં નથી, નિંદ્ય નથી; પણ તેઓ જ્ઞાનયજ્ઞની તુલ્ય નથી, એ ભાવ છે.

એક મુદ્દાની વાત પણ કહી દઉં–હજી તમારામાંનાં ઘણાં સ્ત્રીપુરૂષો, તમારી પોતાની સગવડે અહીં પધારો છો. એટલે અનુકુળતા હોય, તોજ અહીં આવો છો. પ્રતિકુળતાની સામે થઇને, અહીં આવતા નથી. સાચું સમજ્યા હો–તો–આ કામમાં–જ્ઞાનયજ્ઞમાં–જ્યારે જ્યારે અને–જ્યાં જ્યાં–અમે જોડાઇએ–ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં–સદા સાથેજ રહેજો. અમારી પહેલાં હાજર થજો, અને અમારા ઉઠ્યે પછી ઉઠજો. પૂર્ણ ઉત્સાહ અને ખંતથી આ કામ કરવા જેવું છે. હમણાં–એ પાંચ વરસમાં–અમે અને તમે હતા નહોતા થઇ જઇશું. ખોટામાં ઘણી પ્રીતિ થઇ છે, પણ–ખોટું તમને ખત્તા ખવડાવશે. સંત કહે છે કે–

પદ

રાગ–માઢ તાલ દાદરા–

હાંરે તેરી ઉમર બીતી જાયરે–પ્રાણી! રામ સુમર લે.
હે–બુંદ બુંદ ટપકતારે–જ્યૌં અંજલિકા નીર–

પલ પલ–છીન છીન મેં–રે–તેરા, (૨) છીજત જાય શરીર–પ્રાણી. હાંરે તેરી૦
હે–હાથી ઘોડા પાલખીરે–દાસીદાસ અનેક–(૨)
હે–મહેલ ખજાનાને નારિયાં તેરી–(૨) સંગ ન આવે એક રે–પ્રાણી. તેરી૦
હે–ચાર દીનોકી જીંદગીરે–જૈસી હંસ બિલાસ–(૨)
કર લે જો કુછ હો સકેરે–(૨) ફીર પીછે પછતાયરે–પ્રાણી. હાંરે તેરી૦
ખાલી આયા જગતમેં ને–ખાલી જાવનહાર–(૨)
બ્રહ્માનંદ ભજન બિના તેરા (૨) જુઠા સબ વિચાર રે–પ્રાણી. હાંરે તેરી૦

યાદ રાખજો કે–નાટકની રંગભૂમિ ઉપર રમનારાં–પ્રેમી જણાતાં–પ્રેમનો દેખાડો કરનારાં–સ્ત્રીપુરૂષોને–ધણીધણીયાણીને–જેમ વંશવરતાર હોતો નથી; તેમ શ્રોતાવક્તા વચ્ચે, જ્યાં સુધી લૌકીક ભાવ હોય–પ્રેમનો ડોળ માત્ર હોય–ત્યાં સુધી શ્રોતાવક્તાને ભગવદ્ ;ભાવરૂપી સંતાન પ્રાપ્ત થતું નથી. માટે જ્યાં કથાવાર્તા સાંભળો, ત્યાં અરસપરસ અલૌકીક પ્રેમ પ્રગટાવજો. વેઠીયા વેઠ કરશો નહીં.

હવે ૮ થી ૧૨ શ્લોકમાં પરીક્ષિત રાજા પ્રશ્ન કરે છે–

**रोहिण्यास्तनय प्रोक्तो, रामः संकर्षणस्त्वया ॥**
**देवक्या गर्भसंबन्धः, कुतो देहान्तरं विना ॥८॥**

અર્થ—શેષ નાગના અવતારરૂપ બળભદ્રને, આપે એકવાર રોહિણીના પુત્ર કહ્યા, અને બીજીવાર–'તે દેવકીના પુત્ર છે.' એમ આપે કહ્યું. ત્યારે બીજા દેહવિના, તેમને દેવકીના ગર્ભનો સંબંધ, કેવી રીતે થયો? [તે મને કહો.] [૮]

૮ વિવેચન–ભગવદ્ શક્તિ પાસે કશું અશક્ય નથી, તો પણ લૌકીક ભાવથી પરીક્ષિત પુછેછે કે–'હે શુકદેવજી! આપે નવમ સ્કંધમાં–૨૪મા અધ્યાયમાં–૪૬ મા–શ્લોકમાં–**बल गदं सारणं च** વિગેરે શબ્દોથી કહ્યું કે–' બલભદ્ર રોહિણીજીના પુત્ર હતા. ' વળી તેજ અધ્યાયના ૫૩ મા તથા ૫૪ મા શ્લોકમાં–'**ऋजुं संमर्दनं भद्रं संकर्षणमहीश्वरम्** વિગેરે શબ્દોથી સૂચવ્યું કે–'બલભદ્ર દેવકીજીના પુત્ર હતા.' એકજ ગર્ભ બે દેહ સાથે કેવી રીતે સંબંધ રાખી શકે ?

બીજા બે પ્રશ્ન—

**कस्मान्मुकुंदो भगवान्–पितुर्गेहाद्व्रजं गतः ॥**
**क्व वासं ज्ञातिभिः सार्धं, कृतवान् सात्वतां पतिः ॥९॥**

---

૮ પદચ્છેદઃ—**रामः संकर्षणः**–શેષનાગના અવતારરૂપ બળભદ્રને. **त्वया रोहिण्याः तनयः इति प्रोक्तः**–આપે રોહિણીનો પુત્ર કહ્યો. **देहांतरं विना**–બીજો દેહ લીધા વિના. **देवक्याः गर्भसंबंधः कुतः**–બળભદ્રને દેવકીના ગર્ભ સાથે કેવી રીતે સંબંધ થયો ?

૯ પદચ્છેદઃ—**कस्मात्**–શા કારણથી. **मोचयति इति मुकंदः–मुकुंदः भगवान्**–મુકુંદ ભગવાન્. **पितुः गेहात्**–બાપને ઘેરથી **व्रजं गतः**–વ્રજમાં ગયા હતા. **सात्वतां पतिः**–ભક્તોના પતિ ભગવાને. **ज्ञातिभिः सार्धं**–પોતાના જ્ઞાતિઓની સાથે. **क्व वासं कृतवान्**–ક્યાં વાસ કર્યો.

**અર્થ**—પોતાને શરણે આવેલાને જે [પ્રભુ] અભય કરે છે, તે મુકુંદ ભગવાન્-કંસના ડરથી, પોતાના પિતાનું ઘર તજીને, વ્રજમાં કેમ ગયા? ભક્તોના પતિ ભગવાન શ્રીકૃષ્ણે, પોતાના કુટુંબીઓની સાથે, કયાં વાસ કર્યો હતો? [૯]

૯ વિવેચન—

'બીજાને ભયમાંથી મુક્ત કરે, તે મુકુંદ કહેવાય છે. પ્રભુ મુકુંદ છે છતાં, કંસથી ડરીને, મથુરામાંથી વ્રજમાં કેમ ગયા?' નંદાદિગોપોએ એવાં કયાં પુણ્ય કર્યાં હતાં-કે તેમને પ્રભુની બાળલીલાનો લાભ મળ્યો? તે પ્રશ્ન છે.

**व्रजं**-મથુરામાંથી પ્રભુ પ્રથમ ગોકુળમાં પધાર્યા, ગોકુળમાં બહુ ઉત્પાત થવા લાગ્યા, ત્યારે નંદાદિ ગોપોએ વૃંદાવનમાં વાસ કર્યો, એવી કથા આગળ ૧૧ મા અધ્યાયમાં છે.

**ज्ञातिभिः सार्द्धं क्व वासं कृतवान्**-જ્ઞાતિ સાથે પ્રભુએ કયાં વાસ કર્યો એટલે ગોકુળમાં ઘણા ઉત્પાત થયા, ત્યારે પ્રભુ કયાં વસ્યા? (પ્રભુ વૃંદાવનમાં વસ્યા.) નંદયશોદા શ્રીકૃષ્ણને પોતાનો પુત્ર માનતા હતા, તેથી નંદાદિગોવાળોને શ્રીકૃષ્ણના જ્ઞાતિ-બંધુઓ સમજવા.

**सात्वतां**—સાત્વત્ નામના રાજાને અંધક, વૃષ્ણિ અને ભોજ નામના પ્રતાપી પુત્રો હતા. તે પુત્રોના નામથી ત્રણ કુળ બન્યાં. તે ત્રણ કુળના સમગ્ર વંશજો 'સાત્વત' કહેવાય છે. તે ત્રણે કુળના પતિ તે **सात्वतां पतिः**. તેનો અધ્યાત્મિક અર્થ-સત્ત્વગુણવાળા ભક્તોના પતિ-ભગવાન્-શ્રીકૃષ્ણ.

હવે બીજા ત્રણ પ્રશ્ન પુછેછે—

**व्रजे वसन्किमकरोन्-मधुपुर्यां च केशवः ॥**
**भ्रातरं चावधीत्कंसं, मातुरद्धाऽतदर्हणम् ॥१०॥**

અર્થ—શ્રીકૃષ્ણે વ્રજમાં રહીને, શી શી લીલાઓ કરી? તથા મથુરામાં રહીને શી શી લીલાઓ કરી? પોતાની માનો ભાઇ કંસ, કે જેને ભાણેજે મારવો ન ઘટે, તેને ભગવાને પોતાને હાથે શા માટે માર્યો? [૧૦]

હવે બીજા બે પ્રશ્ન કરે છે.

**देहं मानुषमाश्रित्य, कति वर्षाणि वृष्णिभिः ॥**
**यदुपुर्यां सहावात्सीत्-पत्न्यः कत्यभवन् प्रभोः ॥११॥**

---

૧૦ પદચ્છેદઃ--**व्रजे वसन् च मधुपुर्यां वसन्**-વ્રજમાં રહીને અને મથુરામાં રહીને. **केशवः किं अकरोत्**-પ્રભુએ કઇ કઇ લીલાઓ કરી? **च**-અને. **तम् अर्हति इति तदर्हणः न तदर्हणः अतदर्हणः**-**तम्. तम् मातुः भ्रातरं इति कंसं**-માનો ભાઇ કે જેને મારવો ન જોઇએ, તે કંસને. **अद्धा अवधीत्**-પોતાને હાથે માર્યો.

૧૧ પદચ્છેદઃ--**मानुषम् देहं आश्रित्य**-મનુષ્યદેહ ધારણ કરીને. **कति वर्षाणि**-કેટલાં વરસ. **वृष्णिभिः सह**-યાદવોની સાથે. **यदुपुर्या**-મથુરામાં. **अवात्सीत्**-વસ્યા હતા? **प्रभोः कति पत्न्यः अभवन्**-ભગવાનને કેટલી સ્ત્રીઓ થઇ.

**અર્થ—પરીક્ષિત રાજા આગળ પૂછે છે કે-'હે ભગવન્! જેણે મનુષ્યદેહ ધારણ કર્યો હતો, તે શ્રીકૃષ્ણ યાદવોની સાથે, દ્વારકામાં કેટલાં વરસ રહ્યા? તથા ભગવાનને કેટલી સ્ત્રીઓ હતી? [૧૧]**

૧૧ વિવેચન

**यदुपुरी**-યદુપુરી એટલે યાદવોની પુરી–દ્વારકાપુરી.

**मानुषं देहं आश्रित्य**–મનુષ્યદેહ લઇને. એટલે જેણે મનુષ્યદેહ ધારણ કર્યો હતો તે શ્રીકૃષ્ણ. **अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितं** ( ગીતા અ, ૯ ૧૧ ) માં, 'શ્રીકૃષ્ણ' નામ ધારણ કરીને, પ્રભુ મનુષ્ય બન્યા હતા, એવો ભાવ છે.

પાછળ ૭મા શ્લોકમાં શ્રીકૃષ્ણને **मायामनुष्य** કહ્યા છે.

પ્રભુને કેટલી સ્ત્રીઓ થઇ?–એવો પ્રશ્ન પણ પરીક્ષિતે પુછ્યો. તે પ્રશ્નમાં ત્રણ ભાવ જણાય છે કે–(૧) પ્રભુના ઓરડા સુધીની તમામ ખાનગી વાત મને કહેજો. ( શુકદેવજીએ કહી પણ છે.) (૨) બીજો ભાવ એ છે કે–બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ–એ ત્રણે આશ્રમના આધારરૂપ–ગૃહસ્થાશ્રમ–પ્રભુએ જે રીતે ભોગવી દેખાડયો, તે વાત પણ મને કહેજો. (૩) ત્રીજો ભાવ એ છે કે–સ્ત્રી પતિનું અર્ધાંગ છે પતિનો વેદ, ગોત્ર, શાખા વિગેરે પ્રાપ્ત કરીને, સ્ત્રી પતિમાં તદ્રૂપ બને છે. પિતાના ઘરનાં અનેક સુખનો ત્યાગ કરી, સ્ત્રી પતિનાં સુખદુઃખની ભાગીદાર થાય છે. ભાઇઓ, બ્હેનો, દીકરા, દીકરીઓ–મોટાં થઇને, પુરૂષથી વિખુટાં પડે છે; પણ સ્ત્રી મરે ત્યાં સુધી, પતિની છાયામાં વસે છે. કદિ પુરૂષ બીજી સ્ત્રી પરણે છે, પણ ખાનદાન સ્ત્રીને તો, આખી જીંદગીમાં એકજ પતિ હોય છે. એટલે–સ્ત્રી અનન્ય ભાવથી પતિને સેવે છે.

દોહરો—મેરે તો તુમ એક હો, તુમરે ઔર અનેક;
સરોવર હંસા બહોત હે, હંસા સરોવર એક–સીયાવર૦

માછલા વિનાનું જળ હોય, પણ જળ વિનાનું માછલું ન હોય. સ્ત્રીને પતિમાં આવો ઉમદા અનન્ય ભાવ હોવાથી, શ્રીકૃષ્ણ જયારે પુરૂષ બન્યા, ત્યારે અનેક ભકત જીવો, સ્ત્રીરૂપે તેમને સેવવા, અવતાર લઇને આવ્યા.

મીરાં આદિ અનેક સ્ત્રી ભકતો શ્રીકૃષ્ણને પતિ માનીને સેવે છે.

૫૬

'હું તો પરણી મારા પ્રીતમની સંગાત, બીજાનાં મીંઢોળ નહીં રે ધરૂંરે–હું તો પરણી'

વિગેરે વચનો શ્રીકૃષ્ણની પ્યારી મીરાંના છે.

સૂચના—સ્ત્રી ભકતો શ્રીકૃષ્ણને પુરૂષ માનીને, દૈવી સંબંધ જોડે, તે ઉત્તમ પ્રકારનું માનસીક સુખ છે; પણ ગાંડી–બ્હેનો–ઘેલી બ્હેનો–ગુરૂ સાથે–અગર બાવા સાધુ સાથે–સ્ત્રી પુરૂષનો સંબંધ જોડવા પ્રયત્ન કરે, તો પાપની ભાગીદાર થાય છે. દાવાનળનું પાન કરનારા શ્રીકૃષ્ણ જેમ ગોપીઓ સાથે રાસ રમ્યા હતા–અને ક્રીડા કરી હતી, તેમ–ગુરૂ મહારાજ શ્રીકૃષ્ણ બનીને, શિષ્યાઓ સાથે ક્રીડાઓ કરવા લલચાય તો ભયંકર અધર્મ પ્રવર્તે.

હવે બીજી વાત કરીએ-જેમ સ્ત્રી ભકતો શ્રીકૃષ્ણને પતિ માને છે, તેમ પુરૂષ ભકતો પણ, સખી ભાવથી, શ્રીકૃષ્ણને પતિ માને છે. ભાવનુ સ્થાન હૃદય છે-પોશાક નથી. છતાં કેટલાએક સખી ભકતો, સ્ત્રીઓમાં શેળભેળ થવાના હેતુથી, સ્ત્રીનાં કપડાં પહેરીને, સખી બને છે, તે નિંદ્ય કર્મ છે. સખી ભાવનો નમુનો આપું-નરસિંહ મહેતો, સખી ભાવ પ્રાપ્ત કરવા, મહાદેવજીની પ્રાર્થના કરે છે, તે સૌ ભાવથી સાંભળો. ઢોલક-કાંસીજોડા તૈયાર કરો. ભાવથી તાળી પાડીને ગાજો.

રાગ-ગરબો.

મને કૃષ્ણ જોયાના કોડ, સહિયર ચાલોને,
ઉમીયાજીને લાગું પાય, હરિવર આલોને. મને૦

[સૂચના—સાખીના ત્રણ પદ ઉભા રહીને લાંબે સાદે ગાવાં, અને ચોથું પદ પુરૂં કરતાં, તાળી પાડીને, ઠુમકતી ચાલે ફરવું.]

સાખી—દેરે દેરે દીવા કરૂં, અને પુજું શંકર દેવ;
શામળીયો વર પામવારે-હું તો કરૂં શંભુ તારી શેવ-
સહીયર૦ મને૦ ઉમીયાજી૦

સાખી—સાસુ મારી યશોમતિ, સસરો શ્રીનંદલાલ,
કંથ કર્યો મેં કાનુડારે, મારી સાસરી છે ગોકુળ ગામ-
સહીયર૦ મને૦ ઉમીયાજી૦

સાખી—વનવગડામાં હું શોધતીરે, મળીયો શ્રી જુમનાઘાટ,
ધેનુ ચરાવે કાનુડોરે, હું તો જોઇ રહી કાનુડાની વાટ-
સહીયર૦ મને૦ ઉમીયાજી૦ [હવે દર્શન થાય છે?]

સાખી—ખાંધે કાળો કામળો, હસ્ત લકુટીયા ચાર;
હીંડે છે કેવો ફાંકડો રે, કેવો શોભે છે નંદનો કુમાર-
સહીયર૦ મને૦ ઉમીયાજી૦

સાખી—મોરલી બજાવે કાનુડો, જુમના જળ સ્થિર થાય;
પશુપક્ષી નથી બોલતાંરે, જેની મોરલીથી ભાન ભુલાય-
સહીયર૦ મને૦ ઉમીયાજી૦

સાખી—ગોકુળની ગોવાળણી, હિંડે મલપતી ચાલ;
મોહનજી પર મોહી રહીરે-એનું મુખડું છે લાલ ગુલાલ-
સહીયર૦ મને૦ ઉમીયાજી૦

સાખી—ગોકુળની ગોવાળણી, લાવે દહીંને ભાત;
ચોરી ચોરીને ખાય છે રે-કેવો શોભેછે નંદનો કુમાર-
સહીયર૦ મને૦ ઉમીયાજી૦

સાખી—ગાય શીખે ને સાંભળે, શ્રીરાધાજીનો રામ;
તે નર વૈકુંઠ પામશેરે, ગુણગાય નરસૈયો દાસ-
સહીયર૦ મને૦ ઉમીયાજી૦

સાર—સ્ત્રીનો વેશ પહેરવા કરતાં, સખી ભાવ પ્રગટાવવા પ્રયત્ન કરવો, એ ભાવ છે.

**एतदन्यच्च सर्वं मे, मुने कृष्णविचेष्टितम् ।**
**वक्तुमर्हसि सर्वज्ञ, श्रद्दधानाय विस्तृतम् ॥१२॥**

અર્થ—હે સર્વજ્ઞ મુનિ! આ અને આ સિવાય, બીજું જે કાંઈ જાણવા જેવું, શ્રીકૃષ્ણનું ચરિત્ર હોય, તે આપે મને વિસ્તારથી કહેવું જોઇએ, કારણ કે તે વિષયમાં મારે શ્રદ્ધા છે.–તે સાંભળવું મને ગમે છે. [૧૨]

૧૨ વિવેચન—

**મુનિ**–જે મનન કરે તે મુનિ. 'જેને જેની ગરજ–જેની ચાહના–હોય, તેનું તે મનન–ચિંતવન–કર્યા કરે. આપને પરમાત્માની ચાહના છે, તેથી આપ પ્રભુનું ચિંતવન કર્યા કરો છો. તેથી કોઇ વાત આપને યાદ કરવી પડે એમ નથી.' એમ રાજાએ સૂચવ્યું.

**સર્વજ્ઞ**—આપ સર્વજ્ઞ છો, તેથી આપે સાંભળ્યાં હશે, તે સિવાયનાં બીજાં ચરિત્રો પણ આપ જાણતા હશો.

**एतत् अन्यत् च**—આ અને આ સિવાયનાં બીજાં. એટલે તમામ ચરિત્ર મને કહેજો. એકાદ ચરિત્ર પણ રહી ન જાય, એ ભાવ છે.

**विस्तृतम्**—વિસ્તારથી એમ કહેવામાં એ ભાવ છે કે–નવમ સ્કંધ સુધી મેં અનેક વાતો સાંભળી, પણ હજી હું, સાંભળતાં થાક્યો નથી. માટે કોઇ પણ લીલા ટુંકાવી દેશો નહિં.

**श्रद्दधानाय**—શ્રદ્ધાવાળો એવો જે હું તેને-**वक्तुं अर्हसि**-આપે કહેવું ઘટે છે. શ્રીકૃષ્ણ પોતે કહે છે કે—

**श्रद्धावान लभते ज्ञानं, तत्परः संयतेंद्रियः ॥३९॥** [ગીતા અ. ૪]

જેને શ્રદ્ધા હોય તે ગુરૂ સેવામાં તત્પર રહે છે. જે ગુરૂસેવામાં તત્પર રહે છે, તે અનાયાસે પોતાનાં ઇંદ્રિયસુખનો ત્યાગ કરે છે. એવા શ્રદ્ધાવાન પુરૂષને જ્ઞાન મળે છે.

શ્રદ્ધાના ચાર સ્વરૂપ છે. (૧) દૃઢ શ્રદ્ધા (૨) દૃઢ અશ્રદ્ધા. (૩) અંધ શ્રદ્ધા અને (૪) શિથિલ શ્રદ્ધા. આ ચારેમાં દૃઢ શ્રદ્ધાવાળો જીતે છે. દૃઢ અશ્રદ્ધાવાળો નાસ્તિક ગણાય છે અંધશ્રદ્ધાવાળો વિવેકશૂન્ય ગણાય છે. શીથીલ શ્રદ્ધાવાળો પામર ગણાય છે. જેમ ગોળ વિનાનો કંસાર, સ્ત્રી વિનાનો સંસાર,–તેમ શ્રદ્ધા વિનાનો ધર્મ છે. જેઓ ધર્મ સામે જોતા નથી, એટલે જેઓ નાસ્તિક બની ગયા છે, તેમને તો શું કહીએ! પણ જેઓ દેવમંદિરોમાં દર્શન કરે છે, કથાવાર્તા સાંભળે છે. એ પૈસા હોય તો પુણ્યદાન કરે છે. તેથી વધારે સગવડ હોયતો કાશી, હરદ્વાર વિગેરે ઠેકાણે પ્રભુને શોધવા નીકળે છે. તેમને તો અવશ્ય કહીએ. સાંભળો–

જ્યાં સુધી કોઇ સદ્‌ગુરૂમાં શ્રદ્ધા નહિં થાય, ત્યાં સુધી કોઇ દેવમાં શ્રદ્ધા થશે નહિં. પ્રથમ ખત રાખીને સદ્‌ગુરૂ શોધો. શોધ્યા પછી રજગરાનુ છોડી દ્યો. જ્યાં મન માને

---

૧૨ પદચ્છેદઃ—**हे सर्वज्ञ मुने !**–હે સર્વજ્ઞ મુનિ. **एतद्**–આ. **च**-અને. **अन्यत सर्व**-બીજું કાંઇ હોય તે સર્વ. **कृष्णविचेष्टितम्** કૃષ્ણની લીલા. **विस्तृतम्** વિસ્તારથી. **श्रत् धत्त इति श्रद्दधान तस्मै–श्रद्दधानाय**–હું કે જે શ્રદ્ધાવાળો છઉં તેને. **वक्तुम् अर्हसि**–આપે કહેવું ઘટે છે.

ત્યાંજ સ્થિર થઇ જાઓ. પાંચ પાંચ હાથ ઉંડા, ૨૦ કુવા ખોદીએ તો સો હાથ જમીન ખોદી ગણાય, પણ જળનાં દર્શન થાય નહીં, અને એકજ ઠેકાણે વીશ હાથ ઉંડું ખોદાય, તો અવશ્ય જળનાં દર્શન થાય. એકજ ઠેકાણે ઘણુ પડે, તો ગમે એવું સખત લોઢું કપાય, ગમે એવો સખત પથ્થર તુટી જાય. ગુણીકા ઘણી ગુણીયલ ગણાય, પણ અનેકને સેવે, તેથી વેશ્યા કહેવાય. તેમ હરિ તરફ વળનારો ગુણીયલ ગણાય, પણ તેની વૃત્તિ કોઇ ઠેકાણે સ્થિર ન હોય, તો તે રજળતો ગણાય છે. મુકામે પહોંચતો નથી.

પાંચસો ખર્ચીને પારાયણ બેસાડીએ, પણ તે બ્રાહ્મણમાં દૈવીબુદ્ધિ ન કરીએ, તે બ્રાહ્મણ પ્રભુ કરતાં વિશેષ ન સમજાય, ત્યાં સુધી રસ્તામાં રજળવું પડે. મુકામે પહોંચાય નહીં. જેમ વીશ વરસની કન્યાને. પાંચ વરસનો વર નકામો છે-ભારરૂપ છે.-લાજી મરવા જેવો છે; તેમ સાચા મુમુક્ષુને, ધમકાવીને ન કહે એવો ગુરૂ, નકામા છે, ભારરૂપ છે. બ્રાહ્મણ, સાધુ, સદ્‌ગુરૂ વિગેરે જ્યારથી આપણાં ખોટાં વખાણ કરતાં શીખ્યા છે, અને આપણે તે સાંભળી ઠગાયા છઇએ, ત્યારથી ધર્મની વાસ્તવીક પ્રગતિ અટકી છે. ત્યારથી સંતો અને શાસ્ત્રો ધનવાનનાં રમકડાં બન્યાં છે. દેવ મંદિરોમાં પણ, અભીમાની ધનવાનને, ધનના બદલામાં દર્શનની અને પ્રસાદની સગવડ મળી શકે–પણ પ્રભુ મળે નહીં–પ્રભુ તો તેનાથી દૂરજ રહે. કારણ કે—

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ, न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥** [ ગીતા અ. ૧૭ ]

અર્થ—'શ્રદ્ધા વિના જે હોમાય, દાન અપાય, તપ કરાય, અને તે સિવાય બીજું કાંઇ સત્કર્મ થાય, તે સર્વ 'અસત્' કહેવાય છે. તે આલોકમાં અને પરલોકમાં ફળ આપી શકતું નથી.' વિચાર કરી જોજો. દ્રવ્યયજ્ઞના કરતાં જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે. વળી તેમાં મોટા ખર્ચ નથી, ઘણી તકલીફ નથી. તમારી પાસે જે કાંઇ અભિમાન કરવા જેવું છે, જે તમને ભુલા પાડે છે–જે તમને સદ્‌ગુરૂ સેવામાંથી વિમુખ રાખે છે.–જે તમને પ્રભુ સુધી પહોંચવા દેતું નથી. તે સદા તમારૂં નથી. તપાસ કરતાં આવડે તો ખાત્રી થાય કે–મોટા મોટા–ડાહ્યા ડાહ્યા–થોડીવાર બેસીને મૃત્યુના પડદા પાછળ ચાલ્યા ગયા છે. તમારો અમારો પણ વારો આવવાનો છે. માટે જે કરો, તે ભાવથી–શ્રદ્ધાથી કરો. બાકુની મટી જાઓ. બોલો શ્રીકૃષ્ણબળદેવકી જય, હર હર મહાદેવ હર.

અત્યારે યજ્ઞયાગાદિક ઘણે ઠેકાણે થાય છે. રાજભોગ, માનભોગ અને છપ્પનભોગ પણ થાય છે. કથાવાર્તાના મોટા મંડપો પણ બહુ બંધાય છે. વ્યાખ્યાન કરનાર, મોટા વાચસ્પતિ જેવા જણાય છે. પણ ત્યાં–સોએ પંચાણું ઠેકાણે–એ પાંચ કાંધીયા [ધાર્મિક શ્રદ્ધાને હણી નાંખનારા] હાજર રહે છે. કોઇ ધનવાન સ્ત્રીપુરૂષને ત્યાં આવતાં દેખે, તો તુરત પેલા કાંધીયા, તેને ઘેરી લે છે. તેને શ્રદ્ધા હોય કે ન હોય, પણ ગમે તે રીતે તેને શરમાવીને, કાંઇ કઢાવે છે. 'ખેંચ લીયા સો રજત બરાબર.' આ વચનોને પેલા અણસમજુ કાંધીયા ભાઇઓ સમજી શકતા નથી. આવા યજ્ઞમાં દક્ષીણા અગર પ્રસાદના વરસાદ વરસે, પણ તે ધાર્મિક બુદ્ધિથી તજવાં જેવાં છે.

વિચાર કરી જોજો. ઠીક જણાય તો અમારી વાત માનજો. અભિમાની ધનવાનનું

દ્રવ્ય ઉત્તમ સત્કર્મમાં કદિ લવું નહિ. તેમાં બેઉનું બગડે છે. કોઇ રાજી ખુશીથી આપે તે લેવાની ના નથી.

**श्रीकृष्णविचेष्टितम्**—શ્રીકૃષ્ણનું લીલામૃત. **कृष्ण** સંબંધી થોડું કહીએ. **कृषिर्भूवाचकः शब्दो, नश्च निर्वृत्तिवाचकः। तयोरैक्यं परं ब्रह्म, कृष्ण इत्यभिधीयते॥** [ સુબોધિની ] 'કૃષ્'નો અર્થ સત્ અને 'ન'નો અર્થ આનંદ. તે બેનું ઐક્ય થતાં, કૃષ્ણપદનો અર્થ-સદાનંદ પરબ્રહ્મ થાય છે. અન્ય ફળ સાધનને આધિન છે-એટલે સાધન હોય, તો તે ફળ મળે, એવું હોય છે. પણ કૃષ્ણ શબ્દમાં સાધનની અપેક્ષા નથી. એટલે તે સ્વતંત્ર ફળદાતા છે. શ્રીકૃષ્ણ સદ્રૂપ, ચિદ્રૂપ અને આનન્દરૂપ-એટલે સચ્ચિદાનંદરૂપ છે.

'કૃષ્'નો અર્થ ખેડવું એવો લઇએ તો-સર્વત્ર અધર્મ ફેલાઇ જવાથી, ધર્મભૂમિ બીડરૂપ બની ગઇ હતી. શ્રીકૃષ્ણરૂપ મોટા ખેડુતે, દેવોને અને દેવાંશી ભક્તોને, પોતાની સહાયમાં લઇને, તે ધર્મભૂમિ ખેડી નાંખી. નકામા છોડ તથા બોરડીઓને મૂળમાંથી ઉખેડી નાંખી. સદ્ધર્મની સ્થાપના કરી. અર્જુનને ગીતાનો ઉપદેશ કર્યો, અને ઉદ્ધવજીને એકાદશ સ્કંધ સંભળાવ્યો. ગૃહસ્થાશ્રમમાં રહીને ઋષિઓનું સન્માન કર્યું, પોતે ધર્મ પાળ્યો, અને બીજાની પાસે ધર્મ પળાવ્યો.

સત્શાસ્ત્રો, સંતો અને ભક્તો જેમની પ્રસંશા અનેક પ્રકારે કરી રહ્યાં છે, અનેક મંદિરોમાં, અનેક પવિત્ર આશ્રમોમાં, અનેક પવિત્ર ગ્રહોમાં, જેમની આરતી દિવસમાં ત્રણ ચાર વખત ઉતર્યા કરે છે. જેમનાં ગુણાર્વિંદ અનેક ઠેકાણે ગવાયા કરે છે, જેમનો મહિમા જાણવા જતાં, પોતાની અલ્પ બુદ્ધિ ધુંચવાઇ જાય છે. જેમની લીલાઓ પણ અપાર અને અગમ હોય છે. તેમની પ્રસંશા હું કેવી રીતે કરી શકું ! આગબોટ ઉપર કોઇ કોઇ દિવસ મુસાફરી કરનાર, સમુદ્રના રાતાં પીળાં જળ દેખીને ગભરાય છે—ચકરી ખાઇને પડે છે, તેમ માયાના છંદમાં રમનારા, કોઈ કોઇ વખત પ્રભુની લીલા સાંભળવા આવે, તેઓ પ્રભુની અકળ લીલાઓ સાંભળીને જરૂર ભુલા પડે. તેથીજ અત્યારે પણ, ઘણા ડાહ્યા ડાહ્યા વિદ્વાનો, શ્રીકૃષ્ણને પ્રભુ કહેતાં અચકાય છે. કીડીના પગલાના માપથી, જેમ મેરૂ માપી શકાતો નથી, તેમ સામાન્ય બુદ્ધિથી, પ્રભુની પ્રભુતા સમજાય એવી નથી. ગુન્હો પકડવા નીકળેલા પોલીસના ડીટેકટીવો, પ્રથમ તે ઘરના નોકર થાય છે. ધીમે ધીમે તે ઘરમાં પાવરધા થઇ, તે ઘરની યથાર્થ સ્થિતિથી વાકેફ થાય છે. પછી ગુન્હો પકડાય છે. ઘરની માલેક થનારી સ્ત્રીએ, પ્રથમ તે ઘરનાં પુરૂષને પરણવું પડે છે. પરણીને આવ્યા પછી કોઇ પુછે કે—'બ્હેન ! આ ઘર કોનું ?' ત્યારે તે કહે છે કે—'મારૂં-' કૃષ્ણની લીલાઓ જાણવી હોય, તો પહેલાં કૃષ્ણના થાઓ. કેમ કબુલ છે ? ત્યારે કાંસીજોડા, ઢોલક વિગેરે તૈયાર કરો—પદ.

હાંરે હરિ તમે મારા ને હું તમારો, જાણી પોતાનો મને તારોરે— હરિ૦
બાનું તમારૂં માટે શરણેરે રાખો, અવગુણ નવ જોશો મારોરે— હરિ૦
મને તો વ્હાલું હરિ નામ તમારૂં, સંસાર લાગે બધો ખારોરે— હરિ૦
કામ ક્રોધ મારી કેડે પડયા છે, કુડ કપટ મારાં ટાળોરે— હરિ૦

મહેર કરીને મહારાજ પધારો, અંત સમે એક દહાડોરે- હરિ૦
દાસાનુંદાસ કહે ગુરૂજી પ્રતાપે, આવ્યાં કારજ મારાં સારોરે- હરિ૦

[ ઉપલાં પદમાં-' સંસાર લાગે બધો ખારોરે-' એ વાત હું તમને કહું, અને તમે મને કહો. બાકી બીજા કોઇને કહેશો નહીં, કહેશો તો ઘરમાં કજીયો થશે. ] હવે આગળ વધીએ.—

**नैषाऽतिदुःसहा क्षुन्मां, त्यक्तोदमपि बाधते ।**
**पिबन्तं त्वन्मुखांभोज—च्युतं हरिकथामृतम् ॥१३॥**

**અર્થ—પરીક્ષિત રાજા આગળ કહે છે કે-જો કે મેં અન્ન અને જળ છોડી દીધાં છે, તોપણ, ભૂખ અને તરસ જે બીજાઓને અસહ્ય છે, તે મને બીલકુલ અડચણ કરતાં નથી. કારણકે આપના મુખરૂપીચંદ્રમાંથી નીકળતું ભગવાનની કથા રૂપી અમૃત, હું પીધા કરૂં છઉં. [૧૩]**

૧૩ **વિવેચનઃ**—ભૂખ તરસ કેમ ન લાગે ?-મોસમના વખતમાં વેપારીઓને ખાવા પીવાનું ભાન રહેતું નથી. માંડ કરીને જેનો દિકરો પરણ્યો હોય, તે ડોસી ડોસાને ખાવા પીવાનું ભાન રહેતું નથી. માંડ કરીને જેને સ્ત્રી મળી હોય, તે પુરૂષ પણ ખાવા પીવાનું ભૂલી જાય છે. નિર્ધનનો પુત્ર કોઇ રાજાનો દિવાન થયો હોય, તો તે નિર્ધન પિતા, જુવાન બની જાય છે, અને ખાવા પીવાનું સંભારતો નથી. પુત્ર અને પુત્રવધુની વાતો સાંભળવામાં, ઘેલી થએલી સાસુ, કલાકોના કલાક દાદરમાં ઉભી રહે છે; અને ભૂખ તરસને ભુલી જાય છે. બાળક રમતમાં ખાવા પીવાનું ભૂલે છે. જુવાન સ્ત્રી સંગમાં, ખાવા પીવાનું ભૂલે છે; અને વૃદ્ધ વ્યવહારમાં ખાવા પીવાનું ભૂલે છે. એમ અનેક ઠેકાણે ખાવા પીવાનું વીસરાય છે ખરૂં-પણ ભગવદ્દગુણાનુવાદ સાંભળવામાં, એવો રસ પડે; ત્યારે સત્કર્મનાં ફળ પાક્યાં, એમ સમજવું. શ્રીરામ લક્ષ્મણને કહે છે.

ચોપાઇ—મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્દ ગદ્દ ગીરા નયન બહ નીરા;
કામ આદિ મદ દંભ ન જાકે, તાત નિરંતર વશ મેં તાકે.

[ મોક્ષવાણી પાનુ ૩૩ ]

શ્રીરામ નારદજીને સંતનાં લક્ષણ કહે છે—ચોપાઇ.

ગાવહિ સુનહિ સદા મમ લીલા, હેતુ રહિત પરહિત રત શીલા;
સુન મુનિ સાધુનકે ગુણ જે તે, કહી ન શકહિ શારદ શ્રુતિ તે તે.

માટે પરીક્ષિત રાજા ભુખ તરસના દુઃખને તજીને, પ્રભુ ગુણાર્વિંદ સભળે છે.

---

૧૩ પદચ્છેદઃ—**त्यक्तं उदकं येन सः त्यक्तोदः तम् इति माम्** હું કે જેણે જળનો-**अपि**-પણ-ત્યાગ કર્યો છે, અને **तव मुखांभोजात् च्युतं हरिकथामृतं पिबतं इति माम्**-હું કે જે આપના મુખકમળમાંથી ઝરતા હરિકથારૂપી અમૃતનું પાન કરી રહ્યો છઉં તેને. **एषा अतिदुःसहा क्षुत्**-બીજાથી સહન ન થઇ શકે એવી આ ભુખ. **न बाधते**-અડચણ કરતી નથી.

**मुखाम्भोजात् च्युतं**—'અંભોજ'નો સામાન્ય અર્થ 'કમળ' થાય છે; પણ અમૃત તો ચંદ્રમાંથી દ્રવે છે, કમળમાંથી દ્રવતું નથી, માટે અંભોજનો અર્થ-અહીં 'ચંદ્ર' કરવો. '**अब्जो जैवातृकः सोमः**' એવું કોશમાં પણ કહ્યું છે.

**हरिकथामृतं**—પ્રેમ ભરી સ્ત્રીના મુખમાંથી દ્રવતાં વચનો, વ્હાલા પતિને અમૃત તુલ્ય લાગે છે. વાણીયાને સીત્તેર વરસે પ્રાપ્ત થએલા-પુત્રનાં વચનો, અમૃત તુલ્ય લાગે છે. ધનના ભુખ્યાને ધનના લાભનાં વચનો અમૃત તુલ્ય લાગે છે, માન ભુખ્યાને માનનાં વચનો, અમૃત તુલ્ય લાગે છે, વિગેરે. ઉપલાં દૃષ્ટાંતોમાં 'પોતાને ગમતાં વચનો, અમૃત તુલ્ય લાગે છે,' એમ કહ્યું; પણ '**कथामृतं**—કથાનાં વચનો તો, પોતેજ અમૃત છે,' એમ આ શ્લોકમાં કહે છે. જે અમર કરે તે અમૃત. જેનું પાન કર્યા પછી, મોત પ્રાપ્ત ન થાય, તે અમૃત. કથામૃતનું પાન કરનારાને પણ મોત તો આવે છે, ત્યારે કથાનાં વચનોને અમૃત કેમ કહ્યાં ? તે સંબંધમાં કહેવાનું કે—

**देहिनोऽस्मिन्यथा देहे, कौमारं यौवनं जरा ।**
**तथा देहांतरप्राप्तिर्-धीरस्तत्र न मुह्यति ॥१३॥** [ગીતા અ. ૨]

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે-આ દેહમાં જીવાત્માને, જેમ બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા નક્કી પ્રાપ્ત થાય છે, તેમ દેહ પડયા પછી, પાછો બીજો દેહ પણ નક્કી પ્રાપ્ત થાય છે; માટે ધીર પુરૂષે 'દેહ મરતાં, પોતે મુવો' એમ સમજવું નહિ.

સાર-ભગવદ્ કથામૃત મનુષ્યને ધીર બનાવે છે. મૃત્યુના ભયમાં નિર્ભય બનાવે છે.

જે અમૃત પીધા પછી, માણુસો અમર બને છે-એટલે-દેવ બને છે, તે અમૃતના કરતાં પણ, કથામૃત ઉત્તમ છે—સાંભળો—

**परीक्षिते कथां वक्तुं सभायां संस्थिते शुके ।**
**सुधाकुंभं गृहीत्वैव, देवास्तत्र समागमन् ॥१४॥**
**शुकं नत्वावदन्सर्वे, स्वकार्यकुशलाः सुराः ।**
**कथासुधां प्रयच्छस्व, गृहीत्वैव सुधामिमाम् ॥१५॥**
**एवं विनिमये जाते, सुधा राज्ञा प्रपीयताम् ।**
**प्रपास्यामो वयं सर्वे, श्रीमद्भागवतामृतं ॥१६॥**
**क्व कथा क्व सुधा लोके, क्व काचः क्व मणिर्महान् ।**
**ब्रह्मरातो विचार्यैवं, तदा देवाञ्जहास ह ॥१७॥** [ભા. મહાત્મ્ય અ. ૧]

'પરીક્ષિત મૃત્યુના ભયથી કથામૃત સાંભળવા બેઠો છે,' એમ સમજી, તેને અમર કરવાના હેતુથી દેવો તેને માટે અમૃતનો કુંભ લાવ્યા. તે કુંભ આપીને કથામૃતનું પાન કરવાની દેવોએ ઇચ્છા કરી. તેના જવાબમાં શુકદેવજીએ હસીને કહ્યું કે-'કયાં કાચ અને કયાં મોટો મણિ ! તેમ કયાં કથામૃત અને કયાં તમારૂં અમૃત.' [દેવો અમર છે, છતાં પુણ્ય ક્ષીણ થતાં, દેવો સ્વર્ગમાંથી ખરી પડે છે. કથામૃતનું પાન કરનારા પુનર્જન્મ પામતા નથી.]

યાદ રાખજે કે-આ સંસારમાં અનેક મળે, પણ કથા કહેનાર, કથા સાંભળનાર અને કથા-એ ત્રણ મળવાં મુશ્કેલ છે. તેમાં પણ-કથા કહેનાર અને કથા સાંભળનાર,

ભગવદ્ આવેશવાળા મળવા દુર્લભ છે. જેમ ઘણી સેવાથી ઉછેરેલો આંબો ફળે છે, ત્યારે હમેશાં રસરોટલીનાં જમણ થાય છે; તેમ ઘણી સેવાથી પ્રસન્ન થએલા ગુરૂ, જ્યારે ફળે છે—કથા કરે છે; ત્યારે હમેશાં અમૃતનું પાન થાય છે.

આખા દિવસમાં દશ ઠેકાણે કથા સાંભળતા હશો, પણ વાસ્તવિક નફો કેમ પ્રાપ્ત થતો નથી, તે કદિ વિચાર કરો છો? કયાં બગડયું છે, તે કદિ તપાસો છો? હજી ચેતી જાઓ, તો બાજી હાથમાં છે. બોલો શ્રીકૃષ્ણચંદ્રદેવકી જય—હર હર મહાદેવ હર. દ્વારકાંધીશકી જય—મોરમુગટવાલેકી જય.

શુકદેવજીના હૃદયમાં શ્રીકૃષ્ણલીલામૃતનો સમુદ્ર ભર્યો છે, પણ તે પરીક્ષિતની માગણીની—શ્રદ્ધાની—અપેક્ષા રાખે છે. આંબો ઉગવા ખુશી છે, પણ તે ઉગાડનારની અપેક્ષા રાખે છે. પરીક્ષિતે ૧ થી ૧૩ શ્લોકો કહીને, શુકદેવજીને રીજવ્યા. હવે આગળ વધીએ.

**एवं निशम्य भृगुनंदन साधुवादं, वैयासकिः सभगवानथ विष्णुरातम् ।**
**प्रत्यर्च्य कृष्णचरितं कलिकल्मषघ्नं, व्याहर्तुमारभत भागवतप्रधानः ॥१४॥**

અર્થ:—સુત પુરાણી શૌનક રૂષિને કહે છે કે—'હે શૌનક મુનિ, વૈષ્ણવોમાં મુખ્ય એવા શુકદેવજીએ, ઉપર પ્રમાણે, પરિક્ષિતનો ઉત્તમ પ્રશ્ન સાંભળીને, પરીક્ષિત રાજાનાં વખાણ કર્યા, અને કળીયુગના દોષને મટાડનારી, ભગવાનની લીલા—કથા—કહેવાનો તેમણે આરંભ કર્યો. [૧૪]

૧૪ વિવેચન—

સુત શૌનક સંવાદ—શુકદેવજીએ જે કથા, પરીક્ષિતને સંભળાવી, તે કથા સુત પુરાણીએ ભ્રગુકુળમાં ઉત્પન્ન થએલા શૌનકાદિ ઋષિઓને નૈમિષ્યારણ્યમાં સંભળાવી. આ ૧૪ મો શ્લોક સુતે શૌનકને કહ્યો હતો.

**एवं निशम्य**—સુત શૌનકને કહે છે કે—આજ્ઞાંકિત—પુત્રનાં વચનો, જેમ પિતા શાંતિથી સાંભળે; તેમ ઉત્તમ અધિકારી શ્રોતાનાં—પરીક્ષિતનાં—વચનો, શ્રીશુકદેવજીએ શાંતિથી સાંભળ્યાં.

**साधुवादं**—તે 'કૃષ્ણચરિત્ર'નું વિશેષણ છે. સાધુ એટલે શ્રેષ્ઠ—જીવનું કલ્યાણ કરે એવો; અને 'વાદ' એટલે 'પ્રશ્ન.'

**वैयासकिः सभगवान—**' વૈયાસકિઃ ' એટલે વ્યાસના પુત્ર. વ્યાસ ભગવાનનો અંશાવતાર ગણાય છે. તેના પુત્રને સુત પુરાણી '**सभगवान्**' કહે છે. એટલે જેના હૃદયમાં સદા ભગવાન્ બીરાજે છે એવા—અથવા—જેને પ્રભુ ઘણા વ્હાલા છે એવા—શુકદેવજી.

---

૧૪ પદચ્છેદઃ—**भृगुनंदन**—હે શૌનક! **भागवतेषु प्रधान भागवतप्रधानः**—વૈષ્ણવોમાં મુખ્ય એવા. **व्यासस्य अपत्यं पुमान् वैयासकिः इति सभगवान्**—શુકદેવજીએ. **एवं**—એ પ્રમાણે. **साधुवादं—समीचीनं प्रश्नं निशम्य**—ઉત્તમ પ્રશ્ન સાંભળીને. **अथ**—પછી. **विष्णुरातं प्रत्यर्च्य**—પરીક્ષિતના પ્રશ્ન શા [illegible]. **कले कल्मषाणि हन्ति इति कलिकल्मषघ्नं**—કળીયુગના દોષોને મટાડનાર. **कृष्णचरितम्**—કૃષ્ણ ચરિત્ર. **व्याहर्तुम् आरभत**—કહેવાનું શરૂ કર્યું.

**न मे विदुः सुरगणाः, प्रभवं न महर्षयः ॥ २ ॥** [ગીતા અ. ૧૦] મારી ઉત્પત્તિ ને દેવો તથા મહર્ષિઓ પણ જાણતા નથી.' એમ શ્રીકૃષ્ણ બોલ્યા છે, ત્યારે શુકદેવજી કેવી રીતે જાણશે? તેના જવાબમાં-' સભગવાન્ ' શબ્દ એમ પણ સૂચવે છે કે-પરીક્ષિતના પ્રશ્નનો ઉત્તર આપવા, શુકદેવજીના હૃદયમાં પ્રભુ હાજર થયા છે.

**भागवतोत्तमः**--ભક્તોમાં મુખ્ય. તે પણ શુકદેવજીનું વિશેષણ છે. અત્યાર સુધી-અનેક વિદ્વાનો, ભક્તો, જ્ઞાનીઓ જેની પ્રશંસા કરે છે, તે પુરુષ ભક્તોમાં શ્રેષ્ઠ ગણાય, તે વાત વ્યાજબી છે. નાભા ભક્તે ભક્તમાળ બનાવ્યા પછી, તે માળાનો મેરૂ બનાવવા તે ભક્તોમાં ભક્તપ્રધાન-ભાગવતપ્રધાન-કોને બનાવવા, તેનો વિચાર કર્યો. ઘણા વિચારને પરિણામે, તે પદ-પ્રભુના પ્રેમમાં પલળેલા-ભક્તિના રંગમાં રંગાએલા-તુળસીદાસજીને આપ્યું. તુળસીદાસજીની વાણી-તુલસીકૃતરામાયણ-જગપ્રસિદ્ધ છે. આવા પ્રભુના પરમ લાડીલા-ભક્તો-નાં લક્ષણ કેવાં હશે? એવો પ્રશ્ન થાય, તો સાંભળો—

**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च ॥**
**निर्ममो निरंकारः, समदुःखसुखः क्षमी ॥१३॥**
**संतुष्टः सततं योगी, यतात्मा दृढनिश्चयः ॥**
**मय्यर्पितमनोबुद्धिर्-यो मे भक्तः स मे प्रियः ॥१४॥**
**यस्मान्नोद्विजते लोको, लोकान्नोद्विजते च यः ॥**
**हर्षामर्षभयोद्वेगैर्-मुक्तो यः स च मे प्रियः ॥१५॥**
**अनपेक्षः शुचिर्दक्षः, उदासीनो गतव्यथः ॥**
**सर्वारंभपरित्यागी, यो मद्भक्तः स मे प्रियः ॥१६॥**
**यो न हृष्यति न द्वेष्टि, न शोचति न कांक्षति ॥**
**शुभाशुभपरित्यागी, भक्तिमान्यः स मे प्रिय ॥१७॥**
**समः शत्रौ च मित्रे च, तथा मानापमानयोः ॥**
**शीतोष्णसुखदुःखेषु, समः संगविवर्जितः ॥१८॥**
**तुल्यनिंदास्तुतिर्मौनी, संतुष्टो येन केनचित् ॥**
**अनिकेतः स्थिरमतिर्-भक्तिमान्मे प्रियो नरः ॥१९॥**
**ये तु धर्म्यामृतमिदं, यथोक्तं पर्युपासते ॥**
**श्रद्धाना मत्परमा, भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥**

[ગીતા અ. ૧૨.]

આ શ્લોકોનો અર્થ કરવામાં ન રોકતાં, તેને મળતું તુલસીદાસજી બોલ્યા છે, તે સંભળાવું—જુઓ મોક્ષવાણી પાનું ૪૮-ચોપાઇ-

સુનો સખા નિજ કહૌં સ્વભાઉ, જાન ભુશુંડી શંભુ ગિરિજાઉ;
જો નર હોય ચરાચર દ્રોહી, આવે સભય શરણતકી મોહી.
તજિ મદ મોહ કપટ છલ નાના, કરૌં સદ્ય તેહિ સાધુ સમાના;
જનની જનક બંધુ સુત દારા, તન ધન ભુવન સુહદ પરિવારા.

સબકી મમતા ત્યાગ બટોરી, મમ પદ મનહિ બાંધી બટી દોરી:
સમદર્શી ઇચ્છા કછુ નાંહિં; હર્ષ શોક ભય નહિં મનમાંહિ.
અસ સજ્જન્ મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે.
તુમ સરિખે સંત પ્રિય મોરે, ધરૌં દેહ નહિં આન નિહોરે.

જુઓ મોક્ષવાણી પાનું ૩૮ અને પાનું ૬૯. ત્યાં પણ ભક્તોનાં લક્ષણ બતાવ્યાં છે; પણ હવે બસ. આટલામાંથી લ્યો તો ઘણું છે. ચૌટામાં જોયું ઘણું, પણ ખરીદ્યું કાંઇ નહિં– તેના જેવું તમારામાના ઘણાં કરે છે. એટલે–સાંભળે છે ઘણું, પણ કાંઇ પાળતા નથી. સાજાતાજા છો, ત્યાં સુધી તો ઠીક. પરીક્ષા વખતે–મોત વખતે–અકળામણ થશે. પાળે તેનો ધર્મ, મારે તેની તલવાર. સાસુએ વહુને ઘણો ઠપકો દીધો. વહુએ તે ઠપકો સાંભળી લીધો. સાસુ ઉઠીને દૂર ગયાં, ત્યારે વહુએ કહ્યું કે—' એ તો મારી સાસુને ટેવ પડી છે.' એવું ન કરશો.

**प्रत्यर्च**–' ઉપલા પ્રશ્ન માટે પરીક્ષિતનાં વખાણ કરીને.' તેમાં એવો પણ ભાવ છે કે–જે વાત પરીક્ષિતને ગમે છે, તે વાત શુકદેવજીને પણ ગમે છે. એટલે તે બેઉ એક મતના છે.

**विष्णुरातः**—શ્રીકૃષ્ણે જેની ગર્ભમાં રક્ષા કરી હતી તે પરીક્ષિત. આ વાત પરીક્ષિતે આગળ છઠ્ઠા શ્લોકમાં કહી છે. તેનું પુનરાવર્તન કરવામાં, એવો ભાવ જણાય છે કે–જેમ વક્તા 'સભગવાન્' છે, તેમ શ્રોતા પણ વિષ્ણુનો લાડીલો છે. જેમાં ભગવદ્ભાવ પ્રગટયો હોય, એવા શ્રોતાવક્તાનો સંવાદ અવશ્ય સાંભળવા યોગ્ય છે. ગર્ભમાં જેણે રક્ષણ કર્યું, તે પ્રભુને દેહત્યાગ વખતે ભજીને–તેના ગુણાર્વિંદ સાંભળીને–મુક્તિ પ્રાપ્ત કરવી જોઇએ, એવો ભાવ પણ સમજાય ખરો.

**कालेकल्मषं**—તે પણ ' કૃષ્ણ ચરિત્ર ' નું વિશેષણ છે–તેનો અર્થ–' કલિયુગના પાપને નાશ કરનારું '–થાય છે. સુતપુરાણી શૌનકને કહે છે કે–'આ સંવાદે પરીક્ષિતનું જ કલ્યાણ કર્યું, એમ નથી, પણ કલિ–યુગના જીવોનું પણ આ સંવાદ શ્રવણદ્વારા કલ્યાણ કરશે.' કલિયુગમાં દેશ, કાળ દ્રવ્ય કર્તા, મંત્ર અને કર્મ, યથાર્થ ફળ દેઇ શકતાં નથી. માટે કળિ- યુગમાં ભગવદ્ ગુણાર્વિંદના જેવું, એકે સબળ સાધન નથી.

ચોપાઇ—ઇહ કલિકાલ ન સાધન દૂજા, યોગ યજ્ઞ જપ તપ વ્રત પૂજા;
રામહિ સુમરિય ગાઇય રામહિ, સંતત સુનિય રામગુણ ગ્રામહિ.

[ મોક્ષવાણી પાનું ૯૬ ]

દયારામભાઇ ગાય છે કે—
પ્રેમ સહિત શ્રીકૃષ્ણનું, કથા કીર્તન જ્યાં નિત થાય;
કોટિ તિરથ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય;
ન્હાયો તે માટે પવિત્ર પ્રમાણું, તે વિના સર્વને સુતકી જાણું
જીવતાં શબ સરખાં સહુ તેહ, ભૂતળ ભાર કર્યો ધરી દેહ.

સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ.

નરસિંહમહેતા પ્રભાતિયામાં ગાય છે કે—

સકળ તિરથ શ્રીકૃષ્ણ કીરતન કથા, હરિ તણાં દાસ જ્યાં હેતે ગાયે;
કૃષ્ણ કીરતન વિના નર સદા સુતકી, વિમળ કીધે વપુ શુદ્ધ ન થાએ.
બોલો શ્રીદ્વારકાંધીશકી જય—હવે આગળ વધીએ.
૧૫ મા તથા ૧૬ મા શ્લોકમાં શુકદેવજી પરીક્ષિત રાજાની પ્રશંસા કરે છે—

**श्रीशुक उवाच-**

**सम्यग्व्यवसिता बुद्धिस्-तव राजर्षिसत्तम ।**
**वासुदेवकथायां ते, यज्जाता नैष्ठिकी मतिः ॥१५॥**

**અર્થ—શુકદેવજી કહે છે કે–હે ઉત્તમ રાજર્ષિ ! ભગવાનની કથા સાંભળવાની આપને દઢ ઈચ્છા થઇ છે, તેથી જણાય છે કે–આપની બુદ્ધિ રૂડે પ્રકારે સ્થિર છે–સ્વસ્થ છે. [૧૫]**

૧૫ વિવેચન—'શુક' નામ કેવી રીતે પડયું? પંદરમા શ્લોકને મથાળે—**श्रीशुक उवाच** ' છાપેલું છે. ત્યારે 'શુક' કોણ ?–' **वैयासकिः**–વ્યાસના 'પુત્ર' એમ આગળ ૧૪ મા શ્લોકમાં કહ્યું છે. 'શુક' શબ્દનો સામાન્ય અર્થ 'પોપટ' થાય છે. તે નામ વ્યાસજીના પુત્રને, કેવી રીતે પ્રાપ્ત થયું, તે વાત સાંભળો—(આ કથા મહાભારતના શાંતિ પર્વના ૩૨૪ મા અધ્યાયમાં છે) એક દિવસ અગ્નિ ઉત્પન્ન કરવા માટે, શ્રીવેદવ્યાસ એ અરણીના કકડાને ઘસતાં હતાં. તે વખતે ઘૃતાચી નામની અપ્સરા વ્યાસની દૃષ્ટિએ પડી. તેને જોઇ વ્યાસ વહ્વળ થયા. અપ્સરા પોપટીનું રૂપ લઇને ત્યાં ફરવા લાગી. તેટલામાં વ્યાસનું વીર્ય અરણીથી પ્રગટેલા અગ્નિમાં પડયું. તે અગ્નિમાંથી તુરત મહા તપસ્વી બાળક પ્રગટયો. શુકી (પોપટી)ને જોવાથી, વીર્ય પડયું, અને તેમાંથી બાળક પ્રગટયો, માટે બાળકનું નામ 'શુક' પાડયું. (આ કથા દેવી ભાગવતમાં પણ છે.) ગુણલક્ષણથી દેવ બન્યા, તેથી 'શુકદેવ' કહેવાયા. ગંગાજીએ સ્ત્રીરૂપ ધારણ કરીને, તેમને સ્નાન કરાવ્યું. શુક માટે દંડ તથા કૃષ્ણમૃગચર્મ આકાશમાંથી પડયાં. જન્મ થતાં ગંધર્વો ગાવા લાગ્યા. દેવો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. મહાદેવજી તથા પાર્વતીજીએ આવી, વિધિપૂર્વક ઉપનયન સંસ્કાર કર્યો–વિગેરે.

**व्यास त्वदीय तनयः, शुकवन्मनोज्ञं ॥**
**ब्रूते वचो भवतु, तच्छुक एव नाम्ना ॥** [બ્રહ્મવૈવર્તપુરાણ]

શ્રીહરિ વેદવ્યાસને કહે છે કે–'હે વ્યાસ! તમારો પુત્ર પોપટ સરખું મનોહર વાક્ય બોલે છે, તેથી તેનું નામ શુક પડશે.'

---

૧૫ પદચ્છેદ:—**हे राजर्षिसत्तम !**–હે ઉત્તમ રાજર્ષિ ! **तव बुद्धिः सम्यक् व्यवसिता**–તમારો વિચાર બહુ સારો છે. **यत्**–કારણકે. **वासुदेवकथायां**–વાસુદેવની કથામાં. **ते–तव मतिः**–તારી બુદ્ધિ. **नैष्ठिकी जाता**–શ્રદ્ધાવાળી થઇ.

શુકદેવજી મહાન્ યોગી, મહાન્ જ્ઞાની અને મહાન્ ભક્ત છે. શાંતિપર્વમાં ૨૩૧માથી ૨૫૫મા અધ્યાય સુધીમાં, અનેક ધાર્મિક વિષયો ઉપર, વ્યાસ શુકનો સંવાદ છે. તેજ પર્વમાં ૩૨૧થી ૩૩૩ સુધીના અધ્યાયોમાં, શ્રીશુકદેવજીનું ચરિત્ર છે. તે બધું ભલે વાંચીએ, પણ શ્રીમદ્ ભાગવતમાં, શુકદેવજીની જે છટા છે—જે જલક છે—તે ક્યાંઇ નથી.

**राजर्षिसत्तमः**—'રાજા' અને 'ઋષિ' એવા બે શબ્દો તેમાં છે. 'રાજા' લૌકિક ધર્મમાં પ્રીતિ રાખે છે, અને 'ઋષિ' વૈદિક ધર્મમાં પ્રીતિ રાખે છે. લૌકિક અને વૈદિક બેઉ ધર્મમાં પ્રીતિ રાખે તે 'રાજર્ષિ' કહેવાય છે. [**सत्** એટલે પરમાત્મા.] લૌકીક અને વૈદિક બેઉ ધર્મમાં પ્રીતિ રાખવા ઉપરાંત, ભગવદ્ ગુણાર્વિંદ સાંભળવા જ્યારે તે લલચાય, ત્યારે તે પુરૂષ 'રાજર્ષિસત્ કહેવાય છે. તે પુરૂષોમાં પણ, જે ઉત્તમ હોય, તે 'રાજર્ષિસત્તમ' કહેવાય છે. પરીક્ષિતને 'રાજર્ષિસત્તમ' શા માટે કહ્યું, તેનો ખુલાસો આ શ્લોકમાંજ છે, તે સાંભળો.

**सम्यक्**—' સમ્યક્ ' એટલે ' રૂડે પ્રકારે'—'બહુ સારી રીતે ' સવારથી સાંજ સુધીમાં, આપણે અનેક કામ કરીએ છઇએ: પણ—' તે કામ ' સમ્યક્ ' કરવું જોઇએ—રૂડે પ્રકારે કરવું જોઇએ,' એવું સૌ સમજે છે, પણ ઘણાજ થોડા ભાઇઓ, તે પ્રમાણે કરી બતાવે છે. વિલાયતથી બે તોલા દવાની એક શીશી આવે છે, પણ તેનું પેકીંગ, દવા બનાવનારનું નામ ઠામ, તે દવા કોને કામની છે, તથા જેને કામની છે, તેણે એક દીવસમાં, કેટલીવાર અને કેવી રીતે, તે દવા લેવી, વિગેરે તમામ સુચનાઓ, તે શીશી ઉપર જોવામાં આવે છે. તે કામ સમ્યક્ ગણાય છે. રાંધવું એ સ્ત્રીઓનું કર્તવ્ય છે, છતાં કેટલી એક બ્હેનો રાંધે છે ખરી, પણ રોતી અને કકળતી. ભણવું એ વિદ્યાર્થીઓની ફરજ છે, પણ ઘણા—મોટા ઉમરના—બાળકો, રમત ગમતમાં જેટલો આનંદ લે છે, તેટલો આનંદ ભણવામાં લેતા નથી. ધંધામાં ગુંથાએલા પણ—પાંચ પચીસ દિવસ ઠીક ઠીક દોડે છે, પછી ઢીલા ઢફ. અરે કથા વાર્તામાં તપાસો, તો ત્યાં પણ, પાંચ દિવસ રંગ જણાય છે, પછી—ઠીકાઠીક—'થાય છે. જવાય છે.' દાળ કરનાર, સમ્યક્—રૂડેપ્રકારે—દાળ ન કરે, તો—તે દાળ ખારી—મોળી—તીખી—દુણાઇ ગએલી—વિગેર દોષ તેમાં જણાય છે. સમ્યક્—રૂડે પ્રકારે તૈયાર કરેલી દાળમાં, એવા દોષ હોતા નથી. તાત્પર્ય જે કામ કરો તે સમ્યક્—રૂડે પ્રકારે કરતાં શીખો.

આ શ્લોકમાં સમ્યક્‌નો સંબંધ, ' વ્યવસિતા બુદ્ધિ ' ની સાથે છે. રૂડે પ્રકારે જેની બુદ્ધિ વ્યવસ્થિત—દ્દઢ—થઇ હોય, તે બુદ્ધિ અવશ્ય પરમાત્માને પ્રાપ્ત કરી આપે છે.

**तव बुद्धिः सम्यक् व्यवसिता**—શુકદેવજી કહે છે—' હું તને ' રાજર્ષિસત્તમ ' કહું છઉં, તેનું કારણએ છે કે—તારી બુદ્ધિ રૂડે પ્રકારે વ્યવસ્થિત છે. એટલે સ્થિર છે. જેની બુદ્ધિ સ્થીર હોય તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. સ્થિર બુદ્ધિ વિના, કોઇ સામાન્ય લૌકિક કાર્ય પણ સારૂં થતું નથી, ત્યારે તેનાથી મોંઘામાં મોંઘો મોક્ષ તો, કેવી રીતે પ્રાપ્ત થાય ! નજ પ્રાપ્ત થાય. મોક્ષપ્રાપ્તિમાં, સ્થિર બુદ્ધિ મુદ્દાનું સાધન છે, માટે તેનું વિવેચન સાવધાનતા પૂર્વક સાંભળો.

સ્થિતપ્રજ્ઞ પુરૂષનાં લક્ષણ કહું, તે પહેલાં બુદ્ધિનો અને પરમાત્માનો શો સંબંધ છે,

તે કહ્યું-ઇંદ્રિયો કરતાં મન પ્રબળ છે, મન કરતાં બુદ્ધિ પ્રબળ છે. અને-**बुद्धेः परतस्तु सः** [ગીતા અ. ૩-૪૨]-બુદ્ધિથી આત્મા શ્રેષ્ઠ છે. જેમ તોફાની સાગરને તરવા માટે, નૌકાની જરૂર છે; તેમ તોફાની સંસારને તરવા માટે બુદ્ધિની જરૂર છે. જેવી રીતે જેવી તેવી નૌકાનો આશરો લેનારો મુસાફર, સાગરને સામે પાર પહોંચી શકતો નથી, પણ સાગરમાં બુડી મરે છે; તેમ જેવી બુદ્ધિવાળો પુરૂષ, એટલે અવ્યવસ્થિત બુદ્ધિવાળો પુરૂષ, સંસાર સાગરને સામે પાર-**परां शांतिं**-મોક્ષને પહોંચવાને બદલે, અધવચમાં રખડી મરે છે, અનેક પુનર્જન્મો પેદા કરે છે.

સાર—સંસાર સાગર તરવાને તૈયાર થએલા પુરૂષે-મુમુક્ષુએ-પ્રથમ તો પોતાની બુદ્ધિ વ્યવસ્થિત કરવાની જરૂર છે. અવ્યવસ્થિત બુદ્ધિવાળો પુરૂષ મંદિરનો પુજારી હોય, અગર મોટો માહાત્મા બનીને પુજાતો હોય, તો પણ તેને મોક્ષથી ઘણું છેટું રહેવું પડે છે.

આટલું સમજ્યા હો તો સ્થિતપ્રજ્ઞ પુરૂષનાં લક્ષણો શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે તે સાંભળો.

**प्रजहाति यदा कामान्-सर्वान्पार्थ मनोगतान ॥**
**आत्मन्येवात्मना तुष्टः, स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥**
**दुःखेष्वनुद्विग्नमनाः, सुखेषु विगतस्पृहः ॥**
**वीतरागभयक्रोधः, स्थितधीर्मुनिरुच्यते ॥५६॥**

**यः सर्वत्रानभिस्नेहस्-तत्तत्प्राप्य शुभाशुभम् ॥**
**नाभिनंदति न द्वेष्टि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥**
**यथा संहरते चायं, कूर्मोऽगानीव सर्वशः ॥**
**इंद्रियार्णींद्रियार्थेभ्यस्-तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥**

**विषया विनिवर्तंते, निराहारस्य देहिनः ॥**
**रसवर्जं रसोऽप्यस्य, परं दृष्ट्वा निवर्तते ॥५९॥**
**यततो ह्यपि कौंतेय, पुरुषस्य विपश्चितः ॥**
**इंद्रियाणि प्रमाथीनि, हरंति प्रसभं मनः ॥६०॥**
**तानि सर्वाणि संयम्य, युक्त आसीत मत्परः ॥**
**वशे हि यस्येंद्रियाणि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥**

**ध्यायतो विषयान्पुंसः, संगस्तेषूपजायते ॥**
**संगात्संजायते कामः, कामात्क्रोधोऽभिजायते ॥६२॥**
**क्रोधाद्भवति संमोहः, संमोत्स्मृतिविभ्रमः ॥**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो-बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥**
**रागद्वेषवियुक्तस्तु, विषयानिंद्रियैश्चरन् ॥**
**आत्मवश्यैर्विधेयात्मा, प्रसादमधिगच्छति ॥६४॥**

ભાવાર્થ-હે અર્જુન ! જ્યારે સત્યાસત્યનો વિવેક સમજીને, (અનિત્ય પદાર્થો માટે થએલી), મનમાં રહેલી સર્વ કામનાઓને તજી દે છે, અને પોતે પોતામાં સંતોષ માને છે, ત્યારે તે પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. (૫૫). દુઃખ દેખીને ગભરાતો નથી. સુખમાં જેને સ્પૃહા

નથી. રાગ, ભય, અને ક્રોધ જેના છૂટી ગયા હોય છે, એવો મનનશીલ પુરૂષ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. (૫૬) જે પુરૂષ સર્વ પદાર્થોમાં આસક્તિથી રહિત હોય છે. શુભ અને અશુભ પ્રાપ્ત થાય, છતાં જેને હર્ષ શોક થતાં નથી, તેની બુદ્ધિ સ્થિર ગણાય છે. (૫૭) કાચબો જેમ ભય દેખીને ચારે કોરથી પોતાના અંગોને સમેટી લે છે; તેમ મનુષ્ય જ્યારે, સર્વ ઇંદ્રિયોને વિષયો તરફથી ખેંચી લે છે; ત્યારે તેની બુદ્ધિ સ્થિર ગણાય છે. [૫૮] નિરાહારી પુરૂષોના વિષયો છૂટે છે, પણ વિષયોમાંથી વાસના છૂટતી નથી. સ્થિર બુદ્ધિવાળા પુરૂષને તો, પરં આનંદરૂપ પરમાત્માને પામીને, વિષયવાસના નાશ પામે છે. (૫૯) એ પ્રમાણે હે કૌંતેય! માત્ર ઇંદ્રિયોને રોકવાથી, ગમે તેવા વિદ્વાન પુરૂષના મનને પણ, મસ્તાની ઈંદ્રિયો, પરાણે વિષયો તરફ ખેંચી જાય છે. [૬૦] માટે યોગીએ સર્વ ઇંદ્રિયોને સંયમમાં રાખવા ઉપરાંત, ચિત્તવડે મારામાં પરાયણ રહેવુ જોઇએ. આ પ્રમાણે જેની ઈંદ્રિયો, મન સહિત વશ થઇ હોય છે, તેની બુદ્ધિ સ્થિર ગણાય છે. [૬૧] જે પુરૂષ વિષયોનું ચિંતવન કરે છે, તેને વિષયોમાં આસક્તિ થાય છે. આસક્તિ વધતાં વિષયોમાં કામના જામે છે; અને કામનામાં જો કોઇ અડચણ આવે, તો ક્રોધ ઉત્પન્ન થાય છે. [૬૨] ક્રોધ વધતાં મોહ પ્રગટે છે, મોહ વધતાં શુભાશુભ ભુલી જવાય છે, અને ભ્રમ ઉપજે છે, ભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે. બુદ્ધિનો નાશ થતાં, પુરૂષનો પણ નાશ થાય છે. [૬૩] પરંતુ જેના રાગદ્વેષ શમી ગયા હોય છે, જેનું મન વશ હોય છે. એવો પુરૂષ તો સ્વાધીન ઈંદ્રિયોવડે, વિષયોને ભોગવે છે, તોપણ શાંતિ પામે છે–પરમ પદને પામે છે. [૬૪] વિગેરે—

તાત્પર્ય—બુદ્ધિ સ્થિર થયા વિના, બુદ્ધિથી જે પર છે, તેમાં સ્થિતિ થતી નથી. અત્યારે ભગવદ્ પ્રાપ્તિ માટે, પ્રયત્ન કરનારા ઘણા જોવામાં આવે છે; પણ તેઓની ચિત્ત વૃત્તિ કોઇ ઠેકાણે સ્થિર જોવામાં આવતી નથી. પરિણામે–" તેઓ વ્હેલા ઉઠયા અને ભૂલા પડયાં ' જણાય છે. ઘરમાં બેસીને એક પતિને સેવનારી વાઘરણ પતિવ્રતા કહેવાય છે, અને ઠેક ઠેકાણે રખડતી નાગરાણી પતીત ગણાય છે. ઇશ્વરને પામવાનું દ્વાર ગુરૂ છે; માટે પ્રથમ તો જ્યાં ઠીક જણાય, ત્યાં–સદ્‌ગુરૂ પાસે–સ્થિર થઇ જાઓ. જેમ વેસ્યાને પતિનો તોટો નહીં; એમ રખડતા મુમુક્ષુને સદ્‌ગુરૂનો તોટો નહીં.

**नैष्ठिकी रतिः**—દૃઢ પ્રીતિ. આ સંસારમાં જન્મે છે ત્યાંથી મરે ત્યાં સુધીમાં, અગર સવારથી સાંજ સુધીમાં, મનુષ્ય અનેક ઠેકાણે પ્રીતિ કરે છે: પણ દૃઢ પ્રીતિ તો કોઇ ઠેકાણેજ કરે છે. દૃઢ પ્રીતિ દૃઢ વિચાર વિના સંભવતી નથી-ઉત્પન્ન થતી નથી. જીવને સદા સ્વાર્થમાં રમવાનો સ્વભાવ હોવાથી, તે સંસારમાં–સ્વાર્થ જેટલીજ–દૃઢ પ્રીતિ કરી શકે છે. પરમાર્થમાં પ્રીતિ થાય, તોજ, ભગવાનમાં અને ભગવાનનાં ભક્તોમાં દૃઢ પ્રીતિ થાય. બેસતા વરસને દિવસે, ભલે ભગવાનના દર્શન કરવા જાય, પણ તેને જેટલી જોડામાં પ્રીતિ છે, એટલી દર્શનમાં પ્રીતિ નથી. પ્રસાદના પડીયા વહેંચાતા હોય, તો પ્રસાદમાં જેટલી પ્રીતિ છે, એટલી પ્રીતિ પ્રભુમાં નથી. સ્ત્રીનું કહ્યું માને છે, તેટલું ગુરૂનું કહ્યું માનતો નથી. સ્ત્રી પુત્રાદિકને જેટલાં કીંમતી–ઉપયોગી માને છે, તેટલા કીંમતી–ઉપયોગી, તે સંતને માનતો નથી. યાદ

રાખને કે-એ પૈસાના ઘીમાં પોળની ચોરાશી નહિં થાય. તાંબાના સિક્કા ગમે તેવા ચળકતા હશે, પણ તેની કીંમત મહોરના જેટલી નહિં ઉપજે. તમને જેમાં અત્યારે ઘણી પ્રીતિ છે, એવી પ્રીતિ તમારે અન્ય અવતારોમાં પણ, તેમાં હતી. તે મામલો નવાઇ જેવો નથી. અમે અને તમે, અને વચ્ચે આ શાસ્ત્ર-એ નવાઇ જેવો મામલો છે. જેમ દેવતાની ચીનગારી ઉપર મોરણ [ છાણાનો ભુકો અગર લાકડાનાં છોડીયાં ] મુકી, પછી તેને ફુંક મારીને, ધીમે ધીમે મોટો ભડકો કરવામાં આવે છે. તેમ અત્યારે-આ કાર્યમાં-આપને જરા સરખી પ્રીતિ હોય, તો સત્સગરૂપી મોરણ મુકજો, અને આપનાં પોતાનાં ઉત્સાહ અને ખંતરૂપી ફુંક મારજો. જરૂર પ્રભુ ચરણમાં પ્રીતિ સુદ્દઢ થશે.

**वासुदेवकथा**—વસુદેવના પુત્ર તે વાસુદેવ-તે શ્રીકૃષ્ણ 'વ્યાપીને જે રહ્યા છે, તે વાસુદેવ,' એવો તેનો અધ્યાત્મ અર્થ પણ છે. **वासुदेवस्य मोक्षार्थत्वात् तत्संबंधि यत्किंचिद्वस्तु तत् पावनमेव ॥ तत्राऽपि कथा**-[ સુબોધિની ]. વાસુદેવ શબ્દનો અર્થ મોક્ષ થાય છે, તેથી મોક્ષ સૂચક વાસુદેવ સંબંધી જે જે વસ્તુ હોય, તે અન્યને પવિત્ર કરીને મોક્ષ આપે છે. તેમાં પણ-વાસુદેવની કથા તો સર્વ વસ્તુઓમાં શ્રેષ્ઠ ગણાય છે. શ્રી કૃષ્ણે ( વાસુદેવે ) મામાને માર્યો વિગેરે લૌકીક નજરે દોષ ગણાય. તે દોષ છે કે નહીં ? તેનું સમાધાન પણ વાસુદેવની કથામાંથી થાય છે. આવા શ્રેષ્ઠ કાર્યમાં જેને દઢ મતિ થાય છે, તે પુરૂષ-પરીક્ષિત્-પણ અનાયાસે શ્રેષ્ઠ ગણાય છે.

**वासुदेवकथाप्रश्नः, पुरुषांस्त्रीन्पुनाति हि ।**
**वक्तारं प्रच्छकं श्रोतृंस्-तत्पादसलिलं यथा ॥१६॥**

અર્થ—હે ભાગ્યશાળી રાજા ! ગંગાજળ જેમ ત્રણે લોકને પવિત્ર કરે છે, તેમ ભગવાનની કથા સંબંધી પ્રશ્ન પણ, કહેનાર-પુછનાર-તથા સાંભળનાર-એ ત્રણેને ચોક્કસ રીતે પાવન કરે છે. [૧૬]

૧૬ વિવેચનઃ—

**वासुदेवकथाप्रश्नः**—અર્થ 'વાસુદેવની કથાનો પ્રશ્ન.' **वासुदेवकथा**—વાસુદેવની કથા કેટલી પવિત્ર છે'-તે વાત ગયા શ્લોકના વિવેચનમાં આપણે જણાવી છે. તે કથા સંબંધી પ્રશ્ન કેટલો પવિત્ર છે, તે વાત આ શ્લોકમાં છે.

**दुर्लभं त्रयमेवैतद्-देवानुग्रहहेतुकम् ॥**
**मनुष्यत्वं मुमुक्षुत्वं, महापुरुषसंश्रयः ॥३॥** ( દેહનિરૂપણ. )

પ્રાણીઓમાં મનુષ્યનો દેહ દુર્લભ, તે દેહ પ્રાપ્ત થયા પછી, મોક્ષની ઇચ્છા થાય, તે

---

૧૬ પદચ્છેદ:—**यथा**-જેવી રીતે. **तस्य पादसलिलं तत्पादसलिलं**-ગંગાનું જળ ( ત્રણ લોકને પાવન કરે છે તેમ ) **वासुदेवस्य कथायाः प्रश्नः**-શ્રી કૃષ્ણની કથાનો પ્રશ્ન **वक्तारं पृच्छकं श्रोतन् इति त्रीन् पुमान्**-કથા કહેનાર, કથાનો પ્રશ્ન કરનાર, અને કથા સાંભળનાર એમ ત્રણ પ્રકારના પુરૂષોને **हि**-ચોક્કસ રીતે. **पुनाति**-પવિત્ર કરે છે.

દુર્લભ છે અને તે ઇચ્છા થયા પછી, એવા સદ્‌ગુરૂ મળે, તે પણ દુર્લભ. આ ત્રણે પરમાત્માની કૃપા વિના એકઠાં થતાં નથી.

મનુષ્ય સવારમાં ઉઠે, ત્યારથી રાત્રે સુવે-ત્યાં સુધીમાં, અનેક વાતચિત કરે-અનેક પ્રશ્ન કરે; પણ શ્રેયનો પ્રશ્ન કરતાં ભાગ્યેજ જોવામાં આવે. મા, બાપ, ભાઇ બ્હેન, એક રસોડે જમે-એકજ ધંધો કરે-એકજ મંદિરે દર્શને જાય-પણ 'મારૂં કઇ રીતે કલ્યાણ થાય?' એવો પ્રશ્ન કરતા કદિ જોવામાં આવે છે? સાધુ સંત મળે, તેમને પણ, 'બાપજી! શું ખાશો? અને શું ભેટ આપું?' એટલાજ પ્રશ્ન થતા સંભળાય છે. વિશેષ નહિં. સાધુ સંત અને બ્રાહ્મણો પણ, એટલા માટેજ-લૌકીક સુખના લાભ માટેજ, આપણા ઘર સુધી દોડયા આવતા જણાય છે.

શ્રોતાવક્તાની નિવૃત્તિ વિના, આવા પ્રશ્ન કદિ થતા નથી. માટે વરસમાં બે પાંચ દિવસ નિવૃત્ત થતાં શીખો. સંસારનો ભાર ઉતારી, સાધુવૃત્તિ ધારણ કરી-શ્રવણ દિક્ષા લઇ-કોઇ નિવૃત્તસ્થાનમાં, કોઇ નિવૃત્ત સદ્‌ગુરૂને શરણે જતાં શીખો.

દૃષ્ટાંત—ત્રાવણકોર રાજના એક રાજકુમારે, બ્રહ્મવિદ્યાનો મહિમા બહુ સાંભળ્યો, તેથી તેને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ, તે બાબતમાં સત્પુરૂષોની સલાહ લેતાં, તેના જાણવામાં આવ્યું કે 'બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે, પ્રથમ પોતે નિવૃત્ત થવું, પછી નિવૃત્ત સ્થાનમાં, નિવૃત્ત સદ્‌ગુરૂને શરણે જવું.' સત્પુરૂષોએ વિશેષમાં એમ પણ જણાવ્યું કે-'નિવૃત્ત સ્થાન હિમાલય છે, અને નિવૃત્ત સદ્‌ગુરૂનો સમાગમ ત્યાં થશે.' રાજકુમારે ત્યાં જવા માટે માતાપતાની આજ્ઞા માગી. પિતાએ કહ્યું-'હે પુત્ર! મદ્રાસ, કલકત્તા, કાશી, હરદ્વાર અનેક ઠેકાણે-વેદ વાચસ્પતિ-બ્રહ્મનિષ્ઠ-વેદાંતનિષ્ઠ-યોગનિષ્ઠ ઘણા પુરૂષો છે. તમે પસંદ કરો, તેમને અહીં તેડાવીએ-જે માગે તે ભેટ આપીએ; અને તમ તેમની પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરો. તમે હિમાલય જવું રહેવા દ્યો.' પુત્રને પિતાની સલાહ ગમી નહીં. પુત્રનો દૃઢ આગ્રહ જોઇ, માતા પિતાએ પુત્રને રજા આપી. મહેલમાંથી નીકળવા વખતે, પુત્ર પોતાની સ્ત્રીને મળવા ગયો. સ્ત્રીએ પુષ્પની માળા રાજકુમારને પહેરાવી, હાથ જોડીને પ્રાર્થના કરી-'હે નાથ! આપના વિયોગમાં મને દુઃખ તો થશેજ, પણ મનુષ્ય જીંદગીના અતિ ઉત્તમ લાભ માટે આપ પ્રયાણ કરો છો, તેમાં મારે કોઇપણ પ્રકારે અંતરાય કરવી ઘટતી નથી. માત્ર એટલુંજ કહું છઉં કે-આપ જે કરવા જાઓ છો, તે કરી શકવાના નથી.'

રાજકુમાર—હે સ્ત્રિ! એમ કેમ કહે છે?

સ્ત્રી—હું ખરૂં કહું છઉં.

રાજકુમાર—તે વાત મને કારણ સહીત કહે.

સ્ત્રી—'જુઓ! આપ રાજકુમાર છો. મોજમજામાં ઉછર્યા છો, દુઃખ દેખ્યું નથી, આપને સેવાભાવ આવડતો નથી. (સંતોની) સેવા વિના, બ્રહ્મવિદ્યારૂપી મેવો મળે એમ નથી. વળી અહીં જે સાધુ સંતો દેખાય છે, તેમની કીંમત હોય છે. હિમાલયમાં રહેનારા સંતો, અમૂલ્ય હોય છે. જે ચીજની કીંમતી હોય, તે ચીજ કીંમત ચુકવે પ્રાપ્ત થાય છે. પણ-જે ચીજ અમૂલ્ય હોય, તે પ્રાપ્ત થવી મુસ્કેલ છે. અહીંના સાધુ સંતો તમારી ખુશામત કરી, તમને પ્રસન્ન રાખવા સદા તત્પર હોય છે. હિમાલયના નિઃસ્પૃહ સંતોને, તમારી

પરવા હોતી નથી. માત્ર દઢતા અને સેવાનો બહોળો ઉપયોગ થાય, તોજ તેઓ વશ થાય છે. તે નાણું તમારી પાસે નથી. જે અનન્ય ભાવથી–જે દઢતાથી–અને જે સેવાથી, હું આપને સેવું છઉં, તે અનન્ય ભાવ, તે દઢતા અને તે સેવા, જો આપની પાસે હોય, તો આપનો આંટો સફળ થશે.' [મુમુક્ષુએ સ્ત્રી જેટલો, અનન્યભાવ શીખવાની ખાસ જરૂર છે.]

રાજકુમારે આ વાત સાંભળી તો ખરી, પણ તે વાત તેને ટાયલાં જેવી–નકામી–લાગી. 'બહુ સારૂં' કહી, રાજકુમાર ત્યાંથી વિદાય થયો. તે હરદ્વાર થઇને વ્યાસચટ્ટી પહોંચ્યો. 'ત્યાં પાસેના વનમાં કોઇ મહાત્મા છે,' એમ સાંભળી, ત્યાં તેમને મળવા ગયો. મહાત્મા તેને આવતો દેખી, આંખો બંધ કરી–સમાધીમાં બેસી ગયા. બે ત્રણ કલાક સુધી રાજકુમાર ત્યાં બેસી રહ્યો, પણ મહાત્માએ આંખો ઉઘાડી નહીં. રાજકુમાર થાકીને ચાલ્યો ગયો. બીજે દિવસે ફરી ત્યાં ગયો. તે વખતે પણ આગલા દિવસ જેવું જ બન્યું. આમ પાંચ દિવસ આંટા ફેરા થયા. મહાત્માની આ રીતભાત દેખી, તેને ઘણો કંટાળો આવ્યો. તે વખતે તેને પોતાની સ્ત્રીની શીખામણ યાદ આવી. તે શીખામણે તેનો કંટાળો શમાવ્યો અને ઉત્સાહ આપ્યો. આ પ્રમાણે બીજા છ દીવસ આંટાફેરા ખાધા, પણ મહાત્માની સાથે વાતચીત કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થયો નહીં. રાજકુમાર ફરી કંટાળ્યો. સ્ત્રીની શીખામણ પુન: યાદ આવી. સ્ત્રીનો અનન્ય ભાવ યાદ આવ્યો, સ્ત્રીની દઢતા અને સેવા ધર્મ બેઉ નજર આગળ ખડાં થયાં. તે યાદ કરી; ઉત્સાહ અને ખંતથી, પોતાના મનને પ્રફુલ્લીત કર્યું. સૂર્ય ઉગે તે પહેલાં ભોજનાદિથી પરવારી, સાયંકાળ સુધી, ખડે પગે, મહાત્માની સાનિધ્યમાં, શ્રીકૃષ્ણ નામનો જપ શરૂ કર્યો. બરાબર નવમે દિવસે, દસવાગે મહાત્માએ આંખ ઉઘાડી–પુછ્યું–'ભાઇ! કેમ આવ્યા છો?' રાજકુમાર–'મારૂં કલ્યાણ કરવા.' સંત–'તારી દઢતા જોઇને રાજી થયો છઉં.' રાજકુમાર–'આ દઢતા મારી પોતાની નથી. પણ મારા પ્રયાણ સમયે–મારી સ્ત્રીએ આપેલી આ દઢતા છે.' સંત–'કાંઇ ફીકર નહિં. હવે અહીં મુકામ કર. ખાવાપીવાનું અહીં પુષ્કળ છે. સેવાધર્મથી તારી બુદ્ધિ નિર્મળ કર, કારણ કે— ,

**निर्ममो निरंकारः, स शांतिमधिगच्छति।**

અધિકાર વિના આપેલી વસ્તુ નિષ્ફળ જાય છે, તું પ્રથમ મમતાથી અને અહંકારથી–રહિત થા.

જળ અને પ્રકાશથી પ્રસન્ન થએલાં પુષ્પનાં વૃક્ષો, જેમ સુંદર–સુગંધીદાર–પુષ્પો આપી શકે છે, તેમ દઢતા અને સેવાથી પ્રસન્ન થએલા મહાત્માઓ, બ્રહ્મવિદ્યાસૂચક શબ્દો–ઉપદેશ–આપી શકે છે. આ પ્રમાણે કરવાથી. રાજકુમારને પ્રશ્ન કરવાનો અધિકાર પ્રાપ્ત થયો.

[હિમાલય સુધી જવું સહેલું નથી. માટે જ્યાં આપનું મન માને ત્યાં, નિવૃત્ત થઇને, બે પાંચ દિવસ જતાં શીખો.] વિચાર કરી જોજો–દઢતા અને સેવાની સીલક તપાસી જોજો. મંદિરે દર્શને જાઓ છો, ત્યાં પણ જરા વાર હોય, તો તુરત દઢતાનો ભંગ કરીને, દર્શનને પડયાં મેલીને, નાસો છો. કથામાં જાઓ છો, ત્યાં પણ જરા વાર હોય, તો

બહારથી જ ચાલ્યા જાઓ છો. પ્રશ્ન પુછાવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે પણ, બીલકુલ વિચાર કરતા નથી. યોગ્યતાનો વિચાર કરતાં શીખશો, તો અવશ્ય લાભ થશે.

**यथा तत्पादसलिलं**—જેવી રીતે પ્રભુના ચરણનું જળ. એટલે-જેવી રીતે ગંગા-જળ. **त्रीन् पुनाति**—સ્વર્ગલોક, મૃત્યુલોક અને પાતાળલોક-એમ ત્રણ લોકને પાવન કરે છે. અથવા ઉત્તમ મધ્યમ અને કનિષ્ટ એમ ત્રણે પ્રકારના લોક, ગંગાને કાંઠે આવીને, પોતાના મેલનો ત્યાગ કરે છે. જેવી ભાવના તેવુ ફળ પ્રાપ્ત કરે છે.

તથા તે પ્રમાણે-**वक्तारं प्रच्छकं श्रोतॄन् त्रीन पुमान पुनाति**-વક્તા, પ્રશ્ન કરનાર અને શ્રોતાઓ, એમ ત્રણ પ્રકારના પુરૂષોને [ **हि**-ચોકસપણે ] વાસુદેવની કથાનો પ્રશ્ન પવિત્ર કરે છે.

શંકા-ઉપર 'ચોકસપણે પવિત્ર કરે છે,' એમ કહ્યું છતાં-સોએ નેવું ટકા-શ્રોતા, વક્તા, ભગવદ્કથાથી પવિત્ર થવાને બદલે, કથા સાંભળ્યા પછી, શઠ જેવા થઇ જાય છે, તેનું કેમ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય. ઘી અને દુધ પૌષ્ટિક છે છતાં, ઘી-દુધ ખાનારો દુબળો થતો જાય, ત્યારે ખાનારમાં કાંઇક દોષ છે, એમ સિદ્ધ થાય છે. સુર્ય ઉગ્યો છતાં ફાંફાં મારે, ત્યારે તેની આંખોમાં કાંઇક દોષ છે, એમ સિદ્ધ થાય છે. પુત્ર જુવાન થયો છતાં, બે પૈસા કમાતો નથી. ત્યારે તેથી બુદ્ધિમાં કાંઇ દોષ છે, એમ સિદ્ધ થાય છે-વિગેરે.

આ પ્રશ્ન મોક્ષના પાયા રૂપ છે, માટે તે સંબંધી અવશ્ય વિચાર કરવો ઘટે છે.

વક્તા—શ્રોતા ઘણા હોય, પણ વકતા તો સભામાં એકજ હોય. શ્રોતા સૌ નીચે બેસે, અને વકતા પુલપીટ-પાટ-ઉપર બીરાજે. શ્રોતા સામાન્ય ગણાય, અને વકતા પુજ્ય-શ્રેષ્ઠ-વંદનીય-ગણાય છે. રાજા રાણા અગર ધનવાન્, પોતાના ધન યૌવનનું તાન તજીને, શ્રોતાઓની સેવા કરે છે. સ્ત્રીઓ માતા પિતા અને પતિ કરતાં પણ, વિશેષ પુજ્ય બુદ્ધથી, શ્રોતાનો સત્કાર કરે છે. પંચમ જયોર્જ દિલ્હીના તખ્ત ઉપર બેસવા પધાર્યા, ત્યારે પણ-દરેક ધર્મના આચાર્યોને પ્રથમ નમ્યા હતા. જડભરતના ધાર્મિક-માર્મિક વચનો સાંભળી, રહુગણ રાજા પાલખીમાંથી નીચે ઉતરી પગે લાગ્યા હતા. કપિલનો ઉપદેશ સાંભળી, દેવહુતિ માતા, પોતાનું માતાપણું વીસરી જઇ, શિષ્યા બની હતી. શ્રીકૃષ્ણનાં ધાર્મિક માર્મિક વચન સાંભળી, રણધીર અર્જુન-ભાઇપણું-બનેવીપણું-સંબંધીપણું-વિસરી જઇ, બોલ્યો હતો કે—**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नं** ॥ [ ગીતા અ ૨. ] હું આપનો શિષ્ય છઉં, હું આપને શરણે આવ્યો છઉં, મને આપ ઉપદેશ કરો.'

> **सखेति मत्वा प्रसभं यदुक्तं, हे कृष्ण-हे यादव-हे सखेति ॥**
> **अजानता महिमानं तवेदं, मया प्रमादात् प्रणयेन वापि ॥४१॥**
> **तस्मात्प्रणम्य प्रणिधाय कायं, प्रसादये त्वामहमीशमीड्यम् ॥**
> **पितेव पुत्रस्य सखेव सख्युः, प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥**

જેમ સ્ત્રી પોતાની પ્રતિષ્ઠા-દેહાભિમાન લજ્જા વિગેરેનો ત્યાગ કરીને, પતિમાં તદ્રૂપ થાય, તેમ શ્રોતાએ પોતાપણું ભૂલીને-દેહાભિમાન તજીને-વક્તામાં તદ્રૂપ થવું જોઇએ. જેમ ધનવાનનું સેવન અનેક નિર્ધનો કરે છે; તેમ દૈવીસંપત્તિયુકત વકતાનું સેવન, અનેક મુમુ-

ક્ષુઓએ કરવું જોઇએ. તાત્પર્ય—જેમ ધનવાનને સેવીને, નિર્ધનો તેની પાસેથી દ્રવ્ય ગ્રહણ કરે છે, તેમ દૈવી સંપત્તિયુક્ત વકતાને સેવીને, શ્રોતાઓએ તેમની પાસેથી દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવું જોઇએ. જ્યાં ધન નથી ત્યાં સેવકો નથી—જ્યાં ગોળ નથી, ત્યાં માખીઓ નથી. એ પ્રમાણે જ્યાં દૈવી સંપત્તિઓ નથી, ત્યાં શ્રોતાઓ નથી.

કડવી દવા, ભલે રોગને ત્વરાથી હઠાવે, પણ તે દવા પીનારાં ઘણાં ઓછાં હોય છે, અને મીઠી દવા, ભલે લાંબે કાળે ફાયદો કરે, પણ તેનું પાન કરનારાં ઘણાં હોય છે. ધનવાન્, ઇર્ષ્યાખોર અને પ્રમાદી મનુષ્યો, સાધનસંપન્ન ગુરૂનાં વચનો સહન કરી શકતાં નથી. ધીમે ધીમે તેઓ ત્યાંથી દૂર ખસતા જાય છે. યાદ રાખજો કે—સોડામાં બાફ્યા વિના, અને પછી ધોકે ધોકે ધોયા વિના, કપડાં સાફ થતાં નથી. ખારણીયામાં ખાંડયા વિના ડાંગરના ફોતરાં ખસતાં નથી. કાંટા જેવી સોયના ગોદા ખાધા વિના, કાંટો નિકળતો નથી. તેમ નિસ્પૃહ સદ્‌ગુરૂનાં કડવાં—પણ પરિણામે ફળ આપે એવાં—વચનો સાંભળ્યા વિના, ભવ રોગ મટે એમ નથી.

પણ આપણે તો, પાશેર ઘીમાં મણનો શીરો કરવો છે, તેનું કેમ? તે શીરામાં મીઠાશ કયાંથી હોય! જેમ શીરાના ટાટમાં ફરતી કડછી, શીરાના સ્વાદને સમજતી નથી, તૃપ્ત થતી નથી, પણ ઉલટી અજીઠી થાય છે; તેમ કામ, ક્રોધ અને લોભથી ઘેરાએલાં શ્રોતા વકતા કથામાં હાજર રહે છે ખરાં, પણ કથાના રસને ઓળખી શકતાં નથી. કથા સાંભળીને ઉલટાં કઠણ હૃદયનાં થાય છે.

**वाग्वैखरी शब्दझरी, शास्त्रव्याख्यानकौशलम् ।**
**वैदुष्यं विदुषां तद्वद्, भूक्तये न तु मुक्तये ॥५८॥** [દેહનિરૂપણ.]

કોઇ વકતા બોલવામાં ઘણા કુશળ હોય, ગંગાના ધોધ જેવી તેમની વાણી હોય, અને ઘણાજ વિદ્વાન હોય, પણ હૃદયમાં ભગવદ્‌ભાવ ન હોય, તો તે તમામ—માત્ર આ જગતમાં તેમની વાહ વાહ માટે છે. તેમને શાલદુશાલા મળે છે; પણ તે સાધનો તેમની મુક્તિ માટે ઉપયોગી થતાં નથી. (૫૮)

માત્ર સ્વાર્થ માટેજ સંપ્રદાયોમાં ઘુસનારા સાધુ બ્રાહ્મણોનાં હૃદય ચીમળાઇ ગયેલાં પુષ્પ જેવાં છે. તેમાંથી વાસ્તવ ધર્મની સુગંધ પ્રાપ્ત થઇ શકતી નથી. સ્વાર્થ માટેજ ધનવાનોને ત્યાં ધક્કા ખાઇને, કથા વાર્તા કરનારા વક્તાઓની પણ એજ સ્થિતિ છે.

વક્તાઓને દાનદક્ષણા આપવાની ના નથી, ધારો તેના કરતાં વધારે આપો; પણ તેમને તમારા આશ્રિત—ઓશીયાળા—લાચાર—સમજીને ન આપો. તેમને તમારા પુજ્ય—તારક-ધર્મરક્ષક સમજીને આપો. સોએ પંચાણું ટકા સાધુ, બ્રાહ્મણો પોતાનું ગૌરવ ચૂકી ગયા છે. જો તેઓને પ્રભુનો ભરોંસો હોય, તો આશ્રિત થઇને, ઓશિયાળા થઇને, સેવક થઇને, તેઓએ કદી દાન દક્ષણા લેવી નહિં.

તાત્પર્ય—માત્ર ધન માટે કથા કરનારાને ધન મળે, અને પ્રભુ માટે કથા કરે, તેમને પ્રભુ મળે.

પ્રશ્ન કરનાર—પ્રશ્ન કરનારે સેવા અને દ્રઢતાથી ગુરૂ મહારાજને પ્રસન્ન કર્યા પછી, દંભરહિત થઇને, પ્રશ્ન કરવો જોઇએ. તેમાં જેટલી કચાસ, એટલી તેના ફળમાં કચાસ.

**શ્રોતા—ऋणमोचनकर्तारः, पितुः सन्ति सुतादयः ॥**
**बन्धमोचनकर्ता तु, स्वस्मादन्यो न कश्चन ॥५१॥**
**मस्तके न्यस्तभारादेर्-दुःखमन्यैर्निवार्यते ।**
**क्षुधादिकृतदुःखं तु, विना स्वेन न केनचित् ॥५२॥**
**पथ्यमौषधसेवा च, क्रियते येन रोगिणा ॥**
**आरोग्यसिद्धि दृष्टाऽस्य, नान्यानुष्ठितकर्मणा ॥५३॥** [ દેહનિરૂપણ ]

ભાવાર્થ—શ્રોતાએ યાદ રાખવું ઘટે છે કે-જો કાંઇ દેવું પોતે આપી શકશે નહિં, તો તે દેવું તેના પુત્રો-અગર તેના વારસો આપશે. અને છેવટમાં નિર્વંશી મીલ્કત જપ્ત કરનાર સરકાર પણ-તે દેવું ચૂકવશે. એટલે ગમે તે લૌકીક દેવાદારને દેવામાંથી મુકત કરશે; પણ સંસારના બંધથી—ઋણથી-મુક્ત કરનાર, પોતા સિવાય બીજો કોઇ નથી. [સંસાર બંધન તોડવા માટે કોઇને ભાડે રાખી શકાશે નહિં. [શહેરના કીલ્લા સાચવવા રાજા મોટા લશ્કરને રોકી શકશે, પણ પોતાના આંખ કાન દ્વારા પેસી જતા ચોરોને રોકવા, પોતા સિવાય કોઇ શકિતમાન નથી. યાજ્ઞવલ્કય કહે છે કે-' હે ગાર્ગિ ! ભવ બંધનમાંથી મુકત થવા જેણે પ્રયત્ન ન કર્યો, તેના જેવો કોઇ કંગાલ-કૃપણ-નથી.'] (૧) બીજા શ્લોકનો ભાવાર્થ એ છે કે-માથે ઉપાડેલા ભારના દુઃખની નિવૃત્તિ માટે, તે ભાર કોઇને આપી શકાય, પણ ભુખનું દુઃખ આપણે પોતે જમીએ, ત્યારેજ મટે-બીજો કોઇ જમે, તેથી આપણી ભૂખ ભાંગે નહિં. તેમ ભવબંધનનું દુઃખ, આપણા પોતાના પ્રયત્ન વિના મટે એવું નથી. (૨) ત્રીજા શ્લોકનો ભાવાર્થ એ છે કે-જે માંદો પડયો હોય, તેણે પોતેજ દવા પીવી જોઇએ, અને તેણે પોતેજ પથ્ય પાળવું જોઇએ. તેને બદલે તેની સ્ત્રી પુત્રાદિક દવા પીએ, અગર પથ્યપાળે, તો તેથી માંદાનો રોગ મટતો નથી. તે પ્રમાણેજ સંસારના બંધનને તોડવાની ઇચ્છા રાખનારે-રાજા હોય કે પ્રજા હોય-ગરીબ હોય કે ધનવાન હોય-સ્ત્રી હોય કે પુરૂષ હોય-બ્રાહ્મણ હોય કે ચાંડાળ હોય-બાળક હોય કે વૃદ્ધ હોય-તો પણ-પોતેજ પ્રયત્ન કરવો જોઇએ.

આ કાર્ય કેવું ?—આ સંસારમાં ચાલીસ-પચાસ અગર સાઠ વરસ, આપણો મુકામ થાય, તે દરમિયાન આપણે અનેક કાર્ય કરીએ, પણ જ્યાં સુધી આ કાર્ય ન થાય, ત્યાં સુધી બધાં કાર્ય નકામાં છે. આ કાર્યવિના, નાક વિનાની સુંદરીના જેવો મનુષ્યાવતાર શોભે છે.

ભૂલ-આ સંસારમાં અવતરીને, મનુષ્ય પોતાની જીંદગી દરમિયાન, અનેક ભૂલો કરે, પણ આ ભૂલ જેણે કરી, તે અબજો દેતાં પણ સુધરે એવી નથી.

સત્કર્મ—આ સંસારમાં અવતરીને, વાવ કુવા દાન દક્ષણા વિગેરે સત્કર્મ કરીએ, પણ જે કર્મ કરવાથી શ્રીહરિ રીજે, એવું કર્મ ન થયું, તો તે તમામ સત્કર્મ મોક્ષદાતા નથી, જુઓ-મોક્ષ વાણી પાનુ ૭૯ ચોપાઇ.

જપ તપ મખ શમ દમ વ્રત દાના, વિરતિ વિવેક યોગ વિજ્ઞાના;
સબ કર ફલ રઘુપતિ પદ પ્રેમા, તેહિ બીનું કોઉ ન પાવે ક્ષેમા.

લાભ હાનિ—મનુષ્યાવતારમાં અનેક લાભ અને અનેક હાનિ પ્રાપ્ત થાય-પણુ-ચોપાઇ-વાણી પાનુ ૮૬

લાભ કિ કછુ હરિ ભક્તિ સમાના, જેહિ ગાવહિ શ્રુતિ સંત પુરાના;

હાનિ કી જગ ઇહિસમ કછુ ભાઇ, ભજીય ન રામહિ નરતનુ પાઇ.

સંબંધીઓ-જ્ઞાતીમાં, આશ્રમમાં, ધંધામાં અને રમતગમતમાં-જ્યાં જઇએ ત્યાં, સંબંધીઓ પ્રાપ્ત થાય છે. તે તમામ સંબંધીઓના કાર્યનું, નિરીક્ષણુ કરતાં આવડે, તો તેમાંથી એ સાર નીકળે કે-તે તમામ-ભવબંધનમાં બાંધનારા છે, પણુ ભવબંધનમાંથી મુક્ત કરનાર નથી. આ વિષયમાં તેથી જરા ઉંડા ઉતરીને જોઇએ તો જણાય છે કે-આવા લોકીક સંબંધીઓ મનુષ્ય સિવાયના બીજા અવતારોમાં પણુ પ્રાપ્ત થાય છે. ત્યારે સાચા સંબંધી કોણુ ?-ભવબંધનમાંથી મુક્ત કરનાર શાસ્ત્રો અને સદ્દગુરૂ છે. તે અલૌકિક સંબંધી છે. મનુષ્યાવતાર સિવાય બીજા અવતારોમાં, શાસ્ત્ર અને સદ્દગુરૂની કિદ પ્રાપ્ત થતાં નથી. મનુષ્યાવતાર પ્રાપ્ત થયા પછી પણુ, ઘણાં પુણ્યને પ્રતાપે, શાસ્ત્ર અને સદ્દગુરૂ મળે છે. મળ્યા પછી પણુ-તેથી વધારે પુણ્ય હોય, તોજ-તેમાં-શાસ્ત્રમાં અને સદ્દ-ગુરૂમાં-પ્રીતિ થાય છે.

વાલ્મિકી કહે છે કે-ચોપાઇ મોક્ષવાણી પાનું ૨૪.

'તુમતે અધિક ગુરૂહિ જિય જાની, સકલ ભાવ સેવહિ સનમાની.'

'હે રામ-તમારા કરતાં પણુ જેને ગુરૂમાં વિશેષ ભાવ હોય, તેમના હૃદયમાં આપ વાસ કરજો.'

શ્રીરામ શવરીને કહે છે કે-ચોપાઇ.

'સપ્તમ સબ મોહિમય જગ દેખે, મોતે સંત અધિક કર લેખે.'

'મારા કરતાં પણુ સંતને અધિક લેખે, તે સાતમા પ્રકારની ભક્તિ છે.'

આ તો શેઠને ઘેર કથા બેસે, ત્યાં શેઠાણી મહારાજને ધમકાવે. 'ઉભો રહે મહારાજ ! ચા પી આવું'-દાળ ઓરી આવું'-વિગેરે.

યાદ રાખજો કે—જેવી ભાવના તેવું ફળ. કથાકાર આવક સામે જોયા કરે, તો તેને આવક જેટલુંજ ફળ. શેઠાણી દાન આપીને મલકાય, તો દાન જેટલુંજ ફળ. કથાકારની પાસે બેઠેલો જપીઓ ગૌમુખીમાં હાથ ઘાલીને, પૈસા ગણ્યા કરે, તો તેને તેટલોજ લાભ. કથા કરનારનાં સ્ત્રીપુત્રાદિક કથા મંડપમાં બેસીને 'કેટલા પૈસા આવ્યા ? કેટલાં કપડાં આવ્યાં ? કેટલાં સીધાં આવ્યાં ? કેમ મોતી શેઠાણી હજી દર્શને આવ્યાં નથી ? આવે તો કાંઇ લાવે.' એવા વિચાર કર્યા કરે, તો તેમને તેટલોજ લાભ. બાળકને પ્રસાદનો લાભ. વિગેરે-

'વાસુદેવની કથાનો પ્રશ્ન, શ્રોતા વક્તા અને પ્રશ્ન કરનાર-ત્રણેને પાવન કરે છે,' તે સંબંધમાં ઉપલો ખુલાસો છે. બરાબર વાંચીને મનન કરશો, તો ખાત્રી થશે કે—પરિશ્રમ ઘણો થાય છે, પણુ દીવાસળીને ઉંધી ઘસવા જેવો પ્રયત્ન છે. દિવાસળી સવળી ઘસાય, તો તુરત પ્રકાશ થાય. હવે આગળ વધીએ.

ઉપલા ૧ થી ૧૬ શ્લોકો દશમસ્કંધની પ્રસ્તાવનારૂપે-પાયારૂપે-છે. પાયો મજબુત કરવામાં જેટલો પ્રમાદ, તેટલીજ ઇમારત કાચી. માટે ઉપલા સોળ શ્લોકો બરાબર સમજ્યા પછી આગળ વધજો. હવે ૧૭ મા શ્લોકથી શુકદેવજી કથા શરૂ કરે છે. પ્રથમ ભગવાનના અવતારનું કારણ બતાવે છે.

**भूमिर्दृप्तनृपव्याज-दैत्यानीकशतायुतैः ॥**
**आक्रान्ता भूरिभारेण, ब्रह्माणं शरणं ययौ ॥१७॥**

**અર્થ—ઉપરથી રાજાઓ જેવા જણાતા, છતાં અભીમાન વિગેરે આસુરી સંપત્તિથી દૈત્યો બનેલા રાજાઓનાં, અસંખ્ય લશ્કરોના મોટા ભારથી, પીડા પામેલી પૃથ્વી, બ્રહ્માને શરણે ગઈ.**

૧૭ વિવેચન:—

**પૃથ્વીની પ્રાર્થનાનો વિષય**—૧૭ થી ૨૬ શ્લોક સુધી છે. ૧૭ મા શ્લોકમાં ભૂમિ બ્રહ્માને શરણે જાય છે. ૧૮ મા શ્લોકમાં-પોતાના દુઃખનું બ્રહ્મા પાસે નિવેદન કરે છે. ૧૯ મા શ્લોકમાં-સદાશિવ આદિ દેવોને સાથે લઈને, બ્રહ્માજી ક્ષીરસાગરને કાંઠે જાય છે. ૨૦ મા શ્લોકમાં-પુરૂષસૂક્તથી બ્રહ્માજી ભગવાનની સ્તુતિ કરે છે. ૨૧મા શ્લોકમાં-ભગવદ્ વાક્ય સાંભળીને, બ્રહ્મા દેવોને સૂચના આપે છે. ૨૨મા શ્લોકમાં-ભગવાનની સેવા માટે દેવતાઓની જન્મ કથા કહે છે. ૨૩ મા શ્લોકમાં-વસુદેવના ઘરમાં સાક્ષાત્ નારાયણ અવતરશે તે વાત કહે છે. ૨૪મા શ્લોકમાં-બલભદ્રની જન્મ કથા કહે છે. ૨૫મા શ્લોકમાં-માયા શક્તિ પણ કાર્યાર્થે પ્રગટશે, તે વાત કહે છે. [૨૨ થી ૨૫-ચાર શ્લોકમાં, ૨૧ મા શ્લોકમાં કહેલી વાતનું સ્પષ્ટિકરણ છે.] ૨૬ મા શ્લોકમાં ભૂમિના પ્રશ્નનો શુકદેવજી ઉપસંહાર કરે છે.

**भूमिः**-પૃથ્વી—હિરણ્યાક્ષને મારીને, વરાહરૂપે પ્રભુએ પૃથ્વીને જળમાંથી બહાર કાઢયા પછી, તે બ્રહ્માને સોંપી. તેથી પૃથ્વી પોતાની ફર્યાદ પ્રથમ બ્રહ્માને કરે છે. દેવોના રાજ્યમાં પૃથ્વીને કાંઇ ફર્યાદ હોતી નથી. દૈત્યોનું બળ વધતાં પૃથ્વી ગભરાય છે. કારણકે મેરૂ આદિ પહાડોનો ભાર પૃથ્વીને લાગતો નથી, પણ અધર્મી દૈત્યોનો ભાર, પૃથ્વીને બહુ લાગે છે. દેવો અને અસુરોની ઉત્પત્તિ કરનાર બ્રહ્મા છે; માટે 'આટલા બધા અસુરો કેમ ઉત્પન્ન કર્યા ? તે ફર્યાદ પૃથ્વી બ્રહ્મા પાસેજ કરે.

શું પૃથ્વીને જીવ હશે ?-શું પૃથ્વી બોલતી હશે ?—તે સંબંધમાં પાછળ ૨૮-૨૯ મા પાના ઉપર નવીન વિદ્વાનોનો ખુલાસો છે.

---

૧૭ પદચ્છેદ:—**दृप्तनृपः व्याजः** (લક્ષણ અથવા ચિન્હ) **येषाम् ते दृप्तनृपव्याजाः। ते एव दैत्याः-दृप्तनृपव्याजदैत्याः**-રાજાપણાનું ડોળ કરનારા અસુરો. **तेषाम् अनीकशतानां अयुतानि तैः-तैः यः भूरिभारः तेन आक्रांता**-તે રાજાઓની મોટી મોટી સૈનાઓના મોટા ભારથી પીડાતી. **ब्रह्माणं शरणं ययौ**-બ્રહ્માને શરણે ગઇ.

બે સ્વરૂપ—ગંગાદિ તીર્થોનાં બે સ્વરૂપ છે. એક બહારથી દેખાય છે તે-માત્ર જળ રૂપ સ્વરૂપ. બીજું તેનું દૈવીસ્વરૂપ. બાહ્યસ્વરૂપથી જે દેખે, તેને બાહ્ય શુદ્ધિનો લાભ મળે; આંતરદ્દષ્ટિથી જે દેખે, તેને આંતરશુદ્ધિનો લાભ મળે. બાહ્ય ભાવનાઓથી–બાહ્ય વિચારોથી, જેમનું મન ઘેરાએલું હોય છે, તેમને આંતરદષ્ટિનો લાભ મળતો નથી. તે લેવા ઇચ્છનારે બાહ્ય ભાવનાઓ-ની–બાહ્ય વિચારોની–નિવૃત્તિ કરવા પ્રથમ પ્રયત્ન કરવો જોઇએ. 'ગંગાના જળમાં ગંગાદેવી અદશ્ય રૂપે રહેલી છે. તે ગંગાદેવી શંતનુ રાજાને પરણી હતી.' તે સંબંધમાં લેડી **એનીબીસેં** મહાભારતના ભાષાંતરમાં કહે છે કે—' If you can not believe this, the Mahabharat will always puzzle you, for it relates things, as they really happened, instead of in the way in which, they look to our eyes.' અર્થ—ગંગા સંબંધી આ વાત જો તમે નહિં માનો, તો મહાભારતમાં તમે ગુંચવાઇ જશો–મહાભારત વાંચતાં તમને ભ્રમ પેદા થશે; કારણ કે–આપણી ઇંદ્રિયો જેને અનુભવે, તેનેજ સાચું માનવું, અને બીજું તમામ ખોટું માનવું'–એવી આપણી પોતાની માન્યતા છે; મહાભારતનો કર્તા સર્વજ્ઞ છે. તેથી ઇંદ્રિયોથી પર એવી દૈવી વાતો પણ, તેણે તેમાં લખી છે. તાત્પર્ય–દૈવી જીવનના સાધન વડેજ, મહાભારત વાંચવાની મજા પડે–નહિં તો નહિં.'

વિશેષમાં આગળ કહે છે કે–' Kalyyuga is a time, in which people lose belief in the Goods & in their works, become more & more the servants of outer things. They belive in things–that they can see–can touch–can taste or small–that is–the things which their bodily senses tell them about.' અર્થ–' કલીયુગ એવો જમાનો છે કે–તે જમાનામાં ઇશ્વર તથા ઇશ્વરનાં કૃત્યોમાંથી, લોકોએ શ્રદ્ધા ખોઇ નાંખી છે. તેના પરિણામે–લોકો હમેશાં, બાહ્ય પદાર્થોના–ઐહિક સુખના–વધારે અને વધારે, ગુલામ બનતા જાય છે. તાત્પર્ય–જે વાતને તેઓ પોતાની ઇંદ્રિયોથી અનુભવી શકતા નથી, તે વાતને તેઓ માનતા નથી.'

જેમ ગંગાના બે સ્વરૂપ છે, તેમ પૃથ્વીનાં પણ બે સ્વરૂપ છે. જ્યારે જ્યારે પૃથ્વી ગભરાય છે, ત્યારે તે ગાયનું રૂપ લઇને બ્રહ્માને શરણે જાય છે. ગાય અને બ્રાહ્મણ આ સંસારમાં દૈવી જીવો છે. તેથી તે બેઉ પુજ્ય–વંદનીય–ગણાય છે.

આ વખતે પણ પૃથ્વી ગાયરૂપે બ્રહ્મા પાસે ગઇ હતી, તે વાત આગળ ૧૮ મા શ્લોકમાં કહેવામાં આવશે.

**दृप्त–नृपव्याजदैत्याः**—[કોઇ કોઇ ભાગવતની કોપીઓમાં. '**नृप**' ને બદલે '**नर**' શબ્દ છે પણ તે વ્યાજબી નથી, કારણકે-**नृप** હોય તેનેજ લશ્કર હોય.] **दृप्त** એટલે 'રાજ્યલક્ષ્મીથી અભિમાની, બનેલા, **नृपव्याजदैत्याः** રાજાપણાનું ડોળ રાખનારા અસુરો. પ્રજાની રક્ષા કરવી, એ રાજાનો મુખ્ય ધર્મ છે, છતાં જે રાજા પ્રજાને પીડે, તે રાજાપણાનો ડોળ રાખનારો અસુર–કહેવાય છે. **दृप्तनृपव्याजदैत्याः**–આખા શબ્દનો અર્થ–રાજ્યલક્ષ્મીથી ગર્વીષ્ઠ બનેલા, અને રાજાપણાનું ડોળ રાખનારા અસુરો.

**तेषां अनीकशतायुतैः भूरिभारेण आक्रान्ता**–તે રાજાઓના અસંખ્ય લશ્કરોના મોટા ભારથી પીડાએલી ( ભૂમિ )

દૈત્યો કોના પુત્રો ? દૈત્યો કેવા હશે ? તે સંબંધમાં કહેવાનું કે–કશ્યપની સ્ત્રી દિતિના પુત્રો તે દૈત્યો કહેવાય છે. [ દિતિ એટલે કાપવું–ચીરવું–ભાગ પાડવા. ] કશ્યપની ' દનુ ' નામની સ્ત્રીના પુત્રો તે દનુજ–દાનવો–કહેવાય છે.

ત્યારે રાક્ષસો કોણ ?–પુલત્સ્યના વંશજો–રાવણાદિ–રાક્ષસો કહેવાય છે.

દૈત્યો, દનુજો, અને રાક્ષસો આસુરી સંપત્તિથી ભરેલા હોય છે, તેથી તેઓ અસુર પણ કહેવાય છે.

આવા અસુરો પૂર્વે હતા, અને અત્યારે નથી–એમ કાંઇ નથી. પૂર્વે હતા, અત્યારે છે, અને ભવિષ્યમાં પણ હશે. દરેક કુટુંબમાં–દરેક સમાજમાં–દરેક વર્ણમાં અને દરેક આશ્રમમાં, આસુરી જીવો અને દૈવી જીવો શેળભેળ હોય છે. તેઓ માત્ર તેમનાં લક્ષણથીજ ઓળખાય છે. દૈવી સંપત્તિ તથા આસુરી સંપત્તિ સંબંધી ગીતાના ૧૬ મા અધ્યાયમાં, શ્રીકૃષ્ણે ખુલાસો કર્યો છે. તેની થોડી વાનકી આપું. કારણ કે જેમ ઘઉં વીણનારી બાઇએ, કાંકરાને ઓળખવા જોઇએ. કાંકરાને ઓળખે તોજ તે કાંકરા વીણી શકે, અને તોજ ઘઉં સાફ થાય. તેમ મુમુક્ષુઓએ આસુરી લક્ષણોને ઓળખવાં જોઇએ. તોજ તેઓ તેને તજી શકે.

**दंभो दर्पोऽभिमानश्च, क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य, पार्थ संपदमासुरीम् ॥४॥**

અર્થ—હે અર્જુન ! દંભ, ગર્વ, અભીમાન, ક્રોધ કઠોર ભાષણ, અને અજ્ઞાન–આસુરી સંપત્તિવાળા જીવોનાં એ ખાસ લક્ષણો છે.

**प्रवृत्ति च निवृत्तिं च, जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो, न सत्यं तेषु विद्यते ॥७॥**
**असत्यमप्रतिष्ठं ते, जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसंभूतं, किमन्यत्कामहैतुकम् ॥८॥**
**एतां दृष्टिमवष्टभ्य, नष्टात्मानोऽल्पबुद्धयः ।**
**प्रभवंत्युग्रकर्माणः, क्षयाय जगतोऽहिताः ॥९॥**
**काममाश्रित्य दुष्पुरं, दंभमानमदान्विताः ।**
**मोहाद्‌गृहीत्वाऽसद्‌ग्राहान्, प्रवर्तंतेऽशुचिव्रताः ॥१०॥**
**चितामपरिमेयां च, प्रलयांतामुपाश्रिताः ।**
**कामोपभोगपरमा, एतावदिति निश्चिताः ॥११॥**
**आशापाशशतैर्बद्धाः, कामक्रोधपरायणाः ।**
**ईहंते कामभोगार्थ-मन्यायेनार्थसंचयान् ॥१२॥**
**इदमद्य मया लब्ध-मिमं प्राप्स्ये मनोरथम् ।**
**इदमस्तीदमपि मे, भविष्यति पुनर्धनम ॥१३॥**

અપૂર્ણ.

श्रीसद्गुरवे नमः ।

# મોક્ષપત્રિકા

# શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ—પૂર્વાર્ધ.


તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ. ઠે. મોક્ષમંદિર—અમદાવાદ.
પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઇ. ખજુરીની પોળ—અમદાવાદ.

પુસ્તક ૮ મું. ચૈત્ર સંવત ૧૯૮૩. અંક ૩ જો.


**સમરથ ગીતા**—વાંચન શુદ્ધિ માટે તથા પાઠ કરવા માટે ગીતાના ૧ થી ૮ અધ્યાયના શ્લોકો, ગુજરાતી ટાઇપમાં છપાવ્યા છે. ટાઇપો સારા છે. બ્હેનો, બાળકો તથા થોડું ભણેલા જીજ્ઞાસુઓના ખાસ ઉપયોગ માટે, આ કાર્ય કર્યું છે. આ પુત્રાદિકને આથી શ્રેષ્ઠ કઇ ચીજ આપી શકશો? કીંમત દર અધ્યાયે એક પૈસો. આઠ અધ્યાયના બે આના. પોસ્ટેજ અર્ધો આનો જુદો. હાલ આટલું મંગાવીને ખાત્રી કરો. [ ૯ થી ૧૮ અધ્યાય હવે નીકળશે. ]

**વસંતપંચમી-ગીતાનું પારાયણ**—વસંતપંચમીને દિવસે મંડળનાં સ્ત્રી પુરૂષો કથામાંથી ઉઠયા પછી. [ સવારના નવ પછી ] દેહશુદ્ધિ પ્રાયાશ્ચત, હોમ વિગેરે ક્રિયા કરી, શ્રવણ દીક્ષા લઇને, ગીતાના પારાયણમાં બેઠાં હતાં. વચ્ચે ફળાહાર તથા દુધ આપ્યું હતું. સાંજે મગની દાળ અને ભાતનું સાત્વિક ભોજન કયુ હતું. દરેક અધ્યાય વંચાઈ રહ્યા પછી, ભજનની ધૂન થતી હતી.

**શિવરાત્રી-નામ સ્મરણ પારાયણ**—તે દિવસે પણ, ઉપર પ્રમાણે દિક્ષા લઈને, હરિજનો નામ સ્મરણ ધૂનમાં જોડાયાં હતાં. વૈષ્ણવો આ પ્રમાણે શિવરાત્રીના ઉત્સવમાં જોડાઇને, નામ સ્મરણ કરીને ઉપવાસ કરે, તે થોડું રાજી થવા જેવું નથી. કોઈ રીતે રાગદ્વેષ તજાય, એજ ધર્મનું સાચું સ્વરૂપ છે, એજ ધર્મનો સાચો પંથ છે, એજ શાસ્ત્ર અને સદ્ગુરૂની સેવાનું પારણામ છે.

# શ્રીમદ્ ભાગવત—

## દશમસ્કંધ પૂર્વાર્ધ

### અધ્યાય ૧ લો.

[ ગયા અંકના ૬૪ મા પાનાથી ચાલુ. ]

મંગળાચરણ.

**अनंतकंदर्पकलाविलासं, किशोरचंद्रं रसिकेन्द्रशेखरम् ।**
**श्यामं महासुंदरताभिधानं, श्रीकृष्णचंद्रं शरणं गतोऽस्मि ॥**

પ્રથમ અધ્યાયના ૧૭ મા શ્લોકનું વિવેચન ચાલુ છે, અસુરો કેવા હશે ? અસુરો કોને કહેવાય ? તેનો ખુલાસો ચાલુ છે. અસુરો તેમનાં આસુરી લક્ષણોથી ઓળખાય છે, એમ કહીને, ( ગીતાના સોળમા અધ્યાયમાંથી ) આસુરી લક્ષણોનું લિસ્ટ આપવા માંડયું છે. ગીતાના ૧૬ મા અ. ના ૭ થી ૧૩ શ્લોક વાંચ્યા હતા. ચૌદમા શ્લોકથી વાંચીએ.

**असौ मया हतः शत्रुर्-हनिष्ये चापरानपि ।**
**ईश्वरोऽहमहं भोगी, सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥**
**आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।**
**यक्ष्ये दास्यामि मोदिष्य, इत्यज्ञानविमोहिताः ॥१५॥**
**अनेकचित्तविभ्रान्ता, मोहजालसमावृताः ।**
**प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥१६॥**
**आत्मसंभाविताः स्तब्धा, धनमानमदान्विताः ।**
**यजंते नामयज्ञैस्ते, दंभेनाविधिपूर्वकम् ॥१७॥**
**अहंकारं बलं दर्पं, कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु, प्रद्विषंतोऽभ्यसूयकाः ॥१८॥** [ ગીતા અ. ૧૬ ]

( સૂચના—આ કથા કોઇને માટે નથી. આપણા પોતાને માટે છે, માટે ઉપલા શ્લોકોનો અર્થ સાવધાનતાથી સાંભળો.—

જેમને આ સંસારમાંથી મુક્ત થવા ઇચ્છા હોય, તેમણે જરૂર આસુરી લક્ષણો જાણવાં જોઇએ. આસુરી લક્ષણો પોતામાં છે કે નહિ તેની તપાસ કરવી જોઇએ. હોય તો તે દોષોને જેમ બને તેમ તજવા જોઇએ. મેશનાં ટીલાં કરીને, જેમ વરઘોડામાં જવાય નહીં તેમ આવાં લક્ષણો રાખીને, સત્સંગમાં પણ જવાય નહીં, ત્યારે પ્રભુને ઘેર તો કેમ પહોંચાય ! )

અર્થ—શું કરવા જેવું છે, અને શું તજવા જેવું છે, તેની આસુરી જીવોને સમજણ હોતી નથી, એટલે તેઓ સત્શાસ્ત્રથી-સદ્ગુરૂથી-વિમુખ હોય છે. વળી

તેમનામાં શૌચ, આચાર કે સત્ય પણ હોતાં નથી. (૭) આસુરી જીવો આ જગતને અસત્ય, નિરાધાર, ઇશ્વર વિનાનું, પરસ્પર કાર્ય કારણતા વિના બનેલું માને છે. સંસાર ઉત્પત્તિમાં, વિષયોપભોગ વિના, બીજો કોઇપણ હેતુ નથી, એમ તેઓ માને છે. [૮] એવા ઉંધા વિચારોને પકડીને, તેઓ અહિતકારી, ઉગ્રકર્મી, અલ્પબુદ્ધિવાળા, અને આત્મઘાતી બનીને, જાણે જગતને પાયમાલ કરવા તેઓ અવતર્યા હોય, એમ જણાય છે. [૯] લાંબી લાંબી ભોગેચ્છાઓના તેઓ ગુલામ હોય છે. દંભ, માન અને મદથી ભરેલા તે દુરાચારી જીવો, મોહને લીધે ભળતાજ વિચારો કરે છે; અને પરિણામે અપવિત્ર કાર્યો કરવા લલચાય છે. [૧૦] ભોગવિલાસજ સૌથી શ્રેષ્ઠ વસ્તુ છે, એવી આસુરી જીવોની માન્યતા હોય છે. તેથી તેઓ મરતાં સુધી તેને માટેજ અપાર ચિંતાઓ-અપાર ખટપટો-કર્યા કરે છે. [૧૧] ઉપર પ્રમાણે, આશાઓના સેંકડો પાશોથી બંધાઇને, તથા કામ ક્રોધમાં પરાયણ રહીને, મનગમતા ભોગો ભોગવવા માટે, અન્યાયથી ધન ભેળું કરવા, તેઓ મથે છે. [૧૨] આજે આ મનોરથ સિદ્ધ થયો, અને હવે આ મનોરથ સિદ્ધ થશે. આટલું ધન તો મારી પાસે છે, અને વળી બીજું મને મળશે. [૧૩] આ શત્રુને માર્યો, અને હવે બીજાઓને પણ મારીશ. હું માલીક-હું ભોગી-હું સિદ્ધ-હું બળવાન્-હું સુખી. [૧૪] હું ધનવાન્-હું માણસોવાળો-મારા સમાન બીજો કોણ છે? આટલું ધન મેળવી લઉં, તો પછી-હું અમુક યજ્ઞ કરીશ. અમુક દાન કરીશ-અમુક મોજ શોખ ભોગવીશ-આવા અનેક અજ્ઞાનમય તરંગોમાં મોહી પડેલા, [૧૫] તથા ચિત્તની અનેક ભ્રમણાઓથી ભ્રમીત બનીને, મોહજાળમાં ફસાઇ ગએલા, કામભોગમાં અતી આસક્તિવાળા આસુરી જીવો, અંતે ગંદા નરકમાં પડે છે. [૧૬] પોતાનાંજ વખાણ કરનારા, તોછડા, ધન તથા માનના મદવાળા, આસુરી જીવો, ભલે યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરે, પણ તે ક્રિયાઓ વિધિરહિત હોય છે, તથા પોતાની મોટાઇ બતાવવા માટેજ હોય છે. [૧૭] આ પ્રમાણે સદા અહંકાર, બળ ગર્વ, કામ તથા ક્રોધને વશ રહીને, તેઓ પોતાના તથા પરાયા દેહમાં રહેલો એવો જે હું-પરમાત્મા-તેની ઇર્ષા અને નિંદા કરેછે. [૧૮] બોલો શ્રીદ્વારકાંધીશકી જય. હર હર મહાદેવ હર.

અર્થ બરાબર સાંભળ્યો? [આસપાસ જુઓ કોઇ ઉંઘતા તો નથી ને?] કંસાદિ અસુરોનો સ્વભાવ કેવો હશે? તેઓનો ત્રાસ કેવો હશે? તે વાત હવે આપના સમજવામાં આવી હશે. બોલો શ્રીદ્વારકાંધીશકી જય. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. હરહર મહાદેવ હર [શા માટે શ્રીકૃષ્ણનો અવતાર થયો? તેનું કારણ આ શ્લોકમાં છે, માટે આસુરી સંપત્તિનું વર્ણન કર્યું.]

રાજ્યક્રાંતિ—ગીતાના ૧૬ મા અધ્યાયના **दंभो दर्पोऽभिमानश्च, क्रोध पारुष्यमेव च ॥ ४ ॥** વિગેરે શ્લોકોથી આસુરી સંપત્તિના જે જે લક્ષણો જણાવ્યાં છે, તે લક્ષણોવાળા રાજાઓ જ્યારે પૃથ્વીને-પ્રજાને-પીડે, ત્યારે-સંકડાશમાં સપડાવેલી બિલાડી, જેમ કુદીને મનુષ્યની ગરદન પકડે છે, તેમ-દુઃખથી દબાએલી પ્રજા રાજાને પદભ્રષ્ટ કરવા પ્રયત્ન કરે છે. જેમ અંધ પુરૂષ પોતા પાસે પડેલી ચીજોને દેખી શકતો નથી, તેમ કામનાઓથી અંધ બનેલા અભિમાની રાજાઓ, પોતાના સાચા સુખને-વાસ્તવ શાંતિને-વાસ્તવ

આબાદીને-ભુલી જઈ, પોતાના લશ્કરોના બળથી, પ્રજાના અવાજને દાબી દેછે. અન્યાયને ન્યાય કહેવડાવી, અનીતિને નીતિ મનાવી, અને જોર જુલમથી કરેલી વ્યવસ્થાને શાંતિ કહીને, પોતાને કૃતકૃત્ય માને છે. આ પરિણામ અજ્ઞાનનું છે, કારણકે તેઓ એમજ માને છે કે-**ईश्वरोऽहमहं भोगी, सिद्धोऽहं बलवान् सुखी** [ ગીતા ૧૬. ૧૪ ] હુંજ જગતનો નિયતા છઉં. જેમ કોલસાને ગમે તેટલા ધોઇએ, પણ ધોળા થાય નહીં. તેને બાળી નાંખીએ, તો તેની રાખ ધોળી થાય. તેમ હિરણ્યકશિપુ, રાવણ આદિ અનેક અસુરોને ઘણા ધોયા-( ઘણા સમજાવ્યા ), પણ ઉજળા થયા નહીં. [ તેઓએ કોઇનું માન્યુંજ નહીં. ] તેમને જ્યારે બાળી નાંખ્યા [ મારી નાંખ્યા ], ત્યારે તેઓ ઠેકાણે આવ્યા.

જેમ ગાઢ અંધકારમાં, અજવાળાનું બીજ રહેલું હોય છે, અથાગ દુઃખમાં સુખનું બીજ રહેલું હોય છે, તેમ અભિમાની રાજાઓના જુલ્મમાં, રાજ્યક્રાન્તિ (રાજ્ય પલટો, સમાઇનેજ રહેલો હોય છે. રાજ્ય પલટો રાજાના જુલમની અપેક્ષા રાખે છે.

**आब्रह्मभुवनाल्लोका पुनरावर्तिनोऽर्जुन**-બ્રહ્મલોકથી માંડીને સર્વે પુનરાવર્તિ પામનારા છે-એટલે મરણાધિન છે,' એવી વાત સિદ્ધ છે. હરણ્યકશિપુએ હિરણ્યાક્ષને મરતા દેખ્યો, છતાં પોતે પોતાના મરણના ભયને વિસરીને, જુલમ કરવા લાગ્યો. રાવણે હરણ્યકશિપુ આદિ અનેકને મરતાં દેખ્યા, પણ પોતે પોતાના મરણના ભયને વિસરીને, જુલમ કરવા લાગ્યો. થાંભલામાંથી દેવ નીકળીને, હિરણ્યકશિપુનો અંત આણી દેશે, એવુ કોણ જાણતું હતું ? પુત્ર પ્રલ્હાદ પિતાના મોતનું કારણ થઇ પડશે, એવું કોણ જાણતું હતું? રાવણનું તેજ રામ હરિ લેશે, અને સોનાની લંકાને વાંદરાઓ લુંટી લેશે, એવું કોણ જાણતું હતું ? કૌરવ દળને પાંચ પાંડવો દળી નાંખશે, તે વાત કોને વિદીત હતી ? મહા બળવાન છપ્પનકોટિ યાદવો અંદર અંદર કુસંપ કરીને, કાળના મુખમાં પેસી જશે, તે વાત કોણે જાણી હતી ! પૃથ્વીરાજ ચોહાણ પકડાઇને કાબુલમાં મરી જશે, અને હિંદુઓનું ગૌરવ છીન્નભિન્ન થઇ જશે, તે વાત કોણ જાણતું હતું ! શીવાજી જેવો એક સામાન્ય મરાઠા સરદાર, મુગલાઇ તોડી નાંખશે, તેની કોને ખબર હતી ! ઇ. સ. ૧૭૬૧ માં પાણીપતના યુદ્ધમાં મરેઠાઓ મોટી હાર ખાઇ પાછા પડશે, અને હિંદુસ્તાનમાં સળગી ઉઠેલા કુસંપને દબાવી દેવા, અને અંદર અંદર ચાલી રહેલી કપટબાજીને સંકેલી દેવા, વેપારી વેશે આવી, અંગ્રેજો રાજ્ય સત્તા જમાવશે, તે કોણ જાણતું હતું ? હિંદની બહાર નજર કરીએ, તો ત્યાં પણ દેખાશે કે-મહાન્ અલેકઝાંડરનું ગ્રીસ, અને સીઝરનું રોમ, એક વખત પાયમાલ થઇ જશે; તે વાત કોણ જાણતું હતું ? નેપાલીયન બોનાપાર્ટ સેંટહેલીનામાં કેદી તરીકે મરી જશે, તથા નાનકડું જાપાન રૂશીયાની સાથે ટક્કર લેશે, તે વાત કોણે જાણી હતી ! જર્મનીનો મહાન્ કૈસર, કંગાલ કૈસર તરીખે ઓળખાશે, તે વાત કોણ જાણતું હતું ?

ઉપર જણાવેલા તમામ પરિણામોનો વિચાર કરીએ, તો જણાય છે કે-

પદ—સદાય તે છત કેની છાજી, તે દેખી શું થઇએ રાજીઃ
આતશબાજી આશા, લાંબી આણુમાંરે-જુઠું જુઠું જીવતર ખરૂં જાણુમાંરે. જુઠું.
ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રગટ્યો પરપોટો,
ખેલ બધો એમ ખોટો, મુરખા માણુમાંરે-જુઠું.

અનિત્ય પદાર્થોના મોહમાં, જેમ જેમ જીવ તણાય, તેમ તેમ આસુરી સંપત્તિનો વધારો થાય; નિત્ય પદાર્થમાં—આત્મતત્ત્વમાં—જેમ જેમ પ્રીતિ થાય, તેમ તેમ દૈવી સંપત્તિનો વધારો થાય. અસુર એમ સમજે છે કે—'આ બધું મેં મેળવ્યું છે, આ બધું મારૂં છે, અને મારે તેનાથી કદિ વિખુટા પડવાનું નથી.' દૈવી જીવ એમ સમજે છે કે—'જે છે તે પ્રભુનું છે. પ્રભુ વાપરવા દે ત્યાં સુધી વાપરીએ'.

હજી તે સંબંધમાં આગળ વિચાર કરીએ તો—કે

**दैवीसंपद् विमोक्षाय, निबंधायासुरी मता ॥**

દૈવીસંપત્તિનો નાશ થાય, અને આસુરી સંપત્તિનું બળ વધે, ત્યારે દંભ અભિમાન વિગેરે દુર્ગુણો ખીલી નીકળી, પાયમાલીની તૈયારી કરે. કંસાદિ અસુરોમાં આસુરી ગુણો ખીલી નીકળ્યા હતા. યાદવાદિ પ્રજા પીડાતી હતી. જરાસંધે અસ્તિ અને પ્રાપ્તિ નામની પોતાની કન્યાઓ આપીને, કંસને બળવાન બનાવ્યો હતો. બાણાસુર કંસનો મીત્ર હતો. મથુરામાં—પ્રલંબાસુર, બકાસુર, અઘાસુર, ધેનકાસુર, પુતના વિગેરે કંસની મદદમાં હતાં. આસુરી સંપતિને ઉથલાવી નાંખવા માટેજ, શ્રીકૃષ્ણ, બળભદ્ર, ઉદ્ધવ વિગેરે દૈવી સંપત્તિવાળા જીવોનું પ્રાગટ્ય થયું હતું, એ આ શ્લોકનું મુખ્ય પ્રયોજન છે.

અયુત—એટલે દસ હજાર.

કેવા રૂપમાં પૃથ્વી બ્રહ્મા પાસે ગઇ તે વાત હવે કહે છે.

**गौर्भूत्वाऽश्रुमुखी खिन्ना, क्रंदंती करुणं विभोः ॥**
**उपस्थिताऽन्तिके तस्मै, व्यसनं स्वमवोचत ॥१८ ॥**

અર્થ—[ તે વખતે પૃથ્વીની કેવી સ્થિતિ હતી તે કહે છે. ] પૃથ્વી ગાયરૂપ બનીને, બ્રહ્મા પાસે ગઇ હતી. તેણીના મુખ ઉપર આંસુ વેરાયાં હતાં. [ આ પ્રમાણે ] દુઃખી થએલી અને દયા ઉપજે એવી રીતે ચીસો પાડતી પૃથ્વીએ, બ્રહ્મા પાસે જઈને, બ્રહ્માને પોતાનું દુઃખ નિવેદન કર્યું. [ ૧૮ ]

૧૮ વિવેચનઃ—

અશ્રુ—આંસુ. આંખમાંથી આંસુ બે પ્રકારે ખરે છે.

૧ અંતઃકરણમાં જ્યારે અથાગ પ્રેમ ઉભરાય, ત્યારે આંખ આંસુથી ભરાઈ જાય છે. વ્હાલા સંબંધીઓનો મેળાપ ઘણા દિવસે થાય, ત્યારે એમ બને છે. નિર્ધનને ધન મળે, ત્યારે એમ બને છે. વાંઝીયાને પુત્ર પ્રાપ્ત થાય, ત્યારે એમ બને છે. પુત્ર પરણીને આવે, ત્યારે હરખઘેલાં માતા પિતાની આંખો આંસુથી ઉભરાય છે. તે તો ઠીક પણ—

૧૮ પદચ્છેદ—**गौः भूत्वा**—ગાય બનીને **अश्रुणि मुखे यस्याः सा अश्रुमुखी**—આંખનાં આંસુ મુખ ઉપર વેરાયાં હતાં એવી. **खिन्ना**—ખીન્ન થઇ ગએલી. **करुणं**—દયા ઉપજે એવી **क्रंदती**—રડતી. **विभोः अन्तिके उपस्थिता**—બ્રહ્માની પાસે ઉભી રહીને. **तस्मै स्वम् व्यसनं अवोचत**—બ્રહ્માને પોતાનું દુઃખ કહ્યું.

ચોપાઇ. . મોક્ષવાણી પાનુ ૩૩. A.

મમ ગુણુ ગાવત પુલક શરીરા, ગદ્‌ગદ્ ગીરા નયનબહ નીરા.

આ દેવ જેવા મનુષ્યની સ્થિતિ.

૨ બીજો પ્રકાર–અત્યંત દુઃખને લીધે, અંતઃકરણુમાં તાપ થાય, ત્યારે પરસેવાનું જળ આંસુરૂપે આંખદ્વારા બહાર ખરી પડે.

'મુખ આંસુથી ભરાઇ આવ્યું હતું,' એમ કહેવામાં એ ભાવ છે કે–પૃથ્વીને અત્યંત દુઃખ થયું હતું. **खिन्ना** [ખિન્ન] અને **करुणं क्रंदती** (આક્રંદ કરતી) તે બે શબ્દો પણુ પૃથ્વીના દુઃખની વિશેષતા સુચવે છે.

**विभोः**—'વિભુ' એટલે ' સમર્થ. ' આ શબ્દ બ્રહ્માજીની સમર્થતા સુચવે છે. ઘણાં માણસોને એવી કુટેવ હોય છે, કે પોતાનાં દુઃખ ગમે તેની પાસે ગાયાં કરવાં. તેમ કરવાથી દુઃખ મટતું નથી, ઉલટું દુઃખ વધે છે. જે દુઃખ મટાડવા સમર્થ હોય, તેને જ દુઃખ કહેવું જોઇએ, એવો ભાવ આ શબ્દમાં છે.

**उपस्थिता**—એટલે–'સ્તુતિ કરીને'. કાર્ય માટે કોઇની પાસે જવું પડે, તો પ્રથમ તેમની સ્તુતિ કરવી જોઇએ. સ્તુતિ કરીને પ્રસન્ન કર્યા પછી, જે કામ હોય, તે નિવેદન કરવું જોઇએ. આમ કરવાથી કાર્ય સિદ્ધિ અનાયાસે થાય છે. જે સ્ત્રીને જાડી છાશ જોઇતી હોય, તેણીએ પ્રથમ છાશ દેનારી બ્હેનનાં વખાણુ કરવાં જોઇએ. વખાણુથી પ્રસન્ન થાય, તો પોતા માટે રાખેલી છાશમાંથી સારી છાશ આપે. કાગડાના મુખમાં પુરી હતી. તે શીયાળને જોઇતી હતી. કાગડો ઉંચા ઝાડ ઉપર બેઠો હતો. શીયાળ નીચે પૃથ્વીપર હતો. શીયાળે કાગડાભાઇની વાણીનાં વખાણુ કર્યાં. કાગડાભાઇ મલકાંયા. પ્રસન્ન થઇને બોલવા ગયા–મોં પહોળું થયું–અને પુરી નીચે પડી ગઇ. શીયાળને અને પુરીને ઘણું છેટું હતું. પણુ સ્તુતિએ તે અંતર કાપી નાંખ્યું. આતો એક દૃષ્ટાંત. આપણે આવું કરવાની જરૂર નથી. આપણે તો એટલુંજ યાદ રાખવું કે–સામાના દુર્ગુણોને ઢાંકી રાખી, તેનાં વખાણુ કરવાં–સજ્જનતા દેખાડવી, એ કાર્ય સિદ્ધિનું પ્રથમ પગલું છે. ઉદ્ધત માણસોને જે કામ કરતાં જન્મારો જાય છે, તે કામ નમ્ર માણસો ઘડીવારમાં કરી આપે છે. આ શબ્દ પૃથ્વીની કાર્યદક્ષતા સૂચવ છે.

**व्यसनं**—એટલે ' દુઃખ '. વ્યસનનો સામાન્ય અર્થ–' બંધાણુ '–' કુટેવ ' થાય છે. તેનો સંસ્કૃત અર્થ ' દુઃખ ' છે. હમેશાં અહીં કથા વાર્તા સાંભળવા આવો છો, અગર ઘેર બેઠા આ પત્રિકા વાંચો છો, માટે અમને ખાત્રી છે કે–આપ વ્યસનથી દુર હશો. નહિં તો દૂર રહેવા પ્રયત્ન કરશો. પ્રયત્ન ન કર્યો હોય, તો હજી કરશોજી. નાનાં મોટાં તમામ વ્યસન દુઃખરૂપ છે. ધન, ધર્મ અને આરોગ્ય ત્રણેનો અનાયાસે નાશ કરે છે. નાશ કરે છે એટલું જ નહીં, પણુ અનેક સારા સારા માણસોને, વ્યસન લાચાર–માગણ–બનાવે છે. હિંદુસ્તાનની નિર્ધનતાનો અનેક મનુષ્યો પોકાર કરી રહ્યા છે, પણુ જો તેઓ માત્ર બીડી, સીગરેટો અને ચાનો હિસાબ કાઢે, તો તેમને ખાત્રી થાય કે–દેશ પોતાને હાથે નિર્ધન બનતો જાય છે. સારા સારા–રૂડા રૂપાળા–સમજુ–ડાહ્યા ડમરા–મોટા મોટા સ્ટેજઉપર ઉભા રહીને, ભાષણુ કરનારા–અનેકને દોરનારા–વ્યસનની ગટરમાં ગોથાં ખાય છે. ઉકાળાના રૂપમાં–દવાના

રૂપમાં—ચા, દુધ, પીવાની ના નથી, પણ તેના લાચાર—ગુલામ—ન બનો. વધારે શું કહીએ! રાજસત્તા પણ દારૂ, અફીણ, ચડસ વિગેરેની ભારે કમાણીમાં-ઇજારામાં-લોભાણી છે, પોતાનો વાસ્તવ ધર્મ ભૂલી ગઇ છે. ધર્માચાર્યો ભેટોમાં ભરમાયા છે. સૌ પોતપોતાનો ધર્મ સમજે-પોતપોતાનો સ્વાર્થ સમજે, તો જ બચે એવું છે. બાકી કોઇકોઇને કહેવા નવરૂં નથી; અને કહેનાર મળે તો પાળવું ગમતું નથી.

**समबोचत-सम्+अबोचत-सम्** એટલે 'સારી રીતે'-'ખુલાસાવાર'-' જે કહેવા જેવું હતું તે પૃથ્વીએ સારી રીતે કહ્યું', એ ભાવ છે.

**ब्रह्मा तदुपधार्याथ, सह देवैस्तया सह ॥**
**जगाम सत्रिनयनस्-तीरं क्षीरपयोनिधेः ॥१९॥**
**तत्र गत्वा जगन्नाथं, देवदेवं वृषाकपिम् ॥**
**पुरुषं पुरुषसूक्तेन, उपतस्थे समाहितः ॥२०॥**

અર્થ—પૃથ્વીના દુઃખની વાત સાંભળીને, પૃથ્વી, દેવતાઓ અને મહાદેવને સાથે લઇને, બ્રહ્માજી ક્ષીરસાગરને કાંઠે ગયા. [ ૧૯ ] ત્યાં જઇને બ્રહ્માએ સમાધી ધરીને, ભકતોના મનોરથ પુરનાર તથા પાપીઓને ધ્રુજાવનાર, દેવના દેવ જગન્નાથની પુરૂષસૂક્તના મંત્રોથી સ્તુતિ કરી. [ ૨૦ ]

૧૯ વિવેચન—

**उपधार्य**—તેનો અર્થ માત્ર 'સાંભળીને'જ નહિં, પણ-'સાંભળ્યા પછી, તે બાબતમાં આગળ કેવી રીતે વર્તવું, તેનો પણ વિચાર કરીને-તેનો નિશ્ચય કરીને', એવો અર્થ કરવો.

**अथ**—નિશ્ચય કર્યા પછી.

**देवैः सह** અને **सत्रिनयनः**—દેવોને અને મહાદેવને સાથે લઇને, ક્ષીરસાગરને તીરે જવામાં, એવો ભાવ જણાય છે કે-' કંસાદિ અસુરોનો નાશ કરવામાં, હું (બ્રહ્મા), દેવો અને મહાદેવ અસમર્થ છીએ, માટે આપે જરૂર અવતાર લઇને આવવું, અને અસુરોનો નાશ કરવો.'

'બાણાસુર વિગેરે અસુરો મહાદેવના ભકત હતા. તેમનો નાશ કરવાની બાબતમાં,

---

૧૯ પદચ્છેદ—**ब्रह्मा**-બ્રહ્મા. **तद् व्यसनं**-ગાયનું દુઃખ. **उपधार्य**-સાંભળીને. **अथ**-પછી. **सहदेवैः तया सह सत्रिनयनः**-દેવોને, ગાયને અને સદાશિવને, પોતાની સાથે લઇને. **क्षीरपयोनिधेः तीरं जगाम**-ક્ષીરસાગરને કાંઠે ગયા.

૨૦ પદચ્છેદ—**तत्र गत्वा**-ત્યાં-જઇને **समाहितः**-બ્રહ્માએ સમાધિ ધરીને **जगन्नाथं देवदेवं**-દેવના દેવ જગન્નાથને **वृषाकपिम्**-ભક્તોના મનોરથો પુરનાર અને પાપીઓને ધ્રુજાવનાર. **पुरुषं**-એવા ભગવાનને. **पुरुषसूक्तेन**-પુરૂષસૂક્તથી. **उपतस्थे स्तुतिपूर्वकं नि[illegible]त्यर्थः**—સ્તુતિ કરી.

મહાદેવજી પ્રતિકુળ ન થાય, તેટલા માટે મહાદેવજીને બ્રહ્માએ સાથે રાખ્યા હતા.' એમ પણ કોઇ કોઇ વિદ્વાન્ કહે છે. પણ તેમ કહેવું, એ શિવતત્ત્વનું અજ્ઞાન સૂચવે છે.

**क्षीरपयोनिधिः**—ક્ષીરસાગર, દુધનો સાગર. ક્ષીરસાગરને કોઇ કોઇ વિદ્વાન્ 'શ્વેત-દ્વીપ' પણ કહે છે. શ્વેતદ્વીપ વૈકુંઠનું દ્વાર છે. વૈકુંઠનું બીજું નામ 'વ્યાપીવૈકુંઠ' છે. બ્રહ્માજી 'ક્ષીરસાગરને કાંઠે ગયા.' તેનો એવો અર્થ પણ થઇ શકે કે–બ્રહ્માજીએ પોતાના રજોગુણનો તદ્દન ત્યાગ કરીને, શુદ્ધ સત્વગુણ ધારણ કર્યો. શુદ્ધ સત્વગુણમાં રહીને, પૃથ્વીના દુઃખનો વિચાર કરતાં, બ્રહ્માજીને સમાધિ પ્રાપ્ત થઇ.

૨૦ વિવેચન—

**ब्रह्मा**-નિશ્ચય કરવો, એ બુદ્ધિનો ધર્મ છે. બ્રહ્મા બુદ્ધિના દેવ છે. તેથી બ્રહ્મા, નિશ્ચય કરીને પ્રભુને શરણે ગયા.

**जगतः नाथं जगन्नाथं**-'જગત્‌ના નાથ' આ શબ્દ જગત્ ઉપરની કુલ સત્તા કોની છે તેનું ભાન કરાવે છે. જગત્ ઉપરની કુલ સત્તા પરમાત્માની છે, અને બ્રહ્માદિ દેવો તેની આજ્ઞામાં રહીને કામ કરનારા છે. [ **देवानाम् देवः** ] **देवदेवः** ઉપલી વાતને વધારે સ્પષ્ટ કરે છે. શ્રીકૃષ્ણ પણ કહે છે કે–

**अहं कृत्स्नस्य जगतः, प्रभवः प्रलयस्तथा ॥**
**मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजयः ॥**
**मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव** ॥ ગીતા અ. ૭–૬–૭
**अहं सर्वस्य प्रभवो मत्तः, सर्वं प्रवर्तते** ॥ ગીતા અ. ૧૦–૮

વિગેરે શબ્દો સૂચવે છે કે–પરમાત્મા, સૌથી શ્રેષ્ઠ છે–સૌની હાઇકોર્ટ છે. મોટા મોટા કેસોની ફર્યાદ તેમની પાસેજ થવી જોઇએ. **जगन्नाथं** અને **देवदेवं** તે બેઉ શબ્દો '**पुरूष**' શબ્દનાં વિશેષણ છે.

**वृषाकपिम्**-તે પણ 'પુરૂષ' શબ્દનું વિશેષણ છે. ઉપર પ્રભુને જગત્‌ના નાથ કહ્યા. અસુરોનો સમાવેશ પણ જગત્‌માં થાય છે. માટે પ્રભુ અસુરોને મારશે કે કેમ ? તેનો ખુલાસો આ શબ્દમાં છે. **परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम्** । આ શબ્દો પણ સુચવે છે કે–પ્રભુ ભક્તોની રક્ષા કરે છે. અને અસુરોને મારે છે. **वृषाकपिः** નો બીજો અર્થ–'યજ્ઞાદિધર્મના સુખનું પાન કરનાર' છે.

**अहं हि सर्वयज्ञानां, भोक्ता च प्रभुरेव च ॥ २४ ॥** [ ગીતા અ. ૯ ]

શ્રીકૃષ્ણ કહે છે કે–" હું સર્વ યજ્ઞોનો ખરો ભોક્તા છઉં અને ખરો સ્વામી હું છઉં" 'પૃથ્વીની દાદ પ્રભુ, જરૂર સાંભળશે.' એ ભાવ આ શબ્દમાં છે. ? કારણ કે–પૃથ્વી યજ્ઞમાં મુખ્ય સામગ્રી છે.

**समाहितः**—' સમાધિ જેણે ધારણ કરી છે એવા બ્રહ્માજી. ચિત્તવૃત્તિઓનો નિરોધ કરીને, એટલે મનમાં ઉત્પન્ન થતા તમામ વિચારોને દબાવી દઇને, અગર દૂર કરીને, પર-આત્મામાં ચિત્ત જોડવું, અને જોડયા પછી તે સ્થિતિ જારી રાખવી, તે સમાધિ. આ શબ્દ સુચવે છે કે–બ્રહ્માજી ક્ષીરસાગરને તીરે પહોંચ્યા, ત્યાં પણ તેમને પ્રભુનો સાક્ષાત્કાર થયો નહીં. ' સમાધિ ' શબ્દ આપણને પરિચિત છે–નવીન શબ્દ નથી.

સમાધિ કરનારની ભૂમિકા સૌથી શ્રેષ્ઠ છે, એમ પણ આપણે જાણીએ છીએ. સમાધિ માટે આપણો કોઇપણ જાતનો પ્રયત્ન નથી. પ્રયત્ન નથી એટલુંજ નહિં પણ, તેને માટે કયાં કયાં સાધન જોઇએ, તે જાણવા પણ આપણો પ્રયત્ન નથી. યોગશાસ્ત્રમાં 'સાધનપાદ' અને 'સમાધિપાદ' નામના બે મુખ્ય પ્રકરણો છે. છઠ્ઠા પુસ્તક સાથે સાધનપાદ પ્રગટ થયો છે, અને મોક્ષપત્રિકાના ૭ મા પુસ્તક સાથે, સમાધિપાદ શરૂ થયો છે. આ આઠમા પુસ્તક સાથે સમાધિપાદનો બાકીનો ભાગ પૂરો થશે. નવા ગ્રાહકોને તે જોઇએ તો, દરેકના પોસ્ટેજ સાથે આઠ આઠ આના મોકલવા. બાબત જાણવા જેવી છે, છતાં ભાષા ઘણીજ સરલ છે. ગીતાના છઠ્ઠા અધ્યાયમાં શ્રીકૃષ્ણે યોગવિદ્યાનો ઇસારો કર્યો છે; અને છેવટમાં '**तस्माद्योगी भवार्जुन**' એમ કહીને, અર્જુનને યોગી થવાની ભલામણ પણ કરી છે. ગીતાનો છઠ્ઠો અધ્યાય ઘણાંએ વાંચ્યો હશે, અને હજી વાંચતા પણ હશે–છતાં–'યોગશાસ્ત્ર શું છે?' તે જાણવા જેઓ પ્રયત્ન કરતા નથી, તેઓ પોતાના પ્રયત્નને–પોતાના આત્માને ઠગે છે.

હવે બીજી વાત કરીએ. તે વાત સમાધિથી નીચલા દરજ્જાની છે, પણ આપણે ઉપયોગી છે. સાવધાનતા પૂર્વક સાંભળો—

મનના બે પ્રકાર છે. આંતર મન અને બાહ્ય મન. કચેરીમાં જેમ–જેવા તેવા કામકાજ અવલકારકુન પતાવે છે, અને મુદ્દાના કામકાજ અમલદાર પાસે લઇ જાય છે. તેમ આ સંસારમાં, સામાન્ય કામકાજ બાહ્ય મન પતાવે છે, અને મુદ્દાના કામકાજ બાહ્ય મન, આંતર મન પાસે રજુ કરે છે. આંતર મન શાંતિપ્રિય હોય છે. અશાંતિમાં આંતર મન કામ કરી શકતું નથી. બાહ્ય મનની અસર આંતર મન ઉપર ત્વરાથી થાય છે. બાહ્ય મનની શાંતિ માટે, સંતો એકાંત સેવે છે. મોટા મોટા અમલદારો અગર ધંધાદારીઓ અલગ ઓરડામાં બેસીને પોતાનાં કામકાજ કરે છે. વિદ્યાર્થીઓ એકાંતમાં બેસીને ભણે છે. મુમુક્ષુઓ એકાંતમાં બેસીને શ્રવણ–મનન કરે છે, અને યોગિઓ એકાંતમાં બેસીને આત્મતત્ત્વનું ચિંતવન કરે છે. કોઈ વાત યાદ ન આવતી હોય, ત્યારે એકાંતમાં બેસીને, શાંતિથી તેનો વિચાર કરવામાં આવે, તો જે કાંઇ ભૂલાયું હોય, તે આંતર મન પોતાના ખજાનામાંથી રજુ કરે છે. આંતર મન જ્યારે કોઇ કામ કરી શકતું નથી, ત્યારે તે પોતાની મુંઝવણ આત્માને રજુ કરે છે. જેટલી ચાટલાની ચોખ્ખાઇ એટલી પ્રતિબિંબની સ્પષ્ટતા. તે પ્રમાણે જેટલી મનની નિર્મળતા, તેટલી જીવાત્માની પ્રતીતિ–આત્મસાક્ષાત્કાર–થાય છે. બ્રહ્માનું આંતર મન, જ્યારે પૃથ્વીના દુઃખનું નિવારણ કરી શકયું નહિં, ત્યારે આંતર મને તે વાત આત્માને–પ્રભુને–રજુ કરી–એટલે મનને પ્રભુમાં એકાગ્ર કર્યું. મનને પ્રભુમાં એકાગ્ર કરવું તે ધ્યાન, અને તે સ્થિતિમાં લાંબો વખત ટકવું, તે સમાધિ કહેવાય છે.

આ તો કથાની વાત કરી, પણ આ વાત આપણને પોતાને ઘણી કામની છે. આ લોક અને પરલોક બેઉ સુધારી દે એવી આ વાત છે. ઘણા ખરાં ભાઇઓ અને બ્હેનો, એટલાં બધાં રજળતાં થઇ ગયાં છે, કે તેઓ જરાવાર પણ, એકાંત સેવી શકતાં નથી. ઘરનાં કામકાજ જેવાં તેવાં કરીને, ઓટલે બેસીને તડાકા મારવા, અગર ચૌટે આંટા ફેરા દેવા, ટેવાઇ ગયાં છે, અગર મિત્રોને ત્યાં કેમ આવ્યા કે–'અમથા' કહેવા માટે ફર્યા કરે છે.

ગધેડું પણ નકામું રખડતું નથી. રખડે તો સરકારના માણુસો ડબ્બામાં પુરી દે છે. ત્યારે રજળતા મનુષ્યને શું કહીએ ! આ કુટેવ અટકશે, તો ઘર કામકાજ સારાં થશે, સંબંધીઓ રાજી થશે, અને આપણું મન પણ પ્રસન્ન રહેશે. આટલું સમજીને મુમુક્ષુ તેથી આગળ વધશે, તો—

**विविक्तदेशसेवित्व-मरतिर्जनसंसदि ॥ ११ ॥** [ ગીતા અ. ૧૩ ]

એકાંત સ્થળનું સેવન, અને પ્રાકૃત લોકસમુહમાં અપ્રીતિ–વિગેરે અનેક પારમાર્થિક લાભ થશે. બ્રહ્માજી ક્ષીરસાગરને કાંઠે પહોંચ્યા, ત્યાં પણ પ્રભુ મળ્યા નહીં; ત્યાં પણ અંતરમાં પાછા વળવાની જરૂર પડી. સંધ્યાવંદન, સમાગ, નિમાજ પઢવા–તે તમામ અંતરમાં પાછા વળવાની ક્રિયા છે, તે તમામ માનસીક બળને વધારનાર ક્રિયાઓ છે. બને તો સ્નાન કરીને, અને સ્નાન ન બને તો, હાથપગ ધોઇ, થોડા કોગળા કરી, મુખ ધોઇ પછી પવિત્ર વસ્ત્ર પહેરીને, સધ્યાવંદનાદિ ક્રિયાઓ કરવી. સુધરેલી પ્રજાઓ પણ આવું કાંઇ કરવા શીખી છે, ત્યારે આપણા દેશના હિંદુઓ આવી માનસીક ક્રિયાને ફારસ જેવી સમજે છે.

**बाह्ये निरुद्धे मनसः प्रसन्नता, मनःप्रसादे परमात्मदर्शनम् ॥**
**तस्मिन्सुदृष्टे भवबन्धनाशो, बहिर्निरोधः पदवी विमुक्तेः ॥ ३३५ ॥**

વેદાંતના ફરમા વાંચો છોને ? તેમાં આ શ્લોક છે. તેનો અર્થ–બાહ્યમાં–દશ્યમાં–જ્યારે નિરોધ થાય, ત્યારે મનની પ્રસન્નતા પ્રાપ્ત થાય. મનની પ્રસન્નતા પ્રાપ્ત થતાં પરમાત્માનાં દર્શન થાય. તે દર્શનમાં શ્રદ્ધા સારી રીતે દૃઢ થતાં, ભવબંધનનો નાશ થાય. તાત્પર્ય–બાહ્યનો નિરોધ કરતાં શીખવું, એજ મોક્ષ પ્રાપ્ત કરવાની યોગ્યતા આપે છે–અધિકાર આપે છે.

જેમ બને તેમ, બાહ્ય મનને નકામી ઉપાધીથી–નકામી ગડબડથી–દૂર રાખો. જેમ વિરડાનું જળ, ધીમે ધીમે નિર્મળ થાય છે, તેમ નકામી ઉપાધીથી નિવૃત્ત થયેલું ચિત્ત, ધીમે ધીમે નિર્મળ થાય છે. નવરા પડો કે તુરત કોઇ સદ્‌ગ્રન્થ વાંચો–તે વાંચ્યો હોય, તો તેને વિચારો. તેમ ન ગમે, તો માળા ફેરવો. તેમ પણ ન ગમે તો સુઇ જાઓ. પણ માયાના રંગમાં રમતા જીવો સાથે કાર્ય સિવાય બેસશો નહિં.–બોલો, શ્રીકૃષ્ણ બળદેવકી જય.

**पुरुषसूक्त**—શુકલયજુર્વેદમાં ૧૬ મંત્રો છે. તે 'પુરૂષસૂક્ત' કહેવાય છે. તે મંત્રો રૂદ્રિના બીજા અધ્યાયમાં '**सहस्रशिर्षा पुरुषः**' વિગેરેથી ગોઠવ્યા છે. દરેક વેદમાં સ્તુતિના એવા મંત્રો હોય છે. 'પુરૂષ' એટલે ભગવાન, અને 'સૂક્ત'–એટલે સ્તુતિ. જે મંત્રોમાં શ્રીભગવાનની સ્તુતિ હોય, તે 'પુરૂષસુક્ત' કહેવાય છે. ગમે તે સંપ્રદાયના દેવમંદિરોમાં વિષ્ણુના તથા મહાદેવના પૂજન વખતે, પુરૂષસૂક્તનો પાઠ બોલવામાં આવે છે. [ અહીંથી પ્રગટ થએલી ધાર્મિક પ્રથમ પોથીમાં, થોડું ભણેલા ભાઇઓ સરલતાથી પાઠ કરી શકે, એવા હેતુથી, ગુજરાતી ટાઇપમાં પુરૂષસૂક્ત છપાવ્યું છે. તેની છૂટી નકલો પણ અહીંથી અપાય છે. પોથીની કીંમત ૭ પાઇ, છૂટી નકલની કીંમત ત્રણ પાઇ ] પુરૂષસૂક્તમાં પ્રભુના નિર્ગુણ સ્વરૂપના ધર્મનું પ્રતિપાદન છે, **पुरुषसूक्तेन उपतस्थे**–બ્રહ્માએ પુરૂષસૂક્ત વડે ભગવાનની સ્તુતિ કરી.

**બ્રહ્માજીએ શું સાંભળ્યું તે હવે કહે છે—**

**गिरं समाधौ गगने समीरितां, निशम्य वेधास्त्रिदशानुवाच ह ॥**
**गां पौरुषीं मे शृणुतामराः 'पुनर्–विधीयतामाशु तथैव मा चिरम्' ॥२१॥**

રામાવતારમાં દેવોએ વાનરના અને રીંછના અવતાર લીધા હતા. આ વખતે કેવા અવતાર લેવા, તે વાત હવે કહે છે—

**पुरैव पुंसाऽवधृतो धराज्वरो, भवद्भिरंशैर्यदुषूपजन्यताम् ॥**
**स यावदुर्व्या भरमीश्वरेश्वरः, स्वकालशक्त्या क्षपयंश्चरेद्भुवि ॥२२॥**

**અર્થ—**સ્તુતિ કરતાં બ્રહ્માજીએ સમાધિમાં સાંભળ્યું કે–' પૂર્વે ( રામાવતારમાં જે પ્રમાણે કર્યું હતું, તે પ્રમાણે જ ફરીથી વિના વિલંબે કરો–ઢીલ કરશો નહિં.' આકાશવાણી સાંભળીને, બ્રહ્માએ દેવોને કહ્યુ કે–" હે અમરો ! તમે મારી પાસેથી દૈવી વાણી–પ્રભુનાં વચનો–સાંભળો–[૨૧] આપણે પ્રભુને પ્રાર્થના કરી, તે પહેલાંજ, પ્રભુએ પૃથ્વીનું દુઃખ જાણી લીધું છે. પોતાની સંહારશક્તિથી, પૃથ્વીનો ભાર ઉતારવા માટે, પ્રભુ આ સંસારમાં અવતાર લઈને વિચરે, તે પહેલાં–તે દર્મિયાન–તમારે પણ, તમારા અંશો સહિત, યદુવંશમાં અવતાર ધારણ કરવા." [ ૨૨ ]

૨૧ વિવેચન—

**આકાશવાણી—**આકાશવાણી બે પ્રકારની છે. એક અંતરમાં સ્ફુરે તે, અને બીજી મોટે અવાજે આકાશમાં બોલે તે. અહીં–આકાશવાણી, બ્રહ્માજીના અંતઃકરણરૂપી આકાશમાં સ્ફુરી છે, અને આગળ ૩૪ મા શ્લોકમાં, આકાશવાણી, મોટા અવાજ કરીને,

---

૨૧ પદચ્છેદ—**समाधौ**-સમાધિદશામાં. **गगने गिरं समीरितां**-આકાશવાણીને **निशम्य**-સાંળળીને, **वेधाः**-બ્રહ્માએ. **त्रिदशान्–सुरान् प्रति**-દેવોને. **ह उवाच**-સ્પષ્ટ રીતે કહ્યું કે– **भो अमराः**-હે દેવો ! **पुरुषस्य इयं पौरुषी ताम् गां**-દૈવી વાણી. પ્રભુનાં વચનો. **मे शृणुत**-મારી પાસેથી સાંભળો. '**तथा एव**-પૂર્વે રામાવતારમાં કર્યું હતું તે પ્રમાણેજ. **पुनः**-ફરીથી. **आशु विधीयताम्**-ત્વરાથી કરો. **मा चिरम्**-ઢીલ ન કરો.'

૨૨ પદચ્છેદ—**पुरा एव**-આપણે પ્રભુને પ્રાર્થના કરી તે પહેલાંથીજ. **धराज्वरः पुंसा अवधृतः**-પૃથ્વીનું દુઃખ પ્રભુએ સાંભળ્યું છે. **यावत् सः ईश्वरेश्वरः**-જ્યાંસુધીમાં તે ઇશ્વરના ઇશ્વર. **उर्व्याः भरम्**-પૃથ્વીનો ભાર. **स्वकालशक्त्या**-પોતાની સંહારશક્તિથી **क्षपयन्**-ઉતારી નાંખવા. **चरेत् भुवि**-પૃથ્વીમાં વિચરે–પૃથ્વીમાં અવતાર લઇને વિચરે, ત્યાંસુધીમાં–તે દર્મીયાનમાં–**भवद्भिः अंशैः सह**-તમારે પણ અંશોસહિત. **यदुषु**-યદુવંશમાં **उपजन्यतां**-અવતાર લેવા.

કંસને કહે છે કે–'દેવકીનો આઠમો ગર્ભ તને મારશે.' કેટલાએક પવિત્ર ઋષિઓ, બુદ્ધદેવ, મહાવીર સ્વામી, જીસસક્રાઇસ્ટ પેગંબર સાહેબ, અને એવા બીજા મહાત્માઓને પણ, વિના સમાધિએ, તેમના પવિત્ર અંતઃકરણમાં, દૈવી વાણી સંભળાતી હતી—સ્ફુરતી હતી.

**गगने**—હૃદયાકાશમાં

**त्रिदशान**—દેવોને. બાળ, કૌમાર અને યૌવન એવી ત્રણ અવસ્થાઓ દેવો ભોગવે છે. [ દેવોને વૃદ્ધાવસ્થા હોતી નથી. ]

**उवाच ह**—તેમાં **ह** સ્પષ્ટતા સૂચવે છે. બ્રહ્માએ જે વાત હૃદયમાં સાંભળી, તે વાત તેમણે ખુલ્લી રીતે દેવોને કહી.

**पौरुषीं गां**—પરમાત્માની વાણી.

'**पुनः विधीयताम् आशु, तथा एव मा चिरम्**'–તેનો અન્વય-**तथा एव पुनः आशु विधीयताम्-मा चिरम्**–એ ભગવદ્ વાક્ય છે, અથવા તે આકાશવાણી છે. '**तथा एव**' એટલે-પૂર્વે રામાવતારમાં કર્યું હતું, તે પ્રમાણે. એટલે-રામાવતરારમાં દેવોએ (સહાય માટે) મારી સાથે અવતાર લીધા હતા, તે પ્રમાણે **पुनः** એટલે–'ફરીથી'–'આ વખતે પણ'–'નવા અવતાર માંટે પણ'–**आशु विधीयताम्**–'ત્વરાથી બંદોબસ્ત કરો.' '**मा चिरम्**' શબ્દ '**आशु**' શબ્દની પુષ્ટિમાં છે–ભારદર્શક છે. 'આમ કરવામાં જરા પણ પ્રમાદ ન કરશો,' એ ભાવ સુચવવા માટે આકાશવાણીમાં '**मा चिरम्**' શબ્દો ઉમેરાયા જણાય છે.

૨૨ વિવેચન—

**धरायाः ज्वर**—'જ્વર'નો સામાન્ય અર્થ 'તાવ' થાય છે, અહીં તેનો અર્થ–'દુઃખ' થાય છે. પૃથ્વીનું દુઃખ.

**पुंसा पुरा एव अवधृतः**—પરમાત્માએ પ્રથમથી જ જાણ્યું હતું. બ્રહ્માએ કહ્યું તે પહેલાં પ્રભુએ જાણ્યું, માટે તે વાત પ્રભુનું અંતર્યામિપણું સૂચવે છે, પ્રભુની પ્રભુતા સૂચવે છે. **क्षेत्रज्ञः ईक्ष्यत्यमलेन चक्षुषा**–નિર્મળ આંખથી પરમાત્મા બધું જોઇ શકે છે.

**ईश्वरेश्वरः**—દેવોના દેવ, સર્વ શક્તિમાન, નિયંતા–પ્રભુ.

**क्षपयन**—ફેંકી દે. પૃથ્વીને મન ભાર ઘણો છે, પણ પ્રભુને મન તે ભારનો હીસાબ નથી. આ શબ્દ પણ પ્રભુની પ્રભુતા સૂચવે છે.

**यावत्**—'પ્રભુ પૃથ્વી ઉપર રહે, ત્યાં સુધી દેવોએ યાદવો બનીને પૃથ્વીઉપર રહેવું' એવી બ્રહ્માએ આજ્ઞા કરી. [છેવટે યદુકુળનો નાશ કરી, સૌ સ્વર્ગમાં ગયા. રામાવતારમાં, પ્રભુના અવતાર પહેલાં ઘણો કાળ, અને અવતાર થઇ રહ્યા પછી ઘણો કાળ, દેવોને રહેવું પડયું હતું. માટે આ વખતે દેવોને પૃથ્વી પર રહેવાનો સમય મુકરર કર્યો છે.]

**चरेत् भुवि**—**चरेत्** શબ્દમાં 'આ સંસારમાં અવતાર લે, અને વિચરે'–એઉ ભાવ છે. વિચરવામાં બીજો એ ભાવ છે કે–જ્યાં જ્યાં અસુરો હશે ત્યાં ત્યાં પ્રભુ જઇને તેમને મારશે, અને ભક્તોની રક્ષા કરશે.

**यदुषु**—યદુ વંશમાં. રામાવતારમાં દેવોએ વાનર શરીર ધારણ કર્યાં હતાં. રાવણને માર્યા પછી, બ્રહ્માએ શ્રીરામની સ્તુતિ કરતાં કહ્યું હતું કે—

છંદ—'કૃતકૃત્ય વિભો સબ વાનર એ, નિરખંતિ તવાનન સાદર જે,
ધિક્ જીવન દેવશરીર ધરે, તવ ભક્તિ વિના ભવ ભૂલી પરે'.

[ મોક્ષવાણી પાનું ૬૧ A ]

દેવશરીર ભલે ઉંચું ગણાય, પણ તે દેહમાં આપની ભક્તિ પ્રાપ્ત ન થાય, તો તે દેહ ધીક્કારવા યોગ્ય છે, અને વાનર શરીર ભલે હલકું ગણાય, પણ તે દેહ ધરીને પ્રભુની ભક્તિ થાય, તો તે દેહ કૃતકૃત્ય ગણાય છે. પ્રભુ સાથે વારંવાર અવતાર લેવા માટે તો—

પદ.

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહિરે—
પુણ્ય કરીને અમરાપુર પામે, અંતે ચોરાશી માંહીરે— ભૂતળ૦
હરિનાં જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતારારે—
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમારારે—ભૂતળ૦
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે,
ધન્યધન્ય રે એનાં માતપિતાને, સફળ કરી એની કાયારે— ભૂતળ૦
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજનાં વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ છે એની દાસીરે— ભૂતળ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે;
કંઇ એક જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગીરે ભૂતળ૦

મોટા અમલદાર સાથે ડીસ્ટ્રીકટમાં ફરનાર કલાર્કની સૌ પ્રશંસા કરે છે. જો તે ડીસ્ટ્રીકટ કલાર્ક સાહેબને ગમી ગયો હોય, તો જ્યાં જ્યાં સાહેબની બદલી થાય છે, ત્યાં ત્યાં તે કલાર્કને સાહેબ સાથે લઇ જાય છે. તેમ આ જગતરૂપી ડીસ્ટ્રીકટનો ઓફીસર–સાક્ષાત્ નારાયણ પોતાના ભકતોને સાથે લઇને અવતાર લે છે. વરરાજાએ ભલેને કરોડ રૂપૈયાના દાગીના પહેર્યા હોય, પણ જાન વિના વરરાજા શોભે નહીં. ગાનારી–જાનડીઓ વિના પણ વરરાજા શોભે નહિં. અહીં પ્રભુ વરરાજા બન્યા છે, દેવો બન્યા છે જાનૈયા, અને દેવોની સ્ત્રીઓ જાનડીયો બની છે.

જેમ કરોળીયો પોતાના મુખમાંથી લાળ કાઢીને, તે ઉપર ખેલે છે; અને પછી પોતાને ગમે ત્યારે, તે લાળને પોતાના મુખમાં સંકેલી દઇ વીરામ લે છે; તેમ પ્રભુ પણ પોતાને ગમે છે ત્યાં સુધી, પોતાની માયાનો વિસ્તાર કરીને રમે છે, અને પોતાની મરજી થાય, ત્યારે તે માયાને પોતામાં સંકેલી દે છે.

**स्वकाल**[illegible]—રાજની વ્યવસ્થા રાખવા માટે સરકાર પોલીસ પાર્ટી–લશ્કર–વિગેરે સાધનો રાખે છે; તેમ જગતની વ્યવસ્થા રાખવા માટે, પ્રભુ કાળશક્તિનો ઉપયોગ કરે છે.

**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो, लोकान्समाहर्तुमिह प्रवृत्तः ॥३२॥**

[ ગીતા અ. ૧૧. ]

કાળશક્તિનો ભય છે, છતાં લોકો અનેક અધર્મ કરે છે; ત્યારે કાળશક્તિનો ભય ન હોય, તો ધર્મ, નિયમ, વ્રત, દેવદર્શન વિગેરે કાંઇ બને જ નહિં. રાજના મદમાં, જુવાનીના મદમાં અને ધનના મદમાં, કાળશક્તિનો ભય, ચૌદ પંદર આના, ભૂલી જવાય છે. તેમ ન કરવા માટે ઋષિરાજ કહે છે કે—

પદ. રાગ લાવણી—

જબરો કાળ ઝપાટો રે, માથે મરણુ બીક છે મોટી: ટેક.
જંતર જાણો મંતર જાણો, જાણો તંતર ટાળા; (૨)
મોત બડો મરદાન મરદ ત્યાં, (૨) ધ્રુજી પડે ધારાળા— જબરો૦
વૈદ બોલાવો, સૈયદ બોલાવો, કરો ઉકાળા કૂટી; (૨)
ખૂટી તેતો જરૂર ખૂટી, (૨) ખૂટીની નહિં બૂટી— જબરો૦
ભોંયરૂં ખોદો–શીખો સરોદો, તત્ત્વ વિચારો તાજાં; (૨)
નાડી ભેદમાં દાડી રમો પણ, (૨) વળશે ઉંધાં વાજાં— જબરો૦
જોશ જુઓ ઉદ્દૈષ ભણીને, કોશ શુકનના કાઢો; (૨)
જમ કિંકરનો અજબ ઝપાટો, (૨) ગજબ કરી દે ગાઢો— જબરો૦
વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો દૂજે; (૨)
પકડે આવી મોત પલકમાં, (૨) જીવલડો શું ઝુઝે— જબરો૦
રોટી બદલો ચોટી બદલો, લોટી બદલો લાખો; (૨)
દરદ મરદને ગરદ કરી દે, (૨) મોત મરદ છે આખો— જબરો૦
ધરમ ધરો અધરમને મેલી, ખાંતેથી લ્યો ખેલી; (૨)
રૂષિરાજ રઘુનાથ વિના નહીં, (૨) કોઇ બરાબર બેલી— જબરો૦

બીજું પદ.

નિશ્ચે રહેવું નથીરે, માથે મોત ઝપાટા મારે;
ફાલ્યા ફુલ્યા શુંરે ફરો છો, જુઓ વિચારી જગમાં; (૨)
વણુસંતા કાંઇ વાર ન લાગે (૨) રોગ ભર્યો રગરગમાં— નિશ્ચે૦
હાટ ભરો ધનમાટ ભરો, મન ઘાટ ઘડો ભલે મોટા; (૨)
પાટ ઠાઠ સહુ ઘાટ આઠ પળ, (૨) પાણી તણા પરપોટા નિશ્ચે૦
ડહાપણુ ડાહ્યા–કોમળ કાયા, ઉડયા પલકમાં એ તો; (૨)
કેડા મોરે વાર નથી કાંઇ, (૨) ચૂપ કરીને ચેતો— નિશ્ચે૦
કાસી વાસી–અતિ ઉદાસી, જંગલવાસી જોગી; (૨)
કાળ ઝપટમાં ચપટ થયા કંઇ, (૨) ભાતભાતના ભોગી— નિશ્ચે૦
મીઠી વાણી–પુરા પુરાણી, જાણી વાતો ઝાઝી; (૨)
કાળ કોળીયો કરી ગયો કોણ–(૨) કીતાબવાળા કાજી— નિશ્ચે૦

\+ \+ \+ \+

પકડે કાળ પલકમાં રે, કાંઇ અજબ ઝપાટો આતો; ટેક.
ગડ્ ગડ્ ગડ્ ગડ્ નોબત ગાજે, જબરૂં લશ્કર જાતું (૨)
કાળ હસે છે ખડ ખડ્ ખડ્ ખડ્, (૨) કોઇ ભાળો મારૂં ભાતું— પકડે૦

ઘોડો નાચે વરઘોડામાં, ઝગઝગ ઝળકે ઝુલ્યો; (૨)
જોડે જોને જમડા નાચે, (૨) લાડકડા શું ફુલ્યો— પકડે૦
\+ + + +
જમાદાર સરદાર તૈયાર જ્યાં, છડીદાર નિત્ય બોલે; (૨)
અમલદાર બળદાર કાળ તો, (૨) ગણે તરખલા તોલે—

વિગેરે વચનો જીવને કહે છે કે-" તું ગમે તે હોઇશ, પણ એકવાર-જેમ બીલાડી ઉંદરને પકડે તેમ-તને કાળ પકડી લેશે-તારા તમામ વિચારો-આશાનાં પુરો, તારા હૃદયરૂપી દાબડીમાં સમાઇ જશે. તારા નામની પોક્કો પડશે-તારા નામની કાળોતરી (મેલા) લખાશે. માટે જે કામે તું આવ્યો છો, તેનો વિચાર કરી, તે કામમાં જોડાઇ જા."

હવે ભગવાનના અવતાર સંબંધી તથા દેવોની સ્ત્રીઓના અવતાર સંબંધી વાત કરે છે.

**वसुदेवगृहे साक्षाद्-भगवान्पुरुषः परः ॥**
**जनिष्यते तत्प्रियार्थं, संभवंतु सुरस्त्रियः ॥२३॥**

અર્થ—બ્રહ્માજી આગળ કહે છે કે-" વસુદેવના ઘરમાં સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ અવતાર લેશે. તેમને પ્રસન્ન કરવા માટે, દેવોની સ્ત્રીઓએ પણ [ એટલે-તમારી સ્ત્રીઓએ પણ-તમારી સાથે ] અવતાર લેવા. [ ૨૩ ]

૨૩ વિવેચન—

**વસુદેવ**—વસુદેવને ઘેર પ્રભુ અવતર્યા. સંસારમાં ઘણાં સ્ત્રીપુરૂષો, ગૃહસ્થાશ્રમ ભોગવી, બાળગોપાળ પેદા કરે છે; પણ જેને ઘેર સાક્ષાત્ નારાયણ પુત્રરૂપે પ્રગટયા, તે માતાપિતા પૂર્વે કોણ હતાં? તે વાત અવશ્ય જાણવી ઘટે છે. ભાવથી સાંભળો—

સ્વાયંભુવ મન્વંતરમાં બ્રહ્માજીના પુત્ર સુતપા, નિર્દોષ પ્રજાપતિ હતા. તેમને પ્રશ્નિ નામની સ્ત્રી હતી. તે બન્ને કામ ક્રોધાદિથી રહિત હતાં. બ્રહ્માજીએ તેમને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કહ્યું, ત્યારે ઉત્તમ સંતતિ માટે તે બન્નેએ ભયંકર તપ આદર્યું, મુંકુંદ ભગવાન સુંદર રૂપ લઇ તેમને વરદેવા પધાર્યા. તેઓને ભગવાનના જેવા પુત્રની કામના થઇ. 'આપના જેવા અમારે પુત્ર થાઓ.' એટલી યાચના કરી. 'તથાસ્તુ' કહીને પ્રભુ અંતર્ધ્યાન થયા. પ્રશ્નિના ઉદરથી જે અવતાર થયો, તે 'પ્રશ્નિગર્ભ' પ્રભુ કહેવાય છે.

બીજા અવતારમાં-સુતપા અને પ્રશ્નિ, કશ્યપ અને અદિતિ રૂપે, સ્ત્રી પુરૂષ બન્યાં. તે અવતારમાં વામન રૂપે ઉપેંદ્ર નામથી પ્રભુએ અવતાર લીધો.

ત્રીજા અવતારમાં-કશ્યપ અને અદિતિ દશરથ અને કૌશલ્યા બન્યાં, અને પુત્ર રૂપે શ્રીરામચંદ્રને લાડલડાવ્યાં.

ચોથા અવતારમાં-કશ્યપ અને અદિતી, વસુદેવ અને દેવકી બન્યાં. કશ્યપની બીજી

---

૨૩ પદચ્છેદ—**वसुदेवगृहे**-વસુદેવના ઘરમાં. **पुरुषः परः साक्षात् भगवान्**-સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ- **जनिष्यते**-અવતાર લેશે. **तस्य प्रियार्थं**-તેમને પ્રસન્ન કરવા માટે. **सुरस्त्रियः (अपि)**-દેવોની સ્ત્રીઓએ પણ. **संभवंतु**-અવતાર લેવા.

**શ્રી** ( સુરભી ) તે રોહિણીજી બન્યાં. વસુદેવ દેવકીએ શ્રીકૃષ્ણને જન્મ દીધો. [ **આ કથા શ્રીમહાભારતના હરિવંશમાં–હરિપર્વમાં** ૫૫ મે અધ્યાયે છે. ]

**અધ્યાત્મ દૃષ્ટિથી જોઈએ તો**–' વસુદેવ ' એટલું શું ?

**सत्त्वं विशुद्धं वसुदेवशब्दितं**, **यदीयते तत्र पुमानपावृतः ॥**
**सत्त्वे च तस्मिन् भगवान् वासुदेवो**, **ह्यधोक्षजो मे नमसा विधीयते ॥२३॥**

[ શ્રીમદ્ ભાગ–સ્કંધ ૪. અ. ૩ ]

**શ્રી શંકર પાર્વતીને કહે છે કે** ' હે સતિ ! શુદ્ધચિત્તનું નામ ' **વસુદેવ** ' છે. **કારણ કે**, તેવા અંતઃકરણમાં ભગવાન્ સ્પષ્ટ દેખાય છે. એવા અંતઃકરણમાં જે **રહેલા છે, અને જે ઇંદ્રિયોથી અગોચર છે**, તે વાસુદેવ ભગવાનને હું પ્રણામ કરું છઉં. '

**પ્રાણી માત્રમાં જીવાત્મા તો છે**, પણ અંતઃકરણની શુદ્ધિદ્વારા, **આત્મા વિશેષ પણે પ્રતીત થાય છે**–સ્પષ્ટ જણાય છે. એટલે ત્યાગ, વૈરાગ્ય, જ્ઞાન આદિ ઉત્તમ ગુણે કરીને, દેહમાં **રહેલા જીવાત્માની પ્રભુતા અનુભવમાં** આવે છે. એવા જીવાત્માને આપણે **મહાત્મા** કહીએ **છીએ. મનુષ્ય** એનો એજ હોય; નામ રૂપ પણ એનાં એજ હોય, પણ જ્યારે તેનું **અંતઃકરણ** બદલાય–ઉંચી ભૂમિકામાં આવે, ત્યારે તે **મહાત્મા કહેવાય છે.**–સંસારીનું **નામ** તજીને **માત્ર** ' કનકદાસજી ' એવું સાધુનું નામ ધારણ કરવાથી, **અગર** ભગવાં **પહેરવાથી, અગર** દાઢી મૂછ વધારવાથી, **અગર** તેનું મુંડન કરાવી નાંખવાથી, **સાચા મહાત્મા થવાતું** નથી, તે સઘળી વાતનો સાર છે.

**साक्षात्, पुरुषः, परः** એ ત્રણે ' **भगवान्** ' શબ્દનાં વિશેષણ છે. ' ભગવાને તો **અગાઉ ઘણા અવતાર** લીધા છે, પણ આ અવતારમાં પૂર્ણ પુરૂષોત્તમ રૂપે **પ્રગટ થશે.** ' **એમ બ્રહ્માજી કહે છે.**

**પૂર્ણ પુરૂષોતમ**–પ્રભુએ **મત્સ્યનો અવતાર** લઇને, માત્ર વેદનો **ઉદ્ધાર** કર્યો; **વરાહનો અવતાર** લઇને, રસાતળમાંથી પૃથ્વીને માત્ર બહાર આણી. નૃસિંહ **અવતાર ધરીને માત્ર હિરણ્યકશિપુ** દૈત્યનો **સંહાર** કર્યો. વામન અવતારમાં માત્ર બલિરાજાને ઠગી તેને પાતાળમાં મોકલ્યો. પરશુરામ રૂપે માત્ર અભિમાની ક્ષત્રિઓને માર્યા. શ્રી **રામનો અવતાર** લઇને રાવણ કુળનો નાશ કર્યો. રામાવતારમાં વેદ અને શાસ્ત્રોએ બાંધેલી **મર્યાદાથી પ્રભુ વરત્યા હતા**, માટે શ્રીરામચંદ્ર ' મર્યાદા પુરૂષોત્તમ ' કહેવાય છે. વેદ **શાસ્ત્રોએ** બાંધેલી **મર્યાદા**, લૌકિક **આચરણ** માટે છે; એમ સૂચવવા માટે, શ્રીકૃષ્ણે પોતાના **સમગ્ર ઐશ્વર્યને અનુકુળ ચારિત્રો** કર્યાં. તેથી તેમને **પૂર્ણ પુરૂષોત્તમ** કહેવામાં આવે છે.

**સમગ્ર ઐશ્વર્યથી** કેવી રીતે વર્તાય ?–સમગ્ર ઐશ્વર્યથી વર્તવું, તેને કેટલાએક '**સ્વછંદે વર્તવું**, ' **એમ કહે છે. એ** ગેરસમજથી તેઓ શ્રીકૃષ્ણ ઉપર **અનેક આક્ષેપો કરે છે. આમ આક્ષેપો** કરતાં કરતાં, શ્રીકૃષ્ણથી–પરમાત્માથી–પૂર્ણ પુરૂષોત્તમથી–તેઓ વિમુખ **થતા જાય છે. તે સંબંધી સાંભળવાની** ઈચ્છા હોય, તો કહીએ–ભાવથી સાંભળો. **બોલો શ્રીકૃષ્ણ ચંદ્ર દેવકી જય.** દ્વારકાંધીશકી જય, હરહર મહાદેવ હર–આસપાસ જુઓ. **કોઇ ઉંઘતું તો નથી ને ? આટલી** જય બોલાવી, તોપણ હજી કેટલાએક ડોસીમાની **માફક વાંકા બેઠા**

છે. ટટાર બેસી જાઓ-પછી વાત કરીએ. બસ-હવે ઠીક-બોલો શ્રીરણછોડરાયકી જય-હવે સાંભળો.

પ્રથમતો એ વાત કહીએ કે-જેમ નાની સાણસીથી મોટી દેગ પકડાય નહીં. પટાવાળાની બુદ્ધિથી રાજનો કારભાર થાય નહીં, સ્ત્રીની બુદ્ધિથી લડાઇના મેદાનમાં ઉતરાય નહીં, તેમ માયામાં રચીપચી રહેલી બુદ્ધિથી, ઇશ્વર-તત્ત્વ સમજાય નહીં. એટલે જેમ નાની સાણસીથી મોટો દેગ ઉચકાય નહીં, તેમ સ્થૂલ બુદ્ધિથી ઇશ્વર તત્ત્વ સમજાય નહીં. જેમ ઘડીયાળી પોતાની નરી આંખથી, ઘડીયાળની અંદરનાં ચક્રોને યથાર્થ રીતે જોઇ શકતો નથી; તેમ મનુષ્ય પોતાની મનુષ્ય બુદ્ધિથી-સામાન્ય બુદ્ધિથી-ઇશ્વરતત્ત્વ સમજી શકતો નથી. નરસિંમહેતા ગાય છે.— રાગ પ્રભાત.

'કરણી તો કાગની, હોડ કરે હંસની, હંસને તો હસિ કહાડે લવમાં.'

તાત્પર્ય—મનને સાધન સંપન્ન કરવાની જરૂર છે.

પૂર્ણ ઐશ્વર્ય-હવે પૂર્ણ ઐશ્વર્યની વાત કરીએ. દૃષ્ટાંત-કલકત્તાના શેઠ રંગ બીહારીલાલની અમદાવાદમાં એક પેઢી હતી. અમદાવાદવાળી પેઢીએ જીવરામશાહને દસ હજાર રૂપૈયા વ્યાજે આપ્યા. જીવરામને વેપારમાં ખોટ ગઇ. અમદાવાદવાળી પેઢીના ગુમાસ્તાએ તકાદો કર્યો. જીવરામે કહ્યું 'હું આપી શકું તેમ નથી'. ગુમાસ્તાએ દાવો કરીને હુકમ નામું મેળવ્યું. જીવરામે દયાની માગણી કરી. ત્યારે ગુમાસ્તાએ કહ્યું કે 'અમે તો નોકર છીએ. તમારે દયાની માગણી કરવી હોય, તો કલકત્તે શેઠની દુકાને જાઓ.' જીવરામ કલકત્તે આવ્યા. શેઠની દુકાને ગયા. મોટા મુનીમજીને મળ્યા. જીવરામે ઘણા કાલાવાલા કર્યા, ત્યારે મુનીમજીએ કહ્યું-'એમ હોય તો વ્યાજની રકમ કાંઇક ઓછી કરીએ.'

જીવરામ-અરે! મુળગા દેવાની પણ શક્તિ નથી, ત્યાં તમે વ્યાજની વાત કયાં કરો?

તે સાંભળી મોટા મુનીમે કહ્યું-'ત્યારે તમે શેઠને મળો.' જીવરામ મોટા શેઠ પાસે ગયા. જીવરામ પ્રણામ કરીને શેઠ પાસે બેઠા. શેઠે અમદાવાદની ખબર અંતર પુછવા માંડી. તે સાંભળી જીવરામે રડવા માંડયું. શેઠે રડવાનું કારણ પૂછ્યું, પણ જીવરામ શાહ જવાબ દઇ શકયા નહીં. જીવરામનું ભયંકર દુઃખ દેખી, શેઠે તેને ધીરજથી પૂછ્યું-'ભાઇ! કેમ ગભરાઇ ગયો છે? જે તારે દુઃખ હોય તે મને કહે.'

જીવરામ-મારૂં દુઃખ ભયંકર છે. આપ સિવાય કોઇ ભાંગી શકે એમ નથી, માટે આપને શરણે આવ્યો છઉં.

શેઠ—ત્યારે કહેને-બનશે તો તારૂં દુઃખ ભાંગી નાંખીશ.

જીવરામ-મારી બાબતમાં તો, પ્રભુએ આપને પ્રભુતા આપી દીધી છે. અત્યારે પ્રભુ પણ, મારૂં દુઃખ મટાડી શકે તેમ નથી. માત્ર આપજ ધારો તો, મારૂં દુઃખ મટે એમ છે.

શેઠ—કહે ત્યારે.

જીવરામ-કહેતાં કાંઇ વાર નથી, પણ આપ જેમ પ્રભુ થઇને સાંભળો છો, તેમ સાંભળ્યા પછી પ્રભુતાનો ત્યાગ ન કરો, તો કહું.

શેઠ—તું કહે તો ખરો. બનશે તો કરીશ.

જીવરામ-આપ આપની પેઢીમાં સર્વ શકિતમાન છો-પૂર્ણ છો-ધારો તેમ કરી શકો તેમ છો-માટે કરો તો કહું. [ આવાં નમ્ર વચન સાંભળી શેઠ રાજી થઇ ગયો. ]

શેઠ—કહે ત્યારે. તારૂં કામ જરૂર કરીશ.

જીવરામે પોતાના દુઃખની વાત રડતાં રડતાં કહી સંભળાવી, અને છેવટમાં જણાવ્યું કે,–' બાળ ગોપાળ ઘેંશ વિના બેઠાં છે. '

જીવરામના દુઃખની વાત સાંભળી, શેઠનું હૃદય દ્રવી ગયું-લેણાની રકમ વ્યાજ સાથે માફ કરી, અને–' તેની સ્થિતિ ન સુધરે ત્યાંસુધી, દર માસે વીશ રૂપૈયા અમદાવાદની પેઢીમાંથી મળે, ' એવો હુકમ લખી આપ્યો.

શેઠની દુકાનમાં રહેલા તમામ ગુમાસ્તા, શેઠના અંશ રૂપે કામ કરતા હતા; પણ તેઓને મર્યાદામાં રહીને કામ કરવું પડતું હતું; અને શેઠ પોતાના પૂર્ણાંશથી–સ્વતંત્રપણે–કામ કરતા હતા. થઇ ગએલા હુકમનામાને, નાણાં લીધા વિના રદ કરાવવાની શકિત, શેઠની હતી–ગુમાસ્તાની ન હોતી. માટે શેઠ તેની પોતાની પેઢીમાં, પૂરણ પુરૂષોત્તમ, અને ગુમાસ્તાઓ અંશાવતાર શેઠ ગણાય.

જીવરામ સાધનવાળો હોત, એટલે તેની પાસે વ્યાજ સાથે રૂપૈયા હોત, તો શેઠના ગુમાસ્તા (એટલે અંશાવતાર શેઠો) પણ તેને ઋણથી મુક્ત કરત, પણ તેની નિઃસાવન સ્થિતિમાં, મુખ્ય શેઠ સિવાય, કોઇ તેને મુક્ત કરી શકે એમ નહોતું.

વાલ્મિકી રામાયણમાં, શ્રીરામને મર્યાદા પુરૂષોત્તમ રૂપે જ, વાલ્મિકીએ ઓળખાવ્યા છે; પણ તુલસીકૃત રામાયણમાં, નિઃસાધન ભક્તોના ઉદ્ધાર કરવાની બાબતમાં–કોઇ કોઇ ઠેકાણે–તુલસીદાસજીએ શ્રીરામને પૂર્ણ પુરૂષોત્તમ જેટલી સત્તા ભોગતતા વર્ણવ્યા છે. થોડો નમુનો આપું. જુઓ–મોક્ષવાણી પાનુ ૪૬.

વિભીષણ જ્યારે શ્રીરામને શરણે આવ્યો, ત્યારે સુગ્રીવે વિભીષણને બાંધી રાખવાની સલાહ આપી. તેના જવાબમાં શ્રીરામે સુગ્રીવને કહ્યું કે—

ચોપાઇ—

કોટિ વિપ્ર વધ લાગહિં જાહુ, આયે શરણ તજૌ નહિં તાહુ
સન્મુખ હોય જીવ મોહિ જબહિ, જન્મ કોટિ અઘ નાશૌ તબહિ.

નિઃસાધન ભકતોના ઉદ્ધારની બાબતમાં શ્રી કૃષ્ણ કહે છે કે—

अपि चेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ।
साधुरेव स मतव्यः, सम्यग्व्यवसितो हि सः ॥३०॥
क्षिप्रं भवति धर्मात्मा, शश्वच्छांति निगच्छति ।
कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥३१॥
मां हि पार्थ व्यपाश्रित्य, येऽपि स्युः पापयोनयः ॥
स्त्रियो वैश्यास्तथा शूद्रास्–तेऽपि यांति परां गतिम् ॥३२॥

[ ગીતા અ. ૯.

ये भक्ताः शास्त्ररहिताः, स्त्रीशूद्रद्विजबन्धवः ॥
तेषामुद्धारकः कृष्णः, स्त्रीणामत्र विशेषतः ॥ [ સુબોધિની ]

તાત્પર્ય—નિ:સાધન ભક્તોએ, પોતાની અયોગ્યતાનો બહુ વિચાર નહિં કરતાં, નિર્મળ ભાવથી શ્રીકૃષ્ણને શરણે આવવું.

શ્રીકૃષ્ણે મામાને માર્યો-માસીને મારી. પણ-શ્રીકૃષ્ણ કોણ ? એક સામાન્ય ભાણેજ ? 'ના. પૂર્ણ પુરૂષોત્તમ ' શા માટે અવતાર લીધો હતો ?-અસુરોનો નાશ કરવા. ત્યારે શ્રીકૃષ્ણ કંસાદિનો નાશ કરે, તેમાં દોષ કયાં રહ્યો !

ગોપીઓ સાથે શ્રીકૃષ્ણે વિહાર કર્યો-રાસ રમ્યા-કુમારીકાઓનાં વસ્ત્ર હરણ કરીને, કદમના વૃક્ષ ઉપર ચડી ગયા. કેટલી બધી અનીતિ કરી ! પણ-શ્રીકૃષ્ણ કોણ ? એક સામાન્ય ગોવાળીયા ? 'ના-' જેના હુંકારથી જુમનાનાં જળ સ્થંભી ગયાં હતાં-તે. જેણે અનેક અસુરોને લીલામાત્રમાં મારી નાંખ્યા તે. જેણે ગોવર્ધન તોળ્યો હતો તે. ત્યારે તો એમ જ કહોને કે-'શ્રીકૃષ્ણ પૂર્ણ પુરૂષોત્તમ-શ્રીકૃષ્ણ બ્રહ્મ સ્વરૂપ'. શ્રીકૃષ્ણ નર જાતિમાં હતા ? ના. બ્રહ્મ નર, નારી અને નાન્યતર ત્રણે જાતિથી પર છે. ત્યારે હવે-શ્રીકૃષ્ણ ગોપીઓ સાથે રાસ રમ્યા તે શું ?— [ નરસિંહ મહેતા ગાય છે. ]

રાગ પ્રભાત

જાગી તે જોઉં તો જગત્ દીસે નહિં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે:
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, **બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ સાથે.**
પંચ મહાભૂત પરબ્રહ્મ વિષે ઉપન્યાં, અણુ અણુ માંહી રહ્યાં રે વળગી.
ફુલને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહિં રે અળગી.-વિગેરે-

કેમ સાવધાન છોને ? શ્રીકૃષ્ણ સાથે જે સ્ત્રીઓ રાસ રમી હતી, તે **બ્રહ્મ લટકાં કરે -બ્રહ્મ સાથે.** તે સ્ત્રીઓ દેવાંગનાઓ હતી. તે વાત આ શ્લોકમાં જ છે. આ ખુલાસા ધ્યાનમાં રહેશે, તો આગળ સાંભળવાની મજા પડશે.

**तत्प्रियार्थं सुरस्त्रियः संभवन्तु**—' પ્રભુનો અવતાર થાય, તે પહેલાં પ્રભુને પ્રસન્ન કરવાના હેતુથી-પ્રભુના કાર્યમાં મદદ કરવાના હેતુથી, દેવોની સ્ત્રીઓએ પણ અવતાર લેવા, ' એવી બ્રહ્માએ તેમને આજ્ઞા કરી.

માતાપિતા પોતાના બાળકોને તો પ્રસન્ન કરે, લાડ લડાવે, તેમની કાલી બોબડી-તોતળી-વાણી સાંભળી, પોતાને કૃતકૃત્ય માને; પણ પ્રભુ અવતાર લઇને આવે, અને તે વખતે પોતે પણ, અવતાર લઇ, બાળકૃષ્ણને પ્રસન્ન કરે-લાડ લડાવે-તેની કાલી બોબડી-તોતળી-વાણી સાંભળી પોતાને કૃતકૃત્ય માને, એ લાભ તો દેવાંગનાઓનેજ મળે. બીજી સ્ત્રીઓને કયાંથી મળે !

હવે બળભદ્રના જન્મની વાત કરે છે.

**वासुदेवकलानंतः, सहस्रवदनः स्वराट् ॥**
**अग्रतो भविता देवो, हरेः प्रियचिकीर्षया ॥२४॥**

---

૨૪ પદચ્છેદ—**सहस्राणि वदनानि यस्य सः सहस्रवदनः**-હજાર મુખવાળા **स्वराट्**-સ્વયંપ્રકાશ. **वासुदेवस्य कला यः स अनंतः देवः**-ભગવાનની કળા રૂપ અનંત દેવ. **हरेः प्रियचिकीर्षया**-પ્રભુની સેવા કરવાના હેતુથી. **अग्रतः भविता**-પ્રથમ અવતાર લેશે.

**અર્થ— હજાર મુખવાળા, સ્વયંપ્રકાશ, અને જે ભગવાનની કળારૂપ છે, તે અનંતદેવ–શેષનારાયણ, પ્રભુની સેવા કરવાના હેતુથી, પ્રભુની પહેલાં અવતાર લેશે. [ ૨૪ ]**

૨૪ વિવેચન—

જેમ મોટા સમારંભ માટે ઘણી તૈયારીઓ જોઇએ. તેમ પૂર્ણ પુરૂષોત્તમના અવતાર માટે પણ, ઘણી તૈયારીઓ જોઇએ. દેવો, દેવોની સ્ત્રીઓ અને બળભદ્ર પણ ઇશ્વરના અવતાર પહેલાં જન્મ લઇને, પ્રભુના આગમનની રાહ જોશે—

**वासुदेवकलानन्तः**—વાસુદેવની કળારૂપ અનન્ત–શેષનારાયણ–**सहस्रवदनः स्वराट्** અને **देवः**–આ ત્રણે 'અનન્ત'નાં વિશેષણ છે.

સાત્વિક કલ્પમાં શ્રીહરિ જળ વિષે શયન કરે છે. તે 'વાસુદેવ' ભગવાન કહેવાય છે. જળને શેષનો આધાર છે. તે શેષ કોઇ સામાન્ય શેષ નથી. પણ તેને સંકર્ષણનો આધાર છે. શેષમાં સંકર્ષણનો આવેશ છે. સંકર્ષણ વિષે શ્રીહરિ શયન કરે છે. સંકર્ષણમાં કલાએ કરીને, હરિ–વાસુદેવ–નો આવેશ છે. તેથી બળદેવરૂપે અવતરેલા અનંત શેષનારાયણ–વાસુદેવની કળારૂપે છે. લૌકીક દૃષ્ટિથી શ્રીકૃષ્ણ અને બળદેવ બેઉ સ્વરૂપે જુદા જુદા જણાય છે; પણ કલારૂપ કહેવામાં, બેઉની એકતાનું સુચન છે. એટલે 'પૃથ્વીનો ભાર ઉતારવો, સંતોની રક્ષા કરવી, અને અધર્મીઓનો નાશ કરવો.' એ ત્રણે કતવ્ય, શ્રીકૃષ્ણ તથા બળભદ્ર બેઉનાં છે. વાસુદેવ નિર્ગુણ છે, અને સંકર્ષણ તામસ છે. તે ભેદ કોઇ કોઇ ઠેકાણે તે બે સ્વરૂપોમાં જોવામાં આવે છે.

**सप्तमो वैष्णवं धाम यमनन्तं प्रचक्षते**-દેવકીનો સાતમો ગર્ભ, વિષ્ણુનું ધામ, જેને અનંત કહેવાય છે તે છે. શ્રીકૃષ્ણ પણ બોલ્યા **છે કે**-**देवक्या जठरे गर्भः शेषाख्यं धाम मामकम्** દેવકીના જઠરમાં હું ગર્ભરૂપે રહ્યો હતો, ત્યાં શેષ નામનું મારૂં ધામ હતું. આ શેષ તે માત્ર શેષજ નહિ, પણ સંકર્ષણના આવેશવાળો શેષ. **गर्भ संकर्षणात् तं वै प्राहुः संकर्षणम्**-બળદેવજીને દેવકીજીના ગર્ભમાંથી ખેંચીને, રોહિણીના ગર્ભમાં મુકયા હતા, માટે તેમનું નામ, આ લોકમાં 'સંકર્ષણ' પણ છે.

[ સુબોધિનીજી ]

**सहस्रवदनः**—જેને હજાર મુખ છે તે. **सहस्रशीर्षा पुरुषः**–જેને હજાર માથાં છે તે. વિગેરે વેદનાં વચનો પુરૂષ શબ્દનાં વિશેષણ છે. **स्वराट्** સ્વયંપ્રકાશ. અને **देवः**–દેવ, તે તમામ 'પુરૂષ' શબ્દનાં વિશેષણ છે. બળદેવને વાસુદેવની કલારૂપ ગણ્યા છે. સ્ત્રી પુરૂષની કળારૂપ છે. પુત્ર પિતાની કળારૂપ છે. તેમ બળભદ્ર શ્રીકૃષ્ણની કળારૂપ છે. બે હાથ વિના તાળી પડે નહીં, બેહાથ વિના લાડુ વળાય નહીં; બે હાથ વિના કોઇને બરાબર મરાય પણ નહીં. પૃથ્વીનોભાર ઉતારવાની ક્રિયામાં પણ શ્રીકૃષ્ણ, અને બળભદ્ર એમ બે રૂપે–પ્રભુ પ્રગટ થયા હોય, એમ જણાય છે.

મથુરાની આસપાસ વનયાત્રામાં દાઉદનુંજીનું મોટું ધામ છે. તે ગામ, ત્યાંની મૂર્તિ અને અને મંદિર સર્વ પ્રાચીનતા સૂચવે છે. દાઉદજીની અને રેવતીજીની મૂર્તિઓ ભવ્ય છે.

[ વિશેષ સમાચાર યાત્રાના પુસ્તકમાંથી મળશે. જુઓ તે પુસ્તકનું પાનું ૩૦૧. પુર્વ અને ઉત્તરની યાત્રાઓ માટે, આ પુસ્તક ખાસ ઉપયોગી છે. કીંમત માત્ર દોઢ રૂપૈયો છે પોસ્ટેજ ચાર આના જુદા. ]

'યોગમાયા પણ અવતાર લેશે' એમ હવે કહે છે.

**विष्णोर्माया भगवती, यया संमोहितं जगत् ॥**
**आदिष्टा प्रभुणांऽशेन, कार्यार्थे संभविष्यति ॥२५॥**

અર્થ—જેનાથી આ જગત્ મોહ પામી ગયું છે, એવી વિષ્ણુની ભગવતી માયા પણ, પ્રભુની આજ્ઞાથી, પોતાના અંશસહિત કાર્ય કરવાના હેતુથી અવતાર લેશે." [૨૫]

૨૫ વિવેચન—

યોગમાયા કોણ ?—

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ॥२५॥** ગીતા અ. ૭.

હું યોગમાયાથી ઢંકાએલો છઉં, માટે સર્વ મને ઓળખી શકતા નથી.

**प्रकृतिं स्वामवष्टभ्य, विसृजामि पुनः पुनः ॥**
**भूतग्राममिमं कृत्स्न-मवशं प्रकृतेर्वशात् ॥८॥**

\+ + + ×

**मयाऽध्यक्षेण प्रकृतिः, सूयते सचराचरम् ॥**
**हेतुनाऽनेन कौंतेय, जगद्विपरिवर्तते ॥१०॥**
**मोघाशा मोघकर्माणो, मोघज्ञाना विचेतसः**
**राक्षसीमासुरीं चैव, प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२॥**
**महात्मानस्तु मां पार्थ, दैवीं प्रकृतिमाश्रिताः ॥**
**भजन्त्यनन्यमनसो, ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥** [ ગીતા અ. ૯ ]

વિગેરે શબ્દોથી, શ્રીકૃષ્ણ જણાવે છે કે—જ્યારે જ્યારે મારે જરૂર પડે છે, ત્યારે—આવી ભાંજગડ, હું મારી પ્રકૃતિ વડે. કરૂં છઉં; કારણ કે સર્વભૂતો સ્વભાવથીજ પ્રકૃતિને વશ અને પરાધીન છે. (૮) ખરી રીતે જોઇએ તો—હે કૌંતય ! મારા અધિષ્ઠાનપણાથી, પ્રકૃતિજ આ સચરાચર જગતની ભાંજગડ ચલાવી રહી છે. આ જગત્ની સર્વ દોડધામ એજ હેતુથી—એજ ધોરણથી—ચાલ્યા કરે છે. (૧૦) [હવે પ્રકૃતિના બે પ્રકાર બતાવે છે.] જેઓ અજ્ઞાનિ હોય છે, તેઓ—મોહમાં ફસાવનારી—રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો—આશ્રય લે છે. તેથી તેમની ઇચ્છાઓ તથા તેમનાં સર્વ કાર્યો વ્યર્થ જાય છે. તેમની સમજણ પણ વિપરીત ગણાય છે. (૧૨) અને જેઓ મહાત્માઓ છે—તેઓ તો—હે પાર્થ !—મારી દૈવી

---

૨૫ પદચ્છેદ—**यया जगत् संमोहितं**—જેનાથી આ જગત્ મોહ પામી ગયું છે એવી **विष्णोः माया भगवती**—વિષ્ણુની ભગવતી માયાને **प्रभुणा आदिष्टा**—પ્રભુની આજ્ઞા થઇ છે તેથી તે પણ **अंशेन**—અંશ સહિત **कार्यार्थे संभविष्यति**—કાર્ય કરવાને અવતાર લેશે.

પ્રકૃતિનો જ આશ્રય લે છે. હું કે જે સર્વ ભૂતોનો સ્વામી અને અવિનાશી છઉં, તેને યથાર્થરીતે ઓળખીને, તેને જ તેઓ અનન્ય ભાવથી ભજે છે. [૧૨]

માયાના વિશેષ ખુલાસા કરવાના હેતુથી, દેવી ભાગવત, માર્કંડયે પુરાણ ચંડિપાઠ વિગેરે ગ્રંથો લખાયા છે;

વિષ્ણુપુરાણ-અંશ પાંચમાં અ. ૧ માં-૭૧ થી ૭૯ શ્લોકોમાં, વિષ્ણુ યોગમાયાને આજ્ઞા કરે છે કે-"(૧) કાળનેમિના ૭ પુત્રોને પાતાળમાંથી લાવી, દેવકીના ગર્ભમાં મૂકવા. (૨) સાતમા ગર્ભમાં શેષનારાયણ પધારશે, તે ગર્ભ દેવકીના ઉદરમાંથી લઇ, રોહિણીના ઉદરમાં મૂકવો. 'કંસના ત્રાસથી દેવકીનો ગર્ભ સરી પડયો,' એમ લોક વાયકા ફેલાવવી. (૩) શ્રાવણ વદી ૮ મધ્ય રાત્રીએ, હું દેવકીના ગૃહમાં પ્રગટીશ. તે વખતે વસુદેવ દેવકી સિવાય, સૌને ઘોર નિદ્રામાં સુવાડવા. (૪) આઠમની મધ્ય રાત્રી પછી, તારે યશોદા પણ ન જાણે એવી રીતે, કન્યા રૂપે યશોદાને પેટે અવતરવું. (૫) મારા પ્રાગટય પછી, વસુદેવ મને યશોદાની પથારીમાં મૂકી જાય, અને તને યશોદાની પથારીમાંથી ઉપાડી દેવકીના કારાગ્રહમાં લાવીને સુવાડે, ત્યાંસુધી સર્વ પ્રાણીઓ ઘોર નિદ્રામાં રહેવાં જોઇએ. (૬) આટલું થયા પછી, તારે તારી માયા ખેંચી લઇ, સર્વને જાગ્રત કરવા. પછી તારે-'ઉંવા-ઉંવા'-એવું રૂદન કરી, દેવકીજીને કાંઇ અવતર્યું છે, એવું સર્વને વિદીત કરવું. (૭) તે સાંભળી કંસ દોડયો આવી, તને પકડીને પછાડવા જાય, ત્યારે તારે આકાશમાં ઉડી જવું."

**मम योनिर्महद्ब्रह्म, तस्मिन्गर्भं दधाम्यहम् ॥**
**संभवः सर्वभूतानां, ततो भवति भारत ॥३॥**
**सर्वयोनिषु कौंतेय, मूर्तयः संभवंति याः ॥**
**तासां ब्रह्म महद्योनि-रहं बीजप्रदः पिता ॥ ४ ॥**

[ ગીતા અ. ૧૪ ]

ભાવાર્થ—જેમ સ્ત્રીમાં મુકેલો ગર્ભ (વીર્ય), કાળે કરીને પ્રસુતિ આપે છે; તેમ ઇશ્વરે માયાને કરેલી આજ્ઞા, કાળે કરીને કાર્યની તૈયારી કરે છે.

આપણા પ્રાપ્ત વિષયમાં, પ્રભુ માયાદ્વારા અનેક લીલાઓ કરે છે. જેમ રાજા સેનાધિપતિને આજ્ઞા કરે, તો તેની આખી સેના કામે લાગી જાય, તેમ પ્રભુ માયાને આજ્ઞા કરે, એટલે માયાના ત્રણે ગુણો વિકાર પામી, પોત પોતાનું કાર્ય કરાવા માંડે.

ચોપાઇ-જો માયા સબ જગહિ નચાવા, જાસુ ચરિત્ર લખી કાહુ ન પાવા.
સો પ્રભુ ભ્રુવિલાસ ખગરાજા, નાચ નટી ઇવ સહિત સમાજા.

[ મોક્ષવાણી પાનું ૭૪ ]

નટકૃત કપટ વિકટ ખગરાયા, નટસેવકહિ ન વ્યાપે માયા.

[ મોક્ષવાણી પાનુ ૮૩ ]

'આ યોગમાયા પણ પ્રભુની આજ્ઞાથી અંશ સહિત પ્રગટ થશે.' એમ બ્રહ્માજીએ કહ્યું.

'અંશ સાહત' માયા પણ પ્રભુ કૃપાથી ઐશ્વર્યાદિ ષડ્ગુણ સંપન્ન છે. ઐશ્વર્યાદિ ષડ્ગુણ સહિત માયા પ્રગટ થશે. એ ભાવ છે.

વિષ્ણુ, શિવ અને દેવી, ત્રણેમાં મોટું કોણ ? દેવી પુરાણમાં, દેવીનો

મહિમા સૌથી શ્રેષ્ઠ, અને બીજા દેવો તેને આધીન થઈને વર્તે છે, એવો ભાવ જોવામાં આવે છે. શિવ પુરાણમાં શિવનો મહિમા સૌથી શ્રેષ્ઠ, અને બીજા દેવો તેમને આધીન વર્તે છે, એવો ભાવ જોવામાં આવે છે; અને વિષ્ણુ પુરાણમાં વિષ્ણુનો મહિમા સૌથી શ્રેષ્ઠ, અને બીજા દેવો તેમને આધીન વર્તે છે, એવો ભાવ જોવામાં આવે છે. આથી સાચું શું? દેવી મોટાં? શિવ મોટા? કે વિષ્ણુ મોટા? એવો પ્રશ્ન અનાયાસે થાય. તેનો ખુલાસો ગીતામાં છે. ગીતા ઉપનિષદોનો સાર છે. સનાતન ધર્મના અર્વાચીન મહાન્ નાયક શ્રીઆદ્ય શંકરાચાર્ય પણ, વિષ્ણુતત્ત્વ તથા શિવતત્ત્વને એક માને છે; અને માયા શક્તિને અશ્વર્યાદિ ષડ્ગુણ સંપન્ન કહીને, પ્રભુની આજ્ઞામાં રહીને વર્તનારી શક્તિ માને છે. આ વિષયમાં હજી આગળ વધીને જોઈએ તો-વિષ્ણુ પુરાણમાં વિષ્ણુનાં વિશેષણો, શિવપુરાણમાં શિવનાં વિશેષણો, અને દેવી પુરાણમાં દેવીનાં વિશેષણો સરખાવીએ, તો તે તમામ પરબ્રહ્મનાં વિશેષણો છે-તે તમામ એક સરખાં છે. એટલે વિષ્ણુના ઉપાસકો પરબ્રહ્મને વિષ્ણુરૂપે ભજે છે. દેવીના ઉપાસકો પરબ્રહ્મને દેવીરૂપે-સ્ત્રીરૂપે-ભજે છે. શિવના ઉપાસકો પરબ્રહ્મને શિવરૂપે ભજે છે. માટે ડાહ્યા પુરૂષે કોઈની શ્રદ્ધામાં ભંગ કરવો નહિં. જે કરે તે સારૂં કરવા અવશ્ય કહેવું. સારૂં કરતાં કરતાં જે સાચું હશે, તે ઉપાસકની નજરમાં-સમજણમાં-અનાયાસે પ્રગટી આવશે. હવે બ્રહ્માજી પૃથ્વીની પ્રાર્થનાના પ્રસંગનો ઉપસંહાર કરે છે—

**श्रीशुक उवाच—**

**इत्यादिश्यामरगणान्, प्रजापतिपतिर्विभुः ॥**
**आश्वास्य च महीं गीर्भिः, स्वधाम परमं ययौ ॥२६॥**

**અર્થ**—શુકદેવજી કહે છે કે-પ્રજાપતિઓના પતિ બ્રહ્માજી, ઉપર પ્રમાણે દેવોને આજ્ઞા કરીને, અને વાણીથી પૃથ્વીની આશ્વાસના કરીને, પોતાના ઉત્તમ ધામમાં-બ્રહ્મલોકમાં-ગયા. [ ૨૬ ]

૨૬ વિવેચન—

**प्रजापतिपतिः**—મરિચી, કશ્યપ આદિ પ્રજાપતિઓના પતિ બ્રહ્માજી છે. માટે અહીં તેમને **प्रजापतिपतिः** કહ્યા છે. **विभुः** તે પણ બ્રહ્માજીનું વિશેષણ છે. **विभुः** એટલે સમર્થ. પ્રભુએ કરેલી આજ્ઞા, દેવો પાસે પળાવવા, બ્રહ્માજી સમર્થ છે.

**अमरगणान् आदिश्य**—દેવોને આજ્ઞા કરીને. **आदिश्य** શબ્દ બ્રહ્માજીનું દેવોમાં શ્રેષ્ઠપણું સૂચવે છે.

**गीर्भिः महीं आश्वास्य**:-' પૂર્ણ પુરૂષોત્તમ તારે માટે અવતાર લેશે, પૂર્ણ પુરૂષોત્તમ તારા ઉપર હરશે ફરશે, તેં ઉત્પન્ન કરેલાં ભાજન જમશે, તારાં ખીલેલાં પુષ્પોની

---

૨૬ પદચ્છેદ—**प्रजापतिपतिः विभुः**-પ્રજાપતિઓના પતિ બ્રહ્મા. **इति अमरान् आदिश्य**-એ પ્રમાણે અમરોને આજ્ઞા આપીને **च**-અને **महीं गीर्भिः आश्वास्य सान्त्वयित्वा**-પૃથ્વીને વાણીથી આશ્વાસના કરીને **परमं स्वधाम ययौ**-પોતાના ઉત્તમ બ્રહ્મલોકમાં ગયા.

માળા પહેરશે. હે પૃથ્વી ! હવે તું ભાગ્યશાળી થઇશ ’ વિગેરે વચનોથી બ્રહ્માજી એ પૃથ્વીની પ્રશંસા કરી જણાય છે,

હવે કંસ વસુદેવ, દેવકી વિગેરેની કથા શરૂ થાય છે. ભાવથી સાંભળો.

**शूरसेनो यदुपतिर्–मथुरामावसन्पुरीम् ॥**
**माथुरान् शूरसेनांश्च, विषयान्बुभुजे पुरा ॥२७॥**
**राजधानी ततः साभूत्–सर्वयादवभूभुजाम् ॥**
**मथुरा भगवान्यत्र, नित्यं सन्निहितो हरिः ॥२८॥**

અર્થ—પ્રાચીન કાળમાં યાદવોનો પતિ સૂરસેન રાજા, મથુરા નગરીમાં રહીને, માથુર તથા શૂરસેન દેશોને ભોગવતો હતો. [ ૨૭ ] ત્યારથી મથુરા નગરી યાદવોની રાજધાની ગણાય છે. મથુરા એવી ભૂમિ છે કે–જ્યાં પ્રભુ પોતે નિત્ય પાસે રહે છે. [ ૨૮ ]

૨૭–૨૮ વિવેચન.

યદુવંશની ટુંકી નોંધ—

યદુના પુત્રો–સહસ્રજિત, ક્રોષ્ટા, નળ અને રિપુ, [ છેલ્લા બે સંબંધી કાંઇ વિશેષ જાણવા જેવું નથી. ]

૧ સહસ્રજિત–આ વંશમાં સહસ્રાર્જુન નામનો પ્રતાપી રાજા થયો હતો. તેનો ગર્વ પરશુરામ ઉતાર્યો હતો. તે વંશમાં બચેલા જયધ્વજ, શૂરસેન, વૃષભ, મધુ અને ઉર્જીત નામના પાંચ પુત્રો હતા. તેમાં મધુ પ્રતાપી હતો. તેને વૃષ્ણિ નામનો પ્રતાપી પુત્ર હતો. યદુ, મધુ, અને વૃષ્ણિ ઉપરથી–તેના વંશજો યાદવ, માધવ અને વૃષ્ણિ કહેવાય છે.

૨ ક્રોષ્ટા–યદુના બીજા પુત્ર. ક્રોષ્ટાના વંશમાં શશબિંદુ નામનો પ્રતાપી રાજા થયો. શશબિંદુના પુત્ર રૂચકનો જયામઘ. જયામઘનો વિદર્ભ. વિદર્ભના વંશમાં મધુ, સાત્વત્ વિગેરે રાજા થયા. સાત્વત્ ઉપરથી શ્રીકૃષ્ણ–‘ સાત્વતામ્ પતિઃ ’ કહેવાય છે. સાત્વત્‌ને–ભજમાન, ભજિ, દિવ્ય, વૃષ્ણિ, દેવાવૃધ, અંધક અને મહાભોજ નામના સાત પુત્રો હતા. તેમાં વૃષ્ણિ અને અંધક એ બે પ્રતાપી પુત્રો હતા. તેમના નામ ઉપરથી બે વંશ ચાલ્યા.

વાસુદેવનો વંશ–સાત્વતના ચોથા પુત્ર વૃષ્ણિનો પુત્ર સુમિત્ર. તેનો યુધાજિત, તેનો અનમિત્ર. તેનો ત્રીજો પુત્ર વૃષ્ણિ. વૃષ્ણિને શ્વફલ્ક અને ચિત્રરથ નામે બે પુત્ર થયા. શ્વફ્લ્કના ‘ અક્રૂર. ’ ચિત્રરથનો પુત્ર વિદૂરથ. તે વંશમાં દેવમીઢ. દેવમીઢનો શૂર. શૂરને મારિષા

---

૨૭–૨૮ પદચ્છેદ—**पुरा**–પૂર્વકાળમાં. **यदुपतिः शूरसेनः**–યાદવોનો પતિ શૂરસેન રાજા. **मथुराम् पुरीम् आवसन्**–મથુરા નગરીમાં રહીને. **माथुरान् शूरसेनान् च विषयान्** માથુર અને શૂરસેન દેશોને **बुभुजे**–ભોગવતો હતો. **ततः**–ત્યારથી **सर्वयादवभूभुजाम् सा राजधानी अभूत्**–સર્વ યાદવવંશી રાજાઓની તે રાજધાની બની હતી. **मथुरा यत्र**–મથુરા એવી ભૂમિ છે કે જ્યાં **भगवान् हरिः** પ્રભુ પોતે. **नित्यं सन्निहितः**–સદા પાસે રહે છે.

નામની સ્ત્રીમાં વસુદેવ. શ્રીકૃષ્ણ વસુદેવના પુત્ર હોવાથી, 'વાસુદેવ' કહેવાય છે. વસુદેવ તથા શ્રીકૃષ્ણ શૂર વંશમાં ઉત્પન્ન થયેલા હોવાથી, તેઓ 'શૌરિ' કહેવાય છે.

**કંસ તથા દેવકીનો વંશ**-ઉપર જણાવેલા સાત્વતના છઠ્ઠા પુત્ર [ ભાગ. સ્કંધ ૯. અ. ૨૪. ૧૯ ] અંધકના વંશમાં, પુનર્વસુ નામે પ્રતાપી રાજા થયો. તેનો આહુક. આહુકને દેવક અને ઉગ્રસેન નામના બે પુત્રો થયા. ઉગ્રસેનનો કંસ, અને દેવકની દેવકી.

ભોજકુળ-સાત્વતના સાતમા પુત્ર મહાભોજના નામથી '**ભોજકુળ**' કહેવાય છે.

વસુદેવ અને કંસ બેઉ યદુવંશના ખરા; પણ યદુવંશમાં-સાત્વત નામના રાજાને વૃષ્ણિ અને અંધક નામના બે પ્રતાપી પુત્રો થયા. તેમના નામ ઉપરથી વૃષ્ણિકુળ, અને અંધકકુળ બન્યાં. માથુર દેશ ઉપરથી મથુરાના બ્રાહ્મણો, હજી સુધી 'માથુર બ્રાહ્મણો' કહેવાય છે. વૃષ્ણિકુળમાં વસુદેવ, અ ર વિગેરે, અને અંધકકુળમાં કંસ, દેવકી વિગેર.

**મધુપુરી**—મથુરા.

**अयोध्यामथुरामाया-काशीकांचीअवंतिका: ॥**
**पुरीद्वारामतो चैव, सप्तैता मोक्षदायिका:**

**અર્થ**—અયોધ્યા, મથુરા, માયાપુરી [હરદ્વાર], કાશી, કાંચી, ઉજ્જન, અને દ્વારકાં-એ સાતે પુરીઓ-મોક્ષદાતા છે.

**तत्तात गच्छ भद्रं ते, यमुनायास्तटं शुचि ।**
**पुण्यं मधुवनं यत्र, सान्निध्यं नित्यदा हरे: ॥४२॥**

[ શ્રીમદ્ ભાગ. ૪-૮. ]

નારદજીએ ધ્રુવને કહ્યુ હતું કે-યમુનાના પવિત્રતટ ઉપર, જ્યાં મધુવન છે, ત્યાં તું જા. કારણ કે તે વનમાં ભગવાન સદા સન્નિહિત રહે છે. અમરીષે અહીં એકાદશીનું વ્રત ઉજવ્યું હતું.

**मथुरा भगवान् यत्र, नित्यं सन्निहितो हरि: ॥२८॥**

[ દશમ-૧. ]

[ શ્રીશુકદેવજી કહે છે કે મથુરા કે જેમાં પ્રભુ સદા સન્નિહિત (પાસે) રહે છે. ]

રામાયણ, વિષ્ણુપુરાણ, દેવીભાગવત, ભવિષ્યપુરાણ, આદિ બ્રહ્મપુરાણ વિગેરે અનેક ઠેકાણે મથુરાનો મહિમા ગવાયો છે.

મધુદૈત્યના પુત્ર લવણે, દુરાચારથી મધુપુરીના તપસ્વીઓને પીડવા માંડયા' ત્યારે શ્રીરામની આજ્ઞાથી, શત્રુઘ્નજીએ લવણને માર્યો. તે વખતે દેવોએ પ્રસન્ન થઇને શત્રુઘ્નને વર માગવાનું કહ્યું. ત્યારે શત્રુઘ્ને કહ્યુ હતું કે-'**इयं मधुपुरी रम्या, मधुरा देवनिर्मिता**' [ વાલ્મિકી રામાયણ. ઉત્તરકાંડ સર્ગ ૭૦-૫૦ ]-'દેવોએ નિર્માણ કરેલી આ મધુપુરી અથવા મધુરા નામની નગરી' વિગેરે. તે સૂચવે છે કે મથુરા દેવનગરી છે. તેનું મૂળ નામ મધુપુરી અગર મધુરા છે. લવણાસુરે પાયમાલ કરેલી નગરીને, શત્રુઘ્ને ફરી વસાવી આબાદ કરી. પછી કેટલોએક વખત મથુરા સૂર્યવંશના કબજામાં રહી. પછી ચંદ્રવંશના કબજામાં મથુરા નગરી આવી.

યયાતિએ યદુને દક્ષીણ દિશાનું રાજ આપ્યું હતું. યદુને સહસ્રજીત અને ક્રોષ્ટા

નામના બે પ્રતાપી પુત્રો હતા. સહસ્રજીતના વંશમાં સહસ્રાર્જુન નામનો પ્રતાપી રાજા થયો. તે સાતે દ્વીપોનો રાજા હતો. તેણે પોતાની રાજધાની નર્મદા કીનારે માહિષ્મતી નામની નગરીમાં રાખી હતી. તેણે મથુરાનો દેશ પોતાના પુત્ર શૂરસેનને આપ્યો હતો. તે પછી કેટલાએક કાળે, સહસ્રજીતના ભાઇ ક્રોષ્ટાના વંશજો મથુરાના રાજા થયા. તે વંશમાં ઉગ્રસેન અને કંસ છેલ્લા રાજકર્તા સાંભળ્યા. પછી જરાસંધે મથુરાનો કબજો લીધો.

ઇ. સ. પૂર્વે અલેકઝાંડર હિંદમાં આવ્યો હતો. તેની સાથેના કવિઓએ મથુરાની પ્રાચીનતા અને આબાદી નોંધી છે. બાદ્ધ ધર્મ પોતાની જુવાનીમાં, મથુરામાં પગપેસારો કર્યો જણાય છે. [ બૌધ મંદિરો તોડીને બાંધેલી મસીદોમાં, બૌદ્ધધર્મનાં નિશાનો છે. ] બૌદ્ધો પછી શ્રી આદ્ય શંકરાચાર્યજીએ તથા વીર વીક્રમાદિત્યે મથુરાનાં મંદિરોનો પુનરોદ્ધાર કર્યો. ઇ. સ. ૧૦૭૦ માં મહમદગીજનવીએ મથુરા લૂંટયું. ઇ. સ. ૧૫૦૦ માં સીંકદર લોદીએ મથુરામાં કેર વરતાવ્યો. આ સિવાય બીજા મુસલમાન સરદારોએ તથા બાદશાહોએ મથુરા લુંટવાની તક ખોઇ નથી. મુગલોની પડતી પછી, મથુરા અંગ્રેજોના કબજામાં આવ્યું, અને નિર્ભય બન્યું. જુનું મથુરાં, નવા મથુરાથી દોઢ બ માઇલ છેટે, દીલ્હી જતી લાઇનની બાજુમાં છે.

[ ઘેર બેઠાં ગંગા—ગઇ સાલમાં પૂર્વ તથા ઉત્તરની યાત્રાનું પુસ્તક બનાવ્યું છે. ઘેર બેઠાં ગંગામાં સ્નાન થાય, એવો ભાવ પ્રગટાવ્યો છે, તે પાકા પુઠાથી બંધાવેલું છે. કીંમત દોઢ રૂપેયો. પોસ્ટેજ ચાર આના જુદા. હરદ્વારના કુંભના મેળામાં જવા ઘણાં લોકો તૈયાર થયા છે. તેમની પાસે આ પુસ્તકરૂપી ફાનસ હશે, તો ફાંફાં મારવાં પડશે નહીં ]

અધ્યાત્મદષ્ટિથી મથુરા સંબંધી શ્રીગોપાલતાપિની શ્રુતિ કહે છે કે—

**मथ्यते तु जगत् सर्वं ब्रह्मज्ञानेन येन वा।**
**तत्सारभूतं यद्यस्यां मथुरा सा निगद्यते ॥**

અર્થ—જે જ્ઞાનયોગથી અગર જે ભક્તિયોગથી, સર્વ જગત્‌નો બાધ થાય છે, તે જ્ઞાનયોગના અગર ભક્તિયોગના સારરૂપ આત્મા, જેમાં બીરાજે છે, તે મથુરા કહેવાય છે, અથવા મથુરા એટલે મનુષ્ય દેહ. આગળ ૨૮ મા શ્લોકમાં-**मथुरा भगवान् यत्र, नित्यं सन्निहितो हरिः॥** કહે છે કે 'મથુરામાં પ્રભુ પાસે રહે છે.' તે અધ્યાત્મદષ્ટિથીજ સિદ્ધ થાય, એવી વાત છે.

મથુરા યમુનાજીને કાંઠે છે. માટે યમુનાની ટુંકી નોંધ પણ આપી દઉં-સાંભળો.

**યમુનાજી**—હિમાલય પર્વત ઉપર યમનોત્તરી નામના શીખરમાંથી, યમુનાજી પ્રગટે છે. ૮૦૦ માઇલ ચાલ્યા પછી પ્રાગરાજમાં ગંગાજીને તે મળે છે. દિલ્હી, મથુરા, આગ્રા, વગેરે શહેરો યમુના કાંઠે છે. નાવ ચાલે એટલાં ઉંડા જળ છે. ભાઇબીજને દિવસે યમુનાજીમાં સ્નાન કરવાનો ઘણો મહિમા છે. તે સંબંધમાં એમ કહેવાય છે કે-યમુનાજી યમરાજની બ્હેન છે. યમરાજા બ્હેનને ત્યાં ભાઇ બીજને દિવસે જમવા પધાર્યા. જમી ઉઠયા પછી યમુનાજીએ માગ્યું કે-'ભાઇબીજને દિવસે જે મારામાં સ્નાન કરે, તેને યમનું તેડું નહીં.' યમદેવે હા પાડી. શ્રીકૃષ્ણના અવતાર પછી, મથુરા, યમુના અને વ્રજનો મહિમા વધી પડયો. શ્રી આદ્ય શંકરાચાર્યજીએ તથા શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ, તે મહિમાનો પુનરોદ્ધાર કર્યો. બોલો શ્રી યમુના મહારાણીકી જય.

**विषयान्**—દેશોને.

**माथुरान् शूरसेनान् विषयान्**—માથુર દેશો તથા શૂરસેન દેશોને (શૂરસેન રાજા ભોગવતો હતો.)

હવે મથુરાનો અલૌકિક મહિમા બતાવે છે—

**ततः**--આગલા શ્લોકમાં કહ્યું છે કે-' મથુરા નગરીમાં રહીને, શૂરસેન રાજા માથુર અને શૂરસેન દેશો ભોગવતો હતો, ત્યારથી.

**सा राजधानी अभूत**—[ સર્વ યાદવ રાજાઓની ] મથુરા રાજધાની થઇ.

'**मथुरा यत्र भगवान हरिः नित्यं सन्निहितः**'-મથુરામાં ભગવાન્‌હરિ સદા પાસે રહે છે. આ ગૂઢ વાકય છે. બીજનો ચંદ્ર સારી આંખવાળા તુરત દેખે, અને બીજા તો ફાંફાં મારે, તેમ ગૂઢ વાકયોનો અર્થ-અધિકાર પ્રમાણે જ સમજાય છે. અત્યારે પણ પરમ વૈષ્ણવને મથુરા અને યમુનાનો મહિમા ઘણો જણાય છે. વેપાર માટે મથુરા જનારને વેપાર જેટલી મથુરા લાગે છે. યમુનાને કાંઠે રહેનારા હોડીવાળાને, હોડીની પેદાશ જેટલી મથુરા જણાય છે. અધ્યાત્મકદષ્ટિથી મથુરા એટલે મનુષ્યદેહ. ( આ સંબંધી આગળ [૯૦] પાને વિવેચન છે. ) એટલા માટે જ મનુષ્યદેહને સૌથી મોંઘો ગણવામાં આવે છે. વળી બીજી વાત પણ કરીએ-મોટા દેશનાયકની અગર ધર્મનાયકની જન્મભૂમિનો મહિમા બહુ ગવાય છે-તે પવિત્ર મનાય છે-ત્યારે શ્રીકૃષ્ણની જન્મભૂમિને-મથુરાને પવિત્ર માનીએ, તેમાં કાંઇ ખોટું નથી. દેશનાયકો વિગેરે પરતંત્રતાથી જન્મ લે છે, અને ઇશ્વર તો સ્વતંત્રતાથી-પોતાને ગમે ત્યાં જ અવતાર લે છે. પ્રભુએ બીજે કયાંઇ અવતાર ન લેતાં, મથુરામાં અવતાર લીધો, તે વાત પણ મથુરાની ઉત્કૃષ્ટના સુચવે છે. મથુરા, અયોધ્યા દ્વારકાં વિગેરે મોક્ષદાતા નગરીઓ કહેવાય છે. મોક્ષ આપનાર પ્રભુ છે. માટે પ્રભુ ત્યાં-તે નગરીઓમાં-પાસે (અનુકુળ) હોવા જોઇએ.

હજી જરા આગળ વધીને વાત કરીએ-પવિત્ર સ્થળનું વાતાવરણ કાંઇ જુદું જ હોય છે; તે નિવૃત્ત પુરૂષોને રહેવાનાં સ્થાન છે-નિવૃત્ત પુરૂષોને ઇશ્વર આપવાનાં તે સ્થાન છે. જે ઓરડામાં ટેલીફોનનું યંત્ર ગોઠવ્યું હોય છે, તે ઓરડામાં જે જે વાતો કરીએ, તે વાતો તે ઓરડામાંજ સંભળાય છે. પણ અમુક વાત, ટેલીફોનના ભુંગળા પાસે મુખ રાખીને, કરી હોય, તો તે-ત્રણે દૂર સંભળાય છે. તેમ આ સંસારમાં અનેક ઠેકાણે ઇશ્વરની પ્રાર્થના કરીએ, પણ તે પ્રાર્થના કોઇ પવિત્ર સ્થાનમાં કરી હોય, તો અવશ્ય તેનું ફળ મળે. ઋષિઓના આશ્રમોમાં યજ્ઞશાળા હતી, તે તે હતું. દેવમંદિરોમાં જે છે, તે પણ તે છે. તિર્થો છે તે પણ તે છે. ગંગાદિ નિર્મળ જળવાળાં નવાણના શાંત આરા-કાંઠા-ને પણ તે છે. તુલસીનાં વૃંદ, પણ તે છે. સદગુરૂ આદિ પવિત્ર સંતો જ્યાં વસતા હોય, તે સ્થાન પણ તે છે. 'તે પણ તે'-એટલે ત્યાં પ્રભુ નજદીક છે. પણ આ વાત તમને કયાં કરીએ! તમારે પ્રભુની પરવા જ કયાં છે? અત્યારે સોદો કરનારો નહીં મળ્યો હોય. સોદા કરનારો મળ્યો કે-મેલ-કથા પડી—

દષ્ટાંત—ઉજ્જનવાળા લક્ષ્મીચંદ શેઠ સંતોની બહુ સેવા કરતા હતા. એક વખત

એક ચમત્કારી સંતે ક્ષિપ્રા નદીને કાંઠે મુકામ નાંખ્યો. લક્ષ્મીચંદે તેમની ઘણી સેવા કરી. સંતે પ્રસન્ન થઇને કહ્યું-' માગ-માગ '

લક્ષ્મીચંદ-આ સંસારમાં સમગ્ર સુખનું મૂળ લક્ષ્મી છે. માટે તે હોય તો આપો.

આ સાંભળી, સંતે પોતાના આસનનો એક ખુણો ઉંચો કરીને કહ્યું-' લે ત્યારે-લેવાય એટલી લઇ લે.' લક્ષ્મીચંદે કડે બાંધવાની પછોડી પાથરીને, લેવાય તેટલી લક્ષ્મી લીધી-ઉપાડાય એટલી ઉપાડી લીધી.

સંત—કેમ હવે રાજી ?

લક્ષ્મીચંદ-હાજી. આથી બીજો આનંદ કયો હોય !—

સંત—ઉભો રહે જરા વાત કહું-તે સાંભળ. પછી પોટલી માથે ચડાવજે. 'જો હવે તને પ્રભુ નહીં મળે. હવે પ્રભુને અને તારે છેટું પડયું. હજી છેટું પડતું જશે.'

સંતની આ વાત લક્ષ્મીચંદને જરાએ ગમી નહીં. લક્ષ્મીચંદે એકદમ પોટલી માથે મુકીને કહ્યું. ' બાપુ ! તે તો બધું થઇ રહેશે ' એમ કહેતો કહેતો-હસતો હસતો-લક્ષ્મીચંદ ત્યાંથી ચાલતો થયો. સંત જોતા રહ્યા. સંત સમજી ગયા કે-આ શેઠ મારી કે મારા ધણીની-કોઇની-પરવા રાખતો નથી. તેને તો માત્ર કલદારની પરવા છે.

તમારૂં પણ એવું જ છે ને ? વિચાર કરી જોજો. દેવનાં દર્શન કરીને બુડવાનુંજ માગતા હશો. સંતને સેવીને પણ એજ માગતા હશો. લાકડશી લાડુ માટે સોનાની કલ્લી કાઢવા ન દેશો. પાઇ માટે રૂપૈયો ન વટાવશો. બોલો શ્રી દ્વારકાંધીશકી જય. હરહર મહાદેવ હર. હવે આગળ વધીએ—

હવે ૨૯ થી ૩૩ મા શ્લોક સુધી દેવકીનાં લગ્નની વાત કરે છે.

> तस्यां तु कर्हिचिच्छौरिर्—वसुदेवः कृतोद्वहः ॥
> देवक्या सूर्यया सार्द्धं, प्रयाणे रथमारुहत् ॥२९॥
> उग्रसेनसुतः कंसः, स्वसुः प्रियचिकीर्षया ॥
> रश्मीन्हयानां जग्राह, रौक्मै रथशतैर्वृतः ॥३०॥

અર્થ—એક વખત તે મથુરા નગરીમાં, શૂરના પુત્ર વસુદેવજી, દેવકી નામની નવોઢા સાથે પરણીને, તે સ્ત્રીને સાથે લઇને ઘેર જતી વખતે, રથમાં બેઠા

---

૨૯ પદચ્છેદ—**तस्यां** તે મથુરા નગરીમાં. **कर्हिचित्**-એક વખત. **शूरस्य सुतः शौरिः इति वसुदेवः**-શૂરના પુત્ર વસુદેવજી. **कृतोद्वहः कृतविवाहः सन्**-પરણીને. **देवक्या सूर्यया [नवोढया] सार्द्धं**-નવી પરણેલી સ્ત્રી દેવકી સાથે. **प्रयाणे**-ઘેર જતી વખતે. **रथम् आरुहत्**-રથમાં બેઠા હતા.

૩૦ પદચ્છેદ—**उग्रसेनसुतः कंसः**-ઉગ્રસેનના પુત્ર કંસે. **स्वसुः प्रियचिकीर्षया**-પોતાની બેન દેવકીને રાજી કરવાના હેતુથી. **हयानां रश्मीन् जग्राह**-ઘોડાઓની લગામ પકડી હતી-હાંકવા બેઠો હતો. **रौक्मैः रथशतैः वृतः**-તેની સાથે બીજા સેંકડો સોનાના રથો હતા.

**હતા. [ ૨૯ ] તે વખતે ઉગ્રસેનનો પુત્ર કંસ, પોતાની બ્હેન દેવકીને રાજી કરવાના હેતુથી, ઘોડાઓની લગામ પકડીને, પોતે તે રથને હાંકવા બેઠો હતો. તેની સાથે સેંકડો સોનાના રથો પણ હતા. [ ૩૦ ]**

૨૯ તથા ૩૦ વિવેચન—

**तस्यां**—મથુરા નગરીમાં. **तु**–વળી. **कर्हिचित्**–એક વખત. વસુદેવને ઘણી સ્ત્રીઓ હતી. વસુદેવનાં લગ્ન ઘણે ઠેકાણે થયાં હતાં, તેમાં વળી એક વખત એવું બન્યું કે-

**शौरिः वसुदेवः**—શૂરના વંશમાં જે ઉત્પન્ન થયા તે '**शौरिः**' કહેવાય છે. પણ ગમે તે શૌરિ નહીં, તે વાત સ્પષ્ટ કરવા માટે '**शौरिः वसुदेवः**'—'શૂરનો પુત્ર વસુદેવ' એમ કહ્યું.

વસુદેવ દેવકીનાં લગ્ન–આગળ [૩જો ફકરો] મે પાને વસુદેવને અધ્યાત્મ દષ્ટિથી 'શુદ્ધ ચિત્ત' કહ્યા હતા. ત્યારે દેવકીને અધ્યાત્મદષ્ટિથી શું કહીએ ? અને તેમનાં લગ્નને અધ્યાત્મ દષ્ટિથી શું કહીએ ? તે સાંભળો–[ જુઓ–ખુણામાં કોણ વાત કરે છે ? અહીં આવ્યા પછી કાંઈ પણ ગડબડ કરાય નહીં. ] સાંભળો—

**देवकी-देवं कायतीति देवकी**—આત્માને શબ્દવડે બોલાવે તે દેવકી. દેવકી એટલે–'શુભ ઇચ્છા.' શુભ ઇચ્છાનો અર્થ–'મુમુક્ષા' પણ થઇ શકે છે.

આગળ કહ્યું હતું કે વસુદેવ એટલે 'શુદ્ધ ચિત્ત' અને અહીં કહ્યું કે–દેવકી એટલે 'શુભ ઇચ્છા.' મનુષ્ય દેહરૂપી રથમાં બેઠેલાં, શુદ્ધચિત્ત અને શુભેચ્છાનાં લગ્ન થાય, ત્યારે પરિણામે પરમાત્મા પ્રગટે, એ ભાવ છેઃ

**सूर्या**—'નવોઢા' એ સામાન્ય અર્થ છે. વિશેષ અર્થ એ છે કે સુર્યના જેવી તેજસ્વી, અગર સુર્યના જેવી પવિત્ર, અગર સુર્યના જેવી અવિચળ કીર્તિવાળી.

**प्रयाणे**–લગ્ન ક્રિયા થઇ રહ્યા પછી, વેવાઇને માંડવેથી, જાનને વિદાય આપ્યાનો સમય સૂચવે છે.

**कृतोद्वहः**–એ વસુદેવનું વિશેષણ છે. 'જેનાં લગ્ન થયાં હતાં તે વસુદેવ.' એવો તેનો અર્થ છે. **उद्वहः**–**उद्** ઉપસર્ગ અને **वह्** ધાતુ ઉપરથી બન્યું છે. [ **वह्** ધાતુ ઉપરથી **वहः** નામ. ] **उद्** એટલે 'ઉંચે, શ્રેષ્ઠતામાં.' અને **वह्**–એટલે 'વહેવું.' **उद्वह्** એટલે–'જીવનનું શ્રેષ્ઠતામાં વહેવું અથવા લગ્ન કરીને ગૃહસ્થાશ્રમ માંડવો. **उद्वह्** ઉપરથી **उद्वहः** નામ બન્યું. તેનો અર્થ 'લગ્ન.' ત્રણે આશ્રમોને જેનો આધાર છે, એવો ગૃહસ્થાશ્રમ શરૂ કરવો, એ જીવનને ઉંચાણમાં–ઉંચી ભૂમિકામાં–વહેવડાવવા જેવું છે. અત્યારે તો જ્યાં ત્યાં, ગૃહસ્થાશ્રમથી લોકો કંટાળેલા જણાય છે. પરણનારો અને પરણનારી બેઉ, બે પાંચ વરસ એક બીજાને 'માઇડીયર' ( મારા વ્હાલા ) કહે છે. પછી એક બીજાથી કંટાળે છે–પસ્તાય છે. ગૃહસ્થાશ્રમ મંડાવનારાં માતા પિતા પણ, પરણેલા દિકરાની પોક મૂકે છે. ગૃહસ્થાશ્રમ માંડયા પહેલાં સૌ સાથે બેસીને જમતાં હતાં, અને ગૃહસ્થાશ્રમ માંડયો, એટલે જુદી જુદી ઘોલકીઓ ( ઘર ) શોધવી પડે છે. ત્યારે સાચો ગૃહસ્થાશ્રમ કેવો હશે ?–સાંભળો–

**सानंदं सदनं सुताश्च सुधियः, कान्ता मृदुभाषिणी ।**
**स्वेच्छापूर्णधनं स्वयोषितिरतिः, स्वाज्ञापराः सेवकाः ॥**
**आतिथ्यं विभुर्चितनं प्रतिदिनं, मिष्टान्नपानं गृहे ।**
**साधोर्मैत्र्यमरोगिता च सततं, धन्यो गृहस्थाश्रमः ॥**

અર્થ–આનંદ યુકત ઘર, સારી બુદ્ધિવાળા પુત્રો, મધુર બોલનારી સ્ત્રી, આવ્યાં કાર્ય ઉકલે એટલું ધન, માત્ર પોતાની સ્ત્રીમાં પ્રેમ, આજ્ઞા પાળક ચાકર, આતિથ્યસત્કાર, સદા ઇશ્વરનું ચિંતવન, પ્રિય લાગે એવાં અન્નપાન, સજ્જન પુરૂષની મિત્રતા, અને આરોગ્ય, આટલાથી યુકત ગૃહસ્થાશ્રમને ધન્ય જાણવો.

કદિ દૈવયોગથી આટલી બધી સુખની સામગ્રિઓ ન હોય, અને એક સ્ત્રી જ સુશીલ–મધુર બોલનારી હોય, તો પુરૂષને બીજાં દુઃખો હલકાં ફુલ જેવાં લાગે છે. કદિ બીજાં અનેક સુખ હોય, પણ એક સ્ત્રી દુષ્ટ સ્વભાવની–ક્રોધી પ્રાપ્ત થઇ હોય, તો તમામ સુખ કાંઇપણ આનંદ આપી શકતાં નથી.

જ્યાં વિષય સુખ માટે જ લગ્ન થતાં હોય, જ્યાં રાંધવા ખાવા પીવા માટે જ લગ્ન થતાં હોય, જ્યાં કન્યા વિક્રય થતો હોય, ત્યાં તે સ્ત્રી પુરૂષ વચ્ચે–વાસ્તવ આનંદ સંભવે નહિં. કોલેજોમાં ઉંચા પ્રકારનું જ્ઞાન લીધા છતાં, જેણે અનેક કષ્ટ વેઠીને મોટા કર્યા, અને અનેક ખર્ચ કરીને ભણાવ્યા, તે માતા પિતાની સેવામાં પ્રીતિ, ઇંદ્રિયનિગ્રહ, પોતાની સ્ત્રીમાંજ પ્રીતિ, વિગેરે સદ્‌ગુણો પ્રાપ્ત ન થયાં, તો તે વિદ્યા માત્ર પેટ ભરવા પુરતીજ ગણાય છે.

બહેનો માટે અનેક શાળા પાઠશાળા થઇ, પણ ગૃહસ્થાશ્રમનું સ્વરૂપ તપાસીએ, તો દંપતી સુખમાં બ્હેનો આગળ વધી નથી, પણ હતી ત્યાંથી પાછી પડી છે. કામ કરવાની શકિત ઘટી છે, અને બોલવાની શકિત–તોછડાઇની શકિત–વધી છે. બ્હેનો સેવા ધર્મથી દીન પ્રતિદીન પતીત થતી જાય છે. નાના કોમળ બાળકને, અફીણ પીઇને ડાયરામાં બેસવાની ઇચ્છા થાય; તેમ કોમળ બ્હેનોને સમાનતારૂપી અફીણ પીઇને, ધારાસભારૂપી ડાયરામાં બેસવાની ઇચ્છા થઇ છે. જેઓ ધારાસભામાં બેસનારા છે, તેમને ઘર કામમાં અનુકુળ રહીને મદદ થાય, તો તે પતિને, દેશને અને કુટુંબને કેટલું શ્રેયસ્કર થાય, તેનું તેમને લગીર પણ ભાન હોતું નથી. એવી ખોટી મોટાઇમાં ફસાએલા પુરૂષોને પુછી તો જુઓ કે–તમે દેશનું શું હિત કર્યું ? 'આંખના કરતાં પણ શીયળવ્રત વધારે કોમળ અને સુક્ષ્મ છે. એવું જે બ્હેનો સમજતી હોય, તેમણે જેમ બને તેમ, રાગરંગમાં રમતા પર પુરૂષોનો પ્રસંગ પાડવો ઘટતો નથી–તેમને ઘરનો ઉંબરો વટીને બહાર ભટકવું ઘટતું નથી. સ્ત્રીઓને ઘરનાં ઉંબરામાં એટલું બધું ઉત્તમ કામ છે કે–તે કામ દ્વારા સ્ત્રીઓ આલોક અને પરલોક સુધારી શકે. વિચાર કરશો તો સત્ય વાત સમજાશે.

ગૃહસ્થાશ્રમમાં જોડાવું, એ જીવનનો પ્રવાહ **उद्‌गह**–ઉંચે ચડાવવા માટે છે, તે વાત બ્હેનો તથા ભાઇઓ યથાર્થ સમજી શકે, એવો આશીર્વાદ દઇ આગળ વધીએ–

કંસે બ્હેનને દાયજામાં શું આપ્યું? તે વાત હવે કહે છે

**चतुःशतं पारिबर्हं, गजानां हेममालिनाम् ॥**
**अश्वानामयुतं सार्द्धं, रथानां च त्रिषट्शतम् ॥३१॥**
**दासीनां सुकुमारीणां, द्वे शते समलंकृते ॥**
**दुहित्रे देवकः प्रादा–द्याने दुहितृवत्सलः ॥३२॥**
**शंखतूर्यमृदंगाश्च, नेदुर्दुंदुभयः समम् ॥**
**प्रयाणप्रक्रमे तावद्–वरवध्वोः सुमंगलम् ॥३३॥**

અર્થ—શુકદેવજી આગળ કહે છે કે–દેવકી ઉપર પ્રીતિ રાખનારા દેવક રાજાએ, દેવકીને સાસરે વળાવતી વખતે, સોનાની માળાવાળા ચારસો હાથીઓ, પંદરસો ઘોડા, અઢારસો રથ, અને શણગારેલી સુંદર બસો દાસીઓ, દાયજામાં આપી હતી. [ ૩૧–૩૨ ] વરવહુના પ્રયાણ સમયે, મંગળ ભરેલી રીતે, શંખ, તુરીઓ, મૃદંગો અને દુદંભીયો એક સાથે વાગતાં હતાં. [ ૩૩ ]

૩૧ થી ૩૩ નું વિવેચન–

બાપને ઘેરથી પ્રયાણ કરતી વખતે, પુત્રીને બહુ લાગી આવે છે. તે વખતે તેણીને શાંતિ આપવાના હેતુથી, સૌ પોતાની યથાશક્તિ તન, મન અને ધનથી, બેનની સેવા કરે છે. જે કાંઇ પોતાને મળે, તે આપીને પુત્રીને સાસરે વળાવવી, તે સર્વ દેશનો પ્રાચીન ધર્મ છે. દેવકી રાજપુત્રી હતાં. કંસ તેણીના કાકાનો પુત્ર ભાઇ થાય. કંસે પણ પોતાના રાજની શોભા પ્રમાણે દેવકીને દાયજો આપ્યો હતો. સ્નેહ અને કીર્તિને લીધે, અસુર પણ આવાં કામમાં ખેંચાય. તેથી કંસ સારથી બનીને, વસુદેવનો રથ હાંકતો હતો.

બેન પરણે છે, ત્યારે બેનનો ભાઇ ( સાળો ), વરરાજાનાં પગરખાં સંતાડે છે. અને આઠ દશ આના આપે, ત્યારે પગરખાં પાછાં આપે છે. તે શું? આઠ દસ આના માટે વરરાજાનાં ( બનેવીનાં ) પગરખાં ઉપાડવાં, તેમાં કાંઇક છે. તે એમ સુચવે છે કે–અમારી બ્હેન આપને ભળાવીને, આપને અમે અમારા મુરબ્બી બનાવ્યા છે. અમે તો આપનાં પગરખાં ઉપાડયાં છે–અમે હાર્યા અને આપ જીત્યા છો. ‘દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય.’ આ અમારી ગાયની સંભાળ રાખવી, હવે આપને ઘટે છે. ભેળાં રહેશો, ત્યાં અમારી બ્હેનના અનેક અપરાધ જણાશે, તે આપ દિલાવર દીલથી દરગુજર

---

૩૧–૩૨ પદચ્છેદ—**दुहितृवत्सलः देवकः**-દેવકી ઉપર પ્રીતિ રાખનારા દેવક રાજાએ. **दुहित्रे**-દેવકીને. **याने**-સાસરે વળાવતી વખતે. **हेममालिनाम् गजानां चतुःशतं**-સોનાની માળાવાળા ચારસો હાથીઓ. **अश्वानाम अयुतं सार्द्धं**-પંદરસો ઘોડા. **च**-અને **रथानां त्रिषट्शतम्** અઢારસો રથ. **सुकुमारीणां दासीनां समलंकृते द्वे शते**-શણગારેલી સુંદર બસે દાસીઓ **पारिबर्हं प्रादात्**-દાયજામાં આપ્યાં.

૩૩ પદચ્છેદ—**वरवध्वो प्रयाणप्रक्रमे**-વર વહુના પ્રયાણ સમયે. **सुमंगलम्**-મંગળ ભરેલી રીતે **शंखतूर्यमृदंगाः**-શંખ તૂરીયો અને મૃદંગો. **च**-અને **दुंदुभयः**-દુંદુભિયો. **समं**-એકી સાથે **नेदुः**-વાગતાં હતાં.

કરશો.' વિગેરે. કેમ એમજને? સાસરીયાના આવા ઉત્તમ ઉદ્ગારથી, કેટલાએક જમાઈઓ છકી જાય છે.–વૈરી જેવા–કાંટા જેવા–થઈ પડે છેઃ તેમણે યાદ રાખવું ઘટે છે કે–રાજા બાદશાઓને પણ સસરા થવું પડે છે, તેથી તે અભિમાન કરવા જેવો વિષય નથી. પરણ્યા પહેલાં એક માતા પિતા હતાં, પરણ્યા પછી બે (સાસુ સસરો પણ) માતા પિતા થયાં. તાત્પર્ય–જોખમદારી વધી છે–ઘટી નથી.

હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવીએ. કંસ આટલો બધો દાયજો દઇને, બ્હેનને સાસરે વળાવવા તૈયાર થયો છે; પણ ૩૪ મા શ્લોકમાં આકાશવાણી સાંભળીને, દેવકીને મારી નાંખવા કંસ તૈયાર થશે. ત્યારે આ કંસ પૂર્વે કોણ હતો? શા કારણથી પ્રભુ તેને મારવા માટે અવતાર લે છે? વિગેરે વાતો જાણવા જેવી છે. ભાવથી સાંભળો—

**કંસ** કોણ?—મનુષ્યના બે સ્વરૂપ હોય છે. એક આંતર સ્વરૂપ, બીજું બાહ્ય સ્વરૂપ. બાહ્ય સ્વરૂપથી કંસ ઉગ્રસેનનો પુત્ર, દેવકીનો ભાઇ, મથુરાનો રાજા વિગેરે. આંતર સ્વરૂપથી તે હિરણ્યકશિપુનો કાળનેમિ નામનો પુત્ર હતો. દેવ દાનવના યુદ્ધમાં, તે બળિરાજાના પક્ષમાં હતો. તે વખતે વિષ્ણુએ તેને ત્યાં માર્યો હતો. જુઓ હરિવંશપર્વ. અ. ૪૮. શ્રીમદ ભાગવતમાં સ્કંધ ૮ અ. ૧૦ **दृष्ट्वा मृधे गरुडवाहमिभारिवाह, आविध्य शूलमहिनोदथ कालनेमिः ॥५६॥** સાબીત કરે છે કે, વિષ્ણુએ તે યુદ્ધમાં કાળનેમિને માર્યો હતો.

હરિવંશમાં આગળ ૫૪ મા અધ્યાયમાં નારદજી વિષ્ણુને કહે છે કે—ભોજવંશમાં—

**तस्य पुत्रत्वमापन्नो, योऽसौ विष्णो त्वया हतः ॥**
**कालेनेमिमहादैत्यः, संग्रामे तारकामये ॥६४॥**

ઉગ્રસેનના પછી તેનો પુત્ર જે થયો, તે કાળનેમિ નામનો અસુર હતો. જેને આપે મહાયુદ્ધમાં માર્યો હતો.

આકાશ વાણી થઇ, તો પણ કંસને પોતાના પૂર્વ સ્વરૂપનું ભાન થયું ન હોતું. તેથી દેવકીના પ્રથમ ગર્ભને કંસે જીવતો રાખ્યો હતો. તે પછી નારદે કંસને તેના પૂર્વ જન્મનું સ્વરૂપ સમજાવ્યું, અને વિશેષમાં કહ્યું કે—'યાદવો, ગોપો તથા તેમની સ્ત્રીઓ દેવો છે. દેવકીને ગર્ભે વિષ્ણુ અવતરીને તને મારશે, માટે સાવધાન રહેજે'. [જુઓ ચાલુ અધ્યાય. શ્લોક. ૬૨ થી ૬૪) 'પોતે કાળનેમિ છે,' એવું કંસ આગળ ૬૮ મા શ્લોકમાં બોલ્યો છે.

ગેરસમજ—કેટલાએકની એવી માન્યતા છે કે—'રામાવતારમાં રાવણના પક્ષમાં જે કાળનેમિ હતો તે આ છે.' પણ તેમ નથી. તે કાળનેમિ પૂર્વે ઇંદ્રસભાનો ગંધર્વ હતો. દુર્વાસાની મશ્કરી કરવાથી અસુર બન્યો હતો. લક્ષ્મણજીની મૂર્છા ઉતારવા વખતે, દૈવી ઔષધી લેવા જતાં, હનુમાનને વિઘ્ન કરવા, તે રસ્તામાં મોટો સાધુ બનીને બેઠો હતો. ત્યાં હનુમાને તેનો નાશ કર્યો હતો. [વિષ્ણુએ જે કાળનેમિને માર્યો હતો, તે કાળનેમિ કંસ બન્યો હતો.]

અપૂર્ણ.

---

**સૂચના**–વેદાંત તથા યોગના ફરમા ખાસ વાંચવા જેવા છે. હજી વિચાર થતો હોય, તો ગ્રાહક નં. નામ–ઠામ જણાવીને સાડાચૌદ આના મોકલી દેશોજી.

ગઈ સાલનો બીજો ચૈત્ર–આ અંક તમારે ત્યાં વધારે હોય, તો અહીં મોકલશોજી.

**વ્યવસ્થાપક.**

श्री सद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમ સ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.

પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ-ખજુરીની પોળ-અમદાવાદ.

પુસ્તક ૮ મું. વૈશાખ માસ, અંક ૪ થો.

## દશમ સ્કંધ પૂર્વાર્ધ. અધ્યાય ૧ લો (ચાલુ).

[ ગયા અંકના ૯૬ મા પાનાથી અનુસંધાન ]

શ્લોક ૩૧ થી ૩૩ ના વિવેચનમાં 'કંસ કોણ ?' તેનો ખુલાસો ચાલે છે. ભાવથી સાંભળો—

વિષ્ણુપુરાણ પાંચમા અંશ અ. ૧. શ્લોક ૬૯ કહે છે કે-'કાળનેમિ હિરણ્યકશિપુનો પુત્ર હતો. તેના ૭ પુત્રો, યોગમાયાએ પાતાળમાંથી લાવીને, દેવકીના ગર્ભમાં મૂકયા હતા.' જેને કંસે એક પછી એક માર્યા હતા.

પિતા બીજા જન્મમાં પોતાના પુત્રોને કેમ મારે ?-કંસે પૂર્વ જન્મના-કાળનેમિના અવતારના-૭ પુત્રોને કેમ માર્યા ?-તે પ્રશ્નના ઉત્તરમાં સાંભળો-મરીચિના ૭ પુત્રોએ બ્રહ્માની મશ્કરી કરી હતી. તેથી તેઓ અસુરરૂપે કાળનેમિને ત્યાં અવતર્યા હતા. તે પુત્રોએ પોતાનું પૂર્વ વૃત્તાંત જાણવાથી, પોતાના દાદા હિરણ્યકશિપુને તજીને બ્રહ્માજીની ઉપાસના કરી. બ્રહ્મા પ્રસન્ન થયા. આ વાતની હિરણ્યકશિપુને ખબર પડતાં, તેણે તે ૭ પુત્રોને શાપ આપ્યો કે-'તમને તમારો પિતા હણશે.' [ જુઓ હરિવંશ-વિષ્ણુપર્વ અ. ૨ ]. તે પુત્રો યોગમાયાના બળથી દેવકીના ગર્ભમાં આવ્યા. કાળનેમિના અવતારમાં અધુરૂં રહેલું કાર્ય, કંસરૂપે અહીં પુરૂં કર્યું.

કંસની ઉત્પત્તિ ઉગ્રસેનના વીર્યથી નથી, પણ કોઇ અસુરના વીર્યથી છે.

જેવો માણસ તેવી તેને સોબત જોઇએ-Element finds its elements-તે નિયમાનુસાર, આસુરી સંપત્તિવાળા કંસને, આસુરી સંપત્તિવાળા-પ્રલંબાસુર, બકાસુર, ચાણુરમલ્લ, તૃણાવર્ત, અરિષ્ટાસુર, પૂતના વિગેરે મળી રહ્યાં હતાં. કંસ જરાસંઘનો જમાઇ થતો હતો. શીશુપાલ, દંતવક્ત્ર, બાણાસુર આદિ અસુરોનો મિત્ર હતો. દુર્યોધનની તેને મદદ હતી.

ઉગ્રસેનના મોટા ભાઇ દેવક પ્રભુના પરમભક્ત હતા. તેણે રાજનો ત્યાગ કરવાથી, દેવકનો નાનો ભાઇ ઉગ્રસેન રાજ કરતો હતો. કંસ પોતાના મિત્રો સાથે સબળ થતાં, તેણે ઉગ્રસેનને પદભ્રષ્ટ કરી, રાજગાદી ભોગવવા માંડી.

**अयुतं**–એટલે ' દશ હજાર. '

**याने**–પ્રયાણ સમયે–વિદાયમાં–દાયજામાં. કોઇ કોઇ ટીકાકાર ' **याने** ' ને બદલે '**यानैः**' મૂળ શ્લોકમાં મૂકીને, એવો અર્થ કરે છે કે–' યાન સહિત–પાલખી સહિત–૨૦૦ દાસીઓ દાયજામાં આપી. ' દાસીઓને બેસવા પાલખીઓ આપવી, એ રાજની પુરૂષોનું અપમાન ગણાય.

**આ આનંદ કોને ન ગમ્યો ?**—વસુદેવ અને દેવકીના પ્રયાણ સમયે, આનંદોત્સવ થઇ રહ્યો હતો. ડંકા નિશાન વાગી રહ્યાં હતાં. મથુરા નગરીનો રાજા કંસ પણ, વસુદેવ દેવકીની સેવામાં હાજર હતો. વસુદેવ દેવકી પણ કંસની સેવા જોઇને ઘણાંજ પ્રસન્ન થયાં હતાં. જ્યાં વૈર નહિં, ત્યાં હત્યા કેવી રીતે થાય ? દેવોને વસુદેવ દેવકીદ્વારા–તેમના ગર્ભદ્વારા–કંસને હણવો હતો, અને વસુદેવ દેવકી તો કંસના ઉપર પ્રસન્ન થઇ ગયાં હતાં. વસુદેવ–દેવકીની અને કંસની વચ્ચે, વૈર ઉભું કરવાના હેતુથી, દેવો આકાશવાણી દ્વારા કાંઇક કહે છે. તે વાત ૩૪ મા શ્લોકમાં આવશે. ભાવથી સાંભળો.

**पथि प्रग्रहिणं कंस–माभाष्याहाशरीरवाक् ॥**
**'अस्यास्त्वामष्टमो गर्भो, हन्ता यां वहसेऽबुध' ॥३४॥**

અર્થ—રથને માર્ગમાં હાંકયે જતા કંસને–' હે કંસ ! '–એમ બોલાવીને આકાશવાણીએ કહ્યું કે–' હે મૂર્ખ ! તું જેને ઘેર પહોંચાડવા જાય છે, તે સ્ત્રીનો આઠમો ગર્ભ તને મારશે. ' [ ૩૪ ]

૩૪ વિવેચન—

**पथि**–માર્ગના મધ્યમાં, એટલે જ્યાં ભારે ધામધૂમ થઈ રહી હતી તે સ્થળમાં–અનેક સ્ત્રીપુરૂષો સાંભળી શકે એવા સ્થળમાં, વસુદેવ દેવકી અને કંસ અરસ્પરસ પોતાના સંબંધને સુદઢ કરી રહ્યાં હતાં તે સમયમાં.

**प्रग्रहिणं कंसं आभाष्य**–જેણે હાથમાં ઘોડાની લગામ પકડી હતી તે કંસને સંબોધન કરીને–બોલાવીને.

વૈર ઉત્પન્ન કરવા માટે આકાશવાણીએ કંસને કેમ બોલાવ્યો ?–આકાશવાણીએ કંસના હિતની વાત કેમ કરી ?–દેવોએ–આકાશવાણીએ–કંસનો પક્ષ કેમ કર્યો ?–તે પ્રશ્ન અનાયાસે ઉત્પન્ન થાય. તેનો ખુલાસો સાંભળો–ઘરમાં અગ્નિ પ્રગટાવવો હોય, ત્યારે ઘાસલેટાદિ સળગી ઉઠે એવા પદાર્થોને, એકજ દિવાસળી ચાંપી હોય, તો તુરત ભડક ભડક કરતી અગ્નિ આવી પહોંચે છે. ન સળગી ઉઠે એવા પદાર્થોને, અનેક દીવાસળી લગાડીએ, ત્યારે માંડ અગ્નિ સળગે છે–

---

૩૪ પદચ્છેદઃ—**पथि**–માર્ગમાં **प्रग्रहिणं कंसं**–રથને હાંકે જતા કંસને. **आभाष्य**–સંબોધીને **अशरीरवाक्**–**अशरीरिणी वाक्**–આકાશવાણીએ **आह**–કહ્યું કે–**अबुध**–હે મુર્ખ ! **यां वहसे**–જેને ઘેર પહોંચાડવા તું જાય છે. **अस्याः**–તેનો **अष्टमः गर्भः**–આઠમો ગર્ભ **त्वां हंता**–તને હણશે.

સળગ્યા પછી પણ ઘણીવાર બુઝાઇ જાય છે. તેમ આસુરી સંપત્તિવાળા જીવોને, બેચાર વચન કહેતાં, વૈરભાવ પ્રગટી નીકળે છે, અને દૈવી સંપત્તિવાળા જીવોને, અનેક વચનો કહો, ત્યારે વૈરભાવ પ્રગટે છે. વૈરભાવ પ્રગટયા પછી પણ, તે ઘણીવાર બુઝાઇ જાય છે. અહીં કંસ આસુરી સંપત્તિવાળો હતો. વસુદેવ દેવકી વિરૂદ્ધનાં બે ત્રણ વચનોએ, તેના હૃદયમાં વૈરનો અગ્નિ પ્રગટાવી દીધો. કદિ આકાશવાણીએ કંસના વિરૂદ્ધનાં પચીસ પચાસ વચનો, વસુદેવ દેવકીને સંબોધીને કહ્યાં હોત, તો વસુદેવ દેવકીના દૈવીસંપત્તિવાળા અંતઃકરણમાં, કંસ સાથે વૈર પ્રગટી શકત નહીં. કદિ પ્રગટત તો થોડીવારમાં બુઝાઇ જાત. આકાશવાણી સાંભળીને દેવકીને મારી નાંખવા, કંસે તલવાર કાઢી, પણ વસુદેવે અગર વસુદેવના સંબંધીઓએ સામી તલવાર કાઢી નથી. જેમ અગ્નિને જળ ઠારી દે, તેમ કંસના ક્રોધને, મધુરવાણીથી વસુદેવે ઠારી દીધો. મથુરામાં કંસ સબળ હતો, અને વસુદેવાદિ યાદવો નિર્બળ હતા, તે વાત પણ અહીં યાદ રાખવી ઘટે છે.

**अस्याः**—આ (દેવકી)નો. બીજી કોઈ સ્ત્રીનો નહીં-પણ દેવકીનોજ ગર્ભ તને હણશે, તે વાત સ્પષ્ટ રીતે જણાવવાના હેતુથી, **यां वहसे** [ જેને પહોંચાડવા તું જાય છે, તે સ્ત્રીનો ગર્ભ-એટલે દેવીકીનો ગર્ભ ] શબ્દો મૂકયા જણાય છે.

**अष्टमो गर्भः**—પછી તે કન્યા હોય, કે પુત્ર હોય, તે વાત સ્પષ્ટ કરી નથી. જો આ વાત સ્પષ્ટ કરી હોત, તો વસુદેવ દેવકી ઉપર બળાત્કાર કરીને, કંસ પુત્રની માગણી કરત. સ્પષ્ટ કરી નહોતી, તેથી વસુદેવ દેવકીએ ગોકુળમાં અવતરેલી કન્યા રજુ કરી. તે કન્યાને દેવકીનો આઠમો ગર્ભ માની, કંસ તેને મારવા તૈયાર થયો.

**हे अबुध**—હે મૂર્ખ ! જેને પૂર્વાપરનું ભાન ન હોય, તે મૂર્ખ ગણાય છે. જેમાં કંસનો નાશ હતો, તેમાં કંસ રાજી હતો, માટે તેને 'અબુધ' કહ્યો.

ભાવાર્થ એ છે કે—દેવોને પીડવાના તારા કામમાં, તું સાવધાન રહે-તો-તું તારે હીસાબે ડાહ્યો ગણાઇશ, અને એમ થતાં, એટલે-સંતોનો મેલ બળી જતાં, અને તારૂં પાપ વધી જતાં, સાક્ષાત્ નારાયણ પ્રગટ થશે. જેમ ઘોર અંધકારમાં પ્રકાશનું બીજ ઉગુંજ હોય છે, તેમ ઘોર અધર્મમાં-જુલમમાં-પરમાત્મા ઉભાજ હોય છે.

સામો પક્ષ—સાઇકલના પૈડાંને, પૃથ્વીથી દૂર રાખી, ચક્કર ચક્કર ફેરવવામાં, બહુ બળ કરવું પડતું નથી; પણ જ્યારે તે પૃથ્વીને અડકીને ફરે છે, ત્યારે તેને ફેરવવામાં બળ કરવું પડે છે. કારણકે પૃથ્વી ચક્કરની ગતિને અટકાવવા પ્રયત્ન કરે છે. તે વખતે સાઇકલ ઉપર બેઠેલો માણસ, પૃથ્વીની અટકાયતને પહોંચી વળી-વધારે બળ કરીને-ચક્કર ફેરવે છે. પરિણામ એ આવે છે કે-પૃથ્વીથી દૂર રહેલું ચક્કર, ભલે થોડા બળથી ચક્કર ચક્કર ફરે, પણ તે ત્યાંનું ત્યાંજ રહે છે-આગળ વધી શકતું નથી; અને પૃથ્વીને અડકેલું ચક્કર, ભલે વધારે બળ કરવાથી ફરે, પણ તે ચક્કર આગળ આગળ વધતું જણાય છે-તે ચક્કર ઉપર બેઠેલો માણસ આગળ આગળ વધતો જણાય છે. તેમ આ સંસારમાં, સામા પક્ષ વિના, કોઈ આગળ વધ્યો સાંભળ્યો નથી. સામાપક્ષને દેખીને જે થડકી જાય છે-બળ કરતો નથી, તે પુરૂષ સંસારમાં આગળ વધી શકતો નથી. સામાપક્ષની સામે જે બળ કરે, તેજ પુરૂષ, અગર તેજ મરદ ગણાય છે. બળ પણ વિવેકથી વપરાય, તો જય મળે; અને અવિવેકથી વપરાય તો બહાદુરી સાથે પાછા હઠવું પડે. સામ, દામ, ભેદ અને દંડ એ આગળ વધવાના ચાર પ્રકાર છે. વસુદેવને અહીં-રસ્તામાં-કંસ રૂપી સામો પક્ષ ઉભો થયો છે. વસુદેવ તેને કેવી રીતે પહોંચી વળે છે. તે વાત ભાવથી સાંભળો.

આગળ કહ્યું હતું કે-વસુદેવ એટલે 'શુદ્ધચિત્ત' અને દેવકી એટલે 'મુમુક્ષા' તે બેનાં લગ્ન થાય-તે બેઉને સંબંધ થાય-તે વાત ઘણીજ સારી છે. તે વખતે દેહરૂપી રથની લગામ કંસ રૂપી અભિમાનના હાથમાં હોય, તો સારૂં પરિણામ આવે નહિં. જેમ છંછેડેલો સાપ દોડીને કરડે, તેમ આકાશવાણી સાંભળીને, કંસ બદલાયો, તે વાત હવે સાંભળો.

**इत्युक्तः स खलः पापो, भोजानां, कुलपांसनः ॥**
**भगिनीं हन्तुमारब्धः, खड्गपाणिः कचेऽग्रहीत् ॥३५॥**

અર્થઃ—આ પ્રમાણે સાંભળીને ભોજકુળના કલંક રૂપ તે પાપી ખળ કંસે, બેનને મારવાની તૈયારી કરી-હાથમાં તલવાર લઇને દેવકીનો ચોટલો પકડયો.

૩૫ વિવેચન—

**पापः**—પાપથી ભરપુર હતો તે. પાપરૂપ.

જુઓ મોક્ષવાણી પાનું ૪૭ A ચોપાઈ—

સહજ પાપપ્રિય તામસ દેહા, યથા ઉલૂકહિ તમપર નેહા.

**भोजानां कुलपांसनः**—ભોજકુળમાં કંસ કલંકરૂપ હતો. તેથી તેને શાસ્ત્રનો, પ્રજાનો અગર કુટુંબનો ભય નહોતો.

**खलः** અને **खड्गपाणिः** તે બેઉ કંસનાં વિશેષણો છે.

**कचे अग्रहीत्**—દેવકીજીને ચોટલેથી પકડયાં. **कच** શબ્દને બીજી વિભક્તિમાં નહીં મૂકતાં, સપ્તમીમાં મુકવામાં એવો ભાવ જણાય છે કે-'રખે દેવકી નાસી જાય, તેથી તેણીને ચોટલાથી બરાબર પકડયાં હતાં.

કંસને છંછેડાએલો, અને દેવકીને ગભરાયેલાં જોઇને, વસુદેવે ધીરજ ધારણ કરી. વસુદેવ કંસને કેવી રીતે શાંત કરે છે, તે વાત હવે કહે છે—

**तं जुगुप्सितकर्माणं, नृशंसं निरपत्रपम् ॥**
**वसुदेवो महाभाग, उवाच परिसांत्वयन ॥३६॥**

અર્થ—ભુંડું કામ કરવાને તૈયાર થએલા, ક્રુર અને નિર્લજ કંસને ધીરો પાડવાના હેતુથી, મોટા ભાગ્યશાળી વસુદેવજીએ નીચે પ્રમાણે કહ્યું. [૩૬]

---

૩૫ પદચ્છેદઃ—**इति उक्तः स खलः**-આ પ્રમાણે જેને કહ્યું તે ખલ પુરૂષ **पापः**-**पापात्मा**-પાપી. **भोजानां कुलपांसनः-कुलमलरूपः-कुलाधमः**-ભોજકુળના કલંકરૂપ કંસે **भगिनीं हन्तुं आरब्धः**-બેનને મારવા તૈયાર થએલા કંસે. **खड्गः पाणौ यस्य सः**-હાથમાં તલવાર લઇને **कचे अग्रहीत्**-દેવકીનો ચોટલો પકડયો.

૩૬ પદચ્છેદ—**तं**-તે કંસને-**जुगुप्सितं कर्म यस्य सः जुगुप्सितकर्मा तम् जुगुप्सितकर्माणम्**-નિંધકર્મ કરનારા કંસને. **नृशंसं**-ક્રુર કંસને. **निर्गता अपत्रपा** (લજ્જા) **यस्य सः तम्-निरपत्रपम्-निर्लज्ज**-નિર્લજ, બેશરમ કંસને **परिसान्त्वयन्**-ધીરો પાડવાના હેતુથી. **महाभागः इति वसुदेवः**-મોટા ભાગ્યવાળા વસુદેવ **उवाच**-[ નીચે પ્રમાણે ] બોલ્યા.

૩૬ વિવેચન—

**महाभागः वसुदेवः**—સામે કંસ જેવો કટ્ટો શત્રુ ઉભો છે. વળી તે પોતાની નવી પરણેલી સ્ત્રીનું, માથું કાપવા તૈયાર થયો છે. આવા પ્રકારની ભયંકર આપત્તિ વસુદેવ ઉપર આવી પડી છે, છતાં શ્રી શુકદેવજી વસુદેવજીને **महाभागः** મોટા ભાગ્યવાળા કહે છે. તેનું કારણ શું? તેનું કારણ એ કે—સાક્ષાત્ નારાયણ વસુદેવને ઘેર અવતાર લેવાના છે. બોલો શ્રી કૃષ્ણ બળદેવજીકી જય. શ્રી વસુદેવજીના જન્મ વખતે દેવનાં દુંદુભી વાગ્યાં હતાં, તેથી પણ વસુદેવજી ભાગ્યશાળી ગણાય છે.

ગયા શ્લોકમાં કંસને માટે, **खलः, पापः, भोजानां कुलपांसनः** એવાં ત્રણ વિશેષણો મૂક્યાં હતાં. વળી આ શ્લોકમાં તેને માટે-**जुगुप्सितकर्माणं** (નિંદ્યકર્મ કરનારો) **नृशंसं** (ક્રુર) અને **निरपत्रपम्** (લજ્જા રહિત) એવાં ત્રણ વિશેષણ મૂક્યાં છે. તે સૂચવે છે કે—કંસ આસુરી સંપત્તિથી ખીલી નીકળ્યો હતો.

આવા ખળને વસુદેવજી કેવી રીતે સમજાવે છે તે સાંભળો. વસુદેવનો બોધ જોકે કંસને કામનો નહોતો, પણ આપણે તો કામનો છે. આપણને તેમાંથી ઘણું જાણવા જેવું મળે એમ છે, માટે ભાવથી સાંભળો—

**वसुदेव उवाच—**

**श्लाघनीयगुणः शूरैर्-भवान्भोजयशस्करः ॥**
**स कथं भगिनीं हन्यात्, स्त्रियमुद्वाहपर्वणि ॥३७॥**

અર્થ—વસુદેવ બોલ્યા કે-હે કંસ! જેનાં શૂરવીર પુરૂષો વખાણ કરે છે, અને જે ભોજકુળની કીર્તિ વધારનાર છે-એવો જે તું-તે વિવાહ પ્રસંગમાં સ્ત્રીની અને તેમાંએ વળી બ્હેન, તેની હત્યા કેમ કરે, નજ કરે. [૩૭]

૩૭ વિવેચન—

વસુદેવનો ઉપદેશ—૩૭ થી ૪૫-નવ-શ્લોકમાં શ્રીવસુદેવજી કંસને જ્ઞાનોપદેશ કરે છે. '**नव वै पुरुषे प्राणाः**-પુરૂષને નવ પ્રાણ છે,' એમ શ્રુતિમાં કહે છે. તે પ્રમાણે આ જ્ઞાન-જનક નવ શ્લોકો મુમુક્ષુના પ્રાણસમાન-શ્રેષ્ઠ-છે.

૩૮ થી ૪૩ તદ્દન પારમાર્થિક શ્લોકો છે. ૩૭ મો અને ૪૪ થી ૪૫ લૌકીક તત્ત્વનો ઉપદેશ કરે છે.

આ નવ શ્લોકો દેહાભિમાનનો નાશ કરવા માટે, શ્રી વસુદેવે કંસને કહ્યા; પણ દેહાભિમાન એ આસુરી સંપત્તિવાળા જીવોનો જન્મસિદ્ધ હક્ક છે. તે હક્ક અસુરો પાસેથી પ્રભુ સિવાય-મરણ સિવાય-કોઇ છોડાવી શકતું નથી. રાવણાદિ અસુરોને ઘણા ઉપદેશકો મળ્યા-રાવણ પોતે પણ વિદ્વાન્ હતો-છતાં દેહાભિમાનનો ત્યાગ, તેણે મરણપર્યંત કર્યો નહિં.

---

૩૭ પદચ્છેદ—**भवान्**-આપ, **श्लाघनायाः गुणाः यस्य सः-शूरैः-श्लाघनीयगुणः**-શૂરવીર પુરૂષો જેનાં વખાણ કરે છે તે તું છો. **भोजानाम् यशः करोति इति भोजयशस्करः**-ભોજકુળની કીર્તિ વધારનાર. **सः**-તે. **उद्वाहस्य पर्वणि**-વિવાહના પ્રસંગમાં-**स्त्रियं-भगिनीं-कथं हन्यात्**-સ્ત્રી અને તેમાંએ બ્હેનને કેવી રીતે હણે? નજ હણે.

તાત્પર્ય—વસુદેવના ઉત્તમ ઉપદેશથી પણ કંસ સમજ્યો નહિં. [ કંસનું મોત પ્રભુને હાથે હતું, તેથી કંસ સમજી શકે એવું હતું નહિં. ]

શ્રીવસુદેવજી કંસને સારી રીતે ઓળખે છે; છતાં આ ૩૭ મા શ્લોકમાં, કાર્ય સાધવાના હેતુથી, કંસની પ્રશંસા કરે છે. શ્રી વસુદેવજી કહે છે કે-' જરાસંધાદિ શૂરવીરો, હે કંસરાય ! આપના ગુણનાં વખાણ કરે છે. આપ ભોજકુળની કીર્તિ વધારનાર છો. સ્ત્રીઓની રક્ષા કરવી, એ વીરપુરૂષોનો ધર્મ છે, છતાં તું આમ કેમ કરે છે? સ્ત્રીમાં પણ વળી બ્હેન; તેને-તારા જેવો ધર્મપરાયણ વીર કેમ મારે ! તેમાં પણ વળી લગ્ન પ્રસંગે, તને આવું કૃત્ય કરવું ઘટતું નથી.' આમ કહેવામાં વસુદેવનો એ ભાવ છે કે-' કદાચ મૃત્યુથી ડરીને દેવકીને હણતો હો, તો બે પ્રકારનાં મૃત્યુ અત્યંત દુર્લભ છે.'

૧ પ્રકાર-યોગીઓ પ્રાણાયામદ્વારા દેહનો ત્યાગ કરે છે; અને બીજો પ્રકાર-વીરપુરૂષો રણક્ષેત્રમાં શત્રુઓની સામે લડતાં દેહનો ત્યાગ કરે છે. બીજા પ્રકારના દુર્લભ મૃત્યુથી વીર પુરૂષોએ ડરવું ઘટતું નથી.

પ્રાણી માત્રને મૃત્યુ અવશ્ય ભેટે છે—

**मृत्युर्जन्मवतां वीर, देहेन सह जायते ॥**
**अद्य वाब्दशतांते वा, मृत्युर्वै प्राणिनां ध्रुवः ॥३८॥**

અર્થ—હે વીર ! પ્રાણીઓને દેહની સાથેજ મૃત્યુ નિર્માણ થાય છે. કારણકે આજ અથવા તો સો વરસ પછી, પ્રાણીઓને ચોક્કસ રીતે મૃત્યુ પ્રાપ્ત થાય છે. [ મરણ અટકાવ્યું અટકતું નથી, છતાં-તેમાં વિલંબ કરવા કોઈ પાપ કરે, તો-તે પાપથી ઉલટો પુનર્જન્મ બગડે છે. ] ।૩૮।

૩૮ વિવેચન—

મોતની બાબતમાં એક સંત કહે છે કે—

પદ.

મન માયાના કરનારારે-જરી જોને તપાસી તારી કાયા.
હાંરે-પુછી જોને તું પંડિત પુરાણારે-કોઈના અમર છે લેખ લખાણા ?
કાચી છે કાયા ને માટીની માયા, માટીના ખેલ બનાવ્યા.
શાણા હતા તેતો સમજી ગયા (૨) પણ બાળક બિચારા લપટાયારે— જરી જોને૦
લાખોની પાંપો ગઈ છે પીંખાઈ, જેની મુછપર લીંબુ ઠેરાયા;
કાળને કુહાડેથી કોણ બચ્યું છે (૨) ભલે રંક હોય કે મહારાજારે— જરી જોને૦
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાવ્યા;
આ જોબન તન ધન તેવાં સમજવાં, પાણીમાંના પડછાયારે— જરી જોને૦

વિગેરે—

---

૩૮ પદચ્છેદ—**हे वीर**-વીર પુરૂષ ! **जन्मवतां**-પ્રાણીઓને **देहेन सह मृत्युः**-દેહની સાથેજ મૃત્યુ. **जायते**-નિર્માણ થાય છે. **अद्य**-આજ **वा**-અથવા. **अब्दशतांते**-સો વરસ પછી **प्राणिनां मृत्युः वै ध्रुवः**-પ્રાણીઓને મૃત્યુ ચોક્કસ રીતે પ્રાપ્ત થાય છે.

મોતથી નાસવું તો બને એમ નથી; પણ મોત આવ્યા પહેલાં, મોતને ભેટવા કઇ કઇ તૈયારીઓ રાખવી, તેટલુંજ માત્ર બને એમ છે. તે પણ જેઓ કરતા નથી, તેમને પામર કહેવા.

**आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौंतेय, पुनर्जन्म न विद्यते ॥** ગીતા અ. ૮—૧૬.

બ્રહ્મલોક સુધી પણ મૃત્યુનો ભય છે. તેથી વસુદેવે કહ્યું કે-' દેવકીને મારવાથી, હે કંસ! તારૂં મૃત્યુ અટકે એમ નથી. વળી મૃત્યુ તેના નિર્માણ થએલા સમયેજ આવે છે. કયારે આવે છે? તેની કોઇને ખબર પડતી નથી. જેમ ઉગેલા વૃક્ષને અવશ્ય પડવું પડે છે. ખીલેલા પુષ્પને અવશ્ય કરમાવું પડે છે. ઉગેલા સૂર્યને જરૂર આથમવું પડે છે. આબાદીની પાછળ પાયમાલી લાગેલીજ હોય છે. ભરતીની પાછળ ઓટ ઉભોજ છે. તેમ જન્મની પાછળ મૃત્યુ ઉભુંજ છે. નામ તેનો નાશ છે. મોટા મોટા તખત ઉપર બેસીને, હજારોને હુકમ કરનારા પણ, ચૂપ થઇને ચાલ્યા ગયા. ભયંકર રોગમાંથી બચાવનારા સર્જનો પણ, ચૂપ થઇને ચાલ્યા ગયા. તાત્પર્ય-ધર્મશાળામાં રહીએ ખરા, પણ ધર્મશાળા આપણી નથી-માલધણી કહે ત્યારે ધર્મશાળા ખાલી કરવીજ પડે. તેમ દેહમાં રહીએ ખરા, પણ દેહ આપણો નથી—

ઋષિરાજ કહે છે કે— **પદ.**

માને છે મારૂં મારૂં રે—જાગીને જોને—
તલભાર નથી કાંઈ તારૂં રે—જાગીને જોને—
માણેકને મોતી કેરી, દુકાનો જેણે માંડી; હિંડયા લઈ ફૂટી હાંડીરે જાગીને૦
સંચરતા હાથી ઘોડા, હજારો જેની સાથે, તે ચાલ્યા ખાલી હાથેરે જાગીને૦
ભંડાર ધનના ભરીયા, ભુપાળે બજવી ભાલા, તે ચાલ્યા ઠાલા માલારે જાગીને૦
કીરતીઓ જેનાં નાણાંની સંભળાતિ કાને, તે સુતા જઇ સમશાનેરે જાગીને૦
સંસાર સઘળો દેખી-ને ડરતો જેની શેહમાં, તે ચોંટયા જઇને ચેહમાંરે જાગીને૦
રૂષિરાજ કહે રૂદીયામાં રહેનારો જેથી રીઝે, કામો તો એવાં કીજેરે જાગીને૦

"માટે હે કંસ! મૃત્યુ કોઇથી અટકાવ્યું અટકે એવું નથી" એમ વસુદેવે વિનંતિ સાથે કહ્યું.

જેમ નાથેલો બળદ, દોર્યો દોરાય છે, તેમ કર્મથી પરવશ થએલા જીવો કર્માધીન થઇને બીજા દેહની તૈયારી કરે છે. તે વાત હવે કહે છે.

**देहे पंचत्वमापन्ने, देही कर्मानुगोऽवशः ॥**
**देहान्तरमनुप्राप्य, प्राक्तनं त्यजते वपुः ॥३९॥**

**व्रजंस्तिष्ठन्पदैकेन, यथैवैकेन गच्छति ॥**
**यथा तृणजलूकैवं, देही कर्मगतिं गतः ॥४०॥**

---

૩૯ પદચ્છેદ—**पंचत्वं आपन्ने देहे** દેહ પડી ગયા પછી પણ **कर्मानुगः अवशः इति देही**-કર્મ પ્રમાણે ચાલનારો અને તેથી પરતંત્ર થએલો દેહી. **देहांतरं अनुप्राप्य** બીજા દેહને પામીને **प्राक्तनं वपुः त्यजते**-પ્રથમના દેહને તજે છે.

૪૦ પદચ્છેદ—**यथा एव**-જેવી રીતે **व्रजन्**-ચાલ્યો જતો માણસ **एकेन पदैकेन**

અર્થઃ—કર્મ પ્રમાણુ ચાલનારો, અને તેથી પરતંત્ર થએલો જીવાત્મા, દેહ પડી ગયા પહેલાં, બીજા દેહને પામીને, પ્રથમના દેહને તજે છે. [૩૯] જેમ ચાલ્યો જતો પુરૂષ, ધરતી ઉપર મુકેલા પોતાના એક પગથી દેહને ટકાવીને, પછી બીજો પગ ઉપાડે છે. અથવા—જેમ ખડમાંકડી બીજા ખડને પકડીને, પછી પ્રથમનું ખડ છોડી દે છે; તેમજ કર્મ માર્ગમાં ચાલ્યો જતો જીવાત્મા પણ, બીજા દેહને પામ્યા પછી, પ્રથમના દેહને છોડી દે છે. [૪૦]

૩૯–૪૦ વિવેચન—

આ દેહ ગયા પછી બીજો દેહ નહિં મળે, એવી શંકા કદિ કંસને થાય, તો તેના પ્રત્યુત્તર રૂપે આ શ્લોકો છે.

**देहिनोऽस्मिन्यथा देहे, कौमारं यौवनं जरा ।**
**तथा देहांन्तरप्राप्तिर्-धीरस्तत्र न मुह्यति ॥१३॥**
**जातस्य हि ध्रुवो मृत्युर्-ध्रुवं जन्म मृतस्य च ॥२७॥** [ગીતા અ. ૨.]

વિગેરે વચનો સૂચવે છે કે—કુમારાવસ્થા, યૌવનાવસ્થા અને વૃદ્ધાવસ્થા જેવી રીતે તેનો સમય થતાં, દેહમાં આવીને અનાયાસે ઉભાં રહે છે—તેડવા જવાં પડતાં નથી, અને અટકાવ્યાં અટકતાં નથી, તે પ્રમાણેજ દેહાંતર પ્રાપ્તિ—એટલે આ દેહનો ત્યાગ, અને બીજા દેહની પ્રાપ્તિ; એટલે મરણ અને પુનર્જન્મ તે પણ તેનો સમય આવતાં, અનાયાસે પ્રાપ્ત થાય છે—મોતને તેડવા જવું પડતું નથી. લ્હેણુદેણુ પતી ગઇ હોય, તો અટકાવ્યું અટકતું નથી. [૧૩] એટલા માટે આગળ ૨૭ મા શ્લોકમાં કહે છે કે—'જન્મ્યો તેને મરણ, અને મરણ તેને જન્મ, રેંટમાળની માફક, ચાલ્યા કરે છે. જીવન્મુક્ત પુરૂષોને ભલે—મરણ પછી જન્મ ન થાય—પણ મરણ તો ખરૂંજ. **धीरस्तत्र न मुह्यति**—માટે ધીર પુરૂષે આ બ્યાજબી વાતમાં મોહ કરવો નહિં—હર્ષ શોક કરવો નહિં. તાત્પર્ય—દેહ નાશવંત અને મૃત્યુ અનિવાર્ય, મૃત્યુ પછી પુનર્જન્મ અવશ્ય, અને આત્મતત્ત્વ નિર્વિકારી છે.

**पञ्चत्वं आपन्ने इति देहे**—જે પંચમહાભૂતથી પંચીકરણની રીતે બનેલો છે તે દેહમાં.

પંચીકરણની રીત કેવી છે?—તે સબંધી દેહનિરૂપણમાં સંપૂર્ણ ખુલાસા કર્યા છે. [મોક્ષપત્રિકાના છઠ્ઠા પુસ્તક સાથે દેહનિરૂપણ, વેદાંતના વધારામાં, પ્રગટ થયું છે. દેહરૂપી જે બંગલામાં, આપણો મુકામ છે, તે બંગલામાં ઘણું જાણવા જેવું છે. તેની કીંમત પોસ્ટેજ સાથે માત્ર ૦–૧૧–૬ છે.]

**कर्मानुगः अवशः देही**—કર્મ પ્રમાણે ગતિ કરનારો [ચાલનારો] પરતંત્ર જીવાત્મા. જેમ નાથેલો બળદ ખેડુની મરજી પ્રમાણે ચાલે, તેમ કર્મથી બંધાએલો મનુષ્ય કર્માનુસાર ઉંચી નીચી યોનીઓમાં અવતાર લે.

---

**तिष्ठन्**—ધરતી ઉપર એક પગ મુકીને તે પગના આધારથી દેહને ટકાવીને. **अन्य यदैकेन गच्छति**—પછી બીજા પગથી ચાલે છે. **यथा तृणजलूका**—ખડમાંકડી જેવી રીતે એક ખડને પકડયા પછી, પ્રથમ ખડને તજે છે. **एवं**—તે પ્રમાણેજ **कर्मगतिं गतः देही**—કર્મની ગતિને પામેલો જીવ, બીજા દેહને પામ્યા પછી, પ્રથમ દેહને તજી દે છે.

**શું મનુષ્યને પુનર્જન્મ થતો હશે?**—આ પ્રશ્ન દરેક યુગમાં, દરેક દેશમાં, અને દરેક ધર્મમાં ચર્ચાયેલો છે. સૌએ પોતપોતાની બુદ્ધિને તથા શાસ્ત્રોને આધારે, તેનાં સિદ્ધાંતો નિર્ણિત કર્યા છે. આ પ્રશ્ન ઘણોજ મહત્વનો છે. આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે, સર્વ દેશમાં ઘણોજ પ્રયત્ન થયો છે–છતાં તે પ્રયત્નનું પરિણામ તપાસીએ તો જણાય છે કે–ઘણાઓએ માત્ર ધુમાડાના બાચકાજ ભર્યા છે–અજ્ઞાનમાંજ ગોથાં ખાધાં છે.

પ્રાચીન યાહુદીઓ, ઇજીપ્શિયન, આસિરિયન, બાબિલોનિયન અને હજી એવા બીજા એમજ માને છે કે–મરણુની સાથેજ મનુષ્ય જીવનનો ઇતિહાસ પૂરો થાય છે. અનાર્ય પ્રજા મૃતદેહને કાળજીપૂર્વક દાટીને, અગર મિસર પ્રજાની માફક મૃતદેહનું 'મમી' બનાવીને તેને લાંબા કાળ સુધી સાચવી રાખે છે. [ મિસરવાસીઓ પ્રથમ શબને રેતીમાં દાટી રાખતા હતા, પછી કોઈ દેવની આજ્ઞાથી શબના ઉપર અમુક દવાઓ ચોપડીને, તેના ઉપર પાટા બાંધી રાખી, તેને હજારો વરસ સુધી રાખે છે. એવું ત્રણ હજાર વરસનું જુનું '**મમી**' વડોદરાના સંગ્રહ સ્થાનમાં હજી સારી હાલતમાં છે.] મિસરવાસીઓની એવી માન્યતા છે કે–"જ્યાંસુધી શરીર રહે, ત્યાંસુધી જીવાત્મા અસ્તિત્વમાં રહે, અને કોઇ કારણથી મૃતદેહનો નાશ થાય, તો જીવાત્મા પણ નાશ પામે, અને તેનું કાંઇ નામ નિશાન રહે નહિં. મૃતદેહના એકાદ અવયવને નુકશાન થાય, તો જીવાત્મા પણ ખોડવાળો થાય છે. મરણ પછી આત્મા ગમે ત્યાં ફરી આવે, પણ હમેશાં રાત્રે જયાં શબ હોય, ત્યાંજ તે આવે છે. તેને ભૂખ તરસ લાગે છે, અને તે ઘણુંજ દુઃખમય જીવન ગાળે છે." એક દેહમુક્ત જીવાત્માએ તેઓને કહ્યું હતું કે–"મનુષ્ય જીવન બહુ અલ્પ છે. એટલા વખતમાં ખુબ ખાઓ પીઓ. મોજ–મજાહ ભોગવી લ્યો. ખૂબ દારૂ પી લ્યો, અને સ્ત્રીઓના વિલાસ કરી લ્યો. તેમાં કચાશ રાખશો નહીં. કારણકે મોત પછીનું જીવન નિદ્રા અને અંધકારથી ભરપૂર છે–વિગેરે." [જેમને ધર્મનું જ્ઞાન નથી–શાસ્ત્રનું શ્રવણ નથી. સદાચારમાં પ્રીતિ નથી–તેઓ ભલે હિંદમાં વસતા હોય–આર્ય હોય–બ્રાહ્મણ હોય–પણ પુનર્જન્મ સંબંધી, તેમના આવાજ વિચાર છે.] **ખાલ્ડિયનોની** આવીજ માન્યતા છે. તેઓ જીવાત્માને મૃતદેહથી અને તેની કબરથી અલગ માનતા નથી. ઐહિક જીવન–ખાવું પીવું અને મોજમજા કરવી–એજ સર્વોત્તમ અને આનંદપ્રદ છે, એવી તેમની માન્યતા છે. તેઓનું આત્મજ્ઞાન મૃતદેહ અને કબરોથી આગળ વધ્યું જણાતું નથી.

બૌદ્ધ ઇતિહાસ તપાસતાં જણાય છે કે–તે ધર્મના ઉપદેશકો, અલેક્ઝાન્ડ્રિયા અને એશિયા-માઇનોર સુધી પહોંચ્યા હતા. તેઓએ જીવાત્માના પૂર્વાવતાર અને પુનર્જન્મ સંબંધી જ્ઞાન આપ્યું હતું. ઇસુખ્રિસ્તને ઇલિયાસ નામના પેગંબરનો અવતાર માનવામાં આવે છે. [બાઇબલ મેથ્યુ. ૧૦–૧૪].

ગ્રીસ તત્ત્વવેત્તા **પાઇથેગોરાસ** હિંદમાં આવ્યો હતો. બ્રાહ્મણો પાસે વિદ્યા ભણીને **ગ્રીસ** પાછો ગયો હતો. ગ્રીક પ્રજાને પુનર્જન્મનો સિદ્ધાંત સમજાવનાર તે પ્રથમ પુરૂષ હતો. તે પ્રજા મૃતદેહને અગ્નિદાહ કરતી, અને વ્યક્તિગત આત્માનું અસ્તિત્વ સ્વિકારતી હતી. ગ્રીસની પ્રજા આર્યપ્રજા ગણાય છે. પારસીઓ પણ આર્ય પ્રજા ગણાય છે. તેઓનું 'દખમું' **दह्** ધાતુ ઉપરથી છે. યુરોપ અમેરિકામાં શૉપનહોર, મેક્ષમુલર, એમર્સન વિગેરે અનેક તત્ત્વવિદ્ પુરૂષોએ આ સંબંધી વિચારો કર્યા છે; અને તેનો ફેલાવો દીન પ્રતિદીન થતો જાય છે. જેમ આપણા દેશમાં જ્ઞાતિઓની કૉન્ફરન્સ દર વરસે ભરાય છે, તેમ ત્યાં અધ્યાત્મ મંડળની

કૉન્ફરન્સો દર વરસે ભરાવા લાગી છે. આપણા દેશના ઘણા સંતો કંચન કામીનીની લાલચમાં આગળ વધતા જાય છે, આપણા દેશના કેટલાએક બ્રાહ્મણો જેમ નવી નવી હૉટલો ખોલતા જાય છે—ઐહિક સુખ માટે ગમે તે ધંધામાં ગુંચાતા જાય છે. તેમ યુરોપના બ્રાહ્મણો—તત્ત્વવિદ્ પુરૂષો—અધ્યાત્મ બળનું પોષણ, કેવી રીતે વધે, તેનો વિચાર કરવા લાગ્યા છે.

પુનર્જન્મ સંબંધી ઋગ્વેદમાં જીવાત્મા પ્રાર્થના કરે છે કે—જે દેશમાં આત્માઓ યથેચ્છ રીતે વિચરણ કરે છે, તે આનંદમય સ્થાનમાં, મને અમરત્વની પ્રાપ્તિ કરાવીને વસવા દ્યો.' 'જ્યાં મૃત્યુ અને જરા નથી, ત્યાં મને મૂકી આવો' 'જ્યાં વિવસ્વનનો પુત્ર રહે છે, તે સ્વર્ગમાં, મને અમરત્વ આપીને રહેવા દ્યો.' વિગેરે.

**बहूनि मे व्यतीतानि, जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि, न त्वं वेत्थ परंतप ॥** ગીતા. ૪-૫.

શ્રીકૃષ્ણ કહે છે કે—' મારા અને તારા અનેક જન્મો થઇ ગયા છે. તે સર્વને હું જાણું છઉં, અને તું જાણતો નથી.'

દેહ પહેલાં પણ આત્મા હતો. પણ તે બીજા દેહમાં હતો. તે દેહમાં રહીને, જે કર્મ કર્યાં—જે સંસ્કાર લીધા, તેનો ભોગ આ જન્મમાં દેખાય છે. અમુક પાપને લીધે નીચો દેહ મળે, પણ જ્યારે તેના સંસ્કાર સારા દેખાય છે—તેની રીતભાત સારી દેખાય છે, ત્યારે આપણે અનુમાન કરીએ છીએ કે—તે પૂર્વે કોઇ ઉંચ કોટિનો જીવ હશે. અહીં ઉંચ વર્ણમાં અવતાર થયો હોય, પણ જ્યારે તેની રીતભાત ખોટી જણાય છે—સદાચાર તેને બીલકુલ ગમતો નથી—ત્યારે ખાત્રી થાય છે કે—પૂર્વાવતારમાં—તે કોઈ નીચ કોટિનો જીવ હશે.

કર્મની ગતિ ન્યારી છે. કર્મ તારે છે, અને કર્મ બુડાડે છે-માટે સમજુ મનુષ્યે સમજી સમજીને કર્મ કરવાં. વેશ્યાઓ—ગણિકાઓ—બડી ચપળ—બડી સ્વચ્છ—બડી ગાનતાનવાળી—હોય છે. શ્રીકૃષ્ણનાં સુંદર પદો ગાય છે—પણ પૂર્વાવતારમાં કામવાસના તૃપ્ત ન થઇ-મર્યાદામાં રહેવું ન ગમ્યું, તેથી—બીજાં સુકર્મોને આધારે વૈભવ તો મળ્યો, પણ વેશ્યા બની. જેમ પરવાળાના ડુંગરો ધીમે ધીમે મોટું સ્વરૂપ ધારણ કરે છે. તેમ પાપ કર્મ તથા પુણ્ય કર્મ ધીમે ધીમે આપણો પુનર્જન્મ તૈયાર કરી આપે છે. એક બાળક, રાજાને ત્યાં અવતરે છે, ત્યાં તેને ખમા ! ખમા ! થાય છે. તેજ વખતે એક બાળક રાજાના ગોલાને ત્યાં અવતરે છે, તે આખી જીંદગીભર રવડી રવડીને અવતાર પુરો કરે છે. રાજા અને ખવાસ બેઉ સમાન વયના ગણાય છે, પણ તે બેઉનાં સુખદુઃખમાં ઘણો ફેર હોય છે. આ દૃષ્ટાંત એમ પણ સૂચવી શકે છે કે—સ્વર્ગનાં સુખ અને નરકનાં દુઃખ ક્યાંઇ બીજી દુનિયામાં નથી—અહીંજ છે.

જીવ કર્મ વશ છે. પરતંત્ર છે; અને આ દેહની સાથેજ બીજો દેહ તૈયાર કરતો જાય છે. બીજો દેહ નિર્માણ થઈ ચૂક્યા પછીજ, આ દેહ તજે છે. તેટલી બાબતનો ખુલાસો થઇ ચૂક્યો.

આ દેહમાંથી બીજા દેહમાં જતાં વખત લાગતો નથી, તે પણ આમાંથી સ્પષ્ટ થયું. તેને માટે કહે છે કે—' એક પગ મુકીને બીજો ઉપાડે, અને બીજો પગ મૂકી પ્રથમ પગ ઉપાડે. તેટલો સમય દેહાંતર પ્રાપ્તિમાં થાય છે. '**यथा तृणजलूका**' તે દૃષ્ટાંત પણ, દેહાંતર પ્રાપ્તિના સમયનું પ્રમાણ આપવા માટે છે. ખડમાંકડીનું દૃષ્ટાંત—ઉપનિષદ્‌માં છે.

**स्वप्ने यथा पश्यति देहमीदृशं, मनोरथेनाभिनिविष्टचेतनः ॥**
**दृष्टश्रुताभ्यां मनसानुचिन्तयन्, प्रपद्यते तत्किमपि ह्यपस्मृतिः ॥४१॥**

અર્થ—દેખેલા દેહોના અને સાંભળેલા દેહોના સંસ્કાર, જેમાં લાગી રહેલા છે, એવા મનવાળો પુરૂષ, મનથી તેવાજ દેહોનું વારંવાર ચિંતવન કરતાં કરતાં, સ્વપ્નમાં તેવાજ દેહોને તે દેખે છે—અનુભવે છે. [ સ્વપ્નના સમયમાં, પોતાના જાગ્રતના દેહનું પોતાને ભાન હોતું નથી. તે વાત ખાસ યાદ રાખવા જેવી છે. ] તે પ્રમાણેજ દેખેલા અને સાંભળેલા દેહોનું ચિંતવન કરતો પુરૂષ, અંતકાળ વખતે, જાગ્રતના દેહને ભુલી જઈ, કોઇ નવીન દેહને પામે છે. (૪૧)

૪૧ વિવેચન—સ્વપ્નાના દેહનો સ્વિકાર અને ત્યાગ જેમ અનાયાસે થાય છે, તેમ આ દેહનો પણ ત્યાગ અને બીજા દેહનો સ્વિકાર અનાયાસે થાય છે. કર્મોથી મનોરથ અને મનોરથથી સ્વપ્ન પ્રાપ્ત થાય છે. તેમ કર્મોથી વાસના અને વાસનાથી બીજો દેહ પ્રાપ્ત થાય છે, જેવા મનોરથ તેવું સ્વપ્ન, તેમ જેવી પૂર્વપ્રજ્ઞા તેવો પુનર્જન્મ. સ્વપ્નમાંથી જાગ્યા પછી સ્વપ્નનું સ્મરણ રહે છે; પણ દેહાંતર થયા પછી—પુનર્જન્મ થયા પછી—પૂર્વદેહનું સ્મરણ રહેતું નથી.

જીવે તો ઘણાં કર્મો કર્યાં હોય, ત્યારે તેને કેવો દેહ આપવો, તેનો નિર્ણય કેવી રીતે થાય ? કયાં કર્મોનું ફળ પહેલું મળે ? તે વાત હવે કહે છે—

**यतो यतो धावति दैवनोदितं, मनो विकारात्मकमाप पंचसु ॥**
**गुणेषु मायारचितेषु देह्यसौ, प्रपद्यमानः सह तेन जायते ॥४२॥**

અર્થ—[ પાંચ ગુણ એટલે પંચભૂત. દેહો પંચભુતોથી રચાએલા છે, માટે આ શ્લોકમાં દેહોને બદલે પંચગુણો લખ્યા છે. ] માયાથી રચાએલા પંચ-

---

૪૧ પદચ્છેદઃ—**दृष्टश्रुताभ्यां**-દેખેલા તથા સાંભળેલા. **अभिनिविष्टं चेतनं यस्य सः अभिनिविष्टचेतनः**-સંસ્કાર જેમાં લાગી રહેલા છે એવા મનવાળો પુરૂષ. **मनोरथेन मनसा अनुचिंतयन्**-મનથી તેવા દેહોનું વારંવાર ચિંતવન કરતો. **ईदृशं देहं स्वप्ने यथा पश्यति**-જેવી રીતે સ્વપ્નમાં એવા દેહને જુએ છે, તેવી રીતે. **दृष्टश्रुताभ्यां मनसा अनुचिंतयन्**-દેખેલા અને સાંભળેલા દેહનું મનથી ચિંતવન કરનારો પુરૂષ **अपगता स्मृतिः यस्य सः अपस्मृतिः**-અને તેથી પોતાના જાગ્રતના દેહની સ્મૃતિને ભુલી જનારો પુરૂષ. **तत् किम् अपि**-તે કે જે નવીન છે તેને **प्रपद्यते**-પામે છે.

૪૨ પદચ્છેદઃ—**मायारचितेषु पंचसु गुणेषु**-માયાથી રચાએલા પંચભુતના દેહોમાં. **दैवनोदितं**-ફળ આપવાને તૈયાર થએલા કર્મે પ્રેરેલું. **विकारात्मकं मनः**-અને નાના પ્રકારના વિકારથી ભરેલું મન **यतः यतः ( यम् यम् ) धावति**-મનુષ્ય, પશુ, પક્ષી આદિ જે જે દેહ પ્રત્યે દોડે છે. **तम् तम् आप**-તે તે દેહને તે પામે છે. [ **तद् मनः एव अहं इति** ] **प्रपद्यमानः असौ देही**-એ કે મન કર્તા છે તેથી મનનેજ જન્મ થવો ઘટે છે, તો પણ 'તે મન હું છઉં,' એવી ભ્રાંતિને લીધે, આ જીવાત્મા **तेन सह जायते**-મન સાથે જન્મ લે છે.

ભુતના દેહોમાં, ફળ આપવાને તૈયાર થએલાં કર્મે પ્રેરેલું-અને નાના પ્રકારના વિકારથી ભરેલું મન, મનુષ્ય-પશુ-પક્ષી આદિ જે જે દેહ પ્રત્યે દોડે છે, [દોડીને જે દેહમાં મન તદ્રૂપ થાય છે] તે દેહને તે પામે છે. [આ વાતમાંથી એવો પણ સાર નીકળે કે-દોડનાર અને તદ્રૂપ થનાર મન છે, માટે મનનેજ જન્મ લેવો ઘટે છે-જીવાત્માને જન્મ લેવો ઘટતો નથી. તે સંબંધમાં કહે છે કે-] ' **पद्यमानः असौ देही तेन मनसा सह जायते.** ' જીવાત્મા મનને 'હું' કરીને માને છે-જીવાત્મા મનરૂપ બને છે-માટે જીવાત્મા મનની સાથે જન્મ લે છે. (૪૨)

૪૨ વિવેચન—દૈવ મનને જ્યાં જ્યાં પ્રેરે છે, ત્યાં ત્યાં મન દોડે છે. [દૈવ એટલે **કર્મ** અગર **પ્રારબ્ધ** અગર **ભગવદિચ્છા.**]

**यं यं वापि स्मरन्भावं, त्यजत्यंते कलेवरम् ।**
**तं तमेवैति कौंतेय, सदा तद्भावभावितः ॥ ६ ॥** ગીતા અ. ૮.

શ્રીકૃષ્ણ કહે છે કે—હે કુંતાના પુત્ર! અંતકાળે જે જે પદાર્થનું સ્મરણ કરતો જીવાત્મા દેહને તજે છે, તે તે પદાર્થોની ભાવનાવાળો થઇને, તે તે પદાર્થોને તે પામે છે.

ડુંગળી ખાનારાને કસ્તુરીના ધચરકા આવતા નથી, તેમ કસ્તુરી ખાનારાને ડુંગળીના ધચરકા આવતા નથી. કાછીયાને હીરામોતીનાં સ્વપ્ન આવતાં નથી, તેમ ઝવેરીને સ્વપ્નામાં મુળા વેચવા પડતા નથી. મરવા વખતે કાશીવાસ કરે છે, મરવા વખતે કોઇ મંદિરમાં સંતોની સેવામાં વાસ કરે છે. વૃદ્ધાવસ્થામાં પુન્યદાન, કથાવાર્તા, દેવદર્શન, તીર્થયાત્રા-વિગેરે કરવાનું જો કાંઈ મુખ્ય કારણ હોય, તો તે હૃદયની દૃષ્ટિમર્યાદા બદલવા માટે છે-જીવનનું સુકાન મરડવા માટે છે-મનની દિશા બદલવા માટે છે. જેવો સંગ તેવું મન. જેવું મન તેવી વાસના. જેવી વાસના તેવો પુનર્જન્મ.

આ શ્લોકનું અહીં શું પ્રયોજન હતું?-વસુદેવજી કંસને સમજાવે છે કે-દેવકી કે જે બ્હેન અને સ્ત્રી-તેને મારીને તારા મનને તું ક્ષુદ્ર ન બનાવ. તું ઉદાર દિલનો થા. તેમ થવાથી તારો પુનર્જન્મ પણ સુધરશે.

દેહી તો નિર્વિકાર અને અકર્તા છે, તેને દેહનું બંધન કેમ? તેનો હવે ખુલાસો કરે છે.

**ज्योतिर्यथैवोदकपार्थिवेष्वदः, समीरवेगानुगतं विभाव्यते ॥**
**एवं स्वमायारचितेष्वसौ पुमान्, गुणेषु रागानुगतो विमुह्यति ॥४३॥**

અર્થ—જળથી ભરેલા માટીનાં કુંડાઓમાં, પ્રતિબિંબરૂપથી રહેલું ચંદ્રાદિનું તેજ, જેમ વાયુના વેગથી કંપતું જણાય છે, તેવી રીતે માયાથી રચાએલા

---

૪૩ પદચ્છેદઃ—**उदकयुक्तेषु पार्थिवेषु**-જળથી ભરેલા કુંડાઓમાં **अदः**-આ, કોઇ **ज्योतिः**-પ્રતિબિંબ રૂપથી રહેલું ચંદ્રાદિનું તેજ **समीरवेगानुगतं**-પવનના વેગથી કંપતું **विभाव्यते**-દેખાય છે. **एवं**-તે પ્રમાણેજ **स्वमायारचितेषु गुणेषु**-ભ્રાંતિથી રચાએલા દેહોમાં **रागानुगतः पुमान्**-રાગથી બંધાએલો પુરૂષ **विमुह्यति**-મોહ પામે છે. તદરૂપ થાય છે.

દેહોમાં, રહેલું પરમાત્માનું પ્રતિબિંબ-જીવાત્મા-પુરૂષ, જો દેહાદિમાં આસક્તિ વાળો થાય, તો મોહ પામે છે-બંધાય છે. ( દેહ અને જીવાત્મા અરસ્પરસ તદ્રૂપ થાય, ત્યારે-જાડા થવું, ઠીંગણા થવું, વિગેરે દેહના ધર્મો છે, છતાં-' હું જાડો છઉં '-' હું ઠીંગણો છઉં, ' એમ જીવાત્મા માને છે. પ્રેમ અને આનંદ આત્માના ધર્મો છે, છતાં આત્મામાં દેહના અધ્યાસને લીધે, આત્માના ધર્મો દેહમાં જણાય છે. ) (૪૩)

૪૩. વિવેચન—સૂર્ય એક, જળનાં કુંડા ઘણાં. જેટલાં કુંડાં તેટલા સૂર્યનાં પ્રતિબિંબ પડયાં. પવને આવીને જળને ડોલાવ્યું. જળની સાથે તેમાં પડેલું પ્રતિબિંબ પણ ડોલ્યું. તે પ્રમાણે બ્રહ્મતત્ત્વ એક-પરમાત્મા એક. અનેક અંતઃકરણરૂપી કુંડામાં તેનાં પ્રતિબિંબ પડયાં. અંતઃકરણમાં બુદ્ધિરૂપી જળ. બુદ્ધિતત્ત્વ ત્રિગુણાત્મક હોય છે. બુદ્ધિતત્ત્વ વિકાર પામે, ત્યારે તેમાં પડેલું બ્રહ્મનું પ્રતિબિંબ વિકાર પામ્યું હોય, એવું જણાય.

**રાગાનુગતઃ**—અજ્ઞાનથી દેહાધ્યાસ થાય છે. જ્ઞાને કરીને દેહાધ્યાસની નિવૃત્તિ થાય છે. નાટકના થીએટર ઉપર સિદ્ધરાજ જયસિંગ બનીને, સિદ્ધરાજ જયસિંગનો પાટ ભજવે છે, પણ પોતાના મનથી તે સમજે છે કે-' હું આ નથી. હું તો વીશ રૂપૈયાનો પગારદાર તરગાળો છઉં. ' તે પ્રમાણે-આ સંસારરૂપી રંગભૂમિ ઉપર રમનારાં સ્ત્રી-પુરૂષો અનેક વેશ ભજવે છે, પણ-' પોતે તે નથી, ' એટલું જો જાણે, તો તેને સ્વસ્વરૂપના સુખનો લાભ મળે. દેહાધ્યાસ તોડવા માટે, વેદાંતના ફરમામાં બહુ ખુલાસા છે, ત્યાંથી વાંચશોજી.

દેહ નશ્વર છે, આત્મા અમર છે. મૃત્યુ અનિવાર્ય છે માટે—

**तस्मान्न कस्यचिद्द्रोह–माचरेत्स तथाविधः ॥**
**आत्मनः क्षेममन्विच्छन्, द्रोग्धुर्वै परतो भयम् ॥४४॥**

અર્થઃ—વસુદેવ, આગળ કહે છે કે-તેથી જો પોતાને પોતાના કલ્યાણની ઇચ્છા હોય, તો આવી સ્થિતિવાળા મનુષ્યે, કોઇનો પણ દ્રોહ કરવો ન જોઇએ. કારણ કે-દ્રોહ કરનાર પુરૂષને, ચોક્કસ રીતે સામા મનુષ્યથી ભય પેદા થાય છે. [ કાદ સામો મનુષ્ય તેને ભય આપી શકતો નથી, તો યમરાજ તેને છોડતો નથી. ] (૪૪)

૪૪ વિવેચન—

પાપ માટે રૂપિયો વટાવવો નહી. એટલે-વસુદેવે કહ્યું કે 'દેહ કે જે નશ્વર છે, તેની રક્ષા માટે તારે દેવકીનો દ્રોહ કરવો નહીં. દ્રોહ કરનારને વૈરીથી ડરવું પડે છે. ' દેવકીને મારવાથી

---

૪૪ પદચ્છેદ—**तस्मात्**-તેથી-**तथाविधः सः**-આવી સ્થિતિવાળા મનુષ્યે **आत्मनः क्षेमम् अन्विच्छन्**-જો પોતાના કલ્યાણની ઇચ્છા હોય તો **कस्यचित् द्रोहम् न आचरेत्**-કોઇનો પણ દ્રોહ કરવો ન જોઇએ. **द्रोग्धुः पुरुषस्य**-દ્રોહ કરનાર પુરૂષને. **वै**-ચોક્કસ રીતે **परतः भयम्**-બીજાથી ભય થાય છે.

હું તને મારૂં એમ નથી, તોપણ તારે મારાથી અગર મારા કુટુંબથી, ડરતા રહેવું પડશે', એ ભાવ છે.

સામ, દામ, ભેદ અને દંડ ચાર સાધન છે. તેમાં આ ભેદાત્મક વચન છે. (૪૪)

હવે દેવકીની દીનતા અને કંસની દીનવત્સલતા સૂચવે છે.

**एषा तवानुजा बाला, कृपणा पुत्रिकोपमा ॥**
**हंतुं नार्हसि कल्याणी–मिमां त्वं दीनवत्सलः ॥४५॥**

અર્થ:—આ તારી નાની બ્હેન છે, તે દીન અને લાકડાની પુતળીના જેવી પરતંત્ર છે. વળી તું તો દીનવત્સલ છો; તેથી તારે તે કલ્યાણીને મારવી ઘટતી નથી. [૪૫]

૪૫ વિવેચન—

**पुत्रिकोपमा**—પુતળી જેવી એટલે-કંસના ભયથી જડ જેવી બની ગએલી.

**दीनवत्सलः**—હે કંસ ! તું કે જે દીનવત્સલ છે, અને તારી બ્હેન **कृपणा**-એટલે દીન છે. વળી તે લગ્ન પ્રસંગમાં જોડાએલી છે, માટે કલ્યાણી છે. વળી નાની બ્હેન છે, તેથી તેમાં તને અનાયાસે પ્રેમ હોય જ. તાત્પર્ય-તે મારવા યોગ્ય જ નથી.

વસુદેવે શાસ્ત્રોની ઉત્તમ વાતો કરીને, કંસને જ્ઞાનનો ઉપદેશ કર્યો. થોડો ભય પણ બતાવ્યો; પણ કંસ બદલાયો નહિં. તે વાત હવે શુકદેવજી કહે છે—

**श्रीशुक उवाच—**

**एवं स सामभिर्भेदै–र्बोध्यमानोऽपि दारुणः ॥**
**न न्यवर्तत कौरव्य, पुरुषादाननुव्रतः ॥४६॥**

અર્થ:—શુકદેવજી કહે છે કે-હે પરીક્ષિત રાજા ! એ પ્રમાણે વસુદેવે સામથી તથા ભેદથી, કંસને ઘણી રીતે સમજાવ્યો, તોપણ રાક્ષસોને અનુસરનારો-એટલે આસુરી સંપત્તિ વાળો-ક્રુર કંસ, દેવકીને મારતો અટક્યો નહિં. (૪૬).

૪૬ વિવેચન—

૩૭ થી ૪૫ શ્લોકોમાં વસુદેવે કંસને સમજાવ્યો. તેનું જે પરિણામ આવ્યું, તે

---

૪૫ પદચ્છેદ—**एषा**-આ **तव अनुजा बाला**-તારી નાની બ્હેન **कृपणा**-દીન, ભલી. **पुत्रिका उपमा यस्याः सा पुत्रिकोपमा**-પુતળી જેવી પરતંત્ર છે. **त्वं दीनवत्सलः**-તું કે જે દીન વત્સલ છો તેણે **इमां कल्याणीम् हन्तुं न अर्हसि**-આ કલ્યાણીને મારવી ઘટતી નથી.

૪૬ પદચ્છેદ—**कुरोः गोत्रापत्यं पुमान कौरव्यः तत्संबुद्धौ हे कौरव्य** । કુરૂકુળમાં ઉત્પન્ન થએલા હે પરીક્ષિત ! **एवं**-એ પ્રમાણે **सामभिः भेदैः**-સામથી અને ભેદથી **बोध्यमानः अपि**-ઉપદેશ કર્યો તોપણ **दारुणः**-ક્રુર **पुरुषान् अदन्ति इति पुरुषादाः तान् अनुव्रतः**-રાક્ષસોને અનુસરનારો (કંસ) **न न्यवर्तत**-દેવકીને મારતો અટક્યો નહિં.

આ ૪૬ મા શ્લોકમાં, શ્રી શુકદેવજી કહે છે. વસુદેવના ઉપદેશની અસર કંસ ઉપર ન થઈ, કારણ કે-તે સ્વભાવથી ક્રુર હતો, અને તેને અસુરોની સોબત હતી. રખડતી સ્ત્રીને વેશ્યાની દોસ્તી થયા પછી, પતિવ્રતાનો ધર્મોપદેશ નકામો નીવડે. આળસુ બાળકને રખડુ બાળકોનો સંગ થયા પછી, વિદ્યા ગુરૂનો ઉપદેશ, નકામોજ નિવડે. સાકર ઘણી સારી, પણ તે ખરના તો પ્રાણુજ લે. સૂર્ય ઘણો પવિત્ર, પણ તે ઘુવડની તો ગાળોજ ખાય. તેમ સત્ત્વગુણી વસુદેવનો ઉપદેશ, તમોગુણી કંસ માટે તો નકામોજ નીવડયો, એટલે-તે દેવકીને મારતો અટક્યો નહિં. વસુદેવને ખાત્રી થઈ કે-જેમ ગધેડાને સોનાની અંબાડી નકામી છે; તેમ કામ, ક્રોધ અને લોભથી ઘેરાએલાને, વેદાંતની વાતો નકામી છે. હવે તે સંબંધમાં આગળ શું કરવું. તેનો વિચાર શ્રીવસુદેવજી ૪૭ થી ૫૧ શ્લોકોમાં કરે છે. તે ભાવથી સાંભળો.

**निर्बंधं तस्य तं ज्ञात्वा, विचिंत्यानकदुंदुभिः ॥**
**प्राप्तं कालं प्रतिव्योढु-मिदं तत्रान्वपद्यत ॥४७॥**

અર્થઃ—દેવકીને મારી નાંખવાનો કંસનો દુરાગ્રહ દેખીને, થોડીવાર વિચાર કરીને, પ્રાપ્ત સમયને (આપત્તિને) સહિ સલામતીથી ઓળંગી જવાના હેતુથી, તે બાબતમાં, વસુદેવે નિચે પ્રમાણે નિશ્ચય કર્યો. [૪૭].

૪૭ વિવેચન—

યુક્તિ વિના મુક્તિ નહીં. દેવકીની મુક્તિ કરવા માટે, વસુદેવે યુક્તિ ઘડવા માંડી.

દૃષ્ટાંત—એક જંગલમાં એક વડના વૃક્ષ ઉપર, એક માંજાર નામનો બીલાડો રહેતો હતો. તે વડના મૂળ પાસે એક ઉંદર રહેતો હતો. એક વખત એક પારાધીએ તે વડ પાસે જાળ પાથરી. તે જાળમાં બીલાડો સપડાયો. તે જાળ ઉપર એક પાંજર પણ મૂક્યું હતું. તે પાંજરા ઉપર માંસનો કકડો હતો. માંસ ખાવાની લાલચથી ઉંદર તે પાંજરા પર ચડયો હતો. એટલામાં પાંજરાના પાયા પાસે નોળીઓ આવ્યો, અને પાંજરા ઉપરના વૃક્ષ ઉપર બાઝ પક્ષી આવ્યું. ઉંદર પાંજરા ઉપર બેસી રહે, તો તેને બાઝ ખાઇ જાય, અને જો તે નીચે ઉતરે, તો તેને નોળીઓ ખાઇ જાય. આવી સંકડામણમાં ઉંદરે વિચાર કર્યો કે-'મારે અને બિલાડાને કટ્ટુ વેર છે, પણ જો આ વખતે તેની સાથે દોસ્તી થાય, તો જરૂર બચું. તે પણ મારા જેવીજ આપત્તિમાં છે, તેથી અત્યારે મારૂં કહ્યું માનશે.' એમ વિચાર કરી ઉંદરે બિલાડાને પૂછ્યું-'ભાઈ! આ જાળમાંથી તને છોડાવતાં, મને કાંઈવાર લાગે એમ નથી, પણ અત્યારે તારે મને તારા ખોળામાં બેસાડવો જોઇએ. બિલાડો કૃતઘ્ની હતો; પણ અત્યારે માત્ર સંકટમાંથી બચવાની ખાતર, તેણે હા પાડી. તુરત ઉંદર બીલડાની ગોદમાં સંતાઇ ગયો. બાઝ તથા નોળીયો બેઉ નાસિપાસ થઇને ચાલ્યા ગયા. ઉંદર અભય થયો. પછી ઉંદરે બીલાડાના બંધન કાપવા માંડયા, પણ બે ત્રણ મજબૂત બંધન (તાર) રહેવા દીધા. તે જોઇ બિલાડાએ કહ્યું 'આમ કેમ કરે છે?

---

૪૭ પદચ્છેદ—**तस्य तं निर्बंधं ज्ञात्वा**-દેવકીને મારી નાંખવાનો કંસનો હઠ દેખીને. **आनकदुंदुभिः**-વસુદેવે. **विचिंत्य**-તેનો વિચાર કરીને. **प्राप्तं कालं प्रतिव्योढुम्**-પ્રાપ્ત સમયને સહિ સલામતીથી પસાર કરવા માટે. **इदं तत्र अन्वपद्यत**-તે બાબતમાં નીચે પ્રમાણે નિશ્ચય કર્યો.

શું તારો સ્વાર્થ સર્યો, એટલે મને અહીં લટકાવી રાખવો છે? પારાધી આવી પહોંચશે તો મારા ભોગ મળશે.' તે સાંભળી ઉંદરે ઉત્તર આપ્યો કે-'તું ધારે છે એવો હું કૃતઘ્ની નથી, તને હાલ મુક્ત કરૂં તો હું ભયમાં આવી પડું.' એટલું કહી ઉંદર આમ તેમ ફરવા લાગ્યો. એટલીવારમાં પારાધિ દૂરથી દેખાયો. ઉંદરે પાસે આવી, તાર તોડી નાંખ્યા. બીલાડો જીવ લઇને નાઠો. ઉંદર બચી ગયો. કારણ કે ઉંદર જાણતો હતો કે-'જો બિલાડાને અવકાશ-સમય-મળશે, તો તેના સ્વભાવ પ્રમાણે મારો નાશ કરશે. માટે પારાધી આવે ત્યારે તેને દૂરથી દેખીને, બિલાડાને મુક્ત કરવો, તેમ કરતાં બીલાડો ગભરાટમાં પડી કાંઈ પણ ઉપદ્રવ કરી શકશે નહિં.'

તાત્પર્ય—કવેળાએ દુશ્મન સાથે પણ મૈત્રી કરવી પડે. તે નિયમાનુસાર વસુદેવ કંસને સારી રીતે ઓળખતા હતા, છતાં તેની સાથે ગાઢ સ્નેહ હોય, એવી રીતે વર્તવા લાગ્યા.

વસુદેવ શું નિશ્ચય કરે છે, તે વાત હવે કહે છે—

**मृत्युर्बुद्धिमतापोह्यो, यावद्बुद्धिबलोदयम् ॥**
**यद्यसौ न निवर्तेत, नापराधोऽस्ति देहिनः ॥४८॥**

**प्रदाय मृत्यवे पुत्रान्, मोचये कृपणामिमाम् ॥**
**सुता मे यदि जायेरन्, मृत्युर्वा न म्रियते चेत् ॥४९॥**
**विपर्ययो वा किं न स्याद्-गतिर्धातुर्दुरत्यया ॥**
**उपस्थितो निवर्तेत, निवृत्तः पुनरापतेत् ॥५०॥**

અર્થ—વસુદેવ નિશ્ચય કરે છે કે-'બુદ્ધિ પહોંચે ત્યાંસુધી, બુદ્ધિવાળા પુરૂષે, મૃત્યુને દૂર કરવું જોઇએ. કદિ આ (આ પ્રમાણે) મૃત્યુ ન અટકે, તો (પછી) મનુષ્યનો વાંક ગણાય નહિં. [૪૮] દેવકીને જે પુત્રો આવે તે કંસને આપીને-એટલે-આપવાનો ઠરાવ કરીને-આ રાંકડી દેવકીને છોડાવું. દેવકીને પુત્રો થયા પછી જે થવાનું હશે તે થશે. તેટલા સમયમાં કંસ કાં ન મરી

---

૪૮ પદચ્છેદ—**यावत् बुद्धिबलोदयम्**-બુદ્ધિ પહોંચે ત્યાં સુધી **बुद्धिमता**-બુદ્ધિવાળા પુરૂષે. **मृत्युः अपोह्यः**-મૃત્યુને દૂર કરવું જોઇએ, **यदि असौ**-કદિ આ મૃત્યુ. ન **निवर्तेत** ન અટકે તો **देहिनः अपराधः न अस्ति**-મનુષ્યનો વાંક ગણાય નહિં.

૪૯ પદચ્છેદ—**मृत्यवे पुत्रान् प्रदाय**-દેવકીને જે જે પુત્રો આવે તે કંસને આપીને **इमां कृपणां मोचये**-આ દિન દેવકીને છોડાવું. **यदि मे सुताः जायेरन्**-કદિ મારા પુત્રો જીવે. દેવકીને પુત્રો થયા પછી જે થવાનું હશે તે થશે. **वा**-અથવા **मृत्युः न म्रियेत् चेत्**-કાં ન મરી જાય!

૫૦ પદચ્છેદ—**विपर्ययः वा किं न स्यात्**-કદિ પુત્રો અવતરે અને કંસ ન મૂવો હોય, તો પુત્રોજ કંસને મારે. એમ પણ કાં ન બને! **धातुः गतिः दुरत्यया**-વિધાતાની ગતિ ગહન છે. [ **दुःखेन अत्येतुम् शक्या दुरत्यया** ] આ પ્રમાણે બને તો **उपस्थितः मृत्युः निवर्तेत**-પ્રાપ્ત થએલું મૃત્યુ અટકે. **निवृत्तः पुनः आपतेत्**-નિવૃત્ત થએલું મૃત્યુ ભલે ફરી આવે.

જાય! [ એટલે-કદિ એમ બને, તો પુત્રો પણ સહિસલામત રહે. ] [૪૯] પુત્રો અવતરે, તે પહેલાં કદિ કંસ ન મૂવો હોય; અને પુત્રોજ કંસને મારે, એમ પણ કાં ન બને! કારણકે વિધાતાની ગતિ ગહન છે. આ પ્રમાણે કંસને ગમે તે રીતે સમજાવી, દેવકીને પ્રાપ્ત થએલું મૃત્યુ અટકાવવું. પછી નિવૃત્ત થએલું મૃત્યુ ભલે ફરી આવે. [ તાત્પર્ય-ગમે તે રીતે અત્યારે દેવકીને બચાવી લઉં. ] [૫૦]

૪૮-૪૯-૫૦ વિવેચન-૪૮ થી ૫૧ સુધીના શ્લોકોમાં, વસુદેવના નિશ્ચયની વાત ચાલુ છે. પ્રાપ્ત થએલી આપત્તિને ઉડાવવા માટે કંસને, દેવકીના પુત્રો સોંપી દેવાનો વિચાર કર્યો, અને પરિણામ દૈવને સોંપ્યું. આઠમા પુત્રને બદલે, પુત્રો આપવામાં, એવો ભાવ જણાય છે કે-કોઇ પણ રીતે વસુદેવમાં વિશ્વાસ બેસે, અને તે વિશ્વાસદ્વારા કંસ દેવકીને મારતો અટકી જાય. ૪૮ મા શ્લોકમાં 'બુદ્ધિબળ પહોંચે ત્યાં સુધી પ્રયત્ન કરવો,' એવો જે ભાવ છે, તે ભાવ સૂચવે છે કે-દૈવ બળવાન્ છે, તોપણ પુરૂષે પુરૂષાર્થ કરતાં અટકવું ન જોઇએ.

૪૯ મા શ્લોકમાં માત્ર **पुत्रान्** શબ્દ મુકવાથી એમ સૂચવે છે કે-' વસુદેવે બધા પુત્રોને, અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી નથી, કારણકે વસુદેવે બળભદ્ર અને શ્રીકૃષ્ણને કંસ પાસે રજુ કર્યા નહોતા.

**पुत्रः** અને **सुतः** માં ફેર શું ? **पुन्** નામના નર્કમાંથી પિતાને જે તારે, તે **पुत्रः** અને **सुतः** એટલે તો તુરતનો જન્મેલો બાળક.

**मृत्यवे**-કંસને અથવા કંસદ્વારા મૃત્યુને. મૃત્યુનો અર્થ 'કંસ' થાય, ત્યારે તે તિરસ્કાર સૂચવે છે.

૫૦ મા શ્લોકમાં-**धातुः गतिः दुरत्यया** વિધાતાની ગતિ કળ્યામાં આવે એવી નથી. તે વાત ૫૧ મા શ્લોકમાં દૃષ્ટાંત આપીને કહે છે.

**अग्नेर्यथा दारुवियोगयोगयो-रदृष्टतोऽन्यन्न निमित्तमस्ति ॥**
**एवं हि जन्तोरपि दुर्विभाव्यः, शरीरसंयोगवियोगहेतुः ॥५१॥**

અર્થ—[ વસુદેવ જે નિશ્ચય કરે છે, તે વાત હજી ચાલુ છે. ] વનમાં બાળતો અગ્નિ, ઘણીવાર, પાસેનાં વૃક્ષોને છોડી દેછે, અને દૂરનાં વૃક્ષોને બાળી દે છે, તે પ્રમાણે પ્રાણીઓના જન્મ મરણનું ભાવિ પણ, કળ્યામાં આવતું નથી, [ ઘરડાં પડયાં રહે, અને જુવાન ચાલ્યાં જાય. ] કારણકે [ આવી બાબતમાં ] અદૃષ્ટથી બીજો કોઇ નિયામક નથી. [૫૧].

---

૫૧ પદચ્છેદઃ—**यथा**-જેવી રીતે **दारुवियोगयोगयोः अग्नेः**-પાસે હોય તેને તજીને દૂર હોય તેને અગ્નિ બાળે છે, તેવી રીતે **अदृष्टतः अन्यत् निमित्तं नास्ति**-અદૃષ્ટ વિના બીજું કોઇ નિયામક નથી. **एवं हि जन्तोः अपि**-એ પ્રમાણે પ્રાણીઓનું પણ. **शरीरस्य संयोगवियोगहेतुः**-જન્મમરણનું ભાવિ **दुर्विभाव्यः** [ **दुःखेन विभावितुं शक्यः** ]-કળ્યામાં આવતું નથી.

૫૧ વિવેચન—

**ભાવિ**—ભાવિ એટલે પૂર્વે કરેલાં કર્મોનું ફળ. મનુષ્ય ગમે ત્યાં અવતાર લે, પણ તેનાં કર્મોનાં ફળ તેનાથી વિખુટાં પડતાં નથી. કર્મોજ આ સંસાર ચક્રને ચલાવે છે–મનુષ્યોને ઉંચી નીચી યોનીઓમાં ફેંકે છે—એક બીજાને લડાવે છે–અને એક બીજાને હેત કરાવે છે. વસુલાત ખાતામાં જેમ દરેક ખેડુનાં જુદાં જુદાં ખાતાં હોય છે. વેપારીને ત્યાં જેમ દરેક આડતીયાનાં ખાતાં હોય છે, તેમ પ્રભુને ત્યાં દરેક જીવનાં ખાતાં હોય છે. જેમ ચોપડામાં જમા અને ઉધાર, એવાં બે પાસાં હોય છે; તેમ જીવના ખાતામાં, પાપ અને પુણ્ય એવાં બે ખાતાં હોય છે. પાપ વધે તો મનુષ્ય પાપી થાય છે, અને પુણ્ય વધે તો મનુષ્ય પુણ્યશાળી–મહાત્મા–થાય છે. પ્રારબ્ધ–પુરૂષાર્થના ઝઘડા ઘણા લોકો કરે છે. કોઇ કહે છે કે–'પ્રારબ્ધ મોટું' ત્યારે કોઇ કહે છે કે–'પુરૂષાર્થ મોટું.' પ્રારબ્ધ એટલે પૂર્વે કરેલા પુરૂષાર્થનાં, પૂર્વે કરેલાં પાપ પુણ્યરૂપી કર્મોનાં ફળ છે. પુરૂષાર્થ એટલે અત્યારે કરેલાં પાપપુણ્યરૂપી કર્મો છે. એટલી વાત સમજ્યા હશો કે–ભાવીને અને પુરૂષાર્થને વૈર નથી–તેઓ બેઉ કાળાંતરે એક છે.

બાળકો પુરૂષાર્થ ન કરે તો મેટ્રીક પ્રિવીયસનાં પરિણામ ક્યાંથી સંભળાય! ખેડુ પુરૂષાર્થ ન કરે, તો ઘઉં ચોખાનાં દર્શન ક્યાંથી થાય! વેપારી પુરૂષાર્થ ન કરે તો પરદેશનો માલ અહીં કેવી રીતે આવે! માતાપિતા પુરૂષાર્થ ન કરે, તો બાળકો કેવી રીતે મોટાં થાય! રાજા પુરૂષાર્થ ન કરે, તો પ્રજા સ્વચ્છંદે વર્તીને પાયમાલ થઇ જાય. કુંભાર પુરૂષાર્થ ન કરે તો માટીનાં વાસણ ક્યાંથી બને! આપણા ઘરમાં સ્ત્રી પુરૂષાર્થ ન કરે, તો બપોરે દાળભાત શાક ક્યાંથી જમાય! ભાવિનો મહિમા જાણનારા પણ, સોએ નવાણુ ટકા, ભાવિને ભરોંસે બેસતા નથી–પણ પુરૂષાર્થ કરે છે. કામનાવાળા મનુષ્યોએ અવશ્ય પુરૂષાર્થ કરવો જોઇએ. માત્ર તીવ્ર વૈરાગ્યવાન્ પુરૂષ પુરૂષાર્થ કરતા નથી. સંભાળ રાખવા જેવી એ છે કે–કદિ પાપકર્મ માટે પુરૂષાર્થ કરવો નહિં, અને પૂણ્યકર્મ માટે પુરૂષાર્થ કરવા ચૂકવું નહિં. પુણ્ય કર્મથી પૂર્વના પાપ ધોવાઈ જશે. મુમુક્ષુઓ સત્કર્મ કરીને મહાત્મા બની જાય છે. સાવિત્રીએ પુરૂષાર્થથી સત્યવાનને સજીવન કર્યો. બીજી સંભાળ રાખવા જેવી એ છે કે–જો અત્યારનો પુરૂષાર્થ, પૂર્વનાં પાપનો નાશ કરી શકે નહિં, તો પૂર્વનાં કર્મોનું ફળ (ભાવી) અવશ્ય ભોગવવુંજ પડે. પછી તે રાજા હોય; કે શહેનશાહ હોય, સંત હોય કે મુમુક્ષુ હોય, પણ પ્રારબ્ધકર્મ અવશ્ય ભોગવવુંજ પડે. અજ્ઞાની મનુષ્યો રાજી થઇને પાપકર્મ કરે છે; પણ રાજી થઇને કરેલાં પાપકર્મ, સેઇ રોઇને ભોગવવાં પડે છે. મુમુક્ષુઓએ આવા સંકટના સમયમાં, સંતનો અગર સત્શાસ્ત્રનો આશ્રય લેવો. તેમ કરવાથી અમુક અંશમાં દુઃખની નિવૃત્તિ થાય છે. આકાશ નિર્મળ હોય, છતાં વાદળાં ચડી આવીને મુશળધારે વરસાદ વરસે છે, તેમ નજીવી વાતમાંથી ભયંકર કજીયો, અગર ભયંકર રોગ, ભાવિ લાવી આપે છે. **गहना कर्मणो गतिः** કર્મની ગતિ ગહન છે–કળ્યામાં આવે એવી નથી. હરિના જન ભાવિને 'ભગવદ્ ઇચ્છા' કહે છે. તે સંબંધી પદ ગાઇએ.

પદ.

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય, (૨) ડહાપણ કોઇનું કામ ન આવે;
કરોને કોટિ ઉપાય–હાંરે તમે કરોને કોટિ ઉપાય— પ્રભુજીએ૦
ભીમ–અર્જુન–સહદેવ–નિકુળ, પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેના દેખતાંજીરે (૨) સતી તે કેમ લુંટાય? પ્રભુજીએ૦

રામ જેવા સત્પુરૂષ કહીએ, અને તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાવ્યો (૨), ને રાવણ શીર રોળાય. પ્રભુજીએ૦

રાજાને જ્યારે રઢ લાગી, ત્યારે મૃગયા રમવા જાય;
એરે ઋષિને કોઇ દુભશેરે (૨), તેને તુરત સર્પદંશ થાય. પ્રભુજીએ૦

પરીક્ષિત રાજાના જન્મેજય કહાવે, ને તે પણ રાજા કહેવાય;
યજ્ઞ કરતાં રંભાને વરતાં, (૨) અઢાર બ્રહ્મહત્યા થાય. પ્રભુજીએ૦

શુભ મૂહરત ને શુભ ચોઘડીયાં, શુભ ગ્રહ લેવાય;
સારાં મૂરત જોઈ લગન લખીયાં, (૨) રંગ ભરેલી રોળાય. પ્રભુજીએ૦

હાણવૃદ્ધિ છે હરિને હાથે, મુરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યો છે, (૨) અણસમજુ અથડાય. પ્રભુજીએ૦

## પદ ૨ જું.

જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે; ટેક.

તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે– કૃષ્ણને૦

દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે– કૃષ્ણને૦

જેવું જેટલું–જે જેમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિં કોઇથી, શીદ કુટાઈ તું મરે– કૃષ્ણને૦

તારૂં ધાર્યું થાય એટલું, તું હરિ ઇચ્છા અનુસરે;
સદાકાળ સુખ બેસી રહે નહીં, હુંપદ શીદ તું ધરે– કૃષ્ણને૦

થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ્ ઓચરે;
શખ ભરોંસો રાધાવરનો, દયા તું શીદને ડરે– કૃષ્ણને૦

વિગેરે વચનો આવી પડેલી આપત્તિમાં ધીરજ રાખવા માટે છે. '**ઉન્નતિનું દ્વાર પ્રયત્ન કરનારના હાથમાં છે.**'–એ સૂત્રાનુસાર–તીવ્ર વૈરાગ્યવાન્ પુરૂષ સિવાય સૌએ, વિપત્તિમાંથી મુક્ત થવા, પ્રયત્ન કરવો ઘટે છે. શિયાળામાં જેને વસ્ત્રની જરૂર નથી, ઉન્હાળે જેઓ પગે જોડા પહેરતા નથી–માથે છત્રી ઓઢતા નથી–સુખ દેખીને જે હરખાતા નથી, દુઃખ દેખીને જે ગભરાતા નથી–એવા પુરૂષો તીવ્ર વૈરાગ્યવાન્ ગણાય છે. તેવા થવા સૌએ પ્રયત્ન કરવો ઘટે છે; પણ–તેવા થયા પહેલાં, તેનો ડોળ કરવો કોઇને ઘટતો નથી.

વિષ દેવાનું લખ્યું ત્યાં વિષયા મળી; દેવીના મંદિરમાં ચંદ્રહાસને મારવા ધાર્યો, ત્યાં પોતાનો પુત્ર મરાયો. એક ચીર ખેંચતા નવાં ચીર આવવાં લાગ્યાં, ખોટું કરવા જતાં સારૂં થવા લાગ્યું, અને સારૂં કરવા જતાં ખોટું થવા લાગ્યું. દવા કરતાં દુઃખ વધે, હેત કરવા જતાં કુસંપ થાય–આ તમામ–ભાવિનાં લક્ષણો સમજવાં. આવા પ્રસંગોમાં પ્રયત્ન કરવો પડે, તો ઘણીજ સંભાળથી કરવો, પણ સાથે શ્રી હરિને રાખવા.

વસુદેવે જે નિશ્ચય કર્યો, તે વાત થઇ રહી. હવે આગળ વધીએ.

**एवं विमृश्य तं पापं, यावदात्मनिदर्शनम् ॥**
**पूजयामास वै शौरिर्-बहुमानपुरःसरम् ॥५२॥**
**प्रसन्नवदनांभोजो, नृशंसं निरपत्रपम् ॥**
**मनसा दूयमानेन, विहसन्निदमब्रवीत् ॥५३॥**

અર્થઃ—શુકદેવજી કહે છે કે–હે રાજા! બુદ્ધિ પહોંચી ત્યાં સુધી, વસુદેવે ઉપર પ્રમાણે વિચાર કરીને, તે પાપી કંસનો, બહુ માનથી સત્કાર કર્યો. [૫૨] ઉપર પ્રમાણે નિશ્ચય કર્યા પછી–મનમાં કચવાતાં છતાં–કંસને વિશ્વાસ બેસાડવાના હેતુથી, વસુદેવે પોતાનું મુખ પ્રફુલ્લીત રાખીને, હસતાં હસતાં, ક્રુર અને નિર્લજ કંસને નીચે પ્રમાણે કહ્યું. [૫૩].

૫૨–૫૩ વિવેચન—

દેવકીજીનું માથું કાપવા તૈયાર થએલા કંસનો વસુદેવ સત્કાર કરે, એ વાત કેવી પ્રસંગાધીન બની છે. વસુદેવે સમયને કેટલું માન આપ્યું છે. શુદ્ધ અંતઃકરણનો ચિતાર આપ્યો છે. કાર્યદક્ષ પુરૂષનો નમુનો આપ્યો છે. ભગવદ્ પ્રાપ્ત કરવા ઇચ્છનારને ધીરજનો ઢગલો બતાવ્યો છે. સંત કહે છે કે—

'ધન્ય સંતોનેરે ધીરજ રાખે ધરથી, ન ડરે દુરિજનીયાના ડરથી.'

ઘઉં વાવે તેને ધીરજ, આંબો વાવે તેને ધીરજ–રાણ વાવે તેને પણ ધીરજ–પણ ભગવાનની ભક્તિ વાવે, તેને તો જરાએ ધીરજ નહીં. વેપારીને વેપારમાં ધીરજ, ગુમાસ્તાને શેઠની ચાકરીમાં ધીરજ. સ્ત્રીને પતિ સેવામાં ધીરજ, પણ ભગવાનની સેવા કરનારને જરાએ ધીરજ નહીં. તાત્પર્ય–ભગવદ્ ભાવ પ્રાપ્ત કરવા ઇચ્છનારે, ઘણી ધીરજ રાખવી ઘટે છે.

૫૩ મા શ્લોકમાં કહે છે કે–**दूयमानेन मनसा** એટલે–વસુદેવ અંદરથી કચવાતા હતા, તો પણ બહારથી–હસતાં હસતાં પ્રફુલ્લ ચહેરે બોલ્યા. વખતનું જેને ભાન હોય, તેણે આમ કરવું ઘટે છે.

દૃષ્ટાંત—મોરૂપંત નામનો એક દક્ષણી બ્રાહ્મણ પોતાની સ્ત્રી સાથે મુંબઈમાં રહેતો હતો. વીજળીના કારખાનામાં નોકરી હતી. તેથી રાત્રે નોકરી ઉપર હાજર રહેવું પડતું હતું. સ્ત્રી ઘણીજ સુશીલ અને સ્વરૂપવાન્ હતી. કાંઇ બાળ ગોપાળ હતું નહીં. સ્ત્રી પુરૂષ આનંદથી રહેતાં

---

૫૨ પદચ્છેદ—**यावदात्मनिदर्शनम्**–બુદ્ધિ પહોંચી ત્યાં સુધી **एवं विमृश्य**–એ પ્રમાણે વિચાર કરીને **तं पापं**–તે પાપી કંસનો **शौरिः**–વસુદેવે. **बहुमानपुरःसरम् पूजयामास**–ઘણા માનથી સત્કાર કર્યો.

૫૩ પદચ્છેદ—**दूयमानेन मनसा** મનમાં કચવાતાં છતાં કંસને વિશ્વાસ બેસાડવાના હેતુથી **प्रसन्नं वदनांभोजं यस्य सः प्रसन्नवदनांभोजः**–વસુદેવે પોતાનું મુખ પ્રફુલ્લીત રાખીને **विहसन्**–હસતાં હસતાં **नृशंसं निरपत्रपम्**–ક્રુર અને નિર્લજ કંસને **इदं अब्रवीत्**–નીચે પ્રમાણે કહ્યું.

હતાં. પાડોશમાં એક પરદેશી ભૈયો રહેતો હતો. આ સ્ત્રીને ફસાવવા તે પ્રયત્ન કરતો હતો. એક દિવસે હમેશના રીવાજ પ્રમાણે ૮ વાગતાં મોરૂપંત પોતાની નોકરીપર ગયો. સ્ત્રી–નિર્મળા બ્હેન–જમી પરવારીને વાસણ માંઝવા બહાર ગયાં. વાસણ માંઝી, સ્ત્રી સ્વભાવાનુસાર, આડોશી પાડોશીની સ્ત્રીઓ સાથે, વાતોના તડાકામાં ગુંથાયાં. પરદેશી ભૈયાએ આ તકનો લાભ લઇ, ઘરમાં પ્રવેશ કર્યો. એક જગ્યાએ છાનોમાનો છુપાઇ ગયો. દશ અગ્યાર વાગ્યાને સુમારે, સૌ વેરાઇ જતાં, નિર્મળા બ્હેન પણ પોતાના ઘરમાં આવી, ઘરનાં કમાડ બંધ કરીને સુઇ ગયાં. રાત્રીના એક અને બેની વચ્ચે, ભૈયો નિર્મળાની પથારી પાસે આવ્યો. નિર્મળા જબકીને જાગી. ભૈયાએ નિર્મળાને કહ્યું કે—

'તારા ઉપર મારો ઘણો પ્યાર છે. તારા વિના મને જરાએ ચેન પડતું નથી, માટે તું આજ મારી થઈ જા. વિગેરે'. આ વચનો સાંભળી નિર્મળા ચકીત થઇ ગઇ, પણ રાત અંધારી, પોતે એકલી, લડતાં ભૈયાને પહોંચી ન વળે એવી, એવો તમામ વિચાર કરીને, મનથી કચવાતાં કચવાતાં પણ ઉપરથી હસતે ચહેરે કહ્યું–'હું પણ તમારા ઉપર ફીદા ફીદા છઉં. તમારૂં મુખ જોયું ત્યારથી મને પણ ચેન પડતું નથી. ઠીક થયું કે તમે મારી અત્યારે સંભાળ લીધી. પણ હવે આપણે અહીં રહેવું, તે ઠીક નથી. તમારે દેશ નાશી જઇએ.'

આ સાંભળી ભૈયો ઘેલો થઇ ગયો. રાજી થઈ ગયો–અને વચ્ચે બોલી ઉઠયો–'શું કહો છો ? મારા જેવો ફાંકડો પુરૂષ, તારા આખા મહોલામાં નથી. હવે કહે, અહીંથી નાશી જવા માટે શી તૈયારી કરવી ?'

નિર્મળા—મારી પાસે અહીં ઘણું દ્રવ્ય છે, તે એકવાર લઇ લ્યો; સાથે હશે તો મોજ મજા ઉડાવવામાં કામ આવશે.

એમ કહીને નિર્મળાએ કબાટ ઉઘાડી, રૂપૈયાની બે ત્રણ મુઠી ભૈયાની પાસે મુકી. તે પછી આમ તેમ ફરીને બે ચાર દાગીના પણ મૂકયા. તે ભૈયો તપ્પાસવા લાગ્યો. ધન અને સ્ત્રી બે સાથે મળ્યાં, તે જોઈ ભૈયો પોતાનું ભાન ભૂલી ગયો–હવામાં ઉડવા લાગ્યો. નિર્મળાને પોતાનું સર્વસ્વ માનવા લાગ્યો. એટલામાં નિર્મળાએ ભૈયાની પાછળથી આવી, એક મોટો છરો ભૈયાના ગળામાં ખોસી ઘાલ્યો. 'ઓય ! બાપ' ! કરતો ભૈયો પડયો, અને નિર્મળા નાઠી. નિર્મળાએ પોલીસ ચોકી ઉપર જઈ, ફોજદારને પોતાના તમામ સમાચાર કહ્યા. ફોજદારે નિર્મળાને ઘેર આવી, ભૈયાને તપાસ્યો. ભૈયાની જુબાની લેતાં, ભૈયાએ કહ્યું કે–'મારા જેવા પાપીને આવીજ શીક્ષા થવી જોઇએ. આ સિવાય મારે કાંઇ વધારે કહેવાનું નથી.' એમ કહીને ભૈયો મરી ગયો. કેસ કોર્ટે ચડયો. હાઇકોર્ટના જજે બાઇને સાબાશી આપીને છોડી મૂકી.

ચોપાઈ—ધીરજ–ધર્મ–મિત્ર અરૂ નારી, આપદ્કાળ પરીખિએ ચારી.

[ મોક્ષ વાણી ].

ધીરજ, ધર્મ, મિત્ર અને નારી, આપણા સુખના સમયમાં અનુકુળ થઇને વર્તે, તેમાં કાંઈ નવાઈ નથી; પણ આપત્તિકાળમાં જ્યારે આ ચારે આપણને અનુકુળ વર્તે, ત્યારે જરૂર સંતોષ થાય.

નિર્મળાના દોષ–આ બાબતમાં નિર્મળાના ત્રણ દોષ છે, તે એ કે—

(૧) રાત્રીના વખતમાં ઘરનાં કમાડ ખુલ્લાં મુકી, બહાર વાસણ માંઝવા જવું તે.

(૨) માંઝવા જઇને કમાડની દરકાર રાખ્યા વિના, ગપટા સપાટામાં ગુંથાવું તે.

(૩) ગપાટા સપાટામાંથી ઉઠી ઘેર આવીને, દીવો લઇને ઘર તપાસ્યા વિના સુવું તે.

જરા સરખી બેદરકારી કેટલું વિપરીત પરિણામ લાવે છે, તે પણ આ દૃષ્ટાંતમાંથી સમજાય એવું છે.

**वसुदेव उवाच—**

**नह्यस्यास्ते भयं सौम्य, यद्वै साहाशरीरवाक् ॥**
**पुत्रान्समर्पयिष्येऽस्या, यतस्ते भयमुत्थितम् ॥५४॥**

અર્થઃ—(વસુદેવજી કંસને કહે છે.) હે ભલા માણસ ! આકાશ વાણીએ જે કાંઇ કહ્યું, તેથી તારે જરાએ ગભરાવું નહિં. કારણકે દેવકીના જે પુત્રોથી તને ભય ઉત્પન્ન થયો છે, તે પુત્રો તને સોંપી દઇશ. [૫૪]

૫૪ વિવેચન—

'પુત્રોથી ભય છે, માટે પુત્રો તમને સોંપીશ'–એમ કહીને વસુદેવે દેવકીજીને નિરપરાધી ઠરાવ્યાં. આઠમા એકજ પુત્ર ભય છે, છતાં પુત્રો સોંપવાનું કહી, વસુદેવ પોતાની ઉદારતાનું ભાન કરાવ્યું, અને કંસનો વિશ્વાસ પોતામાં બેસાડયો. પુત્રો આપવાનું કહ્યું છે, પણ સર્વ પુત્રો આપવાનું કહ્યું નથી; કારણ કે બળદેવ તથા શ્રી કૃષ્ણને, વસુદેવજીએ કંસને આપ્યા નથી. બળદેવને ગોગમાયાએ દેવકીજીના ગર્ભમાંથી રોહિણીના ગર્ભમાં મૂકયા; અને શ્રી કૃષ્ણે સ્વયં પ્રગટી, પોતાને વ્રજમાં લઇ જવાની, વસુદેવને આજ્ઞા કરી. એટલે વસુદેવ હસ્તક, જે પુત્રો હતા, તે તેણે કંસને સોંપ્યા. હવે વસુદેવ-કંસ સંવાદ પૂરો થયો. શ્રી શુકદેવજી આગળ કહે છે.

**श्रीशुक उवाच—**

**स्वसुर्वधान्निववृते, कंसस्तद्वाक्यसारवित् ॥**
**वसुदेवोऽपि तं प्रीतः, प्रशस्य प्राविशद्गृहम् ॥५५॥**

અર્થ—વસુદેવનાં વચનનો સાર સમજીને, કંસ બ્હેનનો વધ કરતો અટ‌કયો. વસુદેવ પણ પ્રસન્ન થઇને અને કંસનાં વખાણ કરીને, પોતાના ઘરમાં દાખલ થયા. [૫૫]

---

૫૪ પદચ્છેદ—**भो सौम्य**–હે ભલા માણસ ! **यत् अशरीरवाक् आह**–આકાશ વાણીએ જે કહ્યું. **अस्याः ते भयं न**–તેથી તારે જરાએ ગભરાવું નહિં. **हि**–કારણ કે **यतः–येभ्यः पुत्रेभ्यः**–જે પુત્રોથી. **ते भयम् उत्थितम्**–તને ભય થયો છે. **अस्याः पुत्रान् समर्पयिष्ये**–તે આ દેવકીના પુત્રો તને સોંપી દઇશ.

૫૫ પદચ્છેદ—**तस्य वाक्यस्य सारवित् कंसः**–વસુદેવના વચનનો સાર સમજીને કંસ–**स्वसुः वधात् निववृते**–બેનનો વધ કરતો અટકયો **वसुदेवः अपि**–વસુદેવ પણ. **प्रीतः**–પ્રસન્ન થઇને. **तं प्रशस्य**–કંસના વખાણ કરીને. **गृहम् प्राविशत्**–પોતાને ઘેર ગયા.

૫૫ વિવેચન—

**तस्य वाक्यसारवित्**-વસુદેવના વાક્યનો સાર સમજ્યો હતો તે કંસ. એટલે-પુત્રોથી ભય છે, માટે પુત્રોને લેવા, અને તેમને મારવા, એજ સાર. વસુદેવની રીતભાતથી, કંસને સંતોષ હોવો જોઇએ, એમ પણ અનુમાન થાય છે. દેવકી બચ્યાં, માટે વસુદેવ રાજી થયા. કંસે પોતાનું કહ્યું માન્યું, તેથી વસુદેવજીએ તેની પ્રશંસા કરી.

વકીલ સારો મળ્યો—દેવકીજીને વકીલ સારો મળ્યો, તેથી કાળના મુખમાંની બચ્યાં. એના એ મુળાક્ષરો-સ્વર અને વ્યંજનો. સત્પુરુષ તેમને મધુર રીતે ગોઠવે, અને પાપી તેમને કડવી રીતે-કજીયો થાય-ઉપદ્રવ થાય-એવી રીતે ગોઠવે. સંતના મુખમાંથી અમૃત ઝરે, અને પાપીના મુખમાંથી વિષ ઝરે. વકીલાતમાં સારે નંબરે પાસ થએલા વકીલો પણ, શબ્દ રચનામાં હુશીયાર હોય, તો ધારેલો જવાબ લઇ શકે છે. લોકો પોપટને પાળે છે, કોઇ કાગડાને પાળતું નથી; મીઠું બોલનારા દુશ્મનમાં પણ સમાય છે, અને કડવાબોલા કુટુંબમાં પણ સમાતા નથી. એમ સૌ સમજે છે, છતાં મીઠું બોલનારા માણસો ઘણાંજ થોડાં, અને કડવું બોલનારાં ઘણાં. કડવું બોલવું, તે પાપ અને અજ્ઞાનનું ફળ છે. પાપ અને અજ્ઞાન હડે છે, ત્યારેજ તેનો તે મનુષ્ય, અમૃત જેવું બોલે છે. વસુદેવની જગ્યાએ કોઇ તામસી માણસ હોત, તો દેવકીજી અને તે-બેઉ-મરત. કેટલાક જાનૈયા અને માંડવીયા પણ મરત. વિવાહ વિવાહ ને ઠેકાણે થઇ જાત, અને ઉલટી કાણો મંડાટ. [ કેમ બરાબર સમજાય છે? કે કથા સાંભળવા જવું-એટલે-રખડતાં રખડતાં કથામાં જઇને, થોડીવાર બેસવું, અને 'અચ્યુતં કેશવં' થાય, ત્યારે કપડાં ખંખેરીને ચાલતાં થવું. એમ કરવું આપને સૌને ઘટતું નથી. ] વસુદેવ કંસનો સંવાદ, લૌકીક અને અલૌકીક-બેઉ બાબતમાં-સમજવા જેવો છે-સાર લેવા જેવો છે. ભગવાન તો મળે ત્યારે ખરા, પણ આ અવતારે લૌકિક સુધરે, તો આવતે અવતારે અલૌકિક સુધારાની આશા રખાય. જેની પાસે પૈસો નથી, તે રૂપૈયાવાળો કેમ કહેવાય! જેને જીવતાં આવડતું નથી, તેને મરતાં કેમ આવડે! મરતાં ન આવડે, તેને પરમપદ ક્યાંથી હોય. બોલો શ્રી દ્વારકાંધીશકી જય. હરહર મહાદેવ હર.

હવે ૫૬ થી ૬૧-૭-શ્લોકોમાં વસુદેવના ગૃહસ્થાશ્રમનું વર્ણન છે.

**अथ काल उपावृत्ते, देवकी सर्वदेवता ॥**
**पुत्रान्प्रसुषुवे चाष्टौ, कन्यां चैवानुवत्सरम् ॥५६॥**

અર્થ—પછી સમય પ્રાપ્ત થતાં, જેનાં અંગેઅંગમાં પ્રભુ પ્રકાશી રહ્યા હતા એવી દેવકીએ, આઠ પુત્રો અને એક કન્યાને, વરસ વરસને આંતરે, જન્મ આપ્યો. [૫૬]

૫૬ વિવેચન—

**सर्वदेवता देवकी**—કંસના ભયથી જે વિષ્ણુનું સ્મરણ કરી રહ્યાં હતાં-તે દેવકી

---

૫૬ પદચ્છેદ—**अथ**-પછી. **काले उपावृत्ते**-પ્રસુતિ સમય પ્રાપ્ત થતાં **सर्वदेवता देवकी**-જેનાં અંગેઅંગમાં પ્રભુ પ્રકાશી રહ્યા હતા એવી દેવકીએ. **अष्टौ पुत्रान्**-આઠ પુત્રો **च**-અને **एक कन्यां**-એક કન્યાને. **अनुवत्सरम्-वत्सरे वत्सरे इति अनुवत्सरम्**-દર વરસે. **प्रसुषुवे**-જન્મ આપ્યો.

વિષ્ણુમય બની ગયાં હતાં. જે ગાડીમાં શહેનશાહ હોય, તે ગાડીની રક્ષા કરવા માટે, મોટા મોટા ગવર્નરો ખડે પગે ઉભા રહે છે-તેમ જે ગર્ભમાંથી પ્રભુ પ્રગટવાના હતા, તે ગર્ભાધાનને-તે દેવકીજીને-સાચવવા, મોટા મોટા દેવો દેવકીના શરીરમાં વાસ કરીને રહે, તે પણ સંભવીત છે. આ ૫૬ મો શ્લોક ૫૭ થી ૬૧ સુધીના શ્લોકોની પ્રસ્તાવના રૂપે છે.

**कीर्तिमन्तं प्रथमजं, कंसायानकदुंदुभिः ॥**
**अर्पयामास कृच्छ्रेण, सोऽनृतादतिविह्वलः ॥५७॥**

અર્થ—ખોટું બોલતાં જેને ઘણો ત્રાસ વછૂટતો હતો, એવા વસુદેવે, કીર્તિમંત નામના પોતાના પ્રથમ પુત્રને, કચવાતાં કચવાતાં કંસને સોંપ્યો. [૫૭]

**अनृतात् अतिविह्वलः**—ખોટું બોલવાથી જેને ઘણો ત્રાસ વછુટતો હતો એવા વસુદેવજી. એટલે પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે વસુદેવે પ્રથમ પુત્ર કંસને સોંપ્યો. છ પુત્રો સોંપવામાં વસુદેવની સત્યતા હતી, અને કાળનેમિના (છ) પુત્રોનું કંસને હાથે મોત હતું-તે ભાવિ હતું.

**कृच्छ्रेण**—તે વસુદેવનો પુત્ર પ્રત્યેનો-બાળક પ્રત્યેનો-વાત્સલ્યભાવ સૂચવે છે. વળી મોટો પુત્ર પિતાને ઘણો વ્હાલો હોય છે.

**आनकदुंदुभिः**—એ વસુદેવનું વિશેષણ છે. તે એમ સૂચવે છે કે-જેના જન્મ સમયે આનકદુંદુભિ વાગ્યાં હોય, તે પ્રતાપી પુરૂષજ, પોતાના સુકોમળ બાળકો કંસને સોંપી શકે. મૃત્યુમાંથી કોઇને બચાવવા, અસત્ય બોલવું પડે, તો તેમાં પાપ નથી, એમ મન્વાદિની સ્મૃતિઓ કહે છે-છતાં વસુદેવે પોતાની પ્રતિજ્ઞા સત્ય કરી. વસુદેવ, દેવકી અને કંસના અંતરંગ ચિત્રનું દર્શન હવે પછીના શ્લોકમાં શુકદેવજી કરાવે છે. ભાવથી સાંભળો—

**किं दुःसहं नु साधूनां, विदुषां किमपेक्षितम् ॥**
**किमकार्यं कदर्याणां, दुस्त्यजं किं धृतात्मनाम् ॥५८॥**

અર્થ—શુકદેવજી કહે છે કે સત્પુરૂષોને શું દુઃસહ છે? [ એટલે-સત્પુરૂષો તમામ દુઃખ સહન કરી શકે છે. એટલે-અવતરેલા કોમળ પુત્રને, વસુદેવ જેવા સત્પુરૂષો મૃત્યુરૂપી કાળને સોંપી શકે છે. ] એક ભગવાન સિવાય કોઇ

---

૫૭ પદચ્છેદ—**अनृतात् अतिविह्वलः-इति आनकदुंदुभिः**-ખોટું બોલવાથી જેને ઘણો ત્રાસ વછૂટતો હતો એવા વસુદેવ. **कंसाय**-કંસને **प्रथमजं कीर्तिमन्तं**-કીર્તિમંત નામના પ્રથમ પુત્રને. **कृच्छ्रेण**-કચવાતાં કચવાતાં. **अर्पयामास**-સોંપ્યો.
૫૭ વિવેચન—

૫૮ પદચ્છેદ—**किं दुःसहं नु साधूनां**-સત્પુરૂષોનું શું દુઃસહ છે? **विदुषां किं अपेक्षितं**-એક ભગવાન સિવાય બીજી કોઇ વાત સત્ય નથી, એવું જાણનારા ડાહ્યા પુરૂષોને જગત્‌ના પ્રાણી પદાર્થોની અપેક્ષા-જીજ્ઞાસા-હોતી નથી. **कदर्याणां किं अकार्यं**-નીચ પુરૂષોને કોઇ પણ કાય અકાર્ય નથી. **धृतात्मनाम् किं दुस्त्यजं**-જેણે પોતાના હૃદયમાં ભગવાનને ધારણ કર્યા હોય, તેમને ન તજી શકાય એવું શું છે?

વાત સત્ય નથી, એવું સમજનારા ડાહ્યા પુરૂષોને, જગત્‌ના પ્રાણી પદાર્થોની અપેક્ષા—જીજ્ઞાસા—આસક્તિ—હોતી નથી. એટલે—વસુદેવ જેવા સત્પુરૂષોને પુત્રાદિમાં આસક્તિ હોતી નથી. નીચ પુરૂષોને ગમે તેવું નીચ કાર્ય પણ અકાર્ય નથી. [ એટલે—ગમે તેવું નીચ કર્મ કરતાં, નીચ પુરૂષો આંચકો ખાતા નથી—કંસ જેવા પુરૂષ ભાણેજને પણ મારતાં અચકાય નહિં. ] જેમણે પોતાના હૃદયમાં ભગવાનને ધારણ કર્યા હોય, તેમને ન તજી શકાય એવું શું છે? [ તાત્પર્ય—સર્વદેવતા દેવકી જેવી સ્ત્રીઓજ, પોતાના કોમળ બાળકને કાળ જેવા પુરૂષને સોંપી શકે. ] [૫૮]

૫૮ વિવેચન—

**किं दुःसहं नु साधूनां?**—પૂર્વાવતારે વસુદેવ કોણ હતા, તે વાત આગળ કહી છે. વસુદેવ જેવા સાધુઓને—સત્પુરૂષોને—પુત્ર સમર્પણ કરતાં—ઘણુંજ થોડું દુઃખ થાય. ક્ષત્રિય હથીઆરથી ડરે નહીં. વૈસ્ય વેપારથી ડરે નહીં, તેમ બ્રાહ્મણો અને સત્પુરૂષો દુઃખથી ગભરાય નહીં—તપથી અકળાય નહીં.

**विदुषाम् किं अपेक्षितम्**—જેને શાસ્ત્રનું જ્ઞાન હોય—જેને આત્મ અનાત્મનો વિવેક હોય—તે પુરૂષને, અનાત્મ વસ્તુની કદિ અપેક્ષા થતી નથી. પુત્રાદિ વસ્તુમાં કદિ મોહ થતો નથી. વળી કંસ ઘણોજ બળવાન અને ક્રુર છે. તેની સાથે કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવા જતાં, કંસ વસુદેવના આખા કુળનો નાશ કરી નાંખે. તે વાત પણ વસુદેવ સારી રીતે જાણે છે. પોતાની પ્રતિજ્ઞાનું પાલન થાય, કંસ રાજી થાય, પોતાનું કુળ કંસના ત્રાસથી મુક્ત રહે, અને જે થવાનું છે તે થયા વિના રહેવાનું નથી, એ પ્રમાણે—ચારે તરફનો વિચાર કરનાર વિદ્વાન વસુદેવજી, કંસને પોતાનો પુત્ર સ્વાધીન કરે, તે વ્યાજબીજ છે.

**कदर्याणां किम् अकार्यं?**—**कदर्य** એટલે નીચ—અધમ. તેવા પુરૂષને કાર્યાકાર્યનો વિચાર હોતો નથી. તેથી તેઓ ન કરવાનાં કાર્યો પણ કરે છે. કંસની ઉત્પત્તિ ઉગ્રસેનના વીર્યથી નથી, પણ કોઇ દૈત્યના વીર્યથી છે, એમ હરિવંશમાં કહે છે. જ્યાં લીંબોળી વાવી હોય, ત્યાં આંબો કયાંથી થાય! ભલેને તે ઝાડ (લીંબડો) આંબાવાડીયામાં ઉગ્યું હોય, પણ તેને કેરીઓ આવે નહીં. તે પ્રમાણે—આવો દુષ્ટ પુરૂષ અગર દુષ્ટ સ્ત્રી, ઉત્તમ કુળમાં અવતર્યા હોય, તોપણ પોતાના પૂર્વ સંસ્કારાનુસાર વર્તન કરે છે. રાવણ પુલસ્ત્ય કુળમાં અવતર્યો હતો, રોહિદાસ ઢેડવાડે અવતર્યા હતા. સજનો કસાઈવાડે અવતર્યો હતો. કબિર સાહેબ તાઇને ત્યાં અવતર્યા હતા. સૌએ પોતપોતાના પૂર્વ સંસ્કારાનુસાર વર્તન કર્યા. બ્હેન અગર ભાણેજને મારવાં તે ઘણુંજ અઘટીત. બાળહત્યા કરવી, તે પણ ઘણુંજ અઘટીત, પણ કંસ જેવા નીચ પુરૂષોને કશું અઘટીત હોતું નથી, એ ભાવ છે.

**धृतात्मनाम् किं दुस्त्यजं?**—માતા પોતાના બાળકને કેમ તજે? તે શંકાનું આ નિવારણ છે. જેણે ભગવાનને હૃદયમાં ધારણ કર્યા હોય, એવા પુરૂષોને [ અહીં એવી દેવકીજીને ] ન તજી શકાય એવું કાંઈ નથી. 'તમારે હૈયે હરિ વસ્યા હોય, તો આપો.' એમ કહેવાની આપણી રીત છે. તાત્પર્ય—શ્રીહરિની દયા વિના, પોતાને જેમાં મોહ હોય, તે આપી શકાય નહિં.

માતાને બાળકમાં ઘણોજ મોહ હોય, છતાં દેવકીજી પોતાના બાળકને મારી નાંખવા માટે, વસુદેવજીને સોંપતાં હતાં.

**'ज्ञानी प्रियतमोऽस्ति मे ज्ञानेनासौ बिभर्ति माम्'** [ એકાદશ સ્કંધ ] જ્ઞાની મારો પ્રિયતમ છે, અને જ્ઞાને કરીને મને ધારણ કરે છે. જ્ઞાનભક્તિ વિના, આત્મા હૃદયમાં ધારણ થઈ શકતો નથી. જ્ઞાનભક્તિ તીવ્ર વૈરાગ્ય વિના શોભતાં નથી. તીવ્ર વૈરાગ્યવાન પુરૂષને પોતાના દેહમાં પણ મોહ ન હોય–તો બીજામાં મોહ ક્યાંથી હોય ! નજ હોય.

કોઇ કોઇ ટીકાકાર દેવકીને દૈવી સંપત્તિ કહે છે અને તેના ૭ સાત પુત્રોને–દયા, ક્ષમા, શાંતિ, વિવેક, વૈરાગ્ય, ભક્તિ અને જ્ઞાન ગણે છે. વિવેકમૂર્તિ જ્ઞાનાત્મા અગર સહજાત્મસ્વરૂપ તે આઠમો પુત્ર છે. કંસને અહંભાવ ગણે છે. પુત્રને દેખી કંસ શું બોલ્યો ? તે સાંભળો.

**दृष्ट्वा समत्वं तच्छौरेः, सत्ये चैव व्यवस्थितिम् ॥**
**कंसस्तुष्टमना राजन्–प्रहसन्निदमब्रवीत् ॥५९॥**

વસુદેવજીની સમતા અને સત્ય જોઇને, કંસ શું બોલ્યો, તે સાંભળો.

**प्रतियातु कुमारोऽयं, न ह्यस्मादस्ति मे भयम् ॥**
**अष्टमाद्युवयोर्गर्भान्–मृत्युर्मे विहितः किल ॥६०॥**

અર્થ—હે પરીક્ષિત રાજા ! વસુદેવની સમતા અને સત્યમાં પ્રીતિ જોઇને, પ્રસન્ન થએલો કંસ હસતો હસતો, નીચે પ્રમાણે બોલ્યો—" આ પુત્રને પાછો લઇ જાઓ, કારણકે આ પુત્રથી મને ભય નથી. તમારા આઠમા ગર્ભથીજ મારૂં મૃત્યુ નિર્માણ થયું છે. [ માટે તે પુત્ર મને સોંપજો. ] " [૫૯–૬૦]

૫૯ વિવેચન—

**समत्वं**—કંસ વૈરી છે, છતાં સ્નેહીને જેમ પોતાનો પુત્ર સોંપે, તેમ વસુદેવે કંસને પોતાનો પુત્ર સોંપ્યો. 'સમત્વ'નો અર્થ–ઉદાસીનતા અગર વૈરાગ્ય.

**सत्ये व्यवस्थितिम्**—સત્યમાં પ્રીતિ.

વૈરાગ્ય અને સત્યમાં પ્રીતિ શું નથી કરતાં ?–કંસ જેવાને પણ પ્રસન્ન કરે છે–કંસ જેવાને પણ પોતાના નિશ્ચયથી ડોલાવે છે. આનો નમુનો હમણાંજ આપણી નજરે દેખાયો હતો. યાદ છે કે ભૂલ્યાં છો ? તે **મહાત્મા ગાંધી.** બ્રિટીશ સલ્તન જેવી સમર્થ સત્તા, મહાત્મા ગાંધીના ત્યાગ અને સત્યથી લાચાર બની હતી. ગાંધીનો સ્પર્શાસ્પર્શ આપણને ગમતો નથી, તેને તજી દઇએ, પણ તેમનાં વૈરાગ્ય અને સત્યમાં પ્રીતિ તપાસીએ, તો ખાત્રી થાય કે–ગાંધીજી તો ભરતખંડનું ભૂષણ છે.

---

૫૯–૬૦ પદચ્છેદ—**हे राजन्**–હે પરીક્ષિત રાજા ! **शौरेः तत् समत्वं दृष्ट्वा**–વસુદેવની એ સમતા જોઇને. **च एव**–અને **सत्ये व्यवस्थितिम् दृष्ट्वा**–સત્યમાં સ્થિતિ–પ્રીત–જોઇને. **तुष्टमनाः कंसः**–પ્રસન્ન થએલો કંસ. **प्रहसन्**–હસતો હસતો. **इदम् अब्रवीत्**–આ પ્રમાણે બોલ્યો. **अयं कुमारः प्रतियातु**–આ પુત્રને પાછો લઇ જાઓ. **हि**–કારણકે. **अस्मात्**–આ પુત્રથી **मे भयं न अस्ति**–મને ભય નથી. **युवयोः अष्टमात् गर्भात्**–તમારા આઠમા ગર્ભથી. **मे मृत्युः**–મારૂં મૃત્યુ. **किल विहितः**–ખરેખર નિર્માણ થયું છે.

૬૦ વિવેચન—

કંસે ઘણી ઉદારતા કરી. માત્ર આઠમા ગર્ભની માગણી કરી. કારણકે આકાશવાણીના કહેવા પ્રમાણે-આઠમા ગર્ભથી કંસને ભય હતો. કંસની ઉદારતાએ વસુદેવના મન ઉપર શી અસર કરી, તે ભાવથી સાંભળો—

**तथेति सुतमादाय, ययावानकदुंदुभिः ॥**

**नाभ्यनंदत तद्वाक्य-मसतोऽविजितात्मनः ॥६१॥**

અર્થ—'ઠીક ત્યારે' એમ કહીને, વસુદેવ (પોતાના) પુત્રને લઇને, (પોતાને) ઘેર ગયા. પણ તેણે કંસના વચનમાં વિશ્વાસ રાખ્યો નહીં; કારણકે કંસ દુષ્ટ હતો, અને તેનું મન હાથ નહોતું. [તેનું મન પરવશ હતું-કોઈ ચડાવે તો ચડે એવું હતું.] [૬૧]

૬૧ વિવેચન—

**आनकदुंदुभिः**—તે વસુદેવનું વિશેષણ છે. કંસની ઉપર જણાવેલી ઉદારતાથી, સામાન્ય જીવ હરખાઇ જાય, પણ વસુદેવ જેવા ઉંચ કોટિના જીવ હરખાય નહિં. આ વિશેષણ વસુદેવની ભૂમિકાનું સૂચન કરે છે.

**असतः अविजितात्मनः**—જે પુરૂષ જુઠા અને અજીતેંદ્રિય હોય, તેમનાં વચનો વિશ્વાસપાત્ર ગણાય નહીં. કંસ તેવો હતો, માટે વસુદેવ કંસનાં ઉદાર વચનોથી રાજી થયા નહીં. કંસના ઉદાર વચનોમાં વસુદેવે વિશ્વાસ રાખ્યો નહિં. સ્ત્રી પુત્રાદિક ઘણાં વ્હાલાં લાગે, પણ જ્યારે તેઓ જુઠાં અને અજીતેંદ્રિય બને છે, ત્યારે દવલાં થઈ પડે છે. કુટુંબમાં, સમાજમાં, જ્ઞાતિમાં, અને ધંધામાં જેમને આગળ વધવું હોય-વિશ્વાસ બેસાડવો હોય-તેમણે સત્યવાદી અને જીતેંદ્રિય બનવા અવશ્ય પ્રયત્ન કરવો ઘટે છે.

અનુમાન તો સૌ કરે-પણ અનુભવીનાં અનુમાન સોએ નવાણું ટકા ખરાં પડે. સત્પુરૂષોની સ્ફુરણા-વિચાર-સોએ નવાણું ટકા ખરી પડે. તે નિયમાનુસાર કંસ સંબંધી વસુદેવે બાંધેલું પ્રમાણ નીચે પ્રમાણે સત્ય પડયું. તે વાત નીચેના ૬૨ થી ૬૯ શ્લોકમાં છે. પ્રથમના ત્રણ શ્લોક નારદની ઉશ્કેરણીના છે.

કંસની આ ઉદારતા શ્રી ઠાકોરજીને ગમી નહિં-ભાવિને ગમી નહિં. કારણકે (૧) દેવકીના છ પુત્રો, કાળનેમિના પુત્રો હતા, અને કંસને હાથે તે છએ પુત્રોનું મોત હતું. (૨) તાપ વિના દુધનો માવો બને નહિં, તેમ તાપ વિના-દુઃખ વિના-ભગવદ્ ધર્મમાંથી, ભગવદ્ ભાવરૂપી માવો પ્રાપ્ત થાય નહિં. વસુદેવ દેવકી આદિ દૈવી પુરૂષોમાં ભગવદ્ ધર્મ ભર્યો હતો, પણ જેમ જેમ દુઃખ વધે, તેમ તેમ ભગવદ ધર્મ ઉકળીને, ભગવદ્ ભાવ પ્રગટે. ભગવદ્ ભાવને પરિણામે

---

૬૧ પદચ્છેદ—**तथा इति**-'ઠીક ત્યારે.' એક કહીને. **आनकदुंदुभिः**-વસુદેવ **सुतम् आदाय**-પુત્રને લઇને. **ययौ**-ઘેર ગયા. **असतः**-દુષ્ટ. **अविजितः आत्मा येन स तस्य-अविजितात्मनः**-જેનું મન હાથ નથી એવા કંસના **तद् वाक्यं न अभ्यनंदत**-તે વાક્યનો વસુદેવે સત્કાર કર્યો નહિં.

પ્રભુનો અવતાર થાય. પ્રભુ તો નવનીત (માખણ) છે. વલોવ્યા વિના માખણ નીકળે નહીં. ભક્તો વલોવાય—દુઃખી થાય—ત્યારે પ્રભુ પ્રગટે. નાનું બાળક ગભરાઇને મા તરફ દોડે—માની ગોદમાં સંતાય. તેમ ભગવાનના ભક્તો, આપત્તિ કાળમાં પ્રભુ તરફ દોડે—આતુરતાથી પ્રભુ ભજે. પ્રલ્હાદે ગભરાઇને પ્રભુ ભજ્યા, ધ્રુવજીએ ગભરાઇને હરિ ભજ્યા. સુગ્રીવે અકળાઇને રામ ભજ્યા, વિભીષણે હારીને શ્રીરામનું શરણું લીધું—આવા દુઃખી ભક્તો મને કેવા વ્હાલા છે, તે વાત શ્રીરામ વિભીષણને કહે છે—

ચોપાઇ—મોક્ષવાણી પાનું ૪૮.

અસ સજ્જન મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે.
તુમ સારીખે સંત પ્રિય મોરે, ધરૈં દેહ નહિં આન નિહોરે.

જે ભાવિ નિર્માણ થયું છે, તેને પાર ઉતારવા માટે, પ્રભુએ નારદને પ્રેરણા કરી. નારદ કંસ પાસે આવીને શું કહે છે, તે ભાવથી સાંભળો—

**नंदाद्या ये व्रजे गोपा, याश्चामीषां च योषितः ॥**
**वृष्णयो वसुदेवाद्या, देवक्याद्या यदुस्त्रियः ॥६२॥**
**सर्वे वै देवताप्राया, उभयोरपि भारत ॥**
**ज्ञातयो बंधुसुहृदो, ये च कंसमनुव्रताः ॥६३॥**
**एतत् कंसाय भगवान्, शशंसाभ्येत्य नारदः ॥**
**भूमेर्भारायमाणानां, दैत्यानां च वधोद्यमम् ॥६४॥**

અર્થ—કંસની આવા પ્રકારની કોમળતા, પ્રભુના અવતારને ઢીલ કરાવે એવી છે—આથી દેવોનાં કાર્ય સરે એમ નથી—એમ સમજીને, નારદજીએ કંસ પાસે આવીને, કંસને વિસ્તારપૂર્વક કહ્યું કે—" વ્રજના નંદાદિ ગોવાળો, અને તેઓની સ્ત્રીઓ, તથા વસુદેવાદિ યાદવો, અને દેવકીજી વિગેરે યાદવોની સ્ત્રીઓ—આ પ્રમાણે બેઉ કુટુંબનાં સ્ત્રી પુરૂષો, હે કંસ ! બંધુરૂપે અને સ્નેહી-રૂપે તને અનુસરી રહ્યાં છે—તારી સેવા કરી રહ્યાં છે—પણ—તે તમામ દેવલોકો

---

૬૨-૬૩-૬૪ પદચ્છેદ—**हे भारत**—હે રાજા ! **व्रजे**—વ્રજમાં. **नंदाद्याः ये गोपाः**—નંદાદિ જે ગોવાળો છે. **च**—અને **अमीषां याः योषितः**—તેઓની જે સ્ત્રીઓ છે. **वसुदेवाद्याः वृष्णयः**—વસુદેવાદિ જે યાદવો છે. **देवक्याद्याः यदुस्त्रियः**—દેવકી આદિ જે યદુવંશની સ્ત્રીઓ છે. **उभयोः ज्ञातयः**—નંદકુળના અને યદુકુળના. **बंधुसुहृदः**—બંધુરૂપે અને સ્નેહીરૂપે. **ये त्वाम् कंसम् अनुव्रताः**—તને અનુસરી રહ્યા છે તે. **सर्वे वै**—તે તમામ. **देवताः एव देवताप्रायाः**—દેવોજ છે. **एतद्-इति-कंसाय भगवान् नारदः अभ्येत्य**—ભગવાન નારદે કંસની પાસે જઇને. **शशंस**—વિસ્તારપૂર્વક કહ્યું. **च**—અને **भूमेः भारायमाणानां दैत्यानां वधोद्यमं**—પૃથ્વીને ભારરૂપ લાગતા દૈત્યોનો નાશ કરવાનો તેમનો આ ઉદ્યમ છે. એવું પણ નારદે વિસ્તારપૂર્વક કહ્યું.

છે. પૃથવીને ભારરૂપ લાગતા દૈત્યોનો નાશ કરવા માટે, દેવોએ પ્રયત્ન આદર્યો છે," એવું પણ નારદે કંસને વિગતવાર કહી દીધું. [૬૨–૬૩–૬૪]

૬૨, ૬૩, ૬૪ વિવેચન—

જેમ ભયંકર ચોરી પકડવા માટે, છુપી પોલીસના અનેક ડીટેકટીવો એકજ પેઢીમાં, અનેકરૂપે નોકરી કરતા હોય, તેમ કંસને ઠેર કરવા માટે, અનેક દેવો–સરકારી અમલદારો–છુપી રીતે કંસની નોકરીમાં દાખલ થયા હતા. આ વાત નારદે ખુલ્લી કરીને કંસને જગાડયો–કંસની સાથે કંસની આસુરી સંપત્તિઓ પણ જાગી. દૈવી સંપત્તિવાળા જીવો ધ્રુજવા લાગ્યા.

**નારદજી કોણ?**—નારદજી કોણ? તે વાત પણ કરીએ. **नरात्** (ઈશ્વરથી) **जातं इति नारं** (જ્ઞાન), **नारं ददाति इति नारदः**–ઈશ્વરથી પ્રગટેલું જે જ્ઞાન તે '**નાર**'. એવું તે જ્ઞાનજ આપે તે '**નારદ**'. નારદનો અર્થ 'સાત્ત્વિક મન' [પુરાણોમાં નારદને ભગવાનનું મન કહેવામાં આવે છે.] વળી–**मनसस्तु परा बुद्धिः**–મનથી બુદ્ધિ શ્રેષ્ઠ છે. બ્રહ્મા બુદ્ધિરૂપે છે. નારદ બ્રહ્માના પુત્ર ગણાય છે. નારદજી પ્રભુના અનન્ય ભક્ત છે, અને તે પ્રભુના **મન**રૂપે ઓળખાય છે. કોઇ કોઇ ઠેકાણે નારદજીનો ઉપદેશ લડાવી મારે છે; પણ તે તમામ પ્રભુ આજ્ઞા વિના સંભવે નહિં. શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંધના પાંચમા અને છઠ્ઠા અધ્યાયમાં નારદજીનો ઇતિહાસ છે. થોડી વાનગી આપું—

**अहं पुरातीतभवेऽभवं मुने, दास्यास्तु कस्याश्चन वेदवादिनाम् ॥**
**निरूपितो बालक एव योगिनां, शुश्रूषणे प्रावृषि निर्विविक्षताम् ॥२३॥**

**ते मय्यपेताखिलचापलेऽर्भके, दान्ते धृतक्रीडनकेऽनुवर्तिनि ॥**
**चक्रुः कृपां यद्यपि तुल्यदर्शनाः, शुश्रूषमाणे मुनयोऽल्पभाषिणि ॥२४॥**

**उच्छिष्टलेपाननुमोदितो द्विजैः, सकृत्स्म भुञ्जे तदपास्तकिल्बिषः ॥**
**एवं प्रवृत्तस्य विशुद्धचेतसस्-तद्धर्म एवाऽऽत्मरुचिः प्रजायते ॥२५॥**

[ પાંચમો અધ્યાય ]

નારદજી વેદવ્યાસને કહે છે કે—હે મુનિ! પૂર્વજન્મમાં વેદવાદીઓની કોઇ એક દાસી થકી મારો જન્મ થયો હતો. ચોમાસામાં એક ઠેકાણે રહેવા ઇચ્છતા યોગિઓની શેવામાં મને રાખવામાં આવ્યો હતો. (૨૩) ત્યાં સેવામાં રહીને મેં સર્વ પ્રકારનું ચપળપણું તજી દીધું હતું. હું બાળક, જીતેંદ્રિય અને મેં રમવાનાં સાધનો પણ તજી દીધાં હતાં. હું સંતોને અનુકુળ વર્તતો હતો. તેમની સેવા કરતો હતો. અને બહુજ થોડું બોલતો હતો. તે સંતો જોકે સમદર્શી હતા, તોપણ મારા ઉપર દયા રાખતા હતા. [૨૪] તે બ્રાહ્મણ મુનિઓની આજ્ઞાથી, પાત્રમાં રહી ગએલું એઠું હું જમતો હતો, તેથી મારાં સર્વ પાપ નાશ પામ્યાં. આ પ્રમાણે સેવા કરતાં અંતઃકરણ શુદ્ધ થયું, અને ઇશ્વર ભજનમાં રૂચિ થઇ. વિગેરે—

નારદે વેદવ્યાસને ઉપદેશ કર્યો હતો કે—

**भवतानुदितप्रायं, यशो भगवतोऽमलम् ।**
**येनैवासौ न तुष्येत, मन्ये तद्दर्शनं खिलम् ॥८॥**

× × × × ×

**न यद्वचश्चित्रपदं हरेर्यशो, जगत्पवित्रं प्रगृणीत कर्हिचित् ॥**
**तद्वायसं तीर्थमुशन्ति मानसा, न यत्र हंसा निरमन्त्युशिक्क्षयाः ॥१०॥**

હે વ્યાસજી ! આપે ભગવાનના કેવળ નિર્મળ યશ વિના જે કાંઇ વરણવ્યું છે, તે નહિં વરણવ્યા જેવું છે. કારણકે તેથી ભગવાન પ્રસન્ન થતા નથી. તે જ્ઞાન આપનામાં ઓછું છે, એમ મારી માન્યતા છે. [૮] ગમે એવું સુંદર-મધુર-રચનાવાળું વાક્ય હોય, પણ વિશ્વને પવિત્ર કરનારો શ્રીહરિનો યશ તેમાં ન હોય, તો તે કાકતીર્થ-એટલે કામી પુરૂષોને પ્રીતિનું સ્થાન મનાય છે. માનસરોવર ઉપર વસનારા હંસો, મનોહર કમળના વનનો નિવાસ તજીને, કાગડાને રમવાના સ્થળમાં રમતા નથી; તેમ સત્ત્વગુણ પ્રધાન પુરૂષો, મનોહર બ્રહ્મના ગુણારવિંદરૂપી વન તજીને, કામીના વિષય બગીચામાં કદિ રમતા નથી. (૧૦) વિગેરે-તાત્પર્ય-તમે શ્રીમદ્ ભાગવત તૈયાર કરો.

નારદજી પરમ વૈષ્ણવ છે. પરમ ભક્ત છે. પરમ કીર્તનકાર છે-પરમ ઉપદેશક પણ છે. પરમ ગુરૂ પણ છે. પ્રલ્હાદના ગુરૂ નારદ, ધ્રુવના ગુરૂ પણ નારદ. પ્રાચીન બર્હિરાજા અને પ્રચેતાઓના ગુરૂ પણ નારદ. દક્ષપ્રજાપતિના પુત્રોને સંસારમાંથી ખેંચી લઇ, પ્રભુ સન્મુખ કરાવનાર પણ નારદ. આ કૃત્ય માટે દક્ષપ્રજાપતિએ, નારદને શાપ આપ્યો હતો કે-"ભટકતાં ભટકતાં, તારૂં ક્યાંઈ ઠેકાણું પડશે નહિ." 'નારદપંચરાત્ર' આદિ ભક્તિમાર્ગના મૂળ ગ્રન્થો છે.

**શશંસ**—વિસ્તારપૂર્વક કહ્યું. તેમાં એવો ભાવ છે કે-'નંદાદિ ગોવાળો, તથા તેમની સ્ત્રીઓ, અને વસુદેવાદિ યાદવો તથા તેમની સ્ત્રીઓ દેવો છે, અને તેમણે અસુરોનો નાશ કરીને, પૃથ્વીનો ભાર ઉતારવો ધાર્યો છે.' એટલીજ વાત નારદે કંસને કહી નથી, તે ઉપરાંત એમ પણ કહ્યું જણાય છે કે-'હે કંસ ! તું પૂર્વે કાળનેમિ હતો. વિષ્ણુએ ત્યાં તને માર્યો હતો; અને અહિં પણ દેવકીને ગર્ભે અવતરીને, વિષ્ણુ તને મારવા ધારે છે.' આ બેઉ બાબતનું કથન ૬૨, ૬૩ અને ૬૪ મા શ્લોકોમાં નથી, પણ દેવકીને ગર્ભે અવતરીને વિષ્ણુ પોતાને મારવા ધારે છે, તે વાત કંસ પોતે ૬૫ મા શ્લોકમાં કહે છે, અને પોતે પૂર્વે કાળનેમિ નામનો અસુર હતો, અને ત્યાં વિષ્ણુએ તેને માર્યો હતો, તે વાત કંસ ૬૮ મા શ્લોકમાં કહે છે.] હવે આગળ વાત કરીએ.

નારદનો ઉપદેશ સાંભળી, કંસે શું કર્યું, તે સાંભળો—

**ऋषेर्विनिर्गमे कंसो, यदून्मत्वा सुरानिति ॥**
**देवक्या गर्भसंभूतं, विष्णुं च स्ववधं प्रति ॥ ६५ ॥**
**देवकीं वसुदेवं च, निगृह्य निगडैर्गृहे ॥**
**जातं जातमहन्पुत्रं, तयोरजनशंकया ॥ ६६ ॥**

---

૬૫-૬૬ પદચ્છેદ—**ऋषेः विनिर्गमे सति**-નારદ ગયા પછી. **कंसः यदून् सूरान् इति मत्वा**-કંસે યાદવોને દેવો માનીને. **च**-અને **स्ववधं प्रति**-પોતાને મારવા માટે **देवक्याः गर्भसंभूतं विष्णुं**-દેવકીના ગર્ભમાંથી ભગવાન્ ઉત્પન્ન થશે એવું માનીને **देवकीं वसुदेवं च**-દેવકી અને વસુદેવને **गृहे**-કારાગૃહમાં **निगडैः निगृह्य**-બેડી ઘાલીને (પછી). **तयोः जातम् जातम् पुत्रम्**-તેમને જેમ જેમ પુત્ર આવતા ગયા, તેમ તેમ તે પુત્રોને. **अजन-शंकया अहन्**-વિષ્ણુ છે એમ ધારી મારી નાંખ્યા.

**અર્થ—નારદના ગયા પછી, કંસે યાદવોને દેવો માનીને, અને પોતાને મારવા માટે, દેવકીના ગર્ભમાંથી વિષ્ણુ ઉત્પન્ન થશે, એવું માનીને, દેવકી અને વસુદેવને બેડી ઘાલી કારાગ્રહમાં કેદ કર્યા. પછી–તેમને જે જે પુત્ર અવતર્યા, તે તમામને–'વિષ્ણુ છે,' એમ શંકા કરીને, મારી નાંખ્યા.** [૬૫–૬૬]

૬૫–૬૬ વિવેચન—

'દેવકીના ગર્ભથી કંસનું મોત છે,' એમ આકાશ વાણીએ તો કહ્યું હતું; પણ તે વાત **નારદે** વધારે સ્પષ્ટ કરી. નારદે એમ પણ સૂચવ્યું જણાય છે કે–'રખે ગણત્રીમાં ફેર પડશે, તો આઠમો ગર્ભ બચી જશે, અને તે બચી ગએલો બાળક તેને મારશે, માટે તારે દેવકીના એક પણ બાળકને બચાવવો નહિં.' **'अजनशंकया'** શબ્દથી ઉપલી વાત સિદ્ધ થાય છે. **'અજન'** એટલે 'વિષ્ણુ'.

**जातम् जातम्**—કોઇ ટીકાકાર કહે છે. 'બાળક જન્મ્યો કે તુરત તેને કંસે માર્યો.' કોઇ કહે છે કે–'બાળકને મોટો થવા દઇને પછી કંસે માર્યો.' 'જન્મ્યો કે તુરત કંસે માર્યો,' એમ કહેવું એ વધારે સારૂં છે. કારણ કે 'દુધનો દાઝયો છાશથી બીહે'–મોતથી ડરી ગએલો કંસ, બાળકને વધારે વખત ટકવા દે નહિં.

શંકા—ક્ષત્રિઓના કુલાચાર પ્રમાણે, ૧૩ મે દિવસે નામ સંસ્કાર થાય, અને આપણે માનીએ કે–'જન્મ્યો કે તુરત બાળકને માર્યો.' તે કેમ બને? વસુદેવના પ્રથમ પુત્રનું નામ કીતિમન્ત હતું. ધાર્મિક સંસ્કાર તુરત કરાવી લઇને, પછી કંસ બાળકોને મારતો હોય, તો તે બનવા સંભવ છે. કંસ કેટલી ઉમરે બાળકોને મારતો હતો, તે સવાલ બહુ મુદ્દાનો નથી. માટે આવા તર્કવિતર્કમાં બહુ સમય ગાળવો નહિં. તેને બદલે બને તેટલાં કૃષ્ણનાં નામ લેવાં. બોલો શ્રી કૃષ્ણ બળદેવકી જય. વસુદેવના પ્રથમ છ પુત્રોનાં નામ–કીર્તિમાન, સુષેણ, ભદ્રસેન, ઋજુ, સમ્મર્દન અને ભદ્ર.

જે કંસ એક વખત વસુદેવ દેવકીની સેવામાં ઉભો હતો–રથ હાંકતો હતો, તે કંસે તેમને કેદ કર્યા? આવો સંબંધ? આવો સ્નેહ? જેને માટે લાંબા ટુંકા થઇએ, જેને પોતાનાં માનીએ, તે આવાં? તે સંબંધી શ્રીશુકદેવજી ખુલાસો કરે છે. ભાવથી સાંભળો—

**मातरं पितरं भ्रातॄन्, सर्वांश्च सुहृदस्तथा ॥**
**घ्नंति ह्यसुतृपो लुब्धा, राजानः प्रायशो भुवि ॥६७॥**

અર્થઃ—આ સંસારમાં પોતાની ઇંદ્રિયોને તૃપ્ત કરનારા લોભી રાજાઓ, ઘણું કરીને મા, બાપ, ભાઈઓ અને એવાં બીજાં સંબંધીઓને પણ હણે છે. [૬૭]

વિવેચન—**असुतृप्**—પ્રાણપોશક એટલે સ્વાર્થી. દુનિયા ભલે ખાડમાં પડે, પણ પોતાના સુખમાં જરા પણ હરકત ન આવવી જોઇએ, એવું જે ઇચ્છે, તે માણસ **असुतृप** કહેવાય છે. આવા માણસો અનાયાસે **लुब्धाः**–લોભી–હોય છે. આવા માણસોના લીસ્ટમાં ઔરંગઝેબનો નંબર

૬૭ પદચ્છેદ—**भुवि** આ સંસારમાં **असुतृपः**–પોતાની ઇંદ્રિયોને તૃપ્ત કરનારા **लुब्धाः**–લોભી. **राजानः**-રાજાઓ **प्रायशः**-ઘણું કરીને **मातरं पितरं भ्रातॄन्**-મા, બાપ, ભાઇઓને **सर्वान् सुहृदः तथा**-અને સર્વે સંબંધીઓને પણ **घ्नंति**-હણે છે.

પહેલો ગણાય છે. તે સિવાય બીજા ઘણા નાના મોટા રાજાઓ અને ધનવાનો **અસુતૃપ્તના** લીસ્ટમાં ઉભા રહે એવા છે. જ્યાં જ્યાં વૈભવ, મોજમજા, ધણીપણું, ત્યાં ત્યાં ખટપટ–અને ખટપટ પણ એટલે સુધી કે–લાગે પડે તો એક બીજાનો જીવ પણ લઇ લે. તેટલા માટે ડાહ્યા માણસો કહે છે કે–નિર્ધનની ઝુંપડીમાં જે આનંદ છે, જે નિર્ભયતા છે–તે આનંદ–તે નિર્ભયતા, ધનવાનોના મહેલમાં–રાજાઓના ભુવનમાં–નથી. જે આનંદ નિર્ધનની ઘેંશમાં છે, તે આનંદ ધનવાનોના કંસારમાં નથી. [ધનવાનને ઘેર કંસાર થયો કે હજારને ધોખા–રીસામણા અને મનામણા.] ઝુંપડીમાં મરવાની જે મજા છે, તે મજા મહેલમાં નથી. ઝુંપડીમાં ભલે દવાની સગવડ ઘણી ઓછી હોય; માથે બરફ મુકવાની અગર ગરમ પાણીનો શેક કરવાની રબ્બરની થેલીઓ ભલે ન હોય, પણ ત્યાં કોઇને એવી અપેક્ષા હોતી નથી કે–'આ મરે તો કુંચીનો લુમખો આપણા હાથમાં આવે, પછી આપણેજ શેઠ–પછી ઘરમાં આપણુંજ ધાર્યું થવાનું.'–વિગેરે. ગરીબના બાળકો એમ ઇચ્છે કે–બાપ બે વરસ જીવે તો સારૂં; અને ધનવાનના પુત્રો એમ ઇચ્છે કે–બાપા જલદીથી ચાલતા થાય, તો વઢતા મટે, અને તેજુરીની–સેફની–કુંચી આપણા હાથમાં આવે. [કેમ શેઠ ! આપનો અનુભવ શું કહે છે ? એમજને ?] બધે એવું હોતું નથી; પણ સોએ પંચાણું ટકા તો ખરૂંજ.

દૃષ્ટાંત—સંવત **૧૯૫૧** માં એક ગરીબે મુંબઇમાં આવીને, નાના પાયા પર વેપાર શરૂ કર્યો. વેપાર જામ્યો. ૧૯૬૦ માં દસ બાર લાખની મુડી થઇ. એક માળો લીધો; ઘાટકોપરમાં બંગલો લીધો. બાપની જાહોજલાલી દેખીને, મોટો પુત્ર તો ભણ્યોજ નહિ. નાનો પુત્ર અંગ્રેજી પાંચમું ધોરણ ભણીને ઉઠી ગયો. શેઠે તેમને ભણાવવા બહુ પ્રયત્ન કર્યો, પણ ફાવ્યા નહીં. એટલામાં શેઠની તબીયત બગડી. વિધવા આશ્રમો ખોલીને તેના ફંડમાં, બે ત્રણ લાખ રૂપૈયા આપવાની, શેઠને ઘણી હોંશ હતી. શરીર ઘણું અશક્ત થતાં સોલીસીટરને બોલાવી, બે લાખ રૂપૈયા વિધવા આશ્રમમાં આપવા જણાવ્યું. તે સાંભળી બેઉ પુત્રો ખીજાયા. તેમણે સોલીસીટરના દેખતાં પિતાને પૂછ્યું–'આપ બોલો છો, કે બકો છો ?'

પિતા—માંડમાંડ બોલી શક્યા–'બકતો નથી–ખરૂં કહું છઉં.'

મોટો પુત્ર—વકીલ સાહેબ ! મારા પિતા બે ભાન અવસ્થામાં છે. તેમનું કહ્યું કાંઈ માનશો નહીં.

તે સાંભળી પિતા ફરીવાર માંડ માંડ બોલ્યા–'ભાઇ હું બે ભાન નથી–સાવધ છઉં.'

મોટો પુત્ર—વકીલ સાહેબ ! જુઓ–છે–ઠેકાણું ? મારા પિતા ગાંડપણમાં બોલે છે. તમે તેમનું કાંઇ માનશો નહિં.

આ સાંભળીને ડોસો તો બળી મૂવો–પણ કરે શું ! શરીરમાં અશક્તિ ઘણી બોલી પણ શકાય નહિં. પણ મનમાં વિચાર કરે છે કે–'અહો ! પૈસા માટે મને ગાંડો ગણે છે. પણ હવે અત્યારે હું શું કરૂં ! અત્યારે તો મારા હાથ હેઠા પડયા.' આમ વિચાર કરે છે, ત્યાં સર્જન સાહેબ પધાર્યા. ખુરશી નાંખી તેમને ડોસાની સામે બેસાડ્યા. મોટો પુત્ર સોલીસીટરને લઇને, ત્યાંથી બીજા હોલમાં ગયો. નાનો પુત્ર પિતા પાસે ઉભો હતો. પિતા રોગ અને ચિંતાના ભારથી કરમાઇ ગયા હતા. અપૂર્ણ.

---

**નોંધ**—આ સાલના ત્રણ અંકો વસંત પ્રેસમાં છપાયા છે, અને ચોથા અંકથી ધી ડાયમન્ડ જ્યુબીલી પ્રેસમાં આ માસીક છપાય છે.

श्री सद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમ સ્કંધ પૂર્વાર્ધ.


તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.

પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ—ખજુરીની પોળ—અમદાવાદ.

પુસ્તક ૮ મું સંવત ૧૯૮૩ જેઠ માસ, અંક ૫ મો.


## દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય ૧ લો (ચાલુ)

( ગયા અંકના ૧૨૮ મા પાનાથી ચાલુ )

**અનુતૃપ્** નું વિવેચન ચાલે છે. તેમાં મુંબઇના એક ધનાઢ્યનું દૃષ્ટાંત આપ્યું છે. વિધવા આશ્રમ ખોલવા માટે બે લાખ રૂપૈયા આપવા શેઠ રાજી છે. મોટો પુત્ર ના પાડે છે. ત્યાં સર્જન પધારે છે. મોટો પુત્ર વીલ લખનાર સોલીસીટરને લઇને, બીજા હૉલમાં જાય છે. નાનો પુત્ર સર્જન આવ્યા, ત્યારે પિતાના પલંગ પાસે ઉભો છે, સર્જન સાથે શી વાતચીત થાય છે તે ભાવથી સાંભળો—

સર્જન—નાના પુત્રને પુછે છે-How he is? તેને કેમ છે?

નાનો પુત્ર—Why do you detain him? Let him die, if so you will get good reward. [ બાપની જીંદગીનો અંત આવી જાય, તો જલદીથી પોતાનો ભાગ પોતાના હાથમાં આવે, એવા ઇરાદાથી ] તેણે સર્જનને કહ્યું કે-'આપ તેને કાં ખોટી કરો ? તેને મરવા દો. આપ જો એમ કરશો, તો આપને કાંઈ ઇનામ આપવામાં આવશે.' [ પિતા અંગ્રેજી ભણ્યા નહોતા, તેથી આ વાત સમજ્યા નહિં. ]

સર્જન ઘણોજ પ્રમાણીક હતો. તેને ઇનામની દરકાર નહોતી. તેણે સારામાં સારી દવા ડોસાને આપી. ડોસાની તબીયત સુધરી. બોલવાની શક્તિ આવી. બીજે દિવસે સર્જન આવ્યો, ત્યારે ડોસાએ સર્જનનો સત્કાર કર્યો. સર્જન પણ રાજી થયો. તબીયત જોઇ દવા આપી. તે વખતે ડોસાના ઓરડામાં કોઇ નહોતું, તેનો લાભ લઇને, સર્જને જતી વખતે ડોસાને ચેતાવ્યો કે-'તમારો નાનો પુત્ર તમારા મોતની રાહ, આતુરતાપૂર્વક જુએ છે. માટે તે કાંઈ પણ દવા આપે, તો તમે ખાશો નહિં-ખાશો તો મુવા સમજજો.'

નાના પુત્રપર ડોસાને પ્રીતિ હતી; પણ સર્જનના શબ્દો સાંભળી ડોસો ચમકયો. ડોસાએ શ્રીઠાકોરજી સંભાર્યા. ડોસાએ ગરીબ વિધવાઓને, અને અનાથ બાળકોને સંભાર્યા; દસ બાર દિવસ સર્જનની દવા ચાલુ રહેતાં, ડોસાની તબીયત સુધરી. ગાડીમાં બેસીને બહાર હરવા ફરવા માંડયું. પોતાની મુડીની શી વ્યવસ્થા કરવી, તેનો તેણે પ્રથમ વિચાર કર્યો. સોલીસીટરની સલાહ લઈ, બેઉ પુત્રોને બે નાનાં ઘર લઇ આપ્યાં, અને પાંચ પાંચ હજારની રોકડ રકમ આપી વિદાય કર્યા. બાકીની મીલ્કત—(૧) વિધવાઓના આશ્રમ માટે, (૨) અનાથ બાળકોના આશ્રમ માટે, (૩) ગૌશાળામાં, અને (૪) સત્સંગભુવનોમાં વહેંચી દીધી.

આ પ્રમાણે બે પુત્રોના બાપ મટીને, ડોસા હજારોના બાપ થયા. શેરડીના સારા પાકથી, જેમ ખેતર શોભે, તેમ ધનની ઉત્તમ વ્યવસ્થાથી, ડોસાની વૃદ્ધાવસ્થા શોભવા લાગી. વિધવા આશ્રમની સુશીલ અને પવિત્ર બ્હેનો, અને બાળાશ્રમના બ્રહ્મચારીઓ, ડોસાની સેવા કરવા લાગ્યા. ગૌશાળાની ગાયો ડોસાને દુધ પાવા લાગી. સત્સંગભુવનના પરમહંસો, ડોસા પાસે બ્રહ્મચર્ચા કરવા લાગ્યા, અને ભક્તોએ ડોસાને હરિ ભજાવ્યા—ગોવિંદ ગવડાવ્યા. અંતકાળ વખતે ડોસો હસતો હસતો મરણાધીન થયો.

આ તો ગૃહસ્થના ઘરની વાત કરી. સાધુ સન્યાસીઓના મઠમાં પણ, જો લક્ષ્મીબાઇ પધાર્યાં હોય—મોટી ગદ્દી જમાવી હોય—છડી ચામર લટકતાં હોય—તો ત્યાં પણ સોએ પંચાણું ટકા આવાજ મામલા. ઘરબાર તજી બાવા થવું સહેલું, પણ બાવા થઇને, મુંબઇ હાઇકૉર્ટમાં કજીયા લડવાનું તજી દેવું અઘરૂં છે.

પરદારામાં રમનારો પુરૂષ—અને પરપુરૂષમાં રમનારી સ્ત્રી—પણ **अनृतृप्** ગણાય છે—વિશ્વાસ કરવા લાયક નહિં. અંગ્રેજી રાજની જાહોજલાલીમાં, **अनृतृप्** લોકોનો પાક સારો પાકયો છે. તે સંબંધમાં એક બીજું દૃષ્ટાંત કહું. ભાવથી સાંભળો—બોલો શ્રીદ્વારકાંધીશકી જય, હરહર મહાદેવ હર.

દૃષ્ટાંત—એક સ્ત્રીએ પોતાના ગુરૂ મહારાજ—સ્વામીજી—બાવાજી—ની સલાહથી, પોતાના ધણીને રીજવીને, ધણી પાસેથી પોતાને નામે ઘર લખાવી લીધું. સ્ત્રીને બાળગોપાળ હતું નહિં. તેથી પાછળથી સ્ત્રીને કોઈ સતાવે નહિં, એવા ભાવથી, ધણીએ સ્ત્રીને નામે ઘર ચડાવી દીધું. બાઇને નામે ઘર ચડાવ્યા પછી, ઘર બાઇનું થયું. બાવાજી આવતા જતા થયા. કોઇ કોઈવાર તો બાવાજી ત્યાંજ ખાય, પીએ, અને રાતવાસો પણ રહે. આ વાત ઘરધણીને ગમી નહિ. ઘરમાં બે પક્ષ થયા. એક પક્ષમાં ઘરધણી—શેઠ, અને બીજા પક્ષમા—ગુરૂમહારાજ અને તેમની ચેલી—શેઠાણી. [ બોલો ગુરૂ મહારાજકી જય—બોલો સ્વામીજી મહારાજકી જય. ] સ્ત્રીએ ધણીને ઘરમાંથી ચાલ્યા જવા નોટીસ આપી. ગુરૂચેલીએ એક થઇને, શેઠને ઘરબહાર કાઢયા. શેઠે આવીને કોરટને ઓટલે પોતાનો લબાચો મૂકયો. તે દેખીને કોરટના સિપાઇએ શેઠને પુછયું—"અહીં સામાન કેમ મૂકયો ?"

શેઠ—કાયદો.

સિપાઇ—કાયદો કોનો ?

શેઠ—કાયદો સરકારનો. બાપલીઆરે કાયદે મારી નાંખ્યા—કાયદે ખુવાર કર્યા, કાયદે ઘડપણમાં ઘર બહાર કાઢયા. હવે હું શું કરૂં રે—કાયદે મને વાયદે ચડાવ્યો.

શોરબકોર વધ્યો. લોકોને જોણું થયું. શેઠે કાયદાથી ગભરાઈને, કાયદાની પોક મૂકી. કાયદાની કાણુ સાંભળીને મેજીસ્ટ્રેટ પણ ચમક્યો. શેઠને અંદર બોલાવીને મેજીસ્ટ્રેટ કેસથી વાકેફ થયો. મેજીસ્ટ્રેટે બાવાજીને તથા સ્ત્રીને તુરત બોલાવ્યાં.

મેજીસ્ટ્રેટ-બાવાજીને પૂછે છે—કયા ધર્મના બાવા ?

બાવાજી—સનાતન ધર્મના.

મેજીસ્ટ્રેટ—આ શેઠને તમે શા આધારે ઘરમાંથી કાઢયા ?

બાવાજી—આપના કાયદાને આધારે.

મેજીસ્ટ્રેટ—જે મનુષ્ય પોતાના કાયદા પાળે નહીં, તેમને સરકારી કાયદાનો લાભ મળી શકે નહીં. તમે તમારા કાયદા પ્રમાણે વર્તો છો ?

બાવાજી—હાજી-દેખો-તીલક, કંઠી વિગેરે.

મેજીસ્ટ્રેટ—એક ચીંથરાની ઢીંગલીને સાધુ સન્યાસીથી અડકાય નહીં, તો તેની સાથે વાતચીત કરવી, અગર તેની સાથે રહેવું, તો કેમ બને ? તાત્પર્ય-તમે તમારા પોતાના કાયદા ઉપર પગ મૂકીને ચાલો છો.

મેજીસ્ટ્રેટ—સ્ત્રીને-તેં કેમ તારા ધણીને ઘર બહાર કાઢયા ?

સ્ત્રી—આપના કાયદાને આધારે.

મેજીસ્ટ્રેટ—તારો પોતાનો કાયદો તારે પાળવો નથી ? ધણીને તજીને પરપુરુષ સાથે તું કેમ રહી શકે ? એક વાઘરણ પણ આવું કરતી નથી.

ફેંસલો-જજમેન્ટ—"જે મનુષ્યો પોતાનો કાયદો તોડીને-મનુષ્યત્વ બગાડીને-પશુ બને છે, તેમને સરકારી કાયદાનો લાભ મળી શકતો નથી. માટે સદરહુ કેસમાં તમને બેઉને વરસ વરસ દિવસની સખત મજુરી સાથે કેદની શીક્ષા કરવામાં આવે છે, અને ઘરનો કબજો તેના ખરા માલીકને-શેઠને-સોંપવામાં આવે છે."

તાત્પર્ય—**અતુતૃપ્** મનુષ્ય વિશ્વાસપાત્ર નથી, માટે મુમુક્ષુએ તેવા થવું નહીં. **અતુતૃપ્** મટવા માટે મુમુક્ષુઓએ જ્ઞાન વૈરાગ્યનું બળ વધારવું જોઈએ.

હવે આગળ વધીએ. નારદે વિશેષમાં શું કહ્યું હતું ?—

**आत्मानमिह संजातं, जानन् प्राग्विष्णुना हतम् ॥**
**महासुरं कालनेमिं, यदुभिः स व्यरुध्यत ॥ ६८ ॥**

અર્થ—'હું પૂર્વે **કાળનેમિ** નામનો મોટો અસુર હતો, ત્યાં વિષ્ણુએ મને માર્યો હતો. મારો અહીં પુનર્જન્મ થયો છે,' એ પ્રમાણે પોતાને જાણીને,

---

૬૮ પદચ્છેદ—**प्राग् महासुरं कालनेमिं**-હું પૂર્વે કાળનેમિ નામનો મોટો અસુર હતો. **विष्णुना हतम्**-ત્યાં વિષ્ણુએ મને માર્યો હતો. **इह संजातं**-અહીં પુનર્જન્મ થયો છે. **इति**-એ પ્રમાણે **आत्मानं जानन्**-પોતાને જાણીને **सः यदुभिः व्यरुध्यत**-તેણે યાદવોની સાથે વિરોધ કર્યો,

તેણે યાદવોની સાથે વિરોધ કર્યો–[ યાદવોને પોતાના દુશ્મન માની, તે તેમને પીડવા લાગ્યો. ] [૬૮]

૬૮ વિવેચન—

પ્રભુ જેને હણે, તેને પુનર્જન્મ કેમ હોય ? કાળનેમિને પ્રભુએ મહાયુદ્ધમાં હણ્યો હતો, છતાં કંસરૂપે તેને પુનર્જન્મ કેમ થયો ?–તે પ્રશ્ન અનાયાસે થાય. તેનો ખુલાસો કરીએ—ભાવથી સાંભળો. હરણ્યકશિપુ અને હિરણ્યાક્ષનો ત્રણ અવતારે ઉદ્ધાર થયો હતો, તેમ કાળનેમિનો ઉદ્ધાર બે અવતારે થવાનો હશે, તેથી એમ બન્યું જણાય છે. વળી પ્રભુ સ્વતંત્ર છે, તેને ક્રીડા કરવાની ઇચ્છા થઇ, ત્યારે જેમ દેવોને આજ્ઞા કરી, તેમ જેનાં પાપકર્મ ઘણાં હતાં, એવા કાળનેમિને પુનર્જન્મ લેવાની આજ્ઞા થઈ. કાળનેમિને પોતાના છ પુત્રો મારવા બાકી હતા, તે કામ તેણે કંસના દેહમાં આવ્યા પછી કર્યું.

યાદવોની સાથે કંસે વિરોધ કર્યો–જ્યાં વિરોધ થાય, ત્યાં પાપ વધે, અને પુણ્ય ક્ષીણ થાય. પાપ વધે અને પુણ્ય ક્ષીણ થાય, ત્યારેજ અસુરનો નાશ થાય.

યાદવો સાથે વિરોધ કર્યા પછી, કંસે બીજું કયું પાપકર્મ કર્યું, તે હવે સાંભળો.

**उग्रसेनं च पितरं, यदुभोजांधकाधिपम् ॥**
**स्वयं निगृह्य बुभुजे, शूरसेनान्महाबलः ॥ ६९ ॥**

અર્થ—પોતાના પિતા **ઉગ્રસેન** કે જે યદુ, ભોજ અને અંધક કુળના અધિપતિ હતા–મોટેરા હતા–રાજા હતા, તેમને કેદ કરીને, બળવાન કંસ શૂરસેન દેશનું રાજ કરવા લાગ્યો. એટલે–બળવાન કંસે, રાજની લગામ, પોતાના પિતાના હાથમાંથી ઝુંટવી લીધી. [૬૯]

૬૯ વિવેચન—

ઉગ્રસેનને કેદ કરીને પોતે રાજા થયો. જ્યાં સુધી રાજ સત્તા પોતાના હાથમાં ન આવે, ત્યાં સુધી ધાર્યું કામ થાય નહિં. આરંગજેબે પણ એટલાજ માટે શાહજહાનને પ્રથમ કેદ કરીને, પોતે રાજા થયો હતો. આ કાર્ય પણ પ્રભુ પ્રેરણાથી થયું. પૂર્ણ રીતે પાપ કર્મમાં ખીલ્યા વિના, અપરાધનું લીસ્ટ પુરૂં થાય નહિં. ગુન્હેગાર ગણાય નહિં, ત્યાં સુધી તેને શીક્ષા પણ થાય નહિ.

ઇતિ શ્રીમન્ મહાપુરાણે ભાગવત દશમસ્કંધ પૂર્વાર્ધનો પ્રથમ અધ્યાય સંપૂર્ણ. બોલીએ હરિ. બોલો શ્રીકૃષ્ણબળદેવકી જય. જે કાંઇ વિવેચત કર્યું છે, તે શ્રીહરિની દયાથી, અને આપ સૌ હરિજનોના ભાવથી. લી. રામશંકર મોનજીના ઘણા હેતથી જયશ્રીકૃષ્ણ.

---

૬૯ પદચ્છેદ—**यदुभोजांधकाधिपम् पितरं उग्रसेनं**–યદુ, ભોજ અને અંધક કુળના અધિપતિ પોતાના પિતા ઉગ્રસેનને **निगृह्य**-કેદ કરીને **स्वयं महाबलः**–મહા બળવાન્ કંસે પોતે. **शूरसेनान् बुभुजे**–શૂરસેનાદિ દેશો ઉપર રાજ કરવા માંડયું.

# દશમ સ્કંધ પૂર્વાર્ધ. અધ્યાય બીજો.

## મંગળાચરણ.

રાગ-સ્રગધરાવૃત્ત.

अर्थेभ्योऽनर्थजातं, भवति तनुभृतां, यौवनादिष्ववश्यं ।
पित्राद्यैरर्जितेभ्योऽ-नुपकृतिमतिभिः, स्वात्मना वर्जितेभ्यः ॥
यस्माद्दुःखाकरेभ्यम्-तमनुस्मर सदा, भद्र लक्ष्मीविलासं ।
गोपालं गोपकान्ता-कुचकलशतटी-कुंकुमासंगरंगम् ॥५४॥

[ વિજ્ઞાનશતક ]

અર્થ—પિતા, દાદા વિગેરેએ પ્રાપ્ત કરેલું અગર પોતે જાતે પ્રાપ્ત કરેલું દ્રવ્ય, જો પરોપકારમાં ન વપરાય, તો તે ધન દુઃખની મોટી ખાણરૂપ છે. દુઃખની ખાણરૂપ ધનથી પુરૂષોને યૌવનમાં અવશ્ય દુઃખ થાય છે-નરક તરફ ધસડી જવાય છે. માટે હે ભાઇ! [ પરોપકારમાં ન વાપરી શકાય એવી લક્ષ્મીનો આનંદ તજીને, ] લક્ષ્મીના પતિ, ગાયોના ગોવાળ, ગોપીઓના હૃદયકલશ સાથે આલિંગન કરતાં, લાગી ગએલ કેસરવડે રંગાએલા શ્રીકૃષ્ણની તું સદા સેવા કર. [૫૪]

## અધ્યાય બીજો.

[ આ બીજા અધ્યાયમાં, કંસનો કેર, દેવકીના ગર્ભમાં પ્રભુનું પ્રાગટ્ય, બ્રહ્માદિદેવોની પ્રભુને પ્રાર્થના, અને દેવકીને સાંત્વના-તે કથા કહેવામાં આવશે. ]

પ્રથમના સાડાત્રણ શ્લોકમાં અસુરોના નામ અને યાદવોના દુઃખની વાત છે.

श्रीशुक उवाच—

प्रलंबबकचाणूर-तृणावर्तमहाशनैः ॥
मुष्टिकारिष्टद्विविद-पूतनाकेशिधेनुकैः ॥१॥
अन्यैश्चासुरभूपालैर्-बाणभौमादिभिर्युतः ॥
यदूनां कदनं चक्रे, बली मागधसंश्रयः ॥२॥

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-પ્રલંબાસુર, બકાસુર, ચાણુરમલ્લ, તૃણાવર્ત, પૂતના, અઘાસુર, મુષ્ટિકમલ્લ, અરિષ્ટાસુર, દ્વિવિદવાનર, કેશિદૈત્ય, ધેનકાસુર, અને બીજા બાણાસુર નરકાસુર આદિ દૈત્યોના રાજાઓની સહાયથી બળવાન બનેલો કંસ, યાદવોને પીડવા લાગ્યો. કંસને જરાસંધનો મોટો આશ્રય હતો. [૧-૨]

---

૧-૨ પદચ્છેદ—**प्रलंबबकचाणूराः**-પ્રલંબાસુર, બકાસુર ચાણૂરમલ્લ. **तृणावर्तमहाशनौः**-તૃણાવર્ત અને અઘાસુર. **मुष्टिकारिष्टद्विविदाः**-મુષ્ટિકમલ્લ, અરિષ્ટાસુર, દ્વિવિદ વાનર **पूतनाकेशिधेनुकाः**-પુતના, કેશી દૈત્ય અને ધેનુકાસુર. **तैः**-તેઓથી **च**-અને **बाणभौमादिभिः**-બાણાસુર અને નરકાસુર **अन्यैः असुरभूपालैः युतः च**-અને બીજા અસુર રાજાઓથી યુક્ત-એટલે-બીજા અસુર રાજાઓની સહાયતાથી **बली**-બળવાન થએલો કંસ **मगधा-**

૧-૨ વિવેચન—

પ્રલંબાસુર અસુર સ્વરૂપે હતો. અધ્યાત્મ દૃષ્ટિથી પ્રલંબ એટલે 'લોભ'-કારણકે લોભ બહુ લાંબો હોય છે, તેનો અંત આવે નહિં. બકાસુર બગલારૂપે હતો. તે દંભનું સ્વરૂપ છે. ચાણૂર દૈત્ય અને મુષ્ટિક મનુષ્યરૂપે હતો. તૃણાવર્ત વંટોળીયા રૂપે હતો. **अरिष्टासुर** બળદ રૂપે હતો. **द्विविद** વાનરરૂપે હતો. **पूतना** રાક્ષસીરૂપે હતી. **केशी** ઘોડારૂપે હતો. **धेनुक** ગર્દભરૂપે હતો-ગધેડારૂપે હતો.

મહાશન-એટલે અઘાસુર. અઘાસુર નામનો રાક્ષસ બહુ ખાનારો હતો. કોઈકોઈ ટીકાકાર '**महाशन**' શબ્દને **प्रलंबः**, **बकः**, **चाणूरः** અને **तृणावर्तः** નું વિશેષણ ગણીને, કહે છે કે-'આ ચારે અસુરો બહુ ખાનારા હતા.' આગળ (૧૨) મા અધ્યાયમાં કહે છે કે-'શ્રી કૃષ્ણે 'અઘાસુરનો નાશ કર્યો.' 'આ અઘાસુર કયો?' તેટલોજ વિચાર કરીએ, તો ખાત્રી થાય કે-**महाशन**-વિશેષણ નથી-પણ **महाशन** તેજ **अघासुर** છે.

**अन्यैः असुरभूपालैः**-ઉપર જણાવ્યા તે સિવાયના બીજા અસુરો રાજા હતા, તેઓ પણ કંસના પક્ષમાં હતા. **बाणः**-બાણાસુર. **भौमः**-ભૌમાસુર.

**बली**—બળવાન્, સમર્થ. તે કંસનું વિશેષણ છે. **बली** શબ્દમાં '**ली**' છે તેને હ્રસ્વ કરીને, '**मागधसंश्रयः**' શબ્દ સાથે જોડીને, '**बलिमागधसंश्रयः**' એવો પાઠ કેટલાએક માને છે. પણ તેમ માનવા જતાં 'બલિ' નામનો કોઈ રાજા ઉપજાવવો પડશે; અથવા મગધ-દેશનો રાજા જરાસંધ, જે કંસથી દિગ્વિજયમાં હાર્યો હતો, તેને બળવાન્ ગણવો પડશે. માટે આવા ગુંચવાડામાં ન પડતાં, '**बली**' શબ્દને કંસનું વિશેષણ રાખવું. શ્રીધરીટીકાવાળા ભાગવતમાં **बली मे** કંસનું વિશેષણ લીધું છે.

જરાસંધ કોણ?—કુરૂ રાજાના વંશમાં **સુધનુ**, સુધનુના વંશમાં **બૃહદ્રથ**. તે ચેદિ દેશનો રાજા હતો. તેનો પુત્ર **જરાસંધ**. જરાસંધ મગધ દેશનો રાજા હતો, માટે આ શ્લોકમાં તેને **मागधः** કહ્યો છે. બૃહદ્રથ રાજાની સ્ત્રીને બે ફાડીયાં જન્મ્યાં હતાં. સ્ત્રીએ તે બે ફાડીયાંને ફેંકી દીધાં. જરા નામની રાક્ષસીએ રમતાં રમતાં 'જીવ-જીવ' એમ કહીને, તે બે ફાડીયાં સાંધતાં, જરાસંધ નામનો પુત્ર થયો. [શ્રીમદ્ ભાગ. સ્કંધ. ૯-૨૨] પાંડુપુત્ર ભીમસેને તેને દ્વંદ્વયુદ્ધમાં માર્યો હતો. [ જરાસંધના મરણ સંબંધી કથા મહાભારતમાં છે. ]

કંસથી પીડાતા યાદવો કયાં નાસી ગયા? તે વાત હવે કહે છે.

**ते पीडिता निविविशुः, कुरुपाञ्चालकेकयान् ॥**
**शाल्वान्विदर्भान्निषधान्-विदेहान्कोसलानपि ॥३॥**
**एके तमनुरुन्धाना, ज्ञातयः पर्युपासते ॥**

---

**नाम् राजा इति मागधः तस्य संश्रयः यस्य सः इति मागधसंश्रय**-જરાસંધનો જેને આશ્રય હતો તે કંસે **यदूनां कदनं चक्रे**-યાદવોને પીડવા માંડયું.

૩ પદચ્છેદ- **ते पीडिताः**-કંસથી પીડાતા યાદવો. **कुरुपाञ्चालकेकयान्**-કુરૂ પાંચાળ કેકયદેશ. **शाल्वान् विदर्भान् निषधान् विदेहान् कोसलान् अपि**-શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ, અને કોસલ દેશમાં પણ **निविविशुः**-જતા રહ્યા. **एके ज्ञातयः**-કેટલાએક -જ્ઞાતિ બંધુઓ: **तम्**-કંસને **अनुरुंधते इति अनुरुंधानाः**-અનુસરીને **पर्युपासते**-કંસની સેવા કરતા હતા.

અર્થઃ—ઉપર પ્રમાણે પીડા પામેલા યાદવો કુરૂ, પાંચાલ, કેકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ અને કોસલ દેશમાં નાસી ગયા. [૩] કેટલાએક યાદવો કંસને અનુસરીને, કંસની સેવા કરવા લાગ્યા. કંસની નોકરીમાં રહ્યા.

૩ વિવેચન—

**કરૂદેશ**—હસ્તિનાપુર તથા તેની આસપાસનો મુલક તે કરૂદેશ. **પાંચાલ**-પંજાબ દેશ, કંપિલાદિ દેશ. **કકય**-ચિત્રકૂટ વિગેરે પ્રદેશ. **શાલ્વ**-સિંધની ઉપરનો પશ્ચિમ દેશ. **નિષધ**-ઉત્તરમાં. **વિદર્ભ**-દક્ષીણ દેશ. **વિદેહ**-ઉત્તરમાં મિથીલાપુરીની આસપાસનો દેશ. **કોસલ**-અયોધ્યા દેશ.

ઉપર જણાવેલા દેશોમાં યાદવો કંસના ભયથી નાસી ગયા. ચોથા શ્લોકમાં કહે છે કે–જેઓ મથુરા નગરી છોડી ન શકયા, તેઓ કંસની નોકરીમાં રહી દિવસ ગાળવા લાગ્યા.

**यस्य यस्य हि यो भावस्-तेन तेन हि तं नरं ॥**
**अनुप्रविश्य मेधावी, क्षिप्रमात्मवशे नयेत् ॥** [સ્મૃતિ]

જેને જે મળતું હોય તેમ કરીને, તેને વશ કરવા, એ ડાહ્યા પુરૂષની કળા છે.

હવે દેવકીના ૭ ગર્ભ માર્યા પછી શું થયું, તે કહે છે,

**हतेषु षट्सु बालेषु, देवक्या औग्रसेनिना ॥४॥**
**सप्तमो वैष्णवं धाम, यमनन्तं प्रचक्षते ॥**
**गर्भो बभूव देवक्या, हर्षशोकविवर्धनः ॥५॥**

અર્થઃ–દેવકીના છ પુત્રોને કંસે મારી નાંખ્યા પછી, વિષ્ણુના અંશ રૂપ શેષનાગ કે જેને અનંત કહેવામાં આવે છે, તે દેવકીના હર્ષ શોકને વધારનારા સાતમા ગર્ભ રૂપે આવ્યા. [૪–૫]

૪ વિવેચન—

ચોથા શ્લોકનો બીજો ભાગ દેવકીના દુઃખના વર્ણનની શરૂઆત કરે છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇએ, તો દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિનો ઝઘડો ઉભો થયો.

દેવકીના પ્રથમના છ બાળકો–તે કાળનેમિના પુત્રો હતા, અને યોગમાયાએ તેમને દેવકીના ગર્ભમાં મૂકયા હતા, તે વાત આગળ ૯૭ મે પાને કહી છે. હિરણ્યકશિપુથી શાપિત થએલા આ છ બાળકો કંસને હાથે મરણ પામ્યા.

પાંચમા શ્લોકમાં બળદેવજીનું ગર્ભે આવવું તે કથા છે.

---

૪–૫ પદચ્છેદ— **देवक्याः षट्सु बालेषु औग्रसेनिना हतेषु**-દેવકીના છ બાળકોને કંસે મારી નાંખ્યા પછી. **[उग्रसेनस्य अपत्यं पुमान् औग्रसेनिः तेन] [ हर्षश्च शोकश्च हर्षशोकौ तयोः विवर्धनः] यम्** જેને **वैष्णवं धाम अनंतं**-વિષ્ણુના અંશરૂપ શેષનાગ કે જેને અનંત **प्रचक्षते**-કહેવાય છે, **देवक्याः हर्षशोकविवर्धनः**-દેવકીના હર્ષ શોકને વધારનારા **सप्तमः गर्भः बभूव**-સાતમા ગર્ભ રૂપે આવ્યા.

૫ વિવેચન—

**वैष्णवं धाम**—વિષ્ણુનું ધામ (સ્થાન). પ્રભુ શેષનારાયણ ઉપર શયા કરે છે. માટે શેષનારાયણ પ્રભુનું સ્થાન છે. શેષનારાયણનું બીજું નામ **अनंत** છે. તે **બળભદ્ર** રૂપે અવતાર લેવા માટે, દેવકીજીના ઉદરમાં સાતમા ગર્ભરૂપે પધાર્યા.

**हर्षशोकविवर्धनः**—શેષ નારાયણ ઘણા પ્રભાવવાળા હોવાથી, ગર્ભ ધારણ થતાં દેવકીજીને આનંદ થયો; 'તેને કંસ મારી નાંખશે,' એવા ભયથી, દેવકીજીને શોક પણ થયો.

છઠ્ઠા શ્લોકમાં પ્રભુ યોગમાયાને આજ્ઞા કરે છે.

**भगवानपि विश्वात्मा, विदित्वा कंसजं भयम् ॥**
**यदूनां निजनाथानां, योगमायां समादिशत् ॥६॥**

**અર્થઃ—પોતે જેના નાથ છે એવા યાદવોને, કંસથી ઉત્પન્ન થએલું દુઃખ જાણીને, વિશ્વના આત્મા ભગવાને પણ, યોગમાયાને [નીચે પ્રમાણે] આજ્ઞા કરી. [૬]**

૬ વિવેચન—

જેમ રાજાને રાજની ફીકર, તેમ પ્રભુને પ્રાણી માત્રની ફીકર. દેવકીજીના ગર્ભમાં આવેલા બળભદ્રને, કેવી રીતે બચાવવા, તેની ગોઠવણ પ્રભુએ કરવા માંડી.

**भगवान्**—ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય એ છ ગુણો જેનામાં હોય, તે ભગવાન્ કહેવાય છે. **'विश्वात्मा'** ભગવાન્ શબ્દનું વિશેષણ છે, તે ભગવાનનું વ્યાપકપણું સૂચવે છે-અંતર્યામિપણું સૂચવે છે. તેથી દેવકીના ઉદરમાં ગર્ભ આવ્યો, તે વાત પ્રભુએ જાણી, તથા તે ગર્ભને કંસનો ભય છે, તે વાત પણ પ્રભુએ જાણી. તે ભયને દૂર કરવા માટે—

**योगमायां समादिशत्**—યોગમાયાને આજ્ઞા કરી. યોગમાયા સંબંધી આગળ (૮૫) મે પાને વિવેચન છે [ન વાંચ્યું હોય તો ખાસ વાંચજો.] યોગમાયા પ્રભુનું હથીયાર છે-પ્રભુની એજન્સી છે.

**यदूनां निजनाथामां**—ભગવાન્ પોતેજ તે યાદવોના નાથ છે. **'પોતાનું'** અને **'પારકું'** આ બે શબ્દો આખા સંસારચક્રને ચલાવી રહ્યા છે. એક સ્ત્રી જ્યારે પતિની થાય છે, ત્યારે પતિ તેણીને પેટીની કુંચી પણ સોંપે છે. એક પુરૂષ જ્યારે સ્ત્રીનો થાય છે, ત્યારે સ્ત્રી તેને તન, મન અને ધનથી ચાહે છે. એક ગુમાસ્તો શેઠનો થાય છે, ત્યારે શેઠ તેને આખી દુકાન સોંપે છે. એક શેઠ ગુમાસ્તાનો થાય છે, ત્યારે ગુમાસ્તો આઠે પહોર શેઠની ચાકરીમાં ખડો રહે છે. સ્ત્રી પતિની ન થાય, તો તેણીનો અવતાર છૂટી પડે છે; પુત્ર પિતાનો ન થાય, તો તેનું પુત્રપણું છૂટી પડે છે. ગુમાસ્તો શેઠનો ન થાય, તો તેની ગુમાસ્તી શુષ્ક જણાય છે. તેમ મનુષ્ય પરમાત્માનો ન થાય, તો તેનું મનુષ્યત્વ અફળ થાય છે. મનુષ્ય દેહમાં જીવ ન ચેતે, તો તેને અનેક અવતાર લેવા પડે છે-અનેક યોનિઓમાં ભટકવું પડે છે-ઘોડી-ગધેડી-

---

૬ પદચ્છેદ—**विश्वात्मा भगवान् अपि**-વિશ્વના આત્મા ભગવાને પણ **निजनाथानां यदूनां**-પોતે જેના નાથ છે એવા યાદવોને. **कंसजं भयम् विदित्वा**-કંસથી ઉત્પન્ન થએલું દુઃખ જાણીને. **योगमायां समादिशत्**-યોગ માયાને આજ્ઞા કરી.

કુતરી વિગેરે હલકી માતાનું સ્તનપાન કરવું પડે છે. માટે વ્હાલાં હરિજનો ! તમે શ્રીહરિના થવામાં આળસ કરશો નહિં. શ્રીઠાકોરજીનો આશરો લેવામાં પ્રમાદ કરશો નહિં. શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે—

**सर्वगुह्यतमं भूयः, शृणु मे परमं वचः ।**
**इष्टोऽसि मे दृढमिति, ततो वक्ष्यामि ते हितम् ॥६४॥**
**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ॥**
**मामेवैष्यसि सत्यं ते, प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥**
**सर्वधर्मान्परित्यज्य, मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः ॥६६॥** [ગીતા અ. ૧૮]

"ગુહ્યમાં ગુહ્ય—જે કાંઇ છે, તે ફરીથી સાંભળ, તું મને અત્યંત વ્હાલો હોવાથી, જેથી તારૂં હિત થાય, તે વાત, હું તને કહું-'મારામાંજ મન રાખ, મારોજ ભક્ત થા, મારૂંજ પૂજન કર; અને મનેજ નમસ્કાર કર.' તું મને વ્હાલો હોવાથી પ્રતિજ્ઞાપૂર્વક કહું છઉં કે-' એથી તું મનેજ પ્રાપ્ત કરીશ-મને પામીશ.' [૬૪-૬૫] માટે સર્વ ધર્મોનો ત્યાગ કરીને, મને એકનેજ શરણે થા. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. તે બાબતમાં તારે શોક (સંશય) કરવો નહિં. [૬૬]

[ અમને હરિજનો બહુ વ્હાલાં છે—હરિજનો સાથે ગોઠડી કરવી અમને બહુ ગમે છે—માટે સર્વ શાસ્ત્રનુ રહસ્ય આપને કહીએ છઇએ. ]

ગમે એવા નીચ હો—પાપી હો—સ્ત્રી હો કે પુરૂષ હો—સુખી હો કે દુઃખી હો—પણ પ્રભુના થજો. લ્યો એક પદ ગાઇએ—ભાવથી ઉપાડજો—

હાંરે—હરિ તમે મારા, ને હું તમારો—
જાણી પોતાનો મને તારોરે—હરિ તમે૦ ટેક.
વ્હાનું તમારૂં મારે શરણે રે લેજો.
અવગુણ નવ જોશો મારો રે—હરિ તમે૦
કામ ક્રોધ મારી કેડે પડયા છે;
કુડ કપટ મારાં ટાળો રે—હરિ તમે૦
મને તો વ્હાલું—હરિ નામ તમારૂં;
સંસાર લાગે બધો ખારોરે—હરિ તમે૦
મહેર કરીને મહારાજ પધારો;
અંત સમે એક દહાડો રે—હરિ તમે૦
દાસાનું દાસ કહે ગુરૂજી પતાપે—
આવ્યાં કારજ મારાં સારોરે—હરિ તમે૦

યોગ માયાને શી આજ્ઞા કરી, તે વાત હવે કહે છે. વસુદેવની સ્ત્રીઓ કયાં કયાં છે, તે વાત પણ કહે છે.

**गच्छ देवि व्रजं भद्रे, गोपगोभिरलंकृतम् ॥**
**रोहिणी वसुदेवस्य, भार्याऽऽस्ते नन्दगोकुले ॥**

**अन्याश्च कंससंविग्ना, विवरेषु वसंति हि ॥७॥**

**અર્થ—હે દેવિ ! ગોવાળીયાથી અને ગાયોથી શોભી રહેલા વ્રજમાં તું જા. વસુદેવની સ્ત્રી રોહિણીજી નંદના ગોકુળમાં છે. અને કંસના ત્રાસથી નાસી છૂટેલી વસુદેવની બીજી સ્ત્રીઓ, ગુપ્ત સ્થળોમાં વસે છે. [૭]**

૭ વિવેચન—

ભગવાને યોગ માયાને જે આજ્ઞા કરી, તેનું વર્ણન હવે શરૂ થાય છે.

**દેવિ** અને **भद्रे**–તે યોગ માયાના વિશેષણ છે. તે બે શબ્દો. એમ પણ સૂચવે છે કે–'હે દેવિ ! તું દેવોના લાભમાં રહેજે; અસુરોના લાભમાં રહીશ નહિં.'

**व्रजं**—'ગોવાળો અને ગાયોથી શોભતા વ્રજમાં, હે દેવિ તું જા.' અત્યારે પણ ભરવાડોના નેહમાં જે આનંદ છે, તે આનંદ નિર્દોષ છે. વ્રજનો મહિમા વૈકુંઠના મહિમા કરતાં, ભક્તોએ વધાર્યો છે.

**પદ.**

વ્રજ વ્હાલું રે વૈકુંઠ નહિં આવું (૨)
ત્યાં નંદકુંવર કયાંથી લાવુંરે—વ્રજ વહાલું રે૦
ત્યાં લલિત ત્રિભંગી નથી ગિરધારી; (૨)
સંગે સોહીએ રાધા પ્યારી. (૨)
એમને નિરખતાં આંખ ઠરે મારીરે—વ્રજ વહાલું રે૦
ત્યાં યમુના શ્રી ગિરિવર છેજ નહિં; (૨)
મારૂં મનજ સત્ય ઠરેજ નહિં. (૨)
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં રહેજ નહિંરે—વ્રજ વહાલું રે૦
ત્યાં શ્રી વૃંદાવન રાસ નહિં. (૨)
વ્રજ વનિતાની સંગે વિલ્લાસ નહિં. (૨)
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નહિંરે—વ્રજ વહાલું રે૦
વ્રજ વસવામાં શિવ સખી રૂપ થયા; (૨)
એ લીલા હરિજન જોઇ રહ્યા. (૨)
જેના ઓદ્ધવ સરિખા એક સખા થયારે—વ્રજ વહાલું રે૦
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવુંરે; (૨)
મને ન ગમે બ્રહ્મ સદન અડવુંરે. (૨)
ધિક્ ધિક્ એ સુખ પામીને પડવુંરે—વ્રજ વહાલું રે૦

જ્યાં એક રાજા રહેતો હોય, તે સ્થળનો ઠાઠ ઓર હોય; તો જ્યાં રાજાઓના રાજા–સાક્ષાત્ નારાયણ–આવીને વસ્યા હોય, તે સ્થળની શી વાત કરીએ ?

'કંસના ત્રાસથી વસુદેવજી સ્ત્રી રોહિણીજી નંદના ગોકુળમાં છે.' એવા સમાચાર

---

૭ પદચ્છેદ—**भो देवि–भो भद्रे**–હે દેવી. **गोपगोभिः अलंकृतं व्रजं गच्छ**–ગોવાળ અને ગાયોથી શોભી રહેલા વ્રજમાં તું જા–**वसुदेवस्य भार्या**–વસુદેવની સ્ત્રી **रोहिणी**–રોહિણી **नंदगोकुले आस्ते**–નંદના ગોકુલમાં રહે છે. **कंससंविग्नाः** કંસથી ત્રાસી ગએલી. **अन्याः च**–વસુદેવની બીજી સ્ત્રીઓ **हि**–પણ **विवरेषु वसन्ति**–ગુપ્ત સ્થળોમાં વસે છે.

પ્રભુએ યોગમાયાને આપ્યા. 'વસુદેવની બીજી સ્ત્રીઓ ગુપ્ત સ્થાનમાં સંતાઇને રહી છે.' તે પણ કહ્યું.

રોહિણી-વસુદેવની સ્ત્રી. અધ્યાત્મ દૃષ્ટિથી જોઇએ, તો જ્ઞાન વૈરાગ્યમાં જે આગળ વધી છે તે. બળભદ્ર એટલે આત્મસુખ છે. જ્ઞાન વૈરાગ્યમાં જે આગળ વધ્યું હોય, તેજ આત્મસુખને ધારણ કરી શકે. એમ પણ કહી દીધું.

દુઃખના ગર્ભમાં શું ?-સુખ. ત્યારે દુઃખથી કેમ કંટાળીએ ? જે બ્હેનો સગર્ભાવસ્થાનાં દુઃખ વેઠે-સુવાવડનાં દુઃખ વેઠે-તેજ બ્હેન બાળક રમાડવાનાં સુખ ભોગવે. જે પુરૂષ ઘરબારનો ત્યાગ કરી-કુટુંબ કબીલાનો ત્યાગ કરી-પરદેશ ખેડે, તે પુરૂષ દેશમાં આવે ત્યારે-પાઇ જુએ ત્યાં રૂપૈયો વાપરે. જે બાળક રાત દિવસનાં સુખ તજીને ભણે, તે મોટા થાય, ત્યારે મોટરમાં ફરે. તેમ જે મુમુક્ષુ સંસારનાં અનેક દુઃખ વેઠીને હરિ ભજે, તે રાજી થઇને મરે-તેને લેવા પ્રભુ સામે આવે.

નંદ—ગોકુળ ગામનો ખંડીયો રાજા, અધ્યાત્મ દૃષ્ટિથી-**नंदयति इति नंदः**-રાજી કરે તે નંદ.

**યશોદા**—નંદની સ્ત્રી. **यशो ददाति इति यशोदा.** સૌને યશ આપે-સૌનાં સારાં કર્મોજ તપાસે, તે યશોદા.

દેવકીના, ગર્ભમાંથી બળદેવને લઇને, રોહિણીના ગર્ભમાં મુકવાની આજ્ઞા કરે છે.

**देवक्या जठरे गर्भं, शेषाख्यं धाम मामकम् ॥**
**तत्संनिकृष्य रोहिण्या, उदरे संन्निवेशय ॥८॥**

અર્થઃ—હાલ દેવકીજીના ઉદરમાં, મારા અંશરૂપ શેષ નારાયણ ગર્ભ રૂપે આવ્યા છે. તે ગર્ભને ત્યાંથી ખેંચી લઈને, રોહિણીજીના ઉદરમાં દાખલ કર. [૮].

૮ વિવેચન—

**शेषाख्यं मामकम् धाम**-આગળ પાંચમા શ્લોકમાં સાતમા ગર્ભને **'वैष्णवं धाम'** કહ્યું છે. આ શ્લોકમાં પ્રભુ પોતે કહે છે કે 'શેષ નારાયણ નામનું તે મારૂં પોતાનું (શય્યા) સ્થાન છે.' ગર્ભનો મહિમા બતાવીને એમ સૂચવ્યું કે-'આ કોઇ સામાન્ય ગર્ભ નથી-આ સાતમો ગર્ભ મારી વિભૂતિ રૂપ છે. તેથી એક ઉદરમાંથી બીજા ઉદરમાં લઇ જતાં, તેનો નાશ થશે નહિ.'

'બળદેવને દેવકીના ઉદરમાંથી ખસેડયા પછી, દેવકીના ઉદરમાં હું આવીશ, અને તારે યશોદાના ગર્ભમાં આવવું' એમ હવે કહે છે.

**अथाहमंशभागेन, देवक्याः पुत्रतां शुभे ॥**
**प्राप्स्यामि त्वं यशोदायां, नन्दपत्न्यां भविष्यसि ॥९॥**

---

૮ પદચ્છેદ—**देवक्याः जठरे**-દેવકીના ઉદરમાં. **मामकम् धाम शेषाख्यं गर्भं**-મારાં અંશરૂપ શેષ નારાયણ ગર્ભ રૂપે આવ્યા છે. **तत्**-તે ગર્ભને. **संनिकृष्य**-ત્યાંથી ખેંચીને. **रोहिण्याः उदरे सन्निवेशय**-રોહિણીના ઉદરમાં દાખલ કર.

૯ પદચ્છેદ—**हे शुभे**-હે દેવિ-**अथ**-પછી. **अहं अंशभागेन**-હું સંપૂર્ણ રૂપથી **देवक्याः पुत्रतां प्राप्स्यामि**-દેવકીનો પુત્ર થઇશ. **त्वं**-અને તું. **नन्दपत्न्यां यशोदायां भविष्यसि**-તું નંદની સ્ત્રી યશોદાની પુત્રી થઇશ.

અર્થઃ—હે દેવિ ! પછી સંપૂર્ણ રૂપથી હું દેવકીનો પુત્ર થઇશ, અને તું નંદજીની સ્ત્રી યશોદાની પુત્રી થજે. [૯].

૯ વિવેચન—

**અથ**—૮ મા શ્લોકમાં કહ્યું તે પ્રમાણે કર્યા પછી-એટલે બલભદ્રને દેવકીના ગર્ભમાંથી ખસેડી રોહિણીજીના ઉદરમાં મૂકયા પછી.

**અંશભાગેન**—'અંશાવતારથી પ્રભુએ અવતાર લીધો', એવો અર્થ નહિં કરતાં, 'સકળ અંશોસહિત પરિપૂર્ણ અંશોસહિત-સકળ કળાઓ સહિત-પ્રભુએ આવતાર લીધો, એવો, અર્થ કરવો. કારણ કે-શ્રી કૃષ્ણનો પૂર્ણ પુરૂષોત્તમ અવતાર છે. જેને અનેક કામ કરવાનાં હોય, તેને અનેક કળાઓથી યુક્ત થવું જોઇએ. શ્રી કૃષ્ણાવતારમાં અનેક કામ કરવાનાં હતાં, તેથી પ્રભુ સમગ્ર કળાઓથી યુક્ત થઇને પધાર્યાં હતા. બળભદ્ર, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ વિગેરે અંશો સહિત પ્રભુ અવતર્યા, એમ કહેવામાં કાંઇ ખોટું નથી. પણ એમ કહેવાથી શ્રીકૃષ્ણમાં પોતામાં, કોઇપણ પ્રકારની ન્યૂનતા સમજવી નહિં.

**પુત્રતાં**—પુત્રપણું-પુત્ર ભાવ. દેવકીજી મારામાં પુત્ર ભાવ રાખશે.

યોગમાયાને અવતાર લેવાનું કારણ શું?-યોગમાયા યશોદાના ગર્ભમાં આવ્યાં, તેથીજ યશોદાને તથા યશોદાને જોનારા લોકોને મોહ થયો કે-ભગવાન યશોદાને પેટે અવતર્યા. યોગમાયાના જન્મથીજ, યશોદાના સ્તન દુધથી ભરાયા, જેનું પાન શ્રીકૃષ્ણે કર્યું.

**अर्चिष्यन्ति मनुष्यास्त्वां, सर्वकामवरेश्वरीम् ॥**
**धूपोपहारबलिभिः, सर्वकामवरप्रदाम् ॥१०॥**
**नामधेयानि कुर्वन्ति, स्थानानि च नरा भुवि ॥**
**दुर्गेति भद्रकालीति, विजया वैष्णवीति च ॥११॥**
**कुमुदा चण्डिका कृष्णा, माधवी कन्यकेति च ॥**
**माया नारायणीशानी, शारदेत्याम्बिकेति च ॥१२॥**

અર્થ—શ્રીભગવાને યોગમાયાને આગળ કહ્યું કે-'તું કે જે સકામ પુરૂષોની ઈશ્વરી છો, અને સઘળા વાંછિત ફળ આપનારી છો, તેને મનુષ્યો,

---

૧૦ પદચ્છેદ—**सर्वान् कामयन्ते इति सर्वकामाः तेषाम् वरा ईश्वरी ताम्-सर्वकामवरेश्वरीम्**-તું કે જે સકામ પુરૂષોની ઇશ્વરી છો તેને **सर्वान् कामवरान् प्रददाति इति सर्वकामवरप्रदा ताम् सर्वकामवरप्रदाम्**-સઘળા વાંછિતફળ આપનારી છો. **इति त्वां**-એવી જે તું તેને. **मनुष्याः**-મનુષ્યો. **धूपोपहारबलिभिः**-ધૂપ ઉપહાર અને બલિથી. **अर्चिष्यंति**-પુજશે.

૧૧-૧૨ પદચ્છેદ—**भुवि**-આ સંસારમાં. **नराः स्थानानि कुर्वन्ति**-લોકો તમારાં દેવમંદિરો બનાવશે. **च**-અને. **दुर्गा इति भद्रकाली इति**-દુર્ગા, ભદ્રકાલી, **विजया वैष्णवी इति**-વિજયા વૈષ્ણવી. **कुमुदा चंडिका कृष्णा माधवी**-કુમુદા, ચંડિકા, કૃષ્ણા, માધવી. **कन्यका इति च**-કન્યકા. **माया, नारायणी, ईशानी, शारदा इति अंबिका इति च**-માયા, નારાયણી, ઇશાની, શારદા, અંબિકા વિગેરે.

ધૂપ, ઉપહાર અને બલિદાનથી પૂજશે. [૧૦] શ્રીભગવાન આગળ કહે છે કે–હે યોગમાયા! આ સંસારમાં લોકો તમારાં દેવમંદિરો બનાવશે, અને દુર્ગા, ભદ્રકાળી, વિજયા, વૈષ્ણવી, કુમુદા, ચંડિકા, કૃષ્ણા, માધવી, કન્યકા, માયા, નારાયણી, ઈશાની, શારદા અને અંબિકા એવાં તારાં નામો પાડશે. [૧૧–૧૨]

૧૦–૧૧–૧૨ વિવેચન—

દેવી માર્ગ–દેવીપુરાણ, માર્કંડેય પુરાણ વિગેરે ગ્રન્થોમાં, દેવીનાં ચંડિકા, દુર્ગા વિગેરે નામો છે. તેનાં તેજ નામ શ્રીકૃષ્ણે અહીં આપ્યાં જણાય છે. કૃષ્ણાવતાર થયા પછી, દેવીનો મહિમા વધ્યો જણાય છે. દેવીનાં મંદિરોની સંખ્યા પણ, કૃષ્ણાવતાર થયા પછી, વધી જણાય છે. પાછળથી દેવી માર્ગ એટલો બધો વધી ગયો કે–તેમાંથી વામમાર્ગનો જન્મ થયો. દેવીને નામે મદિરામાંસનો ઉપયોગ છૂટથી થવા લાગ્યો. ગૌતમબુદ્ધે આ અંધકારનો ઘણા પ્રમાણમાં નાશ કર્યો. શ્રીશંકર સ્વામીએ તથા તે પછી થએલા આચાર્યોએ, દેવીમાર્ગની શુદ્ધિ કરી. 'ઉપહાર' એટલે ભેટ, અને 'બલિ' એટલે 'બલિદાન'. લૈકિક કામનાઓ સિદ્ધ કરવા માટે, ઘણા સકામ ભક્તો દેવીને ભજે છે. ઢેઢવાડા સુધી ખોડીયાર, મેલડી, કાળકા વિગેરે દેવીઓનાં મંદિરો જોવામાં આવે છે. જેમને પ્રભુમાં પ્રીતિ થાય–જેમને ધણી મળે–જેમને પ્રભુ સર્વસ્વ સમજાય–જેમને પ્રભુ સિવાય બીજી કોઇપણ પ્રકારની કામનાઓ ન હોય; તેમણે પ્રભુને તજીને જ્યાં ત્યાં મન જોડવું ઘટતું નથી. આટલુંજ બરાબર થાય, તો ઘણું છે, એમ સંતોષ રાખવો ઘટે છે.

દેવીનાં મુખ્ય સ્થાનો–દુર્ગા અને અન્નપૂર્ણા કાશીમાં. ભદ્રકાળી ઉજ્જનમાં. વિજયા (જગન્નાથજીવાળા) ઉત્કલ દેશમાં. વૈષ્ણવી કોલ્હાપુરમાં. [ વૈષ્ણવી તેજ મહાલક્ષ્મી ]. અંબિકા–આબુમાં. કન્યકા કન્યાકુમારી દેશમાં છે.

'**કુર્વન્તિ**'–એટલે 'કરેછે.' પણ આ ઠેકાણે તેનો અર્થ ભવિષ્યકાળ સૂચવે છે.

હવે બલભદ્રના નામો સંબંધી વાત કરે છે.

**गर्भसंकर्षणात्तं वै, प्राहुः संकर्षणं भुवि ॥**
**रामेति लोकरमणाद्–बलं बलवदुच्छ्रयात् ॥१३॥**

અર્થ—શ્રીભગવાન્ યોગમાયાને આગળ કહે છે કે–સાતમા ગર્ભને તું દેવકીના ગર્ભમાંથી ખેંચી લઇશ, તેથી પૃથ્વીમાં તે પુત્રનું નામ 'સંકર્ષણ' પડશે. તે જગતને રાજી કરશે, તેથી લોકો તેને '**રામ**' કહેશે. અત્યંત બળવાન લોકો તેને સેવશે, તેથી લોકો તેને '**બલ**' કહેશે. [૧૩]

---

૧૩ પદચ્છેદ—**गर्भसंकर्षणात्**–ગર્ભને ખેંચી લેવાથી. **भुवि**–આ સંસારમાં **तं वै**–તેને. **संकर्षणं प्राहुः**–લોકો 'સંકર્ષણ' કહેશે. **लोकरमणात्** લોકોને તે રાજી રાખશે તેથી. **रामः इति**–લોકો તેને રામ કહેશે. **बलवद्भिः उच्छ्रयते इति बलवदुच्छ्रयः तस्मात् बलवदुच्छ्रयात्**–બળવાનો પણ તેની સેવા કરશે–તેથી. **बलं**–લોકો તેને 'બલ' એવું નામ પણ આપશે.

૧૩ વિવેચન—

**संकर्षणात्-कर्षण** એટલે ખેંચવું. **संकर्षणं** એટલે સાવધાનતાપૂર્વક ખેંચવું. **संकर्षणात्**-સાવધાનતાપૂર્વક ( દેવકીના ગર્ભમાંથી ) ખેંચવાને લીધે.

**भुवि**—આ સંસારમાં.

**संकर्षणं प्राहुः**—લોકો બળભદ્રને સંકર્ષણ કહેશે.

**लोकरमणात्**—ભગવદીયજનને રમાડવા-રાજી કરવા, બલભદ્ર પધાર્યા છે, માટે તેમને લોકો **'રામ'** કહેશે. **'रामः इति'** અથવા **'रामं इति प्राहुः'** ને બદલે **रामेति શબ્દ** મૂકયો છે.

**बलवकुच्छ्रयात्**—અત્યંત બળવાન લોકો તેને સેવશે-અત્યંત બળવાન લોકો પણ તેનાથી ડરશે-માટે લોકો તેને 'બલભદ્ર' કહેશે.

**संदिष्टैवं भगवता, तथेत्योमिति तद्वचः ॥**
**प्रतिग्रह्य परिक्रम्य, गां गता तत्तथाऽकरोत् ॥१४॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-હે પરીક્ષિત! આ પ્રમાણે યોગમાયાને ભગવાનની આજ્ઞા થતાં, ઘણા આદરથી પ્રભુનાં વચનનો સ્વિકાર કરી, અને ભગવાનને પ્રદક્ષણા કરી, યોગમાયાએ પૃથ્વી ઉપર જઇને, તે પ્રમાણે કાર્ય કર્યું. [૧૪]

૧૪ વિવેચન—

'ૐ'-સામાના વચનનો આદરપૂર્વક સ્વિકાર સૂચવવો હોય, ત્યારે ૐ કહેવાની રીત છે. હિંદીભાષામાં 'ૐ' ને બદલે 'બ્હોત અચ્છા' કહેવામાં આવે છે. ગુજરાતી ભાષામાં 'બહુ સારૂં' કહેવામાં આવે છે. અંગ્રેજી ભાષામાં alright કહેવામાં આવે છે.

**परिक्रम्य**—પ્રદક્ષણા કરીને. પ્રદક્ષણા કરવી, એ ઘણાજ પૂજ્યભાવનું ચિન્હ છે.

દેવકીજીનો ગર્ભ ખેંચી લીધા પછી, લોકો શું બોલ્યા ? તે હવે કહે છે.

**गर्भे प्रणीते देवक्या, रोहिणीं योगनिद्रया ॥**
**अहो विस्रंसितो गर्भ, इति पौराः विचुक्रुशुः ॥ १५ ॥**

અર્થ—યોગમાયાએ યોગનિદ્રાની મદદથી દેવકીનો ગર્ભ ખેંચી, તે ગર્ભને

---

૧૪ પદચ્છેદ—**एवं भगवता संदिष्टा**-એ પ્રમાણે ભગવાનની આજ્ઞા થતાં. **तथा इति**-ઠીક ત્યારે. **ओम् इति आदरेण**-સત્કારપૂર્વક. **तद्वचः प्रतिगृह्य**-પ્રભુનાં વચનોનો સ્વિકાર કરીને. **परिक्रम्य**-ભગવાનને પ્રદક્ષણા કરીને. **गां गता**-પૃથ્વી ઉપર આવી, અને પછી. **तत् तथा अकरोत्**-તે પ્રમાણે કર્યું.

૧૫ પદચ્છેદ—**योगनिद्रया**-યોગનિદ્રાથી એ **देवक्याः गर्भे रोहिणीं प्रणीते**-દેવકીનો ગર્ભ રોહિણીમાં નાંખતાં **अहो गर्भः विस्रंसितः**-'અરે! દેવકીનો ગર્ભ સરી પડયો.' **इति पौराः विचुक्रुशुः**-એમ લોકો પોકાર કરવા લાગ્યા.

રોહિણીના ઉદરમાં નાંખતાં, 'અહો દેવકીનો ગર્ભ સરી પડયો,' એમ લોકોમાં બૂમ ઉઠી-જ્યાં ત્યાં લોકો એવી વાત કરવા લાગ્યા. [૧૫]

૧૫ વિવેચન-

**योगनिद्रा**—જેમ ક્લોરોફૉર્મ સુંઘાડયા પછી, કોઈ અવયવ કાપી શકાય, અગર જોડી શકાય, તેમ યોગનિદ્રાની મદદથી યોગમાયાએ દેવકીના ગર્ભમાંથી ગર્ભ ખેંચી લીધો, અને યોગનિદ્રાની મદદથી રોહિણીને બેભાન કરીને, તે ગર્ભ રોહિણીજીના ઉદરમાં મૂકયો.

**લોકોએ શું માન્યું?**—લોકોએ માન્યું કે કંસના ત્રાસથી દેવકીજીનો ગર્ભ સરી પડયો. રોહિણીજી પૂર્વે સગર્ભા હતાં, પણ તે ગર્ભ છોડરૂપે સૂકાઇ ગયો હતો. બળભદ્રને રોહિણીજીના ગર્ભમાં મૂકયા પછી, લોકોએ માન્યું કે-રોહિણીજીનો પૂર્વગર્ભ જે સૂકાયો હતો, તે કાંઇ પોષણ પામ્યો.

'**आचतुर्थाद्भवेत् स्रावः पातः पञ्चमषष्ठयो**' [યાજ્ઞવલ્કય] ચાર માસ સુધીમાં ગર્ભનો નાશ થાય, તો ગર્ભસ્ત્રાવ થયો ગણાય. પાંચમે અને છઠ્ઠે માસે ગર્ભપાત કહેવાય.

હવે પ્રભુ પધારે છે.

**भगवानपि विश्वात्मा, भक्तानामभयंकरः ॥**
**आविवेशांशभागेन, मन आनकदुंदुभेः ॥ १६ ॥**

અર્થ—ભક્તોને અભય કરનાર વિશ્વાત્મા ભગવાન પણ, પોતાના સંપૂર્ણ અંશથી, વસુદેવના મનમાં પેઠા-પધાર્યા. [૧૬]

૧૬ વિવેચન—

**भक्तानाम अभयं करोति इति भक्तानामभयंकरः**-ભક્તોને અભય કરનારા વિશ્વાત્મા ભગવાન.

**आनकदुंदुभेः मनः**—વસુદેવના મનમાં.

**अंशभागेन**—આ શબ્દ આગળ નવમા શ્લોકમાં છે. **अंशैः सर्वान् भजते-अधितिष्ठति इति अंशभागः तेन इति परिपूर्णरूपेण**-સંપૂર્ણ સત્તાથી-એટલે સોળે કળાથી. **अंशभागेन** એટલે **देवत्वेन. 'स आत्मा अङ्गान्यन्या देवता ॥'** [શ્રુતિ] 'આત્મા મુખ્ય છે અને બીજા દેવો તેનાં અંગો છે.'

**आनकदुंदुभेः मन अंशभागेन आविवेश**—વસુદેવના મનમાં સંપૂર્ણ કળાથી પ્રભુએ પ્રવેશ કર્યો. અન્નદ્વારા વીર્ય, અને વીર્યદ્વારા પ્રજાની ઉત્પત્તિ થાય, એ સામાન્ય ધર્મ છે. આ સામાન્ય ધર્મ પ્રભુને લાગુ પડતો નથી, તેનું આ સૂચન છે. નૃસિંહ અવતાર, હંસાવતાર, મત્સ્યાવતાર વિગેરે અવતારોમાં જ્યાં પ્રભુના માતાપિતા નથી, ત્યાં આવા સ્પષ્ટિકરણની જરૂર નથી, પણ જ્યાં પ્રભુ અમુકના લાલાજી બન્યા છે, ત્યાં ખાસ જાણવું ઘટે છે કે-'**પ્રભુની ઉત્પત્તિ વીર્યથી નથી.**' વસુદેવે ધ્યાનના બળથી પ્રભુને મનમાં ધારણ કર્યા. એટલે જેમ લોઢાનો ગોળો અગ્નિમાં તપતાં, લોઢાના ગોળામાં અગ્નિ આવિર્ભાવ પામે, તેમ વસુદેવમાં પ્રભુ

૧૬ પદચ્છેદ—**भक्तानां अभयंकरः**-ભક્તોને અભય કરનાર **विश्वात्मा भगवान अपि**-વિશ્વાત્મા ભગવાન્ પણ **अंशैः भजते इति अंशभागः तेन**-સર્વના ઉપર સત્તા ચલાવનાર-સંપૂર્ણ રૂપથી **आनकदुंदुभेः मनः**-વસુદેવના મનમાં. **आविवेश**-પેઠા-પધાર્યા.

આવિર્ભાવ પામ્યા—આવેશરૂપે આવ્યા. દેવકીને પેટે અવતાર લેવા, પ્રભુએ દેવકીના મનમાં આવવું જોઇએ. તેમ ન કરતાં પ્રભુ વસુદેવના મનમાં કેમ આવ્યા? તેનો ખુલાસો એ છે કે—વસુદેવ આનકદુંદુભિ—મહાભાગ્યવાન—હતા. શુદ્ધ અંતઃકરણ રૂપે હતા.

પ્રભુ આવેશરૂપે આવ્યા પછી, વસુદેવની કેવી સ્થિતિ થઇ, તે હવે કહે છે.

**स बिभ्रत्पौरुषं धाम, भ्राजमानो यथा रविः ॥**
**दुरासदोऽतिदुर्धर्षो, भूतानां संबभूव ह ॥ १७ ॥**

અર્થ—ભગવાનની શ્રીમૂર્તિને ધારણ કરનારા વસુદેવ સૂર્યની પેઠે શોભતા હતા. તેજના અંબારને લીધે કોઈ તેની પાસે જઈ શકતું નહિ. તે અતિ ઉગ્ર પણ દેખાતા હતા. [૧૭]

૧૭ વિવેચન—**पौरुषं धाम**—પરમાત્માનું તેજ—પ્રભા.

વસુદેવની કાંતિ સૂર્ય સમાન થઇ. વસુદેવનું ગાંભીર્ય, એકદમ તેની પાસે કોઇ ન જઇ શકે એવું બન્યું. **ह**—શબ્દ આ કાર્યની **સફલતા સૂચવે** છે. ગર્ભાધાન થયા પછી, સ્ત્રી અગર ગમે તે માદા, પ્રસન્ન અને પ્રફુલ્લ જણાય છે. એ પૈસાનો લાભ થયા પછી, ગમે તે પુરૂષ પ્રસન્ન અને પ્રફુલ્લ જણાય છે. એક જીવન્મુક્ત પુરૂષની પ્રસન્નતા અને પ્રફુલ્લતા ઉંચા પ્રકારની હોય છે ત્યારે જે હૃદયમાં નારાયણ પ્રાદુર્ભાવ પામ્યા હોય, ત્યાં પ્રસન્નતા અને પ્રફુલ્લતા ઉભરાય, તેમાં શી નવાઈ! વસુદેવજીની આવી સ્થિતિ હતી.

પ્રાપ્ત થએલો ભગવદાવેશ, વસુદેવજી દેવકીજીને આપે છે; તે વાત હવે કહે છે—

**ततो जगन्मङ्गलमच्युतांशं, समाहितं शूरसुतेन देवी ॥**
**दधार सर्वात्मकमात्मभूतं, काष्ठा यथाऽऽनंदकरं मनस्तः ॥ १८ ॥**

અર્થ—પછી જગતમાં મંગલકારી, પરિપૂર્ણ શક્તિવાળા, સર્વના આત્મા જે દેવકીજીમાં પ્રથમથીજ હતા, તેમને વસુદેવે દેવકીજીમાં ધારણ કર્યા. પૂર્વદિશા જેમ આનંદકારી ચંદ્રને ધારણ કરે, તેમ દેવકીજીએ પ્રભુને મનથીજ ધારણ કર્યા. [૧૮]

---

૧૭ પદચ્છેદ—**पौरुषं धाम बिभ्रत् सः**—ભગવાનની શ્રીમૂર્તિને ધારણ કરનારા વસુદેવ **यथा रविः भ्राजमानः**—સૂર્યની પેઠે શોભતા. **दुःखेन आसादितुं शक्यः—दुरासदः—भूतानां दुरासदः**—કોઇ તેની પાસે જઇ શકતું નહીં, એવા વસુદેવજી. **दुर्धर्षः**—અતિ ઉગ્ર **संबभुव**—જણાવા લાગ્યા—દેખાવા લાગ્યા.

૧૮ પદચ્છેદ—**ततः**—પછી **जगतः मंगलं**—જગતના મંગળરૂપ **अच्युताः अंशाः यस्य सः अच्युतांशः तम्**—પરિપૂર્ણ શક્તિવાળા ભગવાન **सर्वात्मकं**—સર્વના આત્મા **शूरसुतेन समाहितं**—અને જેને વસુદેવે ધારણ કરી રાખ્યા હતા તે. **आत्मभूतं**—અને જે દેવકીના હૃદયમાં પ્રથમથીજ હતા—તેમને **देवी**—દેવકીજીએ **मनसः इति मनस्तः**—મનથી. **दधार**—ધારણ કર્યા. **यथा**—જેવી રીતે **काष्ठा**—સામાન્ય અર્થ—દિશા. અહીં પૂર્વ **दिशा**. **आनंदकरं**—ચંદ્રને ધારણ કરે—તે પ્રમાણે.

૧૮ વિવેચન—

દેવકીજીએ પણ પ્રભુને મનથી જ ધારણ કર્યા. સામાન્ય જીવોની માફક પ્રભુ દેવકીજીના ગર્ભમાં આવ્યા નથી. જેવી રીતે ગુરૂ પોતામાં દેવનું આવાહન કરીને, પછી તે દેવનું સ્થાપન શિષ્યમાં કરે, તેમ વસુદેવે પ્રથમ સંકલ્પ બળથી પ્રભુને પોતાના મનમાં ધારણ કરીને, પછી દેવકીજીમાં પ્રભુને પધરાવ્યા. આવા પ્રભુને (દેવને) ધારણ કરવાની જેની શક્તિ હોય, તે દેવી ગણાય છે, માટે આ શ્લોકમાં દેવકીજીને 'દેવી' કહ્યાં છે. **यथा कूर्म स्वतनयान् ध्यानमात्रेण पोषयेत्** । જેમ કાચબો પોતાનાં બચ્ચાંને ધ્યાન માત્રથી પોષે છે, તેમ વસુદેવે ધ્યાન માત્રથી પોતામાં રહેલું પ્રભુત્વ દેવકીજીમાં સ્થાપ્યું.

**आनंदं करोति इति आनंदकरः**—ચંદ્ર.

**મંગળમાં મંગળ કોણ ?—પદ.**

શ્રવણમંગલં, કથનમંગલં, ચરિતમંગલં, ધ્યાનમંગલં;
સ્મરણમંગલં, સર્વમંગલં—નૌમિ તં પ્રભું ડાકુરેશ્વરમ્ ।
દુઃખનાશનં, દુરિતનાશનં, શોકનાશનં, નરકનાશનં;
શત્રુનાશનં, ક્રોધાદિનાશનં—નૌમિ તં પ્રભું ડાકુરેશ્વરમ્ ।
ભૂતભાવનં, શ્રીવિભાવનં, પતિતપાવનં, વિશ્વપાવનં;
પ્રાણજીવનં, વિશ્વજીવનં—નૌમિ તં પ્રભું ડાકુરેશ્વરમ્ ॥　　વિગેરે

[ શ્રીહરિદાસજી—ડાકોર. ]

**मनस्तः**—મનથી. (અવ્યય છે). કોઈ કોઇ પ્રતમાં **मनस्तः** ને બદલે '**घनस्थम्**'—[ વાદળામાં ઢંકાએલો ચંદ્ર ]. **घनस्थम्** ને બદલે '**मनस्तः**' લેવું એ વધારે સારૂં છે, કારણકે દેવકીએ પ્રભુને મનથી ધારણ કર્યા હતા. એટલે—સાધારણ—સામાન્ય—ગર્ભ દેહમાંથી પોષણ લઇને મોટો થાય છે. પ્રભુરૂપી ગર્ભ, દેવકીજીના મનમાંથી પોષણ લઇને મોટો થતો હતો; આવું કદિ બનતું હશે ? હા—એવું ત્રણ પ્રકારે બને છે—તે પ્રકારને 'દીક્ષા' કહેવાય છે—**स्पर्शदीक्षा, दृग्दीक्षा, वेधदीक्षा.** તેનું વિવેચન સાંભળો.

૧ '**यथा पक्षी स्वपक्षाभ्यां, शिशून् संवर्द्धयेच्छनैः** ॥'

[ પક્ષી પોતાની પાંખ વડે બચ્ચાંને ધીમે ધીમે મોટાં કરે છે. આ સ્પર્શ દીક્ષા કહેવાય છે. ]

૨ '**स्वापत्यानि यथा मत्स्यो, वीक्षणेनैव पोषयेत्** ॥'

[ માછલાં માત્ર જોવાથીજ, પોતાનાં બચ્ચાંને પોષે છે—મોટાં કરે છે. આ દૃગ્દીક્ષા કહેવાય છે. ]

૩ '**यथा कूर्मः स्वतनयान्, ध्यानमात्रेण पोषयेत्** ॥'

[ કાચબી ધ્યાન માત્રથીજ પોતાના બચ્ચાંને પોષે છે—મોટાં કરે છે. આ વેધદીક્ષા કહેવાય છે. ]

દેવકીજી આ વેધદીક્ષા પ્રમાણે, પ્રભુને ધ્યાનમાત્રથી પોષતાં હતાં—અન્નજળથી પોષતાં નહોતાં. [ આ ગર્ભના પોષણની વાત છે. કારણકે હજી પ્રભુ ગર્ભમાં છે. ]

**सर्वात्मकं**—પ્રાણીમાત્રમાં અંતર્યામિરૂપે રહ્યા છે તે પ્રભુ.

**आत्मभूतं—आत्मना भूतं आत्मभूतं**—પોતાની મેળે પ્રાદુર્ભાવ પામ્યા.

દેવકીજીમાં પ્રભુ પધાર્યા, પણ દેવકીજી પોતાનો આનંદ કોઇને બતાવી શક્યાં નહિં, તે વાત હવે કહે છે.

**सा देवकी सर्वजगन्निवास–निवासभूता नितरां न रेजे ॥**
**भोजेंद्रगेहेऽग्निशिखेव रुद्धा, सरस्वती ज्ञानखले यथा सती ॥१९॥**

અર્થઃ--શ્રી શુકદેવજી કહે છે કે–આ પ્રમાણે દેવકીજી કે–જેમાં સર્વ જગત્નો નિવાસ છે, એવા ભગવાનના નિવાસરૂપ બન્યાં; તોપણ સંપૂર્ણ રીતે શોભ્યાં નહિં. કારણકે તે કંસના ઘરમાં કેદ હતાં. દૃષ્ટાંત--ઘડા વિગેરેમાં રોકાએલી દીવાની શીખા સંપૂર્ણ રીતે પ્રકાશ આપી શકતી નથી. અને ખળ પુરૂષમાં રોકાએલી સદ્વિદ્યા, લોકોને સંપૂર્ણ રીતેઆનંદ આપી શકતી નથી. [૧૯]

૧૯ વિવેચન--

ઘડામાં પૂરેલો દીવો, જેમ સૌને પ્રકાશ આપી શકતો નથી, તેમ કંસના કારાગ્રહમાં પુરેલાં દેવકીજી, પોતાનો આનંદ કોઇને દેખાડી શક્યાં નહિં.

ખળ પુરૂષે પ્રાપ્ત કરેલી વિદ્યા પણ કોઇને આનંદ આપી શકતી નથી–કોઇનું કલ્યાણ કરી શકતી નથી.

દેવકીજીનો આનંદ કંસે દેખ્યો, તે વાત હવે કહે છે—

**तां वीक्ष्य कंसः प्रभयाजितांतरां, विरोचयंतीं भवनं शुचिस्मिताम् ॥**
**आहैष मे प्राणहरो हरिर्गुहां, ध्रुवं श्रितो यन्न पुरेयमीदृशी ॥२०॥**

અર્થ—અજિત એવા ભગવાનને જેણે મનમાં ધારણ કર્યા છે એવી, પોતાની કાંતીથી ભુવનને શોભાવતી, તથા સુંદર મંદહાસ્ય કરતી–દેવકીને દેખીને, કંસ બોલ્યો–'મારા પ્રાણને હરનારો વિષ્ણુ, ચોક્કસ રીતે આ દેવકીના હૃદયમાં આવી ચૂક્યો જણાય છે. કારણકે દેવકી પહેલાં આવી તેજસ્વી ન હતી.

---

૧૯ પદચ્છેદ—**देवकी**–દેવકી **सर्व जगतां निवासस्य निवासभूता**–જેમાં સર્વ જગત્નો નિવાસ છે, એવી ભગવાનની નિવાસરૂપ થઇ, તો પણ **नितरां न रेजे**–સંપૂર્ણ રીતે શોભી નહિં. કારણ કે **भोजेंद्रगेहे सा रुद्धा**–કંસના ઘરમાં તે કેદ હતી. **अग्निशिखा इव**–ઘડામાં પુરાએલા દીવાની પેઠે. **यथा**–જેમ, જેવી રીતે **ज्ञानखले रुद्धा**–વિદ્યાને છુંપાવનારા ખળ પુરૂષમાં રોકાએલી **सती सरस्वती**–સદ્વિદ્યા.

૨૦ પદચ્છેદ—**अजितः अन्तरा यस्याः सा–अजितांतरा ताम्**–અજિત એવા ભગવાનને મનમાં ધારણ કર્યા છે એવી દેવકીને **प्रभया भवनं विरोचयंतीं**–કાન્તિથી ભુવનને શોભાવતી હતી તે દેવકીને. **शुचि स्मितं यस्याः सा–ताम्**–સુંદર મંદહાસ્ય કરતી દેવકીને **वीक्ष्य**–દેખીને **कंसः आह**–કંસ બોલ્યો. **एषः मे प्राणहरः हरिः**–મારા પ્રાણને હરનારો હરિ–વિષ્ણુ **ध्रुवं गुहां श्रितः**–જરૂર આ દેવકીના ઉદરમાં આવી ગયો છે. **यत्**–કારણકે **पुरा इयम् ईदृशी न**–પહેલાં તે આવી તેજસ્વી ન હતી.

૨૦ વિવેચન—

જ્યાં કીટસન લાઇટ આવે છે, ત્યાં પ્રકાશ છાનો રહેતો નથી; તો જ્યાં પ્રભુ પધારે, ત્યાં પ્રકાશ કેવી રીતે છાનો રહે! કંસ વસુદેવદેવકી પાસે વારંવાર આવતો હતો. પણ પ્રભુ દેવકીજીના હૃદયમાં પધાર્યા પછી કંસ જ્યારે આવ્યો, ત્યારે તે દેવકીજીને જોઇને આશ્ચર્ય પામ્યો.

**હરિઃ**—ભક્તોનાં દુઃખ હરે, અને અસુરોના પ્રાણ હરે, તે **હરિઃ** કહેવાય છે.

**ગુહાં**—દેહરૂપી ગુફા.

અધ્યાત્મદષ્ટિ-**કંસ** તામસ અહંકાર છે, અને દેવકી-મુમુક્ષુતા-એટલે-સાત્વિક અહંકારની વૃત્તિ છે. [તેથી કંસ ભાઇ, અને દેવકી બેન બન્યાં.] સાત્વિક અહંકારની વૃત્તિમાં, પ્રભુનો **આવેશ** દેખી, તામસ અહંકાર ભય પામે, તે વ્યાજબી છે. કારણકે પ્રભુનો આવેશ તામસ **અહંકારનો** નાશ કરે છે. તામસ અહંકારને પ્રભુ સાથે સદા વૈર હોય છે.

દેવકીજીનાં રૂવાંડે રૂવાંડામાં ભગવદાવેશ જોઇને, કંસ વિચાર કરે છે કે—

**किमद्य तस्मिन्करणीयमाशु मे, यदर्थतंत्रो न विहंति विक्रमम ॥**
**स्त्रियाः स्वसुर्गुरुमत्या वधोऽयं, यशः श्रियं हंत्यनुकालमायुः ॥२१॥**

અર્થ—કંસ આગળ વિચાર કરે છે કે-'હાલમાં તુરત મારાથી ભગવાનને શું થઈ શકે? [એટલે ભગવાન ગર્ભમાં છે, ત્યાંસુધી હું તેમને કેવી રીતે મારી શકું!] ગમે એવો સ્વાર્થ સાધનાર પુરૂષ, પણ (પોતાને હાથે) પોતાના બળનો નાશ કરતો નથી. કારણકે એક તો આ સ્ત્રી છે, તેમાં વળી બ્હેન છે, અને તે સગર્ભા છે. આવી સ્થિતિમાં દેવકીના ગર્ભનો હું નાશ કરૂં, તો તેથી મારી કીર્તિ, લક્ષ્મી, અને મારા આયુષ્યનો તુરત નાશ થાય. [૨૧]

૨૧ વિવેચન—

**अद्य** અને **आशु**-હાલમાં અને તુરત.

**तस्मिन**-વિષ્ણુના વધની બાબતમાં.

**मे-मया**ના અર્થમાં છે. 'મારાથી'-તેનો અર્થ છે.

**अर्थतन्त्रः**—સ્વાર્થી પુરૂષ. અથવા સ્વાર્થ સાધવા તૈયાર થએલો પુરૂષ. પુણ્યના જેવો એકે સ્વાર્થ નથી, પુણ્યના જેવું એકે દ્રવ્ય નથી. પુણ્યના જેવું એક બળ નથી, માટે સર્વ પ્રકારે અને સર્વ સ્થળે પુણ્યની રક્ષા કરવી જોઇએ. સ્વાર્થ સાધવા જતાં, પુણ્યનો નાશ થતો હોય, તો તે કામ કરવું ઘટતું નથી. આવા હેતુથી કંસ વિચાર કરે છે કે-હું અર્થતંત્રી (સ્વાર્થી) છઉં, તોપણ મારે દેવકીને મારવારૂપી પાપ કરીને, મારા પુણ્યરૂપી બળનો નાશ કરવો, મને ઘટતો નથી.

---

૨૧ પદચ્છેદ—**अद्य**-હાલમાં **आशु**-ત્વરાથી **तस्मिन्**-તેને એટલે વિષ્ણુને **मे मया**-મારાથી; **किं करणीयं**-શું કરવું જોઇએ. **यत**-કારણકે **अर्थतंत्रः-अर्थाधीनः अपि पुमान्**-ગમે એવો સ્વાર્થ સાધનારો પુરૂષ. **विक्रमम् न विहंति-न नाशयति**-પોતાના બળનો નાશ કરતો નથી. **स्त्रियाः अयं वधः**-સ્ત્રીનો આ વધ **स्वसुः अयं वधः**-બ્હેનનો આ વધ. **गुरुमत्याः (गुर्विण्याः) अयं वधः**-ગર્ભિણીનો આ વધ. **अनुकालम्**-હમણાં જ **यशः श्रियं आयुः हन्ति**-કીર્તિ, લક્ષ્મી અને આયુષ્યનો નાશ કરી નાંખે.

દેવકીને મારવામાં કેવા પ્રકારનું પાપ છે ?—એક તો દેવકી સ્ત્રી. બીજું વળી તે બ્હેન. અને ત્રીજું તે સગર્ભા. સ્ત્રીઓની રક્ષા કરવી, તે વીરપુરૂષનો મુખ્ય ધર્મ છે; અને સ્ત્રીઓને મારવી, તે હીચકારાનું–નાદાનનું–કામ છે. સ્ત્રીની હત્યા કરવાથી કીર્તિનો નાશ થાય છે. બ્હેન લક્ષ્મીરૂપ છે, તેથી બ્હેનને હણવાથી લક્ષ્મીનો નાશ થાય છે. વળી તે સગર્ભા છે. સગર્ભાને હણવાથી આયુષ્યનો નાશ થાય છે. ' દેવકીજીને હણવાથી યશ, લક્ષ્મી અને આયુષ્ય ત્રણેનો નાશ થશે,' એમ કંસે વિચાર કર્યો.

દીવામાં દિવેલ અને વાટ બેઉ સાબીત હોય, છતાં જો પવન આવે, તો તે દીવાને બુઝાવે. પવન અટકાવાય, તો દીવો બુઝાતો અટકે. આ દ્રષ્ટાંતાનુસાર દેવકીને હણવાથી, મારૂં મોત અટકે કે કેમ ? તે વિચાર વમળમાં કંસ તણાવા લાગ્યો. પ્રભુની અકળ કળા છે. પ્રભુ શું કરવા ધારે છે, તે ભાગ્યેજ કોઈ સમજે છે–

**ગઝલ.**

થવાનું ના થવાનું કહે, જગત્‌માં કોણ એવો છે ?
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે.

સવારે શું થવાનું છે ?–સવારે શું થવાનું છે ?
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે–

હતી અહલ્યા બની શલ્યા, જગત્‌માં વાત જાહેર છે;
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે– સવારે૦

હતા કૌરવ અને પાંડવ, જગત્‌માં મહા બળી યોદ્ધા;
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે– સવારે૦

રમ્યા જુગટું સહુ સાથે, વિભૂતિ સઙ ગયા હારી;
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે– સવારે૦

દક્ષકે યજ્ઞમેં આકર, તજી જબ દેહ ઉમીયાએ;
ન જાણ્યું ભોળા શંભુએ, સવારે શું થવાનું છે– સવારે૦

પ્રથમ અધ્યાયમાં દેવકીજીનો ચોટલો પકડીને, દેવકીજીને મારવા, કંસ તૈયાર થયો હતો, ત્યારે વસુદેવે નીતિશાસ્ત્રની ઘણી વાત કરી હતી; પણ કંસે તે વાત માની નહોતી. અત્યારે તેની તે વાત કંસે માની. કંસ પોતાની મેળાએ ડાહ્યા ડાહ્યા વિચાર કરવા લાગ્યો. તેનું શું કારણ ? સમજાય છે ? તેનું કારણ—

**ईश्वरः सर्वभूतानां, हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि, यंत्रारूढानि मायया ॥६१॥** (ગીતા અ. ૧૮)

તેનું કારણ પ્રભુ પોતે છે—બુદ્ધિ કર્માનુસારીણિ છે. ગમે એવો બુદ્ધિમાન્ પુરૂષ પણ, કર્માધીન થઇને, પોતાની બુદ્ધિમાં ફેરફાર કરતો જણાય છે. પ્રભુ કર્માનુસાર બુદ્ધિને ફેરવતો જાય છે. ટાવર ઉપર ચઢેલો પુરૂષ જેમ આસપાસ ઘણે દૂર જોઈ શકે છે, તેમ જ્ઞાનમાર્ગમાં આગળ વધેલો પુરૂષ, પોતાની આસપાસના સંજોગો તપાસી, કર્માધીન થઇને, પોતાના મનને શાંત રાખી શકે છે.

કંસ આગળ વિચાર કરે છે તે સાંભળો—

**स एव जीवन् खलु संपरेतो, वर्तेत योऽत्यंतनृशंसितेन ॥**
**देहे मृते तं मनुजाः शपंति, गंता तमोंऽधं तनुमानिनो ध्रुवम् ॥२२॥**

અર્થ—[હજી કંસ વિચાર કરે છે-] જે પુરૂષ ઘણીજ ક્રુરતાથી વર્તતો હોય, તે પુરૂષ જીવતો હોય, તોપણ મુવેલો છે. કારણકે લોકો તેને શાપ આપે છે કે-"આ દેહાભિમાની પુરૂષના દેહનો જ્યારે અંત આવશે, ત્યારે તે નરકમાં પડશે." [૨૨]

૨૨ વિવેચન—

શ્લોકનો અર્થ સાંભળ્યો? આવા વિચાર કરે, તેને ગાંડો-અસુર-કેમ કહેવાય! દેહાભિમાની જીવને, જીવતાં લોકોનો તિરસ્કાર સાંભળવો પડે છે, અને મુવા પછી, નરકમાં પડવું પડે છે. એવી બે પ્રકારની શિક્ષા થાય છે.

ક્રુરતા અને કોમળતા-જીવનમાં જેમજેમ ક્રુરતા વધતી જાય, તેમ તેમ આસુર ભાવ વધતો જાય છે, એમ સમજવું; અને જીવનમાં જેમજેમ કોમળતા (દયા, વિનય) વધતી જાય, તેમ તેમ દૈવીજીવન-સંતજીવન ઘડાતું જાય છે, એમ સમજવું. ન્યાયાસન ઉપર બેસીને ફેસલા આપનાર જજને પણ, ક્રુરતાનો ત્યાગ કરવાની, અને કોમળતાનો આશ્રય કરવાની કાયદો ભલામણ કરે છે. ક્રુરતા દેહાભિમાનમાં વધારો કરે છે. કોમળતા દેહાભિમાનનો નાશ કરે છે. ક્રુરતા પ્રભુથી વિમુખ કરે છે. અને કોમળતા પ્રભુને સન્મુખ કરે છે.

કંસના વિચાર ઉપર શુકદેવજી અભિપ્રાય આપે છે.

**इति घोरतमाद्भावात्, सन्निवृत्तः स्वयं प्रभुः ॥**
**आस्ते प्रतीक्षंस्तज्जन्म, हरेर्वैरानुबंधकृत् ॥२३॥**

અર્થઃ—શ્રીશુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે. ભગવાનની સાથે વૈરાનુબંધ રાખનારો કંસ, ગર્ભનો વધ કરવા માટે પોતે સમર્થ હતો, તો પણ ઉપર પ્રમાણે વિચાર કરીને, ગર્ભનો વધ કરવાના પોતાના ઘોર નિશ્ચયમાંથી પાછો હઠયો-અટકયો, (અને) વિષ્ણુના જન્મની રાહ જોતો બેઠો. વાટ જોવા લાગ્યો. [૨૩]

---

૨૨ પદચ્છેદ—**यः**-જે પુરૂષ **अत्यंतनृशंसितेन (क्रौर्येण) वर्तेत**-ઘણીજ ક્રુરતાથી વર્તે. **स**-તે પુરૂષ **जीवन एव**-જીવતો હોય તોપણ **खलु संपरेतः**-ખરેખર મુવેલો જ છે. **तं मनुजाः शपन्ति**-તેને લોકો શાપ આપે છે કે **तनुमानिनः अस्य**-આ દેહાભિમાની પુરૂષનો **देहे मृते**-દેહ પડયા પછી **ध्रुवम्**-ખરેખર **तमोंऽधं गंता-नरकं गमिष्यति**-ભયંકર નરકમાં પડશે.

૨૩ પદચ્છેદ—**हरेः वैरानुबन्धकृत्**-હરિની સાથે વૈર રાખનારો કંસ-**स्वयं प्रभुः**-પોતે સમર્થ છતાં. **इति**-ઉપર પ્રમાણે વિચાર કરીને **घोरतमात् भावात्**-ભયંકર વિચારમાંથી **सन्निवृत्तः**-પાછો હઠયોઃ અટકયો. **तस्य जन्म प्रतीक्षन्**-વિષ્ણુના જન્મની રાહ જોતો **आस्ते**-બેઠો.

૨૩ વિવેચન—

**સ્વયં પ્રભુઃ અપિ**—ગર્ભને તથા દેવકીજીને વધ કરવા પોતે સમર્થ છે, છતાં—**હરેઃ વૈરાનુબંધકૃત્ અપિ**—શ્રીહરિની સાથે પોતાને ભયંકર વેર હતું, છતાં—નીતિના વિચારોએ તેને ફેરવ્યો.

વિચાર-એનોએ માણુસ—પણુ વિચાર બદલાય, ત્યારે માણુસ પણ બદલાય. સંત ઘણા ડાહ્યા—ત્યાગ વૈરાગ્યમાં આગળ વધેલા, જ્ઞાન વૈરાગ્યની સારી સારી વાતો કરનારા, પણુ ગાંડા ગૃહસ્થે તેમને પોતાના ઘરમાં ઉતારો આપ્યો—ગ્રહસ્થની નવી સ્ત્રીને દેખીને સંત બદલાયા. સંત કપટી બન્યા. કપટથી સ્ત્રીને ફોસલાવીને સ્ત્રીને ઉપાડી સંત નાઠા. (૨) એક ચોર પોલીસના ડરથી સાધુના અખાડામાં સંતાઈ બેઠો. સંતોની સેવા કરવા લાગ્યો. કથા વાર્તા સાંભળવા લાગ્યો. ચોર બદલાયો. ચોરેલો માલ રાજાને સોંપી દીધો. પુત્ર એનોએ, પણ તેની સ્ત્રી ઘેર આવ્યાં. માતાપિતાનું નિકંદન કાઢવાની તેને સલાહ મળી—પુત્ર બદલાયો. કેટલાએક જુવાનીયા કહે છે કે—નાટક જોવા જઈએ તેમાં શું! હૉટલમાં રખડીએ તેમાં શું! કલાલની દુકાને ઉભા રહ્યા તેમાં શું! વેશ્યાનો નાચ જોવા ગયા તેમાં શું! ઓટલે બેસીને તડાકા માર્યા તેમાં શું! **તેમાં વિચારોની આપ લે** છે. જેવા વિચારો લેશો, તેવું રૂપ તમારૂં મન ધારણુ કરશે. એનોએ રૂમાલ પણુ તેમાં કસ્તુરી બાંધી હોય—કેરી લાંબી હોય—તો સુવાસ આપે, અને ડુંગળી બાંધી હોય, તો દુર્ગંધ આપે. રૂમાલના કરતાં મનની ગ્રહણુ શક્તિ વધારે છે. વિચાર કરી જોજો. ઠીક જણુાય તો અમારી વાત માનજો. બોલો શ્રી કૃષ્ણુચંદ્રદેવકી જય. દ્વારકાંધીશકી જય. શ્રી રણુછોડરાયકી જય. હરહર મહાદેવ હર—

કંસ પ્રભુના અવતારની રાહ કેવી રીતે જુએ છે, તે વાત હવે સાંભળો—

**आसीनः संविशंस्तिष्ठन्, भुंजानः पर्यटन्महीम् ॥**
**चिंतयानो हृषीकेश-मपश्यत्तन्मयं जगत् ॥२४॥**

અર્થ—બેસતાં, સુતાં, ઉભા રહેતાં, જમતાં, અને પૃથ્વી ઉપર હરતાં ફરતાં, ભગવાનનુંજ ચિંતવન કર્યા કરતો, એ કંસ આખા જગત્‌ને ભગવાનમય જોવા લાગ્યો. [૨૪]

૨૪ વિવેચન—

ચોરી કરીને આવનારા ચોરને પોલીસના ભણુકારા વાગે છે. સ્ત્રીથી વિખુટા પડેલા કામીને, સ્ત્રીના ભણુકારા વાગે છે. લોભીને ધનના ભણુકારા વાગે છે. પરીક્ષા માટે રાત દિવસ મહેનત કરનાર વિદ્યાર્થીને, પરીક્ષાના ભણુકારા વાગે છે. તેમ વૈરાનુંબંધથી સતેજ થએલા કંસને શ્રી વિષ્ણુના ભણુકારા વાગવા લાગ્યા. વૈરાનુંબંધથી ઉત્પન્ન થતા વિષ્ણુના ભણુકારા કેવા હશે, તે તો કંસ જેવા અસુરો સમજી શકે—મુમુક્ષુઓ સમજી શકે નહિં. ત્યારે સ્નેહાનુબંધથી ઉત્પન્ન થએલા વિષ્ણુના ભણુકારા કેવા હશે—તે વાત કરીએ—ભાવથી સાંભળો—

---

૨૪ પદચ્છેદ—**आसीनः**—બેસતાં **संविशन्** (**शयानः**)—સુતાં **तिष्ठन्**—ઉભા રહેતાં. **भुंजानः**—જમતાં. **महीम् पर्यटन्**—અને પૃથ્વી ઉપર ફરતાં. [ **चिन्तयते इति चिंतयानः** ] **हृषिकेशं चिन्तयानः**—ભગવાનનું ચિંતવન કરતો. **तन्मयं जगत् अपश्यत्**—જગત્‌ને ભગવાનમય જોવા લાગ્યો.

પદ.

વ્હાલા તમારૂં મુખડું કાંઇ, ટાળશે મારાં દુ:ખ-દરસન આપોને—
જે જે શ્રીગોપાળલાલજી, મારી ભાંગો વિજોગની ભૂખ—દરસન૦
ઘડીના ગોઠે નાથજી, હું સુનું દેખું સર્વ—દરસન૦
આપ કૃપાએ શ્રીહરિ, મને મળીયું પૂરણ પદ—દરસન૦
જ્યારે જોઉં ત્યાં આપની, હું પૂરણ દેખું પ્રીત—દરસન૦
ખડકીએ જોઉં ત્યારે અડકીને ઉભા, શેરીએ સામા સામ—દરસન૦
બારીએ જોઉં ત્યારે બેઠેલા, પ્રભુ સુતા દેખું સેજ—દરસન૦
જમવા બેસું તો મારી જોડમાં-[ઓ-હો-હો-ખમા પ્રભુ !]
જમવા બેસું તો મારી જોડમાં, પ્રભુ નીરખું એના એ—દરસન૦
અંત સમે અને કાલમાં, મને ના વિસારશો નાથ—દરસન૦
ગઉલોકમાં પણ ગોકુલપતિ, હું નીરખું એના એ—દરસન૦
મથુરાપતિ વ્રજ લાડિલા, તમે ભક્તો તણા પ્રતિપાલ—દરસન૦
ગોપાળ લાલજીને ઘણી ખમા, તમે ગાયો તણા ગોવાળ—દરસન૦
દાસ વીસો કહે હું ગાઉં છઉં, ગુણ ગાઇને થાઉં છઉં ન્યાલ—દરસન૦
વ્હાલા તમારૂં મુખડું, કાંઇ ટાળશે મારાં દુ:ખ—દરસન૦

વૈરાનુબંધથી શ્રીહરિને ભજવા, તે પણ સારૂં છે. ભૂલમાં સાકરનો ગાંગડો મુખમાં પડી જાય, તો પણ તે ગળ્યો લાગ્યા વિના રહેતો નથી. ભૂલથી અગ્નિને હાથ અડકી જાય, તો ડામ પડયા વિના રહેતો નથી. ત્યારે પ્રભુના ધ્યાનનું ફળ કેમ મળ્યા વિના રહેશે ! કંસને વિષ્ણુના ભણકારા વાગવા લાગ્યા. જગતને વિષ્ણુમય દેખવા લાગ્યો.

અહીં સુધી કંસની કથા કહીને, હવે શુકદેવજી દેવોએ કરેલી ગર્ભ સ્તુતિની કથા કહે છે. દેવોની કથા (૨૫ થી ૪૨) અધ્યાયના અંત સુધી ચાલશે.

**ब्रह्मा भवश्च तत्रेत्य, मुनभिर्नारदादिभिः ॥**
**देवैः सानुचरैः साकं, गीर्भिर्वृषणमैडयन ॥२५॥**

અર્થ—નારદાદિ મુનિઓને, તથા ચાકરનોકર સહિત દેવોને પણ સાથે લઇને, બ્રહ્માએ અને સદાશિવે ત્યાં (દેવકીના કારાગૃહમાં) આવીને, ભક્તોના મનોરથો પુરનારા ભગવાનની મનોહર વાણીથી (નીચે પ્રમાણે) પ્રાર્થના કરી. [૨૫]

૨૫ વિવેચન— બ્રહ્મા અને મહાદેવ મુખ્ય દેવ છે.

**सानुचरैः देवैः**—ગંધર્વાદિ અનુચરો સહિત દેવોને સાથે લઇને.

---

૨૫ પદચ્છેદ—**नारदादिभिः मुनिभिः** નારદાદિ મુનિઓ સહિત. **सानुचरैः देवैः साकं**-અનુચર સહિત દેવોને લઇને. **ब्रह्मा च भवः च तत्र एत्य**-બ્રહ્મા તથા મહાદેવે ત્યાં આવીને. **रम्याभिः गीर्भिः**-મનોહર વાણીથી. **कामवर्षिणम् इति वृषणम्**-ભક્તોના મનોરથો પુરનારા ભગવાનની. **ऐडयन्-तुष्टवुः**-(નીચે પ્રમાણે) પ્રાર્થના કરી.

દેવો સ્તુતિ કરેછે—

**सत्यव्रतं सत्यपरं त्रिसत्यं, सत्यस्य योनिं निहितं च सत्ये ॥**
**सत्यस्य सत्यं ऋतसत्यनेत्रं, सत्यात्मकं त्वां शरणं प्रपन्नाः ॥२६॥**

અર્થ—દેવો સ્તુતિ કરે છે કે-હે વિષ્ણુ! આપ કે જે સત્ય સંકલ્પવાળા છો, સત્યથી પ્રાપ્ત થાઓ એવા છો, ત્રણે કાળમાં સત્યરૂપે છો, પંચમહાભૂતના કારણરૂપ છો, અને પંચમહાભૂતમાં અંતર્યામિરૂપે રહેલા છો, પંચમહાભૂતનો નાશ થાય, પણ આપનો નાશ થઈ શકતો નથી, આપ કે જે શુભ વાણી અને સમદૃષ્ટિને પ્રવર્તાવનાર છો, અને સત્ય સ્વરૂપ છો-એવા આપ છો તેમને શરણે, અમે આવ્યા છઇએ. [૨૬]

૨૬ વિવેચન—

૨૬ થી ૪૧ (૧૫ શ્લોકથી સ્તુતિ) અને એક ૪૨મા શ્લોકથી દેવકીજીની સાન્ત્વના કરી.

**સત્ય**—સત્ય એજ પરમાત્માનું સ્વરૂપ છે. 'સત્ય' અને 'પર' એ બેની એકતા છે. સત્પુરૂષો સત્યથી ઇશ્વરને આધીન કરે છે. હમેશાં સત્યની અપેક્ષા રાખે છે. ભલે અસુરો પોતે સત્યતાથી વર્તિ શકતા નથી, પણ સામો માણસ (અસુરોની સાથે) સત્યતાથી વર્તે છે, તો અસુરો પણ રાજી થાય છે. સત્યથી સૂર્ય તપે છે, સત્યથી ચંદ્ર હાજર રહે છે, સત્યથી વાયુ વાય છે. સ્ત્રી-પુરૂષ, પિતા-પુત્ર, શેઠ-ગુમાસ્તો, રાજા-પ્રજા વિગેરે સૌને જોડી રાખનાર સત્ય છે, અને તેમને તોડી નાંખનાર અસત્ય છે. તાત્પર્ય-લૌકીક વ્યવહાર પણ સત્યથી ટકી શકે છે. દંભ અને લોભથી સત્યનો ભંગ થાય છે. સત્યવાદી ભંગી હોય તોપણ તે વખણાય છે, અને અસત્યવાદી બ્રાહ્મણ હોય, તોપણ તે નિંદાય છે. સત્ય બોલવાની પ્રતિજ્ઞા કરવી, તે ઉગ્ર તપની પ્રતિજ્ઞા કરવા જેવું છે. સત્યના પાલન માટે (૧) નકામું બોલવું ઘટતું નથી. (૨) પુછયા વિના બોલવું ઘટતું નથી. (૩) ખાસ કામ વિના જ્યાં ત્યાં જવું આવવું ઘટતું નથી. (૪) ચોરી, દંભ, કપટ વિગેરે દુરાચારોથી દૂર રહેવું ઘટે છે.

પ્રમાણરૂપ પરમાત્માનું વર્ણન કરીને, હવે પ્રમેયરૂપ જગત્નું વર્ણન કરે છે—

**एकायनोऽसौ द्विफलस्त्रिमूलस्-चतूरसः पंचविधः षडात्मा ॥**
**सप्तत्वगष्टविटपो नवाक्षो, दशच्छदी द्विखगो ह्यादिवृक्षः ॥२७॥**

---

૨૬ પદચ્છેદ—**सत्यं व्रतं (संकल्पः) यस्य स तं**-સત્ય સંકલ્પવાળા. **सत्यं परं (श्रेष्टं) प्राप्तिसाधनम् यस्मिन् तत्-सत्यपरं**-સત્યથી પ્રાપ્ત થાય એવું. **त्रिषु अपि कालेषु सत्यं त्रिसत्यं**-ત્રણે કાળમાં સત્ય.**सत्यस्य योनिं**-[ **सत्** શબ્દમાં, પૃથ્વી, જળ અને તેજ. ત્રણ ભૂતનો સમાસ છે. **त्यत्** શબ્દમાં વાયુ અને આકાશનો સમાસ છે.] પંચમહાભૂતના કારણરૂપ. **'तत्सत्यमित्याच-क्षते'** એવી શ્રુતિ પણ છે. **च**-અને **सत्ये निहितं**-પંચમહાભૂતમાં અંતર્યામિરૂપે રહેલું. **सत्यस्य सत्यं**-પંચમહાભૂતનો નાશ થાય તો પણ બાકી રહેનાર. **ऋतं-सूनृता वाणी**-શુભ વાણી. **सत्यं**-સમદૃષ્ટિ. **तयोः नेत्रं**-તે બેઉને પ્રવર્તાવનાર. **सत्यात्मकं**-સત્ય સ્વરૂપ. **त्वां शरणं प्रपन्नाः**-અમે તમારે શરણે આવ્યા છઇએ.

**त्वमेक एवास्य सतः प्रसूतिस्–त्वं सन्निधानं त्वमनुग्रहश्च ॥**
**त्वन्मायया संवृतचेतसस्त्वां, पश्यन्ति नाना न विपश्चितो ये ॥२८॥**

અર્થ—આ બ્રહ્માંડરૂપી એક આદિ વૃક્ષ છે. જેમાં એક પ્રકૃતિ આશ્રયરૂપ છે, જેમાં [ સુખ અને દુઃખરૂપી ] બે ફળ છે. [ સત્ત્વ, રજસ્, તમસ્ નામના ] ત્રણ ગુણરૂપી મૂળ છે. [ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નામના ] ચાર રસ છે. પાંચ [ જ્ઞાનેંદ્રિયોરૂપી ] જાણવાના પ્રકાર છે. [ રાગ–દ્વેષ, ભૂખ–તરસ, લોભ અને મોહરૂપી ] છ ઉર્મિઓ–સ્વભાવ–છે. [ માંસ, રૂધિર, મેદ, મજ્જા, હાડકાં, વીર્ય અને ત્વચા–સાત ધાતુ રૂપી છાલ છે. [ પંચભૂત, મન, બુદ્ધિ અને અહંકારરૂપી ] આઠ શાખાઓ છે. [ બે આંખ, બે કાન, બે નસકોરાં, એક મુખ બે મળમુત્રનાં દ્વાર–કુલ ] નવ દ્વાર છે. [પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય એ] દશ પ્રાણરૂપી પાંદડાં છે. જીવ અને ઇશ્વર બે પક્ષીઓ છે. આ વૃક્ષની ઉત્પત્તિ આપનાથી થઈ છે. આ વૃક્ષ આપમાંજ લય પામે છે. આ વૃક્ષની સ્થિતિ પણ આપમાંજ છે. તાત્પર્ય—સઘળું બ્રહ્માંડ તમારાથી ભિન્ન નથી. આપની માયાથી જેમનું ચિત્ત હરાઇ ગયું હોય છે, તેઓ આપને નાના પ્રકારે–આ જગતથી ભિન્ન–દેખે છે. તત્ત્વવિદ્ પુરૂષો એ પ્રમાણે દેખતા નથી. [૨૭–૨૮],

---

૨૭–૨૮ પદચ્છેદ—**असौ आदिवृक्षः**–આ બ્રહ્માંડરૂપી આદિવૃક્ષ છે. **एका प्रकृतिः अयनं** (આશ્રય) **यस्य सः एकायनः**–તે વૃક્ષમાં પ્રકૃતિરૂપી એક આશ્રય છે. **द्वे फले यस्य सः द्विफलः**–તેમાં સુખદુઃખરૂપી બે ફળ છે. **त्रयः गुणाः मूलानि यस्य सः–त्रिमूलः**–તેમાં ત્રણ ગુણરૂપી મૂળ છે. **चत्वारः रसाः यस्य सः–चतूरसः**–તેમાં ધર્મ. અર્થ, કામ અને મોક્ષ નામના ચાર રસ છે. **पंच विधा** (અવ્યય) **यस्य सः–पंचविधः**–તેમાં પાંચ ઇંદ્રિયોરૂપી જાણવાના પ્રકાર છે. **षट् आत्मानः यस्य सः षडात्मा**–તેમાં રાગ, દ્વેષ, ભૂખ–તરસ, લોભ અને મોહ નામના છ સ્વભાવ છે. **सप्त त्वचः यस्य सः सप्तत्वग्**–તેમાં સાત ધાતુરૂપી સાત છાલ છે. **अष्टौ विटपाः यस्य सः अष्टविटपः**–તેમાં પંચભૂત, મન, બુદ્ધિ અને અહંકાર નામની આઠ શાખા છે. **नव अक्षाः** (છિદ્રો) **यस्य सः नवाक्षः** જેમાં નવ–દ્વાર (છિદ્ર) છે. **दश छदाः** (પાંદડાં) **यस्य सः दशच्छदी**–જેમાં પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય નામના દશ પ્રાણરૂપી પાંદડાં છે. **द्वौ खगौ यस्मिन् सः द्विखगः**–જેમાં જીવ અને ઇશ્વર નામના બે પક્ષી છે. **त्वं एव एकः**–આપ એકજ. **अस्य सतः**–બ્રહ્માંડરૂપી આ કાર્યની **प्रसूतिः**–કારણરૂપ ઉત્પત્તિ. **त्वं संनिधानं**–તમારામાંજ તેનો લય થાય છે. **च**–અને **त्वं अनुग्रहः**–સ્થિતિ પણ તમારામાંજ થાય છે. **तव मायया इति त्वन्मायया**–તમારી માયાથી. **संवृतं चेतः येषाम् ते संवृतचेतसः**–જેઓનું જ્ઞાન ઢંકાઇ ગયું છે તેઓ. **त्वां नाना पश्यन्ति**–આપને જગતથી ભિન્ન દેખે છે. **ये विपश्चितः न**–જેઓ વિદ્વાન્ છે તેઓ આપને એ પ્રમાણે દેખતા નથી.

૨૭-૨૮ વિવેચન—

સંસારરૂપી વૃક્ષ સંબંધી આ શ્લોક છે.

**एकायनः असौ वृक्षः**—આ વૃક્ષમાં **પ્રકૃતિ** એ મુખ્ય સાધન છે.

**मम योनिर्महद्‌ब्रह्म, तस्मिन्गर्भं दधाम्यहम् ॥**
**संभवः सर्वभूतानां, ततो भवति भारत॥३॥** ગીતા અ. ૧૪.

શ્રીકૃષ્ણ કહે છે—'જે પ્રકૃતિ છે તે મારી યોનિ છે. તેમાં હું ગર્ભ ધારણ કરૂં છઉં. હે ભારત! તેથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે.'

**एक एव अयनं यस्य सः एकायनः** ઉપરના વિવેચનમાં **अयनं** નો અર્થ 'પ્રકૃતિ' કર્યો. કોઇ કોઇ ટીકાકાર **अयनं** નો અર્થ-'પ્રકૃતિ તથા પ્રકૃતિને ધારણ કરનાર પરમાત્મા' એવો પણ કરે છે. એટલે-કાર્યમાં કારણનો સમાસ કરે છે. [હવે પછીના ૨૮ મા શ્લોકમાં તે વાત સ્પષ્ટ છે.]

**द्विफलः**—અર્થ-'આ વૃક્ષ બે ફળવાળું છે.' સંસારીને પોતાના કર્માનુસાર, અનેક પ્રકારનાં ફળ મળે છે; પણ તે તમામ ફળનો સમાસ, સુખ અને દુઃખ રૂપી ફળમાં થઈ જાય છે. આ બાબતમાં વિશેષ જાણવા જેવું એ છે કે-વિષય સુખથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તે વાસ્તવ સુખ નથી. એવું સુખ તો અસુરોને ઘેર પણ હોય છે. કસાઇને ઘેર પણ હોય છે. વિષય સુખ ભોગવનારા આખરે નરકના ભોક્તા થાય છે. સોનાની બેડી પહેરીને જેલમાં રહે, તોપણ તે કેદી કહેવાય. તાત્પર્ય-જે સુખથી સ્વસ્વરૂપનો આનંદ પ્રાપ્ત થાય, તેજ વાસ્તવ સુખ છે. લૌકીક સુખ માટે જે દુઃખ વેઠે છે, તે દુઃખ જીવને ધીમે ધીમે નરક તરફ ખેંચી જાય છે. અલૌકીક સુખ માટે-જન્મ મરણનાં બંધન કાપવા માટે-જે પુરૂષ દુઃખ વેઠે છે, તે દુઃખ ધીમે ધીમે તે જીવને પરાશાંતિ તરફ-મોક્ષ તરફ-ખેંચી જાય છે.

**त्रिमूलः**—સત્ત્વ, રજો, અને તમો એવા ત્રણ પ્રકારના ગુણો આ વૃક્ષનાં મૂળ છે.

**सत्त्वं रजस्तम इति, गुणाः प्रकृतिसंभवाः ॥**
**निबध्नंति महाबाहो, देहे देहिनमव्ययम् ॥५॥** ગીતા અ. ૧૪

અર્થ—સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયા છે. હે મહાબાહો! આ ત્રણે ગુણો જીવાત્માને દેહમાં બંધન કરી દે છે. (૫) (ચૌદમા અધ્યાયના છથી આગળના શ્લોકો ગુણો સંબંધી વિશેષ ખુલાસા કરે છે).

બંધન એજ સંસાર, અને બંધનથી મુક્તિ એજ મોક્ષ. જ્યાં ગુણ હોય ત્યાં બંધન. જ્યાં ગુણાતીતપણું ત્યાં મોક્ષ, માટે ત્રણે ગુણોને સંસારનું મૂળ કહ્યું છે.

**चतूरसः**—સંસારરૂપી વૃક્ષમાં ચાર રસ છે, વિદ્વાનોએ-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવા ચાર પ્રકારના રસ ગણાવ્યા છે. 'રસ'નો અર્થ 'આસક્તિ' અગર 'રાગ' કરવો. સમગ્ર દુનિયા આ ચાર પ્રકારની આસક્તિમાં-રાગમાં-દોડી જાય છે-પોતાનું જીવતર પૂરૂં કરે છે.

**पंचविधः**—આ સંસાર પાંચ પ્રકારનો છે. પાંચ પ્રકારનો અર્થ-'પાંચ જ્ઞાનેંદ્રિયો અથવા પાંચ કોશ.' [આંખ, કાન, નાક, ત્વચા અને જીભ એ પાંચ જ્ઞાનેંદ્રિયો. અન્નમય, પ્રાણમય, વિજ્ઞાનમય, મનોમય અને આનંદમય-એ પાંચ કોશ. તે સંબંધી વિશેષ ખુલાસા વેદાંતના ફકરામાં છે-દેહનિરૂપણમાં છે.]

**षडात्मा**—સંસારવૃક્ષમાં છ આત્મા છે. આત્મા એટલે 'મુખ્ય સાધન.' કોઈ ટીકાકાર છ ઉર્મિઓને છ આત્મા ગણે છે, અન્ય ટીકાકાર પાંચ જ્ઞાનેંદ્રિયો અને છઠ્ઠા મનને છ આત્મા ગણે છે.

**दशच्छद**:—સંસારરૂપી વૃક્ષમાં દશ પ્રાણરૂપી પાંદડાં છે. [દશ પ્રાણનાં નામ ઉપર અર્થમાં આપ્યાં છે.] ગીતાજીમાં કહે છે કે-'**छंदांसि यस्य पर्णानि**' [ગીતા અ. ૧૫-૧] 'વેદ જેનાં પાંદડાં છે એવું સંસારવૃક્ષ.' '**छद्**' એટલે 'ઢાંકવું.' છાંદોગ્ય ઉપ. ૧-૪-૨ માં વૃક્ષને ઢાંકનારાં પાંદડાની સાથે વેદની સરખામણી કરી છે. **छंदः** એટલે ઋક, યજુષ્ અને સામ.

**द्विखगः**—આ વૃક્ષ ઉપર બે પક્ષી છે. સંસારને વૃક્ષની ઉપમા આપી માટે જીવ અને ઈશ્વરને પક્ષીની ઉપમા આપી. આ વાત ઋગ્વેદમાં છે. તેનો ઉતારો મુંડક ઉપનિ. ૩-૧ માં છે.

**आदिवृक्षः**—સંસારરૂપી પ્રાચીન વૃક્ષ.

**न रूपमस्येह तथोपलभ्यते, नांतो न चादिर्न च संप्रतिष्ठा ॥३॥**

(ગીતા અ. ૧૫)

આ સંસાર વૃક્ષનું રૂપ, તેનું આદિ સ્થાન, તેનો આધાર અગર સ્થિતિ અને તેનો નાશ જાણી શકાતાં નથી. તે શ્લોકની બીજી લીટીમાં, સંસારવૃક્ષને **सुविरूढमूलं** કહે છે. એટલે 'તેનું મૂળ પણ જેવું તેવું નથી.' એમ કહે છે.

**हि**—ઉપરના વર્ણનની ખાત્રી પૂરે છે.

ગીતાના પંદરમા અધ્યાયમાં કહે છે કે—**यः तम् वेद स वेदवित्**-આ વૃક્ષને જે જાણે, તે વેદને જાણનારો ગણાય છે.

મનુષ્યથી માંડીને સ્થાવર પર્યંતના દેહો અધઃ (નીચે) છે; અને મનુષ્યથી માંડીને બ્રહ્મ-લોક પર્યંતના દેહો ઉર્ધ્વ (ઉંચે) છે.

પિંડ, બ્રહ્માંડ અને જગત્ એકરૂપ સમજવાં. વૃક્ષરૂપથી બ્રહ્માંડનું વર્ણન કરે છે.

**ऊर्ध्वमूलमधःशाख-मश्वत्थं प्राहुरव्ययम् ॥**
**छंदांसि यस्य पर्णानि, यस्तं वेद स वेदवित् ॥१॥**
**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा, गुणप्रवृद्धा विषयप्रवालाः ॥**
**अधश्च मूलान्यनुसंततानि, कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥**
**न रूपमस्येह तथोपलभ्यते, नांतो न चादिर्न च संप्रतिष्ठा ॥**
**अश्वत्थमेनं सुविरूढमूलम्, असंगशस्त्रेण दृढेन छित्वा ॥ ३ ॥**

[ગીતા અ. ૧૫]

અર્થ—જેનું પરમાત્મારૂપી મૂળ ઉંચે છે, જેની શાખાઓનો વિસ્તાર નીચે છે, વેદ જેનાં પાંદડાં છે, એવું આ સંસારરૂપી પીપળાનું ઝાડ–પ્રવાહરૂપે ચાલતું હોવાથી, નાશરહિત કહેવાય છે. જે પુરૂષ આ વૃક્ષને જાણે છે તે ખરો વેદવેત્તા ગણાય છે. (૧) સત્ત્વાદિ ગુણોવડે પોષાએલી, અને વિષયોરૂપી કુંપળોવાળી, આ વૃક્ષની શાખાઓ, ઉંચે અને નીચે ફેલાએલી છે. કર્મમાં જોડનારાં વાસનારૂપી (આ વૃક્ષનાં) મૂળો, નીચે આ લોકમાં ઘણી સારી રીતે ફેલાયેલાં છે. (૨) વાસ્તવિક રીતે જોતાં, આ વૃક્ષનું અવિનાશી રૂપ, તેમજ આ વૃક્ષની સ્થિતિ, આદિ કે અંત કશુંએ સમજાતું નથી. માટે જેનું મૂળ વાસનાઓથી સુદૃઢ થયું છે, એવા

આ સંસારરૂપી વૃક્ષને, અનાસક્તિરૂપી દૃઢ શસ્ત્રવડે કાપી નાંખીને-**ततः पदं तत्परिमार्गितव्यं** 'પરમાત્માને શોધવો જોઇએ' વિગેરે.

શ્રીમદ્ ભગવત્‌ગીતાનું આ કથન, **ऊर्ध्वमूलोऽवाक्शाखः** વિગેરે કઠ ઉપનિષદ્‌ની શ્રુતિ ઉપરથી છે.

આ વૃક્ષ કેટલા પ્રકારનું ?—વિષ્ણુ સહસ્ર નામમાં કહે છે કે-**न्यग्रोधोदुम्बरोऽश्वत्थः'** વડ, આદુંબર (ઉમરો, ગુલર) અને પીપળો. [ જુઓ મ. ભા. અનુ. ૧૪૯-૧૦૧ ] એ પ્રમાણે ત્રણ પ્રકારનું છે. પુરાણમાં સંસારવૃક્ષને ' दत्तात्रय वृक्ष ' પણ કહેવામાં આવે છે. ગીતા તથા વિષ્ણુસહસ્ર એ બેઉ મહાભારતના ભાગ છે. વિષ્ણુસહસ્રમાં સંસારવૃક્ષને પીપળો, ઉમરો અને વડ ત્રણરૂપ આપ્યાં, અને ગીતામાં પીપળો એવું એક જ રૂપ આપ્યું.

**मत्तो विनिर्गतं विश्वं, मय्येव लयमेष्यति**-[ અષ્ટાવક્રગીતા ] મારામાંથી ઉત્પન્ન થએલું વિશ્વ મારામાંજ લય પામે છે.

એક સૂક્ષ્મ બીજમાંથી જેમ મોટું વૃક્ષ થાય છે, તેમ એક અવ્યક્ત તત્ત્વમાંથી દૃશ્યસૃષ્ટિરૂપ ભવ્ય વૃક્ષ ઉત્પન્ન થયું છે, એવી કલ્પના અગર એવું રૂપક, માત્ર વૈદિક ધર્મમાંજ છે એમ નથી, પણ યુરોપના પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં પણ છે. તે શાસ્ત્રોમાં સંસાર વૃક્ષને ' વિશ્વવૃક્ષ અગર જગદ્‌વૃક્ષ ' એવું નામ આપ્યું છે.

અવ્યક્તમાંથી મહત્, મહત્‌થી અહંકાર, અહંકારથી તન્માત્રા, તન્માત્રાથી મહાભૂત, મહાભૂતમાંથી તમામ પ્રાણી પદાર્થો.

**यच्चापि सर्वभूतानां, बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्-मया भूतं चराचरम् ॥३९॥** ગીતા અ. ૧૦

શ્રીકૃષ્ણ કહે છે કે-' સર્વભૂતોનું જે કાંઈ મૂળ બીજ છે, તે હુંજ છઉં. કારણકે કોઇ પણ ચરાચર વસ્તુનું મારા વિના અસ્તિત્વજ નથી. '

' **अश्वत्थः** '—સંસારવૃક્ષનું નામ **अश्वत्थः** કેવી રીતે પડયું ?-તૈત્તિરીય બ્રાહ્મણ ગ્રન્થમાં ૩-૮-૧૨-૨ માં કહે છે કે-' યજ્ઞપ્રજાપતિ (અગ્નિ) પિતૃયાણ વખતે, દેવલોકમાંથી નષ્ટ થઇને, આ વૃક્ષમાં અશ્વનું (ઘોડાનું) રૂપ ધારણ કરીને, એક વરસ ગુપ્ત રહ્યા હતા. તેથી આ વૃક્ષનું નામ ' અશ્વત્થ ' પડયું છે. કેટલાએક નૈરુક્તિકોનો એવો મત છે કે-પિતૃયાણની દીર્ઘ રાત્રિમાં, સૂર્યના ઘોડા યમલોકમાં આ વૃક્ષ નીચે વિશ્રાંતિ લેછે, તેથી '**अश्वत्थः**-ઘોડાનું સ્થાન '-એવું નામ આપ્યું હશે. સામાન્ય અર્થ-' **अश्वत्थः** એટલે 'પીપળાનું વૃક્ષ.' તેનો આધ્યાત્મિક અર્થ પણ સાંભળો-'**अ**' એટલે 'નહિં.' '**श्व**' એટલે 'આવતી કાલે.' અને '**स्था**' એટલે 'ટકનાર.' તેનો કુલ અર્થ-' જે આવતી કાલે ટકનાર નથી તે.' અથવા ' જે ક્ષણભંગુર છે તે. ' જરા આગળ વધીને જોઇએ તો-**अश्वत्थः** એટલે-' આ દેહરૂપી વૃક્ષ, કે જેમાં ઇંદ્રિયોરૂપી ઘોડા રહેલા છે તે. ' મુંડક ઉપનિ. ૩-૧ માં સંસારવૃક્ષને પીપળાનું વૃક્ષ કહ્યું છે.

વૃક્ષનું મૂળ ઉંચે હોય ?—સામાન્ય વૃક્ષનું મૂળ ઉંચે ન હોય, પણ વિલક્ષણ વૃક્ષનું મૂળ ઉંચે હોય. સંસારરૂપી વૃક્ષ વિલક્ષણ છે. પરમાત્માનું સ્થાન ઉંચે કલ્પાએલું છે. પરમાત્મામાંથી જગતરૂપી વૃક્ષની ઉત્પત્તિ છે. માટે-'જગત્‌રૂપી વૃક્ષનું મૂળ ઉંચે છે, એમ કહ્યું છે. જરા આગળ વધીને સમજીએ તો-આ ઠેકાણે 'મૂળ' એટલે 'પરમાત્મા' અગર 'કારણ.'

વૃક્ષની ડાળીઓ નીચે હોય? ત્યારે શું આ વડનું વૃક્ષ હશે?–સામાન્ય વૃક્ષોની ડાળીઓ ઉંચે હોય. **સંસારરૂપી** આ વિલક્ષણ વૃક્ષની ડાળીઓ નીચે હોય. કારણ કે જગત્નો ફેલાવો નીચે છે. વડની ડાળીઓ ઉપર ફેલાએલી હોય છે, અને વડવાઇઓ નીચે ફેલાએલી હોય છે. ગોભિલ ગૃહ્ય સૂત્ર નામના ગ્રન્થમાં ૪–૭–૨૪ માં કહે છે કે—

**'न्यग्रोधो वारुणो वृक्षः'** વડવાઇ રૂપે નીચે વધે તે વડનું ઝાડ ગણાય છે. મહાભારત વનપર્વ ૧૮૮–૯૧ કહે છે કે–માર્કંડેય રૂષિએ પ્રભુને વડના પાંદડામાં પોઢેલા દેખ્યા. છાંદો. ઉપ. ૬–૧૨–૧ માં 'અવ્યક્તમાંથી વ્યકત જગત્ કેવી રીતે ઉત્પન્ન થયું,' તેનું નિરૂપણ કરતાં, જગત્ને વડનું વૃક્ષ ગણ્યું છે.

**સંસાર વૃક્ષ શું?**—સંસારની અનેક ઉપાધિઓથી ઘેરાએલા, અને શાસ્ત્રો તરફ દૃષ્ટિ કરવાને અવકાશ રહિત પુરૂષોને, **'સંસાર વૃક્ષ'** શબ્દ નવાઈ જેવો લાગે એવો છે. તે સંબંધી આપણે થોડો વિચાર કરીએ. પ્રથમ તો—

**'સંસાર' શું?** તેની વાત કરીએ. 'સંસાર' અગર 'પ્રપંચ' તેનો અર્થ–'સ્ત્રી પુત્રાદિકની વચ્ચે રહીને, વ્યવહાર ચલાવવો' એટલોજ અર્થ નહીં આ વિષયમાં આ અર્થ સંકોચિત છે. અહીં–'સંસાર' એટલે–'નજર આગળ દેખાતું સર્વ જગત્ અથવા દૃશ્યસૃષ્ટિ.' સાંખ્યશાસ્ત્ર સંસારને 'પ્રકૃતિનો વિસ્તાર' કહે છે. વેદાંતીઓ સંસારને 'ભગવાનની માયાનો વિસ્તાર' કહે છે.

કયા કયા શાસ્ત્રોમાં સંસારને વૃક્ષ સાથે સરખાવ્યો છે? **ऊर्ध्वमूलोऽवाक् शाखः एषोऽश्वत्थः सनातनः॥** [કઠ. ઉપનિષદ્] **'अवाक्'** એટલે **अधः–નીચે.'** અથર્વ ઉપનિષદ્. છાંદોગ્ય ઉપ. ૬–૧૨–૧. શ્વેતાશ્વતર ઉપનિષદ્ ૬–૬. તથા મુંડક ૩–૧. વિશ્વ વૃક્ષનું વર્ણન કરે છે.

મહાભારત અશ્વ. ૩૫ અને ૪૭–અનુગીતામાં–આ વૃક્ષને બ્રહ્મવૃક્ષ, બ્રહ્મવન, બ્રહ્મારણ્ય એવાં નામો આપેલાં છે. મહાભારત વિષ્ણુસહસ્ર નામમાં **वारुणो वृक्षः** એવું પ્રભુનું નામ છે. મહાભારત વનપર્વ ૧૮૮–૯૧ માં કહે છે કે–'માર્કંડેય ઋષિએ પ્રભુને પ્રલયકાળમાં વડના ઝાડના પાંદડા ઉપર દેખ્યા.'

ઋગ્વેદમાં સંસાર વૃક્ષની કલ્પનાનાં ઘણાં દૃષ્ટાંત છે. તે સંબંધી થોડી વાત કરીએ–૧–૨૪–૭ માં 'વરુણના લોકમાં એક વૃક્ષ હતું તે વૃક્ષનાં કીરણોનું–શાખાઓનું–મૂળ **उर्ध्व**–ઉંચે છે, અને કીરણો **निचीनाः**–નીચે ફેલાયેલાં છે' એમ લખે છે. ઋ. ૧૦–૧૩૫–૧ માં કહે છે કે–'યમ અને પિતૃઓ જે **'सुपालवृक्ष'**ની નીચે બેસીને સાથે પાન કરે છે.' ઋગ્વેદ ૧–૧૬૪–૨૨ માં કહે છે કે–'જેના અગ્રભાગમાં સ્વાદિષ્ટ ફળો છે, અને જેના ઉપર સુંદર પક્ષી બેઠાં છે? તે વૃક્ષ'. ઋ. ૫–૫૪–૧૨ માં કહે છે કે–'જે પિપળાને વાયુ દેવતા હલાવે છે.'

અથર્વવેદમાં ૫–૪–૩ અને ૧૯–૩૯–૬ માં કહે છે કે–'દેવસદન, અશ્વત્થ વૃક્ષ વરૂણ લોકમાં છે.' અથર્વોપનિષદ્માં સંસારને વૃક્ષ રૂપ ગણવામાં એવો ભાવ છે કે–'સંસારને વૃક્ષ રૂપ કહીએ તોજ, વૈરાગ્ય રૂપી કુહાડીથી તેનો નાશ થાય, એમ કહી શકાય.'

પુરાણ પણ કહે છે કે—

**अव्यक्तमूलप्रभवस्–तस्यैवानुग्रहोच्छ्रितः॥**
**बुद्धिस्कंधमयश्चैव, इंद्रियांतरकोटरः॥१॥**

**महाभूतविशाखश्च, विषयैः पत्रशाखवान् ॥**
**धर्माधर्मसुपुष्पश्च, सुखदुःखफलोदयः ॥२॥**
**आजीव्यस्सर्वभूतानां, ब्रह्मवृक्षस्सनातनः ॥**
**एतद् ब्रह्मवनं चैव, ब्रह्मवृक्षस्य तस्य तत् ॥३॥**
**एतच्छित्त्वा च भित्त्वा, च ज्ञानेन परमासिनाः।**
**ततश्चात्मरतिं प्राप्य, तस्मान्नावर्तते पुनः ॥४॥**

અર્થ—અવ્યક્ત એટલે પરમાત્મા રૂપી મૂળ. તેમાંથી વૃક્ષ ઉત્પન્ન થયું, તે અવ્યક્ત મૂલ પ્રભવ. આ મૂળની દયા વડે તે વૃક્ષ વધ્યું. તે બુદ્ધિ રૂપ શાખાવાળું અને ઈંદ્રિયો રૂપી કોતરવાળું. (૧) આકાશ વિગેરે પંચમહાભૂત રૂપી મોટી શાખાવાળું શબ્દાદિ વિષયરૂપ પાંદડાવાળું, ધર્મ અને અધર્મ રૂપી પુષ્પવાળું, તથા સુખદુઃખ રૂપી ફળવાળું. (૨) સનાતન બ્રહ્મવૃક્ષ સર્વ ભૂતોને આજીવ્ય છે. બ્રહ્મના અધિષ્ઠાનવાળું હોવાથી, તે બ્રહ્મવૃક્ષ કહેવાય છે, અને સર્વ ભૂતોની તે જીવાદોરી હોવાથી, આજીવ્ય કહેવાય છે. આત્મજ્ઞાન વિના બીજા કોઇ પણ ઉપાયથી તે છેદાતું નથી, માટે તે વૃક્ષને સનાતન કહ્યું છે. તે બ્રહ્મ વૃક્ષનું આ બ્રહ્મવન છે. (૩) પરમજ્ઞાન રૂપી તલવાર વડે, આ વૃક્ષને છેદીને અને ભેદીને, અર્થાત્ કાપીને, પછી અધિકારી જીવ આત્મામાં પ્રેમ પ્રાપ્ત કરીને, ત્યાંથી પાછો વળતો નથી–મોક્ષ પામે છે. (૪)

આ વૃક્ષને જ્ઞાનીઓ **માયામય વૃક્ષ** પણ કહે છે.

**संवृतचेतसः**—સંકોચીત ચિત્તવાળા, (માયાથી) મોહ પામેલા લોકો. જેમ ગામડાનો ખેડુ મામલતદાર અગર કલેક્ટર સાહેબને સર્વોપરી સત્તાવાળા જાણે, તેમ માયાથી મોહ પામેલી બુદ્ધિવાળા લોકો–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને સર્વોપરી સત્તાવાળા માને છે, પણ તે ત્રણુથી જે પર છે, તે ત્રણેનો જેમાં સમાસ છે તેને જાણતા નથી. તે ત્રણેને જે સત્તા આપી રહ્યો છે. તેને ઓળખી શકતા નથી.

**आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन ॥१६॥** [ગીતા અ. ૮.]
[શ્રી કૃષ્ણ કહે છે કે–'બ્રહ્મલોકથી માંડીને સર્વલોક પુનર્જન્મ પામનારા છે.']

અવતાર લેવાનું પ્રયોજન શું? તે જણાવે છે—

**बिभर्षि रूपाण्यवबोध आत्मा, क्षेमाय लोकस्य चराचरस्य ॥**
**सत्त्वोपपन्नानि सुखावहानि, सतामभद्राणि मुहुः खलानाम् ॥२९॥**

અર્થ—આપ કે જ્ઞાનસ્વરૂપ છો, અને સર્વના આત્મા છો, તે સ્થાવર-જંગમ લોકના પાલનને માટે, સત્ત્વગુણમય, સત્પુરૂષોને સુખ આપે એવાં, અને અધર્મીઓનો નાશ કરે એવાં–રૂપો વારંવાર ધરો છો. [૨૯]

---

૨૯ પદચ્છેદ—**अवबोधः आत्मा**–આપ કે જે જ્ઞાનસ્વરૂપ આત્મા છો તે. **चराचरस्य लोकस्य क्षेमाय**–સ્થાવર જંગમ ચરાચરલોકના કલ્યાણને માટે. **सत्त्वोपपन्नानि**–સત્ત્વગુણવાળાં. **सताम् सुखावहानि**–સત્પુરૂષોને સુખ થાય એવાં. **खलानां अभद्राणि**–ખલ પુરૂષોને ત્રાસ આપે એવાં. **रूपाणि मुहुः बिभर्षि**–રૂપો–અવતારો–વારંવાર ધારણ કરો છો.

૨૯ વિવેચન—

**चराचरस्य लोकस्य क्षेमाय**-સ્થાવર જંગમ તમામ પ્રાણી પદાર્થોના કલ્યાણ માટે (આપ અવતાર ધારણ કરો છો). હિંદુસ્તાનનો કારભાર વાઇસિરોયથી ચાલે છે, પણ જ્યારે પ્રજા પોકાર થાય, ત્યારે પ્રજાને સંતોષ આપવા, શહેનશાહ પોતે હિંદમાં પધારે, લોકોની દાદ-ફરિયાદ સાંભળે-લોકોપયોગી નવાં કામકાજ કરે, કાયદાની કેટલીએક છૂટ આપે-વિગેરે. તે પ્રમાણે જગતનો કારભાર દેવો, બ્રાહ્મણો અને રાજાઓ ચલાવે છે, પણ જ્યારે તેઓ પ્રમાદ કરે, ધર્મના રસ્તા ભાંગી નાંખે, ગુંચવાડા કરે, ત્યારે પ્રભુ પોતે પધારી, ધર્મના માર્ગો સુધારી આપે છે. સૌને સૌની મર્યાદામાં મૂકે છે.

**सत्त्वोपपन्नानि रूपाणि**—વળી આપ જે જે રૂપ લ્યો છો તે સત્ત્વગુણયુક્ત હોય છે. ' સત્ત્વગુણયુક્ત' એટલે ઘણુંજ શાંતિમય શરીર આપ ધારણ કરો છો. "

**सताम् सुखावहानि**—સત્પુરૂષોને સુખ આપે એવાં રૂપ આપ ધારણ કરો છો. ગીતા પણ કહે છે કે **परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम् ॥८॥** [ગીતા અ. ૪.] ' ઇશ્વરનો અવતાર સત્પુરૂષોની રક્ષા કરવા માટે, અને અધર્મીઓનો નાશ કરવા માટે થાય છે.' ભગવાનના અવતાર સાથે અવતાર લેવા માટે તો, ભકતો મુક્તિ માગતા નથી. ભગવાનના અવતારથી ભકતોને કેટલું સુખ થાય છે, તે સાંભળો:—

પદ.

હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતારારે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદ દુલારે.
હે ભુતળ ભક્તિ પદારથ મોટું-બ્રહ્મલોકમાં નાંહિરે—

ભરતખંડ ભુતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન્ય ધન્યરે એનાં માતપિતાને, સફળ કરી એની કાયારે—ભુતળ૦

ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએરે ઉભી, મુક્તિ છે એની દાસીરે—ભુતળ૦

એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે;
કંઈ એક જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગીરે—ભુતળ૦

**खलानाम् अभद्राणि**—અસુરોને પ્રભુનાં રૂપો (અવતારો) અહિત કર છે. પ્રભુના અવતારો-**विनाशाय च दुष्कृतां**-અસુરોનો નાશ કરવા માટે હોય છે.

**मुहुः**—વારંવાર. આ શબ્દ સૂચવે છે કે પ્રભુ ઘણીવાર અનેકરૂપે અવતાર લે છે.

**अवबोधः**—આપ કે જે જ્ઞાનસ્વરૂપ છો. એટલે-નાટકના થીએટર ઉપર, અનેક વેશ પહેરનારો એકટર, જેમ વેશમાં લલચાતો નથી, તેમ આપ અનેક અવતાર લ્યો છો, પણ તે અવતારમાં આપને વાસના હોતી નથી. તાત્પર્ય-આપના અવતારો દિવ્ય છે.

**आत्मा**—આપ સર્વના આત્મારૂપો છો ખરા; પણ તેમ રહેવાથી, ભકતોની રક્ષા, અને અસુરોનો નાશ, થઇ શકતો નથી. માટે આપ અવતાર લ્યો છો, શ્રીકૃષ્ણ ચોથા અ. માં કહે છે કે—

**अजोऽपि सन्नव्ययात्मा, भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय, संभवाम्यात्ममायया ॥६॥**

હું જન્મ મરણથી રહિત, તથા સર્વ ભૂતોનો ઇશ્વર છઉં, તોપણ મારી પ્રકૃતિનો આશ્રય લઇને, મારી પોતાની માયા વડે જન્મ લઉં છઉં.

હવે પ્રભુના ચરણકમળનો મહિમા બતાવે છે—

**त्वय्यंबुजाक्षाखिलसत्त्वधाम्नि, समाधिनावेशितचेतसैके ॥**
**त्वत्पादपोतेन महत्कृतेन, कुर्वन्ति गोवत्सपदं भवाब्धिम् ॥३०॥**

અર્થ—હે કમળ સરખાં નેત્રવાળા પ્રભુ ! આપ કે જે સર્વ પ્રાણીઓના નિવાસરૂપ છો, તેવા આપના સ્વરૂપમાં, સમાધિથી ચિત્તની એકાગ્રતા કરીને, સર્વોત્તમ માનેલા આપના ચરણ કમળરૂપી નાવ વડે-નાવના આધારથી, કેટલાએક (સત્પુરૂષો) ભવસાગરને ગાયના વાછડાના પગલાના ખાબોચીયાં જેવો કરે છે-જેવો માને છે-જેવો ગણે છે. [૩૦]

૩૦ વિવેચન--

**अखिलसत्त्वधाम्नि**—આપ કે જે સર્વ પ્રાણીઓના નિવાસરૂપ છો તેમાં.
પ્રાણીઓમાં પ્રભુ કે પ્રભુમાં પ્રાણીઓ ?--

**सर्वभूतस्थमात्मानं, सर्वभूतानि चात्मनि ॥२९॥**
**यो मां पश्यति सर्वत्र, सर्वं च मयि पश्यति ॥३०॥** [ગીતા અ. ૬]
**मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥७॥** [ગીતા અ. ૭.]

અર્થ—સર્વ ભૂતોમાં આત્માને અને આત્મામાં સર્વ ભૂતોને (૨૯) જે મને પરમાત્માને સર્વમાં અને સર્વને મારામાં રહેલાં જુએ છે. (૩૦) જેમ દોરામાં અનેક મણિઓ પરોવ્યાં હોય છે તેમ મારામાં આ સર્વ ભૂતો પરોવાયલાં છે. (૭).

**समाधिना आवेशितचेतसा**—સમાધિથી ચિત્તની એકાગ્રતા કરીને. [ સાધનપાદ તથા સમાધિપાદના ફરમાઓમાં, યોગ સંબંધી બહુ ખુલાસા થયા છે. ગીતાજીનો છઠ્ઠો અધ્યાય યોગ સંબંધી છે.] ચિત્તની એકાગ્રતાની તાલમ, ધંધા રોજગારમાં પણ ઘણીજ લાભ દાતા છે. વૈરાગ્ય અને અભ્યાસથી ચિત્તની એકાગ્રતા થઈ શકે છે. જેમ લોહચુંબક લોઢાને ચેતન આપે છે-ગતિમાન બનાવે છે. તેમ સમાધિ મનને ચેતન-સુદૃઢ-બળવાન-બનાવે છે.

**महत्कृतेन**--બ્રહ્મા, સદાશિવ, નારદ વિગેરે મોટા પુરૂષોએ જેને માન આપ્યું છે-જેને સ્વિકાર્યું છે એવું ચરણ. (અપૂર્ણ)

---

૩૦ પદચ્છેદ—**हे अम्बुजाक्ष**-હે કમળ સરખાં નેત્રવાળા પ્રભુ ! **अखिलसत्त्वधाम्नि त्वयि**-સર્વ જીવના નિવાસરૂપ આપના સ્વરૂપમાં. **समाधिना आवेशितचेतसा**-સમાધિદ્વારા ચિત્તને એકાગ્ર કરીને. **एके**-કેટલાએક મુમુક્ષુઓ **महत्कृतेन त्वत्पादपोतेन**-સર્વોત્તમ માનેલા આપના ચરણારવિંદ રૂપી નૌકા વડે. [ **गोः वत्सः तस्य पदं इव गोवत्सपदं**] **भवाब्धिम् गोवत्सपदं इव कुर्वन्ति**-સંસાર સાગરને વાછડાના પગલાં જેવડો કરે છે-માને છે.

श्री सद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમ સ્કંધ પૂર્વાર્ધ.

**તંત્રી**—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-**અમદાવાદ.**

**પ્રકાશક**—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ-ખજુરીની પોળ-**અમદાવાદ.**

પુસ્તક ૮ મું    સવંત ૧૯૮૩ અશાડ માસ,    અંક ૬ ઠો.

# શેઠ આવ્યા તો નાંખો વખારે.

માસીક મળે છે ત્યારે વાંચો છો? કે-'શેઠ આવ્યા તો નાંખો વખારે'-એમ કરો છો? આ કોઇ ન્યુસપેપર નથી. આ કોઇ છાપું નથી. આ તો સત્સંગ-ગંગાની સેર છે-પ્રભુના ગુણાર્વિંદ છે-જીવના કલ્યાણની વાતો છે. જે જાણ્યા પછી બીજું જાણવાનું ન રહે, એવી વાતો છે. થોડામાં ઘણું સમજાય એવી ગોઠવણ છે. માટે પ્રમાદ કરશો નહીં. ચાતુર્માસમાં તો અવશ્ય સાવધ રહેજોજી.

**લાભ-ખાસ ચાતુર્માસ માટે**—૭૬ થી ૮૨ સુધીના સાત વરસના મોક્ષપત્રિકાના પુસ્તકો પાકા પુંઠાથી બંધાવેલાં તૈયાર છે. નવા ગ્રાહકોને તેનો ખાસ લાભ આપવા માટે, ભાદરવા સુદી ૧૧ સુધીમાં, દરેક સાલના પુસ્તકના રૂ. ૨-૬-૦ ને બદલે રૂ. ૨-૨ લેવામાં આવશે. નવા ગ્રાહકોએ પાછલાં પુસ્તકો વાંચવાની ખાસ જરૂર છે-પાયા વિના ઇમારત શોભશે નહીં. જ્યાં બેથી વધારે ગ્રાહકો હોય, ત્યાં એક બીજાને પુછીને, એક સાથે પુસ્તકો મંગાવવાથી, વી. પી. ખર્ચનો લાભ થશેજી. બીજાં પુસ્તકો જોઇએ, તો તે પણ સાથે મંગાવવા.

**ભાવનગર કણબીવાડનું સત્સંગ મંડળ**—દયાળુ ડ્રોઇંગ માસ્તર ભગવાનલાલભાઇ સદ્ગત થતાં, સત્સંગ મંડળ મંદ પડયું હતું. તે મંડળના ભાવિક આગેવાનોના આગ્રહથી, ગયા વૈશાકમાં લગભગ પંદર દિવસ ત્યાં રાતે રાતે રંગ જમાવ્યો. મોક્ષવાણીનો ગુલાલ ઉછાળ્યો. કીર્તન કેસુડાનો રંગ છાંટયો. હરિજન હરખ્યાં-મુમુક્ષુઓ ખેંચાયાં-તેમનો પ્રેમ દેખી, બહુ રાજી થયો છઉં. તેમને સૌને અમારા જયશ્રીકૃષ્ણ સાથે કહેજો કે-'લાગ્યા રહેનારને વિજય પ્રાપ્ત થાય છે-ભક્તિ મરદની છે.'

# ચાતુર્માસ.

## દેવ બનવાની કુંચી.

'રાતે નિદ્રા–દહાડે કામ, ક્યારે કરશો સીતારામ ?' શીયાળામાં ટાઢ, ઉનાળામાં ધામ, ચોમાસામાં લપસણું–ત્યારે હરિ ભજવાની અનુકુળતા ક્યારે મળશે ?–વેપાર રોજગાર ધમધોકાર ચાલતા હોય, ત્યારે ઉંચુ માથું કરવાની અવકાશ ન હોય, અને વેપાર રોજગાર મંદા હોય, ત્યારે ઉદાસીનો પાર ન હોય–ત્યારે સીતારામ ક્યારે કરશો ? ચડતીમાં ખમા ! ખમા ! અને પડતીમાં હાય ! હાય ! ત્યારે હરિ ક્યારે ભજશો ? બાલ્યાવસ્થામાં રમત ગમત ગમી, જુવાનીમાં સ્ત્રીનો સંગ ગમ્યો, વૃદ્ધાવસ્થામાં નાતજાતમાં પટલાઇ કરવી ગમી–બાળગોપાળને સુખી કરવાની વાત ગમી, ત્યારે હરિ ક્યારે ભજશો ?

યાદ રાખજો કે આ અંધારા કુવાનો પાર આવવાનો નથી. જોતજોતામાં મોં ફાટયું રહેશે–હતા નહોતા થઈ જશો–' જે કાંઈ તમારૂં જણાય છે, તે તમારૂં નથી, ' એવી તમને ખાત્રી થશે. જે વ્હાલાં લાગે છે, તેમનો વિયોગ થશે. જોર કરીને કાંઈ કરશો, તોજ થશે–બળ કરીને બહાર નીકળશો, તોજ નીકળાશે. જે ઘોડો દસરાની સરતમાં દોડે નહિ, તેને તેના ધણીનાં સુખ ક્યાંથી હોય ! તેમ જે જીવ (મનુષ્યાવતારમાં) પ્રભુ ભજવામાં પ્રમાદ કરે, તેને પ્રભુની પ્રસન્નતા ક્યાંથી પ્રાપ્ત થાય ! મનુષ્યાવતારમાં જીવના કલ્યાણ માટે, એકાદશી, મહોદાપર્વ, સોમવતી અમાસ, શિવજયંતિ, વિષ્ણુજયંતિ, ચાતુર્માસ વિગેરે ઉત્સવના ઉત્તમ દિવસો ગોઠવ્યા. તે સમયે પણ જે જીવો કાંઈ કરી શકે નહિં, તેમને મનુષ્ય કેમ કહી શકાય ! જેમ હાથીના પગલામાં તમામ જીવોના પગલાંનો સમાસ થાય, તેમ ચાતુર્માસમાં ઘણા ખરા તહેવારોનો સમાસ થાય છે. દરેક ધર્મ અગર સંપ્રદાય ચાતુર્માસનો મહિમા ગાય છે.

નિશાળમાં ભણવું સહેલું છે, પણ પરીક્ષા વખતે પાસ થવું તે અઘરૂં કામ છે. તેમ બાર માસ સુધી કથાવાર્તા સંભળાવવી અગર સાંભળવી, તે સહેલું છે. ' જગત્ મિથ્યા અને બ્રહ્મ સત્ય ' અગર '**અહં બ્રહ્માસ્મિ**' કહેવું, તે પણ સહેલું છે. લાંબા રાગ કાઢીને ભજન ગાવાં તે પણ સહેલું છે. મંદિરે મંદિરે દેવદર્શન કરવાં, તે પણ સહેલું છે; બે પૈસા હોય તો દાન દક્ષણા આપવી, તે પણ સહેલું છે, પણ કાંઇ પાળવું પડે, શાસ્ત્રોનાં–સદ્ગુરૂનાં–વચનો સ્વિકારવાં પડે, તે અઘરૂં કામ છે. અઘરૂં કામ હોય, પણ–જ્યાં સ્વાર્થ હોય, ત્યાં કશું અઘરૂં નથી. બ્રાહ્મણો અનેક કષ્ટ વેઠીને વિદ્યા સંપાદન કરે છે. વૈશ્યો વેપારમાં કરોડો રૂપૈયા રોકે છે, ક્ષત્રિયો પૃથ્વી માટે માથાં ખુએ છે. મુમુક્ષુઓ મોક્ષ માટે જીંદગી, લૌકીક સુખથી રહિત કરી નાંખે છે. ઘણા દિવસ કથાવાર્તા સાંભળીને સાચા મુમુક્ષુ બન્યા હો–સત્યાસત્યનું કાંઇ ભાન થયું હોય–તો નિયમો પાળવાનું ચૂકશો નહિ. નિયમો કાંઇ અઘરા નથી.

હદ—ચાર માસનો ગાળો દેખીને ઘણા ભાઇ બ્હેનો નિયમોથી ભડકે છે–નિયમો પાળતા નથી; અને કદિ પાળે છે તો રોતાં રોતાં. તે દુઃખ મટાડવાના હેતુથી, ચાતુર્માસની હદ–અશાડ સુદી ૧૧ થી ભાદરવા સુદી ૧૧ સુધી–બે માસની રાખી છે. તે દરમિયાન નિયમો પાળવામાં જરા પણ પ્રમાદ નહિ કરો, એવી આશા છે–એવી નમ્ર વિનંતી છે.

હવે નિયમોની યાદી સાંભળો—

**શારીરિક વ્યવહારો—**

૧ બ્રહ્મચર્ય—જેમ સન્મિત્રો સાથે રહે, તેમ સ્ત્રીપુરૂષે સાથે રહી, બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવું. વિષયમાં પ્રીતિ થાય, એવાં પુસ્તકો વાંચવા નહિં, એવાં ચિત્રો જોવાં નહિં-એવી વાતો પણ કરવી અગર સાંભળવી નહિં.

૨ રાત્રે વહેલાં સુવું, અને સવારમાં વહેલાં છ વાગ્યા પહેલાં અવશ્ય ઉઠવું.

૩ સંધ્યાવંદન અગર શાંતિકર્મ દરેકે પોતાના અધિકાર પ્રમાણે કરવું,

૪ જમીન ઉપર અગર પાટ ઉપર ચટાઇ અગર પાતળી ગોદડી પાથરીને સુવું. પલંગ ઉપર સુવું નહિં.

૫ બની શકે તે સ્ત્રીપુરૂષોએ છેડાવ્રત પાળવું, એટલે સ્ત્રીએ પુરૂષને અને પુરૂષે સ્ત્રીને અડકી જવાય તો ઉપવાસ કરવો. વિધવા બ્હેનોએ અને વિધુર ભાઇઓએ આ વ્રત અવશ્ય પાળવું. આ વ્રતથી જ્યાં ત્યાં ભટકવું બંધ થશે. પુરૂષને સ્ત્રીમાં, અને સ્ત્રીને પુરૂષમાં પુજ્યબુદ્ધિ જાગ્રત થશે. ઉપવાસથી આત્મબળ પ્રકાશશે.

**માનસીક વ્યવહાર—**

૧. થોડું બોલવું, થોડું જોવું, અને થોડું સાંભળવું. સમયનો સદુપયોગ કરવો. હરિજન થઈને અવિવેક ભર્યું, અગર બીભત્સ ભાષણ કરવું નહીં. એટલે બેસી તડાકા મારવા નહિં-પટલાઇમાં પડવું નહીં. મૌનનું બળ વધારવું.

૨. રાત્રે સુવા પહેલાં કથાવાર્તા સાંભળવી, માળા ફેરવવી. પ્રભુનું માનસીક ધ્યાન ધરતાં ધરતાં ઉંઘી જવું.

૩. સવારમાં હમેશાં નિયમસર કથાવાર્તા સાંભળવી. પછી ભોજન કરવું. કોઇ આવશ્યક કાર્ય માટે, કદિ બહારગામ જવું પડે; તો આપ જ્યાં કથા સાંભળતા હો, તે સ્થાનનું માનસીક ધ્યાન ધરીને સૌને પ્રણામ કરવા.

૪. પ્રભુ મંદિરમાંજ બેસી રહેતા નથી, પણ જ્યાં જોઇએ ત્યાં છે, એમ સમજીને ધંધારોજગાર દ્વારા પાપ કરવાં નહિં.

**ખાનપાન વ્યવહાર—**

૧. એકવાર ભોજન કરવું, બીજીવાર જમનારે રાત્રે સંધ્યા આરતિ અગાઉ ભોજન કરી લેવું. રાત્રીનો સમય શ્રીહરિને અર્પણ કરવો.

૨. ઈંદ્રિયો ઉશ્કેરાય એવાં-ડુંગળી, લસણ, ગાજર, બહુ મરચાં અને બહુ તેલ-ખાવાં નહિં. પારકે ઘેર જમવા જવું નહિં. તેમાંએ કન્યાવિક્રય કરનારને ત્યાં અવશ્ય જમવું નહીં.

૩. એકાદશીને દીવસે ફળાહાર અગર ટાઢું અગર ગરમ દૃધ અગર ઉકાળો લેવો. ઘી-સાકર અને સુંઠની જરૂર જણાય તો લેવાં.

૪. હોટલની ચા, બીડી, હુકો, દુકાનનાં પાન વિગેરે વ્યસનો મોક્ષમંદિરે આવનારાં અગર મોક્ષપત્રિકા વાંચનારાં, સ્ત્રીપુરૂષોએ અવશ્ય તજવાં જોઇએ. તેથી ધર્મ, ધન અને આયુષ્ય-ત્રણનો બચાવ થાય છે. હજી પામર હો, તો હવે આ ચાતુરમાસથી સાવધ થજો.

૫. કુટુંબમાં કોઇ માંદુ હોય, તો તેની સારવારમાં બ્હેનોએ જવું. કોઇ મરી જાય તો તેનું અવસાન સુધારવા, અને તેનાં સગાંવ્હાલાંને દિલાસો દેવા, તથા તેમનાં બાળકોની સંભાળ લેવા, બ્હેનોએ અવશ્ય જવું, પણ મરનારની પાછળ રડવા કુટવા જવું નહીં. આ વ્રત ચાતુર્માસમાં તો અવશ્ય પાળવું.

**પવિત્ર વિધવા બ્હેનો માટે ખાસ નિયમો—**

૧. ઉત્તમ કોમની વિધવાઓનું જીવન, ત્યાગીઓના કરતાં ઉત્તમ હોય છે; માટે તે બ્હેનોએ કડાં, કંઠી, વીંટીઓ વિગેરે શણગાર પહેરવાં નહિં. કંઠમાં માત્ર તુલસીની અગર રૂદ્રાક્ષની માળા પહેરવી. વસ્ત્રો પણ સાદાં પહેરવાં. સાદું અને પવિત્ર જીવન એ વિધવાનો સાચો શણગાર છે—માતાપિતાની અને પતિની સાચી સેવા છે.

ઈંદ્રિયોના દમન વિના કોઇ પણ પ્રકારનો ધર્મ શોભતો નથી—માટે થોડામાં ઘણું સમજીને કાંઈ પાળજો. પાળવાનો વિચાર કરશો, તો જરૂર પ્રભુ મદદ કરશે.

**એમાં શું?**—આજકાલ **'એમાં શું?'** નામનો ભયંકર રોગ સનાતન ધર્મમાં ફેલાઈ ગયો છે. કોઇ ગંગાએ સ્નાન કરતા હોય, તો ટીકાકારો કહે છે કે–'એમાં શું? ઘણાં માછલાં ગંગામાં સ્નાન કરી રહ્યાં છે.' કોઈ માળા ફેરવતા હોય, તો ટીકાકારો કહે છે કે –"એમાં શું? એવા તો ઘણા બગ ભકતો છે." કોઈ કથાવાર્તા સાંભળવા જતા હોય, તો તેઓ કહે છે કે–"એમાં શું? એ તો પ્રસાદ માટે કથામાં જતા હશે." કોઈ ઉપવાસ કરે, તો તેઓ કહે છે કે–"એમાં શું? તેમને પચતું નહિં હોય." કોઇ રામાયણ કે ભાગવત સાંભળતા હોય, તો તેઓ કહે છે કે–" એમાં શું? તે કાંઇ ઉપનિષદ્ અગર પંચદશી કથા છે." અલબત કબુલ કરીએ કે–અત્યારે પાખંડ ઘણોજ વધી પડયો છે. પણ સાચા ખોટાનો તપાસ કર્યા વિના, સાચાને પણ ખોટા ગણી, તોડી પાડવા–રસ્તે ચડેલાને રસ્તેથી ઉતારવા–માંડ માંડ ભણવા બેઠેલાને, વ્હેમમાં નાંખી ઉઠાડી મૂકવા–એ ભયંકર પાપ છે.

**न बुद्धिभेदं जनये-दज्ञानां कर्मसंगिनाम् ॥**
**जोषयेत्सर्वकर्माणि, विद्वान्युक्तः समाचरन् ॥२६॥** [ગીતા અ. ૩.]

ઉપર જણાવેલા પાપમાંથી જીવોને બચાવવા માટે શ્રી કૃષ્ણે કહ્યું છે કે–'યોગયુક્ત વિદ્વાન્ પુરૂષે, એટલે–બ્રહ્મતત્ત્વને જે કાંઈ સમજયો હોય, એવા વિદ્વાન્ પુરૂષે–કર્મ અને કર્મના ફળમાં આસક્ત રહેલા અજ્ઞાનીઓની બુદ્ધિમાં, સંશય ઉપજાવવો નહિં. [તેઓ જે કાંઇ સારૂં કરતા હોય. તે કરવા દેવું.] વિદ્વાને પોતે પણ, તેમની સાથે કર્મમાં જોડાઇ જઈ, તેઓ સર્વને કર્મમાંજ જોડવા–કર્મમાંજ પ્રીતિ કરાવવી.

"હોટલમાં ચા પાણી પીઇએ–અગર ખાઇએ પીઇએ, તેમાં શું? ત્યાં પણ નળનું જ પાણી છે.' "બૂટ પહેરીને ખાઇએ, તેમાં શું? શું આપણા દેહ ઉપર ચામડું નથી? શું આપણા મોમાં દાંત રૂપે હાડકાં નથી?" "સાહેબ લોકો સાથે જમીએ તેમાં શું? તે કાંઈ માણુસ નથી? મુસલમાન પણ આપણા ભાઈ છે." "યાદ રાખજો કે–ભેદભાવ–ભેદબુદ્ધિ રાખશો, ત્યાં સુધી પરમાત્મા મળશે નહિં, વિગેરે." બગડવામાં બાકી રહી નથી, છતાં હજી પોતાને સુધરેલા માનનારા લોકો, ઉપર પ્રમાણ કહે છે. વટાળવાનું–જે કામ મુસલમાનો તલવારથી કરી શકયા નથી, તે કામ અત્યારે સંગદોષથી થાય છે. મોજશોખથી થાય છે. ભણી ગણીને થાય છે. રાજી ખુશીથી થાય છે. માટે સાવધાન રહેજો. "ભગવાનનું નામ મોટું છે. આપણે બીજું કાંઇ જાણીએ નહીં–આપણે જાતી વર્ણના ભેદની કાંઇ જરૂર નહીં. આપણે તો સૌની સાથે ખાઇએ પીઇએ અને હરિ ભજીએ." એમ સમજાવીને–ધર્મ ભ્રષ્ટ કરનારા ઘણા ભકતો છે. એવા શુષ્ક વેદાંતીઓનો, સુધારાવાળાનો, તથા ઉપર કહ્યા તે ભકતોનો સંગ–રંગ તજીને, ચાતુર્માસના નિયમોમાં દૃઢ થશોજી. લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

**વિનંતી**—જે જે સત્સંગ મંડળમાં આ માસીકનો સત્કાર થતો હોય–આ પત્રિકા વંચાતી હોય, ત્યાં દરેક મુમુક્ષુઓએ પ્રથમ તો વ્યસનથી રહિત થવું જોઇએ, અને પછી ચાતુર્માસના નિયમો પાળતાં શીખવું જોઇએ.

# ગુરૂપુર્ણિમા અગર દિવ્યદિવસ.

દરેક ધર્મમાં અગર દરેક સંપ્રદાયમાં, જે જે પુરૂષો સાચા સદ્‌ગુરૂ તરીકે કામ કરી ગયા છે, અને અત્યારે કામ કરી રહ્યા છે, તે તમામને પ્રણામ કરીને, આ વિષયની થોડી વાત આપણે કરીએ—

લૌકીક ધંધામાં હુશીયાર થવા માટે, આપણે ગુરૂ કરીએ છીએ. સારી નોકરી લેવા માટે, દર માસે બે પાંચ અગર તેથી વધારે ફી આપીને-નિશાળનો ખર્ચ ઉપાડીને-આપણે ગુરૂ કરીએ છીએ. ગુરૂ કર્યા પછી પણ-ગરજ રાખીને-ગુરૂની ગાળો ખાઇને-ગુરૂની સેવા કરીને, તે ધંધામાં હુશીયાર થઇએ છઇએ. બાલ્યાવસ્થામાં જે લોકો આ પ્રમાણે ગુરૂ કરવાની પરવા રાખતા નથી, તેઓ આખી જીંદગીભર ટુંક પગારમાં-મજુરી કરીને-જીવન પુરૂં કરે છે. પચાસ, સાઠ કે સીત્તેર વરસના જીવનમાં સુખી થવા માટે, તન-મન અને ધનનો ભયંકર ખર્ચ વેઠે છે, ત્યારે આત્યંતિક સુખ પ્રાપ્ત કરવા માટે, જ્યાં ગયા પછી પાછું આવવાનું નથી, ત્યાંના સુખ માટે-બ્રહ્મરસમાં તરવા માટે-તન, મન અને ધનનો કેટલો ખર્ચ કરવો જોઇએ ? તેનો કદિ વિચાર કરો છો ? ગાય, ભેંશ ચારનાર ગોવાળની જેટલી પરવા રાખો છો, તેટલી તમારાં મન ચારનાર-સદ્‌ગુરૂ-ની પરવા રાખો છો ?

'સદ્‌ગુરૂ શોધવા, શોધ્યા પછી તન, મન અને ધનથી તેમને પ્રસન્ન કરવા. પ્રસન્ન કર્યા પછી તેમની પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવી.' આટલી વાતતો દરેક ધર્મ પોકાર કરીને કહે છે. (મોક્ષવાણી પાનુ ૭૯ ચોપઇ.)

'ગુરૂ બીનું ભવનિધિ તરે ન કોઇ, જો વિરંચી શંકર સમ હોઈ.'

બ્રહ્મા અને સદાશિવ જેવડા મોટા હોય, તેમને પણ સદ્‌ગુરૂની જરૂર છે. શ્રીરામ, શ્રી કૃષ્ણ, શ્રી આદ્ય શંકરાચાર્યજી, શ્રી રામાનુજાચાર્યજી, શ્રીમદ્ વલ્લભાચાર્યજી, સ્વામીશ્રી સહજાનંદજી, કબીર સાહેબ, પ્રીતમદાસજી વિગેરે અનેક સંતો, સદ્‌ગુરૂ શોધવાની અને શોધ્યા પછી પરમભાવથી તેમને સેવવાની ભલામણ કરે છે. હિંદુ સિવાયના બીજા ધર્મો પણ સદ્‌ગુરૂનો મહિમા ગાય છે.

આ સંસારમાં જન્મ લીધા પછી, અનેક ઠેકાણે સંબંધ બાંધીએ છીએ, પણ તે તમામ સંબંધના કરતાં, માતા-પિતા અને સ્ત્રી પુત્રાદિકના સંબંધના પણ કરતાં, સદ્‌ગુરૂનો સંબંધ મોટો છે; કારણ કે તે લૌકિક સંબંધ નથી-અલૌકિક સંબંધ છે-દિવ્ય સંબંધ છે. આ લોક અને પરલોક બેઉ સુધારે એવો સંબંધ છે. સદ્‌ગુરૂનો સંબંધ દેખતાંને દેખાય, આંધળાને દેખાય એવો નથી, દેખતાંને મન ગુરૂ-ઇશ્વરથી પણ અધીક છે. આંધળાને મન ગુરૂ તે એક સામાન્ય મનુષ્ય છે. સમજુને મન શી વાત ! અણસમજુને મન-અજ્ઞાનીને મન-ભાજીમૂળા. માંદાને ડૉક્ટર વ્હાલો, ભૂખ્યાને અન્ન વ્હાલું, વાંઝીયાને પુત્ર વ્હાલો, લોભીને ધન વ્હાલું, કામીને સ્ત્રી વ્હાલી, તેમ મુમુક્ષુઓને સદ્‌ગુરૂ વ્હાલા. મોટા પુરૂષ કહે છે કે—

**कलत्रं धनं पुत्रपौत्रादि सर्वं, गृहं बांधवाः सर्वमेतद्धि जातं ॥**
**गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं, ततः किं ? ततः किं ? ततः किं ? ततः किं ?**
**षडंगादिवेदो मुखे शास्त्रविद्या, कवित्वादिगद्यं सुपद्यं करोति ॥**
**गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं, ततः किं ? ततः किं ? ततः किं ? ततः किं ?**
**अनर्घ्याणि रत्नानि मुक्तानि सम्यक्, समालिंगिता कामिनी यामिनीषु ॥**
**गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं, ततः किं ? ततः किं ? ततः किं ? ततः किं ?**

વિગેરે અનેક વચનો પોકાર કરીને કહે છે કે, 'સ્ત્રી, પુત્ર, ધન, વિદ્યા, ઘરબાર, ગામ-ગરાસ, વિગેરે અનેક સુખનાં સાધનો તારી પાસે હોય, પણ સદ્ગુરૂ ચરણમાં જો પ્રીતિ થઇ ન હોય, તો તે તમામ ઠાઠ, તને થોડો વખત સુખ આપીને, લાંબો વખત દુઃખ આપનારાં છે-ભવસાગરમાં ભુલાં પાડનારાં છે-જન્મમરણના રેંટમાં ફેંકી દેનારાં છે.'

જેમ સદ્ગુરૂનો સંબંધ અમોલો છે, તેમ જેઓ પ્રભુને શોધવા તત્પર થયા છે, તે જીજ્ઞાસુ સ્ત્રીપુરૂષોને, આ ગુરૂપુર્ણિમાનો—અસાડ સુદી ૧૫ નો—દિવસ પણ અમોલો છે—દિવ્ય દિવસ છે. માટે આ દિવસે જ્યાં આપના સદ્ગુરૂ હોય, ત્યાં હજારો કામ છોડીને જજો. કપટ, છળ, માન, બડાઈ, વિગેરે જે કાંઇ તમારે આવરણ હોય, તે તમામ તજીને, સદ્ગુરૂના ચરણમાં માથું મુકજો. આપના ગામથી સદ્ગુરૂ દૂર હોય, ત્યાં જઈ શકાય એમ ન હોય, તો પત્રદ્વારા પ્રણામ કરજો. તાત્પર્ય—ગમે તે રીતે આ દિવ્ય દિવસે તમારો દિવ્ય સંબંધ તાજો કરજો. પ્રીતમ કહે છે કે—

પદ.

ડડ્ડા 'ડહાપણ મુકી દે, સદ્ગુરૂને શરણે જઈ રહે;'
વચન તણો કરજે વિશ્વાસ, કુતર્કનો ત્યાં કરજે નાશ.
ઉપાધિથી અળગો રહે, ડડ્ડા ડહાપણ મુકી દે.
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને હૃદયે રહ્યું,
સમજુ જન તો લેશે સાર, ગાફલ નર તો ખાશે માર;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું.

વેપારી લોકો દીવાળીના દિવસે, આખા વરસના નામાઠામા પરિપૂર્ણ કરીને, નફોટોટો તપાસે છે. ધન જેવા નાશવંત પદાર્થના નફા માટે, દિવાળીના દિવસમાં આપણે કેટલો આનંદ ભોગવીએ છીએ; ત્યારે જે જાણ્યા પછી બીજું કાંઈ જાણવાનું બાકી રહેતું નથી—જ્યાં ગયા પછી પાછું વળવાનું હોતું નથી, તેનો નફોટોટો તપાસવાનો આ ગુરૂપુર્ણિમાનો દિવસ છે. આ દિવસની જેને કિંમત ન હોય, તેને મુમુક્ષુ કેમ કહેવાય ! તેને સાધારણ વેપારી જેટલી પણ સમજ નથી. આપની પાસે ગમે એટલો ઠાઠ હશે, પણ તે ઠાઠ આતશબાજી જેવો છે. જેમ પાઘડીનો વળ છેડે આવે, તેમ તમારી બેપરવા, તમને અંતકાળ વખતે આફતમાં નાંખશે.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, વિગેરે ભયંકર શીકારી પ્રાણીઓ, આ સંસાર વગડામાં ફર્યા કરે છે. સદ્ગુરૂરૂપી રખોપો સાથે હોય, તોજ તેમાંથી બચી શકાય છે. ભવસાગર તરવાને માનવ દેહરૂપી નાવ મળ્યું, પણ સદ્ગુરૂરૂપી કેવટીઓ (હોડી હાંકનાર) નાવ ઉપર ન બેઠો હોય, તો આ નાવ ગમે ત્યાં અફળાઇને ભાંગી જાય છે—સામે કાંઠે પહોંચી શકતું નથી. નિશાળમાં મહેતાજી વિનાનું અંધારૂં, તેમ સદ્ગુરૂ વિના જીવન ભયંકર દુઃખમય જણાય છે. જેમ ગોળ વિનાનો કંસાર, તેમ સદ્ગુરૂ વિનાનો સંસાર.

કેટલાએક કહે છે કે 'સાચા ગુરૂ મળતા નથી.' પણ ગુરૂ એ કાંઇ ચૌટાની ચીજ નથી—પૈસા દેતાં એ કાંઇ મળતા નથી. એ તો પ્રેમની ચીજ છે—ગરજની ચીજ છે—લાચારીની ચીજ છે. ગુરૂ શામાટે કરવા, ગુરૂ કેવા જોઇએ, ગુરૂ શિષ્ય વચ્ચે કેવો સંબંધ જોઇએ, વિગેરે મહત્વની બાબત શાસ્ત્રોએ અને સંતોએ બહુ સારી રીતે વર્ણવી છે. આપણામાંના ઘણા તે વાત જાણે છે. માત્ર તે તરફ ઘણુંજ થોડું ધ્યાન આપવામાં આવે છે. શાક અગર દાતણ લેવામાં જેટલી ચપળતા—ચોકશી છે, તેટલી ગુરૂ કરવામાં નથી. સદ્વિદ્યા, સંતોષ અને વૈરાગ્ય વિગેરે સદાચારરહિત ગુરૂનું શરણું લેવું, તે ઉઘાડી આંખે ભાંગલા વહાણમાં બેસવા જેવું છે.

'લોભી ગુરૂ અને લાલચુ ચેલા, દોનું નરકમેં ઠેલમઠેલા.'

મોક્ષવાણી પાનું ૮૧ ચોપાઇ.

ગુરૂ શિષ્ય અંધ બધિર કર લેખા, એક ન સુને એક નહિં દેખા;

હરે શિષ્ય ધન શોક ન હરહિ, સો ગુરૂ ઘોર નરકમેં પરહી.

ગુરૂ જાણે કે-'શિષ્ય પાસેથી બે પૈસા લઇ લેવા', અને શિષ્ય જાણે કે-'મેં મોટા ગુરૂ કર્યા.' અગર 'મારા બાપદાદાના ગુરૂ કર્યા.' બૃહદારણ્યક ઉપનિ. ૪-૧-૨માં યાજ્ઞવલ્કય જનકને કહે છે કે-'હે જનક! જ્યાંસુધી તારા મનનું હું સમાધાન ન કરી શકું, ત્યાંસુધી મારાથી તારી પાસેથી ગાયોનું દાન લઇ શકાય નહિ.'

સદ્‌ગુરૂની યોગ્યતા—સદ્‌ગુરૂની યોગ્યતા તપાસીએ, તો સદ્‌ગુરૂ થવાને યોગ્ય તો-શ્રીકૃષ્ણ પોતેજ છે. તે સિવાય સૌ અપૂર્ણ છે-દોષયુક્ત છે. દરેક પ્રાણી પદાર્થના દોષજ તપાસીએ, તો આ સંસારમાં જીવવું ગમે નહિં. દોષની સાથે ગુણ પણ તપાસીએ, ત્યારેજ શાંતિ થાય. ઘઉં અને કાંકરા શેળભેળ હોય. તેમાંથી જે જીવ કાંકરાજ વીણે, તેના હાથમાં કાંકરાનો ઢગલો થાય, અને ઘઉં વીણે તેના હાથમાં ઘઉંનો ઢગલો થાય. 'આંખો મીંચીને ગુરૂ કરવા નહીં. પણ તપાસ કરીને ગુરૂ કરવા.' એવું સૌ કોઇ જાણે છે. પોતાથી બને તેટલી તપાસ કરીને, સદ્‌ગુરૂ શોધ્યા પછી, તેમના દોષજ વીણ્યા કરીએ; તો આપણા હાથમાં દોષનોજ ઢગલો થાય. ધીમે ધીમે આપણે સદ્‌ગુરૂથી વિમુખ થતા જઇએ. બીજે ઠેકાણે ગુરૂ કરીએ, ત્યાં પણ આપણા સ્વભાવ પ્રમાણે, આપણને દોષનાંજ દર્શન થાય. ત્રીજે ચોથે ઠેકાણે પણ એમજ બને. એમ કરતાં કરતાં મોત આવી પહોંચે-કરવાનું રહી જાય.

ધનને માટે, અને આપણી સ્ત્રીઓની લજ્જા જાળવવા માટે, આપણે બહુ દુઃખ વેઠીએ છીએ. જે સદ્‌ગુરૂને દ્વારે-ભલે જ્ઞાન ન મળતું હોય, પણ આ બે બાબતની રક્ષા થતી હોય, તે દ્વારેથી મુમુક્ષુએ કદિ ખસવું નહીં. ગુરૂ શિષ્યનો સંબંધ એવો છે કે—

'ગુરૂ તો એવા ચાહીએ, જે નવ માંગે કાંઇ;

શિષ્ય તો એવા ચાહીએ, જે નવ રાખે કાંઈ.'

બેઉને અરસપરસ સંતોષ, અને વિવેકથી રહેવું ઘટે છે. જેમ સ્ત્રીને પતિ વિના ન ચાલે, ગમે ત્યાં સારૂં જોઇને પરણવુંજ પડે; તેમ મુમુક્ષુએ ગમે ત્યાં સારૂં જોઇને, ગુરૂ કરવાજ જોઇએ. પતિ વિનાની સ્ત્રી દુઃખી-ગાંડી ગણાય, અને ઘણા પતિ કરે, તો વેશ્યા ગણાય. તેમ ગુરૂ વિનાનો મુમુક્ષુ દુઃખી-મૂઢ ગણાય, અને ઘણા ગુરૂ કરે, તો રખડતો ગણાય. એકજ પતિમાં જોડાએલી સ્ત્રીને પતિસેવાની નવી નવી ભાવનાઓ પ્રગટે છે; તેમ એકજ ગુરૂમાં અનન્ય ભાવ કરનારા શિષ્યને, સેવાભાવ પ્રગટે છે. સંતો અને શાસ્ત્રો કહે છે કે-'પહેલા ગુરૂ, અને પછી ઇશ્વર'—

**नास्ति बुद्धिरयुक्तस्य, न चायुक्तस्य भावना ।**

**न चाभावयतः शांति-रशांतस्य कुतः सुखम् ॥६६॥** [ ગીતા અ. ૨ ]

મનને સદ્‌ગુરૂમાં નહીં જોડનારો મનુષ્ય બુદ્ધિમાન્ ગણાતો નથી-બુદ્ધિહીન ગણાય છે. [ જેમ પુત્ર વિનાની સ્ત્રીના સ્તનમાં દુધ હોતું નથી-તેમ ] એવા મનુષ્યને ભાવના પણ થતી નથી-ભાવના ન હોય, તેને શાંતિ પણ હોતી નથી. જેને શાંતિ નહોય, તેને સુખ ક્યાંથી હોય! નજ હોય. હાલતા ચાલતા-ખાતા પીતા, બોલતા અને વાંક આવે તો ધમકાવતા-સંતો અગર

સદ્ગુરૂ, પ્રભુને પામવાનું સાચું દ્વાર છે–પ્રથમ પગથીયું છે. માટે જે તમારા સદ્ગુરૂ હોય, તેમને ભાવથી સેવતાં શીખજો–તેમાં બધું છે.

અત્યારે છાપખાનાની સગવડને લીધે હજારો સદ્ગ્રન્થ છપાય છે, છતાં દુનિયા અંધારામાં પેસતી જાય છે, તેનું કારણ પણ સદ્ગુરૂ અને શિષ્ય વચ્ચેનો સંબંધ છે. દેવ મંદિરોમાં–કથાવાર્તામાં–ઘણીવાર મુમુક્ષુઓની ભીડ જણાય છે, પણ લોકો નાના પ્રકારના કલહથી ત્રાસી ગયા છે. તેનું કારણ પણ સદ્ગુરૂ અને શિષ્ય વચ્ચેનો સંબંધ છે. લોકો નાના પ્રકારના રોગથી પીડાય છે, તેનું કારણ પણ તેજ છે. કોરટોમાં કજીયાની સંખ્યા વધવાનું કારણ પણ તેજ છે. એકબીજાની આંખમાં અમી નથી–વેર ઝેર છે–તેનું કારણ પણ તેજ છે.

સદ્ગુરૂ ભલે ભણેલા ન હોય, પણ સદાચારી હોય–રંગીલા છબીલા ન હોય, રાજઠાઠમાં રમતા ન હોય, તો તેમને પ્રસન્ન રાખવાનું ચૂકશો નહિં. તેમની પ્રસન્નતા દ્વારા જ્ઞાન મળશે. ત્યાગીઓ, વૈરાગીઓ કનકકાંતાના સંગમાં રહેતા હોય, ઘરબાર તજીને જાગીરદાર બન્યા હોય, તો તેમને ઝેરથી દોષીત થએલા દુધ જેવા ગણીને તજી દેવા. તમારો ભાવ ગમે તેવો હોય, પણ અમુક ભેટ ધરાવો, તોજ પધરામણી કરે, તોજ કથાવાર્તા કરે–તોજ ભજન કરવા આવે, એવા સાધુ બ્રાહ્મણો. ભક્તો અગર આચાર્યો, પોતાની આંખ પોતાને હાથે ફોડીને, અપશુકન કરનારા છે. તેમનાથી દૂર રહેતાં શીખો.

આપવાની ના નથી, કરોડો આપો, પણ ફીના રૂપમાં નહીં. જે સંત પધારીને આપણાં આંગણાં પાવન કરે. આપણને સદ્બોધ આપી, કરોડો દેતાં ન મળે–તેવા 'કૃષ્ણ' ભજાવે, તેમને કાંઇ ન આપી શકીએ તો આપણે તેમના ભયંકર ઋણી રહીએ. ઢોર ચારનાર ભરવાડ દર ઢોરે દર માસે એક રૂપૈયો લે છે, ત્યારે મનુષ્ય ચાર્યાની–મનુષ્યને દેવ બનાવ્યાની–સરાસરી શી! તાત્પર્ય–કાંઇ નહીં. માટે જે કાંઈ આપો તે ભાવથી–નમ્રતાથી–આપજો. બાર માસે સોનો ઘરખર્ચ હોયતો બાર માસે એક રૂપૈયો અવશ્ય સદ્ગુરૂને આપવો જોઇએ.

સદ્ગુરૂ ગૃહસ્થ હોય કે ત્યાગી ? તેના ખુલાસા થોડા વરસ ઉપર, પ્રોફેસર કણીયાસાહેબે મહાકાળમાં કર્યા હતા. 'સદ્ગુરૂ ગૃહસ્થ જોઇએ,' એમ સાબીત કર્યું હતું. કોઇ આદ્યશંકાચાર્યના દ્રષ્ટાંત આપે–તો તેમને પુછજો કે 'તેમના નમુના હાલ ક્યાંઈ છે ?' કોઇની જોડે વાદમાં ઉતરશો નહીં. કારણ કે કોઠી ધોયે કાદવ નીકળે. ગંદકી ચુંથે હાથ ગંધાય, ધર્મ વગોવાય.

સકળશાસ્ત્રો–સકલ સંતો પોકાર કરીને કહે છે કે–સદ્ગુરૂ મળે તોજ પ્રભુ મળે, સદ્ગુરૂ રીઝે તોજ પ્રભુ રીઝે, સદ્ગુરૂ આરોગે તોજ પ્રભુ આરોગે. પ્રભુના બાંધ્યા સદ્ગુરૂ છોડે, પણ સદ્ગુરૂના બાંધ્યા પ્રભુ છોડી શકે નહીં. શ્રી વાલ્મિકીના આશ્રમમાં શ્રીરામ પધાર્યા, ત્યારે વાલ્મિકી બોલ્યા હતા કે—મોક્ષવાણી પાતું ૨૪ ચોપાઈ—

'તુહ્મતે અધીક ગુરૂહિ જિય જાની, સકલભાવ સેવહિ સનમાની.'

માતાપિતા ગુરૂ; સાસુસસરો પણ ગુરૂ; કુટુંબમાં કોઈ વડીલ હોય, તો તે પણ ગુરૂ; નિશાળના મહેતાજી તે પણ ગુરૂ; ધર્મક્રિયા કરાવનાર ગોર પણ ગુરૂ; દ્વિજોને યજ્ઞોપવિત આપે અને દ્વિજ સિવાયના વર્ણને કંઠી બાંધે તે પણ ગુરૂ; કોઇ આપણને ઠગી જાય તે પણ ગુરૂ. પણ–જન્મમરણના રેંટમાંથી મુક્ત કરવા માટે જ્ઞાન આપે તે સદ્ગુરૂ.

થોડું લખ્યું ઘણું કરીને માનજો. તમારૂં મન કબુલ કરે અને શાસ્ત્ર શાખ પૂરે, તેમ કરજો. લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

તંત્રી.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## બીજો અધ્યાય ચાલુ.

[ ગયા અંકના ૧૬૦ મા પાનાથી ચાલુ ]

વ્હાલાં હરિજનો ! ગયા અંકમાં આપણે ૩૦ મા શ્લોકનો અર્થ કરીને તે શ્લોકનું વિવેચન શરૂ કર્યું હતું. **महत्कृतेन** શબ્દનો ખુલાસો થઇ ગયો છે. હવે—

**त्वत्पादपोतेन**–' આપના ચરણકમળરૂપી નાવના આધારથી '–એવો તેનો અર્થ છે. ચરણકમળ નાવ બની શકે કે નહિં ? ચરણકમળ તારી શકે નહિં ? તે સંબંધમાં કહેવાનું કે–જે મનુષ્યે વૈદ્યવિદ્યાનો અભ્યાસ કર્યો હોય છે, તે મનુષ્યજ દરેક જાતની વનસ્પતિનાં મૂળ, પત્ર અને ફળના ગુણને જાણે છે. સામાન્ય મનુષ્ય જાણતો નથી. તે પ્રમાણેજ ગોગ વિદ્યામાં આગળ વધેલો માણસ–એટલે–**मच्चित्ता मद्गतप्राणा, बोधयन्तः परस्परं । कथयंतश्च मां नित्यं, तुष्यन्ति च रमंति च ॥९॥** [ગીતા અ. ૧૦] 'જેઓ મારામાંજ મનને અને પ્રાણને રાખીને, નિત્ય પરસ્પર મારોજ બોધ કરે છે–મારૂંજ કીર્તન કરે છે, તેઓ સંતોષ અને આનંદ પામે છે.' એવો મનુષ્ય પ્રભુના ચરણને નાવરૂપ સમજી શકે છે–સામાન્ય મનુષ્ય સમજી શકતો નથી. પ્રભુના ચરણ, એટલે માત્ર પ્રભુની મૂર્તિના પગ ? ના. એટલુંજ નહીં–તેથી આગળ. જો એમ હોય, તો દ્વારકાના ગુગળી પ્રભુના ચરણનું સેવન સદા કરતા હતા, અને બોડાણો પ્રભુના ચરણને કદિ અડકી પણ શકયો નહોતો. બોડાણો પ્રભુનું **શરણ** સેવતો હતો. તેથી બોડાણો જીત્યો, અને ગુગળી હાર્યા. ત્યારે ચરણ એટલે શું ? ચરણ એટલે **શરણ**. શરણ એટલે શું ? **શરણ** એટલે–પોતાનું તમામ ડહાપણ મૂકી દઇને–પોતાનું તમામ બળ વિસારી દઇને–સેવા કરવી તે. પોતાના માતાપિતાના વૈભવનો ખ્યાલ તજીને–જેમ સ્ત્રી પતિનું શરણ સેવે છે, શિષ્ય ગુરૂનું શરણ સેવે છે, તેમ જીવ જ્યારે પ્રભુનું શરણ સેવે, ત્યારે પ્રભુનુ શરણરૂપી નાવ જીવને તારે છે. પ્રભુએ પોતે ચરણનો અર્થ શરણ કર્યો છે–સાંભળો—

**सर्वधर्मान् परित्यज्य,' मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः ॥६६॥** [ગીતા અ. ૧૮]

શ્રીકૃષ્ણ કહે છે કે–' હે અર્જુન ! સર્વ ધર્મોનો ત્યાગ કરીને એટલે તારા ડહાપણનો ત્યાગ કરીને–અનેક તર્ક વિતર્કોનો ત્યાગ કરીને–શાસ્ત્રો અને સદ્‌ગુરૂનાં વચનમાં વિશ્વાસ રાખીને, મારે **શરણે** આવ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. તે બાબતમાં તારે શંકા કરવી નહિં–મારાં વચનમાં વિશ્વાસ રાખવો. [૬૬]

માત્ર શ્રી ઠાકોરજીની ચંદનપુષ્પથી સેવા કરવાથી–માત્ર શ્રી ઠાકોરજીના પગ પખાળવાથી, માત્ર પગમાં પ્રણામ કરવાથી, પરા શાંતિની–મોક્ષની–પ્રાપ્તિ થતી નથી. તેથી આગળ વધીને, વિવેકયુક્ત જ્ઞાનદ્વારા પ્રભુનું શરણ લેવું જોઇએ.

શંકા—જેમણે પ્રભુનું શરણું લીધું હોય, તેમણે કોઇપણ લૈકિક લાભ માટે, પ્રયત્ન કરવો કે કેમ ? ' કર્તાહર્તા નારાયણ છે, પ્રભુ સર્વશક્તિમાન છે, પોતાના જનની ફીકર પ્રભુને છે.' એમ જે ખાસ કરીને જાણે છે, તે જ્ઞાનીએ લૈકિક કાર્ય માટે પ્રયત્ન કરવો કે કેમ ? આ પ્રશ્ન અનાયાસે ઉત્પન્ન થાય. તે સંબંધમાં હું કાંઈ કહું, તેના કરતાં ગીતા કહે છે, તે ધ્યાનમાં રાખવા

જેવું છે. શ્રીકૃષ્ણના મુખથી ગીતાજી સાંભળ્યા પછી, અર્જુન બાવો થઇને ચાલ્યો ગયો નહોતો–માગી ખાતા શીખ્યો નહોતો. અર્જુને કામધંધો પડયો મેલ્યો નહોતો; પણ હાથમાં ધનુષ્યબાણ લઇને, હસ્તિનાપુરની ગાદી માટે, કૌરવો સાથે લડયો હતો. અજ્ઞાનીઓને શંકા થાય કે–'ત્યારે અર્જુન સમજ્યો શું ?' શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે—

**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ॥**
**मा कर्मफलहेतुर्भूर्–मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥**
**योगस्थः कुरु कर्माणि, संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा, समत्वं योग उच्यते ॥४८॥**

અર્થ—કર્મ કરવાં, એજ તારૂં પોતાનું કર્તવ્ય છે. પણ ફળની ઇચ્છા રાખવી, એ તારૂં કર્તવ્ય નથી. [ એટલે તારે કર્મનાં ફળની ઇચ્છા રાખવી નહીં જોઇએ. ] માટે કર્મના ફળનો હેતુ તું રાખીશ નહીં. [ જ્યારે કર્મનાં ફળનો હેતુ પણ રાખવો નહીં, ત્યારે કર્મ કરવાની કોણ પરવા રાખે ? તે સંબંધમાં શ્રીકૃષ્ણ કહે છે કે—] કદિ કર્મથી રહિત થવાની ઇચ્છા રાખીશ નહિં–એટલે કર્મ તો કર્યાજ કરજે. (૪૭) હે અર્જુન ! ઉપર પ્રમાણે યોગમાં રહીને, એટલે ફળની આસક્તિ તજીને, અગર કાર્યની સિદ્ધિ અગર અસિદ્ધિમાં સમબુદ્ધિ રાખીને, તું કર્મો કર. એવા પ્રકારની સમબુદ્ધિનું નામજ યોગ કહેવાય છે. [૪૮]

તાત્પર્ય—કર્મ પોતે બંધન કરતાં નથી, પણ કર્મમાં રહેલી આસક્તિ બંધન કરે છે. આસક્તિ રહિત થઈને, કર્મમાં લાગ્યા રહે તે જ્ઞાની. આસક્તિ સહિત કર્મમાં લાગ્યા રહે તે અજ્ઞાની.

**गोवत्सपदं भवाब्धिम्**—સિંહને પકડવો એ કઠણ વાત છે, છતાં બળવાન પુરૂષો સિંહને બકરીની માફક પકડી લે છે. બે પાંચ હજાર રૂપૈયા વાપરવા એ અઘરૂં કામ છે, છતાં ધનવાન્ પુરૂષ અનાયાસે એવા ખર્ચ કરે છે. તેમ ભવસાગર તરવો એ અઘરૂં કામ છે, પણ પ્રભુનું શરણ સેવનારા–સંત કોઇનો જીવ, ભવસાગરને ગાયના વાછડાના પગલાં જેવો ગણીને, તરી જાય છે. જે કીડી પુષ્પનો સંગ કરે, તે મહાદેવજીના મસ્તકે જઇને બેસે છે, ગરીબ ગુમાસ્તો ધનવાન શેઠની પ્રીતિ પ્રાપ્ત કરે, તો તે ગુમાસ્તો મોટા શેઠ જેવો થઇને ફરે છે.

સંત કેવા દયાળુ છે તે વાત હવે કહે છે.

**स्वयं समुत्तीर्य सुदुस्तरं द्युमन्, भवार्णवं भीममदभ्रसौहृदाः ॥**
**भवत्पदांभोरुहनावमत्र ते, निधाय याताः सदनुग्रहो भवान् ॥॥३१॥**

અર્થ—ઉપલા શ્લોકમાં કહ્યું છે કે–' સત્પુરૂષો સંસારને ગાયના વાછ-

૩૧ પદચ્છેદ—**हे द्युमन्**–હે સ્વયંપ્રકાશ પરમાત્મા. **अदभ्रं** ( અત્યંત ) **सुहृदं** (દયા) **येषां ते अदभ्रसौहृदाः**–જે ઘણાજ દયાળુ ભક્તો–આચાર્યો: **सुदुस्तरं भीमं भवार्णवं** આ ભયંકર અને દુસ્તર ભવસાગરને. **भवतः पदांभोरुहं एव नौः, तेन भवत्पदांभोरुहनावा**–આપના ચરણકમળરૂપી નાવથી. **स्वयं समुत्तीर्य**–પોતે ભવસાગર ઉતરીને **भवत्पादांभोरुहनावम् अत्र निधाय**–આપના ચરણકમળરૂપી નાવને અહીં રાખીને. **ते याताः**–તેઓ ગયા છે–[ **सतः अनुगृह्णाति इति सदनुग्रहः** ] **भवान् सदनुग्रहः**–આપ ભક્તો ઉપર અનુગ્રહ કરનારા છો.

ડાના પગલાના ખાબોચીયા જેવો ગણે છે.' તે સત્પુરૂષો કેટલા બધા પરમાર્થી છે–ઉદાર છે–તેનું સૂચન આ શ્લોકમાં છે. ] હે સ્વયંપ્રકાશ ! તે (સત્પુરૂષો) ઘણાજ કૃપાળુ છે. તેઓ આપના ચરણકમળરૂપી નાવ વડે, ભયંકર અને દુસ્તર ભવસાગર તરી જઇને, આપના ચરણકમળરૂપી નાવને અહિંજ રાખતા ગયા છે. આપ ભક્તો ઉપર અનુગ્રહ કરનારા છો. [ ૩૧ ]

૩૧ વિવેચન—

**अवभ्रसौहृदाः**—સંતો અત્યંત દયાળુ હોય છે. જન્મ આપનારાં માતાપિતા અનેક અવતારોમાં મળે, પણ જન્મબંધન કાપનારા સંતો મનુષ્યાવતારમાંજ મળે. મનુષ્યાવતારમાં પણ—[ મોક્ષવાણી પાનુ ૬૯. ]

ચોપાઇ—પુણ્યપુંજ બિનું મીલહી ન સંતા, સત્સંગતિ સંસૃતિકરિ અંતા.

અનેક જન્મના પુણ્ય વિના સંતો મળતા નથી; અને ભાવથી સંતોને સેવ્યા પછી, સંસાર–જન્મમરણ–જીવને થતાં નથી.

સંત કેવા હશે ?

ચોપાઇ—સંત વિટપ સરિતા ગિરિ ધરણી, પરહિત હેતુ સબન્કર કરણી,
સંત હ્રદય નવનીત સમાના, કહા કહીં નપૈ કહૈ ન જાના.

[ મોક્ષવાણી પાતું ૫૪. ]

સંત, વૃક્ષ, નદી પર્વત અને પૃથ્વી એ પાંચે પારકા માટેજ હોય છે. બડા પરમાર્થી હોય છે. સંતનું હ્રદય માખણ જેવું કોમળ હોય છે, પણ તે માખણ કરતાં ઉત્તમ છે; કારણ કે માખણ પોતાને દુઃખે દ્રવે છે, અને સંત પારકે દુઃખે દ્રવે છે.

**भीमम्-सुदुस्तरं-भवार्णवम्**–ન તરી શકાય એવો ભયંકર ભવસાગર. સાગરમાં જેમ ભયંકર મગરો, વ્હેલો, જળઘોડા વિગેરે હોય છે, તેમ સંસારમાં કામ ક્રોધાદિ ભયંકર વિઘ્નો છે. તેથી સંસારને પાર જવું તે અઘરૂં છે. પ્રભુના ચરણ કમળ રૂપી નાવના આધારાથી, સંતો ભવસાગરને તરી જાય છે.

**भवत्पदांभोरुहनावम्**—આપના ચરણકમળ રૂપી નાવને **अत्र निधाय**–અહીં આ સંસારમાં–ચરણકમળ રૂપી નાવને રાખીને, સંતો ગયા છે. તો તે નાવ કયાં છે ? કેમ દેખાતું નથી ? એવા પ્રશ્નો અનાયાસે થાય. તેના ખુલાસામાં જાણવાનું કે–શ્રી શુકદેવજીએ શ્રીમદ્ ભાગવતદ્વારા પ્રભુમાં પ્રીતિ કરી–પ્રભુનું ચરણ સેવ્યું. શ્રીમદ્ભાગવત રૂપી નાવ મુકીને, શુકદેવજી અદૃશ્ય થયા. તે નાવ અદ્યાપિ પર્યંત અનેક જીવોને પ્રભુ પાસે લઇ જાય છે. વેદ વ્યાસે બ્રહ્મસૂત્ર વિગેરે નાવ મૂક્યાં. મનુ, યાજ્ઞવલ્કય, પારાશર વિગેરે ઋષિઓએ અનેક સ્મૃતિઓ રૂપી નાવ મૂક્યાં. તે નાવદ્વારા અનેક મુમુક્ષુઓ પ્રભુ સન્મુખ થાય છે. તુલસીદાસજીએ રામાયણ રૂપી નાવ મૂક્યું. નરસિંહ મહેતા, મીરાંબાઇ, તુકારામ વિગેરે અનેક ભક્તોએ ભજન રૂપી નાવ મૂક્યાં. તે નાવ દ્વારા અનેક મુમુક્ષુઓ પ્રભુ ચરણમાં પહોંચે છે.

**द्युमन्**—'આપ સૂર્ય રૂપ છો.' તેમ કહેવામાં એવો ભાવ જણાય છે કે–સૂર્ય જેમ અંધકાર, ભય અને સુસ્તી (પ્રમાદ) એમ ત્રણ દોષને હરે છે. તેમ આપ ત્રણે તાપને–ત્રણ દુઃખને હરો છો.

**भवान् सदनुग्रहः**—'આપ ભક્તો ઉપર અનુગ્રહ કરો છો.' આમ કહેવામાં એવો ભાવ જણાય છે કે-સંતોએ તમારા ચરણુ રૂપી નાવ અહિં રાખ્યું છે ખરૂં, પણ તમારી કૃપા વિના, તે નાવમાં બેસવું ગમે એમ નથી. આ સંસારમાં જન્મીને, અનેક ધંધા કરવા ગમે, અનેક ધંધામાં સગવડ-અનુકુળતા-દેખાય, પણ જેથી જન્મ મરણુ કપાય, એવું જે આપના ચરણુ કમળ રૂપી નાવ—શાસ્ત્ર, સદ્ગુરૂ અને સત્સંગ-એ રૂપી નાવમાં જીવને બેસવું ગમતું નથી. આપની કૃપા થાય, તોજ બેસવું ગમે છે. તે બાબતમાં વાલ્મિકીએ શ્રીરામને કહ્યું છે.

જુઓ મોક્ષવાણી પાનું ૨૩.

ચોપાઈ—જગપેખન તુમ દેખનહારે, વિધિ હરિ શંભુ નચાવન હારે;
તેઉ ન જાનહિ મર્મ તુમ્હારા, ઔર તુમહિ કો જાનન હારા.
સો જાને જેહિ દેહુ જનાઈ, જાનત તુમ્હે તુમહિ હોઈ જાઈ.

માટે પ્રથમ સેવાપુજન અને સત્સંગથી પ્રભુને રીઝવો.

હવે શુષ્ક વેદાંતીઓની કથા કહે છે.

**येऽन्येऽरविंदाक्ष विमुक्तमानिनस्, त्वय्यस्तभावादविशुद्धबुद्धयः ॥**
**आरुह्य कृच्छ्रेण परं पदं ततः, पतंत्यधोऽनादृतयुष्मदंघ्रयः ॥३२॥**

અર્થ—હે કમળ સરખાં નેત્રવાળા ! 'અમે મુક્ત છઇએ' એમ માનનારા બીજા (શુષ્ક વેદાંતીઓ), જેઓ તમારી ભક્તિ નહિં કરવાથી અશુદ્ધ બુદ્ધિવાળા થએલા, અને જેઓએ આપના ચરણુનો પણ અનાદર કર્યો હોય છે એવા, ભલે પૂર્વ જન્માંતરના તપને લીધે, સારૂં કુળ વિગેરે સુખ પામ્યા હોય, તોપણુ તેઓ ત્યાંથી નીચે પડે છે-નીચ યોનીમાં પડે છે.

૩૨ વિવેચન—

**कुशला ब्रह्मवार्तायां, वृत्तिहीनाः सुरागिणः ।**
**तेऽप्यज्ञानितया नूनं, पुनरायांति यांति च ॥**

[ અપરોક્ષાનુંભૂતિ ]

**बहुव्याकुलचित्तानां, विचारात् तत्त्वधीर्न हि ।**
**योगो मुख्यस्ततस्तेषां, धीदर्पस्तेन शाम्यति ॥**

[ પંચદશી ધ્યાનદીપ ]

વિગેરે અનેક શ્લોકો સિદ્ધ કરે છે કે-અત્યાર પહેલાં પણુ શુષ્ક વેદાંતીઓ હતા. ઉપાસના માર્ગ વિના-ભક્તિ વિના-વેદાંત શોભે એમ નથી. જેમ સ્ત્રી પુરૂષના મેળાપ વિના સંતતિ

---

૩૨ પદચ્છેદ—**हे अरविंदाक्ष**-હે કમળ સરખાં નેત્રવાળા ! **ये विमुक्तमानिनः अन्ये**-'અમે મુક્ત છઇએ એમ માનનારા' બીજા. **त्वयि अस्तभावात्**-તમારી ભક્તિ નહિં કરવાથી **अविशुद्धबुद्धयः**-અશુદ્ધ બુદ્ધિવાળા અને **अनादृतौ युष्मदंघ्री यैः ते अनादृतयुष्मदंघ्रयः** જેઓએ આપના ચરણુનો અનાદર કર્યો છે તેઓ **कृच्छ्रेण परं पदं आरुह्य**-ભલે તપને લીધે સારૂં કુળ વિગેરે સુખ પામ્યા હોય તો પણુ **ततः अधः पतंति**-ત્યાંથી નીચે પડે છે-નીચ યોનીમાં અવતરે છે.

પ્રાપ્ત ન થાય. તેમ વેદાંત અને યોગ (અગર ઉપાસના) માર્ગ વિના, ભગવદ્ ભાવ પ્રગટ થાય નહીં.

શાંકરમત—શાંકરમત ઘણોજ ઉત્તમ છે. અદ્વૈત સિદ્ધાંત ઘણોજ શ્રેષ્ઠ છે. શાંકરમતના દરેક અનુયાયીઓએ, શ્રીશંકરાચાર્યના ગ્રન્થોનો યથાર્થ અભ્યાસ કરવો ઘટે છે. તત્ત્વબોધ અને આત્મબોધ જેવા સામાન્ય ગ્રન્થો પણ, જેઓ જાણે નહીં, તેઓ શાંકરમતના સનાતનીઓ કેમ કહેવાય! જે સોલ્જર રણ દેખીને નાસે, તેને યોદ્ધો કેમ કહેવાય! અત્યારે અભણ અને અધુરીયા જ્ઞાનવાળા બ્રાહ્મણ, સાધુ અને સન્યાસિઓએ, પોતાના શુષ્ક વેદાંતથી, શાંકરમતને વગોવ્યો છે. જેમ ખસનો રોગ ચેપી છે, પ્લેગનો રોગ ચેપી છે, તેમ શુષ્કવેદાંતનો રોગ પણ ચેપી છે. અસાવધ લોકો ત્વરાથી શુષ્કવેદાંતના રોગમાં સપડાઇ જાય છે. સૌને શુષ્કવેદાંતી થવું ગમે છે. સૌને જમવું ગમે છે, પણ સ્નાન કરવું ગમતું નથી. તે સંબંધમાં યાજ્ઞવલ્ક્ય કહે છે કે:—

**सर्वं ब्रह्म वदिष्यन्ति, संप्राप्ते तु कलौ युगे ।**
**नानुतिष्ठन्ति मैत्रेय, शिश्नोदरपरायणाः ॥**

'હે મૈત્રય! કલિયુગમાં સર્વ લોકો 'બ્રહ્મ-બ્રહ્મ' બોલશે પણ તેઓની વૃત્તિ મૈથુન અને ખાનપાનાદિમાં આસક્ત હોવાથી, તેઓ બ્રહ્મરૂપ બનવામાં જોઇતાં સાધનો માટે પરિશ્રમ કરશે નહિં.'

શુષ્કવેદાંતીઓ આ પ્રમાણે વેદાંતમાં કાચા રહે છે-ભક્તિને નિંદે છે, અને કર્મને હલકું ગણે છે. તાત્પર્ય-કલ્યાણની ત્રણ કલાસમાંથી એકે કલાસમાં, શુષ્કવેદાંતિ ભણતા નથી-આખરે રજળી મરે છે. બ્રાહ્મણ, સાધુ અને સન્યાસીઓને, શુષ્કવેદાંતનો રોગ અનાયાસે થઇ આવે છે. માટે તેમણે સાવધાન રહેવું.

**परं पदं आरुह्य**-બ્રાહ્મણાદિ ઉત્તમ જ્ઞાતિ અગર સન્યાસાદિ ઉત્તમ આશ્રમ પ્રાપ્ત થયું હોય તોપણ; અગર બ્રહ્મવિદ્યા ભણીને, કલ્યાણને રસ્તે ચડયો હોય તોપણ ત્યાંથી નીચે પડે છે.

પ્રભુના થવામાં મજા છે એમ હવે કહે છે.

**तथा न ते माधव तावकाः क्वचिद्-भ्रश्यंति मार्गात्त्वयि बद्धसौहृदाः ॥**
**त्वयाभिगुप्ता विचरंति निर्भया, विनायकानीकपमूर्धसु प्रभो ॥ ३३ ॥**

અર્થ—હે માધવ! જે લોકો તમારામાંજ સ્નેહ રાખે છે, અને પાછા તમારાજ બન્યા છે, તે લોકો, ઉપર જણાવેલા શુષ્ક વેદાંતિઓની માફક, ધર્મમાર્ગમાંથી કદિ ભ્રષ્ટ થતા નથી. [ તે તમારા થયા તેથી ] આપ તેમનું રક્ષણ

૩૩ પદચ્છેદ—**हे माधव**-હે માધવ **त्वयि बद्धसौहृदाः**-તમારામાં જેમનો સ્નેહ બંધાયો છે તેઓ. **तावकाः**-અને જેઓ તમારાજ બન્યા છે તેઓ. **मार्गात् क्वचित्**-માર્ગથી કદિ. **न भ्रश्यन्ति**-ભ્રષ્ટ થતા નથી **ते त्वया अभिगुप्ताः निर्भयाः**-તે તમારાથી રક્ષાએલા છે. અને તેથી નિર્ભય થઇને. **हे प्रभो**!-હે પ્રભુ. **विनायकानां** ( વિઘ્નોના ) **अनीकपाः** ( જથ્થાના સ્વામી ) **तेषां मूर्धसु**-મોટાં મોટાં વિઘ્નોને માથે પગ મૂકીને, **विचरंति**-ફરે છે.

કરો છો. આપના રક્ષણને લીધે, તેઓ અનેક મોટાં મોટાં વિઘ્નોને માથે પગ મૂકીને ફરે છે. [૩૩]

૩૩ વિવેચન—

**बद्धसौहृदा:**—'જેઓએ તમારામાં પ્રીતિ બાંધી તેઓજ.' આ સંસારમાં જન્મીને મનુષ્ય અનેક ઠેકાણે પ્રીતિ બાંધે છે, પણ પ્રભુમાં પ્રીતિ બાંધતો નથી, ભલે દેવ દર્શન કરે, કાશી–હરદ્વાર સુધી દોડે–પણ જેટલાં સ્ત્રી પુત્રાદિક વ્હાલાં, તેટલા પ્રભુ વ્હાલા **નથી. અરે!** એક બીડી જેટલી વ્હાલી છે, તેટલા પ્રભુ વ્હાલા નથી. ચાનો પ્યાલો જેટલો વ્હાલો, તેટલા પણ પ્રભુ વ્હાલા નથી. નાતજાતની પટલાઇ જેટલી વ્હાલી, તેટલા પણ પ્રભુ વ્હાલા નથી. [કેમ ખરી વાતને ?]

પ્રભુ વ્હાલા કરવાનું સાધન શું ?—જેને જે ગમે, તે તેનાં વખાણ કરે–તેમાં પ્રીતી કરાવે. ડુંગળી ખાનારો ડુંગળીનાં વખાણ કરીને, ડુંગળીમાં પ્રીતિ કરાવે. બીડી પીનારો બીડીનાં વખાણ કરીને, બીડીમાં પ્રીતિ કરાવે. માયાનો જીવડો માયાનાં વખાણ કરીને, માયામાં પ્રીતિ કરાવે–ભવરેંટમાં રખડાવે; અને પ્રભુનો પ્યારો–સંત–પ્રભુનાં વખાણ કરીને, પ્રભુમાં પ્રીતિ કરાવે.

**સંત** એટલે માત્ર ભગવાં પહેરીને, માગી ખાતાં શીખ્યા છે, તે નહીં. પઇ પૈસા માટે આપણી દુકાનનાં બારણા તોડી નાંખે છે તે નહીં. કનક અને કામિનીના સંગમાં રમતા હોય, તે નહીં. ઘરબાર તજીને જાગીરદાર બન્યા હોય તે નહીં. સંપ્રદાયની ખેંચતાણમાં તણાઇ મરતા હોય તે નહીં. જેમનું જીવન ઉદાર હોય, જેમને વસુધા કુટુંબ હોય. જેમને પ્રભુ પ્યારા હોય, તે સંત.

સંત કેટલા વ્હાલા છે ?—તમને સંત કેટલા વ્હાલા છે, તે વાત પણ તમે સારી રીતે જાણો છો. પ્રથમ તો તમારે સંતનો હિસાબ નથી. સંત એટલે 'માગણ'–' મહારાજ '–'બાપજી'. એવા 'બાપજી' ઘણા આવે છે અને જાય છે. જેને કાંઇ ધંધો ન આવડે 'તે સંત–તે બાપજી'. એવાએ હશે, હું ના નથી કહેતો. પણ પરિચય પાડતાં જણાય છે કે–આને આપણી લક્ષ્મીની પરવા નથી. લક્ષ્મી માટે રંગાયા નથી. કામક્રોધથી પણ મુક્ત છે. એવા સંત મળે, તો તેમાં સદ્‌ગુરૂભાવ પ્રગટાવીને, તેમને માથા સાટે શામાટે સેવવા નહિં! આવી અનેક વાતમાંથી સાર એ છે કે–પ્રભુ વ્હાલા કરવા હોય, તો સદ્‌ગુરૂ શોધો. શોધ્યા પછી પવિત્રભાવથી–તન, મન અને ધનથી સેવો. સેવાના ફળમાં ઘણું મળશે. સેવાનાં સાધન લૈકિક છે–અનિત્ય છે. સેવાનું ફળ અલૈકિક છે–નિત્ય છે.

ગમે એવા દુરાચારી હશો, તોપણ–સંતોને સેવતાં સેવતાં અધિકાર વધશે. લોઢાનું સોનું થશે. પ્રભુ પ્યારા લાગશે–મોક્ષનાં દ્વાર ખુલ્લાં થશે.

**तावका:**–જે તમારા છે. **त्वया अभिगुप्ता:**–તેમનું તમે રક્ષણ કરો છો. ખોટે માર્ગે જતાં તેમને તમે અટકાવો છો–તેમને તમે બચાવી લ્યો છો.

એક કન્યા આપણા પુત્રની વધુ થાય છે, કે તુરત તેણીને નવાં વસ્ત્ર, ઘરેણાં, ખાવાનું વિગેરે આપવામાં આવે છે. તે માંદી થાય છે તો તેની સારવાર પણ કરવામાં આવે છે. એક નોકર તન અને મનથી સેવા કરે છે, તો શેઠ તેને માટે મરે છે. પ્રભુનો પણ એવોજ સ્વભાવ છે. ત્યારે શું પ્રભુ પક્ષપાતી છે ? હા. પ્રભુ પોતે કહે છે તે સાંભળોઃ—

**समोऽहं सर्वभूतेषु, न मे द्वेष्योऽस्ति न प्रियः ॥**
**ये भजन्ति तु मामू भक्त्या, मयि ते तेषु चाप्यहम् ॥२९॥**
[ગીતા અ. ૯]

'અગર જો પ્રાણીમાત્ર મારે સમાન છે. મારે કોઇ વ્હાલું અગર અળખામણું નથી. તોપણુ જે મને ભક્તિથી ભજે છે, તે મારામાં અને હું તેમનામાં, વિશેષ ભાવે રહીએ છીએ.

તાત્પર્ય—પ્રભુ ભક્ત પ્રત્યે પક્ષપાતી છે.

તુલસીકૃત રામાયણુ કહે છે કે—મોક્ષવાણી પાનુ ૭૬.

ચોપાઇ—પુનિ પુનિ સત્ય કહૌં તોહિ પાંહિ, મોહિ સેવક સમ પ્રિય કોઉ નાંહિ.
ભક્તિહીન વિરંચી કીન હોઇ, સબ જીવન સમ પ્રિય મોહિ સોઇ.
ભક્તિવંત અતિ નીચૌ પ્રાણી, મોહિ પરમપ્રિય યહ મમ વાણી.

ભક્તિનો પ્રકાર કયો હશે ?—

**अनन्याश्चिंतयंतो मां, ये जनाः पर्युपासते ॥**
**तेषां नित्याभियुक्तानां, योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥** [ગીતા અ. ૯]
**मां च योऽव्यभिचारेण, भक्तियोगेन सेवते ॥२६॥** [ગીતા અ. ૧૪]

જેમ વ્યભિચારી સ્ત્રી પતિને વશ કરી શકતી નથી; તેમ વ્યભિચારી ભક્ત શ્રીહરિને વશ કરી શકતો નથી.

રેલ્વેમાં જ્યાં જ્યાં ચોર–લુંટારાનો ભય હોય, ત્યાં ચાલતી ગાડીઓમાં પણુ, પોલીસનો બંદોબસ્ત રાખવો પડે છે. તેમ આ સંસારમાં શ્રી હરિને રસ્તે ચડયા પછી પણુ–લાલચ, કામ, ક્રોધ, હુંપદ, ઇર્ષા વિગેરે ચોરો મુમુક્ષુઓ પાસેથી ધર્મરૂપી ધન હરિ લેવા તૈયાર ઉભા હોય છે; પણુ ધર્મની ચાલતી ગાડીમાં, શ્રીહરિરૂપી ફોજદાર બેઠો હોય, તો કોઇ ચોર આપણું નામ લઇ શકે નહિં.

**निर्भयाः**—ઉપર પ્રમાણે શરણુ લેનારા ભકતો નિર્ભય થઇનેજ ફરે.

**विनायकानीकपमूर्धसु**—અનેક વિઘ્નોને માથે પગ મૂકીને ભકતો ચાલે છે. દૃષ્ટાંત–પ્રલ્હાદને વિઘ્નોનો પાર નહોતો. ચંદ્રહાસને પણુ એમજ થયું. વિષને બદલે વિષયા મળી. મીરાંને ઝેરનું અમૃત થયું. વિગેરે અનેક દૃષ્ટાંત છે. એક રાજાનો માનીતો અનેક વિઘ્નોમાંથી બચે, ત્યારે પ્રભુનો માનીતો ' ન બચે ? ' વિનાયક એટલે 'વિઘ્નો,' અને વિનાયક એટલે 'વિઘ્નોનો નાશ કરનાર ગણુપતિ.' એવા બે અર્થ થાય છે.

અવતારથી થતા લાભ હવે ગણાવે છે.

**અવતારી શરીર.**

**सत्त्वं विशुद्धं श्रयते भवान् स्थितौ, शरीरिणां श्रेय उपायनं वपुः ॥**
**वेदक्रियायोगतपःसमाधिभिस्–तवार्हणं येन जनः समीहते ॥३४॥**

૩૪ પદચ્છેદ—**शरीरिणां स्थितौ**-લોકોની મર્યાદા જાળવવા માટે **श्रेयः उपायनं**-પ્રાણીઓને કર્મનાં ફળ આપનારૂં **सत्त्वं विशुद्धं (वपुः)**–શુદ્ધ સત્ત્વગુણમય **वपुः भवान्**

અર્થ—લોકોની મર્યાદા જાળવવા માટે, પ્રાણીઓને કર્મનાં ફળ આપનાર, શુદ્ધ, સત્ત્વગુણમય શરીર આપ ધારણ કરો છો. તે શરીરથી લોકો-(એટલે-બ્રહ્મચારીઓ) વેદથી, (ગૃહસ્થો) કર્મયોગથી, (વાનપ્રસ્થો) તપથી અને (સન્યાસીઓ) સમાધિથી તમારૂં પૂજન કરે છે. [૩૪]

૩૪ વિવેચન—

**सत्त्वं, विशुद्धं, श्रेयः** અને **उपायनं** તે ચારે **वपुः**-શબ્દનાં વિશેષણો છે.

**शरीरिणां श्रेयः उपायनं वपुः**—પ્રાણીઓનાં કલ્યાણ માટે સાધનરૂપ શરીર (આપ ધારણ કરો છો.) **परित्राणाय साधूनां**-સત્પુરૂષોના રક્ષણ માટેજ શરીર ધારણ કરો છો એટલુંજ નહિં, પણ રક્ષણ કરીને, તેમનું કલ્યાણ પણ આપજ કરો છો. પ્રલ્હાદનું રક્ષણ કરીને પ્રલ્હાદને રાજગાદીનાં સુખ આપ્યાં. સુગ્રીવનું રક્ષણ કરીને તેને રાજગાદી આપી. વિભીષણનું રક્ષણ કરીને, તેને રાજગાદી આપી. માત્ર રાજગાદીજ નહીં, પણ આંતર સુખ આપ્યાં-એકાંતિક સુખ આપ્યાં. એટલે-રાજગાદી ઉપરથી ઉઠી જવું પડે, તો પણ દુઃખ ન થાય, એવું આત્મિક સુખ આપ્યું. અનેક પ્રકારની આપત્તિઓ આવી પડે, તો પણ દુઃખ ન લાગે, એવું આત્મિક સુખ આપ્યું. તાત્પર્ય-નિજાનંદનું સુખ આપ્યું.

**स्थितौ**—જગતના પાલનના સમયમાં. ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર એમ ત્રણ પ્રકારની જગત્‌ની સ્થિતિ છે, તેમાં સ્થિતિના સમયમાં. એટલે-પાલનના સમયમાં. પ્રભુ સત્ત્વગુણમય શરીર કેમ ધારણ કરે છે?—આગળ ૨૯ મા શ્લોકમાં કહ્યું કે-**सत्त्वोपपन्नानि रूपाणि** [ સત્ત્વગુણવાળાં રૂપ, અવતારો ] અને આ શ્લોકમાં કહે છે કે-**सत्त्वं विशुद्धं वपुः** ] શુદ્ધ સત્ત્વ ગુણમય શરીર ] આપ ધારણ કરો છો. કર્મો ફળ આપનાર ગણાય છે; પણ પ્રભુ સત્ત્વગુણમય શરીર ધારણ કરીને સંસારમાં પધારે છે, ત્યારે કર્મના કાયદાનો ભંગ કરીને, અનેક પાપીઓનો પણ ઉદ્ધાર કરે છે. કર્મજ જગત્‌ને દોરનાર હોય, તો પછી પ્રભુની જરૂર નથી; પણ એમ નથી. જેમ પ્રજા પોલીસને આધીન છે; અને પોલીસ રાજાને આધીન છે. તેમ મનુષ્યો કર્માધીન છે, અને કર્મ ઇશ્વરાધીન છે. દેવો સત્ત્વગુણી છે. દૈવી સંપત્તિ સત્ત્વ ગુણમય હોય છે. સત્પુરૂષો પણ સત્ત્વગુણી હોય છે. માટે ઇશ્વર સત્ત્વગુણમય શરીર ધારણ કરે છે.

**जनः**—તે એક વચન છે, પણ આખો મનુષ્ય લોક સૂચવે છે.

વેદ બે પ્રકારના છે—પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ, એમ બે પ્રકારના વેદ છે. પ્રવૃત્તિમાર્ગના પ્રતિપાદનથી બ્રહ્મચારીઓનું અધ્યયન, અને ગૃહસ્થોનું યજ્ઞાદિ કાર્ય સિદ્ધ થાય છે. નિવૃત્તિમાર્ગના પ્રતિપાદનથી વાનપ્રથાશ્રમીઓનું તપ અને સન્યાસીઓનું આત્મામાં સ્થિત થવું ( આત્મજ્ઞાન ) સિદ્ધ થાય છે. પ્રભુ જ્યારે શરીર ધારણ કરે છે, ત્યારે બ્રહ્મચારીઓ વેદના અધ્યયનથી, ગૃહસ્થો કર્મયોગથી, વાનપ્રસ્થો તપથી અને સન્યાસીઓ સમાધિથી ભગવાનનું પૂજન કરે છે.

---

**श्रयते**-શરીર આપ ધારણ કરો છો **येन**-જે શરીર ધારણ કરવાથી **जनः**-લોકો **वेदक्रिया-योगतपःसमाधिभिः**-બ્રહ્મચારીઓ વેદથી, ગૃહસ્થો ક્રિયાયોગથી (કર્મયોગથી), વાનપ્રસ્થો તપથી, અને સન્યાસીઓ સમાધિથી. **तव अर्हणं समीहते**-તમારૂં પૂજન કરે છે.

અવતાર ધારણ ન કરવાથી શું નુકશાન ? તે બાબત હવે કહે છે.

**सत्त्वं न चेद्धातरिदं निजं भवेद्-विज्ञानमज्ञानभिदापमार्जनम् ॥**
**गुणप्रकाशैरनुमीयते भवान्, प्रकाशते यस्य च येन वा गुणः ॥३५॥**

અર્થ—હે પ્રભુ ! આપ સત્ત્વ ગુણમય શરીર ન ધારણ કરો, તો અજ્ઞાનને તોડનાર વિજ્ઞાનનો નાશ થાય. [એટલે અનુભવ જ્ઞાનનો તદ્દન નાશ થાય.] કારણકે જેને નામ અને રૂપ ન હોય, તેનો અનુભવ થાય નહીં. બુદ્ધયાદિકના પ્રકાશથી, આપનું (માત્ર) અનુમાન થાય, અને આ શરીરથી તો, આપનો સાક્ષાત્કાર થાય—આપનો અનુભવ થાય. (૩૫)

૩૫ વિવેચન—

**अज्ञानभिदापमार्जनम् विज्ञानं**-અજ્ઞાનથી ઉત્પન્ન થએલા ભેદનો-દ્વૈતભાવનો-નાશ કરનાર વિજ્ઞાન-અનુભવજ્ઞાન-ઉત્પન્ન થાય નહિં. **सत्त्वात् सञ्जायते ज्ञानं**-સત્ત્વગુણથી જ્ઞાન અને જ્ઞાનથી આગળ વિજ્ઞાન (અનુભવ જ્ઞાન). બ્રહ્મચર્યના પ્રથમ આશ્રમમાંજ, જો સત્ત્વગુણ ન હોય, તો બ્રહ્મચારીને જ્ઞાનનો લાભ થાય નહીં. જ્યાં જ્ઞાન નહિં, ત્યાં વિજ્ઞાન ક્યાંથી હોય ? અને વિજ્ઞાન ન હોય, તો અજ્ઞાનથી ઉત્પન્ન થએલા ભેદનો નાશ પણ કેવી રીતે સંભવે ? જીવને દેહ, ઇંદ્રિય પ્રાણ વિગેરેમાં આત્મબુદ્ધિ થઇ છે. તેથી તે પોતાને જાડો-પાતળો, સુખી-દુઃખી, મોટો-નાનો માને છે. પોતાના સ્વસ્વરૂપનું જ્ઞાન થાય, તો આ ભેદ માત્રનો નાશ થાય. **वासुदेवः सर्वं इति स महात्मा सुदुर्लभः** [ગીતા અ. ૭] સર્વ જગત્ વાસુદેવમય છે એમ **અનુભવનારો** મહાત્મા (સત્પુરૂષ) દુર્લભ છે. વિજ્ઞાનનો લાભ મોટાં પુણ્ય વિના અને મોટા પરિશ્રમ વિના સંભવતો નથી, તે વાત સદા યાદ રાખવી ઘટે છે.

નિર્ગુણ ઉપાસના—**गुणप्रकाशैः भवान् अनुमीयते** । બુદ્ધયાદિના ગુણોથીજ નિર્ગુણ ઉપાસકો આપનું અનુમાન કરે છે. **येन**-શરીરથી-એટલે સગુણ ઉપાસનાથી આપ પ્રત્યક્ષ થાઓ છો. ગીતાના ૧૨ મા અધ્યાયમાં અર્જુન પૂછે છે કે-' સગુણ ઉપાસના શ્રેષ્ઠ, કે નિર્ગુણ ઉપાસના શ્રેષ્ઠ ?' તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણ બોલ્યા છે કે—

**क्लेशोऽधिकरस्तेषा-मव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं, देहवद्भिरवाप्यते ॥ ५ ॥**

' દેહાભિમાની પુરૂષોને માટે સગુણ ઉપાસના શ્રેષ્ઠ છે.' તાત્પર્ય-નિર્ગુણના ઉપાસકોએ જ્ઞાનદ્વારા પ્રથમ દેહાભિમાનનો નાશ કરવો જોઇએ. દેહાભિમાનનો નાશ કરવાની બાબતમાં-સંતો, મહંતો વિદ્વાનો, વક્તાઓ, ભક્તો, વેદાંતિઓ-સોએ પંચાણુ ટકા કાચા છે. જ્યાં જ્યાં

---

૩૫ પદચ્છેદ—**हे धातः**-હે પ્રભુ ! **इदं निजं सत्त्वं न भवेत्**-આપ શરીર ધારણ ન કરો તો **अज्ञानभिदापमार्जनम्**-અજ્ઞાનના ભેદને તોડનાર. **विज्ञानम् न भवेत्**-વિજ્ઞાન-અનુભવજ્ઞાન-પ્રાપ્ત થાય નહિં. **यस्य गुणः येन वा प्रकाशते**-આ બુદ્ધયાદિ ગુણો જેના છે, અને જેના વડે પ્રકાશે છે એ પ્રમાણે. **गुणप्रकाशैः**-ગુણોના પ્રકાશવડે. **भवान् अनुमीयते**-આપનું અનુમાન થાય છે.

બડા-બડા, જ્યાં જ્યાં મોટાઇ, જ્યાં જ્યાં ઠાઠમાઠ-ત્યાં ત્યાં દેહાભિમાન સંપૂર્ણ રીતે ખીલેલું હોય છે. માટે ધર્મનાયકોએ સાવધાન રહેવું ઘટે છે.

**न नामरूपे गुणजन्मकर्मभिर्-निरूपितव्ये तव तस्य साक्षिणः ॥**
**मनोवचोभ्यामनुमेयवर्त्मनो, देव क्रियायां प्रतियंत्यथापि हि ॥३६॥**

અર્થ—દેવો આગળ કહે છે કે-આપ કે જે સાક્ષીસ્વરૂપ છે, તથા આપના માર્ગનું માત્ર અનુમાનજ થાય છે, તેમનાં નામ અને રૂપ-ગુણ, જન્મ, કર્મ, મન અને વાણીથી નિરૂપણ કરી શકાય એવાં નથી. તોપણ હે દેવ ! ઉપાસના કરનારા લોકો, ઉપાસનાદિક ક્રિયામાં, આપને પ્રત્યક્ષ દેખે છે, એ વાત જગજાહેર છે. [૩૬]

૩૬ વિવેચન—

**गुणजन्मकर्मभिः**—'ગુણ, જન્મ અને કર્મથી આપનાં નામ અને રૂપનું નિરૂપણ થઈ શકે એમ નથી.' તે સંબંધમાં શ્રીકૃષ્ણ કહે છે કે—

**जन्म कर्म च मे दिव्य-मेवं यो वेत्ति तत्त्वतः ॥**
**त्यक्त्वा देहं पुनर्जन्म, नैति मामेति सोऽर्जुन ॥५॥** [ગીતા અ. ૪]

'મારા જન્મ અને કર્મ દિવ્ય છે, એવું જે તત્ત્વથી જાણે છે, તે પુરૂષ-હે અર્જુન ! દેહ તજ્યા પછી પુનર્જન્મ ન પામતાં, મનેજ પામે છે.' [૯]

**क्रियायां प्रतियंति**-'ક્રિયામાં પ્રત્યક્ષ દેખે છે,' જેવી જેની ભાવના, તેવાં તેને દર્શન થાય છે. રામના ઉપાસકો રામરૂપે દેખે છે. કૃષ્ણના ઉપાસકો કૃષ્ણરૂપે દેખે છે. શિવના ઉપાસકો શિવરૂપે દેખે છે. દેવીના ઉપાસકો દેવીરૂપે દેખે છે. યજ્ઞાદિકના ઉપાસકો યજ્ઞનારાયણરૂપે દેખે છે.

પ્રભુ દેખાતા હશે ?

**नाहं वेदैर्न तपसा, न दानेन न चेज्यया ॥**
**शक्य एवं विधो द्रष्टुं, द्रष्टवानसि मां यथा ॥५३॥**
**भक्त्या त्वनन्यया शक्य, अहमेवंविधोऽर्जुन ॥**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन, प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥** [ગીતા અ. ૧૧]

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે—તેં મને જેવા જોયો, તેવો-તે રૂપે-હું વેદોથી, તપથી, દાનથી કે હોમથી જોઇ શકાતો નથી. હે પરંતપ ! હે અર્જુન ! કેવળ અનન્ય ભક્તિવડેજ એ પ્રમાણે મને જાણવો, જોવો અને તત્ત્વથી મારામાં પ્રવેશ કરવો, બની શકે એમ છે.

આ વિષયમાં જરા ઉંડા ઉતરીએ તો જણાય છે કે-' **अवजानंति मां मूढा, मानुषीं तनुमाश्रितं ॥११॥** [ગીતા અ. ૯] જ્યારે હું દેહ ધારણ કરૂં છઉં, ત્યારે મૂઢ લોકો મને

---

૩૬ પદચ્છેદ—**तव साक्षिणः**-આપ કે જે સાક્ષી છો. **मनोवचोभ्याम् अनुमेय-वर्त्मनः**-મન અને વચનથી જેમના માર્ગનું માત્ર અનુમાનજ થાય છે **तस्य**-તેના **नामरूपे**-નામરૂપ. **गुणजन्मकर्मभिः**-ગુણ જન્મ અને કર્મથી. **न निरूपितव्ये**-નિરૂપણ થઈ શકે નહિં. **अथ अपि**-તોપણ **क्रियायां**-(ઉપાસકો) ક્રિયામાં-ઉપાસના માર્ગમાં **हि**-ચોક્કસ રીતે **प्रतियंति**-આપને પ્રત્યક્ષ રીતે દેખે છે.

ઓળખી શકતાં નથી.' તાત્પર્ય-જ્યારે બુદ્ધિ મૂઢ થઈ જાય છે ત્યારે પ્રભુના નામ અને રૂપમાં મોહ થાય છે. બીજો ભાવ એ છે કે-પ્રભુનાં નામ અને રૂપનો પાર નથી, માટે અમુક નામ અગર અમુક રૂપ પ્રભુનું છે, એમ નિરૂપણ થઈ શકતું નથી.

અનેક નામરૂપના ઝઘડામાં ન પડતાં, પોતાને જે ગમે તે નામરૂપના સ્મરણાદિમાં શું લાભ છે, તે વાત હવે કહે છે—

**शृण्वन्गृणन्संस्मरयंश्च चिंतयन्, नामानि रूपाणि च मंगलानि ते ॥**
**क्रियासु यस्त्वच्चरणारविंदयो–राविष्टचेता न भवाय कल्पते ॥३७॥**

અર્થ—હે પ્રભુ! આપનાં મહામંગળરૂપ નામ તથા રૂપોને સાંભળતો, બોલતો, તેમનું સ્મરણ કરતો, તેમનું ચિંતવન કરતો જે પુરૂષ દેવાર્ચનાદિક ક્રિયાઓમાં, તમારા ચરણારવિંદમાંજ ચિત્ત રાખે છે, તે પુરૂષને પુનર્જન્મ સંભવતો નથી. [૩૭]

૩૭ વિવેચન—

**तद्बुद्धयस्तदात्मानस्–तन्निष्ठास्तत्परायणाः ॥**
**गच्छंत्यपुनरावृत्तिं, ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥** [ગીતા અ. ૫]

**अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः ॥**
**तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥१४॥** [ગીતા અ. ૮]

**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ॥**
**कथयंतश्च मां नित्यं, तुष्यन्ति च रमंति च ॥९॥**
**तेषां सततयुक्तानां, भजतां प्रीतिपूर्वकम् ॥**
**ददामि बुद्धियोगं तं, येन मामुपयांति ते ॥१०॥** [ગીતા અ. ૧૦]

વિગેરે શ્લોકો ઉપલા શ્લોકને ટેકો આપે છે. એક શેઠની વાતો સાંભળ્યાજ કરીએ, તેનાં વખાણ કર્યા જ કરીએ, તો તે શેઠ પણ રાજી થાય. ધીમે ધીમે શેઠ વશ પણ થાય. શેઠની સેવા કરનારનાં દુઃખનો અમુક પ્રમાણમાં નાશ પણ થાય, ત્યારે પ્રભુની સેવા કરનારનો જન્મ મરણ નાશ થાય, તેમાં કાંઈ નવાઇ ગણાય નહીં.

**शृण्वन् गृणन् संस्मरयन्**-એ ત્રણ પ્રભુનાં નામનો સંબંધ રાખે છે, અને **चिंतयन्** એ પ્રભુનાં રૂપનો સંબંધ રાખે છે. કોઇને પુરી બહુ ભાવતી હોય, પણ તેલમાં તળેલી પુરી ઉધરસ કરે, અને ઘીમાં તળેલી પુરી, ઉધરસને મટાડીને પુષ્ટી આપે. તેમ સામાન્ય રીતે જીવને નામરૂપમાં ઘણો મોહ હોય છે. લૌકીક જીવોનાં નામરૂપ જીવને બંધન કરે છે. પ્રભુનાં નામરૂપ

૩૭ પદચ્છેદ—**ते तव**-તમારા. **नामानि रूपाणि च**-નામો અને રૂપો. **शृण्वन् गृणन्**-સાંભળતો, બોલતો, **संस्मरयन्**-સંભારતો. **च**-અને **चिन्तयन्**-ચિંતવન કરતો. **यः**-જે પુરૂષ **क्रियासु**-દેવાર્ચનાદિક ક્રિયામાં **त्वत्-तव. तव चरणारविंदयोः**-તમારા ચરણકમળમાં. **आविष्टं चेतः यस्य सः आविष्टचेताः**-ચિત્ત રાખે તે પુરૂષ. **भवाय न कल्पते**-તેને પુનર્જન્મ થતો નથી.

જીવને બંધનથી મુક્ત કરે છે. આ પ્રમાણે પ્રભુનાં નામરૂપ જીવોને અલૌકિક મોહમાં ફસાવીને-ગાંડા બનાવીને-શ્રીકૃષ્ણના નામરૂપમાં ઘેલાં બનાવીને-પ્રભુમાં જોડે છે. જેમ દીવો આવે, ત્યારે અંધારાનો નાશ અનાયાસે થાય; તેમ જેઓ પ્રભુમાં જોડાય, તેમનો ભવબંધ-તેમનું અજ્ઞાન, અનાયાસે નાશ પામે છે.

હવે પ્રભુ ચરણનો મહિમા બતાવે છે—

**दिष्ट्या हरेऽस्या भवतः पदो भुवो, भारोऽपनीतस्तव जन्मनेशितुः ॥**
**दिष्ट्याऽङ्कितांस्त्वत्पदकैः सुशोभनैर्-द्रक्ष्याम गां द्यां च तवानुकंपिताम् ॥३८॥**

અર્થ—હે વિષ્ણુ! આ પણ એક આનંદની વાત છે કે-આ પૃથ્વી કે જે આપનાં ચરણરૂપ છે, તેનો ભાર, આપ કે જે સમર્થ છો, તેના જન્મથીજ ઉતરી ગયો છે. આપનાં સુંદર પગલાંથી અંકિત થએલી આ પૃથ્વીને, અને આપની જેના ઉપર દયા છે એવા સ્વર્ગને અમે જોઈશું. તાત્પર્ય--પૃથ્વી અને સ્વર્ગ બેઉ હવે નિર્ભય થશે. [૩૮]

૩૮ વિવેચન—

**भवतः पदः भुवः**—'આપનાં ચરણ પૃથ્વીરૂપ છે.' પૃથ્વી વૈરાટ સ્વરૂપનાં ચરણરૂપ છે. 'ચરણથી પૃથ્વી ઉત્પન્ન થઇ' એમ પુરૂષસુક્તમાં પણ લખે છે.

**ईशितुः इति तव जन्मना**—તું કે જે સમર્થ છો તેના જન્મથીજ. એટલે હવે અસુરોનું દુઃખ માત્ર થોડો વખત છે.

**सुशोभनैः इति तव पदकैः**—તારાં ચરણ-ધ્વજા, વજ્ર, અંકુશ વિગેરે ચિન્હોથી શોભે છે. તે ચરણોથી **अंकितां गां**-અંકાએલી પૃથ્વી-તે પગલાં જ્યાં ત્યાં પડયાં છે એવી પૃથ્વી. પૃથ્વીને માટે **गां** શબ્દ મુકવામાં એવો ભાવ જણાય છે કે-'તારા અવતારથી પ્રસન્ન થએલી પૃથ્વી હવે કામધેનુ ગાયની માફક, જોઇએ તે આપી શકશે.'

દેવો તો પૃથ્વીને અડકતા નથી-પૃથ્વીથી અદ્ધર રહીને ચાલે છે. ત્યારે શું પ્રભુ પૃથ્વી ઉપર ચાલતા હશે?-હા. પ્રભુનો મનુષ્યાવતાર છે, માટે મનુષ્ય પ્રમાણે લીલા કરવી ઘટે છે.

**तव अनुकम्पितां द्यां**—'આપનો અનુગ્રહ જેના ઉપર છે એવા સ્વર્ગને.' બલિ-રાજાએ સ્વર્ગ પોતાને કબજે કરીને દેવોને નસાડી મૂકયા હતા. પ્રભુએ બલિને કબજે કરીને, સ્વર્ગ દેવોને પાછું આપ્યું હતું. એમ અનેક વખત દેવોએ ખોએલું સ્વર્ગ, પ્રભુએ દેવોને પાછું અપાવ્યું છે માટે '**अनुकम्पितां द्यां**' શબ્દો વાપર્યા જણાય છે.

---

૩૮ પદચ્છેદ—**हे हरे**-હે હરિ **दिष्ट्या**-અવ્યય છે-હર્ષની વાત છે કે **भवतः पदः** [**पादभूतायाः**] **अस्याः भुवः भारः**-આપના પાદરૂપ થએલી આ ભૂમિનો ભાર, **तव ईशितुः जन्मना**-આપ કે જે ઇશ્વરરૂપ છો તેના જન્મથી **अपनीतः**-હરાઈ ગયો છે. **सुशोभनैः** [**वज्रांकुशादिशुभलक्षणैः**] **त्वत्पदकैः**-આપનાં સુંદર પગલાંથી **अंकितां गां**-અંકિત થએલી પૃથ્વીને **च**-અને **तव**-**त्वया अनुकंपितां द्यां**-આપની જેના ઉપર દયા છે એવું સ્વર્ગ **द्रक्ष्यामः**-અમે જોઇશું.

ભગવાનનો જન્મ શા માટે હોય? તે વાત હવે કહે છે—

**न तेऽभवस्येश भवस्य कारणं, विना विनोदं बत तर्कयामहे ॥**
**भवो निरोधः स्थितिरप्यविद्यया, कृता यतस्त्वय्यभयाश्रयात्मनि ॥३९॥**

અર્થ—હે પ્રભુ! હે નિત્યમુક્ત પરમાત્મા! આપ કે જે અજન્મા છો, તેમને જન્મનું કારણ, (તમારા પોતાના) વિનોદ વિના સંભવતું નથી, એમ અમે ધારીએ છીએ. કારણ કે જીવને પણ જન્મ, મરણ અને સ્થિતિ આપના અજ્ઞાનથીજ થાય છે, [જીવને આપનું જ્ઞાન થાય, તો તેને જન્મ, મરણ અને સ્થિતિ હોતાં નથી]. એટલે જીવનાં જન્મ, મરણ અને સ્થિતિ વાસ્તવિક નથી, ત્યારે આપને તો એ જન્માદિક નજ હોય. [૩૯]

૩૯ વિવેચન—

શ્રીકૃષ્ણ કહે છે કે—

**अजोऽपि सन्नव्ययात्मा, भूतानामीश्वरोऽपि सन् ॥**
**प्रकृतिं स्वामधिष्ठाय, संभवाम्यात्ममायया ॥ ६ ॥** [ગીતા અ. ૪.]

'હું જન્મમરણથી રહિત છઉં અને સર્વ ભૂતોનો ઈશ્વર છઉં, તોપણ મારી પ્રકૃતિનો આશ્રય લઈને, પોતાની મેળે પોતાની માયાવડે પ્રગટ થાઉં છઉં.'

પ્રાણીઓને પણ અજ્ઞાન હોય, ત્યાં સુધીજ જન્મ, મરણ અને સ્થિતિ હોય છે, ત્યારે પરમાત્મા કે જે—

**बीजं मां सर्वभूतानां, विद्धि पार्थ सनातनम्** [ગીતા અ. ૭ ૧૦]
**मयाऽध्यक्षेण प्रकृतिः, सूयते सचराचरम् ॥** [ગીતા અ. ૯-૧૦]

જે સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કર્તા-નિયામક હોય, તેનો જન્મ સંભવે નહિં.

'પૂર્વ અવતારોમાં જેવી રીતે રક્ષા કરી હતી, એવી રીતે આ અવતારમાં કરજો' એમ હવે કહે છે,

**मत्स्याश्वकच्छपनृसिंहवराहहंस–राजन्यविप्रविबुधेषु कृतावतारः ॥**
**त्वं पासि नस्त्रिभुवनं च यथाऽधुनेश, भारं भुवो हर यदूत्तम वंदनं ते ॥४०॥**

---

૩૯ પદચ્છેદ—**हे ईश**-હે પરમેશ્વર **ते अभवस्य**-આપ કે જે અજન્મા છો તેને **भवस्य कारणं**-જન્મનું કારણ **बत**-ખરેખર **विना विनोदं न**-વિનોદ વિના નથી. **इति**-એ પ્રમાણે **तर्कयामहे**-અમે ધારીએ છીએ. **हे अभयाश्रय!**-હે નિત્યમુક્ત પુરૂષ! **भवः निरोधः स्थितिः**-જન્મ, મરણ અને સ્થિતિ **अपि अविद्यया कृता**-(જીવને) અજ્ઞાનથીજ થાય છે **यतः**-ત્યારે **त्वयि आत्मनि किं**-આપને પોતાને તે ક્યાંથી હોય!

૪૦ પદચ્છેદ—**मत्स्येषु, कच्छपेषु, नृसिंहेषु, वराहेषु, हंसेषु, राजन्येषु, विप्रेषु, विबुधेषु**-મત્સ્ય અશ્વ, કચ્છપ, વરાહ, હંસ, રાજા, બ્રાહ્મણ અને દેવતાઓમાં **हे यदूत्तम!** હે યદુઓમાં શ્રેષ્ઠ! **कृतावतारः**-આપે અવતાર લઈને પૂર્વે કર્યું છે તેમ. **नः**

અર્થ—હે યદુકુળમાં ઉત્તમ ! હે યદુકુળના શણગારરૂપ ! મત્સ્ય, અશ્વ, કચ્છપ, વરાહ, હંસ, રાજા, બ્રાહ્મણ અને દેવતાઓમાં આપે અવતાર લઈને, પૂર્વે જેમ ત્રિભુવનનું અને અમારૂં રક્ષણ કર્યું હતું, તે પ્રમાણે હમણાં પણ રક્ષણ કરીને, પૃથ્વીનો ભાર ઉતારો. હે પ્રભુ ! અમે આપને પ્રણામ કરીએ છઈએ. [૪૦]

૪૦ વિવેચન—

પ્રભુના અવતાર કેટલા હશે?—અહીં મત્સ્યાવતાર, કચ્છપાવતાર, અશ્વ એટલે હયગ્રીવાવતાર. [ સ્મૃતિમાં અશ્વનું ઉત્પત્તિસ્થાન જળ બતાવ્યું છે. ], નૃસિંહાવતાર, વરાહાવતાર, હંસાવતાર, રાજન્ય એટલે શ્રી રામચંદ્રજી, વિપ્ર એટલે પરશુરામ, અને વિબુધેષુ એટલે-દેવોમાં વામનાવતાર, એમ નવ અવતાર થયા. કૃષ્ણાવતાર દસમો અવતાર. 'પૂર્વાવતારોમાં જેવી રીતે આપે અમારી અને ત્રિભુવનની રક્ષા કરી હતી, તે પ્રમાણેજ રક્ષા કરજો.' એટલે 'જેવી પ્રીતિ અમારા ઉપર હતી, તેવીજ પ્રીતિ રાખજો.' એ ભાવ છે.

હવે દેવકીજીને ઉદ્દેશીને કહે છે—

**दिष्ट्याऽम्ब ते कुक्षिगतः परः पुमा-नंशेन साक्षाद्भगवान्भवाय नः ॥**
**मा भूद्भयं भोजपतेर्मुमूर्षो-र्गोप्ता यदूनां भविता तवात्मजः ॥ ४१ ॥**

અર્થ—દેવો દેવકીને કહે છે કે—હે દેવકી ! એ પણ આનંદની વાત છે કે-અમારા કલ્યાણને માટે, સાક્ષાત્ પરમપુરૂષ ભગવાન્, પૂર્ણકળાથી તમારા ઉદરમાં પધાર્યા છે. કંસ કે જેનું મોત આવ્યું છે, તેનો ભય, (હવે) રાખશો નહિં. તમારો પુત્ર યાદવોની રક્ષા કરશે. [૪૧]

૪૧ વિવેચન—

આ શ્લોક દેવકીની સાન્ત્વના માટે છે. કારણ કે દેવકી કંસથી ત્રાસી ગએલાં છે. તે સાથે એમ પણ કહી દીધું કે—'હવે કંસ મરવાનો છે-કંસનું મૃત્યુ ચોક્કસ છે, અને નજદીક છે.'

---

**त्रिभुवनं च त्वं यथा**-અમારૂં અને ત્રણે ભુવનનું જેવી રીતે પૂર્વે રક્ષણ કર્યું હતું તેમ. **अधुना पाहि**-હમણાં કરો. **भुवः भारं हर**-પૃથ્વીનો ભાર હરિ લ્યો. **हे ईश !**-હે પ્રભુ **ते वंदनं (अस्तु)**-અમે આપને પ્રણામ કરીએ છઈએ.

૪૧ પદચ્છેદ—**दिष्ट्या**-આનંદની વાત છે કે **अंब**-હે દેવકી માતા **नः भवाय**-અમારા કલ્યાણને માટે **साक्षात् भगवान् परः पुमान्**-પરમ પુરૂષ સાક્ષાત્ ભગવાન્ **अंशेन**-પૂર્ણ કળાથી. **ते कुक्षिगतः**-તારા ઉદરમાં પધાર્યા છે, **मर्तुं इच्छुः मुमूर्षुः तस्य मुमूर्षोः इति भोजपतेः**-કંસ કે જેનું મોત આવ્યું છે તેનો **भयं मा भूत्**-ભય રાખશો નહિં. **तव आत्मजः**-તારો પુત્ર **यदूनां गोप्ता भविता**-યાદવોનો રક્ષક થશે.

દેવો પાછા વળે છે, તે વાત હવે કહે છે—

**श्रीशुक उवाच—**

**इत्यभिष्टूय पुरुषं, यद्रूपमनिदं यथा ॥**
**ब्रह्मेशानौ पुरोधाय, देवाः प्रतिययुर्दिवम् ॥ ४२ ॥**

અર્થ--શુકદેવજી કહે છે કે-'હે પરીક્ષિત રાજા ! પરમપુરૂષ ભગવાન, કે જેમનું રૂપ દેખાડી શકાય એવું નથી. તેમની ઉપર પ્રમાણે પ્રાર્થના કરીને, બ્રહ્મા અને મહાદેવજીને આગળ કરીને, દેવો સ્વર્ગમાં ગયા. [૪૨]

૪૨ વિવેચન—

કોઈ કોઈ ટીકાકાર કહે છે કે—'રખે બ્રહ્મા અને મહાદેવજી દેવકીના ગૃહમાં રહી જાય, એવા ભયથી તેમને આગળ કરીને, દેવો સ્વર્ગમાં ગયા.' પ્રેમની ખાતર એ પ્રમાણે કહેવું, તે ઠીક છે. બાકી દરેક સમાજમાં એવી પ્રથા હોય છે કે-વડીલો આગળજ ચાલે. એટલે વિવેકની ખાતર દેવોએ, બ્રહ્માને અને શિવને આગળ કર્યા.

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો બીજો અધ્યાય સંપૂર્ણ. બોલો શ્રીકૃષ્ણબળદેવકી જય. આ પણ આપના ભાવથી અને પ્રભુ કૃપાથી.

લી. રામશંકર મોનજીના ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

મોક્ષમંદિર, અમદાવાદ. ૧૯૮૩ ભીમઅગ્યારસ

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## ત્રીજો અધ્યાય.

**પદ-રાગ કલ્યાણ.**

કૃષ્ણ કથામૃત પી-પી-પી, પ્રાણી હો-કૃષ્ણ કથામૃત પી.-
કૃષ્ણ કથામૃત પાન કરીશ તો, જમ કરશે તને જી-જી-જી-રે-પ્રાણી હો૦
ધન વનિતાને સ્થિર માને તું, કાળ હસે તને ખી-ખી-ખી-રે-પ્રાણી હો૦
હરિ સેવનમાં રાખી મન તું, પાપકર્મથી બી-બી-બી-રે-પ્રાણી હો૦
ગોવર્ધન પ્રભુ ભક્તિ રહિત જે, ઇતર કથા તે શી-શી-શી-રે-પ્રાણી હો૦

[ પંડિત શ્રીગટુલાલજી ]

---

૪૨ પદચ્છેદ—**पुरुषं**-પરમપુરૂષ ભગવાન **यस्य रूपं अनिदं** [ **न इदं इति अनिदं** ] કે જેનું રૂપ દેખાડી શકાતું નથી તેમની **यथा**-યથાર્થ રીતે **इति अभिष्टूय**-ઉપર પ્રમાણે પ્રાર્થના કરીને. **ब्रह्मा च ईशानश्च-ब्रह्मेशानौ**-બ્રહ્મા અને મહાદેવજીને **पुरोधाय**-આગળ કરીને **देवाः दिवम् प्रतिययुः**-દેવો સ્વર્ગમાં ગયા.

**સાખી**—નીરગુણુ નટવર નર થયો, સુંદર સગુણ સ્વરૂપ;
નંદ નંદનની છબી, પુર્ણાનંદ અનુપ.

**વિષય**—આ ત્રીજા અધ્યાયમાં ભગવાન્ ઈશ્વરરૂપે પ્રગટ થાય છે. માતા-પિતા તેમની સ્તુતિ કરે છે. પછી પ્રભુ બાળ રૂપે બને છે. કંસના ભયથી વસુદેવજી ભગવાનને ગોકુલમાં મુકી આવે છે.

[ પ્રભુના અવતાર વખતે કેવો દેખાવ થઇ રહ્યો હતો, તેનું વર્ણન ૧ થી ૭ શ્લોકમાં છે. કાળીદાસ આદિ ઉત્તમ કવિઓની વાણી, જેમણે સાંભળી હશે, અગર વાંચી હશે, તેમને શુકદેવજીની કવિત્વશકિતનું ભાન અનાયાસે થશે. ભાવથી સાંભળો—]

**श्रीशुक उवाच—**

**अथ सर्वगुणोपेतः, कालः परमशोभनः ॥**
**यर्ह्येवाजनजन्मर्क्षं, शान्तर्क्षग्रहतारकम् ॥ १ ॥**
**दिशः प्रसेदुर्गगनं, निर्मलोडुगणोदयम् ॥**
**मही मङ्गलभूयिष्ठ–पुरग्रामव्रजाकरा ॥ २ ॥**
**नद्यः प्रसन्नसलिला, ह्रदा जलरुहश्रियः ॥**
**द्विजालिकुलसन्नाद्–स्तवका वनराजयः ॥ ३ ॥**
**ववौ वायुः सुखस्पर्शः, पुण्यगंधवहः शुचिः ॥**
**अग्नयश्च द्विजातीनां, शान्तास्तत्र समिन्धत ॥ ४ ॥**

---

૧ પદચ્છેદ—**अथ**-મંગળસૂચક છે, પછી. **यर्हि एव**-જ્યારે **सर्वगुणैः उपेतः**-સર્વ ગુણોથી યુકત. **परमशोभनः कालः**-અત્યંત સુંદર સમય આવ્યો. **अजनात् जन्म यस्य सः अजनजन्मा तस्य ऋक्षं** (નક્ષત્ર) **अजनजन्मर्क्षं**-રોહિણી નક્ષત્ર **शान्तानि ऋक्षाणि ग्रहाः च तारकाः यस्मिन् तत्–शांतर्क्षग्रहतारकम्**-નક્ષત્ર, ગ્રહ અને તારાઓ અનુકુળ હતાં.

૨ પદચ્છેદ—**दिशः प्रसेदुः**-દિશાઓ પ્રસન્ન હતી–સ્વચ્છ હતી. **निर्मलानां उडुगणानां** (નક્ષત્રોનો) **उदयः यस्मिन् तत् इति गगनं**-આકાશમાં નક્ષત્રો નિર્મળ રીતે ઉગ્યાં હતાં. **मंगलभूयिष्ठाः पुरग्रामव्रजाकराः यस्यां सा इति मही**-પૃથ્વી ઉપર નગરો, ગામડાં, વ્રજ અને ખાણો મંગળરૂપ થયાં હતાં. [ **आकरः** એટલે ખાણ. ]

૩ પદચ્છેદ—**प्रसन्नं सलिलं यासु ताः प्रसन्नसलिलाः इति नद्यः**-નદીઓનાં જળ સ્વચ્છ થઇ ગયાં હતાં. **जलरुहैः** (કમળોથી) **श्रीः** (શોભા) **येषां ते जलरुहश्रियः इति ह्रदाः**-જળાશયોમાં કમળ ખીલવાથી શોભા થઇ રહી હતી. **द्विजालिकुलानां** ( પક્ષીઓ અને ભ્રમરોનાં ટોળાંના ) **सन्नादः** (અવાજ, નાદ) **येषु ते द्विजालिकुलसन्नादाः इति स्तवकाः** ( પુષ્પના ગુચ્છો ) **ते यासु ताः वनराजयः**-વનની પંક્તિઓના પુષ્પના ગુચ્છોમાં પક્ષીઓ અને ભ્રમરાઓ નાદ કરવા લાગ્યા.

૪ પદચ્છેદ—**सुखः स्पर्शः यस्य सः सुखस्पर्शः इति वायुः**-સુખ આપે એવો પવન. **पुण्यं गंधं वहति इति पुण्यगंधवहः इति वायुः, शुचिः इति वायुः ववौ**-

**मनांस्यासन्प्रसन्नानि, साधूनामसुरद्रुहाम् ॥**
**जायमानेऽजने तस्मिन्–नेदुर्दुंदुभयो दिवि ॥ ५ ॥**
**जगुः किन्नरगंधर्वास्–तुष्टुवुः सिद्धचारणाः ॥**
**विद्याधर्यश्च ननृतु–रप्सरोभिः समं तदा ॥ ६ ॥**
**मुमुचुर्मुनयो देवाः, सुमनांसि मुदान्विताः ॥**
**मंदं मंदं जलधरा, जगर्जुरनुसागरम् ॥ ७ ॥**

અર્થ--પછી જ્યારે સઘળા શુભ ગુણવાળો, અને અત્યંત સુંદર સમય આવી પહોંચ્યો-[ એટલે-પ્રભુનો અવતાર થયો, તે પહેલાં કેવાં શુકન જણાયાં હતાં, તે વાત કહે છે. ] ત્યારે ચંદ્રમા રોહિણી નક્ષત્રમાં હતો. નક્ષત્ર, ગ્રહ અને તારાઓ અનુકુળ હતાં. (૧) દિશાઓ સ્વચ્છ થઇ હતી. આકાશમાં નક્ષત્રો નિર્મળ રીતે ઉગ્યાં હતાં. પૃથ્વી ઉપરનાં નગરો, ગામો, વ્રજ અને ખાણો મંગળમય બન્યાં હતાં-સર્વત્ર આનંદ છવાઇ રહ્યો હતો. (૨) નદીઓનાં જળ સ્વચ્છ થઇ ગયાં હતાં. ખીલી રહેલાં કમળોની કાન્તિથી, જળાશયો શોભી રહ્યાં હતાં. વનની પંક્તિઓના પુષ્પના ગુચ્છોમાં, પક્ષીઓ અને ભ્રમરો નાદ કરી રહ્યાં હતાં. (૩) સુખ થાય એવો સુગંધી આપનારો પવિત્ર પવન, મંદ મંદ વાતો હતો. દ્વિજ લોકોના શાંતિ ભરેલા અગ્નિઓ, તે સમયે સળગી રહ્યા હતા. (૪) અસુરોથી ત્રાસી ગયેલા સાધુપુરૂષોનાં મન, પ્રસન્ન થયાં હતાં, ભગવાનનો અવતાર સૂચવવાને આકાશમાં દુંદુભિ વાજાં વાગતાં હતાં. (૫) કિન્નરો અને ગંધર્વો ગાન કરતા હતા. સિદ્ધો અને ચારણો સ્તુતિ કરતા હતા. વિદ્યાધરોની સ્ત્રીઓ, અપ્સરાઓની સાથે, તે વખતે નાચ કરી રહી હતી. (૬) પ્રસન્ન થએલા મુનિઓ અને દેવો, પુષ્પવૃષ્ટિ કરતા હતા. સમુદ્રની સમીપે રહેલો મેઘ, મંદ મંદ ગર્જના કરતો હતો. (૭)

---

સુગંધી આપનારો પવિત્ર પવન વાવા લાગ્યો. **च**-અને **द्विजातीनां**-દ્વિજલોકના. **शांताः अग्नयः**-શાંતિ ભરેલા અગ્નિઓ **तत्र**-તે સમયે **समिंधत**-સળગતા હતા. [**समैंधत** ને બદલે **समिंधत** છે.]

૫ પદચ્છેદ—**असुरैः द्रुह्यन्ते इति असुरद्रुहः तेषाम् असुरद्रुहाम् इति साधूनां**-અસુરો જેનો દ્રોહ કરતા હતા, તે સાધુઓનાં **मनांसि प्रसन्नानि आसन्**-મન પ્રસન્ન હતાં. **तस्मिन् अजने जायमाने**-ભગવાનનો અવતાર થતાં **दिवि**-આકાશમાં. **दुंदुभयः नेदुः**-દુંદુભિ વાજાં વાગવા લાગ્યાં.

૬ પદચ્છેદ—**किन्नरगंधर्वाः जगुः**-કિન્નર અને ગંધર્વો ગાન કરવા લાગ્યા. **सिद्धचारणाः तुष्टुवुः**-સિદ્ધ અને ચારણો સ્તુતિ કરવા લાગ્યા. **च**-અને **विद्याधर्यः अप्सरोभिः समं तदा ननृतुः**-વિદ્યાધરની સ્ત્રીઓ અપ્સરાઓની સાથે તે વખતે નાચવા લાગી.

૭ પદચ્છેદ—**मुदा अन्विताः**-આનંદથી યુક્ત. **मुनयः देवाः**-મુનિઓ અને દેવો

૧ વિવેચન—

૧ થી ૮ સુધીના શ્લોકોમાં, પ્રભુના પ્રાગટ્ય સમયનો કાળ કેવો હતો, તેનું વર્ણન છે. અધ્યાત્મદૃષ્ટિથી જોઈએ, તો જ્ઞાનવૈરાગ્યથી યુક્ત સાધન સંપન્ન થએલા પુરૂષને, જગત્ કેવું ભાસે તેનું વર્ણન છે.

**सर्वगुणोपेतः कालः, परमशोभनः इति कालः**—કાળ સર્વગુણોથી યુક્ત હતો. કાળ ઘણોજ સુંદર હતો. એક ગરીબ માણસ ઉપર જ્યારે રાજા પ્રસન્ન થાય છે, ત્યારે તેને જે જોઈએ તે અનુકુળતા કાળ આપતો જણાય છે, ત્યાર રાજાને પોતાને કાળ અનુકુળ થાય તેમાં નવાઈ શી! જ્યારે રાજાનો રાજા–સાક્ષાત્ નારાયણ–પધારે, તે સમયે કાળ સર્વ ગુણોથી યુક્ત બને, અને ઘણોજ સુંદર હોય તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું ન ગણાય. એક તાલુકો તપાસવા, રાજા પધારે છે, ત્યારે તે તાલુકાનો અમલદાર, સર્વ પ્રકારે સાવધાન થઈને રાજાની સેવા કરે છે; ત્યારે સાક્ષાત નારાયણનો સત્કાર કરવા, કાળ અનુકુળ થાય, કાળ સુંદર બને, તે સ્વાભાવિક રીતે વ્યાજબી છે.

દક્ષિણાયનના સૂર્ય, કૃષ્ણપક્ષ અને અર્ધરાત્રી એ સર્વ શુભ કાર્યમાં તજાય છે; છતાં શ્રીકૃષ્ણના જન્મ સમયે તે ત્રણેને શુભ કેમ ગણ્યા? સાકર જ્યારે ખાઈએ ત્યારે ગળી લાગે, તેમ લોકદૃષ્ટિથી દક્ષિણાયન જણાય, પણ જ્યારે મંગળમાં મંગળ પ્રભુ પધારે, ત્યારે સર્વત્ર મંગળ થઇ રહેવું જોઇએ.

પ્રભુનો જન્મ—'પ્રભુનો જન્મ' એમ કહેવા કરતાં 'પ્રભુનો પ્રાદુર્ભાવ' કહેવો એ વધારે અર્થસૂચક છે. આગળ ૮મા શ્લોકનો '**आविरासीत्**' શબ્દ આ વાતને સુદૃઢ કરે છે.

જન્મકુંડળી–જન્માક્ષર—પ્રભુની જન્મકુંડળી અગર જન્માક્ષર બનાવવા, એ પ્રેમનું નીશાન છે. બાકી પ્રભુત્વનું અજ્ઞાન સૂચવે છે.

રોહિણી નક્ષત્ર—નક્ષત્રો ઘણાં છે. તેમાં રોહિણી નક્ષત્ર શ્રેષ્ઠ છે. પ્રભુના પ્રાદુર્ભાવનો સત્કાર કરવા, રોહિણી નક્ષત્ર હાજર થયું હતું. રોહિણી નક્ષત્રની ઉત્પત્તિ બ્રહ્માથી છે. રોહિણી નક્ષત્ર ઉપરાંત, બીજા નાના તારાઓ પણ નિર્મળ રીતે ઉગ્યા હતા.

૨ વિવેચન—

આ શ્લોકમાં દિશાઓ, પૃથ્વી અને આકાશ–ત્રણેની પ્રસન્નતાનું સૂચન છે. દિશાઓ એટલે આસપાસ સર્વત્ર સ્થળે. ગગનમાં એટલે ઉપર આકાશમાં. તારાઓના સમૂહો નિર્મળરીતે પ્રકાશીને આકાશની પ્રસન્નતા સૂચવતા હતા.

નગરો, ગામડાં, વ્રજ અને આકર (ખીણો પહાડી મુલક) એ ચાર સ્થળોમાં મનુષ્યોનો વાસ હોય છે. ત્યાં વસતા મનુષ્યો પ્રભુના અંતર્યામિપણાને લીધે પ્રસન્ન હતા.

૩ વિવેચન—

હવે પંચમહાભૂતની પ્રસન્નતાની વાત કરે છે. નદીઓમાં વહેતું જળ હોય છે, અને તળાવાદિના ઉંડા ધરામાં સ્થિર જળ હોય છે. બેઉ પ્રકારનાં જળ પ્રસન્ન હતાં, એમ સૂચવે છે.

---

**सुमनांसि मुमुचुः**–પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. **अनुसागरम् जलधराः**–સમુદ્રની સમીપે રહેલો મેઘ. **मंदं मंदं जगर्जुः**–મંદ મંદ ગર્જતો હતો.

શ્લોકની બીજી લીટીમાં પુષ્પોનાં વખાણ કરીને, પૃથ્વીના ગંધરૂપી ધર્મની પ્રશંસા કરે છે. [ પુષ્પોમાં રહેલા રસને ભ્રમરો પીએ છે, અને વૃક્ષ ઉપર થનારાં ફળને પક્ષી ખાય છે. ] પુષ્પના રસમાં અને વૃક્ષના ફળમાં આનંદ માનનારા ભ્રમરો અને પક્ષીઓ પોતાની પ્રસન્નતાથી, પ્રભુના અવતારનું સૂચન કરી રહ્યાં હતાં, એ ભાવ છે.

૪ વિવેચન—

આ શ્લોકમાં વાયુની પ્રસન્નતા સૂચવે છે. બ્રાહ્મણો, ક્ષત્રીય અને વૈશ્યોએ અગ્નિહોત્રોમાં હોમેલા પવિત્ર પદાર્થોની સુગંધને વહેતો પવન, પવિત્ર ગણાય છે.

૫ વિવેચન—

**असुरद्रुहाम् साधूनां**—અસુરો જેમનો દ્રોહ કરી રહ્યા હતા, તે સત્પુરૂષોનાં મન પ્રસન્ન થયાં, એ ભાવ છે. સત્પુરૂષોમાં પણ વસુદેવ અને દેવકી મૂખ્ય છે. સ્વર્ગના દેવોની ગણત્રી પણ સત્પુરૂષોમાં થઇ જણાય છે, કારણકે તેઓએ દુંદુભી વગાડયાં. મનની પ્રસન્નતા ઈંદ્રિયોનું નિર્મલત્વ સૂચવે છે. કામનાવાળા જીવોને લૌકિક લાભથી મન પ્રસન્ન થાય છે, અને કામનારહિત-નિષ્કામભક્તોને-મુમુક્ષુઓને-અલૌકિક લાભથી મન પ્રસન્ન થાય છે.

૬-૭ વિવેચન—

કહ્યા વિના અગર જાણ્યા વિના, સામાને ગમતી ક્રિયા કરવી, તે અંતર્યામિપણું સૂચવે છે. આગળ કહ્યું કે દેવો દુંદુભિ વગાડવા લાગ્યા. આ શ્લોકમાં કહે છે કે 'કિન્નર અને ગંધર્વો ગાવા લાગ્યા' વિગેરે પ્રભુનો સર્વાત્મભાવ સૂચવે છે. મુનિઓ અને દેવો અંતર્યામિભાવથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. મેઘરાજા પણ મંદ મંદ વરસીને પોતાની પ્રસન્નતા સૂચવવા લાગ્યો.

**अनुसागरं**—મથુરાની પાસે સમુદ્ર નથી; તોપણ આ શબ્દ મૂકીને એમ સૂચવે છે કે-પૃથ્વી ઉપર સર્વત્ર આનંદ છવાઈ રહ્યો હતો.

**निशीथे तमउद्भूते, जायमाने जनार्दने ॥**
**देवक्यां देवरूपिण्यां, विष्णुः सर्वगुहाशयः ॥**
**आविरासीद्यथा प्राच्यां, दिशीन्दुरिव पुष्कलः ॥ ८ ॥**

અર્થ—ઉપર પ્રમાણે સઘળાં શુભ શુકન થઇ રહ્યાં હતાં; તે સમયે એટલે-ઘોર અંધારી મધ્યરાત્રીએ, વિષ્ણુભગવાનનો અવતાર થતાં, જેવી રીતે પૂર્વ દિશામાં સંપૂર્ણ ચંદ્ર પ્રગટ થાય, તેવી રીતે દેવતુલ્ય દેવકીમાં, સર્વના અંતર્યામિ ભગવાન્ પ્રગટ થયા. [૮]

---

૮ પદચ્છેદ—**तमसा उद्भूते तमउद्भूते**-અંધકારથી વ્યાપ્ત ઘોર અંધારી. **निशीथे**-મધ્યરાત્રીએ **जनार्दने जायमाने**-વિષ્ણુનો અવતાર થતાં **यथा**-જેવી રીતે. **प्राच्यां दिशि**-પૂર્વ દિશામાં. **पुष्कलः इंदुः इव**-જેમ સંપૂર્ણ ચંદ્ર પ્રગટ થાય તે પ્રમાણે **देवरूपिण्यां देवक्यां**-દેવતુલ્ય દેવકીજીમાં **सर्वगुहासु शेते इति सर्वगुहाशयः इति विष्णुः**-સર્વના અંતર્યામિ વિષ્ણુ ભગવાન્ **आविरासीत्**-પ્રગટ થયા. [**आविः**-પ્રગટ.]

૮ વિવેચન—

'**निशीथ**'—એટલે મધ્યરાત્રી. **तमसा उद्भूते**-અંધારાથી વ્યાપ્ત. આ શબ્દ મધ્યરાત્રીનું વિશેષણ છે.

**देवरूपिण्यां देवक्यां**—જેનાં રૂંવાડે રૂંવાડામાં પ્રભુ ઝળકી રહ્યા હતા તે દેવકી,

**सर्वगुहाशयः**—એ શબ્દ **विष्णुः** નું વિશેષણ છે. આ શબ્દ પ્રભુનું અંતર્યામિપણું સૂચવે છે.

**इन्दुः**—ચંદ્ર. ચંદ્રમાંથી અમૃત ઝરે છે, માટે તેને ઈંદુ કહેવામાં આવે છે. **पुष्कलः इन्दुः** એટલે 'આખો ચંદ્ર'-એટલે પૂર્ણિમાનો ચંદ્ર.

**प्राच्यां दिशि इव**—પુનમને દિવસે ચંદ્ર પૂર્વ દિશામાં પ્રગટે છે. જેમ પૂર્વ દિશા ચંદ્રને ઉત્પન્ન કરતી નથી—જન્મ આપતી નથી; તેમ દેવકીએ પણ પ્રભુને ઉત્પન્ન કર્યા નથી. '**आविः आसीत्**'-આ શબ્દનો અર્થ 'પ્રગટયા' થાય છે. આ શબ્દ પણ સૂચવે છે કે-દેવકીજીએ પ્રભુને ઉત્પન્ન કર્યા નથી, એટલે જન્મ આપ્યો નથી. તાત્પર્ય—વસુદેવના વીર્યથી અને દેવકીજીના રૂધીરથી પ્રભુની ઉત્પત્તિ નથી. દેવકીજીના ઉદરથી અને યોનીથી પણ પ્રભુનો જન્મ થયો નથી. તેટલા માટેજ આગળ નવમા શ્લોકમાં પ્રભુને **तं अद्भुतं बालकं** કહેવામાં આવે છે. આ વાતને ઘણા લોકો સમજતા નથી; તેથી ગમે તેવા આક્ષેપો કરે છે.

હવે પ્રભુ દર્શન દે છે—

> तमद्भुतं बालकमम्बुजेक्षणं, चतुर्भुजं शङ्खगदार्युदायुधम् ॥
> श्रीवत्सलक्ष्मं गलशोभिकौस्तुभं, पीतांबरं सांद्रपयोदसौभगम् ॥९॥
> महार्हवैदूर्यकिरीटकुण्डल–त्विषा परिष्वक्तसहस्रकुन्तलम् ॥
> उद्दामकांच्यंगदकङ्कणादिभिर्–विरोचमानं वसुदेव ऐक्षत ॥ १० ॥

૯-૧૦ પદચ્છેદ—**तम् अद्भुतं बालकं**-તે અદ્ભુત બાળકને **वसुदेवः ऐक्षत**-વસુદેવે દીઠો. **अंबुजे इव ईक्षणे यस्य सः तं-अंबुजेक्षणं**-કમળ સરખી આંખવાળા. **चत्वारः भुजाः यस्य सः तम्**-ચાર ભુજાવાળા. **शंखः च गदा अरि च उदायुश्च तानि धत्ते इति शंखगदार्युदायुधः-तम्**-શંખ, ચક્ર, ગદા અને પદ્મ જેણે ધારણ કર્યાં હતાં તે. [ **अराणि सन्ति अस्य इति अरि** (નપુંસકલિંગ)-ચક્ર. **उदं आयुः यस्य तत् उदायुः**-પદ્મકમળ. ] **श्री एवः लक्ष्म वत्से यस्य सः श्रीवत्सलक्ष्मः तम् श्रीवत्सलक्ष्मं**-શ્રી વત્સનું જેને ચિન્હ છે તે. '**लक्ष्मन**' શબ્દ છે. **गलशोभी कौस्तुभः यस्य सः तम् गलशोभिकौस्तुभं**-જેના ગળામાં કૌસ્તુભમણિ શોભતો હતો તે. **पीतं अंबरं यस्य सः पीतांबरः तम्**-જેણે પીતાંબર પહેર્યું હતું તે. **सांद्रपयोदः**-ગાઢ મેઘ. **सांद्रपयोदः इव सौभगम्** (કાન્તિ) **यस्य सः तम् सांद्रपयोदसौभगं**-ગાઢ મેઘના જેવી કાંતિવાળા. **महार्हाणि वैदूर्याणि येषु तानि महार्हवैदूर्याणि, तानि च तानि किरीटकुंडलानि महार्हवैदूर्यकिरीटकुंडलानि तेषां त्विट् तया**-અમૂલ્ય વૈદૂર્યમણિથી જડેલાં કિરીટ અને કુંડલોની કાંતિથી. **परिष्वक्ताः** ( ચળકતા ) **सहस्रकुंतलाः यस्य सः तम्**-જેનાં અનેક કેશ ( વાળ ) ઝળકી રહ્યાં હતા તે. **उद्दामानि च तानि कांच्यंगदकंकणादीनि**

અર્થ—આ અદ્ભૂત બાળકને વસુદેવે દેખ્યા. કમળ સરખાં તેનાં નેત્ર હતાં, ચાર ભુજાઓ હતી, તેણે શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યાં હતાં. તેમને શ્રી વત્સનું ચિન્હ હતું. તેમના ગળામાં કૌસ્તુભમણિ શોભી રહ્યો હતો. તેમણે પીળું પીતાંબર પહેર્યું હતું. ઘાડા મેઘસમાન તેમની સુંદર કાંતિ હતી. રૂપ ઘનશ્યામ હતું. [૯] અમૂલ્ય વૈદૂર્યમણિથી જડેલાં મુગટ અને કુંડળોની કાંતિથી ( પ્રભુના માથાના ) વાળ જળકી રહ્યા હતા. અતિ ઉત્તમ કટિમેખળા બાજુબંધ, અને કંકણાદિથી પ્રભુ શોભી રહ્યા હતા. ( એવા રઢીયાળા પ્રભુને શ્રીવસુદેવજીએ કારાગ્રહમાં દેખ્યા.) [૧૦]

૯ વિવેચન—

**तं अद्भुतं बालकं**—વીર્ય તથા રૂધિરથી અગર ઉદર અને યોનીથી, જેનો જન્મ થયો નહોતો, તે અદ્ભુત બાળક–બાળસ્વરૂપે ઉભેલા વિષ્ણુ.

શ્રીકૃષ્ણના જન્મ સંબંધી કાંઇ ગાઇએ, તે સંભળો.

### કીર્તન.

આનંદ સાગર ઉલટયોરે લોલ, શ્રીવસુદેવ દેવકીને દ્વાર જો.
આઠમ ભાદરવા વદીરે લોલ, રોહિણી નક્ષત્ર બુધવાર જો—
પ્રગટયા શ્રીકૃષ્ણ મન ભાવતારે લોલ.
પીળાં પીતાંબર પહેરીયાં રે લોલ, ઓઢયાં ઉપરણાં સાર જો;
મુસ્તકે મુગટ બીરાજતો રે લોલ, કુંડળ ઝળકે છે કાનજો— પ્રગટયા૦
ભાલે તીલક મૃગમદ તણાંરે લોલ, ખીટળીયાળા કેશ જો;
ચારે ભુજાએ આયુધ ધર્યાંરે લોલ, શંખ ચક્ર ગદા પદ્મ જો— પ્રગટયા૦
નાકે નવેસર શોભતાંરે લોલ, ચુની છે લાલ ગુલાલ જો;
અધર ઉપર મોતી ઢળકતુંરે લોલ, હડપચીએ હીરલાની કાંતી જો— પ્રગટયા૦
બાહુ બાજુબંધ બેરખારે લોલ, પહોંચી છે રત્ન જડાવજો;
દશે આંગળીએ સોહે મુદ્રિકારે લોલ, ઉર ગજ મોતીનો હારજો— પ્રગટયા૦
કેડે સોહે કટીમેખળારે લોલ, ચરણે ઝાંઝરનો ઝમકારજો;
એવા પ્રભુને નિરખતાંરે લોલ, દુઃખ ગયાં સર્વે દૂર જો— પ્રગટયા૦
વસુદેવ દેવકી હરખીઆંરે લોલ, નિરખ્યાં શ્રીમુખ સ્વરૂપજો;
એવા પ્રભુને કયાં રાખશુંરે લોલ, કોપ્યો છે કંસરાય ભૂપજો— પ્રગટયા૦
ત્યારે બાળક એમ બોલીયારે લોલ, સાંભળો અમારી વાત જો,
નંદ તણા દરબારમાંરે લોલ, મેલી આવો મને તાત જો— પ્રગટયા૦
કન્યા લઇને વ્હેલા આવજોરે લોલ, સરશે તમારાં કામ જો;
તે તમે કંસને દેખાડજોરે લોલ, મોડશે એનાં માનજો— પ્રગટયા૦

---

**तैः विरोचमानं**–અતિ ઉત્તમ કટિમેખળા–કંદોરો, બાજુબંધ અને કંકણાદિથી શોભી રહેલા બાળને.

એમ કહીને માયા ફેરવીરે લોલ, ધર્યું છે બાળ સ્વરૂપજો;
વિસ્મય થયા વસુદેવ દેવકીરે લોલ, સ્વપ્ન થયું કે સત્યજો— પ્રગટયા૦
ભાંગી ભુંગળ ને ખુલ્યાં બારણાંરે લોલ, સુતા છે સહુ દરવાનજો;
મસ્તક ધરી હરિને નીસર્યારે લોલ, લીધી છે ગોકુળની વાટજો— પ્રગટયા૦
ઝરમર વરસે છે મેહુલોરે લોલ, ચહુદીશ ચમકે છે વીજ જો;
આગળ સિંધુ ધડકતારે લોલ, શેષનાગે કીધી છે છાંયજો— પ્રગટયા૦
શ્રીજમુનાજી વહે છે ભરપૂરમાંરે લોલ, ઉડે છે લ્હેર તરંગજો;
ચરણકમળ હરિના પરસીનેરે લોલ, નીચાં થયાં છે નીર જો— પ્રગટયા૦
દીધો માર્ગ ગયા ઉતરીરે લોલ, પહોંચ્યા શ્રી નંદ દરબારજો;
સુતા દીઠા સહુ સાથનેરે લોલ, મનમાં કીધો છે વિચારજો— પ્રગટયા૦
શ્રીજશોદાજીની ગોદમાંરે લોલ, પોઢાડયા શ્રીગિરિધરલાલજો;
કન્યા લઇ પાછા વળ્યારે લોલ, જોજો પ્રભુજીના ખેલ જો— પ્રગટયા૦
જાગ્યાં જશોદાજી તે સમેરે લોલ, નિરખ્યા શ્રીસુંદર શ્યામજો;
નંદ અતી ઘણું હરખીયારે લોલ, આપ્યાં છે રત્ન કેરાં દાન જો— પ્રગટયા૦
ઘેર ઘેર તોરણ બાંધીયાંરે લોલ, માનિની મંગળ ગાય જો;
સહુ વ્રજ ઉમંગ્યો પ્રેમશુંરે લોલ, આનંદ ઉત્સવ થાય જો— પ્રગટયા૦
કેસર દહીં ઘૃત દુધની રે લોલ, મચી છે ત્યાં કાંઇ કીચજો;
તાળી પાડે ને ફરે ફુદડીરે લોલ, નાચે છે સઉ નરનારજો— પ્રગટયા૦
[ કેમ સાથે છોને ? કે ભુલાં પડયાં ? ત્યારે બોલો ફરીથી—]
તાળી પાડે ને ફરે ફુદડીરે લોલ, નાચે છે સઉ નરનારજો— પ્રગટયા૦
બ્રહ્મા શિવ મુનિ દેવતારે લોલ, બોલે છે જયજયકારજો;
દેવનાં તે દુંદુભી વાગીયાંરે લોલ, વરસે છે કુસુમ અપારજો— પ્રગટયા૦
એ સુખ શોભા શી કહુંરે લોલ, કહેતાં ન આવે પારજો;
શ્રીવલ્લભ ચરણ પ્રતાપસુંરે લોલ, વલ્લભદાસ જાય બલિહારજો— પ્રગટયા૦

[વિષ્ણુનું ચાર ભુજાવાળું સ્વરૂપ હોય, ત્યારેજ શ્રીવત્સનું ચિન્હ, અને કૌસ્તુભમણિ હોય.]

**कौस्तुभव्यपदेशेन, स्वात्मज्योतिर्बिभर्त्यजः ।**
**तत्प्रभा व्यापिनी साक्षात्, श्रीवत्समुरसा विभुः ॥१०॥** [ભાગવત ૧૨-૧૧]

વૈરાટ સ્વરૂપનું વર્ણન કરીને, 'આ રૂપનું પૂજન થઇ શકે નહીં, માટે મૂર્તિની જરૂર છે' એમ કહીને, શ્રી વિષ્ણુના સ્વરૂપનું વર્ણન કરતાં કરતાં, સુત પુરાણી કહે છે કે—' મૂર્તિમાં જે કૌસ્તુભમણિ છે, તે આત્મજ્યોતિ છે. વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિન્હ છે, તે આત્મજ્યોતિની પ્રભા છે. **अंबुजौ (सूर्यचंद्रमसौ) ईक्षणे यस्य सः**-સૂર્ય અને ચંદ્ર નેત્રરૂપે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી ચાર ભુજાઓ છે. વનમાળા છે તે નાના પ્રકારના ગુણવાળી માયા છે. પીતાંબર વેદ કલ્પાય છે. ઉપવીતને ૐકાર માનવામાં આવે છે. મકરાકૃતિ કુંડળ સાંખ્ય અને યોગતુલ્ય છે. મુકુટ છે તે સર્વ લોકને અભય કરનાર બ્રહ્મલોક છે. શંખ જળતત્ત્વ છે. ચક્ર તેજરૂપ તત્ત્વ છે. વિગેરે.

**श्रीवत्सलक्ष्मं**—શ્રીધરી ટીકાવાળા ભાષાંતરમાં લખે છે કે-'શ્રીવત્સનું ચિન્હ દેખાતું હતું.' 'ગાયનું વાછરૂં' એવો અર્થ અહીં '**वत्स**' નો થતો નથી. 'વત્સ' એટલે 'વક્ષઃસ્થળ-છાતી.' એવો અર્થ અહીં થાય છે. '**श्रीवत्सलक्ष्मं**' ના સંબંધમાં એવી કથા છે કે—

સરસ્વતી કીનારે એકઠા થએલા બ્રાહ્મણોએ 'કયો દેવ સૌથી મોટો' એ વાત નક્કી કરવા માટે, ભૃગુને આજ્ઞા કરી. [ જુઓ દશમ સ્કંધ અ. ૮૯ ] ભૃગુ પ્રથમ બ્રહ્માની સભામાં પધાર્યા. ત્યાં તેઓ બ્રહ્માને નમ્યા નહીં, અને સ્તુતિ પણ કરી નહિં. બ્રહ્મા કોપ્યા. પોતાનો પુત્ર જાણી બ્રહ્માએ ક્રોધ સમાવ્યો. ત્યાંથી ભૃગુ કૈલાસપર મહાદેવજીની સભામાં પધાર્યા. મહાદેવ મળવા સામે આવ્યા. 'તું અવળે માર્ગે ચાલનાર છો,' એમ કહીને ભૃગુએ મહાદેવને ખીજવ્યા. મહાદેવ ત્રીશૂલ લઇને દોડયા. પાર્વતી વચમાં પડયાં, ત્યારે ભૃગુ બચ્યા. પછી ભૃગુ વૈકુંઠમાં પધાર્યા. ત્યાં વિષ્ણુ લક્ષ્મીના ખોળામાં સુતા હતા. ભૃગુએ વિષ્ણુને છાતીમાં પગની લાત મારી. વિષ્ણુએ જાગીને, શયનમાંથી ઉતરીને, ભૃગુને પ્રણામ કર્યા, અને કહ્યું કે-'હે પ્રભુ ! આપ ભલે પધાર્યા. આ આસન ઉપર બીરાજો. આપના આવવાની અમને ખબર નહિં. તેથી આપે અમારા ઉપર ક્ષમા કરવી જોઇએ.' વળી આગળ કહ્યું કે—

> **अतीव कोमलौ तात, चरणौ ते महामुने ॥**
> **वज्रकर्कशमद्वक्षः-स्पर्शेन परिपीडितौ ॥**
> **इत्युक्त्वा विप्रचरणौ, मर्दयन्स्वेन पाणिना ॥ १० ॥**
> \+ \+ \+ \+
> **अद्याहं भगवन् लक्ष्म्या, आसमेकान्तभाजनम् ॥**
> **वत्स्यत्युरसि मे भूतिर्-भवत्पादहतांहसः ॥ १२ ॥**

'હે તાત ! હે મોટા મુનિ ! આપના ચરણ તો ઘણાજ કોમળ છે, અને મારી છાતી વજ્રના જેવી કઠણ છે. તેથી આપના ચરણોને દુઃખ થયું હશે,' એમ કહીને વિષ્ણુ પોતાના હાથથી ભૃગુના પગ ચાંપવા લાગ્યા. વળી પ્રભુ આગળ બોલ્યા કે-...' હે દ્વિજવર ! હું આજે લક્ષ્મીના અવીચળ સ્થાનરૂપ થયો. આપનું ચરણ વાગવાથી, મારાં પાપ બળી ગયાં. તેથી હવે મારી છાતીમાં-મારા વક્ષઃસ્થળમાં, લક્ષ્મી અવિચળ રીતે રહેશે.'

ભૃગુને, લક્ષ્મીને અને વત્સ (વક્ષઃસ્થળ)ને ઉપર પ્રમાણે સંબંધ થયો છે. **श्रीः** એટલે લક્ષ્મી. લક્ષ્મી એટલે પૈસાટકા અગર રિદ્ધિ સિદ્ધિ એટલોજ અર્થ નહિં, પણ 'ઉદાર-ઉત્કૃષ્ટ જીવન' એવો અર્થ સમજવો. **वत्सं** એટલે વક્ષઃસ્થળ અગર છાતી, અને **लक्ष्मन्** એટલે ચિન્હ. તે ત્રણ ઉપરથી **श्रीवत्सलक्ष्म**. કોઇ કોઈ ઠેકાણે '**श्रीवत्सलक्ष्म**' ને બદલે **श्रीवत्सचिन्हम्** અથવા **भृगुलांछनं** એવા શબ્દો પણ વપરાય છે.

**श्रीः एव लक्ष्म वत्से** (છાતીમાં) **यस्य सः श्रीवत्सलक्ष्मः तम् श्रीवत्सलक्ष्मं** લક્ષ્મીરૂપી ચિન્હ જેમના હૃદય ઉપર છે તે વિષ્ણુ.

કોઇ વિદ્વાન ઉપલા મૂળ અર્થને આમથી તેમ મચડે છે, તે પણ સાંભળો. **श्रियां वत्सला (અનુકુલા) क्षमा** (મૂર્તિ) **यस्य सः तम् श्री वत्सलक्ष्मं** આ સમાસમાં **श्री** અને **वत्सल** અને **क्षमा** એવા ત્રણ શબ્દો ઉભા કર્યા. વળી બીજા વિદ્વાન કહે છે કે-"**श्रीः वत्सा** (પુત્રી) **यस्य तत् अक्षरब्रह्म इति लक्ष्म यस्य सः तं**-શ્રીવત્સના ચિન્હને અક્ષર બ્રહ્મનું સ્વરૂપ આપીને કહે છે કે-પ્રભુએ અક્ષરબ્રહ્મને હૃદય ઉપર રાખીને દેવકી વસુદેવને

દર્શન દીધાં. શ્રીવત્સના ચિન્હના સંબંધમાં, વિદ્વાનોએ આવા અનેક તર્ક કર્યા છે. તે તર્કોને રસ્તે ચાલીએ, તો ભૂલા પડીએ. ત્યારે એક ટુંકો રસ્તો લઇએ. ભાવથી સાંભળો—

**श्रीवत्सलक्ष्मं-'वत्स'** નો અર્થ 'વાછરૂં' કરીએ. ભૃગુના પગની લાત વાગતાં, પગના તળીયાની પાનીના, અગર આગલા ભાગના ગોળ ભાગનું નિશાન પ્રભુની છાતી ઉપર પડયું. તે ચિન્હ નાના વાછરૂની ખરી જેવું જણાયું. **श्रिये वत्सः एव लक्ष्म यस्य सः तम्** શરણે આવેલાના કલ્યાણને માટે, જેણે વાછરૂનું ચિન્હ ધારણ કર્યું છે, એવા વિષ્ણુ.

વાછરૂ ને ગાયમાં અનન્ય ભાવ છે. તેથી ગાયને વાછરૂ ઘણુંજ વહાલું છે. ભક્તોને ભગવાન્ બહુજ વ્હાલા છે. ગાયને અને વાછરૂને જેવો સંબંધ છે, તેવો ભગવાનને અને ભગવાનના ભક્તોને સંબંધ છે. તે સંબંધ 'સાચવી રાખવા માટે-તે સંબંધ સૂચવવા માટે-ભક્તોને હું મારી છાતી ઉપર રાખું છઉં,' એમ બતાવી આપવા માટે-અગર-'ભક્તોની લાત ખાવામાં મારી ત્રણ લોકમાં વડાઈ છે,' એમ સૂચવવા માટે, પ્રભુએ શ્રીવત્સનું ચિન્હ ધારણ કર્યું હોય, એમ જણાય છે.

ચોપાઈ—વિપ્ર વંશકી અસ પ્રભુતાઇ, અભય હોય જો તુમહિ ડરાઈ.

( મોક્ષવાણી પાનુ ૨૦ )

આ શબ્દો સાંભળી પરશુરામે શ્રીરામ પાસે હથિયાર હેઠાં મૂકી પ્રણામ કર્યા.

**कौस्तुभमणिः—**

**कौस्तुभाख्यमभूद्रत्नं, पद्मरागो महोदधेः ।**
**तस्मिन्हरिः स्पृहां चक्रे, वक्षोऽलंकरणे मणौ ॥४॥** [શ્રીમદ્ભાગ. સ્કંધ ૮-૮]

સમુદ્ર **મથનમાંથી** જે મણિ વિષ્ણુને મળ્યો હતો, તેનું નામ 'કૌસ્તુભમણિ.'

[ શ્રીકૃષ્ણને સત્યભામાની પહેરામણીમાં જે મણિ મળ્યો હતો, તે **'સ્યમંતક'** મણિ. જુઓ દશમસ્કંધ અ. ૫૬ ]

**पीतांबरं—**જેણે પીળું અંબર પહેર્યું હતું એવા વિષ્ણુ. રજ અને તમ એવા બે ગુણોથી પીતાંબરની ઉત્પત્તિ મનાય છે. પીતાંબર માયારૂપ ગણાય છે.

**चतुर्भुजं**—ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી ચાર ભુજા હતી.

[ આ સિવાય બીજાં અનેક રૂપકો શણગારોને અપાયાં છે. ]

**सांद्रपयोदसौभगम्-सांद्रपयोदः**-એટલે ગાઢમેઘ. **सांद्रपयोदः इव सौभगं** (કાંતિ) **यस्य सः तम्**-ગાઢમેઘના સરખી જેની કાંતી છે એવા વિષ્ણુ. દરેક યુગમાં ઇશ્વરનાં સ્વરૂપ જુદા જુદા હોય છે. સત્યુગમાં શ્વેત, ત્રેતામાં રક્ત, દ્વાપરમાં પીત, અને કલિયુગમાં કૃષ્ણરૂપ, પ્રભુ ધારણ કરે છે. ઉપમા દેવા લાયક પ્રાણીપદાર્થો થોડા ગુણવાળા છે, અને ઘણા દોષવાળા હોય છે. તોપણ પ્રભુના રૂપનું કાંઇક ભાન કરાવવાના હેતુથી, પ્રભુના રૂપને ગાઢ મેઘ સાથે સરખાવ્યું. ગાઢમેઘ સાથે સરખાવવામાં એવો પણ ભાવ છે કે-ગાઢ મેઘ જળથી ભરેલો હોય છે. જળ પૃથ્વી ઉપર પડવાથી લીલા લ્હેર થઇ આવે છે; તેમ પ્રભુ દયાથી ભરેલા છે. પ્રભુના અવતારથી, પૃથ્વી જેવી ધીરજવાળા ભક્તોને, લીલા લ્હેર થાય છે. જળાશયોના ઉંડા પાણી પણ ગાઢ મેઘ જેવાં હોય છે. પ્રભુનું સ્વરૂપ તેવું હોવાથી, પ્રભુના અંતરનું ઉંડાણ મપાતું નથી, પ્રભુ શું કરવા ધારે છે, તે સમજી શકાતું નથી. (અપુર્ણ).

श्री सद्गुरवे नमः

# શ્રી મોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમ સ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.

પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ-ખજુરીની પોળ-અમદાવાદ.

પુસ્તક ૮ મું | સંવત ૧૯૮૩ શ્રાવણ માસ, | અંક ૭ મો.

**ચાતુર્માસ**—ચાતુર્માસના નિયમો પાળો છે ? કે ચાલે છે તેમ ચાલવા દ્યો છો ?–' સૂર્ય સૂર્યના સ્વભાવ પ્રમાણે ઉગે અને આથમે, તેમાં જેમ ફેરફાર થતો નથી, તેમ આપણે આપણા જીવનમાં ફેરફાર કરવો નહીં.' આવો વિચાર જો કરતા હશો, તો ધોળે દહાડે માણેકચોકમાં લુંટાશો. જોત જોતામાં વખત આવી પહોંચશે, અને કરવાનું રહી જશે. અત્યાર સુધી ઉંઘ્યા હો, તો આજથી નિયમો પાળવા શરૂ કરશોજી.

**ખાસ ચાતુર્માસમાં**—ગઇ સાલોના પાકા પુંઠાથી બંધાવેલાં મોક્ષપત્રિકાના પુસ્તકો રૂા. ૨-૬-૦ ને બદલે રૂા. ૨-૨-૦ માં મળશે. ધાર્મિક પ્રથમપોથી તથા રૂદ્રીનો બીજો અ. જરૂર જણાય તો મંગાવશો. બ્રાહ્મણોને આપવાની જરૂર છે.

**વિવેકચૂડામણિ**—વિવેકચૂડામણિનો વેદાંતનો અતિ ઉત્તમ ગ્રન્થ-પદચ્છેદ વિવેચન-સહિત, દિવાળી ઉપર તૈયાર થશે. પાકા પુંઠાથી બંધામણી સાથે તેની કીંમત રૂા. ૨) થશે. દીવાળી પહેલાં જે ભાઈઓ રૂા. દોઢ અને પોસ્ટેજના ચાર આના મોકલી આપે, તેમને તે પુસ્તક મળી શકશે.

**શ્રીતુલસીજયંતિ**—રામાયણના કર્તા અને મહાન્ ભગવદ્ ભક્ત મહાત્મા તુલસી-દાસજીનો જન્મ સંવત ૧૫૮૩, અને અવસાન સંવત ૧૬૮૦ શ્રાવણ સુદી સાતમ. તુલસીકૃત રામાયણમાં આપને પ્રેમ હોય, તો શ્રાવણ સુદી ૭ મે અવશ્ય ઉત્સવ કરજો.



# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## ત્રીજો અધ્યાય. ચાલુ-



[ ગયા અંકના ૧૯૨ મા પાનાથી ચાલુ. ]

ત્રીજા અધ્યાયના ૧૦ મા શ્લોકનું વિવેચન ચાલે છે. '**सांद्रपयोदसौभगम्**' શબ્દનું વિવેચન અપાઈ ગયું છે. હવે તમામ આભુષણો સંબંધી વિચાર કરીએ—

પ્રભુએ પહેરેલાં આભુષણોને અનેક ઉપમા આપીને, વિદ્વાનોએ ઘણું લંબાવ્યું છે. એવે લાંબે રસ્તે ચાલીને, આનંદ લેવા કરતાં, આપણે ટુંકે રસ્તે પ્રભુને પ્રાપ્ત કરીએ. સાવધાન થઈ જાઓ. બરાબર સીદ્ધા બેસી જાઓ. આસપાસ જુઓ-ડોસીમાની માફક કોણ કોણ બેઠા છે?

પ્રીતમ ભક્ત આંખે અંધ હતા, પણ જ્યારે શ્રીદ્વારકાધીશનાં દર્શને આવતા, ત્યારે જે જે શણગાર ધર્યા હોય, તે ગાઈ શકતા હતા. આ દેખીને ગુગળીઓએ શંકા કરી-મશ્કરી કરી. પ્રથમ તો ગુગળીઓએ અટકળ કરી કે-'પ્રીતમ ભક્તે દરેક તિથિના શણગાર ગોખી રાખ્યા હશે.' તેના જવાબમાં પ્રીતમે કહ્યું કે 'મારા ઉપર તો પ્રભુની દયા થઈ છે. તેથી તમે જે જે શણગાર ધરો છો, તે મને દેખાય છે.' ગુગળીઓએ પ્રીતમની પરીક્ષા કરવા માટે, અમુક તિથિએ નવાજ શણગાર ધરવા માંડયા, અને પ્રીતમે તે શણગાર ગાવા માંડયા.

ભાવથી ઝીલજો. સાજ તૈયાર કરો-તાળી પાડજો—

પદ.

રણછોડજીના રૂપમાં મન રંગાયું. બાપા! રણછોડજીના રૂપમાં મન રંગાયું—

લીલા કુંડળ કાને ધર્યાં મહારાજ-મન રંગાયુંરે-બાપા- રણછોડજીના૦
પીળાં પીતાંબર પહેરીયાં- મન૦ બાપા-પીળે પટકે બાંધી હરિએ કેડ- મન૦ રણ૦
શીર લેહેકે છે કસબી પાઘ-મન૦ રે-બાપા-જમણે હાથે છડી ધરી મહારાજ. મન૦ રણ૦
ભાલે તિલક કેસર તણું-મન૦ રે-બાપા-લાલ મણીનો બાંધ્યો છે શિરપેચ. મન૦ રણ૦
બાંહે બાજુબંધ બેરખા-મન૦ રે-બાપા-કંઠે લીલા તુળસી કેરા હાર- મન૦ રણ૦
હાથે તે કડાં સાંકળાં-મન૦ રે-બાપા-રતન મુદ્રિકા રાજત જમણે હાથ. મન૦ રણ૦
ગળે તે હાર ગુંજા તણો-મન૦ રે-બાપા-બીજા શોભે હેમ તણા શણગાર. મન૦ રણ૦
કેડે કંદોરો પહેરીયો-મન૦ રે-બાપા-પાવલીયામાં ઝાંઝરનો ઝણકાર- મન૦ રણ૦
નીજ આયુધ ભુજ ચાર ધર્યા-મન૦ રે-બાપા-નખશીશ સુધી શોભીના શણગાર, મન૦ રણ૦

[ અત્યાર સુધીમાં જેટલા શણગાર ગુગળીઓએ ધર્યા, તે તમામ પ્રીતમે ગાઈ સંભળાવ્યા. ગુગળીઓએ જાણ્યું કે 'આ તો બન્યા.' પુજારીઓમાં એક એકાક્ષી હતો. તેણે યુક્તિ લડાવી, એક કમળ પ્રભુના મુસ્તક ઉપર ધર્યું અને બીજું કમળ પ્રભુના ચરણમાં ધર્યું-પછી પ્રીતમને પુછ્યું કે-'હવે કાંઈ બાકી છે?' પ્રીતમે આગળ ગાયું— ]

શણગાર સર્વે સજ હતા-મન૦ પણ-એક પળમાં બે નવા થયા મહારાજ. મન૦ રણ૦
એક કમળ મુસ્તક ધર્યું-મન૦ બીજું જમણે અંગુઠે મહારાજ, મન૦ રણ૦
છબી છબીલા લાલની-મન૦ પ્રીતમ તારા ચરણકમળનો દાસ- મન૦ રણ૦

પ્રભુને શણગાર શામાટે જોઇએ ? પ્રભુતો નિર્ગુણ છે. એમને શણગાર પહેરાવી સગુણ બનાવવા, તે દોષ ભરેલું છે—એમ બોલનારા ઘણા છે. તે સંબંધમાં થોડી વાત કરીએ. સગુણ નિર્ગુણ બેઉ ઇશ્વરનાં જ સ્વરૂપ છે, તે વાત તો આપ હવે જાણો છો. નિર્ગુણનું વર્ણન કરનારા **નતિ નતિ** કહીને, પાછા વળે છે—મનવાણી ત્યાં પહોંચી શકતાં નથી. સગુણના સ્વરૂપનું વર્ણન કરનારા, ઇશ્વરના બાહ્યસ્વરૂપનું વર્ણન કરી શકે છે. [ઇશ્વિરનું આંતર રૂપ અકળ છે.] પ્રભુનું આંતર રૂપ અવર્ણનીય છે. મનુષ્ય સૌથી શ્રેષ્ઠ પ્રાણી છે—મનુષ્ય દેવપ્રાણી છે—દેવ બનવા યોગ્ય પ્રાણી છે—મનુષ્ય ઇશ્વિરનું સ્વરૂપ છે. માટે ઘણે ઠેકાણે ઇશ્વિરનું સ્વરૂપ મનુષ્યના સ્વરૂપ જેવું વર્ણવ્યું છે. ઇશ્વરના સ્વરૂપમાં ચાર હાથ બતાવી, ઇશ્વિરતાનું ભાન કરાવે છે. મનુષ્ય પોતાના સ્વરૂપને આભુષણથી શણગારે છે—પ્રિય બનાવે છે. જ્યાં સુધી જ્ઞાનદ્વારા બુદ્ધિ સૂક્ષ્મ થઇ ન હોય, ત્યાં સુધી મનુષ્યને નાના પ્રકારના આભુષણો પહેરવા ગમે છે, અને એવા આભુષણ જેમણે પહેર્યા હોય, તેમના શરીરમાં મોહ પેદા થાય છે—તેમનાં શરીર વ્હાલાં લાગે છે. લૌકિક શરીરમાં મોહ પેદા થાય તો બંધન થાય, પણ અલૌકિક શરીરમાં મોહ પેદા થાય, ત્યારે બંધનથી મુક્ત થવાય. જ્ઞાનીઓને આ મોહ પણ, જ્ઞાનદ્વારા ધીમે ધીમે નાશ પામે છે. ભક્તોને આ મોહ બહુ કામનો છે. કારણ કે તેમને મુક્તિની પરવા હોતી નથી.

૫૬.

'હરિના જનતો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતારરે—
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદ દુલારારે.　　ભૂતળ૦
×　　×　　×　　×　　×
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે—
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ છે એની દાસીરે.　　ભૂતળ૦'
[ નરસિંહમહેતા ].

શ્રીઆદ્ય શંકરાચાર્યજીએ આવો અલૌકિક મોહ પેદા કરવા માટેજ, બદ્રિનારાયણ, કેદારનાથ વિગેરે દેવોની સ્થાપના કરીને, શણગાર-પૂજનનો ક્રમ ગોઠવ્યો જણાય છે. શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, સ્વામી શ્રીસહજાનંદજી વિગેરે ભક્તિસંપ્રદાયોએ, આ બાબતને વિશેષ પુષ્ટિ આપીને, હરિજનોને શણગાર પૂજનને રંગે ચડાવ્યાં છે શણગારની પાછળ મગજ, સાકર વિગેરે પદાર્થોના પ્રસાદની ગોઠવણ પણ કરી.

ઘણી ઉપાધિથી—ઘેરાએલો ગૃહસ્થ જમવા પણ નવરો થતો નથી. કદિ નવરો થાય છે, તો ચિંતાગ્રસ્ત ચિત્તને લીધે, બરાબર જમતો નથી. સદ્‌ભાગ્યે સ્ત્રી સમજુ હોય, ગમે તે રીતે શેઠ પાંચ દસ કોળીયા જમે, એવી શેઠાણીને પરવા હોય, તો શેઠને જે ભાવતું હોય, તેજ રસોઇ ગરમાગરમ તૈયાર રાખે છે. તેમ સનાતન ધર્મમાં અનેક ગ્રન્થો છે, અને અનેક માર્ગો છે. પણ ઘણી ઉપાધિથી ઘેરાએલાં—અવ્યવસ્થિત ચિત્તવાળાં—સ્ત્રી પુરૂષોને, જે રીતે ધર્મમાં કાંઇક રસપડે—પ્રીતિ વધે, એવી રીતનાં પગથીઆં સત્પુરૂષોએ ગોઠવ્યાં જણાય છે. રજોતમોથી ઘેરાએલાં જીવોને, શાંતિપર્વ સાંભળવું ન ગમે. તેમને તો—'ભીમસેન બળીયો, નવ જાય ટળીયો; જેનાં બળતણો નહીં પાર'—એવી કથા માણુના રણકારા સાથે, સાંભળવી ગમે. એવા જીવોને શાંતિપર્વના—જનક પંચશિખાચાર્યનો સંવાદ, જનકશુક સંવાદ વિગેરે અધ્યાત્મજ્ઞાનના વિષયો સંભળાવવા, તે અંધ પાસે આરસી ધરવા જેવી ભૂલ છે.

તાત્પર્ય—પ્રભુને શણગાર ધરવા, પ્રભુને રાજભોગ આરોગાવવા, પ્રભુને લાડ લડાવવા, એ કોઇ પણ પ્રકારે ગેરવ્યાજબી નથી. તેતો જીવોને ધર્મમાં પ્રીતિ કરાવવાની કળાઓ છે. તેમાં સાચવવા જેવું એ છે કે, પુજારીઓએ-મહંતોએ-આચાર્યોએ, પ્રભુનાં વસ્ત્રો, આભુષણો, અત્તર, પુષ્પનાંહાર વિગેરે રાગાત્મક પદાર્થો, 'પ્રભુની પ્રસાદીનાં છે' એમ કહીને-એમ સમજાવીને-ભોગવવા નહીં.

શ્રી ઠાકોરજીનો પ્રસાદ પણ પ્રસાદના રૂપમાં લેવો. ભોજનના રૂપમાં લેવો નહિં. પ્રસાદ વહેંચીને પ્રભુની પ્રાપ્તિ કરવી, પણ પ્રસાદ **વેચીને,** પ્રભુને દૂર કરવા નહીં.

બીજી સંભળાવવા જેવી વાત એ છે કે—સાચી ભક્તિ પ્રાપ્ત થયા પહેલાં, એટલે-રાગદ્વેષાદિ દોષો શમ્યા પહેલાં-જેવું કરીને શ્રી ઠાકરજીને લાડ લડાવવા નહીં. તેમ કરવા જતાં, અકળામણ થશે-દેશકાળ વિપરીત છે. માગ્યું મળે એવું નથી; અને કદિ કોઈ આપે, તો તેમાં સોએ નવાણું ટકા, નાંખીદેવા જેવું આપે છે-અભિમાનથી આપે છે-કીર્તિ માટે આપે છે. જેમ ગ્યાસલેટની વાસ વાળો પદાર્થ, સારો માણસ જમતો નથી, તેમ અભિમાનની વાસ વાળો પ્રસાદ, પ્રભુ કદિ આરોગતા નથી. માટે જે કાંઇ કરો તે થોડું કરો; પણ સારૂં કરો. પૂર્ણભાવથી કરો. પ્રભુને ગમે એવું કરો-પ્રભુ રાજી થાય એવું કરો.

હવે આગળ વધીએ. પ્રભુને જોઇને વસુદેવજી આશ્ચર્ય પામે છે, તે વાત શુકદેવજી કહે છે—

**स विस्मयोत्फुल्लविलोचनो हरिं, सुतं विलोक्यानकदुंदुभिस्तदा ॥**
**कृष्णावतारोत्सवसंभ्रमोऽस्पृशन्-मुदा द्विजेभ्योऽयुतमाप्लुतो गवाम् ॥११॥**
**अथैनमस्तौदवधार्य पूरुषं, परं नतांगः कृतधीः कृतांजलिः ॥**
**स्वरोचिषा भारत सूतिकागृहं, विरोचयंतं गतभीः प्रभाववित् ॥ १२ ॥**

અર્થ—પુત્ર રૂપે પધારેલા પ્રભુને દેખીને, વિસ્મયથી જેનાં નેત્ર પ્રફુલ્લ થઈ ગયાં હતાં તેણે, અને કૃષ્ણાવતારના ઉત્સવના સંભ્રમમાં પડેલા વસુદેવજીએ, આનંદથી ઉભરાઇ જઇ, બ્રાહ્મણોને દસ હજાર ગાયો આપવાનો (મનથી) સંકલ્પ કર્યો. [ બંધનમાં હતા, માટે મનથી સંકલ્પ કર્યો. ] (૧૧)

---

૧૧ પદચ્છેદ—**हरिं सुतं विलोक्य**-પુત્ર રૂપે પધારેલા પ્રભુને દેખીને. **विस्मयेन उत्फुल्ले ( विकसिते ) विलोचने यस्य सः विस्मयोत्फुल्लविलोचनः**-વિસ્મયથી જેનાં નેત્ર પ્રફુલ્લ થઈ ગયાં હતાં એવા વસુદેવજી. **कृष्णावतारस्य उत्सवेन संभ्रमः यस्य सः कृष्णावतारोत्सवसंभ्रमः**-કૃષ્ણાવતારના ઉત્સવના સંભ્રમમાં પડેલા વસુદેવજી **मुदा आप्लुतः** આનંદથી ઉભરાઇ ગયેલા **द्विजेभ्यः**-બ્રાહ્મણોને **गवां अयुतम्**-દશહજાર ગાયો-**(मनसा) अस्पृशन्**-મનથી દાનનો સંકલ્પ કર્યો.

૧૨ પદચ્છેદ—**हे भारत**-હે પરીક્ષિત રાજા ! **अथ**-પછી-**स्वरोचिषा**-પોતાના તેજથી **सूतिकागृहं**-સુવાવડના ગૃહને **विरोचयंतं**-શોભવતા પ્રભુને **परं पुरुषं अवधार्य**-પરંપ્રભુને ઓળખીને **प्रभाववित्**-તેમના પ્રભાવને જાણનારા. **नतांगः**-નમતા અંગવાળા. **कृता (सफळ) धीः यस्य सः कृतधीः**-શુદ્ધબુદ્ધિ વાળા. **कृतांजलिः**-જેણે હાથ જોડ્યા છે એવા વસુદેવજીએ. **गतभीः**-જેનો ભય નાશ પામ્યો હતો તે વસુદેવે. **एनं**-તેમની **अस्तौत्**-સ્તુતિ કરી.

**અર્થ**—પછી હે પરીક્ષિત રાજા ! પોતાના તેજથી સુવાવડના ઘરને શોભાવતા પ્રભુને-'તે પરમપુરૂષ છે,' એમ સમજીને, તેમનો પ્રભાવ જાણનારા શુદ્ધ-બુદ્ધિવાળા વસુદેવજીએ, નીચાં નમીને અને હાથ જોડીને, તથા નિર્ભય થઇને, તેમની (નીચે પ્રમાણે) સ્તુતિ કરી. (૧૨)

૧૧-૧૨ વિવેચન—

વસુદેવજીનું ભાગ્ય સૂચવવાને માટે વસુદેવને બદલે 'આનકદુંદુભિ' શબ્દ મૂકયો જણાય છે.

**हरिं सुतं**—પુત્ર રૂપે પધારેલા હરિને **कृष्णावतारोत्सवसंभ्रमः**-પોતાને ઘેર પુત્રનો અવતાર થયો, તેના ઉત્સવમાં, કાંઇ કરવું ઘટે; પણ પોતે તો બંધિખાનામાં છે; તેથી શું સત્કર્મ કરવું ? તેનો વિચાર કરતાં, મનથી ગૌદાનનો સંકલ્પ કર્યો. આ નૈમિત્તિક કર્મ કહેવાય છે. આપત્તિમાં પણ દાન કરવાનો પ્રસંગ ખોવો નહીં; અને આબાદીમાં કદિ પાપના પ્રસંગનો લાભ લેવો નહિં.

**मुदा आप्लुतः**—દાન કરવા પહેલાં સ્નાન કરવું જોઇએ; પણ પ્રભુના દર્શનથી પ્રાપ્ત થએલા આનંદમાં, વસુદેવજી સ્નાન કરી રહ્યા હતા.

**विस्मयोत्फुल्लविलोचनः**—વિસ્મયથી જેનાં નેત્ર પ્રફુલ્લ થયાં હતાં તે વસુદેવજી. આ વાત અત્યારે આપણા ખ્યાલમાં આવે એવી નથી. અનુભવથી સમજાય એવી છે. માંદાને વૈદ વ્હાલો, કામીને સ્ત્રી વ્હાલી, તેમ દુઃખીને પ્રભુ વ્હાલા. વસદેવ દેવકી પૂર્વના સંસ્કારી છે, અને વળી દુઃખી છે, તેથી પ્રભુનાં દર્શન કરીને તેમના આનંદનો પાર રહ્યો નહીં.

વિસ્મય—પ્રભુને દેખીને વસુદેવજીને ચાર પ્રકારનો વિસ્મય થયો-(૧) પોતે કેદખાનામાં છે, તેને ઘેર પ્રભુ ક્યાંથી ! (૨) જે કાળનો પણ કાળ, તે બંધીવાનનો પુત્ર. (૩) જે સર્વ વ્યાપક છે, છતાં અહીં મારે ઘેર વિશેષરૂપે. (૪) બાળકનો અવતાર તો નગ્નદશામાં થાય, અને આ અવતાર તો શણગાર સહીત.

**परं पुरुषं इति अवधार्य**-તે પરમાત્મા છે, એમ બરાબર જાણીને-પ્રભુને બરાબર ઓળખીને, વસુદેવે પ્રભુની સ્તુતિ કરી. આ સ્તુતિ સામાન્ય મોટા પુરૂષની નથી-પણ દેવોના દેવની છે. તેથી **नतांगः**, **कृतधीः कृतांजलिः** એ ત્રણ વસુદેવનાં વિશેષણ છે. વસુદેવ **प्रभाववित्**-પ્રભુના પ્રભાવને જાણનારા છે; તેથી **गतभीः** (નિર્ભય)નું વિશેષણ વસુદેવને લગાડયું છે.

શું સ્તુતિ મોટે અવાજે કરી હશે ? એમ પણ હોય; કારણકે પ્રભુની કળા કાંઈ જુદીજ છે. પ્રથમથીજ પહેરેગીરોને મોહ નિદ્રામાં સુવાડી રાખ્યા હોય.

હવે વસુદેવજી પ્રભુની ૧૩ થી ૨૨ શ્લોકોમાં સ્તુતિ કરે છે.

**वसुदेव उवाच—**

**विदितोऽसि भवान्साक्षात्, पुरुषः प्रकृतेः परः ॥**
**केवलानुभवानंद–स्वरूपः सर्वबुद्धिदृक् ॥ १३ ॥**

૧૩ પદચ્છેદ—**विदितः असि**-આપને ઓળખ્યા છે. **भवान्**-આપ **प्रकृतेः परः**-પ્રકૃતિથી પર **साक्षात्पुरुषः**-સાક્ષાત્ નારાયણ **केवलौ चतौ अनुभवानंदौ च केवला**-

**स एव स्वप्रकृत्येदं, सृष्ट्वाग्रे त्रिगुणात्मकम् ॥**
**तदनु त्वं ह्यप्रविष्टः, प्रविष्ट इव भाव्यसे ॥ १४ ॥**
**यथेमेऽविकृता भावास्-तथा ते विकृतैः सह ॥**
**नानावीर्याः पृथग्भूता, विराजं जनयंति हि ॥ १५ ॥**
**सन्निपत्य समुत्पाद्य, दृश्यन्तेऽनुगता इव ॥**
**प्रागेव विद्यमानत्वान्-न तेषामिह संभवः ॥ १६ ॥**

અર્થ—વસુદેવજી સ્તુતિ કરે છે કે-' આપ કે જે-કેવળ અનુભવ અને આનંદરૂપ છો, સર્વની બુદ્ધિના સાક્ષી છો, પ્રકૃતિથી પર છો, અને સાક્ષાત્ નારાયણરૂપ છો. તેમને (અમે હવે) સારી રીતે ઓળખ્યા છે. ' [૧૩] પોતાની માયાથી આ ત્રિગુણાત્મક જગતને ઉત્પન્ન કરીને, પછી-આપ તેમાં નથી પેઠા, તોપણ સદ્રૂપથી તેમાં પેઠા હો, એમ જણાય છે, તે આપજ છો. [૧૪]

અર્થ—વિકાર નહિ પામેલા મહતત્ત્વ, અહંકાર અને શબ્દાદિ પંચ-તન્માત્રાઓરૂપી ભાવો-પદાર્થો, પાંચ ભૂતો અને અગીયાર ઇંદ્રિયોરૂપી વિકારોથી જુદા હોય, તો વૈરાટને ઉત્પન્ન કરી શકતાં નથી; અને તેમની સાથે મળ્યા હોય છે ત્યારે, બળવાન થઇને, વૈરાટને અવશ્ય ઉત્પન્ન કરી શકે છે. ઉત્પન્ન કરી શકે છે ત્યારે-એટલે-ઉત્પન્ન કર્યા પછી, તે અવિકારી ભાવો વૈરાટમાં પેઠા હોય એમ જણાય છે. અવિકારી ભાવો વિકારીભાવોમાં પ્રથમથીજ કારણરૂપ હતા; તેથી વૈરાટરૂપી કાર્યમાં, તેઓ પાછળથી દાખલ થયા છે, એમ માનવું ઘટતું નથી. તાત્પર્ય-આ બ્રહ્માંડરૂપી કાર્યમાં, આપ પ્રથમથીજ છો, પાછળથી દાખલ થયા નથી. [૧૫-૧૬]

---

**नुभवानन्दौ तौ एव स्वरूपं यस्य सः**-કેવળ અનુભવરૂપ અને આનંદરૂપ આપનું સ્વરૂપ છે. **सर्वाः बुद्धीः पश्यति इति सर्वबुद्धिदृक्**-સર્વબુદ્ધિના સાક્ષી છો.

૧૪ પદચ્છેદ—**सः एव**-તે જ. **स्वप्रकृत्या**-પોતાની માયાથી **इदं त्रिगुणात्मकं**-આ ત્રિગુણાત્મક જગતને **सृष्ट्वा**-બનાવીને. **तदनु**-પછી **त्वं हि अप्रविष्टः**-આપ તેમાં નથીજ પેઠા તોપણ **प्रविष्टः इव भाव्यसे**-પેઠા હો એમ જણાય છે.

૧૫-૧૬ પદચ્છેદ—**यथा**-જેવી રીતે **इमे अविकृताः भावाः**-વિકાર નહીં પામેલા આ મહતત્ત્વ, અહંકાર અને શબ્દાદિક પંચતન્માત્રારૂપી ભાવો-પદાર્થો. **पृथग्भूताः विराजं न जनयंति**-સોળ વિકારોથી જુદા હોય તો વૈરાટને ઉત્પન્ન કરતા નથી. **ते विकृतैः सह मिलिताः नानावीर्याः भूत्वा**-તે ભાવો પંચભૂતો અને અગ્યાર ઇંદ્રિયોરૂપી સોળ વિકારોને મળે છે ત્યારે બળવાન થઇને **विराजं हि जनयति**-જરૂર વૈરાટને પેદા કરે છે. (તે વખતે) **सन्निपत्य**-મળી જઇને **समुत्पाद्य**-વિરાટને ઉત્પન્ન કરીને **ते भावाः अनुगताः इव दृश्यंते**-વિરાટમાં પેઠા હોય એમ જણાય છે. **तेषां अविकृतभावानां**-તે અવિકારી ભાવોનું **प्राग् एव विद्यमानत्वात्**-પ્રથમથીજ કારણરૂપે હતાં તેથી **इह**-સર્જેલા વૈરાટરૂપી કાર્યમાં. **न संभवः**-પાછળથી દાખલ થયા નથી.

૧૩ થી ૧૬ વિવેચન—

સ્તુતિ સકળ શાસ્ત્રોના અને વેદોના સારરૂપે છે. પતાસામાં કડવી દવા આપીને, જેમ રોગનો નાશ કરવામાં આવે છે, તેમ વસુદેવ દેવકીની કથાના પ્રસંગમાં, અધ્યાત્મજ્ઞાન આપવાની આ ઉત્તમ યુક્તિ છે. તે સંબંધી થોડી વાત કરી દઈએ.

**विदितः असि साक्षात्**–'શ્રુતિઓ કહે છે કે–પરમાત્મા **अग्राह्यम्–अदृश्यम्** છે,' પણ મને તો આપ સાક્ષાત્ મળ્યા, રૂબરૂ મળ્યા. મેં આપને બરાબર ઓળખ્યા પણ ખરા.' એવું વસુદેવે કહ્યું.

ત્યારે શું શ્રુતિઓ ખોટી? તેના જવાબમાં વેદ કહે છે કે–'**ततः तं पश्यति निष्कलं ध्यायमानः**' આ વિષયમાં શુકદેવજી કહે છે કે–**धातुः प्रसादात्** ભગવદ્કૃપાથી.

**नाहं प्रकाशः सर्वस्य, योगमायासमावृतः ॥२५॥** [ગીતા અ. ૭]

[ હું યોગમાયાથી ઢંકાએલો છઉં, તેથી અજ્ઞાનીઓ મને ઓળખી શકતા નથી. ]

**न तु मां शक्यसे द्रष्टु–मनेनैव स्वचक्षुषा ।।**
**दिव्यं ददामि ते चक्षुः, पश्य मे योगमैश्वरम् ।।८।।** ગીતા અ. ૧૧

હે અર્જુન ! તું તારી આ આંખોથી મને જોઈ શકીશ નહીં, માટે તને દિવ્ય ચક્ષુ આપું છઉં, તે વડે તું મારા યોગ સામર્થ્યને જો.

ગીતાનો અગીઆરમો અધ્યાય પુરો કરતાં શ્રીકૃષ્ણ બોલ્યા કેઃ—

**नाहं वेदैर्न तपसा, न दानेन न चेज्यया ॥**
**शक्य एवंविधो द्रष्टुं, द्रष्टवानसि मां यथा ॥ ५३ ॥**
**भक्त्या त्वनन्यया शक्य, अहमेवंविधोऽर्जुन ॥**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन, प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥**
**मत्कर्मकृन्मत्परमो, मद्भक्तः संगवर्जितः ॥**
**निर्वैरः सर्वभूतेषु, यः स मामेति पांडवः ॥ ५५ ॥** [ગીતા અ. ૧૧]

વેદાદિ અનેક સાધનોથી મારાં દર્શન થતાં નથી, માત્ર અનન્ય ભક્તિથી મને દેખી શકે છે. એવો ઉપરના શ્લોકોનો ભાવ છે.

ચોપાઈ—સો જાને જેહિ દેહુ જનાઈ, જાનત તુમ્હેં તુમહિ હોઈ જાય.

'આપ જેના ઉપર કૃપા કરો, તેજ આપને જાણી શકે, તેજ આપનાં દર્શન કરી શકે.' એવો ભાવ છે.

**प्रकृतेः परः पुरुषः**–પ્રકૃતિ અને પુરૂષને કેવા પ્રકારનો સંબંધ છે, તે સંબંધમાં શ્રીકૃષ્ણ સારરૂપે જે કાંઈ કહે છે, તે સાંભળો—

**ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि, यज्ज्ञात्वाऽमृतमश्नुते ॥**
**अनादिमत्परं ब्रह्म, न सत्तन्नासदुच्यते ॥१३॥**
**सर्वतः पाणिपादं तत्–सर्वतोऽक्षिशिरोमुखम् ॥**
**सर्वतः श्रुतिमल्लोके, सर्वमावृत्य तिष्ठति ॥१४॥**
**सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ॥**
**असक्तं सर्वभृच्चैव, निर्गुणं गुणभोक्तृ च ॥१५॥**

बहिरंतश्च भूताना-मचरं चरमेव च
सूक्ष्मत्वात्तदविज्ञेयं, दूरस्थं चांतिके च तत् ॥ १६ ॥
अविभक्तं च भूतेषु, विभक्तमिव च स्थितं
भूतभर्तृ च तज्ज्ञेयं, ग्रसिष्णु प्रभविष्णु च ॥ १७ ॥
ज्योतिषामपि तज्ज्योतिस्-तमसः परमुच्यते ॥
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं, हृदि सर्वस्य धिष्ठितम् ॥ १८ ॥

*    *    *    *    *

प्रकृतिं पुरुषं चैव, विद्ध्यनादी उभावपि ॥
विकारांश्च गुणांश्चैव, विद्धि प्रकृतिसंभवान् ॥ २० ॥
कार्यकारणकर्तृत्वे, हेतुः प्रकृतिरुच्यते ॥
पुरुषः सुखदुःखानां, भोक्तृत्वे हेतुरुच्यते ॥ २१ ॥
पुरुषः प्रकृतिस्थो हि, भुंक्ते प्रकृतिजान्गुणान् ॥
कारणं गुण संगोस्य, सदसद्योनिजन्मसु ॥ २२ ॥
उपद्रष्टानुमंता च, भर्ता भोक्ता महेश्वरः ॥
परमात्मेति चाप्युक्तो, देहेऽस्मिन्पुरुषः परः ॥ २३ ॥
य एवं वेत्ति पुरुषं, प्रकृतिं च गुणैः सह ॥
सर्वथा वर्तमानोऽपि, न स भूयोऽभिजायते ॥ २४ ॥

[ ગીતા અ. ૧૩ ] વિગેરે

मम योनिर्महद्ब्रह्म, तस्मिन्गर्भं दधाम्यहंम् ॥
संभवः सर्वभूतानां, ततो भवति भारत ॥ ३ ॥ [ ગીતા અ. ૧૪ ]

अहं कृत्स्नस्य जगतः, प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥
मत्तः परतरं नान्यत्-किंचिदस्ति धनंजय ॥
मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥ ७ ॥ [ ગીતા અ. ૭ ]

इंद्रियेभ्यः परा ह्यर्था, अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्-बुद्धेरात्मा महान्परः ॥
महतः परमव्यक्त-मव्यक्तात्पुरुषः परः
पुरुषान्न परं किञ्चित्-सा काष्ठा सा परा गतिः ॥ (કઠવલ્લી ૩-૧૧)

પુરૂષ પ્રકૃતિનો સંબંધ સૂચવવા માટે ઘણા આધારો છે. તેનો અર્થ ઉપલા શ્લોકોના અર્થને મળતો છે, માટે જગ્યા રોકી નથી.

પ્રભુ આનંદ સ્વરૂપ છે—

रसो वै सः। रसं ह्येवायं लब्ध्वानंदी भवति ॥
सैषानंदस्य मीमांसा भवति ॥ [ તૈત્તિરીયો ૭૫. ]

બ્રહ્મ એક રસ છે. બ્રહ્મરસને પ્રાપ્ત કરીને જગત્ આનંદી થાય છે. બ્રહ્મના આનંદની આ ચર્ચા છે. બ્રહ્મના આનંદથી બીજા બધા આનંદ હલકા છે. લૌકિક આનંદ માત્ર બ્રહ્માનંદના આનંદનો છાંટો છે.

**यदानन्दलेशैः, समानन्दि विश्वं, यदाभाति सत्त्वे, तदाभाति सर्वम् ।**
**यदालोचने हेय-मन्यत्समस्तं, परं ब्रह्म नित्यं, तदेवाहमस्मि ॥** [ વિજ્ઞાનનૌકા ]

જેના આનંદના લેશથી સકળ જગત્ આનંદવાળું છે. જેના સત્ત્વાભાસમાં સર્વનો ભાસ થાય છે. જેને જોયા પછી અન્ય સમસ્ત ગમતું નથી. તેજ નિત્ય પરિબ્રહ્મ હું છઉં.

**सर्वबुद्धिदृक्**—સર્વની બુદ્ધિના સાક્ષી એટલે અંતર્યામિ. જેનાથી કોઇપણ વિચાર ખાનગી રહી ન શકે તે. દૃષ્ટાંત—રસ્તે ચાલતાં ડોશીએ ઉંટવાળાને પુછ્યું કે 'ભાઇ મારૂં પોટલું ઉંટ ઉપર રાખશો ? તો હું સુખેથી ચાલી આવું.' ઉંટવાળાએ પ્રથમ ના પાડી, પછી ઉંટવાળાને વિચાર થયો કે 'પોટલી લીધી હોત, તો સારૂં હતું. ઉંટ દોડાવી મુકત. ડોશી પાછળ રહી જાત, અને પોટલી આપણે પચાવી પડત.' આવો વિચાર કરીને ઉંટવાળાએ ડોશીને કહ્યું—'લાવો મા પોટલી.' ડોશીએ કહ્યું—'ના ભાઇ! હું ઉપાડી લઇશ.' ઉંટવાળો—'કેમ ના ભાઇ! કાંઇ અવિશ્વાસ આવ્યો ?' ડોશી—'હા-તને જેણે પોટલી પચાવી પડવાનું કહ્યું, તેણે મને પોટલી તને ન આપવાનું કહ્યું.' સાક્ષીનો અર્થ એમ પણ થાય કે-બુદ્ધિ ગમે તે વિચાર કરે, પણ તેની અસર આત્માને થાય નહિં.

૧૪ વિવેચન—

**अप्रविष्टः ( अपि ) प्रविष्टः इव भाव्यसे**—પાછળથી નથી પેઠા, તો પણ પાછળથી પેઠા હોય, એમ જણાય છે. જેમ માટીને ઘડામાં પ્રવેશ કરવો પડતો નથી, કારણકે ઘડોજ માટીનો બન્યો છે, તેમ બ્રહ્મને જગતમાં પ્રવેશ કરવો પડતો નથી. જગત્ બ્રહ્મનુંજ બનેલું છે **तत्सृष्ट्वा तदेवानुप्राविशत्** શ્રુતિ કહે છે કે 'જગતને સ્રજીને પ્રભુ તેમાં ફરીથી પેઠા. [ એટલે તેમાં પ્રભુ પહેલાં હતા. ]' **गुहां प्रविष्टौ**-શ્રુતિ-જીવાત્મા અને પરમાત્મા એ બન્ને દેહમાં પેઠેલા છે. દેવકીજીના ઉદરમાં પણ પ્રભુ પહેલાથી હતા. કશ્યપની સ્ત્રી દિતિના ઉદરમાં ગર્ભનો નાશ કરવા ઇંદ્રે પ્રવેશ કર્યો હતો. તેવો પ્રવેશ, પ્રભુએ દેવકીજીના ઉદરમાં કર્યો નથી. ઇંદ્રનો પ્રવેશ તો, હતો અને નહોતો; અને પ્રભુનો પ્રવેશ તો-છે-છે-અને છે જ.

**स्वप्रकृत्या इदं सृष्ट्वा**—પોતાની માયાથી આ જગતને સ્રજીને-ઉત્પન્ન કરીને, શ્રી કૃષ્ણ કહે છે કે—

**प्रकृतिं स्वामवष्टभ्य, विसृजामि पुनः पुनः ॥**
**भूतग्राममिमं कृत्स्न-मवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥** [ ગીતા અ. ૯ ]

પ્રકૃતિને વશ એવા પ્રાણીમાત્રને-ભૂતોના સમુહને-પ્રકૃતિદ્વારા હું વારંવાર ઉત્પન્ન કરૂં છઉં.

**इदं त्रिगुणात्मकं**—આ જગત્ ત્રણે ગુણથી યુક્ત છે.

૧૫-૧૬ વિવેચન—

ચૌદમા શ્લોકના વિવેચનમાં '**अप्रविष्टः (अपि) प्रविष्टः इव भाव्यसे.**' ના મથાળા નીચે, જે ખુલાસો છે, તે ખુલાસાને આ બે શ્લોકો પુષ્ટિ આપીને, તે સંબંધમાં કાંઇક વિશેષ કહે છે.

બીજ કારણરૂપ છે, અને તેનો અંકુર કાર્યરૂપ છે. જ્યારે બીજમાંથી અંકુર ફુટે છે. ત્યારે કાર્યરૂપ અંકુરમાં કારણરૂપ બીજ પેસે છે; અને પોતાના મૂળસ્વરૂપનો નાશ કરે છે. તેમ પરમાત્મા કે જે કારણરૂપ છે, તે કાર્યરૂપ જગતમાં પેઠા પછી, એટલે-કાર્યરૂપ બન્યા પછી-

તેનું અસ્તિત્વ રહેતું હશે ? તેનું સમાધાન–માતાના શરીરમાં બાળકના અવયવો ઘડાય છે; છતાં માતાના પોતાના અવયવોનો નાશ થતો નથી. તે પ્રમાણેજ પરમાત્મામાંથી જગત્ ઉત્પન્ન થાય, પરમાત્મા જગત્રૂપે બને–છતાં પરમાત્માનો નાશ થતો નથી.

ભગવાનના સ્વરૂપનું દર્શન થાય, ત્યારે ભગવાનના હાથ પગ વિગેરે અવયવો પંચમહાભૂતના બન્યા હશે કે દૈવી હશે?—શ્રીઆચાર્ય મહાપ્રભુજી, તેમના નિબંધ નામના ગ્રન્થમાં, શાસ્ત્રાર્થ પ્રકરણના ૪૪ મા શ્લોકમાં કહે છે કેઃ—**आनंदमात्रकरपादमुखोदरादिः, सर्वत्र च त्रिविधभेदविवर्जितात्मा**–હાથ પગ વિગેરે પંચમહાભુતના હોય, એમ પ્રતીત થાય, છતાં તે દૈવી છે, એમ સમજવું. એમ ન હોય તો નાનું સરખું બાળક, પુતના વિગેરે અસુરોને કેવી રીતે મારી શકે. નાનુ સરખું બાળક કાળીનાગને કેવી રીતે થકવે !

**एवं भवान् बुद्ध्यनुमेयलक्षणैर्–ग्राह्यैर्गुणैः सन्नपि तद्गुणाग्रहः**
**अनावृतत्वाद्बहिरंतरं न ते, सर्वस्य सर्वात्मन आत्मवस्तुनः ॥ १७ ॥**

અર્થ—એ પ્રમાણે બુદ્ધિથી અનુમાન થાય, એવી ઈંદ્રિયોના કાર્યરૂપી પદાર્થોની સાથે, કારણરૂપે આપ છો, છતાં ઇંદ્રિયોવડે કાર્ય પદાર્થોની સાથે, આપ ગ્રહણ કરી શકાતા નથી, આપ સર્વરૂપ છો, સર્વના આત્મારૂપ (પણ) છો. આપ કે જે વ્યાપક તથા પરમાર્થ વસ્તુરૂપ છો, તેને પરિચ્છિન્નપણું નહીં હોવાથી–એટલે આપનું માપ નહિં હોવાથી, આપનામાં બહાર અગર અંદરપણાનો ભેદ નથી. તાત્પર્ય–કારણ તથા કાર્યમાં આપ પ્રથમથીજ છો–પાછળથી પેઠા નથી. [૧૭]

૧૭ વિવેચન—

**बुद्ध्यनुमेयलक्षणैः ग्राह्यैर्गुणैः**—બુદ્ધિથી અનુમાન થઇ શકે, એવી ઈંદ્રિયોના કાર્યરૂપી પદાર્થોની સાથે આપ છો, છતાં કાર્યરૂપી પદાર્થોની સાથે આપ ગ્રહણ કરી શકાતા નથી. તાત્પર્ય–ઇશ્વર સર્વવ્યાપક છે, છતાં દેખાય નહીં. ઈંદ્રિયો જેને ગ્રહણ કરી શકે તે **પ્રાકૃત**, અને ઈંદ્રિયો જેને ગ્રહણ ન કરી શકે તે **અપ્રાકૃત.** ત્યારે પરમાત્મા પ્રાકૃત કે અપ્રાકૃત ? તેનો ખુલાસો સાંભળો—ઇશ્વર પાસે હોય છતાં દેખાય નહીં–એજ ઇશ્વરની વિલક્ષણતા. આ વિલક્ષણતાનું સમાધાન ઇશ્વરની કૃપાથી થાય. ઇશ્વરની કૃપા જેના ઉપર થાય, તેનેજ ઇશ્વરનાં દર્શન થાય. એ સકલ સારનો સાર છે.

---

૧૭ પદચ્છેદ—**एवं**–એ પ્રમાણે **बुद्ध्या अनुमेयं लक्षणं येषां ते-तैः ग्राह्यैः गुणैः**–બુદ્ધિથી અનુમાન થાય એવી ઈંદ્રિયોના કાર્યરૂપી પદાર્થોની સાથે કારણરૂપે **भवान् सन् अपि**–આપ છો છતાં **तैः गुणैः न गृह्यते इति तद्गुणाग्रहः**–ઇંદ્રિઓથી કાર્યપદાર્થોની સાથે આપ ગ્રહણ કરી શકાતા નથી. **सर्वस्य**–સર્વરૂપ **सर्वात्मनः**–સર્વના આત્મારૂપ ( **आत्मन्** એટલે વ્યાપક, અને **वस्तु** એટલે પરમાર્થરૂપ ) **आत्मा चासौ वस्तु च आत्मवस्तु तस्य आत्मवस्तुनः**–આપ કે જે વ્યાપક તથા પરમાર્થ વસ્તુરૂપ છો તેને **अनावृतत्वात्**–પરિચ્છિન્નપણું નહિં હોવાથી–માપ નહિં હોવાથી **बहिरंतरं न**–બહાર કે અંદરપણાનો ભેદ નથી. તાત્પર્ય–આપ તો કાર્યમાં છોજ, આપ કાંઇ કાર્યમાં પાછળથી પેઠા નથી.

**मय्यासक्तमनाः पार्थ, योगं युंजन्मदाश्रयः ।**
**असंशयं समग्रं मां, यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥** [ગીતા અ. ૭]

વિગેરે શ્લોકોથી શ્રીકૃષ્ણ પોતાનું યથાર્થ સ્વરૂપ બતાવવાનું કહે છે-પણ આ શ્લોકની પહેલી લીટીમાં-**मय्यासक्तमनाः** ( મારામાં મનને આસક્ત રાખીને ) **योगं युंजन** (યોગમાં જોડાઇને-એટલે યથાવિધિ મનને એકાગ્ર કરીને ) અને **मदाश्रयः** ( મારો આશ્રય રાખીને ), એ ત્રણ શબ્દોનો અર્થ સમજીને વર્તનમાં ઉતારવા જેવો છે. આટલું સમજાય પછી પરમાત્માનું સ્વરૂપ જાણવાની વાત કરાય. પાસે પાઇનું ઠેકાણું નહીં, અને શહેર ચોરાસી કરવા તૈયાર થવું, તે બનવા જેવું છે. એટલા માટેજ શ્રુતિ કહે છે કે—' **क्वचिद् धीरः प्रत्यगात्मानमैक्षत** '- કોઇ ધીર પુરૂષ પરમાત્માને પ્રત્યક્ષ રીતે જોઇ શકે છે. ધર્મની બાબતમાં આપણી કેટલી ધીરજ છે, તે આપણે સૌ જાણીએ છીએ. દર્શને જતાં રસ્તામાં કોઇ નિંદાના ટોપલાવાળા મળે, તો તેની સાથે કલાકોના કલાક સુધી વાતો કરીએ છીએ, પણ દર્શનને જરા વાર હોય, તો-' પ્રભુ ભલું કરજો '-એમ કહીને પાછા વળીએ છીએ.

**अनावृतत्वात्**—આપ માપમાં ન આવી શકો એવા છો, તેથી-અથવા પરિચ્છિપણાના દોષથી આપ રહિત છો તેથી. પ્રભુ સૌને ઘેરે, પણ પોતે ઘેરાય નહિં. તેનું દૃષ્ટાંત—યશોદાએ જ્યારે પ્રભુને દામણે બાંધ્યા, ત્યારે દામણાં ખુટયાં, પણ પ્રભુ બંધાયા નહિં. યશોદાને થાકેલાં દેખ્યાં, ત્યારે દયા કરીને પ્રભુ પોતાની મેળે બંધાયા. પ્રભુ માપ રહિત હોવાથી-એટલે સર્વત્ર પ્રસરીને રહેલા હોવાથી, **बहिरन्तरं**-દરેકે પ્રાણી પદાર્થની અંદર અને બહાર-એટલે ચારે તરફથી પ્રભુ ઘેરીને રહેલા છે.

**सर्वस्य, सर्वात्मनः** અને **आत्मवस्तुनः** એ ત્રણે શબ્દો અપરિચ્છિન્નપણાના વિવેચનને પુષ્ટિ આપે છે.

હવે આગળ વધીએ.

**य आत्मनो दृश्यगुणेषु सन्निति, व्यवस्यते स्वव्यतिरेकतोऽबुधः ॥**
**विनानुवादं न च तन्मनीषितं, सम्यग्यतस्त्यक्तमुपाददत्पुमान् ॥ १८ ॥**

અર્થ—પોતાના દેહાદિમાં આત્મા રહેલો છે, તો પણ જે પુરૂષ આત્માને પોતાથી ભિન્ન જાણે છે, [ એટલે દેહાદિની સત્તા આત્માથી ભિન્ન છે એમ જે જાણે છે, ] તે મુર્ખ પુરૂષ છે. ઉપર પ્રમાણે મુર્ખાઇથી જે માન્યું છે, તેનો સારી રીતે વિચાર કરતાં, માત્ર વાતો કરવા ઉપરાંત બીજું કાંઇ નથી. એટલે

૧૮ પદચ્છેદ—**आत्मनः दृश्यगुणेषु**-પોતાના દેહાદિમાં. **आत्मा सन्**-આત્મા રહેલો છે. **इति**-તોપણ. **स्वव्यतिरेकतः यः व्यवस्यते**-જે પોતાથી ભિન્ન જાણે છે તે. **अबुधः**-મૂર્ખ છે. **सम्यक् मनीषितं तत्**-ઉપર પ્રમાણે મુર્ખાઇથી જે માન્યું છે તેનો સારી રીતે વિચાર કરતાં **अनुवादं विना न च**-અનુવાદ વિના ( માત્ર વાતો વિના ) બીજું કાંઇ નથી. માત્ર નામરૂપ વિના બીજી કોઈ રીતે દેહાદિનું નિરૂપણ થઇ શકતું નથી. **यतः**-તેથીજ. **त्यक्तं**-તજેલાને-ખોટાને. **उपाददाति इति उपाददत् इति पुमान्**-ગ્રહણ કરનારો પુરૂષ, સાચું માનનારો પુરૂષ-જેમ મુર્ખ ગણાય તેમ.

નામરૂપવિના બીજી કોઇ રીતે દેહાદિનું નિરૂપણ થઈ શકતું નથી. તેથીજ તજેલાને (ખોટાને-અસત્યને) જે પુરૂષ ગ્રહણ કરે, તે પુરૂષ મૂર્ખજ ગણાય છે.[૧૮]

૧૮ વિવેચન—

**आत्मनः दृश्यगुणेषु यः सन्** વિગેરે-[ પ્રથમદેહનીજ વાત કરીએ. ] જે પોતાના દેહમાં છે. છતાં તેને જે ઓળખતો નથી, તે મૂર્ખ ગણાય છે-

**उत्क्रामंतं स्थितं वाऽपि, भुंजानं वा गुणान्वितम् ॥**
**विमूढा नानुपश्यन्ति, पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥**
**यतंतो योगिनश्चैनं, पश्यंत्यात्मन्यवस्थितम् ॥**
**यतंतोऽप्यकृतात्मानो, नैनं पश्यंन्त्यचेतसः ॥ ११ ॥** [ગીતા અ. ૧૫]

આત્મા કે જે શરીરમાં રહે છે, નીકળી જાય છે, તેમજ ઇંદ્રિયોની સાથે જોડાઇને ભોગ ભોગવે છે; તે આત્માને મૂઢ લોકો જોઇ શકતા નથી. જ્ઞાનચક્ષુવાળા પુરૂષો જોઇ શકે છે. (૧૦) યત્ન કરનારા ( પવિત્ર ) યોગીઓ આત્માને પોતામાં જોઇ શકે છે. મલિન બુદ્ધિવાળા અવિવેકી પુરૂષો ભલે પ્રયત્ન કરતા હોય, તોપણ તેઓ આત્માને પોતામાં જોઇ શકતા નથી. (૧૧)

આવા મૂર્ખ કાંઈ એક બે નથી. ટોળેટોળાં છે—

**પદ.**

પાનીમેં મીન પ્યાસી. (૨) મોએ દેખત આવત હાંસીરે—પાનીમેં૦ મોએ૦
આત્મજ્ઞાન વિના નર ભટકે, કોઇ મથુરાં કોઈ કાશી; (૨)
જોગી હોકર જટા બઢાવે (૨), બન બન ફીરે ઉદાસી—પાનીમેં૦ મોએ૦
કસ્તુરી બસત હે નાભિકમલમે, ઢુંઢત ઘાંસી ઘાંસી; (૨)
પોથી પઢ પઢ પંડિત થાકે (૨), તોંએ ન મીલે અવિનાસી—પાનીમેં૦ મોએ૦
મસીદ ચડકર મુલ્લાં પોકારે, તોયે ન મિટે જમ ફાંસી; (૨)
કહેત કબીરા સુનો ભાઈ સાધુ (૨), ગુરૂ બીનું મિટે ન ચોરાસી—પાનીમેં૦ મોએ૦

આ પ્રમાણે પ્રાણીપદાર્થમાં દરેક સ્થળે આત્મા છે. તે વાત **अनुवादं विना**-વાદવિવાદ વિના-સિદ્ધ થાય એવી છે. જ્ઞાનદ્વારા કર્મના સ્વરૂપને પ્રથમ સમજીને, પછી નિષ્કામ કર્મદ્વારા, પ્રથમ તો અંતઃકરણને નિર્મળ કરવાની ભારે જરૂર છે.

**सम्यक् त्यक्तं**—શાસ્ત્રોએ અને સંતોએ જેનો ત્યાગ બહુ સારી રીતે સૂચવ્યો છે. તેનો જે અંગિકાર કરે, તે મૂર્ખજ ગણાય છે.

આ શ્લોકનો અર્થ, કેટલાએક ટીકાકારો એમ પણ કરે છે કે-' ભગવાનને ભગવાનના દેહાદિથી-હાથપગ વિગેરેથી-ભિન્ન માનનારો મુર્ખ છે. ' તે પણ ઠીક છે.

હવે આગળ વધીએ-હજી સ્તુતિનો વિષય ચાલે છે—

**त्वत्तोऽस्य जन्मस्थितिसंयमान्विभो, वदंत्यनीहादगुणादविक्रियात् ॥**
**त्वयीश्वरे ब्रह्मणि नो विरुद्धयते, त्वदाश्रयत्वादुपचर्यते गुणैः ॥१९॥**

---

૧૯ પદચ્છેદ—**हे विभो**-હે વ્યાપક ! **अनीहात् अगुणात् अविक्रियात्**-આપ કે જે નિર્ગુણ હોવાથી ક્રિયારહિત છો; અને ક્રિયારહિત હોવાથી નિવિકાર છો. **त्वत्तः**-તેનાથી

અર્થ—હે વ્યાપક પરમાત્મા ! આપ કે જે નિર્ગુણ છો, તેથી ક્રિયાથી રહિત છો; ક્રિયાથી રહિત છે, તેથી નિર્વિકારી છો. છતાં લોકો કહે છે કે-'આપનાથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે.' નિષ્ક્રિય બ્રહ્મ અને સક્રિય ઈશ્વર, એમ કર્તા અને અકર્તા, એવા બે ધર્મો આપનામાં છે. તેથી કર્તાપણાનો ધર્મ, અને અકર્તાપણાનો ધર્મ-એમ બેઉ વિરોધી ધર્મો આપનામાં એકી વખતે રહી શકે છે-વિરોધ પામતા નથી. સૃષ્ટિઆદિ કાર્ય, ગુણોથીજ થાય છે; પણ ગુણોને આપનો આશ્રય છે. તેથી-'તે કાર્યો આપેજ કર્યા' એમ કહેવાય છે. દૃષ્ટાંત-લશ્કર જીતે, છતાં તેનો રાજા જીત્યો ગણાય છે. [૧૯]

૧૯ વિવેચન—

સગુણ અને નિર્ગુણ એ બેઉ, એકજ સત્તાનાં સ્વરૂપ છે. સક્રિય થાય, ત્યારે તે સત્તાનું નામ **સગુણ-ઈશ્વર**-કહેવાય છે. અને તે સત્તા અક્રિય હોય, ત્યારે તે સત્તાનું નામ **નિર્ગુણ બ્રહ્મ** કહેવાય છે. સક્રિય અને અક્રિય બેઉ લક્ષણનો એકજ સત્તામાં સમાસ થાય છે, માટે તે સત્તાને-તે બ્રહ્મને વિલક્ષણ કહેવામાં આવે છે. તાત્પર્ય-બ્રહ્મ-કર્તા અકર્તા બેઉ ધર્મવાળો છે. કર્મ કરે છે, છતાં કર્મથી લેપાતો નથી, માટે તેને ઈશ્વર-પ્રભુ-પરમાત્મા-વિગેરે મોટાં નામો અપાય છે. આ સંસારમાં સગુણ નિર્ગુણના મોટા ઝઘડા ચાલે છે. આ ઝઘડાનું સમાધાન કરવા માટે, ગુજરાતી નિશાળમાં બાળકોને દૃષ્ટાંત આપી શીખવે છે. તે દૃષ્ટાંત ભૂલી ગયા હો તો સાંભળો—

એક લશ્કરી અમલદારની યાદગીરી ખાતર, એક મોટા ચોક વચ્ચે, તેનું બાવલું ખડું કર્યું હતું. તેની બે બાજુએ બે ઢાલ હતી-પૂર્વમાં સોનાની, અને પશ્ચિમમાં રૂપાની. એક વખતે બે સિપાઇઓ તે બાવલાની બેઉ બાજુએ થઇને ચાલતા નીકળ્યા. પૂર્વ તરફના સિપાઇએ, સોનાની ઢાલ દેખી. પશ્ચિમ તરફના સિપાઇએ, રૂપાની ઢાલ દેખી. બાવલા સંબંધી વાત કરતાં કરતાં, બેઉ આગળ ચાલ્યા. પશ્ચિમ તરફના સિપાઇએ કહ્યું કે-'રૂપાની ઢાલની કારીગીરી સારી હતી.' પૂર્વ તરફના સિપાઇએ કહ્યું કે-'રૂપાની ઢાલ હતીજ નહીં-સોનાની ઢાલ હતી.' એક કહે-'સોનાની ઢાલ હતી,' અને બીજો કહે-'રૂપાની ઢાલ હતી.' વાતમાં કાંઈ સાર નહોતો-પણ વાત હઠે ચડી. હઠે કોને ખુવાર કર્યા નથી. હઠે ઘણાં સ્ત્રીપુરૂષોને જીંદગીભર વિખુટા રાખ્યાં છે, હઠે ઘણાં કુટુંબને પાયમાલ કર્યા છે, ભાંડુઓમાં વિખવાદ કર્યો છે-પાડોશીઓને પજવ્યા છે, નાતોને રમખાણે ચડાવી છે. હઠે રાજાઓને રાજપાટ ખોવરાવ્યાં છે. આવો ભયંકર હઠ, તે બે સીપાઇઓમાં પેઠો. પોતાની માન્યતા સામાને મનાવવા માટે, એક બીજાએ તલવાર ખેંચી. ત્યાં **સમજુ બ્હેન** આવી પહોંચ્યાં. સમજુ બાનાં હાવભાવ, નમ્રતા, સત્યતા, સમજાવવાની ચતુરાઇ

---

**अस्य**-આ જગતની **जन्मस्थितिसंयमान्**-ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે એમ **वदंति**-લોકો કહે છે. **त्वयि ईश्वरे**-આપ કે જે ઈશ્વરપણાને લીધે કર્તાપણાના ધર્મવાળા છો. **त्वयि ब्रह्मणि**-બ્રહ્મરૂપે હોવાથી નિર્વિકાર છો. તેથી **नो विरुद्धयते**-કર્તાપણું અને નિષ્ક્રિયપણું એવા બે ભાવોનો વિરોધ થતો નથી. [**त्वत्-तव**] **तव आश्रयत्वात्**-તમારા આશ્રયથી. **त्वयि इदं कर्तृत्वं गुणैः उपचर्यते**-આ સઘળું ગુણોથી. **आरोप्यते**-આરોપણ થાય છે.

વિગેરે-ઉંચા પ્રકારનાં હોય છે. સમજુ બાએ બેઉને શાંત પાડયા. બેઉની વાત સાંભળીને, બેઉને સાથે લઇને સમજુ બ્હેન પેલા બાવલા પાસે પધાર્યાં. બાવલાંની ચારે તરફ બેઉ સિપાઇને ફેરવ્યા. બેઉને ખાત્રી થઈ કે, બાવલાને સોનાની અને રૂપાની એવી બે ઢાલો છે. તેઓ જુદી જુદી દિશામાં ચાલ્યા, માટે બે તરફની એક એક ઢાલ, તેમના જોવામાં આવી. જો તેઓ બાવલાની આસપાસ ફરી વળ્યા હોત, તો ઝઘડો શમી જાત. હજારો વરસથી આવા પ્રકારનો સગુણ નિર્ગુણનો ઝઘડો ચાલ્યો આવે છે. પ્રભુ કૃપાથી તે ઝઘડામાં, સમજુ બ્હેન (સદ્બુદ્ધિ) આવી પહોંચે, તો બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ બતાવીને, ઝઘડો શમાવી દે.

એક બીજો ઝઘડો—જેવો સગુણ નિર્ગુણનો ઝઘડો છે, તેવોજ એક બીજો ઝઘડો છે. કેટલાએક શાંતિથી-ચૂપકીથી-પ્રભુ ભજે છે, અને કેટલાએક બૂમ પાડીને-ભજન કીર્તન ગાઇને તાળીઓ પાડીને-પ્રભુને ભજે છે. આ ઝઘડો પણ નાનો સૂનો નથી. આ ઝઘડામાં પણ સમજુબા પધારે, તોજ સમે. નાની નિશાળોમાં બાળકો મોટેથી બોલીને ભણતાં જણાય છે; અને મોટી નિશાળોમાં-કૉલેજોમાં-વિદ્યાર્થીઓ ચૂપકીથી ભણતા જણાય છે. કૉલેજની બેંચ ઉપર બેસવા પહેલાં, વિદ્યાર્થીએ કેટલાં પુસ્તક વાંચ્યાં ? કેટલી પરીક્ષા પસાર કરી ? તેની તપાસ કરીએ, તો ખાત્રી થાય કે-પાકો પરિશ્રમ કર્યા પછીજ-યોગ્યતા પ્રાપ્ત કર્યા પછીજ-વિદ્યાર્થીઓને કૉલેજમાં પેસવાની રજા મળે છે. આ પ્રમાણેજ પ્રથમ ભજન કીર્તનનો અભ્યાસ જોઇએ. તે સાથે સારાં સારાં પુસ્તકોનો **અભ્યાસ** જોઇએ. માત્ર સાંભળી જવું તે અભ્યાસ નથી. આ પ્રમાણે તૈયાર થયા પછી, શાંકરભાષ્ય, પંચદશી, ઉપનિષદો અગર ઉપનિષદોના સારરૂપ ગીતાની શાળામાં-કથામાં-બેસવાની રજા આપવી જોઇએ. '**अथातो ब्रह्मजिज्ञासा**' [ વેદાંતદર્શન પ્રથમ સૂત્ર ] માં **अथ** શબ્દ મુમુક્ષુનો અધિકાર સૂચવે છે.

જેમને સ્થૂલ શરીર કે સૂક્ષ્મ શરીરનું ભાન ન હોય, જેમને પંચ પ્રાણ તથા પંચકોશનાં નામ પણ આવડતાં ન હોય, જેમને જડ અને ચેતનનો વિવેક ન હોય,-આટલું જ્ઞાન પણ ન હોય,- તેમને શમદમાદિ સાધનની વાત ક્યાં કરીએ ! આવાં બીનઅધિકારી સ્ત્રીપુરૂષો ઉપનિષદ, ગીતા અગર પંચદશીની કથા સાંભળવા દોડે છે. કીર્તિ અને કનકના તેજમાં અંજાએલા સ્વલ્પાનંદી વક્તાઓ-કથાકારો પણ-મુમુક્ષુના અધિકારની વાત સમજતા નથી. સમજતા હોય, તો તેમને માટે તેવી નાની મોટી કલાસો કરે. એવી નાની મોટી કલાસો ન કરી શકે, તો જ્યાં તેવી કલાસો હોય, ત્યાં તે કલાસના અધિકારી મુમુક્ષુઓને જવાની ભલામણ કરે. લોકોનું ગમે એમ થાય, પણ આપણાં મેઢાની સંખ્યા ન ઘટવી જોઇએ, એવા હેતુથી વક્તાઓ કાંઇ કહી શકતા નથી.

ભજનાનંદ ઘણોજ શ્રેષ્ઠ છે-કીર્તન ભક્તિનો મહિમા ઘણો છે. કલિયુગમાં નામસ્મરણનો મહિમા પણ ઘણો છે. પણ જ્ઞાન અને નિષ્કામ કર્મદ્વારા, અંતરના મેલને ધોયા વિના, ભજન ગાવાં અગર સાંભળવાં, અગર નામ સ્મરણ કરવું, તે ગળાનો અને કાનનોજ આનંદ છે-હૃદયાનંદ નથી. અંતરનો આનંદ નથી-નિજાનંદ નથી. જ્ઞાન અને નિષ્કામ કર્મ વિના ભક્તિ ખીલતી નથી.

માયા અને માયાના ગુણોવડે ઇશ્વર અનેક વિકાર પેદા કરે છે. તેથી આ ૧૯ મા શ્લોકમાં કહે છે કે-**त्वदाश्रयत्वात् गुणैः उपचर्यते**-માયાના ગુણો તમારામાં આરોપિત કરો, ત્યારે તમે કર્તા, ભોક્તા બનો છો.

હવે આગળ વધીએ—

**स त्वं त्रिलोकस्थितये स्वमायया, बिभर्षि शुक्लं खलु वर्णमात्मनः ॥**
**सर्गाय रक्तं रजसोपबृंहितं, कृष्णं च वर्णं तमसा जनात्यये ॥ २० ॥**

અર્થ—વસુદેવજી આગળ કહે છે કે-હે પ્રભુ ! ત્રૈલોક્યના રક્ષણના સમયમાં, આપ આપની પોતાની માયાથી, ( સત્ત્વગુણને લીધે ) શ્વેતરૂપ ધારણ કરો છો. ત્રૈલોક્યની ઉત્પત્તિના સમયમાં રજોગુણથી વૃદ્ધિ પામેલું લાલ રૂપ ધારણ કરો છો, અને પ્રલયના સમયમાં તમોગુણથી કૃષ્ણરૂપ ધારણ કરો છો. [૨૦]

૨૦ વિવેચન—

ઉત્પત્તિ, સ્થિતિ અને લય એવાં ત્રણે કાર્યો શું એકજ ઇશ્વરનાં છે ? કેટલાંએક શાસ્ત્રો કહે છે કે-' બ્રહ્મા ઉત્પત્તિ કરે, વિષ્ણુ પાલન કરે, અને રૂદ્ર સંહાર કરે. ' બ્રહ્મા અને રૂદ્ર તે વિષ્ણુથી કોઇ જુદા દેવ નથી. તે વિષ્ણુનાંજ રૂપ છે. કાર્યપરત્વે નામ અને રૂપ જુદાં દેખાય છે. દૃષ્ટાંત—એક બ્રાહ્મણ નામું ઠામું માંડે, ત્યારે **ગુમાસ્તો** કહેવાય, તેજ બ્રાહ્મણ રસોઈ કરે, ત્યારે **રસોઇઓ** કહેવાય, અને નવરાશના સમયમાં કથાવાર્તા કરે, ત્યારે **મહારાજ** કહેવાય. નાતની વાડીમાં દાળ પીરસે, તો **દાળવાળો**, અને તેનો તે માણસ લાડુ પીરસે, ત્યારે **લાડુવાળો**, અને ભાત પીરસે ત્યારે **ભાતવાળો**. આટલું સમજ્યા હો, તો ખાત્રી થશે કે-એકજ તત્ત્વ ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે. આ શ્લોકમાં પણ એમજ કહે છે.

**एकं सत् विप्रा बहुधा वदन्ति ॥** [ ઋગવેદ. ]

' એકજ સત્ય વસ્તુ છે, બ્રાહ્મણો તેને અનેક રીતે-અનેક રૂપે ભજે છે. '

**रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां ।**
**नृणामेको गम्यस्-त्वमसि पयसामर्णव इव ॥** ( મહિમ્નસ્તોત્ર. )

ભલે પુરૂષોની ઇચ્છા જુદી જુદી હોય-ભલે દરેક ધર્મની ક્રિયાઓ જુદી જુદી હોય-પરંતુ જેમ નદીઓના જળ, જુદે જુદે રસ્તે થઇને, એકજ સમુદ્રમાં મળી જાય છે તેમ દરેક મુમુક્ષુ, ગમે તે ધર્મ અગર સંપ્રદાયમાં રહીને પ્રભુને પામે છે.

**यं शैवाः समुपासते शिव इति, ब्रह्मेति वेदान्तिनो ।**
**बौद्धा बुद्ध इति प्रमाणपटवः, कर्तेति नैयायिकाः ॥**
**अर्हन्नित्यथ जैनशासनरताः, कर्मेति मीमांसकाः ।**
**सोऽयं नो विदधातु वाञ्छितफलं, त्रैलोक्यनाथो हरिः ॥**

અર્થ—શિવના ઉપાસકો જેને **શિવ** કહે છે, વેદાંતિઓ જેને **બ્રહ્મ** કહે છે, બૌદ્ધ

---

૨૦ પદચ્છેદ—**सः**-તે **त्रिलोकस्थितये**-ત્રૈલોક્યના રક્ષણના સમયમાં. **त्वं**-આપ. **स्वमायया**-પોતાની માયાથી. **आत्मनः शुक्लं वर्णं**-પોતાનું શ્વેતરૂપ. **खलु**-ખરેખર. **बिभर्षि**-ધારણ કરો છો. **सर्गाय**-સૃષ્ટિ ઉત્પન્ન કરવાના સમયમાં **रजसा उपबृंहितं**-રજોગુણથી વૃદ્ધિ પામેલું. **रक्तं वर्णं**-લાલરૂપ (ધારણ કરો છો). **च**-અને **जनानाम् अत्ययः** (નાશ) **तस्मिन् जनात्यये**-પ્રલયના સમયમાં. **तमसा**-તમોગુણથી. **कृष्णं वर्णं**-કૃષ્ણરૂપ ધારણ કરો છે.

લોકો જેને **બુદ્ધ** કહે છે, પ્રમાણુ આપવામાં કુશળ એવા નૈયાયિકો જેને **કર્તા**ના નામથી ભજે છે, જૈનભાઇઓ જેને **અર્હન્** કહીને પૂજે છે, મીમાંસકો જેને **કર્મ** કહે છે. તે આ સચરાચરના નાથ એકજ છે. (જુદા જુદા નથી.) તે અમારી (આત્મજ્ઞાનની પ્રાપ્તિરૂપ) અભિલાષા પૂર્ણ કરો.

આટલી વાત બરાબર સમજ્યા હો, તો તમને ગમે, તે દેવને તમે ભજજો, પણ કોઈ અન્ય દેવની નિંદા કરશો નહિં. બોલો શ્રી દ્વારકાંધીશકી જય-હરહર મહાદેવ હર.

'ઉત્પત્તિ, સ્થિતિ, અને લય એવાં ત્રણ કાર્યો માટે, ઈશ્વર ત્રણ રૂપ ધારણ કરે છે,' એવું આ શ્લોકમાં કહ્યું. ઉત્પત્તિ માટે રક્ત-લાલ-રૂપ ધારણ કરે છે. પાલન માટે શુક્લ-સફેદ રૂપ, અને નાશ માટે શ્યામરૂપ ધારણ કરે છે. શ્રીરામ અને શ્રીકૃષ્ણ બેઉ અવતારમાં પ્રભુ ઘનશ્યામ બન્યા હતા. ત્યારે તે બેઉ અવતાર શું નાશ માટે હતા ? આ શ્લોક સાંભળીને, રામ તથા કૃષ્ણના કેટલાએક ઉપાસકો ભડકે છે—

**यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य, तदात्मानं सृजाम्यहं ॥**

અધર્મિઓનો નાશ કરવો, અધર્મને ઉખેડી નાંખવો, અને ધર્મનું પાલન કરવું, એ પ્રભુ અવતારનું મુખ્ય પ્રયોજન હોય છે. આગળ ૨૧ મો શ્લોક, આ વાતને સુદૃઢ કરે છે. હવે તેથી આગળ વધીને વાત કરીએ-જેમ મુંબઈ માલ લેવા જાય, ત્યારે સગાંવ્હાલાંને પણ મળે, તેમ **विनाशाय च दुष्कृताम्**-અધર્મિઓના નાશ માટે લીધેલો અવતાર-**परित्राणाय च साधूनां**-સત્પુરૂષોની રક્ષા પણ કરે. કેટલાએકની એવી માન્યતા હોય છે કે-'સત્પુરૂષોની રક્ષા માટેજ પ્રભુ અવતાર લે છે.' તે માન્યતા પણ ખોટી નથી. તે સંબંધમાં શ્રીરામે સ્વમુખે વિભીષણને કહ્યું છે કે— (મોક્ષવાણી પાનું ૪૮)

ચોપાઈ—તુમ સારીખે સંત પ્રિયે મોરે, ધરૈં દેહ નહિં આન નિહોરે.

બાપને નાનાં બાળક બહુ વ્હાલાં હોય છે, તેમ ભગવાનને પોતાના ભક્તો બહુ વ્હાલા છે. ઓફીસ ટાઇમમાં ઓફીસ છોડીને ઘેર જવાય નહીં, પણ બાળક માંદું હોય, અને બિમારી વધી હોય, તો બાપ ઓફીસ છોડીને ઘેર જાય છે. રજા ન આપે, તો લડીને ચાલ્યો જાય છે. આવાં હેત, પિતાને પુત્ર ઉપર છે, ત્યારે પ્રભુને પોતાના ભક્ત ઉપર કેમ ન હોય ! દીયર, જેઠ, સાસુ, સસરો અને પતિ સૌને સાથે બેસાડીને, એક સ્ત્રી ભોજન પીરસે-પણ તે તમામમાં પોતાના પતિને તે સ્ત્રી કાંઇ જુદીજ રીતે પીરસે છે. તે સ્ત્રી સૌના સામે જુએ, પણ પોતાના પતિની સામે કાંઈ જુદીજ રીતે જુએછે. પતિ પણ તે સ્ત્રી સામે કાંઇ જુદીજ રીતે જુએ છે. સ્વલ્પાનંદમાં રમનારાં સ્ત્રીપુરૂષ આટલું હેત કરે, ત્યારે બ્રહ્માનંદમાં રમનારા પ્રભુ અને પ્રભુના લાડીલા-સત્પુરુષો-એક બીજાને દેખીને, રાજી થાય, તેમાં શી નવાઈ. છેવટમાં પ્રભુ **વિલક્ષણ** છે, તેમાં 'કશું ન બને,' એમ તો માનવુંજ નહિં. તાત્પર્ય—ભલેને પ્રભુએ શ્યામરૂપ ધારણ કર્યું; પણ તે શ્યામ અવતારથી પ્રભુએ અસુરોના નાશરૂપી માત્ર એકજ કામ કર્યું નથી. સાથે સાથે ભક્તોને પણ લાડ લડાવ્યાં છે.

શ્યામરૂપ—શ્યામરૂપ સંબંધી વિશેષ ખુલાસો આગળ ૧૯૨ મે પાને **'सांप्रदाय सौभग'** એ મથાળા નીચે કર્યો છે. જરૂર જણાય તો ત્યાંથી વાંચી લેશોજી.

હવે ભગવાનના અવતારનું પ્રયોજન કહે છે—

**त्वमस्य लोकस्य विभो रिरक्षिषुर्-गृहेऽवतीर्णोऽसि ममाखिलेश्वर ॥**
**राजन्यसंज्ञासुरकोटियूथपैर्-निर्व्यूह्यमाना निहनिष्यसे चमूः ॥ २१ ॥**

અર્થ—હે સર્વેશ્વર પ્રભુ ! આ જગત્‌નું રક્ષણ કરવાની ઇચ્છાથી, આપ મારા ઘરમાં અવતર્યા છો, તેથી માત્ર 'રાજા' એવું નામધારણ કરનારા, કરોડો અસુરોરૂપી સેનાધિપતિઓથી દોરાતાં સૈન્યોને આપ હણશો. [૨૧]

૨૧ વિવેચન—

**राजन्य**-ઇત્યાદિ-શબ્દોથી સૂચવે છે કે-રાજારૂપે દેખાતા અસુરો. જે રાજાઓ પ્રજાનું રક્ષણ કરવાને બદલે, પ્રજાનું ભક્ષણ કરે છે, તે રાજા રૂપે અસુર છે. '**विनाशाय च दुष्कृतां** તેઓના નાશ માટે, આપનો અવતાર છે' એમ વસુદેવજી બોલ્યા. જેમ અંધારાના નાશની સાથે, પ્રકાશનો પણ ફેલાવો થાય; તેમ અસુરોના નાશની સાથે, ભક્તોની પણ રક્ષા થાય. 'કંસના નાશની સાથે અમારી મુક્તિ થશે' એવો ભાવ વસુદેવજીના કથનનો છે. સ્તુતિનો વિષય પૂરો થયો.

આપનો અવતાર સાંભળીને કંસ દોડયો આવશે, તે વાત હવે કહે છે.

**अयं त्वसभ्यस्तव जन्म नौ गृहे, श्रुत्वाऽग्रजांस्ते न्यवधीत्सुरेश्वर ॥**
**स तेऽवतारं पुरुषैः समर्पितं, श्रुत्वाऽधुनैवाभिसरत्युदायुधः ॥ २२ ॥**

અર્થ—હે દેવોના પતિ ! આ પાપી કંસે-'તમારો જન્મ અમારા ઘરમાં થશે,' એમ સાંભળીને-એમ સાંભળ્યા પછી, તમારા મોટાભાઇઓને હણ્યા છે. 'તમારો અવતાર થયો'-એમ ચોકીદારો તેને ખબર આપશે, કે તુરત, (તે પાપી કંસ) હાથમાં હથીયાર લઇને દોડયો આવશે. [૨૨].

---

૨૧ પદચ્છેદ—**हे विभो-हे अखिलेश्वर !**-હે સર્વેશ્વર ! **अस्य लोकस्य**-આ લોકનું [**रक्षितुं इच्छुः रिरक्षिषुः**] **रिरक्षिषुः**-રક્ષણ કરવાની ઇચ્છાથી. **त्वं**-આપ. **मम गृहे अवतीर्णः असि**-મારા ઘરમાં અવતર્યા છો. **राजन्यसंज्ञा येषां ते राजन्यसंज्ञाः, ते एव असुराः, तेषां कोटयः तासां यूथपाः** (અધિપતિ), **तैः निर्व्यूह्यमानाः** (દોરાતાં) **चमूः** (લશ્કરો) માત્ર 'રાજા' એવું નામ ધારણ કરનારા કરોડો અસુરોના નામથી દોરાતાં સૈન્યોને. **निहनिष्यसे**-આપ હણશો.

૨૨ પદચ્છેદ—**तु**-પણ **सुरेश्वर !**-હે દેવોના પતિ ! **अयं असभ्यः**-આ પાપી કંસે **तव जन्म नौ गृहे श्रुत्वा**-તમારો જન્મ અમારા ઘરમાં સાંભળીને. **ते अग्रजान्**-તમારા મોટા ભાઇઓને **न्यवधीत्-नी+अवधीत्**-હણ્યા છે. **पुरुषैः समर्पितं**-ચોકીદારોના કહેવાથી **ते अवतारं श्रुत्वा**-તમારો અવતાર થયો એમ સાંભળીને **अधुना एव**-હમણાજ, તુરત. **उदायुधः अभिसरति**-હથીયાર ઉગામીને (લઇને) દોડયો આવશે.

૨૨ વિવેચન—

'તમારી પૂર્વે અવતરેલા તમારા ભાઇઓને કંસે માર્યા, અને તે તમને પણ મારવા દોડયો આવશે.' એમ કહીને સૂચવ્યું કે-તે બાબતમાં જેમ કરવું ઘટે, તે આપ કહેજો. વસુદેવજીની પ્રાર્થનાનો વિજય પૂરો થયો.

[**આપને ગમ્યું તે ખરૂં**—દશમસ્કંધમાં શ્રીકૃષ્ણના સ્વરૂપને, શ્રીકૃષ્ણના અવતારને અને શ્રીકૃષ્ણની લીલાઓને યથાર્થરીતે સમજવા માટે, આપણે છઠ્ઠા પુસ્તકની સાથે (સંવત ૮૧થી) વેદાંત તથા યોગના ફરમા શરૂ કર્યા. દેવોની અને વસુદેવની સ્તુતિ વેદમય-વેદાંતમય છે. સૂક્ષ્મબુદ્ધિથી સમજાય એવી છે; તોપણ તમારામાંના થોડા મુમુક્ષુઓ, વેદાંત અને યોગના ફરમા હજી મંગાવતા નથી. એવા પૈસા ( ૦-૧૪-૦ ) ઘણે ઠેકાણે વાપરી નાંખો છો, છતાં કરવા જેવામાં કોશીર કરો છો. સંવત ૮૧, ૮૨ અને ૮૩ ની સાલમાં નીકળેલા વેદાંતના ફરમાના દરસાલનાં પ્રકરણો પુંઠાથી બંધાવેલાં તૈયાર છે. બંધામણી સાથે દરેકની કીંમત દસ આના. ૮૧-૮૨ માં નીકળેલા યોગના ફરમાનાં પુસ્તકો પણ તૈયાર છે. દરેકની કીંમત બંધામણી સાથે આઠ આના. હજી દશમસ્કંધનું રહસ્ય સમજવા મરજી હોય, તો તે પુસ્તકો મંગાવો-અને વાંચો.]

આંખો મિંચીને જેઓ બોલે, તેમને તો શું કહીએ! બાકી આંખો ઉઘાડી રાખીને બોલે, તેમને કાંઇક કહેવાય. તે પ્રમાણે શાસ્ત્રો-પુરાણો જોવાં નથી-વિચારવાં નથી, અને કહેવું છે કે—'પુરાણો એટલે ટાઢા પહોરના ગપાટા.' આવું કહેનારની સાથે વાતચિત કરવી-વાદ કરવો. તે પાણી વલોવવા જેવું છે. જેઓ પુરાણો વાંચે-સાંભળે, અને સત્પુરૂષોની પાસે બેસીને વિચારે, તેઓ તો સમજી શકે કે—

**वेदे रामायणे चैव, पुराणे भारते तथा ।**
**आद्यावन्ते च मध्ये च, हरिः सर्वत्र गीयते ॥** [ હરિવંશ. ]

અર્થ—વેદમાં, રામાયણમાં, પુરાણોમાં, ભારતમાં, ભગવાનજ આદિ, અંત અને મધ્યમાં ગવાએલ છે.

અધિકારાનુસાર સાધનો બતાવીને, કોઇ રીતે પ્રભુને હૃદયમાં ઠેરાવવાની, આ બધી યુક્તિઓ હોય, એમ સ્પષ્ટ થાય છે. 'શ્રીકૃષ્ણ શું છે?' તે બાબતનો વિશેષ ખુલાસો સ્તુતિઓ દ્વારા કર્યો છે. શંકાઓનાં સમાધાન સ્તુતિઓ દ્વારા કર્યા જણાય છે. માટે સ્તુતિઓનો અર્થ સાવધાનતાપૂર્વક વિચારજો.

૨૨ મા શ્લોકમાં **समर्पितं-कथितं**-કહેલું છે. **अभिसरति** એ શબ્દ ભવિષ્યકાળના અર્થમાં વપરાયો છે.

**श्रीशुक उवाच**—શ્રી શુકદેવજી બોલ્યા—

**अथैनमात्मजं वीक्ष्य, महापुरुषलक्षणम् ॥**
**देवकी तमुपाधावत् , कंसाद्भीता शुचिस्मिता ॥ २३ ॥**

---

૨૩ પદચ્છેદ—**अथ**-પછી **एनम् महापुरुषलक्षणं आत्मजं वीक्ष्य**-મોટા પુરૂષના લક્ષણવાળા જોઇને **कंसाद्भीता शुचिस्मिता देवकी**-કંસથી ડરતાં અને પવિત્ર હાસ્યવાળાં દેવકીજીએ **तम् उप+अधावत्**-તેમની પ્રાર્થના કરી.

અર્થ—શુકદેવજી કહે છે કે-( વસુદેવજી પ્રાર્થના કરી રહ્યા ) પછી મોટા પુરૂષનાં લક્ષણવાળા પોતાના પુત્રને જોઇને, કંસથી ત્રાસ પામેલાં, અને [ પતિવ્રતાના ધર્મના પાલનથી ] પવિત્ર હાસ્યવાળાં, દેવકીજીએ તેમની ( પ્રભુની ) પ્રાર્થના કરી. [૨૩]

૨૩ વિવેચન—

**अथ**-વસુદેવજીની સ્તુતિ થઇ રહ્યા પછી.

**महापुरुषलक्षणं**—મોટા પુરૂષના લક્ષણવાળા-એટલે જેમને ચાર હાથ હતા. જેમણે શંખ, ચક્ર, ગદાદિ ધારણ કર્યા હતાં. શ્રીવત્સ તથા શ્રીકૌસ્તુભમણિ ધારણ કર્યાં હતાં.

**शुचिस्मिता—'સ્મિત'** એટલે લજ્જાયુક્ત મંદહાસ્ય. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિના સુખમાં જે મંદહાસ્ય કરે, તે પવિત્રહાસ્ય ગણાય છે. ભાગવતની કોઈ કોઇ પ્રતમાં **शुचिस्मिता** ને બદલ **सुविस्मिता** શબ્દ પણ છે. **सुविस्मिता** એટલે પ્રભુના દર્શનથી બહુ સારી રીતે વિસ્મય પામેલી દેવકી.

ભગવદ્ સ્વરૂપનું વર્ણન કરે છે.

**देवक्युवाच**—દેવકીજી બોલ્યા—

**रूपं यत्तत्प्राहुरव्यक्तमाद्यं, ब्रह्मज्योतिर्निर्गुणं निर्विकारम् ॥**
**सत्तामात्रं निर्विशेषं निरीहं, स त्वं साक्षाद्विष्णुरध्यात्मदीपः ॥ २४ ॥**

અર્થ—દેવકીજી પ્રાર્થના કરે છે કે-જે રૂપ-અવ્યક્ત, આદ્યકારણરૂપ, ચૈતન્યરૂપ, નિર્ગુણ, નિર્વિકાર, સત્તામાત્ર, વિશેષથી તથા ક્રિયાથી રહિત-કહેવાય છે, તે રૂપ આપ પોતે છો. બુદ્ધિ આદિને પ્રકાશ આપનાર આપ સાક્ષાત્ વિષ્ણુ છો. [૨૪]

૨૪ વિવેચન—

**अव्यक्तं** વિગેરે શબ્દો પ્રભુના વિશેષણો છે. આત્મા સંબંધી વસુદેવની સ્તુતિના વિવેચનમાં ખુલાસો કર્યો છે. તે સંબંધી હજી થોડી વાત કરીએ.

દેવકી કહે છે કે—આપ અવ્યક્ત છો, જગત્ વ્યક્ત છે. આપ આદ્ય છો, જગત્ આધુનીક છે. આપ વ્યાપક-અપરિચ્છિન્ન છો, જગત્ પરિચ્છિન્ન છે. આપ પ્રકાશક છો, જગત્ પ્રકાસ્ય છે. આપ ગુણાતીત છો, જગત્ ત્રિગુણાત્મક છે. આપ નિર્વિકારી છો, જગત્ વિકારવાળું છે. આપ કાળત્રયથી અબાધિત છો, જગત્ બાધિત છે. [ જગત ઉત્પત્તિ સ્થિતિ અને લય ધર્મવાળું છે. ] આપ નિર્વિશેષ છો, જગત્ સવિશેષ છે. આપ ક્રિયા રહિત છો, જગત્ ક્રિયાસહિત છે.

---

૨૪ પદચ્છેદ—**अव्यक्तं, आद्यं**-અવ્યક્ત, આદ્યકારણરૂપ, **ब्रह्मज्योतिः निर्गुणं निर्विकारम्**-ચૈતન્યરૂપ, નિર્ગુણ, નિર્વિકાર **सत्तामात्रं, निर्विशेषं निरीहं**-સત્તામાત્ર, વિશેષથી રહિત અને ક્રિયાથી રહિત **यत् रूपं प्राहुः**-જે રૂપ કહેવાય છે **तत् स त्वम्**-તે આપ પોતે. **अध्यात्मदीपः इति साक्षात् विष्णुः**-બુદ્ધિ આદિને પ્રકાશ આપનાર સાક્ષાત્ વિષ્ણુ છો.

પ્રભુ સૂર્યની માફક નિર્લેપ છે—

**सूर्यो यथा सर्व लोकस्य चक्षुर्-न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ॥**

**एकस्तथा सर्वभूतांतरात्मा, न लिप्यते लोकदुःखेन बाह्यः ॥**

[ કઠવલ્લી ૫-૧૧ ]

પ્રભુનું વૈરાટ સ્વરૂપ—

**द्यां मूर्द्धानं यस्य विप्रा वदंति, खं वै नाभिं सोमसूर्यौ च नेत्रे, दिशः श्रोत्रे यस्य, पादौ क्षितिश्च, ध्यातव्योऽसौ सर्वभूतान्तरात्मा ॥ अग्निर्मूर्धा, चक्षुषो चंद्रसूर्यौ, दिशः श्रोत्रे, वाग्विवृताश्च वेदाः । वायुः प्राणो, हृदयं विश्वमस्य, पद्भ्यां पृथिवी, ह्येष सर्वभूतान्तरात्मा ॥** [ મુંડકઉપ. ૨. ૧. ૪. ]

વિગેરે ઘણી શ્રુતિઓ પ્રભુના સ્વરૂપનું વર્ણન કરે છે.

**अध्यात्मदीपः**—' આપ બુદ્ધિને પ્રકાશ આપનારા છો. ' એવો તેનો અર્થ થાય છે. આમ કહેવામાં એવો ભાવ જણાય છે કે—' દેવકી સ્ત્રી જાતી, તેથી એકદમ પ્રભુ ઓળખાય નહીં. પણ પ્રભુએ કૃપા કરી-દેવકીજીની બુદ્ધિમાં પ્રકાશ નાંખ્યો, તેથી દેવકીજી પ્રભુને ઓળખી શક્યા. પોતાના ભક્તોને પ્રભુ બુદ્ધિ આપે છે એવું ગીતામાં પણ કહે છે—

**मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च**—( ગીતા અ. ૧૫-૧૫ ) સ્મૃતિ, વિસ્મૃતિ, જ્ઞાન અને અજ્ઞાન એ સર્વ મારાથીજ થાય છે.

પ્રભુનો મહિમા બતાવે છે.

**नष्टे लोके द्विपरार्धावसाने, महाभूतेष्वादिभूतं गतेषु ॥**

**व्यक्तेऽव्यक्तं कालवेगेन याते, भवानेकः शिष्यते शेषसंज्ञः ॥२५॥**

અર્થ—કાળના વેગથી, બ્રહ્માના બે પરાર્ધના અંતમાં, ( સ્વર્ગાદિ ) લોકોનો નાશ થતાં, પંચમહાભૂતો તેમની તન્માત્રાઓમાં લય પામતાં, અને તન્માત્રાઓ પ્રધાન તત્ત્વમાં લય પામતાં, જેના પછી કાંઈ બાકી રહેતું નથી-એટલે જે શેષમાં શેષરૂપ છે-તે આપ એકજ બાકી રહો છો. [૨૫]

૨૫ વિવેચન—

**अव्यक्तादीनि भूतानि, व्यक्तमध्यानि भारत ॥**

**अव्यक्ते निधनं याति, तत्र का परिदेवना ॥** [ ગીતા અ. ૨-૨૮. ]

શ્રીકૃષ્ણ કહે છે કે હે અર્જુન! આ સર્વ પ્રાણીઓ, આરંભમાં (ભૂતકાળમાં) અવ્યક્તમાં હતાં-અદૃશ્ય હતાં. વર્તમાનકાળમાં સર્વ પ્રાણીઓ વ્યક્ત (દૃશ્ય) થયાં છે, અને ભવિષ્યમાં પાછાં અવ્યક્તમાં લય પામી જશે.

---

૨૫ પદચ્છેદ—**कालवेगेन**-કાળના વેગથી **द्विपरार्धावसाने**-બ્રહ્માના બે પરાર્ધના અંતમાં **लोके नष्टे**-લોકનો નાશ થતાં **महाभूतेषु आदिभूतं गतेषु**-પંચમહાભૂતો તેમની તન્માત્રાઓમાં લય પામતાં **व्यक्ते अव्यक्तं याते**-અને તન્માત્રાઓ પ્રધાનમાં લય પામતાં **अशेषसंज्ञः इति भवान् एकः**-જેનાથી કોઇ વિશેષ નથી એવા આપ એકજ **शिष्यते**-બાકી રહો છો.

બ્રહ્માનું આયુષ્ય—

**सहस्रयुगपर्यंत-महर्यद्‌ब्रह्मणो विदुः ॥**
**रात्रि युगसहस्रां तां, तेऽहोरात्रविदो जनाः ॥१७॥**
**अव्यक्ताद्‌व्यक्तयः सर्वाः, प्रभवंत्यहरागमे ॥**
**राव्यागमे प्रलीयन्ते, तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥**

ચારયુગની ચોકડી થાય, એવી હજાર ચોકડી થાય, ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય, અને બીજી હજાર ચોકડી થાય, ત્યારે બ્રહ્માની રાત્રિ થાય. એવું જે જાણે છે તે સર્વ પ્રકારના રાત્રિ દિવસને જાણનારા છે. (૧૭) બ્રહ્માનો દિવસ થતાં, અવ્યક્ત–અદૃશ્ય પ્રકૃતિતત્ત્વમાંથી, સર્વ વ્યક્તિઓ પ્રગટે છે; અને રાત્રિ થતાં પાછી તેમાંજ લય પામે છે. (૧૮)

**भूतग्रामः स एवायं, भूत्वा भूत्वा प्रलीयते ॥**
**राव्यागमेऽवशः पार्थ, प्रभवत्यहरागमे ॥१९॥**
**परस्तस्मात्तु भावोऽन्यो, व्यक्तोऽव्यक्तात्सनातनः ॥**
**यः स सर्वेषु भूतेषु, नश्यत्सु न विनश्यति ॥२०॥**
**अव्यक्तोऽक्षर इत्युक्तस्-तमाहुः परमां गतिं ॥**
**यं प्राप्य न निवर्तंते, तद्धाम परमं मम ॥२१॥** [ ગીતા અ. ૮ ]

હે અર્જુન ! આ પ્રમાણે તેનો તેજ ભૂત સમુદાય, પ્રગટ થઈ થઇને બ્રહ્માની રાત્રિ આવે ત્યારે પરવશપણે લય પામે છે; અને દિવસ આવે ત્યારે પ્રગટે છે. [૧૯] પરંતુ તે અવ્યક્ત (પ્રકૃતિ)થી પણ અવ્યક્ત એવું એક બીજું તત્ત્વ છે. તે પરમ સનાતન સ્વરૂપ છે–પરબ્રહ્મ સ્વરૂપ છે. સર્વ ભૂતોનો નાશ થાય, તોપણ તેનો નાશ થતો નથી. [૨૦] એ પરમ અવ્યક્ત તત્ત્વને **'અક્ષરબ્રહ્મ'** કહેવામાં આવે છે. તેનું બીજું નામ **'પરમગતિ'** પણ છે. આ પરમ-ગતિજ મારૂં પરમધામ છે. તેને પામ્યા પછી, જીવને જન્મમરણમાં પાછું આવવું પડતું નથી. [૨૧]

બ્રહ્માના આયુષ્યનું નામ **'પર'** કહેવાય છે. આયુસ્યના અરધા ભાગને **પરાર્ધ** કહેવાય છે. બે પરાર્ધથી બ્રહ્માના આયુષ્યની સમાપ્તિ થાય છે. પ્રથમ પરાર્ધ બ્રહ્માનો દિવસ ગણાય છે. બીજો પરાર્ધ બ્રહ્માની રાત્રિ ગણાય છે.

**शेषसंज्ञः**—કાળના વેગથી જ્યારે ચૌદ લોકનો નાશ થાય છે, ત્યારે પંચમહાભૂતનો લય તન્માત્રામાં ( એટલે અહંકારમાં ), અહંકારનો લય મહતત્ત્વમાં, મહતત્ત્વનો લય પ્રકૃતિમાં, અને પ્રકૃતિનો લય અક્ષરમાં થાય છે. તેથી આપ એકજ બાકી રહો છો. તે વાત ઉપર ૨૦ મા શ્લોકમાં સ્પષ્ટ કરી છે.

'લય પામવું' એટલે 'નાશ પામવું' એવો અર્થ અહીં નથી. પક્ષી વૃક્ષમાં લય પામે, માછલું જળમાં લય પામે, નક્ષત્ર સૂર્યના પ્રકાશમાં લય પામે, તેમ જગત્ પ્રકૃતિમાં લય પામે છે. કાળ પણ અક્ષરમાંજ લય પામે છે.

હજી આગળ સ્તુતિ કરે છે—

**योऽयं कालस्तस्य तेऽव्यक्तबंधो, चेष्टामाहुश्चेष्टते येन विश्वम् ॥**
**निमेषादिर्वत्सरांतो महीयांस्-तं त्वेशानं क्षेमधाम प्रपद्ये ॥२६॥**

---

૨૬ પદચ્છેદ—**हे अव्यक्तबंधो**–હે પ્રકૃતિને પ્રવર્તાવનાર **यः अयं महीयान् कालः**–

અર્થ—હે પ્રકૃતિને પ્રવર્તાવનાર ! હે પ્રકૃતિને ગતિ આપનાર ! આ મોટો કાળ કે જેના આદિમાં નિમેષ છે, અને અંતમાં વર્ષ છે; જે કાળની આવૃત્તિથી, વિશ્વની આવૃત્તિઓ થયા કરે છે,. તે કાળ (તો) આપની લીલારૂપ ગણાય છે. (તેથી) આપ કે જે સ્વામી છો-ધણી છો, તથા અભયના સ્થાનરૂપ છો, તેમને શરણે હું આવી છઉં. [ એટલે આપના શરણની હું યાચના કરૂં છઉં. ] [૨૬]

૨૬ વિવેચન—

**अव्यक्तबंधुः**—આ પ્રભુનું વિશેષણ છે. તેનો અર્થ પ્રકૃતિને ગતિમાં મુકનાર, પ્રકૃતિને પ્રવર્તાવનાર.

**मयाऽध्यक्षेण प्रकृतिः, सूयते सचराचरम् ॥१०॥** [ ગીતા અ. ૯ ]

**मम योनिर्महद्‌ब्रह्म, तस्मिन्गर्भं दधाम्यहम् ॥** [ ગીતા અ. ૧૪-૩ ]

વિગેરે સૂચવે છે કે-પ્રકૃતિને નચાવનાર પરમાત્મા છે. સુબોધિનીજી કહે છે કે—**न हि कारणस्य चेष्टाभावे कार्ये चेष्टा भवति**—ચેષ્ટા કર્મરૂપ છે અને કર્મ કાળજનિત છે. તાત્પર્ય-હે પ્રભુ ! આપ પ્રકૃતિમાં દૃષ્ટિ કરો છો, ત્યારે પ્રકૃતિ ક્રિયાવાન્ થાય છે !

**ईशानं**—સ્વરૂપની ઇશ્વરતા સૂચવે છે.

**क्षेमधाम**—કુશળતાનું ધામ, નિર્ભયતાનું સ્થાન, હદ થઇ ગઈ.

**कालः येन विश्वं चेष्टते**—કાળ કે જેનાથી વિશ્વચેષ્ટા કરી રહ્યું છે. કાળ ફરતો જાય, અને જગત્‌ને ફેરવતો જાય. જે કર્મ છે તે કાળની ચેષ્ટા છે.

**ऐश्वर्यं विलंबनं न सहते**—પ્રભુ કે જે ઐશ્વર્યયુક્ત છે તે શરણાગતના રક્ષણની બાબતમાં વિલંબ કરતા નથી. 'ગમે એવા અધમને પણ શરણું આપું છઉં' એમ પ્રભુ ઘણે ઠેકાણે બોલ્યા છે.

પ્રભુનું શરણુ તે નિર્ભય થવાનું દ્વાર છે-મોતમાંથી બચાવનાર છે. એમ હવે કહે છે—

**मर्त्यो मृत्युव्यालभीतः पलायन्, लोकान सर्वान्निर्भयं नाध्यगच्छत् ॥**
**त्वत्पादाब्जं प्राप्य यदृच्छयाऽऽद्य, स्वस्थः शेते मृत्युरस्मादपैति ॥२७॥**

---

આ મોટો કાળ જેના. **निमेषः आदिः यस्मिन् सः निमेषादिः**-આદિમાં નિમેષ છે. **वत्सरः अन्ते यस्य सः तस्य**-અંતમાં વર્ષ છે. **येन विश्वम् चेष्टते**-જે કાળની આવૃતિ થયા કરે છે. **तस्य ते चेष्टां आहुः**-તે કાળ તો આપની લીલારૂપ ગણાય છે. **तं ईशानं**-સ્વામિ **क्षेमधाम**-અભયના સ્થાનરૂપ **इति त्वा-त्वां प्रपद्ये**-એવા જે આપ તેમને હું શરણે આવી છઉં.

૨૭ પદચ્છેદ—**हे आद्य**-હે આદિપુરૂષ. [ **मर्तुं योग्यः मर्त्यः** ] **मृत्युव्यालभीतः मर्त्यः**-મૃત્યુરૂપી સર્પથી બીનેલો કોઈ જીવ. **सर्वान् लोकान् पलायन्**-સર્વ લોકો પ્રત્યે દોડે તો પણ. **निर्भयं न अध्यगच्छत्**-નિર્ભય સ્થાન મેળવી શકતો નથી. પણ **यदृच्छया**-કોઇ પુણ્યના યોગથી. **त्वत् (तव) पादाब्जं प्राप्य**-આપના ચરણમાં આવે, તો **स्वस्थः शेते**-સુખેથી સુવે. **अस्मात्**-આ પુરૂષથી. **मृत्युः अपैति**-મૃત્યુ નાશી જાય છે.

અર્થ—હે આદિપુરૂષ! મૃત્યુરૂપી સર્પથી ડરી ગએલો કોઇ પુરૂષ, (ભલે) સર્વે લોકો પ્રત્યે દોડે-એટલે ગમે ત્યાં નાશી જાય-પણ તે નિર્ભય સ્થાન પ્રાપ્ત કરી શકતો નથી. કદિ પુણ્યના યોગથી, આપના ચરણમાં, તે જીવ આવી ચડે, તો તે સુખેથી સુવે છે-[ એટલે નિર્ભય થાય છે. ]. આ પુરૂષ પાસેથી મૃત્યુ નાશી જાય છે. [૨૭]

૨૭ વિવેચન—

સોદાગરની કુતરી સૌને ભસે, પણ જે લોકો સોદાગરના ઓળખીતા થાય, તેમને કુતરી ભસતી નથી-તેમને કુતરીનો ભય હોતો નથી.

**देहिनोऽस्मिन्यथा देहे, कौमारं यौवनं जरा ।**
**तथा देहांतरप्राप्तिर्-धीरस्तत्र न मुह्यति ॥१३॥** [ ગીતા અ. ૨ ]

આ દેહમાં જીવાત્માને જેમ બાલ્યાવસ્થા, યુવાવસ્થા, અને વૃદ્ધાવસ્થા ચોક્કસરીતે પ્રાપ્ત થાય છે, તેમ દેહ પડયા પછી, બીજો દેહ પણ અવશ્ય પ્રાપ્ત થાય છે. માટે ધીર પુરૂષે તે બાબતમાં ગભરાવું ઘટતું નથી.

**ધીર**—થવા માટે કર્મ, જ્ઞાન, અને ભક્તિ-તે ત્રણે, અગર તે ત્રણમાંથી ગમે તે એક, બરાબર ચોટ મારીને સાધવું જોઇએ. તે સાધનદ્વારા આગળ વધે, તે પ્રભુ શરણે પહોંચે છે. પ્રભુ શરણે પહોંચે છે, તે નિર્ભય થઇ જાય છે.

ઋષિઓ મોતને અટકાવતા. શરભંગઋષિ શ્રીરામનાં દર્શનની આકાંક્ષાથી મોતને અટકાવીને બેઠા હતા. સાવિત્રીએ સત્યવાન્‌નું મૃત્યુ અટકાવ્યું હતું. મહાન્ ભીષ્મે મોતને અટકાવ્યું હતું. કુંડલિની શક્તિ એ કાળની સ્ત્રી ગણાય છે. તે સર્વ મનુષ્યના શરીરમાં રહે છે. યોગિઓ કુંડલિની જાગૃત કર્યા પછી, અમુક પ્રમાણમાં મોતને વશ કરી શકે છે.

જ્ઞાનદ્વારા કાળનું સ્વરૂપ સમજ્યા પછી, કાળથી ભય ઉત્પન્ન થતો નથી. તેટલા માટેજ જ્ઞાનને સૌથી શ્રેષ્ઠ ગણવામાં આવે છે. અંધારામાં દોરડીને સાપ માનીને નાઠા; પણ દીવો આવતાં ખાત્રી થઇ કે-તે સાપ નથી-દોરડી છે. તેમ જ્ઞાનદ્વારા ખાત્રી થાય છે કે-**મોત કોઇને છોડતું નથી.** મોત વખતે ભયંકર વેદના થાય, અને મોત પછી ગમે તે અવતારમાં ભટકવું પડે. તે બન્ને દુ:ખનું નિવારણ કરનાર પ્રભુ છે. માટે પ્રભુને શરણે રહેવું. તાત્પર્ય-પ્રભુને શરણે રહે, તેને મોત મોડું લાગે નહિં. માયાને શરણે રહે, તેને મોત બહુ મોડું લાગે. કેદખાનામાં પણ, જેલસુપ્રીન્ટેન્ડન્ટના ઓળખીતા કેદીઓ, અમુક પ્રકારનાં સુખ-સગવડો ભોગવે છે, ત્યારે પ્રભુને કેમ દયા નહિં આવે! બીલાડી ઉંદરને અને પોતાનાં બચ્ચાંને મુખ વડેજ પકડે છે. પણ ઉંદર બચતો નથી, અને બીલાડીનાં બચ્ચાં સુખરૂપ રહે છે. એક બીલાડીમાં જેટલી ચપળતા છે, તેટલી ચપળતા, તે ચપળતા આપનારમાં નહિં હોય!

સત્સંગ, શાસ્ત્ર અને સદ્‌ગુરૂ જેમને વ્હાલાં હોય, તેમને જ્ઞાનભક્તિમાં પ્રીતિ થાય. જ્ઞાનભક્તિમાં પ્રીતિ થાય, તેમને પ્રભુના મહિમાનું ભાન થાય. પ્રભુમહિમાનું જેમને ભાન થાય, તેમને પ્રભુનું શરણું લેવું ગમે. **अभयं प्रतिष्ठां विन्दन्ते अथ सोऽभयं गतो भवति ॥** [ યજુર્વેદ તૈત્તીરીય સંહિતા. ] જે ભગવાનમાં પ્રતિષ્ઠા પામે છે, તે ભયરહિત થાય છે. **सर्वस्य वशी। सर्वस्येशानः। भीषाऽस्मात्। मृत्युर्धावति पञ्चमः।** [ વેદ, ] 'સર્વ આપને

વશ છે, સર્વના આપ માલિક છો, આપના ભયથી સૂર્ય તપે છે, પવન ચાલે છે, અને મૃત્યુ પણ ભાગી જાય છે.'

છેવટમાં—સત્સંગ અને શાસ્ત્રનું શરણું લેવું, તે આધિભૌતિક શરણ. જ્ઞાન અને ભક્તિ આધ્યાત્મિક શરણ, અને આપ ભગવાનના ચરણ તે આધિદૈવિક શરણ કહેવાય છે. જ્ઞાન, ભક્તિ અગર કર્મ–ત્રણેમાં–જ્યાં કામના હોય, ત્યાં કપટ હોય. નિષ્કામ હોય તે સ્વચ્છ અને પવિત્ર હોય–પ્રભુને ગમે એવું હોય–પ્રભુ વશ થાય એવું હોય, માટે તેમ કરજો.

હવે પોતાના દુઃખની વાત કહીને, આ ચતુર્ભુજ સ્વરૂપ અદૃશ્ય કરવાની વિનંતિ કરે છે.

**स त्वं घोरादुग्रसेनात्मजान्नस्–त्राहि त्रस्तान् भृत्यवित्रासहाऽसि ॥**
**रूपं चेदं पौरुषं ध्यानधिष्ण्यं, मा प्रत्यक्षं मांसदृशां कृषीष्ठाः ॥२८॥**
**जन्म ते मय्यसौ पापो, मा विद्यान्मधुसूदन ॥**
**समुद्विजे भवेद्धेतोः, कंसादहमधीरधीः ॥२९॥**
**उपसंहर विश्वात्मन्–नदो रूपमलौकिकम् ॥**
**शंखचक्रगदापद्म–श्रियाजुष्टं चतुर्भुजम् ॥३०॥**

અર્થ—અમો કે જેઓ ભયંકર કંસથી ત્રાસ પામ્યાં છઇએ, તેમની આપ રક્ષા કરો. આપ ભક્તોને ઓળખો છો. ભક્તોના ત્રાસને મટાડનાર છો. [ભક્તોના ત્રાસ મટાડવા; એવી આપને ટેવ પડી છે.] આપનું આ દૈવી સ્વરૂપ ધ્યાન કરવા લાયક છે. [સમાધિદ્વારા દર્શન કરવા લાયક છો]. માટે ચર્મચક્ષુ વાળા જીવોને તે બતાવશો નહીં. [૨૮] હે વિષ્ણુ! તમારો જન્મ મારા શરીરથી થયો છે, એવું તે પાપી કંસ ન જાણે, એમ કરશોજી. કંસના ત્રાસથી અધીરી બનેલી એવી હું, આપને માટે ચિંતા કરી રહી છઉં. [૨૯] હે જગતના આત્મા! શંખ, ચક્ર, ગદા, અને પદ્મથી શોભતું, ચાર ભુજાવાળું આ અલૌકિક રૂપ, આપ શમાવી દો–એટલે–અદૃશ્ય કરો. [૩૦]

---

૨૮ પદચ્છેદ—**घोरात् उग्रसेनात्मजात्**–ભયંકર કંસથી. **च त्रस्तान नः**–ત્રાસ પામેલા જે અમો–તેમની **त्राहि**–રક્ષા કરો. **भृत्यविद्**–આપ ભક્તોને ઓળખનાર છો. **त्रासहा असि**–ભક્તોના ત્રાસને મટાડનાર છો. **च**–અને [**ध्यानस्य धिष्ण्यं** (સ્થાન)] **ध्यानधिष्ण्यं इदं पौरुषं रूपं**–ધ્યાન કરવા લાયક આ દૈવી સ્વરૂપ. **मांसदृशां**–ચર્મચક્ષુ વાળા જીવોને **मा प्रत्यक्षं कृषीष्ठाः** [**कृ+षीष्ठास्**] બતાવશો નહીં.

૨૯ પદચ્છેદ—**हे मधुसूदन**! હે પ્રભુ! **मयि ते–तव–जन्म**–મારાથી આપનો જન્મ થયો તે વાત. **असौ पापः मा विद्यात्**–આ પાપી કંસ ન જાણે (તેમ કરશો.) [**अधीरा धीः यस्याः साः अधीरधीः**] **कंसात् अधीरधीः इति अहम्**–કંસના ત્રાસથી અધીરી બનેલી હું. **भवतः हेतोः**–આપને માટે. **समुद्विजे**–ઉદ્વેગ કરું છઉં. ચિંતા રાખું છઉં.

૩૦ પદચ્છેદ—**हे विश्वात्मन्**–હે જગતના આત્મા. **शंखश्च चक्रश्च गदा च पद्मश्च तेषां श्रिया जुष्टं** (યુક્ત)–શંખ ચક્ર, ગદા અને પદ્મની શોભા વાળું **चतुर्भुजम्**–ચાર ભુજા વાળું **अदः अलौकिकम् रूपं**–આ અલૌકિક રૂપ. **उपसंहर**–સમાવિ દો અદૃશ્ય કરો.

૨૮ વિવેચન—

**घोरात्**—કંસને ઘોર-ભયંકર-કહેવામાં એવો ભાવ છે કે-તે સ્વાર્થથી એટલો બધો અંધ બન્યો હતો કે, બેન બનેવી અગર ભાણેજ, કોઇના ઉપર તે દયા રાખતો નહીં.

**भृत्यविद्**—પોતાના ભક્તોને જાણનાર. આ શબ્દ બહુ મહત્ત્વનો છે. તમે ભક્તોના આંતરભાવને જાણનાર છો, તેથી તમારૂં અંતર્યામિપણું સિદ્ધ થાય છે. દ્રોપદીની બૂમ સાંભળી દોડયા આવ્યા. ગજરાજની પ્રાર્થના સાંભળી પહોંચી વળ્યા. નરસિંહ મહેતાને હાર આપ્યો. મીરાંના ઝેર અમૃત કર્યાં. સુધન્વાને તાતી કઢાઇમાંથી બચાવ્યો. નામદેવની છાપરી છાઇ, સજના માટે નાઇ-હજામ-બન્યા.

'ભગવાન આવા પરગજુ છે, ત્યારે સૌનું કામ કેમ કરતા નથી? મારે લાખ રૂપૈયા જોઇએ છે. તે પ્રભુ આપશે? ઘણા દિવસથી પ્રભુની પ્રાર્થના કરૂં છઉં, પણ કેમ પ્રભુ આપતા નથી?'—આવા અનેક પ્રશ્ન કરનારા હોય છે. તેમને એટલુંજ કહીએ કે 'જીવ, શિવ અને માયા આ ત્રણ તત્ત્વો મુખ્ય ગણાય છે. આ ત્રણનો મહિમા શાસ્ત્ર અને સદ્‌ગુરૂદ્વારા જણાય-તો, જેમ મહાસાગરમાં તરતો મત્સ્ય (માછલું) જળની ઇચ્છા કરતો નથી, તેમ હરિરસમાં બુડેલો જીવ, પ્રભુ પાસેથી કાંઇ માગતો નથી: જે પ્રભુનું છે તે તેનુંજ છે. જે નોકર થાય, તે અમુક પગાર માગે, અને જે શેઠની સ્ત્રી થાય, તેને તો શેઠનું આખું ઘર મળે. તેણી તો શેઠના ઘરની શેઠાણી થાય. અરે કોઇ વખત લાગ આવે, તો શેઠને પણ ધમકાવે-શેઠની પણ શેઠ બને. ભરોસો આવ્યા વિના, કોઇની સ્ત્રી થવાય નહીં. તેમ પ્રભુનો ભરોસો (શ્રદ્ધા) થયા વિના, પ્રભુના થવાય નહિં. પ્રભુ તો ભરોસાના નાથ છે-શ્રદ્ધાના શેઠ છે. સાવધાન થઇ જાઓ, તો આપણે પણ તે ભરોસાવાળા ભગવાનને પ્રાર્થના કરીએ. હાથ જોડીને ગાઇએ—

૫૬.

ભરોસાના નાથ છો તમે ભેરૂ (૨) ટેક.
એક અરજ વ્હાલા મારી એ છે, મારે માથે તે કાળનો ભે ;
દાહાડો સંભારતાં દુ:ખ દે છે— ભરોસા૦
જગજીવન જાનકી નાથ, પલ પલ ઇચ્છું વ્હાલા સાથ;
છતે નાથે કહેવાયો અનાથ— ભરોસા૦
વ્હાલા પ્રલ્હાદ ભક્તના સારૂ, મારે નાથે નૃસિંહરૂપ ધાર્યું;
અંગ હિરણ્યકશિપુનું વિદાર્યું— ભરોસા૦
અજામેળ અધર્મી ઉધાર્યો, સુત નારાયણ નામ પોકાર્યો;
તજ તજતામાં તેને તાર્યો— ભરોસા૦
તાતી તેલ કઢાથી તાર્યો, પોતે જઇને સુધન્વા ઉગાર્યો;
નાથ! મારો તે વાંક શો ધાર્યો?— ભરોસા૦
મહેતા નરસિંહની—[ખમા! ખમા! કેમ સાવધાન છોને? સાથે છો ને?]
મહેતા નરસિંહની હુંડી વખાણી, નાતી વેળા આપ્યાં ટાઢાં પાણી;
પૂર્યું મામેરૂં પ્રીત પ્રીછાણી— ભરોસા૦
અનેક ભક્તોને કરૂણા કીધી, વ્હાલે સૌની સંભાળો લીધી;
મેં તો ભક્તિ ઘોળી ઘોળી પીધી— ભરોસા૦

એક રાજમાં રાજાની ઓળખાણ થાય, તો કેટલો આનંદ થાય છે! કેટલી હુંફ રહે છે! ત્યારે સંસારમાં પ્રભુની ઓળખાણ થાય, તેના આનંદની શી વાત કરીએ! જેમ બને તેમ સાચા ભક્ત થવા પ્રયત્ન કરજોજી-સાચી ઓળખાણ કરતાં શીખજોજી.

**त्रासहा असि**—આપ ભક્તોના ત્રાસનો નાશ કરનારા છો. ગીતામાં પણ કહે છે કે—'**परित्राणाय साधूनां.**' સત્પુરૂષોથી રક્ષા માટે પ્રભુનો અવતાર છે.

· **मांसदृशां** વિગેરે—ચર્મચક્ષુવાળા જીવોને આપ દર્શન દેશો નહિં.' કંસાદિ અજ્ઞાનીઓ આપનો મહિમા જાણતા નથી, તેથી આપનો અનાદર કરશે. એ ભાવ છે. વળી બીજી વાત-દિવ્ય ચક્ષુવિના આ સ્વરૂપના દર્શન થાય નહીં. વસુદેવજી અને દેવકીજીના ઉપર પ્રભુએ કૃપા કરી છે, તેથી તેઓ શ્રીઠાકોરજીને દેખી શકે છે. મહાભારતના યુદ્ધમાં—

**न तु मां शक्यसे द्रष्टु-मनेनैव स्वचक्षुषा ॥**
**दिव्यं ददामि ते चक्षुः, पश्य मे योगमैश्वरम्** ॥ ८ ॥ [ગીતા અ. ૧૧]

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે—તું આ તારી આંખોથી મને જોઈ શકીશ નહિં, માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છઉં. તેવડે તું મારૂં યોગસામર્થ્ય જો.

**ध्यानधिष्ण्यं**—શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરનારા યોગીઓને, ધ્યાનમાં લેવા લાયક, આ ચતુર્ભુજવાળું સ્વરૂપ છે.

કંસના ત્રાસથી અધીરાં બનેલાં અને પુત્રભાવથી પીગળેલાં દેવકીજી, જે બોધસ્વરૂપ છે, જે જગત્‌ને બોધ આપનારા છે, તેમને બોધ આપે છે—

૨૯-૩૦ વિવેચન—

**મધુસૂદન!**—મધુ નામના દૈત્યને આપે માર્યો હતો, તેથી આપ પૂર્ણરીતે સમર્થ છો, છતાં જે કાંઇ હું કહું છઉં, તે પુત્રભાવથી કહું છઉં-એ ભાવ છે.

તાત્પર્ય—આપ આપનું આ રૂપ સમાવિ ઘો-જેથી (૧) કંસ આપના જન્મથી અજ્ઞાત રહે. (૨) અમે નિર્ભય થઈને રહીએ, અને (૩) આપ બાળરૂપે મારા ખોળામાં બીરાજો, તો મને આપનું પુત્રસુખ મળે.

શ્રીરામાવતારમાં કૌશલ્યાના ભુવનમાં, પ્રથમ ચતુર્ભુજ સ્વરૂપે પ્રભુએ દર્શન આપ્યાં હતાં. આ દર્શનનો લાભ, રાજા દશરથને મળ્યો નહોતો-કારણકે પ્રભુએ, ઉંવા-ઉંવા-એવી બાળચેષ્ટા કર્યા પછી, રાજા દશરથને વધામણી પહોંચી હતી. જુઓ મોક્ષવાણી પાનું ૧૩.

છંદ.

ભયે પ્રગટ કૃપાલા, દીન દયાલા, કૌશલ્યા હીતકારી;
હર્ષિત મહતારી, મુનિ મનહારી, અદ્‌ભૂત રૂપ નિહારી.
લોચન અભિરામા, તનુ ઘનશ્યામા, નિજ આયુધ ભુજ ચારી;
ભૂષણ વનમાલા, નયન વિશાલા, શોભા સિંધુ ખરારી. ૧
કહ દુહ કર જોડી, અસ્તુતિ તોરી, કેહિ બિધિ કરૂં અનંતા;
માયા ગુણ જ્ઞાના-તીત અમાના, વેદ પુરાણ ભણંતા.
કરૂણા ગુણ સાગર, સબ ગુણ આગર, જેહિ ગાવહિં શ્રુતિ સંતા;
સો મમહિત લાગી,'જન 'અનુરાગી, પ્રગટ ભયે શ્રીકંતા. ૨

( આવા પ્રભુ મારા ઉદરમાં કેમ સમાયા ? તે વાત હવે કહે છે. )

બ્રહ્માંડ નિકાયા, નિર્મિત માયા, રોમ રોમ પ્રતિ વેદ કહૈ;
મમ ઉર સો વાસી, યહ ઉપહાસી, સુનત ધીર મતિ સ્થિર ન રહી.

[ આ પ્રમાણે જ્યારે જ્ઞાન ઉપજ્યું, ત્યારે જેમને અનેક લીલાઓ કરવી છે, એવા પ્રભુએ, કૌશલ્યાને પૂર્વ વૃત્તાંત કહ્યો. ]

ઉપજા જબ જ્ઞાના, પ્રભુ મુસકાના, ચરિત બહુત વિધિ કિન્હ ચહૈ.
કહિ કથા સુનાઇ, માત બુઝાઇ, જિહિ પ્રકાર સુત પ્રેમ લહૈ.
માતા પુનિ બોલી, સોમતિ ડોલી, તજહું તાત યહ રૂપા.
કીજૈ શીશુ લીલા, અતિ પ્રિય શીલા, યહ સુખ પરમ અનુપા.
સુનિ બચન સુજાના, રોદન ઠાના, હોય બાલક સુર ભૂપા.
યહ ચરિત જો ગાવહિ, હરિપદ પાવહી, તે ન પરહિ ભવ કુપા.

દોહરો—વિપ્ર ધેનુ સુર સંત હિત, લીન્હ મનુજ અવતાર;
નિજ ઇચ્છા નિર્મિત તનુ, માયા ગુણ ગોપાર—સીયાવર૦

* [ વાંઝીયાના ઘરમાં ઉંવાં ઉંવાં ક્યાંથી ?—આનંદ પથરાઇ રહ્યો. ]

ચોપાઈ—સુનિ શીશુ રૂદન પરમ પ્રિય બાની, સંભ્રમ ચલી આઇ સબ રાની;
હર્ષિત જ્યાં ત્યાં ધાઇ દાસી, આનંદમગન સકલ પુરવાસી.
દશરથ પુત્ર જન્મ સુનિ કાના, **માનહું બ્રહ્માનંદ સમાના;**
પરમ પ્રેમ મન પુલક શરીરા, ચાહત ઉઠત કરત મતિ ધીરા.
**જાકર નામ સુનત શુભ હોઈ,** મોરે ગૃહ આયા પ્રભુ સોઇ!

વિગેરે-વિગેરે-આનંદની વાતો છે. હવે આપણા મૂળ વિષય તરફ આવીએ. ઉપર પ્રમાણે દેવકીજી પ્રભુને શીખામણ દઈ, હવે આગળ શું કરવું, તેની સલાહ માગે છે.

ઉપરના છંદમાં 'બ્રહ્માંડનિકાયા' વિગેરે શબ્દોથી એ લીટીમાં કૌશલ્યાજીએ કહ્યું કે—જેનાં રૂંવાડે રૂંવાડામાં, આવા અનેક બ્રહ્માંડ છે, તે પ્રભુ મારા ઉદરમાં સમાયા, એ વાત સાંભળીને લોક મારી મશ્કરી કરશે.' તેવાજ અર્થનો નીચેનો ૩૧ મો શ્લોક છે, તે ભાવથી સાંભળો—

**विश्वं यदेतत्स्वतनौ निशांते, यथाऽवकाशं पुरुषः परो भवान् ॥**
**बिभर्ति सोऽयं मम गर्भगोऽभू-दहो नृलोकस्य विडंबनं हि तत् ॥ ३१ ॥**

અર્થ—આ જગત્ કે જે સૃષ્ટિકાળમાં દેખાય છે, તેને-પ્રલયકાળમાં, વિના સંકોચે, પોતાના શરીરમાં (આપ) ધારણ કરો છો. એવા આપ મોટા પુરૂષ છો છતાં, આપ મારા ગર્ભમાં રહ્યા, એ વાત ખરેખર મનુષ્યલોકમાં અટપટી લાગશે. ( તે વાતની લોકો હાંસી કરશે. ) [૩૧]

---

૩૧ પદચ્છેદ—**यत् एतद् विश्वं**-સૃષ્ટિકાળમાં જે આ જગત્ દેખાય છે તેને **निशांते**-પ્રલયકાળમાં. **यथा अवकाशं**-બહુ સારી રીતે-વિના સંકોચે **स्वतनौ**-પોતાના શરીરમાં **परः पुरुषः भवान बिभर्ति**-આપ કે જે પરમ પુરૂષ છો, તે ધારણ કરો છો. **सः अयं**-તે આ. **मम गर्भगः अभूत्**-મારા ગર્ભમાં રહ્યા. **अहो**-અરે **नृलोकस्य तत् विडंबनं हि**-મનુષ્ય લોકમાં તે ખરેખર અટપટી વાત લાગે-ન મનાય એવી વાત લાગે.

૩૧ વિવેચન—

**विश्वं**—તેનો અર્થ-ચૌદ બ્રહ્માંડ સમજવા.

**तनौ-तनु** એટલે વૈરાટ્ સ્વરૂપ સમજવું.

**नृलोकः**—આ સંસાર.

આપ વિલક્ષણ છો, છતાં લોકો પોતાની બુદ્ધિ પ્રમાણે, આપને મનુષ્યો જેવા ગણીને તેમાં વિરોધને સ્થાન આપે છે.

શુદ્ધ અંતઃકરણના જેવું એકે તપ નથી. માટે સુતપા નામ ધારણ કર્યું, પ્રશ્ન કરવામાં જે કુશળ, તે પ્રશ્નિ-એટલે **મુમુક્ષુતા** કહેવાય છે.

હવે વસુદેવ તથા દેવકીને તેમના પૂર્વજન્મનું સ્મરણ આપીને, પોતાના જન્મ સંબંધી આગળ શી વ્યવસ્થા કરવી છે; તે વાત પ્રભુ તેમને ૩૨ થી ૪૬ મા શ્લોક સુધીમાં કહે છે.

**श्रीभगवानुवाच**—પ્રભુ બોલ્યા—

**त्वमेव पूर्वसर्गेऽभूः, पृश्निः स्वायंभुवे सति ॥**
**तदाऽयं सुतपा नाम, प्रजापतिरकल्मषः ॥ ३२ ॥**
**युवां वै ब्रह्मणादिष्टौ, प्रजासर्गे यदा ततः ।**
**सन्नियम्येंद्रियग्रामं, तेपाथे परमं तपः ॥ ३३ ॥**
**वर्षवातातपहिम-घर्मकालगुणाननु ॥**
**सहमानौ श्वासरोध-विनिर्धूतमनोमलौ ॥ ३४ ॥**

. અર્થ—શ્રી ભગવાન દેવકીજીને કહે છે કે-હે સતિ ! પૂર્વે સ્વયંભૂ મન્વંતરમાં તમે પોતે **પ્રશ્ન** નામે હતાં, અને આ વસુદેવજી **સુતપા** નામે નિર્દોષ પ્રજાપતિ હતા. [૩૨] પ્રજાની ઉત્પત્તિ કરવા માટે, બ્રહ્માએ જ્યારે તમને આજ્ઞા કરી, ત્યારે ઇંદ્રયોને નિયમમાં રાખીને; તમે મોટું તપ કર્યું હતું. [૩૩] વરસાદ, પવન, તડકો, ઠંડી, અને ગરમી રૂપી કાળના ધર્મોને સહન કરીને, પ્રાણાયામદ્વારા તમે તમારા મનનો મેલ ધોઇ નાંખ્યો હતો. [૩૪]

---

૩૨ પદચ્છેદ—**हे सति !**-હે સતિ !-**स्वायंभुवे पूर्वसर्गे**-પૂર્વે સ્વાયંભૂ મન્વંતરમાં. **त्वम् एव**-તમેજ **प्रश्निः अभूः**-પ્રશ્નિ નામે હતા. **तदा**-ત્યારે. **सुतपा नाम**-સુતપા નામે **अकल्मषः प्रजापतिः**-નિર્દોષ પ્રજાપતિ હતા.

૩૩ પદચ્છેદ—**यदा प्रजासर्गे**-પ્રજાની ઉત્પત્તિ કરવા માટે જ્યારે-**युवां ब्रह्मणा आदिष्टौ**-તમને બ્રહ્માએ આજ્ઞા કરી. **ततः**-ત્યારે **इंद्रियग्रामं संनियम्य**-ઇંદ્રિયોને નિયમમાં રાખીને. **परमं तपः तेपाथे**-તમે મોટું તપ કર્યું હતું. [**तेपाथे तप्** ધાતુનું રૂપ છે].

૩૪ પદચ્છેદ **वर्षश्च, वातश्च, आतपश्च हिमश्च घर्मश्च एते कालगुणाः तान् सहमानौ**-વરસાદ, પવન, તડકો, ઠંડી, અને ગરમી રૂપી કાળના ગુણોને સહન કરતાં કરતાં. **श्वासरोधेन विनिर्धूतः मनोमलः ययोः तौ-श्वासरोधविनिर्धूतमनोमलौ**-પ્રાણાયામથી મનનો મેલ તમે ધોઇ નાંખ્યો હતો.

૩૨ થી ૩૪ વિવેચન—

સ્વાયંભુ મન્વંતરમાં વસુદેવજી **સુતપા** નામના પ્રજાપતિ, અને દેવકીજી **પ્રશ્નિ** નામની સ્ત્રી બન્યાં હતાં.

સુતપા પ્રજાપતિ **अकल्मषः**–પવિત્ર હતા, તેમને પ્રજાની ઉત્પત્તિ કરવાની બ્રહ્માએ આજ્ઞા કરી. તેથી તેણે વિષય સુખનો ત્યાગ કરી તપ શરૂ કર્યું. લૌકીક દૃષ્ટિથી તો એમ જણાય કે-વિષય સુખ એજ પુત્ર પ્રાપ્તિનું સાધન છે. જેમને સારી સંતતિ પ્રાપ્ત કરવી હોય, તેમણે પ્રથમ તપ–લૌકિક સુખનો ત્યાગ–કરવો ઘટે છે. તપથી નિર્મળ થએલાં સ્ત્રી પુરૂષોને જે પ્રજા પ્રાપ્ત થાય છે; તે પ્રજા ઉંચી ભૂમિકાની હોય છે–દૈવી સંપત્તિવાળી હોય છે. પ્રજોત્પત્તિનું જ્ઞાન અત્યારની પ્રજા તદ્દન વિસરી ગઇ છે. જ્યાં લગ્નનો હેતુજ વિષય સુખ માટે હોય, ત્યાં પ્રજોત્પત્તિનું જ્ઞાન ક્યાંથી હોય ! મનુ–યાજ્ઞવલ્ક્યે આ સંબંધમાં ઘણી ફોડ કરી છે; પણ તમારે તેમની ક્યાં પરવા છે ! લગ્ન વખતે હજારોનાં પાણી થાય, પણ મારો શો ધર્મ, મારા પૂર્વજો–ઋષિઓ સ્મૃતિઓ દ્વારા આ વિષયમાં શું કહી ગયા છે, તેની જરા પણ ગંધ, તમારા કાન સુધી આવે છે ? ના. માત્ર વ્યવહારીયાં–પામર સુધરેલાં પશુ બનીને, ખાવા પીવામાં–પહેરવા ઓઢવામાં અને વાજાં પડઘમમાં, લગ્નની સમગ્ર ક્રિયા સંપૂર્ણ થઇ હોય, એમ માનો છો. [ આ સંબંધમાં તમારે કાંઇક જાણવું હોય, તો ગર્ભોપનિષદની અહીંથી પ્રગટ થએલી ટીકા વાંચજો. તેની કીંમત માત્ર બે આના છે. દ્રવ્યની સગવડ હોય, તો એવી નકલ લગ્ન પ્રસંગે સગા સંબંધીને વહેંચજો. ] તમારી વાત તો અમે શી કરીએ ! લગ્ન પ્રસંગે વેસ્યાદેવીનો જેટલો સત્કાર કરો છો, તેટલો સત્કાર તમારા ગોરનો કરતા નથી. વેશ્યાદેવીની પધરામણી માટે જેટલી વિધિ થાય છે, તેટલી વિધિ પુત્રવધુને ઘરમાં પધરાવવામાં થતી નથી. યાદ રાખજો કે–તમને પણ પુછનાર છે. આ કાંઇ પોપાબાઇનું રાજ નથી.

**विनिर्धूतमनोमलौ**—(પ્રાણાયામની ક્રિયાથી) જેઓએ મનના મેલ ધોઇ નાંખ્યા હતા, તે પ્રશ્નિ અને સુતપા. પ્રાણાયામ સંબંધી પાતંજલ યોગના ફરમામાં ઘણા ખુલાસા થાય છે, પણ તમારે તેની ક્યાં પરવા છે ? માત્ર છ આના માટે જેઓ યોગના ફરમા મંગાવતા નથી, તેમને તો પોતાના સ્વાર્થનું ભાન નથી; પણ જેઓ તે ફરમા મંગાવે છે, છતાં વાંચતા નથી, તેમને તો જરૂર ઠપકો દઇએ.

હજી તપશ્ચર્યાનો વિષય ચાલે છે—

> शीर्णपर्णानिलाहारा–वुपशांतेन चेतसा ॥
> मत्तः कामानभीप्संतौ, मदाराधनमीहतुः ॥ ३५ ॥
> एवं वां तप्यतोस्तीव्रं, तपः परमदुष्करम् ॥
> दिव्यवर्षसहस्राणि, द्वादशेयुर्मदात्मनोः ॥ ३६ ॥

૩૫ પદચ્છેદ—**शीर्णानि पर्णानि च अनिलः अहारः ययोः तौ शीर्णपर्णानिलाहारौ**–સુકાં પાંદડાં અને પવનનો આહાર કરનારા તમે, એટલે એવો આહાર કરીને. **मत्तः कामान् अभीप्संतौ**–[ **अभिप्सतः इति अभीप्संतौ** ] મારી પાસેથી વરદાન લેવાની ઇચ્છાવાળા થઇને. **शांतेन चेतसा**–શાંત ચિત્તથી **मम आराधनं ईहतुः**–મારૂં આરાધન કરતા હતા.

૩૬ પદચ્છેદ—**एवं**–એ પ્રમાણે. **मयि आत्मा ययोः तौ, तयोः मदात्मनोः**

અર્થ—મારી પાસેથી મનગમતું વરદાન લેવાની ઇચ્છાથી, તમે બન્નેએ સુકાં પાંદડાં અને પવનનો આહાર કર્યો, અને શાંત ચિત્ત રાખીને, મારૂં આરાધન કર્યું. [૩૫] તે પ્રમાણે મારામાં ચિત્ત રાખીને, તમો બન્નેએ તીવ્ર અને પરમદુષ્કર તપ કરીને, દેવોના બાર હજાર વરસ પસાર કર્યા. [૩૬]

૩૫ વિવેચન—

**मत्तः कामान् अभीप्सन्तौ**–'મારી પાસેથી વરદાન મેળવવાની ઇચ્છા રાખનારા તમે બે.' તપ કરનારને અભિમાન થાય, તેની શાંતિ માટે, તપ સાથે આરાધના-ઉપાસના-છે.

**शान्तेन चेतसा**—શાંત મનથી. મનની શાંતિ આહાર વિહાર ઉપર બહુ આધાર રાખે છે. માટે આગળ વધવા ઇચ્છનાર સ્ત્રીપુરૂષોએ જેમ બને તેમ, પોતાના આહાર વિહાર સ્વચ્છ કરવાનું ચૂકવું નહિં. ગમે તે વર્ણ અગર આશ્રમનો મુમુક્ષુ, આહાર વિહારની નિર્મળતાથી અંતઃકરણ શુદ્ધ કરી શકે છે.

૩૬ વિવેચન—

અધીર—આપણને તો દરેક કામમાં ભારે અધીર. 'ગોળ ખાઇએ અને તુરત જાડા કેમ ન થઇએ?' 'દવા કરીએ, અને તુરત રોગ કેમ ન મટે'? 'દુકાન માંડી અને તુરત નફો કેમ ન મળે?' 'પરદેશ જાય કે તુરત રૂપૈયા કેમ ન મોકલે?' 'પરણીએ અને તુરત પુત્ર કેમ ન થાય?' વિગેરે. ધર્મની બાબતમાં તો એથી પણ વધારે અધીર. 'કથામાં જાઉં છઉં, અને મારૂં માથું કેમ દુઃખે?' 'ડાકોર પુનમ ભરૂં છઉં, અને ઘરમાં સ્ત્રી કેમ માંદી રહે?' 'ભગવાનને ભજું છઉં, અને કાકાનું નંખોદ કેમ ન જાય? કે તેમનું બધું મને મળે.' આવા અધીરા ભક્તો પ્રભુને રીજવવાની બાબતમાં-કેટલા અધુરા છે,' તે આ શ્લોક શીખવે છે. આ શ્લોકમાં કહે છે કે-'દેવોના બાર હજાર વર્ષ સુધી પ્રશ્નિ અને સુતપાએ તપ કર્યું'. આપણે એટલું બધું તો જીવતાં નથી; માટે આપણા બાર વરસ સમજવાં. બાર વરસ સુધી એકજ ઠેકાણે અનન્ય ભાવથી, સેવા કથાનું ફળ કદિ તપાસો, તો ખાત્રી થાય કે-'**પ્રભુ છે.**'

**हे भद्रे**—'હે કલ્યાણિ!' આ સંબોધન દેવકીજીને છે. જેને ઉદરે પુત્ર રૂપે પ્રભુ પધાર્યા, તેના કલ્યાણની—તેના ભાગ્યની-શી વાત કરીએ!

દોહરો—નારી નિંદ મત કીજીએ, નારી રતનકી ખાન;
જીસ ખાનો મેં પેદા હુવા, ધ્રુવ પ્રલ્હાદ સમાન.

આ સંસારમાં સ્ત્રીનો અવતાર અધમ ગણાય છે, પણ બધી સ્ત્રીઓ કાંઈ સરખી હોતી નથી. સ્ત્રી વિના પુરૂષ ક્યાંથી હોય! ગમે તે પુરૂષને જન્મ આપનાર સ્ત્રી છે. જન્મ આપ્યા પછી પણ-બાળકની સેવા-બાળકની સંભાળ, સ્ત્રી (માતા) બહુ રાખે છે; તે સંભાળનો બદલો, શ્રવણ જેવો માતૃપિતુ ભક્ત પણ, વાળી શક્યો નથી, ત્યારે બીજાની વાત તો શી કરીએ! માટે જેટલું બને તેટલું માતાનું ઋણ અદા કરજો. જે પુત્રને માતાની સેવા મળે, તેનાં અહો ભાગ્ય સમજવાં. જે પુત્રવધુ રાજી થઇને, સાસુની સેવા કરે, તે બ્હેનને સ્વર્ગનાં સુખ માટે,

---

**मच्चित्तयोः**–મારામાં ચિત્ત રાખીને. **तीव्रं परमदुष्करम् तपः**–તીવ્ર અને પરમ દુષ્કર તપ **तप्यतोः आचरतोः इति वां**–તપ કરતાં તમો બન્નેને. **द्वादश दिव्यवर्षसहस्राणि**–દેવોના બારહજાર વર્ષ. **ईयुः**–ચાલ્યાં ગયાં.

યજ્ઞયાગાદિક કર્મ કરવાં પડતાં નથી. સ્વર્ગમાં તેણીનો પ્રથમ સત્કાર થાય છે. જે વ્હેનો સાસુની સેવાથી વિમુખ રહે છે, તે વ્હેનો પોતાના સાચા કર્તવ્યને સમજતી નથી. તે પોતાની પુત્રવધુ પાસેથી, સેવાની આશા રાખી શકતી નથી. તે પોતાને ગમે એવી ડાહી વડિ માનતી હોય, પણ વ્યવહારમાં ઉંચું મોં કરીને, તેણીને બોલવાનો હક્ક નથી. કદાચ સાસુએ બહુ દુઃખ દીધાં હોય, તો પણ તેનો બદલો, (સાસુ પાસેથી) સાસુની વૃદ્ધાવસ્થામાં ન લેવાય.

દૃષ્ટાંત—મુળચંદભાઇની મા જુના જમાનાનાં હતાં. વહુ ઉપર બહુ દાબ રાખતાં હતાં. ખાવા પીવામાં પણ ભાણાંતારો કરતાં હતાં. આ ફર્યાદ વહુએ પાંચ-સાત વખત મુળચંદભાઇની આગળ કરી. મુળચંદભાઈ માતૃભક્ત હતા. સ્ત્રી ભક્ત પણ બન્યા હતા. પણ–સ્ત્રીનો વાંક આવે, તો મુળચંદભાઈ તેણીને ધમકીને કહેતા, અને માતાનો વાંક દેખાય, ત્યારે મનમાં રામ–રામ–રામ–કરતા હતા. મનથી કચવાતા હતા; પણ માતાને કાંઇ કહેતા નહીં. સ્ત્રી પતિના મનને સમજનારી હતી. મુળચંદભાઇ સ્ત્રીને કહેતા કે–'માતાનો આ કાંટો ટાણા વિના નહિં નીકળે. ટાણું આવે ત્યાં સુધી તારે ધીરજ રાખવી.' આવા વર્તનથી માતાનો પ્રેમ મુળચંદભાઇ ઉપર ઘણો થયો હતો; મુળચંદભાઇનો જન્મ દિવસ આવતાં, ઘરમાં આનંદ છવાઇ રહ્યો. માતાને પગે લાગતાં, માતાએ 'દીર્ઘાયુશ'નો આશીર્વાદ આપ્યો. તે સાંભળી મુળચંદભાઇએ કહ્યું–માતાજી! તમે મને પરણાવ્યો ન હોત, તો હું વધારે જીવત. હવે વધારે જીવવું પાલવે એમ નથી.

માતાજી—કેમ! વાત તો કર.

પુત્ર—વાત કરૂં પણ તમે માનો નહિં-

માતાજી—માનવા જેવી હશે, તો માનીશ.

પુત્ર—માનવા જેવીજ છે.

માતાજી—તું તો કહીશ કે 'મને ઘર લખી આપો, કે તમામ દાગીના આપી દ્યો.' એમ કાંઇ થાય!

પુત્ર—ઘર નહીં લખાવી લઉં. દાગીનો પણ નહીં માગું. મારે ડાક્ટરી લાઇનમાં મહીને બસે મળે છે. મને તો તમારી ફીકર છે. તે ફીકરમાં હું વહેલો મરી જઇશ.

માતાજી—મારી શી ફીકર છે? હવે અમે ઘરડાં થયાં. ઘરડાંની વળી ફીકર શી!

પુત્ર—ઘરડાં થયાં તેથીજ ફીકર વધી છે.

માતાજી—કહે ત્યારે.

પુત્ર—પણ તમે માનો તો કહુંને. હું તમને બહુ વ્હાલો છઉં. અને તમે મને બહુ વ્હાલાં છો, તેથી એટલી વાત તો ચોક્કસ કે–જે કાંઇ તમે મને કહો, તે મારા લાભનીજ હોય, અને જે કાંઇ હું તમને કહું, તે તમારા લાભનીજ હોય. વળી અમારો અને તમારો સંબંધ દૈવી છે, તેથી અન્યોન્યને લાભ થાય.

માતાજી—કહે ત્યારે.

પુત્ર—હું તો કહું–પણ તમે માનો તો કહુંને.

માતાજી—તું જે કહીશ તે હું ચોક્કસ માનીશ.

પુત્ર—ત્યારે આ સ્ત્રીને અહીંથી ક્યાંઇ બહાર મોકલો.

માતાજી—વહુને-ક્યાં ગઈ રૂખી! આમ આવ. લે આ શ્રીફળ અને રૂપૈયો. પાસેના મંદિરમાં શ્રી ઠાકોરજીનાં દર્શન કરી આવ. તેથી તારૂં સૌભાગ્ય અખંડ રહે. (આજ્ઞા થતાં વહુ દર્શને ગઇ.)

પુત્ર—હવે આ સાંભળો. તમે વહુને બહુ દુઃખ દ્યો છો; પણ વહુ તો અત્યારે જુવાન છે. જેટલું દુઃખ દેશો, તેટલું તે સહન કરશે. પણ હવે ધીમે ધીમે તમે અટકી જશો, અને ઘરની લગામ વહુના હાથમાં આવશે. વહુનો વખત આવશે, ત્યારે તે તમને દુઃખ દેશે. કહો–એ વખતે તમે દુઃખ સહન કરી શકશો ? નહીં સહન કરી શકો. કારણ કે તમારે પાકું ઘડપણ હશે. માટે અત્યારથી તમે બદલાઇ જાઓ, અને કડવાશને સંકેલી લઇને, મીઠાશ પાથરો, હવે તમે જીવ્યા એટલું તો જીવવાનાં નથી. 'ઉન્હાળાને આવતો દેખીને, જેમ નદીનો પ્રવાહ ધીમે ધીમે સંકોચાતો જાય છે; તેમ જે મનુષ્ય વૃદ્ધાવસ્થાને આવતી દેખીને, પોતાના વ્યવહારને સંકોચે છે, તે મનુષ્યનો આ લોક અને પરલોક બેઉ સુધરે છે.' એવું મોટા પુરૂષો બોલ્યા છે. માનશો તો સારૂં, નહિં તો અમે અને તમે સૌ, તાતા તેલની કડાઇમાં સાથે છઇએ.

આટલું કહીને પુત્ર શાંત થયો. માતાજી આકરાં હતાં, પણ સમયને ઓળખતાં હતાં. (ઉન્હાળામાં ગરમ કામળો ઓઢે તેવાં ઘેલાં નહોતાં.) તેથી પુત્રની શીખામણ તેમને સાકર કરતાં વિશેષ ગળી લાગી. તે શીખામણમાં સ્વાર્થ અને શોભા–બેઉનાં દર્શન થયાં. ત્યારથી માતાજી બદલાયાં. મુળચંદભાઇને બહુ આનંદ થયો. સ્ત્રી પણ રાજી થયાં,

તાત્પર્ય—માતા અને પુત્રનો સંબંધ ઘણો નીકટનો છે, પણ તેમાં વિઘ્ન લાવનાર સ્ત્રી છે. સ્ત્રી અને માતા બેઉ સંપીને રહે, તો પુરૂષનું આયુષ્ય વધે, બેઉ લડે તો પુરૂષનું આયુષ્ય ઘટે.

કેમ સાવધાન છો ને ? બોલો શ્રી કૃષ્ણબળદેવકી જય. હવે આગળ વધીએ.

**तदा वां परितुष्टाऽह–ममुना वपुषाऽनघे ॥**
**तपसा श्रद्धया नित्यं, भक्त्या च हृदि भावितः ॥ ३७ ॥**
**प्रादुरासं वरदराट्, युवयोः कामदित्सया ॥**
**व्रियतां वर इत्युक्ते, मादृशो वां वृतः सुतः ॥ ३८ ॥**
**अजुष्टग्राम्यविषया–वनपत्यौ च दंपती ॥**
**न वव्राथेऽपवर्गं मे, मोहितौ देवमायया ॥ ३९ ॥**

[ અપૂર્ણ ].

---

૩૭–૩૮ પદચ્છેદ—**तदा**–ત્યારે. **तपसा श्रद्धया**–તપ કરીને, શ્રદ્ધાએ કરીને. **च**–અને **नित्यं भक्त्या हृदि भावितः**–હૃદયમાં સદા ધ્યાન ધરાતો. **वरं ददति इति वरदाः तेषु राट् इति वरदराट्**–વરદાન આપવામાં શ્રેષ્ઠ. **दातुं इच्छा दित्सा, कामस्य दित्सा तया कामदित्सया**–વરદાન દેવા માટે. **युवयोः प्रादुः आसं**–તમારી પાસે હું પ્રગટ થયો. **वरः व्रियतां इति उक्ते**–'વર માંગો' એમ કહેતાં **मादृशः मया सदृशः–सुतः**–મારા જેવો પુત્ર **वां वृतः**–તમે માગ્યો. [ **वां** છઠ્ઠી વિ. ત્રતીયાના અર્થમાં છે. ]

૩૯ પદચ્છેદ—**अजुष्टाः ग्राम्यविषयाः याभ्यां तौ अजुष्टग्राम्यविषयौ**–તમોએ સંસારનાં વિષયસુખ ભોગવ્યાં નહોતાં. **च**–અને. **न विद्यंते अपत्यानि ययोः तौ अनपत्यौ**–આપને કાંઈ સંતાન પણ નહોતું, **जाया च पतिश्च दंपती**–સ્ત્રીપુરૂષનું જોડું. **देवमायया मोहितौ**–દેવની માયાથી મોહ પામેલા. **मे अपवर्गं न वव्राथे–न वृतवंतौ**–મારી પાસેથી મોક્ષ માગ્યો નહીં,

श्री सद्गुरवे नमः

# શ્રી મોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમ સ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.

પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ-ખજુરીની પોળ-અમદાવાદ.

પુસ્તક ૮ મું સંવત ૧૯૮૩ ભાદરવો માસ, અંક ૮ મો.

ગુરૂપૂર્ણિમા—ગુરૂપૂર્ણિમાનો ઉત્સવ અહીં ધામધૂમથી ઉજવ્યો હતો. બહારગામથી કેટલાએક ભાવિક હરિજનોના પત્ર આવ્યા હતા. એ જણાએ તો કાંઇ ભેટ પણ મોકલી હતી. ભાવ રહે તોજ ભેટ મોકલવી, એવી અમારી પ્રાર્થના છે. ધર્મની ખાતર દ્રવ્ય ત્યાગ કરવું એ ભાગ્યસૂચક છે; તોપણ-અમારી અને તમારી વચ્ચે તો-પ્રથમ ભાવ અને પછી ભેટ. તેમ કરવામાં અમે, તમે અને પ્રભુ રાજી છે.

---

## દશમ સ્કંધ પૂર્વાર્ધ.

### ત્રીજો અધ્યાય ચાલુ.

ગયા અંકમાં ૨૨૪ મે પાને ત્રીજા અધ્યાયના ૩૯ સુધીના મૂળ શ્લોકો અને પદચ્છેદ આપ્યું છે. તેના અર્થ વિગેરે બાકી છે. તે ભાવથી સાંભળોઃ—

અર્થ—તે વખતે, તમારાં તપ અને શ્રદ્ધાથી, તથા તમે ભક્તિપૂર્વક હૃદયમાં સદા મારૂં ધ્યાન ધરતા હતા તેથી, વરદેવામાં શ્રેષ્ઠ એવો હું, વરદાન દેવા માટે, તમારી પાસે આ શરીરથીજ પ્રગટ થયો. 'વર માગો'-'વર માગો' એમ તમને (બેઉને) કહેતાં, તમોએ માગ્યું કે-'તમારા જેવો પુત્ર અમારે થાય.' [૩૭-૩૮]શ્રી ભગવાન આગળ કહે છે કે-હે સતિ! તે વખતે તમોએ સંસારનાં વિષયસુખ ભોગવ્યાં નહોતાં; તેમ આપને કાંઈ સંતાન પણ નહોતું. આ પ્રમાણે દેવની માયાથી મોહ પામેલાં તમે બન્નેએ, મારી પાસેથી [ પુત્ર માગ્યો, પણ ] મોક્ષ માગ્યો નહિં. [૩૯]

૩૭ વિવેચન—

શ્રીભગવાન કહે છે કે—તમારાં તપથી જ્યારે હું પ્રસન્ન થયો, ત્યારે આ દેખાય છે તેજ (ચતુર્ભુજ) સ્વરૂપથી હું તમારી પાસે આવ્યો હતો.

**अनघ**–હે પાપરહિત દેવકીજી! પાપરહિત થવામાં ત્રણ કારણ બતાવ્યાં છે-**तपसा, श्रद्धया नित्यं भक्त्या**-ઉગ્રતપ, શ્રદ્ધા અને નિરંતર ભક્તિભાવ.

**हृदि**-શબ્દ સૂકીને સૂચવે છે કે-'તમારૂં તપ, શ્રદ્ધા અને ભક્તિ હૃદયનાં હતાં. ઉપર ટપકે નહોતાં.' એમ પ્રભુ બોલ્યા.

૩૮ વિવેચન—

ઉપરના શ્લોકમાં જણાવેલાં લક્ષણોથી હું પ્રસન્ન થઇને, તમારી પાસે પ્રગટ્યો 'વરદાન માગતાં-મારા જેવો પુત્ર માગ્યો.' મારા જેવો તો હું એકજ **अद्वितीय** છઉં. તેથી મારેજ તમારે ત્યાં અવતાર લેવા પડે છે.

૩૯ વિવેચન—

'મારૂં સુંદર બાળસ્વરૂપ દેખીને, આપને મારા જેવા પુત્રમાં મોહ થયો. આપને પ્રજોત્પત્તિ કરવા માટે બ્રહ્માજીની આજ્ઞા હતી, તેથી તે આજ્ઞાનું પાલન કરી-વિષયસુખ ભોગવી-પુત્ર ઉત્પન્ન કરવાની આપને જીજ્ઞાસા હતી; માટે આપે મારી પાસેથી મોક્ષ નહિં માગતાં, મારા જેવો પુત્ર માગ્યો.'

દેવતા, ઋષિ અને પિતૃ એ ત્રણેના ઋણથી પ્રશ્નિ અને સુતપા મુક્ત થયાં નહોતાં, તેથી તેઓએ મોક્ષ માગ્યો નહીં. પ્રશ્નિ અને સુતપાને થએલો આ મોહ, સામાન્ય મોહ નહોતો, પણ ઈશ્વરપ્રેરિત હતો. તેવો મોહ પેદા ન થાય, તો પ્રભુને પુત્ર સમજી કોઈપણ પ્રકારની લીલા કરવા દે નહિં. માતાના મનમાં પુત્રભાવ પ્રગટે નહીં. ભાવ વિના માતાના સ્તનમાં દુધ પણ આવે નહિં.

આ વિષયમાં જરા આગળ વધીને જોઇએ તો-ભગવાનના ભક્તોને મોક્ષની પણ પરવા હોતી નથી. તેમને તો—

પદ—'નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નીરખવા નંદ દુલારારે.'

—સદા ભગવાનની સાથે રહેવું ગમે છે.

વરદાન આપી તે ગયા પછી શું થયું, તે કહે છે.

**गते मयि युवां लब्ध्वा, वरं मत्सदृशं सुतम् ॥**
**ग्राम्यान् भोगानभुंजाथां, युवां प्राप्तमनोरथौ ॥ ४० ॥**

અર્થ—શ્રીભગવાન્ આગળ કહે છે કે:—'મારા જેવો પુત્ર તમારે ત્યાં થશે,' એવું વરદાન તમને આપીને, હું ગયો-તે પછી જેમનો મનોરથ પૂર્ણ થયો હતો, એવા તમે બેઉ, (વરદાન મેળવીને) લૌકિક ભોગ ભોગવવા લાગ્યાં. (૪૦).

---

૪૦ પદચ્છેદ—**मयि गते**-વરદાન આપીને હું ગયો તે પછી **मत्सदृशं सुतं इति वरं**-મારા જેવો પુત્ર થાય એવો વર. **प्राप्तमनोरथौ इति युवां**-જેના મનોરથો પૂર્ણ થયા છે એવા તમે **लब्ध्वा**-મેળવીને **ग्राम्यान् भोगान् अभुंजाथां**-લૌકિક ભોગ ભોગવવા લાગ્યાં.

૪૦ વિવેચન—

ગ્રામ્યભોગ–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે ગ્રામ્ય સુખ છે. અહીં પ્રજોત્પત્તિની બાબત છે માટે વિષયસુખ–વિષયભોગ.

પ્રશ્નિ અને સુતપા જેવા તપસ્વી દંપતીને, ગ્રામ્યભોગ ભોગવવા તે ઠીક ગણાય?–તે સંબધમાં જણાવવાનું કે-(૧) પ્રજોત્પત્તિ કરવા બ્રહ્માજીની આજ્ઞા હતી. (૨) ભગવદ્ જેવા પુત્ર પ્રાપ્ત કરવાની ઇચ્છા (વાસના) હતી. અત્રિ, વસિષ્ઠ, ભરદ્વાજ કર્દમ આદિ ઋષિઓ પણ ગ્રામ્યભોગ ભોગવતા હતા. મોટા રાજઋષિઓ પણ ગ્રામ્યભોગ ભોગવતા હતા. ત્યારે આપણામાં અને તેઓમાં ફેર શો? ફેર આકાશ પાતાળ જેટલો. સાંભળો—બાલ્યાવસ્થામાંથી ઇંદ્રિયોનો નિગ્રહ કરતાં શીખવું, અને ગૃહસ્થાશ્રમમાં વિષયસુખ ભોગવવાં. તે પણ પોતાની પરણીત સ્ત્રી સાથે. તે પણ–ઋતુકાળમાં, પ્રજોત્પત્તિ માટેજ, વિષયસુખ ભોગવવાં, એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે. આ આજ્ઞાને કુતરા જેટલી પાળે છે, તેટલી મનુષ્યો પાળતાં નથી.

દોહરો—કુત્તા કાતીક માસમેં, તજે ભૂખ અરૂ પ્યાસ;
તુલસી વાકી ક્યા ગતિ, જેને બારે કાતીક માસ.

ગાય, ભેંશ, ઘોડું, ગધેડું વિગેરે પશુઓ, આ આજ્ઞા જેટલા પ્રમાણમાં પાળે છે, તેટલા પ્રમાણમાં મનુષ્યો પાળતાં નથી. પરિણામે મનુષ્યો પારેલાં જેવાં કમજોર–ગરીબ–રાંકડાં–બનતાં જાય છે.

ધર્મના સંસ્કાર વિનાનાં અંગ્રેજી વિદ્યામાં આગળ વધેલાં–સ્ત્રી પુરૂષો–તો એમજ સમજે છે કે—'ગમે તેની હૉટલમાં જમીને, જેમ ક્ષુધાવૃત્તિ શાંત કરવામાં આવે છે, તેમ ગમે તેની સાથે વિષયસુખ ભોગવી, વિષયની વૃત્તિ શમાવવી, તેમાં કોઈપણ પ્રકારનો દોષ નથી.' જેને માટે જસમા ઓડણે પ્રાણ ખોયા, જેને માટે અનેક સ્ત્રીઓ જીવતાં બળી મુઈ, જેને માટે મોટા મોટા જઘડા થયા, અને હજી થાય છે, તે બાબત સુધરેલી–રખડતી–નારકીક બ્હેનો જરા પણ સમજતી નથી.

શુષ્ક વેદાંતીઓ પણ—'**इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन्** ॥ [ગીતા અ. ૫–૯] કહીને ગ્રામ્યસુખ ભોગવે છે. કેટલાએક ભક્તો અને કેટલાએક આચાર્યો પણ શ્રી કૃષ્ણરૂપ બનીને પરદારાઓ સાથે ક્રીડા કરે છે. કેટલાએક કથાકારો, કેટલાએક મંદિરના પુજારીઓ, બ્રાહ્મણ અગર સાધુ–સન્યાસીઓ, વિષયસુખની લાલસામાં રોબાય છે.

યાદ રાખજો–આ બધી અધોગતિ છે. આભ ફાટયો ત્યાં થીગડું દેવાય તેમ નથી. માટે સૌ સૌનું સંભાળો તો ઘણું છે. પ્રશ્નિ અને સુતપા કેવા પ્રકારનાં ગ્રામ્યસુખ ભોગવતાં હતાં? તેનો ખુલાસો કર્યો.

હવે વામન અવતારની વાત કહે છે.

**अदृष्ट्वाऽन्यतमं लोके, शीलौदार्यगुणैः समम् ॥**
**अहं सुतो वामभवं, पश्निगर्भ इति श्रुतः ॥ ४१ ॥**

---

૪૧ પદચ્છેદ—**शीलं च औदार्यं च गुणाश्च तै समं**–શીલ, ઉદારતા અને ગુણોથી યુક્ત. **अन्यतमं लोके अदृष्ट्वा**–મારા જેવો કોઈ નહીં જોતાં. **प्रश्निगर्भः इति श्रुतः**–પ્રશ્નિગર્ભ એવે નામે **अहं वाम् सुतः अभवं**–હું તમારો પુત્ર થયો.

**तयोर्वां पुनरेवाह–मदित्यामास कश्यपात् ॥**
**उपेन्द्र इति विख्यातो, वामनत्वाच्च वामनः ॥४२॥**

હવે ત્રીજા અવતારની વાત કહે છે.

**तृतीयेऽस्मिन् भवेऽहं वै, तेनैव वपुषाथ वाम् ॥**
**जातो भूयस्तयोरेव, सत्यं मे व्याहृतं सति ॥४३।**

અર્થ—શીલ, ઉદારતા અને ગુણોથી યુક્ત એવો મારા જેવો, બીજો કોઇ નહિં દેખવાથી–નહિં હોવાથી, **'પ્રશ્નિગર્ભ'** એવે નામે, હું તમારો પુત્ર થયો. [૪૧] આ અવતારમાં જે પ્રશ્નિ અને સુતપા હતાં, તેજ બેઉ બીજે અવતારે, **અદિતી** અને **કશ્યપ** નામે અવતર્યાં. તે વખતે અદિતીના ઉદરથી ઉપેંદ્ર એવું નામ ધારણ કરી, મેં અવતાર લીધો હતો. તે અવતારમાં હું ઠીંગણો હોવાથી, મારૂં નામ **વામન** પણ હતું. (૪૨) આ ત્રીજા અવતારમાં (એના એ તમે, દેવકી અને વસુદેવ નામે દંપતી બન્યાં. અને ) એનો એ હું, તેજ શરીરથી, ફરીથી તમારે ત્યાં, પુત્ર રૂપે પ્રગટયો છઉં. હે સતિ! મેં જે કાંઈ કહ્યું, તે સત્ય કહ્યું છે. (૪૩).

૪૧ વિવેચન—

ભગવાનના જેવો બીજો કોઇ ક્યાંથી હોય?—નજ હોય. કારણ વેદ કહે છે કે— **'एकमेवाद्वितीयम्'**–ભગવાન એક છે–અદ્વિતીય છે. પ્રશ્નિ અને સુતપાની બુદ્ધિમાં આવી પ્રેરણા કરનાર ભગવાનજ છે, કારણ કે તેમના ઉગ્ર તપથી પ્રભુ પ્રસન્ન થયા હતા. પોતા જેવો બીજો કોઈ પ્રભુ બનાવી શકે ખરા, પણ તેમ કરવા જતાં, વેદની મર્યાદાનો ભંગ થાય.

૪૨ વિવેચન—

બળીરાજાને ઠગવો હતો, માટે પ્રભુ વામન–ઠીંગણા–બન્યા હતા. પ્રભુથી ઠગાય તેનાં અહોભાગ્ય સમજવાં. નરસિંહ, મીરાં, તુકારામ–એવા અનેક ભક્તો પ્રભુથી ઠગાયા. હરિરંગમાં રંગાયા. દુનિયામાં ગાડાં ગણાયા. અમે અને તમે ઘણા વરસથી સાથે રહીએ છીએ, પણ તમે હજી અમારાથી ઠગાયા નથી, તો પ્રભુની વાત તો કયાં કરીએ! કોઇ પણ પ્રકારના લૌકિક

---

૪૨ પદચ્છેદ—**तयोः वां**–તમે કે જે [ પ્રશ્નિ અને સુતપા હતાં. તેજ અદિતી અને કશ્યપ થયાં ત્યારે ] **पुनः**–ફરીથી **कश्यपात् अदित्यां**–કશ્યપ અને અદિતીને ઘેર–**उपेंद्रः इति विख्यातः**–'ઉપેંદ્ર' એવા નામથી **अहं एव**–હુંજ **आस**–અવતર્યો હતો. **'आस' आसं** ના અર્થમાં છે. **च**–અને **वामनत्वात् वामनः**–તે અવતારમાં ઠીંગણો હોવાથી મારૂં નામ 'વામન' પણ હતું.

૪૩ પદચ્છેદ—**अस्मिन् तृतीये भवे**–આ (તમારા) ત્રીજા અવતારમાં **तेन एव वपुषा** તેજ શરીરથી–**भूयः**–ફરીથી **तयोः एव वां युवयोः अहं जातः**–પૂર્વે જે હતાં તેજ તમારે ત્યાં હું જન્મ્યો છઉં–પ્રગટ થયો છઉં. **हे सति**–હે સતિ **मे व्याहृतं सत्यं**–મેં આપને સત્ય કહ્યું છે.

સુખની અપેક્ષા, અમે તમારી પાસેથી, કદિ કરતા નથી-તોપણ હજી, તમારામાંનાં ઘણાં ભાઈ બ્હેનોનો, અમારી સાથે તેલ પાણી જેવો વહીવટ રાખે છે. તમે તમારાં સ્ત્રી પુત્રાદિકથી, નાત જાત-વ્યવહાર વિગેરે લૌકિક સંબંધથી બહુ ઠગાઓ છો. તેમની પાસે લાચાર બનો છો. તેમને સર્વસ્વ માનીને તેમાં તમારૂં આયુષ્ય ગુમાવો છો. અનેક જન્મનાં પૂણ્ય એકઠાં થાય, ત્યારે મોક્ષની તીવ્ર ઈચ્છા થાય. મોક્ષની તીવ્ર ઈચ્છા થાય; ત્યારેજ સંત અગર સદ્‌ગુરૂમાં પ્રીતિ પ્રગટે. આ સ્થિતિએ જે પહોંચે, તે સંત અગર સદ્‌ગુરૂથી ઠગાય.

જ્યાં તમારૂં મન માનતું હોય, તે સંત અગર સદ્‌ગુરૂથી અવસ્ય ઠગાજો. તેમને તમારૂં સર્વસ્વ માનીને સેવજો. વેશ્યા બડી ચકોર, પણ એક રૂપૈયાનું છાયલ પહેરીને પતિવ્રતાના ધર્મ પાળનારી સ્ત્રીના ધર્મોને, તે સમજી શકતી નથી. તેમ અનેક ઠેકાણે રઝળતા જીવો, અનન્ય ભાવની વાત સમજી શકતા નથી. પરિણામે પસ્તાય છે.

વામન અને બલિનો સંવાદ, મોક્ષપત્રિકાના છઠ્ઠા પુસ્તકમાં ઘણી સારી રીતે વર્ણવ્યો છે. અવકાશ હોય તો વાંચજો.

૪૩ વિવેચન—

બે નામ-બીજા જન્મમાં **ઉપેંદ્ર** અને **વામન** એવાં બે નામ થયાં. તેમ ત્રીજા **જન્મમાં-શ્રીકૃષ્ણ** અને **વાસુદેવ** એવાં બે નામ થયાં.

**सति**-ત્રણે અવતારમાં એકને એક પતિને સેવનારી હે સતિ! હે દેવકીજી!

**सत्यं मे व्याहृतं**-'મેં કહ્યું તે સત્ય છે.' એટલે આ બાબતમાં શંકા કરવાનું કાંઈ કારણ નથી.

ચતુર્ભુજ રૂપે દર્શન દેવાનું શું કારણ? તે વાત હવે કહે છે.

**एतद्वां दर्शितं रूपं, प्राग्जन्मस्मरणाय मे ॥**
**नान्यथा मद्भवं ज्ञानं, मर्त्यलिंगेन जायते ॥४४॥**

હવે શ્રી ભગવાન કહે છે કે-'હવે તમને પુનર્જન્મ નહિં થાય. તમારો મોક્ષ થશે.

**युवां मां पुत्रभावेन, ब्रह्मभावेन चासकृत् ॥**
**चिंतयंतौ कृतस्नेहौ, यास्येथे मद्गतिं पराम् ॥४५॥**

અર્થ—મારા પૂર્વ જન્મનું તમને સ્મરણ થાય, એવા હેતુથી, આ (ચાર હાથવાળું) રૂપ મેં તમને દેખાડયું. બીજી રીતે એટલે-કદિ મેં (બે હાથવાળો) મનુષ્ય દેહ ધારણ કરીને, તમને દર્શન દીધાં હોત, તો તમને મારા સંબંધી

---

૪૪ પદચ્છેદ-**मे प्राग्जन्मस्मरणाय**-મારા પૂર્વ જન્મના સ્મરણને માટે મારો પૂર્વ જન્મ તમને યાદ આવે એટલા માટે. **एतद् रूपं वां दर्शितं**-આ રૂપ મેં તમને દેખાડયું. **अन्यथा**-બીજી રીતે **मर्त्यलिंगेन**-મનુષ્ય દેહથી **मद्भवं ज्ञानं न जायते**-મારા સંબંધી જ્ઞાન થાત નહિં.

૪૫ પદચ્છેદ—**पुत्रभावेन च ब्रह्मभावेन**-પુત્રભાવથી તથા બ્રહ્મભાવથી. **युवां मां असकृत्**-આપ મને નિરંતર **कृतस्नेहौ**-સ્નેહ કરતા રહેશો અને-**चिंतयंतौ**-મારૂં ચિંતવન કરતા રહેશો તેથી **पराम् मद्गतिं यास्येथे**-મારી શ્રેષ્ઠ ગતિને પામશો-મોક્ષ પ્રાપ્ત કરશો.

જ્ઞાન થાત નહિં. એટલે તમે મને ભગવાન તરીકે ઓળખત નહિં. ( ૪૪ ) હવે પુત્રભાવથી અને ઇશ્વરભાવથી, આપ મારા ઉપર નિરંતર સ્નેહ કરતા રહેજો, અને (તે પ્રમાણે) મારૂં ચિંતવન કરતા રહેશો, તો મારી શ્રેષ્ઠ ગતિને પામશો. ( એટલે મોક્ષ પ્રાપ્ત કરશો ). (૪૫).

૪૪ વિવેચન—

વસુદેવદેવકીને આ રૂપ દેખાડીને, તેમના પૂર્વ જન્મોનું અને પોતાની પ્રભુતાનું ભાન કરાવ્યું. શાસ્ત્ર અને અનુભવ બેઉને એકત્ર કર્યા. વાણીથી કહેવા કરતાં, પ્રત્યક્ષ બતાવવું, એ ઉપદેશની વિશેષ સ્પષ્ટ રીત છે.

૪૫ વિવેચન—

**पुत्रभावेन ब्रह्मभावेन च**–' પુત્ર ભાવથી અને બ્રહ્મભાવથી–એટલે બેઉ રીતે–મારામાં સ્નેહ કરજો. ' એમ પ્રભુ બોલ્યા. 'બ્રહ્મભાવથી સ્નેહ કરવો, તે બાબતમાં શાસ્ત્ર સંમત છે; અને પુત્ર ભાવથી સ્નેહ કરવો, તે બાબતમાં શાસ્ત્ર સંમત નથી.' એવી ઘણાની માન્યતા છે. તે સંબંધમાં જાણવાનું કે–શ્રીકૃષ્ણ શાસ્ત્રના રહસ્યને અહીં સ્ફુટ કરે છે. લાડુ, પુરી, શીરો, કંસાર વિગેરે દ્વારા [ વિગેરે સાથે ] પેટમાં ગએલું ઘી, જેમ ખાનારાને પુષ્ટિ આપે છે; તેમ ગમે તે રીતે પ્રભુને ભજાય, તો અવશ્ય લાભ થાય છે. **कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥३१॥** [ગીતા અ. ૯] " હે અર્જુન ! ખાત્રીપૂર્વક જાણજે કે–' મારા ભક્તનો નાશ થતો નથી. "

**बाध्यमानोऽपि मद्भक्तो, विषयैरजितेंद्रियः ॥**
**प्रायः प्रगल्भया भक्त्या, विषयैर्नाभिभूयते ॥ १८ ॥**
**यथाग्निः सुसमृद्धार्चिः, करोत्येधांसि भस्मसात् ॥**
**तथा मद्विषया भक्ति–रुद्धवैनांसि कृत्स्नशः ॥ १९ ॥**
**न साधयति मां योगो, न सांख्यं धर्म उद्धव ॥**
**न स्वाध्यायस्तपस्त्यागो, यथा भक्तिर्ममोर्जिता ॥ २० ॥**
**भक्त्याहमेकया ग्राह्यः, श्रद्धयात्मा प्रियः सताम् ॥**
**भक्तिः पुनाति मन्निष्ठा, श्वपाकानपि संभवात् ॥२१॥**

[ ભાગવત એકાદશ સ્કંધ–૧૪ ]

[ ઓ–હો–હો–આ તો ન્યાલની વાતો છે. આવી આવી વાતો કરીએ, પણ તમારે ક્યાં પરવા છે ? પરવા હોય તો વહેલા આવોને. કોને માટે આવો છો, તે વાત હજી સમજ્યા નથી ? ક્યારે સમજશો ? ]

સાંભળો તેનો અર્થ–ઉત્તમ ભક્તોની વાત તો એક કોરે રહી, પરંતુ મારો પ્રાકૃત ભક્ત પણ કૃતાર્થજ છે. જેની ઇંદ્રિયો જીતાઇ નથી, એવો મારો પ્રાકૃત ભક્ત, વિષયોથી ખેંચાવા લાગે, તોપણ ઘણું કરીને ભક્તિના સામર્થ્યને લીધે, વિષયોથી જીતાતો નથી. (૧૮) હે ઉદ્ધવ ! મોટી જ્વાળાવાળો અગ્નિ, જેમ લાકડાંને બાળીને ભસ્મ કરી નાંખે છે, તેમ મારી ભક્તિ સઘળાં પાપોને ભસ્મ કરી નાંખે છે. (૧૯) જેવી રીતે વૃદ્ધિ પામેલી મારી ભક્તિ, મને વશ કરે છે, તેવી રીતે યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ અગર દાન–મને વશ કરી શકતાં નથી. (૨૦)

પ્રિય આત્મારૂપ એવો જે હું-તે શ્રદ્ધાથી થએલી એકલી ભક્તિથીજ સત્પુરૂષોને વશ થાઉં છઉં. મારી ભક્તિ ચાંડાળ લોકોને જાતિદોષથી પણ પવિત્ર કરે છે. (૨૧) વિગેરે—

ચોપાઇ—જાન આદી કવિ નામ પ્રતાપુ, ભયઉ સિદ્ધ કર ઉલટા જાપુ;

× × × × ×

ધ્રુવ સગલાની જપેઉ હરિ નામૂ, પાયઉ અચલ અનુપમ ઠામૂ.

( મોક્ષવાણી પાનુ ૯-૧૦ )

'**રામ**' ને બદલે '**મરા**'-ઉલટું નામ જપનારા વાલ્મિકીનો પ્રભુએ ઉદ્ધાર કર્યો. અપર માતાના કડવાં વચન સાંભળી, પિતાના રાજ્યની પ્રાપ્તિ માટે. ધ્રુવ તપ કરવા નીકળ્યા હતા, તોપણ પ્રભુ મળ્યા-અને અચળ સ્થાન મળ્યું.

શિશુપાળે અને દંતવક્ત્રે વૈરભાવથી પ્રભુ ભજ્યા. તોપણ પ્રભુએ તેમનું કલ્યાણ કર્યું-પૂતના પ્રભુને મારવા આવી, તેનું પણ પ્રભુએ કલ્યાણ કર્યું-ત્યારે વસુદેવ અને દેવકી, ગમે તે રીતે પ્રભુને ભજે, તેમાં મોક્ષપ્રાપ્તિ કેમ ન થાય? થાય જ. [ ત્યારે **તે પ્રભુ આપણા સૌનો ઉદ્ધાર પણ કેમ ન કરે? અવશ્ય કરે** ].

કંસના ભયથી કેવી રીતે બચવું. તે વાત હવે પ્રભુ પોતે સમજાવે છે—

**यदि कंसाद्बिभेषि त्वं, तर्हि मां गोकुलं नय ॥**

**मन्मायामानयाशु त्वं, यशोदागर्भसंभवाम् ॥ ४६ ॥**

અર્થ—' કદિ તમે કંસથી ડરતા હો, તો મને ગોકુલમાં લઈ ચાલો. [ ગોકુળમાં નંદની પત્નિ યશોદાની ગોદમાં મને મૂકો, અને મારે બદલે ] યશોદાના ગર્ભથી ઉત્પન્ન થએલી, મારી માયાને તમે ત્વરાથી અહીં લઇ આવો.'

૪૬ વિવેચન—

આ શ્લોકને કેટલાએક ક્ષેપક કહે છે. ( ક્ષેપક-એટલે-પાછળથી ઉમેર્યો ગણે છે. ) શ્રીધરી ટીકાવાળી પ્રતમાં આ શ્લોક છે. આ શ્લોક પૂર્વ સંબંધનું ભાન કરાવે છે. [ આ સ્કંધના પ્રથમ અધ્યાયમાં ૨૫ મા શ્લોકમાં પ્રભુએ યોગમાયાને આજ્ઞા કરી હતી કે-' તારે યશોદાના ઉદરથી અવતાર લેવો. ' ]

ગોકુલ—**सर्वोपनिषदो गावो**-જ્યાં ઉપનિષદ્રૂપી ગાયો છે ત્યાં.

**आविर्भावे पुत्रतया, साधनन्तु तपोऽभवत् ॥**

**अग्रे लीलारसप्राप्तौ, साधनं मृग्यमेव हि ॥**

વિગેરે શ્લોકોથી સુબોધિનીજીમાં કહે છે કે-' પુત્રરૂપે પ્રગટવામાં વસુદેવજીનું તપજ સાધન છે. આગળ ભગવાનની લીલાના રસમાં ભક્તિમાર્ગનું સાધન મૃગ્ય છે. ગોકુળમાં પોતાને મુકી આવવાનું જણાવી, પ્રભુએ વસુદેવને પ્રભુસ્વરૂપથી વિયોગ કરાવ્યો. તેથી વસુદેવ અને દેવકી-

---

૪૬ પદચ્છેદ—**यदि त्वं कंसात् बिभेषि**-જો તમે કંસથી બીતાં હો-**तर्हि**-તો. **मां गोकुलं नय**-મને ગોકુળ લઈ ચાલો. **यशोदायाः गर्भात् संभवः यस्याः ताम् इति मम मायां**-યશોદાના ગર્ભથી ઉત્પન્ન થએલી મારી માયાને **त्वं आशु आनय**-તમો ત્વરાથી લઈ આવો.

જીના હૃદયમાં સ્નેહના ઢગલા ઉત્પન્ન થયા. મથુરામાં રહીને વસુદેવ તથા દેવકીજી વિચાર કરતા હતા કે-'હવે પ્રભુ ઘુંટણથી ચાલતા હશે-હવે પ્રભુ ઉભા ઉભા ચાલવા શીખ્યા હશે, હવે પ્રભુ ગોવાળના બાળકો સાથે ખેલવા નીકળતા હશે. અત્યારે પ્રભુ શીરાવવા બેઠા હશે. હવે ગાયો ચારવા જતા હશે-અત્યારે ગાયો ચારીને પાછા વળતા હશે.' વિગેરે. આવા વિચારો કરીને વસુદેવ તથા દેવકીજી પ્રભુમય રહેતાં હતાં. **मच्चित्ता मद्गतप्राणा, बोधयन्तः परस्परं ॥ कथयंतश्च मां नित्यं, तुष्यन्ति च रमंति च ॥** આ સ્થિતિએ વસુદેવ અને દેવકી પહોંચ્યાં.

હવે પ્રભુ પોતાનું રૂપ બદલીને બાળક બને છે—

**श्रीशुक उवाच—**

**इत्युक्त्वाऽसीद्धरिस्तूष्णीं, भगवानात्ममायया ॥**
**पित्रोः संपश्यतोः सद्यो, बभूव प्राकृतः शिशुः ॥४७॥**

અર્થ--શુકદેવજી કહે છે કે-એ પ્રમાણે કહીને, ભગવાન બોલતા બંધ થયા. પછી પોતાની માયાથી, માતાપિતાના દેખતાં, પ્રભુ (નાના) પ્રાકૃત બાળક બની ગયા. (૪૭)

૪૭ વિવેચન—

પ્રાકૃત રૂપનો સ્વિકાર કર્યો, તે સાથે પ્રાકૃત જ્ઞાનનો ફેલાવો કર્યો. એટલે-માયાનો ફેલાવો કર્યો. નટલોક બીજો વેશ ધારણ કરે છે, ત્યારે છુપાઇને વેશ પહેરે છે, અને ભગવાને બીજું રૂપ ધારણ કર્યું, તે દેવકી તથા વસુદેવના દેખતાં ધારણ કર્યું. એજ પ્રભુની પ્રભુતા-એજ પ્રભુની વિલક્ષણતા.

યોગમાયાનો જન્મ ક્યારે થયો, તે વાત હવે કહે છે—

**ततश्च शौरिर्भगवत्प्रचोदितः, सुतं समादाय स सूतिकागृहात् ॥**
**यदा बहिर्गंतुमियेष तर्ह्यजा, या योगमायाऽजनि नंदजायया ॥४८॥**

અર્થ--ઉપર પ્રમાણે પ્રભુથી પ્રેરાએલા વસુદેવજીએ ( એટલે-પ્રભુએ જે પ્રમાણે સૂચના આપી હતી, તે પ્રમાણે કરવાને તૈયાર થએલા વસુદેવજીએ ) સુવાવડના ઘરમાંથી પુત્રને લઇને, બહાર નીકળવાની ઇચ્છા કરી, ત્યારે (ગોકુળમાં) અજન્મા એવી યોગમાયાએ, નંદની સ્ત્રી યશોદાના ઉદરથી જન્મ લીધો. (૪૮)

---

૪૭ પદચ્છેદ—**इति उक्त्वा**-એ પ્રમાણે કહીને. **हरिः तूष्णीं आसीत्**-ભગવાન શાંત થયા. **भगवान् आत्ममायया**-ભગવાને પોતાની માયાથી. [ **माता च पिता च पितरौ तयोः पित्रोः** ] **पित्रोः संपश्यतोः**-માતાપિતા દેખતાં. **सद्यः प्राकृतः शिशुः बभूव**-તુરત પ્રાકૃત બાળક બની ગયા.

૪૮ પદચ્છેદ—**ततश्च**-ઉપર પ્રમાણે **भगवता प्रचोदितः स शौरिः**-પ્રભુથી પ્રેરાએલા વસુદેવજી. **सुतिकागृहात् सुतं समादाय**-સુવાવડના ઘરમાંથી પુત્રને લઇને. **यदा**-જ્યારે **बहिः गन्तुं इयेष**-બહાર જવાની ઇચ્છા કરી. **तर्हि**-ત્યારે **अजा इति या योगमाया**-જેને જન્મ નથી એવી યોગમાયાએ **नंदजायया अजनि**-નંદની સ્ત્રીથી જન્મ લીધો.

૪૮ વિવેચન—

**सूतिकागृहं** શબ્દ કારાગ્રહને બદલે વાપર્યો છે.

**शौरिः**-પ્રભુરૂપી પુત્રનો ત્યાગ કરવામાં કાળનું બળ સમજી શકે, તે શૌરી એટલે **વીર-ધીર** કહેવાય છે. વસુદેવજીએ મોહનો ત્યાગ કરી, પ્રભુની આજ્ઞાને માથે ચડાવી.

**નોંધ**—જે રીતે ભગવાન બાળરૂપે બન્યા છે, તે પ્રમાણે માયા સ્વતંત્રપણે બાળક બની નથી. માયાનો જન્મ તો યશોદાના ઉદરથી થયો છે.

શ્રીકૃષ્ણને લઇને વસુદેવજી કારાગૃહમાંથી નીકળ્યા, ત્યારે યોગમાયાએ કેવો દેખાવ કર્યો હતો, તે વાત હવે કહે છે.

**तया हृतप्रत्ययसर्ववृत्तिषु, द्वास्थेषु पौरेष्वपि शायितेष्वथ ॥**
**द्वारस्तु सर्वाः पिहिता दुरत्यया, बृहत्कपाटायसकीलशृंखलैः ॥ ४९ ॥**
**ताः कृष्णवाहे वसुदेव आगते, स्वयं व्यवर्यंत यथा तमो रवेः ॥**
**ववर्ष पर्जन्य उपांशुगर्जितः, शेषोऽन्वगाद्वारि निवारयन्फणैः ॥ ५० ॥**

અર્થ—(શ્રીકૃષ્ણને લઇને વસુદેવજી નીકળ્યા, ત્યારે) ભગવાનની માયાથી દ્વારપાળોનું સર્વ જ્ઞાન, અને તેમની વૃત્તિઓ હરાઈ ગયાં હતાં. ( એટલે તેઓ તદ્દન ઉંઘી ગયા હતા.) જેમ સૂર્ય આવતાં, અંધકાર નાસી જાય, તેમ શ્રીકૃષ્ણને લઇને જ્યારે વસુદેવજી આગળ વધ્યા, ત્યારે ( કેદખાનાનાં ) સર્વે બારણાં પણ પોતાની મેળાએ-અનાયાસે-ખુલ્લાં થઇ ગયાં હતાં. મંદ મંદ ગર્જતો મેઘ જરમર જરમર વરસતો હતો. પ્રભુ ઉપર પડતા વરસાદના છાંટાને, ફેણોથી અટકાવવા શેષનારાયણ પણ પાછળ પાછળ ચાલ્યા આવતા હતા. (૪૯-૫૦).

૪૯-૫૦ વિવેચન—

આ લીલા પ્રભુશક્તિનું ભાન કરાવે છે, અને નાસ્તિકોને મોહ પેદા કરાવે છે. તેના સમાધાન માટે થોડી વાત કહીએ—

---

૪૯-૫૦ પદચ્છેદ—**हृताः प्रत्ययः** (જ્ઞાન) **च सर्ववृत्तयः येषां ते, तेषु द्वास्थेषु [ द्वारेषु तिष्ठन्ति इति द्वास्थाः ]** જેમનું સર્વ જ્ઞાન અને વૃત્તિઓ હરાઈ ગઇ હતી, એવા દ્વારપાળો થઈ જતાં (**पुरे भवाः पौराः तेषु**) **पौरेषु अपि शायितेषु**-નગરવાસીઓ પણ ઉંઘી જતાં. **अथ**-પછી **बृहत् कपाटानि च आयसकिलाश्च शृंखलानि च तैः दुरत्ययाः पिहिताः**-મોટા કમાડ અને સાંકળોવડે દૃઢ રીતે બીડેલાં **सर्वाः द्वारः तु**-સર્વે બારણા પણ [**कृष्णं वहति इति कृष्णवाहः तस्मिन्**] **कृष्णवाहे वसुदेवे आगते**-કૃષ્ણને વહન કરનારા વસુદેવજી આવતા. **यथा रवेः तमः**-જેમ સૂર્ય આવતાં અંધકાર નાસી જાય તેમ **ताः स्वयं**-તે પોતાની મેળાએ **व्यवर्यंत**-ખુલ્લાં થઇ ગયાં. [ **व्यव्रियंत** ને બદલે **व्यवर्यंत** શબ્દ મુકાયો છે. ] **उपांशुगर्जितः पर्जन्यः ववर्ष**-નજદિકમાં ગર્જતો મેઘ વરસતો હતો. **फणैः वारि निवारयन्**-કૃષ્ણ ઉપર પડતા વરસાદના જળને અટકાવતા-ઝીલતા **शेषः**-શેષનારાયણ **अन्वगात्**-પાછળ પાછળ આવતા હતા.

એક સ્ત્રીનો કટાક્ષ મરદને નામરદ કરે, હુશીયારને પ્રમાદી કરે, સાવધને અસાવધ કરે. બેપરવાવાળાને પરવાવાળો કરે. વિદ્વાનની વિદ્વતા હરી લે, ત્યાગીનો ત્યાગ હરિ લે. ત્યારે જે સ્ત્રીઓના કટાક્ષમાં સદા વસનારો, જે માયાનો પતિ, તેની માયા કેટલી હશે! તેના કટાક્ષનું બળ કેટલું હશે! કલોરોફોર્મની દવા સુંઘાડવાથી, માણસ બેભાન થઇ જાય છે, તો જે અનેક કલોરોફોર્મરૂપે છે, જે કલોરોફોર્મના કર્તા છે, તેનાથી લોકો કેમ બેભાન ન થાય! તે સંબંધમાં શ્રીકૃષ્ણ પોતે બોલ્યા છે કે—

**दैवी ह्येषा गुणमयी, मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते ॥**

વસુદેવ અને દેવકી જેઓ પ્રભુ શરણ પકડીને ઉભા હતા, તેઓજ માત્ર જાગતા હતા—સાવધાન હતા. બાકી તમામ ભર નિદ્રામાં પડયાં હતાં. તમામ મુગ્ધ બની ગયાં હતાં. મથુરામાં કારાગૃહના માત્ર ચોકીવાળાજ ગાંફલ બન્યા હતા, એમ નહીં; પણ જે જે રસ્તે વસુદેવે પ્રયાણ કર્યું, ત્યાં સર્વ સ્થળે જડતા પથરાઇ રહી હતી. વસુદેવજી ગોકુળમાં ગયા—નંદના ઘરમાં પેઠા, ત્યાં પણ તેમને કોઇએ પૂછયું નથી કે—'તમે કોણ? અને કયાંથી આવ્યા?'

દરવાજાનાં તાળાં કેમ ઉઘડી ગયાં?—તાળાંને ઉઘાડનારી નાનકડી કુંચી, કુંચીને ઘડનાર લુહાર, અને લુહારને ઘડનાર પ્રભુ પોતે. લોહચુંબકવાળા પહાડ પાસે વહાણ આવે છે, ત્યારે વહાણમાંથી લોઢાના ખીલા અનાયાસે નીકળી પડે છે. ત્યારે લોહચુંબકના ધણી—સાક્ષાત્ નારાયણ આવતાં, તાળાં ઉઘડી જાય, તેમાં શી નવાઇ! સંતો પણ માયાને નચાવે છે, પોતાના મન ધાર્યું કામ માયા પાસે કરાવે છે. દૃષ્ટાંત—તાતી કડાઇમાં સુધન્વા પડયા, અને તાતાં તેલ ઠંડા જળ જેવાં બની ગયાં. ઝેર મીરાંને અમૃત તુલ્ય લાગ્યું. નરસિંહ મહેતાએ સ્નાન વખતે મલ્હાર રાગ ગાઇને, મેઘ વરસાવ્યો. હિમાલયની મુસાફરીમાં સ્વામિ રામતિર્થે બરફના વરસાદને કહ્યું કે 'બંધ થઇ જા' કે તુરત વરસાદ બંધ થયો. સ્વામી રામકૃષ્ણ પરમહંસને સ્ત્રીભાવ પ્રાપ્ત થતાં, રજસ્વળાપણું પ્રાપ્ત થતું. પાળીયાદના ઉનડ ભકતે, સાયલાના લાલા ભકતે, શ્રીમદ્ રામાનુજાચાર્યે, શ્રીમદ્ વલ્લભાચાર્યે, સ્વામી શ્રીસહજાનંદજીએ એવા અનેક ચમત્કારો બતાવ્યા છે. જેની પાસે એક બિંદુ જેટલી પણ માયા નથી—તેવો એક મદારી—ચૌટા વચ્ચે, ધોળે દહાડે, ઠીંકરાના રૂપૈયા કરીને ખખડાવે છે. બીજા ચમત્કારો પણ કરે છે. ત્યારે ચમત્કારોનો ચમત્કાર—માયાનો પતિ—સાક્ષાત નારાયણ, ચમત્કાર બતાવે, તેમાં નવાઇ જેવું શું છે?

જ્યારે ગરૂડને શ્રી રામમાં મોહ થયો, ત્યારે કાગભુશંડી બોલ્યા હતા કે—

જુઓ મોક્ષવાણી પાનું ૭૪.

**દોહરા**—ભક્તહેતુ ભગવાન પ્રભુ, રામ ધરેહુ તનુ રૂપ;
કિયે ચરિત પાવન પરમ, પ્રાકૃત નર અનુરૂપ.
યથા અનેક વેશ ધરી, નૃત્ય કરે નટ કોઇ;
જોઇ જોઇ ભાવ દિખાવઇ, આપુ ન હોઇ ન સોઇ.

**ચોપાઇ**—અસ રઘુપતિ લીલા ઉરગારી, દનુજ વિમોહન જન સુખકારી;
મતિ મલીન વિષયવશ કામી, પ્રભુ પર મોહ ધરહિં ઇમિ સ્વામિ!
નયન દોષ જાકહેં જબ હોઇ, પીત વરણ શશિ દેખહું સોઇ;
જબ જેહિ દિગ્ભ્રમ હોઇ ખગેશા, સો કહે પશ્ચિમ ઉગેઉ દીનેશા.

નૌકારૂઢ ચલત જગ દેખા, અચલ મોહવશ આપુહિ લેખા;
બાલક ભ્રમહિ ન ભ્રમહિ ગૃહાદિ, કહહિ પરસ્પર મિથ્યા વાદી.
હરિ વિષયક યહ મોહ વિહંગા, સ્વપ્નેહું નહિં અજ્ઞાન પ્રસંગા;
માયા વશ મતિ મંદ અભાગી, હૃદય જવનિકા બહુ વિધિ લાગી.
તે શઠ હઠવશ સંશય કરહિ, નિજ અજ્ઞાન રામપર ધરહી.

**कृष्णवाहे वसुदेवे**-વસુદેવ તો એના એ હતા, પણ તેમના હાથમાં અત્યારે શ્રીકૃષ્ણ હતા-કોટિ બ્રહ્માંડના નાથ હતા; તેથી જેવી જોઇએ તેવી સગવડ, માયા કરી આપતી હતી.

જેમ સૂર્યને દેખીને અંધકાર નાસે, તેમ પ્રભુને આવતા જોઇને, જેવા જોઇએ તેવા ફેરફાર થવા લાગ્યા. અધ્યાત્મદૃષ્ટિથી જોઇએ, તો એમ જણાય કે-શુદ્ધ અંતઃકરણમાં જ્યારે જ્ઞાનસ્વરૂપ પરમાત્મા સ્ફુરાયમાન થાય, ત્યારે મોહની મોટી મોટી સાંકળો અનાયાસે ઉઘડી જાય. અજ્ઞાનરૂપી કમાડ ખુલ્લાં થઈ જાય. ભ્રાંતિની ભોગળો ભાંગી જાય.

મંદ મંદ વરસાદ ઉંઘનારને ઠંડો પવન આપીને સુવાડી રાખતો હતો. જેમ ચક્રવર્તી રાજાનો નોકર, રાજાના ઉપર મોટું છત્ર ધરીને, પાછળ પાછળ ચાલ્યો આવે, તેમ શેષનારાયણ શ્રીકૃષ્ણચંદ્રની સેવા કરતા હતા. શેષનારાયણથી વસુદેવ કેમ ન ડર્યા ?-તેનું કારણ તો જાણો છો કે નહીં ? ન જાણતા હો-તો સાંભળો—એક મદારીનો પુત્ર સાપથી ડરતો નથી, તો મદારીનો બાપ, સાપથી કેમ ડરે ? જેમની ગોદમાં શ્રીકૃષ્ણરૂપી મોટા મદારી-મોટા ખેલાડી-બીરાજે છે, તે વસુદેવને સાપથી ડરવાનું કારણ શું હોય ? નજ હોય ! [ આવી શંકાઓ અજ્ઞાન સૂચવે છે. ]

શ્રીકૃષ્ણને લઇને વસુદેવજી યમુના કાંઠે પધાર્યા. તે વખતે યમુનાજીનો કેવો દેખાવ હતો ? તથા યમુનાજીએ શ્રીકૃષ્ણનો સત્કાર કેવી રીતે કર્યો, તે વાત સાંભળો—

**मघोनि वर्षत्यसकृद्यमानुजा, गंभीरतोयौघजवोर्मिफेनिला ॥**
**भयानकावर्तशताकुला नदी, मार्गं ददौ सिंधुरिव श्रियः पतेः ॥५१॥**

અર્થ—વારંવાર વરસાદ પડતો હતો, તેથી યમુનાના જળનો ગંભીર પ્રવાહ, વેગથી ચાલતો હતો. (યમુનાજીમાં પૂર આવ્યું હતું.) તેથી-જળનાં મોજાં ઉછળતાં હતાં, અને તેમાં ફીણ ચડયાં હતાં. સેંકડો ભયંકર ભમરીઓ પણ જ્યાં ત્યાં પડતી હતી. તોપણ લક્ષ્મીના પતિ-સીતાના પતિ-શ્રીરામને, સાગરે જેમ માર્ગ આપ્યો હતો, તેમ યમુનાજીએ વસુદેવને માર્ગ આપ્યો. (૫૧)

---

૫૧ પદચ્છેદઃ—**असकृत्**-વારંવાર. **मघोनि वर्षति सति**-વરસાદ પડતો હતો તેથી. [ **मघवन्** શબ્દ છે ] **यमस्य अनुजा-यमानुजा**-યમુના **गंभिरश्चासौ (तोयस्य ओघः) तोयौघः तस्य जवः** (વેગ) **तेन उर्मयः** (તરંગ) **तैः फेनिला**-ગંભીર જળના પ્રવાહના વેગને લીધે તરંગો ઉછળતાં તેમાં ભારે ફીણ ચડયાં હતાં. [ **फेनानि** (ફીણો) **संति अस्याः सा फेनिला** ]. **भयानकैः आवर्तशतैः आकुला**-સેંકડો ભયંકર ચકરી-ભ્રમરીઓથી વ્યાપ્ત હતી. **इति नदी यमुना**-એવી યમુના નદીએ **श्रियः पतेः सिंधुः इव**-લક્ષ્મીના પતિ શ્રીરામને સાગરે જેમ માર્ગ આપ્યો હતો તેમ. **मार्गं ददौ**-(નદીએ) વસુદેવને માર્ગ આપ્યે. [ **पतेः** નું ખરૂં રૂપ **पत्युः** છે. અહીં છઠ્ઠી ચતુર્થીના અર્થમાં છે. ]

૫૧ વિવેચન—

જેમ પતિને દેખીને, પતિવ્રતા સ્ત્રી પ્રફુલ્લ થાય-પ્રસન્ન થાય; અને તે પ્રસન્નતા, વચનો તથા હાવભાવ દ્વારા પતિને બતાવી આપે; તે પ્રમાણેજ-શ્રીકૃષ્ણને આવતા દેખીને, યમુનાજી ઉભરાઇ ગયાં હતાં-છલકાઇ ગયાં હતાં-મલકાઇ પણ ગતાં હતાં. જળના તરંગો અને તરંગોનાં ફીણદ્વારા, યમુનાજી હસી રહ્યાં હતાં. મોટી મોટી ચકરીઓ-ભ્રમરીઓ-દ્વારા યમુનાજી હાવભાવ કરી રહ્યાં હતાં. [ કેમ ! ક્યાં છો ? સાથે છોને ? સાથે હશો, તો યમુનાજીનાં દર્શન થશે. બોલો યમુના મહારાણીકી જય. ]

પતિને આવતો દેખી સ્ત્રી ગાંડી બને-પ્રેમથી ઉભરાય, આડી ઉભી રહે-પણ પતિની સાથે સસરાને દેખે, ત્યારે રસ્તામાંથી દૂર ખસી જાય-માર્ગ કરી આપે. તેમ યમુના મહારાણીએ વસુદેવજીને રસ્તો કરી આપ્યો. [ શ્રીકૃષ્ણને વ્રજમાં મૂકીને વસુદેવજી પાછા વળ્યા, ત્યારે પણ યમુનાજીએ માર્ગ કરી આપ્યો હતો. ] જેનાં વખાણ, શ્રીવલ્લભ-શ્રીમદ્આચાર્યમહાપ્રભુજીએ, **શ્રીયમુનાષ્ટક**માં કર્યાં છે, તે યમુના મહારાણીને-આપણે નમસ્કાર કરીએ. પ્રભુના પ્યારા-શ્રીવલ્લભ મહાપ્રભુજીને પ્રણામ કરીને, શ્રીયમુનાષ્ટક સ્તોત્રનો **પ્રથમ** શ્લોક ગાઇએ.

**नमामि यमुनामहं, सकलसिद्धिहेतुं मुदा ।**
**मुरारिपदपंकजस्फुरदमंदरेणूत्कटाम् ॥**
**तटस्थनवकाननप्रकटमोदपुष्पांबुना ।**
**सुरासुरसुपुजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥१॥**

અર્થ—(**सकलसिद्धिहेतुं**) સકલ અલૌકિક સિદ્ધિઓના કારણરૂપ, (**मुरारिपदपंकज स्फुरदमंदरेणूत्कटाम्** ) મુરારિના ચરણકમળની અમંદ (જળ સમુહથી વધારે) ઘણી રજ જેમાં છે એવા યમુનાજી, ( **तटस्थनवकाननप्रकटमोदपुष्पांबुना सुरासुरसुपूजित-स्मरपितुः श्रियं बिभ्रतीम्** ) પ્રભુનું સ્મરણ થાય એવી શોભાને ધારણ કરનાર હોવાથી, કાંઠે આવેલાં નવીન વનમાંના પ્રકટ સુગંધ યુક્ત, હર્ષરૂપી ફૂળસહિત જળવડે, સુર અને અસુર ભક્તોએ જેનું સારી રીતે પૂજન કર્યું છે, એવાં ( **यमुनां अहं मुदा नमामि** ) યમુનાજીને હું **હર્ષથી** પ્રણામ કરૂં છઉં. [૧]

આ સ્તોત્રને નવ શ્લોક છે. નવમા શ્લોકમાં-**इति श्रीहरेः वल्लभः वदति**-ઉપર પ્રમાણે શ્રીહરિના પ્યારા-શ્રીહરિના લાડીલા-(**શ્રીવલ્લભ**) કહે છે.

**श्रियः पतेः सिन्धुः इव**-રામાવતારમાં, કપીસેન સાથે, લંકામાં જતાં, શ્રીરામ જ્યારે સમુદ્ર કીનારે પધાર્યા હતા, ત્યારે સમુદ્રે શ્રીરામને રસ્તો આપ્યો હતો. તે પ્રમાણે યમુનાજીએ વસુદેવને રસ્તો આપ્યો. આ દષ્ટાંતમાં વિશેષ જાણવા જેવું એ છે કે-સમુદ્ર પાસેથી રસ્તો લેવાની બાબતમાં, શ્રીરામચંદ્રજીને લૌકીક દેખાવ કરવો પડયો હતો. પ્રથમ તો શ્રીરામે ઉપવાસ કરીને, સમુદ્રની પ્રાર્થના કરી; પણ સમુદ્ર સમજ્યો નહીં-[ સમુદ્ર ન સમજ્યો તે પણ, શ્રીરામનીજ પ્રેરણા. ]; તેથી રામચંદ્રે સમુદ્રને સુકવી નાંખવા, ધનુષ્યપર બાણ ચડાવ્યું. પ્રભુનો કોપ દેખી સમુદ્ર શરણે આવ્યો. શરણે આવીને સમુદ્રે માર્ગ આપ્યો નહોતો, પણ માર્ગ બતાવ્યો હતો. સમુદ્ર ઉપર પાજ બાંધવી પડી હતી. યમુનાજીને વિનંતી કરવી પડી નથી. યમુનાજી ઉપર પાજ પણ બાંધવી પડી નથી. ત્યારે સમુદ્રના કરતાં યમુનાજી ડાહ્યાં ? અગર શ્રીરામના કરતાં શ્રીકૃષ્ણ મોટા ? ના-એવી શંકા કરવાનું કાંઇ કારણ નથી. એવો ભેદ ઉભો કરવાની જરૂર નથી.

કારણકે પ્રભુની પ્રેરણા પ્રમાણેજ સર્વ ફેરફાર થાય છે. રામાવતારમાં લૌકિક દેખાવ કરવાની જરૂર હતી, અને એમ કરવા માટે સમય પણ હતા. કૃષ્ણાવતારમાં એમ કરવાની જરૂર નહોતી; અને એમ કરવા માટે સમય પણ નહોતો.

હવે યમુના ઉતરી વસુદેવજી ગોકુળમાં પધારે છે–નંદના ભુવનમાં આવે છે–જ્યાં શ્રીકૃષ્ણે અનેક લીલાઓ કરી, તે સ્થાનમાં વસુદેવ પધારે છે—

**नंदव्रजं शौरिरुपेत्य तत्र तान्, गोपान् प्रसुप्तानुपलभ्य निद्रया ॥**
**सुतं यशोदाशयने निधाय तत्–सुतामुपादाय पुनर्गृहानगात् ॥ ५२ ॥**

અર્થ—શુકદેવજી આગળ કહેછે કે–વસુદેવજી જ્યારે નંદના વ્રજમાં ગયા, ત્યારે ત્યાંના ગોપોને માયાથી ઉંઘતા દેખીને, યશોદાના શયનમાં પુત્રને મૂક્યો. પછી યશોદાની કન્યાને સાથે લઇને, (કારા)ગૃહમાં પાછા આવ્યા. (૫૨)

૫૨ વિવેચન—

ગાયોની રક્ષા કરનારા ગોપ બહુ જાગૃત રહે છે; પણ વસુદેવજી વ્રજમાં પધાર્યા, ત્યારે સર્વ સ્ત્રીપુરૂષો માયાદેવીની શક્તિથી નિદ્રાધીન થયાં હતાં. નંદ યશોદા પણ પરવશ થઇને સુતાં હતાં. ( યશોદાએ માયાને જન્મ આપ્યો, તે વાત આપણે આગળ ૪૮ મા શ્લોકમાં કરી હતી. તે કન્યા યશોદાની ગોદમાં સુતી હતી. )

**सुतं**–પુત્રરૂપે પ્રભુને યશોદાની ગોદમાં મૂકીને, અને કન્યારૂપે માયાને પોતાની સાથે લઇને, વસુદેવજી યમુનાને રસ્તે પાછા વળી, કારાગૃહમાં પેસી ગયા.

કારાગૃહમાં આવીને વસુદેવે શું કર્યું, તે વાત હવે શુકદેવજી કહે છે—

**देवक्याः शयने न्यस्य, वसुदेवोऽथ दारिकाम् ॥**
**प्रतिमुच्य पदोर्लोह–मास्ते पूर्ववदावृतः ॥ ५३ ॥**

અર્થ—કારાગૃહમાં આવ્યા પછી, દેવકીજીના શયનમાં, વસુદેવજીએ કન્યાને મૂકી; અને પ્રથમ જે પ્રમાણે પગમાં બેડી હતી, તે પ્રમાણે ફરીથી પગમાં બેડી પહેરીને બેઠા. [ જાણે પોતે કયાંઇ ગયા નથી, એવો દેખાવ કર્યો.] (૫૩)

૫૩ વિવેચન—

**दारिकां**–એટલે ‘ કન્યા ’; પણ આ શબ્દ પ્રેમસૂચક નથી–તિરસ્કારસૂચક છે.

---

૫૨ પદચ્છેદ—**शौरिः**–વસુદેવ **नंदव्रजं उपेत्य**–નંદના વ્રજમાં જઇને **तत्र**–ત્યાં **तान् गोपान्**–ત્યાંના ગોપોને **निद्रया प्रसुप्तान् उपलभ्य**–માયાથી ઉંઘતા દેખીને **यशोदा-शयने सुतं निधाय**–યશોદાના શયનમાં પુત્રને મુકીને **तस्याः सुताम् उपादाय**–યશોદાની પુત્રીને લઇને **पुनः**–ફરીથી **गृहान् अगात्**–ઘેર આવ્યા. ( **ग्रहान इति ग्रहं**–ગૃહ શબ્દ પુલિંગમાં હોય છે, ત્યારે બહુવચનમાં રહે છે. )

૫૩ પદચ્છેદ—**अथ**–પછી **देवक्याः शयने**–દેવકીના શયનમાં **वसुदेवः दारिकां न्यस्य**–વસુદેવે કન્યાને મૂકીને **पदोः लोहं प्रतिमुच्य**–પગમાં બેડી મુકીને **पूर्ववत् आवृतः आस्ते**–પહેલાંની માફક હતા તેમ બેઠા.

પ્રભુને વ્રજમાં મુકી આવવાનું કામ, પતી ગયા પછી–જાણે કાંઈ બન્યું નથી, એવો દેખાવ કરવા માટે, દ્વાર બંધ થઇ ગયાં–સાંકળો દેવાઈ ગઈ, ભોગળો ભીડાઇ ગઈ, અને વસુદેવજી પણ પોતાની બેડી પહેરીને, પ્રથમ રહેતા હતા, તે પ્રમાણે રહેવા લાગ્યા.

હવે નંદભુવનની થોડીવાત કરી લઇએ—[ ત્યાં શ્રીકૃષ્ણ પોઢયા છે. સાથે હશો, તો દર્શન થશે. ]

**यशोदा नंदपत्नी च, जातं परमबुद्धयत ॥**
**न तल्लिंगं परिश्रान्ता, [illegible]गतस्मृतिः ॥ ५४ ॥**

**इति श्रीभागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे कृष्णजन्मनि तृतीयोऽध्यायः ॥३॥**

અર્થ—પોતાને કાંઈ અવતર્યું, એવું નંદની પત્ની યશોદાએ જાણ્યું; પણ શું અવતર્યું, તે વાત–[ એટલે પુત્ર કે પુત્રી–તે વાત ] માયાથી જેની સ્મૃતિ હરાઇ ગઇ હતી, તથા પ્રસુતિના શ્રમથી જે થાકી ગયાં હતાં, એવાં યશોદાજીએ–જાણી નહિં. (૫૪)

૫૪ વિવેચન—

શું પ્રસુતિ વખતે યશોદા પાસે કોઇ હાજર નહોતું? એક સાધારણ સ્ત્રીની પાસે પણ, પ્રસુતિ સમયે બીજી સ્ત્રીઓ હાજર રહે છે. ત્યારે નંદની સ્ત્રી પાસે, પ્રસુતિ સમયે કોઇ નહીં? પ્રસુતિની પીડાથી યશોદા બેભાન જેવાં થઇને સુઇ રહે, અને શું અવતર્યું–પુત્ર કે પુત્રી--તે વાત યશોદા ન જાણે; પણ બીજી સ્ત્રીઓ કેવી રીતે અજ્ઞાત રહે? એવી શંકા થાય ખરી, પણ તે બાબતમાં, પ્રભુની પ્રેરણા અને માયાની શક્તિ સિવાય, ત્રીજો જવાબ દઇ શકાય નહીં. 'આ પુત્ર સાક્ષાત્ નારાયણ છે.' તે વાતથી નંદયશોદાને અને ગોપગોપિકાઓને અજ્ઞાત રાખવા માટે, માયાદેવીએ આખા વ્રજને ઉંઘાડી દીધું–બેભાન કરી દીધું. યશોદાને શું અવતર્યું, ક્યારે વસુદેવ વ્રજમાં આવ્યા, અને શું મૂકી ગયા, અને શું લઇ ગયા, તે વાત માત્ર વસુદેવ–દેવકી, શ્રીકૃષ્ણ અને કૃષ્ણની માયા જ જાણતાં હતાં. આ વાત વેદવ્યાસે યોગવિદ્યાથી જાણીને, હરિજનોને શ્રીમદ્ભાગવતદ્વારા વિદિત કરી.

જે રીતે વસુદેવનાં બંધન કપાયાં, અને કંસનો ભય મટયો, તે રીતે અમારાં અને તમારાં બંધન કપાય, અને સંસારરૂપી કંસનો ભય મટે, એવી પ્રાર્થના કરીને, આ અધ્યાય સંપૂર્ણ કરીએ. બોલો શ્રીકૃષ્ણબળદેવકી જય.

ઉપર પ્રમાણે જે કાંઈ લખાયું છે, તે શ્રી ઠાકોરજીની પૂર્ણકૃપાથી, અને આપ સર્વે હરિજનોના પૂર્ણભાવથી લખાયું છે. હવે ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

મોક્ષમંદિર–અમદાવાદ.
સંવત ૧૯૮૩ અશાડ વદી ૧૧.

લી. સેવક રામશંકર મોનજી ભટ્ટ.

---

૫૪ પદચ્છેદ—**नंदपत्नी यशोदा**–નંદની સ્ત્રી યશોદાએ **परं जातं अबुद्धयत**–કાંઇ અવતર્યું એમ જાણ્યું પણ **निद्रया**–માયાથી **अपगता स्मृतिः यस्याः सा अपगतस्मृतिः**–જેની સ્મૃતિ હરાઈ ગઈ હતી એવી યશોદા. **परिश्रांता**–જે થાકી ગઇ હતી તે યશોદાએ **तस्य लिंगं न अबुद्धयत**–તે પુત્ર છે કે પુત્રી તે વાત જાણી નહીં.

# દશમ સ્કંધ પૂર્વાર્ધ.

## ચોથો અધ્યાય.

રાગ—શાર્દુલ.

**वृक्षं क्षीणफलं त्यजंति विहगाः, शुष्कं सरः सारसाः ॥**
**पुष्पं पर्युषितं त्यजंति मधुपा, दग्धं वनांतं मृगाः ॥**
**निर्द्रव्यं पुरुषं त्यजंति गणिका, भ्रष्टश्रियं मंत्रिणः ॥**
**सर्वः कार्यवशाज्जनोऽभिरमते, कस्यास्ति को वल्लभः ॥**

અર્થ—ફળથી રહિત થએલા વૃક્ષને પક્ષીઓ તજી દે છે, જળથી રહિત થએલા સરોવરને સારસો તજી દે છે. કરમાઇ ગએલાં પુષ્પોને ભ્રમરો તજે છે, બળી ગએલા વનને મૃગો તજે છે. દ્રવ્યરહિત પુરૂષને ગણિકા તજે છે, લક્ષ્મીથી ભ્રષ્ટ થએલાને મંત્રિઓ તજે છે. ત્યારે એમ ખાત્રી થાય છે કે-કાર્યને અંગે કરીને એક બીજાને હર્ષ અને શોક થાય છે-બાકી કોણ કોને વ્હાલું છે? કાર્ય વિના કોઇ કોઇને વ્હાલું નથી.

**વિષય**—આ અધ્યાયમાં કંસની સ્થિતિ ઉપર પ્રમાણે છે. આઠમો ગર્ભ કન્યા, અને તે પણ વળી યોગમાયા. યોગમાયાનો ઉપદેશ સાંભળી કંસ બદલાયો-દેવકીનો સાચો ભાઈ બની ગયો. તત્ત્વવિદ્ પુરૂષ બનીને ઉપદેશ કરવા લાગ્યો. ઘેર આવી મંત્રિઓની સલાહ લેતાં, કંસ પાછો બદલાયો-કટ્ટો દુશ્મન થયો. [ ચોથા અધ્યાયમાં કંસની વાતો થશે. પાંચમા અધ્યાયમાં આપણે ગોકુલ જઈશું. જન્મોત્સવ ઉજવીશું. ]

હવે ભાવથી સાંભળો—વસુદેવજીએ શ્રીકૃષ્ણને ગોકુળમાં મૂકીને, મથુરાના કારાગ્રહમાં પાછા આવીને, યોગમાયાને દેવકીજીની શય્યામાં સુવાડયાં. પછી-પોતે પૂર્વે હતા, તે પ્રમાણે બંદીવાન થઇને બેઠા. યોગમાયાએ અંદર બહારનાં દ્વારો પૂર્વે હતાં તે પ્રમાણે, સાંકળ ભોગળથી ભીડી દીધાં; અને સર્વત્ર જગ્યાએથી યોગનિદ્રા ખેંચી લીધી. પછી પોતે ' ઉંવા-ઉંવાં '-નો અવાજ કરી, કારાગૃહના રક્ષકોને જગાડયા, તે વાત હવે થાય છે—

**श्रीशुक उवाच—**

**बहिरंतः पुरद्वारः, सर्वाः पूर्ववदावृताः ॥**
**ततो बालध्वनिं श्रुत्वा, गृहपालाः समुत्थिताः ॥१॥**
**ते तु तूर्णमुपव्रज्य, देवक्या गर्भजन्म तत् ॥**
**आचख्युर्भोजराजाय, यदुद्विग्नः प्रतीक्षते ॥२॥**

---

૧-૨ પદચ્છેદ—**बहिःअंतः**-બહારના અને અંદરના **सर्वाः पुरद्वारः**-સર્વે દ્વારો. **पूर्ववत्**-પહેલાંની માફક **आवृताः**-ભીડાઈ ગયાં. **ततः**-પછી **बालध्वनिं श्रुत्वा**-બાળકનો અવાજ સાંભળીને **गृहपालाः समुत्थिताः**-ગૃહરક્ષકો ઉઠયા-જાગ્યા. **तु**-અને **ते**-તેઓએ. **तूर्णं उपव्रज्य**-એકદમ જઇને **देवक्याः तत् गर्भजन्म**-દેવકીને પ્રસવ થયાની વાત. **भोजराजाय**-કંસને **आचख्युः**-કહી. [ **ख्या** ધાતુ ] **उद्विग्नः इति कंसः यत् प्रतीक्षते**-ઉદ્વેગ પામેલો કંસ જે જન્મની રાહ જોતો હતો.

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે હે રાજા! બહારનાં અને અંદરનાં સર્વે કમાડો પૂર્વે હતાં, તે પ્રમાણે બંધ થઈ ગયાં. (પછી બાળકે ઉંવાં-ઉંવા કર્યું.) પછી બાળકનો અવાજ સાંભળીને, કારાગૃહના રક્ષકો જાગ્યા-ઉભા થયા. દેવકીને પ્રસવ થયાના સમાચાર તેઓએ ત્વરાથી કંસને આપ્યા. ઉદ્વેગ પામેલો કંસ આ સમાચારની રાહ જોતો હતો. (૧-૨)

૧-૨ વિવેચન—

**बहिरंतः पुरद्वारः**-અંદરના એટલે કારાગૃહનાં દ્વાર, અને કારાગૃહની બહારના એટલે શહેરના દરવાજાનાં દ્વાર. તે સિવાય જે કોઈ દ્વાર પ્રથમ ઉઘડયાં હતાં, તે તમામ સૂચવવા માટે, **सर्वाः** શબ્દ શ્લોકમાં મૂકયો જણાય છે.

**बालध्वनिं**-'ઉંવાં-ઉંવાં-' જન્મ સાથે જે અવાજ થાય છે તે. હું જે પ્રભુ સાનિધ્ય હતો, જ્યાં મને પ્રભુનાં દર્શન થતાં હતાં, તે હું અહીં કયાંથી! એવો 'ઉંવાં-ઉંવાં'નો ભાવ છે.

**समुत्थिताः**-બરાબર જાગી ગયા. તદ્દન જાગી ગયા.

**तु**-અને અગર (જાગ્યા) પછી.

**गर्भजन्म**-પુત્ર કે પુત્રી? તેની ખબર દ્વારપાળોને નહોતી, તેથી દ્વારપાળો ચોક્કસ સમાચાર આપી શક્યા નહિં. **तत्**-એટલે-જે માટે કંસને આતુરતા હતી તે આઠમો ગર્ભ.

**उद्विग्नः**-'આઠમો ગર્ભ તને મારશે' એવી આકાશવાણી સાંભળી, ત્યારથી કંસ ઉદ્વેગ પામી રહ્યો હતો. **यत् प्रतीक्षते**-માટે તે ગર્ભની કંસ રાહ જોઇ રહ્યો હતો. ઉંઘવું એ મનનો ધર્મ છે, જેનું મન ઉદ્વેગ પામેલું હોય છે, તેને બરાબર ઉંઘ આવતી નથી. કંસની આવી સ્થિતિ હતી.

ગર્ભજન્મના સમાચાર સાંભળીને, કંસની કેવી સ્થિતિ થઇ, તે વાત હવે કહે છે—

**स तल्पात्तूर्णमुत्थाय, कालोऽयमिति विह्वलः ॥**
**सूतीकाग्रहमगात्तूर्णं, प्रस्खलन्मुक्तमूर्द्धजः ॥ ३ ॥**

અર્થ—'આતો મારો કાળ અવતર્યો' એમ બોલતો બોલતો, પલંગમાંથી એકદમ ઉઠીને, (ઉતાવળે ચાલવાને લીધે) ઠેસો ખાતો ખાતો, અને સમાચાર સાંભળવાથી વિહ્વળ બનેલો, તથા જેના માથાના વાળ છૂટા થઇ ગયા હતા, તે કંસ, સુવાવડવાળા ઘરમાં ત્વરાથી આવ્યો. (૩)

૩ વિવેચન—

**अयं कालः**-આનો (મારો) કાળ (જન્મ્યો), એટલે મારા કાળના જન્મના સમાચાર મને મળ્યા. **इति**-એટલે તે સમાચાર સાંભળીને 'આ મારો, કાળ જન્મ્યો છે,' એમ બોલતો બોલતો-**विह्वलः**-કંસ ગભરાઇ ગયો.

---

૩ પદચ્છેદ—**अयं कालः इति**-આતો કાળ અવતર્યો એમ બોલતો **विह्वलः**-વિહ્વળ બનેલો **तल्पात् तूर्णं उत्थाय**-પથારીમાંથી એકદમ ઉઠીને **प्रस्खलन्**-ઠેસો ખાતો (એવો ઉતાવળો) **मुक्ताः मूर्द्धजाः यस्य सः मुक्तमूर्द्धजः**-જેના વાળ છૂટી ગયા હતા તે. **सूतीगृहं तूर्णं अगात्**-સુવાવડના ગૃહમાં તુરત આવ્યો.

**પ્રસ્ખલન્**-(ઠેસો ખાતો) અને **મૂકમૂર્દ્ધજઃ**-(છૂટા કેશવાળો-જેના વાળ વિખરાઇ ગયા છે તે) આ બે વિશેષણો વિહ્‌વળતાનું સ્વરૂપ સૂચવે છે.

અધ્યાત્મદૃષ્ટિ—અધ્યાત્મદૃષ્ટિથી ટીકા કરનારા વિદ્વાનોએ, આ વિષયને મીણના પુતળાની માફક-મરજીમાં આવે તેવા-નાના મોટા-રહસ્યવાળો બનાવ્યો છે; પણ તેમ કરવા જતાં, મૂળ વાત ગૂમ થઇ જાય છે-મૂળ પાત્રો ફીક્કાં પડી જાય છે-તે વાત તરફ ઘણાજ થોડા વિદ્વાનોએ ધ્યાન આપ્યું જણાય છે. મૂળ પાત્રો એક બીજાના સંવાદમાં, જે અધ્યાત્મજ્ઞાનની આપ લે કરે છે, તે અધ્યાત્મજ્ઞાન યથાર્થ રીતે જીવનમાં નીતારી લેવામાં આવે, જીવન તત્ત્વમાં ભેળવી દેવામાં આવે-તો કાંઇ ઓછું નથી. મૂળ પાત્રો ફોડી નાંખશો, તો દહિં, માખણ, છાશ વિગેરે તમામ ઢોળાઇ જશે. દીવાસળીને સવળી ઘસનાર, ત્વરાથી પ્રકાશનાં દર્શન કરે છે. અવળી ઘસનાર રાત-દિવસ મહેનત કરે, તોપણ પ્રકાશથી વિમુખ રહે છે.

કંસને આવેલો દેખીને, દેવકીજીએ બાળકને બચાવવા કંસને સમજાવ્યો. તે વાત ૪ થી ૬ શ્લોકમાં છે.

**तमाह भ्रातरं देवी, कृपणा करुणं सती ॥**
**स्नुषेयं तव कल्याण, स्त्रियं मा हंतुमर्हसि ॥ ४ ॥**
**बहवो हिंसिता भ्रातः, शिशवः पावकोपमाः ॥**
**त्वया दैवनिसृष्टेन, पुत्रिकैका प्रदीयताम् ॥ ५ ॥**
**नन्वहं ते ह्यवरजा, दीना हतसुता प्रभो ॥**
**दातुमर्हसि मंदाया, अंगेमां चरमां प्रजाम् ॥ ६ ॥**

અર્થ—[ કંસ આવ્યો ત્યારે ] દીન એવી દેવકીજીએ, ભાઇને દયા ઉપજે એવી રીતે નમ્રતાથી કહ્યું-‘ હે ભલા ભાઈ ! આ તારી ભાણેજી છે. વળી સ્ત્રી જાતિ છે. તેને તારે મારવી ન જોઇએ. [૪] તું કે જે દૈવથી પ્રેરાએલો છો, તેનાથી અગ્નિ જેવા રૂપાળા (મારા) ઘણા બાળકો મરાયા છે. (હવે) આ એક કન્યા તારે મને દેવી જોઇએ. હે સમર્થ ! હે વીર ! હું તારી નાની બ્હેન છઉં,

---

૪ પદચ્છેદ—**सती कृपणा देवी**-સતી-દીન એવી દેવકીએ **तं भ्रातरं**-તે ભાઇને **करुणं आह**-દયામણી રીતે કહ્યું. **हे कल्याण !**-હે ભલા ભાઈ ! **अयं तव स्नुषा**-આ તારી ભાણેજી છે. **स्त्रियं**-વળી સ્ત્રી જાતિ છે. **हन्तुं मा अर्हसि-न अर्हसि**-તેને તારે ન મારવી જોઇએ.

૫-૬ પદચ્છેદ—**भो भ्रातः**-હે ભાઈ ! **दैवेन निसृष्टः तेन इति त्वया**-તું કે જે દૈવથી પ્રેરાએલો છે તેનાથી. **पावकोपमाः**-અગ્નિ જેવા રૂપાળા **बहवः शिशवः हिंसिताः**-ઘણા બાળકો મરાયા. **एका पुत्रिका प्रदीयताम्**-આ એક કન્યા મને દેવી જોઇએ. **हे प्रभो !**-હે સમર્થ !-હે વીર ! **अहं ते अवरजा** (નાની) **दीना हतसुता** ( જેના પુત્રો હણાઇ ગયા છે એવી )-હું કે જે તારી નાની બ્હેન છઉં, દીન છઉં અને મારા પુત્રો હણાઇ ગયા છે તે છઉં. **मंदायाः इति मे इमां चरमां प्रजां**-હું ગરીબ છઉં, આ મારી છેલ્લી પ્રજાને. **हे अंग**-હે ભાઇ ! **दातुं अर्हसि**-તારે મને આપવી જોઇએ.

અને મારા પુત્રો હણાઇ જવાથી દીન બની ગઈ છઉં. હે ભાઇ! આ મારી છેલ્લી પ્રજા તારે મને આપવી જોઇએ–એટલે તારે તેને મારવી ન જોઇએ.' [૫–૬]

૪ વિવેચન—

**सती**–પોતાના પુત્રને ગોકુળમાં પહોંચાડીને, પારકી કન્યાને મોતના મુખમાં મુકી, તો પણ તે સતી છે? એવી શંકા અનાયાસે થાય. આગળ ત્રીજા અધ્યાયના ૪૬ મા શ્લોકમાં પ્રભુએ કહ્યું હતું કે–' જો તમને કંસનો ભય હોય, તો મને તમે ગોકુળમાં લઇ જાઓ, અને મારે બદલે યશોદાની પુત્રી, કે જે મારી માયા છે, તેને ત્વરાથી લઈ આવો.' તે વાત આપને યાદ હશે. તેથી સમાધાન થશે કે–આ કન્યા તે કોઇ સામાન્ય કન્યા નથી, પણ યોગમાયા છે. પ્રભુની આજ્ઞાથીજ તે કન્યા મૃત્યુના મુખમાં મુકવામાં આવી હતી. ત્યારે દેવકીજી **कृपणा** (દીન) કેમ બન્યાં? અને **करुणं आह**–નમ્રતાપૂર્વક કેમ બોલ્યાં? તે સ્ત્રીના સ્વભાવની કોમળતા સૂચવે છે. ' આ માણસ આપશે કે નહિં,' તેનો વિચાર કર્યા વિના, જે માગે, તે પણ કૃપણ કહેવાય છે. પોતાના પુત્રને બચાવીને, યશોદાની પુત્રીને બચાવવી, એવો પણ તેમાં ભાવ છે.

**स्नुषा**-એટલે પુત્રવધુ. ફોને ખોળે ભત્રીજી પુત્રવધુ થઇને આવે. [ દૃષ્ટાંત–કુંતાજીને ખોળે સુભદ્રા પુત્રવધુ થઇ ]; પણ મામાને ખોળે ભાણેજી પુત્રવધુ થાય? એવી શંકા ઘણાને થાય એવી છે. તે શંકામાંથી બચવા માટે, કેટલાએક ટીકાકારો **स्नुषा** નો અર્થ ' ભાણેજી ' પણ કરે છે. શ્રીકૃષ્ણ વસુદેવની બેનની પુત્રી **मित्रविंदा** સાથે પરણ્યા હતા. તે દૃષ્ટાંત–મામાને ખોળે, ભાણેજી પુત્રવધુ થઇને આવ્યાનું છે. ' સ્નુષા ' કહીને કંસને લલચાવ્યો હોય, કે ' આ કન્યા તારા પુત્ર વેરે હું આપીશ '–એમ પણ બને. **कल्याण** શબ્દ એમ સૂચવે છે કે– ' આ કન્યા તારી પુત્રવધુ થશે, તો તેથી તારો વંશ વધશે. '

**स्त्रियं**-તે દયાની લાગણી સૂચવે છે.

૫ વિવેચન—

આ શ્લોક પણ દેવકીજીની દીનતા સૂચવે છે. ' તારે મારો એકજ ૮ મો પુત્ર મારવો જોઇએ, તેને બદલે તેં મારા ઘણા પુત્રો માર્યા છે. તે પુત્ર પણ કેવા? અગ્નિસમાન પ્રકાશવાળા. ભલે ગમે એમ થયું. જેવી દૈવની મરજી. પણ હવે આ પુત્રીને જીવતી રાખીને મને આપ,' એ આ શ્લોકનો ભાવ છે–એવાં દેવકીજીનાં વચનો છે.

૬ વિવેચન—

**अवरजा, दीना, हतसुता** અને **मंदा** તે દેવકીજીનાં વિશેષણો છે. તે દીનતાસૂચક છે. દયાની માગણી કરનારા છે. **ननु**–આ વાતને સુદૃઢ કરે છે.

**प्रभो** અને **अङ्ग**–એ કંસના સંબોધન વિશેષણો છે. તે કંસને પ્રસન્ન કરવામાટે બોલાયાંછે.

**इमां चरमां प्रजां**–આ મારી છેલ્લી પ્રજાને. ' દુઃખથી કૃશ થઈ ગએલી એવી જે હું, તેને હવે પ્રજોત્પત્તિ થવા સંભવ નથી. તેથી 'આ મારી છેલ્લી પ્રજા–સંતતિ છે' એમ દેવકીજી કહે છે. વાસ્તવિક રીતે યોગમાયા યશોદાની પુત્રી છે, અને શ્રીકૃષ્ણ દેવકીજીના છે. શ્રીકૃષ્ણ પણ છેલ્લી પ્રજા નથી. કારણ કે—

**अष्टमस्तु तयोरासीत्-स्वयमेव हरिः किल ।**
**सुभद्रा च महाभागा, तव राजन पितामही ॥५५॥** [ભાગ. નવમ સ્કંધ–૨૪]

પરીક્ષિતની ભાગ્યશાળી દાદી **સુભદ્રાજી** દેવકીજીની છેલ્લી પ્રજા છે.

દેવકીજીની પ્રાર્થના સાંભળીને કંસ શું કરે છે, તે વાત સાંભળો—

**श्रीशुक उवाच—**

**उपगुह्यात्मजामेवं, रुदंत्या दीनदीनवत् ॥**
**याचितस्तां विनिर्भर्त्स्य, हस्तादाचिच्छिदे खलः ॥७॥**
**तां गृहीत्वा चरणयोर्-जातमात्रां स्वसुः सुतां ॥**
**अपोथयच्छिलापृष्ठे. स्वार्थोन्मूलितसौहृदः ॥८॥**

અર્થ—એ પ્રમાણે દેવકીજીએ તે ખળ પુરૂષની પ્રાર્થના કરીને, પુત્રીને છાતી સરખી ચાંપીને, ઘણાજ દીનની માફક રડવા માંડયું; તોપણ કંસે તેણીને તરછોડીને, તેણીના હાથમાંથી કન્યાને ખેંચી લીધી. [૭] સ્વાર્થ માટે સ્નેહને તોડી નાંખનારા કંસે, બેનની હમણાંજ જન્મેલી પુત્રીને, ચરણથી પકડીને, શીલા ઉપર પછાડી. [૮]

૭-૮ વિવેચન—

**उपगुह्य**-એટલે કન્યાને છાતી સરસી ચાંપીને અગર સંતાડીને. તે ક્રિયા કન્યા પ્રત્યેનું પોતાનું વ્હાલ, અને કંસ પ્રત્યેથી ભય સૂચવે છે.

**दीनदीनवत्**-ઘણીજ દીન-નિરાધાર-સ્ત્રીની માફક. **वत्** શબ્દ સૂચવે છે કે-પોતાની સંતતિ માટે રડે, તે પ્રમાણે-તેવી રીતે. તાત્પર્ય-આ કન્યા પોતાની નથી, તોપણ દેવકીજી તેને માટે અત્યંત ખેદ કરે છે.

**याचितः (अपि) खलः**—યાચના કરી, તોપણ તે ખળ હતો, તેથી દેવકીજીને તરછોડીને, તેણીના હાથમાંની કન્યાને ઝુંટવી લીધી. તાત્પર્ય—આટલી બધી પ્રાર્થના કંસને અસર કરી શકી નથી: આ શ્લોકમાં **स्वार्थोन्मूलितसौहृदः** એ શબ્દ કંસના વિશેષણ તરીખે વાપરીને, કંસની ખળતાનું સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે.

**जातमात्रां** વિગેરે-જેનો નાળ પણ હજી વધેર્યો નહોતો એવી કન્યાને, ચરણથી પકડવી અને શીલા ઉપર પછાડવી, એ કંસની ખળતાનું સ્વરૂપ સ્પષ્ટ કરે છે. કંસ દેવકીજીનો કેવા પ્રકારનો ભાઈ હતો, તેનું ભાન કરાવે છે. **स्वार्थोन्मूलितसौहृदः** શબ્દ મૂકીને સૂચવે છે કે-જ્યાં સ્વાર્થનું બળ ઘણું હોય, ત્યાં સૌહૃદ-સંબંધ-સગપણ નકામું નીવડે છે. નદીને કાંઠે ઉગેલો છોડ, જેમ નદીના પુરમાં તણાઇ જાય છે; તેમ કુટુંબરૂપી નદીને કાંઠે ઉગેલો સંબંધ રૂપી છોડ, સ્વાર્થરૂપી જળના પૂરમાં તણાઇ જાય છે.

---

૭ પદચ્છેદ—**एवं आत्मजां उपगुह्य**-એ પ્રમાણે પુત્રીને છાતી સરસી ચાંપીને. **दीनदीनवत् रुदंत्या**-ઘણાજ દીનની માફક રૂદન કરતી દેવકીથી. **याचितः खलः**-યાચના કરાએલા ખલ કંસે **तां विनिर्भर्त्स्य**-તેણીને તરછોડીને **हस्तात् तां आचिच्छिदे**-દેવકીના હાથમાંથી તે કન્યાને ખેંચી લીધી.

૮ પદચ્છેદ—**स्वार्थेन उन्मूलितं सौहृदं येन सः**-સ્વાર્થ માટે સ્નેહને તોડી નાંખનારા કંસે **तां जातमात्रां**-હમણાંજ જન્મેલી **स्वसुः सुतां**-બેનની પુત્રીને **चरणयोः गृहीत्वा**-પગથી પકડીને. **शिलापृष्ठे**-શીલા ઉપર **अपोथयत्**-પછાડી. [**पोथ्** ધાતુ દસમો ગણ.]

કંસે યોગમાયાને પકડીને પછાડી, ત્યારે યોગમાયાએ શું કર્યું? તે વાત હવે સાંભળો—

**सा तद्धस्तात्समुत्पत्त्य, सद्यो देव्यंबरं गता ॥**
**अदृश्यतानुजा विष्णोः, सायुधाष्टमहाभुजा ॥ ९ ॥**
**दिव्यस्रगंबरालेप–रत्नाभरणभूषिता ॥**
**धनुःशूलेषुचर्मासि–शंखचक्रगदाधरा ॥ १० ॥**

અર્થ—તે કન્યા કે જે વિષ્ણુની નાની બ્હેન થાય, તેણી કંસના હાથમાંથી છટકીને, એકદમ આકાશમાં ગઇ. [આકાશમાં ગયા પછી બાળકરૂપ અદૃશ્ય થયું, અને દેવીનું સ્વરૂપ દૃશ્ય થયું.] તે દેવીને આઠ ભુજા હતી. આઠે ભુજામાં ધનુષ્ય, ત્રિશૂળ, બાણ, ઢાલ, તલવાર, શંખ, ચક્ર, અને ગદા નામના આયુધો હતાં. દિવ્યમાળા, વસ્ત્ર, લેપ, અને રત્નોના અલંકારોથી, તે દેવી શોભતી હતી.

૯ વિવેચન—

ઉડીને આકાશમાં જવું તે દૈવીગુણ છે. વળી એક ઘડીવારમાં બાળક મટીને દિવ્ય રૂપ ધારણ કરવું તે પણ દૈવી ગુણ છે. તેથી યોગમાયાને વિષ્ણુની '**अनुजा**–નાની બ્હેન' કહી છે. એટલે–તે પણ વિષ્ણુના જેવી ઐશ્વર્યસંપન્ન છે. 'શ્રીકૃષ્ણને લઇને વસુદેવજી કારાગૃહમાંથી નીકળ્યા, તે વખતે યશોદાજીને પુત્રી પ્રાપ્ત થઇ,' એમ આગળ કહ્યું છે. તેથી આ વિષયમાં યોગમાયા '**अनुजा–अनु पश्चाज्जाता इति अनुजा**–પાછળથી જન્મેલી' તે પણ બરાબર છે.

ભગવાનને **ચાર હાથ** અને યોગમાયાને **આઠ હાથ**? તેમ કહેવામાં બે ભાવ જણાય છે—(૧) પ્રથમ તો યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ રૂપી આઠ અંગ યોગનાં છે. આ યોગમાયા છે. તેથી તે આઠે અંગ યોગમાયાના હાથરૂપે દેખાયા. બીજો ભાવ એ છે કે–આજ્ઞાંકીત સેવક શેઠને રાજી રાખવા માટે, સોંપાએલાં કામ, ત્વરાથી નીપટે છે. તે આઠ હાથ જેટલું કામ કરે છે. આપણા ઘરમાં જે સ્ત્રી છે, તેને પણ આઠ દશ હાથ છે. આ વાતનો અનુભવ સ્ત્રીની ગેરહાજરીમાં થાય છે. નાનાં બાળક મુકીને મા મરી જાય છે, ત્યાં અનુભવ અનાયાસે થાય છે. એવા ઘરમાં એક ભાડુતી સ્ત્રી રસોઇનું કામકાજ કરી શકે છે. બીજી ભાડુતી સ્ત્રી દાણોદુણી સાફ કરે છે, ત્રીજી સ્ત્રી બાળકોને સાચવે છે. ચોથી સ્ત્રી કપડાં ધોઇ સાફસુફ રાખે છે. વિગેરે. એટલે એક આજ્ઞાંકીત સ્ત્રીનું કામ, ચાર પાંચ નોકર સ્ત્રીઓને વહેંચી દઇએ, તોપણ તે કામ મનમાન્યું–પોતાનું સમજીને–થતું નથી.

---

૯–૧૦—પદચ્છેદ—**विष्णोः अनुजा**–વિષ્ણુની નાની બ્હેન **सा**–તે કન્યા **तस्य हस्तात् तद्धस्तात्**–કંસના હાથમાંથી. **समुत्पत्त्य**–છટકીને **सद्यः देवी अंबरं गता**–તુરત આકાશમાં ગઇ. **धनुश्च शूलश्च इषुश्च चर्म च असिश्च शंखश्च चक्रश्च गदा च ताः धरति इति धनुःशूलेषुचर्मासिशंखचक्रगदाधरा इति सायुधा इति अष्टमहाभुजा**–જેણે આઠ ભુજાઓમાં ધનુષ, ત્રિશૂળ, બાણ, ઢાલ, તરવાર. શંખ, ચક્ર અને ગદા એવાં આઠ આયુધ ધારણ કર્યાં હતાં તે. **दिव्यानि स्रक् च अंबराणि च आलेपश्च** (ચંદન) **रत्नाभरणानि च तैः भूषिता सा**–તે દેવી દિવ્યમાળા, વસ્ત્ર, લેપ, રત્નોના અલંકારોથી શોભી રહી હતી.

જે દુર્ભાગી ઘરમાં, સ્ત્રી પોતાનો ધર્મ સમજતી નથી. વડીલોને રાજી રાખવા જેટલું તેણીને જ્ઞાન નથી; તે ઘરમાં સ્ત્રીને માંડમાંડ બે હાથ હોય છે. જે કામકાજ કરે છે, તે રોતી રોતી કરે છે. ધણી રસોઇ કરી નાંખે, તો બાઇ બેઠી બેઠી જમે છે. આપણા નાનકડા ઘરના બંદોબસ્ત માટે ગૃહદેવી-ગૃહલક્ષ્મી આઠભુજાવાળી બને છે, ત્યારે સંસારગૃહમાં પ્રભુને રાજી રાખવા માટે, યોગમાયા અનેક ભુજાવાળી બને, તેથી આશ્ચર્ય પામવું નહીં.

આ દેવીનો ઠાઠ કાંઇ ઓર છે. આ દેવી તો રણસંગ્રામમાં ઉતરે એવી છે. વિગેરે વાત કરે છે તે સાંભળો.

૧૦ વિવેચન—

શણગાર—આ દેવીએ દિવ્ય શણગાર ધારણ કર્યા હતા; અને આઠે હાથમાં આઠ જુદા જુદા આયુધ ધારણ કર્યા હતાં.

યોગમાયાના બે સ્વરૂપ છે. **વિદ્યા** અને **અવિદ્યા**. વિદ્યા સત્પુરૂષોને ધર્મમાં પ્રેરીને, તેમની રક્ષા કરે છે. અવિદ્યા અસુરોને પાપમાં પ્રેરીને તેમનો નાશ કરે છે. શક્રાદય કહે છે કે—

**या श्रीः स्वयं सुकृतिनां भवनेष्वलक्ष्मीः,**
**पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः** વિગેરે.

શ્રી શુકદેવજી હજી દેવીના ઐશ્વર્યની વાત કરે છે—

**सिद्धचारणगंधर्वै-रप्सरःकिन्नरोरगैः ॥**
**उपाहृतोरुबलिभिः, स्तूयमानेदमब्रवीत् ॥११॥**
**किं मया हतया मंद, जातः खलु तवांतकृत् ॥**
**यत्र क्व वा पूर्वशत्रुर्-मा हिंसीः कृपणान्वृथा ॥१२॥**

અર્થ—સિદ્ધ, ચારણ, ગંધર્વો, અપ્સરાઓ, કિન્નરો અને સર્પો, જેઓ દેવીને બળીદાન ધરીને, સ્તુતિ કરી રહ્યાં હતાં, તે દેવી નીચે પ્રમાણે બોલી. [૧૧] 'હે મંદબુદ્ધિવાળા કંસ? મને મારવાથી તને શું લાભ થવાનો છે? [કાંઈ પણ લાભ થવાનો નથી.] તને મારનાર તારો પૂર્વ શત્રુ, ગમે તે સ્થાનમાં, અવતરી ચૂક્યો છે; માટે ગરીબોને નકામાં મારીશ નહિં.' [૧૨]

---

૧૧ પદચ્છેદ—**सिद्धचारणगंधर्वैः**-સિદ્ધ, ચારણ અને ગંધર્વો. **अप्सरसश्च किन्नराश्च उरगाश्च तैः**-અપ્સરા, કિન્નર અને સર્પો. **उपाहृताः** (અપાતા) **उरुबलयः यैः ते तैः**-જેઓએ ઘણા ઘણા બળીદાન ધર્યાં હતા તેઓથી. **स्तूयमाना**-સ્તુતિ કરાતી દેવી. **इदं अब्रवीत्**-આ પ્રમાણે બોલી.

૧૨ પદચ્છેદ—**हे मंद !**-હે મંદબુદ્ધિવાળા કંસ ! **किं मया हतया**-મને મારવાથી તને શું લાભ છે? **तव अन्तं करोति इति तव अंतकृत्**-તને મારનાર. **पूर्वशत्रुः**-તારો પૂર્વનો શત્રુ. **यत्र क्व वा खलु जातः**-ગમે તે સ્થાનમાં ઉત્પન્ન થઈ ચૂક્યો છે. **कृपणान् वृथा मा हिंसीः**-માટે ગરીબોને નકામા મારીશ નહીં.

૧૧ વિવેચન—

સિદ્ધ ચારણુ વિગેરે દેવીને બળીદાન આપીને, દેવીની સ્તુતિ કરે છે. દૈવીસંપત્તિનો આવો ઠાઠ કંસને દેખાડીને, દેવી કંસને ઉપદેશ કરવા લાગી.

૧૨ વિવેચન—

**मंद** ! હે મંદબુદ્ધિવાળા ! મરણુ કોને છોડે છે ? તું મરણુથી ડરે છે, માટે તું મંદબુદ્ધિવાળો છો.

**किं मया हतया ?**—તને મારનાર–તારો પૂર્વશત્રુ–ગમે ત્યાં અવતરી ચૂકયો છે ? એમ કહીને સૂચવે છે કે–મને મારવાથી તને કાંઇ લાભ નથી–એટલે–મને મારવાથી તું બચવાનો નથી.

**कृपणान् वृथा मा हिंसीः**—એટલે–' મારા જેવા કોમળ બાળકોને નકામા મારીશ નહિં.' ' તારો પૂર્વશત્રુ ગમે ત્યાં અવતર્યો છે. ' એ સમાચાર મેં તને આપ્યા, તેથી હવે તેની શોધમાં, ગમે તે કોમળ બાળકને, વિષ્ણુ સમજીને મારવાનું, તને તારા મંત્રિઓ કહેશે. [ જુઓ આગળ ૩૧ મો શ્લોક. ] પણુ તારે તેમ કરવું નહિં. તારે બરાબર તપાસ કરીને, તે વિષ્ણુ હોય, તોજ તેને મારવા; પણુ બીજા બાળકોને મારીને પાપ વ્હોરવું નહીં.

**कृपणान्**—એટલે કોમળ. **वृथा**–એટલે નકામા. જેમાંથી કાંઈ લાભ ન થાય તેવું.

**मा हिंसीः**--[ ભૂતકાળમાં માર્યા, તેની વાત નથી પણુ ] ભવિષ્ય કાળસૂચક છે.

કોઇ કોઈ ટીકાકાર **कृपणान्**ને બદલે **कृपणां** શબ્દ લઇને, તે વિશેષણુ દેવકીજીને લાગુ પાડે છે. તે બરાબર નથી. કારણુકે–યોગમાયાએ પ્રભુના જન્મ સંબંધી સમાચાર આપ્યા; તેથી હવે–કંસને બાળકો સાથે વૈર છે, દેવકીજી સાથે વૈર નથી.

ભગવતી માયાનો સંસારમાં સ્વિકાર થયો, તે વાત હવે કહે છે—

**इति प्रभाष्य तं देवी, माया भगवती भुवि ॥**
**बहुनामनिकेतेषु, बहुनामा बभूव ह ॥ १३ ॥**

અર્થ—એ પ્રમાણે કંસને કહીને, તે ભગવતી માયાદેવી, કાશીઆદિ અનેક સ્થળોમાં, અને દુર્ગા આદિ અનેક નામો ધારણુ કરીને, આ સંસારમાં રહી. [૧૩]

૧૩ વિવેચન—

**प्रभाष्य**-જે કહ્યું તે સ્પષ્ટ રીતે કહ્યું.

**बहुनामनिकेतेषु**-વિગેરે–દેવીનો મહિમા જગત્‌માં કેવી રીતે વધ્યો તે વાત હવે કહે છે. આ વાત આગળ બીજા અધ્યાયમાં પ્રભુએ પોતે **अर्चिष्यन्ति मनुष्यास्त्वां** વિગેરે શબ્દોમાં વિસ્તારથી કહી છે. તે સ્થળે દેવી સંબંધી ખુલાસાવાર વિવેચન પણુ છે. જેમને અનુકુળતા હોય, તેમણે દેવીભાગવત વાંચવા જેવું છે. તેમાં સ્ત્રીરૂપે બ્રહ્મનીજ ઉપાસના છે.

---

૧૩ પદચ્છેદ—**इति तं प्रभाष्य**–આ પ્રમાણે તેને કહીને. **माया भगवती देवी**–ભગવતી માયાદેવી. **भुवि**-પૃથ્વીમાં **बहुनामानि च तानि निकेतानि च**-ઘણા નામવાળા સ્થાનોમાં **बहुनामा बभूव ह**-ઘણે નામે રહી.

દેવીનાં વચનોએ કંસને શી અસર કરી, તે ભાવથી સાંભળો—

**तयाऽभिहितमाकर्ण्य, कंसः परमविस्मितः ॥**
**देवकीं वसुदेवं च, विमुच्य प्रश्रितोऽब्रवीत् ॥ १४ ॥**

**अहो भगिन्यहो भाम, मया वां बत पाप्मना ॥**
**पुरुषाद इवापत्यं, बहवो हिंसताः सुताः ॥ १५ ॥**

[૧૫ થી ૨૨ મા શ્લોક સુધી કંસનો પશ્ચાતાપ તથા જ્ઞાનચર્ચા છે.]

અર્થ—દેવીનું કહેવું સાંભળીને, અતી વિસ્મય પામેલા કંસે, દેવકી અને વસુદેવને બંધનમાંથી મુક્ત કરીને, નમ્રતાપૂર્વક નીચે પ્રમાણે કહ્યું-' હે બ્હેન! અને હે બનેવી ? રાક્ષસ જેમ પોતાના બાળકને ખાઈ જાય, તે પ્રમાણે-હું કે જે પાપી છઉં, તેનાથી તમારા ઘણા પુત્રો મરાયા છે. એટલે મેં પાપીએ, તમારા ઘણા પુત્રો માર્યા છે. [૧૪-૧૫]

૧૪-૧૫ વિવેચન—

' વિષ્ણુ અન્ય સ્થળે જન્મી ચૂક્યા છે ' એમ સાંભળ્યા પછી, વસુદેવ દેવકીને નકામાં દુઃખી કર્યાં, એવી કંસને ખાત્રી થઇ; તેથી તેને પશ્ચાતાપ થયો. પશ્ચાતાપ પામીને વસુદેવ દેવકીને બંધનમાંથી મુક્ત કર્યાં.

**परमविस्मितः**-આકાશવાણી પણ ખોટી. એ વાત જાણીને વિસ્મય થયો.

**प्रश्रितः**-નમ્રતાપૂર્વક. વસુદેવ દેવકીજીને વિનાકારણ બંધનમાં નાંખ્યાં, એમ જાણીને કંસ શરમાઇ ગયો. **पाप्मना** (પાપી) **पुरुषाद** (રાક્ષસ) એવાં વિશેષણો પોતાને લગાડીને, પોતાના પશ્ચાતાપની સ્પષ્ટતા કરે છે. અગર પોતાનો અપરાધ કબુલ કરે છે.

હજી કંસના પશ્ચાતાપની કથા ચાલુ છે. તેમાં આકાશવાણીને દોષરૂપ ગણે છે.

**स त्वहं त्यक्तकारुण्यस्–त्यक्तज्ञातिसुहृत्खलः ॥**
**काँल्लोकान्वै गमिष्यामि, ब्रह्महेव मृतः श्वसन ॥ १६ ॥**

---

૧૪ પદચ્છેદ—**तया अभिहितं आकर्ण्य**-દેવીનું કહેવું સાંભળીને. **परमविस्मितः इति कंसः**-ઘણોજ આશ્ચર્ય પામેલો કંસ **देवकीं वसुदेवं च विमुच्य**-દેવકી અને વસુદેવને મુક્ત કરીને. **प्रश्रितः अब्रवीत्**-નમ્રતાપૂર્વક બોલ્યો.

૧૫ પદચ્છેદ—**अहो भगिनि, अहो भाम**-હે બેન! અને હે બનેવી! અહો **पुरुषादः अपत्यं इव**-રાક્ષસ પોતાના બાળકને ખાઇ જાય તે પ્રમાણે. **मया पाप्मना**-હું કે જે પાપી છઉં તેનાથી. **बहवः सुताः**-તમારા ઘણા પુત્રો **हिंसताः**-હણાયા.

૧૬ પદચ્છેદ—**स तु अहं**-હું કે જે. **त्यक्तकारुण्यः**-નિર્દય **त्यक्ताः ज्ञातिश्च सुहृदश्च येन सः त्यक्तज्ञातिसुहृद्**-જ્ઞાતિ અને સંબંધીઓનો ત્યાગ કરનાર **खलः**-ખળ. **ब्राह्मणं हतवान् इति ब्रह्महा**-બ્રહ્મહત્યારો. **श्वसन् मृतः इव**-જીવતે મુવા જેવો. **कान् लोकान् वै गमिष्यामि**-કયા લોકને પામીશ ?

હવે પોતાના દોષનું નિવારણ કરે છે—

**दैवमप्यनृतं वक्ति, न मर्त्या एव केवलम् ॥**
**यद्विश्रंभादहं पापः, स्वसुर्निहतवान् शिशून् ॥ १७ ॥**

અર્થ—કંસ આગળ કહે છે કે-'હું કે જે નિર્દય, તથા જ્ઞાતિ અને સંબંધિઓનો ત્યાગ કરનાર, ખળ પુરૂષ છઉં; બ્રહ્મહત્યારો અને જીવતે મુવા જેવો છઉં, તે (મુવા પછી) કયા લોકને પામીશ ! [૧૬] મનુષ્યોજ જુઠું બોલે છે એમ નહિં, પણ દેવોએ જુઠું બોલે છે. દેવોના વિશ્વાસથી મેં પાપીએ બ્હેનના બાળકોને મારી નાંખ્યા. [૧૭]

૧૬ વિવેચન—

**त्यक्तकारुण्यः**-આ કંસનું પોતાનું વિશેષણ છે. તુરતના જન્મેલા કોમળ બાળકોને મારવામાં પણ મને દયા ન આવી, તેમાંએ વળી બાણેજો. તેથી કંસ પોતાને નિર્દય ગણે છે.

**त्यक्तज्ञातिसुहृत्**-હાથમાં શસ્ત્ર લઇને સામે મારવા આવે, તેને મારે મારવો જોઇએ, એવો મારો જ્ઞાતીનો-ક્ષત્રિયનો-ધર્મ છે. તે ધર્મનો ત્યાગ કરીને, શસ્ત્રરહિત અને મને મારવાની પણ જેમને ઇચ્છા નહોતી, એવા નિર્દોષ કોમળ બાળકોને મેં માર્યા. મેં મારા ક્ષત્રિયપણાનો પણ વિચાર કર્યો નહિં.

**त्यक्तसुहृत्**—વળી આ મારી બેનના પુત્રો છે, એવો પણ વિચાર ન કર્યો. આવાં કૃત્યોથી સંબંધીઓમાં મારી નિંદા થશે, તેનો વિચાર પણ ન કર્યો.

સ્વાર્થ માટે આવા અપરાધ કરે, તે ખળ પુરૂષ ગણાય છે-' માટે હું ખળ છઉં. ' એમ પણ કંસે કહ્યું.

**ब्रह्महा**—બ્રાહ્મણની હત્યા કરનારો. તાત્પર્ય-મેં બ્રહ્મહત્યા કરી નથી, તોપણ બ્રહ્મહત્યારા જેટલું પાપ મારાથી થયું જણાય છે. તેથી મને બ્રહ્મહત્યારા જેટલી શિક્ષા થશે-એટલે-**ब्रह्महा पच्यते घोरे पुनरावृत्तिवर्जिते ॥** બ્રહ્મહત્યારો ઘોર નરકમાં પડે છે, અને તેમાંથી તે નીકળી શકતો નથી.

**श्वसन् अपि मृतः इव**—ઉપર પ્રમાણે મારી સ્થિતિ છે, તેથી ભલે હું શ્વાસ લઉં છઉં. એટલે ભલે મારામાં પ્રાણ છે; પણ હું જીવતે મુવો છઉં. મારૂં જીવતર વૃથા છે.

૧૭ વિવેચન—

**यत्र क्व वा तव अन्तकृत् पूर्वशत्रुः खलु जातः**—એવું આગળ ૧૨ મા શ્લોકમાં યોગમાયાએ કંસને કહ્યું. તે વાક્યમાં પ્રભુનો અવતાર થયો, તે **खलु**-ચોક્કસ થયો, એમ જણાવ્યું, પણ તે અવતાર ક્યાં થયો ? અહીં કે બીજે ક્યાંઇ ? તે વાત ચોક્કસ રીતે જણાવી નહીં. આ વાતમાંથી કંસ એમ સમજ્યો કે-" પ્રભુનો અવતાર દેવકીજીના કારાગ્રહમાં થવાનો હતો, તે થયો નહિં; અને બીજે ક્યાંઇ થયો. " ' ગમે ત્યાં ' શબ્દમાં ' અહીં ' નો પણ સમાસ થાય

---

૧૭ પદચ્છેદ—**न मर्त्या एव केवलम्**-મનુષ્યોજ જુઠું બોલે છે એમ નહિ. **दैवम् अपि अनृतं वक्ति**-દેવ પણ જુઠું બોલે છે. **यद्** એટલે **यस्य. यस्य विश्रंभात्**-જેના વિશ્વાસથી **अहं पापः**-મેં પાપીએ. **स्वसुः शिशून्**-બ્હેનના બાળકોને. **निहतवान्**-હણી નાંખ્યા.

છે, પણ તે વાત કંસના ધ્યાનમાં આવી નહીં; [ કંસ બડો ચકોર હતો, પણ મોતના ભયથી વિહ્વળ બન્યો હતો. ] તેથી કંસ [આ ૧૭ મા શ્લોકમાં] કહે છે કે-મનુષ્યો તો જુઠું બોલે, પણ આ તો દેવ જુઠું બોલ્યા, અને દેવવાણી ઉપર વિશ્વાસ રાખીને મેં તમારા બાળકોને માર્યા.

કંસે આ પ્રમાણે પોતાના અપરાધનો બોજો આકાશવાણી ઉપર મૂક્યો.

હવે કંસ વેષધારી વેદાંતિ બની જઈને, જ્ઞાન ચર્ચા કરે છે.

**मा शोचतं महाभागा–वात्मजान् स्वकृतं भुजः ॥**
**जन्तवो न सदैकत्र, दैवाधीनाः सहासते ॥१८॥**
**भुवि भौमानि भूतानि, यथा यांत्यपयांति च ॥**
**नायमात्मा तथैतेषु, विपर्येति यथैव भूः ॥१९॥**

અર્થ—કંસ આગળ કહે છે કે-' હે મોટા ભાગ્યશાળી-બ્હેન, બનેવી ! દૈવને આધીન રહેનારા જીવો, પોતે કરેલાં કર્મોને ભોગવે છે, અને સદા એકત્ર રહી શકતાં નથી. [૧૮] પૃથ્વીમાંથી ઉત્પન્ન થએલાં ઘટાદિ પાત્રો, જેવી રીતે ઉત્પન્ન થાય છે, અને પાછાં ફુટી જાય છે; તેથી પૃથ્વીને કાંઇ વિકાર થતો નથી; [ પૃથ્વી હતી એવીને એવીજ રહે છે, તેમાં પૃથ્વીને કાંઈ લેવાદેવા હોતું નથી. ] તે પ્રમાણે આ દેહો જન્મે અગર મરણ પામે-તે બાબતથી, આત્મામાં કાંઈ વિકાર સંભવતો નથી-આત્મા તો એનો એજ રહે છે. [૧૯]

૧૮ વિવેચન—આ ૧૮-૧૯ બે શ્લોકો ખાસ સમજવા જેવા છે.

**महाभागौ**—' આપ સત્પુરૂષ જેવા ભાગ્યશાળી છો, તેથી મારા અપરાધની ક્ષમા કરશો. ' એવા ભાવથી કંસે વસુદેવદેવકીને **महाभागौ** શબ્દથી સંબોધ્યા છે. ' આ મારો શત્રુ અને આ મારો મિત્ર ' એવો ભેદ મોટા પુરૂષોને હોતો નથી. મોટા પુરૂષને સુખદુઃખ સમાન હોય છે, તેથી **मा शोचतं आत्मजान्**-તમારે પુત્રના મરણથી શોક કરવો ઘટતો નથી.

**दैवाधीनाः जन्तवः**—' પ્રાણીઓ દૈવાધીન છે. ' એમ કહીને કંસ પોતાની જોખમદારી ઓછી કરે છે, અને વસુદેવ દેવકીનો શોક કમી કરે છે. તે સંબંધમાં આગળ કહે છે કે—

---

૧૮ પદચ્છેદ—**हे महाभागौ**-હે મોટા ભાગ્યવાળા ! **आत्मजान् स्वकृतं भुजः**-**भुंजन्ति इति भुजः**-પોતાના કર્મને ભોગવનારા પુત્રોનો. **मा शोचतम्**-તમે શોક ન કરો. **दैवाधीनाः जन्तवः**-દૈવને આધીન રહેનારાં જીવો. **सदा**-હમેશાં. **एकत्र न सहासते**-એકત્ર રહેતાં નથી.

૧૯ પદચ્છેદ—**यथा भुवि**-જેવી રીતે પૃથ્વિમાં. **भौमानि भूतानि**-પૃથ્વીમાંથી ઉત્પન્ન થએલાં ઘટાદિ પાત્રો. **यांति अपयांति च**-ઉત્પન્ન થાય છે અને પાછાં ફુટી જાય છે. **भूः एव न विपर्येति**-તેથી પૃથ્વીમાં કાંઇ ફેરફાર ન થતાં, પૃથ્વી એવીને એવીજ રહે છે. **तथा**-તે પ્રમાણે. **एतेषु भूतेषु**-આ દેહોમાં-એટલે આ દેહો જન્મે અગર મરણ પામે, તે બાબતમાં. **अयं आत्मा न विपर्येति**-આત્મા એનો એ રહે છે, આત્મા વિકાર પામતો નથી.

**स्वकृतं भुङ्क्तः**—પ્રાણીઓ પોતે કરેલાં કર્મોનાં ફળ ભોગવે છે. 'મેં તેમને માર્યા, તે બાબતમાં પણ, તેમનાં પોતાના કર્મો અમુક પ્રમાણમાં કારણ રૂપે છે.'

**सदा एकत्र न सह आसते**—'પ્રાણીઓ સદા એક સાથે રહી શકતાં નથી. જેમ જળનાં મોજાંથી અમુક લાકડાં ભેળાં થાય છે, અને મોજાના ધક્કાથી પાછાં છૂટાં પડે છે. તેમ કર્મનાં મોજાંથી-કર્મ ભોગવવા, પ્રાણીઓ એકઠાં થાય છે, અને કર્મ ભોગવી રહે છે, ત્યારે કર્મરૂપી મોજાના ધક્કાથી, પ્રાણીઓ વિખુટાં પડે છે.'

'આવા કારણથી તમારે મારો અપરાધ ગણવો ઘટતો નથી; અને તમારા મરી ગયેલા પુત્રો માટે તમારે શોક કરવો પણ ઘટતો નથી.'

૧૯ વિવેચન—

**अव्यक्तादीनि भूतानि, व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव, तत्र का परिदेवना ॥ २८ ॥** [ ગીતા અ. ૨ ]

હે ભારત, સર્વ પ્રાણીઓ પ્રથમ અવ્યક્ત અદૃશ્ય હતાં. [ એટલે અવ્યક્તમાં સમાયાં હતાં. ] મધ્યકાળમાં ( વર્તમાનકાળમાં ) તેઓ ( અવ્યક્તમાંથી ) વ્યક્ત-દૃશ્ય થયાં. મરણ થએ એટલે ભવિષ્યકાળમાં-તેઓ અવ્યક્ત-અદૃશ્ય થઈ જશે-એટલે અવ્યક્તમાં સમાઇ જશે.

કરોળીયામાંથી જાળ પ્રગટે, અને કરોળીયામાં જાળ સમાઈ જાય. પણ કરોળીયો વિકાર પામે નહીં, તે પ્રમાણે પૃથ્વીમાંથી વૃક્ષાદિ વનસ્પતિ, ઘટપટાદિ પદાર્થો, અને અળસીયાં ગોકળ-ગાય વિગેરે કીડા પ્રગટ થાય, અને પાછાં પૃથ્વીમાં સમાય; તેથી પૃથ્વી વિકાર પામતી નથી, તે પ્રમાણે આત્મામાંથી કર્મવશ થએલા અનેક દેહ પ્રગટે અને પાછાં આત્મામાં સમાય. પણ **नित्यः सर्वगतः स्थाणु-रचलोऽयं सनातनः**-આત્મા તો નિત્ય, સર્વ વ્યાપી, સ્થિર, અચળ અને અનાદિ છે.

**तथा अयं आत्मा न तेषु**—**तेषु**-એટલે દેહાદિકમાં.

સાર એ છે કે—કંસે વસુદેવ તથા દેવકીજીને સમજાવ્યું કે—'મેં તો તે બાળકોના દેહનો નાશ કર્યો છે. તેમના આત્માનો નાશ કર્યો નથી. આત્મા તો અમર છે-આત્મા તો નિર્વિકાર છે. આત્મા તો અચળ છે વિગેરે !'

આવા પ્રકારનું તત્ત્વજ્ઞાન જેને નથી, તેને જન્મમરણ થાય છે; એમ હવે કહે છે—

**यथाऽनैवंविदो भेदो, यत आत्मविपर्ययः ॥**
**देहयोगवियोगौ च, संसृतिर्न निवर्तते ॥ २० ॥**

અર્થ—ઉપર પ્રમાણે નહિં સમજનારા પુરૂષને, દેહમાં આત્મબુદ્ધિરૂપી ભેદ પેદા થાય છે. આવા ભેદથી પુત્રાદિના દેહોનો યોગ અને વિયોગ થાય છે-મનથી મનાય છે; અને ( પરિણામે ) સંસારનો પાર આવતો નથી. જન્મ-મરણના રેંટમાં રખડવું પડે છે. [૨૦]

---

૨૦ પદચ્છેદ—**यथा**-જેવી રીતે [ **न एवं इति अनैवं** ] **एवं न विदः पुरुषस्य यथा आत्मविपर्ययः भेदः**-એવું નહિં સમજનારા પુરૂષને જેવી રીતે દેહમાં આત્મબુદ્ધિરૂપી ભેદ થાય છે. **यतः**-તેથી **देहानां योगवियोगौ**-પુત્રાદિના દેહોનો યોગ અને વિયોગ થાય છે. **च**-અને **संसृतिः न निवर्तते**-સંસારનો પાર આવતો નથી.

૨૦ વિવેચન—

**वेदाविनाशिनं नित्यं, य एनमजमव्ययम् ।**
**कथं स पुरुषः पार्थ, कं घातयति हंति कं ॥ २१ ॥**
**वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णा-न्यन्यानि संयाति नवानि देही ॥२२॥**

[ ગીતા અ. ૨. ]

વિગેરે શ્લોકો કહે છે કે—આત્મા નિત્ય છે-દેહાદિ અનિત્ય છે. પુરૂષ જેમ જુનાં વસ્ત્રો તજીને નવાં પહેરે છે, તેમ આત્મા કર્મક્ષીણ થએલા દેહો તજીને નવા દેહો ધારણ કરે છે.

જ્યાં ભેદબુદ્ધિ હોય, ત્યાં અજ્ઞાન હોય. જ્યાં અજ્ઞાન હોય ત્યાં દેહમાં આત્મબુદ્ધિ હોય, અને જ્યાં તે હોય ત્યાં જન્મમરણ પણ હોય છે. તાત્પર્ય—જેમ દીવા વિના અંધકાર ન નાસે, તેમ જ્ઞાન વિના અંધકાર ન નાસે. 'માટે હે વસુદેવ તથા દેવકીજી! તમે જ્ઞાનદ્વારા તમારા મનનું સમાધાન કરીને, મને માફ કરો, અને તમારો શોક શમાવો.' એમ કંસે પ્રાર્થના કરી. આગળ ૨૧-૨૨ મા શ્લોકમાં આ વાતને સુદૃઢ કરે છે.

હજી કંસની જ્ઞાનચર્ચા ચાલે છે—

**तस्माद्भद्रे स्वतनयान्, मया व्यापादितानपि ॥**
**माऽनुशोच यतः सर्वः, स्वकृतं विंदतेऽवशः ॥२१॥**
**यावद्धतोऽस्मिहंताऽस्मी-त्यात्मानं मन्यतेऽस्वदृक् ॥**
**तावत्तदभिमान्यज्ञो, बाध्यबाधकतामियात् ॥२२॥**

અર્થ—કંસ આગળ કહે છે કે-'તેથી હે કલ્યાણિ! મેં તારા પુત્રો માર્યા છે, તોપણ તું તેમનો શોક કરીશ નહિં; કારણકે પ્રાણી માત્ર પરવશ થઇને (કર્માધીન થઈને), પોતાનું કરેલું (કર્મ) ભોગવે છે.' [૨૧] પોતાના સ્વરૂપને નહિં જાણનારો (અજ્ઞાની) પુરૂષ-'હું હણાયો અગર મેં કોઇને હણ્યો'-એવું જ્યાંસુધી પોતાના મનથી માને છે, ત્યાંસુધી તે દેહા-

---

૨૧ પદચ્છેદ—**तस्मात्**-તેથી. **भद्रे**! હે કલ્યાણિ! **मया**-મારાથી. **स्वतनयान्**-તારા પુત્રો. **व्यापादितान् अपि**-મરાયા તોપણ **मा अनुशोच**-શોક કરીશ નહિં. **यतः**-કારણકે. **सर्वः अवशः**-પ્રાણી માત્ર પરતંત્ર થઇને. **स्वकृतं विंदते**-પોતાનું કરેલું ભોગવે છે.

૨૨ પદચ્છેદ—**यावत्**-જ્યાંસુધી. **अस्वदृक्**-પોતાના સ્વરૂપને નહિં જાણનારો. **हतः अस्मि हंता अस्मि**-હું હણાયો, અગર મેં કોઇને હણ્યો. **इति आत्मानं मन्यते**-એમ પોતાને માને છે. **तावत्**-ત્યાંસુધી. [ **तत् तस्य** ] **तस्य देहस्य अभिमानी अज्ञः**-દેહાભિમાની અજ્ઞ પુરૂષ. **बाध्यश्च** (પાપ) **बाधकश्च** (પ્રાયશ્ચિત) **बाध्यबाधके तयोः भावः बाध्यबाधकता ताम्**-પાપ અને પ્રાયશ્ચિતપણાને. **इयात्**-પામે છે.

ભિમાની મૂઢ પુરૂષ, પાપ તથા પ્રાયશ્ચિતપણાને પામે છે. (એટલે-ત્યાંસુધી તે પુરૂષને પાપનું બંધન થાય છે, અને તે બંધનમાંથી મુકત થવા માટે, પ્રાયશ્ચિત પણ કરવું પડે છે.) [૨૨].

૨૧ વિવેચન—

**हे भद्रे**—'વસુદેવજી તો જ્ઞાની છે, માટે શોક નહિં કરે; પણ તું બાળકોની માતા છો:-સ્ત્રી છો-તેથી શોક કરીશ.' એવા ભાવથી કંસ માત્ર દેવકીજીને સંબોધે છે.

**अनु+शोचयतः**—પ્રથમ દેહનો શોક થાય છે, અને પછી આત્માનો શોક થાય છે. માટે આ શબ્દમાં પ્રથમ **अनु** મૂકયો જણાય છે.

આ શ્લોકમાં કર્મના ઉપર બહુ ભાર મૂકીને, કંસે પોતાનો બચાવ કર્યો છે. તેથી કહે છે કે-" **सर्वः अवशः स्वकृतं विंदते**-પ્રાણીમાત્ર પરતંત્ર થઇને, પોતાનાં કરેલાં કર્મોનું ફળ ભોગવે છે." તાત્પર્ય-'બાહ્યદૃષ્ટિથી મેં તે બાળકોને માર્યા, એમ જણાય; પણ અંતરદૃષ્ટિથી જોઇએ, તો જણાય કે-તેમનું મૃત્યુ મારે હાથે નિર્માણ થયું હશે.' (દેવકીજીના બાળકો પૂર્વે કોણ હતા, અને કંસે તેમને આ અવતારમાં શામાટે માર્યા, તે વાત મેં આપને આગળ કહી દીધી છે. કાણા ગજવામાં રાખી હશે, તો પડી ગઈ હશે. ફરી વાંચી લેજો.)

૨૨ વિવેચન—

શાસ્ત્રની વાતો કરે, છતાં પોતાનું મન માને નહીં, તો શાસ્ત્રની વાતો શાસ્ત્રમાંજ રહે. અસર કરી શકે નહિં-ફળ આપી શકે નહીં. એટલે એવા અજ્ઞાની પુરૂષને પાપ અને પ્રાય-શ્ચિત બેઉ ભોગવવાં પડે.

**अस्वदृक्**—પોતાને જે ન દેખે-ન ઓળખે તે. એટલે અજ્ઞાની પુરૂષ. અજ્ઞાન હોય, ત્યાંસુધી દેહાભીમાન પણ હોય. આ રોગના નિવારણ માટે શ્રીકૃષ્ણ બોલ્યા છે કે—

**य एनं वेत्ति हंतारं, यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो, नायं हंति न हन्यते ॥१९॥**

**न जायते म्रियते वा कदाचिन्-नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो, न हन्यते हन्यमाने शरीरे ॥२०॥**

[ ગીતા અ. ૨. ]

[ કેમ છો ? કયાં છો ? ઘરે તો પાછા ગયા નથી ને ? દુકાને દોડયા નથી ને ? કંસ કહે છે તે સાંભળો છો ને ? જે દેશમાં આવી વિદ્યા, તે દેશ કેવો કાંગલો બની ગયો છે ! જે ધર્મમાં આવું જ્ઞાન, તે ધર્મ કેવો શુષ્ક બની ગયો છે ! જે પંડિતો પાસે આવી વિદ્યા, તે પંડિતો ધનવાનના કેવા ગુલામ બની ગયા છે ! અવકાશ લઇને વિચારવા જેવી બાબત છે. ]

તાત્પર્ય-'**स्वदृक्** (જ્ઞાની) થાઓ, પછી-હે બેન બનેવી ! તમે આત્માનું સ્વરૂપ સમજીને, શોક તજી દો, અને મને માફ કરો.'

હવે ૨૩ મા શ્લોકની પ્રથમ લીટીમાં કંસના પશ્ચાતાપનો વિષય ચાલુ છે. પછી શુકદેવજીનો ઉપસંહાર છે.

**क्षमध्वं मम दौरात्म्यं, साधवो दीनवत्सलाः ॥**
**इत्युक्त्वाऽश्रुमुखः पादौ, श्यालः स्वस्त्रोरथाग्रहीत् ॥ २३ ॥**
**मोचयामास निगडाद्-विश्रब्धः कन्यकागिरा ॥**
**देवकीं वसुदेवं च, दर्शयन्नात्मसौहृदम् ॥ २४ ॥**

અર્થ—(હવે કંસ સત્પુરૂષોની પ્રાર્થના કરે છે.) 'ગરીબ ઉપર દયા રાખનારા સાધુ પુરૂષો ! મારા અપરાધની ક્ષમા કરજો.' એ પ્રમાણે કહીને, આંખમાં પાણી લાવીને, કંસે બેન અને બનેવીના ચરણ પકડયા-(કંસ પગમાં પડયો-તેમને પગે લાગ્યો.) યોગમાયાના વચન ઉપર વિશ્વાસ રાખીને, પોતાનો સ્નેહ દેખાડવાની ખાતર, કંસે દેવકી અને વસુદેવને બંધનથી મૂક્ત કર્યા. [૨૩-૨૪]

૨૩ વિવેચન—

**साधवः दीनवत्सलाः**—'દીનવત્સલ સાધુપુરૂષો, જ્યારે આ વાત સાંભળશે, ત્યારે તેમને મારા ઉપર ક્રોધ થશે; પણ હું તમારી ક્ષમા માગું છઉં-મને મારા પાપનો પશ્ચાતાપ થયો છે.' એવું જ્યારે તેઓ જાણશે, ત્યારે-તેઓ મારા અપરાધની ક્ષમા કરશે.' એવી આશાથી કંસ સત્પુરૂષોની ક્ષમા ચાહે છે.

કોઈ કોઈ ટીકાકારો **साधवः** અને **दीनवत्सलाः** બેઉ વિશેષણો, વસુદેવ દેવકીજીને લાગુ પાડે છે. તેમ કરવું વ્યાજબી નથી; કારણ કે વસુદેવદેવકી દ્વિવચન છે, અને **साधवः दीनवत्सलाः** બહુવચન છે. બાકી 'વસુદેવદેવકીજીનો સાધુપુરૂષોમાં સમાસ ગણીને, તેમની પાસે કંસે ક્ષમા માગી.' એમ કહેવામાં કોઇપણ પ્રકારનો વાંધો નથી.

**दौरात्म्यं**—વિચાર્યા વિના કોઇનું ભુંડું કરવું, તે **'दौरात्म्य'** કહેવાય છે.

**अश्रुमुखः**—કંસે કેવળ વાણીથી પશ્ચાતાપ કર્યો નહિં; પણ આંખમાં આંસુ લાવીને, પશ્ચાતાપનું યથાર્થ સ્વરૂપ દેખાડયું. દેવકી નાની બેન છે, તેના ચરણમાં પડીને કંસ પગે લાગે છે, તે પણ પશ્ચાતાપના સ્વરૂપને સ્પષ્ટ કરે છે.

**स्वस्त्रोः**—**स्वसृ** (બેન) શબ્દનું દ્વિવચન કહીને સુચવે છે કે—'દેવકીજી અને વસુદેવ બેઉ સમજવા.' **पादौ** શબ્દ **पादान्** ને બદલે વપરાયો છે-એ પ્રમાણે અર્થ કરવો.

કંસને પસ્તાવો ઘણો થયો. મોટા જ્ઞાનીની માફક કંસે જ્ઞાન ચર્ચા પણ કરી. પણ આ બધું સ્મશાન વૈરાગ્ય જેવું છે. ખેડુ ખેતરમાંથી બોરડી કાપીને ખુશી થાય, કે 'હવે ઠીક થયું';

---

૨૩-૨૪ પદચ્છેદ—**दीनवत्सलाः साधवः**-ગરીબ ઉપર દયા કરનારા સાધુપુરૂષો **मम दौरात्म्यं क्षमध्वं**-મારા અપરાધની ક્ષમા કરો. **इति उक्त्वा**-એ પ્રમાણે કહીને **अश्रुमुखः**-આંખમાં પાણી લાવીને **श्यालः**-કંસે **स्वस्त्रोः पादौ अग्रहीत्**-બેન બનેવીના ચરણ પકડયા **कन्यकागिरा विश्रब्धः**-યોગમાયાનાં વચન ઉપર વિશ્વાસ રાખીને **आत्म-सौहृदम् दर्शयन्**-પોતાનો સ્નેહ દેખાડવાની ખાતર **देवकीं वसुदेवं च**-દેવકી અને વસુદેવને **निगडात् मोचयामास**-બંધનથી મુક્ત કર્યા.

પણ તે ઠીક ક્યાં સુધી? ચોમાસા સુધી. ચોમાસુ આવે અને ઓરડીનાં મૂળીયાં જળ દેખે, એટલે ઓરડી પાછી હતી તેના કરતાં વધારે લીલી કંજાર બની જાય. કંસની પણ એજ ઢબ છે. તે વાત આગળ ૩૧ મા શ્લોકથી કહેવાશે. બીલાડીને ઘણી શીખામણ દઇએ કે-'ઉંદર ન મારીએ.' પણ તે શીખામણ ક્યાં સુધી?-ઉંદર ન દેખે ત્યાં સુધી. કામીને ઘણું કહીએ-'કે વિષયો **વિષ** સમાન છે, અને પરદારા નરકની ખાણ છે', પણ તે ક્યાં સુધી?-પરદારાને ન દેખે ત્યાં સુધી. તે પ્રમાણે ક્રોધીને અને તે પ્રમાણે લોભીને-તે પ્રમાણેજ સ્વાર્થીને. કંસ બડો સ્વાર્થી છે. જેમ ઘાંચીના કપડાંને, સોડામાં બાફ્યા વિના ધોવાય નહિં; તેમ ઘણા પાપીને-અદૃઢ અંતઃકરણવાળા જીવને, પોતાના કલ્યાણ માટે ઘણા દિવસ સુધી શાંતિથી નિર્મળભાવે સંતોની સેવા કરવી ઘટે છે.

૨૪ વિવેચન—

**विश्रब्धः कन्यकागिरा**—સ્ત્રી અને તેમાંએ યોગમાયા. તેણીની કહેવાની છટા કાંઇ ઓર હોય છે. તે છટામાં કંસ લોભાય, તેણીની વાત કંસ માને, એ સ્વાભાવિક છે.

રાગ—માલિનિવૃત્ત.

**भवति वचसि सङ्ग-त्यागमुद्दिश्य वार्ता । श्रुतमुखरमुखानां, केवलं पंडितानाम् ॥**
**जघनमरुणरत्न-ग्रन्थिकाञ्चीकलापम् । कुवलयनयनानां, को विहातुं समर्थः ॥५॥**

રાગ—વસંતતિલકાવૃત્ત.

**मत्तेभकुंभदलने, भुवि सन्ति शूराः ।**
**केचित्प्रचण्डमृगराज-वधेऽपि दक्षाः ॥**
**किन्तु ब्रवीमि बलिनां, पुरतः प्रसह्य ।**
**कन्दर्पदर्पदलने, विरला मनुष्याः ॥ ६ ॥**

[ ભર્તૃહરિ-શૃંગાર શતક. ]

અર્થ—શાસ્ત્રોના શ્રવણથી-શાસ્ત્રોના અભ્યાસથી વાચાળ બનેલા પંડિતોની વાણીમાં, 'સ્ત્રીનો સંગ ન કરવો.' એવી વાત આવે છે ખરી; પણ તેઓ એવી વાતનો મનથી ત્યાગ કરી શકતા નથી. કારણકે જેના ઉપર લાલ રત્નોથી ગુંથેલો મેખલામણિ ( કંદોરો ) હોય છે. એવું કમળ સરખી આંખોવાળી સ્ત્રીઓનું જઘન [ કેડની નીચેનો ભાગ ] તજવા કોણ સમર્થ છે? કોઇ નથી. [૫]. મદમસ્ત હાથીઓના ગંડસ્થળ ફાડી નાંખે, એવા શૂરવીર પુરૂષો પૃથ્વી ઉપર છે. અને કેટલાએક પ્રચંડસિંહનો વધ કરવામાં પણ કુશળ છે; પરંતુ બળવાનોની સમક્ષ હું આગ્રહથી કહું છઉં કે-'કામદેવનું અભિમાન ઉતારનારા મનુષ્યો વિરલા છે.' [૬]

ત્યારે શું બધાએ એવા હશે? એમ હોયતો પૃથ્વી ચાલે કેમ? આભ અદ્ધર કેમ રહિ શકે? **मां एव ये प्रपद्यंते, मायामेताम् तरन्ति ते ॥** જે પ્રભુના થાય, તે પ્રભુની માયાથી બચે. શકુંતલા દુષ્યંત પાસે આવી, ત્યારે દુષ્યંત પોતાની પૂર્વકૃતિને, શાપ દ્વારા ભૂલી ગયેલો હોવાથી, શકુંતલાને પરદારા સમજીને બોલ્યો હતો કે '**न हि चेतः पौरवाणामधर्मे रमते क्वचित् ॥ १२ ॥** [ શ્રીમદ્ ભાગ. ૯-૨૦ ]. જેણે પિતાની વૃદ્ધાવસ્થા લઇને, પોતાનું યૌવન પિતાને આપ્યું હતું, એવા પિતૃભક્ત પુરૂષના વંશમાં અવતરેલા પુરૂષોનું ચિત્ત, કદિ અધર્મમાં રમશે નહીં.' વિગેરે બાબતો કહેછે કે-ભગવદ્માયામાં કંસ મોહ પામ્યો.

**आत्मसौहृदम् दर्शयन्**—વસુદેવદેવકી પોતાના સંબંધી છે-વૈરી નથી. એવો ભાવ સૂચવવા માટે, તેમને બંધનથી (પણ) મુક્ત કર્યાં.

કંસનો પશ્ચાતાપ સાંભળીને વસુદેવ-દેવકીજીના મન ઉપર શી અસર થઇ, તે વાત હવે શુકદેવજી કહે છે—

**भ्रातुः समनुतप्तस्य, क्षान्तरोषा च देवकी ॥**
**व्यसृजद्वसुदेवश्च, प्रहस्य तमुवाच ह ॥ २५ ॥**

અર્થ-( શુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે કે ) સારી રીતે પસ્તાએલા ભાઇને, દેવકીજીએ ક્ષમા કરી. વસુદેવજીએ પણ ( નિર્વૈરપણાનો ભાવ સુચવવા માટે ) હસીને તેને રજા આપતાં આપતાં, નીચે પ્રમાણે કહ્યું—

૨૫ વિવેચન—

બેનને ભાઈ ઉપર બહુ દયા હોય છે. બહુ પ્રીતિ હોય છે. ધાન ધણીનું ખાય, પણ ઠેસ વાગે ત્યારે '**ખમ્મા મારા ભાઇને**' કહે. આ વાત તો આપ સૌ જાણો એવી છે. અપરાધની ક્ષમા માગનાર અનાયાસે વ્હાલો લાગે, તેમાં વળી ભાઇ હોય, તો બેનની પ્રસન્નતાનો પાર રહે નહીં. આ નિયમાનુસાર કંસનો પશ્ચાતાપ સાંભળીને, દેવકીજીની પ્રસન્નતાનો પાર રહ્યો નહીં. તેથી કંસને ક્ષમા કરી. વસુદેવ પણ જ્ઞાની હતા. તે પણ પોતાના પુત્રો મારનાર કંસની સાથે હસીને બોલ્યા. વસુદેવજી રાજનીતિજ્ઞ પુરૂષ છે. શ્રીકૃષ્ણને વ્રજમાં મુકી આવી, વસુદેવજી ચિંતાથી મુક્ત થયા હતા. અને યોગમાયાએ અનુકુળ વચનો કહ્યાં. તે તમામ બીનાથી વસુદેવજી અંદરખાનેથી પ્રસન્ન હતા. આ પ્રસન્નતાએ, તેના બીજા રૂપમાં, કંસને ખાત્રી આપી કે-' વસુદેવે પણ મારો અપરાધ ક્ષમા કર્યો. '

સત્પુરૂષો પણ કપટી ? વસુદેવ અને દેવકીજી નિર્મળ અંતઃકરણવાળાં હતાં. પવિત્ર આચરણવાળાં હતાં; પણ કંસને જે (વિષ્ણુ) જોઇતું હતું-તે તેઓ તેને બતાવી શક્યાં નથી. આ બાબતમાં વસુદેવ દેવકીજીને કપટી કહેવાં, તેના કરતાં, **પ્રભુની એમ મરજી હતી,** એમ કહેવું, એ વધારે વ્યાજબી છે. વ્યાજબી કેમ ? કંસને મારવો, એટલુંજ કામ પ્રભુને નહોતું. નંદ યશોદાના પારણામાં પોઢવું. ગોપગોપીકાઓને મોહ પમાડવો, કંસના પહેલાં કંસના અનેક સહાયક રાક્ષસોને મારવા, વિગેરે અનેક કામ, કંસને માર્યા પહેલાં, પ્રભુને કરવાનાં હતાં.

કંસે જે જ્ઞાનચર્ચા કરી, તેને વસુદેવજી અનુમતી આપે છે.

**एवमेतन्महाभाग, यथा वदसि देहिनाम् ॥**
**अज्ञानप्रभवाऽहंधीः, स्वपरेति भिदा यतः ॥२६॥**

---

૨૫ પદચ્છેદ—**समनुतप्तस्य भ्रातुः**-સારી રીતે પસ્તાએલા ભાઇ ઉપર **देवकी**-દેવકીજીએ **क्षान्तः रोषः यस्याः सा क्षान्तरोषा**-ક્ષમા કરી **च**-અને **वसुदेवः प्रहस्य**-વસુદેવજીએ હસીને-હસતાં **तम् व्यसृजत्**-તેને રજા આપતાં આપતાં **उवाच**-(નીચે પ્રમાણે) કહ્યું.

૨૬ પદચ્છેદ—**महाभाग**-હે મહાત્મા કંસ. **एतद् एवं यथा वदसि**-તું કહે છે તે પ્રમાણેજ તે વાત છે. **देहिनाम्**-પ્રાણીઓને **अज्ञानप्रभवा अहंधीः**-દેહાભીમાન અજ્ઞાનથીજ થાય છે. **यतः**-જેથી. **स्वपरः इति भिदा**-આ પોતાનો અને આ પારકો એવી ભેદબુદ્ધિ થાય છે.

**शोकहर्षभयद्वेष–लोभमोहमदान्विताः ॥**
**मिथो घ्नंतं न पश्यन्ति, भावैर्भावं पृथग्दृशः ॥२७॥**

અર્થ—વસુદેવજી કંસને કહે છે કે–' હે મહાત્મા કંસ ! તું જે કહે છે, તે પ્રમાણેજ તે વાત છે. પ્રાણીઓને અજ્ઞાનથીજ દેહાભીમાન થાય છે. તેથીજ આ પોતાનો અને આ પારકો, એવી ભેદ બુદ્ધિ પ્રાપ્ત થાય છે. [૨૬] શોક, હર્ષ, ભય, દ્વેષ, લોભ, મોહ, અને મદવાળા દેહાભીમાની પુરૂષો, અરસપરસ પદાર્થોથી પદાર્થોને હણનારા ઇશ્વરને દેખતા નથી–ઓળખતા નથી. [૨૭]

૨૬–૨૭ વિવેચન—

• **મહાભાગ**—આ સંબોધન વસુદેવે કંસને કર્યું છે. આ સંબોધનથી, કંસને સત્પુરૂષ જેવો જાણીને, અપરાધથી મુક્ત કરે છે.

અજ્ઞાનથીજ એકબીજાને હણનાર અને હારેલા માને છે, બાકી કર્મનું ફળ આપનાર તો ઇશ્વર છે–તે બાબતમાં શ્રીકૃષ્ણ કહે છે કે—

**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो, लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।**
**ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे, येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥**
**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व, जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।**
**मयैवैते निहताः पूर्वमेव, निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥**
**द्रोणं च भीष्मं च जयद्रथं च, कर्णं तथान्यानपि योधवीरान् ।**
**मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा, युद्ध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥३४॥**

[ ગીતા અ. ૧૧ ]

**અર્થ**—હે અર્જુન ! હું લોકોનો ક્ષય કરનારો મહાન્ કાળ છઉં. લોકોનો નાશ કરવા માટે અહીં હું તૈયાર થયો છઉં. તું નહીં લડે, તોપણ બેઉ સેનાઓમાંના સર્વ યોદ્ધાઓ જીવતા રહેવાના નથી. [૩૨] માટે હે અર્જુન ! ઉભો થા. શત્રુઓને જીતીને યશ મેળવ, અને હસ્તિનાપુરના સમૃદ્ધરાજ્યને તું ભોગવ. તેઓને મેં પ્રથમથીજ હણી રાખેલા છે, તું તો માત્ર નિમિત્ત બનીને, આ મારા મારી રાખેલા દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને બીજા વીર યોદ્ધાઓને હણ. વૃથા શોક ન કરતાં યુદ્ધ કર. રણમાં શત્રુઓને તું જીતીશ. ( ૩૩–૩૪).

અપૂર્ણ.

---

૨૭ પદચ્છેદ—**शोकहर्षभयद्वेषलोभमोहमदाः तैः अन्विताः**–શોક, હર્ષ, ભય, દ્વેષ, લોભ, મોહ અને મદવાળા. **पृथग्दृशः**–દેહાભિમાની પુરૂષો. **भावैः**–પદાર્થોથી **मिथः**–અરસપરસ–**भावं** પદાર્થને **घ्नन्तं इति ईश्वरं**–હણનારા ઇશ્વરને. **न पश्यन्ति**–દેખતા નથી.

---

श्री सद्गुरवे नमः

# શ્રી મોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમ સ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.
પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ—ખજુરીની પોળ—અમદાવાદ.

પુસ્તક ૮ મું   સંવત ૧૯૮૩ આસો માસ,   અંક ૯ મો.

## દશમ સ્કંધ પૂર્વાર્ધ.

### ચોથો અધ્યાય (ચાલુ).

ગયા અંકમાં ૨૫૬ મે પાને, ચોથા અધ્યાયના ૨૭ મા શ્લોકનું વિવેચન ચાલુ કર્યું હતું. હજી તે વિવેચન બાકી છે, ભાવથી સાંભળો—

શોક, હર્ષ, ભય, દ્વેષ, લોભ, મોહ, અને મદ—આ સાત જ્ઞાનના આવરણ છે. આ સાત જ્યાંસુધી મનુષ્ય પાસે હોય, ત્યાં સુધી તેને ભગવદ્ પ્રાપ્તિ સંભવતી નથી. મુમુક્ષુએ જ્ઞાન અને ભક્તિ દ્વારા, આ આવરણો તોડી નાંખવાં જોઇએ. **શોક**—જ્ઞાનભક્તિદ્વારા પ્રભુનો મહિમા યથાર્થ રીતે જાણવામાં આવે, તો ખાત્રી થાય કે–'કરવું, ન કરવું અને અન્યથા કરવું, એ ત્રણે બાબતમાં, ઈશ્વર સમર્થ છે. માણસનું ધાર્યું થતું નથી–ત્યારે તેમાં શોક શા માટે કરવો ! ( લૌકિક ન્યાયમંદિરોમાં ' કર્તા હર્તા ભગવાન છે,' એમ કહીને ગુન્હેગારોને છોડી મુકવામાં આવે, તો ગુન્હેગારોની સંખ્યા વધે. માટે આ માન્યતા ન્યાય મંદિરોમાં કામ આવે નહીં.) **હર્ષ**—વ્હાલી વસ્તુને અપાવનાર પણ પ્રભુ છે. તેમાં પણ માણસનું ધાર્યું થતું નથી. ઈશ્વિરનું ધાર્યું થાય છે, માટે તેમાં હર્ષ કરવો ઘટતો નથી. વળી શોક અને હર્ષ સદા રહેતા નથી–મુદતીયા તાવ જેવા છે. **ભય**—સરકારે ઘણી જેલો કરી છે; પણ જેઓ સરકારના કાયદા પ્રમાણે વર્તે છે, તેમને જેલો અગર પોલીસથી ડરવાનું હોતું નથી. તેમ વર્ણાશ્રમના નિયમો પ્રમાણે, શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે, અને સંતોના કહેવા પ્રમાણે વર્તનાર મનુષ્યને, ભયનો સંભવ નથી. જેની સાથે બાપ હોય, તે બાળક હરદ્વાર સુધી, ભયરહિત થઇને ચાલ્યું જાય છે; તેમ જેને પ્રભુનો આશરો છે, તે આ સંસાર વગડામાં નિર્ભય થઇને ફરે છે. **દ્વેષ**—જ્ઞાનદ્વારા સર્વોત્મભાવ થતાં, દ્વેષ કોની સાથે કરવો, તે ખબર પડતી નથી–સર્વ પોતાનાં લાગે છે–પોતાનાની સાથે દ્વેષ સંભવતો નથી. **લોભ**—જ્ઞાનદ્વારા સંતોષ પ્રાપ્ત થતાં, લોભને ઉભા રહેવાનું સ્થાન મળતું નથી. **મોહ અને મદ**—જ્ઞાનદ્વારા વૈરાગ્ય પ્રાપ્ત થતાં, મોહ અને મદ નાસી જાય છે.

આ સાત જ્યાંસુધી હોય, ત્યાંસુધી અહંભાવ, મારૂં-તારૂં વિગેરે આપણી આસપાસ ઉભાં જ હોય છે. આ સાતનો નાશ થાય, ત્યારે ભગવદ્ પ્રાપ્તિ થાય.

કંસનું આ જ્ઞાન, કંસને પોતાને ઘણું કામનું હતું. પણ જેમ ગીલેટી દાગીના રૂપે રૂડા, પણ વટાવ્યે-કીંમત કર્યે-હીણા-બે બદામના. જેમ ફોનોગ્રામની પ્લેઇટ, જેવી જોઇએ તેવી જ્ઞાનચર્ચા કરે, પણ તેને કાંઈ લેવાદેવા નહીં. તે પ્રમાણે અંતઃકરણની નિર્મળતા વિનાનું જ્ઞાન, ખરે વખતે કામ આવતું નથી. આવું જ્ઞાન હિરણ્યકશીપુને અને રાવણને પણ હતું. અત્યારે આવા જ્ઞાની ઘણા છે.

**हन्तं**-હણનારો. પણ અહીં તેનો પ્રેરક અર્થ કરવો, એટલે-' હણાવનારો.'

આ પ્રમાણે વસુદેવ દેવકી સાથે સલાહસંપ કરીને, કંસ પોતાના ઘરમાં જાય છે.

**श्रीशुक उवाच—**

**कंस एवं प्रसन्नाभ्यां, विशुद्धं प्रतिभाषितः ॥**
**देवकीवसुदेवाभ्या-मनुज्ञातोऽविशद्गृहम् ॥ २८ ॥**

અર્થ—શુકદેવજી કહે છે કે-હે રાજન્ ! એ પ્રમાણે પ્રસન્ન થએલાં વસુદેવ અને દેવકીએ, જેની સાથે નિર્મળ ભાવે વાત કરી હતી, એવો કંસ, દેવકી અને વસુદેવની આજ્ઞા લઇને, પોતાના ઘરમાં ગયો. (૨૮)

૨૮ વિવેચન—

કંસે વસુદેવ દેવકીને નિર્દોષ માન્યાં, પણ યોગમાયાનું કહેવું કંસ ભૂલ્યો નહિં.

વિષ્ણુને મારવાની કંસની પ્રવૃત્તિ અટકી નથી. તે સંબંધી હવે શું કરવું ? તે કંસ વિચાર કરે છે—

**तस्यां रात्र्यां व्यतीतायां, कंस आहूय मंत्रिणः ॥**
**तेभ्यः आचष्ट तत्सर्वं, यदुक्तं योगनिद्रया ॥२९॥**
**आकर्ण्य भर्तुर्गदितं, तमूचुर्देवशत्रवः ॥**
**देवान्प्रतिकृतामर्षा, दैतेया नातिकोविदाः ॥३०॥**

અર્થ—તે રાત્રી પસાર થયા પછી, એટલે નવમીના પ્રભાતમાં, કંસે પોતાના

---

૨૮ પદચ્છેદ—**एवं**-એ પ્રમાણે. **प्रसन्नाभ्यां**-પ્રસન્ન થએલા દેવકી અને વસુદેવથી. **विशुद्धं प्रतिभाषितः**-શુદ્ધ અંતઃકરણથી વાર્તાલાપ થએલો કંસ. **देवकीवसुदेवाभ्यां अनुज्ञातः**-દેવકી અને વસુદેવની આજ્ઞા લઈને. **गृहं अविशत्**-પોતાના ઘરમાં ગયો.

૨૯ પદચ્છેદ—**तस्यां रात्र्यां व्यतीतायां**-તે રાત્રી પસાર થયા પછી (સવારમાં) **कंसः मंत्रिणः आहूय**-કંસે પોતાના મંત્રિઓને બોલાવીને **यत् योगनिद्रया उक्तं तत् सर्वं**-જે યોગમાયાએ કહ્યું, તે તમામ. **तेभ्यः आचष्ट**-તેઓને કહ્યું.

૩૦ પદચ્છેદ—**भर्तुः गदितं आकर्ण्य**-રાજાએ કહ્યું તે સાંભળીને **दितेः अपत्यानि दैतेयाः**-દૈત્યો. **प्रतिकृतः अमर्षः यैः ते प्रतिकृतामर्षाः**-દેવતાઓ ઉપર ક્રોધ કરનારા. **न अतिकोविदाः**-લાંબા વિચાર વગરના **देवशत्रवः**-દેવોના શત્રુઓએ **तम्**-તે કંસને **ऊचुः**-કહ્યું.

મંત્રિઓને બોલાવીને, યોગમાયાએ જે કાંઈ કહ્યું હતું, તે તમામ તેમને કહી સંભળાવ્યું. (૨૯) સ્વામીનું-કંસનું-કહેવું સાંભળીને, દેવતાઓ ઉપર ક્રોધ કરનારા, દેવોના શત્રુઓ, અને લાંબો વિચાર નહિં કરનારા-દૈત્યોએ, કંસને (નીચે પ્રમાણે] કહ્યું. [૩૦]

૨૯-૩૦ વિવેચન—

વસુદેવદેવકી સાથે ઉપર પ્રમાણે જ્ઞાનચર્ચા કર્યા પછી, કંસ સમજી ગયો હોત, તો પ્રભુ તેને મારત નહિં; પણ એમ પ્રભુની મરજી નહોતી-એમ થવામાં દેવો રાજી નહોતા. તેથી કંસની બુદ્ધિ ફરી. સવાર પડતાં કંસે અસુરમંત્રિઓને તેડયા. અસુરોએ આસુરી બુદ્ધિનો ઉપયોગ કર્યો; તેથીજ તેમને '**न अतिकोविदाः**' નું વિશેષણ લગાડયું છે. સુતાર ડાહ્યો ખરો, પણ બેસવાનીજ ડાળ કાપે, તો પડયા વિના કેમ રહે! ગુમાસ્તો હોંશીયાર ઘણો, પણ શેઠની સાથેજ લડે, તો તેની નોકરી કેટલા દિવસ ટકે! સ્ત્રી ડાહી ઘણી, પણ ધણીની સાથેજ લડે, તેણીને સુખ ક્યાંથી હોય! તેમ અસુરો ઘણા ચપળ, ડાહ્યા-ડમરા, પણ વિષ્ણુના વેરી. તેમને '**अतिकोविदाः**-લાંબી નજરવાળા કેમ કહેવાય! ન જ કહેવાય.

હવે ૩૧ થી ૪૨ સુધીના શ્લોકમાં અસુરોની સલાહ સાંભળો—

**एवं चेत्तर्हि भोजेंद्र, पुरग्रामव्रजादिषु ॥**
**अनिर्दशान्निर्दशांश्च, हनिष्यामोऽद्य वै शिशून् ॥३१॥**

અર્થ—[દૈત્યો કંસને સલાહ આપે છે-] 'હે યાદવોના પતિ! જો એમ હોય, તો [એટલે-વિષ્ણુનો અવતાર થઈ ચૂકયો હોય તો-]નગરોમાં, ગામડામાં, અને વ્રજ દેશોમાં, દસ દિવસની અંદરનાં અને દસ દિવસ ઉપરનાં (જન્મેલાં) બાળકોને, અમે આજેજ મારી નાંખીશું. (૩૧)

૩૧ વિવેચન—

સંતો તો પોકાર કરીને કહે છે કે— **પદ.**

વારૂ મારા વીરારે-સંગ ના કરીએ નીચનો હો જી;
નીચપણું તો નિશ્ચે નરક લઇ જાય (૨) વારૂ૦
આકડીયાનાં દૂધ રે-દીસે અતિ ઉજળાં હો જી;
તેને પીધે તુરત મૃત્યુ થાય. (૨) વારૂ૦
બાવળીયાના કાંટારે-દિસે અળખામણા હો જી
તેની સંગે અંગ વસ્ત્ર ઉજડાય (૨) વારૂ૦
* * * *
ગુરૂ પરતાપેરે જેઠીરામ બોલીયા હોજી;
દેજો અમને સંત ચરણમાં વાસ (૨) વારૂ૦

૩૧ પદચ્છેદ—**हे भोजेंद्र**-હે યાદવોના પતિ! **एवं चेत् तर्हि**-જો એમ હોય તો. **पुरग्रामव्रजादिषु**-નગરોમાં, ગામડામાં અને વ્રજ દેશોમાં **निर्गताः दश येषां ते निर्दशाः न निर्दशाः अनिर्दशाः तान्**-દસ દિવસની અંદરના **च**-અને **निर्दशान्**-દસ દિવસની ઉપરનાં **शिशून्**-બાળકોને. **अद्य हनिष्यामः**-આજેજ મારી નાંખશું.

પચાસની શાલ હોય, પણ મડદાંને ઓઢાડી, માટે તેની કીંમત પાંચ રૂપૈયા; અને પાંચની શાલ હોય, પણ શ્રીઠાકોરજીને અગર કોઈ સત્પુરૂષને ધરી હોય, તો તેના પચાસ રૂપૈયા ઉપજે. અત્તરવાળાની દુકાને પાઈ આપીએ નહીં, તોપણ અત્તરની સુગંધી આવે; અને મરચાંવાળાને બે આના આપીએ, તોપણ તેની ગંધ નાકમાં પેસીને, છીંકો ખવરાવે-ગભરાવે. જુગારીની દોસ્તીમાં, જુગારી જીતે ત્યારે, બે પાંચ રૂપૈયા મળે ખરા; પણ કોઈ વખત તેની સાથે જેલમાં જવું પડે. પર્વત ઉપરથી ખસેલો પત્થર, જેમ દડતો દડતો, ઉંડી ખાઈમાં પડે છે, તેમ જો તમે તમને પોતાને ઉંચ માનતાં હો-ખાનદાન માનતાં હો-સમજુ માનતાં હો-તો નીચનો સંગ કરશો નહીં. પોતાપણામાંથી જરા ખસ્યા, તો ધીમે ધીમે તમને ખબર નહિં પડે એવી રીતે-નીચા બની જશો.

'વિષ્ણુની શોધમાં તુરતનાં જન્મેલાં બાળક માત્રને મારવાં' એવો ઠરાવ થયો. આ ઠરાવથી અસુરોએ પોતાનાં બાળકોને પણ માર્યાં.

હજી આગળ સાંભળો—

**किमुद्यमैः करिष्यंति, देवाः समरभीरवः ॥**
**नित्यमुद्विग्नमनसो, ज्याघोषैर्धनुषस्तव ॥ ३२ ॥**
**अस्यतस्ते शरव्रातैर्-हन्यमानाः समंततः ॥**
**जिजीविषव उत्सृज्य, पलायनपरा ययुः ॥ ३३ ॥**

અર્થ—દેવો યુદ્ધ દેખીને ડરે છે; તમારા ધનુષ્યની દોરીના અવાજથી-ટંકારથી દેવો ઉદ્વેગ પામે છે. આવા (નમાલા) દેવો ઉદ્યોગથી શું કરવાના છે? એટલે તેઓના ઉદ્યોગથી, આપણે જરાપણ ડરવા જેવું નથી. (૩૨) આપ જ્યારે બાણ ફેંકો છો, ત્યારે બાણની વૃષ્ટિથી ચારે તરફ હણાતા દેવો, જીવવાની ઇચ્છાથી, યુદ્ધ તજીને પલાયમાન થઈ જાય છે. (૩૩)

૩૨-૩૩ વિવેચન—

વિષ્ણુનો ભય ટાળવા માટે, કંસનાં વખાણ કરીને અસુરો કંસને ઉશ્કેરે છે. કંસે દિગ્વિજયમાં સર્વ દેવોને હરાવ્યા હતા. તે વખતે ઇંદ્ર પણ સંગ્રામ છોડીને નાઠો હતો. તે વખતે બ્રહ્માદિ દેવો સંતાઈ ગયા હતા.

---

૩૨ પદચ્છેદ—**समरभीरवः देवाः**-જેઓ યુદ્ધમાં બીકણ છે એવા દેવો. **तव धनुषः**-તમારા ધનુષની **ज्याघोषैः**-દોરીના અવાજથી **नित्यम् उद्विग्नमनसः**-સદા ઉદ્વેગ પામેલા દેવો. **उद्यमैः किं करिष्यन्ति**-ઉદ્યોગથી શું કરવાના છે?

૩૩ પદચ્છેદ—**अस्यति इति अस्यन् तस्य अस्यतः इति ते**-તું કે જે બાણ ફેંકે છે તેના **शरव्रातैः**-બાણના સમુહોથી, બાણની વૃષ્ટિથી. **समंततः हन्यमानाः**-ચારે તરફ હણાતા-માર્યા જતા. **जीवितुं इच्छन्ति इति जिजीविषन्ति, जिजीविषन्ति इति जिजीविषवः**-જીવવાની ઇચ્છાવાળા. **(युद्धं) उत्सृज्य**-યુદ્ધ તજીને. **पलायने पराः** (તત્પર) **ययुः**-નાશી જાય છે.

૯૭ તેજ કથા ચાલે છે.

**केचित्प्रांजलयो दीना, न्यस्तशस्त्रा दिवौकसः ॥**

**मुक्तकच्छशिखाः केचिद्-भीताः स्म इति वादिनः ॥३४॥**

અર્થ—કેટલાએક દેવો હથિઆર મૂકી દઇને નાસી જાય છે. કેટલાએક હાથ જોડીને દીન બનીને (ઉભા રહે છે.) કેટલાએક દેવોની કાછડીઓ છૂટી જાય છે; અને તેમની ચોટલીઓ વિંખાઈ જાય છે. 'અમે તમારાથી હાર્યા-હાર્યા' એમ કેટલાએક બોલે છે. (૩૪)

૩૪ વિવેચન—

જે ઘરમાં પુત્રાદિક વસ્તાર અવિવેકથી વર્તે છે-માતાપિતાને પિડે છે; ત્યાં માતાપિતાની આવીજ સ્થિતિ હોય છે. જે મનુષ્યની ઈંદ્રિયો સ્વચ્છંદે વર્તે છે, તે મનુષ્યના પણ આવા હાલ થાય છે. હવે આગળ વધીએ.

**न त्वं विस्मृतशस्त्रास्त्रान्, विरथान्भयसंवृतान् ॥**

**हंस्यन्यासक्तविमुखान्, भग्नचापानयुद्ध्यतः ॥३५॥**

**किं क्षेमशूरैर्विबुधै-रसंयुगविकत्थनैः ॥**

**रहोजुषा किं हरिणा, शंभुना वा वनौकसा ॥३६॥**

અર્થ—જેઓ શસ્ત્રો અને અસ્ત્રો ભૂલી ગયા હોય છે, જેઓ રથરહિત થઈ ગયા હોય છે, (એટલે જેઓના રથ ભાંગી ગયા હોય છે), જેઓ ભયથી ગભરાઈ ગયા હોય છે, જેઓ બીજા સાથે લડતા હોવાથી તમારાથી વિમુખ હોય

---

૩૪ પદચ્છેદ—**केचित्**-કેટલાએક **दिवौकसः**-દેવો **न्यस्तशस्त्राः**-હથીઆર મૂકી દઇને. **प्रकृष्टाः अंजलयः येषां इति प्रांजलयः दीनाः**-હાથ જોડીને દીન બનીને (ઉભા રહે છે.) **केचित्**-કેટલાએક **मुक्ताः कच्छाः-शिखाश्च यैः ते-मुक्तकच्छशिखाः**-દેવોની કાછડીઓ છૂટી જાય છે, અને ચોટલીઓ વિંખાઇ જાય છે. **केचित् 'भीताः स्म' इति वादिनः**-કેટલાએક 'અમે તમારાથી બીના છઇએ' એમ બોલે છે.

૩૫ પદચ્છેદ—**विस्मृतानि शस्त्रास्त्राणि यैः ते तान् विस्मृतशस्त्रास्त्रान्**-જેઓ શસ્ત્ર અને અસ્ત્રને ભૂલી ગયા હોય તે દેવોને **विरथान्**-રથ રહિત દેવોને **भयसंवृतान्**-ભયથી ગભરાએલા દેવોને **अन्यासक्ताः अतः एव विमुखाः तान्**-બીજાની સાથે લડતા હોવાથી વિમુખ થએલા દેવોને. **भग्नचापान्**-જેમનાં ધનુષ્ય ભાંગી ગયાં હોય તેમને **अयुद्ध्यतः**-અને યુદ્ધ ન કરતા હોય એવા દેવોને **त्वं न हंसि**-આપ હણતા નથી.

૩૬ પદચ્છેદ—**क्षेमशूरैः**-નિર્ભય સ્થાનમાં શૂરવીર **विबुधैः** દેવોથી [**संयुगः**-યુદ્ધ પ્રદેશ **असंयुगः**-જ્યાં યુદ્ધ નથી એવો પ્રદેશ.) **असंयुगे विकत्थनं** (બડાઇ-શેખી) **येषां ते तैः**-જે પ્રદેશમાં યુદ્ધ ન હોય, ત્યાં બડાઇની વાતો કરનારા દેવોથી **किं**-શું થવાનું છે? **रहः**-(એકાંત) **जुषति** (સેવે છે) **इति रहोजुट् तेन रहोजुषा-इति हरिणा किं**-એકાંત સેવનારા વિષ્ણુથી શું થવાનું છે? **वने ओकः** (સ્થાન) **यस्य सः वनौकाः, तेन शंभुना किं**-વનમાં વસનારા મહાદેવથી શું થવાનું છે?

છે. જેમનાં ધનુષ્ય ભાંગી ગયાં હોય છે, એટલે-જેઓ ગમે તે કારણને લઇને, યુદ્ધ કરી શકતા નથી, તે દેવોને આપ હણતા નથી. (૩૫) દેવો નિર્ભય સ્થાનમાં શૂરા છે. જ્યાં યુદ્ધ નથી હોતું, તે પ્રદેશમાં તેઓ બડાઇની વાતો કરે છે. આવા (નમાલા) દેવોથી (આપણને) શું નુકશાન થવાનું છે! [ કાંઈ નુકશાન થવાનું નથી. ] એકાંત સેવનારા વિષ્ણુથી શું થવાનું છે! વનોમાં રહેનારા મહાદેવથી આપણને શું થવાનું છે! (૩૬)

૩૫-૩૬ વિવેચન—મંત્રથી ચાલે તે અસ્ત્રો અને બાકીના શસ્ત્રો.

વિષ્ણુ અને મહાદેવને પણ લીધા-તેમને પણ નમાલા ગણ્યા. **ક્ષેમ** એટલે પોતાના ઘરમાં. હવે આગળ વધીએઃ—

**किमिंद्रेणाल्पवीर्येण, ब्रह्मणा वा तपस्यता ॥**
**तथाऽपि देवाः सापत्न्यान्-नोपेक्ष्या इति मन्महे ॥**
**ततस्तन्मूलखनने, नियुंक्ष्वास्माननुव्रतान् ॥ ३७ ॥**
**यथाऽमयोंऽगे समुपेक्षितो नृभिर्-न शक्यते रूढपदश्चिकित्सितुम् ॥**
**यथेंद्रियग्राम उपेक्षितस्तथा, रिपुर्महान्बद्धबलो न चाल्यते ॥ ३८ ॥**

અર્થ—નામર્દ-પારકાના બળ ઉપર જીવનાર-ઇંદ્રથી શું થવાનું છે! તપ કર્યા કરતા બ્રહ્માજીથી આપણને શું થવાનું છે! [ કાંઇ થવાનું નથી. ] તોપણ દેવો આપણા શત્રુ છે, તેથી તેમની ઉપેક્ષા કરવી નહિં. (એટલે તેમને દબાવી દેવા, ચાંપતા ઉપાય લેવા જોઇએ), એવી અમારી માન્યતા છે. તેથી તેમનાં મૂળ ખોદી નાંખવા માટે, અમે કે જેઓ તમારા દાસ છઇએ, તેમને આજ્ઞા કરો. [૩૭] દેહમાં થએલા રોગ માટે, જો બેદરકારી રાખવામાં આવે, તો તે રોગ (ધીમે

૩૭ પદચ્છેદઃ—**अल्पवीर्येण इंद्रेण किं**-થોડા બળવાળા ઇંદ્રથી શું થવાનું છે? **तपस्यति इति तपस्यन् तेन तपस्यता इति ब्रह्मणा किं**-તપ કર્યા કરતા બ્રહ્માથી આપણને શું થવાનું છે? **तथापि**-તોપણ **सपत्नस्य भावः सापत्न्यं तस्मात् सापत्न्यात्**-શત્રુપણાને લીધે **देवाः न उपेक्ष्याः**-દેવોની ઉપેક્ષા કરવી નહીં. **इति मन्महे**-એવું અમે માનીએ છઇએ. [ **मन्यामहे** ને બદલે **मन्महे** શબ્દ વાપર્યો છે.] **ततः**-તેથી [ **तन्-तेषाम** ] **तेषां मूलस्य खनने**-તેઓનું એટલે દેવોનું મૂળ ખોદી નાંખવા માટે **अस्मान् अनुव्रतान्**-અમે કે જેઓ તમને અનુસરીએ છઇએ, તેમને **नियुंक्ष्व**-આજ્ઞા કરો.

૩૮ પદચ્છેદ—**यथा**-જેવી રીતે **अंगे आमयः**-દેહમાં થએલા રોગની **समुपेक्षितः**-બેદરકારી રાખવામાં આવે, તો **रूढपदः**-તે જામી ગએલો રોગ **नृभिः चिकित्सितुम् न शक्यते**-માણસોથી મટાડી શકાતો નથી. **यथा इंद्रियग्रामं**-ઇંદ્રિયોને પણ છૂટી મૂકી હોય, તો તેનો નિગ્રહ થઇ શકતો નથી. **तथा**-તે પ્રમાણે **महान्**-મોટો **बद्धबलः रिपुः**-બળવાન થઇ ગએલો દુશ્મન **न चाल्यते**-વશ કરી શકાતો નથી.

ધીમે ) જામી જાય છે, અને પછી માણસો તેને મટાડી શકતા નથી. ઈંદ્રિયોને પણ છુટી મૂકી હોય, તો તેનો નિગ્રહ થઇ શકતો નથી. તે પ્રમાણેજ બળવાન થએલો મોટો દુશ્મન પણ વશ કરી શકાતો નથી. (૩૮)

૩૭–૩૮—વિવેચન—

ઇંદ્ર પારકાના બળ ઉપર આધાર રાખનાર છે માટે તેને **अल्पवीर्यः** કહ્યો છે.

હવે ઇંદ્ર અને બ્રહ્માજીનો વારો આવ્યો. તેમને પણ નમાલા ગણ્યા. 'આવા નમાલા છે, તોપણ (પ્રાચીન ઇતિહાસમાં તેઓએ અસુરોને માર્યા છે માટે) તેમની ઉપેક્ષા કરવી નહીં.' એમ અસુરોએ સલાહ આપી. દૃષ્ટાંત આપે છે—શરીરમાં થએલો થોડો પણ રોગ, વધીને શરીરનો નાશ કરે છે. છૂટી મુકેલી ઈંદ્રિયોનો નિગ્રહ થઇ શકતો નથી. તે પ્રમાણે બળવાન થએલો શત્રુ એકદમ વશ થઇ શકતો નથી.

સનાતન ધર્મ ક્યાં હોય? કેવો હોય? તે કહે છે—

**मूलं हि विष्णुर्देवानां, यत्र धर्मः सनातनः ॥**
**तस्य च ब्रह्मगोविप्रास्-तपोयज्ञाः सदक्षिणाः ॥ ३९ ॥**
**तस्मात्सर्वात्मना राजन्, ब्राह्मणान् ब्रह्मवादिनः ॥**
**तपस्विनो यज्ञशीलान्, गाश्च हन्मो हविर्दुघाः ॥ ४० ॥**

અર્થ—(કંસના મંત્રિઓ હજી આગળ કહે છે કે) 'દેવોનું મૂળ વિષ્ણુ છે. જ્યાં સનાતન ધર્મ છે, ત્યાં વિષ્ણુનો વાસ છે. ગાયો, બ્રાહ્મણો, તપ અને દક્ષણા સહિત યજ્ઞો–એ ચાર સનાતન ધર્મનું મૂળ છે. (૩૯) તેથી હે રાજન્! જ્ઞાનવાન્, તપ કરનારા અને યજ્ઞ કરનારા બ્રાહ્મણોને, અને યજ્ઞમાં ઉપયોગી થાય, એવા ઘી, દુધ વિગેરે પદાર્થો આપનારી ગાયોને, સર્વ પ્રકારે અમે હણીશું–મારી નાંખીશું. [૪૦)

૩૯–૪૦ વિવેચન—

સત્ત્વગુણના અધિષ્ઠાતા વિષ્ણુ છે, તેથી વિષ્ણુ સર્વ દેવોનું મૂળ છે. **यज्ञो वै विष्णुः**– યજ્ઞ વિષ્ણુ સ્વરૂપ છે, અને વિષ્ણુ દેવોનું મૂળ છે. તાત્પર્ય–વિષ્ણુ ધર્મના નિયામક તથા આધારરૂપ એઉ–છે. વેદ, ગાયો, બ્રાહ્મણો, તપ અને દક્ષણા સહિત યજ્ઞો સનાતન ધર્મનું રૂપ છે. (દક્ષણા યજ્ઞની પત્નિ છે).

---

૩૯ પદચ્છેદ—**देवानां मूलं विष्णुः**–દેવોનું મૂળ વિષ્ણુ છે. **यत्र सनातनः धर्मः**– જ્યાં સનાતન ધર્મ છે ત્યાં **विष्णुः आस्ते**–વિષ્ણુ રહે છે. **च**–અને **तस्य सनातन धर्मस्य**–સનાતન ધર્મનું **मूलं**–મૂળ **ब्रह्म**–વેદ **गोविप्राः**–ગાયો અને બ્રાહ્મણો **तपः**–તપ **सदक्षिणाः यज्ञाः**–દક્ષણા સહિત યજ્ઞો છે.

૪૦ પદચ્છેદ—**तस्मात्**–તેથી **राजन्**–હે રાજા! **सर्वात्मना**–સર્વ પ્રકારે **ब्राह्मणान्**– બ્રાહ્મણોને **ब्रह्मवादिनः**–જ્ઞાનીઓને **तपस्विनः**–તપસ્વિઓને **यज्ञशीलान्**–યજ્ઞ કરનારાઓને **च**–અને **हविः दुहन्ति इति हविर्दुघाः**–યજ્ઞમાં ઉપયોગી થાય એવાં ઘી દુધ આદિ આપનારી **गाः**–ગાયોને **हन्मः**–અમે હણીએ.

दन्मः हनिष्यामः નો અર્થ સૂચવે છે. દમ એટલે બાહ્યેન્દ્રિયોનો નિગ્રહ અને શમ એટલે આંતરનિગ્રહ અથવા મનોનિગ્રહ.

ભગવાનનું શરીર કેનામય છે તે કહે છે—

**विप्रा गावश्च वेदाश्च, तपः सत्यं दमः शमः ॥**
**श्रद्धा दया तितिक्षा च, क्रतवश्च हरेस्तनूः ॥ ४१ ॥**
**स हि सर्वसुराध्यक्षो, ह्यसुरद्विड् गुहाशयः ॥**
**तन्मूला देवताः सर्वाः, सेश्वराः सचतुर्मुखाः ॥**
**अयं वै तद्वधोपायो, यदृषीणां विहिंसनम् ॥ ४२ ॥**

અર્થ—( હે યાદવોના પતિ કંસ ! ) બ્રાહ્મણો, ગાયો, વેદ, તપ, સત્ય, દમ, શમ, શ્રદ્ધા, દયા, તિતીક્ષા અને યજ્ઞો શ્રીહરિનું શરીર છે. શ્રીહરિના શરીરરૂપ છે. (૪૧) વિષ્ણુ દેવોના સ્વામી છે. મહાદેવજી તથા બ્રહ્માજી સહિત દેવોનું મૂળ વિષ્ણુ છે. તે વિષ્ણુ ( આપણાથી ડરીને ) સંતાઈ રહે છે. ઋષિઓને હણવા તેજ વિષ્ણુને હણવા બરાબર છે. એટલે ઋષિઓને હણવાથી વિષ્ણુ હણાય છે. (૪૨)

૪૧-૪૨ વિવેચન—

કહો ! આ લીસ્ટમાં બાવાસાધુની ગણત્રી છે ? આપણા ધર્મમાં જે ત્યાગ છે, તે આ માત્ર ભગવાં વસ્ત્ર નથી. એમ મારૂં કહેવું છે. અત્યારે ઘરબાર તજીને, અનેક કામધંધા તજીને, હરિ ભજવા તમે દોડયા આવ્યા છો, માટે આપ સૌ ત્યાગી છો.

બધાએ સાધુ સરખા નથી—બે પાંચ વ્યક્તિઓ ઉત્તમ કોટિની હશે-બાકી ત્યાગી એટલે ભગવાનના ત્યાગી, અને સંસારના **બેરાગી.**

**ज्ञेयः स नित्यसंन्यासी, यो न द्वेष्टि न कांक्षति ॥** [ગીતા અ. ૫]
**अनाश्रितः कर्मफलं, कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च, न निरग्निर्न चाक्रियः ॥** [ગીતા અ. ૬]

આવા સાધુ સન્યાસી અમારા ધર્મના શણગારરૂપ છે. અમને બહુ ગમે છે.

શમ, દમ, શ્રદ્ધા, તિતિક્ષા એ ષટ્સાધન સંપત્તિના અંગો છે. તેનું વિવેચન તત્ત્વબોધમાં અને દેહનિરૂપણમાં બહુ સારી રીતે કર્યું છે. વાંચો છો ? કે ચોપડીઓ અભરાઈ ઉપર વા ખાય છે ?

---

૪૧ પદચ્છેદ—**विप्राः गावः च वेदाः च**-બ્રાહ્મણો, ગાયો અને વેદો **तपः सत्यं दमः शमः**-તપ, સત્ય, દમ અને શમ **श्रद्धा, दया, तितिक्षा च, क्रतवः**-શ્રદ્ધા, દયા, તિતિક્ષા, અને યજ્ઞો **हरेः तनूः**-હરિનું શરીર છે.

૪૨ પદચ્છેદ—**सः**-તે-વિષ્ણુ **सर्वसुराणां अध्यक्षः**-દેવોનો સ્વામિ **असुरान् द्वेष्टि इति असुरद्विट्**-અસુરોનો દ્રોહી **गुहासु शेते इति गुहाशयः**-ગુપ્ત રહેનારો **सेश्वराः सचतुर्मुखाः**-મહાદેવજી અને બ્રહ્માજી સહિત **सर्वाः देवताः**-સર્વે દેવો **सः मूलं येषां ते तन्मूलाः**-તેઓનું મૂળ વિષ્ણુ છે. **यद् ऋषीणां विहिंसनम्**-ઋષિઓને મારવા તેજ **अयं च तस्य विष्णोः वधस्य उपायः**-આ વિષ્ણુના વધનો ઉપાય છે.

**ગુહાશયઃ**-દેહરૂપ ગુહામાં રહેનારો. એટલે **અંતર્યામી**, એવો અર્થ પણ વિષ્ણુનો થાય છે. પ્રભુ તો અસુરોની પણ પાસે છે, પણ ત્યાં રજોતમોના ભયંકર આવરણ છે.

**બ્રાહ્મણ શું છે?**—છેવટમાં કહી દીધું કે.-'બ્રાહ્મણો સનાતન ધર્મનું મુખ્ય અંગ છે, માટે તેમને મારવા, એ વિષ્ણુને મારવા તુલ્ય છે.' બ્રાહ્મણનો દેહ કેટલો અમોલો છે, તેનો ખ્યાલ ઘણા બ્રાહ્મણોને નથી, તો બીજાને શું કહીએ!-મનુ કહે છે કે—

**ब्राह्मणो जायमानो हि, पृथिव्यामधिजायते ।**
**ईश्वरः सर्वभूतानां, धर्मकोशस्य गुप्तये ॥ १ ॥**
**पृथिव्यां यानि तीर्थानि, तानि सर्वाणि सागरे ।**
**सागरे यानि तीर्थानि, पदे विप्रस्य दक्षिणे ॥ २ ॥**
**ब्राह्मणस्य तु देहोऽयं, क्षुद्रकामाय नेष्यते ।**
**कष्टाय तपसे चेह, प्रेत्यानंतसुखाय च ॥ ३ ॥**

ગીતા કહે છે કે—

**शमो दमस्तपः शौचं, क्षांतिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं, ब्रह्मकर्म स्वभावजं ॥ १८·४२**

અર્થ—ધર્મની રક્ષા કરવી, એ બ્રાહ્મણોની મહાન્ ફરજ હોવાથી, બ્રાહ્મણો જન્મે છે. ત્યારથીજ, સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ ગણાય છે. (૧) તેથી-પૃથ્વીમાં જેટલાં તીર્થો છે તેટલાં તીર્થોનો સમાસ સાગરમાં છે; અને સાગરમાં જેટલાં તીર્થો છે, તે તમામ તીર્થોનો સમાસ બ્રાહ્મણના જમણા ચરણમાં છે. (૨) તેથી-બ્રાહ્મણનો દેહ આ સંસારના ક્ષુદ્ર સુખો માટે નથી, પણ આ સંસારમાં જ્ઞાન તથા ભક્તિ માટે સખત તપ વેઠીને, મુવા પછી-અનંત સુખની પ્રાપ્તિ કરવા માટે હોય છે. (૩) ગીતાજી પણ કહે છે કે—શમ (મનોનિગ્રહ). દમ (ઇંદ્રિયનિગ્ર), તપ, પવિત્રતા, ક્ષમા, સરલતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન, અને આસ્તિકતા એ બ્રાહ્મણોનાં સ્વભાવજન્ય કર્મ છે. (૧૮-૪૨).

'**सर्वात्मनः इति अस्य श्रीकृष्णस्य ब्राह्मणाः परं दैवतम् ॥** શ્રીકૃષ્ણ કે જે સર્વના આત્મારૂપ છે, તેમનું પરમ દૈવત બ્રાહ્મણો છે. (એકાદશસ્કંધ.)

બ્રાહ્મણોની આવી કીર્તિ સાંભળીને, અત્યારની બ્રાહ્મણસૃષ્ટિ તરફ નજર કરીએ, તો જણાય કે-જેઓ આકાશમાં હતા, તેઓ પાતાળમાં પેસતા જાય છે. ધંધો કરવા લાગ્યા તે તો ઠીક, પણ-ગમે તેવા હલકા ધંધામાં પણ, બ્રાહ્મણનાં દર્શન થાય છે. વિશી, હોટલ અને ચાએ બ્રાહ્મણોને ભયંકર રીતે ઉતારી પાડ્યા છે. મીલો અને મ્યુનીસીપાલીટી પણ બ્રાહ્મણોની ફજેતી કરી રહી છે. સંધ્યાવંદનાદિનો ત્યાગ, અને કન્યાવિક્રયનો સ્વિકાર, બ્રાહ્મણોની શ્રેષ્ઠતાને કંપાવી રહ્યાં છે.

હજી બ્રાહ્મણો સમજી જાય-સાદા અને પવિત્ર જીવનનો સ્વિકાર કરે, તો ખર્ચમાં ઘણો ઘટાડો થાય. તૃષ્ણાનો ત્યાગ થાય, અને સંતોષની વૃદ્ધિ થાય. બ્રાહ્મણસમાજમાં સુધારો કરવા

માટે પરિષદો ભરાય છે; પણ તેમાં બુદ્ધિવાદીઓ, મતભેદ ઉભા કરીને વિખવાદ વધારતા જણાય છે. જે કરવાનું છે તે બાજુએ રહી જાય છે. 'સાદા અને પવિત્ર જીવન વિના, કોઈ પણ પ્રકારે, બ્રાહ્મણોની ઉન્નતિ નથી,' એવો ખ્યાલ સર્વત્ર ફેલાઇ રહે, તો પછી પરિષદ્‌ને ઘણું થોડુંજ કાર્ય બાકી રહે. વિદ્યા અને તપ એ બે બ્રાહ્મણોની આંખો છે.

બ્રાહ્મણોના કરતાં બ્રાહ્મણ પત્નિઓમાં ભયંકર અજ્ઞાન ફેલાઇ ગયું છે. સોએ બે પાંચ ટકા બાદ કરતાં, તમામ બ્રાહ્મણો સ્ત્રીના દુઃખથી પીડાય છે. પંડિતજીનો સત્કાર સૌ કરે, પણ ઋષિપત્નિ પંડિતજી સામે ભવાં ચડાવે-ન કહેવાનાં વચન કહે. ધંધારોજગારમાં બ્રાહ્મણ સુખી હોય, પણ તેના ઘરની વ્યવસ્થા જોઇને ખાત્રી થાય, કે ગૃહલક્ષ્મી ઉકરડે ઉભાં છે. ભણવું અને ભણાવવું, એ જેમ બ્રાહ્મણનું કર્તવ્ય છે, તેમ બ્રાહ્મણ-સ્ત્રીઓનું પણ કર્તવ્ય છે. સુધરેલી કેળવણી લઇને, ગમે તેમ સ્વચ્છંદે વર્તવું-ધણીને ધમકાવવો, અગર કુંવારાં રહીને ગમે તેની સાથે પરણવું, તે વિદ્યા નથી, તેતો અવિદ્યા છે. તે વિદ્યા તો આપણી ઉન્નતિને કાપનાર કરવતી છે. બ્રાહ્મણ સ્ત્રીઓ ધર્મની માતાઓ છે. તેઓએ ધાર્મિક શીક્ષણ લઇને પ્રથમતો પોતાનો ગૃહસ્થાશ્રમ આદર્શ બનાવવો જોઈએ. પોતાનો અને સમાજની સ્ત્રીઓનો આલોક અને પરલોક સુધરે, એવાં ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ કરવો જોઇએ. ભાગવત, રામાયણ અને મહાભારત-આ ત્રણ ગ્રન્થો પૂર્ણપણે ભણાય તો ઘણું સારૂં-પણ તેમ ન બને તો-તેની મુખ્ય મુખ્ય વાતો તો અવસ્ય જાણવી જોઇએ. ગીતા અને ચંડિપાઠ મુખે થઈ જવાં જોઇએ. થોડાં સ્તોત્રો અને ભજનો મુખપાઠ રાખવાં જોઈએ. સ્ત્રીસમાજમાં ઉપદેશ કરવા જેટલી શક્તિ, અવસ્ય મેળવવી જોઇએ. [ ઉત્તમ ચારિત્રવાન્ હોય, તેજ ઉપદેશ કરી શકે, એ વાતને લક્ષ્યમાં રાખીને ઉત્તમ ચારિત્રવાન્ થવા માટે, મરતાં સુધી પ્રયત્ન કરવો જોઇએ.] સ્ત્રીનો અવતાર અધમમાં અધમ ગણાય છે, પણ પ્રભુચરણમાં જોડાય, તો જીવન સફળ ગણાય છે. વિધવા અગર નિરાધાર બ્રાહ્મણ સ્ત્રીઓ, જ્યાં ત્યાં રસોઇ કરવા રહીને, શીયળના ભયમાં પેસે છે; તેના કરતાં ઘેર બેઠાં જે કામ મળે તે કરી લઈ, પોતે સદાચાર પાળી, બીજાને પાળતાં શીખવે; પોતે ભણીને બીજાને ભણાવે; પોતે પ્રભુ ગુણાર્વિંદ સાંભળીને, બીજી બ્હેનોને સંભળાવે; તો અમે તેમને ખાત્રીપૂર્વક કહીએ છીએ કે-' વિશ્વંભર તેમનો આ લોક અને પરલોક બેઉ સુધારે. તેમની માનવ મુસાફરી સુખરૂપ થાય. અરે ! વધારે શું કહીએ ! પ્રભુ તેમની પાસે ઉભો ઉભો નાચે; કારણ કે-સ્ત્રી તો પ્રેમની પુતળી છે.× સેવાનું સદન છે.* નમ્રતાનું નગર છે-તીતીક્ષાની તર છે. ( પંદર વરસની બેન રાંડી હોય, તો જીંદગીભર બ્રહ્મચર્ય પાળીને, તપસ્વી બને, અને સાઠ વરસના રણછોડ કાકા રાંડયા હોય, તો કલપ લગાવી-મોંમાં દાંતનું ચોકઠું ઘાલી, પરણવા દોડે. )

પ્રભુ સૌને સદ્‌બુદ્ધિ આપે, એવી પ્રાર્થના કરીને, આગળ વધીએ—

---

×ધણીના પ્રેમની ખાતર, પિયરનો ત્યાગ કરીને, ધણીને ઘેર દાસી બનીને રહે છે.

*પતિની, પોતાનાં સાસરીયાંની અને પોતાનાં બાળકોની સેવા સ્ત્રી કરે છે, એટલુંજ નહીં પણ-આખી મીલ્કતનો માલીક થનારો પુત્ર-માતાપિતાની સેવા રોતો રોતો કરે, અગર કોઇ પાસે સેવા કરાવે, અને બાર માસે માત્ર એક સાડલો લેનારી પુત્રી, રાજી થઇને, માતાપિતાની-ગમે તે સેવા-કરે. માટે સ્ત્રી સેવાનું સદન છે.

અસુરોની શીખામણ પૂરી થઇ રહી. હવે તે સંબંધી શુકદેવજી ઉપસંહાર કરે છે—

**श्रीशुक उवाच—**

**एवं दुर्मंत्रिभिः कंसः, सह संमंत्र्य दुर्मतिः ॥**
**ब्रह्महिंसां हितं मेने, कालपाशावृतोऽसुरः ॥ ४३ ॥**
**संदिश्य साधुलोकस्य, कदने कदनप्रियान् ॥**
**कामरूपधरान् दिक्षु, दानवान्गृहमाविशत् ॥ ४४ ॥**

અર્થ—(શ્રી શુકદેવજી કહે છે કે—) દુષ્ટબુદ્ધિવાળા મંત્રિઓની સાથે, ઉપર પ્રમાણે સલાહ કરીને, કાળપાશથી ઘેરાએલા, દુષ્ટબુદ્ધિવાળા કંસે બ્રાહ્મણોની હિંસાને પોતાના હિતરૂપ માની. પછી મરજીમાં આવે એવા રૂપ ધરનારા, અને કોઇને દુઃખ દેવું, એજ જેમને વ્હાલું છે, એવા અસુરોને ચારે તરફથી સત્પુરૂષોને પીડવાની આજ્ઞા કરીને, કંસ પોતાના ઘરમાં ગયો. (૪૩-૪૪)

૪૩ વિવેચન—

કંસે ક્ષત્રિય થઇને બ્રાહ્મણોની હિંસાને, પોતાના હિતરૂપ કેમ માની?—તેના ઉત્તરમાં કંસને-**दुर्मतिः**, **कालपाशावृतः** અને **असुरः** એવાં ત્રણ વિશેષણો લગાડયાં છે. બ્રાહ્મણોના નાશનું શું પરિણામ આવશે, તેનું મંત્રિઓને ભાન નથી, માટે તેમને **दुर्मंत्रिणः** કહ્યા છે.

થોડીવાર પહેલાં દેવકીના કારાગૃહમાં આપણે કંસનાં દર્શન કર્યાં હતાં. કંસની જ્ઞાનચર્ચા પણ આપણે સાંભળી હતી. તે વખતે વસુદેવજીએ કંસને '**हे महाभाग!**-હે મહાત્મા કંસ!' એમ કહ્યું હતું. તેજ કંસ અત્યારે કોઇ બીજા રૂપમાં ઉભેલો જણાય છે. તેનું કારણ દુઃસંગ છે. ઘર ચણવામાં જેવી તેવી ઈંટો, જેવો તેવો ચુનો અને જેવું તેવું લાકડું વાપરવું ગમતું નથી; જેવો તેવો કારીગર પણ ગમતો નથી. સારા માલની સાથે કારીગર પણ સારો જોઇએ. જીંદગી ચણવામાં, સારા વિચારો અને સારા સલાહકાર જોઇએ. ઘર ચણવાની બાબતમાં આપણે જેટલી કાળજી રાખીએ છીએ, તેના અરધા ભાગની કાળજી, જીંદગી ચણવામાં રાખતા નથી. તેને પરિણામે આપણે દુઃખી છીએ. ખસ વિગેરે ચેપી રોગવાળાથી ડરીને આપણે આપણું આરોગ્ય સાચવીએ છીએ; પણ પાપી પુરૂષોના વિચારથી ડરીને, આપણા મનની આરોગ્યતા સાચવતા નથી.

૪૪ વિવેચન—

**कदनप्रियाः—कदनं** એટલે દુઃખ. પારકાને દુઃખ કરે, ત્યારેજ પોતાને આનંદ થાય તે પુરૂષ કદનપ્રિય ગણાય છે.

---

૪૩-૪૪ પદચ્છેદ—**कालपाशावृतः**-કાળપાશથી ઘેરાએલો **दुर्मतिः कंसः**-દુષ્ટ મતિવાળો કંસ **एवं दुर्मंत्रिभिः सह**-ઉપર પ્રમાણે દુષ્ટબુદ્ધિવાળા મંત્રિઓ સાથે **संमंत्र्य**-વિચાર કરીને **ब्रह्महिंसां हितं मेने**-બ્રાહ્મણોની હિંસાને પોતાના હિતરૂપ માની પછી **कामरूपधरान्**-મરજીમાં આવે એવા રૂપ ધરનારા. **कदनप्रियान् इति दानवान्**-કોઇને દુઃખ દેવું એજ જેમને વ્હાલું છે એવા દાનવોને **दिक्षु**-ચારે તરફ **साधुलोकस्य कदने**-સંત પુરૂષોને દુઃખ દેવાની બાબતમાં **संदिश्य**-આજ્ઞા કરીને. **गृहं आविशत्**-ઘરમાં પેઠો.

ચોપાઇ—ખલન હૃદય અતિ તાપ વિશેખી, જરહિ સદા પર સંપતિ દેખી;
જહાં તહાં નિંદા સુનહિ પરાઈ, હર્ષહિ મનહુ પરીનિધિ પાઇ.
કામ ક્રોધ મદ લોભ પરાયન, નિર્દય કપટી કુટિલ મલાયન;
વૈર અકારણુ સબ કાહુસો, કરહિત અનહિત તાહુસો.
ઝુઠૈ લેના ઝુઠૈ દેના, ઝુઠૈ ભોજન ઝુઠૈ ચબેના;
બોલહિ બચન મધુર જિમિ મોરા, ખાહિ મહા અહિ હૃદય કઠોરા.

× × × × × ×

કાહુકી જો સુનહિ બડાઇ, શ્વાસ લેહિ જનુ જુડિ આઇ;
જબ કાહુકી દેખહિ વિપતિ, સુખ હોઈ માનહુ જગતૃપતિ.

× × × × × ×

અવગુણુસિંધુ મંદમતિ કામી, વેદ વિદુષક પરધન સ્વામી;
વિપ્રદ્રોહ પરદ્રોહ વિશેખી, દંભ કપટ જિય ધરે સુવેશી.

દોહરો—એસે અધમ મનુજ ખલ, કૃતયુગ ત્રેતા નાંહિ;
દ્વાપર કછુક વૃંદ બહુ, હુઇ હૈ કલિયુગમાંહિ. સીયાવર૦

વિગેરે-વિગેરે—આવા અસુરો પહેલાં હતા, અને હવે નથી, એમ કાંઇ નહિં. જ્યાં જ્યાં ઉપર જણાવ્યાં તે લક્ષણો હોય, તે તમામ મનુષ્યરૂપે અસુર સમજવા. અસુર મરીને દેવ થવું હોય, તેમણે તે લક્ષણો તજવાં જોઇએ.

आशापाशशतैर्बद्धाः, कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थ-मन्यायेनार्थसंचयान् ॥१२॥ [ગીતા અ. ૧૬.]

વિગેરે શ્લોક આસુરીસંપત્તિવાળા જીવોનું વર્ણન કરે છે. તે તમામમાંથી સાર એ છે કે—

दैवीसंपद्विमोक्षाय, निबंधायासुरी मता ॥ ५ ॥

દૈવી સંપત્તિ મુક્તિદાતા છે, અને આસુરી સંપત્તિ બંધન કરનારી છે.

**कामरूपधरान्**—સિંહ ભૂખ્યો મરે, પણુ ખડ ન ખાય, તેમ સત્પુરૂષ ગમે એવો દુ:ખી થાય, પણ ખોટું કામ કરે નહિં. ખાનદાન વિધવા ગમે એટલી મુંઝાય, પણ વિષય-લંપટ થાય નહિં. તેથી જેઓ વિપરીત-ઉલટા-છે, તેઓ પોતાનો સ્વાર્થ સાધવા માટે, ગમે-એવાં રૂપ ધારણુ કરે છે. ગમે એવાં નીચ કામો પણુ કરી શકે છે.

હવે આગળ વધીએ—

**ते वै रजःप्रकृतयस्–तमसा मूढचेतसः ॥**
**सतां विद्वेषमाचेरु–रारादागतमृत्यवः ॥ ४५ ॥**

૪૫ પદચ્છેદ—**रजःप्रकृतिः येषां ते रजःप्रकृतयः इति ते**-રજોગુણી દાનવો. **तमसा मूढचेतसः**-તમોગુણથી જેમનાં ચિત્ત મૂઢ બની ગયાં છે એવા દાનવોએ **आरात्**-પાસે **आगतः मृत्युः येषां ते-आगतमृत्यवः**-જેમનું મૃત્યુ આવી પહોંચ્યું છે એવા દાનવોએ **सतां विद्वेषं आचेरुः**-સત્પુરૂષોનો દ્વેષ શરૂ કર્યો.

**आयुः श्रियं यशो धर्मं, लोकानाशिष एव च ॥**
**हंति श्रेयांसि सर्वाणि, पुंसो महदतिक्रमः ॥ ४६ ॥**

**इति श्रीभागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे चतुर्थोऽध्याय संपूर्णः ॥**

અર્થ—તમોગુણથી જેમનાં ચિત્ત મૂઢ બની ગયાં હતાં, અને જેમને મૃત્યુ પાસે આવ્યું હતું, એવા રજોગુણી અસુર લોકોએ, સત્પુરૂષોનો દ્વેષ કરવાનું કાર્ય શરૂ કર્યું. (૪૫) [શુકદેવજી કહે છે કે–હે રાજન્ !] મોટા પુરૂષનો અપરાધ, આયુષ્ય–લક્ષ્મી–યશ–ધર્મ સ્વર્ગાદિક લોકોની પ્રાપ્તિ અને સુખ વિગેરે તમામ કલ્યાણોનો–નાશ કરે છે. (૪૬)

૪૫ વિવેચન—

ચોપાઈ—' મર્કટ તે વળી મદિરા પીએ, અને અખા એથી સૌકો બીહે. '

સ્વભાવે અસુર, અને તેમને તોફાન કરવાની આજ્ઞા મળી. એટલે બાકી શું રહે ! અસુરોએ સંતોને પીડવા માંડયા. અજવાળાનું વેરી અંધારૂં, તો અંધારાનું વેરી અજવાળું. '**आगतमृत्यवः** શબ્દ મૂકીને જણાવ્યું છે કે–આ તોફાનનું ફળ, તેમને થોડા સમયમાં, મૃત્યુરૂપે મળશે.

૪૬ વિવેચન—

**महतः अतिक्रमः**-સત્પુરૂષનો અપરાધ. સત્પુરૂષના અપરાધથી શું શું નાશ પામે તે આ શ્લોકમાં જણાવ્યું છે.

**सर्वाणि**-શબ્દ મૂકીને સૂચવે છે કે-' આ સિવાય બીજાં ' સુખનો પણ નાશ થાય છે. રાતદિવસ રાજાની સેવા કરનારને, જો કોઇ પજવે, તો રાજા તે પજવનારને અનેક રીતે પજવે છે. તેમ રાત દિવસ શ્રીહરિની સેવામાં રહેનારને કોઈ પજવે, તો સર્વશક્તિમાન્ પ્રભુ તેમને કેમ ન પજવે ! નરસિંહ મહેતાને માંડળીક રાજાએ પજવ્યા હતા. પરિણામે માંડળીક રાજ્યથી ભ્રષ્ટ–ધર્મથી ભ્રષ્ટ–કુટુંબથી ભ્રષ્ટ, અને આખરે અહીં અમદાવાદમાં એક સામાન્ય મુસલમાન તરીકે મરણ પામ્યો. તેની કબર અહીં કંદોઇ ઓળમાં છે. રાજાની નોકરી કરે, તેનો રાજ્યમાં સૌ સત્કાર કરે, માત્ર ગાંડો હોય, તે રાજ્યસેવકને પજવે. તેમ પ્રભુની નોકરી કરે, તેનો પ્રભુના રાજ્યમાં–સંસારમાં–સૌ સત્કાર કરે; માત્ર ગાંડો–આસુરી સંપત્તિવાળો જીવ–ભગવદ્ ભક્તોને પીડે.

ઇતિ શ્રીમન્મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધનો ચોથો અધ્યાય સમાપ્ત. બોલીએ હરિ–બોલો શ્રીકૃષ્ણ બળદેવકી જય.

આ જે કાંઇ લખ્યું તે ભગવદ્ કૃપાથી અને આપના સૌના ભાવથી. આ ટીકા જ્યાં જ્યાં વાંચો, ત્યાં સાથે સાથે અમારા જયશ્રીકૃષ્ણ પણ વાંચશોજી.

**અમદાવાદ**, મોક્ષમંદિર
સંવત ૧૯૮૩ શ્રાવણ સુદી ૧૧ } લી. સેવક **રામશંકર મોનજી ભટ.**

---

૪૬ પદચ્છેદ—**महतः अतिक्रमः**-મોટા પુરૂષનો અપરાધ. **पुंसः**-મનુષ્યના **आयुः श्रियं यशः धर्मं**-આયુષ્ય, લક્ષ્મી, યશ, ધર્મ, **लोकान आशिषः**-સ્વર્ગાદિ લોકો અને સુખ **एव च**-અને બીજાં **सर्वाणि श्रेयांसि हंति**-સર્વે કલ્યાણોનો નાશ કરે છે.

# અધ્યાય ૫ મો.

રાગ-આર્યા.

नित्यानंदैकरसं, सच्चिन्मात्रं स्वयंज्योतिः ।
पुरुषोत्तममजमीशं, वंदे श्रीयादवाधीशम् ॥ १ ॥
भूतेष्वन्तरर्यामी, ज्ञानमयः सच्चिदानन्दः ॥
प्रकृतेः परः परमात्मा, यदुकुलतिलकः स एवायम् ॥ २ ॥
यं वर्णयितुं साक्षा-च्छ्रुतिरपि मुकेव मौनमाचरति ॥
सोऽस्माकं मनुजानां, किं वाचां गोचरो भवति ॥ ३ ॥
यद्यप्येवं विदितं, तथापि परिभाषितो भवेदेव ॥
अध्यात्मशास्त्रसारैर्-हरिचिंतनकीर्तनाभ्यासैः ॥ ४ ॥
शुद्ध्यति हि नान्तरात्मा, कृष्णपदाम्भोजभक्तिमृते ॥
वसनमिव क्षारोदैर्-भक्त्या प्रक्षाल्यते चेतः ॥ ५ ॥
मीनादिभिरवतारैर्-निहता सुरविद्विषो बहवः ॥
नितास्ते निजरूपं, तत्र च मोक्षस्य का वार्ता ॥ ६ ॥
ये यदुनन्दन निहतास्-ते तु न भूयः पुनर्भवं प्रापुः ॥
तस्मादवताराणा-मन्तर्यामी प्रवर्तकः कृष्णः ॥ ७ ॥ [ પ્રબોધભાસ્કર ]

અર્થ—અદ્વૈતમતના નાયક-ભગવાન્ શ્રીઆદ્યશંકરાચાર્યજી શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે કે-અખંડ આનંદના રસરૂપ, કેવળ સત્ચિન્મય, સ્વયંપ્રકાશ, અજન્મા, ઇશ્વર, એવા યાદવોના પતિ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમને વંદન કરૂં છઉં. (૧) જે ભૂત પ્રાણીમાત્રના અંતર્યામી, જ્ઞાનઘન, સત્ ચિત્ આનંદસ્વરૂપ, અને પ્રકૃતિથી પર પરમાત્મા છે, તે યદુકુળના તિલકરૂપ શ્રીકૃષ્ણ છે. (૨) જેનું વર્ણન કરતાં શ્રુતિઓ પણ મુંગાની માફક મૌન ધારણ કરે છે, તેમનું વર્ણન આપણા જેવા મનુષ્યોથી કેમ કરી શકાય? (૩) ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણ શ્રુતિને અગોચર છે, તોપણ અધ્યાત્મશાસ્ત્રના સારરૂપ-શ્રીહરિના ચિંતવન અને કીર્તનોના અભ્યાસવડે-શ્રીકૃષ્ણને વર્ણવી શકાય છે, અગર જાણી શકાય છે. (૪) શ્રીકૃષ્ણના ચરણકમળની ભક્તિ વિના બીજા કોઇ પણ ઉપાયથી અંતરાત્મા શુદ્ધ થતો નથી. ખાર આદિના જળથી જેમ વસ્ત્રનો મેલ કપાઇ જાય છે, તેમ ભક્તિવડે ચિત્તના મેલ ધોવાઇ જાય છે. (૫) પૂર્વે વિષ્ણુએ મચ્છકચ્છાદિક અવતારોથી ઘણા અસુરોનો નાશ કર્યો હતો. તેઓ પ્રભુ સ્વરૂપને પામ્યા હતા, ત્યારે મોક્ષનું તો કહેવુંજ શું રહ્યું? [ વૈરભાવથી ભજનારા અસુરોનો ઉદ્ધાર કર્યો છે ત્યારે-ભક્તિથી જેઓ વિષ્ણુને ભજે, તેમનો મોક્ષ થાય, તેમાં તો પુછવાનુંજ શું હોય!] (૬) જે અસુરોનો શ્રીકૃષ્ણે નાશ કર્યો હતો તે અસુરો પુનર્જન્મ પામ્યા નથી, [ત્યારે ભક્તોને પુનર્જન્મ ક્યાંથી હોય!] તેથી મચ્છ-કચ્છાદિક અવતારોના અંતર્યામી અને પ્રવર્તક શ્રીકૃષ્ણ (પોતેજ) છે. (૭)

**વિષય**—આ અધ્યાયમાં-શ્રીકૃષ્ણનું વ્રજમાં પ્રાગટ્ય, અને નંદને ઘેર ધામધૂમ.

**સૂચના**—બળદગાડીને ઢાળ આવે છે ત્યારે ગાડીવાળો કહે છે કે-' હવે સાચવીને બેસજો, નહિં તો પાઘડાં ઉડી પડશે; અને કદાચ તમે પણ ગાડીમાંથી ઉડી પડશો.' ગાડામાં કડઅનું

ભરોટું હતું. તે ઉપર એક વોરો બેઠો હતો. ઢાળ આવ્યો, ત્યારે ગાડીવાળાએ કહ્યું કે–' વોરાજી ! ઢાળ આવ્યો, નાડું પકડી રાખજો. ' કયું નાડું ? તે વોરો સમજ્યો નહિ. તેથી ગાડીના ભરોટાનું નાડું પકડવાને બદલે, વોરાજીએ પોતાના સુરવાલનું નાડું પકડી રાખ્યું. ગાડી ઢાળમાં દોડી–વોરાજી ગાડી ઉપરથી ઉડી પડયા. હવે આપણી કથામાં પણ એવો ઢાળ આવ્યો છે. સાવધાન રહેજો–હૈયું હાથ રાખજો, નહિ તો ઉડી પડશો. કારણકે હવે શ્રીકૃષ્ણ બાજી પાથરશે, અનેક લીલા–ખેલ–કરશે. તેમાંએ વસ્ત્રહરણ–લીલા, રાસલીલા, જળલીલા, સોળ હજાર એકસોને આઠ સાથે લગ્ન વિગેરે ક્રિયાઓએ, અનેક વિદ્વાનોને પણ એટલા બધા આંજી દીધા છે કે–તેઓ શ્રીકૃષ્ણનું અને શ્રીમદ્ ભાગવતનું નામ સાંભળીને ભડકે છે. તેઓ રેનાલ્ડના નોવેલ વાંચેછે, **જેને પાને પાને શૃંગાર રસ** પૂર્યો હોય, એવા નોવેલો વાંચેછે, પણ કદિ ભાગવત વાંચતા નથી–ભાગવત સાંભળતા પણ નથી. તેઓના તર્કો સાંભળીને આપણને એવો ખ્યાલ આવે, કે જાણે કીડીયો હિમાલય માપવા ચાલી. ( આ ક્રિયામાં કીડીઓનો પાર આવી જાય પણ હિમાલયનો પાર આવે નહિ. ) જેને મન–વાણી પહોંચી શકે નહિં, તેનું માપ–કામ ક્રોધ અને લોભથી ઘેરાએલા જીવો કેવી રીતે લઇ શકે ? નજ લઇ શકે.

જેનું મરણ સાત દિવસમાં નિર્માણ થયું; રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને–પુત્રપરિવારને તજીને, કરોળીઓ જેમ ત્વરાથી જાળ સંકેલી દે, તેવી રીતે જેણે ત્વરાથી સંસાર જાળ સંકેલી દીધી; અને જે પુરૂષ અનશન વ્રત લઇને ગંગાકિનારે કથામૃત પીવા બેઠો, તે પરીક્ષિતને શું શુકદેવજી જેવા તત્ત્વજ્ઞાનીએ, આવી બીભત્સ વાતો સંભળાવી હશે ? સાધારણ માણસો પણ જે વાત ન કરે, તે વાત હસ્તીનાપુરના ચક્રવર્તી રાજાને, તત્ત્વવિદ્ શુકદેવજી કરતા લાજ્યા નહિં હોય ? તે પણ ખાનગીમાં નહિં. હજારો સંત મહાત્માઓની સમક્ષ, શુકદેવજીએ પરીક્ષિતને આવી વાતો કરી. ' વૈશાક સુદી ૮ સવારમાં પાંચ ઘડી દીવસ ચડતાં, ભીમનાથ મહાદેવના ઘુમટમાં ૫૦૦ સોના મહોર દાટી છે. ' એવું બાપના ચોપડામાં વાંચીને, લાંબો ટુંકો વિચાર કર્યા વિના, પુત્રે મંદિરનું ઘુમટ તોડી નાંખ્યું. તેમાંથી પાઇએ નીકળી નહીં, અને તે ઘુમટ હતું એવું પાછું બંધાવી દેવું પડયું. પુત્રને બાપના ઉપર ઘણો તિરસ્કાર આવ્યો. પુત્રે તે ચોપડો પિતાના એક દરેલ મિત્રને બતાવ્યો. મિત્રે આગળ પાછળનો વિચાર કરી, વૈશાક સુદી ૮ મે સવારમાં પાંચ ઘડી દિવસ ચડતાં, જ્યાં ઘુમટનો પડછાયો પડયો, ત્યાં ખોદાવ્યું, તો ચોપડામાં લખ્યા પ્રમાણે મુડી પ્રાપ્ત થઈ. ત્યારે પુત્રને ખાત્રી થઇ કે–' બાપ કાંઇ ગાંડો નહોતો, કે એવી ખોટી ખોટી નોંધો ચોપડામાં કરી દે.'

શ્રી કૃષ્ણની લીલાઓમાં શંકાનું સ્થાન **ગોપીઓ** છે; પણ ગોપીઓ પૂર્વે કોણ હતી ? શા માટે તેઓએ અહીં અવતાર લીધો હતો ? શ્રી કૃષ્ણ કોણ છે ? નર, નારી કે નાન્યેત્તર ? **રાસ વખતે તેમની** ઉમર કેટલી હતી ? જેણે યમુનાનાં જળ સ્થંભાવ્યાં, જેણે પૂતનાદિ અનેક અસુરને માર્યા. રમતાં રમતાં કાળી નાગ નાથ્યો. જેણે ગોવર્ધન તોળીને વ્રજની રક્ષા કરી. જેણે જોત જોતામાં કંસ જેવા મોટા અસુરને પકડી લીધો. જે એક બે ત્રણ નહીં, પણ સોળ હજાર એકસો આઠ સ્ત્રીઓને પરણ્યા. જેણે ઉદ્ધવ અને અર્જુનને જ્ઞાનામૃતથી ન્યાલ કર્યા. ભીષ્મ, વ્યાસ, પરાશર, નારદાદિ જેને ભજી રહ્યા છે. હજી પણ અનેક રાગી વૈરાગી જેના નામની માળા જપી રહ્યા છે. જેને સર્વસ્વ સમજી ધનવાનો ધનના ઢગલા કરે છે. વિદ્વાનો સ્તુતિ કરી રહ્યા છે. જેને માટે નરસિંહ–મીરાદિ અનેક ભક્તો જગત્માં તરખલાં જેવાં બનીને રહ્યાં. તે શ્રી કૃષ્ણ શું વ્રજનો એક સામાન્ય ગોવાળીઓ હતો ? તે સંબંધમાં હું કાંઇ

કહું, તેના કરતાં, તમે પોતે તમારા પોતાના કચરાને શમાવી દઇને-નિર્મળ અંતઃકરણ કરીને, દશમસ્કંધ વાંચો. [ માત્ર શ્લોકો અને ભાષાંતર વાંચવાની હું ના કહું છઉં. કારણ કે એવું અપૂર્ણું વાંચીને જ, તમે ચગડોળે ચડયા છે. સંસ્કૃત ગ્રન્થોના માત્ર ભાષાંતરે, ઘણા નાસ્તિકોને ભમાવ્યા છે. ] તેથી શંકાઓનાં સમાધાન થાય, એવો ભગવદીયજનની ટીકાવાળો દશમસ્કંધ વાંચો.

આક્ષેપો—જેણે નિશાળ દેખી ન હોય, તે એકડાને બગડો કહે, તો તેને શું કહીએ ? પણ જે નિશાળે હમેશાં જતો હોય, તે એકડાને બગડો કહે-અગર હામાં હા મેળવે, તો તેને જરૂર ઠપકો દઇએ. તેમ જેમના અહાર વિહાર ભ્રષ્ટ છે-જેમના વિચારો આર્યોના ધાર્મિક સંસ્કારોથી ઉજળા બન્યા નથી, એવા વિધર્મીઓ ગમે તેમ બોલે. તેમની સાથે માથાકુટ કરવી, તે આંધળાને સૂર્યના દર્શન કરાવવા જેવી માથાકુટ છે. જેઓ હિંદુ છે. આર્યો છે-સનાતની છે-છતાં આહાર વિહારની નિર્મળતામાં સમજતા નથી. સુસંસ્કારી વિચારોથી પોષાયા નથી, અનાચારથી ડરતા નથી. એટલે જેઓ માત્ર નામનાજ હિંદુ છે, તેમને વિધર્મીઓની લાઇનમાં મૂકીને, મૌન રહેવું. કારણ કે-**न मां दुष्कृतिनो मूढाः, प्रपद्यंते नराधमाः। माययापहृतज्ञाना, आसुरं भावमाश्रिताः॥** [ગીતા. ૭ ૧૫.] પ્રભુએ પણ તેમને બાદ કર્યા છે. હવે બાકી રહ્યા કાંઇક સંસ્કારી આર્યો. દેવદર્શન, સંધ્યાવંદન, કથાવાર્તા-વિગેરેમાંથી કાંઇ કાંઇ કરનારા સંસ્કારી સનાતનીઓ. તે સંબંધી થોડી વાત કરીએ.

નરી આંખે ઘડીયાળનાં ચક્રો દેખાતાં નથી. સામાન્ય બુદ્ધિથી હીરા મોતીની પરીક્ષા થઈ શકતી નથી. ત્યારે જે અણુમાં અણુ છતાં મોટામાં મોટા, પાસે છતાં ઘણે દૂર, એવા અનેક વિલક્ષણ ધર્મવાળા પરમાત્મા સબંધી કાંઇક નિરૂપણુ, કેવી રીતે કરી શકાય ? શ્રી કૃષ્ણુની લીલાઓ દૈવી છે. દૈવી લીલાઓ જાણવી હોય, તો તમે પોતે પ્રથમ દૈવી બનો.

**जन्म कर्म च मे दिव्य-मेवं यो वेत्ति तत्त्वतः ॥**
**त्यक्त्वा देहं पुनर्जन्म, नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥** ગીતા. અ. ૪.

પ્રભુનાં જન્મ અને કર્મ દીવ્ય છે. તેને **તત્ત્વથી** જાણનારાં ઘણાજ ઓછાં છે. તે સંબંધમાં-શ્રીમદ્ ભાગવતમાં યમરાજા પણ બોલ્યા છે કે—

**स्वयंभूर्नारदः शंभुः, कुमारः कपिलो मनुः ।**
**प्रह्लादो जनको भीष्मो, बलिर्वैयासकिर्वयम् ॥ २० ॥**
**द्वादशैते विजानिमो, धर्मं भागवतं भटाः ।**
**गुह्यं विशुद्धं दुर्बोधं, यं ज्ञात्वामृतमश्नुते ॥ २१ ॥** [ ભાગ. ૬. ૩. ]

'આ ભાગવત ધર્મને-બ્રહ્મા, નારદ, શંભુ, સનત્કુમારો, કપિલ, મનુ, પ્રલ્હાદ, જનક, ભીષ્મ, બલિ, શુકદેવજી અને અમે માત્ર જાણીએ છઇએ. આવી વાતો પ્રથમ સ્કંધમાં પણ છે—

**न चास्य कश्चिन्निपुणेन धातु-रवैति जंतुः कुमनीष ऊतीः ।**
**नामानि रूपाणि मनोवचोभिः, संतन्वतो नटचर्यामिवाज्ञः ॥३७॥**
**स वेद धातुः पदवीं परस्य, दुरंतवीर्यस्य रथांगपाणेः ॥**
**योऽमायया संततयाऽनुवृत्त्या, भजेत तत्पादसरोजगंधम् ॥३८॥**

[ ભાગ. પ્રથમ સ્કંધ. અ. ૩. ]

ભક્તિ સંપ્રદાયો–ભક્તિ માર્ગના લગભગ તમામ સંપ્રદાયો ભાગવતને માને છે, પણ ભાગવત ધર્મમાં તેઓ એક બીજાથી ભિન્ન જણાય છે. ભિન્ન જણાવવાનું કારણ અજ્ઞાન સિવાય કાંઇ નથી. 'હિંદુઓ એકતા કરો–હિંદુઓ એકતા કરો' એવી ચારે તરફથી બૂમ સંભળાય છે, પણ સંપ્રદાયના નાયકોના જીવન તપાસશો, તો સોએ અઠ્ઠાણું ટકા તેઓ ઉંઘમાં પડયા હશે. સંપ્રદાયના રહસ્યને નહિં સમજનારા, દુરાગ્રહી અનુયાયીઓ પણ, ભયંકર ઉંઘમાં પડયા હશે. શ્રીકૃષ્ણ સૌને સદ્બુદ્ધિ આપીને, સંપ્રદાયોના દ્વાર ઉપરથી, લોભ અને પ્રતિષ્ઠાના ખોટા ડોળને હાંકી મૂકે, તો એકતાનું વાતાવરણ ફેલાતું રહે.

ભક્તિમાર્ગ અને ભાગવત—શ્રી વલ્લભસંપ્રદાયમાં ભાગવતનો જેટલો સત્કાર છે, તેટલો સત્કાર બીજા ભક્તિમાર્ગના સંપ્રદાયોમાં નથી. તે શોચનીય વાત છે. શ્રીમદ્ વલ્લભાચાર્ય શ્રીમદ્ ભાગવતને પોતાનું સર્વસ્વ–ભવસાગરમાં તરવાનું સુદૃઢ નાવ–માને છે, માટે જેમને ભક્તિમાં પ્રીતિ હોય, તેમણે ભાગવતનું સેવન કરવું. ભાગવતની સપ્તાહને બદલે સાત દિવસની ભજનસપ્તાહ થાય છે, તે ઠીક છે, ઘણું સારૂં છે, પણ એમ કરવા જતાં, ભાગવતનો મહિમા સરી ન પડે, તે ખાસ ધ્યાન રાખવું ઘટે છે.

વેદાંતના અદ્વૈત સિદ્ધાંતના નાયક ભગવાન્ શ્રી આદ્ય શંકરાચાર્યનું ઉપલું મંગળાચરણનું સ્તોત્ર વાંચીને આપને ખાત્રી થઇ હશે કે–જેઓ વેદાંતના રહસ્યને સમજ્યા છે, તેઓ પ્રભુમાં અને પ્રભુના અવતારોમાં વિતર્કો કરતા નથી.

**त्रयी सांख्यं योगः, पशुपतिमतं वैष्णवमिति ।**
**प्रभिन्ने प्रस्थाने, परमिदमदः पथ्यमिति च ॥**
**रुचीनां वैचित्र्या-दृजुकुटिलनानापथजुषां ।**
**नृणामेको गम्यस्-त्वमसि पयसामर्णव इव ॥७॥** [ શિવમહિમ્ન સ્તોત્રમ્ ]

**सर्वेषां प्रस्थानकर्तृणां मुनीनां विवर्तवादपर्यवसानेन अद्वितीयपरमेश्वर एव प्रतिपादने तात्पर्यं । न हि ते मुनयो भ्रान्ताः, सर्वज्ञत्वात्तेषां । किन्तु बहिर्विषयप्रवणानामापाततः पुरुषार्थे प्रवेशो न संभवतीति नास्तिक्यवारणाय तैः प्रकारभेदाः प्रदर्शिताः । तत्र तेषां तात्पर्यं बुद्ध्वा वेदविरुद्धेऽप्यर्थे तात्पर्यमुत्प्रेक्षमाणास्तन्मतयो वोपादेयत्वेन गृह्णन्ते जना नानपथजुषो भवन्ति ॥**

અદ્વૈત સિદ્ધિના લેખક સ્વામીશ્રી મધુસૂદનસરસ્વતી પણ વિષ્ણુ અને વિષ્ણુના અવતારોને માને છે. વિગેરે—

યોગ તથા વેદાંતનું માત્ર શ્રવણ કરનારા, પણ મનન અને નિદિધ્યાસન દ્વારા, જેઓ જરા પણ તે વિષયમાં આગળ વધી શકયા નથી–ત્યાંના ત્યાંજ–વેદાંતના દરવાજાની બહારના બહારજ હજી ઉભા છે, તેઓ સવેળાએ સમજી જઇને ભક્તિદ્વારા પ્રભુને પામે, તો તેમનાં ભાગ્ય છે. શુષ્કવેદાંતિ બનીને જેઓ ભક્તિના દ્વારથી પણ વિમુખ રહે છે, તેઓ ખરેખર દયા પાત્ર છે. તેઓ ઋષિઓના ભાવને સમજ્યા નથી.

ચોપાઇ—જે અસ ભક્તિ જાની પરહરહીં. કેવલ જ્ઞાનહેતુ શ્રમ કરહીં;
તે જડ કામધેનુ ગૃહ ત્યાગી, ખોજત આક ફીરહિ પય લાગી.

સુનુ ખગેશ હરિભક્તિ વિહાઇ, જો સુખ ચાહહિ આન ઉપાઇ;
તે શઠ મહાસિંધુ બીનુ તરણી, પૈરિ પાર ચાહત જડ કરણી.

[ મોક્ષવાણી પાનું ૮૯. ]

વેદાંત તથા યોગના શ્રવણની સામગ્રિ, ભક્તિને રસ્તે ઘણીજ ઉપયોગી થઇ પડે છે, માટે તેનો અનાદર કરવાની આ વાત નથી. માત્ર કહેવાનો ભાવ એ છે કે-વેદાંત અને યોગમાં જેઓ પ્રગતિ ન કરી શકતા હોય, તેમણે ભક્તિને રસ્તે થઇને-શ્રીમદ્‌ભાગવતને રસ્તે થઇને-મૃત્યુ આવે તે પહેલાં, પ્રભુને પામવું.

વેદાંત તથા યોગદ્વારા જેમનું કલ્યાણ થઇ શકે, તેવા ઉત્તમ અધિકારીને અટકાવવા-સમજાવવા-અમારો આગ્રહ નથી. તે રસ્તે જેઓ ખોટું ડોળ કરીને, વખત ગુમાવે છે. શુષ્ક વેદાંતી થઇને ઘરમાં ને ઘરમાં-સનાતન ધર્મમાં-લડી મરે છે. તેમને અમારી પ્રાર્થના છે કે-નિવૃત્ત ચિત્તથી, દશમસ્કંધની આ ટીકા વાંચો.

કેટલાએક સંકોચિત વિચારના વેદાંતીઓ, સનાતન ધર્મને નાનકડો સમજીને, તેમાં માત્ર વેદાંતનેજ સમાવે છે. આ પણ વાસીદે સાંબેલું ચાલ્યું જાય, એવી ગેરસમજ છે. સનાતન ધર્મનો વિસ્તાર ઘણો છે. તે વિસ્તારને ટુંકો કરવા કરતાં, વિસ્તારમાં જ્યાં જ્યાં બગાડ હોય, ત્યાં ત્યાં ધીરજ અને ખંતથી સુધારો કરવો તે સારૂં છે.

પુરાણો શું છે?—'પરમ તત્ત્વજ્ઞાનની પેટી રૂપ વેદ છે. તેનું તાળું ખોલી, તેની સામગ્રી સમજવાની કુંચી, ઉપનિષદો તથા છ શાસ્ત્રો છે. તે સમગ્રનું દૃષ્ટાંત આપીને યથાર્થ અવલોકન કરાવનાર દીપક પુરાણો છે. વિગેરે' ઉપર પ્રમાણે અદ્વૈતવાદી સદ્‌ગત મણિભાઇ નભુભાઇ ઇ. સ. ૧૮૮૯ માં સ્ટોક હૉલમાં ભરાએલી આઠમી ઇન્ટર નેશનલ કોંગ્રેસ ઓફ ઓરીઅન્ટાલિસ્ટસ આગળ બોલ્યા હતા. પુરાણોમાં પણ શ્રીમદ્ ભાગવત ઘણું ઉત્તમ ગણાયું છે. શુકપરીક્ષિતના સંવાદ રૂપ ભાગવતને ઘણાં વરસ થયાં, છતાં હજી તે સંવાદની કથા જ્યાં ત્યાં થાય છે. તે પ્રથા સૂચવે છે કે-તેમાં કાંઇક વિશેષ છે,

**શ્રીકૃષ્ણની બંસી**—શ્રીકૃષ્ણ ભગવાનની બંસીના સ્વરના માધુર્ય પાસે, મનુષ્યના ઉત્તમમાં ઉત્તમ સુરો બેસુરા લાગે છે. તોપણ નરસિંહ, મિરાં, તુકારામાદિ અનેક ભક્તોએ, પોતે જે કાંઇ જાણ્યું અને અનુભવ્યું તે ગાયુંછે. બાકી એ વિષય ક્યાં! અને આપણી બુદ્ધિ ક્યાં! આપણી શક્તિ કેટલી! અને તેનો વિસ્તાર કેટલો! આ બાબતનો વિચાર કરતાં વિશેષ શક્તિની અપેક્ષા રહે છે.

રસ અને ભાવનાઓ—પ્રભુએ તો ઘણા અવતાર લીધા; પણ કૃષ્ણરૂપે અવતાર લઇને, જે રસ છલકાવ્યો, તે રસ કોઇએ છલકાવ્યો નથી. હવે પાંચમો અધ્યાય શરૂ કરીએ. સાવધાનતાપૂર્વક સાંભળો. બોલો શ્રીકૃષ્ણબળદેવકી જય.

# પાંચમો અધ્યાય.

**નોંધ**—૧ થી ૧૮ શ્લોકમાં શ્રીકૃષ્ણનો જન્મોત્સવ છે. ૧૯ થી નંદરાય મથુરા કર ભરવા જાય છે તે કથા છે.

પુત્રનો જન્મ સાંભળીને નંદરાય શું કરે છે તે સાંભળોઃ—

**श्रीशुक उवाच—**

**नन्दस्त्वात्मज उत्पन्ने, जाताह्लादो महामनाः ॥**
**आहूय विप्रान्दैवज्ञान्, स्नातः शुचिरलंकृतः ॥ १ ॥**
**वाचयित्वा स्वस्त्ययनं, ज[illegible]त्मजस्य वै ॥**
**कारयामास विधिवत्, पितृदे[illegible]र्चनं तथा ॥ २ ॥**

અર્થ—પુત્રના જન્મથી જેઓ રાજી થઇ ગયા હતા, અને જેઓ ઉદાર મનના હતા, તે નંદરાયે સ્નાન કરી પવિત્ર થઇને, અલંકાર ધારણ કર્યા. પછી ભવિષ્યવેત્તા બ્રાહ્મણોને બોલાવીને, પુત્રનું સ્વસ્તિવાચન કરાવીને, જાતકર્મ સંસ્કાર કરાવ્યો. પછી પિતૃ અને દેવતાઓનું વિધિ પ્રમાણે પૂજન કરાવ્યું. [૧–૨]

૧–૨ વિવેચન—

**નંદ કોણ?**—આ વાત આગળ ૮મા અધ્યાયમાં આવશે. પણ થોડી સૂચના આપી દઉં, તો ઠીક પડશે. ભાવથી સાંભળો—આઠ વસુઓમાં ઉત્તમ **દ્રોણવસુ** અને તેની સ્ત્રી **ધરા.** આ બેઉએ તપ કરીને બ્રહ્માજીને પ્રસન્ન કર્યા હતા. 'જગત્‌ના નાથ વિષ્ણુભગવાનમાં અમને પરમ ભક્તિ થાય' એવું વરદાન માગતાં, બ્રહ્માજીએ 'તથાસ્તુ' કહ્યું. માતાપિતા બાળક પ્રત્યે જે ભક્તિ–સેવા અગર ભાવ બતાવે છે તે જગત્‌માં ક્યાંઈ જોવામાં આવતાં નથી, માટે તેમને ઘેર પુત્રરૂપે પરમભક્તિ દેવા પ્રભુ પધાર્યા. દ્રોણ નંદ બન્યા, અને ધરા યશોદા બન્યાં. આતો નંદનું આંતરસ્વરૂપ આલેખ્યું; હવે તેના બાહ્ય સ્વરૂપની વાત કરીએ—

વસુદેવના મામા વ્રજની ગોવાળણને પરણ્યા હતા. આ વાત ભાગવતની તોષણીસાર નામની ટીકામાં છે. અને સ્કંદ પુરાણમાં છે. મધ્વાચાર્યે ભારતતાત્પર્ય ગ્રન્થમાં નંદજીને વૈશ્ય કન્યાથી ઉત્પન્ન થએલા કહ્યા છે. વસુદેવના મામાના પુત્ર નંદજી તે વ્રજ દેશના રાજા, અને કંસના ખંડીયા રાજા હતા. તેઓ ગોકુળમાં રહેતા હતા.

---

૧–૨ પદચ્છેદ—**आत्मजे उत्पन्ने**–પુત્રનો જન્મ થવાથી. **जातः आह्लादः यस्य सः जाताह्लादः**–જેને આનંદ થયો હતો એવા **महत् मनः यस्य सः महामनाः**–અને ઉદાર મનના **नंदः तु**–નંદરાયજી પણ **स्नातः**–સ્નાન કરી લઇને. **शुचिरलंकृतः**–પવિત્ર થઈને–શણગાર ધારણ કરી લઇને **दैवं जानंति इति दैवज्ञाः तान्**–ભવિષ્ય જાણનાર **विप्रान् आहूय**–બ્રાહ્મણોને બોલાવીને [ **स्वस्तिः** ( કલ્યાણ અવ્યય છે. ) **ईयते** ( પ્રાપ્ત થાય છે ) **अनेन इति स्वस्त्ययनं** ] **आत्मजस्य स्वस्त्ययनं वाचयित्वा**–પુત્રનું સ્વસ્તિવાચન કરાવીને. **आत्मजस्य जातकर्म कारयामास**–પુત્રનું જાતકર્મ કરાવ્યું. **तथा**–અને **पितृदेवार्चनं विधिवत्**–પિતૃ અને દેવોનું વિધિ પ્રમાણે પૂજન કરાવ્યું.

**स्नातः शुचिः अलंकृतः**—તે ત્રણે નંદજીનાં વિશેષણો છે. નાહીને પવિત્ર થઇને અને વસ્ત્રાદિક શણગાર ધારણ કરીને નંદજી જાતકર્માદિક ક્રિયામાં જોડાયા. **शुचिः**—એટલે નિર્મળ અંતઃકરણથી. મનથી નિવૃત્ત થઇને કોઇપણ સત્કર્મમાં જોડાવું જોઇએ. એ ભાવ છે.

**आत्मजः-पितुः पुत्रः**—વાસ્તવિક રીતે જોતાં શ્રીકૃષ્ણ વસુદેવના અગર નંદના વીર્યથી ઉત્પન્ન થયા નથી, અને તેથી **શ્રીકૃષ્ણ** તે બન્નેના પુત્ર નથી. છતાં પ્રથમ શ્લોકમાં શ્રીકૃષ્ણને નંદના **આત્મજ** તરીકે શ્રીશુકદેવજીએ કેમ જણાવ્યા છે? તે સંબંધમાં જાણવાનું કે–યોગમાયાના બળથી, નંદજીના જાણવામાં એમ હતું કે-તે યશોદાનો જ પુત્ર હતો–એટલે પોતાનોજ પુત્ર હતો. ગર્ગાચાર્યે પણ આ વાત ગુપ્ત રાખી હતી. આ પ્રમાણે થાય, તોજ–પુત્રભાવ પ્રગટે–અને કંસ અંધારામાં રહે.

**महामनाः**—મોટા મનવાળા નંદજી. તે શબ્દ નંદજીના મનની ઉદારતા સૂચવે છે.

**जाताह्लादः**—પુત્ર જન્મથી સાધારણ રીતે આનંદ થાય. તેમાંએ વૃદ્ધાવસ્થામાં પ્રજા-પ્રાપ્ત થાય, અને પ્રજામાં પણ **પુત્ર** પ્રાપ્ત થાય, ત્યારે આનંદનો પાર રહે નહિં. તેમાંએ વળી નિર્ધનને ઘેર પુત્રનો જન્મ થાય, તે તો ઠીક; પણ ધનવાનને ઘેર પુત્ર અવતરે, ત્યારે આનંદનો પાર રહે નહિં-કાર્ય દીપી નીકળે.

**दैवज्ञान् विप्रान्**—જાતકર્મની ક્રિયામાં ચોઘડીયાં, નક્ષત્ર વિગેરે જાણવાની જરૂર પડે છે. તે પુત્ર કેવો થશે?' તે વાત પણ જન્માક્ષરથી સિદ્ધ થાય છે. માટે જાતકર્મક્રિયામાં જોતીષ જાણનાર બ્રાહ્મણોને નંદજીએ બોલાવ્યા હતા.

અધ્યાત્મદૃષ્ટિથી જોઇએ તો–વ્રજ મનુષ્ય દેહ છે. નંદ સદ્‌ભાવ છે, યશોદા સદ્‌બુદ્ધિ છે; ગોપગોપીઓ સદ્‌વૃત્તિઓ છે. આવો સુંદર સાજ જ્યાં હોય–આવી દૈવી સંપત્તિ જ્યાં પ્રાપ્ત થઇ હોય, ત્યાં પ્રભુ રાજી થઈને પ્રગટે. **सत्त्वं सुखे संजयति।** સત્ત્વગુણ સુખમાં જોડે છે.

**જાતકર્માદિ સંસ્કાર—શું** ભક્તિમાર્ગમાં જાતકર્માદિ સંસ્કાર કરવા પડતા હશે?—

> **सुरूपाऽपि यथा नारी, वस्त्रालंकारवर्जिता।**
> **न शोभते तथा भक्तिर्-धर्मादिरहिता नृणाम् ॥ १ ॥**
> **देशकालस्वभावादेः, क्वचिद्वैषम्यसम्भवे।**
> **धर्मादिवर्जिता भक्तिस्-तिरोधत्ते तडिद्यथा ॥ २ ॥**
> **युक्ता धर्मादिभिः सा तु, क्वापि विघ्नैर्महापदि।**
> **अचला नाभिभूयेत, ह्यासारैरद्रिराडिव ॥ ३ ॥**
> **श्रुतिः स्मृतिर्ममैवाज्ञा, यस्तामुल्लङ्घ्य वर्तते।**
> **आज्ञाभंगी मम द्वेषी, स मद्भक्तो न वै धरे ॥ ४ ॥**
> **अपहाय निजधर्मं, कृष्णकृष्णेति वादिनः।**
> **ते हरेर्द्वेषिणो, ज्ञेया, धर्मार्थं जन्म यद्धरेः ॥ ५ ॥**

**અર્થ**—સ્ત્રી ગમે એવી સુંદર હોય, પણ તે વસ્ત્રાલંકાર વિના શોભતી નથી, તેમ ભક્તિ પણ ધર્માદિ સંસ્કારો વિના શોભતિ નથી. [૧] [ કદિ કોઇ કહે કે 'કેમ ના શોભે.' તો તેનો હવે ખુલાસો કરે છે. ] કારણ કે જ્યાં સુધી દેશ, કાળ અને સ્વભાવની અનુકુળતા હોય ત્યાં સુધી તે ભક્તિ ટકી શકે, પણ જ્યારે દેશ, કાળ અને સ્વભાવ પ્રતિકુળ થાય, ત્યારે ભક્તિ વિજળીની માફક ઉડી જાય. (૨) પ્રબળ મેઘની ધારા પડે છે, ત્યારે ઇમારતો તુટી પડે

છે, પણ પર્વત તુટી પડતા નથી. તેમ જ્ઞાન અને વૈરાગ્યથી યુક્ત થએલી ભક્તિ મહાન્ વિઘ્નોથી અને આપત્તિઓથી પરાભવ પામતી નથી. (૩) ઇશ્વર પોતે પૃથ્વીને કહે છે કે ' હે ધરા! શ્રુતિ અને સ્મૃતિ મારી આજ્ઞાઓ છે. તેમનું ઉલ્લંઘન કરીને વર્તનારો આજ્ઞાભંગી મારો દ્વેષી છે. તે ભક્ત નથી. પોતાના વર્ણાશ્રમનો ત્યાગ કરીને, માત્ર કૃષ્ણ કૃષ્ણ કહેનારાઓને શ્રીહરિના દ્વેષી જાણવા, કારણ કે શ્રીહરિનો જન્મજ ધર્મનું સ્થાપન કરવા માટે થાય છે. [૪–૫]

કેટલાએકની માન્યતા એવી છે કે–' ભક્તિમાર્ગમાં કોઇપણ પ્રકારના ( વૈદિક ) કર્મની જરૂર નથી. ' પ્રથમતો ભક્તિમાર્ગમાં આપણે ક્યાં છઈએ, તે તપાસીએ—

**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च।**
**निर्ममो निरहंकारः, समदुःखसुखः क्षमी ॥ १३ ॥**
**संतुष्टः सततं योगी, यतात्मा दृढनिश्चयः।**
**मय्यर्पितमनोबुद्धिर्-यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥**
**यस्मान्नो द्विजते लोको, लोकान्नोद्विजते च यः।**
**हर्षामर्षभयोद्वेगैर्-मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**
**अनपेक्षः शुचिर्दक्ष, उदासीनो गतव्यथः।**
**सर्वारंभपरित्यागी, यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥**
**यो न हृष्यति न द्वेष्टि, न शोचति न कांक्षति।**
**शुभाशुभपरित्यागी, भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥**
**समः शत्रौ च मित्रे च, तथा मानापमानयोः।**
**शीतोष्णसुखदुःखेषु, समः संगविवर्जितः ॥ १८ ॥**
**तुल्यनिंदास्तुतिर्मौनी, संतुष्टो येन केनचित्।**
**अनिकेतः स्थिरमतिर्-भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥**
**ये तु धर्म्यामृतमिदं, यथोक्तं पर्युपासते ॥**
**श्रद्दधाना मत्परमा, भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥**

[ ગીતા અ. ૧૨. ]

તે તમામમાંથી સાર એ નીકળે છે કે ' જેને કોઇની સાથે રાગદ્વેષ નથી, જેને નિંદા અને સ્તુતિ સમાન છે, જે મમતા અને અહંકારથી રહિત છે, જેને સુખ અને દુઃખ સમાન છે, વિગેરે–તે મારો ભક્ત છે, ' એવું શ્રીકૃષ્ણ બોલ્યા.

ટાવરની ઘડીયાળ ઉપરથી જેમ આપણે આપણી ઘડીયાળ મેળવીએ છઇએ. તેમ શ્રીકૃષ્ણનાં આ વચન સાંભળી, આપણે આપણું ભક્તિનું જીવન તપાસીએ, તો આપણને ખાત્રી થાય કે–આપણે બહુ પાછળ છઇએ. જાતકર્માદિ સંસ્કાર આપણે તજી દેવા ન જોઇએ. ભક્તિમાં કદિ આગળ વધ્યા હોઇએ તોપણ—

**सक्ताः कर्मण्यविद्वांसो, यथा कुर्वन्ति भारत।**
**कुर्याद्विद्वांस्तथासक्तम्-चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥** [ ગીતા અ. ૩ ]

**અર્થ**—હે અર્જુન ! કર્મમાં આસક્તિ રાખવાવાળા અજ્ઞાનીની પેઠેજ, લોકહિતને ઇચ્છનારા જ્ઞાનીપુરૂષે, અનાસક્તપણે કર્મ કરવાં જોઇએ.

સાર--માટે ભક્તિમાર્ગમાં જાતકર્માદિ સંસ્કારો તજી દેવા નહિં. બાળકનો નાળ ન કપાય ત્યાંસુધી સુતકનો બાદ ન લાગે. ત્યાંસુધીમાં દાનાદિક સત્કર્મ થઇ શકે. જાતકર્મ સંસ્કાર કરવાથી માતાનો ગર્ભદોષ નાશ પામે, અને પિતાનો બીજદોષ નાશ પામે.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય-આ ત્રણે વર્ણોએ આ સંસ્કારો કરવા જોઇએ. ઉપનયન સંસ્કાર સાથે પૂર્વના સંસ્કારો કરી લેવાનો, આજકાલ રીવાજ છે. જેઓ ઉપનયન પહેરતા નથી, તેઓ ત્વરાથી શૂદ્રત્વ તરફ ચાલ્યા જાય છે. (સંવત ૧૯૮૦ ના મોક્ષપત્રિકાના પાંચમા પુસ્તકમાં ઉપનયન સંસ્કાર સંબંધી ખાસ અંક કાઢયો હતો, તે અંકમાં સંસ્કારોની કેટલી આવશ્યકતા છે, તે જણાવ્યું છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે તે અંક ખાસ વાંચવા જેવો છે. હવે તે અંકો છૂટા મળી શકતા નથી. માસીક સાથે મળે છે.)

**स्वस्त्ययनं**—સ્વસ્તિવાચન. મંત્રસહિત બ્રાહ્મણોના આશીર્વાદ.

નંદજીએ શું શું દાન આપ્યું, તે વાત હવે કહે છે—

**धेनूनां नियुते प्रादाद्-विप्रेभ्यः समलंकृते ॥**
**तिलाद्रीन्सप्त रत्नौघ-शातकौम्भाम्बरावृतान् ॥३॥**

અર્થ—નંદજીએ બ્રાહ્મણોને બે લાખ શણગારેલી ગાયો આપી, તથા રત્નોના સમુહથી અને સોનેરી વસ્ત્રો વિંટાળીને (એટલે ઢાંકીને) તલના સાત પર્વતો આપ્યા. (૩)

૩ વિવેચન—

**नियुतं**-એટલે 'એક લાખ,' અને **नियुते** એટલે 'બે લાખ.' નંદજીએ બે લાખ શણગારેલી ગાયો બ્રાહ્મણોને આપી, એ વાત સાચી હશે? એવી શંકા થાય. તેના સંબંધમાં જણાવવાનું કે-કદિ કોઇને બે લાખના આંકડા સાથે વાંધો આવતો હોય, તો તેણે 'ઘણી ગાયો' એવો અર્થ કરવો. સાર એ છે કે-નંદને ઘેર ઘણી ગાયો હતી, અને વ્રજ આબાદ હતું.

તલના સાત પર્વતો દાનમાં આપ્યા-તે સંબંધમાં ભક્તરંજની ટીકામાં લખે છે કે-'સાત ધાનના સાત પર્વતો હતા.' [શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના સત્સંગજીવન નામના ગ્રન્થમાં આ વાત છે.] સુબોધિની ટીકામાં અન્નદાનમાં તલના દાનને સૌથી ઉત્તમ ગણ્યું છે, માટે 'સાત પર્વતો તલના હતા' એમ કહે છે. ગમે એમ માનીએ-સાર એ છે કે-વ્રજ આબાદ હતું. નંદજી ઉદાર અને વૈદિક ધર્મમાં તથા બ્રાહ્મણોમાં શ્રદ્ધાવાળા હતા.

**દાન**—જેમ અનાજ કાંકરા સહિત ઘરમાં આવે છે, તેમ અન્ન-દ્રવ્ય વિગેરે પદાર્થો, નાના મોટા પાપસહિત આપણા ઘરમાં આવે છે. જેમ અનાજમાંથી કાંકરા વીણી નાંખીને, અનાજને સ્વચ્છ કરવામાં આવે છે, તેમ આપણા ઘરમાં આવેલા અન્ન, દ્રવ્ય, વસ્ત્રો વિગેરે પદાર્થોમાંથી બને તેટલું દાન આપીને, તે પદાર્થોને પવિત્ર કરવામાં આવે છે.

---

૩ પદચ્છેદ—**धेनूनां समलंकृते नियुते**-બે લાખ ગાયો શણગારીને. **विप्रेभ्यः प्रादात्**-બ્રાહ્મણોને આપી. **तिलानाम् सप्त अद्रयः सप्ततिलाद्रीन्**-તલના સાત પર્વતો. **रत्नानां ओघाः तैः आवृतान्**-રત્નોના સમુહથી વિંટાએલા. **शातकौंभांबरैः आवृतान्**-અને સોનેરી વસ્ત્રોથી ઢાંકેલા.

શુદ્ધિના પ્રકાર બતાવે છે—

**कालेन स्नानशौचाभ्यां, संस्कारैस्तपसेज्यया ॥**
**शुध्यन्ति दानैः संतुष्ट्या, द्रव्याण्यात्मात्मविद्यया ॥४॥**

**અર્થ**—શુકદેવજી આગળ કહે છે કે-હે રાજન્ ! પૃથ્વી વિગેરે પદાર્થો કાળથી પવિત્ર થાય છે; દેહાદિક સ્નાનથી પવિત્ર થાય છે; અપવિત્ર પદાર્થોથી ખરડાએલા પદાર્થો, ધોવાથી પવિત્ર થાય છે. ગર્ભાદિક સંસ્કારોથી પવિત્ર થાય છે; ઇંદ્રિયાદિક તપથી પવિત્ર થાય છે. બ્રાહ્મણાદિક યજ્ઞથી પવિત્ર થાય છે; ધન દાનથી પવિત્ર થાય છે; મન સંતોષથી પવિત્ર થાય છે; આત્મા બ્રહ્મ-વિદ્યાથી પવિત્ર થાય છે. એ પ્રમાણે તમામ દ્રવ્યો (જુદી જુદી રીતે) પવિત્ર થાય છે. (૪)

૪ **વિવેચન**—

સંસ્કાર પામેલું રૂ-એટલે જે રૂનું સુતર થયું હોય, તે રૂ વસ્ત્ર બનાવવામાં કામ આવે છે, તેમ ગર્ભાદિક સંસ્કાર પામેલો પુરૂષ વૈદિક કર્મ કરવા માટે અધિકારી ગણાય છે. [સંસ્કારની કેટલી જરૂર છે તે સંબંધી ખુલાસા ૮૦ ના પુસ્તકમાં છે.]

દ્રવ્યની શુદ્ધિ દાન અને સંતોષથી થાય છે.

**आत्मा आत्मविद्यया**—આત્માની શુદ્ધિ આત્મવિદ્યાથી થાય છે. આત્મામાં જે દેહાધ્યાસ-અજ્ઞાન-થયું છે, તે અજ્ઞાન આત્મવિદ્યાથીજ મટે છે. દેવદર્શન, તીર્થયાત્રા, કથાવાર્તા વિગેરે આત્મવિદ્યાને પહોંચવાના રસ્તા છે. આત્મવિદ્યાના અભ્યાસીએ ધ્યાનમાં રાખવું ઘટે છે કે-દેહાભિમાનરૂપી પહાડની પેલી તરફ આત્મવિદ્યા વસે છે. તેથી જ્યાંસુધી દેહાભિમાન હોય, ત્યાંસુધી આત્મવિદ્યા પ્રાપ્ત થતી નથી.

નંદજીને બારણે વિદ્વાનો આવીને શું કરતા હતા તે હવે કહે છે—

**सौमङ्गल्यगिरो विप्राः, सूतमागधबन्दिनः ॥**
**गायकाश्च जगुर्नेदुर्-भेर्यो दुन्दुभयो मुहुः ॥५॥**

૪ પદચ્છેદ—**कालेन**-પૃથ્વી વિગેરે પદાર્થો કાળથી પવિત્ર થાય છે. **स्नानशौचाभ्यां**-દેહાદિક સ્નાનથી પવિત્ર થાય છે અને અપવિત્ર પદાર્થોથી ખરડાએલા પદાર્થો ધોવાથી પવિત્ર થાય છે. **संस्कारैः**-ગર્ભાદિક સંસ્કારોથી પવિત્ર થાય છે. **तपसा**-ઇંદ્રિયાદિક તપથી પવિત્ર થાય છે. **इज्यया**-બ્રાહ્મણાદિક યજ્ઞથી પવિત્ર થાય છે. **दानैः**-ધન દાનથી પવિત્ર થાય છે. **संतुष्ट्या**-મન સંતોષથી પવિત્ર થાય છે. **आत्मा आत्मविद्यया**-આત્મા બ્રહ્મવિદ્યાથી પવિત્ર થાય છે. **इति द्रव्याणि शुध्यंति**-ઉપર પ્રમાણે દ્રવ્યો પવિત્ર થાય છે.

૫ પદચ્છેદ—**सौमंगल्याः गिरः येषाम् ते इति विप्राः च सूतमागधबंदिनः**-બ્રાહ્મણો, સુત, માગધ અને બંદિજનો આશીર્વચનો બોલતા હતા **च**-અને **गायकाः जगुः**-ગવૈયાઓ ગાતા હતા. **भेर्यः दुंदुभयः**-ભેરીઓ અને દુંદુભિઓ **मुहुः**-વારંવાર **नेदुः**-વાગતાં હતાં.

અર્થ—બ્રાહ્મણો, સુત, માગધ, અને બંદિજનો આશીર્વાદ આપવા લાગ્યા. ગવૈયાઓ ગાવા લાગ્યા, અને ભેરીઓ અને દુંદુંભિયો વારંવાર વાગવા લાગ્યાં.

૫ વિવેચન—

**सौमङ्गल्यगिरः**-મંગળસૂચક જેમની વાણી છે તેઓ. આ વિશેષણ, **विप्राः सूतमागधबन्दिनः** અને **गायकाः** ત્રણેને લાગુ પડે છે. બ્રાહ્મણો સુમંગળ વાણીવડે વેદોના મંત્ર બોલતા હતા. સૂત લોકો શાસ્ત્રપુરાણની પવિત્ર વાર્તા કરતા હતા. માગધ લોકો નંદના વંશમાં થઇ ગએલા પ્રતીષ્ઠિત લોકોનો મહિમા ગાતા હતા. બંદિજનો સુંદર વાણીવડે, નંદજીની સ્તુતિ કરતા હતા. ગાયક લોકો વીણા, સતાર વિગેરે વાજીંત્રો લઇને ગાયન ગાતા હતા.

શ્રીકૃષ્ણના જન્મ વખતે વ્રજને કેવી રીતે શણગાર્યું હતું તે વાત હવે કહે છે—

**व्रजः संमृष्टसंसिक्त–द्वाराजिरगृहान्तरः ॥**
**चित्रध्वजपताकास्रक्–चैलपल्लवतोरणैः ॥६॥**

અર્થ—વ્રજનાં દરવાજા, આંગણા, અને ઘરની અંદરનાં ભાગો વાળી જાડીને સ્વચ્છ કરવામાં આવ્યા હતા; તથા તે ભાગોમાં જળ છાંટી દીધાં હતાં. રંગ બેરંગી ધ્વજાઓમાં પતાકાના હારો લટકાવ્યા હતા. વસ્ત્રો અને પાંદડાનાં તોરણોની શોભા ભારે થઇ હતી. (૬)

૬ વિવેચન—

સાધારણ રાજાને ઘેર પુત્ર અવતરે, ત્યારે પ્રજા આખું ગામ શણગારે છે. ત્યારે આ તો અંતર્યામિનો અવતાર–સર્વના હૃદયમાં વસીને રહેલા વાસુદેવનો અવતાર, તેની શી વાત કરીએ !

શ્રીકૃષ્ણના જન્મ વખતે, ગાય, બળદ વિગેરે વ્રજના પશુઓનો ઠાઠ કેવો હતો, તે વાત હવે કહે છે—

**गावो वृषा वत्सतरा, हरिद्रातैलरूषिताः ॥**
**विचित्रधातुबर्हस्रग्–वस्त्रकाञ्चनमालिनः ॥७॥**

અર્થ—ગાયો, બળદો અને નાનાં વાછડાંઓને, તેલ અને હળદર ચોપડીને

---

૬ પદચ્છેદ—**संमृष्टानि** (વાળીઝાડીને સાફ કરેલાં) **संसिक्तानि** (પાણી છાંટેલાં) **द्वाराणि अजिराणि** (આંગણાં) **गृहांतराणि** (ઘરની અંદરના ભાગો) **यस्मिन् सः इति व्रजः**-એવું વ્રજ **चित्रध्वजेषु पताकानां स्रजश्च** (માળાઓ) **चैलानि** (વસ્ત્રો) **च पल्लवानां तोरणानि तैः**-વિચિત્ર ધ્વજોમાં પતાકાના હાર લગાવ્યા હતા. વસ્ત્રો અને પાંદડાનાં તોરણો બનાવ્યાં હતાં.

૭ પદચ્છેદ—**गावः वृषाः वत्सतराः**-ગાયો બળદો અને વાછડાંઓને **हरिद्रया युक्तं यत् तैलं तेन रूषिताः**-તેલ અને હળદર ચોપડયાં હતાં. **विचित्रधातवश्च बर्हस्रजश्च** (પુષ્પની માળાઓ) **वस्त्राणि च कांचनमालाश्च विद्यन्ते येषां ते–विचित्रधातुबर्हस्रग्वस्त्रकांचनमालिनः**-જુદા જુદા પ્રકારની ધાતુ, પીંછા તથા પુષ્પની માળાઓ, વસ્ત્ર અને સુવર્ણના અલંકારોથી શણગારેલાં હતાં.

નાના પ્રકારના ધાતુના દાગીનાથી, પુષ્પની માળાઓથી, વસ્ત્ર તથા સુવર્ણના અલંકારોથી શણગાર્યાં હતાં.

૭ વિવેચન—

હળદર અને તેલથી પશુના શીંગડા રંગવા એ ઉત્સવસૂચક છે. ધનતેરસના તહેવારમાં ઘણે ઠેકાણે ગાયો તથા બળદોને શણગારવાનો રીવાજ છે. (ધોબી અને કુંભાર પોતાનાં ગધેડાંને પણ દીવાળી ઉપર રંગે છે.) શ્રીકૃષ્ણના જન્મોત્સવ વખતે ગાય, બળદ અને વાછડાંઓને કીંમતી વસ્ત્રો ઓઢાડયાં હતાં, અને સોનાની માળાઓ પહેરાવી હતી; એ વાત વ્રજની સમૃદ્ધિ સૂચવેછે.

બીજી લીટીમાં **विचित्र** શબ્દ છે તે, તે પછીના તમામ શબ્દોને લાગુ પડે છે.

આ પ્રસંગે વ્રજના ગોવાળીઆઓ કેવા બન્યા હતા તે વાત સાંભળો--

**महार्हवस्त्राभरण-कञ्चुकोष्णीषभूषिताः ॥**
**गोपाः समाययू राजन्-नानोपायनपाणयः ॥ ८ ॥**

અર્થ—શુકદેવજી આગળ કહે છે કે-હે રાજન્! કંચુક, (લાંબા આંગડી જેવાં અંગરખાં,) પાઘડી વિગેરે ઘણાં અમૂલ્ય વસ્રો તથા ઘરેણાં પહેરીને, ગોવાળીઆઓ તરેહ તરેહની ભેટ લઇને, નંદરાયને ઘેર આવ્યા હતા. (૮)

૮ વિવેચન—

રાજાને ઘેર પુત્રનો જન્મ થાય, ત્યારે પુરૂષો કીંમતી વસ્ત્રાભુષણ પહેરીને દરબારગઢમાં જાય છે. સાથે ભેટો પણ લઇ જાય છે. તે પ્રમાણે વ્રજના ગોવાળીયા કરતા હતા. ગોવાળીયાઓ ભેટમાં દહીં, દુધ અને માખણ લાવ્યા હોય, એમ જણાય છે.

જેમણે શ્રીકૃષ્ણના જન્મનો સાચો લ્હાવો લીધો હતો, જેમના પ્રેમનું સત્પુરૂષો અદ્યાપિ-પર્યંત અનુકરણ કરી રહ્યા છે, જેમનો પ્રેમ કામીઓને અનેક તર્કવિતર્કમાં રખડાવી મારે છે, તે ગોપીકાઓ, શ્રીકૃષ્ણના જન્મોત્સવમાં કેવી બની હતી, તે વાત હવે સાંભળો. બોલોશ્રી ગોપીજન વલ્લભકી જય.

**गोप्यश्चाकर्ण्य मुदिता, यशोदायाः सुतोद्भवम् ॥**
**आत्मानं भूषयांचक्रुर्-वस्त्राकल्पाञ्जनादिभिः ॥ ९ ॥**

---

૮ પદચ્છેદ--**हे राजन्**-હે પરીક્ષિત રાજા! **महार्हाणि वस्त्राभरणानि**-કીંમતી વસ્ત્રાભુષણો **कंचुकाः**-પુલ્લીંગ, આંગડીના જેવાં લાંબાં અંગરખાં. **च**-અને **उष्णीषाः**-પુલ્લીંગ-પાઘડીયો. **तैः भूषिताः**-શણગારેલા **गोपाः**-ગોપ લોકો **नाना उपायनानि पाणिषु येषां ते नानोपायनपाणयः**-નાના પ્રકારની ભેટો હાથમાં લઇને **समाययुः**-નંદરાયને ઘેર આવ્યા હતા.

૯ પદચ્છેદ—**यशोदायाः**-યશોદાને **सुतस्य उद्भवं आकर्ण्य**-પુત્ર પ્રાપ્તિ થઈ એમ સાંભળીને **गोप्यः मुदिताः**-ગોપીઓ ખુશી થઈ. **वस्त्राणि च आकल्पाश्च** (અલંકારો) **अंजनादीनि च, तैः आत्मानं भूषयांचक्रुः**-વસ્ત્ર અલંકાર અને અંજનાદિથી પોતાના શરીરને શણગારવા લાગી.

**नवकुङ्कुमकिञ्जल्क-मुखपङ्कजभूतयः ॥**
**बलिभिस्त्वरितं जग्मुः, पृथुश्रोण्यश्चलत्कुचाः ॥ १० ॥**
**गोप्यः सुमृष्टमणिकुण्डलनिष्ककण्ठ्यश्-**
**चित्राम्बराः पथि शिखाच्युतमाल्यवर्षाः ॥**
**नन्दालयं सवलया व्रजतीर्विरेजुर्-**
**व्यालोलकुण्डलपयोधरहारशोभाः ॥ ११ ॥**

અર્થ—'યશોદાજીને પુત્ર અવતર્યો,' એવું સાંભળીને રાજી થએલી ગોપીઓએ, વસ્ત્ર, અલંકાર, અને અંજનાદિથી પોતાનાં શરીરને શણગારવા માંડયું. [૯] નવા કેસરના લેપથી જેમનાં મુખકમળ શોભી રહ્યાં હતાં, જેઓ મોટા નિતંબ ( કટીભાગ ) વાળી હતી, તથા ( ત્વરાથી ચાલતાં ) જેમનાં પયોધર હલતાં હતાં, એવી વ્રજની ગોપીઓ ભેટો લઇને ત્વરાથી ( નંદજીને દ્વારે ) જતી હતી. [૧૦] ( તે વખતે ) તે ગોપીઓએ કાનમાં સ્વચ્છમણિનાં કુંડળ પહેર્યાં હતાં. કંઠમાં પદક ધારણ કર્યાં હતાં. હાથમાં કંકણ પહેર્યાં હતાં. ( ખીલતા રંગના ) ચિત્રવિચિત્ર વસ્ત્રો ધારણ કર્યાં હતાં. ત્વરાથી ચાલતાં તેઓના ચોટલામાંથી, પુષ્પવૃષ્ટિના રૂપમાં, પુષ્પો ખરી પડતાં હતાં, આ પ્રમાણે જ્યારે તેઓ નંદને ઘેર ત્વરાથી જતી હતી, ત્યારે તેણીના ડોલતાં-હાલતાં કુંડળો, પયોધર અને માળાની શોભાથી, ગોપીઓ ઘણી શોભતી હતી. [૧૧]

૯ વિવેચન--

**मुदिताः गोप्यः**--નંદજીને ઘેર ઘણે કાળે પુત્ર જન્મ સાંભળીને રાજીથએલી ગોપીઓ.

**आत्मानं**--નો અર્થ અહીં 'શરીર' કરવો. 'આત્મા' અગર 'મન' એવો અર્થ કરવો નહીં. કારણ કે વસ્ત્રાલંકારથી તો શરીર જ શણગારી શકાય.

---

૧૦ પદચ્છેદ—**नवकुंकुमस्य किंजल्कैः** ( તાંતણા ) **मुखपंकजेषु भूतिः यासाम् ताः-नवकुंकुमकिंजल्कमुखपंकजभूतयः**-નવા કેસરના તાંતણાથી-લેપથી-જેમનાં મુખકમળ શોભી રહ્યાં હતાં તે ગોપીઓ **प्रथुः श्रोणी यासाम् ताः-प्रथुश्रोण्यः**-મોટા નિતંબવાળી **चलत्कुचाः**-હાલતા સ્તનવાળી **बलिभिः त्वरितं जग्मुः**-ભેટો લઇને ત્વરાથી જતી હતી.

૧૧ પદચ્છેદ—[ **सुमृष्टानि** ( સ્વચ્છ ) **मणिमयानि कुंडलानि यासां ताः** ] **सुमृष्टमणिकुंडलाः निष्ककंठ्यश्च सुमृष्टमणिकुंडलनिष्ककंठ्यः**-કાનમાં સ્વચ્છમણિનાં કુંડળ પહેર્યાં હતાં. અને કંઠમાં પદક પહેર્યાં હતાં. **सवलयाः**-હાથમાં કંકણ પહેર્યાં હતાં. **चित्रांबराः**-ચિત્ર વિચિત્ર વસ્ત્રો પહેર્યાં હતાં. **पथि**-રસ્તામાં **शिखाभ्यः च्युतानि माल्यानां** ( પુષ્પોની ) **वर्षाणि** ( વૃષ્ટિ ) **यासाम् ताः शिखाच्युतमाल्यवर्षाः**-જેમના ચોટલામાંથી ફુલ ખરી પડતાં હતાં તેઓ **नंदालयं**-નંદને ઘેર **व्रजतीः** ( દ્વિતીયા વિ. ) એ શબ્દ **व्रजन्त्यः** ( પ્રથમા વિ. ) 'ચાલી જતી ગોપીઓ' ને બદલે આવ્યો છે. **व्यालोलैः कुंडलपयोधरहारैः शोभा यासाम् ताः-व्यालोलकुंडलपयोधरहारशोभाः**-હલતાં કુંડળ પયોધર અને હારની શોભાથી, **विरेजुः**-દીપતી હતી, શોભતી હતી.

૧૦-૧૧ વિવેચન--

નવાં કેસરના તાંતણાથી મુખકમળ શોભતાં હતાં. એટલે કેસરનો લેપ કરતાં, નહિં વટાએલા કેસરના તાંતણા, મુખ ઉપર ચોંટયા હતા. કેસરના લેપ, સ્વચ્છ કુંડળાદિ શણગાર, વિચિત્ર વસ્ત્રો, ચોટલામાં પુષ્પોની માળા વિગેરે વ્રજની આબાદિ સૂચવે છે.

**પૃથુશ્રોણ્યઃ**--સ્ત્રીઓના શરીરની આરોગ્યતા સુચવે છે. પુત્રના દર્શનની આતુરતામાં, ગોપીઓ દોડતી હતી; તેથી કુંડળ, પયોધર અને કંઠમાં પહેરેલા હારો ડોલતા હતા. તે વખતે ગોપીઓ ગાતી હતી કે—

**રાગ—ધોળ.**

આજે આનંદ નંદજીને ઘેરરે, વ્રજમાં થઈ પડી લીલા લ્હેરરે;
ગોપી અતીરે ઉલટભર્યા આવેરે, થાળ મોતીના ભરી ભરી લાવેરે.
મારા વ્હાલાને વિવેકે વધાવેરે, હેતે હાલરડે પધરાવેરે;
એવાં હેત ગોપીજને કીધાંરે, વ્હાલે હેતથી દર્શન દીધાંરે.

પ્રભુને પારણે પધરાવ્યા છે, અને ગોપીઓ સૌ હાજર છે, માટે પારણું રંગભેર ગાઇએ. સૌ સાવધાન છો ને?-ત્યારે ભાવથી ઉપાડજો--

**પારણું.**

પારણે ઝુલો હો લાલ--પારણે ઝુલો હો લાલ;
કાનુડાને પારણે ઝુલાવો હો લાલ,
માહારા લાલજીને પારણે ઝુલાવો હો લાલ.
માહારા અલબેલાને પારણે ઝુલાવો હો લાલ. પારણે૦
નટવર નાનો કુવર કનઇયો,
નંદ કેરે દ્વારે પધાર્યા હો લાલ. પારણે૦
સોનાનું પારણું ને રેશમની દોરી--
હરખે માહારા કાનને ઝુલાવો હો લાલ. પારણે૦
કોઇ લાવે દહીંને કોઇ લાવે દુધડાં
બાલુડાને અંઘોળ કરાવો હો લાલ. પારણે૦
કોઈ લાવે કંકુ ને કોઇ લાવે કેશર;
કૃષ્ણજીને તીલક કરાવો હો લાલ. પારણે૦
કોઇ લાવે માખણને કોઈ લાવે મીસરી;
લાલજીને ગળવન કરાવો હો લાલ. પારણે૦
ચંદ્ર સખીનો સ્વામી શામળીયો,
નંદ કેરે દ્વાર પધાર્યા હો લાલ. પારણે૦

હવે ગોપીઓ બાળકને આશીર્વાદ આપે છે, અને રંગ ઉડાડે છે.

**ता आशिषः प्रयुञ्जानाश्-चिरं पाहीति बालके ॥**
**हरिद्राचूर्णतैलाद्भिः, सिञ्चन्त्योऽजनमुज्जगुः ॥ १२ ॥**

---

૧૨ પદચ્છેદ—**चिरं पाहि इति**-'હે બાળક! તું અમારી ઘણા દિવસ રક્ષા કરજે.'

**અર્થ—હે બાળક! તું (અમારા રાજા નંદજીનો પુત્ર છો તેથી) 'ઘણા કાળ સુધી અમારી રક્ષા કરજે! [એટલે ઘરડો ડોસો થજે,]' એ પ્રમાણે બાળકને આશીષ આપતી ગોપીઓ, હળદર, તેલ અને જળ એકઠાં કરીને, (સ્રી-મંડળમાં) એકબીજાને છાંટતી હતી, અને ભગવાનનાં ગીત ગાતી હતી. [૧૨]**

૧૨ વિવેચન—

**चिरं पाहि**–' તું અમારા રાજા નંદજીનો પુત્ર છો, માટે અમારો રાજા થઇને, ઘણા કાળ સુધી અમારી રક્ષા કરજે. એટલે ઘરડો ડોસો થજે.'–એવા આશીર્વાદ ગોપીઓએ શ્રીકૃષ્ણને આપ્યા.

હળદર, તેલ અને જળ એકઠાં કરીને એકબીજાને છાંટવા, તે ઉત્સવ સૂચવે છે. સુબોધિનીજીમાં ચૂર્ણનો અર્થ મીઠું–ક્ષાર–કર્યો છે, તે પણ ઠીક છે. હળદર અને ક્ષાર મળીને લાલ રંગ થાય છે. વળી મીઠું સબરસ છે, તેથી શુકનમાં અપાય છે.

એક ગૃહસ્થ લગ્ન પ્રસંગે લાખ વાપરે, પણ ગાનારી બાઇઓ ન હોય, તો ટાણું શોભે નહિં. ગાણા વિના ટાણા શોભે નહિં. નંદજીને આંગણે ગોપીઓ ગીત ગાઇને ટાણું શોભાડતી લતી. તેઓ જ્યારે આનંદમાં આવી જતાં હશે, ત્યારે ગોપગોપીકાઓ કઈ ધૂન કરતા હશે?–' નંદ ઘેર આનંદ ભયો–જય કનૈયા લાલકી.' [પાંચ મીનીટ થવા દો.]

વાજાં પણ વાગતાં હતાં—

**अवाद्यन्त विचित्राणि, वादित्राणि महोत्सवे ॥**
**कृष्णे विश्वेश्वरेऽनन्ते, नन्दस्य व्रजमागते ॥ १३ ॥**

**અર્થ—જગત્‌ના નાથ સાક્ષાત્–નારાયણ–શ્રીકૃષ્ણ વ્રજમાં પધાર્યા, તેથી જુદી જુદી જાતનાં વાજાં વાગતાં હતાં. (૧૩)**

૧૩ વિવેચન—

બાળકના જન્મ વખતે વાજાં વાગે, તે અમીરાત સુચવે છે. ગોપીઓને પ્રભુનાં દર્શન થયાં, તમારે સૌને થયાં? ભાવથી–અંતરવૃત્તિથી દર્શન કરો. દર્શન તો મીરાંએ કર્યાં. મુખડું તો મીરાંએ જોયું. સાંભળો—

**પદ.**

મુખડાની માયા લાગીરે–મોહન તારા. (૨) ટેક.
મુખડું મેં જોયું તારૂં, જુગ સર્વે થયું ખારૂં
મન મારૂં રહ્યું ન્યારૂં—રે— મોહન તારા૦

---

[**बालके** સપ્તમી દ્વિતીયાના અર્થમાં વપરાણી છે.] **बालके आशिषः प्रयुञ्जानाः ताः**–બાળકને આશિષ આપતી હતી. **हरिद्रायाः चूर्णं तेन सह युक्तानि तैलानि च आपः तैः हरिद्राचूर्णतैलाद्भिः**–હળદર તેલ અને પાણી મેળવીને **सिञ्चन्त्यः**–એકબીજાને છાંટતી હતી. **अजनम् उज्जगुः**–અને ભગવાનના ગીત ગાતી હતી.

૧૩ પદચ્છેદ—**विश्वेश्वरे अनन्ते इति कृष्णे**–વિશ્વનાથ અને અનંત એવા શ્રીકૃષ્ણ. **नंदस्य व्रजं आगते**–નંદના વ્રજમાં આવેલા હોવાથી **महोत्सवे**–તે મહોત્સવમાં **विचित्राणि वादित्राणि**–જુદી જુદી જાતના વાજાં **अवाद्यन्त**–વાગતાં હતાં.

સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ—રે— મોહન તારા૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઈએ—રે— મોહન તારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભય ભાંગ્યો—રે— મોહન તારા૦
બાઈ મીરાં બલિહારી, આશા મુને એક તારી;
હવે હું તો બડભાગી—રે— મોહન તારા૦

હવે ગોપોના આનંદનું દર્શન કરીએ—

**गोपाः परस्परं हृष्टा, दधिक्षीरघृताम्बुभिः ॥**
**आसिञ्चन्तो विलिम्पन्तो, नवनीतैश्च चिक्षिपुः ॥ १४ ॥**

અર્થ—રાજી થએલા ગોપો (પણ) અંદર અંદર (પુરૂષ મંડળમાં) એક બીજાને-દહીં, દુધ, ઘી અને જળ છાંટતા હતા; અને તે પદાર્થો એક બીજા ઉપર ફેંકતા હતા, તથા એક બીજાને માખણનો લેપ કરતા હતા. (૧૪)

૧૪ વિવેચન—

સ્ત્રીઓનાં અને પુરૂષોનાં મંડળ જુદાં જુદાં જણાય છે. સ્ત્રીપુરૂષોને રમવાના પદાર્થો પણ જુદા છે. ભક્તિમાર્ગમાં શ્રીકૃષ્ણને નામે કોઇ કોઈ ઠેકાણે સ્ત્રીપુરૂષો શેળભેળ થઇને નાચે કુદે છે. આ રીતભાત દુરાચારને પોષણ આપે છે. માટે તેને અટકાવવા પ્રયત્ન કરવો જોઇએ.

આ પ્રમાણે વ્રજનાં સ્ત્રીપુરૂષો પરમાનંદમાં ડુબવા લાગ્યાં. આ પરમાનંદે પ્રપંચની વિસ્મૃતિ કરાવી. કહો મનુષ્ય-જીવનને આથી કયો લાભ ઉત્તમ ? આથી કયો યોગ ઉત્તમ ?

હવે આગળ વધીએ. આવેલા વિપ્રાદિનો નંદજી સત્કાર કરે છે—

**नन्दो महामनास्तेभ्यो, वासोऽलंकारगोधनम् ॥**
**सूतमागधबन्दिभ्यो, येऽन्ये विद्योपजीविनः ॥ १५ ॥**
**तैस्तैः कामैरदीनात्मा, यथोचितमपूजयत् ॥**
**विष्णोराराधनार्थाय, स्वपुत्रस्योदयाय च ॥ १६ ॥**

---

૧૪ પદચ્છેદ—**हृष्टाः गोपाः**-રાજી થએલા ગોપો. **दधिक्षीरघृतांबुभिः**-દહીં, દુધ, ઘી અને જળથી. **परस्परं आसिंचंतः**-એક બીજાને છાંટતા હતા. **च**-અને **नवनीतैः विलिंपंतः**-માખણથી એક બીજાને લેપ કરતા હતા અને તે પદાર્થો **चिक्षिपुः**-એક બીજા ઉપર ફેંકતા હતા.

૧૫ પદચ્છેદ—**महामनाः नंदः**-મોટા મનવાળા નંદ રાજાએ. **सुतमागधबंदिभ्यः**-સુત માગધ અને બંદિજનોને **ये अन्ये** [ **विद्यया उपजीवंति इति विद्योपजीविनः** ] **विद्योपजीविनः तेभ्यः**-અને બીજા પણ જેઓ વિદ્યા ઉપર આજીવિકા ચલાવતા હતા તેઓને **वासःअलंकारगोधनं**-વસ્ત્ર, અલંકાર, ગાયો અને ધન આપ્યાં.

૧૬ પદચ્છેદ—**अदीनः आत्मा यस्य सः अदीनात्मा**-ઉદાર મનના નંદરાયે.

અર્થ—મોટા મનવાળા નંદરાયે, સુત, માગધ, બંદિજનો અને બીજા પણ જેઓ વિદ્યા ઉપર પોતાનું જીવન ગાળતા હતા, તેઓને વસ્ત્ર, અલંકાર, ગાયો અને ધન આપ્યાં. (૧૫) ઉદાર દીલના નંદરાયે વિષ્ણુને પ્રસન્ન કરવા માટે, તથા પોતાના પુત્રના કલ્યાણને માટે, યથાયોગ્ય રીતે, ઘણા ઘણા પદાર્થોથી, સહુનો સત્કાર કર્યો. (૧૬)

૧૫-૧૬ વિવેચન—

ધનવાનોએ દરેક મોટે પ્રસંગે વિદ્વાનોનો સત્કાર અવશ્ય કરવો જોઇએ-વિદ્યા એજ મનુષ્યત્વનું સાચું સ્વરૂપ છે, સાંભળો—

છપ્પા—મુકાવે વિદ્યા માન, પૂર્ણ જશ વિદ્યા પામે,
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યામાંહી વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિની જાણી;
સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદ્‌વિદ્યા આગળ ધન કશું, વિદ્યાહીન જન તે પશુ. ૧

પંડિત આગળ મૂઢ, હંસ આગળ જયમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જયમ રાંકાં;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જયમ ટાંકાં;
છે પંડિતમાં પ્રાક્રમ ઘણાં, પંડિત સૌ શિર મોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે. ૨

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं किं तस्य शुष्कैश्चपलाविनोदैः॥** [ 'ચપલા' એટલે લક્ષ્મી અગર સ્ત્રી ] જેને સદ્‌ગ્રન્થો વિચારવાની અનુકુળતા હોય, તેને લક્ષ્મીનાં અગર સ્ત્રીનાં સુખ લુખાં લાગે. આવા સત્પુરૂષોની સેવા કરવાનું ચૂકશો નહિં.

**तैः तैः कामैः**—આ શબ્દોથી સૂચવે છે કે-ઉપર જણાવ્યા તે સિવાય બીજો લોકો જે જે કામનાથી આવ્યા હતા, તેમની તે તે કામનાઓ પરિપૂર્ણ કરી.

**विष्णोराराधनार्थाय च स्वपुत्रस्योदयाय**-'વિષ્ણુને પ્રસન્ન કરવાના હેતુથી, અને સ્વપુત્રના ઉદય માટે'-એમ કહેવાથી સ્પષ્ટ થાય છે કે-'પોતાનો પુત્ર વિષ્ણુ છે,' એવું હજી નંદરાય જાણતા નથી.

હવે રોહિણીજીનાં દર્શન કરીએ—

**रोहिणी च महाभागा, नन्दगोपाभिनन्दिता ॥**
**व्यचरद्दिव्यवासःस्रक्-कण्ठाभरणभूषिता ॥१७॥**

---

**विष्णोः आराधनार्थाय**-વિષ્ણુને પ્રસન્ન કરવા માટે **च**-અને **स्वपुत्रस्य उदयाय**-પોતાના પુત્રના કલ્યાણ માટે **उचितं अनतिक्रम्य इति यथोचितम्**-યથાયોગ્ય રીતે. **तैः तैः कामैः**-ઘણા ઘણા પદાર્થોથી સહુનો **अपूजयत्**-સત્કાર કર્યો.

૧૭ પદચ્છેદ—**नंदगोपेन अभिनंदिता**-નંદરાયે માન આપેલાં **महाभागा रोहिणी** મહાભાગ્યશાળી રોહિણીજી **दिव्यवासांसि च स्रक् च कंठाभरणानि च तैः भूषिता** દિવ્ય વસ્ત્રો, માળા, અને કંઠના આભુષણો પહેરીને **व्यचरत्** તે ઉત્સવમાં ફરતા હતા.

અર્થ—નંદરાયે જેનો ઘણો સત્કાર કર્યો હતો, એવાં મહાભાગ્યશાળી રોહિણીજી દિવ્ય વસ્ત્રો, માળા, અને કંઠમાં આભુષણો પહેરીને, (તે ઉત્સવમાં) આમ તેમ ફરતાં હતાં. [૧૭]

૧૭ વિવેચન—

વસુદેવની સ્ત્રી રોહિણીજી પોતાના પુત્ર બળભદ્ર સાથે, નંદજીને ઘેર રહેતાં હતાં. નંદજી તેમનો સારો સત્કાર કરતા હતા એ ભાવ છે.

શ્રી કૃષ્ણના જન્મ પછી વ્રજની સ્થિતિ—

**तत आरभ्य नन्दस्य, व्रजः सर्वसमृद्धिमान् ॥**
**हरेर्निवासात्मगुणै, रमाक्रीडमभून्नृप ॥ १८ ॥**

અર્થ—શુકદેવજી આગળ કહે છે કે-હે રાજન્ ! આ સમયથી આરંભીને, એટલે-શ્રીકૃષ્ણનો જન્મોત્સવ થયો ત્યારથી, નંદજીનું વ્રજ સર્વ પ્રકારની સમૃદ્ધિથી યુક્ત થયું. વળી તે પ્રભુનું નિવાસ સ્થાન થવાથી, પોતાના અસાધારણ ગુણોથી, લક્ષ્મીજીને રમવાનું સ્થાન બન્યું. [૧૮].

૧૮ વિવેચન—

એક નાનકડો રાજા જંગલમાં મુકામ કરે છે. તો ત્યાં જંગલમાં મંગળ થાય છે. આસપાસની પ્રજા અનેક પ્રકારની સેવા કરીને કૃતકૃત્ય થાય છે; ત્યારે જ્યાં પ્રભુ પધારે, તે સ્થળનો મહિમા વધે, તેમાં શું કહેવાનું હોય ! માયા પોતાના સૈન્ય સહિત, પ્રભુની સેવામાં ખડી રહે. જેમ જેમ શ્રી કૃષ્ણ મોટા થતા ગયા, અને ગોપ ગોપીકાઓ શ્રી કૃષ્ણનો મહિમા જાણવા લાગ્યાં, તેમ તેમ-ત્યારે તો-વ્રજનો મહિમા વૈકુંઠ કરતાં વધ્યો.

**પદ.**

વ્રજ વ્હાલુંરે વૈકુંઠ નહિં આવું, (૨)
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવુંરે—વ્રજ વહાલુંરે૦
ત્યાં લલિત ત્રંભંગી નથી ગીરધારી—,(૨)
સંગે સોહિએ રાધા પ્યારી, (૨)
એમને નીરખતાં આંખ ઠરે મારીરે—વ્રજ વહાલુંરે૦
ત્યાં યમુના ગીરિવર છેજ નહિં, (૨)
મારૂં મન ત્યાં કદિ ઠરેજ નહીં. (૨)
મારો પ્રાણ પ્રસન્ન ત્યાં રહેજ નહીંરે—વ્રજ વહાલુંરે૦

---

૧૮ પદચ્છેદ—**हे नृप**! હે રાજન્ **ततः आरभ्य**-આ સમયથી એટલે-કૃષ્ણજન્મોત્સવ થયો ત્યારથી **नंदस्य व्रजः**-નંદજીનું વ્રજ **सर्वसमृद्धिमान्**-દરેક પ્રકારની સમૃદ્ધિથી યુક્ત થયું. **हरेः निवासात्**-પ્રભુનું નિવાસ સ્થાન થવાથી **ये आत्मनि गुणाः तैः आत्मगुणैः** પોતાના અસાધારણ ગુણોથી **रमायाः आक्रीडम् अभूत्**-લક્ષ્મીને રમવાનું સ્થાન બન્યું.

ત્યાં શ્રીવૃંદાવન રાસ નહિં, (૨)
વ્રજ વનિતાની સંગે વિલાસ નહિં. (૨)
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નહિંરે—વ્રજ વહાલુંરે૦
વ્રજ વસવામાં શિવ સખી રૂપ થયા, (૨)
એ લીલા હરિજન જોઇ રહ્યા. (૨)
અને ઉદ્ધવ સરીખા એક સખારે થયા—વ્રજ વહાલુંરે૦
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું, (૨)
મને ન ગમે બ્રહ્મસદન અડવું. (૨)
ધિક્ ધિક્ એ સુખ પામીને પડવુંરે—વ્રજ વહાલુંરે૦

નરસિંહ મહેતા ગાય છે—

પદ.

ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીયે ઉભી. મુક્તિ છે એની દાસીરે. ભૂતળ ભક્તિ૦

× × × ×

હવે ગોપ ગોપીકાઓ ( નીચેનું પદ ગાઇને ) પોત પોતાને ઘેર જાય છે. [અપૂર્ણ].

---

**શ્રીમદ્ ભાગવતની પારાયણ**—ઘણા દિવસથી ભાગવતની પારાયણ વાંચવાની ઇચ્છા હતી; પણ તે કામ ૭ દિવસમાં બરાબર બનવાનો સંભવ ન હોવાથી, તેને માટે ભાદ્રુપ સુદી ૧ થી ૧૫ સુધી સમય રાખ્યો હતો. તેનો કાર્યક્રમ નીચે પ્રમાણે હતો. ભાદ્રુપ સુદી ૧ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરીને, અને નાનકડો હોમ કરીને, સૌએ શ્રવણદિક્ષા લીધી.

ભાદ્રુપ શુદી ૧ થી ૮ સુધી સવારમાં ૭ થી ૯. [ બપોરે સૌ સૌના ધંધામાં. ]
ભાદ્રુપ શુદી ૯ થી ૧૫ સુધી ૭ દિવસ--

સવારમાં ૭ થી ૯* અને ૯–૩૦ થી ૧૧.
બપોરે ૧ થી ૨–૩૦* અને ૩–૦ થી ૪–૩૦.

ઘણુંખરું હરિજનો માટે બપોરે ફરાળની ગોઠવણ અહીંજ કરી હતી. તેથી ઘણી દોડાદોડ બચી, અને પુષ્કળ આરામ મળ્યો.

વચ્ચે વચ્ચે ભજન કીર્તનની ધૂન મચતી હતી. સાત દિવસનો આનંદ ઓર હતો. હરિજનોનાં હૈડાં હરખથી ઉભરાતાં હતાં. પ્રભુકૃપા વિના આવા આનંદ મળે નહિં.

---

**દિવાળી**—દિવાળી કેમ ઉજવશો? એ પુસ્તક ખાસ વાંચવા જેવું છે. સ્નેહીઓમાં વહેંચવા જેવું છે. તેની કીંમત છપાઈ. એક સાથે સો નકલના રૂપૈયા અઢી પોસ્ટેજ જુદું.

**નવરાત્રી**નું પુસ્તક પણ વાંચવા જેવું છે. કીંમત બે આના.

**શક્રોદય** ,, કીંમત એક આનો.

---

*વચ્ચે અરધી અરધી કલાક ફરવા હરવા, પાણી પેશાબ માટે રજા મળતી. બે ત્રણ વખત ધારેલા સમય કરતાં વધારે સમય લેવો પડ્યો હતો.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમ સ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.
પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ-ખજુરીની પોળ-અમદાવાદ.

પુસ્તક ૮ મું    સંવત ૧૯૮૪ કારતક માસ,    અંક ૧૦ મો.

### જયશ્રીકૃષ્ણ.

વહાલાં હરિજનો !

બેસતાં વરસના પ્રભાતમાં આપને સૌને ઘણાજ હેતથી-અંતરના ઉમળકાથી, જયશ્રીકૃષ્ણ કહીએ.

જેમ વેપારીઓ દીવાળીએ નવા ચોપડા ખોલે, તેમ આપણે પણ જીવનના નવા ચોપડા ખોલવા જોઇએ. ગઈ સાલમાં હતા ત્યાંથી સદાચારમાં આગળ વધવું જોઇએ. દુરાચારમાંથી પાછા હઠવું જોઇએ. આવા ભયંકર જમાનામાં **શ્રીકૃષ્ણને બહાને,** આપણે એકબીજાને મળીએ છઇએ એ પ્રભુકૃપા છે. કોઇની સાથે વેર ઝેર હોય, તો આજે બેસતા વરસને દિવસે જયશ્રીકૃષ્ણ કહીને પતાવી દેજો. કાંઇ દુર્વ્યસન અગર કુટેવ હોય, તો આજથી તજી દેજો. વરસના ૩૬૦ દિવસમાં બેસતું વરસ તો એક દિવસજ હોય, તે દિવસે મુંજી પણ કંસાર જમે. તે પ્રમાણે ચોરાશી લાખ અવતારોમાં મનુષ્યદેહ તો એકજ વખત મળે. માટે ગમે એવી આધિવ્યાધી હોય, તોપણ શ્રીહરિને ભજજો.

**તંત્રી.**

---

**જ્ઞાનપંચમી**—હજી માગશર અને પોશના અંકો બાકી છે, તોપણ લખવું ઘટે છે કે-જ્ઞાન પંચમીથી આવતા વરસનું લવાજમ મોકલવું શરૂ કરશોજી. વી. પી. કરવાથી અમને તકલીફ અને તમને નકામો ખર્ચ થાય છે, માટે ત્વરાથી લવાજમ મોકલતા રહેશોજી. લવાજમ ભરતી વખતે ગ્રાહક નંબર જણાવશો. જે નામથી માસીક આવતું હોય તેજ નામ જણાવવું.

**વ્યવસ્થાપક.**

# દશમ સ્કંધ પૂર્વાર્ધ.

## પાંચમો અધ્યાય (ચાલુ).

ગયા અંકમાં ૨૮૮ મે પાને કહ્યું હતું કે-શ્રીકૃષ્ણ-જન્મોત્સવમાં, ગોપ ગોપીકાઓ એક પદ ગાઇને ઘેર જવા વિચાર કરે છે. તેઓ જે પદ ગાય છે, તે સાંભળો-ભાવથી ઉપાડજો-પ્રેમથી તાળી પાડજો.

પદ.

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણેરે.
પરદુઃખે ઉપકાર કરે, તોય અભિમાન ન આણેરે—ટેક૦
સકળલોકમાં સહુને વંદે, નિંદા તે નવ કરે કેનીરે;
વાચ કાય મન નિશ્ચલ રાખે, ધન્ય ધન્ય જનની તેનીરે—વૈષ્ણવ૦
સમદૃષ્ટિ રાખે તૃષ્ણા ત્યાગે, પરસ્ત્રી જેને માતરે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવગ્રહે હાથરે—વૈષ્ણવ૦
મોહ માયા વ્યાપે નહિં તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
કૃષ્ણ નામસું તાળીરે લાગી, સકળ તીરથ તેના તનમાંરે—વૈષ્ણવ૦
વણલોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યારે;
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યાંરે—વૈષ્ણવ૦

વૈષ્ણવોને શ્રીમદ્ ભાગવત અને શ્રી કૃષ્ણ બહુ વ્હાલા હોય છે; પણ વૈષ્ણવ એટલે શું ? તે નહિં જાણો, તો શ્રીમદ્ ભાગવતમાં અને શ્રી કૃષ્ણમાં ભાવ કયાંથી પ્રગટશે ? પાશેરના પ્યાલામાં પાનશેર દુધ કેમ સમાશે? ઘેંશની સામગ્રિમાંથી જલેબી કેવી રીતે થશે? માટે પ્રથમ તો સાચા વૈષ્ણવ થાઓ. નકલી દાગીનાની કીંમત કાંઇ નહિં.

હવે કૃષ્ણ મહોત્સવ પૂરો થયો. હવે શ્રી નંદરાય પોતાના રાજકારભારમાં જોડાય છે.

**गोपान्गोकुलरक्षायां, निरूप्य मथुरां गतः ॥**
**नन्दः कंसस्य वार्षिक्यं, करं दातुं कुरूद्वह ॥१९॥**

અર્થ—હે પરીક્ષિત રાજા ! [ ઉપર પ્રમાણે શ્રી કૃષ્ણનો જન્મોત્સવ ઉજવ્યા પછી ] ગોપોને ગોકુળની રક્ષા કરવાની આજ્ઞા કરીને, નંદરાય, કંસ રાજાનો વાર્ષિક કર ભરવા માટે મથુરા ગયા. [૧૯]

૧૯ વિવેચન—

**कुरूद्वह** !—હે કુરૂકુળને વહન કરનારા ! હે કુરૂકુળની હૈયાતી સૂચવનારા !

---

૧૯ પદચ્છેદ—**कुरून् उद्वहति इति कुरूद्वहः तत् संबुद्धौ हे कुरूद्वह** । હે પરીક્ષિત રાજા ! **गोपान् गोकुलरक्षायां**-ગોવાળોને ગોકુળની રક્ષા કરવા માટે **निरूप्य**-આજ્ઞા કરીને **नंदः**-નંદરાય-**कंसस्य वार्षिक्यं करं दातुं**-કંસનો વાર્ષિક કર આપવાને **मथुरां गतः**-મથુરાં ગયા.

નંદરાયને મથુરામાં આવેલા સાંભળીને, શ્રી કૃષ્ણમાં જેમને ઘણો પ્યાર છે, એવા વસુદેવજી, નંદરાયને મળવા પધાર્યા.

**वसुदेव उपश्रुत्य, भ्रातरं नन्दमागतम् ॥**
**ज्ञात्वा दत्तकरं राज्ञे, ययौ तदवमोचनम् ॥२०॥**

અર્થ—પોતાના પરમ મિત્ર નંદજીને (મથુરામાં) આવેલા, અને કંસને કર ભરવાનુ કામ કરી રહેલા જાણીને, વસુદેવજી (નંદરાયને મળવા માટે) તેમને ઉતારે ગયા. [૨૦].

૨૦ વિવેચન—

નંદરાય કર ચૂકવીને પરવાર્યા પછી વસુદેવજી મળવા આવ્યા હતા.

**भ्रातरं**—એ નંદનું વિશેષણ છે. નંદજી વસુદેવના મામાના પુત્ર ભાઈ થાય, તે વાત આગળ–' નંદ કોણ ? ' તે મથાળા નીચે જણાવી છે.

**अवमोचनं**—નંદજીનો ઉતારો. જ્યાં ગાડાં છોડયાં હતાં તે સ્થાન.

નંદજી વસુદેવને કેવી રીતે મળ્યા ?—

**तं दृष्ट्वा सहसोत्थाय, देहः प्राणमिवागतम् ॥**
**प्रीतः प्रियतमं दोर्भ्यां, सस्वजे प्रेमविह्वलः ॥२१॥**

અર્થ—પ્રાણ ને આવ્યા જોઈને જેમ દેહ ઉભો થાય, તેમ વસુદેવજીને આવેલા જોઈને, રાજી થએલા અને પ્રેમથી ગાંડા બનેલા નંદજી, તેમને બાથમાં ઘાલીને મળ્યા. [૨૧]

૨૧ વિવેચન—

**देहः प्राणम् आगतं इव उत्थाय**-ઈંદ્રિયોમાં પ્રાણ સૌથી શ્રેષ્ઠ છે. એકાદિ ઈંદ્રિય ન હોય તો ચાલે, પણ પ્રાણ ન હોય તો ચાલે નહિં. તેથી કહે છે કે–જેમ પ્રાણ આવે અને દેહ ઉભો થાય, તેમ પ્રાણરૂપ વસુદેવજીને દેખીને, નંદજી ઉભા થયા. **प्रेमविह्वलः** એ નંદજીનું વિશેષણ છે.

**दोर्भ्यां सस्वजे**—બાથ ભીડીને મળ્યા.

---

૨૦ પદચ્છેદ—**भ्रातरं नंदं आगतं**-પોતાના પરમ મિત્ર નંદરાયને આવેલા અને **दत्तः करः येन सः तं दत्तकरं**-કંસને પોતાનો કર આપી ચૂકયા છે એવું **वसुदेवः उपश्रुत्य** –વસુદેવ જાણીને–**तद् तस्य–अवमोचनम्** (ઉતારો) **ययौ** નંદને ઉતારે ગયા.

૨૧ પદચ્છેદ–**देहः आगतं प्राणं इव**-પ્રાણને આવ્યા જોઈને જેમ દેહ ઉભો થાય તેમ. **तं दृष्ट्वा**-વસુદેવજીને જોઈને **प्रीतः प्रेमविह्वलः**-રાજી થએલા અને પ્રેમથી ગાંડા થએલા નંદરાયે **प्रियतमं**-વ્હાલા એવા વસુદેવજીને. [ **दोष्** એટલે હાથ. ] **दोर्भ्यां**-બે હાથથી. **सस्वजे**-મળ્યા. બે હાથથી મળ્યા એટલે બાથમાં ઘાલીને મળ્યા.

નંદજીને ત્યાં પુત્ર જન્મ સંબંધી વસુદેવજી શું પુછે છે તે સાંભળો—

**पूजितः सुखमासीनः, पृष्ट्वाऽनामयमादृतः ॥**
**प्रसक्तधीः स्वात्मजयो–रिदमाह विशांपते ॥२२॥**
**दिष्ट्या भ्रातः प्रवयस, इदानीमप्रजस्य ते ॥**
**प्रजाशाया निवृत्तस्य, प्रजा यत्समपद्यत ॥२३॥**
**दिष्ट्या संसारचक्रेऽस्मिन्, वर्तमानः पुनर्भवः ॥**
**उपलब्धो भवानद्य, दुर्लभं प्रियदर्शनम् ॥२४॥**

અર્થ—હે રાજન્! સત્કાર પામેલા (અને) સુખપૂર્વક બેઠેલા, તથા પોતાના પુત્રોમાં જેનું મન લાગી રહ્યું હતું એવા વસુદેવજીએ, (નંદરાયને) કુશળ પુછીને, પછી નીચે પ્રમાણે કહ્યું. [૨૨] હે ભાઇ! આપ કે જે વૃદ્ધ છો, વળી પ્રજારહિત હતા, તથા હવે તમે પ્રજાની આશા પણ છોડી દીધી હતી, એવા આપને ત્યાં, હાલ પ્રજા પ્રાપ્ત થઈ, તે બહુ સારૂં થયું. (તે સાંભળીને અમે બહુ રાજી થયા, એ ભાવ છે) [૨૩] આ સંસારચક્રમાં આપને છતી દેહે પુનર્જન્મ પ્રાપ્ત થયો—આપનો આજે નવો અવતાર થયો—એ વાત બહુ સારી બની. કારણકે વ્હાલાનું (પુત્રાદિકનું) દર્શન દુર્લભ હોય છે. [૨૪]

૨૨ થી ૨૪ વિવેચન—

**स्वात्मजयोः प्रसक्तधीः**—પોતાના (બે) પુત્રોમાં જેને પ્રીતિ હતી એવા વસુદેવે.

**प्रजा**—પુત્રી અગર પુત્ર બેઉ સમજાય તેથી 'પ્રજા' શબ્દ વાપર્યો જણાય છે. નંદજીને ત્યાં માયાનો અવતાર થયો, તે પુત્રીનો જન્મ, અને માયાને બદલે શ્રીકૃષ્ણ પધાર્યા તે પુત્રનો જન્મ.

વૃદ્ધ પુરૂષને ત્યાં પ્રજા પ્રાપ્ત થાય, ત્યારે જે વિવેક કરવો ઘટે, તે વિવેક વસુદેવજીએ નંદને કર્યો. વળી જે ઘરમાં બાળક નહોતું, 'બા' અગર 'બાપા' એવો અવાજ સંભળાતો

---

૨૨ પદચ્છેદ-**विश्** એટલે મનુષ્ય. **विशां पते**-હે રાજન્ **पूजितः**-પૂજાએલા **सुखं आसीनः**-સુખથી બેઠેલા. **आदृतः**-સત્કાર પામેલા. **स्वात्मजयोः प्रसक्तधीः** [ **प्रसक्ता धीः यस्य सः** ]-પોતાના પુત્રોમાં જેનું મન લાગી રહ્યું હતું તે વસુદેવજીએ. **अनामयं**-કુશળ. **पृष्ट्वा**-પુછીને. **इदं आह**-નીચે પ્રમાણે કહ્યું.

૨૩ પદચ્છેદ-**हे भ्रातः**-હે ભાઇ! **प्रकृष्टं वयः यस्य सः प्रवयाः तस्य प्रवयसः**-વૃદ્ધ **अप्रजस्य-न विद्यते प्रजा यस्य सः-अप्रजः तस्य अप्रजस्य**-પ્રજારહિત. **प्रजायाः आशा तस्याः प्रजाशायाः**-પ્રજાની આશાથી **निवृत्तः**-નિવૃત્ત થએલા **इति ते**-એવા જે આપ તેને **यत् प्रजा समपद्यत**-જે પ્રજા થઇ-તે **दिष्ट्या**-બહુ સારૂં થયું.

૨૪ પદચ્છેદ-**अस्मिन् संसारचक्रे**-આ સંસારચક્રમાં **वर्तमानः इति भवान्**-આપ કે જે હૈયાતી ભોગવી રહ્યા છો, તેમને એટલે છતી દેહે. **अद्य पुनर्भवः उपलब्धः**-આજે પુનર્જન્મ પ્રાપ્ત થયો, તે વાત. **दिष्ट्या**-બહુ સારી બની. **दुर्लभं प्रियदर्शनं**-વ્હાલાનું દર્શન દુર્લભ હોય છે.

નહોતો, ત્યાં બાળક, પારણું અને વારંવાર 'બા'-'બાપા'નો અવાજ સંભળાય, તે પુનર્જન્મ જેટલો લાભ ગણાય.

**प्रियदर्शनं दुर्लभं**—આ દુઃખરૂપ સંસાર મુસાફરીમાં, પ્રિયનું દર્શન-એટલે વ્હાલાનો મેળાપ-દુર્લભ છે. વાંઝીયાને પુત્રનું દર્શન દુર્લભ. આ વચનો વસુદેવજીનાં છે. **આત્મા** જેવો કોઇ પ્રિય પદાર્થ નથી. બાળક સાક્ષાત્ નારાયણ છે, એમ વસુદેવજી જાણે છે. તેથી વસુદેવ અધ્યાત્મ દૃષ્ટિથી કદિ એમ બોલ્યા હોય કે-આ સંસારમાં જીવને પરમાત્માનું દર્શન દુર્લભ છે. ત્રીજો એ ભાવ પણ છે કે-અમે કે જે કંસના કેદખાનામાં હતા-મૃત્યુની પાસે હતા, તેમને આપનાં દર્શન થયાં, તે દુર્લભ વાત છે.

સંસારમાં સંબંધીઓના સંયોગવિયોગ સંબંધી જ્ઞાનીઓનો શું મત છે, તે વાત હવે કહે છે—

**नैकत्र प्रियसंवासः, सुहृदां चित्रकर्मणाम् ॥**
**ओघेन व्यूह्यमानानां, प्लवानां स्रोतसो यथा ॥ २५ ॥**

અર્થ—પ્રવાહના પુરથી તણાતાં તૃણકાષ્ટાદિક પદાર્થોનો સંયોગ, જેમ એક ઠેકાણે રહેતો નથી, તે પ્રમાણે વિચિત્ર કર્મવાળાં સંબંધિઓનો વ્હાલો સમાગમ, કદિ સ્થિર રહી શકતો નથી. (૨૫)

૨૫ વિવેચન—

નંદજીને સમજાવ્યા કે-તમે આ પુત્રમાં બહુ મમત્વ કરશો નહિં. તાત્પર્ય-તેમની જોડે સંયોગ થયો છે, તેમ વિયોગ પણ થશે.

આ શ્લોકમાં વસુદેવે નંદજીને જે ઉપદેશ આપ્યો, તે આપણે સૌને ઘણોજ કામનો છે. કારણ કે આપણે પણ, વ્હાલાના સંયોગથી રાજી થનારાં, અને વ્હાલાના વિયોગથી પોક મુકનારાં છઇએ. સંયોગ વિયોગ કર્માનુસાર થાય છે એમ સમજીને, આપણે હરખશોકને જીતવાં જોઇએ.

'તે મારો પુત્ર છે,' એવું વસુદેવે કેમ કહ્યું નહીં ? વસુદેવજીને નંદજીમાં ઘણી પ્રીતિ હતી, છતાં તે વાત કેમ ગુપ્ત રાખી ? સાંભળો-**'મારૂં'** શબ્દમાં અજબ ચમત્કાર છે. **'મારૂં'** એકજ શબ્દ આ આખા સંસારને પકડી રાખે છે. '**મારૂં**' નો નાશ થાય, તો સમગ્ર સંસારનો નાશ થઇ જાય. રાજા પ્રજા, જ્ઞાની અજ્ઞાની, સ્ત્રી પુરૂષ, બાળક અને વૃદ્ધ, સૌ 'મારા'ની પાછળ ગાંડા થઈને ફરે છે. તે પ્રમાણેજ નંદજી શ્રીકૃષ્ણને પોતાનો પુત્ર માને છે-પુત્રભાવથી ઘણી સેવા કરે છે. 'શ્રીકૃષ્ણ મારો પુત્ર છે' એમ જો વસુદેવ કહી દે, તો નંદનો પુત્રભાવ શીથીલ થઇ જાય; અને બીજી વાત એ છે કે-ભગવાને કારાગૃહમાં કહેલી ગુપ્ત વાત

---

૨૫ પદચ્છેદ—**स्रोतसः ओघेन**-પ્રવાહના પુરથી **व्यूह्यमानानां**-તણાતાં **प्लवंति इति प्लवाः तेषाम् प्लवानां**-તૃણકાષ્ઠાદિ પદાર્થોનો **संवासः**-સંયોગ **यथा एकत्र न**-જેમ એક ઠેકાણે રહેતો નથી તેમ **चित्राणि कर्माणि येषां ते चित्रकर्माणः तेषां चित्रकर्मणां इति सुहृदां**-વિચિત્ર કર્મવાળાં સંબંધીઓનો **प्रियसंवासः**-વ્હાલો સમાગમ **न एकत्र**-કદિ સ્થિર રહી શકતો નથી.

ખુલી થઇ જાય, અને કંસ જાણી જાય. નંદજીને, યશોદાને આપવાનાં પુત્રસુખ અધુરાં રહી જાય. વ્રજનાં ગોપ, ગોપીકા અને ગાયોનાં લાણુકોડ પણ અધુરાં રહી જાય.

હવે વસુદેવ વ્રજની આબાદિનો સવાલ કરે છે.

**कच्चित्पशव्यं निरुजं, भूर्यम्बुतृणवीरुधम् ॥**
**बृहद्वनं तदधुना, यत्रास्से त्वं सुहृद्वृतः ॥ २६ ॥**

અર્થ—(વસુદેવજી આગળ પ્રશ્ન કરે છે–હે નંદજી!) જે વનમાં આપ હાલ સંબંધીઓ સહિત વસો છો, તે મોટું વન કેમ પશુઓને સુખકર છે? રોગથી રહિત છે? તે વનમાં (પશુઓના સુખ માટે) જળ, ખડ અને લતાઓ પુષ્કળ છે ને? [૨૬]

૨૬ વિવેચન—

આડા અવળા પ્રશ્ન કરીને, વસુદેવજી પોતાના પુત્રની સંભાળ લે છે. નંદરાય સર્વ રીતે સમૃદ્ધ હોય, તો પોતાના બેઉ પુત્રો ત્યાં સચવાય. આવા પ્રશ્નોથી વસુદેવજીને નંદરાય સાથે ગાઢ સંબંધ છે એમ પણ જણાય છે.

હવે બળભદ્રના સમાચાર પુછે છે.

**॥ श्रीशुक उवाच ॥**

**भ्रातर्मम सुतः कच्चिन्-मात्रा सह भवद्व्रजे ॥**
**तातं भवन्तं मन्वानो, भवद्भ्यामुपलालितः ॥२७॥**

સમૃદ્ધિ ક્યારે શોભે? તે હવે કહે છે—

**पुंसस्त्रिवर्गो विहितः, सुहृदो ह्यनुभावितः ॥**
**न तेषु क्लिश्यमानेषु, त्रिवर्गोऽर्थाय कल्पते ॥ २८ ॥**

---

૨૬ પદચ્છેદ—**यत्र अधुना**-જ્યાં હાલ **त्वं सुहृद्वृतः आस्से**-તમે સંબંધીઓની સાથે વસો છો. **तत् बृहद्वनं**-તે મોટું વન **कच्चित्**-કેમ? **पशुभ्यः-हितं इति पशव्यं**-પશુઓને હિતકારી છે. **निर्गता रुक्** (રોગ) **यस्मात् तत् निरजं**-રોગથી રહિત છે? **भूरयः अम्बुतृणवीरुधः**-(લતાઓ) **यस्मिन तत् भूर्यंबुतृणवीरुधं**-તે વનમાં જળ, ખડ, અને લતાઓ પુષ્કળ છે ને?

૨૭ પદચ્છેદ—**भ्रातः**-હે ભાઇ! **मम सुतः**-મારો પુત્ર. **मात्रा सह**-તેની મા સાથે. **भवद्व्रजे**-આપના વ્રજમાં (રહે છે). [ **मनुते इति मन्वानः** ] **भवंतं तातं मन्वानः**-આપને તાત માનનારો. **कच्चित् भवद्भ्यां उपलालितः**-તેને તમે બેઉ સારી રીતે રાખો છો ને?

૨૮ પદચ્છેદ—**पुंसः त्रिवर्गः**-પુરૂષનાં ધર્મ, અર્થ અને કામ. **सुहृदः अनुभावितः**-સંબંધિઓને ઉપયોગી થાય તો તે **विहितः**-શાસ્ત્રની આજ્ઞાનુસાર સફળ ગણાય છે. **तेषु क्लिश्यमानेषु**-સંબંધીઓ દુઃખી હોય, તો **त्रिवर्गः**-તે ત્રણે **अर्थाय न कल्पते**-કાંઇ કામનાં નથી.

અર્થ—હે ભાઈ! મારો પુત્ર [ બળભદ્ર ] તેની માતા (રોહિણી) સહિત આપના વ્રજમાં રહે છે, અને તે આપને પિતા માને છે. તમે બેઉ [એટલે તમે અને યશોદાજી] તે મારા પુત્રને સારી રીતે રાખો છો ને ? [૨૭] પુરૂષનાં ધર્મ, અર્થ, અને કામ, સંબંધિઓને ઉપયોગી થાય; તો તે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે સફળ ગણાય છે. તે ત્રણે હોય, છતાં સંબંધિઓ દુઃખી રહે, તો તે ત્રણે નકામાં ગણાય છે [૨૮]

૨૭ વિવેચન—

બળભદ્રનો જન્મ વ્રજમાં થયો છે. બળભદ્રે વસુદેવને દેખ્યા નથી. તેથી બળભદ્ર નંદજીને પોતાના પિતા માને છે.

**भवद्भ्यां उपलालितः**—' તમે અને તમારી સ્ત્રી ( યશોદા ) બેઉ બળભદ્રને લાડ લડાવો છો ને ? એટલે બળભદ્રને તમારે ત્યાં રાખવામાં યશોદાને વિરોધ તો નથી ને ? એ ભાવ છે.

૨૮ વિવેચન—

ધર્મ, અર્થ અને કામ કર્માનુસાર પ્રાપ્ત થાય, પણ તે સફળ ક્યારે ગણાય, કે જ્યારે તેનો લાભ સંબંધીઓને મળી શકે. એવો આ શ્લોકનો ભાવ છે. મોક્ષનો લાભ સંબંધીઓને આપવાનું કેમ ન કહ્યું ? ભોજનમાં બોલાવો, તો ૫૦૦ સંબંધી, અને ભજનમાં બોલાવો તો પાંચે આવે નહિં. મોક્ષનો માર્ગ વિકટ છે. તે માર્ગ આલોક તથા પરલોકનાં સુખથી રહિત હોય છે. તે માર્ગ આત્યંતીક સુખનો દાતા છે. તે માર્ગે નરસિંહ મહેતાની સાથે માણેકબાઇ ન ચાલી શકી; તે માર્ગે મીરાંની સાથે રાણો અકળાયો, તુકારામ સાથે તેમની સ્ત્રી ચાલી શકી નહિં. પ્રલ્હાદની સાથે પિતા ચાલી શક્યો નહિં. ભરતની સાથે કૈકેઇ-માતા ચાલી શકી નહિં. મોક્ષના સુખમાં ભાગ પડાવે એવાં સંબંધી તો વિરલા હોય છે. રાંકાની સાથે બાંકા ચાલી. કબીરની સાથે કમાલ રહ્યો. મહેતાની સાથે તેમની મામી રહી. બોડાણાની સાથે ગંગાબાઈ રહી. વિગેરે

હવે નંદજી વસુદેવને તેના પુત્રોના મરણ સંબંધી દિલાસો દે છે.

**नन्द उवाच**

> **अहो ते देवकीपुत्राः, कंसेन बहवो हताः ॥**
> **एकाऽवशिष्टाऽवरजा, कन्या सापि दिवं गता ॥ २९ ॥**
> **नूनं ह्यदृष्टनिष्ठोऽय-मदृष्टपरमो जनः ॥**
> **अदृष्टमात्मनस्तत्त्वं, यो वेद न स मुह्यति ॥ ३० ॥**

---

૨૯ પદચ્છેદ—નંદજી કહે છે કે. **अहो**-અરે **ते देवकीपुत्राः बहवः**-દેવકીથી ઉત્પન્ન થએલા તમારા ઘણા પુત્રો. **कंसेन हताः**-કંસથી હણાયા છે. **एका अवशिष्टा अवरजा कन्या**-એક સૌથી નાની પુત્રી હતી. **सा अपि दिवं गता**-તે પણ સ્વર્ગે ગઈ.

૩૦ પદચ્છેદ—**नूनं**-ખરેખર. **हि**-ચોક્કસ **अयं जनः**-આલોક [**अदृष्टे एव निष्ठा यस्य सः**] **अदृष्टनिष्ठः**-મનુષ્યોની સ્થિતિ અદષ્ટ ઉપરજ છે. **अदृष्टपरमः जनः**-મનુષ્યોને અદષ્ટજ સૌથી મોટું છે. **आत्मनः तत्त्वं अदृष्टं**-પોતાના સુખદુઃખનું કારણ અદષ્ટ જ છે એવું. **यः वेद**-જે જાણે છે. **स न मुह्यति**-તે (કદિ) મોહ પામતો નથી.

અર્થ—[હવે નંદજી વસુદેવને કહે છે] અહો ! દેવકીજીથી ઉત્પન્ન થએલા તમારા ઘણા પુત્રો, કંસે મારી નાંખ્યા. સૌથી નાની એક પુત્રી (યોગમાયા) હતી, તે પણ આકાશમાં ઉડી ગઇ. [૨૯] ખરેખર મનુષ્યોની સ્થિતિ અદૃષ્ટ ઉપરજ છે. કારણકે આ મનુષ્યલોક અદૃષ્ટને આધીન છે. એટલે-મનુષ્યોને પોતાનાં સુખદુઃખનું કારણ અદૃષ્ટ જ છે. આ પ્રમાણે જે પુરૂષ જાણે છે, તે પુરૂષ ( આ સંસારમાં સુખદુઃખ દેખીને કદિ ) મોહ પામતો નથી. [૩૦]

૨૯–૩૦ વિવેચન—

સોરઠો—તબ બોલે નંદરાય, સુનિય દૈવ ભાવિ પ્રબલ;
તાસોં કછુ ન બસાય, જગત ભ્રમતે જાકે વિવશ—સીયાવર૦

નંદજીએ અફસોસ કર્યો કે–'દેવકીજીના એક પણ પુત્રને કંસે જીવવા દીધો નહિં. છેલ્લી એક કન્યા હતી, તે પણ રહી નહિં.' એમ કહીને કર્મનું બળ બતાવ્યું. કર્માનુસાર આ સંસાર ચાલે છે, તેથી દુઃખ આવે તો તેનો કર્તા તે પોતે છે, તેમાં કોઇને દોષ દેવા જેવું નથી. અને સુખ આવે, તો તેનો કર્તા પણ તે પોતે છે. તેમાં કોઇને યશ આપવા જેવું નથી. તાત્પર્ય–નંદજીએ વસુદેવને કહ્યું કે–' કંસનો દોષ કાઢીને, અફસોસ કર્યા કરશો નહિં. યોગીઓને પણ પ્રારબ્ધ કર્મ ભોગવ્યા વિના છૂટકો થતો નથી. ' ભક્તો ભગવાનને કર્તા હર્તા માની, સુખદુઃખને સરખાં માને છે. બ્રહ્મવાદીઓ ઇશ્વરને કર્તા હર્તા માની, સુખદુઃખને સમાન ગણે છે. દેવીના ઉપાસકો દેવીને કર્તાહર્તા માનીને, સુખદુઃખને સમાન ગણે છે–વિગેરે. સુખદુઃખ ભોગવવાનું સ્થળ સંસાર છે. સંસારીને સુખદુઃખનાં મોજાં આવ્યા વિના રહેતાં નથી. તે મોજાં જ્ઞાનદ્વારા શમાવવા જોઇએ, એ ભાવ છે. શાસ્ત્રો અને સત્પુરૂષો આપત્તિને માટેજ છે. આપત્તિમાં જરૂર તેમની પાસે જવું જોઇએ. સાંભળો— **પદ.**

પ્રભુને ગમે તે સમે સર્વ સહેવું, સદા રાજી રાજી રૂદેમાં રહેવું.
કદિ હેબકી હામ હૈયે ન હારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

× × × × × ×

જુઓ જાનકી રામરાજાની રાણી, ખભે તેડીને રાવણે રોતી આણી.
ધરી ધૈર્યને જોગ એવો ગુજાર્યો, ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.
સતી દ્રોપદીને સભા મધ્ય આણ્યાં, પતિ દેખતાં પાપીએ વસ્ત્ર તાણ્યાં.
તથાપિ ન તેણે તજ્યો પ્રાણ પ્યારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. વિગેરે—

હવે વસુદેવજી નંદજીને વ્રજમાં પાછા વળવાની સૂચના આપે છે.

**वसुदेव उवाच**

**करो वै वार्षिको दत्तो, राज्ञे दृष्टा वयं च वः ॥**
**नेह स्थेयं बहुतिथं, सन्त्युत्पाताश्च गोकुले ॥ ३१ ॥**

---

૩૧ પદચ્છેદ—**वार्षिकः करः**–વાર્ષિક કર. **राज्ञे दत्तः**–રાજાને અપાઈ ચૂક્યો. **वयं च वः दृष्टाः**–અમે પણ તમને મળી ચૂક્યા. માટે–**इह**–અહીંયા **बहुतिथं न स्थेयं**–વધારે દિવસ રોકાવું નહિ–**च**–કારણકે **गोकुले उत्पाताः सन्ति**–ગોકુળમાં ઉત્પાતો થતા હશે. (એમ મારૂં માનવું છે.)

અર્થ—વસુદેવજી નંદજીને કહે છે કે-'રાજાને વાર્ષિક કર આપવાનું કાર્ય પતી ગયું છે, [એટલે-આપે રાજાને વાર્ષિક કર આપી દીધો છે.] અને અમે પણ આપને મળી ચૂકયા છઇએ, માટે હવે તમારે અહિં વધારે દિવસ રોકાવું નહિં; કારણકે ગોકુળમાં ઉત્પાતો થતા હશે. (એમ અમારૂં માનવું છે.)' [૩૧]

૩૧ વિવેચન—નવાં જન્મેલાં બાળકોને મારી નાંખવાની જે હીલચાલ મથુરામાં થાય છે, તે વસુદેવ જાણે છે. આ ઉત્પાતો ગોકુળમાં પણ થવા જોઇએ, એમ સમજીને વસુદેવજી નંદને કહે છે કે-' કર ભરવો અને મારા જેવા સ્નેહીને મળવું, તે બેઉ કામ તમારે થઇ ચૂક્યાં છે, માટે અહીં વધારે રોકાવું નહીં. હાલ જ્યાં ત્યાં ઉત્પાતો થાય છે, માટે તમે ત્વરાથી ગોકુલ જાઓ.'

નંદજી વસુદેવના સ્નેહી હતા, છતાં વસુદેવ તેમને પોતાને ઘેર કેમ લઇ ગયા નહિં ! તેમનો કાંઇ આદરસત્કાર કેમ કર્યો નહિં ? તેના જવાબમાં જાણવું કે-આદરસત્કાર કરવાનો સમય નહોતો. આદરસત્કાર કરવા જતાં, કંસને શંકા આવે કે-' નંદ વસુદેવના મીત્ર છે, અને નંદને ઘેર જે પુત્ર અવતર્યો છે, તે વસુદેવનો જ હશે.' આ શંકાના નિવારણ માટે વસુદેવને અને નંદને કંસ ભયંકર દુઃખ દે. માટે વસુદેવજીએ નંદજીનો સત્કાર કર્યો નથી. વસુદેવ નંદજીને મળવા આવ્યા, તે પણ ખાનગી આવ્યા હશે-એમ જણાય છે. કારણકે કંસના રાજ્યમાં મહામંગળ સૂચક-વિષ્ણુનો અવતાર પણ, રાજદ્રોહ ગણાયો હતો.

વસુદેવની શીખામણ પ્રમાણે નંદજી ગાડાં જોડીને વ્રજમાં જાય છે—

**श्रीशुक उवाच—**

**इति नन्दादयो गोपाः, प्रोक्तास्ते शौरिणा ययुः ॥**
**अनोभिरनडुद्युक्तैस्-तमनुज्ञाप्य गोकुलम् ॥ ३२ ॥**

**इति श्रीमद्भा० महा० दशमस्कन्धे पू० नन्दवसुदेवसंगमो नाम पञ्चमोऽध्यायः॥५॥**

અર્થ—ઉપર પ્રમાણે વસુદેવનું વચન સાંભળીને, નંદાદિ ગોપોએ ગાડામાં બળદો જોડીને, તે ગાડાંમાં બેસીને, વસુદેવજીની રજા લઇને તેઓ ગોકુળ ગયા. (૩૨)

૩૨ વિવેચન—

ગોકુળના કુશળ સમાચાર મેળવવાની આતુરતાથી, નંદાદિ ગોપો સપાટાબંધ મથુરામાંથી નીકળ્યા.

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધ પૂર્વાર્ધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. બોલો શ્રીકૃષ્ણ બળદેવકી જય. હર હર મહાદેવ હર.

જ્યાં આ ટીકા વાંચો ત્યાં અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ વાંચશોજી.

મોક્ષમંદિર, **અમદાવાદ.**<br>સંવત ૧૯૮૩, ભાદરવી પુનમ. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

૩૨ પદચ્છેદ—**शौरिणा इति प्रोक्ताः**-એ પ્રમાણે વસુદેવનું કહેવું સાંભળીને **ते नंदादयः गोपाः**-તે નંદાદિ ગોપો **अनडुद्भिः** (બળદોથી) **युक्तानि तैः अनडुद्युक्तैः अनोभिः** (ગાડાંથી)-જેમાં બળદો જોડયા હતા, તે ગાડાંઓથી એટલે તે ગાડાઓમાં બેસીને. **तम् अनुज्ञाप्य**-વસુદેવની રજા લઇને **गोकुलं ययुः**-ગોકુળ ગયા,

# દશમ સ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય છઠ્ઠો.

વિષય—આ અધ્યાયમાં-પૂતનાની રાક્ષસી માયા, પૂતનાનો વધ અને તેણીનો ઉદ્ધાર તથા બાળકનું રક્ષાબંધનસ્તોત્ર.

છંદ.

પાઇ ન ગતિ કેહિ પતિતપાવન, રામ ભજુ સુનુ શઠમના;
ગણીકા અજામિલ ગૃધ્ર વ્યાધ, ગજાદિ ખલ તારેઉ ઘનાં
આભીર યવન કીરાત ખસ, શ્વપચાદિ અતી અઘરૂપ જે;
કહિ નામ વારેક તેથી પાવન, હોત રામ નમામિ તે.

[ મોક્ષવાણી પાનું ૯૭. ]

હવે અધ્યાય શરૂ કરીએ. બોલો શ્રીકૃષ્ણબળદેવકી જય, ડાકોર નાથકી જય, હર હર મહાદેવ હર.

ઉત્પપાતની શંકા કરતા કરતા નંદાદિ ગોપો, વ્રજ તરફ ચાલ્યા આવે છે—

**श्रीशुक उवाच—**

**नन्दः पथि वचः शौरेर्-न मृषेति विचिन्तयन् ॥**
**हरिं जगाम शरण-मुत्पातागमशङ्कितः ॥ १ ॥**

અર્થ—શુકદેવજી કહે છે કે "હે રાજન્ ! 'વસુદેવનું કહેવું ખોટું ન હોય'-એમ રસ્તામાં વિચાર કરતા નંદરાયે, ઉત્પાતની શંકાથી પ્રભુનું ધ્યાન ધર્યું. (૧)

૧ વિવેચન—

'વસુદેવનું કહેવું ખોટુ ન હોય'-એમ માનવામાં પ્રથમ કારણ એ છે કે-વસુદેવજીના પવિત્ર જીવનથી નંદજીને સંતોષ છે. બીજુ કારણ-શ્રી નંદજીનો પુત્ર પ્રત્યેનો સ્નેહ છે. મુંબઇમાં પ્લેગ ચાલતો હોય, ત્યારે આપણને આખી મુંબઈની ફીકર હોતી નથી; પણ જેમને આપણે **આપણા** માન્યા હોય, તેમનીજ ફીકર હોય છે. કહિ તેમના મંદવાડના સમાચાર મળ્યા પછી મુંબઇ જતા હોઇએ, તો ઘડીએ ઘડીએ આપણને ભયનાં દર્શન થાય છે.

આવે વખતે આપણે શું કરવું જોઇએ ? તે પણ આ શ્લોકમાં નંદજીએ બતાવ્યું છે—'**हरिं शरणं जगाम**-નંદજીએ પ્રભુનું શરણું લીધું. નંદજીએ પ્રભુનું ધ્યાન ધર્યું.

ઉપર પ્રમાણે શ્રીહરિનું ધ્યાન ધરતા નંદજી, મથુરાથી ગોકુલને રસ્તે ચાલ્યા આવે છે. તેઓ ગોકુળ આવી પહોંચ્યા, તે પહેલાં, ગોકુળમાં કયો ઉત્પાત થયો હતો તે સાંભળો—

---

૧ પદચ્છેદ—**शौरेः वचः मृषा न इति**-વસુદેવનું કહેવું ખોટું ન હોય એમ **पथि विचिंतयन्**-રસ્તામાં વિચાર કરતા **नंदः**-નંદરાયે **उत्पातस्य आगमः** (ઉત્પત્તિ) **तस्मात् शंकितः**-ઉત્પાતની શંકાથી. **हरिं शरणं जगाम**-પ્રભુનું ધ્યાન ધર્યું.

**कंसेन प्रहिता घोरा, पूतना बालघातिनी ॥**
**शिशूंश्चचार निघ्नन्ती, पुरग्रामव्रजादिषु ॥२॥**

અર્થ—કંસે જેને આજ્ઞા કરી હતી તે, બાળકોને હણનારી ઘોર પૂતના, નગરોમાં-ગામડામાં અને વ્રજોમાં, બાળકોને મારતી મારતી, ચોતરફ ફરતી હતી. (૨)

૨ વિવેચન—

**कंसेन प्रहिता**—કંસે પ્રેરેલી પૂતના-એટલે પૂતના કંસના ટોળામાંની હતી.

**घोरा**—પૂતનાનું વિશેષણ છે. સ્વાભાવિક રીતે સ્ત્રીને બાળકો ઘણાં વ્હાલાં હોય છે પણ-આ તો ક્રૂર હતી, ' એમ સૂચવવા માટે 'ઘોર' શબ્દ મૂક્યો છે.

**पुरग्रामव्रजादिषु**—નગરો, ગામ અને નેહ. આ સૂચવે છે કે-જ્યાં જ્યાં મનુષ્યો વસતાં હતાં, ત્યાં પૂતના ફરતી હતી.

**पूतना—पूतान् अपि नयति इति पूतना** અથવા **पूरुषान् अपि उन्नयति-इति पूतना** પવિત્ર માણસોને અગર પુરૂષોને જે લઇ જાય તે પૂતના. તેથી જાત કર્માદિક સંસ્કાર થએલા બાળકોને પણ તે મારી શકતી હતી.

**बालघातिनी**—કંસની આજ્ઞા થયા પછી, પૂતના બાળકોનેજ મારવાનો ધંધો લઇ બેઠી હતી. અધ્યાત્મદૃષ્ટિથી બાળકો એટલે 'કાચા યોગી,' અને પૂતના એટલે અવિદ્યા. અધ્યાત્મ દૃષ્ટિથી કંસ એટલે 'અહંકાર'. પૂતના અહંકારીની બ્હેન; માટે પૂતનાને શ્રીકૃષ્ણની **માસી** કહી છે.

રાક્ષસો ક્યાં ફરી શકતા નથી? અસુરોને કયું સ્થળ અગમ્ય છે? તે વાત હવે કહે છે—

**न यत्र श्रवणादीनि, रक्षोघ्नानि स्वकर्मसु ॥**
**कुर्वन्ति सात्वतां भर्तुर्-यातुधान्यश्च तत्र हि ॥३॥**

અર્થ—રાક્ષસોને હણનારાં ભગવદ્ ગુણારવિંદનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન જ્યાં ન હોય, ત્યાં ચોકકસરીતે, રાક્ષસીઓ પોતાનાં કર્મ કરે છે. (ત્યાં ચોકકસરીતે રાક્ષસીઓ ફાવી શકે છે.) (૩)

૩ વિવેચન—

**श्रवणादीनि यत्र न**—જ્યાં શ્રવણાદિ થતાં ન હોય ત્યાં. ત્યારે શું સંધ્યાવંદનાદિ ક્રિયા, દેવપૂજન, રાજભોગ, આરતિ વિગેરે ક્રિયાઓ, જે ઘણા ખરાં સત્પુરૂષોના ઘરમાં થયાં

---

૨ પદચ્છેદ—**कंसेन प्रहिता**-કંસથી મોકલાએલી. **बालघातिनी घोरा पूतना**-બાળકોને હણનારી ઘોર પૂતના. **पुरग्रामव्रजादिषु**-નગરોમાં ગામડાંમાં અને વ્રજોમાં. **शिशून् निघ्नंती**-બાળકોને મારતી. **चचार**-ફરતી હતી.

૩ પદચ્છેદ—**रक्षांसि घ्नंति इति रक्षोघ्नानि**-રાક્ષસોને હણનારાં. **सात्वतां भर्तुः श्रवणादीनि**-ભગવદ્ ગુણારવિંદનું શ્રવણ મનન. **यत्र न**-જ્યાં ન હોય. **तत्र हि**-ત્યાં ચોક્કસપણે **यातुधान्यः**-રાક્ષસીઓ. **स्वकर्मसु**-(સપ્તમી દ્વિતીયાના અર્થમાં છે.) **कुर्वन्ति**-પોતાનાં કર્મ કરે છે.

કરે છે તે ખોટાં છે? તે ખોટાં નથી, તે પ્રભુ તરફ જવાનાં પગથીયાં છે. સંધ્યાવંદનાદિ-દેવપૂજનાદિ ક્રિયાઓ સાથે શ્રવણનો લાભ મળે, તો સંધ્યાવંદનાદિ અને દેવપૂજનાદિ ક્રિયાઓમાં ભાવ-શ્રદ્ધા-વધે. જેમને સંધ્યાવંદનાદિ અને દેવપૂજનાદિ ક્રિયામાં શ્રદ્ધા ન હોય, તેમણે શ્રવણાદિનો લાભ અવશ્ય લેવો જોઇએ. તેમ કરવાથી તે ક્રિયાઓમાં તેમને શ્રદ્ધા પ્રગટે છે.

તીર્થાદિકના કરતાં પણ શ્રવણાદિક વધે છે. **तत्रैव गंगा यमुना त्रवेणी, गोदावरी सिंधुसरस्वति च॥ सर्वाणि तीर्थानि वसंति तत्र, यत्राच्युतोद्धारकथाप्रसंगः॥ ॥** શુકદેવજી ॥ 'કોટિ તીરથ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય.' [ દયારામભાઇ-કૃબોધ ] નરસિંહ મહેતા ગાય છે કે—**રાગ પ્રભાત.**

સકળ તીરથ શ્રીકૃષ્ણ કીરતન કથા, હરિતણા દાસ જ્યાં હેતે ગાયે,
કૃષ્ણ કીરતન વિના નર સદા સુતકી, વિમળ કીધે વપુ શુદ્ધ ન થાયે.

મૂર્તિઓ કરતાં પણ શ્રવણાદિ વધે છે. ઘણાં માણસો દેવ સેવાને બ્હાને કથાને તજે છે. તેઓ રૂપૈયો દઇને ઢબુ લેનારાં છે. ગોળ મૂકીને ખોળ ખાનારાં છે. શ્રીમદ્ ભાગવત કહે છે કે-દેવ પૂજનાદિ ક્રિયાના પાલનથી, પ્રભુની કથામાં પ્રીતી ન થાય, તો તે ક્રિયા નકામી છે. [ દેવસેવા કરવાની ના નથી, પણ કથાના સમય પહેલાં અગર પછી દેવસેવા કરવી જોઇએ. કારણ કે દેવ સેવાની ક્રિયા આપણે સ્વાધીન છે, અને સત્સંગનો-કથા વાર્તાનો-સમય બીજાને સ્વાધીન છે ] ચાર ધામની યાત્રા કરી આવવી સહેલી છે, પણ કથાવાર્તામાં નિયમસર અને વિનયસર હાજર રહેવું મુશ્કેલ છે. અનુભવ કરી જોજો.

યજ્ઞો કરતાં પણ શ્રવણ મનનાદિ શ્રેષ્ઠ છે. **श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्, ज्ञानयज्ञः परंतप ॥** [ ગીતા અ. ૪-૩૩. ] દ્રવ્ય યજ્ઞના કરતાં જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે. આથી-'દ્રવ્યયજ્ઞ કરવાની ના પાડી છે' એમ સમજવું નહિં. શ્રદ્ધા, દ્રવ્ય, સમીધ, બ્રાહ્મણોની પવિત્રતા અને બીજી આવશ્યક અનુકુળતાનો વિચાર કરીને, દ્રવ્ય યજ્ઞ કરવો. કામ, ક્રોધ અને લોભથી ઘેરાએલા-ગંધાતા-ગૃહસ્થોની ખુશામત કરીને, દ્રવ્ય પ્રાપ્ત કરીને, યજ્ઞ કરવો પડે, અગર કામ, ક્રોધ, લોભ અને હિંસા યજ્ઞક્રિયામાં ડોકીયાં કરે, તો તે યજ્ઞ ક્રિયા અને યજમાન અધર્મના પૂરમાં તણાઇ જાય છે.

અનેક ધર્મો તથા મતમતાંતરો તરફ નજર કરીએ, તો ત્યાં ભલે બીજા અનેક મતભેદ હશે-પણ શ્રવણાદિક તો હશેજ.

શ્રવણાદિકનો આટલો બધો મહિમા છે, છતાં જો દેવમંદિરોમાં કથા વાર્તા ન થતી હોય, તો તે શોચનીય છે. ચકલાની પરબડી થાય છે, પણ મનુષ્યોને કથાવાર્તા સાંભળવાની સગવડ ન થાય, તે અફસોસ કરવા લાયક છે. પ્રભુએ જેમને ભાગ્યશાળી બનાવ્યાં હોય, તે સ્ત્રી-પુરૂષોએ-વરસમાં બે ત્રણવાર-પ્રેમી-ભાવિક બ્રાહ્મણને બોલાવીને, તેમની પાસે કથા કીર્તન કરાવીને-પોતાનાં ઘર દેવમંદિર જેવાં-વૃંદાવન જેવાં-બનાવવાં જોઇએ. કબીર સાહેબ કહે છે કે—

**પદ.**

જે ઘર કથા નહિં હરિકીર્તન, સંત નહિં મીજબાના;
તે ઘર જમડા ડેરા દીના, સાંજ પડે સમશાના.

જ્યાં શ્રવણમનનાદિ નહિં, જ્યાં સંતનાં ચરણાર્વિંદ નહિં, તે ઘર પશુઓની બોડ જેવાં, અને અસુરોને હરવા ફરવાનાં સ્થાન છે.

'**न रोधयति मां योगो, न सांख्यं धर्म एव च।**' વિગેરે શબ્દોથી શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને (એકાદશ સ્કંધમાં બારમે અધ્યાયે) શ્રવણ-મનનાદિની શ્રેષ્ઠતા બતાવે છે.

જેમ રણમાં ચડેલા માણસ સાથે રણનાં વાજાં વાગે, અને શૂરાતનાં ગીત ગવાય, અને વરઘોડે ચડેલા માણસ સાથે લગનનાં વાજાં વાગે, અને લગનનાં ગીત ગવાય, તેમ જ્યારે અસુરોનો ત્રાસ મટાડવા માટે પ્રભુની પ્રાર્થના કરવી પડે, ત્યારે પ્રભુએ અસુરોને મારવા વખતે કરેલી લીલાનું ગાન કરવું.

નંદના પવિત્ર ઘરમાં પૂતના કેમ આવી? તેનું કારણ તો જાણો છો ને?-પૂતના પ્રભુની પ્રેરણાથી આવી છે. પૂતના પોતાનાં કૃત્યની શીક્ષા લેવા આવી છે. અહિં પૂતનાનો જય થવાનો નથી. હજી બીજા અસુરો પણ અહીં આવશે. તે તમામ કાળની પ્રેરણાથી મરવા માટે આવશે.

પૂતના કેવી રીતે વ્રજમાં પેસે છે તે વાત સાંભળો—

**सा खेचर्येकदोपेत्य, पूतना नन्दगोकुलम् ॥**
**योषित्वा माययात्मानं, प्राविशत्कामचारिणी ॥४॥**

અર્થ—મરજીમાં આવે ત્યાં આકાશ વિગેરે સ્થળે ફરનારી તે પૂતના, એક વખત નંદના ગોકુળમાં આવીને, માયાથી પોતે સ્ત્રી બનીને, વ્રજમાં પેઠી. (૪)

૪ વિવેચન—

**नंदगोकुलं उपेत्य**—નંદના ગોકુળ પાસે આવીને, પૂતના એકદમ ગોકુળમાં પેઠી નથી. ગોકુળમાં પેઠા પહેલાં, પૂતનાએ **मायया आत्मानं योषित्वा**-માયાથી સ્ત્રીનું બરાબર રૂપ ધારણ કરીને, પછી **प्राविशत्**-પૂતના વ્રજમાં પેઠી. ત્યારે શું પૂતના સ્ત્રી જાતિ નહોતી? પૂતના સ્ત્રી જાતિ હતી, પણ રાક્ષસી હતી. તેણીનું રૂપ બેડોળ હતું. તેથી દેખનારાંને **મોહ** ઉપજાવવા માટે, પૂતના સુંદરી બની હતી. **खेचरी** અને **कामचारिणी** આ બે પૂતનાનાં વિશેષણો છે, અને તે રાક્ષસી માયાને સૂચવે છે.

પૂતના વ્રજમાં આવી, ત્યારે પ્રભુ કેવડા હતા? તે સંબંધમાં પદ્મપુરાણ કહે છે કે-'ભાદરવા શુદિ ચૌદસને દિવસે નંદરાયના પુત્રે પૂતનાને મારી.' (ભાદવા શુદી ૧૪ એટલે આપણે હિસાબે શ્રાવણ વદી ચૌદસ. તે દિવસે પ્રભુ છ દિવસના હતા.) હરિવંશ કહે છે કે-'છ માસના ભગવાને પૂતનાને મારી.' અહીં દશમસ્કંધમાં આપણે એમ વાંચ્યું કે-'શ્રી કૃષ્ણનો જન્મોત્સવ કરીને, નંદજી કર દેવા મથુરા ગયા હતા. વસુદેવની સૂચનાથી તેઓ તુરત પાછા વળ્યા. તેઓ વ્રજમાં આવ્યા તે પહેલાં પૂતના મરી ગઇ હતી.' હરિવંશમાં બીજા કલ્પને અનુસાર કથા છે, માટે પદ્મપુરાણને શ્રીમદ્ વલ્લભાચાર્યજી સ્વિકારે છે-કબૂલ રાખે છે.

---

૪ પદચ્છેદ—[ **खे चरति इति खेचरी, कामं** (મરજીમાં આવે ત્યાં) **चरति इति कामचारिणी** ] **सा खेचरी कामचारिणी**—આકાશમાં ફરનારી અને મરજીમાં આવે ત્યાં જનારી તે પૂતના. **एकदा**—એક વખત. **नंदगोकुलं उपेत्य**—નંદના ગોકુળમાં આવીને. **मायया आत्मानं योषित्वा**—માયાથી પોતે સ્ત્રી બનીને. **प्राविशत्**—વ્રજમાં પેઠી.

પૂતનાએ કેવું રૂપ ધારણ કર્યું હતું ? તે હવે સાંભળો—

**तां केशबन्धव्यतिषक्तमल्लिकां, बृहन्नितम्बस्तनकृच्छ्रमध्यमाम् ॥**
**सुवाससं कम्पितकर्णभूषण-त्विषोल्लसत्कुन्तलभूषिताननाम् ॥ ५ ॥**

અર્થ—પૂતના વ્રજમાં પેઠી તે વખતે તેણીના અંબોડામાં માલતીનાં પુલ ગુંથેલાં હતાં. મોટા નિતંબ અને સ્તનના ભારથી તેણીની કેડ લચી પડતી હતી. તેણીએ ઉત્તમ વસ્ત્રો પહેર્યાં હતાં, હાલતાં કુંડળોની કાંતીને લીધે, ચળકતા કેશોથી, તેણીનું મુખ શોભી રહ્યું હતું. [૫]

૫ વિવેચન—

મલ્લિકા—' મલ્લિ ' મૂળ શબ્દ છે 'ક' પ્રત્યય છે. 'ક' એટલે ' સદૃશ ' 'મલ્લિના જેવું. ' એટલે 'માલતી'. તાત્પર્ય–'મલ્લિકાનાં પુષ્પ' એટલે 'માલતીનાં પુષ્પ' સમજવાં.

સુંદરી—કામશાસ્ત્રાનુંસાર રતિસુખમાં જે શરીર સર્વોત્તમ ગણાય, તેવું શરીર અને તેવા અલંકાર પૂતનાએ ધારણ કર્યા હતા. મનોહર ગતિથી તે ચાલતી હતી. અંબોડામાં માલતીનાં પુષ્પો ગુંથ્યાં હતાં.

કર્ણભૂષણ—કાનના ઉપલા ભાગમાં જે પહેરાય છે તે ઘરેણાં.

પૂતનાએ ગોપ ગોપીઓને કેવી રીતે મોહ પમાડયાં તે કથા સાંભળો—

**वल्गुस्मितापाङ्गविसर्गवीक्षितैर्-मनो हरन्तीं वनितां व्रजौकसाम् ॥**
**अमंसताम्भोजकरेण रूपिणीं, गोप्यः श्रियं द्रष्टुमिवागतां पतिम् ॥ ६ ॥**

અર્થ—સુંદર મંદહાસ્યયુક્ત નેત્રની અણીવડે તે જોતી હતી. તેથી વ્રજવાસી ગોપોનાં મન હરાઇ ગયાં હતાં, [ તેથી તેણીને કોઇએ અટકાવી નહિ.]

---

૫ પદચ્છેદ—**केशबंधे**- (અંબોડામાં] **व्यतिषक्तानि** (ગુંથેલાં) **मल्लिकानि यस्याः सा तां**-જેના અંબોડામાં મલ્લિકાના જેવાં પુલ ગુંથેલાં હતાં. **बृहता नितंबेन च स्तनाभ्यां कृच्छ्रं** (લચીપડતી હતી) **मध्यमं** (કેડ) **यस्याः सा तां**-મોટા નિતંબનો અને સ્તનના ભારથી જેની કડ લચી પડતી હતી તે. **शोभनानि वासांसि यस्याः सा सुवासाः तां सुवाससं**-જેણે ઉત્તમ વસ્ત્રો પહેર્યાં હતાં તે. **कंपितयोः करणभूषणयोः त्विट् तया कंपितकरणभूषणत्विषा**-હાલતા કુંડળોની કાંતીને લીધે. **उल्लसद्भिः कुंतलैः भूषितं आननं यस्याः सा तां उल्लसित्कुंतलभूषिताननां**-ચળકતા કેશોથી મુખ શોભી રહ્યું હતું.

૬ પદચ્છેદ—**वल्गुस्मितं च अपांगविसर्गाश्च तैः वीक्षितानि तैः वल्गुस्मितापांगविसर्गवीक्षितैः**-સુંદર મંદહાસ્યઅને નેત્રની અણીવડે જોવાથી. **वनौकसाम् मनः हरंतीं वनितां**-વ્રજવાસી ગોપોના મનને હરીલેતી સ્ત્રીને **अंभोजेन सह करः तेन अंभोजकरेण**-હાથમાં કમળ લીધેલું હોવાથી. **पतिं द्रष्टुं**-પતિને જોવાને**रूपिणीं श्रियं आगतां इव**-જાણે દેહ ધરીને લક્ષ્મીજી આવ્યાં હોય તેવી **गोप्यः अमंसत**-ગોપીઓએ તેને ધારી–માની.

તેણીએ હાથમાં કમળ લીધું હતું. તેથી જાણે દેહધારી લક્ષ્મીજી પતિને મળવા આવતી હોય, તેમ ગોપીઓએ ધાર્યું. (તેથી ગોપીઓ પણ ચૂપ રહી.) [૬]

૬ વિવેચન—

ગોપોને કેવી રીતે મોહ પમાડયા ?—મંદ હાસ્યથી, કટાક્ષના બાણથી અને નીતંબ તથા સ્તનના ભારથી લચી પડતી કેડના દેખાવથી

વસંતતિલકા—

**विस्तारितं मकरकेतन-धीवरेण ।**
**स्त्रीसंज्ञितं बडिशमत्र, भवाम्बुराशौ ॥**
**तेनाचिरात् तदधरा-मिषलोलमर्त्य-**
**मत्स्यान्विकृष्य स पच-त्यनुरागवह्नौ ॥ ६० ॥** [શૃંગારશતક]

સાર—જેમ મચ્છીમાર સમુદ્રમાં સાળ નાંખીને માછલાં પકડી લે છે, તેમ કામદેવ સંસારસાગરમાં સ્ત્રીરૂપ ગળ નાંખીને, પુરૂષોને પકડી લે છે. પુરૂષોને અંધ બનાવી દે છે.

**संमोहयत्येव सुरेव का? स्त्री ॥ ६ ॥** મણિરત્નમાળા.

પ્રશ્ન.—દારૂ માફક કોણ મોહ પેદા કરે ? જવાબ-સ્ત્રી.

પ્રભુએ મોહની સ્વરૂપ લઇને મહાદેવજીને છેતર્યાં હતા, ત્યારે પૂતના વ્રજવાસી ગોપોને છેતરે તેમાં શી નવાઈ! કાંઈ નવાઈ નહિં.

ગોપીકાઓ શું જોઇને મોહ પામી ?-પૂતનાએ સુંદરરૂપ ધારણ કર્યું હતું તે ઉપરાંત, જાણે પોતે લક્ષ્મીનો અવતાર હોય, તેવો દેખાવ કરવા માટે ( પૂતનાએ ) હાથમાં કમળ લીધું હતું.

હવે પૂતનાને પ્રભુનાં દર્શન થાય છે—

**बालग्रहस्तत्र विचिन्वती शिशून्-यदृच्छया नन्दगृहेऽसदन्तकम् ॥**
**बालं प्रतिच्छन्ननिजोरुतेजसं, ददर्श तल्पेऽग्निमिवाहितं भसि ॥ ७ ॥**

અર્થ—રાક્ષસોના કાળરૂપ, પણ ભારેલા અગ્નિની માફક, જેણે પોતાનું મોટું તેજ સંતાડી રાખ્યું હતું એવા બાળકને, બાળકોને શોધતી અને બાળકોના ગૃહરૂપ પૂતનાએ, નંદજીના ઘરમાં પારણામાં દેખ્યો [૭]

૭ વિવેચન—

**बालग्रहः**—બાળકોને દુઃખ દેનારા બાળકોના કાળરૂપ.

**असतः अन्तकं, उरुतेजसं भसि आहितं अग्निं इव**—વિગેરે પ્રભુનાં વિશેષણો છે.

પોતે રાક્ષસોના કાળરૂપ છે, અને મોટા પરાક્રમવાળા છે, તોપણ રાખથી ભારેલા અગ્નિના જેવા બન્યા. એટલે પ્રભુએ પ્રાકૃત બાળકના જેવો દેખાવ કર્યો.

---

૭ પદચ્છેદ—**शिशून विचिन्वती**-બાળકોને સોધતી. **बालग्रहः** બાળકોના ગૃહરૂપ પૂતનાએ **नंदगृहे**-નંદના ઘરમાં **असतः अंतकं**-રાક્ષસોના કાળરૂપ. **भसि**-રાખમાં **आहितः अग्निः इव तं**-ભારેલા અગ્નિની માફક. **प्रतिच्छन्नं** (સંતાડયુંછે) **निजं उरुतेजः येन सः तं प्रतिच्छन्ननिजोरुतेजसं**-જેણે પોતાનું મોટું તેજ સંતાડી રાખ્યું છે એવા **बालं तल्पे ददर्श**-બાળકને ( પૂતનાએ) પારણામાં દેખ્યો.

**प्रतिच्छन्ननिजोरुतेजसं**—ગુન્હો પકડવા નીકળેલો છુપીપોલીસનો માણસ, જેમ પોતાના વાસ્તવ સ્વરૂપને સંતાડીને વર્તે; તેમ પ્રભુએ પોતાનું વાસ્તવ સ્વરૂપ સંતાડી દીધું.

હવે પૂતના પ્રભુને ખોળામાં લે છે—

**विबुध्य तां बालकमारिकाग्रहं, चराचरात्मा स निमीलितेक्षणः ॥**
**अनन्तमारोपयदङ्कमन्तकं, यथोरगं सुप्तमबुद्धिरज्जुधीः ॥ ८ ॥**

અર્થ—'તે બાળકોને મારનારી પૂતના છે,' એમ ચરાચરના આત્મા શ્રીકૃષ્ણે જાણીને, (પોતાની) આંખો વીંચી દીધી. [પોતે ઉંઘમાં છે એવો દેખાવ કર્યો.] પછી મૂર્ખ માણસ જેમ દોરડી સમજીને, સુતેલા સાપને પકડે, તેમ-શ્રીકૃષ્ણ કે જે પોતાના-પૂતનાના-કાળરૂપ હતા, તેને પૂતનાએ પોતાના ખોળામાં લીધા-ખોળામાં સુવાડયા. (૮)

૮ વિવેચન—

**चराचरात्मा**—પ્રભુ સ્થાવર જંગમના આત્મા છે, તેથી જાણી ગયા કે-**बालकमारिकाग्रहं**=બાળકોને મારનારી પુતના આવી. તેથી પ્રાકૃત બાળકની માફક આંખો મીંચી ગયા. [C. I. D. ના-છૂપીપોલીસના માણસ બન્યા. કેવી રીતે કેસ પકડે છે તે હવે જુઓ.]

**रज्जुधीः यथा सुप्तम् उरगं**—સાપને દોરડી સમજનારો પુરૂષ જેમ સુતેલા સાપને પકડે, તેવી રીતે. એટલે પૂતનાએ પ્રભુને એક સામાન્ય બાળક સમજીને ખોળામાં લીધા.

અજાણી સ્ત્રીએ પ્રભુને ખોળામાં લીધા, ત્યાં સુધી યશોદા અને રોહિણીજી કેમ શાંત રહ્યાં? તે વાત હવે કહે છે.—

**तां तीक्ष्णचित्तामतिवामचेष्टितां, वीक्ष्यान्तरा कोशपरिच्छदासिवत् ॥**
**वरस्त्रियं तत्प्रभया च धर्षिते, निरीक्षमाणे जननी ह्यतिष्ठताम् ॥ ९ ॥**

---

૮ પદચ્છેદ—[**मारयति इति मारिका**] **तां बालकमारिकाग्रहं विबुद्ध्य**-તેને બાળકોને મારનારી પૂતના જાણીને **स चराचरात्मा**-ચરાચરના આત્મા શ્રી કૃષ્ણ **निमीलिते ईक्षणे येन स निमीलितेक्षणः**-આંખો વિંચી ગયા. **यथा**-જેવી રીતે. **अबुद्धिश्चासौ रज्जुधीश्च अबुद्धिरज्जुधीः**-મુર્ખ માણસ દોરડી સમજીને **सुप्तम् उरगं**-સુતેલા સાપને પકડે તેમ **अंकं अनंतं अंतकं आरोपयत्**-પ્રભુ કે જે પોતાના કાળરૂપ છે, તેને પોતાના ખોળામાં લીધા-સુવાડયા.

૯ પરિચ્છેદ—[**कोशः परिच्छदः** (ઢાંકણુ) **यस्य सः कोशपरिच्छदः**] **कोशपरिच्छदश्चासौ असिश्च कोशपरिच्छदासिः तेन तुल्या कोशपरिच्छदासिवत्**-મીયાનથી ઢાંકેલી તલવારની માફક ઉપરથી કોમળ અને અંદરથી તીક્ષ્ણ એવી રીતે. **अतिवामं** (અતિ કોમળ) **चेष्टितं** (વર્તન) **यस्याः सा तां अतिवामचेष्टितां**-ઉપરથી અતી કોમળ વર્તનવાળી. **तीक्ष्णं चित्तं यस्याः सा तां तीक्ष्णचित्तां**-અંદરથી ઘણુંજ તીક્ષ્ણ ચિત્તવાળી. **वरस्त्रियं**-ઉત્તમ સ્ત્રીને. **अंतरा वीक्ष्य**-ઘરની અંદર દેખીને. **तस्याः प्रभया**-તેણીની કાંતીથી. **धर्षिते**-દબાએલી. **निरीक्षमाणे**-તેને જોતી. **जननी**-[**जननि** શબ્દ છે] બે માતાઓ-યશોદા અને રોહિણી. **हि**-ખરેખર. **अतिष्ठताम्**-ઉભી રહી.

અર્થ--મીયાનથી ઢાંકેલી તલવાર જેમ ઉપરથી કોમળ હોય, અને અંદરથી તીક્ષ્ણ હોય, તે પ્રમાણે પૂતના કે જે ઉપરથી અતી કોમળ લક્ષણવાળી હતી, અને અંદરથી ઘણાજ તીક્ષ્ણ હૃદયવાળી હતી- ઘણીજ ક્રુર હતી, તે પૂતનાને ઘરમાં આવેલી કોઇ ખાનદાન સ્રી માનીને, તેણીની કાંતીથી અંજાઇ ગએલી અને તેણીને જોયા કરતી, બે માતાઓ-યશોદા અને રોહિણીજી-સાચોસાચ (જડની માફક) ઉભીજ રહી. (એટલે પૂતનાએ શ્રીકૃષ્ણને તેડીને ખોળામાં સુવાડયા, ત્યાં સુધી આ બે માતાઓ કાંઈપણ બોલી શકી નહિં). [૯]

૯ વિવેચન—

પૂતના કેવી હતી ?—મીયાનમાં ઢાંકેલી તલવાર જેવી પૂતના હતી. ઉપરથી કોમળ અને અંદરથી ક્રુર. ગોપ, ગોપીકા અને યશોદા તથા રોહિણીજીએ પૂતનાનું બાહ્ય સ્વરૂપ-કોમળ સ્વરૂપ દેખ્યું, અને શ્રીકૃષ્ણે પૂતનાનું આંતર સ્વરૂપ દેખ્યું-એટલે પૂતનાની આંતરક્રુરતા દેખી.

પૂતનાની કોમળતા, હાવભાવ, વસ્રાલંકારનો ઠાઠ અને નિડરતા દેખીને, યશોદા તથા રોહિણી દબાઇ ગયાં. કાંઇ બોલી શકયાં નહિં.

દષ્ટાંત—રંગુનની હાઇકોર્ટમાં, થોડા વરસ પર ચાલતી કોર્ટે, એક ચાલાકે સજ્જન જેવો દેખાવ કરીને, નીસરણી મુકીને ઘડીયાળ ચોરી લીધી. સૌના દેખતાં ઘડીયાળ ઉતારી, તેનાપરથી ધુળ ખંખેરી નાંખી, ઘડીયાળ લઇને તે નિરાંતે પોતાને ઘેર ચાલ્યો ગયો. કોઇએ તેને પૂછયુંજ નહિં. બીજે દિવસે જજે શીરસ્તદારને પૂછ્યું-'ઘડીયાળ રીપેર થઇને કેમ પાછી આવી નથી ?' શીરસ્તદાર-'ખબર નથી.' શીરસ્તદારે કલાર્કોને પુછ્યું કે-' ઘડીયાળ કોણે રીપેર કરવા આપી ? '

કલાર્કો—અમે કોઇને રીપેર કરવાનો હુકમ આપ્યો નથી. માત્ર કાલે કોઈ ઘડીયાળી તેને રીપેર કરવા લઇ જતો હતો, તે જોયું છે.

શીરસ્તદાર—તે તો મેં પણ જોયું છે. પણ તે કોના હુકમથી લઇ ગયો ?

કલાર્કો—અમે જાણ્યું કે આપે કોઈ ઘડીયાળીને રીપેર કરવાનો ઓર્ડર આપ્યો હશે.

શીરસ્તદાર—ના-મેં તો કોઇને ઓર્ડર આપ્યો નથી.

કલાર્કો—કદાચ સાહેબે કોઇ ઘડીયાળીને બોલાવ્યો હશે, અને પોતે ભૂલી ગયા હશે.

શીરસ્તદાર—ચાલો ત્યારે સાહેબ પાસે.

સૌ વાજતે ગાજતે સાહેબ પાસે આવ્યા. સાહેબ આ વાત સાંભળી હસતાં હસતાં બોલ્યો-' આ પણ ઠીક બન્યું ! આપણે જગતનો ન્યાય તોળીએ, ત્યારે હવે આપણો ન્યાય કોણ તોળશે ? મેં તે ચોરને જોયો હતો, પણ મેં જાણ્યું કે-શીરસ્તદારે તેનો બંદોબસ્ત કર્યો હશે.'

શીરસ્તદાર—' મેં પણ ચોરને જોયો હતો, પણ મેં જાણ્યું કે ઘડીયાળ સાફ કરાવવાની ગોઠવણ કલાર્કોએ કરી હશે. '

કલાર્કો—અમે પણ ચોરને જોયો હતો પણ અમે ધાર્યું કે-બાબુસાબે ઘડીયાળીને બોલાવ્યો હશે.

જજસાહેબ—' ઠીક બની. પણ તે ચોર કોઇ ખાનદાન માણસ જેવો દેખાતો હતો.'

સીપાઇઓ—એટલેજ અમે પણ છેતરાણાને. વિગેરે-વિગેરે.

મોટા માણુસોને ત્યાં આવાં ઘણાં પોગળ હોય છે.

આ પ્રમાણે નંદજીના વ્રજમાં ગોપ, ગોપીકાઓ, યશોદા તથા રોહિણીજી છેતરાઇ ગયાં, અને પૂતનાબાઇ કીંમતી દાગીનો ખોળામાં લઇને બેઠાં.

હવે પ્રભુ પૂતનાનાં પ્રાણ ચૂસી લે છે તે કથા સાંભળો—

**तस्मिन्स्तनं दुर्जरवीर्यमुल्बणं, घोराङ्कमादाय शिशोर्ददावथ ॥**
**गाढं कराभ्यां भगवान्प्रपीड्य तत्–प्राणैः समं रोषसमन्वितोऽपिबत् ॥१०॥**

અર્થ—પ્રભુને ખોળામાં સુવાડ્યા પછી, તે દુષ્ટ પૂતનાએ, ન પચે એવા ઝેરથી ચોપડેલું પોતાનું સ્તન, બાળકને આપ્યું-બાળકના મુખમાં મૂક્યું. તેના કૃત્યથી ક્રોધે ભરાએલા શ્રીકૃષ્ણે, બે હાથથી સ્તનને ખૂબ દબાવીને, તેણીના પ્રાણો સહિત ધાવવા માંડ્યું. ( દુધની સાથે પ્રાણો પણ સુચવા માંડ્યા. ) (૧૦)

૧૦ વિવેચન—

**घोरा**—સ્ત્રીને બાળકો પ્રત્યે પ્રેમ હોય છે, છતાં પૂતનાને પ્રેમ નથી માટે તેણીને **घोरा** શબ્દ લગાડ્યો જણાય છે.

સોરઠો—દિયો કમલમુખમાંહિ, વિષલપટ્યોં અસ્તન તુરત;
પકર દુહૂં કરમાંહિ, લગે કરન પયપાન હરિ—સિયાવર૦

**तस्याः प्राणैः समं**—તેણીના પ્રાણો સહિત પ્રભુ દુધ પીવા લાગ્યા. ( પ્રાણ પાંચ છે, તેથી **प्राणैः** લખ્યું છે. )

**रोषसमन्वितः**—ક્રોધે ભરાયેલા ભગવાને. ભગવાનને ક્રોધ કેમ થયો? હિરણ્યકશિપુને માર્યો, ત્યારે પણ ક્રોધ કરીને માર્યો હતો. રાવણને પણ ક્રોધ કરીને માર્યો હતો. અહીં ક્રોધ ગતિ-સૂચક છે-વિકાર અગર દોષસૂચક નથી. સવારમાં છ વાગે, તોપણ ઉઠવું ન ગમે, ત્યારે ક્રોધ કરીને બેઠા થઈ જઇએ તો ઉઠાય. ક્રોધ કરવાનું બીજું કારણ એ છે કે-પુત્રને નિશાળે મોકલીએ ત્યાં ભણે નહિ, અને ઉલટો રખડુ થઇને માંદો પડે. ત્યારે તેના ઉપર દયા આવવાને બદલે ક્રોધ થાય છે. તેમ આ સંસાર કે જે કર્મભૂમિ છે. ધારે તે કરી શકે એવી સગવડ-વાળો દેહ મળ્યો; ત્યાં આવીને સત્કર્મ ગમ્યાં નહીં, અને પાપકર્મ રાજી થઇને કર્યાં. તેથી અધમકર્મ કરનારી પૂતનાને દેખીને પ્રભુ કોપે ભરાયા. યાદ રાખવું ઘટે છે કે-પ્રભુનો કોપ પોતાને માટે નહોતો. પૂતનાનો સત્કાર પ્રભુ કેવી રીતે કરે છે તે સાંભળો:—

---

૧૦ પદચ્છેદ—**तस्मिन्**-તે સમયે. **घोरा**-દુષ્ટ પૂતનાએ. **अंकं आदाय**-પ્રભુને ખોળામાં લઇને. **उल्बणं**-ભયંકર. **दुर्जरं वीर्यं** (ઝેર) **यस्मिन् सः तम् इति स्तनं**-ન પચે એવા ઝેરથી ચોપડેલું પોતાનું સ્તન. **शिशोः**-પ્રભુને [ ચતુર્થીના અર્થમાં છે ]. **ददौ**-આપ્યું. **अथ**-પછી **रोषसमन्वितः भगवान्**-તેનાં કૃત્યથી ક્રોધે ભરાએલા શ્રીકૃષ્ણે **कराभ्यां गाढं प्रपीड्य**-બે હાથોથી સ્તનને બહુજ દબાવીને **तस्याः प्राणैः समं**-તેણીના પ્રાણો સહીત. **अपिबत्**-ધાવવા લાગ્યા.

**सा मुञ्च मुञ्चालमिति प्रभाषिणी, निष्पीडयमानाऽखिलजीवमर्मणि ॥**
**विवृत्य नेत्रे चरणौ भुजौ मुहुः, प्रस्विन्नगात्रा क्षिपती रुरोद ह ॥ ११ ॥**

અર્થ—સર્વ મર્મસ્થળોમાં, પીડાતી પૂતના (બાળકને,) કહેવા લાગી કે-'મૂક-મૂક-હવે ઘણું થયું.' [આ પ્રમાણે બોલતાં બોલતાં) આંખો ફાટી રહી. શરીરે પરસેવો આવી ગયો. વારંવાર હાથ પગ પછાડવા લાગી, અને રડવા લાગી. [૧૧]

૧૧ વિવેચન—

**अखिलजीवमर्मणि निष्पाड्यमाना**—વિજળી પકડવાથી જેમ શરીરની રગો તણાય છે, અને મર્મસ્થળો ભેદાય છે, તેમ શ્રીકૃષ્ણરૂપી વિજળીની અસર પૂતનાના શરીર ઉપર થઇ. (જે જગ્યાએ પ્રહાર થવાથી જીવ ચાલ્યો જાય, તે મર્મસ્થળ કહેવાય છે.) જેમ દહીં દુધની લાલચથી બિલાડી લોટામાં માથું ઘાલે, પણ લોટામાંથી માથું પાછું ન નીકળી શકે, ત્યારે બિલાડી ગભરાઈ જાય છે. બિલાડી આમતેમ દોડે, પણ દુઃખનો પાર આવે નહિં. તેમ શ્રીકૃષ્ણને મારવાની લાલચથી, પૂતનાએ પ્રભુને સ્તન આપ્યું, પણ પ્રભુએ સ્તનની સાથે પ્રાણ ખેંચવા માંડયા. પૂતના ગભરાઇ ગઈ. પૂતના ગભરાટમાં બોલી કે-'**मुंच मुंच अलं**-હવે છોડીદે-છોડીદે-બસ.' જેમ બિલાડી લોટો લઇને આમતેમ દોડે, તેમ પૂતના પ્રભુને લઇને નાઠી જણાય છે. કારણ કે તેણીનું શબ વ્રજની બહાર અને મથુરાને રસ્તે પડયું હતું. તેણીના શબે પડતાં પડતાં ઘણાં વૃક્ષો પાડી નાંખ્યાં હતાં. નંદાદિ ગોપોએ મથુરાથી વ્રજમાં આવતાં તે શબ દેખ્યું હતું.

મથુરાને રસ્તે દોડવાની બાબતમાં એક બીજો પણ ભાવ છે, તે એ કે—પૂતનાએ ઘણા બાળકો માર્યા હતા. તેમાં કૃષ્ણના જેવો તેણીને કોઈ બાળક મળ્યો નહોતો. તેથી-'રખે તે વિષ્ણુ હોય'-એવી માન્યતાથી, તે બાળક કંસને સોંપવાના હેતુથી, પૂતના મથુરાને રસ્તે દોડી હોય.

**मुंच मुंच अलं** આ ત્રણ શબ્દ બોલ્યા પછી પૂતના આગળ બોલી શકી નથી. તેનું કારણ એમ જણાય છે કે—'રખે તેણી વિષ્ણુનો અવતાર પ્રગટ કરે.' રૂદન રૂપે પૂતનાએ ચીસ પાડી હતી.

પૂતનાને જો માયા કહીએ, તો પૂતનાના સ્તનને રાગ અને દ્વેષનુંરૂપ અપાય. રાગ નામનો સ્તન શ્રીકૃષ્ણને આપ્યો. તે રાગ નામના સ્તનમાં વિષયરૂપ ભયંકર વિષ હતું. જ્ઞાનીઓ રાગ અને રાગમાં રહેલા વિષને મૂળમાંથી ઉખેડી નાંખે છે.

---

૧૧ પદચ્છેદ—**अखिले जीवमर्मणि**-સર્વ મર્મસ્થળમાં **निष्पीड्यमाना**-પીડાતી **सा**-પુતના **मुंच मुंच अलं इति प्रभाषिणी सा**-અને મુકીદે મુકીદે-બહુ થયું' એમ બોલવા લાગી. **नेत्रे विवृत्य**-આંખો ફાટી રહી. **प्रस्विन्नानि गात्राणि यस्याः सा प्रस्विन्नगात्रा**-શરીરે પરસેવો વળી ગયો. **चरणौ भुजौ मुहुः क्षीपती**-વારંવાર હાથ અને પગ પછાડવા લાગી. **ह**-અને **रुरोद**-રડવા લાગી.

પૂતનાએ, જે બાળકોને માર્યા, તે તમામ બાળકોનો ઉદ્ધાર થયો ? તે સંબંધમાં કેટલાએક ટીકાકારોની એવી માન્યતા છે કે-' પૂતનાના ઉદ્ધાર સાથે પૂતનાએ મારેલા તમામ બાળકોનો પ્રભુએ ઉદ્ધાર કર્યો-' તેમ પણ બને; કારણ કે તે તમામ બાળકોનો પ્રભુની ખાતર-પ્રભુની શોધમાં-નાશ થયો હતો.

શ્લોકમાં છેલ્લો ' **ह** ' છે તે આશ્ચર્યસૂચક છે.

પૂતનાએ પાડેલી ચીસની કેવી અસર થઇ? તે સાંભળોઃ—

**तस्याः स्वनेनातिगभीररंहसा, साद्रिर्मही द्यौश्च चचाल सग्रहा ।**
**रसा दिशश्च प्रतिनेदिरे जनाः, पेतुः क्षितौ वज्रनिपातशङ्कया ॥ १२ ॥**

**निशाचरीत्थं व्यथितस्तना व्यसुर्-व्यादाय केशांश्चरणौ भुजावपि ॥**
**प्रसार्य गोष्ठे निजरूपमास्थिता, वज्राहतो वृत्र इवापतन्नृप ॥ १३ ॥**

**અર્થ—**તેણીના અત્યંત ગંભીર વેગવાળા અવાજથી-રૂદનથી, પર્વતો સહિત પૃથ્વી અને નક્ષત્રો સહિત આકાશ, ડોલવા લાગ્યાં. પૃથ્વીના તળીયામાં ( એટલે પાતાળોમાં ) અને દિશાઓમાં પડછંદા પડવા લાગ્યા. વજ્ર પડવાની શંકાથી લોકો પૃથ્વી ઉપર પડી ગયાં. [૧૨] હે રાજન્ ! આ પ્રમાણે સ્તનમાં પીડા થતાં, મરણ સમયે પોતાનું પ્રથમ રૂપ ધારણ કરીને, વજ્રથી હણાએલા વૃત્રાસુરની માફક, તે વ્રજમાં પડી. મરણ પામેલી એ રાક્ષસીનું મુખ ફાટયું રહ્યું હતું. વાળ છુટી ગયા હતા. પગ અને હાથ પ્રહોળા થઈ ગયા હતા. [૧૩]

૧૨ વિવેચન—

પર્વતો સહિત પૃથ્વી અને ગૃહો સહિત આકાશ પૂતનાના અવાજથી ખળભળી ઉઠયાં, તે વાત સાચી હશે?—લંડનથી દોડયાં આવતાં એરોપ્લેઇન ( વૈમાન ) સંબંધી વાતો, ઇ. સ. ૧૯૧૦ માં આપણને કોઇએ કરી હોત, તો તે આપણને ગપ લાગત, પણ અત્યારે તે વાત

---

૧૨ પદચ્છેદ—**तस्याः**-તેણીના **अतिगभीररंहसा स्वनेन**-અત્યંત ગંભીર વેગવાળા અવાજથી-રૂદનથી **अद्रिभिः सहिता मही साद्रिः मही**-પર્વતો સહિત પૃથ્વી **च**-અને **सग्रहा द्यौः**-નક્ષત્રો સહિત આકાશ **चचाल**-ચલાયમાન થઇ ગયાં. **रसाः**-પૃથ્વીના તળીયાં એટલે પાતાળો **च**-અને **दिशः**-દિશાઓ **प्रतिनेदिरे**-સામા પડછંદા દેવા લાગી એટલે તેમાં પડઘા પડવા લાગ્યા. **वज्रनिपातस्य शंका तया**-વજ્ર પડવાની શંકાથી **जनाः क्षितौ पेतुः**-લોકો પૃથ્વી ઉપર પડવા લાગ્યા.

૧૩ પદચ્છેદ—**इत्थं**-આ પ્રમાણે **निशाचरी**-રાક્ષસી **व्यथितः स्तनः यस्याः सा व्यथितस्तना**-સ્તનમાં વ્યથા થવાથી **हे नृप**-હે રાજન્! **वज्रहतः वृत्रः इव**-વજ્રથી હણાએલા વૃત્રાસુરની માફક **निजरूपं आस्थिता**-પોતાનું પ્રથમરૂપ ધારણ કરીને **गोष्ठे अपतत्**-વ્રજમાં પડી. **विगताः असवः यस्याः सा व्यसुः**-મરણ પામેલી રાક્ષસીનું **व्यादाय**-મુખ પહોળું થઇ ગયું. **केशान् चरणौ भुजौ अपि प्रसार्य**-વાળ, પગો અને હાથ પણ પહોળા થઇ ગયા હતા.

સાચી લાગે છે. ગમે તે વાત અનુભવે સિદ્ધ થાય. તેમ પૂતના વિગેરે અસુરોને જેમણે અનુભવ્યાં હોય, તેમને તે વાત સત્ય લાગે, અને આપણને તે ગપ લાગે. આપણે તે ગપ મટાડવું હોય, તો અંતઃકરણની પવિત્રતાથી વિચાર કરવો કે-'શુકદેવજી જેવા બ્રહ્મવિદ્ પુરૂષ, જે કાંઇ કહેતા હશે, તે ભલે આપણી ટુંકી બુદ્ધિમાં ન સમાય, પણ તે વાત સત્ય હશે.' ત્રીશ ચાળીસ વરસના પાછલા જમાના તરફ નજર કરીએ તો જણાય કે-લાડુના રસીયા પાંચ સાત લાડુ નાસ્તામાં ઉડાવી જતા; અને અત્યારે ઘણાં સ્ત્રી પુરૂષોને જમણમાં બે લાડુ પતાવવા મુશ્કેલ પડે છે. તે જમાનાનાં માણસો દોટ મૂકીને ડાકોર જતાં, અને અત્યારે ભદ્રકાળીથી સ્ટેશન જતાં ગાડી જોઇએ છે. ત્રીસ ચાળીસ વરસના જમાનામાં આટલો બધો ફેર જણાય, ત્યારે શ્રીકૃષ્ણના જન્મ વખતે કેવો જમાનો હશે! તે જમાનાના માણસોને અત્યારની આંખથી જોઈએ, તો તે કેમ દેખાય? શાસ્ત્ર અને સદ્‌ગુરૂનાં વચનમાં શ્રદ્ધા હોય, તો તે શ્રદ્ધારૂપી ચશ્મા પહેરીને કાંઇ જોઇએ તો દેખાય. ન્યુસપેપરમાં કોઇ અટપટી વાત આવી હોય, તો તે ખરી માનવી, અને શાસ્ત્રમાં કાંઇ અટપટી વાત આવે ત્યારે-લાંબો ટુંકો વિચાર કર્યા વિના, 'It is all humbug-તે બધું ખોટું છે-ગપ છે.' એમ કહેવું, એ બુદ્ધિની મંદતા સૂચવે છે-ધર્મની અજ્ઞાનતાનું ભાન કરાવે છે-આચાર વિચારની ન્યુનતા સૂચવે છે. આહાર વિહારની બેદરકારીનું ભાન કરાવે છે. કીડીયો હિમાલય ન માપી શકે, તેથી કાંઈ હિમાલય ઉંચો ઠરતો નથી?

વીજળી સાથે મેઘરાજા જ્યારે જોર કરે છે, ત્યારે કડાકા ભડાકાથી લોકો ગભરાઈ જાય છે. કોઇવાર લોકો પડી પણ જાય છે. તેવીજ રીતે વજ્ર પડવાની શંકાથી ગભરાયેલા વ્રજના લોકો પડી ગયાં.

૧૩ વિવેચન—

મરણ વખતે પૂતનાએ ગુપ્ત રૂપ ધારણ કર્યું હતું, એ શું?-આપત્તિકાળમાં સૌ પોતાનું ગુપ્ત રૂપ ધારણ કરે છે. કોઇ ભાઈ આપણી સાથે ખાતા પીતા હોય-આપણા સ્નેહી હોય, આપણે તેને ભાઇ! ભાઇ! કરતા હોઇએ, પણ જો આપણે તેમને ખીજવીએ, તો તેના હૃદયમાં આપણા સંબંધી જે કચરો હોય, તે કાઢે છે. એટલે પોતાનું ગુપ્ત સ્વરૂપ ધારણ કરે છે. સાધુ સન્યાસી વૈરાગ્યની મોટી મોટી વાતો કરતા હોય, પણ જો તેમને કોઇ કનકકાંતાની લાલચ આપે, તો તુરત (અગર ધીમે ધીમે) પોતાના ગુપ્ત સ્વરૂપને પ્રગટાવે છે. આ પ્રમાણે કનક કાન્તામાં લલચાઇ જવું, એ ખોટા વૈરાગીનું ગુપ્ત સ્વરૂપ છે. કનકકાંતાથી ત્રણે કાળમાં મુક્ત રહેવું, એ સાચા વૈરાગીનું ગુપ્ત સ્વરૂપ છે. કેટલાએક વાચાળ વિદ્વાનો કહે છે કે-**शुद्धोऽहं-बुद्धोऽहं-अयमात्मा ब्रह्म-ब्रह्मरूपोऽहं** વિગેરે; પણ જ્યારે તેઓ અમુક કારણ માટે ખીજાય છે, ત્યારે આપણને ખાત્રી થાય છે કે તેમનું વાસ્તવ સ્વરૂપ-ગુપ્ત સ્વરૂપ-'**रुद्रोऽहं**' છે. ગોંડલના અમી દેસાઇને વેદાંતનો બહુ શોખ હતો. તેઓ આ પ્રમાણેજ બોલતા હતા; પણ જરા, ખીજાતા ત્યારે '**रुद्रोऽहं**'-રૂદ્રરૂપનાં દર્શન કરાવતા હતા. જીંદગીપર્યંત આ કટેવ છોડી નહિં. કારણકે તેમને વિદ્વતાનો ફાંકો હતો. લાલચ અને આપત્તિ એ જીવની કસોટી છે.

**દૃષ્ટાંત**—દિલ્હીના એક રાજાએ પાંચ બીલાડી પાળી હતી. તે પાંચે બીલાડીને સુસ્થિર બેસતાં શીખવીને, તેમનાં માથા ઉપર કોડીયાં-(બળતા દીવા) રાખીને, તે રાજા રાત્રે ભોજન

કરતો હતો. તે દેખીને ઘણાં માણસો ચકિત થતાં હતાં; અને રાજાનાં વખાણ કરતાં હતાં. આ વાતની ખાત્રી કરવા, રાજાના રાત્રીના ભોજન વખતે, એક બારોટ રાજા પાસે આવ્યો. બીલાડીનાં ગુપ્ત સ્વરૂપ તપાસવા, તે પોતાની સાથે એક ઉંદરડી લાવ્યો હતો. ઉંદરડીને કોથળીમાં પૂરીને, તે કોથળી તેણે ગજવામાં સંભાળથી રાખી હતી. બારોટને સામે બેસાડીને, રાજા ભોજન કરવા લાગ્યો. બિલાડીઓ સુસ્થિર બેઠી હતી. તેમનાં માથાં ઉપર દીવા જગમગાટ બળતા હતા. શાંતિ પ્રસરી રહી હતી. તેટલામાં બારોટે ધીમેથી ગજવામાંથી કોથળી કાઢીને, રાજા જમતો હતો તે તરફ ઉંદરડી ફેંકી. ઉંદરડીને દેખીને પાંચે બીલાડી નાઠી. દીવા પડી ગયા. અંધારૂં ઘબ થઇ ગયું. રાજાને ખાત્રી થઇ કે લાલચ અને આપત્તિના સમયમાં જીવો પોતાના ગુપ્ત સ્વરૂપને પામે છે. ક્રોધી પુરૂષ ક્રોધ કરે છે ત્યારે કહે છે કે-' તું મને ઓળખે છે ? હું કોણ છઉં ? ' લોભી પુરૂષ જ્યારે લોભે ઘેરાય છે, ત્યારે ગમે એવા સંબંધને તોડી નાંખી, દુશ્મન બની જાય છે. કામી પુરૂષની પણ એજ સ્થિતિ છે. ઇશ્વરને પામવાની જેમને ઇચ્છા હોય, તેમણે જેમ બને તેમ, પોતાના ગુપ્ત સ્વરૂપને-એટલે જીવભાવને-ક્ષીણ કરવો જોઇએ. માયાના ફંદથી મુક્ત થવું જોઇએ. આ પ્રમાણે પૂતના આપત્તિકાળમાં પોતાના અસુર સ્વરૂપને પામી હતી.

**નૃપ !**-પરીક્ષિતને સંબોધીને સંશયથી મુક્ત રહેવાનું સૂચવે છે.

પૂતના પડી—વાસ્તવિક રીતે આધિભૌતિક પૂતના પૃથ્વી ઉપર પડી હતી. આધ્યાત્મિક પૂતના મરી ગઈ હતી; અને આધિદૈવિક પૂતનાનો ભગવાનમાં પ્રવેશ થયો હતો.

**अविद्येति यत्रायं भावः ।** વિગેરે શબ્દોથી શ્રીમદ્ વલ્લભાચાર્યજી (સુબોધિનીજીમાં) કહે છે કે-' પૂતના અવિદ્યારૂપ હતી. અવિદ્યાને પાંચ અંગ હોય છે. ૧ પોતાના સ્વરૂપને ભૂલી જવું તે. ૨ દેહને હું છઉં, એવો અધ્યાસ કરવો તે. ૩ ઇંદ્રિયોમાં આત્મબુદ્ધિ કરવી તે. ૪ પ્રાણ છે તે હું છઉં, એમ માનવું તે. ૫ અંતઃકરણ છે તે હું છઉં, એમ માનવું તે. આ પ્રકારની અવિદ્યાનો નાશ થાય, ત્યારે નિરોધ સુગમ રીતે સિદ્ધ થાય. '

નિરોધ શું ?—**कृष्णासक्तिसहिता प्रपंचविस्मृतिः सा निरोधरूपेत्यर्थः ।** [સુબોધિની] શ્રીકૃષ્ણમાં આસક્તિ થતાં પ્રપંચ (સંસાર)ની વિસ્મૃતિ થાય, તેનું નામ **નિરોધ.**

પૂતનાનું રૂપ કેવું ભયંકર હતું તે વાત હવે કહે છે—

**पतमानोऽपि तद्देहस्-त्रिगव्यूत्यन्तरद्रुमान् ॥**
**चूर्णयामास राजेन्द्र, महदासीत्तदद्भुतम् ॥१४॥**

અર્થ—હે પરીક્ષિત રાજા ! તે રાક્ષસીના દેહે પડતાં પડતાં, છ ગાઉમાં આવેલાં વૃક્ષોનો ભૂકો કરી નાંખ્યો હતો. તે ઘણીજ નવાઇ જેવી વાત બની [૧૪]

---

૧૪ પદચ્છેદ—**हे राजेन्द्र !** હે રાજન્ **तस्याः देहः पतमानः अपि**-તે રાક્ષસીનો દેહ પડતાં પડતાં **गव्यूतिः** [સ્ત્રીલિંગ]-બે ગાઉ. **त्रिगव्यूतीमां अंतरद्रुमाः तान्**-છ ગાઉમાં આવેલાં વૃક્ષોનો. **चूर्णयामास**-ભૂકો કરી નાંખ્યો. **तत् महत् अद्भुतं आसीत्**-તે મોટી આશ્ચર્યની વાત બની.

**ईषमात्रोग्रदंष्ट्रास्यं, गिरिकन्दरनासिकम् ॥**
**गण्डशैलस्तनं रौद्रं, प्रकीर्णारुणमूर्द्धजम् ॥१५॥**
**अन्धकूपगभीराक्षं, पुलिनारोहभीषणम् ॥**
**बद्धसेतुभुजोर्वङ्घ्रि–शून्यतोयह्रदोदरम् ॥१६॥**

[રાક્ષસીરૂપે તે પડી હતી ત્યારે—] તે રાક્ષસીના મુખમાં હળની અણીના જેવી લાંબી અને ઉગ્ર દાઢો હતી. પર્વતની ગુફા જેવું તેણીનું નાક હતું. પર્વત ઉપરથી દડી પડેલા મોટા પત્થરોના જેવા તેણીના સ્તન હતા. વાળ લાલ અને છૂટી ગએલા હતા. [૧૫] આંખો અંધારા કુવા જેવી ઉંડી ગઈ હતી. સાથળ નદીના કાંઠા જેવા ભયંકર હતા. હાથ, સાથળ અને પગ, જાણે સડક બાંધી હોય, એમ (લાંબા) પડયા હતા. પેટ પાણી વગરના ધરા જેવું હતું. [૧૬]

૧૪ વિવેચન—

**गव्यूति**—ગવ્યૂતિ એટલે બે ગાઉનું માપ. પૂતનાએ ત્રણ ગવ્યૂતિ (એટલે છ ગાઉ) સુધીનાં વૃક્ષો પાડી નાંખ્યાં. તે ક્રિયા પૂતનાના શરીરની લંબાઈ અને શરીરનું સ્થૂલપણું સૂચવે છે.

**राजेन्द्र**—આ સંબોધનથી પરીક્ષિતને સાવધાન રહેવાનું કહે છે. હૈયું હાથ રાખવાનું સૂચવે છે. કારણકે—

સોરઠો—હરિકે ચરિત અનુપ, અસુર વિમોહન સુરસુખદ;
નર ન પરત ભવકૂપ, સહજ પ્રેમ ગાવહિ સુનહિ. સીયાવર૦

૧૫-૧૬ વિવેચન—

**इषा**—લાકડાનો ચાર હાથનો લાંબો પાતળો કકડો. તેવાં ડંડા હળમાં કામ આવે છે. તેથી અહીં **इषामात्र**નો અર્થ-'હળના જેવા' એમ કરવો.

---

૧૫ પદચ્છેદ—**ईषामात्राः** (**ईषा**-હળની અણી.) **उग्रदंष्ट्राः यस्मिन् तत् ईषामात्रोग्रदंष्ट्रं तत् आस्यं** (મુખ) **यस्मिन् तत्**-પૂતનાના મુખમાં હળના જેવા લાંબા અને ઉગ્ર દાંત હતા. **गिरेः कंदरे इव नासिके यस्मिन् तत् गिरिकंदरनासिकं**-પર્વતની ગુફા જેવું તેણીનું નાક હતું. **गंडशैलौ** (પર્વત ઉપરથી દડી પડેલા મોટા મોટા પત્થરો) **इव स्तनौ यस्मिन् तत् गंडशैलस्तनं**-પર્વત ઉપરથી દડી પડેલા મોટા પથ્થરના જેવા તેણીના સ્તન હતા. **प्रकीर्णाः अरुणाः** (લાલ) **मूर्द्धजाः यस्मिन् तत्**-વાળ લાલ અને વિખરાઇ ગએલા હતા.

૧૬ પદચ્છેદ—**अंधकूपौ इव गभीरे अक्षिणी यस्मिन् तत्**-આંખો અંધારા કુવા જેવી ઉંડી હતી. **पुलिनवत्** (નદીના કાંઠાની માફક) **आरोहाभ्यां** (નીતંબ-કુલા-Buttocks-પણ અહીં તેનો અર્થ 'સાથળ' કરવો.) **यत् तत् भीषणं पुलिनारोहभीषणं**-સાથળ નદીના કાંઠા જેવા ભયંકર હતા. **बद्धाः सेतवः इव भूजौ, उरू अंघ्री च यस्मिन् तत् बद्धसेतुभुजोर्वङ्घ्रि**-હાથ, સાથળ, અને પગ જાણે સડક બાંધી હોય એવા હતા. **शून्यतोयं यस्मिन् सः शून्यतोयः, शून्यतोयः ह्रदः इव उदरं यस्मिन् तत् शून्यतोयह्रदोदरम्**-પેટ પાણી વગરના ધરા જેવું હતું.

હળના જેવી દાઢો, ગુફાના જેવું નાક, વિગેરે પૂતનાની ભયંકરતા સૂચવે છે.

**आरोह**:નો અર્થ નિતંબ થાય છે. પણ પૂતના ચિત્તિપાટ પડી હતી, અને પ્રભુ તેણીની છાતી ઉપર સુતા સુતા ધાવતા હતા. માટે **आरोह**:નો અર્થ 'નિતંબ' નહિં કરતાં 'સાથળ ઉપરનો ભાગ' કરવો.

પૂતનાનું ભયંકર સ્વરૂપ દેખીને, વ્રજવાસીઓ ચમકી ગયાં, તે વાત કહે છે—

**संतत्रसुः स्म तद्वीक्ष्य, गोपा गोप्यः कलेवरम् ॥**
**पूर्वं तु तन्निःस्वनित-भिन्नहृत्कर्णमस्तकाः ॥१७॥**

અર્થ—ગોપ-ગોપીકાઓ કે જેમનાં હ્રદય, કાન અને માથાં, પ્રથમથીજ પૂતનાના અવાજથી, બહેર મારી ગયાં હતાં, તેઓ પૂતનાના શરીરને [ ઉપર પ્રમાણે પડેલું ] જોઇને, ત્રાસ પામી ગયાં. [૧૭]

૧૭ વિવેચન—

એક સામાન્ય માણસનું શબ ભયાનક લાગે છે, ત્યારે આ તો રાક્ષસી. તેમાં શું કહેવું! યશોદાદિ ગોપીકાઓને વધારે ભય પામવાનું કારણ તો-શ્રીકૃષ્ણ છે. આપણે પણ હવે શ્રીકૃષ્ણની શોધ કરીએ.

શ્રીકૃષ્ણ કયાં છે? તે સાંભળો—

**बालं च तस्या उरसि, क्रीडन्तमकुतोभयम् ॥**
**गोप्यस्तूर्णं समभ्येत्य, जगृहुर्जातसंभ्रमाः ॥१८॥**

અર્થ—ચમકી ગએલી ગોપીઓએ, તુરત ત્યાં જઇને, તેણીની ( એટલે પૂતનાની ) છાતી ઉપર નિર્ભયતાથી રમતા બાળક-ભગવાન-ને તેડી લીધા. [૧૮]

૧૮ વિવેચન—

પ્રભુ ક્યાં છે? કેમ દર્શન થયાં? જુઓ-પ્રભુ પૂતનાની છાતી ઉપર નિર્ભયતાથી રમે છે.

**जातसंभ्रमाः गोप्यः**-શ્રીકૃષ્ણમાં થએલા સ્નેહને લીધે, ગાંડી થએલી ગોપીઓએ, પૂતનાના શરીર ઉપર ચડીને, શ્રીકૃષ્ણને તેડી લીધા. તાત્પર્ય-શ્રીકૃષ્ણને દેખ્યા પછી, ગોપીઓને સ્નેહાવેશમાં પૂતનાનો ભય લાગ્યો નહિ.

---

૧૭ પદચ્છેદ—**तु**-પણ **गोपाः गोप्यः**-ગોપો અને ગોપીઓ. **पूर्वं**-પ્રથમથીજ **तस्याः निःस्वनितेन भिन्नानि हृत्कर्णमस्तकानि येषां ते तन्निःस्वनितभिन्नहृत्कर्णमस्तकाः**-તેણીના અવાજથી જેઓનાં હ્રદય, કાન અને માથાં ફૂટી ગયાં હતાં તેઓ. **तत् कलेवरं वीक्ष्य**-તેણીનું શરીર દેખીને **संतत्रसुः**-થડકી ગયા, ડરી ગયા.

૧૮ પદચ્છેદ—**जातसंभ्रमाः गोप्यः**-સંભ્રમ પામેલી ગોપીઓએ **तूर्णं समभ्येत्य [ सम्-अभि-एत्य ]**-પાસે આવીને. **न विद्यते कुतः भयं यस्य सः तं अकुतोभयं**-નિર્ભય-નિર્ભય રીતે **तस्याः उरसि क्रीडंतं बालं**-તેણીના પેટ ઉપર રમતા બાળકને **जगृहुः**-ઉપાડી લીધા.

**कुलं पवित्रं जननी कृतार्था, विश्वंभरा पुण्यवती च तेन ।**
**अपारसंवित्सुखसागरेऽस्मि-ल्लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥**

અર્થ—જે મનુષ્યનું ચિત્ત અપાર જ્ઞાન અને આનંદના સાગરરૂપ પરબ્રહ્મમાં લીન થાય છે, તે મનુષ્યનું કુળ પવિત્ર ગણાય છે, તેની માતા કૃતાર્થ ગણાય છે, અને તેનાથીજ આ પૃથ્વી પાવન થાય છે.

ચોપાઈ—જાતિ પાંતિ ધન ધર્મ બડાઇ, પ્રિય પરિવાર સદન સમુદાઈ;
સબ તજી તુમ્હહિ રહહિ લવલાઈ, તાકે હૃદય બસહુ રઘુરાઈ.
[ મોક્ષવાણી પાનુ ૨૪ ]

**રક્ષાબંધન**–૧૯ થી ૨૯ શ્લોક.

શ્રીકૃષ્ણ મોટા ભયમાંથી બચ્યા, માટે તેમની રક્ષા બાંધે છે. માતાઓને પુત્ર પ્રત્યે બહુ ભાવ હોય છે. તેથી માતાઓ વારંવાર બાળકની નજર બાંધે છે. રાઇમીઠું બાળકને માથે ઉતારીને ચૂલામાં નાંખે છે, અગર કાંસાની થાળી અને વાટકો લઇને તેમાં અગ્નિ પધરાવીને નજર બાંધે છે. આર્ય માતાઓએ કેવા પ્રકારની રક્ષા બાંધવી જોઇએ, તેનો આ (નીચે) નમુનો છે. કેટલાએક પોથી વાંચનારા બ્રાહ્મણોના ઘરમાં પણ, નજર બાંધવાની જંગલી ઢબ છે– આર્યોની ઢબ નથી. તે ઘણુંજ શોચનીય છે. બ્રાહ્મણની સ્ત્રીઓ ક્યારે સુધરશે? તેઓ સુધરે તો આખા સ્ત્રીસમાજને સુધારે. હવે ભાવથી સાંભળો—

**यशोदारोहिणीभ्यां ताः, समं बालस्य सर्वतः ॥**
**रक्षां विदधिरे सम्यग्-गोपुच्छभ्रमणादिभिः ॥१९॥**
**गोमूत्रेण स्नापयित्वा, पुनर्गोरजसाऽर्भकम् ॥**
**रक्षां चक्रुश्च शकृता, द्वादशाङ्गेषु नामभिः ॥२०॥**
**गोप्यः संस्पृष्टसलिला, अङ्गेषु करयोः पृथक् ॥**
**न्यस्यात्मन्यथ बालस्य, बीजन्यासमकुर्वत ॥२१॥**

અર્થ—યશોદાને અને રોહિણીજીને સાથે રાખીને [એટલે આગળ કરીને–તેમની સમક્ષ] તે ગોપીઓએ (બાળકને માથે) ગાયનું પુંછડું ફેરવવું વિગેરે

૧૯ પદચ્છેદ—**यशोदारोहिणीभ्यां समं**-યશોદા અને રોહિણી સાથે **ताः**-તે ગોપીઓએ **सम्यक्**-રૂડે પ્રકારે **गोः पुच्छस्य भ्रमणादिभिः**-ગાયનું પુંછડું ફેરવવું વિગેરે ક્રિયા કરીને **बालस्य सर्वतः रक्षां**-બાળકની સર્વ પ્રકારે રક્ષા **विदधिरे**-કરી.

૨૦ પદચ્છેદ—**गोमूत्रेण**-ગાયના મૂત્રથી **पुनः गोरजसा**-ગાયની રજથી **शकृता च** અને ગાયના છાણથી **अर्भकं स्नापयित्वा**-બાળકને સ્નાન કરાવીને **द्वादशाङ्गेषु**-બાર અંગોમાં **नामभिः**-પ્રભુનાં નામોથી **रक्षां चक्रुः**-રક્ષા કરી.

૨૧ પદચ્છેદ—**संस्पृष्टं सलिलं याभिः ताः संस्पृष्टसलिलाः इति गोप्यः**-ગોપીઓએ આચમન લઇને **आत्मनि**-પોતાના શરીરમાં **अंगेषु करयोः प्रथक् न्यस्य**-અંગન્યાસ અને કરન્યાસ ભિન્ન ભિન્ન કરીને **अथ**-પછી **बालस्य**-બાળકના અંગમાં **बीजन्यासम् अकुर्वत**-બીજન્યાસ કર્યો.

ક્રિયાઓ રૂડે પ્રકારે કરીને, તે બાળકની સર્વ પ્રકારે રક્ષા બાંધી. [૧૯] પછી બાળકને ગાયના મૂત્રથી, ગાયની રજથી, અને ગાયના છાણુથી નવરાવીને, તેના બાર અંગોમાં પ્રભુના નામોથી રક્ષા કરી. [૨૦] પછી ગોપીઓએ આચમન લઇને, પોતાના શરીરમાં, અંગન્યાસ અને કરન્યાસ ભિન્ન ભિન્ન કરીને, પછી બાળકના અંગમાં બીજન્યાસ કર્યો. [૨૧]

૧૯ વિવેચન—

ભગવાન કે જે સર્વની રક્ષા કરનાર છે, તેને વળી રક્ષા બંધન કરવાનું કારણ શું ? સાંભળો—નંદ, યશોદા અગર ગોપગોપીઓ પાસે હજી શ્રીકૃષ્ણ પ્રભુરૂપે પ્રગટ થયા નથી. હજી તો તેઓ શ્રીકૃષ્ણને પુત્રરૂપેજ દેખે છે. બાળકની રક્ષા બાંધવી એ માતા વિગેરે સ્ત્રીઓનો સામાન્ય ધર્મ છે.

ગાયનું પુંછડું માથે ફેરવવાથી શો લાભ ? ગાય દેવતુલ્ય છે. ગાયના પુંછડામાં રહેલા સર્વ તિર્થો બાળકની રક્ષા કરજો, એ ભાવ છે.

ગાયો અને ગોપીઓ પૂર્વે કોણ હતાં ?—**गोप्योगावऋचस्तस्य** [ કૃષ્ણ ઉપનિષદ્ ] ગોપીઓ અને ગાયો વેદની ઋચારૂપ છે. **एतासामिति (गोपांश्च स्त्रीश्च नो कुरु)** તેજ ઉપનિષદ્‌માં ભગવાને દેવતાઓને ગોપગોપીરૂપ થવા કહ્યું. **अग्निपुत्रा महात्मानः** (વામનપુરાણ) તેનો અર્થ એ થાય છે કે ' અગ્નિના પુત્રો જે ઋષિ છે તેજ ગોપીજન છે: **यच्छन्दसां ऋषभोविश्वरूपः** ઇત્યાદિ શ્રુતિને આધારે સઘળી ઋચાઓના પતિ ભગવાન છે. તાત્પર્ય—વ્રજનો બધો સાજ અલૌકિક છે—અકળ છે. C. I. D. (છુપી પોલીસ)ના ઘણાં માણસો વ્રજમાં તથા મથુરામાં અનેકરૂપે કામ કરવાં લાગી ગયાં છે. ફેરમાત્ર એટલો છે કે—છુપી પોલીસના માણસો પોતાના તથા પોતાની સાથે કામ કરનારાં માણસોનાં વાસ્તવ સ્વરૂપને જાણે છે, અને વ્રજમાં ગોપ, ગોપીકાઓ, યશોદા વિગેરે પ્રભુ માયા ખેંચી લે, તેટલી ઘડીજ શ્રીકૃષ્ણને પ્રભુ તરીકે જાણી શકે છે. પ્રભુ માયા પાથરી દે છે કે તુરત, શ્રીકૃષ્ણમાં પુત્રભાવ પ્રગટે છે. હજી એ સમય પણ આવ્યો નથી, માટે અધ્યાત્મદષ્ટિનો વિચાર કરીને ભૂલા પડશો નહિં. પ્રભુને પુત્રરૂપેજ જોવા દેજો.

૨૦ વિવેચન—

ગોમૂત્ર, ગોરજ અને ગાયનું છાણ—શુદ્ધિ માટે આ ત્રણનો મહિમા શાસ્ત્રો બહુ ગાય છે. જેમને શાસ્ત્રોમાં શ્રદ્ધા નથી તેઓ પણ, ચેપી રોગનો નાશ કરવા માટે—બાહ્ય શુદ્ધિ માટે, આ ત્રણનો મહિમા ગાય છે. ત્વચાના વિકારની પીડા મટાડવા માટે, ગોમૂત્ર જેમ સ્નાન કરવા માટે વપરાય છે, તેમ દવા તરીખે પીવામાં પણ કામ આવે છે.

બાર અંગ કયાં ? ૧ લલાટ, ૨ બે બાહુના બે મૂળ. ૩–૪ બે સ્તન, ૫–૬ બે ખભા, ૭ નાભિ, ૮ પડખાં, ૯ કંઠ, ૧૦ કેડ, ૧૧ મસ્તક, ૧૨ હૃદય.

[૨૨ થી ૨૬ સુધીના શ્લોકોમાં ભગવાનનાં જુદાં જુદાં નામ આપ્યાં છે તે ત્યાં જોશોજી.]

**રક્ષાના પ્રકાર**—રક્ષાના ત્રણ પ્રકાર છે. ૧ આધિભૌતિક, ૨ આધ્યાત્મિક, ૩ આધિદૈવિક. ૧ **આધિભૌતિક** રક્ષા લોકસિદ્ધ અને પરંપરાથી પ્રાપ્ત હોય છે. એમાં કોઇ પણ પ્રકારનો સંસ્કાર હોતો નથી, પણ તે કર્તવ્ય કર્મરૂપ હોય છે. તિર્થ સ્નાનાદિકથી આધિભૌતિક દોષ મટે

છે. ગાયોનાં પુંછડાં તિર્થસ્નાન રૂપે ગણ્યાં છે. ૨ **આધ્યાત્મિક** રક્ષા વૈદિક આજ્ઞાનુસાર હોય છે. તેમાં દ્રવ્યનો ઉપયોગ કરવામાં આવે છે. તેમાં કર્મનો સંસ્કાર હોય છે પણ કર્તાનો સંસ્કાર હોતો નથી. ગાયોના છાણ, મૂત્ર વિગેરેથી મંત્ર સહિત બારે અંગમાં જે રક્ષા કરી, તે આધ્યાત્મિક રક્ષા ગણાય છે. ૩ **આધિદૈવિક** રક્ષામાં કર્તા અને કર્મ એ બન્નેના સંસ્કારની જરૂર છે. આધિદૈવિક દોષ સર્વ દોષોના કરતાં વધારે બળવાન હોય છે. તેથી તેનો ત્યાગ કરાવનાર જો શુદ્ધ ન હોય તો, જેનામાંથી એ દોષ કાઢવામાં આવે છે, તેનામાંથી નીકળીને તે દોષ ત્યાગ કરાવનારમાં પેસે છે. એટલા માટે દોષ કાઢનારને પોતાની રક્ષા માટે પ્રથમ શુદ્ધિ પ્રાપ્ત કરવી પડે છે. યુરોપ અમેરિકામાં હાલ મેસ્મેરિઝમ અને પ્રાણવિનિમય નામની જે વિદ્યાનો પ્રચાર છે, તેમાં આધિદૈવિકના આ સિદ્ધાંતનું અવલંબન રાખવામાં આવે છે.

૨૧ વિવેચન—આચમન લઇને-એટલે પવિત્ર થઇને.

બીજન્યાસ-ભગવાનનાં નામ લઇને અંગોમાં કરેલી પ્રભુની સ્થાપના.

હવે પ્રભુનાં નામ લઇને, દરેક અંગની, દરેક દિશાની, અને બાળકનાં દરેક કર્મની રક્ષા બાંધે છે.

**अव्यादजोऽङ्घ्रिमणिमांस्तव जान्वथोरू, यज्ञोऽच्युतः कटितटं जठरं हयास्यः ॥**
**हृत्केशवस्त्वदुर ईश इनस्तु कण्ठं, विष्णुर्भुजं मुखमुरुक्रम ईश्वरः कम् ॥२२॥**
**चक्र्यग्रतः सहगदो हरिरस्तु पश्चात्–त्वत्पार्श्वयोर्धनुरसी मधुहाऽजनश्च ॥**
**कोणेषु शङ्ख उरुगाय उपर्युपेन्द्रस्–तार्क्ष्यः क्षितौ हलधरः पुरुषः समन्तात् ॥२३॥**
**इन्द्रियाणि हृषीकेशः, प्राणान्नारायणोऽवतु ॥**
**श्वेतद्वीपपतिश्चित्तं, मनो योगेश्वरोऽवतु ॥२४॥**

૨૨ પદચ્છેદ—**अजः**-અજ ભગવાન્ **तव अंघ्रि अव्यात्**-તારા ચરણની રક્ષા કરો. **अणिमान् तव जानू**-અણિમાન ભગવાન્ તારા ગોઠણની **अथ**-અને **यज्ञः ऊरू**-યજ્ઞ ભગવાન સાથળની, **अच्युतः कटितटं**-અચ્યુત ભગવાન કેડની, **हयास्यः जठरं**-હયગ્રીવ ભગવાન પેટની, **केशवः हृत्**-કેશવ હૃદયની. **ईशः तव उरः**-ઇશ તારા ઉરની **तु**-અને **इनः कण्ठं**-ઇંદ્ર તારા કંઠની **विष्णुः भुजं**-વિષ્ણુ હાથની **उरुक्रमः मुखं**-વામન ભગવાન મુખની. **ईश्वरः कं**-ઇશ્વર મસ્તકની રક્ષા કરો.

૨૩ પદચ્છેદ—[ **चक्रं अस्ति अस्य इति चक्री** ] **चक्री अग्रतः**-ચક્ર ધરનારા ભગવાન તારી આગળ રહેજો. **सहगदः हरिः पश्चात्**-ગદાધર ભગવાન પાછળ રહેજો. **त्वम् तव पार्श्वयोः**-તમારા બે પડખામાં. **धनुश्च असिश्च तौ धरतः इति मधुहा अजनश्च**-ધનુષ્યને ધારણ કરનાર મધુસૂદન ભગવાન્ અને ખડગને ધારણ કરનાર અજન રહેજો. **कोणेषु**-ચારે ખુણામાં **शंखः अस्ति अस्य इति शंखः इति उरगायः**-શંખ ધરનાર ઉરગાય ભગવાન્ રહેજો. **उपरि**-ઉપરના ભાગમાં **उपेन्द्रः**-ઉપેન્દ્ર ભગવાન રહેજો. **तार्क्ष्यः** ( ગરૂડ ) **अस्ति अस्य इति तार्क्ष्यः**-ગરૂડ ઉપર સ્વારી કરનાર ભગવાન્ **क्षितौ**-નિચે. **हलधरः पुरुषः समंतात्**-હળધર ભગવાન ચારે તરફથી રહેજો.

૨૪ પદચ્છેદ—**हृषिकेशः इंद्रियाणि अवतु**-ઋષિકેશ ભગવાન ઇંદ્રિયોની રક્ષા કરજો. **नारायणः प्राणान् अवतु**-નારાયણ ભગવાન પ્રાણની રક્ષા કરજો. **श्वेतद्वीपपतिः चित्तं**-

पृश्निगर्भश्च ते बुद्धि-मात्मानं भगवान्परः ॥
क्रीडन्तं पातु गोविन्दः, शयानं पातु माधवः ॥२५॥
व्रजन्तमव्याद्वैकुण्ठ, आसीनं त्वां श्रियः पतिः ॥
भुञ्जानं यज्ञभुक् पातु, सर्वग्रहभयंकरः ॥२६॥

અર્થ—“ **અજ** ભગવાન્ તારા ચરણની રક્ષા કરજો. **અણિમાન્** ભગવાન્ તારા ગોઠણની રક્ષા કરજો. **યજ્ઞ** ભગવાન્ સાથળની રક્ષા કરજો. **અચ્યુત** ભગવાન્ કેડની રક્ષા કરજો. **હયગ્રીવ** ભગવાન્ પેટની રક્ષા કરજો. **કેશવ** ભગવાન્ હૃદયની રક્ષા કરજો, **ઇશ** ભગવાન્ તારા ઉરની રક્ષા કરજો. **ઇંદ્ર** ભગવાન્ તારા કંઠની રક્ષા કરજો. **વિષ્ણુ** ભગવાન્ તારા ભુજની રક્ષા કરજો. **ઉરૂક્રમ** (વામન) ભગવાન્ મુખની રક્ષા કરજો, અને **ઈશ્વર** ભગવાન્ તારા મસ્તકની રક્ષા કરજો. [૨૨] **ચક્ર ધરનારા** ભગવાન્ તારી આગળ રહેજો. **ગદાધર** ભગવાન તારી પાછળ રહેજો. ધનુષ્યને ધારણ કરનાર **મધુસૂદન** ભગવાન્ અને ખડગને ધારણ કરનાર **અજન** ભગવાન્ તારા બે પડખામાં રહેજો. શંખને ધારણ કરનાર **ઉરગાય** ભગવાન્ તારા ચારે ખૂણામાં રહેજો, **ઉપેંદ્ર** ભગવાન્ ઉપર રહેજો. **તાર્ક્ષ્ય** (ગરૂડ ઉપર બીરાજેલા) ભગવાન નીચે રહેજો. **હળધર** ભગવાન્ સઘળી તરફ રહેજો. [૨૩] **ઋષિકેશ** ભગવાન ઇંદ્રિયોની રક્ષા કરજો, **નારાયણ** ભગવાન્ પ્રાણની રક્ષા કરજો. **શ્વેતદ્વીપ** ભગવાન્ ચિત્તની રક્ષા કરજો, અને **યોગેશ્વર** ભગવાન્ મનનું રક્ષણ કરજો. [૨૪] **પ્રશ્નિગર્ભ** ભગવાન્ તારી બુદ્ધિનું રક્ષણ કરજો. **પર** ભગવાન્ તારા અહંકારની રક્ષા કરજો. રમતાં **ગોવિંદ** તારી રક્ષા કરજો. સુતાં **માધવ** તારી રક્ષા કરજો. ચાલતાં **વૈકુંઠ** ભગવાન્ રક્ષા કરજો. બેસતાં **લક્ષ્મીના પતિ** ભગવાન્ તારી રક્ષા કરજો. સર્વ ગ્રહોને ત્રાસ આપે એવા **યજ્ઞ નારાયણ** જમતાં તારી રક્ષા કરજો. [૨૫-૨૬]

**केशव**-કેશવ શબ્દમાં **कः**-બ્રહ્મા, **ईशः**-મહાદેવ અને **वां**-સુખ. બ્રહ્મા તથા મહાદેવને સુખ આપે તે કેશવ.

**इनः**-સૂર્યમાં રહેલા નારાયણ ભગવાન્

---

શ્વેતદ્વીપના પતિ ચિત્તની રક્ષા કરો. **योगेश्वरः मनः अवतु**-યોગેશ્વર ભગવાન મનનું રક્ષણ કરો.

૨૫-૨૬ પદચ્છેદ—**प्रश्निगर्भः ते तव बुद्धिं**-પ્રશ્નિગર્ભ ભગવાન તારી બુદ્ધિને **परः भगवान आत्मानं**-પર ભગવાન તારા દેહની રક્ષા કરજો. **गोविंदः क्रीडंतं पातु**-રમતાં ગોવિંદ તારી રક્ષા કરજો. **शयानं माधवः पातु**-સુતાં માધવ રક્ષા કરજો. **व्रजंतं**-ચાલતાં **वैकुंठः अव्यात्**-વૈકુંઠ ભગવાન રક્ષા કરજો. **आसीनं त्वां श्रियः पतिः**-બેસતાં લક્ષ્મીના પતિ **सर्वग्रहभयंकरः यज्ञभुक् भुंजानं पातु**-સર્વ ગ્રહોને ત્રાસ આપે એવા યજ્ઞનારાયણ જમતાં તારી રક્ષા કરજો.

**ऋषिकेशः**-ઇંદ્રિયોના નિયામક ભગવાન્

હવે ભૂતપિશાચ વિગેરેથી ભગવાનની રક્ષા કરે છે—

**डाकिन्यो यातुधान्यश्च, कूष्माण्डा येऽर्भकग्रहाः ॥**
**भूतप्रेतपिशाचाश्च, यक्षरक्षोविनायकाः ॥२७॥**
**कोटरा रेवती ज्येष्ठा, पूतना मातृकादयः ॥**
**उन्मादा ये ह्यपस्मारा, देहप्राणेन्द्रियद्रुहः ॥२८॥**
**स्वप्नदृष्टा महोत्पाता, वृद्धबालग्रहाश्च ये ॥**
**सर्वे नश्यन्तु ते विष्णोर्–नामग्रहणभीरवः ॥२९॥**

**અર્થ**—ડાકણો, રાક્ષસીઓ, કુષ્માંડો, બાળકોના ગ્રહો, ભૂત, પ્રેત, પિશાચ, યક્ષ, રાક્ષસ અને વિનાયક; કોટરા, રેવતી, અલક્ષ્મી (અળશ), પૂતના, માતૃકા વિગેરે; ઉન્માદ, અપસ્માર, અને બીજા પણ જેઓ દેહ, પ્રાણ તથા ઇંદ્રિયોનો દ્રોહ કરનારા છે તે નાશ પામજો. સ્વપ્નમાં દેખેલા મોટા ઉત્પાતો, વૃદ્ધ અને બાળકોના ગૃહો કે જેઓ વિષ્ણુનું નામ લેવાથી ડરી જાય છે, તેઓ તમામ તારી પાસેથી જતા રહેજો–નાશ પામજો. (૨૭ થી ૨૯)

૨૭ થી ૨૯ વિવેચન—

ડાકિની–પતિરહિત હોય છે, અને અતી દુષ્ટ હોય છે.

કૂષ્માંડ–કોળા નામના ફળનું નામ 'કૂષ્માંડ' છે. અહીં કૂષ્માંડ એટલે અગ્નિ સમાન ઈંડાના જેવા મહાદેવજીના ગણો.

કોટરા–દેવી છે. પૂર્વ દેશમાં કુઠારાના નામથી પ્રસિદ્ધ છે. જ્યેષ્ઠા–દક્ષીણમાં પ્રસિદ્ધ છે. માતૃકા નામની સોળ દેવીઓ છે. રેવતી=રેણુકા. ઉન્માદ-ગાંડપણનો રોગ.

અપસ્માર–વાઈ અગર હિસ્ટીરીયા નામનો રોગ.

**स्वप्नदृष्टा महोत्पाता**–સ્વપ્નમાં અનેક ભય દેખાય છે તે.

**विष्णोः नामग्रहणभीरवः**-વિષ્ણુનું નામ લેવાથી તેઓ ડરી જાય છે. પોલીસનું નામ લેવાથી જેમ ચોર ગભરાય છે તેમ વિષ્ણુનું નામ લેવાથી આસુરી સંપત્તિવાળા જીવો ગભરાય છે.

---

૨૭ થી ૨૯ પદચ્છેદ-**डाकिन्यः यातुधान्यः च**-ડાકણો રાક્ષસીઓ, **कूष्मांडाः ये अर्भकग्रहाः**-કુષ્માંડો અને બાળના ગ્રહો **भूतप्रेतपिशाचाः च**-અને ભૂત, પ્રેત અને પિશાચ **यक्षरक्षोविनायकाः**-યક્ષ રાક્ષસ અને વિનાયકો. **कोटरा रेवती ज्येष्ठा**-કોટરા, રેવતી, અલક્ષ્મી. **पूतना मातृकादयः**-પૂતના અને માતૃકા વિગેરે **उन्मादाः**-ઉન્માદ **अपस्माराः**-અપસ્મારા **ये हि**-અને બીજા જેઓ **देहान् प्राणान् इंद्रियाणि द्रुह्यंति इति देहप्राणेंद्रियद्रुहः**-દેહ, પ્રાણ અને ઇંદ્રિયોનો દ્રોહ કરનારા છે **स्वप्नदृष्टाः महोत्पाताः**-સ્વપ્નમાં દેખાએલા મોટા ઉત્પાતો **वृद्धबालग्रहाश्च ये**-વૃદ્ધ તથા બાળકોના જે ગ્રહો છે તેઓ **विष्णोः** વિષ્ણુનું **नामग्रहणभीरवः**-નામ લેવાથી ડરી જાય એવા છે **ते सर्वे नश्यन्तु**-તે સર્વે નાશ પામો.

માતા યશોદા રાખડી બાંધે છે— પદ.

મોહનવરને બાંધે માતા, રાખડલી રૂપાળીરે.
ઝાઝે હેતે લીયે જશોદા, ભામણીયાં મુખ ભાળીરે— મોહન૦
ઘણી ખમા મારા લાડકડાને, વિઘન દૂર સર્વે થાજોરે;
શરણાંગત તારાં થાજો સુખીયાં, વેરીડાં મરી જાજોરે— મોહન૦
રેશમનાં ફુમતડાં રૂપાળાં, રેશમ કેરી દોરીરે;
મોતીડાં પ્રોઇને માંહી, નિરખે યશોદા ગોરીરે— મોહન૦
મરમાળા નટવરની મૂર્તિ, ત્રિભુવનથી છે ન્યારીરે;
અલબેલા ઘનશ્યામની ઉપર, બ્રહ્માનંદ બલિહારીરે— મોહન૦

**સૂચના**—'આ પુત્ર સાક્ષાત્ વિષ્ણુ છે,' એમ યશોદા તથા ગોપીઓ જાણતાં હોત તો-'હે વિષ્ણુ તમે-વિષ્ણુનું (તમારૂં) રક્ષણ કરજો,' એમ કહેત નહિં, માટે શ્રીકૃષ્ણનું પ્રભુત્વ હજી ગુપ્ત છે, તે વાત ભૂલવી નહિં. અધ્યાત્મદૃષ્ટિવાળા વિદ્વાનોએ આ વિષયને ચોળીને એટલો બધો ચીકણો કરી દીધો કે-અસાવધ પુરૂષો મૂળ રસ્તેથી અનાયાસે લસરી પડે છે.

રક્ષાબંધનની ક્રિયા પૂરી થઇ. હવે પ્રભુને ધવડાવીને સુવાડી દે છે—

**શ્રીશુક ઉવાચ**—

**इति प्रणयबद्धाभिर्–गोपीभिः कृतरक्षणम् ॥**
**पाययित्वा स्तनं माता, संन्यवेशयदात्मजम् ॥३०॥**

અર્થ—ઉપર પ્રમાણે સ્નેહથી બંધાએલી ગોપીઓએ જેની રક્ષા બાંધી હતી-નજર બાંધી હતી, એવા પુત્રને-શ્રીકૃષ્ણને-યશોદાજીએ ધવડાવીને સુવાડયા. (૩૦)

૩૦ વિવેચન—

**प्रणयबद्धाभिः गोपीभिः**—શ્રીકૃષ્ણના બાળસ્વરૂપમાં જેને અથાગ પ્રેમ છે એવી ગોપીઓ. સામાન્ય રીતે બાળક પ્રેમનું સ્થાન છે. તેમાં વળી કોટિ બ્રહ્માંડનો નાથ. તેમાં વળી કૃષ્ણાવતાર-સોળ કળાસંપન્ન. યાદ રાખજો કે-હજી ગોપીકાઓને શ્રીકૃષ્ણમાં પ્રભુભાવ નથી. માત્ર પૂર્વજન્મના પુણ્યથી પ્રભુમાં પ્રીતિ થઇ છે.

નંદાદિગોપો મથુરાથી વ્રજમાં ચાલ્યા આવે છે. ગામને ગોંદરે પૂતનાના શરીરને દેખી વિસ્મય પામે છે.

**तावन्नन्दादयो गोपा, मथुराया व्रजं गताः ॥**
**विलोक्य पूतनादेहं, बभूवुरतिविस्मिताः ॥३१॥**

---

૩૦ પદચ્છેદ—**इति**-એ પ્રમાણે. **प्रणयेन बद्धाः ताभिः गोपीभिः**-સ્નેહથી બંધાએલી ગોપીઓથી. **कृतरक्षणं आत्मजं**-જેનું રક્ષણ કરાયું હતું તે પુત્રને **माता**-યશોદાએ **स्तनं पाययित्वा**-ધવડાવીને. **संन्यवेशयत्-सं+नि+अवेशयत्**-સુવાડયા.

૩૧ પદચ્છેદ—**तावत्**-તે વખતે. **मथुरायाः व्रजं गताः नंदादयः गोपाः**-મથુરાથી વ્રજમાં આવતા નંદાદિ ગોપો. **पूतनादेहं विलोक्य**-પૂતનાના દેહને જોઇને. **अतिवि-स्मिताः बभुवुः**-ઘણાજ વિસ્મય પામ્યા.

**नूनं बतर्षिः संजातो, योगेशो वा समास सः ॥**
**स एव दृष्टो ह्युत्पातो, यदाहानकदुन्दुभिः ॥३२॥**

અર્થ—તે વખતે મથુરાથી વ્રજમાં આવતા નંદાદિ ગોપો, પૂતનાના (મૃત) દેહને જોઈને ઘણાજ વિસ્મય પામ્યા, અને કહેવા લાગ્યા કે-(૩૧) ખરેખર વસુદેવજી તો ઋષિ અગર યોગેશ્વર છે. કારણકે તેમણે ઉત્પાત સંબંધી જે કહ્યું હતું, તેવોજ ઉત્પાત આપણે અહીં નજરે દેખ્યો. (૩૨)

૩૧-૩૨ વિવેચન—

નંદજીને વસુદેવનાં વચન યાદ આવ્યાં. વસુદેવનું નામ **आनकदुन्दुभिः** છે, તેથી તે ખરેખર દૈવી પુરૂષ છે.

હવે પૂતનાના મૃતદેહનો ગોવાળીઆઓ નિકાલ કરે છે—

**कलेवरं परशुभि-श्छित्वा तत्ते व्रजौकसः ॥**
**दूरे क्षिप्त्वाऽवयवशो, न्यदहन्काष्ठवेष्टितम् ॥३३॥**

અર્થ—શુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે કે-ગોપોએ (પૂતનાના) તે શબને કુહાડાથી કાપીને, (તેણીના) અવયવોને દૂર ફેંકી દઇને, બાકીના ભાગને કાષ્ઠથી ઢાંકી દઇને, બાળી દીધો. [૩૩]

૩૩ વિવેચન—

ગોવાળીઆએ પૂતનાના શરીરનો નિકાલ કર્યો. પૂતનાએ વૃક્ષો પાડી રાખ્યાં હતાં, તે તેણીને બાળવામાં કામ આવ્યાં જણાય છે. દાટવાથી અગર જળમાં નાંખવાથી રખે પૂતના સજીવન થાય, એવા ભયથી બચવા માટે ગોપોએ શબને અગ્નિસંસ્કાર કર્યો જણાય છે.

૩૪ થી ૪૦ પૂતનાના ઉદ્ધાર સંબંધી શ્લોકો છે—

**दह्यमानस्य देहस्य, धूमश्चागुरुसौरभः ॥**
**उत्थितः कृष्णनिर्भुक्त, सपद्याहतपाप्मनः ॥३४॥**

---

૩૨ પદચ્છેદ—**नूनं**-ખરેખર. **बत**-વિસ્મયની વાત છે કે-**सः आनकदुंदुभिः ऋषिः संजातः वा योगेशः संजातः**-તે વસુદેવ તો અવશ્ય ઋષિ છે કે યોગેશ્વર છે. **यत्**-કારણકે **यत् आह**-તેમણે જેવું કહ્યું. **स एव उत्पातः दृष्टः**-તેવોજ ઉત્પાત જોવામાં આવ્યો.

૩૩ પદચ્છેદ—**ते व्रजौकसः**-તે ગોપોએ. **तत् कलेवरं परशुभिः छित्वा**-તે શબને કુહાડાથી કાપીને **अवयवशः दूरे क्षिप्त्वा**-તે અવયવોને દૂર ફેંકી દઇને બાકીના ભાગને **काष्ठवेष्टितम्**-કાષ્ઠથી ઢાંકીને **न्यदहन्**-બાળી દીધો.

૩૪ પદચ્છેદ—**कृष्णेन भुक्तः अतः एव सपदि आहतः पाप्मा** (નાશ પામ્યું છે પાપ) **यस्य सः तस्य इति दह्यमानस्य देहस्य**-પ્રભુએ જેનો ઉપભોગ કર્યો, એવા

पूतना लोकबालघ्नी, राक्षसी रुधिराशना ॥
जिघांसयाऽपि हरये, स्तनं दत्त्वाऽऽप सद्गतिम् ॥३५॥
किं पुनः श्रद्धया भक्त्या, कृष्णाय परमात्मने ॥
यच्छन्प्रियतमं किं नु, रक्तास्तन्मातरो यथा ॥३६॥

અર્થ—પ્રભુએ જેનો ઉપભોગ કર્યો—એટલે પ્રભુએ જેનું દુધ પીધું—એવી પૂતનાના દેહનાં પાપ જલદીથી નાશ પામતાં, તે દેહને બાળતાં, તે દેહમાંથી અગરૂના જેવો સુગંધીદાર ધૂમાડો નીકળ્યો. (૩૪) પૂતના કે જે લોકોના બાળકોને મારનારી રાક્ષસી હતી. રૂધીરનું ભોજન કરનારી હતી, અને શ્રીકૃષ્ણને મારી નાંખવાની ઇચ્છાથી, શ્રીકૃષ્ણ પાસે આવી હતી; તોપણ પ્રભુને સ્તન આપવાથી—એટલે માત્ર ધાવણ ધવડાવવાથી, સદ્‌ગતિ પામી ગઇ. આમ છે ત્યારે—કોઈ પુરૂષ શ્રદ્ધા ભક્તિથી પ્રભુને કાંઈ સારી વસ્તુ અર્પણ કરે, તો તે કેમ સદ્‌ગતિ ન પામે? વત્સહરણની લીલા વખતે જે જે ગાયો અને ગોપિકાઓ વત્સરૂપે અને ગોપકુમારરૂપે શ્રીકૃષ્ણની માતાઓ બની હતી. તેમને આ પ્રમાણેજ સદ્‌ગતિ મળી હતી. (૩૫–૩૬)

૩૪ વિવેચન—

[ ૩૫ થી ૪૦ સુધીના શ્લોકો વ્યાસપ્રણીત નથી એમ કેટલાએક વિદ્વાનો કહે છે. ]

ધૂમાડાની સુગંધીથી ખાત્રી થઈ કે તેણીનો ઉદ્ધાર થયો છે. તે સુગંધી લાકડાંની નહોતી પણ દેહની હતી. એમ પણ ખાત્રી થઇ.

મદિરાનો શીસો ગંગાજળમાં રેડયો હોય, તો તે મદિરા મટીને, ગંગાજળ ગણાય. ગમે એવું લોઢું હોય, પણ પારસમણિનો સ્પર્શ થતાં સોનું થઇ જાય. ખીલામાં તરવાનો ગુણ નથી, પણ જો તે વહાણમાં જડી દીધો હોય તો તરી શકે. તેમ પૂતના રાક્ષસી હતી, પણ શ્રીકૃષ્ણના સંગથી સદ્‌ગતિ પામી. તે વાત સાંભળો—

(અપુર્ણ).

દેહનાં પાપ જલદીથી નાશ પામવાને લીધે તે બળતા દેહમાંથી. **अगुरोः सौरभः** (સુગંધી) **इव सौरभः यस्य सः अगुरुसौरभः इति धूमः**—અગુરૂના જેવો સુગંધીદાર ધુમાડો નીકળ્યો.

૩૫–૩૬ પદચ્છેદ—**लोकबालघ्नी पूतना**—લોકોના બાળકોને મારનારી પૂતના **राक्षसी**—રાક્ષસી. **रुधिरं अशनं** (ભોજન) **यस्याः सा रुधिराशना**—રૂધિરનું ભોજન કરનારી. [**हन्तुं इच्छा जिघांसा तया**] **जिघांसया अपि**—મારી નાંખવાની ઇચ્છાથી પણ. **हरये स्तनं दत्वा**—પ્રભુને સ્તન આપીને—ધવરાવીને. **सद्गतिं आप**—મુક્તિ પામી ગઈ. **किं पुनः**—ત્યારે **श्रद्धया भक्त्या**—શ્રદ્ધાથી ભક્તિથી. **कृष्णाय परमात्मने**—કૃષ્ણ પરમાત્માને **प्रियतमं**—પ્રિય વસ્તુ. **यच्छन्**—આપનારો પુરૂષ. **किं नु**—કેમ સદ્‌ગતિ ન પામે. **यथा**—જેવી રીતે **रक्ताः तन्मातरः यथा**—ભગવાનમાં પ્રીતિ રાખવાથી તેમની માતાઓ સદ્‌ગતિ પામી.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમ સ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-**અમદાવાદ.**

**પ્રકાશક**—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ-ખજુરીની પોળ-**અમદાવાદ.**

---

**પુસ્તક ૮ મું** | **સંવત ૧૯૮૪ માગશર માસ,** | **અંક ૧૧ મો.**

---

**લવાજમ—**ફેરફાર સાથે-વેદાંતનો વિષય પૂરો થયો છે; અને યોગનો વિષય બાકી છે. તો આ નવી સાલમાં માત્ર યોગના ૧૨ ફરમા નીકળશે. તેને માટે આઠ આના વધારે મોકલવા. એટલે ૨-૧૪-૦ ને બદલે ૨-૮-૦ મોકલવા. (અત્યાર સુધીમાં જેમના ૨-૧૪-૦ મળી ગયા છે તેમને ખાતે છ આના જમા રહેશે. તે આવતી સાલમાં ઓછા લેવામાં આવશે.) લવાજમ મોકલવામાં વિલંબ થાય, અગર વી. પી. કરીએ ત્યારેજ લવાજમ મોકલો, તે પરાણે પ્રીતિ કરવા જેવું છે. માસીક વાંચ્યું, પણ માસીકનો મહિમા જાણ્યો નહિ. મહિમા જાણે તેને પ્રીતિ વધે, અને પ્રીતિ વધે, તે નકામી તકલીફ આપે નહિં.

પાંચસો ખર્ચીને તમારે ઘેર સપ્તાહ બેસાડશો, અગર પાનસો ખર્ચીને કોઇ મોટા સંતને પધરાવશો, તો જગતમાં તમારી વાહ્ વાહ્ કહેવાશે, પણ **શાંતિથી** જે સાંભળવાનું છે, તે નહિં સંભળાય. પાંચસોનો આનંદ પાંચ પંદર દિવસ ટકશે, અને આ આનંદ તો ઘણો કાળ ટકશે. કરાંચી, મુંબઇ, સુરત વિગેરે સ્થળોના ગ્રાહકોએ માસીકના પુંઠામાં જણાવેલા ગૃહસ્થોને ત્યાં લવાજમ ભરી દેવું. એક ગામમાં એકથી વધારે ગ્રાહકો હોય, તો તેમણે એક સાથે મળીને લવાજમ મોકલવું. લવાજમ ભરતી વખતે ગ્રાહક નંબર તથા જે નામથી માસીક આવતું હોય તે નામ જણાવવું. લવાજમની રકમ દાતણ તથા હજામતના ખર્ચ કરતાં ઓછી છે. હવે આપને યોગ્ય જણાય તેમ કરશોજી.

**તંત્રી.**

# દશમ સ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય છઠ્ઠો ચાલુ.

ગયા અંકના ૩૨૦ મા પાના ઉપર ૩૪મા શ્લોકનું વિવેચન શરૂ કર્યું છે. હવે આગળ વધીએ. ભાવથી સાંભળો. બોલો શ્રીકૃષ્ણ બળદેવકી જય.

पद्भ्यां भक्तहृदिस्थाभ्यां, वन्द्याभ्यां लोकवन्दितैः ॥
अङ्गं यस्याः समाक्रम्य, भगवानपिबत्स्तनम् ॥३७॥
यातुधान्यपि सा स्वर्ग-मवाप जननीगतिम् ॥
कृष्णभुक्तस्तनक्षीरा, किमु गावो नु मातरः ॥३८॥
पयांसि यासामपिबत्-पुत्रस्नेहस्नुतान्यलम् ॥
भगवान्देवकीपुत्रः, कैवल्याद्यखिलप्रदः ॥३९॥
तासामविरतं कृष्णे, कुर्वतीनां सुतेक्षणम् ॥
न पुनः कल्पते राजन्-संसारोऽज्ञानसंभवः ॥४०॥

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-હે રાજન્! ભકતોના હૃદયમાં વસનારા, અને લોકો જેને વંદન કરે છે એવા દેવો જેને નમે છે, તે (શ્રીકૃષ્ણે પોતાના) ચરણોથી, પૂતનાનું અંગ દાબીને સ્તનપાન કર્યું. આ ક્રિયાથી જે ગતિ માતાને મળે, તે ગતિ પૂતના રાક્ષસીને મળી. એક રાક્ષસીને (પ્રભુના સમાગમથી) આવી ઉત્તમ ગતિ પ્રાપ્ત થઈ, ત્યારે [બ્રહ્માજીએ વાછરડાં અને ગોપ-

---

૩૭-૩૮ પદચ્છેદ—**भक्तहृदिस्थाभ्यां ( पद्भ्यां )** ભકતોના હૃદયમાં રહેનારા. **लोकवंदितैः वंद्याभ्यां**-લોકો જેને વંદન કરે છે એવા દેવોથી વંદન કરાતા. **पद्भ्यां**-ચરણોથી. **यस्याः अंगं समाक्रम्य**-જેનું અંગ દાબીને. **भगवान् स्तनं अपिबत्**-ભગવાને સ્તનપાન કર્યું. **सा यातुधानी अपि**-તે રાક્ષસી પૂતના પણ. [**जनन्याः योग्या गतिः ताम्**] **जननीगतिं- स्वर्गं अवाप**-જે ગતિ માતાને મળે તે ગતિને પામી ગઇ. **किम् उ**-ત્યારે ? **कृष्णेन भुक्तं स्तनक्षीरं यासां ताः इति गावः मातरः च**-શ્રીકૃષ્ણે વાછરડા થઇને જે ગાયોનું, અને બાળકો થઇને જે માતાઓનું દુધ પીધું-તેને મોક્ષ કેમ ન મળે ? મળેજ.

૩૯-૪૦ પદચ્છેદ—**पुत्रस्नेहेन स्नुतानि यासां पयांसि**-પુત્રના સ્નેહથી પાનો આવતાં બહુ ઝરતાં જે માતાઓનાં દુધને **देवकीपुत्रः**-દેવકીનો પુત્ર અને **कैवल्यादि अखिलं प्रददाति इति कैवल्याद्यखिलप्रदः**-મોક્ષાદિ સર્વ પુરૂષાર્થને આપનારા **भगवान्**-ભગવાને. **अपिबत्**-પીધાં હતાં. **तासां**-તે માતાઓ કે તેઓ **कृष्णे अविरतं** (નિરંતર) **सुतबुद्ध्या ईक्षणं सुतेक्षणं**-કૃષ્ણમાં નિરંતર પુત્રબુદ્ધિ. **कुर्वन्तीनाम्**-રાખતી હતી તેઓને. **हे राजन्**-હે પરીક્ષિત રાજા ! **अज्ञानसंभवः संसारः पुनः न कल्पते**-અજ્ઞાનથી ઉત્પન્ન થનારો સંસાર હવે સંભવતો નથી.

બાળકોની ચોરી કરી તે વખતે] વાછરૂરૂપે જે જે ગાયોનું, અને ગોપ-બાળકરૂપે જે જે ગોપીકાઓનું, પ્રભુએ સ્તનપાન કર્યું. તે ગાયોને તથા ગોપીકાઓને સદ્દગતિ કેમ ન મળે ? અવશ્ય મળે. (૩૭-૩૮)

**અર્થ**—દેવકીજીના પુત્ર અને મોક્ષાદિ સર્વ પદાર્થોને આપનારા શ્રીકૃષ્ણ ભગવાને, પુત્રના સ્નેહથી પાનો આવતાં, જે જે માતાઓનાં દુધ પીધાં. તે માતાઓ ભલે શ્રીકૃષ્ણમાં પુત્રભાવ રાખતી હતી, તોપણ-હે રાજન્-તેમને અજ્ઞાનથી ઉત્પન્ન થનારો સંસાર સંભવતો નથી-તેમને જન્મ મરણનું બંધન સંભવતું નથી. (૩૯-૪૦)

૩૫-૪૦ વિવેચન—

અજાણે સાકર ખાધી હોય, પણ ગળીજ લાગે, અને અજાણે સોમલ ખાધો હોય, તો મોતજ આવે. અહો સજ્જનનો સંગ કયાંથી ! પાડોશમાં ધનવાન્ રહેતો હોય, ભલેને તેને માટે શીરો પૂરી થતાં હોય, પણ ઘીના તાવડાની સુગંધી આપણને મળે; અને પાડોશમાં એક હલકો માણસ રહેતો હોય, તો ડુંગળીની દુર્ગંધી પ્રાપ્ત થાય. પડોશમાં એક ભક્ત રહેતો હોય, તો ભજન સંભળાય, અને એક કજીયાળો-દારૂડીયો રહેતો હોય, તો તેની બીભત્સ વાણી સંભળાય. 'સત્સંગ શું ન કરે ?' ત્યારે આતો પૂતનાને પ્રભુનો સમાગમ થયો. તેમાં શું કહેવાનું હોય ! લોઢું પારસમણિને અડકી ગયું. અડકયું એથી શું થયું ? અડકયું એથી સોનું બની ગયું. વાલ્મિકી 'મરા'-'મરા' બોલ્યા, તોપણ મોટા સંત બની ગયા. અસુરોએ પ્રભુને વૈરભાવથી ભજયા, તોપણ સદ્દગતિ પામ્યા—

આવા કૃપાળુ શ્રીકૃષ્ણને આપણે સૌ પ્રણામ કરીએ. એક પદ પણ ગાઇએ. સાવધાન થઇ જાઓ. જુઓ આસપાસ કોઇ ઉંઘે છે ? બોલો શ્રીકૃષ્ણચંદ્રદેવકી જય.

**પદ.**

એસી બન જાયગી, ગોવિંદ ગુણ ગાયસેં;
ગોવિંદ ગુણ ગાયસે. ગોપાલ ગુણ ગાયસે. એસી૦

ધ્રુવકી બન ગઇ, પ્રલ્હાદકી બન ગઇ;
પૂતનાકી બન ગઈ, દુધ પીલાયસે. એસી૦

ગજકી બન ગઇ, ગોપીકી બન ગઇ;
કુબજાકી બન ગઇ, ચંદન લગાયસેં. એસી૦

પાંડવોકી બન ગઇ, વિદુરકી બન ગઈ;
કરમાકી બન ગઈ, ખીચડા ધરાયસે. એસી૦

ગુણકાકી બન ગઇ, મીરાંકી બન ગઇ;
નરસિંહકી બન ગઇ, કીર્તન સુનાયસે. એસી૦

રાંકાકી બન ગઇ, બાંકાકી બન ગઇ;
અજામિલકી બન ગઇ, નારાયણ પુકારસે. એસી૦

સુદામાકી બન ગઇ, સજનાકી બન ગઈ;
તુલસીકી બન ગઇ, પવન કુમારસેં. એસી૦

પ્રભુના લાડીલા સંતોનો સમાગમ શઠને સંત બનાવી દેછે. કાગડાને કોયલ બનાવી દેછે, ત્યારે પ્રભુનો પોતાનો સમાગમ પૂતનાનું કલ્યાણ કરે, તેમાં શી નવાઈ !

હવે નંદાદિ ગોપો વ્રજમાં પેસે છે—

**कटधूमस्य सौरभ्य-मवघ्राय व्रजौकसः ॥**

**किमिदं कुत एवेति, वदन्तो व्रजमाययुः ॥४१॥**

**અર્થ**—શબના ધૂમાડાની સુગંધી સુંઘીને, 'આ શું? અને શાથી થયું?' એમ બોલતાં બોલતાં નંદાદિક ગોવાળીયાઓ, વ્રજમાં આવ્યા. (૪૧)

**ते तत्र वर्णितं गोपैः, पूतनागमनादिकम् ॥**

**श्रुत्वा तन्निधनं स्वस्ति, शिशोश्चासन्सुविस्मिताः ॥४२॥**

અર્થ—'પૂતના વ્રજમાં આવી તે વાત, અને તેણીના આગમન સંબંધી બીજી વાતો-[એટલે તેણીએ સુંદરીનું અનુપમ રૂપ લીધું હતું, નંદના ઘરમાં પ્રવેશ કરીને બાળકને ધવડાવવા લીધો હતો, સૌ તેણીના રૂપમાં અંજાઈ ગયાં હતાં, વિગેરે વાતો] પછી તેણીનું મોત નીપજ્યું તે વાત, અને બાળક સહિસલામત રહ્યા'-તે તમામ સમાચાર-ગોપો પાસેથી નંદાદિ ગોપોએ વ્રજમાં આવીને સાંભળતાં, તેઓ આશ્ચર્ય પામ્યા. (૪૨)

૪૧ વિવેચન—

**कट**—એટલે શબ અગર જ્યાં પૂતનાને બાળી હતી તે જગ્યા. શબનો ધૂમાડો અપ્રિય લાગે એવો હોય છે. પણ પૂતનાના શબનો ધૂમાડો પ્રિય-મધુર લાગ્યો હતો. તેથી તેઓ ચકિત થયા. વ્રજમાં આવીને પૂતનાના સંપૂર્ણ સમાચાર સાંભળીને સૌ વિસ્મય પામ્યા. [શ્રીકૃષ્ણના પ્રભુત્વનું જ્ઞાન હજી થયું નથી, માટે આશ્ચર્યતા પ્રગટી છે, તે વાત ભૂલશો નહિં.]

હવે પુત્રરૂપે પ્રગટેલા પ્રભુને નંદજી ખોળામાં લે છે—

**नन्दः स्वपुत्रमादाय, प्रेत्यागतमुदारधीः ॥**

**मूर्ध्न्युपाघ्राय परमां, मुदं लेभे कुरूद्वह ॥४३॥**

અર્થ—જાણે મરીને પાછો આવ્યો હોય, એવા પોતાના પુત્રને તેડીને, અને તેનું માથું સુંઘીને, ઉદાર બુદ્ધિવાળા નંદરાય પરમ આનંદ પામ્યા. (૪૩)

---

૪૧ પદચ્છેદ—**कटधूमस्य सौरभ्यं अवघ्राय**-શબના ધુમાડાની સુગંધી સુંઘીને. **किम् इदं कुतः एव इति वदंतः**-આ શું અને શાથી થયું? એમ બોલતાં બોલતાં. **व्रजौकसः**-ગોવાળીયાઓ. **व्रजम् आययुः**-વ્રજમાં આવ્યા.

૪૨ પદચ્છેદ—**तत्र**-વ્રજમાં. **गोपैः वर्णितं**-ગોપોએ કહેલું. **पूतनायाः आगमनादिकं**-પૂતના વ્રજમાં આવી તે વાત અને એની બીજી વાતો. **तस्याः निधनं**-તેણીનું મૃત્યુ. **च**-અને **शिशोः स्वस्ति**-અને પુત્રના કુશળ સમાચાર. **श्रुत्वा**-સાંભળીને. **सुविस्मिताः आसन्**-બહુજ આશ્ચર્ય પામ્યા.

૪૩ પદચ્છેદ—**हे कुरूद्वह!**-હે પરીક્ષિત રાજા! **उदारधीः नंदः**-ઉદાર બુદ્ધિવાળા નંદ. **प्रेत्यागतं**-જાણે મરીને પાછો આવેલો હોય તેવા **स्वपुत्रं आदाय**-પોતાના પુત્રને તેડીને. **मूर्ध्नि उपाघ्राय**-તેનું માથું સુંઘીને. **परमां मुदं लेभे**-પરમ આનંદ પામ્યા.

૪૩ વિવેચન—

દેવને પણ દિકરા વ્હાલા છે. તેમાં પણ જ્યારે પુત્ર કાંઈ આપત્તિમાંથી મુક્ત થઇને આવે, ત્યારે માતા પિતા બહુ રાજી થાય છે. વેદમાં પણ પુત્રનું માથું સુંઘવાનું લખે છે.

હવે આ અધ્યાયનો ઉપસંહાર કરે છે—

**य एतत्पूतनामोक्षं, कृष्णस्यार्भकमद्भुतम् ॥**
**शृणुयाच्छ्रद्धया मर्त्यो, गोविन्दे लभते रतिम् ॥४४॥**

અર્થ—પૂતનાને મોક્ષ આપવારૂપ, શ્રીકૃષ્ણનું આ અદ્‌ભુત ચરિત્ર, જે મનુષ્ય શ્રદ્ધાથી સાંભળે, તેને ગોવિંદમાં પ્રીતિ થાય. (૪૪)

૪૪ વિવેચન—

પ્રભુનો મહિમા જાણ્યા વિના, પ્રભુની લીલા (ચરિત્ર)માં શ્રદ્ધા થાય નહિ. નંદયશોદા અને ગોપગોપીઓ જાણે છે કે-શ્રીકૃષ્ણ એક બાળક છે-પુત્ર છે; પણ આપણે તો તેમનાં ચતુર્ભુજ સ્વરૂપનાં દર્શન, વસુદેવજીના કારાગૃહમાં કર્યાં છે. યાદ છે ને ? તે શ્રીકૃષ્ણ કોણ છે ? તે વાત ફરી યાદ કરીએ—

**સ્તોત્ર.**

**ॐ नमस्ते सते ते जगत्कारणाय, नमस्ते चिते सर्वलोकाश्रयाय ।**
**नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय, नमो ब्रह्मणे व्यापिने शाश्वताय ॥**
**त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं, त्वमेकं जगत्पालकं स्वप्रकाशं ।**
**त्वमेकं जगत्कर्तृ पातृ प्रहर्तृ, त्वमेकं परं निश्चलं निर्विकल्पं ॥**
**भयानां भयं भीषणं भीषणानां, गतिः प्राणिनां पावनं पावनानां ।**
**महोच्चैः पदानां नियन्तृ त्वमेकं, परेषां परं रक्षणं रक्षणानां ॥**
**वयन्त्वां स्मरामो वयन्त्वान्नमामो, वयन्त्वां जगत् साक्षिरूपं नमामः ।**
**सदेकं निधानं निरालम्बमीशं, भवाम्भोधिपोतं शरण्यं व्रजामः ॥**

અર્થ—આપ કે જે સત્સ્વરૂપ, જગતૂના કારણસ્વરૂપ અને સર્વના આશ્રયરૂપ છો, તેમને નમસ્કાર કરૂં છઉં. આપ કે જે મુક્તિદાતા છો-અદ્વિતીય છો-નિત્ય તથા સર્વવ્યાપી બ્રહ્મ છો. તેમને નમસ્કાર કરૂં છઉં. આપ સર્વના આશ્રય સ્થાન છો, કેવળ વરણીય છો, આપ એક છો, આ જગતૂના પાલક છો, સ્વપ્રકાશ છો, જગતૂની ઉત્પત્તિ સ્થિતિ અને નાશ કરનાર છો. આપ સર્વથી શ્રેષ્ટ છો, નિશ્ચળ અને દ્વિધાથી શૂન્ય છો, સર્પના ભયના ભય છો, ભયાનકથી ભયાનક છો, પ્રાણિઓની ગતિરૂપ અને પાવનથી પાવન છો. આપ મહોચ્ચપદ સર્વના નિયંતા છો, શ્રેષ્ઠથી શ્રેષ્ટ છો. રક્ષકોના રક્ષક છો. અમે આપનું સ્મરણ કરીએ છીએ. અમો આપને પ્રણામ કરીએ છીએ. સત્યસ્વરૂપ, આશ્રય સ્વરૂપ, અવલંબનરહિત, સંસારસાગરના નાવરૂપ અને અદ્વિતીય-એવા (શ્રીકૃષ્ણરૂપે બનેલા) પરમાત્માને અમે શરણ જઈએ છીએ.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

જે કાંઈ લખ્યું તે પ્રભુકૃપાથી લખ્યું છે. જ્યાં આ ટીકા વાંચો, ત્યાં ઘણાજ હેતથી અમારા જયશ્રીકૃષ્ણ વાંચશોજી.

**અમદાવાદ** મોક્ષમંદિર,
સંવત ૧૯૮૩ દસરા.

લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

૪૪ પદચ્છેદ—**यः मर्त्यः**-જે મનુષ્ય **पूतनामोक्षं**-પૂતનાને મોક્ષ આપવા રૂપ **कृष्णस्य अद्‌भुतं आर्भकं**-કૃષ્ણનું અદ્‌ભુત બાલચરિત્ર **श्रद्धया**-શ્રદ્ધાથી **शृणुयात्**-સાંભળે. **स गोविंदे रतिं लभते**-તેને ગોવિંદમાં પ્રીતિ થાય છે.

# શ્રી દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય સાતમો.

વિષય—આ સાતમા અધ્યાયમાં (૧) ભગવાને ગાડું ઉંધું પાડયું, અગર શકટાસુરનો વધ કર્યો. (૨) તૃણાવર્તને માર્યો. (૩) પ્રભુએ પોતાના મુખમાં યશોદાને બ્રહ્માંડ દેખાડયું, એ ત્રણ કથા કહેવાશે.

હે શ્રીકૃષ્ણ! હવે તો મારી આ પ્રાર્થના છે—

**સોરઠો—**માયા વશ જિમિ જીવ, રહહિ સદા સંતત મગન;
તિમિ લાગહુ મોહિ પ્રિય, કરણાકર સુંદર સુખદ. સીયાવર૦
[ મોક્ષવાણી પાનું ૩૨૧ ]

હવે અધ્યાય શરૂ કરીએ—

૧ થી ૩ શ્લોકમાં-કેવાં ચરિત્રો મુમુક્ષુએ ખાસ સાંભળવા જેવાં છે, તે પરીક્ષિત રાજા પ્રશ્ન કરીને જણાવે છે—

**राजोवाच ॥**

**येन येनावतारेण भगवान्हरिरीश्वरः ॥**
**करोति कर्णरम्याणि, मनोज्ञानि च नः प्रभो ॥ १ ॥**
**यच्छृण्वतोऽपैत्यरतिर्वितृष्णा, सत्त्वं च शुध्यत्यचिरेण पुंसः ॥**
**भक्तिर्हरौ तत्पुरुषे च सख्यं, तदेव हारं वद मन्यसे चेत् ॥ २ ॥**
**अथान्यदपि कृष्णस्य, तोकाचरितमद्भुतम् ॥**
**मानुषं लोकमासाद्य, तज्जातिमनुरुन्धतः ॥ ३ ॥**

---

૧-૨ પદચ્છેદ—**हे प्रभो** ! હે ભગવન્ **येन येन अवतारेण**-જે જે અવતારોથી **भगवान् हरिः ईश्वरः**-ભગવાન હરિ ઈશ્વર (જે જે ચરિત્ર કરે છે તે) **नः कर्णेषु रम्याणि नः कर्णरम्याणि**-અમારા કાનને ગમે એવાં છે. **मनोज्ञानि च**-અને મનને પણ ગમે એવાં છે. **चेत् मन्यसे**-તોપણ આપને યોગ્ય લાગતું હોય તો, આપ અમારા ઉપર કૃપા કરો તો. **यत् शृण्वतः**-જેને સાંભળવાથી. **पुंसः**-મનુષ્યના **अरतिः**-મનની ગ્લાની-**वितृष्णा**-નાના પ્રકારની તૃષ્ણાઓ **अपैति**-ચાલી જાય છે. **च**-અને **सत्त्वं च अचिरेण शुद्ध्यति**-ટુંક વખતમાં અંતઃકરણ પવિત્ર થાય છેઃ **हरौ भक्तिः**-ભગવાનની ભક્તિ પ્રાપ્તિ થાય. **च**-અને **तत्पुरुषे** ભગવાનના ભક્તમાં **सख्यं**-મિત્રભાવ **प्राप्त थाय. तत् एव**-તેજ [ **हरेः इदं हारं**-હરિ સંબંધી અથવા **हारं** એટલે મનોહર. ] **हारं वद**-મનોહર ચરિત્ર મને કહો.

૩ પદચ્છેદ—**मानुषं लोकं आसाद्य**-મનુષ્યદેહ ધારણ કરીને. **तज्जातिं अनुरुंधतः अनुकुर्वतः-कृष्णस्य**-તે જાતિને અનુસરનારા કૃષ્ણનું **तोके** ( બાલ્યાવસ્થામાં ) **आचरितं अद्भुतम् अन्यत् अपि**-બાલ્યાવસ્થામાં કરેલું અદ્‌ભુત બીજું કર્મ પણ કહો.

**અર્થ—પરીક્ષિતરાજા કહે છે કે-' હે ભગવન્ ! ઇશ્વર જુદા જુદા અવતારો લઇને, અનેક લીલાઓ કરે છે, તે તમામ લીલાઓ અમારા કાનને તથા અમારા મનને ગમે એવી છે, તોપણ તે લીલાઓમાંથી, જે લીલાઓના શ્રવણથી મનુષ્યના મનની ગ્લાની મટી જાય, નાના પ્રકારની તૃષ્ણાઓ શમી જાય, ટુંક વખતમાં અંતઃકરણ પવિત્ર થાય-ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય-અને ભગવાનના ભક્તમાં મિત્રભાવ પ્રગટે, તેવાં મનોહર ચરિત્ર, જો આપને યોગ્ય લાગે તો, એટલે-આપ કૃપા કરીને, મને કહો. [ ૧-૨ ] હે શુકદેવજી ! મનુષ્યદેહ ધારણ કરીને, મનુષ્યજાતિને અનુસરનારા શ્રીકૃષ્ણનું, બાલ્યાવસ્થામાં કરેલું બીજું કાંઇ અદ્ભુત ચરિત્ર હોય, તો તે પણ મને કહો. [ ૩ ]**

૧-૩ વિવેચન—

પ્રભો ! હે વ્યાપક ગુરૂ ' આપ મારા મનની વાત જાણો **એવા સમર્થ છો.** તોપણ ' મારે કહેવું ઘટે છે કે '-એવો ભાવ 'પ્રભો' શબ્દમાં છે.

પરીક્ષિતે કેવાં ચરિત્રો સાંભળવાની ઇચ્છા કરી ?-તે ફરી સાંભળો.

રણમાં ચડેલા પુરૂષોને મહાભારતનો યુદ્ધ વિભાગ ઉપયોગી છે, અને નિવૃત્તિ ઇચ્છતા મુમુક્ષને મહાભારતનો શાંતિપર્વ ઉપયોગી છે. તેમ ' જે ચરિત્રો સાંભળવાથી (૧) મનુષ્યના મનની ગ્લાની મટી જાય. (૨) નાના પ્રકારની તૃષ્ણાઓ શમી જાય. (૩) ટુંક વખતમાં અંતઃકરણ પવિત્ર થાય. (૪) ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય. (૫) ભગવાનના ભક્તોમાં મિત્રભાવ પ્રગટે, તે ચરિત્ર મને કહો.' આ પાંચે લાભનો ક્રમ ઉલટો છે. છેલ્લેથી લઇએ તોજ તે બરાબર સમજાય. એટલે (૫-૪) ભગવાનના ભક્તોમાં મિત્રભાવ પ્રગટે, ત્યારેજ ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય. જે મનુષ્યો ડાકોર જતાં હોય, તેમના સંગમાં રહીએ, તો આપણે પણ ડાકોર પહોંચીએ. ભદ્રથી સ્ટેશન તરફ જતી મોટરમાં જગ્યા ન હોય, છતાં આપણે તેમાં ઘુસી **જઇએ,** તો ભલે ઉભા રહેવું પડે; પણ **થોડીવારમાંજ** આપણને સ્ટેશનનાં દર્શન થાય. તે પ્રમાણે સંતોનો સમાગમ-ભક્તોનો સમાગમ-આપણને ભગવાનની ભક્તિ-ભગવાનમાં નિષ્કામ પ્રીતિ-કરાવી આપે.

**ચોપાઈ**—ભક્તિ સ્વતંત્ર સકલ સુખખાની, બીનું સત્સંગ ન પાવહિ પ્રાની.
પુણ્ય પુંજ બીનુ મિલહી ન સંતા, સતસંગતિ સંસૃતિ કરી અંતા.

આજકાલ યાત્રામાં દોડવા લોકો નવરાં છે-મંદિરે મંદિરે દર્શન કરવા લોકો નવરાં છે. અણકુટના ઉત્સવ લોકોને બહુ ગમે છે; પણ કથાવાર્તા સાંભળવી ગમતી નથી. મુમુક્ષુએ આમ કરવું ઘટતું નથી. કડવી તુંબડી અનેક તીર્થ કરી આવી ! પણ મીઠી થઇ નહીં. યાદ રાખજો કે-સો વરસ સુધી ઉંધી દીવાસળી ઘસતાં, પ્રકાશનાં દર્શન થશે નહિં. કેટલાંએક મનુષ્યો તીર્થોમાંજ વસે છે, તેમનાં મનોરાજ્ય તપાસજો-તમારાં કરતાં હલકાં હશે. ગુગળી ઠાકોરજી પાસેજ રહેતા હતા, પણ ગુગળી હાર્યા અને બોડાણો જીત્યો. કથામાં એ-' થાબડ થાબડ ભાણાં, અને ચોર લઇ ગયા છાણાં ' એટલે-શ્રોતાઓને માથે જુલફા રાખવા દો-લહેરીલાલાઓને હૉટલોમાં જઇને ચા-પાણી-બીડીઓ પીવા દો-વિગેરે. ત્યાં સુધી કથામાં ગર્દી થાય. જ્યાં

નિયમરૂપી ચારણી મુકાય, ત્યાં સોએ નવાણુ ટકા પાણીથી પણ પાતળા થઇને, ચારણીમાંથી નીકળી જાય. યાદ રાખજો કે-જ્યાં સુધી કથાકાર તમારે આધીન થઇને વર્તશે-તમારો ગુલામ થઇને મન રાખશે, ત્યાં સુધી તમારૂં કલ્યાણ થવાનું નથી. ભય વિના બાળક ભણે નહિં. તેમ ભય વિના મન **મોહન** ને રસ્તે ચાલે નહિં. એક મોટા શહેરમાં મોટા પંડિતજી ભગવદ્‌ગીતાનું પ્રવચન કરતા હતા. **वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि । तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥** [ગીતા અ. ૨-૨૨] આ શ્લોક ઉપર પંડિતજી મુક્ત કંઠે વ્યાખ્યાન કરી રહ્યા હતા. ત્યાં બૂમ આવી કે '**તોફાની** મુસલમાનોનું ટોળું આ તરફ ચાલ્યું આવે છે, માટે ભાગો'. આ સાંભળીને શ્રોતાવક્તા તમામ કથામંડપ છોડીને નાઠા. ગીતાની ચોપડીઓ બાપડી પડી રહી. બીજે ઠેકાણે મહાભારતના યુદ્ધની કથા ચાલતી હતી. ભીમ અર્જુનનાં પરાક્રમની વાતો થતી હતી. ત્યાં-' દોડજો-લુંટારાનું ધાડુ આવ્યું. ' એવી બૂમ આવી- સૌ જીવ લઇને નાઠા. ગીતા અને મહાભારત બેઉ ગ્રન્થો ઘણા ઉત્તમ છે, પણ તે બે ગ્રન્થો જીવને મરતાં ન શીખવે-જીવને મરદ ન બનાવે તો તે કથા શા કામની છે? જે છોકરા પરીક્ષામાં પાસ ન થયા, તે ભણ્યા ગણાય? પાંચ-દસ ડોશીઓની વચ્ચે બેઠેલા પુરાણી, ભાંગની ચપટી સુંઘતા જાય, અને ડોશીઓને ડાબલી આપતા જાય, ડોશીઓ પણ ભાંગના સડાકા મારતી જાય, અને કથાનું કામ ચાલતું રહે. યાદ રાખજો કે આવા પ્રકારની કથાઓ તમને કાંઇ આપી શકે એમ નથી. હિંદની વસ્તુસ્થિતિ બદલાઇ ગઈ છે. કચરો ઘણોજ વધી પડયો છે. જેવી તેવી સાવરણીથી આ કચરો નીકળે તેમ નથી. માટે તેમાં ધીમે ધીમે સુધારો કરવા આગ્રહ રાખો.

૪-૩ જેમ વામનજીની સાથે વામનજીની લાકડી વધી-ઉંચી થઈ, તેમ ભક્તિની સાથે અંતઃકરણની નિર્મળતા વધે છે. તે બેઉને એટલો બધો સંબંધ છે કે-અંતઃકરણની નિર્મળતા વિના ભક્તિ નહિં, અને ભક્તિ વિના અંતઃકરણની શુદ્ધિ નહિં. જ્ઞાનના કરતાં ભક્તિ અંતઃકરણની નિર્મળતા ત્વરાથી કરી આપે છે. દ્રષ્ટાંતમાં-**ગોપી**ઓ, નરસિ, મીરાં, કરમા, તુકારામ રોહિદાસ, વિગેરે અનેક ભક્તો ઉભાં છે.

૩-૨. ત્રણ એટલે-' અંતઃકરણની નિર્મળતા અનાયાસે પ્રાપ્ત થાય, ' અને બે એટલે- ' નાના પ્રકારની તૃષ્ણાઓ શમી જાય. ' આ બે લાભ પણ અન્યોન્ય જોડાઇનેજ રહે છે. ખેડુ ખેતર ખેડીને જમીન ઉથલાવી નાંખે, ત્યારેજ તેમાંથી બોરડીઓ મૂળ સહિત નાશ પામે; તેમ જયારે શાસ્ત્રોના શ્રવણ, મનન અને નિદિધ્યાસન (વર્તન) દ્વારા અંતઃકરણ નિર્મળ થાય, ત્યારેજ તૃષ્ણાઓ શમી જાય. સાધુસન્યાસી અને બ્રહ્મચારી પણ ભાગ્યેજ તૃષ્ણાના સપાટામાંથી બચી શકે છે. માટે મુમુક્ષુઓએ સાવધાન રહેવું.

**विहाय कामान्यः सर्वान्-पुमांश्चरति निःस्पृहः ॥**
**निर्ममो निरहंकारः, स शांतिमधिगच्छति ॥** (ગીતા. અ. ૨-૭૧.)

**અર્થ**—જે મનુષ્ય સર્વ કામનાઓ તજીને સ્પૃહા-મમતા-અને દેહાભિમાનથી રહિત થઇને વિચરે છે, તે પુરૂષજ પરમ શાંતિને પામે છે. (૭૧)

બળદાદિ પશુને બગાંઓ પીડે, તેમ મનુષ્યોને તૃષ્ણા પીડે. જેમને બહુ રખડવાનો શોખ હોય, તેમને બહુ જોવાનું અને સાંભળવાનું મળે. તેમાંથી બહુ તૃષ્ણાઓ જન્મ પામે.

હવે ૨-૧ બીજા અને પહેલાનો વિચાર કરીએ. બે એટલે-'નાના પ્રકારની તૃષ્ણાઓ.' અને એક એટલે-'મનુષ્યના મનની ગ્લાની.' તૃષ્ણાઓને અને મનની ગ્લાનીને ઘાટો સંબંધ છે. તૃષ્ણાઓ શમે તો મનની ગ્લાની અનાયાસે શમી જાય.

ઉપર જણાવેલા પાંચે રોગો જે ચરિત્રો સાંભળવાથી શમી જાય, તેવાં ચરિત્રો સાંભળવાની ઇચ્છા પરીક્ષિતે જણાવી. આવા રોગથી આપણે પણ પીડાઇએ છઇએ, માટે સાવધાનતાપૂર્વક સાંભળો—

**हारं**—તેના બે અર્થ છે. ૧ હરિસંબંધી અને ૨ મનોહર. (આ શબ્દ બીજા શ્લોકમાં છે.) ત્રીજા શ્લોકમાં **तोक** શબ્દ છે. તેનો અર્થ 'ઉઠી ન શકે તેવું નાનું બાળક.'

હવે શુકદેવજી જવાબ દે છે તે સાંભળો—પ્રથમ પડખું ફેરવવાનો ઉત્સવ, અને ગાડાને ઉંધું પાડવાની કથા કહેવાશે.

**श्रीशुक उवाच—**

**कदाचिदौत्थानिककौतुकाप्लवे, जन्मर्क्षयोगे समवेतयोषिताम् ॥**
**वादित्रगीतद्विजमन्त्रवाचकैश्-चकार सूनोरभिषेचनं सती ॥ ४ ॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-'હે પરીક્ષિત રાજા ! એક વખતે ભગવાન્ પડખું ફેરવવા શીખ્યા, તેના ઉત્સવનો અભિષેક કરવાનો હતો; અને તેજ દિવસે ભગવાન્‌ના જન્મના નક્ષત્રનો યોગ પણ હતો. તેથી એ મોટા સમારંભમાં એકઠી થએલી સ્ત્રીઓની વચ્ચે, યશોદાજીએ વાજાં, ગીત અને બ્રાહ્મણોના મંત્રો સહિત, પુત્રનો-શ્રીકૃષ્ણનો-અભિષેક કર્યો. (૪)

૪ વિવેચન—

**उत्थानं**—પડખું ફેરવવું તે ક્રિયા. અમુક કુટુંબમાં અમુક વખત સુધી બાળકને ઘરની બહાર લઇ જવાતું નથી. બાળકને ઘરની બહાર લઇ જવું, તે ઉત્સવનું નામ **निष्क्रमणं** નો ઉત્સવ કહેવાય છે. તે ઉત્સવમાં બાળકને સારી રીતે નવરાવી તથા સારાં વસ્ત્રાભુષણ પહેરાવીને કોઇ દેવમંદિરમાં, બગીચામાં, નદીના તટ ઉપર અગર કોઇ સંબંધીને ઘેર તેડી જવામાં આવે છે. તે વખતે ત્યાં સંબંધીઓ વસ્ત્રાભુષણ આપે છે.

રોહિણી નક્ષત્ર ક્યારે આવે છે?—એકસોને આઠ દિવસમાં રોહિણી નક્ષત્ર ચાર વખત આવે છે. શ્રીકૃષ્ણને ચોથા માસમાં ચોથીવાર રોહિણી નક્ષત્ર આવ્યું. ત્યારે આ ઉત્સવ કરવામાં આવ્યો હોય એમ જણાય છે.

---

૪ પદચ્છેદ—(**उत्थानं-अंगपरिवर्तनं**-પડખું ફરવું તે), **कदाचित्**-એક વખતે **उत्थाने भूतं औत्थानिकं**-પડખુ ફેરવવું તે. **औत्थानिकं च कौतुकं च तस्य आप्लवे**-અભિષેકમાં-ઉત્સવમાં **जन्मनः ऋक्षं** (નક્ષત્ર) **तस्य योगे**-તેજ દિવસે ભગવાનના જન્મ નક્ષત્રનો યોગ પણ હતો. તે સમયમાં **समवेताश्चताः योषितश्च तासां समवेतयोषिताम्**-એકઠી થએલી સ્ત્રીઓની વચ્ચે **वादित्राणि च गीतानि च द्विजमंत्रवाचकानि च तैः**-વાજાં, ગીત અને બ્રાહ્મણોના મંત્રો સહિત **सूनोः अभिषेचनं**-પુત્રનો અભિષેક **सती चकार**-યશોદાએ કર્યો.

નંદ યશોદાએ આ ઉત્સવ કયારે ઉજવ્યો ?—દ્વિતીય સ્કંધમાં કહે છે તે પ્રમાણે, ત્રણ માસ ઉપરાંત એટલે ચોથા માસના ૧૮ દિવસો વિત્યા બાદ-એટલે માગશર સુદી ૧૧ ને દિવસે, આ ક્રિયા ઉજવવામાં આવી. ( સુબોધિનીજી પણ આ વાત સ્વિકારે છે.)

નંદયશોદાએ આ ઉત્સવ ક્યાં ઉજવ્યો ?—નંદયશોદાએ વાજતે ગાજતે ગોકુળગામની બહાર વનમાં આવીને, આ ઉત્સવ ઉજવ્યો જણાય છે.

કેટલાએક ગૃહસ્થો આવા ઉત્સવ કરે છે ખરા, પણ તેમાં ધાર્મીકક્રિયા જેવી તેવી, અને લૌકિકક્રિયા-લાડુ-બાસુદી-શાક-ભજીયાં-રાયતાં વિગેરે-મોટા પાયા ઉપર. તેમ નંદજીને ઘેર નહોતું. એટલે-નંદજીને ઘેર ધાર્મિકક્રિયા પૂર્ણપ્રેમથી કરવામાં આવી હતી.

**સતી**—યશોદાને **સતી** શબ્દ કેમ લગાડયો છે ?—જ્યારે કાંઇ સારૂં ટાણું મંડાય છે, ત્યારે સ્ત્રીઓ પોતાના સ્વભાવાનુસાર, પતિના કુંટુંબીઓનો અંતરથી સત્કાર કરતી નથી. ભેદભાવ રાખે છે. તે દેખીને પતિ ઘણોજ દુભાય છે. સુડી વચ્ચેના સોપરીના જેવી પોતાની સ્થિતિ સમજીને, પતિ ગમ ખાઇ જાય છે. આવી હલકી રીતભાત યશોદામાં નહોતી-પતિ રાજી રહે, એજ પોતાનું કર્તવ્ય, એમ યશોદા સમજતાં હતાં, માટે તેમને **સતી** શબ્દનું વિશે-ષણ લગાડયું જણાય છે. 'શેઠનું વરે, અને ધાંયજો પેટ કુટે,' એવું કેટલીએક બ્હેનો કરે છે. તે ઘણુંજ ખોટું ગણાય છે. દ્રષ્ટાંત-ચક્રગઢના દિવાન દલીચંદભાઇએ, પોતાના પુત્રના લગ્ન પ્રસંગે, બેન-ભાણેજોને કંકોત્રી મોકલી, તે સાથે આવતાં જતાંનું ભાડું પણ મનીઑડરથી મોકલી દીધું. આ વાત લગ્નખાતાના કલાર્કે, ભૂલમાં કડવીબાને ( દીવાન સાહેબની સ્ત્રીને ) કહી નાંખી. પછી જોઈ લ્યો દલીચંદભાઇના હાલ. બસોની સાડી પહેરીને કડવીબા પુત્રને પર-ણાવવા ગયા. માથે મોતીનો મોડીયો મૂકયો-ચાંદલાનો વરસાદ વરસ્યો, વાપર્યું તેથી અધીક મળ્યું-પણ કડવીબાનું મુખ તો રીસમાં ને રીસમાં રહ્યું. પુત્ર પરણાવીને સૌ ઘેર આવ્યાં-સગાં-સંબંધી વિદાય માગી ચાલતાં થયાં-પણ કડવીબા તો રીસમાં ને રીસમાં રહ્યાં. પછી દલીચંદભાઇએ કડવીબાને કેવી રીતે મનાવ્યાં હશે, તે તો અનુભવી જાણે. બીજાને ખબર પડે નહિં. બ્હેનોએ ખાસ યાદ રાખવું ઘટે છે કે-રળવું અને વાપરવું એ પુરૂષનું કામ છે. મોટા રાજ્યના કારભાર કરે, તેવા પુરૂષને ગાંડા ગણીને તેમને વગોવવા, એ શાણી બ્હેનોને ઘટતું નથી.

આવી અજ્ઞાન બાઇઓને પનારે પડેલા, આપણા દેશના ઘણા નરરત્નો બહુ દુઃખી છે, પ્રભુ 'તે બ્હેનોને સતી બનાવી, યશોદા જેવાં ભાગ્યશાળી કરે,' એવી પ્રાર્થના કરીને આગળ વધીએ.

હવે નંદજી બ્રાહ્મણોનો સત્કાર કરે છે-અને શ્રીકૃષ્ણ ગાડા નીચે ઝોળીમાં ઉંઘવા તૈયાર થાય છે.

**नन्दस्य पत्नी कृतमज्जनादिकं, विप्रैः कृतस्वस्त्ययनं सुपूजितैः ॥**
**अन्नाद्यवासःस्रगभीष्टधेनुभिः, संजातनिद्राक्षमशीशयच्छनैः ॥५॥**

૫ પદચ્છેદ—**नंदस्य पत्नी**-નંદની સ્ત્રી યશોદાએ **कृतं मज्जनादिकं यस्य सः तं**-શ્રીકૃષ્ણને સ્નાનાદિક કરાવીને. **अन्नादीनि च वासांसि च स्रजश्च अभीष्टानि च धेनवश्च ताभिः सुपूजितैः विप्रैः**-અન્ન, વસ્ત્ર, માળા, પ્રિય વસ્તુઓ અને ગાયોથી જેનો સત્કાર કરવામાં આવ્યો હતો એવા બ્રાહ્મણો પાસે. **कृतं स्वस्त्ययनं यस्य सः तं**-શ્રીકૃષ્ણનું

**અર્થ—શ્રીકૃષ્ણને સ્નાન કરાવીને પછી, નંદની પત્ની યશોદાજીએ, અન્નાદિક–વસ્ત્ર–માળા–ગાયો અને બીજી પ્રિય વસ્તુઓથી બ્રાહ્મણોનો સત્કાર કરીને, તેમની પાસે પુત્રનું સ્વસ્તિવાચન કરાવ્યું. પછી ભગવાનને નિદ્રા આવતી જણાતાં, યશોદાજીએ પ્રભુને [ ગાડા નીચે ઝોળીમાં ] ધીમેથી સુવાડયા. (૫)**

૫ વિવેચન—

ખુશબોદાર તેલથી મર્દન કરીને પ્રભુને સ્નાન કરાવ્યું. વસ્ત્રાભુષણ પહેરાવ્યાં. ભાલે કસ્તુરીનું તિલક કર્યું. આંજણ આંજ્યું. પછી બ્રાહ્મણો પાસે સ્વસ્તીવાચન કરાવીને, બ્રાહ્મણોને દાનથી સંતોષ્યા. સામાન્ય રીતે આટલી ક્રિયાથી બાળકને થાક લાગે–બાળક બગાસાં ખાય. તે પ્રમાણે જ શ્રીકૃષ્ણે પણ કરવા માંડયું. તેથી બ્રાહ્મણો પણ તેમને ઓળખી શકયા નહિં. માતા યશોદાજીએ સ્તનપાન કરાવીને, ગાડા નીચે ઝોળી બાંધીને, ઝોળીમાં ધીમેથી–નિદ્રાનો ભંગ ન થાય એવી રીતે–પ્રભુને સુવાડયા. સોનાને પારણે અને ફુલને હિંચોળે ઝુલનાર–યશોદાજીની ઝોળીમાં સુતા. અત્યારે યશોદાજી લૌકીક વ્યવહારમાં ગુંથાયાં છે, તેથી પ્રભુને હિંચોળવા નવરાં નથી. તે લાભ આજ આપણે સૌ લઇએ. કેમ–ગમે છે? ગમતું હોય તો જ્યાં બેઠા છો, ત્યાં એકાગ્ર થઇને, આંખો વિંચી જાઓ. જાણો કે વ્રજમાં પહોંચ્યાં. પ્રભુ પોઢયા છે ત્યાં હવે પહોંચ્યાં. કેમ દર્શન થયાં? બરાબર શાંત થઈ જાઓ. [ વાજીંત્ર તૈયાર રાખો. ] હું ગાઉં, તે ભાવથી ઉપાડજો—

**હાલરડું.**

આજનો લ્હાવો લીજીએ રે–કાલ કોણે દીઠી છે?
હેતે હરિરસ પીજીએ રે—કાલ કોણે દીઠી છે?
સોનાનું પારણું, ને રેશમની દોરી; (૨)
હરખે મારા લાલને જુલાવીએરે— કાલ૦

[ અરે આ તો ઝોળીમાં સુતા છે–ફીકર નહિં.–દેહરૂપી સોનાના પારણામાં ઝુલી રહ્યા છે.]

ફુલની ગાદી, ને ફુલના તકીયા; (૨)
ફુલના બીછાના બીછાવીએ રે— કાલ૦
સોનાના સોગઠાં, ને રેશમની ચોપાટ; (૨)
હીરલાના પાસા ઢળાવીએ રે— કાલ૦
વાણીના મેહુલા, ને આનંદની એલી; (૨)
સુખને સરવડે ભીજાવીએ રે— કાલ૦
વલ્લભના સ્વામી, રસીક શીરોમણી; (૨)
વળી વળી મુખડાં નિહાળીએ રે— કાલ૦

ફરીવાર—વળી વળી૦

કેમ પ્રભુનાં દર્શન થયાં? [ જેઓ વળ્યાં નહીં–નમ્યાં નહિં–તાળી પાડી નહીં–તેમને દર્શન થયાં હશે?] બોલો શ્રીકૃષ્ણ બળદેવકી જય. હવે આગળ વધીએ.

---

**સ્વતિવાચન કરાવ્યું. संजाता निद्रा ययोः ते इति अक्षिणी यस्य सः तं–જેની આંખમાં ઉંઘ આવતી હતી એવા શ્રીકૃષ્ણને. शनैः–ધીમેથી अशीशयत्–સુવાડયા.**

ઉપર પ્રમાણે ભગવાન સુઈ ગયા. જે ગાડા નીચે પ્રભુને પોઢાડયા હતા, તે ગાડામાં કોઇ અસુરે વાસનાપ્રવેશ કર્યો. તેનો નાશ કરવાના હેતુથી, પ્રભુ જાગ્યા-ભૂખ્યા થયા. વ્યવહારમાં ગુંથાએલાં યશોદાનું ધ્યાન ખેંચવા માટે, તથા શકટ (ગાડા)માં વાસનાથી પેઠેલા અસુરનો નાશ કરવા માટે, પ્રભુ જે લીલા કરે છે તે ભાવથી સાંભળો—

**औत्थानिकौत्सुक्यमना मनस्विनी, समागतान्पूजयती व्रजौकसः ॥**
**नैवाश्रृणोद्वै रुदितं सुतस्य सा, रुदंस्तनार्थी चरणावुदक्षिपत् ॥६॥**

અર્થ—જેનું ચિત્ત ઉત્સવમાં લાગી ગયું હતું, એવાં ઉદાર દિલવાળાં યશોદા, ત્યાં એકઠાં થએલાં વ્રજવાસીઓનો સત્કાર કરતાં હતાં. તે વખતે ભગવાનને ધાવવાની ઇચ્છા થતાં, ભગવાન્ રોવા લાગ્યા. પણ યશોદાજીએ તે સાંભળ્યું નહિં. [યશોદાજીનું ધ્યાન ખેંચવાના હેતુથી, કૌતુકી ભગવાને] રોતાં રોતાં [પોતાના] પગ ઉંચા કર્યા. (૬)

૬ વિવેચન—

શ્રીકૃષ્ણના જન્મોત્સવ પછી આ પહેલો ઉત્સવ હતો, તેથી ધામધૂમ બહુ હશે, એમ જણાય છે. યશોદાદિ બીજી ગોપીઓ અને ગોપો શ્રીકૃષ્ણને પોઢાડીને, વ્યવહારના પુરમાં પડયાં હતાં. તે સમયે તેમને ભગવદ્ભાવની વિસ્મૃતિ થઇ હતી. 'તે વખતે ગાડામાં કોઇ અસુરનો આવેશ થયો.' એવું બ્રહ્માંડ પુરાણ કહે છે. શકટમાં પેઠેલા અસુરાવેશનો નાશ કરવા, યશોદાદિ ગોપીઓ અને ગોપોનું ધ્યાન ખેંચવા, અને બાળચેષ્ટા કરવા માટે પ્રભુએ પગ ઉછાળ્યા—એ પગે ગાડાને લાત મારી.

લાત મારવાથી ગાડું ઉથલી પડયું. અસુરાવેશનો નાશ થયો, અને વ્રજવાસીઓ ચમક્યાં તે વાત હવે સાંભળો—

**अधःशयानस्य शिशोरनोऽल्पक-प्रवालमृद्वङ्घ्रिहतं व्यवर्तत ॥**
**विध्वस्तनानारसकुप्यभाजनं, व्यत्यस्तचक्राक्षविभिन्नकूबरम् ॥७॥**

---

૬ પદચ્છેદ—**औत्थानिकेन औत्सुक्यं मनः यस्याः सा**-ઉત્સવમાં જેનું મન લાગી રહ્યું હતું એવી. **प्रशस्तं मनः यस्याः सा मनस्विनी**-ઉમદા મનવાળી **समागतान् व्रजौकसः**-ત્યાં એકઠાં થએલાં વ્રજવાસીઓનો **पूजयती सा**-સત્કાર કરતી યશોદાએ **सुतस्य रुदितं न एव अशृणोत्**-પુત્રનું રડવું જરાએ સાંભળ્યું નહિં. **स्तनार्थी रुदन्**-ભગવાને ધાવવાની ઇચ્છાથી રોતાં રોતાં **चरणौ उदक्षिपत्**-પોતાના પગ ઉંચા કર્યા.

૭ પદચ્છેદ—**अधःशयानस्य**-નીચે સુતેલા **शिशोः**-બાળકના **प्रवालवत् मृदु प्रवालमृदू प्रवालमृदू चासौ अंघ्रो च प्रवालमृद्वंघ्री अल्पकौ चासौ प्रवालमृद्वंघ्री अल्पकप्रवालमृद्वंघ्री ताभ्यां हतं अनः** (ગાડું)-નાના કુણા પગથી ઠેલાએલું ગાડું **व्यवर्तत-विपरीतं अपतत्**-ઉંધું પડી ગયું. **विध्वस्तानि नानारसानि कुप्यभाजनानि यस्मिन् तत्**-અનેક પ્રકારના રસોથી ભરેલાં કાંસાના વાસણો તે ગાડામાં હતાં તે ભાંગી પડયાં. **कुप्यभाजनं** નો અર્થ ચામડાની કુલ્લીઓ પણ થાય છે. **चक्रे च अक्षश्च** (ધરી) **चक्राक्षाः, व्यत्यस्ताः** (વીંખાઈ ગયાં) **चक्राक्षाः यस्मिन् तत्**-તે ગાડાનાં ચક્રો

અર્થ—નીચે સુતેલા બાળકના પ્રવાલ સરખા કુણાં નાના પગથી ઠેલાએલું ગાડું ઉંધું પડી ગયું. [તેમ થતાં] અનેક પ્રકારના રસોથી ભરેલાં કાંસા આદિ ધાતુઓનાં વાસણો-કે જે તે ગાડામાં ભર્યા હતાં, તે ભાંગી પડયાં. તે ગાડાનાં ચક્રો અને ધરી વિંખાઈ ગયાં, ધોસરૂં પણ ભાંગી ગયું. (૭)

૭ વિવેચન—

ક્યાં કોમળ ચરણ અને ક્યાં શકટનું ઉથલી પડવું ! આ આશ્ચર્ય સૂચવે છે કે-આ કોઇ પ્રાકૃત બાળક નથી. વળી ગાડું ભારથી ભરેલું હતું.

દ્વિતીય સ્કંધમાં-' એક પગથી શકટ ઉંધું પાડયું, ' એમ કહે છે, અને આ અધ્યાયમાં ' બે ચરણોથી શકટ ઉંધું પાડયું, ' એમ કહે છે. તે ભેદ અલ્પ છે.

વિદ્વાનો શકટને સંસારનું રૂપ આપે છે, અને તેમાં રહેલા રસોને વિષયરસ ગણે છે. તે પણ ઠીક છે-પણ એટલું યાદ રાખવું ઘટે છે કે-પ્રભુએ વ્રજવાસીના સંસારને લાત મારી-એટલે-વ્રજવાસીઓને વ્યવહારમાંથી પોતા તરફ ખેંચ્યાં. વ્રજવાસીઓ જે કામ કરતાં હતાં, તે કામ પડયાં મેલીને, પ્રભુ તરફ દોડયાં, એ ભાવ છે. પ્રભુ સમગ્ર સંસારને લાત મારે, પછી સંસાર રહેજ કેમ ! સંતો પણ પોતાના ઉપયોગ જેટલા અવકાશમાંજ, સંસારને લાત મારી શકે છે-સમગ્ર સંસારને નષ્ટ કરી શકતા નથી. ગૌતમબુદ્ધ, શ્રીશંકરાચાર્ય આદિ સંતોએ પોતાનો અને પોતાના પ્રિય અનુયાયીઓનો સંસાર તોડી ફોડી નાંખ્યો-પણ સમગ્ર સંસારને તોડી ફોડી નાંખ્યો નહિં.

હવે નંદાદિ ગોપો અને યશોદાદિ ગોપીકાઓ પ્રભુ સામે દોડયાં આવે છે—

**दृष्ट्वा यशोदाप्रमुखा व्रजस्त्रिय, औत्थानिके कर्मणि याः समागताः ॥**
**नन्दादयश्चाद्भुतदर्शनाकुलाः, 'कथं स्वयं वै शकटं विपर्यगात् ॥'**
**( इति ब्रुवन्तोऽतिविवादमोहिता, जनाः समन्तात्परिवव्रुरार्तवत् ) ॥ ८ ॥**

અર્થ—પડખું ફેરવવાના ઉત્સવમાં એકઠી થએલી વ્રજાંગનાઓ, કે જેઓમાં યશોદાજી મુખ્ય હતાં, એવી તે સ્ત્રીઓ, તથા અદ્‌ભુત બનાવનાં દર્શનથી વ્યાકુળ થએલા નંદાદિ ગોપો, તે ગાડાને ઉંધું પડેલું દેખીને, કહેવા લાગ્યાં કે ' આ ગાડું તેની મેળાએ કેવી રીતે ઉંધું પડયું ? ' આ પ્રમાણે બોલતાં અને

---

અને ધરી વિંખાઇ ગયાં. **विभग्नः कूबरः** (ધોંસરૂં) **यस्मिन् तत्**-તે ગાડાનું ધોસરૂં પણ ભાંગી ગયું. [**व्यत्यस्तचक्राक्षश्च विभिन्नकूबरं च व्यत्यस्तचक्राक्षविभिन्नकूबरम्.** ]

૮ પદચ્છેદ—**औत्थानिके कर्मणि**-પડખું ફેરવવાના ઉત્સવમાં **समागताः**-એકઠી થએલી. **याः** [ **यशोदा प्रमुखा यासाम् ताः** ] **यशोदाप्रमुखाः व्रजस्त्रियः**-જેમાં યશોદા મુખ્ય હતાં એવી વ્રજની સ્ત્રીઓ **अद्भुतदर्शनेन आकुलाः नंदादयश्च**-અદ્‌ભુત બનાવના દર્શનથી વ્યાકુળ થએલા નંદાદિ (**तत्**) **दृष्ट्वा**-તે દેખીને ' **कथं स्वयं वै शकटं विपर्यगात्** '-આ ગાડું તેની મેળાએ ઉંધું કેવી રીતે પડયું ? **इति ब्रुवंतः**-એ પ્રમાણે બોલતા **अतिविवादमोहिताः जनाः**-અને વિવાદથી મોહ પામેલા લોકો **आर्तवत्**--જીજ્ઞાસુની માફક **समंतात् परिवव्रुः**-ચારે તરફથી ( ગાડાને ) ઘેરીને ઉભાં.

સત્ય વાત જાણવાની ઇચ્છામાં અરસપરસ વાદ કરતાં-વાદમાં મોહ પામેલાં-સ્ત્રી પુરૂષો, ચારે તરફથી તે ગાડાને વિંટાઇને ઉભાં રહ્યાં. (૮)

૮ વિવેચન—

સૌ વિસ્મય પામ્યાં, પણ તેનું શું કારણ છે, તે કોઇ સમજ્યું નહિં.

ત્યાં આસપાસ જે બાળકો રમતાં હતાં તે હવે બોલે છે-સાંભળો—

**ऊचुरव्यवसितमतीन्-गोपान्गोपीश्च बालकाः ॥**
**रुदताऽनेन पादेन, क्षिप्तमेतन्न संशयः ॥ ९ ॥**
**न ते श्रद्दधिरे गोपा, बालभाषितमित्युत ॥**
**अप्रमेयं बलं तस्य, बालकस्य न ते विदुः ॥ १० ॥**

અર્થ—જેઓને કાંઈ સમજણ ન પડી, એવા ગોપોને અને ગોપીઓને બાળકોએ કહ્યું કે-'રોતાં રોતાં આ બાળકે પગવડે ગાડું ઉંધું પાડયું. તે બાબતમાં કોઈ પણ પ્રકારનો સંશય કરવો નહિં.' (૯) ઉપર પ્રમાણે બાળકોએ કહ્યું, પણ-શ્રીકૃષ્ણરૂપી બાળકના અપાર બળનું તેમને જ્ઞાન નહિં હોવાથી, તેઓએ બાળકોનું કહેવું સત્ય માન્યું નહિ. (૧૦)

૯-૧૦ વિવેચન—

સૌની શંકાના સમાધાન માટે, નિર્દોષ બ્રહ્મ આસપાસ રમતાં નિર્દોષ બાળકોદ્વારા, બોલી ઉઠયું કે—'શ્રીકૃષ્ણે પગની લાતથી ગાડાને ઉથલાવી નાંખ્યું.' પણ તે વાત સૌએ પોત પોતાના અધિકાર પ્રમાણે સ્વિકારી.

બાળકોની વાત ગોપોએ હસી કાઢી. ગોપીકાઓએ તે વાત કાંઈક માની. સ્ત્રી પુરૂષનાં જોડાંમાં-ધર્મ માટે પુરૂષ ભલે લાખો વાપરે, પણ પવિત્ર આચરણવાળી દળણાં દળનારી સ્ત્રીને, ધર્મમાં જેટલી શ્રદ્ધા હોય, તેટલી પુરૂષને ન હોય. આપણા મંડળમાં પણ-**ચંચળબા, વિજળીબા** અને **સમરથબા** ત્રણ ગરીબ ડોશીઓ-ત્રણ ભગવતી બ્હેનો-જેટલું સમજી છે, એટલું ડાહ્યા ડાહ્યા હરિજનો સમજ્યા નથી. અમે તો હજી કહીએ છઇએ કે-કાંઇ આપવું પડે તો ન આપશો, પણ **નિર્મળભાવથી** લાગ્યા રહેજો. તો જ્યાં અમો-ત્યાં તમો. અમારા આ પવિત્ર **વેપાર**માં તમને ભાગ મળશે. તમને એવો ભાગ તમારાં સ્ત્રી પુત્રાદિક નહિં આપી શકે, સમજાય તો સહેલું છે. આ ત્રણ પવિત્ર માતાઓના નિર્મળભાવને હું વિસરી શકતો નથી. 'શ્રીકૃષ્ણ તેમને ભક્તિ આપે,' એમ કહીને આગળ વધીએ—

---

૯ પદચ્છેદ—( **अव्यवसिता मतिः येषां ते तान्** ) **अव्यवसितमतीन् गोपान्**-જેઓને કાંઇ સમજણ ન પડી એવા ગોપોને **गोपीश्च**-અને ગોપીઓને **बालकाः ऊचुः**-બાલકોએ કહ્યું કે **रुदता अनेन**-રોતા આ બાળકે **पादेन**-પગવડે **क्षिप्तं**-ગાડું ઉંધું પાડયું. **एतद् (एतस्मिन्) न संशयः**-તે બાબતમાં શંકા કરવા જેવું કાંઇ નથી.

૧૦ પદચ્છેદ—**बालानां भाषितं इति उत**-બાલકો બોલે તેમાં શું? એવો તર્ક કરનારા **ते गोपाः**-તે ગોપોએ **न श्रद्दधिरे**-બાળકોના બોલવામાં વિશ્વાસ રાખ્યો નહિં. **तस्य बालकस्य अप्रमेयं बलं**-કારણકે તે બાળકના અપ્રમેય બળને **ते न विदुः**-તેઓ જાણતા નહોતા.

હવે યશોદા પ્રભુને તેડે છે અને સ્તનપાન કરાવે છે--

**रुदन्तं सुतमादाय, यशोदा ग्रहशङ्किता ॥**
**कृतस्वस्त्ययनं विप्रैः, सूक्तैः स्तनमपाययत् ॥ ११ ॥**
**पूर्ववत्स्थापितं गोपै -र्बलिभिः सपरिच्छदम् ॥**
**विप्रा हुत्वाऽर्चयांचक्रु-र्दध्यक्षतकुशाम्बुभिः ॥ १२ ॥**

અર્થ—શુકદેવજી આગળ કહે છે કે-' ભૂતપિશાચાદિથી એમ બન્યું હશે' એવી શંકા કરીને યશોદાજીએ, રોતા બાળકને તેડી લઇને, બ્રાહ્મણો પાસે મંત્રોવડે સ્વસ્તિવાચન કરાવ્યું. પછી બાળકને-શ્રીકૃષ્ણને-સ્તનપાન કરાવ્યું. (૧૧) બળવાન ગોપોએ ગાડાને પૂર્વની માફક સવળું મૂકયું, અને તેમાં જે સરસામાન હતો તે ગોઠવી દીધો. બ્રાહ્મણોએ દહીં-અક્ષત-દર્ભ અને જળથી અગ્નિનું પૂજન કર્યું. (૧૨)

૧૧-૧૨ વિવેચન—

ગ્રહશંકા—બાળકમાં માતાઓને એટલું બધું વ્હાલ હોય છે, કે તેને જરા કાંઇ થાય, ત્યાં માતા ગ્રહશંકા કરે. સંસ્કારી સ્ત્રીઓ એ બ્હાને બ્રાહ્મણોને તેડાવીને સ્વસ્તિવાચન કરાવે, રક્ષા બંધન બંધાવે, અને અગ્નિનારાયણને પણ પ્રસન્ન કરે.

કેવા બ્રાહ્મણોની આશિષો સફળ થાય તે વાત હવે કહે છે—

**येऽसूयानृतदम्भेर्ष्या-हिंसामानविवर्जिताः ॥**
**न तेषां सत्यशीलाना-माशिषो विफलाः कृताः ॥१३॥**

અર્થ—જે બ્રાહ્મણો અસૂયા, અસત્ય, દંભ, ઇર્ષ્યા, હિંસા અને અભિમાનથી રહિત હોય-તે સત્યવાદી બ્રાહ્મણોએ આપેલી આશિષ વ્યર્થ જતી નથી.

---

૧૧ પદચ્છેદ—**ग्रहशंकिता यशोदा**-ખરાબ ગ્રહથી એમ બન્યું હશે એવી શંકા કરતી યશોદાએ **रुदंतं सुतं आदाय**-રોતા બાળકને તેડી લઈને **विप्रैः**-બ્રાહ્મણો પાસે **सूक्तैः**-મંત્રોવડે **कृतं स्वस्त्ययनं यस्य सः तम्**-બાળકનું સ્વસ્તિવાચન કરાવ્યું. પછી **स्तनं अपाययत्**-સ્તન પાયું એટલે તે બાળકને ધવડાવ્યું.

૧૨ પદચ્છેદ—**बलिभिः गोपैः**-બળવાન ગોપોએ **(तत्) पूर्ववत् स्थापितं**-તેને પૂર્વની માફક સવળું મૂકયું અને ( **परिच्छदैः सहितं** ) **सपरिच्छदम्**-તેમાં સરસામાન ગોઠવી દીધો. **विप्राः दध्यक्षतकुशांबुभिः हुत्वा**-બ્રાહ્મણોએ દહીં, અક્ષત, દર્ભ અને જળથી અગ્નિનું પૂજન કરીને.

૧૩ પદચ્છેદ—**ये**-જે બ્રાહ્મણો -**असूया च अनृतं च दंभश्च ईर्ष्या च हिंसा च मानश्च तैः विवर्जिताः**-અસૂયા ( ગુણમાં દોષ જોવાનું લક્ષણ), અસત્ય, દંભ, ઇર્ષ્યા, હિંસા અને અભિમાનથી રહિત હોય છે. **तेषां सत्यशीलानां**-એવા સત્યવાદિ બ્રાહ્મણોએ **कृताः आशिषः**-આપેલી આશિષ **विफलाः न**-વ્યર્થ જતી નથી.

૧૩ વિવેચન—

ભગવાન્ અને બ્રાહ્મણો ઐશ્વર્યયુક્ત છે. તેઓ કહે તેમ કરવું, પણ તેઓના સ્વચ્છંદ આચરણનું કદિ અનુકરણ કરવું નહિં. ઉપરના શ્લોકમાં જણાવેલા અસુયાદિ છ દોષો બ્રાહ્મણોની પ્રગતિને અટકાવનાર છે. જેમ લાકડામાં પેઠેલો ઘણ લાકડાને કોતરી નાંખે છે. કપડામાં અગર કાગળમાં પેઠેલી ઉધાઇ તે પદાર્થોને કોતરીને નકામાં બનાવે છે, તેમ આ છ દોષો બ્રાહ્મણોના ખબર ન પડે તેવી રીતે, બ્રહ્મત્વનો નાશ કરે છે.

વાત, પિત્ત અને કફ આ ત્રણ દોષો શરીરનો નાશ કરે છે, અને આ છ દોષો પરમાર્થનો નાશ કરે છે. આ છ દોષોથી રહિત બ્રાહ્મણોએ આપેલા આશીર્વાદ સફળ થાય છે.

**शमोदमस्तपः शौचं, क्षांतिरार्जवमेव च ॥**
**ज्ञानं विज्ञानमास्तिक्यं, ब्रह्मकर्मस्वभावजं** ( ગીતા અ. ૧૮-૪૨)

વિગેરે અનેક સત્પુરૂષો અને સત્શાસ્ત્રો બ્રાહ્મણોનો મહિમા ગાય છે. યુરોપ અમેરિકામાં હાલ થએલી સ્પીરીચ્યુઅલ સોસાઈટીઓ પણ બ્રાહ્મણધર્મ પ્રાપ્ત કરીને, આત્મસાક્ષાત્કાર માટે મથી રહી છે. તેઓ વેજીટેરીયન તો છેજ-એટલે વનસ્પતિનો અહાર તો ઘણા વખતથી કરે છે, પણ તેથી આગળ વધીને અહારવિહાર શુદ્ધ કરવા લાગ્યા છે. ગાયના ઘીદુધ વાપરવા લાગ્યા છે. ત્યાંની સ્થિતિ આવી છે, ત્યારે અહીંની સ્થિતિ દેઢવાડે પહોંચતી જાય છે. તેઓ પરમાત્માનો સાક્ષાત્કાર કરવા મથી રહ્યા છે, ત્યારે અહીં જેઓ બ્રાહ્મણો છે, તેમાંના ઘણા યમરાજનો સાક્ષાત્કાર કરવા મથી રહ્યા છે.

હવે બ્રાહ્મણો પાસે વિધિ કરાવીને તેમનો સત્કાર કરે છે—

**इति बालकमादाय, सामर्ग्येजुरुपाकृतैः ॥**
**जलैः पवित्रौषधिभि-रभिषिच्य द्विजोत्तमैः ॥ १४ ॥**
**वाचयित्वा स्वस्त्ययनं, नन्दगोपः समाहितः ॥**
**हुत्वा चाग्निं द्विजातिभ्यः, प्रादादन्नं महागुणम् ॥ १५ ॥**
**गावः सर्वगुणोपेता, वासःस्रग्रुक्ममालिनीः ॥**
**आत्मजाभ्युदयार्थाय, प्रादात्ते चान्वयुंजत ॥ १६ ॥**

---

૧૪-૧૫ પદચ્છેદ—**इति**-એમ ધારી **समाहितः नंदगोपः**-સાવધાન મનવાળા નંદરાયે **बालकं समादाय**-બાળકને લઈને **द्विजोत्तमैः**-ઉત્તમ બ્રાહ્મણો પાસે **साम च ऋक् च यजुश्च तैः उपाकृतैः** ( સંસ્કાર પામેલાં )-સામવેદ, ઋગ્વેદ, યજુર્વેદના મંત્રોથી સંસ્કાર પામેલાં અને **पवित्राः औषधयः येषु तानि पवित्रौषधीनि तैः जलैः**-પવિત્ર ઓષધિઓવાળાં જળોથી તે બાળકને **अभिषिच्य**-અભિષેક કરીને **स्वस्त्ययनं वाचयित्वा**-સ્વસ્તિવાચન કરાવીને **अग्निं हुत्वा**-અગ્નિમાં હોમ કરીને **महागुणं अन्नं**-ઉત્તમ પ્રકારનું અન્ન **द्विजातिभ्यः प्रादात्**-બ્રાહ્મણોને આપ્યું.

૧૬ પદચ્છેદ—**सर्वैः गुणैः उपेताः**-સર્વ ગુણોથી યુક્ત **वासांसि च स्रजश्च रुक्ममालाः च सन्ति आसाम् ताः इति गावः**-વસ્ત્રો. પુષ્પની માળા અને સોનાની માળાવાળી ગાયો ( **गावः** પ્રથમા દ્વિતીયાના અર્થમાં છે. ) **आत्मजस्य अभ्युदयाय इति**

અર્થ—ઉપર પ્રમાણે વિચાર કરીને, સાવધાન ચિત્તવાળા નંદરાયે બાળકને તેડી લઈને, ઉત્તમ બ્રાહ્મણો પાસે, સામવેદ-ઋગ્વેદ અને યજુર્વેદના મંત્રોથી સંસ્કાર આપીને, પવિત્ર કરેલાં ઔષધિઓવાળાં જળોથી, તે બાળકને અભિષેક સહિત સ્વસ્તિવાચન કરાવ્યું. પછી અગ્નિમાં હોમ કરાવીને, બ્રાહ્મણોને ઉત્તમ પ્રકારનું અન્ન આપ્યું. (૧૪-૧૫) વસ્ત્રોથી, પુષ્પોની માળાથી, અને સોનાની માળાથી શણગારેલી સર્વ ગુણોથી યુક્ત ગાયો, નંદરાયે પોતાના પુત્રના કલ્યાણ માટે, બ્રાહ્મણોને આપી, અને બ્રાહ્મણોએ બળતા આશીર્વાદ આપ્યા. (૧૬)

૧૪-૧૫-૧૬ વિવેચન—

આ શ્લોક સ્વતિવાચન આદિ ક્રિયા, હોમ અને છેવટમાં બ્રાહ્મણોને દાન દક્ષણા આપી, તે સંબંધી છે. વ્રજમાં રહેનારા આહીરોમાં પણ, ધર્મસંસ્કાર કેટલા જાગૃત હતા, તેનું ભાન કરાવે છે. બ્રાહ્મણો જેવા સમાજના નાયક છે, તેવા સમાજના સુધારક પણ છે. તેમને જે જોઇએ તે આપીને, તેમની દ્વારા આ લોકનાં અને પરલોકનાં સુખ સાધવાં, એ ભરતખંડનો પ્રાચીન સનાતન ધર્મ છે. બીજા ભલે ભણે, પણ વિદ્યા બ્રાહ્મણોની છે. વિદ્યામાં (શાસ્ત્રોમાં) હિંદનું હિંદત્વ સમાઇને રહેલું છે, પણ બતાવનાર બ્રાહ્મણ જોઈએ. જૈનોએ બીજી અનેક બાબતમાં બ્રાહ્મણોનો અનાદર કર્યો છે, પણ વિદ્યાની બાબતમાં તેઓ બ્રાહ્મણોનો ઘણો સત્કાર કરે છે. જેમનો ભરતખંડમાં અવતાર થયો-ઉત્તમ કોમ, ઉત્તમવર્ણ અગર ઉત્તમ આશ્રમની જેમને પ્રાપ્તિ થઇ. જેઓ કાંઇક જગતમાં સમજુ ગણાયા, તેઓએ જો મન્વાદિની સ્મૃતિઓને સંભારી નહિં, ભાગવતમાંથી ભક્તિનો સ્વાદ ચાખ્યો નહિં, ઉપનિષદોને ઓળખ્યાં નહિં, નિવૃત્તિ લઇને યુધિષ્ઠિર અને ભીષ્મનો સંવાદ-શાંતિપર્વ-સાભળ્યું નહિં, યોગવાસિષ્ઠની ઓળખાણ કરી નહિં, ગીતામૃત પીધું નહિં-તો-તેઓ ખરેખર ઠગાયા છે-ધોળે દિવસે લુંટાયા છે. (તે તમામ ન વાંચી શકો, તો આ પત્રિકા ૭૬ થી બરાબર વાંચો. તેમાંથી તે તમામનો સાર અનાયાસે પ્રાપ્ત થશે. ] પણ તમારામાંના ઘણાને પરવા ક્યાં છે? તમે તો-'ભુખ લાગશે ત્યારે જમશું, અને મોત આવશે ત્યારે મરશું'-એટલું જ માની બેઠા છો, તૈયારી કર્યા વિના જમાતું નથી; ત્યારે તૈયારી કર્યા વિના કેવી રીતે મરાશે? હવે બસ કરીને પાછા વળી જાઓ. બ્રાહ્મણોને અને શાસ્ત્રોને સેવો, અને સ્વધર્મમાં પ્રીતિ રાખો.

હવે આગળ વધીએ. ૧૩ મા શ્લોકનો ભાવ ફરી જણાવે છે.

**विप्रा मन्त्रविदो युक्तास्-तैर्याः प्रोक्तास्तथाशिषः ॥**
**ता निष्फला भविष्यन्ति, न [illegible]दपि स्फुटम् ॥ १७ ॥**

---

**आत्मजाभ्युदयार्थाय**-પુત્રના ઉદય માટે **प्रादात्**-આપી **च**-અને તે-તે બ્રાહ્મણોએ **अन्वयुंजत**-આશીર્વાદ આપ્યા.

૧૭ પદચ્છેદ—**मंत्रविदः युक्ताः विप्राः**-મંત્ર જાણનારા યોગ્ય બ્રાહ્મણો [તૃતીયાના અર્થમાં પ્રથમા છે.] **तैः**-તેઓથી **प्रोक्ताः याः आशिषः**-અપાએલા આશિર્વાદ. **ताः**-તે આશિર્વાદ **कदाचित् अपि**-કદિ પણ **निष्फला न भविष्यन्ति**-નિષ્ફળ જતા નથી. **स्फुटं**-આ વાત સંશયરહિત છે.

અર્થ—મંત્ર જાણનારા યોગ્ય બ્રાહ્મણોએ આપેલા આશીર્વાદ, કદિ પણ નિષ્ફળ જતા નથી, એ વાત ચોક્કસ છે. (૧૭)

૧૭ વિવેચન—

૧૩ મા શ્લોકમાં કહ્યું કે 'પવિત્ર આચરણવાળા બ્રાહ્મણો.' આ શ્લોકમાં કહે છે કે-'જેઓ પવિત્ર આચરણવાળા હોય, તે બ્રાહ્મણો વેદમાં પ્રીતિવાળા-**मंत्रविदः**-વેદના મંત્રોને જાણનારા હોય છે.' તેઓના આશીર્વાદ હમેશાં સફળજ થાય છે.

સંસ્કૃત પાઠશાળાઓ, ગુરૂકુળો, બ્રહ્મચારીઆશ્રમો અને એવી અનેક સંસ્થાઓ દ્વિજો માટે ખુલ્લી છે-લાખોનો ખર્ચ થઇ રહ્યો છે; પણ તેમાંથી ઉપર જણાવ્યા તેવા બાળકો ઘણા જ જુજ પાકે છે. તેના તરફ લક્ષ આપવાની ભારે જરૂર છે. અત્યારના પશ્ચિમના ઝેરી પવનથી બાળકોને સાચવવાની કાળજી નહિં રખાય, ત્યાંસુધી હિંદને જે જોઇએ તે મળી શકશે નહિં.

શકટ-ગાડા-સંબંધીની લીલા પૂર્ણ થઇ. હવે તૃણાવર્તનો ઇતિહાસ ચાલુ થશે; યશોદા પ્રભુને ખોળામાં બેસાડીને લાડ લડાવે છે. પોતાને તૃણાવર્ત લેવા આવ્યો છે. પણ તે સુગમતાથી પોતાને ઉપાડી જાય, એવી અનુકુળતા કરી આપવા માટે, પ્રભુ યશોદાના ખોળામાંથી ઉતરી પડવાની કેવી યુક્તિ કરે છે-તે સાંભળો—

**एकदारोहमारूढं, लालयन्ती सुतं सती ॥**
**गरिमाणं शिशोर्वोढुं, न सेहे गिरिकूटवत् ॥ १८ ॥**
**भूमौ निधाय तं गोपी, विस्मिता भारपीडिता ॥**
**महापुरुषमादध्यौ, जगतामास कर्मसु ॥१९॥**

અર્થ—એક વખત ખોળામાં બેઠેલા શ્રીકૃષ્ણને યશોદાજી લાડ લડાવતાં હતાં. રમાડતાં રમાડતાં ખોળામાં બેઠેલા બાળકનો ભાર, પર્વતના શીખર જેવો લાગતાં, યશોદાજી તે ભાર ખમી શક્યાં નહિં. શ્રીકૃષ્ણના ઉદરમાં રહેલાં (ચૌદ) ભુવનોના ભારથી પીડાએલાં, અને તેથી વિસ્મય પામેલાં યશોદાજીએ, શ્રીકૃષ્ણને પૃથ્વી ઉપર મુકીને, ભગવાનનું ધ્યાન ધર્યું-પ્રભુને સંભાર્યા. ['શ્રીકૃષ્ણ તો પોતાના પુત્ર છે, તે કાંઇ પ્રભુ નથી,' એમ યશોદા માનતાં હતાં. તેથી યશોદાજીએ શ્રીકૃષ્ણથી અન્ય પ્રભુનું ધ્યાન ધર્યું, તે વાત શ્રોતાઓએ જરૂર

---

૧૮-૧૯ પદચ્છેદ—**एकदा**-એક વખત **आरोहम्**-ખોળામાં **आरूढं**-બેઠેલા **सुतं**-પુત્રને **सती**-યશોદા **लालयंती**-લાડ કરાવતાં હતાં-રમાડતાં હતાં તે વખતે **शिशोः**-બાળકનો **गिरिकूटवत् गरिमाणं**-પર્વતના શીખર સરખો ભાર **वोढुं न सेहे**-લાગ્યો, તે ભાર યશોદા ખમી શક્યાં નહિં, **जगतां भारपीडिता**-શ્રીકૃષ્ણના ઉદરમાં રહેલાં જગતૂના ભારથી પીડા પામેલાં **विस्मिता च**-અને વિસ્મય પામેલાં **गोपी**-યશોદાએ **तं भूमौ निधाय**-તે બાળકને પૃથ્વી ઉપર મૂકીને **महापुरुषं आदध्यौ**-ભગવાનનું ધ્યાન ધર્યું. પછી **कर्मसु आस**-ઘરકામકાજમાં લાગી ગયાં.

યાદ રાખવી. ] આ પ્રમાણે પ્રભુનું સ્મરણ કરતાં કરતાં, યશોદાજી ઘરકામ-કાજમાં લાગી ગયાં, [અને શ્રીકૃષ્ણ ત્યાંજ બેસી રહ્યા.] (૧૮–૧૯)

૧૮–૧૯ વિવેચન—

પ્રભુ પર્વતના શીખર જેવા વજનદાર બની ગયા. અનેક બ્રહ્માંડો પ્રભુના ઉદરમાં રહે છે. પણ તેના ભારનો અનુભવ, પ્રભુને કરાવવો હોય, ત્યારેજ કરાવે, તે તેમનું પ્રભુપણું’–તે તેમની પ્રભુતા. યશોદા હમેશાં પ્રભુને તેડતા હતા, પણ ભારનો અનુભવ તેમને હાલજ થયો; અને જે કાર્ય માટે અનુભવ થયો છે, તે કાર્ય સંપૂર્ણ થયા પછી, ભારનો અનુભવ નહિં થાય. કદિ વિલંબ થાય તો રખે યશોદાને પણ તૃણાવર્ત ઉપાડે, એ ભાવથી શ્રીકૃષ્ણ એકદમ ભારરૂપ બન્યા. ગુગળી જાણતા હતા કે–‘ રણછોડજીની મૂર્તિ વજનદાર છે. તેટલું સોનું મળે, તો સ્ત્રીઓને એરીંગ–લોળીયાં–ચંદનહાર–પહોંચીઓ વિગેરે થાય.’ એવા વિચાર કરીને ગુગળીઓએ બોડાણા સાથે ઠરાવ કર્યો કે–“ ભલે તમે મૂર્તિને રાખો–પણ તેના ભારોભાર અમને સોનું આપો. ” ગરીબ બોડાણો ગભરાયો. પ્રભુએ બોડાણાને ધીરજ આપી. બોડાણાએ તે ઠરાવ સ્વિકાર્યો. તુલા બાંધી પ્રભુને તોળ્યા. બોડાણાના ઘરમાં જેટલું સોનું હતું–એટલે માત્ર સવા વાલની વાળી હતી–તે સામે મૂકી. પ્રભુ સવા વાલથી પણ હલકા ઠર્યા. શંકાનું સમાધાન કરવા, પાંચવાર પ્રભુને તોળ્યા. પાંચેવાર બોડાણો જીત્યો અને ગુગળી હાર્યા. ‘ **अयं आत्मा विलक्षणः** ’ ‘જે લક્ષ્યમાં ન આવી શકે, તે પરમાત્મા છે. ’ આવા વિલક્ષણ ભગવાનનો ભાર માતાજી સહી શક્યાં નહિં.

શ્રીવલ્લભ મહાપ્રભુજીની કારિકાના **वाचिकं कायिकं चोक्तं, मानसं तूच्यतेऽधुना॥** વિગેરે શબ્દોનો ભાવ એવો છે કે–શ્રીકૃષ્ણે એક વર્ષની ઉમરે તૃણાવર્તનો વધ કર્યો. તૃણાવર્ત માર્યો તે પહેલાં નાડીવર્ધાપન, છઠ્ઠીપૂજા, સૂતીસ્નાન, સૂર્યચંદ્રદર્શન, કર્ણછેદન, અન્નપ્રાશન, મુંડન અને ચૂડાકર્મ વિગેરે સંસ્કારો કર્યા હતા. પૂતનાના મરણથી કંસને શ્રીકૃષ્ણમાં શંકા થઇ હતી. શ્રીકૃષ્ણને મથુરામાં ઉપાડી લાવવા, કંસે તૃણાવર્તને મોકલ્યો હતો. વિગેરે ’

યશોદા થાક્યાં. શ્રીકૃષ્ણને યશોદાજીએ પૃથ્વી ઉપર મૂક્યા. આવો ચમત્કાર દેખીને ઉત્પાતની શંકાથી સતીએ પ્રભુ યાદ કર્યા. પ્રભુનું ધ્યાન ધર્યું. [ યાદ રાખજો કે–યશોદાજી હજી શ્રીકૃષ્ણને ઓળખતાં નથી, તેથી શ્રીકૃષ્ણ સિવાય અન્ય પ્રભુનું યશોદાએ ધ્યાન ધર્યું. ] પ્રભુનું સ્મરણ કરતાં કરતાં, યશોદાજી ઘરકામકાજમાં લાગી ગયાં, અને પ્રભુ તૃણાવર્તની વાટ જોતાં ત્યાંબેસી રહ્યા.

હવે તૃણાવર્ત પોતાનું કામ કરે છે—

**दैत्यो नाम्ना तृणावर्तः, कंसभृत्यः प्रणोदितः ॥**
**चक्रवातस्वरूपेण, जहारासीनमर्भकम् ॥२०॥**

અર્થ—[ યશોદાજી ત્યાંથી ઉઠીને ઘર કામકાજમાં લાગ્યાં તે વખતે ] કંસે મોકલેલો તૃણાવર્ત નામનો કંસનો નોકર, વીંટાળીયા વાયુના રૂપથી ત્યાં આવીને, બેઠેલા બાળકને–શ્રીકૃષ્ણને–ઉપાડી ગયો. (૨૦)

---

૨૦ પદચ્છેદ—**तृणावर्तः नाम्ना दैत्यः**–તૃણાવર્ત નામનો દૈત્ય.**कंसभृत्यः**–કંસનો નોકર **प्रणोदितः**–કંસે મોકલેલો. **चक्रवातस्वरूपेण**–વીંટાળીયા વાયુના સ્વરૂપથી આવીને **आसीनं अर्भकं**–બેઠેલા બાળકને **जहार**–ઉપાડી ગયો.

૨૦ વિવેચન—તૃણાવર્ત પ્રભુને ઉપાડીને નાઠો.

તૃણાવર્ત વિંટાળીયારૂપે હતો. સંસારના ગમે તે પ્રાણી પદાર્થોને તરખલાની માફક આમ તેમ ફેરવે, તે તૃણાવર્ત. વિદ્વાનો તૃણાવર્તને તૃષ્ણાનું રૂપ આપે છે. તે ઠીક છે. કારણકે તૃષ્ણા નાના મોટા સૌને તરખલાં જેવાં હલકાં બનાવીને નચાવે છે.

એક વિદ્વાન્ કહે છે કે—

'The whole universe is mad some one is mad after money-some one after fame, and the other after female; But one who is mad after God, is double mad.' આત્મસાક્ષાત્કારની તૃષ્ણા પ્રશંસીય ગણાય છે.

તૃણાવર્તનો કેવો સુસવાટો હતો, અને વ્રજવાસીઓની કેવી સ્થિતિ થઇ તે સાંભળો.-

**गोकुलं सर्वमावृण्वन्, मुष्णंश्चक्षूंषि रेणुभिः ॥**
**ईरयन्सुमहाघोर-शब्देन प्रदिशो दिशः ॥२१॥**

**मुहूर्तमभवद्गोष्ठं, रजसा तमसावृतम् ॥**
**सुतं यशोदा नापश्यत्, स्वयं न्यस्तवती यतः ॥२२॥**

**नापश्यत्कश्चनात्मानं, परं चापि विमोहितः ॥**
**तृणावर्तनिसृष्टाभिः, शर्कराभिरुपद्रुतः ॥२३॥**

અર્થ—આ વિંટાળીયાએ આખા ગોકુળને ઘેરી લીધું. સૌની આંખો ધૂળથી ભરી દીધી, અને ભયંકર અવાજથી–સુસવાટથી–દિશાઓને અને ખુણાઓને ગજાવી મૂક્યા. (૨૧) થોડીવાર તો સઘળું ગોકુલ ધૂળથી અને અંધકારથી ઘેરાઈ ગયું. જે જગ્યાએ યશોદાજીએ પુત્રને–શ્રીકૃષ્ણને–મૂક્યા હતા, તે સ્થળમાં યશોદાએ પુત્રને દેખ્યા નહિં. (૨૨) તૃણાવર્તે ફેંકેલી કાંકરીઓથી પીડાએલો, અને મોહ પામેલો, કોઇ પણ માણસ પારકાને અગર પોતાને દેખી શકયો નહિં. [૨૩].

---

૨૧ પદચ્છેદ—**सर्वं गोकुलं आवृण्वन्**–એ વીંટાળીયાએ આખા ગોકુળને ઘેરી લીધું. **चक्षूंषि रेणुभिः मुष्णन्**–આંખો ધૂળથી ભરી દીધી. **सुमहाघोरशब्देन**–મોટા અવાજથી **दिशः**–દિશાઓને **प्रदिशः**–ખુણાઓને **ईरयन्**–તે ગજાવતો હતો.

૨૨ પદચ્છેદ—**मुहूर्तम्**–થોડીવારમાં **गोष्ठं**–વ્રજ **रजसा तमसा आवृतम्**–ધૂળથી અને અંધકારથી ઘેરાઈ ગયું. **यतः**–જે જગ્યાએ **स्वयं सुतं न्यस्तवती**–પોતે પુત્રને મૂક્યો હતો ત્યાં પુત્રને **यशोदा न अपश्यत्**–યશોદાએ દેખ્યો નહીં.

૨૩ પદચ્છેદ--**तृणावर्तेन निसृष्टाभिः शर्कराभिः**–તૃણાવર્તથી ફેંકાએલી કાંકરીઓથી **उपद्रुतः**–ઉપદ્રવ પામેલા અને **विमोहितः**–અને મોહ પામેલા **कश्चन**–કોઇ દરેક મનુષ્યે **परं वा आत्मानं अपि न अपश्यत्**–પારકાને અગર પોતાને પણ ન દેખ્યા.

૨૧-૨૨-૨૩ વિવેચન—

**शर्करा**-વિંટાળીયો હોય ત્યારે કાંકરીઓ ઉડે. આ કાંકરીઓ આંખોમાં ભરાઇ જાય પછી દેખાય નહિં. [ તૃણાવર્તનો અર્થ **તૃષ્ણા** કરીએ, તો **શર્કરા** એટલે નવા નવા મનોરથો-મીઠી મીઠી લાલચો. આ મીઠી મીઠી લાલચો જ્યારે બુદ્ધિરૂપી આંખોને ઘેરી લે, ત્યારે માણસ મૂઢ બની જાય. ]

યશોદા અને ગોપીઓની કેવી સ્થિતિ થઈ તે વાત હજી કરે છે—

**इति खरपवनचक्रपांसुवर्षे, सुतपदवीमबलाऽविलक्ष्य माता ॥**
**अतिकरुणमनुस्मरन्त्यशोचद्-भुवि पतिता मृतवत्सका यथा गौः ॥२४॥**
**रुदितमनुनिशम्य तत्र गोप्यो, भृशमनुतप्तधियोऽश्रुपूर्णमुख्यः ॥**
**रुरुदुरनुपलभ्य नन्दसूनुं, पवन उपारतपांसुवर्षवेगे ॥२५॥**

અર્થ—ઉપર પ્રમાણે ભયંકર વિંટાળીયાથી, ધૂળનો વરસાદ થતાં, અબળા એવાં યશોદાજીને પુત્રનો પત્તો ન લાગ્યો, તેથી તેઓ પૃથ્વી ઉપર પડી ગયાં. જેનો વાછડો મરી ગયો હોય તેવી ગાયની માફક, પુત્રને યાદ કરીને, દયા ઉપજે એવી રીતે, યશોદાજી શોક કરવા લાગ્યાં. (૨૪) પવનથી થએલી ધૂળની વૃષ્ટિનો વેગ શાંત થતાં, યશોદાજીનું રૂદન સાંભળીને, તથા તે ઠેકાણે શ્રીકૃષ્ણને નહિં દેખીને, ગોપીઓ બાવરી બની ગઇ, અને તેમની આંખો આંસુથી ભરાઈ ગઇ, તેઓ પણ રડવા લાગી. (૨૫)

૨૪-૨૫ વિવેચન—

જ્યાં પ્રભુને બેસાડયા હતા, ત્યાં તેમને નહિં દેખવાથી યશોદા પૃથ્વી ઉપર પડી ગયાં. યશોદાને ગાયની સાથે સરખાવ્યાં, એ તેમની નમ્રતા સૂચવે છે. જ્યારે વિંટાળીયાને પ્રભુએ આકાશમાં સપડાવ્યો, ત્યારે તેનો વેગ કમી થયો. ત્યારે નીચે વ્રજમાં શ્રીકૃષ્ણને ન દેખીને- '**यस्मिन् विदिते सर्वमिदं विदितं भवति** ।' એ શ્રુતિને આધારે યશોદાદિ ગોપીઓ બાવરી બની ગઇ-રડવા લાગી.

---

૨૪ પદચ્છેદ--**इति**-ઉપર પ્રમાણે **खर**( કઠોર )**पवनचक्रात् पांसूनां वर्षे: सति**-ભયંકર વિંટાળયાથી ધૂળનો વરસાદ થતાં **अबला माता सुतपदवीं अविलक्ष्य**-અબળા એવા યશોદાને પુત્રનો પત્તો નહિં લાગવાથી. **भुवि पतिता**-પૃથ્વી ઉપર પડી ગયાં. **अनुस्मरंती**-પુત્રને યાદ કરતી. **मृतवत्सका यथा गौः**-જેનો વાછડો મરી ગયો હોય તે ગાયની માફક **अतिकरुणं अशोचत्**-ઘણી દયા ઉપજે એવી રીતે શોક કરવા લાગ્યાં.

૨૫ પદચ્છેદતે-**उपारत:** (શાંત થયો છે )**पांसुवर्षस्य वेग: येन स: इति पवनः तस्मिन् सति**-પવનથી થએલી ધૂળની વૃષ્ટિનો વેગ બંધ પડયા પછી. **रुदितं निशम्य**-ત્યાં યશોદાનું રોવું સાંભળીને અને **तत्र नंदसूनुं अनुपलभ्य**-તે ઠેકાણે નંદપુત્ર શ્રીકૃષ્ણજીને નહિં દેખીને **भृशं अनुतप्ता धीः यासाम् ताः भृशमनुतप्तधियः**-બાવરી બની ગયેલી **अश्रुभिः पूर्णानि मुखानि यासां ताः अश्रुपूर्णमुख्यः इति गोप्यः**-જેમની આંખો આંસુથી ભરાઇ આવી હતી એવી ગોપીઓ. **रुरुदुः**-રોવા લાગી.

આ વાતને અહિં સુધી રહેવા દો. આપણે તૃણાવર્તની સ્થિતિ તપાસવા, આકાશમાં જઈએ. ગભરાશો નહિ. સાથે ભક્તોના પ્યારા-શ્રી શુકદેવજી છે.

**तृणावर्तः शान्तरयो, वात्यारूपधरो हरन् ॥**
**कृष्णं नभोगतो गन्तुं, नाशक्नोद्भूरिभारभृत् ॥२६॥**
**तमश्मानं मन्यमान, आत्मनो गुरुमत्तया ॥**
**गले गृहीत उत्स्रष्टुं, नाशक्नोदद्भुतार्भकम् ॥२७॥**
**गलग्रहणनिश्चेष्टो, दैत्यो निर्गतलोचनः ॥**
**अव्यक्तरावो न्यपतत्–सहबालो व्यसुर्व्रजे ॥२८॥**

અર્થ—શ્રીશુકદેવજી આગળ કહે છે કે–વિંટોળીયાનું રૂપ ધરનાર તૃણાવર્ત, શ્રીકૃષ્ણને લઇને આકાશમાં ચડયો; પણ શ્રીકૃષ્ણનો ભાર બહુ લાગવાથી, તે આગળ વધી શકયો નહિ. (૨૬) પોતાને શ્રીકૃષ્ણનો ભાર લાગવાથી, શ્રીકૃષ્ણને તે પથ્થર માનવા લાગ્યો. પ્રભુ તેને ગળે બાઝી રહ્યા હતા, તેથી તે અદ્‌ભુત બાળકને, તૃણાવર્ત ફેંકી દઈ શકયો નહિં. (૨૭) શ્રીકૃષ્ણે તેનું ગળું પકડવાથી તે ચેષ્ટારહિત બની ગયો હતો. ગુંગળાઇ જવાથી બોલી પણ શકયો નહિં. તેની આંખો નીકળી પડી. આ પ્રમાણે મરણ પામેલો તે અસુર, શ્રીકૃષ્ણ સહિત વ્રજમાં પડયો. [૨૮]

૨૬ થી ૨૮ વિવેચન—

પ્રથમ ધીમે ધીમે પ્રભુ અસુરને ગળે બાઝી પડયા. પછી પોતાના શરીરનો ભાર વધારવા લાગ્યા. તે એટલે સુધી કે બળવાન અસુર તેમને લઇને આગળ વધી શકયો નહિં. 'તે બાળક નથી પણ પત્થર છે,' એમ તે માનવા લાગ્યો. ભારથી ગભરાઇને પ્રભુને નીચે ફેંકી દેવા તેણે પ્રયત્ન કર્યો, પણ ફાવ્યો નહિં. જોતજોતામાં પ્રભુએ તેનું ગળું દાબી દીધું. અસુર બોલી શક્યો નહીં. પરવશ થઇને વ્રજમાં પડયો. અત્યાર સુધી દૈત્ય સ્વરૂપ ગુપ્ત હતું તે પ્રગટ થયું.

---

૨૬ પદચ્છેદ—**वात्यायाः** (વિંટોળીયાનું) **रूपधरः वात्यारूपधरः**–વિંટોળીયાનું રૂપ ધરનાર. **तृणावर्तः**–તૃણાવર્ત **कृष्णं हरन्**–કૃષ્ણને લઇને **नभोगतः**–આકાશમાં ગયો–પણ **भूरिभारभृत्**–(કૃષ્ણનો) બહુ ભાર લાગવાથી **शांतः रयः यस्य सः शांतरयः**–શાંત વેગવાળો થઈ ગયો અને **गंतुं न अशक्नोत्**–તે આગળ જઇ શકયો નહિં.

૨૭ પદચ્છેદ—**आत्मनः गुरुमत्तया**–પોતાને ભાર લાગવાથી **तम् अश्मानं मन्यमानः**–શ્રીકૃષ્ણને તે પથ્થર માનવા લાગ્યો, **गले गृहीते सति**–પ્રભુ તેને ગળે બાઝી પડયા હતા, તેથી **अद्भुतार्भकम्**–તે અદ્‌ભુત બાળકને **उत्स्रष्टुं**–મુકી દેવાને–છોડી દેવાને–ફેંકી દેવાને **न अशक्नोत्**–શક્તિમાન્ થયો નહિં.

૨૮ પદચ્છેદ—**गलग्रहणेन निश्चेष्टः इति दैत्यः**–ગળું પકડાયાથી ચેષ્ટારહિત બનેલો અને **अव्यक्तः रावः** (શબ્દ) **यस्य सः**–ગુંગળાઇ ગએલો. **निर्गते लोचने यस्य सः निर्गतलोचनः**–તેની આંખો પણ નીકળી પડી હતી. **विगताः असवः यस्य सः व्यसुः**–મરણ પામેલો **सहबालः**–કૃષ્ણસહિત **व्रजे न्यपतत्**–વ્રજમાં પડયો.

હજી તેજ કથા ચાલુ છે—

**तमन्तरिक्षात्पतितं शिलायां, विशीर्णसर्वावयवं करालम् ॥**
**पुरं यथा रुद्रशरेण विद्धं, स्त्रियो रुदंत्यो ददृशुः समेताः ॥ २९ ॥**

અર્થ—આકાશમાંથી [ વ્રજમાં ] એક પત્થર ઉપર તે પડ્યો. જેમ મહાદેવના બાણુથી ત્રિપુરાસુર વિંધાઇ ગયો હતો, તેમ–તે વખતે–તૃણાવર્તના અંગો ભાંગી ગયાં. એકઠી થએલી અને રૂદન કરતી સ્ત્રીઓએ તૃણાવર્તને [ આ પ્રમાણે ] દેખ્યો. [૨૯]

૨૯ વિવેચન—

અસુરમાં કાંઇ પણ ચેતન હોય, તો તે પુરૂ કરવા માટે, પ્રભુએ તેને વ્રજની મોટી શીલા ઉપર પછાડયો. સદાશિવે જેમ ત્રિપુર નામના અસુરના ભુક્કા કરી નાંખ્યા, તેમ શ્રીકૃષ્ણે તૃણાવર્તના શરીરના ભુક્કા કરી નાંખ્યા. અસુર પડયો ત્યારે પ્રભુ તેની છાતી ઉપર બીરાજ્યા હતા. આ પ્રમાણે વ્રજવાસીઓએ પ્રભુને દેખ્યા,

હવે યશોદાજી પાસે પ્રભુને લાવવામાં આવે છે—

**प्रादाय मात्रे प्रतिहृत्य विस्मिताः, कृष्णं च तस्योरसि लम्बमानम् ॥**
**तं स्वस्तिमन्तं पुरुषादनीतं, विहायसा मृत्युमुखात्प्रमुक्तम् ॥३०॥**
**गोप्यश्च गोपाः किल नन्दमुख्या, लब्धाशिषः प्रापुरतीव मोदम् ॥३१॥**
**अहो बतात्यद्भुतमेष रक्षसा, बालो निवृत्तिं गमितोऽभ्यगात्पुनः ॥**
**हिंस्रः स्वपापेन विहिंसितः खलः, साधुः समत्वेन भयाद्विमुच्यते ॥३२॥**

---

૨૯ પદચ્છેદ—**अंतरिक्षात्**-આકાશમાંથી **तं शिलायां पतितं**-તેને પત્થર ઉપર પડેલો **करालं**-વિકરાળ **रुद्रशरेण यथा पुरं विद्धं**-મહાદેવના બાણુથી જેમ ત્રિપુર નામનો અસુર વિંધાયો હતો તે પ્રમાણે **विशीर्णाः सर्वावयवाः यस्य सः तम्**-જેના અંગો ભાંગી ગયાં હતાં તેને **समेताः**-એકઠી થએલી **रुदन्त्याः स्त्रियः**-રોતી સ્ત્રીઓએ **ददृशुः**-દેખ્યો.

૩૦ પદચ્છેદ—**पुरुषादेन नीतं विहायसा** ( આકાશમાં )-શ્રીકૃષ્ણને રાક્ષસ આકાશમાં લઈ ગયો, તોપણ **मृत्युमुखात् प्रमुक्तं**-મૃત્યુના મુખમાંથી બહુ સારી રીતે બચેલા **स्वस्तिमंतं**-કુશળ **तस्य उरसि लंबमानं**-તે રાક્ષસની છાતી ઉપર પડેલા **तं कृष्णं**-શ્રીકૃષ્ણને ગોપીઓએ **प्रादाय**-ઉપાડી લઇને અને **मात्रे प्रतिहृत्य-समर्प्य**-માતા યશોદાને સોંપીને **विस्मिताः**-વિસ્મય પામી ગઇ.

૩૧-૩૨ પદચ્છેદ—**लब्धाः आशिषः यैः ते लब्धाशिषः**-જેઓના મનોરથો પૂર્ણ થયા એવા **नंदमुख्याः गोप्यश्च गोपाः**-જેમાં નંદજી મુખ્ય છે એવા ગોપીઓ અને અને ગોપો **किल**-ખરેખર **अतीव मोदं प्रापुः**-ઘણુજ રાજી થયા અને પરસ્પર કહેવા લાગ્યા કે **अहो बत अति अद्भुतम्**-તે ખરેખર નવાઈ જેવું છે કે **रक्षसा**-રાક્ષસથી

किं नस्तपश्चीर्णमधोक्षजार्चनं, पूर्तेष्टदत्तमुत भूतसौहृदम् ॥
यत्संपरेतः पुनरेव बालको, दिष्ट्या स्वबन्धून्प्रणयन्नुपस्थितः॥३३॥

**અર્થ**—શ્રીકૃષ્ણને રાક્ષસ આકાશમાં લઇ ગયો, તોપણ મૃત્યુના મુખમાંથી તેમને બચેલા-કુશળ, તથા તે રાક્ષસની છાતી ઉપર લાંબા પડેલા જોઇને, ગોપીઓએ તેમને ઉપાડી લીધા. પછી પ્રભુ યશોદાને સોંપીને, ગોપીઓ વિસ્મય પામી ગઈ. [૩૦] જેઓના મનોરથો પૂર્ણ થયા હતા, એવા નંદાદિક ગોપો અને ગોપીઓ, બહુજ આનંદ પામ્યા, અને પરસ્પર કહેવા લાગ્યાં કે-'રાક્ષસે મારી નાંખેલો આ બાળક પાછો આવ્યો, એ ભારે અદ્દ્ભુત કામ બન્યું. હિંસા કરનારો ખળપુરૂષ પોતાનાજ પાપથી માર્યો જાય છે, અને સાધુ પુરૂષ સમભાવથી ભયથી મુક્ત થાય છે. [ ૩૧-૩૨ ] અહો! આપણે એવું કયું તપ કર્યું હશે? કેવું ઇશ્વરપૂજન કર્યું હશે? કેવાં જળાશયાદિ બંધાવ્યાં હશે? કેવાં પ્રકારના યજ્ઞ અને દાન કર્યાં હશે? અગર કેવા પ્રકારનો પ્રેમ પ્રાણીઓ પ્રત્યે કર્યો હશે? કે જેના પ્રભાવથી, આ બાળક કે જે એકવાર મરણ પામ્યો હતો, તે આપણને રાજી કરવા પાછો આવ્યો. આ બહુ સારૂં થયું. [૩૩]

૩૦ થી ૩૩ વિવેચન—

પ્રભુને કુશળ પાછા આવ્યા જોઇને સૌના હર્ષનો અને વિસ્મયનો પાર રહ્યો નહિં. સૌ કહેવા લાગ્યા કે—'ખાડો ખોદે તેજ પડે'-'પાપી પોતાના પાપે મરણ પામ્યો'-સત્પુરૂષો સમભાવના બળથી ભયથી મુક્ત થાય છે.' ૩૨માં શ્લોકમાં અનેક પ્રકારનાં તપ, દાન, પૂજન વિગેરેના ફળથી પુત્રની કુશળતા રહી, એમ નંદાદિ માનવા લાગ્યાં. અનેક જન્મનું ફળ પ્રભુ છે; પણ પુત્રભાવ છે, માટે પુત્રની કુશળતા માને છે.

---

**एषः बालः**—આ બાળક **निवृत्ति गमितः-मृत्युं प्रापितः**-મરણ પામેલો **पुनः अभ्यगात्**-ફરી પાછો આવ્યો. **हिंस्रः खलः**-હિંસા કરનારો ખળ પુરષ **स्वपापेन विहिंसितः**-પોતાના પાપથી માર્યો જાય છે. **साधुः समत्वेन**-સાધુપુરૂષ સમભાવથી **भयात् विमुच्यते**-ભયથી મુક્ત થાય છે.

૩૩ પદચ્છેદ—**किं तपः नः ( अस्माभिः ) चीर्णं [ कृतं ]**-આપણાથી કયું તપ કરાયું હશે? ( **चर** ધાતુનું **चीर्णं** ) એટલે આપણે એવું કયું તપ કર્યું હશે? **किं अधोक्षजस्य अर्चनं**-કેવા પ્રકારનું ઇશ્વર પૂજન કર્યું હશે? **उत**-અને **पूर्तेष्टदत्तं**-કેવા પ્રકારના વાવ કુવા બંધાવ્યા હશે?-કેવા પ્રકારના યજ્ઞ કર્યા હશે? કેવા પ્રકારનાં દાન કર્યાં હશે? **किं भूतसौहृदम्**-કેવા પ્રકારનો પ્રેમ પ્રાણીઓ પ્રત્યે કર્યો હશે? **यत्**-જેના પ્રભાવથી **संपरेतः बालकः**-મરણ પામેલો બાળક **स्वबंधून् प्रणयन्**-પોતાના સંબંધીઓને રાજી કરવા માટે. **पुनः एव उपस्थितः**-પાછો આવ્યો. **दिष्ट्या**-એ બહુ સારૂં થયું.

હવે તૃણાવર્તના ઇતિહાસનો ઉપસંહાર કરીને વસુદેવની ભવિષ્યવાણીનાં વખાણ કરે છે.

**दृष्ट्वाद्भुतानि बहुशो, नन्दगोपो बृहद्वने ॥**
**वसुदेववचो भूयो, मानयामास विस्मितः ॥ ३४ ॥**

અર્થ—ગોકુળમાં એવી રીતના ઘણા ઉત્પાતો દેખીને, વિસ્મય પામેલા નંદરાયે, વસુદેવજીનાં વચનમાં બહુ વિશ્વાસ કર્યો. [૩૪]

૩૪ વિવેચન—

નંદજી કર ભરવા મથુરા ગયા હતા, તે વખતે વસુદેવજીએ જે સૂચના આપી હતી, તે સૂચનાને આવા ઉત્પાતો તાજી કરે છે. ઠોકર વાગે ત્યારે–શુભેચ્છકોનાં વચનો યાદ આવે, તે પણ આ જમાનામાં નવાઇ છે.

હવે ૩૫મા શ્લોકથી–શ્રીકૃષ્ણે માતા યશોદાને પોતાના મુખમાં વિશ્વદર્શન કરાવ્યું, તે વાત આવશે. સાવધાનતાપૂર્વક સાંભળો—

**एकदाऽर्भकमादाय, स्वाङ्कमारोप्य भामिनी ॥**
**प्रस्नुतं पाययामास, स्तनं स्नेहपरिप्लुता ॥ ३५ ॥**
**पीतप्रायस्य जननी, सा तस्य रुचिरस्मितम् ॥**
**मुखं लालयती राजन्–जृंभतो ददृशे इदम् ॥ ३६ ॥**
**खं रोदसी ज्योतिरनीकमाशाः, सूर्येन्दुवह्निश्वसनाम्बुधींश्च ॥**
**द्वीपान्नगांस्तद्दुहितृर्वनानि, भूतानि यानि स्थिरजङ्गमानि ॥ ३७ ॥**

---

૩૪ પદચ્છેદ—**बृहद्वने**–ગોકુળમાં **अद्भुतानि बहुशः दृष्ट्वा**–બહુ ઉત્પાતો દેખીને **विस्मितः नंदगोपः**–વિસ્મય પામેલા નંદજીએ **वसुदेवस्य वचः**–વસુદેવજીનાં વચનમાં **भूयः मानयामास**–બહુ વિશ્વાસ કર્યો.

૩૫ પદચ્છેદ—**एकदा**–એક વખત **अर्भकं आदाय**–બાળકને લઇને **स्वांकं आरोप्य**–અને ખોળામાં બેસાડીને **स्नेहेन परिप्लुता भामिनी**–સ્નેહથી ઉભરાતી યશોદાએ **प्रस्नुतं स्तनं पाययामास**–પાનો આવવાથી દુધથી જરતો સ્તન બાળકને પાયો–એટલે બાળકને ધવડાવ્યો.

૩૬–૩૭ પદચ્છેદ—**हे राजन्**–હે પરીક્ષિત રાજા! **पीतः प्रायः** ( स्तन ) **येन सः तस्य**–જે ધાવી રહ્યો હતો તેના **रुचिरं स्मितं यस्मिन् तत् रुचिरस्मितं इति मुखं**–સુંદર હાસ્યવાળા મુખને **लालयती**–લાડલડાવતાં હતાં. તે વખતે **जृंभतः**–બગાસું આવતાં તેના મુખમાં **खं**–આકાશ. **रोदसी** દ્વિ. વ.–પૃથ્વી અને સ્વર્ગ. (**रोदस्**–શબ્દ ન. લિં.) **ज्योतीषां अनीकं**–તારામંડળ **आशाः**–દિશાઓ **सूर्यश्च इन्दुश्च वह्निश्च श्वसनश्च** (વાયુ) **अंबुधयश्च तान्**–સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, સમુદ્ર, **द्वीपान् नगान्**–દ્વીપો અને પર્વતો. **तत् तेषाम् दुहितारः ताः दुहितॄः**–પર્વતોની પુત્રીઓને એટલે નદીઓને **वनानि**–વનોને **यानि स्थिरजंगमानि भूतानि**–તથા જે જે સ્થાવરજંગમ પ્રાણી પદાર્થો છે તેમને **ददर्श**–દીઠાં.

**અર્થ**—એક દિવસે બાળકને તેડીને, અને ખોળામાં બેસાડીને, સ્નેહથી ઉભરાતાં યશોદાજીએ, પાનો આવવાથી દુધથી ઝરતો સ્તન બાળકને પાયો—એટલે બાળકને પ્રેમથી ધવડાવ્યો. [૩૫] હે રાજન્ ! સારી રીતે ધવડાવી રહ્યા પછી, સુંદર હાસ્યવાળાં મુખને યશોદાજી લાડ લડાવતાં હતાં, તે વખતે કૃષ્ણને બગાસું આવતાં, શ્રીકૃષ્ણના મુખમાં—આકાશ, પૃથ્વી અને સ્વર્ગ, તારામંડળ, દિશાઓ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, સમુદ્રો, દ્વીપો, પર્વતો, નદીઓ, અને વનો વિગેરે જે જે સ્થાવર જંગમ પ્રાણી પદાર્થો છે, તે તમામ યશોદાજીએ દેખ્યાં. (૩૬-૩૭).

૩૫ વિવેચન--

જ્યારે તૃણાવર્ત આવ્યો, ત્યારે પ્રભુ વજનદાર બન્યા હતા. માતા યશોદા શ્રીકૃષ્ણનો ભાર ઝીલી શક્યા નહિં, તેથી માતાએ પ્રભુને ખોળામાંથી ઉતારી લઈ, પૃથ્વી ઉપર બેસાડયા હતા. શ્રીકૃષ્ણ જેવા નાના બાળકમાં આ ભાર ક્યાંથી આવ્યો, તેનો ખુલાસો આ શ્લોકમાં છે.

**भामिनी-भाम**:નો સામાન્ય અર્થ બેનનો પતિ—બનેવી. અહિં **भामः** નો અર્થ માત્ર 'પતિ'. ભામિની એટલે પતિવાળી સ્ત્રી—એટલે સૌભાગ્યવતી સ્ત્રી.

**स्नेहपरिप्लुता**—એ યશોદાનું વિશેષણ છે. વૃદ્ધાવસ્થામાં પુત્ર થાય ત્યારે દરેક માતામાં સ્નેહનું પ્રમાણ વધારે હોય. વળી આ તો **મનમોહન,** માતાને પ્રેમમાં ઘેલી કરી દે એવા. આવા પ્રેમને લીધેજ **प्रस्नुतं स्तनं**—સ્તનમાંથી દુધ સ્રવતું હતું. પ્રેમે કરીને જે કાંઈ પ્રભુને અપાય, તેનો અંગિકાર પ્રભુ કરે છે. એવું ગીતામાં શ્રીકૃષ્ણ બોલ્યા છે—**पत्रं पुष्पं फलं तोयं, यो मे भक्त्या प्रयच्छति ॥ तदहं भक्त्युपहृत-मश्नामि प्रयतात्मनः** (ગીતા અ. ૯-૨૬)

પુત્ર તો ઘણી સ્ત્રીઓને થાય છે. પુત્રસ્નેહને લીધે તે સ્ત્રીઓના સ્તનમાંથી દુધ પણ સ્રવે છે; પણ ખોળામાં પુત્રરૂપે પ્રભુ ક્યાંથી હોય! પુત્રરૂપે એક સત્પુરૂષનો જન્મ થાય, તો તે માતાને ધન્યવાદ ઘટે છે, ત્યારે પુત્રરૂપે સાક્ષાત્ નારાયણ યશોદાજીના ખોળામાં રમે, તે માતાને શું કહીએ ? તે માતાને ભાવથી જયશ્રીકૃષ્ણ કહીને આગળ વધીએ.

૩૬-૩૭ વિવેચન--

**हे राजन्**--શુકદેવજીએ પરીક્ષિતને 'રાજન્' કહ્યું, તેમાં એવો ભાવ છે કે—'હવે જે કાંઈ તને કહીશ, તેમાં પ્રભુત્વનું-વિલક્ષણતાનું-વર્ણન આવશે, માટે તું સાવધાન રહેજે.' જેમ લપસણું હોય, ત્યાં પડી જવાનો સંભવ છે, તેમ પ્રભુત્વ હોય-ચમત્કાર હોય, ત્યારે શંકા ઉત્પન્ન થવાનો સંભવ છે શંકા ન ઉત્પન્ન થાય, એવી રીતે સાવધાન રહેવા માટે, **राजन्** શબ્દથી પરીક્ષિતને સંબોધન કર્યું છે.

**रुचिरस्मितं मुखं**—મંદ મંદ હાસ્ય કરતું મુખ. માયાના પતિ માધવને જોઇને કોણ મોહ ન પામે ! શ્રીકૃષ્ણના મંદ મંદ હસતા મુખને દેખીને, યશોદા તદ્રૂપ બની ગયાં.

હવે તેમને કાંઇ બતાવે છે—(જ્યાં જ્યાં તદ્રૂપ થઇએ, ત્યાં ત્યાં કાંઇક જોવાનું અવશ્ય મળે.) યશોદા પ્રભુ સામું જોઇ રહ્યાં છે, તે વખતે પ્રભુને બગાસું આવ્યું—પ્રભુએ મુખ પહોળું કર્યું. મુખમાં યશોદાજીએ ચૌદ બ્રહ્માંડ દેખ્યા. (આગળ ૮મા અધ્યાયના ૩૭-૩૮માં શ્લોકમાં,

માટી ખાવાને બ્હાને, પ્રભુએ યશોદાજીને ફરીથી પોતાના મુખમાં વિશ્વનું દર્શન કરાવ્યું. તે વખતે યશોદાજીએ આ સંબંધમાં વિશેષ વિચાર કર્યો જણાય છે.)

બાળકના મુખમાં વિશ્વ દેખીને, યશોદાજીએ શું કર્યું તે સાંભળો--

**सा वीक्ष्य विश्वं सहसा, राजन्संजातवेपथुः ॥**
**संमील्य मृगशावाक्षी, नेत्रे आसीत्सुविस्मिता ॥ ३८ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे तृणावर्तमोक्षो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥**

હે પરીક્ષિત રાજા! અનાયાસે સઘળાં બ્રહ્માંડોને, શ્રીકૃષ્ણના મુખમાં દેખીને, યશોદાજી ધ્રુજી ગયાં-આશ્ચર્યચકિત થઈ ગયાં. મૃગનયની યશોદાજીએ પોતાનાં નેત્ર વીંચી દીધાં. (૩૮)

૩૮ વિવેચન--

બાળકના મુખમાં વિશ્વનું દર્શન કરીને ચકીત થએલાં યશોદા, તે સંબંધમાં કાંઇ વિચાર કરી શક્યાં નહિં-માત્ર આંખો વીંચી ગયાં. સર્વે પશુઓમાં મૃગ બહુજ બીકણ છે, અને મૃગનું બાળક મૃગના કરતાં પણ વધારે બીકણ છે. યશોદાજી મૃગબાળકના જેવાં બીકણ બની ગયાં, એ ભાવ છે.

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ. બોલો શ્રીરામચંદ્રદેવકી જય. શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. હરહર મહાદેવ હર. હવે એક પદ ગાઇએ. સદા તમારી મતીને-બુદ્ધિને-સમજણને-નીચે પ્રમાણે ભલામણ કરો--

**પદ.**—રાગ પહાડી તાલ.

હાંરે-મેરી મતિયા, હરિ હરિ ગુણ ગા--
મેરી મતિયા હરિ હરિ હરિ ગુણ ગા--
નામ મુરારિ ભવ ભય હારી (૨) નહિં નહિં બિસરા--મેરી૦
દુર્લભ કાયા જગમેં પાયા (૨), દિન દિન ન ગમા--મેરી૦
કરતલ પાની ઉમર બિહાની (૨), પલ પલ પલ ચલી જા--મેરી૦
બ્રહ્માનંદા સબ સુખ કંદા (૨), નિત નિત નિત ચિત લા--મેરી૦

આપ ગમે તે હો-અને આપ ગમે ત્યાં રહેતા હો-ગમે તે ધંધો કરતા હો-પણ શ્રીહરિને વિસારશો નહિ. શ્રીહરિને ભાવથી ભજજો. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ વાંચજો.

અમદાવાદ મોક્ષમંદિર, જ્ઞાનપંચમી, ૧૯૮૪. } લી. રામશંકર મોનજી ભટ્ટ.

---

૩૮ પદચ્છેદ--**हे राजन्**-હે પરીક્ષિત રાજા' **सहसा विश्वं वीक्ष्य**-અનાયાસે સઘળાં બ્રહ્માંડોને (શ્રીકૃષ્ણના મુખમાં) દેખીને **संजातः वेपथुः** (ધ્રુજ, કંપારી) **यस्याः सा संजातवेपथुः**-યશોદાજી ધ્રુજી ગયાં. કંપવા લાગ્યાં. **सुविस्मिता**-અને વિસ્મય પ્રાપ્ત થયો. **मृगस्य शावः** (બચ્ચું) **मृगशावः तस्य अक्षिणी इव अक्षिणी यस्याः सा इति मृगशावाक्षी**-મૃગનયની યશોદા. **नेत्रे संमील्य आसीत्**-પોતાનાં નેત્ર વીંચી ગયાં.

# શ્રીકૃષ્ણનાં દર્શને મહાદેવજી.

આઠમો અધ્યાય શરૂ કરીએ, તે પહેલાં મહાદેવજી શ્રીકૃષ્ણનાં દર્શને પધાર્યા હતા, તે વાત કરીએ. આ કથા શ્રીમદ્‌ભાગવતમાં નથી, પણ ભક્તોએ બહુ પ્રેમથી ગાઈ છે, તેથી તે કોઈ ઠેકાણે હશે ખરી. મહાદેવજી પરમ વૈષ્ણવ છે. મહાદેવજીનું નામ સાંભળીને કેટલાએક લેભાગુ વૈષ્ણવો ભડકે છે. તે સંબંધમાં શ્રીરામ કહે છે કે—

ચોપાઈ—શિવદ્રોહિ મમ દાસ કહાવે, સો નર સ્વપ્નેહુ મોહિ ન પાવે;
શંકર વિમુખ ભક્તિ ચહ મોરી, સો નર મૂઢમંદ મતિ થોરી.

[ મોક્ષવાણી પાનું ૪૯. ].

કુવાનાં દેડકાં ભલે સમુદ્રને કુવા જેટલોજ જાણે; પણ શ્રીમદ્‌ભાગવત અને શ્રીરામાયણ-રૂપી ભક્તિરસના મહાસાગરમાં તરનારા મુમુક્ષુએ, શિવવિષ્ણુમાં ભેદ જોવો ઘટતો નથી. આટલી વાત સમજ્યા પછી આગળ વાત કરૂં. પ્રભુનો અવતાર વ્રજમાં થયો જાણી, બાળપ્રભુને રમાડવાને મહાદેવજી પધારે છે.

ચોપાઇ—ઇકદીન શંભુ પ્રેમમેં પાગે, પ્રભુકો અંક લેન અનુરાગે;
તુરત ચલે નંદકે દ્વારે, અંગ વિભુતી જટા શિર ધારે.
મુંડમાલ શશિભાલ વિશાલા, લિપટે અંગ વ્યાલ વીકરાલા;
શ્રીહરિ શંકર આવત જાને, રોઇ ગયે નહિં રહત ચુપાને.

ભાવાર્થ—પ્રેમમાં મસ્ત એવા મહાદેવજી પ્રભુને ખોળામાં લઇ રમાડવાની ઇચ્છાથી નંદને દ્વારે પધાર્યા. શ્રીશંકરને આવતા જોઇને શ્રીકૃષ્ણ વિચાર કરે છે કે–' મહાદેવજીનો શણ-ગાર ભયંકર છે, તેથી યશોદાજી મને કદિ તેના ખોળામાં સોંપશે નહિં. તેથી જાણે કોઇની નજર લાગી હોય, એવો દેખાવ કરીને રડવા માંડયું. પ્રભુને છાના રાખવા યશોદાજીએ ઘણો પ્રયત્ન કર્યો–પણ આ તો કૃષ્ણાવતાર !

દોહરો—યશોદા કીન્હ યત્ન બહુ, લીન્હે બોલી સયાન;
યંત્ર મંત્ર કરી સબ થકે, તબ મનમેં ઘબરાન—સીયાવર૦

ભાવાર્થ—યશોદાજીએ ડાહ્યા ડાહ્યા આડોશી પાડોશીને બોલાવીને, મંત્ર જંત્ર કરીને શ્રીકૃષ્ણને છાના રાખવા પ્રયત્ન કર્યો; પણ ફાવ્યાં નહિં, કારણ કે–શ્રીકૃષ્ણ તો બાવાજીની–સદાશિવની–રાહ જોતા હતા.

ચોપાઇ—કાહુ વિધિ નહિં ચૂપે મોરારિ, યશોદા શોચ કીન્હ અતિ ભારી;
તેહિ અવસર સદાશિવ આયા, આયે શૃંગીનાદ બજાયા;
યશોદા સુનિ દ્વારપર ધાઇ, બાવાજી ઘર લીયે બુલાઈ;
સુંદર આસન દીયે બીછાઇ, તાપર બૈઠારે પધુરાઈ.
યશોદા બચન કહે કર જોરે, કહા ભયો બાળકકો મોરે;
કાન્હ સુવાયે તે નહિં સોવૈ, પય નહિં પીત ઓર બહુ રોવૈ.

બાબા તુમ કછુ કરો ઉપાઈ, શ્યામ સુંદરકી મીટે રૂવાઈ;
બાબા કહે ગોદ મમ દીજે, પીછે નીજ સુત નીકો લીજે.

ભાવાર્થ—કોઇ રીતે કૃષ્ણ છાના રહ્યા નહિં. યશોદા ગભરાઇ ગયાં. તે વખતેજ આંગણામાં સદાશિવ પધાર્યા-શૃંગીનાદ કર્યો-શંખ ફુંક્યો. 'દોરા ધાગા કરનારો-જંતર મંતર જાણનારો-કોઇ બાવો બહાર આવ્યો,' એમ જાણી યશોદાજી ઘરમાંથી બહાર દોડયાં આવ્યાં. જેનાં કંઠમાં સાપ લટકતા હતા, જેણે માથાંની માળા પહેરી હતી. એવા ભયંકર વેશવાળા બાવાજીનો, પુત્રને રોતો રાખવાની ઇચ્છાથી, યશોદાજીએ સત્કાર કર્યો. બાવાજીને ઘરમાં બોલાવ્યા-સુંદર આસન નાંખીને બેસાડયા. પછી હાથ જોડીને યશોદાજી બોલ્યાં—' આ મારો બાળક સુતો નથી-ધાવતો પણ નથી, અને રડયા કરે છે. કોઇ રીતે શ્યામસુંદર રડતા અટકે, એવું કાંઇ જો આપ જાણતા હો, તો મને કહો. ' તેના જવાબમાં બાવાજી બોલ્યા કે—' તારા બાળકને મારા ખોળામાં દે, પછી જયારે રડતો મટી જાય, ત્યારે તું સુખેથી પાછો લેજે. ' આવા ભયંકર વેશવાળા બાવાને યશોદા કદિ શ્રીકૃષ્ણ સોંપે નહિં, પણ—

દોહરો—સુની યશોમતી શિવકે વચન, મનમેં ધરી અતી ધીર;
તુરતે શિવકી ગોદમેં, દીન્હો સુત વ્રજ વીર—સીયાવર૦

ભાવાર્થ—ગરજવાન યશોદાજીએ ઘણી ધીરજ રાખીને, વ્રજનો વીર મહાદેવજીના ખોળામાં મૂકયો. પૂરણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ જે કરવા ધારે છે, તે વાત મોટા મોટા વિદ્વાનો-ઋષિઓ-ન જાણી શકે, તો બાપડાં યશોદાજી શું જાણે!

ચોપાઈ—ભૂલી ગયે પ્રભુ તુરત રૂવાઇ, કિલકારત ખેલત મુસકાઇ;
હંસિ હંસિ માથે ચંદ્ર નિહારે, ભાલ નયનપર કર યુગ ધારે.
કબહું જટા મુઠીમેં ધારે, કુદે હસે રમે કિલકારે;
નિજ મૈયાકી ગોદ ન આવે, હસિ હસિ શિવકે અંગ લિપટાવે.
શિવજી સકલ મનોરથ પાવે, બહુ પ્રકાર પ્રભુ ગોદ ખેલાવે.
નહિં છોડત શિવ ગોદ કનૈયા, બડે યત્નસે લીન્હે મૈયા.
પુનિ શિવને નિજ ડમરૂ બજાવા, બહુ વિધિ પ્રભુકો નૃત્ય દીખાવા.
જયોં જયોં નૃત્ય કરે ત્રિપુરારિ, ત્યોં ત્યોં કિલકે હસે મુરારિ.

ભાવાર્થ—મહાદેવજીના ખોળામાં પ્રભુ આવ્યા કે તુરત, પ્રભુ રડવાનું ભૂલી ગયા, અને હસવા તથા રમવા લાગ્યા. ભાલના ચંદ્રને નિહાળવા લાગ્યા. 'તમે મહાદેવ છો એમ કોઇ ન જાણી જાય' એવા હેતુથી, શિવના ત્રીજા નેત્રને પોતાના બે હાથથી પ્રભુ ઢાંકવા લાગ્યા. જટાને પકડી રાખવા લાગ્યા. પ્રભુને સુખરૂપ રમતા દેખીને, યશોદાજીએ પ્રભુને પોતાના ખોળામાં લેવા પ્રયત્ન કર્યો, પણ ફાવ્યાં નહિં. શ્રીકૃષ્ણ તો ઉલટા મહાદેવજીને શરીરે બાઝી પડવા લાગ્યા. આ પ્રમાણે કામણગારા શ્રીકૃષ્ણે મહાદેવજીનો મનોરથ પૂર્ણ કર્યો. પછી મોટા પ્રયત્ને કરીને યશોદાએ શ્રીકૃષ્ણને પોતાના ખોળામાં લીધા. શ્રીકૃષ્ણ યશોદાના ખોળામાં બેઠા, ત્યારે મહાદેવજીએ ડમરૂ વગાડીને નાચવા માંડયું. મહાદેવજીને પ્રેમમાં મસ્ત દેખીને, શ્રીકૃષ્ણ કીલકારી કરવા લાગ્યા. શ્રીકૃષ્ણ ડાહ્યા બની ગયા. હવે મહાદેવજીને યશોદા વિદાય કરે છે.

**દોહરો—કર જોરી યશોમતી કહહી, શિવસેં બચન વિશાલ;**
**ઈચ્છા ભીચ્છા લેહુ તુમ, ભલો કીયો મમ લાલ—સીયાવર૦**

ભાવાર્થ—હાથ જોડીને યશોદાજી કહે છે કે—' તમે મારા લાલાને સાજો કર્યો, માટે આપ માગો તે ભીક્ષા હું આપું. શ્રી સદાશિવ શું માગે છે તે સાવધાનતાપૂર્વક સાંભળો—

**ચોપાઇ—શિવ બોલે સુનુ યશોમતિ મૈયા, તેરો નીકો ભયો કનૈયા;**
**નહિં હમરે કછુ અન્ન ધન ઇચ્છા, તોસો હમ માંગત યહ ભિચ્છા.**
**જબ જબ હમ આવે ઘર તોરે, દીજે નિજ સુત ગોદિ મોરે;**
**અસ કહી શિવ નિજ ધામ સીધાવે, યશોદા અતિ આનંદ ઉર પાવે.**

ભાવાર્થ—સદાશિવ બોલ્યા કે—" અમારે અન્નધનની ઇચ્છા નથી. ઇચ્છા માત્ર એટલીજ છે કે-જ્યારે હું તમારે ઘેર આવું, ત્યારે તમારે તમારો લાલો મારી ગોદમાં-મારા ખોળામાં-આપવો." એમ કહીને મહાદેવજી કૈલાસ ગયા, અને યશોદાજી લાલાને રમતો દેખીને રાજી થયાં.

કેમ કેવો માલ છે? સાવધાન છોને? મહાદેવજીએ માગ્યું કે-' જ્યારે હું તારે દ્વાર આવું, ત્યારે તારે મને તારો લાલો મારા ખોળામાં આપવો.' દેવશેવામાં બેસો છો, સંધ્યાવંદનાદિ કર્મમાં જોડાઓ છો, કથાવાર્તા સાંભળવા બેસો છો, ત્યારે તમે યશોદાજીને દ્વારે જાઓ છો. તે વખતે યશોદાજી કદિ તમારા ખોળામાં શ્રીકૃષ્ણને મૂકે છે? તે વખતે તમારા હૃદયમાં કાંઇ અટપટો આનંદ—આવેશ—આવે છે? વાણી—ગીરા—ગદ્ગદ્ થાય છે? આંખોમાંથી પ્રેમનાં આંસુ ચાલ્યાં જાય છે? નથી થતું તેનું કારણ અંતઃકરણની મલીનતા છે. ' Noble thougts and noble deeds will put you Just before God. '—' ઉમદા વિચારો અને ઉમદા કર્મો તમને પ્રભુની સાનિધ્ય લઈ જશે. ' માટે ઉમદા વિચારો અને ઉમદા કર્મો કરવા પ્રયત્ન કરો.

શ્રીકૃષ્ણનાં દર્શને મહાદેવજી પધાર્યા, તે સંબંધમાં એક ભક્ત ગાય છે કે—

પદ.

હાથચક ત્રીશૂળ બીરાજે, અલેક જગાઉં તેરી નગરીમેં;
શ્રીકૃષ્ણકા દર્શન કારણ, આયે સદાશિવ ગોકુલમેં.
મંદિર બેઠાં યશોદા મૈયા, અવાજ સુનીયાં કાનનમેં;
થાળ ભરી કંચનનો લાવ્યાં, લીઓ જોગેશ્વર ઝોળીમેં.
'ચાર ખુંટકા સોનારૂપા, ભર્યા હે માઇ મેરી ઝોળીમેં;'
શિવજી કહે 'માઇ હમ નહિં લેવે, લઈ જાઓ અપને ઘરમેં.
અમ જોગેશ્વર વનકા વાસી, આયે દર્શન કારણકું;
તેરા બાળકકા દર્શન કરકે, ફેર જાઊં મેરે વનકું.'
'તુમેરા સ્વરૂપ હે કાળા પીળા, સુરજ જેસી બાદલકી;
મેરા બાળક તો કલકા જન્મ્યા, નજર લગેગી કોઇ સખીયનકી.'

'ચાંદાસુરજ નવલખ તારા, ભજન કરે તેરા બાલકકા;
એ બાલક તો સબકું ડરાવે, એ બાલક નહિં ડરનેકા.'
મનમેં સમજી ચલી યશોદા, લાઈ આવ્યાં શ્રીકૃષ્ણકું;
દોનું નજર જ્યાં હુઇ એક ત્યાં, શિશ નમાયા શંકરકુ.
ચરણ ધોઈ ચરણામૃત પીધાં, સીંગી નાદ બજાયા હે.
ચૌદ ભોવનકા નાથ શ્રીકૃષ્ણજી, સફળ જનમ માઇ તેરા હે.

અમદાવાદના ભક્તરાજ નારણસીંગે આ બાબતનું એક કીર્તન બનાવ્યું છે; તે પણ પ્રેમમય છે. જગ્યાના સંકોચને લીધે અહીં આપ્યું નથી.

# દશમ સ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય આઠમો.

વિષય—આ અધ્યાયમાં યાદવોના ગોર ગર્ગાચાર્યે વ્રજમાં આવીને, ગુપ્ત રીતે . પ્રભુનાં નામ પાડયાં, તે કથા આવે છે. પછી પ્રભુ રમતમાં માટી ખાઇને, યશોદાજીને મુખમાં વિશ્વ-દર્શન કરાવે છે, તે જોઇને યશોદાજીને જ્ઞાન થાય છે, તે પ્રસંગો આવે છે.

કેમ સાવધાન છોને? ત્યારે મંગળાચરણ કરીએ. ભાવથી ઉપાડજો:—

### પદ.

જીરે સુંદિર શ્યામ સોહામણા (૨), જેને નિગમ નિરંતર ગાય તેને ભજો ભાવથી. (ટેક).
જીરે શિવ વિરંચીને શારદા (૨), રજ ચરણકમળ ચિત્ત ચ્હાય— તેને૦
જેણે પાણીમાં પત્થર તારીયા (૨), એવો નામ તણો મહિમાય— તેને૦
જેણે તાર્યો અજામેળ પાતકી (૨), ગજ ગણીકાની કીધી સહાય— તેને૦
જેણે દ્રોપદીનાં પટ પૂરીયાં (૨), જેના અગણિત ગુણ ન ગણાય— તેને૦
જીરે દાસ તણાં દુઃખ ટાળવા (૨), એક શ્વાસે ઉઠીને ધાય— તેને૦
જી રે અવગુણ સામું જુએ નહિ (૨), એવા ગુણવંતા ગોકુલરાય— તેને૦
જેનો ઠોર નહિં ત્રૈલોકમાં (૨), [ ખમા !–ખમા !–ફરી યવા ઘો. ]
જેનો ઠોર નહિં ત્રૈલોકમાં (૨), તે તો કૃષ્ણ શરણ સમાય— તેને૦
જીરે અખિલ લોકનો આતમા (૨), જેના સમરણથી સુખ થાય— તેને૦
જીરે પ્રીતમ પ્રભુને સંભારતા (૨), દુઃખ જન્મ મરણ મટી જાય— તેને૦

સામાન્ય રીતે ભજીએ, અને **ભાવથી** ભજીએ, તેમાં ઘણો ભેદ છે. ચૂલે તપેલી મુકીને તેની નીચે લાકડાં સળગાવીએ, અને ન સળગાવીએ, તેમાં જેટલો ભેદ છે તેટલો ભેદ ભાવમાં અને અભાવમાં ભેદ છે. સ્ત્રીપુત્રાદિકને જે ભાવથી ભજો છો, તે ભાવથી શ્રી–હરિને ભજો છો ? ભાવ વિના સગાને ઘેર જવાય નહિં–ભાવ વિના વાણીયો રળે નહીં. ત્યારે ભાવ વિના તમે અહીં કેમ રળી શકશો ? આતો અંતર્યામીનું ઘર છે–અંતર્યામીનું ધામ છે. તમારે–અમારે એક વખત અહીંથી ચાલતા થવું છે. માટે કાંઈ કરી લઇએ. ભાવથી બોલો—શ્રીકૃષ્ણચંદ્રદેવકી જય. હરહર મહાદેવ હર. હવે અધ્યાય શરૂ કરીએ—

॥ श्रीशुक उवाच ॥

गर्गः पुरोहितो राजन्-यदूनां सुमहातपाः ॥
व्रजं जगाम नन्दस्य, वसुदेवप्रचोदितः ॥ १ ॥

અર્થ—યાદવોના ગોર ગર્ગાચાર્યજી, જે મોટા તપસ્વી હતા, તેઓ વસુદેવજીની પ્રેરણાથી, નંદના વ્રજમાં પધાર્યા. [ ૧ ]

૧ વિવેચન—

વસુદેવજીની પ્રેરણાથી એટલે વસુદેવે શ્રીકૃષ્ણના અવતાર સંબંધી વાત ગર્ગાચાર્યને ગુપ્ત રીતે કરી જણાય છે. તે વાત કોઇને ન કહેવાનું પણ સુચવ્યું જણાય છે.

તપસ્વી—જેમ ક્ષત્રીય બળથી શોભે, વૈશ્ય વેપારથી–ધનથી-શોભે, તેમ બ્રાહ્મણો તપથી શોભે.

**येनैव तु चरित्रेण, सत्त्वं शुद्ध्यति सर्वथा** વિગેરે શબ્દોથી શ્રીવલ્લભ મહાપ્રભુજી કારિકામાં કહે છે કે–' જે ચરિત્રથી સર્વ રીતે અંતઃકરણ શુદ્ધ થાય, તે ચરિત્રજ સર્વ ચરિત્રથી શ્રેષ્ઠ છે. ભગવાનનાં નામ, રૂપ, જ્ઞાન, ભક્તિ અને ભાગ્ય એ પાંચે પદાર્થો અંતઃકરણને શુદ્ધ કરનારાં છે વિગેરે. '

નામ કયારે પાડવું જોઇએ ?–નામ તો બારમે દિવસે પાડવું જોઇએ. તે વખતે બાળકને ઝોળીમાં સુવાડીને ઓળીઝોળી કરે છે–એટલે બાળકને ચાર છોકરાઓ ઝોળીમાં ઝુલાવે છે. ઝોળીને ચાર છેડે પીપળાનાં પાન રાખે છે. અત્યારે નામ પાડવાની ક્રિયા ફૈબા કરે છે. બાળકો મોટા થયા છતાં નંદજીએ તેમનાં નામ પડાવ્યાં નહિં, તે પ્રભુ પ્રેરણાથી થયું જણાય છે. વસુદેવે આ વાત જાણી, ત્યારે ગુપ્ત રીતે પોતાના ગોર ગર્ગાચાર્યને મોકલ્યા. [ 'આ બે બાળકો વસુદેવના છે, અને વસુદેવે પોતાને વ્રજમાં મોકલ્યા છે,' એ વાત ગર્ગાચાર્યે ગુપ્ત રાખી છે. ]

**રાજન્**—ગોપના બાળકોને યાદવોનો ગોર કેમ સંસ્કાર કરે ? અગર અત્યાર સુધી નામસંસ્કાર કેમ બાકી રહ્યો ? વિગેરે શંકાના સમાધાનમાં પ્રભુ પ્રેરણા સમજવા માટે શુકદેવજીએ પરીક્ષિતને સંબોધન કર્યું જણાય છે.

( અપૂર્ણ. )

---

૧ પદચ્છેદ—**शोभनं महत् तपः यस्य सः सुमहातपाः**–મોટા તપસ્વી. **यदूनां पुरोहितः गर्गः**–યાદવોના ગોર ગર્ગાચાર્યજી. **वसुदेवेन प्रचोदितः**–વસુદેવે મોકલેલા. **नंदस्य व्रजं जगाम**–નંદના વ્રજમાં ગયા.

---

**ધૂળમાંથી ધર્મ અને માટીમાંથી સોનું**—હવે તો જુનાં કપડાં ઉઘરાવીને ગરીબોને પહોંચાડવાનું કામ આપને સારી રીતે આવડી ગયું છે. સંકટ નિવારણ વખતે ગામેગામ તે કાર્ય થયું. માગશર માસ બેઠો માટે તે કાર્ય શરૂ કરીને ગરીબોનો આશિર્વાદ લેશોજી.

તંત્રી.

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમ સ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.

પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ—ખજુરીની પોળ—અમદાવાદ.

પુસ્તક ૮ મું  સંવત ૧૯૮૪ પોષ માસ,  અંક ૧૨ મો.

## હ્યો ત્યારે રામ રામ.

શ્રીકૃષ્ણની પૂરણ કૃપાથી મોક્ષપત્રિકાનું આઠમું વરસ આ અંકની સાથે પૂરૂં થાય છે. નવા વરસમાં સંબંધ રાખવો કે નહિં, તે આપના હાથમાં છે. કારણકે માસીકના સ્થૂલની કીંમત લીધા વિના, અમે આપને માસીક આપી શકતા નથી. લવાજમ જેવી જુજ રકમ આપ ઘણે ઠેકાણે વાપરી નાંખો છો. શરીરના પોષણ માટે ઘણો ખર્ચ કરો છો, ત્યારે મનના પોષણ માટે કાંઇ નહિં ? બાર માસના દાતણના કરતાં થોડો ખર્ચ છે. બાર માસના સાબુના કરતાં થોડો ખર્ચ છે. બાર માસની હજામતના કરતાં થોડો ખર્ચ છે, બૂટના ખર્ચ કરતાં ઓછો ખર્ચ છે. દીવાબત્તીના ખર્ચ કરતાં ઘણોજ ઓછો ખર્ચ છે. નાટક ચેટકમાં, ચા પાણીમાં અને એવી બીજી અનેક મોજમજામાં પૈસા ફેંકી દો છો, તેના કરતાં આ ખર્ચ ઠીક છે, એવું સમજી શકો, તો લવાજમ તુરત મોકલો. તમે ન વાંચી શકો, તો તમારા બાળગોપાળનો પણ આ માનસીક ખોરાક છે, એવી ખાત્રી થતી હોય, તો લવાજમ ત્વરાથી મોકલી દઇને, સત્સંગ ગંગાની સેરને તમારા ઘરમાં ચાલુ રાખજો. [ નવી સાલથી ગ્રાહક થવા બીજા સ્નેહીઓનું ધ્યાન પણ ખેંચજો. ] કદિ એમ ન ગમતું હોય—અમારાથી કદિ આપ થાકયા હો—તો અમારે અને તમારે રામ રામ છે. બોલ્યું ચાલ્યું માફ કરજો. આ અંક મળ્યા પછી અંકો મેળવીને પુસ્તક બંધાવી લેજોજી.

પેપરો (છાપાં) તો ઘણાં નીકળે છે, પણ માત્ર જીવનાં કલ્યાણની વાતોથી ભરપૂર—આદિથી અંત સુધી એજ વાતો—ઘણાંજ થોડાં છાપામાં આવતી હશે. જાહેર ખબરના કચરાથી રહિત, દરમાસે નિયમસર નીકળતાં માસીકો ઘણાંજ થોડાં હશે. મંદિરો અને મહારાજો પણ ઘણાં છે; પણ આવી તકલીફ ઘણેજ થોડે ઠેકાણે લેવાતી હશે. દેહના પોષણ માટે પકવાનના પ્રસાદ ઘણે ઠેકાણે વહેંચાય છે, પણ માનસીક પોષણ માટે—આત્મતત્ત્વની શોધ માટે—દૃષ્ટાંત સિદ્ધાંતથી શણગારેલા—વધારેલા, જ્ઞાનના મધુરા—મીઠા પ્રસાદો, ઘણેજ થોડે ઠેકાણે વહેંચાતા હશે; વળી

જેઓ હાજર ન હોય, તેમને માસીકરૂપે પડીકાં પેક કરીને, દર માસે મોકલવામાં આવતાં હોય, એવાં ઘણાં થોડાં દેવમંદિરો હશે. અમારા તમારા ઉપર આ બધી શ્રીકૃષ્ણની ખાસ કૃપા થઇ છે, એવી આપને પોતાને ખાત્રી થતી હોય, તો લવાજમ ત્વરાથી મોકલી દઇને, અમારા તમારા દૈવી સંબંધને ચાલુ રાખો. કદિ એમ ન ગમતું હોય, તો અમારે અને તમારે **રામ રામ** છે, બોલ્યું ચાલ્યું માફ કરજો. છેલ્લા રામ રામનો પત્ર એટલે 'ના'નો પત્ર આપે લખવો ઘટે છે. તેથી અમારે વી. પી. કરવાની તકલીફ, અને વી. પી. નો ખર્ચ, બેઉ બચે. લવાજમ મોડું મોકલવાથી, અગર વી. પી. થયા પછી લવાજમ મોકવાથી, પ્રથમ અંક આપને ઘણો મોડો મળશે. વી. પી. આવ્યા પછી લવાજમ ભરવું, એ પરાણે પ્રીતિ કરવા જેવું છે; માટે સાચા જીજ્ઞાસુએ આ અંક વાંચીને તુરત મનીઑર્ડરથી લવાજમ મોકલી દેવું.

**લવાજમ મોકલનારે**—માસીકના પુંઠામાં જણાવેલા મુંબઇ, કરાંચી, કલકત્તા, સુરત ભાવનગર, પોરબંદર, મદ્રાસ વિગેરે સ્થળે જણાવેલા ગૃહસ્થોની પેઢીમાં લવાજમ ભરી દેવું. લવાજમ ભરતી વખતે, અગર મનીઓર્ડર કરતી વખતે, ગ્રાહક નંબર તથા જે નામથી માસીક આવતું હોય, તે નામ જણાવવું.

**રૂ. ૨–૧૪–૦ ને બદલે રૂ. ૨–૮–૦**—નવી સાલમાં વધારામાં છ આનાનો ઘટાડો કર્યો છે. બે રૂપૈયાવાળા ગ્રાહકો ઘણાંજ થોડાં છે. જેઓ ઉત્તમ જ્ઞાનના અધિકારી હોય, તેઓ ૨–૮–૦ મોકલે, તો તેમને વિશેષ-ઉત્તમ-વાંચન મળે. અત્યાર સુધીમાં જેઓએ રૂ. બે મોકલ્યા હોય, તેમણે ગ્રાહક નંબર, નામ-ઠામ સાથે આઠ આના વધારે મોકલી દેવા.

જેમને ઓછી કીંમતે માસીક આપવામાં આવે છે, તેમને વી. પી. કરવામાં આવતું નથી. માસીક ચાલુ રાખવું હોય તો તેમણે ત્વરાથી લવાજમ મોકલવું. ઓછી કીંમતે લેનારા તથા ફ્રી-મફત-લેનારા ગ્રાહકોએ નવા ગ્રાહકોનું ધ્યાન ખેંચવું જોઇએ, તેમ ન કરી શકે, તો તેમની યોગ્યતા કઇ રીતે અંકાય ?

**પરદેશ**—તમારા સંબંધીઓ પરદેશમાં હોય, તો ત્યાં તેમને આવા સરલ વાંચનની ખોટ હોય છે. તેઓ તમને દ્રવ્ય મોકલે, ત્યારે તમે તેમના માનસીક પોષણ માટે આ માસીક ન મોકલો ? લાગણી થતી હોય, તો અવશ્ય મોકલો. પરદેશ માટે વધારા સાથે લવાજમ રૂ. ત્રણ માત્ર. માસીકના પુંઠામાં જણાવેલાં બીજાં પુસ્તકો જોઇતાં હોય, તો લવાજમની રકમ સાથે તે રકમ પણ મોકલો. મોક્ષપત્રિકાનાં પાછલાં પુસ્તકો વાંચવાની ખાસ જરૂર છે. હવે જેમ આપને યોગ્ય લાગે તેમ કરો.

# દશમ સ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય આઠમો. (ચાલુ)

ગયા અંકમાં [ ૩૫૨ મે પાને ] યાદવોના ગુરૂ ગર્ગાચાર્ય વ્રજમાં પધાર્યા, એમ કહ્યું હતું. પ્રથમ શ્લોક થઇ ગયો છે, હવે આગળ વધીએ--

હવે નંદજી ગર્ગાચાર્યનો સત્કાર કરે છે—

**तं दृष्ट्वा परमप्रीतः, प्रत्युत्थाय कृताञ्जलिः ॥**
**आनर्चाधोक्षजधिया, प्रणिपातपुरःसरम् ॥ २ ॥**

અર્થ—તેમને જોઇને ઘણાજ રાજી થએલા નંદરાયે, સામા ઉભા થઇને, હાથ જોડીને, અને તે પ્રભુરૂપ છે એમ માનીને, તેમને પ્રણામ કરીને, તેમનું પૂજન કર્યું. [ ૨ ]

૨ વિવેચન— પદ.

ધન્ય આજ ઘડી, સંત પધારી પ્રેમે પાવન કીધાં
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દર્શન દીધાં.
હરિજન છે હરિ સરખા હેલીરે, એને મળીએ મરજાદા મેલીરે;
થાય અરસ પરસ આનંદ હેલીરે—ધન્ય૦
સંત શરણે જઇએ તો સુખ ઘણુંરે, ડગલે ડગલે ફળ યજ્ઞ તણું રે;
એની સેવાનાં ફળ ચાર ભણુંરે—ધન્ય૦
સંત વૈકુંઠપતિને અતી પ્યારારે, સંત બ્રહ્માનંદ રસ પીનારા રે;
એવા સંત નથી હરિથી ન્યારારે—ધન્ય૦
સંત ભેટે તો ભવદુ:ખ દૂર પળેરે, પરામાર્થપણે પરબ્રહ્મ મળેરે;
એનું લક્ષચોરાશીનું ગમન ટળેરે—ધન્ય૦
કહે પ્રીતમ પૂર્વનાં પુણ્ય ફળ્યાંરે, જેને આંગણે હરિજન આવી મળ્યાંરે;
તેને ઉર આનંદના ઓઘ વળ્યારે--ધન્ય૦

આ પદમાં ઘણો સાર છે, થોડામાં ઘણું સમજજો. હવે આગળ વધીએ--

**सूपविष्टं कृतातिथ्यं, गिरा सूनृतया मुनिम् ॥**
**नन्दयित्वाब्रवीद्ब्रह्मन्—पूर्णस्य करवाम किम् ॥ ३ ॥**

---

૨ પદચ્છેદ—**तं दृष्ट्वा**-તેમને જોઇને **परमप्रीतः**-ઘણાજ રાજી થએલા નંદજીએ **प्रत्युत्थाय**-સામા ઉભા થઇને અને **कृतांजलिः**-હાથ જોડીને **अधोक्षजः इति धीः तया**-તે પ્રભુ છે એવી બુદ્ધિથી. **प्रणिपातपुरःसरम् आनर्च**-પ્રણામ કરીને તેમની પૂજા કરી.

૩ પદચ્છેદ—**सूपविष्टं**-પછી સારી રીતે બેઠેલા. **कृतातिथ्यं मुनिम्**-તે મુનિનું સારી રીતે આતિથ્ય કરીને **सुनृतया गिरा**-મધુર વાણીથી **नंदयित्वा**-તેમને પ્રસન્ન કરીને (**नंदः**) **अब्रवीत्**-નંદરાય બોલ્યા **ब्रह्मन्**-હે બ્રહ્મદેવ! **पूर्णस्य किं करवाम**-આપ કે જે પૂર્ણ છો-નિસ્પૃહ છો તેનું કયું કામ અમે કરીએ ?

**महद्विचलनं नृणां, गृहिणां दीनचेतसाम् ॥**
**निःश्रेयसाय भगवन्–कल्पते नान्यथा क्वचित् ॥ ४ ॥**

**અર્થ**—પછી જેમનું આતિથ્ય ઉત્તમ પ્રકારે થયું હતું, એવા નિવૃત્તિથી બેઠેલા મુનિ મહારાજને, મધુરવાણીથી રાજી કરીને, નંદરાયે કહ્યું કે–' હે બ્રહ્મન્ ! આપ કે જે પૂર્ણ છો–નિસ્પૃહ છો, તેમનું કયું કામ અમે કરીએ ? એટલે–આપ જે કામે પધાર્યા હો, તે કામ કરવાની આપ મને સુખેથી આજ્ઞા આપો. હે પ્રભુ ! મહાત્મા પુરૂષો પોતાના આશ્રમમાંથી બહાર નીકળે છે, તે કાર્ય–પોતાના સ્વાર્થ માટે હોતું નથી, પણ–જે પામર મનુષ્યો ઘડી પણ ઘરનો ત્યાગ કરી શકતા ન હોય–એવાં ( ગૃહાસક્ત ) મનુષ્યોના કલ્યાણ માટેજ હોય છે.' [ એટલે એવાં ગૃહાસકત મનુષ્યોને દર્શનથી, અને બને તો ઉપદેશના બે વચનો કહીને, તેમનું કલ્યાણ કરવા માટેજ, સત્પુરૂષો પોતાના આશ્રમનો ત્યાગ કરતા જણાય છે. ]. [ ૩–૪. ]

૩–૪ વિવેચન—

નંદરાયે ગર્ગાચાર્યને કહ્યું કે–' આપ કે જે પરિપૂર્ણ છો, તેનું અમે કયું કામ કરીએ ? ' તાત્પર્ય–' જે કાંઇ આજ્ઞા હોય, તે સુખેથી કહો. ' જે દેશમાં બ્રાહ્મણોનો આટલો બધો સત્કાર, તે દેશમાં અત્યારે બ્રાહ્મણો ટકે ટકે. તે બાબતમાં વધારે વાંક બ્રાહ્મણોનો છે. બ્રાહ્મણોએ પોતાપણું–બ્રાહ્મણપણું–ખોયું છે. આવા ભયંકર કાળમાં પણ, જે બ્રાહ્મણોએ, બ્રાહ્મણપણું ખોયું નથી, તેઓ વંદનીય છે. બ્રાહ્મણપણું શું હશે ?—

**शमो दमस्तपः शौचं, क्षांतिरार्जवमेव च ॥**
**ज्ञानं विज्ञानमास्तिक्यं, ब्रह्मकर्म स्वभावजम् ॥** [ગીતા અ. ૧૮–૪૨].

**અર્થ**—શમ ( મનોનિગ્રહ ), દમ ( ઇંદ્રિય નિગ્રહ ), તપ, પવિત્રતા, ક્ષમા, સરલતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવ જ્ઞાન, અને આસ્તિકતા, એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મ છે. [ ૪૨ ]

જેઓ પરિપૂર્ણ છે, તેઓ કોઇ પણ પ્રકારની અપેક્ષા માટે બહાર નીકળતા નથી. પોતાના ચરણથી પૃથ્વીને પાવન કરવા માટે, પોતાનાં દર્શનથી અધિકારી જીવોને પાવન કરવા માટે, અને જ્યાં બોલવાનો પ્રસંગ આવે, ત્યાં પોતાના વચનામૃતથી, મુમુક્ષુઓને મોક્ષને રસ્તે ચડાવવા માટેજ, તેઓ જગત્માં વિચરે છે.

**ચોપાઇ**—સંત વિટપ સરિતા ગિરિધરણી, પરહિત હેતુ સબહિ કર કરણી;
સંત હૃદય નવનિત સમાના, કહા કહિય પૈ કહેં ન જાના.
નિજ પરિતાપ દ્રવે નવનિતા, પરદુઃખદ્રવે સુસંત પુનીતા.

---

૪ પદચ્છેદ—**भगवन्**–હે પ્રભુ. **महतां विचलनं**–મહાત્મા પુરૂષોને પોતાના આશ્રમમાંથી બહાર નીકળવું થાય તે **दीनचेतसां गृहिणां नृणां**–ઘડી પણ ઘરનો ત્યાગ ન કરી શકે એવા પામર મનુષ્યોના **निःश्रेयसाय कल्पते**–કલ્યાણ માટેજ હોય છે. **अन्यथा क्वचित् न**–બીજા માટે કદિ હોતું નથી. એટલે પોતાના સ્વાર્થ માટે હોતું નથી.

× × × × × ×

**દોહરો**—ગિરિજા સંત સમાગમ, સમ ન લાભ કછુ આન;
બિનુ હરિકૃપા ન હોઇ સો, ગાવહિ વેદ પુરાણ. સીયા૦

[ મોક્ષ વાણી પાનુ ૯૪ ].

ગીતાના બીજા અધ્યાયમાં ( ૫૫ થી ૭૧ સુધીના શ્લોકોમાં ) સ્થિતપ્રજ્ઞનાં એટલે સંતનાં લક્ષણ શ્રીકૃષ્ણે કહ્યાં છે. બારમા અધ્યાયમાં ૧૩ થી ૨૦ સુધીના શ્લોકોમાં, ભકતોનાં એટલે સંતોનાં લક્ષણ શ્રીકૃષ્ણે કહ્યાં છે.

શ્રીરામ પંપા સરોવર ઉપર નારદજીને કહે છે કે—

**ચોપાઇ**—સુન મુનિ સંતનકે ગુણ કહઉં, જેહિતે મેં ઉનકે વશ રહઉ,
ષટ્ વિકાર તજી અનઘ અકામા, અચલ અકિંચન શુચિ સુખધામા.
અમિત બોધ પરમારથ ભોગી, સત્યસાર કવિ કોવિદ યોગી;
સાવધાન મમતામદહીના, ધીર ભક્તિ પથ પરમ પ્રવીના.

**દોહરો**—ગુણાગાર સંસાર દુઃખ, રહિત વિગત સંદેહ;
તજી મમ ચરણ સરોજ પ્રિય, તિન કહૅ દેહ ન ગેહ— સીયા૦

**ચોપાઇ**—નિજ ગુણ શ્રવણ સુનત સકુચાહિ, પરગુણ સુનત અધિક હર્ષાહિ;
સમશીતલ નહિં ત્યાગહિ નીતિ, સરલ સ્વભાવ સબહિસન પ્રીતિઃ
જપ તપ વ્રત અરૂ સંયમ નેમા, ગુરૂ ગોવિંદ વિપ્રપદ પ્રેમા;
શ્રદ્ધા ક્ષમા મયત્રી દાયા, મુદિતા મમ પદ પ્રીતિ અમાયા.
વિરતિ વિવેક વિનય વિજ્ઞાના, બોધ યથારથ વેદ પુરાના;
દંભ માન મદ કરહિ ન કાઉ, ભૂલી ન દેહિ કુમારગ પાઉ.
ગાવહિ સુનહિ સદા મમ લીલા, હેતુ રહિત પરહિત રત શીલા;
સુન મુનિ સાધુનકે ગુણ જે તે, કહિ ન શકહિ શારદ મુનિ તે તે.

[ મોક્ષવાણી પાનું ૩૮ ].

**કેમ સાંભળો છો ને ? કે જીવ ચૌટે દોડયો છે ?** શ્રી રામ છેવટમાં બોલ્યા કે–' **સંતનો મહિમા** શારદા કહી શકે એમ નથી; જેમ હાઇકોર્ટમાં ખોટા કેસને ખરો ઠરાવે, **અને ખરાને** ખોટા પાડે, તે વકીલ બહાદુર ગણાય છે, તેમ આ સંસારમાં–જન્મમરણના રેંટમાં ફરનારા, કામ, ક્રોધ અને લોભથી ઘેરાએલા, વ્યવહારના કામમાં કૂદાતી માફક કુદી પડનારા, **અને પોતાના** સાચા કલ્યાણ માટે કીડીની માફક ચાલનારા, મંદ અધિકારીને પ્રભુ **સન્મુખ કરનારા, નામરદને મરદ** બનાવનારા, મૂર્ખને **સર્જન્** બનાવનારા, પાઇને સોનામહોરો બનાવનારા–**સંસાર** જગડાનો કેસ જીતાડનારા–સંતોનો મહિમા શારદા ગાઈ નજ શકે. ' રામ તે અધિક રામકર દાસા. ' પ્રભુના કરતાં પ્રભુના દાસમાં **અધિક** પ્રીતિ થાય, ત્યારે મોક્ષનો માર્ગ અનાયાસે હાથ આવી જાય.

**નોંધ**–આપ સૌ હંમેશાં અહિં આવો છો. કેટલાએક તો કદિ પોતાનો નિયમ ભંગ **કરતા નથી.** તેમને સૌને અમે પુછીએ કે–તમારાં સ્ત્રીપુત્રાદિકના કરતાં અમારામાં વિશેષ **પ્રેમ** **થયો છે ? તમારો** ચોપડો તપાસી જુઓ. તમે સૌ અમને ઘણાંજ વ્હાલાં છો. તમારા **સંગમાં**

અમને શ્રીહરિ ભજવાનું મળ્યું છે. શ્રીહરિ ભજવાનો આપે અમોને જે લાભ આપ્યો છે, તે લાભ અમને અમારાં દેહનાં સંબંધીઓ આપી શકયાં નથી. શ્રીહરિના રંગમાં તેઓ અમારી સાથે હજી નાચ્યા કુદ્યા નથી. હંમેશાં અહીં આવો છો છતાં જેઓ અમારી સાથે હજી સુધી તેલપાણી જેવો સંબંધ રાખે છે, તેમને માટે તો અમે ઘણાજ દિલગીર છઇએ. અમારી સાથે આપને ન ગમતું હોય, તો જ્યાં આપને ગમે, ત્યાં વૃત્તિને સ્થિર કરો. દિલ સાથે દિલ મેળવી ઘો. એક રસ બની જાઓ. યાદ રાખજો કે-પાંચ પાંચ હાથ ઉંડા વીશ કુવા ખોદશો, તો સો હાથ ખોદ્યું ગણાશે, પણ જળનાં દર્શન થશે નહી; અને એકજ ઠેકાણે દસ વીશ હાથ ખોદશો, તો જરૂર જળનાં દર્શન થશે.

જે પૂર્ણ (નિસ્પૃહ) છે, તેને આપવાની કાંઇ જરૂર નથી, એવો વિચાર કરીએ, તો આખો ભક્તિ માર્ગ-ઉપાસના માર્ગ-અર્પણ કરવાની બાબતમાં ફારસરૂપે જણાય. જેને સૂર્ય ચંદ્ર જેવા બે દીવા છે, તેને ઘીનો દીવો કરવાની જરૂર રહે નહિં, જેની પાસે કલ્પવૃક્ષ છે, તેને પ્રસાદ વિગેરે ધરાવવાની જરૂર રહે નહિં. જેના ચરણમાંથી ગંગાજી નીકળ્યાં, તેને સ્નાન કરાવવાની જરૂર રહે નહિં. આવા વિચારો ઉપાસના માર્ગનો નાશ કરીને નાસ્તિક બનાવી દે. સીધું સામગ્રિ ધણીનું હોય, પણ રસોઈ કર્યા પછી ધણીને જમાડીને સ્ત્રી જમે. પાનની પેટી શેઠની હોય, પણ ગુમાસ્તો શેઠને પાન આપીને પછી પોતે ખાય. તેમ આ જે કાંઇ દૃશ્ય છે, તે શ્રીઠાકોરજીનું છે. પણ તેનો ઉપયોગ શ્રી ઠાકોરજીને ધર્યા વિના કરાય નહિં.

**भुंजते ते त्वघं पापा, ये पचंत्यात्मकारणात्॥** [ગીતા અ. ૩. ૧૩]

જેઓ પોતા માટેજ રાંધે છે તેઓ પાપજ ખાય છે. તાત્પર્ય-રાંધેલામાંથી પ્રથમ યજ્ઞ-નારાયણને ધરવું જોઇએ.

**पत्रं पुष्पं फलं तोयं, यो मे भक्त्या प्रयच्छति ॥**

**तदहं भक्त्युपहृत-मश्नामि प्रयतात्मनः ॥** ગીતા અ. ૯. ૨૬

**અર્થ**—શ્રીકૃષ્ણ કહે છે કે-નિર્મળ અંતઃકરણવાળા પુરૂષ મને પત્ર, પુષ્પ, ફળ કે જળ **ભક્તિસહિત** અર્પણ કરે છે, તો તે હું રાજી થઇને સ્વિકારૂં છું.'

તાત્પર્ય—પૂર્ણ હોય તેને પણ-એટલે-નિસ્પૃહ હોય, તેને પણ-સુપાત્રેદાન કરવાનો પોતાને સમય મળ્યો, એમ સમજીને કાંઈ આપવું જોઇએ.

મનુષ્ય જીવે ત્યાં સુધી-ભલે તે જીવન્મુક્ત હોય, તોપણ-તેને દેહના નિર્વાહ માટે, કોઈ કોઇ ચીજની જરૂર પડે છે. આવા કારણથી નંદરાય ગર્ગાચાર્યને પુછે છે કે-'દેહના નિર્વાહ માટે આપને જે જોઇએ, તે અમને કહો-જેથી જોઇતી ચીજ આપને આપી શકાય.' કથા શ્રવણ સાથે જેમ જેમ અંતઃકરણની નિર્મળતા કરશો, તેમ તેમ સત્ય વાત સમજાશે. જેમની આંખોમાં કણાં પડયાં હોય, તેમને બરાબર દેખાય નહિં. હવે આગળ વધીએ.

ગર્ગાચાર્ય કઇ વિદ્યાના પ્રોફેસર છે, તે વાત હવે કહે છે—

**ज्योतिषामयनं साक्षा-द्यत्तज्ज्ञानमतीन्द्रियम् ॥**
**प्रणीतं भवता येन, पुमान्वेद परावरम् ॥५॥**

---

૫ પદચ્છેદ—**यत् अतींद्रियं ज्ञानं तत्**-જેને ઇંદ્રિયો પહોંચી શકતી નથી તે જ્ઞાન. **ज्योतिषां साक्षात् अयनं**-જે જ્યોતિષનું સાક્ષાત્ શાસ્ત્ર છે. **भवता प्रणीतं**-જે આપે

**त्वं हि ब्रह्मविदां श्रेष्ठः, संस्कारान्कर्तुमर्हसि ॥**
**बालयोरनयोर्नृणां, जन्मना ब्राह्मणो गुरुः ॥६॥**

અર્થ—જેને ઇંદ્રિયો પહોંચી શકતી નથી, એવું સાક્ષાત્ જ્યોતિષશાસ્ત્ર આપે રચેલું છે. જ્યોતિષશાસ્ત્રની મદદથી મનુષ્ય ભુતભવિષ્યનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. [૫] તત્ત્વવિદ્ પુરૂષોમાં આપ શ્રેષ્ઠ છો, તેથી આ બે બાળકોના સંસ્કાર કરવા આપને ઘટે છે. મનુષ્યોને જન્મથીજ બ્રાહ્મણ ગુરૂ છે. [૬]

૫-૬ વિવેચન—

ગર્ગાચાર્ય જ્યોતિષ શાસ્ત્રના પ્રોફેસર છે. આજકાલ જોષીઓનો રાફડો ફાટયો છે. રીચીરોડની ફુટપાથ ઉપર, જેમ દાડમ જમરૂખવાળા બેસે છે, તેમ જોષી મહારાજો બેસે છે. જ્યોતિષ વિદ્યા ખોટી નથી, પણ જેવા જોઇએ તેવા જયોષીઓ નથી. માટે જ્યાં ત્યાં હાથ દેખાડીને, અગર જન્માક્ષર દેખાડીને, વહેમમાં પડશો નહિં.

છઠ્ઠા શ્લોકમાં નંદજી કહે છે કે-' આપ બ્રહ્મવિદ્ પુરૂષોમાં શ્રેષ્ઠ છો, તેથી મારા પુત્રોને સંસ્કાર કરવાને આપ યોગ્ય છો.' તેમાંથી સાર એ છે કે-સંસ્કાર કરવા જે બ્રાહ્મણ આવે, તે માત્ર કર્મકાંડી-મંત્રો બોલી શકે, એવો ન જોઇએ, પણ **તે બ્રહ્મવિદ્-તત્ત્વજ્ઞાની-પુરૂષ** જોઇએ. ઘણાખરા કર્મકાંડીઓ દેવીના, ભૈરવ અગર એવા બીજા દેવના પોતાને ઉપાસક માનીને-માંસ, મદિરા, મૈથુન વિગેરે દુરાચારોનું પાલન કરે છે. આ ધર્મમાં અધર્મ છે.

**यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ॥**
**वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥४२॥**

**कामात्मानः स्वर्गपरा, जन्मकर्मफलप्रदाम् ॥**
**क्रियाविशेषबहुलां, भोगैश्वर्यगतिं प्रति ॥४३॥**

**भोगैश्वर्यप्रसक्तानां, तयापहृतचेतसाम् ॥**
**व्यवसायात्मिका बुद्धिः, समाधौ न विधीयते ॥४४॥** [ ગીતા અ. ૨ ]

વિગેરે શબ્દોથી શ્રીકૃષ્ણ સૂચવે છે કે-' કર્મકાંડીઓ તત્ત્વજ્ઞાનથી વિમુખ રહે છે.'

તાત્પર્ય—નિષ્કામ પુરૂષોએ તત્ત્વવિદ્ બ્રાહ્મણો પાસે જાતકર્માદિક સંસ્કારો, અને યજ્ઞયાગાદિક ક્રિયાઓ કરાવવી.

**नृणां ब्राह्मणो जन्मना गुरुः**—મનુષ્યોને બ્રાહ્મણ જન્મથીજ ગુરૂ છે—

**ब्राह्मणो जायमानो हि, पृथिव्यामधिजायते ।**
**ईश्वरः सर्वभूतानां, धर्मकोशस्य गुप्तये ॥**

---

બનાવ્યું છે. **येन**-જે શાસ્ત્રની મદદથી. **पुमान् परावरम् वेद**-[**परं च अवरं च परावरं**] મનુષ્યને ભૂતભવિષ્યનું જ્ઞાન થાય છે.

૬ પદચ્છેદ—**ब्रह्मविदां त्वं श्रेष्ठः**-તત્ત્વવિદ્ પુરૂષોમાં આપ શ્રેષ્ઠ છો. **हि**-તેથી **अनयोः बालयोः संस्कारान्**-આ બે બાળકોના સંસ્કાર **कर्तुं अर्हसि**-કરવા આપને **ઘટે છે.** **नृणां जन्मना ब्राह्मणः गुरुः**-મનુષ્યોને જન્મથીજ બ્રાહ્મણ ગુરૂ છે.

મનુ કહે છે કે—બ્રાહ્મણ જન્મથીજ પૃથ્વીમાં મૂખ્ય ગણાય છે. સર્વ પ્રાણીઓનો તે ઇશ્વર છે-નિયંતા છે, અને ધર્મનો રક્ષક છે.

જેમ ગોળ વિનાનો કંસાર ફીક્કો, તેમ બ્રાહ્મણ વિનાનો સંસાર ફીક્કો. બ્રાહ્મણ એટલે નિર્વાહ માટે ધન માટે-ગમે તે વેપારમાં જોડાયો, તે બ્રાહ્મણ નહિં. બ્રાહ્મણ એટલે જ્યાં ત્યાં નોકરી કરવા લાગ્યો, તે બ્રાહ્મણ નહિં. બ્રાહ્મણ એટલે પત્રાળું લઇને જ્યાં ત્યાં જમવા દોડયો, તે બ્રાહ્મણ નહિં. બ્રાહ્મણ એટલે શમ, દમ વિગેરે સાધનથી યુક્ત. ( ગીતા અ. ૧૮-૪૨ ).

હવે આગળ વધીએ, નંદરાયે પુત્રોના નામ સંસ્કાર કરવા ગર્ગાચાર્યને પ્રાર્થના કરી. તેના જવાબમાં ગર્ગાચાર્યજી કહે છે કે—

**गर्ग उवाच ॥**

**यदूनामहमाचार्यः, ख्यातश्च भुवि सर्वदा ॥**
**सुतं मया संस्कृतं ते, मन्यते देवकीसुतम् ॥७॥**

**कंसः पापमतिः सख्यं, तव चानकदुन्दुभेः ॥**
**देवक्या अष्टमो गर्भो, न स्त्री भवितुमर्हति ॥८॥**

**इति संचिन्तयन् श्रुत्वा, देवक्या दारिकावचः ॥**
**अपि हन्तागताशङ्कस्-तर्हि तन्नाऽनयो भवेत् ॥९॥**

અર્થ—ગર્ગાચાર્ય બોલ્યા કે-'હું યાદવોનો આચાર્ય છઉં.' એ વાત પૃથ્વી ઉપર સૌ જાણે છે; તેથી જો તમે તમારા પુત્રનો (જાતકર્માદિ) સંસ્કાર મારી પાસે કરાવશો, તો પાપબુદ્ધિવાળો કંસ તેને (તમારા પુત્રને) દેવકીનો પુત્ર માનશે; કારણકે વસુદેવજી સાથે તમારે મિત્રાચારી છે. વળી દેવકીની પુત્રીનું-યોગમાયાનું-વચન સાંભળીને, 'દેવકીનો આઠમો ગર્ભ સ્ત્રી નથી.' (એવી પણ કંસને ખાત્રી થઈ છે). ઉપર પ્રમાણે વિચાર કરનારા કંસને કદિ શંકા થશે, તો તે તમારા પુત્રને હણશે. (તેથી તમારા પુત્રને ખુલ્લી રીતે જાતકર્માદિ સંસ્કાર કરવા) તે વાત અમને ઉચિત લાગતી નથી." [૭-૮-૯]

૭-૮-૯ પદચ્છેદ—**गर्गः उवाच**-ગર્ગાચાર્ય બોલ્યા. **च**-પણ **अहं यदूनां आचार्यः**-હું યાદવોનો આચાર્ય છઉં **भुवि सर्वदा ख्यातः**-એવી રીતે પૃથ્વી ઉપર મને સૌ ઓળખે છે-**ते सुतं मया संस्कृतं**-તેથી જો તમે તમારા પુત્રનો સંસ્કાર મારી પાસે કરાવશો તો **पापमतिः कंसः देवकीसुतं मन्यते**-પાપબુદ્ધિવાળો કંસ તેને દેવકીજીનો પુત્ર માનશે. **च**-કારણકે. **आनकदुंदुभेः तव सख्यं**-વસુદેવજી સાથે તમારે મિત્રાચારી છે. વળી **देवक्याः दारिकावचः श्रुत्वा**-દેવકીની પુત્રીનું વચન સાંભળીને-યોગમાયાનું કહેવું સાંભળીને. **देवक्याः अष्टमः गर्भः**-દેવકીજીનો આઠમો ગર્ભ. **स्त्री भवितुं न अर्हति**-સ્ત્રી ન હોવી જોઇએ. **इति चिंतयन्**-એવો વિચાર કરનારો કંસ. **अपि**-તેથી કદિ. **आगता आशंका यस्य सः आगताशंकः**-શંકાશીલ થશે. **तर्हि**-તો **हंता**-તે તમારા પુત્રને હણશે. **तत् नः अनयः भवेत्**-તે અમને બહુજ ગેરવ્યાજબી લાગશે.

૭ થી ૯ વિવેચન—

ગર્ગાચાર્ય પ્રપંચમાં કેમ પડયા ?-તેનો જવાબ-નાટકના થીએટર ઉપર રમનારો પુરૂષ રાજા બન્યો હોય, તો રાજા જેવું આચરણ કરે. પક્ષીને ફરવા હરવા માટે પાંખો મળી છે, પણ તે જ્યારે પૃથ્વી ઉપર આવે છે, ત્યારે પગથી ચાલે છે. બાપ બાળક સાથે રમે છે, ત્યારે બાળક જેવો બનીને બાળકને ખેલાવે છે. તે પ્રમાણેજ જ્ઞાનીએ-અજ્ઞાની સાથે કામ પડે ત્યારે-અજ્ઞાની જેવા થઇને વર્તવું પડે. ગર્ગાચાર્ય જ્ઞાની હતા, સર્વજ્ઞ હતા, પણ વ્યવહારમાં પેઠા-લૌકિક કામ કરવા આવ્યા, તેથી અજ્ઞાનીના જેવું આચરણ કરવા લાગ્યા.

અધ્યાત્મ દૃષ્ટિથી જોનારા વિદ્વાનો નંદજીને 'સદ્‌ભાવ' કહે છે. વ્રજને 'સાત્વિક પ્રદેશ' કહે છે. ગર્ગને અશુભ સંસ્કારને ગળી જનાર એટલે 'જ્ઞાનમય સંસ્કાર' એવું નામ આપે છે. એવી અનેક ગુંચવણો કરીને, વસુદેવને, વ્રજને, યશોદાને, નંદને, શ્રીકૃષ્ણને અને એવી વ્યક્તિઓને કલ્પિત ઠરાવે છે. પોતે નિર્ગુણ બન્યા પહેલાં, નિર્ગુણ ઉપાસના કરવા દોડવું, એ પાણી વલોવવા જેવું છે-પાણીમાં મુઠીઓ ભરવા જેવું છે. માટે નિર્ગુણની વાતો કરનારાઓએ-**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च । निर्ममो निरहंकारः, समदुःखसुखः क्षमी ॥** ગીતા અ. ૧૨-૧૩ વિગેરે શ્લોકોમાં ભકતોનાં જે લક્ષણો કહ્યાં છે, તે પ્રમાણે વર્તન કરીને નિર્ગુણ ઉપાસનાના ભક્ત થવું. મહિને દિવસે શેર ગાંજો અને બશેર સુકો પીનારા બાવાઓ-સાધુઓ (એટલે જેઓ સદા ગુણમય છે, તેઓ) નિર્ગુણની મોટી વાતો કરતા જોવામાં આવે છે. વારસા માટે વકીલોની મદદ માગનારા વેદાંતીઓ પણ, નિર્ગુણનો ડોળ કરીને, સગુણમાં સપડાએલા જોવામાં આવે છે. તાત્પર્ય-પોતે નિર્ગુણ થયા વિના, નિર્ગુણની શબ્દ જાળમાં સપડાશો નહિં. [ આવા સાધુઓને વ્યસન છોડવાનું કોઈ કહે, તો તેઓ મહાદેવજીને આગળ કરે છે. તેઓ કહે છે કે ' મહાદેવજી પણ વિજયા-ગાંજો-પીતા હતા. ' યાદ રાખજો કે-મહાદેવજી જે વિજીયા પીતા હતા, તે આ નહિં. તે તો બ્રહ્મરસ-પ્રેમલક્ષણા ભક્તિ. જે વિજીયા-જે રસ યાજ્ઞવલ્ક્ય અને ગાર્ગીએ પીધો. જે વિજીયા-જે રસ-જનકે અને શુકદેવે પીધો. જે રસ નરસિમહેતા, મીરાંબાઇ, તુકારામ વિગેરે સંતોએ પીધો. સાચા મુમુક્ષુઓએ-સુધારકોએ વ્યસની સાધુઓને તુટેલા વહાણ જેવા સમજીને તજી દેવા ઘટે છે. ]

હવે આગળ વધીએ. નંદજી ઉપાય બતાવે છે—

**॥ नन्द उवाच ॥**

**अलक्षितोऽस्मिन्रहसि, मामकैरपि गोव्रजे ॥**
**कुरु द्विजातिसंस्कारं, स्वस्तिवाचनपूर्वकम् ॥ १० ॥**

**અર્થ—નંદજી** ગર્ગાચાર્યજીને કહે છે કે-" આ ગોકુળમાં મારા ગોપ ગોપીઓ પણ ન જાણે, એવી રીતે એકાંતમાં, પ્રથમ સ્વતિવાચન કરીને, (બે પુત્રોને) દ્વિજાતિ સંસ્કાર કરો-બેઉ પુત્રોને દ્વિજ બનાવો. [ ૧૦ ].

૧૦ પદચ્છેદ—**अस्मिन् गोव्रजे**-આ ગોકુળમાં **मामकैः अपि अलक्षितः**-મારા ગોપ ગોપીઓથી પણ જાણવામાં ન આવે એવી રીતે **रहसि**-એકાંતમાં **स्वस्तिवाचनपूर्वकं**-સ્વસ્તિવાચન પ્રથમ કરીને. **द्विजातिसंस्कारं कुरु**-દ્વિજાતિ સંસ્કાર કરો. તેને દ્વિજ બનાવો.

૧૦. વિવેચન.

ગર્ગાચાર્યે પ્રભુના અવતારનો કાંઈક ઇસારો કર્યો, પણ પુત્રભાવથી ભરી રહેલા નંદજી કાંઇ સમજ્યા નહિં. કંસથી ડરીને તે ક્રિયા ખાનગીમાં કરવા સગવડ કરી આપી. ગાવા બજાવવા સિવાય, માત્ર મંત્રોથી કામ કરી લેવાની ભલામણ કરી.

હવે ગર્ગાચાર્યજી બળદેવજીના નામ સંસ્કાર કરે છે—

**श्रीशुक उवाच ॥**

**एवं संप्रार्थितो विप्रः, स्वचिकीर्षितमेव तत् ॥**
**चकार नामकरणं, गूढो रहसि बालयोः ॥११॥**

**गर्ग उवाच ॥**

**अयं हि रोहिणीपुत्रो, रमयन्सुहृदो गुणैः ॥**
**आख्यास्यते इति राम, बलाधिक्याद्बलं विदुः ॥**
**यदूनामपृथग्भावात्–संकर्षणमुशन्त्युत ॥१२॥**

**અર્થ—શુકદેવજી કહે છે કે–ઉપર પ્રમાણે નંદજીએ બહુ પ્રાર્થના કર્યા પછી, ગર્ગાચાર્યજીએ એકાંતમાં ગુપ્ત રીતે, બાળકોના નામકરણાદિ સંસ્કાર કર્યા. તે કરવાની ઇચ્છાથીજ, પોતે (વ્રજમાં) પધાર્યા હતા. (૧૧) ગર્ગાચાર્ય બોલ્યા કે– રોહિણીજીનો આ પુત્ર પોતાના ગુણોથી સંબંધીઓને રમાડે છે, (રાજી રાખે છે) માટે 'રામ' કહેવાશે. તે ઘણો બળવાન્ હોવાથી લોકો તેને 'બળરામ' (પણ) કહેશે. તે યાદવોને એક મત કરશે. તેથી લોકો તેને 'સંકર્ષણ' (પણ) કહેશે. (૧૨)**

૧૧-૧૨ વિવેચન—

બળદેવજીને 'વસુદેવપુત્ર'ને બદલે 'રોહિણીપુત્ર' કહેવામાં એવો ભાવ જણાય છે કે– હજી બળદેવજીએ પિતાને દેખ્યા પણ નથી. રમાડે છે માટે **રામ.** બળવાન હોવાથી **બળરામ,** યાદવોને એકત્ર કરવાથી **સંકર્ષણ.** દેવકીજીના ગર્ભમાંથી રોહિણીજીના ગર્ભમાં પધાર્યા, તે માટે પણ સંકર્ષણ નામ પડયું હતું, તે વાત અહીં પડી મેલી. બે ભાઇઓમાં બળદેવજી મોટા હોવાથી વૈષ્ણવો તેમને **દાઉદજી**–બડાભાઇ કહે છે.

---

૧૧ પદચ્છેદ—**एवं**–એ પ્રમાણે **संप्रार्थितः विप्रः**–નંદરાયે બહુ પ્રાર્થના કર્યા પછી ગર્ગાચાર્યે **रहसि गूढः**–એકાંતમાં ગુપ્ત રહીને **बालयोः नामकरणं चकार**–બાળકોના નામ કરણાદિ સંસ્કાર કર્યા. **तत् स्वचिकीर्षितम् एव**–આમ કરવા માટેજ પોતે પધાર્યા હતા.

૧૨ પદચ્છેદ—**अयं रोहिणीपुत्रः**–રોહિણીજીનો આ પુત્ર **गुणैः सुहृदः रमयन्**–પોતાના ગુણોથી સંબંધીઓને રમાડે છે માટે **रामः इति आख्यास्यते**–રામ કહેવાશે. **बलस्य आधिक्यात्**–તે ઘણો બળવાન હોવાથી (**जनाः**) **बलं विदुः**–લોકો તેને બળરામ કહેશે. **यदूनाम् अपृथग्भावात्**–તે યાદવોને એકમત કરશે તેથી (**जनाः**) **संकर्षणं उत** (પણ) **उशंति**–તેને લોકો સંકર્ષણ પણ કહેશે.

ગોકુળ અને વ્રજમાં ઘણા ફેરફાર થઈ ગયા છે. પ્રાચીન મૂર્તિઓ જોવામાં આવતી નથી. દાઉદજીની મૂર્તિ પ્રાચીન જણાય છે. મથુરાથી દાઉદની યાત્રા અઘરી છે. ( અહીંથી પ્રગટ થએલું પૂર્વ અને ઉત્તરની યાત્રાનું પુસ્તક વાંચ્યું છે ? ભક્તિ ભાવ વધે એવી ચીજ છે. કીંમત પોસ્ટેજ સાથે માત્ર રૂ. ૧-૧૨-૦ )

હવે શ્રીકૃષ્ણના નામ સંસ્કાર કરે છે—

**आसन्वर्णास्त्रयो ह्यस्य, गृह्णतोऽनुयुगं तनूः ॥**
**शुक्लो रक्तस्तथा पीत, इदानीं कृष्णतां गतः ॥१३॥**
**प्रागयं वसुदेवस्य, क्वचिज्जातस्तवात्मजः ॥**
**वासुदेव इति श्रीमा–नभिज्ञाः संप्रचक्षते ॥१४॥**
**बहूनि सन्ति नामानि, रूपाणि च सुतस्य ते ॥**
**गुणकर्मानुरूपाणि, तान्यहं वेद नो जनाः ॥१५॥**

અર્થ—ગર્ગાચાર્યજી આગળ બોલ્યા કે-" દરેક યુગમાં શરીર ધારણ કરનાર આ તમારા પુત્રના-સફેદ, લાલ, અને પીળો-એમ ત્રણ વર્ણો તો થઇ ગયા છે. આ પુત્ર હાલ કૃષ્ણ વર્ણને પામ્યો છે-એટલે કૃષ્ણરૂપે જનમ્યો છે. પૂર્વે કોઇ વખત આ તમારો પુત્ર વસુદેવજીને ત્યાં અવતર્યો હતો, તેથી જ્ઞાની પુરૂષો તેને શ્રીમાન્ 'વાસુદેવ' એવું નામ પણ આપશે. [૧૩-૧૪] ગુણ અને કર્મોથી તમારા આ પુત્રનાં ઘણાં નામો અને ઘણાં રૂપો છે. તે નામોને તથા રૂપોને હું જાણતો નથી, તેમ લોકો (પણ) જાણતા નથી." (૧૫)

૧૩ થી ૧૫ વિવેચન—

**कृष्णः**-'કૃષ્ણ' શબ્દ સંબંધી થોડી વાત કરીએ—

**कृषिर्भूवाचकः शब्दः, णश्चनिर्वृत्तिवाचकः ।**
**तयोरैक्यं परं ब्रह्म, कृष्ण इत्यभिधीयते ॥**

[ કૃષ્ણોપનિષદ્ તથા ભારતનું ઉદ્યોગપર્વ ]

---

૧૩-૧૪ પદચ્છેદ—**अनुयुगं**-દરેક યુગમાં **तनूः गृह्णतः अस्य**-શરીર ધારણ કરનાર આ (તમારા પુત્ર)ના **शुक्लः रक्तः तथा पीतः**-સફેદ, લાલ અને પીળો એવા **त्रयः वर्णाः आसन्**-ત્રણ વર્ણો થઇ ગયા છે. **इदानीं**-હાલ **कृष्णतां गतः**-હાલ કૃષ્ણ વર્ણને પામ્યા છે એટલે હાલ કૃષ્ણ બન્યા છે. (૧૩) **प्रा क्वचित्**-પૂર્વે કોઈ વખત **अयं तव आत्मजः**-આ તમારો પુત્ર **वसुदेवस्य जातः**-વસુદેવજીને ત્યાં અવતર્યો હતો. તેથી **अभिज्ञाः**-જ્ઞાની પુરૂષો તેને **श्रीमान् वासुदेवः इति संप्रचक्षते**-શ્રીમાન્ વાસુદેવ એવું નામ પણ આપશે.

૧૫ પદચ્છેદ—**ते-तव. ते सुतस्य**-તારા પુત્રનાં **गुणकर्मानुरूपाणि**-ગુણ અને કર્મને અનુસરનાં **बहूनि नामानि रूपाणि च संति**-ઘણાં નામો અને રૂપો છે. **तानि अहं (नो) वेद**-તે નામોને તથા રૂપોને હું જાણતો નથી. **जनाः (अपि) नो वेद**-લોકો પણ જાણતા નથી.

કૃષ્ ધાતુ સત્તાવાચક છે, અને 'ણ' પ્રત્યય આનંદસૂચક છે. સત્તા અને આનંદ તે બન્નેની એકતા થાય, ત્યારે પ્રભુત્વનું સૂચન થાય, એટલે શ્રીકૃષ્ણ પરબ્રહ્મરૂપ ગણાય.

**भक्तानां दुःखानि कर्षति इति कृष्णः** ભક્તોનાં દુઃખોને ખેંચી લે તે કૃષ્ણ.

આ પ્રમાણે વિદ્વાનોએ શ્રીકૃષ્ણનો અર્થ સમજાવવા અનેક ખુલાસા કર્યા છે; પણ જેઓ પોતાના શુભ સંસ્કારોને લીધે શ્રીકૃષ્ણને થોડામાં સમજી ગયા છે. શ્રીકૃષ્ણને પોતાનું સર્વસ્વ માની બેઠા છે-તેમને વધારે ખુલાસાની જરૂર નથી.

**यो मामेवमसंमूढो, जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां, सर्वभावेन भारत ॥** ગીતા અ. ૧૫-૧૯

**અર્થ**—જે પુરૂષ મોહરહિત થઇને મને પુરૂષોત્તમ-ક્ષર અને અક્ષરથી પર-જાણે, તે પુરૂષ સર્વજ્ઞ છે, તેજ સર્વભાવવડે મને ભજે છે.

જેની લીલાનો પાર નથી, જેની શક્તિ અનંત છે. જેણે ઉદ્ધવ અને અર્જુનને જ્ઞાન-ભંડાર આપીને ન્યાલ કર્યા છે. અનેક ભક્તો જેને ભજી ગયા છે, જેનાં અનેક મંદિરો છે, જેના ગુણોનું સત્પુરૂષો અદ્યાપિ પર્યંત ગાન કરી રહ્યા છે. તે શ્રીકૃષ્ણમાં જેને પ્રીતિ ન થાય, તેમને શું કહીએ !

કૃષ્ણના બે અર્થ. એક 'પ્રભુનું નામ' અને બીજો અર્થ 'કાળું.' 'કૃષ્ણ તો ભગવાનનું નામ છે,' એવી શંકા નંદજીને ન થવા દેવા માટે-'તમારો પુત્ર કાળો છે-શ્યામ છે-માટે તેનું નામ કૃષ્ણ.' એમ ગર્ગાચાર્ય બોલ્યા. 'સફેદ, લાલ, પીળો અને કાળો એમ દરેક યુગમાં તમારો પુત્ર જુદા જુદા રંગ ધારણ કરે છે,' એમ કહીને ગર્ગાચાર્યે પ્રભુત્વ સૂચવ્યું, પણ પુત્રમાં ઘણો સ્નેહ હોવાથી નંદજી તે વાત સમજ્યા નહિં. બ્રહ્મવૈવર્ત પુરાણમાં કૃષ્ણ શબ્દને બહુ રીતે ઘટાવ્યો છે. છેવટમાં વસિષ્ઠજી શ્રીકૃષ્ણનો મહિમા હિમાલયને કહે છે કે-**निर्गुणः परमात्मा च य ईशः प्रकृतेः परः ।** શ્રીકૃષ્ણ નિર્ગુણ પરમાત્મા છે, પ્રકૃતિથી પર છે-વિગેરે. શ્રીકૃષ્ણનું સચોટ અને ટુંકું મહાત્મ્ય ગીતાજીમાં છે. ભાગવતમાં બ્રહ્મત્વને ગુપ્ત રાખીને સ્નેહને પ્રધાનસ્થાન આપવામાં આવ્યું છે; પણ બ્રહ્મવૈવર્ત પુરાણમાં શ્રીકૃષ્ણનું બ્રહ્મત્વ વર્ણવ્યું છે. કૃષ્ણના ડાબા અંગમાંથી રાસેશ્વરી રાધિકાની ઉત્પત્તિ માની છે. વક્ષઃસ્થળમાંથી લક્ષ્મીજીની ઉત્પત્તિ માની છે. 'પૂર્વે તે વસુદેવના પુત્ર હતા, તેથી **વાસુદેવ** કહેવાશે,' એમ કહીને-તે વસુદેવના પુત્ર છે, એમ પણ સૂચવી દીધું; પણ નંદજી સમજ્યા નહિં.

વિષ્ણુ પુરાણના છઠ્ઠા અંશના પાચમા અધ્યાયમાં-**सर्वाणि तत्र भूतानि, वसन्ति परमात्मनि । भूतेषु च स सर्वात्मा वासुदेवस्ततः स्मृतः ॥** પ્રાણીમાત્ર પરમાત્મામાં નિવાસ કરે છે, અને પ્રાણીમાત્રમાં સર્વાત્મા નિવાસ કરે છે, તેથી વિષ્ણુને 'વાસુદેવ' એવું નામ અપાયું છે. બીજે ઠેકાણે વળી નીચે પ્રમાણે છે—

**वसंति यत्र भूतानि, वसत्यत्रेति वै यतः ।**
**ततः स वासुदेवेति, विद्वद्भिः परिगीयते ॥**
**वासनात् वासुदेवस्य, वासितं भुवनत्रयं ।**
**सर्वभूतनिवासोऽसि, वासुदेव नमोऽस्तु ते ॥**

વિગેરે શ્લોકો સુચવે છે કે-પ્રભુનું નામ 'વાસુદેવ' પણ છે. વળી પ્રભુ પોતે બોલ્યા છે કે-**वृष्णीनां वासुदेवोऽस्मि ॥** [ગીતા અ. ૧૦-૩૭] યાદવોમાં હું 'વાસુદેવ' છઉં. ચૌદમા

શ્લોકમાં શ્રીકૃષ્ણને **શ્રીમાન્** ( લક્ષ્મીના પતિ-વિષ્ણુ ) કહ્યા, તોપણ નંદજી સમજી શક્યા નહિં. પંદરમા શ્લોકમાં ગર્ગાચાર્ય બોલ્યા કે-' આપના પુત્રના નામ અને રૂપો ઘણાં છે. તે નામો અને રૂપોને હું જાણતો નથી, અને લોકો પણ જાણતા નથી.' આ શબ્દો પણ પ્રભુતા સુચવે છે; પણ પુત્રભાવમાં અંજાઇ ગયેલા નંદજી તે ભાવ સમજી શક્યા નહિં.

વિષ્ણુનાં સહસ્ર નામ ગણાય છે. તે ઉપરાંત બીજાં નામો પણ છે. તે સંબંધમાં એક દૃષ્ટાંત કહું—

જીવોના કલ્યાણ માટે વિચરનારા નારદજીએ, એક સમયે એક ખેડુતને દેખીને પૂછ્યું કે-' ભગવાનને પામવાનું કાંઇ કરો છો ?'

ખેડુત—હું તો મરવાએ નવરો નથી.

નારદજી—તમારા ગામનો હિસાબ તપાસો. સો વરસ પહેલાંનાં કોઇ સ્ત્રી પુરૂષ છે ? ત્યારે તમારે પણ એ રસ્તે જવું પડશેને ? કામધંધો મુકવો પડશેને ?

ખેડુત—તે તો રાજાને પણ ચાલતું નથી. પંડિતની પાછળ પણ પોક પડે છે. ડૉકટરો પણ મૃત્યુના ત્રાસથી દબાઈ જાય છે. જમાદાર અને સરદાર પણ કાળના સપાટામાં સપડાઇ જાય છે.

નારદજી—એમ જાણો છો ત્યારે કાંઇક કરી લ્યોને. પાંચ ગામને ગામતરે જાઓ છો. ત્યાં પણ દોરી લોટો અને થોડું ભાતું-એટલી ગોઠવણ કરો છો. ત્યારે જ્યાં ગયા પછી પાછું આવવું નથી, તેને માટે કાંઈ તૈયારી નહીં ?

ખેડુત—શું તૈયારી કરીએ ? બધું જાણીએ છઇએ, પણ કાંઈ બનતું નથી.

નારદજી—લાડુ નહિં તો રોટલો, રોટલો નહિં તો દાળ, દાળ નહિં તો શાક. એટલે-જેમ શરીરના પોષણ માટે કાંઈક પેટમાં ઘાલ્યા વિના ચાલતું નથી; તેમ મનુષ્યે પોતાના સ્વરૂપને શોધવા માટે કાંઇક કરવું જોઇએ.

ખેડુત—શું કરવું તે આપ કૃપા કરીને કહો. સહેલામાં સહેલું બતાવજો. કારણકે હું કાંઇ નવરો નથી.

નારદજી—તારે કામ પડયું મેલવું પડે, એવું નહીં બતાવું. તારે **' ગોપાળ '** નામનો ઉચ્ચાર મુખથી કર્યા કરવો.

ખેડુત—તે નામ તો મને યાદ રહેશે, કારણકે મારા ગામમાં ગોપાળજી નામનો મુખી છે. **ગોપાળ**ને બદલે **ગોપાળજી** કહું તો કાંઇ વાંધો છે ?

નારદજી—ના જરાએ વાંધો નથી, પણ તે નામ ભૂલીશ મા.

એમ કહીને નારદજી ત્યાંથી રવાના થયા, અને ખેડુતે ગોપાળજીનું ભજન-અજંપા જાપ-શરૂ કર્યો. ઘડી પણ ગોપાળજીને વિસારે નહિં. એક દિવસે બપોર સમયે ખેતરમાં હળ લઇને તે ખેડતો હતો. તે વખતે હળની કોશમાં એક મોટું ઢેફું ભરાઇ જતાં, તેમાંથી કોશને કાઢવાની ગડમથલમાં **ગોપાળજી**ને બદલે **ઢેફાળજી** હૈયે ચડયા. **ગોપાળજી**ને બદલે **ઢેફાળજી**નું ભજન થવા લાગ્યું. આ સાંભળીને નારાયણ લક્ષ્મીજીને કહે છે કે-' હે સતી ! ત્વરાથી મારી સાથે આવો, તો મારા અનન્ય ભક્તનાં તમને દર્શન કરાવું.' વટેમાર્ગુ રૂપે પ્રભુ અને લક્ષ્મી તે ખેતરને શેઢે પધાર્યા. પ્રભુ કુવા પાસે ખાડામાં સંતાયા, અને લક્ષ્મીજી ખેડુતની નજરે પડયાં. **ઢેફાળજી**નું ભજન સાંભળીને, લક્ષ્મીજીએ હસતાં હસતાં ખેડુતને પૂછ્યું-' ભાઈ કોનું ભજન કરો છો ?' બે ત્રણવાર પુછ્યું, પણ-' રખે નામ વિસરાઇ જાય '-એવા ભયથી ખેડુત બોલ્યો નહિં. લક્ષ્મીજીએ તાણીને પૂછ્યું, ત્યારે ખેડુત તાણીને બોલ્યો કે-' તારા માટીનું.' લક્ષ્મીજી બોલ્યાં-' મારો માટી આં

છે ?' ખેડુત કહે-' એ પેલી ખાડમાં પડયો.' નામધૂનમાં પડેલા ગાંડાઘેલા ભક્તનાં વચન સાંભળીને, લક્ષ્મીજી હસતાં હસતાં પ્રભુ પાસે આવ્યાં. ' હે વ્હાલા ! મોરારી, મધુસૂદન, ગોવિંદ, ગોપાળ, નારાયણ વિગેરે તમારાં નામ મેં સાંભળ્યા છે-પણ **ઢેફાળજી** એવું નામ તો મેં કદિ સાંભળ્યું નથી. આવું નામ તમારી ફોઇએ ક્યારે પાડયું ?' પ્રભુએ કહ્યું-' મને ખબર નથી. મારા ભક્તો મારી ફૈબાઓ છે. તેમની મરજીમાં આવે એવાં મારાં નામ તેઓ પાડે છે-**यं शैवाः समुपासते**-વિગેરે.

રાગ-શાર્દૂલ વિ૦

જેને શૈવજનો પૂજે **શિવ** કહિ, વેદાંતમાં **બ્રહ્મ** જે ।
બૌદ્ધો **બુદ્ધ** કહિ પૂજે જીનજનો, અર્હંત તેને કેહે ॥
માને જૈમિનિસૂત્રને અનુસરી, મીમાંસકો કર્મને ।
**કર્તા-સત્ય** પ્રમાણ શાસ્ત્રથી કહે, નૈયાયિકો જેહને ॥
શાંડિલ્યાદિ મહર્ષિઓ કહી ગયા, જે સૃષ્ટિથી ભિન્ન છે ।
સ્વામિ-સેવકભાવ રાખી વિભુને, શ્રદ્ધાથકી જે પૂજે.
એવા દેવ અચિંત્ય સત્ય સઘળે, સત્તા થકી વ્યાપ્ત જે.
પૂરો તે મનવાંછિતાર્થ સઘળા, ત્રૈલોક્યના નાથ જે.

વિગેરે શબ્દોથી પ્રભુના ઉપાસકો પ્રભુને જુદાં જુદાં નામ આપે છે.

ચાર યુગના ચાર રૂપ કહ્યાં, પણ ચાર યુગમાં મુખ્ય મુખ્ય દસ અવતાર ગણાય છે. તે દરેકનાં નામ અને રૂપ જુદાં જુદાં છે.

હવે આગળ વધીએ. હવે ગર્ગાચાર્યજી શ્રીકૃષ્ણનો મહિમા બતાવે છે.

**एष वः श्रेय आधास्यद्-गोपगोकुलनन्दनः ॥**
**अनेन सर्वदुर्गाणि, यूयमञ्जस्तरिष्यथ ॥१६॥**
**पुराऽनेन व्रजपते, साधवो दस्युपीडिताः ॥**
**अराजके रक्ष्यमाणा, जिग्युर्दस्यून्समेधिताः ॥१७॥**
**य एतस्मिन्महाभागाः, प्रीतिं कुर्वन्ति मानवाः ॥**
**नारयोऽभिभवन्त्येतान्, विष्णुपक्षानिवासुराः ॥१८॥**

---

૧૬ પદચ્છેદ—**गोपगोकुलनंदनः**-ગોપો અને ગાયોને રાજી કરનાર. **एषः वः**-આ તમારો પુત્ર **श्रेयः आधास्यत्**-તમારૂં કલ્યાણ કરશે. **अनेन**-આ પુત્રની મદદથી. **सर्वदुर्गाणि**-તમામ સંકટો **यूयं अञ्जस् तरिष्यथ**-ત્વરાથી તરી જશો.

૧૭ પદચ્છેદ—**हे व्रजपते**-હે નંદરાય ! **पुरा**-પ્રાચીનકાળમાં. **अराजके**-જ્યારે કોઇ રાજા નહોતો તે સમયમાં. **दस्युपीडिताः साधवः**-ચોર લોકોએ પીડેલા સાધુઓની **अनेन रक्ष्यमाणाः**-આ પુત્રથી રક્ષા થઇ હતી. **समेधिताः** (**सम्+एध्**-ધાતુ)-અને તેમની વૃદ્ધિ કરવામાં આવી હતી. તેથી તેઓએ **दस्यून् जिग्युः**-ચોર લોકોને જીત્યા હતા.

૧૮ પદચ્છેદ-**ये महाभागाः मानवाः**-જે મોટા ભાગ્યવાળા મનુષ્યો. **एतस्मिन्-प्रीतिं कुर्वन्ति**-આ બાળકમાં પ્રીતિ રાખશે. **एतान्**-તેઓને-**विष्णुपक्षान् असुराः इव**-વિષ્ણુના પક્ષવાળાને જેમ અસુરો જીતી શકતા નથી તેમ. **अरयः न अभिभवन्ति**-શત્રુઓ જીતી શકશે નહિં.

અર્થ—ગર્ગાચાર્યજી આગળ બોલ્યા કે-' ગોપો અને ગાયોને રાજી કરનાર આ તમારો પુત્ર તમારૂં કલ્યાણ કરશે. ( તમારો પુનર્જન્મ મટાડી દેશે.) આ પુત્રની મદદથી તમે તમારા તમામ સંકટોને ત્વરાથી તરી જશો. એટલે તમામ સંકટોને તમે હઠાવી શકશો. (૧૬) હે નંદરાય ! પ્રાચીનકાળમાં જ્યારે કોઇ રાજા નહોતો, ત્યારે તમારા આ પુત્રે, અસુરોથી ત્રાસ પામેલા સાધુપુરૂષોની રક્ષા કરીને, તેમની વૃદ્ધિ કરી હતી. તેથી તે સત્પુરૂષોએ અસુરોને જીત્યા હતા.' (૧૭) ગર્ગાચાર્યજી આગળ બોલ્યા કે-'વિષ્ણુના પક્ષવાળાને (એટલે ભગવાનના ભક્તોને ) જેમ અસુરો જીતી શકતા નથી, તેમ જે મોટા ભાગ્યવાળા મનુષ્યો આ બાળકમાં પ્રીતિ રાખશે, તેમને તેમના શત્રુઓ જીતી શકશે નહિં.' (૧૮)

૧૬ થી ૧૮ વિવેચન—

સોળમા શ્લોકમાં કહ્યું કે-' **एषः वः श्रेयः आधास्यत्**-આ તમારો પુત્ર તમારૂં કલ્યાણ કરશે:' શ્રીકૃષ્ણ મળે ત્યારે કેવા પ્રકારનું કલ્યાણ થાય ?-પ્રભુ પ્રસન્ન થયા પછી પુનર્જન્મ ન હોય. **अनेन सर्वदुर्गाणि** વિગેરે શબ્દોથી એમ કહ્યું કે-' તેના પ્રભાવથી તમે સઘળાં કષ્ટોને અનાયાસે તરી જશો.' કંસથી અનેક ઉપદ્રવો થયા. તે તમામ ઉપદ્રવોનો શ્રીકૃષ્ણે નાશ કર્યો. તાત્પર્ય-ગર્ગાચાર્યજી નંદજીને ધીરજ આપે છે કે-'તમારે ઉપદ્રવોથી ડરવું નહિં.' તમામ ઉપદ્રવોને પ્રભુ પહોંચી વળશે.

**પદ.**

પ્રભુતુમ ભક્તનકે હિતકાર,
ભવસાગરજલ દુસ્તરભારી (૨) લીજે મુજે ઉગાર— પ્રભુતુમ૦
ગજઅરૂગ્રાહ લડે જબ જલમેં, ગજને પાઈ હાર;
મનમાં સુમરણ કીયારે તુમારા (૨) પહોંચે ગરૂડ સવાર— પ્રભુતુમ૦
તુમરે દર્શન કારણ ધ્રુવને, તપ કીનો મનધાર;
અચલ રાજ્ય તિસકો પ્રભુ દીના (૨) દે અપના દિદાર— પ્રભુતુમ૦
પ્રીત દેખ પ્રલ્હાદ ભક્તકી, નિકલે થંભ વિદાર;
હિરણ્યકશ્યપકો પકડ કેશસેં (૨) પલમેં દીયા માર— પ્રભુતુમ૦
દ્રુપદસુતાકી લાજ સભામેં, રાખી ચીર વધાર;
બ્રહ્માનંદ શરણમેં તેરી (૨) મેરી સુનો પોકાર— પ્રભુતુમ૦

સત્તરમા શ્લોકમાં દસ્યુ-ચોરલોકો-કહ્યા, તે અસુરો સમજવા. હિરણ્યકશિપુ, બળી વિગેરે અનેક અસુરોથી દેવો પીડાયા, ત્યારે પ્રભુએ દેવોની રક્ષા કરી હતી. એમ કહેવામાં એવો ભાવ જણાય છે કે-'હે નંદજી ! તમારે કંસાદિ અસુરોથી જરાએ ડરવું નહિં, તમારો પુત્ર સમર્થ છે.' ગીતામાં ( ૪-૮ માં) શ્રીકૃષ્ણ બોલ્યા છે કે—

**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम् ।**
સજ્જનોનું રક્ષણ કરવા અને પાપીઓનો નાશ કરવા માટે, હું અવતાર લઉં છઉં.

એવા કૃપાળુ શ્રીકૃષ્ણને પ્રણામ કરીને આગળ વધીએ. અઢારમા શ્લોકમાં એ ભાવ છે કે-'જેઓને આ બાળકમાં પ્રીતિ થશે, તે કૃતકૃત્ય થઇ જશે.' એવું કોણ સમજ્યા તેનો નમુનો આપું. ભાવથી ઉપાડજો. (આસપાસ જુઓ કોઇ ઉંઘતું તો નથીને? સિદ્ધા બેસી જાઓ.)

પદ.

સુખ છે તમારા શરણમાં-હો શામળીયાજી;
એ મારા ગુરૂએ કહ્યું કરણમાં-હો શામળીયાજી. ટેક૦
જપ તપ તીરથ ચારે પદારથ (૨);
એ મારા ગુરૂજીના ચરણમાં-હો શામળીયાજી. સુખ છે૦
પ્રેમ કરીને મારે મંદિરે પધારો વ્હાલા (૨);
(ખમા! ખમા! ફરીવાર)
પ્રેમ કરીને મારે મંદિરે પધારો વ્હાલા (૨); (હા-હા)
ન જોશે જાતકુળ વરણમાં-હો શામળીયાજી. સુખ છે૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વ્હાલા (૨);
(હાં-થનનન-થનનન-થનનન-થવા ઘો.)
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વ્હાલા (૨);
આડે આવજો મારા મરણમાં-હો શામળીયાજી. સુખ છે૦

જે તપેલીમાં ઉભરો ન આવે, તે તપેલીમાં દાળ કેમ ઓરાય! ઘણા દિવસ કથા સાંભળી, પણ શ્રીકૃષ્ણની લીલાઓ સાંભળીને હૃદય ન ઉભરાય ત્યારે શું કહીએ?

**यतंतो योगिनश्चैनं, पश्यंत्यात्मन्यवस्थितम् ।**
**यतंतोऽप्यकृतात्मनो, नैनं पश्यंत्यचेतसः ॥** (ગીતા અ. ૧૫-૧૧).

યત્ન કરનારા મુમુક્ષુઓ પોતાના દેહમાં આત્માને જોઇ શકે છે. પણ જો તે મુમુક્ષુઓ મલીન બુદ્ધિવાળા અને અવિવેકી હોય, તો તેઓ યત્ન કરે તોપણ આત્માને દેહમાં જોઈ શકતા નથી.

ક્યાં કોકડું ગુંચવાયું છે તે સમજાય છે? ક્યાં ભૂલ છે તે સમજાય છે?-જેમ બને તેમ આહારવિહારની નિર્મળતા કરીને, અંતઃકરણને નિર્મળ કરો. ચોખ્ખી-નિર્મળ-માટીનો કાચ થાય, અને મેલી માટીનું હાંડલું થાય. (અમે આપને ઘણી સગવડ આપીએ છઇએ, તોપણ-તમારામાનાં ઘણાં અહીં હાંડલાં ઘડવા આવો છો. **પ્રમાદ કરવો રહેવા દો-આ પ્રમાદ તમને બહુ નડશે.**) કાંઈ ન બની શકે તો-હમેશાં કલાક બે કલાક, સ્નાન સંધ્યાદિ નિત્યથી પરવારીને નામ સ્મરણ કરો. નામ સ્મરણ કરતી વખતે તમારા ઇષ્ટની છબી તમારી સામે રાખો; અને ચિત્તવૃત્તિને વારંવાર તેમાં જોડો. આંખો મિંચો તો તમારા ઇષ્ટના મહિમાનું ચિંતવન કરો.

સ્મરણનો મહિમા સાંભળોઃ— પદ.

જનના સકળ કલ્યાણનો ભંડાર-હરિનું નામ છે.
કલિમલતણા ગુરૂગંજમાં અંગાર-હરિનું નામ છે.
પાવનતણું પાવન જગત્‌માં શ્રેય— „
પંથે પરમ પદને જતાં પાથેય— „

કવિવરોને વાણીતણો વિશ્રામ— ,,
સંતોતણું જીવન પરમ સુખધામ— ,,
સદ્ધર્મરૂપી વૃક્ષતું શુભ બીજ— ,,
સંસારમાં સંજીવની મૂળીજ— ,,
દુર્લભ મનુષ્યદેહ કેરો લાવ— ,,
ભવસિંધુ પાર તરી જવા દૃઢ નાવ— ,,
આ સ્વપ્નવત સંસારમાં નવનીત— ,,
હરિદાસના હૈડાતણું તાવીત— ,,

'જે ભાગ્યશાળી હશે, તેમને તમારા પુત્રમાં પ્રીતિ થશે,' એમ કહીને હવે ૧૯ મા શ્લોકમાં કહે છે કે—

**तस्मान्नन्दात्मजोऽयं ते, नारायणसमो गुणैः ॥**
**श्रिया कीर्त्यानुभावेन, गोपायस्व समाहितः ॥१९॥**

અર્થ—હે નંદજી ! આ તમારો પુત્ર ગુણોથી, લક્ષ્મીથી, કીર્તિથી અને પ્રભાવથી નારાયણ સમાન છે. તેથી સાવધાનતાપૂર્વક તેનું રક્ષણ કરજો. (૧૯)

૧૯ વિવેચન—

**नारायणसमः**—' તમારો પુત્ર **નારાયણ** છે,' એમ ન કહ્યું, પણ **નારાયણ સમાન** છે, એમ કહ્યું. તેમાં એવો ભાવ છે કે-' આ દેહધારી છે, તોપણ તે બ્રહ્મરૂપ છે, એમ માનજો.' પુત્રભાવમાં ગુંચવાયેલા નંદજી આ વાત સમજ્યા નહિં.

**समाहितः गोपायस्व**—' હે નંદજી ! સાવધાનતાપૂર્વક આ પુત્રનું રક્ષણ કરજો. ' એમ ગર્ગાચાર્યજી બોલ્યા, પ્રભુ આપણું રક્ષણ કરે ? કે આપણે પ્રભુનું રક્ષણ કરીએ ? તેનો ખુલાસો સાંભળો 'રક્ષણ' એટલે-' ભયમાંથી બચાવવું ' એવો અર્થ અહીં નથી. 'રક્ષણ' એટલે ' ધ્યાનમાંથી ખસવા ન દેવા '-' ચિત્તમાંથી ચસકવા ન દેવા,' એ ભાવ અહીં છે.

**तद्बुद्धयस्तदात्मानस्-तन्निष्ठास्तत्परायणाः ॥**
**गच्छंत्यपुनरावृत्तिं, ज्ञाननिर्धूतकल्मषाः ॥** [ ગીતા અ. ૫-૧૭ ]

તાત્પર્ય—આ પુત્રને ઘડીવાર પણ વિસારશો નહિ. મજુરને દસ બાર આના રોજના આપો, તો આખો દિવસ (૮ કલાક) પથરા, ઈંટો, ચુનો વિગેરે તે ઉપાડે; પણ તેને એમ કહો કે ' બાર આનાને બદલે એક રૂપૈયો લે, અને ૮ કલાક ' રામ-રામ ' કર; તો તે ૮ કલાક 'રામ-રામ' નહિં કરી શકે, માયાપુરીનો મનુભાઇ દીવાન બે હજાર રૂપૈયા માટે ચોવીશ કલાક રાજની ઘંટી તાણે, પણ લાખ રૂપૈયા દેતાં રામ રામ નહિં કરી શકે. ઘરબાર છોડીને બાવા થયા છે, તેઓ માનબડાઇમાં-મકાન મઠની પ્રાપ્તિમાં-ગૃહસ્થોની ખુશામત કરવામાં-મકાનનાં ભાડાં ઉઘરાવવામાં-મંદિરનાં દ્વારનાં વાસીદાં વાળવામાં-અગર રખડતા બાવા માટે રોટલા ઘડવામાં કલાકોના કલાક ગાળી નાંખે, પણ શ્રી ઠાકોરજીની માનસિક સેવામાં ઘડી નહિં રોકાઇ

૧૯ પદચ્છેદ—**तस्मात्**-તેથી **नंदः**-હે નંદ ! **अयं ते आत्मजः**-આ તારો પુત્ર. **गुणैः श्रिया कीर्त्या अनुभावेन च**-ગુણોથી લક્ષ્મીથી, કીર્તિથી અને પ્રભાવથી. **नारायणसमः**-નારાયણ સમાન છે. તેથી **समाहितः गोपायस्व**-સાવધાન થઇને તેનું રક્ષણ કરજો.

શકે. 'હે' નંદજી, તમે આ પ્રમાણે ન કરશો' એમ ગર્ગાચાર્યે ભલામણ કરી. આપણે પણ શ્રી હરિને ઘડીએ વિસારવા નહિં. હવે ગર્ગાચાર્યજી વિદાય થાય છે.

**इत्यात्मानं समादिश्य, गर्गे च स्वगृहं गते ॥**
**नन्दः प्रमुदितो मेने, आत्मानं पूर्णमाशिषाम् ॥२०॥**

અર્થ—શુકદેવજી કહે છે કે–" એ પ્રમાણે નંદરાયને શીખામણ આપીને ગર્ગાચાર્યજી પોતાને ઘેર ગયા, અને રાજી થએલા નંદજીએ પોતાને સર્વ રીતે સુખી માન્યા." (૨૦)

૨૦ વિવેચન—

ગર્ગાચાર્યના આગમનથી, શ્રી કૃષ્ણ બળદેવના નામસંસ્કારની ક્રિયાથી અને ગર્ગાચાર્યે શ્રી કૃષ્ણનાં કરેલાં વખાણથી નંદરાય પ્રસન્ન થયા.

હવે ૨૧ થી ૨૫ મા શ્લોક સુધી પ્રભુ ગોઠણભર ચાલવા લાગ્યા, અને તે સ્થિતિમાં કરેલી લીલાઓનું વર્ણન છે.

**कालेन व्रजताल्पेन, गोकुले रामकेशवौ ॥**
**जानुभ्यां सह पाणिभ्यां, रिङ्गमाणौ विजह्रतुः ॥२१॥**
**तावंघ्रियुग्ममनुकृष्य, सरीसृपन्तौ, घोषप्रघोषरुचिरं व्रजकर्दमेषु ॥**
**तन्नादहृष्टमनसावनुसृत्य लोकं, मुग्धप्रभीतवदुपेयतुरन्ति मात्रोः ॥२२॥**
**तन्मातरौ निजसुतौ घृणया स्नुवन्त्यौ, पंकांगरागरुचिरावुपगुह्य दोर्भ्याम् ॥**
**दत्वा स्तनं प्रपिबतोः स्म मुखं निरीक्ष्य,**
**मुग्धस्मिताल्पदशनं ययतुः प्रमोदम् ॥२३॥**

---

૨૦ પદચ્છેદ—**इति आत्मानं समादिश्य**-એ પ્રમાણે પોતાને ભલામણ કરીને. **गर्गे स्वगृहं गते**-ગર્ગાચાર્ય પોતાને ઘેર જતાં **प्रमुदितः नंदः**-રાજી થએલા નંદે. **आत्मानं आशिषाम् पूर्णं मेने**-પોતાને મનોરથોથી પૂર્ણ માન્યા-સર્વ રીતે સુખી માન્યા.

૨૧ પદચ્છેદ—**अल्पेन कालेन व्रजता**-થોડો કાળ જતાં. **रामकेशवौ**-કૃષ્ણબળદેવ **गोकुले**-ગોકુળમાં **जानुभ्यां सह पाणिभ्याम् सह**-ગોઠણથી અને હાથથી **रिंगमाणौ**-[**रिंग्**=જવું] રાંખતા. ઘુંટણભર ચાલવાનો **विजह्रतुः**-વિહાર કરતા હતા. (**वि+हृ** ધાતુ)

૨૨ પદચ્છેદ—**तौ**-તે બે ભાઇઓ. **घोषाणाम् प्रघोषेण रुचिरं यथा स्यात् तथा घोषप्रघोषरुचिरं**-ઘુઘરીઓના અવાજથી સુંદર લાગે એવી રીતે. **अंघ्रियुग्मं अनुकृष्य**-પગ ઉપાડીને. **व्रजकर्दमेषु**-વ્રજના કાદવમાં **पुनः पुनः सर्पतः इति सरीसृपंतौ**-લસરતા લસરતા-ચાલતાં ચાલતાં-ચાલવા લાગ્યા. **तेषां नादेन हृष्टं मनः ययोः तौ तन्नादहृष्टमनसौ**-તેના નાદથી રાજી થએલા તે બે બાળકો. **अनुसृत्य लोकं**-કોઇ તે રસ્તે થઇને પસાર થાય તો તેમની પાછળ પાછળ ચાલીને. **मुग्धप्रभीतवत्**-અણસમજુ અને બીવેલાની માફક. **मात्रोः अंतिं**-પોતાની માતાઓની પાસે. **उपेयतुः**-દોડી જવા લાગ્યા.

૨૩ પદચ્છેદ—**घृणया स्नुवंत्यौ**-પ્રેમથી જેમના સ્તનમાં દુધ ઉભરાઇ ગયું હતું તે. **तन्मातरौ**-તેઓની માતાઓએ **पंकश्च अंगरागश्च ताभ्यां रुचिरौ तौ निजसुतौ**-કાદ-

અર્થ—થોડો સમય જતાં, ગોકુળમાં કૃષ્ણ બળદેવ, ઘુંટણભર ચાલીને આમતેમ ફરવા લાગ્યા. એટલે ઘુંટણભર ચાલતાં શીખ્યા. (૨૧) તે બે ભાઇઓ ઘુઘરીઓના અવાજથી સુંદર લાગે તેવી રીતે પગ ઉપાડીને, વ્રજના કાદવમાં, આમતેમ ગોઠણભર ચાલવા લાગ્યા. ગોઠણભર ચાલવાથી ઘુઘરીઓના થતા અવાજથી રાજી થએલા બે બાળકો, તે રસ્તે થઇને કોઇ પસાર થતું, ત્યારે તેની પાછળ પાછળ ચાલતા હતા. પછી પ્રાકૃત બાળકની માફક જાણે ( કાંઈ દેખીને ) ડરી ગયા હોય, એવા બનીને, પોતાની માતાઓની પાસે દોડી જતા હતા. (૨૨) પુત્ર પ્રત્યેના પ્રેમથી, જેમના સ્તનમાંથી દુધ ટપકતું હતું તે બે માતાઓ, પુત્રોને કાદવથી અને ચંદનથી ખરડાએલા અને સુંદર લાગતા જોઇને, બે હાથવડે પોતાની છાતી સરસા ચાંપતી, પછી તેમને ધવડાવતી. ધવડાવતી વખતે મંદહાસ્ય અને થોડા દાંતવાળા પોતાના પુત્રોના મુખને જોઇને, તેઓ રાજી થતી હતી. (૨૩)

૨૧-૨૨-૨૩ વિવેચન—

જ્યાં બાળકની ખોટ હોય ત્યાં પ્રભુ બાળક આપે, અને બાળક મોટું થઇને, આંગણામાં ગોઠણભર ચાલે, ત્યારે માતાપિતાના આનંદનો પાર રહે નહિં. ત્યારે આ તો નંદયશોદાનું આંગણું અને પ્રભુ બાળ સ્વરૂપે રમવા લાગ્યા. યશોદાના આંગણામાં પ્રભુ રમતા હતા, તે લાભ યશોદાએ અને વ્રજનાં ગોપ ગોપીઓએ લીધો. આપણે પ્રભુમાં પ્રીતિ કરીએ, તો યશોદા રૂપી જીભના આંગણામાં-મુખમાં-પ્રભુ સદા રમે. એજ ગમે, બીજું કાંઇ ગમે નહિં. તે સંબંધમાં નિર્ગુણ ઉપાસનાના રસિયા રવિદાસજી ગાય છે તે સાંભળો—

૫૬.

સખી આજ અમારે આંગણે, રમે ચૌદ ભુવનનો સ્વામીરે (૨)
જેણે ગોકુળમાં લીલા કરી, હું તો પુરણ પદવી પામીરે—સખી૦
જેને જોગીમુનિ જોતા ફરે, નાવે તપસી મુનિને ધ્યાનરે (૨)
તે તો ઘટઘટ પ્રગટ રમી રહ્યો, મહાવાકય કેરી સાનેરે-(૨) સખી૦
મેં તો ગોદાવરીમાં મંજન કર્યું, ને ત્રવેણીમાં નાહીરે (૨)
સખી દાનને પુણ્ય અતી કર્યા, જ્યારે નિરખ્યા ત્રિભુવન રાયરે—સખી૦
સખી ગોકુળ જોયું ને દ્વારકાં જોયું, જોયાં જગન્નાથ કાશીરે (૨)
સખી અજાણે બહુ આથડી, વસે પ્રીતમ મારી પાસેરે (૨)—સખી૦
સખી કંઠે હીરો ને હાલું ગોતતી, મારા મનના મેરામણ મળીયારે (૨)
સખી ભાણ ચરણ રવિ બોલીયા, મારા ભવના ફેરા ટળીયારે (૨)—સખી૦

---

વથી અને ચંદનના લેપનથી સુંદર લાગતા પોતાના પુત્રોને **दोर्भ्याम् उपगुह्य**-પોતાના હાથ વડે છાતીસરસા ચાંપીને. **स्तनं दत्त्वा**-ધવડાવતી હતી. **प्रपिबतोः**-ધવડાવતી વખતે તે બે બાળકોના. [ **मुग्धं स्मितं यस्मिन् तत्, अल्पाः दशनाः यस्मिन् तत् मुग्धस्मितञ्च तत् अल्पदशनञ्च** ] **मुग्धस्मितालपदशनं इति मुखं निरीक्ष्य**-મંદહાસ્ય અને થોડા દાંતવાળા મુખને જોઇને. **प्रमोदं ययतुः**-તે માતાઓ રાજી થતી હતી.

૫૬.

આજ ઓપી રહ્યું મારૂં આંગણું (૨) વળી વૈકુંઠ થકી વિશેષ—રમે રૂડા કૃષ્ણજી
મારો જન્મ સફળ આજ થઇ ગયો, પૂર્યા નિર્ધનના કાંઈ કોડ—રમે રૂડા કૃષ્ણજી.

× × × × ×

વિગેરે અનેક પદો ગાઇને ભક્તોએ શ્રીકૃષ્ણને મુખરૂપી આંગણામાં રમાડયા છે.

બાવીશમા શ્લોકમાં કહે છે કે ઘુઘરીના ઘમકારથી બેઉ બાળકો રાજી થતા હતા, અને અજાણ્યા માણસની પાછળ પાછળ ચાલીને, જાણે તેનાથી ભડકયા હોય, તેમ નાસીને માતા પાસે જતા હતા.' આ બાળચેષ્ટા છે. રંગભૂમિ ઉપર રમનારા એકટરો બરાબર વેષ ભજવે, ત્યારે તેમાં અનેકને મોહ થાય છે. ત્યારે આ તો પ્રભુ પોતે એકટર બન્યા છે, તેમાં શું કહીએ! [ તમે સાવધાન રહેજો, નહિં તો ભુલા પડશો. ] ત્રેવીશમા શ્લોકમાં કહે છે કે-આ બે બાળકોએ યશોદાજીને અને રોહિણીજીને મોહ કર્યો.

બે બાળકો તોફાને ચડયાં અને તેમની માતાઓ હવે ગભરાણી તે વાત ભાવથી સાંભળો-

**यर्ह्यङ्गनादर्शनीयकुमारलीला, वन्तर्व्रजे तदबलाः प्रगृहीतपुच्छैः ॥**
**वत्सैरितस्तत उभावनुकृष्यमाणौ, प्रेक्षन्त्य उज्झितगृहा जहृषुर्हसन्त्यः ॥२४॥**
**शृङ्ग्यग्निदंष्ट्र्यसिजलद्विजकण्टकेभ्यः, क्रीडापरावतिचलौ स्वसुतौ निषेद्धुम् ॥**
**गृह्याणि कर्तुमपि यत्र न तज्जनन्यौ, शेकात आपतुरलं मनसोऽनवस्थाम् ॥२५॥**

અર્થ—શુકદેવજી આગળ કહે છે કે-' જ્યારે આ બે બાળકોની કુમાર અવસ્થાની રમત ગમત સ્ત્રીઓને જોવા લાયક બની ત્યારે-એટલે જ્યારે તેઓ ઘરની બહાર-શેરીઓમાં રમવા લાગ્યા ત્યારે-વાછરડાઓનાં પુંછડાં બરાબર

---

૨૪ પદચ્છેદ—**यर्हि**-જ્યારે **अंगनानां दर्शनीया कुमारलीला ययोः तौ अंगनादर्शनीयकुमारलीलौ**-તેઓની કુમાર અવસ્થાઓની રમત ગમત સ્ત્રીઓએ જોવા જેવી થઇ ત્યારે **व्रजस्य अंतः इति अंतर्व्रजे**-વ્રજના મધ્ય ભાગમાં. **प्रगृहीतानि पुच्छानि येषां ते तैः वत्सैः**-જેનાં પુછડાં બરાબર પકડયાં હતાં એવા વાછડાઓથી **इतः ततः**-અહિં તહિં **अनुकृष्यमाणौ उभौ**-ખેંચાતા તે બે બાળકોને **प्रेक्षंत्यः**-જોતિ **उज्झितानि गृहाणि याभिः ताः-उज्झितगृहाः**-પોતાનાં ઘરનાં કામકાજ ભુલી ગઇ હતી તેઓ. **हसंत्यः**-હસતી **इति**-એવી [**तस्य व्रजस्य अबलाः**] **तदबलाः**-તે વ્રજની સ્ત્રીઓ. **जहृषुः**-રાજી થતી હતી.

૨૫ પદચ્છેદ—**क्रीडापरैः अतिचलौ स्वसुतौ**-રમતીયાળ, અને બહુજ ચપળ પોતાના પુત્રોને. **शृंगी च, अग्निश्च, दंष्ट्री च असिश्च जलं-च द्विजश्च** ( પક્ષી ) **कंटकश्च तेभ्यः**-શીંગડાવાળાં પશુ, અગ્નિ, દાઢવાળાં પ્રાણી, હથિયાર, જળ, પક્ષી અને કાંટાથી. **निषेद्धुम्**-અટકાવવાને અને [**गृहस्य योग्यानि**] **गृह्याणि कर्तुं अपि**-ઘરનાં કામકાજ કરવાને પણ. **यत्र**-જ્યારે. **तयोः जनन्यौ**-તેઓની માતાઓ. **न शेकाते**-શક્તિમાન રહીં નહિં ત્યારે. **मनसः अनवस्थां**-મનની વ્યગ્રતાને. **अलं आपतुः**-સંપૂર્ણ રીતે પામતી હતી, બહુ દીલગીર થતી હતી.

પકડીને, વાછરડાઓની પાછળ આમતેમ ઘસડાતા હતા. તે જોઇને વ્રજની સ્ત્રીઓ પોતાનાં ઘરનાં કામકાજ વીસરી જતી હતી. હસતી હતી, અને રાજી થતી હતી. [૨૪] પોતાના રમતીયાળ અને ઘણાજ ચપળ પુત્રોને, શીંગડાવાળા પશુથી–અગ્નિથી–દાઢવાળા પ્રાણીથી–હથીયારથી–જળથી–પક્ષીથી અને કાંટાથી અટકાવવા (એટલે બચાવવા), તથા ઘરનાં કામકાજ કરવાને પણ શકિતમાન રહી નહિં, ત્યારે તે બન્ને માતાઓ, બહુજ કાયર થઇ ગઈ–બહુજ કંટાળી ગઈ." [૨૫]

૨૪–૨૫ વિવેચન—

હવે બે બાળકો જરા મોટા થયા, વાછડાંના પુંછડા ઝાલીને, વાછડાંની પાછળ જ્યાં ત્યાં ઘસડાવા લાગ્યાં. આ પ્રમાણે રમત કરીને, સ્ત્રીઓનાં ધ્યાન ખેંચ્યાં–સ્ત્રીઓનાં ચિત્ત ચોર્યાં. વ્રજની સ્ત્રીયોને હસાવી. આવી રમતથી રખે બાળકના શરીરને કાંઇ હરકત થશે, એવા ભયથી બેઉ માતાઓ ગભરાઇ ગઇ. આ પણ બાળચેષ્ટા–વેશની ભજવણી. જેમ કુંભાર માટીના ઘડાને ટપલાં મારીને મજબુત કરે છે, તેમ બાળકો આવી રમતગમતથી પોતાનાં શરીર મજબૂત કરે છે. જે બાળકો રમત ગમતથી કંટાળે છે, તેમનાં શરીર ઢીલાંઢફ હોય છે.

હવે પ્રભુ ઉભા ઉભા ચાલતાં શીખે છે. જોવા આવવું હોય તો પધારો—

**कालेनाल्पेन राजर्षे, रामः कृष्णश्च गोकुले ॥**
**अघृष्टजानुभिः पद्भिर्विचक्रमतुरञ्जसा ॥२६॥**
**ततस्तु भगवान्कृष्णो, वयस्यैर्व्रजबालकैः ॥**
**सहरामो व्रजस्त्रीणां, चिक्रीडे जनयन्मुदम् ॥२७॥**
**कृष्णस्य गोप्यो रुचिरं, वीक्ष्य कौमारचापलम् ॥**
**शृण्वत्याः किल तन्मातु–रिति होचुः समागताः ॥२८॥**

અર્થ—હે રાજર્ષિ–હે પરીક્ષિત રાજા! થોડા સમય પછી ગોકુળમાં, ગોઠણ ઘસ્યા વિના–એટલે–ઉભા ઉભા–બળરામ અને શ્રીકૃષ્ણ અનાયાસે ચાલવા

---

૨૬ પદચ્છેદ—**हे राजर्षे**–હે રાજર્ષિ–પરીક્ષિત રાજા! **अल्पेन कालेन**–થોડા સમયમાં **रामश्च कृष्णश्च**–બળભદ્ર અને કૃષ્ણ. **गोकुले**–ગોકુલમાં. **अघृष्टानि जानूनि येषु ते अघृष्टजानवः तैः पद्भिः**–ગોઠણ ઘસ્યા વિના–ઉભા ઉભા, **अंजसा**–અનાયાસે. **विचक्रमतुः**–ચાલવા લાગ્યા.

૨૭ પદચ્છેદ—**ततः तु**–પછી તો. **सहरामः**–બલભદ્ર સહિત. **भगवान् कृष्णः**–કૃષ્ણ પરમાત્મા. **वयस्यैः व्रजबालकैः**–ગોપ બાળકોને પોતાના મિત્રો હતા તેમની સાથે. **व्रजस्त्रीणां मुदम् जनयन्**–વ્રજની સ્ત્રીઓ રાજી થાય એવી રીતે. **चिक्रीडे**–રમવા લાગ્યા.

૨૮ પદચ્છેદ—**कृष्णस्य रुचिरं कौमारचापलं वीक्ष्य**–શ્રીકૃષ્ણની પ્રિય લાગે એવી બાલ્યાવસ્થાની ચપળતા જોઇને. **समागताः गोप्यः**–આસપાસથી એકઠી થએલી ગોપીઓએ. **तन्मातुः शृण्वत्याः**–તેની માતા (યશોદા) સાંભળે એવી રીતે–એટલે સાંભળતાં. **इति**–નીચે પ્રમાણે **ह ऊचुः**–કહ્યું.

લાગ્યા. (૨૬) પછી તો બળભદ્રસહિત શ્રીકૃષ્ણ પરમાત્મા, ગોપબાળકો કે જેઓ પોતાના મિત્રો હતા, તેમની સાથે વ્રજની સ્ત્રીઓ રાજી થાય એવી–રીતે, રમવા લાગ્યા. (૨૭) શ્રીકૃષ્ણની પ્રિય લાગે એવી બાલ્યાવસ્થાની ચપળતા જોઇને, આસપાસથી એકઠી મળેલી ગોપીઓએ, તેની માતા (યશોદા) સાંભળે એવી રીતે–એટલે સાંભળતાં–એટલે યશોદાજીને–નીચે પ્રમાણે કહ્યું. (૨૮)

૨૬ થી ૨૮ વિવેચન—

હવે તો પ્રભુને પગ આવ્યા, આમતેમ દોડવા માંડયું. યશોદાજીને દોડાવવા પણ માંડયું.

**પદ.**

નાચે નંદલાલા, નચાવે વાંકી મૈયારે—(૨)
ઠુમક ઠુમક પાઉં, ધરેરે કનૈયા—નાચે૦
દુધ ન ખાવે વ્હાલો, દહીં નવ ખાવે (૨)
માખણ મીસરીકો બડોરે, ખવૈયા—નાચે૦
શાલદુશાલા હરિકુ ધ્યાનમેં ન આવે (૨)
કાળી કામળીયાકો બડોરે ઓઢૈયા—નાચે૦
યમુનાકે નીરતીર ધેનુ ચરાવે (૨)
ગાયોકે ગોવાળ વ્હાલો બડોરે ચરૈયા—નાચે૦
**સુરદાસ** પ્રભુ તુમારે મીલનકું (૨)
બંસીકો બજૈયા વ્હાલો બડોરે ખેલૈયા—નાચે૦

પ્રભુએ વ્રજમાં કોને રીઝવ્યા ?–**वयस्यैः व्रजबालकैः**–ગોપબાળકો કે જેઓ પોતાના મિત્રો હતા તેમની સાથે **व्रजस्त्रीणाम् मुदम् जनयन्**–વ્રજની સ્ત્રીઓ રાજી થાય એવી રીતે · શ્રીકૃષ્ણે વ્રજમાં નંદજીને ઘેર રહીને વ્રજબાળકોને અને વ્રજની સ્ત્રીઓને બહુ રાજી કરી. મોટા–સમજુ–વ્યવહારીયા ગોપોને શ્રીકૃષ્ણ રાજી કરી શક્યા નથી. રામાવતારમાં પણ વાનરોની સાથે જે પ્રેમથી–જે છૂટથી–પ્રભુ રહ્યા હતા, તે પ્રેમથી તે છૂટથી–શ્રીરામ કોઇની સાથે રહ્યા નહોતા. શ્રીરામે રાવણને માર્યો તે પછી, બ્રહ્માજી સુવેલુ ઉપર શ્રીરામની સ્તુતિ કરવા પધાર્યા હતા. તે સ્તુતિમાં બ્રહ્માજી બોલ્યા હતા કે— **છંદ.**

કૃતકૃત્ય વિભો સબ વાનર યે, નિરખંતિ નવાનન સાદર જે;
ધિક્ જીવન દેવ શરીર ધરે, તવ ભક્તિ વિના ભવ ભૂલી પરે.

[ મોક્ષવાણી પાનુ ૬૧ ▲ ]

બ્રહ્માજી બોલ્યા કે—ભલે અમે દેવ બન્યા, પણ ભાગ્યશાળી તો આ વાનર છે, કારણ તેમને આપનાં દર્શનનો લાભ છે. આપની સાનિધ્ય રહે છે.

આ સંસારમાં પણ વ્યવહારમાં ડાહ્યા–રાજતંત્રમાં ડાહ્યા–નાતજાતમાં ડાહ્યા–વેપારરોજગારમાં ડાહ્યા–વિગેરે અનેક ડહ્યા, ભલે નૈષ્ટિક બ્રહ્મચારી થઇને વિદ્યાના પારને પામે, ઘરબાર તજીને બાવા થાય, શ્રી ઠાકોરજીના મંદિરમાં રહે, દેવસેવા કરે, ઠેકઠેકાણે કથા વાર્તા સાંભળે, સાધુસંતને પાંચને બદલે પચીશ આપી દે, મંદિરે મંદિરે દર્શન કરે, અડસઠને બદલે સો તિરથ ફરીને આવે, પણ પ્રભુની સાથે તેલ પાણીની માફક રહે, પ્રભુની સાથે હૃદય મિલાવી શકે

નહિં. જે ગુમાસ્તાએ શેઠની સાથે દિલ મિલાવીને શેઠની ચાકરી કરી નહિં, જે સ્ત્રીએ પતિની સાથે દિલ મિલાવીને પતિની સેવા કરી નહિં, જે જીવે શિવની સાથે ( પરમાત્માની સાથે ) દિલ મિલાવીને ભક્તિ કરી નહિં, તે જીવ પરમાત્માની સાથે તેલ પાણીની માફક, અલગ અલગ રહે. કલિયુગમાં સદ્‌ગુરૂદ્વારા અંતઃકરણની કાંઇક નિર્મળતા, અને નિઃસ્વાર્થ કીર્તન ભક્તિ-આ બે પ્રભુની સાથે દિલ મિલાવવાનાં સબળ સાધન છે.

જેમ દાળ શાકમાં મીઠું કામ જેટલુંજ નંખાય છે, તેમ ગૃહસ્થાશ્રમી મુમુક્ષુઓએ વ્યવહારમાં કામ જેટલુંજ માથું મારવું. પુત્રાદિકમાંથી કોઇ વ્યવહારપક્ષ સાચવનારાં તૈયાર થાય, તો જેમ ઉનાળામાં નદીનાં જળ સંકોચાતાં જાય છે; તેમ મુમુક્ષુએ વ્યવહારમાં અપાતા સમયને સદ્‌ગુરૂના તથા સદ્‌ગ્રન્થના સેવનમાં ગાળવો. જેમ માંદો પોતે દવા ખાય, અને પોતે કરી પાળે, ત્યારેજ તેનો રોગ મટે, તેમ તમે પોતે આ વાત સમજી જાઓ, તોજ તમારો ભવ રોગ મટે.

**कृष्णस्य रुचिरं कौमारचापल्यं**—પ્રિય લાગે એવું શ્રીકૃષ્ણનું બાલ્યાવસ્થાનું ચાપલ્ય (રમત ગમત) સાધારણ બાળકની બાળચેષ્ટા પ્રિય લાગે છે-મોહ પમાડે છે, ત્યારે જે મોહ પમાડવા માટે પધાર્યા છે, તેમની રમત ગમત મોહ પમાડે-પ્યારી લાગે-તેમાં શું કહેવાનું હોય? ધીમે ધીમે ગોપીઓને ગાંડી કરી દીધી. એક ગોપી ગાય છે.

**રેખતા તાલ-દાદરા.**

અયે કૃષ્ણ તેરે નામપેં કુરબાન હો રહી.
સુરતકો તેરી દેખ પરેશાન હો રહી—અયે૦ ટેક૦
સિરપર હે મોરકી મુગટ, કાનોમેં હે કુંડલ;
હું અધર બંસરીકી મધુર, તાન હો રહી—અયે૦
ફુલોકી માલ હૈ ગલેમેં, તિલક ભાલ હે;
મુખચંદ મંદહાસસેં, બેજાન હો રહી—અયે૦
નહિં ખાનપાનકી સુધી, ન લોક લાજ હે;
તેરે દિદારકે લિયે, હેરાન હો રહી—અયે૦
ન ભૂલિયે મુજે દીનનકે નાથ, તુમ સુને;
બ્રહ્માનંદ તેરે દરકામેં દરવાન હો રહી—અયે૦

આવા પ્યારા શ્રીકૃષ્ણનાં દર્શન કરીને આગળ વધીએ; કેમ સાવધાન છો ને? ઉંઘતા તો નથી ને? ગોપ બાળકોને અને માંકડાને સાથે લઇ શ્રીકૃષ્ણ ગોપીઓના ઘરમાં રંજાડ કરે છે, તેની ફર્યાદ ગોપીઓ યશોદાજી પાસે કરે છે તે વાત હવે સાંભળો—

**वत्सान्मुञ्चन्क्वचिदसमये, क्रोशसंजातहासः**
**स्तेयं स्वाद्वत्त्यथ दधि पयः, कल्पितैः स्तेययोगैः ॥**
**मर्कान्भोक्ष्यन्–विभजति स चेन्नात्ति भाण्डं भिनत्ति,**
**द्रव्यालाभे स गृहकुपितो, यात्युपक्रोश्य तोकान् ॥२९॥**

---

૨૯-૩૦ પદચ્છેદ—**यर्हि**-જ્યારે **गृहकृत्येषु**-ઘરના કામકાજમાં **सुव्यग्रचित्ताः गोप्यः इति वयं**-અમે બહુ લાગી ગયાં હોઇએ ત્યારે **क्वचित्**-કોઇ વેળાએ **असमये वत्सान्**

हस्ताग्राह्ये रचयति विधिं, पीठकोलूखलाद्यैश्छिद्रं
ह्यन्तर्निहितवयुनः, शिक्यभाण्डेषु तद्वित् ॥
ध्वान्तागारे धृतमणिगणं, स्वाङ्गमर्थप्रदीपं,
काले गोप्यो, यर्हि गृहकृत्येषु सुव्यग्रचित्ताः ॥३०॥

અર્થ—ઘરનાં કામકાજમાં અમે બહુ લાગી ગયાં હોઇએ, ત્યારે-કોઈ વેળાએ, દોહવાનો સમય ન હોય તોપણ શ્રીકૃષ્ણ વાછડાં છોડી મૂકે છે; અમે વઢીએ ત્યારે તે હસે છે. ચોરી કરવાના નવા નવા ઉપાયો વડે-દહિં, દુધ વિગેરે મીઠા પદાર્થો ચોરી લે છે. પોતે ખાવા પહેલાં (ચોરેલો માલ) માંકડાંને વહેંચી દે છે. કદિ કોઈ માંકડું ખાતું નથી, તો (અમારૂં) વાસણ ફોડી નાંખે છે. કદિ તેના હાથમાં કાંઈ આવતું નથી, ત્યારે તે ઘરના મનુષ્યો ઉપર ક્રોધ કરે છે; અને બાળકોને રોવડાવીને નાશી જાય છે. કોઈ વસ્તુઓ ઉંચી હોવાથી, તેના હાથમાં આવતી ન હોય, તો પાટલા, ખારણીયા વિગેરે ગોઠવીને તે રસ્તો કરે છે. [એટલે વિગેરે ગોઠવીને ઉંચે મૂકેલો માલ તે ઉતારે છે.] શીંકે મુકેલાં વાસણોમાં શું છે, તે જાણી લઇને તેમાં બાંકું પાડે છે. બાંકું પાડવામાં પણ તે કુશળ છે-કારીગર છે. કદિ કોઈ ઘરમાં અંધારૂં હોય, તો ત્યાં તે વખતે પોતાનું અંગ કે જેમાં અનેક મણિયો પહેર્યાં હોય છે, તે અંગ વડે તે ઘરમાં અજવાળું કરે છે. [૨૯-૩૦]

૨૯-૩૦ વિવેચન—

**असमये वत्सान् मुंचन्**—દોહવાને સમયેજ વાછડાંને છોડીને ગાયો પાસે મોકલવાં

---

**मुंचन्**-દોહવાનો સમય ન હોય તો પણ વાછડાં છોડી મૂકે છે. **क्रोशे सति संजातः हासः यस्य सः क्रोशसंजातहासः**-વઢીએ તો હસે છે. **कल्पितैः स्तेययोगैः**-ચોરી કરવાના નવા નવા ઉપાયો વડે. **दधिपयः इति स्वादु स्तेयं**-દહિં દુધ વિગેરે મીઠા પદાર્થો ચોરી લઇને **अथ अत्ति**-ખાય છે. **स मोक्ष्यन्** -પોતે ખાવા પહેલાં **मर्कान् विभजति**-માંકડાંને વહેંચી આપે છે. **चेत् न अत्ति** કદિ એકે વાંદરો ખાતો નથી તો **भांडं भिनत्ति**-વાસણ ફોડી નાંખે છે. **द्रव्यस्य अलाभे**-કદિ કોઇ હાથમાં આવતું નથી ત્યારે **सः**-તે કૃષ્ણ **गृहकुपितः**-તે ઘરનાં મનુષ્યો ઉપર ક્રોધ કરીને. **तोकान् उपक्रोश्य**-તે ઘરના બાળકોને રોવડાવીને **याति**-નાસી જાય છે,-ચાલ્યો જાય છે, **हस्तयोः अग्राह्यः तस्मिन् हस्ताग्राह्ये**-કોઇ વસ્તુ ઉંચી હોવાથી હાથમાં ન આવે તો **पीठकाश्च उलुखलाद्यानि च तैः विधिं रचयति**-પાટલા ખારણીયા વિગેરે ગોઠવીને રસ્તો કરે છે. **शिक्यभांडेषु**-શિકે મૂકેલા વાસણોમાં **अंतर्निहिते वयुनं** (જ્ઞાન) **यस्य सः अंतर्निहितवयुनः**-તેમાં શું મૂક્યું છે તે જાણી લઇને **छिद्रं रचयति**-તેમાં બાંકું પાડે છે. **तद्वित्**-તેને બાંકું પાડતાં આવડે છે. બાંકું પણ બરાબર પાડે છે. **ध्वांतागारे**-કદિ કોઇ ઘરમાં અંધારૂં હોય તો ત્યાં **काले**-તે વખતે **धृताः मणिगणाः यस्मिन् तत् इति स्वांगं, अर्थान् प्रदीपयति इति अर्थ प्रदीपं इति स्वांगं**-પોતાનું અંગ કે જેમાં અનેક મણિઓ પહેર્યાં હોય છે તે અંગવડે અજવાળું કરે છે.

જોઇએ, તેને બદલે ગમે ત્યારે કોઇ ન જાણે તેવી રીતે, શ્રીકૃષ્ણ વાછડાંને છોડી મુકવા લાગ્યા. તેથી–જેમ જીવ શિવને એકતા થતાં આનંદ પ્રાપ્ત થાય, તેમ ગાયોને અને વાછડાંને આનંદ થવા લાગ્યો, પણ જીવશિવની એકતા દેખીને જેમ માયા કચવાય–વિઘ્ન કરે, તેમ જેઓનો તેમાં સ્વાર્થ લુંટાતો હતો એવી ગોપીકાઓ કચવાઈ ગઇ–યશોદા પાસે ફર્યાદે આવી.

**પદ–ધન એકાદશી એ રાગ.**

ઓ યશોદાજી! આવડો લાડકડો લાલ કદિ નવ કીજીએ (૨)
ચાલો ઘર સુધી, સુતનાં કામ દેખાડી તમને દીજીએ—ઓ યશોદાજી૦
બની કામણગારો પેઠો ઘરમાં, એણે માખણ પીંડો લીધો કરમાં;
એણે માંકડાંને ઘાલ્યાં મંદિરમાં—ઓ યશોદાજી૦
વ્હાલો સંતાડયાં શોધી કાઢે, હોય ઉંચે તો હેઠે પાડે;
એ તો ખાય ખવડાવે ને ઢોળાવે—ઓ યશોદાજી૦
વ્હાલો સુતાં બાળક ઉઠાડે, મારાં બાંધ્યાં વાછરડાં છોડે.
દધી માખણને દૂરથી ઢોળે—ઓ યશોદાજી૦
દયા પ્રીતમના સ્વામી રસીયા, દધી ગોરસ પર આવે ધસીયા.
ધન્ય ભાગ્ય જનનાં (જે) વ્રજમાં વસીયા—ઓ યશોદાજી૦

જેમણે અનેક જન્મમાં પ્રભુ સ્મરણ અને સત્કર્મ ચાલુ રાખ્યાં હોય, તેમને શ્રીકૃષ્ણનાં દર્શન, સ્પર્શન, વાતચિત વિગેરે લાભ મળે.

**લાવણી.**

હમ તેરી યાદમેં નાથ! બહોત દિન ભટકે બહોત દિન ભટકે.
અબ મિલે હમેં તુમ, આજ ખુલ્યાં પટ ઘટકે. વિગેરે—

કઈ વાત ચાલે છે? તે તો ભુલ્યા નથી ને? પ્રભુની રંજાડની ગોપીઓ યશોદા પાસે ફર્યાદ કરે છે.

'સુતેલા બાળકોને રોવડાવીને પ્રભુ નાશી જાય છે' એમ ગોપીકાઓએ ફર્યાદ કરી. એ શું? તેમાં કયો ભાવ છે?—શ્રીકૃષ્ણ બાળકોને સૂચવે છે કે—'અમે તમારા વ્રજમાં આવ્યા—તમારા જેવા (મનુષ્ય), અને તમારા જેવડા (બાળક) બન્યા, છતાં તમે હજી કેમ ઉંઘો છો? ઉભા થાઓ, અમારી સાથે રમત ગમતમાં જોડાઇ જાઓ, અમારી સાથેની રમત ગમતમાં તમારી મુક્તિ થશે.' અધ્યાયત્મદષ્ટિથી જોઇએ તો–'બાળકો' એટલે અજ્ઞાનીઓ, માયાના જીવડા અને 'ઉંઘ' એટલે આળસ, પ્રમાદ અગર બેદરકારી. મનુષ્યા દેહ મળ્યો છતાં પ્રમાદ કરે, તેમને જગાડવા માટે વેદાદિ શાસ્ત્રો બનાવ્યાં. મરીચિ આદિ સંતો બનાવ્યા. દેવમંદિરો બનાવ્યાં. મનુષ્યોની જુદી જુદી રૂચિની તૃપ્તિ માટે, તે મંદિરોમાં તેત્રીશ કરોડ જાતના દેવ ગોઠવ્યા, તોપણ જોઇએ તેવું પરિણામ–ફળ–ન આવ્યું, ત્યારે, વેદોમાંથી છ શાસ્ત્રો–પુરાણો, ઇતિહાસો વિગેરે બનાવ્યાં. તોપણ જોઇએ તેવું પરિણામ ન પ્રાપ્ત થતાં, કાળીદાસાદિ કવિવરોએ નાટકોદ્વારા શાસ્ત્રોના ભાવ સમજાવ્યા. ભક્તોએ કીર્તનોદ્વારા શાસ્ત્રોનો રસ પાયર્યો. પ્રીતમદાસજી કહે છે કે—

**પદ.**

દુર્લભ મનુષ્યા દેહનો લ્હાવો લીજીએ,
હરિ ભજીએ તો આવે સુખની રેલજો. આ દુર્લભ૦ ટેક.

ક્યાં થકી આવ્યો, ને ક્યાં તારો વિશ્રામ જો;
શોધ વિચારી જે ઠરવાનો ઠામ જો.
આ જુઠા જગત્ સાથે ઝઘડો નવ કીજીએ,
અંતે સાચો બોલી સીતારામ જો. આ દુર્લભ૦
આ મનુષ્યાદેહ પામ્યોરે મોંઘા મૂલનો,
કોટિ જનમનાં પુણ્ય તણો નહિં પાર જો;
આ શીશને સાટેરે માંગી નહિં મળે,
એક ઘડી તો લાખેણી વહી જાય જો. આ દુર્લભ૦
આ વ્રજવાસી ગોપીએ લ્હાવો લુંટીયો,
મુકી દીધી કાંઇ માતપિતા કુળ લાજ જો;
સાચું રે સગપણ તે શામળીયા તણું,
સરિયાં સરિયાં વ્રજ વનિતાનાં કાજ જો. આ દુર્લભ૦
આ તનમન ધન જોબનરે રંગ પતંગનો,
ચેતો નહિં તો તુરત વણસી જાય જો.
અંતરમાં ઓળખી લે આતમરામને,
કહે **પ્રીતમ** તારૂં આવાગમન મટી જાય જો. આ દુર્લભ૦

કેટલાએક સંતોએ તો જેમ માતાપિતા બાળકના હાથપગ પકડીને દવા પાય, તેમ કેટલાએક સંતોએ તો જીવોને સખત ભાષામાં ઠપકો દીધો છે-ઉપદેશ કર્યો છે. મંદિરોમાં ઉત્સવો ઉજવવા ડંકા નિશાન વગાડવાં, સંતોને વાજતે ગાજતે પધરાવવા, તે તમામ ક્રિયા ઉંઘતા બાળકોને-ઘોર અજ્ઞાનમાં પડેલા જીવોને-જગાડવાની ક્રિયાઓ છે. આટલા બધા પ્રયત્ન છતાં ન જાગે; તે કુંભકરણના કાકા સમજવા. બોલો શ્રીદ્વારકાંધીશકી જય.

હજી ફર્યાદનો વિષયજ ચાલે છે—

**एवं धाष्टर्यान्युशति कुरुते, मेहनादीनि वास्तौ,**
**स्तेयोपायैर्विरचितकृतिः सुप्रतीको यथास्ते ॥**
**इत्थं स्त्रीभिः सभयनयन–श्रीमुखालोकिनीभिर्–**
**व्याख्यातार्था प्रहसितमुखी, नह्युपालब्धुमैच्छत् ॥ ३१ ॥**

---

૩૧ પદચ્છેદ—**एवं**-આમ કરે છે, તોપણુ અમે ઠપકો દેઇએ છઇએ ત્યારે **धाष्टर्यानि कुरुते**-તીનપાંચ કરે છે. **उशति वास्तौ**-સારા ઘરમાં **मेहनं** (મૂત્ર) **आदि येषु तानि मेहनादीनि**-મળમૂત્રાદિ કરે છે. **स्तेयोपायैः विरचिता कृतिः यस्य सः विरचित कृतिः**-આ પ્રમાણે ચોરીના કામકાજ કરે છે તો પણ **यथा**-જાણે **सुप्रतीकः**-સારો માણસ હોય એ પ્રમાણે **आस्ते**-( તમારી પાસે ) બેઠો છે, **भयेन सहिते नयने यस्मिन् तत् सभयनयनं च तत् श्रीमुखं तस्य आलोकिन्यः ताभि; स्त्रीभिः**-જેના નેત્રોમાં ભય તરવરી રહ્યો હતો એવા ભગવાનના મુખને જોયા કરતી ગોપીઓએ **इत्थं**-આ પ્રમાણે **व्याख्यातः अर्थः यस्यै सा व्याख्यातार्था**-યશોદાને કહ્યું ત્યારે **प्रहसितं मुखं यस्याः सा प्रहसितमुखी**-હસી પડયાં, **उपालब्धुं न ऐच्छत्**-પણ પુત્રને ધમકાવવાની ઇચ્છા કરી નહિં.

અર્થ—ગોપીઓએ આગળ કહ્યું કે–" આમ કરે છે તો પણ જ્યારે અમે ઠપકો દઇએ છીએ, ત્યારે તીનપાંચ કરે છે, સારા ઘરમાં મળમૂત્રાદિ કરીને ચાલ્યા જાય છે. ઉપર પ્રમાણે ચોરીના કામકાજ કરે છે, તો પણ જાણે કોઇ સારો માણસ હોય, એવી રીતે તે ( તમારી પાસે ) બેઠો છે." જેનાં નેત્રમાં ભય તરવરી રહ્યો હતો, એવા ભગવાનના મુખને જોયા કરતી ગોપીઓએ, આ પ્રમાણે યશોદાને કહ્યું, ત્યારે યશોદાજી હસી પડયાં, પણ પુત્રને ધમકાવવાની ઇચ્છા કરી નહિં–પુત્રને ધમકાવી શક્યાં નહિં. [૩૧]

૩૧ વિવેચનઃ—

**પવં**—' અરે ચોર ! એમ કહીને બોલાવીએ છીએ ત્યારે ' એટલો બધો અર્થ–**પવં** શબ્દમાં છે, એમ શ્રીધરસ્વામી કહે છે. ગોપીકાઓના ઘરમાં જે ચોરીનાં કામ કરે છે, તેને યોગીઓ મહાન્ યોગી કહે છે, અને વેદાંતીઓ **પરબ્રહ્મ** કહે છે. ગીતાની ટીકામાં શ્રીમધુસૂદન સ્વામી કહેછે કે–' અદ્વૈત સિદ્ધાંતરૂપી સામ્રાજ્ય ઉપર બેઠેલા–શોભતા જે અમે, તેમને સ્વર્ગ સુધીના વૈભવો તૃણ સમાન છે, તો પણ હે શ્રીકૃષ્ણ ! અમે તમારા ચરણના દાસ છીએ–ચરણામૃતના અભિલાષી છઇએ. આપ કે જે જ્ઞાનીઓના આશ્રય સ્થાન છો–પૂજ્ય છો–વંદનીય છો, તેમણે અજ્ઞાન ગોપીકાઓના ટુંકારા ખાધા–ગોપીકાઓએ આપને પોતાના દાસ બનાવ્યા, તે વાત જાણી અમને બહુ લાગી આવે છે, શું તે વાત આપ કે જે પરબ્રહ્મ છો તેમનામાં, અને અમે કે જ્ઞાની છઇએ તેમનામાં, કલંકરૂપ નથી ! ' વિગેરે. તાત્પર્ય–'પતિ પત્નિના સંબંધને જેમ પરણાવનારો ગોર યથાર્થ રીતે સમજી શકે નહિં–વરવહુનાં માતાપિતા પણ તે સબંધને યથાર્થ રીતે સમજી શકે નહિં. માતાના નાના બાળક પ્રત્યેના સંબંધને બાળકનો પિતા સમજી શકે નહિં–બાળકનો મોટો ભાઇ અગર મોટી બ્હેન પણ તે સબંધને સમજી શકે નહિં–તે પ્રમાણેજ ગોપીકાઓએ આપની સાથે જે સંબંધ બાંધ્યો, આપને જે રીતે રીજવ્યા તે વાત જ્ઞાનીઓ પણ સમજી શક્યા નથી. '

ધૂન—**જય જય ગોવિંદ ગિરધારી, કૃષ્ણ ચરણકી બલિહારી.** [ બે ચાર મિનિટ થવા દો. ]

ગોપીઓ લડે, ત્યારે તેમની સામે શ્રીકૃષ્ણ તીનપાંચ કરે છે. સારા સારા ઘરમાં મુતરી અને હગી જાય છે. તે બીના તેમની લૌકીક બાળકના જેવી ચેષ્ટા સૂચવે છે. અધ્યાત્મદષ્ટિથી જોઇએ તો તેમાં એવો ભાવ છે કે–જેને માટે સંસારીઓ પ્રભુનો ત્યાગ કરે છે, તે તમામ નાશવંત પદાર્થો જ્ઞાનીઓને મન વિષ્ટા અને મુતર સમાન છે. ગોપીકાઓએ છેવટમાં કહ્યું કે–ઉપર પ્રમાણે તોફાન કરે છે, તો પણ તમારી પાસે આ બાળક ડાહ્યો ડમરો થઇને બેઠો છે, આ બીના પણ લૌકિક બાળકનો સ્વભાવ સૂચવે છે.

ગોપીઓની ફર્યાદથી પ્રભુ જાણે ડરી ગયા હોય–ગભરાઇ ગયા હોય તેવા દેખાયા, સભય મુખની શોભા સ્ત્રીઓ જોઇ રહી, અને માતા યશોદા પુત્ર ભાવમાં હસી પડયાં–શ્રીકૃષ્ણને ઠપકો દઇ શક્યાં નહિં. આ બધી બાળકને ઘટે એવી ચેષ્ટાઓ છે.

આવી ચેષ્ટા કરનારા ભગવાન્ અમારા તમારા ઉપર પ્રસન્ન થાઓ, એમ કહીને આગળ વધીએ.

હવે **માટી ખાધાનો** વિષય શરૂ થાય છે. આ વિષય પાછળ સાતમા અધ્યાયમાં ૩૬-૩૭ અને ૩૮ મા શ્લોકોમાં છે. તે સંબંધી અહિં વિશેષ ખુલાસો થશે.

**एकदा क्रीडमानास्ते, रामाद्या गोपदारकाः ॥**
**कृष्णो मृदं भक्षितवा-निति मात्रे न्यवेदयन् ॥ ३२ ॥**

**અર્થ**—એક દિવસે રમતાં રમતાં, રામ જેમાં મુખ્ય છે એવા ગોપબાળકોએ, યશોદાને કહ્યું કે–' શ્રી કૃષ્ણે માટી ખાધી.' [૩૨].

૩૨ વિવેચન—

'શ્રીકૃષ્ણે માટી ખાધી,' તે સમાચાર બળભદ્રાદિ ગોપકુમારોએ યશોદાને આપ્યા તે સાંભળીને યશોદાજી શું કરે છે તે ભાવથી સાંભળો—

આ વિષય ૩૨ થી ૪૫ મા શ્લોક સુધી ચાલશે.

**सा गृहीत्वा करे कृष्ण-मुपालभ्य हितैषिणी ॥**
**यशोदा भयसंभ्रान्त-प्रेक्षणाक्षमभाषत ॥३३॥**
**कस्मान्मृदमदान्तात्मन्-भवान्भक्षितवान्रहः ॥**
**वदन्ति तावका ह्येते, कुमारास्तेऽग्रजोऽप्ययम् ॥३४॥**

**અર્થ**—શ્રીકૃષ્ણનું હિત ઇચ્છનારા–શ્રીકૃષ્ણમાં પુત્ર ભાવ રાખનારાં યશોદાજીએ-ભયથી જેની આંખો ચકરવકર થઈ રહી હતી એવા શ્રીકૃષ્ણનો હાથ પકડીને, અને તેને ઠપકો દઇને, કહ્યું કે–' હે અટકચાળા ! શા કારણથી તેં છાનીમાની માટી ખાધી ? તેં માટી ખાધી તે વાત આ તારા ગોઠીયા અને તારો મોટો ભાઈ બલરામ (મને) કહે છે. [૩૩-૩૪]

૩૩-૩૪ વિવેચનઃ—

**भयसंभ्रांत प्रेक्षणाक्षम् कृष्णं**—'ભયથી જેની આંખો ચકરવકર થતી હતી એવા શ્રીકૃષ્ણને' હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપુ જેવા સમર્થ અસુરોને જેણે ચીરી નાંખ્યા, તે શ્રીકૃષ્ણ

---

૩૨ પદચ્છેદ—**एकदा**-એક વખત. **रामाद्याः ते गोपदारकाः**-રામ મુખ્ય છે એવા તે ગોપબાળકોએ **क्रीडमानाः**-રમતાં રમતાં **मात्रे न्यवेदयन्**-યશોદા માતાને કહ્યું કે-**कृष्णः मृदं भक्षिवान् इति**-કૃષ્ણે માટી ખાધી.

૩૩-૩૪ પદચ્છેદ—[**हितं इच्छति इति हितैषिणी**] **सा हितैषिणी यशोदा**-હિત ઇચ્છનારાં યશોદાજીએ. **कृष्णं करे गृहीत्वा**-શ્રીકૃષ્ણનો હાથ પકડીને. **भयेन संभ्रांत-प्रेक्षणे अक्षिणी यस्य सः भयसंभ्रांतप्रेक्षणाक्षः तम्**-ભયથી જેની આંખો ચકરવકર થઈ રહી હતી તે કૃષ્ણને **उपालभ्य**-ઠપકો દઇને. **अभाषत**-નીચે પ્રમાણે કહ્યું: [**अदान्तः** (અશાંત) **आत्मा यस्य सः**-] **भो अदान्तात्मन्**-હે અટકચાળા ! **कस्मात्**-શા કારણથી. **भवान्**-તેં. **रहः**-છાનીમાની. **मृदं भक्षितवान्**-માટી ખાધી. **हि**-કારણકે **एते तावकाः कुमाराः**-આ તારા ગોઠીયા બાળકો. **अयं ते अग्रजः अपि**-અને આ તારા મોટા ભાઈ પણ **वदन्ति**-એમ કહે છે.

અત્યારે યશોદાથી ડરે છે, આ શું ? આ બાળચેષ્ટા. આ યશોદા ઉપર મહાન્ ઉપકાર-માટીને બ્હાને યશોદાને પોતાનું પ્રભુત્વ-વૈરાટ સ્વરૂપ દેખાડવાની પ્રભુ કૃપા કરે છે. શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે—ગીતા અ. ૧૧.

**नाहं वेदैर्न तपसा, न दानेन न चेज्यया ॥५३॥**
**भक्त्यात्वनन्यया शक्य, अहमेवंविधोऽर्जुन ॥५४॥**

'હે અર્જુન! વેદાધ્યયન વડે, તપ વડે, દાન વડે, યજ્ઞ વડે, હું વિશ્વરૂપનાં દર્શન આપી શકતો નથી; પણ અનન્ય ભક્તિવાળો પુરૂષ મને આ રીતે જોઇ શકે છે.'

**हितैषिणी यशोदा**—શ્રીકૃષ્ણને સુખે સુખી અને શ્રીકૃષ્ણને દુઃખે દુઃખી એટલે **अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः । तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥** ગીતા અ. ૮. ૧૪. આવા શ્લોકોને આધારે યશોદા પ્રભુને સન્મુખ થયાં હતાં-યશોદા અધિકારી બન્યાં હતાં.

યશોદાએ શ્રીકૃષ્ણને ધમકાવ્યા તેનો જવાબ હવે શ્રીકૃષ્ણ આપે છે, સાંભળો—

**नाहं भक्षितवानम्ब, सर्वे मिथ्याऽभिशंसिनः ॥**
**यदि सत्यगिरस्तर्हि, समक्षं पश्य मे मुखम् ॥३५॥**

**અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે-'હે માતાજી ! મેં માટી ખાધી નથી. સર્વે ખોટું બોલે છે. તેઓ સાંચું બોલે છે, એમ આપને લાગતું હોય, તો આપ પોતે મારૂં મુખ તપાસો.' [૩૫]**

૩૫ વિવેચનઃ—

**सर्वे मिथ्याभिशंसिनः**—'આ બધા જુઠું બોલે છે,' એમ શ્રીકૃષ્ણે યશોદાને કહ્યું 'અસત્ય જેવું એકે પાપ નથી, છતાં શાસ્ત્રમાં અસત્ય ક્યાંથી આવ્યું ? શ્રીકૃષ્ણ અગર શ્રીકૃષ્ણના સખાઓ અસત્ય બોલે, તે પણ વ્યાજબી નથી.' એવા વિચારો અનાયાસે હૃદયને ઘેરી લે તેનો ખુલાસો સાંભળો—'શ્રીકૃષ્ણે માટી ખાધી,' એવું બળભદ્રાદિ ગોપ બાળકોએ કહ્યું, તે વાત સત્ય છે. એ બ્હાને યશોદાજીને વિશ્વદર્શન કરાવવું હતું, માટે શ્રીકૃષ્ણે માટી ખાધાનો દેખાવ કર્યોજ હશે. મિથ્યા કહેવામાં એવો ભાવ જણાય છે કે—'અનેક બ્રહ્માંડો રૂપી માટી મારા મુખમાંજ છે, તેથી મારે માટી ખાવી પડે તેમ નથી.' અથવા **हरिरेव जगत् जगदेव हरिः ।** હરિ એજ જગત્ અને જગત્ એજ હરિ.' એટલે 'મારાથી જગત્ જુદું નથી.'

**पुरुषः स परः पार्थ, भक्त्या लभ्यस्त्वनन्यया ॥**
**यस्यांतः स्थानि भूतानि, येन सर्वमिदं ततम् ॥८-२२ ॥**

વિગેરે શ્લોકો ઉપલી વાતને સુદૃઢ કરે છે. તેથી પણ આગળ વધીને જોઇએ, તો સમજાય છે કે—શ્રી કૃષ્ણ યશોદાને સૂચવે છે કે—**'જે પ્રભુ છે-જે પરમાત્મા છે, તે હું જ છઉં.'**

---

૩૫ પદચ્છેદ—**भो अंब**-હે માતાજી! **अहं न भक्षितवान्**-મેં માટી ખાધી નથી. **सर्वे मिथ्या अभिशंसिनः [ अभिशंसंति इति अभिशंसिनः ]**-સર્વે ખોટું બોલે છે. **यदि**-જો, **सत्या गिरः येषां ते सत्यगिरः**-તેઓ સાચું બોલે છે એમ તમને લાગતું હોય તો, **समक्षं मे मुखं पश्य**-આપ પોતે મારૂં મુખ જુઓ.

**समक्षं पश्य मे मुखं**—'તમે પોતે મારૂં મુખ જુઓ.' એટલે-'આ બધી યુક્તિ તમારે માટેજ છે. બીજાને માટે નથી. માટે હે માતાજી! તમે પંડે મારૂં મુખ જુઓ. તમને તેમ કરવાનો અધિકાર છે, વિગેરે.'

પ્રભુએ મોઢું ફાડયું, અને યશોદાજીએ મોઢામાં શું દેખ્યું, તે સાવધાનતાપૂર્વક સાંભળો—

**यद्येवं तर्हि व्यादेहीत्युक्तः स भगवान्हरिः ॥**
**व्यादत्ताव्याहतैश्वर्यः क्रीडामनुजबालकः ॥३६॥**
**सा तत्र ददृशे विश्वं, जगत्स्थास्नु च खं दिशः ॥**
**साद्रिद्वीपाब्धिभूगोलं, सवाय्वग्नीन्दुतारकम् ॥३७॥**
**ज्योतिश्चक्रं जलं तेजो, नभस्वान्वियदेव च ॥**
**वैकारिकाणीन्द्रियाणि, मनोमात्रा गुणास्त्रयः ॥३८॥**

વિશ્વદર્શનમાં ખાસ આશ્ચર્ય જેવું જે કાંઇ છે, તે હવે કહે છે.

**एतद्विचित्रं सहजीवकाल स्वभावकर्माशयलिङ्गभेदम् ॥**
**सूनोस्तनौ वीक्ष्य विदारितास्ये, व्रजं सहात्मानमवाप शङ्काम् ॥३९॥**

અર્થ—યશોદા, શ્રીકૃષ્ણને કહે છે કે-'જો એમ હોય તો, એટલે તું સાચો હો-તો, તારૂં મુખ ઉઘાડ.' એમ કહેતાં જે અખંડ ઐશ્વર્યવાળા છે, તથા જે ક્રીડાથી મનુષ્યના બાળક બન્યા હતા, તે શ્રીકૃષ્ણે પોતાનું મોઢું ફાડયું.

---

૩૬ પદચ્છેદ—**यदि एवं तर्हि**-એમ હોય તો-એમ છે ત્યારે. **व्यादेहि**-તારૂં મુખ ઉઘાડ. **इति उक्तः**-એમ કહેવાથી. **अव्याहतं ऐश्वर्यं यस्य सः अव्याहतैश्वर्यः**-જે અખંડ ઐશ્વર્યવાળા છે તથા **क्रीडया मनुजस्य बालकः**-જે ક્રિડાથી મનુષ્યના બાળક બન્યા હતા એવા **भगवान् हरिः**-શ્રીકૃષ્ણે **व्यादत्त**-પોતાનું મોઢું ફાડયું.

૩૭-૩૮-૩૯ પદચ્છેદ—**जगत् स्थास्नु विश्वं**-જંગમ તથા સ્થાવર વિશ્વ જગત્. **च**-અને **खं, दिशः**-અંતરિક્ષ દિશાઓ. **सा द्रिद्वीपाब्धिभूगोलं**-પર્વતો, દ્વીપો, સમુદ્રો સહિત પૃથ્વીનો ગોળો (દેખ્યો). **वायुश्च अग्निश्च इन्दुश्च तारकाश्च ताभिः सहितं इति ज्योतिश्चक्रं**-વાયુ, વિજળી, ચંદ્ર અને તારાઓ સહિત તારામંડળ (દેખ્યું.) **जलं तेजः**-જળ અને તેજ. **नभस्वान्**-સૂક્ષ્મ પવન. **वियत्**-આકાશ. **एव च**-તે પણ. **वैकारिकाणि इन्द्रियाणि**-ઇંદ્રિયો અને ઇંદ્રિયોના દેવો. **मनोमात्राः**—મન તથા પંચતન્માત્રા શબ્દાદિ પંચ વિષય. **त्रयः गुणाः**-ત્રણ ગુણો. **जीवश्च कालश्च स्वभावश्च कर्म च आशयश्च** (કર્મના સંસ્કાર) **तैः कृताः लिंगभेदाः तैः सहितं इति एतद्**-જીવ, કાળ, સ્વભાવ, કર્મ અને કર્મના સંસ્કાર તેથી થતા શરીરોના ભેદો એવું આ કાંઇ દીઠું. **सूनोः तनौ**-બાળકના નાના **विदारितं आस्यं तस्मिन्**-પહોળા થએલા મુખમાં. **आत्मना सहितं सहात्मा नम् सहात्मानम् इति व्रजं**-વ્રજ કે જેમાં પોતે પણ છે એવું વ્રજ **वीक्ष्य**-દેખીને. **एतद् विचित्रं**-આતો કાંઇ નવાઇ જેવું છે એવી **शंकाम् अवाप**-યશોદાને શંકા થઇ.

**[૩૬] [શ્રીકૃષ્ણે મુખ ફાડયું અને યશોદાએ મુખમાં જોયું, તો] જંગમ અને સ્થાવર જગત્, અંતરિક્ષ, દિશાઓ, પર્વતો, દ્વીપો, સમુદ્ર સહિત પૃથ્વીનો ગોળો, વાયુ, વિજળી, ચંદ્ર, અને તારાઓ સહિત જ્યોતિશ–ચક્ર, જળ, તેજ, સૂક્ષ્મ પવન અને આકાશ, ઇંદ્રિયો અને ઇંદ્રિયોના દેવો, મન અને પંચતન્માત્રા, શબ્દાદિ પંચવિષયો, ત્રણ ગુણો, જીવ, કાળ, સ્વભાવ, કર્મ અને કર્મના સંસ્કાર તથા તેથી થતા શરીરના ભેદો, વ્રજ કે જેમાં પોતે પણ છે, વિગેરે યશોદાએ પુત્રના પહોળા કરેલા નાના મુખમાં દેખ્યું. એવું દેખીને 'આ તો કાંઇ નવાઈ જેવું છે.' એમ યશોદાને શંકા થઈ. [૩૬ થી ૩૯].**

૩૬ થી ૩૯ વિવેચનઃ—

સ્થૂળ અને સૂક્ષ્મ એ બેઉ બ્રહ્માંડના મુખ્ય ભાગો છે. ઇંદ્રિયોના દેવ, ઇંદ્રિયો, મન, શબ્દાદિ પાંચ વિષયો, ત્રણ ગુણ, જીવ, કાળ, સ્વભાવ, કર્મ, કર્મના સંસ્કાર, વિગેરે સૂક્ષ્મ તત્ત્વના વિષયનું વર્ણન કરીએ, તો સ્થુળ વિષય સંતાઇ જાય, [ વિવેક ચૂડામણિનો ગ્રન્થ હવે તો તૈયાર થઈ ગયો છે. તેમાં ઘણા ખુલાસા છે. ]

**सहात्मानं इति व्रजं वीक्ष्य**—પોતે પણ જેમાં છે, એવા વ્રજને બાળકના મુખમાં દેખીને, તાત્પર્ય–અરિસામાં બીજું તમામ દેખાય, પણ અરિસામાં અરિસો પોતે દેખાય નહિં. તેમ શ્રીકૃષ્ણના મુખમાં યશોદા સહિત વ્રજ પણ દેખાયું. યશોદાની સાથે શ્રીકૃષ્ણ પણ શ્રીકૃષ્ણના મુખમાં દેખાયા. **सहात्मानं** ને બદલે **सहात्मजं** હોય તો **અર્થ** વિશેષ સ્પષ્ટ થાય.

આ સંબંધમાં શ્રીકૃષ્ણ પોતે બોલ્યા છે કે—

**मत्तः परतरं नान्यत्, किंचिदस्ति धनंजय ॥**
**मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥७॥** [ગીતા. અ. ૭.]

હે ધનંજય ! મારાથી ઉત્તમ–જુદું–હોય એવું કાંઈ પણ નથી, જેમ દોરામાં અનેક મણિયો પરોવાયેલાં હોય છે, તેમ મારામાં આ સર્વ ભૂતો પરોવાયેલાં છે.

**मया ततमिदं सर्वं, जगदव्यक्तमूर्तिना ॥**
**मत्स्थानि सर्वभूतानि, न चाहं तेष्ववस्थितः ॥** [ગીતા. અ. ૯–૪.]

વિગેરે શ્લોકો સિદ્ધ કરે છે કે—શ્રીકૃષ્ણ પોતાના મુખમાં અને બહાર બેઉ રીતે દર્શન આપી શકે–એજ તેમની વિલક્ષણતા, એજ તેમનું પ્રભુત્વ.

અર્જુનને દિવ્ય ચક્ષુ આપી હતી, એમ યશોદાજીને પ્રભુએ દિવ્યચક્ષુ આપી હશે. આવા ચમત્કાર પ્રભુએ નંદજીને કેમ ન બતાવ્યા ?–શ્રીરામે પણ કૌશલ્યાને પ્રભુત્વ બતાવ્યું હતું. તેનું કારણ માત્ર એટલુંજ છે કે—માતા પિતા બેઉ બાળકના રક્ષક, પણ માતા તો—

**अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः ॥**
**तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥** [ગીતા. અ. ૯–૧૪.]

માતાનો બાળક પ્રત્યે જે પ્રેમ છે—જે ભાવ છે તે હજી સુધી કોઈ આંકી શકયું નથી.

ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણના મુખમાં બ્રહ્માંડો જોઇને યશોદા શો વિચાર કરે છે, તે ભાવથી સાંભળો—

**किं स्वप्न एतदुत देवमाया, किंवा मदीयो बत बुद्धिमोहः ।।**
**अथो अमुष्यैव ममार्भकस्य, यः कश्चनौत्पत्तिक आत्मयोगः ।।४०।।**

અર્થ—યશોદાજી શંકા કરે છે કે–' શું આ સ્વપ્ન છે? કે દેવની માયા છે? અગર મને બુદ્ધિમાં ભ્રમ થયો છે? ના એમ તો નહિં–ત્યારે? આ મારા બાળકનું કાંઈક સામાન્ય ઐશ્વર્ય છે. (૪૦)

૪૦ વિવેચન—

જેમ અરિસામાં અરિસો દેખાય નહિં, તેમ મારા પુત્રના મુખમાં, એજ મારો પુત્ર ન દેખાવો જોઇએ. આ તો મારો એજ પુત્ર, એજ પુત્રના મુખમાં–શ્રીકૃષ્ણના મુખમાં–દેખાય છે, તેથી ખાત્રી થાય છે કે–મારી બુદ્ધિમાં બ્રહ્મ થયો નથી, પણ આ પુત્રમાંજ કાંઇક ચમત્કાર છે. એકલે આ બાળકજ કાંઇક ચમત્કારી છે.

**आश्चर्यवत्पश्यति कश्चिदेन-माश्चर्यवद्वदति तथैव चान्यः**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति, श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥**
( ગીતા અ. ૨–૨૯. )

શ્રીકૃષ્ણ કહે છે કે—આ આત્માને કોઇ આશ્ચર્ય જેવો જુએ છે, કોઇ તેને આશ્ચર્ય જેવો કહે છે, કોઇ તેને આશ્ચર્ય જેવો શ્રવણ કરે છે, અને કોઈ તેને તેવો સાંભળવા છતાં પણ જાણી શકતો નથી. (૨૯) (અપુર્ણ).

---

**ભાવનગર સત્સંગ મંડળ**—ગયા કાર્તક શુદી પાંચમથી માગશર શુદી અગ્યારશ સુધી ભાવનગર સત્સંગ મંડળનો લાભ લીધો. બે દીવસ શિહોરમાં પણ સત્સંગનો લાભ લીધો. કબીર સાહેબ કહેતા હતા કે હું બહાવરો છું કે જગત બહાવરૂં? એવો પ્રશ્ન મને પણ થયો. કથાઓ ઘણે ઠેકાણે દેખી પણ ભણેલા ભણે અભણને લાભ નહિ. મને એવી કથા ગમતી નથી; મને તો એમ ગમે છે કે જે પુસ્તક કથા કહેનારાના હાથમાં હોય તેજ ઢબનું અથવા તેજ આવૃતિના પુસ્તકો શ્રોતાઓના હાથમાં પણ જોઇએ અને પછી કથા થાય તો શ્રોતાઓના મગજમાં કહેલી વાત ટકી શકે. ગીતા, ઉપનિષદ અને તુળસીકૃત રામાયણની કથા વખતે તો શ્રોતા વક્તાના હાથમાં એકજ પ્રકારના પુસ્તકો જોઇએ. વક્તાએ સત્સંગ મંડળમાં ઉપયોગી થાય તેવા પુસ્તકો બનાવવા જોઇએ અગર પોતાને ઉપયોગી લાગે તેવા એકજ ઢબના પુસ્તકો મંગાવવા જોઇએ. ક્લાસના રૂપમાં કામ કરવાથી પ્રયત્ન સફળ થશે. અમારા પ્રયત્નનું પરીણામ જોવું હોય તો ભાવનગર સત્સંગ મંડળના દર્શન કરવા.

તંત્રી.

---

૪૦ પદચ્છેદ—**एतद् किं स्वप्न?**–શું આ સ્વપ્ન છે? **उत**–ત્યારે **किं देवमाया**–દેવની માયા છે? **वा**–અથવા **किं**–શું **मम अयं मदीयः**–મારો. **बुद्धिमोहः**–બુદ્ધિમાં ભ્રમ થયો છે. ના એમતો નહિં. **अथ**–ત્યારે. **अमुष्य मम अर्भकस्य एव**–આ મારા બાળકનુંજ **कश्चन औत्पत्तिकः आत्मयोगः**–સ્વાભાવિક કાંઈ ઐશ્વર્ય છે.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ-ખજુરીની પોળ-અમદાવાદ.

પુસ્તક ૯ મું. સંવત ૧૯૮૪ માઘ માસ, અંક ૧ લો.

**હયો ત્યારે જય શ્રીકૃષ્ણ**—વ્હાલાં હરિજનો ! પ્રભુ કૃપાથી આપણે ફરી મળ્યાં. આ અંકની સાથે આ પત્રિકાનું નવમું વરસ શરૂ થાય છે, અને મોક્ષ મંદિર ખોલ્યાંને દસમું વરસ શરૂ થાય છે. ( મોક્ષ મંદિર સંવત ૧૯૭૫ ની વસંત પંચમીએ ખોલ્યું હતું. ) નવા વરસની શરૂઆતમાં આપને સૌને ઘણાજ હેતથી જય શ્રીકૃષ્ણ કહીને કાર્ય શરૂ કરીએ.

## નવા વરસના મંગળમાં-પ્રાર્થના.

**ॐ अग्ने नय सुपथा राये अस्मान्, विश्वानि देव व[illegible]नानि विद्वान् ।**
**युयोध्यस्मज्जु[illegible]राणमेनो भूयिष्ठां, ते नमउक्तिं विधेम ॥१॥**
[ઇશોપનિષદ્]

**भद्रं कर्णेभिः श्रुणुयाम देवा, भद्रं पश्येमाक्षभिर्यजत्राः ॥**
**स्थिरैरंग[illegible]ष्टुवांस[illegible]भिर्-व्यशेमहि देवहितं यदायुः ॥२॥**
**आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम् ।**
**आ राष्ट्रे राजन्यः शूरइषव्योऽतिव्याधी महारथो जायताम् ॥**
**दोग्ध्री धेनुर्वोढा नड्वा नाशुः सप्तिः पुरन्धिर्योषा ।**
**जिष्णू रथेष्ठाः, सभेयो [illegible]वास्य यजमानस्य वीरो जायता[illegible] ॥**
**निकामे निकामे नः पर्जन्यो वर्षतु, फलवत्यो न ओषधयः [illegible]च्यन्तां ।**
**योगक्षेमो नः कल्पताम् ॥३॥** [વેદવાણી]

અર્થ—હે અગ્નિસ્વરૂપ પરમાત્મા ! હે અમારાં સર્વે કર્મોને જાણનારાં (અંતર્યામિ) પ્રભુ ! અમે આપને પ્રમાણ કરીએ છીએ. (આ ભવસાગરની ભુલવણીમાં) આપ અમને સદાએ શુભ માર્ગ બતાવજો; તથા અશુભ અને પાપના માર્ગથી દૂર રાખજો. [૧] હે પરમાત્મા ! અમારા ઉપર એવી કૃપા કરો કે, અમે આપના સાચા ભક્ત થઇને, (૧) સદાએ કાનદ્વારા (કથામૃત રૂપી) પવિત્ર શબ્દો સાંભળીએ; (૨) નેત્રોથી (સંત-સદ્ગુરૂ અગર આપની મૂર્તિઓ

રૂપી) સુખકર દશ્યો જોઇએ; આપની કૃપાથી સદા આરોગ્ય રહીને, સદા આપની સ્તુતિ કરીએ, અને લાંબુ આયુષ્ય ભોગવીએ. [૨] હે પ્રભુ ! આ વિશાળદેશમાં બ્રહ્મચર્ય પાળનારા (તેજસ્વી અને બ્રહ્મવેત્તા) બ્રાહ્મણો ઉત્પન્ન થાઓ; અસ્ત્ર અને શસ્ત્ર વિદ્યામાં કુશળ, દુષ્ટોને શિક્ષા કરનારા, નિર્ભય અને મહા બળવાન્ વીર ક્ષત્રિયો ઉત્પન્ન થાઓ. દુધ આપનારી ગાયો અને ભાર ઉપાડનારા સમર્થ બળદો પેદા થાઓ; ત્વરાથી ચાલનારા ઘોડા ઉત્પન્ન થાઓ. વ્યવહાર કુશળ સ્ત્રીઓ, અને શત્રુઓને હંફાવનારા મહારથી-વિજયી પુરૂષો-ઉત્પન્ન થાઓ. યજમાનોના ઘર વીર (આસ્તિક) પુત્રોથી ભરપુર રહો. જરૂર જેટલો વરસાદ થાઓ, ઉત્તમ ફળોને આપનારી વૃક્ષાદિ વનસ્પતિઓ પાકો, અને અમારા સર્વેના યોગ ક્ષેમનું રક્ષણ થાઓ. [૩]

ગઇ સાલના અંકો—ગઇ સાલના અંકો પુસ્તકના રૂપમાં બંધાવી લેવાનું ચૂકશો નહિંજી. કોઇ અંક ખૂટતો હોય, તો ચૈત્ર વદી ૧૧ પછી મંગાવી લેશોજી. અહીં હશે તો જરૂર મોકલવામાં આવશે.

પાછલાં પુસ્તકો—મોક્ષ પત્રિકાનાં પાછલાં પુસ્તકોની ફાઇલો હજી મળી શકે છે. કીંમત લીસ્ટમાં છે. પુસ્તકો થઇ રહ્યાં પછી મંગાવશો, તો સો રૂપૈયા દેતાં એક પુસ્તક નહિં મળે, માટે હાલ મંગાવી લેશોજી. **દશમ સ્કંધનું પ્રથમ** પુસ્તક (એટલે મોક્ષ પત્રિકાનું ૮ મું. પુસ્તક) બંધાઈ ચૂક્યું છે.

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૮ મો ચાલુ.

ગયા વરસના ૩૮૪મા પાના ઉપર આઠમા અધ્યાયના ૪૦ મા શ્લોકનું વિવેચન શરૂ કર્યું છે. હવે આગળ વધીએ—

**ખાસ સૂચના**—આ પુસ્તક શરૂ કર્યાં પહેલાં, ગઇ સાલનું પુસ્તક અવશ્ય વાંચવું ઘટે છે. તે અંકો બંધાઇને પુસ્તક તૈયાર થયું છે. કીંમત રૂા. ૨-૬-૦ પોસ્ટેજ સાથે.]

બોલો શ્રી કૃષ્ણ બળદેવકી જય. દ્વારકાંધીશકી જય-હર હર મહાદેવ હર—

**बहिरंतश्च भूताना-मचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं, दूरस्थं चांतिके च तत् ॥१६॥**
**अविभक्तं च भूतेषु, विभक्तिमिव च स्थितं ।**
**भूतभर्तृ च तज्ज्ञेयं, ग्रसिष्णु प्रभविष्णु च ॥१७॥**

[ગીતા અ. ૧૩.]

શ્રીકૃષ્ણ કહે છે કે—તે પરબ્રહ્મ સર્વ સ્થાવર જંગમ ભૂતોની બહાર તેમજ અંદર વ્યાપીને રહેલું છે, છતાં અતિ સૂક્ષ્મ હોવાથી; મન ઇંદ્રિયાદિ વડે જાણી શકાતું નથી. સમીપ છતાં દૂર ભાસે છે. (૧૬) તે અખંડ અવિભક્ત હોવા છતાં, ભૂતોમાં વિભક્ત-વહેંચાયેલા-ની માફક દેખાય છે. વળી તે જ્ઞેય બ્રહ્મ ભૂતોનું પોષક છતાં. સર્વનો સંહાર કરનાર, અને સર્વની ઉત્પત્તિ કરનાર પણ છે. (૧૭)

ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણના મુખમાં, તેના તે શ્રીકૃષ્ણને દેખીને, યશોદા ચકિત થઇ ગયાં.

'યશોદાને ખાત્રી થઇ કે-આ મારો પુત્રજ કાંઇક ચમત્કારીક છે, આ મારો પુત્ર સાક્ષાત્ નારાયણ છે. એવા ભાવથી હવે યશોદા પ્રભુના ચરણનો મહિમા ગાય છે—

**अथो यथावन्न वितर्कगोचरं, चेतोमनः कर्मवचोभिरंजसा ॥**
**यदाश्रयं येन यतः प्रतीयते, सुदुर्विभाव्यं प्रणताऽस्मि तत्पदम् ॥४१॥**

ઉપર પ્રમાણે યશોદા પ્રભુને શરણે આવીને વિચાર કરે છે કે—

**अहं ममासौ पतिरेष मे सुतो, व्रजेश्वरस्याखिलवित्तपा सती ॥**
**गोप्यश्च गोपाः सहगोधनाश्च मे, यन्माययेत्थं कुमतिः स मे गतिः ॥४२॥**

અર્થ—આ છેલ્લો પક્ષજ—છેલ્લો મતજ-મને ઠીક લાગે છે. [ એટલે 'આ મારા બાળકમાં કાંઇક સામાન્ય ઐશ્વર્ય છે.' તે વિચારજ મને ઠીક જણાય છે. જગત્ કે જે ચિત્ત-મન-કર્મ અને વાણીથી યથાર્થ રીતે તર્કમાં આવી શકતું નથી; તે જેને આશ્રયે રહેલું છે, જેના વડે અને જેમાંથી આ-જગત્-દૃશ્ય-દેખાય છે; તેના અચિંત્ય ચરણમાં હું પ્રણામ કરૂં છઉં. [૪૧] 'હું યશોદા છઉં, આ મારો પતિ છે, આ મારો પુત્ર છે, હું નંદરાયના સઘળા ધનની ધણીયાણી છઉં; ગાયોના ધણો સહિત ગોપો મારા છે.' એવી (મારાપણાની) કુમતિ જેની માયાથી મને થઈ છે, તે (માયાના પતિ) ઇશ્વર મારૂં શરણ છે. [૪૨]

૪૧ વિવેચન—**सापि भगवता प्रेरिता भगवदिच्छया प्राप्तज्ञानशक्तिः तन्मध्यस्थितं जगद्द्रष्टवती ॥** સુબોધિની ॥ ભગવાને પ્રેરલાં યશોદાજી, ભગવાનની ઇચ્છાથી જ્ઞાનશક્તિ પ્રાપ્ત થતાં, ભગવાનમાં રહેલાં જગત્‌ને જોવા લાગ્યાં.

**अथ**—ત્યારે તો આ છેલ્લો પક્ષજ, એટલે-'મારો પુત્ર કાંઇક ચમત્કારી છે,' તે પક્ષજ મને ઠીક જણાય છે. આ પણ પ્રભુ કૃપા સમજવી. શ્રીકૃષ્ણે અવતાર લઇને ઘણાંને ચમત્કાર દેખાડયા, પણ તેમને પ્રભુ રૂપે ઓળનારાં ઘણાંજ થોડાં નીકળ્યાં. સૌએ તેમને-કામણગારો,

---

૪૧ પદચ્છેદ—**अथ**-ત્યારે તો આ છેલ્લો પક્ષજ ઠીક જણાય છે. **चेतोमनःकर्मवचोभिः**-જગત્ કે જે ચિત્ત, મન, કર્મ અને વાણીથી **यथावत्**-યથાર્થ રીતે **अंजसा**-અને ત્વરાથી **न वितर्कगोचरं**-તર્કમાં આવી શકતું નથી. **यत् आश्रयं**-જેને આશ્રયે રહેલું છે. **येन यतः प्रतीयते**-જેના વડે અને જેમાંથી આ દૃશ્ય દેખાય છે. **तत्-तस्य** [ **दुःखेन विभावितुं शक्यं-दुर्विभाव्यं, सुतरां दुर्विभाव्यं सुदुर्विभाव्यं** ] **तस्य सुदुर्विभाव्यं पदम्**-તેના અચિંત્ય ચરણમાં **प्रणता अस्मि**-હું પ્રમાણ કરૂં છઉં.

૪૨ પદચ્છેદ-**अहं**-હું યશોદા છઉં. **असौ मम पतिः**-આ મારો પતિ છે. **एषः मे सुतः**-આ મારો પુત્ર છે. **व्रजेश्वरस्य अखिल वित्तं पाति इति सती**-હું નંદરાયના સઘળા ધનની ધણીયાણી છઉં **गोप्यः च**-ગોપીઓ. **सह गोधनाः गोपाः**-ગાયોના ધણો સહિત ગોવાળીયાઓ **मे**-મારા છે. **इत्थं यन्मायया कुमतिः**-એવી કુમતિ જેની માયાથી થઈ છે. **स मे गतिः** તે ઇશ્વર મારૂં શરણ છે.

ધુતારો, પાખંડી-વિગેરે નામો આપ્યાં; પણ 'આ તો સાક્ષાત્ નારાયણ છે-' એવી વાત તો કુંતા, વિદુરજી, દ્રૌપદી, પાંડવો, ભીષ્મ, ઉદ્ધવ અને એવાં ઘણાં થોડાંજ સ્ત્રી પુરૂષો સમજી શક્યાં. યશોદાને પણ આ ઝાંખી (આ જ્ઞાન) થોડા વખત માટેજ છે. તે તમે આગળ જોશો.

**यत्**—'જગત્' અગર દૃશ્ય' **वितर्कगोचरं न** -(ચિત્ત, મન, વાણી અને કર્મથી) સમજી શકાતું નથી. એમ કહેવામાં એવો ભાવ છે કે-મનુષ્ય ગમે એટલો ડાહ્યો હોય, પણ આ જગત્‌ને-આ દૃશ્યને-તે યથાર્થ રીતે જાણી શકતો નથી. દાડમમાં ગોઠવેલા દાડમના દાણા, દાડમમાંથી કાઢી લીધા પછી, કોઇ ડાહ્યો માણસ તે દાડમમાં દાણાને પાછા ગોઠવી શકતો નથી; ત્યારે તે દાડમના કર્તાને તો ક્યાંથીજ ઓળખી શકે? એટલે જેની કૃતિને યથાર્થ રીતે જાણી શકતો નથી, ત્યારે તેના કર્તાને-પરમાત્માને-કેવી રીતે જાણી શકે?

ઉઠે છે ત્યાંથી તે સુવે છે ત્યાંસુધી-'મારૂં મારૂં' કરે છે. તે સંબંધમાં સુંદરદાસજી કહે છે કે-

ઇંદવ છંદ.

તેં દિનચારી વિરામ લીયો શઠ, [1]તોર કહૈ કછુ વ્હૈ ગઇ તોરી;
જૈસહિ બાપ દદા ગય છાઁડિસુ, [2]તૈસહિ તું તજિ હૈ પલ ફેરી.
મારહિ કાલ ચપેટ અચાનક, હોઇ ઘરીકમેં રાખકિ [3]ઢેરિ;
સુંદર લે ન ચલૈ કછુ યે સંગ, [4] ભૂલિ કહૈ નર મેરિહિ મેરી;

**येन यतः प्रतीयते**-જેનાથી અને જેમાંથી આ દૃશ્ય પ્રતીત થાય છે-દેખાય છે, તે તત્ત્વને-તે પરમાત્માના પદને-તે પરમાત્માની શક્તિને શરણે જાઉં છઉં.

**सुदुर्विभाव्यं**—તે ચરણ અચિંત્ય છે. તેમ કહેવામાં એવો ભાવ છે કે-આપણે દાડમનાં વખાણ કરીએ, પણ દાડમના કર્તાનાં વખાણ ન કરીએ. સ્ત્રીનાં વખાણ કરીએ, પણ જેની કૃપાથી સ્ત્રી સાજી રહે છે, જેની કૃપાથી સ્ત્રી જીવતી રહે છે, તેનાં વખાણ કરવા ચૂકીએ છઇએ.

દૃષ્ટાંત—મનસુખરામ શેઠ સહકુટુંબ ડાકોર ગયા. સવારમાં ઉઠીને ગોમતીમાં સ્નાન કરીને સૌ મંગળાનાં દર્શન કરી આવ્યાં. તે વખતે તેમનો છોટુ નામનો પાંચ વરસનો દીકરો ઉંઘમાંથી ઉઠયો. બાળકને ગોમતીમાં સ્નાન કરાવી લાવવા ગુમાસ્તાને શેઠે આજ્ઞા કરી. સ્નાન કરાવવા જતી વખતે, શેઠે ગુમાસ્તાને કહ્યું કે—'ભાઇએ ઘરેણાં પહેર્યાં છે, માટે સાચવજો.' ગુમાસ્તાએ ગોમતીને કાંઠે આવીને, ભાઈનાં ઘરેણાં કાઢી લઇ, પોતાના ખોળામાં મુક્યાં. ભાઇ જળ તરફ દોડયા. ધીમે ધીમે એક બે ત્રણ એમ પગથીએ ઉતરીને, બાળક નાવા લાગ્યો. બાળક ડુબવા લાગ્યો, પણ ગુમાસ્તાએ ઘરેણાં સાચવવાની ખંતમાં બાળકની દરકાર રાખી નહિં. થોડીવારમાં બાળક ડુબી ગયો. ગુમાસ્તાએ આવી શેઠને ખબર આપી. શેઠે કહ્યું કે-'પણ તું ક્યાં મુવો હતો?' ગુમાસ્તાએ કહ્યું-'હું કાંઠેજ બેઠો હતો. ભાઇને મેં ડુબતાં દેખ્યો, પણ ઘરેણાં મુકીને હું ગયો નહિં. ઘરેણાં સાચવાનું આપે મને કહ્યું હતું, તેથી તે કામ મેં બરાબર કર્યું.'

---

૧ તું બધું તારૂં કહે, તેથી શું તે તારૂં થઇ ગયું? ૨ તે પ્રમાણે તારો પણ સમય બદલાશે, ત્યારે તારે પણ આ બધું તજીને જવું પડશે ૩ ઢગલો. ૪ 'મારૂં મારૂં' કહેનારો નર ભૂલો પડ્યો. છે. તેને ભ્રમ થયો છે.

ગુમાસ્તાની બેવકુફીનો વિચાર કરીને, શેઠ અફસોસ કરવા લાગ્યો. આ પ્રમાણે આપણી બેવકુફી દેખીને સદ્‌ગુરૂ તથા પરમાત્મા અફસોસ કરે છે. આટલા માટે પ્રભુનું ચરણ–શરણ **सुदुर्विभाव्यं** કહેવાય છે. ધ્યાનમાં ન આવે એવું છે. સમજણમાં ન સમાય એવું છે.

સંસાર વૃક્ષ સંબંધી ગીતાજી કહે છે કે—

**न रूपमस्येह तथोपलभ्यते, नांतो न चादिर्न च संप्रतिष्ठा ।**
**अश्वत्थमेनं सुविरूढमूलम्, असंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥**
**ततः पदं तत्परिमार्गितव्यं, यस्मिन्गता न निवर्तंति भूयः ॥**
**तमेव चाद्यं पुरुषं प्रपद्ये, यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥**

[ ગીતા અ. ૧૫ ]

[પ્રભુને શોધવામાં અત્યંત પ્રયત્ન કરવા કરતાં, મોટા પુરૂષોનો ભક્તિભાવ દેખીને અગર સાંભળીને, નિર્મળ ચિત્તથી પ્રભુને શરણે જતાં શીખવું જોઇએ.]

આ સંસારવૃક્ષનું રૂપ તેની આદિ, સ્થિતિ અને અંત કાંઇ પણ સમજવામાં આવતું નથી. વાસનારૂપી અતીપુષ્ટ મૂળોવાળા આ સંસાર વૃક્ષની પ્રવૃત્તિ જેમાંથી થઇ છે, તે પરમ-પદ શોધવા લાયક છે, જેને પામનારાઓને પાછું આ સંસારમાં આવવું પડતું નથી, તે આદિ પુરૂષનેજ હું શરણે છઉં,' એવી ભાવના કરવી જોઇએ. (૩–૪)

૪૨ વિવેચન—

**का ते कान्ता कस्ते पुत्रः, संसारोऽयमतीव विचित्रः**
**कस्य त्वं कः कुत आयातः, तत्त्वं चिंतय मनसि भ्रातः ॥**

દહીંને વલોવે ત્યારે તેમાંથી માખણ જુદું પડે, માખણને તાવે, ત્યારે તેમાંથી ઘી જુદું પડે. અનાજ ઝાટકે, ત્યારે તેમાંથી ફોતરાં જુદાં પડે; ચોખાને ચાળે, ત્યારે અંદરથી કાંકરી અને કણકી જુદી પડે. તે પ્રમાણેજ આપણે આપણા વિચારોને ચાળવા જોઇએ–ઝાટકવા જોઇએ. ઉન્નતિના વિચારો વીણી લેવા જોઇએ, અધોગતિના વિચારો ચાળીને ફેંકી દેવા જોઇએ. છેવટમાં યશોદા બોલ્યાં કે-**इत्थं यन्मायया कुमतिः स मे गतिः** ॥ જેમની માયાથી મને કુમતિ થઇ છે, તે (કૃપાળુ શ્રીકૃષ્ણ) મારૂં શરણ થાઓ.' આપણે પણ પ્રભુને એવીજ પ્રાર્થના કરવી ઘટે છે—

**પદ.**

હરિ હું–શું કરૂં રે, મારો માયા ન મૂકે કેડો. (ટેક)
કોટિ કલ્પ સુધી એણે ભમાવ્યો, ભમું હજુ નથી છેડો.
મુજથી ન છૂટે આપ છોડાવો,–મારો કિયે ભવે નીવેડો—હરિ૦
સેવા સમરણ કામ કરૂં, ત્યાં–મારો ક્ષણુંએ ન છાંડે હેડો;
શું ગજું મારૂં અવિદ્યા જીતી, કરૂં ચરણમાં નેડો—હરિ૦
આપ વિના એના સૌ ચેલા, કોને કહું દુઃખ ફેડો;
દાસી તમારી જાય પ્રેરો જ્યાં, પાછી ફરે જ્યારે તેડો—હરિ૦
કરગરી કહું છઉં કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડયો ન ખસેડો;
માયા કાળ અગ્નિથી બચે દયો, કૃષ્ણ કૃપાજળ રેડો—હરિ૦

કેમ ! કબુલ છે ને ? સમજાય છે ને ?—

યશોદાજીને આ પ્રમાણે ખેલાવીને પાછા માયાનો વિસ્તાર કરે છે—

**इत्थं विदितत्त्वायां, गोपिकायां स ईश्वरः ॥**
**वैष्णवीं व्यतनोन्मायां, पुत्रस्नेहमयीं विभुः ॥ ४३ ॥**
**सद्यो नष्टस्मृतिर्गोपी, सारोप्यारोहमात्मजम् ॥**
**प्रवृद्धस्नेहकलिल–हृदयासीद्यथा पुरा ॥ ४४ ॥**

અર્થ—આ પ્રમાણે યશોદાજીને તત્ત્વનું જ્ઞાન આપીને (શ્રીકૃષ્ણ રૂપે બનેલા) તે સમર્થ ઇશ્વરે, પુત્રના સ્નેહ રૂપી પોતાની માયાને (ફરીથી) વિસ્તારી દીધી. [ ૪૩ ] તત્ત્વજ્ઞાનનું વિસ્મરણ થતાં, યશોદાજીએ પુત્રને ખોળામાં બેસાડયા, અને વૃદ્ધિ પામેલા સ્નેહથી તેણીનું હૃદય ભરાઇ ગયું. [ ૪૪ ]

૪૩–૪૪ વિવેચન—

શ્રીકૃષ્ણે **पुत्रस्नेहमयीं वैष्णवीं मायां व्यतनोत्**–પુત્રમાં સ્નેહ વાળી પોતાની માયાને વિસ્તારી દીધી.

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो, मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ॥**

[ ગીતા અ. ૧૫–૧૫ ].

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે–' સર્વના હૃદયમાં સ્મૃતિ, વિસ્મૃતિ, જ્ઞાન, અજ્ઞાન, એ સર્વ મારા વડેજ થાય છે.'

આ નિયમાનુસાર યશોદા બદલાયાં. જ્ઞાની મટીને અજ્ઞાની બન્યાં. પુત્રને ખોળામાં લઇને સ્નેહથી રમાડવા લાગ્યાં—

'જ્ઞાન–અજ્ઞાન આપનાર પ્રભુ છે,' ત્યારે આપણે અજ્ઞાની રહીએ, તેમાં પ્રભુનો વાંક કેમ ન ગણાય? એવી શંકા ઉત્પન્ન થાય. તેના ખુલાસામાં યોગ્યતા વિના માતાપિતા પોતાના બાળકોને પોતાની મિલ્કત સોંપતા નથી. યોગ્યતા વિના પતિ સ્ત્રીને પટારાની કુંચી આપતો નથી. યોગ્યતા વિના સ્ત્રી પતિને પોતાનું હૃદય સોંપતી નથી. તેમ યોગ્યતા વિના પ્રભુ જીવોને જ્ઞાન આપતા નથી. સદ્‌ગુરૂની સેવાના ફળ રૂપે શાસ્ત્રનું શ્રવણ થાય. શાસ્ત્રના શ્રવણ પછી સાંભળેલાનું મનન કરતાં સમજાય કે—

**अहं सर्वस्य प्रभवो, मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजंते मां, बुधा भावसमन्विताः ॥ ८ ॥**

---

૪૩ પદચ્છેદ—**इत्थं**–આ પ્રકારે [ **विदितं तत्त्वं यया सा तस्यां** ] **विदितत्त्वायां गोपिकायां**–તત્ત્વનું જ્ઞાન યશોદાને થતાં. **स विभुः ईश्वरः**–તે સમર્થ ઇશ્વરે. **पुत्रस्नेहमयीं वैष्णवीं मायां**–પુત્રના સ્નેહરૂપી પોતાની માયાને **व्यतनोत्**–વિસ્તારી દીધી.

૪૪ પદચ્છેદ—**सा नष्टस्मृतिः गोपी**–તત્ત્વજ્ઞાનને જે વીસરી ગઇ તે યશોદાએ **आत्मजं आरोहं आरोप्य**–પુત્રને ખોળામાં બેસાડીને **यथा पुरा**—પૂર્વની માફક **प्रवृद्धस्नेहेन कलिलं** (વ્યાપ્ત) **हृदयं यस्याः सा प्रवृद्धस्नेहकलिलहृदया**–વૃદ્ધિ પામેલા સ્નેહથી જેણીનું હૃદય ભરાઈ ગયું છે એવાં **आसीत्**–બની ગયાં.

मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं, तुष्यंति च रमंति च ॥ ९ ॥
तेषां सततयुक्तानां, भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं, येन मामुपयांति ते ॥ १० ॥
तेषामेवानुकंपार्थ-महमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो, ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

[ ગીતા અ. ૧૦ ].

શ્રીકૃષ્ણ કહે છે કે—અનન્ય ભાવથી મારામાં મનને જોડી રાખનારા મુમુક્ષુઓને જ્ઞાન પ્રાપ્ત થાય, એવી અનુકુળતા હું કરી આપું છઉં. આવા જ્ઞાનરૂપી જગજગતા દીવાથી અજ્ઞાનનો નાશ થાય છે.

આપણે તો-ગજવામાં પાઇ નહિં, ને ચોડું ખરીદવા નીકળવું-એવા ધંધા છે. આપણે આપણો પોતાનો વાંક કાઢતા નથી. સદ્‌ગુરૂનો અને પ્રભુનો વાંક કાઢીએ છઇએ. સમજાય છે?

આ પુત્ર રૂપે બનેલા શ્રીકૃષ્ણ કોણ છે? તે વાત શુકદેવજી પરીક્ષિતને હવે કહે છે—

त्रय्या चोपनीषद्भिश्च, सांख्ययोगैश्च सात्वतैः ॥
उपगीयमानमाहात्म्यं, हरिं साऽमन्यतात्मजम् ॥ ४५ ॥

અર્થ—ત્રણ વેદને માનનારા કર્મ કાંડીઓથી, ઉપનિષદોનું સેવન કરનારા તત્ત્વવિદ્ પુરૂષોથી, સાંખ્ય અને યોગના ઉપાસકોથી, અને ભકતોથી જેનો મહિમા ગવાઇ રહ્યો છે, એવા શ્રીહરિને-યશોદાજી પોતાનો પુત્ર માનતાં હતાં. [૪૫]

૪૫ વિવેચન—

સદાએ સાથે રહેવાથી હજુરીઓ રાજાની સત્તાનું જ્ઞાન ભૂલી જાય છે-રાજાને ઓળખતા નથી; દાસીઓ રાણી સાહેબને ઓળખી શકતી નથી. સદા સાથે રહેવાથી સ્ત્રી પતિને ઓળખી શકતી નથી, અને પતિ સ્ત્રીને ઓળખી શકતો નથી. ગંગાને કાંઠે રહેનારા ગંગાનો મહિમા ન જાણે. ડાકોરમાં રહેનારા રણછોડજીને ન ગણે-ત્યારે યશોદાજી-કે જેમનું જ્ઞાન પ્રભુએ ખાસ કરીને ખેંચી લીધું હતું-તે યશોદાજી પ્રભુને કેવી રીતે ઓળખી શકે?

શ્રીવાલ્મિકી શ્રીરામને દેખીને બોલ્યા હતા કે—[ મોક્ષવાણી પાનુ ૨૩ ].

**ચોપાઈ.**

'જગપેખન તુમ દેખન હારે, વિધિ હરિ શંભુ નચાવન હારે;
તેઉ ન જાનહિ મર્મ તુમારા, ઓર તુમહી કો જાનન હારા!
સો જાને જેહિ દેહુ જનાઇ, જાનત તુમ્હેં તુમહિ હોઇ જાઈ.'

---

૪૫ પદચ્છેદ—**त्रय्या**-ત્રણ વેદોથી (ત્રણ વેદને માનનારા કર્મકાંડિઓથી) **च**-અને **उपनिषद्भिः**-ઉપનિષદોથી **च सांख्ययोगैः**-સાંખ્ય અને યોગના માનનારા પુરૂષોથી **सात्वतैः**-ભકતોથી **उपगीयमानं माहात्म्यं यस्य सः तम् हरिं**-જેનો મહિમા ગવાઇ રહ્યો છે તે હરિને **सा आत्मजं अमन्यत**-યશોદાજી પોતાનો પુત્ર માનતાં હતાં.

( સૂચના—મોક્ષવાણી વાંચો છો? ભણો છો? ભણીને કોઇને ભણાવો છો? કે એકદમ અધ્યાત્મરામાયણ વાંચવા-સાંભળવા-દોડયા જાઓ છો? અત્યારે ઉપદેશકો મોટી મોટી વાતો કરવામાં પ્રતિષ્ઠા માને છે, અને તમારા જેવા હૈયા ફુટા પોતાની યોગ્યતા સમજ્યા વિના, ત્યાં દોડયા જાય છે. યાદ રાખજો કે તુલસીકૃત રામાયણ યથાર્થ સમજ્યા વિના, અધ્યાત્મ રામાયણ સાંભળવા દોડવું, તે વહેલા ઉઠીને ભૂલા પડવા જેવું છે. પહેલા ધોરણના વિદ્યાર્થીને કોલેજમાં બેસાડીને રખડાવવા જેવી ભયંકર ભૂલ છે. )

આપણે શી વાત કરતા હતા, તે યાદ છે ને? ભૂલ્યા હો તો સાંભળો 'જેને સૌ પ્રભુ કહે, તેને યશોદા પુત્ર માને છે.' તે સંબંધી ખુલાસો કર્યો.

શ્રી કૃષ્ણે માટી ખાધી, તે વિષય હવે સંપૂર્ણ થયો. હવે નંદ યશોદાના ભાગ્યની વાત પરીક્ષિત રાજા શ્રી શુકદેવજીને પુછે છે—

**राजोवाच ॥**

**नन्दः किमकरोद्ब्रह्मन्, श्रेय एवं महोदयम् ॥**
**यशोदा च महाभागा, पपौ यस्याः स्तनं हरिः ॥४६॥**
**पितरौ नान्वविन्देतां, कृष्णोदारार्भकेहितम् ॥**
**गायन्त्यद्यापि कवयो, यल्लोकशमलापहम् ॥४७॥**

**અર્થ**—પરીક્ષિત રાજા પૂછે છે "હે ગુરૂદેવ! નંદે એવું કયું પુણ્ય કર્યું હતું ( કે તેને પ્રભુએ પુત્રનું સુખ આપ્યું )? અને યશોદાએ એવું કયું પુણ્ય કર્યું હતું, કે તેના સ્તનનું પાન શ્રીહરિએ કર્યું? [૪૬] લોકોનાં પાપને હરિ લે, એવું શ્રી કૃષ્ણનું બાળચરિત્ર, કે જેને કવિઓ હજી સુધી ગાય છે, તે ચરિત્રનો લાભ, તેના સાચા માતાપિતાને ( વસુદેવદેવકીને ) ન મળ્યો, અને નંદ યશોદાને મળ્યો, તેનું શું કારણ?" [૪૭]

૪૬-૪૭ વિવેચન—

**કર્મ**—સુખી માણસો કહે છે કે-'મે એવાં કયાં પુણ્ય કર્યાં હશે? કે 'મને આ લાભ મળ્યો.' અને દુઃખી માણસો એવો વિચાર કરે છે કે-મેં એવાં ક્યાં પાપ કર્યાં હશે? કે-'મારે આવી

---

૪૬ પદચ્છેદ—**ब्रह्मन्** હે દેવ! **नंदः किं एवं महोदयं श्रेयः अकरोत्**-નંદે એવું કયું મોટું પુણ્ય કર્યું હતું. અને **महाभागा यशोदा च**-અને મોટા ભાગ્યવાળી યશોદાએ કયું પુણ્ય કર્યું હતું. **यस्याः स्तनं हरिः पपौ**-જેના સ્તનનું પાન હરિએ કર્યું.

૪૭ પદચ્છેદ-[ **लोकानां शमलं** (પાપ) **अपहन्ति इति लोकशमलापहं** ] **यत् लोकशमलापहं**-જે લોકોના પાપને હરિ લે છે. **कृष्णस्य उदारं अर्भके ईहितं** -શ્રી કૃષ્ણનું બાળ ચરિત્ર **यत् कवयः अद्यापि गायंति**-જેને કવિયો હજી સુધી ગાય છે. **तत् पितरौ न अन्वविंदेतां**-તે તેના સાચા માતાપિતાને મળ્યું નહિં, અને નંદ-યશોદાને મળ્યું, તેનું કારણ શું?

ભયંકર આપત્તિ આવી પડી.' દરેક ધર્મશાસ્ત્ર કર્મ સંબંધી ખુલાસા કરીને મુમુક્ષુઓને ચેતાવે છે. ગીતાએ પણ ટુંકામાં ઘણા ખુલાસા કર્યા છે. ગીતાજીએ સકામ નિષ્કામ કર્મનો વિવેક ખાસ કરીને બતાવ્યો છે. [ ગીતા અ. ૩. કર્મયોગ, તથા પાતંજલયોગદર્શનનો સાધનપાદ (કર્મયોગ) વાંચ્યા છે? તે બેઉ ગ્રન્થો અહીંથી ખુલાસાવાર પ્રગટ થયા છે.] ચોથા અધ્યાયમાં **गहना कर्मणो गतिः** ॥૧૭॥ એમ બોલીને શ્રી કૃષ્ણ ચેતાવે છે કે-કર્મનો વિષય ખાસ સમજવા જેવો છે. પરાશર ગીતા અ. ૨. ના ૧૨ થી ૧૪ શ્લોકનું તાત્પર્ય એવું છે કે-વ્યવહારમાં રહેનારો માણુસ એમ સમજે છે કે-'હું ગમે તે પ્રકારનાં કાળાં ધોળાં કરૂં; દંભડોળથી ગમે તેને છેતરી નાંખી ધન પ્રાપ્ત કરૂં, અને તે ધનથી દાન પુણ્ય કરૂં; ધર્મશાળા, કુવા, વાવ વિગેરે બંધાવું, તો-તેથી પાપકર્મ નાશ પામશે.' પણ તે સંબંધમાં એમ નથી. લોક વ્યવહાર પ્રમાણે ધર્મરાજાને ત્યાં પાપ પુણ્યના સરવાળા બાદબાકી થતા નથી-હવાલા પડતા નથી. ત્યાં તો પાપ પુણ્યનાં ફળ જુદાં જુદાં ભોગવવાં પડે છે. લૌકિક વ્યવહાર તરફ દૃષ્ટિ કરીએ, તો ત્યાં પણ-હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય સુદૃઢ કરવા માટે વૉર્ન હેસ્ટીંગ્જને માન મળ્યું હતું, તે સાથે તેણે જે જે કાળાં કર્મ કર્યા હતાં, તેના માટે તેના ઉપર કામ ચાલ્યું હતું. એક બીજું દૃષ્ટાંત દઉં-બોલો શ્રીકૃષ્ણ બંસીવાલેકી જય. બરાબર ભાવથી બોલો-ફરીવાર બોલો-બસ.

દૃષ્ટાંત—યુરોપમાં પ્રુશિયાના રાજા મહાન્ ફ્રેડ્રીકને આસ્ટ્રિયા સાથે લડાઇ ચાલતી હતી. લડાઇની પૂર્વરાત્રીએ અમુક નિયમથી લડાઇ શરૂ કરવાની, મુખ્ય અધિકારીને આજ્ઞા આપી. બીજે દિવસે સવારમાં લડાઇ શરૂ થતાં સેનાધિપતીએ, રાજાએ આપેલી આજ્ઞા પોતાને અનુચિત લાગવાથી, કોઇ બીજા નિયમથી લડાઇ શરૂ કરી, અને વિજય પ્રાપ્ત કર્યો. સેનાધિપતીએ વિજય પ્રાપ્ત કર્યો તે વાત ખરી, પણ રાજાની આજ્ઞાનો ભંગ કર્યો, માટે તેના ઉપર કામ ચાલ્યું. રાજાનો હુકમ ભૂલ ભરેલો હતો, અને તે પ્રમાણે લડાઈ કરવાથી વિજયની આશા ઓછી હતી-તોપણ આજ્ઞા ભંગ માટે કોર્ટ માર્શલે સેનાધિપતિને અપરાધી ઠરાવીને, તોપને ગોળે ઉડાડી દેવાનો ઠરાવ કર્યો. સેનાધિપતિ પોતાનો ગુન્હો કબુલ કરીને મરવા તૈયાર થયો. તે વખતે મહાન્ ફ્રેડ્રીકે તેને માફી બક્ષી, અને વિજય માટે ધન્યવાદ આપ્યો.

ઇશ્વરી કાયદો લૌકિક કાયદા કરતાં ગંભીર છે. શુભ કર્મ કરીને અશુભ કર્મના ભયને ઉડાડી દેવા, જે પ્રયત્ન કરતા હોય, તે ફાંફાં મારે છે. આથી શુભ કર્મ કરવાની ના નથી. પુણ્યનું ફળ જુદું છે, અને પાપનું ફળ જુદું છે. તેજ તેમાં સાર છે. (ડહાપણ મુકીને પ્રભુનો થઈ જાય, તો તેની મજા તો કોઇ ઓર છે; પણ ડહાપણ મુકાય કેમ! જે માબાપનો ન થાય, તે ગુરૂનો કેમ કરીને થાય! અને ગુરૂનો ન થાય, તે પ્રભુનો ક્યાંથી બને!)

નંદયશોદાજીએ કેવાં કર્મ કર્યાં હશે? તે પ્રશ્ન પરીક્ષિતે શુકદેવજીને કર્યો છે. કર્મ સંબંધી થોડી વાત કરી. હવે શુકદેવજી તે સંબંધમાં શું કહે છે, તે ભાવથી સાંભળો.

**श्रीशुक उवाच ॥**

**द्रोणो वसूनां प्रवरो, धरया सह भार्यया ॥**
**करिष्यमाण आदेशान्, ब्रह्मणस्तमुवाच ह ॥ ४८ ॥**

---

૪૮-૪૯ પદચ્છેદ—**वसूनां प्रवरः द्रोणः**-વસુઓમાં જે મુખ્ય દ્રોણ છે તે દ્રોણવસુને **धरया भार्यया सह**-ધરા નામની પોતાની સ્ત્રી સહિત. **ब्रह्मणः आदेशान् करिष्य-**

**जातयोर्नौ महादेवे, भुवि विश्वेश्वरे हरौ ॥**
**भक्तिः स्यात्परमा लोके, ययाञ्जो दुर्गतिं तरेत् ॥ ४९ ॥**
**अस्त्वित्युक्तः स भगवान्, व्रजे द्रोणो महायशाः ॥**
**जज्ञे नन्द इति ख्यातो, यशोदा सा धराऽभवत् ॥ ५० ॥**

**અર્થ**—શ્રીશુકદેવજી ખુલાસો કરે છે કે-" દ્રોણ નામનો વસુ વસુઓમાં મુખ્ય છે. (દ્રોણની સ્ત્રીનું નામ **ધરા** છે.) 'ધરા નામની સ્ત્રી સહિત તમારે (વ્રજમાં) ગાયોનું પાલન કરવું,' એવી દ્રોણ વસુને બ્રહ્માજીએ આજ્ઞા કરી, ત્યારે દ્રોણે કહ્યું કે-ત્યારે દ્રોણે બ્રહ્મા પાસે માગણી કરી કે-'સંસારમાં જ્યાં અમારો જન્મ થાય, ત્યાં અમને વિષ્ણુ ભગવાનમાં પરમ ભક્તિ થાઓ. કારણકે ભક્તિથી આ સંસારમાં મનુષ્ય દુર્ગતિને (જન્મમરણના ભયને) તરી જાય છે.' [૪૮-૪૯] તે સાંભળીને બ્રહ્માજીએ 'તથાસ્તુ' કહ્યું. પછી મોટી કીર્તિવાળો દ્રોણવસુ વ્રજમાં **નંદ**રૂપે જન્મ્યો, અને તેની સ્ત્રી ધરા વ્રજમાં **યશોદા** બની." [૫૦]

**૪૮ થી ૫૦ વિવેચન**—

જે માગણી દ્રોણવસુએ કરી છે, તે માગણીજ આપણે પણ ગર્ભમાં કરી હતી. જન્મ થયા પછી કર્માનુસાર મનુષ્યો જુદે જુદે રસ્તે ફંટાઇ જાય છે. '**बहूनां जन्मानामंते, ज्ञानवान् मां प्रपद्यते ॥** ઘણા જન્મને અંતે જ્ઞાની મને પામી શકે.' અનેક સત્કર્મના ફળરૂપે ભગવાનમાં પ્રીતિ થાય, એવી અનુકુળતા પ્રાપ્ત થાય. પ્રભુ કૃપાથી તે અનુકુળતા આપણને પ્રાપ્ત થઇ છે. કાંટા ફુટેલા છોડને, જેમ ખેડુ સાચવીને ઉછેરે છે, તેમ અત્યારે આપણને જે કાંઇ આ પ્રાપ્ત થયું છે, તે ફણગારૂપે છે. તેને સાચવીને ઉછેરીએ, તો જરૂર ઘટાદાર વૃક્ષ થાય. તેમાંથી છાયા અને ફળ બેઉ પ્રાપ્ત થાય. જેમ ધનવાન વટેમાર્ગુને લુંટારાનો ભય છે, તેમ ભગવાનને રસ્તે ચડેલા જીવોને, સિદ્ધિઓનો અને અહંકારનો ભય છે. યાદ રાખવું ઘટે છે કે તીવ્ર વૈરાગ્ય વિના જ્ઞાન અને ભક્તિ સ્થિર થઇ શકતાં નથી, માટે જ્ઞાનીએ અગર ભક્તે તીવ્ર વૈરાગ્યને સુદૃઢ કરવા પ્રયત્ન કરવો જોઇએ. ભક્તિ અને જ્ઞાનનો એક રસ્તો કેમ બતાવ્યો; તેના જવાબમાં--

---

**माणः**-ગાયોનું પાલન વિગેરે કરવાની બ્રહ્માએ તેમને આજ્ઞા કરતાં, તેમણે **तं उवाच**-બ્રહ્માને કહ્યું હતું કે-બ્રહ્મા પાસેથી માગ્યું હતું કે-**भुवि जातयोः नौ**-અમે સંસારમાં જન્મીએ ત્યાં. **महादेवे विश्वेश्वरे हरौ**-વિષ્ણુ ભગવાનમાં. **परमा भक्तिः स्यात्**-પરમ ભક્તિ થાઓ કારણકે **लोके**-મનુષ્યલોકમાં. **यया**-જે ભક્તિવડે. **अंजः दुर्गतिं तरेत्**-ત્વરાથી મનુષ્ય દુર્ગતિને તરી જાય છે.

૫૦ **પદચ્છેદ**—**अस्तु इति उक्तः**-બ્રહ્માજીએ તે સાંભળીને 'તથાસ્તુ' કહ્યું. **स भगवान् महायशाः द्रोणः**-તે મોટી કીર્તિવાળો દ્રોણવસુ. **व्रजे**-વ્રજમાં. **नंदः इति ख्यातः जज्ञे**-નંદ એવા નામથી જન્મ્યો. **सा धरा यशोदा अभवत्**-અને જે ધરા હતી તે યશોદા થઈ.

**दासोऽहमिति या बुद्धिः, पूर्[illegible]र्दने ।**
**दाकारोऽपहृतस्तेन, गोपीवस्त्रापहारिणा ॥**

ભક્તોને પ્રથમ 'દાસોઽહમ્' એ ભાવ થાય. પછી ધીમેધીમે તેમાંથી પ્રભુ **'દા'** નો લોપ કરી નાંખે, અને 'સોઽહમ્' અવશેષ રહે.

આટલા માટેજ સુતજી કહે છે કે—

**स वै पुंसां परोधर्मो, यतो भक्तिरधोक्षजे ।** વિગેરે.

જે રીતે ભગવાનમાં ભક્તિ પ્રાપ્ત થાય તે રીતજ–તે ધર્મજ–સૌથી શ્રેષ્ઠ છે.

આજકાલ ભક્તિની સ્થિતિ ઘણે ઠેકાણે બગડી ગઇ છે. તે સંબંધમાં વિવેચન કરવા કરતાં, એક દૃષ્ટાંત આપું—

માટીના રમકડાં બનાવનાર એક કારીગર માટીના ગણપતી બનાવીને, કાંઇ કામ પ્રસંગે ચૌટે ગયો. તે ચૌટે ગયા પછી માટી કાંઇક ઢીલી હશે, તેથી ગણપતી મહારાજની સુંઢ લસરી પડી. કારીગરની સ્ત્રીએ સુંઢ ચોંટાડવા ઘણો પ્રયત્ન કર્યો, પણ સુંઢ ચોંટી નહિં. તેથી તે સુંઢ ગણપતીની પુંઠે લગાડી દીધી. ત્યાં તે રહી શકી. થોડીવારે કારીગર ઘેર આવીને જુએ, તો ગણપતીને બદલે વાંદરાનાં દર્શન થયાં. ભક્તિ ગણપતીરૂપ (મંગળરૂપ) છે, પણ ગેરસમજને લીધે, વાંદરારૂપ–ફારસરૂપ બની ગઇ છે. ત્યાગ વૈરાગ્યને બદલે મોજમજારૂપ બની ગઇ છે. પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપે, એમ કહીને આગળ વધીએ.

હજી તેજ વિષય ચાલે છે—

**ततो भक्तिर्भगवति, पुत्रीभूते जनार्दने ॥**
**दम्पत्योर्नितरामासीद्–गोपगोपीषु भारत ॥ ५१ ॥**
**कृष्णो ब्रह्मण आदेशं, सत्यं कर्तुं व्रजे विभुः ॥**
**सहरामो वसंश्चक्रे, तेषां प्रीतिं स्वलीलया ॥ ५२ ॥**

અર્થ—શ્રીશુકદેવજી આગળ કહે છે કે–" હે ભારત ! હે પરીક્ષિતરાજા ! ગોપગોપીઓમાં ભક્તિ હતી ખરી; પણ ઉપલા કારણથી પુત્રરૂપ થએલા જનાર્દન ભગવાનમાં, નંદયશોદાને અઢળક ભક્તિ પ્રાપ્ત થઇ. (૫૧) બ્રહ્માનું વચન સત્ય કરવાના હેતુથી, શ્રીકૃષ્ણ ભગવાને બળભદ્રની સાથે વ્રજમાં રહીને, પોતાની બાળચેષ્ટાથી તેઓમાં પ્રીતિ ઉત્પન્ન કરી. " (૫૨)

---

૫૧ પદચ્છેદ–**भारत**–હે પરીક્ષિત્ રાજા! **गोपगोपीषु भक्तिः**–ગોપ અને ગોપીઓમાં ભક્તિ હતી. **ततः**–પણ ઉપલા કારણથી. **पुत्रीभूते भगवति जनार्दने**–પુત્રરૂપ થએલા જનાર્દન ભગવાનમાં. **दंपत्योः**–નંદયશોદાને. **नितरां भक्तिः आसीत्**–બહુ ભક્તિ પ્રાપ્ત થઇ.

૫૨ પદચ્છેદ–**ब्रह्मणः आदेशं**–બ્રહ્માના વચનને. **सत्यं कर्तुं**–સત્ય કરવાને. **विभुः कृष्णः**–શ્રીકૃષ્ણ ભગવાને. **सहरामः**–બળભદ્રની સાથે. **व्रजे वसन्**–વ્રજમાં રહીને. **स्व लीलया**–પોતાની બાળચેષ્ટાથી. **तेषां प्रीतिं चक्रे**–તેઓમાં પ્રીતિ ઉત્પન્ન કરી.

૫૧–૫૨ વિવેચન—

**यो नंदः परमानंदो, यशोदा मुक्तिगेहिनी । कृष्णोपनिषद् ।** નંદ પરમાનંદરૂપ છે, અને યશોદા મુક્તિનું સ્થાન છે.'

શ્રીકૃષ્ણે ગોપીઓને લાભ આપ્યો ખરો, પણ નંદયશોદાને તેમના કરતાં વધારે લાભ આપ્યો. માતાને બાળકમાં જે પ્રેમ હોય, તે પ્રેમના નમુના જડતા નથી. શ્રીકૃષ્ણના જન્મ પછી યશોદાની કેવી સ્થિતિ હતી?

તે વાત તો યશોદાજ જાણે. નંદયશોદાના પ્રેમનો થોડો અંશ આપણને શ્રીઠાકોરજીમાં પ્રાપ્ત થાય, એવી પ્રાર્થના કરીને વિરમીએ.

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો આઠમો અધ્યાય સમાપ્ત. બોલીયે હરિ. શ્રીરામચંદ્રદેવકી જય. હરહર મહાદેવહર. લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

**અમદાવાદ** મોક્ષમંદિર,<br>૧૯૮૪. માગશર સુદી ૧૫. } લી. રામશંકર મોનજી ભટ્ટ.

# શ્રીદશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય નવમો.

### મંગળાચરણ.

**लाभस्तेषां जयस्तेषां, कुतस्तेषां पराजयः ।**
**येषामिंदीवरश्यामो, हृदयस्थो जनार्दनः ॥**

જેઓનાં હૃદયમાં જનાર્દન શ્રીકૃષ્ણ વસ્યા છે–જેઓ સદા પ્રભુનો મહિમા ગાયા કરે છે, તેઓને સદા લાભજ છે. તેઓનો સદા જયજ છે. તેઓનો પરાજય કદિ હોતો નથી.

અમારે અને તમારે જે આ બેસતી આવી, અમને અને તમને જે–આ વાત ગમી. આ વાત માટે અમે અને તમે એકઠાં થયાં, એ પૂર્વનાં પુણ્યનો ઉદય સમજવો. હવે તેનો બરાબર લાભ લ્યો–સાવધાનતાપૂર્વક સાંભળો. નદીએ આવીને જે રામાટામા કરે–ફાંફાં મારે–તેનાં કપડાં તેવાંને તેવાં–(મેલાં) રહે, અને નદીએ આવીને કપડાં ચોળીને–ઝીકીને–પાણીમાં તારવે, તેમનાં કપડાં ચોખ્ખાં થાય. નદીએ આવ્યા છતાં કપડાં મેલાં રહે, તેમાં નદીનો વાંક નથી. સત્સંગમાં આવ્યા છતાં, એવાને એવા રહો, તેમાં સત્સંગનો વાંક ગણાય નહીં.

**વિષય**—આ અધ્યાયમાં–યશોદા દહિં વલોવે છે, ત્યાં પ્રભુ પધારે છે. પ્રભુ માતાજીના ખોળામાં સ્તનપાન કરે છે, તે વખતે દુધ ઉભરે આવતાં, પ્રભુને ધાવતાં છોડાવી યશોદા દુધ સાચવવા દોડે છે; પ્રભુ રીસ કરીને ગોળી ફોડી નાંખે છે; અને તે ગુન્હા માટે યશોદાજી પ્રભુને દામણાથી બાંધે છે, તે કથાઓ કહેવાશે.

હવે આપણે અધ્યાય શરૂ કરીએ. પહેલા અને બીજા શ્લોકમાં યશોદાજી દહીં વલોવવા લાગ્યાં, અને દહિં વલોવતાં વલોવતાં શ્રીકૃષ્ણના ગુણ ગાવા લાગ્યાં. તે વાત સાંભળો—

**श्रीशुक उवाच—**

> **एकदा गृहदासीषु, यशोदा नन्दगेहिनी ॥**
> **कर्मान्तरनियुक्तासु, निर्ममन्थ स्वयं दधि ॥१॥**
> **यानि यानीह गीतानि, तद्बालचरितानि च ॥**
> **दधिनिर्मन्थने काले, स्मरन्ती तान्यगायत ॥२॥**

અર્થ—એક દિવસે ઘરની દાસીઓ બીજાં કામકાજમાં લાગેલી હોવાથી, નંદરાયની સ્ત્રી યશોદાજી પોતે, દહીં વલોવવા લાગ્યાં હતાં. [૧] દહીં વલોવતી વખતે, શ્રીકૃષ્ણનાં બાળચરિત્રો જે જે આગળ ગવાઇ ગયાં છે, તેને યાદ કરીને, યશોદાજી તે ગીતો ગાતાં હતાં. [૨]

૧ વિવેચન—

**एकदा**—એટલે સામાન્ય અર્થ-'એક દિવસે;' પણ તોષણીટીકાકાર **एकदा**નો અર્થ 'દિવાળીનો દિવસ' કરે છે. ભકતરંજની ટીકાકાર તેને ટેકો આપે છે. ભલે ગમે એમ હોય; અમારી તો એવી માન્યતા છે કે-શ્રીકૃષ્ણ ગોકુળમાં પધાર્યા, ત્યારથી ગોકુળમાં દિવાળીના દિવસો શરૂ થયા.

[ મોક્ષમંદિર ખોલ્યા પહેલાં અમે હતા, અને અત્યારે પણ અમે છઇએ. તેમાં ઘણો ફેર પડયો છે. અત્યારે તો અમારે ઘેર-અમારા હૃદયમાં-શ્રીઠાકોરજી પધાર્યા છે. તમે પણ જો અમારા વેપારમાં ખરા દિલથી લાગ્યા હશો, તો કાંઇ અટપટું આનંદમય-જીવન અનુભવતા હશો. જેમ અમે રાત દિવસ તમને દેખીએ છઇએ, તેમ તમે રાત દિવસ અમને દેખતા હશો. અમારી અને તમારી વચ્ચે **શ્રીહરિ** છે; તેથી અરસપરસ જોતાં, વચ્ચે હોય તે પ્રથમ દેખાય. કેમ! કાંઇ સમજાય છે? કે કથા પુરી થતાં લૂગડાં ખંખેરીને ચાલતા થશો?]

**ચાકર નોકર અને આરોગ્યતા**—પ્રભુ કૃપાથી ચાકર નોકર રાખવાની સગવડ હોય, તો રાખવા; પણ ચાકર નોકરની પ્રાપ્તિમાં, આપણે આપણું આરોગ્ય ખોવું નહિં. બે દિવસ નોકર ન હોય, તો શેઠાણીનાં એઠાં વાસણ રઝળે. બે દિવસ રસોઇઓ ન હોય, તો શેઠાણી મરવા પડે. ખારાં ઉહ જેવાં થઇ જાય, જમનારાંને ફાફડી ખાય. બે દિવસ ઘરમાં સ્ત્રી ન હોય, તો નથુભાઇ હૉટલમાં જમવા દોડે, અગર શેવ મમરા ફાકે. આ બધાં પડતીનાં ચિન્હો છે. આ બધો ભૂખબરો છે-પોલો ઠાઠ છે-ખાનદાનીનો ખોટો ડોળ છે. પોતાના ઘરનું

---

૧ પદચ્છેદ—**एकदा**-એક વખત. **कर्मांतरनियुक्तासु गृहदासीषु**-ઘરની દાસીઓ ઘરના બીજાં કામમાં જોડાએલી હોવાથી. **नंदगेहिनी यशोदा**-નંદરાયની સ્ત્રી યશોદા. **स्वयं**-પોતે. **दधि निर्ममंथ**-દહિ વલોવવા લાગ્યાં.

૨ પદચ્છેદ—**( तत् तस्य कृष्णस्य ) तस्य बालचरितानि**-તેના બાળચરિત્રો **यानि यानि इह गीतानि**-જે જે અહીં ગવાયાં છે તેને. **स्मरंती**-યાદ કરીને. **दधिनिर्मंथने काले**-દહિં વલોવવાના સમયમાં. **तानि अगायत**-તે ગીતોને યશોદા ગાતાં હતાં.

ગમે તે કામ કરી લેવામાં લાજ જતી નથી. ટ્રેન આવવા વખતે સાંધાવાળો ગેરહાજર હોય, તો સ્ટેશનમાસ્તર પોતે ઝંડી થોભીને સાંધાવાળાનું કામ કરી લે છે. યાદ રાખવું ઘટે છે કે—

પદ.

રાગ–ઠુમરી.

"સદાય તે છત કોની છાજી? તે દેખી શું થઇએ રાજી? આતશબાજી આશા લાંબી જાણુમાંરે–જુઠું જુઠું જીવતર ખરૂં જાણુમાંરે–જુઠું જુઠું." વિગેરે

તાત્પર્ય—જે કાંઈ સુખ જેવું જણાય છે, તે સદા રહેવાનું નથી; માટે કોઇ વખત ચાકર નોકર હાજર ન હોય, તો તેનું કામ તમે પોતે ચલાવી લેતાં શીખો. અડચણ વિના કાંઇ શીખાતું નથી; માટે અડચણનો લાભ લઇ, આવશ્યક કાર્ય કરવા જેટલું બળ પ્રાપ્ત કરો. જે કાંઇ કરો તે રાજી થઇને કરજો. રોતાં રોતાં કરશો, તો ઉલટાં ગટરમાં પડશો.

નંદરાયની દાસીઓ ઘરકામમાં લાગેલી હોવાથી, યશોદાજી પોતે દહીં વલોવવા લાગ્યાં.

૨ વિવેચન—

દહીં વલોવતાં યશોદાજી પ્રભુની લીલાનાં ગીત ગાતાં હતાં. મોટે પરોઢીએ ઉઠીને પરભાતીયાં ગાતાં ગાતાં દળવું, અને દહીં વલોવવું, એવો રીવાજ આપણે ત્યાં હજી છે. આ રીવાજનાં દર્શન ગામડામાં થાય છે. શહેરમાં નહીં થાય. ભારતખંડના આરોગ્ય દાતા રીતરીવાજો હજી ગામડામાં છે. શહેરમાં હૉટલવાળા અને કારખાનાના કામદારો વ્હેલા ઉઠે છે. પાંચ પચીશ બ્રાહ્મણો અને દેવમંદિરના પુજારીઓ વ્હેલા ઉઠે છે. પ્રાતઃકાળમાં દર્શન કરવાની ટેકવાળાં સ્ત્રીપુરૂષો વેહલાં ઉઠે છે, બાકી સૌ મોડા ઉઠવામાં મોટાઇ સમજે છે. ગામડામાં શહેરની ગંધ વિનાનાં-તમામ સ્ત્રીપુરૂષો વહેલાં ઉઠે છે. શહેરોમાં પુરૂષોના કરતાં સ્ત્રીઓને ઘણો લુણો લાગ્યો છે. લુણાવાળા ઘર જેમ જલદીથી પડી જાય છે, તેમ લુણાવાળી બાઇઓ–સવાર સુધી પથારીમાં પડી રહેનારી સ્ત્રીઓ–પુરૂષ વર્ગની પાછળ પથારીમાંથી ઉઠનારી એદી સ્ત્રીઓ-દળણા પાણીના કાર્યમાં સમાએલી આરોગ્યતાને નહિં સમજનારી સ્ત્રીઓ–ધીમેધીમે અશક્ત બનીને, જલદીથી મરી જાય છે. તેમની સુવાવડ માટે હાલમાં ઘણાં સુવાવડ હૉસ્પીટલો ખુલ્લાં મુકવામાં આવ્યાં છે; પણ તે હૉસ્પીટલોમાં કઇ રીતે જવાનું બંધ થાય, તેવાં શીક્ષણ માટે હૉસ્પીટલો ખોલાતી નથી. તેમનાં અહારવિહાર સુધરે, દેવદર્શન ઉપરાંત, તેમને સારો માનસીક ખોરાક (જ્ઞાન) મળે, એવાં સંતૂસંગ મંડળો રૂપી હૉસ્પીટલો ખોલવા કોણ પ્રયત્ન કરે છે? સંસારીઓની આ મુંજવણ ઘણા સંત પણ સમજી શકતા નથી.

સૂર્યનારાયણને આવવાને બે ત્રણ કલાક બાકી હોય, તે સમયે ગામડાના સાદાં મકાનોમાંથી–દળતી અગર દહીં વલોવતી, અભણ અગર થોડું ભણેલી, પણ શીયળના સાચા ધર્મને સમજનારી, સાસુ સસરાની નિર્મળ ભાવથી સેવા કરનારી, સરલ બ્હેનોના મુખમાંથી પ્રભાતિયાંનો અવાજ સંભળાય છે. આ અવાજ–આ સંગીત–ઘરનાં નાનાં બાળકોને નિદ્રામાં લહેજત આપે છે; અને સમજુ–સ્ત્રી પુરૂષોને પથારીનો ત્યાગ કરાવીને, પોતપોતાનાં કર્તવ્યમાં જોડે છે. શું ગાતાં હશે તે પણ સાંભળો—

રાગ–પ્રભાત.

ધન્યરે ધન્ય, મહાપુણ્ય જશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે.
નંદનો નંદ (પુત્ર), આનંદ થઇ અવતર્યો, શેષ બળિભદ્ર સંગે બિરાજે. ધન્યરે૦

અમર આહીર, અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી બની ઋષિરાણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતી, વ્રજ વૈકુંઠ તે વેદવાણી- ધન્યરે૦
નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા, દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્મા કર લાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે- ધન્યરે૦
ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ **નરસૈ**ને કીધો. ધન્યરે૦

રાગ-પ્રભાત.

જાગીને જોઉં તો જગત્ દીસે નહિં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે.
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ટેક૦

[ ક્યાં છો ?—સાવધાન છોને ? ]

પંચ મહાભૂત, પરિબ્રહ્મ વિષે ઉપજ્યાં, અણુ અણુમાંહિ રહ્યાંરે વળગી;
ફૂલને ફળ તે તો, વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિંરે અળગી. જાગીને૦
વેદ તો એમ કહે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિશે ભેદ નોયે;
ઘાટ ઘડયા પછી નામરૂપ જૂજવા, અંતે તો હેમનું હેમ હોયે- જાગીને૦
જીવને શીવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પ્રપંચ ચૌદ લોક કીધા;
ભણે **નરસૈયો** એ તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા- જાગીને૦

**બ્હેનોને—**

તમારામાંની કેટલીએક બ્હેનોએ ઘંટી ચાલુ કરી છે, તે વાત જાણીને રાજી થયો છું. ભલે થોડું દળજો-પણ તે બ્હાને વહેલા ઉઠજો, અને આવાં પ્રભાતિયાં સારો રાગ કાઢીને ગાજો. તમારા ઘરમાં ગાય ભેંશ હોય, તો વલોણું પણ (થોડીવાર) તમે પંડે કરજો. ખોટાં માનમાં તણાઇ જશો નહિં. તમારૂં દેખીને તમારાં બાળકો પણ સ્વાશ્રયી અને ભક્તિ-ભાવવાળાં થશે.

**અધ્યાત્મદૃષ્ટિ**—દધિમંથનની આ ક્રિયાને શાસ્ત્ર મંથનની ક્રિયા સાથે સરખાવી શકાય. દધિ મંથનમાંથી જેમ માખણને ખેંચી લઇને, છાશની થોડી પરવા રાખવામાં આવે છે; તેમ શાસ્ત્ર મથનથી, સ્વરૂપજ્ઞાનને પ્રાપ્ત કર્યા પછી-સ્વરૂપજ્ઞાનનો નિર્ણય કર્યા પછી-શાસ્ત્રોની થોડી પરવા રાખવામાં આવે છે. ઘણાં પુસ્તક વાંચવા કરતાં થોડાં વાંચો; પણ જે પુસ્તક વાંચો તે બરાબર વાંચો. આવી ટેવ તમને પડે, તો બહુ લાભ થાય. મોક્ષપત્રિકાના ગ્રાહકો મને મળે છે, ત્યારે વાંચનની પરીક્ષામાં ઘણાં ફેલ (નાપાસ) થાય છે. તે જોઇ લોકોનો રજળપાટ અને અર્ધદગ્ધતા મારી નજરે તરી આવે છે. રજળપાટે અને અર્ધદગ્ધતાએ આપણું ઘણું બગાડયું છે. માટે હવે તેને વશ ન થાઓ.

દહિં વલોવતી વખતે યશોદાજીનો કેવો દેખાવ હતો તે ભાવથી સાંભળો—

શાલિની—

**क्षौमं वासः पृथुकटितटे, बिभ्रती सूत्रनद्धं,**
**पुत्रस्नेहस्नुतकुचयुगं, जातकम्पं च सुभ्रूः ॥**

૩ પદચ્છેદ—**सुभ्रूः निर्ममंथ**-જ્યારે સુંદર ભ્રગુટિવાળાં યશોદાજી દહીં વલોવતાં હતાં

**रज्ज्वाकर्षश्रमभुजचलत्–कङ्कणो कुण्डले च,**
**स्विन्नं वक्त्रं कबरविगलन्–मालती निर्ममन्थ ॥३॥**

અર્થ—સુંદર ભ્રકુટીવાળાં યશોદાજી દહીં વલોવતાં હતાં, તે વખતે યશોદાજીએ મોટા નિતંબ ઉપર પહેરેલું રેશમી વસ્ત્ર કટિમેખળાથી–કંદોરાથી–બાંધ્યું હતું; પુત્ર ઉપરના સ્નેહને લીધે તેણીના સ્તનમાંથી દુધ ઝરતું હતું; શરીર ડોલતું હતું, નેતરૂં ખેંચવાના પરિશ્રમને લીધે, હાથના કંકણુ અને કાનના કુંડળ ડોલતાં હતાં. મુખ ઉપર પરસેવો આવી ગયો હતો; ચોટલામાંથી માલતીનાં પુષ્પો ખરી પડતાં હતાં. [૩]

૩ વિવેચન—

કહો ! આવો આનંદ કદિ નજરે જોયો છે ? હૃષ્ટપુષ્ટ આરોગ્ય બ્હેનને નેતરૂં ખેંચતાં જોઇ છે ? શીયાળાના દિવસમાં જલદીથી માખણુ ઉપર આવતું નથી; તેથી મંથન ક્રિયા લંબાય છે. આવા સમયમાં પુત્રવધુ દહીં વલોવતાં થાકે છે, ત્યારે માતાપિતા પુત્રને આજ્ઞા કરે છે કે–'બેટા ! જરાવાર તમારી સ્ત્રીને મદદ કરો, એટલે કાર્ય ત્વરાથી પતી જાય.' આ આજ્ઞાને માથે ચડાવી, હાથમાં બીજું નેતરૂં લઇને, પુત્ર ધીમે ધીમે–શરમાતો શરમાતો–મંદ મંદ હસતો હસતો–મંથનની ગોળી પાસે આવીને, નેતરૂં રવાઇને વીંટાળીને, મંથનની ક્રિયા ચાલુ કરે છે. આછા ઘુંઘટથી જેનું મુખકમળ ઘેરાઇ ગયું છે, એવી સ્ત્રી પણુ, રસીલાને સંગમાં ઉમેલો જોઇને, મંદ મંદ હસતી નેતરૂં તાણે છે. ધીમે ધીમે બેઉ નેતરાં ઝપાટે ફરવા લાગે છે. રવાઇના ઘુઘવાટથી ઘર ગાજી રહે છે. મર્યાદામાં શોભતાં બે ગૃહરત્નો, માતાપિતાનાં નેત્રોને લલચાવે છે. બગીચાનાં ઉમદા પુષ્પોને ખીલેલાં જોઇને, જેમ માળી પ્રસન્ન થાય છે, તેમ પુત્ર અને પુત્રવધુ રૂપી પોતાના બે પ્યારાં બાળકોને દહીં વલોવતાં જોઇને, માતાપિતા પ્રસન્ન થાય છે. આવો આનંદ તો તમે ક્યાંથી દેખ્યો હોય ! કાંઇ ફીકર નહિં–સાંભળ્યો તો ખરો. 'અમારા દેશનું આવું ગૌરવ હતું,' એટલું ભાન થાય, તોપણુ ઘણું છે. અત્યારે આ ગૌરવ ખોવા માટે, સ્ત્રી સહિત ઘણા પુરૂષો નાટક સીનેમામાં રજળે છે. હજી સમજી જાઓ તો સારૂં છે.

યશોદાજીનો દેખાવ જોઇને–સાંભળીને–ખ્યાલ આવશે કે–યશોદા એટલે કોઇ સાધારણુ ગોવાળણુ નહિં. 'માલતીનાં પુષ્પો યશોદાજીના ચોટલામાંથી ખરી પડતા હતાં.' એ વચનો નંદજીના ઘરની અમીરાત સૂચવે છે.

---

ત્યારે **पृथुकटितटे**–મોટા નિતંબ ઉપર **क्षौमं वासः**–રેશમી વસ્ત્ર **सूत्रनद्धं बिभ्रती**–કટિમેખળાથી બાંધ્યું હતું. **पुत्रस्नेहेन स्नुतं यत् कुचयुगं तत् बिभ्रती**–પુત્રના સ્નેહને લીધે સ્તનમાંથી દુધ ઝરતું હતું. **जातकंपं बिभ्रती**–શરીર ડોલતું હતું. **रज्जोः आकर्षेण श्रमः ययोः तौ भुजौ, भुजयोः चलंतौ कंकणौ च कुंडले बिभ्रती**–નેતરૂં ખેંચવાના પરિશ્રમને લીધે હાથના કંકણુ અને કાનના કુંડલ હાલતાં હતાં. **स्विन्नं वक्त्रं बिभ्रती**–મુખ ઉપર પરસેવો આવ્યો હતો. **कबरात् विगलन्त्यः मालत्यः** (માલતીનાં પુષ્પો) **यस्याः साः कबरविगलन्मालती**–ચોટલામાંથી માલતીનાં પુષ્પો ખરી પડતાં હતાં.

હવે આગળ વધીએ. હવે પ્રભુ કાંઇ લીલા કરવા ધારે છે. ભાવથી સાંભળો—

**तां स्तन्यकाम आसाद्य, मथ्नन्तीं जननीं हरिः ।**
**गृहीत्वा दधिमन्थानं, न्यषेधत्प्रीतिमावहन् ॥४॥**
**तमङ्कमारूढमपाययत्स्तनं, स्नेहस्नुतं सस्मितमीक्षती मुखम् ।**
**अतृप्तमुत्सृज्य जवेन सा यया-वुत्सिच्यमाने पयसि त्वधिश्रिते ॥५॥**

અર્થ—ઉપર પ્રમાણે યશોદાજી દહીં વલોવતાં હતાં તે સમયે, ધાવવાની ઇચ્છાવાળા અને [લટકાં મટકાંથી અગર કાલું કાલું બોલીને] પ્રીતિ ઉપજાવતા શ્રીકૃષ્ણે, ત્યાં આવીને અને રવાઇ પકડીને, દહીં વલોવવાનું કામ અટકાવ્યું. [૪] શ્રીકૃષ્ણને ખોળામાં બેસાડીને, જેમાંથી સ્નેહને લીધે દુધ ઝરતું હતું, એવું પોતાનું સ્તન યશોદાજી ધવડાવવાં લાગ્યાં. ધવડાવતાં ધવડાવતાં શ્રીકૃષ્ણના મંદ-હાસ્યવાળા મુખને યશોદાજી જોતાં હતાં. એટલામાં ચૂલા ઉપર ઉકળવા મૂકેલું દુધ ઉભરાઇ જતું દેખીને, ભગવાનને ભૂખ્યા છોડી દઇને, ત્વરાથી યશોદાજી ત્યાં પહોંચ્યા. [૫]

૪. ૫ વિવેચન—

[ નારદજીના શાપથી વૃક્ષરૂપે બનેલા કુબેર ભંડારીના બે પુત્રોને, શાપથી મુક્ત કરવાનો સમય આવી પહોંચ્યો છે. તે સમયનું પાલન કરવા માટે, પ્રભુ આ ઘટના રચે છે.]

**प्रीतिं आवहन्**—સામાન્ય બાળક માતાનું મન હરિ લે, ત્યારે આ તો-કૃષ્ણકોડા-મણો-' લટકાળો મહેતા નરસિંહનો તો સ્વામિ.' તે યશોદાજીનું મન હરી લે-યશોદાને કામ પડતું મેલાવે, તેમાં શું કહેવું! ' લટકળો મહેતા નરસિંહનો સ્વામી.' એ શું? તે સાંભળો-બરાબર ઉપાડજો. ( ઢોલક કાંસીજોડાં તૈયાર કરો. )

**પદ.**

વારી વારીરે સુંદિર શ્યામ—તારાં લટકાંને;
બલિહારીરે માખણચોર—તારાં લટકાંને.
લટકે વામનરૂપ ધરીને, જાચ્યા બળીને દ્વારરે;
ત્રણ ડગલાં પૃથ્વીને કાજે, બળી ચાંપ્યો પાતાળ— તારાં૦ વારી૦ બલિ૦

૪ પદચ્છેદ—**तां मथ्नंतीं जननीं**-મથન કરતી માતા પાસે **स्तन्यकामः**-ધાવવાની ઇચ્છાવાળા અને **प्रीतिं आवहन्**-પ્રીતિ ઉપજાવતા **हरिः**-ભગવાને **आसाद्य**-આવીને **दधि-मंथानं गृहीत्वा**-રવાઇ પકડીને **न्यषेधत्**-વલોવવાનું કામ અટકાવ્યું.

૫ પદચ્છેદ—**तं अंकं आरूढं**-પ્રભુને ખોળામાં બેસાડીને **स्नेहस्नुतं स्तनं अपाययत्**-યશોદાજી સ્નેહને લીધે જેમાંથી દુધ ઝરતું હતું એવું પોતાનું સ્તન ધવડાવતાં હતાં. **सस्मितं मुखं ईक्षती**-અને હાસ્યવાળા મુખને જોતાં હતાં. **तु**-એટલામાં **अधिश्रिते पयसि**-ચૂલા ઉપર ચડાવેલું દુધ **उत्सिच्यमाने**-ઉભરાઇ જતાં **अतृप्तं उत्सृज्य**-ભગવાનને ભૂખ્યા છોડી દઇને **जवेन सा ययौ**-ત્વરાથી ત્યાં ગયાં.

લટકે રઘુવર રૂપધરીને, વચન પિતાનાં પાળ્યાંરે;
લટકામાં તમે રાવણુ રોળ્યો, લટકે સિતા વાળ્યાં— તારાં૦ વારી૦ બલિ૦
લટકે ગૌઓ ગોકુળ ચારી, લટકે પલવટ વાળીરે;
લટકે જઇ જુમનામાં પેઠા, લટકે નાથ્યો કાળીરે— તારાં૦ વારી૦ બલિ૦
લટકે ગિરિ ગોવર્ધન તોળ્યો, લટકે પોષ્યો વંશરે;
લટકે જઇ દાવાનળ દીધો, લટકે માર્યો કંસ— તારાં૦ વારી૦ બલિ૦
એવાં લટકાં છે ઘણાં, લટકાં લાખ કરોડરે;
લટકાળો મહેતા નરસૈંનો સ્વામિ, ન મળે તેની જોડ— તારાં૦ વારી૦ બલિ૦

આવા લટકાળા શ્રીકૃષ્ણે યશોદાજીને ઘેલાં કર્યાં. વલોણું પડતું મેલીને યશોદાજી ત્યાં બેસી ગયાં. પ્રભુએ ખોળામાં ચડીને ધાવવા માંડયું. યશોદા ધવરાવતાં ધવરાવતાં, પ્રભુનું મંદ હાસ્ય કરતું મુખ જોતાં હતાં. કુબેરના બે પુત્રોને શાપથી મુક્ત કરવાનો સમય દોડયો આવતો હતો. શાપથી તેમને મુકાવવા પહેલાં, યશોદાજીના વાંકમાં કેવી રીતે આવવું-યશોદાજીના ગુન્હેગાર કેવી રીતે બનવું-તેનો વિચાર કરીને, યશોદાજીએ ચૂલા ઉપર મુકેલું દુધ ઉભરાવ્યું. ઉભરાતા દુધ તરફ યશોદાજીનું ધ્યાન ખેંચ્યું. ' રખે દુધ ઉભરાઈ જશે,' એવા ડરથી યશોદાજી શ્રીકૃષ્ણને ખોળામાંથી નીચે બેસાડીને દુધ તરફ દોડયાં. દુધને ઉભરાવનાર અને યશોદાજીને તે તરફ દોડાવનાર, પોતે હતા; તોપણુ-' મને સંપૂર્ણ રીતે ધવડાવ્યા પહેલાં કેમ ઉઠયાં ? અગર દુધ જેવા પદાર્થ માટે મારો કેમ ત્યાગ કર્યો ?' એવો ઠપકો આપવા માટે પ્રભુ કેવા પ્રકારની બાળચેષ્ટા કરે છે, તે ભાવથી સાંભળો—

રાગ—ઇંદ્રવંશા.

**संजातकोपः स्फुरितारुणाधरं, संदश्य दद्भिर्दधिमन्थभाजनम् ॥**
**भित्वा मृषाऽश्रुर्दृषदश्मना रहो, जघास हैयङ्गवमन्तरं गतः ॥६॥**

**અર્થ—શુકદેવજી** કહે છે કે—હે પરીક્ષિત રાજા ! પ્રભુ તેથી કોપે ભરાયા. લાલ હોઠ ફરકવા લાગ્યો. દાંતથી હોઠ ડસીને, અને ખોટાં ખોટાં આંસુ લાવીને, એક ઉપરવટણાથી દહીં વલોવવાની ગોળી ફોડી નાંખી. પછી પ્રભુ ઘરની અંદર જઈને, એકાંતમાં માખણ ખાવા લાગ્યા. [૬]

૬ વિવેચન—

**મૃષાશ્રુઃ**—જેનાં જનને કોપ ન હોય, તો પ્રભુને કોપ કેમ હોય! જેના જનના હોઠ ફરકતા નથી. જેનાં જન અનેક આપત્તિઓથી ગભરાઇને રડી પડતા નથી, તો પ્રભુ કેમ રડી પડે ? તેના ખુલાસા માટે **મૃષા** શબ્દ વાપર્યો જણાય છે. તાત્પર્ય-આ બધી બાળચેષ્ટા હતી.

૬ પદચ્છેદ—**संजातः कोपः यस्य सः संजातकोपः**-પ્રભુ તેથી કોપે ભરાયા. **स्फुरितं** [illegible] **स्फुरितारुणाधरं**-લાલ હોઠ ફરકવા લાગ્યો. **दद्भिः तम् संदश्य**-દાંતથી હોઠ ડસીને **मृषा अश्रूणि यस्य सः मृषाऽश्रुः**-ખોટાં ખોટાં આંસુ લાવીને **[illegible]**-એકઉપરવટણાથી **दधिमंथभाजनं भित्वा**-દહીં વલોવવાની ગોળી ફોડી નાંખીને **अंतरं गतः**-ઘરની અંદર જઇને, **रहः**-એકાંતમાં **हैयंगवं जघास**-તાજું માખણ ખાવા લાગ્યા.

**ગોળી ફોડી નાંખી**—આપણી ગોળી પ્રભુ ઘણી વાર ફોડે છે. ક્યારે ફોડે છે? અને તે ગોળી કેવા પ્રકારની છે? તે સંબંધી થોડી વાત સાંભળો—પ્રભુ ધાવતા હતા-ધાવી રહ્યા નહોતા-છતાં, ઉભરાતા દુધને સાચવવા યશોદાજીએ પ્રભુને ખોળામાંથી ઉતારી નાંખ્યા. 'મને ખોળામાંથી ઉતારી પાડતાં, હે માતા! આપને વધારે નુકશાન થશે,' તેમ સૂચવવા માટે, પ્રભુએ યશોદાજીની ગોળી ફોડી-ગોરસ ઢોળી દીધું. એટલે કદાચ યશોદાજી બેસી રહ્યાં હોત, તો-ભલે ઉકળતું દુધ ઉભરાત; પણ ગોળી તો સચવાત. લાકડશી લાડુ આપીને સોનાની કલ્લી કાઢી લેવાની ટેવ માયાની છે. થોડું લૌકિક સુખ આપીને-થોડું બાહ્યસુખ આપીને-ઘણું આંતરસુખ છીનવી લેવું માયાને ગમે છે. તે વાત પ્રભુએ યશોદાજીને અને આપણને શીખવી. (પ્રભુની ઇચ્છાર્થીજ યશોદાજી દોડયાં છે, તે વાત ચૂકશો નહીં.)

**हयंगवं-ह्योगोदात भवं तत् हैयंगवं**—આગલે દિવસે કરેલા ગોરસનું માખણ. જે ગોળી ફોડી તે ગોળીનું તાજું માખણ, (જ્યાં માખણનાં શીંકા બાંધ્યા હતાં ત્યાં જઈને) પ્રભુ ખાવા લાગ્યા. (ફુટેલી ગોળીનો દેખાવ સહીસલામત રાખવા માટે, અને શીંકામાં મુકેલું માખણ માંકડાંને ખવરાવી દેવા માટે, પ્રભુ ત્યાંથી દૂર ગયા, તે વાત આગળ આવશે.)

યશોદાજી ઉકળેલું દુધ ચૂલેથી ઉતારીને, દહીં વલોવવાના સ્થાનમાં પધારે છે, તે વાત હવે સાંભળો:—

**उत्तार्य गोपी सुश्रृतं पयः पुनः, प्रविश्य संदृश्य च दध्यमत्रकम् ॥**
**भग्नं विलोक्य स्वसुतस्य कर्म तज्–जहास तं चापि न तत्र पश्यती ॥७॥**

અર્થ—સારી રીતે ઉકળી ગએલા દુધને ચૂલેથી ઉતારીને, દહીં વલોવવાના સ્થાનમાં યશોદાજી પાછાં આવ્યાં. ત્યાં દહીંના વાસણને ફોડેલું દેખીને, 'તે કામ પોતાના પુત્રનું છે', એમ સમજીને, તથા શ્રીકૃષ્ણને ત્યાં ન દેખીને, [બાળકની ચપળતાનો વિચાર કરીને] યશોદાજી હસી પડયાં. [૭]

૭ વિવેચન—

[ગોપીકાઓની ફર્યાદો સાંભળીને, યશોદાજીએ પુત્રનાં લક્ષણ ક્યારનાંએ જાણી લીધાં હતાં.] 'આજ તો-ગોપીઓ કહેતી હતી, એવુંજ મારે પોતાને ઘેર કર્યું, અને પાછા મારાથી ડરીને કૃષ્ણ કયાં નાસી ગયા?' એવો વિચાર આવતાં યશોદાજી હસી પડયાં. (યાદ રાખવું ઘટે છે કે—જેના હાથ અને મુખ માખણથી ખરડાયેલાં છે, એવા શ્રીકૃષ્ણનાં દર્શન હજી યશોદાજીને થયાં નથી. તેતો સંતાયા છે. તમને દેખાય છે? દર્શન કરવાં હોય તો ચાલ્યાં આવો.)

---

૭ પદચ્છેદ—**सुश्रृतं पयः**-સારી રીતે ઉકળી ગયેલા દુધને **उत्तार्य**-ચુલેથી ઉતારીને. **गोपी पुनः प्रविश्य**-દહિં વલોવવાના સ્થાનમાં યશોદાજી પાછાં આવ્યાં. **दध्नः अमत्रकं दध्यमत्रकं**-દહિંના વાસણને **भग्नं संदृश्य**-ફોડેલું દેખીને **स्वसुतस्य तत् कर्म इति विलोक्य**-તે કર્મ પોતાના પુત્રનું છે એમ જાણીને **तत्र च अपि तं न पश्यती**-તેને ત્યાં ન દેખીને **जहास**-યશોદાજી હસી પડયાં.

યશોદાજી શોધવા નીકળ્યાં-જ્યાં પ્રભુ છે ત્યાં આવ્યાં—

**उलूखलाङ्घ्रेरुपरि व्यवस्थितं, मर्काय कामं ददतं शिचि स्थितम् ॥**
**हैयङ्गवं चौर्यविशङ्कितेक्षणं, निरीक्ष्य पश्चात्सुतमागमच्छनैः ॥ ८ ॥**

**અર્થ**—પછી ઉંધા પડેલા ખારણીયા ઉપર બેઠેલા, અને શીંકામાં મૂકેલું માખણ માંકડાંને ખૂબ ખવરાવતા, તથા ચોરીથી ચકરવકર આમતેમ જોયા કરતા પુત્રને જોઇને, તેને પકડવા માટે, યશોદાજી ધીમે ધીમે તેની પાછળ આવ્યાં [૮]

૮ વિવેચન—

રામાવતારમાં વાનરોની દોસ્તી થઈ, ત્યારે પોતે તપસ્વી બન્યા હતા. પોતે વાનરોની સાથે ફળફુલનો અહાર કરતા હતા. કદિ તે વખતેજ પ્રભુએ તે વાનરોને નોતર્યા હશે કે— 'લીલાલ્હેર કરવી હોય, તો આવજો યશોદાજીને ઘેર.' નરસિંહ મહેતાએ ગાયું છે કે—

પદ.

હરિના જનતો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતારા રે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદદુલારા રે;
ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહિ રે—ટેક.

× × × × ×

ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસી રે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ છે એની દાસી રે—ભુતળ૦
થનનન-થનનન—(કેમ! સૌ સાથે છો ને?)

આ નિયમાનુસાર શ્રીરામના વાનર ભક્તો, શ્રીકૃષ્ણલીલાનો લાભ લેવા માટે પ્રભુ સાથે રમતા જણાય છે.

**चौर्यविशंकितेक्षणं सुतं**—ચોરીને લીધે ચકરવકર જોયા કરતા શ્રીકૃષ્ણને યશોદાજીએ જોયા-દેખ્યા. હિરણ્યકશીપુ અને હિરણ્યાક્ષાદિને ડરાવનારા પ્રભુ, યશોદાજીને કેવા દેખાયા હશે? તે સાંભળો-પ્રભુ પ્રાકૃત બાળક જેવા દેખાયા હશે (પ્રભુ તેમ કરે, તોજ યશોદાજી તેમને બાંધે-અને પછી-પ્રભુ કુબેરભંડારીના પુત્રોને શાપથી મુક્ત કરે.)

હવે માતાજી પ્રભુને પકડવા દોડે છે—

**तामात्तयष्टिं प्रसमीक्ष्य सत्वरम्--ततोऽवरुह्यापससार भीतवत् ॥**
**गोप्यन्वधावन्न यमाप योगिनां, क्षमं प्रवेष्टुं तपसेरितं मनः ॥९॥**

---

૮ પદચ્છેદ—**उलूखलस्य अंघ्रेः उपरि**-ઉંધા ખારણીયા ઉપર **व्यवस्थितं**-બેઠેલા **शिचिस्थितं हैयंगवं**-શીકામાં મુકેલા માખણને **मर्काय कामं ददतं**-માંકડાને ખુબ આપતા. **चौर्येण विशंकिते ईक्षणे यस्य सः, तं सुतं निरीक्ष्य**-ચોરીથી ચકર વકર આમતેમ જોયા કરતા પુત્રને જોઇને (તેને પકડવા માટે) **शनैः पश्चात् अगमत्**-ધીમે ધીમે તેની પાછળ આવ્યાં

૯ પદચ્છેદ—**तां**-તે માતાને. **आत्ता यष्टिः यया सा आत्तयष्टिः तां आत्तयष्टिं**-લાકડી લઇને આવેલાં. **प्रसमीक्ष्य**-દેખીને. **सत्वरः**-ત્વરાથી **ततः**-ત્યાંથી. **अवरुह्य**-ઉતરીને

**अन्वञ्चमाना जननी बृहच्चलच्-छ्रोणीभराक्रान्तगतिः सुमध्यमा ॥**
**जवेन विस्रंसितकेशबन्धन-च्युतप्रसूनाऽनुगतिः परामृशत् ॥१०॥**

અર્થ—માતાજીને લાકડી લઇને આવતાં દેખીને, ત્વરાથી ત્યાંથી (ખારણીયા ઉપરથી) ઉતરીને, જાણે બહુજ બીક લાગી હોય, એ પ્રમાણે-યશોદાજીની આગળ પ્રભુ દોડયા. તપથી તદાકાર કરેલું અને જે બ્રહ્મમાં પેસવાને-લીન થવાને-યોગ્ય છે, એવું મન પણ જેને પહોંચી શકતું નથી, એવા પ્રભુને યશોદાજી પહોંચી શકયાં નહીં-પકડી શકયાં નહીં. [૯] [પાછળ દોડતી વખતે યશોદાજી કેવાં દેખાતાં હતાં?-તે વાત હવે શુકદેવજી કહે છે.] દોડવાના વેગને લીધે છૂટી ગએલા અંબોડામાંથી પુષ્પો ખરી પડતાં હતાં; મોટા અને હાલતા નિતંબના ભારથી, યશોદાજી બરાબર દોડી શકતાં નહોતાં. એવાં સુંદર યશોદાએ માંડમાંડ ભગવાનને પકડયા. [૧૦]

૯ વિવેચન—

**भीतवत् अपससार**—(માતાજીને લાકડી લઇને આવતાં જોઇને) જાણે બહુ ડરી ગયા હોય, એવા બનીને પ્રભુ નાઠા. આગળ શ્રીકૃષ્ણ અને પાછળ યશોદા. યશોદા પકડી શકયાં નહિં-કારણકે-**योगिनां तपसेरितं मनः प्रवेष्टुं क्षमं**-યોગીઓએ તપથી તદાકાર કરેલું મન જેમાં પેસવાને-જેને પામવાને-યોગ્ય છે તે મન પણ-**यम् न आप**-તેને પહોંચી શકતું નથી. શ્રુતિ કહે છે કે-'**यतो वाचो निवर्तते, अप्राप्य मनसा सह**। જેને વાણી સહિત મન પામી શકતું નથી.' સ્ટેશનમાં પહોંચ્યા પછી, જો કદિ રેલ ગાડી ચાલી નીકળે છે, તો તેને આપણે પકડી શકતા નથી, ત્યારે આ તો ગાડી ચલાવનારનો **ચલાવનાર**-શ્રીકૃષ્ણ પરમાત્મા-તેના વેગને યશોદાજી કેવી રીતે પહોંચી વળે?

**આંતરશુદ્ધિ અને આંતરશોધ**—એ પાંચ પૈસાની મુડીવાળો, અમદાવાદ શહેરની ચોરાસી કરવા જતાં, જેમ હાંસીપાત્ર થાય છે; તેમ જેઓ આખો દિવસ કાથાકબલા કરે, તેઓ પ્રભુને પહોંચી વળવાની બાબતમાં હાંસી પાત્ર ઠરે છે. દુનિયાના રાગરંગમાં રમતા હોય, કામ ક્રોધ અને લોભથી ઘેરાયા હોય-પછી તે બ્રાહ્મણ હોય કે સન્યાસી હોય, ધોળાં કપડાં પહેરતા હોય

---

**भीतवत् अपससार**-જાણે બહુ બીક લાગી હોય એ પ્રમાણે નાઠા. **गोपी अन्वधावत्**-યશોદા તેની પાછળ દોડયાં. **तं न आप**-પણ તેને પહોંચી શકયાં નહિં. **योगिनां तपसा इरितं मनः यं प्रवेष्टुं न क्षमं**-તપથી તદાકાર કરેલું મન જેમાં પેસી શકતું નથી.

૧૦ પદચ્છેદ—[ **विस्रंसितात् केशबन्धनात्** (છુટી ગએલા ચોટલામાંથી) **च्युतैः प्रसूनैः अनुगतिः यस्याः सा** ] **जवेन विस्रंसितकेशबन्धनच्युतप्रसूनाऽनुगतिः**-દોડવાના વેગને લીધે છૂટી ગએલા ચોટલામાંથી જેની પાછળ પુષ્પ ખરી પડતાં હતાં. **बृहत्योः चलंत्योः श्रोण्योः भरेण आक्रान्ता गतिः यस्याः सा**-મોટા અને હાલતા નિતંબના ભારથી દોડતાં થાકી ગએલાં **इति सुमध्यमा अन्वंचमाना जननी**-એવાં સુંદર અને પાછળ દોડતાં યશોદા માતાએ **परामृशत्**-પ્રભુને માંડમાંડ પકડયા.

કે લાલ, વક્તા હોય કે શ્રોતા હોય, પણ પ્રભુને પહોંચી વળવાની બાબતમાં ઠગાય છે. આ બધી વાતને ટુંકામાં કહું તે-સાંભળો-કામ, ક્રોધ અને લોભથી ઘેરાએલા જીવોએ યાત્રાઓમાં ફરવું, દેરેદેરે દર્શન કરવાં, જળ દેખીને સ્નાન કરવું, મૂર્તિ દેખીને પગે લાગવું, સંત દેખીને પગમાં પડવું, તે સાધન તેમને માટે ઠીક છે. પણ જેના કામ, ક્રોધ અને લોભ શમી ગયા હોય, તેમણે ઉપર જણાવેલા વિસ્તારને ધીમેધીમે સંકેલવો. તિર્થોમાં એકજ તિર્થને ઉત્તમ માનવું, દેવમાં એકજ દેવ, જળમાં એકજ જળ, સંતોમાં એક સંત-તે આપણા સદ્ગુરૂ. આટલો સંકોચ કર્યા પછી, વૃત્તિને અંતર્મુખ કરતાં શીખવું-કારણ કે-જે તમારે જોઇએ છે, તે બહાર નથી-અંતરમાં છે.

અખાની થોડી વાનગી પણ આપું—

**પદ.**

તીલક કરતાં ત્રેપન થયાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીર્થ કરી કરી થાક્યા ચર્ણ, તોએ ન પહોંચ્યો હરિને શર્ણ.
કથા સુણી સુણી ફુટયાં કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન;
એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ.
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન.
અખા એ મોટો ઉત્પાત, ઘણા પ્રભુ એ ક્યાંની વાત; વિગેરે—

( વૃત્તિ અંતર્મુખ કરવાનાં સાધન સમાધિપાદમાં-વધારાના ફરમામાં-કહેવાય છે. વાંચો છો ? રૂ. ૨) જ મોકલ્યા હોય, તો ત્વરાથી આઠ આના વધારે મોકલી, તમારા ઘરમાં, સમાધિના ઉત્તમ જ્ઞાનને આવવા દો. )

બાહ્ય નિરોધ સંબંધી મહાન્ તત્ત્વવિદ્ શ્રી શંકરાચાર્ય બહુ કહે છે, તેમાંથી થોડું કહું—

**बाह्ये निरुद्धे मनसः प्रसन्नता, मनःप्रसादे परमात्मदर्शनं ।**
**तस्मिन सुदृष्टे भवबंधनाशो, बहिर्निरोधः पदवी विमुक्तेः ॥३३५॥**

( વિવેકચૂડામણિ )

જેમ જેમ બહારના પ્રાણી પદાર્થોમાંથી આસક્તિ (પ્રીતિ) ઓછી થાય, તેમ તેમ અંતઃકરણમાં પ્રસન્નતા પ્રગટે. આ પ્રમાણે પ્રગટેલી પ્રસન્નતા પરમાત્માનું દર્શન કરાવે. હૃદયમાં અનાસક્તિ થાય, તેજ મુકિતનો હેતુ હોવાથી, ઉપર પ્રમાણે કરવાથી જન્મ મરણનો નાશ થાય. (૩૩૫)

આટલી વાત સંભળાવ્યા પછી મારે ફરી કહેવું પડે છે કે-આ દવા-આ જ્ઞાન, કામ ક્રોધ અને લોભથી ઘેરાએલા માટે નથી. મંદિરે દર્શને જઇને પ્રસાદમાં લોભાણા હોય; કથામાં જતાં આવતાં થઇને, દોંગાઇ કરતા શીખ્યા હોય; બે ભજન ગાતાં શીખીને પરદારા સામે કટાક્ષ કરવા શીખ્યા હોય; મંદિરના પુજારી થઇને પરદારાને સેવાને બ્હાને ફસાવવા શીખ્યા હોય, બાવાજી થઇને કનક કાન્તાનો તન મનથી સ્પર્શ કરતા હોય; જીણા રાગ કાઢીને ગાવાવાળી બાઇઓ પોતાના ભજનથી પરપુરૂષને ફસાવતી હોય; તેવાં સ્ત્રી પુરૂષો આ દવાને-આ જ્ઞાનને-બ્હાને પુજાય છે ખરાં, પણ તેમનો ઠાઠ રાગી-માર્ગી-સાધુઓના જેવો છે. પાખંડી પરમહંસોના જેવો છે. મસાલાદાર શાકની તપેલીમાં ફરતી કડછીના જેવું તેમનું જ્ઞાન છે. આ બધા જળ વિનાના ઉંડા ભયંકર કુવા છે-સંભાળીને ચાલજો. ( તેમની સાથે વાદ પણ કરશો નહિં. )

હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવો. યશોદાજીએ બાહ્ય વૃત્તિ કરી, તેથી શ્રીકૃષ્ણને પકડી શકયાં નહિં. આંતરવૃત્તિ કરી હોત, તો શ્રીકૃષ્ણ પાસેજ હતા. (કારણકે યશોદા શ્રીકૃષ્ણમય હતાં.)

હજી તે સંબંધી વિશેષ જાણવા જેવું છે-શાંતિથી સાંભળો-[ગડબડ કરો, તે મને ગમતું નથી]-જેમને પાવન કરવા પ્રભુ પોતે અવતાર લઇને પધાર્યા, જેમના ખોળામાં પોતે સુતા, જેમના સ્તનનું પાન કર્યું, જેમના ઝુલાવ્યા ઝુલ્યા-અને રમાડયા રમ્યા, તે યશોદાજીને અત્યારે અંતર્મુખવૃત્તિ કરવાની બીલકુલ જરૂર નથી-કારણ કે-**પ્રભુ સાનિધ્ય દોડે છે.** જેઓ માત્ર શાસ્ત્ર, સંતો અને મૂર્તિઓદ્વારા પ્રભુના રૂપને દેખે છે-જાણે છે, તેઓએ **અવશ્ય** ધીમે ધીમે અંતર્મુખ થવાની જરૂર છે.

હવે દસમા શ્લોકનું વિવેચન કરીએ. તેમાં કૃપાળુ કૃષ્ણ યશોદાજીથી પકડાઇ જાય છે.

૧૦ વિવેચન—

પકડાય નહિં તો બ્હાનાની પત જાય-પ્રભુ દીવાળીયા ઠરે. યશોદા પોતાનાં તમામ કામકાજ છોડીને, પ્રભુની પાછળ દોડયાં, છતાં પ્રભુ પકડાય નહિં-તો બોલ્યું ફોક થાય-પ્રભુ દીવાળીયા ઠરે. પ્રભુ કયાં બોલ્યા?—ગીતાને અઢારમે અધ્યાયે—

**सर्वे धर्मान परित्यज्य, मामेकं शरणं व्रज।**
**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः॥**

આપણે આવું કદિ કર્યું છે? ના-ઘરબાર, સગાસહોદર અને નાતજાત તજીને લક્ષ્મીને માટે જંગબાર જઇએ, અમેરિકામાં વસીએ, બગદાદ બસરામાં મુકામ કરીએ, બાર પંદર વરસે આવીયે, પણ પાડોશમાં ભગવદ્વાર્તા થતી હોય, ત્યાં ન જઇએ. જમવાનું હોય તો જમાલપુર દરવાજાબહાર દોડીને જઇએ, પણ સ્વસ્વરૂપને ઓળખવા માટે ખોળામાં હોય, તોપણ ન ખાઇએ.

પદ-રાગ ઠુમરી.

અડબંગાઇમાં ઉમર આખી, નરતન ચિંતામણિ ખોઇ નાંખી;
રૂદિયામાં રાખી છે તીખી પાળીયારે-ગોવિંદ જાણ્યા વિનાના વરસો ગાળીયાં.
—રે ગોવિંદ જાણ્યા.

× × [**યાદ રાખ કે—**] × ×

મરણઘાત તો નથી મટવાની, જાગી જો નથી વાર જવાની;
સાથે નાવે વાલ સવાની વાળીયારે—ગોવિં૦

**[સારાં સારાં કપડાં અને ઘરેણાં વ્હાલાં લાગ્યાં?]**

વસ્ત્રાભૂષણ લુંટી લેશે, બહાર કાઢીને બાળી દેશે;
રૂષિરાજ કહે દાટયાં રહેશે રાળિયાંરે—ગોવિં૦

અહો! અમારે-તમારે સૌને **મરવું** છે. ન ચેત્યા તો મુઆ. કેડ બાંધીને અમારી સાથે નિર્મળભાવથી ચાલ્યા આવો. **આપણો વિજય છે.**

**શાંત** બેસી જાઓ, તો એક મસ્તનાં દર્શન કરાવું. કાંસીજોડાને ઢોલક તૈયાર કરો. (પ્રભુ કયારે પકડાય? તે વિષય ચાલે છે.) મસ્તાનોને મસ્તી ગમે. માંદાને અને ઉદાસીને

મસ્તી ગમે નહિં. માટે ઘડીવાર રોગ અગર ઉદાસીનતાનો ત્યાગ કરીને સાંભળજો. સાંભળ્યા પછી પ્રેમથી ઉપાડજો. [ આંખના દ્વાર બંધ કરજો. ]

પદ.

અબ તો મેરે શ્યામ સુંદિર દૂસરો ન કોઇ; (૨)
દૂસરો ન કોઇ રામા—દૂસરો ન કોઇ—અબ૦
માત છોડે તાત છોડે, છોડે સગા કોઈ;
સાધુસંત બૈઠ બૈઠ, લોકલાજ ખોઇ—અબ૦
સંત દેખ દોડ આઇ, જગત્ દેખ રોઇ;
પ્રેમઆંસુ ડાર ડાર, અમરવેલ બોઇ—અબ૦
મારગમેં તારન મીલે, સંત શ્યામ દોઇ;
સંત સદા શિર ઉપર, શ્યામ હૃદય હોઇ—અબ૦
અંતમેંસે તંત કાઢયો, પીછે રહી સોઇ;
રાણે મેલ્યા બિખકા પ્યાલા, પીધા મસ્ત હોઈ—અબ૦
અબ તો બાત ફૈલ ગઇ, જાને સબ કોઇ;
અબતો હાં-હાં-હાં-અબતો-હાં-હાં-હાં...... ..
અબતો બાત ફૈલ ગઇ, જાને સબ કોઇ;
દાસ **મીરાં લાલ ગિરધર**, હોની હો સો હોઈ—અબ૦

મસ્તને ઓળખ્યાં-મસ્તનાં અક્ષરદેહનાં દર્શન કર્યાં ? એક નોકર પોતાનાં સર્વ સુખનો ત્યાગ કરીને શેઠને સેવે છે, તો શેઠ (ધીમે ધીમે) તેની શેવામાં-સંભાળમાં-તેના હાથમાં પકડાઇ જાય છે. એક સ્ત્રી પતિની સેવામાં ચોવીસે કલાક રહે છે, તો પતિ કાળી રાતે રગીને સ્ત્રીને સુખ દેવામાં તત્પર રહે છે. સ્ત્રીના હાથમાં પકડાઇ જાય છે. ત્યારે આ તો અંતર્યામિ કૃપાળુ શ્રીકૃષ્ણ-તે યશોદાજીના હાથમાં કેમ ન પકડાય!

હવે આગળ વધીએ-ગુન્હેગારને પકડીને શું કરે છે તે સાંભળો—

**कृतागसं तं प्ररुदन्तमक्षिणी, कषन्तमञ्जन्मषिणा स्वपाणिना ॥**
**उद्वीक्ष्यमाणं भयविह्वलेक्षणं, हस्ते गृहीत्वा भिषयन्त्यवागुरत् ॥ ११ ॥**

**અર્થ**—વાંકમાં આવેલા હોવાથી ઘણુંજ રડતા, આંજણના લપરડા થાય એવી રીતે આંખો ચોળતા, અને ભયથી જેનાં નેત્રો વિહ્વલ બન્યાં હતાં-એવા ટગર ટગર જોયા કરતા શ્રીકૃષ્ણનો હાથ પકડીને, યશોદાજીએ તેમને બીવડાવવા સારૂ ધમકાવ્યા-ઠપકો દીધો. [૧૧]

---

૧૧ પદચ્છેદ—( **आगस्**-ન. લિં. અપરાધ ) **कृतागसं तं**-ને કે જેણે અપરાધ કર્યો હતો. **प्ररुदन्तं**-ઘણુંજ રડતા **अंजन्ती**-(ફેલાતી) **मषी** (મેશ) **ययोः ते अंजन्मषिणी इति अक्षिणी-ते स्वपाणिना कषंतं**-આંજણના લપરડા થાય એવી રીતે આંખોને હાથવતે ચોળતા **उद्वीक्ष्यमाणं**-અને જોયા કરતા **भयेन विह्वले ईक्षणे यस्य सः तम् भयविह्वलेक्षणं**-ભયથી જેમનાં નેત્ર વિહ્વલ બન્યાં હતાં તે શ્રીકૃષ્ણને **हस्ते गृहीत्वा**-હાથથી પકડીને **भिषयंती**-બીવડાવતી યશોદાએ **अवागुरत्**-**अव+गुर्**-પ્રભુને ઠપકો દીધો-પ્રભુને લડ્યાં.

૧૧ વિવેચન—

ગુન્હેગાર રડવા લાગ્યા. આંખો ચોળીને મેશના લપરડા કરવા લાગ્યા. બરાબર પ્રાકૃત બાળકના જેવો દેખાવ કર્યો. ભોળાં યશોદાજી હાથ પકડીને ધમકાવવા લાગ્યાં. મોડી રાત્રે નગરચર્ચા જોવા માટે છૂપે વેશે નીકળેલા રાજાને, જેમ પોલીસનો કોઇ નવો સીપાઇ ધમકાવે, તેમ–જેની માયામાં બ્રહ્માજી ભૂલા પડે, તેની માયામાં ભૂલા પડેલાં યશોદાજી શ્રીકૃષ્ણને ધમકાવવા લાગ્યાં.

માતાજીનો ઠપકો સાંભળી પ્રભુ ડરી જાય છે, અને યશોદાજીને દયા આવે છે—

**त्यक्त्वा यष्टिं सुतं भीतं, विज्ञायार्भकवत्सला ॥**
**इयेष किल तं बद्धुं, दाम्नाऽतद्वीर्यकोविदा ॥ १२ ॥**

**અર્થ—પુત્રપ્રેમમાં લદબદ થએલાં યશોદાજીએ, પુત્રને ડરી ગએલો જોઇને, લાકડી નીચે મૂકી. પછી શ્રીકૃષ્ણના બળને નહિં જાણનારાં યશોદાજીએ, તેમને દામણાથી બાંધવાનો વિચાર કર્યો. [૧૨]**

૧૨ વિવેચન—

**अर्भकवत्सला**—પુત્રમાં પ્રેમ રાખનારાં યશોદાજી. પુત્ર પ્રત્યેના માતાના પ્રેમની હદ નથી. સંતતી માટે બાધા આખડી, દોરા ધાગા–જપ, તપ, વ્રત વિગેરે અનેક કાર્યો સ્ત્રી કરે છે. સંતતિ માતાના ગર્ભમાં આવે છે, ત્યારથી અનેક કષ્ટ ઉપરાંત, માતાનો ખાધાપીધાનો અને સુવા બેસવાનો સ્વાદ ઉડી જાય છે, તોપણ માતા પ્રસન્ન રહે છે. સંતતિ થયા પછી અનેક કષ્ટો વેઠીને બાળકને ઉછેરે છે. માતા બાળકને સદા સંભાળે, અને પિતા ઘડીવારમાં બાળકથી કંટાળે. પિતા જમવા બેઠા હોય, ત્યાં પાસે બાળક કદિ ગંદવાડ કરે, તો પિતા તેને લડે, અને તેની માને ધમકાવે; માતા ભોજન કરતી હોય, તે અરસામાંજ કદિ બાળક માતાના ખોળામાં થી કરે, તોપણ માતા કંટાળે નહિં. બાળક મોટો થયા પછી, માતા પોતે જે તે ખાય, અને બાળકને ઘી ગોળ આપે. આવી પુત્રવત્સલતા એક સાધારણ માતામાં હોય છે, ત્યારે જેને ઘેર શ્રીકૃષ્ણ પધાર્યા, તે યશોદાજીની પુત્રવત્સલતાનાં શાં વખાણ કરીએ! **सुतं भीतं विज्ञाय**–પુત્રને બહુ ડરી ગયેલો જોઇને, યશોદાજીએ લાકડી નીચે મૂકી–યશોદાજીને દયા આવી ગઈ.

દામણાથી બંધન—દયા આવી ગઈ, પણ–'કાંઇક શીક્ષા કર્યા વિના, બાળકની આ કટેવ મટશે નહિં.' એમ સમજીને યશોદાજીએ પ્રભુને દામણાથી બાંધવાનો વિચાર કર્યો. પૂતના, તૃણાવર્ત વિગેરેને શ્રીકૃષ્ણે માર્યા હતા, તે વાત શું યશોદાજી ભૂલી ગયા હતા?–હા–હકાર સૂચવવા માટે '**अतद्वीर्यकोविदा**–શ્રીકૃષ્ણના બળને નહિં જાણનારાં'–એવું વિશેષણ યશોદાજીને લગાડયું છે. યશોદા જે ભૂલ કરે છે, એવી ભૂલ આપણે ઘણીવાર કરીએ છઇએ. યાદ છે?

---

૧૨ પદચ્છેદ—**अर्भकवत्सला**–પુત્રમાં જેને પ્યાર છે એવાં યશોદાએ **सुतं भीतं विज्ञाय**–પુત્રને ડરી ગએલો જોઇને **यष्टिं त्यक्त्वा**–લાકડી તજી દઇને **तस्य वीर्यं तद्वीर्यं तस्य वीर्यस्य कोविदा न भवति इति अतद्वीर्यकोविदा**–શ્રીકૃષ્ણના બળને નહિં જાણનારા યશોદાજીએ **दाम्ना तं बद्धुं इयेष**–તેને દામણાથી બાંધવાનો વિચાર કર્યો.

સંભારો, નહિં તો કહું. સાંભળો-કંઇ ભયંકર રોગ અગર કોઇ ભયંકર આપત્તિ આવી પડે છે, ત્યારે આપણને પ્રભુના બળનો અનુભવ થાય છે. તે રોગ અગર આપત્તિ જતાં રહે છે, ત્યારે આપણે પ્રભુના બળને વિસ્મરી જઇએ છઇએ. [યમલાર્જુનનું કામ કરવા માટે યશોદાજીને પ્રભુએ ભૂલાં પાડયાં છે.]

પ્રભુને ક્યાં બાંધ્યા હતા, તે વાતની સાથે પ્રભુનું વાસ્તવ સ્વરૂપ કેવું છે તે પણ કહી દે છે--

**न चान्तर्न बहिर्यस्य, न पूर्वं नापि चापरम् ॥**
**पूर्वापरं बहिश्चान्तर्-जगतो यो जगच्च यः ॥१३॥**
**तं मत्वात्मजमव्यक्तं, मर्त्यलिङ्गमधोक्षजम् ॥**
**गोपिकोलूखले दाम्ना, बबन्ध प्राकृतं यथा ॥१४॥**

અર્થ—જેની અંદર, બહાર, આગળ અગર પાછળ કાંઇ નથી; અને જે પોતે જગત્‌ની અંદર, બહાર, આગળ અને પાછળ (વ્યાપીને) રહેલ છે; તથા જે જગતરૂપ છે. તે મનુષ્ય દેહવાળા અવ્યક્ત ભગવાનને પુત્ર માનીને, યશોદાજીએ સાધારણ બાળકની માફક, ખારણીયા સાથે દામણાથી પ્રભુને બાંધ્યા. [૧૩-૧૪]

૧૩-૧૪ વિવેચન—

**मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥** (ગીતા ૭-૭)
**यस्यांतः स्थानि भूतानि, येन सर्वमिदं ततं ॥** (ગીતા ૮-૨૨) વિગેરે

જેમ દોરામાં મણિયો પરોવાય, તેમ આ સર્વ ભૂતો મારામાં પરોવાયેલાં છે. [૭-૭] જેનાં અંતરમાં આ સર્વ ભૂતો રહેલાં છે, અને જે આ સર્વ ભૂતોમાં વ્યાપીને રહેલો છે ( તે અનન્ય ભક્તિથી પ્રાપ્ત થાય છે. ) [૮-૨૨]

બ્રહ્મનાં વિશેષણો મૂકીને, શ્રીશુકદેવજી આપણને શ્રીકૃષ્ણનું મૂળ સ્વરૂપ સમજાવે છે. તાત્પર્ય-યશોદાજી ભલે ભૂલાં પડે-ભલે શ્રીકૃષ્ણને ઓળખ્યા વિના દામણાથી બાંધી લે, પણ ભાગવતના શ્રોતાવક્તાઓએ ભૂલાં પડવું નહિ. ભાગવતના શ્રોતાવક્તાઓએ યાદ રાખવું કે-જે મોટું સ્વરૂપ દેવકીજીના કારાગૃહમાં હતું, તેજ આ નાનું સ્વરૂપ છે, અને તેજ-નારદજીના શાપથી વૃક્ષરૂપ બનેલા ભક્તોને મૂકાવવા માટે-બાળચેષ્ટા કરે છે.

---

૧૩-૧૪ પદચ્છેદ—**यस्य अन्तः न बहिः न**-જેની અંદર કાંઇ નથી બહાર કાંઇ નથી. **पूर्वं न च अपि अपरं न**-જેની આગળ તથા પાછળ કાંઇ નથી. અને **यः**-જે **जगतः पूर्वापरं बहिश्चांतः**-જગતની આગળ પાછળ અને બહાર તથા અંદર રહેલ છે. **यः जगत् च**-અને જે જગતરૂપ છે. **तं मर्त्यलिंगं अव्यक्तं अधोक्षजं**-તે મનુષ્યરૂપે બનેલા અવ્યક્ત પરમાત્માને **आत्मजं मत्वा**-પોતાનો પુત્ર માનીને. **गोपिका**-યશોદાજીએ **प्राकृतं यथा**-સાધારણ બાળકની માફક. **उलूखले दाम्ना बबन्ध**-ખારણીયા સાથે દામણાથી બાંધ્યા.

પ્રભુને દામણાથી બાંધવા જતાં શો ચમત્કાર થયો ?–તે સાંભળો.

**तद्दाम बद्धयमानस्य, स्वार्भकस्य कृतागसः ॥**
**द्व्यङ्गुलोनमभूत्तेन, संदधेऽन्यच्च गोपिका ॥१५॥**
**यदासीत्तदपि न्यूनं, तेनान्यदपि संदधे ॥**
**तदपि द्व्यङ्गुलं न्यूनं, यद्यदादत्त बन्धनम् ॥ १६ ॥**
**एवं स्वगेहदामानि, यशोदा संदधत्यपि ॥**
**गोपीनां सुस्मयन्तीनां, स्मयन्ती विस्मिताऽभवत् ॥१७॥**

**અર્થ**—વાંકમાં આવેલા પોતાના બાળકને બાંધતાં, બાંધવા લીધેલું દામણું બે આંગળ ટુંકું પડયું. પછી યશોદાજીએ એક બીજું દામણું સાંધ્યું. (૧૫) દામણું સાંધ્યું તે પણ ટુંકું પડયું. તેને ત્રીજું દામણું સંધાડયું, તે પણ બે આંગળ ટુંકું પડયું. આ પ્રમાણે જેટલાં દામણાં સંધાડયાં, તેટલાં ટુંકાં પડયાં. (૧૬) આ પ્રમાણે પોતાનાં ઘરનાં તમામ દામણાં યશોદાજીએ બાંધ્યાં, તોપણ સર્વે ટુંકાં પડયાં. તે દેખીને ગોપીઓ હસી પડતાં, યશોદાજી પણ હસી પડયાં; અને યશોદા વિસ્મય પામ્યાં. (૧૭)

૧૫-૧૬-૧૭ વિવેચન—

**ચમત્કાર**—જે દામણું લે તે બે આંગળ ઓછું પડે. એવાં અનેક દામણાં યશોદાજીએ લીધાં, પણ દરેક બબ્બે આંગળ ઓછાં થયાં. ગોપીઓ જોવા મળી–જોતાં જોતાં હસી પડી. યશોદાજી પણ હસી પડયાં, છેવટે આશ્ચર્ય પામ્યાં અને થાકયાં. આશ્ચર્ય થવામાં ખાસ કારણ એ છે કે–પ્રભુનું પેટ મોટું ન થાય, અને દામણું ટુંકું ન થાય; છતાં દામણું બે આંગળ ઘટે. તે પણ વળી બેજ આંગળ, ત્રણ આંગળ નહીં.

**અધ્યાત્મદૃષ્ટિ**—શ્રીકૃષ્ણને બાંધવા માટે જેમ યશોદાજી દામણાં ભેળાં કરે છે, અને દરેક દામણું બબ્બે આંગળ ટુંકું પડે છે; તે પ્રમાણે જ પ્રભુને વશ કરવા માટે–બાંધવા માટે–

---

૧૫ પદચ્છેદ—**कृतागसः**–વાંકમાં આવેલા અને **बद्धयमानस्य स्वार्भकस्य**–બાંધેલા પોતાના બાળકનું. **तत् दाम**–તે દોરડું. **द्वाभ्यां अङ्गुलाभ्यां ऊनं–द्व्यंगुलोनं अभूत्**–બે આંગળ ટુંકું પડયું. **च**–પછી **गोपिका अन्यत् संदधे**–યશોદાએ બીજું દોરડું સાંધ્યું.

૧૬ પદચ્છેદ—**यत् दाम आसीत्**–જે દામ બાંધ્યું **तत् अपि न्यूनं**–તે પણ ટુંકું પડયું. **तेन अन्यत् अपि संदधे**–તેને બીજું દામણું સંધાડયું **तत् अपि द्व्यंगुलं न्यूनं**–તે પણ બે આંગળ ટુંકું પડયું. **यत् यत् बंधनं आदत्त**–આ પ્રમાણે જેટલાં દામણાં સંધાડયાં તેટલાં ટુંકાં પડયાં.

૧૭ પદચ્છેદ—**एवं**–આ પ્રમાણે **स्वगेहस्य दामानि**–પોતાના ઘરનાં તમામ દામણાં **यशोदा संदधती अपि**–યશોદાએ બાંધ્યા તોપણ સર્વે ટુંકાં પડયાં. તેથી **सुस्मयंतीनां गोपीनां**–ગોપીઓ હસી પડતાં **स्मयंती**–યશોદા પણ હસી પડયાં. **विस्मिता अभवत्**–અને વિસ્મય પામી ગયાં.

મુમુક્ષુઓ અનેક સાધન એકઠાં કરે છે: પણ પ્રભુને બાંધવા જતાં દરેક સાધન થોડાં ઘણાં ટુંકાં પડે છે. દુનિયાનો પ્રવાહ ઘણા કાળથી ચાલ્યો આવે છે. તેમાં અનેક સંતો થયા–અનેક શાસ્ત્રો પણ થયાં. દેવ થયા, દેવમંદિરો પણ થયાં; ધજા, પતાકા, ડંકા, નિશાન, દંડ, કમંડળ, ભગવાં, તિરથ વિગેરે અનેક સાધનો પ્રભુને બાંધવા માટે તૈયાર થયાં; પણ એવું એકે સાધન નથી, કે તે કરીએ કે તુરત, આપણને પ્રભુનાં દર્શન થાય. જેવી યશોદાજીની સ્થિતિ છે, તેવીજ મુમુક્ષુની સ્થિતિ છે. જેમ યશોદા આખરે થાકે છે; ત્યારે પ્રભુ બંધાય છે, તેમજ મુમુક્ષુ પણ આખરે થાકે છે. એટલે–સાધનનું બળ તજીને શરણે આવે છે, ત્યારેજ રઢીયાળો વશ થાય છે.

હવે પ્રભુ વશ થાય છે, તે કથા ભાવથી સાંભળો—

**स्वमातुः स्विन्नगात्राया, विस्रस्तकबरस्रजः ॥**
**दृष्ट्वा परिश्रमं कृष्णः, कृपयासीत्स्वबन्धने ॥१८॥**
**एवं संदर्शिता ह्यङ्ग, हरिणा भृत्यवश्यता ॥**
**स्ववशेनापि कृष्णेन, यस्येदं सेश्वरं वशे ॥१९॥**

**અર્થ**—જેનાં ગાત્રોમાં પરસેવો વળી ગયો હતો, જેના અંબોડામાં ગુંથેલી પુષ્પની માળાઓ ખસી પડી હતી, તે માતાના પરિશ્રમને દેખીને, કૃપાથી પોતાની મેળે પ્રભુ બંધાઇ ગયા. [૧૮] 'હે પરીક્ષિત્ રાજા! લોકપાલો સહિત આ વિશ્વ જેને આધીન છે, તે ભગવાન્ પોતે સ્વતંત્ર છે, છતાં–'હું ભક્તોને વશ્ય છઉં'–એવું દેખાડયું. [૧૯]

૧૮–૧૯ વિવેચન—

યશોદાજી જીત્યાં, અને પ્રભુ હાર્યા–પ્રભુ બંધાયા. બોલો શ્રીકૃષ્ણચંદ્રદેવકી જય.

કઇ ન્યૂનતા હતી?—અમુક કારણસર ટીટોડીએ સમુદ્ર ખાલી કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. પણ કયાં ટીટોડીની ચાંચ! અને કયાં સમુદ્રનાં અગાધ જળ! તે દૃઢ પ્રતિજ્ઞા શ્રીકૃષ્ણે પળાવી, ત્યારે યશોદાજીની દૃઢ પ્રતિજ્ઞા કેમ તોડાવે! અમુક કાચબાએ કાચબીને દૃઢતાનો લાભ બતાવ્યો હતો. અમુક હોલાએ હોલીને દૃઢતાનો લાભ બતાવ્યો હતો. મહાભારતના યુદ્ધમાં–હાથમાં હથિયાર ન લેવાની શ્રીકૃષ્ણે પ્રતિજ્ઞા કરી હતી. તે પ્રતિજ્ઞા તોડાવવા ભીષ્મપિતામહે પ્રતિજ્ઞા કરી કે–'જો હું ખરો ગંગાજીનો પુત્ર હોઉં, તો શ્રીકૃષ્ણને હથીયાર ધારણ કરાવું.' ત્યાં પણ શ્રીકૃષ્ણે પોતાની પ્રતિજ્ઞા તોડી, અને ભક્તની પ્રતિજ્ઞા પાળી.

---

૧૮ પદચ્છેદ—**स्वमातुः**–પોતાની માતા કે જે. **स्विन्नं गात्रं यस्याः सा तस्याः**–જેનાં ગાત્રોમાં પરસેવો વળી ગયો હતો તેના **विस्रस्ता कबरस्रक् यस्याः सा तस्याः**–જેના અંબોડામાં ગુંથેલી માળા ખસી પડી હતી તે માતામા. **परिश्रमं दृष्ट्वा**–પરિશ્રમને દેખીને. **कृष्णः**–કૃષ્ણ. **कृपया स्वबंधने आसीत्**–કૃપાથી પોતાની મેળે પ્રભુ બંધાઇ ગયા.

૧૯ પદચ્છેદ—**हे अंग**–હે પરીક્ષિત્ રાજા! **सेश्वरं इदं (विश्वं) यस्य वशे**–લોકપાલો સહિત આ વિશ્વ જેને કબજે છે તે **स्ववशेन कृष्णेन**–શ્રીકૃષ્ણ સ્વતંત્ર છે. **अपि**–તોપણ. **हरिणा**–ને હરિથી. **एवं**–આ પ્રમાણે. ( **भृत्यवश्यस्य भावः भृत्यवश्यता** ) **भृत्यवश्यता संदर्शिता**–ભક્તવશ્યપણું બતાવવામાં આવ્યું.

દઢતા વિના વેપાર, નોકરી અગર ગમે તે ધંધો શોભતો નથી. તે પ્રમાણેજ જ્ઞાનભક્તિ પણ દઢતા વિના શોભતાં નથી—વિજય પ્રાપ્ત કરી આપતાં નથી; માટે તમારા જીવનને મોખરે દઢતાને રાખજો. એક વાઘરણ દઢતાથી પતિને સેવે છે, તે સતી કહેવાય; અને એક બ્રાહ્મણી દઢતા વિના પતિને સેવે, તો તે વ્યભિચારી ગણાય છે. એક મુમુક્ષુ દઢતાથી એક સદ્ગુરૂને સેવે છે, ત્યાં પ્રભુને આવવું પડે છે; અને એક મુમુક્ષુ અનેક ઠેકાણે રજળે છે, ત્યાં પ્રભુ તેના સામું પણ જોતા નથી. યશોદાજીએ શ્રીકૃષ્ણને બાંધવાનું કામ દઢતાથી જારી રાખ્યું. યશોદાજીને થાકયાં જાણીને—પુત્રવત્સલા માતાને થાકયાં જાણીને—**ભક્તવત્સલ કૃપયા**—કૃપા કરીને—બંધાયા. **कृपया** શબ્દ પ્રભુત્વ સૂચવે છે. **स्वबंधने** શબ્દમાં **स्व** શબ્દ છે, તે પણ પ્રભુત્વ સૂચવે છે.

**हे अंग** !—એવું સંબોધન કરીને પરીક્ષિતને પ્રભુનું પ્રભુત્વ સૂચવે છે. પ્રભુની ભક્તાધીનતા સૂચવે છે.

વિષ્ણુના ચક્રથી પીડાએલા દુર્વાસા વિષ્ણુ પાસે ગયા, ત્યારે વિષ્ણુ બોલ્યા હતા કે—

**अहं भक्तपराधीनो, ह्यस्वतंत्र इव द्विज ॥ ६३**

× × × × ×

**मयि निर्बद्धहृदयाः, साधवः समदर्शनाः ।**
**वशीकुर्वंति मां भक्त्या, सत्स्त्रियः सत्पतिं यथा ॥ ६६**

× × × × ×

**साधवो हृदयं मह्यं, साधूनां हृदयं त्वहम् ।**
**मदन्यत्ते न जानन्ति, नाहं तेभ्यो मनागपि ॥ ६८ ॥**

[ ભાગવત સ્કંધ ૯—૪ ]

વિગેરે વચનો ભક્તોને ન્યાલ કરનારાં છે—હિંમત આપનારાં છે—બળપોષક છે.

પ્રભુનો આ અવાજ—શાસ્ત્રોની આ શીખામણ, કાચબાએ સાંભળીને કાચબીને દઢતાનો લાભ દેખાડયો. હોલાએ સાંભળીને હોલીને દઢતાનો લાભ દેખાડયો. પણ—મુમુક્ષુઓએ—સોએ—નવાણુ ટકાએ—આ અવાજ સાંભળ્યો, પણ પાળ્યો નહીં. દઢતાનું રહસ્ય સમજ્યા નહિં.

આ સંબંધમાં નરસિંહમહેતાએ ગાયું છે:—

રાગ—પ્્રભાત.

રઝળતી રાંડના રવડતાં છોકરાં, કોણ શિક્ષા દઈ ઠોર આણે!
[1]અંધ ગુરૂએ મળી [2]નિરંધ ચેલા કર્યા, બ્રહ્મનિ વાત તે શું રે જાણે. વિગેરે.

શ્રી શુકદેવજી યશોદાનાં ભાગ્યનાં વખાણ કરે છે—

**नेमं विरिञ्चो न भवो, न श्रीरप्यङ्गसंश्रया ॥**
**प्रसादं लेभिरे गोपी, यत्तत्प्राप विमुक्तिदात् ॥ २० ॥**

---

૧ શિષ્યનો અધિકાર જોયા વિના ઉપદેશ કરનાર અંધ ગુરૂ.

૨ બીન અધિકારી, દુર્ગુણોથી ભરેલા.

૨૦ પદચ્છેદ—**विमुक्तिदात्**—મુક્તિ આપનારા કૃષ્ણ પાસેથી **यत् इमं प्रसादं गोपी प्राप**—જે આ લાભ યશોદાને મળ્યો **तत्**—તે લાભ **विरिंचः न, भवः न, अंगसंश्रया श्रीः अपि न लेभिरे**—બ્રહ્મા, મહાદેવ અને અંગમાં રહેનારાં લક્ષ્મીજી પણ મેળવી શક્યાં નહિં.

**नायं सुखापो भगवान्-देहिनां गोपिकासुतः ॥**
**ज्ञानिनां चात्मभूतानां, यथा भक्तिमतामिह ॥ २१ ॥**

**અર્થ**—મુક્તિ આપનારા ભગવાન પાસેથી, જે (આ) લાભ યશોદાજીને મળ્યો, તેવો લાભ બ્રહ્માજી, મહાદેવજી અને શ્રીઅંગમાં રહેનારાં લક્ષ્મીજી પણ મેળવી શકયાં નથી. (૨૦) શ્રી શુકદેવજી આગળ કહે છે કે—'હે રાજન્! યશોદાના પુત્રરૂપે બનેલા આ ભગવાન, દેહાભિમાનથી ઘેરાએલા તપસ્વીઓને, અને કર્મકાંડીયોને સહેલાઇથી પ્રાપ્ત થતા નથી. દેહાભિમાનથી રહિત જ્ઞાની-ઓને પ્રભુ પ્રાપ્ત થાય છે ખરા, પણ ભક્તોને જેવી સહેલાઇથી પ્રાપ્ત થાય છે, તેવી સહેલાઈથી તેમને ( દેહાભિમાન રહિત જ્ઞાનીઓને પ્રભુ ) પ્રાપ્ત થતા નથી. [૨૧]

૨૦–૨૧ વિવેચન—

બ્રહ્માજી, મહાદેવજી અને શ્રીલક્ષ્મીજીએ ઘણો લાભ લીધો છે, પણ યશોદાજીએ જે લાભ લીધો તે લાભતો નહિંજ.

આપણા આખા શરીરમાં અનેક ઈંદ્રિયો અને અનેક ઈંદ્રિયોના દેવો છે, પણ જે લાભ યશોદાને-જીવ્હાને-મળે છે, તે લાભ કોઇને મળતો નથી. નરસિંહ, મીરા, તુકારામ વિગેરે સંતોએ જીવ્હાદ્વારા હરિરસ ચાખ્યો. જીવ્હાદ્વારા પોતે ઘેલા બન્યા, અને જગતને ઘેલું કર્યું. કલિયુગમાં સમરણભક્તિ અને કીર્તનભક્તિનો ડંકો છે. જેમ સારી દવાની સાથે સારી ચરી જોઇએ, તેમ કીર્તનભક્તિની સાથે જ્ઞાનવૈરાગ્યનાં બળ જોઇએ.

પદ—રાગ-ગજલ તાલ ૩.

જો ભજે હરિકો સદા, સોઇ પરમ પદ પાયગા—ટેક.
દેહકે માલા તિલક, અરૂ છાપ નહિં કિસુ કામકે;
પ્રેમભક્તિકે બિના, નહિં નાથ કે મન ભાયગા—જો ભજે.
દિલકે દર્પણકો સફા કર, દૂર કર અભિમાન કો;
ખાક હો ગુરૂકે કદમકી, તો પ્રભુ મિલ જાયગા—જો ભજે૦
છોડ દુનિયાંકે મજે-સબ, બૈઠ કર એકાંતમેં;
ધ્યાન ધર હરિકે ચરણકા, ફિર જનમ નહિં આયગા—જો ભજે૦
દૃઢ ભરોસા મનમેં કરકે, જો જપે હરિ નામકો;
કહતા હૈ બ્રહ્માનંદ, બ્રહ્માનંદ બીચ સમાયગા—જો ભજે૦

નોંધ—પૂર્વે જે દ્રોણવસુ અને ધરા હતાં, તે બ્રહ્માજીના વરદાનથી નંદ યશોદા બન્યાં છે. તે વાત આઠમા અધ્યાયમાં થઇ ગઇ છે. તે બાબતમાં અહીં વિશેષ જાણવાજેવું એ છે કે—

૨૧ પદચ્છેદ—**अयं गोपिकासुतः भगवान्**-યશોદાના પુત્ર થએલા આ ભગવાન્ **देहिनां सुखापः न**-દેહાભિમાની પુરૂષથી સહેલાઇથી પ્રાપ્ત થાય એવા નથી. **च**-અને **यथा**-જેવી રીતે **इह**-આ સંસારમાં **भक्तिमतां**-ભક્તિવાળા જીવોને પ્રાપ્ત થાય છે તેવી રીતે **आत्मभूतानां ज्ञानिनां न**-સમભાવ થએલા જ્ઞાનીઓને પણ પ્રાપ્ત થતા નથી.

**बहूनां जन्मनामंते, ज्ञानवान् मां प्रपद्यते** ॥ ગીતા ૭-૧૯ ॥

નંદયશોદાએ પૂર્વજન્મનાં સાધન અને પૂર્વ જન્મના વરદાનથી, કનૈયાને **પોતાનો** કર્યો છે. માટે સદા સત્કર્મ કરતા રહેજો.

વીસમા શ્લોકમાં તપ અને જ્ઞાનના કરતાં ભક્તિનો મહિમા ગાયો છે. તેમ કહેવામાં જે ભાવ છે, તે ભાવ સમજવા માટે એક દૃષ્ટાંત આપું.

દૃષ્ટાંત—વૃદ્ધશંકરને ઘેર ત્રણ પુત્રો હતા. મોટો બારીસ્ટર થયો હતો, તેથી નાનો મોટી મોટી બેંકોનો ડાયરેક્ટર હતો. સૌથી નાનો બી. એ, થઇને પિતાની સેવા કરતો હતો. વકીલ-સાહેબને પિતાનો સ્વભાવ ગમતો નહિં, તો પિતાની સેવા ક્યાંથી કરે! ડાયરેક્ટર સાહેબને દિવસના કલાક ૨૪ અને ૪૮ કલાકનું કામ હતું. જ્યારે પિતા કાંઇ આજ્ઞા કરતા, ત્યારે કહેતા કે-'No time-મારે ફુરસદ નથી-ક્લાર્કને કહેજો.' સૌથી નાના પુત્રને પિતા જે આજ્ઞા કરતા, તે કામ તે રાજી થઇને કરતો હતો. પિતાને કોઇ પુછે કે—'તમારે પુત્ર કેટલા? તો પિતા કહેતા કે-'**એકજ.**' ( જુઓ મોક્ષવાણી પાનું ૭૬. )

ચોપાઇ.—પુનિ પુનિ સત્ય કહૌં તોહિ પાહીં, મોહિ સેવક સમ પ્રિય કોઉ નાહિં;
ભક્તિહીન વિરંચિ કિન હોઈ, સબ જીવન સમ પ્રિય મોહી સોઇ.
ભક્તિવંત અતિ નિચૌ પ્રાણી, મોહિપરમ પ્રિય યહ મમ વાણી.

**भक्त्या तुष्यति केवलं न तु गुणैर्-भक्तिप्रियो माधवः ॥**

સમજ્યા વિનાનું ધૂળ ધાણી—ભક્તિ તે આ-જે બહુ ઉભરાઇ ગઇ છે, તે નહિં; અને જ્ઞાન તે આ જે ચકલે ચકલે હરરાજ થાય છે, તે નહિં. સંતતિની ઇચ્છાવાળાં સ્ત્રીપુરુષ એકાંતમાં મળે, ચૌટે ન મળે, અને ભીડમાં ન ભળે. ભલે અહીં સાંભળો-પણ આ કથા પત્રિકામાં મળે, ત્યારે બંધ બારણે-એકાંતમાં-બેસીને વાંચજો-વિચારજો.-પછી જીવનને પલટજો.

પ્રભુને દામણાથી ખારણીયા સાથે બાંધીને, યશોદા વિગેરે ગોપીઓ પોતપોતાનાં ઘરકામ કાજ કરવા, ત્યાંથી ચાલ્યાં ગયાં. હવે શ્રીકૃષ્ણ કુબેરના પુત્રનો ઉદ્ધાર કરવા, યમલાર્જુન વૃક્ષ સામે દૃષ્ટિ કરે છે, તે કથા સાંભળો—

**कृष्णस्तु गृहकृत्येषु, व्यग्रायां मातरि प्रभुः ॥**
**अद्राक्षीदर्जुनौ पूर्वं, गुह्यकौ धनदात्मजौ ॥२२॥**

**पुरा नारदशापेन, वृक्षतां प्रापितौ मदात् ॥**
**नलकूबरमणिग्रीवा-विति ख्यातौ श्रियाऽन्वितौ ॥२३॥**

અર્થ—ઉપર પ્રમાણે ભગવાનને ખારણીયા સાથે દામણાથી બાંધીને,

---

૨૨ પદચ્છેદ—**तु**-પછી **गृहकृत्येषु**-ઘરકામકાજમાં **व्यग्रायां मातरि**-યશોદા માતા લાગી જતાં. **कृष्णः प्रभुः**-કૃષ્ણ પરમાત્માએ. **अर्जुनौ**-અર્જુન વૃક્ષો. **पूर्वं**-જે પૂર્વે. **धनदात्मजौ गुह्यकौ**-કુબેર ભંડારીના પુત્રો યક્ષો હતા તેમને. **अद्राक्षीत्**-દેખ્યા.

૨૩ પદચ્છેદ—**पुरा**-પૂર્વે. **नारदशापेन**-નારદના શાપથી. **मदात् वृक्षतां प्रापितौ**-મદને લીધે વૃક્ષ બન્યા હતા. **नलकूबरमणिग्रीवौ**-નલકુબેર અને મણિગ્રીવ. **इति ख्यातौ** એ નામથી ઓળખાતા અને **श्रिया अन्वितौ**-ધનથી યુક્ત હતા.

**યશોદાજી ઘરકામકાજમાં લાગી ગયાં; અને બંધાએલા પ્રભુએ, યમલાર્જુનના બે વૃક્ષ કે જે, પૂર્વજન્મમાં કુબેરજીના પુત્ર-યક્ષો-હતા, તેમને દીઠા. (૨૨)**

**અર્થ—હે પરીક્ષિત રાજા ! પૂર્વે કુબેરજીને નલકૂબર અને મણિગ્રીવ નામના બે પ્રખ્યાત અને મોટા લક્ષ્મીવાળા પુત્રો હતા. તે લક્ષ્મીના મદને લીધે નારદજીના શાપથી વૃક્ષપણું પામ્યા હતા. (૨૩)**

૨૨-૨૩ વિવેચન—

**કુબેર**—મહાદેવજીના ભંડારી છે. તે યક્ષ છે. તેમનો વાસ ઉત્તરાખંડમાં છે. ઇડાવિડથી થએલા વિશ્રવાના તે પુત્ર છે. રાવણના ઓરમાન ભાઇ છે, પણ રાવણપણું શીખ્યા નથી. નર્મદાને કિનારે કરનાળી પાસે કુબેરજીનો આરો છે. ત્યાં કુબેર ભંડારીના નામનું શિવલિંગ છે. મહાદેવજીને અહીંથી પ્રણામ કરીએ.

**ધનવાનના પુત્રો**—નલકૂબર અને મણિગ્રીવ એ બેઉ ધનવાના પુત્રો છે. ધનવાનને ઘેર બે પ્રકારે પુત્રો અવતરે છે. એક પ્રકાર-(૧) દેવોને ઘટે એવાં-સુખ ભોગવવા, અને પુણ્યકર્મ કરીને સ્વર્ગમાં જવા માટે અવતરે છે. બીજો પ્રકાર-અસુરોને ઘટે એવી રીતે સુખ ભોગવવા, અને નવાં પાપ કરીને નરકમાં જવા માટે અવતરે છે. રળનાર પિતાને જમાવટ કરીને, પૈસા પેદા કરતાં, કેટલી તકલીફ પડી છે, તેનો વિચાર કરે, તે પુત્ર દ્રવ્યનો ખોટો ઉપયોગ કરતાં ડરે છે. પૈસા કમાતાં જે જે પાપ થાય છે, તેનો બદલો લેવાને, ઘણીવાર દુશ્મનો પુત્રરૂપે અવતરે છે, અને ધનવાનને રીબી રીબીને મારે છે. ધનની ઘણી તૃષ્ણાવાળા જીવે યાદ રાખવું ઘટે છે કે-અધર્મથી જે રળેલું-તે ધન નથી, પણ ધનરૂપે **પાપ** છે.

નલકૂબર—જે પદાર્થો ભોગવવાથી બંધન થાય, તેવા પદાર્થો ભોગવનાર.

મણિગ્રીવ—કંઠમાં મણિ પહેરનારો એટલે લક્ષ્મીના મદવાળો.

યમલાર્જુન—આંજણીયાના વૃક્ષ. અર્જુનવૃક્ષ. તેનાં થડ ઘણાં મોટાં હોય છે.

**નલકૂબર અને મણિગ્રીવ સંબંધી દશમા અધ્યાયમાં** વિશેષ ખુલાસા થશે. હવે આપને સૌને જયશ્રીકૃષ્ણ કહીને, આ અધ્યાય બંધ કરીએ. ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો નવમો અધ્યાય સમાપ્ત. બોલો શ્રીરામચંદ્ર દેવકી જય. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. હરહર મહાદેવ હર. ફરી સૌને જય શ્રીકૃષ્ણ.

**અમદાવાદ** મોક્ષમંદિર, સંવત ૧૯૮૪ પોષ સુદી ૨. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

श्रीसद्गुरुवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.

પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ-ખજુરીની પોળ-અમદાવાદ.

પુસ્તક ૯ મું. સંવત ૧૯૮૪ ફાગણ માસ, અંક ૨ જો.

વ્હાલાં હરિજનો !

ગયા અંકમાં ૪૧૬ મે પાને નવમો અધ્યાય પૂરો કર્યો. તેના છેવટમાં કુબેરજી કોણ ? તથા નલકૂબેર અને મણિગ્રીવ કોણ ? વિગેરે સૂચના આપી છે. દામણાથી બાંધેલા દામોદર ભગવાને કુબેરજીના બે પુત્રોને શાપથી મુક્ત કર્યા. શામાટે શાપ દીધો હતો, તે વાત હવે સાંભળો—

## શ્રીદશમસ્કંધ પૂર્વાર્ધ.

### દસમો અધ્યાય.

**સ્રગ્ધરાવૃત્ત.**

**अर्थेभ्योऽनर्थजातं, भवति तनुभृतां, यौवनाद्येवचर्च ॥**
**पित्राद्यैरर्जितेभ्यो-ऽनुपकृतिमतिभिः, स्वात्मना वर्जितेभ्यः ॥**
**यस्माद् दुःखाकरेभ्यस्-तमनुसर सदा, भद्र लक्ष्मीपतेस्त्वं ।**
**गोपालं गोपकान्ता-कुचकलशतटी-कुंकुमासंगरंगम् ॥९४॥**

[ ભર્તૃહરિ વિજ્ઞાનશતક ]

અર્થ—બાપદાદાએ મેળવેલું, અગર પોતે મેળવેલું નાણું, દુઃખની મોટી ખાઇ ગણાય છે. કારણકે પરોપકારમાં નહિં વપરાયેલું ધન, પુરૂષોને યૌવનમાં **અવશ્ય** દુઃખરૂપ થાય છે. [ આ દુઃખ વિષય સુખના ગર્ભમાં વસે છે ] માટે હે ભાઈ ! લક્ષ્મીના પતિ, ગાયોનું પાલન કરનારા, ગોપીઓના કુચરૂપી કલશોની સાથે આલિંગન કરતાં, લાગી ગયેલ કેસરવડે રંગાએલા શ્રીકૃષ્ણની સેવા તું સદા કર.

**વિષય**—ધનવાનના છકી ગએલા પુત્રો કેવા પ્રકારનો અનર્થ કરે ? ધનના અનર્થથી બગડેલાં ચિત્ત કઇ દવાથી સુધરે ? તથા સત્પુરૂષોનો કોપ અનુગ્રહરૂપ કેવી રીતે ગણાય, તે ત્રણ બાબતોની કથા આ અધ્યાયમાં છે.

લક્ષ્મી વિષ્ણુની પટરાણી. વિષ્ણુને સાન્નિધ્ય રાખીને લક્ષ્મીનો ઉપભોગ કરે, એટલે પ્રભુથી ડરીને લક્ષ્મી વાપરે, ત્યાંસુધી તો લક્ષ્મી અને લક્ષ્મીનો પતિ બેઉ વશ રહે; પણ 'પ્રભુ કોણ થાય છે? અત્યારે તો અમેજ પ્રભુ છઇએ. શાસ્ત્રો અને સંતોની વાત જવા દો. ધર્મ તો પાખંડ છે, અને આચાર તો દંભ છે. નીતિ તો નમાલા હોય તે પાળે.' એમ બોલનાર પુરૂષના પંજામાંથી લક્ષ્મી છટકવા પ્રયત્ન કરે.

આટલી વાત કરીને હવે અધ્યાય શરૂ કરીએ.

**राजोवाच ॥**

**कथ्यतां भगवन्नेतत्–तयोः शापस्य कारणम् ॥**
**यत्तद्विगर्हितं कर्म, येन वा देवर्षेस्तमः ॥ १ ॥**

અર્થ—**પરીક્ષિત**રાજા પૂછે છે કે—હે ભગવન્! નલકૂબેર અને મણિગ્રીવને નારદજીએ શા કારણથી શાપ દીધો, તે કારણ કહો. તે બે ભાઇઓએ એવું કયું ખોટું કામ કર્યું હતું કે, જેથી નારદજીએ પોતે મહા વૈષ્ણવ થઇને ક્રોધ કર્યો? [૧]

૧ વિવેચન—આ પ્રશ્ન છે. મનુષ્યના ડહાપણની-ધીરજની-જ્ઞાનની-અને સાધુતાની પરિક્ષા ક્રોધ કરી આપે છે. નારદજી જેવા સત્પુરૂષને ક્રોધ ન સંભવે તે શંકાનું હવે સમાધાન થાય છે. ભાવથી સાંભળો.

**श्रीशुक उवाच—**

**रुद्रस्यानुचरौ भूत्वा, सुदृप्तौ धनदात्मजौ ॥**
**कैलासोपवने रम्ये, मन्दाकिन्यां मदोत्कटौ ॥ २ ॥**
**वारुणीं मदिरां पीत्वा, मदाघूर्णितलोचनौ ॥**
**स्त्रीजनैरनुगायद्भिश्–चेरतुः पुष्पिते वने ॥ ३ ॥**

---

૧ પદચ્છેદ—**भो भगवन्**–હે પ્રભુ! **तयोः शापस्य**–તેમના શાપનું **एतद् कारणं**–આ કારણ **कथ्यतां**–આપ કહો. **यत् तत् विगर्हितं कर्म वा**–તે એવું કયું નીચ કામ હતું કે **येन**–જેથી **देवर्षेः तमः**–નારદજીને ક્રોધ થયો.

૨ પદચ્છેદ—**रुद्रस्य अनुचरौ** भूत्वा–તેઓ રૂદ્રના અનુચરો થવાથી **सुदृप्तौ मदोत्कटौ धनदात्मजौ**–અભિમાનથી ઘેરાઇ ગયેલા અને મદથી છકેલા કુબેરજીના પુત્રો **कैलासस्य रम्ये उपवने**–કૈલાસ પર્વતના રમ્ય ઉપવનમાં **मंदाकिन्यां**–મંદાકિની ગંગાને કાંઠે (ફરતા હતા.)

૩ પદચ્છેદ—**वारुणीं मदिरां पीत्वा**–વારૂણી મદિરા પીઇને-પીવાથી **मदेन आघुर्णितानि लोचनानि ययोः तौ मदाघुर्णितलोचनौ**–તેઓનાં નેત્ર મદથી ઘુમી રહ્યાં હતાં, **पुष्पिते वने चेरतुः**–તેઓ પુષ્પવાળા વનમાં ફરતા હતા અને **अनुगायद्भिः स्त्रीजनैः**–તેઓની પાછળ પાછળ સ્ત્રીઓ ગાતી ગાતી આવતી હતી.

**અર્થ—શુકદેવજી કહે છે કે-કુબેરજીના આ બે પુત્રો મહાદેવજીના અનુચરો થવાથી, અભિમાનમાં ઘેરાઇ ગયા હતા, અને (લક્ષ્મીના) મદથી છકી ગયા હતા. તેઓ ( એક વખત ) કૈલાસ પર્વતના રમ્ય ઉપવનમાં મંદાકિની ગંગાને કાંઠે ફરતા હતા. [૨] તેઓએ વારૂણી મદિરાનું પાન કર્યું હતું, તેથી તેઓનાં નેત્રો લાલઘુમ બન્યાં હતાં. તેઓ પુષ્પવાળા વનમાં ફરતા હતા, અને તેમની પાછળ પાછળ, સ્રિયો ગાતી ગાતી ચાલતી હતી. [૩]**

૨-૩ વિવેચન—

**रुद्रस्य अनुचरौ भूत्वा सुदृप्तौ**—મહાદેવજીની નોકરી મળવાથી ઘણો ગર્વ પામેલા.

ખાનદાન માણસોનાં પુત્રોને પણ, પરીક્ષા કર્યા વિના રાજાની નોકરીમાં રાખવાથી રાજ વગોવાય. તે સંબંધી એક દૃષ્ટાંત આપું—

દૃષ્ટાંત—જુના વખતમાં એક બુઢ્ઢા વજીરે બાદશાહને અરજ કરી કે-' હવે હું વૃદ્ધ થયો છઉં, માટે કૃપા કરીને મારી જગ્યા મારા પુત્રને આપો. ' બાપની જગ્યા બનતાં સુધી પુત્રને જ આપવી, એવો જુના વખતમાં રીવાજ હોવાથી, તેમ કરવાની બાદશાહે હા પાડી; અને તેને માટે એક દિવસ મુકરર થયો. વજીરાતનો હોદ્દો માનનીય હોવાથી, તે દિવસે દરબાર શણગાર્યો હતો. સભાસદો સારાં વસ્ત્રો પહેરીને દરબારગઢમાં ચાલ્યા આવતા હતા. વજીરના ઘરમાં આજે ઓર આનંદ છવાઇ રહ્યો હતો. સૌ વહેલાં ઉઠીને સ્નાન વિગેરે નિત્યથી પરવારીને, નવાં નવાં વસ્રાભૂષણ પહેરતાં હતાં. પોતાના પુત્રને ત્વરાથી પાછળ આવવાની આજ્ઞા કરીને, બુઢ્ઢો વજીર દરબારમાં હાજર થઇ ગયો હતો. વજીરપુત્ર વસ્રાભૂષણ પહેરીને પાઘ બાંધવા માટે એક મોટા અરિસા સામે બેઠો હતો. તે સમયે તે અરિસામાં એક સુંદરીનાં દર્શન થયાં. ( પાડોશીના ઘરની બારી તે અરિસાની સામે હતી. બારીમાંથી પાડોશીની પુત્રવધુએ જોયું. તે પ્રતિબિંબ અરિસામાં પડયું. ) આ દર્શને વજીરપુત્રને બાવરો કર્યો. ' અહો ! હું આટલા દિવસથી અહિં પાસેજ રહું છઉં, પણ મેં આ સ્રીનાં દર્શન કર્યાં નહિ ! કેવી મુખાકૃતિ ! કેવાં કમળલોચન ! કેવાં હસ્તકમળ ! " વિગેરે અંગોનો વિચાર કરતાં, વજીરપુત્ર ભાન ભૂલ્યો. સવારના ૮-૩૦ વજીરાતના પટ્ટાભિષેકનો સમય હતો. તે સમય વીતી ગયા પછી વજીરપુત્રને પોતાના પ્રાપ્ત કર્તવ્યનું ભાન આવ્યું. ભાન આવતાં એકદમ પાઘ પહેરીને તે દરબારગઢમાં પહોંચ્યો. દરબારગઢ ચીકાર ભરાઇ ગયો હતો. સોનાના મોટા ટાટમાં કસબી મંડીલ તથા શાલદુશાલા વિગેરે તૈયાર રાખવામાં આવ્યા હતા. સમય થયો તોપણ વજીરપુત્ર ન આવ્યો, તેથી સૌની દૃષ્ટિ પ્રવેશદ્વાર સામે ચોંટી રહી હતી. તે સમયે વજીરપુત્ર રાજસભામાં પેઠો. બાદશાહને નમીને ત્રણ સલામ કરી, સામે ઉભો રહ્યો. ' વજીરાતના કરતાં કઇ મોટી લાલચે, તેને રોકી રાખ્યો હશે,' તે વાત જાણવાની ઇચ્છાથી બાદશાહે પુછયું-'હે વીરબાળક ! આજનો દિવસ તો તમારા જીવનમાં અમોલો ગણાય. તે માટે તમારે બને તેટલું વહેલાં આવવું જોઇએ. છતાં મોડા કેમ આવ્યા ? તમે ખાનદાનના બાળક છો, અને મારે તમને હિંદની વજીરાત જેવી મોટી જગ્યા આપવી છે, માટે મોડા આવવામાં જે સત્ય કારણ હોય, તેજ કારણ તમારે મને જણાવવું જોઇએ. તાત્પર્ય-તમે સત્યવાત કહીને, ખુદાને અને મને રાજી કરજો. નામરદ થઇને અસત્યના પૂરમાં તણાઈ જશો નહિં.' બાદશાહનાં ઉત્સાહ અને ઉન્નતિપ્રેરક વચનો સાંભળી, વજીરપુત્રે શરમાતાં શરમાતાં પોતાની વીતેલી વાત કહી દીધી.

બાદશાહ બોલ્યો—"વજીરપુત્રના સત્યવાદીપણાથી હું અત્યંત રાજી થયો છઉં. તે સાથે મારે એમ પણ કહેવું ઘટે છે કે—આજે મારી સલતનની વજીરાત, એક સત્યવાદી પણ વિષયલંપટ બાળકના હાથમાં જતી બચી. તેની ખુશાલીમાં દિલ્હી શહેરમાં સાકર વહેંચો. વજીરાતના પટ્ટાભિષેકનો સમય આજે વીતી ગયો છે, માટે તે કામ આપણે હવે પછી કરીશું. તે દર્મીયાન વજીરપુત્રે સંતોનો સમાગમ કરીને—

**नारीस्तनभरजघननिवेषं, दृष्ट्वा मायामोहावेशम् ।**
**एतन्मांसवसादिविकारं, मनसि विचारय वारंवारं ॥**

[ચર્પટપંજરિકા]

સ્ત્રીના શરીરનો યથાર્થ વિચાર કરી લેવો; કારણકે સંતોના કરતાં રાજકીય પુરૂષોએ—રાજ સંતોએ—બહુ સંભાળવું પડે છે. રાજકારભાર કરવો, તે સહેલું છે. સિંહનો શીકાર કરવો તે પણ સહેલું છે; પણ રાજસત્તાવાળા પુરૂષે પરસ્ત્રીના ફંદામાં ન પડવું, તે અઘરૂં છે. તાત્પર્ય—સંતોને સ્ત્રીથી બચવું સહેલું છે, પણ ગૃહસ્થોને અઘરૂં છે. તેમાં એ રાજકીય સત્તાવાળા પુરૂષોને ઘણુંજ અઘરૂં કામ છે. જે સોમલની બજારમાં ન જાય, તેને સોમલનો ભય ન હોય; પણ જે સોમલની બજારમાં સદા હરેફરે, ઘરમાં પણ જ્યાં ત્યાં સોમલના દાબડા ભર્યા હોય—તે પુરૂષે સોમલથી બચવું, ભૂલે ચૂકે પણ સોમલને મુખમાં ન જવા દેવો, એ મુશ્કેલ છે. રાજ્યમાં રહેલી નાની મોટી તમામ સ્ત્રીઓ રાજાની અને રાજના નોકરોની બેટી સમાન છે." આટલું કહીને બાદશાહ પોતાના ખાનગી હોલમાં ગયો, અને સભા વીસર્જન થઈ.

નલકૂબર અને મણિગ્રીવ મહાદેવજીના અનુચર બનીને મદોન્મત બન્યા હતા, તે વાત ચાલે છે.

કૈલાસપર્વત અને મંદાકિની—જે તપ કરવાનાં સ્થાન, તેને મદોન્મત યક્ષોએ વિષયો ભોગવવાનાં સ્થાન માન્યાં.

વારૂણી મદિરા અને સ્ત્રીસંગ—શું વિશ્રવાના પુત્ર કુબેરના આ પુત્રો ?—હા. પણ ધનઘેલાં શું ન કરે !

હવે આગળ વધીએ. તેઓએ કયાં મુકામ કર્યો, અને ત્યાં શું કર્યું, તે વાત સાંભળો—

**अन्तः प्रविश्य गङ्गाया–मम्भोजवनराजिनि ॥**
**चिक्रीडतुर्युवतिभिर्–गजाविव करेणुभिः ॥ ४ ॥**

અર્થ—કમળોના ઘણાં વનવાળા ગંગાજીના પ્રવાહમાં, હાથીઓ જેમ હાથણીઓની સાથે વિહાર કરે, તે પ્રમાણે જુવાન સ્ત્રિયોની સાથે, તેઓ રમતા હતા—ક્રીડા કરતા હતા. [૪]

૪ વિવેચન—

હાથી અને હાથણીઓનો વિહાર—પ્રાણી માત્રમાં હાથીને મૈથુન સુખનો બહુ અભિલાષી

૪ પદચ્છેદ—**अंभोजानां वनानि, तेषां राजयः यस्मिन् तत् अंभोजवनराजि तस्मिन् अंभोजवनराजिनि इति गंगायां अंतः**—કમળોના ઘણાં વનવાળા ગંગાજીના પ્રવાહમાં **प्रविश्य**—પેસીને **गजौ करेणुभिः इव**—હાથીઓ હાથણીની સાથે વિહાર કરે તે પ્રમાણે. **युवतिभिः चिक्रीडतुः**—તેઓ જુવાન સ્ત્રીઓ સાથે રમતા હતા.

માન્યો છે. તેથીજ હાથી પકડવો હોય, ત્યારે જંગલમાં કાગળની હાથણી બનાવીને રાખવામાં આવે છે. તે તરફ હાથી દોડયો આવી ખાડામાં પડે છે-પકડાઇ જાય છે. તેમનાં સ્થૂલ શરીર બહુ ભારે હોવાથી, તેમને જળવિહાર ગમે છે. અનુકુળતા વાળાં મદોન્મત્ત કામી સ્ત્રી પુરૂષો પણ જળમાંજ ક્રીડા કરે છે. કવિઓ તેમને હાથી હાથણીના વિહારની ઉપમા આપે છે. તે નિયમાનુસાર નલકુબેર અને મણિગ્રીવના વિહારને હાથી હાથણીના વિહારની ઉપમા આપી છે.

ગંગાજીનો પ્રવાહ અને કમળોનાં વન, એ સ્ત્રી પુરૂષના વિહારના પોષાક છે. હવે નલકૂબેર અને મણિગ્રીવના પાપનો ઘડો ભરાઇ ગયો જણાય છે, કારણકે તે સ્થળમાં નારદજી પધારે છે-

यदृच्छया च देवर्षिर्-भगवांस्तत्र कौरव ॥
अपश्यन्नारदो देवौ, क्षीबाणौ समबुध्यत ॥ ५ ॥
तं दृष्ट्वा व्रीडिता देव्यो, विवस्त्राः शापशङ्किताः ॥
वासांसि पर्यधुः शीघ्रं, विवस्त्रौ नैव गुह्यकौ ॥ ६ ॥

અર્થ—શુકદેવજી આગળ કહે છે કે-હે પરીક્ષિત રાજા! (તે સમયે) દેવઋષિ નારદ મહાત્મા ત્યાં આવી પહોંચ્યા. તેઓએ તે બે દેવોને દેખ્યા. તેઓ મદમાં ગાંડા બની ગયા છે, એમ પણ નારદજીએ જાણી લીધું. [૫] નારદજીને દેખીને વસ્ત્રરહિત હોવાથી લજાએલી સ્ત્રિયોએ, 'રખે નારદજી શાપ દેશે,' એવી શંકાથી, વસ્રો પહેરી લીધાં. નલકૂબર અને મણિગ્રીવ પણ વસ્ત્રરહિત હતા, પણ તેઓએ વસ્રો પહેર્યા નહિ. [૬]

૫-૬ વિવેચન—

નારદજીને દેખીને અપ્સરાઓએ શરમાઇને વસ્રો પહેરી લીધાં, અને યક્ષો વૃક્ષની માફક જડ જેવા નગ્ન ઉભા રહ્યા. તે ઉપરથી નારદજીએ જાણી લીધું કે-યક્ષો મદિરાના નિશાથી બેભાન બન્યા છે.

तौ दृष्ट्वा मदिरामत्तौ, श्रीमदान्धौ सुरात्मजौ ॥
तयोरनुग्रहार्थाय, शापं दास्यन्निदं जगौ ॥ ७ ॥

---

૫ પદચ્છેદ—**कौरव !**-હે પરીક્ષિત રાજા **तत्र**-તે સ્થળમાં. **देवर्षिः भगवान् नारदः**-દેવર્ષિ નારદજી મહાત્મા આવી પહોંચતાં. તેઓએ **देवौ अपश्यत्**-તે બે દેવને દેખ્યા. **क्षीबाणौ समबुध्यत**-તેઓ મત્ત બન્યા છે એમ (પણ) જાણ્યું.

૬ પદચ્છેદ—**तं दृष्ट्वा**-તેને દેખીને **विवस्त्राः व्रीडिताः देव्यः**-વસ્ત્રરહિત હોવાથી લજાએલી તે સ્ત્રીઓએ. **शापशंकिताः**-નારદજી શાપ દેશે એવી શંકાથી.**वासांसि शीघ्रं पर्यधुः**-તુરત વસ્રો પહેરી લીધાં. **विवस्त्रौ गुह्यकौ न एव**-નગ્ન થએલા તે બે જણાએ વસ્રો પહેર્યા નહિ

૭ પદચ્છેદ—**मदिरामत्तौ**-મદિરા પીવાથી મત્ત થએલા અને **श्रीमदांधौ**-અને લક્ષ્મીના મદથી આંધળા થએલા **तौ सुरात्मजौ**-તે બે દેવ પુત્રોને **दृष्ट्वा**-દેખીને **तयोः अनुग्रहार्थाय**-તેઓના કલ્યાણ માટે **शापं दास्यन् इदं जगौ**-શાપ દેવાની ઇચ્છાથી નીચે પ્રમાણે બોલ્યા.

**અર્થ—મદિરા પીવાથી ગાંડા બનેલા, અને લક્ષ્મીના મદથી આંધળા થએલા, તે બે પુત્રોને દેખીને, તેઓના કલ્યાણ માટે, શાપ દેવાની ઇચ્છાથી નારદજી નીચે પ્રમાણે બોલ્યા.**

૭ વિવેચન—

**तयो अनुग्रहार्थाय**—તે બે યક્ષોના કલ્યાણ માટે નારદજીએ શાપ દેવાનો વિચાર કર્યો. શાપ અને કલ્યાણ બેઉ એક સાથે કેવી રીતે સંભવે?–ઉપદેશ ન દેતાં શાપ કેમ દીધો? માતાપિતાને બાળક બહુ વ્હાલું હોય છે, તોપણ જો તેને ગુંમડું થયું હોય, તો તે બાળકને ડોક્ટર પાસે લઇ જઈ નસ્તર મુકાવે છે–બાળકને ચીસ પડાવે છે. થોડું દુઃખ દઇને મોટા દુઃખમાંથી બચાવી લે છે. તે પ્રમાણેજ નારદજીએ તે બે યક્ષ કુમારોને મોટા દુઃખમાંથી બચાવવાનો વિચાર કર્યો.

લક્ષ્મીના મદ સંબંધી નારદજી શું વિચાર કરે છે–તે ભાવથી સાંભળો—

**नारद उवाच ॥**

**न ह्यन्यो जुषतो जोष्यान्–बुद्धिभ्रंशो रजोगुणः ॥**
**श्रीमदादाभिजात्यादेर्–यत्र स्त्रीद्यूतमासवः ॥८॥**

**અર્થ—" નવા નવા વિષયો ભોગવવાની ઇચ્છાવાળા પુરૂષની પાસે, ભલે કુલીનપણાનો અને વિદ્યાદિનો મદ હોય, પણ તેથી કોઇ પણ પ્રકારનો ભય થતો નથી. તેની પાસે જ્યારે બુદ્ધિનો નાશ કરનાર, રજોગુણરૂપ લક્ષ્મીનો મદ આવે છે, ત્યારેજ ત્યાં (તે પુરૂષના જીવનમાં) સ્ત્રી ( વ્યભિચાર ), જુગાર અને મદિરાપાન રૂપી દોષો હાજર થાય છે. " (૮)**

૮ વિવેચન—

વિદ્યા, કુલીનતા અને એવા બીજા મદના કરતાં લક્ષ્મીનો મદ વધારે અનર્થ કરે છે; જેમ લક્ષ્મી વિષ્ણુના ઘરની પટરાણી છે, તેમ આ સંસારની પણ સમ્રાટ–મહારાણી–છે. લક્ષ્મીનો વ્યવહાર બંધ થઇ જાય, તો સંસાર તુરત બંધ થઇ જાય. લક્ષ્મી માટે દેશ પરદેશ, લક્ષ્મી માટે શેઠ, અને લક્ષ્મી માટે ધંધો. લક્ષ્મી માટે વહેલા ઉઠવું અને લક્ષ્મી માટે મોડા સુવું. તાત્પર્ય–લક્ષ્મી સંસારનું સુકાન છે. તેથી કહે છે કે—

**वरं वनं व्याघ्रगजेन्द्रसेवितं, द्रुमालयं पत्रफलांबुभोजनम् ।**
**तृणानि शय्या परिधानवल्कलं, न बन्धुमध्ये धनहीनजीवनं ॥**

'વનમાં રહીને ફાડી ખાનારા વાઘ અને હાથીને સેવવા તે સારૂં; પાંદડાં, ફળ અને જળનું

---

૮ પદચ્છેદ—**जोष्यान् जुषतः**–પ્રિય વિષયોને ભોગવનાર પુરૂષને. **श्रीमदात्**–લક્ષ્મીના મદ વિના. **आभिजात्यादिः [सत्कुलविद्यादिजनितः] अन्यः**–કુલીનપણું અગર વિદ્યા આદિથી થએલો મદ. **बुद्धिभ्रंशः रजोगुणः न**–બુદ્ધિનો નાશ કરનાર રજોગુણરૂપ થતો નથી. **यत्र**–લક્ષ્મીના મદમાં. **स्त्रियश्च द्युतं च एतेषां समाहारः स्त्रीद्युतं**–સ્ત્રી અને જુગાર. **आसवः**–અને દારૂ.

પાન કરીને, વૃક્ષની નીચે પડયા રહેવું તે સારૂં; ઘાસની પથારીમાં સુવું અને ઝાડની છાલ પહેરવી તે પણ સારૂં; પણ કુટુંબની વચ્ચે નિર્ધન થઇને રહેવું નહિ.'

સાધુ સંતોના શરીરનું પોષણ કરનાર પણ લક્ષ્મી છે. વિદ્વાનોને હુંફ આપનાર અને મંદિરોની શોભા વધારનાર પણ લક્ષ્મી છે. વ્યવહાર પરમાર્થ બેઉ ઠેકાણે લક્ષ્મીનો ઉપયોગ થાય-તે ઠીક છે; પણ તેથી ત્રીજે માર્ગે લક્ષ્મી વપરાય, ત્યારે અનર્થ ઉભો થાય છે. તે ત્રીજો માર્ગ તે આ-કે-જે રસ્તે નલકૂબર અને મણિગ્રીવ ચાલ્યા છે તે. સ્ત્રી, દ્યુત અને મદિરાપાન-આ ત્રણે લક્ષ્મીના મદના બીજભાન છે. સ્ત્રીથી શરીરની ખુવારી થાય, દ્યુતથી સત્ય વાણીનો નાશ થાય, અને મદિરાથી બુદ્ધિનો નાશ થાય છે.

લક્ષ્મીના મદથી થતા અનર્થ ગણાવે છે—

**हन्यन्ते पशवो यत्र, निर्दयैरजितात्मभिः ॥**

**मन्यमानैरिमं देह–मजरामृत्यु नश्वरम् ॥९॥**

અર્થ—લક્ષ્મીના મદમાં આ ક્ષણભંગૂર દેહને, અજર અમર માનનારા અજીતેંદ્રિય અને નિર્દય પુરૂષો, (આ દેહનાં સુખ માટે) પશુઓને મારે છે. (૯)

૯ વિવેચન—

**દેહારામી અગર દેહાત્મબુદ્ધિ**—પ્રાણી માત્રને દેહારામીપણું ગમે છે. ધન ન હોય, ત્યાં સુધી દેહારામીપણું નભી શકતું નથી. ધન આવે છે ત્યારે દેહારામીપણું દસ્ય થાય છે-નભી શકે છે.

**आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥**

ઇત્યાદિ વચનોથી દેહની રક્ષા અવશ્ય કહેલી છે; પણ ભવબંધ કાપવા માટે, ભવબંધ મજબૂત કરવા માટે નહીં. દેહારામી એટલે દેહનેજ આત્મા માનનારો-નાસ્તિક. દેહથી કાંઇ પર છે, એવું નહિં માનનારો. દેહારામીનાં થોડાં લક્ષણ કહું—

રાગ-શાર્દૂલ૦

**कस्येमौ पितरौ मनोभववता, तापेन संयोजितौ ।**
**अन्योन्यं [illegible] जनयतो, [illegible]तात्मभिः ॥**
**इत्थं दुःस्थमतिर्मनोभवरति–र्यो मन्यते नास्तिकः ।**
**शरीरस्यास्य कथं भवेद्धनवतो, दुष्कर्मधर्माश्रयात् ॥ १० ॥**
**देहाद्यात्ममतानुसारे भवतां, यद्यस्ति मुग्धं मतं ।**
**वेदव्यासविनिंदितं कथमहो, पित्राद्यपत्ये तदा ॥**
**दाहादिः क्रियते विशुद्धफलको, युष्माभिरुद्वेजितैः ।**
**शोकेनार्थपरायणैरपसदै–र्दृष्टार्थमात्रार्थिभिः ॥ ११ ॥**

[ વિજ્ઞાનશતક ]

---

૯ પદચ્છેદ—**यत्र**–લક્ષ્મીના મદમાં. **अजरश्च अमृत्युश्च यस्मिन् कर्मणि यथा स्यात् तथा अजरामृत्यु इति इमं नश्वरं देहं मन्यमानैः**–આ ક્ષણભંગુર દેહને અજર અને અમર માનનારા. **अजितात्मभिः निर्दयैः**–અજીતેંદ્રિય નિર્દય પુરૂષોથી. **पशवः हन्यंते**–પશુઓ હણાય છે.

**અર્થ**—નાસ્તિકો 'દેહારામીઓ' કહે છે કે–'માતા પિતા પોતાની કામતૃપ્તિ માટેજ અરસપરસ સમાગમ કરીને, પૃથ્વી, જળ, તેજ અને વાયુ એમ ચાર ભૂતોના સંયોગથી પુત્રાદિકને ઉત્પન્ન કરે છે, તેમાં માતા પિતાએ આપણા ઉપર શો ઉપકાર કર્યો ? શામાટે તેમના તરફ પૂજ્ય બુદ્ધિ રાખવી જોઇએ ? આ રીતે કહેનારા દુષ્ટ બુદ્ધિવાળા, કામમાંજ રચ્યા પચ્યા રહેનારા, ધનના મદથી છકી ગએલા અને દુષ્ટ કર્મ કરનારા પુરૂષને શાંતિ ક્યાંથી પ્રાપ્ત થાય ? નજ થાય. [૧૦] હે દેહાત્મવાદીયોના મતને અનુસરનારા ! વેદવ્યાસે નિંદી કાઢેલા દેહાદિકનેજ તમે જો આત્મા માનતા હો, અને પ્રત્યક્ષ પ્રમાણનેજ ખરૂં માનતા હો, તો તમે સ્વાર્થ પરાયણ છો, છતાં પિતા-પુત્ર વિગેરેના શરીરોને તમે પડે ચિતામાં બાળી દઇને શા માટે શોક કરો છો ? તમે ખરેખર સ્વાર્થપરાયણ અને નીચ છો. [૧૧]

**ગીતા**—ગીતામાં આવું કયે ઠેકાણે કહ્યું છે ?—યાદ છે ? ગામે ગામે ગીતા પાઠશાળાઓ થઇ છે. ગીતા સાંભળવા બહુ દોડો છો; પણ તેમાંથી કાંઇ લાવ્યા છો ? ગીતા સાંભળવા માટે કેવા પ્રકારની તૈયારી કરવી જોઇએ, અને પછી કેવી રીતે ગીતા સાંભળવી જોઇએ, તેનો વિવેક નથી, તેનું આ પરિણામ છે. ડોસીઓ પણ ગીતા સાંભળવા દોડે છે. કથા કહેનાર પણ યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના, માત્ર ભીડ દેખીને રાજી થાય છે. સાંભળો હું કહું:—

> **प्रवृत्तिं च निवृत्तिं च, जना न विदुरासुराः ॥**
> **न शौचं नापि चाचारो, न सत्यं तेषु विद्यते ॥ ७ ॥**
> **असत्यमप्रतिष्ठं ते, जगदाहुरनीश्वरं ॥**
> **अपरस्परसंभूतं, किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥**
> **एतां दृष्टिमवष्टभ्य, नष्टात्मानोऽल्पबुद्धयः ॥**
> **प्रभवंत्युग्रकर्माणः, क्षयाय जगतोऽहिता ॥ ९ ॥**
> **काममाश्रित्य दुष्पूरं, दंभमानमदान्विताः ।**
> **मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्, प्रवर्ततेऽशुचिव्रताः ॥ १० ॥**

વિગેરે વિગેરે–[ ગીતા અ. ૧૬ ].

વેદવ્યાસ અને શ્રીશંકરાચાર્યાદિ બીજા આચાર્યોનો મહિમા ગાવામાં મુખ્ય કારણ એ છે કે–તેઓએ દેહાદિમાંથી આત્મબુદ્ધિનો નાશ કરવામાં, અને સત્ય વસ્તુ સમજાવવામાં બહુ પ્રયત્ન કર્યો છે.

**શું દેવોનો દેહ અમર નથી ?**—નલકૂબેર અને મણિગ્રીવ દેવો છે. શું તેઓના દેહ અમર નથી ?–ના.

**आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन** ॥ ગીતા અ. ૮–૧૬.

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं, क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥**

**एवं त्रयीधर्ममनुप्रपन्ना, गतागतं कामकामा लभंते** ॥ ગીતા અ. ૯–૨૧.

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે—બ્રહ્મલોકથી માંડીને સર્વલોક પુનર્જન્મને પામવાવાળા છે. [૧૬] સ્વર્ગલોક મેળવ્યા પછી તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને, પુણ્ય ક્ષીણ થતાં, પાછા તેઓ મૃત્યુ લોકમાં જન્મે છે. ત્રણ વેદોમાં કહેલા સકામ કર્મરૂપી ધર્મને અનુસરનારા–ભોગની ઇચ્છાવાળાં લોકો, આ પ્રમાણે વારંવાર આવાગમન પામ્યા કરે છે. [૨૧].

દેવો પણ મરણાધીન છે, માટે તેઓએ અજીતેંદ્રિય રહેવું ઘટતું નથી. એટલે તેઓએ પણ પાપથી ડરવું જોઇએ.

**અજર**—દેવો અજર ગણાય છે. મનુષ્યોને જરાવસ્થા ઘેરી લે છે. મનુષ્યો અજર નથી, તેમ અમર પણ નથી. [જીતેંદ્રિય માણસ અમુક પ્રમાણમાં જરાવસ્થાને જીતી શકે છે; અને મૃત્યુને પણ અમુક પ્રમાણમાં અટકાવી શકે છે.] માટે મનુષ્યોએ દેહને અજર અમર ન માનીને, જીતેંદ્રિય રહેવું. જીતેંદ્રિય પુરૂષનો રસાસ્વાદ નાશ પામ્યો હોય છે, તેથી તે કદિ ક્રુર થઇને પશુઓને હણતો નથી. ભય વિના પ્રીતિ થતી નથી. જરા અને મૃત્યુનો ભય રાખીને મનુષ્યે હિંસાથી દૂર રહેવું જોઇએ.

આ વિષયમાં હિંસાની વાત કયાંથી આવી ? સ્ત્રીલંપટપણું, જુગાર અને મદિરાપાન-તે ત્રણ દુરાચારની ટીકા અહીં થાય છે. તે સાથે હિંસાને શું સંબંધ છે?—તેનો ખુલાસો સાંભળો-લંપટ સ્ત્રીઓના સંગમાં. જુગારીઓના સંગમાં, અને મદિરાપાન કરનારાઓના સંગમાં, માંસાહારનો અવારનવાર સત્કાર થાય છે.

આજકાલ ગાર્ડન પાર્ટીઓ થાય છે. ત્યાં પણ યુરોપીન પાર્ટી માટે, મદિરાપાન અને માંસાહારની વ્યવસ્થા કરવામાં આવે છે. મુંઝરેલા રૂડા રૂપાળા-હિંદુઓ, કોટ પાટલુન હૅટ પહેરીને—માંસ મદિરાનો ઉપયોગ કરવા માટે, યુરોપિયનો સાથે શેળભેળ થઇ જાય છે. [જમુજી મહારાજનો નાહાન-હરનારાયણ બેરીસ્ટર-હેરીસન સાહેબ જેવો દેખાવ કરીને, આવા મેળાવડામાં છૂટથી માંસ મદિરાનો ઉપયોગ કરે છે.] જાતિ-વર્ણ, કુલાચાર, માતાપિતાથી મર્યાદા વિગેરે બંધનોથી મુક્ત થઇને-નિર્લેપ બ્રહ્મ સ્વરૂપ બનીને-ઘણા ડાહ્યા ડમરા -વિદ્વાન્ ગણાતા હિંદુઓ, પૈસાટકા રળતા શીખીને-ધનવાન બનીને-માંસ મદિરાને ચાળે ચડયા છે. મહા કષ્ટ વેઠીને ભણાવનારા માતાપિતા, જ્યારે રળતા કમાતા પુત્રને, આ ચાળે ચડેલા દેખે છે, ત્યારે તેમને બહુ પસ્તાવો થાય છે. યવનોના સંગમાં જેઓ યવનો બન્યા, પણ તેમને હિંદુઓ ન બનાવ્યા-તેમને વનસ્પતિના અહારનો મહિમા ન બતાવ્યો; તે વિદ્વાન્ હિંદુઓ સદાને માટે ઠપકા પાત્ર છે. તે વિદ્વાન્ હિંદુઓ હિંદુ ધર્મના કલંકરૂપ છે-હિંદુ સમાજના કચરારૂપ છે. સાચા હિંદુઓએ આવા મેળાવડાનો રાજી ખુશીથી અનાદર કરવો.

તાત્પર્ય—ધનના મદમાં ઘેરાએલા પોતાની મોજમજા માટે, પશુઓના પ્રાણ લે છે.

'યજ્ઞ યાગાદિક ધર્મક્રિયાઓમાં પણ, હિંસા ન કરવી,' એમ ભાગવતાદિ શાસ્ત્રો પ્રાચીન બર્હિ વિગેરે રાજાઓના વૃત્તાંત સંભળાવીને આજ્ઞા કરે છે. લાખ--કરોડ રૂપૈયા હોય, તો ભલે યજ્ઞ કરજો, પણ હિંસા કરશો નહિં. મારીને સજીવન કરી શકે, એવા બ્રાહ્મણો અત્યારે નથી. તે વાતને કદિ ભૂલશો નહિં.

દેહના સુખ માટે અનેક કષ્ટ અને અનેક પાપ કરવાં પડે છે; પણ દેહનું વાસ્તવ સ્વરૂપ શું છે, તે વાત સાંભળો—

**देवसंज्ञितमप्यन्ते, कृमिविड्भस्मसंज्ञितम् ॥**
**भूतध्रुक् तत्कृते स्वार्थं, किं वेद निरयो यतः ॥ १० ॥**
**देहः किमन्नदातुः, स्वं निषेक्तुर्मातुरेव च ॥**
**मातुः पितुर्वा बलिनः, क्रेतुरग्नेः शुनोऽपि वा ॥११॥**

અર્થ—આ દેહ કે જે **નરદેવ** અગર **ભુદેવ** (પણ) કહેવાય છે, તોપણ આખરે તે સડી જાય, તો કીડારૂપ બને છે; ખવાઈ જાય તો વિષ્ટારૂપ બને છે; અને બાળી નાંખવામાં આવે, તો ભસ્મરૂપ બને છે. તે દેહને રાજી રાખવા માટે-તે દેહનાં સુખ માટે, પ્રાણીઓનો દ્રોહ કરનારો પુરૂષ, '**પ્રાણીઓનો દ્રોહ કરવાથી નરક મળે છે,**' તે વચનોરૂપી પોતાના સ્વાર્થને શું જાણે છે? (નથી જાણતો.) (૧૦) ખરૂં જોતાં આ દેહ કોનો છે? (તેનો હજી નિર્ણય થયો નથી.) કારણકે-અન્નદાતાનો કહીએ, તોપણ કાંઈ ખોટું નથી; પિતાનો કહીએ, તોપણ વ્યાજબી છે; માતાનો કહીએ, તે પણ ઠીક છે; માતાના બાપે દિકરો કરીને રાખ્યો હોય, અને તેનો આ દેહ કહીએ, તોપણ કહેવાય; કોઇ બળવાન્ પુરૂષ દાસ કરીને રાખે, તો તેનો કહેવાય; આ દેહને કોઇ વેચાતો લે, તો તેનો કહેવાય; આખરે બાળી મૂકે, તો અગ્નિનો કહેવાય; અને વખતે કુતરાં ખાઇ જાય, તો કુતરાંનો કહેવાય. (૧૧)

૧૦-૧૧ વિવેચન—

સ્ત્રગ્ધરાવૃત્ત.

**कश्चित्कीटः कथंचित्, पटुमतिरभितः, कंटकानां कुटीरम् ।**
**कुर्वस्तेनैव साकं, व्यवहृतिविधये, चेष्टते यावदायुः ॥**
**तद्वज्जीवोऽपि नाना-चरितसमुदितैः, कर्मभिः स्थूलदेहम् ।**
**निर्मायात्रैव तस्मिन्, ननुदिनममुना, साकमभ्येति भूमौ ॥६॥**

× × × × ×

---

૧૦ પદચ્છેદ—**देवसंज्ञा संजाता यस्य इति देवसंज्ञितं इति अपि अंते**-આ દેહ કદિ નરદેવ અગર ભુદેવ કહેવાય છે તોપણ અંતે **कृमिविड्भस्मसंज्ञा संजाता यस्य तं-कृमिविड्भस्मसंज्ञितं**-સડી જાયનો કીડારૂપ બને છે. ખવાઇ જાયનો વિષ્ટારૂપ થાય છે, અને બાળી નાંખવામાં આવે તો ભસ્મરૂપ થઇ જાય છે. **तत्कृते**-તેને રાજી રાખવા માટે **भूतानि द्रुह्यति इति भूतध्रुक्**-પ્રાણીઓનો દ્રોહ કરનાર પુરૂષ [ **भूतद्रोग्धा** ને બદલે અહિં **भूतध्रुक्** શબ્દ વાપર્યો જણાય છે. ] **स्वार्थं किं वेद**-પોતાના સ્વાર્થને શું જાણે? નજ જાણે. **यतः निरयः**-ભૂત દ્રોહ કરવાથી તો નરકજ મળે છે.

૧૧ પદચ્છેદ—**देहः** દેહ. **किं अन्नदातुः**-શું અન્નદાતાનો છે. **स्वं निषेक्तुः**-વીર્યદ્વારા સ્થાપનારનો-એટલે પિતાનો છે? **मातुः एव च**-શું માતાનો છે? **वा मातुः पितुः**-અથવા માના બાપનો છે? **वा बलिनः**—બળવાનનો-તાબે કરનારનો-છે? **क्रेतुः**-ખરીદનારનો છે? **अग्नेः शुनः अपि वा**-અગ્નિનો છે કે કુતરાનો છે?

यत्प्रीत्या प्रीतिपात्रं, तनुयुवतितनू-ज्ञार्थमुख्यं स तस्मात्।
प्रेयानात्माथ शोका-स्पदमितरदतः, प्रेय एतत्कथं स्यात्॥
भार्याद्यं जीवितार्थी, वितरति च वपुः, स्वात्मनः श्रेय इच्छन्।
तस्माद्दात्मानमेव, प्रियमधिकमुपा सीत विद्वान्न चान्यत्॥९॥

[ શ્રીવેદાંતકેસરી ]

અર્થ—જેમ કોઈ ચંચળ બુદ્ધિવાળો કીડો (પોતાની લાળ વડે) મહા મહેનતથી પોતાની આસપાસ કાંટાની કોટડી બનાવીને, વ્યવહારની સિદ્ધિ માટે, તેની સાથે જીવતાં સુધી રમ્યા કરે છે. તે પ્રમાણેજ જીવ પણ અનેક ક્રિયાઓએ ઉત્પન્ન કરેલાં કર્મોથી—પ્રારબ્ધ કર્મથી—સ્થૂલ દેહને રચીને, તેમાંજ રહીને તે દેહ સાથે સદા પૃથ્વી ઉપર રમ્યા કરે છે—તે દેહમાંજ આત્મબુદ્ધિ કરીને રહે છે. [૬] × × × જેની પ્રીતિવડે—એટલે આત્માની પ્રીતિ વડે—પોતાનું શરીર, સ્ત્રી, પુત્ર અને દ્રવ્ય વિગેરે પ્રીતિનાં સ્થાન બને છે. તેથી આત્મા સૌથી પ્રિય છે. આત્માથી ભિન્ન સર્વ વસ્તુઓ શોકનાં સ્થાનરૂપ છે. કદિ એમ શંકા થાય કે-'એવું તે હોય?' તો સાંભળો—જીવવાની ઇચ્છા વાળો પુરૂષ આપત્તિ કાળમાં સ્ત્રી વિગેરેનો ત્યાગ કરે છે. પોતાનું ભલું ઇચ્છનાર પુરૂષ તપશ્ચર્યાદિ સાધનો વડે, શરીરનો ત્યાગ કરે છે. તેટલા માટે વિવેકી પુરૂષ પ્રિય એવા આત્માની ઉપાસના કરે છે. આત્માથી અન્ય (દેહાદિક) માં આત્મબુદ્ધિ કરતો નથી. [૯]

શાસ્ત્રોએ આવી વાતો અનેક ઠેકાણે લખી રાખી છે. આવી વાતો આપણે જાણીએ છીએ પણ ખરા. પણ શ્રોતાઓ અને વક્તાઓમાંથી, સોએ એક બે ટકા, દેહમાંથી આત્મબુદ્ધિ તોડવા પ્રયત્ન કરતા હશે. તેનું મૂળ કારણ તો એ છે કે—જોઇએ તેવા સદ્ગુરૂ આપણને મળ્યા નથી. કદિ મળ્યા, તો આપણે સેવાથી રીઝવ્યા નથી. ગુરૂને આંગણે નીચ ટહેલ કરીને, આપણે આપણું દેહાભિમાન તોડયું નથી. [ગુરૂ પાસે પણ પોઝીશનનું કુતરૂં હાંકી શક્યા નથી.] દેહાભિમાન તોડીને સદ્ગુરૂને રીઝવી શક્યા હો, તો તેમની પાસેથી સત્શાસ્ત્રોનો સ્નેહ પૂર્વક—ભાવ પૂર્વક—અભ્યાસ કરો. સાધન વિના રાબ, ખીચડી અગર ભાખરી પણ ન થાય, ત્યારે જ્ઞાન ક્યાંથી મળે! જ્ઞાન વિના અજવાળાં શેનાં થાય! તાત્પર્ય—ગુરૂ શિષ્યના સંબંધને સુદૃઢ કરો. જે તમારા ગુરૂ હોય, તેમાં પ્રભુ બુદ્ધિ પ્રગટાવો. જેમ કુંચી ફરતાં તાળું ઉઘડી જાય, તેમ સદ્ગુરૂની પ્રસન્નતા પ્રાપ્ત થતાં, અનાયાસે અજવાળું થાય. નહિં માનો તો—ભલે આપ ગમે તે હશો, પણ—

રાગ—શાર્દુલ.

ખોયું બાલપણું પરાધીનપણે, ખાતાં પીતાં ખેલમાં;
ગુંથાયા દિનરાત યૌવન વિષે, ગૌરી તણા ગેલમાં.
ભારે ભોગવિલાસની મન વિષે, વાતો વિશેષે ગમે;
આ સંસાર અસારમાં અવતરી, શું સાર લીધો તમે?
મારાં પુત્ર કલત્ર મિત્ર ગણિયો, માની સુખે માણતા;
જુઠો વૈભવ જે ચડે નજરમાં, તેને ખરો જાણતા.
રાગદ્વેષ કલત્રપુત્ર સુખમાં, તૃષ્ણા ન લેશે સમે.
આ સંસાર અસારમાં અવતરી, શું સાર લીધો તમે?

× × × × ×

કયાં છે ઇશ્વર કોણ હું કુલ કયું, કયાં છે જવું આખરે!
સંભારાય ન સ્વપ્નમાં પણ અરે, સુતાં સુધી સાથરે.
આવે અંતક તેડવા તરત તો, શું થાય તેવે સમે?
આ સંસાર અસારમાં અવતરી, શું સાર લીધો તમે.

[ કેમ સાવધાન છો ને? કોઇ ઉંઘતા નથી ને? ]

સાચો પ્રેમ નહિં સદા ચરણમાં, ત્યાં ધર્મનું શું કહું!
અંતે અંતરમાં વિચાર કરતાં, સંતાપ પામો સહુ;
વૃદ્ધત્વે ન કરાય કામ કરથી, આ દેહ દુઃખે દમે:
આ સંસાર અસારમાં અવતરી, શું સારે લીધો તમે? [ કેશવકૃતિ. ]

કેટલાએક દેહધારી નરદેવ (રાજાઓ) છે; કેટલાએક ભૂદેવ (બ્રાહ્મણો) છે. પ્રાણ હોય ત્યાં સુધી તેમના દેહને ખમા ખમા થાય છે. તેમના દેહનું પૂજન પણ થાય છે. સંસ્કારી જીવોનું શબ પણ શિવરૂપ-કલ્યાણરૂપ ગણાય છે. છતાં આખરે ઉપર જણાવેલા પ્રકારમાંથી ગમે તે પ્રકારે, તે શબનો નાશ થાય છે. તાત્પર્ય-દેહને ઘણો સાચવીએ, પણ આખરે તે નાશવંત છે. તેથી દેહનાં સુખ માટે પ્રાણીઓનો દ્રોહ કરવો નહિં.

જેમ ભાડાના ઘર ઉપર ભાડવાતનું બળ નથી, તેમ દેહ ઉપર દેહીનું બળ નથી. ભાડાચીઠ્ઠીની મુદ્દત પુરી થએ, ઘર ખાલી કરવું પડે, તેમ પ્રારબ્ધકર્મની મુદ્દત પુરી થતાં, આ દેહ ખાલી કરવો પડે. વરઘોડામાં માગી આણેલો ઘોડો ખરે વખતે કામ આવશે નહિં-વેચી શકાશે નહિં. વરઘોડેથી ઉતરીને પાછોજ આપવો પડશે. તેમ માનવજીવનના વરઘોડામાં, દેહરૂપી ઘોડો માગ્યો મળ્યો છે. તે પાછો આપવોજ પડશે.

જેમ બને તેમ મોહની દીવાલને તોડતા રહો. **यदा ते मोहकलिलं, बुद्धिर्व्यतितरिष्यति ॥** [ગીતા અ. ૨.] વિગેરે વચનોથી શ્રીકૃષ્ણ અર્જુનને એજ ભલામણ કરે છે.

ત્યારે શું આ બધું ખોટું? સૌ મને-'મ્હારો-મ્હારો'-પ્યારો પ્યારો'-'પ્યારી પ્યારી'-કરે છે તે શું ખોટું? સંસારને સમજો, તો તે સમજાશે. સંસારનો સ્વભાવ નીચે પ્રમાણે છે—

રાગ—શાર્દુલ.

**वृक्षं क्षीणफलं त्यजंति विहगाः, शुष्कं सरः सारसाः ।**
**पुष्पं पर्युषितं त्यजंति मधुपा, दग्धं वनान्तं मृगाः ॥**
**निर्द्रव्यं पुरुषं त्यजंति गणिका, भ्रष्टश्रियं मंत्रिणः ।**
**सर्वः कार्यवशाज्जनोऽभिरमते, कस्यास्ति को वल्लभः ॥**

તાત્પર્ય—સૌ એક બીજાને પોતાના સ્વાર્થ માટે વળગી રહ્યાં છે. આપણાં દેહનાં સુખ માટે, અગર આપણા સંબંધિઓનાં દેહનાં સુખ માટે, પાપ કરવાં નહિં. પાપ કર્યા વિના જે કાંઇ મળે તેમાં સંતોષ માનવો. ઉત્તમ સંસ્કાર વિના સંતોષનું પાલન થઇ શકે એવું નથી; માટે ઉત્તમ સંસ્કાર પ્રાપ્ત કરવા આગ્રહ રાખવો.

નરક—' પ્રાણીઓનો દ્રોહ કરવાથી નરક મળે છે; એવું અનેક શાસ્ત્રો પોકાર કરીને કહે છે, માટે નરકમાંથી બચવું હોય, તેમણે પ્રાણીઓનો દ્રોહ કરવો નહિં.

બંધુભાવ—અત્યારે બંધુભાવ વધારવા, બહુ ભાષણો થાય છે; પણ અનુભવીને તેનું પરિણામ શૂન્ય લાગે છે. કુટુંબો અને કોરટો કજીયાના પૂરથી ઘેરાઇ ગયાં છે. સ્વાર્થ અને વિષયોનું બળ એટલું બધું વધી પડયું છે કે-બંધુભાવનો ઉપદેશ હૃદયને સ્પર્શ કરી શકતો નથી. સાચા મુમુક્ષુ થાઓ તો સ્વાર્થ અને વિષયો ઢીલા પડી જાય.

હવે દેહસંબંધી ઉપદેશનો ઉપસંહાર કરે છે—

**एवं साधारणं देह-मव्यक्तप्रभवाप्ययम् ॥**
**को विद्वानात्मसात्कृत्वा, हन्ति जन्तूनृतेऽसतः ॥१२॥**

અર્થ—ઉપર પ્રમાણે આ દેહ ઘણાનો મજમો છે. તેની ઉત્પત્તિ અવ્યક્તમાંથી છે, અને તેનો નાશ પણ અવ્યક્તમાંજ છે. તેમાં આત્મબુદ્ધિ કરીને કયો સમજુ પુરૂષ પ્રાણીઓને મારે ? દેહાભિમાનથી હિંસા કરવી, એ મૂઢ મનુષ્યનું કામ છે. [૧૨]

૧૨ વિવેચન—

દેહાભિમાન તજવાથી હિંસાનો પણ ત્યાગ થાય છે, એ ભાવ છે.

લક્ષ્મીના મદથી આંધળો થયો હોય, તે કઇ દવાથી દેખતો થાય છે, તે વાત હવે કહે છે—

**असतः श्रीमदान्धस्य, दारिद्र्यं परमाञ्जनम् ।**
**आत्मौपम्येन भूतानि, दरिद्रः परमीक्षते ॥ १३ ॥**

અર્થ—જે મૂઢ પુરૂષ લક્ષ્મીના મદથી આંધળો થયો હોય, તેને દેખતો કરવા માટે દરિદ્રતાજ ઉત્તમ અંજન છે. દરિદ્ર માણસ બીજાં પ્રાણીઓને પોતારૂપ ગણે છે, તેથી તે કોઇનો દ્રોહ કરતો નથી. [૧૩]

૧૩ વિવેચન—

જેની આંખમાં ફુલ પડયું હોય, અગર છાયા વળી હોય, તે જેમ અંજનથી મટે છે તેમ ધનાંધતા રૂપી રોગ દરિદ્રતા રૂપી અંજનથી મટે છે.

દૃષ્ટાંત—એક વયોવૃદ્ધ રાજાના દરબારમાં એક બ્રાહ્મણ કામ પ્રસંગે મેમાન થયો. આ બ્રાહ્મણ બહુ ભણેલો નહોતો, પણ બ્રાહ્મણપણાનું તેને સારૂં જ્ઞાન હતું. એક બે દિવસ દરબાર-

---

૧૨ પદચ્છેદ—**एवं साधारणं देहं**-એ પ્રમાણે આ પંસાળો દેહ **अव्यक्तात् प्रभवाप्ययौ** ( ઉત્પત્તિ અને નાશ ) **यस्य सः तं अव्यक्तप्रभवाप्ययम्**-જેની ઉત્પત્તિ અવ્યક્તમાંથી અને જેનો નાશ અવ્યક્તમાંજ છે એવા દેહને **असतः ऋते**-દેહાભિમાનથી મૂઢ થએલા પુરૂષ સિવાયનો **कः विद्वान् आत्मसात् कृत्वा**-કયો ડાહ્યો પુરૂષ પોતાનો માનીને **जन्तून् हन्ति**-પ્રાણીઓને મારે.

૧૩ પદચ્છેદ—**असतः श्रीमदांधस्य**-મૂઢ પુરૂષ કે જે લક્ષ્મીના મદથી આંધળો થએલો છે તેને **दारिद्र्यं**--દરિદ્રતા **परमं अंजनम्**-ઉત્તમ આંજણ છે-ઉત્તમ દવા છે. **दरिद्रः**-દરિદ્ર પુરૂષ **भूतानि**-બીજાં પ્રાણીઓને **आत्मौपम्येन**-પોતા સરખાંજ **परम् ईक्षते**-રૂડાં જુએ છે.

ગઢમાં રહ્યા પછી, એક વખત તેને ઠાકોર સાહેબનો મેળાપ થયો. કેટલીએક આડી અવળી વાતો કરતાં કરતાં રાજાએ કહ્યું કે—' તમે ભલે મોટા ગણાઓ, પણ અમારા તો માંગણ.'

બ્રાહ્મણ—" માગણ કોણ નથી? રાજા પ્રજાનો માગણ અને પ્રજા રાજાની માંગણ. ધણી ધણીયાણીનો માગણ, અને ધણીયાણી ધણીની માગણ; વેપારી ગ્રાહકનો માગણ, અને ગ્રાહક વેપારીનો માગણ. તાત્પર્ય-એક બીજાની ગરજ વિના તો કોઇ કોઇને આપતું નથી. જેમ અમે તમારા માગણ છઇએ, તેમ તમે અમારા માગણ છો. તમે આપો છો તેના કરતાં, અમે તમને વિશેષ આપનારા છઇએ; પણ આપ હજી બાળક છો-અણસમજુ છો; તેથી અમારી પાસે માગતા નથી."

બ્રાહ્મણની સ્વતંત્ર અને માર્મિક વાણી ( ઉત્તમ અર્થને ધારણ કરનારી વાણી) સાંભળીને રાજા બોલ્યો—ત્યારે અમારૂં આ બાળકપણું-અજ્ઞાન-ક્યાં સુધી રહેશે? આજકાલ કરતાં અમને સાઠ તો થયાં."

બ્રાહ્મણ—આપનું મેં લુણ ખાધું છે, તેથી આપના બુરામાં હું કદિ રાજી નથી; પણ આપ મને પુછો છો-ત્યારે કહું છઉં કે—જ્યાં સુધી સરકાર તમને આ ગાદી ઉપર બેસવા દેશે, ત્યાંસુધી તમારા અજ્ઞાનનો નાશ થશે નહિં. સરકાર તમને અત્યારે ગાદી ઉપરથી ઉઠાડી મૂકે, તો તમે અત્યારે જ્ઞાની થઇ જાઓ-એક કલાકમાં સાઠવાર પ્રભુને સંભારો.'

તાત્પર્ય—મદાંધતાનો નાશ કરનાર દરિદ્રતા છે.

શંકા—'સંતના દર્શનથી પાપી પાવન થાય', એમ શાસ્ત્રો કહે છે, તો નારદજીનાં દર્શનથી, આ પાપી કેમ પાવન ન થયા? શાસ્ત્રનું વચન ખોટું? કે નારદજી ખોટા?—સૂર્યનો પ્રકાશ દેખતાને પ્રકાશ આપે છે; આંધળાને પ્રકાશ આપી શકતો નથી. આંધળાએ દેખતા થવા માટે દવાખાનામાં જવું પડે છે. રાવણની સામા રામ આવ્યા; હિરણ્યકશીપુને નૃસિંહ ભગવાને ખોળામાં લીધો; પણ તેમનું હુંપદ ખોવાયું નહિ—અજ્ઞાન નાશ પામ્યું નહિં. મુવા ત્યારેજ ડાહ્યા થયા.

તાત્પર્ય—સત્તા ધારીની સત્તા લઇ લ્યો. અને ધનાંધનું ધન લઇ લ્યો, એટલે તેમનું ગાંડપણ-અજ્ઞાન, દુરાચાર વિગેરે તમામ દોષો શમી જાય.

હવે આગળ વધીએ—

**यथा कण्टकविद्धाङ्गो, जन्तोर्नेच्छति तां व्यथाम् ॥**
**जीवसाम्यं गतो लिङ्गैर्—न तथाऽविद्धकण्टकः ॥ १४ ॥**

અર્થ—જે પુરૂષને કાંટો વાગ્યો હોય, તે પુરૂષ, કાંટો વાગવાથી જે દુઃખ પોતાને થાય છે, તેવુંજ દુઃખ કાંટો વાગવાથી, બીજાને પણ થાય, એમ સમજે છે. તેથી તે પુરૂષ કોઇ પણ પ્રાણીને પીડા કરવાનું ઇચ્છતો નથી. જે પુરૂષને

---

૧૪ પદચ્છેદ—**कंटकेन विद्धं अङ्गं यस्य सः कंटकविद्धांगः**—જેને કાંટો વાગ્યો હોય તે પુરૂષ **लिंगैः जीवसाम्यं गतः**—પોતાને જેવું દુઃખ થાય તેવું બીજાને પણ થાય એમ સમજતો હોવાથી **जन्तोः तां व्यथां न इच्छति**—પ્રાણીઓને તેવી પીડા કરવાનું ઇચ્છતો નથી. **तथा**—તે પ્રમાણે **अविद्धकंटकः न**—જેને કાંટો નહીં વાગ્યો હોય, તે પુરૂષ તેવી ઇચ્છા ન કરે.

કાંટો નથી વાગ્યો, તે પુરૂષ બીજાને કાંટા વાગવાથી થતાં દુઃખને સમજી શકતો નથી. તેથી તે બીન અનુભવી માણસ બીજાને દુઃખ દેવાની ઇચ્છા કરે છે. [૧૪]

૧૪ વિવેચન—

જેને વીતી હોય તે જાણે.

પદ.

[રાગ—કાચબા કાચબીના ભજનનો ઢાળ.]

જેને વીતી હોય તે જાણે, અજાણ્યો કાંઇ ન જાણે—ટેક૦
કાંટો બરાબર બોરડી કેરો; હાથમાં વાગ્યો હોય;
વાગ્યા વિનાનો વેદના તેની, જાણી શકે શું કોય?
અનુભવ હોય ન જેને, શેણે સમજાવીએ તેને?—જેને૦

× × × ×

વેદના થાય સુવાવડમાં તે, જાણે શું વાંઝણી બાઇ?
પાસે રહી હોય તોય સુયાણી, જાણી શકે નહિં કોઇ,
કેવું છે દુઃખ શરાણે, હીરો હોય તેજ પ્રમાણે—જેને૦

× × × ×

ડંખ્યા વિના ન જણાય કદાપિ, વીંછીની વેદના જેમ;
મરણ પથારી ઉપર પીડા, જીવતો જાણે કેમ?
ખરેખર એક છે ખામી, નથી કોઇ અંતર્યામી—જેને૦
ચાકરી કેવી ચાકરી છે, તે જાણી શકે શું શેઠ?
દુઃખ દબાણ સદા સમજે છે; હોય દબાણો હેઠ;
ભૂખ્યાનું દુઃખ શું જાણે, જમ્યો હોય ભાવને ભાણે?—જેને૦
કાનમાં વેણ કઠોર પડયાથી, ઉપજે તાપ અમાપ;
બાણ ખુંચ્યું હોય હાય હૈયામાં, કેવો કરે છે કાપ;
થયો હોય મ્હાવરો જેને, પૂછો જઇ પ્રેમથી તેને—જેને૦

× × × ×

વ્હાણ ભાંગે ભવસાગરે ત્યારે, ઉપજે જે ગભરાટ;
બાળ બચ્ચાના થાય વિલાપો, હાયરે હૈયાફાટ;
એને જે અંતરે થાશે, બીજાથી તે કેમ કળાશે?—જેને૦

વિગેરે—[ કેશવકૃતિ. ]

જેને સ્ત્રી કુભાર્યા મળી હોય, જેને પ્રજા રેઢીયાર મળી હોય, જેને નિર્ધનતા હોય, જે વિયોગના દુઃખ ભોગવતા હોય, તે તમામ વાત અનુભવી સમજી શકે. તાત્પર્ય–દુઃખી માણસને દુઃખનું ભાન હોય છે, તેથી તે કોઇને દુઃખ દેતો નથી.

દરિદ્રતા જેવું એકે તપ નથી એમ હવે કહે છે—

**दरिद्रो निरहंस्तम्भो, मुक्तः सर्वमदैरिह ॥**
**कृच्छ्रं यदृच्छयाऽऽप्नोति, तद्धि तस्य परं तपः ॥१५॥**

**नित्यं क्षुत्क्षामदेहस्य, दरिद्रस्यान्नकांक्षिणः ॥**
**इन्द्रियाण्यनुशुष्यन्ति, हिंसाऽपि विनिवर्तते ॥१६॥**

અર્થ—આ સંસારમાં જે પુરૂષ સર્વ પ્રકારના મદથી રાહત હોય છે, અને અહંકારથી પણ મુક્ત હોય છે, તે પુરૂષ ભલે દરિદ્ર હોય, અને અનાયાસે દુઃખ ભોગવતો હોય, તો તે દુઃખજ તેને મોટા તપરૂપ થાય છે–તપનું ફળ અપાવે છે. (૧૫) ભુખથી દુબળા થઈ ગએલા, અને અન્નની ઇચ્છાવાળા દરિદ્ર પુરૂષની ઇંદ્રિયો, બલરહિત થઇ ગઈ હોય છે, અને પરિણામે હિંસા પણ વિરમી જાય છે–હિંસા કરવા જેટલું ઇંદ્રિયોમાં બળ હોતું નથી–અગર દરિદ્રતાથી કરમાઇ ગએલી ઇંદ્રિયો હિંસા કરવા માટે લલચાતી નથી. (૧૬)

૧૫-૧૬ વિવેચન—

જે પુરૂષ મદરહિત થઇને, અને કોઇપણ પ્રકારના અહંકારરહિત થઇને, દરિદ્રતાનું દુઃખ ભોગવે છે, તે દુઃખ તપરૂપ ગણાય છે. રાંકાબાંકા, સેનો, સજનો, બોડાણો, સુદામાજી, નરસીમહેતા, તુકારામ વિગેરે ભક્તો દરિદ્રતારૂપી તપ કરતા હતા. અજ્ઞાનરૂપી ઘર અહંકારરૂપી થાંભલાને આધારે રહે છે–અહંકારરૂપી થાંભલા ખસી જાય, તો અજ્ઞાનનું છાપરૂં ઉડી પડે.

**विषया विनिवर्तंते ~~निराहारस्य~~ देहिनः** ॥ દરિદ્ર મનુષ્યને માંડ માંડ ખાવા પીવા મળે છે. ઇંદ્રિયો બલહિન રહે છે. ઇંદ્રિયોના વિષયો અનાયાસે દૂર રહે છે. આ પ્રમાણે દરિદ્ર મનુષ્ય હિંસાથી પણ દૂર રહી શકે છે.

શું દરિદ્રતાથી વિષયવાસનાનો ક્ષય થાય છે?–દરિદ્ર મનુષ્ય વિષયોથી દૂર રહે છે ખરો, પણ વિષયોની વાસનાથી દૂર રહી શકતો નથી. વિષયોની વાસનાનો નાશ કરવા માટે પ્રભુ તેમને સંતોનો સમાગમ આપે છે—

---

૧૫ પદચ્છેદ—**इह**–આ સંસારમાં. **सर्वमदैः मुक्तः**–જે સર્વ પ્રકારના મદથી મુક્ત છે. [**निर्गतः अहंस्थंभः यस्मात् सः निरहंस्तंभः**] **नरहंस्तंभः**–અભિમાનથી (પણ) મુક્ત છે એવો **दरिद्रः**–દરિદ્ર પુરૂષ. **यदृच्छया कृच्छ्रं आप्नोति**–અનાયાસે તેને કોઇ દુઃખ આવી પડે છે તો **तत् हि तस्य परं तपः**–તે તેનું મોટું તપ છે.

૧૬ પદચ્છેદ—**नित्यं**–હમેશાં. **क्षुधा क्षामः देहः यस्य सः तस्य क्षुत्क्षामदेहस्य**–ભૂખથી દુબળા થઇ ગએલા. અને **अन्नं कांक्षते इति अन्नकांक्षी तस्य**–અન્નની ઇચ્છાવાળા. **दरिद्रस्य**–દરિદ્ર પુરૂષની. **इंद्रियाणि अनुशुष्यंति**–ઇંદ્રિયો નિર્બળ થઈ જાય છે: ( અને તેથી પરિણામે ). **हिंसा अपि विनिवर्तते**–હિંસા પણ બંધ પડી જાય છે.

दरिद्रस्यैव युज्यन्ते, साधवः समदर्शिनः ॥
सद्भिः क्षिणोति स्वं तर्षं, तत आराद्विशुद्धयति ॥१७॥
साधूनां समचित्तानां, मुकुन्दचरणैषिणाम् ॥
उपेक्ष्यैः किं धनस्तम्भै-रसद्भिरसदाश्रयैः ॥१८॥

અર્થ—સમદૃષ્ટિવાળા સાધુ પુરૂષોનો સમાગમ પણ, દરિદ્રનેજ પ્રાપ્ત થાય છે. તે સાધુઓના સંગના પ્રભાવથી, દરિદ્ર પુરૂષ પોતાની તૃષ્ણાનો નાશ કરે છે, અને પછી ત્વરાથી શુદ્ધ થાય છે. (એટલે જ્ઞાનનો અધિકારી થાય છે.) [૧૭] ધનના અભિમાનથી ખોટામાં લાગી રહેલા-દૃશ્યમાં પ્રીતિવાળા, અને ખોટાનેજ પોતાનું સર્વસ્વ માનનારા ધનવાનોનો, મુકુંદ ભગવાનના ચરણારવિંદને ઇચ્છનારા સત્પુરૂષો-આદર કરતા નથી. દરકાર કરતા નથી. તાત્પર્ય-એવા સાચા સંતોને નિર્ધન પુરૂષોજ વ્હાલા લાગે છે. [૧૮]

૧૭-૧૮ વિવેચન—

**દરિદ્રતાઃ**—દરિદ્રનાં જીવન સાદાં-રજોતમોથી રહિત; દરિદ્રનાં ઘર પણ રજોતમોથી રહિત; અને દરિદ્રનાં ભોજન પણ એવાંજ. તેથી રજોતમોથી રહિત-સત્ત્વગુણી-સંતોને દરિદ્ર વ્હાલાં લાગે છે. દરિદ્ર એટલે-'માત્ર ધનથી રહિત', એવો અર્થ અહીં નથી. દરિદ્ર એટલે-'ધન, મદ અને અહંકારથી રહિત' એવો અર્થ અહીં છે. દ્રષ્ટાંતમાં-સુદામાજી, નરસિંહ મહેતા, કવિ માઘ, નારાયણ હેમચંદ્ર વિગેરે. આવા પ્રકારની દરિદ્રતા તપરૂપ ગણાય છે.

**समदर्शिनः**—સમદર્શીપણું પ્રાપ્ત થાય એજ જ્ઞાનનું ફળ. **समत्वं योग उच्यते ।** યોગનું પણ તેજ ફળ છે. (યોગ-શબ્દની બાબતમાં આપ કાંઇ જુદુંજ સમજ્યા છો. તે બાબતમાં આપની ઘણીજ ગેરસમજ છે. તે ગેરસમજનો નાશ કરવા માટે, પાતંજલયોગદર્શન ઉપર ઘણા ખુલાસા કર્યા છે. વાંચો છો ? સાધનપાદ અને સમાધિપાદ બેઉ પ્રકરણો તૈયાર થઇ ગયાં છે.)

**तर्षं क्षिणोति**—દરિદ્રની તૃષ્ણા (વાસના)નો નાશ કરે છે. 'તૃષ્ણા' શબ્દ નિંદ્ય છે. તોપણ તૃષ્ણા ત્રણ પ્રકારની છે. સત્કર્મ કરવા માટે ધનની તૃષ્ણા થાય તે ઉત્તમ. વ્યવહાર ચલાવવા ધનની તૃષ્ણા થાય તે મધ્યમ; અને મોજમજા ભોગવવા ધનની તૃષ્ણા થાય, તે કનિષ્ટ. આ દરેક ત્રષ્ણા ધીમેધીમે શમાવવી જોઇએ.

---

૧૭ પદચ્છેદ—**समदर्शिनः साधवः**-સમદર્શિ સાધુઓ. **दरिद्रस्य एव युज्यंते**-નિર્ધનનેજ મળે છે-પ્રાપ્ત થાય છે. **सः**-તે નિર્ધન પુરૂષ **सद्भिः**-સત્પુરૂષોના સમાગમથી. **स्वं तर्षं क्षिणोति**-પોતાની તૃષ્ણાનો નાશ કરે છે. **ततः**-પછી **आरात्**-ત્વરાથી. **शुद्धयति**-શુદ્ધ થાય છે.

૧૮ પદચ્છેદ—**मुकुंदस्य चरणौ इच्छंति इति मुकुंदचरणैषिणः तेषां मुकुंदचरणैषिणाम्**-મુકુંદ ભગવાનના ચરણને ઇચ્છનારા. **समचित्तानां साधूनां**-સમદૃષ્ટિવાળા સાધુ પુરૂષોને. નિર્ધનજ વાહલા હોય છે. કારણકે. **धनस्तंभैः**-ધનના અભિમાની. **असद्भिः**-ખોટામાં લાગી ગયેલા. **असदाश्रयैः**-ખોટાનો આશ્રય કરનારા. **उपेक्ष्यैः**-અને જેનો સત્પુરૂષો અનાદર કરે છે. તેઓથી **किं**-શું પ્રયોજન સરે છે?

શું આ ધનવાનોની નિંદા થાય છે?—ના. ધનવાન થઈને જેઓ અભિમાન રાખતા હોય, ખોટામાં પ્રીતિ કરતા હોય, અને ખોટાનોજ આશ્રય કરતા હોય, તે ધનવાનો નિંદાપાત્ર છે. તેમને ઉત્તમ સંતો કદિ મળતા નથી. મુકુંદ ભગવાનના ચરણને છોડીને લક્ષ્મીજીને ઇચ્છનારા સંતો, તેમને ઘેર ઉતરે છે–તેમની ખુશામત કરે છે.

**शुद्धयति**—તૃષ્ણાનો નાશ થતાં, દરિદ્ર પવિત્ર થાય છે. એટલે તે જ્ઞાનનો અધિકારી થાય છે.

**समचित्तानां मुकुंदचरणैषिणां**—સમદૃષ્ટિવાળા સાધુ પુરૂષોને મુકુંદ ભગવાનના ચરણમાં પ્રેમ હોય છે.–મુકુંદ ભગવાનના ચરણમાં પ્રીતિ કરનાર સ્ત્રી પુરૂષને, સમદૃષ્ટિવાળા થવાની આવશ્યકતા છે. જ્ઞાન અને ભક્તિ વિના દૃષ્ટિનો દોષ નાશ પામતો નથી.

સાધુ—જે પ્રભુને પામવાની સાધના કરતા હોય, જેમણે વિષયોને સુકવી નાંખ્યા હોય, રાગદ્વેષને નીચોવી નાંખ્યા હોય. તે સ્ત્રી અગર પુરૂષ ગમે તે વર્ણ અગર આશ્રમમાં હોય, તોપણ તે સાધુ ગણાય છે. સાધના વિનાના માત્ર ભગવાં અને ધોળાં વસ્ત્રો ધારણ કરનારા—નામના જ સાધુ-પોતે બુડે છે. અને બીજાને બુડાડે છે. તેમનાથી દૂર રહેવું.

યક્ષકુમારોને કઇ દવા આપવી, તેનો વિચાર કરે છે.

**तदहं मत्तयोर्माध्व्या, वारुण्या श्रीमदान्धयोः ॥**
**तमोमदं हरिष्यामि, स्त्रैणयोरजितात्मनोः ॥१९॥**

**અર્થ**—નારદજી આગળ બોલ્યા કે–એટલા માટે આ બે જણ કે જેઓ, **વારૂણી** મદિરાનું પાન કરવાથી, ગાંડા બન્યા છે; અને લક્ષ્મીના મદથી આંધળા થયા છે. અજીતેંદ્રિયપણાને લીધે સ્ત્રીમાં લંપટ બન્યા છે. તેઓના અજ્ઞાનથી થએલા મદને હું હરિ લઈશ–મદનો હું નાશ કરીશ. [૧૯].

૧૯ વિવેચન—

નારદજીએ ચાર્જશીટ–ગુન્હાપત્રક બનાવ્યું. તેમાં જણાવ્યું કે–(૧) આ યક્ષોએ મદિરાનું પાન કર્યું છે. (૨) તેમને લક્ષ્મીનો મદ છે. (૩) તેઓ અજિતેંદ્રિય હોવાથી સ્ત્રીલંપટ છે. ઉપર જણાવેલા ત્રણ ગુન્હા માટે તેઓ ગુન્હેગાર છે.

હવે શી શિક્ષા કરે છે તે સાંભળો—

**यदिमौ लोकपालस्य, पुत्रौ भूत्वा तमःप्लुतौ ॥**
**न विवाससमात्मानं, विजानीतः सुदुर्मदौ ॥२०॥**

---

૧૯ પદચ્છેદ–**तत्**–તેટલા માટે **माध्व्या वारुण्या मत्तयोः**–આ બે જણ કે જેઓ વારૂણી મદિરા પીવાથી ગાંડા બન્યા છેઃ–**श्रीमदांधयोः**–લક્ષ્મીના મદથી આંધળા થયા છે. **स्त्रैणयोः**–સ્ત્રીમાં લંપટ છે. **अजितात्मनोः**–અજીતેંદ્રિય પુરૂષ છે. તેઓના **तमसः मदं तमोमदं**–અજ્ઞાનથી થએલા મદને **हरिष्यामि**–હું હરિ લઇશ.

૨૦ પદચ્છેદ—**यत्**–કારણકે **तमःप्लुतौ**–અજ્ઞાનથી વ્યાપ્ત અને **सुदुर्मदौ**–છકી ગએલા **लोकपालस्य इमौ पुत्रौ भूत्वा**–આ બે લોકપાલના પુત્ર હોવાથી **आत्मानं**–પોતાના દેહને **विगतं वासः यस्य सः विवासाः तम् विवाससं**–નગ્ન, **न विजानीतः**–જાણતા નથી.

**अतोऽर्हतः स्थावरतां, स्यातां नैवं यथा पुनः ॥**
**स्मृतिः स्यान्मत्प्रसादेन, तत्रापि मदनुग्रहात् ॥२१॥**
**वासुदेवस्य सान्निध्यं, लब्ध्वा दिव्यशरच्छते ॥**
**वृत्ते स्वर्लोकतां भूयो, लब्धभक्ती भविष्यतः ॥२२॥**

અર્થ—આ બે લોકપાલના પુત્રો છે, છતાં તેઓ અજ્ઞાનથી ઘેરાઇ ગયા છે; અને મદથી છકી ગયા છે. તેઓ પોતે નગ્ન છે, તેનું તેમને ભાન નથી, માટે તેઓ સ્થાવરપણાને લાયક છે. [વૃક્ષની માફક નગ્ન ઉભા રહ્યા છે, માટે તેઓ વૃક્ષ બનવા લાયક છે.] આટલી શિક્ષા થયા પછી તેઓ ફરી આવું કામ કરશે નહિં. તે અવતારોમાં પણ તેઓને મારી કૃપાથી (આ કાર્યની) સ્મૃતિ રહેશે. દેવનાં સો વર્ષ પુરાં થતાં, શ્રીકૃષ્ણનાં દર્શન કરીને, ફરીથી તેઓ દેવપણું પ્રાપ્ત કરશે. દેવપણામાં પણ મારી કૃપાથી તેમને ભગવદ્ ભક્તિનો લાભ થશે. [૨૦-૨૧-૨૨].

૨૦-૨૧-૨૨ વિવેચન—

ઠરાવ ૧—મદિરાપાન અને સ્ત્રીલંપટતા એ બે ગુન્હા ધનના મદથી થયા છે, માટે તેમનું ધન હરિ લેવાની ઇચ્છાથી, તેમને દરિદ્રતા આપી.

ઠરાવ ૨—વૃક્ષની માફક તેઓ જડ જેવા થઇને (નારદજીની સામે) નગ્ન ઉભા રહ્યા, માટે તેમને વૃક્ષનો-સ્થાવરનો-અવતાર આપ્યો.

શિક્ષાની હદ—દેવોના સો વરસ.

દેવતાઓના વરસનું માપ શું?—આકાશમાં સૂર્યનું દક્ષિણાયન અને ઉત્તરાયન છ છ માસના થાય છે. દક્ષિણાયન એ દેવોની રાત્રી અને ઉત્તરાયણ એ દેવોનો દિવસ. આપણા બાર માસ તે દેવોનો એક દિવસ. આપણા ૩૬૫ વરસ થાય, ત્યારે દેવોનું એક વરસ પૂરૂં થાય. (જુઓ શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૩-૧૧. ૧૧.)

**पुनः न एव स्यातां**—'તેઓ લોકપાળના પુત્રો છે, તેથી હવે ફરીવાર આ પ્રમાણે નહિં કરે', એવો ભાવ છે.

**तत्र अपि मत्प्रसादात्** વિગેરે-સામાન્યરીતે એવો નિયમ છે કે-ઉત્તમ કોટિના જીવ-સિવાય, કોઇને પૂર્વજન્મનું સ્મરણ હોતું નથી. પ્રભુકૃપા અગર સંતકૃપા થાય, તો તેનું

---

૨૧-૨૨ પદચ્છેદ—**अतः**-તેથી **स्थावरतां अर्हतः**-સ્થાવરપણાને યોગ્ય છે. **यथा**-જે પ્રમાણે **पुनः न एव स्यातां**-તેઓ ફરીવાર આવા થાય નહિં. **तत्रापि**-ત્યાં પણ **मत्प्रसादेन**-મારી કૃપાથી **स्मृतिः स्यात्**-સ્મૃતિ રહેશે. (**दिव्यशरदां शतं तस्मिन्**) **दिव्यशरच्छते वृत्ते**-દેવના સો વરસ પુરાં થતાં **वासुदेवस्य सान्निध्यं लब्ध्वा**-શ્રીકૃષ્ણનાં દર્શન કરીને **भूयः**-ફરીથી **स्वर्लोकतां देवत्वं लब्ध्वा**-દેવપણું પામીને. દેવપણામાં પણ **मदनुग्रहात्**-મારી કૃપાથી **लब्धा भक्तिः याभ्याम् तौ लब्धभक्ती**-ભક્તિવાળા **भविष्यतः**-થશે.

સ્મરણ થાય. તેથી અહીં નારદજી કહે છે કે—' સ્થાવરના જન્મમાં પણ, મારી કૃપાથી તેમને આ યક્ષના અવતારનું અને મારી શિક્ષાનું સ્મરણ રહેશે.' .

**કેદમાં પણ ઘી, કેળાં અને સાકર**—સંતકૃપા-ભયંકર પાપીઓને સ્થાવરનો અવતાર આપવામાં આવે છે, તોપણ—

ચોપાઇ—' સંત વિટપ સરિતા ગિરિ ધરણી, પરહિત હેતુ સબનકર કરણિ.
સંત હૃદય નવનીત સમાના, કહા કહું ન પે કહૈ ન જાના.
નિજ પરિતાપ દ્રવૈ નવનિતા, પરદુઃખ દ્રવહિ સુસંત પુનિતા.'
[ મોક્ષવાણી પાનું ૯૪ ].

સ્થાવરનો અવતાર પામ્યા પછી, પાપીઓ સંતકોટિમાં ગણાય છે. સ્થાવરનો અવતાર પામવાની સાથે તેઓ શુદ્ધ થઇ શકે છે. કારણ કે જીવનપર્યંત અનેક કષ્ટ વેઠીને પરમાર્થ કર્યા કરે છે. સંતોએ અને સમાજસેવકોએ વૃક્ષો પાસેથી ઘણું શીખવાનું છે. રાજા, રાજના અધિકારીઓ, નાતના પટેલીઆઓ, અને ગામના આગેવાનોનો સમાસ સમાજસેવકમાં થાય છે. વૃક્ષોમાં પણ જે પીપળો છે, તે સાક્ષાત્ વિષ્ણુરૂપ ગણાય છે.

**છેવટે-દંડમાં દામોદર અને ક્રોધમાં કલ્યાણ**—લોઢાને ભૂલથી પારસમણિ અડકી જાય, તોપણ લોઢાનું સોનુંજ થાય. તે પ્રમાણે અપરાધને બહાને શ્રી નારદજી યક્ષકુમારોને મળ્યા; તોપણ તેમને દંડમાં દામોદરજી આપ્યા. નારદજીએ એમ કહ્યું કે—' તમને સ્થાવર-પણાના બંધનમાંથી મુક્ત કરવા માટે, મુદત પુરી થતાં, દામોદર ભગવાન પંડે પધારશે.' હવે તો ખાત્રી થઇ હશે કે-શુભેચ્છકોનો ક્રોધ કલ્યાણમયજ હોય છે. પિતા પુત્રને લડે, મહેતાજી નિશાળીયાને લડે, ગુરૂ શિષ્યને લડે, પતિ સ્ત્રીને લડે. તેમના લડવામાં લાભજ હોય. માત્ર અજ્ઞાનરૂપી આવરણ હોય, ત્યાં સુધી સમજાય નહિ.

દૃષ્ટાંત—એક રાજાએ દરજી બેસાડયા. ' કાપલા કુપલી કરીને કપડાં ચોરવાનો ધંધો દરજી કરે છે, એવો રાજાને શક હતો, તેથી રાજાએ દરજીને સીપાઇના પહેરામાં બેસાડયા હતા. બપોરે જમવા જવાની છૂટ હતી, અને રાત્રે તેમને પુરતી તપાસ કરીને છોડવામાં આવતા હતા. પહેરેગીરો એટલા બધા સાવધ હતા કે-એક જરા પણ કપડું દરજી ચોરી શક્યા નહિં. આ પ્રમાણે ચાર પાંચ દિવસ પસાર થયા. દરજી હાર્યા અને રાજા જીત્યો.

"સૈઇ, સોની અને સાળવી તેને જમ ન શકે જાળવી.' એવી જે કહેવત છે, તે કહેવત ખોટી પડવાનો વખત આવ્યો. જમરાજ કરતાં રાજા કાંઇ મોટો નથી. માટે આપણે જો સાચા દરજી હોઇએ, તો રાજાના શા ભાર છે?" એવો વિચાર એક બુઢ્ઢા દરજીએ કરીને, પોતાના દસ બાર વરસના પુત્રને કહ્યું—' બેટા હરિ! એક કામ કરવાનું છે, પણ બરાબર કરી શકે, તો કહું.'

હરિ—' કહો બાપુ. મને શીખવો તે પ્રમાણે બરાબર કરીશ.'

બુ૦ દરજી—હાલ અમે રાજાને ત્યાં કામે બેઠા છઇએ. ત્યાં તમને કોઇને આવવાની રજા નથી; અને અમારા ઉપર પણ પાકો બંદોબસ્ત છે.

હરિ વચ્ચે બોલી ઉઠયો—' બાપુ! ભલેને રાજા બંદોબસ્ત રાખે. તમે તો કાપલો કાપલી ન ચોરવાનું, ગુરૂમહારાજને ઘેર નેમ લીધું છે ને?

બુ઼ો દરજી—નેમ લીધું છે ખરૂં; પણ રાજા આટલો બધો અવિશ્વાસ રાખે છે, ત્યારે તેને બતાવી આપવું જોઇએ કે—'સાચા ધંધાદારીઓ પોતાના ધંધામાં કુશળ હોય છે–તેઓ લીધા લેવાતા નથી.' તારા જેવા છોકરાને સમજાવે તે તો ઠીક; પણ મારા જેવા બાસઠ વરસના દરજીના ગજવા અને બગલ, સિપાઇ લોકો આવતાં અને જતાં તપાસે, તે ઠીક ગણાય નહિં. કેમ બેટા! મારો કજીયો વ્યાજબી છે ને?

હરિ—બાપુ! આપનો કજીયો વ્યાજબી છે. તે સંબંધમાં જે કરવું ઘટે તે મને કહો,

બુ઼ો દરજી—પણ આતો માથા સાટે માલ છે. રાજાની સાથે ધીંગાણે ઉતરવું, તે સાપના મોમાં હાથ ઘાલવા જેવું છે.

હરિ—બાપુ! ફીકર નહિ. આપે મને એક વખત કહ્યું હતું ને–કે 'જે માણસ પોતાના ધંધા માટે પ્રાણ ખોવા તૈયાર નથી, તે માણસને તે ધંધામાંથી બરકત લેવાનો હક્ક નથી.' આપણે બતાવી આપવું જોઇએ, કે તમામ દરજી ચોર નથી.

બાળકનું પાણી (તેજ) જોઇને, બુઢ્ઢો દરજી મનમાં હરખ્યો; પછી ધીરજ રાખીને બોલ્યો—'સાંભળ બેટા! કાલ બપોરે તું નિશાળે ન જઇશ. બે ત્રણ વાગ્યાને સુમારે દરબાર ગઢમાં આવજે. મને 'બાપુ' કહીને સાદ કરજે. તને રખડતો દેખીને હું તારા ઉપર બહુ ખીજાઇશ. તને ગાળો દઇશ, અને મારવા દોડીશ. તે વખતે તું ગભરાઇ જજે; છેવટમાં મારો જોડો લઇને હું તને મારવા દોડીશ. તું નાસજે, એટલે હું તને છુટો જોડો મારીશ. આ જોડો લઇને તું ચાલ્યો જજે. તે જોડામાં સગતળી નીચે, એક કકડો હું યુક્તિથી ગોઠવી રાખીશ. ઘેર આવીને તે કકડો તું ઠેકાણે મુકી દેજે. આ કકડો આપણે રાજાને પાછો આપીને ઇનામ લેવું છે. કેમ! સમજ્યોને?'

હરિ—હા–બરાબર સમજ્યો. મારે માથે આપ હાથ મુકો–એટલે કાર્ય ફતેહ થાય, અને પ્રભુ આપણા પક્ષમાં રહે.

આ પ્રમાણે વાતચીત કરી, પિતા પુત્ર સુઇ ગયા. બીજે દિવસે બપોરના બે વાગે પિતા–પુત્રે બરાબર પાઠ ભજવ્યો. સિપાઇઓ ભાન ભૂલી ગયા, અને હરિ પિતાનો જોડો ઉપાડીને નાઠો. શાંતિ રાખવા માટે, સિપાઇઓ ડોસાને લડવા લાગ્યા–સમજાવવા લાગ્યા. માંડમાંડ ડોસાનો ક્રોધ શમ્યો. ડોસાએ ક્રોધમાં કલ્યાણ કરી નાંખ્યું. છેવટે રાજાને તે કાપલો બતાવી ઇનામ લીધું.

પુત્ર પ્રત્યેનો ડોસાનો ક્રોધ જેમ જુદા પ્રકારનો હતો, તેમ જીવ પ્રત્યેનો ભક્તોનો ક્રોધ જુદા પ્રકારનો હોય છે. તે ક્રોધમાં જીવોનું કલ્યાણજ હોય છે.

**હજી કાંઈ બાકી છે?**–હા–ઉદાર ધનવાનને ઘેર વરો હોય, ત્યારે સારી રીતે જમાડયા પછી, ઘેર નાસ્તો કરવા માટે પકવાનની થાળીઓ ભરીને આપવામાં આવે છે; તેમ નારદજીએ યક્ષકુમારોને દંડમાં દામોદરજી આપ્યા. તે ઉપરાંત કહ્યું કે–'દેવપણું પ્રાપ્ત કર્યા પછી, ભગવદ્ ભક્તિ કાયમ રહેશે–સરી પડશે નહિં.' તે સંબંધમાં યાદ રાખવા જેવું એ છે કે–જેમ ધન-વાનને પ્રભુ ભક્તિથી વિમુખ કરનારા અનેક વૈભવો–વિઘ્નો સાનિધ્ય રહે છે. તેમ દેવોને પણ અનેક વૈભવો તૈયાર રહે છે. બ્રહ્માજી શ્રીરામને કહે છે કે—

છંદ.

' કૃતકૃત્ય વિભો સબ વાનર યે, નિરખંતિ તવાનન સાદર જે;
ધિક્ જીવન દેવ શરીર ધરે, તવ ભક્તિ વિના ભવ ભૂલી પરે. '

[ મોક્ષવાણી પાનું ૬૧ A ]

આવા કારણને લીધે નારદજીએ કહ્યું કે-' દેવપણામાં પણ તમારી ભગવદ્ભક્તિ કાયમ રહેશે. '

વસિષ્ઠ શ્રીરામને કહે છે કે—[ મોક્ષવાણી પાનુ ૭૦ ]

**દોહરો**—નાથ ! એક વર માંગહુ, મોહિ કૃપા કરી દેહુ;
જન્મ જન્મ પ્રભુ પદકમલ, કબહું ઘટે જનિ તેહુ. સીયાવર૦

આપણે પણ પ્રભુ પાસે એજ માગીએ કે-' ગમે તે સંજોગોમાં આપ અને આપની ભક્તિ, અમારાથી દૂર ન રહેશો. ' બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય-હર હર મહાદેવ હર.

આટલું સાંભળ્યા પછી એમ પણ ખાત્રી થઇ હશે કે-શ્રીકૃષ્ણના જન્મનું ભવિષ્ય, નારદજીએ ૩૬૫૦૦ વરસ ઉપર ભાખ્યું હતું. આવાં અનેક કારણો સિદ્ધ કરી આપવા માટે, પ્રભુ ગોકુળ પધાર્યા હતા. બાળચેષ્ટાઓ દ્વારા ભક્તોનાં કામ કરતા હતા.

**કનક અને કાંતા**—લક્ષ્મી અને **સ્ત્રી**—યમલાર્જુનના ઇતિહાસમાંથી ખાસ જાણવા જેવું એ છે કે-ભવસાગરમાં આ બે મોટી મઘરો છે. ભલભલા ડાહ્યા ડમરા દેવ, વિદ્વાન્, જ્ઞાની, અગર ભક્ત-જરા અસાવધ રહે, તો-મઘરોના મુખમાં સપડાઇ જાય છે. સંતોએ અને શાસ્ત્રોએ, આ મઘરોથી બચવા બહુ ઉપદેશ કર્યો છે. પણ જીવના અનેક જન્મના માઠા સંસ્કારોને લીધે, તે ઉપદેશની અસર ઘણીજ થોડી થાય છે. જેમને માનવ જીવન દીપાવવું હોય, શ્રીકૃષ્ણમય થવું હોય, તેમણે આ મઘરોથી સાવધ રહેવું. જરૂર જેટલુંજ ભવસાગરમાં ઉતરવું.

ઉપર પ્રમાણે તે બે યક્ષોને શાપ દઇને નારદજી શું કરે છે તે સાંભળો—

**श्रीशुक उवाच ॥**

**एवमुक्त्वा स देवर्षिर्-गतो नारायणाश्रमम् ॥**
**नलकूबरमणिग्रीवा-वासतुर्यमलार्जुनौ ॥२३॥**

**અર્થ**—શુકદેવજી કહે છે કે-' આ પ્રમાણે કહીને નારદજી બદ્રિકાશ્રમમાં ગયા; અને નલકૂબર તથા મણિગ્રીવ યમલાર્જુન બન્યા. [૨૩]

૨૩ વિવેચન—

આ શ્લોકમાં એવો ભાવ પણ સમાઇને રહ્યો છે કે-' ક્રોધ અગર શાપ, મોટા પુરૂષના જીવનને પણ ઝાંખું કરે છે; અને તેના નિવારણ માટે સંતોએ પણ, અમુક તપશ્ચર્યા કરવી પડે છે, ' તે સૂચવવા માટે નારદજી બદ્રિકાશ્રમ-તપશ્ચર્યાશ્રમ-માં ગયા.

---

૨૩ પદચ્છેદ—**एवं उक्त्वा**-એ પ્રમાણે કહીને **स देवर्षिः**-તે નારદજી. **नारायणस्य आश्रमं**-બદ્રિકાશ્રમમાં. **गतः**-ગયા. **नलकूबरमणिग्रीवौ**-નલકૂબર અને મણિગ્રીવ. **यमलार्जुनौ आसतुः**-યમલાર્જુન બન્યા.

**પ્રભુ પલમાં ચાય સો કરે**-પલમાં યક્ષકુમારો દેવ મટીને વૃક્ષ બન્યા. દેવ, દાનવો અને મનુષ્યોનાં જીવનની કેટલી બધી પરાધીનતામાં છે, તેનો જરા વિચાર કરો. શા ભાવથી યક્ષ-કુમારો ઘેરથી નીકળ્યા હતા! 'પાછા ઘેર નહિં આવીએ-અને પરભારા અર્જુન વૃક્ષ-બની જશું.' એવું શું તેઓ જાણતા હતા? ના. 'રામના રાજ્યાભિષેકની તૈયારી, પોતાના મરણનું કારણ થઇ પડશે.' એવી ડાહ્યા **દશરથ**ને ખબર હતી?-ના. 'પ્રલ્હાદ જેવા પ્યારા પુત્રનો જન્મ પોતાના મરણનું કારણ થઇ પડશે.' એવું હોશીયાર હિરણ્યકશિપુ સમજ્યો હતો?' ના. 'હલકા નોકરના પ્યારમાં પડીને પતિથી વિમુખ થઇશ,' એવું ચપળ પિંગળા સમજી હતી? ના. 'પ્યારી પિંગળાને બ્હાને આખો માળવા દેશ કડવો ઝેર થશે, અને આખરે બાવા થઇને બંગલામાંથી નીકળવું પડશે,' એવી વાત ભાગ્યશાળી ભર્તૃહરિએ જાણી હતી?-ના. 'નેપોલીયન બોનાપાર્ટ જેવો વીર સેંટહેલીનામાં કેદી તરીકે જીવન ગાળશે,' તે વાત કોઇ પ્રજા જાણતી હતી? ના. આવા અનેક દૃષ્ટાંતો સૂચવે છે કે-માનવ જીવન પરાધીન છે. 'હું તે કોણ? મારા જેવો કોણ ધનવાન્ છે! કોણ કુળવાન છે! કોણ પુત્ર પરિવારવાળો છે!' આ પ્રમાણે પામર-અજ્ઞાની મનુષ્ય હું-હું-હું કર્યા કરે છે. આશા તૃષ્ણાના ગમે તેટલા ઘોડા દોડાવે, પણ કાલે શું થશે? તેનું તેને ભાન નથી. બિલાડીના સપાટામાં આવેલો ઉંદર, જેમ વૃથા પ્રયત્ન કરે છે; તેમ કાળના મુખમાં બેઠેલો જીવ, વૃથા પ્રયત્ન કરે છે. ત્યારે શું હાથ જોડીને બેસી રહેવું? ધંધો રોજગાર ન કરવો? તે સંબંધમાં પ્યારો શ્રીકૃષ્ણ કહે છે, તે સાંભળો—

**ये तु सर्वाणि कर्माणि, मयि संन्यस्य मत्पराः ।**
**अनन्येनैव योगेन, मां ध्यायन्त उपासते ॥ ६ ॥**
**तेषामहं समुद्धर्ता, मृत्युसंसारसागरात् ।**
**भवामि न चिरात्पार्थ, मय्यावेशितचेतसाम ॥ ७ ॥**
**मय्येव मन आधत्स्व, मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव, अत ऊर्ध्वं न संशयः ॥ ७ ॥**

વિગેરે—(ગીતા અ. ૧૨.)

શ્રીકૃષ્ણ કહે છે કે-ભાવાર્થ-'ડહાપણ મૂકીને મારો થઈ જા. જે કાંઇ કર, તે મને અર્પણ કર. જે કાંઇ થાય તે **મેં** કર્યું છે, એમ સમજીને હરખશોકથી મુક્ત થતાં શીખ. સમજુ થઇને શબ્દાદિ વિષયોમાં ન સરી પડ. લઇને રાજી થા, તેના કરતાં આપીને રાજી થતાં શીખ. નિંદા કરીને રાજી થા તેના કરતાં, નિંદા સાંભળીને રાજી થા. ગાળો દઇને રાજી થા, તેના કરતાં ગાળો ખાઇને રાજી થા. વિગેરે. તેલ પાણીવત્ થઇને આ સંસારમાં રહે.'

નલકૂબર અને મણિગ્રીવ યમલાર્જુન બન્યા, તે વાતને ૩૬૫૦૦ વરસ પૂરાં થઈ રહેવા આવ્યાં. નારદે આપેલો કોલ પુરો કરવા માટે, દામણાથી બંધાએલા પ્રભુ હવે યમલાર્જુન તરફ ચાલે છે—

**ऋषेर्भागवतमुख्यस्य, सत्यं कर्तुं वचो हरिः ॥**
**जगाम शनकैस्तत्र, यत्रास्तां यमलार्जुनौ ॥२४॥**

---

૨૪ પદચ્છેદ—**भागवतेषु मुख्यः इति ऋषेः भागवतमुख्यस्य ऋषेः**-ભક્તોમાં મુખ્ય એવા નારદજીના. **वचः सत्यं कर्तुं**-વચનને સત્ય કરવા માટે. **यत्र यमलार्जुनौ आस्तां**-જ્યાં યમલાર્જુન હતા. **तत्र**-ત્યાં. **हरिः शनकैः जगाम**-પ્રભુ ધીમે ધીમે પધાર્યા.

**देवर्षिर्मे प्रियतमो, यदिमौ धनदात्मजौ ॥**
**तत्तथा साधयिष्यामि, यद्गीतं तन्महात्मना ॥२५॥**

અર્થ—ભક્તોમાં મુખ્ય એવા નારદજીના વચનને સત્ય કરવાના હેતુથી, જ્યાં યમલાર્જુનનાં વૃક્ષો ઉભાં હતાં, ત્યાં પ્રભુ–શ્રીકૃષ્ણ કોડામણા–ધીમે ધીમે પધાર્યા. [૨૪] શ્રીકૃષ્ણ વિચાર કરે છે કે–'નારદજી મને બહુ વ્હાલા છે, માટે તેમણે જે કહ્યું છે, તે વચન સત્ય કરવા માટે હું પ્રયત્ન કરીશ.' [૨૫]

૨૪–૨૫ વિવેચન—

પ્રભુ ધીમે ધીમે કેમ પધાર્યા ?–યમલાર્જુનના વૃક્ષો નંદના ભુવનથી કાંઇક દૂર જણાય છે. પ્રાકૃત બાળકના જેવી પ્રભુ ચેષ્ટા કરે છે. ખારણીયાનો ભાર ખેંચવાનો ડોળ કરે છે. 'આ બાળક કયાંક નાસી જાય છે, એવું આસપાસના લોકો ન સમજી શકે, તેટલા માટે પણ, ધીમે ધીમે ચાલ્યા હશે.

**भागवतः** નો અર્થ 'ભક્ત'. **भागवतमुख्यः** એટલે–'ભક્તોમાં મુખ્ય' માખણનું ઘી. રાણીઓમાં પણ પટરાણી. નારદજી પોતાને બહુ વ્હાલા છે, તેથી તેમનું વચન સત્ય કરવા માટે, પ્રભુ યમલાર્જુન પાસે આવ્યા.

હવે તે વૃક્ષોને ઉખેડી નાંખવા, તે વૃક્ષની વચ્ચે પ્રભુ પેસે છે—

**इत्यन्तरेणार्जुनयोः, कृष्णस्तु यमयोर्ययौ ॥**
**आत्मनिर्वेशमात्रेण, तिर्यग्गतमुलूखलम् ॥२६॥**

**बालेन निष्कर्षयताऽन्वगुलूखलं तद्–दामोदरेण तरसोत्कलिताङ्घ्रिबन्धौ ॥**
**निष्पेततुः परमविक्रमितातिवेप–स्कन्धप्रवालविटपौ कृतचण्डशब्दौ ॥२७॥**

૨૫ પદચ્છેદ—**देवर्षिः**–નારદજી. **मे प्रियतमः**–મને બહુ વ્હાલા છે. **यत्**–તેથી. **तत् महात्मना**–તે મહાત્મા નારદજીએ. **यत् गीतं**–જે ગાયું–જે કહ્યું. **तत् तथा साधयिष्यामि**–તે પ્રમાણે કરવા માટે હું પ્રયત્ન કરીશ.

૨૬–૨૭ પદચ્છેદ—**इति**–એ પ્રમાણે વિચાર કરીને **यमयोः** ( **यमलयोः सहजातयोः** ) **अर्जुनयोः अंतरेण**–યમલાર્જુનની વચ્ચે થઇને **कृष्णः ययौ**–શ્રીકૃષ્ણ ગયા–શ્રીકૃષ્ણ નીકળ્યા. **आत्मनः निर्वेशमात्रेण**–પોતાનો ત્યાં પ્રવેશ થવાથી **तिर्यक् गतं उलूखलं**–વાંકાં થઇ ગએલા ખારણિયાને **तत् अन्वग्** (પાછળ આવતા) **उलूखलं निष्कर्षयता दामोदरेण बालेन**–અને પાછળ ઢસડાતા ખારણિયાને દામોદર ભગવાને ખેંચવાથી. **तरसा**–ત્વરાથી **उत्कलितः** ( ઉખડી ગયું છે ) **अंघ्रिबंधः** (મૂળ) **ययोः तौ उत्कलितांघ्रिबंधौ**–તે બે ઝાડ મૂળસહિત ઉખડી પડયાં. **परमस्य** ( પરમાત્માના ) **विक्रमितेन** (બળથી) **अतिवेपः** (કંપારી) **येषु ते परमविक्रमितातिवेपाः इति स्कंधप्रवालविटपाः ययोः तौ–परमविक्रमितातिवेपस्कंधप्रवालविटपौ**–ભગવાનના બળથી તે બે વૃક્ષોનાં સ્કંધ શાખા અને પાંદડાં કંપવા લાગ્યાં. **कृतः चण्डः** (ભયંકર) **शब्दः याभ्यां तौ कृतचण्डशब्दौ** ભયંકર કડાકો થયો. **निष्पेततुः**–તુરત તે બે ઝાડ નીચે પડી ગયાં.

અર્થ—ઉપર પ્રમાણે વિચાર કરીને, બે યમલાર્જુન વૃક્ષની વચ્ચે થઇને પ્રભુ નિકળી ગયા. (પોતાની) પાછળ પાછળ ઘસડાતા આવતા, અને વાંકા વળી ગએલા ખારણિઆને, દામોદર ભગવાને જોરથી ખેંચતાં, તે બેઉ વૃક્ષનાં મૂળ ત્વરાથી ઉખડી પડયાં. ભગવાનના બળથી તે વૃક્ષોનાં સ્કંધ, શાખા અને પાંદડાં કંપવા લાગ્યાં. ભયંકર કડાકો થયો, અને તુરત તે બે ઝાડ નીચે પડી ગયાં. [૨૬-૨૭]

૨૬-૨૭ વિવેચન—

ખારણિયો વાંકો-આડો-કેમ થયો?—જો ખારણીયો સીધો હોત, તો શ્રી કૃષ્ણની પાછળ પાછળ, તે પણ બે વૃક્ષની વચ્ચે થઇને બહાર નીકળી જાત; પણ આડો થયો તેથી બે ઝાડ વચ્ચે તે ભરાઇ રહ્યો. શ્રીકૃષ્ણે જોર કરીને ખારણિયો ખેંચ્યો, તેથી બે વૃક્ષો ઉથલી પડયાં.

**દામોદર**—દામણાથી બાંધ્યા માટે **દામોદર** નામ ધારણ કર્યું.

**ततो यशोदा संक्रुद्धा, कृष्णं कमललोचनं।**
**दाम्ना चैवोदरे बद्धं, प्रत्यबंधदुलूखले॥**
**स च तेनैव नाम्ना तु, कृष्णो वै दामबंधनात्।**
**गोष्ठे दामोदर इति, गोपिभिः परिगीयते॥** [હરિવંશ.]

ભાવાર્થ—ગોળી ફોડવાથી ક્રોધ પામેલા યશોદાજીએ કમલલોચન શ્રીકૃષ્ણને દામણાથી બાંધ્યા. તે ઉપરથી ગોપીઓએ (તેમને) દામોદર કહીને તેમનાં ગીત ગાયાં.

'**दमात् दामोदरं विदुः**—દમાદિ સાધનોથી તેઓ દામોદરને જાણે છે.' '**दामा**-નો અર્થ—'**उत्कृष्टा मतिः**-ઉત્કૃષ્ટ બુદ્ધિ' થાય છે. તે બુદ્ધિથી જે પ્રાપ્ત થાય તેનું નામ **દામોદર**.' વિગેરે અર્થો વિદ્વાનો ઘટાવે છે.

સહેજ બળમાં મોટો ધડાકો-મોટાં વૃક્ષો ઉથલી પડયાં, અને દોરડું તથા ખારણિયો સહિ-સલામત રહ્યાં, એ પણ પ્રભુઇચ્છા સમજવી. કારણકે દોરડું અને ખારણિયા કરતાં, વૃક્ષોનાં મૂળ ઘણાંજ મજબુત હોય છે.

બે વૃક્ષો પડી ગયાં પછી, તેમાંથી શું નીકળ્યું તે વાત હવે કહે છેઃ—

**तत्र श्रिया परमया ककुभः स्फुरन्तौ,**
**सिद्धावुपेत्य कुजयोरिव जातवेदाः॥**
**कृष्णं प्रणम्य शिरसाऽखिललोकनाथं,**
**बद्धाञ्जली विरजसाविदमूचतुः स्म॥२८॥**

---

૨૮ પદચ્છેદ—**तत्र**-તે સમયે. **कुजयोः जातवेदाः इव**-તે બે વૃક્ષમાંથી મૂર્તિમાન અગ્નિ પ્રગટ થાય તે પ્રમાણે **परमया श्रिया**-તેમની ઉત્તમ કાંતિથી [**ककुभ्**-દિશા] **ककुभः स्फुरन्तौ**-દિશાઓ શોભી રહી હતી એવા **सिद्धौ**-બે દેવ પુરૂષ ઉત્પન્ન થયા. **कृष्णं उपेत्य**-શ્રી કૃષ્ણ પાસે જઇને **अखिललोकनाथं कृष्णं**-અખિલ લોકનાથ કૃષ્ણને **शिरसा प्रणम्य**-મુસ્તકથી પ્રણામ કરીને. **विगतं रजः याभ्यां तौ विरजसौ**-મદરહિત થએલા. **बद्धः अंजलिः ययोः तौ बद्धांजली**-હાથ જોડીને. **इदम् ऊचतुः**-નીચે પ્રમાણે બોલવા લાગ્યા.

અર્થ—શુકદેવજી આગળ કહે છે કે—'તે સમયે તે બે વૃક્ષમાંથી જાણે મૂર્તિમાન્ અગ્નિ ન પ્રગટયો હોય, એવા બે દેવ પ્રગટયા. તેઓની કાંતિથી દિશાઓ શોભી રહી હતી. મદરહિત થએલા તે બે દેવે શ્રીકૃષ્ણ પાસે આવીને, અને અખિલલોકના નાથ શ્રીકૃષ્ણને મસ્તક નમાવીને, પ્રણામ કર્યાં; પછી હાથ જોડીને તેઓએ નીચે પ્રમાણે પ્રાર્થના કરી. [૨૮]

૨૮ વિવેચન—

દેવોના સો વરસો પૂરાં થયાં. નલકૂબેર અને મણિગ્રીવ વૃક્ષોમાંથી બહાર આવ્યા, વૃક્ષો મટીને દેવ બન્યા.

શિક્ષા-શુદ્ધ—'તેઓની કાંતિથી દિશાઓ શોભી રહી હતી.' તે વાકય સૂચવે છે કે—હવે નલકૂબેર અને મણિગ્રીવ દોષથી રહિત બન્યા છે. પૂર્ણ પશ્ચાતાપથી પાકી ગયા છે.-પવિત્ર બન્યા છે.

ચોપાઈ—ઢોલ ગમાર શુદ્ર પશુ નારી, યે સબ તાડન કે અધિકારી.

a nod for a wise, and a rod for a fool. ઉપદેશથી શુદ્ધ ન થાય, તેમને શિક્ષાદ્વારા શુદ્ધ કરવા પડે છે. જેમ જળ બાહ્ય શુદ્ધિ કરે છે. તેમ શિક્ષા આંતરશુદ્ધિ કરે છે. શિક્ષા પણ એક જાતનું તપ છે. આરોગ્યના કાયદા તોડનારને વૈદ્ય શિક્ષા કરે છે. કડવી દવા પાય છે, અને લાંઘણ કરાવે છે. નીતિના કાયદા તોડનારને સરકાર શિક્ષા કરે છે. તે પ્રમાણેજ રોગાદિક દુ:ખ દઈને, અગર હલકા અવતાર આપીને પ્રભુ જીવની શુદ્ધિ કરે છે. આ વાત જેઓ સમજ્યા હોય, તેમણે સત્કર્મ કરીને શુદ્ધ થવા પ્રયત્ન કરવો. 'વિરજસો તેઓ મદથી રહિત થયા હતા.' આ શબ્દ સૂચવે છે કે બેઉ યક્ષકુમારો હવે શુદ્ધ થયા હતા.

આ બે યક્ષકુમારો પ્રભુની પ્રાર્થના કરે છે તે ભાવથી સાંભળો—

कृष्ण कृष्ण महायोगिंस्—त्वमाद्यः पुरुषः परः ॥
व्यक्ताव्यक्तमिदं विश्वं, रूपं ते ब्राह्मणा विदुः ॥२९॥
त्वमेकः सर्वभूतानां, देहास्वात्मेन्द्रियेश्वरः ॥
त्वमेव कालो भगवान्—विष्णुरव्यय ईश्वरः ॥३०॥

અર્થ—બે યક્ષકુમારો પ્રાર્થના કરે છે કે—'હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહા-

---

૨૯-૩૦ પદચ્છેદ—**कृष्ण! कृष्ण! महायोगिन!**—હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાયોગી! **त्वं आद्यः पुरुषः परः**—તમે આદિ પુરૂષ છો, શ્રેષ્ઠ છો. **व्यक्ताव्यक्तं इदं विश्वं ते रूपं** સ્થૂળ અને સૂક્ષ્મ એવું જે આ જગત્ તે આપનું રૂપ છે. **इति ब्राह्मणाः विदुः**—એવું બ્રાહ્મણો જાણે છે. (૨૯) **सर्वभूतानां**-પ્રાણી માત્રના **देहश्च असवश्च आत्मा च इंद्रियाणि च तेषां ईश्वरः—देहास्वात्मेंद्रियेश्वरः**—દેહ, પ્રાણ, મન અને ઇંદ્રિયના આપ નિયંતા છો. **त्वम् एकः**—આપ અદ્વિતીય છો. **त्वम् एव**—આપજ **कालः**—કાળરૂપ **भगवान् विष्णुः अव्ययः ईश्वरः**—ભગવાન્ વિષ્ણુ, અવિનાશી અને ઈશ્વર છો.

યોગી ! વિદ્વાનો જાણે છે કે—'આપ આદિ પુરૂષ છો, સૌથી શ્રેષ્ઠ છો. સ્થૂલ સૂક્ષ્મ એવું જે આ જગત્-તે આપનું રૂપ છે.' [૨૯] પ્રાણી માત્રના દેહ, પ્રાણ, મન, અને ઇંદ્રિયોના નિયંતા આપ એક છો. આપ (પોતે)જ કાળરૂપ, ભગવાન્, વિષ્ણુ, અવિનાશી અને ઇશ્વર છો. [૩૦]

૨૯-૩૦ વિવેચન—

મહાયોગી-બાળક બનીને સહેજમાં મોટાં વૃક્ષોને ઉથલાવી પાડયાં, એ પ્રત્યક્ષ પ્રમાણથી ખાત્રી થાય છે કે-આપ મહાયોગી કૃષ્ણ છો.

**इति ब्राह्मणाः विदुः**-જેમણે બ્રહ્મચર્યાદિ વ્રત પાળીને વેદાધ્યયન કર્યું છે; જેમણે સેવાથી સદ્ગુરૂને પ્રસન્ન કરીને, બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી છે. એવા બ્રહ્મવેત્તા પુરૂષોજ ઇશ્વરને કાંઇક જાણી શકે છે.

હજી પ્રાર્થનાનો વિષય ચાલે છે—

**त्वं महान्प्रकृतिः साक्षाद्-रजःसत्त्वतमोमयी ॥**
**त्वमेव पुरुषोऽध्यक्षः, सर्वक्षेत्रविकारवित् ॥३१॥**
**गृह्यमाणैस्त्वमग्राह्यो, विकारैः प्राकृतैर्गुणैः ॥**
**कोन्विहार्हति विज्ञातुं, प्राक्सिद्धं गुणसंवृतः ॥३२॥**

અર્થ—મહતત્ત્વરૂપ આપ છો. રજ સત્ત્વ અને તમોગુણમય-જે સાક્ષાત્ પ્રકૃતિ-તે પણ તમેજ છો, એટલે-પ્રકૃતિ પણ તમારૂંજ સ્વરૂપ છે. સર્વ ક્ષેત્રો (શરીરો)ના વિકારોને જાણનાર પણ આપજ છો. તેથી આપજ પુરૂષ છો, અને અધ્યક્ષ છો. (૩૧) ઇંદ્રિયોથી ગ્રહણ કરવામાં આવતા પ્રકૃતિના પદાર્થોથી, આપ ગ્રહણ કરી શકાતા નથી. [ તાત્પર્ય-આપ ઇંદ્રિયાતીત છો. ] આપ કે જે જીવાદિકથી પહેલાં, સ્વતઃ સિદ્ધપણાથી (દેહમાં) રહેલા છો, તેને આ સંસારમાં, કયો દેહાદિક ગુણથી વિંટાયેલો ( દેહાભિમાની ) પુરૂષ જાણી શકે ? ન જ જાણી શકે. (૩૨).

---

૩૧ પદચ્છેદ-**त्वं महान्**-આપ મહતત્ત્વરૂપ છો. **त्वं**-આપ. **रजःसत्त्वतमोमयी साक्षात् प्रकृतिः**-રજ સત્વ અને તમોગુણમય સાક્ષાત્ પ્રકૃતિ એ તમારૂં રૂપ છે. **त्वम् एव पुरुषः**-આપજ પુરૂષ છો, **अध्यक्षः**-અધ્યક્ષ છો. **सर्वक्षेत्राणां विकारान् वेत्ति इति सर्वक्षेत्रविकारवित्**-આપ સર્વ શરીરોના વિકારોને જાણનાર છે.

૩૨ પદચ્છેદ- **गृह्यंते इति गृह्यमाणाः तैः**-ઇંદ્રિયોથી ગ્રહણ થાય તે પદાર્થોથી **प्राकृतैः विकारैः गुणैः**-પ્રકૃતિના વિકારરૂપ ગુણોથી. **त्वं अग्राह्यः**-આપ ગ્રહણ થઇ શકતા નથી. **प्राक्सिद्धं**-આપ કે જે જીવાદિકથી પહેલાં જ સ્વતઃ સિદ્ધપણાથી રહેલા છો તેને. **इह**-આ સંસારમાં **गुणसंवृतः कः**-દેહાદિક ગુણથી વિંટાએલો કયો પુરૂષ. **विज्ञातुं अर्हति**-જાણી શકે છે ? [**कः+नु+इह**].

**૩૧-૩૨ વિવેચન—**

પ્રભુત્વ ઇંદ્રિયાતીત છે, તેથી ઇંદ્રિયો અને અને ઇંદ્રિયોના વિષયોથી તે જાણી શકાતું **નથી.** ( સમાધિપાદ વાંચો છો ?–યાદ રાખજો કે દરકાર વિના દયાળુ દેવ પણ પ્રસન્ન થશે નહિં–ત્યારે ઉદાસીન પુસ્તક કેમ પ્રસન્ન થશે ? હમેશાં અમુક વખત સુધી વાંચવાનો નિયમ રાખો. ઘડીવાર ધમપછાડા કરીને બેસી જાય, તેને વિજય મળતો નથી–સતત પ્રયત્ન કરનારો પુરૂષ વિજયમાળા પહેરે છે. )

**ગાહ્નરિર્દું**—જીવાદિક પહેલાં સ્વતઃ સિદ્ધપણાથી આપ દેહમાં રહ્યા છો. જીવાદિક પહેલાં આપ (પ્રભુ) કેવી રીતે ?—

રાગ–સ્ત્રગધરાવૃત્ત.

**नायाति प्रत्यगात्मा, प्रजननसमये, नैव यात्यंतकाले ।**
**यत्सोऽखण्डोऽस्ति लैंगं, मन इह विशति, प्रव्रजत्यूर्ध्वमर्वाक् ॥**
**तत्कार्श्यं स्थूलतां वा, न भजति वपुषः, किन्तु संस्कारजातैः ।**
**तेजोमात्रा गृहीत्वा, व्रजति पुनरिहा-याति तैस्तैः सहैव ॥ २८ ॥**

[ વેદાંતકેસરી. ]

**અર્થ**—જન્મના સમયમાં અંતરાત્મા ક્યાંઇથી આવતો નથી, અને મરણના સમયમાં ક્યાંઇ જતો રહેતો **નથી.** કારણકે તે વ્યાપક છે. સૂક્ષ્મ શરીરમાં રહેલું અંતઃકરણ, અહીં (આ મનુષ્યલોકમાં), ઉપર (સ્વર્ગલોકમાં) અને નીચે–પાતાળલોકમાં-(કર્માનુસાર) આવે છે, અને જાય છે. તે અંતઃકરણ સ્થૂલ શરીરના દુબળાપણા સાથે, અગર જાડાપણા સાથે, સંબંધ રાખતું **નથી.** પરંતુ ( અંતકાળ વખતે ) સંસ્કારના સમુહને અને તેજોમાત્રાને (એટલે-ઇંદ્રિયો તથા પ્રાણને) સાથે લઇને જાય છે, અને ફરીથી (જન્મ વખતે) તે સામગ્રિઓ સાથે લઇને (નવા શરીરમાં) પેસે છે. (૨૮).

આગળ ૨૯ મા શ્લોકમાં કહે છે કે-'(જન્મ વખતે) માતાના ગર્ભમાં પ્રવેશ કરવો, અને (મરણ વખતે) શરીરમાંથી નીકળી પડવું, તે અંતઃકરણનો ધર્મ છે, આત્માનો નથી.'

[ ક્યાં છો ? તેનું કાંઇ ભાન થાય છે ? વ્યવહારની ખટપટથી હજારો માઇલ દૂર–આકાશમાં–ઉભા છઇએ. વિજળીના દીવા બળતા હોય–એવા રાજાના રંગભુવનમાં–રાજસભામાં–કોંગ્રેસસભામાં, કોનફરન્સમાં, એસોસીએશનમાં, અગર એવી મોટા ડમાક વાળી સભાઓમાં, આ વાત કરવાનો અવકાશ હોતો નથી. અરે બ્રહ્મસમાજોમાં અને દેવમંદિરોમાં પણ, સોએ નવાણુ ટકા, આ હૃદયસ્પર્શી ચર્ચા સંભળાતી નથી. સન્યાસીઓના મઠમાં અને સંપ્રદાયોના ડમાકમાં પણ, સોએ નવાણું ટકા ખટપટનાં ખાતાં ખુલ્લાં હશે. અને નિવૃત્તિનાં ખાતાં બંધ હશે. અષ્ટોત્તરશત અગર યજ્ઞયાગાદિમાં, સંસારથી નિવૃત્ત થઇને આવેલા બ્રાહ્મણો પણ, રાત્રે ભોજનથી નિવૃત્ત થઇને–ગદ્ગદ્ વાણીથી આ તત્ત્વનો વિચાર કરતા નથી. [ 'આ યજમાન શું દેશે' એટલા કુંડાળામાં–એટલા ક્ષુદ્રવિચારમાં–તેઓની સમજણ સમાઇ ગયેલી હોય છે ] હજારો વાપરવા તૈયાર થયેલો યજમાન પણ, દાસાનુદાસ બનીને, આ પ્રશ્નનો ઉકેલ કોઇને પુછતો નથી. ( સૌ સરખા નથી, કોઇ વિરલા હશે, વિરલા હોય, તેમને પ્રણામ કરીએ.) માટે કહું છઉં કે–આપણે પૃથ્વીથી–વ્યવહારથી–બંધન થાય એવા જગત્થી–હજારો માઇલ દૂર આકાશમાં ઉભા છઇએ. તમે સૌ સાથે છો ને ? **'હરિહરિ રાધાકૃષ્ણ, ગોવિંદ ગોપાલ વાસુદેવ'** આ ધૂન બોલતાં બોલતાં સૌ નીચે આવો. ]

'દેહમાં આવવું અને જવું, તે અંતઃકરણનો ધર્મ છે, અને આત્માનો નથી' એ ભાવ ગીતાના પંદરના અધ્યાયના ૮–૯ શ્લોકમાં સંક્ષેપથી શ્રીકૃષ્ણે બતાવ્યો છે.

**गुणसंवृतः कः**—ગુણથી વિંટાએલો એવો, એટલે સત્વાદિક ગુણોથી યુક્ત પુરૂષ. એટલે દેહાભિમાની. આ શબ્દ સૂચવે છે કે–જજ્ઞાસુએ-મુમુક્ષુએ-પ્રભુના સ્વરૂપને સમજવાની ઇચ્છાવાળાએ–ગુણોના સ્વરૂપને ઓળખીને ગુણોથી રહિત થવા પ્રયત્ન કરવો. આ વાતને વિશેષ સ્પષ્ટ કરીને કહીએ તો કહેવાય કે–પ્રભુનો મુકામ ગુણાતીત પ્રદેશમાં–ગુણોની પેલી મેરના પ્રદેશમાં–છે. ત્યાં પહોંચવા ઇચ્છનાર મનુષ્યને ગુણોનો પ્રદેશ પસાર કરવો પડે છે. [ગીતા અ. ૧૪].

હવે આગળ વધીને પ્રભુના અવતારનું નિરૂપણ કરે છે.

**तस्मै तुभ्यं भगवते, वासुदेवाय वेधसे ॥**
**आत्मद्योतगुणैश्छन्न–महिम्ने ब्रह्मणे नमः ॥३३॥**
**यस्यावतारा ज्ञायन्ते, शरीरेष्वशरीरिणः ॥**
**तैस्तैरतुल्यातिशयैर्–वीर्यैर्देहिष्वसंगतैः ॥३४॥**

અર્થ—આપ કે જે વસુદેવના પુત્ર છો, ( છતાં ) સર્વના કર્તા છો. તમે પ્રકાશ કરેલા ગુણોથી, તમારૂં સ્વરૂપ ઢંકાઇ રહેલું છે. એવા આપ પરબ્રહ્મ પરમાત્માને, અમે પ્રણામ કરીએ છઇએ. [૩૩] શરીરોમાં રહ્યા છતાં આપ અશરીરી છો, તેથી આપના અવતારો મનુષ્યોમાં સંભવી શકે નહિ. [એટલે–આપ અવતાર લ્યો છો, એવું ઘણા લોકો માની શકતા નથી.] તોપણ આપ જે લીલાઓ–પરાક્રમો કરો છે, તેના જેવાં અગર તેથી અધિક પરાક્રમો કોઇ કરી શકતા નથી, તેથી આપ અવતાર લ્યો છો, એમ સિદ્ધ થઇ શકે છે. [૩૪]

૩૩–૩૪ વિવેચન—

ભાગવતાદિ પુરાણોને નહિ માનનારા પુરૂષો, અવતારોની કથા ખોટી માને છે. તેમના સંતોષ માટે–ગીતા. અ. ૪.

**अजोऽपि सन्नव्ययात्मा, भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय, संभवाम्यात्ममायया ॥६॥**

---

૩૩ પદચ્છેદ—**तुभ्यं** આપ કે જે **तस्मै भगवते वासुदेवाय**–તે ભગવાન વાસુવાન્ વાસુદેવ **वेधसे**–સર્વના કર્તા. **आत्मनः द्योतः** (પ્રકાશ) **येषां ते आत्मद्योतः च ते गुणाः तैः**–પોતાનો જેમાં પ્રકાશ છે એવા ગુણોથી, **छन्नः** ( ઢંકાએલો છે ) **महिमा यस्य सः तस्मै छन्नमहिम्ने**–જેનો મહિમા ઢંકાઇ રહેલો છે તે **ब्रह्मणे**–બ્રહ્મ સ્વરૂપને **नमः**–નમસ્કાર છે.

૩૪ પદચ્છેદ—**शरीरेषु यस्य अशरीरिणः**–શરીરમાં રહ્યા છતાં આપ જે અશરીરી છો તેના **अवताराः**–અવતારો **देहिषु असंगतैः**–મનુષ્યોમાં સભવી ન શકે એવા. **तैः तैः अतुल्याः अतिशयाः** ( પ્રભાવ ) **तैः वीर्यैः**–જેઓના તુલ્ય અને જેઓથી અધીક કોઇ ન હોય, એવા પરાક્રમોથી ( લીલાથી ) **ज्ञायन्ते**–જાણવામાં આવે છે.

'**यदा यदाहि धर्मस्य**'-વિગેરે શ્લોકોથી પ્રભુ અવતાર ધારણ છે, તે વાત સિદ્ધ થાય છે. નવમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પોતાના કૃષ્ણાવતાર સંબંધી ખુલાસો કરે છે કે-

**अवजानंति मां मूढा, मानुषीं तनुमाश्रिम् ।**
**परं भावमजानंतो, मम भूतमहेश्वरम् ॥११॥**

'મારા આ માનવદેહની મૂઢ લોકો અવજ્ઞા-અનાદર-કરે છે.'

યક્ષકુમારો કહે છે કે-'તમે તમારા પ્રકાશ વાળા ગુણોથી તમારા મહિમાને ઢાંકો છો.' એટલે-'તમો તમારી માયાથી તમારા પ્રભુત્વને પ્રાકૃત બાળકના જેવું દેખાડો છો. તોપણ અમે તમને ઓળખ્યા છે. કારણ કે અમને નારદ સરખા દલાલ-સદ્ગુરૂ-મળ્યા, માટે અમે તમને પ્રણામ કરીએ છઇએ.'

યક્ષકુમારો કહે છે કે-'તમારા પરાક્રમોથી તમારો અવતાર સિદ્ધ થાય છે. કારણ કે એવા અગર એથી અધિક પરાક્રમો કોઈ કરી શકતું નથી.'

સૂર્યથી ઉત્પન્ન થએલું વાદળું સૂર્યની આડે આવીને, આંખને આવરણ કરે છે, પણ સૂર્યને આવરણ કરતું નથી. સૂર્યને આવરણ કરે, તો વાદળું દેખાયજ કયાંથી! અને બધું કાળું ધબ જણાય. તેમ પ્રભુથી ઉત્પન્ન થએલું ત્રિગુણાત્મક જગત્, આપણી આંખને આવરણ કરે છે, પ્રભુને આવરણ કરી શકતું નથી. કદિ પ્રભુને આવરણ કરે, તો જગત્ દેખાયજ કયાંથી! જગત્ રૂપી પડદાને જીવાત્મા ચીરી નાંખે-તો પ્રભુનું ફૂલ લાઇટ-પૂર્ણ પ્રકાશ-ચાલ્યો આવે.

પૂતનામારી, તૃણાવર્ત માર્યો, યમલાર્જુનને ઉખેડયાં અને હજી ઘણાં કામ કરશે. હૈયું હાથ રાખીને સાંભળજો, નહિ તો તમેએ ભૂલા પડશો.

હવે આગળ વધીએ-હજી પ્રભુના અવતારનો વિષય ચાલે છે—

**स भवान्सर्वलोकस्य, भवाय विभवाय च ॥**
**अवतीर्णोंऽशभागेन, सांप्रतं पतिराशिषाम् ॥३५॥**
**नमः परमकल्याण, नमः परममङ्गल ॥**
**वासुदेवाय शान्ताय, यदूनां पतये नमः ॥३६॥**

અર્થ—સર્વ લોકોને કલ્યાણ અને મોક્ષ આપવા માટે, આપ કે જે સર્વ સુખોના અધિપતિ છો, તે હાલમાં પોતાના અંશની સાથે (અહીં-વ્રજમાં) અવતર્યા છો. [૩૫] હે પરમકલ્યાણરૂપ, હે પરમ મંગળરૂપ આપ કે જે વસુદેવજીના પુત્ર છો, શાંત છો, યાદવોના પતિ છો, તેમને અમે વારંવાર પ્રણામ કરીએ છઇએ. [૩૬]

---

૩૫ પદચ્છેદ—**सर्वलोकस्य भवाय**-સર્વલોકના કલ્યાણ માટે-લૌકિક સુખ માટે. અને **विभवाय**-મોક્ષને માટે **भवान्**-આપ કે જે **आशिषां पतिः सः**-સર્વ સુખોના ધણી છો તે. **सांप्रतं**-હાલમાં. **अंशभागेन अवतीर्णः**-અંશભાગથી અવતર્યા છો.

૩૬ પદચ્છેદ- **नमः परमकल्याण**-હે પરમકલ્યાણરૂપ આપને નમસ્કાર છે. **परम-मंगल**-હે પરમ મંગળ સ્વરૂપ **यदूनां पतये**-આપ કે જે યાદવોના પતિ છો. **वासुदेवाय शांताय**-વાસુદેવરૂપે છો, શાંત છો. **तेने नमः**-નમસ્કાર છે.

૩૫-૩૬ વિવેચન—

**आशिषां पतिः**-શ્રીકૃષ્ણ સોળ કળા સંપન્ન છે. કલ્પવૃક્ષથી અધીક છે. કામધેનુથી પણ અધીક છે. **भवाय** અને **विभवाय**-લૌકિક અને પારલૌકિક બેઉ પ્રકારનાં સુખો આપે છે. લૌકિક સુખની ઇચ્છાવાળાએ પણ શ્રીકૃષ્ણને ભજવા એ ભાવ છે.

**अंशभागेन अवतीर्णः**—પ્રભુ વ્યાપક છે, છતાં અમુક દેશમાં (વ્રજમાં) પ્રભુ છે, એમ કહેવું તે અંશ ભાગ કહેવાય.

**यदूनां पतये**—પ્રભુને સૌ સમાન હોય, તોપણ પ્રભુએ યદુવંશમાં અવતાર લઇને તે વંશને પોતાનો ગણ્યો. યાદવોને પોતાના ગણ્યા. તે પ્રમાણે-'અમને પણ તમારા ગણજો' એવી યક્ષકુમારોની પ્રાર્થના છે.

**शांताय**—પ્રભુત્વમાં શાંતિનો ધર્મ છે; તેથી પ્રભુ શાંત-સાત્ત્વિક-ગણાય છે. આ શબ્દનો વિશેષ અર્થ એવો જણાય છે કે-બાપુને દામણાથી બાંધ્યા છે, ખારણિયો પાછળ લબડે છે. હજારો હાથીના બળને મારી દે, એવું બાપુમાં બળ છે. એક સપાટામાં દામણું તોડી નાંખે; અને ખારણિયાનો ભુકકો કરી નાંખે-એવું પોતામાં બળ છે, છતાં પોતે યક્ષકુમારોને સૂચવી રહ્યા છે કે-"મારા ભક્તોના હઠ પાસે મારો હઠ શાંત છે-મારા ભક્તો પાસે હું લાચાર છઉં. તમારે મને બાંધી લેવો હોય, તો તમે મારા ભક્ત થાઓ.' વિગેરે વિગેરે. [ કેમ દર્શન થાય છે? એવા શાંત-ભક્તાધીન-દામોદર ભગવાનનાં દર્શન કરીને આગળ વધીએ, જીવ ઠેકાણે રાખીને સાંભળતા હશો, તો દર્શન થશે-તમારો પોતાનો સ્વાર્થ સમજીને આવ્યા હશો તો દર્શન થશે. ]

પ્રભુના દર્શનથી કૃતાર્થ થઇને, ઘેર જવાની રજા માગે છે.—

अनुजानीहि नौ भूमंस्-तवानुचरकिंकरौ ॥
दर्शनं नौ भगवत, ऋषेरासीदनुग्रहात् ॥३७॥

અર્થ—હે પ્રભુ! અમે કે જેઓ તમારા દાસાનુદાસ છઇએ, તેમને (ઘેર જવાની) રજા આપો. ઋષિની કૃપાથી અમને આપ પ્રભુનું દર્શન થયું. [૩૭].

૩૭ વિવેચન—

દાસાનુદાસ—યક્ષકુમારો કહે છે કે "આ લાભ અમને નારદજી દ્વારા મળ્યો છે; બાકી અમે તમારી પાસે ઉભા રહેવાને પણ લાયક નથી." લાયક થવા માટે અમારી યાચના સાંભળો. અમને સાધન સંપન્ન કરો.—

અગર અમને જે કાંઇ મળ્યું છે તેને સાચવતા શીખવો—

वाणी गुणानुकथने श्रवणौ कथायां, हस्तौ च कर्मसु मनस्तव पादयोर्नः ॥
स्मृत्यां शिरस्तव निवासजगत्प्रणामे, दृष्टिः सतां दर्शनेऽस्तु भवत्तनूनाम् ॥३८॥

---

૩૭ પદચ્છેદ—**भूमन्**-હે પ્રભુ! **नौ तव अनुचरस्य किंकरौ**—અમે કે જેઓ તમારા દાસાનુદાસ છઇએ તેમને **अनुजानीहि**-આજ્ઞા કરો **ऋषेः अनुग्रहात्**-ઋષિની કૃપાથી. **नौ** અમારે **भगवतः दर्शनं**-ભગવાનનું દર્શન થયું.

૩૮ પદચ્છેદ—**नः वाणी गुणानुकथने**-અમારી વાણી તમારા ગુણો ગાવામાં. **श्रवणौ कथायां**-કાન તમારી કથા સાંભળવામાં **हस्तौ च तव कर्मसु**-અમારા હાથ આપની

અર્થ—અમારી વાણી તમારા ગુણો ગાવામાં તત્પર રહેજો. અમારા કાન આપની કથા સાંભળવામાં તત્પર રહેજો. હાથ આપની સેવા કરવામાં તત્પર રહેજો. અમારૂં મન આપના ચરણના સ્મરણમાં તત્પર રહેજો, અમારૂં મુસ્તક આપના નિવાસ રૂપ જગતને પ્રણામ કરવામાં તત્પર રહેજો. અમારી દૃષ્ટિ આપની મૂર્તિરૂપ સત્પુરૂષોનાં દર્શનમાં તત્પર રહેજો. [૩૮]

૩૮ વિવેચન—

યાદ રાખજો કે આ સામાન્ય માગણી નથી. ઉત્તમ પ્રકારની યાચના છે.

વાણી, કાન, હાથ, ચિત્ત, આંખ અને મુસ્તક આ છ અંગો ભગવદ્ કર્મમાં જોડાય. તો જીવ કૃતાર્થ થાય. આ જોડાણ તે ભાડુતી નહિં—નાતરીયા વર્ણ જેવું નહિં—સાહેબ લોકના કંટ્રાક્ટ જેવું નથી—સુધરેલા હિંદુઓના સીવીલ મેરેજ જેવું નહીં. ‘ફાવે ત્યાં સુધી તું મારો, અને હું તારી; નહિં તો-ડાઇવૉર્સ-તું તારે રસ્તે. અને હું મારે રસ્તે.’ એવું નહિં. નવરા હોઇએ તો કથામાં જઇએ, નવરાશ ન હોય, તો કથા કથાને ઠેકાણે; બામણ વાંચીને ચાલ્યો જશે.’ ‘વાણી ગુણોનું વર્ણન કરે.’ તે પણ તેમજ સમજવું. આવો નિયમ લેનારને બીજી વાત કરાય નહિં. મન ચરણના સ્મરણમાંજ રમે. તે પણ જળ અને માછલાં જેવી પ્રીતિ સમજવી. ‘મસ્તક પ્રભુના નિવાસરૂપ જગતને નમે,’ તેમ કહેવામાં એવો ભાવ જણાય છે કે-સૌને નમવાથી દેહાભિમાનનો નાશ થાય, અને પ્રાણી માત્ર પ્રત્યે સમભાવ વધે. સત્પુરૂષોને ભગવદ્‌ની મૂર્તિરૂપ ગણ્યા. ‘પાષણાદિની મૂર્તિઓનાં કરતાં સત્પુરૂષોનો મહિમા ઘણો છે.’ એવું ભાગવત શાસ્ત્ર ઘણે ઠેકાણે કહે છે. જેમ ગંગાજીમાં જળ છે, તેમ સત્પુરૂષોમાં ભગવાન છે. જેમ ગોળમાં ગળપણ છે, શેરડીમાં રસ છે, તેમ સત્પુરૂષોમાં ભગવાન છે. પ્રભુની માયા ઘણીજ દુસ્તર છે; માટે નવરા નહિ રહેતાં, સત્પુરૂષોના સમાગમ દ્વારા પ્રભુમય રહેતાં શીખવું જોઇએ, એવો ભાવ છે.

તિર્થદિક્ષામાં, શ્રવણદિક્ષામાં અને એવા બીજા ધાર્મિક પ્રસંગે મુમુક્ષુઓને આવાં વ્રત લેવાની તક મળે છે, પણ સાંભળવું સહેલું, અને કરવું તે મરવું. પાળવું તે દોહ્યલું થઇ પડયું છે. ‘જેસા લાલા એસા કીકા’ એવો જોગ પણ થઇ આવ્યો છે. લોકોને પાળવું ગમતું નથી અને ગોરના અંતઃકરણ દાનથી કરમાઈ ગયાં છે. તેથી તેઓ મુમુક્ષુઓને કાંઇ કહી શકતા નથી. કરે તેમ કરવા દે છે.

(અપૂર્ણ).

---

સેવા કરવામાં તત્પર રહેજો. **नः मनः**—અમારૂં મન [ **नः** દ્વિવચનને બદલે બહુ વચન છે. ] **तव पादयोः स्मृत्यां**-તમારા ચરણની સ્મૃતિમાં, **निवासभूतं यत् जगत् तस्य प्रणामः तस्मिन्, तव निवासजगत्प्रणामे शिरः**-અમારૂં મુસ્તક આપના નિવાસરૂપ રૂપ જગતને પ્રણામ કરવામાં તત્પર રહેજો. **नः दृष्टिः**-અમારી દષ્ટિ. **भवतः तनूनां सतां** આપની મૂર્તિઓરૂપ સત્પુરૂષોનાં **दर्शने अस्तु** દર્શનમાં તત્પર રહેજો.

---

**મુંબઈમાં મુકામ**—મહા શુદી ૪ થી ૮ સુધી મુંબઇમાં મુકામ હતો. જ્યાં ગયા ત્યાં હરીજન મળ્યા. શેઠ હીરાલાલ માણેકલાલના કુટુંબે બહુ પ્રેમ કર્યો.

[ ઠે. બોજી **ફનસવાડી ઘર નં ૨૦** ].

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.

પુસ્તક ૯ મું. સંવત ૧૯૮૪ ચૈત્ર માસ, અંક ૩ જો.

**વી. પી.**—વી. પી. નું કામ પતી ગયું. વી. પી. કરાવનારાની સંખ્યા ઘણીજ ઓછી થઇ ગઇ છે. તોપણ વી. પી. કરીએ, ત્યારેજ લવાજમ મોકલો, એ પ્રમાદ ગણાય—પરાણે પ્રીતિ કરવા જેવું ગણાય. હવે એમ કરવું ઘટતું નથી. વી. પી. કરાવો ત્યારે સમજાય કે—માસીક બરાબર વાંચતા નથી. આ કાંઇ ન્યુસ પેપર નથી. આ તો અમારાં અને તમારાં અહોભાગ્યથી, અમારી અને તમારી વચ્ચે જ્ઞાનગંગાનો પવિત્ર પ્રવાહ ચાલી રહ્યો છે. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને કર્મમાં પ્રીતિ થાય, એવી સુંદર વાતો ચાલી રહી છે. પરીક્ષિતે પોતાનું કલ્યાણ કર્યું, તે સાંભળીને આપણે શું કરવું? તેના વિચાર ચાલી રહ્યા છે. માસીક મંગાવીને—'શેઠ આવ્યા, તો નાંખો વખારે' એમ ન કરશોજી. તમે વાંચીને રાજી થયા હો, તો અવશ્ય તેનો ફેલાવો કરો. બાર માસે બે રૂપૈયા મોટી વાત નથી, પણ બતાવનારની જરૂર છે. માટે બતાવો. આવો રસ્તો બતાવવો, તે પણ મોક્ષની નિસરણીને પગથીએ ચડવા જેવું છે. જ્યાં ગુજરાતી ભાષા સંભળાતી ન હોય, એવા પરદેશમાં રહેનારને તો અવશ્ય, આ માસીકનો લાભ આપો. આખા વરસમાં અનેક કામ કરો છો; ત્યારે એક જણને આ રસ્તો ન બતાવી શકો?

**ખાસ સૂચના**—યોગના ફરમા ખાસ વાંચવા જેવા છે. હીરા અને રત્નથી જડીત્ર છે. મુમુક્ષુઓના હૃદયરૂપી ઘરમાં શોભે એવો ઉંચા પ્રકારનો માલ છે. કેટલીએક ગુહ્ય—ગુપ્ત વિદ્યાનું જ્ઞાન થાય એવું છે. જીવનમાં નવું જીવન—ઈંજેકશન—રેડે, એવું ઉમદા જ્ઞાન છે. સાદું માસીક વાંચતા હો, અને હવે વધારા સાથે માસીક વાંચવું હોય, તો ત્વરાથી નવ આના મોકલી દેશો. તો તેમને પાછલા ફરમા મોકલી દઇને, હવે પછીના વધારા સાથેના અંકો મોકલવામાં આવશે. ચૈત્ર માસના અંક સાથે સમાધિપાદ પૂરો થશે. વૈશાકથી **વિભૂતિપાદ** [ સિદ્ધિઓનું પ્રકરણ ] શરૂ થશે.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૧૦ મો—ચાલુ.

ગયા અંકમાં ૪૪૮ મે પાને ૩૮ મા શ્લોકનું વિવેચન થઇ ગયું છે. હવે આગળ વધીએ.

**બાંધેલા બાંધેલાને કેવી રીતે છોડાવે?**—'સંસારી સંસારમાંથી બીજાને કેવી રીતે છોડાવે?'–આવા પ્રશ્ન ઘણીવાર થાય છે. શ્રીકૃષ્ણ પોતે બાંધેલા છે, છતાં યમલાર્જુનને છૂટા કરે છે. બ્રાહ્મણો સંસારી છે, છતાં શંકરાચાર્યાદિને ત્યાગ દિક્ષા આપે છે. બ્રાહ્મણોનો સંસાર સંસારથી વિલક્ષણ છે. ત્યાગ યુક્ત છે.

નલકૂબર અને મણિગ્રીવની પ્રાર્થના સાંભળીને શ્રીકૃષ્ણ કહે છે કે—

**श्रीशुक उवाच ॥**

**इत्थं संकीर्तितस्ताभ्यां, भगवान्गोकुलेश्वरः ॥**
**दाम्ना चोलूखले बद्धः, प्रहसन्नाह गुह्यकौ ॥३९॥**

**श्रीभगवानुवाच ॥**

**ज्ञातं मम पुरैवैतद्–ऋषिणा करुणात्मना ॥**
**यच्छ्रीमदान्धयोर्वाग्भिर्–विभ्रंशोऽनुग्रहः कृतः ॥४०॥**

**અર્થ**—શ્રીશુકદેવજી કહે છે કે–' હે પરીક્ષિત રાજા! દામણાથી ખારણિયા સાથે બંધાયેલા, ગોકુલેશ્વર ભગવાને, ઉપર પ્રમાણે પોતાની સ્તુતિ સાંભળીને, હસતાં હસતાં તે યક્ષકુમારોને ( નીચે પ્રમાણે ) કહ્યું. [૩૯] ' તમે કે જેઓ, લક્ષ્મીના મદથી આંધળા થયા હતા, તેઓને દયાળુ નારદજીએ, પોતાની વાણીથી લક્ષ્મીના મદનો નાશ કરવા રૂપ, જે અનુગ્રહ કર્યો હતો, તે અનુગ્રહની વાત, પ્રથમથીજ મારા જાણવામાં આવી હતી. [ તાત્પર્ય–મારી આજ્ઞા વિના–મારી પ્રેરણા વિના, કોઇ કાંઇ કરી શકતું નથી. હું સર્વજ્ઞ છઉં.] [૪૦]

૩૯–૪૦ વિવેચન—

પ્રભુ હસતાં હસતાં બોલ્યા—હસતાં હસતાં બોલવામાં એવો ભાવ છે કે–'હે યક્ષકુમારો! તમે પાકા ગુરૂના પાકા શિષ્યો છો. કારણકે હું મળું, ત્યારે કાચા લોકો મારી પાસે–ધન, ધંધો

---

૩૯ પદચ્છેદ—**दाम्ना च उलूखले बद्धः**–દામણાથી ખારણિયા સાથે બંધાએલા **गोकुलेश्वरः भगवान्**:-ગોકુલેશ્વર ભગવાને. **इत्थं**–ઉપર પ્રમાણે. **ताभ्यां संकीर्तितः**–તેઓએ જેની સ્તુતિ કરી એવા–તેઓએ કરેલી સ્તુતિ સાંભળીને. **प्रहसन्**-હસતાં હસતાં. **गुह्यकौ आह**–બે યક્ષોને કહ્યું કે.

૪૦ પદચ્છેદ—**करुणात्मना ऋषिणा**–દયાળુ ઋષિથી–ઋષિએ. **श्रीमदांधयोः**–તમે કે જે લક્ષ્મીના મદથી આંધળા થઇ ગયા હતા તેઓને. **वाग्भिः**–વાણીથી. **विभ्रंशः अनुग्रहः कृतः**–લક્ષ્મીના નાશરૂપ–શાપરૂપ અનુગ્રહ કર્યો હતો. **एतद्**–તે વાત **पुरा एव मम (मया) ज्ञातं**–પ્રથમથી મારા જાણવામાં આવી હતી.

અગર પુત્રપરિવાર માગે. બહુ તો ડાહી વહુ માગે. પણ મને અગર મારી ભક્તિ માગે નહિં. દેવમંદિરોમાં મારી સેવા કરનારા કાચા પુજારીઓને પણ, તેમના બાળ ગોપાળમાં જેટલો ભાવ થાય, તેટલો ભાવ મારામાં થાય નહિં. ધનવાન્ ડોસી અગર ડોસો દર્શને આવે, તો તેનો જેટલો ડર લાગે, તેટલો મારો ડર લાગે નહિં. તાત્પર્ય—"હે નલકૂબર! કાંઇ ન માગતાં, તમે મારી ભક્તિ માગો છો, એ તમારાં ભાગ્ય છે." સાચા મુમુક્ષુએ રૂપૈયો નાંખી દઇને ઢબુ લેવો નહિં.

પ્રીતમ ગાય છે કે— પદ.

દેહ મનુષ્ય ધરી-હરી ના જાણ્યા તેણે સરવસ ખોયું;
મારા વાલાજી, મહામણી મુકીને પથ્થર ચિત પ્રોયું. ટેક.
તેં અમરત ઢોળી વિષ પીધું, તેં હાથે કામ કુડું કીધું;
તેં મિથ્યા માતને દુઃખ દીધું. દેહ૦
તને જાળવીઓ જઠરામાંહી, તારૂં રક્ષણ કર્યું પ્રભુએ ત્યાંહી;
તે ભાન તને સ્વપ્ને નાહીં. દેહ૦
તેં જગતપતિને નવ જોયો, કલ્પવૃક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો. દેહ૦
જેની દેહ અશુદ્ધ અશુદ્ધવાણી, જેણે પ્રીત પ્રભુશું નવ આણી;
એ અધમ જાત પામર પ્રાણી. દેહ૦
એને કૃતઘ્ની સરખા કહીએ, તેની સંગે કદિએ ના જઇએ;
કહે પ્રીતમ એથી અળગા રહિએ. દેહ૦

પદ.

હરી ભજન કરો, ભય ભાગે જમ-દુતનો ભક્તિભાવે;
અંતકાળસમે, હરિનું બાનું હોય ત્યાં જમ શીદ આવે. ટેક.
જેને તીલક છાપ તુલસી માળા, જેને મુખડે ગોવીંદ ગોપાળા;
તેને શું કરે જમડા કાળા. હરિ૦ ૧
એવું નિર્ભય નારાયણનું બાનું, તેનું ખોળે ન રવીનંદન પાનું;
તેને જ્ઞાન મળે છાનું છાનું. હરિ૦ ૨
પ્રાણી મારૂં મારૂં ન મિથ્યા કરવું, એક ધ્યાન હરિનું નીત્ય ધરવું;
કહે પ્રીતમ ભવસાગર તરવું. હરિ૦ ૪

હવે સંતોના સમાગમનો લાભ બતાવે છે.

**साधूनां समचित्तानां, सुतरां मत्कृतात्मनाम् ॥**
**दर्शनान्नो भवेद्बन्धः, पुंसोऽक्ष्णोः सवितुर्यथा ॥ ४१ ॥**

---

૪૧ પદચ્છેદ-**यथा सवितुः अक्ष्णोः**-સૂર્યના દર્શનથી જેમ નેત્રને બંધન રહેતું નથી-તેમ. [ **समं चित्तं येषां ते-तेषां समचित्तानां** ] **समचित्तानां साधूनां**-સમાન ચિત્તવાળા સાધુપુરૂષોના [ **मयि कृतः आत्मा यैः ते तेषां: मत्कृतात्मनाम्** ] **सुतरां**

तद्गच्छतं मत्परमौ, नलकूबर सादनम् ॥
संजातो मयि भावो वा–मीप्सितः परमोऽभवः ॥४२॥

અર્થ—સૂર્યનાં દર્શનથી જેમ નેત્રને બંધન રહેતું નથી, તેમ સ્વધર્મમાં રહેનારા બ્રહ્મવેત્તા, અને તેઓમાં પણ–વળી મારામાં ચિત્તનું અર્પણ કરનારા સંતોનાં દર્શન કરવાથી, પુરૂષને બંધન રહેતું નથી. [ ૪૧ ]. ત્યારે હવે હે નલકૂબર ! તમે [બેઉ] મને પરાયણ થઇને તમારે ઘેર જાઓ. તમારી મનકામના પૂર્ણ કરે એવો, અને સંસારનાં બંધનને કાપી નાંખે એવો–ભાવ–પ્રેમ, તમને મારામાં પ્રગટ થયો છે. તાત્પર્ય–દરિદ્રતા અને સ્થાવરતારૂપી તપનું ફળ તમને મળી ચૂકયું છે. ” [ ૪૨ ]

૪૧–૪૨ વિવેચન—

સંતોનાં લક્ષણ કહ્યાં તે યાદ રાખજો.

સૂર્યનાં દર્શનથી નેત્ર વાળો દેખે છે, પણ જેનાં નેત્ર બગડયાં છે, તે દેખી શકતો નથી. તેમ સંતનાં દર્શનથી મહાપાપી પવિત્ર થઈ શકતો નથી. આ વિષય આગળ [ ૪૩૮ મે પાને ] ચર્ચ્યો છે.

પુરૂષને બંધન રહેતું નથી–એટલે–બંધન કપાય એવે રસ્તે પુરૂષ ચડે છે. કર્મ વડે તમોગુણની નિવૃત્તિ થાય છે, જ્ઞાન વડે રજોગુણની નિવૃત્તિ થાય છે, અને ભક્તિ વડે સત્ત્વગુણની નિવૃત્તિ થાય છે.

**मत्परमौ**—મારા થઇને–મારો સિક્કો મરાવીને–મારી સહી કરાવીને. તાત્પર્ય–તમે મારા થાઓ એટલે હું તમારૂં લ્હેણુંદેણું જોઇ લઇશ.

**भावः**—એટલે પ્રેમ. પ્રભુમાં પ્રેમ થવો મુશ્કેલ છે. મુશ્કેલને સહેલો કરવાની જેને ઇચ્છા હોય; તેમણે સદ્ગુરૂમાં પ્રીતિ રાખીને, સત્સંગમાં લાગ્યા રહેવું. જેમ ચૌટે ભાવ વિના વકરો થતો નથી, તેમ સત્સંગમાં ભાવ વિના ભક્તિ પ્રાપ્ત થતી નથી–ભક્તિ ફીક્કી લાગે છે. ચોપાઇ—પ્રેમ ભક્તિજળ બીનુ રઘુરાઇ, અભ્યંતરમલ કબહુ ન જાઇ.

આ તો વાતો કરીએ–બાકી પ્રેમરસ અગમ અપાર છે. સાંભળો પ્રીતમ ગાય છે—

૫૬.

રસ અગમ અપાર, સુરનર પાર ન પામે મન વાણી વડે;
મારા વ્હાલાજી, હાટે ને ઘાટે તે શોધ્યો નહિં જડે. ટેક.

---

**मत्कृतात्मनां मय्यर्पितचित्तानां**-મારામાં સારી રીતે ચિત્ત અર્પણ કરનારા પુરૂષોના **दर्शनात्**-દર્શનથી **पुंसः बन्धः न भवेत्**-પુરૂષને બંધન રહેતું નથી.

૪૨ પદચ્છેદ—**तत्**-તેથી હવે. **हे नलकूबर** ! હે નલકૂબર ! **मत्परमौ**-મારે પરાયણ રહીને-**सादनं गच्छतं**-તમારા સ્થાન ઉપર જાઓ. **वाम् ईप्सितः**-તમારે જોઇએ તેવો-મનમાન્યો **परमः**-શ્રેષ્ઠ. **न विद्यते भवः यस्मिन् सः अभवः**-જન્મમરણને મટાડે એવો **मयि भावः**-મારામાં ભાવ **संजातः**-પ્રગટ થયો છે.

રસ પ્રેમીજન હોય તે પાળે, જેમ જળ આવે નીચે ઢાળે;
બાકી જગત્ ચડયું અવળે ચાળે. રસ૦
રસ દેવકીને ઉદરે ઉદય થયો, રસ રેડયો તે ગોકુળમાં ગયો;
રસ વ્રજમાં જય જયકાર થયો. રસ૦
રસ વ્યાસજીના કુંવરે ભાખ્યો, રસ ઉત્તરાસુત પરીક્ષિતે ચાખ્યો;
રસ બ્રહ્મસુતાએ ઉર પર રાખ્યો. રસ૦
રસ પ્રલ્હાદે પ્રેમે પીધો, રસ રામે વાનરને દીધો;
રસ વ્રજવનિતાએ વહેંચી લીધો. રસ૦
રસ પીઇને મીરાં મસ્ત બની, જેને મળીયો ગિરધરલાલ ધની;
રસ કર્મ સંજોગે કુબ્જા પામી. રસ૦
રસ નરસિંહ મહેતાએ પીધો, જેને શામળીયો મળીયો સીધો;
લાવી હાર ગળામાં નાંખી દીધો. રસ૦
રસ જયદેવશુકદેવે જાણ્યો, રસ પદ્માવતીએ પરમાણ્યો;
રસ દ્રુપદસુતાએ સભામાં આણ્યો. રસ૦
રસ અજર અમર એ એવો છે, રસ માનવીઓનો મેવો છે;
રસ સૌને પીવા જેવો છે. રસ૦
રસ પીજો પીધાને ટાણે, પછી નહિં મળે ખરચે નાણે;
રસ દુરિજન હોય તે શું જાણે! રસ૦
રસરસીયા રસ રાખો રીતે, રસ પીજો ને પાજો પ્રીતે;
પ્રીતમના સ્વામીની પ્રીત નિત્યે. રસ૦

બોલો શ્રી દ્વારકાંધીશકી જય. હરહર મહાદેવ હર;

હવે પ્રભુને પ્રણામ કરીને નલકૂબર વિદાય થાય છે.

**श्रीशुक उवाच ॥**

**इत्युक्तौ तौ परिक्रम्य, प्रणम्य च पुनः पुनः ॥**
**बद्धोलूखलमामंत्र्य, जग्मतुर्दिशमुत्तराम् ॥ ४३ ॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-ખારણિયાથી બંધાએલા શ્રીકૃષ્ણે તેમને ઉપર પ્રમાણે કહેતાં, નલકૂબર અને મણિગ્રીવે ભગવાનની પ્રદક્ષણા કરી. પછી વારંવાર પ્રણામ કરીને, તથા પ્રભુની આજ્ઞા લઇને, તેઓ ઉત્તર દિશામાં ગયા. [ ૪૩ ]

---

૪૩ પદચ્છેદ- **इति उक्तौ तौ**-આ પ્રમાણે જેમને કહેવામાં આવ્યું હતું તે બે જણાએ **बद्धः उलूखलं यस्य सः तं बद्धोलूखलम्**-જેને ખારણિયા સાથે બાંધ્યા હતા તે શ્રીકૃષ્ણને **परिक्रम्य**-પ્રદક્ષણા કરીને **च**-અને **पुनः पुनः प्रणम्य**-વારંવાર પ્રણામ કરીને **आमंत्र्य**-પ્રભુની રજા લઇને-**उत्तराम् दिशं जग्मतुः**-ઉત્તર દિશામાં ગયા.

૪૩ વિવેચન—

ઉત્તર દિશામાં ગયા. એટલે-કૈલાસ ઉપર પોતાના પિતા કુબેરની પાસે ગયા. ઇતિ શ્રીમન મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ. બોલો શ્રી રામચંદ્ર દેવકી જય. બોલી ઓ હરિ. જ્યાં જ્યાં આ પત્રિકા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં અમારાં વ્હાલાં સગાંને, અમારા ઘણાજ હેતથી જયશ્રી કૃષ્ણ કહેજો. અમારા વ્હાલાં સગાં અમને કોઇ દિવસ સંભારે છે ?

**અમદાવાદ.**
મોક્ષ મંદિર.
સંવત **૧૯૮૪**. શિવરાત્રી.

**લી. રામશંકર મોનજી ભટ્ટ.**

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અગીયારમો અધ્યાય.

વિષય—આ અધ્યાયમાં યમલાર્જુનનાં વૃક્ષો કોણે ઉખેડી નાંખ્યાં? તે સંબંધી ગોપ ગોપીકાઓ તર્કવિતર્ક કરશે, અને નંદજી શ્રીકૃષ્ણને દામણાના બંધનથી મુક્ત કરશે. ગોપીકાઓ શ્રીકૃષ્ણને બહુ લાડ લડાવશે, અને શ્રીકૃષ્ણ ભક્તાધીન પણાનો પાઠ ભજવશે. ગોકુળમાં ઉત્પાતો થવાથી, નંદાદિ ગોપો પરિવાર સહિત, વૃંદાવનમાં વસવા આવશે. રામકૃષ્ણ મોટા થઇને વાછડાં ચારવા નીકળશે. વનમાં **વત્સાસુર** અને **બકાસુર**નો વધ કરશે. અસુરોના નાશથી દેવો અને વ્રજવાસીઓ રાજી થશે.

બે વૃક્ષો પડયાં પછી તેમાંથી બે દેવ નીકળ્યા. તે દેવો પ્રાર્થના કરીને વિદાય થયા પછી, તે વૃક્ષો તરફ વ્રજવાસીઓનું ધ્યાન ખેંચાયું; તે વાત હવે કરે છે.

**श्रीशुक उवाच ॥**

**गोपा नन्दादयः श्रुत्वा, द्रुमयोः पततो रवम् ॥**
**तत्राजग्मुः कुरुश्रेष्ठ, निर्घातभयशङ्किताः ॥ १ ॥**

**અર્થ**—શ્રીશુકદેવજી કહે છે કે—' હે પરીક્ષિત રાજા ! વૃક્ષ પડવાનો અવાજ સાંભળીને, જાણે તે વ્રજ પડયું હોય, એવા ભયની શંકાવાળા નંદાદિ ગોપો, ત્યાં ( જ્યાં પ્રભુ હતા ત્યાં ) આવ્યા. [ ૧ ]

૧ વિવેચન—

વૃક્ષો **તો** ક્યારનાં પડયાં હતાં. નલકૂબર અને મણિગ્રીવ સાથે પ્રભુએ વાતચિત કરી, ત્યાં સુધી કોઇનું ધ્યાન ખેંચાયું નહિં, તેઓ ગયા પછી ત્યાં લોકો આવ્યા, તે પ્રભુનું પ્રભુત્વ સમજવું. **अलौकिकाः तु ये भावाः न तान् तर्केण योजयेत्** [ સુબોધિનિજી ] જે ભાવો અલૌકિક હોય છે, તેમાં તર્કનો પ્રવેશ સંભવતો નથી.

---

પદચ્છેદ ૧—**हे कुरुश्रेष्ठ** ! હે પરીક્ષિત રાજા ! **द्रुमयोः पततोः रवम् श्रुत्वा**-ઝાડ પડવાનો અવાજ સાંભળીને **निघातः इति भयशंकिताः निघातभयशंकिताः**-વજ્રપાતના ભયથી બીનેલા **नंदादयः गोपाः**-નંદાદિ ગોપો, **तत्र आजग्मुः**-ત્યાં આવ્યા.

લોકોએ ભેળા થઇને તર્ક વિતર્ક કરવા માંડયા—

**भूम्यां निपतितौ तत्र, ददृशुर्यमलार्जुनौ ॥**
**बभ्रमुस्तदविज्ञाय, लक्ष्यं पतनकारणम् ॥ २॥**
**उलूखलं विकर्षन्तं, दाम्ना बद्धं च बालकम् ॥**
**कस्येदं कुत आश्चर्य-मुत्पात इति कातराः ॥ ३ ॥**

અર્થ—ત્યાં બે યમલાર્જુન વૃક્ષોને પૃથ્વી ઉપર પડેલા દેખ્યા. તે બે વૃક્ષોને પડવાનું કારણ ત્યાં (શ્રીકૃષ્ણ રૂપે) પ્રત્યક્ષ હતું, તોપણ તે પ્રત્યક્ષ કારણને સાચું ન માનીને તેઓ ભુલાવામાં પડયા. [૨]. દામણાથી બાંધેલા અને ખારણિયો ખેંચતા બાળકને તેઓએ ત્યાં દીઠા; તોપણ-' આ કોણે કર્યું ? શાથી થયું ? આશ્ચર્ય જેવું બન્યું, ઉત્પાત થયો,' એ પ્રમાણે તર્કવિતર્ક કરીને, તેઓ ગભરાઈ ગયા. [૩].

૨-૩ વિવેચન—

ત્રિગુણાત્મક માયાના વિષયમાં ઘણીવાર તર્કો લુલા થઈ જાય છે; ત્યારે માયાપતિ-માધવ-ની બાબતમાં તર્ક બાપડા શું કરે! બાહ્ય દૃષ્ટિથી શ્રીકૃષ્ણ એક પ્રાકૃત બાળક જેવા દેખાતા હતા. આંતર દૃષ્ટિથી શ્રીકૃષ્ણ સાક્ષાત્ નારાયણ હતા. ' શ્રી કૃષ્ણમાં બાળક જેટલું જ બળ છે', એમ બાહ્યદૃષ્ટિવાળા જીવો માનતા હતા. તેથી તેઓ ભુલાવામાં પડયા. પૂતનાદિ અસુરના વધના સંસ્કાર જેમને તાજા હતા, તેઓએ શ્રીકૃષ્ણને કાંઇક આંતર દૃષ્ટિથી જોયા. તેઓ બહુ ભુલાવામાં પડયા નહિ.

વાતનો નિર્ણય કરવા માટે, ત્યાં આસપાસ રમતાં બાળકોની સાક્ષી લે છે.—

**बाला ऊचुरनेनेति, तिर्यग्गतमुलूखलम् ॥**
**विकर्षता मध्यगेन, पुरुषावप्यचक्ष्महि ॥ ४ ॥**

---

૨ પદચ્છેદ—**भूम्यां** પૃથ્વી ઉપર **निपततौ यमलार्जुनौ**-પડી ગયેલા યમલાર્જુન વૃક્ષોને-**ददृशुः**-તેઓએ દેખ્યા. **पतनकारणं तत्र लक्ष्यं** તેઓને પાડવાનું કારણ ત્યાં પ્રત્યક્ષ હતું તોપણ **तद् अविज्ञाय**-તેને નહિ માનીને **बभ्रमुः**-તેઓ ભ્રમમાં પડયા-ભુલાવામાં પડયા.

૩ પદચ્છેદ—**दाम्ना बद्धं**-દામણાથી બાંધેલા અને **उलूखलं विकर्षन्तं बालकं**-ખારણિયાને ખેંચતાં બાળકને **ददृशुः**-તેઓએ દીઠા તોપણ **कस्य इदं**-કોણે આ કર્યુ ?-**कुतः इदं**-શાથી આ બન્યું ? **आश्चर्यं**-આ તો આશ્ચર્ય બન્યું. **उत्पातः**-અને ઉત્પાત થયો. **इति कातराः**-એવો વિચાર કરીને તેઓ ગભરાઇ ગયા.

૪ પદચ્છેદ—**बालाः ऊचुः**-બાળકોએ કહ્યું કે-**अनेन मध्यगेन**-આ કૃષ્ણ વચમાં આવી જતાં-**तिर्यग्गतम् उलूखलम् विकर्षता**-તેણે આડું થઈ ગયેલું ખારણિયું ખેંચતાં **इति**-વૃક્ષો પડી ગયાં. **पुरुषौ अपि अचक्ष्महि**-અમે બે પુરૂષોને તેમાંથી નીકળેલા પણ દીઠા.

**न ते तदुक्तं जगृहुर्–न घटेतेति तस्य तत् ॥**
**बालस्योत्पाटनं तर्वोः, केचित्संदिग्धचेतसः ॥ ५॥**

અર્થ—(ત્યાં રમતા હતા તે) છોકરાઓએ કહ્યું કે–'આ બે ઝાડની વચ્ચે કૃષ્ણ આવી જતાં, તેણે આડા થઈ ગએલા ખારણિયાને ખેંચતાં, આ વૃક્ષો પડી ગયાં છે. (તે બે વૃક્ષોમાંથી નીકળેલા) બે પુરૂષોને પણ અમે દીઠા.' [૪]

અર્થ—'આ બાળકે (કૃષ્ણે) બે વૃક્ષોને ઉખેડી પાડયાં,' એવું આ બાળકો કહે છે, તે વાત તો સંભવેજ નહિં, એવું તેઓમાંના ઘણા લોકોએ કહ્યું. (પૂતનાવધ, તૃણાવર્તનો નાશ, વિગેરે બની ગએલી બાળલીલાથી) કેટલા એકને, તે વાતમાં સંદેહ રહ્યો. [૫]

૪-૫ વિવેચન—

બાળકોએ જે હતું, તે તમામ કહી દીધું. તો પણ તે વાતનો, અધિકાર પ્રમાણે, જુદો જુદો નિર્ણય થયો.

**અધિકાર** અને **સંસ્કાર** જીવનના ખાસ અંગો છે. આવશ્યક કર્મો છે. જેઓ અધિકાર અને સંસ્કાર માટે પ્રયત્ન કરતા નથી, તેઓ ધીમે ધીમે મનુષ્યત્વ ખોઇ નાંખે છે. સારા સંસ્કાર ઉત્તમ અધિકાર તરફ દોરી જાય છે. અને ખોટા સંસ્કાર ઉત્તમ અધિકારથી નીચે પાડેછે.

જે પ્રભુ અનેકને ભવબંધનથી મુક્ત કરે છે, તે પ્રભુને નંદજી દામણાથી મુક્ત કરે છે—તે વાત હવે સાંભળો—

**उलूखलं विकर्षन्तं, दाम्ना बद्धं स्वमात्मजम् ॥**
**विलोक्य नन्दः प्रहसद्–वदनो विमुमोच ह ॥ ६ ॥**

અર્થ—પોતાના પુત્રને દામણાથી બાંધેલા, અને ખારણિયો ખેંચતા દેખીને, નંદજીએ હસતાં હસતાં શ્રીકૃષ્ણને છોડી દીધા–બંધનથી મુક્ત કર્યા. [૬]

૬ વિવેચન—

હસતાં હસતાં—હસીને યશોદાજીને મીઠો ઠપકો આપ્યો કે–'કોમળ બાળકને શું આમ બંધાય?' 'એકને એક દિકરાને આમ કરાય?' વિગેરે.

---

૫ પદચ્છેદ—**तस्य तर्वोः तत् उत्पाटनं**–તે બાળક તે બે વૃક્ષો પાડી નાંખે એવું **तेषां बालानां उक्तं**–તે બાળકોનું કહેવું. **इति घटेत** તે વાત **न ते जगृहुः**–તેઓમાંના કેટલાએકે માની નહિં. **केचित् [ संदिग्धं चेतः येषां ते ] संदिग्धचेतसः** કેટલાએકના મનમાં સંદેહ રહ્યો.

૬ પદચ્છેદ—**दाम्ना बद्धं**–દામણાથી બાંધેલા. **उलूखलं विकर्षन्तं**–અને ખારણિયાને ખેંચતાં. **स्वम् आत्मजं**–પોતાના પુત્રને **विलोक्य**–જોઇને. **प्रहसत् वदनं यस्य सः प्रहसद्वदनः इति नंदः**–નંદજીએ હસતાં હસતાં **विमुमोच ह**–શ્રીકૃષ્ણને છોડી દીધા.

આ પ્રમાણે ચિત્તાકર્ષક શ્રીકૃષ્ણની લીલાએ, સર્વની માનસ ભૂમિકા ઉપર રમણ કરવા માંડયું. તેની વધારે અસર ગોપીકાઓના હૃદય ઉપર થઇ, તે વાત હવે સાંભળો.

गोपीभिः स्तोभितोऽनृत्यद्-भगवान्बालवत्क्वचित् ॥
उद्गायति क्वचिन्मुग्धस्-तद्वशो दारुयंत्रवत् ॥ ७ ॥

અર્થ—ગોપીઓએ જેમને બહુ મોંએ ચડાવ્યા હતા-લાડ લડાવ્યા હતા, તે શ્રીકૃષ્ણ ભગવાન્, કોઇ વખત બાળકની માફક અને કોઇ વખત ગાંડાની માફક નાચતા હતા, કોઇ વખત ગાતા હતા; કોઈ વખત લાકડાની પૂતળીની માફક તેઓને વશ વર્તતા હતા. એટલે ગોપીઓના રમકડા જેવા થઈને, ગોપીઓ કહે તેમ કરતા હતા. [૭].

૭ વિવેચન—

ભાવ—ગોપીઓ પાસે શું હતું ? ભાવ હતો. ભાવે વાણીયો રળી ખાય. ભાવે સગા ઘી ગોળ ખાય. ભાવે ભગવાન્ ભેટી જાય. ભગવાન્ બહુ ડાહ્યા છે, સોળકળા સંપન્ન છે, પણ ભાવના ભોગી છે. તે સંબંધમાં ગોપિઓ એક ગરબી ગાય છે. પ્રેમથી ઉપાડજો.-

ગરબી.

રે ભાવનો ભોગી-રે-હો—વ્હાલો; નટવર નંદાજીનો લાલો—ભાવનો૦ નટવર૦
જોગીઓ વનમાં રહે છે જઇને; તેને કારણ તપસ્યા લઇને.—ભાવનો૦ નટવર૦
સાધન સાધે રે-હો-સજની, જપતાં વિતે છે દીન રજની;
તોપણ દૂરને દૂર રહે રસીઓ; એ તો મારા હૃદય કમળમાં વસીયો—ભાવનો૦ નટવર૦
જોગીઓ દુર્લભ રે હો જાણે; એ તો મારા સામાં વલોણાં તાણે—ભાવનો૦ નટવર૦
નિગમ નેતિ-નેતિ-કહે છે; એ તો મારી નજરો આગળ રહે છે—ભાવનો૦ નટવર૦
મુનિયોની નજરે રે હો નાવે; એ તો મારે આંગણે દોડયો દોડયો આવે—ભાવનો૦ નટવર૦
બ્રહ્માએ ધ્યાનમાં રે હો ભાળીયા; એ તો મારી ગાયો તણા ગોવાળીયા—ભાવનો૦ નટવર૦
ધ્યાનમાંથી નાસી રે હો જાય છે; એ તો મારા છાનાં ગોરસડાં ખાય છે—ભાવનો૦ નટવર૦
અડસઠ તિરથ રે-હો-અરણા; ફરી ફરી થાકયા કઇકના ચરણા.
તોએ નજરે રે હો-નાવે; એ તો મારે આંગણે નિત નિત આવે-ભાવનો૦ નટવર૦
હિમાળે હાડને રે-હો ગાળે; અગ્નિ તાપે છે ઉન્હાળે.
તો એ દુર્લભ રે-હો-રસીયો; એ તો મારા મંદિરીયામાં વસીયો-ભાવનો૦ નટવર૦
રૂમઝુમ રૂમઝુમ રે-હો-કરતો; આવે મારે આંગણે ફૂદડી ફરતો.
વાંસલડી વાય છે રે-હો-ઘેરી; લટકાળો ઋષિરાજનો લ્હેરી-ભાવનો૦ નટવર૦

---

૭ પદચ્છેદઃ—**गोपिभिः स्तोभितः भगवान्**—ગોપીઓએ જેને મોંએ ચડાવ્યા હતા તે શ્રીકૃષ્ણ. ગોપીઓ જેને લાડ લડાવતી હતી તે શ્રીકૃષ્ણ. **क्वचित्**-કોઇ વખત-**बालवत्**-બાળકની માફક. **अनृत्यत्**-નાચતા હતા. **क्वचित् उद्गायति**-કોઇ વખત ગાતા હતા. ભૂતકાળના અર્થમાં છે. **मुग्धः**-કોઈ વખત મૂર્ખની માફક **दारुयंत्रवत्**-લાકડાના પુતળાની માફક-**तेषां वशः**-તેઓને વશ વર્તતા હતા.

કેમ ! કેવો માલ છે ? ઘેર જઇને ફરીવાર ગાજો. પત્રિકામાં છપાઇને મળે ત્યારે બે ચાર વાર ગાજો. જેમ અરણિનાં લાકડાં ઘસવાથી અગ્નિ પ્રગટે, તેમ આવાં ભાવનાં પદ ગાવાથી ભગવદ્ભાવ વધે.

ગોપીઓ કહે છે કે-' **नृत्यं कुरु भगवन् लड्डुकान् दास्यामि** ॥-પ્રભુ નાચો, તો આપને લાડુ આપું.' ' પ્રભુ કાંઈ ગાઓ, તો આપને ખાંડનું રમકડું આપું.'

વળી કેટલીએક ગોપીઓ શ્રીકૃષ્ણને આમંત્રણ કરતી હતી કે-[ સાવધાન ! કોણ ત્યાં ગડબડ કરે છે ? ] ભાવથી ઉપાડજો.

**પદ.**

| | |
|---|---|
| અલબેલાજી આવોને મારી શેરીએરે. | નંદજીના નંદલાલા; |
| અમે મુખડાં તમારાં હેરીએરે. | નંદજીના૦ અલબેલા૦ |
| આવો-આવો-જાદવરાય ઝુલતારે. | નંદજીના૦ |
| રખે મંદિર અમારાં તમે ભૂલતા હો. | નંદજીના૦ અલબેલા૦ |
| પેલી રાધાને ઘેર જાઓ ડોલતારે. | નંદજીના૦ |
| પ્રભુ મારી સાથે કાં નથી બોલતારે. | નંદજીના૦ અલબેલા૦ |
| મેંતો પ્રેમની ઓઢી નવી ઘાટડીરે. | નંદજીના૦ |
| હુંતો જોઇ રહી છું તારી વાટડીરે. | નંદજીના૦ અલબેલા૦ |
| મારી ઘાટડીનો રાખજો રંગરે. | નંદજીના૦ |
| મને ગમ્યો તમારો સંગરે. | નંદજીના૦ અલબેલા૦ |
| પાતળીયાજી પ્રીતે પધારજોરે. | નંદજીના૦ |
| સંગે બાળ ગોવાળોને લાવજોરે. | નંદજીના૦ અલબેલા૦ |
| પ્રીતમના સ્વામી શામળારે. | નંદજીના૦ |
| તમે મેલોને મનના આમળારે. | નંદજીના૦ અલબેલા૦ |

જેમ બાજીગર પુતળીને નચાવે, તેમ ગોપીઓ શ્રીકૃષ્ણને નચાવતી હતી.

હવે આગળ વધીએ-એજ વિષય ચાલે છે.

**बिभर्ति क्वचिदाज्ञप्तः, पीठकोन्मानपादुकम् ॥**
**बाहुक्षेपं च कुरुते, स्वानां च प्रीतिमावहन् ॥८॥**

અર્થ—કોઈ વખત ગોપીઓની આજ્ઞાથી, પ્રભુ પાટલા, પાલી, પવાલ્યા તથા પાદુકા ઉપાડતા હતા. [ એટલે-લાવી આપતા હતા, અગર આજ્ઞાનુસાર દૂર મૂકી આવતા હતા. ] પોતાના ભક્તોને રાજી કરવા માટે, કોઈ કોઈ વખત પ્રભુ હાથ લોડાવતા હતા-આંઉડી લોડાવતા હતા. [૮]

૮ પદચ્છેદ—**क्वचित् आज्ञप्तः**-કોઈ વખત ગોપીઓએ આજ્ઞા કરવાથી. **पीठकः** (પાટલો) **उन्मानं** (પાલી પવાલ્યાં વિગેરે માપ) **पादुकाश्च तेषां समाहारः-पीठकोन्मान पादुकं**-પાટલા પાલી માણા વિગેરે માપ તથા પાદુકા **बिभर्ति**-ઉપાડતા હતા. **च**-અને **स्वानां प्रीतिं आवहन्**-પોતાના ભક્તોને રાજી કરવાના હેતુથી. **बाहुक्षेपं कुरुते**-હાથ લોડાવતા હતા.

૮ વિવેચન—

સ્થૂલ, સૂક્ષ્મ, ઉત્તમ અને અધમ–સર્વ પોતાને સમાન છે, એવો ભાવ બતાવવા માટે અને ગોપીઓની પ્રીતિ સુદૃઢ કરવા માટે, ગોપીઓ જે જે કામ બતાવતી હતી, તે તે કામ પ્રભુ રાજી થઇને કરતા હતા.

**स्वानां प्रीतिं आवहन् बाहुक्षेपं कुरुते** ગોપીકાઓને રાજી કરવા માટે, પ્રભુ હાથ લોડાવતા હતા. 'હાથ લોડાવવો,' એટલે શું? હાથ લોડવવો એટલે '**બાંવડી લોડાવવી.**' બાળકને રમાડતાં રમાડતાં, માતા ઘણીવાર બાળકને કહે છે કે 'ભાઈ! બાંવડી લોડાવો.' જ્યારે ભાઈ બાવડી લોડાવે છે, ત્યારે માતા સામે બેઠી બેઠી ગાય છે કે–'બાંવડી લોડાલોડ કરે, બાઇની માતા જોવા કોડ કરે, બાઇ બાવડી લાડાવે.' વિગેરે. જેમ ધનવાન્ ધનના મદમાં પહોળો પહોળો ચાલે છે; સ્ત્રી પતિનાં સુખમાં પહોળી પહોળી ચાલે છે; તેમ બાળક રમતગમતના સુખમાં બાંવડી લોડાવે છે–બે હાથ લાંબા કરીને શરીરની આસપાસ ડોલાવે છે.

આ બધી બાળચેષ્ટા છે–અવતારલીલા છે. તેથી જ્ઞાનીને શો લાભ? તે વાત હવે કહે છે—

**दर्शयंस्तद्विदां लोके, आत्मनो भृत्यवश्यताम् ॥**
**व्रजस्योवाह वै हर्षं, भगवान्बालचेष्टितैः ॥९॥**

અર્થ—શુકદેવજી આગળ કહે છે કે–'પોતે પોતાના ભક્તોને આધીન છે' તે વાત આ સંસારમાં તત્ત્વવિદ્ પુરૂષોને બતાવવાના હેતુથી, ભગવાન્ પોતાની બાળલીલાથી, વ્રજના (વ્રજવાસીઓના) હર્ષને વધારતા હતા. [૯]

૯ વિવેચન—

**तत् विदां**—તત્ત્વને જાણનારા જ્ઞાનીઓને, એટલે જ્ઞાનના અભિમાનથી રહિત–રાગદ્વેષથી રહિત થએલા પુરૂષોને, પ્રભુ આ લીલાનું રહસ્ય સમજાવે છે.

જેઓ **તત્**ને જાણતા નથી, પણ માત્ર પુસ્તકો વાંચીને અગર ભણીને, અભિમાનથી ઘેરાઇ ગયા છે; તેઓ–તેવા જ્ઞાનીઓ, ભક્તિના રસથી વિમુખ રહે છે. નરસી મહેતા જેવો સૂર્ય જુનાગઢને ગોંદરે ઉગ્યો. અનેકે તે સૂર્યનાં દર્શન કર્યાં, પણ અભિમાની વિદ્વાનોએ–અભિમાની જ્ઞાનીઓએ–તેમની સામે પણ જોયું નહિં. તેઓએ તો ધુવડ ભાઇની માફક, તેમની નિંદાજ કરી. ભાગવત વાંચીને જેમને પોતાનો ગુજારો કરવો છે–પ્રતિષ્ઠા મેળવવી છે, એવા શાસ્ત્રીઓ–પુરાણીઓ–પંડિતો પણ–સોએ અઠ્ઠાણુ ટકા, ભક્તિથી–ભક્તોથી અને ભજન કીર્તનથી–ભડકે છે. હરખીને હરિગુણ ગાતા નથી. અહો—

રાગ—ઠુમરી.

"જાચું તો જગજીવન જાચું, નાચું તો હરિ આગળ નાચું;
ઋષિરાજ કહે રાચું સંત સમાજમાંરે—
જુઠું જુઠું જીવતર ખરૂં જાણુમાંરે—જુઠું."

---

૯ પદચ્છેદ—**आ लोके**-આ સંસારમાં. **तत् विदां**-તત્ત્વવિદ્ પુરૂષોને. **आत्मनः भृत्यवश्यताम्**-પોતે પોતાના ભક્તોને આધીન છે તે વાત. **दर्शयन्**-બતાવતા **भगवान्**-ભગવાન. **बालचेष्टितैः**-પોતાની બાળલીલાથી. **व्रजस्य हर्षं उवाह**-વ્રજના હર્ષને વધારતા હતા.

અહો ! આવા તત્ત્વને જાણનારા રસીલા પંડિતો-શાસ્ત્રીઓ, અમને ક્યાં મળે ? શ્રીમદ્ ભાગવત વાંચતાં વાંચતાં, ગદ્‌ગદ્ કંઠે ન થાય, અને હસી રમીને-હાથ ઉંચા કરીને-પારાયણ દર્મીયાન-લલકારીને-ભજન કીર્તન ન કરાવે-તેમની પાસે ભાગવત સાંભળવું, અમને ગમતું નથી. ભલે તે મોટા આચાર્ય હોય-મહારાજ હોય, કાશીના વિદ્વાન્ હોય, છડી ચમ્મર રાખતા હોય, શીખાસૂત્ર તજીને મોટા સાધુ-સન્યાસી બન્યા હોય-પણ ભાગવતની કથામાં અમને તો તે ફીક્કા લાગે. ભગવદ્ ભાવ વિનાના પંડિતો, લુખાં ભોજન જેવા લાગે.

રાજા અગર અધિકારી ગમે એવો કડક હોય, તો પણ તે પોતાનાં બાળગોપાળની સાથે સરલતાથી-પ્રેમથી-વર્તે છે. સિંહ જેવા ક્રુર પ્રાણીઓ પણ, પોતાનાં બચ્ચાં સાથે પ્રેમથી વર્તે છે, ત્યારે જે સદા કૃપાળુ છે, તે ભગવાન્ પોતાના ભક્તો સાથે, પ્રેમથી કેમ ન વર્તે ! શ્રીરામ સ્વમુખે બોલ્યા છે કે—

**ચોપાઈ**-' પુનિ પુનિ સત્ય કહોં તોહિ પાંહિ, મોહિ સેવક સમ પ્રિય કોઉ નાંહિ.
ભક્તિહિન વિરંચી કીન હોઈ, સબ જીવન સમ પ્રિય મોહિ સોઇ;
ભક્તિવંત અતિ નીચૌ પ્રાણી, મોહી પરમપ્રિય યહ મમ વાણી. '

[ મોક્ષવાણી પાનું ૭૬ ]

તત્ત્વને જાણનારા વિદ્વાનોએ, વિદ્યાનું અભિમાન તજીને મારા ભકતોનો સત્કાર કરવો. મારા ભક્તો સાથે મળી જઇ, હરખીને હરિગુણ ગાવા. એવો આ શ્લોકનો ભાવ છે.

હવે દસ શ્લોક ક્ષેપકના છે. ભક્તિ ભાવ વધે એવો તેમાં અર્થ છે; અને વળી ભાગવતની જુદી જુદી પ્રતોમાં તેનો સ્વિકાર થયો છે; તેથી આપણે પણ તે વાંચીએ—

## ક્ષેપક—

**गृह्णीहि भो फलानीति, श्रुत्वा सत्वरमच्युतः ॥**
**फलार्थी धान्यमादाय, ययौ सर्वफलप्रदः ॥ १ ॥**

**फलविक्रयिणी तस्य, च्युतधान्यकरद्वयम् ॥**
**फलैरपूरयद्रत्नैः, फलभांडमपूरि च ॥ २ ॥**

અર્થ—' લ્યોરે-કોઇ ફળ. '-અગર-'ફળ લ્યો-ફળ', એવી ફળ વેચનાર સ્ત્રીની બૂમ સાંભળીને, સર્વને ફળ આપનારા ભગવાન્, ધાન્ય લઇને ફળ લેવા માટે, ત્વરાથી (ઘરમાંથી બહાર) નીકળતા હતા. ફળ વેચનારી સ્ત્રી શ્રીકૃષ્ણના બન્ને હાથમાંથી ધાન્ય લઇ લઇને, ધાન્યને બદલે, તે હાથમાં ફળ ભરી દેતી હતી. થોડીવારમાં ફળનું વાસણ—ફળની ટોપલી-રત્નોથી ભરાઈ જતી હતી. [એટલે-શ્રીકૃષ્ણે આપેલા અનાજના કણ રત્ન બની જતા હતા.] [૧-૨ ]

---

૧-૨ પદચ્છેદ—**भो फलानि गृह्णीहि**-' કોઇ ફળ લ્યો-ફળ લ્યો ' **इति श्रुत्वा**-એમ સાંભળીને. **सर्वफलप्रदः**-સર્વ ફળને આપનારા ભગવાન્ **धान्यम् आदाय**-ધાન્ય લઇને **फलार्थी सत्वरं ययौ**-ફળ લેવા ત્વરાથી જતા હતા. ત્યારે **फलविक्रयिणी**-ફળ વેચનારી **तस्य च्युतधान्यकरद्वयं**-શ્રી કૃષ્ણના બન્ને હાથમાંથી ધાન્ય લઇ તે હાથ **फलैः अपूरयत्**-ફળથી ભરી દેતી હતી. **फलभांडं रत्नैः अपूरि च**-અને ફળનું વાસણ-ટોપલી રત્નોથી ભરાઈ જતી હતી.

૧-૨ વિવેચન—

ફળફળાદિક વેચનારીને દેખીને દોડવું, એ બાળકની ચેષ્ટા છે. ગામડામાં ધનને બદલે ધાન્ય આપવાનો રીવાજ હોય છે. શ્રીકૃષ્ણે આપેલું ધાન્ય, ફળની ટોપલીમાં રત્ન બની જાય, તે પ્રભુનું પ્રભુત્વ છે–પારસનું પારસમણિપણું છે.

**सरित्तीरगतं कृष्णं, भग्नार्जुनमथाह्वयत् ॥**
**जन्मर्क्षमद्य भवतो, विप्रेभ्यो देहि गाः शुचिः ॥ ३ ॥**

**पश्य पश्य वयस्यांस्ते, मातृमृष्टान्स्वलंकृतान् ॥**
**त्वं च स्नातः कृताहारो, विहरस्व स्वलंकृतः ॥ ४ ॥**

**અર્થ**—યમુનાતટે ગએલા, અને જેણે યમલાર્જુનનાં વૃક્ષો ઉખેડી નાંખ્યાં હતાં, તે શ્રી કૃષ્ણને બોલાવીને, યશોદાજી કહેતાં હતાં કે—'આજે તમારો જન્મ દિવસ છે, માટે પવિત્ર થઇને–શૌચ સ્નાનાદિ ક્રિયા કરીને, બ્રાહ્મણોને ગાયોનાં દાન કરો. માતાઓએ જેમને સ્નાન કરાવ્યું છે, અને જેઓએ સારા સારા અલંકાર પહેર્યા છે, એવા તારા બાળ મિત્રોને, તું જો તો ખરો. તું પણ સ્નાન કરીને, અને ભોજન કરી લઇને, પછી સારા અલંકાર પહેરીને રમવા જા. [૩–૪].

૩–૪ વિવેચન—

જે દિવસે યશોદાજીએ આમ કહ્યું હશે, તે દિવસે શ્રીકૃષ્ણનો જન્મ દિવસ હસે. જન્મ દિવસને દિવસે, નાહિ ધોઈ કંકુમનો ચાંદલો કરીને, કંસાર જમવાનો રીવાજ હજી છે. માત્ર દાન દેવાનો રીવાજ દેશકાળને અનુસરીને કાંઈક કમી થયો છે. ભલે જન્મ દિવસે કંસાર ન બનાવી શકો. દાન પણ ન આપી શકો; પણ તે દિવસે પવિત્ર કાં ન રહો? તન મન અને વાણીને તે દિવસે અવશ્ય પવિત્ર રાખો.

**नोपेयातां यदाहूतौ, क्रीडासंगेन पुत्रकौ ॥**
**यशोदां प्रेषयामास, रोहिणी पुत्रवत्सलाम् ॥ ५ ॥**

**અર્થ**—જ્યારે રામ અને કૃષ્ણ રમતમાં તલ્લીન થતા હતા, ત્યારે તેઓ બોલાવ્યા છતાં

---

૩–૪ પદચ્છેદ—**सरितः तीरं गतं**–યમુના તટે ગએલા અને **भग्नार्जुनं**–જેણે યમલાર્જુનને ઉખેડયાં હતાં તે **कृष्णं**–તે શ્રી કૃષ્ણને **आह्वयत्**–બોલાવીને યશોદા કહેતા હતા કે, **अद्य भवतः जन्मर्क्षम्**–આજે તમારો જન્મ દિવસ છે. **शुचिः**–પવિત્ર થઈને **विप्रेभ्यः गाः देहि**–બ્રાહ્મણોને ગાયોનાં દાન કરો. **मातृमृष्टान् सु+अलंकृतान्**–માતાઓએ જેમને સ્નાન કરાવ્યું છે અને સારા સારા અલંકાર પહેરાવ્યા છે એવા **ते वयस्यान्**–તારા મિત્રોને **पश्य पश्य**–જો તો ખરો. **त्वं च**–તું પણ **स्नातः**–સ્નાન કરીને **कृतः आहारः येन सः कृताहारः**–અહાર કરીને. **सु+अलंकृतः**–સારા શણગાર પહેરીને **विहरस्व**–રમવા જા.

૫ પદચ્છેદ—**यदा**–જ્યારે **क्रीडासंगेन पुत्रकौ**–રામ અને કૃષ્ણ રમતમાં લાગી રહેતાં. **आहूतौ अपि न उपेयातां**–બોલાવ્યા છતાં તેઓ આવતા નહીં ત્યારે **रोहिणी**–રોહીણીજી **पुत्रवत्सलां यशोदां**–પુત્રમાં પ્રેમ રાખનારાં યશોદાને **प्रेषयामास**–તે બન્ને બાળકોને તેડી લાવવા મોકલતાં હતાં.

આવતા નહિ. [સાદ સાંભળતા નહોતા.] તે વખતે રોહિણીજી, પુત્રમાં પ્રેમ રાખનારાં યશોદાજીને, તે બન્ને બાળકોને તેડી લાવવા મોકલતાં હતાં-તેડી લાવવાનું કહેતાં હતાં. [૫]

૫ વિવેચન—

બાળકને રમત કેટલી વ્હાલી છે, તેનું પ્રમાણ પ્રભુ આપે છે. રમતાં રમતાં બળભદ્ર શ્રી કૃષ્ણને ખીજવે છે, તે પણ કહી દઉં.

**પદ.**

ખીજવત હૈ બલવીર, માડી મોકું ખીજવતે બલવીર;
નંદજી ગોરાને યશોદા પણ ગોરી, તુમ કયોઁ શ્યામ શરીર;—માડી૦
કૃષ્ણ બી કાલે ને કાલી કામળીઆં, કાળોશ્રી યમુનાકો નીર—માડી૦

× × × × × ×

દાસ નારણસિંગ કહે ગુરૂ પ્રતાપે, કૃષ્ણસેં રાખો મન ધીર—માડી૦

**इत्थं यशोदा तमशेषशेखरं, मत्वा सुतं स्नेहनिबद्धधीर्नृप ॥**
**हस्ते गृहीत्वा सहराममच्युतं, नीत्वा स्ववाटं कृतवत्यथोदयम् ॥ ६ ॥**

અર્થ—હે રાજન્! ઉપર પ્રમાણે યશોદાજી જઇને, બ્રહ્માદિ સઘળા દેવોના મુગટ મણિ શ્રીકૃષ્ણ તથા બળભદ્રને (પોતાના) પુત્ર માનીને, સ્નેહથી જેમનું ચિત્ત પ્રભુમાં ચોંટી રહ્યું હતું, એવાં યશોદાજી, પ્રભુનો હાથ પકડીને, (પ્રેમ પૂર્વક) પોતાના ઘરમાં લાવતાં હતાં, અને પછી ઉત્સવ કરતાં હતાં. [૬]

૬ વિવેચન—

બ્રહ્માદિ દેવોના દેવ, પણ યશોદાજીના તો કનૈયા-પુત્ર-લાલાજી.

**मच्चित्तः सर्वदुर्गाणि, मत्प्रसादात्तरिष्यसि ।**

શ્રીકૃષ્ણ ગીતામાં (૧૮-૫) બોલ્યા છે કે-'મારામાં ચિત્ત રાખવાથી, મારી કૃપા વડે તું સઘળા અંતરાયોને તરી જઇશ.' તેથી યશોદાજી **स्नेहनिबद्धधीः**-બન્યા છે.

**क्रीडंतं सा सुतं बालै-रतिवेलं सहाग्रजम् ॥**
**यशोदाऽजोहवीत्कृष्णं, पुत्रस्नेहस्नुतस्तनी ॥ ७ ॥**
**कृष्ण कृष्णारविंदाक्ष, तात एहि स्तनं पिब ॥**
**अलं विहारैः क्षुत्क्षांतः, क्रीडाश्रांतोऽसि पुत्रक ॥ ८ ॥**

---

૬ પદચ્છેદ—**इत्थं**-આ પ્રમાણે **नृप !**-હે રાજા! **अशेषशेखरं**-બ્રહ્માદિ દેવોના જે મુકુટમણિ છે. **तं सुतं मत्वा**-તેને પોતાનો પુત્ર માનીને **स्नेहेन निबद्धा धीः यस्याः सा**-સ્નેહથી જેનું ચિત્ત પુત્રમાં લાગી રહ્યું હતું એવાં યશોદાજી **सहरामं अच्युतं**-શ્રી બળરામ સાથે કૃષ્ણને. **हस्ते गृहीत्वा**-હાથ પકડીને. **स्ववाटं नीत्वा**-પોતાને ઘેર લાવીને **अथ उदयं कृतवती**-પછી ઉત્સવ કરતી હતી.

૭-૮ પદચ્છેદ—**सहाग्रजम्**-બળભદ્રને સાથે લઇને **बालैः अतिवेलं क्रीडंतं सुतं**-શ્રીકૃષ્ણ બાળકો સાથે ઘણીવાર સુધી રમતા ત્યારે. **पुत्रस्नेहेन स्नुतस्तनी यशोदा**-પુત્રના સ્નેહથી જેના સ્તનમાંથી દૂધ ઝરતું હતું તે યશોદા. **कृष्णं अजोहवीत्**-કૃષ્ણને બોલા-

અર્થ—જ્યારે લાંબા વખત સુધી શ્રીકૃષ્ણ રમ્યા કરતા, ત્યારે સ્નેહથી જેના સ્તનમાંથી દૂધ ટપકતું હતું, એવાં યશોદાજી કહેતાં હતાં કે 'હે કમળ નેત્રવાળા કૃષ્ણ! હે તાત! હે પુત્ર! તમે અહિં આવો. ઘણીવારથી રમો છો તેથી થાકી ગયા હશો. હવે રમત બંધ કરો. તમને ભૂખ (પણ) લાગી હશે, માટે મારા સ્તનનું પાન કરો.' [૭-૮].

૭-૮ વિવેચન—

માતાના આવાં હેત આંક્યાં અંકાય એવાં નથી. એક દિવસના એક હજાર દેતાં, આવો હૃદયપ્રેમી નોકર, અગર મિત્ર મળે નહિં. માતા પિતા ગૃહદેવ છે–આચાર્ય છે, પોષણદાતા છે, રક્ષણદાતા છે. દુઃખે દુવાય છે, અને સુખે મલકાય છે. તેમની સેવાનો લાભ મળે, તો રાજી થઇને લાભ લેવો. એવી માતાઓના ચરણમાં પ્રણામ કરીને આગળ વધીએ.

**हे रामागच्छ ताताशु, सानुजः कुलनंदन ॥**
**प्रातरेव कृताहारस्-तद्भवान् भोक्तुमर्हति ॥ ९ ॥**
**प्रतीक्षते त्वां दाशार्ह, भोक्ष्यमाणो व्रजाधिपः ॥**
**पश्चावयोः प्रियं धेहि, स्वगृहान् यात बालकाः ॥ १० ॥**

અર્થ—(વળી, કોઇ વખત યશોદાજી કહેતાં કે) "હે બળભદ્ર! હે તાત! હે કુલને આનંદ આપનાર! નાના ભાઇને-શ્રી કૃષ્ણને-સાથે લઇને, તમે ત્વરાથી અહિં આવો. તમે પ્રાતઃકાળમાં જમ્યા છો, તેથી ભૂખ્યા થયા હશો. હે બળદેવ! નંદરાય જમવા બેઠા છે. તે તમારી રાહ જુએ છે; માટે આવો અને અમને આનંદ આપો. બીજા બાળકો! સૌ સૌને ઘેર જાઓ."[૯-૧૦].

૯–૧૦ વિવેચન—

યશોદાજી તો પ્રભુને હમેશાં જમાડતાં હતાં. આજે આપણે પ્રભુને જમાડીએ. ગરીબ ઘરમાં પ્રભુને પધરાવીએ. તમે સૌ મદદમાં રહેજો— [જુઓ મોક્ષવાણી પાનું ૧૨૪]

**થાળ.**

છાનો માનો છેડે આવે માવલા જો, ઘેર મારે ભૈજીની બીક જો—છાનો૦
હરિજનના વ્હાલા વ્હેલા આવજોરે, ઝાંપલીયામાં જમણે હાથે ધરજો—છાનો૦
દુધડીયાં લાવું રે ગોરી ગાયનાં જો, છલાણામાં માગી લાવું ઘેંશ જો—છાનો૦

---

વીને કહેતી કે-**हे अरविंदाक्ष कृष्ण–कृष्ण !**–હે કમળ સરખી આંખો વાળા કૃષ્ણ. **तात**–હે બાપ **हे पुत्रक !**–હે બેટા! **एहि**–આમ આવો. **अलं विहारैः**–હવે રમત બંધ કરો. **क्रीडाश्रांतः**–રમવાથી હવે થાકી ગયા હશો. **क्षुधा क्षांतः**–ભૂખ પણ લાગી હશે. **स्तनं पिब**–સ્તનનું પાન કરો.

૯–૧૦ પદચ્છેદ— તેમજ **हे राम ! हे तात !–हे कुलनंदन !**–હે રામ! હે બાપ! હે કુલને આનંદ આપનાર. **सानुजः**–નાના ભાઇની સાથે **आशु**–ત્વરાથી **आगच्छ**–આમ આવો. **प्रातः एव कृताहारः**–તમે પ્રાતઃકાળમાં જમ્યા છો **तत्**–તેથી **भवान् भोक्तुं अर्हति**–તમે હવે જમવા બેસો. **हे दाशार्ह**–હે યાદવ–બળદેવ! **भोक्ष्यमाणः व्रजाधिपः त्वां प्रतीक्षते**–નંદરાય જમવા બેઠા છે તે તમારી રાહ જુએ છે. માટે **एहि**–આવો **आवयोः प्रियं धेहि**–અમને આનંદ આપો. **बालकाः यात स्वगृहान्**–બીજા બાળકો સૌ સૌને ઘેર જાઓ.

ઝાલર વઘાર્યાં ઝાઝા તેલમાં જો, ઉપર આલું મરીયાળા શા મગજો—છાનો૦
ફરસા લાગે તો ફેર માગજો જો, આપણા ખેતરમાં પાકયા ઢગ જો—છાનો૦
બંટી બાવટાનો રામ રોટલો જો, ટાઢો છે પણ લાગે મેંઠો દુધ જો—છાનો૦
ભેળાં બેસીને શીરાવશું જો, હું તો લળી લળી જોઉં તમારૂં મુખ જો—છાનો૦
[ ફરીવાર થવા દો—આંખો વીંચી જાઓ, અને મુખ **બરાબર** જોઈ લ્યો. ]
**ભેળાં બેસીને** શીરાવશું જો, હું લળી લળી જોઉં તમારૂં મુખ જો—છાનો૦
જળ જુમનાની ઝારી પાન બીડલાં જો, હાથ ધોઇને લેજો મુખ-વાસજો—છાનો૦
પથારી કરી આલું પરાળની જો, ઉપર આલું ચલાખાની સોડજો—છાનો૦
બાઈ મીરાંના સ્વામી સુખે પોઢજો જો, હરિજનને દેજો ભક્તિ દાનજો—છાનો૦

**વલણ**—કર ઉઠે દોઉ ભૈયા ભોજન, કર ઉઠે દો ભૈયા—
હાથ પખાળી શુદ્ધ આચમન લીજે (૨)
બીડારે-લાલા બીડી લેત કનૈયા—ભોજન૦
માત યશોદા કરત આરતી; (૨)
પુનિ પુનિરે-લાલા પુનિ પુનિ લેત બલૈયાં—ભોજન૦
પરમાનંદ દાસકો ઠાકોર, (૨)
મારે આંગણીએ-લાલા આંગણીએ ખેલે કનૈયો—ભોજન૦

હજી પ્રભુનું મુખ એઠું છે. મુખવાસ બીજી વાર દઇએ. [ જુઓ મોક્ષવાણી પાનું. ૧૨૪ ]
હાંરે-લે તે જાનેરે શામળીયા, બીડી પાન-પાનકી (૨)
બીડી પાન પાનકીરે-બીડી પાન પાનકી—લે તે૦

[ કેમ આમ ઢીલું ઢીલું ? ભાડુતી ગાડીમાં બેઠા છો-કે તમારી પોતાની ? બરાબર સીધા બેસી જાઓ-અવાજ બરાબર નીકળે. ફરીવાર બોલો—રાગ વિના ગાવું નહિં, અને ભૂખ વિના ખાવું નહિં. ]

હાંરે લેતે જાનેરે શામળીયા, બીડી પાન પાનકી (૨)
બીડી પાન પાનકી રે—બીડી પાન પાનકી— લેતે૦
કાથોરે ચુનો રામા લવિંગ સોપારી; (૨)
બીડી બની છે-નાગર પાન પાનકી, લેતે૦
હમ તુમ મીલકર ચોસર ખેલે રામા, (૨)
બાજી બની હે દીલો જાન જાનકી— લેતે૦
બિંદ્રાબનકી કુંજ ગલનમેં; (૨)
જોડી બની હે રાધે શ્યામ શ્યામકી— લેતે૦
હો—હો—હો—થવાદો—થવાદો—
[ શાંત-એકલી તાળી અને વાજીંત્રજ સંભળાય-હવે ધીમેથી. ]
બિંદ્રાબનકી કુંજ ગલનમેં; (૨)
જોડી બની હે રાધે શ્યામ શ્યામકી— લેતે૦
ચંદ્ર સખીરે ભજો **બાલા** કૃષ્ણકું; (૨)
ચીઠ્ઠી મિલે રે **વૈકુંઠ** ધામ ધામકી— લેતે૦

**કેમ કયાં હતા? અમદાવાદમાં નહિં—વૈકુંઠધામમાં હતા.**

શ્રીકૃષ્ણને ગોપીકાઓ લાડ લડાવતી હતી, તે વિષય ત્યાંજ રાખીને, નંદાદિ ગોપો ગોકુળ તજીને વૃંદાવન જવાનો વિચાર કરે છે, તે વાત હવે શ્રી શુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે—

**गोपवृद्धा महोत्पाता-ननूभूय बृहद्वने ॥**
**नन्दादयः समागम्य, व्रजकार्यममन्त्रयन ॥१०॥**

અર્થ—ગોકુળમાં મોટા ઉત્પાતો થતા જોઈને, નંદાદિ વૃદ્ધ ગોવાળીઆઓ એકઠા થઈને, વ્રજના કામકાજનો વિચાર કરવા લાગ્યા. એટલે-વ્રજની હાલની સ્થિતિનો વિચાર લાગ્યા [૧૦]

૧૦ વિવેચન—

ગોકુળનું મહાજન એકઠું થયું. **ઉપનંદ** નંદજીના દીવાન જેવા ગણાય છે, ગોકુળમાં થતા ઉત્પાતોથી બચવા માટે, ઉપનંદ પોતાના વિચાર જણાવે છે તે સાંભળો—

**तत्रोपनन्दनामाह, गोपो ज्ञानवयोधिकः ॥**
**देशकालार्थतत्त्वज्ञः, मियकृद्रामकृष्णयोः ॥११॥**
**उत्थातव्यमितोऽस्माभिर्-गोकुलस्य हितैषिभिः ॥**
**आयान्त्यत्र महोत्पाता, बालानां नाशहेतवः ॥१२॥**

અર્થ—તે ગોવાળીયાઓમાં અગર તે સભામાં, **ઉપનંદ** નામનો એક ગોવાળ, કે જે જ્ઞાનમાં તથા વયમાં મોટો હતો; અને દેશ કાળના તત્ત્વને જાણતો હતો; તથા જે રામ અને શ્રીકૃષ્ણનું પ્રિય-શ્રેય-કરનારો (ઇચ્છનારો) હતો, તે બોલ્યો કે-' આપણે કે જેઓ ગોકુળનું [એટલે-ગોકુળમાં વસનારાં સ્ત્રી, પુરૂષો અને પશુનું] હિત ઇચ્છનારા છાઇએ, તેમણે આ સ્થળમાંથી નીકળી જવું જોઈએ; કારણ કે બાળકોનો નાશ કરવાના હેતુથી, મોટા ઉત્પાતો અહીં આવે છે. એટલે-બાળકોનો નાશ થાય, એવા મોટા ઉત્પાતો આ સ્થળમાં થાય છે.' [૧૧-૧૨]

---

૧૦ પદચ્છેદ—**बृहद्वने**-ગોકુળમાં **महोत्पातान् अनुभूय**-મોટા ઉત્પાતો થતા જોઇને. **नंदादयः गोपवृद्धाः**-નંદાદિ વૃદ્ધ ગોવાળીઆઓ **समागम्य**એકઠા થઇને **व्रजकार्यं अमंत्रयन्**-વ્રજના કામકાજનો વિચાર કરવા લાગ્યા.

૧૧-૧૨ પદચ્છેદ—**तत्र**-તે સભામાં **उपनंदनामा गोपः**-ઉપનંદ નામનો ગોવાળ **ज्ञानवयोधिकः**-જે જ્ઞાન તથા વયમાં મોટો હતો. **देशश्च कालश्च अर्थश्च तेषां तत्त्वज्ञः** જે દેશ કાળ તથા અર્થના તત્ત્વને જાણતો હતો **रामकृष्णयोः प्रियं कृत्**-જે રામ તથા કૃષ્ણનું પ્રિય કરનારો હતો તે **आह**-બોલ્યો **गोकुलस्य [ हितं इच्छन्ति इति हितैषिणः तैः ] अस्माभिः हितैषिभिः**-આપણે કે જે ગોકુળનું હિત ઇચ્છનારા છઇએ તેમણે **इतः**-અહીંથી **उत्थातव्यं**-ઉપડવું જોઇએ. કારણકે **बालानां नाशहेतवः**-બાળકોનો નાશ કરે એવા **महोत्पाताः**-મોટા ઉત્પાતો **अत्र आयांति**-અહીં થાય છે.

૧૧-૧૨ વિવેચન—

**ઉપનંદ**—તે જ્ઞાનમાં અને વયમાં વૃદ્ધ હતો, એટલે તેણે લૌકિક પારલૌકિક **અનુભવ** સારી રીતે મેળવ્યો હતો. તે દેશ કાળના તત્ત્વને જાણતો હતો. એટલે તે સમયસૂચક હતો. વળી તે શ્રીબળરામનું અને શ્રીકૃષ્ણનું શ્રેય કરનારો હતો. એટલે આ બે બાળકો કેવી રીતે વિઘ્નોથી દૂર રહી શકે, તેની ચિંતામાં હતો.

અધ્યાત્મ દૃષ્ટિથી જોઇએ તો—નંદ એટલે **આનંદ** એટલે **બ્રહ્માનંદ**. **ઉપનંદ** એટલે **બ્રહ્માનંદ**ની લગભગ પહોંચેલો. એટલે સાધક પુરૂષ. તે જ્ઞાનમાં અને વયમાં વૃદ્ધ છે—અનુભવી છે. સમયસૂચક પણ છે; અને શ્રીકૃષ્ણનું કેમ શ્રેય થાય, એટલે-કઇ રીતે પોતાનો ભક્તિભાવ ખોવાય નહિં-કઇ રીતે પોતાનો ભક્તિભાવ વધે. એવો ખટકો રાખનાર જે સાધક હોય, તે સાધક **ઉપનંદ** ગણાય છે. જે દેશમાં ધનનો નાશ થતો હોય, તે દેશને જેમ ધનાર્થી લોકો-વેપારી લોકો-તજી દે છે. તેમ જ્યાં આત્મતત્ત્વને વિઘ્નો થતાં હોય, તે સ્થાનને મુમુક્ષુઓએ તજી દેવું જોઇએ. તેથી તેઓએ ગોકુળ મુકીને, કોઇ નિર્ભય અને સુખકર સ્થાનમાં જવાનો વિચાર કર્યો.

ગોકુલમાં થએલા ઉત્પાતો હવે ગણાવી બતાવે છે.

**मुक्तः कथंचिद्राक्षस्या, बालघ्न्या बालको ह्यसौ ॥**
**हरेरनुग्रहान्नून-मनश्चोपरि नापतत् ॥१३॥**

**चक्रवातेन नीतोऽयं, दैत्येन विपदं वियत् ॥**
**शिलायां पतितस्तत्र, परित्रातः सुरेश्वरैः ॥१४॥**

**यन्न म्रियेत द्रुमयो-रन्तरं प्राप्य बालकः ॥**
**असावन्यतमो वाऽपि, तदप्यच्युतरक्षणम् ॥१५॥**

**અર્થ**—"બાળકને મારનારી રાક્ષસી (પૂતના) થી, આ બાળક માંડ માંડ બચ્યો. પછી ગાડું માથે ન પડયું, એ પણ ખરેખર પ્રભુનીજ દયા. પછી વિંટાળીયા વાયુને રૂપે એક અસુર આવ્યો, તે આ બાળકને નિરાધાર આકા-

---

૧૩ પદચ્છેદ—**असौ बालकः**-આ બાળક **बालघ्न्या राक्षस्या**--બાળકને મારનારી રાક્ષસીથી **हि कथंचित् मुक्तः**-માંડ માંડ બચ્યો છે **च**-અને **हरेः अनुग्रहात्**-પ્રભુની દયાથી, **अनः**-ગાડું **नूनं उपरि न अपतत्**-ખરેખર ઉપર ન પડયું.

૧૪ પદચ્છેદ—**चक्रवातेन दैत्येन**-વિંટોળયારૂપ એક અસુરથી **विनां पदं**-પક્ષીઓના પદરૂપ **वियत्**-આકાશમાં **अयं बालः नीतः**-આ બાળકને લઇ જવામાં આવ્યો હતો **शिलायां तत्र पतितः**-અને પાછો પત્થર ઉપર પડયો હતો **तत्र (अपि) सुरेश्वरैः परित्रातः**-ત્યાં પણ દેવોએ તેની રક્ષા કરી.

૧૫ પદચ્છેદ—**द्रुमयोः अंतरं प्राप्य**-ઝાડની વચ્ચે આવી ગયો તોપણ **असौ न म्रियेत**-આ બાળક મરી ગયો નહિં **वा अपि अन्यतमः**-અને બીજો બાળક પણ મરી ન ગયો, **तद् अपि**-તે પણ **अच्युतरक्षणं**-ભગવાનની દયા.

શમાં લઇ ગયો. ત્યાંથી આ બાળક પાછો પત્થર ઉપર પડયો. તે વખતે પણ મોટા દેવોએ આ બાળકની રક્ષા કરી. પછી આ બાળક વૃક્ષોની વચ્ચે આવી ગયો. ત્યાં પણ આ બાળક મરી ન ગયો, અને બીજો કોઈ બાળક પણ (ચગદાઈ) મુવો નહિં. તે તમામ અચ્યુત ભગવાનની દયા.'' [૧૩–૧૪–૧૫]

૧૩–૧૪–૧૫ વિવેચન—

'આ બાળક (શ્રી કૃષ્ણ) કાંઇક ચમત્કારી છે,' એવું તો સૌ સમજ્યા છે; પણ તે 'ચમત્કારોનો ચમત્કાર છે—સાક્ષાત્ નારાયણ છે.' તે વાત હજી તેઓ સમજી શકયા નથી. તેઓ નિર્ભય સ્થાનની શોધ કરે છે. આ પણ પ્રભુની પ્રેરણાજ સમજવી. વૃંદાવનની ભૂમિને પાવત્ર કરવાનો પોતાનો હેતુ, ઉપનંદાદિ ગોપોના હૃદયમાં, કાંઇ જુદીજ રીતે પ્રભુએ–સ્ફુરાવ્યો.

ક્યાં જવું તેનો હવે નિર્ણય કરે છે—

> यावदौत्पातिकोऽरिष्टो, व्रजं नाभिभवेदितः ॥
> तावद्बालानुपादाय, यास्यामोऽन्यत्र सानुगाः ॥१६॥
> वनं वृन्दावनं नाम, पशव्यं नवकाननम् ॥
> गोपगोपीगवां सेव्यं, पुण्याद्रितृणवीरुधम् ॥१७॥
> तत्तत्राद्यैव यास्यामः, शकटान्युङ्क्त माचिरम् ॥
> गोधनान्यग्रतो यान्तु, भवतां यदि रोचते ॥१८॥

અર્થ—ઉપનંદે આગળ કહ્યું કે–'તેથી જ્યાં સુધી બીજો કોઈ ઉત્પાત ન આવી પહોંચે, તે પહેલાં પરિવાર સહિત આપણે અહીંથી ગમે તે બીજે સ્થળે જવું જોઇએ.' ઉપનંદ આગળ બોલ્યો કે–"(અહીંથી થોડે દૂર) વૃંદાવન નામનું વન છે. તે વન પશુઓને અનુકુળ છે. તેમાં ઘણાં નવાં નવાં વન છે. ગોપોએ, ગોપીઓએ અને ગાયોએ તે સેવવા જેવું છે–તેમાં વસવા જેવું છે. તે વનમાં પર્વત, ખડ અને લતાઓ પુષ્કળ છે. તેથી આજેજ આપણે ત્યાં

---

૧૬ પદચ્છેદ—**यावत्**-જ્યાં સુધી **औत्पातिकः अरिष्टः**-બીજો કોઇ ઉત્પાતી અનર્થ **व्रजं नाभिभवेत् तावत्**-આવી ન પહોંચે તે પહેલાં **इतः**-અહીંથી **बालान् उपादाय**-બાળકોને લઇને **सानुगाः**-પરિવાર સહિત **अन्यत्र यास्यामः**-બીજે જવું જોઇએ.

૧૭–૧૮ પદચ્છેદ—**वृंदावनं नाम**-વૃંદાવન નામનું **पशुभ्यः हितं पशव्यं**-પશુઓને હિતકર **वनं**-વન છે. **नवकाननं**-તેમાં ઘણાં નવાં નવાં વન છે. **गोपाश्च गोप्यश्च गावश्च तेषां सेव्यं**-ગોપો ગોપીઓ અને ગાયોને સેવવા લાયક છે **पुण्याः अद्रितृणवीरुधः यस्मिन् तत्**-તેમાં પહાડ ખડ, અને લતાઓ સારાં છે, **तत्**-તેથી, **अद्य एव**-આજેજ **तत्र यास्यामः**-આપણે જઇએ. **यदि भवतां रोचते**-જો આ વાત આપને ગમે તો **माचिरम्**-ત્વરાથી. **शकटान् युंक्त**-ગાડાં જોડો. **गोधनानि अग्रतः यांतु**-ગાયોનાં ધણને આગળથી ચાલતાં કરો.

જઇએ. આ વાત આપને ગમી હોય, તો ત્વરાથી ગાડાં જોડો; અને ગાયોનાં ધણને આગળથી ચાલતાં કરો.” [૧૬-૧૭-૧૮]

૧૬-૧૭-૧૮ વિવેચન—

વૃંદાવન—બ્રહ્મ વૈવર્તપુરાણ કહેછે કે—‘સત્યયુગમાં **કેદાર** નામના રાજાની પુત્રી **વૃંદાએ** શ્રીકૃષ્ણને પામવા આ સ્થળે તપ કર્યું હતું. તે વૃંદા ઉપરથી આ સ્થળનું નામ વૃંદાવન પડયું. (૨) મધુકૈટભની પુત્રી **વૃંદા** આ વનમાં રહેતી હતી. તેથી આ વનનું નામ વૃંદાવન કહેવાય છે. તે **વૃંદા** જાલંધરને પરણી હતી. તે મહા સતી હતી. જાલંધરને મારવા માટે, પ્રભુએ જાલંધરનું રૂપ લઇને વૃંદાના શીયળનો ભંગ કર્યો હતો. વૃંદાએ પ્રભુને શાપ દઇને શાલિગ્રામ બનાવ્યા. પ્રભુએ વૃંદાનો ઉદ્ધાર કરવા વૃંદાને તુલસી બનાવ્યાં. તુલસી વિના શાલિગ્રામને ભોગ ધરાય નહિં. ‘વૃંદા’ એટલે તુલસી. વૃંદાવન એટલે જ્યાં તુલસીનાં ઘણાં વન છે તે સ્થાન. ‘વૃંદા’ નો અર્થ કોઇ ટીકાકાર ‘રાધા’ કરે છે. ‘વૃંદાવન’ એટલે ‘રાધાનું વન’. એટલે-જ્યાં ગયા પછી, રાધાજીનો મેળાપ થઇ શકે, એવું જે સ્થાન તે વૃંદાવન. અધ્યાત્મદષ્ટિથી—**राध्**-એટલે સંસિદ્ધિ પ્રાપ્ત કરવી. ‘વૃંદાવન’ એટલે ‘સિદ્ધ ભૂમિકા.’ શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને કહ્યું છે કે—‘**वने वै सात्विको वासो, ग्रामे राजस उच्यते** ॥ વનમાં વાસ કરવો તે સાત્વિક વાસ છે.’ કોઇ વિદ્વાન્ વૃંદાવનનો અર્થ ‘મનુષ્ય દેહ’ કરે છે. જેને જેમ ઠીક પડે, તેમ અર્થ કરવા દ્યો. અહીં તો આપણે જ્યાં જઇએ ત્યાં દરેક શ્લોકે શ્લોકે-શ્રીકૃષ્ણ પોતે હાજર છે, શ્રીશુકદેવ અને પરીક્ષિત રાજા જેવા, વક્તા અને શ્રોતા આપણી સાનિધ્ય બેઠા છે. શાસ્ત્રદ્વારા તેમના બોલ આપણે સાંભળી રહ્યા છઇએ; માટે આવો અપરોક્ષ લાભ મૂકીને, અધ્યાત્મ દૃષ્ટિના પરોક્ષ લાભમાં, રસ લેવો નહિં. જે સ્ત્રી પાસે પોતાનો પ્યારો બેઠો હોય, તે સ્ત્રી પ્યારાની છબી સામે વારંવાર જોતી નથી. છબી સાથે વાતચીત કરતી નથી-છબીને ભોજનનો થાળ ધરાવતી નથી.

કેમ! સમજાય છે? ત્યારે બોલો શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુકી જય. હર હર મહાદેવ હર.

ઉપનંદની પ્રપોઝલ-ઠરાવ-પાસ થાય છે-તે સાંભળો-

**तच्छ्रुत्वैकधियो गोपाः, साधु साध्विति वादिनः ॥**
**व्रजान् स्वान् स्वान् समायुज्य, ययू रूढपरिच्छदाः ॥१९॥**

અર્થ—ઉપનંદનું કહેવું સાંભળીને એકમત થએલા ગોપો-‘બહુ સારૂં-બહું સારૂં’ એમ કહીને, પોતપોતાનાં ગાડાં જોડીને, અને તે ગાડાંમાં ઘરવખરી ભરીને, ચાલી નીકળ્યા. [૧૯].

---

૧૯ પદચ્છેદ—**तत् श्रुत्वा**-તે સાંભળીને. **एकधियः गोपाः**-એકમત થએલા ગોપો **साधु साधु इति वादिनः**-‘બહુ સારૂં-બહુ સારૂં’ એમ કહેતા. **स्वान् स्वान् व्रजान् समायुज्य**-પોત પોતાના ગાડાં જોડીને **रूढाः परिच्छदाः**-(ઘરવખરી) **यैः ते रूढपरिच्छदाः**-ઘર વખરી ગાડામાં ભરીને **ययुः**-ચાલી નીકળ્યા.

૧૯ વિવેચન—

બુદ્ધિવાદ—તે વખતે અત્યારના જેવો બુદ્ધિવાદ-બકવાદ-નહિં હોય. બુદ્ધિવાદે મર્યાદાનું બહુ ઉલંઘન કર્યું છે. કુંભાર કરતાં ગધેડાં બહુ ડાહ્યાં થઈ પડયાં છે. નિશાળમાં મહેતાજીના કરતાં વિદ્યાર્થી ડાહ્યા. ઘરમાં માતા પિતા ગાડાં, અને બાળ ગોપાળ ડાહ્યાં. ઓફીસોમાં એક નાનામાં નાનો કલાર્ક અગર પટાવાળો, મોટા ઓફીસરને બેવકુફ ગણે. વ્યવહારમાં પતિ કરતાં સ્ત્રી પોતાનું ડહાપણ ડોળ્યા કરે. નાતમાં-પાંચસો ઘરની નાત, અને છસો પટેલીયા. પચાસ માણસનું મંડળ અને સો મતભેદ. આ તમામ દુર્દશા છે. વિદ્યાર્થીઓએ, બાળકોએ અને નોકરોએ વડીલની આજ્ઞા પાળવામાંજ આનંદ માનવો ઘટે છે. તેમાંજ તેમની શોભા છે. હલકી નાતોમાં નાતના પટેલીયાની જેટલી આમન્યા હોય છે, તેટલી આમન્યા ઉંચી કોમની નાતોમાં નથી. હલકી નાતોમાં કરેલા ઠરાવોનું જેટલું પાલન થાય છે, તેટલું પાલન ઉંચ કોમમાં થતું નથી, તેનું કારણ બુદ્ધિવાદ સિવાય કાંઈ નથી. યાદ રાખજો કે-આ ભયંકર દુઃખનાં મૂળ છે. આવા બુદ્ધિ-વાદવાળા મંડળમાં, કુટુંબમાં અગર સમાજમાં, ડાહ્યા માણસોએ (વડીલોએ) મૌન રાખવું ઘટે છે. કદિ બોલવાનો વિચાર થાય—જરૂર જણાય-તો યમનિયમોના સાધનથી પ્રથમ પોતે પોતાનું જીવન અનુપમ બનાવવું. પછી જે વિષયની ચર્ચા ચાલતી હોય, તે વિષયનો બરાબર અભ્યાસ કરવો. જીવન અનુપમ કર્યા પહેલાં, અને પ્રાપ્ત વિષયનો બરાબર અભ્યાસ કર્યા પહેલાં, સભાપતિ થવાની અગર વડીલ થવાની કદિ ઇચ્છા કરવી નહિં.

હવે આગળ વધીએ. ગોકુળનો કાફલો કેવી રીતે વૃંદાવન તરફ ચાલ્યો જાય છે, તે આપણે સૌ જોઈએ. સૌ સાથે રહેજો. કોઈ ગાડામાં ચડી બેસતા નહિં.—

**वृद्धान् बालान् स्त्रियो राजन्–सर्वोपकरणानि च ॥**
**अनस्स्वारोप्य गोपाला, यत्ता आत्तशरासनाः ॥२०॥**
**गोधनानि पुरस्कृत्य, शृङ्गाण्यापूर्य सर्वतः ॥**
**तूर्यघोषेण महता, ययुः सह पुरोहिताः ॥२१॥**

અર્થ—શ્રીશુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે કે-'હે રાજન્! વૃદ્ધોને, બાળકોને અને સ્ત્રીઓને ગાડાંમાં બેસાડીને, તથા ઘરવખરીનો સામાન ગાડાંમાં ભરીને, સાવધાન રહીને અને હાથમાં ધનુષ્ય બાણ લઈને; તથા ગાયોનાં ધણને આગળ કરીને, તથા પુરોહિતોને સાથે લઈને, ચારે તરફથી શીંગડીઓ વગાડતાં વગાડતાં, (ગોકુલવાસીઓ વૃંદ્રાવનને રસ્તે) ચાલ્યા જતા હતા.' [૨૦-૨૧]

---

૨૦-૨૧ પદચ્છેદ—**हे राजन्**-હે પરીક્ષિત રાજા, **वृद्धान् बालान् स्त्रियः**-વૃદ્ધ બાળકો અને સ્ત્રીઓને (ગાડાંમાં બેસાડીને) **च**-અને **सर्वोपकरणानि**-સઘળા સર સામાનને **अनस्सु आरोप्य**-ગાડાંમાં ભરીને, **यत्ताः**-સાવધાન **आत्तानि** [illegible] **यैः ते आत्तशरासनाः**-હાથમાં ધનુષ્ય બાણ લઇને **गोधनानि पुरस्कृत्य**-ગાયોનાં ધણને આગળ કરીને **सर्वतः शृंगाणि आपूर्य**-ચારે તરફથી શીંગડીઓ વગાડતા **महता तूर्यघोषेण**-તુરીનો મોટો નાદ કરતા. **सह पुरोहिताः**-પુરોહિતોને સાથે લઇને, **ययुः**-ચાલ્યા.

૨૦-૨૧ વિવેચન--

હાથમાં ધનુષ્ય બાણુ લઇને, સાવધાન રહીને, ગોપો ગાડાંની આગળ પાછળ ચાલ્યા જાય છે.

બ્રાહ્મણુ વર્ગને સાથે લીધો છે--ગમે એટલી નિશાળો થાય, કોલેજો થાય, વનિતા વિશ્રામો થાય--સમાજો થાય, તોપણુ એમ કહેવુંજ પડે કે--બ્રાહ્મણો શુભ સંસ્કારના દાતા છે. જ્યાં બ્રાહ્મણુનાં કુટુંબો સુખી નથી-ધાર્મિક નથી--નિવૃત્તિ પરાયણુ નથી, ત્યાં આ લોકનાં અને પરલોકનાં સુખ, કૃષ્ણુ પક્ષના ચંદ્રની માફક, ધીમે ધીમે અદૃશ્ય થતાં જાય છે. બ્રાહ્મણોએ સુખી થવું હોય, તો પ્રથમ આહાર વિહાર શુદ્ધ રાખવા. પછી જેમ બને તેમ લૌકિક વ્યવહારથી મુક્ત રહેતાં શીખવું. જનસમુહથી પણુ દૂર રહેતાં શીખવું. તપ, મૌન અને શાસ્ત્ર સેવનમાં દિનપ્રતિદિન આગળ વધતા જવું, યોગ અને વેદાંતનો સારી રીતે અભ્યાસ કરવો. બ્રાહ્મણુ સિવાયની ઇતર પ્રજાએ, બ્રાહ્મણોને રંગે ચડાવવા નહિં. પોતાનાં માતપિતાની માફક સુપાત્ર બ્રાહ્મણોની સેવા-તન મન અને ધનથી કરવી. સદ્‌ગ્રન્થો ભણુવાની સગવડ કરી આપવી. અવાર નવાર બ્રાહ્મણોની પરિક્ષા કરાવીને, ઇનામના રૂપમાં દાન દક્ષણા આપીને, તેમનો ઉત્સાહ વધારવો. સંધ્યાવંદનાદિ ક્રિયા ન કરતા હોય, તે બ્રાહ્મણોને શરમાવીને-લલચાવીને સંધ્યાવંદનાદિ ક્રિયામાં જોડવા. એમ છતાં ન માને, તો તેમનાથી દૂર રહેતાં શીખવું.

હવે ગોપીઓનાં અને શ્રીકૃષ્ણુનાં દર્શન કરીએ—

**गोप्यो रूढरथा नूत्न-कुचकुङ्कुमकान्तयः ॥**
**कृष्णलीला जगुः प्रीता, निष्ककण्ठ्यः सुवाससः ॥२२॥**
**तथा यशोदारोहिण्या-वेकं शकटमास्थिते ॥**
**रेजतुः कृष्णरामाभ्यां, तत्कथाश्रवणोन्मुखे ॥२३॥**

અર્થ—તે વખતે ગાડાંઓમાં બેઠેલી, સ્તન ઉપર લગાવેલા નવા કેસરથી શોભતી, સારાં વસ્ત્રોવાળી, અને જેઓએ ગળામાં પદક પહેર્યાં હતાં, તે ગોપીઓ, રાજી થઇને ભગવાનની લીલાઓ ગાતી હતી. [૨૨].

---

૨૨ પદચ્છેદ—[ **रूढः रथः याभिः ताः** ] **रूढरथाः गोप्यः**-ગાડામાં બેઠેલી ગોપીઓ **नूत्नैः** (નવાં) **कुचकुंकुमैः कान्तिः यासां ताः गोप्यः**-સ્તન ઉપર નવા કેસરના લેપથી જેઓ શોભતી હતી અથવા **नूत्नेषु कुचेषु यत् कुंकुमं तेन कान्तिः यासां ताः**-નવા કુચમાં જે કેસર લગાવ્યું હતું તેની કાંતિથી શોભતી ગોપીઓ. **शोभनानि वासांसि यासां ताः सुवाससः**-તેમણે સુંદર વસ્ત્રો પહેર્યાં હતાં. **निष्कानि** (પદક) **कंठेषु यासां ताः निष्कंठ्यः**-જેઓએ કંઠમાં પદક પહેર્યાં હતાં તે ગોપીઓ. **कृष्णलीलाः प्रीताः जगुः**-રાજી થઇને ભગવાનની લીલા ગાતી હતી.

૨૩ પદચ્છેદ—**तथा**-તે પ્રમાણેજ. **यशोदारोहिण्यौ**-યશોદા અને રોહિણી. **एकं शकटं आस्थिते**-એક ગાડામાં બેઠાં હતાં. **तयोः कथायाः श्रवणे उन्मुखे**-કૃષ્ણુ અને બળરામની કથા સાંભળવાને ઉત્સુક હતી તે **कृष्णरामाभ्यां रेजतुः**-કૃષ્ણુ અને બળરામના સંગમાં શોભતી હતી.

અર્થ—તે પ્રમાણેજ યશોદાજી તથા રોહિણીજી પણ એક ગાડામાં બેઠાં હતાં. તે બેઉ શ્રીકૃષ્ણની અને બળરામની લીલાઓ, આતુરતા પૂર્વક સાંભળતાં હતાં, અને કૃષ્ણ બળરામના સંગમાં શોભતાં હતાં. [૨૩]

૨૨-૨૩ વિવેચન—

ગોપીઓએ જે શણગાર ધર્યા છે, તે ભરતખંડનું ગૌરવ-વૈભવ-સૂચવે છે. હવે તો વૈભવમાં ઝુલફા અને ચા પાણી રહ્યાં છે. આ ગોપીઓ કોણ હતી?—

**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम्॥**

**कथयंतश्च मां नित्यं, तुष्यंति च रमंति च॥** [ગીતા અ. ૯-૧૦]

શ્રી કૃષ્ણ કહે છે કે—તેઓ મારામાંજ મન અને પ્રાણ રાખીને, નિત્ય પરસ્પર મારોજ બોધ કરે છે, મારૂંજ કીર્તન કરે છે, અને મારામાંથીજ સંતોષ તથા આનંદ પ્રાપ્ત કરે છે.

ગાડામાં બેસીને ગોપીઓ શું ગાતી હતી?—

પદ.

રૂડા રંગીલા પ્યારા કૃષ્ણજીરે લોલ—(૨)
હાંરે તુંને દીઠે ઠરે મારાં નેણજો—વ્હાલા લાગો છો વ્રજ લાડીલા.
હે પ્યારા લાગો છો—વ્રજ લાડીલા૦
કૃષ્ણ તે કંઠ કેરૂં ઝુમણું રે લોલ, (૨) હરિ હૈયાના હાર મારા વ્હાલા-વ્હાલા૦ પ્યારા૦
હરિનું મુખડું તે કમળ સરીખડું રે લોલ, (૨) તેના મીઠા મધુરા વેણજો-વ્હાલા૦ પ્યારા૦
મોર મુગટ સોહામણો રે લોલ, (૨) કુંડળ ઝળક છે કાન જો-વ્હાલા૦ પ્યારા૦
ભાલે તિલક કેસર તણાં રે લોલ, (૨) તેના ખીટલીયાળા કેશ જો-વ્હાલા૦ પ્યારા૦
કંઠે તે કંઠી તુલસી તણી રે લોલ, (૨) માંહે ગજમુક્તાના હાર જો-વ્હાલા૦ પ્યારા૦
બાંહે બાજુ બંધ બેરખા રે લોલ, (૨) માંહિ કંકણનો રણકાર જો-વ્હાલા૦ પ્યારા૦
કેડે પીતાંબર કસકસે રે લોલ, (૨) પાયે ઝાંઝરનો ઝણકાર જો-વ્હાલા૦ પ્યારા૦
બ્રહ્માદિક સેવા કરે રે લોલ, (૨) એ તો ભક્તોના પુરે કોડ જો-વ્હાલા૦ પ્યારા૦
ગાય શીખેને સાંભળે રે લોલ, (૨) તેને જય જય શ્રી રણછોડ જો-વ્હાલા૦ પ્યારા૦

યશોદાજી અને રોહિણીજી, શ્રી કૃષ્ણ તથા બળભદ્રને લઇને, એક જુદા ગાડામાં બેઠાં હતાં. ત્યાં બેઠાં બેઠાં શ્રી કૃષ્ણ-લીલામૃતનું પાન આતુરતા પૂર્વક કરતાં હતાં. સાધારણ રીતે જેમ વૃક્ષ ફળથી શોભે, તેમ સ્ત્રી બાળકથી શોભે. ત્યારે આ તો શ્રી કૃષ્ણની માતા, તે કેમ ન શોભે?

હવે આગળ વધીએ. હવે સૌ વૃંદાવન પહોંચે છે. આપણે પણ તેમની સાથે છઇએ. શ્રીશુકદેવજી અને પરીક્ષિતની સાથે આપણે ચાલ્યા આવીએ છઇએ.

**वृन्दावनं संप्रविश्य, सर्वकालसुखावहम्॥**

**तत्र चक्रुर्व्रजावासं, शकटैरर्धचन्द्रवत्॥२४॥**

૨૪ પદચ્છેદ—**सर्वकालेषु सुखं आवहति-सर्वकालसुखावहम्** इति **वृंदावनं**-સર્વ ઋતુમાં સુખ રહે એવા વૃંદાવનમાં **संप्रविश्य**-પેસીને, દાખલ થઇને **शकटैः अर्धचंद्रवत्**-ગાડાંઓથી અર્ધચંદ્રાકારે. **व्रजस्य आवासं चक्रुः**-વ્રજનો મુકામ બનાવ્યો.

**वृन्दावनं गोवर्धनं, यमुनापुलिनानि च ॥**
**वीक्ष्यासीदुत्तमा प्रीती, राममाधवयोर्नृप ॥२५॥**

**અર્થ—વૃંદાવન કે-જે સર્વકાળમાં (સર્વ ઋતુમાં) સુખદાયી છે, તે વૃંદાવનમાં ગોપોએ પ્રવેશ કરીને, ગાડાંઓવડે અર્ધ ચંદ્રકારે વ્રજનો પડાવ નાંખ્યો-મુકામ કર્યો. હે પરીક્ષિત રાજા ! વૃંદાવન, ગોવર્દ્ધન અને યમુનાજીનાં તટ દેખીને, બળભદ્ર તથા શ્રીકૃષ્ણને બહુ આનંદ થયો. [૨૪-૨૫]**

૨૪-૨૫ વિવેચનઃ—

**દોહરો**—વૃંદાવનસેં વન નહિ, નંદ ગામસેં ગામ;
બંસી બટસેં બટ નહિ, કૃષ્ણ નામસે નામ. સીયા૦

**સોરઠો**—નિરખિ અનુપમ ઠામ, શકટ દિયે સબ છોરિકે;
સબકે મન વસ સ્યામ, બસે સકલ વૃંદા વિપિન— સીયા૦

આ પ્રમાણે પ્રભુ વૃંદાવનમાં આવ્યા. અહીં રહીને શ્રીકૃષ્ણ અનેક લીલાઓ કરશે. 'પોતે પરમાત્મા છે,' એવું આ સ્થળેથી ત્રણલોકને વિદિત કરશે. યમુના અને ગિરિરાજ અહીં પાસેજ છે. વિધર્મીઓ પણ વૃંદાવનનો મહિમા ગાય છે. એવું આ સ્થળ છે. ગોપિકાઓ ગોવિંદના ગુણ ગાય છે; અને યશોદાજી તથા રોહિણીજી ભાવથી સાંભળે છે. કલિયુગમાં યોગ યજ્ઞ બની શકે એવું નથી. માટે પ્રભુ ગુણાર્વિંદ ભાવથી સાંભળો, અને મુખથી શ્રી કૃષ્ણને જપો. બ્રહ્માનંદ સ્વામી કહે છે કે—

**ભજન-રાગ દેશ.**

શ્રીકૃષ્ણ નામ સાર ઉધો, કઠિન યોગ હૈ— ટેક૦
આસન મૂલબંધ તાન, પ્રાણ પવન કર સમાન;
કૈસે ધરે ધ્યાન સખી, તજ કે ભોગ હૈ— શ્રીકૃષ્ણ નામ૦
શિશ મુગટ કુંડલ કાન, બંસી અધર મધુર ગાન;
હમસે સહન હોય નહિ, વો વિયોગ હૈ— શ્રીકૃષ્ણ નામ૦
લિમેં કેવલ હરિકા નામ, લેત મિલત મોક્ષધામ;
મનેમેં સદા જપત મુની, સિદ્ધ લોગ હૈ— શ્રીકૃષ્ણ નામ૦
વરત નેમ યજ્ઞ દાન, કોઇ ન નામકે સમાન;
બ્રહ્માનંદ હરણ જન્મ, મરણ રોગ હૈ— શ્રીકૃષ્ણ નામ૦

અર્ધચંદ્રાકાર—મહાદેવજીનું ચિન્હ અર્દ્ધ ચંદ્રાકાર છે, તેથી તેવા આકારે મુકામ કર્યો જણાય છે. અગર વચ્ચે નંદનો મુકામ, અને આસપાસ વ્રજવાસીઓનાં મુકામ, એવી ગોઠવણ કરી હશે.

---

૨૫ પદચ્છેદ—**नृप**-હે રાજન્. **वृंदावनं गोवर्धनं**-વૃંદાવન, ગોવર્ધન, **यमुनापुलिनानि च**-અને યમુનાજીના તટ **वीक्ष्य**-દેખીને **राममाधवयोः उत्तमा प्रीती**-રામ અને કૃષ્ણને બહુ આનંદ **आसीत्**-થયો.

વૃંદાવનમાં શ્રીયમુનાજીના તટ અને ગોવર્ધન દેખીને, બળભદ્ર અને શ્રીકૃષ્ણ બહુ રાજી થયા. આ સંસારમાં નદી અને પહાડ એ બે દૈવી સ્થાન છે. સંસારની વિસ્મૃતિ કરાવે એવાં સ્થાન છે. ત્યારે ગંગા યમુનાના તટની શી વાત કરીએ! જ્યાં શ્રીકૃષ્ણ રમ્યા-કુદ્યા તે પવિત્ર સ્થાનની શી વાત કરીએ? [વૃંદાવન સંબંધી વિશેષ સમાચાર, અહીંથી પ્રગટ થએલા 'ઘેર બેઠા ગંગા' અગર 'યાત્રા' તે નામના ગ્રન્થમાં છે.]

જે સ્ત્રી પુરૂષોને ઉંચી ભૂમિકામાં આવવું હોય, ભગવદ્દમય જીવન કરવું હોય, તેમણે નદીના એકાંત તટ, અને પહાડ ઉપરનાં રમણીય સ્થાન, અમુક અમુક વખત સેવવાં જોઇએ. યાત્રા, ઉજાણી વિગેરે પ્રસંગે, જેમ ત્યાં જમવા રમવાની મજા છે; તેમ ત્યાં સ્નાન સંધ્યાદિ ક્રિયા કરવાની અને શ્રવણ મનનની મજા છે.

પ્રભુની વય—'વૃંદાવનમાં આવ્યા ત્યારે પ્રભુની વય અઢી વરસની હતી.' એવું શ્રીકૃષ્ણ લીલામૃતના કર્તા પારેખ લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ કહે છે. કેટલોએક સમય વૃંદાવનમાં વીત્યા પછી, શ્રીકૃષ્ણ મોટા થયા, તે વાત હવે સાંભળો—

**एवं व्रजौकसां प्रीतिं, यच्छन्तौ बालचेष्टितैः ॥**
**कलवाक्यैः स्वकालेन, वत्सपालौ बभूवतुः ॥२६॥**
**अविदूरे व्रजभुवः, सह गोपालदारकैः ॥**
**चारयामासतुर्वत्सान्, नानाक्रीडापरिच्छदौ ॥२७॥**

અર્થ—ઉપર પ્રમાણે બાળલીલાઓથી, અને કાલી બોબડી મધુર વાણીથી, વ્રજવાસીઓને રાજી કરતાં કરતાં, યોગ્યકાળે, વાછડાંઓને ચરાવવા જેવડા, રામ અને કૃષ્ણ મોટા થયા. [૨૬] જેમની પાસે રમતનાં અનેક સાધનો હતાં, એવા તે બે બાળકો-એવા રામ અને કૃષ્ણ, બીજા બાળકોની સાથે, વૃંદાવનની પાડોશમાં વાછરડાં ચારવા લાગ્યા. (૨૭)

૨૬-૨૭ વિવેચન—

પદ.

ગૌ ચારી ઘેર આવે, વ્હાલો મારો ગૌ ચારી ઘેર આવે (૨)
હાથે લાકડીયાં અને ખભે કામળીયાં, મીઠી મોરલી બજાવે—વ્હાલો૦
ગુંજા ફુલના હાર મનોહર, મોર મુગટ શીર સોહે—વ્હાલો૦

---

૨૬ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે **बालचेष्टितैः**-બાળલીલાઓથી, **कलवाक्यैः**-અને કાલી કાલી મધુર વાણીથી **व्रजौकसां प्रीतिं यच्छंतौ**-વ્રજવાસીઓને રાજી કરતાં કરતાં **स्वकालेन**-યોગ્યકાળે **वत्सपालौ बभुवतुः**-વાછડાંઓ ચારવા જેવડા મોટા થયા.

૨૭ પદચ્છેદ—**नानाक्रीडायाः परिच्छदाः** (સામગ્રિ) **ययोः तौ**-જેમની પાસે રમવાનાં નાના પ્રકારનાં સાધનો હતાં તે બે ભાઇઓ **गोपालदारकैः सह**-ગોવાળના બાળકોની સાથે **व्रजभुवः अविदूरे**-વૃંદાવનની પાડોશમાં **वत्सान् चारयामासतुः**-વાછરડાં ચારવા લાગ્યા.

સ્વામી તણી સુંદરતા જોઈ જોઇ, વ્રજજનનાં મન મોહે—વ્હાલો૦
કુમકુમ કેરા છાંટા દેવરાવું, મોતીડે ચોક પુરાવું—વ્હાલો૦
નરસઈના સ્વામી મંદિર પધારો, શેરીએ ફુલડાં વેરાવું—વ્હાલો૦

ભક્તરાજ **પ્રીતમ** કહે છે કે—'કોઇ વખત શ્રીકૃષ્ણ વન ન જવાનો ઢોંગ કરતા હતા. તે સમયે પ્રભુ યશોદાજીને કહેતા હતા કે—[ બરાબર રંગભેર ઉપાડજો.—]

પદ.

હું નહિં જાઉં રે-ગાવડલી ચારવાને યશોદા માતા! (૨)
તમે શું કહો છો? ગોવાળીયા તો છેડ કરે છે મારી—હું નહિં૦ ટેક૦
મને પરભાતે વહેલો ઉઠાડે; મને ટાઢેતે પાણીએ નવરાવે;
મને ઠંડી રોટી ખવરાવે— હું નહિં૦ તમે શું૦
મને કાળીયો કાળીયો સૌ કહે છે, મને સૌ મળી મેણાં દે છે;
મને ગાયોની પાછળ દોડાવે— હું નહિં૦ તમે શું૦
મહા વનમાં વાઘ વરુ રહે છે, તે દેખીને તન મારૂં ધ્રુજે છે;
મને મોકલવો કેમ સુજે છે?— હું નહિં૦ તમે શું૦
ઘેરાં ગંગા ને જુમનાનાં નીર વહે છે;
મોટા મગર ને મચ્છ અંદર રહે છે.
તેથી બુડી જવાનો મને ડર રહે છે— હું નહિં૦ તમે શું૦
મને આંબલી પીપળી રમાડે, મને અદ્ધર આમ તેમ દોડાવે,
ત્યાંથી પડી જાઉં તો મારો પગ ભાંગે—હું નહિં૦ તમે શું૦
દાસ પ્રીતમનો સુણજો દાવો, રસ પીયો ને પૂરણ પાઓ;
તમે હરિ ભજીને લ્યો લ્હાવો—હું નહિં૦ તમે શું૦

આ બધી પ્રાકૃત બાળકના જેવી ચેષ્ટાઓ છે, હૈયું હાથ રાખજો—
હવે આગળ વધીએ—

**क्वचिद्वादयतो वेणुं, क्षेपणैः क्षिपतः क्वचित् ॥**
**क्वचित्पादैः किङ्किणीभिः, क्वचित्कृत्रिमगोवृषैः ॥२८॥**
**वृषायमाणौ नर्दन्तौ, युयुधाते परस्परम् ॥**
**अनुकृत्य रुतैर्जन्तूंश्चेरतुः प्राकृतौ यथा ॥२९॥**

---

૨૮ પદચ્છેદ—**क्वचित् वेणुं वादयतः**-કોઈ વખત વેણુ વગાડતા હતા **क्वचित् क्षेपणैः क्षिपतः**-બીલાં આમળાં વિગેરે ફેંકતા હતા. **क्वचित्**-કોઇ વખત **किंकणीभिः पादैः क्षिपतः**-ઘુઘરીવાળા પગ પછાડતા હતા. **क्वचित्** કોઇ વખત **कृत्रिमगोवृषैः**-ધાબળા ઓઢીને ગોપ બાળકો બળદ થતા હતા તેમની સાથે રામ કૃષ્ણ રમતા હતા.

૨૯ પદચ્છેદ—કોઇ વખત **वृषायमाणौ**-પોતે બળદો બનીને **नर्दंतौ**-બળદ જેવો અવાજ કરતા હતા **युयुधाते परस्परम्**-કોઈ વખત સામ સામા લડતા હતા. કોઇ વખત **रुतैः जंतून् अनुकृत्य**-હંસ, મોર વિગેરે જીવોના જેવો અવાજ કરીને. **यथा प्राकृतौ**-સામાન્ય બાળકની માફક, **चेरतुः**-આમ તેમ ફરતા હતા.

અર્થ—આ બે બાળકો કોઈ વખત વેણુ વગાડતા હતા, કોઇ વખત બીલાં, આમળાં વિગેરે પદાર્થો એક બીજા ઉપર ફેંકતા હતા. કોઈ સમયે ઘુઘરીવાળા પગ પછાડતા હતા. ધાબળા ઓઢીને ગોપ બાળકો બળદ થતા હતા, ત્યારે કોઇ વખત, આ બે બાળકો તેમની સાથે રમતા હતા. [૨૮]. કોઇ વખત પોતે બળદ બનીને, બળદના જેવો અવાજ કરતા હતા. કોઇ વખત સામસામા લડતા હતા. કોઇ વખત હંસ, મોર, કોયલ, વિગેરે પક્ષીઓના જેવો અવાજ કરીને (પક્ષીઓના ચાળા પાડીને), સામાન્ય બાળકોની માફક આમ તેમ ફરતા હતા. [૨૯].

૨૮-૨૯ વિવેચન—

હવે શ્રીકૃષ્ણ અને બળરામ રમતે ચડયા. નવી નવી રમતો શરૂ થઇ.

શ્રીકૃષ્ણને રમતા દેખીને, તેમને પ્રાકૃત બાળક જેવા ધારીને, વત્સાસુર શ્રીકૃષ્ણને મારવા આવે છે—

**कदाचिद्यमुनातीरे, वत्सांश्चारयतोः स्वकैः ॥**
**वयस्यैः कृष्णबलयोर्-जिघांसुर्दैत्य आगमत् ॥३०॥**

**तं वत्सरूपिणं वीक्ष्य, वत्सयूथगतं हरिः ।**
**दर्शयन्बलदेवाय, शनैर्मुग्ध इवासदत् ॥ ३१ ॥**

અર્થ—એક વખત શ્રીકૃષ્ણ અને બળભદ્ર, પોતાના મિત્રોની સાથે, યમુનાજીના તટ ઉપર, વાછરડાં ચારતા હતા. તે સમયે તેમને મારવાના હેતુથી, એક અસુર (ત્યાં) આવ્યો. [૩૦]. વાછડાનું રૂપ લઇને વાછડાંના ટોળામાં ભળી ગએલા તે દૈત્યને દેખીને, શ્રીકૃષ્ણે (પ્રથમ) બળભદ્રને તે દૈત્ય બતાવ્યો; પછી અજાણ્યાની માફક ધીમે ધીમે, પોતે તેની પાસે આવ્યા. [૩૧].

૩૦-૩૧ વિવેચન—

વત્સનું રૂપ ધારણ કરીને આવ્યો, તે માટે તેનું નામ **વત્સાસુર** રાખ્યું જણાય છે. 'વત્સ બને તો કોઈ ઓળખી શકે નહિં, અને સહેલાઇથી શ્રીકૃષ્ણની પાસે આવી શકે,' એવા ભાવથી તે અસુરે વત્સરૂપ ધારણ કર્યું જણાય છે. સર્વાત્મા એવા-સર્વજ્ઞ એવા—શ્રીકૃષ્ણે તે વત્સાસુરને તુરત ઓળખી કાઢયો. ઓળખીને બળભદ્રને બતાવવામાં એવો ભાવ છે. કે—

૩૦ પદચ્છેદ—कदाचित्-એક વખત **यमुनातीरे**-યમુનાજીના તટ ઉપર **स्वकैः वयस्यैः**-પોતાના મિત્રો સાથે. **वत्सान् चारयतोः कृष्णबलयोः**-વાછડાં ચારતા કૃષ્ણ બળદેવને **हन्तुं इच्छुः जिघांसुः**-મારવાની ઇચ્છા વાળો **दैत्यः आगमत्**-અસુર આવ્યો.

૩૧ પદચ્છેદ—वत्सरूपिणं **वत्सयूथगतं तं**-વાછડાનું રૂપ લઇને વાછડાંના ટોળામાં ભળી ગએલા તે દૈત્યને, **वीक्ष्य**-દેખીને. **बलदेवाय दर्शयन् हरिः**-બળદેવને દેખાડતા હરિ **मुग्धः इव**-અજાણ્યાની માફક, **शनैः आसदत्**-ધીમે ધીમે તેની પાસે આવ્યા.

'હું તેને મારૂં તેથી તમે વિસ્મય પામશો નહિં.' અજાણ્યાની માફક ધીમે ધીમે આવવામાં, પ્રાકૃત બાળકના જેવી ચેષ્ટા છે.

હવે અસુરનો નાશ કરે છે—

**गृहीत्वाऽपरपादाभ्यां, सहलाङ्गूलमच्युतः ॥**
**भ्रामयित्वा कपित्थाग्रे, प्राहिणोद्गतजीवितम् ॥**
**स कपित्थैर्महाकायः, पात्यमानैः पपात ह ॥ ३२ ॥**

**तं वीक्ष्य विस्मिता बालाः, शशंसुः साधु साध्विति ॥**
**देवाश्च परिसंतुष्टा, बभूवुः पुष्पवर्षिणः ॥ ३३ ॥**
**( वत्सासुरं हतं श्रुत्वा, व्रजे गोप्यश्च विस्मिताः ॥ ).**

અર્થ—ભગવાને પુંછડા સાથે તેના પાછલા પગ પકડીને, તેને ખૂબ ફેરવ્યો. પછી તે મરી જાય એવા હેતુથી, કોઠીના ઝાડ સાથે તેને પછાડયો. કોઠીના ઝાડ ઉપરથી કોઠાં પડવા લાગ્યાં, અને તેઓની સાથે તે મોટી કાયાવાળો અસુર પણ પડયો. ( વત્સરૂપ તજીને અને અસુરરૂપ ધારણ કરીને મરણાધીન થયો. [૩૨]

અર્થ—મોટી કાયાવાળા અસુરને દેખીને વિસ્મય પામેલા બાળકો 'બહુ સારૂં થયું'-'બહુ સારૂં થયું' એમ કહીને [ શ્રીકૃષ્ણનાં ] વખાણ કરવા લાગ્યા. બહુ રાજી થએલા દેવો, પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. [૩૩]

૩૨–૩૩ વિવેચન—

દેખાય છે તો બાળક, અને જોર તો ઘણું છે, એવો અનુભવ વત્સાસુરને થયો હશે. બાળક આવા અસુરને મારે, એજ પ્રભુનું પ્રભુત્વ. શ્રીકૃષ્ણનું પ્રભુત્વ દેખીને, દેવોએ પુષ્પવૃષ્ટિ કરી; અને બાળકોએ વાહ્ વાહ્ કર્યું.

મોત વખતે આસુર રૂપ-જેમ પૂતના વિગેરે અસુરો મોત વખતે અસલ–ભયંકર રૂપમાં આવી ગયા હતા, તેમજ વત્સાસુરે પણ મરણ વખતે ભયંકરરૂપ ધારણ કર્યું હતું.

---

૩૨ પદચ્છેદ—**अच्युतः**–ભગવાને **अपरपादाभ्यां सहलांगूलं गृहीत्वा**–પુંછડા સાથે પાછલા પગ પકડીને **भ्रामयित्वा**-ફેરવી ફેરવીને **कपित्थाग्रे प्राहिणोत् गतजीवितम्**–મરી જાય એવી રીતે કોઠીના ઝાડ સાથે પછાડયો. **पात्यमानैः कपित्थैः**–કોઠીના ઝાડ ઉપરથી કોઠાં પડવા લાગ્યાં-તેની સાથે **स महाकायः पपात ह**–તે મોટી કાયાવાળો અસુર પણ પડયો.

૩૩ પદચ્છેદ—**तं वीक्ष्य**–તેને દેખીને **विस्मिताः बालाः**–વિસ્મય પામેલા બાળકો **साधु साधु इति**–'બહુ સારૂં થયું' 'બહુ સારૂં થયું'-એમ **शशंसुः**–વખાણ કરવા લાગ્યા. **परिसंतुष्टाः देवाः**–બહુજ રાજી થએલા દેવો (**पुष्पाणि वर्षयन्ति इति पुष्पवर्षिणः**) **पुष्पवर्षिणः बभूवुः**–પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.

વિદ્વાનોએ વત્સાસુરને અનેક રીતે ઘટાવ્યો છે, પણ તે તમામ મૂળને તજીને ડાંખળાં પકડવા જેવું છે. વત્સાસુરને કલ્પિત કહીએ, તો કૃષ્ણ, યમુના, વૃંદાવન વિગેરે કલ્પિત ઠરે.

શ્રીશુકદેવજી શ્રીકૃષ્ણને ફરીથી ઓળખાવે છે.

**तौ वत्सपालकौ भूत्वा, सर्वलोकैकपालकौ ॥**
**सप्रातराशौ गोवत्सांश्-चारयन्तौ विचेरतुः ॥ ३४ ॥**

**અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે—આ બે ભાઈઓ કે જેઓ સર્વલોકના પાલક છે, તેઓ વત્સપાલ બનીને–વાછડાંના પાલક બનીને, શીરામણ સાથે લઈને [ ઘેરથી ] નીકળતા, અને વાછડાંને ચારતાં ચારતાં આમ તેમ ફરતા હતા. [ ૩૪ ]**

૩૪ વિવેચન—

શુકદેવજી કહે છે કે—'આ એક બળવાન્ બાળક છે, એટલુંજ નહિં, પણ લોકપાળોના પાલક છે. તે અત્યારે વત્સપાલ–ભરવાડ–ગોવાળ–બન્યા છે. તેમાં તમારે જરાએ શંકા કરવી નહિં.'

ધૂળનો સ્વભાવ છે કે–તેને નોતરીએ નહીં–બોલાવીએ નહિં–તોપણ જ્યાં ત્યાં પથરાતી રહે; તેટલા માટે વારંવાર સાવરણી ફેરવવી પડે; તેમ અવતારની લીલાઓમાં જ્યાં ત્યાં શંકા–તર્કવિતર્ક–થયાજ કરે. તેના નિવારણ માટે, વક્તાએ વારંવાર પ્રભુત્વની ખાત્રી આપવી પડે.

દેવો કહે છે કે—

રાગ—ગજલ કવ્વાલી.

ચાલો સખી બિંદરાવનમેં, વાં તો બંસરી શ્યામ બજાવત હે—ટેક૦
ધર્મકે પાલન કારણસેં, હરિને વ્રજમેં અવતાર લિયા;
મિલ ગ્વાલન બાલનકે સંગમેં, યમુનાતટ ધેનુ ચરાવત હે.—ચાલો સખી૦
સિર મોરકી પાંખકી ટોપ ધરે, મકરાકૃત કુંડલ કાનનમેં;
ગલમેં વનમાલ વિરાજ રહી, કટિમેં પટપીત સુહાવત હે—ચાલો સખી૦
વનકુંજનમેં હરિ રાસ રચી, સખિયાં સંગમે મિલ ગાન કરે;
ભાગ્ય બડે વ્રજ ગોપિનકે, હરિ હાથ મિલાય નચાવત હે—ચાલો સખી૦
મધુરી મુરલી ધુનકો સુનકે, સબ દેવ સમાજ જુડે નભમેં;
બ્રહ્માનંદ નિહાર છબી પ્રભુકિ, અપને મનમેં સુખ પાવત હે—ચાલો સખી૦

---

૩૪ પદચ્છેદ—**सर्वलोकैकपालकौ**–સર્વ લોકોના મુખ્ય પાલકો **तौ**–એ બે ભાઈઓ **[व]त्सपालकौ भूत्वा**–વાછડાના પાલક થઈને **प्रातः आशः प्रातराशः**–શીરામણ **प्रातराशेन सहितौ सप्रातराशौ**–શીરામણ સાથે લઈને નીકળેલા **गोवत्सान् चारयन्तौ**–ગાયના વાછડાંને ચારતાં ચારતાં **विचेरतुः**–આમતેમ ફરતા હતા.

હવે બગલારૂપે બકાસુર આવે છે—

स्वं स्वं वत्सकुलं सर्वे, पाययिष्यन्त एकदा ॥
गत्वा जलाशयाभ्याशं, पाययित्वा पपुर्जलम् ॥३५॥
ते तत्र ददृशुर्बाला, महासत्वमवस्थितम् ॥
तत्रसुर्वज्रनिर्भिन्नं, गिरेः शृङ्गमिव च्युतम् ॥३६॥
स वै बको नाम महा–नसुरो बकरूपधृक् ॥
आगत्य सहसा कृष्णं, तीक्ष्णतुण्डोऽग्रसद्बली ॥३७॥

અર્થ—એક દિવસે સઘળા બાળકો, પોતપોતાના વાછરડાંનાં ટોળાંને, જળ પાવાની ઈચ્છાથી, જળાશય પાસે ગયા. ત્યાં વાછડાંને પાણી પાઈને પોતે પાણી પીતા હતા, તે વખતે વજ્રથી ભેદાઇને જાણે પર્વતનું શિખર તુટી પડયું ન હોય, એવું એક મોટું પ્રાણી ત્યાં પડેલું દેખીને, તે બાળકો ચમકી ગયા. બગલાનું રૂપ ધારણ કરનારો તે બક નામનો મોટો અસુર હતો. તેની ચાંચ તીક્ષ્ણ હતી, અને તે બળવાન્ હતો. એકદમ તે આવીને શ્રીકૃષ્ણને ગળી ગયો. [૩૫–૩૬–૩૭]

૩૫–૩૬–૩૭ વિવેચન—

'પર્વતના શિખર જેવું પ્રાણી' કહેવામાં અસુરના ભયંકર રૂપનું સૂચન છે.

**દોહરો**—નિડર શ્યામ આગે ભયે, ચલે બકાસુર પાસ;
કહત સખા સબ શ્યામસેં, નહિં જીવનકી આશ. સીયા૦

**સોરઠો**—અબહું નહિ ડરાત, બચે કિતે ઉત્પાતસેં;
ચલે જહાં હરિ જાત, હમ બરજત માનત નહિં— સીયા૦

જેમ લોભ આનંદનો નાશ કરે, અને અસત્ય સત્યનો નાશ કરે; તેમ જેવા પ્રભુ બગલા પાસે આવ્યા, કે બગલો પ્રભુને ગળી ગયો; સત્યરૂપ ભગવાન અદૃશ્ય થયા, અને બાળકોના આનંદનો નાશ થયો—બાળકો ગભરાઇ ગયા.

---

૩૫ પદચ્છેદ—**एकदा**–એક વખત **सर्वे**–સર્વ બાળકો. **स्वं स्वं वत्सकुलं**–પોતપોતાના વાછડાંના ટોળાંને. **पाययितुं इच्छन्ति इति पाययिष्यंतः**–જળ પાવાની ઇચ્છાથી. **जलाशयस्य अभ्याशं** (સમીપ) **गत्वा**–જળાશયની પાસે જઇને. **पाययित्वा**–વાછડાંને પાણી પાઇને. **जलं पपुः**–પોતે જળ પીતા હતા.

૩૬ પદચ્છેદ—**तत्र**–તે સ્થળમાં. **वज्रेण निर्भिन्नं**–વજ્રથી ભાંગેલું **गिरेः च्युतं शृगं इव**–પર્વત ઉપરથી તુટી પડેલા શિખરના જેવું. **अवस्थितम् महासत्वं**–પડેલા મોટા પ્રાણીને **ते बालाः ददृशुः**–તે બાળકો દેખીને. **तत्रसुः**–ચમકી ગયા. ત્રાસ પામી ગયા.

૩૭ પદચ્છેદ—**सः**–તે. **बकरूपधरः**–બગલાનું રૂપ ધારણ કરનાર. **बकः नाम महान असुरः**–બક નામનો મોટો અસુર હતો. **तीक्ष्णं तुंडं** (ચાંચ) **यस्य सः तीक्ष्णतुंडः**–તે તીક્ષ્ણ ચાંચવાળો હતો. **बली**–બલવાન હતો. **आगत्य सहसा**–તે એકદમ આવીને **कृष्णं अग्रसत्**–કૃષ્ણને ગળી ગયો.

બકાસુર સંબંધી થોડી વાત કરી લઇએ—

**બકાસુર**—પ્રાકૃત વિષયમાં બકાસુરે બગલાનું રૂપ ધારણ કરવા સિવાય, કોઈપણ પ્રકારનો ધાર્મિક દંભ કર્યો નથી. તોપણ વિદ્વાનો ઉપદેશની ખાતર, બકાસુરને દંભરૂપ ગણે છે. શ્રીકૃષ્ણ જ્ઞાનાગ્નિ છે. જ્ઞાનાગ્નિ દંભને બાળી શકે–ગભરાવી શકે, અને દંભનો નાશ પણ કરી શકે. બગલાના દંભ સંબંધી થોડી રમુજી વાત કરીએ—

પંપાસરોવરને કાંઠે બગલાને દેખીને, શ્રીરામે લક્ષ્મણને કહ્યું હતું કે—

**पश्य लक्ष्मण पंपायां, बकः परमधार्मिकः ।**
**शनैर्मुंचति पादाग्रं, प्राणिनां वधशंकया ॥**

**અર્થ**—હે લક્ષ્મણ ! 'રખે કોઇ પ્રાણી પગ નીચે ચગદાઇ જાય,' એવી શંકાથી પંપા સરોવરમાં બગલો ધીમેધીમે ચાલે છે, તે તમે જુઓ.

તે સાંભળીને પંપાસરોવરમાં રહેલું એક માછલું બોલ્યું કે—

**सहवासी विजानाति, सहवासविचेष्टितं ।**
**बकः किं वर्ण्यते राम, येनाहं निष्कुलीकृतः ॥**

અર્થ—હે રામ ! સહવાસમાં થએલાં કામો સહવાસી જાણે. તે પ્રમાણે આ બગલાનાં કર્મો અમે જાણીએ છઇએ. તેની એકાગ્રતા તમારે માટે નથી, પણ મત્સ્ય પકડવા પુરતી છે. કારણકે એ બગલાએ અમારૂં આખું કુળ નાશ કર્યું છે. તાત્પર્ય–બગલાનો અવતાર દંભી છે.

બાળકોને પ્રભુમાં કેવા પ્રકારનું હેત હતું તે હવે સાંભળો—

**कृष्णं महाबकग्रस्तं, दृष्ट्वा रामादयोऽर्भकाः ।**
**बभूवुरिन्द्रियाणीव, विना प्राणं विचेतसः ॥३८॥**

**અર્થ**—શ્રીકૃષ્ણને મોટો બગલો ગળી ગયો, એમ જોઇને પ્રાણ વિના જેમ ઇંદ્રિયો વ્યાકુળ થઈ જાય, તેમ શ્રીકૃષ્ણ વિના રામાદિ બાળકો વ્યાકુળ થઈ ગયા. [૩૮]

૩૮ વિવેચન—

પ્રભુ ખાતે આવી વ્યાકુળતા કદિ થાય છે ? સાઠ વરસના ડોસાને અગર ડોસીને, વ્યવહારની જેટલી ચિંતા થાય છે, તેટલી ચિંતા પોતાના આત્માને માટે થાય છે ? યાદ રાખજો કે—

રાગ–સ્રગધરાવૃત્ત.

**नोऽकस्मादार्द्रमेधः, स्पृशति च दहनः, किन्तु शुष्कं निदाघात् ।**
**आर्द्रं चेतोऽनुबंधै, कृतसुकृतमपि, स्वोक्तकर्मप्रजार्थैः ॥**
**तद्वज्ज्ञानाग्निरेतत्, स्पृशति न सहसा, किंतु वैराग्यशुष्कं ।**
**तस्माच्छुद्धो विरागः, प्रथममभिहितस्, तेन विज्ञानसिद्धिः ॥४०॥**

[ વેદાંતકેસરી ]

---

૩૮ પદચ્છેદ—**महाबकेन ग्रस्तं कृष्णं दृष्ट्वा**–શ્રીકૃષ્ણને મોટો બગલો ગળી ગયો એમ જોઇને. **प्राणं विना इंद्रियाणि इव**–પ્રાણ વિના જેમ ઇંદ્રિયો વ્યાકુળ થઇ જાય તેમ. **रामादयः अर्भकाः विचेतसः बभूवुः**–બલરામ વિગેરે બાળકો વ્યાકુળ બની ગયા.

અર્થ—જેમ ભીનાં લાકડાંને અગ્નિ સ્પર્શ કરી શકતો નથી, અને તડકાથી સુકાએલાં લાકડાંને અગ્નિ ત્વરાથી સ્પર્શ કરે છે. તે પ્રમાણે વિષયોના દૃઢ રાગોથી ભીના થએલા–વિષયાસક્ત ચિત્તને, શાસ્ત્રમાં કહેલા વર્ણાશ્રમનાં કર્મો વડે, સંતાનો વડે અગર દ્રવ્ય વડે શુભ સંસ્કારવાળું કર્યું હોય, તોપણ જ્ઞાનરૂપી અગ્નિ તેને ત્વરાથી સ્પર્શ કરી શકતો નથી, પણ વૈરાગ્યરૂપી તાપથી સુકાએલા ચિત્તને, જ્ઞાનરૂપી અગ્નિ તુરત સ્પર્શ કરે છે. તેથી મુમુક્ષુએ પ્રથમ વૈરાગ્યને પગથીએ ચડવું. વૈરાગ્યવડે વિજ્ઞાનની સિદ્ધિ (પ્રાપ્તિ) થાય છે. [૪૦]

રેલ્વેની સડક પાસે ભાર ઉપાડીને ચાલ્યા જતા એક મનુષ્યને દેખીને, ગ્યાર્ડને દયા આવી. ગાડી જરા ધીમી કરાવીને, ગાર્ડે તે મનુષ્યને ગાડીમાં લઈ લીધો. તે મનુષ્ય ગાડીમાં બેઠો, પણ પોટલું માથેથી ઉતાર્યું નહિ. પોટલું તો માથેજ રાખ્યું. ગાર્ડે તેને ઘણો સમજાવ્યો, પણ તે એકનો બે ન થયો. સ્ટેશન આવ્યું ત્યારે ગાર્ડે તેને ગાડીમાં ઉતારી મૂક્યો. પછી તેને બહુ પસ્તાવો થયો. જીવનરૂપી રેલ્વેના પાટા પાસે, મનુષ્ય સંસારનો ભાર ઉપાડીને ચાલ્યો જાય છે. પચાસ સાઠ વરસની તેની ઉમર થાય છે, ત્યારે તેનો ભાર ઉપાડનારા પુત્રો મોટા થાય છે. તે નોકર હોય, તો તેને પેનશન આપીને, સરકાર મુક્ત કરે છે. આ પ્રમાણે પ્રભુ તેને નિવૃત્તિની ગાડીમાં બેસાડી દે છે. તોપણ તે ચિંતાનું પોટલું નીચે મુકતો નથી. [ સ્ટેશન એટલે મોત. ] મોત આવે છે ત્યારે પ્રભુ તેને નિવૃત્તિની ગાડીમાંથી ઉતારી મૂકે છે. ગાડીમાંથી ઉતર્યા પછી તેને ભારે પસ્તાવો થાય છે.

સાઠ થયાં તોપણ સંત અને સત્સંગ ન ગમ્યાં–પ્રાણથી અધિક વ્હાલાં ન લાગ્યાં; ત્યારે પોતે પોતાના મનમાં સમજી લેવું કે–' ચિત્ત હજી વિષયાસક્ત છે ' જ્ઞાનનું અધિકારી થયું નથી.' રંગારો કપડાં રંગવા પહેલાં, કપડાંને બાફીને સ્વચ્છ કરે છે. તેમ ચિત્તને વૈરાગ્યના ઉનામણામાં બાફવા માટે, ઘરનો ત્યાગ કરીને, પાંચ–પંદર અગર ત્રીશ દિવસ સુધી, સદ્‌ગુરૂની સાનિધ્ય જઇને રહેવું. નીચામાં નીચી સેવા કરવી, અને જે આપે તે ખાવું. મૌન અને આંતરબાહ્ય પવિત્રતા રાખીને, મુખથી નામ સ્મરણ કરવું. અહાર ઉંઘને જેમ બને તેમ કમી કરવાં. પોતાનો સ્વાર્થ સમજીને ખંતથી આ પ્રમાણે કરવામાં આવે, તો ૩૦ દિવસે ૧૦ ટકા દેહાભિમાન કમી થાય. સદ્‌ગુરૂને ઘેરથી પાછા પોતાને ઘેર આવીને, વ્યવહારમાં ડોકીયું મારી જવું. બીજી વખત સદ્‌ગુરૂને ઘેર રહેવું, તે વખતે–દેહાભિમાન થઇ આવે એવી વાતચીતથી–એવાં કામકાજથી–સાવધાન રહેવું. સદ્‌ગુરૂના અંગ જેવાં બની જવું પ્રથમ તેમની સાથે દ્વૈતભાવનો નાશ કરવો. તેમના હૃદયની વાત સમજી શકાય, તે કાંઇ કહે, તે પહેલાં તે કામ થઇ ચૂકયું હોય, અગર કરતા હોઇએ, એવી ભૂમિકાએ ચિત્તને લઈ જવું. આ ભૂમિકામાં આવ્યા પછી, પ્રસન્ન થએલા સદ્‌ગુરૂ પાસેથી બોધ લેવો.

ઘાંચી ઘરડા બળદને ઘાણીમાંથી મુક્ત કરે છે. ખેડુ ઘરડા બળદને ધોંસરામાંથી મુકત કરે છે, તેમ પરિવારે વૃદ્ધ થએલા માતાપિતાનું કામ ઉપાડી લઇ, તત્ત્વાનુસંધાન કરવા માટે, તન મન અને ધનથી જે જોઇએ તે સગવડ તેમને કરી આપવી. કદિ પુત્રપરિવાર આ પ્રમાણે ન કરી શકે, તો વૃદ્ધે ધીરજ અને યુક્તિથી તેમનો ત્યાગ કરવો. જેમ ભ્રમર ફુલના ફંદમાં ફસાઇ મરે છે; તેમ વૃદ્ધે પુત્રપરિવારના ફંદમાં ફસાઇને મરવું નહિ. રેલ્વેમાં જનારે રેલ્વેના ટાઇમ સામું નજર રાખે, તોજ ગાડીમાં બેસી શકે. રામા ટામા કરવા રહે, તો ગાડી ઉપડી જાય અને પોતે પડયો રહે. આજ તો ઘણી વાત કરી, યાદ રહે તેટલી યાદ રાખજો. પાત્ર વિના જળ રહી શકતું નથી, તો જ્ઞાન કેમ કરીને રહેશે! માટે પાત્ર બનજો. [ અપુર્ણ. ]

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.

પુસ્તક ૯ મું. સંવત ૧૯૮૪ વૈશાખ માસ, અંક ૪ થો.

**વ્હાલાં હરિજનો !**

માસીક આવે છે તે વાંચોછો? કે આવે એવું પડયું રહે છે? હાલ આપણે સૌ યમુનાના પવિત્ર તટ ઉપર વૃંદાવનમાં છઇએ. શ્રીશુકદેવજી અને પરીક્ષિત રાજાને સાથે લઇને, શ્રી કૃષ્ણની સાથે આમ તેમ ફરીએ છીએ. મનુષ્ય દેહ અને આ અનુકુળતા રાજાઓને પણ દુર્લભ છે. ધનવાનોના ભાગ્યમાં હોતી નથી. તેઓ આખરે સંસારથી હારીને આ રસ્તે આવે છે. અનાયાસે આ રસ્તે આવી શકતા નથી. માટે પ્રભુની પૂર્ણ કૃપા માનીને આ અનુકુળતાનો લાભ લેજો.

આપ ગમે તે સંપ્રદાયમાં હશો, પણ દરેક સંપ્રદાયે શ્રીમદ્ ભાગવતનો સત્કાર અંતઃકરણ પૂર્વક કર્યો છે. શ્રીમદ્ભાગવત ઉપર-શ્રી રામાનુજ સંપ્રદાયમાં **વીરરાઘવી** ટીકા છે; શ્રીવલ્લભ સંપ્રદાયમાં **સુબોધિની** નામની ટીકા છે; અને શ્રીસ્વામીનારાયણ સંપ્રદાયમાં **ભક્તરંજની** ટીકા છે. આ ત્રણે ટીકાઓ અમારી સાનિધ્ય રહીને, તેમાંથી જે કાંઇ દેવા જેવું હોય છે, તે તે આપે જાય છે. આ ઉપરાંત આદ્ય શંકરાચાર્ય અને બીજા નવા જુનાવિદ્વાનો, જે જોઈએ તે આપે જાય છે. આ પત્રિકા તે મહાન્ પુરૂષોની પ્રસાદી રૂપ છે-કૃપારૂપ છે. અનેક ભક્તોએ પણ શ્રીમદ્ ભાગવત પાસેથી નાના પ્રકારની લીલારૂપી સામગ્રી લઇને, નવીન નવીન પદોથી શ્રીકૃષ્ણની ભક્તિને શણગારી છે, તે ભક્તોમાંના ઘણા, કૃપા કરીને અમારી સાનિધ્ય વસે છે; અને આ પત્રિકાની ગુંથવણીમાં જેવાં જોઇએ તેવાં રંગબેરંગી પુષ્પો-પદો-આપે જાય છે, ઉપર જણાવેલા મહાન્ આચાર્યોની શ્રીમદ્ભાગવત ઉપરની ટીકા સંસ્કૃતમાં છે, અને સમજવી સહેલી નથી. સંપ્રદાયના બે પાંચ ટકા વિદ્વાન્‌તેજ તે ઉપયોગી છે. બાકીના લગભગ ૯૫ ટકા સંપ્રદાયની આવી ઉત્તમ ટીકાથી વિમુખ રહે છે. આ પત્રિકામાં આવેલી ટીકા ગુર્જર ભાષામાં છે, સમજવી સહેલી છે, અને રસીલાં દૃષ્ટાંતસિદ્ધાંતોથી રસીલી છે. વિચારો સર્વધર્મી છે. તાણખેંચના વિચારો નથી. ભાવથી વાંચનારને શ્રીકૃષ્ણ સાનિધ્ય થાય, એવા ભક્તિભાવથી આ પત્રિકા લખાય છે. માટે આ જ્ઞાનામૃતનું પાન કરજો, અને બીજાઓને કરાવજો. પ્રમાદ કરશો નહિં. લ્યો ત્યારે જયશ્રીકૃષ્ણ.

# શ્રી દશમસ્કંધ પૂર્વાર્ધ.

## ૧૧મો અધ્યાય ચાલુ.

ગયા અંકમાં ૪૮૦ મે પાને ૩૮મા શ્લોકનું વિવેચન પૂરૂં કર્યું. હવે આગળ વધીએ—

પ્રભુને બકાસુર ગળી ગયો છે, અને વ્રજબાળકો ગભરાઈ ગયાં છે, તે વાત ચાલે છે. બકાસુરના મુખમાંથી પ્રભુ કેવી રીતે નીકળે છે, તે વાત હવે સાંભળો—

**तं तालुमूलं प्रदहन्तमग्निवद्–गोपालसूनुं पितरं जगद्गुरोः ।**
**चच्छर्द सद्योऽतिरुषाऽक्षतं बकस्–तुण्डेन हन्तुं पुनरभ्यपद्यत ॥३९॥**

**तमापतन्तं स निगृह्य तुण्डयोर्–दोर्भ्यां बकं कंससखं सतां पतिः ।**
**पश्यत्सु बालेषु ददार लीलया, मुदावहो वीरणवद्दिवौकसाम् ॥४०॥**

**तदा बकारिं सुरलोकवासिनः, समाकिरन्नन्दनमल्लिकादिभिः ।**
**समीडिरे चानकशंखसंस्तवैस्–तद्वीक्ष्य गोपालसुता विसिस्मिरे ॥४१॥**

**અર્થ**—નંદરાયના પુત્ર કે જે બ્રહ્માજીના પણ પિતા છે, તે શ્રીકૃષ્ણે બગલાના તાળવાને, અગ્નિની માફક બાળવા માંડતાં, બગલાએ પ્રભુને ઓકી નાંખ્યા. ઓકી નાંખ્યા પછી બગલાએ ઘણાજ ક્રોધથી, પ્રભુને ચાંચવડે મારવાનું શરૂ કર્યું. [૩૯]. સત્પુરૂષોના પતિ અને દેવોને આનંદ આપનાર શ્રીકૃષ્ણે, પોતાની સામે દોડયા આવતા, કંસના તે મિત્ર બક રાક્ષસને, બે હાથે તેની ચાંચને બે ભાગમાં પકડીને, બીજા બાળકોના દેખતાં, ગાંઠ વિનાના

---

૩૯ પદચ્છેદ—**गोपालसूनुं**-નંદરાયના પુત્ર કે જે **जगद्गुरोः पितरं**-બ્રહ્માજીના પિતા છે તે **अग्निवत् तालुमूलं प्रदहन्तं तं**-અગ્નિની માફક તાળવાને બાળી નાખતા તે કૃષ્ણને **चच्छर्द**-ઓકી કાઢયા. **सद्यः**-પણ તુરત **बकः**-બગલાએ **अतिरुषा**-ઘણાજ ક્રોધથી **अक्षतं**-ભગવાનને **तुंडेन हन्तुं**-ચાંચથી હણવાનો **पुनः**-ફરીથી **अभ्यपद्यत**-આરંભ કર્યો.

૪૦ પદચ્છેદ—**सतां पतिः**-સત્પુરૂષોના પતિ અને **दिवौकसाम्** [ **मुदं आवहति इति** ] **मुदावहः**-દેવોને આનંદ આપનાર શ્રીકૃષ્ણે **तम् आपततं कंससखं बकं**-આવતા કંસના મિત્ર તે બક રાક્ષસને **तुंडयोः दोर्भ्यां निगृह्य**-બે હાથે તેની ચાંચને બે ભાગમાં પકડીને **पश्यत्सु बालेषु**-બીજા બાળકોના દેખતાં **वीरणवत्**-ઘાસની ગાંઠ વિનાની સળીની માફક **लीलया ददार**-લીલા માત્રમાં ચીરી નાંખ્યો.

૪૧ પદચ્છેદ—**तदा**-તે વખતે **सुरलोकवासिनः**-સ્વર્ગ લોકમાં રહેનારા દેવો **बकस्य अरिं**-શ્રીકૃષ્ણને **नंदनस्य मल्लिकादिभिः**-નંદન વનના મલ્લિકા વિગેરે પુષ્પોથી **समाकिरन्**-પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. **च**-અને **आनकाश्च शंखाश्च संस्तवाश्च तैः**-આનક, શંખો અને સ્તોત્રોથી **समीडिरे**-સ્તુતિ કરવા લાગ્યા. **गोपसुताः तद् वीक्ष्य**-ગોપબાળકો તે દેખીને **विसिस्मिरे**-વિસ્મય પામી ગયા.

**ઘાસની સળીની માફક, લીલા માત્રમાં (તેને) ચીરી નાંખ્યો. [૪૦] તે વખતે સ્વર્ગના દેવો, શ્રી કૃષ્ણને નંદનવનનાં મલ્લિકા વિગેરે પુષ્પોથી, વધાવવા લાગ્યા; આનક, શંખો વિગેરે વાજીંત્ર વગાડીને પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. ગોપબાળકો તે દેખીને વિસ્મય પામી ગયા. [૪૧].**

૩૯–૪૦–૪૧ વિવેચન—

જે અનેક સાધનથી યુક્ત હોય છે, તે આ સંસારમાં ગભરાતો નથી. તો જે અનેક સાધનના પતિ છે, તે શ્રીકૃષ્ણ શા માટે ગભરાય ! પ્રભુએ બગલાનું તાળવું બાળી દીધું. બગલાંને ગરમી ચડી ગઇ, બગલાને છીંક આવી, અને પ્રભુ બગલાના મુખમાંથી નીકળી પડયા. બોલો શ્રીકૃષ્ણ કનૈયાકી જય.

જેમ ભગવાનના ભક્તો હઠીલા છે, તેમ અસુરો પણ હઠીલા છે. બગલો શ્રીકૃષ્ણને ચાંચવડે મારવા દોડયો. શ્રીકૃષ્ણે ચાંચનાં ફાડીયાં પકડીને બગલાને ચીરી નાંખ્યો. દેવોએ પુષ્પવૃષ્ટિ કરી, અને શંખના નાદ કર્યા. બાળકો વિસ્મય પામી ગયા. તેમને જાગૃત કરવા આપણે કાંઈ ધૂન કરીએ, ભાવથી ઉપાડજો, પહેલું પદ હું બોલું–બીજું પદ આપ સૌ બોલજો—

રાગ—પીલૂ–બરવા–તાલ ધૂમાલી.

બંધુગણો ! મિલ કહો પ્રેમસેં—
**"યદુપતિ વ્રજપતિ સુંદિર શ્યામ."**
મુદિત ચિત્તસે ઘોષ કરો પુનિ—
**"પતિત પાવન રાધે શ્યામ."**
જિહ્વા જીવન સફલ કરો તુમ—
**"જય યદુનંદન જય ઘનશ્યામ."**
હૃદય ખોલ બોલો મત ચૂકો—
**"રુકિમણી વલ્લભ પ્યારે શ્યામ."**
નવ–નીરદ તનુ, ગૌર મનોહર—
**"જય શ્રી માધવ જય બલરામ."**
ઉભય સખા મોહન કે પ્યારે—
**"જય શ્રીદામા જયતિ સુદામ."**
પરમ ભક્ત નિષ્કામ શિરોમણિ—
**"ઉદ્ધવ અર્જુન શોભા–ધામ."**
પ્રેમ–ભક્તિ–રસ લીન નિરંતર—
**"વિદુર વિદુરગૃહિણી અભિરામ."**
અતિ ઉમંગસેં બોલો સંતત—
**"યદુપતિ વ્રજપતિ સુંદિર શ્યામ."**
મુક્ત કંઠસે સદા પુકારો—
**"પતિતપાવન રાધે શ્યામ."**

બસ–ગોપ બાલકો જાગ્રત થઇ ગયા. કનૈયાલાલકી જય બોલાવવા લાગ્યા. તેઓ હવે શું કરે છે તે સાંભળો—

**मुक्तं बकास्यादुपलभ्य बालका, रामादयः प्राणमिवैन्द्रियो गणः ॥**
**स्थानागतं तं परिरभ्य निर्वृताः, प्रणीय वत्सान्व्रजमेत्य तज्जगुः ॥४२॥**

અર્થ—પ્રાણ પ્રાપ્ત કરીને જેમ ઇંદ્રિયોનો સમુહ સુખ પામે, તેમ બકરાક્ષસના મુખમાંથી મુક્ત થયેલા શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરીને, રામાદિ ગોપબાળકો પોતા પાસે આવેલા શ્રીકૃષ્ણને ભેટીને રાજી થયા. તેઓએ વાછરડાંને એકઠાં કરીને, અને વ્રજમાં આવીને, તે વાત સૌને કહી દેખાડી. [૪૨]

૪૨–વિવેચન—

જાણે બીજે અવતારે શ્રીકૃષ્ણ પધાર્યા, એમ સમજીને શ્રીકૃષ્ણને ભેટી ભેટીને સૌ બાળકો રાજી થયા. હવે તે સમાચાર વ્રજમાં આવે છે.

**श्रुत्वा तद्विस्मिता गोपा, गोप्यश्चातिप्रियादृताः ॥**
**प्रेत्यागतमिवौत्सुक्या–दैक्षन्त तृषितेक्षणाः ॥ ४३ ॥**

અર્થ—તે વાત સાંભળીને વિસ્મય પામેલા અને ઘણી પ્રીતિથી આદરયુક્ત થએલાં ગોપો અને ગોપીઓ, પરલોકથી આવેલાને જેમ જુએ, તેમ ઉત્સુકપણાથી આતુરતાપૂર્વક, તૃષ્ણા ભરેલી આંખોથી, શ્રીકૃષ્ણને જોવા લાગ્યાં. [૪૩]

**अहो बतास्य बालस्य, बहवो मृत्यवोऽभवन् ॥**
**अप्यासीद्विप्रियं तेषां, कृतं पूर्वं यतो भयम् ॥ ४४ ॥**

અર્થ—પછી તેઓ બોલ્યાં કે 'અહો આ બાળકને ઘણી ઘણી ઘાતો

---

૪૨ પદચ્છેદ—**इंद्रियाणाम् अयं ऐंद्रियः इति गणः प्राणं उपलभ्य इव**-પ્રાણ પ્રાપ્ત કરીને જેમ ઇંદ્રિયોનો સમુહ સુખ પામે તેમ ( **बकस्य आस्यं** (મુખ) **तस्मात्** ) **बकास्यात् मुक्तं उपलभ्य**-બકરાક્ષસના મુખમાંથી મુક્ત થએલા શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરીને રાજી થએલા **रामादयः बालकाः**-રામ વિગેરે બાળકો **स्थानागतं तं**-પોતા પાસે આવેલા તે કૃષ્ણને **परिरभ्य निर्वृताः**-ભેટીને રાજી થયા. **वत्सान् प्रणीय**-વાછડાંને એકઠાં કરીને. **व्रजं एत्य**-વ્રજમાં આવીને **तत् जगुः**-તે વાત સૌને કહી દેખાડી.

૪૩ પદચ્છેદ—**तत् श्रुत्वा**-તે વાત સાંભળીને **विस्मिताः अतिप्रियेण आदृताः** **अतिप्रियादृताः** વિસ્મય પામેલા અને પ્રીતિથી આદરયુક્ત થએલા **गोपाः गोप्यश्च**-ગોપો અને ગોપીઓ. **प्रेत्यागतं इव** પરલોકથી આવેલાને જેમ જુવે તેમ **औत्सुक्यात्**-ઉત્સુકપણાથી આતુરતા પૂર્વક **तृषितानि ईक्षणानि येषां ते तृषितेक्षणाः**-તૃષ્ણા ભરેલી આંખોથી **ऐक्षंत**-જોવા લાગ્યાં.

૪૪ પદચ્છેદ—તેઓ બોલ્યાં કે-**अहो बत**-અહો **अस्य बालस्य बहवः मृत्यवः अभवन्** આ બાળકને ઘણી ઘાતો ગઇ. **अपि**-તોપણ **तेषां विप्रियं आसीत्**-જેઓ ઘાત કરવા આવ્યા તેઓનું ભુંડું થયું. **यैः इति यतः**-તેઓથી **पूर्वं कृतं भयं**-પૂર્વે કોઇનું ભુંડું થયું હશે.

આવી, તો પણ જેઓ ઘાત કરવા આવ્યા, તેઓનું ભુંડું થયું. પૂર્વે તેઓએ કોઈનું ભુંડું કર્યું હશે. [૪૪]

૪૩–૪૪ વિવેચન—

સ્નેહીઓ હમેશાં બાઇ સામે જુએ ખરા, પણ જ્યારે બાઇ વરઘોડે ચડયો હોય, અગર મરણમાંથી બચ્યા હોય, ત્યારે તેઓ તેની સામે કાંઇ જુદીજ રીતે જુએ છે. એ પ્રમાણે વ્રજવાસીઓ અત્યારે શ્રીકૃષ્ણ સામે કાંઇ જુદીજ રીતે જોઇ રહ્યા. આ બધા પ્રેમના સોદા છે;

ઇન્દવ છંદ.

પ્રેમ લગ્યો પરમેશ્વરસેં તબ, ભૂલી ગયો સિગરો ઘરબારા ।
જ્યૌં ઉનમત્ત ફિરે જિત હી તિત, નેક રહી ન શરીર સંભારા ॥
સ્વાસ ઉસાસ ઉઠે સબ રોમ, ચલે દગ નીર અખંડિત ધારા ।
સુંદર કૌન કહે નવધા વિધિ, છાકિ પર્યૌ રસ પી મતવારા ॥

ઘણે દિવસે ડાકોર જઇએ છીએ, ત્યારે આપણે ઘણીવાર તૃષ્ણાભરી આંખે પ્રભુને નિહાળીએ છીએ. હમેશાં જનારમાંથી નવાણુ ટકાનો ભગવદ્ભાવ ઘસડાઈ ગયો હોય છે. પુનમે પુનમે જનારમાંથી પણ, બે ત્રણ ટકા ભાવથી તૃષ્ણાભરી આંખે દર્શન કરતા હશે. બાકી સૌ ખાવાપીવાની ખટપટમાં વિશેષ ધ્યાન આપતાં હશે. જ્યારે ડાકોર જાઓ, ત્યારે તૃષ્ણા ભરી આંખે પ્રભુનાં દર્શન કરજો. એ અમારૂં કહેવું છે. એજ આ સંસારમાં સાર્થક છે—અમૃતની ધાર છે.

કર્મ—બકાસુરે પોતાના કર્મનું ફળ મેળવ્યું. યાજ્ઞવલ્કય અને આર્તભાગ જેવા સમર્થ પુરૂષોએ પણ જનકની સભામાં કર્મનો મહિમા ગાયો છે. શ્રી રામને અને સીતાને પૃથ્વી ઉપર પાંદડાં પાથરીને પોઢેલાં દેખીને, કેવટને બહુ ખોટું લાગ્યું. તેણે કૈકૈયીની નિંદા કરવા માંડી, તે વખતે લક્ષ્મણજીએ તેને કહ્યું હતું કે—

ચોપાઇ.

કાહુ ન કોઉ સુખ દુઃખકર દાતા, નિજકૃત કર્મ ભોગ સબ ભ્રાતા.
યોગ વિયોગ ભોગ ભલમંદા, હિત અનહિત મધ્યમ ભ્રમ ફંદા.

વિગેરે શબ્દોથી સૂચવ્યું કે–સૌ સૌનાં કર્મજ ભોગવે છે. ગાળો દે તે ગાળો ખાય, અને પુષ્પે પુજે તે પુષ્પે પુજાય. કર્મનો બદલો ગમે તે સ્થળમાં પણ મળે. સારાં કર્મ હોય, તો કુતરાના અવતારમાં પણ, લાટ સાહેબની ગાડીમાં બેસવાનું મળે, અને સારૂં સારૂં ખાવાનું મળે; અને ખોટાં કર્મ કર્યાં હોય, તો ગાદી પતિને પણ ક્ષયનો ભયંકર રોગ થાય; અગર રાજ્યમાં અનેક ખટપટો થાય, અને લોહીનો ઉકાળો થાય. આ સંસારચક્ર કર્માધીન છે, માટે ડરી ડરીને પગલાં ભરજો.

દૃષ્ટાંત—**કમળા**કાકી હમેશાં દેવદર્શન કરે, કથાવાર્તા સાંભળે, પણ જેતું તેનું ખોદી નાંખવાની તેમને ભારે કટેવ પડી હતી. ઘરમાં એક દિકરો અને વહુ હતાં. વહુએ ઘરનું ઘણું કામ ઉપાડી લીધું હતું, તેથી કમળાકાકીને ઘણી અવકાશ રહેતી. અવકાશનો ઉપયોગ ખોદા ખોદમાં થતો. તેવામાં નદીને સામે કાંઠે ભુરખીયા હનુમાનમાં એક બાવો આવ્યો. આ બાવો ભિક્ષા લેવા નીકળતો, ત્યારે વારંવાર કહેતો કે–'**ખોદે તે પડે,**' અને '**દે તે લે.**'

આ સાંભળીને કમળાકાકી ખીજાતી હતી. ઉપલી ધુન બાવો સર્વ સામાન્ય બોધ માટે કરતો હતો, પણ કમળાકાકીએ તે દોષ પોતાના ઉપર લીધો. બાવા સાથે આંતર વૈરભાવ વધ્યો. પછી શ્રાવણમાસમાં કમળાકાકીએ બાવાને ઠેર મારવાનો વિચાર કરીને, બાવો માગવા આવ્યો, ત્યારે ચાર ઝેરના લાડુ આપ્યા. તે લઇને બાવાજી ચાલતા થયા, અને કમળાકાકી પોતાને કૃતકૃત્ય માનીને રાજી થયાં. પોતાની ઝોળીમાં જે કાંઈ આવે, તેમાંથી સુકાપુકા ટુકડા પોતે ખાતો, અને કાંઇ સારો માલ આવે, તો ત્યાં આશ્રમમાં અસુર સવાર આવનાર લોકોને વહેંચી દેતો. બાવાજીએ ઉપલા નિયમને આધારે, કમળાકાકીના ચાર લાડુ રાખી મૂકયા. તે દિવસે સાંજના નદીમાં પૂર આવ્યું હતું. સંધ્યા વખતે છગનભાઇ નામનો એક જુવાન ત્યાં આવ્યો. નદીમાં પૂર જોઇને હનુમાનની જગ્યામાં તે ઉતર્યો. રાતના ૭-૮ વાગ્યા. નદીમાં પૂર દેખીને છગન ગભરાયો. તે પાસેના ગામમાં ઉઘરાણીએ ગયો હતો. વાળુનો સમય થતાં બાવાજીએ છગનને વિવેક કર્યો. છગન ભૂખ્યોજ હતો. ભૂખ કકડીને લાગી હતી. તેથી તેણે હા પાડી. બાવાજીએ બે લાડુ આપ્યા. છગન તુરત ખાઇ ગયો. પાછળથી એક પછી એક એમ ચારે પૂરા કર્યા. છગન જમીને ઉઠયો ત્યારે, નદીનાં પાણી મોળાં પડયાં, અને છગનનાં પાણી ચડયાં-ઝેર રગે રગમાં ફેલાવા લાગ્યું. છગન ગભરાયો-બાવાજી પણ ગભરાયા.

છગન—બાવાજી ! આ લાડવામાં શું ઘાલ્યું છે, કે જેથી મારો જીવ ગભરાય છે ?

બાવાજી—મને ખબર નથી. એક ડોસીએ ઘણા પ્રેમથી ચાર લાડુ મને ભીક્ષામાં આપ્યા હતા, તે મેં તમને આપ્યા. મારો કાંઇ દોષ નથી.

છગન—ગામમાં જઇને તપાસ કરો, કે લાડુમાં શું હતું ?

આ સાંભળી બાવાજી દોડતા ગામમાં આવ્યા. કમળાકાકીનું બારણું ઠોકયું.

[તે છગન આ ડોસીનો દીકરો થાય. ડોસી છગનની વાટ જોતાં બેઠાં હતાં.] બારણું ઠોકયું કે તુરત અંદરથી જવાબ આપ્યો કે-' કોણ છગન ? '

બાવાજી—ના-એ તો હું બાવો છઉં.

કમળાકાકી—કેમ અત્યારે અસુરા આવ્યા ?

બાવાજી—છગન કરીને એક છોકરો નદીના પૂરને લીધે મારા મંદિરમાં રોકાયો છે. તે ભૂખ્યો હોવાથી, મેં તેને ચારે લાડવા આપી દીધા, અને તે ખાઇ ગયો.

કમળાકાકી—વચ્ચે બોલી ઉઠી-હેં-હેં ?-એ છગન કેવડોક છે ?

બાવાજી—સાંભળો તો ખરાં.

કમળાકાકી બાવાજીના પ્રશ્નનો મર્મ સમજી ગઇ. એકદમ અકળાઇને બોલી-' પણ એ છગન કેવડો છે ? '

બાવાજી—સાંભળો તો ખરાં.

કમળાકાકી—મારે કાંઇ સાંભળવું નથી. એ છગન કેવડો છે ? તે વાત મને પ્રથમ કરો.

બાવાજીએ છગનનાં એંધાણ આપતાં, કમળા ડોસી મોટે સાદે રોઇ પડી-' ઓ બાપરે એ તો મારો છગનીયો. '

કમળાકાકી સમજી ગઇ કે-' હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. ' પછી તે અધીરી થઇને બોલી. ' છગન કયાં છે ? ચાલો મને દેખાડો. ' દીવો લઇને ડોસી બાવાજીની સાથે મંદિરમાં આવ્યાં.

ડોસીએ પોતાનો ગુન્હો કબુલ કરી દીધો. બાવાજીને દયા આવી. શ્રીહનુમાનજીની કૃપાથી બાવાજીએ છગનભાઇનું ઝેર ઉતારી નાખ્યું.

દુષ્ટબુદ્ધિ દીવાને ચંદ્રહાસનું બુરૂં કરવા, બહુ પ્રયત્ન કર્યો, પણ દરેક દગામાં તે પોતે ફસાયો. તાત્પર્ય-પોતાનું શ્રેય ઇચ્છનાર સ્ત્રી પુરૂષે, કોઈનું ભુંડું કરવું નહીં. કારણકે આ આખું જગત કર્માધીન છે. અમે અને તમે અહીં મળ્યા; તે પણ કર્મથીજ મળ્યા છીએ. [ કેમ સાવધાન છો ને? કે ઠોઠ નિશાળીયાની માફક ઘંટ વાગે કે તુરત ચાલતા થઇએ, એવા ભાવથી સાંભળો છો? વ્હાલાં ભાઇઓ અને બ્હેનો! એમ ન કરશો. મરદ થઇને-સાવધાન રહીને-અમારી સાથે ચાલજો. ] બોલો શ્રીદ્વારકાંધીશકી જય. હર હર મહાદેવ હર.

હવે કહે છે કે-'અંતે સત્યનો જય છે.'

**अथाप्यभिभवन्त्येनं, नैव ते घोरदर्शनाः ॥**
**जिघांसयैनमासाद्य, नश्यन्त्यग्नौ पतङ्गवत् ॥ ४५ ॥**

અર્થ—તે (અસુરો) ભયંકર છે, તો પણ તેઓ આ બાળકનો પરાભવ કરી શકતા નથી. મારવાની ઇચ્છાથી તેઓ આ બાળક પાસે આવે છે, પણ અગ્નિમાં જેમ પતંગિઆં નાશ પામે છે, તેમ તેઓ આ બાળકથી નાશ પામી જાય છે. [૪૫]

૪૫ વિવેચન—જેવો તેવો દીવો દેખીને પતંગીયાં ઉભરાતાં નથી. મોટો દીવો દેખીને પતંગિયાં બહુ ભેળાં થાય છે. દોડીને સામાં આવે છે. તે પ્રમાણે જ્યાં સત્યનો પ્રકાશ વધે છે, ત્યાં અસત્ય દોડી દોડીને આવે છે. અંતે સત્યનો જય થાય છે, અને અસત્ય નાશ પામે છે. અસત્યનો નાશ કરવા ઇચ્છનારે, સત્યનો પ્રકાશ વધારતાં શીખવું. શ્રીકૃષ્ણ, ગૌતમબુદ્ધ, જીસસક્રાઇસ્ટ મહાવીર, શ્રીશંકરાચાર્ય વિગેરે મોટા પુરૂષોએ, અસત્યનો નાશ કરવા માટે, પોતાનું સત્યસ્વરૂપ ખીલવ્યું.-પોતાનો સર્વાત્મભાવ-બંધુભાવ-નિર્વૈરતા વધાર્યાં. મહાત્મા ગાંધીજીએ આ તત્ત્વની કાંઇક ઝાંખી આપણને કરાવી હતી. (તેમના માત્ર દોષજ દેખતા હશો, તો આ વાત તમે નહિં સમજી શકો.)

હવે ગર્ગાચાર્યનો મહિમા ગાય છે.

**अहो ब्रह्मविदां वाचो, नासत्याः सन्ति कर्हिचित् ॥**
**गर्गो यदाह भगवा-नन्वभावि तथैव तत् ॥ ४६ ॥**

---

૪૫ પદચ્છેદ—**ते घोरदर्शनाः अथ अपि**-તેઓ ભયંકર છે તો પણ **एनं कृष्णं न एव अभिभवंति**-કૃષ્ણનો પરાભવ કરી શકતા નથી. **जिघांसया एनं आसाद्य**-મારવાની ઇચ્છાથી તેની પાસે આવીને. **अग्नौ पतंगवत् नश्यंति**-અગ્નિમાં જેમ પતંગીઆં નાશ પામે તેમ નાશ પામી જાય છે.

૪૬ પદચ્છેદ—**अहो ब्रह्मविदां वाचः**-અરે બ્રહ્મવિદ્ પુરૂષની વાણી. **कर्हिचित्**-કદિ પણ **असत्याः न संति**-અસત્ય હોતી નથી. **यत् भगवान् गर्गः आह**-જે મહાત્મા ગર્ગાચાર્યે કહ્યું હતું. **तथा एव तत् अन्वभावि**-તેવુંજ તે બન્યું.

**इति नन्दादयो गोपाः, कृष्णरामकथां मुदा ॥**
**कुर्वन्तो रममाणाश्च, नाविन्दन् भववेदनाम् ॥ ४७ ॥**

**અર્થ**—'અહો! વેદ જાણુનારાઓનાં વચન કદિ ખોટાં પડે નહિ. [તત્ત્વવિદ્ પુરૂષની વાણી કદિ અસત્ય હોય નહિં] મહાત્મા ગર્ગાચાર્યજીએ જે ભવિષ્ય ભાખ્યું હતું, તે પ્રમાણેજ બને જાય છે.' એ પ્રમાણે નંદાદિ ગોવાળો શ્રીકૃષ્ણ અને બલરામનાં ચરિત્રોની વાતો આનંદથી કરતા હતા. આવી વાતો કરનારા નંદાદિ ગોપોને, સંસારની વેદના જરા પણ જાણવામાં આવતી નહીં એટલે–સંસારની વેદના તેમને પીડી શકતી નહીં. [૪૬–૪૭]

૪૬–૪૭ વિવેચન—

જ્યોતિષ વિદ્યા ખોટી નથી, ખરી છે. બાકી અત્યારે ઘણાજ થોડા ગર્ગાચાર્ય છે. જોશીઓનો સંગ કરો, તો વિચાર કરજો. નહિં તો–પૈસાનું પાણી, અને વ્હેમનાં પૂર.

સુડતાલીશમા શ્લોકમાં પ્રભુ ગુણાવિંદનો મહિમા છે. પ્રભુ ગુણાવિંદ ગાવામાં અગર સાંભળવામાં જેમનો વખત જાય છે, તેમની રક્ષા પ્રભુ કરે છે. આ યુગમાં તો આજ કરવું જોઇએ. સત્સંગ રૂપી મોક્ષનાં દ્વાર ભાગ્ય વિના ખુલતાં નથી.

ઇંદવ છંદ.

તાત મિલૈ પુનિ માત મિલૈ સુત, ભ્રાત મિલૈ યુવતી સુખદાઇ;
રાજ મિલૈ ગજ બાજિ મિલૈ સબ, સાજ મિલૈ મનવાંછિત પાઇ.
લોક મિલૈ સુરલોક મિલૈ, વિધિલોક મિલૈ વૈકુંઠહી જાઇ;
સુંદર ઓર મિલૈ સબહી સુખ, સંત સમાગમ દુર્લભ ભાઇ.

દરેક નાત પોતાને લાડુ જમવા માટે, નાતની વાડીઓ કરાવે છે; પણ 'સત્સંગ કરાવીને જ્ઞાતીને સન્માર્ગે દોરીએ,' તેવો વિચાર ઘણા થોડા પણ કરતા નથી. ભોજનમાં જેટલો રાગ છે, તેનો પા ભાગ પણ ભજનમાં નથી. સદ્બોધની ગેરહાજરીથી, જ્ઞાતીમાં ખોટાં વ્યસનો, ખોટા ચાલ, વડીલોની મર્યાદાનો ભંગ, વિગેરે દાખલ થયાં છે. મ્યુનીસીપાલીટી ખાતું બાળકોને ભણાવવા, અનેક ખર્ચ કરે છે, તે સારૂં છે; પણ સત્સંગભુવન ખોલવા જ્યાં સુધી પ્રયત્ન થતો નથી, ત્યાં સુધી માનસીક કચરો ઓછો થાય તેમ નથી. સરકાર ધર્મના કામમાં પડવા માગતી નથી, તેનું કારણ ધર્મના ઝઘડા છે; પણ ધર્મના ઝગડાને પડયા મેલીને; આત્મતત્વનો ઉપદેશ, અહાર વિહારનું–અને સદાચારનું જ્ઞાન, સમાજને આપવામાં આવે, તો તેથી સરકારને પણ લાભ છે.

---

૪૭ પદચ્છેદ—**इति**–એ પ્રમાણે **नंदादयः गोपाः**–નંદાદિ ગોપો **कृष्णरामकथां**–શ્રીકૃષ્ણ તથા બળરામની વાતો **मुदा कुर्वन्तः**–આનંદથી કરતા હતા. **च**–આ પ્રમાણે **रममाणाः**–આનંદમાં રહેતાં ગોપોને **भववेदनां न अविंदन्**–સંસારની વેદના (દુઃખ) જાણવામાં આવ્યું નહિ.

'સત્સંગ સુખની નીસરણી છે,' એવી વાત યાદ રાખીને આગળ વધીએ. હવે બાળકો કુમાર અવસ્થા પુરી કરે છે, અને તેમાં કેવી કેવી રમતો રમે છે તે વાત ભાવથી સાંભળો.

**एवं विहारैः कौमारैः, कौमारं जहतुर्व्रजे ।।**
**निलायनैः सेतुबन्धर्-मर्कटोत्प्लवनादिभिः ।। ४८ ।।**

**અર્થ—શ્રીશુકદેવજી કહેછે–આવી રીતે છુપી જવું, સડક બાંધવી, વાંદરાની માફક ઠેકવું વિગેરે બાલ્યાવસ્થાની રમત ગમતો કરીને, તે બે બાળકોએ વ્રજમાં કુમાર અવસ્થા પુરી કરી. [૪૮]**

૪૮ વિવેચન—જેમ ફળફળાદિ ઋતુ અનુસાર બને છે, એટલે ઋતુને માફક આવે એવાંજ બને છે. તેમ રમતગમત પણ અવસ્થા–વય–અગર ઉમર ને અનુસાર ગોઠવેલી જણાય છે. રમત ગમતો બાળકોનાં અંગને સુદૃઢ કરે છે. જુવાનીનાં અને વૃદ્ધાવસ્થાનાં સુખને વધારે છે. નિર્દોષ રમત રમવા માટે બાળકોને સગવડ કરી આપવી, એ માતા પિતાનો અને માસ્તરોનો ધર્મ છે. બાળકોની રમત ગમત ખીલવવા માટે હમણાં હમણાંમાં, ચારે તરફ સારો પ્રયત્ન થઇ રહ્યો છે. તેમ થતાં વર્ણાશ્રમ ભંગ ન થાય, તે આગેવાનોએ ખાસ ધ્યાનમાં રાખવું ઘટે છે.

શ્રીકૃષ્ણ ભગવાન્ થઇને આવી રમતો રમતા હતા ?–તે સંબંધમાં સુંદરદાસજી કહે છે કે–

ઇંદવ છંદ.

પ્રીતિકિ રીતિ કછુ નહિં રાખત, જાત ન પાંત નહીં કુલ ગારો;
પ્રેમકું નેમ કછુ નહિં દિસત, લાજ ન કાજ લગ્યો સબ ખારો.
લીન ભયો હરિસૂં અભિ અંતર, આઠહું જામ રહે મતવારો;
સુંદર કોઉક જાની સકૈ યહ, ગોકુલ ગાંવકો પૈંડોહિ ન્યારો.

સમજુ પુરૂષ પણ પ્રીતિની રીત જાણતો નથી. પ્રેમી પુરૂષ જાતિ, પ્રતિષ્ઠા ઉંચકુળ અગર નીચકુળ કાંઇ જોતો નથી. તેને લાજ હોતી નથી. ડાહી ડાહી વાતો તેને કાને કડવી લાગે છે, તે અંતર બહારથી શ્રીહરિની સાથે લવલીન રહે છે, આઠે પહોર મસ્તની માફક રહે છે. આવા પ્રકારના પ્રેમની રીતભાત કોઇકજ જાણી શકે; કારણકે ગોકુળ ગામનો રસ્તોજ જુદો છે.

ગોકુળમાં શ્રીકૃષ્ણે કરેલી લીલાઓ, બ્રહ્માજીને મોહ થાય એવી છે, ત્યારે સામાન્ય મનુષ્યો ભૂલાં પડે, તેમાં શી નવાઇ! સાત ખોટના પુત્રને દેખીને મા અગર બાપ ગાંડા ઘેલાં થઇ જાય, પણ તે દેખાવ વાંઝીયાને અગર જેને ડઝન પોણો ડઝન પુત્રો હોય, તેને તો મશ્કરી જેવોજ લાગે–કંટાળારૂપ લાગે. એકનો એક વિષય સૌને સરખો સુખદાયક નીવડે નહિં. આહાર વિહાર શુદ્ધ કરીને, જેઓ પવિત્ર જીવનમાં પલોટાયાં હોય–અવતારોમાં જેમણે શ્રદ્ધા ઉત્પન્ન કરી હોય, તેમને આ વાતો કાંઇ ઓર સુખ આપે. યોગના ફરમા વાંચો છો? સોનાનું

૪૮ પદચ્છેદ—**एवं**–એ પ્રમાણે **निलयनैः**-છુપી જવું. **सेतुबंधैः**–સડક બાંધવી. **मर्कटवत् उत्प्लवनादीनि** (ઠેકવું) **तैः मर्कटोत्प्लवनादिभिः**-વાંદરાંની માફક ઠેકવું તે. **इति कौमारैः विहारैः**–એવી બાલ્યાવસ્થાની રમત ગમતોથી, **व्रजे**–વ્રજમાં **कौमारं जहतुः**–કુમાર અવસ્થા પસાર કરી.

કુંદન બનાવો છો? યાદ રાખજો કે લોઢાનું કુંદન નહિં થાય, સોનાનું કુંદન બનશે. મનુષ્ય દેહ અને તેમાં વળી ભગવદ્‌ભાવ વધે, એવાં પુસ્તકો વાંચવા મળે, તે સોનું છે. તે વાંચન-તે સમજણ-તે જ્ઞાન-યોગના પ્રયોગો દ્વારા સિદ્ધ કરવા પ્રયત્ન કરતા હશો. તો સોનાનું કુંદન બની જશે. કુંદનની કીંમત કાંઇ ઓર મળશે. સમાધિ પાદના છેલ્લા ફકરામાં યોગાભ્યાસનો સમય અને યોગાભ્યાસનું સ્થળ, આ બે વિષયો ન વાંચ્યા હોય, તો ફરીવાર સાવધાનતા પૂર્વક વાંચજો. તે તમને અમુક પ્રમાણમાં બદલી શકશે. ઉંચી ભૂમિકામાં લઇ જઈ શકશે.

શ્રીકૃષ્ણ અને બળદેવની કુમાર અવસ્થા પૂરી થઇ. તે સાથે આ અધ્યાય પણ પુરો થયો. ઇતિ શ્રીમન મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધનો અગીયારમો અધ્યાય સંપૂર્ણ બોલિયે હરિ. લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

અમદાવાદ મોક્ષમંદિર<br>૧૯૮૪ ગોડી પડવો. } લી. રામશંકર મોનજી ભટ્ટ.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૧૨ મો.

**વિષય**—આ અધ્યાયમાં-બાળકોની વનલીલા, ત્યાં અઘાસુર અજગર રૂપે આવ્યો, તેનો પ્રભુએ નાશ કર્યો. આ વાત વ્રજમાં એક વરસ પછી બાળકોએ કહી. પરીક્ષિત રાજાએ તે સંબંધી નમ્રતાપૂર્વક-ભક્તિભાવ પૂર્વક-શંકા કરી, જે સાંભળીને શુકદેવજી ભગવદ્‌મય થઇ ગયા; તે કથા કહેવામાં આવશે.

નોંધ—૧૨-૧૩ અને ૧૪ એમ ત્રણ અધ્યાય, પદ્મપુરાણમાં આવી ગયેલા હોવાથી, શ્રીમદ્‌વલ્લભાચાર્યે, '**शब्दार्थसंगतीनं हि स्पष्टा तत्र विरुद्धता**' વિગેરે વચનોથી, તે ત્રણ અધ્યાયોને ક્ષેપક ગણ્યા છે. [ આ કારણને લીધે શ્રીમદ્‌ભાગવતમાં જે ૧૫ મો અ. છે, તે શ્રીવલ્લભસંપ્રદાયના સુબોધિની ભાગવતમાં ૧૨ મો અ. છે. ] પદ્મપુરાણ સુધી નહિં પહોંચી શકનારને, શ્રીકૃષ્ણની આ લીલાઓથી વિમુખ ( અજાણ્યા ) નહિં રાખવાના હેતુથી, શ્રીધર સ્વામીએ અને મુંબઇ વેદધર્મ સભાએ, આ ત્રણે અધ્યાયનો સ્વિકાર કર્યો છે. અવતારોની લીલામાં બ્રહ્માને પણ મોહ થયો, અને તે મોહ કેવી રીતે મટયો, તેનું સુંદર વર્ણન આ ત્રણ અધ્યાયમાં છે. છેવટમાં (૧૪ મે અધ્યાયે ) બ્રહ્માજીએ વેદમય સ્તુતિ કરી છે. તે સ્તુતિમાં અવતારોની શંકાના ઘણા ખુલાસા છે

હવે કાંઇ સ્તુતિ કરીએ—

રાગ. શાર્દૂલ વિ૦

**सान्द्रानन्दपुरन्दरादिदिविषद्-वृन्दैरमन्दादरा—**<br>
**[illegible]नीलमणिभिः, संदर्शितेन्दि[illegible]रम् ॥**<br>
**स्वच्छन्दं मकरन्दसुंदरमिलन्, मंद[illegible]मेदुरं ।**<br>
**श्रीगोवि[illegible] पदारविन्दमशुभ-स्कंन्दाय व[illegible]महे ॥** [ ગીતગોવિંદ ]

અર્થ—( **सान्द्रानंदपुरंदरादयः** ) પૂર્ણાનંદમાં રહેનારા ઇંદ્રાદિ દેવો. ( **दिवि सिदंति इति दिविषदः तेषां वृंदैः** ) જેઓ સ્વર્ગમાં રહેનારા છે તેમના ટોળાઓથી–(**अमंदादरात् आनम्रैः**) વળી અત્યંત આદરથી જેઓ નમી પડેલા છે તે દેવોથી. (**मुकुटेंद्रनीलमणिभिः संदर्शितं इंदिंदिरम्**) તેઓના મુકુટમાં જડેલા ઇંદ્રનીલમણિના પ્રકાશથી, જેમાં હજારો મોટા ભ્રમરો રસમાટે ગુંજાર કરી રહે છે એવું દેખવામાં આવેલું ચરણકમળ (**स्वच्छंदं**) સ્વતંત્ર. (**मकरंदसुंदरैः मिलंती या मंदाकिनी तया मेदुरं** વ્યાપ્ત) સુંદર પુષ્પો જેમાં તરી રહ્યાં છે એવી ગંગાથી જે યુક્ત છે તે (**श्रीगोविंदपदारविन्दं**) શ્રી ગોવિંદના ચરણકમળને–(**अशुभस्य स्कंदाय**) અશુભના નાશ માટે (**वंदामहे**)–અમે પ્રણામ કરીએ છીએ.

કેમ–મગજ તર થઇ જાય એવી વાત છે ને ? હવે અધ્યાય શરૂ કરીએ—

ઘેર શીરામણ નહિં કરતાં વનમાં શીરામણ કરવાના હેતુથી, પ્રભુ કેવી રીતે વ્રજમાંથી બહાર નીકળે છે તે સાંભળો—

**श्रीशुक उवाच ॥**

**क्वचिद्वनाशाय मनो दधद्व्रजात् , प्रातः समुत्थाय वयस्यवत्सपान् ॥**
**प्रबोधयन् शृङ्गरवेण चारुणा, विनिर्गतो वत्सपुरःसरो हरिः ॥ १ ॥**

અર્થ—કોઈ દિવસ વનમાંજ જમવાનો વિચાર કરીને, પ્રાતઃકાળમાં ઉઠીને શીંગડીઓના સુંદર શબ્દથી, પોતાના મિત્ર ગોવાળીયાઓને જગાડીને, અને વાછડાંઓનાં ટોળાંને આગળ કરીને, શ્રીકૃષ્ણ વ્રજમાંથી બહાર નીકળતા હતા. [૧]

૧ વિવેચન—

**वनाशाय मनो दधत्**—'વનમાં શીરામણ કરવાના વિચારથી.' સરખેસરખાની મંડળીમાં વનમાં જમવાની મજા કાંઇ ઓર હોય છે. પ્રભુ કેવી રીતે ગોવાળમંડળીમાં બેસીને જમતા હતા તે વાત આગળ આવશે.

**चारुणा शृंगरवेण प्रबोधयन्**—જેમ કોઇ બ્રહ્મનિષ્ઠ ગુરૂ પ્રણવના મંત્રોથી અગર વેદની ધ્વનીથી અગર ઉપનિષદોના સુંદર વાકયામૃતથી, શિષ્યોને બોધ કરીને, તૈયાર થઇને ઘરમાંથી બહાર નીકળી જવાનું સુચવે, તેમ શીંગડીના અવાજથી મહાન્ યોગી શ્રીકૃષ્ણ, ગોપ બાળકોને તૈયાર થઇને ઘરમાંથી બહાર નીકળવાનું સૂચવતા હતા.

---

૧ પદચ્છેદ—[**वने आशः** (ભોજન) **तस्मै वनाशाय**] **क्वचित् वनाशाय**-કોઇ વખત વનમાં ભોજન કરવા માટે **मनः दधत्**-વિચાર કરીને-**प्रातः समुत्थाय**-પ્રાતઃકાળમાં ઉઠીને. **चारुणा शृंगरवेण**-શીંગડીના સુંદર અવાજથી. **वयस्याश्च ते वत्सपाश्च तान्–वयस्यवत्सपान्**-મિત્ર ગોવાળીયાને. **प्रबोधयन्**-જગાડીને. **वत्साः पुरःसराः यस्य सः वत्सपुरःसरः इति हरिः**-વાછડાંનાં ટોળાંને આગળ કરીને. **व्रजात् विनिर्गतः**-વ્રજમાંથી બહાર નીકળતા.

હવે ગોપ બાળકોના પ્રયાણનું વર્ણન કરે છે.

**तेनैव साकं पृथुकाः सहस्रशः, स्निग्धाः सुशिग्वेत्रविषाणवेणवः ॥**
**स्वान्स्वान् सहस्रोपरिसंख्ययान्वितान्, वत्सान्पुरस्कृत्य विनिर्ययुर्मुदा ॥२॥**
**कृष्णवत्सैरसंख्यातैर्–यूथीकृत्य स्ववत्सकान् ॥**
**चारयन्तोऽर्भलीलाभिर्–विजह्रुस्तत्र तत्र ह ॥ ३ ॥**

અર્થ—જેઓ શ્રીકૃષ્ણમાં પ્રીતિ રાખતા હતા, તથા જેઓની પાસે સારાં સારાં શીકાં, છડીયો, શીંગડીઓ અને વેણુઓ હતાં, એવા હજારો ગોપ બાળકો હજારથી પણ વધુ સંખ્યાવાળાં, પોતપોતાનાં વાછરડાંઓને આગળ કરીને, આનંદથી ભગવાન્‌ની સાથેજ નીકળતા હતા. [૨] શ્રીકૃષ્ણનાં અસંખ્ય વાછરડાંઓની સાથે પોતાનાં વાછરડાંનાં ટોળાંને એકઠાં કરીને, તેઓને ચારતાં ચારતાં અને બાળલીલા કરતાં કરતાં, તે બાળકો વનમાં આમતેમ ફરતા હતા. [૩]

૨–૩ વિવેચન—

ગોપ બાળકો કેટલા હતા ?—હજારો. એટલે હજારથી વધારે–ઘણા.

દરેકની પાસે વાછરડાં કેટલાં હતાં ?—દરેકની પાસે હજારથી વધુ વાછરડાં હતાં.

ત્યારે કુલ વાછરડાં કેટલાં ?—ધારોકે ૧૦૦૦ ગોપ બાળકો હતા; તો ૧૦૦૦×૧૦૦૦= ૧૦,૦૦૦૦૦. દસલાખથી પણ વધારે વાછરડાંની સંખ્યા ગોપ બાળકો પાસે હતી. તે ઉપરાંત શ્રીકૃષ્ણ પાસે–**कृष्णवत्सैरसंख्यातैः** અસંખ્ય વાછરડાં હતાં.

આ શું સૂચવે છે ?—હિંદના ગોધનનું ગૌરવ સૂચવે છે.

**ગૌરક્ષા**—ગૌરક્ષા સંબંધી લાંબા સમયથી ઘણી ચર્ચા થાય છે. તે માટે ઘણાં ફંડ પણ થયાંછે. પણ તેનું પરિણામ જેવું જોઇએ તેવું સારૂં નથી. ઇંગ્લાંડ અને અમેરિકા જે ગોવધ કરનારી પ્રજા છે, તે પ્રજાઓ ગાયોનું પાલન કરનારી પ્રજા થતી જાય છે. તેઓ ગાયોને બહુ સારી રીતે સાચવે છે, અને સારી ગાયો ૧૦૮ રતલ દૂધ આપી શકે છે.

---

૨ પદચ્છેદ—[ **शिक्** (શીકું) **च वेत्रं** (છડી) **च विषाणं** (શીંગડી) **च वेणुश्च** [illegible]**ग्वेत्रविषाणवेणवः**] **शोभनाः शिग्वेत्रविषाणवेणवः येषां ते**–જેઓની પાસે સુંદર શીંકાં, છડીયો, શીંગડીઓ અને વેણુઓ હતી. **स्निग्धाः**–અને વળી જેઓ શ્રીકૃષ્ણના સ્નેહી હતા એવા **सहस्रशः प्रथुकाः**–હજારો બાળકો. **स्वान्स्वान्**–પોતપોતાના. [illegible] **अन्वितान् वत्सान्**–હજારોથી વધારે વાછરડાંને **पुरस्कृत्य**–આગળ કરીને **मुदा तेन साकं एव विनिर्ययुः**–આનંદથી શ્રીકૃષ્ણની સાથેજ (વ્રજમાંથી) નીકળતા હતા.

૩ પદચ્છેદ—**असंख्यातैः कृष्णवत्सैः**–શ્રીકૃષ્ણના અસંખ્યવત્સો સાથે. **स्ववत्सकान् यूथीकृत्य**–પોતપોતાનાં વાછડાં એકઠાં કરીને તેઓને **चारयंतः**–ચારતાં. **अर्भलीलाभिः**– અને બાળલીલા કરતાં કરતાં. **तत्र तत्र ह विजह्रुः**–આમતેમ ફરતા હતા.

ગાય, ભેંસ અને બકરી-એમ ત્રણ પ્રાણીઓનાં ઘી દુધ અને દહીં સમાજ વાપરે છે. જેમ સર્વ જગત્ ત્રિગુણાત્મક છે, તેમ ગાય, ભેંસ અને બકરી પણ ત્રિગુણાત્મક છે. તે ત્રણેનાં ઘી, દુધ પણ ત્રિગુણાત્મક છે. ગાય સાત્વિકી છે, ભેંસ રાજસી છે, અને બકરી તામસી છે. આ ત્રણે પ્રાણીઓને જુલાબ જેવી વનસ્પતી ખવરાવીને, તેમનાં પેટ સાફ કર્યા પછી, તેમને એકજ પ્રકારનું ઘાસ અને એકજ પ્રકારનું જળ આપવામાં આવે, તોપણ ગાય જે દુધ આપશે તે સાત્વિક હશે. ભેંશ જે દુધ આપશે તે રાજસ્ હશે, અને બકરીનું દુધ તામસી હશે.

દરેક ધર્મ, પંથ અગર સંપ્રદાય, ધર્મને રસ્તે આગળ વધવા ઇચ્છનાર જીજ્ઞાસુને, સાત્વિક ભાવ વધારવા ભલામણ કર્યા કરે છે. સાત્વિક ભાવનું મૂળ સાત્વિક અહારમાં દટાઇને રહેલું છે. 'ગાયનાં ઘી અને દુધ જેવો બીજો કોઇ સાત્વિક અહાર નથી. ગાયનાં ઘી અને દુધ બુદ્ધિને સૂક્ષ્મ અને સાત્વિક બનાવે છે.' એમ નવા જુના વિદ્વાનો સિદ્ધ કરી ચૂકયા છે. અલીગઢ કૉલેજના મુસલમાન પ્રોફેસરો પણ, મુસલમાન વિદ્યાર્થીઓને ગાયનાં ઘી અને દુધની ભલામણ કરે છે. જગત્‌માં જે આ કાંઇ અદ્‌ભુત બનેલું જણાય છે, તે બુદ્ધિની સૂક્ષ્મતામાંથી બનેલું છે. બુદ્ધિનો વિકાસ કરનારાં ગાયનાં ઘી દુધ છે.

ગેરસમજ—કેટલાએકની માન્યતા એવી છે કે 'ગાયનાં ઘી-દુધમાં તાકાત નથી, અને ભેંશના ઘી દુધમાં તાકાત છે.' સાધારણ રીતે ગાયનું દુધ ભેંશના દુધ કરતાં પાતળું છે; પણ જે ગાયને સારી રીતે પોષવામાં આવે છે, તે ગાયનું દુધ ઘટ્ટ હોય છે. ગાયના દુધમાં તાકાત છે કે નહીં, તેનો પુરાવો ગાયનો દિકરો આપે છે. ખરે ઉન્હાળે બળદ હળ ખેંચી શકે છે, જમીનને ઉથલાવી શકે છે. તેજ હળમાં પાડો જોડયો હોય, તો તે હાંરી જાય છે. તેના મોંમાં ફીણુ આવી જાય છે, અને તેને થોડીવારમાં છોડી દેવો પડે છે. ખરી ટાઢમાં અગર ઘોરી વરસાદમાં પણ, બળદ જેટલું કામ કરી શકે છે, તેટલું કામ પાડો કરી શકતો નથી. કપાસ, તેલ, શેરડી, ઘઉં, બાજરી વિગેરે તમામ-materials-સુખનાં સાધનો-ગાયના વાછડાદ્વારા પ્રાપ્ત થાય છે.

**વિશેષ લાભ**—ગાયનાં ઘી દુધમાં વિશેષ લાભ એ છે કે-તાકાદ આપવા ઉપરાંત, તે મનને સાત્વિક રાખે છે-વિષયો પ્રત્યે બહુ દોડાવતું નથી. ભેંશનું દુધ પોલી તાકાદ આપે છે, અને મનને વિષયો તરફ દોડાવે છે.

ગાયનાં મળમૂત્ર—બીજાં પ્રાણીઓનાં મળમૂત્ર દુર્ગંધી આપે છે, અને મચ્છરાદિ જીવડાં ઉત્પન્ન કરે છે. ગાયનાં મળમૂત્ર તેવી બદબો આપતાં નથી, અને મચ્છરાદિ જીવડાં ઉત્પન્ન કરતાં નથી. ગાયનું ગાળી લીધેલું મૂત્ર-તોલો બે તોલા પીવાથી, પેટના કૃમીરોગનો નાશ થાય છે. ગાયનાં મળમૂત્ર ચોળીને સ્નાન કરવાથી, શરીર સ્વચ્છ થાય છે. ખસ, લુખસ હોય, તો તે શમી જાય છે. ઉંચા પ્રકારના કાર્બોલીક સાબુનું તે કામ કરે છે.

**હવે શું કરવું?**—ગૌરક્ષા માટે અનેક ગૌશાળા ખોલાય, લાખો રૂપૈયાનું ફંડ મળી આવે, અને સારા સારા વક્તાઓ ગૌરક્ષા સંબંધી ભાષણો કરે-તે તમામ ઠીક છે; પણ તેથી વાસ્તવ નફો નથી. વાસ્તવ નફો મેળવવાની એક યુક્તિ છે, તે એ કે-સૌએ ગાયનાં ઘી દુધ વાપરતાં શીખવું. ગૌરક્ષામાં પૈસા ન આપી શકો, તો કાંઈ હરકત નહીં; પણ ગાયનાં ઘી દુધ વાપરતાં શીખો, તો તેમાં ઘણો નફો છે. એજ ગૌરક્ષાનો હેતુ છે. એજ ગૌરક્ષાનું સૂત્ર છે. દેવ મંદિરોમાં, યજ્ઞયાગાદિ ધાર્મિક ક્રિયાઓમાં, અને બ્રાહ્મણ ભોજનમાં ગાયનાંજ ઘી દુધ વાપરવાં.

આ પ્રમાણે ગાયનાં ઘી દુધની વપરાશ વધતાં, જેઓ ગાયને મારે છે, તેઓ [ પોતાના ધંધાની ખાતર ] ગાયને પાળશે—ગાયને સાચવશે. જેઓ શ્રીકૃષ્ણના ઉપાસક હોય-વૈષ્ણવ અગર શ્રી વૈષ્ણવ હોય; સ્વામીનારાયણ હોય અગર શૈવ હોય; તેમણે ગાયનાં ઘી દુધ વાપરવા આગ્રહ રાખવો ઘટે છે. અને તેમણે પોતાને ઘેર ગાયો રાખવી ઘટે છે.

ગાયોનું પોષણ અને સ્વચ્છતા—આ બેઉ બાબત સંભળાવા જેવી છે. ખોખર અને એઠાં ખાનારી ગાયનું દુધ, કપાસીઆ-ખોળ અને અનાજ ખાનારી ગાયના દુધ જેવું સારૂં હોતું નથી. જેવું દુધ લેવું હોય, તેવું પોષણ ગાયને આપવું જોઇએ. ગાયને ચરવા માટે ગોચર જોઇએ. તે બંદોબસ્ત દરેક ગામે કરવો જોઇએ. સરકારી અમલદારોએ આ લાભ, સરકારને સમજાવવો જોઇએ. તેમાં રાજા પ્રજાનું કલ્યાણ છે. ઘરમાં જયાં ગાય બંધાતી હોય, તે સ્થાન પ્રકાશવાળું અને સ્વચ્છ હોવું જોઇએ. તે ઉપરાંત ગાયને અવાર નવાર નવરાવીને સ્વચ્છ રાખવી જોઇએ.

વાછરડાંનું પોષણ—જ્યાં સુધી ગાય દુજતી હોય, ત્યાં સુધી તેના વાછડાને અગર વાછડીને એક આંચળ ધાવવા આપવો જોઇએ. [ખેંચાય તેટલું દુધ ખેંચી લીધા પછી, વાછરડાને ધાવવા છોડવું, તે ગાયના આંચળ ચચરાવવા જેવો ધંધો છે.] તે પછી સારૂં ઘાસ સ્વચ્છ જળ અને થોડી છાશ, સમયાનુસાર આપવાં જોઇએ. વાછડા વાછડીને ખુલ્લી હવામાં ચરવા દેવાં જોઇએ.

જે ભાઇઓએ ગૌશાળા ખોલી છે, પાંજરાપોળ કરી છે, અગર પોતાના મંદિરોમાં ગાયો બંધાવી છે, તેઓમાંના ઘણા, ગૌરક્ષાને વેપાર જેવી સમજીને, ગાયોની બરાબર રક્ષા કરતા નથી. આ ઘણુંજ ખોટું ગણાય-મહાપાતક ગણાય. થોડી ગાય પાળો, પણ ઠીક કામ કરો—આદર્શ કામ કરો. દરેક ગૌશાળા દરસાલ કેટલા વાછડા ખેડમાં આપે છે? સારામાં સારી ગાય, વધારેમાં વધારે કેટલું દુધ આપી શકે છે? તે જરૂર તપાસવું જોઇએ. આજકાલ ઇંગ્લાંડ અને અમેરિકા ગૌપાલનના વિષયમાં બહુ રસ લે છે, તો તેમના સમાચાર મંગાવીને, પોતાની ગૌશાળામાં સુધારા વધારા કરવા જોઇએ.

શ્રીકૃષ્ણને વાછરડાંનાં મોટાં ટોળાં સાથે દેખીને, આપણને ગૌરક્ષાનો વિષય યાદ આવ્યો. યાદ આવ્યો એવો આપને કહી સંભળાવ્યો— બસ તેટલું તેનું પાલન કરજો. ગાયનાં ઘી અને દુધ વાપરવા આગ્રહ રાખજો; અને બીજાઓને તેના ફાયદા બતાવીને, તે ( ગાયના ઘી દુધ ) વાપરતાં શીખવજો.

હવે આગળ વધીએ—શ્રીકૃષ્ણ અને બાળકો વનમાંથી કેવા શણગાર લેતા હતા તે સાંભળો-

**फलप्रवालस्तवक–सुमनःपिच्छधातुभिः ॥**
**काचगुञ्जामणिस्वर्ण–भूषिता अप्यभूषयन् ॥ ४ ॥**

---

૪ પદચ્છેદ—**काचाश्च गुंजाश्च मणयश्च स्वर्णानि च तैः भूषिताः अपि**—તેઓએ કાચ, ચણોઠી, મણિ અને સોનાના દાગીના પહેર્યા હતા તોપણ**फलानि प्रवालाश्च स्तवकानि** (ગુચ્છ) **च सुमनांसि च पिच्छानि च धातवश्च तैः अभूषयन्**—તેઓ ફળ, પ્રવાલ, ગુચ્છ, પુષ્પ, પીછાં અને ધાતુથી પોતાના શરીરને શણગારતા હતા.

અર્થ—તેઓએ કાચ, ચણોઠી, મણિ અને સોનાના દાગીના પહેર્યા હતા, તોપણ ફળ, પ્રવાલ, ગુચ્છ, પુષ્પ, પીછાં અને ધાતુથી તેઓ પોતાના શરીરને શણગારતા હતા. [૪]

૪ વિવેચન—

મણિ અને સુવર્ણના અલંકાર બાળકોએ પહેર્યા હતા, તોપણ પુષ્પ, ફળ, પાંદડાં, ગુચ્છ વિગેરે ધારણ કરીને તેઓએ પોતાના અંગને શણગાર્યાં હતાં.

ઋષિઓની પાસે આ (વનના) શણગારજ હતા. નીલમમણિના હાર પહેરનારા રાજા રાણીઓ, વનના શણગાર ધરનારા ઋષિઓના અને ઋષિપત્નિઓના ચરણમાં નમતા હતા.

દૃષ્ટાંત—એક વખત ગુરૂ વસિષ્ઠ સંધ્યાવંદનાદિ નિત્યથી પરવારીને જરા બેઠા હતા, તે સમયે રાજા દશરથના નોકરે ત્યાં આવીને, પ્રણામ કરીને, બે હાથ જોડીને કહ્યું કે–હે પ્રભુ ! આપને રાજાજી યાદ કરે છે.' તે સાંભળીને વસિષ્ઠ તુરત તૈયાર થઇને, ઋષિપત્નિ અરૂંધતી પ્રત્યે બોલ્યા–' હે સ્ત્રિ ! હું જરાવાર દરબારમાં જઇ આવું, ત્યાં સુધી તમે આશ્રમનું ધ્યાન રાખજો.' તે સાંભળીને અરૂંધતી બોલ્યાં–હે પ્રાણેશ ! લાંબા વખતથી મારે, મારી સમજણ પ્રમાણે, એક શંકા છે. તેના સમાધાન માટે આપનો બહુ સમય નહિં લઉં–આપને તે શંકા ટુંકામાં કહી દઇશ. આજ્ઞા હોય તો નિવેદન કરૂં.'

ગુરૂ વસિષ્ઠ—સુખેથી કહો.

અરૂંધતી—હે નાથ ! આપણે અન્ન જોઇએ, તે અન્ન અહીં આસપાસ પુષ્કળ પાકે છે, અને તે પણ દરેક માટે એક એક મુઠી અન્ન હું રાંધુ છઉં. (૨) નાસ્તા માટે ફળ ફળાદિક જોઇએ, તે વૃક્ષો લઇને ઉભાં છો, અને જ્યારે આપણે તેનો ઉપયોગ કરીએ છઇએ, ત્યારે તે વૃક્ષો બહુ રાજી થાય છે. (૩) જળ જોઇએ તો ગંગાદિ તિર્થો રાજી ખુશીથી આપણો સત્કાર કરે છે. (૪) ઘી દુધ આપવા માટે કામધેનુ ગાયો આપણી સાનિધ્ય રહે છે. (૫) વસ્ત્ર માટે વલ્કલો તૈયાર છે. (૬) વળી અમારે સ્ત્રીઓને શણગાર જોઇએ, તે રાજાઓની રાણીઓને ન મળે એવા સુગંધીદાર પત્ર–પુષ્પોના શણગાર, નિત્ય નવા નવા, મળી શકે છે. (૭) જ્ઞાનામૃતનું પાન કરાવવા ચારે વેદો આપણી સમક્ષ વસે છે. આવી ઉત્તમ સગવડ પ્રભુએ, આપણ બ્રાહ્મણોને કરી આપી છે, છતાં હે નાથ !' રાજા યાદ કરે છે;' એવા શબ્દો સાંભળીને, ચોરથીયાળાની માફક, આપ કેમ ત્વરાથી ત્યાં જાઓ છો ? આપણે રાજા પાસેથી શું લેવાનું છે ? રાજાના ધન અમર અધિકારમાં અંજાઇને, આપણે વારંવાર તેમને ઘેર જઇએ, તો નિસ્પૃહતા રૂપી આપણ–બ્રાહ્મણોનું મહાન્ ધન–કીંમતી ઓજસ્–ધીમે ધીમે સરી જાય, ખોવાઇ જાય." આટલું કહીને અરૂંધતી શાંત રહ્યાં.

ગુરૂવસિષ્ઠ—હે સ્ત્રિ ! તમારી નિસ્પૃહતા જોઇને હું ઘણોજ રાજી થયો છઉં. પુરૂષ પોતાને માટે કદિ લાચાર થતો નથી. સ્ત્રી પુત્રાદિક પુરૂષને લાચાર બનાવે છે–ખોટાં કામ કરાવે છે. ન સેવવા જેવાં સડેલાં મનુષ્યો, પુરૂષને સ્ત્રી પુત્રાદિક માટે, સેવવાં પડે છે. મારે તમારા જેવી નિસ્પૃહ સ્ત્રી છે, છતાં રાજા દશરથને ત્યાં હું કેમ દોડયો જાઉં છઉં, તે તમને કહું. તેનું કારણ માત્ર એટલું જ છે કે–હે સ્ત્રિ !–ત્યાં સાક્ષાત્ નારાયણનો અવતાર થવાનો છે. જેને માટે મારા પિતા બ્રહ્માજી પણ, તપ કરીને થાકયા, તે નારાયણ રાજા દશરથને ઘેર અવતાર લેશે. આપણા

આજ્ઞાંકીત શિષ્ય થઇને, આપણા આશ્રમમાં રહીને, પ્રભુ વિદ્યાભ્યાસ કરશે. તેમના મુખકમળનાં અમારે અને તમારે સૂખપૂર્વક દર્શન થશે. હે નિસ્પૃહ સ્ત્રિ! જે લાલચ જીવને ભવબંધનથી મુક્ત કરે છે, તે લાલચમાં હું લપટાયો છઉં.' આટલું કહીને ગુરૂ વસિષ્ઠ ત્યાંથી વિદાય થયા, અને અરૂંધતી ઘણુંજ પ્રસન્ન થઇને, શ્રીરામના અવતારની રાહ જોવા લાગ્યાં.

જેઓ ગામડાંમાં અગર બગીચામાં વસતા હોય, તેમણે જરૂર આવા શણગારમાં પ્રીતિ રાખવી ઘટે છે.

બાળકો અંદર અંદર મશ્કરી કરે છે તે સાંભળો—

**मुष्णन्ताऽन्योन्यशिक्यादि-ज्ञातानाराच्च चिक्षिपुः ॥**
**तत्रत्याश्च पुनर्दूरा-द्धसन्तश्च पुनर्ददुः ॥ ५ ॥**

અર્થ—તેઓ (મશ્કરીમાં) એક બીજાનાં શીંકાં ચોરતા હતા. જેઓ જાણી જતા તેમના પ્રત્યે તેઓ દૂરથી તેજ પદાર્થો ફેંકી દેતા હતા. વળી ત્યાં ઉભેલા બાળકો હસતાં હસતાં તે પદાર્થો દૂરથી પાછા આપતા હતા. [૫]

૫ વિવેચન—

મશ્કરી આનંદદાતા છે ખરી, પણ-'રોગનું મૂળ ખાંસી અને કજીયાનું મૂળ હાંસી'-એ વાત કદિ ભૂલવી નહિં. આ ગોવાળ મંડળના નાયક તો શ્રીકૃષ્ણ પોતે છે, તેથી તેમાં ટંટા ફીસાદનો સંભવ નથી, અને વળી નાના બાળકોની ચેષ્ટા છે. બાકી મિત્રોએ મિત્રતા જાળવી રાખવી હોય, સ્નેહીઓએ સ્નેહ જાળવવો હોય, સગાએ સગપણ જાળવવું હોય, તો ઠઠ્ઠામશ્કરીને રસ્તે ચડવું નહિં. કામ જેટલીજ વાતચીત કરતાં શીખવું. તેમાંએ પુરૂષોએ સ્ત્રીઓની અને સ્ત્રીઓએ પુરૂષોની ઠઠ્ઠા કરવી, તે દોડીને દવમાં પડવા જેવું છે. જમાનો વિચિત્ર છે. અર્થનો અનર્થ કરવામાં અને અનર્થનો અર્થ કરવામાં લોકોની ચપળતા વધી પડી છે. એટલો બધો તમોગુણ વધી ગયો છે-કે થોડી વારમાં મશ્કરી-કજીયાના રૂપમાં બદલાઇ જાય છે.

હવે બાળકોની રમતોની નોંધ છે.

**यदि दूरं गतः कृष्णो, वनशोभेक्षणाय तम् ॥**
**अहं पूर्वमहं पूर्व-मिति संस्पृश्य रेमिरे ॥ ६ ॥**

અર્થ—વનની શોભા જોવા માટે કદિ શ્રીકૃષ્ણ દૂર જતા, ત્યારે (દોડીને) તેમને અડકીને 'હું પહેલો-હું પહેલો.' એમ કહીને બાળકો રમતા હતા. [૬]

---

૫ પદચ્છેદ—**अन्योन्येषां**-એકબીજાનાં **शिक्यादीन्**-શીંકાં વિગેરે. **मुष्णंतः**-ચોરતા હતા. **च**-અને **ज्ञातान्**-જેઓ જાણી જતા હતા તેમના પ્રતિ. **आरात्**-દૂરથી. **चिक्षिपुः**-તે પાછા ફેંકી દેતા હતા. **पुनः**-વળી. **तत्र भवाः तत्रत्याः**-ત્યાં ઉભેલા બાળકો. **हसन्तः**-હસતાં હસતાં. **दूरात् पुनर्ददुः**-દૂરથી પાછા આપતા હતા.

૬ પદચ્છેદ—**यदि**-જો. **वनस्य शोभायाः ईक्षणं तस्मै**-વનની શોભા જોવા માટે **कृष्णः दूरं गतः**-દૂર જતા ત્યારે. **तम् संस्पृश्य**-તેને અડકીને. **अहं पूर्व अहं पूर्व**-હું પહેલો હું પહેલો એમ કહીને. **रेमिरे**-રમતા હતા.

केचिद्वेणून्वादयन्तो, ध्मान्तः शृङ्गाणि केचन ॥
केचिद्भृङ्गैः प्रगायन्तः, कूजन्तः कोकिलैः परे ॥ ७ ॥
विच्छायाभिः प्रधावन्तो, गच्छन्तः साधुहंसकैः ॥
बकैरुपविशन्तश्च, नृत्यन्तश्च कलापिभिः ॥ ८ ॥
विकर्षन्तः कीशवाला–नारोहन्तश्च तैर्द्रुमान् ॥
विकुर्वन्तश्च तैः सार्कं, प्लवन्तश्च पलाशिषु ॥ ९ ॥
सार्कं भेकैर्विलंघंतः, सरित्प्रस्रवसंप्लुताः ॥
विहसंतः प्रतिच्छायाः, शपन्तश्च प्रतिस्वनान् ॥ १० ॥

અર્થ—કેટલાએક વેણુ વગાડતા હતા, કેટલાએક શીંગડીઓ વગાડતા હતા. કેટલાએક ભ્રમરની સાથે ગાતા હતા, અને બીજાઓ કોયલોની સાથે ટૌકા કરતા હતા. [૭] કેટલાએક બાળકો પક્ષીઓના પડછાયા સાથે દોડતા હતા. કેટલાએક હંસોની સાથે સારી રીતે ચાલતા હતા. કેટલાએક બાળકો બગલાની પાસે બેસતા હતા–મોરની સાથે નાચતા હતા–વાનરોના પુછડાં ખેંચતા હતા. પુછડાં પકડી રાખીને વાંદરોની સાથે ઝાડ ઉપર ચડી જતા હતા–વાંદરોની સામે દાંતીયાં કરતા હતા–વૃક્ષો ઉપર ઠેકતા હતા–દેડકાની સાથે કુદતા હતા કેટલાએક નદીના ઝરણામાં નાહતા હતા, પોતાના ઓછાયાના ચાળા પાડતા હતા, અને પડછંદાઓને ગાળો દેતા હતા. [૮–૯–૧૦]

૬ થી ૧૦ વિવેચન—

નંદ બાળક—શ્રીકૃષ્ણ–ગોપબાળકોને બહુ વ્હાલા હતા. દોડી દોડીને સૌ પ્રભુને અડી જતા હતા. બાકીની રમતોમાં બાળ ભાવનાં દર્શન છે.

---

૭ પદચ્છેદ—**केचित्**–કેટલાએક **वेणून् वादयंतः**–વેણુ વગાડતા હતા. **केचन**–કેટલાએક **शृंगाणि ध्मांतः**–શીંગડી વગાડતા હતા. **केचित्**–કેટલાએક **भृंगैः प्रगायंतः**–ભ્રમરની સાથે ગાતા હતા. **परे**–અને બીજાઓ **कोकिलैः कूजंतः**–કોયલોની સાથે ટૌકા કરતા હતા.

૮–૯–૧૦ પદચ્છેદ—[**वि** એટલે પક્ષી.] **वीनां छायाः ताभिः विच्छायाभिः**–પક્ષીઓની છાયાની સાથે. **प्रधावंतः**–બાળકો દોડતા હતા. **हंसकैः साधु गच्छंतः**–હંસોની સાથે સારી રીતે ચાલતા હતા. **बकैः उपविशंतः**–બગલાની સાથે બેસતા હતા. **कलापिभिः नृत्यंतः**–મોરની સાથે નાચતા હતા. **कीशवालान् विकर्षंतः**–વાંદરાના પુંછડાંને તાણતા હતા. **तैः द्रुमान् आरोहंतः**–પુંછડાં પકડીને ઝાડ ઉપર ચડી જતા હતા. **तैः सार्कं विकुर्वन्तः**–વાંદરા સામે મોઢાં મરડતા હતા. **च**–અને **पलाशिषु प्लवंतः**–તેમની સાથે વૃક્ષોમાં ઠેકતા હતા. **भेकैः सार्कं विलंघंतः**–દેડકાંની સાથે કુદતા હતા. **सरितां प्रस्रवेषु** (ઝરણામાં) **संप्लुताः**–નદીઓના ઝરણામાં તેઓ સ્નાન કરતા હતા. **प्रतिच्छायाः विहसंतः**–પોતાના પડછાયાના ચાળા પાડતા હતા. **च**–અને **प्रतिस्वनान् शपंतः**–પડછંદાને ગાળો દેતા હતા.

હવે બાળકોનાં ભાગ્યની સરાહના કરે છે—

**इत्थं सतां ब्रह्मसुखानुभूत्या, दास्यं गतानां परदैवतेन ॥**
**मायाश्रितानां नरदारकेण, साकं विजह्रुः कृतपुण्यपुंजाः ॥ ११ ॥**

**यत्पादपांसुर्बहुजन्मकृच्छ्रतो, धृतात्मभिर्योगिभिरप्यगम्यः ॥**
**स एव यद्दृग्विषयः स्वयं स्थितः, किं वर्ण्यते दिष्टमतो व्रजौकसाम् ॥१२॥**

અર્થ—શ્રીશુકદેવજી ગોપ બાળકોની પ્રશંસા કરે છે કે-શ્રીકૃષ્ણ કે જે બ્રહ્મવિદ્ પુરૂષોને બ્રહ્માનંદના અનુભવરૂપ છે, ભક્તોને પરમ દૈવત રૂપ છે, અને માયાથી મોહ પામેલા જીવોને, મનુષ્યના બાળક રૂપ જણાય છે; તે શ્રીકૃષ્ણ જેમનાં પુણ્યનો પાર નહોતો, એવા ગોપબાળકો સાથે ઉપર પ્રમાણે રમતા હતા. [૧૧] અનેક જન્મોમાં કષ્ટ વેઠી વેઠીને, મનને વશ કરનારા યોગીઓને પણ, જે શ્રીકૃષ્ણના ચરણની રજ મળતી નથી, તે શ્રીકૃષ્ણભગવાન્ પ્રત્યક્ષ રૂપથી વ્રજવાસીઓની પાસે રહ્યા, માટે તેઓના ભાગ્યનું વર્ણન કેવી રીતે કરીએ! તેમના ભાગ્યનું વર્ણન થઇ શકે એવું નથી. [૧૨]

૧૧-૧૨ વિવેચન—

**પુનર્જન્મ—कृतपुण्यपुंजाः**-જેઓએ **(પુર્વાવતારમાં)** ઘણાં પુણ્ય કર્યાં હતાં એવા ગોપ બાળકો. **बहुजन्मकृच्छ्रतः**-અનેક જન્મોમાં કષ્ટ વેઠીને. આ બે શબ્દો સૂચવે છે કે પૂર્વજન્મોની સાથે જીવને સંબંધ છે. આ સંબંધી આપણે થોડો વિચાર કરીએ. સાવધાનતા પૂર્વક સાંભળો—

દરેક યુગમાં, દરેક પ્રદેશમાં અને દરેક ધર્મમાં પુનર્જન્મ સંબંધી થોડી અગર ઘણી ચર્ચા થયા વિના રહી નથી. મનુષ્યની વિચાર શક્તિને ગુંચવી નાખે, એવા અનેક પ્રશ્નોમાંનો આ એક પ્રશ્ન છે. માનવજાતિના ઇતિહાસના આરંભકાળથી આ પ્રશ્ન ચર્ચાતો આવે છે. મનુષ્ય

---

૧૧ પદચ્છેદ—શ્રીકૃષ્ણ કે જે **सतां ब्रह्मसुखानुभूत्या**-બ્રહ્મવિદ્ પુરૂષોને બ્રહ્માનંદના અનુભવરૂપ છે. **दास्यं गतानां परदैवतेन**-ભક્તોને પરમદૈવતરૂપ છે **मायाश्रितानां नरदारकेण**-માયાથી મોહ પામેલા જીવોને મનુષ્યના બાળક રૂપ જણાતા હતા. **साकं**-તે શ્રીકૃષ્ણની સાથે. **कृतपुण्यपुंजाः**-જેના પુણ્યનો પાર નહોતો એવા ગોપ બાળકો. **इत्थं**-આ પ્રમાણે **विजह्रुः**-રમતા હતા.

૧૨ પદચ્છેદ—**यस्य पादयोः पांसुः यत्पादपांसुः**-જેના ચરણની રજ. **बहुजन्मभिः कृच्छ्रेण इति बहुजन्मकृच्छ्रतः**-ઘણાં જન્મનાં તપથી. **धृतः आत्मा यैः तैः धृतात्मभिः इति योगिभिः**-જેઓએ પોતાના મનને વશ કર્યું છે એવા યોગીઓથી **अपि**-પણ **अगम्यः**-અગમ્ય છે. **स एव**-તેજ ભગવાન્ **येषां दृशः तासाम् विषयः**-તેઓના દષ્ટિના વિષયરૂપ **स्वयं स्थितः**-પોતે બન્યા છે.**अतः**-ત્યારે. **व्रजौकसां दिष्टं (ભાગ્ય) किं वर्ण्यते**-વ્રજવાસીઓના ભાગ્યની શી વાત કરીએ!

જે કાંઇ સુખ દુઃખ ભોગવે છે, જે કાંઇ ઠીક અઠીક બને છે, જે કાંઇ જ્ઞાન ધરાવે છે, જે જે ઇચ્છાઓ કરે છે, જે જે પ્રવૃત્તિઓ આદરે છે; તે તમામના મૂળરૂપ પુનર્જન્મનો પ્રશ્ન છે.

ક્ષણે ક્ષણે પરિણામ પામતા આ દેહમાં, અવ્યય–પરિણામ રહિત જે આત્મતત્ત્વ છે, તે તત્ત્વને પુનર્જન્મના પ્રશ્નની સાથે નીકટનો સંબંધ છે. દરેક સમજુ સ્ત્રી પુરૂષે આત્મતત્વની શોધ કરવા પ્રયત્ન કરવોજ જોઇએ. આત્મતત્ત્વ શું છે? જીવતત્ત્વ શું છે? આ જન્મ પહેલાં જીવતત્ત્વ હતું કે નહીં? અને મરણ પછી જીવતત્ત્વ રહેશે કે નહિં? આચાર પ્રશ્નો પુનર્જન્મના પ્રશ્નને ઉકેલવામાં ઘણાજ ઉપયોગી છે. આ ચાર પ્રશ્નોના ઉત્તર આર્યપ્રજાને વેદોએ આપેલા છે. વેદ ન સમજી શકયા, તેમને તે વાત ઉપનિષદોએ કહેલી છે, ઉપનિષદો ન વાંચી શકયા, તેમને તે વાત ગીતા, ભાગવત, મહાભારતાદિ શાસ્ત્રોએ કહી છે. શાસ્ત્રો વાંચવા નવરા ન થયા, તેમને શ્રી શંકરાચાર્યાદિ સમર્થ સંતોએ અવાર નવાર આ પ્રશ્નો ઉકેલી બતાવ્યા છે. જે ધર્મમાં જીવોના કલ્યાણ માટે આટલી બધી રોશની કરી દીધી છે–જ્ઞાનદીપો લટકાવી દીધા છે, તે ધર્મમાં હજી અંધારે ઠેબાં ખાતાં ઘણા જીવો કહે છે કે–'પુનર્જન્મ છેજ નહિં, એવી વાતો કોણ જોઇ આવ્યું છે? એ બધા ટાઢા પહોરના ગપ્પા છે.' વિગેરે. યાત્રા, દેવદર્શન અને અગ્નિહોત્રાદિ ક્રિયાઓ ઘણી સારી છે, પણ તે ત્રણે ક્રિયાઓને યથાર્થ રીતે કરનારા ક્યાં છે? તે ત્રણેમાં આખી જીંદગીભર રખડનારાં સ્ત્રી પુરૂષો આત્મતત્ત્વ શું છે? તે જાણવા પ્રયત્ન પણ કરતા નથી. કદી પ્રયત્ન કરે છે તો ઉંધી દીવાસળી ઘસવા જેવો પ્રયત્ન કરે છે. આત્મતત્ત્વની શોધના સંબંધમાં—

त्वामात्मानं परं मत्वा, परमात्मानमेव च।
आत्मापुनर्बहिर्मृग्यः, अहोऽज्ञजनताऽज्ञता ॥ २७ ॥
अंतर्भवेऽनंत भवंतमेव, ह्यतत्त्यजंतो मृगयंति संत:।
असंतमप्यंत्यहिमंतरेण, संतं गुणं तं किमु यंति संतः ॥ २८ ॥

[ ચાલુ સ્કંધ અ. ૧૪ ].

વિગેરે વચનોથી કહે છે કે–ઘડી જંપીને જેમને બેસતાં આવડયું નહિં, કદિ વૃત્તિને બાહ્યથી વાળીને અંતર્મુખ કરી નહિં, તેમને આત્મતત્ત્વનો લાભ કયાંથી થાય? ઘરમાં ખોવાયું હોય, તેની શોધ ગામ બહાર વનમાં કરવાથી શું મળે? તાત્પર્ય–વિવેકી પુરૂષોએ આ શરીરમાંજ જડ તત્ત્વને બાદ કરતાં કરતાં, આત્મ તત્ત્વને શોધી કાઢવું જોઇએ.

આત્મતત્ત્વ સંબંધી ગીતાએ ટુંકામાં છતાં સ્પષ્ટ રીતે ઘણા ખુલાસા કર્યા છે. થોડા આપને કહું—

न जायते म्रियते वा कदाचिन्-नायं भूत्वा भविता वा न भूयः ॥
अजो नित्यः शाश्वतोऽयं पुराणो, न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

× × × × ×

नैनं छिंदंति शस्त्राणि, नैनं दहति पावकः ॥
न चैनं क्लेदयंत्यापो, न शोषयति मारुतः ॥ २३ ॥

**अच्छेद्योयमदाह्योऽय-मक्लेद्योऽशोष्य एव च ॥**
**नित्यः सर्वगतः स्थाणु-रचलोऽयं सनातनः ॥ २४ ॥**
**अव्यक्तोऽयमचिंत्योऽय-मविकार्योऽयमुच्यते ॥**
**तस्मादेवं विदित्वैनं, नानुशोचितुमर्हसि ॥ २५ ॥** [ ગીતા. અ. ૨. ]

અર્થ—આત્મા કદિ જન્મતો નથી. કદિ મરતો નથી, તેમજ તે પૂર્વે નહતો, અગર ભવિષ્યમાં નહિં હોય, એમ પણ નથી. તે આત્મા તો અજન્મા સદાય રહેનારો અમર અને પુરાતન છે. શરીર હણાવાથી તે હણાતો પણ નથી. [૨૦] આત્માને શસ્ત્રો છેદી શકતા નથી. અગ્નિ બાળી શકતો નથી, પાણીથી તે ભીંજવાતો નથી, અને પવન તેને સુકવી શકતો નથી. [૨૩] ખરેખર આત્મા છેદાય એવો નથી, બળાય એવો નથી, પલળતો નથી તેમ સુકાતો પણ નથી. વળી તે નિત્ય, સર્વ વ્યાપી, સ્થિર અચળ અને અનાદિ છે. [૨૪] આત્મા અવ્યક્ત છે (એટલે ઇંદ્રિયાતીત છે), મન વડે ચિંતવી શકાય નહિં એવો છે, માટે તે અચિંત્ય કહેવાય છે. તેમાં જન્માદિ વિકાર નથી માટે તે અવિકારી કહેવાય છે. આટલું સમજીને હે અર્જુન ! તારે તેનો શોક કરવો નહિં." [૨૫].

આવી રીતે ગીતામાં અને અનેક શાસ્ત્રોમાં આત્માનું નિરૂપણ થયું છે. આત્મતત્ત્વથી જરા નીચે ઉતરીએ, તો જીવતત્ત્વનાં દર્શન થાય. જીવતત્ત્વ શું છે ?—

**ममैवांशो जीवलोके, जीवभूतः सनातनः ॥**
**मनः षष्ठानींद्रियाणि, प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**
**शरीरं यदवाप्नोति, यच्चाप्युत्क्रामतीश्वरः ॥**
**गृहीत्वैतानि संयाति, वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥**
**श्रोत्रं चक्षुः स्पर्शनं च, रसनं घ्राणमेव च ॥**
**अधिष्ठाय मनश्चायं, विषयानुपसेवते ॥ ९ ॥**
**उत्क्रामंतं स्थितं वापि, भुंजानं वा गुणान्वितं ॥**
**विमूढा नानुपश्यन्ति, पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥** [ ગીતા. અ. ૧૫ ]

અર્થ—આ મૃત્યુ લોકમાં મારોજ સનાતન અંશ જીવ બનીને, પ્રકૃતિમાં રહેલી પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠા મનને પોતામાં ખેંચી લે છે. [૭] વાયુ જેમ ગંધને પુષ્પાદિકમાંથી બીજે સ્થળે લઈ જાય છે, તેવી રીતે મન તથા ઈંદ્રિયોનો સ્વામી આ જીવાત્મા એક શરીરમાંથી બીજા શરીરમાં જતી વખતે, મન તથા ઇંદ્રિયોને સાથે લઇને જાય છે. પછી તે કાન, આંખ, ત્વચા, જીભ અને નાક એ ઈંદ્રિયોદ્વારા અને મનદ્વારા વિષયોને ભોગવે છે. [૮–૯] આ જીવાત્મા શરીરમાં રહે છે અને નીકળી જાય છે. શરીરમાં રહે છે ત્યારે ઇંદ્રિયોદ્વારા ભોગ ભોગવે છે. છતાં મૂઢ લોકો તેને જોઇ શકતા નથી. જ્ઞાન ચક્ષુવાળા જોઇ શકે છે. [૧૦].

**જીવતત્ત્વ તથા સૂક્ષ્મદેહ**—પાંચ પ્રાણ, પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન તથા બુદ્ધિ મળીને સત્તર તત્ત્વનો સૂક્ષ્મ દેહ થાય છે. જીવ એટલે અંતઃકરણ સહિત આત્મા, એમ ટુંકામાં કહેવાય; પણ તે વાત સ્પષ્ટ કરવી હોય ત્યારે કહેવું પડે કે–જેને સૂક્ષ્મ દેહ કહીએ છીએ, તે જીવતત્ત્વમય હોય છે. વિચાર કરવો, સમજવું, તે પ્રમાણે કરવું કે ન કરવું ? તે તમામ વ્યવસ્થા સૂક્ષ્મદેહથી થાય છે. આપણને જણાય નહીં તેવી રીતે, સૂક્ષ્મદેહ આપણા સ્થૂલ

દેહમાં વ્યાપી રહ્યો છે. સ્થૂલ દેહ સૂક્ષ્મ દેહનો ઘોડો છે,—વાહન છે—સેવક છે. જેમ સ્થૂલ દેહ અન્નપાનથી ટકે છે અને પુષ્ટ થાય છે, તેમ સૂક્ષ્મ દેહ વાસનાથી ટકે છે અને વાસનાથી પુષ્ટ થાય છે. સુખ, દુઃખ, ભોગ, ઉપભોગ, પ્રીતિ, દ્વેષ વિગેરે જે કાંઈ અનુભવાય છે, તેમાંથી વાસના જન્મ પામે છે. સત્તર તત્ત્વોરૂપી દ્વાર માર્ફતે વાસના જીવને પહોંચે છે. પછી સૂક્ષ્મ દેહ બંધાય છે અને પુષ્ટ થાય છે. સૂક્ષ્મ દેહનું અને વાસનાનું સ્વરૂપ, અયોગી જીવોને સ્વપ્નાવસ્થામાં બરાબર સમજાય છે. યોગીઓ સૂક્ષ્મદેહને આ સ્થૂલ દેહથી છૂટો પાડીને, ગમે ત્યાં વાયુવેગે જઈ શકે છે.

જીવતત્ત્વ શરીરમાં પેસે છે, અને નીકળે છે. જીવતત્ત્વ શરીરમાં રહે છે, ત્યારે ઇંદ્રિયો અને મનદ્વારા વિષયો ભોગવે છે, એ તમામ જ્ઞાત થઈ ગઈ. આ દેહ પહેલાં જીવતત્ત્વ હતું કે નહીં? અને મરણ પછી જીવતત્ત્વ રહેશે કે નહીં? તે સંબંધી કાંઈ વિશેષ વાત કરીએ.

**न त्वेवाहं जातु नासं, न त्वं नेमे जनाधिपाः ॥**
**न चैव न भविष्यामः, सर्वे वयमतः परम् ॥ १२ ॥**

× × × × × ×

**अंतवंत इमे देहा, नित्यस्योक्ताः शरीरिणः ॥**
**अनाशिनोऽप्रमेयस्य, तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥** [ગીતા અ. ૨.]

અર્થ—આ જન્મની પૂર્વે હું ન હતો, અગર તું ન હતો, અગર આ રાજાઓ ન હોતા એવું કાંઈ નથી. [ એટલે હું, તું, અને આ રાજાઓ આ જન્મની પહેલાં પણ હતા. ] તેમ આ શરીરોનો નાશ થયા પછી પણ આપણે નહીં હોઈએ, એવું બનવાનું નથી. [એટલે મુવા પછી પણ આપણે હોઈશું—દેહની સાથે નાશ પામશું નહિં ]. (૧૨) નિત્ય અને નાશ રહિત અને અમાપ જીવાત્માના આ શરીરોનેજ નાશવંત ગણ્યા છે. માટે હે અર્જુન! તું યુદ્ધ કર. [૧૮].

હજી આ સંબંધમાં વિશેષ ખુલાસો કરે છે કે—

**वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णा-न्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥**

અર્થ—મનુષ્ય જેમ જુનાં વસ્ત્રો તજીને બીજાં નવાં વસ્ત્રો પહેરે છે, તેમ જીવાત્મા પણ જૂનાં શરીરો તજીને નવાં શરીરો ધારણ કરે છે.

ગીતાના ૪ થા અધ્યાયમાં શ્રીકૃષ્ણ બોલ્યા છે કે—

**बहूनि मे व्यतीतानि, जन्मानि तव चार्जुन ॥**
**तान्यहं वेद सर्वाणि, न त्वं वेत्थ परंतप ॥ ५ ॥**

અર્થ—હે અર્જુન! મારા અનેક જન્મ થયા અને તારા પણ અનેક જન્મ થયા છે. તે તમામને હું જાણું છઉં, અને તું જાણતો નથી. (૫)

વિગેરે શ્લોકો પુનર્જન્મનો પ્રશ્ન બહુ સારી રીતે ઉકેલે છે.

આખી જીંદગીભર સત્કર્મ કરનારને દુઃખનો અંત ન આવે, તો પૂર્વજન્મના કર્મનો વાંક નીકળે છે. તે વાત પણ પુનર્જન્મના પ્રશ્નનું સમાધાન કરે છે.

જે પ્રશ્નનો ઉકેલ સનાતન ધર્મમાં પાંચ હજાર વર્ષ પહેલાં થયો હતો, તે પ્રશ્નનો ઉકેલ વિધર્મીઓ હજી બરાબર કરી શકયા નથી.

યાહુદીઓ—પ્રાચીન યાહુદીઓ તો નિશ્ચિંતપણે એમજ માનતા હતા કે-મરણની સાથેજ મનુષ્યના જીવનનો ઇતિહાસ પુરો થાય છે. તેઓના પ્રાચીન બાઇબલમાં શરીરથી ભિન્ન જીવતત્ત્વનો ઉલ્લેખ છે. આ તત્ત્વને તેઓ પ્રાણુ કહેતા પણ આત્મા નહિં. અલેકઝાંડ્રિયા નામના નગરમાં વસનારા નવા યુગના યાહુદીઓ વ્યક્તિગત આત્માનો સ્વિકાર કરતા હતા. **ફેરિશી** નામના તેમના ધર્મગુરૂ વ્યક્તિગત આત્માને માનતા હતા, અને કહેતા કે 'આત્મા અનેક દેહોમાં પેસીને નવા નવા દેહ ધારણ કરે છે.' **ઇસુખ્રિસ્ત** ઇલિયાસ નામના પયગંબરનો અવતાર માનવામાં આવ્યો હતો. ( મેથ્યું ૧૦-૧૪ ) અલેકઝાંડ્રિયાદ્વારા આ ભાવના યુરોપમાં ફેલાણી. બૌદ્ધ ઇતિહાસ જોતાં જણાય છે કે-બૌદ્ધ ધર્મના સાધુઓએ અલેકઝાંડ્રિયા અને એશિયા માઈનોર સુધી પહોંચીને, પશ્ચિમના દેશોને પોતાના વિચાર આપ્યા હતા.

મિસરવાસીઓ—ગ્રીક પંડિત હૅરોડોટસ લખે છે કે—'આત્માના અમરત્વની ભાવનાનો સૌથી પ્રથમ સ્વિકાર કરનારા મિસરવાસીઓ છે. તોપણ પુનર્જન્મ સંબંધી તેઓને યથાર્થ જ્ઞાન નથી. તેઓ શબને ઘણા કાળ સુધી સાચવી રાખે છે. એવા શબને તેઓ **મમી** કહે છે. એવું ૩૦૦૦ વરસનું શબ વડોદરા સંગ્રહસ્થાનમાં છે. તેઓની માન્યતા એવી છે કે-આત્મા દેહનો સંબંધ તોડી શકતો નથી. શરીરનો નાશ થાય, તો આત્મતત્ત્વનો પણ નાશ થાય છે. મરણ પછી આત્મા દિવસે જગત્‌માં જ્યાં ત્યાં ફરી આવે છે, અને રાત્રે જ્યાં શબ હોય, ત્યાં પાછો આવે છે. તેને ભૂખતરસ લાગે છે, તે ઘણું દુઃખમય જીવન ભોગવે છે, કારણકે મોજમજા ભોગવવાની તેની લાલસા તૃપ્ત થતી નથી.'

ગ્રીક—તે એક સંસ્કારી પ્રજા છે. તેઓ આત્મતત્ત્વ સંબંધી કાંઇ વિશેષ જાણે છે. ગ્રીક પ્રજાને પુનર્જન્મનો સિદ્ધાંત સમજાવનાર સૌથી પહેલો **પાઇથેગોરાસ** હતો. પાઇથેગોરાસ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા હિંદમાં આવ્યો હતો. તે પ્રજા મૃત દેહને અગ્નિસંસ્કાર કરતી હતી.

ઇરાન—પ્રાચીન ઇરાનીઓ પણ સંસ્કારી પ્રજા છે. તેઓ મૃતદેહને સાચવી રાખતા નથી. 'દખમું' શબ્દ દહ્ ધાતુ ઉપરથી છે.

મરણ અને સૂક્ષ્મદેહ—એટલી વાત તો સુવિદીત થઇ ગઇ છે કે-કોઇ વસ્તુનો સમૂળો નાશ થતો નથી. માત્ર તે વસ્તુની અવસ્થાઓ બદલાય છે. દૃષ્ટાંત-એક ઘડો ફુટી જાય, તો તેનાં ઠીંકરાં બને, તે ઠીંકરાં ધીમે ધીમે માટી સાથે મલી જઇને પાછો તેનો ઘડો, ગોળો વિગેરે કાંઇ બને, અગર તે માટી ચણતરના કામમાં આવે. મરણથી સૂક્ષ્મદેહ સ્થૂલદેહથી છૂટો પડી જાય છે, અને સ્થૂલદેહમાં રહેલાં પંચમહાભૂત, પંચમહાભૂતમાં ધીમે ધીમે મળી જાય છે. આ પ્રમાણે સ્થૂલ દેહનો લય થતાં, સૂક્ષ્મદેહ ફરીથી તે સ્થૂલ દેહમાં આવી શકતો નથી. તાત્પર્ય સ્થૂલ દેહનો અને સૂક્ષ્મ દેહનો સદાને માટે જે વિયોગ થાય, તેનું નામ મરણ. સૂક્ષ્મદેહ કેવળ વાસનાનો બનેલો હોવાથી, તે કશામાં મળી જતો નથી, જ્ઞાનામૃતથી તેનો નાશ થાય ત્યાં સુધી વિદ્યમાન રહે છે. વિદ્યમાન અવસ્થામાં કર્માનુસાર નવા નવા દેહમાં પેસે છે, અને કર્મ ભોગવીને નીકળી જાય છે. સ્થૂલ દેહની મદદથીજ સૂક્ષ્મદેહને, (૧) વિકાસ પામવા માટે વાસનાઓ મળી શકે છે, અને (૨) પોતાની બાજી સંકેલી દેવા માટે, જ્ઞાનામૃત પણ મળી શકે છે. ( તે વાત તો આપ બરાબર સમજ્યા હશો.) વાછરૂં અવતરે છે કે તુરત ધાવવા લાગે છે, અને મોઢું

થાય છે ત્યારે વિષય ભોગવવા દોડે છે. તે તેને કોણે શીખવ્યું ? તે પ્રશ્નના ઉત્તરમાં કહેવું પડે કે—'પૂર્વની વાસના.' વાસના હોય ત્યાં સુધી પુનર્જન્મ હોય, અને પુનર્જન્મ હોય ત્યાં સુધી દુઃખ હોય. જ્ઞાન અને ભક્તિદ્વારા વાસનાને ક્ષીણ કરવા માટેજ મનુષ્ય દેહ છે. પુનર્જન્મ સંબંધી વિષયના ઉપસંહારમાં કહેવું ઘટે છે કે—

**આપણો પુનર્જન્મ ઘડનાર આપણે પોતેજ છઇએ**—ચેત્યા તો બચ્યા, અને આળસ કર્યું, 'તો સાતમે માળેથી નીચે પડયા સમજવું. સત્કર્મ કરવાં, સત્સમાગમ કરવો, જ્ઞાનીઓને સેવીને જ્ઞાનામૃતનું પાન કરી, વાસનાના પૂરને હઠાવવું; અગર ભક્તોને સેવીને તમામ પ્રકારની વાસના પ્રભુના ચરણમાં મુકી દઇ, વાસનાઓથી મુક્ત થવું. આવ્યા વખતને ઓળખીને સમયનો, દ્રવ્યનો અને ઇંદ્રિયોનો સદુપયોગ કરવો; એ તમામ ક્રિયાઓ—એ તમામ સામગ્રિઓ, આપણો પુનર્જન્મ તૈયાર કરી આપવામાં ઘણીજ ઉપયોગી છે. તેથી અવળું આચરણ કરીને, સડેલી સામગ્રિ એકઠી કરશો, તો પુનર્જન્મરૂપી નવું મકાન—નવો દેહ—સડેલો બનશે. વૈતરાં કરી કરીને જીવ નીકળી જશે. હરિ ભજવાની અગર સત્કર્મ કરવાની જરા પણ અવકાશ મળશે નહિં. દ્રવ્ય હશે તો તે પણ, વ્યવહારમાં, અને વેશ્યાઓના છંદમાં ચાલ્યું જશે; પણ સત્કર્મ કરવામાં વપરાશે નહિં. સારો પુનર્જન્મ લેવો હોય તો ચેતીને ચાલજો. જ્ઞાનભક્તિદ્વારા વાસનાનો ક્ષય કરીને પુનર્જન્મને અટકાવવો, એ ઉંચી ભૂમિકાના મુમુક્ષુઓનું કર્તવ્ય છે.

અહોભાગ્ય—શ્રી શુકદેવજી કહે છે કે 'જેમનાં દર્શન સમાધિમાં પણ દુર્લભ, તે પ્રભુ વ્રજવાસીઓની સાથે રમે છે, માટે તેમનાં અહોભાગ્ય છે,' પૂર્વે વ્રજવાસીઓ મોટા તપસ્વીઓ હશે, જ્ઞાનીઓ હશે અગર ભક્તો હશે. એમ અવશ્ય માનવું ઘટે છે. હવે આગળ વધીએ—

બાળકો આનંદમાં રમે છે તે સ્થળમાં, હવે અઘાસુર આવે છે—

**अथाघनामाऽभ्यपतन्महासुरस्—तेषां सुखक्रीडनवीक्षणाक्षमः ॥**
**नित्यं यदन्तर्निजजीवितेप्सुभिः, पीतामृतैरप्यमरैः प्रतीक्ष्यते ॥ १३ ॥**

**અર્થ**—બાળકો સુખપૂર્વક રમતા હતા. તે સુખ જેનાથી ખમાયું નહિં, એવો અઘાસુર નામનો મોટો અસુર ત્યાં આવી પહોંચ્યો. પોતાના જીવીતને ઇચ્છનારા અમૃત પિનારા દેવો પણ, આ અસુરના મોતની વાટ જોતા હતા. [૧૩]

૧૩ વિવેચન—

**एतां दृष्टिमवष्टभ्य, नष्टात्मानोऽल्पबुद्धयः ॥**
**प्रभवन्त्युग्रकर्माणः, क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥** [ગીતા અ. ૧૬]

વિગેરે શ્લોકોથી આસુરી સંપત્તિવાળા જીવોનું વર્ણન કર્યું છે. આસુરી સંપત્તિવાળા જીવોથી, દૈવી સંપત્તિવાળા જીવો સદા ડરતા રહે છે.

---

૧૩ પદચ્છેદ—**अथ**-પછી **तेषां सुखक्रीडनस्य वीक्षणे अक्षमा यस्य सः सुखक्रीडनवीक्षणाक्षमः**-બાળકો સુખપૂર્વક રમતા હતા તે જેનાથી ખમાયું નહિ એવો **अघनामा**—અઘાસુર નામનો **महासुरः**-મોટો અસુર **अपतत्**-આવી પહોંચ્યો. **यस्य अंतः**-જેના મૃત્યુની **पीतामृतैः अपि**-અમૃત પીનારાઓ પણ **निजजीवितं ईप्सन्ति इति निजजीवितेप्सवः तैः**-પોતાના જીવિતને ઇચ્છનારા **अमरैः**-દેવો **प्रतीक्ष्यते**-વાટ જોતા હતા.

શ્રીકૃષ્ણને જોઇને અધાસુર વિચાર કરે છે—

दृष्ट्वाऽर्भकान्कृष्णमुखानघासुरः, कंसानुशिष्टः स बकीबकानुजः ॥
अयं तु मे सोदरनाशकृत्तयोर्-द्वयोरथैनं सबलं हनिष्ये ॥ १४ ॥

एते यदा मत्सुहृदोस्तिलापः, कृतास्तदा नष्टसमा व्रजौकसः ॥
प्राणे गते वर्ष्मसु का नु चिन्ता, प्रजाऽसवः प्राणभृतो हि ये ते ॥ १५ ॥

અર્થ—કંસે મોકલેલા અને પૂતના તથા બકરાક્ષસના નાના ભાઇ અઘાસુરે, શ્રીકૃષ્ણ જેમાં મુખ્ય છે એવા બાળકોને દેખીને, વિચાર કર્યો કે "મારા ભાઈ તથા બ્હેનનો નાશ કરનાર આ બાળકજ છે. તે બેઉ (સહોદર) ને બદલે, આ બાળકને તેના સૈન્ય સહિત હું મારીશ. [૧૪] મારા ભાઇ બ્હેનને આ છોકરાઓ તલ અને જળ રૂપ કરવામાં આવશે, ત્યારે વ્રજવાસીઓ મુવેલાં જેવાં થઈ જશે. પ્રાણ ગયા પછી જેમ દેહ ભયરહિત થઇ જાય છે, તે પ્રમાણે બાળકો મુવા પછી, વ્રજવાસીઓ તરફથી જે ભય છે, તે ભય મટી જશે. કારણકે પ્રાણીઓનાં પ્રાણ તો બાળકોજ છે." [૧૫]

૧૪-૧૫ વિવેચન—

વૈર શું નથી કરતું?—શ્રીકૃષ્ણ જેવા રસીક બાળકને દેખીને, અઘાસુરના હૃદયમાં વૈરનો ઉભરો આવ્યો. વૈર અને ક્રોધ બેઉ સાથેજ રહે છે. તે બે એકઠા થઇને બુદ્ધિરૂપી દીવાને બુઝાવી દેછે, અને ન કરવાં જેવાં કર્મ કરાવે છે. દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તેમણે કોઇ ઠેકાણે વૈરભાવ કરવો નહિં. કદિ વૈરભાવ થઈ પડયો હોય, તો તેનો નાશ કરવા પ્રયત્ન કરવો. પ્રયત્ન કરતાં પણ ન અટકે-સામો માણસ ન સમજે-તો પોતે પોતાનાં હૃદયને અને પોતાની વાણીને બને તેટલાં નિર્વૈર કરવાં. તે શીતળતાની સુગંધ ચારે તરફ પ્રસરીને, સામાના વૈરને ધીમેધીમે નિર્મૂળ કરી નાંખશે.

---

૧૪ પરચ્છેદ—**कंसानुशिष्टः**-કંસે મોકલેલા **बकीबकानुजः**-પૂતના તથા બકરાક્ષસનો નાનો ભાઇ **अघासुरः**-અઘાસુરે **कृष्णमुखान अर्भकान्-दृष्ट्वा**-શ્રીકૃષ્ણ જેમાં મુખ્ય છે એવા બાળકોને દેખીને **मे**-મારા **सो[illegible]रयोः नाशकृत्**-બેન ભાઇનો નાશ કરનાર **अयं तु**-આ બાળકજ છે. **तयोः द्वयोः**-તે બેઉને બદલે **अथ एनं सबलं हनिष्ये**-આ કૃષ્ણને તેના સૈન્યની સાથે હું મારીશ.

૧૫ પદચ્છેદ—**यदा**-જ્યારે **मत्सुहृदोः**-મારા સહોદરોને ( **तिलैः सहिताः आपः तिलापः** ) **एते तिलापः कृताः**-આ છોકરાઓ તિલ અને જળરૂપ કરવામાં આવશે **तदा**-ત્યારે **व्र[illegible]कसः**-વ્રજવાસીઓ **नष्टसमाः**-મુવેલા જેવા થઇ જશે, **प्राणे गते**-પ્રાણ ગયા પછી **वर्ष्मसु**-દેહોમાં **का चिंता**-કયો ભય રહે! **ये प्राणभृतः** જે પ્રાણીઓ છે તેમને **हि**-ચોક્કસ રીતે **प्रजाः असवः**-પ્રજા પ્રાણ રૂપ છે.

સૌને ગળી જવાની ઇચ્છાથી અઘાસુર અજગર બનીને રસ્તામાં સુવે છે—

**इति व्यवस्याजगरं बृहद्वपुः, स योजनायाममहाद्रिपीवरम् ॥**
**धृत्वाऽद्भुतं व्यात्तगुहाननं तदा, पथि व्यशेत ग्रसनाशया खलः ॥ १६ ॥**
**धराधरोष्ठो जलदोत्तरोष्ठो, दर्याननान्तो गिरिशृङ्गदंष्ट्रः ॥**
**ध्वान्तान्तरास्यो वितताध्वजिह्वः, परुषानिलश्वासदवेक्षणोष्णः ॥ १७ ॥**

અર્થ—ઉપર પ્રમાણે નિશ્ચય કરીને સૌને ગળી જવાની ઇચ્છાથી, તે ખળ અઘાસુરે અજગરનું મોટું અદ્‌ભૂત શરીર ધારણ કર્યું. પછી તે માર્ગમાં સુતો. તે અજગર એક યોજન લાંબો હતો, અને મોટા પર્વત જેવો જાડો હતો. તેણે ગુફા જેવું મોં પહોળું રાખ્યું હતું. તેનો નીચલો હોઠ ધરતી ઉપર હતો, ઉપલો હોઠ વાદળાંને અડી રહ્યો હતો. તેનાં ગલોફાં ગુફા જેવાં હતાં. દાઢો પર્વતનાં શીખરો જેવી હતી, મોઢાની અંદરનો ભાગ અંધારા જેવો હતો. જીભ લાંબી સડક જેવી હતી. શ્વાસ કઠોર પવનના જેવો હતો, અને આંખો દાવાનળની માફક સળગતી હતી. [૧૬-૧૭]

૧૬-૧૭ વિવેચન—

શ્રીશુકદેવજીની કેવી ઉમદા કાવ્યશક્તિ છે! શ્રીમદ્‌ ભાગવતનાં ભાષાંતર થતાં, સંસ્કૃત વાંચવાનો રસ કમી થયો. કોલેજોમાં સંસ્કૃત ભણીને જેઓ હુશીયાર થયા, તેમણે બચપણ-

---

૧૬ પદચ્છેદ—**इति व्यवस्य**-એ પ્રમાણે નિશ્ચય કરીને-વિચાર કરીને, **ग्रसनस्य आशा तया ग्रसनाशया**-સૌને ગળી જવાની ઇચ્છાથી **खलः**-તે ખળ અઘાસુરે **अजगरस्य इदं आजगरं**-અજગરનું **बृहत् वपुः** ( નપુંસક લિંગ )-મોટું શરીર **अद्भूतं**-અદ્‌ભુતરૂપ **धृत्वा**-ધારણ કરીને, **तदा**-પછી **पथि**-માર્ગમાં **व्यशेत**-સુતો. **योजनं आयामः** ( પુલિંગ-લંબાઇ ) **यस्य तत् योजनायामं, योजनायामं च महाद्रेः इव पीवरं** ( પુષ્ટ-મોટું ) **यस्य तत् योजनायाममहाद्रिपीवरम्**-યોજન જેટલું લાંબું અને પર્વત જેવું મોટું **व्यात्तं गुहा इव आननं यस्मिन् तत्-व्यात्तगुहाननं**-મુખ ગુફા જેવું પહોળું હતું.

૧૭ પદચ્છેદ—**धरायां अधरोष्ठः यस्य सः धराधरोष्ठः**-તેનો નીચલો હોઠ પૃથ્વીને અડકયો હતો. **जलदेषु उत्तरोष्ठः यस्य सः जलदोत्तरोष्ठः**-તેનો ઉપલો હોઠ વાદળને અડકયો હતો. **दरी इव आननस्य अन्तौ** ( ગલોફાં ) **यस्य सः दर्याननांतः**-તેનાં ગલોફાં ગુફા જેવાં હતાં **गिरेः शृंगाणि इव दंष्ट्राः यस्य सः गिरिशृंगदंष्ट्रः-गिरिशृंगदंष्ट्रः**-પર્વતના શિખરો જેવી દાઢો હતી. **ध्वांतवत्** ( અંધારા જેવું ) **अंतरास्यं यस्य सः ध्वांतांतरास्यः**-મુખની અંદરનો ભાગ અંધારા જેવો હતો **वितताध्ववत्** (લાંબી સડક જેવી ) **जिह्वा यस्य सः वितताध्व जिह्वः**-જીભ લાંબી સડક જેવી હતી. **परुषानिलवत् श्वासः यस्य सः परुषानिलश्वासः**-શ્વાસ કઠોર પવનના જેવો હતો. **दववत् ईक्षणे उष्णे यस्य सः दवेक्षणोष्णः**-આંખો દાવાનળ જેવી ઉષ્ણ હતી.

માંથી સાંભળ્યું કે-'પુરાણમાં ગપોડાં છે;' તેથી તેમણે ભાગવત સામે જોયું નહિ. શુષ્ક વેદાંતીઓ પોતાના અજ્ઞાનના વાવટા લઈને ચારે તરફ ફરી વળ્યા કે-'પુરાણોમાં કાંઇ નથી.' ભક્તો ભજન કીર્તનમાં સંતોષ માનીને, ભજન કીર્તનના મૂળ રહસ્યરૂપ શ્રીમદ્ ભાગવતના રસ સુધી પહોંચ્યા નહીં. શ્રીરામના ઉપાસકોએ માત્ર તુલસીકૃત રામાયણ વાંચી, પણ તુલસીદાસજીએ જે ગ્રન્થમાંથી (જે ભાગવતમાંથી) ભક્તિનો રસ ઉઠાવ્યો છે, તે ગ્રન્થના સામું જોયું નહિ. ભાગવતની કથા કરનારા પુરાણી બાવાઓ, પોથી ઉપર શું મૂકયું? તે જોઇને રાજી થયા. ગૃહસ્થો તેમને દાન દક્ષણા આપીને રાજી થયા. બાકી ભાગવતમાં જ્ઞાન અને ભકિતનો જે રસ ઉભરાય છે, તે રસનું પાન તો કોઇ વીરલાએ કર્યું. જેમને અવકાશ અને અનુકુળતા હોય-જેમને જ્ઞાન અને ભકિત માટે ઉંડી લાગણી હોય, તેમણે શ્રીમદ્ ભાગવતનો રસ વાટી વાટીને પીવો, [ તે રસ પીવા સાથે વેદાંતનો વિવેકચૂડામણિ ગ્રન્થ અને પાતંજલ યોગદર્શન-જે અહીંથી સરલતા પૂર્વક પ્રગટ થયાં છે-તે ગ્રન્થો અવશ્ય વાંચવાં; કારણકે યોગ્યતા વિના આનંદ પ્રાપ્ત થશે નહિં. ]

અજગર જેવું કાંઇ દેખીને વ્રજબાળકો શું વિચાર કરે છે તે ભાવથી સાંભળો—

**दृष्ट्वा तं तादृशं सर्वे, मत्वा वृन्दावनश्रियम् ॥**
**व्यात्ताजगरतुण्डेन, ह्युत्प्रेक्षन्ते स्म लीलया ॥ १८ ॥**
**अहो मित्राणि गदत, सत्त्वकूटं पुरः स्थितम् ॥**
**अस्मत्संग्रसनव्यात्त-व्यालतुण्डायते न वा ॥ १९ ॥**

**અર્થ**—ઉપર પ્રમાણે તે અજગરને જોઇને, તેને વૃંદાવનની સંપત્તિ માનીને, સઘળા બાળકો રમતાં રમતાં, પહોળા કરેલા અજગરના મુખની સાથે, તે દેખાવની સરખામણી કરવા લાગ્યા. [બાળકો વિચાર કરે છે કે-] 'અહો મિત્રો ! આપણી સામે જે દેખાય છે, તે કોઇ પ્રાણી જેવું દેખાય છે કે-બીજું કાંઇ ? આપણને ગળી જવા અજગરના ફાડેલા મુખ જેવું, તે જણાય છે-નહિં વારૂં ?

૧૮-૧૯ વિવેચન—

શંકા-વારંવાર ઉત્પાતો થતા હતા, તેથી બાળકોને અનાયાસે શંકા થઇ.

---

૧૮ પદચ્છેદ—**तं तादृशं दृष्ट्वा**-તે અજગરને ઉપર પ્રમાણે દેખીને. **वृंदावनस्य श्रियं मत्वा**-તેને વૃંદાવનની સંપત્તિ માનીને **सर्वे**-સર્વે બાળકો. **लीलया**-રમતાં રમતાં **व्यात्तेन अजगरतुंडेन**-પહોળા કરેલા અજગરના મુખની સાથે. **हि उत्प्रेक्षंते स्म**-સરખામણી કરવા લાગ્યા.

૧૯ પદચ્છેદ—**अहो मित्राणि**-અહો મિત્રો ! **गदत**-કહો કે-**पुरः स्थितम् सत्वस्य कूटं**-આપણી સામે જે દેખાય છે તે કોઇ પ્રાણી જેવું દેખાય છે નહિ ? **अस्मत् अस्माकं संग्रसनाय व्यात्तं व्यालतुंडं इव आचरति इति अस्मत्संग्रसनव्यात्तव्यालतुंडायते न वा**-આપણને ગળી જવા અજગરના ફાડેલા મુખ જેવું જણાય છે કે નહિં ?

હવે અજગરના રૂપને મેળવે છે—

**सत्यमर्ककरारक्त-मुत्तराहनुवद्घनम् ।।**
**अधराहनुवद्रोधस्-तत्प्रतिच्छाययारुणम् ।। २० ।।**
**प्रतिस्पर्धेते सृक्किभ्यां, सव्यासव्ये नगोदरे ।।**
**तुङ्गशृङ्गालयोऽप्येतास्-तद्दंष्ट्राभिश्च पश्यत ।। २१ ।।**
**आस्तृतायाममार्गोऽयं, रसनां प्रति गर्जति ।।**
**एषामन्तर्गतं ध्वान्त-मेतदप्यन्तराननम् ।। २२ ।।**
**दावोष्णखरवातोऽयं, श्वासवद्भाति पश्यत ।।**
**तद्दग्धसत्त्वदुर्गन्धो-प्यन्तरामिषगन्धवत् ।। २३ ।।**

અર્થ—[હજી તેજ વિષય ચાલે છે-] બાળકો અંદર અંદર વાત કરે છે કે-"સૂર્યના કીરણોથી લાલ થએલું વાદળું, જાણે અજગરનો ઉપલો હોઠ ન હોય, એવું લાગે છે, તે તમે જુઓ. તે વાદળાની છાયાથી લાલ જણાતો આ કાંઠો નીચલા હોઠ જેવો જણાય છે. આ ડાબી અને જમણી પર્વતની બે ગુફાઓ, ગલોફાં જેવી લાગે છે. ઉંચા શિખરની પંક્તિઓ, અજગરની દાઢો જેવી જણાય છે. [૨૦-૨૧] આ લાંબો અને પહોળો માર્ગ તે અજગરની જીભ જેવો જણાય છે. શિખરોની અંદરનું આ અંધારૂં, અજગરના મોઢાના મધ્ય ભાગ જેવું જણાય છે. [૨૨] દાવાનળથી તપી ગએલો આ કઠોર વાયુ, અજગરના શ્વાસ સરખો જણાય છે. દાવાનળથી બળી ગએલાં પ્રાણીઓની આ દુર્ગંધ, અજગરે ખાધેલાં માંસની ગંધ જેવી જણાય છે. કેમ ! બરાબરને ?" [૨૩]

---

૨૦-૨૧ પદચ્છેદ—**सत्यं**-ખરેખર. **अर्ककरैः आरक्तं उत्तराहनुवत् घनं**-સૂર્યના કિરણોથી રાતું થએલું વાદળું ઉપલા હોઠ જેવું જણાય છે. **तत्प्रतिच्छायया**-ને વાદળાની છાયાથી **अरुणं रोधः अधराहनुवत्**-રાતો જણાતો આ કાંઠો નીચલા હોઠ જેવો છે. ૨૧ **सव्या** (જમણી) **असव्या** (ડાબી) **सव्यासव्ये इति नगस्य उदरे**-જમણી અને ડાબી પર્વતની ગુફાઓ. **सृक्किः**-પુલ્લિંગ-ગલોફું. **सृक्किभ्यां प्रतिस्पर्धेते**-ગલોફાં જેવાં જણાય છે. **अपि**-અને. **एताः**-આ. **तुंगशृंगाणां आलयः** (પંક્તિઓ) મોટા શિખરોની પંક્તિઓ. **तत् तस्य दंष्ट्राभिः**-તેની દાઢો જેવી જણાય છે. તે તમામ **पश्यत**-તમે જુઓ.

૨૨ પદચ્છેદ—**आस्तृतश्चासौ आयाममार्गश्च इति अयं**-આ પહોળો અને લાંબો માર્ગ. **रसनां प्रतिगर्जति**-જીભ જેવો જણાય છે. **एषां अंतर्गतं एतद् ध्वांतं**-શિખરોની અંદરનું આ અંધારૂં. **अंतराननम् प्रतिगर्जति**-મુખની અંદરના ભાગ જેવું લાગે છે.

૨૩ પદચ્છેદ—**अयं दावेन उष्णः खरवातः**-દાવાનળથી ઉનો આ કઠોર વાયુ. **श्वासवत् भाति इति पश्यत**-શ્વાસ જેવો જણાય છે તે જુઓ. **अपि**-અને **तेन वातेन दग्धानां सत्त्वानां दुर्गंधः**-દાવાનળથી બળીગએલા પ્રાણીઓનો આ દુર્ગંધ. **अंतरामिषस्य गंधेन तुल्यं**-અજગરે ખાધેલા માંસના ગંધ જેવી છે.

૨૦ થી ૨૩ વિવેચન—

આ કવિની કૃતિ છે અલંકારની ઘટના છે. 'અજગર જેવું કાંઈ છે', એવી શંકા ગોપ બાળકોને થઈ, પણ—

**अस्मान्किमत्र ग्रसिता निविष्टा-नयं तथा चेद्बकवद्विनङ्क्ष्यति ॥**
**क्षणादनेनेति बकार्युशन्मुखं, वीक्ष्योद्धसन्तः करताडनैर्ययुः ॥ २४ ॥**

અર્થ—'આ મુખમાં કદિ આપણે પેઠા, તો શું આ આપણને ગળી જશે? કદિ તે એમ કરશે; [એટલે કદિ તે આપણને ગળી જશે] તો બક-રાક્ષસની માફક શ્રીકૃષ્ણને હાથે તેનો નાશ થશે.' આ પ્રમાણે બોલતા બોલતા, શ્રીકૃષ્ણનું સુંદર મુખ જોઈને હસતા હસતા, અને તાળીયો પાડતા પાડતા, તે બાળકો (અજગરના મુખમાં) ગયા. [૨૪]

૨૪ વિવેચન—

જેમ બાપ સાથે હોય ત્યારે બાળકો નિર્ભય રીતે ફરે છે. પતિ સાથે હોય ત્યારે સ્ત્રી નિર્ભય રીતે ફરે છે, તેમ પ્રભુ સાથે હોવાથી વ્રજ બાળકો નિર્ભય હતા. પ્રભુના સુંદર મોઢા સામે જોવામાં એ ભાવ છે કે-'અમે સપડાઇ જઇએ, તો આવી પહોંચજો; અને કદિ અમે મરી જઇએ, તો જીવતા કરજો અગર મોક્ષ આપજો.' તાળીયો પાડીને પોતાની નિર્ભયતાનું ભાન કરાવે છે.

**इत्थं मिथोऽतथ्यमतज्ज्ञभाषितं, श्रुत्वा विचिन्त्येत्यमृषा मृषायते ॥**
**रक्षो विदित्वाऽखिलभूतहृत्स्थितः, स्वानां निरोद्धुं भगवान्मनो दधे ॥२५॥**
**तावत्प्रविष्टास्त्वसुरोदरान्तरं, परं न गीर्णाः शिशवः सवत्साः ॥**
**प्रतीक्षमाणेन बकारिवेशनं, हतस्वकान्तस्मरणेन रक्षसा ॥ २६ ॥**

---

૨૪ પદચ્છેદ—**अत्र**-આ મુખમાં. **निविष्टान् अस्मान्**-જો આપણે પેઠા તો આપણને **किम् अयं ग्रसिता**-શું આ ગળી જશે? **तथा चेत्**-જો તે તેમ કરશે તો તે. **बकवत्**-બગલા માફક. **क्षणात्**-થોડીવારમાં. **अनेन**-આ કૃષ્ણથી. **विनंक्ष्यति**-નાશ પામશે. **इति**-એમ બોલતાં બોલતાં **बकारेः उशत् मुखं वीक्ष्य**-શ્રીકૃષ્ણનું સુંદર મુખ જોઇને. **उद्धसंतः**-હસતા હસતા. **करताडनैः**-તાળીયો પાડતા **ययुः**-ગયા.

૨૫-૨૬ પદચ્છેદ—**इत्थं**-ઉપર પ્રમાણે. **तथ्यं**-સત્ય **अतथ्यं**-અસત્ય **विदित्वा**-તે અજગરને વૃંદાવનની સંપત્તિ જાણીને. **अखिलभूतहृत्स्थितः**-પ્રાણી માત્રના હૃદયમાં રહેલા. **मिथः** (પરસ્પર) **तत् जानाति इति तज्ज्ञाः न तज्ज्ञाः अतज्ज्ञाः तेषां भाषितं अतज्ज्ञभाषितं**-અજાણ્યા લોકોની પરસ્પર ભૂલથી થતી વાત. **श्रुत्वा**-સાંભળીને. **अमृषा मृषायते इति विचिंत्य**-જે સાચું છે તે ખોટું મનાય છે એમ વિચારીને. **स्वानां निरोद्धुं भगवान् मनः दधे**-પોતાના જનને રોકવા માટે પ્રભુએ વિચાર કર્યો. **तावत्**-તેટલામાં તો **असुरस्य उदरस्य अन्तरं**-અસુરના ઉદરમાં **सवत्साः शिशवः प्रविष्टाः**-વાછરડાં સહિત બાળકો પેઠા. **परं**-પણ **बकस्य अरेः वेशनं**-[illegible]-પ્રભુ અંદર પેસે. **प्रतीक्षते**

અર્થ—ઉપર પ્રમાણે અજાણ્યા લોકોની પરસ્પર ભુલથી થતી વાતો સાંભળીને, 'જે સાચું છે તે ખોટું મનાય છે' એવો વિચાર કરીને, ( એટલે તે અજગર રાક્ષસજ છે, છતાં તેને વૃંદાવનની સંપત્તિ માનીને, બાળકો તેમાં પેઠા છે, ) એવું સમજીને, પ્રાણી માત્રના હૃદયમાં રહેલા પ્રભુએ, પોતાના જનને રોકવા માટે, વિચાર કર્યો. તેટલામાં તો વાછડાં સહિત વ્રજબાળકો અસુરના પેટમાં પેઠા. તે બાળકો અને વાછરડાં પેટમાં આવ્યા, તોપણ તે રાક્ષસ પોતાના બે સહોદરને સંભારતો હોવાથી, ભગવાનના પ્રવેશની વાટ જોતો હતો. તેથી તેણે (પેટમાં પેઠેલાં વાછરડાંને અને બાળકોને) પચાવી દીધાં નહીં. [૨૫-૨૬].

૨૫-૨૬ વિવેચન—

**अमृषा मृषायते**—' જે સત્ય હોય તે ખોટું જણાય ', એ જીવનો સાધારણ સ્વભાવ છે. માતાપિતા ઘણી સંભાળ રાખે, પણ **સામાન્ય** બાળક તેનાથી કંટાળે; દેરે દેરે દર્શન કરે. દેવ પાસે જઇને ભલે કહે કે ' ભલું કરજે માબાપ.' પણ માતા પિતાને પીડે. પતિ સ્ત્રીની ઘણી સંભાળ રાખે, પણ **સામાન્ય** સ્ત્રી પતિથી કંટાળે, અને બીજા પુરૂષનાં વખાણ કરે. સ્ત્રી પતિની ઘણી સેવા કરે, પણ **સામાન્ય** પતિ પોતાની સ્ત્રીનો અનાદર કરે, અને પરસ્ત્રીઓનો સત્કાર કરે. સામાન્ય વેપારીઓ પણ જે ધંધામાંથી રોટલો રળી ખાતા હોય, તે ધંધાને નિંદે, અને પારકા ધંધાનાં વખાણ કરે. હિંદુસ્તાનના **સામાન્ય** વતનીઓ યુરોપ અમેરિકાનાં વખાણ કરે, અને પોતાની જન્મભૂમિની નિંદા કરે. અત્યારે અમેરિકા દેશનાં બહુ વખાણ થાય છે. પણ તેનું વાસ્તવ સ્વરૂપ કેવું છે તે સાંભળો—

**અમેરિકા**—કોઈ પણ રીતે પૈસો ભેગો કરનારા લોકો તો, દરેક દેશમાં અને દરેક સૈકામાં હોય છે, પણ યુનાઇટેડસ્ટેટસમાં તેઓની ( કોઇ પણ રીતે પૈસો ભેગો કરનારની ) સંખ્યા વધી ગઇ છે. યુનાઇટેડસ્ટેટસમાં લક્ષ્મી ઘણી છે, તેમ લક્ષ્મીનું પુજન પણ ઘણું છે. ધનની પ્રાપ્તિનો હેતુ મોજમજા છે. તે દેશ સંસ્કારી ગણાય છે, સુધરેલો ગણાય છે; તો પણ ધનની ખાતર અને મોજમજાની ખાતર, તે દેશમાં દર વરસે ૧૨૦૦૦ ખુન થાય છે. દર અઠવાડીએ ૨૫૦ થયા. ચોરી, ધરફાડ઼ુ, દગાબાજી, ખોટી સહી, ઉઠાવગીરો અને દંભી બેંકોની સંખ્યા તે દેશમાં ઘણી છે. મનુષ્યના જીવનના **રક્ષણ માટે** જડ વસ્તુઓની આબાદી ઉપર ઘણું ધ્યાન આપવામાં આવે છે. આત્મતત્વનો વિષય વિસરાઇ ગયો છે. ખોટી આબરૂ ( પોઝીશન )ની વાત એટલી બધી વધી પડી છે કે—ત્યાં મરવાનું પણ મોંઘું છે. પાંચ પંદર હજાર હોય ત્યારે સાધારણ આબરૂથી મરી શકાય છે. આ દેશની અસર વિલાયત ઉપર થઇ છે, અને વિલાયતની અસર આપણા દેશ ઉપર થઇ છે. આપણે પણ આત્મવસ્તુનો અનાદર કરીને, જડ (નાશવંત) પદાર્થોમાં બહુ પ્રીતિ કરવા લાગ્યા છીએ.

---

**इति प्रतीक्ष्यमाणः तेन**-ભગવાનની જે વાટ જોતો હતો એવા રાક્ષસથી **हतयोः स्वकयोः अन्तं स्मरति इति हतस्वकांतस्मरणः तेन इति रक्षसा**-પોતાના બે સહોદરના મરણને સંભારતા રાક્ષસથી.**न गीर्णाः**-પચાવી શક્યાં નહિં.

ધર્મક્રિયાઓમાંથી પાછા પડતા જઇએ છીએ. કદિ ધર્મક્રિયા કરીએ છઇએ, તો તે શ્રદ્ધા વિના થાય છે. મોજમજાને ચાળે ચડયા છીએ. તેથી થોડી કમાણીથી નભાવી શકતા નથી. મુમુક્ષુઓએ જ્ઞાનદ્વારા સત્યને ઓળખીને, સત્યમાં પ્રીતિ કરવી ઘટે છે. સત્યનો અનાદર કરવો ઘટતો નથી, એ ભાવ છે.

હમણાં મરવું છે, હમણાં આ સંસારને સંકેલી દેવો છે, તો પણ અઘાસુર કેવા વિચાર કરી રહ્યો છે? જો ચેત્યા નહિં તો આપણી પણ એજ દશા છે—રાગદ્વેષનો દેવતા સાથે લઇને મરવું પડશે. મરવા વખતે સ્થૂલ શરીરને ગંગાજળ પાય, અગર ગંગાજળમાં બોળે, તે સારૂં છે; પણ વાસનાનો દાવાગ્નિ બુઝાયા વિના, જન્મ મરણનો દાવાગ્નિ શમે એવો નથી. અઘાસુરના અંતકાળ વખતે પ્રભુ પોતે હાજર છે. પણ આપણા અંતકાળ વખતે તો સગાસંબંધી હાજર હશે. 'આ વીલમાં સહી કરો, મને તમે ઓળખો છો? તમારી પાછળ નાત નહીં થાય.' વિગેરે વાતો કરનારા હાજર રહેશે. અત્યારથી મનને કહેતા રહેજો કે—પોતાના મનમાં સમજી જવા માટેજ શાસ્ત્ર શ્રવણ છે.

૫૬.

મન માયાના કરનારારે ! જરી જોને તપાસી તારી કાયા;
પુછી જોને તું પંડિત પુરાણારે, કોઇના અમર છે લેખ લખાણા? મન માયાના૦
કાચી છે કાયા આ જુઠી છે માયા, ને માટીના ખેલ બનાયા;
શાણા હતા તે તો સમજી ગયા, પેલા બાળક બિચારા લપટાયા-રે-જરી૦ હાંરે-મન૦
લાખોની પાંખો ગઇ છે પીંખાઇ, જેની મુછપર લીંબુ ઠેરાયા;
કાળના કોહાડાથી કોણ બચ્યું છે? રંક હોય ભલે મહારાયારે—જરી૦ હાંરે મન૦
સંધ્યાના જેવા રંગ સોનેરી, ને વંધ્યાને લાડ લડાવ્યાં;
જોબન ને તન ધન તેવાં સમજવાં, પાણીમાના પડછાયા રે—જરી૦ હાંરે-મન૦

બાળકો અઘાસુરના પેટમાં પેઠા, પણ હજી શ્રીકૃષ્ણ બાકી છે—

**तान्वीक्ष्य कृष्णः सकलाभयप्रदो, ह्यनन्यनाथान्स्वकरादवच्युतान् ॥**
**दीनांश्च मृत्योर्जठराग्निघासान्, घृणार्दितो दिष्टकृतेन विस्मितः ॥ २७ ॥**
**कृत्यं किमत्रास्य खलस्य जीवनं, न वा अमीषां च सतां विहिंसनम् ॥**
**द्वयं कथं स्यादिति संविचिन्त्य, तज्ज्ञात्वाऽविशत्तुण्डमशेषदृग्घरिः ॥ २८ ॥**

૨૭-૨૮ પદચ્છેદ—**सकलान् अभयं प्रददाति इति सकलाभयप्रदः कृष्णः**-સકળને અભય આપનારા ભગવાને **न विद्यते अन्यः नाथः येषां ते तान्-अनन्यनाथान्**-જેનો બીજો કોઇ ધણી નથી એવા. **स्वकरात् अवच्युतान्**-પોતાના હાથમાંથી છૂટી પડેલા. **च**-અને. **दीनान्**-ગરીબ. **मृत्योः जठराग्नौ घासाः तान्**-રાક્ષસની જઠરાગ્નિમાં ઘાસરૂપ બનેલા. **इति तान् वीक्ष्य**-એવા તેમને જાણીને **घृणया अर्दितः**-દયાથી પીડાએલા **दिष्टस्य कृतेन विस्मितः**-દેવના કૃત્યથી વિસ્મય પામીને. **अत्र किं कृत्यं**-અહીં શું કરવું જોઇએ તેનો વિચાર કરવા લાગ્યા. **अस्य खलस्य जीवनं न**-આ પાપી રાક્ષસ જીવે નહિં. **वा**-અને-**अमीषां सतां विहिंसनम् न**-આ ભલાં પ્રાણીઓ મરે નહિં, **द्वयं कथं**

અર્થ—જેઓને બીજા કોઇનો આધાર નથી, અને જે દીન પ્રાણીઓ છે, તે બાળકો તથા વત્સોને પોતાના હાથમાંથી નીકળી ગયેલા, અને અઘાસુરની જઠરાગ્નિમાં ઘાસરૂપ થઇ જવાના જાણીને-પચી જવાના જાણીને, દયાથી દુઃખી થએલા અને દૈવના કર્તવ્યથી વિસ્મય પામેલા, સર્વને અભય આપનારા ભગવાને વિચાર કર્યો કે-'હવે અહીં શું કરવું યોગ્ય છે? એટલે જે રીતે આ દુષ્ટ અઘાસુર મરી જાય; અને (વ્રજ બાળકો તથા વત્સોરૂપી) ભલાં પ્રાણીઓ બચે. તે બેઉ કેવી રીતે બને?' તેનો વિચાર કરીને, અને તેના ઉપાયનો નિર્ણય કરીને, સર્વજ્ઞ ભગવાન્ અઘાસુરના મુખમાં પેઠા. [૨૭-૨૮]

૨૭-૨૮ વિવેચન—

**दिष्टस्य कृतेन विस्मितः**—દૈવના કૃત્યથી વિસ્મય પામેલા શ્રીકૃષ્ણ.

શું શ્રીકૃષ્ણથી દૈવ જુદા છે?—શ્રીકૃષ્ણ સર્વજ્ઞ નથી? તે સંબંધી ખુલાસો સાંભળો-શ્રીકૃષ્ણ દૈવથી જુદા નથી-દૈવ કૃષ્ણની આજ્ઞામાં રહીનેજ કામકાજ કરે છે. વળી શ્રીકૃષ્ણ સર્વજ્ઞ પણ છે. તેમનાથી કોઇ વાત અજાણી નથી. આ વાક્ય એમ સૂચવે છે કે-**કર્મની ગતિ ન્યારી** છે-દૈવની **શક્તિ અદ્ભુત** છે. સ્વપ્નામાં પણ જેનો ખ્યાલ નહોય, તે વાત દૈવ અદ્ભુત રીતે મેળવી આપે. નાથાભાઇને પાડોશીની દીકરી સાથે **લેખ** લખ્યા હતા, તેથી પાડોશીની દીકરી જ્યારે ઉમર લાયક થઇ, અને તેને માટે વર શોધ્યો જડતો **નહોતો**, તે અરસામાંજ નાથાભાઇ રાંડયા. સેજ મંદવાડમાં તેની સ્ત્રી મરી ગઇ. પાડોશીને નાથાભાઇ ગમ્યા, પાડોશીની સ્ત્રીને પણ નાથાભાઇ ગમ્યા; અને કર્યા ચાંદલા. નાથાભાઈ કહે 'આ શું?' સૌ કહેવા લાગ્યા કે 'લખ્યા લેખ.' હિંદુ સ્ત્રી વટલી જાય, અને **મીસમીલર** હિંદુ થાય, તેપણ લખ્યા લેખ. દૈવનીજ ગતિ. મલ્હાવરાવ ખસી જાય, અને શીયાજીરાવ તખ્તનશીન થાય, તે પણ લખ્યા લેખ. કોઇ દિવસ રાત્રે પેશાબ કરવા ન ઉઠતા હોઇએ; પણ વીંછીની સાથે લખ્યા લેખ ભોગવવાનો સમય થયો હોય, તો ઉઠીને ખાળમાં પગ મૂકીએ, ત્યાં વીંછી ચટકો લે.

ગઝલ.

થવાનું ના થવાનું કહે, જગત્‌માં કોણ એવો છે;
ન જાણ્યું જાનકી નાથે, પ્રભાતે શું થવાનું છે.
પ્રભાતે શું થવાનું છે? પ્રભાતે શું થવાનું છે?—ન જાણ્યું૦ ટેક.
હતી શલ્યા રૂપે અહલ્યા, જગત્‌માં વાત જાહેર છે;
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, પ્રભાતે શું થવાનું છે—પ્રભાતે૦ ન જાણ્યું૦
હતા કૌરવ અને પાંડવ, જગત્‌માં મહા બળી યોદ્ધા;
ન જાણ્યું ભીષ્મ જેવાએ, પ્રભાતે શું થવાનું છે—પ્રભાતે૦ ન જાણ્યું૦
રમ્યા જુગટું સહુ સાથે, વિભૂતિ સહુ ગયા હારી;
ન જાણ્યું ધર્મ જેવાએ, પ્રભાતે શું થવાનું છે—પ્રભાતે૦ ન જાણ્યું૦

---

**स्यात्**-તે બે બાબત કેવી રીતે બને? **इति संविचिन्त्य**-તેનો બહુ સારી રીતે વિચાર કરીને. **तत् ज्ञात्वा**-તે વિષયનો બરાબર નિશ્ચય કરીને. **अशेषान** [illegible] **इति-अशेषदृग् हरिः**-સર્વજ્ઞ ભગવાન, **तुंडं आविशत्**-મુખમાં પેઠા.

દક્ષ કે યજ્ઞમેં જાકર, તજી જબ દેહ પાર્વતી;
ન જાણ્યું ભોળા શંભુએ, પ્રભાતે શું થવાનું છે—પ્રભાતે૦ ન જાણ્યું૦

**अस्य खलस्य जीवनं न वा अमीषां सतां विहिंसनं न**-[ આ ખળ મરી જાય, અને આ ભલાં પ્રાણીઓ બચી જાય ]-આ વાકય ભગવદ્ ધર્મ સૂચવે છે, કારણ કે **परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम्**। [ ગીતા અ. ૪. ૮. ] શ્રીકૃષ્ણ બોલ્યા છે કે 'મારો જન્મ સત્પુરૂષોનું રક્ષણ કરવા અને દુર્જનોનો નાશ કરવા માટે છે.' જે પોતાના બન્યા છે, તેમને માટે પોતાનો કેટલો પ્રેમ છે, તેનું સૂચન આ શ્લોકોમાં છે;

પ્રભુ અઘાસુરના મુખમાં પેઠા પછી આસપાસનું વાતાવરણ કેવું થયું?—

**तदा घनच्छदा देवा, भयाद्धा हेति चुक्रुशुः ॥**
**जहृषुर्ये च कंसाद्याः, कौणपास्त्वघबांधवाः ॥ २९ ॥**

**અર્થ—**તે સમયે વાદળાંની ઓથે ઉભેલા દેવો ભયથી હાહાકાર કરવા લાગ્યા. અઘાસુરના સંબંધી કંસાદિ અસુરો રાજી થયા. [૨૯].

૨૯ વિવેચન—

સાચું અને ખોટું અનાદિકાળથી સેળભેળ ચાલ્યું આવે છે. સાચાને સાચાનો પક્ષ, અને ખોટાને ખોટાનો પક્ષ, પણ અંતે—

**तच्छ्रुत्वा भगवान्कृष्णस्—त्वव्ययः सार्भवत्सकम् ॥**
**चूर्णीचिकीर्षोरात्मानं, तरसा ववृधे गले ॥ ३० ॥**

(અપૂર્ણ.)

---

૨૯ પદચ્છેદ—**तदा**-તે સમયે **घनानां छदः** (આવરણ) **येषां ते घनच्छदाः**-વાદળાની ઓથે રહેલા. **देवाः**-દેવો **भयात्**-ભયથી, **हा हा इति चुक्रुशुः**-હા હાકાર કરવા લાગ્યા. **तु**-અને **ये**-જે **कंसाद्याः अघबांधवाः कौणपाः**-કંસાદિ અઘાસુરના જે બાંધવો હતા તે રાક્ષસો, **जहृषुः**-રાજી થયા.

૩૦ પદચ્છેદ—દેવોનો હાહાકાર સાંભળીને **भगवान कृष्णः तु अव्ययः**-અવિનાશી એવા કૃષ્ણ પરમાત્મા **तत् श्रुत्वा**-હાહાકાર સાંભળીને. **अर्भवत्सकैः सहितः तम् आत्मानं**-બાળકો અને વાછડાં સહિત પોતાને **चूर्णीचिकीर्षोः अघस्य**—ચુર્ણ કરવાની ઇચ્છા રાખનારા અઘાસુરના **गले**-ગળામાં **तरसा ववृधे**—ત્વરાથી વધ્યા.

---

**ડાકોર**—ચૈત્રી પુનમ ઉપર ડાકોર જતાં, ડાકોરમાં થોડા વખત માટે ગાયકવાડની હવેલીમાં મુકામ કર્યો. પુનમ વિગેરે મેળામાં દર્શનની સગવડ હોતી નથી, તોપણ ભકતોની મંડળીઓનાં દર્શન, અને અનેક મુમુક્ષુઓનો મેળાપ થાય છે. પુનમ પછી દર્શનનો આનંદ બહુજ રહે છે. મંદિરમાંથી બહાર નીકળવું ગમતું નથી. તે ઉપરાંત ડાકોરમાં કેટલાએક સંતો અને સ્થળો ખાસ જોવા લાયક છે. ગાડીમાંથી દોડતા ઉતરે, અને દોડીને ગાડીમાં ચડી બેસે, તેઓને આ લાભ મળતો નથી. નિવૃત્તિપરાયણ પુરૂષોએ એકલા આવીને, ખાસ થોડા વખત ટકવા જેવું આ સ્થાન છે. ગુજરાતકાઠીયાવાડને ગોંદરે વૈકુંઠ ધામ છે. તંત્રી.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર–અમદાવાદ.

પુસ્તક ૯ મું. સંવત ૧૯૮૪ જેઠ માસ, અંક ૫ મો.

## શ્રીદશમસ્કંધ પૂર્વાર્ધ.

### ૧૨મો અધ્યાય ચાલુ.

ગયા અંકમાં ૫૧૨ મે પાને ૩૦ મો શ્લોક અને તેનું પદચ્છેદ આવ્યું છે. હવે આગળ શરૂ કરીએ—સાવધાનતા પૂર્વક સાંભળો—બોલો શ્રીકૃષ્ણબળદેવકી જય.

**ततोऽतिकायस्य निरुद्धमार्गिणो, ह्युद्गीर्णदृष्टेर्भ्रमतस्त्वितस्ततः ॥**
**पूर्णोऽन्तरंगे पवनो निरुद्धो, मूर्धन्विनिष्पाट्य विनिर्गतो बहिः ॥ ३१ ॥**

અર્થ—શ્રીશુકદેવજી આગળ કહે છે કે–હાહાકાર સાંભળીને અવિનાશી શ્રીકૃષ્ણ ભગવાન્, અઘાસુર કે જે બાળકોને અને વાછરડાં સહિત પોતાને ચૂર્ણ કરવા ઇચ્છતો હતો, તેના ગળામાં તુરત વૃદ્ધિ પામ્યા–તુરત નાના મટીને મોટા થયા. [૩૦] આ પ્રમાણે અઘાસુરનું ગળું રૂંધાઇ જતાં, અઘાસુર કે જે આમ તેમ તરફડીયાં મારતો હતો, અને જેની આંખો નીકળી પડી હતી, તેના દેહની અંદર બહુજ રૂંધાએલો પવન, તેનું બ્રહ્મરંધ્ર ફાડીને બહાર નીકળી ગયો. [૩૧].

---

૩૧ પદચ્છેદ—**ततः**:-એમ થયા પછી. **अतिकायस्य निरुद्धमार्गिणः**:-મોટી કાયાવાળો અને જેનું ગળું રોકાઇ ગયું હતું તેના **अतः ततः भ्रमतः**:-આમ તેમ આળોટતા. **उद्गीर्णा दृष्टिः यस्य सः उद्गीर्णदृष्टिः तस्य उद्गीर्णदृष्टेः**:-જેની આંખો ફાટી રહી હતી તેના. **अंतरंगे** અઘાસુરના દેહમાં **पूर्णनिरुद्धः पवनः**:-પૂર્ણ રીતે રોકાએલો પવન. [**मूर्धानम्** ને બદલે **मूर्धन्** શબ્દ મૂકયો છે], **मूर्धन् विनिष्पाट्य**-બ્રહ્મરંધ્ર ફાડીને **बहिः विनिर्गतः**:-બહાર નીકળી ગયો.

૩૦-૩૧ વિવેચન--

અંતે ધર્મનો જય, સત્યનો જય. જીવ ગમે એવો રૂડો રૂપાળો હોય, મોટી મોટી સભાઓમાં ગર્જના કરતો હોય, હજારોને ડરાવતો હોય, સુખપાલ વિના બેસતો ન હોય, પણ તેની આખર સ્થિતિ આ છે. યાદ રાખજો કે--

૫૬.

પંખી વિના કોણ મહાલેરે, આ પંખી વિના કોણ
મહાલેરે હો-પાંજરિયામાં પંખી વિના કોણ મ્હાલે ?

કાયા પાંજરીયું તારૂં, નથી કાયમ રહેનારૂં,-(૨)
ન જાણીશ પડશે આજ કે કાલેરે—આ પાંજરીયામાં૦ પંખી૦
જબ જાશે હંસા ઉડી, પડી રહેશે માયા મુડી; (૨)
જમડા આવીને ટોરો ઝાલેરે--આ પાંજરીયા૦ પંખી૦
વેપારી ઉડીને ચાલ્યો, હાટ મૂકીને હાલ્યો; (૨)
આ હિસાબ કોઇનો કોઇએ ન આપ્યોરે—આ પાંજરીયામાં૦ પંખી૦
ધમણ પડી ગઇ છાની, અંદર અગ્નિ ઓલાણી; (૨)
કહોડ મુકીને લુહાર ચાલ્યોરે—આ પાંજરીયામાં૦ પંખી૦
પરણીને મેલી ઘરમાં, ચહે લગી સગા સંબંધી; (૨)
કાયા પાંજરીયું ખોરી બાળ્યુંરે—આ પાંજરીયામાં૦ પંખી૦
પીંજર સાંકળચંદ ગાવે, ભજી લેને પ્રભુને ભાવે; (૨)
આવાગમન મટી જાવેરે—આ પાંજરીયામાં૦ પંખી૦

પછી શું થયું તે ભાવથી સાંભળો—

**तेनैव सर्वेषु बहिर्गतेषु, प्राणेषु वत्सान् सुहृदः परेतान् ॥**
**दृष्ट्या स्वयोत्थाप्य तदन्वितः पुनर्, वक्त्रान्मुकुंदो भगवान् विनिर्ययौ ॥३२॥**

અર્થ—પવનની સાથેજ તેની સઘળી ઇંદ્રિયો બહાર નીકળી ગયા પછી, એટલે-ઇંદ્રિયોના ગોલક પડયાં મેલીને ઇંદ્રિયો બહાર નીકળી ગયા પછી, (તેના પેટમાં) મરણ પામેલાં ગોવાળીયા અને વત્સોને, પોતાની અમીદૃષ્ટિથી જીવતાં કરીને, તેઓની સાથે શ્રીમુકુંદ ભગવાન્ શ્રીકૃષ્ણ પરમાત્મા-અઘાસુરના મોઢામાંથી બહાર નીકળ્યા. [૩૨]

---

૩૨ પદચ્છેદ—**तेन एव**-પવનની સાથેજ **सर्वेषु प्राणेषु** (ઈંદ્રિયો) **बहिर्गतेषु**-તમામ ઈંદ્રિયો બહાર નીકળી ગઇ. **परेतान्**-મરી ગયેલા **सुहृदः वत्सान्**-ગોવાળીયાઓને અને વાછડાંઓને **स्वया दृष्ट्या** પોતાની અમૃત સરખી દૃષ્ટિથી. **उत्थाप्य** ઉભા કરીને **तैः अन्वितः तदन्वितः**-તેઓની સાથે **मुकुंदः भगवान्**-મુકુંદ ભગવાન્-**वक्त्रात्**-મુખમાંથી **पुनः विनिर्ययौ**-પાછા નીકળ્યા.

૩૨ વિવેચન—

અજગરનો પ્રાણ રૂંધાઇ જતાં, અજગરના પેટમાં ગયેલાં, બાળકો અને વત્સો મરણ પામ્યાં. તે તમામને પ્રભુએ પોતાની અમૃત સરખી દૃષ્ટિથી જીવતાં કર્યાં, તે વાત શ્રીકૃષ્ણની પ્રભુતા સૂચવે છે. તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. ગમે એવા ભયથી મુક્ત કરનાર પ્રભુ છે, માટે પ્રભુનું નામ આ શ્લોકમાં **मुकुंदः** આપ્યું જણાય છે.

'પ્રાણના ઉપર આખા જીવનનો આધાર છે, એમ આપણ સૌ જાણીએ છીએ, છતાં તે પ્રાણને પ્રાણાયામદ્વારા કેળવવાનું, તથા તે પ્રાણને સ્વચ્છ હવા અને સ્વચ્છ અન્નપાન આપવાનું ઘણાં મનુષ્યો સમજતા નથી. આ બાબત સમજીને ઘણાને સમજાવવા જેવી છે.

પ્રભુ પતીત પાવન કેમ કહેવાય છે? તેનો હવે ખુલાસો છે.

**पीनाहिभोगोत्थितमद्भुतं महज्–ज्योतिः स्वधाम्ना ज्वलयद्दिशो दश ॥**
**प्रतीक्ष्य खेऽवस्थितमीशनिर्गमं, विवेश तस्मिन्मिषतां दिवौकसाम् ॥३३॥**

**અર્થ**--તે અજગરના પુષ્ટ શરીરમાંથી નીકળેલું મહા અદ્‌ભુત અને પોતાના પ્રકાશથી દશે દિશાઓને અજવાળતું-પ્રકાશ આપતું-તેજ કે જે, ભગવાનના નીકળવાની વાટ જોઇને આકાશમાં રોકાઇ રહ્યું હતું, તે તેજ દેવતાઓના દેખતાં શ્રીકૃષ્ણમાં પેસી ગયું. [૩૩].

૩૩ વિવેચન—

'અઘ' એટલે પાપ અને અઘાસુર એટલે પાપમાં પ્રીતિવાળો અસુર. પાપથી નહિ ડરનારો અસુર. પાપનો નાશ કરવો એ ભગવાન્ અને ભગવાન્‌ના જનનો ધર્મ છે. બ્રાહ્મણો સંધ્યાવંદનાદિ ક્રિયાદ્વારા-અઘમર્ષણ મંત્રોદ્વારા-પાપનો નાશ કરતા રહે છે.

પતીતપાવન—પ્રભુએ અઘાસુરને માર્યો ખરો, પણ તેના આત્માને પોતાના સ્વરૂપમાં લઇ લીધો, પોતારૂપ કરી દીધો. ભૂલમાં ગોળ ખવાઇ જાય, તોપણ ગળ્યો લાગે, અને ભૂલમાં સોમલ ખવાય, તોપણ મોત આવે. તેમ ભલેને વૈરભાવે પ્રભુને ભજે, તોપણ તેનો ઉદ્ધારજ થાય. આ સંબંધી વિશેષ ખુલાસા આગળ ૩૮ તથા ૩૯ મા શ્લોકમાં છે. હવે આગળ સાંભળો—

**ततोऽतिहृष्टाः स्वकृतोऽकृतार्हणं, पुष्पैः सुरा अप्सरसश्च नर्तनैः ॥**
**गीतैः सुगा वाद्यधराश्च वाद्यकैः, स्तवैश्च विप्रा जयनिःस्वनैर्गणाः ॥३४॥**

---

૩૩ પદચ્છેદ—**पीनस्य अहेः भोगात्**-તે મોટા અજગરના શરીરમાંથી **उत्थितं अद्भुतं महत् ज्योतिः**-નીકળેલું અદ્‌ભુત મોટું તેજ **स्वधाम्ना**-પોતાના તેજથી **दश दिशः ज्वलयत्**-દશે દિશાઓને પ્રકાશ આપતું **ईशस्य निर्गमं प्रतीक्ष्य**-પ્રભુના બહાર આવવાની વાટ જોઇને **खे अवस्थितं**-આકાશમાં રોકાઇ રહેલું. [ **मिषन्ति इति मिषन्तः** (જોતાં) **तेषां मिषतां** ] **मिषतां दिवौकसां**-દેવતાઓના દેખતાં **तस्मिन् विवेश**-પ્રભુમાં પેસી ગયું.

૩૪ પદચ્છેદ—**ततः**-પછી **अतिहृष्टाः सुराः**-બહુ રાજી થએલા દેવોએ **स्वकृतः**-જેણે પોતાનું કર્તવ્ય કર્યું છે તે શ્રીકૃષ્ણનું **अर्हणं**-પૂજન **पुष्पैः**-પુષ્પોવડે **अकृत-अकुर्वन्**-

અર્થ—પછી બહુજ રાજી થએલા દેવતાઓએ, જેણે પોતાનું કર્તવ્ય કર્યું છે, એવા શ્રીકૃષ્ણનું પુષ્પોવડે પૂજન કર્યું. અપ્સરાઓએ નાચથી, સારૂં ગાનારાઓ (ગંધર્વો)એ ગાયનથી, વાજાંવાળાઓએ વાજાંથી, બ્રાહ્મણોએ સ્તુતિથી અને પાર્ષદોએ જય જય શબ્દથી, ભગવાનનું પૂજન કર્યું.

૩૪ વિવેચન—

આસુરી સંપત્તિનો નાશ દેખીને-દૈવી સંપત્તિ હરખાય, એ સ્વાભાવિક છે. અજવાળું થયા પછી જેમને ઉઠવાની ટેવ હોય, તે ટેવને અટકાવીને તે પુરૂષ જરા અંધારામાં ઉઠીને સ્નાન સંધ્યાથી પરવારી, પ્રભુની આરતી ઉતારે, તો તે દિવસ તેને ઘણોજ આનંદમય જણાય છે. કારણ કે આસુરી સંપત્તિરૂપ આળસનો તેણે નાશ કર્યો. યાદ રાખજો કેઃ—

**दैवी संपद्विमोक्षाय, निबंधायासुरी मता** ॥ (ગીતા. અ. ૧૬-૫.)

દૈવીસંપત્તિ મોક્ષ આપે છે અને આસુરી સંપત્તિ બંધન કરાવી આપે છે. આ સંસારમાં પણ દૈવીસંપત્તિવાળો વાઘરી જેટલો શોભે છે, તેટલો આસુરી સંપત્તિવાળો બ્રાહ્મણ શોભતો નથી.

કંસાદિ આસુરી સંપત્તિવાળા શ્રીકૃષ્ણના નાશની અપેક્ષા રાખી રહ્યા છે; અને દેવાદિ દૈવી સંપત્તિવાળા શ્રીકૃષ્ણના વિજયની અપેક્ષા રાખી રહ્યા છે.

આ ધામધૂમ સાંભળીને બ્રહ્માજી તે વનમાં પધારે છે—

**तदद्भुतस्तोत्रसुवाद्यगीतिका-जयादिनैकोत्सवमङ्गलस्वनान् ॥**
**श्रुत्वा स्वधाम्नोऽन्त्यज आगतोऽचिराद्-दृष्ट्वा महीशस्य जगाम विस्मयम् ॥३५॥**

અર્થ—તેઓનાં અદ્‌ભુત સ્તોત્રો, સારાં વાજાં, ગાયનો, અને જયાદિ શબ્દોથી થએલા અનેક ઉત્સવોરૂપી મંગળ અવાજોને, પોતાના ધામની પાસે સાંભળીને, તુરત વૃંદાવનમાં આવેલા બ્રહ્માજી, શ્રીકૃષ્ણનો મહિમા જોઇને વિસ્મય પામી ગયા. [૩૫].

૩૫ વિવેચન—

**स्वधाम्नः अंति**—પોતાના ધામની પાસે. એટલે આ ધામધૂમ બ્રહ્માજીના બ્રહ્મલોક

---

કર્યું. **च**-અને **अप्सरसः नर्तनैः**-અપ્સરાઓએ નાચથી **सुष्ठु गायन्ति इति सुगाः**-ગવૈયાઓએ **गीतैः**-ગાન કરીને પ્રભુનું પૂજન કર્યું **च**-અને **वाद्यधराः वाद्यकैः**-વાજીંત્ર-વાળાઓએ વાજીંત્રથી પૂજન કર્યું. **विप्राः स्तवैः**-બ્રાહ્મણોએ સ્તુતિથી પૂજન કર્યું, **गणाः**-પાર્ષદોએ **जयनिःस्वनैः**-જય શબ્દોથી પૂજન કર્યું

૩૫ પદચ્છેદ—**तेषां अद्भूतस्तोत्राणि सुवाद्यानि गीतिकाश्च**-તેઓનાં અદ્‌ભુત સ્તોત્રો, વાજાંઓ અને ગાયનો, **जयादयश्च तेषां न एकः उत्सवाः**-જયાદિ વિગેરે તેના ઘણા ઉત્સવો **इति मंगलस्वनाः-तान्**-એવા મંગળ અવાજોને. **स्वधाम्नः अंति** પોતાના ધામની પાસે **श्रुत्वा**-સાંભળીને **अचिरात् आगतः अजः** તુરત વ્રજમાં આવેલા બ્રહ્માજી **ईशस्य महि दृष्ट्वा**-શ્રીકૃષ્ણનો મહિમા જોઇને [**महिमानं** ને બદલે **महि** શબ્દ છે. આ શબ્દ પું. ન. લિંગ છે.] **विस्मयं जगाम**-વિસ્મય પામ્યા.

સુધી સંભળાણી, અને બ્રહ્માજીનું ધ્યાન ખેંચાયું. રાજાનો મહિમા જોઈને દીવાન આશ્ચર્ય પામે, તેમ શ્રીકૃષ્ણનો મહિમા જોઇને બ્રહ્માજી આશ્ચર્ય પામ્યા.

આ વાત અહીં અધુરી રાખીને, શ્રી શુકદેવજી વચ્ચે કહી દે છે કે—

**राजन्नाजगरं चर्म, शुष्कं वृन्दावनेऽद्भुतम् ॥**
**व्रजौकसां बहुतिथं, बभूवाक्रीडगह्वरम् ॥ ३६ ॥**

અર્થ—હે પરીક્ષિત રાજન્ ! એ અદ્ભુત અજગરનું સુકાઈગએલું ચામડું, વૃંદાવનમાં ઘણા કાળ સુધી, વ્રજવાસીઓને રમવાની ગુફારૂપ થયું. [૩૬]

૩૬ વિવેચન—

જે ભયંકર હતું, તે જીવ ગયા પછી ભયંકર મટીને લાકડા જેવું બની ગયું.

'અઘાસુરના મોતની વાત શ્રીકૃષ્ણની કુમારાવસ્થામાં બની. તે વાત બાળકોએ એક વરસ પછી વ્રજમાં કહી.' એમ કહીને શ્રીશુકદેવજીએ પરીક્ષિતના હૃદયમાં પ્રશ્ન ઉભો કર્યો. તે વાત હવે સાંભળો—

**एतत्कौमारजं कर्म, हरेरात्माहिमोक्षणम् ॥**
**मृत्योः पौगण्डके बाला, दृष्ट्वोचुर्विस्मिता व्रजे ॥ ३७ ॥**

અર્થ—પોતાને અઘાસુરથી બચાવ્યા અને અઘાસુરને સંસારથી મુક્ત કર્યો, તે કાર્ય જોઇને બાળકો વિસ્મય પામ્યા હતા. આ કાર્ય શ્રીકૃષ્ણની કુમારાવસ્થામાં બન્યું હતું. છતાં-'આ કાર્ય આજ બન્યું'-એમ ગોપ બાળકોએ (એક વરસ પછી) શ્રીકૃષ્ણની પૌગંડ અવસ્થામાં વ્રજમાં કહ્યું. [૩૭]

૩૭ વિવેચન—

પાંચ વરસ સુધી કુમાર અવસ્થા, દશ વરસ સુધી પૌગણ્ડ અવસ્થા, પંદર વરસ સુધી કિશોર અવસ્થા, અને તે પછી તરૂણ અવસ્થા કહેવાય છે.

---

૩૬ પદચ્છેદ—**हे राजन्**-હે પરીક્ષિત ! **वृंदावने**-વૃંદાવનમાં **शुष्कं अद्भूतं आजगरं चर्म**-સુકાઇ ગયેલું અદ્ભુત અજગરનું ચામડું. **बहुतिथं** ઘણા દિવસ સુધી **व्रजौकसां** વ્રજવાસીઓને. **आक्रीडाय गह्वरं बभूव**-રમવાની ગુફારૂપ બન્યું.

૩૭ પદચ્છેદ—**आत्मानश्च अहिश्च तेषां मोक्षणं आत्माहिमोक्षणं मृत्योः** પોતાને અઘાસુરથી બચાવ્યા તે અને અઘાસુરને સંસારથી મુક્ત કર્યો તે **हरेः कौमारजं कर्म** શ્રીકૃષ્ણની કુમારાવસ્થામાં બન્યું હતું. **दृष्ट्वा**-તે કામ જોઇને **विस्मिताः बालाः**-વિસ્મય પામેલા બાળકોએ તે વાત **व्रजे**-વ્રજમાં **पौगण्डके ऊचुः**-શ્રીકૃષ્ણની પૌગંડ અવસ્થામાં કહી.

આ વાત આટલેથી બંધ રાખીને વચ્ચે શ્રી શુકદેવજી કહે છે કે—

**नैतद्विचित्रं मनुजार्भमायिनः, परावराणां परमस्य वेधसः ॥**
**अघोऽपि यत्स्पर्शनधौतपातकः, प्रापात्मसाम्यं त्वसतां सुदुर्लभम् ॥३८॥**

**सकृद्यदङ्गप्रतिमाऽन्तराहिता, मनोमयी भागवतीं ददौ गतिम् ॥**
**स एव नित्यात्मसुखानुभूत्यभि–व्युदस्तमायोऽन्तर्गतो हि किं पुनः ॥३९॥**

**અર્થ**—શ્રી શુકદેવજી આગળ કહે છે કે-માયાથી મનુષ્યના બાળક બનેલા, અને જે વાસ્તવ સ્વરૂપે સર્વના આદિકારણ રૂપ પરમાત્મા છે, તે શ્રી કૃષ્ણના સ્પર્શથી, અઘાસુરનાં પાપ ધોવાઇ જતાં, નીચ લોકોને જે નજ મળી શકે, એવું ભગવદ્ સ્વરૂપ અઘાસુર પામ્યો. (હે રાજન્ ) આ વાતમાં શંકા કરવી નહિં.-એમાં કાંઈ નવાઇ જેવું સમજવું નહિં. [૩૮] કારણ કે જેમની કેવળ મનોમય મૂર્તિને ભકતો બળાત્કારથી હૃદયમાં ધારણ કરે છે, તોપણ તેમને મુકિત મળે છે, ત્યારે આત્મસુખના અનુભવથી માયાનો તિરસ્કાર કરનાર ભગવાન્ પોતે, અઘાસુરના શરીરમાં પેઠા, ત્યારે તેને મુક્તિ કેમ ન મળે? જરૂર મળે. [૩૯].

૩૮-૩૯ વિવેચન—

**પ્રભુત્વ શું ?**—અવગુણ કરનારનો અવગુણ સૌ કરે; પણ અવગુણ ઉપર ગુણ કરે એજ પ્રભુત્વ. આ સંસારમાં જેને દરગુજર કરતાં આવડે છે, તેનાં વખાણ થાય છે. તેમાં પ્રભુત્વ છે એવું ભાન થાય છે, ત્યારે આતો પ્રભુ પોતે તે જીવનું કેમ બગાડે ?

ચોપાઈ—જન અવગુણ પ્રભુ માન ન કાઉ, દીનબંધુ અતી મૃદુલ સ્વભાઉ

[ મોક્ષવાણી પાનુ ૬૨ A. ]

તાત્પર્ય—પ્રભુ પાપીઓનો પણ ઉદ્ધાર કરે છે, માટે સંતો તેમને **પતીતપાવન** કહે છે.

---

૩૮ પદચ્છેદ—**मनुजस्य अर्भः मनुजार्भः तस्य माया अस्ति अस्य मनुजार्भमायी तस्य ममुजार्भमायिनः**-માયાથી મનુષ્યના બાળક બનેલા **परावराणां**-સર્વના **परमस्य वेधसः**-આદિ કારણરૂપ શ્રીકૃષ્ણના **यस्य स्पर्शेन धौतं पातकं यस्य सः यत्स्पर्शनधौतपातकः इति अघः**-જેનાં પાપ ધોવાઇ ગયાં છે તે અઘાસુર **अपि**-પણ-**आत्मसाम्यं प्राप**-ભગવદ્પણું પોતાપણું પામ્યો. **तु**-અને **असतां सुदुर्लभम्**-જે પાપીઓને મળવું મુશ્કેલ છે. તેને **एतद् न विचित्रं**-તેમાં કાંઈ નવાઇ જેવું સમજવું નહિં.

૩૯ પદચ્છેદ—**सकृत्**-બળાત્કારથી **यस्य अंगस्य प्रतिमा**-જેનાં અંગની મૂર્તિ **[illegible]नोमया अंतः आहिता**-મનથીજ અંતરમાં ધારણ કરી હતી તેઓને **भागवतीं गतिं ददौ**-પ્રભુએ મુકિત આપી-ત્યારે-**नित्या आत्मसुखा[illegible]भूतिः तया अभिव्युदस्ता** (તિરસ્કાર પામી છે) **माया येन सः नित[illegible]सुखानुभूत्यभिव्युदस्तमायः**-નિરંતર આત્મસુખના અનુભવથી માયાનો તિરસ્કાર કરનાર. **अन्तर्गतः हि**-અઘાસુરના શરીરમાં પેઠા હતા. **किं पुनः**-ત્યારે તેની મુકિત કેમ ન થાય !

યોગીઓ જેને માંડમાંડ ધ્યાનમાં-હૃદયમાં લઇ શકે છે, તે પોતે અજગરના શરીરમાં પેઠા, ત્યારે અજગરને સ્વસ્વરૂપ કેમ ન મળે !

દ્રષ્ટાંત—એક નાનકડા રાજ્યમાં એક પુરૂષે કાંઇ ગુન્હો કર્યો. રાજાએ તે બાબતનો જવાબ દેવા તેને બોલાવ્યો. ગુન્હેગારના કુટુંબે, ગુન્હેગારે રાજા પાસે શું બોલવું, તે સંબંધી અનેક પ્રકારની શીખામણ દીધી. મુકરર કરેલા ટાઇમ પ્રમાણે ગુન્હેગાર રાજા પાસે હાજર થયો. રાજાએ ગુન્હેગારને ઘણો ધમકાવ્યો. તો પણ ગુન્હેગારે કાંઇ જવાબ આપ્યો નહીં. છેવટે રાજાએ પોતાના આસન ઉપરથી ઉઠી, ગુન્હેગારનો હાથ પકડીને, ઠપકો દેવા માંડયો. ગુન્હેગાર હસવા લાગ્યો, પ્રસન્નતાપૂર્વક રાજાની સામે જોવા લાગ્યો. તે જોઇને રાજાએ પૂછયું-' તું હસે છે કેમ ? તને કેમ આનંદ થાય છે ? '

ગુન્હેગાર—'પુરૂષ સ્રીનો હાથ પકડે, તો તેણીને અનેક ભયમાંથી બચાવીને, ભવસાગર ઉતારે, તેમ આપે મારો હાથ પકડયો, હવે મારે ભય શાનો હોય ? હું ગુન્હેગાર છઉં-અપરાધી છઉં, પણ ધણીએ મારો હાથ પકડીને મને પોતાનો કર્યો.

આ સાંભળીને રાજા શરમાઇ ગયો, અને ગુન્હેગારને થોડો ઠપકો આપીને છોડી દીધો.

તાત્પર્ય—જેમ રાજાનો સ્પર્શ દુર્લભ, તેમ પ્રભુનો સ્પર્શ પણ દુર્લભ છે.

હવે આગળ વધીએ—

**सूत उवाच ॥**

**इत्थं द्विजा यादवदेवदत्तः, श्रुत्वा स्वरातुश्चरितं विचित्रम् ॥**
**पप्रच्छ भूयोऽपि तदेव पुण्यं, वैयासकिं यन्निगृहीतचेताः ॥४०॥**

અર્થ—નૈમિષ્યારણ્યમાં સુતપુરાણી શૌનકઆદિ ઋષિઓને કહે છે કે-' હે બ્રાહ્મણો ! ઉપર પ્રમાણે પોતાના રક્ષક શ્રીકૃષ્ણનું ચરિત્ર સાંભળીને, યાદવોના દેવ શ્રીકૃષ્ણે જેમનું (ગર્ભમાં) રક્ષણ કર્યું હતું, અને જેનું ચિત્ત શ્રીકૃષ્ણમાંજ લાગી રહ્યું હતું, એવા પરીક્ષિત રાજાએ, વ્યાસના પુત્ર શ્રીશુકદેવજીને, તે ચરિત્ર સંબંધીજ ફરીથી પવિત્ર પ્રશ્ન કર્યો. (૪૦)

૪૦ વિવેચન—

'કથા સાંભળી ફૂટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન'-અનેકવાર ભાગવતની કથા સાંભળી, પણ કલ્યાણનાં દર્શન થયાં નહિં; અને પરીક્ષિતને એક વખતના શ્રવણથી કલ્યાણ પ્રાપ્ત થયું. તેનું કારણ શું ?-તેનું કારણ '**यन्निगृहीतचेताः परीक्षितः**' ' શ્રીકૃષ્ણમાં જેનું ચિત્ત લાગી રહ્યું હતું. એવો પરીક્ષિત.' ઘણા દિવસથી કથા સાંભળો છો, મંદિરે મંદિરે દર્શન

૪૦ પદચ્છેદ—**द्विजाः**-હે બ્રાહ્મણો ! **इत्थं**-આ પ્રમાણે. **यादवदेवेन दत्तः**-યાદવોના દેવ શ્રીકૃષ્ણે આપેલા-રક્ષા કરેલા-પરીક્ષિત રાજાએ. **स्वस्य राता (રક્ષક) तस्य स्वरातुः**-પોતાના રક્ષક ભગવાનનું **विचित्रं चरित्रं श्रुत्वा**-વિચિત્ર ચરિત્ર સાંભળીને. **यस्मिन् निगृहीतं चेतः यस्य सः यन्निगृहीतचेताः**-તેમાંજ જેનું ચિત્ત લાગી ગયું છે એવો. **वैयासकिं**-વ્યાસના પુત્ર શુકદેવજીને. **तत् एव पुण्यं**-તે સંબંધીજ પવિત્ર પ્રશ્ન. **भूयः अपि पप्रच्छ**-ફરીથી પણ પૂછયો.

કરો છો, પણ શ્રીકૃષ્ણમાં ચિત્ત લાગી રહ્યું છે કે નહિં? તેની તપાસ કદી કરો છો? 'દર્શન થયાં તો ઠીક, નહિં તો કાંઇ નહીં. પ્રભુ દયાળુ છે, માની લેશે.' 'કથામાં પહોંચ્યા તો ઠીક, નહિં તો ઘણી કથા સાંભળી છે.' કદિ દર્શનનો અગર કથાનો નિયમ લીધો હોય, તો ત્યાં સુધી જવું, એટલોજ આગ્રહ રાખો છો. વિશેષ આગ્રહ રાખતા નથી. તેનું શું કારણ? તે કોઇ દિવસ વિચારો છો? જરા નિવૃત્ત થઇને વિચારો તો જણાશે કે—આ પ્રશ્ન ઉકેલવા માટેજ—મનુષ્યદેહ, દેવદર્શન, યાત્રા, અને કથા વાર્તા. પ્રભુ કેમ વ્હાલા લાગતા નથી?—પ્રભુમાં કેમ ચિત્ત ચોંટતું નથી? એવો પ્રશ્ન જેમના હૃદયમાં પ્રગટતો નથી, તેમને પ્રભુ પ્રાપ્તિનાં સાધનોની પરવા ક્યાંથી પ્રગટે? પરવા પ્રગટી હોય, તો સાધનો સંબંધી કાંઇ વાત કરૂં.

સાંભળો ત્યારે—જ્યારે પીપુડામાં કચરો ભરાય છે, ત્યારે પીપુડું બરાબર વાગતું નથી. ઝીણી સોયથી કચરો કાઢી લઇએ, ત્યારેજ પીપુડું બરાબર વાગે છે. તે પ્રમાણે આપણા ચિત્તરૂપી પીપુડામાં માયાનો કચરો ભરાયો હોય, ત્યાં સુધી આપણને કલ્યાણના રસ્તા ગમતા નથી. કદિ ગમે, પણ તે રસ્તે આગળ વધી શકતા નથી. કલ્યાણની ચાહનાવાળાએ સૂક્ષ્મ બુદ્ધિરૂપી સોયથી, માયાનો કચરો કાઢતા રહેવું જોઇએ. આ કાર્ય આ દેહથીજ થાય છે. બીજા દેહથી આ કાર્ય નહિં બને. આ દેહમાં પણ—શરીર આરોગ્ય હશે એટલા વખતમાંજ પ્રયત્ન થઇ શકે છે. જીવનમાંથી માયાનો કચરો ઓછો કરવા માટે—

**ચોપાઇ**—સદ્‌ગુરૂ વૈદ્ય વચન વિશ્વાસા, સયંમ યહ ન વિષયકર આશા,
રઘુપતિ ભક્તિ સજીવન મૂરી, અનૂપાન શ્રદ્ધા અતિ રૂરી.

આ કચરો ઓછો થયો તેની ખાત્રી શી?—

જાનિય તબ મન વિરૂજ ગુંસાઇ, જબ ઉર બલ વિરાગ અધિકાઇ;
સુમતિ ક્ષુધા બાઢે નિત નઇ, વિષય આશ દુર્બલતા ભઇ.

કહો—છે તમારે આ તૈયારી? હજી તો તમારામાંના ઘણાને કોઇ સદ્‌ગુરૂજ નથી. કોઇ ઠેકાણે દૃઢ વિશ્વાસ રાખ્યા વિના, જ્યાં ત્યાં ચરી ખાઓ છો. આમ રખડીને અવતાર પૂરો કરવો હોય, તો તમારી મરજી. નહિં તો જ્યાં તમારૂં મન માને ત્યાં, ગુરૂને વરજો. ગુરૂને પોતાના કરજો. ગુરૂભાવ પ્રગટાવજો, ગુરૂને પોતાનું સર્વસ્વ સમજજો. ઋષિરાજ ગાય છે કે—

પદ.

જીવ તું શું કરવા આથડે?—પ્રભુની ગમ ગુરૂ વિના નહિં પડે;
બાપુ તું શું કરવા રડવડે?—હરિની ગમ ગુરૂ વિના નહિં પડે. ટેક૦
ખોજ કરી નહિં ખેવટીયાની, નવ બેઠો નાવડે;
તુંબડું લઇને હાથે તરતાં, અરધુ કેમ આવડે. પ્રભુની ગમ૦
બેતાળામાં તેજ બળે ત્યારે, દરસે દિવા વડે;
આંખોનો +આમળો હોય પણ, અધારે આખડે. પ્રભુની ગમ૦
શિષ્ય થયો નહિં સલાટનો તે, થોલ વિના થાપડે;
ઔષધ દે ઉસ્તાદ વિના તો, શરીર આખું સડે. પ્રભુની ગમ૦
અખાડામાં અભ્યાસ કર્યા વિના, નહિં કોઇ મલ્લ નીવડે;
હાવપેચમાં દીલ દીધા વિણ, લાતમલાતા લડે. પ્રભુની ગમ૦

+ ચશ્મા.

ગાન કળાના ગુરૂ કર્યા વિના, તાન ચૂકે તાકડે;
રાગ તણું ઘર છેટે રાખી, ઉંટ જેમ આરડે. પ્રભુની ગમ૦
વગર ભણે વાદીની વિદ્યા, રોપે પગ રાફડે;
મણી ખોળતાં ફણી મળી જાય, ઉછંગીને આભડે. પ્રભુની ગમ૦
રૂષિરાજ ગુરૂ કૃપા વડે તો, ચૌદે વિચાર ચડે;
ગુરૂ વિના ભણી સર્વ ગયો પણ, ખરી કુંચી નવ જડે. પ્રભુની ગમ૦

પાળી પોષીને મોટા કર્યા, તે માતા પિતા જેમને વ્હાલાં લાગ્યાં નહીં. જન્મમરણના બંધન કાપે એવો ઉપદેશ આપીને માનસીક બળ વધાર્યું, તે સદ્‌ગુરૂ જેમને વ્હાલા લાગ્યા નહીં; ત્યારે-તેમને પ્રભુ કેવી રીતે વ્હાલા લાગે? નજ લાગે. તાત્પર્ય-પગથીએ પગથીએ આગળ વધો.

**यादव-[illegible]त**:-એ પરીક્ષિતનું વિશેષણ છે. યાદવના દેવ શ્રીકૃષ્ણ. યાદવના દેવ શ્રીકૃષ્ણે આપેલો, એટલે ગર્ભમાં રક્ષા કરીને બચાવેલો.

**स्वरातुः**-પોતાનું રક્ષણ કરનાર શ્રીકૃષ્ણનું. આ શબ્દ પણ સૂચવે છે કે ગર્ભમાં જેણે રક્ષણ કર્યું હતું તે શ્રીકૃષ્ણનું.

**विचित्रं चरित्रं**-વિલક્ષણ ચરિત્ર. વિલક્ષણ એટલે લક્ષ્યમાં ન આવી શકે તે. સામાન્ય જનતાના લક્ષણથી જે જુદું જણાય તે. આવાં ચરિત્ર પ્રભુત્વનું સૂચન કરે છે. ગાંડા માણસનું ચરિત્ર પણ વિલક્ષણ હોય, અગર માયાવી પુરૂષનું ચરિત્ર પણ વિલક્ષણ હોય-પણ આ તેમ નથી, તે સૂચવવા માટે **पुण्यं** શબ્દ મૂકયો છે,

હવે પરીક્ષિત રાજા પ્રશ્ન કરે છે—

॥ राजोवाच ॥

**ब्रह्मन्कालान्तरकृतं, तत्कालीनं कथं भवेत् ॥**
**यत्कौमारे हरिकृतं, जगुः पौगण्डकेऽर्भकाः ॥ ४१ ॥**

**અર્થ—પરીક્ષિત રાજા પૂછે છે-'હે બ્રહ્મન્! ભગવાને જે કામ કુમાર અવસ્થામાં કર્યું, તેના સમાચાર બાળકોએ (વ્રજમાં) ભગવાનની પૌગંડ અવસ્થામાં આપ્યા. અન્યકાળમાં બનેલી બીના (એટલે કુમાર અવસ્થામાં થએલા કાર્યના સમાચાર) બીજા કાળમાં (એટલે પૌગંડ અવસ્થામાં) કેવી રીતે કહી શકાય? તાત્પર્ય-એક વરસ સુધી આ વાત કેવી રીતે ગુપ્ત રહી શકી? (૪૧)**

**૪૧ વિવેચન—**

રહસ્ય—એક વરસ સુધી આ વાત કેવી રીતે ગુપ્ત રહી? તેનો આ પ્રશ્ન છે.

અવસ્થાઓનું પ્રમાણ—પાંચ વરસ સુધી કુમાર અવસ્થા. દસ વરસ સુધી પૌગંડ અવસ્થા. પંદર વરસ સુધી કિશોર અવસ્થા. પંદર પછી યૌવન અવસ્થા,

૪૧ પદચ્છેદ—**भो ब्रह्मन्**-હે પ્રભુ! **यत् कौमारे हरिकृतं**-પ્રભુએ જે કાર્ય કુમારાવસ્થામાં કર્યું. **तत् अर्भकाः**-તે વાત બાળકોએ **पौगंडके जगुः**-ભગવાનની પૌગંડ-અવસ્થામાં (વ્રજમાં) કહી. **कालांतर कृतं**-અન્ય કાળમાં કરેલું કામ **तत् काले भवम् तत्कालीनं**-તે કાળમાં થયું એમ કેવી રીતે કહી શકાય?

૬૭ પરીક્ષિતનો પ્રશ્ન ચાલુ છે—

तद्ब्रूहि मे महायोगिन्–परं कौतूहलं गुरो ॥
नूनमेतद्धरेरेव, माया भवति नान्यथा ॥ ४२ ॥
वयं धन्यतमा लोके, गुरोऽपि क्षत्रबन्धवः ॥
यत्पिबामो मुहुस्त्वत्तः, पुण्यं कृष्णकथामृतम् ॥ ४३ ॥

અર્થ—પરીક્ષિત રાજા આગળ કહે છે કે—'હે ગુરૂ! હે મહાયોગી! એ આશ્ચર્યજનક બીના આપ મને કહો. ખરેખર તે ભગવાનની માયાજ હોવી જોઇએ. એ સિવાય બીજું કાંઇજ નહિં. [૪૨] હે ગુરૂ! અમે માત્ર નામનાજ ક્ષત્રિઓ છઇએ, તોપણ આ લોકમાં અમે ભાગ્યશાળી છઇએ; કારણ કે શ્રીકૃષ્ણની પવિત્ર કથારૂપી અમૃત, આપની પાસેથી અમે વારંવાર પીઇએ છઇએ. [૪૩].

૪૨–૪૩ વિવેચન—

મ[illegible]ાયોગિન્—'આ વાત આપે કદિ સાંભળી પણ ન હોય, તો યોગવિદ્યાદ્વારા–સમાધિદ્વારા–તે વાત જાણી લઇને આપ મને કહો.' એવો ભાવ છે.

परं कौतूहलं—'ઘણી વિચિત્ર બીના.' 'શ્રીકૃષ્ણ માયાના પતિ માધવ છે; માટે તેમનું આ ચરિત્ર માયાથી થયું હશે.' એમ પરીક્ષિત અટકળ કરે છે. 'परं कौतुहलं' નો અર્થ–'મોટો ઉત્સાહ' પણ થાય છે.

वयं क्षत्रबंधवः—'અમે માત્ર નામનાજ ક્ષત્રિઓ છઇએ' આ શબ્દોથી પરીક્ષિત પોતાની નમ્રતા સૂચવે છે; અગર પોતે શમીક ઋષિના ગળામાં સર્પ નાંખીને, ક્ષાત્રધર્મ ઝાંખો કર્યો–અપરાધ કર્યો–તેનું સ્મરણ કરાવે છે.

કથા–આ સંસારમાં સફળ કોણ?—लोके वयं क्षत्रबंधवः अपि धन्यतमाः यत् (કારણકે) त्वत्तः पुण्यं कृष्णकथाऽमृतं मुहुः पिबामः ॥ 'અમે માત્ર નામનાજ ક્ષત્રિયો છઇએ, તોપણ અમે સંપૂર્ણ ભાગ્યશાળી છઇએ, કારણ કે અમે તમારી પાસેથી, ભગવાનનું પવિત્ર કથામૃત વારંવાર પીઇએ છઇએ.' આટલું સાંભળીને વિચાર કરશો તો સમજાશે કે–ભગવાનની કથાનો મહિમા ઘણો છે. ભગવાનની કથામાં શ્રોતા વક્તા બેઉ ભાગ્યશાળી છે.

મંદિરો અને કથાવાર્તા—ઘણા ખરા મંદિરોમાં કથાવાર્તા થાય છે. પણ મંદિરના બાહુતી પુજારીઓ કથાનો મહિમા જાણતા નથી. ચાલતી કથાએ દર્શન કરાવીને, ફોતરાં જેવાં

---

૪૨ પદચ્છેદ—हे गुरो! हे महायोगिन्–હે ગુરૂ! હે મહાયોગી! तत् परं कौतुहलं मे ब्रूहि–એ આશ્ચર્યજનક બીના આપ મને કહો. नूनं एतद् हरेः माया एव भवति–ખરેખર તે ભગવાનની માયાજ હોવી જોઇએ. न अन्यथा–એ સિવાય બીજું કાંઇ નહિં.

૪૩ પદચ્છેદ—हे गुरो! હે ગુરૂ. वयं क्षत्रबंधवः अपि–અમે માત્ર નામનાજ ક્ષત્રિઓ છઇએ તોપણ. लोके धन्यतमाः–આ લોકમાં અમે ભાગ્યશાળી છઇએ. यत्–કારણકે. त्वत्तः–આપની પાસેથી. पुण्यं कृष्णकथामृतं–શ્રીકૃષ્ણની પવિત્ર કથારૂપી અમૃત. मुहुः [illegible]बामः–વારંવાર પીએ છઇએ.

અજ્ઞાની શ્રોતાઓને કથામાંથી ઉડાડી મૂકે છે. જે કથાકારોને ભગવદ્‌ભાવ પ્રગટયો હોય, અને લક્ષ્મીભાવ ઘટયો હોય-જે કથાકારો લક્ષ્મીદાસ મટીને, શ્રીકૃષ્ણુના દાસ બન્યા હોય, તેમણે આવા મંદિરમાં ભાડુતી ટટ્ટુ બનવું નહિં. મંદિરના ટ્રસ્ટીઓએ પોતાના મંદિરમાં કથાની ખાસ સગવડ કરી આપવી ઘટે છે. મંદિરમાં બેઠેલા દેવના કરતાં, કથાકારનો સત્કાર વિશેષ કરવો ઘટે છે.

કેટલાએક મંદિરોમાં લોભીયા કથાકાર અને લાલચુ પુજારીયો લડે છે-ટ્રસ્ટીઓ કથાકાર પાસેથી દક્ષણા માગે છે, એટલે અમુક ભાગ માગે છે-ઇનકમટેક્ષ માગે છે-આ બધી હૃદયની ક્ષુદ્રતા છે. મંદિરોનો ઠાઠ કમી કરીને, કથાનો ઠાઠ વધારો-તેમાં સમાજને અને મંદિરોને બેઉને લાભ છે. ક્ષુદ્ર હૃદયના ભાડુતી કથાકારો, સમાજમાં સુધારો કરી શકે એમ નથી. પ્રજાને જે જોઇએ તે આપી શકે એમ નથી. પ્રજાને જ્યાં જવું છે, ત્યાં તેઓ લઈ જઈ શકે એમ નથી; માટે તેમને વિનય પૂર્વક સુધારવા પ્રયત્ન કરો.

પુજારીઓને ભણાવીને વિદ્વાન્ બનાવવાની ખાસ જરૂર છે. અગર વિદ્વાન્‌નેજ મંદિરમાં પુજારી તરીખે રાખો. તેમ કરવાથી વિખવાદ શમી જશે. વળી 'આ યુગમાં તો એજ શ્રેષ્ઠ છે.' એમ અનેક સંતો અને શાસ્ત્રો કહે છે. આ સિદ્ધાંત તમે પણ જાણો છો-છતાં તમને દર્શનમાં-યાત્રામાં, યજ્ઞયાગાદિકમાં જેટલો ઉત્સાહ છે, તેટલો ઉત્સાહ કથામાં નથી. કથાને તમે સહેજ સમજો છો. સદ્‌ગુરૂ અને સત્સંગના સબંધમાં પ્રીતમ કહેછે કે—

પદ—સદ્‌ગુરૂના તે શબ્દ વિચારતાં, મટે માયા મોહ વિકાર—હરિ રસ પીજીએ.

બાળી ભસ્મ કરે બીજી વાસના, ઉર પ્રગટે પ્રેમ અપાર—હરિ૦
એવો અજર અમીરસ જે પીયે, તેનાં નેણાં વેણાં પલટાય—હરિ૦
લાગી બ્રહ્મ ખુમારી ન ઉતરે, સુખ મુખે કહ્યું નવ જાય—હરિ૦
તેને સંભવ નથીરે શરીરનો, થયો આતમ દૃષ્ટે ઉઘાડ—હરિ૦
મરજીવો થઇ હરિને મળે, ગળે જ્ઞાન હિમાળે હાડ—હરિ૦
બ્રહ્મધ્યાને ગગનવત થઇ રહે, જ્યમ કુંભ મહાજળ માંહે—હરિ૦
**કૃષ્ણુ પોતામાં પોતે શ્રીકૃષ્ણુમાં, કૃષ્ણુ વિના ન દિસે કાંઇ—હરિ૦**
જઇ સરિતા સાગરમાં ભળે, તેનું નામ નદી ટળી જાય—હરિ૦
કહે પ્રીતમ સદ્‌ગુરૂ સેવતાં, ટળે અંતર એકરસ થાય—હરિ૦

જેને સદ્‌ગુરૂમાં પ્રીતિ થાય તેને સત્સંગ ગમે, અને સત્સંગમાં પ્રીતિ થાય, તેને સદ્‌ગુરૂ ગમે. એવો અરસપરસ સંબંધ છે.

પરીક્ષિતનો પ્રશ્ન થઇ રહ્યો. તે સંબંધમાં સૂતપુરાણી શૌનકને શું કહે છે તે ભાવથી સાંભળો-

॥ सूत उवाच ॥

**इत्थं स्म पृष्टः स तु बादरायणिस्–तत्स्म[illegible]हृताखिलेन्द्रियः ॥**
**कृच्छ्रात्पुनर्लब्धबहिर्दृशिः शनैः, प्रत्याह तं भागवतोत्तमोत्तम ॥ ४४ ॥**

**इति श्रीम० दश० पूर्वार्धे द्वादशोऽध्यायः ॥ १२ ॥**

---

૪૪ પદચ્છેદ—**भागवतेषु उत्तमोत्तमः तत् संबुद्धो-भागवतोत्तमोत्तम**-હે મોટા વૈષ્ણુવોમાં ઉત્તમ ! **इत्थं**-ઉપર પ્રમાણે **स्म प्रष्टः**-પુછતાં **तेन स्मारितः यः अनन्तः तेन हृतानि अ[illegible]नि [illegible]न्द्रियाणि यस्य सः तत्स्मारितानंतहृताखिलेंद्रियः**-ભગવાનનું સ્મરણ આપવાથી જેની સઘળી ઇંદ્રિયો ભગવાનમાં લીન થઇ ગઈ એવા **बादरायणिः**-શુક-

અર્થ—સૂત પુરાણી શૌનકને કહે છે કે—'હે મોટા વૈષ્ણવોમાં ઉત્તમ શૌનક મુનિ! ઉપર પ્રમાણે શ્રીશુકદેવજીને પુછતાં, ભગવાનનું સ્મરણ આવવાથી, શ્રીશુકદેવજીની સઘળી ઇંદ્રિયો ભગવાનમાં લીન થઇ ગઈ. પછી શ્રીશુકદેવજીએ ધીમે ધીમે બહિર્વૃત્તિ કરીને, ધીરજથી પરીક્ષિત રાજાને ઉત્તર આપ્યો. [૪૪]

૪૪ વિવેચન—**बादरायणिः**-બાદરાયણ શ્રીવેદવ્યાસના પુત્ર શ્રીશુકદેવજી.

**अनंतहृताखिलेन्द्रियः**-જેની સઘળી ઇંદ્રિયો ભગવાનમાં લીન થઇ ગઇ હતી, એવા શ્રી શુકદેવજી. પાછળ ૪૨મા શ્લોકમાં શ્રીશુકદેવજીને '**महायोगिन्**-મોટા યોગી' કહીને સંબોધ્યા છે, તે બરાબર છે. શ્રીશુકદેવજીએ અંતર્વૃત્તિ કરી. એટલે ભૂતકાળમાં જે કાંઇ બન્યું હતું તે શ્રીશુકદેવજીએ સમાધિદ્વારા જોઇ લીધું. નવી શોધખોળવાળા લોકો પણ માને છે કે-જે કાંઇ બોલીએ છઇએ, અગર જે કાંઇ કર્મ કરીએ છઇએ, તે બોલ અગર તે કર્મ ભલે બંધ થાય, પણ તેના સંસ્કાર આ સંસારમાં અમુકરૂપે રહે છે. નિર્મળ અંતઃકરવાળા યોગીઓ તે જોઇ શકે છે. અંતઃકરણની મલીનતાવાળાને તે અટપટું લાગે છે-ખોટું લાગે છે. યોગના ફરમા વાંચો છો? કે હજી ઉંઘો છો? અંતર્વૃત્તિ અને બહિર્વૃત્તિ સબંધી ચાલતા વિષયમાં બધું કહી શકાય નહિં, માટે યોગના ફરમા ખાસ વાંચજો.

ભાગવત ધર્મ—કર્મ જ્ઞાન અને ભક્તિયુક્ત જે ધર્મ હોય, તે ભાગવત ધર્મ કહેવાય. ભાગવત ધર્મમાં ભક્તિનો મહિમા વિશેષ હોય. પ્રલ્હાદ, ધ્રુવ, અમરીષ, નરસિંહ, મીરાં, તુકારામ વિગેરેનો ભાગવત ધર્મ છે. હિંદુસ્તાન બહાર પણ જ્યાં અહિંસા, સત્ય, અસ્તેય અને બ્રહ્મચર્યનું પાલન છે, મદિરાદિ વ્યસનોનો ત્યાગ છે, તથા ગમે તે રૂપમાં અડગ શ્રદ્ધાથી પ્રભુની ઉપાસના છે, તે ભાગવત ધર્મનું નાનું સ્વરૂપ છે. 'મારો સંપ્રદાયજ ખરો-બાકી બધા પાખંડ'-'મારા ધર્મમાંજ ભગવાન છે, અને બીજે નથી-' 'અમારે ત્યાંથીજ સ્વર્ગની અગર મોક્ષની ચીઠ્ઠીઓ ફાડી આપવામાં આવે છે.' રાગદ્વેષથી આવા ક્ષુદ્ર વિચાર કરનારા દેવ હોય, તોપણ તેઓ ભાગવત ધર્મથી બહુજ દૂરના પ્રદેશમાં છે, એમ સમજવું. આ શ્લોકમાં 'ભાગવત'નો અર્થ-'ભક્તો'-છે, પણ આ ભક્તો તે કયા? શ્રીકૃષ્ણે ગીતાના બારમા અધ્યાયમાં-**अद्वेष्टा सर्वभुतानां, मैत्रः करुण एव च।** વિગેરે શબ્દોથી (૧૩-૧૯ શ્લોકોમાં) બતાવ્યા છે તે. જે ભક્તો, એવા ભક્ત થવા પ્રયત્ન કરતા નથી, તેઓ પોતે પોતાને ઠગે છે અને ભક્તિમાર્ગને વગોવે છે.

હવે આગળ તમને કાલે વાત કરીશ. આજ તો આ અધ્યાય પૂરો કરીએ.

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો બારમો અધ્યાય સંપૂર્ણ. બોલીઓ હરિ-શ્રીરામચંદ્રદેવકી જય. હરહર મહાદેવ હર. જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં અમારાં સગાં સંબંધીઓને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેજો.

૧૯૮૪ વૈશાખ સુદી ૫.<br>શ્રીશંકરજયંતી.<br>મોક્ષમંદિર-અમદાવાદ. } લી. રામશંકર મોનજી ભટ્ટ.

દેવજીએ **कृच्छ्रात्**-બળાત્કારથી **शनैः**-ધીમે ધીમે **पुनः**-ફરીથી **लब्ध्वा बहिः दृशिः येन** **ः** [illegible]**ः**-બહિર્વૃત્તિ પ્રાપ્ત કરીને **तं प्रत्याह**-તે પરીક્ષિત રાજાને જવાબ આપ્યો.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૧૩ મો.

**વિષય**—આ અધ્યાયમાં ગોવાળીયાને ભગવાન્ વનભોજનનો લાભ આપશે. તે વખતે બ્રહ્માજી વત્સોને અને બાળકોને હરી જશે. ભગવાન્ પોતે બધા રૂપ બનીને એક વરસ સુધી કામ ચલાવશે. તે જોઈ પ્રથમ બલભદ્ર આશ્ચર્ય પામશે. પછી પ્રભુ બ્રહ્માને રમાડશે. બ્રહ્માજી આશ્ચર્ય સહિત શરમાઈ જશે. બ્રહ્માજીને શ્રીકૃષ્ણના દૈવતનું ભાન થશે. તે કથા કહેવામાં આવશે.

પ્રથમના બે શ્લોકોમાં ઉપર જણાવેલા પ્રશ્નો માટે, શ્રીશુકદેવજી પરીક્ષિત રાજાની પ્રશંસા કરે છે—

॥ श्रीशुक उवाच ॥

**साधु पृष्टं महाभाग, त्वया भागवतोत्तम ॥**
**यन्नूतनयसीशस्य, शृण्वन्नपि कथां मुहुः ॥ १ ॥**
**सतामयं सारभृतां निसर्गो, यदर्थवाणीश्रुतिचेतसामपि ॥**
**प्रतिक्षणं नव्यवदच्युतस्य यत्-स्त्रिया विटानामिव साधु वार्ता ॥२॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે—'હે મોટા ભાગ્યવાળા! અને હે વૈષ્ણવોમાં ઉત્તમ! તમે મને ઠીક પ્રશ્ન કર્યો. કારણકે ભગવાનની કથા વારંવાર સાંભળવા છતાં, તે કથાને તમે નવી જેવી કરો છો. તાત્પર્ય—ભગવાનની કથાથી તમે કંટાળતા નથી, પણ તે કથામાંથી તમે કાંઇ નવું નવું શોધી કાઢો છો. ]૧]. સાર ગ્રહણ કરનારા સત્પુરૂષોનાં વાણી, કાન અને ચિત્ત ભગવાનમાંજ લાગી રહેલાં હોય છે; તોપણ જેવી રીતે સ્ત્રીલંપટ પુરૂષોને ક્ષણે ક્ષણે સ્ત્રીઓની વાર્તા નવી જેવી લાગે છે, તે પ્રમાણે સત્પુરૂષો પણ, પોતાના સ્વભાવથીજ ભગવાનની કથાને ક્ષણે ક્ષણે સારી રીતે નવી જેવી બનાવ્યા કરે છે. [ ૨ ].

---

૧ પદચ્છેદ—**भो महाभाग! भो भागवतोत्तम!**-હે મોટા ભાગ્યવાળા! હે વૈષ્ણવોમાં ઉત્તમ! **त्वया साधु पृष्टं**-તમે મને ઠીક પુછ્યું. **यत्**-કારણ કે **ईशस्य कथां**-ભગવાનની કથા **मुहुः शृण्वन् अपि**-વારંવાર સાંભળવા છતાં **नूतनां इव आचरसि इति नूतनयसि**-તે કથાને આપ નવી જેવી કરો છો.

૨ પદચ્છેદ—**सारभृतां सतां**-સાર ગૃહણ કરનારા સત્પુરૂષોના **यानि एव अर्थः येषां तानि यदर्थानि, यदर्थानि वाणिश्रुतिचेतांसि येषां ते-तेषां-यदर्थवाणीश्रुति चेतसां**-જેઓનાં વાણી કાન અને ચિત્ત ભગવાનમાં લાગેલાં હોય છે. **अपि**-તોપણ **यत्**-જેવી રીતે **स्त्रियाः वार्ता विटानां**-સ્ત્રીઓની વાર્તા સ્ત્રીલંપટ પુરૂષોને **प्रतिक्षणं**-દરેક ક્ષણે **नव्या तुल्यं नव्यवत्**-નવી જેવી **साधु**-સારી લાગે છે તે પ્રમાણે **अच्युतस्य वार्ता**-ભગવાનની વાર્તા નવીન લાગે છે. **इति अयं निसर्गः**-તે બાબત કુદરતી છે-સ્વાભાવિક છે.

૧-૨ વિવેચન—

**સાધુ પ્રષ્ટં**—' તમે આ ઠીક પુછ્યું.' આ શબ્દો શ્રીશુકદેવજીનો આંતરભાવ જણાવે છે. એટલે જે વાત પરીક્ષિતને ગમે છે, તે વાત શ્રીશુકદેવજીને પણ ગમે છે. શ્રોતાવક્તાની એકતાનું ભાન કરાવે છે. સ્ત્રીપુરૂષની એકતા સંસારને સુખમય કરીને, પ્રજાનો લાભ આપે છે, તેમ શ્રોતાવક્તાની એકતા, કાનને સુખ આપીને, ભગવદ્ભાવ-ભક્તિ-નો લાભ આપે છે.

**મહાભાગ**—

૫૬.

સુખ કહ્યું ન જાય સત્સંગનું રે (૨), આઠે અંગમાં આનંદ થાય—સુખ૦
અડસઠ તીરથ એને આંગણેરે (૨), સત્સંગેથી ભેળાં થાય—સુખ૦
એ સુખ ઇંદ્રના લોકથી અધીક છે રે (૨), વૈકુંઠથી વધતું જાય—સુખ૦
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણુંરે (૨), એતો વેદ પુરાણે વંચાય—સુખ૦
મહેતો નરસીંહ એમાં તો એમ ભણેરે, એતો ઓળખાવે અવિનાશ—સુખ૦

આ સુખના ભોક્તાને શ્રીશુકદેવજીએ **મહાભાગ** કહ્યો. જેમને માથે મરણ લટકી રહ્યું હોય, તેમણે સત્સંગ કરવોજ જોઇએ. તેમણે સંતને અને સત્સંગને વ્હાલાં ગણવાં જોઇએ. જેમને સંત અને સત્સંગ વ્હાલાં હોય, તેમને વારંવાર સંભળાતી ભગવાનની કથામાં, કાંઇ કાંઇ નવીનતા જણાય. આ વાત જીવને ગળે ઉતારવા માટે, શ્રીશુકદેવજીએ દૃષ્ટાન્ત આપ્યું કે—' કામી પુરૂષને જેમ સ્ત્રીની વાતો ગમે, તેમ ભગવદ્પ્રિય પુરૂષને ભગવાનની વાતો ગમે.' મેટ્રીકની પરીક્ષામાં દસહજાર વિદ્યાર્થીઓ પાસ થયા, પણ ભુધરશેઠને તેમનો પુત્ર પાસ થયો, તે વાત બહુજ ગમે.

ચોપાઇ—રામચરિત જે સુનત અઘાહી, રસવિશેષ જાના તિન નાહીં,
જીવનમુક્ત મહામુનિ જેઉ, હરિગુણ સુનહિ નિરંતર તેઉ.
[ મોક્ષવાણી પાનુ ૭૧. ]

શ્રીશંકર સતી પાર્વતીને કહે છે કે—' શ્રીરામનું ચરિત્ર સાંભળીને જે ધરાઇ જાય, તે શ્રીરામનું વિશેષ રહસ્ય જાણતો નથી, એમ સમજવું.

ભાગવતની શરૂઆતમાં પ્રથમ સ્કંધે પ્રથમ અધ્યાયે, શૌનકાદિ ઋષિઓએ સૂત પુરાણીને કહ્યું છે કે—

**वयं तु न वितृप्याम, उत्तमश्लोकविक्रमे ।**
**यच्छृण्वतां रसज्ञानां, स्वादु स्वादु पदे पदे ॥ १९ ॥**

**અર્થ**—ઉત્તમ શ્લોક એવા ભગવાનની લીલાઓ સાંભળતાં અમને તૃપ્તિ થતી નથી, કારણકે લીલાઓ સાંભળનારા રસજ્ઞ પુરૂષને, તે ક્ષણે ક્ષણે વધારે રસ આપે છે. [૧૯].

ત્યારે રામના સાચા ભક્તો શું કરતા હશે?—

ચોપાઇ—રામહિ સુમિરિય ગાઇય રામહિં, સંતત સુનિય રામગુણ ગ્રામહિં.
[ મોક્ષવાણી પાનું ૯૭ ].

જેનું ચિત્ત શ્રીરામમાં લાગ્યું હોય, તેની આ સ્થિતિ છે. પરીક્ષિતનું ચિત્ત શ્રીકૃષ્ણમાં લાગ્યું છે, માટે તેમને શ્રીકૃષ્ણની કથા નવી :વી લાગે છે.

હવે આગળ વધીએ. આ પ્રશ્ન કેવા પ્રકારનો છે તે વાત હવે કહે છે—

**शृणुष्वावहितो राजन्–नपि गुह्यं वदामि ते ॥**
**ब्रूयुः स्निग्धस्य शिष्यस्य, गुरवो गुह्यमप्युत ॥ ३ ॥**

અર્થ—હે રાજન્! સાવધાન થઇને સાંભળો; તે વાત ગુહ્ય છે, તોપણ હું તમને તે કહું છઉં. કારણકે ગમે એવી ગુહ્ય વાત સદ્ગુરૂએ ભાવિક શિષ્યને કહેવી જોઈએ.

૩ વિવેચન—

**स्निग्धस्य शिष्यस्य**—'સ્નેહવાળા શિષ્યને'. આ જમાનામાં શિષ્ય ઘણા મળે છે. જ્યાં જોઇએ ત્યાં કથાવાર્તામાં–વ્યાખ્યાનોમાં–ગીતાપાઠશાળાઓમાં શિષ્યો ઘણા જોવામાં આવે છે. પણ તેઓમાંથી નવાણું ટકા, ગુરૂ સાથે તેલપાણી જેવો સંબંધ રાખે છે. તેનું પરિણામ તેલપાણી જેવુંજ મળે છે. મંદિરના પગથીઆં ઘસાય છે, પણ શિષ્યના હૃદય ઘસાતાં નથી. જે સ્ત્રી પતિને વ્હાલી ન થઇ, જે પુત્ર માતા પિતાને વ્હાલો ન થયો, જે શિષ્ય ગુરૂને વ્હાલો ન થયો, તેનો સંબંધ નાટકશાળાના એકટરો જેવો છે. તમારામાંના ઘણા અમારી સાથે તેલપાણી જેવો સંબંધ રાખે છે. અમને કાંઇ આપવું પડે ત્યારે ન આપશો; પણ એવો તકલાદી પ્રેમ અમારી સાથે ન કરશો. યાદ રાખજો કે–તેથી અમને નુકશાન નથી. તમને નુકશાન છે. આપને હું ઘણીવાર કહું છઉં કે—જ્યાં આપને ગમે ત્યાં, આ કામ ચોટ મારીને–ખરી ખંતથી–શુદ્ધ પ્રેમથી–કરી લ્યો. તન મન અને ધનનો ભોગ આપીને સ્નિગ્ધ શિષ્ય બનો. મૃત્યુ પકડી લે તે પહેલાં, ગમે તે ઠેકાણે ગુરૂને વ્હાલા લાગો એવા શિષ્ય બનજો.

**शृणुष्व अवहितः**—'સાવધાનતા પૂર્વક સાંભળો.' પરીક્ષિત આટલો બધો સાવધાન છે, તોપણ શ્રી શુકદેવજી પરીક્ષિતને સાવધાન રહેવાનું કહે છે. શ્રોતાઓનું ધ્યાન જરા પણ આડું અવળું ખેંચાય, એવી કોઇ પણ પ્રકારની ગડબડ કથામાં થવી ન જોઇએ. કેટલીએક ડોસીઓ અને ડોસા કથામાં કજીયાળાં છોકરાં લાવે છે. એ તેમની ભયંકર ભૂલ છે, તેઓ પાપ બાંધે છે. ચાલતી કથામાં પૂજન અને દક્ષણાનું કામ પણ તદ્દન બંધ કરવું જોઇએ. ચાલતી કથામાં મોડા આવેલા ધનવાનોને આગળ લાવીને બેસાડવા, એ પણ પાપ છે.

હવે શ્રીશુકદેવજી પ્રશ્નનો ખુલાસો કરે છે—

**तथाऽघवदनान्मृत्यो, रक्षित्वा वत्सपालकान ॥**
**सरित्पुलिनमानीय, भगवानिदमब्रवीत् ॥ ४ ॥**

---

૩ પદચ્છેદ—**हे राजन्**–હે પરીક્ષિત રાજા **अवहितः शृणुष्व**–સાવધાન થઇને સાંભળો. (**तत्**) **गुह्यं अपि**–તે વાત ગુપ્ત છે તોપણ (**अहं**) **ते वदामि**–હું તને કહું છઉં. **उत**–કારણ કે **गुह्यं अपि** ગુહ્ય હોય તોપણ **स्निग्धस्य शिष्यस्य**–સ્નેહવાળા શિષ્યને **गुरवः ब्रूयुः**–ગુરૂઓએ કહેવી જોઇએ.

૪ પદચ્છેદ—**तथा**–ઉપર પ્રમાણે **मृत्योः अघवदनात्**–મૃત્યુરૂપ અઘાસુરના મુખમાંથી **वत्सपालकान् रक्षित्वा**–વાછડાંની અને ગોપોની રક્ષા કરીને. **सरितः पुलिनं आनीय**–તેમને યમુનાજીના કાંઠા ઉપર લાવીને **भगवान् इदम् अब्रवीत्**–પ્રભુ નીચે પ્રમાણે બોલ્યા.

अहोऽतिरम्यं पुलिनं वयस्याः, स्वकेलिसंपन्मृदुलाच्छवालुकम् ॥
स्फुटत्सरोगन्धहृतालिपत्रिक–ध्वनिप्रतिध्वानलसद्द्रुमाकुलम् ॥५॥

अत्र भोक्तव्यमस्माभिर्–दिवारूढं क्षुधाऽर्दिताः ॥
वत्साः समीपेऽपः पीत्वा, चरन्तु शनकैस्तृणम् ॥ ६ ॥

અર્થ—ઉપર પ્રમાણે મૃત્યુરૂપ અઘાસુરના મુખમાંથી, વાછરડાંની અને ગોવાળીયાઓની રક્ષા કરીને, પછી તેઓને યમુના નદીને કાંઠે લાવીને, શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે બોલ્યા કે–' અહો મિત્રો! આ કિનારો અતિ સુંદર હોવાથી, રમવાની સગવડવાળો છે. આ કિનારા ઉપર કોમળ અને સ્વચ્છ રેતી છે. ખીલી નીકળેલાં કમળોના સુગંધ (ની લાલચ)થી ખેંચાઇ આવેલા ભ્રમરોના અને પક્ષીઓના જળમાં પડછંદાથી શોભતાં વૃક્ષોથી, કાંઠો ચારે તરફથી ઘેરાએલો છે. [૪–૫] દિવસ ચડી ગયો છે, આપણને ભૂખ (પણ) લાગી છે. માટે આપણે અહીં જમવા બેસીએ. વાછરડાં જળ પીઇને, ભલે ધીમે ધીમે આપણી સમક્ષ ખડ ચર્યા કરે.' [૬].

૪–૫–૬ વિવેચન—

બારમા અધ્યાયમાં ૩૮ મે શ્લોકે, જે વાત ટુંકાવી દીધી હતી, તે વાત અહીં ખુલાસાવાર શરૂ કરી. સામાન્ય નદીના કાંઠા સુંદર જણાય છે, ત્યારે ગંગાયમુનાના તટની શી વાત કરીએ! વળી તેમાંએ વૃંદાવન! જ્યાં ધણી પોતે હાજર હોય, ત્યાં શોભાએ પડે હાજર રહેવું પડે. આવો રમણીય કાંઠો દેખીને પ્રભુ બોલ્યા કે–' દિવસ ચડી ગયો છે આપણને ભૂખ લાગી છે. માટે આપણે અહીંજ બેસીને શીરામણ લઇએ.' [ સૌ સાથે રહેશો. તો આપણને પણ તેમાંથી કાંઇક મળશે. પ્રભુ દયાળુ છે, તે વાત તો તમે જાણો છોને? ત્યારે તેમાં કોઇ પણ પ્રકારની શંકા કરશો નહિં–સાથે રહેજો. ]

---

૫ પદચ્છેદ—**अहो**–અહો. **वयस्याः** હે મિત્રો! **स्वकेलिनां संपदः यस्मिन् तत् स्वकेलिसंपद् इति (अयं) अतिरम्यं पुलिनं**–રમવાની સગવડવાળો આ સુંદર કિનારો છે. **मृदुला अच्छा वालुका यस्मिन् तत् मृदुलाच्छवालुकम्**–અહિંની રેતી કોમળ અને સ્વચ્છ છે. [**सरः** નો અર્થ 'કમળ' કરવો. 'સરોવર' એવો અર્થ અહિં ન કરવો.] **स्फुटान्ति** (ખીલેલાં) **सरांसि ,तेषां गंधेन हृताः** (ખેંચાએલા) **अलयः** ( ભ્રમરો ) **पत्रिणश्च** (પક્ષીઓ) **के** (જળમાં) **तेषां ध्वनयः** (અવાજ–કલ્લોલ) **तेषां प्रतिध्वानाः** (પડછંદા) **तैः लसन्तः** (શોભતા) **ये द्रुमाः तैः आकुलं** (વ્યાપ્ત) **इति पुलिनं**.

૬ પદચ્છેદ—મૂળશબ્દ **दिवा** અવ્યય છે. **दिवा आरूढं**–દિવસ ચડી ગયો છે. **क्षुधा अर्दिताः**–આપણને ભૂખ લાગી છે માટે. **अत्र भोक्तव्यं**–અહિં આપણે જમીએ **वत्साः अपः पीत्वा**–વાછડાંઓ જળ પીઇને. **शनकैः** ધીમે ધીમે **समीपे तृणं चरंतु**–આપણી સમક્ષ ખડ ચર્યા કરે.

પ્રભુનું કહેવું સાંભળીને—

**तथेति पाययित्वाऽर्भा, वत्सानारुध्य शाद्वले ॥**

**मुक्त्वा शिक्यानि बुभुजुः, समं भगवता मुदा ॥ ७ ॥**

અર્થ—શ્રીકૃષ્ણનું કહ્યું માનીને, સઘળા બાળકોએ વાછરડાંને જળ પાઇને, લીલા ખડવાળા પ્રદેશમાં તેમને (ચરવા) મૂકયાં, પછી (પોતાનાં) શીંકા (જમીન ઉપર) મૂકીને, તેઓ પ્રભુની સાથે આનંદથી જમવા બેઠા. [૭].

૭ વિવેચન—

બાળકો હંમેશાં રમત ગમતના ભોગી હોય છે. તેઓને શ્રીકૃષ્ણ જેવા ખેલાડી સખા મળ્યા, પછી તેમના આનંદનો પાર રહ્યો નહીં.

બાળકો પ્રભુ સાથે કેવી રીતે જમવા બેઠા હતા, તેનું વર્ણન સાંભળો—

**कृष्णस्य विष्वक्पुरुराजिमण्डलै–रभ्याननाः फुल्लदृशो व्रजार्भकाः ॥**

**सहोपविष्टा विपिने विरेजुश्–छदा यथाऽम्भोरुहकर्णिकायाः ॥ ८ ॥**

**केचित्पुष्पैर्दलैः केचित्–पल्लवैरङ्कुरैः फलैः ॥**

**शिग्भिस्त्वग्भिर्दृषद्भिश्च, बुभुजुः कृतभाजनाः ॥ ९ ॥**

**सर्वे मिथो दर्शयन्तः, स्वस्वभोज्यरुचिं पृथक् ॥**

**हसन्तो हासयन्तश्चा–भ्यवजह्रुः सहेश्वराः ॥ १० ॥**

---

૭ પદચ્છેદ—**तथा इति**–શ્રીકૃષ્ણનું કહ્યું માનીને. **अर्भाः**–બાળકોએ **वत्सान् पाययित्वा**–વાછડાંઓને જળ પાઇને. **शाद्वले**–લીલાખડવાળા પ્રદેશમાં **आरुध्य**–(વાછડાંને) રોકીને **शिक्यानि मुक्त्वा**–શીંકાઓ (નીચે) મુકીને **भगवता समं**–પ્રભુની સાથે. **मुदा बुभुजुः**–તેઓ આનંદથી જમવા બેઠા.

૮ પદચ્છેદ—**विपिने**–વનમાં **कृष्णस्य विष्वक्**–કૃષ્ણની આસપાસ [पुरु–બહુ] **राजीनां मंडलानि राजिमंडलानि, पुरूणि चतानि राजिमंडलानि च पुरुराजिमंडलानि तैः पुरुराजिमंडलैः**–ઘણી પંક્તિઓના મંડલોથી–મંડલો કરીને **अभि** (સન્મુખ) **आननानि येषां ते अभ्याननाः**–પ્રભુની સામે મુખ રાખીને. **सह उपविष्टाः**–પ્રભુની સાથે બેઠેલા. **फुल्लाः दृशः येषां ते फुल्लदृशः**–પ્રફુલ્લ દૃષ્ટિવાળા. **व्रजार्भकाः**–વ્રજના બાળકો. **अंभोरुहस्य कर्णिका** (ડોડી) **तस्याः छदाः** (પાંખડીઓ) **यथा–इव**–કમળની ડોડીની પાંખડીઓની માફક. **विरेजुः**–શોભતા હતા.

૯ પદચ્છેદ—**केचित् पुष्पैः दलैः**–કોઇ બાળકો પુષ્પનાં અગર પુષ્પની પાંખડિઓનાં. **केचित् पल्लवैः अंकुरैः फलैः**–કેટલાએક બાળકોએ પાંદડાનાં અંકુરનાં અગર ફળોનાં **शिग्भिः त्वग्भिः च दृषद्भिः**–શિંકાનાં વૃક્ષની, છાલનાં, અગર પત્થરની શીલાનાં **कृतानि भाजनानि यैः ते**–વાસણ બનાવીને. **बुभुजुः**–જમતા હતા.

૧૦ પદચ્છેદ—**स्वस्वभोज्यरुचिं पृथक्**–પોતપોતાના નોખા નોખા સ્વાદને. **मिथः दर्शयंतः**–અરસપરસ બતાવતા હતા. **हसंतः च हासयंतः** હસતા અને હસાવતા **इति सर्वे**–સર્વે બાળકો. **सहेश्वराः**–શ્રી કૃષ્ણની સાથે. [अभि+अव–हृ] **अभ्यवजह्रुः**–જમતા હતા.

અર્થ—વનમાં શ્રીકૃષ્ણની આસપાસ ઘણી પંક્તિઓનાં મંડળ બનાવીને, ભગવાનની સામે મુખ રાખીને બેઠેલા, પ્રફુલ્લ દૃષ્ટિવાળા વ્રજ બાળકો, કમળની ડોડીની પાંખડીઓની માફક શોભતા હતા. [૮]. કેટલાએક બાળકો પુષ્પનાં અગર પુષ્પની પાંખડીઓનાં વાસણ બનાવીને જમતા હતા. કેટલાએક બાળકો પાંદડાનાં, કોઈ અંકુરનાં, કોઇ ફળનાં, કોઇ શીંકાનાં, કોઈ વૃક્ષની છાલનાં, અને કોઇ પત્થરની શીલાનાં વાસણ બનાવીને જમતા હતા. [૯]. પોતપોતાના ભાતાનો નોખો નોખો સ્વાદ, એક બીજાને અરસપરસ ચખાડતા, હસતા, અને હસાવતા સર્વ બાળકો, શ્રીકૃષ્ણની સાથે જમતા હતા. [૧૦],

૮-૯-૧૦ વિવેચન—

'રોટલાનો ટુકડો મળે તો એ તેને પુરા આનંદથી ખાઇએ.' બાળકોના શીરામણમાં દહીં, દુધ, રોટલા અને અથાણું હતું; પણ તેમનો આનંદ ચક્રવર્તી રાજાના આનંદ કરતાં વધારે હતો.

આ જમાનામાં જ્યાં જ્યાં ખાવાપીવાના ઠાઠ વધ્યા છે, ત્યાં વિખવાદ વધ્યા છે, અને ડૉક્ટરોની મદદ પણ વધી છે; જે નાતોમાં ઘણાં રાયતાં, ઘણી ચટણીઓ ઘણાં શાક તથા ઘણાં અથાણાં, ત્યાં મીષ્ટાન્નની ધરાકી ઘણીજ ઓછી હોય છે; તેને પરિણામે આરોગ્યની તંગી હોય છે. આવાં આવાં ભોજન કરીને, જમાનો કામે ક્રોધ અને લોભે આગળ વધ્યો છે. હૃદયની નિર્મળતા ઘણા પ્રમાણમાં ઘટી ગઇ છે. સમજુ સ્ત્રી પુરૂષોએ ખોટા ડમાકમાં તણાવું નહીં. ખોટા ખર્ચે કમી કરીને, તે દ્રવ્યનો સદુપયોગ કરવો.

ગોવાળ મંડળમાં યજ્ઞ નારાયણ ભગવાન્ શ્રીકૃષ્ણ કેવી રીતે બેઠા હતા, તે સાંભળો—

મંદાક્રાંતા.—

**बिभ्रद्वेणुं जठरपटयोः, शृङ्गवेत्रे च कक्षे ।**
**वामे पाणौ मसृणकवलं, तत्फलान्यङ्गुलीषु ॥**
**तिष्ठन्मध्ये स्वपरिसुहृदो, हासयन्नर्मभिः स्वैः ।**
**स्वर्गे लोके मिषति बुभुजे, यज्ञभुग्बालकेलिः ॥ ११ ॥**

૧૧ પદચ્છેદ—**बालस्य इव केलिः यस्य सः बालकेलिः इति यज्ञभुक्**-બાળની માફક ચેષ્ટા કરનારા યજ્ઞ નારાયણ શ્રીકૃષ્ણ **बुभुजे**-જમતા હતા તે વખતે-**जठरपटयोः वेणुं बिभ्रत्**-પેટ ઉપર પહેરેલાં વસ્ત્રોમાં વેણુ ખોસ્યો હતો. **वामे कक्षे**-ડાબી કાખમાં **शृंगवेत्र**-શીંગડી અને લાકડી ધારણ કર્યાં હતાં. **पाणौ**-(જમણા) હાથમા [**मसृणः**-ચિકાશવાળો-દહીં દુધવાળો-**कवलः**-કોળીયો.] **पाणौ मसृणकवलं**-હાથમાં દહિં ભાતવાળો કોળિયો. **तस्य उचितानि फलानि तत्फलानि**-તેમાં ખાવા લાયક અથાણાં. **अंगुलीषु**-ડાબા હાથની આંગળાયોમાં ભરાવ્યાં હતાં. **मध्ये तिष्ठन्**-વચ્ચે બેઠા હતા. **स्वस्य परितः सुहृदः तान् स्वपरिसुहृदः**-પોતાના આસપાસ બેઠેલા મિત્રોને **स्वैः नर्मभिः**-પોતાનાં હાંસાનાં વચનોથી. **हासयन्**-હસાવતા હતા. **स्वर्गे लोके मिषति सति**-દેવલોકો આ સ્થિતિ જોઈ રહ્યા હતા.

અર્થ—તે બાળકોની મધ્યે, બાળકની માફક ચેષ્ટા કરતા યજ્ઞનારાયણ શ્રીકૃષ્ણ ભોજન કરતા હતા. તે વખતે શ્રીકૃષ્ણે પેટ ઉપર પહેરેલાં વસ્ત્રોમાં વેણુ ખોસ્યો હતો. ડાબી કાખમાં શીંગડી અને લાકડી રાખ્યાં હતાં. (જમણા) હાથમાં દહીં ભાતનો કોળીયો હતો. તે વખતે ખાવા જેવાં અથાણાં (ડાબા હાથની) આંગળીયોમાં ભરાવ્યાં હતાં. પોતે મધ્યે બેઠા હતા અને મિત્રો ફરતા બેઠા હતા. હાંસીનાં વચનોથી પ્રભુ તેમને હસાવતા હતા. દેવો આ સ્થિતિને જોઇ રહ્યા હતા. [૧૧].

૧૧ વિવેચન—

કેમ દર્શન થયાં? આ દેખીને કોને મોહ ન થાય? હજારો રૂપૈયા ખર્ચીને યજ્ઞ કરે. છપ્પન ભોગ કરે, ત્યાં પ્રભુને જમવું હોય તો જમે, અને ગોવાળમંડળમાં-ભાવિક ભક્તોના મંડળમાં-પ્રભુ રાજી થઇને જમે. કર્માને ત્યાં ખીચડો ખાધો, અને મોટા મોટા આચાર્યોની ઝારી-માંથી હજી જળ પીતા નથી. સારમાં સાર એ છે કે-ભગવદ્ ભાવ કેમ વધે, તેનો વિચાર કર્યા કરો. આગળ કેમ વધાય, તેનો વિચાર કર્યા કરો. સદા શ્રીકૃષ્ણ લીલામૃતનું પાન કર્યા કરો, અને આચરણ સુધારો. આચાર વિચારને પવિત્ર રાખવા આગ્રહ કરો. પ્રભુ નીકટ નીકટ આવતા જશે.

પ્રથમ તો બ્રહ્માજીને મોહ થયો. ખડની લાલચે દૂર ચરવા ગયેલાં વાછરડાંને, બ્રહ્માજીએ ચોરી લીધાં. તે વાત હવે સાંભળો—

भारतैवं वत्सपेषु, भुञ्जानेष्वच्युतात्मसु ॥
वत्सास्त्वन्तर्वने दूरं, विविशुस्तृणलोभिताः ॥१२॥
तान्दृष्ट्वा भयसंत्रस्ता–नूचे कृष्णोऽस्य भीभयम् ॥
मित्राण्याशान्मा विरमते–हानेष्ये वत्सकानहम् ॥१३॥
इत्युक्त्वाद्रिदरीकुञ्ज–गह्वरेष्वात्मवत्सकान् ॥
विचिन्वन्भगवान्कृष्णः, सपाणिकवलो ययौ ॥१४॥

---

૧૨ પદચ્છેદ—**हे भारत**-હે રાજા! **एवं**-એ પ્રમાણે. [**वत्सान् पांति वत्सपाः**] **वत्सपेषु भुंजानेषु**-ગોવાળીયાઓ જમવા લાગતાં. **अच्युते आत्मानः येषां ते अच्युतात्मानः तेषु अच्युतात्मसु**-જેમનાં ચિત્ત ભગવાનમાં લાગી ગયાં હતાં તે **तु**-તે વખતે. **तृणलोभिताः वत्साः**-તૃણની લાલચ વાળાં વાછરડાં. **अन्तरवने दूरं विविशुः**-વનની અંદર દૂર ચાલ્યાં ગયાં હતાં.

૧૩ પદચ્છેદ—**तान् भयसंत्रस्तान् दृष्ट्वा**-વાછડાં દૂર જવાથી તેમને ભયવાળા દેખીને. **अस्य भियाः भयम्**-આ જગતના ભયને ડરાવનાર **कृष्णः ऊचे**-કૃષ્ણ બોલ્યા. **मित्राणि**-હે મિત્રો. ( **अशः**-ભોજન ) **अशात् मा विरमेत**-તમો જમતા અટકશો નહિં. **वत्सकान् अहं इह आनेष्ये**-હું વાછરડાંને અહીં લઇ આવીશ.

૧૪ પદચ્છેદ—**इति उक्त्वा**-એમ કહીને. **अद्रिदरीकुंजगह्वरेषु**-પહાડો, ગુફાઓ, કુંજો અને વિષમ સ્થળોમાં. **आत्मवत्सकान्**-પોતાના વાછરડાંને. **विचिन्वन्**-શોધવા.

અર્થ—હે રાજન્ ! એ પ્રમાણે ગોવાળીયાઓ પ્રભુની સાથે જમવા લાગતાં, અને તેઓનાં ચિત્ત પ્રભુમાં લાગી જતાં, તૃણની લાલચવાળાં વાછરડાં વનની અંદર ઘણે દૂર ચાલ્યાં ગયાં. (૧૨) વાછરડાં દૂર જવાથી વ્રજ બાળકોને ગભરાએલા દેખીને, આ જગતના ભયને ડરાવનારા શ્રીકૃષ્ણ બોલ્યા કે–' હે મિત્રો ! તમે જમવાનું છોડી દેશો નહિં. [ એટલે–તમે નિરાંતે જમો ] હું વાછરડાંને અહીં લઈ આવું છઉં. ' (૧૩) જેના હાથમાં કોળીયો રહી ગયો હતો, એવા ભગવાન્ શ્રીકૃષ્ણ, ઉપર પ્રમાણે (બાળકોને) કહીને, પર્વતો, ગુફાઓ, કુંજો, અને બીજાં વિષમ સ્થળોમાં પોતાનાં વાછરડાંને શોધવા માટે, ત્યાંથી વિદાય થયા. (૧૪)

૧૨-૧૩-૧૪-વિવેચન—

વાછરડાંને ન દેખીને બાળકો ગભરાયા. તેમને ભગવાને ધીરજ આપી. [ દૂર ગએલાં વાછરડાંની બ્રહ્માજીએ ચોરી કરી લીધી. ] હજી વ્રજબાળકોની ચોરી કરવા બ્રહ્માજીને ઇચ્છા છે. તે ઇચ્છાને સફળ કરવા માટે, પ્રભુ પોતે આ બાળકો પાસેથી દૂર ખસ્યા. પોતાથી બને તેટલું કરી લેવા, પ્રભુએ બ્રહ્માજીને સમય આપ્યો.

બ્રહ્માજી કેવી રીતે ચોરી કરે છે તે વાત હવે સાંભળો—

રાગ—શાર્દૂલ૦

**अम्भोजन्मजनिस्तदन्तरगतो, मायार्भकस्येशितुर् ।**
**द्रष्टुं मञ्जुमहित्वमन्यदपि तद्, वत्सानितो वत्सपान्॥**
**नीत्वाऽन्यत्र कुरूद्वहान्तरदधात्, खेऽवस्थितो यः पुरा ।**
**दृष्ट्वाऽघासुरमोक्षणं प्रभवतः, प्राप्तः परं विस्मयम् ॥१५॥**

અર્થ—હે રાજન્ ! ભગવાને અઘાસુરનો મોક્ષ કર્યો, તે દેખીને જેને મોહ થયો હતો, અને જે હજી આકાશમાં ઉભા હતા, તે બ્રહ્માજીને, [ પ્રભુ અને બીજા બાળકો જમવાના કામમાં રોકાયા ] તે અવકાશ (લાભ) મળતાં,

---

**सपाणिकवलः**–જેના હાથમાં કોળીયો રહી ગયો છે એવા. **भगवान् कृष्णः**–શ્રીકૃષ્ણભગવાન્. **ययौ**–ગયા–વિદાય થયા.

૧૫ પદચ્છેદ—**कुरूद्वह**–હે રાજન ! **यः पुरा प्रभवतः**–(કૃષ્ણના) **अघासुरस्य मोक्षणं दृष्ट्वा**–પ્રભુએ પ્રથમ અઘાસુરનો મોક્ષ કર્યો હતો તે દેખીને. **परं विस्मयं प्राप्तः**–જેને, ઘણો વિસ્મય થયો હતો. **खे अवस्थितः**–જે આકાશમાં ઉભા હતા. **अंभोजन्मनः जनिः** (જન્મ) **यस्य सः**–બ્રહ્માજી. **अंतरगतः**–અવકાશ પ્રાપ્ત થતા તે બ્રહ્માજીએ. **मायार्भकस्य ईशातुः**–માયાથી બાળક બનેલા ઇશ્વરનો **अन्यत् अपि मंजुमहित्वं दृष्टुं**–બીજો કંઇ સુંદર ચમત્કાર જોવા સારૂ. **तत् ततः**–ત્યાંથી. **वत्सान्**–વાછરડાંને. **इतः वत्सपान्**–અને અહીંથી ગોવાળીયાઓને. **अन्यत्र नीत्वा**–બીજે ઠેકાણે લઇ જઇને. **अंतरदधात्**–અંતર્ધ્યાન થઈ ગયા.

માયાથી બાળક બનેલા ભગવાનનો, બીજો પણ ઉત્તમ મહિમા જોવાની ઇચ્છાથી, અહીંથી (યમુનાજીના કાંઠા ઉપરથી) બાળકોને, અને ત્યાંથી (વનમાંથી) વાછરડાંઓને બીજા સ્થળમાં લઇ જઇને, પોતે અંતર્ધ્યાન થયા. (૧૫)

૧૫ વિવેચન—

દેવકીજીને ઉદરે શ્રીકૃષ્ણ જન્મ્યા અને વસુદેવજી શ્રીકૃષ્ણને નંદજીને ઘેર મુકી ગયા; તે તમામ વાત બ્રહ્માજી જાણે છે, તોપણ પ્રભુના અવતારમાં બ્રહ્માજી પર્યંતના જીવોને મોહ થાય છે, તે વાતનું આ નીરૂપણ છે.

હજી પ્રભુ બાળચેષ્ટા કરે છે—

ततो वत्सानदृष्ट्वेत्य, पुलिनेऽपि च वत्सपान् ॥
उभावपि वने कृष्णो, विचिकाय समंतत ॥१६॥

અર્થ—વનમાં કોઇ ઠેકાણે વાછરડાંઓને ન દેખીને, પ્રભુ પાછા યમુનાજીને કાંઠે આવ્યા. ત્યાં વ્રજબાળકોને દીઠા નહિ. તેથી ભગવાન્ શ્રીકૃષ્ણ તે બેઉને વનમાં ચારે તરફ શોધવા લાગ્યા. (૧૬)

૧૬ વિવેચન—

પ્રભુ પાછા યમુનાતીરે આવ્યા. ત્યાં વ્રજબાળકોને દીઠા નહીં. પ્રભુ પાછા વનમાં ગયા, અને બેઉને શોધવા લાગ્યા.

હવે પ્રભુ નિર્ણય કરે છે. અને વાછરડાં તથા વ્રજબાળકો રૂપે પોતે બને છે—

क्वाप्यदृष्ट्वांऽतर्विपिने, वत्सान्पालांश्च विश्ववित् ॥
सर्वं विधिकृतं कृष्णः, सहसाऽवजगाम ह ॥१७॥
ततः कृष्णो मुदं कर्तुं, तन्मातृणां च कस्य च ॥
उभयायितमात्मानं, चक्रे विश्वकृदीश्वरः ॥१८॥

---

૧૬ પદચ્છેદ—ततः वत्सान् अदृष्ट्वा-પછી વાછરડાંઓને ન દેખીને, एत्य-પાછા કાંઠે આવીને. च-અને पुलिने वत्सपान् अपि अदृष्ट्वा-કાંઠામાં ગોવાળીયાઓને ન દેખીને. वने-વનમાં उभौ अपि-બેઉને. कृष्णः समंततः विचिकाय-કૃષ્ણ ચારે તરફ શોધવા લાગ્યા.

૧૭ પદચ્છેદ—विश्ववित्-સર્વના સાક્ષી. अंतरविपिने क्व अपि-વનમાં કોઇ ઠેકાણે. वत्सान् पालान् च अदृष्ट्वा-વાછરડાં અને ગોપ બાળકોને નહિં દેખીને. सर्वं विधिकृतं-તે તમામ બ્રહ્માજીએ કર્યું છે, એમ. कृष्णः सहसा अवजगाम-કૃષ્ણે તુરત જાણી લીધું.

૧૮ પદચ્છેદ—ततः-પછી. तन्मातृणां-વાછરડાંની અને ગોપ બાળકોની માતાઓને. च-અને कस्य-બ્રહ્માજીને. मुदं कर्तुं-રાજી કરવાને. विश्वकृत् ईश्वरः-જગત્‌ના સરજનહાર ઇશ્વરે. आत्मानं પોતેજ. उभयान् इव आचरति इति उभयायितः तं उभयायितं-બેઉ રૂપે. चक्रे-બન્યા.

રાગ—શાર્દુલ૦

यावद्वत्सपवत्सकाल्पकवपुर्-यावत्कराङ्घ्र्यादिकं ।
यावद्यष्टिविषाणवेणुदलशिग्, यावद्विभूषाम्बरम् ॥
यावच्छीलगुणाभिधाकृतिवयो, यावद्विहारादिकं ।
सर्वं विष्णुमयं गिरोऽङ्गवदजः, सर्वस्वरूपो बभौ ॥१९॥

અર્થ—વનમાં કોઇપણ ઠેકાણે, વાછરડાંઓને અને ગોવાળીયાઓને નહિં દેખીને, સર્વના સાક્ષી ભગવાને તુરત જાણી લીધું કે-'એ સઘળું બ્રહ્માજીએ કર્યું છે.' પછી વાછરડાં અને ગોપ બાળકોની માતાઓને અને બ્રહ્માજીને રાજી કરવા માટે, જગતના સરજનહાર ઈશ્વર પોતેજ બેઉ રૂપે બન્યા. એટલે સઘળા વાછરડારૂપે અને ગોપબાળકો રૂપે પોતેજ બન્યા. 'સર્વ વિષ્ણુમય છે' એવી જે વેદ વાણી છે. તે અર્થ સ્વરૂપથી પ્રત્યક્ષ થાય, એવી રીતે ભગવાન સર્વ સ્વરૂપ થયા. ગોવાળીયા, વાછરડાં, તેઓનાં નાનાં શરીર, તેઓના હાથપગ વિગેરે, તેઓનાં લાકડી, શીંગડી, વેણુ, શીકાં, અલંકાર, વસ્ત્ર, શીલ, ગુણ, નામ, આકૃતિ, વય, અને વિહારાદિક, જેવાં હતાં તેવાંજ સર્વ સ્વરૂપે બનીને, ભગવાન્ શોભવા લાગ્યા. [૧૭-૧૮-૧૯]

૧૭-૧૮-૧૯ વિવેચન—

मत्तः परतरं नान्यत्, किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥ (ગીતા. અ. ૭-૭)

मयाऽध्यक्षेण प्रकृतिः, सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौंतेय, जगद्विपरिवर्तते ॥ (ગીતા અ. ૯-૧૦)

मत्तो विनिर्गतं विश्वं, मय्यैव लयमेष्यति ।
मृदि कुंभो जले वीचिः, कनके कटकं यथा ॥ (અષ્ટાવક્રગીતા.)

---

૧૯ પદચ્છેદ— **सर्वं विष्णुमयं इति गिरः** (સર્વ વિષ્ણુમય છે એવી જે વેદવાણી) **तस्याः अंगवत्**-તે અર્થ સ્વરૂપથી પ્રત્યક્ષ થાય એવી રીતે. **यावत्**-જેવાં. **वत्सपाश्च वत्सकाश्च वत्सपवत्सकाः तेषां अल्पकं वपुः अनतिक्रम्य वर्तते इति वत्सपवत्सकाल्पकवपुः**-ગોવાળીયા, વાછરડાં, તેઓનાં નાનાં શરીર. **यावत् करांघ्रादिकं अनतिक्रम्य वर्तते इति**-તેઓના હાથ પગ વિગેરે. **यावत् यष्टिविशाणवेणुदलशिक् अनतिक्रम्य वर्तते इति**-લાકડી, શીંગડી, વેણુ, દલ, શિંકાં હતાં, તે પ્રમાણેજ **यावत् विभूषाः च अंबराणि च तानि अनतिक्रम्य वर्तते इति**-અલંકાર અને વસ્ત્ર. **यावत् शीलश्च गुणश्च अभिधा** (નામ) **च आकृतिश्च वयश्च तानि अनतिक्रम्य वर्तते इति**-શીલ, ગુણ, નામ આકૃતિ વય. **यावत् विहारादिकं सर्वं अनतिक्रम्य वर्तते इति**-વિહારાદિક સર્વ, એવી રીતે **सर्वस्वरूपः अजः बभौः**-સર્વ સ્વરૂપે ભગવાન્ શોભવા લાગ્યા.

વિગેરે શ્લોકોથી પ્રભુ કહે છે કે-' આ જગત્ મારામાંથી વિલસ્યું છે; અને મારામાંજ લય પામશે. જેમ માટીમાંથી ઘડો, જળમાંથી તરંગ અને સોનામાંથી કડું ઉત્પન્ન થાય અને તેમાંજ અનુક્રમે લય પામે છે તેમ.

'**सर्वं विष्णुमयं**'—' સર્વે વિષ્ણુમય છે.' ' વિષ્ણુથી કાંઇ જુદું નથી.' એવી શ્રુતિ છે. છાંદોગ્ય ઉપનિષદ્ કહે છે કે '**सर्वं खल्विदं ब्रह्म**'—આ સઘળું જગત્ બ્રહ્મ છે. મહોપનિષદ્ કહે છે કે-'**समस्तं खल्विदं ब्रह्म सर्वमात्मेदमाततम्**'-આ સઘળું જગત્ બ્રહ્મ છે.

'**ब्रह्मैवेदं विश्वं**' [મુંડક ઉપ.] '**इदं सर्वं यदयमात्मा**' [બૃહદા ઉપ.] '**आत्मैवेदं सर्वं ॥**' [છાંદોગ્ય ઉપ.] '**सर्वं ह्येतद्ब्रह्माऽयमात्मा ब्रह्म ॥**' [ માંડુક્યોપનિષદ્ ] 'વગેરે અનેક શ્રુતિઓ પરમાત્માનો મહિમા ગાય છે.

રાગ-તોટક.

**हरिरेव जगत् जगदेव हरि, हरितो जगतो न हि भिन्नतनु ।**
**इति यस्य मतिः परमार्थगतिः, स नरो भवसागरमुद्धरति ॥**
હરિ હું-હરિ તું-હરિ તે-હરિ આ, અહીં દશ્ય દિસે સૌ એકજ આ.
નહિં અન્યપણું-નહિં ભિન્નપણું, સખી શાંતસુધારસ એક ગણું.
શશી પૂર્ણ ખીલે જયમ વાદળમાં, વ્રજચંદ્ર ખીલ્યો ત્યમ અંતરમાં;
રસરાજ સુધારસ પાઇ રહ્યો, સખી સાગર શું ઉભરાઇ ગયો.
અહીં બ્રહ્મલીલા-રહી આ વિલસી, સખી દર્શન વૃત્તિ રહી તલસી;
મીટ ચૂકું નહિં-નયને કદિએ, સખી કેમ વિયોગ સહી શકીએ ?
રચી રાસ અનંત-રમે રસીયો, મુજ અંતરમાં બસ એ વસીયો;
સઉ સૃષ્ટિ વિહાર દિસે વિભુનો, સખી બ્રહ્મવિહાર આ છે પ્રભુનો.

[ વિજ્ઞાનદિવાકર ]

નરસિંહ મહેતો ગાય છે---રાગ પ્રભાત.

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રી હરિ, જૂજવે રૂપે, અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ, વેદ વાસે. ટેક.

પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, ભક્તિરસ પીવાને, શિવથકી જીવ થયો એજ આશે; અખિલ૦

વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિષે ભેદ ન હોયે;
ઘાટ ઘડીયા પછી, નામરૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોયે. અખિલ૦

ગ્રન્થે ગડબડ કરી, વાત નવ કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મનકર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂજે. અખિલ૦

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટાંતરો એજ પાસે;
ભણે નરસૈયો, એ મનતણી શોધના, પ્રીત કરો પ્રેમથી, તો પ્રગટ થાશે. અખિલ૦

અનેક આધારો કહે છે કે-'જગત્ વિષ્ણુમય છે'-'જગત્ બ્રહ્મમય છે.'

નવાં વ્રજબાળકો અને નવાં વાછરડાં બનાવીને પ્રભુ હવે વ્રજમાં પધારે છે.

स्वयमात्मात्मगोवत्सान्-प्रतिवार्यात्मवत्सपैः ॥
क्रीडन्नात्मविहारैश्च, सर्वात्मा प्राविशद्व्रजम् ॥ २० ॥
तत्तद्वत्सान्पृथङ्नीत्वा, तत्तद्गोष्ठे निवेश्य सः ॥
तत्तदात्माऽभवद्राजंस्-तत्तत्सद्म प्रविष्टवान् ॥ २१ ॥

અર્થ—ભગવાન્ શ્રીકૃષ્ણ પોતેજ પોતારૂપ ગોવાળીયોની પાસે, પોતારૂપ વાછરડાંઓને એકઠાં કરાવીને, પોતારૂપ વિહારોથી ક્રીડા કરતા, એવા સર્વાત્મા ભગવાન્ વ્રજમાં પધાર્યા. [૨૦] હે રાજન્! તે તે વત્સોને જુદા જુદા દોરીને, અને પોતપોતાના સ્થાનમાં પહોંચાડીને, બાળકરૂપ થએલા ભગવાન્, પોતપોતાના ઘરમાં પેઠા. તાત્પર્ય-અત્યાર સુધી જે નંદના ઘરમાં રહેતા હતા, તે અનેક રૂપથી અનેક ગોપોના ઘરમાં વસવા લાગ્યા. [૨૧]

૨૦-૨૧ વિવેચન—

જેમ નાની નાટકશાળામાં એનો એ માણસ ઘણા પાર્ટ ભજવે છે, તેમ અહીં શ્રીકૃષ્ણ દરેક પાર્ટ ભજવવા લાગ્યા. વાછરડાંરૂપે પોતે, અને વાછરડાંને હાંકનાર ગોવાળરૂપે પણ પોતે. આ લીલા પ્રભુનું પ્રભુત્વ સૂચવે છે. શ્રીરામાવતારના કરતાં, શ્રીકૃષ્ણાવતારમાં પ્રભુએ બહુ લીલાઓ કરી છે. અંતર્દષ્ટિવાળા શ્રીશુકદેવજીની સાથે આપણે છઈએ, તેથી આપણને આ લીલા સમજાય છે, પ્રભુનું પ્રભુત્વ ઓળખાય છે. નહિં તો પ્રભુની લીલા તો શું, પણ પ્રભુ આપણી સાથે રહે, તોપણ આપણે તેમને ઓળખી શકીએ નહીં.

હવે કહે છે કે-'વ્રજવાસીઓ પણ આ લીલાને સમજી શક્યા નથી'—

तन्मातरो वेणुरवत्वरोत्थिता, उदुह्य दोर्भिः परिरभ्य निर्भरम् ॥
स्नेहस्नुतस्तन्यपयः सुधासवं, मत्वा परं ब्रह्म सुतानपाययन् ॥२२॥

---

૨૦ પદચ્છેદ—**स्वयं आत्मा**-ભગવાન પોતે. **आत्मवत्सपैः आत्मगोवत्सान् प्रतिवार्य**-પોતારૂપ ગોપોથી પોતારૂપ વાછડાંને વળાવીને. **च**-અને **आत्मविहारैः क्रीडन्**-પોતારૂપ વિહારોથી ક્રીડા કરતા **सर्वात्मा व्रजम् प्राविशत्**-સર્વાત્મા એવા ભગવાન વ્રજમાં પેઠા.

૨૧ પદચ્છેદ—**राजन्**-હે રાજા! **तत् वत्सान् पृथक् नीत्वा**-તે તે વત્સોને જુદા જુદા દોરીને. **तेषां तेषां गोष्ठे निवेश्य सः**-પોત પોતાના સ્થાનમાં પહોંચાડીને. **तत् तत् गोपबालरूपः इति तत्तत् आत्मा अभवत्**-બાળરૂપ થએલા ભગવાન् **तेषां तेषां सद्म प्रविष्टवान्**-પોતપોતાના ઘરમાં પેઠા.

૨૨ પદચ્છેદ—**वेणुरवेण त्वरया उत्थिताः वेणुरवत्वरोत्थिताः इति तेषां मातरः**—વેણુનો અવાજ સાંભળીને ત્વરાથી ઉભી થએલી તેઓની માતાઓએ **परं ब्रह्म सुतान् मत्वा**-પરબ્રહ્મ પરમાત્માને પોતાના પુત્રો માનીને **उदुह्य**-તેડી લઈને **दोर्भिः निर्भरम् परिरभ्य**-તે બાળકોને બે હાથથી ભેટીને **स्नेहेन स्नुतं यत् स्तन्यपयः-तत् स्नेहस्नुतस्तन्यपयः**-સ્નેહથી ઝરતા દુધને **सुधावत् च आसववत् च इति सुधासवं अपाययन्**-અમૃત જેવું અને મદ ભરેલું દુધ પાયું.

ततो नृपोन्मर्दनमज्जलेपना–लंकाररक्षातिलकाशनादिभिः ॥
संलालितः स्वाचरितैः प्रहर्षयन्, सायं गतो यामयमेन माधवः ॥२३॥

અર્થ—વેણુનો નાદ સાંભળીને, ઉતાવળથી ઉભી થએલી તેઓની માતાઓએ,પરબ્રહ્મ પરમાત્માને પોતાના પુત્ર માનીને, તેમને તેડી લઇને, બે હાથથી બહુ ભેટીને–છાતીસરસા દાબીને, સ્નેહથી ઝરતું મદ ભરેલું અને અમૃત જેવું દૂધ, (તેઓ પોતપોતાના) બાળકોને પાતી હતી. (૨૨) હે રાજન્ ! ઉપર પ્રમાણે સમયાનુસાર ક્રીડાના નિયમ પ્રમાણે, સાયંકાળ સુધી કામકાજ કરીને, પોતાનાં સુંદર ચરિત્રોથી માતાઓને રાજી કરતા ભગવાનને, મર્દન, સ્નાન, લેપન, અલંકાર, રક્ષા, તિલક અને ભોજનાદિથી માતાઓ સારી રીતે લાડ લડાવતી હતી. [૨૩]

૨૨-૨૩ વિવેચન—

ધંધો કરીને થાક્યા પાક્યા બાળકો ઘેર આવે, પુરૂષવર્ગ ઘેર આવે, ત્યારે તેમનો થાક કેવી રીતે ઉતારવો, તેનું આ અનુપમ દૃષ્ટાંત છે.

**સ્ત્રીસેવા**—આ વાત નિર્ધન સ્ત્રીઓ જેટલી સમજે છે, તેટલી ઘણી ધનવાન સ્ત્રીઓ સમજતી નથી. નીચ વર્ણની સ્ત્રીઓ જેટલી સમજે છે, તેટલી ઘણી ઉંચ વર્ણની સ્ત્રીઓ સમજતી નથી. જે કુટુંબમાં સ્ત્રીઓ પોતાના મનથી પુરૂષ વર્ગનો થાક, આવી ઉત્તમ સેવાથી ઉતારી નાંખે છે, તે કુટુંબો દેવકુટુંબ ગણાય છે. તે સ્ત્રીઓ સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર છે. અત્યારના જમાનામાં જ્યાં જ્યાં પ્રભુએ ખાવાપીવા આપ્યું છે; સ્ત્રીઓને સારાં સારાં વસ્ત્રાલંકાર મળ્યા છે ત્યાં, સોએ પંચોતેર ટકા સ્ત્રીઓ કજીએ ચડી છે. બહારથી થાક્યા પાક્યા આવેલા પુરૂષવર્ગને કજીયાથી વધાવે છે. થાક ઉતારવાને બદલે તેમને ચાર પાંચ ગણો થાક વિશેષ લાગે, એવી ગોઠવણો આ ગાંડી બ્હેનો તૈયાર રાખે છે. વાંસના મોટા વનમાં વાંસે વાંસ ઘસાતાં, તેમાંથી અગ્નિ પ્રગટે છે. તે અગ્નિ આખા વનને બાળીને ખાખ કરી નાંખે છે, તેમ ગાંડી બ્હેનોનો આ કજીઓ આખા કુટુંબને શેકી નાખે છે. House is little kingdom, and husband is a king of the family. આપણું ઘર તે એક નાનકડું રાજયસ્થાન છે, અને પતિ તે કુટુંબનો રાજા છે. શી વાત કરીએ ! કેટલાએક કુટુંબમાં તો પુરૂષોને છતે હુતે ખાવાપીવાનું પણ સુખ નથી. તેને પરિણામે સ્ત્રીઓ દુઃખી છે, અને બાળકો પણ હેરાન છે. કેટલીએવાર રાંધી રસોઇ રખડે છે. દિલગીરી સાથે કહેવું પડે છે કે–ઘોડાગાડી વાળો રાવત ઘોડાગાડીમાંથી ઘોડાને છોડયા પછી, ઘોડાની જેટલી સંભાળ રાખે છે,

---

૨૩ પદચ્છેદ—**ततः**–એ પ્રમાણે **यामस्य यमः** (નિયમ) **तेन सायंगतः**–સમયાનુસાર કરવાં ઘટતાં કામકાજ કરીને સાયંકાળ સુધી. **स्वाचरितैः प्रहर्षयन्**–પોતાનાં ચરિત્રોથી માતાઓને રાજી કરતા. **माधवः**–ભગવાનને માતાઓએ **हे नृप!**–હે રાજન્ ! **उन्मर्दनञ्च मज्जञ्च लेपनञ्च अलंकारश्च रक्षा च तिलकं च अशनादीनि च तैः**–મર્દન, સ્નાન, લેપન, અલંકાર, રક્ષા, તિલક, અને ભોજનાદિથી **संलालितः**–સારી રીતે લાડ લડાવ્યાં.

તેટલી પતિની સંભાળ ઘણી બ્હેનો લેતી નથી. દુર્ભાગી બ્હેનો થાકયાપાકયા પતિને આવતાંવેંત છણકા ભણકાથી વધાવે છે. કાંતો પતિ આવે છે ત્યાં માંદી બનીને સુવે છે. બ્હેનોએ યાદ રાખવું ઘટે છે કે–પોતાના ઘરમાં ખુણેખાચરે વસીને રહેલા સુખને નસાડી મુકવાના આ ધંધા છે, પોતાનાજ પગપર કુહાડી મારીને રડવાના આ ધંધા છે. દીવો બુઝાવીને ફાંફાં મારવાના આ ધંધા છે. નાની મોટી તમામ બ્હેનોએ સમજવું જોઇએ કે–બહારથી આવેલો ધંધાથી કંટાળેલો પુરૂષવર્ગ વ્યગ્ર હોય છે, બેચેન હોય છે, ગાંડા જેવો હોય છે. તેથી તે મીઠાં-મધુરાં વચનોની અપેક્ષા રાખે છે. એક સ્ત્રીસુખી પુરૂષ ગાય છે કે—

Returning home, at the close of day;
who gently chides, my long delay?
And by my side, delights to stay?
Who is that lady? Is my wife-my wife—my wife.
who sets for me, my casy chair?
Prepares the room, with greatest care?
And lays my slippers, ready there?—who is that o 2.

વિગેરે વિગેરે સૂચવે છે કે–સ્ત્રીપુરૂષોનો સંબંધ ખાવુંપીવું, પહેરવું ઓઢવું, વિષય ભોગવવા અને બાળકોને રમાડવા તથા પરણાવવા, એટલોજ નથી–એથી કાંઇ વિશેષ છે. આ સંસારમાં રહ્યાં રહ્યાં, સ્વર્ગનાં સુખ આપે એવી એકબીજાની શક્તિ છે.

પુરૂષવર્ગની ગેરહાજરીમાં સ્ત્રીએ ઘરનાં બની શકે એટલાં તમામ કામ, નીપટી લેવાં જોઇએ. પુરૂષવર્ગને ઘેર આવવાનો સમય થાય, તે પ્હેલાં રસોઇ વિગેરે જે જે સાહિત્યોની જરૂર જણાય તે તમામ તૈયાર રાખવાં જોઈએ.

જે જે બ્હેનોને ધોખા કરવાની ટેવ હોય, રોદડાં રોવાની ટેવ હોય, પાછલાં દુઃખો સંભારીને સંભારીને પોક મુકવાની ટેવ હોય, તે બ્હેનો સાકરના કોથળામાંથી સોમલ વીણીને હેરાન થાય છે. સ્ત્રીનો સ્વભાવ પ્રભુ પ્રાપ્ત કરી આપે એવો કોમળ અને સબળ છે, છતાં સ્ત્રીને અધમતાએ લઇ જનાર ઉપર ગણાવેલી કુટેવો છે. આ કુટેવોથી જે ડાહી બ્હેનો બચી શકે છે, તેઓજ પોતે સુખી થઇને, પોતાના પતિ વિગેરેને સુખી કરી શકે છે. ઘણી ખરી ભણેલી ગણેલી બ્હેનો, હજી સાચા સુખને સમજી શકી નથી, તેથી તેમના રડાકુટા વધતા જાય છે.

આજ તો બ્હેનો માટે ઘણી વાત કરી. અહીં આવીને અગર આ માસીક વાંચીને, જરૂર સાચા સુખને ઓળખજો, અને ખોટા તંતને તજજો. તંત પાપનું ફળ છે. સાસરે પિયર જ્યાં રહો, ત્યાં આ વાતને યાદ રાખીને, સેવારૂપી શસ્ત્રથી દુઃખને કાપી નાંખજો. એટલું કહીને આગળ વધીએ—

હવે ગાયોના મોહની વાત કરીએ—

**गावस्ततो गोष्ठमुपेत्य सत्वरं, हुंकारघोषैः परिहूतसंगतान् ॥**
**स्वकान्स्वकान्वत्सतरानपाययन्–मुहुर्लिहन्त्यः स्रवदौधसं पयः ॥ २४ ॥**

૨૪ પદચ્છેદ—ततः–તે પ્રમાણેજ गावः सत्वरं गोष्ठं उपेत्य–ગાયોએ ત્વરાથી વ્રજમાં આવીને हुंकारघोषैः–પોતાના ભાંભરવાના શબ્દોથી परिहूताश्चते संगताश्च तान्–

અર્થ—તે પ્રમાણેજ ગાયોએ ત્વરાથી વ્રજમાં આવીને, પોતાના ભાંભરવાના શબ્દોથી બોલાવેલાં અને એકઠાં થએલાં વાછરડાંઓને, આઉમાં આવેલું ઝરતું દુધ ધવરાવ્યું, પછી તેમને વારંવાર ચાટવા લાગી. (૨૪)

૨૪ વિવેચન—

પ્રભુ વાછરડાંરૂપે બન્યા છે. તેથી ગાયોનો આત્મા તેમને જોઈને કેમ પ્રસન્ન ન થાય?

આમાં વિશેષ શું હતું તે હવે કહે છે—

**गोगोपीनां मातृताऽस्मिन्–सर्वा स्नेहर्द्धिकां विना ॥**
**पुरोवदास्वपि हरेस्–तोकता मायया विना ॥ २५ ॥**

અર્થ—ગાયોનો અને ગોપીઓનો સમગ્ર માતૃભાવ, એટલે ગાયોનો અને ગોપીઓનો ભાવ (બાળકોરૂપે બનેલા) ભગવાનમાં પૂર્વના જેવોજ હતો. તોપણ આ સમયે (ભગવાન્ બાળકોરૂપ બન્યા છે તે સમયમાં) ગાયોનો અને ગોપીઓનો સ્નેહભાવ બાળકોમાં–ભગવાનમાં–વધ્યો હતો. ગાયોમાં અને ગોપીઓમાં બાળકરૂપ બનેલા ભગવાનનો બાળભાવ પૂર્વના જેવોજ હતો. ફેર માત્ર એટલો હતો કે–બાળરૂપે બનેલા ભગવાનને માતાઓમાં મોહ હતો નહિં. 'આ મારી મા છે, અને હું તેનો પુત્ર છઉં,' એવો મોહ આ નવીન બાળકોને નહોતો. (૨૫)

૨૫ વિવેચન—

ગોપીઓ અને ગાયો બાળકોને અને વાછરડાંને ઓળખી શક્યાં નથી; તેથી ગોપીઓને અને ગાયોને બાળકોમાં અને વાછરડાંમાં મોહ છે. પણ બાળકોમાં અને વાછરડાંમાં સંતાયેલા શ્રીકૃષ્ણ સર્વજ્ઞ છે; તેથી બાળકોને અને વાછરડાંને 'આ મારી મા છે અને હું તેનો પુત્ર છઉં' એવો મોહ રહ્યો નહીં. આ પ્રભુનું પ્રભુત્વ. આવા પ્રભુત્વનો અંશ સંતો પાસે પણ હોય છે, સંતો પણ આવા મોહથી મુક્ત હોય છે. અંબરીશ, જનક, નરસિંહ મહેતા, મીરાં, ચોખામેળ, રોહિદાસ, તુકારામ વિગેરે ઘરમાંજ રહેતા હતા, કુટંબ કબીલાની વચ્ચે

---

બોલાવેલાં અને એકઠા થએલાં. **स्वकान् स्वकान् वत्सतरान्**–પોત પોતાનાં વાછડાંને **स्रवत्**–ઝરતું. **उधसि भवं-औधसं इति पयः**–આઉમાં આવેલું દુધ **अपाययन्**–ધવરાવવા લાગી–પાયું. અને **मुहुः लिहंत्यः**–તેમને વારંવાર ચાટવા લાગી.

૨૫ પદચ્છેદ—**अस्मिन्**–ભગવાનમાં **गोगोपीनां** ગાયોનું અને ગોપીઓનું **सर्वा**–સમગ્ર **मातृता**–માતાપણું **पुरोवत्**–પૂર્વવત હતું. [ એટલે પુર્વે બાળકોમાં માતાઓનો જેવો માતૃભાવ હતો તેવોજ ] **स्नेहस्य ऋद्धिका** (વૃદ્ધિ)-**तां** વિના **स्नेहर्द्धिकां विना**–માત્ર સ્નેહમાં વધારો થયો હતો. **आसु**–ગાયો અને ગોપીઓમાં **हरेः तोकता अपि**–પ્રભુનો બાળભાવ **पुरोवत्**–પૂર્વના જેટલોજ હતો. [એટલે પૂર્વનાં બાળકોનો માતાઓમાં જે બાળભાવ હતો, તે બાળભાવ ભગવાનરૂપ બનેલા બાળકોનો માતાઓમાં હતો] **मायया विना**–પણ બાળરૂપે બનેલા પ્રભુને મોહ હતો નહિં.

રહેતા હતા-પણ જળકમળવત રહેતા હતા. ત્યારે શ્રીકૃષ્ણ એ પ્રમાણે રહે, તેમાં કાંઇ નવાઇ જેવું નથી.

આવો વહીવટ ક્યાં સુધી ચાલ્યો ? તે સાંભળો—

**व्रजौकसां स्वतोकेषु, स्नेहवल्ल्याब्दमन्वहम् ॥**
**शनैर्निःसीम ववृधे, यथा कृष्णे त्वपूर्ववत् ॥ २६ ॥**
**इत्थमात्मात्मनात्मानं, वत्सपालमिषेण सः ॥**
**पालयन्वत्सपो वर्षं, चिक्रीडे वनगोष्ठयोः ॥ २७ ॥**

અર્થ—પૂર્વે વ્રજવાસીઓને યશોદાના પુત્ર શ્રીકૃષ્ણમાં, પોતાના પુત્ર કરતાં વધારે, અને સીમા વગરનો પ્રેમ હતો. તે પ્રમાણે હાલમાં [ એટલે આ એક વરસ સુધી વ્રજવાસીઓને પોતાના બાળકોમાં ધીમે ધીમે હમેશાં સીમા વગરનો પ્રેમ વધ્યો. [૨૬] ઉપર પ્રમાણે વાછરડાંને પાળનારનું રૂપ ધારણ કરીને, ભગવાને વાછરડાં અને બાળકોરૂપે પોતાના સ્વરૂપને, પોતેજ પાળીને, એક વરસ સુધી વનમાં અને વ્રજમાં ક્રીડા કરી. [૨૭]

૨૬-૨૭ વિવેચન—

આવું એક વરસ સુધી ચાલ્યું, ગોવિંદની અકળકળા કોઇ સમજી શક્યું નહીં.

આ વાત બળભદ્રે કેવી રીતે જાણી તે સાંભળો—

**एकदा चारयन्वत्सान्, सरामो वनमाविशत् ॥**
**पञ्चषासु त्रियामासु, हायनापुरणीष्वजः ॥ २८ ॥**

---

૨૬ પદચ્છેદ—**यथा**-જેવી રીતે **कृष्णे तु** શ્રીકૃષ્ણમાં પ્રથમ પોતાના પુત્રો કરતાં અધિક પ્રેમ હતો તે પ્રમાણે **व्रजौकसां**-વ્રજવાસીઓને **स्वतोकेषु**-પોતાના બાળકોમાં પૂર્વે નહોતી તેવી **अपूर्ववत् स्नेहवल्ली**-સ્નેહલતા. **आब्दम्**-એકવરસ સુધી. **अन्वहम्**-હમેશાં **शनैः निःसीम ववृधे**-ધીમે ધીમે અત્યંત વધી ગઇ.

૨૭ પદચ્છેદ—**इत्थं**-આ પ્રમાણે [ અત્યારે શ્રીકૃષ્ણમાં વત્સોમાં અને ગોપબાળકોમાં પ્રેમ વધતાં ]. **वत्सपालमिषेण सः आत्मा**-વાછડાઓને પાળનારનું રૂપ ધારણ કરીને ભગવાન્ **आत्मना आत्मानं पालयन्**-વાછરડાં અને બાળકોરૂપ પોતાના સ્વરૂપને પોતેજ પાળીને **वत्सपः**-ગોવાળરૂપે **वर्षं**-એકવરસ સુધી **वनगोष्ठयोः चिक्रीडे**-વનમાં અને વ્રજમાં ક્રીડા કરી.

૨૮ પદચ્છેદ—**हायनं**-વરસ **हायनस्य आपूरण्यः** ( અધુરી ) **तासु हायनापूरणीषु**-વરસમાં અધુરી હતી તેમાં [ **तिस्त्र यामाः यासाम् ताः त्रियामाः** રાત્રી. ] **पंचसु वा षट्सु इति पंचषासु इति त्रियामासु**-વરસમાં પાંચ છ રાત્રી અધુરી હતી તે સમયમાં **एकदा**-વખત **वत्सान् चारयन्**-વત્સોને ચારતા **सरामः अजः**-બળભદ્ર સહિત શ્રી કૃષ્ણ ભગવાન્ **वनं आविशत्** વ્રજમાં પેઠા.

ततो विदूराच्चरतो, गावो वत्सानुपव्रजम् ॥
गोवर्धनाद्रिशिरसि, चरन्त्यो ददृशुस्तृणम् ॥ २९ ॥
दृष्ट्वाऽथ तत्स्नेहवशोऽस्मृतात्मा, स गोव्रजोऽत्यात्मपदुर्गमार्गः ॥
द्विपात्ककुद्ग्रीव उदास्यपुच्छो-ऽगार्द्धुंकृतैरास्नुपया जवेन ॥ ३० ॥

અર્થ—વરસમાં પાંચ છ રાત્રી અધુરી હતી, તેવા સમયમાં એક દિવસ, બલભદ્ર સહિત શ્રીકૃષ્ણ વત્સોને ચારવા માટે વનમાં પધાર્યા. [૨૮] તે વખતે ઘણે દૂર ગોર્વધનપર્વતના શીખર ઉપર ગાયો ખડ ચરતી હતી. તે ગાયોએ વ્રજની નજદીકમાં ખડચરતાં વાછરડાં દેખ્યાં. [૨૯] વાછરડાંને દેખીને તે ગાયો સ્નેહથી પરવશ બની ગઈ, પોતાના દેહનું ભાન ભૂલી ગઇ; અને તેઓના આંચળમાંથી દુધ ઝરવા વાગ્યું. તે ગાયોએ પોતાના ગોવાળને અને વિષમ માર્ગને નહિં ગણકારીને, જાણે બે પગે દોડતી હોય એ પ્રમાણે, ડોકને કોંઢમાં ઘાલી દઇને, મોઢાંને અને પુંછડાંને ઉંચાં રાખીને, હુંકાર કરતી વેગથી તેઓ વાછરડાંઓ પાસે આવી. [૩૦]

હજી તેજ વિષય ચાલે છે—

समेत्य गावोऽधो वत्सान्-वत्सवत्योऽप्यपाययन् ॥
गिलन्त्य इव चाङ्गानि, लिहन्त्यः स्वौधसं पयः ॥ ३१ ॥

---

૨૯ પદચ્છેદ—ततः તે વખતે विदूरात्-ઘણે દૂર. गोवर्धनाद्रेः शिरसि-ગોવર્ધન પૂર્વતના શિખર ઉપર. तृणं चरंत्यः गावः-ખડ ચરતી ગાયોએ व्रजस्य समीपे इति उपव्रजं-વ્રજની સમીપમાં चरतः वत्सान् ददृशुः-ચરતાં વાછરડાંને દેખ્યાં.

૩૦ પદચ્છેદ—दृष्ट्वा अथ-દેખ્યા પછી. तेषां स्नेहवशः गोव्रजः-તેઓના સ્નેહને વશ થએલું ગાયોનું ટોળું अस्मृतः आत्मा (દેહ) येन सः अस्मृतात्मा-દેહનું ભાન ભૂલીને-आत्मपश्च (ગોવાળ) दुर्गमार्गश्च आत्मपदुर्गमार्गौ तौ आतिक्रान्तौ येन सः आत्मपदुर्गमार्गः-જેણે પોતાના ગોવાળની અને વિષમ માર્ગની દરકાર કરી નહિં તે द्वौ पादौ यस्य सः-द्विपात् इव-જાણે તેને બે પગજ ન હોય। ककुदि ग्रीवा यस्य सः ककुद्ग्रीवः-ડોકને કોંઢમાં ઘાલી દઇને. उत- उन्नमितानि आस्यानि पुच्छानि येन सः-उदास्यपुच्छः-જેણે મુખ તથા પુછડાં ઉંચાં રાખ્યાં હતા. आस्नूणि (સ્રવતું) पयांसि यस्य सः आस्नुपयोः-જેના આઉમાંથી દુધ-ઝરતું હતું. हुंकृतैः-હુંકાર કરતી जवेन अगात्-ત્વરાથી આવી.

૩૧ પદચ્છેદ—वत्सवत्यः अपि गावः-આ ગાયોને બીજાં વાછરડાં હતાં તોપણ अधः वत्सान् समेत्य-નીચે વાછરડાં પાસે આવીને स्वोधसि भवं स्वोधसं तत् पयः अपायन् તેઓને ધવરાવવા લાગી. અને अंगानि गिलंत्यः इव-જાણે તેમનાં અંગો ગળી જતી ન હોય તે પ્રમાણે તે અંગોને लिहंत्यः-ચાટવા લાગી.

गोपास्तद्रोधनायास–मौघ्यलज्जारुमन्युना ॥
दुर्गाध्वकृच्छ्रतोऽभ्येत्य, गोवत्सैर्ददृशुः सुतान् ॥ ३२ ॥
तदीक्षणप्रेमरसाप्लुताशया, जातानुरागा गतमन्यवोऽर्भकान् ॥
उदुह्य दोर्भिः परिरभ्य मूर्द्धनि, घ्राणैरवापुः परमां मुदं ते ॥ ३३ ॥
ततः प्रवयसो गोपास्–तोकाश्लेषसुनिर्वृताः ॥
कृच्छ्राच्छनैरपगतास्–तदनुस्मृत्युदश्रवः ॥ ३४ ॥

અર્થ—આ ગાયોને બીજાં નાનાં વાછરડાં હતાં, તોપણ વ્રજપાસેના વાછરડાં પાસે નીચે આવીને, તે વાછરડાંને ધવરાવવા લાગી; અને તે વાછરડાંનાં અંગોને જાણે ગળી જતી ન હોય, એ પ્રમાણે તેમને ચાટવા લાગી. [૩૧] ગાયોને રોકવાનો પરિશ્રમ વ્યર્થ જવાથી લજાએલા, અને તેથી ક્રોધે ભરાએલા મોટા ગોવાળો, વિષમ માર્ગનું દુઃખ વેઠીને નીચે આવ્યા. ત્યાં વાછરડાંઓની સાથે પોતાના બાળકોને દેખ્યા. (૩૨) બાળકોને જોવાથી ઉભરાઇ આવેલા પ્રેમ-રસમાં ડુબેલા, અને ક્રોધ શમી જતાં જેમનો સ્નેહ વધ્યો હતો, એવા તે ગોવાળીયાઓએ પોતાના બાળકોને હાથવતી ઉપાડી લઇને, છાતી સરસા ચાંપીને, તથા તેઓના માથાં સુંઘીને, તેઓ બહુ રાજી થયા. (૩૩) પછી બાળકોના ભેટ-વાથી રાજી થએલા ઘરડા ગોવાળો, માંડ માંડ અને ધીમે ધીમે બાળકો પાસેથી આઘા ખસ્યા; તોપણ બાળકોનું સમરણ આવતાં, તેઓની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. ( ૩૪ )

---

૩૨ પદચ્છેદ—**तासां रोधनं तस्मिन् आयासः** (પ્રયત્ન) **तस्य मौघ्यं** [**मोघस्य भावः मौघ्यं**] અફળતા. **तेन लज्जा तया उरुमन्युः तेन**–ગાયોને રોકવાનો પ્રયત્ન વ્યર્થ જતાં લજાએલા અને તેથી ક્રોધે ભરાએલા **गोपाः**–ગોપો **दुर्गश्चासौ अध्वा च तस्य यत् कृच्छ्रं** (દુઃખ) **तस्मात् दुर्गाध्वकृच्छ्रतः**–વિષમ માર્ગનું દુઃખ વેઠીને. **अभ्येत्य** આવીને–નીચે આવ્યા. **गोवत्सैः सह सुतान् ददृशुः**–વાછડાંની સાથે પોતાનાં બાળકોને દેખ્યાં.

૩૩ પદચ્છેદ—**तेषां ईक्षणं तेन उद्गतः यः प्रेमरसः तस्मिन् आप्लुताः** ( ડુબી ગયા છે) **आशयाः येषां ते**–બાળકોને જોવાથી ઉભરાઇ આવેલા પ્રેમરસમાં ડુબેલા **गतमन्यवः**–જેમનો ક્રોધ નાશ પામ્યો હતો તે **जातानुरागाः**–જેઓને તે બાળકોમાં અનુરાગ પેદા થયો હતો તે ગોપોએ. **अर्भकान् उदुह्य**–બાળકોને તેડી લઇને, **दोर्भिः परिरभ्य**–બે હાથે તેમને આલિંગન કરીને **घ्राणैः मूर्धनि**–તેમનાં માથાં સુંઘીને **परमां मुदं ते अवापुः**–તેઓને બહુ આનંદ થયો.

૩૪ પદચ્છેદ—**तोकानां आश्लेषेण** (ભેટવું) **सुनिर्वृताः**–બાળકોના ભેટવાથી રાજી થએલા **प्रवयसः गोपाः**–ઘરડા ગોવાળો **कृच्छ्रात्**–માંડ માંડ–**शनैः**–ધીમે ધીમે **अपगताः**–બાળકો પાસેથી આઘા ખસ્યા **तेषां अनुस्मृत्या**–તેઓને યાદ કરીને **उद्गच्छंति अश्रूणि येषां ते**–**उदश्रवः**–આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

૨૮ થી ૩૪ વિવેચન—

જે દિવસે પ્રભુએ અઘાસુરને માર્યો, તે દિવસેજ બાળકોએ વનમાં શીરામણની ગોઠવણ કરી હતી, અને તે સમયેજ બ્રહ્માજીએ વાછરડાં તથા બાળકોની ચોરી કરી હતી. તે દિવસે બળભદ્ર કોઇ કારણથી ઘેર રહ્યા હતા, તેથી તેમને બ્રહ્માજીએ કરેલા કામની ખબર નહોતી. શ્રીકૃષ્ણે પણ તેમને તે વાત કરી નહિં. એક વરસ સુધી બળભદ્રને ખબર ન પડી, તે પ્રભુની ઇચ્છા સમજવી.

બળભદ્ર શું વિચાર કરે છે તે હવે સાંભળો—

व्रजस्य रामः प्रेमर्द्धेर्-वीक्ष्यौत्कण्ठ्यमनुक्षणम् ॥
मुक्तस्तनेष्वपत्येष्व-प्यहेतुविदचिन्तयत् ॥ ३५ ॥

किमेतदद्भुतमिव, वासुदेवेऽखिलात्मनि ॥
व्रजस्य सात्मनस्तोके-ष्वपूर्वं प्रेम वर्धते ॥ ३६ ॥

केयं वा कुत आयाता, दैवी वा नार्युतासुरी ॥
प्रायो मायास्तु मे भर्तुर्-नान्या मेऽपि विमोहिनी ॥ ३७ ॥

અર્થ—જેઓએ ધાવવું છોડી દીધું હતું, એવા બાળકો ઉપર પણ, વ્રજનાં મનુષ્યોનો અને ગાયોનો ક્ષણેક્ષણે વધતો જતો પ્રેમ દેખીને, તેનું કારણ ન સમજાવાથી, બળભદ્ર વિચાર કરવા લાગ્યા કે-'સર્વના આત્મા શ્રીકૃષ્ણમાં વ્રજનાં મનુષ્યોને અને વ્રજની ગાયોને, પૂર્વે જે પ્રેમ હતો, તેવો અપૂર્વ પ્રેમ,

---

૩૫ પદચ્છેદ—**मुक्तस्तनेषु अपत्येषु अपि**-જેઓએ ધાવવું છોડી દીધું હતું એવા બાળકો ઉપર પણ **व्रजस्य**- વ્રજના રહિશ મનુષ્ય અને ગાયોનો **अनुक्षणं**-ક્ષણે ક્ષણે. **प्रेम्णः वृद्धिः प्रेमर्द्धिः तस्याः औत्कंठ्यं वीक्ष्य**-પ્રેમનો વધારો દેખીને **हेतुं वेत्ति इति हेतुविद्, न हेतुविद् इति अहेतुविद्**-તેનું કારણ ન સમજી શકવાથી **अचिंतयत्**-વિચાર કરવા લાગ્યા.

૩૬ પદચ્છેદ—**व्रजस्य**-વ્રજને **अखिलात्मनि वासुदेवे**-સર્વના આત્મા શ્રીકૃષ્ણ ઉપર જે પ્રેમ પૂર્વે હતો તેવો **तोकेषु अपूर्वं प्रेम वर्धते**-તેવો અપૂર્વ પ્રેમ બાળકોમાં વધતો જાય છે. **सात्मनः** મને પોતાને પણ બાળકોમાં પ્રેમ વધતો જાય છે. **किं एतद् अद्भुतं इव**-તેનું કારણ શું હશે?

૩૭ પદચ્છેદ—**दैवी**-દેવતાઓની **वानरस्य इयं नारी**-મનુષ્યોની. **वा आसुरी**-અગર દૈત્યોની. **का इयं**?-આ કોણ છે? **वा**-અને **कुतः आयाता**?-ક્યાંથી આવી છે. **प्रायः**-ઘણું કરીને તો. **मे भर्तुः माया अस्तु**-આ મારા ધણી શ્રીકૃષ્ણની માયા છે. **नअन्या**-બીજા કોઇની નથી. કારણ કે **मे अपि विमोहिनी**-મને પણ મોહ પમાડી રહી છે.

તેમને વ્રજના બાળકોમાં અને વ્રજનાં વાછરડાંમાં વધતો જાય છે. મને પોતાને પણ, વ્રજના બાળકો અને વ્રજનાં વાછરડાં પૂર્વના કરતાં વિશેષ વ્હાલાં લાગે છે. તેનું કારણ શું હશે ? [ ૩૫-૩૬. ] આ માયા દેવોની હશે ? કે મનુષ્યોની હશે ? કે અસુરોની હશે ? આ માયા તે કેવી અને ક્યાંથી આવી ? આ માયા બીજા કોઈની હોય, એમ મને લાગતું નથી; કારણ કે આ માયાથી મને પણ મોહ થયો છે. ઘણું કરીને આ માયા મારા ધણી શ્રીકૃષ્ણનીજ હોવી જોઇએ.' [ ૩૭ ].

૩૫-૩૬-૩૭ વિવેચન—

વ્હાલામાં વ્હાલી વસ્તુ જગત્‌માં કઈ છે ?—તેનો આ નિર્ણય છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં [ અ. ૪-૫. માં ] યાજ્ઞવલ્કયે મૈત્રેયને સૂચવ્યું છે કે 'સૌથી પ્રિયતમ એક આત્માજ છે.' 'પોતાના બાળકો કરતાં કૃષ્ણરૂપે બનેના બાળકો વ્રજવાસીઓને કેમ બહુ વ્હાલાં લાગ્યાં ?' એવો પ્રશ્ન આગળ ચૌદમા અધ્યાયમાં, પરીક્ષિત રાજા શ્રી શુકદેવજીને કરશે, તે વખતે શ્રીશુકદેવજી ઉપર જણાવેલા ઉપનિષદ્‌નું રહસ્ય બતાવશે. માટે હાલ આ સબંધી આટલીજ વાત કરીને આગળ વધીએ—

આ વ્રજ બાળકો અને વાછરડાં કોણ છે ? તેની ખાત્રી કરવા માટે બળભદ્ર જ્ઞાનદૃષ્ટિથી જુએ છે—

इति संचिन्त्य दाशार्हो, वत्सान्सवयसानपि ॥
सर्वानाचष्ट वैकुण्ठं, चक्षुषा वयुनेन सः ॥ ३८ ॥

અર્થ—ઉપર પ્રમાણે વિચાર કરીને બળભદ્રે જ્ઞાનદૃષ્ટિથી જોયું, તો જણાયું કે—સઘળાં વાછરડાં અને પોતાના મિત્રો શ્રીકૃષ્ણરૂપ હતાં. [ ૩૮ ]

૩૮ વિવેચન –

આપણે કેમ દુખી ? તેનો કદિ વિચાર કરો છો ? વિચાર કરતા હો, તો સાંભળો-દૃષ્ટિના મુખ્ય ત્રણ પ્રકાર. [૧] સામાન્ય દૃષ્ટિ. [૨] વિચાર-વિવેક દૃષ્ટિ. [૩] જ્ઞાન દૃષ્ટિ. સવારમાં ઉઠે, ત્યારથી રાત્રે સુવે ત્યાં સુધી માયાના છંદમાં રમનારાં સામાન્ય મનુષ્ય, દરેક પ્રાણી પદાર્થને સામાન્ય દૃષ્ટિથી દેખે છે. સુસંસ્કારી મનુષ્ય તે બાબતમાં જરા ઉંડા ઉતરીને, વસ્તુસ્થિતિનો વિચાર કરીને, તેની તે બાબતને વિવેક દૃષ્ટિથી જુએ છે. શુભ સંસ્કારો રૂપી સમૃદ્ધિ જેની પાસે વધી હોય, એવાં જ્ઞાની મનુષ્ય, તેની તે બાબતને જ્ઞાન દૃષ્ટિથી જુએ છે.

અપૂર્ણ.

---

૩૮ પદચ્છેદ—**इति संचिन्त्य**-આ પ્રમાણે વિચાર કરીને **सः दाशार्हः**-તે બળભદ્રે **वयुनेन चक्षुषा**-જ્ઞાનમય ચક્ષુથી-જ્ઞાનદૃષ્ટિથી જોયું તો **सर्वान् वत्सान्**-સર્વ વાછરડાંને [ **समानं वयः येषां ते तान्** ] **सवयसान् अपि**-અને પોતાના મિત્રોને પણ **वैकुंठं आचष्ट**-શ્રીકૃષ્ણરૂપ દેખ્યા.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.

પુસ્તક ૯ મું. સંવત ૧૯૮૪ અશાડ માસ, અંક ૬ ઠો.

## ચાતુર્માસ.

વેપારીઓને વેપારરોજગારની મોસમમાં ઉત્સાહ, ક્ષત્રીઓને લડાઇની મોસમમાં મજા, તેમ મુમુક્ષુઓને ધર્મની મોસમમાં મજા-ઉત્સાહ-જાગ્રતિ-આનંદ વિગેરે. ચાતુર્માસ એ ધર્મની મોસમ છે. ગમે એવો પામર હોય, તોપણ આ મોસમમાં કાંઇક કમાય, કાંઇક ધર્મધ્યાન કરે. વળી શ્રાવણ એ છે. મોસાળ વિવાહ અને મા પીરસણે, માટે સાવધાન રહેજો.

**દેવ બનવાની કુંચી**—ચાતુર્માસના નિયમોની એક નાની ચોપડી આ સાથે છે. તેનું નામ 'દેવ બનવાની કુંચી' છે. તેમાં ગુરૂ અને ગુરૂપૂર્ણિમાનો મહિમા પણ બતાવ્યો છે. તેમાં જણાવ્યા પ્રમાણે કાંઇક પાળજો. વળી આ નાનું પુસ્તક આપને ગમે, તો તેની નકલો મંગાવીને સ્નેહીઓને વહેંચજો. જુજ રકમમાં ઘણાને લાભ થશે. [ કીંમત ૦-૦-૩. એક સાથે ૭૫ નકલનો રૂ. ૧-૦-૦ પોસ્ટેજ જૂદું ].

જ્ઞાનનો વધારો—જ્ઞાન વિના મુક્તિ નથી, અને જ્ઞાન વિના ભક્તિ નથી. ધર્મની દરેક ક્રિયા જ્ઞાન વિના ફીક્કી છે. માટે જ્ઞાનમાં વધારો કરજો-જ્ઞાનથી ભક્તિ અને વૈરાગ્ય અનાયાસે પ્રગટી નીકળશે.

આ માસીકનો ફેલાવો—આ માસીક વાંચીને રાજી થયા હો, તો ચાતુર્માસમાં એક ભાઇને શ્રીકૃષ્ણમાં પ્રેમ કરાવીને, માસીકનો ગ્રાહક બનાવો. રૂપૈયા અઢી ન ખર્ચી શકે, એવો ગરીબ હોય, તો રૂપૈયા બેવાળું સાદું વાંચવાનું કહો. હમેશાની એક પાઇ થઈ. દ્રવ્યની સગવડ હોય, તો સત્સંગ મંડળોમાં, લાઇબ્રેરીઓમાં અગર સંતોને માસીક મંગાવીને આપો. આવી જુજ રકમ કયાંઇ ચાલી જાય છે. આવી જુજ રકમના ધર્માદા ઘણા થાય છે—પણ તે જ્ઞાન માટે નહીં; એટલોજ અફસોસ છે. યોગ્ય લાગે-મન પ્રસન્ન થાય, તો કરો.

પુરૂષોત્તમ માસ માટે ખાસ—મોક્ષપત્રિકાના પાછલાં પાકા પુંઠાથી બંધાવેલાં ૧ થી ૮ પુસ્તકો સાથે મગાવનારને, એક પુસ્તક મફત આપવામાં આવશે. વહેલો તે પહેલો-હવે આખા સટની નકલો થોડી છે. જોઇએ તો અત્યારથી લખો. વિવેકચૂડામણિના આખા ગ્રન્થનાં ૧-૧૨-૦ બદલે ૧-૮-૦ પોસ્ટેજ જુદું.

# શ્રીદશમસ્કંધ પૂર્વાર્ધ.

## ૧૩મો અધ્યાય ચાલુ.

[ ગયા અંકના ૫૪૪ મા પાનાથી ચાલુ ]

દૃષ્ટાંત—સદારામ પાઠકના ઘરમાં મોહલતા, સુલોચના અને શાંતા નામની ત્રણ પુત્ર વધુઓ હતી. મોહલતા જ્યારે ચીડાતી-ત્યારે જંગ મચાવતી. ત્યારે ઘરને અને તેને કાંઇ લેવા દેવા નથી, એવું વર્તન કરતી. સામેથી કોઇ ચીડવનાર મળે, તો કુવે પડીને જીવ કાઢી દે, એવો ક્રોધ કરતી. કારણકે તે માત્ર સામાન્ય દૃષ્ટિથી જોતી હતી-શુભ સંસ્કારથી તેણીએ વિવેકદૃષ્ટિ કેળવી નહોતી. એટલે કોઇ તેનાં વખાણ કરે, તો રાજી થતી, અને કોઇ તેને ચીડવે તો ખીજાતી. કોઇ બાબતમાં જરાએ ઉંડો વિચાર કરતી નહીં. બીજી સુલોચના દરેક બાબતમાં ઉંડો વિચાર કરતી, અને દરેકની સાથે વિવેકદૃષ્ટિથી કામ લેતી. જેમનું કોઇ દિવસ પણ કામ પડે, તેમની સાથે લડવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તોપણ લડતી નહીં. ત્રીજી **શાંતા** નામની પુત્ર વધુ, અનિત્ય પદાર્થોમાંથી મમત્વ બુદ્ધિનો નાશ કરીને, સર્વ પ્રાણી પદાર્થોને જ્ઞાનદૃષ્ટિથી નિહાળતી હતી. 'જગત્ અસત્ અને અનિત્ય છે' એમ સમજીને કોઇની સાથે તે રાગદ્વેષ કરતી નહીં-પરિણામે તે પરમાત્માનાં દર્શન કરતી હતી.

કેમ સમજાય છે? બળભદ્ર જ્ઞાનદૃષ્ટિદ્વારા પોતાના મનનું સમાધાન કર્યું.

" **प्रायः मे भर्तुः माया**—ઘણું કરીને આ માયા મારા ધણી શ્રીકૃષ્ણની છે" એમ બળદેવજી બોલ્યા. શ્રીશુકદેવજીની કૃપાથી આપણે જાણીએ છઇએ, કે શ્રીકૃષ્ણ પુરાણ પુરૂષોત્તમ છે, અને બળભદ્ર પ્રભુનો અંશાવતાર છે. તે શેષનારાયણનો અવતાર છે. આગળ ૧૫ મા અધ્યાયમાં ૫ મા શ્લોકથી બળરામને પુરાણ પુરૂષોત્તમ રૂપે સંબોધીને, શ્રીકૃષ્ણ તેમની સ્તુતિ કરશે. ત્યારે શું બળભદ્ર એ વિષ્ણુનો અવતાર છે? એ શંકાના સમાધાનમાં—

> **एकोनविंशे विंशतिमे, वृष्णिषु प्राप्य जन्मनी ॥**
> **रामकृष्णाविति भुवो, भगवानहरद्भरम् ॥ २३ ॥**

× × × × ×

> **एते चांशकलाः पुंसः, कृष्णस्तु भगवान् स्वयं ।**
> **इंद्रारिव्याकुलं लोकं, मृडयन्ति युगे युगे ॥ २८ ॥**

[ ભાગ. પ્રથમસ્કંધ અ. ૩ ]

અર્થ—ઓગણીશમા અને વીશમા અવતારમાં રામ અને કૃષ્ણ એવા નામ ધારણ કરીને, વૃષ્ણિકુળમાં જન્મ લઇને, ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો. (૨૩) × × × પ્રભુએ અનેક અંશાવતાર અને કલાવતારો લીધા ખરા, પણ કૃષ્ણાવતારમાં તો સાક્ષાત્ નારાયણ પ્રગટ થયા. આ સઘળા અવતારો, અસુરોથી પીડાએલા લોકના સુખ માટે છે. (૨૮)

હવે આપને ખાત્રી થઈ હશે કે-કૃષ્ણ અને બળરામ એકના એક છે. તેમાં આપણે ભૂલા પડવું નહીં-બોલો શ્રીકૃષ્ણ બળદેવકી જય.

બાળકોને અને વાછરડાંને શ્રીકૃષ્ણરૂપ દેખીને, બળભદ્રજી શ્રીકૃષ્ણને પૂછે છે કે—

**नैते सुरेशा ऋषयो न चैते, त्वमेव भासीश भिदाश्रयेऽपि ॥**
**सर्वं पृथक्त्वं निगमात्कथं वदेत्-युक्तेन वृत्तं प्रभुणा बलोऽवैत् ॥३९॥**

અર્થ—બળભદ્રે શ્રીકૃષ્ણને પૂછ્યું કે-' હે ઈશ ! આ બાળકો દેવો નથી, અને આ વત્સો ઋષિઓ નથી. આ નોખનોખાં સૌમાં આપ એકજ જોવામાં આવો છો, તે કેવી રીતે બન્યું ? તે તમામ વાત મને ખુલાસાવાર કહો.' આ પ્રમાણે શ્રીકૃષ્ણને પૂછતાં, શ્રીકૃષ્ણે સંક્ષેપમાં તેનો ખુલાસો કરતાં, બળભદ્રે તે વાત જાણી. (૩૯)

૩૯ વિવેચન—

શ્રીકૃષ્ણનો અવતાર થયા પહેલાં, એવો નિર્ણય થયો હતો કે-' ઋષીઓએ પોતાના અંશથી વ્રજમાં વાછરડાં થવું; અને દેવોએ પોતાના અંશથી, વ્રજબાળકો થવું.' જ્ઞાનદૃષ્ટિથી જોતાં ઋષિઓ વાછરડાં રૂપે હતા, અને દેવો વ્રજબાળકો રૂપે હતા. બળભદ્રજીને તે તમામ અત્યારે જ્ઞાનદૃષ્ટિથી જોતાં, શ્રીકૃષ્ણરૂપ દેખાયાં. તે ઉપરથી બળભદ્રે શ્રીકૃષ્ણને પૂછયું, અને શ્રીકૃષ્ણે બળભદ્રને સંક્ષેપમાં ખુલાસો કર્યો. આથી આપને ખાત્રી થઇ હશે કે-**एते चांश-कलाः पुंसः, कृष्णस्तु भगवान् स्वयं ॥** ઉપર ગણાવ્યા તે તમામ અંશાવતાર અને કલાવતાર ગણાય, પણ શ્રીકૃષ્ણ તો સાક્ષાત્ નારાયણ. [ભાગ. પ્રથમસ્કંધ ૩-૨૮] માટી ખોદનારા, માટીનાંજ ચપણીયાં વિગેરે બનાવનારા, અને રાતદિવસ માટીનાંજ વાસણ વેચનારા કુંભાર, જેમ હીરાની પરીક્ષા કરી ન શકે, તેમ રાતદિવસ માયામાંજ રમતા જીવો, શ્રીકૃષ્ણને ઓળખી શકે નહીં.

**नाहं प्रकाशः सर्वस्य, योगमायासमावृतः ॥**
**मूढोऽयं नाभिजानाति, लोको मामजमव्ययम्** [ ગી. અ-૭-૨૫.

' હું યોગમાયાથી ઢંકાએલો રહું છઉં. તેથી મૂઢ લોકો મને ઓળખી શકતા નથી.'

બળભદ્ર જેવા ભૂલા પડે, ત્યારે આપણું કોણ ગજું ? આપણે તો તેમના ચરણમાં પ્રમાણુજ કર્યા કરીએ.

પોતાની માયાનું શું પરિણામ આવ્યું, તે જોવાને બ્રહ્માજી વ્રજમાં પધારે છે—

**तावदेत्यात्मभूरात्म-मानेन त्रुट्यनेहसा ॥**
**पुरोवदब्दं क्रीडन्तं, ददृशे सकलं हरिम् ॥४०॥**

---

૩૯ પદચ્છેદ—**ईश**-હે શ્રીકૃષ્ણ ! **एते सुरेषाः न**-આ બાળકો દેવતાઓ નથી **च**-અને **एते ऋषयः न**-આ વત્સો ઋષિઓ નથી. **भिदायाः आश्रये अपि**-આ નોખનોખા સૌમાં. **त्वम् एव भासि**-તમેજ દેખાઓ છો ? **कथं वृत्तं**-તે કેવી રીતે બન્યું તે વાત. **सर्वं प्रथक् त्वं वद**-તે તમામ મને ખુલાસાવાર કહો. **इति उक्तेन प्रभुणा**-આ પ્રમાણે શ્રીકૃષ્ણને પુછતાં. **यत् निगमात् उक्तं तत्**-શ્રીકૃષ્ણે જે કહ્યું તે. **बलः अवैत्** બલભદ્રે જાણ્યું.

૪૦ પદચ્છેદ—**तावत्**-જે વખતે અહીં એક વરસ થયું હતું તે વખતે **अनेहस्**-સમય, કાળ, **आत्ममानेन**-બ્રહ્માજીના માપથી-પ્રમાણથી-**त्रुट्यनेहसा**-માત્ર થોડો વખત થયો હતો.

અર્થ—જે સમય અહીં વ્રજમાં એક વરસ જેવડો થયો, તે સમય બ્રહ્માજીને હિસાબે, એક ત્રુટી જેટલો થયો. બ્રહ્માજીએ આવીને જોયું તો જણાયું કે-વાછરડાં અને ગોપબાળકો વિગેરે પરિવાર સહિત, શ્રીકૃષ્ણ એક વરસથી પૂર્વની માફક ક્રીડા કરતા હતા. [૪૦]

૪૦ વિવેચન—

ત્રુટી એટલે કેટલો કાળ ?-સો ત્રુટીનો એક વેધ, ત્રણ વેધનો એક લવ, ત્રણ લવનો એક નિમેષ, ત્રણ નિમેષનો એક ક્ષણ, પાંચ ક્ષણની એક કાષ્ઠા, દશ કાષ્ઠાનો એક લઘુ અક્ષર, પંદર લઘુ અક્ષરની એક નાડી અથવા ઘડી. [શ્રીમદ્ ભાગ. સ્કંધ ૩. અ. ૧૧-૬ થી ૮.] ચોવીશ મીનીટની એક ઘડી, ત્રુટી એટલે એક સેકંડથી પણ ઓછો સમય.

ત્યારે બ્રહ્માજીનો દિવસ કેવડો ? ચાર હજાર યુગનો દિવસ અને ચાર હજાર યુગની રાત્રી. [શ્રીમદ્ ભાગ. સ્કંધ ૩. અ. ૧૧. ૨૨.]

આવા દેવો પણ ઇશ્વરની માયામાં ભૂલા પડે છે, ત્યારે અમે અને તમે કહીએ કે-' માયા કોણ થાય છે ?' તે કેમ બને !

ચોપાઇ—શિવ ચતુરાનન જાંહિ ડરાઇ, અપર જીવ કેહી લેખ માંહિં ?

[ મોક્ષવાણી પાનુ ૭૩ ].

બ્રહ્માજીએ વાછરડાં અને બાળકો ચોરી લીધાં, પણ શ્રીકૃષ્ણ તો પૂર્વની સ્થિતિમાંજ હતા. આ સ્થિતિ શ્રીકૃષ્ણનું પ્રભુત્વ સૂચવે છે.

શ્રીકૃષ્ણની આ સ્થિતિ જોઇને બ્રહ્માજી વિચાર કરે છે કે—

**यावन्तो गोकुले बालाः, सवत्साः सर्व एव हि ॥**
**मायाशये शयाना मे, नाद्यापि पुनरुत्थिताः ॥ ४१ ॥**
**इत एतेऽत्र कुत्रत्या, मन्मायामोहितेतरे ॥**
**तावन्त एव तत्राब्दं, क्रीडन्तो विष्णुना समम् ॥४२॥**

---

તે વખતે-**आत्मभूः पत्य**-બ્રહ્માજીએ આવીને **पुरावत्**-પૂર્વની માફક **कलया सह वर्तते इति सकलः तम् सकलं इति हरिं**-વાછડાં ગાય બાળકો વિગેરે પરિવાર સહિત શ્રી હરિને **अब्दं क्रीडंतं**-એક વરસથી ક્રીડા કરતા **ददर्श**-જોયા-દેખ્યા.

૪૧ પદચ્છેદ—**गोकुले**-ગોકુળમાં **यावंतः सवत्साः बालाः**-વાછડાં સહિત જેટલા બાળકો છે તે **एव**-તમામ **हि**-ચોક્કસ રીતે **मे**-મારી **माया एव शयः** (**तल्पं**-પથારી) **तस्मिन्**-માયારૂપી પથારીમાં **शयानाः**-સુતા છે, તેઓ **अद्यापि पुनः न उत्थिताः**-હજી ફરીથી ઉઠયા નથી.

૪૨ પદચ્છેદ—**इतः**-તેથી-**एते**-આ **अत्र**-અહીં **कुत्र आगताः इति कुत्रत्याः**-ક્યાંથી આવ્યા ? **मम मायया मोहितेभ्यः इतरे**-મારી માયાથી જેઓ મોહ પામ્યા છે તેનાથી જુદા અને **तावंतः एव**-તેટલાજ **तत्र**-અહીં-સામે **विष्णुना समं**-વિષ્ણુની સાથે **अब्दं क्रीडंतः**-એક વરસથી રમે છે.

**एवमेतेषु भेदेषु, चिरं ध्यात्वा स आत्मभूः ॥**
**सत्याः के कतरे नेति, ज्ञातुं नेष्टे कथंचन ॥४३॥**

અર્થ—બ્રહ્માજી વિચાર કરે છે કે–'ગોકુળમાં વાછરડાં સહિત જેટલા બાળકો છે તે તમામ, ચોક્કસ રીતે મારી માયારૂપી પથારીમાં સુતાં છે. તેઓ હજી ઉઠયાં નથી. [૪૧] તેથી તેઓ કે જેઓ મારી માયાથી મોહ પામીને સુતાં છે, તેમનાથી નોખાં પણ તેટલાંજ, આ વાછરડાં અને આ બાળકો અહીં કયાંથી આવ્યાં ? અહીં સામે શ્રીકૃષ્ણની સાથે, તેઓ એક વરસથી રમે છે. [૪૨] "આ વાછરડાંમાં અને આ બાળકોમાં, સાચાં કયાં ? અને ખોટાં કયાં ?' તે સંબંધી બ્રહ્માજીએ ઉપર પ્રમાણે લાંબો વખત વિચાર કર્યો, તો પણ તે વાત, તેઓ કોઈ રીતે જાણી શકયા નહીં. [૪૩]

૪૧–૪૨–૪૩ વિવેચન—

**आश्चर्यवत्पश्यति कश्चिदेन-माश्चर्यवद्वदति तथैव चान्यः ।**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति, श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥**

[ ગીતા અ. ૨ ].

અર્થ—કોઇ આ આત્માને આશ્ચર્ય જેવો જુએ છે; કોઇ તેને આશ્ચર્ય જેવો કહે છે; કોઇ તેને આશ્ચર્ય જેવો શ્રવણ કરે છે; તેને તેવો સાંભળવા છતાં કોઇ તેને જાણી શકતું નથી.

ચોપાઈ—નટમર્કટ ઇવ સબહિ નચાવત, રામ ખગેશ વેદ અસ ગાવત.

[ મોક્ષવાણી પાનુ ૪૦ A ].

મોહનીસ્વરૂપ લઇને સદાશિવને પણ નચાવ્યા હતા.

**न तत्र चक्षुर्गच्छति, न वाग्गच्छति नो मनो ।**
**न विद्मो न विजानीमो–यथैतदनुशिष्यात् ॥**
**अन्यदेव तद्विदिता–दथोविदितादधि ।**
**इति शुश्रुम पूर्वेषां, य नस्तद्व्याचचक्षिरे ॥**

[ કેનોપનિષદ્ ].

અર્થ—ત્યાં આંખની ગતિ નથી. વાણીની ગતિ નથી, મનની ગતિ નથી, અમે તેને જાણુતા નથી. તેમ શી રીતે તે જણાવાય, તે પણ જાણુતા નથી; વિદિતથી તે અન્ય છે, તેમ અવિદિતથી અધીક છે. અમને પૂર્વે જેમણે આ સમજાવ્યું, તેમની પાસેથી અમે આવું સાંભળ્યું છે.

[ આમ છે, માટે આ શ્લોકોનું વિવેચન હું શું કરૂં ? આ શ્લોકો પદચ્છેદ સહિત

---

૪૩ પદચ્છેદ—**एवं**–એ પ્રમાણે **एतेषु भेदेषु**–આ ભેદ ભરેલી બાબતોમાં **सः आत्मभूः** બ્રહ્માજીએ **चिरं ध्यात्वा**-ઘણો લાંબો વખત વિચાર કરીને કે **सत्याः**-કયા સાચા અને **कतरे न सत्याः**–કયા ખોટા **इति–ज्ञातुं**–એ પ્રમાણે જાણવાને; **कथंचन**–કોઇ પણ રીતે **न ईष्टे**-સમર્થ થઇ શકયા નહિં.

ભાવથી સાંભળો, પછી તેનો અર્થ સાંભળો-પછી તમે પોતેજ તેનો વિચાર કરો. શાંતિથી વિચાર કરતાં જરૂર લાભ થશે.]

પરીક્ષક પોતે નાપાસ થયો, તે વાત હવે સાંભળો—

**एवं संमोहयन्विष्णुं, विमोहं विश्वमोहनम् ॥**
**स्वयैव माययाऽजोपि, स्वयमेव विमोहितः ॥४४॥**

અર્થ—જગતને મોહ પમાડે છતાં, પોતે (કદિ) મોહ ન પામે એવા વિષ્ણુ ભગવાનને, ઉપર પ્રમાણે બ્રહ્માજી મોહ પમાડવા ગયા, પણ પોતાની માયાથી બ્રહ્માજી પોતેજ મોહ પામી ગયા. [૪૪]

૪૪ વિવેચન—

જેમ ધણીને દુઃખી કરવા જતી સ્ત્રી, પોતે દુઃખી થાય છે; તેમ શીવની પરીક્ષા કરવા જતાં જીવ સપડાઇ જાય છે.

વળી આતો **વિશ્વમોહન**-મ્હારી પાસે થોડી સરખી માયા હોય, તો તે અનેકને ઠગે છે, ત્યારે આતો માયાનો પતિ-માધવ. નાટકકારો પાસે થોડી સરખી ચપળતા હોય છે, તો તેઓ જળને ઠેકાણે સ્થળ, અને સ્થળને ઠેકાણે જળ દેખાડે છે. પહાડના દેખાવ કરે છે, નદીયોના દેખાવ કરે છે, લડાઇઓના દેખાવ કરે છે, મરણના દેખાવ કરે છે. વિગેરે. ત્યારે આતો માયાનો પતિ-માધવ.

આ વાત દૃષ્ટાંતથી સમજાવે છે, સાંભળો—

**तम्यां तमोवन्नैहारं, खद्योतार्चिरिवाहनि ॥**
**महतीतरमायैश्यं, निहन्त्यात्मनि युञ्जतः ॥४५॥**

અર્થ—અંધારી રાત્રીમાં ઝાકળથી પેદા થએલો અંધકાર જેમ નોખું આવરણ કરી શકે નહીં, પણ તેમાજ લય પામે; અથવા જેમ પતંગીઆનો પ્રકાશ દિવસમાં નોખો પ્રકાશ કરી શકે નહિં, પણ સૂર્યના પ્રકાશમાંજ સમાઇ જાય; તેમ કોઈ સાધારણ મનુષ્ય મોટા પુરૂષ ઉપર પોતાની માયા ચલાવવા જાય, તો તે ચલાવેલી હલકી માયા, ચલાવનારની પોતાની શક્તિનો નાશ કરે. તે માયા મોટા પુરૂષને કાંઈ કરી શકતી નથી. [૪૫].

---

૪૪ પદચ્છેદ—**एवं**-એ પ્રમાણે **विश्वं मोहयति इति विश्वमोहनः तम्**-વિશ્વને મોહ પમાડનાર છતાં **विमोहं**-પોતે મોહથી રહિત એવા **विष्णुं**-વિષ્ણુને **संमोहयन्**-મોહ પમાડનારા. **अजः**-બ્રહ્માજી. **अपि** પણ **स्वया एव मायया**-પોતાનીજ માયાથી. **स्वयं एव विमोहितः**-પોતેજ મોહ પામી ગયા.

૪૫ પદચ્છેદ—**तम्यां**-અંધારી રાત્રીમાં. **निहारात् जातं नैहारं**-ઝાકળથી પેદા થએલા **तमः वत्**-અંધકારની માફક અને **अहनि**-દિવસે **खद्योतस्य अर्चिः**-આગીઆનું તેજ **इव**-ની માફક **महति**-મોટા પુરૂષમાં **इतरा चासौ माया इतरामाया**-ચલાવેલી હલકી માયા **युंजतः आत्मनि ऐश्यं निहंति**-ચલાવનારની પોતાની શક્તિનો નાશ કરે છે.

૪૫ વિવેચન—

જેમ રૂપૈયામાં પાવલી, બેઆની, પૈસો, પાઈ તમામનો સમાસ થાય, તેમ મોટા પુરુષની માયામાં નાના પુરૂષની માયાનો સમાસ થઇ જાય. એટલે તે માયા જૂદો દેખાવ કરી શકે નહીં.

અજ્ઞાન—મોટાની મોટાઇ ન સમજાય તે અજ્ઞાન સમજવું. અજ્ઞાનનું પરિણામ અજ્ઞાનીને મળેજ.

દૃષ્ટાંત—નર્મદા કિનારે એક સન્યાસી વસતા હતા. તે પોતાના નિત્ય નિયમ પ્રમાણે સાંજે ચાર વાગે પંચદશી વાંચતા હતા. સંવત ૧૯૫૧ ના પ્લેગને લીધે મુંબઇની વસ્તી જ્યાં ત્યાં સમય પસાર કરતી હતી. મુંબઇના એક લુવાણા કુટુંબે કુબેર ભંડારીના મંદિરમાં પડાવ નાંખ્યો હતો. તેઓ પણ વેદાંતી હતા, તેથી તેમને સન્યાસીની કથામાં રસ પડયો. રસ પડતાં આત્મસાક્ષાત્કાર કરવાની તાલાવેલી જાગી. આત્મસાક્ષાત્કાર કરાવવા માટે, તે ગૃહસ્થ સન્યાસીને ઘણીવાર પ્રાર્થના કરતા હતા. તેના જવાબમાં સન્યાસી કહેતા કે 'અધિકારી થાઓ એટલે બધું મળી આવશે.' આ વચનોથી તે ગૃહસ્થને સંતોષ થતો નહીં, ત્યારે સન્યાસી કહેતા કે–'તે તો માથા સાટે છે. માથું મૂકે તે આત્મસાક્ષાત્કાર કરી શકે.' એક દિવસે સવારમાં આત્મસાક્ષાત્કાર કરવાનો ચોક્કસ વિચાર કરીને, તે ગૃહસ્થ સન્યાસીના સ્થાનમાં આવ્યો.

સન્યાસી—કેમ ! આટલા વહેલા ?

ગૃહસ્થ—આત્મસાક્ષાત્કાર કરવા માટે.

સન્યાસી—પણ તેતો માથા સાટે છે. માથું મુકતાં આવડે છે ? મોરધ્વજે માથું વહેરાવ્યું, ત્યારે પ્રભુ મળ્યા. સગાળશાએ શંગાવતી રાણી સાથે બેસીને પુત્રનું માથું ખારણીયામાં ખાંડયું. ત્યારે પ્રભુ મળ્યા. કહેવું એ જુદું છે, અને કરવું એ જુદું છે. રણસંગ્રામની વાતો કરવી એ જુદું છે, અને રણમાં ઉતરવું એ જુદું છે. તેમ કથા કરવી અગર સાંભળવી–એ જુદી વાત છે, અને આત્મસાક્ષાત્કાર કરવો, એ જુદી વાત છે. માટે છાનામાના ઘેર જાઓ, અને પ્રણવનો જપ કરો.

ગૃહસ્થ—પણ આજ તો નિર્ણય કરીને આવ્યો છઉં, કે આત્મસાક્ષાત્કાર થાય, તોજ જમવું.

સન્યાસી—આ નિર્ણય આત્મસાક્ષાત્કાર થાય ત્યાં સુધી ટકશે ? સમુદ્ર મથન કરનારને પ્રથમ ઝેરનાં દર્શન થયાં, તો પણ ન ડગ્યા. રત્નો, અપ્સરાઓ, વગેરે નીકળ્યાં, તો પણ પાછા હઠયા નહીં. ત્યારે છેવટે અમૃતનાં દર્શન થયાં. તે પ્રમાણે આત્મસાક્ષાત્કારની ઇચ્છાવાળાએ ઠેઠ સુધી એક સરખો ઉત્સાહ અને પ્રયત્ન રાખવો જોઇએ. તે તમારાથી બનશે ? ગમે તે લાઇનનો વેપારી ધીરજ રાખીને વેપાર ખેડે, ખોટથી ન ડરી જાય, તોજ ટકી શકે, પણ વચ્ચે કંટાળીને દુકાન કાઢી નાંખવાનો વિચાર કરે, તો દુકાનનો માલ પાણીને મૂલે વેચવો પડે, અને નફાને બદલે ખોટનાં દર્શન થાય. તેમ તમે વચ્ચેથી કાયર થશો તો ? માથું આપવું પડે તે વખતે મુંઝાશો તો ? માટે છાનામાના ઘેર જાઓ ?

ગૃહસ્થ—ના. આજ તો સાક્ષાત્કાર કરીનેજ ઘેર જવું છે.

સન્યાસી—અમારો વાંક લેશો નહીં. અમે તો દુનિયાંમાં કાન નાક મુકીને બેઠા છઇએ.

કોઇ નિંદા કરે, તો તે અમે સાંભળતા નથી. તેની અસર અમને થતી નથી. નાક એટલે પ્રતિષ્ઠા. અમારે પ્રતિષ્ઠા હોય નહીં. તમારાથી એવું બનશે ? દેહાભિમાન તોડવા માટે આ બે પ્રયત્ન કરવા ઉપરાંત, નીચામાં નીચી ટેલ કરીને, અમે સદ્‌ગુરૂને રીજવ્યા છે. તમે એવું કોઈ ઠેકાણે કર્યું છે ? માટે એ વાત જવા ઘો.

ગૃહસ્થ—આજ તો મારે આત્મસાક્ષાત્કાર થાય, તોજ ઘેર જવું છે.

સન્યાસી—આવી હઠ ઠેઠ સુધી ટકશે નહીં. અને ઉલટી ફજેતી થશે. દુનિયામાં નકામા થઇ જશો; જ્યાં જોઇએ ત્યાં લોકો નિંદા કરશે; માટે એ વાત જવા ઘો. અમારો વાદ લેવો રહેવા ઘો.

ગૃહસ્થ—બાપજી ! આજ તો મારો અવતાર સફળ કરો. આજ તો મને આત્મ-સાક્ષાત્કાર કરાવો. જે દુઃખ થશે, તે હું રાજી થઇને સહન કરીશ.

ગૃહસ્થનો બહુ આગ્રહ જોઇને સન્યાસી ઉઠીને ઓરડામાં ગયા. ગૃહસ્થને પોતાની પાછળ આવવાની ઇશારત કરી. સન્યાસી આગળ અને ગૃહસ્થ પાછળ–એ પ્રમાણે ઓરડામાં પેસીને સન્યાસીએ એક કબાટનું બટન દાબતાં, કબાટનાં બારણાં ખસી જઇને ત્યાં બારી જેવો દેખાવ થઇ ગયો. તે બારીમાં થઇને સન્યાસી નીચે ભોંયરામાં ઉતર્યા. તેની પાછળ પેલો ગૃહસ્થ પણ ઉતર્યો. ભોંયરામાં ઝાંખું અજવાળું હતું. એક દોરી લબડતી હતી. તે દોરી ખેંચતાં ભોંયરાની દીવાલ ચીરાઇ ગઇ અને વચ્ચે બારણું બની ગયું. તે બારણામાંથી સન્યાસી તથા ગૃહસ્થ નીકળ્યા. આખે રસ્તે દિવ્ય દિવાઓનો પ્રકાશ પડી રહ્યો હતો. થોડે ચાલતાં એક સુંદર દરવાજો આવ્યો. તે દરવાજાના ઉંબરા ઉપર એક રાજેસ ચપ્પુ પડી હતી, અને દરવાજાને મથાળે લખ્યું હતું કે–'જે કોઈ અહીં પોતાના કાન કાપી નાંખે, તેને માટે આ દરવાજો ઉઘડે.' સન્યાસીએ પોતાના કાન કાપી નાંખ્યા. દરવાજો તુરત ઉઘડયો. સન્યાસી અંદર પેઠા. દરવાજો બંધ થઇ ગયો. તે દેખીને પેલા ગૃહસ્થે પણ પોતાના કાન કાપી નાંખ્યા. તેને માટે પણ દરવાજો ઉઘડયો. સન્યાસી આગળ અને ગૃહસ્થ પાછળ–એમ ચાલ્યા જતાં, બીજો દરવાજો આવ્યો. ત્યાં પણ દરવાજા પાસે એક ચપ્પુ પડી હતી, અને દરવાજાને માથે લખ્યું હતું કે–'જે કોઇ અહીં પોતાનું નાક કાપી નાંખે, તેને માટે આ દરવાજો ઉઘડે.' સન્યાસીએ તુરત પોતાનું નાક કાપી નાંખ્યું. દરવાજો ઉઘડયો, અને સન્યાસી અંદર પેઠા. તે દેખીને પેલા ગૃહસ્થે પણ પોતાનું નાક કાપી નાંખ્યું. તેને માટે પણ દરવાજો ઉઘડયો. સન્યાસી આગળ અને ગૃહસ્થ પાછળ–એમ આગળ ચાલતાં ત્રીજો દરવાજો આવ્યો. ત્યાં પણ એક મોટી ચપ્પુ પડી હતી, અને દરવાજા ઉપર લખ્યું હતું કે–'જે કોઈ અહીં પોતાનું માથું કાપી નાંખે, તેને માટે આ દરવાજો ઉઘડે.' સન્યાસીએ તુરત માથું કાપી નાંખ્યું અને દરવાજો ઉઘડયો. સન્યાસીનું મુસ્તક દરવાજામાં પેઠું, અને દરવાજો બંધ થઇ ગયો. બહાર પડેલું ધડ કંપવા લાગ્યું. તેને કંપતું દેખીને ગૃહસ્થ ગભરાઇ ગયો. 'માથું ગયા પછી આ બધું શા કામનું ? જીવ ગયા પછી આ બધું શા કામનું ? સન્યાસીને કોઇ રોનાર નથી, તેથી તેને તો ઠીક, બાકી આપણે આવા મૂર્ખ થવાની જરૂર નથી–' વિગેરે. એવા વિચારો કરીને ગૃહસ્થે પીઠ ફેરવી. ગૃહસ્થ પાછો વળ્યો. પાછા વળતાની સાથે–'પકડો–પકડો' એવો અવાજ ગૃહસ્થે સાંભળ્યો. ગૃહસ્થે આંખો વીંચીને દોટ મેલી. આંખ ઉઘાડીને જુએ, ત્યાં તે પેલા ભોંયરામાં આવ્યો. ભોંયરામાં થઇને બહાર નીકળ્યો; પણ 'પકડો–પકડો' નો અવાજ થયા કરતો હતો, તેથી તે મઠમાંથી એકદમ નાઠો. જે લોકો

સામા મળ્યા, તે લોકો ગૃહસ્થને પુછવા લાગ્યા. 'ભાઇ! તમારાં નાક કાન કયાં ગયાં? આમ બુચા કોણે બનાવ્યા?' ગૃહસ્થ લજ્જાઇને પોતાના સ્થાન તરફ દોડયો. ભોંયરામાં સાથે હતા, તે સન્યાસીને, મધુગરી માંગીને રસ્તામાં સામે આવતા ગૃહસ્થે દેખ્યા. ગૃહસ્થ લજ્જાઇને સન્યાસીના ચરણમાં પડયો.

સન્યાસી—કેમ! આત્મસાક્ષાત્કાર સુધી ધીરજ રાખી શકયા નહીં?

ગૃહસ્થ—એ તો ઠીક, પણ મારાં નાક કાન ગયાં, તેનું હવે શું થશે?

સન્યાસી—પ્રભુને રસ્તે ચાલે, તેણે નાક કાન પ્રભુને આપવાંજ પડે. જનક, શુકદેવજી, જડભરત, નરસી, મીરા, તુકારામ વિગેરે અનેક જ્ઞાનીઓએ અને અનેક ભકતોએ, નાક કાન મૂકીનેજ આત્મસાક્ષાત્કાર કર્યો.

ગૃહસ્થ—એ જ્ઞાનની વાતો પછી કરજો. હાલ તો મને નાક કાન આપો. મને કોઈ દેખી જશે.

સન્યાસી—આત્મસાક્ષાત્કાર કરવા માટે તમારો કેટલો અધિકાર છે, તેની ખાત્રી થઇ?

ગૃહસ્થ—હાજી. થઇ ગઇ. કાચા માટલામાં પાણી ન રહી શકે. પણ હવે એ વાત જવા દો.

સન્યાસી—ત્યારે મારી પાછળ પાછળ ચાલ્યા આવો.

એમ કહીને સન્યાસી તેને પોતાના મઠમાં લાવ્યા. પછી એક ચટાઇ ઉપર સુઇ જવાની તેને આજ્ઞા કરી. ગૃહસ્થ ચટાઇ ઉપર સુતો, કે તરત ઉંઘી ગયો. થોડીવારે જાગીને જુએ, ત્યાં નાક અને કાન પહેલાં હતાં તેવાંજ તેણે દેખ્યાં. ગૃહસ્થ રાજી થયો.

સન્યાસી—આથી તમે ડરી જશો નહીં. આગળ વધવા પ્રયત્ન કરજો; ઉન્નતિનું દ્વાર પ્રયત્ન કરનારને માટે ખુલ્લું છે. માત્ર અધિકાર પ્રમાણે કાર્ય કરજો.

તાત્પર્ય—મોટાની સાથે નાનાએ હઠ કરાય નહીં. સૌ પોતપોતાના અધિકારમાંજ શોભે. બ્રહ્માનો અધિકાર વિષ્ણુ ઉપર ન હોય, એ ભાવ છે.

હજી પ્રભુ બ્રહ્માજીને રમાડે છે તે સાંભળો—

**तावत्सर्वे वत्सपालाः, पश्यतोऽजस्य तत्क्षणात् ॥**
**व्यदृश्यन्त घनश्यामाः, पीतकौशेयवाससः ॥४६॥**
**चतुर्भुजाः शङ्खचक्र–गदाराजीवपाणयः ॥**
**किरीटिनः कुण्डलिनो, हारिणो वनमालिनः ॥४७॥**

---

૪૬ પદચ્છેદ—**तावत्**–તે સમયે. **अजस्य पश्यतः तत्क्षणात्**–બ્રહ્માજી જોઇ રહ્યા છે એટલામાં-બ્રહ્માજીનાં દેખતાં. **सर्वे वत्सपालाः**–સર્વ વત્સો અને ગોપબાળકો, લાકડીઓ અને શીંગડીઓ વિગેરે સઘળા પદાર્થો. **घनश्यामाः**–મેઘના જેવા શ્યામ. **पीतानि कौशेयवासांसि येषां ते पीतकौशेयवाससः**–પીળાં રેશમી વસ્ત્રો પહેરેલાં. **व्यदृश्यंत**–દેખાયા.

૪૭ પદચ્છેદ—**चतुर्भुजाः**–ચાર ભુજાવાળા. **शंखश्च चक्रश्च गदा च राजीवश्च एतानि पाणिषु येषां ते शंखचक्रगदाराजीवपाणयः**–શંખ, ચક્ર, ગદા, અને કમળ જેઓના હાથમાં હતાં એવા. **व्यदृश्यंत**-દેખાયા. **किरीटिनः**–તેઓએ માથે મુગટ પહેર્યા હતા. **कुण्डलिनः**–કાનમાં કુંડળ પહેર્યાં હતાં. **हारिणः**–હાર પહેર્યા હતા. **वनमालिनः**–વનમાળા પહેરી હતી.

**श्रीवत्साङ्गददोरत्न-कम्बुकङ्कणपाणयः ॥**
**नूपुरैः कटकैर्भाताः, कटिसूत्राङ्गुलीयकैः ॥४८॥**

અર્થ—બ્રહ્માજી જોઇ રહ્યા છે તેટલીવારમાં-તુરત-એક બીજો ચમત્કાર થયો. બ્રહ્માજીના દેખતાં, સઘળાં વાછરડાં, તેઓને સાચવનારા બાળકો, લાકડીઓ, શીંગડીઓ વિગેરે સઘળા પદાર્થો, મેઘના જેવા શ્યામ, પીળા રેશમી વસ્ત્રવાળા, દરેક ચાર ભુજાવાળા, તથા જેઓના હાથમાં શંખ, ચક્ર, ગદા અને કમળ હતાં એવા જોવામાં આવ્યા. એ સઘળા શ્રીકૃષ્ણોએ મુગટ, કુંડળ, હાર, વનમાળા, શ્રીવત્સ, બાજુબંધ, નૂપુર, કડાં, કટીમેખળા, વીંટીઓ અને શંખના જેવાં ત્રણ ધારવાળાં રત્નનાં કંકણ પહેર્યાં હતાં. [ ૪૬-૪૭-૪૮ ]

૪૬-૪૭-૪૮ વિવેચન—

કેમ દર્શન થયાં? સાવધાન રહેજો. બ્રહ્માજીને શ્રીકૃષ્ણમય જગતનાં દર્શન કરાવ્યાની વાત યાદ રાખજો. સાથે સાથે યમુનાજીના કાંઠાને પણ યાદ કરજો.

હજી તેજ વિષય ચાલે છે—

**आङ्घ्रिमस्तकमापूर्णास्-तुलसीनवदामभिः ॥**
**कोमलैः सर्वगात्रेषु, भूरिपुण्यवदर्पितैः ॥४९॥**

અર્થ—મહા ભાગ્યશાળી મનુષ્યોએ અર્પણ કરેલી તુલસીની સુકોમળ અને નવીન માળાઓથી, પગથી તે માથા સુધી સર્વ અંગોમાં-તેઓ ઢંકાએલા હતા. (૪૯)

૪૯ વિવેચન—

આવી લાંબી માળાઓ ડાકોરમાં શ્રી રણછોડરાય, અને નાથદ્વારામાં શ્રીનાથજી ધારણ કરે છે. ધ્યાન રાખીને દર્શન કરો, તો હૈયામાં પેસી જાય એવી આ બે મૂર્તિઓ છે. કોઇ વખત મૂક્ત થઇને મૂક્તને મળો છો? ગેંગાને જેમ છાણનો પોદળો અને ચંબેલીનું પુષ્પ બેઉ સરખાં, તેમ અનેક ઉપાધી લઇને પ્રભુ પાસે જાય, તેમને-આ અને તે-બધું સરખું છે.

---

૪૮ પદચ્છેદ—**श्रीवत्साङ्क अंगदानि च दोष्षु** (હાથમાં) **येषां ते श्रीवत्सांग-दोषः**-શ્રીવત્સનું ચિન્હ ધારણ કર્યું હતું અને હાથમાં બાજુબંધ ધારણ કર્યાં હતા. **रत्नमयानि कं[illegible] [illegible] [illegible]नि-पाणिषु येषां ते-रत्नकंबुकंकणपाणयः**-ધોળા શંખના જેવા રત્નોથી જડીત્ર કંકણ હાથમાં પહેર્યાં હતાં. **नूपुरैः कटकैः**-નૂપુરોથી અને સોનાના દાગીનાથી. **कटिसूत्राणि च अंगुलीयकानि च तैः भाताः**-કંદોરા અને વિંટીઓથી શોભતા હતા.

૪૯ પદચ્છેદ—**आंघ्रिमस्तकपर्यंतं इति आंघ्रिमस्तकं**-પગથી માથા સુધી. **सर्वगात्रेषु**-સર્વ અંગોમાં. **भूरिपुण्यवद्भिः अर्पितानि**-મોટા ભાગ્યશાલી પુરૂષોએ અર્પણ કરેલી. **कोमलैः तुलसीनां नवदामानि तैः**-તુલસીની કોમળ નવીન માળાઓથી. **आपूर्णाः**-તેઓ ઢંકાઈ ગયા હતા.

સ્થૂલ ઉપાધિ કદિ તજતા હશો, પણ સૂક્ષ્મ ઉપાધિ તો ઘડીએ તજતા નહિ હો. તે તજવાની તમારે પરવા ક્યાં છે ? તે તજાવનાર તીખા સદ્‌ગુરૂ તમારી સાથે ક્યાં છે ? સદ્‌ગુરૂના તીખા પણ શ્રેયસ્કર ટપકા સાંભળવા, તમે ક્યાં હજી તૈયાર થયા છો ? તમારે તો 'થાબડ થાબડ ભાણું, અને ચોર લઇ ગયા છાણું.' એવા ગુરૂ જોઇએ છે. વિચાર કરી જોજો. સામગ્રિમાં વિના સિદ્ધિ નહિં થાય. બોલો શ્રી રણછોડરાયકી જય.

ભક્તોને માટે આ અવતાર છે, એમ હવે કહે છે—

**चन्द्रिकाविशदस्मेरैः, सारुणापाङ्गवीक्षितैः ॥**
**स्वकार्थानामिव रजः-सत्त्वाभ्यां स्रष्टृपालकाः ॥५०॥**

અર્થ—ચાંદની જેવા નિર્મળ મંદહાસ્યરૂપી સત્ત્વગુણથી, જાણે પોતાના ભક્તોના મનોરથોને પાળતા ન હોય, અને લાલ નેત્રોની અણીયો વડે જોવારૂપ રજોગુણથી, જાણે પોતાના ભક્તોના મનોરથોને સ્રજતા ન હોય, એવા તે કૃષ્ણો દેખાતા હતા. (૫૦)

૫૦ વિવેચન—

બાપને બાળક વ્હાલા; પ્રભુને ભક્તો વ્હાલા. ભક્તોના મનોરથ નિષ્કામ હોય છે, કદિ સકામ હોતા નથી. કોઇ કામ પ્રભુ પોતે કરતા નથી. પોતાના ભક્તોની પાસે કરાવે છે. ભક્તોની પ્રવૃત્તિ જગતના કલ્યાણ માટેજ હોય છે. જ્ઞાની, તપસી અને યોગી જગતથી દૂર દૂર નાસે છે, અને ભક્તો જગત વચ્ચે રહીને ભક્તિ કરે છે. અગ્નિ વચ્ચે બેસીને અમૃત પીએ છે. ગૃહસ્થાશ્રમમાં રહીને ત્યાગાશ્રમનાં સુખ ભોગવે છે, જીવન્મુક્ત દશા ભોગવે છે. યોગવસિષ્ઠના નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધના **જીવન્મુક્તિ કલનાવન**ના અધ્યાયમાં શ્રીવસિષ્ઠજી કહે છે—

**विहसन्न हसत्येव, जीवन्मुक्तो महोदयः ॥**
**वीतरागाः सरागाभा, अकोपाः कोपसंयुताः ॥ ४० ॥**
**अमोहा मोहवलिता, दृश्यन्ते तत्त्वदर्शिनः ॥**
**इदं सुखमिदं दुःख-मित्यस्येकलनास्तु ताः ॥ ४१ ॥**
**अलं दूरगतास्तेषा-मंकुरा नभसो यथा ॥**
**जगदात्मा च नास्त्येव, यस्यैकं सर्वमस्ति च ॥ ४२ ॥**
**सुखदुःखादि तस्येति, वाग् व्योमविटपोपमा ॥**
**अशोका इव शोचन्ते, जीवन्मुक्ता जयान्विताः ॥ ४३ ॥** વિગેરે—

× × × × ×

૫૦ પદચ્છેદ—**चंद्रिकावत् विशदस्मेराणि** ચંદ્રિકાના જેવા નિર્મળ હસવાથી-મંદહાસ્યરૂપી **सत्त्वेन**-સત્ત્વગુણથી. **स्वकार्थानाम पालकाः इव**-પોતાના ભક્તોના મનોરથોને જાણે પાળતા ન હોય એવા. **अरुणेन सहिताः सारुणाः सारुणाश्च ते अपांगाश्च तैः वीक्षितानि तैः सारुणापांगवीक्षितैः** લાલ નેત્રોની અણીઓ વડે જોવારૂપી. **रजसा**-રજોગુણથી. **स्वकार्थानाम्**-પોતાના ભક્તોના મનોરથોને **स्रष्टारः इव**-જાણે સ્રજતા નહોય એવા ( દેખાતા હતા. )

અર્થ—જીવન્મુક્ત પુરૂષ હસતા દેખાય, પણ ખરૂં જોતાં તેઓ હસતા નથી. તેઓ રાગવાળા હોય તેમ દેખાય, પણ ખરૂં જોતાં તેઓ વીતરાગી છે. પ્રસંગ પરત્વે બહાર કોપ યુક્ત દેખાય, પણ અંતરથી તેઓ કોપરહિત હોય છે. તેઓ બહારથી મોહવશ જણાય, પણ અંતરથી તેઓને મોહ હોતો નથી. આ સુખ છે અને આ દુઃખ છે. ઇત્યાદિ ભેદબુદ્ધિથી તેઓ રહિત હોય છે. 'તેઓ સુખી અગર તેઓ દુઃખી છે,' એવી વાણી આકાશના પુષ્પવત્ છે. તેમની દૃષ્ટિમાં એક ચિદ્રૂપ આત્માજ સર્વત્ર છે. અને તેથી જગત્ અને જીવાદિ ભેદનું વાસ્તવ ભાન તેમને નથી. તેમને વાસ્તવમાં શોક નથી, પણ વ્યવહારમાં પ્રસંગવશાત તેઓ શોક કરતા જણાય છે. વિગેરે વિગેરે.

આવા ભકતો મળે નહીં, અને કદિ મળે, તો ઓળખાય નહીં. તેમને અને તેમના વ્હાલા શ્રીકૃષ્ણને પ્રણામ કરીને આગળ વધીએ.

અનેક કૃષ્ણ બન્યા પછી, હવે અનેક બ્રહ્મા, અનેક ઇંદ્ર, અનેક મહાદેવ વિગેરેનાં દર્શન બ્રહ્માજીને થાય છે—

आत्मादिस्तम्बपर्यन्तैर्–मूर्तिमद्भिश्चराचरैः ॥
नृत्यगीताद्यनेकार्हैः, पृथक्पृथगुपासिताः ॥५१॥

અર્થ—બ્રહ્માથી સ્તંબપર્યંત સર્વ સ્થાવર જંગમ પ્રાણી પદાર્થો, દેહધારી થઈને, નાચ, ગાયન વિગેરે અનેક પ્રકારનાં પૂજનોથી, દરેક કૃષ્ણની જુદી જુદી સેવા કરતા હતા. (૫૧)

૫૧ વિવેચન—

આ અનેક બ્રહ્માંડોની સામગ્રિ છે, માટે પ્રભુએ બ્રહ્માજીને અનેક બ્રહ્માંડો દેખાડયાં, એમ પણ કહી શકાય. ચૌદમા અધ્યાયના ૧૮ મા શ્લોકમાં 'तावंति एव जगंति अभूः તેટલાંજ બ્રહ્માંડો થઇ ગયાં.' એમ કહ્યું છે.

ઇશ્વરતત્ત્વ શું છે, ઇશ્વરશક્તિ શું છે, શ્રીકૃષ્ણ શું છે–તેનું આ ભાન કરાવે છે. આ બધું બ્રહ્માજીને માટે છે, એટલે 'બ્રહ્માજી આવા મૂર્ખ હતા'–એમ સમજીને તમે ભૂલા પડશો નહીં. આ બધું તમારે માટે છે, કારણકે–બ્રહ્માજી તો ચાર વેદના ભણેલા છે. શ્રીકૃષ્ણના મોટા દિકરા છે. શ્રીકૃષ્ણની માયાને સારી રીતે જાણે છે. લાંબુ આયુષ્ય ભોગવનારા છે, સૃષ્ટિને ઉત્પન્ન કરનાર સૃષ્ટિના પિતા છે. 'શ્રીકૃષ્ણ તત્ત્વ તો, વૈષ્ણવોનું છે, અગર ભક્તિમાર્ગનું છે.' એવું કેટલાએક વેદાંતીઓ અને અન્ય ધર્માઓ સમજ્યા છે, તે પણ વ્યાજબી નથી. તેઓ કામણગારા શ્રીકૃષ્ણની લીલાઓ સાંભળીને, ઉંડો વિચાર કર્યા વિના, ભૂલા પડયા છે.

તાત્પર્ય—શ્રીકૃષ્ણતત્ત્વ અવકાશ લઇને, નિવૃત્ત થઇને–વિચારવા જેવું છે. શ્રીકૃષ્ણ સંબંધી શ્રીમદ્ ભાગવતમાં ઘણું છે, પણ તે ભાષાંતરોમાં નથી, સાત દિવસની સમાહમાં પણ નથી.

---

૫૧ પદચ્છેદ—[ आत्मा-(પોતે-બ્રહ્મા) आदिः येषु ते ] आत्मादिस्तंबपर्यंतैः मूर्तिमद्भिः च राचरैः–બ્રહ્માથી સ્તંબપર્યંતનાં સઘળાં સ્થાવર જંગમ પ્રાણી પદાર્થો દેહધારી થઇને. नृत्यगीतादीनि च तानि अनेकार्हाणि (અનેક પુજાઓ) च तैः–નાચ ગાયન વિગેરે અનેક પૂજનોથી. प्रथक् प्रथक् उपासिताः–જુદી જુદી સેવા થઇ રહી હતી.

રસીયા શ્રોતાવક્તાના સમાગમમાં છે. શ્રીકૃષ્ણતત્ત્વને સમજવા જેણે પ્રયત્ન ન કર્યો, તેને બ્રાહ્મણ કેમ કહેવાય! તેને વૈષ્ણવ કેમ કહેવાય! તેને હિંદુ કેમ કહેવાય! તેને સનાતની કેમ કહેવાય! નજ કહેવાય. જેણે તેમને કાંઇક જાણ્યા, તેઓ મસ્ત બનીને દુનિયામાં મહાલ્યા છે.

હવે આગળ વધીએ. હજી એજ વિષય ચાલે છે—

अणिमाद्यैर्महिमभि–रजाद्याभिर्विभूतिभिः ॥
चतुर्विंशतिभिस्तत्त्वैः, परीता महदादिभिः ॥५२॥
कालस्वभावसंस्कार–कामकर्मगुणादिभिः ॥
स्वमहिध्वस्तमहिभिर्–मूर्तिमद्भिरुपासिताः ॥५३॥

અર્થ—અણિમાદિ મોટી સિદ્ધિઓથી, માયા આદિ વિભૂતિઓથી, અને મહતત્ત્વ વિગેરે ચોવીસ તત્ત્વોથી, દરેક શ્રીકૃષ્ણ વિંટાએલા હતા. (૫૨) કાળ, સ્વભાવ, સંસ્કાર, કામ, કર્મ અને ગુણાદિક પદાર્થો દેહધારી થઈને, દરેક શ્રીકૃષ્ણની જુદી જુદી સેવા કરતા હતા. અણિમાદિ સઘળી સિદ્ધિઓનો મહિમા, શ્રીકૃષ્ણના મહિમા પાસે તુચ્છ જેવો જણાતો હતો. (૫૩)

૫૨–૫૩ વિવેચન—

જ્યાં રાજા ત્યાં રાજાની રિદ્ધિ સિદ્ધિને હાજર રહેવુંજ પડે. શ્રીકૃષ્ણના મોહ પાસે રિદ્ધિ સિદ્ધિ ઝાંખી પડે, તુચ્છ જેવી જણાય, એ પ્રભુનું પ્રભુત્વ સમજવું.

જ્ઞાનીઓના જ્ઞાનથી આ કાંઇક પર છે, એમ હવે કહે છે—

सत्यज्ञानानन्तानन्द–मात्रैकरसमूर्तयः ॥
अस्पृष्टभूरिमाहात्म्या, अपि ह्युपनिषद्दृशाम् ॥५४॥

---

૫૨ પદચ્છેદ—**महिमभिः अणिमाद्यैः**-અણિમાદિ મોટી સિદ્ધિઓથી **अजाद्याभिः विभूतिभिः**-માયા આદિ વિભૂતિઓથી **महदादिभिः चतुर्विंशतिभिः तत्त्वैः**-મહદાદિ ચોવીશ તત્ત્વો વડે. **परिताः**-તેઓ (દરેક) વિંટાએલા હતા.

૫૩ પદચ્છેદ—**कालस्वभावसंस्कारकामकर्मगुणादिभिः**-કાલ, સ્વભાવ, સંસ્કાર, કામ, કર્મ, અને ગુણાદિક પદાર્થો. **मूर्तिमद्भिः उपासिताः**-મૂતિમાન થઇને તેમની સેવા કરતા હતા. **स्वस्य महिम्ना ध्वस्ता महिः** (સ્વાતંત્ર્ય, વડાઇ) **येषां ते तैः स्वमहिध्वस्तमहिभिः**-અણિમાદિ સઘળા પદાર્થોની સ્વતંત્રતા એ શ્રીકૃષ્ણના મહિમા આગળ તુચ્છ જેવી જણાતી હતી.

૫૪ પદચ્છેદ—**सत्याः ज्ञानाः अनन्ताः आनंदमात्राः एकरसाश्च मूर्तयः येषां ते**-એ સઘળા કૃષ્ણો, સત્ય, જ્ઞાન, અનંત, આનંદમાત્ર, અને એકરસ મૂર્તિવાળા હતા. **उपनिषद् एव दृक् येषां ते तेषां-उपनिषद्दृशां**-આત્મજ્ઞાનરૂપી ચક્ષુવાળા જ્ઞાનીઓને **अपि**-પણ **न स्पृष्टं भूरिमहात्म्यं येषां ते अस्पृष्टभूरिमहात्म्याः**-તેઓના ઘણા મહાત્મ્યનો સ્પર્શ થઇ શકતો નહિં.

અર્થ—આ સઘળા શ્રીકૃષ્ણો સત્ય, જ્ઞાન, અનંત, આનંદ માત્ર અને એકરસ મૂર્તિવાળા હતા. આત્મજ્ઞાનરૂપી ચક્ષુવાળા ઘણા જ્ઞાની પુરુષો પણ, તે શ્રીકૃષ્ણોના મોટા મહાત્મ્યનો સ્પર્શ કરી શકતા નહિં. શ્રીકૃષ્ણોનો મહિમા યથાર્થ રીતે સમજી શકતા નહીં. ( ૫૪ )

૫૪ વિવેચન—

ગમે એવી ઝડપથી દોડનારો પુરુષ સારા વેગવાળી ટ્રેન સાથે દોડી શકે નહીં, તેમ ગમે તેવો જ્ઞાની, કૃષ્ણની શક્તિને માપી શકે નહીં.

એકરસમૂર્તિવાળા એટલે એક નમુનાના તમામ—જેમાં જરા પણ ફેર નહીં એવા—ઓળખ્યા ઓળખાય નહીં એવા.

**नायमात्मा प्रवचनेन लभ्यो, न मेधया न बहुना श्रुतेन ॥**
**यमेवैष वृणुते तेन लभ्यस्-तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥**

[ કઠોપનિષદ્ ].

અર્થ—આ આત્મા પ્રવચનથી પ્રાપ્ત થતો નથી, બુદ્ધિથી અગર બહુ સાંભળવાથી પણ પ્રાપ્ત થતો નથી. આ આત્મા જેને વરે છે—જેના ઉપર પ્રસન્ન થાય છે, તેનાથીજ તે પ્રાપ્ત થઇ શકે છે. તેનેજ આત્મા પોતાનું વાસ્તવ સ્વરૂપ ખુલ્લું કરીને બતાવે છે.

આવા દયાળુ શ્રીકૃષ્ણને ઘડીએ વિસારશો નહિં.

હવે આગળ વધીએ—

**एवं सकृद्ददर्शाजः, परब्रह्मात्मनोऽखिलान् ॥**
**यस्य भासा सर्वमिदं, विभाति सचराचरम् ॥५५॥**
**ततोऽतिकुतुकोद्वृत्य-स्तिमितैकादशेन्द्रियः ॥**
**तद्धाम्नाऽभूदजस्तूर्ष्णीं, पूर्देव्यन्तीव पुत्तिका ॥५६॥**

અર્થ—જે પરબ્રહ્મના પ્રકાશથી આ સમગ્ર જગત્ પ્રકાશે છે, તે પરબ્રહ્મમય સઘળા શ્રીકૃષ્ણોને બ્રહ્માજીએ એકી વખતે દીઠા. પછી અત્યંત આશ્ચર્યથી દિગ્મૂઢ બનેલા બ્રહ્માજીની અગ્યારે ઇંદ્રિયો જડ થઇ ગઇ; અને પોતે શ્રીકૃષ્ણોના તેજથી પાદર દેવકીજી પાસે રહેલી પુતળીની માફક ચૂપ થઇ ગયા. ( ૫૫–૫૬ )

---

૫૫ પદચ્છેદ—**एवं**-એ પ્રમાણે. **सकृत्**-એકી સમયે. **अजः**-બ્રહ્માજીએ **अखिलान् परब्रह्मात्मनः ददर्श**-સર્વને બ્રહ્મમય દીઠા. **यस्य भासा**-જેના તેજથી. **सर्वं इदं सचराचरं विभाति**-આ સઘળું જગત્ પ્રકાશે છે.

૫૬ પદચ્છેદ—**ततः**-પછી. **अतिकुतुकात्**-અત્યંત આશ્ચર્યથી **उद्धृत्य**-ચમકી ગએલા બ્રહ્મા; **तिमितानि एकादशानि इंद्रियाणि यस्य सः तिमितैकादशेंद्रियः**-જેની અગ્યારે ઇંદ્રિયો જડ થઇ ગઇ હતી એવા. **अजः**-બ્રહ્માજી. **तेषां धाम्ना**-તેઓના તેજથી. **पूर्देव्याः अंति (સમીપ) पुत्तिका इव**-પાદરદેવીની પાસે રહેલી પૂતળીની માફક. **तूर्ष्णीं अभूत्**-ચૂપ થઇ ગયા.

૫૫–૫૬ વિવેચન—

બ્રહ્મા જડ થઇ ગયા. એક ગરીબ બ્રાહ્મણી રાજાની રાણીનો પોશાક દેખીને, જડ બની જાય, તેમ શ્રીકૃષ્ણનો ઠાઠ દેખીને બ્રહ્માજી જડ બની ગયા.

**पूर्देव्याः अंति पुत्तिका इव**—પાદર દેવી પાસે પૂતળીની માફક. આ શબ્દો ભગવદ્ મહિમાની ઉત્કૃષ્ટતા સૂચવે છે. પ્રભુ ઘડીમાં ચાયસો કરે. કયાંથી થયું ? અને કેમ થયું ? તેની કાંઈ સમજ પડે નહીં.

દષ્ટાંત—અમરાપુરથી એક શંઘ દ્વારકાં જતો હતો. સૌએ પોતપોતાનાં ગાડાં જોડયાં હતાં. તે સંઘના એક ગાડામાં વાણીયાની બે ડોશીઓ હતી, અને એક આહીર હતો. પોતાની મુડીનો સદુપયોગ કરવા માટે, ડોસીઓએ પોતાનું દ્રવ્ય સાથે લીધું હતું. આહીર પોતાનો પાડોશી હતો. અને ગાડાવાળો પોતાની જમીનનો ખેડુ હતો. તે પણ આહીર હતો. ગાડાવાળો અને આહીર બેઉ જુવાન અને વિશ્વાસુ હતા; તેથી ડોશીઓ નિર્ભય હતી. ચાલતાં ચાલતાં શંઘ જુનાગઢ પહોંચ્યો. ત્યાં પાંચ સાત દિવસ સૌ રહ્યાં. આહીરનું નામ ભીમો હતું, અને ખેડુનું નામ માણસુર હતું. ભીમો હથીઆરબંધ રહેતો હતો, તેથી તે કાઠી જેવો દેખાતો હતો ! સકરબાગમાં સૌ કાંઇ કાંઇ જોતા હતા, તે વખતે એક બાંક ઉપર તે બેઉ બેઠા હતા.

ભીમો—માણસુર ! આપણે તો આવાને આવા ભીખારીજ રહ્યા.

માણસુર—જેવી ભગવાનની મરજી.

ભીમો—અરે ! ભગવાનની મરજી હોય, તોએ આપણાથી કયાં લેવાય છે ?

માણસુર—ભગવાન આપે, તો લેવાની કેને ના છે ?

ભીમો—ભગવાન કોઇને હાથોહાથ આપતો નથી; પણ લેવાની સગવડ કરી આપે છે. સગવડનો લાભ ન લે, તેને શું કહીએ ?

માણસુર—તારી વાતમાં હું કાંઇ સમજ્યો નહીં. ચોખ્ખેચોખ્ખું કહે. મારે પણ પૈસાની જરૂર તો છે.

ભીમો—પણ આ વાત કોઇને કહે–તો તને સાળંગપુરનો હનુમાન લે. તું ને હું બેજ જાણીએ.

માણસુર—હા, કહે જોઈએ.

ભીમો—જો–આ બેઉ ડોસીઓ આપણી સાથે છે, તેમની પાસે પાંચ હજાર રૂપૈયા છે. તેમાંથી થોડા રણછોડરાયને ત્યાં વાપરવાના છે, અને બાકીના બ્રાહ્મણોના ભોજન દક્ષણામાં જવાના છે. રણછોડરાયને ખોટ નથી, તે તો લક્ષ્મીનો પતિ છે; અને બ્રાહ્મણોને આપનારા ત્યાં ઘણા આવે છે. દ્વારકાના બ્રાહ્મણો હમેશાં લાડુ ઉડાવે છે.

માણસુર—વચ્ચે બોલી ઉઠયો પણ આ ડોસીઓ કાંઇ માને ?

ભીમો—એમ કોઇ માનતું હશે ? આ શંઘથી આપણે ધીમે ધીમે પાછળ રહીએ. પછી રસ્તામાં એક ઉજડ વાવ આવે છે, ત્યાં આ બે ડોસીઓને ઉડાવી દઇએ. કેમ ! તારો શો વિચાર છે ?

માણસુર—હા, તો તો ઠીક. યાર ! પૈસા વિના તો લાચારના લાચાર.

ભીમો—અરે ! હુએ ઘણા દિવસથી કુંવારો છઉં, પૈસા હોય તો એક દિવસમાં પાંચ પરણું. ખાવાપીવાનો પણ કાંઇ સવાદ આવે !

માણસુર—પણ પાછા પકડાઇ જશું તો ?

ભીમો—' બારવટીયા મળ્યા, તે ડોસીઓને મારીને દ્રવ્ય લઇ ગયા; અને અમને પણ મારી મારીને લોટ કર્યા,' એમ કહેશું.

માણસુર—હા તે વાત પણ ઠીક છે. હવે ઉઠો આપણે; સૌ બાગની બહાર નીકળવા લાગ્યા છે. આપણે તેમની સાથે થઇ જઇએ.

બાંક ઉપરથી ઉઠીને ભીમો અને માણસુર શંઘના માણસોની સાથે થયા, પણ તેઓનાં મન વૈભવના વિચારસમુદ્રમાં તરવા લાગ્યાં. મહા શુદી ૧૫ ને દિવસે બપોરે શંઘ જુનાગઢથી ઉપડયો. બે ત્રણ ગાઉ ચાલ્યા પછી–' હાય ! મારા બળદને ઠેસ વાગી,' એમ કહીને માણસુર ગાડેથી ઉતરી પડયો. પછી બળદને પંપાળવા લાગ્યો. ભીમો પણ ગાડામાંની ઉતર્યો. શંઘનાં બીજાં ગાડાં આગળ ચાલવા લાગ્યાં.

ભીમો—ડોસીઓને-રળીયાત કાકી ! તમે ગભરાશો નહીં. આપણા બળદ સારા છે,હમણાં શંઘને આંબી લેશું.

ડોસીઓ—અમારે તો તમે સાથે છો, તેથી જરાએ ગભરામણ નથી.

કલાક દોઢ કલાક ત્યાં ગાડું ખોટી કરીને, પછી 'બળદને હજી દુઃખે છે,' એમ કહીને બળદને ધીમે ધીમે ચલાવ્યા. આમ રગડદગડ ચાલતાં રાતના ૮–૯ વાગતાં તેઓ ઉજડ વાવ પાસે આવ્યા.

માણસુર—અહીં ભોજન કરી લઇએ, પછી ટાઢા પહોરના ચાલીએ, તે શંઘને આંબી લઇએ.

ડોસીઓ—હા, શંઘને આંબી લ્યો ત્યારે ઠીક. આ ઉજડ જગ્યા છે, માટે અહીં બહુ ખોટી થવું નહીં.

ભીમો અને માણસુર—હા-એમજ કરીશું. તમે ઝટ પરવારો.

ડોસીઓએ ભાતાનો ડાબલો કાઢયો, અને ભીમો અને માણસુર વાવમાંથી પાણી લઇ આવ્યા. સૌએ સાથે બેસીને અજવાળી રાતની ચાંદનીમાં ભોજન કર્યું. પાણી પીઇને ડોસીઓ સોપારી ખાવા બેઠી, અને ભીમો અને માણસુર દૂર બેઠા બેઠા, બીડાઓ પીતાં પીતાં, કાંઇક વાતચીત કરતા હતા. થોડીવારમાં તેઓ ડોસીઓ પાસે આવ્યા. ડોસીઓએ પહેર્યા હતા તે સાડલાથી તેમને બાંધી દીધી. ડોસીઓ તેમનો મર્મ સમજી ગઇ. ડોસીઓ રાડેરાડ પાડવા લાગી, પણ ત્યાં સાંભળે કોણ ! તેમની કુબુદ્ધિ જોઇને ડોસીઓ થથડી ગઈ. ભીમે તલવાર ખેંચી. તલવાર દેખીને ડોસીઓ બોલી–' ભાઇ, તું અમને મારીશ નહીં. આ જે છે, તે તમારૂં છે. તમે બેઉ લઇ જાઓ. અમે જીવતા રહીશું, તો કોઇ દિવસ અમારે દ્વારકેશનાં દર્શન થશે. '

ભીમો—' દ્વારકેશનાં દર્શન અહીંથીજ કરી લ્યો. તમે જીવતાં રહો, તો અમારાથી આ નાણું કેવી રીતે ભોગવી શકાય ?' એમ કહીને ભીમે જોરથી તલવારનો ઘા કર્યો; અને ડોસી-ઓએ આતુરતાપૂર્વક શ્રીદ્વારકેશ સંભાર્યા. તલવાર મૂઠમાંથી છટકી. મૂઠ ભીમાના હાથમાં રહી, અને તલવાર સામે વડના વૃક્ષ નીચે ઉડીને પડી. ભીમો દોડીને તે લેવા ગયો. વડલો ઘમઘોર હતો. આમ તેમ હાથ ફેરવતાં તેને મોટો નાગ કરડયો. તે ત્યાંજ ઢરી ગયો. ઘણી-વાર સુધી ભીમો પાછો ન આવ્યો, તેથી માણસુરે અટકળ કરી કે–'કાંઇક માલ છાનો રાખીને,

તે વડલા નીચે દાટતો હશે.' 'ભાઇ ભીમા ! ભાઈ ભીમા ! કેમ બોલતો નથી ? શું ત્યાં સંતાડયું ?' એમ કહેતો કહેતો માણસુર ભીમાની પાસે આવ્યો. ભીમે શું સંતાડયું ? તે જોવા માટે ભીમાનો જ્યાં હાથ હતો, ત્યાં તેણે પોતાનો હાથ ઘાલ્યો. સર્પે તેનો પણ સત્કાર કર્યો. માણસુર પણ ત્યાં ઢગલો થઇ ગયો.

ડોસીઓને બાંધી દીધી હતી. તેમનાં મન દ્વારકેશના ચરણમાં આતુરતાપૂર્વક વિંટાઈ ગયાં હતાં. ભયથી તેઓએ આંખો વીંચી રાખી હતી, હૃદયમાં શ્રીહરિને ધારણ કર્યા હતા. ડોસીઓએ ધાર્યું કે-' તે બેઉ ભાગ પાડતા હશે. ભાગ પાડયા પછી આપણને મારી નાંખશે.' સમય થતાં સવાર પડી. સૂર્ય નારાયણે પૃથ્વીનો ચાર્જ લીધો. ડોસીઓએ આમતેમ નજર કરીને જોયું, તો બેઉને વડ નીચે દીઠા. ડોસીઓએ ગભરાઇને આંખો વીંચી દીધી. થોડી વારમાં ત્યાં એક રથ અને પાંચ દસ સીપાઇઓ આવ્યા. ગાડા પાસે ડોસીઓને બાંધેલી દેખીને, સીપાઇઓ ચમકયા; એક સીપાઇએ પૂછ્યું-'ડોસીઓ ! તમને કોણે આમ બાંધી છે ?' ડોસીઓ બોલી શકી નહીં, પણ સાન કરીને તેને સમજાવ્યો. સીપાઇએ વડ નીચે જઇને જોયું, તો ત્યાં બે માણસને તેણે મરી ગયેલા દીઠા.

સીપાઇ—ડોસીઓ ! તે બેઉ તો મરી ગયા છે. તેમનાં શરીર લીલાં કંજાર જેવાં થઇ ગયાં છે, તેથી તેમને સર્પ કરડયો જણાય છે.

આ સાંભળી ડોસીઓના જીવમાં જીવ આવ્યો. અંતરથી દ્વારકાવાળાની જે બોલાવીને કહ્યું-' ભાઈ તમે કોણ છો ?' સીપાઇ-'અમે સજ્જનપુરના રાજાના નોકર છઇએ. અમારા રાજા અને રાણી દ્વારકાં જાય છે, તેમની સાથે અમે છઇએ. પેલા રથમાં તે બેઉ બીરાજે છે. અહીં દાતણ પાણી કરવા રોકાશે.'

આ પ્રમાણે વાતચીત થતી હતી, ત્યાં રાજા અને રાણી બેઉ ડોસીઓ પાસે આવ્યાં. ડોસીઓએ પોતાને વીતેલી વાત કહી સંભળાવી. ડોસીઓની દ્વારકેશમાં આસ્થા જોઇને, અને **परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृतां ।** એ વચનોને યાદ રાખીને, દ્વારકાનો ધણી, સુખશય્યામાંથી ઉઠીને, સર્પરૂપે ત્યાં દોડયો આવ્યો; તે તમામ વાત સાંભળીને, રાજા રાણી પ્રસન્ન થયાં, અને તેમને સાચવીને દ્વારકાં લઇ ગયાં.

તાત્પર્ય—ઇશ્વરતત્ત્વ એ કોઇ અજબ વસ્તુ છે. ઘડીમાં ચાયસો કરે. ભીમાના અને માણસુરના મનોરથના અનેક કીલ્લાઓ ઘડીના છઠ્ઠા ભાગમાં તુટી ગયા; અને મરણાધીન થએલી ડોસીઓ સુખપૂર્વક દ્વારકાં પહોંચી.

હવે આગળ વધીએ તો ઠીક. હજી શ્રીકૃષ્ણતત્ત્વનું નિરૂપણ થાય છે—

વસંતતિલકા—**इतीरेशेऽतर्क्ये, निजमहिमनि स्वप्रमितिके ।**
**परत्राजातोऽतन्–निरसनमुखब्रह्मकमितौ ॥**
**अनीशेऽपि द्रष्टुं, किमिदमिति वा मुह्यति सति ।**
**चछादाजो ज्ञात्वा, सपदि परमोऽजाजवनिकाम् ॥५७॥**

૫૭ પદચ્છેદ—**इति**-એ પ્રમાણે. **इरेशे**-વાણીના પતિ. **अतर्क्ये**-તર્કમાં ન આવે એવા. [ **स्व**-પોતાના **प्र**-પ્રકાશ. **मितिकं**-સુખ ] **स्वप्रमितिके**-સ્વયં પ્રકાશ અને સુખમય. **अजातः परत्र**-પ્રકૃતિથી પર. **अतत्** (જડ) **तस्य निरसनं** (ત્યાગ) **इति मुखं, तेन**

અર્થ—એ પ્રમાણે વાણીના પતિ, તર્કમાં ન આવે એવા, સ્વયંપ્રકાશ અને સુખમય, પ્રકૃતિથીપર, અને જડ પદાર્થોના ત્યાગ કરવારૂપ દ્વારથી અને જેમાં ઉપનિષદોરૂપ પ્રમાણ લાગુ પડે છે એવા, અને અસાધારણ મહિમાવાળા પ્રભુના સ્વરૂપમાં 'આ તે શું?' એ પ્રમાણે મોહ પામીને, બ્રહ્માજી જોવાને પણ અશક્ત થઈ ગયા. બ્રહ્માજીની આ સ્થિતિ શ્રીકૃષ્ણે જાણી લઇને, માયાનો પડદો ખસેડી નાંખ્યો. [૫૭]

૫૭ વિવેચન—

કેમ! છે ક્યાંઇ આનો નમુનો? ના. માટેજ તે અદ્વિતીય—માટેજ તે પુરૂષ પુરૂષોત્તમ. માયાનો પડદો ખસેડી લીધા પછી શું દેખાય છે તે સાંભળો—

ततोऽर्वाक्प्रतिलब्धाक्षः, कः परेतवदुत्थितः ॥
कृच्छ्रादुन्मील्य वै दृष्टी–राचष्टेदं सहात्मना ॥५८॥
सपद्येवाभितः पश्यन्, दिशोऽपश्यत्पुर स्थितम् ॥
वृन्दावनं जनाजीव्य–द्रुमाकीर्णं समाप्रियम् ॥५९॥
यत्र नैसर्गदुर्वैराः, सहासन्नृमृगादयः ॥
मित्राणीवाजितावास–द्रुतरुट्तर्षकादिकम् ॥६०॥

ब्रह्मकैः (ઉપનિષદોથી) मितिः (જ્ઞાન) यस्य तन्निरसनमुखब्रह्मकमितिः तस्मिन् इति निजमहिमनि–જડ પદાર્થોનો ત્યાગ કરવારૂપ દ્વારથી જેમાં ઉપનિષદોરૂપી પ્રમાણો લાગુ પડે છે એવા પોતાના અસાધારણ મહિમાવાળા સ્વરૂપમાં किं इदं–આ તે શું? वा मुह्यति सति–એ પ્રમાણે મોહ પામીને. द्रष्टुं अपि अनाशे–જોવાને પણ અશક્ત થઇ જતાં. इति ज्ञात्वा–એ પ્રમાણે જાણીને. परमः अजः–પરમેશ્વર શ્રીકૃષ્ણે. अजाजवनिकां चच्छाद–માયાનો પડદો ખસેડી નાંખ્યો.

૫૮ પદચ્છેદ—ततः–પછી परेतवदुत्थितः–મરી જઇને જાણે ઉઠયા હોય એવા અને अर्वाक्–બહારનું प्रतिलब्धाक्षः–જ્ઞાન જાણે પાછું મળ્યું હોય એવા. कः–બ્રહ્માજી. कृच्छ्रात् दृष्टीः उन्मील्य–માંડમાંડ આંખ ઉઘાડીને જોયું તો सहात्मना इदं आचष्ट–ભગવાન સહિત નીચે પ્રમાણે જોવામાં આવ્યું.

૫૯–૬૦ પદચ્છેદ—सपदि एव–તુરતજ अभितः दिशः पश्यन्–ચારે તરફ નજર નાંખતાં. पुरस्थितम् वृंदावनं अपश्यत्–પાસે રહેલું વૃંદાવન દેખ્યું. તે વૃંદાવન जनानां आजीव्यैः द्रुमैः आकीर्णं–મનુષ્યોને જીવિકા મળે એવાં વૃક્ષોથી ભરેલું. संततानि (એકઠાં થયાં છે) आसमंतात् (ચારે તરફથી) संततानि प्रियाणि यस्मिन् तत्–ચારે તરફથી સઘળા પ્રિય પદાર્થોથી તે ભરેલું હતું. यत्र–જે વનમાં. नैसर्गं दुर्वैरं येषां ते इति नृमृगादयः मित्राणि इव–સ્વાભાવિક દુષ્ટ વૈરવાળાં માણસ અને મૃગાદિ પ્રાણીઓ મિત્ર હોય એવાં થઇને सह आसन–સાથે રહેતાં હતાં. अजीतस्य आवासेन द्रुताः (ચાલ્યા ગયા છે) (रुट्–ક્રોધ तर्षकः–લોભ) रुट्तर्षकादयः यस्मात् तत्–શ્રીકૃષ્ણના નિવાસથી ક્રોધ લોભાદિક જેમાંથી નાસી ગયા હતા એવું વૃંદાવન.

અર્થ—પછી મરી જઇને જાણે ઉઠયા હોય એવા-અને બહારનું જ્ઞાન જાણે પાછું મળ્યું હોય એવા-બ્રહ્માજીએ માંડમાંડ આંખ ઉઘાડીને જોયું, તો ભગવાન્ સહિત સઘળું નીચે પ્રમાણે જોવામાં આવ્યું. ચારે તરફ દૃષ્ટિ નાંખતાં તુરત પાસે રહેલું વૃંદાવન દેખ્યું. તે વૃંદાવન મનુષ્યોને આજીવિકા મળે એવા વૃક્ષોથી ભરેલું હતું. સઘળા પ્રિય પદાર્થો ચારે તરફ તેમાં ભરેલા હતા. કુદરતી રીતે દુષ્ટ વૈરવાળા માણુસો, અને સિંહ-મૃગાદિ પ્રાણીઓ, જાણે મિત્ર હોય, એવી રીતે એકઠાં થઇને સાથે રહેતાં હતાં. શ્રીકૃષ્ણનો ત્યાં નિવાસ હોવાથી, ક્રોધ, લોભ વિગેરે તે વનમાંથી નાસી ગયા હતા. [૫૮-૫૯-૬૦]

૫૮-૫૯-૬૦ વિવેચન—

૫૮ મા શ્લોકમાં બ્રહ્માની સ્થિતિ જોઇ? આપણે ફાલ્યા ફુલ્યા ફરીએ, પણ ભગવાન્ જરા સરખી માયા દેખાડે, તો રડી પડીએ. દુકાને ગયા અને ખબર મળી 'સ્ત્રી અગાશીએથી પડી ગઇ.' હજાર કામ મૂકીને ઘેર આવ્યા. ડૉકટર ઉપર ડૉક્ટર બોલાવ્યા. રાત સુધીમાં ૨૫૧ રૂપૈયા ડૉકટરના બીલના આપ્યા. જમવા બેઠા પણ જમવું ગમ્યું નહીં. ચા અને કોફી ફીક્કાં લાગ્યાં. રાતના એક વાગે સ્ત્રીએ આંખ ઉઘાડીને પ્રેમાળ અવાજે પૂછ્યું—'શું તમે મારી પાસે બેઠા છો?' આટલા શબ્દો સાંભળીને, પતિએ ઘેલા થઇને પૂછ્યું—'તને કેમ છે?' તેના જવાબમાં સ્ત્રીએ ધીમે સ્વરે કહ્યું કે—'હજી મારા વાંસામાં કળતર થાય છે. તમે જરા મને પ્રેમ કરીને પંપાળો. તમારો હાથ દવા કરતાં ઉત્તમ છે' આ શબ્દો સાંભળીને પતિનું દુઃખ કેટલા પ્રમાણુમાં ઓછું થયું હશે, તે તો અનુભવી જાણે. સવાર પડતાં સ્ત્રીની બીમારી વધી પડી, અને પતિ રડવા લાગ્યો-વિગેરે.

૫૯ અને ૬૦ મા શ્લોકમાં વૃંદાવનની શોભાનું વર્ણુન છે. શ્રીશુકદેવજી જેનાં વખાણુ કરે, વીતરાગી પુરૂષો જેનાં વખાણુ કરે, ભક્તો જેનાં વખાણુ કરે, તે વૃંદાવનની ભૂમિ આપણુને નિર્વૈર બનાવે, એવી પ્રાર્થના કરીને, આપણે આગળ વધીએ. યાદ રાખજો કે-જ્ઞાન અગર ભક્તિમાં આગળ વધવાનું સબળ સાધન નિર્વૈરતા છે. સિંહમૃગાદિ પશુઓ સરકસમાં નિર્વૈર થઇને રહે છે, પણ ભક્તિમાર્ગમાં અગર જ્ઞાનમાર્ગમાં સારા ગણાતા મુમુક્ષુઓ-વિદ્વાનો, સોએ પંચાણુ ટકા, નિર્વૈર રહી શકતા નથી. કેટલાએક તો વાણીમાં પણ નિર્વૈરતાનું ભાન કરાવી શકતા નથી; ત્યારે એમનાં અંતરની મલીનતા, કોણ જાણે કેટલીએ હશે! જ્યાં નિર્વૈરતા છે ત્યાં વૃંદાવન છે.

એ વૃંદાવનમાં બ્રહ્માજીએ શું વિશેષ દેખ્યું, અને તે દેખીને બ્રહ્માજીએ શું કર્યું, તે ભાવથી સાંભળો—**વસંતતિલકા.**

**तत्रोद्वहत्पशुपवंशशिशुत्वनाट्यं, ब्रह्माद्वयं परमनन्त-मगाधबोधम् ॥**
**वत्सान्सखीनिव पुरा, परितो विचिन्व-देकं सपाणिकवलं, परमेष्ठ्यचष्ट ॥६१॥**

૬૧-૬૨ પદચ્છેદ—**तत्र**-એ વૃંદાવનમાં. **पूरा इव**-પૂર્વની માફક. **पशून् पांति इति पशुपाः** (ભરવાડ) **तेषां वंशः तस्मिन् शिशुत्वं-तत् एव नाट्यं तत् उद्वहत्**-ગોવાળના બાળરૂપે નાટય કરનારા શ્રીકૃષ્ણને **परमेष्ठी अचष्ट**-બ્રહ્માજીએ દીઠા. **अद्वयं वत्सान् विचिन्वत्**-પોતે અદ્વૈત છે તોપણ વાછરડાંને શોધતા હતા. **एकं अगाधबोधं सखीन्**

दृष्ट्वा त्वरेण निजधोरण-तोऽवतीर्य, पृथ्व्यां वपुः कनकदण्डमिवाभिपात्य ॥
स्पृष्ट्वा चतुर्मुकुटकोटिभिरङ्घ्रियुग्मं, नत्वा मुदश्रुसुजलै-रकृताभिषेकम् ॥६२॥
उत्थायोत्थाय कृष्णस्य, चिरस्य पादयोः पतन् ॥
आस्ते महित्वं प्राग्दृष्टं, स्मृत्वा स्मृत्वा पुनः पुनः ॥६३॥

અર્થ—એ વૃંદાવનમાં, પૂર્વની માફક ગોવાળના બાળકરૂપે નાટક કરનારા શ્રીકૃષ્ણને, બ્રહ્માજીએ દીઠા. પોતે અદ્વૈત છે, તોપણ વાછરડાંને શોધતા હતા. પોતે એક છે, અને અગાધ જ્ઞાનવાળા છે, છતાં પ્રભુ મિત્રોને શોધતા હતા. પોતે અનંત છતાં છેડાવાળા થઇને (વનમાં) આમતેમ ફરતા હતા. પોતે પરબ્રહ્મ છતાં હાથમાં દહીં ભાતનો કોળીયો રાખ્યો હતો—એવા ભગવાનને જોઇને, બ્રહ્માજી ત્વરાથી પોતાના વાહન ઉપરથી નીચે ઉતરી પડયા. પછી સોનાની લાકડીની માફક પૃથ્વી ઉપર લાંબા થઇને પ્રણામ કરીને, ચાર મુગટની અણીઓ વડે, ચરણકમળનો સ્પર્શ કરીને, અને નમીને, આનંદના આંસુરૂપી સુંદર જળથી અભિષેક કર્યો. પૂર્વે દેખેલા મહિમાનું વારંવાર સ્મરણ આવતાં, બ્રહ્માજીએ ઉઠી ઉઠીને, શ્રીકૃષ્ણના ચરણમાં વારંવાર દંડવત્ પ્રણામ કર્યા. [૬૧-૬૨-૬૩]

૬૧-૬૨-૬૩ વિવેચન—

શ્લોકમાં નિર્ગુણ-સગુણનો તફાવત બતાવ્યો છે. જે આ છે, તે તે ન હોય, છતાં છે. તાત્પર્ય-સગુણ લીલાઓ મોહ પમાડે એવી હોય છે. બ્રહ્માજીનો મોહ મટી જતાં બ્રહ્માજી પ્રભુના ચરણમાં પડયા. બ્રહ્માજીની આંખમાં પ્રેમનાં આંસુ ભરાઇ આવ્યાં. જેમ વટાતાં વટાતાં વધારે જીર્ણ ચૂર્ણ થાય, તેમ પ્રભુ મહિમાના દર્શનનું ચિંતવન થતાં, બ્રહ્માજી વધારે વધારે નમ્ર બન્યા-વારંવાર બ્રહ્માજીએ પ્રભુને પ્રણામ કર્યા.

---

**विचिन्वत्**-પોતે એક અને અગાધબોધી છતાં મિત્રોને શોધતા હતા. **अनंतं विचिन्वत्**-અનંત છતાં છેડાવાળા થઇને આમતેમ ફરતા હતા. **परं ब्रह्म स्वपाणिकवलं**-પોતે પરબ્રહ્મ હતા, છતાં હાથમાં દહીં ભાતનો કોળીયો ધારણ કર્યો હતો. **दृष्ट्वा**-એવા ભગવાનને જોઇને. **त्वरेण**-ત્વરાથી. **निजधोरणतः अवतीर्य**-પોતાના વાહન ઉપરથી ઉતરી પડીને **वपुः पृथ्व्यां**-પોતાના શરીરને પ્રથ્વી ઉપર **कनकदंडम् इव**-સોનાની લાકડીની માફક. **आनिपात्य**-પાડીને. **चतुर्मुकुटानां कोटयः** (અણી) **ताभिः**-ચાર મુકુટની અણીયો વડે. **अंघ्रियुग्मं स्पृष्ट्वा**-ચરણકમળનો સ્પર્શ કરીને. **नत्वा**-નમીને. **मुदः** (આનંદના) **अश्रूणि एव जलानि तैः अभिषेकं अकृत**-આનંદના આંસુરૂપી સુંદર જળથી અભિષેક કર્યો.

૬૩ પદચ્છેદ—**प्राग्दृष्टं महित्वं**-પૂર્વે દેખેલા મહિમાનું **पुनः पुनः स्मृत्वा स्मृत्वा**-વારંવાર સ્મરણ કરીને. **उत्थाय उत्थाय**-વારંવાર ઉઠીને. **कृष्णस्य पादयोः**-શ્રીકૃષ્ણના ચરણમાં **चिरस्य पतनम् आस्ते**-લાંબા વખત સુધી પડયા કર્યું. લાંબા વખત સુધી પ્રણામ કર્યા.

પ્રણામ કર્યા પછી બ્રહ્માજીએ શું કર્યું—

**शनैरथोत्थाय विमृज्य लोचने, मुकुन्दमुद्वीक्ष्य विनम्रकंधरः ॥**
**कृताञ्जलिः प्रश्रयवान्समाहितः, सवेपथुर्गद्गदयैलतेलया ॥६४॥**

**અર્થ**—પછી બ્રહ્માજીએ ધીમેથી ઉઠીને, આંખો લોહી નાંખીને, મુકુંદ ભગવાનને જોઇને, વિનયપુર્વક ડોક નમાવીને અને હાથ જોડીને, સાવધાન રહીને, ધ્રુજતાં ધ્રુજતાં ગદ્‌ગદ્ વાણીથી, બ્રહ્માજી સ્તુતિ કરવા લાગ્યા. [૬૪]

૬૪ વિવેચન—**લોચને**-૪ મુખ અને આંખો બેજ ?-જાતિત્વ સૂચવે છે.

બ્રહ્માજીની સ્તુતિ આવતા અધ્યાયમાં કહેવાશે. ભાવથી વહેલાં વહેલાં પધારજો.

ઇતિશ્રીમન્ મહા પુરાણ ભાગવતના દશમસ્કંધનો તેરમો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ. બોલો શ્રીરામચંદ્રદેવકી જય. બોલો હર હર મહાદેવ હર. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલા પ્રભુના પ્યારા જીવોને, અમારા જયશ્રીકૃષ્ણ કહેજોજી.

**અમદાવાદ,**
મોક્ષમંદિર.
સંવત ૧૯૮૪ ભીમઅગીઆરસ.

**લી. રામશંકર મોનજી ભટ.**

# શ્રીદશમસ્કંધ પૂર્વાર્ધ.

## ૧૪મો અધ્યાય.

**વિષય**—શ્રીકૃષ્ણનું અદ્‌ભુત ચરિત્ર જોઇને વિસ્મય પામેલા બ્રહ્માજી, આ અધ્યાયના ૧ થી ૪૦ શ્લોકોમાં પ્રભુની સ્તુતિ કરશે. ૪૧ થી ૪૮ સુધીના શ્લોકોમાં યમુના તટે શ્રીકૃષ્ણની ગોપબાળકો સાથે બાકી રહેલી ભોજનલીલા સંબંધી કથા છે. ૪૯ થી શરૂ થતા શ્લોકોમાં આત્માનું શ્રેષ્ઠત્વ અને પ્રિયત્વ નિરૂપણ કર્યું છે.

**નોંધ**—આ આખા અધ્યાયમાં તત્ત્વજ્ઞાનનું અગર વેદાંતનું નિરૂપણ બહુ સારી રીતે કર્યું છે. શ્રુતિઓના સારરૂપ છે. [ જેમનાથી બની શકે તેમણે આ સ્તુતિના શ્લોકો મુખપાઠ કરવા જેવા છે. ] શ્રીમદ્ ભાગવત કેવા પ્રકારનું પુરાણ છે, તેનો ખ્યાલ સત્યશોધકને અનાયાસે થાય, એવું જ્ઞાન આ અધ્યાયમાં છે.

હવે બ્રહ્માજી સ્તુતિ શરૂ કરે છે.

---

૬૪ પદચ્છેદ—**अथ**-પછી. **शनैः उत्थाय**-ધીમેથી ઉઠીને. **लोचने विमृज्य**-આંખો લોહી નાંખીને. **मुकुंदं वीक्ष्य**-મુકુંદ ભગવાનને જોઇને. **विनम्रा कंधरा यस्य सः विनम्रकंधरः**-ડોક નમાવીને. વાંકી વળીને. **प्रश्रयवान्**-વિનયપૂર્વક **कृतांजलिः**-હાથ જોડીને. **समाहितः**-સાવધાન રહીને. **वेपथुना सह वर्तते इति सवेपथुः**-ધ્રુજતાં ધ્રુજતાં **गद्गदया इलया** (વાણીથી)-ગદ્‌ગદ્ વાણીથી **ऐलत**-સ્તુતિ કરવા લાગ્યા. [**इल्** ધાતુ-પ્ર. ગણ].

**ब्रह्मोवाच ॥—વસંતતિલકા.**

**नौमीड्य तेऽभ्रवपुषे, तडिदम्बराय, गुंजावतंसपरिपिच्छ–लसन्मुखाय ॥**
**वन्यस्रजे कवलवेत्रविषाणवेणु–लक्ष्मश्रिये मृदुपदे, पशुपाङ्गजाय ॥ १ ॥**

અર્થ—બ્રહ્માજી સ્તુતિ કરે છે કે 'હે સ્તુતિ કરવા લાયક ! મેઘની પેઠે શ્યામ શરીરવાળા, વિજળી જેવા ચળકતા પીળાં વસ્ત્રવાળા, ચણોઠીનાં કર્ણભૂષણથી અને ફગફગતા (ઉડતા) મોરપીંછના મુગટથી શોભતા મુખવાળા, વનમાં થએલાં પુષ્પાદિકની માળાઓને ધારણ કરનાર, હાથમાં કોળીયો, છડી, શીંગડી, તથા વેણુરૂપ ચિન્હોથી શોભી રહેલા, તથા કોમળ ચરણવાળા, એવા જે આપ–ગોવાળના પુત્ર બન્યા છો, તેમને હું પ્રણામ કરૂં છઉં. [૧]

૧ વિવેચન—

હૃદયમાં ઉતારવા લાયક આ સ્વરૂપ છે. છેવટમાં કહ્યું કે–'ગોવાળના પુત્ર બન્યા છો તેમને' એટલે કૃષ્ણ સ્વરૂપે આપ પુરાણ પુરૂષ છો, એવી ખાત્રી હવે મને થઈ ચૂકી છે.'

આપ નિર્ગુણ છતાં ગુણી બન્યા. દેહધારી બન્યા. તેથી હું ભુલાવામાં પડયો એમ હવે કહે છે. રાગ–વસંતતિલકા.

**अस्यापि देव वपुषो, मदनुग्रहस्य, स्वेच्छामयस्य न तु, भूतमयस्य कोऽपि ॥**
**नेशे महि त्ववसितुं, मनसान्तरेण, साक्षात्तवैव किमुतात्म–सुखानुभूतेः ॥२॥**

અર્થ—' હે દેવ ! હે દેવ ! મારા ઉપર અનુગ્રહ કરનાર, અને ભક્તોની ઈચ્છા પ્રમાણે નવા નવા રૂપ લેનારા, આ આપનું શરીર કે જે પંચમહાભૂતનું

---

૧ પદચ્છેદ—**इड्य**–હે સ્તુતિ કરવા લાયક ! **अभ्रं इव वपुः यस्य सः अभ्रवपुः तस्मै इति ते नौमि**–મેઘના જેવા શ્યામ શરીરવાળા આપને પ્રણામ કરૂં છઉં. **तडित्वत् अंबरं यस्यः सः तस्मै**–વીજળી જેવા ચળકતા પીળા વસ્ત્રવાળા આપને **गुंजाभिः अवतंसौ गुंजावतंसौ तौ च परिपिच्छं च तैः लसत् मुखं यस्य सः तस्मै** ચણોઠીના કર્ણભૂષણ અને ફગફગતા મોરપીછના મુગટથી શોભતા મુખવાળા આપને **वन्याः स्रजः यस्य सः वन्यस्रग् तस्मै**–વનમાળાઓ જેણે ધારણ કરી છે એવા આપને **कवलश्च** (કોળીયો) **वेत्रं च विषाणं च वेणुश्च इति लक्ष्माणि तैः श्रीः यस्य सः तस्मै**–કોળીયો, છડી, શીંગડી તથા વેણુરૂપ ચિન્હોથી શોભી રહેલા **मृदुपदे**–કોમળ ચરણવાળા –**पशुपस्य अंगजाय**–ગોવાળના પુત્રરૂપે જે આપ–તેમને પ્રણામ કરૂં છઉં. )

૨ પદચ્છેદ –**देव** !–હે દેવ ! **मदनुग्रहस्य**–મારા ઉપર અનુગ્રહ કરનાર **स्वेषां इच्छा स्वेच्छा स्वेच्छास्वरूपं यस्य सः स्वेच्छामयं तस्य**–પોતાના ભક્તોની ઇચ્છા પ્રમાણે થનાર. **न तु भूतमयस्य**–વળી જે પંચમહાભૂતનું નથી છતાં પંચમહાભૂતમય જણાય છે. એવા **अस्य वपुषः महि**–આ શરીરનો મહિમા **अपि**-પણ **कः अपि**–કોઈ પણ **अवसितुं**–જાણવાને **न ईशे**–શક્તિમાન નથી. **तु** ત્યારે **तव साक्षात् आत्मसुखानुभूतेः महि**–તમારા આત્મસુખના અનુભવનો સાક્ષાત્ મહિમા **आंतरेण मनसा अपि**–મનનો નિરોધ કરવાથી પણ જાણવાને કોઈ શક્તિમાન્ નથી. **किं उत**–ત્યારે તેમાં શું કહેવું !

નથી, છતાં એવું જણાય છે, તોપણ આ શરીરનો મહિમા કોઈ જાણી શકતું નથી. આપ કે જે કેવળ સાક્ષાત્ આત્મસુખના અનુભવમાત્ર છો, તેમના મહિમાને મનનો નિરોધ કરવાથી પણ કેવી રીતે જાણી શકાય? એમાં વધારે શું કહેવું! (૨)

૨ વિવેચન—**अवजानंति मां मूढा, मानुषीं तनुमाश्रितम् ॥**
**परं भावमजानंतो, मम भूतमहेश्वरम् ॥ ११ ॥** [ ગીતા. અ. ૯. ]

પ્રભુ પોતેજ બોલ્યા કે-અધિષ્ઠાનપણાથી હું સર્વ ભૂતોનો ઇશ્વર છઉં, તો પણ અજ્ઞાની જીવો, મારા એ શ્રેષ્ઠ સ્વરૂપને ન જાણતાં, મને મનુષ્ય તરીકે જાણીને મારી અવજ્ઞા કરે છે.

હજી કૃષ્ણ ડાહ્યા ડમરા જણાય છે. આગળ ઉપર તેમની વર્તણુક વાંધા પડતી જણાશે. ગોપીઓ તેમને ઘેરી લેશે. બ્રહ્માજીની આ સ્તુતિ બરાબર યાદ રહે, તો તે વખતે આપણું મન આક્ષેપોથી ડોળાય નહીં. નાટકશાળાના થીએટર ઉપર રમનારાને આપણે સારી રીતે ઓળખતા હોઇએ, એટલે તે આપણો સગો હોય, અગર પાડોશી હોય, તો તેના ભપકામાં આપણે અંજાઇએ નહીં. આપણને તેમાં મોહ થાય નહીં. ગમે એવો ખેલાડી ચૌટા વચ્ચે ઠીંકરાના રૂપૈયા કરીને ખખડાવતો હોય. પ્રેક્ષકોને હસાવતો હોય; પણ તેની પાસે રહેનારો ઝંબુરો (નોકર), તેથી કાંઇ આશ્ચર્ય પામે નહીં. તે પ્રમાણેજ સ્તુતિમાં વાપરેલાં વચનોનું રહસ્ય સમજ્યા હોઇએ, તો હવે પછી જ્યારે શ્રીકૃષ્ણની વર્તણુક આપણને વાંધા પડતી જણાશે, ત્યારે આપણને મોહ નહીં થાય. આપણે શ્રીકૃષ્ણને વ્યભિચારી નહીં કહીએ.

છેવટમાં કહ્યું કે એકલા હઠયોગથી પ્રભુ સ્વરૂપ પ્રાપ્ત થાય એવું નથી.

હવે શુષ્ક વેદાંતનું ખંડન કરે છે—**વસંતતિલકા.**

**ज्ञाने प्रयासमुदपास्य, नमन्त एव, जीवन्ति सन्मुखरितां, भवदीयवार्ताम् ॥**
**स्थाने स्थिताः श्रुतिगतां, तनुवाङ्मनोभिर्-**
**ये प्रायशोऽजित जितोऽप्यसि, तैस्त्रिलोक्याम् ॥ ३ ॥**

અર્થ—હે અજીત! માત્ર જ્ઞાનને માટે પ્રયાસ નહીં કરતાં, સત્પુરૂષોએ પોતાના અનુભવથી કહેલી-પ્રગટ કરેલી, અને તેમ થવાથી કાનપર આવે એવી ભગવદ્‌વાર્તાને, જે મનુષ્યો પોતપોતાના સ્થાનમાં બેસીને-એટલે વર્ણાશ્રમધર્મમાં રહીને, શરીર વાણી અને મનથી, તે કથાનો સત્કાર કરીને, જીવન પસાર કરે છે તે પુરૂષોથી, ત્રૈલોકયમાં, આપ અજીત છો છતાં, જીતાયા છો, તેમને વશ થઈને આપ વર્તો છો, તેમના દાસ બનીને રહો છો. (૩)

---

૩ પદચ્છેદ—**हे अजित !**-હે અજીત! **ज्ञाने प्रयासम् उदपास्य**-જ્ઞાનના પ્રયાસને તજીને. **ये**-જે લોકો **सद्भिः मुखरितां** (કહેલી) અને **श्रुतिगतां**-સત્પુરૂષોએ કહેલી અને તેથી કાનપર આવે એવી **भवदीयवार्ता**-ભગવદ્ વાર્તાને **स्थाने स्थिताः**-પોતાને ઠેકાણે બેસી રહીને. **तनुवाङ्मनोभिः नमंतः**-શરીર વાણી અને મનથી તેનો સત્કાર કરીને **जीवंति**-જીવે છે. **तैः**-તેઓથી **प्रायशः**-ઘણું કરીને. **त्रिलोक्यां अजितः अपि**-આપ કે જે ત્રૈલોકયમાં કોઇથી વશ થયા નથી તે પણ **जितः असि**-વશ થઇને રહો છો.

श्रेयस्रुतिं भक्तिमुदस्य ते विभो, क्लिश्यन्ति ये केवलबोधलब्धये ॥
तेषामसौ क्लेशल एव शिष्यते, नान्यद्यथा स्थूल-तुषावघातिनाम् ॥ ४ ॥
पुरेह भूमन्बहवोऽपि योगिनस्-त्वदर्पितेहा निजकर्मलब्धया ॥
विबुध्य भक्त्यैव कथोपनीतया, प्रपेदिरेऽञ्जोऽच्युत ते गतिं पराम् ॥५॥

અર્થ—'હે પ્રભુ! જાડાં ફોતરાં ખાંડનારા લોકોને, તેમાંથી પરિશ્રમ સિવાય, જેમ બીજું કાંઈ મળતું નથી; તેમ જેમાંથી કલ્યાણના પ્રવાહ-ફુવારા નીકળ્યા કરે છે, એવી તમારી ભક્તિ તજીને, જે લોકો માત્ર જ્ઞાન માટેજ પરિશ્રમ કરે છે, તેઓને આ પ્રયત્ન કેવળ પરિશ્રમ રૂપજ રહે છે. એટલે પરિશ્રમનું ફળ મળતું નથી. એટલે આપ મળતા નથી. (૪)

અર્થ—'હે પ્રભુ! પૂર્વે આ સંસારમાં ઘણા યોગીઓને યોગથી જ્ઞાન પ્રાપ્ત ન થયું, ત્યારે તેઓએ પોતાની સઘળી ચેષ્ટાઓ અને કર્મો આપને અર્પણ કરી દીધાં. ચેષ્ટાઓરૂપી વર્ણાશ્રમના ધર્મોના પાલનથી, અને કથાના શ્રવણથી, પ્રાપ્ત થએલી ભક્તિ વડે તેમને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું, અને તેઓ સુખપૂર્વક તમારી પરમ ગતિને પામી ગયા. (૫)

૩-૪-૫ વિવેચન—

ચોપાઇ—જે અસ ભક્તિ જાની પરહરહિ, કેવળ જ્ઞાન હેતુ શ્રમ કરહિ;
તે જડ કામધેનુ ગૃહ ત્યાગી, ખોજત આક ફીરહી પય લાગી.
સુન ખગેશ હરિભક્તિ વિહાઇ, જો સુખ ચાહહિ આન ઉપાઇ;
તે શઠ મહાસિંધુ બીનુ તરણિ, પૈરી પાર ચાહત જડ કરણી. [મોક્ષવાણી પાનુ ૮૬].

---

૪ પદચ્છેદ—**विभो!** હે પ્રભુ! **यथा**-જેવી રીતે. **स्थूलतुषाणि** (જાડાં ફોતરાં) **अवघ्नन्ति इति स्थूलतुषावघातिनः तेषां स्थूलतुषावघातिनाम न अन्यत् क्लेशलः**-જાડાં ફોતરાં ખાંડનારા લોકોને જેમ પરિશ્રમ સિવાય કાંઈ મળતું નથી. **श्रेयःस्रुति ते-तव भक्तिं उदस्य**-જેમાંથી કલ્યાણના પ્રવાહ નીકળ્યા કરે છે એવી તમારી ભક્તિ તજીને **ये**-જે પુરૂષો **केवलबोधलब्धये**-માત્ર જ્ઞાન માટે. **क्लिश्यन्ति**-પરિશ્રમ કરે છે. **तेषां**-તેઓને **असौ क्लेशलः शिष्यते एव**-આ પરિશ્રમરૂપેજ બાકી રહે છે.

૫ પદચ્છેદ—**हे भूमन्**-હે મહારાજ! **पुरा** પૂર્વે. **इह**-આ સંસારમાં **बहवः योगिनः** ઘણા યોગીઓ **अपि**-યોગીઓ હતા તોપણ યોગથી જ્ઞાન ન પામીને. **त्वयि अर्पिता ईहा** (ચેષ્ટા) **यैः ते त्वदर्पितेहाः**-પોતાની તમામ ચેષ્ટા-વર્ણાશ્રમને લાયક ધર્મોના આચરવારૂપી ચેષ્ટા-આપને અર્પણ કરી દેતા હતા એવા યોગીઓ **नित्यकर्मभिः लब्धा-प्राप्ता-तया इति भक्त्या एव**-પોતાના કર્મથી પ્રાપ્ત કરેલી ભક્તિ વડે. **कथया उपनीता** (પાસે લવાએલી) **तया इति भक्त्या एव**-કથાએ પાસે લાવેલી ભક્તિથીજ. **विबुध्य**-આત્માને જાણીને **हे अच्युत!**-હે અચ્યુત! **अंज**-સુખપૂર્વક **ते परां गतिं प्रपेदिरे**-તારી પરમ ગતિને પામી ગયા.

સૂચના—જગત્‌માં જ્ઞાનને બહાને અને યોગને બહાને મથનારા ઘણા હોય છે, પણ તેના અધિકારી ઘણાજ થોડા હોય છે. અધિકાર વિના પ્રયત્ન સફળ થતો નથી. માટે મધ્યમ અધિકારીઓએ ભક્તિમાં લાગ્યા રહેવું, એ ભાવ છે.

દરેક શ્લોકનું વર્ણન કરીએ, તો પાનાં ભરાઇ જાય. માટે થોડામાં સમજી જજો. સાધન સંપન્ન બન્યા પહેલાં, વેદાંતની માત્ર વાતો કરવા માટે, ઘણા શૂરવીરો બહાર પડયા છે. તેમનાથી ચેતતા રહેજો, નહિં તો અમે આ જે કાંઇ તમને આપ્યું છે, તે તમારા હાથમાંથી પડાવી નાંખશે, અને તમને નવું કાંઇ આપશે નહિ. [ જુઓ મોક્ષવાણી પાનુ ૬૯ ].

**ચોપાઇ**—જ્ઞાન અગમ પ્રત્યુહ અનેકા, સાધન કઠીન ન મન કહાં ટેકા;
કરત કષ્ટ બહુ પાવત કોઇ, ભક્તિ હિનપ્રિય મોહી ન સોઇ.
ભકિત સ્વતંત્ર સકલ સુખખાની, બિનુ સત્સંગ ન પાવહિ પ્રાણી;
પુણ્યપુંજ બીનુ મિલહી ન સંતા, સત્સંગતિ સંસૃત્તિ કહી અંતા.
કહહુ ભક્તિપથ કવન પ્રયાસા, યોગ ન મખ જપ તપ ઉપવાસા;
સરલ સ્વભાઉ ન મન કુટીલાઇ, યથા લાભ સંતોષ સદાઇ.
વિગેરે—વિગેરે.

સગુણ અગુણમાં મોટો ભેદ કયો ?

**तथापि भूमन्महिमाऽगुणस्य ते, विबोद्धुमर्हत्यमलान्तरात्मभिः ॥**
**अविक्रियात्स्वानुभवादरूपतो, ह्यनन्यबोध्यात्मतया न चान्यथा ॥६॥**
**गुणात्मनस्तेऽपि गुणान्विमातुं, हितावतीर्णस्य क ईशिरेऽस्य ॥**
**कालेन यैर्वा विमिताः सुकल्पैर्–भूपांसवः खे मिहिका द्युभासः ॥७॥**
**तत्तेऽनुकम्पां सुसमीक्षमाणो, भुञ्जान एवात्मकृतं विपाकम् ॥**
**हृद्वाग्वपुर्भिर्विदधन्नमस्ते, जीवेत यो मुक्तिपदे स दायभाक् ॥८॥**

---

૬ પદચ્છેદ—**हे भूमन**–હે અગાધ ! **अविक्रियात**–વિશેષ આકારથી આપ રહિત છે. તેથી **अरूपतः**–આપ રૂપરહિત છે. અવ્યક્ત છો તેથી. **स्वानुभवात्**–આત્માકાર થએલી વૃત્તિથી જણાઓ છો તેથી. **अनन्यबोधात्मया**–સ્વયં પ્રકાશ છો તેથી **तथापि**–મલે **अमलः अंतरात्मा येषां ते तैः**–અંતઃકરણ નિર્મળ છે તેઓથી તે **अगुणस्य महिमा** આપનો નિર્ગુણ મહિમા **विबोद्धुम अर्हति** જાણવો ઘટે છે એટલે જણાય છે. **च**–પણ. **अन्यथा न**–આપના સગુણ સ્વરૂપનો મહિમા જાણી શકાય એમ નથી.

૭ પદચ્છેદ—**गुणानाम् आत्मा तस्य इति ते**–આપ કે જે ગુણોના અધિષ્ઠાતા છો. **अस्य हिताय अवतीर्णः तस्य**–આપ કે જે જગત્‌ના હિતને સારૂ અવતરેલા છે તેના **तस्य गुणान विमातुं**–તેના ગુણોની ગણના કરવા માટે. **के ईशिरे**–કોણ સમર્થ છે ? **यैः सुकल्पैः**–જે ઘણા નિપુણ પુરૂષો છે. તેમનાથી. **कालेन**–લાંબે કાળે. **भूपांसवः**–પૃથ્વીના રજકણો **खे मिहिकाः**–આકાશનાં હિમના કણો. **दिवि भासः द्युभासः**–અને આકાશના નક્ષત્રો ( કદિ ગણી શકાય ).

૮ પદચ્છેદ—**तत**–એટલામાટે–તેથી. **ते (तव) अनुकंपां सुसमीक्षमाणः**–તમારી કૃપાની માનપૂર્વક વાટ જોતો પુરૂષ. **आत्मकृतं विपाकं एव भुंजानः**–પોતે કરેલાં કર્મોના

અર્થ—' હે અમાપ! આપ વિશેષ આકારથી રહિત છો, તેથી આપ રૂપરહિત છો. આત્માકાર થએલી વૃત્તિથી આપ જણાવો એવા છે, માટે સ્વયંપ્રકાશ છો. જેઓના અંતઃકરણ નિર્મળ છે, તેઓથી ભલે આપનો નિર્ગુણ મહિમા જણાય, પણ આપનો સગુણ મહિમા કોઇથી જાણ્યો જાય એવો નથી. [એટલે આ રૂપ તજીને બીજું રૂપ ધારણ કરો, તે વખતે પ્રથમ રૂપનો જોનારો પુરૂષ, જરૂર ભૂલો પડે.] આપ કે જે ગુણોના અધિષ્ઠાતા છો, અને જગતના હિતને સારૂ અવતરેલા છો, તેમના ગુણોની ગણના કરવા કોણ સમર્થ છે?–કોઇ સમર્થ નથી. ઘણા નિપુણ મનુષ્યોથી લાંબે કાળે, પૃથ્વીના રજકણો ગણી શકાય, આકાશના હિમકણો અને નક્ષત્રો પણ કદિ ગણી શકાય, પણ આપના ગુણોને ગણી શકાય નહીં. એટલા માટે આપની કૃપાની, માનપૂર્વક [અધિરાઇથી નહીં], વાટ જોયા કરતો, અને પ્રારબ્ધ કર્મોને ભોગવતો, જે મનુષ્ય જીંદગીપર્યંત મન, વાણી અને કાયાથી આપને પ્રણામ કર્યાં કરે છે, તે મનુષ્ય મુક્તિના પદનો ભાગીદાર થાય છે. [૬–૭–૮]

૬–૭–૮ વિવેચન—

નિર્ગુણમાં પ્રભુ એક સ્વરૂપે રહે, અને સગુણમાં પ્રભુ અનેક સ્વરૂપ ધારણ કરે. એક દિવસમાં એક મનુષ્ય અનેકવાર રૂપથી અગર સ્વભાવથી બદલાતો હોય, તો આપણે તેને પહોંચી શકતા નથી, ત્યારે આ અનેક કળાઓથી યુક્ત–સંપૂર્ણ સત્તાધારી પરમાત્મા, તેના અનેક રૂપ અને અનેક સ્વભાવ કેવી રીતે ઓળખી શકાય! ન જ ઓળખી શકાય.

ઋષ્યમુક્ પર્વત પાસે રામ લક્ષ્મણને આવેલા દેખીને, સુગ્રીવની આજ્ઞાથી હનુમાને બ્રાહ્મણનો વેષ લઇને શ્રીરામને પૂછ્યું કે–[ ઢોલક કાંસીજોડાં તૈયાર કરીને, સાવધાન થઇ જાઓ. તો રંગ ઉડાવીએ. ]

**ચોપાઈ**—કો તુમ શ્યામલ ગૌર શરીરા, ક્ષત્રિયરૂપ ફિરહું વન વીરા,
કઠિન ભૂમી કોમલ પદગામી, કવન હેતુ વન વિચરહું સ્વામી.
મૃદુલ મનોહર સુંદર ગાતા, સહત દુઃસહ બન આતપ બાતા,
કો તુમ તીન દેવનમહઁ કોઉ, નરનારાયણ કો તુમ દોઉ?

**દોહરો**—જગકારણ તારણ ભવહિ, ભંજન ધરણી ભાર,
કો તુમ અખિલ ભુવનપતિ, લીન્હ મનુજ અવતાર. સીયાવર૦

[ અરે હાં. ]

**ચોપાઈ**—હસી બોલે રઘુવંશ કુમારા—જય શ્રી રામા;
વિધિકર લીખાકો મેટનહારા—જય શ્રી રામા.

---

પાકને, એટલે પ્રારબ્ધ કર્મનેજ, ભોગવ્યા કરતો પુરૂષ. **हृद् च वाक् च वपुश्च तैः**-મન વાણી અને કાયાથી. **ते नमः विदधन**-આપને નમસ્કાર કરનારો પુરૂષ. **यः जीवेत**-જે જીવે છે. **सः**-તે. **मुक्तिपदे**-મુક્તિના પદમાં **दायं** (ભાગ) **भजति दायभाक्**-ભાગદાર થાય છે.

એમ કહીને રામ બોલ્યા કે-' અમે તો રાજા દશરથના પુત્ર છઇએ. મારૂં નામ **રામ** અને આ ભાઇનું નામ **લક્ષ્મણ**. અમારી સાથે એક સ્ત્રી હતી. કોઇ રાક્ષસે આટલામાં તેમનું હરણ કર્યું. અમે તેની શોધમાં છઇએ. હે વિપ્ર, અમે અમારૂં વૃત્તાંત કહી સંભળાવ્યું. હવે આપ કોણ છો તે અમને કહો.'

**ચોપાઇ**-પ્રભુ પહિચાની પર્યો ગહી ચરણા, સો સુખ ઉમા! જાય નહિં વરણા,
પુલકિત તનુ મુખ આવ ન વચના, દેખત રૂચિર વેશકી રચના.
પુનિ ધીરજ ધરી અસ્તુતિ કીન્હા, હર્ષ હૃદય નિજ નાથહી ચિન્હા,
મોર ન્યાઉ મેં પુછા સાંઇ, તુમ કસ પૂછહુ નરકી નાંઇ.
તવ માયાવશ ફીરૌં ભુલાના, તાતે મેં નહિ પ્રભુ પહિચાના,

**દોહરો**—એક મંદમેં મોહવશ, કુટિલ હૃદય અજ્ઞાન.
પુનિ પ્રભુ મોહિ વિચારીયો, દિનબંધુ ભગવાન.
હાં-પ્યારેમેરે-દીનબંધુ ભગવાન-૧-૨-૩ હાં સીયાવર૦

જનકના મંડપમાં શ્રીરામને દેખીને, પરશુરામની આંખો લલચાણી-હૃદય દ્રવ્યું-તોપણ નિર્ગુણ સગુણ બન્યા છે, એમ સમજી શક્યા નહિં. ઘણીવારે ઓળખાણ પડી.

આ અંધારામાં-આ અજ્ઞાનમાં-હિરણ્યાક્ષ કુટાઇ મુવો, હિરણ્યકશિપુ ચિરાઈ મુવો, રાવણ રણમાં રજળ્યો, અને શિશુપાળે સભા વચ્ચે માથું ખોયું. વિગેરે વિગેરે.

આપણે રણછોડરાયનાં દર્શને ડાકોર જઇએ, પણ ડાકોરના સ્ટેશને રણછોડરાય નિર્ધન બ્રાહ્મણ બનીને સામે આવ્યા હોય; તો આપણે તેમને ઓળખી શકીએ નહીં. બ્રાહ્મણરૂપે પૈ પૈસો માગે, તો એ ધક્કા પણ મારી દઇએ.

શ્રીરામના દર્શન કરવા માટે હનુમાનજીની આજ્ઞાથી, તુલસીદાસજી ચિત્રકોટમાં આવ્યા. ' પ્રભુ નીકળે તો તેમનું પૂજન કરૂં.' એવા ભાવથી તુલસીદાસજીએ ચંદન ઘસીને તૈયાર કર્યું.

**ચોપાઈ**—ગારન લગ્યો ન્હાય ત્યાં ચંદન, આય ગયે દોઉ દશરથ નંદન;
કહ્યો દેઉ ચંદન મોહી બાવા, તુલસીદાસ તબ સહજ હિ ગાવા.
ચંદન દેહુ ચર્ચિ અંગમાંહી, રામલક્ષ્મણ તુમ હો કે નાંહિ?
બાળક કહે સાધુ જગ જે જે, રામ લક્ષ્મણની મૂર્તિ તે તે.

ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં, શ્રીમદૂર્જિતમેવ વા ।**
**તત્તદેવાવગચ્છ ત્વં, મમ તેજોંઽશસંભવમ્** ॥ ૧૦-૪૧ ॥

ઐશ્વર્ય, સૌંદર્ય, કીર્તિ વિગેરે પ્રભાવથી જે કોઇ યુક્ત હોય, તેને તેને તું મારાજ તેજથી ઉત્પન્ન થએલું જાણ. તાત્પર્ય-અવતારોની ગણત્રી થઇ શકે એમ નથી.

જેવી અવતારની ભુલવણી છે, તેવીજ સંતો અને સદ્‌ગુરૂની ભુલવણી છે.

[ મોક્ષવાણી પાનું ૨૪. ]

**ચોપાઈ**—તુમતે અધિક ગુરૂહિ જીય જાની, સકલ ભાવ સેવહિ સનમાની.

વાલ્મીકિ બોલ્યા છે કે-હે રામ! જે મનુષ્યને તમારા કરતાં સદ્‌ગુરૂમાં પ્રીતિ વિશેષ હોય, તે મનુષ્યના હૃદયમાં તમે વસજો.'

જે બારણાના મીજાગરા ઢીલા, તે બારણું કેવી રીતે વસાય ! જે લાડુમાં ઘી નહીં, તે લાડુ કયાં સુધી ગોળમટોળ રહી શકે ! તેમ જે મનુષ્યને ગુરૂભાવ નહીં; તેમને જ્ઞાન નહિં, અને જ્ઞાન નહિં તે મનુષ્યો અવતારોની ઘુંચ કેવી રીતે સમજી શકે ! નજ સમજી શકે.

બ્રહ્માજી હવે કહે છે કે—હું કયાં અને તમે કયાં ? પાશેરો મણીકાની મશ્કરી કરવા દોડયો.

पश्येश मेऽनार्यमनन्त आद्ये, परात्मनि त्वय्यपि मायिमायिनि ॥
मायां वितत्येक्षितुमात्मवैभवं, ह्यहं कियानैच्छमिवार्चिरग्नौ ॥९॥
अतः क्षमस्वाच्युत मे रजोभुवो, ह्यजानतस्त्वत्पृथगीशमानिनः ॥
अजाऽवलेपान्धतमोऽन्धचक्षुष, एषोऽनुकम्प्यो मयि नाथवानिति ॥१०॥
क्वाहं तमोमहदहंखचराग्निवार्भू–संवेष्टिताण्डघटसप्तवितस्तिकायः ॥
क्वेदृग्विधाऽविगणिताण्डपराणुचर्या–वाताध्वरोमविवरस्य च ते महित्वं ॥११॥

અર્થ—'હે પ્રભુ ! મારી ભુંડાઈ તો જુઓ. આપ કે જે અનંત, આદ્ય અને પરમાત્મા છો, તેમાં વળી માયાવીઓના પણ માયાવી છો, તેમાં મારૂં પોતાનું બળ જોવાની ઈચ્છાથી, મેં મારી માયા વિસ્તારી–ચાલાકી બતાવી; પણ અગ્નિની પાસે અગ્નિની એક નાની શીખાની માફક, આપની પાસે હું

૯ પદચ્છેદ—हे ईश–હે પ્રભુ ! मे अनार्यं पश्य–મારી ભુંડાઇ તો જુઓ. अनंते आद्ये परात्मनि इति त्वयि–આપ કે જે અનંત, આદ્ય અને પરમાત્મા છે તેમાં मायिनां मायी तस्मिन् इति त्वयि अपि–વળી માયાવીઓના પણ આપ માયાવી છો તેમાં પણ. मायां वितत्य–માયા વિસ્તારીને आत्मवैभवं ईक्षितुम ऐच्छम्–મારૂં પોતાનું એશ્વર્ય જોવાની મેં ઇચ્છા કરી. हि–પણ. अग्नौ अर्चिः इव अहं कियान्–અગ્નિની પાસે અગ્નિની એક નાની શીખાની માફક આપની પાસે હું કોણ ગણત્રી.

૧૦ પદચ્છેદ—अतः–તેથી, हे अच्युत–હે અચ્યુત ! मे रजोभुवः–હું કે જે રજોગુણથી ઉત્પન્ન થએલો છઉં. अजः इति अवलेपन अंधतमः तेन अंधचक्षुंषि यस्य सः–'હું જગતનો કર્તા છઉં એવા મદરૂપી ઘાટા અંધારાથી અંધ બનેલો છઉં. हि–અને अजानतः–અજાણતાં એટલે તમોગુણથી, त्वत् पृथग् ईशमानिनः–તમારાથી નોખી પ્રભુતા માનનારો તેનો क्षमस्व–અપરાધ ક્ષમા કરો. मयि नाथे सति नाथवान् इति–બ્રહ્મા બીજે ઠેકાણે પ્રભુપણાથી વર્તે છે તો પણ મારો તો દાસજ છે એમ વિચારીને एषः अनुकंप्यः–આ હું દયાને પાત્ર છઉં.

૧૧ પદચ્છેદ—तमः (પ્રકૃતિ) महत् (મહતત્ત્વ) अहं (અહંકાર) खं આકાશ. चरश्च (વાયુ) अग्निः (અગ્નિ) वाः (પાણી) भूः तैः संवेष्टितः (વિંટાએલો) यः अंडघटः (બ્રહ્માંડ) तस्मिन् सप्तवितस्तिः (સાતવેંતની) कायः यस्य सः इति अहं क्व–એવો હું કયાં ? ईदृग् विधानि अविगणितानि अंडानि एव–એવાં એવાં અગણીત બ્રહ્માંડ રૂપ. –पराणवः (પરમાણુઓ) तेषां चर्यायै (ફરવામાટે) वातस्य अध्वानः वाताध्वानः (ગોખો) इव रोमविवराणि यस्य सः तस्य इति ते (तव) महित्वं क्व–પરમાણુઓ જેમના રૂવાંડાનાં છિદ્રરૂપ ગોલકોમાં ફર્યા કરે છે એવો આપનો મહિમા કયાં ?

કોણ ગણત્રીમાં? તેથી હે અચ્યુત! હું કે જે રજોગુણથી ઉત્પન્ન થયો છઉં, 'હું જગતનો કર્તા છઉં,' એવા મદરૂપી ઘાટા અંધારાથી અંધ બનેલો છઉં, અને અજાણતાં એટલે તમોગુણથી મારી પ્રભુતાને આપની પ્રભુતાથી નોખી માનનારો છઉં, તેનો અપરાધ ક્ષમા કરો. 'બ્રહ્મા બીજે ઠેકાણે પ્રભુ-પણાથી વર્તે છે, પણ મારો તો દાસ છે.' એવો વિચાર કરીને, મને આપની દયાનું પાત્ર ગણજો. પ્રકૃતિ, મહતત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીથી વિંટાએલા બ્રહ્માંડમાં સાતવેંતની કાયાવાળો હું બ્રહ્મા કયાં? અને આવાં અગણિત બ્રહ્માંડરૂપ પરમાણુઓ, જેમનાં રૂવાડાંનાં છિદ્રરૂપ ગોલ-કોમાં ફર્યા કરે છે, એવો આપનો મહિમા કયાં? તેથી-**एषः अनुकंप्यः**-મારી ઉપર દયા રાખજો. [૯-૧૦-૧૧]

૯-૧૦-૧૧ વિવેચન—

આવા વિચાર કોણ કરી શકે?—જેમને જીવ, ઇશ્વર અને જગત્ ત્રણે વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાય તે. અલ્પજ્ઞ અને સર્વજ્ઞ, જડ અને ચૈતન્ય વિગેરે બાબતો વિવેકથી સમજાય, તે પુરૂષ આવા વિચાર કરી શકે. પોતાની અલ્પજ્ઞતાનો વિચાર કર્યા વિના, પોતાના જીવત્વનો વિચાર કર્યા વિના, પોતાના અધિકારનો વિચાર કર્યા વિના, આજકાલ સૌને '**अहं ब्रह्मास्मि**' બોલવું ગમે છે. કાયદાની પરીક્ષામાં પાસ થયા પહેલાં, વકીલના પુત્રોને, અગર હાઇકોર્ટના જજના પુત્રને, કોર્ટમાં વકીલાત કરવાનો હક્ક નથી. તે પ્રમાણે—

**अकृत्वा शत्रुसंहार-मगत्वाखिलभूश्रियम् ॥**
**राजाहमिति शब्दान्नो, राजा भवितुमर्हति ॥ ६४ ॥** [ વિવેક ચૂડામણિ ].

શત્રુઓને મારીને હઠાવ્યા વિના, અને અઢળક લક્ષ્મી પ્રાપ્ત કર્યા વિના, કોઇ રાજા બની શકતો નથી. તેમ કામક્રોધાદિ શત્રુઓને મારીને હઠાવ્યા વિના, શમદમાદિ સાધન સંપત્તિ પ્રાપ્ત કર્યા પહેલાં-'હું બ્રહ્મ છઉં.' 'હું પરમાત્મા છઉં.' વિગેરે વાક્યો જીવને ફજેત કરનારાં છે. માટે પ્રથમ દ્વૈતભાવની શુદ્ધિ કરો. દ્વૈતભાવની શુદ્ધિ એટલે જીવ ઇશ્વર અને જગતના સ્વરૂપને યથાર્થ જાણો, પછી પોતે સાધન સંપન્ન થઇને એક પછી એક ભૂમિકા (સ્ટાન્ડર્ડ) પસાર કરીને આગળ વધો—

**देहबुद्धया तु दासोऽहं, जीवबुद्धया त्वदंशकः ॥**
**आत्मबुद्धया त्वमेवाह-मिति मे निश्चिता मतिः ॥** [ શ્રી શંકર. ]

જ્યાં સુધી દેહ બુદ્ધિ હોય, ત્યાં સુધી પ્રભુ પ્રત્યે દાસભાવ શોભે, જીવબુદ્ધિ થાય ત્યારે તે પરમાત્માનો હું અંશ છઉં, એવો ભાવ રાખવો, આત્મબુદ્ધિ થાય, ત્યારે હું પોતે બ્રહ્મ છઉં, એવો ભાવ કરવો. એવો મારો ચોક્કસ મત છે.

શું બ્રહ્માજીને જીવભાવ છે?-ફોજદારે પોતાની સત્તા રાજા ઉપર ચલાવી, ત્યારે 'ફોજદા-રને પોતાના સ્વરૂપનું ભાન નથી.' એમ માનવુંજ પડે. બ્રહ્માજીએ આવા વર્તનથી પોતાનો જીવ ભાવ પ્રગટ કર્યો. બ્રહ્મા જેવી મહાન્ વ્યક્તિ અમુક શાપથી જીવભાવવાળી થઇ છે. તેથી યાદ રાખજો કે-આ ઉપદેશ આપણે માટે છે.

સ્ત્રી પુરૂષની અર્ધાંગના કહેવાય, પુરૂષની સાથે અરધું આસન દબાવીને બેસે. પતિના અધિકારના પ્રમાણમાં સ્ત્રીનો અધિકાર મપાય, તોપણ સ્ત્રી પતિ સાથે દાસભાવેજ રહે. તેમ ભક્તિ માર્ગમાં જીવ ઇશ્વરની સાથે દાસભાવેજ રહે.

**દાસભાવ**—દાસભાવ ખોટો નથી. દાસભાવ ન હોય તો કુટુંબ શોભે નહિં, ન્યાતી શોભે નહિં, વેપાર શોભે નહીં, રાજ શોભે નહીં, અને ધર્મની પ્રણાલિકાપણ શોભે છે, સૌ સરખાં થઇ જાય, તો વ્યવસ્થા માત્ર તુટી જાય. જે લોકો મોટી મોટી અદ્વૈતની વાતો કરીને દ્વૈતનું ખંડન કરે છે, દાસભાવની નિંદા કરે છે. તેમાંના નવાણુ ટકા, માનપાનના અને દાનદક્ષણાના ગુલામ હોય છે. માટે દાસભાવનું રહસ્ય તમે પોતે બરાબર સમજજો. સ્ત્રી પોતાનું દેહાભિમાન તજીને, દાસભાવથી પતીને જીતે છે, ત્યારેજ સ્ત્રી પતિરૂપ બની જાય છે. ગુમાસ્તો પોતાનું દેહાભિમાન તજીને, દાસભાવથી શેઠને સેવે છે, તોજ ફાવે છે, ત્યારેજ શેઠરૂપ બની જાય છે. અનેક ઉંચા નીચા ઢાળ વટીને નદી સમુદ્રને મળી જાય છે, ત્યારેજ તેનાં નામરૂપ ખોવાય છે. તે પ્રમાણે જીવ પોતાનું દેહાભિમાન તજીને, પ્રભુને સેવે છે, પ્રભુનાં જનને સેવે છે, ત્યારેજ અનાયાસે પરબ્રહ્મરૂપ થાય છે.

માતાપુત્રને ન્યાયે તમે મારો અપરાધ ક્ષમા કરો, એમ બ્રહ્માજી હવે સ્તુતિ કરે છે—

**उत्क्षेपणं गर्भगतस्य पादयोः, किं कल्पते मातुरधोक्षजागसे ॥**
**किमस्ति नास्ति व्यपदेशभूषितं, तवास्ति कुक्षेः कियदप्यनन्तः ॥ १२ ॥**
**जगत्रयान्तोदधिसंप्लवोदे, नारायणस्योदरनाभिनालात् ॥**
**विनिर्गतोऽजस्त्विति वाङ् न वै मृषा, किंत्वीश्वर त्वन्न विनिर्गतोऽस्मि॥१३॥**

અર્થ—'હે અધોક્ષજ–હે ભગવાન્ ! ગર્ભમાં રહેલો બાળક પોતાના પગ ઉછાળે, તો તેમાં માતાનો અપરાધ કર્યો ગણાય ? એવી રીતે સ્થૂલસૂક્ષ્મ અથવા કાર્ય–કારણ શબ્દથી ઓળખાતું આ સમગ્ર જગત્, આપના ઉદરની બહાર નથી. તો હું પણ જગત્‌માં એટલે આપના ઉદરમાં છઉં. માટે મારા અપરાધની આપે ક્ષમા કરવી જોઇએ. [૧૨] 'હે પ્રભુ ! પ્રલયકાળમાં એકઠા થએલા સમુદ્રોના જળમાં, નારાયણના ઉદરની નાભિના નાળવામાંથી, બ્રહ્માજી

૧૨ પદચ્છેદ—**हे अधोक्षज !**–હે પ્રભુ ! **गर्भगतस्य पादयोः उत्क्षेपणं**–ગર્ભમાં રહેલો બાળક પોતાના પગ ઉછાળે તે. **मातुः आगसे कल्पते**–માતાનો અપરાધ કર્યો ગણાય છે ? **अस्ति**–સ્થૂલ **नास्ति**–સૂક્ષ્મ **इति व्यपदेशेन** (બહાનાથી) **भूषितं** કહેવાતું. આ જગત્ **तव कुक्षेः अनंतः**–આપના ઉદરની બહાર. **कियत् अपि**–જરાપણ **किं अस्ति**–શું છે ?

૧૩ પદચ્છેદ—**जगतां त्रयं जगत्त्रयं तस्य अंतः तस्मिन्**–પ્રલયકાળમાં **यः उदधीनां संप्लवः** (એકઠા થવું તે) **तस्मिन् उदे** (જળમાં)—એકઠા થએલા સમુદ્રના જળમાં. **नारायणस्य उदरे नाभिः तस्य नालात्**–નારાયણના ઉદરની નાભિના નાળવામાંથી **अजः विनिर्गतः**–બ્રહ્મા નીકળ્યા છે, **तु इति वाङ् न वै मृषा**–એવી વાણી કદિ ખોટી નથી. **किन्तु हे ईश्वर !**–પણ હે ઇશ્વર ! **किं त्वत् विनिर्गतः न अस्मि**–શું હું આપમાંથી ઉત્પન્ન થયો નથી ?

ઉત્પન્ન થયા છે' એમ જે કહેવાય છે તે ખોટું નથી. તાત્પર્ય-હે ઈશ્વર ! શું હું આપમાંથી ઉત્પન્ન થયો નથી ? એમજ છે, માટે આપ માતા અને હું આપનો પુત્ર. આપે મારા અપરાધની ક્ષમા કરવી જોઈએ. [૧૩]

૧૨-૧૩ વિવેચન—

બ્રહ્માજી કહે છે કે—' મારી ઉત્પત્તિ-આપમાંથી છે. એટલે હું આપનો પુત્ર છઉં. તેથી પુત્રનો અપરાધ જેમ માતા સહન કરે છે, તેમ મારો આ અપરાધ આપે સહન કરવો જોઈએ.'

જે મૂર્તિએ બ્રહ્માને જન્મ આપ્યો, તે **નારાયણ** નામની મૂર્તિનું હવે નિરૂપણ થાય છે—

**नारायणस्त्वं नहि सर्वदेहिना-मात्मास्यधीशाऽखिललोकसाक्षी ॥**
**नारायणोंऽगं नरभूजलायनात्-तच्चापि सत्यं न तवैव माया ॥ १४ ॥**
**तच्चेज्जलस्थं तव सज्जगद्वपुः, किं मे न दृष्टं भगवंस्तदैव ॥**
**किं वा सुदृष्टं हृदि मे तदैव, किं नो सपद्येव पुनर्व्यदर्शि ॥ १५ ॥**

અર્થ—બ્રહ્માજી આગળ સ્તુતિ કરે છે કે-" આપ નારાયણ છો. કારણ કે, 'નાર,' એટલે 'જીવોનો સમુહ' અને 'અયન' એટલે આશ્રય. 'નારાયણ,' એટલે 'જીવોના સમુહનો જે આશ્રય' તે. આપ સર્વ પ્રાણીઓના આશ્રય હોવાથી, આપમાં નારાયણપણું ઘટે છે. 'અયન'નો અર્થ 'પ્રવર્તક' લઈએ, તો આપ સર્વ પ્રાણીઓના પ્રવર્તક છો, તેથી પણ આપ નારાયણ છો. 'અયન'નો અર્થ 'જાણનાર' લઈએ તો આપ સર્વ પ્રાણીના સાક્ષી છો, તેથી પણ આપ નારાયણ છો. 'નાર' એટલે 'જળ', અને 'અયન' એટલે 'રહેનાર', એવો અર્થ કરીએ, તો પણ આપ નારાયણ છો. જળમાં રહેનારી જે મૂર્તિ છે, તે આપની જ છે. આપ અમાપ છો, છતાં તે મૂર્તિ જળના માપમાં આવી, માટે તે મૂર્તિ

૧૪ પદચ્છેદ—**त्वं नारायणः न ?**-શું આપ નારાયણ નથી ? **हि**-તમે છોજ કારણ કે. **नराणां समूहः नारं, नारं अयनं** (આશ્રય) **यस्य सः नारायणः**-નારાયણ છો. **हे अधीश !** વળી આપ **सर्वदेहिनां आत्मा असि**-તમે સર્વ પ્રાણીઓના આત્મા છો **अखिललोकसाक्षी**-તમે અખિલ લોકના દૃષ્ટા છો. **नरात् भवति इति नरभूः, नरभूः यत् जलं तस्य अयनात् नरभूजलायनात्**-પુરૂષથી ઉત્પન્ન થએલા જળમાં રહેનાર, જે રહે તે નારાયણ. **नारायणः तव एव अंगं** (મૂર્તિ)-જળમાં રહેનારી જે મૂર્તિ છે તે તમારીજ છે. **तत् च अपि**-તે મૂર્તિ પણ. **सत्यं न**-સત્ય નથી. **किन्तु तव माया एव**-પણ તમારી માયાજ છે.

૧૫ પદચ્છેદ—**तत् जलस्थं**-તે જળમાં રહેલું, **जगद्वपुः**-મૂર્તિમાન શરીર **सत् चेत्**-જો સત્ય હોય તો. **भगवन्**-હે પ્રભુ ! **तदा एव** ત્યારે. **मे (मया) किं न दृष्टं**-મારાથી કેમ જોવાયું નહિં. **वा**-અને **मे-मया**-મારાથી **हृदि किं न सुदृष्टं**-હૃદયમાં પણ કેમ સારી રીતે ન દેખ્યું ? **पुनः**-વળી **तदा एव**-તપ કર્યા પછી. **सपदि एव किं नो व्यदर्शि !**-કેમ તુરત તે મૂર્તિ દેખાણી નહોતી ? દેખાણી હતી.

સાચી નથી. પણ માયારૂપ છે. [૧૪]. 'જળમાં રહેલું મૂર્તિમાન્ શરીર જો સત્ય હોય, તો [ કમળની નાળમાં ઉતરીને મેં જ્યારે આપને શોધ્યા ત્યારે ] આપ મારાથી કેમ દેખાયા નહીં ! ધ્યાન ધર્યા પછી હૃદયમાં પણ મેં કેમ દેખ્યા નહિં ! તપ કર્યા પછી તુરત આપ કેમ દેખાયા ? તાત્પર્ય–તે મૂર્તિ માયારૂપ છે. [૧૫].

૧૪-૧૫ વિવેચન—

'આપ જળમાં મૂર્તિરૂપ–નારાયણરૂપ છો. પણ જો આપની મૂર્તિનું નિરૂપણ કરીએ, તો મૂર્તિ એવું કાંઇ છેજ નહિં. જે સમજાય છે, તે કલ્પીત છે. તાત્પર્ય–આપની ગમ પડે એવું નથી. ( બ્રહ્માજીએ કમળમાંથી પોતાની ઉત્પત્તિ થયા પછી, પોતે ક્યાંથી ઉત્પન્ન થયા, અગર કમળની નીચે કોણ છે, તે શોધવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પણ તેનો પત્તો લાગ્યો નહીં. આકાશ વાણીદ્વારા તપ કરવાની આજ્ઞા થતાં, તપના ફળ રૂપે બ્રહ્માજીએ સમાધિમાં નારાયણની મૂર્તિ દેખી. )

' હે પ્રભુ ! આપ કેટલા બધા માયાવી છો ? તે આપે આપની માતા યશોદાને બતાવ્યું છે.' એમ કહીને જગતનું મિથ્યાત્વ ઠરાવે છે—

**अत्रैव मायाधमनावतारे, ह्यस्य प्रपञ्चस्य बहिः स्फुटस्य ॥**
**कृत्स्नस्य चान्तर्जठरे जनन्या, मायात्वमेव प्रकटीकृतं ते ॥ १६ ॥**
**यस्य कुक्षाविदं सर्वं, सात्मं भाति यथा तथा ॥**
**तत्त्वय्यपीह तत्सर्वं, किमिदं मायया विना ॥ १७ ॥**

અર્થ—[કોઇ કોઈ પ્રતમાં **मायादमन** । એવો શબ્દ પણ છે] હે માયાને મટાડનાર ! આ અવતારમાંજ બહાર દેખાતા આ સમગ્ર પ્રપંચનું મિથ્યાપણું, આપેજ આપના ઉદરમાં આપની માતાને બતાવ્યું છે. તાત્પર્ય–સમગ્ર પ્રપંચ મિથ્યા છે, તો જલાદિક પ્રપંચ પણ મિથ્યા છે. એમ સિદ્ધ થતાં, આપ અમુક ઠેકાણે છો, અને અમુક ઠેકાણે નથી, એ વાત મિથ્યા ઠરે છે. એટલે આપ સર્વ વ્યાપક છે. આપ જળમાંજ છો, અને બીજે નથી એવું કહેવાય નહીં. [૧૬]. (અપૂર્ણ.)

---

૧૬ પદચ્છેદ—**मायां धमति इति मायाधमनः तत संबुद्धौ हे मायाधमन !** હે માયાને મટાડનાર. **अत्र एव अवतारे**–આ અવતારમાંજ. **बहिः स्फुटस्य अस्य कृत्स्नस्य प्रपंचस्य**–બહાર દેખાતા આ સઘળા પ્રપંચનું **मायात्वं ते त्वया एव**–મિથ્યાપણું તમારાથીજ, **अंतर्जठरे**–તમારા ઉદરમાં **जनन्याः प्रकटीकृतं**–માતાને દેખાડી દીધું છે.

૧૭ પદચ્છેદ— **यस्य कुक्षौ**–જેના એટલે આપના ઉદરમાં [ **आत्मना सहितं सात्मं] यथा सर्वं सात्मं भाति तथा तत् सर्वं इह अपि (बहिः अपि)**–જેવી રીતે આ જગત્ તમારા સહિત તમારા ઉદરમાં દેખાયું તેવી રીતે અહીં બહાર (પણ) દેખાય છે. **किं इदं सर्वं त्वयि मायया विना अपि**–શું આ બધું માયા વિના બને છે ? .

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.

પુસ્તક ૯ મું. સંવત ૧૯૮૪ શ્રાવણ માસ, અંક ૭ મો.

**સૂચના**—પુરૂષોત્તમ માસમાં ગીતાનો સોળમો અધ્યાય આપ્યો, તે અત્યાર સુધીના ગ્રાહકોને માટે, મોક્ષપત્રિકાને બદલે હતો.

**પુરૂષોત્તમમાસની પારાયણ**—ભાગવતની પારાયણ અને ભક્તિનો રંગ—ઢોલક કાંસી-જોડાં, અને ભજન કીર્તન. ફરાળની ગોઠવણ પણ અહીંજ હતી. ફરાળમાં દુધ, સૂરણ અને કેળાં—સાત્ત્વિક અહાર. ગોઠવેલા ટાઇમ પ્રમાણે કામ ચાલતું હતું. સૌ સવારમાં સાતે હાજર થઇ જતાં હતાં, અને સાંજે પાંચ છએ જતાં હતાં. બ્હેનો ભાઇઓનાં આ હેત અમારાથી વિસરાય એવાં નથી. આ ભૂમિ વૃંદાવન બની હતી. ભગવદ્‌મય જીવન હતું. આપ ધનવાન હશો, અમર રાજા હશો. એક પારાયણમાં બે પાંચ હજાર રૂપૈયા વાપરી નાંખતા હશો, બસો પાનસો નોકરો તમારી શેવામાં હાજર રહેતા હશે; પણ આટલાં બધાં વ્રતધારી—શરણદિક્ષા લીધેલાં—હરિજનોનો સમાગમ નહીં હોય. આવું વાતાવરણ—આ રંગ—દુર્લભ છે. કોઇ વખત સાચી ગરજ થાય, ત્યારે આવા ટાણાનો લાભ લેવા આવજો. દૃઢ હરિજન થઇને હરિરસ પીવા આવજો—આવવા જેવું છે. વધારે શું કહું! અનુભવે સમજાય. '**મનુષ્યદેહનું ટાણું રે—વાલીડા પાછું નહીં મળે-હોજી**' એમ સમજીને આવજો. લ્યો ત્યારે જયશ્રીકૃષ્ણ.

**હજી શ્રાવણ માસ છે**—માટે ચાતુર્માસના નિયમો કાંઇક પાળજો. સમયનો સદુપયોગ કરજો, અને જીવન સફળ કરજોજી. માસીક પ્રિય લાગ્યું હોય, તો તેનો ફેલાવો કરવા પ્રયત્ન કરવો ઘટે છે. ગ્રાહકને થોડામાં ઘણું મળશે.



# શ્રીદશમસ્કંધ પૂર્વાર્ધ.

## ૧૪ મો અધ્યાય ચાલુ.

[ ૫૭૬ મા પાનાથી ચાલુ. ]

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-બ્રહ્માજીએ શ્રીકૃષ્ણને આગળ કહ્યું કે-જેવું આ જગત્ બહાર આપસહિત દેખાય છે, તેવુંજ આ જગત્ આપના ઉદરમાં આપ સહિત, આપે આપની માતાજીને દેખાડયું, તે શું માયા વિના? જો બહાર રહેલા જગતનું આપના ઉદરમાં પ્રતિબિંબ પડયું હોય, તો તે બહાર રહેલા જગતથી ઉલટું દેખાવું જોઇએ. એટલે જમણા કાનમાં પહેરેલી કડી પ્રતિબિંબના ડાબા કાનમાં દેખાય. કદિ આપ અરિસાને ઠેકાણે હો, તો આપમાં આપનું દેખાવું (આપનું પ્રતિબિંબ) ઘટતું નથી. માટે સર્વથા જગતનું મિથ્યાપણું જણાય છે. (૧૭)

૧૬–૧૭ વિવેચન—

આ ચમત્કારો પ્રભુનું પ્રભુત્વ સૂચવે છે. 'પ્રભુ સર્વમાં, અને સર્વ પ્રભુમાં' એમ શાસ્ત્રો ઘણે ઠેકાણે કહે છે, તે પણ પ્રભુનું પ્રભુત્વ સૂચક વાક્ય છે. નિર્મળ અંતઃકરણ વિના માતા પિતાના ઉપકારોનું ભાન થતું નથી–ગુરૂની કૃપાનું ભાન થતું નથી; તો પ્રભુના પ્રભુત્વનું ભાન કેવી રીતે થશે. તાત્પર્ય–આવી વાતો, શંકા વિના, ગ્રહણ કરવા માટે સંસ્કારી બનો. ગીતાના સોળમાં અધ્યાયના છેલ્લા શ્લોકે, શ્રીકૃષ્ણ બોલ્યા કે–'શાસ્ત્રને પ્રમાણ માન, અને સ્વચ્છંદ વર્તન છોડી દે.' આ જગત્માં માતા પિતા જેવું કોઇ શુભેચ્છક નથી–છતાં જે જીવો માતા પિતાને પ્રમાણ માનતા નથી, ગુરૂને પણ પ્રમાણ માનતા નથી; તેમને શાસ્ત્રનાં વચનોમાં વિશ્વાસ થવો સંભવતો નથી. જે વૃક્ષ મૂળમાંથી સડયાં છે, તેને સારાં ફળ આવવા સંભવ નથી. માટે ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, અને સાચા મુમુક્ષુ બનો–ડોળ કરવો રહેવા દો.

હાલ પોતાને જે અનુભવ થયો, તે વાત બ્રહ્માજી હવે કહે છે—

શાર્દુલ૦

अद्यैव त्वदृतेऽस्य किं मम न ते, मायात्वमादर्शित-
मेकोऽसि प्रथमं ततो व्रजसुहृद्-वत्साः समस्ता अपि ॥
तावन्तोऽसि चतुर्भुजास्तदखिलैः, साकं मयोपासिताः ।
तावन्त्येव जगन्त्यभूस्तदमितं, ब्रह्माद्वयं शिष्यते ॥ १८ ॥

---

૧૮ પદચ્છેદ— अद्य एव–હમણાંજ. त्वत् ऋते–તમારા સિવાય. अस्य (विश्वस्य) मायात्वं–આ જગતનું મિથ્યાપણું. किं ते (त्वया) मम न आदर्शितं–શું તમે તે મને નથી બતાવ્યું ! કેમકે प्रथमं एकः असि–પ્રથમ તમે એકલા હતા. ततः–પછી. त्वं समस्ताः व्रजसुहृद्वत्साः अपि–તમે સમસ્ત વ્રજના બાળકો અને વત્સરૂપ બન્યા. तावंतः–થોડી વારમાં. चतुर्भुजाः असि–ચાર હાથવાળા થયા. मया साकं तदखिलैः–મારી સાથે તે

અર્થ—'એક આપ સિવાય આ સમગ્ર જગત્ મિથ્યા છે,' એવું આપે મને હમણાંજ નથી બતાવ્યું ? બતાવ્યું છે. કારણકે-પ્રથમ આપ એકલા હતા, પછી તમામ બાળકો અને વત્સરૂપે આપ પોતે બન્યા, થોડીવાર આપ સૌ ચાર હાથવાળા થયા. તે વખતે હું સહિત સઘળાં તત્ત્વો, આપની જુદી જુદી સેવા કરતા હતા. તે પણ મેં જોયું. પાછાં તેટલાંજ જગત પણ બની ગયાં. [તેટલાંજ જગત્ બન્યાની વાત આગળ કહી નથી, પણ જેટલા કૃષ્ણ તેટલા બ્રહ્મા, તેટલા ઇંદ્ર, તેટલા મહાદેવ વિગેરે બનીને શ્રીકૃષ્ણની સેવા કરતા હતા. તે તમામ જુદા જુદા બ્રહ્માંડોની સામગ્રિ છે, માટે તેટલાંજ બ્રહ્માંડ બન્યાં, એમ સમજવું.] પછી એ તમામ ખોટું ઠરતાં-તેમનો વિલય થતાં-અમિત એવું અદ્વય બ્રહ્મ બાકી ખાતે રહ્યું. [૧૮]

૧૮ વિવેચન—

અનેક કૃષ્ણ અને અનેક કૃષ્ણની સેવામાં, અનેક બ્રહ્મા, અનેક ઇંદ્ર, અનેક રૂદ્ર, વિગેરે દેખાડયાં. આ અનેક બ્રહ્માંડોની સામગ્રિ છે, માટે અનેક બ્રહ્માંડોનાં દર્શન કરાવ્યાં એમ સમજવું.

'બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર આપજ છો, એટલે અમે પોતે પણ કલ્પીત છીએ,' એમ હવે બ્રહ્માજી કહે છે—

**अजानतां त्वत्पदवीमनात्मन्-यात्मात्मना भासि वितत्य मायाम् ।**
**सृष्टाविवाहं जगतो विधान, इव त्वमेषोंऽत इव त्रिनेत्रः ॥ १९ ॥**

અર્થ—આપના સ્વરૂપને નહિં જાણનારા લોકોને, પ્રકૃતિમાં રહેલા આપ, આપની સ્વતંત્રતાવડે માયાનો વિસ્તાર કરીને, જગત્‌ના ઉત્પત્તિકાળમાં આપ બ્રહ્મારૂપે દેખાઓ છો, જગત્‌ના પાલનના સમયમાં આપ વિષ્ણુ રૂપે દેખાઓ છો, અને જગત્‌ના સંહારના સમયમાં આપ શંકરરૂપે દેખાઓ છો. [૧૯]

૧૯ વિવેચન—

આ શ્લોક એક રાજતંત્રનું ભાન કરાવે છે. જેમ રાજમાં રાજા તેમ જગત્‌માં પરમાત્મા.

અવતાર શા માટે થાય છે તે કહે છે—

---

સમગ્ર તત્ત્વો વડે. **उपासिताः**-તે તમામની સેવા થતી હતી. **तावन्ती जगन्ती एव अमूः**-પાછાં તેટલાંજ જગત્ પણ બની ગયાં. **तत्**-પછી **अमितं अद्वयं ब्रह्म शिष्यते**-અમિત એવું અદ્વૈત બ્રહ્મ બાકી ખાતે રહ્યું.

૧૯ પદચ્છેદ—**त्वत् पदवीं अजानतां**-તમારા સ્વરૂપને નહીં જાણનારા લોકોને **अनात्मनि**-પ્રકૃતિમાં રહેલા **आत्मा**-આત્મા **आत्मना**-પોતાની સ્વતંત્રતાથી. **मायां वितत्य**-માયાનો વિસ્તાર કરીને. **जगतः सृष्टौ अहं इव भासि**-જગત્‌ના ઉત્પત્તિ કાળમાં બ્રહ્મારૂપે દેખાઓ છો. **जगतः विधाने**-જગત્‌ના પાલનના સમયમાં **एषः त्वं इव**-જાણે વિષ્ણુ બન્યા હો એવા. **जगतः अंते त्रिनेत्रः इव**-જગત્‌ના અંતમાં રૂદ્ર જેવા તમે જણાઓ છો.

**सुरेष्वृषिष्वीश तथैव नृष्वपि, तिर्यक्षु यादस्स्वपि तेऽजनस्य ॥**
**जन्मासतां दुर्मदनिग्रहाय, प्रभो विधातः सदनुग्रहाय च ॥ २० ॥**
**को वेत्ति भूमन् भगवन् परात्मन्, योगेश्वरोतीर्भवतस्त्रिलोक्याम् ॥**
**क वा कथं वा कति वा कदेति, विस्तारयन् क्रीडसि योगमायाम् ॥२१॥**

અર્થ—'હે ઈશ્વર ! હે પ્રભુ ! હે વિધાતા ! દેવોમાં, ઋષિઓમાં, મનુષ્યોમાં, પશુપક્ષીઓમાં અને જળજંતુઓમાં પણ, આપના જે જે જન્મ થાય છે, તે પાપી લોકોના દુષ્ટ મદને ટાળવા, અને સત્પુરૂષોના કલ્યાણ માટે થાય છે. [૨૦] હે વ્યાપક ! હે ભગવન્ ! હે પરમાત્મન્ ! હે યોગેશ્વર ! યોગમાયાનો વિસ્તાર કરીને આપ જે જે લીલાઓ કરો છો, તે લીલાઓ ક્યાં છે ? કેવી રીતે બની છે ? કેટલી છે ? ક્યારે બની છે ? એ વાત ત્રૈલોક્યમાં કોણ જાણે છે ? [૨૧]

૨૦-૨૧ વિવેચન—

જેમ ઘણાં ઘરનો ધણી, પોતાના ગમે તે ઘરમાં આવીને વસે, તેમ પ્રભુ ગમે તે શરીરમાં આવીને વસે. પવન બ્રાહ્મણનાઘરમાં જવાથી પવિત્ર ગણાતો નથી, અને ઢેઢના ઘરમાં જવાથી અપવિત્ર થતો નથી, તેમ ગમે એવો નીચ અવતાર લેવાથી, પ્રભુ નીચ બનતા નથી, અને ઉંચ અવતાર લેવાથી ઉંચ બનતા નથી.

'નામરુપ વિનાનું બ્રહ્મ નિર્ગુણ રૂપેજ રહે છે. તે કદિ સગુણ થતું નથી, એટલે તે કદિ અવતાર લેતું નથી,' એવી માન્યતા જેમને સુદૃઢ થઇ ગઇ હોય છે, તેઓ અવતારની લીલામાં ભૂલા પડે છે.

'જગત્‌મિથ્યા અને બ્રહ્મસત્ય' તે વાત હવે બ્રહ્માજી કહે છે—

**वसंत तिलकाः—**

**तस्मादिदं जगदशेषमसत्स्वरूपं, स्वप्नाभमस्तधिषणं पुरुदुःखदुःखम् ॥**
**त्वय्येव नित्यसुखबोधतनावनन्ते, मायात उद्यदपि यत्सदिवावभाति ॥२२॥**

---

૨૦ પદચ્છેદ—**हे ईश** !-હે ઇશ્વર. **हे प्रभो** ! **हे विधातः** !-હે પ્રભુ-હે વિધાતા. **सुरेषु ऋषिषु तथा एव नृषु अपि**-દેવોમાં ઋષિઓમાં અને મનુષ્યોમાં. **तिर्यक्षु**-પક્ષીઓમાં. **यादस्**-જળજંતુ. **यादस्सु अपि**-જળજંતુઓમાં પણ. **ते अजनस्य जन्म**-આપના જે જન્મ થાય છે તે **असतां**-પાપી લોકોના. **दुर्मदनिग्रहाय**-દુષ્ટ મદને ટાળવા માટે છે. અને **सतां अनुग्रहाय**-સત્પુરૂષોના કલ્યાણ માટે હોય છે.

૨૧ પદચ્છેદ—**भो भूमन्** ! **भो भगवन्** ! **भो परात्मन्** ! **भो योगेश्वर** ! ॥ **योगमायां विस्तारयन् क्रीडसि**-યોગમાયાનો વિસ્તાર કરીને કરો છો. **भवतः उतीः**-આપની લીલાઓને. **त्रैलोक्यां**-ત્રૈલોકમાં **क वा कथं वा कति वा कदा इति**-ક્યાં, કેવી રીતે, કેટલી અને ક્યારે એમ **कः वेत्ति**-કોણ જાણે છે ?

૨૨ પદચ્છેદ—**तस्मात्**-તેથી **इदं अशेषं जगत्**-આ સમગ્ર જગત્ **त्वयि एव**-આપકે જે **नित्या सुखा बोधा तनुः यस्य सः तस्मिन् नित्यसुखबोधतनौ इति**

**एकस्त्वमात्मा पुरुषः पुराणः, सत्यः स्वयंज्योतिरनन्त आद्यः ॥**
**नित्योऽक्षरोऽजस्रसुखो निरञ्जनः, पूर्णोऽद्वयो मुक्त उपाधितोऽमृतः ॥२३॥**

અર્થ—એટલા માટે આપના નિત્ય, સુખમય અને ચૈતન્ય સ્વરૂપમાં, માયાથી ઉત્પન્ન થતું અને માયાથી લય પામતું આ જગત્–નિત્ય, સુખમય અને ચૈતન્યમય હોય, એમ જણાય છે. વાસ્તવિક રીતે આ જગત મિથ્યા-રૂપ, સ્વપ્ન સરખું, પ્રતિભારહિત અને ભારે દુઃખ કરતાં પણ દુઃખરૂપ છે. [૨૨]

અર્થ—બ્રહ્માજી આગળ સ્તુતિ કરે છે કે–સાચા તો આપ એક છો, કારણ કે આપ આત્મા છો, પુરૂષ છો, સનાતન છો, પ્રકાશક છો, અંતરહિત અને આદિ છો. નિત્ય અને ક્ષરથી રહિત છો, નિરંતર સુખમય તથા નિરંજન છો, પૂર્ણ અદ્વિતિય છો, ઉપાધિથી મુક્ત અને અમર છો. [૨૩]

૨૨—૨૩ વિવેચન—

કોઇ કોઇ ટીકાકાર ૨૨ થી ૨૮ શ્લોકોને ક્ષેપક ગણે છે.

કપડાં અને ઘરેણાંમાં મોહ પામેલી સ્ત્રીને પતિભાવનું જ્ઞાન થતાં, જેમ પતિભક્તિ સૂઝે, તેમ રજોગુણના સ્વામી બ્રહ્માજીને પ્રભુમાં પ્રીતિ થઇ. જ્ઞાનદ્વારા જગત્‌નું અને પરમાત્માનું નિરુપણ થઇ ચૂક્યું. પરિણામે પ્રભુ વ્હાલા લાગ્યા.

સર્વાત્મ ભાવથી સંસાર તરી જવાય છે, એમ હવે કહે છે—

**एवं विधं त्वां सकलात्मनामपि, स्वात्मानमात्मात्मतया विचक्षते ॥**
**गुर्वर्कलब्धोपनिषत्सुचक्षुषा, ये ते तरंतीव भवानृताम्बुधिम् ॥ २४ ॥**

---

**अनंते**–નિત્ય સુખમય અને ચૈતન્યમય અનંત સ્વરૂપમાં **मायातः**–માયા થવાને લીધે. **उद्यत्**–પ્રગટેલું **अपि**–અને નાશ પામતું **यत् सत् इव अवभाति**–જે સત્ જેવું જણાય છે. **तत् असत् स्वरूपं**–તે અસત્ સ્વરૂપ છે. **स्वप्नः इव आभाति इति स्वप्नाभं**–સ્વપ્ન સરખું. **अस्ता धिषणा** (પ્રતિભાસ) **यस्मिन् तत् अस्तधिषणं**–પ્રતિભાસ રહિત **पुरु**-ઘણું. **पुरुदुःखात् अपि दुःखं**–મોટા દુઃખથી પણ દુઃખરૂપ.

૨૩ પદચ્છેદ—**त्वं एकः सत्यः**–સાચા તો તમે એક જ છો. **त्वं आत्मा पुरुषः पुराणः स्वयंज्योतिः अनंतः–आद्यः**–તમે આત્મા છો. પુરૂષ છો, સનાતન છો. સ્વયંપ્રકાશ છો. અંતરહિત છો અને આદિ છો. **नित्यः अक्षरः** નિત્ય છો, ક્ષરથી રહિત છો, **अजस्र-सुखः**–નિરંતર સુખમય છો. **निरंजनः**–નિરંજન છો. **पूर्णः अद्वयः**–પૂર્ણ છો અદ્વિતીય છો. **उपाधितः मुक्तः**–ઉપાધિથી મુક્ત છો. **अमृतः**–અમૃત છો એટલે અમર છો.

૨૪ પદચ્છેદ—**एवं विधं**–એ પ્રમાણે **सकलात्मनाम् त्वां अपि**–પ્રાણી માત્રમાં આપ છો તોપણ–**आत्मात्मतया**–આત્માના સ્વરૂપ વડે આત્માના વ્યાપકપણા વડે. **गुरुः एव अर्कः गुर्वर्कः तस्मात् लब्धा उपनिषद् सा एव सुचक्षुः तेन**–ગુરૂરૂપ સૂર્ય પાસેથી મળેલા જ્ઞાનરૂપ સારા નેત્રથી **ये**-જે લોકો **त्वां स्वात्मानं**–આપને પોતાના સ્વરુપ ભૂત **विचक्षते**–જુએ છે. **ते**–તે લોકો **भवः एव अनृतस्य अंबुधिम्**–સંસારરૂપી ખોટા સમુદ્રને **तरंति इव**–જાણે તરી જાય છે.

અર્થ—એ પ્રમાણે પ્રાણીમાત્રમાં આપ છો, તોપણ આત્માના સ્વરૂપ વડે એટલે આત્માના વ્યાપકપણાને લીધે, ગુરૂ રૂપી સૂર્ય પાસેથી મળેલા જ્ઞાન રૂપી સારા ચક્ષુથી, જે પુરૂષ આપને પોતાના સ્વરૂપભૂત જાણે છે, તે લોકો સંસારરૂપી ખોટા સમુદ્રને-તરી જતા હોય, એમ જણાય છે. [૨૪]

૨૪ વિવેચન—

પ્રાણી માત્રમાં આપ છો પણ—

उत्क्रामंतं स्थितं वापि, भुजानं वा गुणान्वितम् ॥
विमूढा नानुपश्यन्ति, पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥

આત્મા શરીરમાં રહે છે, નીકળી જાય છે, ઇંદ્રિયોદ્વારા ભોગ ભોગવે છે, તોપણ મૂઢ લોકો તેને જોઇ શકતા નથી. જ્ઞાનચક્ષુવાળાજ જોઇ શકે છે.

**इव**—જે પુરૂષ જ્ઞાનરુપી ચક્ષુથી આત્માને દેખે છે, તે પુરૂષ સંસારરૂપી ખોટા સમુદ્રને તરી જતો હોય, એમ જણાય છે. વાસ્તવમાં સંસારજ નથી, એવું નીચેના શ્લોકોમાં કહેછે. તેથી **इव** શબ્દ વાપર્યો છેઃ

હવે સંસારનું મિથ્યાત્વ બતાવે છે—

आत्मानमेवात्मतयाऽविजानतां, तेनैव जातं निखिलं प्रपञ्चितम् ॥
ज्ञानेन भूयोऽपि च तत्प्रलीयते, रज्ज्वामहेर्भोगभवाभवौ यथा ॥२५॥
अज्ञानसंज्ञौ भवबन्धमोक्षौ, द्वौ नाम नान्यौ स्त ऋतज्ञभावात् ॥
अजस्रचित्यात्मनि केवले परे, विचार्यमाणे तरणाविवाहनी ॥२६॥

અર્થ—પોતાને પોતાના રૂપથી નહીં જાણનારા પુરૂષોનેજ, અજ્ઞાનથી સમગ્ર સંસાર ઉભો થાય છે; અને તે સંસાર પોતાને પોતાના રૂપે જાણવાથી, લય પામી જાય છે. અજ્ઞાન હોય ત્યાં સુધીજ દોરડીમાં સર્પની પ્રતીતિ થાય;

---

૨૫ પદચ્છેદ—**आत्मानं आत्मतया**-પોતાને પોતાના રૂપથી. **अविजानतां एव**-નહીં જાણનારા પુરૂષોનેજ. **तेन एव**-તે અજ્ઞાનથીજ. **निखिलं-प्रपंचितम् जातं**-સમગ્ર સંસાર ઉભો થયો છે. **तत् अपि**-તે સંસાર પણ. **ज्ञानेन भूयः प्रलीयते**-જ્ઞાનથી ફરીથી લય પામી જાય છે-પોતાને પોતા રૂપ જાણવાથી લય પામે છે. **रज्वां**-દોરડીમાં. **अहेः भोगः** (ફેણ) **तस्य भवाभवौ** (ઉત્પત્તિ અને નાશ) **यथा**-જેવી સર્પની ફેણની ઉત્પત્તિ અને નાશ થાય છે તેમ.

૨૬ પદચ્છેદ—**भवबंधमोक्षौ अज्ञानसंज्ञौ**-સંસારના બંધન અને મોક્ષ અજ્ઞાનથી માનેલા છે. **ऋतज्ञासौ ज्ञश्च यः भावः तस्मात् ऋतज्ञभावात्**-સત્યજ્ઞાનરૂપી આત્માથી, **द्वौ नाम अन्यौ न**-તે બે જુદા નથી. **अजस्रचित्यः आत्मा तस्मिन् केवले परे**-અખંડ અનુભવરૂપ કેવળ અને શુદ્ધ આત્મામાં. **विचार्यमाणे**-વિચાર કરતાં જણાય છે કે-તે બંધ અને મોક્ષ **तरणौ**-સૂર્યમાં. [**रात्रिः च अहश्च अहनी**] **अहनी इव**-રાત દિવસ જેવા છે.

દોરડીનું જ્ઞાન થાય. એટલે-દોરડી દોરડીના સ્વરૂપથી ઓળખાય, ત્યારે દોરડીમાં દેખેલા સર્પનો દોરડીમાં લય થાય. તાત્પર્ય-અજ્ઞાનથી ઉત્પન્ન થએલો સંસાર જ્ઞાનથી તરી શકાય છે. [૨૫] સંસારના બંધન અને મોક્ષ અજ્ઞાનથીજ માનેલા છે. સત્યજ્ઞાન સ્વરૂપ આત્માથી તે બે જુદા નથી. અખંડ અનુભવરૂપ કેવળ શુદ્ધ આત્માનો વિચાર કરતાં જણાય છે કે-જેમ સૂર્યમાં રાત્રી અને દિવસ કલ્પિત છે, તેમ આત્મામાં બંધ અને મોક્ષ કલ્પીત છે. વાસ્તવિક નથી. આ પ્રમાણે સંસાર પણ કલ્પીત છે. [૨૬]

૨૫-૨૬ વિવેચન—

**स्वकाले सत्यवद्भाति, प्रबोधे सत्यसद्भवेत् ॥६॥** (આત્મબોધ.)

અજ્ઞાનદશામાં સંસાર, અને જ્ઞાન દશામાં સંસારનો વિલય-સંસારનું અસત્યપણું.

'અવિવેકી પુરૂષો આપને શરીરની બહાર શોધે છે, એમ બ્રહ્માજી કહે છે—

**त्वामात्मानं परं मत्वा, परमात्मानमेव च ॥**
**आत्मा पुनर्बहिर्मृग्य, अहोऽज्ञजनताऽज्ञता ॥२७॥**

અર્થ—'આપ આત્મા છો, છતાં દેહને આત્મા માનીને, 'આત્મા બહાર શોધવા લાયક છે', એમ (મૂઢ લોકો) માની બેઠા છે. અહો ! મૂર્ખ લોકોની આ મૂર્ખાઇ તો જુઓ. ઘરમાં ખોવાયું હોય, તેને ગામબહાર શોધવા નીકળવું, એ મૂર્ખાઇ ગણાય. (૨૭)

૨૭ વિવેચન—

૫૬.

પાનીમેં મીન પ્યાસી, મોહે દેખત આવત હાંસીરે—(૨) પાનીમેં મીન પ્યાસી.
આત્મજ્ઞાન બિના નર ભટકે, કોઈ મથુરાં કોઇ કાસી—(૨) પાનીમેં૦
જોગી હોકર બસે જંગલમેં, બન બન ફીરે ઉદાસી—(૨) પાનીમેં૦
કસ્તુરી બસતહે નાભી કમલમેં, ઢુંઢત ઘાંસી ઘાંસીરે—(૨) પાનીમેં૦
પોથી પઢ પઢ પંડીત થાકયા, તોએ ન મીલ્યા અવિનાસીરે—(૨) પાનીમેં૦
મસીદ ચડકર મુલાં પોકારે, તોએ ન મીટે જમ ફાંસીરે—(૨) પાનીમેં૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ, ગુરૂ બીનું ન ટળે ચોરાસીરે—(૨) પાનીમેં૦

આજ કાલ તો આ દશાજ છે. 'દોડો દર્શનમાં-ચાલો કથામાં. હજાર ઠેકાણે દર્શન, અને કરોડ ઠેકાણે કથા-ગયા અને આવ્યા, બેઠા અને ઉઠયા. બે પૈસા હોય તો ચાલો ચારે ધામની યાત્રા કરવા.' આ બધું ઠીક છે, આ બધું સારૂં છે. પણ તે ક્યાં સુધી ! કેટલી હદે ? યાત્રામાં પણ જંપીને બેસવું નહીં. બોલવા ચાલવાનો વિવેક નહીં. ખાવા પીવાનો વિવેક નહીં. યાત્રામાં

---

૨૭ પદચ્છેદ—**त्वां आत्मानं परं मत्वा**-આપ આત્મા છો છતાં દેહને આત્મા માનીને. **च**-અને **आत्मानं परं एव**-આત્માને દેહજ માનીને. **आत्मा पुनः बहिः मृग्यः**-આત્મા બહાર શોધવા લાયક છે એમ માની બેઠા છો. **अहो**-અહો **अज्ञजनतायाः अज्ञता**-મૂર્ખ લોકોની આ મૂર્ખાઇ તો જુઓ.

નવરાશનો કેમ ઉપયોગ કરવો તેનું જ્ઞાન નહીં. નવરા પડયા કે-ગંજીપો, સોગટાબાજી અગર ગામ ગપાટા. જે ઘડીવાર પણ મનન ન કરે, તેને નિદિધ્યાસનનું શું પૂછીએ ! વિચાર કરી જોજો. પંડિત, વેદાંતી, સંન્યાસી અગર ભક્ત પણ સોએ નવાણું ટકા સદા બહિર્મુખ, એક ઘડી પણ અંતર્મુખ નહિં. ગમે એવી ત્યાગની વાત કરે-પણ આંતરથી દૃશ્યમાંજ પ્રીતિ-દૃશ્યમાંજ રાગ.

પ્રભુ કૃપા થાય તો—

**अन्तर्भवेऽनन्त भवन्तमेव, ह्यतत्त्यजन्तो मृगयन्ति सन्तः ॥**
**असन्तमप्यन्त्यहिमन्तरेण, सन्तं गुणं तं किमु यन्ति सन्तः ॥ २८ ॥**

**અર્થ—હે અનંત ! વિવેકી પુરૂષો તો આપને આ શરીરમાંજ, જડ વસ્તુનો ત્યાગ કરતાં કરતાં શોધે છે. કારણકે સમીપમાં રહેલો ખોટો સર્પ પણ તેના ખોટાપણાને સિદ્ધ કર્યા પહેલાં, તે સાચી દોરી છે, એમ કેવી રીતે કહી શકાય? તાત્પર્ય-જ્ઞાનની જરૂર છે. [૨૮]**

૨૮ વિવેચન—

અહો આવી સમજણ પ્રભુ આપે, તેમના ભાગ્ય સમજવાં. આવી સમજણ માટે પ્રયત્ન કરે, તેજ મુમુક્ષુ બાકી જાણ્યું તો ઘણું, પણ કર્યું શું ?

**न गच्छति विना पानं, व्याधिरौषधशब्दतः ॥**
**विनाऽपरोक्षानुभवं, ब्रह्मशब्दैर्न मुच्यते ॥ ६२ ॥**
[ વિવેક ચૂડામણિ ]

ઔષધનું માત્ર નામ લેવાથી રોગ નહિં મટે; પણ ઔષધનું સેવન કરવાથી રોગ મટશે; તેમ અપરોક્ષાનુભવ વિના જન્મમરણ અટકે તેમ નથી. કામ કરી જવા આવ્યા હો, તો પ્રમાદ કરશો નહીં.

જ્ઞાનનો મહિમા ઘણો છે પણ—

**अथापि ते देव पदाम्बुजद्वय-प्रसादलेशानुगृहीत एव हि ॥**
**जानाति तत्त्वं भगवन्महिम्नो, न चान्य एकोऽपि चिरं विचिन्वन् ॥२९॥**

---

૨૮ પદચ્છેદ—**भो अनंत** !-હે અનંત ! **संतः**-સત્પુરૂષો તો **भवस्य अंतः अंतर्भवः तस्मिन्**-આ શરીરમાં. **एव**-જ. **भवंतम्**-આપને. **हि**-ખરેખર. **अतत् त्यजन्ति इति अतत्त्यजंतः**-જડ વસ્તુનો ત્યાગ કરતાં કરતાં. **भवंतं मृगयन्ति**-આપને શોધે છે. **अंति**-સમીપમાં રહેલા. **असंतं अहिं अपि**-ખોટા સર્પને પણ. **अंतरेण विना**-ખોટો પાડયા વિના. **तं संतं गुणं**-તે સાચી દોરી છે એમ **किमु संतः यंति**-વિવેકી પુરૂષો કેવી રીતે જાણે ?

૨૯ પદચ્છેદ—**अथापि**-જ્ઞાનનો આટલો બધો મહિમા છે તોપણ. **हे देव** !-હે દેવ ! **ते-तव-पदांबुजद्वयस्य प्रसादस्य लेशः तेन अनुगृहीतः**-આપના ચરણકમળની થોડી પણ પ્રસાદી જેને મળી છે એવો પુરૂષ. **एव**-જ **हि**-ચોક્કસ. **भगवतः महिम्नः तत्त्वं जानाति**-ભગવાનના મહિમાના તત્ત્વને જાણે છે. કૃપા વિના **चिरं विचिन्वन् अपि**-ભલે ઘણા કાળ સુધી જડચેતનનો વિચાર કર્યા કરે તોપણ. **एकः अन्यः च न**-કોઇપણ આપના મહિમાના તત્ત્વને જાણતો નથી.

અર્થ—જ્ઞાનનો આટલો બધો મહિમા છે, તોપણ હે દેવ! આપના ચરણકમળની થોડી પણ પ્રસાદી, જેને મળી છે એવો પુરૂષ, ચોક્કસ રીતે આપના મહિમાના તત્ત્વને જાણે છે. આપની કૃપા વિના ભલે ઘણા કાળ સુધી કોઇ પુરૂષ, જડ ચેતનનો વિચાર કર્યા કરે, તો પણ તે આપના તત્ત્વના મહિમાને જાણતો નથી. [૨૯]

૨૯ વિવેચન—

સારો વિદ્વાન્ હોય તેનેજ દીવાનગીરી મળે; એવો નિયમ નથી. રાજાની કૃપા થોડા વિદ્વાન્ ઉપર થઇ હોય, તો તે થોડો વિદ્વાન્ દીવાન થાય, અને સારો વિદ્વાન્ નાયબ દીવાન થાય. પુત્રના કરતાં ગુમાસ્તાના ઉપર શેઠની પ્રીતિ હોય, તો ગુમાસ્તો પેટી ઉઘાડે, અને પુત્ર છાનોમાનો બેસી રહે. સેવાનું અગર ભક્તિનું ફળ કૃપા છે. 'સેવા' રૂપી ભાવ સર્વથી બળવાન્ છે. સ્ત્રી, નોકર, અને મુમુક્ષુનું તે સાચું શસ્ત્ર છે. આ ત્રણમાંથી જે સેવા માટે પરવા રાખતું નથી, તે સદા ભયમાં રહે છે, અને સુખની ન્યૂનતા ભોગવે છે.

વાદીની રમતને મોટા વિદ્વાન્ ન સમજી શકે, અને જંબુરો સમજી શકે. માંડળીકની સભામાં નરસીંહમહેતાનો કેસ ચાલ્યો, ત્યારે સન્યાસીઓ હાર્યા અને મહેતાજી જીત્યા.

ચોપાઇ—પુનિ પુનિ સત્ય કહૌં તોહી પાંહિ, મોહી સેવકસમ પ્રિય કોઉ નાંહિ.

ભક્તિહીન વિરંચી કીન હોઇ, સબ જીવનસમ પ્રિય મોહી સોઇ.

ભક્તિવંત અતિ નીચૌ પ્રાણી, મોહી પરમપ્રિય યહ મમ વાણી.

સંત કહે છે કે— રાગ—શાદુલ૦

**व्याधस्याचरणं ध्रुवस्य च वयो, विद्या गजेंद्रस्य का ।**

**कुब्जायाः किमु नामरूपमधिकं, किं तत्सुदाम्नो धनम् ॥**

**का जातिर्विदुरस्य यादवपते-रुग्रस्य किं पौरुषं ।**

**भक्त्या तुष्यति केवलं न तु गुणैर्, भक्तिप्रियो माधवः ॥१॥**

ભગવાન માત્ર ભક્તિથી રાજી થાય છે-ગુણોથી રાજી થતા નથી. કારણકે જો એમ હોય, તો-વ્યાધનાં એવાં કયાં ઉંચાં આચરણ હતાં? ધ્રુવની કઇ ઉમર હતી? હાથી કઇ વિદ્યા ભણ્યો હતો? કુબ્જાનાં નામ અને રૂપ કયાં સારાં હતાં? સુદામા કયાં ધનવાન હતો? વિદુર ક્યાં કુળવાન હતા? ઉગ્રસેનમાં શું બળ હતું? [સૌને ભક્તિથી મોટાં કરી દેખાડયાં.]

**मोक्षकारणसामग्र्यां, भक्तिरेव गरीयसी ॥ ३१ ॥** [ શ્રીવિવેકચૂડામણિ ]

શ્રી આદ્ય શંકરાચાર્યજી કહે છે કે—મોક્ષમાટેનાં અનેક સાધનોમાં ભક્તિ સૌથી શ્રેષ્ઠ સાધન છે. કારણકે ભક્તિ કૃપાની-પ્રસન્નતાની-માતા છે.

ચોપાઇ—રામભક્તિ મણિ ઉર બસ જાકે, દુઃખ લવલેશ ન સ્વપ્નેહુ તાકે.

ચતુરશિરોમણિ તે જગમાંહિ, જે મણિ લાગી સુયત્ન કરાહિ,

[મોક્ષવાણી પાનુ ૯૦ B]

રોહિદાસ ઢેઢવાડે પાકયા, પણ ભક્તિએ તેમને અમર બનાવ્યા. અત્યંજ ઉદ્ધારના ઘણા મેળવડા થાય છે, પણ રોહિદાસને પગલે ચાલવા કોણ ખુશી છે? તેની ગણત્રી બહાર આવતી નથી.

હવે બ્રહ્માજી ભક્ત થવાની ઇચ્છા કરે છે—

**तदस्तु मे नाथ स भूरिभागो, भवेऽत्र वान्यऽत्र तु वा तिरश्चाम् ॥**
**येनाहमेकोऽपि भवज्जनानां, भूत्वा निषेवे तव पादपल्लवम् ॥ ३० ॥**

અર્થ—એટલા માટે હે નાથ !–આ જન્મમાં અગર પશુપક્ષુઓના બીજા અવતારોમાં પણ, મારૂં એવું ભાગ્ય થાઓ કે–જે ભાગ્યથી આપના ભક્ત લોકોમાં ગમે તે એક થઇને, આપના ચરણકમળનું હું સેવન કરૂં. [૩૦]

૩૦ વિવેચન—

બ્રહ્મા જે પદની ઇચ્છા કરે છે, તે પદ આજકાલ ઘણું વગોવાયું છે. ભક્તના પુત્રોને પણ ભક્ત થવું ગમતું નથી. બ્રાહ્મણ થઇને કોલસાના વેપાર કરે છે. તેમાં કોઇને વાંધો નથી, બ્રાહ્મણ થઇને મીલોમાં ઢેઢોની સાથે કામકાજ કરે, તેમાં કોઇને વાંધો નથી. જેમાં સાચાં ખોટાં બોલવાં પડે, એવા અનેક ધંધા બ્રાહ્મણો કરે, તેમાં કોઇને વાંધો નથી; પણ ભક્તિ કરે, તેને પાડોશી પૂછે–નાત નડે–વિદ્વાનો અને પંડિતો પણ ખંખેરતાજ રહે. વેદાંતીઓ (ભક્ત પ્રત્યે) ઘણીજ તુચ્છ દૃષ્ટિથી જુએ. આમ થવામાં કેટલાંએક વ્યાજબી અને કેટલાંએક ગેરવ્યાજબી કારણો છે.

જ્ઞાન અને સદાચાર–એ બે–ભક્તિના સ્થંભ છે. જ્યાં સ્તંભ ઢીલા ત્યાં ઇમારત ડોલે. બ્રાહ્મણ સિવાયના અન્ય વર્ણને ભક્તિ કરવાનો અધિકાર છે; પણ ઉપદેશ કરવાનો, અને દાન લેવનો અધિકાર નથી. આ બે આજ્ઞાઓનો અનાદર કરવાથી, ઘણા ભક્તો પતીત થયા છે અને થાય છે. [ અણુછૂટકે જ કોઇ ઠેકાણે ભોજન કરવું. તે સિવાય કોઇ પણ ચીજનો અંગીકાર કરવો નહિં. ] જેમ ગળપણ વિનાનો ગોળ ફીકકો, તેમ સદાચાર વિનાની ભક્તિ ફીક્કી. પ્રેમલક્ષણા ભક્તિ એમ. એ. ની કલાસનો વિષય છે. છતાં અત્યારે જ્યાં જોઇએ ત્યાં પ્રેમી ભક્તોના ટોપલા. તિવ્ર વૈરાગ્ય વિના પ્રેમ ભક્તિનાં કીર્તન ગાવાં, તે રસ્તો ભૂલીને ભટકવા જેવું છે.

આ પ્રમાણે ભક્તો પોતાના જીવનની લાઇનદોરી મારે, તો જરૂર પ્રભુ પ્રસન્ન થાય. દૂરિજનો, લેભાગુ પંડિતો અને દેહાભિમાની વેદાંતિઓ–ભક્તિથી સદા વિમુખ રહેવાને માટે જ સરજાએલા છે; તેથી સાચાભક્તોએ તેમના સર્ટીફીકેટની અપેક્ષા કદિ કરવી નહીં.

બ્રહ્મા જેવા કુશળ પુરૂષ આ સંસારની મમતાઓ તોડીને કોને શરણ જાય ?—

સ્રગધરા—

**आदौ मध्ये तथांते, जनिमृतिफलदं, कर्ममूलं विशालं ।**
**ज्ञात्वा संसारवृक्षं, भ्रममदमुदिता–शोकतानेकपत्रम् ॥**
**कामक्रोधादिशाखं, सुतपशुवनिता–कन्यकापक्षिसंघं ।**
**छित्वासंगासिनैनं, पटुमतिरभितस्–चिंतयेद्वासुदेवं ॥ १०० ॥**

[ શ્રીવેદાંતકેસરી. ]

---

૩૦ પદચ્છેદ—**तत्**–એટલા માટે. **हे नाथ**!–હે પ્રભુ ! **अत्र भवे**–આ જન્મમાં. **वा अन्यत्र तिरश्चाम् तु**–અથવા પશુપક્ષીના બીજા અવતારોમાં પણ. **मे सः भूरिभागः अस्तु**–મારૂં એવું ભાગ્ય થાઓ કે. **येन**–જે ભાગ્યથી. **भवज्जनानां एकः अपि भूत्वा**–આપના ભક્ત લોકોમાં ગમે તે એક થઇને **तव पादपल्लवम् निषेवे**–તમારૂં ચરણકમળ સેવું.

અર્થ—આદિમાં, મધ્યમાં અને અંતમાં અસદ્રૂપ છતાં, જન્મમરણ રૂપ ફળને દેનારા, કર્મરૂપ મૂળવાળા, વિસ્તારવાળા, ભ્રાંતિ, અહંકાર, હર્ષ, શોક, આદિ અનેક પાંદડાં વાળા, કામ અને ક્રોધાદિરૂપ શાખાઓવાળા, પુત્ર પશુ સ્ત્રી અને કન્યારૂપ પક્ષીઓના સમુહવાળા, સંસારરૂપ વૃક્ષને અસદ્રૂપ જાણીને, અસંગરૂપ તલવારથી કાપી નાંખીને, કુશળ બુદ્ધિવાળો પુરૂષ સદા વાસુદેવનું ચિંતવન કરે. [૧૦૦]

પ્રભુ રૂપી વૈદ્યને નાડ આપીએ તો ઠીક.

રાગ–દેશ.

મારી નાડ તમારે હાથ, હરિ સંભાળજો રે—
પ્યારા ! પોતાનો— [ હાં—હાં—કેમ સાવધાન છોને ? ]
પ્યારા ! પોતાનો જાણીને, પ્રભુ પદ આપજો રે— મારી૦
પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું;
મને હશે શું થાતું ?— નાથ ! નિહાળજો રે— મારી૦
અનાદિ વૈદ્ય આપ છો સાચા, કોઇ ઉપાય વિષે નહિં કાચા;
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે— મારી૦
વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો;
મહા મુંઝારો મારો, નટવર ટાળજોરે— મારી૦
કેશવ હરિ મારૂં શું થાશે ?–ઘાણ વળ્યો ને ગઢ ઘેરાશે.
લાજ તમારી જાશે, ભૂધર ભાળજોરે— મારી૦

[ કેશવકૃતિ. ]

ધન્ય કોને કહીએ ? તે વાત હવે કરે છે—

**अहोऽतिधन्या व्रजगोरमण्यः, स्तन्यामृतं पीतमतीव ते मुदा ॥**
**यासां विभो वत्सतरात्मजात्मना, यत्तृप्तयेऽद्यापि न चालमध्वराः ॥३१॥**

**अहो भाग्यमहो भाग्यं, नन्दगोपव्रजौकसाम् ॥**
**यन्मित्रं परमानन्दं, पूर्णं ब्रह्म सनातनम् ॥३२॥**

અર્થ—અહો ! વ્રજની ગાયો અને ગોપીઓ ઘણી ભાગ્યશાળી છે. કારણ કે જેમની તૃપ્તી માટે, આજ સુધીના યજ્ઞો સમર્થ થયા નથી, એવા

---

૩૧ પદચ્છેદ—**अहो**–અરે **व्रजगोरमण्यः अतिधन्याः**–વ્રજની ગાયો અને સ્ત્રીઓ ઘણીજ ભાગ્યશાળી છે. **यासां स्तन्यामृतं**–જેમનું ધાવણરૂપી અમૃત **ते–त्वया वत्सतरात्मजात्मना**–વાછરડાં રૂપે તથા ગોવાળીયારૂપે તમારાથી **अतीव मुदा पीतं**–ઘણાજ આનંદથી પીવાયું. **यस्य तृप्तये**–જેની તૃપ્તિને માટે **अद्यापि अध्वराः न अलं**–હજી સુધી યજ્ઞો સમર્થ થયા નથી.

૩૨ પદચ્છેદ—**नंदगोपव्रजौकसाम् अहो भाग्यं अहो भाग्यं**–નંદાદિ ગોપોના પણ અહોભાગ્ય છે. કારણકે **परमानन्दं पूर्णं सनातनम् ब्रह्म**–પરમાનંદ પૂર્ણ અને સનાતન બ્રહ્મ **येषां मित्रं**–જેઓના મિત્ર છે.

આપે, તે વ્રજની ગાયોનું અને ગોપીઓનું ધાવણ રૂપી અમૃત, વાછરડાંરૂપે અને ગોપબાળકો રૂપે, ઘણાજ આનંદથી પીધું (૩૧) અહો ! નંદાદિ ગોપોનાં પણ મોટાં ભાગ્ય છે; કારણ કે પરમાનંદ પૂર્ણ સનાતન બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ તેમના મિત્ર થયા. [૩૨]

૩૧-૩૨ વિવેચન—

નરસિંહમહેતાએ ગાયું છે— **પદ.**

ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન્ય ધન્ય એનાં માતપિતાને, સફળ કરી એની કાયારે. ભૂતળ૦
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્યએ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ છે એની દાસીરે. ભૂતળ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે;
બહુ બહુ જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગીરે. ભૂતળ.

'ગોપોની સાથે અમે પણ અમૃતનું પાન કરીએ છઇએ; એમ હવે કહે છે—

વસંતતિલકા.

**एषां तु भाग्यमहिमाऽच्युत तावदास्ता-मेकादशैव हि वयं बत भूरिभागाः ॥**
**एतद्धृषीकचषकैरसकृत्पिबामः, शर्वादयोंऽघ्र्युदजमध्वमृतासवं ते ॥ ३३ ॥**

અર્થ—હે અચ્યુત ! તેઓના ભાગ્યનો મહિમા તો અવર્ણનીય છે, પણ તેમની સાથે દશ ઇંદ્રિઓના અને અગ્યારમા મનના, મહાદેવજી વિગેરે અમે અધિષ્ઠાતા દેવો પણ, મોટા ભાગ્યશાળી છઇએ. કારણકે તેઓના (વ્રજવાસીના) ઇંદ્રિયોરૂપી પ્યાલાથી, આપના ચરણાવિંદના મકરંદરૂપી મીઠા આસવને અમે નિરંતર પીધા કરીએ છીએ. [૩૩]

૩૩ વિવેચન—

કેમ સમજાય છે ને ? ઈંદ્રિયોના દેવ ઇંદ્રિયોરૂપી પ્યાલામાં રહેલા છે. ઈંદ્રિયો દ્વારા વ્રજવાસીઓ જે કાંઇ લાભ લે, તે લાભ ઇંદ્રિયમાં રહેલા દેવોને પ્રથમ મળે. ફેર માત્ર એટલો છે કે, અમુક દેવ અમુક એકજ ઇંદ્રિયનો અધિષ્ઠાતા એટલે એક દેવ એકજ ઇંદ્રિયદ્વારા અમૃતનું પાન કરે, અને વ્રજવાસીઓ દશ ઈંદ્રિય અને અગ્યારમા મનદ્વારા અમૃતનું પાન કરે. સમજાય છે ?-દેવો પણ જેની પ્રશંસા કરે, એવો આ માનવ દેહ છે. અહો ! પાપી પેટ માટે, અગર 'જગત્માં મારૂં ઠીક દેખાય' એટલા ખાતર, આ અમોલા માનવ દેહને જેઓએ

---

૩૩ પદચ્છેદ—**हे अच्युत** !-હે પ્રભુ ! **एषां भाग्यमहिमा तावत् आस्तां**-તેઓના ભાગ્યનો મહિમા ભલે હોય. **तु**-પણ **एकादश एव**-દશ ઇંદ્રિયો અને મન, બુદ્ધિ, અહંકારના દેવો **शर्वादयः वयं**-મહાદેવજી વિગેરે અમે દેવો **बत भूरिभागाः**-મોટા ભાગ્યશાળી છઇએ. કારણ કે **एतेषां ऋषीकचषकैः**-તેઓના ઇંદ્રિયોરૂપી પ્યાલાઓથી **अंघ्री एव उदजे** (કમળ) **तयोः मधु** (મકરંદ) **तत् एव अमृतासवः तं**-આપના ચરણાવિંદના મકરંદરૂપી મીઠા આસવને **असकृत् पिबामः**-નિરંતર પીઇએ છઇએ.

તોડી નાંખ્યો ! દેહ ઘસાઇને ઘરડો બની ગયો, તોપણ જેઓ સમજ્યા નહીં, તેઓ ખરેખર પામર છે. ખંત રાખીને દાસાનુદાસ બનીને સંતોનો અને સત્શાસ્ત્રોનો સમાગમ કરજ્યો.

હવે બ્રહ્માજી વ્રજમાં ગમે તે અવતાર માગે છે—

**तद्भूरिभाग्यमिह जन्म किमप्यटव्यां, यद्गोकुलेऽपि कतमांघ्रिरजोभिषेकम् ॥**
**यज्जीवितं तु निखिलं भगवान्मुकुन्दस्-त्वद्यापि यत्पदरजः श्रुतिमृग्यमेव ॥३४॥**

**અર્થ—આવા કારણથી મનુષ્ય લોકમાં, તેમાં પણ મોટા વનમાં, તેમાં પણ ગોકુળમાં, ગમે તે અવતાર આવે, તો મોટું ભાગ્ય સમજવું, કારણકે તેમ થવાથી ગમે તેના ચરણની રજ માથે પડે. જેના ચરણની રજને શ્રુતિઓ પણ અદ્યાપિ પર્યંત શોધ્યાજ કરે છે, તે મુકુંદ ભગવાન્ વ્રજવાસીઓના જીવીતરૂપ છે.** [૩૪]

૩૪ વિવેચન—

દોહરો—સંતનકા કુત્તા ભલા, નહીં રાજનકા બાપ;
સંતન ઘેર શાંતી ઘણી, રાજન ઘેર બહુ તાપ.

સંતને ઘેર જીવના કલ્યાણની અનેક સગવડ, અને રાજાને ઘેર જીવના ભ્રમણની અનેક સગવડ.

જે વૃંદાવનનો મહિમા શ્રીશુકદેવજીએ આટલો બધો ગાયો, તે વૃંદાવન અત્યારે નથી. અત્યારે ત્યાં ભારે ઉથલ પાથલ થઇ ગઇ છે. અત્યારે તો માત્ર શ્રીયમુનાજી તે સ્થળનો મહિમા સાચવી રહ્યાં છે. અત્યારે તો જ્ઞાનયુકત ભક્તિના સત્સંગ મંડળો એજ વૃંદાવન છે. રૂડા પુરૂષનો બોધ એજ ગંગા યમુનાનાં જળ છે. સમાગમનું સુખ કેટલું છે, તેનો ખ્યાલ આપને કદિ આવે છે? ધનવાન હશો અને સાધુસંતને ઘેર પધરાવીને, સમાગમનું સુખ લેવાની ઇચ્છા કરતા હશો, પણ પરિણામ શૂન્ય આવશે. કારણ કે તમારૂં મન સંતને વશ રહેશે નહીં. તે તો ઉલટું અભિમાનથી ભ્રષ્ટ થશે. પોતાને ઘેર આવેલા સંતને પોતાના આશ્રિત માનીને, તમારૂં મન મલકાશે-છલકાશે અને જે કાંઇ ભક્તિભાવ હશે, તે ઢોળી નાંખશે. વચલો વર્ગ સમાગમ માટે અનેક ઠેકાણે ફરે છે, પણ કોઇ ઠેકાણે ચિત્ત ચોંટીને-શ્રદ્ધા રાખીને-લાભ લેતો નથી. ન લે ત્યાંસુધી પરિણામ શુન્ય આવે છે. કનિષ્ટ વર્ગને સમાગમનું ભાન પણ નથી. સૂચના-સમાગમની પરવા થાય, ત્યારે દેહાભિમાન નીચોવી નાંખવાની દરકાર પ્રથમ કરજો. દેહાભિમાન નિચોવવા માટે રૂડા સંતને શોધીને, તેમના આશ્રમમાં જઇને દાસાનુદાસ થઇને રહેવું. નીચામાં નીચી ટહેલ કરવી, અને જે કાંઈ ખાવાનું આપે, તે મનને રાજી રાખીને

---

૩૪ પદચ્છેદ—**तत्**-એટલા માટે **इह**-મનુષ્યલોકમાં **अटव्यां**-તેમાં પણ મોટા વનમાં **तत् गोकुले अपि**-તેમાં પણ ગોકુળમાં **किम् अपि जन्म तत् भूरिभाग्यं**-ગમે તે અવતાર આવે તે મોટું ભાગ્ય સમજવું. કારણ કે **कतमस्य** (ગમે તેની) **अंघ्रिरजसा अभिषेकः यस्मिन् तत्-इति जन्म**-ગમે તેના ચરણની રજ માથે પડે. **यस्य पादरजः अद्यापि श्रुतिमृग्यं एव**-જેની ચરણ રજને હજી સુધી શ્રુતિઓ શોધ્યાજ કરે છે. **तु**-અને **येषां निखिलं जीवितं भगवान् मुकुंदः तु**-મુકુંદભગવાન જેમના સંપૂર્ણ જીવીતરૂપ છે.

જમી લેવું. આ યુગમાં સમાગમ એજ મહાન્ તીર્થ છે. સુખનું સ્થાન છે. તાનને તોડવાનું સ્થળ છે. રાગ શાર્દુલ૦

**स्वाधीने निकटस्थितेऽपि विमल-ज्ञानामृते मानसे।**
**विख्याते मुनिसेवितेऽपि कुधियो,-न स्नांति तीर्थे द्विजाः ॥**
**यत्तत्कष्टमहो विवेकरहितास्-तीर्थार्थिनो दुःखिताः ।**
**यत्र क्वाप्यटवीमटन्ति जलधौ, मज्जंति दुःखाकरे ॥ ६३ ॥** [ભતૃહરિ].

**અર્થ**—મહા વિખ્યાત વસિષ્ટ અને શ્રીરામચંદ્રે જ્ઞાનામૃતથી ભરપુર યોગવાસિષ્ઠરૂપી માનસરોવરમાં બેસીને, જ્ઞાનમૃતનું પાન કર્યું. યાજ્ઞવલ્ક્ય અને ગાર્ગીએ, જ્ઞાનામૃતથી ભરપુર ઉપનિષદોરૂપી માનસ સરોવરમાં બેસીને, જ્ઞાનામૃતનું પાન કર્યું. મહાદેવ અને પાર્વતીજીએ, શ્રીકૃષ્ણે અને અર્જુને, શ્રીકૃષ્ણે અને ઉદ્ધવે, વેદવ્યાસ અને શુકદેવજીએ, શુકદેવજીએ અને જનકે, જનકે અને યાજ્ઞવલ્કયે, જનકે અને અષ્ટાવક્રે, શ્રીશુકદેવજીએ અને પરીક્ષિતે, શૌનક અને સુતપુરાણીએ, શ્રીશંકરાચાર્યજી અને પદ્મનાભાદિ શિષ્યોએ, વિદ્યારણ્યસ્વામી અને મુમુક્ષુઓએ, શ્રીમદ્ વલ્લભાચાર્યજી અને કૃષ્ણદાસજી આદિ શિષ્યોએ, શ્રી સ્વામીનારાયણ અને નિષ્કુળાનંદ, મુક્તાનંદ આદિ સંતોએ, જે માનસ સરોવર ઉપર બેસીને, જ્ઞાનામૃતનું પાન કર્યું. તે માનસ સરોવરોરૂપી તિર્થો–સમાગમો–સમીપમાં હોવા છતાં, નિત્યાનિત્ય વસ્તુના વિવેકથી રહિત થઇ ગયેલા બ્રાહ્મણો, અને એવા બીજા, યાત્રાની ઇચ્છાથી અનેક દુઃખ વેઠીને, રણવગડામાં આડાઅવળા ભટકે છે; અને છેવટે સંસારરૂપી દુઃખદાયક સમુદ્રમાં ડુબી મરે છે. અરેરે–કેટલી બધી અફસોસની વાત છે. [કોઇ કોઇ ટીકાકાર મનુષ્યદેહને પણ વૃંદાવનની ઉપમા આપે છે.]

લોઢાના ખીલાને તરતાં આવડતું નથી, પણ જો તે વહાણમાં જડી દીવો હોય, તો તે તરે છે. તેમ ગમે એવો પાપી હોય, પણ સંતોના સમાગમમાં તે તરી શકે છે. એટલામાટે બ્રહ્માજી સ્તુતિ કરે છે કે–'વૃંદાવનમાં મને ગમે તે અવતાર આપો. 'કારણકે–' **येषां निखिलं जीवितं भगवान् मुकुंदः तु**–જેઓનું સમગ્ર જીવન–સર્વસ્વ મુકુંદ ભગવાન્ છે.' એવા ભક્તો ત્યાં વસે છે.

**अद्यापि यस्य पदरजः श्रुतिमृग्यम्।** જેની ચરણરજને હજી સુધી શ્રુતિઓ શોધ્યા કરે છે. શ્રુતિઓ એટલે વેદ તથા ઉપનિષદોનાં વાક્યો, અગર પ્રમાણિક શાસ્ત્રોનાં વચનો. શ્રુતિઓ એટલે–શ્રુતિઓના વાંચનારા–શ્રુતિઓના અભ્યાસીઓ.

વૃંદાવન માટે નરસિંહ મહેતાએ ગાયું છે કે— **પદ.**

ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ તો એની દાસીરે,
ભૂતળ ભક્તિ પદારથ મોટું બ્રહ્મલોકમાં નાંહિ રે,
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગી રે;
બહુ બહુ જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગીરે— ભૂતળ૦

અનેક સંતોએ વૃંદાવનનો મહિમા ગાયો છે.

હવે આગળ વધીએ–'વ્રજવાસીઓને આવા અથાગ પ્રેમના બદલામાં, આપ તેમને શું આપશો?' એવો પ્રશ્ન હવે કરે છે.

શાર્દુલ૦

एषां घोषनिवासिनामुत भवान्, किं देव रातेति नः ।
चेतो विश्वफलात्फलं त्वदपरं, कुत्राप्ययन्मुह्यति ॥
सद्वेषादिव पूतनापि सकुला, त्वामेव देवापिता ।
यद्धामार्थसुहृत्प्रियात्मतनय–प्राणाशयास्त्वत्कृते ॥३५॥

અર્થ—માત્ર ભક્તના જેવો વેષ લેવાથી, [ એટલે–માત્ર આપને સ્તનપાન કરાવવાનો મિષ કરવાથી ], આપે પૂતનાને અને પૂતનાના બકાદિ સંબંધીઓને, આપનું સ્વરૂપ આપ્યું. ત્યારે વ્રજવાસીઓ કે જેઓનાં ધામ, લક્ષ્મી, સંબંધી, સ્રી, દેહ, પુત્ર, પ્રાણ અને અંતઃકરણ આપને માટેજ છે, તેમને હે દેવ ! આપનું સ્વરૂપ કે જે વિશ્વના ફળોના ફળ રુપ છે, તેના કરતાં વિશેષ, કોઈ પણ સમયે, આપ શું આપશો ? એવો વિચાર કરતું અમારૂં મન, મોહ પામી જાય છે–અમને આગળ કાંઈ સુજતું નથી. તાત્પર્ય–આપવા જેવું તો આપનું સ્વરૂપજ છે, તે તો પૂતનાદિને અપાઇ ગયું છે. હવે વ્રજવાસીઓને શું આપશો ? (૩૫)

૩૫ વિવેચન—

મોંઘામાં મોંઘી મુક્તિ–મોંઘામાં મોંઘો મોક્ષ; પણ ભકતો તેથી આગળ કઇ ચીજની અપેક્ષા રાખે છે, તે નરસિંહ મહેતાએ કહ્યું છે કે—પદ૦

“ હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મો જન્મ અવતારરે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદ દુલારારે– ” ભૂતળ૦

જેમ માનીતા કલાર્કને ઓફીસર પોતાની સાથે ડીસ્ટ્રીકટમાં ફેરવે છે, તેમ પરમ લાડીલા ભક્તોને સાથે લઇને પ્રભુ જ્યાં ત્યાં અવતાર લે છે. પ્રભુ અવતાર ન લે, તે સમયમાં પ્રભુના અવતારોનો મહિમા સમજાવવા માટે, ઘણીવાર મહાન્ ભકતો અવતાર લે છે. તે અંશાવતાર ગણાય છે. શ્રી વેદવ્યાસ, શ્રી શુકદેવજી, શ્રી આદ્યશંકરાચાર્યજી, શ્રીરામાનુજસ્વામી, શ્રીમદ્ વલ્લભાચાર્યજી, શ્રી ચૈતન્યગૌરાંગ, શ્રી જ્ઞાનદેવજી, ભકતરાજ નરસિંહ મહેતા, તુકારામ, મીરાં, શ્રી સ્વામીનારાયણ વિગેરે અનેક લીલા તનુઓ ભગવાનના મહાન્ ભકતો છે, અને જગત્‌ના

૩૫ પદચ્છેદ—**सद्वेषात् इव**–ભક્તના જેવો વેશ લેવાથી. **पुतना अपि सकुला**–પૂતનાને પણ કુળ સહિત **त्वाम् एव हे देव आपिता**–તમે તમારૂં સ્વરૂપ આપ્યું, ત્યારે **येषां धाम च अर्थश्च सुहृत् च प्रिया च आत्मा** (દેહ) **च तनयश्च प्राणाश्च आशयाश्च** (અંતઃકરણ) **त्वत्कृते**–જેઓનાં ધામ, લક્ષ્મી, સંબંધી, સ્રી, દેહ, પુત્ર, પ્રાણ, અને અંતઃકરણ આપને માટેજ છે એવા **एषां घोषनिवासिनाम्**–આ વ્રજવાસિ જનોને. **हे देव !**–હે દેવ ! **भवान्**–આપ **विश्वफलात् फलं इति त्वत्**–આપનું સ્વરૂપ કે જે વિશ્વના ફળોના ફળરૂપ છે તેથી. **किं कुत्र अपि राता**–વિશેષ કોઇ પણ સમયે શું આપશો ? **इति**–એવો **अयत्**–વિચાર કરતું **नः चेतः मुह्यति**–અમારૂં ચિત્ત મોહ પામે છે.

હિત માટે અનેકવાર અવતાર લે છે. यद्गृहार्थसुहृत्प्रियात्मतनयप्राणाशयास्त्वत्कृते ॥ આ શબ્દોથી સાચા ભકતોનાં લક્ષણ બતાવ્યાં છે. ભક્તિ કરો, તો આવાં લક્ષણ રાખજો. ગીતાના બારમા અધ્યાયમાં ભકતોનાં લક્ષણ બહુ સારી રીતે બતાવ્યાં છે.

પૂતનાને તેણીના કુળ સહિત શ્રીકૃષ્ણે પોતાનું સ્વરૂપ આપ્યું–તે પ્રભુનું પ્રભુત્વ સૂચવે છે. સાકર ભૂલે ચૂકે મોંમાં પડી જાય, તો તેનો સ્વભાવ છોડતી નથી, પારસમણી ભૂલેચૂકે લોઢાને અડી જાય, તો તેનો સ્વભાવ છોડતી નથી. મરચું ભૂલેચૂકે મોંમાં પેસી જાય, તો તેનો સ્વભાવ છોડતું નથી; ત્યારે–જે સૌને સ્વભાવ ગોઠવી દેનાર છે–સૌનો નિયંતા છે, તે પોતાનો સ્વભાવ–પોતાની ખાનદાની કેમ છોડે ? નિર્ધનની દીકરી ગૃહસ્થના ઘરમાં આવી, એટલે શેઠાણી કહેવાય. પ્રભુના જન દુર્લભ લાભ આપે છે, ત્યારે પ્રભુ પોતે દુર્લભ લાભ આપે, તેમાં શી નવાઇ ?

શ્રી કૃષ્ણના થવાથી શો લાભ છે, તે વાત હવે કહે છે. અગર શ્રીકૃષ્ણના જે થયાં હોય, તેમનાં લક્ષણ કેવાં હશે ? તે વાત હવે કહે છે—

**तावद्रागादयः स्तेनास्-तावत्कारागृहं गृहम् ॥**
**तावन्मोहोंऽघ्रिनिगडो, यावत्कृष्ण न ते जनाः ॥ ३६ ॥**

**અર્થ**—હે શ્રીકૃષ્ણ ! હે શ્રીકૃષ્ણ ! જ્યાંસુધી અમે તમારા જન ન થઇએ, ત્યાંસુધીજ રાગાદિ ચોર અમારામાં ટકી શકે; ત્યાંસુધીજ ઘરરૂપી બંધન રહે– ત્યાંસુધીજ ઘરમાં પ્રેમ રહે; અને ત્યાંસુધીજ પગમાં મોહરૂપી બંધન રહી શકે. (૩૬)

૩૬ વિવેચન—

**સાચી ભક્તિ**—જ્યાં પ્રકાશ ત્યાં અંધારૂં ન હોય, તેમ જ્યાં સાચી ભકિત હોય, ત્યાં રાગાદિક ચોર ઉભા રહી શકે નહિં. ત્યાં ઘર કે જે બંધનનું સ્થાન ગણાય છે, તે મુકિતનું સ્થાન બને, અને મોહરૂપી બેડી તુટી જાય.

વિભીષણ જ્યારે રામને મળવા આવ્યા ત્યારે બોલ્યા કે—

**ચોપાઈ**—" તબ લગી હૃદય બસત ખલ નાના, લોભ-મોહ-મત્સર-મદ-માના;
જબ લગી ઉર ન બસત રઘુનાથા, ધરે ચાપ સાયક કટી ભાથા.
મમતા તરૂણ તિમિર અંધીયારી, રાગદ્વેષ ઉલૂક સુખકારી;
તબ લગી બસત જીવ ઉરમાંહીં, જબ લગી પ્રભુ પ્રતાપ રવિ નાંહીં.
અબ મેં કુશલ મિટે ભય ભારે, દેખિ રામપદ કમલ તુમારે. "

[ મોક્ષવાણી પાનું ૪૮ ]

**સાચી ભકિત શું ?**—ગીતાના બારમા અધ્યાયના છેવટમાં સાચા ભકતોનાં લક્ષણ આપ્યાં છે. ભકતોએ તેવાં લક્ષણ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. જેમ જેમ દીવાનો પ્રકાશ

---

૩૬ પદચ્છેદ—**हे कृष्ण !**–હે શ્રી કૃષ્ણ ! **यावत् न ते जनाः**–જ્યાંસુધી અમે તમારા જન ન થઇએ **तावत्**–ત્યાંસુધીજ **रागादयः स्तेनाः**–રાગાદિ ચોર ટકે. **तावत् गृहं कारागृहं**–ત્યાંસુધીજ ઘર કેદખાના જેવું લાગે. **तावत् मोहः अंघ्रिनिगडः**–ત્યાંસુધીજ મોહ પગમાં બેડીરૂપે રહે છે.

વધે, તેમ તેમ અંધકાર ઓછો થાય; તે પ્રમાણે જેમ જેમ ભક્તિનો રંગ વધે, તેમ તેમ અજ્ઞાન ઓછું થાય. જ્ઞાન અને ભક્તિને કોઈ પણ પ્રકારે વૈર છે, એવું કદિ સમજવું નહિં. ભક્તિ માટે અનેક શાસ્ત્રો છે. તે શાસ્ત્રોમાં ભાગવત શાસ્ત્ર ભકતોનું સાચું ધન છે, અને તે જ્ઞાનનું સાચું કેંદ્ર છે. અત્યારે માત્ર ભજન કીર્તન જીવનું કલ્યાણ કરી શકે તેમ નથી. તેથી ભકતોએ શ્રવણ દીક્ષા લઈને-યમ નિયમો પાળીને-સાચી ગરજથી ભગવાનના ભક્ત પાસે વારંવાર ભાગવત સાંભળવું.

નિર્ગુણ સગુણ કેમ બને છે?

**प्रपञ्चं निष्प्रपञ्चोऽपि, विडम्बयसि भूतले ॥**
**प्रपन्नजनतानन्द-संदोहं प्रथितुं प्रभो ॥ ३७ ॥**

અર્થ—આપ પ્રપંચ રહિત છો, તોપણ શરણાંગત લોકોના આનંદના સમુહ માટે-એટલે શરણાંગત લોકોને ઘણું સુખ આપવા માટે, આપ આ પૃથ્વી ઉપર અવતાર ધર્યો છો. (૩૭)

૩૭ વિવેચન—

**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृतां ।**
**धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥** [ગીતા અ. ૪. ૮.]

શ્રીરામ વિભીષણને કહે છે કે— **ચોપાઇ.**

"તુમ સરિખે સંત પ્રિય મોરે, ધરૌં દેહ નહિં આન નિહોરે."

[મોક્ષ વાણી પાનું. ૪૮].

રામાયણ, ગીતા અને ભાગવત, ભગવાનના અવતારો અંગીકાર કરે છે; માટે આંખો વીંચીને અવતારોનો સ્વિકાર કરજો. નિર્ગુણ ભક્તિ શ્રેષ્ઠ છે, પણ તેનું દ્વાર સગુણભક્તિ છે. દ્વાર વિના ઘરમાં પેસાશે નહીં.

સગુણ નિર્ગુણ સંબંધી હજી કહે છે કે—

**जानन्त एव जानन्तु, किं बहूक्त्या न मे प्रभो ॥**
**मनसो वपुषो वाचो, वैभवं तव गोचरः ॥ ३८ ॥**

અર્થ—હે શ્રી કૃષ્ણ! આપને જે જાણતા હોય, તે ભલે જાણે; પણ હું તો એમ કહું છઉં કે-મારૂં મન, શરીર અને વાણી તમારા મહિમાને પહોંચી શકે એમ નથી. (૩૮)

---

૩૭ પદચ્છેદ—**हे प्रभो!**-હે પ્રભુ! **त्वं निष्प्रपंचः अपि**-આપ પ્રપંચથી રહિત છો તોપણ **प्रपन्ना या जनता तस्याः आनंदसंदोहं**-શરણ આવેલી જનતાને આનંદનો સમુહ **प्रथितुं**-આપવા માટે **भूतले प्रपंचं विडंबयसि**-આ પૃથ્વી ઉપર આપ અવતાર લ્યો છો.

૩૮ પદચ્છેદ—**जानंतः एव जानंतु**-આપને જાણતા હોય તે ભલે જાણે. **बहु-उक्त्या किं**-હું વધારે શું કહું? **तव वैभवं मे मनसः वपुषः वाचः न गोचरः**-મારૂં મન, શરીર અને વાણી તમારા મહિમાને પહોંચ્યા શકે તેમ નથી.

૩૮ વિવેચન—

સુતીક્ષણ શ્રીરામને કહે છે. ચોપાઇ.

" જો જાનહિ તે જાનહુ સ્વામી, સગુણ અગુણ ઉર અંતરયામી;
જો કૌશલપતિ રાજીવનયના, કરો સો રામ હૃદય મમ અયના."

[ મોક્ષવાણી પાનુ ૩૨ A ].

બ્રહ્માનંદ સ્વામી કહે છે કે— રાગ-કસ્તુરી તાલ ૩.

તેરી શરણ પડા મૈં આય, નાથ મોહે દે દર્સન પ્યારા—ટેક૦

નાથ મોહે દે દર્સન પ્યારા.

ગોકુળ ઢૂંડી મથુરા ઢૂંડી, બિંદ્રાવન સારા; (૨)
કાશીપુરી સકલ ફિર ઢૂંડી, (૨) ઢૂંડા હરદ્વારા—નાથ૦ તેરી૦
કોઇ વૈકુંઠ કૈલાસ બતાવે, કોઇ સાગર પારા;
કોઇ કહે સબ જગકે ભિતર, (૨) વ્યાપક કર્તારા—નાથ૦ તેરી૦
સંત બતાવે ઘટકે માંહીં, પરગટ ઉજિયારા; (૨)
કોઇ કહે વો અલક નિરંજન, (૨) સબસેં હેં ન્યારા—નાથ૦ તેરી૦
ચતુર્ભુજા પીતાંબર સોહે, શીશ મુગટધારા; (૨)
બ્રહ્માનંદ મૈં દર્શન પાવું, (૨) જાવું બલિહારા—નાથ૦ તેરી૦

આજકાલ નિર્ગુણ ઉપાસના સૌને બહુ ગમે છે. વડિલોપાર્જિત મિલ્કતના માલીક થવું ગમે છે, પણ વડીલોપાર્જિત દેવસેવા ગમતી નથી. દેવને જળમાં પધરાવે છે, અગર કોઇ મંદિરના બાવાજીને આપી દે છે. તે સંબંધમાં અર્જુને પૂછતાં, શ્રીકૃષ્ણ પ્રથમ સગુણ ઉપાસના સંબંધી કહે છે—

**मय्यावेश्य मनो ये मां, नित्ययुक्ता उपासते ।**
**श्रद्धया परयोपेतास्-ते मे युक्ततमा मताः ॥२॥** [ગીતા અ. ૧૨]

અર્થ—જે ભક્તો મારામાં મન રાખીને પરમ શ્રદ્ધાથી મારી ભક્તિ કરે છે-સગુણ ઉપાસના કરે છે, તેઓ મારા મત પ્રમાણે ઉત્તમ યોગી છે. [૨].

હવે નિર્ગુણ ઉપાસના સંબંધી કહે છે—

**ये त्वक्षरमनिर्देश्य-मव्यक्तं पर्युपासते ।**
**सर्वत्रगमचिंत्यं च, कूटस्थमचलं ध्रुवम् ॥३॥**
**संनियम्येन्द्रियग्रामं, सर्वत्र समबुद्धयः ।**
**ते प्राप्नुवंति मामेव, सर्वभूतहिते रताः ॥४॥**

અર્થ—જેઓ સર્વ ઇંદ્રિયોને નિયમમાં રાખીને, અવર્ણનીય-અવ્યક્ત-સર્વવ્યાપક-અચિંત્ય-કૂટસ્થ-અચળ અને અવિનાશી એવા અક્ષર બ્રહ્મને ઉપાસે છે. તેઓએ સર્વત્ર સમભાવ કરવો જોઇએ, અને સર્વ પ્રાણીઓના હિતમાં મચ્યા રહેવું જોઇએ. એ પ્રમાણે કરે, તો તેઓ પણ મનેજ પામે છે, [૩-૪].

હવે નિર્ગુણની વિષમતા બતાવે છે—

**क्लेशोऽधिकतरस्तेषा-मव्यक्तासक्तचेतसाम् ॥**
**अव्यक्ता हि गतिर्दुःखं, देहवद्भिरवाप्यते ॥५॥** [ ગીતા અ. ૧૨ ].

અર્થ—પરંતુ અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળાઓને ઘણો ક્લેશ પડે છે. [ અનાયાસે અવ્યક્તમાં ચિત્ત ચોંટતું નથી ]. દેહધારીઓ માટે એટલે જેમને દેહાભિમાન હોય, એવા પુરૂષોને, અવ્યક્તનો માર્ગ ઘણાં દુઃખથી સિદ્ધ થાય એવો છે. [૫].

પોતે નિર્ગુણ થયા પહેલાં નિર્ગુણની ઉપાસના કરવી, તે વહેલા ઉડીને ભૂલા પડવા જેવું છે. આપની પાસેજ આપનાં આચરણ, સદા પડયાં રહે છે. તેમાં નિર્ગુણતા કેટલી આવી છે? તે તમે પંડે તપાસતાં રહેજો. ટુંકારો ખાઇ લેવા જેટલું—ગાળો ખાઇ લેવા જેટલું—કોઇ નિંદા કરે તો સાંભળી લેવા જેટલું—પણ બળ ન આવ્યું હોય, તો નિર્ગુણનો માર્ગ, તમને હતા ત્યાંથી પાછા પડશે.

એક સંત કહે છે કે— રાગ લાવણી.

એ છે નિરાકાર સાકર, તેનો કોઈ ન પામ્યા પાર. (૨) ટેક.
રૂષિયો હાર્યા મુનિયો હાર્યા, હાર્યા સંત મહંત, (૨)
વેદ પુરાણો પાર ન પામ્યા, એવા ઇશ અનંત—એ છે૦
સહસ્ત્ર અઠયાસી સિદ્ધ ચોરાશી, સનકાદિક શુકદેવ; (૨)
ભાવ ધરીને ભજન કર્યાની, સૌને જુદી ટેવ—એ છે૦
રામ કહે કોઇ કૃષ્ણ કહે, કોઇ દેવી કહે કોઇ શિવ. (૨)
જેવું જેના ગુરૂએ ગાયું. તે માને તે જીવ—એ છે૦
મંત્ર તમારા ગુરૂ તમારા, શાસ્ત્ર અને વળી સેવ; (૨)
જ્યાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગનો દેવ—એ છે૦

'**ते वैभवं मे मनसः वपुषः वाचः न गोचरः**—મારાં મન કાયા અને વાણી આપના મહિમાને પહોંચી શકતાં નથી.' એમ બ્રહ્માજી બોલ્યા. શ્રુતિઓ પણ એમ જ કહે છે; છતાં કીડીઓ [ કામ, ક્રોધ અને લોભથી ઘેરાએલા જીવો ] હિમાલય માપવા દોડે છે. [ નિર્ગુણની મોટી મોટી વાતો કરે છે. ] આવી કીડીઓથી તમે મોહ પામશો નહી! તમે કર્તવ્ય પરાયણ રહેજો. તમે ધીમે ધીમે નિર્ગુણ બનજો.

હવે બ્રહ્માજી જગતની અને પોતાના દેહની ઉપાધિ પ્રભુને સોંપે છે. નિર્ગુણ થાય છે.

**अनुजानीहि मां कृष्ण, सर्वं त्वं वेत्सि सर्वदृक् ॥**
**त्वमेव जगतां नाथो, जगदेतत्तवार्पितम् ॥ ३९ ॥**

**અર્થ—હે શ્રીકૃષ્ણ! મને બ્રહ્મ** લોકમાં જવાની આજ્ઞા આપો. આપ **સર્વના દ્રષ્ટા હોવાથી આપ સર્વજ્ઞ છો. [ તાત્પર્ય—અમારી શક્તિ કેટલી છે, તે આપ સારી રીતે જાણો છો. ]** આપજ (અનેક) **બ્રહ્માંડોના નાથ છો. તેથી મમતાના સ્થાનરૂપ** આ જગત [અગર આ શરીર], **આપને હું અર્પણ** કરૂં છઉં. [૩૯]

૩૯ પદચ્છેદ—**हे कृष्ण** હે શ્રીકૃષ્ણ! **मां अनुजानीहि**—આપ મને રજા આપો. **सर्वदृक् त्वं सर्वं वेत्सि**—આપ સર્વના સાક્ષી હોવાથી સર્વ જાણો છો. **त्वम् एव जगतां नाथः**—આપજ અનેક બ્રહ્માંડના નાથ છો. **एतत् जगत् तव अर्पितम्**—તેથી મમતાના સ્થાન રૂપ આ જગત્ આપને અર્પણ કરૂં છઉં.

૩૯ વિવેચન—

સ્ત્રીએ પોતાનાં તનમન અને ધન પતિને સોંપ્યાં. તો પતિના ઘરની ધણીયાણી થઇને બેઠી. ગુમાસ્તો તનમન અને ધનથી શેઠને સેવવા લાગ્યો. શેઠે દુકાનની કુંચી તેને આપી. થોડા વખતમાં તેને શેઠ બનાવ્યો, શિષ્યે તન, મન, અને ધનથી સદ્‌ગુરૂને સેવ્યા. સદ્‌ગુરૂએ જ્ઞાનની ચાવી-રહસ્ય આપી દીધું. શિષ્ય થોડા વખતમાં મોટો સંત થઇને બેઠો. ભકતે પોતા પાસે જે હતું, તે ભગવાનને સોંપ્યું. ભકત ભગવાનરૂપ બન્યા. દેહ અને દેહની પાછળ રહેલાં સ્ત્રી પુત્ર અને ધનમાં મમતા તુટે, તો જીવ અને શિવ વચ્ચેનું ઘણું અંતર કપાઇ જાય. દેહાભિમાનનો સ્વભાવ છે કે તે વક્તાઓમાં-ત્યાગીઓમાં-પંડિતોમાં-વેદાંતીઓમાં, ભકતોમાં અને ધનવાનોમાં અનાયાસે-વગર નોતરે-જોસથી પેસી જાય છે. તેઓએ જીવ શિવનું અંતર કાપવું હોય તો બહુજ સાવધાન રહેવું.

હવે શ્રીકૃષ્ણાવતારના ફળની વાત કરે છે—

**श्रीकृष्ण वृष्णिकुलपुष्करजोषदायिन्, क्ष्मानिर्जरद्विजपशूदधिवृद्धिकारिन् ॥**
**उद्धर्मशार्वरहर क्षितिराक्षसध्रु-गाकल्पमार्कमहन्भगवन्नमस्ते ॥ ४० ॥**

**અર્થ—હે વૃષ્ણિ કુળરૂપ કમળને ખીલવનાર હે સૂર્યરૂપ શ્રીકૃષ્ણ! પૃથ્વી, દેવો, બ્રાહ્મણો, પશુઓ અને સમુદ્રોને ખીલવનાર હે ચંદ્રરૂપ શ્રીકૃષ્ણ! પાખંડરૂપી અંધારાને હરનારા સૂર્ય ચંદ્ર રૂપે હે શ્રીકૃષ્ણ! પૃથ્વી ઉપરના રાક્ષસોનો દ્રોહ કરનારા હે શ્રીકૃષ્ણ! સૂર્ય પર્યંત સૌના પુજ્ય-હે ભગવન્! કલ્પ પૂરો થાય ત્યાંસુધી મારા પ્રણામ હજો.' [૪૦]**

૪૦ વિવેચન—

સૂર્ય ચંદ્ર દરેક રૂપે શ્રીકૃષ્ણ છે. દરેક રૂપે પ્રભુ જીવોને સુખ આપે છે.

બ્રહ્માજીની સ્તુતિ પુરી થઇ. આ સ્તુતિ નિરૂપણ કરે છે કે—

**एको देवः सर्वभूतेषु गूढः, सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।**
**कर्माऽध्यक्षः सर्वभूताधिवासः, साक्षी चेताः केवलो निर्गुणश्च ॥**

[ શ્વેતાશ્વતર ઉપનિ. ]

---

૪૦ પદચ્છેદ—**हे श्रीकृष्ण**—હે શ્રીકૃષ્ણ! [**जोषं** (પ્રીતિ) **ददाति इति जोषदायी**] **वृष्णिकुलं एव पुष्करं**(કમળ) **तस्य हे जोषदायिन्**—વૃષ્ણિકુળરૂપ કમળને આનંદ આપનાર ખીલવનારરૂપ હે સૂર્ય! **क्ष्मा** (પૃથ્વી) **निर्जराश्च द्विजाश्च पशवश्च उदधयश्च तेषां हे** [illegible]**द्धिकारिन्**! પૃથ્વી, દેવો, બ્રાહ્મણો, પશુઓ, અને સમુદ્રોને ખીલવનાર હે ચંદ્રરૂપ! [**शर्वरी**—રાત્રી **शर्वर्याः इदं शार्वरं**—અંધારૂં.] **उद्धर्मः** (પાખંડ ધર્મ) **एव शार्वरं तत् हरति इति**—હે પાખંડરૂપી અંધારાને હરનારા સૂર્ય ચંદ્રરૂપ—[**क्षितौ राक्षसाः तान् द्रुह्यति इति**] **क्षितिराक्षसध्रुक्**—પૃથ્વી ઉપરનાં રાક્ષસોનો દ્રોહ કરનારા—**आर्कम् अर्हन्**—સૂર્ય પર્યંત સૌના પૂજ્ય એવા હે **भगवन्**—હે પ્રભુ **आकल्पम् ते नमः**—કલ્પ પૂરો થાય ત્યાં સુધી મારા પ્રણામ હોજો.

અર્થ—એક તેજોમય દેવ ભૂત માત્રમાં ગૂઢ છે. સર્વ વ્યાપી છે. સર્વ ભૂતોનો અંતરાત્મા છે-કર્મનો અધ્યક્ષ છે-ભૂત માત્રનો અધિવાસ છે-સાક્ષી છે-ચિન્મય છે-કેવળ છે અને નિર્ગુણ છે.

**आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन ॥** [ ગીતા અ. ૮-૧૬. ]

અર્થ—શ્રી કૃષ્ણ કહે છે કે-'બ્રહ્મલોકથી માંડીને સર્વ લોક પુનર્જન્મ પામનારા છે.'

**मत्तः परतरं नान्यत्-किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥** [ ગીતા. ૭-૭. ]

શ્રી કૃષ્ણ કહે છે કે-'હે અર્જુન ! મારાથી કોઇ શ્રેષ્ઠ નથી. જેમ દોરામાં અનેક મણિઓ પરોવેલી હોય છે તેમ મારામાં આ સર્વ ભૂતો પરોવાયેલાં છે.'

બ્રહ્માદિ દેવ ઇશ્વરની માયામાં ભૂલા પડીને, ઇશ્વરની અવગણના કરે, ત્યારે એક નાસ્તિક ઇશ્વરને નિંદે-શ્રીકૃષ્ણને પાખંડી કહે-વ્યભિચારી કહે-તેમાં નવાઇ શી ! કેટલાએકને શ્રી કૃષ્ણની ગીતા ગમે છે, પણ શ્રી કૃષ્ણની રાસલીલા વિગેરે ક્રીડાઓ સાથે વાંધો હોય છે-સંશય હોય છે, તેમાં પણ નવાઇ જેવું કાંઇ નથી. જેમ જેમ આવરણ શક્તિ હટે, તેમ તેમ પ્રકાશનું ભાન થાય.

હવે શુકદેવજી કહે છે તે સાંભળોઃ—

**श्रीशुक उवाचः—**

**इत्यभिष्टूय भूमानं, त्रिः परिक्रम्य पादयोः ॥**
**नत्वाऽभीष्टं जगद्धाता, स्वधाम प्रत्यपद्यत ॥ ४१ ॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-ઉપર પ્રમાણે પ્યારા શ્રી કૃષ્ણની સ્તુતિ કરીને, પ્રભુને ત્રણ પ્રદક્ષણા કરીને, અને તેમના ચરણમાં પ્રણામ કરીને, જગતને ધારણ કરનારા બ્રહ્માજી બ્રહ્મલોકમાં ગયા. (૪૧)

૪૧ વિવેચન—

**अभीष्टं**—સંશય કપાઇ જતાં બ્રહ્માજીને શ્રીકૃષ્ણ બહુ પ્યારા લાગ્યા.

**भिद्यते हृदयग्रंथि-श्छिद्यंते सर्वसंशयाः ॥**
**क्षीयंते चास्य कर्माणि, तस्मिन् दृष्टे परावरे ॥** [ મુંડક ઉપ. ]

પરમાત્માના વાસ્તવસ્વરૂપનું દર્શન થતાં-જ્ઞાન થતાં, હૃદયમાં રહેલી અજ્ઞાનની ગાંઠો તૂટી જાય છે, સર્વ સંશયો કપાઇ જાય છે, અને પ્રારબ્ધાદિ કર્મોનો પણ નાશ થઇ જાય છે.

**न मोक्षो नभसः पृष्ठे, न पाताले न भूतले ।**
**मोक्षो हि चेतो विमलं, सम्यग्ज्ञानविबोधितं ॥** [ યોગવાસિષ્ઠ. ]

અર્થ—મોક્ષ આકાશના પૃષ્ઠ ઉપર નથી, પાતાળમાં નથી, પૃથ્વી ઉપર નથી, સમ્યક્ જ્ઞાનથી પ્રબુદ્ધ ચિત્ત થાય તેજ મોક્ષ છે.

---

૪૧ પદચ્છેદ—**इति**-ઉપર પ્રમાણે. **अभीष्टं भूमानं**-પ્યારા શ્રી કૃષ્ણની **अभिष्टूय**-સ્તુતિ કરીને. **त्रिः परिक्रम्य**-ત્રણ પ્રદક્ષણા કરીને. **पादयोः नत्वा**-ચરણમાં નમીને. **जगतः धाता**-જગતને ધારણ કરનાર બ્રહ્માજી **स्वधाम प्रत्यपद्यत**-બ્રહ્મલોકમાં ગયા.

જેમ જેમ બુદ્ધિવાદ વધે, તેમ તર્ક વિતર્ક વધે–ભુલવણી વધે; માટે જ્યાં ફાવે ત્યાં રૂડા સદ્ગુરૂ શોધીને, તેમની પાસે અમુક વખત દીનભાવથી રહીને, તેમનાં વચનમાં સંપૂર્ણ ભરોસો રાખીને, શાસ્ત્ર શ્રવણ કરવું.

આ પ્રમાણે પ્રાર્થના કરીને બ્રહ્માજીએ ચોરેલાં વાછરડાં અને વ્રજબાળાકો પાછાં આપ્યાં, અને પ્રભુએ પોતાની માયા સંકેલી લીધી–હતું એમ થઇ ગયું–બ્રહ્માજી વિદાય થયા.

ततोऽनुज्ञाप्य भगवान्–स्वभुवं प्रागवस्थितान् ।
वत्सान्पुलिनमानिन्ये, यथापूर्वसखं स्वकम् ॥४२॥
एकस्मिन्नपि यातेऽब्दे, प्राणेशं चान्तरात्मनः ।
कृष्णमायाहता राजन्, क्षणार्धं मेनिरेऽर्भकाः ॥४३॥
किं किं न विस्मरन्तीह, मायामोहितचेतसः ।
यन्मोहितं जगत्सर्व–मभाक्ष्णं विस्मृतात्मकम् ॥४४॥

અર્થ—પછી બ્રહ્માજીની સંમતિ લઇને, યમુનાજીના કાંઠા ઉપર, જ્યાં પૂર્વની પેઠેજ પોતાના મિત્રો બેઠા હતા, ત્યાં વાછરડાં કે જે પૂર્વની માફક સામા ઉભા હતાં, તેમને લઇને પ્રભુ પધાર્યા. [૪૨]

અર્થ—વચમાં એક વરસ ચાલ્યું ગયું, તે પણ પોતાના પ્રાણનાથ ભગવાન વિના–શ્રીકૃષ્ણ વિના–ચાલ્યું ગયું, તોપણ હે રાજન્ ! શ્રીકૃષ્ણની માયાથી મોહ પામેલા બાળકોએ, તે સમયને અરધા ક્ષણ જેટલો માન્યો. [૪૩]

અર્થ—ભગવાનની માયાથી મોહ પામેલું સઘળું જગત્, (જગત્‌ના જીવો) વારંવાર પોતાના આત્માને વિસરી જાય છે, ત્યારે આ સંસારમાં માયાથી મોહ પામેલા જીવો, શું વિસરી જતા નથી ? એટલે શ્રીકૃષ્ણાદિ અનેક કલ્યાણની વાતોને વિસરી જાય છે. [૪૪]

---

૪૨ પદચ્છેદ—**ततः**-પછી **स्वभुवं अनुज्ञाप्य**-બ્રહ્માજીની સંમતિ લઇને. **प्राग् अवस्थितान् वत्सान्**-સામે ઉભેલાં વાછરડાંને **यथा पूर्वं सखायः यस्मिन् तत् इति स्वकं पुलिनं आनिन्ये**-આગળની પેઠેજ જેમાં પોતાના મિત્રો બેઠા હતા એવા યમુનાજીના કાંઠા ઉપર પ્રભુ લાવ્યા.

૪૩ પદચ્છેદ—**एकस्मिन् अब्दे याते अपि**-વચમાં એક વરસ ચાલ્યું ગયું તો પણ **आत्मनः प्राणेशं अंतरा** (વિના)-પોતાના પ્રાણનાથ ભગવાન્ વિના ચાલ્યું ગયું તો પણ **हे राजन**-હે રાજા ! **कृष्णस्य मायया हताः अर्भकाः**-શ્રીકૃષ્ણની માયાથી હણાએલા બાળકોએ **क्षणार्द्धं मेनिरे**-તે સમયને અરધો ક્ષણ માન્યો.

૪૪ પદચ્છેદ—**यया मोहितं सर्वं जगत्**-ભગવાનની માયાથી મોહ પામેલું સઘળું જગત્ **अभीक्ष्णं**-વારંવાર. **विस्मृतः आत्मा येन तत्–विस्मृतात्मकम्** વારંવાર પોતાના આત્માને ભૂલી જાય છે. **किं**-ત્યારે **इह**-આ સંસારમાં **मायया मोहितानि चेतांसि येषां ते इति जनाः**-માયાથી મોહ પામેલા લોકો **किं न विस्मरंति**-શું ભૂલી જતા નથી.

૪૨-૪૩-૪૪ વિવેચન—બ્રહ્માનંદ સ્વામીજી ગાય છે કે—

રાગ-આશાવરી તાલ-ધમાલ.

અહો ! પ્રભુ અચરજ માયા તુમારી, જિસ મોહે સકલ નરનારી—અહો પ્રભુ૦
બ્રહ્મા મોહે શંકર મોહે, મોહે ઇંદ્રિ બલકારી
સનકાદિક નારદ મુનિ મોહે (૨), દુનિયાં કૌન બિચારી-અહો૦
યોગ સાધતાં યોગી મોહે, વનમેં મોહે તપધારી;
વેદ પઢંતે પંડિત મોહે, (૨) ભૂલ ગયે શુધ સારી-અહો૦
પાંચ વિષયકી જાલ બિછાઈ, બંધન રસડી ભારી;
લાલચમેં સબ જીવ ફસાયે, (૨) નિકલનકી નહિ બારી-અહો૦
જિસ પર કિરપા હોય તુમારી, સો જન ઉતરે પારી;
બ્રહ્માનંદ શરણમેં આયો, લીજિયે મોહી ઉગારી-અહો૦

**विस्मृतात्मकं**—પોતાના આત્માને પણ ભૂલી જાય એવું જગત્-એવા જગત્ના જીવો.

**उत्क्रामंतं स्थितं वापि, भुंजानं वा गुणान्वितम् ।**
**विमूढा नानुपश्यंति, पश्यन्ति ज्ञानचक्षुषः ॥१०॥** [ ગીતા અ. ૧૫ ]

શરીરમાં રહેનારો અને શરીરમાંથી નીકળી જનારો-એવો આત્મા, ઈંદ્રિયો સાથે મળીને ભોગ ભોગવે છે. એવા આત્માને મૂઢ લોકો જોઇ શકતા નથી. જ્ઞાનચક્ષુ વાળા જીવો જોઈ શકે છે. [૧૦]

અરધા ક્ષણમાં ભગવાનને પાછા આવેલા જોઇને મિત્રો ભગવાનનો સત્કાર કરે છે.

**ऊचुश्च सुहृदः कृष्णं, स्वागतं तेऽतिरंहसा ।**
**नैकोऽप्यभोजि कवल, एहीतः साधु भुज्यताम् ॥४५॥**

અર્થ—'તમે ઘણા વેગથી આવ્યા, તે બહુ સારૂં કર્યું.' એમ બાળકોએ શ્રીકૃષ્ણને કહ્યું. (પછી બાળકોએ શ્રીકૃષ્ણને એમ પણ કહ્યું કે) 'હજી અમે એક પણ કોળીયો જમ્યા નથી, આ તરફ આવો. (અહીં આવો) અને નિરાંતે જમો.' (૪૫)

૪૫ વિવેચન—

વ્રજબાળકોનાં અહો ભાગ છે. રામાવતારમાં મર્યાદા પુરૂષોત્તમ હતા, અને કૃષ્ણાવતારમાં પૂરણ પુરૂષોત્તમ છે. તેથી વાંદરો કરતાં વ્રજબાળકોએ વિશેષ લાભ લીધો.

હવે પ્રભુ વ્રજમાં પધારે છે—

**ततो हसन्हृषीकेशो-ऽभ्यवहृत्य सहार्भकैः ।**
**दर्शयंश्चर्माजगरं, न्यवर्तत वनाद्व्रजम् ॥४६॥**

---

૪૫ પદચ્છેદ—**ते (त्वया) अतिरंहसा**-તમે ઘણા વેગથી **सुष्ठु आगतं स्वागतं**-આવ્યા તે સારૂં કર્યું **इति** એ પ્રમાણે **सुहृदः कृष्णं ऊचुः**-બાળકોએ શ્રીકૃષ્ણને કહ્યું, **एकः अपि कवलः अस्माभिः न अभोजि**-હજી અમે એક પણ કોળીયો જમ્યા નથી. **इतः एहि**-આ તરફ આવો. **साधु भुज्यताम्**-સારી રીતે જમો.

૪૬ પદચ્છેદ—**ततः हसन हृषीकेशः**-હાસ્ય કરતા ભગવાન્ **अर्भकैः सह अभ्यव**

**बर्हप्रसूनवनधातुविचित्रिताङ्गः, प्रोद्दामवेणुदलशृङ्गरवोत्सवाढ्यः।**
**वत्सान्गृणन्ननुगगीतपवित्रकीर्तिर्–गोपीदृगुत्सवदृशिः प्रविवेश गोष्ठम् ॥४७॥**

**અર્થ—પછી જેનું મુખ કમળ મંદ મંદ હસ્યા કરે છે, એવા શ્રીકૃષ્ણ બાળકોની સાથે જમ્યા, અને (બાળકોને) અજગરનું ચામડું દેખાડતા દેખાડતા, વનમાંથી પ્રભુ વ્રજમાં પધાર્યા. (૪૬) પ્રભુ જ્યારે વનમાંથી વ્રજમાં પધાર્યા, ત્યારે પ્રભુએ મોરપીંછ, પુષ્પો અને વનના ધાતુઓથી પોતાનું શરીર શણગાર્યું હતું. વેણુ અને શિંગડીના નાદોથી ભારે આનંદ થઇ રહ્યો હતો. વાછરડાંને લાડના શબ્દોથી પ્રભુ બોલાવતા હતા; અને ગોવાળીયાઓ તેમની પવિત્ર કીર્તિનું ગાન કરતા હતા. આવી રીતે ભગવાનનું દર્શન, ગોપીઓની દૃષ્ટિને આનંદરૂપ થતું હતું. એટલે પ્રભુ વનમાંથી વ્રજમાં પધારતા, ત્યારે પ્રભુના આવા રૂપને ગોપીઓ આનંદથી નિરખતી હતી–નિરખવા ઘરમાંથી બહાર દોડી આવતી હતી. [૪૭]**

૪૬–૪૭ વિવેચન—

સિંદુરવન ધાતુ ગણાય છે.

અજગરનું ચામડું દેખાડવામાં એવો ભાવ છે કે–તે બનાવ હાલજ બન્યો છે.

**गोपीदृगुत्सवदृशिः**—શ્રીકૃષ્ણનું દર્શન ગોપીઓની દૃષ્ટિને ઉત્સવરૂપ હતું. બ્રહ્માનંદ સ્વામી ગાય છે કે—

રાગ પ્રભાતી તાલ દાદરા.

આજ સખી શ્યામસુંદર, બંસિયા બજાવે–(૨) ટેક.
મોરમુકુટ સિર ચડાય, પગમેં નૂપુર સુહાય; (૨)
બંસી મુખમેં લગાય, મધુર મધુર ગાવે—આજ૦
યમુનાકો રૂકત ધાર, તરૂઅનકી ઝુકત ડાર; (૨)
ધેનુ મુખ ઘાસ ડાર, ધ્રુનિમેં મન લાવે—આજ૦

---

**हृत्य**–બાળકોની સાથે જમીને **आजगरं चर्म दर्शयन**-અજગરનું ચામડું દેખાડતા દેખાડતા. **वनात् व्रजम् न्यवर्तत**–વનમાંથી વ્રજમાં પધાર્યા.

૪૭ પદચ્છેદ—**बर्हाणि** (મોર પીંછ) **च प्रसूनानि** (પુષ્પ) **च वनधातवश्च तैः विचित्रितं अंगं यस्य सः**–પ્રભુ વનમાંથી પધાર્યા ત્યારે પ્રભુએ મોરપીંછ, પુષ્પો અને વનના ધાતુઓથી પોતાનું શરીર શણગાર્યું હતું. **प्रोद्दामम्**–તીવ્ર. **वेणुदलानि च शृंगाणि च वेणुदलशृंगाणि, प्रोद्दामानि चतानि वेणुदलशृंगाणि च तेषां रवाः** (અવાજ) **तैः उत्सवः तेन आढ्यः**-વેણુ અને શીંગડીના અવાજોથી ભારે ઉત્સવ કરતા હતા. **वत्सान् गृणन्**–વાછરડાંને લાડના શબ્દોથી બોલાવતા હતા. **अनुगैः गीता पवित्रा कीर्तिः यस्य सः**–ગોવાળીઆઓ જેમની પવિત્ર કીર્તિનું ગાન કરતા હતા તે. **गोपीनां दृशः तासां उत्सवदृशिः यस्य सः गोपीदृगुत्सवदृशिः**–જેમનું દર્શન ગોપીઓની દૃષ્ટિને દર્શન રૂપ હતું તે. **श्रीकृष्ण गोष्ठम् प्रविवेश**–વ્રજમાં પેઠા.

બ્રહ્મા સુરરાજ શેષ, શંકર ગૌરી ગણેશ; (૨)
ધાર ધાર મનુજ વેશ, વૃંદાવન આવે—આજ૦
બંસીધૂન સુન અપાર, ભૂલે મુનિ મન વિચાર;
બ્રહ્માનંદ ગોપ નાર, તનમન વિસરાવે—આજ૦

**अद्यानेन महाव्यालो, यशोदानन्दसूनुना ॥**
**हतोऽविता वयं चास्मा–दिति बाला व्रजे जगुः ॥४८॥**

અર્થ—બાળકોએ વ્રજમાં આવીને કહ્યું કે–'આ યશોદાનંદન શ્રીકૃષ્ણજીએ આજે (વનમાં) મોટા અજગરને માર્યો, અને તેનાથી અમારી રક્ષા કરી. (૪૮)

૪૮ વિવેચન—બાળકોએ અજગર માર્યાના સમાચાર વ્રજમાં આપ્યા. 'જે બનાવ એક વરસ ઉપર બન્યો હતો, તે આજ બન્યો' એવો દેખાવ પ્રભુએ કર્યો ?

હવે પરીક્ષિત રાજા આત્માના પ્રિયપણા સંબંધી પ્રશ્ન કરે છે.

राजोवाचः—

**ब्रह्मन् परोद्भवे कृष्णे, इयान्प्रेमा कथं भवेत् ॥**
**योऽभूतपूर्वस्तोकेषु, स्वोद्भवेष्वपि कथ्यताम् ॥४९॥**

અર્થ—પરીક્ષિત રાજા પૂછે છે કે–'હે ભગવન્ ! વ્રજવાસીઓને પોતાના ઔરસ પુત્રોમાં પણ પુર્વે જેવો પ્રેમ થયો ન હતો, તેવો પ્રેમ પરાયા પુત્ર શ્રી કૃષ્ણમાં કેવી રીતે થયો ? તે વાત આપ મને કહો. (૪૯)

૪૯ વિવેચન—

ઉપનિષદ્‌માં આવેલી કોઇ વાત રહી ન જાય, તેની આ યુક્તિ છે. પાછળ [પાનુ ૫૪૪] ૧૩ મા અધ્યાયના ૩૫–૩૬–૩૭ મા શ્લોકમાં આત્માના પ્રિયપણા સંબંધી થોડો ભાવ છે. વ્હાલામાં વ્હાલી જગત્‌માં કઇ વસ્તુ છે ? **યાજ્ઞવલ્કયે** પોતાની ભાગ્યશાળી શ્રી **મૈત્રેયીને** બૃહદારણ્યક ઉપનિષદ્‌ના અ. ૪–૫–૬ માં આ પ્રશ્નનો ખુલાસો ટુંકામાં કર્યો છે.

શ્રી શંકર કહે છે કે-

**आत्मार्थत्वेन हि प्रेयान्, विषयो न स्वतः प्रियः ॥**
**स्वत एव हि सर्वेषा–मात्मा प्रियतमो यतः ॥१०६॥** [વિવેકચૂડામણિ]

---

૪૮ પદચ્છેદ—**अनेन यशोदानंदसूनुना**–આ યશોદાને આનંદ આપનાર બાળકથી **अद्य**–આજે **महाव्यालः हतः**–મોટા અજગરનો નાશ થયો. **अस्मात्**–આ મોટા અજગરથી **वयं अविताः**–અમારી રક્ષા થઇ. **इति बालाः व्रजे जगुः**–એમ બાળકો વ્રજમાં બોલ્યા.

૪૯ પદચ્છેદ—[ **पूर्व भूतः भूतपूर्वः न भूतपूर्वः अभूतपूर्वः** ] **स्वेभ्यः उद्भवः येषां ते, तेषु इति स्तोकेषु अपि**–પોતાના ઔરસ પુત્રોમાં પણ **अभूतपूर्वः यः प्रेमा**–જેવો પ્રેમ પૂર્વે થયો નહોતો તેવો. **परात् उद्भवः यस्य सः तस्मिन् कृष्णे**–પરાયાપુત્ર શ્રીકૃષ્ણમાં **इयान् प्रेमा कथं भवेत्**–આવો પ્રેમ કેમ થયો. **कथ्यताम्** તે મને કહો.

અર્થ—શબ્દાદિ વિષય પોતાથી પ્રિય નથી. પણ આત્માના પ્રયોજનપણાવડે વધારે પ્રિય છે. [એટલે આત્મા વિષયોથી વધારે પ્રિય છે]. આત્મા સૌને પોતાથીજ પરમ પ્રિય છે. (૧૦૬).

હવે શ્રીશુકદેવજી પરિક્ષિતના પ્રશ્નનો ખુલાસો ઘણી સરલતાથી કરે છે-ભાવથી સાંભળો—

॥ श्रीशुक उवाच ॥

सर्वेषामपि भूतानां, नृप स्वात्मैव वल्लभः ॥
इतरेऽपत्यवित्ताद्यास्-तद्वल्लभतयैव हि ॥ ५० ॥

तद्राजेन्द्र यथा स्नेहः, स्वस्वकात्मनि देहिनाम् ॥
न तथा ममतालम्बि-पुत्रवित्तगृहादिषु ॥ ५१ ॥

देहात्मवादिनां पुंसा-मपि राजन्यसत्तम ॥
यथा देहः प्रियतमस्-तथा न ह्यनु ये च तम् ॥ ५२ ॥

અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે—'હે રાજન્! પ્રાણીમાત્રને પોતાનો આત્માજ વ્હાલો હોય છે. પુત્રો અને ધન જેમાં મુખ્ય છે, એવા બીજા પદાર્થોમાં જે પ્યાર થાય છે, તે આત્મા ઉપરના પ્યારને લીધેજ થાય છે.[૫૦] હે મોટા રાજા! પ્રાણીઓને પોતપોતાના દેહમાં જેટલો સ્નેહ હોય છે, તેટલો સ્નેહ મમતાના સ્થાનકરૂપ પુત્ર, દ્રવ્ય, ઘર વિગેરેમાં હોતો નથી. [૫૧] એટલે-હે રાજરાજેંદ્ર! દેહાત્મવાદી પુરૂષોને પણ, જેવો દેહ વ્હાલો છે, તેવા દેહની પાછળ રહેનારાં પુત્રધનાદિક ચોક્કસ રીતે વ્હાલાં હોતાં નથી. કારણકે દેહમાં આત્માનો અધ્યાસ વિશેષ હોય છે. [૫૨]

૫૦ થી ૫૨ વિવેચન—

૫૦ મો શ્લોક વિષયની પ્રસ્તાવના રૂપે છે. ૫૧ થી તે વિષયનું નિરૂપણ કરે છે.

મમતાનાં સ્થાન—પુત્ર, ધન, ઘર સ્ત્રી વિગેરે.

---

૫૦ પદચ્છેદ—**नृप**—હે રાજન્ **सर्वेषां अपि भूतानां स्वात्मा एव वल्लभः**-પ્રાણીમાત્રને પોતાનો આત્માજ વ્હાલો હોય છે. **अपत्यवित्ताद्याः इतरे**-પુત્રો અને ધન જેમાં મુખ્ય છે એવા બીજા પદાર્થો વ્હાલા લાગે છે ખરાં પણ તે **तस्य वल्लभतया एव हि**-આત્માની વલ્લભતાને લીધેજ છે.

૫૧ પદચ્છેદ—**राजेंद्र**-હે ઉત્તમ રાજા! **देहिनाम्**-પ્રાણીઓને **स्वस्य स्वस्य आत्मा इति स्वस्वकात्मा, तस्मिन् स्वस्वकात्मनि**—પોતે પોતાના દેહમાં **यथा स्नेहः**—જેટલો સ્નેહ થાય છે **तथा**-તેટલો **ममतां आलंबंते इति ममतालंबिनः ममतालंबिनश्चते पुत्रवित्त-गृहादयश्च तेषु**—મમતાના સ્થાનકરૂપ પુત્ર, દ્રવ્ય અને ઘર વિગેરેમાં [ **स्नेहः** ]-**न**-સ્નેહ થતો નથી.

૫૨ પદચ્છેદ—**हे राजन्यसत्तम**।—હે મોટા રાજન્! **देहात्मवादिनां पुंसां अपि**-દેહાત્મવાદિ પુરૂષોને પણ **यथा देहः प्रियतमः**—જેવો દેહ વ્હાલો છે **तथा**—તેવો **ये तम् अनु**—દેહની પાછળ પ્રાપ્ત થનારાં પુત્ર ધનાદિક **हि न**—ચોક્કસપણે વ્હાલાં હોતાં નથી.

અહંતાનું સ્થાન—દેહ. દેહમાં આત્માનો અધ્યાસ વધારે હોય છે, માટે દેહને 'હું' કહે છે. દેહને 'હું' કરીને માનનારો, દેહના કરતાં સ્ત્રી, પુત્ર, ધન વિગેરેની કીંમત ઓછી આંકે છે. હવે આગળ વધીએ--

**देहोऽपि ममताभाक् चेत्–तर्ह्यसौ नात्मवत्प्रियः ॥**
**यज्जीर्यत्यपि देहेऽस्मिन, जीविताशा बलीयसी ॥ ५३ ॥**
**तस्मात्प्रियतमः स्वात्मा, सर्वेषामपि देहिनाम् ॥**
**तदर्थमेव सकलं, जगदेतच्चराचरम् ॥ ५४ ॥**

અર્થ—શ્રીશુકદેવજી આગળ કહે છે કે-ભલે દેહ મમતાનું સ્થાન છે, તોપણ તે આત્મા જેટલો વ્હાલો નથી. આ દેહ જીર્ણ થાય છે, તોપણ જીવવાની આશા જીર્ણ થતી નથી, બળવાન્ થાય છે; પણ જ્યારે મંદવાડમાં ભયંકર રોગથી પીડા થાય છે, ત્યારે વિવેકીપુરૂષ કહે છે કે–' હવે જો આ દેહ પડી જાય, તો મને સુખ થાય.' આ ઉપરથી સિદ્ધ થાય છે કે–વાસ્તવિક રીતે સૌને અત્યંત પ્રિય તો પોતાનો આત્માજ છે. આ સ્થાવર જંગમ સઘળા જગત્ ઉપર જે પ્રેમ થાય છે, તે આત્માના સુખ માટેજ થાય છે. એટલે આત્મા ઉપરના પ્યારને લીધેજ જગત્ ઉપર પ્યાર થાય છે. [૫૩–૫૪]

૫૩–૫૪ વિવેચન--

'હું દેહ નથી,' પણ 'હું દેહમાં રહેનારો છઉં,' એવું જ્ઞાન પ્રાપ્ત થતાં, આપત્તિ-કાળમાં દેહનો પણ ત્યાગ કરીને મનુષ્ય સુખી થવાની આશા રાખે છે. દેહનો ત્યાગ કર્યા પછી આત્માજ બાકી રહે છે. અને તેજ સુખનું સ્થાન છે, એવો ભાવ છે. ધમધમાટ કરતા મોટા કારખાનામાંથી સ્ટીમ [વરાળ અગર એનજીનની પાવર] ખેંચી લેવામાં આવે, તો જેમ આખું કારખાનું શુન્યવત્ બની જાય છે, તેમ જગત્માંથી આત્માને ખેંચી લેવામાં આવે, તો જગત્ શુન્યવત્ બની જાય. બાપ છમાસ સુધી માંદો રહે, તો ઘરનાં માણુસો તેના દેહની સારવાર કરે, પણ દેહમાંથી આત્મા ફુ કરીને ચાલ્યો જાય, તો દેહને ત્વરાથી બાળીને ખાખ કરવો પડે. તેથી ૫૪ મા શ્લોકમાં કહે છે કે--' **तदर्थमेव सकलं जगत् च एतद् चराचरं.** '

આ આત્માને અને શ્રીકૃષ્ણને કેટલું છેટું છે ? તે હવે કહે છે.

**कृष्णमेनमवेहि त्व–मात्मानमखिलात्मनाम् ॥**
**जगद्धिताय सोऽप्यत्र, देहीवाभाति मायया ॥ ५५ ॥**

---

૫૩–૫૪ પદચ્છેદ—**चेत्**-ભલે **देहः ममताभाक् अपि**-દેહ મમતાનું સ્થાન છે તોપણ **असौ**-આ દેહ **आत्मवत् प्रियः न**-આત્મા જેટલો વ્હાલો નથી. **यत्**-કારણકે **अस्मिन् जीर्यति अपि देहे**-આ દેહ જીર્ણ થાય છે તોપણ **जीविताशा बलीयसी**-જીવવાની આશા બળવાન્ હોય છે. **तस्मात् सर्वेषां अपि देहिनां स्वात्मा प्रियतमः**-તેથી પ્રાણીમાત્રને પોતાનો આત્મા બહુ વ્હાલો છે. **तदर्थम् एव**-તેને માટેજ—આત્માના સુખ માટેજ **सकलं एतत् चराचरम् जगत्**-આ સકળ ચરાચર જગત્ છે.

૫૫ પદચ્છેદ--**अखिलात्मनाम् आत्मानः इति एनं कृष्णं त्वं अवेहि**-પ્રાણી·

અર્થ—શ્રીશુકદેવજી આગળ કહે છે કે—'આવી રીતે સઘળાં પ્રાણીઓને પરમ પ્રેમનું પાત્ર જે આત્મા છે, તેજ આ શ્રીકૃષ્ણ છે, એમ તમે જાણો. તેથી શ્રીકૃષ્ણના ઉપર સર્વોત્તમ પ્રેમ થાય, એમાં કાંઇ નવાઇ જેવું નથી. આ સર્વના આત્મા શ્રીકૃષ્ણ અહીં જગતના કલ્યાણ માટે, માયાથી મનુષ્ય જેવા જણાય છે. (૫૫)

૫૫ વિવેચન--

જે આત્મા છે તેજ કૃષ્ણ છે, 'મનુષ્યરૂપે દેખાય છે, તોપણ તે નિર્ગુણ બ્રહ્મ છે, એમ દૃઢતાથી જણાય છે.

આત્મતત્ત્વ પ્રાણીયોમાંજ છે, એમ નહીં, પણ તે જડમાં પણ છે, એમ હવે કહે છે.

वस्तुतो जानतामत्र, कृष्णं स्थास्नु चरिष्णु च ॥
भगवद्रूपमखिलं, नान्यद्वस्त्विह किंचन ॥ ५६ ॥

અર્થ—શ્રીકૃષ્ણ ભગવાન્ કેવળ પ્રાણીઓનાજ આત્મા છે, એમ નથી, પણ તે જડપદાર્થોના પણ આત્મા છે. 'વાસ્તવિક રીતે સર્વ જગતનું કારણ શ્રીકૃષ્ણજ છે,' એમ જાણનારા પુરૂષોને, સઘળું સ્થાવર જંગમ જગત્ ભગવદ્રૂપજ છે. કોઇપણ વસ્તુ ભગવાનથી ભિન્ન છેજ નહિં. (૫૬)

૫૬ વિવેચન--

આજ કાલ વિજ્ઞાનશાસ્ત્રીઓએ જે શોધ શાસ્ત્રોથી વિમુખ જીવોને, વિદીત કરી આપી છે-સિદ્ધ કરી આપી છે, તે શોધ પ્રાચીન ઋષિઓના જાણવામાં હતી. તાત્પર્ય-'**मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव**'-સઘળું જગત્ શ્રી કૃષ્ણમાં પરોવાયેલું છે-'**सर्वं खल्विदं ब्रह्म**' વિગેરે શ્રુતિઓ પણ એમજ કહે છે.

હજી વિશેષ ખુલાસો કરે છે.

सर्वेषामपि वस्तूनां, भावार्थो भवति स्थितः ॥
तस्यापि भगवान्कृष्णः, किमतद्वस्तु रूप्यताम् ॥५७॥

---

માત્રના આત્માના આત્મા પરમાત્મા આ શ્રીકૃષ્ણ છે એમ તું જાણ. **स अपि अत्र**-તે ભગવાન અહીં **जगतः हिताय**-જગત્‌ના કલ્યાણ માટે **देही इव मायया आभाति**-માયાથી મનુષ્ય જેવા જણાય છે.

૫૬ પદચ્છેદ--**अत्र**-જ્ઞાનની બાબતમાં **वस्तुतः कृष्णं जानतां**-શ્રીકૃષ્ણને યથાર્થરીતે જાણનારાં મનુષ્યોને **स्थास्नु**-સ્થાવર **च**-અને **चरिष्णु**-જંગમ **अखिलं**-અખિલ જગત **भगवद् रूपं**-ભગવદ્ રૂપ છે. **इह**-આ સંસારમાં **किंचन अन्यत् वस्तु न**-કોઇ વસ્તુ ભગવાનની ભિન્ન નથી.

૫૭ પદચ્છેદ-**सर्वेषां अपि वस्तूनां भावार्थः**-વસ્તુમાત્રનો-પરમાર્થ. ભાવાર્થ **भवत्**-કારણ. **भवति स्थितः**-કારણમાં રહેલો છે. **तस्य भवतः अपि भगवान् कृष्णः भवत्**-તે કારણનું કારણ ભગવાન શ્રીકૃષ્ણ છે. **किं अतद्वस्तु रूप्यताम्**-ત્યારે તે ભગવાનથી કોઇ વસ્તુ ભિન્ન કેવી રીતે કહી શકાય ?

અર્થ—સઘળી વસ્તુઓનું પરમાર્થરૂપ ભાવાર્થ-કારણ-વિચારીએ, તો કોઈ પણ વસ્તુ પોતપોતાના કારણથી જુદી પડતી નથી. (ઘડો માટીથી કદિ જુદો પડી શકે નહિં.) અને જે જે કારણો છે, તે કારણોમાંનું કોઇ કારણુ, ભગવાનથી નોખું પડતું નથી. એટલે કારણનું પણ કારણ ભગવાન્ છે. ત્યારે ભગવાનથી કઇ વસ્તુ જુદી છે. તે મને કહો. (૫૭).

૫૭ વિવેચન—

સર્વનું મૂળ ભગવાન્ છે. એટલે પ્રાણીપદાર્થોનું પરમાર્થરુપ ભગવાન્ છે. વ્યવહાર ચલાવવા માટે, કોઇ રાજા અને કોઇ પ્રજા, કોઈ પિતા અને કોઈ પુત્ર, કોઇ પતિ અને કોઇ સ્ત્રી બને છે. જગત્‌માંથી વ્યવહારને ખેંચી લઇએ, તો બાકી પરમાર્થ રહે. પરમાર્થરૂપે સૌ સરખાં છે.

'સકળના સારરૂપ શ્રીકૃષ્ણ છે-ભગવાન છે; માટે તેમના ચરણનો આશરો પૂર્વે થઇ ગએલા મોટા પુરૂષોએ કર્યો છે, અને આપણે પણ કરવો,' એમ હવે કહે છે—

**समाश्रिता ये पदपल्लवप्लवं, महत्पदं पुण्ययशोमुरारेः ॥**
**भवाम्बुधिर्वत्सपदं परं पदं, पदं पदं यद्विपदां न तेषाम् ॥५८॥**

અર્થ—પુણ્ય કીર્તિવાળા શ્રીકૃષ્ણનું ચરણ કમળ, કે જેને મોટા પુરૂષો સેવે છે, તે ચરણ કમળરૂપી વહાણનો જેઓ આશ્રય લે છે, તેઓને આ સંસારસાગર વાછરડાના પગલા જેવડો લાગે છે. તેઓ પરમ પદને પામે છે; વિપત્તિઓના સ્થાનરૂપ પુનર્જન્મ તેમને હોતો નથી. (૫૮).

૫૮ વિવેચન—

આ યુગમાં બીજાં સાધનો બની શકે એવાં નથી. આ યુગમાં તો નિર્મળ અંતઃકરણ અને પ્રભુ ચરણનો આશ્રય રાખવો. નિર્વાહ જેટલું રળી લેવું, અને અવકાશ લઇને સત્સંગમાં આવવું. રાગદ્વેષ કરવાનો જીવને સ્વભાવ પડયો છે, પણ તે સ્વભાવને સત્સંગમાં ખાસ તજવો. કામ, ક્રોધ અને લોભને બારણા બહાર મૂકીને અહીં આવવું. અમારી વાત માનશો, તો તમારા વ્યવહારમાંથી પણ તે ત્રણે ધીમે ધીમે કમી થતાં જણાશે.

હવે આ અધ્યાયની સમાપ્તિ કરે છે.

**एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽहमिह त्वया ॥**
**यत्कौमारे हरिकृतं, पौगण्डे परिकीर्तितम् ॥५९॥**

---

૫૮ પદચ્છેદ—**पुण्ययशोमुरारेः**-પવિત્ર કીર્તિવાળા શ્રીકૃષ્ણનું. **पदपल्लवं एव प्लवं**-ચરણકમળરૂપી વહાણને. **महतां पदं**-જે ચરણકમળ મોટાઓએ આશ્રય કરેલું છે તે ચરણકમળનો **ये समाश्रिताः**-જે આશ્રય લેનારા છે. **तेषां**-તેઓને. **भवः एव अंबुधिः वत्सपदं इव भवति**-ભવસાગર વાછરડાના પગલા જેવડો લાગે છે. **तेषां परं पदं**-તેઓને પરમપદ મળે છે. **विपदां यत् पदं**-વિપત્તિઓના સ્થાનરૂપ પુનર્જન્મ રૂપી જે પદ છે **तत् पदं तेषां न**-તે તેમને હોતું નથી.

૫૯ પદચ્છેદ—**यत् कौमारे-हरिणा कृतं-हरिकृतं**-જે કાર્ય કૃષ્ણની કુમાર અવસ્થામાં કૃષ્ણે કર્યું **तत् पौगंडे परिकीर्तितम्**-તે વાત શ્રીકૃષ્ણની પૌગંડ અવસ્થામાં બાળકોએ

एतत्सुहृद्भिश्चरितं मुरारे-रघार्दनं शाद्वलजेमनं च ॥
व्यक्तेतरद्रूपमजोर्वभिष्टवं, शृण्वन् गृणन्नेति नरोऽखिलार्थान् ॥६०॥
एवं विहारैः कौमारैः, कौमारं जहतुर्व्रजे ॥
निलायनैः सेतुबन्धैर्-मर्कटोत्प्लवनादिभिः ॥६१॥

અર્થ—શ્રી શુકદેવજીએ પરીક્ષિત રાજાને કહ્યું કે-'જે કાર્ય શ્રીકૃષ્ણે પોતાની કુમારાવસ્થામાં કર્યું, તેના સમાચાર શ્રીકૃષ્ણની પૌગંડ અવસ્થામાં, બાળકોએ વ્રજમાં કેવી રીતે આપ્યા !' એવો જે આપનો પ્રશ્ન હતો, તેનો સંપૂર્ણ ઉત્તર મેં તમને કહ્યો. (૫૯). ભગવાનની મિત્રો સાથેની ક્રીડા, અઘાસુરનો નાશ, લીલા ઘાસ ઉપર બેસીને વ્રજબાળકો સાથે પ્રભુએ ભોજન કર્યું તે, આ દેખાય છે તેથી જુદું (ચતુર્ભુજ) સ્વરૂપ શ્રીકૃષ્ણે બ્રહ્માજીને દેખાડયું તે, અને બ્રહ્માજીએ શ્રીકૃષ્ણની ઘણા વિસ્તારવાળી સ્તુતિ કરી, તે તમામને, જે પુરૂષ સાંભળે, અગર જે પુરૂષ ગાય, તે પુરૂષ સમગ્ર પુરૂષાર્થોને પ્રાપ્ત કરે, એટલે તે આલોકમાં સુખ ભોગવીને વૈકુંઠમાં વાસ કરે. (૬૦). આ પ્રમાણે છુપી જવું, પાજ બાંધવી, વાંદરાની માફક કુદવું, ઈત્યાદિ બાળપણાના ખેલોથી, બળરામે અને શ્રીકૃષ્ણે વ્રજમાં કુમારાવસ્થા પસાર કરી. (૬૧).

૫૯-૬૦-૬૧ વિવેચન—

જુઓ આસપાસ કોઇ ઉંઘતાં નથીને ? ઉંઘશે એમનું જશે. જીવીએ ત્યાં સુધી આજ કામ કરીએ, એવો વિચાર કરીને આવ્યા હશો, તો ઉંઘ નહીં આવે.

અમારાં તમારાં અહોભાગ્ય છે. રાજાઓ બનીને અગર મોટા આચાર્યો બનીને, મોટા તખત ઉપર બેસતા હશેં, હજારો મનુષ્યો તેમની શેવામાં હશે, તોપણ તેમને આ પ્રમાણે હરિરસ લુંટવાની મજા નહીં હોય-જીવન સફળ કરવાની આવી સગવડ નહીં હોય, તે સગવડ પ્રભુએ અમને અને તમને આપી છે, માટે આળસ કરશો નહીં-પ્રમાદ કરશો નહીં.

---

કહી. **यत् त्वया इह अहम् पृष्टः**-એવો જે પ્રશ્ન તમે મને અહીં પૂછ્યો હતો. **एतत् सर्व**-તે તમામ. **ते**-તમને **आख्यातं**-કહ્યો.

૬૦ પદચ્છેદ—**मुरारेः एतद् सुहृद्भिः चरितं**-ભગવાનની મિત્રો સાથેની ક્રીડા. **अघस्य अर्दनं**-અઘાસુરનો નાશ. **च**-અને [ **शाद्वलं** લીલું ઘાસ ] **शाद्वलजेमनं**-લીલા ઘાસમાં બેસીને જમ્યા તે. **व्यक्तात् इतरत् रूपं**-આ દેખાય છે તેથી જુદું ચતુર્ભુજરૂપ બ્રહ્માજીને બતાવ્યું તે. **अजस्य उरु** (ઘણી) **अभिष्टवं** (સ્તુતિ)-બ્રહ્માજીની લાંબી સ્તુતિ. **ते तमामने शृण्वन् गृणन् नरः**-સાંભળે અથવા ગાય તે. પુરૂષ **अखिलार्थान् एति**-સમગ્ર પુરૂષાર્થને પ્રાપ્ત કરે.

૬૧ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે. **निलायनैः सेतुबंधैः मर्कटोत्प्लवनादिभिः**-છુપી જવું, પાજ બાંધવી. અને વાંદરાની માફક કુદવું ઇત્યાદિ. **कौमारैः विहारैः**-બાળપણાના ખેલોથી. **व्रजे कौमारं जहतुः**-બળરામ અને કૃષ્ણે વ્રજમાં કુમાર અવસ્થા પસાર કરી.

પદ. [ ઢોલક તૈયાર કરો ]

કૃષ્ણ આપો કૃષ્ણ લ્યોને, કૃષ્ણના કરોને વેપાર—
ટાણું આવું નહીં મળે.
તમે ભક્તિના ભરોને ભંડાર, ટાણું આવું નહીં મળે.
ક્યાં તમે—અને ક્યાં અમે, તેનો લગીર કરોને વિચાર—ટાણું૦

[ ઘડીવાર થવા દો એકલી તાળી પડવા દો ].

જ્યાં આ ટીકા વાંચો, ત્યાં સૌને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેજોજી.

**ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ.**

**અમદાવાદ મોક્ષમંદિર.**
સંવત ૧૯૮૪ પુરૂષોત્તમ માસ.

લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

# શ્રીદશમસ્કંધ પૂર્વાર્ધ.

## ૧૫ મો અધ્યાય

વિષય—આ અધ્યાયમાં ગાયોનું પાલન, વૃંદાવનની શોભા, શ્રીકૃષ્ણે બળભદ્રની કરેલી સ્તુતિ, ધેનુકાસુરનો વધ, અને કાળીનાગને નાથ્યો, તે કથાઓ કહેવામાં આવશે.

**અમારો મુકામ**—હાલ અમારો મુકામ **વૃંદાવન**માં છે. જે અમારા હો—જેમને અમારૂં કામ હોય, તે અમને વૃંદાવનમાં મળજો. સગે વગે નોતરૂં છે—આમંત્રણ છે.

પદ.

મારા વ્હાલારે—વૃંદાવનની વાટે વહેલા આવજો
મારા પ્યારારે—પ્રેમીજનને પ્રેમ કરીને બોલાવજો.
મારા વ્હાલારે—પ્રેમીજનનાં હૈડાં તો હરખે ભર્યાં.
મારા વ્હાલારે—તે દેખીને ચીતડાં મારાં ત્યાં ઠર્યાં.
મારા વ્હાલારે—વ્રજની નારી દહીં વેચવાને જાય છે.
મારા વ્હાલારે—છેલછબીલો માખણ લુંટી ખાય છે.
મારા વ્હાલારે—વ્રજની નારી ઠપકો દેવા જાય છે.
મારા વ્હાલારે—યશોદામાતા સોટી લઇને ધાય છે.
મારા વ્હાલારે—વૃંદાવનમાં **અખંડ** રાસ રમાય છે.
મારા વ્હાલારે—નટવરજી નાચે ને ગોપીઓ ગાય છે.
મારા વ્હાલારે—જુમનાજીની અખંડ આરતિ થાય છે.
મારા વ્હાલારે—માધવદાસ બલિહારી જોવા જાય છે.

હવે અધ્યાય શરૂ કરીએ-ભગવાન્ ગાયો ચારવા જેવડા મોટા થયા, તે વાત હવે કહે છે-

**श्रीशुक उवाच ॥**

**ततश्च पौगण्डवयःश्रितौ व्रजे, बभूवतुस्तौ पशुपालसंमतौ ॥**
**गाश्चारयन्तौ सखिभिः समं पदैर्-वृन्दावनं पुण्यमतीव चक्रतुः ॥१॥**

અર્થ—શ્રીશુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે કે-' પછી પૌગંડ અવસ્થામાં આવેલા તે બાળકો-બલરામ અને કૃષ્ણ-ગાયોને ચરાવવા જેવડા મોટા થયા. ( ગાયોને ચારી આવે એટલા મોટા થયા. ) ગાયોને ચારતાં ચારતાં એ બે ભાઈઓ, મિત્રોની સાથે વૃંદાવનમાં ફરીને, પોતાના ચરણથી તે વનને બહુજ પાવન કરતા હતા. (૧)

૧ વિવેચન—

પૌગંડ અવસ્થા—પાંચ વરસ સુધી કુમાર અવસ્થા, દસ વરસ સુધી પૌગંડ અવસ્થા, પંદર સુધી કિશોર અવસ્થા, પછી તરૂણ અવસ્થા.

**पदैः वृंदावनं अतीव पुण्यं चक्रतुः**—કરતા હતા. આ યુગમાં જ્યાં નિર્મળ ભાવથી ભગવાનની ભક્તિ અને જ્ઞાનનાં સદાવ્રત બાંધ્યાં હોય-જ્યાં રાગદ્વેષરહિત સત્સંગ મંડળો ખોલ્યાં હોય, તે વૃંદાવન છે. રાગદ્વેષરહિત જે અંતઃકરણ હોય, તે પણ વૃંદાવન છે.

**સમય**—પદ્મપુરાણ કહે છે કે-'કારસુદ ૮ ને દિવસે પ્રભુ પહેલવહેલા ગાયો ચારવા નીકળ્યા હતા. તેથી તે દિવસેને ' ગોપઅષ્ટમી ' કહેવામાં આવે છે.'

વૃંદાવનને કેવી રીતે પાવન કરતા હતા, તે વાત હવે કહે છે—

**तन्माधवो वेणुमुदीरयन्वृतो, गोपैर्गृणद्भिः स्वयशो बलान्वितः ॥**
**पशून्पुरस्कृत्य पशव्यमाविशद्-विहर्तुकामः कुसुमाकरं वनम् ॥२॥**

( અપૂર્ણ. )

---

**વિધિપૂર્વક ગંગાસ્નાન**—પુરૂષોત્તમ માસની વદી એકાદશી અને અમાસને દિવસે સાબરમતીના પવિત્ર કાંઠા ઉપર બારીને આરે સવારમાં ૫ થી ૮-૩૦ મંડળ સહીત દશવિધિ સ્નાન, શાંતિકર્મ અને કથાનું શુભ કાર્ય કર્યું. દેખાવ રમણીય હતો.

---

૧ પદચ્છેદ—**ततः**-પછી. **पौगंडं वयः श्रयतः इति पौगंडवयःश्रितौ इति तौ**-પૌગંડ અવસ્થામાં આવેલા તે બે ભાઇઓ. **पशुपाले संमतौ** (યોગ્ય)-પશુ પાળવાની ક્રિયામાં યોગ્ય થયા. **गाः चारयन्तौ**-ગાયોને ચારતા એ બે ભાઇઓ. **सखिभिः समं** મિત્રો સાથે ફરીને. **पदैः वृंदावनं**-ચરણોથી વૃંદાવનને. **अतीवपुण्यं चक्रतुः**—ઘણુંજ પવિત્ર કરતા હતા.

૨ પદચ્છેદ—**स्वयशः गृणद्भिः गोपैः**-પોતાના યશને કરનારા ગોવાળોથી. **वृतः**-વિંટાએલા. **वेणुं उदीरयन माधवः**-બંસી વગાડતા માધવ કૃષ્ણ. **पशून् पुरस्कृत्य**-પશુને આગળ કરીને. **विहर्तुकामः**-વિહાર કરવાની ઇચ્છાવાળા. **पशव्यं कुसुमाकरं वनं**-પશુઓને સુખકર અને પુષ્પની સમૃદ્ધિવાળા વનમાં. **बलान्वितः**-બળભદ્ર સહિત. **आवि[illegible]**-પેઠા.

श्रीसद्गुरवे नमः

# શ્રી મોક્ષપત્રિકા

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.

પ્રકાશક—શેઠ જમનાદાસ હરખજી સંઘવી. ઠે. દાદીશેઠ અગીયારી લાઇન મદન-
મોહનજીનો માળો પહેલે દાદરે નં. ૮૨ મુંબઈ નં. ૨

પુસ્તક ૯ મું. સંવત ૧૯૮૪ ભાદ્રપદ માસ, અંક ૮ મો.

**પરીક્ષિતઉદ્ધાર**—પરીક્ષિતના ઉદ્ધાર માટે ભાદરવા સુદી ૯ થી ૧૫ શ્રીમદ્ભાગવતનું પારાયણ થયું હતું. માટે આ માસમાં અનુકુળતા હોય, તો જ્યાં હો ત્યાં શ્રીમદ્ ભાગવતનું પારાયણ અવશ્ય સાંભળવું. શ્રાવણ સુદી ૨ થી ( સવારમાં ૭–૩૦ થી ૯ ) ભાગવતની કથા અહીં મંદિરમાં શરૂ થઇ છે. ભાદરવા સુદી ૧૫ મે પૂરી થશે. છેલ્લા સાત દિવસ સવારમાં ૭–૩૦ થી ૯, અને બપોરે ૧ થી ૨–૩૦ અને (૨–૩૦ થી ૩–૦ જળપાન અને આરામ.) ૩ થી ૪ કથા શ્રવણ થશે. ( અવકાશ હોય તેને માટે ૧૨ થી ૧ નામસ્મરણ તથા ભજન કીર્તન. )

---

**શ્રાદ્ધ**—ભાદરવા માસમાં શ્રાદ્ધનો મહિમા ઘણો છે, પણ તે શા માટે કરવું જોઇએ ? કેવી રીતે કરવું જોઇએ ? તે વાત ઘણા ભાઇઓ અને બ્હેનો જાણતાં નથી. તેનો ખુલાસો એક નાનકડા પુસ્તકમાં કર્યો છે. તે પુસ્તકનું નામ ' શ્રાદ્ધ '. તેની કીંમત માત્ર ત્રણ પાઇ. જોઇએ તો મંગાવજો, અને શ્રાદ્ધ નિમિત્તે સ્નેહીઓમાં વહેંચજો. સરાવવા વિના ( એટલે પિંડ દાન દીધા વિના ) માત્ર જમણ કરવું, તે વ્યવહાર પુરતું ગણાય; પણ ધર્મ પુરતું ગણાય નહીં; માટે પિંડદાન દેવાનો આગ્રહ રાખજોજી.

દશમસ્કંધમાં પ્રીતિ હોય તો–૮૩ ના મહાથી વાંચો. ૮મું પુસ્તક મંગાવો.

---

**ઉત્સાહ—શેઠ જમનાદાસ હરખજી શંઘવી** [ મુંબઇના નામાંકિત વેપારી ]. આપણા માસીકના ગ્રાહક છે. માસીકના મસાલાથી તેમનું પ્રસન્ન થએલું ચિત્ત, તેમને શ્રાવણ શુદી એકાદશીને દિવસે મુંબઇથી અહીં ખેંચી લાવ્યું. કથા શ્રવણ કર્યા પછી મંડળના ભાઇઓ તથા બ્હેનોને જયશ્રીકૃષ્ણ કરીને, ભગવદ્ ભાવમાં ઉત્સાહ વધે એવા બે બોલ તેઓએ કહ્યા. આ માસી- કના પ્રકાશક તરીકે કામ કરવા તેમણે ઉત્સાહ બતાવ્યો. ઉત્સાહને વધાવી લીધો. સૌને તેમના જયશ્રીકૃષ્ણ છે.

# શ્રીદશમસ્કંધપૂર્વાર્ધ

## અધ્યાય ૧૫મો ચાલુ.

( ૬૦૮ મા પાનાથી ચાલુ. )

અર્થ—( એક દિવસે ) પોતાના યશનું ગાયન કરનારા ગોવાળીયાઓથી વિંટાએલા, અને વેણુ વગાડતા ભગવાન્, પશુઓને આગળ કરીને, વિહાર કરવાની ઇચ્છાથી; પશુઓને સુખ કર અને પુષ્પની સમૃદ્ધિવાળા વનમાં, બળભદ્ર સહિત પધાર્યા. (૨)

૨ વિવેચન—

વૃંદાવનમાં આમતેમ ફરીને-રમીને-વૃંદાવનની ભૂમિને પ્રભુ પોતાના ચરણરજથી પાવન કરતા હતા.

**વેણુ-વાંસળી**—અનેક પ્રકારનાં વાજાં છે, પણ શ્રીકૃષ્ણની બંસીમાંથી કાંઇ અજબ નાદ નીકળ્યો. રંગ પીનારા દરેક સ્ત્રીપુરૂષોએ બંસીનો બહુ પરિચય કર્યો. ચૌટામાં માત્ર બે ચાર આનામાં મળે છે, એવી આ કોઈ બંસી નહોતી. તેનો અવાજ માત્ર પું-પું-પું નહોતો. વિદ્વાનો પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે પું-પું નો અર્થ કરે છે, તોપણ તે પું-પુંમાં કાંઇ વિશેષ હતું. તેમાં કાંઇક મોહક હતું. શું વિશેષ હતું; તે હજી ડાહ્યા લોકો સમજી શકયા નથી. માત્ર એટલું તો કહી શકાય છે કે-તે પું-પુંમાં હૃદય ભીંજવવાની અજબ શક્તિ હતી. તે પું-પું ઉંડાણમાં રહેલા જીવાત્માને જાગ્રત કરતું હતું. તે પું-પું જીવોને મોહ પમાડતું હતું. તે પું-પું જીવોને આકર્ષણ કરતું હતું-પોતા તરફ ખેંચતું હતું-વ્યવહારના કામ મુકાવી દેતું હતું. તે પું-પું મનુષ્યોને વિદીત કરતું હતું કે—'[૧] જેને માટે તમે વલખાં મારો છો, અનેક જપ, તપ, અને વ્રત કરો છો, તે આવી પહોંચ્યો છે. ઓળખવા પ્રયત્ન કરો, તો ઓળખાય.' '[૨] જે સુખના લેશથી તમે મલકાઇ જાઓ છો, તે સુખનો સમુદ્ર-રસનો સમુદ્ર-વૃંદાવનમાં છલકાઇ રહ્યો છે.' રસ પોતેજ મૂર્તિમાન્ થઇને ઉછળી રહ્યો છે રસનો કર્તા પોતેજ રસરૂપે સાક્ષાત્કાર થયો છે. [૩] 'થાય છે'-'જઇએ છઇએ'-'પછી કરશું,' 'શી ઉતાવળ છે?' એવું કહેનારા પ્રમાદી લોકોને તે પું-પું-સૂચવતું હતું કે-'અનેક જન્મના પુણ્યના દિવસો વારેવારે આવતા નથી. માટે હજાર કામ મુકીને, મારા તરફ આવો. મારા સામું તો જરા જુઓ.' બંસી સંબંધી બ્રહ્માનંદ સ્વામી ગાય છે કે— રાગ—રેખતા-તાલ-દાદરા.

અયે શ્યામ તેરી બંસરીએ, કયા સિતમ કિયા?
તનકી રહી ન હોશ, મેરે મનકો હર લિયા—ટેક-અયે શ્યામ૦
બંસીકી મધુર ટેર સુની, પ્રેમરસ ભરી;
વ્રજનાર લોકલાજ, કામકાજ તજ દિયા—અયે શ્યામ૦
નભમેં ચઢે વિમાન ખડે, દેવ ગણ સુને;
મુનિયોંકા છુટયા ધ્યાન, પ્રેમ-ભક્તિરસ પિયા—અયે શ્યામ૦

પશુઓને તજ્યા ઘાસ, પક્ષી મૌન હો રહે;
યમુનાકા રૂકા નીર, પવન ધીર હો ગિયા—અયે શ્યામ.
એસી બજાઇ બંસરી, સબલોક વશ કિયા;
બ્રહ્માનંદ દરસ દિજીયે, અબી દેર કાં કિયા—અયે શ્યામ૦

પદ.

મારા વ્હાલાના વનમાંય, વાગે રૂડી વાંસલડી;
હુંતો ઘેલી ફરૂં ઘરમાંય, કોણે દીધી સાંકલડી—મારા૦ ટેક૦
કુંભ વિના જળ ભરવા ચાલી, શીરપર મેલી ઉઢાંણીરે;
ગરણું લઇ જળ ગળવા બેઠી (૨) કુંભની શુદ્ધ બુદ્ધ ભુલીરે—વાગે૦ મારા૦
દોણીયા વિના ગો દોવા બેઠી, સાડી ભીંજાણી નવ જાણીરે;
વાછરૂ વાળતાં ગોપીઓએ, (૨) બાળક બાંધ્યા તાણીરે—વાગે૦ મારા૦
ઘીરે તાવીને છાશમાં રેડયાં, દુધમાં રેડયાં પાણીરે;
નેતરૂં લઇ નાવલીયો બાંધ્યો, (૨) ઘરનો ધણી નવ જાણ્યોરે—વાગે૦ મારા૦
પાત્ર વિનાનાં ભોજન પીરસ્યાં, મોદક મરચાં ભેળ્યાંરે;
સાકર વાટીને શાક વઘાર્યાં, (૨) સેવોમાં સુંઠ ભેળીરે—વાગે૦ મારા૦
તન મન ધન પ્રાણ હરિને, મારો વ્હાલો વ્રજમાં મહાલેરે.
રામકૃષ્ણ પ્રભુ એ રસ પીતાં (૨) વારે તેને સાલેરે—વાગે૦ મારા૦

**આ બંસીએ શાં પુણ્ય કર્યાં હશે ?**—યશોદાજીએ અને બીજી ગોપીકાઓએ શ્રીકૃષ્ણનું અધરામૃત ઘડી બે ઘડી પીધું; અને આ બંસીએ શ્રીકૃષ્ણનું અધરામૃત ધરાઈ ધરાઇને પીધું; તો આ બંસીએ શાં પુણ્ય કર્યાં હશે ? એવો પ્રશ્ન અનાયાસે થાય. તે પ્રશ્નનો ખુલાસો ભાવથી સાંભળો—દક્ષીણ દેશનો કોઇ અત્યંજબાળક ફરતો ફરતો કાશીમાં આવ્યો. કાશીમાં બ્રાહ્મણ વિદ્યાર્થીઓને ખાવાપીવાની તથા ભણવાની સારી સગવડ છે; તે જોઇને અંત્યજ-બાળક બ્રાહ્મણબાળકનો વેશ લઇને, એક પાઠશાળામાં દાખલ થયો. તેની બુદ્ધિ ચકોર હોવાથી, અને તેનો પ્રયત્ન સતત હોવાથી, તે ભણવામાં આગળ વધ્યો. તેણે પોતાનું નામ **હરિભાઉ** રાખ્યું હતું. તેની વિદ્યાએ ગુરૂનું તથા તે વખતના વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું. કોઇ દક્ષણી વિદ્વાન્ ઘણા સમયથી કાશીમાં રહેતો હતો. તેને લક્ષ્મી નામની એકની એક પુત્રી હતી. તે ઉમર લાયક થવાથી, તેનો પિતા વરની શોધમાં હતો. સૌની સમંતિથી આ દક્ષિણી બ્રાહ્મણે પોતાની કન્યા તે (અત્યંજ) વિદ્યાર્થીને પરણાવી. હરિભાઉ ગૃહસ્થાશ્રમમાં જોડાયો. કોઈ શાળામાં પંડિતની જગ્યા મળી. સમય થતાં લક્ષ્મીને એક પુત્ર થયો. આ પુત્ર બહાર રમવા જતો, ત્યાં ક્યાંઇ હાડકાં ચામડાં પડયાં હોય, તો ઘરમાં લેતો આવતો. ઘરની પવિત્રતા જાળવી રાખ-નારી **લક્ષ્મી** તેને સ્નાન કરાવતી, અને ઘરના અપવિત્ર ભાગને જળાદિથી પવિત્ર કરતી. પવિત્રતા સંબંધી બાળકને ઘણી શીખામણ દેતી, પણ બાળક પોતાની ટેવ સુધારતો નહીં. એક દિવસે હરિભાઉ પોતાનું નિત્ય કરતા હતા, ત્યાં બાળક બહારથી હાડકાનો કકડો લઇને ઘરમાં પેઠો. સ્ત્રીએ તેને દેખ્યો. બાળકનાં આવાં અપવિત્ર આચરણથી સ્ત્રીએ કંટાળીને પતિને પૂછ્યું—'વ્હાલા! જરા મારા મનનું સમાધાન કરો. આપ મોટા પંડિત છો,

અને હું પતિવ્રતાના ધર્મ પાળનારી સ્ત્રી છઉં; છતાં આવો પતીત બાળક આપણે કેમ થયો? હું તેને સમજાવીને થાકી, તોપણ હાડકાં ચામડાં ઘરમાં ખેંચી લાવવાનો તેનો શોખ કમી થતો નથી.' આ શબ્દો સાંભળીને હરિભાઉને પોતાની જ્ઞાતિ યાદ આવી—માતપિતાનો ધંધો યાદ આવ્યો. યાદ આવતાં જરા હસી જવાયું. પતિને હસતાં દેખીને સ્ત્રીને વધારે કંટાળો આવ્યો. સ્ત્રીએ કંટાળામાં કહી દીધું કે—'જે હોય તે સાચે સાચું કહી દો, નહીં તો આમાંથી કાંઇ વિપરીત પરિણામ આવશે.' મન, વાણી અને કાયાથી કદિ પતિને દુભાવ્યો નહોતો, એવી પોતાની પતિવ્રતા સ્ત્રીના પ્રભાવને જાણનારો હરિભાઉ, આ શબ્દો સાંભળીને થથડી ગયો. ગભરાઇને બોલી ઉઠયો–' હે સ્ત્રી! હું અત્યંજ છઉં, તેથી પ્રજા એવીજ હોય; પણ હવે તમે શું કરશો ?' જેમ જીવન્મુક્ત પુરૂષનો સ્નેહ જ્ઞાન થતાં સર્વ સ્થળેથી સંકેલાઇ જાય; તેમ આ શબ્દો સાંભળીને, **લક્ષ્મી**નો મોહ સર્વ સ્થળેથી સંકેલાઈ ગયો. 'હવે પ્રભુ સિવાય મારૂં કોઇ નથી, એવો રંગ લક્ષ્મીની રગેરગમાં પ્રસરી ગયો.' થોડીવારે ધીરજ રાખીને પતિ પ્રત્યે સ્ત્રી બોલી. 'હે નાથ! આપના અપરાધની નોંધ લેવી, એ મારો અધિકાર નથી. તે કામ જગતૃના નિયંતાનું છે; પણ હવે હું જે કાંઇ કરૂં, તેમાં આપે વાંધો લેવો નહીં, એટલી મારી પ્રાર્થના છે.' એમ કહીને પતિને પ્રણામ કરીને, લક્ષ્મી પિતાના ઘરના આંગણામાં આવી. પિતાને ઘર બહાર બોલાવીને લક્ષ્મીએ પોતાના સમાચાર આપ્યા. એકની એક દિકરી ઉપર આવી આપત્તિ આવી પડેલી જોઇને, પિતા ગળગળો થઇ ગયો. 'જગત્ પરાધીન છે, કર્તાહર્તા નારાયણ છે,' વિગેરે શબ્દોથી **લક્ષ્મી**એ પિતાને શાંત કરી, 'શું પ્રાયશ્ચિત્ત કરવું' તે વાત પૂછી. 'જીવતાં બળી મરવું, એજ આનું પ્રાયશ્ચિત છે' એમ પિતાએ કહેતાં, લક્ષ્મીએ ચિતા તૈયાર કરી. 'વર્ણસંકર પ્રજારૂપે પુત્ર જીવતો રહેશે, તો વર્ણસંકર પ્રજાનો વધારો થશે.' એવા વિચારથી સ્ત્રીએ પુત્રને પોતાની સાથે લીધો. ગંગાના પવિત્ર જળથી વિધિપૂર્વક સ્નાન કરી દૃઢ મનવાળી લક્ષ્મી જ્યારે ચિતામાં બેઠી, અને પુત્રને ખોળામાં લીધો; ત્યારે દ્રૌપદીએ જેમને સંભાર્યા હતા, તેમને લક્ષ્મીએ આર્તનાદે સંભાર્યા. પ્રલ્હાદે જેમને ભજ્યા હતા, તેમને લક્ષ્મીએ આર્તનાદે બોલાવ્યા. ગજરાજની રાડ સાંભળીને, જે દોડયા આવ્યા હતા, તે કૃપાળુ પ્રભુ તુરત ત્યાં પ્રગટ થયા—

ધ્રુવપદ તાલ ૪.

શીશમુકટ તિલક ભાલ, કાનન કુંડલ વિશાલ;
કંઠમેં વેજંતી માલ, શોભત અતિ ભારી—પ્રભુ૦ ૧

પ્રભુ આયે ગરૂડ ચડી, તારવાને નારી. (૨) ટેક૦
વિલસત તન પીત વસન, વદન મંદ મંદ હસન;
તીન લોક તાપ ગ્રસન, ચતુર ભુજા ધારી—પ્રભુ૦ ૨

શંખ ચક્ર ગદા સંગ, રમા વસત વામ અંગ,
સુંદર શુભ શામ રંગ, ગરૂડકે સવારી—પ્રભુ૦ ૩

કુટિલ કુટિલ અલક રાજે, પગમેં નેપૂર વિરાજે;
બ્રહ્માનંદ મદન લાજે, રૂપકો નિહારી—પ્રભુ૦ ૪

લક્ષ્મીએ હાથ જોડીને પ્રભુની પ્રાર્થના કરી–'હે નાથ! ધર્મશાસ્ત્રની આજ્ઞાનુસાર આ દેહનો હું ત્યાગ કરૂં છઉં, પણ હવે હું પવિત્ર કેવી રીતે થઇશ ?'

પ્રભુ—' હે સ્ત્રી ! મારી લક્ષ્મીના કરતાં પણ મને પતિવ્રતા નારીઓ બહુ વ્હાલી છે; તે પોતે સદા પાવન છે, અને તેમનાં દર્શન, સ્પર્શ અને સેવાથી પતીત પણ પાવન થાય છે; તારા પુણ્યથી તારો પતિ પાવન થયો છે. હવે તેનો પુનર્જન્મ બ્રાહ્મણને ઘેર થશે. હે સ્ત્રી ! તને હજી પવિત્રતા સંબંધી કાંઇક શંકા રહે છે, માટે તને પવિત્રતાનો ખાસ લાભ આપીશ. ત્રેતાના અંતમાં હું વૃંદાવનમાં નંદ યશોદાને ત્યાં કૃષ્ણાવતારે લીલા કરીશ. તે સમયે અહીં ઉગેલો વાંસ વૃંદાવનમાં નંદને ઘેર વેચાશે. [આ વાંસ તે તું અને તારા આ પુત્રનો પુનર્જન્મ.] તે વાંસમાંથી એક કકડાની મોરલી થશે. અને બીજા કકડાની મારી છડી થશે. મોરલીને હું સદા મારા મુખ કમળમાં રાખીને, તને અને તારા પુત્રને પાવન કરીશ.' આટલું કહીને સર્વના દેખતાં પ્રભુ અંતર્ધ્યાન થઇ ગયા. સતિના અંગમાંથી અનાયાસે અગ્નિ પ્રગટી નીકળતાં, લક્ષ્મી અને તેનો પુત્ર અગ્નિમાં અદૃશ્ય થઇ ગયાં. [એક બીમ ચીરાઇને તેના કકડા ઝાઝરમાં વપરાય, અને બીજું બીમ ચીરાઇને તેનું દેવનું સિંહાસન બને. લાકડે લાકડામાં પણ કાંઇક ભેદ છે, એટલું સમજાય, તો બંસોના વાંસનો મહિમા બરાબર સમજાય.]

સારા ઘી ગોળ અને લોટ મળતાં, જેમ લાડુમાં મીઠાશ આવે, તેમ શુભ સંસ્કારવાળી મોરલી, અનેક સંસ્કારોના સંસ્કારરૂપ પ્રભુનો અવતાર, અને વળી શુષ્ક વેદાંતીઓનું માત્ર ઉદાસી બ્રહ્મ નહીં, પણ આ તો અનેક કળાઓનો નાથ-રંગીલો અને છબીલો શ્રીકૃષ્ણ. તેની મોરલીમાં શી ખામી હોય ! હજી મોરલીનો નાદ-મહિમા-રાસલીલા માટે બાકી છે. તે વાત આપણે આગળ કરીશું.

હજી વૃંદાવનની શોભા બતાવે છે—

**तन्मञ्जुघोषालिमृगद्विजाकुलं, महन्मनःस्वच्छपयःसरस्वता ॥**
**वातेन जुष्टं शतपत्रगन्धिना, निरीक्ष्य रंतुं भगवान्मनोदधे ॥३॥**
**स तत्र तत्रारुणपल्लवश्रिया, फलप्रसूनोरुभरेण पादयोः ॥**
**स्पृशच्छिखान्वीक्ष्य वनस्पतीन्मुदा, स्मयन्निवाहाग्रजमादिपूरुषः ॥४॥**

---

૩ પદચ્છેદ—**मंजुः घोषः येषां ते मंजुघोषाः मंजुघोषाश्चते अलयः मृगाश्च द्विजाश्च तैः आकुलं** (વ્યાપ્ત)-સુંદર શબ્દ કરનારા ભમરો, મૃગો, અને પક્ષીઓથી ભરેલું. **महतां मनः महन्मनः, महन्मनः इव स्वच्छं पयः यस्मिन् तत् इति सरः अस्ति अस्य महन्मनःस्वच्छपयःसरस्वान् तेन महन्मनःस्वच्छपयःसरस्वता (इति वातेन)**—અને મહાત્મા પુરૂષોના મનના જેવા સ્વચ્છ જળથી ભરેલા તળાવમાંથી આવતા (પવનથી) **शतपत्राणां गंधः अस्ति अस्य तेन इति वातेन**—અને કમળના ગંધથી યુક્ત પવનથી **जुष्टं**—સેવાએલું, વ્યાપ્ત. **तत् वनं**—તે વનને **निरीक्ष्य**—જોઈને **रंतुं भगवान् मनोदधे**—ભગવાને રમવાની ઇચ્છા કરી.

૪ પદચ્છેદ—**तत्र तत्र**-વનમાં ત્યાં ત્યાં-તે તે સ્થાનોમાં **अरुणपल्लवानां श्रीः तया**—રાતા કુંપળીયાઓની શોભાની સાથે **फलानि प्रसूनानि च तेषां उरुभरः** (મોટો ભાર) **तेन**—ફળ અને પુષ્પના મોટા ભારથી. **पादयोः**—ચરણમાં **स्पृशन्त्यः शिखाः येषां ते स्पृशच्छिखाः तान्ः वनस्पतीन्**—જેઓની શાખાઓના અગ્ર અડકતાં હતાં એવાં વૃક્ષોને **मुदा वीक्ष्य**—આનંદ સાથે જોઇને. **स्मयन् इव**—જાણે હસતા હોય એમ. **आदिपुरुषः अग्रजं आह**-શ્રીકૃષ્ણ બળરામને કહેવા લાગ્યા.

અર્થ—સુંદર શબ્દ કરનારા ભ્રમર, મૃગ અને પક્ષીઓથી તે વન ભરેલું હતું. મહાત્મા પુરૂષોનાં મનના જેવા સ્વચ્છ જળથી ભરેલા તળાવમાંથી નીકળતા કમળની સુગંધીવાળા પવનથી તે વન સેવાતું હતું. (સુગંધમય હતું). આવા વનને જોઇને ભગવાને ત્યાં રમવાની ઇચ્છા કરી. (૩) તે વનમાં જ્યાં ત્યાં રાતાં કુંપળીયાઓની શોભાથી શોભતાં, ફળ અને પુષ્પના ભારથી, જેઓની શાખાના અગ્ર (બળભદ્રના) ચરણનો સ્પર્શ કરતા હતા, એવા વૃક્ષોને જોઇને, આનંદથી જાણે હસતા હોય, એ પ્રમાણે ભગવાને પોતાના મોટાભાઇ બળભદ્રને (નીચે પ્રમાણે) કહ્યું. (૪)

૩-૪ વિવેચન—

એક બાદશાહી બગીચાનો ઠાઠ બહુ હોય છે, એક ધનવાનનો બગીચો મનને પ્રફુલ્લીત કરે છે; ત્યારે આતો બાદશાહોના બાદશાહનું-પરમાત્માનું-વૃંદાવન તેમાં શી ખામી હોય !

**महन्मनः इव स्वच्छपयः**-મહાત્માના મનના જેવું સ્વચ્છ જળ જેમાં છે તે. જેમ નવાણની શોભા જળની સ્વચ્છતાથી અંકાય છે, તેમ મહાત્માઓની શોભા મનની સ્વચ્છતાથી અંકાય છે. જેમને આલોક અને પરલોક બેઉ સાધવા હોય, તેમણે મનની નિર્મળતા ઉપર બહુજ ધ્યાન આપવું ઘટે છે.

હવે શ્રીકૃષ્ણ બળભદ્રજીને શૃંગારિક ભાષામાં સ્તુતિ કરે છે—

**श्रीभगवानुवाच ॥**

**अहो अमी देववर[illegible]र्चितं, पादाम्बुजं ते सुमनःफलार्हणम् ॥**
**नमन्त्युपादाय शिखाभिरात्मनस्-तमोपहत्यै तरुजन्म यत्कृतम् ॥५॥**

અર્થ—શ્રી ભગવાન્ કહે છે કે-'અહો ! હે દેવોમાં ઉત્તમ ! પોતાને વૃક્ષોનો અવતાર આપનાર પાપોનો નાશ કરવા માટે, આ વૃક્ષો પોતાની શીખાઓ વડે, પુષ્પ અને ફળરૂપી પૂજનના પદાર્થો લઇને, આપનું ચરણારવિંદ કે જે દેવતાઓએ પણ પૂજેલું છે, તેને પ્રણામ કરે છે. (૫)

**एतेऽलिनस्तव यशोऽखिललोकतीर्थं, गायन्त आदिपुरुषानुपदं भजन्ते ॥**
**प्रायो अमी मुनिगणा भवदीयमुख्या, गूढं वनेऽपि न जहत्यनघात्मदैवम् ॥६॥**

---

૫ પદચ્છેદ—**अहो देववर** !-હે દેવોમાં ઉત્તમ ! **अमी**-આ વૃક્ષો. **यैः तमोभिः तरुजन्म कृतं**-જે પાપોએ કરીને વૃક્ષનો જન્મ મળ્યો છે તે. **तमसां अपहतिः** (નાશ) **तस्यै** [illegible]**त्यै**-પાપોના નાશ માટે. **आत्मनः शिखाभिः**-પોતાની શિખાઓથી. શિખાઓદ્વારા. [illegible]**मनांसि च फलानि च तानि एव अर्हणं तत् उपादाय-सुमनःफलार्हणम् उपादाय**-પુષ્પ અને ફળ રૂપ પૂજનના પદાર્થો લઇને. **अमरार्चितं ते (तव) पादांबुजं**-દેવોએ પૂજેલું તમારૂં ચરણ તેને **नमंति**-પ્રણામ કરે છે.

૬ પદચ્છેદ—**आदिपुरुष** !-હે આદિપુરૂષ ! **अखिललोकतीर्थं इति तव यशः**-સર્વ લોકોને તિર્થરૂપ એવો તમારો યશ. **गायंतः**-ગાતા. **एते अलिनः**-આ ભ્રમરો.

અર્થ—હે આદિપુરૂષ! સર્વ લોકોને તિર્થરૂપ (પાવન કરનારા), એવા આપના યશને, ગાતા આ ભ્રમરો, પગલે પગલે આપને ભજે છે. તેથી એમ જણાય છે કે-તેઓ ભ્રમર રૂપે મુનિયો છે; કારણકે આપના ભકતોમાં મુનિયો મુખ્ય છે. હે પાપરહિત! આત્મદૈવતરૂપી આપ વનમાં છપા વેશથી રહ્યા છો, તોપણ તેઓ આપને છોડતા નથી–તજતા નથી. (૬)

૫–૬ વિવેચન—

સ્થાવરનો અવતાર—પાછળ નલકુબેર નારદજીના શાપથી યમલાર્જુન થયા હતા, તે કથા આવી છે. વૃંદાવનનાં વૃક્ષો હવે બંધનથી મુક્ત થવાં જોઇએ એ ભાવ છે.

'મોટાભાઇની સેવા અનુજે કરવી જોઇએ' એવી મર્યાદાનું સ્થાપન કરે છે.

હજી તેજ વિષય ચાલે છે.

**नृत्यन्त्यमी शिखिन ईड्य मुदा हरिण्यः, कुर्वन्ति गोप्य इव ते प्रियमीक्षणेन ॥**
**सूक्तैश्च कोकिलगणा गृहमागताय, धन्या वनौकस इयान् हि सतां निसर्गः ॥७॥**

અર્થ—હે સ્તુતિ કરવા યોગ્ય! આપની પાસે આ મયુરો નાચે છે. મૃગલીઓ આપને આનંદથી નિહાળીને, ગોપીઓની પેઠે આપને રાજી કરે છે. કોયલનાં ટોળાંઓ સુંદર શબ્દોથી આપનું ભજન કરે છે; માટે આ વૃજ-વાસીઓ ભાગ્યશાળી છે. પોતાની પાસે જે કાંઈ હોય, તે ઘેર આવેલા મહ-ત્માઓને અર્પણ કરવું, એ રૂડા પુરૂષોનો સ્વભાવ છે. [૭]

**धन्येयमद्य धरणी तृणवीरुधस्त्वत्–पादस्पृशो द्रुमलताः करजाभिमृष्टाः ॥**
**नद्योऽद्रयः खगमृगाः सदयावलोकैर्–गोप्योऽन्तरेण भुजयोरपि यत्स्पृहा श्रीः ॥८॥**

---

[**पदं पदं इति अनुपदं**] **अनुपदं भजंते**–પગલે પગલે આપને ભજે છે. તેથી. **प्रायः**–ઘણું કરીને. **अमी**–આ ભ્રમરો. **भगवदीयमुख्याः मुनिगणाः**–આપના ભકતોમાં મુખ્ય એવા મુનિઓ જણાય છે. કારણકે **हे अनघ**–હે પાપરહિત! **आत्मदैवम् इति त्वं**–આત્મદૈવત રૂપી આપ. **वने गूढं अपि**–વનમાં છૂપા વેશથી રહ્યા છો તોપણ. **न जहति**–તજતા નથી.

૭ પદચ્છેદ—**ईड्य**–હે સ્તુતિ કરવા લાયક! **अमी शिखिनः नृत्यंति**–આપની પાસે આ મયુરો નાચ કરે છે. **हरिण्यः**–મૃગલીઓ. **मुदा**–આનંદથી. **गोप्यः इव**–ગોપીઓની માફક. **ईक्षणेन**–જોઇને. **ते (तव) प्रियं कुर्वन्ति**–તમારૂં કલ્યાણ કરે છે. **च**–અને **कोकिलगणाः सूक्तैः**–કોયલનાં ટોળાંઓ સુંદર ટૌકાથી આપની સેવા કરે છે. માટે **वनौकसः धन्याः**–વનવાસીઓને ધન્ય છે. **गृहम् आगताय**–ઘરે આવેલા પરોણાને આ પ્રમાણે કરવું તે. **सतां हि इयान् निसर्गः**–સજ્જન પુરૂષોનો આવો સ્વભાવજ હોય છે.

૮ પદચ્છેદ—**अद्य**–આજે. **इयं धरणी धन्या**–આ પૃથ્વીને ધન્ય છે. [**वीरुध्** શબ્દ] **तृणं च वीरुधश्च तृणवीरुधः**–ખડ અને લતાઓ. **त्वत् पादस्य स्पृशः**–તમારા ચરણના સ્પર્શ કરનારાં છે તેથી ધન્ય છે. [**करजः**–નખ] **करजैः अभिमृष्टाः** (અડકા-

અર્થ—આજે આ પૃથ્વીને ધન્ય છે. ખડ અને લતાઓ આપના ચરણને સ્પર્શ કરી રહ્યાં છે, તેથી તેમને ધન્ય છે. આપના નખોનો જેમને સ્પર્શ થયો છે, એવાં વૃક્ષોને અને લતાઓને પણ ધન્ય છે. નદી, પર્વત, પક્ષી અને પશુઓ તરફ આપ કૃપા ભરી દૃષ્ટિથી જુઓ છો, તેથી તેઓ પણ ભાગ્યશાળી છે. લક્ષ્મીએ ઇચ્છેલું જે આપનું વક્ષઃસ્થળ–તેને પામવાથી, ગોપીઓ પણ ભાગ્યશાળી થઇ છે. [૮]

૭-૮ વિવેચન—

**गृहं आगताय इयान् हि सतां निसर्गः**—પોતાપાસે જે કાંઇ હોય, તે આપીને અતિથિનો સત્કાર કરવો, એ સજ્જન પુરૂષોનો સ્વભાવજ છે. આતિથ્ય સત્કાર તો–હોલાહોલીએ પારાધીનો કર્યો–રંતિદેવે ભીખારીનો કર્યો–મયુરધ્વજે શ્રીકૃષ્ણનો કર્યો–સગાળશા અને સંગાવતીએ પતિઆ સાધુનો કર્યો.

દૃષ્ટાંત—એક સમય શ્રીઆચાર્ય મહાપ્રભુજી અડેલમાં બીરાજતા હતા. તે વખતે દસ પંદર વૈષ્ણવો શ્રીઆચાર્યશ્રીનાં દર્શને જતા હતા. રસ્તામાં તેઓએ કૃષ્ણદાસને ઘેર મુકામ કર્યો. કૃષ્ણદાસ ઘેર નહોતા. તેમનાં સ્ત્રી ઘેર હતાં. તેમણે વૈષ્ણવોને કુશળ સમાચાર પુછી બેસાડયા, પણ ઘરમાં કાંઇ ઠેકાણું નહોતું. સીધું કયાંથી લાવવું ? અને શું કરવું ? તેનો વિચાર કરતાં યાદ આવ્યું કે–'એક વણીક ખોટા ભાવથી મારાપર પ્રીતિ રાખે છે. તેને મળું.' સ્ત્રી તેને મળી. વણીકે કહ્યું કે–'તું મને કાલે રાત્રે મળવાનો કોલ દે.' સ્ત્રીએ કોલ દીધો. વણીકે રાજી થઇને સીધું આપ્યું. સ્ત્રીએ તે સામગ્રિથી રસોઇ કરીને, શ્રી ઠાકોરજીને ભોગ ધરાવ્યો. સમયાનુસાર ભોગ સરાવીને વૈષ્ણવોને મહાપ્રસાદ લેવરાવ્યો, પછી કૃષ્ણદાસ ઘેર આવ્યા. વૈષ્ણવોને પ્રેમથી મળ્યા. પછી ઘરમાં આવીને સ્ત્રીને પૂછ્યું કે–'તેમના ભોજન સંબંધી શી વ્યવસ્થા કરી ?' સ્ત્રીએ પોતાને વીતેલી વાત કહી. કૃષ્ણદાસ રાજી થયા. બીજે દિવસે વૈષ્ણવો ત્યાંથી વિદાય થયા. બીજે દિવસે રાત્રે વણીકને મળવાનો સમય થતાં, પતિએ સ્ત્રીને તૈયાર થવા આજ્ઞા કરી. તે વખતે વરસાદ આવતો હતો. તેથી કૃષ્ણદાસે કહ્યું કે–'હે સ્ત્રી ! તમારા પગ કાદવવાળા થશે, તો વણીક તમારો અનાદર કરશે; માટે તમે મારે ખભે બેસી જાઓ.' એ પ્રમાણે કહીને સ્ત્રીને ખભે બેસાડીને, વણીકના ઘરના ઓટલા ઉપર સ્ત્રીને મુકીને કૃષ્ણદાસ પાછા વળ્યા. સ્ત્રી ઘરમાં પેસતાં, વણીકે પગ ધોઇને આવવાનું કહ્યું–સ્ત્રીએ કહ્યું–'મારા પગ બગડયા નથી.' કેમ પગ બગડયા નથી ? તેનું કારણ પૂછતાં વણીકના જાણવામાં આવ્યું કે–કૃષ્ણદાસ પોતે અહીં આવીને સ્ત્રીને મૂકી ગયા.

આ વાત સાંભળીને વણીક આશ્ચર્ય પામ્યો. વૈષ્ણવો વૈષ્ણવોમાટે કેટલું દુઃખ સહન કરે છે, તેનું તેને ભાન થયું. વૈષ્ણવોની સેવામાં કેવા પ્રકારના ઉમદા મેવા હશે, તેનો તેને

---

એવાં ) **द्रुमलताः**–આપના નખોનો જેમને સ્પર્શ થયો છે એવાં વૃક્ષો અને લતાઓ. તેને પણ ધન્ય છે. **नद्यश्च अद्रयः खगमृगाः**–નદીઓ, પર્વતો, પક્ષી અને મૃગો. **दयया सहिताः सदयाः सदयाश्चते अवलोकाश्च** (જોવું તે) **तैः**–દયા ભરેલી નજરે જોવાથી (ભાગ્યશાળી છે). **गोप्यः**–ગોપીઓ. **भुजयोः अंतरेण धन्याः**–વૃક્ષઃસ્થળના લાભથી ભાગ્યશાળી છે. **[यस्मै स्पृ[illegible] यत्स्पृहा इति श्रीः] श्रीः अपि यत्स्पृहा**–લક્ષ્મીએ પણ ઇચ્છેલું આપનું વૃક્ષઃસ્થળ.

વિચાર થયો. આવા વિચાર થતાં ભગવદ્‌ભાવ પ્રગટયો. વણિકે કૃષ્ણદાસની સ્ત્રીને 'બ્હેન' કહીને બોલાવ્યાં. પોતાના કૃત્યનો પસ્તાવો કરીને તેમની પાસે માફી માગી. સ્ત્રીએ ઘેર આવીને કૃષ્ણદાસને પ્રભુમહિમા જણાવ્યો. 'જેને જેનો આશરો, તેને તેની લાજ' એ વાક્યનું સ્મરણ કરીને કૃષ્ણદાસજીએ પ્રભુચરણમાં મન લગાડયું. વિગેરે. અત્યારે પાપ બહુ વધી પડયાં છે. જમાનો બદલાઈ ગયો છે. દેશકાળ વિપરીત છે. અત્યારે આવું આતિથ્ય બની શકે એમ નથી, તોપણ કોઇ કોઈ ઠેકાણે વૈષ્ણવોને ત્યાં અન્નપાનની સગવડ સારી છે. મોટા શહેરોમાં હોટલોનો અનાદર કરનારા વૈષ્ણવોને મંદિરમાંથી પવિત્ર ભોજન મળી શકે છે. ધર્મની રક્ષા થાય છે. આવા રૂડા પુરૂષોને જયશ્રીકૃષ્ણ કહીને આગળ વધીએ.

**अमरार्चितं ते (तव) पादांबुजं ! श्रीः अपि यत्स्पृहा**—વિગેરે વાક્યો બળભદ્રના ઈશ્વરાવતારનું સૂચન કરે છે.

**श्रीशुक उवाच** ॥ શ્રી શુકદેવજી કહે છે કે—

**एवं वृन्दावनं श्रीमत्–कृष्णः प्रीतमनाः पशून् ॥**
**रेमे संचारयन्नद्रेः, सरिद्रोधस्सु सानुगः ॥९ ॥**

અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે—આ પ્રમાણે વૃંદાવનની શોભા જોઇને રાજી થએલા, અને પર્વતની પાસેની નદીઓના કાંઠાઓમાં, પશુઓને ચરાવતા ભગવાન્, ગોવાળીયાઓની સાથે રમતા હતા. [૯]

૯ વિવેચન—

બલરામની સ્તુતિનો પ્રસંગ પૂરો થયો. ડાહ્યાને ડહાપણ દેનારા ભગવાન્ ગામડીયા સાથે કેમ રમતા હતા? એવી શંકા કરનારને પૂછજો કે—ભગવાન્ ગામડીયાથી દૂર રહેતા હશે? નિર્મળ અંતઃકરણ કોનાં? ગામડીયાનાં કે શહેરીઓનાં?

**क्वचिद्गायति गायत्सु, मदान्धालिष्वनुव्रतैः ॥**
**उपगीयमानचरितः, स्रग्वी संकर्षणान्वितः ॥ १० ॥**
**क्वचिच्च कलहंसाना–मनुकूजति कूजितम् ॥**
**अभिनृत्यति नृत्यन्तं, बर्हिणं हासयन्क्वचित् ॥ ११ ॥**

---

૯ પદચ્છેદ—**एवं श्रीमत् वृंदावनं**-એ પ્રમાણે વૃંદાવનની શોભા જોઇને. **प्रीतमनाः कृष्णः**-રાજી થએલા (શ્રીકૃષ્ણે). **अद्रेः सरितः रोधांसि** (કાંઠા) **तेषु**-પર્વતની પાસેની નદીના કાંઠાઓમાં. **पशून् संचारयन्**-પશુઓને ચરાવતા. **कृष्णः**-કૃષ્ણ. **सानुगः**-પોતાના મિત્રોની સાથે **रेमे**-રમતા હતા.

૧૦–૧૧ પદચ્છેદ—**स्रग्वी**-માળા ધરનાર. **संकर्षणेन अन्वितः**-બળભદ્ર સહિત. **अनुव्रतैः**-ગોપબાળકો સહિત. **उपगीयमानं चरितं यस्य सः उपगीयमानचरितः** જેના ચરિત્રો ગવાતાં હતાં તે. **मदेन अंधाः ये अलयः तेषु**-મદથી અંધ થએલા ભ્રમરાઓ **गायत्सु**-ગાતા હતા ત્યારે. તેઓની સાથે. **क्वचित् गायति**-કોઇ વાર ગાતા હતા. **क्वचित्**

**मेघगंभीरया वाचा, नामभिर्दूरगान्पशून् ॥**
**क्वचिदाह्वयति प्रीत्या, गोगोपालमनोज्ञया ॥ १२ ॥**

**चकोरक्रौञ्चचक्राह्व–भारद्वाजांश्च बर्हिणः ॥**
**अनुरौति स्म सत्त्वानां, भीतवद्व्याघ्रसिंहयोः ॥ १३ ॥**

અર્થ––શ્રી શુકદેવજી આગળ કહે છે કે–જેણે કંઠમાં માળા પહેરી હતી એવા, તથા બળભદ્ર સહિત ગોવાળીયાઓ, જેમના ચરિત્રનું ગાન કરતા હતા એવા શ્રીકૃષ્ણ, કોઈ સમય મદોન્મત ભ્રમરોની સાથે ગંજુર કરતા હતા, કોઇ સમયે હંસોના જેવો અવાજ કરતા હતા, કોઈ સમયે મોરને નાચતા જોઇને તેમની સામે નાચતા હતા, અને મિત્રોને હસાવતા હતા. [૧૦–૧૧]

અર્થ—કોઇ સમયે ગાયોના અને ગોવાળોના મનને ગમે એવી ગંભીર વાણીથી, દૂર ગએલાં પશુઓનાં નામ લઈને, તેમને પ્રીતિપૂર્વક બોલાવતા હતા. (૧૨). કોઇ સમયે ચકોર, ક્રૌંચ, ચકવાક, ભારદ્વાજ, અને મોર બોલતા હોય, તો તેમના જેવા અવાજ કરીને, પ્રભુ તેમના ચાળા પડતા હતા; અને સિંહ અને વાઘથી ભડકીને પશુઓ નાસતાં, ત્યારે પ્રભુ પણ બીનેલાની માફક દોડી જતા હતા. (૧૩)

૧૦–૧૩ વિવેચન—

આ તમામ બાળચેષ્ટા છે. પ્રાકૃત બાળકના જેવો દેખાય છે. આગળ ૧૯મા શ્લોકમાં કહે છે કે–"શ્રીકૃષ્ણ પોતાના ખરા સ્વરૂપને સંતાડે છે, તો પણ તેમનું પ્રભુત્વ કોઇ કોઈ વખત વ્યક્ત થઇ જાય છે.

એક સારો નટ પણ પોતાના વેશને અનુકુળ પાર્ટ ભજવે છે; હાથીમાંથી નીકળીને બીલાડીમાં પેઠેલો જીવ, બીલાડીના ધર્મને અનુસરે છે, ઉંદર દેખીને તેની પાછળ દોડે છે; ત્યારે

કોઇ વખત. **कलहंसानां**–કલરવ કરતા હંસોના **कूजितं**–કલરવ સાથે. **अनुकूजति**–કલરવ કરતા હતા. **क्वचित्**–કોઇ વખત **हासयन्**–મિત્રોને હસાવવા સારૂં. **नृत्यंतं बर्हिणं अभिनृत्यति**–નાચ કરતા મોરની સાથે નાચ કરતા હતા. ૧૨ પદચ્છેદ—**क्वचित्**–કોઇ વખત. **गोगोपालमनोज्ञया**–ગાયોને અને ગોવાળોને ગમે એવી. **मेघगंभीरया वाचा**–મેઘ જેવી ગંભીર વાણીથી. **नामभिः**–નામ લઇને. **दूरगान् पशून्**–દૂર ગયેલી ગાયોને. **प्रीत्या आह्वयति**–પ્રીતિથી બોલાવતા હતા.

૧૩ પદચ્છેદ—**चकोरांश्च क्रौंचांश्च चक्राह्वांश्च भारद्वाजांश्च तान् बर्हिणः च**–ચકોર, ક્રૌંચ, ચકવાક્ ભારદ્વાજ અને મોરના **अनुरौति स्म**–જેવો અવાજ કરતા હતા. **सत्त्वानां**–પ્રાણીઓની મધ્યે. **व्याघ्रसिंहयोः**–વાઘ અને સિંહ કદિ આવે તો તેમનાથી. **भीतवत्**–જાણે ડરી ગયા નહોય એમ દોડતા હતા.

પ્રભુ કે જે જગતૂનો સૂત્રધાર છે-શીક્ષક છે, તે વેશ ભજવવામાં કેમ ભૂલ કરે ? નજ કરે. ખાસ પોતાના ભકતોને પ્રભુત્વની ઝાંખી કરાવવા માટે, કાઇ કાઇ સમય પ્રભુત્વ વ્યક્ત કરે છે.

હવે આગળ વાંચીએ—

**क्वचित्क्रीडापरिश्रान्तं, गोपोत्सङ्गोपबर्हणम् ॥**
**स्वयं विश्रमयत्यार्यं, पादसंवाहनादिभिः ॥ १४ ॥**

અર્થ—કોઇ સમયે રમવાના થાકથી થાકેલા બળભદ્ર, ગોવાળીયાના ખોળાને ઓશીકું કરીને પોઢતા હતા, ત્યારે શ્રીકૃષ્ણ પોતે તેમના પગ ચાંપવા આદિ ક્રિયાથી, તેમનો પરિશ્રમ મટાડતા હતા. (૧૪)

૧૪ વિવેચન—

નાનાભાઇએ મોટાભાઇ પ્રત્યે કેવી રીતે વર્તવું, તેનું આ શીક્ષણ છે. આજકાલ તો નાનો હોય પણ રળતાં શીખે, તો તે મોટો-અને તેની સ્ત્રી પણ મોટી. પિતાએ પણ રળતા કમાતા પુત્ર અને પુત્રવધુનું માન રાખવું જોઇએ, ત્યારે મોટા ભાઇએ અને મોટી વહુએ તેમનું માન કેમ ન રાખવું ? અવસ્ય રાખવું. કહેવાનો આશય એ છે કે-નાના ભાઇઓએ ઐશ્વર્યના મદમાં મોટાંને વિસરી જવાં નહીં. વીસરી નહીં જવાથી ધર્મનું પાલન થાય છે. જગતૂમાં કીર્તિ વધે છે. અને છે તેના કરતાં વિશેષ ઐશ્વર્યનો લાભ થાય છે. કુટુંબનાં બાળકો પણ તેમનું અનુકરણ કરે છે. ગૃહસ્થાશ્રમના ઉપર ચારે વર્ણેનો અને ત્રણે આશ્રમોનો આધાર છે. કથાના શ્રવણનો અને સત્પુરૂષોની સેવાનો પ્રથમ લાભ, વિવેક અને નમ્રતા છે. આ બે મેળવવા જેઓ પ્રયત્ન કરતા નથી, તેમનું મનુષ્યત્વ ધીમે ધીમે ઘસાતું જાય છે. અત્યારે કેટલેએક ઠેકાણે વિવેક અને નમ્રતાનાં દર્શન થાય છે, પણ તેમાંથી નેવું ટકા માત્ર એટીકેટ-ફેર્મેલીટી-દેખાવ-ની ખાતરજ થાય છે. માતાપિતાની પાસે, ધર્મગુરૂઓની પાસે, સ્ત્રીએ પતિ પાસે અને પતિએ સ્ત્રી પાસે, ગુમાસ્તાએ શેઠ પાસે અને શેઠે ગુમાસ્તા પાસે, જેમ બને તેમ આવો પોલો વહીવટ તજવો જોઇએ.

હવે આગળ વધીએ—

**नृत्यतो गायतः क्वापि, वल्गतो युध्यतो मिथः ॥**
**गृहीतहस्तौ गोपालान्, हसन्तौ प्रशशंसतुः ॥ १५ ॥**

---

૧૪ પદચ્છેદ—**क्वचित्**-કોઇ વખત **क्रीडया परिश्रांतं**-ક્રિડાથી થાકેલા **आर्य**-બળભદ્રને. **गोपस्य उत्संगः** (ખોળો) **एव उपबर्हणं यस्य सः-तं**-જેણે ગોવાળીયાના ખોળાનું ઓશીકું કર્યું હતું એવા બળભદ્રને **पादस्य संवाहनादिभिः**-પગ ચાંપવા વિગેરેથી [**संवाहनम्**-ચાંપવું તે) **स्वयं विश्रमयति**-શ્રીકૃષ્ણ પોતે થાક ઉતારતા હતા.

૧૫ પદચ્છેદ—**क्व अपि**-વળી કોઇ સ્થળમાં **मिथः गृहीतहस्तौ**-અરસપરસ હાથ ઝાલીને. **नृत्यतः**-તેઓ નાચતા હતા. **गायतः**-ગાતા હતા. **वल्गतः**-કૂદતા હતા. **युध्यतः**-યુદ્ધ કરતા હતા. **हसंतौ**-અને હસતા હસતા. **गोपालान् प्रशशंसतुः**-ગોપાલોનાં વખાણ કરતા હતા. ૧૬ પદચ્છેદ—**क्वचित्**-કોઇ વખત **नियुद्धश्रमेण कर्शितः**-મલ્લ યુદ્ધથી થાકી ગએલા

क्वचित्पल्लवतल्पेषु, नियुद्धश्रमकर्शितः ॥
वृक्षमूलाश्रयः शेते, गोपोत्सङ्गोपबर्हणः ॥ १६ ॥

पादसंवाहनं चक्रुः, केचित्तस्य महात्मनः ॥
अपरे हतपाप्मानो, व्यजनैः समवीजयन् ॥ १७ ॥

अन्ये तदनुरूपाणि, मनोज्ञानि महात्मनः ॥
गायन्ति स्म महाराज, स्नेहक्लिन्नधियः शनैः ॥ १८ ॥

અર્થ—વળી કોઈ સ્થળમાં અરસપરસ હાથ ઝાલીને તે બે ભાઈઓ નાચતા હતા, ગાતા હતા, ઠેકતા હતા, યુદ્ધ કરતા હતા, હસતાં હતા, તથા ગોપાલોનાં વખાણ કરતા હતા. (૧૫). કોઈ સમયે મલ્લયુદ્ધથી થાકીને, વૃક્ષના મૂળની પાસે, ગોવાળીયાના ખોળામાં માથું મૂકીને, પાંદડાની શય્યામાં પ્રભુ પોઢતા હતા. (૧૬) જેઓના પાપનો નાશ થયો હતો-એવા કેટલાએક ગોવાળો શ્રીકૃષ્ણના ચરણ ચાંપતા હતા, અને બીજાઓ પાંદડાના પંખા બનાવીને પવન નાંખતા હતા. (૧૭) હે રાજન્ ! સ્નેહથી જેમનાં અંતઃકરણ ભીનાં થયાં હતાં, એવા કેટલાએક ગોપો, શ્રીકૃષ્ણના મનને ગમે એવાં, તથા ભગવાનને ઘટે એવાં ગાયન ધીમે ધીમે ગાતા હતા. (૧૮).

૧૫ થી ૧૮ વિવેચન—

શ્રીકૃષ્ણ સાથે ઘણા ગોપો હતા, તેમાં જે પોતાના હતા-પોતાને ઘણા ચાહતા હતા, તેમને પ્રભુ પોતાની સેવાનો લાભ આપતા હતા.

समोऽहं सर्वभूतेषु, न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या, मयि ते तेषु चाप्यहम् ॥२९॥ [ગીતા અ. ૯.]

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે—પ્રાણી માત્ર તરફ હું સમાન છઉં, એટલે મારે કોઈમાં રાગ અગર દ્વેષ નથી, તોપણ જેઓ મને ભક્તિથી ભજે છે; તેઓ મારામાં વિશેષ ભાવે રહે છે, અને હું તેમનામાં વિશેષ ભાવે રહું છઉં. (૨૯).

---

**वृक्षमूलस्य आश्रयः यस्य सः**-વૃક્ષના મૂળની પાસે. **गोपस्य उत्संगः एव उपबर्हणम्** (ઓશીકું)-ગોવાળના ખોળાને ઓશીકું કરીને. **पल्लवतल्पेषु**-પાંદડાની પથારીમાં **शेते**-સુતા હતા. ૧૭ પદચ્છેદ—**केचित्**-કેટલાએક **हतः पाप्मा येषां ते हतपाप्मानः**-જેમનાં પાપનો નાશ થયો હતો એવા **तस्य महात्मनः**-તે શ્રીકૃષ્ણના **पादसंवाहनं चक्रुः**-ચરણ ચાંપતા હતા. **अपरे**-બીજાઓ **व्यजनैः समवीजयन**-પાંદડાના પંખા બનાવીને પવન નાંખતા હતા. ૧૮ પદચ્છેદ—**महाराज**-હે મોટા રાજા **स्नेहेन क्लिन्ना धीः येषां ते** સ્નેહથી જેમના અંતઃકરણ ભીનાં થયાં હતાં તે. **अन्ये**-બીજાઓ. **तस्य महात्मनः**-શ્રીકૃષ્ણના **मनोज्ञानि**-મનને ગમે એવાં. **तदनुरूपाणि**-ભગવાનને ઘટે એવાં. **शनैः गायन्ति स्म**-ધીમે ધીમે ગાતા હતા.

સવારમાં ઉઠો છો ત્યારથી રાત્રે સુઇ રહો છો ત્યાં સુધીમાં, ઘણા મનુષ્યોને તમે મળતા હશો. તેમાં કોને જોઇને, અગર કોની વાત સાંભળીને, તમારા અંતઃકરણ ભીનાં થાય છે ? તે કદિ તપાસો છો ? તપાસવા જેવું છે. તપાસ્યા પછી વિચાર કરજો કે-તે પ્રસન્નતા લૌકિક સુખ માટે છે કે અલૌકિક સુખ માટે છે ? લૌકિક સુખમાં તો પશુ પક્ષી પણ લલચાયાં છે. અલૌકિક સુખમાં તમે ક્યારે લલચાયા ? સંતોને જોઇને ક્યારે તમારાં હૃદય ભીનાં થયાં ? પ્રભુની કથાવાર્તા સાંભળીને ક્યારે ગદ્ગદ વાણી થઇ ? તે તપાસતાં રહેજો. મુમુક્ષુએ ત્યાં સુધી અવશ્ય પહોંચવું જોઇએ.

હવે રમત ગમતનો ઉપસંહાર કરે છે—

**एवं निगूढात्मगतिः स्वमायया, गोपात्मजत्वं चरितैर्विडम्बयन् ॥**
**रेमे रमालालितपादपल्लवो, ग्राम्यैः समं ग्राम्यवदीशचेष्टितः ॥ १९ ॥**

અર્થ—શુકદેવજી આગળ કહે છે કે-આ પ્રમાણે ચરિત્રોથી ગોવાળના પુત્રપણું ભોગવતા ભગવાન્, પોતાની માયાથી પોતાના ખરા સ્વરૂપને સંતાડતા હતા; તોપણ તેમનાં ઈશ્વર તરીકેનાં ચરિત્રો, ઘણીવાર જોવામાં આવતાં હતાં. શ્રીકૃષ્ણનું પ્રભુત્વ ઘણીવાર ખુલ્લું થઇ જતું હતું. લક્ષ્મીજી જેમનાં ચરણ સેવે છે, એવા ભગવાન્, ગામડીયાની સાથે, ગામડીયા જેવા થઇને રમતા હતા. (૧૯)

૧૯ વિવેચન—

ક્રોધી માણસ ગમે એટલી ડાહી ડાહી વાતો કરે, પણ જરા વાંધો પડતાં, ક્રોધ તેની રગેરગમાં જબકારા મારે. કામી માણસ ગમે એટલી મિત્રતા બાંધે, પણ મિત્રના ઘરમાં સુંદરીનાં દર્શન થતાં, મિત્રતા ભૂલી જાય. ખાનદાન માણસ ગમે એવી આપત્તિમાં આવે, પણ પોતાનો ધર્મ ચૂકે નહીં. નાટકશાળાવાળો ગમે એવા પોશાક પહેરે, પણ તેની અમુક આદત વારંવાર ઉઘાડી પડી જાય; તેમ પ્રભુ ગોપ બાળક બન્યા, તો પણ તેમનું પ્રભુત્વ પ્રસંગે પ્રસંગે પ્રગટ થઇ જાય.

પ્રસંગે પ્રસંગે પ્રભુત્વ પ્રગટ થયું, છતાં સઘળા લોકો તેમને કેમ ઓળખી શક્યા નહીં ? તેમના જવાબમાં શ્રીકૃષ્ણ બોલ્યા છે કે—

**नाहं प्रकाशः सर्वस्य, योगमायासमावृतः ॥**
**मूढोऽयं नाभिजानाति, लोको मामजमव्ययम् ॥२५॥** (ગીતા. અ. ૭.)

અર્થ—યોગમાયાના આવરણને લીધે સર્વ મને જોઇ શકતા નથી. તેથીજ આ મુઢ લોકો, હું કે અજન્મા અને અવિનાશી છઉં, તેને જાણતા નથી. (૨૫).

---

૧૯ પદચ્છેદ—**एवं**-એ પ્રમાણે **चरितैः**-ચરિત્રોથી **गोपात्मजत्वं विडंबयन्**-ગોવાળના પુત્રપણું ભોગવતા હતા **स्वमायया**-પોતાની માયાથી **निगूढा आत्मगतिः यस्य सः**-પોતાના ખરા સ્વરૂપને સંતાડતા હતા. તોપણ **ईशचेष्टितः**-ઇશ્વર તરીકેનાં ચરિત્રો ઘણીવાર વ્યક્ત થતાં હતાં તે. **रमया लालितौ पादपल्लवौ यस्य सः**-શ્રી લક્ષ્મી, જેનાં ચરણ કમળ સેવતાં હતાં તે. **ग्राम्यैः समं**-ગામડીયાની સાથે **ग्राम्यवत्**-ગામડીયાની માફક **रेमे**-રમતા હતા.

'લક્ષ્મીજીના પતિ ગામડીયા લોકો સાથે રમ્યા.' એમ છેવટમાં કહ્યું. **મી. ધનકૃષ્ણ** શ્રીકૃષ્ણ સંબંધી પોતાના અંગ્રેજી લેખમાં લખે છે કે-" જે વીર પુરૂષને આખી મનુષ્યજાતીને યોગ્ય માર્ગે મુકવાની હતી, તે વીર પુરૂષે પોતાનું કાર્ય નિર્દોષ પ્રાણીઓને ચરાવવાથી શરૂ કર્યું."

હવે તાડવનમાં ધેનકાસુરને મારવા સંબંધી કથા છે—

**श्रीदामा नाम गोपालो, रामकेशवयोः सखा ॥**
**सुबलस्तोककृष्णाद्या, गोपाः प्रेम्णेदमब्रुवन ॥ २० ॥**
**राम राम महाबाहो, कृष्ण दुष्टनिबर्हण ॥**
**इतोऽविदूरे सुमहद्-वनं तालालिसंकुलम् ॥ २१ ॥**

અર્થ—'શ્રીદામા' નામનો ગોવાળ રામ અને કૃષ્ણનો મિત્ર હતો. સુબલ સ્તોક અને કૃષ્ણ જેમાં મુખ્ય છે એવા ગોવાળોએ રામ અને કૃષ્ણને પ્રેમથી નીચે પ્રમાણે કહ્યું કે-' હે મોટા હાથવાળા રામ! દુષ્ટોનો સંહાર કરનાર હે શ્રીકૃષ્ણ! અહીંથી નજીકમાં, તાડના વૃક્ષોની પંક્તિઓથી ભરેલું, એક ઘણું મોટું તાડનું વન છે, (૨૦-૨૧).

૨૦-૨૧ વિવેચન—

**તાડવન**—આ વનમાં તાડના ઝાડ ઘણાં હતાં. 'ડ' ને બદલે 'લ' મૂકીને તેને **તાલવન** કહેવાનો રીવાજ વધારે છે. વ્રજ યાત્રા વખતે તાલવનમાં મુકામ થાય છે. તે મધુવનની પેલી મેર એક ગાઉ છે. તાલવનમાં **બળભદ્ર કુંડ** છે. અને બળભદ્રજીનું મંદિર છે. હરિવંશમાં અને વરાહપુરાણમાં તાલવનનો મહિમા ગાયો છે.

અધ્યાત્મદષ્ટિ—ગોકુળ, મથુરા, યમુનાજી, મધુવન, તાલવન વિગેરે હજી હૈયાત છે; તો પણ અધ્યાત્મદષ્ટિવાળા જીવો, તે તમામને ઉડાડી દઇને, પોતાની મરજી પ્રમાણે તેમના અર્થો ગોઠવે છે. અધ્યાત્મદષ્ટિથી જોઇએ તો શ્રીકૃષ્ણાવતાર પણ ઉડી જાય છે. માટે જ્યાં જ્યાં અધ્યાત્મદષ્ટિની વાતો આવે. ત્યાં ત્યાં હૈયું હાથ રાખીને, તે વાતો સાંભળજો. પદ—" સમજ્યા વિનાનું ધૂળ ધાણી, એ ભાઇરે મારા! સમજ્યા વિનાનું ધૂળધાણી. તમે શાને વલોવો ખોટા પાણી, એ ભાઇરે મારા! સમજ્યા વિનાનું ધૂળધાણી."

દૃષ્ટાંત—એક ખેડુ ગાડામાં કડબનું ભરોટું ભરીને ધંધુકેથી ધોળેરે જતો હતો. રસ્તામાં એક વોરો સાથે થયો. ગાડાવાળા સાથે ગાડીભાડું ઠરાવીને, વોરો કડબના ભર ઉપર બેઠો. ગાડું સુખરૂપ ચાલ્યું જતું હતું ત્યાં ઢાળ આવ્યો. ગાડાવાળાએ વોરાને કહ્યું-' વોરાજી! ઢાળ

---

૨૦ પદચ્છેદ—**श्रीदामा नाम गोपालः**-શ્રીદામા નામનો ગોપાળ. **रामकेशवयोः सखा**-રામ અને કૃષ્ણનો મિત્ર હતો. **सुबलस्तोककृष्णाद्याः गोपाः**-સુબલ, સ્તોક અને કૃષ્ણ જેમાં મુખ્ય છે એવા ગોવાળોએ. **प्रेम्णा**-પ્રેમથી **इदं अब्रुवन्**-નીચે પ્રમાણે કહ્યું.

૨૧ પદચ્છેદ—**राम राम महाबाहो**-હે મોટા હાથવાળા રામ રામ! **हे दुष्टनिबर्हण**!-દુષ્ટોનો સંહાર કરનાર હે શ્રીકૃષ્ણ! **इतः**-અહીંથી **अविदूरे**-નજીકમાં **तालालिभिः संकुलम्**-તાડના વૃક્ષોની પંક્તિથી ભરેલું **सुमहत् वनं**-એક સારૂં અને મોટું વન છે.

આવ્યો છે; માટે નાડું બરાબર પકડી રાખજો, નહીં તો ગાડા ઉપરથી ઉડી પડશો.' વોરાએ 'બહુ સારૂં' કહીને નાડું બરાબર પકડી રાખ્યું. ગાડી ઢાળ ઉપરથી ઉતરતાં વોરો ગાડા ઉપરથી ઉથળી પડયો.

ખેડુ—વોરાજી! મેં તમને કહ્યું હતું ને–કે તમે નાડું બરાબર પકડી રાખજો.

વોરો—'સારા ! પકડ્યું છે ને. દેખ–દેખ'–એમ કહીને સુરવાલનું નાડું પકડયું હતું. તે વોરાએ દેખાડયું.

ખેડુ—મેં તો તમને ગાડીના બરોટાનું નાડું પકડવાનું કહ્યું હતું. તે પકડયું હોત તો આ દશા ન થાત.

વોરો—ભોગ મારા–હું અવરૂં સમજ્યો.

તમે પણ સમજ્યા વિના, કાંઇનું કાંઇ પકડશો, તો ધર્મના ગાડા ઉપરથી ઉથલી પડશો. પુરાણોની કથા અત્યંત ગૂઢ છે. સારા સારા વિદ્વાનો પણ પુરાણોની શંકાના સમાધાન કરી શકતા નથી, તો નાસ્તિકો અને વિધર્મીઓ ભૂલા પડે–જેમ આવે એમ બકે–તેમાં શી નવાઇ !

**અધ્યાત્મદૃષ્ટિથી તાલવન** અને **ધેનકાસુર**ના અર્થો કરીએ, તો અનેક થાય, પણ તેમ કરવાની કાંઇ જરૂર નથી. જેમ છે તેમ રહેવા દઇને શ્રીકૃષ્ણની લીલાને હૃદયમાં ઉતારજો, અને રાગદ્વેષ તજવા માટે જે જ્ઞાન ચર્ચા અહીં થાય, તે પ્રમાણે વર્તન સુધારજો.

**ધેનકાસુર**—પોતાના ઉપયોગમાં ન આવે, તે પદાર્થો પણ જે બીજાને ન આપે–તેનો પણ જે પરોપકાર ન કરે–તે પુરૂષ અગર સ્ત્રી ધેનકાસુર ગણાય. આવા જીવો સમાજને ભારરૂપ છે.

**અધમઅવતાર**—કેટલાએકની એવી માન્યતા છે કે–'મનુષ્યાવતાર આવ્યા પછી, પ્રાણીને અધમ અવતાર આવતો નથી.' પણ તે કોને ? સત્કર્મ કરીને મનુષ્યાવતારનો લ્હાવો લે તેને. પાપકર્મ કરીને મનુષ્યાવતારને તોડી ફોડી નાંખે, તેને તે લાભ મળતો નથી. નહુષરાજા, નૃગરાજા, જયવિજય, બળિરાજા, જડભરત વિગેરે અનેક દૃષ્ટાંત છે.

શ્રીકૃષ્ણ અને બળદેવ પાસે સખાઓ–ભરવાડો–કેવાં લાડ કરે છે તે હવે સાંભળો—

**फलानि तत्र भूरीणि, पतितानि पतंति च ॥**
**सन्ति किंत्ववरुद्धानि, धेनुकेन दुरात्मना ॥ २२ ॥**
**सोऽतिवीर्योऽसुरो राम, हे कृष्ण खररूपधृक् ॥**
**आत्मतुल्यबलैरन्यैर्–ज्ञातिभिर्बहुभिर्वृतः ॥ २३ ॥**

---

૨૨ પદચ્છેદ–**तत्र**–તે વનમાં **भूरीणि फलानि पतितानि**–ઘણાં તાડફળો પડેલાં રહે છે. **च पतंति**–અને પડે છે. **किन्तु दुरात्मना धेनुकेन**–પણ પાપી ધેનકાસુરથી ધેનકાસુરના ભયથી **अवरुद्धानि संति**–કોઇથી ઉપાડી શકાતાં નથી.

૨૩ પદચ્છેદ—**हे राम ! हे कृष्ण !**–હે રામ ! હે કૃષ્ણ ! **खररूपधृक्**–ખરરૂપને ધારણ કરનારો **स असुरः अतिवीर्यः**–તે અસુર ઘણો બળવાન છે. **आत्मनः तुल्यं बलं येषां ते–तैः अन्यैः बहुभिः ज्ञातिभिः वृतः**–પોતાના જેવા બળવાળા ઘણા બીજા દૈત્યો તેની સાથે છે.

तस्मात्कृतनराहाराद्-भीतैर्नृभिरमित्रहन ॥
न सेव्यते पशुगणैः, पक्षिसङ्घैर्विवर्जितम् ॥ २४ ॥
विद्यन्तेऽभुक्तपूर्वाणि, फलानि सुरभीणि च ॥
एष वै सुरभिर्गन्धो, विषूचीनोऽवगृह्यते ॥ २५ ॥
प्रयच्छ तानि नः कृष्ण, गन्धलोभितचेतसाम् ॥
वाञ्छास्ति महती राम, गम्यतां यदि रोचते ॥ २६ ॥

અર્થ—તે વનમાં ઘણાં તાડફળો પાકેલાં પડયાં રહે છે, અને પડયાં કરે છે, પણ પાપી ધેનકાસુરના ભયથી કોઇ તેને ઉપાડી શકતું નથી. (૨૨) હે રામ! હે કૃષ્ણ! ગધેડાનું રૂપ ધારણ કરનારો તે અસુર ઘણોજ બળવાન્ છે. પોતાના જેવા બળવાળા બીજા અસુરો પણ તેની સાથે છે. [૨૩] હે શત્રુ-ઓને મારનારા! મનુષ્યોને ખાનારા તે અસુરની બીકથી તે વનમાં મનુષ્યો જઈ શકતાં નથી. પશુપક્ષીઓએ પણ તે વન તજી દીધું છે. [૨૪] વળી અમે કદિ ખાધાં નથી, એવાં સુગંધીદાર ફળો ત્યાં છે. જુઓ આ ચારે તરફ પ્રસરતો સુગંધ ત્યાંથી ચાલ્યો આવે છે. [૨૫] ગંધથી લલચાએલા ચિત્ત-વાળા જે અમો તેમને-હે શ્રીકૃષ્ણ! તે ફળ આપો. અમને તીવ્ર ઇચ્છા થઇ છે; માટે હે બળભદ્ર! જો અમારી પ્રાર્થના આપને ગમે, તો આપ ત્યાં ચાલો.(૨૬)

**૨૨—૨૬ વિવેચન**

ભક્તાધીન ભગવાને ગોપોની પ્રાર્થના સ્વિકારી. એક સામાન્ય પતિ વ્હાલી સ્ત્રીને લાડ લડાવે છે, ત્યારે પ્રભુ પોતાના જનને લાડ ન લડાવે!

કુંવરબાઇનાં મામેરાં કોણે પૂર્યાં? શામળશાને કોણે પરણાવ્યા? નામદેવની છાપરી કોણે છાઇ? એવા પ્રભુ શું કરે છે, તે ભાવથી સાંભળો—

---

૨૪ પદચ્છેદ—**હે आमित्रहन्**-હે શત્રુઓને મારનાર **तस्मात्**-તેથી **कृतः नराणां आहारः येन सः तस्मात्**-મનુષ્યોને ખાનારા તે દૈત્યથી **भीतैः नृभिः न सेव्यते**-બીનેલા મનુષ્યો વડે તે સેવાતું નથી. **पशुगणैः पक्षिसंघैः विवर्जितम्**-પશુઓના ટોળાંથી અને પક્ષીઓના ટોળાંથી તે રહિત થઈ ગયું છે.

૨૫ પદચ્છેદ—**च** વળી. **पूर्वं भुक्तानि इति भुक्तपूर्वाणि न भुक्तपूर्वाणि इति अभुक्तपूर्वाणि**-પૂર્વે અમે નથી ખાધાં એવાં **सुरभीणि फलानि**-સુગંધીદાર ફળો **विद्यंते**-ત્યાં છે **एषः वै**-જુઓ આ **विषूचीनः**-ચારે તરફ પ્રસરતો **सुरभिगंधः**-સુગંધ **अवगृह्यते**-ચાલ્યો આવે છે.

૨૬ પદચ્છેદ—**गंधेन लोभितानि चेतांसि येषां ते तेषां इति नः**-ગંધથી લલ-ચાએલા ચિત્તવાળા જે અમો તેમને **हे कृष्ण! तानि प्रयच्छ**-હે કૃષ્ણ! તે ફળો આપો. **हे राम! महती वांछा अस्ति**-મોટી ઇચ્છા થઇ છે. **यदि रोचते गम्यतां**-જો આ-પને ગમે તો ત્યાં ચાલો.

एवं सुहृद्वचः श्रुत्वा, सुहृत्प्रियचिकीर्षया ॥
प्रहस्य जग्मतुर्गोपैर्-वृतौ तालवनं प्रभू ॥ २७ ॥

बलः प्रविश्य बाहुभ्यां, तालान्संपरिकम्पयन् ॥
फलानि पातयामास, मतंगज इवौजसा ॥ २८ ॥

फलानां पततां शब्दं, निशम्यासुररासभः ॥
अभ्यधावत्क्षितितलं, सनगं परिकम्पयन् ॥ २९ ॥

समेत्य तरसा प्रत्यग्, द्वाभ्यां पद्भ्यां बलं बली ॥
निहत्योरसि काशब्दं, मुञ्चन्पर्यसरत्खलः ॥ ३० ॥

અર્થ--એ પ્રમાણે મિત્રોનાં વચન સાંભળીને તેઓનું હિત કરવા માટે, તેમને સાથે લઇને બળરામ અને શ્રીકૃષ્ણ, હસીને તાડનાં વનમાં ગયા. (૨૭). બળભદ્રે તે વનમાં પેસીને મોટા હાથીની માફક, બળથી બે હાથ વડે તાડ-વૃક્ષોને હલાવીને ફળ પાડયાં. (૨૮) પડતાં ફળોનો અવાજ સાંભળીને ધેનકાસુર વૃક્ષોસહિત પૃથ્વીને ધ્રુજાવતો ત્યાં દોડયો આવ્યો. (૨૯) ત્વરાથી ત્યાં દોડી આવીને, પાછલા બે પગથી બળભદ્રને છાતીમાં લાત મારીને, તે ભુંકતો ગધેડો આમતેમ ચારે તરફ દોડવા લાગ્યો. (૩૦)

૨૭ થી ૩૦ વિવેચન--

જેમ ગધેડાને પાછલા પગનું જોર, તેમ મૂરખાને અવળું બોલવાનું જોર.

---

૨૭ પદચ્છેદ—**एवं सुहृदः वचः श्रुत्वा**-એ પ્રમાણે મિત્રોનાં વચન સાંભળીને **सुहृदः प्रियं तस्य चिकीर्षा तया**-મિત્રોનું હિત કરવા માટે **गोपैः वृतौ प्रभू**-ગોવાળોથી ઘેરાએલા રામ અને કૃષ્ણ **प्रहस्य**-હસીને **तालवनं जग्मतुः**-તાડના વનમાં ગયા.

૨૮ પદચ્છેદ—**बलः प्रविश्य**-બળદેવે તે વનમાં પેસીને **मतंगे** (મતંગદેશમાં) **जातः मतंगजः** ] **मतंगजः इव ओजसा**-મોટા હાથીની માફક બળથી **बाहुभ्यां तालान् संपरिकंपयन्**-બે હાથથી તાડવૃક્ષોને હલાવીને **फलानि पातयामास**-ફળ પાડયાં.

૨૯ પદચ્છેદ—**पततां फलानां शब्दं निशम्य**-પડતા ફળોનો અવાજ સાંભળીને **असुररासभः**-તે ધેનકાસુર **नगैः**-( વૃક્ષો ) **सहितं सनगं इति क्षितितलं**-વૃક્ષો સહિત પૃથ્વીને **परिकंपयन्**-ધ્રુજાવતો **अभ्यधावत्**-દોડયો આવ્યો.

૩૦ પદચ્છેદ—**तरसा समेत्य**-ત્વરાથી ત્યાં આવીને **प्रत्यग्**-પાછલા **प्रत्यग्द्वाभ्यां पद्भ्यां**-પાછલા બે પગોવડે **बलं उरसि निहत्य**-બળભદ્રને છાતીમાં મારીને **काशब्दं मुंचन्**-ભુંકાર કરતો **खलः**-તે ખળ રાક્ષસ ( **परि** ચારે તરફ ) **परि+असरत्**-ચારે તરફ દોડવા લાગ્યો.

હવે બલભદ્ર ધેનકાસુરને અસુર યોનીમાંથી મુક્ત કરે છે.

**पुनरासाद्य संरब्ध, उपक्रोष्टा पराक् स्थितः ॥**
**चरणावपरौ राजन्, बलाय प्राक्षिपद्रुषा ॥ ३१ ॥**
**स तं गृहित्वा प्रपदोर्, भ्रामयित्वैकपाणिना ॥**
**चिक्षेप तृणराजाग्रे, भ्रामणत्यक्तजीवितम् ॥ ३२ ॥**

અર્થ—શ્રીશુકદેવજી આગળ કહે છે કે—હે રાજન્ ! ક્રોધ પામેલા તે ગધેડાએ ત્યાં ફરીથી આવીને, પાછે મોઢે ઉભા રહીને, બળદેવજીને મારવા માટે, પાછલા બે પગો ક્રોધથી ઉછાળ્યા—નાંખ્યા. (૩૧) બળભદ્રે એક હાથથી ધેનકાસુરના પાછલા પગ પકડી લઇને, તેના પ્રાણ નીકળી જાય એવી રીતે તેને ફેરવી ફેરવીને, તાડના વૃક્ષ સાથે પછાડયો. (૩૨)

૩૧-૩૨ વિવેચન—

પાછલા પગ પકડવાથીજ ગધેડાનું મોત આવે, તેમ મૂરખને પકડવો હોય તો અવળે માર્ગેજ પકડાય.

દૃષ્ટાંત—ગોકુળભાઇ દરપુનેમે ચાલતાં ડાકોર જાય. રસ્તામાં દેવમંદિર, તુળસી, પીંપળો અગર કોઇ સંત મળે તો તેને પ્રણામ કર્યા વિના રહે નહીં. એક વખત ઉમરેઠનો એક મીંયા તેમની સાથે થયો. આડી અવળી વાતો કરતા, તે બેઉ ચાલ્યા જતા હતા; ત્યાં તુળસીનો એક છોડ આવ્યો. તે દેખીને ગોકુળભાઇએ પ્રણામ કર્યા. 'સાલે હિંદુ તો સાવ ગંડુ, પાણી પત્થર ઝાડ સબમેં ઉસકા દેવ' એમ કહીને મીંયાએ તુલસીને તોડી નાંખ્યાં. ગોકુળભાઇએ મીંયાને કેટલોએક બોધ કર્યો; પણ મીંયા તેમની મશ્કરી કરવા લાગ્યો. આગળ જતાં પીંપળો આવ્યો. તેને ગોકુળભાઇએ પ્રણામ કરતાં, મીયાંએ પીંપળાને બે ચાર લાત મારી દીધી. ગોકુળભાઇને યાદ આવ્યું કે—'મુરખા સવળે રસ્તે માનેજ નહીં—અવળે રસ્તેજ માને.' તેથી તે ચૂપ થઇને મીયાંની સાથે ચાલવા લાગ્યા. બે ત્રણ ગાઉ આગળ ચાલ્યા. ત્યાં એક કૌવચનો છોડ આવ્યો. ગોકુળભાઇએ જમીન ઉપર પડીને, કૌવચના છોડને દસ દંડવત કર્યા. મીંયાને ખાત્રી થઇ કે—'આ કોઇ બડા દેવ છે.' મીંયાએ પૂછયું—'તુલસી તેરી મા, તો આ કોન હે ?' ગોકુળભાઇએ કહ્યું, 'એ તો અમારા પિતા.' મીંયાએ એકદમ કૂદીને કૌવચનો છોડ તોડી નાંખ્યો. તુરત તેની

---

૩૧ પદચ્છેદ—**पुनः हे राजन**—હે રાજા ! **संरम्** ઉપરથી **संरब्धः** ક્રોધ પામેલા **उपक्रोष्टा**—ગધેડાએ **पुनः आसाद्य**—ફરીને આવીને **पराक् स्थितः**—પાછે મોઢે ઉભો રહીને ( **प्राक् स्थितः**—સામે મોઢે ઉભો રહીને. ) **अपरौ चरणौ**—પાછલા પગો **बलाय**—બળદેવને મારવા માટે **रुषा**—ક્રોધથી. **प्राक्षिपत्**—ફેંકયા—ઉછાળ્યા.

૩૨ પદચ્છેદ—**सः**—બળભદ્રે **तं**—તે ધેનકાસુરને **प्रपदोः एकपाणिना गृहीत्वा**—તેના પાછલા પગ એક હાથે પકડીને, **भ्रामणेन त्यक्तं जीवितं येन सः तं**—તેનો જીવ નીકળી ગયો ત્યાં સુધી **भ्रामयित्वा**—તેને ફેરવીને **तृणराजस्य अग्रे चिक्षेप**—તાડના વૃક્ષ સાથે પછાડયો.

અસર થઈ–મીંયાને શરીરે બળતરા ચાલી. મીંયા કુદવા લાગ્યો. મીંયાએ રોતાં રોતાં કહ્યું 'તેરા દેવ તો બડા હે; અબી કોઈ ઇલમ બતાવ–નહીં તો હું મરી જઇશ.' વિગેરે–વિગેરે—

અત્યારે ઘણા લોકો દુઃખી છે, તેનું મૂખ્ય કારણ આ છે. પોતે નુકશાન વેઠીને પણ સામાને દુઃખી કરવા. સામાના સુખથી અવળાજ ચાલવું. જેમ ગધેડો પાછલા પગ નાંખે, તેમ ગમે એમ અવળુંજ બોલવું. કેટલાએક દુર્ભાગી કુંટુંબોમાં સ્ત્રી પુરુષ, પિતા પુત્ર, અગર ભાઇઓ પણ અંદર અંદર એક બીજાથી અવળાજ ચાલે છે. બુદ્ધિવાદને તજીને–બકવાદ છોડી દઇને, વડીલોની આજ્ઞામાં રહેતાં શીખો, તો ઘણો અવળાટ–મૂર્ખાઇ–ગધેડાપણું–કમી થશે. શાસ્ત્રો અને સદ્‌ગુરૂને સેવીને, તમે કોણ છો?–તમારા શા ધર્મ છે? તેનો વિચાર કરશો, તો તમારામાં ઘણી માણસાઈ આવશે. આવાં નકામાં દુઃખથી મુક્ત થશો, તો જ તમારો સંસાર સુખરૂપ થશે.

હવે બળભદ્રના બળની વાત છે.

> **तेनाहतो महातालो, वेपमानो महाशिराः ॥**
> **पार्श्वस्थं कम्पयन्भग्नः, स चान्यं सोऽपि चापरम् ॥ ३३ ॥**
> **बलस्य लीलयोत्सृष्ट–खरदेहहताहताः ॥**
> **तालाश्च कम्पिरे सर्वे, महावातेरिता इव ॥ ३४ ॥**
> **नैतच्चित्रं भगवति, ह्यनन्ते जगदीश्वरे ॥**
> **ओतप्रोतमिदं यस्मिंस्–तन्तुष्वङ्ग यथा पटः ॥ ३५ ॥**

અર્થ—જે તાડના વૃક્ષ સાથે ધેનકાસુરને અફાળ્યો, તે મોટા માથાવાળું તાડનું વૃક્ષ ધ્રુજવા લાગ્યું. તેના પડવાથી પાસેનું બીજું તાડ વૃક્ષ ભાંગી પડયું, અને બીજાના ધક્કાથી ત્રીજું તાડવૃક્ષ પણ ભાંગી પડયું. [૩૩] બળભદ્રે લીલા માત્રમાં ફેંકેલા ધેનકાસુરના શરીરના ધક્કાથી, જાણે ભારે પવનથી ડોલતાં હોય, તેમ સર્વ તાડવૃક્ષો ડોલવા લાગ્યાં. [૩૪] હે રાજન્! બળભદ્ર કે જે અનંત

---

૩૩ પદચ્છેદ—**तेन आहतः**–તે દૈત્યના પછાડાથી. **वेपमानः**–ધ્રુજતું **महत् शिरः यस्य सः महाशिराः**–મોટા માથાવાળું **महातालः** મોટું તાડનું વૃક્ષ. **पार्श्वस्थं कंपयन्**–પાસે રહેલા બીજા તાડ વૃક્ષને ધ્રુજાવતું **भग्नः**–ભાંગી પડયું **स च अन्यं**–તેણે બીજું ભાંગી નાંખ્યું, **सः अपि च अपरं**–તેણે વળી ત્રીજાને ભાંગી નાંખ્યું.

૩૪ પદચ્છેદ—**बलस्य**–બળદેવે **लीलया उत्सृष्टश्चासौ खरदेहश्च तेन हताः तैः आहताः सर्वे तालाः**–લીલાથી ફેંકેલા ગધેડાના દેહથી પડી ગએલા તાડોના ધક્કાથી સઘળા તાડો **महावातेन इरिताः इव**–મોટા પવનથી જાણે ડોલી ગયા હોય એ પ્રમાણે **च कंपिरे**–ડોલી ગયા–હલી ગયા.

૩૫ પદચ્છેદ—**हे अंग!**–હે પરીક્ષિત! **अनंते भगवति जगदीश्वरे एतद् न चित्रं**–અનંત અને જગતૂના ઇશ્વર બળભદ્રમાં આ કાર્ય નવાઇ જેવું ગણવું નહીં, કારણ કે **तंतुषु यथा पटः**–તંતુઓમાં જેમ વસ્ત્ર ઓતપ્રોત છે તેમ. **यस्मिन् इदं ओतप्रोतं**–જે બળભદ્રમાં આ જગત્ ઓતપ્રોત છે.

અને જગતૂના ઇશ્વર ભગવાન્ છે; અને જેમનામાં આ જગત્ તાંતણાઓમાં વસ્ત્રની માફક ઓતપ્રોત છે, તે બળભદ્રે આવું બળ દેખાડયું, તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. [૩૫]

૩૩ થી ૩૫ વિવેચન—

દેવ પુરૂષના બળની વાત શી કરીએ! બળભદ્ર શેષ નારાયણનો અવતાર છે.

હવે ધેનકાસુરના સંબંધીઓને અસુરયોનીમાંથી મુક્ત કરે છે.

**ततः कृष्णं च रामं च, ज्ञातयो धेनुकस्य ये ॥**
**क्रोष्टारोऽभ्यद्रवन्सर्वे, संरब्धा हतबान्धवाः ॥ ३६ ॥**
**तांस्तानापततः कृष्णो, रामश्च नृप लीलया ॥**
**गृहीतपश्चाच्चरणान्, प्राहिणोत्तृणराजसु ॥ ३७ ॥**
**फलप्रकरसंकीर्णा, दैत्यदेहैर्गतासुभिः ॥**
**रराज भूः सतालाग्रैर्-घनैरिव नभस्तलम् ॥ ३८ ॥**
**तयोस्तत्सुमहत्कर्म, निशम्य विबुधादयः ॥**
**मुमुचुः पुष्पवर्षाणि, चक्रुर्वाद्यानि तुष्टुवुः ॥ ३९ ॥**

અર્થ—પછી જેમનો ભાઈ મરાયો હતો, અને તેથી જેઓ ક્રોધે ભરાયા હતા, એવા ધેનકાસુરના સર્વ સંબંધી ગધેડાઓ, શ્રીકૃષ્ણ અને બળભદ્ર ઉપર તુટી પડયા. [૩૬] હે રાજન્! દોડયા આવતા તે સર્વ ગધેડાઓને, શ્રી કૃષ્ણે અને બળદેવજીએ, તેમના પાછલા પગ પકડીને, તાડના વૃક્ષોમાં પછાડયા. [૩૭] તે વખતે ફળોના સમુહોથી, મરણ પામેલા દૈત્યોનાં શરીરોથી, અને તાડની શાખાઓથી ઢંકાએલી પૃથ્વી, વાદળાંથી ઘેરાએલા આકાશના જેવી

૩૬ પદચ્છેદ—**ततः**-પછી **ये** જે **हतबांधवाः संरब्धाः**-જેનો ભાઇ મરાયો હતો અને તેથી જેઓ ક્રોધે ભરાયા હતા તે. **धेनुकस्य ते सर्वे ज्ञातयः**-ધેનકાસુરના તે સર્વે સંબંધીઓ **क्रोष्टारः**-ગધેડાઓ **कृष्णं च रामं च अभ्यद्रवन्**-કૃષ્ણ અને રામ ઉપર તુટી પડયા.

૩૭ પદચ્છેદ—**नृप**। હે રાજન્! **आपततः तान् तान्**-દોડયા આવતા તે સર્વેને **कृष्णः रामश्च**-શ્રીકૃષ્ણે અને રામે **गृहीतपश्चाच्चरणान्**-તેમના પાછલા પગ પકડીને **लीलया** સહેજમાં **तृणराजसु प्राहिणोत्**-તાડોમાં તેમને પછાડયા.

૩૮ પદચ્છેદ—**घनैः नभस्तलं इव**-વાદળાંથી આકાશ જેમ છવાઇ જાય તેમ. **फलानां प्रकरः**-(જથ્થો) **तेन संकीर्णा** (વ્યાપ્ત) **इति भूः**-ફળના સમૂહોથી પૃથ્વી પથરાઇ ગઇ હતી. **तालानां अग्राणि तैः सहिताः तैः**-તાલ વૃક્ષોની શાખાઓ સહિત **गतासुभिः दैत्यदेहैः भूः**-મરી ગએલા દૈત્યોના દેહોથી પૃથ્વી છવાઇ ગઈ હતી.

૩૯ પદચ્છેદ—**तयोः तत् सुमहत् कर्म**-તે બે ભાઇઓનું એ મોટું કાર્ય **निशम्य** સાંભળીને **विबुधादयः पुष्पवर्षाणि मुमुचुः**-દેવાદિ લોકો પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. **वाद्यानि चक्रुः**-વાજાં વગાડવા લાગ્યા. **तुष्टुवुः** સ્તુતિ કરવા લાગ્યા.

શોભતી હતી. [૩૮] શ્રીશુકદેવજી કહે છે કે-તે બે ભાઈઓનું મોટું પરાક્રમ દેખીને, દેવલોકો પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા, વાજાં વગાડવા લાગ્યા, અને સ્તુતિ કરવા લાગ્યા. (૩૯).

૩૬ થી ૩૯ વિવેચન—

પુષ્પ વૃષ્ટિથી દેવો પ્રભુનો વિજય વિદિત કરે છે. વ્રજની આસપાસના અસુરોનો નાશ કરીને પ્રભુ સુખ શાંતિ ફેલાવે છે.

ધેનકાસુરના મોતની અસર કેવી થઈ, તે વાત હવે કહે છે.

**अथ तालफलान्यादन्–मनुष्या गतसाध्वसाः ॥**
**तृणं च पशवश्चेरुर्–हतधेनुककानने ॥ ४० ॥**

અર્થ—તે વનમાં ધેનકાસુરનો નાશ થતાં, મનુષ્યો નિર્ભય થઈને તાડનાં ફળ ખાવા લાગ્યાં, અને પશુઓ નિર્ભય થઈને ખડ ચરવા લાગ્યાં. (૪૦)

૪૦ વિવેચન—

જે ખાય નહીં, અને ખાવા દે નહીં; તેના મુવા પછીજ પાછલાંને સુખ થાય.

હવે પ્રભુ વ્રજમાં પાછા પધારે છે—

**कृष्णः कमलपत्राक्षः, पुण्यश्रवणकीर्तनः ॥**
**स्तूयमानोऽनुगैर्गोपैः, साग्रजो व्रजमाव्रजत् ॥**
**तं गौरजश्छुरितकुन्तलबद्धबर्ह–वन्यप्रसूनरुचिरेक्षणचारुहासम् ॥४१॥**
**वेणुं क्वणन्तमनुगैरनुगीतकीर्तिं, गोप्यो दिदृक्षितदृशोऽभ्यगमन्समेताः ॥४२॥**

---

૪૦ પદચ્છેદ—**अथ**–પછી. **हतः धेनुकः यस्मिन् तत् हतधेनुकं च तत् काननं हतधेनुककाननं तस्मिन्**–તે વનમાં ધેનકાસુર મરી જતાં. **गतं साध्वसं** (ભય) **येषां इति मनुष्याः**–જેનો ભય મટી ગયો છે એવાં મનુષ્યો. **तालफलानि आदन्**–તાડનાં ફળ ખાવા લાગ્યાં. **च**–અને **पशवः तृणं चेरुः**–પશુઓ તૃણ ચરવા લાગ્યાં.

૪૧ પદચ્છેદ—**कमलपत्राक्षः कृष्णः**–કમળપત્ર સરખાં નેત્રવાળા કૃષ્ણ **पुण्यश्रवण-कीर्तनः**–જેમનું શ્રવણ અને કીર્તન પવિત્ર છે એવા શ્રીકૃષ્ણ **अनुगैः गोपैः स्तूयमानः**–પાછળ ચાલ્યા આવતા ગોપોથી જેનાં વખાણ થતાં હતાં તે શ્રીકૃષ્ણ **साग्रजः**–બળભદ્રસહિત **व्रजं अव्रजत्**–વ્રજમાં પધાર્યા.

૪૨ પદચ્છેદ—**गोरजोभिः छुरिताः** ( મેલા થએલા ) **कुंतलाः** (વાળ) **तेषु बद्धं बर्हं** (પીછું). **वन्यानि प्रसूनानि च तैः रुचिरं ईक्षणं** (જોવું તે) **चारु हासः यस्य सः तं**–ગાયોની રજથી ઘેરા થએલા વાળમાં બાંધેલા મોરપીંછાથી અને વનના પુષ્પોથી ભગવાન શોભી રહ્યા હતા. પ્રભુનાં નેત્ર તથા હાસ્ય બહુજ સુંદર હતાં. **वेणुं क्वणति इति क्वणन् तम् क्वणंतं**–વેણુ વગાડતા હતા તે. **अनुगैः अनुगीता कीर्तिः यस्य सः**–પાછળ ચાલ્યા આવતા ગોપો જેની કીર્તિનું ગાન કરતા હતા. **दिदृक्षिताः** ( જોવાની ઇચ્છાવાળી ) **दृशः** (આંખ) **यासां ताः इति समेताः गोप्यः**–પ્રભુને જોવાની ઉત્કંઠાથી એકઠી થએલી ગોપીઓ **अभ्यगमन्**–સામે આવી.

**पीत्वा मुकुन्दमुखसारघमक्षिभृङ्गैस्, तापं जहुर्विरहजं व्रजयोषितोऽह्नि ॥**
**तत्सत्कृतिं समधिगम्य विवेश गोष्ठं, सव्रीडहासविनयं यदपाङ्गमोक्षम् ॥४३॥**

અર્થ—જેમનાં નેત્ર કમળ સરખાં છે, જેમના યશનું શ્રવણ અને કીર્તન પવિત્ર છે, તથા પાછળ ચાલ્યા આવતા ગોપો જેમનાં વખાણ કરે છે, એવા શ્રીકૃષ્ણ, બળભદ્ર સહિત વ્રજમાં પધાર્યા. (૪૧) તે વખતે ગાયોના ચાલવાથી ઉડતી રજને લીધે, પ્રભુના વાળ ભુખરા થઈ ગયા હતા, તે વાળમાં મોરપીંછ અને વનનાં પુષ્પો બાંધ્યા હતાં, તેથી ભગવાન્ શોભતા હતા. પ્રભુનાં નેત્ર અને હસવું સુંદર લાગતાં હતાં. પ્રભુ વેણુ વગાડતા હતા. ગોવાળીયાઓ ભગવાનની કીર્તિનું ગાયન કરતા કરતા પાછળ ચાલ્યા આવતા હતા. આવા (રઢીયાળા) રણછોડને જોવાની ઈચ્છાથી, એકઠી થએલી ગોપીઓ પ્રભુની સામે ચાલી આવતી હતી, (૪૨) ભગવાનના મુખરૂપી મધને, નેત્રરુપી ભ્રમરોથી પીઇને, વ્રજની સ્ત્રીઓએ દિવસના વિરહનો તાપ મટાડી દીધો. ગોપીકાઓએ લાજસહિત હાસ્ય અને વિનયપૂર્વક કટાક્ષ કરીને, શ્રીકૃષ્ણનો જે સત્કાર કર્યો, તેનો સ્વિકાર કરીને, શ્રીકૃષ્ણ વ્રજમાં પધાર્યા. (૪૩)

૪૧-૪૨-૪૩ વિવેચન—

જેના યશનું શ્રવણ અને કીર્તન પવિત્ર છે—ગંગાદિ જળથી પણ પવિત્ર છે-પાપીઓને પાવન કરનાર છે, કોટી તીર્થનું સ્થાન છે.

રાગ—પ્રભાત.

સકળ તીરથ શ્રીકૃષ્ણ કીર્તન કથા, હરિતણા દાસ જ્યાં હેતે ગાયે.
કૃષ્ણ કીરતન વિના નર સદા સૂતકી, વિમળ કીધે વપુ શુદ્ધ ન હોયે.
(નરસિંહ મહેતા.)

પ્રભુ વનમાંથી પધારતા ત્યારે ગોપીકાઓ શું કહેતી ?—

પદ—રાગ-પહાડી તાલ કેરબા.

આના આના રે મોહન મેરી ગલીયાં;—ટેક૦
ઘિસ ઘિસ ચંદન લેપ લગાનું; ધોવું ચરણનકી તલીયાં.—આના૦

---

૪૩ પદચ્છેદ—(**सरघा**-મધમાખી **सरघाभिः कृतं सारघं**-મધ.) **मुकुंदस्य मुखं एव सारघं तत्**-ભગવાનના મુખરૂપી મધને **अक्षीणि एव भृंगाः तैः पीत्वा**-આંખરૂપી ભ્રમરોથી પીઇને **व्रजयोषितः**-વ્રજની સ્ત્રીઓએ **अह्नि**-દિવસમાં **विरहजं तापं जहुः**-વિરહથી ઉત્પન્ન થએલા તાપનો ત્યાગ કર્યો. **व्रीडया सहितः सव्रीडः सव्रीडश्चासौ हासश्च सव्रीडहासः तेन विनयं यथा भवति तथा सव्रीडहासविनयं**-ગોપીકાઓના લાજસહિત હાસ્ય અને વિનયપૂર્વક **अपांगानां मोक्षः यथा स्यात् तथा यदपांगमोक्षं**-કટાક્ષ મારવારૂપ **यत् सत्कृतिं तत् समधिगम्य**-જે સત્કાર કર્યો તેનો સ્વિકાર કરીને **गोष्ठं विवेश**-વ્રજમાં પેઠા.

તેરે કારણ હાર બનાવું, ચુન ચુન ફુલનકી કલીયાં—આના૦
પ્રેમ સહિત મેં ભોગ લગાવું, માખન મિશરીકી ડલિયાં—આના૦
બ્રહ્માનંદ દરસકી પ્યાસી, મોર મુગટપર જાઉં બલીયાં—આના૦

ગોપીઓના સત્કાર કરવાનો વિષય હજી બહુ બાકી છે, તે આગળ કહીશું.

ગાયો ચારીને આવેલા બાળકોની કેવી સંભાળ લેવાય છે, તે વાત હવે કહે છે—

**तयोर्यशोदारोहिण्यौ, पुत्रयोः पुत्रवत्सल ॥**
**यथाकामं यथाकालं, व्यधत्तां परमाशिषः ॥ ४४ ॥**
**गताध्वानश्रमौ तत्र, मज्जनोन्मर्दनादिभिः ॥**
**नीवीं वसित्वा रुचिरां, दिव्यस्रग्गन्धमण्डितौ ॥ ४५ ॥**
**जनन्युपहृतं प्राश्य, स्वाद्वन्नमुपलालितौ ॥**
**संविश्य वरशय्यायां, सुखं सुषुपतुर्व्रजे ॥ ४६ ॥**

અર્થ—પુત્રમાં પ્યાર રાખનારાં યશોદા અને રોહિણીજી, પુત્રની ઈચ્છાનુસાર સમયે સમયે તેમને સુખનાં સાધનો પુરાં પાડતાં હતાં. (૪૪)

અર્થ—ઘેર આવ્યા પછી સ્નાનમર્દનાદિક ક્રિયાઓથી, આ બે ભાઇઓનો માર્ગનો થાક ઉતરી ગયો. પછી તેઓએ નવાં વસ્ત્રો પહેર્યાં, પછી તેમને દિવ્ય માળાઓથી અને ચંદનથી શણગાર્યા. પછી માતાઓએ આપેલું મીઠું અન્ન ઘણુંજ પ્રેમથી તેઓ જમ્યા. પછી લાડથી રમીને તથા હરીફરીને, સારી પથારીમાં સુખપૂર્વક સુઇ ગયા. ( ૪૫-૪૬ )

૪૪-૪૫-૪૬ વિવેચન—

**સ્ત્રીત્વ-સ્ત્રીકર્તવ્ય**—સ્ત્રીઓનું કર્તવ્ય સાંભળ્યું? પતિ અગર દિકરા બહારથી આવે, તે પહેલાં સ્ત્રીઓ ઘરકામ નીપટે, તોજ તેઓ પુરૂષવર્ગની સેવા કરી શકે. તોજ તેઓ પુરૂષ વર્ગને સેવાથી પ્રસન્ન રાખી શકે, તોજ તેમનો સંસાર સુખમય થઇ શકે. તોજ તેમનું સ્ત્રીત્વ-સ્ત્રીપણું સચવાય. ભગિની સમાજ, સ્ત્રી સમાજ, મહિલા મંડલ, મહિલા પરિષદ વિગેરે અનેક પ્રવૃત્તિઓ

---

૪૪ પદચ્છેદ—**पुत्रवत्सले यशोदारोहिण्यौ**-પુત્રવત્સલ યશોદાજી અને રોહિણીજી **तयोः पुत्रयोः**-તે બે પુત્રોના **यथाकामं**-ઇચ્છાનુસાર **यथाकालं**-સમયાનુસાર **परमाश्चताः आशिषश्च परमाशिषः**-સુખનાં સાધનો **व्यधत्तां**-પુરા પાડતાં હતાં.

૪૫-૪૬ પદચ્છેદ—**तत्र व्रजे**-ઘેર આવ્યા પછી **मज्जनोन्मर्दनादिभिः**-સ્નાન અને મર્દનાદિકથી **गतः अध्वानश्रमः ययोः तौ गताध्वानश्रमौ**-તે બેઉ બાળકોનો થાક ઉતરી જતો હતો. **रुचिरां नीवीं वसित्वा**-નવાં વસ્ત્રો પહેરીને **दिव्यस्रग्गंधमंडितौ**-દિવ્ય માળા અને ચંદનથી તેમને શણગાર્યા હતા. **जनन्या उपहृतं स्वादु अन्नं प्राश्य**-માતાએ લાવી આપેલું મીઠું અન્ન જમ્યા પછી **उपलालितौ**-લાડથી રમીને-હરીફરીને **वरशय्यायां संविश्य सुखं सुषुपतुः**-સુખપૂર્વક સારી પથારીમાં સુઇ ગયા.

આજ કાલ જોવામાં આવે છે. અનેક શાળાઓમાં ઢગલાબંધ બાલિકાઓ વિદ્યાભ્યાસ કરી રહી છે. તોપણ સ્ત્રીઓના જીવનનો ઇતિહાસ તપાસીએ, ત્યારે ખાત્રી થાય છે કે–સ્ત્રીઓનું સ્ત્રીત્વ દીનપ્રતિદીન હણાતું જાય છે. જેમ જેમ સ્ત્રીસ્વતંત્રતા ( સ્ત્રીઓના સમાન હક્ક )નો વિષય વધારે વધારે ચર્ચાય છે, તેમ તેમ સ્ત્રીઓને ખબર ન પડે એવી રીતે, સ્ત્રીઓનું સ્ત્રીત્વ સરી પડતું જાય છે. સતિઓના ધર્મો અને નીતિના અનેક ગ્રન્થનું શીક્ષણ સ્ત્રીઓને મળે છે, તો પણ પરિણામે સોએ નેવુ ટકા, સ્ત્રીઓ સ્ત્રીત્વથી રદ થતી જાય છે.

દૃષ્ટાંત—સુરતજીલ્લાનાં **નલીની**બ્હેન કાઠીયાવાડના એક સ્ટેટમાં હેડમીસ્ટ્રેસ હતાં. નલીનીબ્હેને ફીમેઇલ ટ્રેનીંગ કોલેજમાં સીનીયર થઇને, મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો. નલીની-બ્હેનના પિતા ઉચ્ચકોમના હિંદુ હતા, પણ તેમને સુધારાનું ઝોડ વળગ્યું હતું. નલીનીબ્હેનના પતિ શાંતિલાલ બી. એ. થઇને, વડોદરા સ્ટેટમાં નોકર રહ્યા હતા. નલીનીબ્હેન સુધારાના પુરમાં તણાતાં હતાં–અપટુડેટ ફેશનમાં રહેતાં હતાં; અને શાંતિલાલ જેમ બને તેમ સાદું જીવન ગાળતા હતા. નલીનીબ્હેન આગળ ભણીને હેડમીસ્ટ્રેસ થાય, તે વાત શાંતિલાલને ગમતી નહોતી; તોપણ સામો પક્ષ બળવાન્ જોઇને, ચાલે તેમ ચાલવા દીધું. જુવાની, વિદ્યા અને લક્ષ્મી (પગાર) ત્રણ પ્રાપ્ત થતાં, નલીનીબ્હેનને પતિ સાથે રહીને પરતંત્ર જીવન ગાળવું ગમ્યું નહીં. 'નલીનીબ્હેન! તમે હવે મોટાં થયાં, હવે તમે પતિ સાથે શોભો,' વિગેરે શબ્દોથી કોઇ બોધ કરતું, ત્યારે નલીની બ્હેન તુરત મીજાજ ખોઇ બેસતાં, અને ચોખ્ખું કહેતાં કે—'તમે જે વાત કહો છો, તેનો સ્વિકાર, અભણ–જંગલી–ગુજરાતણ કરે, પણ મારા જેવી સુધરેલી સ્ત્રી પરતંત્રતાનો સ્વિકાર ન કરે.' એ ત્રણ પત્રમાં શાંતિલાલને પણ નલીનીબ્હેન તરફથી આવાજ જવાબ મળ્યા હતા. શાંતિલાલ ઠંડાગાર થઇ ગયા. શાંતિલાલે જમાનાનો વિચાર કર્યો. હાલની કેળવણીથી સ્ત્રીઓનાં મન ઉપર કેવી અસર થાય છે, તેનો બરાબર વિચાર કર્યો. આવી ઉદ્ધત કેળવણીવાળી સ્ત્રીઓ, જેમને મળી છે; તે પુરૂષની પર-તંત્રતા, તે પુરૂષના અંતરના બળાપા, તે પુરૂષના માતા પિતા અને ભાઇભાંડુઓના બુરા હાલ–તે તમામ–નો વિચાર કરીને, શાંતિલાલે તે સ્ત્રીથી અલગ રહેવામાં આનંદ માન્યો.

નલીનીબ્હેન જ્યાં હેડમીસ્ટ્રેસ હતાં, ત્યાં તેમના સુધરેલા પિતા સાથે રહેતા હતા. જેમ ઉગતા સૂર્યને કોઇ અટકાવી શકતું નથી; તેમ સ્વછંદી મનુષ્યો પોતાની સ્વછંદી ઇંદ્રિયોને અટકાવી શકતાં નથી. નલીનીબ્હેન વિષયસુખ માટે વલખાં મારવા લાગ્યાં. પોતાને સ્વતંત્રતા બહુ પ્યારી હોવા છતાં, વિષયસુખે નલીનીબ્હેનને પરતંત્ર બનાવ્યાં. નલીનીબ્હેન વિષયસુખ ખાનગી રીતે ભોગવવા લાગ્યાં. જુવાન ફાંકડા પુરૂષોની આવજા વધી. નિશાળમાં એક ગરીબ પણ ખાનદાન બ્રાહ્મણી પાણીવાળી તરીકે નોકર હતી. તેણીએ નલીનીબ્હેનને શીખામણ દેતાં, નલીનીબ્હેન પારાવાર ખીજાયાં- પાંચપચીશ ગાળો પણ દીધી. પાણીવાળીએ કહ્યું કે—'ભલે હું બીખારણ છઉં–જંગલી છઉં–અભણ છઉં, પણ હું તારા જેવી **કુતરી** નથી. તારા કરતાં તો જસમા ઓડણ ડાહી હતી. તારા કરતાં તો ઘરમાંડીને બેસનારી એક વાઘરણ ડાહી છે.' એમ કહીને તે પાણીવાળી બાઈ નોકરી છોડીને ચાલી ગઇ. શાંતિલાલને નલીનીબ્હેનના રીતભાતના માઠા સમાચાર મળતાં, તેણે શીખામણનો પત્ર લખ્યો. તેના જવાબમાં નલીનીબ્હેને જણાવી દીધું કે—'હું કાંઇ રેંજી પેંજી–અભણ–ગુજરાતણ નથી. હું તો ભણેલી અને સુધરેલી

સ્ત્રી છઉં; માટે યાદ રાખજો કે–આવો પત્ર ફરીવાર લખશો, તો હું તમારા ઉપર આબરૂનો સુટ (દાવો) માંડીશ.'

નલીનીનું બહુ તોફાન જોઇને પિતાએ તેણીને શિખામણ દીધી. તેના જવાબમાં નલીનીએ ચોખ્ખું કહી દીધું કે "બુઢ્ઢા ! તમે તદ્દન નકલી સુધરેલા છો, ખરા સુધરેલા નથી. સ્ત્રીના સમાન હકની આજકાલ કેટલી બધી હિમાયત થાય છે, તેનું તમને જરાપણ ભાન નથી. પુરૂષથી સ્ત્રી કઇ બાબતમાં કમ છે ? સ્ત્રી વિના પુરૂષથી ઘરસંસાર કયાં ચાલી શકે છે ? એકથી વધારે સ્ત્રી ભોગવવાનો પુરૂષને હક્ક છે, તેમ એકથી વધારે પુરૂષ ભોગવવામાં સ્ત્રીને કયા પ્રકારનો દોષ છે ? કયા પ્રકારનું પાપ છે ? કદિ તેને પાપ માન્યું હોય, તો તે માનનારા પેટભરા બ્રાહ્મણોજ છે, અને તેમના ગપ્પી શાસ્ત્રો છે. બાકી જેઓ સુધરેલા છે, કલબોમાં બેસનારાછે, સમાજમાં આગળ પડતો ભાગ લેનારા છે, યુરોપની મુસાફરી કરી આવ્યા છે, જેઓએ સ્ત્રી પુરૂષના સમાન હકનું નિરીક્ષણ કર્યું છે; તેઓ તો સ્ત્રીઓને સમાન હક્ક આપવાનાજ. જ્યાં સુધી સમાન હક્કનો ઠરાવ બહાર પડયો નથી, ત્યાં સુધીજ સ્ત્રીઓને દુઃખ છે. પછી સ્ત્રીઓ પતિનું અગર તમારા જેવા બુઢીયા બાપનું જરા પણ સાંખવાની નહિં. આજકાલના પેપર જરા વાંચતા રહો, પછી મને શીખામણ દેવા આવજો. સાઠે બુદ્ધિ નાઠી જણાય છે." વિગેરે વિગેરે. આ શબ્દો સાંભળી પાંજરામાં પુરાએલો સિંહ, જેમ તિરસ્કાર સાંભળીને બળી મરે, તેમ પોતાને હાથે છકાવેલી છોકરીના શબ્દો સાંભળીને, પિતા બળી મુવો. ઠંડોગાર થઇ ગયો–કાંઈ બોલી શકયો નહીં.

તેને ખાત્રી થઈ કે—"આવા પ્રકારની કેળવણી અને સ્વતંત્રતા, સ્ત્રીઓને આપવી, તે તેમને લાડુમાં વિષ નાંખીને, ખવરાવવા જેવી ભૂલ છે. ઉદ્ધત કેળવણી અને સ્વતંત્રતા મળ્યા પછી, સ્ત્રીઓને કદાચ પતિ ગમે; પણ પતિના માતાપિતા અને ભાડુંઓ તો ગમેજ નહીં. પતિ પણ સ્ત્રીસેવામાં તત્પર રહે, તોજ ગમે; નહીંતો તેની સાથે પણ ડાઇવોર્સ (છુટાછેડા).

**તાત્પર્ય**—આવી ઉદ્ધત સ્ત્રીઓ પતિની સેવા કદિ કરતી નથી. ઘરનું કામ કાજ પણ કરતી નથી. પરિણામે ગેરવ્યવસ્થા બહુ થઇ છે, અને સમાજ અગર સંસાર બગડી ગયો છે. સ્ત્રીઓને સમાન હક્ક આપીને, સભાઓમાં બેસાડવા કરતાં, તેમને ઘરમાં બેસાડવી, અને ખાસ કામ વિના ઘરના ઉમરાની બહાર ન જવા દેવી, એજ સ્ત્રીઓ માટે અને સમાજ માટે, ઉત્તમ સુખનો રસ્તો છે. સ્ત્રી જાતિ, કોમળ અને સુરક્ષીત રહેવા લાયક છે. જ્યાં ત્યાં બહાર રખડાવવા લાયક નથી. પુરૂષ જાતિ કઠણ–મરદ અને રક્ષણ કરનારી, બહારનાં દુઃખ વેઠી લેનારી–જ્યાં ત્યાં બહાર ફરનારી–જાતિ છે. બેઉનાં તન અને મનમાં આસ્માન જમીનનો ફેર છે. **સ્ત્રીઓના કાર્યનું ક્ષેત્ર ઘર છે.** પુરૂષના કાર્યનું ક્ષેત્ર **ઘર બહાર**છે. સૌ સૌનાં સ્થાનમાં રહીને કામ કરે, તો અરસપરસ ઘણું સુખ પ્રાપ્ત થાય. પુરૂષોને ઘરમાં સુખ મળે, તો તેઓ દેશનું અગર સમામાજનું કામ બહુ સારી રીતે કરી શકે. સ્ત્રીએ પતિથી વિમુખ રહેવું, તે જાણી જોઇને જોખમમાં ઉતરવા જેવું છે. મોટી ઉમરની પુત્રીઓને ખાસ કારણ વિના પોતાને ઘેર રાખવી, તે સોમલની દાબડી રખડતી રાખવા જેવી ભૂલ છે. બ્રાહ્મણોએ અને શાસ્ત્રોએ કરેલી આજ્ઞાઓનું ઉલંઘન કરવું, તે ભરદરીએ દોડતા વહાણમાંથી ઉતરી પડીને, તરીને સામે કાંઠે પહોંચવા જેવું ડહાપણ છે. શાસ્ત્ર અને સદ્દગુરૂ વિના સંયમનું દાન કોઇ કરતું નથી, અને સંયમ વિના

માનવ જીવન ફીક્કું છે. રાજા પણ સંયમ વિના શોભતો નથી. વિધવાઓને પુનર્લગ્નને ચાળે ચડાવવી, તે મનુષ્યત્વની ન્યૂનતા કરવા જેવો દોષ છે. તે સંયમનો ભંગ છે. શાસ્ત્રોની નિંદા કરીને સમાજને ભૂલા પાડનારાં મનુષ્યો, મનુષ્ય જાતિના કટ્ટા શત્રુ છે. યુરોપ અમેરિકાના સમાજ સુધારાવાળા, અને આ દેશના લેભાગુ સુધરેલા-સુધારાના પડદામાં રમતા મોટા નાસ્તિકો, ભલે મારા આ મતથી અત્યારે વિરૂદ્ધ રહે; પણ સ્ત્રીસ્વતંત્રતાથી પ્રાપ્ત થતાં દુઃખની નિવૃત્તિ માટે, તેમને હિંદુઓના વડવાઓએ-ઋષિમુનિઓએ-નિર્ણય કરેલો સ્ત્રીધર્મ સ્વિકારવોજ પડશે. સુધારાના ડોળા સમુદ્રમાં તરતા હિંદુઓએ આખરે પાછા વળવુંજ પડશે. વડીલોનો ધર્મ પાળવોજ પડશે. શાસ્ત્રોના સેવનથી આ લોક અને પરલોક બેઉ સુધરે છે, એવી હવે મને ખાત્રી થઇ છે. મેં મારે હાથે શાંતિલાલ (જમાઇ)નો સંસાર નિરસ કર્યો, અને નલીનીને સંસાર નિરસ કરવાનો રસ્તો દેખાડયો; તે માટે અત્યારે મને અફસોસ થાય છે. પણ હાય ! હવે નલીનીનું શું થશે ? હવે તે મારે હાથ રહી નથી." આ પ્રમાણે ડોસો વિચાર કરે છે, ત્યાં એક પોલીસ ઇન્સ્પેકટરે અને બે સીપાઇઓએ ઘરમાં પેસીને પૂછ્યું-'નલીની કયાં છે ?'

ડોસો—કેમ સાહેબ !

પોલીસ ઇન્સ્પેકટર—નલીનીએ એક આશકને રાજી કરવા માટે, બીજા આશકનું ખૂન કર્યું છે, એવી અમને બાતમી મળી છે.

ડોસો ગભરાઇ ગયો, પણ ધીરજ રાખીને બોલ્યો-"હું કાંઇ જાણતો નથી. નલીની બહાર ગઇ છે. લ્યો હું તેડી લાવું." એમ કહીને ડોસો ગયો, તે પાછો આવ્યોજ નહીં. તેણે પરભાર્યો હરદ્વારનો રસ્તો લીધો, અને ગંગાતટે ભાંગેલે હૃદયે દેહત્યાગ કર્યો.

પોલીસ ઇન્સ્પેકટરે થોડીવાર રાહ જોઇ, આમ તેમ તપાસ કરીને નલીનીને પકડી લીધી. કેસ ચાલતાં નલીનીને કાયદા પ્રમાણે શીક્ષા થઇ. નલીનીની સ્વતંત્રતા પરતંત્રતાના પાંજરામાં પુરાઇ ગઇ.

સાર એ છે કે—સ્ત્રીઓએ ઘર કામકાજમાં તત્પર રહેવું. પતિની આજ્ઞામાં રહેવું, અને કદિ સ્વતંત્રતાને ચાળે ચડવું નહીં. સ્ત્રી સ્વતંત્રતાનો ખરો અર્થ ઘણાં મનુષ્યો સમજતાં નથી. પતિ સ્વતંત્ર નથી તો સ્ત્રી કેમ સ્વતંત્ર હોય ! રાજા સ્વતંત્ર નથી તો પ્રજા કેમ સ્વતંત્ર હોય ! ધર્મથી સૌ એક બીજાથી બંધાએલાં છે. ઘર કામકાજ કરનારી અને આજ્ઞાંકીત સ્ત્રીઓ સદા સ્વતંત્રજ છે. સૌને વ્હાલી છે, અને પાડોશમાં પ્રતિષ્ઠિત છે. નિયમીત રીતે કામકાજ કરવાથી, શરીર આરોગ્ય રહે છે, પતિ અને દિકરા રાજી રહે છે, અને અવકાશ લઇને હરિ ભજાય છે.

આજ તો તમને સ્ત્રીકર્તવ્ય અને સ્ત્રીત્વ સંબંધી ઘણી વાત કરી. યાદ રહે તેટલી રાખજો. અત્યારની રાજકેળવણી સ્ત્રીઓને સદે એવી નથી; માટે તેનો બહુ શોખ કરશો નહીં. અવકાશ અને અનુકુળતા હોય તે સ્ત્રીઓએ, સંસ્કૃત માર્ગોપદેશીકાના બે ભાગ બરાબર ભણીને, શાસ્ત્રોનો રસ પીવો.

હવે આગળ વધીએ. બોલો શ્રી દ્વારકાંધીશકી જય. હરહર મહાદેવ હર.

યશોદાજીએ બહુ લાડ લડાવેલા. અને સુખશય્યામાં પોઢાડેલા પ્રભુને, પ્રાતઃકાળ થતાં ઉઠવા વખત થઇ. મંગળાનાં દર્શન માટે, સાવધાન થઇ જાઓ. આસપાસ જુઓ, કોઇ ઉંઘતા તો નથી ને ? [ડોસીઓની માફક વાંકા વળીને બેઠાં હો, તે ટટાર બેસી જાઓ.] હાથ જોડીને પ્રાર્થના કરો.

રાગ પ્રભાત.

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શુન્યમાં શબ્દ થઈ વેદ વાસે. ટેક.

પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે—અખિલ.

વેદ તો એમ વદે, શ્રુતિઓ શાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોહોય;
ઘાટ ઘડીયા પછી, નામરૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોય અખિલ.

ગ્રન્થે ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂજે અખિલ.

વૃક્ષમાં બીજતું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટાંતરો એજ ભાસે;
ભણે નરસૈયો, એ મન તણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે અખિલ.

**શ્રીકૃષ્ણનું દર્શનામૃત**—દુધ મિષ્ટ છે, પણ તૃષા ઉત્પન્ન કરે છે. તેથી તેનું ઘણું પાન કરી શકાય નહીં. જળ તાપહારક છે, પણ તેમાં મિષ્ટતા નથી. તેથી તેનું પાન પણ બહુ ગમતું નથી. તાપની નિવૃત્તિ અને મિષ્ટતા બેઉ જેમાં છે, એવું શ્રીકૃષ્ણનું મુખડું છું. 'હરિનું મુખડું તે કમળ સરીખડું રે લોલ. જેને દીઠે ઠરે મારાં નેણજો.' વિગેરે સંતો ગાય છે. જે રસથી જીવે છે તેજ રસજ્ઞ છે. ભૃંગ રસજ્ઞ છે. ગોપીઓ અને ભક્તો પણ રસજ્ઞ છે. કારણ કે શ્રીકૃષ્ણનું દર્શનામૃત પીધાજ કરે છે.

સત્કૃતિ—ભગવાન્ જગત્માં પૂજ્ય છે. તેમનાં દર્શન સ્ત્રીપુરૂષ સૌના અધિકારમાં છે.

હવે આગળ વધીએ. કાળીયનાગનો પ્રસંગ શરૂ થાય છે, સાવધાનતાપૂર્વક સાંભળોઃ—

**एवं स भगवान्कृष्णो, वृन्दावनचरः क्वचित् ॥**
**ययौ राममृते राजन, कालिन्दीं सखिभिर्वृतः ॥ ४७ ॥**
**अथ गावश्च गोपाश्च, निदाघातपपीडिताः ॥**
**दुष्टं जलं पपुस्तस्यास्-तृषार्ता विषदूषितम् ॥ ४८ ॥**
**विषाम्भस्तदुपस्पृश्य, दैवोपहतचेतसः ॥**
**निपेतुर्व्यसवः सर्वे, सलिलान्ते कुरूद्वह ॥ ४९ ॥**

---

૪૭ પદચ્છેદ—**एवं**-એ પ્રમાણે **वृंदावनचरः सः भगवान् कृष्णः**-વૃંદાવનમાં ફરનાર ભગવાન્ શ્રીકૃષ્ણ **क्वचित्**-કોઇ એકવાર **राजन**-હે પરીક્ષિત રાજા ! **रामं ऋते**-બલભદ્ર સિવાય **सखिभिः वृतः**-બીજા મિત્રોને સાથે લઇને **कालिंदीं ययौ**-કાલિંદીને કાંઠે પધાર્યા.

૪૮ પદચ્છેદ—**अथ**-પછી અગર ત્યાં. **निदाघस्य** (ઉન્હાળાના) **आतपः तेन पीडिताः**-ઉનાળાના તાપથી પીડાએલાં. **गावश्च गोपाश्च** ગાયો અને ગોવાળો. **तृषार्ताः**-તૃષાતુર. **विषदूषितम् दुष्टं जलं पपुः** ઝેરથી દોષિત થએલું કાલિંદીનું દુષ્ટ જળ તેઓએ પીધું.

૪૯ પદચ્છેદ—**हे कुरूद्वह**-હે પરીક્ષિતરાજા ! **दैवेन उपहतानि चेतांसि येषां ते**

અર્થ—આ પ્રમાણે વૃંદાવનમાં આમ તેમ ફરનારા શ્રીકૃષ્ણ ભગવાન્, એક વખત હે પરીક્ષિત રાજન્ ! બળભદ્ર સિવાય બીજા મિત્રોને સાથે લઇને, કાલિંદીને કાંઠે પધાર્યા. (૪૭) ત્યાં ઉનાળાના તાપથી પીડાએલાં અને તૃષાતુર થએલાં, ગાયોએ અને ગોવાળોએ, કાલિંદીનું ઝેરથી દુષીત થએલું ભયંકર જળ પીધું. (૪૮) હે પરીક્ષિત રાજન્ ! દૈવે જેમની બુદ્ધિ હરી લીધી હતી, એવાં તે ગાયો અને ગોપો, વિષ જળનું પાન કરીને, સર્વે પ્રાણ સહિત થઇને, જળની નજદીકમાં પડયાં. (૪૯)

૪૭ થી ૪૯ વિવેચન—

**रामं ऋते**—બળભદ્ર વિના. તે દિવસે બળરામનો જન્મ દિવસ હતો, તેથી બલરામ શ્રીકૃષ્ણ સાથે ગાયો ચારવા ગયા નહોતા. બ્રહ્માજીએ વત્સહરણ કર્યા ત્યારે પણ બળભદ્રને ઘેર રાખ્યા હતા. અકળકળાવાળાની કળાનો પાર ન હોય.

વ્રજમાંથી ભગવાન્ ગાયો ચારવા નીકળતા, ત્યારે ગોપીકાઓ શું ગાતી હતી ?–પ્રેમથી ઉપાડજો

**પદ.**

કૃષ્ણ કાળારે–મારા ચિતડાના ચોર;
છૈયા નંદનારે–મારા કાળજાની કોર; કૃષ્ણ.
ખભે ઓઢયો કામળો, અને તેનો કાળો રંગ;
ઓ જાય ઓ જાય, વૃંદાવન ચંદ કૃષ્ણ.
પીળાં પીતાંબર, લકુટીયા છે લાલ;
ગૌવા ચરાવન, ચલે નંદલાલ કૃષ્ણ.
વૃંદાવન ચરાવી, ગિરિરાજ જાય;
ધૂપ પડે ભૂખે લગે, કૈસે ચલાય કૃષ્ણ.
બજાવે બંસરી, ને ધીમે ધીમે લાલ;
સખી રાધાનો સ્વામી નંદલાલ– કૃષ્ણ.

કાળીનાગના ઉદ્ધારનો સમય આવી પહોંચ્યો છે, તેથી યમુના કાંઠે અમુક ભાગમાં (કાલિંદી) જ્યાં કાલિનાગ રહેતો હતો, તે ભાગ ઉપર પ્રભુ પધાર્યા.

**કાલીયનાગ**—કાળીયનાગ રમણક દ્વિપ તજીને યમુનાજીમાં શા માટે વસતો હતો ? તેને ગરૂડ સાથે શું વૈર હતું ? તથા ગરૂડ કાલિંદીના ધરામાં કેમ આવી શકતા નહીં ? તે સંબંધી આગળ સત્તરમાં અધ્યાયમાં પરીક્ષિતના પ્રશ્નથી શ્રીશુકદેવજી ખુલાસા કરશે. તે વાત આપને અહીં ટુંકામાં કહી દઉં, તો મજા પડશે. સાંભળો–કાલિયનાગ નાગલોકોની સાથે સમુદ્રમાં રમણક દ્વીપમાં રહેતો હતો. ગરૂડજી અવારનવાર આવીને સર્પોને ગળી જતા હતા. આ ઉપદ્રવને હદમાં મુકવા માટે, દર માસે ગરૂડજીને બલિદાન આપવાનો ઠરાવ નાગોએ કર્યો. છતાં

દૈવથી જેમની બુદ્ધિ હરાઇ ગઇ હતી એવા ગોપો અને ગાયો. **तत विषांभः उपस्पृश्य** તે વિષજળનું પાન કરીને. **सर्वे व्यसवः**–સર્વે પ્રાણરહિત થઇને **सलिलांते निपेतुः**– જળની નજીકમાં પડયાં.

ગએલો કાળીયનાગ ગરૂડજીનો બલિ ખાઇ જતો હતો. તેથી ગરૂડજીએ તેની સાથે યુદ્ધ કર્યું. યુદ્ધમાં કાલિયનાગ હાર્યો. નાસીને યમુનાજીના ધરામાં સંતાઇ ગયો. તે ધરાનું નામ 'કાલિંદી' પડયું. ત્યાં ગરૂડ કેમ આવી શકતા નહોતા ? તે વાત હવે સાંભળો-યમુનાજીના કાંઠા ઉપર સૌભરી ઋષિનો આશ્રમ હતો. ત્યાં એકવાર ગરૂડજીએ આવીને, સૌભરીએ વાર્યા છતાં, મત્સ્યોનો અહાર કર્યો. મત્સ્યોને ગરૂડજીના દુઃખમાંથી સદા માટે મુક્ત કરવાના હેતુથી, સૌભરીએ શાપ આપ્યો કે-'જો ફરી વાર ગરૂડજી અહીં આવીને, માછલાં ખાશે, તો તેમના પ્રાણ જતા રહેશે.' આ વાત કાલિયનાગ જાણતો હતો, તેથી તેણે ગરૂડથી ડરીને યમુનાના તે ઘાટમાં પ્રવેશ કર્યો. કાલિયનાગના વાસથી, કાલિંદીનું જળ વિષમય થઇ ગયું. જ્યાં કોડિલો કૃષ્ણ બીરાજે, ત્યાં આવાં દુઃખ કેમ સંભવે !

અધ્યાત્મદૃષ્ટિ—અધ્યાત્મદૃષ્ટિથી કોઇ ટીકાકારે કાલિંદીને ઉદરાવકાશનું રૂપ આપીને, કાલિયનાગને કુંડલિની નામની નાડીનું રૂપ આપ્યું છે. આ નાડીને સર્પિણી અથવા નાગિણી પણ કહે છે. કોઇ વળી કાલિયનાગને આસક્તિનું રૂપ આપે છે. કોઇ કહે છે કે કાલિયનાગ એટલે 'અહંભાવ', 'અહંકાર' અગર જીવભાવ અગર ઇંદ્રિયો; અને કાળીયનાગનું વિષ તે ઇંદ્રિયોના વિષયો-વિગેરે વિગેરે.આ ડાહી ડાહી વાતો હૈયું હાથ રાખીને સાંભળજો. કોઇ જાડા માણસને ભીમસેનની ઉપમા આપીએ, પણ તેથી ખરો ભીમ ખોટો પડતો નથી; તેમ અધ્યાત્મદૃષ્ટિથી અનેક વિચાર કરતાં, કાલિયનાગ, કૃષ્ણ, યમુના વિગેરે ખોટાં પડતાં નથી.

**કાલિંદી**—'કલિ' એટલે દુઃખ અગર કલહ. **कलिं ददाति इति कलिंदः**-દુઃખ રૂપ કાલિયનાગ. **कलिंदस्य इयं कालिंदी**-કાલિયનાગ જ્યાં વસતો હતો તે કલહરૂપ અગર દુઃખરૂપ સ્થાન. તે સ્થાનનું નામ કાલિંદી.

**'सर्वे व्यसवः निपेतुः**—પ્રાણરહિત થઇને સર્વે-ગોવાળો તથા ગાયો પડયાં.' આ શબ્દો જળના વિષનું પ્રમાણ બતાવે છે. તાત્પર્ય-કાલિયનાગનું ઝેર જેવું તેવું નહોતું.

હવે પ્રભુ શું કરે છે તે સાંભળો—

**वीक्ष्य तान्वै तथाभूतान्-कृष्णो योगेश्वरेश्वरः ॥**
**ईक्षयामृतवर्षिण्या, स्वनाथान्समजीवयत् ॥ ५० ॥**
**ते संप्रतीतस्मृतयः, समुत्थाय जलान्तिकात् ॥**
**आसन्विस्मिताः सर्वे, वीक्षमाणाः परस्परम् ॥ ५१ ॥**

---

૫૦ પદચ્છેદ—**स्वनाथान्**-પોતે જેના નાથ છે એવાં, **तान् तथाभूतान् वीक्ष्य**-તે ગોપોને અને ગાયોને તે પ્રમાણે પડેલાં જોઇને **योगेश्वरेश्वरः कृष्णः**-યોગેશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ **अमृतं वर्षति-अमृतवर्षिणी-तया अमृतवर्षिण्या इति ईक्षया**-પોતાની અમૃત વર્ષિણી દૃષ્ટિથી **समजीवयत्**-તેમને સજીવન કર્યાં.

૫૧ પદચ્છેદ—**संप्रति** (તત્કાળ) **इता** (પ્રાપ્ત કરી છે) **स्मृतिः यैः ते**-જેઓને સારી રીતે સ્મૃતિ આવી છે એવાં તે ગાયો અને ગોપો **जलांतिकात् समुत्थाय**-જળ

**अन्वमंसत तद्राजन्, गोविन्दानुग्रहेक्षितम् ॥**
**पीत्वा विषं परेतस्य, पुनरुत्थानमात्मनः ॥ ५२ ॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे धेनुकवधो नाम पञ्चदशोऽध्यायः ॥ १५ ॥**

અર્થ—પોતેજ જેમના નાથ છે એવાં ગાયોને અને ગોપોને આ પ્રમાણે મરી ગએલાં જોઇને, યોગેશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણે પોતાની અમૃતવર્ષિણી દૃષ્ટિથી તેમને સજીવન કર્યાં. [૫૦] સારી રીતે સાવધ થતાં તે ગાયો અને ગોપો, જળ પાસેથી ઉઠીને બહુ વિસ્મય પામ્યાં; અને એક બીજાની સામે જોવા લાગ્યાં. [૫૧] હે રાજન્ ! 'ઝેર પીઇને મરી ગએલાં પાછાં ઉઠયાં, તે ગોવિંદની કૃપાથીજ ઉઠયાં;' એમ તે તમામ પ્રાણીઓએ માન્યું. [૫૨].

૫૦-૫૧-૫૨ વિવેચન—

**स्वनाथान्**—'હું તમારો છઉં.' 'તમે મારા છો.' એ શબ્દોમાં કાંઇ ઓર ચમક છે. નાતમાં ઘણી સ્ત્રીઓ હોય, પણ જે સ્ત્રી આપણી થાય, તેને માટે આપણે પાણી પાણી. નાતમાં ઘણા પુરૂષ હોય, પણ જે પુરૂષ પોતાનો થાય, તેને માટે સ્ત્રી પાણી પાણી. ગામમાં ઘણાં ઘર હોય, પણ જે ઘર આપણું થાય, તેને માટે આપણે ભારે કાળજી. પોળમાં ઘણાં છોકરાં રમતાં હોય, પણ તેમાં જે આપણાં છોકરાં હોય, તે તરફ આપણી નજર તરેહવાર રીતે ઠરે. '**ममैवांशो जीवलोके, जीवभूतः सनातनः ।**' જીવ બ્રહ્મનો સનાતન અંશ છે. જેમ જીવને પોતાનું વ્હાલું લાગે છે, તેમ ઇશ્વરાવતારને પણ પોતાના વ્હાલા લાગે છે. ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે-'**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ॥**' 'મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારૂંજ પૂજન કર, અને મનેજ નમસ્કાર કર.' વિગેરે.

**अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥** ગીતા અ. ૮. ૧૪.

અનેક ઠેકાણે પ્રભુ જીવને કહે છે કે-'**તું મારો થા.**' પણ જીવને પ્રભુના થવું બહુ મુશ્કેલ છે. પ્રભુની કથા કરનારા, પ્રભુના ગુણાવિંદ ગાનારા-ભક્તો-હરિદાસો-પંડિતો, સન્યાસી અને પરમહંસો પણ ઓવિસે કલાક ધનવાનના થાય, કીર્તિના થાય, પણ ઘડી બેઘડી ભગવાનના થાય નહીં! મોટા તપ, વ્રત અને દાન કરનારા, પણ કીર્તિના થાય, પણ ભગવાનના થાય નહીં. દેવમંદિરોમાં રહેનારા પણ, લોકોની પરવા રાખે, તેટલી પરવા દેવની ન રાખે. કોઇ વિરલા હશે; બાકી ઘણું બોબડા ખાતું. વિચાર કરી જોજો. વિચાર

---

પાસેથી ઉઠીને સુ**विस्मिताः**-સારી રીતે વિસ્મય પામેલાં **सर्वे**-સર્વ **आसन् परस्परम् वीक्षमाणाः**-એક બીજા સામે જોવા લાગ્યાં.

૫૨ પદચ્છેદ—**हे राजन्**-હે રાજા ! **तत् विषं पीत्वा**-ઝેર પીઇને. **परेतस्य आत्मनः पुनः उत्थानं**-મરી ગએલાનું પાછું ઉઠવું **तत्** તે. **गोविंदस्य अनुग्रहेण ईक्षितं** ગોવિંદની કૃપા દૃષ્ટિથી થયું છે એમ. **अन्वमंसत**-સર્વેએ માન્યું.

કરતાં વાત સમજાય, તો પ્રભુના થવા પ્રયત્ન કરજો. પ્રભુના થનારનું વર્તન કેવું હોય ? જ્ઞાન કેવું હોય ?—સાંભળો.

**अमानित्वमदंभित्व–महिंसा क्षांतिरार्जवं** ॥ ગીતા અ. ૧૩. ૮.

વિગેરે શબ્દોથી કહે છે કે—અમાનિપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યસેવા, પવિત્રતા, સ્થિરતા, મનોનિગ્રહ, ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકારરહિતપણું; તેમજ જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિમાં રહેલાં દુઃખો તથા દોષોનું ચિંતવન, કર્મમાં અનાસક્તિ, પુત્ર–સ્ત્રી–ગૃહ–ધન, ઇત્યાદિમાં અલોલુપતા, લાભહાનિમાં ચિત્તની સદા સમાનતા. મારામાં અનન્ય ભાવયુક્ત અવ્યભિચારિણી ભક્તિ, પવિત્ર એકાંત દેશનું સેવન, પ્રાકૃત લોકસમુહમાં અપ્રીતિ, સદાય અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા; તથા તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર, એ સર્વેનું નામ જ્ઞાન. એથી જે ઉલટું તે અજ્ઞાન. [૮–૧૨].

ભગવાનના થવું હોય—ભગવાનને પોતાના કરવા હોય, તો ગજવું તપાસી જોજો. આવું કાંઇ તમારા ગજવામાં (મનમાં) છે ? **'હું બધું જાણું છઉં'**–તેમાં નહીં દી વળે. **જાણ્યું પણ** કર્યું શું ? તેનો વિચાર કરશો, તોજ લાભ થશે.

**कृष्णः योगेश्वरेश्वरः**—યોગેશ્વરોના પણ ઇશ્વર શ્રીકૃષ્ણ. આ શબ્દો સૂચવે છે કે–સામાન્ય યોગીઓ પણ માયાને વશ કરીને અટપટા દેખાવ કરે, ત્યારે યોગીઓના યોગી (શ્રીકૃષ્ણ) જે કાંઇ કરે, તેમાં અચંબો પામવો નહીં. શંકા કરવી નહીં, મુંબઇનો સટ્ટોડીયો લાખ લાખના દાવ ખેલે, તે જોઇને કોચરબ (અમદાવાદ પાસે નાનું ગામડું) ના વેપારીએ ગભરાવું નહીં. શંકા કરવી નહીં; કારણકે મુંબઇના વેપાર અને કોચરબના વેપાર જુદા જુદા સ્કેલ (પ્રમાણ) ઉપર હોય છે. હાથી અને બકરી બેઉ પશુ, પણ તેમની શક્તિ જુદી જુદી છે. માટે મનુષ્યની શકિત સાથે શ્રીકૃષ્ણની શક્તિને સરખાવશો નહીં. નામદેવજીએ મુએ ગાયને જીવતી કરી હતી. જ્ઞાનદેવજીએ પાડા પાસે વેદ બોલાવ્યા હતા. **ઇસુખ્રિસ્તે** મુવેલાને જીવતા કર્યાનો દાખલો છે. [ જુઓ બાઇબલ ન્યુટેસ્ટેમેન્ટનું સેન્ટ લ્યુકનું સાતમું પ્રકરણ. ]

**ઈશ્વરાનુભવ**—શ્રીકૃષ્ણની લીલાઓ ઘણા દિવસથી સાંભળો છો,–**પણ તમને ઇશ્વરાનુભવ થાય** છે ? શ્રીકૃષ્ણના અસ્તિત્વ સંબંધી કદિ શંકા થાય છે ? સંકટ સમયે ઇશ્વર સહાય કરે છે, તે વિષે શું તમારી વૃત્તિ હજી શંકાશીલ છે ? ઈશ્વરનાં દર્શનની, ઈશ્વરના સામિપ્યની, શુદ્ધ સાત્ત્વિક આનંદની શું તમારે અપેક્ષા છે ?–હોય તો ભાવથી સાંભળો–યત્નથી કઇ વસ્તુ અસાધ્ય છે ? ઉન્નતિનું દ્વાર પ્રયત્ન કરનારને માટે ખુલ્લું રહે છે. હીરા-મોતી અમુક ઠેકાણે ઉત્પન્ન થાય છે, તોપણ પ્રયત્ન કરનારના ઘરમાં તેનાં દર્શન થાય છે. યુરોપમાં બનેલાં એરોપ્લેઇન ઇરાન, અફઘાનીસ્તાન, હિંદ વિગેરે દેશોમાં દર્શન દેછે. ત્યારે જે એકજ ઠેકાણે નથી–પણ સર્વત્ર વ્યાપક છે; તે તત્ત્વ માટે અનન્ય અને સતત યત્ન કરનાર, તે તત્ત્વને અનુભવે, તેમાં શી નવાઇ ! 'જે મનુષ્ય અનન્ય ચિત્તથી–પ્રેમપૂર્વક–નિરંતર મારૂં સ્મરણ કરે છે; તેવા નિત્યયુક્ત યોગીને, હે પાર્થ હું સુલભ છઉં.' એવું શ્રીકૃષ્ણ બોલ્યા છે.

ગોળ ખરો, પણ ગોળના પ્રકાર જુદા. ખાંડ ખરી, પણ ખાંડના પ્રકાર જુદા. મનુષ્ય ખરા, પણ મનુષ્યના પ્રકાર જુદા. તેમ પ્રયત્ન ખરો, પણ પ્રયત્નના પ્રકાર જુદા. પ્રત્યેક વિચાર કરતાં, પ્રત્યેક શબ્દ બોલતાં, પ્રત્યેક કાર્ય કરતાં, ઇશ્વર તમારા હૃદયમાં સમીપ છે, એ ભાવને

સુદૃઢ કરો. આપણે જેમને વડીલ ગણીએ છીએ, તેમની સમક્ષ આપણે કદિ અયોગ્ય વર્તન કરીએ છીએ ? ના. અયોગ્ય શબ્દ બોલીએ છીએ ? ના. હૃદયમાં સૌથી મોટા, સર્વના પૂજ્ય, સર્વના ઇશ્વર સમીપ છે. એવો નિશ્ચય વૃત્તિમાં વારંવાર આરૂઢ રાખીને, મુમુક્ષુએ અયોગ્ય કાર્ય કરતાં, અયોગ્ય શબ્દ બોલતાં, અયોગ્ય વિચાર કરતાં અટકવું જોઇએ. આ વિચાર અગર આ વર્તન સુદૃઢ થતાં, તમારી અયોગ્ય ક્રિયાઓ અટકી જશે. 'તમે કોઇ સ્થળે એકલા નથી. સર્વત્ર ઈશ્વર તમારી સાથેજ છે.' એટલાથીજ સંતોષ ન માનશો, પણ તે આપણા ઇષ્ટ છે, રક્ષક છે, દુઃખમાં આપણા સબળ સહાયક છે, એવું શાસ્ત્રો અને સંતો પોકારીને કહે છે, તે વાત તમે કદિ વિસરશો નહીં. કોઇ પણ પ્રકારની આપત્તિ આવે, ત્યારે ઢીલી દાળ જેવા પોચા ડરકુ મનુષ્ય પાસે કદિ દુઃખ ગાશો નહીં. તમારાં દુઃખ–તમારી આપત્તિઓ–તમારી ચિંતાઓ–પ્રભુને નિવેદન કરજો. ઇશ્વરથી દૂર ન રહેશો–બ્હીતા ન રહેશો, પણ તેમને અત્યંત પ્રિયતમ ગણીને, તેમની નીકટ આવતા જજો. આવા વર્તનથી ઇશ્વર છે કે નહીં ? તેનો સ્વલ્પ સમયમાં અનુભવ થશે. સંકટ સમયમાં તમારી અકળાઇ ગએલી મતિએ કેવી રીતે વર્તવું, તે તમારા હૃદયમાં સ્ફુરશે–મતિમાં નવીન પ્રકાશ પડશે. દુઃખરૂપ જગત્નો ભાર ઘણા પ્રમાણમાં કમી થતો જણાશે. થોડા સમયમાં તમે નિર્ભય, નિઃશંક જ્ઞાનસ્વરૂપ અને સુખસ્વરુપ બની જશો.

અંતરના અજવાળાની ચાવી, સદ્ગુરૂની સેવામાં સમાએલી છે, માટે અમુક વખત દીન ભાવે સદ્ગુરૂની સાનિધ્ય રહીને, વિક્ષેપ આવરણને, રજો તમોને, શમાવવા પ્રયત્ન કરજો. ચાવી વિના તાળું નહીં ઉઘડે.

**ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધનો પંદરમો અધ્યાય સંપૂર્ણ.**

જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાંને, અમારા ઘણાજ હેતથી જયશ્રી કૃષ્ણ કહેશોજી.

**અમદાવાદ મોક્ષ મંદિર.**
૧૯૮૪ બીજા શ્રાવણ
શુદિ એકાદશી.

લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

# ભાગવતનું પારાયણ.

[ **ભાદરવા માસમાં** ]

**ભાઈશ્રી દેસાઈ પુરૂષોત્તમદાસ પીતાંબરદાસ** તથા **કરસનદાસ પીતાંબરદાસ** જેઓ અહીં સત્સંગનો લાભ લે છે, તેમના ખાસ આગ્રહથી, ભાદરવા સુદી ૨ થી ૧૫ સુધી શ્રીમદ્ ભાગવતનું પારાયણ તેમને ઘેર [ શાહપુર વસ્તાદેલજીની પોળમાં ] વંચાશે. કાર્યક્રમ સાથેની જાહેરખબરમાં છે. આ પોળ સાબરમતીના તટ પાસે છે. અનુકૂળતા હોય તેમણે ચૂકવું નહીં.

તંત્રી.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર–અમદાવાદ.

વર્ષ ૯ મું. ] આસો માસ, ૧૯૮૪. [ અંક ૯

## શાહપુરપારાયણ.

[ ગયા અંકના ૬૪૦ મા પાનાથી ચાલુ ]

**રાગ–ગરબી.** [ બરાબર ઉપાડજો ]

કૃષ્ણ તે કામધેનુ દુજે અમારે, નિત્ય અમૃત રસ પીઇએ રે;
નિત્ય અમૃત રસ પીઇએ મારા વ્હાલા–નિત્ય અમૃત રસ પીઇએ રે– કૃષ્ણ૦ ટેક.
ખાણ ખરચ ને ચારો ન માગે, એનો દોહનારો દુઃખી નવ થાયરે;
દોહનારો દુઃખી નવ થાય, મારા વ્હાલા !–દોનારો દુઃખી નવ થાય રે– કૃષ્ણ૦
[1]અરણું ન આવે અમારા કુળમાં, વાછરૂ મરી નવ જાય રે–
વાછરૂ મરી નવ જાય, મારા વ્હાલા ! વાછરૂ મરી નવ જાયરે– કૃષ્ણ૦
જ્યારે જોઇએ ત્યારે દોહવા દે છે, દહીં ઘૃત દુધ ઘણું આપે રે;
દહીં ઘૃત દુધ ઘણું આપે, મારા વ્હાલા ! દહીં ઘૃત દુધ ઘણું આપેરે– કૃષ્ણ૦
કથાશ્રવણ ને કીર્તન ઓચ્છવ, નિરખવા નંદ દુલારા રે–
નિરખવા નંદ દુલારા, મારા વ્હાલા ! નિરખવા નંદ દુલારા રે– કૃષ્ણ૦
વલ્લભના સ્વામી પ્રભુ રસીક શીરોમણી, ભવના બંધન કાપે રે–
ભવના બંધન કાપે, મારા વ્હાલા ! ભવના બંધન કાપે રે– કૃષ્ણ૦

લગભગ સો માણસોએ શ્રવણદીક્ષા લીધી હતી. શ્રવણ દીક્ષા લીધેલાં સ્રીપુરૂષો ઉપરાંત ઘણાં મુમુક્ષુઓ કથા પ્રસંગમાં નિયમસર ભાગ લેતાં હતાં. સમયે સમયનાં ભજન કીર્તન, અને દ્રષ્ટાંત સિદ્ધાંતથી કથાપ્રસંગ દીપતો હતો. **मूकं करोति वाचालं**–પ્રભુ પોતે પોતાનું સમજીને જ્યાં કામ કરે, ત્યાં કંઇ ન્યૂનતા હોય ! પારાયણ તો ઘણી જોઇ, પણ આ સ્વાદ કાંઇ જુદા હતા. ' એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે– કાંઇ એક જાણે

1 ગાય વસુકે તે.

વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગી રે'–જ્યાં શ્રીકૃષ્ણ કામધેનુ રૂપે પધાર્યા હોય, ત્યાં રસની શી કમી હોય! કથાપ્રસંગ માટે મોટો મંડપ બાંધ્યો હતો. કાર્યક્રમ ગોઠવ્યા પ્રમાણે કામ ચાલતું હતું. વરસાદના બે ત્રણ દિવસ બાદ કરતાં ચૌદે દિવસ રાત્રે ૮–૩૦ થી ૧૦ ભજન કીર્તનનો આનંદ હતો. બે ત્રણ મંડળીઓ બાદ જતાં અમદાવાદ શહેરની તમામ ભજન મંડળીઓ આ પ્રસંગ શોભાવવા અવાર નવાર હાજર હતી. શાહપુરની સનાતની દુનિયા ઉભરાણી-સારંગપુર, રાયપુર, ઢાલની પોળ અને ગોમતીપુરના જીવો પણ હાજર રહેતાં. વ્હાલાં વૈષ્ણવોનાં અમને અનાયાસે દર્શન થયાં. જયશ્રીકૃષ્ણનો વેપાર વધ્યો. ચાર પાંચ કલાકના આરામ સિવાય આખો દિવસે 'હરિશરણ' હતું. આવા ભયંકર કલિયુગમાં ચટાઇ ઉપર સુઇ રહીને, બ્રહ્મચર્યાદિ શ્રવણ-દિક્ષાના નિયમો બરાબર પાળીને, કથાશ્રવણ કરનારા અમને મળ્યા. સુરણ અને દુધનું ફરાળ કરીને, અને ચૌદે દિવસ અમારી સાથે રોટલી–દાળ-ભાત અને શાક જમીને [કોઈ પણ પ્રકારનું મીષ્ટાન નહીં] કથા સાંભળનારા અમને મળ્યા. લ્હેરી જીવનવાળા લાખ મળે, પણ વૈરાગી જીવનવાળા વિરલા મળે. દેસાઇ પુરૂષોત્તમદાસ અને તેમના ભાઇ કરસનદાસ તદ્દન સાધુવૃત્તિમાં શાંત જીવન ગાળતા હતા. ચૌદ દિવસ સુધી ધંધા રોજગાર અને વ્યવહારની તદ્દન મના હતી. તે પ્રમાણેજ તેઓએ વર્તન કર્યું, એથી અમને બહુ સંતોષ થયો; કારણકે લાભ દેનારા મળે, પણ પાળનારા મળે નહીં.

ભાદરવા સુદી ૮ ને દિવસે ૪ થી ૫ સ્વામીશ્રી વિદ્યાનંદજી ત્યાં પધાર્યા હતા. ભાદરવા સુદી ૧૪ ને દિવસે મંડળના બસો માણસો સહિત, શાહપુરમાં જુદે જુદે સ્થળે બેઠેલી (૧૮) પારાયણનું પૂજન કર્યું. પંદરમે દિવસે સવારમાં પૂર્ણાહુતિ કરીને સૌ ત્યાંજ વેરાઈ ગયાં.

આ બધી કૃષ્ણકૃપા–'**કૃષ્ણ તે કામધેનુ દુજે અમારે**'–લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

તંત્રી.

---

# શ્રીદશમસ્કંધપૂર્વાર્ધ

## અધ્યાય ૧૬મો

**વિષય**—આ અધ્યાયમાં ભગવાને કાલિંદીના ધરામાં પડીને, કાળીયનાગને નાથ્યો, અને કાળીયનાગની સ્ત્રીઓએ સ્તુતિ કરીને, કાલિયનાગને છોડાવ્યો. તે કથા કહેવામાં આવશે.

હવે અધ્યાય શરૂ કરીએ. બોલો શ્રીકૃષ્ણચંદ્રદેવકી જય. દ્વારકાંધીશકી જય. હરહર મહાદેવ હર.

પ્રથમ શ્લોક પ્રસ્તાવના રૂપે છે.

**श्रीशुक उवाच ॥**

**विलोक्य दूषितां कृष्णां, कृष्णः कृष्णाहिना विभुः ॥**
**तस्या विशुद्धिमन्विच्छन्, सर्पं तमुदवासयत् ॥ १ ॥**

---

૧ પદચ્છેદ—**कृष्णः विभुः**-શ્રી કૃષ્ણ પરમાત્માએ **कृष्णश्चासौ अहिश्च-तेन**-કાલીનાગથી **कृष्णां दूषितां विलोक्य**-યમુનાજીને દૂષિત થએલાં જોઇને. **तस्याः विशुद्धिं अन्विच्छन्**-યમુનાજીની શુદ્ધિ ઇચ્છીને **तं सर्पं**-તે સર્પને **उदवासयत्**-બહાર કાઢ્યો.

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-શ્રીકૃષ્ણ પરમાત્માએ કાલિયનાગથી યમુનાજીને દૂષિત થએલાં જાણીને, યમુનાજીને શુદ્ધ કરવાની ઇચ્છાથી, (યમુનાજીના જળને વિષ રહિત કરવાની ઇચ્છાથી,) પ્રભુએ કાલિયનાગને તે સ્થાનમાંથી બહાર કાઢયો. (૧)**

૧ વિવેચન—

શ્રીશુકદેવજી એ ટુંકામાં કહી દીધું કે-યમુનાજીમાં કાલિયનાગના વાસથી યમુનાજીનું જળ વિષથી દૂષીત થયું હતું. વનસ્પતિ, પશુ, પક્ષી અને મનુષ્યોને તેથી ભારે દુઃખ થયું હતું. દુષ્ટ વ્યક્તિઓના ઉદયથી જગતને પીડા થાય છે, અને તેમના નાશથી જગત્ પીડાથી મુક્ત થાય છે. કદિ તે વ્યક્તિઓનું મોત દૂર હોય, તો તેમનો પીડાકારી વ્યાપાર અટકાવવો જોઇએ. આ નિયમાનુસાર પ્રભુએ કાલિયનાગનો સમુળો નાશ ન કર્યો, પણ તેનો પીડાકારી વ્યાપાર અટકાવ્યો.

આટલા ટુંકા વ્યાખ્યાનથી પરીક્ષિતને સંતોષ થયો નહીં, તેથી—

**राजोवाच ॥**

**कथमन्तर्जलेऽगाधे, न्यगृह्णाद्भगवानहिम् ॥**
**स वै बहुयुगावासं, यथाऽऽसीद्विप्र कथ्यताम् ॥ २॥**
**ब्रह्मन्भगवतस्तस्य, भूम्नः स्वच्छन्दवर्तिनः ॥**
**गोपालोदारचरितं, कस्तृप्येतामृतं जुषन् ॥ ३ ॥**

અર્થ—પરીક્ષિત રાજા પૂછે છે-'હે મહારાજ! યમુનાજીના અગાધ જળમાં પ્રભુએ તે નાગને કેવી રીતે વશ કર્યો? તથા તે નાગ ત્યાં શા કારણથી વસતો હતો? અને કેવી રીતે રહેતો હતો? તે તમામ વાત મને કહો (૨) હે મહારાજ! સ્વતંત્ર રીતે વર્તનારા એ મહાત્મા શ્રીકૃષ્ણ પરમાત્માનું, ગોવાળપણાના ઉદાર ચરિત્રરૂપી અમૃતને પીતાં કોણ ધરાય? કોને સંતોષ થાય? કોઇને સંતોષ થાય નહીં? (૩)

૨-૩ વિવેચન—

નાગ શા કારણથી ત્યાં વસતો હતો? તેનો ખુલાસો આગળ પંદરમા અધ્યાયમાં [૬૩૬ પાના ઉપર] કર્યો છે. 'યમુનાજીના અગાધ જળમાં નાગને કેવી રીતે વશ કર્યો? અને તે કેવા વૈભવથી કાલિંદીમાં રહેતો હતો?' તે વાત આ અધ્યાયમાં આવશે.

---

૨ પદચ્છેદ—**अगाधे अन्तर्जले**-અગાધ જળમાં **भगवान् अहिम्**-ભગવાને સર્પને **कथं न्यगृह्णात्**-કેવી રીતે વશ કર્યો. કબજે લીધો. **सः अहिः**-તે સર્પ **बहूनि युगानि आवासः यथा स्यात् तथा**-ઘણા યુગોથી ત્યાં કેમ રહેતો હતો. **यथा आसीत् तथा तत् हे विप्र! कथ्यताम्**-ત્યાં કેવી રીતે વસતો હતો, તે તમામ વાત હે વિપ્ર! તમે મને કહો.

૩ પદચ્છેદ—**हे ब्रह्मन्**!-હે મહારાજ! **स्वच्छंदवर्तिनः**-સ્વતંત્રપણે વર્તનારા. **तस्य भूम्नः**-એ મહાત્માના **भगवतः**-ભગવાનના **गोपालेन यत् उदारं चरितं तत् एव अमृतं तत् जुषन्**-ગોવાળપણાના ઉદાર ચરિત્ર રૂપી અમૃતને પીતાં. **कः तृप्येत**-કોણ સંતોષ પામે?

'**स्वच्छंदवर्तिनः**—સ્વતંત્રપણે વર્તનારા શ્રીકૃષ્ણના'. આ શબ્દ પ્રભુનું પ્રભુત્વ સૂચવે છે.

**गोपालोदारचरितं अमृतं**—ગોવાળરૂપે બનેલા શ્રીકૃષ્ણનું ઉદાર ચરિત્રરૂપી અમૃત. તેનાથી **कः तृप्येत** કોણ તૃપ્ત થાય?—ગામ ગપાટા ગમે? નાતની વાતો ગમે, આડોશી પાડોશીના કાથા કબલા ચુંથવા ગમે, અલીને ચિકાની વાતો ગમે, ધંધારોજગારની વાતો ગમે. ભણેલા હોય-તેમને વિષયસુખથી રંગેલાં નૉવેલો વાંચવાં ગમે, ગજરામારૂની વાર્તા ગમે; બહુ ડાહ્યા બન્યા હોય-અપટુડેટ બન્યા હોય-તો પેપર વાંચવા ગમે, પણ ભગવદ્ વાર્તા ગમે નહીં. 'કયાંથી આવ્યો અને કયાં જઇશ?' તે સંબંધી સંતોએ શાસ્ત્રો રૂપી અગાધ સમુદ્રો ભરી દીધા છે, તેમાંથી જરા પણ સાંભળવું ગમે નહીં. યાદ રાખજો કે-પ્રમાદ કરશો, તો કાંઠે આવેલું વહાણ બુડી જશે. અમારાં અને તમારાં અહો ભાગ્ય છે કે-અત્યારમાં આ કામ ગમે છે. મંગળાચરણ પહેલાં જેઓ અહીં આવી શકે છે, તેમનાં અહો ભાગ્ય છે. ઠોઠ નિશાળીયાની માફક રજળતા રજળતા આવે છે, તેમને ૮૦-૯૦ ટકાનું નુકશાન છે.

શ્રીશુકદેવજી જવાબ આપે છે, તે સાંભળો.—

**श्रीशुक उवाच ।**

> **कालिंद्यां कालियस्यासीद्-ध्रदः कश्चिद्विषाग्निना ॥**
> **श्रप्यमाणपया यस्मिन्, पतंत्युपरिगाः खगाः ॥४॥**
> **विप्रुष्मता विषोदोर्मि-मारुतेनाभिमर्शिताः ॥**
> **म्रियंते तीरगा यस्य, प्राणिनः स्थिरजंगमाः ॥५॥**

અર્થ—યમુનાજીમાં **કાલિંદી** નામનો એક ધરો છે. તે ધરામાં કાલિય નાગના ઝેરથી દુષીત થએલું જળ ઉકળતું હતું. તેથી તે ધરા ઉપર થઈને ઉડતાં પક્ષિઓ તેમાં પડી જતાં હતાં. (૪) એ ધરાને કાંઠે સ્થાવર જંગમ જે કોઇ પ્રાણીઓ હતાં-અને આવતાં, તેઓ તરંગના પવને ઉડાડેલી ઝેરી જળની કણીયોના સ્પર્શથી મરી જતાં હતાં. (૫)

૪-૫ વિવેચન—

આ બે શ્લોકો સર્પના ઝેરનું પ્રમાણ બતાવે છે-સર્પની ભયંકરતાનું ભાન કરાવે છે; અને શ્રીકૃષ્ણના પ્રભુત્વનું સૂચન પણ કરે છે. 'આવા ભયંકર નાગને પણ શ્રીકૃષ્ણે વશ કર્યો?' એ ભાવ છે. આવા શ્રીકૃષ્ણને સામાન્ય મનુષ્ય ગણવામાં કેટલી ભુલ થાય છે, તેનું પણ સૂચન છે.

---

૪ પદચ્છેદ—**कालिंद्यां**-યમુનાજીમાં **कालियस्य कश्चित् ह्रदः आसीत्**-કાળીયનાગનો એક ધરો હતો. **विषाग्निना**-વિષરૂપ અગ્નિથી **श्रप्यमाणं** (ઉકળેલું) **पयः यस्य सः श्रप्यमाणपयाः**-ઝેરના અગ્નિથી તે ધરાનું પાણી ઉકળેલું રહેતું હતું. **यस्मिन् उपरिगाः खगाः**-તે ધરા ઉપર થઇને ઉડતા પક્ષીઓ તે ધરામાં **पतंति**-પડતા હતા,

૫ પદચ્છેદઃ—**यस्य तिरगाः स्थिरजंगमाः प्राणिनः**-એ ધરાને કાંઠે સ્થાવરજંગમ કોઇ પ્રાણીઓ આવતા તો તેઓ. **विषेण युक्तं उदकं विषोदं, तस्य उर्मयः तैः युक्तः मारुतः तेन**-વિષયુક્ત જળના તરંગવાળો પવન **विप्रुषः** (જળકણીયો) **संति यस्य इति विप्रुष्मान् तेन विप्रुष्मता**-જેમાં જળકણીઓ હતી એવા પવનથી **अभिमर्शिताः**-સ્પર્શ કરાએલાં, એટલે પવનનો જેઓ સ્પર્શ કરતા તેઓ **म्रियंते**-મરી જતાં હતાં.

**स्थिरजंगमाः**-સ્થાવર અને જંગમ. સ્થાવર એટલે 'વૃક્ષો, લતાદિ વનસ્પતિ.' 'ઝેરની ગરમીથી વૃક્ષાદિ સ્થાવર બળી ગયાં હતાં.' એમ આ (૫ મા) શ્લોકમાં કહ્યું. છઠ્ઠા શ્લોકમાં કહે છે કે-'ત્યાં કાંઠે એક કદંબનું મોટું વૃક્ષ હતું, તે ઉપર ચડીને શ્રીકૃષ્ણે કાલિંદીમાં ભુસ્કો માર્યો.' કાલિયનાગના ઝેરની ગરમીથી કોઇપણ સ્થાવર જંગમ પ્રાણી બચી શકતું નહોતું, ત્યારે આ કદંબનું વૃક્ષ કેમ બચ્યું ? તે શંકાના સમાધાનમાં અન્ય પુરાણ કહે છે કે-'ગરૂડજી અમૃત લાવીને તે વૃક્ષ ઉપર પૂર્વે બેઠા હતા, તેથી તે વૃક્ષ અમર હતું.' પૂર્વ જન્મના સત્કર્મને પરિણામે, શ્રીકૃષ્ણના ચરણરજનો તે કદંબ વૃક્ષને અધિકાર થયો હતો.

હવે આગળ વધીએ—

**तं चंडवेगविषवीर्यमवेक्ष्य तेन, दुष्टां नदीं च खलसंयमनावतारः ॥**
**कृष्णः कदंबमधिरुह्य ततोऽतितुंग-मास्फोटय गाढरशनो न्यपतद्विषोदे ॥६॥**

**અર્થ—ખળ પુરૂષોના નાશ માટેજ જેનો અવતાર છે, એવા શ્રીકૃષ્ણ ભગવાને, કાલીય નાગને ભયંકર ઝેરવાળો જાણીને, અને તે કાલીયનાગથી યમુના નદી દુષીત થઈ ગઇ છે, એમ જાણીને, બહુ સારી રીતે કમર બાંધીને, મોટા કદંબ વૃક્ષ ઉપર ચડીને, પછી ખંભી ઠોકીને, (કાલિંદીના) ઝેરી જળમાં ઠેકડો માર્યો-ધૂબકો માર્યો-કુદી પડયા. (૬)**

૬ વિવેચન—

**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृतां ॥** સંતોની રક્ષા કરવા અને પાપીઓનો નાશ કરવા જેનો અવતાર થયો છે એવા શ્રીકૃષ્ણ.

**ભેટ બાંધવી**—હાલના સુધારાના પુરમાં તણાતા ભણેલા ગણેલા કેટલાએક હિંદુઓ, ખેસ અગર પીછોડી ખભે નાંખતાં શરમાય છે. ખેસ અગર પીછોડી કેટલાં ઉપયોગી છે, તે વાત અનુભવે ઘણા સમજે છે-વીતે છે ત્યારે જાણે છે, તોપણ સુધારાની શરમ રાખીને ઘણા હિંદુઓ તેનો લાભ લઇ શકતા નથી. શરીરમાં અશક્તિ હોય ત્યારે લાંબે ચાલતાં, અગર કાંઇ બળનું કામ કરવું પડે, તે વખતે અવસ્ય ભેટ બાંધવી; તેથી શરીરમાં બળની વૃદ્ધિ થાય છે. ખંભી ઠોકવાથી અને ખોંખારા ખાવાથી પણ બળની વૃદ્ધિ થાય છે.

યમુનાજીમાં કુદવાનું કારણ-કાલિયનાગનો મદ ઉતારવા, તેને કાલિંદીમાંથી કાઢીને સમુદ્રમાં મોકલવા, અને યમુનાજીના જળને ઝેરરહિત કરવા માટે, પ્રભુએ યમુનાજીના જળમાં ભુસ્કો માર્યો. કોઇ કોઇ ભક્તોની એવી માન્યતા છે કે-'પ્રભુ ગોવાળીઆ સાથે કાલિંદીને કાંઠે, ગેડી-

---

૬ પદચ્છેદ—**खलानां संयमनं तस्मै अवतारः यस्य सः**-ખળોના નાશ માટે જેનો અવતાર છે એવા કૃષ્ણ. **चंडः वेगः यस्य तत् चंडवेगं, चंडवेगं विषं एव वीर्यं यस्य स तं अवेक्ष्य**-કાળીય નાગને ભયંકર ઝેરવાળો જાણીને. **तेन दुष्टां नदीं च अवेक्ष्य**-અને તે કાલીય નાગથી નદી ખરાબ થઇ ગઇ છે એમ પણ જાણીને **गाढा रशना (ભેટ) यस्य सः गाढरशनः**-બહુ સારી રીતે કમર બાંધીને **अतितुंगं कदंबं आरुह्य**-મોટા કદંબ વૃક્ષ ઉપર ચડીને. **ततः**-પછી **आस्फोटय**-ખંભી ઠોકીને **विषोदे न्यपतत्**-ઝેરી જળમાં ઠેકડો માર્યો, ધુબકો માર્યો, કુદી પડયા.

દડે રમતા હતા. દડો કાલિંદીમાં પડતાં, તે દડો લેવા માટે પ્રભુ કાલિંદીમાં કુદી પડયા.' આવું કોઇ અન્ય પુરાણમાં હોય, તો ભલે; બાકી ભાગવતમાં આ કારણ નથી.

કાલિંદીમાં ભુસકો મારીને શું કર્યું ? તે સાંભળો—

**सर्पह्रदः पुरुषसारनिपातवेग–संक्षोभितोरगविषोच्छ्वसिताम्बुराशिः ॥**
**पर्यक्प्लुता विषकषायविभीषणोर्मि–र्धावन्धनुःशतमनन्तबलस्य किं तत् ॥७॥**

**तस्य ह्रदे विहरतो भुजदण्डघूर्ण–वार्घोषमङ्ग वरवारणविक्रमस्य ॥**
**आश्रुत्य तत्स्वसदनाभिभवं निरीक्ष्य, चक्षुःश्रवाः समसरत्तदमृष्यमाणः ॥८॥**

અર્થ—બળવાન્ પુરૂષના પડવાના વેગથી, ગભરાઇ ગએલા સર્પોના ઝેરથી, સર્પોના ઝેરયુક્ત શ્વાસપ્રશ્વાસથી, તે ધરાના જળનો જથ્થો ઉછળ્યો. તે ધરામાં ઝેરથી જળના તરંગો ડોળા થઇ ગયા હતા, અને ભયંકર લાગતા હતા. આવી સ્થિતિમાં આવી પડેલો તે ધરો, શ્રીકૃષ્ણના પડવાથી જાણે દોડતો હોય, તેમ ચારે તરફ સો સો ધનુષ્ય સુધી ફેલાઈ ગયો. અનંત બળવાળા ભગવાન્ આ પ્રમાણે કરે, તેમાં નવાઇ પામવા જેવું કાંઇ નથી. (૭) શ્રી શુકદેવજી કહે છે કે–હે રાજન્ ! તે ધરામાં વિહાર કરનારા અને મોટા હાથીના જેટલું જેમનામાં બળ છે, એવા શ્રીકૃષ્ણના ભુજદંડથી ઘૂમાવેલા જળનો શબ્દ સાંભળીને, અને તેથી પોતાના સ્થાનનો પરાભવ થયો, એમ જાણીને, ક્રોધે ભરાએલો કાલિયનાગ, ભગવાનની પાસે આવ્યો. (૮)

---

૭ પદચ્છેદ—**पुरुषसारस्य निपातस्य वेगेन**–બળવાન પુરૂષના પડવાના વેગથી. **संक्षोभिताः ये उरगाः तेषां विषैः**–ક્ષોભ પામેલા સર્પોના ઝેરથી. **उच्छ्वसितः**–ઉછળ્યા છે. **अंबुराशिः यस्य सः**–જળનો જથ્થો જેમાં છે તે ધરો. **विषेण कषायाः** ( ડોળા થયા છે ) **विभीषणाः** ( ભયંકર ) **उर्मयः यस्य सः**–જે ધરામાં ઝેરથી જળના તરંગો ડોળા થઇ ગયા હતા અને ભયંકર લાગતા હતા તે ધરો. **धावन्** જાણે દોડતો હોય. **धनुःशतं पर्यक् प्लुतः**-સો સો ધનુષ જેટલો ચારે તરફ ફેલાઇ ગયો. **अनंतबलस्य किं तत्**–અનંત બળવાળા ભગવાનમાં તે કાંઇ નવાઇ જેવું નથી.

૮ પદચ્છેદ—**हे अंग !**–હે રાજન્. **तस्य ह्रदे विहरतः**–તે ધરામાં વિહાર કરનારા શ્રી કૃષ્ણનો. **वरः वारणः** (હાથી) **तस्य विक्रमः इव विक्रमः यस्य सः तस्य**–મોટા હાથીના જેટલું જેમાં બળ છે તે કૃષ્ણનો. **भुजौ एव दंडौ ताभ्यां घूर्णं** ( ઘુમાએલું ) **यत् वाः** ( જળ ) **तस्य घोषः तं आश्रुत्य**–ભુજ દંડથી ઘૂમાવેલા જળનો શબ્દ સાંભળીને. **तत् स्वसदनस्य अभिभवः तं निरीक्ष्य**–પોતાના ઘરનો નાશ થતો જોઇને. **तत् अमृष्यमाणः**–તેને સહન ન કરી શકીને તેથી ક્રોધે ભરાએલો. **चक्षुः एव श्रवः** (કાન) **यस सः चक्षुःश्रवाः**–સર્પ. **समसरत्**–ભગવાનની પાસે આવ્યો.

૭—૮ વિવેચન—

**ભુસ્કો કેવો?**—આ ભુસ્કો કાંઇ જેવો તેવો નહોતો. બળવાન્ પુરૂષનો હતો. જેના ઉદરમાં જગત્ સમાઇને રહ્યું છે, તેનો આ ભુસ્કો હતો. કાલિયનાગને ઘોર ઉંઘમાંથી ઉઠાડે, એવો આ ભુસ્કો હતો. ભુસ્કાના બળથી કાલિંદીનું જળ ચારે તરફ સો સો ધનુષ્ય ( એટલે ૪૦૦ હાથ) ફેલાઈ ગયું.

શ્રીકૃષ્ણે પોતાના ભુજ દંડથી ધરાનું પાણી ડોળી નાંખતાં, કાલિયનાગ દોડયો આવ્યો.

નરસિંહમહેતા ગાય છે કે ' કાલિયનાગના પહેલાં તેની સ્ત્રીઓ ભગવાન પાસે આવી હતી '-સાંભળો—

**રાગ—પ્રભાત.**

જળ કમળ છાંડિ જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તુંને મારશે, મુને બાળહત્યા લાગશે.—જળ ટેક૦
કહેરે બાળક! તું મારગ ભૂલ્યો?-કે તારા વેરીએ વળાવિયો?
નિશ્ચય તારો કાળજ ખુટયો, અહિંયા તે શિદ આવિયો? જળ૦
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરિએ વળાવિયો;
મથુરા નગરીથાં જુગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જળ૦
રંગે રુડો રૂપે પુરો, દીસંતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા?-તેમાં તું અળખામણો. જળ૦
મારી માતાએ બેઉ જન્મ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કોડામણો. જળ૦
લાખ સવાનો મારો હાર આપું, આપુંરે તુજને દોરિયો;
એટલું મારા નાગથી છાનું, આપું કરીને ચોરિયો. જળ૦
શું કરૂં નાગણ! હાર તારો? શું કરૂં તારો દોરિયો?
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરિઓ. જળ૦
ચરણ ચાંપી મુંછ મરડી, નાગણે નાગ જગાડિયો;
ઉઠોને બળવંત કોઇ, બારણે બાળક આવિયો. જળ૦
બેઉ બળિયા બાથે મળિયા, કૃષ્ણે કાલિયનાગ નાથિયો;
સહસ્રફેણે ફુંફવે જેમ, ગગન ગાજે હાથિઓ. જળ૦
નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઇ જશે, પછી નાગનું શીશ ત્યાં કાપશે. જળ૦
બેઉ કરજોડીને વિનવે, સ્વામી મુકો અમારા કંથને;
અમે અપરાધી કંઇ ન સમજ્યા, ન ઓળખ્યા ભગવંતને. જળ૦
થાળભરી નાગણી સર્વે, મોતિએ કૃષ્ણને વધાવિયા;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. જળ૦

કાલિયનાગે શ્રી કૃષ્ણ પાસે આવીને શું કર્યું? તે ભાવથી સાંભળો—

**तं प्रेक्षणीयसुकुमारघनावदातं, श्रीवत्सपीतवसनं स्मितसुन्दरास्यम् ॥**
**क्रीडन्तमप्रतिभयं कमलोदरांङ्घ्रि, संदश्य मर्मसु रुषा भुजया चच्छाद ॥९॥**

અર્થ—જોવાલાયક, સુકુમાર, મેઘના જેવા શ્યામસુંદર, શ્રીવત્સને ધારણ કરનાર, પીળાં વસ્ત્રો પહેરનાર, મંદહાસ્યથી જેમનું મુખડું શોભતું હતું એવા, નિર્ભયરીતે ક્રીડા કરતા, અને કમળના ગર્ભ સરખા જેમના ચરણ છે, એવા શ્રીકૃષ્ણને, કાલિયનાગે ક્રોધથી મર્મસ્થાનોમાં ડંસ કરીને-કરડીને, પોતાની ફણાથી ઢાંકી દીધા. (૯)

૯ વિવેચન—

સ્વભાવ—ભગવાનનું રઢીયાળું રૂપ જોઇને, કાળીયનાગ બદલાયો નહીં-પોતાનો ધંધો ચૂક્યો નહીં-તે તો પ્રભુને કરડ્યો. જેમ વઢકણી સ્ત્રી સપરમા પરબને ન ઓળખે; કોઇ સગાસંબંધી ઘેર આવ્યા હોય, તો તે ન જાણે; ગમેએવું રૂડું ટાણું માંડયું હોય, તેને પણ ન ઓળખે; તેમ સર્પે પ્રભુને ઓળખ્યા નહિં. આવી વઢકણી સ્ત્રી સાથે જે પુરૂષને કામ પડયું હશે, અને કાલિયનાગ જેવા ક્રોધી પુરૂષ સાથે, જે સ્ત્રીને કામ પડયું હશે; તેમના કેવા હાલ થતા હશે! તે અનુભવી જાણે. બીજાને ખબર પડે નહીં. ઘણી કથાવાર્તા સાંભળી, ઘણાં ભજન ગાયાં, ચારે ધામની યાત્રા કરી, મંદિરે મંદિરે મગ મૂકયા, માળાના પારા ઘસાઇ ગયા, પણ જેમનો સ્વભાવ ન બદલાયો, શાંતિ ન આવી. ટાણું ન ઓળખ્યું-તેમનો માનવદેહ અફળ સમજી લેજો. મહેનત માથે પડી સમજજો. પશુત્વ મટાડીને મનુષ્યત્વ પ્રાપ્ત કરવા, અને મનુષ્ય વટીને દેવત્વ પ્રાપ્ત કરવા આ માનવદેહ છે.

પ્રભુને સર્પથી વીંટાએલા જોઇને પ્રભુના જન-ગોવાળીયાઓ વિગેરે કેવા ગભરાય છે, તે વાત હવે સાંભળો—

**तन्नागभोगपरिवीतमदृष्टचेष्ट—मालोक्य तत्प्रियसखाः पशुपा भृशार्ताः ॥**
**कृष्णेऽर्पितात्मसुहृदर्थकलत्रकामा, दुःखानुशोकभयमूढधियो निपेतुः ॥१०॥**

---

૯ પદચ્છેદ—**तं**-તે. **प्रेक्षणीयं**-જોવા લાયક. **सुकुमारं**-સુકુમાર. **घनः वत् अवदातं इति तं**-મેઘના જેવા શ્યામસુંદર. **श्रीवत्सेन संयुक्तं, पीतं वसनं यस्य सः तं**-શ્રીવત્સને ધારણ કરનાર અને પીળાં વસ્ત્રો પહેરનાર. **स्मितेन सुंदरं आस्यं यस्य सः तं** મંદહાસ્યથી જેનું મુખ શોભતું હતું એવું. **अप्रतिभयं क्रीडंतं**-નિર્ભયરીતે ક્રીડા કરતા. **कमलस्य उदरं इव अंघ्री यस्य सः तं**-કમળના ગર્ભ સરખા જેના ચરણ છે તે કૃષ્ણને. **रुषा**-ક્રોધથી. **मर्मसु संदश्य**-મર્મસ્થાનમાં કરડીને. **भुजया चच्छाद**-પોતાની ફેણથી ઢાંકી દીધા.

૧૦ પદચ્છેદ—**सः प्रियः येषां ते तत्प्रियाः तत्प्रियाश्चते सखायश्च तत्प्रियसखाः**-ભગવાનના પ્રિય મિત્ર ગોવાળીયાઓ જેઓએ **कृष्णे**-શ્રીકૃષ્ણમાં **अर्पिताः आत्मा** (દેહ) **च सुहृच्च अर्थश्च कलत्रं च कामश्च यैः ते**-પોતાનો દેહ, સંબંધી, ધન અને સ્રીનાં સુખ અર્પણ કર્યાં હતાં તેઓ. **तं नागभोगेन परिवीतः तं आलोक्य**-નાગની ફેણથી વિંટાએલા તેમને દેખીને **अदृष्टा चेष्टा यस्य सः तं आलोक्य**-ચેષ્ટારહિત પ્રભુને

**गावो वृषा वत्सतर्यः, क्रन्दमानाः सुदुःखिताः ॥**
**कृष्णे न्यस्तेक्षणा भीता, रुदंत्य इव तस्थिरे ॥११॥**

અર્થ—ભગવાનના પ્રિય મિત્ર ગોવાળીયાઓ કે જેઓ, ભગવાનનેજ પોતાના દેહ, સંબંધી, ધન અને સ્રીના સુખરૂપ માનતા હતા. તેઓએ ભગવાનને નાગની ફેણુથી વિંટાએલા દેખીને, અને (તેને પરિણામે) ભગવાનને ચેષ્ટા રહિત દેખીને, દુઃખ-શોક અને ભયથી જેમની બુદ્ધિ મૂઢ બની ગઇ હતી એવા ગોવાળીયાઓ, બહુજ ગભરાઇ જઇને પૃથ્વી ઉપર પડી ગયા. (૧૦) શ્રીકૃષ્ણ સામે જોઇ રહેલાં અને જોઇને ડરી ગએલાં ગાયો, વાછરડાં, અને વાછરડીઓ બહુ દુઃખી થઇને આક્રંદ કરવા લાગ્યાં. તેઓ જાણે રોતાં હોય, એમ ઉભાં રહ્યાં. (૧૧)

૧૦-૧૧ વિવેચન—

કસોટી વિના પોતાનાની પરીક્ષા થાય નહીં.

દૃષ્ટાંત—હરગોવિંદ શેઠને મફતલાલ નામે એકનો એક પુત્ર હતો. સાત ફૈયો અને ત્રણ કાકા વચ્ચે એક મફતલાલ. શી વાત તે મફતલાલ. જરા ઠેસ વાગે ત્યાં ખમા બાઇને. જરા માંદા પડે, ત્યાં સૌ કરમાઇ જાય. હરગોવિંદ શેઠે મફતલાલને તારાપુરમાં કેવળદાસ શેઠને ઘેર પરણાવ્યો હતો. કણબીની નાતરીયા નાત હતી, તોપણ બેઉ સ્રીપુરૂષને અથાગ પ્રેમ હતો. બેઉ એકબીજા વિના રહી શકતાં નહીં. 'ખાવું, પીવું અને મોજમજા કરવી, એટલુંજ જીવનનું સાર્થક છે,' એમ મફતલાલ જાણતા હતા. પોતાના બાપની દુકાનનું કામકાજ ખંતથી કરતા હતા. કવીન... (રાણી) ગુજરી જતાં, હિંદમાં બે દિવસની હડતાલ પડી-દુકાનો બંધ થઇ. નવરા પડેલા મફતલાલ એક મિત્રની સાથે કથા સાંભળવા ગયા. કથાના મંગળાચરણમાં નીચેનું પદ ગવાયું—

**ગઝલ તાલ ૩.**

ગાફિલ તું શોચ મનમેં, હરિનામ ક્યોં બિસારા.
સુનતા નહિ બજે હૈ, સિરકાલકા નગારા—ટેક૦
જોબનભરિ હૈ નારી, દિલકો લગે પિયારી;
જબ મોતકી તિયારી, તુઝસે કરે કિનારા. ગાફિલ૦

---

દેખીને **भृशं आर्ताः पशुपाः**—બહુજ ગભરાઇ ગએલા ગોપબાળકો **दुःखं च शोकश्च भयं च तैः मूढाः धीः येषां ते**—દુઃખ, શોક અને ભયથી જેમની બુદ્ધિ મૂઢ બની ગઇ હતી એવા તે ગોવાળો **निपेतुः**—(પૃથ્વી ઉપર) પડી ગયા.

૧૧ પદચ્છેદ—**गावः वृषाः वत्सतर्यः**—ગાયો વાછરડા અને વાછરડીયો **सुदुःखिताः क्रंदमानाः**—બહુ દુઃખી થઇને આક્રંદ કરવા લાગ્યાં. **कृष्णे**—શ્રીકૃષ્ણની **न्यस्तानि ईक्षणानि यैः ते न्यस्तेक्षणाः**—સામે જોઇ રહેલાં **भीताः**—ડરી ગયેલાં **रुदंत्यः इव**—જાણે રોતાં હોય એમ **तस्थिरे**—ઉભાં રહ્યાં. [ ગાયો અને વાછરડીઓ માટે **रुदंत्यः** બરાબર છે. વાછરડા માટે **रुदंतः** શબ્દ સમજી લેવો. ]

ઘર માલ ધન ખજાના, સંગમે કોઇ ન જાના;
કયોં દેખકે લુભાયા, સબ જૂઠહે પસારા. ગાફિલ૦
સુંદર હે દેહ તેરી, હોવે ભસમકી ડેરી;
પલકી લગે ન દેરી, ત્રિરથા કરે વિચારા. ગાફિલ૦
માયાકે જાલમાંહિ, મૂરખ રહા ફસાઇ;
બ્રહ્માનંદ મોક્ષ પાઇ, હરિચરણુકો સહારા. ગાફિલ૦

આ પદ ગાયા પછી સંતે આ પદ ઉપર છટાદાર વ્યાખ્યાન કર્યું. વ્યાખ્યાનની અસર મફતલાલ ઉપર તુરત થઇ. હમેશાં કથા સાંભળનારા, રીઢા થઇ ગએલા હોવાથી, બદલાયા નહીં; પણ મફતલાલ બદલાયો, તેના ચિત્તમાં મોતની ચિંતા પેઠી. કથા ઉઠયા પછી સૌ વેરાઇ ગયાં. મફતલાલ બેસી રહ્યો. થોડી વારે સંત કથામંડપમાં પધાર્યા.

સંત—મફતલાલને–કેમ ! ભાઇ !

મફતલાલ—એક શંકા છે. આપ આજ્ઞા કરો તો પૂછું.

સંત—સુખેથી પુછો.

મફતલાલ—આપ કહો છો કે-' કોઇ કોઇનું નથી. સગાસંબંધી સ્વાર્થી છે; ' પણ મારે ઘરે તો હું શી વાત છઉં. મારી ઉપરથી સૌ મરી ફીટે છે. મારાં માબાપ ફઇઓ અને કાકા મારી જરા તબીયત બગડે છે, ત્યાં રોઇ પડે છે. મારી પ્યારીસ્ત્રી તો મારા વિના ઘડીવાર પણ રહી શકતી નથી. જરા મોડો ઘેર જાઉં છઉં, ત્યારે તલપાપડ થઇ જાય છે. તેનું કેમ ?

સંત—સંતો અને શાસ્ત્રો કહે તે ખોટું ન હોય.

મફતલાલ—શું ત્યારે મારો પોતાનો જાતિ અનુભવ ખોટો ? મારી નજરે દેખું છઉં-તે ખોટું ?

સંત—હા–તે ખોટું. અનુભવે સમજાય.

મફતલાલ—ત્યારે મને એવો અનુભવ કરાવો.

સંત—થોડા દિવસ સવારમાં ૬ થી ૭ આવતા રહેજો, યોગવિદ્યાનો થોડો અભ્યાસ કરાવીશ. પછી તમે તમારા સંબંધીઓના પ્રેમની પરીક્ષા કરી શકશો. હાલ આ વાત ગુપ્ત રાખજો–કાલા થઇને કોઇને કહેશો નહીં.

તે વાત કબુલ રાખીને મફતલાલ ઘેર ગયો. નિયમસર યોગવિદ્યાનો અભ્યાસ કરવા માંડયો. ધીમે ધીમે પ્રાણવાયુ ખેંચીને શરીરને જડ જેવું બનાવતાં તે શીખી ગયો. પછી સંતે કહ્યું કે–' હવે કાલે દ્વાદશીનું પારણું કરીને બપોરના તમારે ઘેર ' છાતીમાં કાંઇ મુંજારો થાય છે, ' એમ કહીને પ્રાણાયામની ક્રિયાથી પ્રાણવાયુને ખેંચીને, તમારૂં શરીર જડ જેવું બનાવી દેજો. તમારી સારવાર માટે ડોકટરો, ભુવા, જોષિઓ વિગેરે આવશે. છેવટે હું આવીશ. હું આવીને તમને કાંઇ સૂચના આપું, ત્યાં સુધી તમારે જડની માફક પડયા રહેવું. કાંઇ બોલવું નહીં.'

આ સૂચનાનો સ્વિકાર કરીને મફતલાલ પોતાને ઘેર આવ્યો. દ્વાદશી ને દિવસે પારણું કર્યાં પછી લગભગ બે વાગે ' મને છાતીમાં કાંઇ મુંઝારો થાય છે, ' એમ કહીને મફતલાલ પડયો. ઘરના માણુસો આસપાસ વિંટાઇ વળ્યાં. દુકાને ખબર મોકલતાં દુકાનેથી સૌ દોડયા આવ્યા. ઘણા ડૉકટરો અને વૈદ્યો આવ્યા. તેમને કેસ ભય ભરેલો લાગ્યો. પછી જોશીઓને તેડયા, દોરાધાગા કરનારા બાવાઓને તેડયા, પણ મફતલાલ બેઠો થયો નહી. સાંજના

છ વાગ્યા. દોડાદોડ કરીને સૌ થાકી ગયાં. તે વખતે સંત ફરતા ફરતા મફતલાલના ઘર પાસે થઇને નીકળ્યા. કોઇએ મફતલાલના બાપને કહ્યું કે–' મફતલાલ કોઇ કોઇ દિવસ જ્યાં કથા સાંભળવા જાય છે, તે આ સંત ચાલ્યા જાય છે. તેમને ઘરમાં પધરાવો. સંત કૃપાથી રોગ મટી જશે.' તે સાંભળીને મફતલાલના બાપ દોડયા. સંતને ઘરમાં તેડી લાવીને, મફતલાલના પલંગ પાસે ખુરસી ઉપર બેસાડયા. મફતલાલની તબીયત જોઇને સંત બોલ્યા–' આ રોગ અસાધ્ય છે. તોપણ એક મોટી ચાદર લાવો, તે ચાદરમાં મને અને મફતલાલને ઢાંકી દો. એટલે મફતલાલ ઉપર હું અમુક ક્રિયા કરૂં. એક શેર દુધ પણ લાવી રાખો. હું માગું ત્યારે તે દુધ મને આપજો.' આમ કહેતાંની સાથે એક મોટી ચાદર નીચે સંતને અને મફતલાલને ઢાંકી દીધા. તે ઘુંઘટમાં મફતલાલે આંખ ઉઘાડીને સંતનાં દર્શન કર્યાં. સંતે પછી દુધ મગાવીને પોતાની કેડે હળદરનું પડીકું સંતાડયું હતું, તે દુધમાં નાંખી, દુધને હલાવીને પીળા રંગનું બનાવી દીધું. પછી સંતે ચાદર ફેંકી દીધી. મફતલાલે થોડીવાર આંખ ઉઘાડી રાખીને પાછી મીંચી દીધી. તે જોઇને સૌને શ્રદ્ધા થઇ.

સંત—ભાઇઓ, આ રોગ અસાધ્ય છે; તો પણ જો કોઇ આ દુધ પી જાય, તો મફત બચે, અને પીનારો મરી જાય.

આ સાંભળીને સૌ એકબીજાં સામું જોવા લાગ્યાં. [ દુધનો રંગ બદલાયેલો જોઇને સૌ વહેમમાં પડ્યાં. સૌને મોતનાં દર્શન થયાં. ] મફતના કાકા અને ફૈઓ કાંઇ કાંઇ બ્હાનાં કાઢીને ત્યાંથી વિદાય થઇ ગયાં. કોઇ લોટા લઇને જંગલ ગયાં. કોઇ ચોરે ચાલ્યા ગયા. ઘરમાં બાકી ખાતે મફતના માબાપ અને સ્ત્રી રહ્યાં. ડોસાએ પોતાની સ્ત્રીને કહ્યું–'સાંભળે છે ? આ દુધ તું પી જા ! તારી પાછળ હું પોળની ચોરાશી કરીશ.'

ડોસી—( ડોસાને ) ત્યારે તમારે કેટલા કાળ હજી જીવવું છે ? તમેજ પી જાઓને. તમારી પાછળ નાતનેડું કરીશ, અને તમને સારી રીતે ઉજવીશ. મારે તો હજી મારા ભાઇના છોકરાને પરણાવવો છે.

ડોસો—મફત સો વરસનો થાય, પણ મફતને કાંઇક અવળું થાય, અને હું જીવતો હઇશ, તો બીજી પરણીને વંશ રાખીશ. તારાથી મારો વંશ રહે એમ છે ? હું જીવતો હોઇશ, તો તો મફત જેવા બીજા ઘણા દિકરા થશે.

ડોસો અને ડોસી મફતની વહુને કહે છે–ખરૂં દુઃખ તો તારે છે. કારણકે મફતને કાંઇક થશે, તો તારો ચુડો ભાંગશે. તું દુધ પી જા તો ઠીક. તારી પાછળ ખાજાં જલેબીની નાત કરીશું.

મફતની વહુ—હું હજી નાની બાળક છઉં. મારે ચુડો ભાંગીને ક્યાં એક ઠેકાણે બેસી રહેવાનું છે ? જીવતી રહીશ તો નાતરૂં કરીશ; અને મારા કર્મમાં સુખ લખ્યું હશે, તો મને બીજા ઘણા મફતલાલ મળી રહેશે.

ડોસો ડોસી અને વહુ–ત્રણેનો ઝઘડો દેખીને સંત બોલ્યા–'શું તમને આ વ્હાલો નથી ? વ્હાલો હોય તો ત્રણમાંથી એક જણ આ દુધ પી જાઓ.'

ત્રણે—મફત વ્હાલો તો ઘણો છે, પણ તેને સારૂ કાંઇ મરાય !

સંત—તમારાં સગાં વ્હાલાં ક્યાં ગયાં ? તેમને કહો.

ત્રણે—તે તમામ નાસી ગયાં; કારણકે મરવું કોને ગમે ? અમારે તો છુટકો નહીં, તેથી અમે અહીં બેસી રહ્યાં.

સંત—'ત્યારે હું આ દુધ પી જાઉં તો?' તે સાંભળીને ડોસો, ડોસી અને વહુ ત્રણે રાજી થઇને બોલ્યાં !–'ધન્ય છે સંત પુરૂષને. સંતના જેવું પરદુઃખભંજન કોઇ નથી. બાપજી ! આપ આ દુધ પી જાઓ, તો આપની પાછળ અમે ભંડારો કરીશું. આપને સારી રીતે ઉજવીશું.'

આ મામલો જોઇને મફતલાલ ચેતી ગયો, અને સંત દુધ પીને ઉભા થયા. મફતલાલ ઉભો થઇને સંતની પાછળ પાછળ ચાલ્યો.

સંત—મફતલાલને–અહીંજ ઉભા રહો. મારી પાછળ આવવામાં મજા નથી. આ યુગમાં સાધુ બનીને સાધુ રહેવું મુશ્કેલ છે. જળકમળવત્ ગૃહસ્થાશ્રમમાં રહીને ભગવાનને ભજજો.

તાત્પર્ય—આપત્તિવિના પોતાનાની પરીક્ષા થાય નહીં. યોગેશ્વર શ્રી કૃષ્ણે કાલિયનાગની આપત્તિ વ્હોરી લીધી છે. તે જોઇને ગોવાળીયાઓ ગભરાઇ ગયા. ગોવાળીયાઓ કેવા છે?–अर्पितात्मसुहृदर्थकलत्रकामाः–પોતાનો દેહ, સંબંધી, ધન, અને સ્ત્રીનાં સુખ જેણે પ્રભુને અર્પણ કર્યાં હતાં એવા ગોવાળીયાઓ.

કાલિંદીને કાંઠે જે ગોપ અને પશુઓ હતાં, તેમની આ સ્થિતિ જણાવી. હવે વૃંદાવનમાં રહેલા નંદાદિની શી સ્થિતિ થઇ? તે સાંભળો—

**अथ व्रजे महोत्पातास्–त्रिविधा ह्यतिदारुणाः ॥**
**उत्पेतुर्भुवि दिव्यात्म–न्यासन्नभयशंसिनः ॥१२॥**

**અર્થ—પછી વ્રજમાં પૃથ્વી સંબંધી, આકાશ સંબંધી અને શરીર સંબંધી એમ ત્રણ પ્રકારના, અત્યંત ભયંકર અને 'ભય સમીપમાં છે' એમ સૂચવતા ઉત્પાતો થવા લાગ્યા. (૧૨)**

૧૨ વિવેચન—

**ભૂકંપાદિ**—પૃથ્વીમાં અપશુકન. **ઉલ્કાપાતાદિ**–આકાશમાં અપશુકન. **ડાબી આંખ ફરકવી** વિગેરે–દેહમાં અપશુકન.

**શુકન**—શુકન જોવાનો અને ટીપણામાંથી ગૃહદશા જોવરાવવાનો બહુ શોખ રાખશો નહીં. કારણકે તમામ શુકન ખરાં પડતાં નથી, અને ગૃહદશા જોનારા તમામ જોશીઓ સાચા હોતા નથી. તેથી ઉલટું વ્હેમમાં પડાય છે. વ્હેમાયા પછી કોઇ કાર્ય નિર્ભયતાથી થઇ શકતું નથી. ભગવદીય જનોએ શુભ અને અશુભ–બેઉ શુકન વખતે, પ્રભુ સંભારવા. એમ કરવાથી જય દેખીને અભીમાન ન થાય; અને પરાજય દેખીને, ભય–શોક ઉત્પન્ન ન થાય. અપશુકન દેખીને તો અવસ્ય પ્રભુ સંભારવા. દ્રવ્ય હોય તો કાંઇ સત્કર્મ આદરવુ, દ્રવ્ય ન હોય તો નામ સ્મરણ કરવું, અને જ્યાં કથાવાર્તા થતી હોય, તે સ્થળમાં જઇને સંતને શરણે રહેવું, શીયાળા પહેલાં ઓઢવા પાથરવાનાં કપડાં તૈયાર રાખવાં પડે છે. ઉનાળા પહેલાં પગરખાં અને છત્રી તૈયાર રાખવાં પડે છે. ચોમાસા પહેલાં છાપરાં ચળાવીને તૈયાર રાખવાં પડે છે, તેમ આપત્તિ આવ્યા પહેલાં સંતોનો સમાગમ

---

**૧૨ પદચ્છેદ—भुवि–પૃથ્વીમાં. दिवि–આકાશમાં. आत्मनि–અને દેહમાં. आसन्नं (નજદીક) भयं शंसितुं शीलं (સૂચવતા) येषां ते इति उत्पाताः–એવા ઉત્પાતો. त्रिविधाः अतिदारुणाः व्रजे उत्पेतुः–ત્રણ પ્રકારના અતિ ભયંકર ઉત્પાતો વ્રજમાં થવા લાગ્યા.**

કરવો. તે સમાગમમાં આપત્તિકાળમાં કેવી રીતે વર્તવું, તે શીખવું. જીવીએ ત્યાં સુધી આપત્તિની સામે ટક્કર મારવીજ પડે–ગભરાઇ જવું કામ આવે નહીં.

હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવીએ. ઉત્પાતો જોઇને વ્રજની કેવી દશા થઇ તે સાંભળો—

**तानालक्ष्य भयोद्विग्ना, गोपा नन्दपुरोगमाः ॥**
**विना रामेण गाः कृष्णं, ज्ञात्वा चारयितुं गतम् ॥१३॥**
**तैर्दुर्निमित्तैर्निधनं, मत्वा प्राप्तमतद्विदः ॥**
**तत्प्राणास्तन्मनस्कास्ते, दुःखशोकभयातुराः ॥१४॥**
**आबालवृद्धवनिताः, सर्वेऽङ्ग पशुवृत्तयः ॥**
**निर्जग्मुर्गोकुलाद्दीनाः, कृष्णदर्शनलालसाः ॥१५॥**

અર્થ—હે રાજન્ ! ભગવાનના મહિમાને નહિ જાણનારા નંદાદિ ગોવાળો, એ ઉત્પાતો જોઇને ભયથી વિહ્વલ થયા. ભગવાનને બળભદ્ર વિના એકલા ગાયો ચારવા માટે ગએલા જાણીને, અને અપશુકનો જોઇને, તેમને મરણ પામેલા માનીને, ભગવાનનાં દર્શનની ઇચ્છાથી, સઘળા ગોવાળીયાઓ બાળક-વૃદ્ધ અને સ્ત્રીઓ સહિત ગોકુળમાંથી બહાર નીકળ્યા. તેઓનાં પ્રાણ અને મન ભગવાનમાંજ લાગી રહ્યાં હતાં. તેઓ દુઃખ, શોક, અને ભયથી આતુર અને લાચાર બની ગયાં હતાં. (૧૩ થી ૧૫)

૧૩–૧૪–૧૫ વિવેચન—

જેમનું સર્વસ્વ ગૂમ થાય, તેઓ બાવરાજ બને. શ્રીકૃષ્ણ વ્રજનું સર્વસ્વ છે.

---

૧૩-૧૪-૧૫ પદચ્છેદઃ—**तान् अलक्ष्य**–તે ઉત્પાતોને જોઇને **तं न विदंति इति अतद्विदः**–ભગવાનના મહિમાને નહિં જાણનારા **नंदः पुरोगमः** (અગ્રેસર) **येषु ते इति भयोद्विग्नाः गोपाः**–નંદ જેમાં મુખ્ય છે એવા ભયથી વિહ્વલ થએલા ગોપો. **गाः चारयितुं विना रामेण**–ગાયો ચારવા માટે રામ વિના **कृष्णं गतं इति ज्ञात्वा**–કૃષ્ણ ગયા છે એમ જાણીને **तैः दुर्निमित्तैः निधनं प्राप्तं इति मत्वा**–તે ખોટાં શુકનોથી શ્રીકૃષ્ણનું મોત થયું છે એમ માનીને. **स एव प्राणाः येषां इति तत्प्राणाः**–જેઓ ભગવાનને પોતાના પ્રાણ સમાન ગણતા હતા. **स एव मनः येषां ते तन्मनस्काः**–જેઓએ પોતાનું મન ભગવાનને અર્પણ કર્યું હતું તેઓ. **दुःखं च शोकश्च भयं च तैः आतुराः**–દુઃખ શોક અને ભયથી વ્યગ્ર બની ગયા હતા. **बालान् अभिव्याप्य इति आबालं वृद्धाश्च वनिताश्च येषु ते–आबालवृद्धवनिताः**–બાળક વૃદ્ધ અને સ્ત્રિયો તમામ **कृष्णस्य दर्शने लालसा येषां ते इति दीनाः**–શ્રીકૃષ્ણનાં દર્શનની લાલચવાળા અને તેથી દીન બની ગયેલાં **गोकुलात् निर्जग्मुः**–ગોકુળમાંથી બહાર નીકળ્યા. **हे अंग**–હે રાજન્ **सर्वे**–સર્વે **पशूनां वृत्तिः इव वृत्तिः येषां ते–पशुवृत्तयः**–પશુ જેવાં જડ બની ગયાં.

આ બનાવથી બળભદ્રના ઉપર કેવી અસર થઇ તે સાંભળો—

**तांस्तथा कातरान्वीक्ष्य, भगवान्माधवो बलः ॥**
**प्रहस्य किंचिन्नोवाच, प्रभावज्ञोऽनुजस्य सः ॥ १६ ॥**

અર્થ—તે લોકોને એ પ્રમાણે ગભરાયેલાં જોઇને, પોતાના નાનાભાઈ શ્રીકૃષ્ણના પ્રભાવને જાણનારા, અને માયાના પતિ બળદેવજી મંદ મંદ હસ્યા, પણ કાંઈ બોલ્યા નહીં. (૧૬)

૧૬ વિવેચન—

મદારીના ખેલમાં પ્રેક્ષકો ભુલાં પડે, પણ જંબૂરો ભૂલો ન પડે. તે તો જાણે કે જાદુ છે–ઇંદ્રજાળ છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણની માયાથી બળભદ્ર ગભરાયા નહીં.

હવે વ્રજના લોકો પ્રભુના પગલાં શોધતાં શોધતાં યમુનાજીને કાંઠે આવે છે—

**तेऽन्वेषमाणा दयितं, कृष्णं सूचितया पदैः ।**
**भगवल्लक्षणैर्जग्मुः, पदव्या यमुनातटम् ॥ १७ ॥**
**ते तत्र तत्राब्जयवाङ्कुशाशनि-ध्वजोपपन्नानि पदानि विश्पतेः ॥**
**मार्गे गवामन्यपदान्तरान्तरे, निरीक्षमाणा ययुरङ्ग सत्वराः ॥१८॥**

અર્થ—પ્યારા શ્રીકૃષ્ણને શોધવા નીકળેલા તે ગોપો, ભગવાનનાં પગલાંએ સૂચવેલા માર્ગે ચાલીને, યમુનાજીના તટ ઉપર તેઓ આવ્યાં. (૧૭) હે રાજન્! તે લોકો ગાયોના માર્ગમાં બીજાં પગલાંઓની વચ્ચે, કમળ–યવ–અંકુશ–વજ્ર અને ધ્વજાના ચિન્હવાળાં ભગવાનનાં પગલાંઓને જોતાં જોતાં, ત્વરાથી ત્યાં પહોંચ્યા. (૧૮)

૧૭-૧૮ વિવેચન—

ધનવાનના ઘરમાં જ્યાં જોઇએ ત્યાં હીરા, અને પકવાનના ડબ્બા. તેમ શ્રીમદ્ ભાગવતમાં જ્યાં જોઇએ ત્યાં–શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણનાં ચરણ. માર્ગમાં પણ કૃષ્ણના પગલાં. તે કેવાં?–

---

૧૬ પદચ્છેદઃ—**तान् तथा कातरान् वीक्ष्य**–તે લોકોને એ પ્રમાણે ગભરાએલા જોઇને **अनुजस्य प्रभावज्ञः सः भगवान माधवः बलः**–નાનાભાઇના પ્રભાવને જાણનાર ભગવાન્ માધવ બળદેવજી **प्रहस्य**–હસીને **किंचित् न उवाच**–કાંઈ બોલ્યા નહિં.

૧૭ પદચ્છેદ—**दयितं कृष्णं अन्वेषमाणाः ते**–પ્યારા કૃષ્ણને શોધવા નીકળેલા તે ગોપો **भगवल्लक्षणैः पदैः सूचितया पदव्या**–ભગવાનનાં પગલાંએ સૂચવેલા માર્ગથી **यमुनातटं ययुः**–તેઓ યમુના તટ ઉપર આવ્યા.

૧૮ પદચ્છેદ—**हे अंग**–હે રાજન્! **ते**–તે લોકો **गवां मार्गे**–ગાયોના માર્ગમાં. **अन्येषां पदानां अन्तरांतरं तस्मिन्**–બીજાં પગલાંઓની વચ્ચે **अब्जं च यवश्च अंकुशश्च अशनिश्च (વજ્ર) ध्वजश्च तैः उपपन्नानि**–કમળ, યવ, અંકુશ, વજ્ર અને ધ્વજાના ચિન્હવાળા **विशां (મનુષ્યોના) पतिः विश्पतिः तस्य पदानि**–શ્રી કૃષ્ણના પગલાં **तत्र तत्र**–જ્યાં ત્યાં **निरीक्षमाणाः**–શોધતા **सत्वराः ययुः**–ત્વરાથી ગયા.

કમળ, યવ, અંકુશ, વજ્ર અને ધ્વજાનાં ચિન્હવાળાં પ્રભુના પગલાં. આવા ચરણમાં અમારી અને તમારી મતિ રમજો-એમ કહીને આગળ વધીએ. રસ્તામાં ખબર મળ્યા કે—

**પદ.**

યમુનામેં કુદ પડયો, કનૈયો તેરો યમુનામેં કુદ પડયો- ટેક૦
યમુનાજીકો કાલો પાણી, દેખત કછુ ન ડર્યો- કનૈયો૦
પેસી પાતાળે કાળીનાગ નાથ્યો, ફેણુ પર નૃત્ય કર્યો- કનૈયો૦
નંદ યશોદા ગોપ ગોપી સબ, નીરખત નીર ઝર્યો- કનૈયો૦
મથુરામાં જબ ખબર હોઇ, તબ સુનકે કંસ ડર્યો- કનૈયો૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, સુરકો કાજ સર્યો- કનૈયો૦

હવે વ્રજવાસીઓ પ્રભુને ધરામાં દેખે છે—

**अन्तर्ह्रदे भुजगभोगपरीतमारात्–कृष्णं निरीहमुपलभ्य जलाशयान्ते ॥**
**गोपांश्च मूढधिषणान्परितः पशूंश्च, संक्रन्दतः परमकश्मलमापुरार्ताः ॥१९॥**
**गोप्योऽनुरक्तमनसो भगवत्यनन्ते, तत्सौहृदस्मितविलोकगिरः स्मरन्त्यः ॥**
**ग्रस्तेऽहिना प्रियतमे भृशदुःखतप्ताः, शून्यं प्रियव्यतिहृतं ददृशुस्त्रिलोकम्॥ २०॥**

અર્થ—કાલિંદીના ધરાની વચ્ચે ભગવાનને સર્પના શરીરથી વિંટાએલા અને ચેષ્ટારહિત-જડ જેવા-જોઈને, જળને કાંઠે ગોવાળીયાઓને મૂઢ જેવા થઇ ગએલા જોઇને, અને પશુઓને ચીસ નાખતાં જોઇને, દુઃખી થએલા તે ગોવાળીયાઓ બહુજ ગભરાઈ ગયા. (૧૯) ભગવાનમાં જેઓનું ચિત્ત લાગી રહ્યું હતું એવી, ભગવાનનાં સ્નેહ, મંદહાસ્ય, કટાક્ષ, અને વચનોને સંભારતી, તથા ભગવાન્ સર્પથી જકડાઇ ગયા છે તે જોઇને, દુઃખથી બહુજ તપી ગએલી ગોપીઓ, પોતાના પ્યારા શ્રીકૃષ્ણ વિનાના ત્રૈલોકયને ઉજડ દેખવા લાગી-શૂન્યવત્ દેખવા લાગી. (૨૦)

---

૧૯ પદચ્છેદઃ—**अंतर्ह्रदे**-જળાશયમાં **भुजगस्य भोगेन परीतं कृष्णं**-સાપની ફેણુથી વિંટાએલા શ્રીકૃષ્ણને **निरीहं**-ચેષ્ટા રહિત બનેલા કૃષ્ણને **च आरात्**-અને સમીપમાં. **जलाशयस्य अंते**-જળાશયને કાંઠે **मूढा धिषणा येषां ते तान् इति गोपान्**-મૂઢ થઇ ગયેલા ગોવાળીયાઓને **च**-અને **परितः**-ચારે તરફ **पशून् संक्रंदतः**-ચીસો પાડતાં પશુઓને **उपलभ्य**-જોઇને **आर्ताः**-દુઃખના માર્યા ગોકુળમાંથી આવેલા નંદાદિ ગોપો. **परम कश्मलं आपुः**-બહુજ ગભરાઇ ગયા.

૨૦ પદચ્છેદઃ—**अनुरक्तानि मनांसि यासां ताः अनुरक्तमनसः इति गोप्यः**-ભગવાનમાં જેઓનું ચિત્ત લાગી રહ્યું હતું એવી ગોપીઓ **तस्य सौहृदं च स्मितं च विलोकश्च** (કટાક્ષ) **गिरश्च ताः स्मरंत्यः**-ભગવાનના સ્નેહ, મંદહાસ્ય, કટાક્ષ અને વચનોને સંભારતી તથા **अहिना प्रियतमे ग्रस्ते सति**-ભગવાન્ સર્પથી વીંટાઇ ગયેલા હોવાથી **भृशं दुःखेन तप्ताः**-ઘણા દુઃખથી તપી ગએલી **प्रियेण व्यतिहृतं इति त्रिलोकं**-પ્રિયથી રહિત ત્રિલોકને **शून्यं ददृशुः**-શૂન્યવત દેખતી હતી.

૧૯-૨૦ વિવેચન—

વ્રજમાંથી આવેલાં નંદાદિ ગોપો અને ગોપીકાઓ કાલિંદીનું ક્ષેત્ર દેખીને ગભરાઇ ગયાં. **પોતાના પ્યારા શ્રીકૃષ્ણ વિનાના ત્રૈલોક્યને ગોપીઓ શૂન્યવત્ માનવા લાગી**—આવી કાંઇ આપણી તૈયારી છે? અવતાર દશામાં શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ દર્શનથી ચિત્ત ઉભરાય; અને અનાવતાર દશામાં નિર્મળ અંતઃકરણથી અને પરવા રાખીને શ્રીકૃષ્ણલીલામૃતનું પાન કરતાં, ચિત્ત ઉભરાય. તમે તમારૂં અંતઃકરણ અને પરવા તપાસી જુઓ. એ બે બરાબર હશે તોજ શ્રીકૃષ્ણ લીલામૃતની અસર થશે. આજકાલ સત્સંગ મંડળો બહુ થયાં છે; પણ સાચી લાગણીથી અને દીનતાથી કામ કરનારા થોડા છે. કેટલાંએક સત્સંગ મંડળોમાં આ—મોક્ષપત્રિકા—વંચાય છે; તોપણ સમયે સમયે નિયમો પાળવાની જે સૂચના થાય છે, તેની કીંમત અંકાતી નથી. આ અફસોસની વાત છે. હવે એમ ન કરવા વિનંતી છે.

હવે નંદાદિ ગોપો અને યશોદાદિ ગોપીઓની સ્થિતિ તપાસીએ—

**ताः कृष्णमातरमपत्यमनुप्रविष्टां, तुल्यव्यथाः समनुगृह्य शुचः स्रवन्त्यः ॥**
**तास्ताः प्रियव्रजकथाः कथयन्त्य आसन्–कृष्णाननेऽर्पितदृशो मृतकप्रतीकाः ॥२१॥**
**कृष्णप्राणान्निर्विशतो, नन्दादीन्वीक्ष्य तं ह्रदम्॥**
**प्रत्यषेधत्स भगवान्–रामः कृष्णानुभाववित् ॥ २२ ॥**

અર્થ—પોતાના પુત્રની પછવાડે જળમાં પડતાં યશોદાજીને અટકાવીને, આંખમાંથી આંસુ ખેર્યા કરતી, યશોદાજીના જેવીજ દુઃખી, ભગવાનની નાના પ્રકારની વાતો કરતી, શ્રીકૃષ્ણના મુખ ઉપર જેમની દૃષ્ટિ ચોંટી રહી હતી એવી, તે ગોપીઓ મુડદા જેવી બની ગઈ. (૨૧) નંદાદિ ગોવાળો કે જેમને શ્રીકૃષ્ણ પ્રાણસમાન હતા; તેમને તે ધરામાં પેસતાં દેખીને, શ્રીકૃષ્ણના પ્રભાવને જાણનારા મહાત્મા બળદેવજીએ તેમને અટકાવ્યા. (૨૨)

૨૧-૨૨ વિવેચન—

જેમ વેપારી રૂપૈયાને ખખડાવીને ગલ્લામાં મુકે; તેમ પ્રભુ પોતાના જનને વારંવાર તાવીને, પછી પોતાના હૃદયરૂપી ગલ્લામાં ધારણ કરે.

---

૨૧ પદચ્છેદ—**अपत्यं अनुप्रविष्टां कृष्णमातरं समनुगृह्य**-પોતાના પુત્રની પછવાડે યશોદાજીને જળમાં પડતાં અટકાવીને. **शुचः स्रवंत्यः**—આંખમાંથી આંસુ ખેર્યા કરતી. **तुल्या व्यथा यासां ताः**-યશોદાના જેવીજ દુઃખી **ताः ताः प्रियस्य व्रजकथाः कथयन्त्यः**—ભગવાનની નાના પ્રકારની વાતો કરતી. **कृष्णानने अर्पिताः दृशः याभिः ताः**—શ્રી કૃષ્ણના મુખ ઉપર જેમની દૃષ્ટિ ચોંટી રહી હતી તે. **मृतकेन प्रतीकाः** (તુલ્ય) **मृतप्रतीकाः (इव) आसन्**—મુડદા જેવી બની ગઇ હતી.

૨૨ પદચ્છેદ—**कृष्णः एव प्राणः येषां ते तान् कृष्णप्राणान् ये नंदादीन्**—નંદાદિ ગોવાળો કે જેમને શ્રીકૃષ્ણ પ્રાણ સમાન હતા તેમને **तं ह्रदं निर्विशतः**-તે ધરામાં પેસતા. **वीक्ष्य**-દેખીને, **कृष्णस्य अनुभावं वेत्ति इति कृष्णानुभाववित्**—કૃષ્ણના પ્રભાવને જાણનારા **सः भगवान् रामः**—મહાત્મા બલદેવજીએ **प्रत्यषेधत्**—અટકાવ્યા.

કાલીય નાગની બાથમાંથી કેવી રીતે પ્રભુ મુક્ત થાય છે, તે કથા હવે સાંભળો—

**इत्थं स्वगोकुलमनन्यगतिं निरीक्ष्य, सस्त्रीकुमारमतिदुःखितमात्महेतोः ॥**
**आज्ञाय मर्त्यपदवीमनुवर्तमानः, स्थित्वा मुहूर्तमुदतिष्ठदुरङ्गबन्धात् ॥ २३ ॥**
**तत्प्रथ्यमानवपुषा व्यथितात्मभोगस्-त्यक्त्वोन्नमय्य कुपितः स्वफणान्भुजङ्गः**
**तस्थौ श्वसन श्वसनरंध्रविषाम्बरीषस्-तब्धेक्षणोल्मुकमुखो हरिमीक्षमाणः ॥२४॥**
**तं जिह्वया द्विशिखया परिलेलिहानं, द्वे सृक्किणी ह्यतिकरालविषाग्निदृष्टिम् ॥**
**क्रीडन्नमुं परिससार यथा खगेन्द्रो, बभ्राम सोऽप्यवसरं प्रसमीक्षमाणः ॥२५॥**

અર્થ—જેને પોતા સિવાય બીજી કોઇ ગતિ નથી, એવા પોતાના ગોકુળને, ઉપર પ્રમાણે સ્રીયો તથા બાળકો સહિત, પોતાને માટે ઘણુંજ દુઃખી દેખીને, તેમના દુઃખનો ત્વરાથી અંત આણુવાનો વિચાર કરીને, મનુષ્યની લીલાને અનુસરનારા ભગવાન્, ( સર્પના બંધનવાળી ) એ સ્થિતિમાં થોડીવાર રહીને, સર્પના બંધનમાંથી બહાર નીકળી પડયા. [૨૩]

અર્થ—ભગવાનનું શરીર વધવા માંડતાં, સર્પના સાંધા તુટવા લાગ્યા. તેથી ખીજાએલા સર્પે પોતાનો આંટો છોડી દઈને, ભગવાનને છોડી દીધા. પછી પોતાની

---

૨૩ પદચ્છેદ—**मर्त्यस्य पदवी तां अनुवर्तमानः**-મનુષ્યની લીલાને અનુસરનારા ભગવાન્ **न विद्यते अन्या गतिः यस्य तत् इति स्वगोकुलं**-જેને પોતા સિવાય બીજી કોઇ ગતિ નથી, એવા પોતાના ગોકુળને, **इत्थं**-ઉપર પ્રમાણે. **सस्त्रीकुमारं**-સ્ત્રિયો તથા બાળકો સહિત. **आत्महेतोः अतिदुःखितं**-પોતા માટે ઘણુંજ દુઃખી. **निरीक्ष्य**-દેખીને, **आज्ञाय**-તેમના દુઃખનો ત્વરાથી અંત આણુવાનો વિચાર કરીને. **मुहूर्तम् स्थित्वा**-એ સ્થિતિમાં થોડીવાર રહીને. **उरंगबंधात्**-સર્પના બંધનમાંથી. **उदतिष्ठत्**-બહાર નીકળી પડયા.

૨૪ પદચ્છેદ—**तत्-तस्य-प्रथ्यमानवपुषा**-ભગવાનનું શરીર વધવા માંડતાં. **व्यथितः आत्मनः भोगः व्यथितात्मभोगः इति भुजंगः**-સર્પના સાંધા તુટવા લાગ્યા, **कुपितः**-તેથી ખીજાયો. **स्वफणान् उन्नमय्य**-પોતાની ફેણુ ઉંચી કરીને. **त्यक्त्वा** અને ભગવાનને છોડીદઇને, **हरिं ईक्षमाणः तस्थौ**-હરિને જોતો ઉભો રહ્યો, **श्वसनरंध्रेषु विषं यस्य सः**-તેના નાસિકાના છિદ્રોમાં ઝેર હતું. **अंबरीषवत**-તપાવેલા તાવડા જેવી, **स्तब्धानि ईक्षणानि यस्य सः**-જેની આંખો અક્કડ થઇ ગઇ હતી તે. **उल्मुकानि** ( ઉંબાડીયાં ) **इव मुखानि यस्य सः उल्मुकमुखः**-તેનું મુખ ઉંબાડીયા જેવું સળગતું હતું. **श्वसन्**-તે ફુંફાડા માર્યા કરતો હતો,

૨૫ પદચ્છેદ—**द्वे शिखे यस्याः सा तया इति जिह्वया**-પ્રત્યેક મોઢામાં બબ્બે અણીવાળી જીભથી **द्वे सृक्किणी**-બે ગલોફાં ને **परिलेलिहानं**-ચાટતો. **अतिकराला विषाग्नियुक्ता दृष्टिः यस्य सः तं**-અત્યંત ભયંકર ઝેર રૂપી અગ્નિથી ભરેલી દૃષ્ટિવાળા. **अमुं**-એવા આ કાલીયનાગને **परि**-ચારે તરફ. **क्रीडन्**-ક્રીડા કરતા ભગવાન **यथा खगेन्द्रः ससार**-ગરૂડની માફક ફરવા લાગ્યા. **सः अपि**-તે નાગ પણ **अवसरं प्रसमीक्षमाणः**-લાગ જોયા કરતો. **बभ्राम**-ચારે તરફ ફરવા લાગ્યો.

ફેણુ ઉંચી રાખીને ભગવાનને જોતો તે સર્પ ઉભો રહ્યો. તે સર્પના નાસિકાનાં છિદ્રોમાં ઝેર હતું. તેનું મુખ ઉંબાડીયા સરખું હતું. તેની આંખો તપી ગએલા તાવડા જેવી પ્રદીપ્ત અને અક્કડ હતી. કાલિયનાગ (આ પ્રમાણે ઉભો ઉભો) ફુંફાડા મારતો હતો. (૨૪)

**અર્થ**—પ્રત્યેક મોઢામાં બબ્બે અણીવાળી જીભથી તે ગલોફાં ચાટયા કરતો હતો. અત્યંત ભયંકર ઝેરરૂપી અગ્નિથી ભરેલી દૃષ્ટિવાળા એ કાલિય નાગની ચારે તરફ, ક્રીડા કરતા ભગવાન્ ગરૂડની પેઠે ફરવા લાગ્યા. લાગ જોયા કરતો તે નાગ પણ, (પ્રભુની પાછળ) ચારે તરફ ફરવા લાગ્યો. (૨૫)

૨૩–૨૪–૨૫ વિવેચન—

બોલો કૃષ્ણ કનૈયાકી જય. જે સ્વતંત્ર હોય, તે સ્વછંદી હોય. તેની વાત અચંબા જેવીજ હોય. કામી ક્રોધી અને લોભી મનુષ્યો, કાલિય નાગની માફક અંતર્યામી ભગવાનને ઢાંકી રાખે છે–

**उत्क्रामंतं स्थितं वाऽपि, भुंजानं वा गुणान्वितम् ॥**
**विमूढा नानुपश्यन्ति, पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥**
**यतंतो योगिनश्चैनं, पश्यंत्यात्मन्यवस्थितम् ॥**
**यतंतोऽप्यकृतात्मानो, नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥** [ગીતા અ. ૧૫]

શરીરમાં રહેલા આત્માને મૂઢ લોકો જાણતા નથી. જ્ઞાન ચક્ષુવાળાજ જાણી શકે છે. અશુદ્ધ અંતઃકરણવાળા યોગીઓ પ્રયત્ન કરે, તો પણ અંતરમાં રહેલા આત્માને જાણી શકતા નથી. ભગવાન્ જ્યારે જરા જાડા પાતળા થાય–કાંઇક ચમત્કાર દેખાડે, ત્યારેજ ભગવાનની સત્તાનું કાંઇક ભાન થાય.

પ્રભુએ જાડા થઇને કાલિયનાગના સાંધા તોડી નાંખ્યા, અને આમ તેમ ફરીને કાલિય-નાગની ગતિ–વેગ મંદ કરી દીધો.

કાલિયનાગને હજી મદ છે. તેનો નાશ કરવા પ્રભુ તેની ફેણુ ઉપર હવે ચડે છે.—

**एवं परिभ्रमहतौजसमुन्नतांस–मानम्य तत्पृथुशिरस्स्वधिरूढ आद्यः ॥**
**तन्मूर्द्धरत्ननिकरस्पर्शातिताम्र–पादाम्बुजोऽखिलकलादिगुरुर्ननर्त ॥ २६ ॥**
**तं नर्त्तुमुद्यतमवेक्ष्य तदा तदीय–गन्धर्वसिद्धसुरचारणदेववध्वः ॥**
**प्रीत्या मृदङ्गपणवानकवाद्यगीत–पुष्पोपहारनुतिभिः सहसोपसेदुः ॥ २७ ॥**

૨૬ પદચ્છેદ—**एवं** એ પ્રમાણે **परिभ्रमेण हतं ओजः यस्य सः परिभ्रम-हतौजाः तं**-પરિભ્રમણથી જેનું બળ ક્ષીણ થઈ ગયું છે એવા તે નાગને **उन्नताः अंसाः** (ફેણો) **यस्य सः**-ઉંચી ફેણો વાળા નાગને **आनम्य**–નમાવીને **तस्य प्रथुशिरःसु आद्यः अधिरूढः**–તેના મોટા માથાઓ ઉપર પ્રભુ ચઢી ગયા. **तस्य मूर्द्धसु ये रत्ननिकराः तेषां स्पर्शेण अतिताम्रं पादांबुजं यस्य सः**-તે નાગના માથાનાં રત્નોના સમુહના સ્પર્શથી જેના ચરણાવિંદ બહુ લાલ લાગવા માડયાં એવા ભગવાન્. **अखिलकलानां आदि-गुरुः**–અખિલ કળાઓના આદિગુરૂ ભગવાન્ **ननर्त**–નાચવા લાગ્યા.

૨૭ પદચ્છેદ—**तं नर्तुम् उद्यतं अवेक्ष्य**-ભગવાનને નાચવા તૈયાર થએલા જોઇને.

અર્થ—એ પ્રમાણે ફરવાથી જેનું બળ ક્ષીણ થઇ ગયું હતું; અને જેની ફેણો ઉંચી હતી, તે નાગને નમાવીને, તેના મોટા માથાંઓ ઉપર પ્રભુ ચડી ગયા. નાગના માથાનાં રત્નોના સમુહના સ્પર્શથી પ્રભુના ચરણારવિંદ બહુજ લાલ દેખાતા હતા. ( જોકે તે નાગના માથાં ચંચળ હતાં તો પણ ) અખિલ કળાઓના આદિ ગુરૂ-ભગવાન્, તે નાગનાં માથાંઓ ઉપર નાચવા લાગ્યા. (૨૬) ભગવાનને નાચવા તૈયાર થએલા જોઇને, તે સમયે પ્રભુનાં જન-ગંધર્વો, સિદ્ધો, દેવો, ચારણો અને અપ્સરાઓ-પ્રીતિપૂર્વક મૃદંગ, પ્રણુવ, આનક, વાદ્ય, ગીત, પુષ્પ, નૈવેદ્ય અને સ્તુતિથી તુરત પ્રભુની સેવા કરવા લાગ્યાં. (૨૭)

૨૬-૨૭ વિવેચન—

સર્પ આંખની ઇંદ્રિયથીજ સાંભળે છે. સર્પને સાંભળવા માટે જુદી ઇંદ્રિય નથી. પ્રભુ કાલિયનાગને માથે ચડયા. અભિમાની પુરૂષનું અભિમાન તોડવાની રીત બતાવે છે. પ્રભુ કાલિયનાગને ખાત્રી આપે છે કે 'હું કોઇ સામાન્ય બાળક નથી, ચેતી જા.' તોપણ કાલિયનાગ ચેત્યો નહીં-નમ્યો નહિં; અને માથાં ઉંચા કરવા લાગ્યો. ત્યારે જે જે માથાં ઉંચા થયાં, તેને પગની ઠોકર મારીને-ભાર દઇને-પ્રભુ દબાવવા લાગ્યા. કાલિયનાગનાં માથાં ચંચળ હતાં-સ્થિર ન હોતાં. તોપણ પ્રભુ માથાં ઉપરથી પડી ન ગયા. તે સંબંધમાં શ્રી શુકદેવજી કહે છે કે-**अखिलकलादिगुरुः**-પ્રભુ સર્વ કળાઓના આદિ ગુરૂ છે-પાડયા પડે એવા નથી. તાત્પર્ય-જીવનું કપટ, જીવની હુશીયારી, જીવની બહાદુરી, જીવનું ડહાપણ, પ્રભુ પાસે ચાલે એમ નથી. હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુએ બહુ જોર કર્યું, પણ ફાવ્યા નહી. જરાસંધ અને જયદ્રથ પણ ફાવ્યા નહીં. દુર્યોધન અને દંતવક્ત્ર પણ ફાવ્યા નહીં. રાવણ પણ હારીને હેઠો બેઠો. આ યુગમાં સિકંદર, સીઝર, નેપોલીયન અને ઔરંગજેબાદિ અનેક ઉથલ પાથલ કરી રહ્યા હતા, પણ 'આખરે કાંઇ નથી,' એમ કહેતા કહેતા, મોટે માર્ગે ચાલ્યા ગયા. કહેવાનો ભાવ એ છે કે-સુખમાં પ્રભુ કોને યાદ આવે ? સુખમાં મોતને કોણ સંભારે ?

પદ.

તારા મનમાં જાણે કે મરવું નથી રે, એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે — ટેક.
ધન દોલત નારી ને ઘણા દિકરા રે; (૨) ખેતિવાડી ઘોડીને દરબાર — તેમાં.
મેડી મંદિર ઝરૂખાને માળિયાં રે; (૨) સુખદાયક સુંદર સેજ— તેમાં.
ગાદિ તકીયાને ગાલ મશુરિયારે; (૨) અતિ આડ કરે છે એજ— તેમાં.
નીચી ખાંધ કરીને નમતો નથી રે (૨) એવું સાથું સંગાતે અભિમાન— તેમાં.
મરમાળી મોહનજીની મુરતિ રે (૨) તેની સાથે ન લાગેલ તાન— તેમાં.

---

**तदा**-તે સમયે **तदीयाः**-પ્રભુનાં જન **गंधर्वाः सिद्धाः सुराः चारणाः देववध्वश्च**-ગંધર્વો, સિદ્ધો, દેવો, ચારણો અને અપ્સરાઓ **प्रीत्या**-પ્રીતિ પૂર્વક **मृदंगश्च पणवश्च आनकं च वाद्यं च गीतं च पुष्पाणि च उपहाराश्च**-(નૈવેદ્ય) **नुतयश्च** (સ્તુતિ) **ताभिः**-મૃદંગ, પ્રણુવ, આનક, વાદ્ય, ગીત, પુષ્પ નૈવેદ્ય અને સ્તુતિથી **सहसा उपसेदुः**-તુરત સેવા કરવા લાગ્યાં.

પાપ અનેક જનમનાં આવી મળ્યાં રે (૨) તારી મતિ મલિન થઇ મંદ—તેમાં.
દેવાનંદના વ્હાલાને વિસરી ગયો રે (૨) તારે પડયો ગળે જમફંદ— તેમાં.

જેમ ઢાળ ઉપરથી ઉતરનારે પોતાની ગતિ સાચવવી જોઇએ, તેમ લક્ષ્મીના અને સ્ત્રી પુત્રાદિકના સુખમાં રહેનારા જીવે, પોતાનું હૈયું હાથ રાખવું જાઇએ. નહિ તો રાજેશ્રી તે નરકેશ્રી. શ્રીમદ્ ભાગવતાદિનું પારાયણ સાંભળો, ત્યારે ભાગ્ય હોય તો–પુણ્યની કમાણી હોય તો–શ્રવણ-દિક્ષા લઇને સાધુપણાનો સ્વાદ ચાખજો. કોઇ રૂડા પુરૂષની સાથે રહેશો, તો દૈવી જીવનની ખુમારી પ્રગટશે.

આખરે કાલિયનાગ થાકયો. મોઢામાંથી અને નાકમાંથી લોહી વહેવા માંડયું. તે વાત હવે સાંભળો.

**यद्यच्छिरो न नमतेऽङ्ग शतैकशीर्ष्णस्–तत्तन्ममर्द खलदण्डधराऽङ्घ्रिपातैः ॥**
**क्षीणायुषो भ्रमत उल्बणमास्यतोऽसृक्, नस्तो वमन्परमकश्मलमाप नागः॥२८॥**
**तस्याक्षिभिर्गरलमुद्वमतः शिरस्सु, यद्यत्समुन्नमति निःश्वसतो रुषोच्चैः॥**
**नृत्यत्पदाऽनुनमयन्–दमयांबभूव,पुष्पैः प्रपूजित इवेह पुमान्पुराणः ॥२९॥**

અર્થ—હે રાજન્ ! જેને એકસો મુખ્ય માથાં હતાં એવો, અને જેનું આયુષ્ય ક્ષીણ થઇ ગયું હતું, છતાં જે આમ તેમ ફરતો હતો, તેનું જે જે માથું નમતું નહોતું તે માથાને, ખળને શિક્ષા કરવા જેણે દંડ ધારણ કર્યો હતો એવા શ્રીકૃષ્ણ, પોતાના પગ મારીને નમાવતા હતા. તેના મુખમાંથી અને નાકમાંથી ઘણું લોહી નીકળવા માંડયું. આ પ્રમાણે નાગ બહુ દુઃખ પામ્યો. (૨૮)

અર્થ—ક્રોધથી ઉંચા ઉંચા શ્વાસ લેતો, અને આંખોથી ઝેર નાંખતા તે

---

૨૮ પદચ્છેદ— **हे अंग !**–હે રાજન્ ! **शतं एकानि** (મુખ્ય) **शिर्षाणि यस्य सः शतैकशीर्षा तस्य शतैकशोर्ष्णः**–જેને એક સો મુખ્ય માથાં હતાં એવો. **क्षीणं आयुः यस्य सः क्षीणायुः तस्य क्षीणायुषः**–જેનું આયુષ્ય ક્ષીણ થઇ ગયું હતું છતાં જે **भ्रमतः**–આમ તેમ ફરતો હતો તેનું **यत् यत् शिरः न नमते**–જે જે માથું નમતું નહોતું **तत् तत्**–તે તે માથાને **खलेषु दंडः तं धरति इति खलदंडधरः**–ખલને શિક્ષા કરવા જેણે દંડ ધારણ કર્યો છે એવા શ્રી કૃષ્ણ, **अंघ्रिपातैः ममर्द**–પોતાના પગ મારીને નમાવતા હતા. **आस्यतः**–તેના મુખમાંથી **नासिकायाः इति नस्तः**–અને નાકમાંથી **उल्बणं** (ઘણું) **असृक् वमन्**–ઘણું લોહી નીકળવા માંડયું. આપ્રમાણે **नागः परमकश्मलं आप**–નાગ બહુ દુઃખ પામ્યો.

૨૯ પદચ્છેદ—**रुषा**–ક્રોધથી **उच्चैः निःश्वसतः**–ઉંચા ઉંચા શ્વાસ લેતા. **अक्षिभिः गरलं उद्वमतः**–આંખોથી ઝેર નાંખતા. **तस्य नागस्य शिरस्सु यत् यत्**–તે નાગના માથાંઓમાં જે જે માથું **समुन्नमति**–ઉંચું થતું હતું **तत् तत्**–તેને **नृत्यत्पदा**–નાચ કરતા ચરણથી **अनुनमयन्**–નમાવતા ભગવાને **दमयांबभूव**–તે નાગનો મદ ઉતારી નાંખ્યો. **इह**–આ સમયમાં. **पुष्पैः प्रपूजितः**–દેવોએ પુષ્પથી પુજાએલા **पुराणः पुमान् इव**–પુરાણ પુરૂષ જેવાજ લાગતા હતા.

નાગના માથાંઓમાં, જે જે માથું ઉંચું થતું હતું, તે તે માથાને નાચ કરતા ચરણથી નમાવતા ભગવાને, તે નાગનો મદ ઉતારી નાંખ્યો. તે વખતે દેવોએ પુષ્પથી પૂજેલા શ્રીકૃષ્ણ, ગોવાળીયાઓને પુરાણ પુરૂષ જેવાજ દેખાયા. [૨૯]

૨૮-૨૯ વિવેચન—

નાગ હાર્યો તોપણ હજી ક્રોધ હતો, મદ હતો. મદ ઉતારવા પ્રભુએ તેનાં માથાં કચરી નાંખ્યાં. દેવોએ પુષ્પ વૃષ્ટિ કરી, અને ગોવાળીયા પ્રભુનાં દર્શન કરીને રાજી થયા.

તાંડવનૃત્ય-નૃત્ય બે પ્રકારનું છે-તાંડવ અને લાસ્ય. પુરૂષનું નૃત્ય તાંડવ કહેવાય છે, અને સ્ત્રીઓનું નૃત્ય લાસ્ય કહેવાય છે.

હવે કાલિયનાગ પ્રભુને શરણે આવે છે.

**तच्चित्रताण्डवविरुग्णफणातपत्रो, रक्तं मुखैरुरु वमन्नृप भग्नगात्रः ॥**
**स्मृत्वा चराचरगुरुं पुरुषं पुराणं, नारायणं तमरणं मनसा जगाम ॥३०॥**

અર્થ—ભગવાનના વિચિત્ર નૃત્યથી જેનાં ફણારૂપી છત્રો ભાંગી ગયાં હતાં એવો કાલિયનાગ, મુખોથી બહુ લોહી ઓકતો હતો. જેનાં ગાત્રો ભાંગી ગયાં હતાં એવા તે નાગે, શ્રીકૃષ્ણને ચરાચરના ગુરૂ-પુરૂષપુરાણ, અને નારાયણ જાણીને, શ્રીકૃષ્ણનું શરણું લીધું. (૩૦)

૩૦ વિવેચન—

સમજાય ક્યારે?-કેટલાએકની માન્યતા એવી હોય છે કે 'માર ખાય ત્યારે સમજે.' પણ બધી બાબતમાં આમ બનતું નથી. કેટલાએક એવા હઠીલા હોય છે કે-મારી નાંખો, તોપણ માને નહીં. રાવણાદિને ઘણાએ ઘણા સમજાવ્યા, પણ એકના બે થયા નહીં. દુર્યોધનને વ્યાજબી વાત સમજાવવા, શ્રી કૃષ્ણ દૂત બન્યા; તોપણ તે સમજ્યો નહીં. તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે-પ્રભુ પ્રસન્ન થાય એવાં સત્કર્મ, જીવે કરતાં રહેવું. પ્રભુ પ્રસન્ન થાય, તોજ જીવ પ્રભુનો મહિમા જાણી શકે. વાલ્મીક રામ પ્રત્યે બોલ્યા છે કે—

**ચોપાઈ.**

જગ પેખન તુમ દેખન હારે, વિધિ હરિ શંભુ નચાવન હારે.
તેઉ ન જાનહી મર્મ તુમારા, ઔર તુમહિ કો જાનનહારા.
સો જાને જેહિ દેહું જનાઇ, જાનત તુમ્હે તુમહિ હોઇ જાઇ.

[ મોક્ષવાણી પાનુ ૨૩ ]

૩૦ પદચ્છેદ—**तस्य चित्रतांडवेन विरुग्णं [ वि+रुन् ] फलातपत्रं यस्य सः तच्चित्रतांडवविरुग्णफलातपत्रः**-ભગવાનના વિચિત્ર નૃત્યથી જેની ફણારૂપી છત્રો ભાંગી પડયાં હતાં એવો **मुखैः उरु रक्तं वमन्**-મુખોથી ઘણું લોહી ઓકતા **भग्नानि गात्राणि यस्य सः**-જેનાં ગાત્રો ભાંગી ગયાં હતાં તે કાલીયનાગે **तं**-શ્રીકૃષ્ણને **चराचरगुरुं पुरुषं पुराणं नारायणं स्मृत्वा**-ચરાચરના ગુરૂ, પુરૂષ, પુરાણ, અને નારાયણ જાણીને. **मनसा अरणं जगाम**-મનથી તેમને શરણે ગયો.

આંખમાંથી કણાં નીકળી જતાં, સૂર્યચંદ્રની સામું જોઇ શકાય. તેમ રાગદ્વેષ-રજો તમો -વૃત્તિમાંથી ખસી જાય, ત્યારે પ્રભુની સન્મુખ થવાય. ઘણા દિવસથી કથા વાર્તા સાંભળો છો, માટે અંતઃકરણ તપાસતાં રહેજો.

હવે નાગની સ્ત્રીઓ પ્રભુને શરણે આવે છે.—

**कृष्णस्य गर्भजगतोऽतिभरावसन्नं, पार्ष्णिप्रहारपरिरुग्णफणातपत्रम् ॥**
**दृष्ट्वाऽहिमाद्यमुपसेदुरमुष्य पत्न्य, आर्ताः श्लथद्वसनभूषणकेशबन्धाः ॥३१॥**
**तास्तं सुविग्नमनसोऽथ पुरस्कृतार्भाः, कायं निधाय भुवि भूतपतिं प्रणेमुः ॥**
**साध्व्यः कृताञ्जलिपुटाः शमलस्य भर्तुर्-मोक्षेप्सवः शरणदं शरणं प्रपन्नाः ॥३२॥**

અર્થ—જેના ઉદરમાં સમગ્ર જગત્ હતું, તે શ્રીકૃષ્ણના બહુજ ભારથી પીડા પામેલા—દબાએલા, અને પાનીના પ્રહારથી જેનાં ફણાંરૂપી છત્રો ભાંગી પડયાં હતાં તે કાલિય નાગને જોઈને, દુઃખી થએલી આ નાગની સ્ત્રીઓ, કે-જે સ્ત્રીઓનાં વસ્ત્ર, ભૂષણ, અને કેશબંધ ઢીલાં પડી ગયાં હતાં તે સ્ત્રીઓ, પ્રભુને શરણે આવી. [૩૧] તે સ્ત્રીઓ બહુજ ઉદ્વેગ પામેલી હતી, પ્રતિવ્રતાના ધર્મ પાળનારી હતી, અને પતિનો છુટકારો ઇચ્છતી હતી. તે સ્ત્રીઓએ પોતાનાં બચ્ચાંને આગળ કરીને, શરણ દેનારા ભગવાનનું શરણું લઈને, હાથ જોડીને, પોતાના શરીરને પૃથ્વી ઉપર પાડીને—એટલે દંડવત લાંબા પડીને, પ્રાણી માત્રના પતિ શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા. (૩૨)

૩૧-૩૨ વિવેચન—

**નાગપત્નીઓ પણ પતિવ્રતા**—હિંસક પ્રાણીઓમાં પણ પતિવ્રતાનો ધર્મ હતો અનન્ય ભાવ હતો. પોતાના ગમે તેવા પતિને, દુઃખી દેખીને, તેઓ દુઃખી થઇ જતી. આવા

---

૩૧ પદચ્છેદ—**गर्भे जगत् यस्य सः गर्भजगत् तस्य**-જેના ઉદરમાં જગત્ હતું તે **कृष्णस्य**-શ્રીકૃષ્ણના-**अतिभरेण अवसन्नं**-ઘણા ભારથી દબાએલો **पार्ष्णेः**-(પેનીના) **प्रहारेण परिरुग्णं फणातपत्रं यस्य सः तं**-પાનીના પ્રહારથી જેનાં ફણાંરૂપી છત્રો ભાંગી પડયાં હતાં એવો **अहिं दृष्ट्वा**-કાલીનાગને જોઇને **आर्ताः**-પીડા પામેલી **अमुष्यः पत्न्यः**-આ નાગની સ્ત્રીઓ **श्लथंतः वसनभूषणकेशबंधाः यासाम् ताः इति पत्न्यः** જે સ્ત્રીઓનાં વસ્ત્ર, ભૂષણ અને કેશબંધ ઢીલાં પડી ગયાં હતાં એવી સ્ત્રીઓ **आद्यं उपसेदुः**-પ્રભુને શરણે આવી.

૩૨ પદચ્છેદ—**सुविग्नमनसः ताः**-બહુજ ઉદ્વેગ પામેલી તે સ્ત્રીઓ. **साध्व्यः**-પતિવ્રતા **शमलस्य** (પાપીના) **भर्तुः मोक्षं** [illegible] **इति मोक्षेप्सवः**-પોતાના પાપી પતિનો છૂટકારો ઇચ્છતી **पुरस्कृताः अर्भाः याभिः ताः**-બાળકોને આગળ કરીને **शरणदं** -શરણ આવનારા ભગવાનને **शरणं प्रपन्नाः**-શરણે ગયેલી **कृताः अंजलिपुटाः याभिः ताः**-હાથ જોડીને **कायं भुवि निधाय**-પૃથ્વી ઉપર લાંબા થઇને પડીને **भूतपतिं प्रणेमुः** -પ્રાણી માત્રના પતિ પ્રભુને પ્રણામ કર્યા.

મોજીલા જમાનામાં પ્રતિવ્રતાનો ધર્મ ઘસાતો જાય છે. ઉંચવર્ણ નીચવર્ણનો સ્વાદ લેવા દોડે છે. હાથી હાડકું ચાવવા લલચાતો નથી, પણ બ્રાહ્મણ વાણીયાની ભણેલી ગણેલી કેટલીએક [ સુધરેલી કે બગડેલી ] સ્ત્રીઓ, પતિવ્રતાનો ધર્મ તોડવામાં પાપ સમજતી નથી. [ ગયા અંકમાં નલીની બ્હેનનું દૃષ્ટાંત છે. ન વાંચ્યું હોય તો વાંચજો].

નાગ પત્નિઓ પતિવ્રતા છતાં અન્ય પુરૂષને (ભગવાનને) શરણે કેમ આવી ? પ્રભુ કૃપાથી નાગ પત્નિઓએ ભગવાનને ઓળખ્યા હતા. (ભગવાનને) મનુષ્ય સમજીને તેઓ શરણે આવી નહોતી. વળી પ્રભુ તો પતિના પણ પતિ છે. તેથી આગળ વધીને શ્રીકૃષ્ણનું નિરૂપણ કરીએ તો તે પુરૂષ નથી, તે સ્ત્રી પણ નથી. તે બ્રહ્મસ્વરૂપ છે.

હવે નાગપત્નીઓ સ્તુતિ કરે છે.—

**नागपत्न्य ऊचुः ॥**

**न्याय्यो हि दण्डः कृतकिल्बिषेऽस्मिस्–तवावतारः खलनिग्रहाय ॥**
**रिपोः सुतानामपि तुल्यदृष्टेर्–धत्से दमं फलमेवानुशंसन ॥ ३३ ॥**
**अनुग्रहोऽयं भवता कृतो हि, नो दण्डोऽसतां ते खलु कल्मषापहः ॥**
**यद्दन्दशूकत्वममुष्य देहिनः, क्रोधोऽपि तेऽनुग्रह एव संमतः ॥ ३४ ॥**

અર્થ—શત્રુમાં અને પુત્રોમાં સમાન દૃષ્ટિ રાખનારા આપે, આ અપરાધીને શિક્ષા કરી તે ખરેખર યોગ્યજ કર્યું છે. કારણકે તમારો અવતાર પાપીઓને શિક્ષા કરવા માટેજ હોય છે. આપ જે શિક્ષા કરો છે, તે ફળનો વિચાર કરીનેજ કરો છો. (૩૩) ખરેખર આપે અમારા ઉપર અનુગ્રહ કર્યો છે. આપ જે શિક્ષા કરો છો, તે પાપીઓના પાપ હરવા માટેજ હોય છે. કારણકે આ પ્રાણીનું સર્પપણું આપના ક્રોધથીજ નાશ પામ્યું–એટલે આપનો ક્રોધ પણ આપની કૃપારૂપ ગણાય છે. (૩૪)

---

૩૩ પદચ્છેદ—**रिपोः सुतानां अपि**-દુશ્મનમાં અને પુત્રોમાં પણ **तुल्यदृष्टेः**-તુલ્ય દૃષ્ટિવાળા એવા જે આપ તેમનો **अस्मिन कृतकिल्बिषे दंडः**–આ અપરાધીને કરાએલા દંડ **न्याय्यः हि**–ખરેખર યોગ્યજ થયો છે. કારણ કે **तव अवतारः खलनिग्रहाय** તમારો અવતાર પાપીઓને શિક્ષા કરવા માટે હોય છે. **फलं अनुशंसन् एव**–ફળનો વિચાર કરીને **दमं धत्से**-આપ દંડ કરો છો.

૩૪ પદચ્છેદ—**भवता अयंनः अनुग्रहः कृतः हि**–ખરેખર આપે આ અમને અનુગ્રહજ કર્યો છે. **खलु**–ખરેખર **ते दण्डः**–તમે જે શિક્ષા કરો છો તે **असतां कल्मषापहः** –પાપીઓના પાપ હરવા માટે હોય છે. **यत्**–કારણ કે [ **पुनः पुनः दशति इति दंदशुकः (સર્પ) तस्य भावः दंदशुकत्वं अमुष्य** ] **देहिनः दंदशुकत्वं**–આ પ્રાણીનું સર્પપણું (આપના ક્રોધથીજ નાશ પામ્યું માટે) **क्रोधः अपि ते अनुग्रहः एव संमतः**- આપનો ક્રોધ પણ અમારા અનુગ્રહ રૂપજ ગણાય છે.

૩૩-૩૪ વિવેચન—

**क्रोधोऽपि ते अनुग्रह एव संमतः**—તમારો ક્રોધ પણ અમારા અનુગ્રહ રૂપ છે, એમ અમે માનીએ છીએ. આટલી સમજણથી જગતમાં કેટલી શાંતિ ફેલાય છે, અને આટલી ગેરસમજથી જગતમાં કેટલી અશાંતિ ફેલાય છે, તેનો ખ્યાલ કદિ કરો છો? માતા પિતાની શિક્ષા અગર માતા પિતાના ઠપકા પુત્રોના કલ્યાણ માટેજ હોય, છતાં અવળું સમજાય ત્યારે કલ્યાણ કેમ થાય! વૈદ્યની દવા દરદીના આરોગ્ય માટેજ હોય, છતાં અવળું સમજાય ત્યારે આરોગ્ય ક્યાંથી થાય. ધર્માચારી સ્ત્રી પુરૂષનો અરસપરસ ઠપકો હિતાવહજ હોય, છતાં અવળું સમજાય, ત્યારે સંસાર કેવી રીતે સખકર થાય! તે પ્રમાણેજ પ્રભુ જીવને જે શિક્ષા કરે, જે દુઃખ આપે, તે જીવના કલ્યાણ માટેજ હોય. તે દુઃખને મટાડવા પ્રભુ સાથે વેર ન કરવું, પણ પ્રભુને શરણે જવું. પ્રભુનો મહિમા સાંભળવો, સુખ દુઃખના કારણનો વિચાર કરવો.

કાલિયનાગ કયા પુણ્યથી આપની ચરણરજને પામ્યો? તેનો હવે વિચાર કરે છે.

**तपः सुतप्तं किमनेन पूर्वं, निरस्तमानेन च मानदेन ॥**
**धर्मोऽथ वा सर्वजनानुकम्पया, यतो भवांस्तुष्यति सर्वजीवः ॥ ३५ ॥**
**कस्यानुभावोऽस्य न देव विद्महे, तवाङ्घ्रिरेणुस्पर्शाधिकारः ॥**
**यद्वाञ्छया श्रीर्ललनाचरत्तपो, विहाय कामान्सुचिरं धृतव्रता ॥ ३६ ॥**

અર્થ—પોતે માન ન લઇને અને બીજાઓને માન દઇને, પૂર્વે આ નાગે એવું કયું પુણ્ય કર્યું હશે? અથવા સર્વ લોકો ઉપર દયા રાખીને કયો ધર્મ પાળ્યો હશે? કે જેથી સર્વના કારણરૂપ આપ પ્રસન્ન થયા છો. (૩૫)

અર્થ—હે દેવ! ઉત્તમ સ્ત્રી લક્ષ્મીજીએ જેને પામવાની ઇચ્છાથી, ઘણો લાંબો વખત વ્રત ધારણ કરીને, વૈભવ તજીને તપ કર્યું, ત્યારે લક્ષ્મીજીને તમારી ચરણરજનો અધિકાર પ્રાપ્ત થયો. તે અધિકાર આ નાગને કોની કૃપાથી પ્રાપ્ત થયો? તે વાત અમો જાણતા નથી. (૩૬)

૩૫-૩૬—

અમુક સંયોગોમાં અગ્નિ અને ઘાસલેટનો મેળાપ થતાં, જેમ ભડકો થાય છે; તેમ અમુક સંયોગમાં સત્પુરૂષનો અને પાપીનો મેળાપ થતાં, પુણ્યનો ઉદય થાય છે.

---

૩૫ પદચ્છેદ—**पूर्वं अनेन निरस्तमानेन मानदेन**-પોતે માન ન લઇને અને બીજાને માન દઇને આ નાગથી **किं तपः सुतप्तं**-કયું તપ કરાયું હશે? **वा**-અથવા **सर्वजनानुकंपया** સર્વ લોકો ઉપર દયા રાખીને **कः धर्मः**-કયો ધર્મ પાળ્યો હશે કે **यतः**-જેથી **सर्वबीजः इति भवान् तुष्यति** સર્વના કારણ રૂપ આપ પ્રસન્ન થયા છો.

૩૬ પદચ્છેદ **हे देव!**-હે દેવ! **श्रीः ललना**-ઉત્તમ સ્ત્રી લક્ષ્મીએ **यस्य वांच्छया**-જેને પામવાની ઇચ્છાથી. **सुचिरं धृतव्रता**-ઘણો લાંબો વખત વ્રત ધારણ કરીને **विहाय कामान्**-વૈભવને તજી દઇને **तपः आचरत्**-તપ કર્યું ત્યારે **तस्याः तव अंघ्रिरेणुस्पर्शाधिकारः**-તેણીને તમારા ચરણરજનો અધિકાર પ્રાપ્ત થયો, તે અધિકાર **अस्य**-આ નાગને **कस्य अनुभावः अस्ति**-કોની કૃપા છે. કોની કૃપાથી પ્રાપ્ત થયો. તે વાત **न विद्महे** અમે જાણતા નથી.

હવે ચરણુરજનો ખાસ મહિમા જણાવે છે.

**न नाकपृष्ठं न च सार्वभौमं, न पारमेष्ठ्यं न रसाधिपत्यम् ॥**
**न योगसिद्धीरपुनर्भवं वा, वाञ्छन्ति यत्पादरजः प्रपन्नाः ॥ ३७ ॥**
**तदेष नाथाप दुरापमन्यैस्-तमोजनिः क्रोधवशोऽप्यहीशः ॥**
**संसारचक्रे भ्रमतः शरीरिणो, यदिच्छतः स्याद्विभवः समक्षः ॥३८॥**

અર્થ—નાગપત્નીઓ આગળ કહે છે કે 'આપની ચરણુ રજને પામેલા પુરૂષો ઈંદ્રના રાજને, ચક્રવર્તીપણાને, બ્રહ્માની પદવીને અને પાતાળના રાજને, તેમજ યોગની સિદ્ધિઓને અને મોક્ષને પણુ ઈચ્છતા નથી. (૩૭) હે નાથ! આ સંસારચક્રમાં ભમતા પ્રાણી, આપના ચરણુરજની ઇચ્છા કરે તેટલી વારમાં, તેને મનગમતું સુખ મળે છે. બીજાઓને ન મળે એવી આપની ચરણુરજને, તમોગુણુથી ઉત્પન્ન થએલો અને જે ક્રોધી છે, એવો આ નાગ પણુ પામ્યો. (૩૮)

૩૭-૩૮ વિવેચન—

આ ચરણુરજની ખુમારી શંકર અને પાર્વતીએ પીધી. યાજ્ઞવલ્કય અને તેમની સ્ત્રીઓએ પીધી-શુકદેવ અને પરીક્ષિતે પીધી-પ્રલ્હાદે પીધી-વૃત્રાસુરે પીધી-રાંકા અને બાંકાએ પીધી-નરસિંહ મહેતાએ પીધી-મીરાં અને તુકારામે પીધી.

હવે નાગપત્નીઓ પ્રભુને પ્રણામ કરે છે.

**नमस्तुभ्यं भगवते, पुरुषाय महात्मने ॥**
**भूतावासाय भूताय, पराय परात्मने ॥३९॥**
**ज्ञानविज्ञाननिधये, ब्रह्मणेऽनन्तशक्तये ॥**
**अगुणायाविकाराय, नमस्ते प्राकृताय च ॥४०॥**

---

૩૭ પદચ્છેદઃ—**यस्य पादरजः प्रपन्नाः**-આપના ચરણુરજને પામેલા પુરૂષો **नाकपृष्ठं न वांच्छंति**-ઇંદ્રનું રાજ માગતા નથી. **च**-અને **न सार्वभौमं, न पारमेष्ठ्यं, न रसाधिपत्यम्**-ચક્રવર્તીપણાને, બ્રહ્માની પદવીને અને પાતાળના રાજને માગતા નથી. **न योगसिद्धिः वा अपुनर्भवं**-યોગસિદ્ધિઓને અને મોક્ષને પણુ માગતા નથી.

૩૮ પદચ્છેદ—**हे नाथ!**-હે નાથ! **संसारचक्रे भ्रमतः शरीरिणः**-આ સંસાર ચક્રમાં ભમતા પ્રાણી **यत् इच्छतः**-જો તે ચરણુ રજની ઇચ્છા કરે તો તેને **विभवः समक्षः स्यात्**-ઘણું સુખ મળે-એવું **अन्यैः दुरापं**-બીજાઓને ન મળે એવી ચરણુરજ **एषः**-આ **तमसा जनिः यस्य सः तमोजनिः**-તમોગુણી **क्रोधवशः**-જે ક્રોધી છે તે. **अहीशः**-નાગ **अपि आप**-પણુ પામ્યો.

૩૯ પદચ્છેદ—**पुरुषाय महात्मने**-અંતર્યામી, મહાત્મા **भूतानां आवासाय**-ભૂતોના આશ્રયરૂપ **भूताय**-સર્વના આદિ કારણુ **पराय**-કારણોથી ન્યારા **परमात्मने भगवते इति तुभ्यं नमः**-એવા તમને નમસ્કાર છે.

૪૦ પદચ્છેદ—**ज्ञानविज्ञाननिधये**-જ્ઞાન અને વિજ્ઞાનના ભંડારરૂપ **अनंतशक्तये**

कालाय कालनाभाय, कालावयवसाक्षिणे ॥
विश्वाय तदुपद्रष्ट्रे, तत्कर्त्रे विश्वहेतवे ॥४१॥
भूतमात्रेन्द्रियप्राण–मनोबुद्ध्याशयात्मने ॥
त्रिगुणेनाभिमानेन, गूढस्वात्मानुभूतये ॥४२॥
नमोऽनन्ताय सूक्ष्माय, कूटस्थाय विपश्चिते ॥
नानावादानुरोधाय, वाच्यवाचकशक्तये ॥४३॥

અર્થ—આપ કે જે અંતર્યામિ છો, મહાત્મા છો, આકાશાદિક પાંચ ભૂતનાં આધારરૂપ છો. સર્વના આદિકારણ અને કારણોથી પણ અતીત છો-એવા આપ ભગવાનને અમે પ્રણામ કરીએ છઇએ. (૩૯) આપ જ્ઞાન તથા વિજ્ઞાનના ભંડારરૂપ છે, આપ પરબ્રહ્મ અનંત શક્તિવાળા, નિર્ગુણ, નિર્વિકાર, તથા પ્રકૃતિને પ્રવર્તાવનાર છો. એવા આપને અમે પ્રણામ કરીએ છઇએ. (૪૦) આપ કાળસ્વરૂપ છો, કાળશક્તિના આશ્રયરૂપ છો, દિવસ, માસ, વરસ, આદિકાળના અવયવોના સાક્ષી છો, વિશ્વરૂપ છો, વિશ્વનાદ્રષ્ટા છો, વિશ્વના કર્તા છો, સઘળાં કારણોરૂપ છો, પંચતન્માત્રા, ઇંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ અને ચિત્તરૂપ છો, ત્રણ ગુણવાળા અહંકારથી પોતાના અંશરુપ જીવોના અનુભવને ઢાંકનારા છો. અનંત, સૂક્ષ્મ, કૂટસ્થ, સર્વજ્ઞ, અનેક પ્રકારના વાદવિવાદને મળતા છો, ( રામરૂપે પણ આપ, અને રહેમાન રૂપે પણ આપ ), નામરૂપના ભેદથી ભિન્ન ભિન્ન જણાતા એવા આપને અમે પ્રણામ કરીએ છઇએ. (૪૧-૪૨-૪૩)

---

**ब्रह्मणे**-અનંત શક્તિવાળા પરબ્રહ્મને **अगुणाय अविकाराय**-નિર્ગુણ અને નિર્વિકારી **च**-અને **प्राकृताय**-પ્રકૃતિને પ્રવર્તાવનાર **इति ते नमः**-એવા આપને નમસ્કાર છે.

૪૧ પદચ્છેદ—**कालाय**-કાળસ્વરૂપ **कालनाभाय**-કાળ શક્તિના આશ્રયરૂપ **कालस्य अवयवानां साक्षी तस्मै**--દિવસ, માસ, વરસ વિગેરે કાળના અવયવોના સાક્ષી **विश्वाय**-વિશ્વરૂપ **तस्य उपद्रष्ट्रे**-તે વિશ્વના સાક્ષી **तस्य कर्त्रे**-તે વિશ્વના કર્તા **विश्वहेतवे**-સર્વના કારણરૂપ.

૪૨ પદચ્છેદ—**भूतमात्रं च इन्द्रियाणि च प्राणाश्च मनांसि च बुद्धयश्च आशयाश्च** (ચિત્ત) **तेषां आत्मा तस्मै**-પંચ તન્માત્રા, ઇંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ અને ચિત્તના આત્મસ્વરૂપ **त्रिगुणेन अभिमानेन**-ત્રણ ગુણરૂપ અભિમાનથી **गूढा स्वात्मनां** (અંશરૂપ જીવોનો) **अनुभूतिः येन सः तस्मै**-જેણે પોતાના અંશરૂપ જીવોના અનુભવને-જ્ઞાનને ઢાંકી દીધું છે તેને.

૪૩ પદચ્છેદ—**अनन्ताय, सूक्ष्माय, कूटस्थाय**-અનંત સૂક્ષ્મ અને કૂટસ્થ **विपश्चिते**-જ્ઞાનસ્વરૂપ **नानावादान् अनुरुणद्धि इति-नानावादानुरोधः तस्मै**-નાના પ્રકારના વાદોને અનુસરનાર-જેવી ભાવના તેવા થનાર **वाच्यवाचकयोः शक्तिः तस्मै**-નામરૂપના ભેદથી ભિન્ન જણાતા.

૩૯–૪૩ વિવેચન—

મંદિર જઈને પ્રભુનાં દર્શન હમેશાં કરીએ, પણ મંદિરમાં જે બેઠા છે, તે આવા છે, એવું જ્યારે જ્ઞાન થાય, ત્યારે જીવનું જીવત્વ ઘટે. હમેશાં ભાગવતનાં પાઠ કરી જઈએ, અગર રૂદ્રિનો પાઠ કરીએ, અગર મહાદેવજીના અભિષેક કરીએ, અગર પાંચ દસ માળા ફેરવીએ, પણ જેને માટે પ્રયત્ન થાય છે, તે આવા છે, એવું જ્યારે જ્ઞાન થાય, ત્યારે જીવનું જીવન બદલાય–નવું ચેતન આવે.

**नानावादानुरोधः**—નાના પ્રકારના વાદોને અનુસરનાર ભગવાન્–શ્રીકૃષ્ણ. એટલે જેણે જેવા ભજ્યા, તેવા તેમને દેખાયા. **एकं सद् विप्रा बहुधा वदन्ति** (ઋગ્વેદ ૧–૧૬૪–૪૬) જે એક છે તેને ઋષિઓ ઘણા પ્રકારે વર્ણવે છે. '**यं शैवाः समुपासते शिव इति**' વિગેરે વાક્યોથી પ્રભુના અનેક સ્વરૂપની એકતા કરી છે.

> **त्रयी सांख्यं योगः, पशुपतिमतं वैष्णवमिति ।**
> **प्रभिन्ने प्रस्थाने, परमिदमदः पथ्यमिति च ॥**
> **रुचीनां वैचित्र्याद्-ऋजुकुटिलनानापथजुषां ।**
> **नृणामेको गम्यस्-त्वमसि पयसामर्णव इव ॥** [ શિવમહિમ્નઃ સ્તોત્ર ]

ભાવાર્થ—હે ભગવન્ ! ત્રણ વેદ, સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર, શૈવમત, વૈષ્ણવમત, વિગેરે વિગેરે ભિન્ન માર્ગોને વિષે, એક ઉત્તમ વાત યાદ રાખવા જેવી છે. તે એ કે જેવી રીતે આડે અવળે માર્ગે ચાલતા નદીના પ્રવાહો આખરે સમુદ્રનેજ મળે છે, તે પ્રમાણેજ રૂચીઓના વિચિત્રપણાથી, સીધા અથવા આડા–ગમેતે–ધર્મને રસ્તે ચાલનારા પુરૂષો, આપનેજ પામવા માટે મથી રહ્યા છે.

મુસલમાને મસીદમાં જઈને 'અલ્લા' કઈને બોલાવ્યા, તો ત્યાં અલ્લારૂપે દર્શન દીધાં. રામના ઉપાસકોએ 'રામ' કહીને બૂમ મારી, તો રામ રૂપે દર્શન દીધાં. કૃષ્ણના ઉપાસકે 'પ્યારે શ્રીકૃષ્ણ' કહીને બૂમ મારી, તો ત્યાં શ્રીકૃષ્ણરૂપે દર્શન દીધાં. આટલી વાત સમજાય, તો ધર્મના ઘણા ઝઘડા શમી જાય–ધર્માંધલોકો–ધર્મના વાસ્તવસ્વરૂપને નહીં સમજનારા–અંધ–અજ્ઞાનીઓજ–ધર્મના ઝઘડા કરે છે.

હવે આગળ સાંભળો—

> **नमः प्रमाणमूलाय, कवये शास्त्रयोनये ॥**
> **प्रवृत्ताय निवृत्ताय, निगमाय नमो नमः ॥४४॥**
> **नमः कृष्णाय रामाय, वसुदेवसुताय च ॥**
> **प्रद्युम्नायानिरुद्धाय, सात्वतां पतये नमः ॥४५॥**

૪૪ પદચ્છેદ—**प्रमाणमूलाय**–ઇંદ્રિયોના મૂળરૂપ. **कवये**–સ્વસિદ્ધ જ્ઞાની **शास्त्रयोनये**–વેદોને ઉત્પન્ન કરનાર **प्रवृत्ताय निवृत्ताय**–પ્રવૃત્તિ તથા નિવૃત્તિનું પ્રતિપાદ કરનાર **निगमाय नमो नमः**–વેદરૂપ આપને નમસ્કાર છે.

૪૫ પદચ્છેદઃ—**कृष्णाय रामाय नमः । च**–અને **वसुदेवसुताय नमः प्रद्युम्नाय अनिरुद्धाय**–પ્રદ્યુમ્નરૂપ અનિરૂદ્ધરૂપ **सात्वतां पतये नमः**–યાદવકુળના પતિને પ્રણામ.

અર્થ—ઇંદ્રિયોના મૂળરૂપ, સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા, વેદરૂપ નિશ્વાસવાળા, પ્રવૃત્તિ અને નિવૃત્તિનું પ્રતિપાદન કરનાર વેદરૂપ આપને, અમે પ્રણામ કરીએ છીએ. (૪૪) શુદ્ધ અંતઃકરણમાં પ્રકાશનાર, ઉપાસકોનું પાલન કરનાર શ્રી કૃષ્ણરૂપી, બળભદ્રરૂપી, પ્રદ્યુમ્ન તથા અનિરૂદ્ધરૂપી આપને અમે પ્રણામ કરીએ છીએ. (૪૫)

૪૪–૪૫ વિવેચન—

**प्रवृत्ताय निवृत्ताय निगमाय**—પ્રવૃત્તિ અને નિવૃત્તિનું પ્રતિપાદન કરનાર વેદરૂપ આપને ( પ્રણામ છે ). પ્રવૃત્તિ અને નિવૃત્તિ બેઉ માર્ગની અધિકાર પ્રમાણે જરૂર છે, માટે તે બેઉ માર્ગનું વેદે નિરૂપણ કર્યું છે. **प्रवृर्त्ति च निवृर्त्ति च, जना न विदुरासुराः ॥७॥** [ ગીતા અ. ૧૬ ]. અસુર સ્વભાવવાળા મનુષ્યો પ્રવૃત્તિ (એટલે કરવા જેવું ) અને નિવૃત્તિ ( એટલે ન કરવા જેવું શું છે તે ) જાણતા નથી. તાત્પર્ય–આ બેઉ માર્ગનું જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે. આજકાલ જમણ રમણમાં પ્રવૃત્તિમાર્ગ [ ખંત, ઉત્સાહ અને ખર્ચ ] વધારવો ગમે છે, અને ધર્મમાં નિવૃત્તિમાર્ગ (આળસ, પ્રમાદ અને કોશીર) વધારવો ગમે છે. કથામાં કથા ઉઠવા વખતે પહોંચાય, તેની ચિંતા થતી નથી; અને જમણમાં જરા ખાડું મોળું થયું, તો જીવ તલપાપડ થઇ જાય છે. 'તમે ક્યાં છો ?' તેનો વિચાર કરી જોજો. માત્ર દેવદર્શન, શિવવિષ્ણુનું પૂજન, તિર્થાટન અને નામ સ્મરણથી પ્રવૃત્તિનિવૃત્તિનું ભાન થાય એમ નથી. બેદરકારીથી કથાવાર્તા સાંભળવા આવતા હશો, તો પણ આ વાત સમજાય એવી નથી. જેમ સારો સોની સોનાને ગાળીને શુદ્ધ કરે; તેમ સાચો ( ગુરૂ સેવામાં તત્પર, કથાશ્રવણમાં સાવધાન ) મુમુક્ષુ, શ્રવણ કરેલી કથાને મનનદ્વારા ગાળીને શુદ્ધ કરે, તોજ પ્રવૃત્તિ અને નિવૃત્તિનું સ્વરૂપ સમજાય–તોજ પ્રભુ પ્રાપ્તિને ખરે રસ્તે ચાલી શકે.

હવે આગળ વધીએ—

**नमो गुणप्रदीपाय, गुणात्मच्छादनाय च ॥**
**गुणवृत्त्युपलक्ष्याय, गुणद्रष्ट्रे स्वसंविदे ॥४६॥**
**अव्याकृतविहाराय, सर्वव्याकृतसिद्धये ॥**
**हृषीकेश नमस्तेऽस्तु, मुनये मौनशीलिने ॥४७॥**

---

૪૬ પદચ્છેદ—**गुणप्रदीपाय नमः**–ગુણોને પ્રગટાવનારને પ્રણામ **च**–અને **गुणैः आत्मानं छादयति इति तस्मै**–ગુણોથી પોતાના સ્વરૂપને ઢાંકનાર **गुणवृत्तयः ताभिः उपलक्ष्यः तस्मैः**–ચિત્તાદિની ગુણવૃત્તિઓથી કાંઇ લક્ષ્યમાં આવે એવા **गुणद्रष्ट्रे**–ગુણના દ્રષ્ટા **स्वस्य संवित् यस्य सः तस्मै**-અગોચર.

૪૭ પદચ્છેદ— **अव्याकृतः विहारः** (મહિમા) **यस्य सः**–જેનો મહિમા ન જાણી શકાય એવા **सर्वव्याकृतानां** (કાર્યો) **सिद्धिः येन सः तस्मै**-સર્વ કાર્યોની સિદ્ધિ જેનાથી થાય છે તે એવા હે **हृषिकेश !** **मुनये**-મુનિને-આત્મારામીને **मौनं एव शीलं अस्ति यस्य-मौनशीली तस्मै मौनशीलिने**-સર્વદા આત્મારામપણું જેનો સ્વભાવ છે **ते**-તમને. **नमः अस्तु**–અમારા પ્રણામ છે.

અર્થ—ગુણોને પ્રગટાવનાર-એટલે અંતઃકરણને પ્રકાશ આપનાર એવા જે આપ-તેમને અમે પ્રણામ કરીએ છઇએ. ગુણોથી પોતાના સ્વરુપને ઢાંકનાર, ચિત્તાદિની વૃત્તિઓ ઉપરથી કાંઇક લક્ષ્યમાં આવો એવા, ચિત્તાદિકના સાક્ષી, અગોચર, અતકર્ય મહિમાવાળા, સર્વ કાર્યોની સિદ્ધિ જેનાથી થાય છે એવા, આત્મારામ અને સર્વદા આત્મારામપણુંજ જેનો સ્વભાવ છે એવા-હે ઋષિકેશ ! તમને અમારા પ્રણામ છે. (૪૬-૪૭)

૪૬-૪૭ વિવેચન—

**गुणप्रदीपाय**—ગુણોના પ્રકાશ કરનાર. ઇંદ્રિયાદિ ગુણોના કાર્યને પ્રકાશ આપનાર. **सर्वेन्द्रियगुणाभासं** [ ગીતા અ. ૧૩-૧૪].

**गुणात्मछादनाय**—ગુણે કરીને પોતાને ઢાંકનાર. માયાથી ગુપ્ત રહેનાર.

**गुणवृत्त्युपलक्षाय**—અંતઃકરણની વૃત્તિઓ ઉપરથી જે જણાય છે તેને.

**अव्याकृतविहाराय**—જેમનો મહિમા તર્કમાં આવે એવો નથી તેમને.

**सर्वव्याकृतसिद्धये**—જેમના વિના કોઇપણ કાર્યની સિદ્ધિ નથી તે પ્રભુને.

હવે આગળ વધીએ—

परावरगतिज्ञाय, सर्वाध्यक्षाय ते नमः ॥
अविश्वाय च विश्वाय, तद्द्रष्ट्रेऽस्य च हेतवे ॥४८॥

રાગ-વંશસ્થ.

त्वं ह्यस्य जन्मस्थितिसंयमान्प्रभो, गुणैरनीहोऽकृत कालशक्तिधृक् ॥
तत्तत्स्वभावान्प्रतिबोधयन्सतः, समीक्षयाऽमोघविहार ईहसे ॥४९॥
तस्यैव तेऽमूस्तनवस्त्रिलोक्यां, शान्ता अशान्ता उत मूढयोनयः ॥
शान्ताः प्रियास्ते ह्यधुनाऽवितुं सतां, स्थातुश्च ते धर्मपरीप्सयेहतः ॥५०॥

---

૪૮ પદચ્છેદ—**परं**-સ્થૂલ **अवरं**-સૂક્ષ્મ. **तयोः गतिं जानाति इति परावरगतिज्ञः तस्मैः**-સ્થૂલ અને સૂક્ષ્મની ગતિને જાણનાર. **सर्वाध्यक्षाय इति ते नमः**-સર્વના અધિષ્ઠાનરૂપ આપને નમસ્કાર **अविश्वाय**-વિશ્વથી ન્યારાને **च विश्वाय**-અને વિશ્વરૂપને. **तयोः द्रष्ट्रे**-તે બેઉના સાક્ષીને. **च**-અને **अस्य-अनयोः**-તે બેઉના **हेतवे**-કારણુરૂપ.

૪૯ પદચ્છેદ—**प्रभो**-હે પ્રભુ ! **कालशक्तिधृक्**-કાળ શક્તિને ધારણ કરનાર. **हि अनीहः**-વાસ્તવિક રીતે ક્રીડારહીત છો છતાં **गुणैः**-ગુણોવડે. **अस्य**-આ જગત્‌ના. **जन्मस्थितिसंयमा[illegible]**-જન્મસ્થિતિ અને પ્રલય. **अकृत-अकरोत्**-કરો છો. વળી **अमोघविहारः**-આપ કે જે અમોઘ લીલાવાળા છો તે. **तत् तत्-तेषां तेषां गुणेषु (संस्कार[illegible]रूपेण) सतः**-સંસ્કારરૂપે રહેલા **स्वभावान्**-સ્વભાવોને. **समीक्षया**-દૃષ્ટિથી **प्रतिबोधयन् ईहसे**-જાગ્રત્ કરતા આપ ક્રીડા કરો છો.

૫૦ પદચ્છેદ—**त्रैलोक्यां**-ત્રૈલોકમાં. **अमूः**-આ **शांताः अशांताः**-શાંત અને અશાંત **उत**-અને **मूढयोनयः**-મૂઢ યોનિવાળા. **तनवः**-શરીરો છે તે તે **तव एव**-તમારાજ છે.

અર્થ—સ્થૂલ સૂક્ષ્મની ગતિને જાણનાર, સર્વના અધિષ્ઠાતા, વિશ્વથી ન્યારા છતાં જે વિશ્વના અધિષ્ઠાનરૂપ છે તે, અધ્યાસ અને અપવાદના સાક્ષી, અને વિદ્યા તથા અવિદ્યાથી અપવાદ અને અધ્યાસના હેતુરૂપ આપને, અમે પ્રણામ કરીએ છઇએ. (૪૮) હે પ્રભુ ! આપ કાળશક્તિને ધારણ કરનાર છો. વાસ્તવિક રીતે આપ ક્રીડારહિત છો, તોપણ ગુણોવડે આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર છો, વળી અમોઘ લીલાવાળા છો, અને સંસ્કારરૂપે રહેલા તે તે સ્વભાવોને દૃષ્ટિથી જાગ્રત કરતા આપ ક્રીડા કરો છો. (૪૯) ત્રૈલોકયમાં શાંત, અશાંત અને મૂઢ, અર્થાત—સાત્ત્વિક રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનાં જેટલાં શરીર છે, તે સઘળાં આપનાંજ છે. તોપણ હાલ સત્પુરૂષોના ધર્મની, અને સત્પુરૂષોની રક્ષા કરવાના હેતુથી, મનુષ્યરૂપે વિદ્યમાન થએલા અને ક્રીડા કરતા એવા આપને, શાંત શરીરો વ્હાલાં છે. (૫૦]

૪૮–૪૯–૫૦ વિવેચન—

નાગપત્નીઓ બ્રહ્મનું કેવું નિરુપણ કરે છે! શ્રીકૃષ્ણને તમે ભજો છો, પૂજો છો, અને તેમનાં દર્શન પણ કરો છો. તે શ્રીકૃષ્ણ કોઇ સામાન્ય મનુષ્ય નથી—તેમ સામાન્ય અવતાર પણ નથી. તે પૂર્ણપુરૂષોત્તમ છે, એમ નાગણીઓ આપણને વિદીત કરે છે. નાગણીઓએ કહ્યું કે–'સાત્ત્વિક, રાજસ અને તામસ–એ તમામ શરીરો તમારાં છે; તોપણ આ કૃષ્ણાવતારમાં આપને સાત્ત્વિક શરીરો ગમે છે.' સાર–શ્રીકૃષ્ણને રીજવવા હોય તેમણે રજો તમોને હઠાવીને, સત્ત્વગુણ વધારવો. જેમને કોઇપણ 'પ્રકારના નિયમો નથી; અને અમુક મુદત માટે કોઇપણ પ્રકારની દિક્ષા નથી, લાઇનદોરી નથી. તેમને સત્ત્વગુણ પ્રાપ્ત કરવાની સગવડ નથી. સત્ત્વગુણ વધારવાનો ઉપદેશ કરનારા ઘણા છે; પણ પોતે પાળીને, આપણને સાથે રાખીને, પળાવનાર વિરલા જુજ છે. એ સગવડ પ્રભુએ આપણને આપી છે; માટે જ્યારે જ્યારે હું રૂડાં ટાણાં માંડું, ત્યારે ત્યારે હજાર કામને દૂર કરીને, દેહાભિમાનરૂપે લક્ષ્મી–જુવાની–વિદ્યા વિગેરે જે કોઇ તમારૂં બગાડતું હોય, તેને તજીને–સાદા સરલ થઇને–અમારા વ્હાલા સગા થઇને, તેમાં ભાગ લેજો. જીવનવૃત્તિ જરૂર સાત્ત્વિકતાથી ચમકશે. બાવા, સાધુ અને સન્યાસીઓના મઠમાં પણ, રજો તમોનાં પોટલાં પડયાં છે. તિર્થોની પણ એજ સ્થિતિ છે. થોડામાં સમજી જાઓ તો કહું છઉં કે–સંસારમાં રહીને સત્કર્મ વખતે સાચા સાધુ બનીને ધર્મલાભ લુંટો. સાત્ત્વિક શણગારથી આંતરબાહ્યને રંગો.

હવે આગળ વધીએ—

**अनुगृह्णीष्व भगवन्–प्राणांस्त्यजति पन्नगः ॥**
**स्त्रीणां नः साधुशोच्यानां, पतिः प्राणः प्रदीयताम् ॥५१॥**

---

તોપણ **अधुना**–હાલ. **सतां धर्मपरीप्सया**–સત્પુરૂષોના ધર્મનો રક્ષા કરવાની ઇચ્છાથી **च**–અને **सतां अवितुं**–સત્પુરૂષોની રક્ષા કરવા માટે. **स्थातुः**–મનુષ્યરૂપે વિદ્યમાન થએલા અને **हृहतः**–ક્રીડા કરતા એવા **इति ते**–આપને **शांताः प्रियाः**–શાંત શરીરો વ્હાલાં છે.

૫૧ પદચ્છેદ—**भो भगवन्**–હે પ્રભુ! **अनुगृह्णीष्व**–આપ અમારા ઉપર કૃપા કરો. **पन्नगः प्राणान् त्यजति**–આ સર્પના પ્રાણ જાય છે. **साधुशोच्यानां नः स्त्रीणां**–સાધુપુરૂષો જેનો શોક કરે છે એવી અમે સ્ત્રીઓને. **पतिः प्राणः प्रदीयताम्**–પતિરૂપ પ્રાણનું દાન કરો.

**अपराधः सकृद्भर्त्रा, सोढव्यः स्वप्रजाकृतः ॥**
**क्षन्तुमर्हसि शान्तात्मन्–मूढस्य त्वामजानतः ॥५२॥**
**विधेहि ते किंकरीणा–मनुष्ठेयं तवाज्ञया ॥**
**यच्छ्रद्धयाऽनुतिष्ठन्वै, मुच्यते सर्वतो भयात् ॥५३॥**

અર્થ—હે પ્રભુ ! આપ અમારા ઉપર દયા કરો. હવે આ સર્પના પ્રાણ જાય છે. સાધુપુરૂષો જેનો શોક કરે છે, એવી અમે સ્ત્રીઓ છઇએ. તેઓને આ પતિરૂપ પ્રાણનું દાન કરો. (૫૧) પોતાની પ્રજાનો એક અપરાધ સ્વામીએ માફ કરવો જોઇએ. હે શાંત સ્વભાવવાળા પ્રભુ ! આ નાગ કે જે આપને ઓળખતો નથી, વળી તે મૂઢ છે, તેથી તેનો અપરાધ આપે સહન કરવો જોઇએ. (૫૨) અમે કે જેઓ આપની દાસીઓ છઇએ, તેમને આપની જે આજ્ઞા હોય તે કહો. આપની આજ્ઞાને શ્રદ્ધાથી પાળનાર પ્રાણી સઘળા ભયથી મુક્ત થાય છે. (૫૩)
૫૧–૫૨–૫૩ વિવેચન—

**साधुशोच्यानां स्त्रीणां**—સ્ત્રીનો અવતાર અધમ ગણાય છે. તેમાંએ જે સ્ત્રી વિવેક અને મર્યાદાથી રહીત હોય, કજીયા કરવામાં શૂરી હોય, પહેરવા ઓઢવામાં પૂરી હોય, એટલે જે સ્ત્રીની વૃત્તિઓ રજો તમોથી રંગાએલી હોય, તે સ્ત્રી ખરેખર અધમમાં અધમ છે. તે સ્ત્રીઓ પોતાને હાથે સ્વર્ગના દ્વાર રૂપ મનુષ્ય જીવનને બગાડી નાંખે છે. જેમ રોહિદાસે સદાચારથી અને ઇશ્વરભક્તિથી, ઢેડવાડો દીપાવ્યો; તેમ સ્ત્રીઓએ સદાચારથી અને પતિભક્તિથી અધમ અવતારને દીપાવવો જોઇએ. વિધવા થએલી ઉત્તમ કોમની સ્ત્રીઓને પ્રભુએ [શાસ્ત્રોએ] સંસારના રગડામાંથી ખેંચી લઇ, સત્ત્વગુણમાં જોડી છે. મહાન્ ત્યાગ વૃત્તિમાં રહેનારી વિધવા સ્ત્રીઓ જે પાળે છે, તે ભગવા રંગીને સાધુ બનેલા ઘણા સાધુ પાળી શકતા નથી. જે કોમમાં નાતરાનો રીવાજ હોય ત્યાં પણ–મરદ બ્હેનોએ ઉછળીને સંસાર રગડામાં (પાછું) પડવું નહીં. આંતર-બાહ્યમાંથી રજોતમોને ધોતા રહેવું. આહારવિહારમાં સાત્વિકતા વધારી દેવી. સાત્વિકતાનો બીલકુલ દેખાડો કરવો નહીં–દંભ કરવો નહીં. ' સાત્વિકતમાંજ પોતાનું અંતિમ શ્રેય છે, એમ સમજીને બદલાઇ જવું. બ્હેનોને વિશેષમાં કહીએ છઇએ કે–આ વાતો નહીં માનો, તો આથી પણ અધીક અધમ અવતાર ભોગવવો પડશે. સ્ત્રી છો પણ હજી મનુષ્ય છો. પશુપક્ષીના અવતારમાં કદિ સ્ત્રી બનવું પડશે. સુખદુઃખની વાત કરવા અહીં મુખ ઉઘાડું છે, ત્યાં મુખે ખંભાતી તાળું વાસ્યું છે. વિચાર કરી જો જો. ઠીક જણાય તો અમારી વાત માનજો.

---

૫૨ પદચ્છેદ—**स्वप्रजाभिः कृतः अपराधः**–પોતાની પ્રજાએ કરેલો અપરાધ **भर्त्रा सकृत् सोढव्यः**–સ્વામીએ એકવાર ક્ષમા કરવો જોઇએ. માટે **हे शांतात्मन्**–હે શાંત સ્વભાવવાળા ! **त्वां अजानतः**–આપને નહિં ઓળખતા **मूढस्य**–આ મૂઢ નાગનો અપરાધ. **क्षंतुं अर्हसि**–આપે સહન કરવો જોઇએ.

૫૩ પદચ્છેદ—**तव आज्ञया यत् अनुष्ठेयं**–આપની આજ્ઞા પ્રમાણે જે કાંઇ કરવા જેવું હોય તે. **ते किंकरीणाम् विधेहि**–અમે કે જે તમારી દાસીઓ છઇએ તેમને કહો **यत् श्रद्धया अनुतिष्ठन्**–આપની આજ્ઞાને જે શ્રદ્ધાથી અનુસરે છે તે **सर्वतः भयात् मुच्यते**–ચારે તરફના ભયથી મુક્ત થાય છે.

**पतिः प्राणः**—પતિવ્રતા સ્ત્રીઓને પતિ પ્રાણરૂપ ગણાય છે. નાગને ઘેર પણ આ ભાવ છે.

**यच्छ्रद्धया** વિગેરે શબ્દો કહે છે કે-જે પુરૂષ શ્રદ્ધાથી આપની આજ્ઞા પાળે છે, તે સઘળા ભયથી મુક્ત થાય છે. રાજાના કાયદા પાળનાર પુરૂષને કદિ જેલ ભોગવવી પડતી નથી. આરોગ્યના નિયમો પાળનારને, રોગનો ભય રહેતો નથી. તે પ્રમાણેજ શાસ્ત્રદ્વારા પ્રગટ થએલી પ્રભુની આજ્ઞા પાળનારને, સંસારનો ભય રહેતો નથી.

નાગપત્નીઓની સ્તુતિ પૂર્ણ થઇ. હવે શુકદેવજી આગળ કહે છે તે સાંભળો—

**श्रीशुक उवाच ॥**

**इत्थं स नागपत्नीभिर्-भगवान् समभिष्टुतः ॥**
**मूर्च्छितं भग्नशिरसं, विससर्जाङ्घ्रिकुट्टनैः ॥५४॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-પગથી કૂટી નાંખવાને લીધે જેનાં માથાં ભાંગી ગયાં હતાં, અને તેથી જે મૂર્ચ્છા પામી ગયો હતો, તે નાગને, ઉપર પ્રમાણે નાગપત્નીઓએ જેમની સ્તુતિ કરી હતી, એવા ભગવાને છોડી મૂકયો;

૫૪ વિવેચન— 'ઢોલ ગમાર શૂદ્ર પશુ નારી, એ સબ તાડનકે અધિકારી.'

'ચમત્કાર વિના નમસ્કાર કરવો નહીં,' એવો ખળ પુરૂષોનો નિશ્ચય હોય છે, શ્રીકૃષ્ણે કાલીયનાગનો નિશ્ચય સાચવ્યો.

હવે કાલિયનાગ સ્તુતિ કરે છે—

**प्रतिलब्धेन्द्रियप्राणः, कालियः शनकैर्हरिम् ॥**
**कृच्छ्रात्समुच्छ्वसन् दीनः, कृष्णं प्राह कृताञ्जलिः ॥५५॥**

**कालिय उवाच ॥**

**वयं खलाः सहोत्पत्त्या, तामसा दीर्घमन्यवः ॥**
**स्वभावो दुरस्त्यजो नाथ, लोकानां यदसद्ग्रहः ॥५६॥**

(અપૂર્ણ.)

---

૫૪ પદચ્છેદ—**इत्थं**-ઉપર પ્રમાણે **नागपत्नीभिः सम्यक् अभिष्टुतः भगवान्**-નાગપત્નીઓથી રૂડે પ્રકારે સ્તુતિ કરાએલા ભગવાને **अंघ्रिभ्यां कुट्टनानि तैः भग्नशिरसं, अतः एव मूर्च्छितः तं**-પગથી કુટી નાંખવાને લીધે જેનાં માથાં ભાંગી ગયાં હતાં અને તેથી જે મૂર્ચ્છા પામી ગયો હતો તે નાગને **विससर्ज**-છોડી મૂકયો.

૫૫ પદચ્છેદ—**शनकैः**-ધીમે ધીમે **प्रतिलब्धाः इंद्रियप्राणाश्च येन सः**-જેણે ઇંદ્રિય અને પ્રાણ પાછાં મેળવ્યાં હતાં તે **कालियः**-કાળીયનાગે. **कृच्छ्रात् समुच्छ्वसन्**-માંડ માંડ શ્વાસ લેતા. **दीनः**-દીન. **कृतांजलिः**-હાથ જોડીને **कृष्णं प्राह**-શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું.

૫૬ પદચ્છેદ—**उत्पत्त्या सह**-જન્મથીજ **वयं खलाः तामसाः** અમે ખળ તથા તામસી છઇએ **दीर्घमन्यवः**-અને બહુ ક્રોધી છઇએ **हे नाथ !**-હે નાથ **लोकानां यद् असद्ग्रहः स्वभावः**-લોકોને ખોટામાં જે મોહરૂપો સ્વભાવ છે તે સ્વભાવ **दुस्त्यजः**-ન તજી શકાય એવો છે.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.

વર્ષ ૯ મું. ] કારતક માસ, ૧૯૮૫. [ અંક ૧૦

## બેસતા વરસના મંગળ પ્રભાતમાં—

**વ્હાલાં હરિજનો !**

બેસતા વરસના મંગળ પ્રભાતમાં આપને શું આપીએ ? અમારી પાસે છે, તે આપીએ. લ્યો ત્યારે-સૌને ઘણાજ હેતથી '**જયશ્રીકૃષ્ણ.**' આપીએ.

સંતો કહે છે કે—

**कृष्णेति मंगलं नाम, यस्य वाचि प्रवर्तते ॥**
**लाभस्तेषां जयस्तेषां, कुतस्तेषां पराजयः ?**

અર્થ—જેમની વાણીમાં શ્રીકૃષ્ણરૂપ મંગળ નામ હોય, તે પુરૂષને લાભ અને જય-બેઉ-પ્રાપ્ત થાય. તેઓનો પરાજય કેમ સંભવે ?

**દોહરો**—'કૃષ્ણ' 'કૃષ્ણ' તો સબ કહે, ઠગ ઠાકોર અરૂ ચોર;
બિના પ્રેમ રીઝે નહિં, તુલસી નંદકીશોર. સીયાવર૦

નામનો મહિમા ઘણો છે, પણ પ્રેમ વિનાનું નામ વિધવાના શણગાર જેવું છે. શ્રીમદ્ ભાગવત પુરાણોનું તીલક છે, અને વૈષ્ણવોનું પરમ ધન છે. માટે શ્રીકૃષ્ણમાં પ્રીતિ ઉત્પન્ન કરવી હોય, પ્રેમથી **વ્હાલાને** રીજવવો હોય, તો આ પત્રિકા ભાવથી-સાવધાનતાપૂર્વક વાંચો. વાંચીને **રાજી થયા** હો, તો સ્નેહીઓને વચાવો-માસીક મંગાવવા સ્નેહીઓને પ્રેરણા કરો. સ્નેહીઓને **અને** બ્હેન-ભાણેજને, બેસતા વરસના એંધાણમાં, માસીકનું દાન કરો. શ્રીકૃષ્ણ આપો.

**જ્ઞાનપંચમી**—કારતક શુદી ૫ મે-જ્ઞાનપંચમીએ-જ્ઞાનના પુસ્તકોને ખંખેરીને-ગોઠવીને તેમની પાસે ઘીનો દીવો કરીને, સરસ્વતીનું પૂજન કરજો.

**લવાજમ**—આ દસમો અંક છે, માટે આવતી સાલનું લવાજમ જેમ બને તેમ ત્વરાથી મોકલતા રહેજો. જ્ઞાનપંચમીએ મોકલી શકાય, તો અતી ઉત્તમ. વી. પી. કરીએ ત્યારેજ મોકલો, એ પરાણે પ્રીતિ કરવા જેવું છે. હવે આપને એમ કરવું ઘટતું નથી.

**સમરથ ગીતા**—ખાસ વાંચનશુદ્ધિ માટે તૈયાર કરેલી સમરથ ગીતાના ૧ થી ૧૮ અધ્યાય છપાઇ ગયા છે. તેમાં મંગળાચરણ સાથે વ્યાકરણની જાણવા જેવી નોટ પણ છે. કીંમત ૦-૪-૦.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૧૬ મો ચાલુ.

[ અનુસંધાન ૬૭૨ મા પાનાથી ]

અર્થ—જેણે ઇંદ્રિયો અને પ્રાણ પાછાં મેળવ્યાં હતાં, એવા કાલીયનાગે માંડ માંડ શ્વાસ લઇને, દીનતાથી હાથ જોડીને, શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું. (૫૫) 'જન્મથીજ અમે ખળ, તામસી અને ક્રોધી છઇએ. હે નાથ! લોકોને ખોટામાં મોહરૂપી જે સ્વભાવ [અધ્યાસ] બંધાઇ જાય છે; તે સ્વભાવ તજી શકાય એવો નથી. તજવો મુશ્કેલ છે. (૫૬)

૫૫-૫૬ વિવેચન—

કાલિયનાગ જે બોલ્યો તે ફરીવાર સાંભળો—× × × કેમ સમજાય છે? કાલિયનાગ કહે છે કે—' નાગના અવતારમાંજ એવું કાંઇક છે કે—જેથી અમો આપથી વિમુખ રહીએ. ત્યારે આપે અમને નાગનો અવતાર શા માટે આપ્યો?'

તાત્પર્ય—આપે અમને નાગનો અવતાર આપ્યો, એ આપનો દોષ છે.

જ્યાં ભગવાન ભજવાની સગવડ ન હોય; જ્યાં ઉઠે ત્યાંથી તે સુવે ત્યાંસુધી, ખોટાજ વિચાર કરવાના હોય; જ્યાં પાપ, પાપ અને પાપજ હોય. જ્યાં ખટપટના ખજાના ભર્યા હોય; જ્યાં બુરાઇનાં બંદર ખુલ્લાં હોય; એટલે-જ્યાં રજો તમો ઉભરાઇ જતા હોય, ત્યાં જીવોને પ્રભુ કેમ અવતાર આપતા હશે? આવા અવતાર આપવામાં પ્રભુનો વાંક છે કે જીવનો?- શા કારણથી પ્રભુ જીવને નીચ યોનીમાં લઇ જાય છે? તે ખુલાસો સાંભળો—

प्रवृत्तिं च निवृत्तिं च, जना न विदुरासुराः ॥
न शौचं नापि चाचारो, न सत्यं तेषु विद्यते ॥ ७ ॥
असत्यमप्रतिष्ठं ते, जगदाहुरनीश्वरम् ॥
अपरस्परसंभूतं, किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥
एतां दृष्टिमवष्टभ्य, नष्टात्मानोऽल्पबुद्धयः ॥
प्रभवन्त्युग्रकर्माणः, क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥
काममाश्रित्य दुष्पूरं, दंभमानमदान्विताः ॥
मोहाद् गृहीत्वाऽसद्ग्राहान्, प्रवर्ततेऽशुचिव्रताः ॥ १० ॥
चिन्तामपरिमेयां च, प्रलयान्तामुपाश्रिताः ॥
कामोपभोगपरमा, एतावदिति निश्चिताः ॥ ११ ॥
आशापाशशतैर्बद्धाः, कामक्रोधपरायणाः ॥
ईहन्ते कामभोगार्थ-मन्यायेनार्थसंचयान् ॥ १२ ॥
इदमद्य मया लब्ध-मिमं प्राप्स्ये मनोरथम् ॥
इदमस्तीदमपि मे, भविष्यति पुनर्धनम् ॥ १३ ॥
असौ मया हतः शत्रुर् हनिष्ये चापरानपि ॥
ईश्वरोऽहमहं भोगी, सिद्धोऽहं बलवान् सुखी ॥१४॥

आढ्योऽभिजनवानस्मि, कोऽन्योऽस्ति सदृशो मया॥
यक्ष्ये दास्यामि मोदिष्य, इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥
अनेकचित्तविभ्रान्ता, मोहजालसमावृताः ॥
प्रसक्ताः कामभोगेषु, पतन्ति नरकेऽशुचौ ॥ १६ ॥
आत्मसंभाविताः स्तब्धा, धनमानमदान्विताः ॥
यजन्ते नामयज्ञैस्ते, दंभेनाविधिपूर्वकम् ॥ १७ ॥
अहंकारं बलं दर्पं, कामं क्रोधं च संश्रिताः ॥
मामात्मपरदेहेषु, प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥
तानहं द्विषतः क्रूरान, संसारेषु नराधमान् ॥
क्षिपाम्यजस्रमशुभा–नासुरीष्वेव योनिषु ॥ १९ ॥ [ ગીતા અ. ૧૬ ]

[ સર્પ જેવી અસુર યોનીમાં જન્મ થાય, તેમાં પ્રભુનો વાંક ? કે જીવનો વાંક ? એ પ્રશ્નના ખુલાસા માટે આ શ્લોકો આપ્યા છે. વિશેષ જાણવાની ઇચ્છા હોય, તેમણે અહીંથી પ્રગટ થએલો ગીતાજીનો સોળમો અધ્યાય વાંચવો. ]

છેવટે ૧૯ મા શ્લોકમાં શ્રીકૃષ્ણે કહ્યું કે–' આવા આવા આસુર લક્ષણવાળા જીવોને, હું વારંવાર અસુર યોનીમાં નાખું છઉં. ' ' આસુર લક્ષણો તજવાં, અને દૈવી લક્ષણો પ્રાપ્ત કરવાં, એજ મનુષ્ય જન્મનું મુખ્ય સાર્થક છે,' એમ દુનિયાના દરેક ધર્મો અને દરેક સંતો સ્વિકારે છે. તે બાબતમાં જે પ્રમાદ કરે છે, તેને પ્રભુ અસુર યોનિમાં ફેંકે છે. આ વાત બરાબર સમજ્યા હો, તો તમે તમારા ગુરૂ થઇને, આસુરી લક્ષણને તજજો, અને અગવડને યુક્તિથી સગવડના રૂપમાં ફેરવીને, શ્રીહરિ ભજજો. અનુકુળતાની રાહ જોવા રહેશો, તો મરતાં સુધી આ કામ કરવાની અનુકુળતા નહીં મળે. આવી વાત કરવાની રજા પણ અહીંજ છે–આ અવતારમાંજ છે. આ અવતારમાં પણ–અહીંજ–સંતોના સમાગમમાં. સ્ત્રીપુત્રાદિક સાથે આ વાત નહીં કરી શકાય. નાતજાતમાં આ વાત નહીં કરી શકાય. ચોરે ચૌટે આ વાત નહીં કરી શકાય. ભાઇબંધ દોસ્તદારોમાં આ વાત નહીં કરી શકાય; માટે અહીં આ વાત કરી લેજો. પ્રમાદ કરશો નહીં. નહીં તો–ઉતરતાં ઉતરતાં અમુક જીવ જેમ કાલિય નાગ બન્યો, તેમ આપણા પણ ધીમે ધીમે એજ હાલ છે. [ બરાબર ઉપાડો. ]

**ચોપાઇ**—તત્તા તેરી સફલ કમાઇ, નરદેહી સમરનકો પાઇ;
હરિ ભજી ગર્ભવાસસેં છૂટો, રામ નામ એસો ધન લુંટો.
થથ્થા થોરા જીવન ભાઇ, હરિ બિનુ જન્મ અકારથ થાઇ;
ચેતન હોઉ હરિ નામ ઉચારો, તનકી ત્રિવિધા તાપ નિવારો;
દદ્દા દેખ જગત્ વ્યવહારા, માયા જાલ બંધ્યા સંસારા;
બંધનસે છૂટત જો ચાહિએ, શરણ જાઇ સંતનકે રહીએ.

રોહિદાસે, સજના કસાઇએ, સેના ઘાંયજાએ, કરમા ઘાંચણે, વિભીષણ વિગેરે અનેક નીચ યોનીવાળા જીવોએ પ્રયત્ન કર્યો–તો તેમને પ્રભુ મળ્યા છે. વિભીષણે શ્રીરામનાં પ્રથમ દર્શન કર્યાં, ત્યારે તે બોલ્યો હતો કે—

**ચોપાઈ**—નિશિચર વંશ જન્મ સુરત્રાતા, નાથ ! દશાનન કરમેં ભ્રાતા;
સહજ પાપપ્રિય તામસ દેહા, યથા ઉલૂકહિ તમપર નેહા.

**દોહરો**—શ્રવણુ સુયશ સુનિ આયઉં, પ્રભુ ! ભંજન ભયભીર;
ત્રાહિ ત્રાહિ આરત હરણુ, શરણુ સુખદ રઘુવીર. (મોક્ષવાણી પાનુ ૪૭)

અનેક સંતના સમાગમમાં આપ આવ્યા હશો, પણુ પાપથી મુક્ત થવા માટે, આટલો પશ્ચાતાપ કદિ કર્યો છે? ન કર્યો હોય તો કરજો-અંતરથી કરજો. પેટમાટે શેઠની ખુશામત ઘણીવાર કરતા હશો. વ્યવહાર માટે સગા સંબંધી અને નાતની ખુશામત ઘણીવાર કરતા હશો. વિષય સુખ માટે સ્ત્રીની ખુશામત પણુ કરતા હશો, ત્યારે આત્મસુખમાટે સંતની ખુશામત કાં ન કરો! સંત પાસે જે કંઇ દિવ્ય છે-ભવતારણુ છે. તેની પરવા કાં ન રાખો!

સર્પે કહ્યું કે-' મોહરૂપી જે સ્વભાવ-જે અધ્યાસ-બંધાઇ જાય છે, તે સ્વભાવ તજી શકાય એવો નથી. ' મનુષ્ય અવતાર સિવાયના બીજા અવતારોમાં સ્વભાવ ( અધ્યાસ ) બદલવાની સગવડ નથી. મનુષ્યાવતારમાં પણુ જે પરવા રાખે, તેમને માટેજ આ સગવડ છે. ગરજવાન્ અર્જુનને શ્રીકૃષ્ણુ કહે છે કે—

**त्रैगुण्यविषया वेदा, निस्त्रैगुण्यो भवार्जुन ॥**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो, निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥**

**અર્થ**—હે અર્જુન ! કર્મકાંડવાળો વેદનો ભાગ ત્રિગુણાત્મક છે. માટે તું ત્રિગુણાતીત ( આ લોક અને પરલોકના સુખથી રહિત ), નિર્દ્વંદ્વ ( સુખ-દુઃખ, જય પરાજય ઇત્યાદિથી રહિત ), સાત્ત્વિક સ્થિતિવાળો, યોગક્ષેમની ચિંતાથી રહિત, અને એક પરમાત્માંજ પ્રેમ અને કામનાવાળો થા. (૪૫)

મંદિરે મંદિરે દર્શન કરે, અડસઠને બદલે સો તિરથમાં જઇને સ્નાન કરે, અને એક દિવસમાં ચોવીસ ઠેકાણે કથાવાર્તા સાંભળે; સંસારી મટીને સન્યાસી થાય, પણુ સ્વભાવ બદલે નહીં-જીવભાવ મટાડે નહીં. કામક્રોધાદિને હઠાવે નહીં; તેમની પ્રવૃત્તિ ઘાણીમાં ફરનારા બળદના જેવી છે. હવે આગળ વધીએ—

**त्वया सृष्टमिदं विश्वं, धातर्गुणविसर्जनम् ॥**
**नानास्वभाववीर्यौजो-योनिबीजाशयाकृति ॥ ५७ ॥**
**वयं च तत्र भगवन्, सर्पा जात्युरुमन्यवः ॥**
**कथं त्यजामस्त्वन्मायां, दुस्त्यजां मोहिताः स्वयम् ॥ ५८ ॥**

---

૫૭ પદચ્છેદ--**हे धातः**-હે વિધાતારૂપ **गुणैः विविधतया सृज्यते इति गुणविसर्जनम्**-ગુણોથી નાના પ્રકારે કરેલું **स्वभावश्च वीर्यञ्च ओजश्च योनिश्च बीजञ्च आशयश्च** ( સંસ્કાર ) **आकृतिश्च** ( નાના ) **यस्य तत् इति इदं विश्वं**-અને જેનાં સ્વભાવ, શક્તિ, બળ, યોનિ, બીજ, સંસ્કાર અને આકૃતિઓ જુદાં જુદાં છે, એવું આ જગત્ **त्वया सृष्टं**-આપે કરેલું છે.

૫૮ પદચ્છેદ—**तत्र च**-તેમાં **वयं**-અમે **भगवन्**-હે ભગવાન્ **जात्या उरु मन्युः येषां ते-जात्युरुमन्यवः**-જન્મથીજ બહુ ક્રોધી, **सर्पाः**-સર્પો અને **स्वयं मोहिताः**-તમે મોહ પમાડેલા તે અમે **दुस्त्यजां त्वन्मायां**-ન તરી શકાય એવી આપની માયાને **कथं त्यजामः**-કેવી રીતે તરી શકીએ ?

**भवान्हि कारणं तत्र, सर्वज्ञो जगदीश्वरः ॥**
**अनुग्रहं निग्रहं वा, मन्यसे तद्विधेहि नः ॥ ५९ ॥**

અર્થ—હે વિધાતારૂપ શ્રીકૃષ્ણ ! ગુણોથી નાના પ્રકારે બનેલું, આ જગત્ કે જેમાં-સ્વભાવ, શક્તિ, બળ, યોનિ, બીજ, સંસ્કાર અને આકૃતિઓ જુદાં જુદાં છે, તે જગત્ આપે બનાવેલું છે-તે જગત્ આપની કૃતિ છે. (૫૭) તેમાં-એટલે આ જગતમાં-હે ભગવન્ ! અમો (સર્પો) જન્મથીજ ક્રોધી છઇએ. આ પ્રમાણે આપેજ અમને મોહ પમાડેલા છે, ક્રોધી બનાવ્યાં છે; તેથી ન તજી શકાય એવી આપની માયાને, અમે કેવી રીતે તજી શકીએ ? નજ તજી શકીએ. (૫૮) માયાને તજવાની બાબતમાં, આપ કે જે સર્વજ્ઞ અને જગદીશ્વર છો. તેજ કારણ ભૂત છો. સર્વજ્ઞ થઇને ક્ષમા કરવી યોગ્ય લાગે, તો તેમ કરો; અને જગદીશ્વર થઇને અમારો દંડ કરવો યોગ્ય જણાય, તો આપ તેમ કરો. (૫૯)

૫૭ થી ૫૯ વિવેચન—

૫૭-૫૮ માં કહ્યું કે—'આપની માયાથી મોહ પામેલા અમે, આપની માયાને કેવી રીતે તજી શકીએ ?' ગીતાના ૭ મા અધ્યાયમાં માયાને તરવાનો રસ્તો શ્રીકૃષ્ણે બતાવ્યો છે—

**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते ॥ १४ ॥**

'જે મારે શરણે આવે, તેઓજ મારી માયાને તરી શકે.'

૫૯ મા શ્લોકમાં કહી દીધું કે-' સર્વજ્ઞ તરીકે આપ અમારો સ્વભાવ જાણો છો, તેથી ક્ષમા કરો; અને ઇશ્વર તરીકે-જગતના નિયંતા તરીકે ( અપરાધ કરનારાને શિખામણ દેવાના હેતુથી ), આપ મને શિક્ષા કરો.'

શિક્ષા ત્રણ પ્રકારે કરવામાં આવે છે. એક ઐશ્વર્યથી, બીજી ન્યાયથી, અને ત્રીજી કૃપાથી. ઐશ્વર્યથી કરેલી શિક્ષા, જોઇએ તે કરતાં વધારે હોય છે. ન્યાયથી કરેલી શિક્ષા જોઇએ તેટલીજ હોય છે; અને કૃપાથી જે શિક્ષા થાય, તે જોઇએ તે કરતાં ઓછી હોય છે.

**भगवान् पीडार्थं दंडं न करोति ॥**

જેમ માતા પિતા પોતાના બાળકને બાળકના કલ્યાણ માટે શિક્ષા કરે, રૂડો રાજા પ્રજાને પ્રજાના હિત માટે શિક્ષા કરે, તેમ પ્રભુ જીવોને જીવના કલ્યાણ માટે શિક્ષા કરે છે.

ચોપાઇ—' જો કરણિ સમુઝે પ્રભુ મોરી, નહિં નિસ્તાર કલ્પ શત કોરી.
જન અવગુણ પ્રભુ માન ન કાઉ, દીનબંધુ અતિ મૃદુલ સ્વભાઉ.'

( મોક્ષવાણી પાનુ ૬૨. )

નંદિગ્રામમાં શ્રીરામની વાટ જોઇને બેઠેલા ભરતજી કહે છે કે—' જો તમે અમારા અપ-

---

૫૯ પદચ્છેદ—**तत्र भवान् सर्वज्ञः जगदीश्वरः हि कारणं**-માયાને તજવાની બાબતમાં આપ કે જે સર્વજ્ઞ અને જગદીશ્વર છો, તેજ કારણ છે. સર્વજ્ઞ થઇને **अनुग्रहं मन्यसे तत् विधेहि नः**-અનુગ્રહ કરવો યોગ્ય લાગે તો અમને કહો. **वा**-અથવા જગદીશ્વર થઇને **निग्रहं मन्यसे तत् नः विधेहि**-દંડ કરવો યોગ્ય જણાય તો અમને તેમ કરો.

રાધને હિસાબ રાખો, તો અમારો ઉદ્ધાર કદિ થાય તેમ નથી. આપ દિનબંધુ અને મૃદુલ સ્વભાવના છો, તેથી અમારા અપરાધ ઘણે અંશે દરગુજર કરો છો.'

આ વિષયમાં સર્પ શરણે આવ્યો છે, માટે કૃપાને પાત્ર થયો છે. પ્રભુ તેને શી શિક્ષા કરે છે, તે ભાવથી સાંભળો—

॥ श्रीशुक उवाच ॥

**इत्याकर्ण्य वचः प्राह, भगवान् कार्यमानुषः ॥**
**नात्र स्थेयं त्वया सर्प, समुद्रं याहि मा चिरम् ॥**
**स्वज्ञात्यपत्यदाराढ्यो, गोनृभिर्भुज्यतां नदी ॥ ६० ॥**

અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે—કાર્ય કરવા માટે મનુષ્ય બનેલા ભગવાન્, ઉપર પ્રમાણે સાંભળીને બોલ્યા કે—'હે સર્પ ! તારે અહીં રહેવું નહીં. તારાં જ્ઞાતિ, સંતાન અને સ્ત્રીઓને લઇને, તું ત્વરાથી સમુદ્રમાં જા. હવે ગાયો અને મનુષ્યો આ નદીનો ઉપયોગ કરશે. (૬૦)

૬૦ વિવેચન—

કાલિંદીનું જળ પીવાની હવે ગાયોને અને મનુષ્યોને છૂટ થઇ. આગળ ૬૩મા શ્લોકમાં કહે છે કે—'મારા ચરણની છાપ તારા મુસ્તકો ઉપર પડવાથી, તને મારો ભકત જાણી, હવે ગરૂડ તને પજવશે નહિં.' કાલિયનાગે ગરૂડને પજવવાની ટેવ હવે તજી હશે, એમ સમજી લેવું.

હવે કાલિયનાગની કથાનો, અને કાલિંદીના જળનો મહિમા બતાવે છે.

**य एतत्संस्मरेन्मर्त्यस्-तुभ्यं मदनुशासनम् ॥**
**कीर्तयन्नुभयोः संध्योर्-न युष्मद्भयमाप्नुयात् ॥ ६१ ॥**
**योऽस्मिन्स्नात्वा मदाक्रीडे, देवादींस्तर्पयेज्जलैः ॥**
**उपोष्य मां स्मरन्नर्चेत्-सर्वपापैः प्रमुच्यते ॥ ६२ ॥**

---

૬૦ પદચ્છેદ—**इति आकर्ण्य**-તે સાંભળીને **कार्यमानुषः भगवान**-કાર્ય કરવા માટે મનુષ્ય થએલા ભગવાન્ **वचः प्राह**-બોલ્યા. **सर्प**-હે સર્પ ! **त्वया अत्र न स्थेयं**-તારે અહીં રહેવું નહિં. **स्वज्ञातिश्च अपत्यानि च दाराश्च तैः आढ्यः**-(યુક્ત)-તારા જ્ઞાતિ, સંતાન અને સ્ત્રીઓને લઇને **मा चिरम् समुद्रं याहि**-તું ત્વરાથી સમુદ્રમાં જા. **गोनृभिः नदी भुज्यतां**-હવે ગાયો અને મનુષ્યો આ નદીનો ઉપયોગ કરે.

૬૧-૬૨ પદચ્છેદ—**एतद् तुभ्यं मदनुशासनं**-આ તને કરેલી શીક્ષા તે વાતનું **यः मर्त्यः**-જે મનુષ્ય **उभयोः संध्योः**-બે સંધ્યા વખતે **संस्मरेत् कीर्तयन्**-સ્મરણ કરે તથા કીર્તન કરે, તેને **युष्मद् भयं न आप्नुयात्**-તમારે ત્રાસ દેવો નહી. **अस्मिन मदाक्रीडे स्नात्वा**-મારા ક્રીડાના આ સ્થળમાં સ્નાન કરીને **यः**-જે **जलैः देवादीन् तर्पयेत्**-જળથી દેવોનું તર્પણ કરે અને **चेत्**-જે **उपोष्य माम स्मरन् अर्चेत्**-ઉપવાસ કરીને મારૂં સ્મરણ કરતો કરતો મારૂં પૂજન કરે તો **सर्वपापैः प्रमुच्यते**-તમામ પાપથી મુક્ત થાય છે.

અર્થ—શ્રીકૃષ્ણ આગળ બોલ્યા કે-'હે સર્પ ! તને જે આ શિક્ષા કરી છે, તે વાતનું જે મનુષ્ય બેસંધ્યા વખતે સ્મરણ કરે, તથા કીર્તન કરે, તે મનુષ્યને તમારે ત્રાસ દેવો નહિં. (૬૧) મારી ક્રીડાના સ્થળરૂપ આ ધરામાં જે મનુષ્ય સ્નાન કરીને, જળથી દેવાદિકનું તર્પણ કરશે, અને ઉપવાસ કરીને મારૂં સ્મરણ કરતાં કરતાં, મારૂં પૂજન કરશે, તે મનુષ્ય સઘળા પાપથી મૂક્ત થશે. (૬૨)

૬૧-૬૨ વિવેચન—

કાલિયનાગને પ્રભુએ પોતાની ચરણરજ આપી, એવી મહિમાવાળી આ કથાનું સ્મરણ કરનાર મનુષ્ય, સર્પોના ત્રાસથી બચશે, એ ભાવ છે. સ્નાન માત્રથી દેહસંબંધી પાપનો નાશ થાય છે, ઉપવાસથી પ્રાણસંબંધી પાપનો નાશ થાય છે. ભગવાનના સ્મરણથી અંતઃકરણનાં પાપનો નાશ થાય છે; અને પૂજનથી ઇંદ્રિયોના પાપનો નાશ થાય છે. દેવતાઓ, ઋષિઓ અને પિતૃઓ દેશ, કાળ અને કર્મના સાક્ષી છે. તેથી મનુષ્ય જે જે પાપ કરે છે, તે તમામ તેઓ જુએ છે; તેમનું તર્પણ કરવાથી, તેઓ પ્રસન્ન થઈને, પાપનો નાશ કરે છે.

કયા દ્વીપમાં કાલિયનાગ ગયો ?—૬૦ મા શ્લોકમાં તેને સમુદ્રમાં જવાનું કહ્યું, અને ૬૭ મા શ્લોકમાં 'अब्धेः द्वीपं-સમુદ્રના દ્વીપમાં તે ગયો' એમ કહ્યું. ૬૭ મા શ્લોકમાં દ્વીપનું અમુક નામ આપ્યું નથી, માટે તે 'રમણકદ્વીપ' હોવો જોઇએ.

કાલિય નાગને ગરૂડના ભયથી મુક્ત કરે છે—

**द्वीपं रमणकं हित्वा, ह्रदमेतमुपाश्रितः ॥**
**यद्भयात्स सुपर्णस्त्वां, नाद्यान्मत्पादलाञ्छितम् ॥६३॥**

અર્થ—જેના ભયથી રમણક દ્વીપ તજીને, તેં આ ધરામાં વાસ કર્યો છે, તે ગરૂડજી—મારા ચરણની છાપ તને લાગવાથી, હવે તને ખાશે નહીં. (૬૩)

૬૩ વિવેચન—

જેમ દવા કડવાટ સાથે આરોગ્ય આપે, તેમ શિક્ષા દુઃખ સાથે અભય કરે.

હવે નાગલોકો પ્રભુનું પૂજન કરે છે, અને તેઓ કાલિંદીમાંથી વિદાય થાય છે—

**श्रीशुक उवाच ॥**

**एवमुक्तो भगवता, कृष्णेनाद्भुतकर्मणा ॥**
**तं पूजयामास मुदा, नागपत्न्यश्च सादरम् ॥६४॥**

---

૬૩ પદચ્છેદ—**यस्य भयात्**-જેના ભયથી **रमणकं द्वीपं हित्वा**-રમણક દ્વીપ મૂકીને **एतं ह्रदं उपाश्रितः**-આ ધરામાં તેં વાસ કર્યો છે. **सः सुपर्णः**-તે ગરૂડ **मम पादाभ्यां लांछितः तं-इति त्वां-न अद्यात्**-મારા ચરણની છાપ લાગવાથી તને ખાશે નહીં.

૬૪ પદચ્છેદ—**अद्भुतकर्मणा कृष्णेन भगवता**-અદ્ભુત કર્મ કરનારા શ્રીકૃષ્ણ ભગવાનથી **एवं उक्तः**-ઉપર પ્રમાણે આજ્ઞા થતાં તેણે **मुदा तं पूजयामास**-પ્રેમથી ભગવાનનું પૂજન કર્યું **च**-અને **नागपत्न्यः सादरं**-નાગપત્નિઓએ પણ આદરથી ભગવાનનું પૂજન કર્યું.

दिव्याम्बरस्रङ्मणिभिः, परार्ध्यैरपि भूषणैः ॥
दिव्यगन्धानुलेपैश्च, महत्योत्पलमालया ॥६५॥
पूजयित्वा जगन्नाथं, प्रसाद्य गरुडध्वजम् ॥
ततः प्रीतोऽभ्यनुज्ञातः, परिक्रम्याभिवाद्य तम् ॥६६॥
सकलत्रसुहृत्पुत्रो, द्वीपमब्धेर्जगाम ह ॥
तदैव साऽमृतजला, यमुना निर्विषाऽभवत् ॥
अनुग्रहाद्भगवतः, क्रीडामानुषरूपिणः ॥६७॥

**इति श्रीभागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे कालियनिर्यापणंनाम षोडशोऽध्याय ॥१६॥**

અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે-અદ્ભુત કર્મ કરનારા શ્રીકૃષ્ણે ઉપર પ્રમાણે આજ્ઞા કરતાં, તે નાગે અને નાગપત્નિઓએ, આદરથી ભગવાનનું પૂજન કર્યું. (૬૪) દિવ્યવસ્ત્રો, દિવ્યમાળાઓ, મણિઓ, અમૂલ્યભૂષણો, દિવ્યગંધોના લેપ તથા કમળની મોટી માળાથી, ગરૂડધ્વજ જગન્નાથ ભગવાનનું પૂજન કરીને રાજી થએલો, અને જેને પ્રભુએ રજા આપી દીધી હતી, એવો કાલિયનાગ, ભગવાનની પ્રદક્ષણા કરીને, અને પ્રભુને વંદન કરીને, સ્ત્રીઓ, સંબંધીઓ અને પુત્રો સહિત સમુદ્રના દ્વીપમાં ગયો. ત્યારથીજ લીલાઓ માટે મનુષ્યરૂપને ધારણ કરનાર શ્રીકૃષ્ણની કૃપાથી, યમુનાજી ઝેરરહિત થયાં; અને પરિણામે યમુનાજીનાં જળ અમૃત સરખાં થયાં. (૬૫-૬૬-૬૭.)

૬૪ થી ૬૭ વિવેચન—

નાગોનો પૂજનવિધિ જુઓ. ગણેશોદ્દેશદિપીકા નામનો ગ્રન્થ કહે છે કે-'કાલિયનાગે પોતાના ભંડારમાંથી શ્રીકૃષ્ણને કૌસ્તુભમણિ આપ્યો હતો.' નાગ ઘણું ઝેરી પ્રાણી છે. તોપણ

---

૬૫-૬૬ પદચ્છેદ—**दिव्यानि चतानि अंबराणि च स्रजश्च मणयश्च दिव्यांबरस्रङ्मणयः तैः**-દિવ્ય વસ્ત્ર અને દિવ્ય માળાઓ અને મણિઓથી. **परार्ध्यैः भूषणैः अपि**-અમૂલ્ય ભૂષણોથી પણ **च**-અને **दिव्यगंधानुलेपनैः**-દિવ્ય ગંધોના લેપથી **महती उत्पलानां माला तया**-કમળની મોટી માળાથી. **गरुडध्वजम् जगन्नाथं पूजयित्वा**-ગરૂડધ્વજ જગન્નાથનું પૂજન કરીને **प्रसाद्य**-અને તેમને પ્રસન્ન કરીને **ततः प्रीतः**-પછી રાજી થએલો **अभ्यनुज्ञातः**-રજા પામેલો. **परिक्रम्य**-ભગવાનની પ્રદક્ષણા કરીને **तम् अभिवाद्य**-અને તેમને વંદન કરીને.

૬૭ પદચ્છેદઃ—**कलत्राणि च सुहृदश्च पुत्राश्च तैः सह सः सकलत्रसुहृत्पुत्रः** સ્ત્રી, સંબંધીઓ અને પુત્રો સહિત. **अब्धेः द्वीपं जगाम**-સમુદ્રના દ્વીપમાં ગયો. **तदा एव**-ત્યારથીજ **क्रीडामानुषरूपिणः भगवतः अनुग्रहात्**-લીલાઓ માટે મનુષ્ય રૂપને ધારણ કરનાર શ્રીકૃષ્ણની કૃપાથી. **निर्विषा यमुना**-યમુનાજી ઝેરથી રહિત થયાં **अतः एव सा अमृतजला अभवत्**-તે અમૃત જળવાળી બની.

હિંદુશાસ્ત્રે તેમને દેવ માન્યા છે. વરસના ૩૬૫ દિવસમાંથી, એક દિવસ (નાગપાંચમ) નાગના પૂજન અને વ્રત માટે શાસ્ત્રે સ્વીકાર્યો છે. તે દિવસે નાગનો મહિમા અવશ્ય સાંભળવો. કારણકે એકલાં પૂજન અને વ્રતથી કાર્ય નહિં સરે. નાગ ચમત્કારી પ્રાણી છે. કચ્છમાં ભૂજીયોનાગ અને માણેકવાડામાં માણકોનાગ, એમ અનેક ઠેકાણે મોટા નાગ પ્રસિદ્ધ છે.

**નાગ અને દુર્જનમાં ફેર શું?**—નાગ ભયંકર ઝેરી છે, છતાં દુર્જનો કરતાં સારા છે. મોટા નાગો ખેતરોમાં રહે છે; કોઇ કોઇના ઘરમાં રહે છે; કોઇ કોઇનો પથારીમાં આવીને સુતેલા જણાય છે, પણ કારણવિના કરડતા નથી; અને દુર્જન તો લેવાદેવા વિના બીજાનો ઉપદ્રવ કર્યા વિના રહી શકતા નથી. સર્પની પાસે ઘીનો દીવો કરવાથી, તે ગમે ત્યાં ચાલ્યો જાય છે, દુર્જન પાસે સો દીવા કરો, તોપણ તે પોતાની કુટેવ છોડતો નથી. ગમે તેવો સર્પ મંત્રાધીન છે, અને દુર્જન કોઇને પત કરતોજ નથી. નાગની દાઢોમાંજ ઝેર હોય છે, દુર્જનના સર્વ અંગોમાં ઝેર હોય છે. મનુષ્યાદેહનો મહિમા જાણ્યો હોય. તો દુર્જન થશો નહીં. વિના કારણ કોઇનું બગાડશો નહીં. કોઇની ઇર્ષ્યા અને દ્વેષ કરીને રાજી થશો નહીં. કદિ દુર્જનનો સંગ પણ કરશો નહીં. દુર્જન સર્પના કરતાં નીચી યોનીમાં જવાની તૈયારી કરતો જણાય છે.

**સર્પનો અવતાર કોણ લેતા હશે?**

૧ જેઓ બહુજ ક્રોધી અને ડંસીલા હોય, અને મુવા પહેલાં સંતોને અને શાસ્ત્રોને સેવીને, આ દોષનું નિવારણ કરી શકયા ન હોય, તેઓને સર્પ યોનીમાં જવું પડે. ઉંડા દરમાં, અવાવરૂ ઘરમાં, અગર કુવા વિગેરે જળાશયમાં સંતાઇને પડયા રહેવું પડે.

૨ જેઓ લક્ષ્મીને બહુજ ખંતથી સાચવતા હોય, અને મુવા પહેલાં સંતો અને શાસ્ત્રોદ્વારા, તેમાંથી વાસના ન તોડી શકયા હોય, તેમને તે લક્ષ્મી સાચવવા સર્પ થઇને આવવું પડે. ( નિઃસંતાન મનુષ્યોનાં આવાં ઘણાં દ્રષ્ટાંત સંભળાય છે. )

મુમુક્ષુઓએ આ વાતો સાંભળીને સાવધાન રહેવું. જેના પેરણમાં માંકડ પેઠો હોય, તે મનુષ્ય માંકડને પકડીને નાંખી ન દે, ત્યાંસુધી-સુખેથી બેસી શકતો નથી. તેમ જેના અંતઃકરણમાં આ દોષો હોય, તે મનુષ્યે આ દોષો કાઢી નાંખ્યા પહેલાં, સુખેથી બેસવું નહીં.

**પ્રીતઃ**-કાલિયનાગ ડંસીલાપણું તજીને પ્રભુને શરણે ગયો જણાય છે.

હવે આ અધ્યાયને સમાપ્ત કરીએ.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધનો સોળમો અધ્યાય સંપૂર્ણ. બોલીયો હરિ. બોલો શ્રીરામચંદ્રદેવકી જય. શ્રીકૃષ્ણ બળદેવકી જય. હર હર મહાદેવ હર.

જ્યાં આ કથા વાંચો, ત્યાં સૌને અમારા જયશ્રીકૃષ્ણ કહેશોજી.

મોક્ષમંદિર-**અમદાવાદ.**
સંવત ૧૯૮૪ વિજયાદશમી.

લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૧૭ મો

વિષય—આ અધ્યાયમાં કાલિયનાગનું પૂર્વવૃતાંત, તથા ભગવાને દાવાનળથી વ્રજવાસીઓની રક્ષા કરી, તે કથા કહેવાશે.

પરીક્ષિત રાજા પ્રશ્ન કરે છે—

॥ राजो उवाच ॥

**नागालयं रमणकं, कस्मात्तत्याज कालियः ॥**
**कृतं किं वा सुपर्णस्य, तेनैकेनासमञ्जसम् ॥ १ ॥**

**અર્થ—પરીક્ષિતરાજા પૂછે છે–'રમણકદ્વીપ કે જે નાગલોકોનું સ્થાન છે, તેનો કાલિયનાગે શા માટે ત્યાગ કર્યો? અને તેણે એકે ગરૂડજીનું શું અપ્રિય કર્યું? (૧)**

૧ વિવેચન—

આ પ્રશ્ન સંબંધી આપણે પાછળ [૬૩૭] પાને ખુલાસો કર્યો છે.

શ્રીશુકદેવ તેનો જવાબ આપે છે—

॥ श्रीशुक उवाच ॥

**उपहार्यैः सर्पजनैर्–मासि मासीह यो बलिः**
**वानस्पत्यो महाबाहो, नागानां प्राङ्निरूपितः ॥ २ ॥**
**स्वं स्वं भागं प्रयच्छन्ति, नागाः पर्वणि पर्वणि ॥**
**गोपीथायात्मनः सर्वे, सुपर्णाय महात्मने ॥ ३ ॥**
**विषवीर्यमदाविष्टः, काद्रवेयस्तु कालियः ॥**
**कदर्थीकृत्य गरुडं, स्वयं तं बुभुजे बलिम् ॥ ४ ॥**

---

૧ પદચ્છેદ—**नागानां आलयं इति रमणकं**–રમણક દ્વીપ કે જે નાગલોકોનું સ્થાન છે તેનો **कालियः कस्मात् तत्याज**–કાલિયનાગે શામાટે ત્યાગ કર્યો? **वा**–અને **तेन एकेन**–તે એકથી **सुपर्णस्य**–ગરૂડજીનું **किं असमंजसं कृतं**–શું અપ્રિય કરાયું?

૨–૩ પદચ્છેદ—**महाबाहो**–હે રાજન્! **प्राक्**–પૂર્વે **उपहार्यैः सर्पजनैः**–સર્પના ભક્ષ્યરૂપ લોકોથી, એટલે સર્પના ઉપાસકોએ પોતાને સર્પનો ભય ન થાય એવા હેતુથી. **नागानां यः बलिः**–નાગોને આપવાનો જે બલિ **इह**–રમણકદ્વીપમાં **मासि मासि वानस्पत्यः निरूपितः**–દર મહિને વૃક્ષના મૂળમાં મુકીને આપવો એમ મુકરર થયું હતું. તે બલિમાંથી **स्वं स्वं भागं**–પોતપોતાનો ભાગ **सर्वे नागाः**–સર્વ નાગો **आत्मनः गोपीथाय**–પોતાના રક્ષણ માટે **पर्वणि पर्वणि**–દરેક પરબે **सुपर्णाय महात्मने प्रयच्छंति**–ગરૂડભગવાનને આપતા હતા.

૪ પદચ્છેદ—**विषवीर्यमदैः आविष्टः**–વિષ, વીર્ય અને મદથી છકેલો **कद्रूमाः**

**तच्छ्रुत्वा कुपितो राजन्-भगवान् भगवत्प्रियः ॥**
**विजिघांसुर्महावेगः, कालियं समुपाद्रवत् ॥ ५ ॥**
**तमापतन्तं तरसा विषायुधः, प्रत्यभ्ययादुच्छ्रितनैकमस्तकः ॥**
**दद्भिः सुपर्णं व्यदशद्ददायुधः, करालजिह्वोच्छ्वसितोग्रलोचनः ॥६॥**
**तं तार्क्ष्यपुत्रः स निरस्य मन्युमान्, प्रचण्डवेगो मधुसूदनासनः ॥**
**पक्षेण सव्येन हिरण्यरोचिषा, जघान कद्रूसुतमुग्रविक्रमः ॥ ७ ॥**
**सुपर्णपक्षाभिहतः, कालियोऽतीव विह्वलः ॥**
**ह्रदं विवेश कालिन्द्यास्-तदगम्यं दुरासदम् ॥ ८ ॥**

**અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે-'** પોતાને સર્પનો ભય ન થાય, એવા હેતુથી, સર્પના ભક્ષરૂપ લોકો, નાગોને જે બલિ પૂર્વે વૃક્ષના મૂળમાં મૂકીને આપતા હતા, તે બલિમાંથી, નાગલોકો પોતપોતાનો ભાગ, પોતાના રક્ષણ માટે, દરેક પર્વણિએ ગરૂડભગવાનને આપતા હતા. (૨-૩) વિષ, બળ અને

---

**अपस्यं पुमान् काद्रवेयः-कद्रूपुत्रः कालियः**-કદ્રુનો પુત્ર કાલિયનાગે **गरुडं कदर्थीकृत्य**-ગરૂડનો તિરસ્કાર કરીને **स्वयं**-પોતે **तं बलिं बुभुजे**-તે બલિ તે ખાઇ જતો હતો.

૫ પદચ્છેદ—**हे राजन्! तत् श्रुत्वा**-તે સાંભળીને **कुपितः भगवत्प्रियः भगवान्**-કોપેલા, ભગવાનને વ્હાલા સમર્થ ગરૂડજી **महावेगः**-મોટા વેગવાળા **कालियं**-કાલિયનાગને **विहंतु इच्छुः विजिघांसुः**-મારીનાંખવાની ઇચ્છાવાળા ગરૂડજી **समुपाद्रवत्**-દોડયા.

૬ પદચ્છેદ—**तं आपततं प्रति**-દોડયા આવતા ગરૂડજી સામે **विषायुधः**-ઝેરરૂપી આયુધવાળો કાલિયનાગ **उच्छ्रितानि नैकानि मस्तकानि येन सः**-જેણે પોતાનાં અનેક માથાં ઉંચા કર્યાં હતાં તે કાલિય **तरसा अभ्ययात्**-વેગથી દોડયો. **दंताः एव आयुधानि यस्य सः**-દાંતરૂપી આયુધવાળો **करालजिह्वः**-ભયંકર જીભવાળો **उच्छ्वसितानि उग्राणि लोचनानि यस्य सः**-જેનાં નેત્ર ઉપસેલાં અને ઉગ્ર હતાં તે કાલિયનાગ **दद्भिः सुपर्णं व्यदशद्**-દાંતથી ગરૂડજીને કરડયો.

૭ પદચ્છેદ—**सः**-તે **प्रचंडवेगः**-પ્રચંડવેગવાળો **मधुसूदनासनः**-ભગવાનના આસનરૂપ **उग्रविक्रमः**-બળવાન્ **तार्क्ष्यपुत्रः**-ગરૂડજીએ **मन्युमान्**-ક્રોધ કરીને **तं निरस्य**-તે કાલિયનાગને આમતેમ ફેંકી દઇને-હડસેલી નાંખીને. **हिरण्यं इव रोचिः यस्य सः-तेन सव्येन पक्षेण**-સોનાજેવી કાંતિવાળી પોતાની ડાબી પાંખથી **कद्रूसुतं जघान**-કાલિયનાગને પ્રહાર કર્યો.

૮ પદચ્છેદ—**सुपर्णपक्षेण अभिहतः अत एव अतीव विह्वलः कालियः**-ગરૂડની પાંખથી હણાયેલો અને તેથી ઘણોજ વિહ્વલ થએલો કાલિયનાગ **कालिंद्याः**-યમુનાજીના **दुरासदं**-ઘણાજ ઉંડા **तस्य अगम्यं ह्रदं**-જેમાં ગરૂડજી પેસી ન શકે એવા ધરામાં **विवेश**-પેઠો.

મદથી છકેલો કદ્રૂપુત્ર–કાલિયનાગ, ગરૂડજીનો તિરસ્કાર કરીને (ગરૂડજીને નહીં ગણકારીને), ગરૂડજી માટે નાગોએ મૂકેલો બલિ, પોતે ખાઇ જતો હતો. (૪) તે વાત સાંભળીને કોપ પામેલા મોટા વેગવાળા, અને ભગવાનને વ્હાલા બળવાન્ ગરૂડજી, કાલિકનાગને મારી નાંખવા સારૂ દોડયા. (૫)

અર્થ—ઝેરરૂપી આયુધવાળો અને જેણે પોતાનાં અનેક માથાં ઉંચા કર્યાં હતાં; તે કાલિયનાગ, દોડયા આવતા ગરૂડજી સામે, વેગથી દોડયો. દાંતરૂપી આયુધોવાળો, ભયંકર જીભવાળો અને જેનાં નેત્ર ઉપસેલાં અને ઉગ્ર હતાં, તે કાલિયનાગ દાંતથી ગરૂડજીને કરડયો. (૬) પ્રચંડવેગવાળા, ભગવાનના આસનરૂપ, બળવાન્ ગરૂડજીએ ક્રોધે ભરાઈને, કાલિયનાગને આમતેમ હડસેલી નાંખ્યો–ફેંકી દીધો. પછી પોતાની સોના જેવી ડાબી પાંખથી, ગરૂડજીએ કાલિયનાગને પ્રહાર કર્યો. (૭) ગરૂડજીની પાંખથી હણાએલો, અને તેથી ઘણોજ વિહ્વલ થએલો–કાલિયનાગ, જેમાં ગરૂડજી ન પેસી શકે એવા યમુનાજીના ઉંડા ધરામાં પેસી ગયો. (૮)

૨ થી ૮ વિવેચન—

ગરૂડજી અને નાગોને શો સંબંધ?—કદ્રૂ અને **વિનતા** નામની દક્ષપ્રજાપતિની બે કન્યાઓ, કશ્યપઋષિને પરણી હતી. કદ્રૂના પુત્ર નાગો, અને વિનતાના પુત્ર ગરૂડજી અને અરૂણ.

ગરૂડજી અને નાગોને કજીયો થવાનું કારણ શું?—કદ્રૂ અને વિનતા બ્હેનો છતાં શોક્યના સંબંધમાં જોડાવાથી, એક બીજાની ઇર્ષ્યા કરવા લાગી. કદ્રૂને પુત્રરૂપે ૧૦૦૦ સર્પો હતા. અને વિનતાને પુત્રરૂપે અરૂણ અને ગરૂડજી હતા. એક દિવસે વિનતાએ કદ્રુને પૂછયું–' સમુદ્રમાંથી નીકળેલા ઉચ્ચૈઃશ્રવા ઘોડાના વાળનો રંગ કેવો છે?' કદ્રૂએ કહ્યું–' તે કાળો છે?' વિનતાએ કહ્યું–' એ કાળો ન હોય.' એમ વાદે ચડતાં વિનતાએ કહ્યું કે–' જો વાળનો રંગ કાળો હોય, તો હું તારી દાસી થઇને રહું. નહિંતો તારે મારી દાસી થઇને રહેવું.' આ વાત કદ્રુએ કબુલ રાખીને પોતાના પુત્રોને આજ્ઞા કરીને કહ્યું કે–' તમે ઉચ્ચૈઃશ્રવાના શરીરે વીંટાઈ જાઓ, જેથી તે કાળા વાળવાળો જણાય.' કદ્રૂના પુત્ર સર્પોએ તેમ કર્યું. પછી બેઉ બ્હેનો ઘોડા પાસે ગઇ. તે વખતે ઘોડાના વાળનો રંગ કાળો જણાયો. તેથી વિનતા કદ્રૂની દાસી થઇને રહી. પોતાની માતાનું દાસીપણું જોઇને, ગરૂડજી નારાજ થયા. પોતાની માતાને દાસીપણામાંથી મુક્ત કરવા, ગરૂડજીએ કદ્રૂની પ્રાર્થના કરતાં, કદ્રૂએ કહ્યું કે–' મારા પુત્રો માટે તું ઇંદ્ર પાસેથી અમૃત લાવી દે, તો તારી માતાને દાસીપણામાંથી હું મુક્ત કરૂં.' ગરૂડજીએ ઇંદ્ર સાથે લડીને અમૃતનો કળશ મેળવ્યો. કળશ આપતી વખતે ઇંદ્રે ગરૂડજીને કહ્યું કે–' સર્પોને અમૃત પાશો તો જગતને વધારે હેરાન કરશે.' તે સાંભળીને ગરૂડજી બોલ્યા કે–' આ કળશ હું દર્ભના વનમાં મૂકીશ, અને મારી માતાને છોડાવીશ. પછી તમારે કળશનું જેમ કરવું ઘટે, તેમ કરજો.' આ પ્રમાણે ગરૂડજીએ આશીને કળશ આપીને માતાને છોડાવી. અમૃત પીવા માટે કદ્રૂના પુત્રો સ્નાન કરવા ગયા. તે દર્મીયાન ઇંદ્રે કળશ ઉઠાવી લીધો. સર્પો સ્નાન કરીને આવ્યા, પણ કળશ દેખ્યો નહીં; જે દર્ભ ઉપર કળશ મુકયો હતો, તે દર્ભને ચાટવાથી

સર્પોની જીભ ચિરાઇ ગઇ. તેથી સર્પો બે જીભવાળા થયા. (આ કથા મહાભારતના આદિ પર્વમાં છે તથા દેવી ભાગવતના સ્કંધ ૨-૧૨ માં છે.) ગરૂડજીની માતા, દાસીપણામાંથી મુકત થઇ, પણ સર્પોને અને ગરૂડજીને વેર ઉભું થયું. આ વૈરથી ગરૂડજી નાગોને પીડતા હતા. વાસુકી વિગેરે અષ્ટકુલ નાગોએ બ્રહ્માજીને ફર્યાદ કરી. બ્રહ્માજીએ ગરૂડને કહ્યું કે '**अरयो न केवलं वध्याः**-તમે બળવાન્ છો તો ભલે, પણ દુશ્મનો તદ્દન મારવા લાયક ન ગણાય. તેમની પાસેથી કાંઇક દંડ લ્યો.' તે વાત ગરૂડજીએ કબુલ રાખતાં, બ્રહ્માજીએ આગળ કહ્યું કે-'પાતાળમાં રહેનાર સર્પ લોકો આ નાગોને દર અમાવાસ્યાએ જે ભોગ-સામગ્રિ આપે છે, તે ભોગ સામગ્રિ તેઓ તમને આપશે. નાગો તેમ કરે, ત્યાં સુધી તમારે તેમને મારવા નહીં.' આ કરાર પછી નાગો સુખપૂર્વક રમણુકદ્વીપમાં રહેવા લાગ્યા. કદ્રૂનો છકી ગએલો પુત્ર કાલિયનાગ, ગરૂડજીનો તિરસ્કાર કરીને, ગરૂડજી માટે નાગોએ મૂકેલો ભાગ, ખાઇ જવા લાગ્યો. તે સાંભળીને મોટા બળવાળા ગરૂડજી કાલીયનાગને શિક્ષા કરવા દોડયા. ભયંકર યુદ્ધ થયું ગરૂડજીએ કાલિયનાગને હરાવ્યો. કાલિયનાગ નાસીને યમુનાજીના ધરામાં સંતાયો.

**મદે કોને નસાડયા નથી?—**

**ચોપાઈ**-યૌવન જ્વર કેહિ નહિં બલકાવા, મમતા કેહિકર યશ ન નશાવા?

મત્સર કાહિ કલંક ન લાવા, કાહિ ન શોક સમિર ડોલાવા?

મદે મુગલાઇને ફેંકી દીધી, મદે નેપોલીયનને સેંટહેલીનામાં પૂરી દીધો.

મદે કેસર વિલીયમને કંગાલ બનાવ્યો, મદે રૂશિયાના ઝારને જખમી કર્યો.

વિગેરે.

**तार्क्ष्यपुत्रः-तृक्षः** એટલે બ્રહ્માના પુત્ર **મરીચિ.** તેના પુત્ર કસ્યપ **तार्क्षः** અગર **तार्क्ष्यः** કહેવાય છે. તેના પુત્ર ગરૂડજી **तार्क्षपुत्रः** અથવા **तार्क्ष्यपुत्रः** કહેવાય છે.

**तार्क्ष्यः** ના અર્થ—ગરૂડ, ગરૂડનો મોટો ભાઇ અરૂણ, વાહન, ઘોડો, નાગ, પક્ષી, શીવ, સોનું. **तार्क्ष्यध्वजः** એટલે વિષ્ણુ.

તે ધરામાં ગરૂડજી કેમ આવી શકતા નહિં, તે વાત હવે શ્રીશુકદેવજી કહે છે—

**तत्रैकदा जलचरं, गरुडो भक्ष्यमीप्सितम् ॥**
**निवारितः सौभरिणा, प्रसह्य क्षुधितोऽहरत् ॥९॥**

**અર્થ—તે ધરામાંથી એક વખત, સૌભરિ ઋષિએ વાર્યા છતાં, ગરૂડજીએ બહુ ભૂખ્યા થઈ જવાથી, પોતાને પ્રિય ભક્ષ્યરૂપ મીનપતિને (મત્સ્યોના રાજાને), બળાત્કારથી ઉપાડી લીધો હતો. (૯)**

૯ વિવેચન—

આ વાત આગળ ૬૭૭ મે પાને આપને ટુંકામાં કહી છે.

---

૯ પદચ્છેદ—**तत्र**-તે ધરામાં. **एकदा** એક વખત. **सौभरिणा निवारितः अपि**-સૌભરિ ઋષીએ વાર્યા છતાં **गरुडः**-ગરૂડજીએ **क्षुधितः**-બહુ ભૂખ્યા થઇ જવાથી **ईप्सितं भक्ष्यं जलचरं**-પોતાના પ્રિય ભક્ષ્યરૂપ મીનપતિને **प्रसह्य अहरत**-બળાત્કારથી ઉપાડી લીધો.

માછલાંઓને દુઃખી દેખીને સૌભરિ શું બોલ્યા, તે સાંભળો—

मीनान्सुदुःखितान्दृष्ट्वा, दीनान्मीनपतौ हते ॥
कृपया सौभरिः प्राह, तत्रत्यक्षेममाचरन् ॥१०॥
अत्र प्रविश्य गरुडो, यदि मत्स्यान् स खादति ॥
सद्यः प्राणैर्वियुज्येत, सत्यमेतद्ब्रवीम्यहम् ॥११॥
तं कालियः परं वेद, नान्यः कश्चन लेलिहः ॥
अवात्सीद्गरुडाद्भीतः, कृष्णेन च विवासितः ॥१२॥

**અર્થ—**મીનપતિનો નાશ થતાં, માછલાંઓને બહુ દુઃખી અને લાચાર દેખીને, તે ધરામાં રહેનારાંઓનું હિત કરવાની ઈચ્છાથી, સૌભરિ ઋષિ દયાથી બોલ્યા–"હું અહીં સત્ય કહું છઉં કે–'જો કદિ આ ગરૂડ અહીં પેસીને, મત્સ્યોને ખાશે, તો તે તુરત પ્રાણથી મુક્ત થશે–મરી જશે.' (૧૦–૧૧).

**અર્થ—**તે વાતને કાલિયનાગ જાણતો હતો; પણ બીજો કોઈ સર્પ જાણતો નહિ. (આવા કારણને લીધે) કાલિયનાગ ગરૂડથી ડરીને અહીં રહેતો હતો. શ્રીકૃષ્ણે તેને આ સ્થળમાંથી બહાર કાઢયો. (૧૨)

૧૦–૧૧–૧૨ વિવેચન—

**દયા—**પ્રાણીયો પ્રત્યે કસમયે થએલી દયા પણ, મુમુક્ષુઓના જીવનમાં દોષરૂપ ગણાય છે. મૃગલીના બચ્ચાં પ્રત્યે દયા કરતાં, જડભરતને ત્રણ અવતાર લેવા પડયા. મત્સ્યો પ્રત્યે દયા કરતાં સૌભરિને મત્સ્યોમાં પ્રેમ વધ્યો. પ્રેમ વધ્યો, તે સાથે તેમનો પરિચય પણ વધ્યો. પરિચય વધતાં નરનારી–મત્સ્યોને સંગ કરતાં દેખ્યાં. તેમનો સંગ જોઇને સૌભરિને ત્યાગાશ્રમમાંથી નીકળીને, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની ઇચ્છા થઈ. માંધાતા રાજાને ઘેર જઇને, તેઓ તપોબળથી ૫૦ કન્યા પરણ્યા. ઘણા વરસોથી પ્રાપ્ત કરેલું તપ થોડા સુખ માટે ખોઈ નાંખ્યું. [આ કથા નવમ સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં છે.] મહાન્ તપસ્વીઓની આ દશા છે, ત્યારે

૧૦ પદચ્છેદ—**मीनपतौ हते**–મીનપતિનો નાશ થતાં **मीनान् सुदुःखितान् दीनान् दृष्ट्वा**–માછલાંને બહુ દુઃખી અને લાચાર દેખીને. **तत्र भवाः इति तत्रत्याः**–તે ધારામાં રહેનારાં. **तेषां क्षेमः तम् आचरन्**–તેઓનું હિત કરવાની ઇચ્છાવાળા **सौभरिः कृपया प्राह**–સૌભરિ દયાથી બોલ્યા.

૧૧ પદચ્છેદ—**एतद् अहं सत्यं ब्रवीमि**–હું અહીં સત્ય કહું છઉં કે **यदि स गरुडः**–જો આ ગરૂડ. **अत्र प्रविश्य**–અહીં પેસીને **मत्स्यान् खादति**–મત્સ્યોને ખાય. **सद्यः प्राणैः वियुज्यते**–તો ત્વરાથી પ્રાણથી મુક્ત થાય.

૧૨ પદચ્છેદ—**तं कालियः वेद**–તે વાતને કાલિયનાગ જાણતો હતો. **परं**–પણ **अन्यः कश्चन लेलिहः**–બીજો કોઇ સર્પ **न (वेद)**–જાણતો નહોતો. **गरुडात् भीतः अवात्सीत्**–તે ગરૂડથી ડરીને અહીં રહેતો હતો. **च**–અને **कृष्णेन विवासितः**–તેને કૃષ્ણે ત્યાંથી બહાર કાઢયો.

આજકાલના સાધુ સન્યાસીની શી વાત! સાધુ સન્યાસીઓએ કદિ ગૃહસ્થોના ઘરમાં ઉતરવું નહીં. ગૃહસ્થોના સમાગમમાં ખાસ કારણ વિના જવું નહીં. જે સાધુ સન્યાસીઓ આ ધર્મ ન જાણતા હોય, તેમને આ ધર્મ ગૃહસ્થોએ પરાણે શીખવવો. વળી જેઓ સંસારમાં રચ્યા પચ્યા રહેતા હોય–ઘડીવાર પણ સ્ત્રીપુત્રાદિકથી છૂટા રહી શકતા ન હોય, કદિ સંતસંગદ્વારા મોહરૂપી કચરાને ધોતા ન હોય, તેમની શી દશા થતી હશે! વિચાર કરી જોજો.

**अनेकचित्तविभ्रान्ता, मोहजालसमावृताः ॥**

**प्रसक्ताः कामभोगेषु, पतंति नरकेऽशुचौ ॥१६॥** [ગીતા અ. ૧૬.]

અર્થ—જેમનાં ચિત્ત અનેક પ્રકારે ભમેલાં છે, મોહજાળમાં ફસાઇ ગયાં છે, તથા પદાર્થો અને ભોગોમાં અતિ આસક્ત છે, તે આસુરી લોકો, ભયંકર નરકમાં પડે છે. [૧૬]

તાત્પર્ય—તમે સદા સાવધાન રહેજો. સ્ત્રીપુત્રાદિકને કંટાળારૂપ લાગો, ત્યારે તો મારા જેવા નવરાને અવશ્ય મળજો. મેઘમંડળ જેવો આ તાલમેલ છે, તેને ઓળખજો. પરપોટા જેવાં આ સુખ, સદા નભે એવાં નથી. વટેમાર્ગુઓ જેવો સંબંધીઓનો આ સંઘ, સદા એક ઠેકાણે રહી શકે એમ નથી. વિચાર કરી જોજો.

અલ્પ સુખ આપતાં મોટું દુઃખ–ગરૂડજીને શાપ આપીને મત્સ્યોને ગરૂડથી બચાવ્યાં, પણ તેને લીધે કાલિયનાગ જેવા ભયંકર ઝેરી પ્રાણીને, તે સ્થળમાં વસવું ફાવ્યું. તેથી કાલિંદીનું જળ વિષમય બની ગયું. મત્સ્યાદિ જેઓ ત્યાં વસતા હતાં તેમનો, અને ત્યાં આવતાં પ્રાણીઓનો ઘાણ વળી ગયો. આ બધી ગોવિંદની અકળ કળા છે.

હવે કાલિયનાગની કથા પૂરી થઈ. શ્રીકૃષ્ણને નંદાદિ ગોવાળીયા કેવી રીતે મળે છે, તે સાંભળો—[ મેળાપની કથા ૧૩ થી ૧૯ શ્લોક સુધી ચાલશે. ]

**कृष्णं ह्रदाद्विनिष्क्रान्तं, दिव्यस्रग्गन्धवाससम् ॥**
**महामणिगणाकीर्णं, जाम्बूनदपरिष्कृतम् ॥१३॥**
**उपलभ्योत्थिताः सर्वे, लब्धप्राणा इवासवः ॥**
**प्रमोदनिभृतात्मानो, गोपाः प्रीत्याऽभिरेभिरे ॥१४॥**
**यशोदा रोहिणी नन्दो, गोप्यो गोपाश्च कौरव ॥**
**कृष्णं समेत्य लब्धेहा, आसँल्लब्धमनोरथाः ॥१५॥**

---

૧૩–૧૪ પદચ્છેદ—**ह्रदात् विनिष्क्रांतं**–ધરામાંથી નીકળેલા. **दिव्यानि स्रग्गंधवासांसि यस्य सः तं कृष्णं**–જેણે દિવ્ય માળા, ચંદન અને વસ્ત્રો પહેર્યાં હતાં તે. **महामणीनां गणैः आकीर्णः तं**–મોટા મોટા મણિયોથી જે વ્યાપ્ત થયા હતા તે. **जांबूनदं**–સુવર્ણ. **तेन परिष्कृतः तं**–સોનાથી શણગારેલા કૃષ્ણને. **उपलभ्य**–મેળવીને. **लब्धप्राणाः असवः इव**–પ્રાણ પ્રાપ્ત થતાં ઇંદ્રિયો ઉઠે તેમ. **सर्वे उत्थिताः**–સર્વે ઉભા થયા. **प्रमोदेन निभृताः आत्मानः येषां ते इति गोपाः**–આનંદથી ઉભરાઇ ગયેલા ગોવાળીયાઓ. **प्रीत्या अभिरेभिरे**–પ્રીતીથી ભેટવા લાગ્યા.

૧૫ પદચ્છેદ—**भो कौरव !**–હે રાજન! **यशोदा रोहिणी नंदः गोप्यः गोपाः च ॥ कृष्णं समेत्य**–શ્રીકૃષ્ણને મળીને. **लब्धा ईहा यैः ते**–ભાનવાળા થયાં–ભાન આવ્યું. **लब्धमनोरथाः आसन्**–મનોરથો પૂરા થયા.

**અર્થ—શ્રીકૃષ્ણ ધરામાંથી બહાર નીકળ્યા, ત્યારે તેમણે દિવ્ય માળા, ચંદન અને વસ્ત્રો ધારણ કર્યાં હતાં. મોટા મણિઓના શણગારથી તેઓ ઝળકી રહ્યા હતા. સુવર્ણના અલંકાર પણ શ્રીકૃષ્ણે પહેર્યા હતા. આવા શ્રીકૃષ્ણને મેળવીને-શ્રીકૃષ્ણને આવ્યા જોઇને, પ્રાણ પ્રાપ્ત થતાં ઇંદ્રિયો ઉઠે, તેમ સર્વે ઉભાં થયાં. આનંદથી ઉભરાઇ જતા ગોવાળીયાઓ, ભગવાનને પ્રીતિથી ભેટવા લાગ્યા. હે રાજન્ ! યશોદા, રોહિણી, નંદ, ગોપીકાઓ અને ગોવાળીયાઓ, શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરીને, ભાનવાળા થયાં-તેમને ભાન આવ્યું. તેમના (સર્વે) મનોરથો પૂર્ણ થયા. (૧૩-૧૪-૧૫)**

૧૩-૧૪-૧૫ વિવેચન—

કાલિંદ્રીના ધરામાંથી પ્રભુ બહાર નીકળ્યા. નિર્ધનનો એકનો એક રૂપૈયો ખોવાતાં, તે આખી પોળની ધૂળ ચાળી નાંખે, અને તે રૂપૈયો જ્યારે તેને જડે, ત્યારે તેના આનંદનો પાર રહે નહીં. નંદાદિ ગોપોની-યશોદાદિ ગોપીકાઓની, ગાયો વિગેરે પશુઓની, અને વૃક્ષાદિ વનસ્પતિઓની સ્થિતિ આવી હતી. શ્રીકૃષ્ણને દેખીને તેમની સ્થિતિ બદલાઈ ગઇ. તેઓનો ગભરાટ મટી ગયો. તેઓ આનંદથી ઉભરાઇ ગયાં. આપ સૌ સાથે છો ને ? સાથે હશો, તો તમે પણ આ આનંદથી ઉભરાઇ જશો. આ સુખને ઓળખો, તોજ ઓળખાય-આ સુખ પરવાવાળાથીજ પરખાય. આ સુખ સમાગમનાં છે—

**ઇંદ્રવ છંદ.**

તાત મિલે, પુનિ માત મિલે, સુત ભ્રાત મિલે, યુવતી સુખદાઇ;
રાજ મિલે, ગજ બાજી મિલે, સબસાજ મિલે, મનવાંછિત પાઇ.
લોક મિલે, સુરલોક મિલે, વિધિલોક મિલે, વૈકુંઠહિ જાઈ;
સુંદર ઔર મિલે સબહિ સુખ; સંતસમાગમ દુર્લભ ભાઇ.

ભલે હજારો વખત કથામાં જાઓ, હજારો વખત તમારે ઘેર કથાવાર્તા કરાવો-એકને બદલે અનેક રૂપૈયા વાપરો-પણ આ-સમાગમનાં-સુખને ન ઓળખો, તો ગધેડાની પીઠે સાકર અને કાંકરા બેઉ સરખાં છે. કથાકારને દેખીને હરખ્યાં નહિં, કથા સાંભળીને ગદ્ગદ કંઠે થયાં નહીં, શ્રોતાઓને કદિ સાચાં સગાં જાણ્યાં નહીં-તેમને કથામાં આવવા જવાના પરિશ્રમ જેટલુંજ ફળ મળે.

પ્રભુ કેવા શોભતા હતા, તે ફરી સાંભળો—રાગ-શાર્દુલ૦

**कस्तूरीतिलकं ललाटपटले, वक्षःस्थले कौस्तुभं ।**
**नासाग्रे वरमौक्तिकं करतले, वेणुः करे कंकणं ॥**
**सर्वांगे हरिचंदनं सुललितं, कंठे च मुक्तावलिर् ।**
**गोपस्त्रीपरिवेष्टितो विजयते, गोपालचूडामणिः ॥**

**અર્થ**—જેમના લલાટના મધ્ય ભાગમાં કસ્તુરીનું તિલક હતું, છાતી ઉપર કૈસ્તુભમણિ લટકી રહ્યો હતો, નાસિકાના અગ્ર ભાગમાં ( એટલે નાસિકાના ટેરવાં ઉપર ) ઉત્તમ મોતીની કડી શોભી રહી હતી, હાથમાં મોરલી હતી, હાથના કાંડા ઉપર કંકણ શોભતાં હતાં, સર્વ અંગોમાં દેવવૃક્ષ ચંદનનો કરેલો સુંદર મનોહર સુગંધીદાર લેપ શોભા આપી રહ્યો હતો. કંઠમાં

મુક્તાફળની માળા શોભતી હતી. ગોપીકાઓથી તે વિંટાએલા હતા. એવા ભગવાન્ શ્રીકૃષ્ણ પરમાત્મા શોભતા હતા.

ગોપીકાઓ ગાય છે કે—

કાળીનીરથી કૃષ્ણજી આવ્યારે,
જીણે જીણે મોતીડે વધાવ્યારે;
મળી ગોપીઓ ઘરઘર ટોળેરે, કુમ કુમ કેસર ચંદન ઘોળેરે,
જોઇ મુખડું મોહનનું હરખેરે, પ્રભુજી પ્રેમના પાત્રને પરખેરે;
પુષ્પમાળ મોહનને અરપેરે, માખણ મીસરી વ્હાલાને સમરપેરે,
હવે વિઠ્ઠલવરને વરીએરે, ઘણા હરખથી ભવજળ તરીએરે.
શ્યામરુપ સુકોમળ કાયારે, ધન્ય ધન્ય યશોદાના જાયારે. વિગેરે વિગેરે.

હવે બળરામજી શ્રીકૃષ્ણને ભેટે છે.

**रामश्चाच्युतमालिङ्ग्य, जहासास्यानुभाववित् ॥**
**नगा गावो वृषा वत्सा, लेभिरे परमां मुदम् ॥ १६ ॥**

**અર્થ—શ્રીકૃષ્ણના પ્રભાવને જાણનારા બલરામ શ્રીકૃષ્ણને ભેટીને હસ્યા. વૃક્ષો, ગાયો, સાંઢો અને વાછરડાં પરમ આનંદ પામ્યાં. (૧૬)**

૧૬ વિવેચન—

**ચોપાઈ**—'નટમર્કટ ઇવ સબહિ નચાવત, રામ ખગેશ વેદ અસ ગાવત.'

(મોક્ષવાણીનું પાનું ૪૦ A)

નટની માયામાં સૌ મોહ પામે, નટની દયા હોય ત્યાં સુધી, જંબુરો મોહ પામે નહી.

બળભદ્રે હસીને સુચવ્યું-'શ્રી કૃષ્ણ ઇશ્વર હોવાથી, આખા વિશ્વને ઉથલાવીને ફેંકી દે; ત્યારે કાલિયનાગ તેના શા હિસાબમાં!' અથવા-'પૂતનાદિ અનેક અસુરોને મારીને, જેમણે પોતાનું પ્રભુત્વ બતાવ્યું છે, તેમની કૃતિમાં વ્રજવાસીઓ કાં મોહ પામે!' અથવા બળભદ્રે વ્રજવાસીઓને સુચવ્યું કે—નંદ યશોદાને સાનમાં સમજાવીને દીધું કે—'આ સાક્ષાત્ નારાયણ છે. સંસાર વ્યવહારના હજારો કામ મૂકીને તેમને સેવજો. તેમનાથી વિખુટા રહેશો નહી. તેમનાથી જેઓ વિખુટા પડયા, તેઓ પોતાના સાચા સ્વાર્થથી વિખુટા પડયા. તેમને ન જાણ્યા, તેમણે કાંઇ જાણ્યું નહી.' વિગેરે-વિગેરે.

વૃક્ષ આનંદ પામ્યાં—એટલે 'વૃક્ષો ફળ ફુલથી લચી પડયાં-ખીલી નીકળ્યાં.'

ગાયો, સાંઢો વિગેરે પશુઓ આનંદ પામ્યાં—એટલે તેઓ આનંદથી ભાંભરવા લાગ્યાં, અને પૂંછડાં ઉંચા કરીને આમ તેમ દોડવા લાગ્યાં.

---

૧૬ પદચ્છેદ—**अस्य अनुभाववित् रामः**—શ્રીકૃષ્ણના પ્રભાવને જાણનારા બલરામ. **अच्युतं आलिङ्ग्य**—ભગવાનને ભેટીને. **जहास**—હસ્યા. **नगाः**—વૃક્ષો. **गावः वृषाः वत्साः**—ગાયો, સાંઢો અને વાછરડાં. **परमां मुदं लेभिरे**—બહુ રાજી થયાં.

હવે બ્રાહ્મણો નંદજીને આશીર્વાદ આપે છે.

**नन्दं विप्राः समागत्य, गुरवः सकलत्रकाः ॥**
**ऊचुस्ते कालियग्रस्तो, दिष्ट्या मुक्तस्तवात्मजः ॥ १७ ॥**
**देहि दानं द्विजातीनां, कृष्णनिर्मुक्तिहेतवे ॥**
**नन्दः प्रीतमना राजन्, गाः सुवर्णं तदाऽदिशत् ॥ १८ ॥**

અર્થ—વડીલ બ્રાહ્મણોએ પોતાની સ્ત્રીઓ સહિત, નંદરાય પાસે આવીને કહ્યું કે–"કાલિયનાગે ગળેલો તમારો પુત્ર મૂક્ત થયો, તે બહુ સારૂં થયું; તેથી હવે બ્રાહ્મણોને દાન આપો.' રાજી થએલા નંદજીએ તે વખતે ગાયોનાં અને સુવર્ણનાં દાન આપ્યાં. (૧૭–૧૮)

૧૭–૧૮ વિવેચન—

અત્યારે કોઇનો જય થાય, કોઈ કેસ જીતે, કોઇ પરિક્ષામાં પાસ થાય, તો–ચા પાણી, ગાર્ડન પાર્ટી, ઉજાણી, સુધરીને બગડયા હોય અને પૈસાની છૂટ હોય, તો દારૂના ડોઝ, આમીશનો ઉપયોગ અને વેશ્યાના નાચ. આવે ટાણે સાધુ બ્રાહ્મણોનો સત્કાર કરનારા હજી થોડા છે ખરા, પણ સત્કાર કરનારા ગૃહસ્થોના વંશવારસો તરફ નજર કરીએ, ત્યારે આપણને ખાત્રી થાય છે કે–જગત્‌નો પ્રવાહ ગમે તે પ્રકારે અધર્મમાં ધુસતો જાય છે. પોતાનું જુનું–પોતાનું આર્યત્વ–પોતાનો ધર્મ–માનવજીવનનું રહસ્ય, દિન પ્રતિદીન ધસાતું જાય છે. મુમુક્ષુઓએ આ વાત વિચારવા જેવી છે. જેમને મનુષ્યાવતાર દીપાવવો હોય–પોતાનું કર્તવ્ય સમજવું હોય, તેમણે આવે પ્રસંગે દેવોનાં અને સુપાત્ર બ્રાહ્મણોનાં અવશ્ય દર્શન કરવાં. લક્ષ્મીની સગવડ હોય, તો બ્રાહ્મણોને દાન આપવાં. દેવમંદિરોમાં પાઠ પૂજન કરાવવાં.

દેવમંદિરોની અને બ્રાહ્મણોની મૂળ સ્થિતિ–પૂજ્ય સ્થિતિ–ઘણા પ્રમાણમાં બદલાઇ ગઇ ગઇ છે; તો પણ હજી કેટલાંએક મંદિરો સારાં છે, અને કેટલાએક બ્રાહ્મણો સુપાત્ર છે. જે જે બ્રાહ્મણો પોતાનો ધંધો મૂકીને, વૈશ્યવૃત્તિમાં અગર શૂદ્ર વૃત્તિમાં (નોકરીમાં) જોડાયા હોય, તેઓએ દાન લઇને કદિ રાજી થવું નહી. જે બ્રાહ્મણ–વૈદો દવાના પૈસા લેતા હોય, જે બ્રાહ્મણ શિક્ષકો (શાસ્ત્રીઓ) માસીક પગાર બાંધીને કામ કરતા હોય, તેમણે પણ દાન લઇને રાજી થવું નહી. સ્નાનસંધ્યા, કથાવાર્તા, પાઠપૂજન, ભણવું અને ભણાવવું, વિગેરે બ્રાહ્મણના કર્તવ્યમાંજ, જે બ્રાહ્મણો તત્પર હોય, તેમને યથાશકિત દાન આપીને સંતોષવા. તેમાંએ જે બ્રાહ્મણો સદાચારી, સંતોષી અને સાત્ત્વિક હોય, તથા ઉપદેશનું કાર્ય કરતા હોય, તેમનો કદિ અનાદર કરવો નહિ. જરૂર જણાય ત્યારે વ્હાલામાં વ્હાલી વસ્તુ તેમને આપવી. તેઓ ભૂદેવ છે–તેઓ પ્રભુના દલાલ છે, તેઓ ધર્મના સ્થંભ છે–તેઓ શાસ્ત્રને અને ધર્મને સજીવન રાખનારા છે–

---

૧૭–૧૮ પદચ્છેદ—**गुरवः विप्राः सकलत्राः**–વડીલ બ્રાહ્મણોએ પોતાની સ્રિયો સહિત. **नंदं समागत्य**–નંદરાય પાસે આવીને. **ऊचुः**–કહ્યું કે. **कालियग्रस्तः तव आत्मजः दिष्ट्या मुक्तः**–કાલિયનાગે ગળેલો તમારો પુત્ર મુકત થયો તે બહુ સારૂં થયું. તેથી **कृष्णनिर्मुक्तिहेतवे द्विजातीनां दानं देहि**–શ્રીકૃષ્ણનો છૂટકારો થયો તે ખાતર બ્રાહ્મણોને દાન આપો. **राजन्**–હે રાજન્. **प्रीतमनाः नंदः**–રાજી થએલા નંદજીએ. **तदा**–તે વખતે. **गाः सुवर्णं आदिशत**–ગાયો અને સોનું આપ્યું.

તેઓ શ્રીકૃષ્ણરૂપ છે. વધારે કહું તો તમે નહીં માનો, તોપણ કહી દઉં-'અમને તો આવા બ્રાહ્મણો શ્રીકૃષ્ણ કરતાં વધારે વહાલા છે. કારણ કે અમને જે કાંઈ મળ્યું, તે શ્રીકૃષ્ણે આપ્યું નથી; બ્રાહ્મણોએજ તે આપ્યું છે. પહેલાં તે બ્રાહ્મણોજ અમને મળ્યા, અને પછી તે બ્રાહ્મણોની કૃપાથીજ અમને શ્રીકૃષ્ણ મળ્યા. તમારામાંથી કોઈને શ્રીકૃષ્ણ પહેલાં મળ્યા છે? પહેલાં તો બ્રાહ્મણોજ મળ્યા હશે. સુપાત્ર બ્રાહ્મણોમાં પ્રીતિ ન થાય, તેમને શ્રીકૃષ્ણમાં પ્રીતિ ક્યાંથી થાય!

વાલ્મિકીએ શ્રીરામને કહ્યું હતું કે—

'તુમતે અધિક ગુરૂહિ જીય જાનિ, સકલ ભાવ સેવહિં સનમાનિ.'

(મોક્ષવાણી પાનું ૨૪)

'જ્યાં તમારાથી અધિક ગુરૂમાં ભાવ હોય, અને સકલ ભાવથી ગુરૂનો સત્કાર થતો હોય, ત્યાં હે રામ! આપ વસજો.'

શ્રીરામે શબરીને કહ્યું છે કે— (મોક્ષવાણી પાનું ૩૬)

'સતમ સબ મોહિમય જગ દેખે, મોતે સંત અધિક કર લેખે.'

તમામ વાતનો સાર એ છે કે-જ્યારે આપને કાંઇ લાભ થાય, ત્યારે ધર્મમાં પ્રીતિ રાખજો. પૈસા હોય અને શ્રદ્ધા હોય તો વાપરજો. નહિ તો પ્રભુને અને બ્રાહ્મણોને પ્રણામ કરવાનું ચૂકશો નહિ. નમ્રતા અને પ્રેમ ધર્મના મુખ્ય થાંભલા છે.

શ્રીકૃષ્ણ પધાર્યા પછી યશોદાજીની કઇ સ્થિતિ થઈ? તે સાંભળો—

**यशोदापि महाभागा, नष्टलब्धप्रजा सती ॥**

**परिष्वज्याङ्कमारोप्य, मुमोचाश्रुकलां मुहुः ॥ १९ ॥**

**અર્થ—જેની પ્રજારૂપ શ્રીકૃષ્ણ મરણ પામીને પાછા આવ્યા હતા, એવાં મહા ભાગ્યશાળી સતી યશોદાજીએ, શ્રીકૃષ્ણને ભેટીને, અને પ્રભુને ખોળામાં બેસાડીને, હરખનાં આંસુ વારંવાર ખેર્યાં. (૧૯)**

૧૯ વિવેચન—

બળભદ્રે હસીને સૌને સાનમાં સમજાવ્યાં પણ—

**नाहं प्रकाशः सर्वस्य, योगमायासमावृतः ॥** [ગીતા અ ૭-૨૫]

તે વચન સત્ય રાખવા માટે યશોદાજીને ભમાવ્યાં, પોતાનું પ્રભુત્વ માયામાં વીંટી દીધું -દેખાવા દીધું નહીં.

મેળાપની કથા પૂરી થઇઃ પ્રભુ દાવાગ્નિ પી ગયા, તે કથા હવે થશે.

**तां रात्रिं तत्र राजेन्द्र, क्षुत्तृड्भ्यां श्रमकर्षिताः ॥**

**ऊषुर्व्रजौकसो गावः, कालिन्द्या उपकूलतः ॥ २० ॥**

---

૧૯ પદચ્છેદ—**पूर्वं नष्टा पश्चात् लब्धा प्रजा यस्याः सा नष्टलब्धप्रजा इति महाभागा सती यशोदा अपि**-જેની પ્રજારૂપ શ્રીકૃષ્ણ મરણ પામીને પાછા મળ્યા એવી મહાભાગ્યશાળી સતી યશોદાજીએ. **परिष्वज्य**-પ્રભુને ભેટીને. **अंकं आरोप्य**-પ્રભુને ખોળામાં બેસાડીને. **अश्रूणां कला** (ધારા) **तां मुहुः मुमोच**-હરખનાં આંસુ વારંવાર ખેર્યાં.

૨૦ પદચ્છેદ—**हे राजेंद्र !**-હે રાજા! **क्षुत् च तृट् च क्षुत्तृषौ ताभ्याम् क्षुत्तृड्भ्यां**-ભૂખ તરસથી. **श्रमेण कर्षिताः व्रजौकसः गावः च**-અને શ્રમથી થાકેલાં વ્રજ-

तदा शुचिवनोद्भूतो, दावाग्निः सर्वतो व्रजम् ॥
सुप्तं निशीथ आवृत्य, प्रदग्धुमुपचक्रमे ॥ २१ ॥
तत उत्थाय संभ्रान्ता, दह्यमाना व्रजौकसः ॥
कृष्णं ययुस्ते शरणं, मायामनुजमीश्वरम् ॥ २२ ॥

અર્થ—હે રાજન્ ! ભૂખતરસથી અને શ્રમથી થાકેલાં વ્રજવાસીઓ અને ગાયો, ત્યાં યમુનાજીને કાંઠે, તે રાત્રી રહી ગયાં. (૨૦) તે સમયે ગ્રીષ્મ ઋતુ હોવાથી, વનમાં ઉત્પન્ન થએલા દાવાગ્નિએ, સુતેલા વ્રજને–વ્રજવાસીઓને અને ગાયોને, ઘેરીને મધ્યરાત્રીએ બાળવાનું શરૂ કર્યું. (૨૧) તેથી બળતા વ્રજવાસીઓ એકદમ ઉઠીને, માયાથી મનુષ્ય થએલા શ્રીકૃષ્ણને શરણે ગયા. (૨૨)

૨૦ થી ૨૨ વિવેચન—

**उपकूलतः**—યમુનાજીના કાંઠાથી જરા દૂર. જ્યાં પ્રભુ હોય, ત્યાં આવી આફતો કેમ આવે ? કર્મનો સ્વભાવ છે, કે સમય થાય ત્યારે સુખ દુઃખ રજુ કરવાં. મુમુક્ષુઓનો પણ સ્વભાવ છે કે–આફતના વખતમાં શ્રીહરિને શરણે રહેવું.

દાવાગ્નિ—આ વનનો દાવાગ્નિ તો કોઇ દિવસ ગ્રીષ્મ ઋતુમાં પીડે; અને સંસારનો દાવાગ્નિ તો સહેજ સહેજમાં પીડે. છેલ્લાં ૨૦ વરસથી સંસારનો દાવાગ્નિ બહુ વધી પડયો છે. ૨૦ વરસ ઉપર પચાસની આવક વાળા જે મોજ કરતા હતા, તે મોજ હાલ પાંનસોની આવકવાળાને નથી. દસ રૂપૈયાના કપડામાં જે બ્હેનો રાજી થતી હતી, તે બ્હેનો હાલ પચાસ રૂપૈયાના કપડાંથી રાજી થતી નથી. સ્ત્રીની રીતભાત હાલ પતિને ગમતી નથી; પતિની શિખામણ સ્ત્રીને ગમતી નથી. પુત્રની રીતભાત પિતાને ગમતી નથી; પિતાની શિખામણ પુત્રને ગમતી નથી. ભાઇઓમાં કુસંપ, કુટંબમાં કુસંપ, નાતોમાં કુસંપ, પોળોમાં કુસંપ, ઑફીસોમાં અને સમાજોમાં પણ કુસંપ. જ્યાં સંપ હોય ત્યાં જંપ હોય–તેમનાં ભાગ્ય છે; પણ એવાં ભાગ્યશાળી સમાજો, ભાગ્યશાળી કુંટુંબો, અને ભાગ્યશાળી નાતો–સોએ માત્ર પાંચ ટકા હશે. આ દાવાગ્નિમાં પ્રભુ કયાંથી ભજાય ? આ સંસાર દાવાગ્નિમાંથી બચવું હોય, તેમણે શાસ્ત્રોનો અને સંતોનો સાચો આશ્રય રાખવો. [દેખાડો કરવા માટે શાસ્ત્રોનું અને સંતોનું સેવન કરવું નહીં.] તેમ કરવાથી જીવન જુદી રીતે ઘડાશે. મનનું બંધારણ બદલાશે–સંસારનો દાવાગ્નિ ઘણા પ્રમાણમાં શમી જશે.

વ્રજવાસીઓ શ્રીકૃષ્ણને શરણે કેવી રીતે જાય છે, તે સાંભળો—

---

વાસીઓ અને ગાયો. **तत्र कालिंद्याः उपकूलतः**–ત્યાં યમુનાજીને કાંઠે. **तां रात्रिं ऊषुः**–તે રાત્રિ સુઇ રહ્યાં.

૨૧ પદચ્છેદ—**तदा**–તે સમયે **शुचौ वने** ગ્રીષ્મ ઋતુ હોવાને લીધે વનમાં. **उद्भूतः**–ઉત્પન્ન થએલા. **दावाग्निः**–દાવાગ્નિએ. **निशीथे** મધ્ય રાત્રિએ. **सर्वतः सुप्तं व्रजम्**–સુતેલા વ્રજની ચારે તરફ **आवृत्य**–ઘેરી **प्रदग्धुं उपचक्रमे**–બાળવાનું શરૂ કર્યું.

૨૨ પદચ્છેદ—**ततः**–તેથી **ते दह्यमानाः व्रजौकसः संभ्रांताः उत्थाय**–બળતા વ્રજવાસીઓ એકદમ ઉઠીને. **मायामनुजं ईश्वरं कृष्णं**–માયાથી મનુષ્ય થએલા ભગવાન્ શ્રી કૃષ્ણને **ते शरणं ययुः**–તેઓ શરણે ગયા.

**कृष्ण कृष्ण महाभाग, हे रामामितविक्रम ॥**
**एष घोरतमो वह्निस्-तावकान् ग्रसते हि नः ॥ २३ ॥**
**सुदुस्तरान्नः स्वान्पाहि, कालाग्नेः सुहृदः प्रभो ॥**
**न शक्नुमस्त्वच्चरणं, संत्यक्तुमकुतोभयम् ॥ २४ ॥**

અર્થ—વ્રજવાસીઓએ કહ્યું કે-'હે મોટા ભાગ્યશાળી શ્રીકૃષ્ણ ! હે મોટા પરાક્રમ વાળા બળદેવજી ! અમે કે જેઓ તમારાંજ છઇએ, તેમને આ ભયંકર અગ્નિ ગળી જાય છે. (૨૩) હે નાથ ! અતિ ભયંકર કાળાગ્નિથી, અમે કે જેઓ તમારાં સંબંધી છઇએ, તેમની રક્ષા કરો-તેમની રક્ષા કરો. અમે મરણથી બીતાં નથી, પણ તમારૂં ચરણ તજવાને અમે શક્તિમાન્ નથી.' (૨૪)

૨૩-૨૪ વિવેચન--

સૌ પ્રભુનાં બન્યાં. ગોપો સૌ એમ બોલ્યા કે 'અમે મરણથી બ્હીતાં નથી, પણ તમારૂં ચરણ તજવાને અમે શક્તિમાન્ નથી.' તાત્પર્ય-આ દેહ અમને વ્હાલો છે, કારણ કે આ દેહે અમે આપના ચરણમાં છઇએ. આ દેહ છોડયા પછી અમને વૈકુંઠ મળે-મુક્તિ મળે-પણ ત્યાં આપનું આ ચરણ ન મળે. તાત્પર્ય-અમારે મુક્તિ અગર વૈકુંઠની જરૂર નથી.

પદ.

વ્રજ વહાલું રે-વૈકુંઠ નહીં આવું (૨)
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું રે — વ્રજ.
ત્યાં લલિત ત્રિભંગી નથી ગિરધારી; (૨)
જેણે વ્રજમાં રહી ગાયો ચારી; (૨)
એમને નિરખતાં આંખ ઠરે મારી રે — વ્રજ.
ત્યાં યમુના શ્રીગિરિવર છેજ નહીં; (૨)
મારૂં મન ત્યાં સત્ય ઠરેજ નહીં; (૨)
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં રહેજ નહીં રે — વ્રજ.
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું, (૨)
મને ન ગમે બ્રહ્મ સદન અડવું (૨)
ધિક્ ધિક્ એ સુખ પામીને પડવું રે — વ્રજ.

---

૨૩ પદચ્છેદ—**हे महाभाग कृष्ण कृष्ण** !-હે મોટા ભાગ્યશાળી શ્રી કૃષ્ણ. **अमितविक्रम हे राम** !-હે મોટા પરાક્રમવાળા બળદેવજી ! **एषः घोरतमः वह्निः**-આ ભયંકર અગ્નિ **हि नः तावकान्**-અમે કે તમારાંજ છઇએ તેમને **ग्रसते**-ગળી જાય છે.

૨૪ પદચ્છેદ--**प्रभो**-હે નાથ ! **सुदुस्तरात् कालाग्नेः**-અતિ ભયંકર કાળાગ્નિથી. **स्वान् नः सुहृदः पाहि**-અમે કે જેઓ તમારાં સંબંધી છઇએ, તેમની રક્ષા કરો **न विद्यते कुतः भयं यस्य तत् अकुतोभयम्**-અમે મરણથી બ્હીતાં નથી. **त्वत् चरणं संत्यक्तुं न शक्नुमः**-તમારૂં ચરણ તજવાને અમે શક્તિમાન નથી.

સીતાજીને રામ વિના અયોધ્યામાં ન ગમ્યું. જનકને ત્યાં પણ ન ગમ્યું, અને રામ સાથે પંચવટીની પર્ણશાળામાં ગમ્યું. સામાન્ય સુશીલ બ્હેનોને પણ, પતિના સંગમાં લૂખું પાખું મીઠું લાગે, ત્યારે વ્રજવાસીઓને પ્રભુથી વિખુટું પડવું કેમ ગમે! નજ ગમે.

પદ.

*　　*　　*　　*

હરિનાજન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતારા રે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમારા રે–ભૂતળ.

*　　*　　*　　*

ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વૃજના વાસી રે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ છે એની દાસી રે;–ભૂતળ.
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગી રે;
બહુ બહુ જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગી રે;–ભૂતળ.

*　　*　　*　　*

આ વાતો પ્રેમની છે. પરણી ન હોય તેને પતિનાં સુખની ખબર ન પડે. આ વાતો તો, મીરાં સમજે–તુકારામ સમજે–જુનાગઢને સંતોના સમાજમાં પ્રસિદ્ધ કરનાર નરસિંહ મહેતો સમજે.

રાગ–પ્રભાત.

પ્રેમરસ પાને તું, મોરના પીંછધર, તત્ત્વનું ટુંપણુ તુચ્છ લાગે;
દુબળા ઢોરનું, કુશકે મન ચળે, ચતુર થઇ મુક્તિ તેઓજ માગે. પ્રેમ.
પ્રેમની વાત, પરીક્ષિત પ્રીછયો નહિ, શુકજીએ સમજી રસ સંતાડયો;
જ્ઞાન વૈરાગ્ય કરી, ગ્રન્થ પૂરો કર્યો–મુક્તિનો માર્ગ સિદ્ધો દેખાડયો. પ્રેમ.
મારીને મુક્તિ, આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિરાગી બહુ મુનિરે જોગી;
પ્રેમને યોગ્ય તો, વ્રજતણી ગોપીકા, અવર વિરલા કોઇ ભક્તિ ભોગી. પ્રેમ.
પ્રેમને ભક્તિ તો, પરમ દુર્લભ સદા, હેતુના જીવ તે હેતુ જાણે;
જન્મોજન્મ, લીલારસ ચાખતાં, જીવનની લહાણુ તો તેજ માણે. પ્રેમ.
મેં ગ્રહ્યો હાથ, ગોપી તણા નાથનો, અવર બીજું મને કાંઇ ન ભાવે;
નરસૈયો મહામતી, ગાય છે ગુણ કથી, જતિ સતિને તો સ્વપ્ને ન આવે. પ્રેમ.

કેમ સમજાય છે? શ્રીમદ્ ભાગવત જેવો ભક્તિમય ગ્રન્થ પણ, નરસિ–મીરાં–તુકારામ વિગેરે પ્રેમથી ઉભરાતા ભક્તોની ભક્તિ આગળ, ઉણો–અધુરો જણાય છે; મહેતો કહે છે કે 'પ્રેમરસથી ભરેલો દશમસ્કંધ શુકદેવજીએ ટુંકાવી દઇને, એકાદશસ્કંધમાં જ્ઞાન વૈરાગ્યનો બોધ કરીને, પરીક્ષિતને મુક્તિનો માર્ગ દેખાડયો.

**ચોપાઇ**—મમગુણ ગાવત પુલક શરીરા, ગદ્‌ગદ્ ગિરા નયન વહ નીરા.

પરીક્ષિતને આ સ્થિતિ સુધી પહોંચાડયો નહીં. પરીક્ષિત પ્રેમ લક્ષણા ભક્તિ સુધી પહોંચ્યો નહીં. પરીક્ષિતે ગાંડા થઇને ગોવિંદનાં ગુણ ગાયા નહીં. ગૃહસ્થાશ્રમના તાપમાં તવાઇને, અને વગર મૂલે પાપ ધોનારા અનેક નિંદકોની વચ્ચે, મરદામીથી ટકી રહીને, નરસિ–મીરાં

અને તુકારામે જે કામ કર્યું, તે કામ પરીક્ષિતે કર્યું નથી. તે રસ પરીક્ષિતે લુંટયો નથી. મોટા મોટા જ્ઞાનીઓના અને વૈરાગીઓના નમુના હજી મળી શકે છે. જુનાગઢની, મેવાડની અને દક્ષીણની ગાદી ઉપર બેસનારા મળ્યા; પણ નરસિ, મીરાં અને તુકારામની ગાદી સાચવનારા–તેમના જેવા–હજી મળ્યા નથી.

આટલું સમજ્યા હો, તો બીજી વાત કરૂં. ભકિત, જ્ઞાન અને વૈરાગ્યની ગમે એટલી મોટી મોટી વાત કરીએ, અગર સાંભળીએ; પણ પ્રભુના ગુણ ગાતાં આપણું મન છલકાય નહી–ઉભરાય નહી–ગદ્‌ગદ્ કંઠે થવાય નહી–રૂંવાડાં ઉભાં થાય નહી, ત્યાં સુધી બધું સમજ્યા જેવું છે. ઠીકઠીક છે. સ્રી પુરૂષ પરણ્યાં તો ખરાં, બે ચાર સંતાન થયાં; પણ તે સ્રી પુરૂષ કોઇ દિવસ, એક બીજાને જોઇને મલકાયાં નહી, તે પરણેતર ઠીકઠીક. હાથમાં દીવડો લઇને દીકરો પરણાવવા નીકળેલી માતાના જેટલું પણ આ નહીં. એકનો એક ભાઇ પરણતો હોય, અને બેન રાજી થાય, એટલું પણ આ નહીં. મુંબઇના ગવર્નર સાહેબે C.I.E નો ચાંદ આપ્યો, અને જે આનંદ થાય, એટલું પણ આ નહીં. ત્યારે પ્રભુ કેમ રીઝે ? વિચાર કરી જોજો. આવી બાબતનો વિચાર કરતાં–' મથન કરતાં–હીરામોતી તરી આવશે.' સત્ય વાત સમજાશે.

વ્રજવાસીઓનું દુઃખ સાંભળીને પ્રભુ શું કરે છે, તે સાંભળો—

**इत्थं स्वजनवैक्लव्यं, निरीक्ष्य जगदीश्वरः ॥**
**तमग्निमपिबत्तीव्र–मनन्तोऽनन्तशक्तिधृक् ॥ २५ ॥**

**इति श्रीभागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे कालियदमनो नाम सप्तदशोऽध्यायः** ॥ १७ ॥

અર્થ—ઉપર પ્રમાણે પોતાના સ્વજનને દુઃખી દેખીને, જગતના ઇશ્વર, અનંત અને **અનંત શક્તિને ધારણ કરનાર** શ્રીકૃષ્ણ, તે તીવ્ર અગ્નિને પી ગયા. (૨૫)

૨૫ વિવેચન—

શ્રીકૃષ્ણના વિશેષણોબરાબર સાંભળ્યા પછી શંકા કરજો. નંદ યશોદાના શ્રીકૃષ્ણ તે કેવા ?—

(૧) **जगदीश्वरः**—જગતના ઇશ્વર (૨) **अनंतः** જેનો અંત નહીં એવા, અગાધ. (૩) **अनंतशक्तिधृक्**–અગાધ શકિતને ધારણ કરનાર.

શંકાઓમાંથી બચાવવા, શ્રીશુકદેવજી આવાં આવાં વિશેષણો શ્રીકૃષ્ણ સાથે મૂકે છે; છતાં જેમને માનવું નથી, તે કૃષ્ણને નથીજ માનતા. તેવા જીવો સાથે કદિ ઝઘડો કરશો નહિ. ઝઘડો કરવા જશો, તો તમારી પાસે જે કાંઇ છે, તે ખોવાઇ જશે.

અગ્નિનું પાન-ભગવાનનું મુખ અગ્નિ છે, તેથી તેમને અગ્નિનો દાહ સંભવે નહી. ભગવાન્ અનેક શકિત વાળા છે. ભગવાન વાયુ રૂપ થઇને અગ્નિનું શોષણ કરી શકે. અથવા જળ રૂપ થઇને અગ્નિને શાંત કરી શકે, અથવા પોતામાં રહેલાં બ્રહ્માંડોમાં અગ્નિને શમાવી

૨૫ પદચ્છેદ-**इत्थं**-આ પ્રમાણે **स्वजनवैक्लव्यं निरीक्ष्य**–પોતાના જનને વિહ્‌વળ દેખીને **जगदीश्वरः**–જગતના ઇશ્વર **अनंतः अनंतशक्तिधृक्**–અનંત અને અનંત શકિતને ધારણ કરનાર શ્રી કૃષ્ણ **तं तीव्रं अग्निं अपिबत्**-તે તીવ્ર અગ્નિને પી ગયા.

દે. મહાદેવજીએ કાળકૂટ ઝેરનું પાન કર્યું, અને પ્રભુએ અગ્નિનું પાન કર્યું. આવા મહાન દેવોને કોઈ પણ બાબતમાં લૌકિક દૃષ્ટિથી જોવા, એ મુખ ધોયા પછી મુખે મેસ ચોપડવા જેવી ભૂલ છે.

**ચોપાઈ**—'સમરથકો નહિં દોષ ગુંસાઈ, રવિ પાવક સુરસરીકી નાંઈ.'

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ. શ્રી રામચંદ્ર દેવકી જય, હર હર મહાદેવ હર. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં ત્યાં સૌને અમારા ઘણાજ હેતથી જયકૃષ્ણ કહેશોજી.

મોક્ષમંદિર **અમદાવાદ.**<br>
સંવત ૧૯૮૪ આસો શુદી ૧૧ } **રામશંકર મોનજી ભટ્ટ.**

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૧૮ મો.

**વિષય**--વૃંદાવનથી શોભા. વૃંદાવનમાં ઉનાળો વસંત જેવો થયો. બાળકૃષ્ણ અને બલરામની રમતો, અને રમતમાં પ્રલંબાસુરનો વધ કર્યો, તે કથા આ અધ્યાયમાં છે.

**પદ.**

જય ગોવિંદ પરમાનંદ, સંતન સુખકારી.<br>
સંતન સુખકારી રામા-સંતન સુખકારી. જય.<br>
ગ્વાલ બાલ સંગ ખેલે, નંદજીનો લાલો (૨)<br>
કાલિનાગ નાથ લીયો, કૃષ્ણ મેરે પ્યારે (૨) જય.<br>
ગ્રાહસે ગજરાજ લીયો, કરમેં બંસરીવાલે (૨)<br>
ધન્યદાસ સુરકે સ્વામી, મોર મુગટ વાલે (૨) જય.

હવે અધ્યાય શરૂ કરીએ. કાલીયનાગને માર્યા પછી; અને દાવાનળ પી ગયા પછી, પ્રભુ વ્રજમાં પધારે છે.

૧ વિવેચન—

**श्रीशुक उवाच ॥**

**अथ कृष्णः परिवृतो, ज्ञातिभिर्मुदितात्मभिः ॥**<br>
**अनुगीयमानो न्यविशद्, व्रजं गोकुलमण्डितम् ॥ १ ॥**

**અર્થ—શ્રીશુકદેવજી** કહે છે કે-( પ્રભુ દાવાનળ પી ગયા અને વ્રજવાસીઓને બચાવ્યા ) પછી રાજી થએલા વ્રજવાસીઓથી વિંટાએલા, અને તેઓ

---

૧ પદચ્છેદ -**मुदितात्मभिः ज्ञातिभिः परिवृतः कृष्णः**-જેમનાં મન પ્રસન્ન થઈ ગયાં છે એવાં વ્રજવાસીઓથી વિંટાએલ કૃષ્ણ અને **अनुगीयमानः**-તેઓથી ગવાતા શ્રી કૃષ્ણ. **गवां कुलानि तैः मंडितं इति व्रजं**-ગાયોના ઘણથી શોભતા વ્રજમાં **न्यविशत्**-પેઠા.

જેમનાં ગીત ગાતાં હતાં એવા શ્રીકૃષ્ણ, ગાયોના ધણથી શોભી રહેલા વ્રજમાં પધાર્યા. (૧)

**વ્રજમાં નંદનું ઘર કેવું હતું ? રાગ-કેદારો ચરચરી.**

નંદનું આંગણું પરમ રળીયામણું, સદાએ સોહામણું કૃષ્ણે કીધું;
માનો વૈકુંઠ કૈલાસ બ્રહ્માસદન. ઈંદ્રિ આસનથી અધીક કીધું. નંદનું.
સકળ તિરથ વસે વાસ જ્યાં વિઠ્ઠલો, ઇશ અજ ઇંદ્રને દેવ સઘળા;
ભકિત વિણ ભૂધરો વશ કોને નહિ, એકથી એક અધિક સબળા. નંદનું.
માત ઉભાં રહે નાથશું નયણ હસે, ભકતને વશ વસે પ્રેમ પ્રીતે;
નરસૈયાનો સ્વામી નંદને આંગણે, બાળલીલા રચે એણી રીતે. નંદનું.

નંદરાણી પ્રભુને જમવા બોલાવે છે-પદ.

જશોદાજી જમવા તેડે, નાચંતા હરિ આવેરે;
બોલે મીઠડા બોલડીયા ને, અંગે અંગ નચાવેરે. જશોદાજી.
મુખની શોભા શી કહું જાણે, પુનમચંદ બીરાજેરે;
નેત્ર કમળના ચાળા જોઇ જોઇ, મન્મથ મનમાં લાજેરે. જશોદાજી.
અંજન બેઉએ નયણે સાર્યા, ઉર લટકે ગજ મોતીરે;
તિલક તણી રેખા અતિ સુંદર, માતા હરખે જોતીરે. જશોદાજી૦
પ્રેમે કરીને પુત્ર બોલાવ્યો, આવીને કોટે વળગ્યોરે;
લાડકડો અતિ લાડ કરે છે, ક્ષણું ના મેલે અળગોરે. જશોદાજી૦
ખોળે બેસાડી ભોજન કરતાં, માતા આનંદ પામીરે;
ભક્તવચ્છલ સુંદરજી મળ્યા, મહેતા નરસૈયાનો સ્વામીરે. જશોદાજી૦

જમી રમીને પ્રભુ સુઇ ગયા. પ્રભાતમાં માતા યશોદાજી શ્રી કૃષ્ણને જગાડે છે-

**રાગ-પ્રભાતિયું.**

ઉઠ ઉતાવળો, ચાલ્યને વિઠ્ઠલા, ગોવિંદ ગાયને વચ્છ ધાવે;
જાગને જાદવા, જનની જશોદાવદે, કહાન કાં ઘણી તને નિદ્રા આવે-ઉઠ.
દંત ધાવન કરો, આળસ પરહરો, રજની તિમિર ગયું પોહો ફાટયું;
કરમળા કૂરને, શે ન શીરાવતો, દહિંરે દામોદરા, થાય ખાટું-ઉઠ.
બારણા બહાર, બળભદ્ર ઉભા રહ્યા, જોરે વ્હાલા તારી વાટ જોયે;
નરસૈના સ્વામીનું સુખડું દીઠડે, માતાનું મનડું અતિરે મોહે-ઉઠ.

ગોવાળરૂપે બનેલા શ્રીકૃષ્ણ અને બળદેવ કોણ છે? તેની ખાત્રી આપે છે—

**व्रजे विक्रीडतोरेवं, गोपालच्छद्ममायया ॥**
**ग्रीष्मो नामर्तुरभवन्–नाति प्रेयान् शरीरिणाम् ॥ २ ॥**

---

૨ પદચ્છેદ—**एवं गोपालनं एव छद्म** ( બ્હાનું ) **यस्यां सा तया मायया**-ગાયોના પાલનરૂપી બ્હાનાવાળી માયાથી. **व्रजे**-વ્રજમાં. **विक्रीडतोः**-(છઠ્ઠી વિ.) રમતા કૃષ્ણ બળદેવને. **शरीरिणाम् न अतिप्रेयान्**-મનુષ્યોને જે બહુ વ્હાલી લાગતી ન એવી. **ग्रीष्मः नाम ऋतुः अभवन्**-ગ્રીષ્મ નામની ઋતુ આવી.

અર્થ—આ પ્રમાણે ગાયોના પાલનરૂપી બ્હાનાવાળી માયાથી, એ બે ભાઇઓ વ્રજમાં ક્રીડા કરતા હતા. તે સમયમાં મનુષ્યોને બહુ વ્હાલી ન લાગે એવી ગ્રીષ્મ નામની ઋતુ આવી. (૨)

૨ વિવેચન—

શ્રી શુકદેવજી અને અનેક સંતો શ્રીકૃષ્ણને ઓળખાવવા બહુ પ્રયત્ન કરી ચૂકયા છે, છતાં તે સંબંધી હજી ઘણાની નાજ છે. અર્જુને પણ તેમને ગીતાના ૧૧ મા અધ્યાયે ઓળખ્યા.

**सखेति मत्वा प्रसभं यदुक्तं, हे कृष्ण हे यादव हे सखेति ।**
**अजानता महिमानं तवेदं, मया प्रमादात् प्रणयेन वापि ॥ (४१)**

\+ \+ \+ \+ \+

**तस्मात् प्रणम्य प्रणिधाय कायं, प्रसादये त्वामहमीशमीड्यम् ।**
**पितेव पुत्रस्य सखेव सख्युः, प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥**

[ગીતા અ. ૧૧]

### નરસિંહ મહેતા ગાય છે-રાગ પ્રભાત.

સાધુ સાચે ભજો, ચરણ ગોવિંદનાં, માનવીદેહ તે તત્ત્વ કહીએ;
કૃષ્ણ કહો કૃષ્ણ કહો, વળી વળિ કૃષ્ણ કહો, કૃષ્ણ કહેતાં સઉ સુખ લઇએ–સાધુ.
કૃષ્ણ સેવાતણી, [૧]અમર ઇચ્છા કરે, મૂઢમતિ માનવી કાંઇ ન જાણે;
કૃષ્ણનું નામ રખે હૃદયથી વીસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણજ પ્રમાણે–સાધુ.
જેને જોવા, મહા મુનિ જન વન ભમે, તે વિઠ્ઠલો વનમાં ગાયોજ ચારે;
ભણે નરસૈયો, જે ચતુર નર તે ખરો, અહરનિશ કૃષ્ણ શ્રીકૃષ્ણ ધારે–સાધુ.

૨

કૃષ્ણ કીર્તન વિના, નર સદા સૂતકી, [૨]વિમળ કીધે [૩]વપૂ શુદ્ધ ન થાયે;
સકળ તિરથ શ્રીકૃષ્ણ કીર્તન કથા, હરિતણા દાસ જેને હેને ગાયે–કૃષ્ણ.
પૂરણ પુરૂષોત્તમ નવલરંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે;
કોટિ ચિંતામણિ કામધેનુ તજી, [૪]મહિષિના પુત્રનું દૂધ દોહે–કૃષ્ણ.
ગર્ગ જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂકે;
તે બ્રહ્મરૂપ આવીને ઉભા રહ્યા, ગોપિકા મૂખ જોવાને ઢુંકે–કૃષ્ણ.
અજ ભવ[૫] સુરપતિ[૬] સ્વપ્ને પેખે નહિ, નેતિ નેતિ કહી નિગમ વામે;
નરસૈ રંક જશ ગાઇને રીજવે, સહસ્ર મુખે શેષ પાર ન પામે–કૃષ્ણ.

ગ્રીષ્મઋતુ—વ્યવહારિક અગર ધાર્મિક મોટા સમારંભ બનતાં સુધી ઉન્હાળામાં કરવા નહીં.

હવે આગળ વધીએ—વૃંદાવનમાં ગ્રીષ્મઋતુ વસંતઋતુ જેવી લાગે છે એમ કહે છે—

**स च वृन्दावनगुणैर्–वसन्त इव लक्षितः ॥**
**यत्रास्ते भगवान्साक्षाद्–रामेण सह केशवः ॥ ३ ॥**

---

૩ પદચ્છેદ—**यत्र**–વૃંદાવન કે જેમાં **साक्षात् भगवान् केशवः रामेण सह आस्ते**–સાક્ષાત્ કેશવ ભગવાન્ બળરામની સાથે રહેતા હતા. તે વૃંદાવનમાં **वृंदावनगुणैः**–વૃંદાવનના ગુણોને લીધે. **स च**–તે ઋતુ પણ. **वसंतः इव लक्षितः**–વસંતઋતુ જેવી જણાતી હતી.

૧ દેવો ૨ શુદ્ધ. ૩ શરીર. ૪ ભેંશ. ૫ મહાદેવ ૬ ઈદ્ર.

यत्र निर्झरनिर्ह्राद–निवृत्तस्वनझिल्लिकम् ॥
शश्वत्तच्छीकरर्जीष–द्रुममण्डलमण्डितम् ॥ ४ ॥
सरित्सरःप्रस्रवणोर्मिवायुना, कह्लारकंजोत्पलरेणुहारिणा ॥
न विद्यते यत्र वनौकसां दवो, निदाघवह्न्यर्कभवोऽतिशाद्वले ॥ ५ ॥
अगाधतोयह्रदिनीतटोर्मिभिर्–द्रवत्पुरोष्याः पुलिनैः समन्ततः ॥
न यत्र चण्डांशुकरा विषोल्बणा, भुवो रसं शाद्वलितं च गृह्णते ॥६॥
वनं कुसुमितं श्रीमन्–नदच्चित्रमृगद्विजम् ॥
गायन्मयूरभ्रमरं, [illegible]म् ॥ ७ ॥
क्रीडिष्यमाणस्तत्कृष्णो, भगवान्बलसंयुतः ॥
वेणुं विरणयन्गोपैर्, गोधनैः संवृतोऽविशत् ॥ ८ ॥

---

૪ પદચ્છેદ—**यत्र**-એ ગ્રીષ્મઋતુમાં પણ. **निर्झराणां निर्ह्रादेन** (અવાજથી) **निवृत्ताः स्वनाः येषां ते झिल्लिकाः** ( તમરાં ) **यस्मिन् तत् इति वृंदावनं**-ઝરણાઓના અવાજથી તમરાંઓના અવાજ જેમાં ઢંકાઈ ગયા હતા એ વૃંદાવન. **शश्वत्**-સદા. **तेषां निर्झराणां शीकरैः** ( છાંટાથી ) **ऋजीषाः** ( ભીનાં ) **ये द्रुमाः तेषां मंडलैः मंडितं** ( શોભીત ) **यथा भवति तथा इति वृंदावनं** વૃંદાવન વસંતમાં હોય એવું લાગતું હતું.

૫ પદચ્છેદ—**कल्हारः**-સુગંધીદાર પુષ્પ. **कंजं**-સામાન્યપદ્મ **उत्पलं**-નીલકમલ. **तेषां रेणवः** ( પરાગ–રજ ) **तान् हरति इति तेने कह्लारकंजोत्पलरेणुहारिणा**-કલ્હાર કંજ અને કમળની રજને લઈ આવતા.**सरितः सरांसि प्रस्रवणानि च**-નદીઓ, સરોવરો અને વહેળાઓ. **तेषां ये उर्मयः तेषां संबंधी यः वायुः तेन**-તેઓના તરંગને સંબંધ રાખનારા વાયુથી. **[illegible] वह्न्यर्काभ्यां यः भवति इति दवः**-ઉન્હાળાની અગ્નિ અને સૂર્યથી જે ગરમી થાય છે તે ગરમી. **यत्र अतिशाद्वलेः**-ઘણા લીલા ખડવાળા વ્રજમાં **वनौकसां न विद्यते**-વ્રજવાસીઓને લાગતી નહીં.

૬ પદચ્છેદ—**चंडाः** ( ઉગ્ર ) **अंशवः** ( કિરણો ) **यस्य सः चंडांशुः** ( સૂર્ય ) **तस्य कराः** ( કિરણો ) **विषवत् उल्बणाः**-ઝેર જેવા સખત કિરણો. **यत्र**-ત્યાં. **अगाधानि तोयानि यासाम् ताः अगाधतोयाः इति ह्रदिन्यः** ( નદીયો ) **तासां तटानि तेषां उर्मयः तैः**-અગાધ જળવાળી નદીયોના કાંઠા સુધી પહોંચતા તરંગોથી. **पुलिनैः समन्ततः**-કાંઠાઓની આસપાસની. **द्रवत् पुरीषं** [ કાદવ ] **यस्याः सा द्रवत्पुरीषी** ( ભીની જમીન) **तस्याः इति भुवः रसं च**-અને. **शाद्वलितं**-ખડના લીલાશવાળા રંગને હરિયાળીપણાને. **न गृह्णते**-હરિ શકતાં નહિ.

૭-૮ પદચ્છેદ—**श्रीमत्**-શોભાવાળું. **कुसमितं वनं**-પુષ્પવાળું વન. **नदंतः चित्राः मृगाः द्विजाश्च यस्मिन् तत्**-તે વનમાં વિચિત્ર પ્રકારના પશુઓ અને પક્ષીઓ શબ્દ ર્યા કરતાં હતાં. **गायन्तः मयूराः भ्रमराश्च यस्मिन् तत्**-તે વનમાં મયૂરો અને ભ્રમરો ગાતાં હતાં. **कूजंतः कोकिलाः सारसाश्च यस्मिन् तत्**-જે વનમાં કોયલો અને સારસો નાદ કરી રહ્યાં હતાં. **इति तत्**- એવા તે વનમાં. **क्री[illegible]ष्यमाणः भगवान् कृष्णः**-

અર્થ—વૃંદાવન કે જેમાં કેશવ ભગવાન્ બલરામ સાથે રહેતા હતા, તે વૃંદાવનમાં, વૃંદાવનના ગુણોએ કરીને, તે ગ્રીષ્મઋતુ વસંતઋતુ જેવી જણાતી હતી. (૩)

અર્થ—એ ગ્રીષ્મઋતુ હતી તોપણ ઝરણાંઓના અવાજથી તમરાંઓનો અવાજ ઢંકાઈ ગયો હતો. ( એટલે વરસાદ નહોતો તોપણ ઝરણાં 'ખળખળ' અવાજ કરીને વહેતા હતા. ) તે વૃંદાવનમાં ઝરણાંઓના છાંટાથી–જળકણોથી–વૃક્ષોના મંડળ સદા સ્નિગ્ધ–ભીનાં–લીલાશવાળાં–રહેતાં હતાં. (૪) તે વૃંદાવનમાં કલ્હાર કમળ, અને ઉત્પલની રજને–પરાગને–લાવનારા નદી, તળાવ અને ઝરણાંઓના તરંગોના પવનને લીધે, વ્રજવાસીઓને લીલા ખડવાળી ભૂમિમાં, ગ્રીષ્મઋતુના અગ્નિથી અને સૂર્યથી થતો તાપ લાગતો નહીં. (૫) વૃંદાવનમાં કાંઠાને પહોંચી જાય, એવી અગાધ જળવાળી નદીયો વહેતી હતી. તે મોટી નદીયોના તરંગોથી, નદીયોના કાંઠા અને કાંઠાની આસપાસની માટી ભીની રહેતી હતી. કાંઠા અને કાંઠાની આસપાસની જમીનની ભીનાશને અને ત્યાં ઉગતા ખડના હળીયાળીપણાને–લીલાશને–સૂર્યનાં ઝેરજેવાં સખત કિરણો પણ, હરિ શકતાં નહીં–તેમને સૂકવી શકતાં નહીં. (૬)

અર્થ—તે વન પુષ્પની સંપત્તિથી શોભતું હતું. તે વનમાં વિચિત્ર પ્રકારના પશુઓ અને પક્ષીઓ શબ્દ કરતાં હતાં; મોર અને ભ્રમરો ગાતાં હતાં; કોયલ અને સારસો ટૌકા કરી રહ્યાં હતાં. તે વનમાં ક્રીડા કરવાની ઈચ્છાથી, વેણુ વગાડતા અને ગાયોના ધણથી ઘેરાએલા શ્રીકૃષ્ણ ભગવાન્, બળભદ્ર અને ગોવાળીયાઓ સાથે પધાર્યા. (૭–૮)

૩ થી ૮ વિવેચન—

જીવને બે તાપ–અંતઃકરણના દોષથી માનસીક તાપ થાય; અને ઋતુ આદિના દોષથી દેહાદિકને તાપ થાય. ભગવાનના સાંનિધ્યથી બેઉ તાપ મટે.

વસંતઋતુમાં ટાઢ અને તાપ બન્ને સરખા હોય છે. જે દેશ સમુદ્ર કિનારે હોય, મોટી નદીઓને કાંઠે હોય, પહાડ ઉપર હોય, ત્યાં ઉન્હાળાનો તાપ વધારે ન લાગે. વૃંદાવનની ભૂમિ ઝરણાંઓથી રસાળ–ભિની છે–લીલોતરી વાળી છે, તેથી ત્યાં ગ્રીષ્મનો તાપ સંકોચ પામે.

પુષ્પો—કલ્હારનાં પુષ્પો સંધ્યાકાળે ખીલે, કમળ દિવસે વિકાસ પામે, અને ઉત્પલ રાત્રીએ વિકાસ પામે.

એક રાજાનો જ્યાં મુકામ થાય છે, ત્યાં અટપટા ફેરફાર થઇ જાય છે; ત્યારે આ તો રાજાઓના રાજા–શહેનશાહનો પણ શહેનશાહ. તેમનો જ્યાં મુકામ હોય, ત્યાં સઘળું સુખમય કેમ ન વર્તે ! વર્તવુંજ જોઇએ. પ્રભુ ગોવાળીયા સાથે તે વનમાં પધાર્યા.

---

રમવાની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણભગવાન. **वलसंयुतः**–બળભદ્ર સહિત. **वेणुं विरणयन्**–વેણુ વગાડતા. **गोपैः गोधनैः संवृतः**–ગોપોથી અને ગાયોના ધણોથી વિંટાએલા પ્રભુ ( **तत** ) **आविशत्**–( તે વનમાં ) પેઠા.

હવે આગળ સાંભળો—

**प्रवालबर्हस्तबक-स्रग्धातुकृतभूषणाः ॥**
**रामकृष्णादयो गोपा, ननृतुर्युयुधुर्जगुः ॥ ९ ॥**
**कृष्णस्य नृत्यतः केचिज्-जगुः केचिदवादयन॥**
**वेणुपाणितलैः श्रृंगैः, प्रशशंसुरथापरे ॥ १० ॥**

અર્થ—કુંપળીયા, મોરપીંછ, ગુચ્છ, માળા અને ધાતુઓના શણગાર જેમણે પહેર્યા હતા, એવા કૃષ્ણ-બળદેવાદિ ગોવાળીયાઓ, ( તે વનમાં પેઠા પછી ) નાચવા લાગ્યા, મલ્લયુદ્ધ કરવા લાગ્યા, અને ગાવા લાગ્યા. (૯) જ્યારે શ્રીકૃષ્ણ નાચ કરતા હતા, ત્યારે કેટલાએક ગોવાળીયાઓ ગાતા હતા. કેટલાએક ગોવાળીયાઓ વેણુ વગાડતા હતા. કોઈ તાળીયો પાડતા હતા, અને કેટલાએક ગોવાળીયાઓ શિંગડી વગાડતા હતા. વળી કેટલાએક ગોવાળીયાઓ પ્રભુનાં વખાણ કરતા હતા. (૧૦)

૯-૧૦ વિવેચન—

આ બધી બાળલીલાઓ છે. સામાન્ય મનુષ્યોમાં પણ રમત ગમત દ્વારા, બાલ્યાવસ્થા બાળશરીર-સુદૃઢ થયું હોય, તો તે મનુષ્યની જુવાની અને વૃદ્ધાવસ્થા સુખ રૂપ જાય છે. અત્યારે શહેરમાં રહેનારાં ઘણાં બાળકોએ જંગલ જોયાં નથી. તેમને વગડાની રમત ગમતનો ખ્યાલ નજ આવે! શહેરોમાં ગામ બહાર ઉજાણીઓ કરવાનો, અને મેળા ગોઠવવાનો એજ હેતુ છે.

પ્રભુની સાથે રમનારા આ ગોપો કોણ છે? તે વાત દશમસ્કંધની શરૂઆતમાં થઇ ગઇ છે; તો પણ શ્રી શુકદેવજી તે વાતને ફરી કહીને સુદૃઢ કરે છે—

**गोपजातिप्रतिच्छन्ना, देवा गोपालरूपिणः ॥**
**ईडिरे कृष्णरामौ च, नटा इव नटं नृप ॥ ११ ॥**

---

૯ પદચ્છેદ—**प्रवालानि** (કુંપળિયાં), **बर्हाणि** (મોરપીંછો) **च स्तबकानि** (ગુચ્છો) **च स्रजश्च** ( માળાઓ ) **च धातवश्च** ( ધાતુઓ ) **तैः कृतानि भूषणानि यैः ते । रामकृष्णौ आदी येषु ते इति गोपाः ॥ ननृतुः**-નાચતા હતા. **युयुधुः**-મલ્લયુદ્ધ કરતા હતા. **जगुः**-ગાતા હતા.

૧૦ પદચ્છેદ—**कृष्णस्य नृत्यतः**-શ્રીકૃષ્ણ નાચ કરતા ત્યારે **केचित् जगुः**-કેટલા એક ગાતા હતા. **केचित् वेणुपाणितलैः शृंगैः अवादयन्**-કેટલા એક વેણુ, હાથના તળાં અને શીંગડીયો વગાડતા હતા. **अथ अपरे**-અને બીજાઓ **प्रशशंसुः**-વખાણ કરતા હતા.

૧૧ પદચ્છેદ—**हे नृप** ! હે રાજન! **गोपजातिप्रतिच्छन्नाः**-ગોપજાતિમાં છૂપાએલા. **गोपालरूपिणः देवाः**-ગોવાળ રૂપે રહેલા દેવો. **नटाः नटं इव**-નટો નટનાં વખાણ કરે, તેમ. **कृष्णरामौ ईडिरे**-કૃષ્ણ અને બલરામનાં વખાણ કરતા હતા.

અર્થ—હે રાજન્ ! ગોપ જાતિમાં છુપાએલા-ગોવાળરૂપે રહેલા દેવો, નટો જેમ નટનાં વખાણ કરે તેમ, શ્રીકૃષ્ણ અને બલરામનાં વખાણ કરતા હતા. (૧૧)

૧૧ વિવેચન—

જાન વિના વર શોભે નહીં. રમનારા બાળકો વિના પ્રભુની બાળલીલાઓ શોભે નહીં. પ્રાકૃત બાળક તરીખેનો વેષ બરાબર ભજવાય નહીં. અસુરો ફસાય નહિં, અને ભક્તોના કામ થાય નહીં. શ્રીશુકદેવજી જેવાને બાળલીલા સંબંધી ઘણું કહેવાનું મળે નહીં, અને આપણા જેવા શ્રોતાઓને સાંભળવાનો મસાલો મળી શકે નહિં.

ગેરસમજ—કેટલાએક વેદાંતીઓ અને જ્ઞાનીઓ ભગવદ્દલીલાઓનો અનાદર કરે છે-તેમને તે ગમતી નથી. તેમને તેમની પોતાની લીલાઓ ગમે છે. તેમનાં સ્ત્રી પુત્રાદિકની લીલાઓ ગમે છે. પાડોશીઓની અને પંચની લીલાઓ તેમને ગમે છે. તેમના સમાજની અગર તેમના ક્લબની લીલાઓ તેમને ગમે છે. રાજતંત્રની લીલાઓ ગમે છે-પેપર વાળાની લીલાઓ ગમે છે. યુરોપ અમેરિકાની લીલાઓ તેમને ગમે છે. આ બધી લીલાઓ સાથે ભગવદ્ લીલાઓ કદિ ચાલી આવે, તો તેમને શું વાંધો છે ? તે સમજાતું નથી. વાંધામાં ગેર સમજ છે-વાંધામાં અજ્ઞાન છે.

'અદ્વૈત સિદ્ધિ' ના લેખક મહાન વેદાંતી મધુસુદન સરસ્વતી પણ—

**वंशीविभूषितकरान्नवनीरदाभात ।**
**पीतांबरादरुणबिंबफलाधरौष्ठात् ॥**
**पूर्णेंदु सुंदरमुखादरविंदनेत्रात् ।**
**कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥**

બાળશ્રીકૃષ્ણનો મહિમા ગાય છે. ભગવદ્દલીલાઓમાં જીવોને મુક્તિ આપવાની જુક્તિ છે. અનુભવે સમજાય. આવા ગેર સમજવાળા વેદાંતીઓએ-જ્ઞાનીઓએ-હિંદુધર્મનાં સારાં સારાં શાસ્ત્રોનો અનાદર કર્યો છે. સનાતન ધર્મને ઘણી હાની કરી છે.

કૃષ્ણબલરામ કઈ રમત રમતા હતા, તે કથા હવે સાંભળો—

**भ्रामणैर्लङ्घनैः क्षेपै-रास्फोटनविकर्षणैः**
**चिक्रीडतुर्नियुद्धेन, काकपक्षधरौ क्वचित् ॥ १२ ॥**
**क्वचिन्नृत्यत्सु चान्येषु, गायकौ वादकौ स्वयम् ॥**
**शशंसतुर्महाराज, साधु साध्विति वादिनौ ॥ १३ ॥**

---

૧૨ પદચ્છેદ—**काकपक्षधरौ**-ઓડીયા વાળા રામ અને કૃષ્ણ **क्वचित्**-કોઇ વખત **भ्रामणैः**-ફુદડી ખાવી તે. **लंघनैः**-કુદવાં ઠેકવાં તે. **क्षेपैः**-ફેંકવાં. **आस्फोटनैः**-ખંભી ઠોકવી તે **विकर्षणैः**-ખેંચવું તે. **नियुद्धेन**-મલ્લયુદ્ધથી **चिक्रीडतुः**-રમતા હતા.

૧૩ પદચ્છેદ—**च**-અને **हे महाराज** ! કોઇ સમયે. **अन्येषु नृत्यत्सु**-બીજાઓ નાચતા ત્યારે **स्वयं**-આ બે ભાઇઓ. **गायकौ वादकौ**-આ બે ભાઇઓ ગાતા અને વાજીંત્ર વગાડતા. **शशंसतुः**-વખાણતા. **साधु साधु इति वादिनौ**- વાહ્ વાહ્ કહેતા.

**क्वचिद्बिल्वैः क्वचित्कुम्भैः, क्व चामलकमुष्टिभिः ॥**
**अस्पृश्यनेत्रबन्धाद्यैः, क्वचिन्मृगखगेहया ॥ १४ ॥**
**क्वचिच्च दर्दुरप्लावैर्-विविधैरुपहासकैः ॥**
**कदाचित्स्पन्दोलिकया, कर्हिचिन्नृपचेष्टया ॥ १५ ॥**
**एवं तौ लोकसिद्धाभिः, क्रीडाभिश्चेरतुर्वने ॥**
**नद्यद्रिद्रोणिकुञ्जेषु, काननेषु सरस्सु च ॥ १६ ॥**

**અર્થ**—ઓડીયાવાળા રામ અને કૃષ્ણ કોઇ વખત કુદડી ખાતા હતા, કોઇ વખત કુદતા હતા, કોઇ વખત ઠેકતા હતા, કોઇ વખત ( દડા, કોઠાં વિગેરે ) ફેંકતા હતા, કોઇ વખત ખંભી ઠોકતા હતા, કોઈ વખત (એકબીજાને) ખેંચતા હતા. આ પ્રમાણે મલ્લયુદ્ધની અનેક રમતોથી રામકૃષ્ણ રમતા હતા. (૧૨) વળી હે મહારાજ ! કોઈ વખત બીજા ગોવાળીયાઓ નાચતા હતા ત્યારે, આ બે ભાઇઓ ગાતા હતા, વાજીંત્ર વગાડતા હતા, અને ' વાહ વાહ ' કહીને, તેમનાં વખાણ પણ કરતા હતા. (૧૩)

**અર્થ**—કોઇ વખત બીલાંઓથી, કોઈ વખત કુંભવૃક્ષોનાં દડા જેવાં ફળોથી, કોઇ વખત આંબળાઓની મુઠીયોથી, કોઈ વખત અડકવા ન દેવાથી, કોઇ વખત આંખ મીંચામણી દાહ રમીને, કોઈ વખત પશુ પક્ષીઓની ચેષ્ટા કરવાથી-ચાળા પાડવાથી, કોઈ વખત દેડકાની માફક કુદીને, કોઇ સમયે એક બીજાની અનેક પ્રકારની ઠઠ્ઠામશ્કરી કરીને, કોઇ સમય (વૃક્ષો ઉપર) હિંચકા ખાઇને, અને કોઇ સમયે રાજાના જેવી ચેષ્ટાઓ કરીને, તેઓ રમતા હતા. (૧૪-૧૫)

**અર્થ**—આ પ્રકારે તે બે ભાઇઓ, લોકમાં ચાલતી પ્રસિદ્ધ રમતો રમતાં

---

૧૪-૧૫ પદચ્છેદ—**क्वचित्**-કોઇ વખત. **बिल्वैः**-બિલાંથી **क्वचित्**-કોઇ વખત **कुंभैः**-કુંભવૃક્ષના દડા જેવા ફળોથી **क्व च**-અને કોઇ વખત **आमलकानां मुष्टयः तैः**-આમળાની મુઠીયોથી **अस्पृश्यश्च नेत्रबंधश्च तौ आद्यौ येषु तानि तैः**-ન અડકવા દેવાથી, આંખ મીંચામણીદાહ રમવાથી, વિગેરે. **क्वचित्**-કોઇ વખત **मृगाश्च खगाश्च तेषां इहा** (ચેષ્ટા) **तया**-પશુ અને પક્ષીઓના ચાળા પાડીને. **च**-અને **क्वचित्**-કોઇ વખત **दर्दूराणां प्लावाः तैः दर्दुरप्लावैः**-દેડકાની માફક કુદવાથી. **विविधैः उप[illegible]सकैः**-અને નાના પ્રકારની ઠઠ્ઠા મશ્કરીથી **कदाचित् स्पंदोलिका तया**-કોઇ વખત હિંચકાથી. **कर्हिचित् नृ[illegible]**-કોઇ વખત રાજા જેવો દેખાવ કરીને રમતા હતા.

૧૬ પદચ્છેદ—**एवं**-આ પ્રકારે. **तौ**-બે ભાઇઓ. **लोके सिद्धाभिः क्रीडाभिः**-લોકમાં ચાલચી પ્રસિદ્ધ રમતો રમતાં રમતાં **नद्यश्च अद्रिद्रोणयश्च** (પર્વતની ગુફાઓ) **कुंजाश्च तेषु**-નદીઓમાં પર્વતની ગુફાઓમાં અને કુંજોમાં **काननेषु सरस्सु च इति वने चेरतुः**-વનોમાં તળાવોમાં એ પ્રમાણે વૃંદાવનમાં ફરતા હતા.

રમતાં, નદીઓમાં, પર્વતની ગુફાઓમાં, કુંજોમાં, વનોમાં, અને તળાવોમાં, આમ તેમ ફરતા હતા–આમતેમ ખેલતા હતા. (૧૬)

૧૨ થી ૧૬ વિવેચન—

**काकपक्षं**—બાળકને પહેલ વહેલા વાળ ઉતરાવવા, તે 'ચુડાકરણ' નામનો શાસ્ત્રોકત સંસ્કાર છે. આ સંસ્કારનું ગુજરાતી નામ–'વાળવડા કરાવવા.' વાળ વડા કરાવ્યા પછી, બ્રાહ્મણ થોડી ચોટલી રાખે છે. વૈશ્ય તેથી વિશેષ મોટી ધારી રાખે છે, અને ક્ષત્રિઓ થોડો આગલો ભાગ બાદ કરીને, આખે માથે અને ઠેઠ બેઉ કાન સુધી વાળ રાખે છે. ક્ષત્રીઓના આ પ્રકારના વાળ 'ઓડીયા' કહેવાય છે. તે વાળ ઉભા ઓળાય છે, અને પાછળ આંકડીયા જેવા વાંકા અને સરખા રહે છે. આ ફેશન દહાડે દહાડે બદલાતી જાય છે. જે વાળનો જથ્થો પાછળ હતો, તે હવે જુલફાના રૂપમાં અગર અલ્લા ચોટીના રૂપમાં–આગળ આવી પહોંચ્યો છે. આ ફેશન સૌને સામાન્ય રીતે વરી છે. કોળી, ઘાંચી, મોચી, ભંગી, વાણીયા, બ્રાહ્મણ, નાગર સૌ વાળની બાબતમાં એકત્ર થયા છે. કોટ, પાટલુન અને માથે જુલ્ફા–પછી તે કોણ જાત છે, તેની ખબર પડતી નથી. કથા કરનારા કેટલાએક પુરાણીઓ અને હરદાસો પણ આ ફૅશનમાં ફસાયા છે. આ ફૅશને કેટલાએક પંડિતોને અને પુજારીઓને પણ પકડી લીધા છે. ધર્મની લાગણી વાળાઓએ આમ કરવું ઘટતું નથી. કદિ આ બ્રાહ્મણો પોતાનો ધર્મ ન સમજે, તો તેઓ જેમ દક્ષણાનો આગ્રહ રાખે છે, તેમ આપણે તેમના જુલફા ઉતરાવવાનો આગ્રહ રાખવો. ધર્મ ક્રિયા શરૂ કર્યા પહેલાં, આમંત્રણ પત્રિકાદ્વારા, આ વિચાર બ્રાહ્મણોને વિદીત કરી દેવો–ગભરાવું નહીં–ધરમ ત્યાં શરમ ન હોય. આવો હઠ રાખશો, તોજ કાંઇક રહેશે; નહિં તો આ બધું ચાલવા બેઠું છે.'

દૃષ્ટાંત—અજ્ઞાન તાલુકામાં એક સન્યાસી પધાર્યા. એક બ્રાહ્મણે તેમને ભિક્ષા માટે પોતાને ઘેર પધરાવ્યા. તે બ્રાહ્મણની વિધવા પુત્રી સન્યાસીને જમવા બેસવાને સ્થળે છાણ લીંપતી હતી. તે પુત્રીને માથે વાળ હતા, અને હાથ ખાલી હતા. તે જોઇને સન્યાસીએ પૂછયું–'તું સધવા છે કે વિધવા?' પુત્રી–'મહારાજ હું વિધવા છઉં.' સંન્યાસી–'ત્યારે વાળ કેમ રાખ્યા છે?' પુત્રી 'એવું તો અમારા ગામમાં ઘણે ઠેકાણે ચાલે છે.' આ સાંભળીને સન્યાસી મહારાજ થડકી ગયા. જમ્યા વિના ત્યાંથી ઉઠીને ચાલ્યા ગયા. મઠમાં આવીને બેઠા. પુત્રીએ આ વાત પોતાના પિતાને કહેતાં પિતા ગભરાઇ ગયો. સન્યાસી ભિક્ષા લીધા વિના ગયા, તેથી કોઈ ભોજન કરી શકયું નહી. જ્યાં સન્યાસી ઉતર્યા હતા, તે મઠમાં આવીને બ્રાહ્મણે કહ્યું કે–'પ્રભુ! અમારો અપરાધ માફ કરો, અને આપ ભિક્ષા લેવા પધારો.'

સન્યાસી—'અપરાધ કેવી રીતે માફ કરૂં! તમે સૌ પતીત બ્રાહ્મણો છે. એકવાર વિધવાઓના વાળ ઉતરાવો પછી ભોજન લઉં.'

બ્રાહ્મણે ઘણો આગ્રહ કર્યો, પણ સન્યાસી બદલાયા નહીં. ગામમાં વાત ફેલાણી. બ્રાહ્મણની નાત એકઠી થઇને, સન્યાસી મહારાજ પાસે આવી. ઘણા કાલાવાલા કર્યા; પણ મહારાજ એકના બે ન થયા. સાંજ પડી–રાત પડી. સૌ ભૂખ્યા રહ્યાં. બીજે દિવસે સવારમાં દસ વાગે, સન્યાસી મહારાજની માંગણી કબુલ રહી. નાતની વાડીમાં ૨૦ વિધવા બ્રાહ્મણ સ્ત્રીઓના વાળ ઉતરાવ્યા; અને ત્યાંજ સૌ, સન્યાસી મહારાજની સાથે, બપોરના બે વાગે ભોજન કર્યા. આવું દરેક સારા પ્રતિષ્ઠિત સાધુ સન્યાસીઓ શીખે, તો જરૂર કાંઇક સારો લાભ થવા.

(અપૂર્ણ.)

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.

વર્ષ ૯ મું. ] આગશર માસ, ૧૯૮૫. [ અંક ૧૧

**લવાજમ**—ગયા અંકમાં લવાજમ માટે આપેલી સૂચના વાંચીને, ઘણા મુમુક્ષુઓએ લવાજમ મોકલી દીધું. સૌ તેમ કરતાં શીખો, તો કેટલી અનુકુળતા થાય ! હવે માત્ર પોશનો અંકજ બાકી છે. તેથી લવાજમ રૂ. ૨–૮–૦ ત્વરાથી મોકલતા રહેજો. આળસ કરશો, તો આજકાલ કરતાં, મહા પણ ચાલ્યો જશે. વી. પી. કરીએ ત્યારેજ લવાજમ મોકલો, તે પરાણે પ્રીતિ કર્યા જેવું ગણાય. માસીક વાંચ્યું ન વાંચ્યું ગણાય. બાર માસના કાતણના ખર્ચ કરતાં લવાજમનો ખર્ચ ઓછો છે. હજામતના ખર્ચ કરતાં પણ ખર્ચ ઓછો છે; અને વળી જે વાંચવા જેવું છે તે મળે છે; છતાં માસીકથી કંટાળ્યા હો–તો નવી સાલ માટે માસીક બંધ કરવાનું લખી નાંખશોજી. જેથી વી. પી. ની તકલીફ બચે. આટલો પત્ર તો અવશ્ય લખવો ઘટે. પત્ર ન લખી શકો, તો માસીકનું વી. પી. આવે, ત્યારે વી. પી. સ્વિકારવું જોઇએ.

કરાંચી, મુંબઇ, સુરત, વિગેરે સ્થળના ગ્રાહકોએ પુંઠામાં જણાવેલે ઠેકાણે, જેમ બને તેમ ત્વરાથી લવાજમ ભરી દેવું. જેથી માસીકનો પ્રવાહ અટકે નહીં–જ્ઞાનગંગા તમારા ઘરસુધી નિયમ પ્રમાણે ચાલી આવે. પોતાના સ્નેહી ગ્રાહકો પાસેથી લવાજમ એકઠું કરીને એક સાથે લવાજમ મોકલાય તો ઠીક પડશે. લવાજમ ભરતી વખતે ગ્રાહક નંબર અને જે નામથી માસીક આવતું હોય, તે નામ બરાબર જણાવવું. અહીં લવાજમ મોકલનારે નામ તથા ગ્રાહક નંબર બરાબર જણાવવાં. [ ગ્રાહક નંબર માસીકને વીંટેલા કવર ઉપર છે. ]

**રાસલીલા**—જે લીલાઓ મુમુક્ષુઓને બહુ વ્હાલી છે-તોપણ જેમાં અનેક વિદ્વાનો ભૂલા પડયા છે, અને જે હજી નાસ્તીકોને બહુ પીડે છે, એવી શ્રીકૃષ્ણની અદ્ભુત લીલાઓ આવતી સાલમાં આવશે. તદ્દન ઘીનો માલ છે. મુક્તિ તો તેની દાસી છે, એવી ભક્તિની ઝલક જેમાં છે, એવી લીલાઓ હવે વાંચવા મળશે. ભાગવત ઉપર થએલાં ભાષાંતરોમાં ભાષાંતર છે. આવા ખુલાસા નથી.

તંત્રી.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૧૮ મો ચાલુ.

[ ૭૦૪ મે પાનેથી ચાલુ. ]

બારથી સોળ સુધીના શ્લોકોમાં બાળકોની અનેક રમતોનું વર્ણન છે. છેવટમાં કહી દીધું કે-'નદીયો, પર્વતની ગુફાઓ, કુંજો અને વનોમાં પ્રભુ આમતેમ ખેલતા હતા-વૃંદાવનની ભૂમિને પ્રભુ પાવન કરતા હતા.'

હવે પ્રલંબ નામનો અસુર આવે છે.

**पशूंश्चारयतो गोपैस्–तद्वने रामकृष्णयोः ॥**
**गोपरूपी प्रलम्बोऽगा–दसुरस्तज्जिहीर्षया ॥१७॥**
**तं विद्वानपि दाशार्हो, भगवान्सर्वदर्शनः ॥**
**अन्वमोदत तत्सख्यं, वधं तस्य विचिन्तयन् ॥१८॥**

**અર્થ—તે વનમાં ગોવાળીયાઓની સાથે રામ અને કૃષ્ણ, પશુઓને ચારતા હતા. તે દરમીયાન એક વખત તેઓને હરી જવાની ઇચ્છાથી, ગોવાળીયાનું રૂપ ધારણ કરીને, પ્રલંબ નામનો અસુર આવ્યો. (૧૭) સર્વજ્ઞ ભગવાન્ શ્રીકૃષ્ણે ગોપરૂપ બનેલા તે પ્રલંબ દૈત્યને ઓળખી કાઢયો. તોપણ તેના વધનો વિચાર કરતા ભગવાને, પ્રથમ તો તેની મિત્રતા સ્વિકારી. [૧૮]**

૧૭-૧૮ વિવેચન—

**प्रलंबः**—'લંબ' એટલે લાંબો અને 'પ્રલંબ' એટલે ઘણો લાંબો.

**અધ્યાત્મદષ્ટિ**—અધ્યાત્મદષ્ટિથી ટીકા કરનારા વિદ્વાનો પ્રલંબાસુરને અંતઃકરણનો મોટો દોષ ગણીને, તેને લોભ, ક્રોધ અગર કામની સાથે સરખાવે છે. તે ઠીક વાત છે; પણ તેમ કરવા જતાં આખું વૃંદાવન, આખી કૃષ્ણાવતારની કથા, શુકદેવજીનું કથન, અને પરીક્ષિતનું શ્રવણ ઉઠી ન જાય. બધું કલ્પિત ન ઠરે, તે વાત સંભાળવી.

**કામ, ક્રોધ અને લોભ**—તે સંબંધી થોડું જાણવા જેવું કહી દઇએ—

**काम एष क्रोध एष, रजोगुण समुद्भवः ॥**
**महाशनो महापाप्मा, विद्धयेनमिह वैरिणम् ॥ ३७ ॥**
**धूमेनाव्रियते विह्निर्, यथाऽऽदर्शो मलेन च ॥**
**यथोल्बेनावृतो गर्भस् तथा तेनेदमावृतम् ॥ ३८ ॥**

---

૧૭ પદચ્છેદ—**तत् वने**-તે વનમાં. **गोपैः सह**-ગોવાળોની સાથે. **पशून्**-પશુઓને. **चारयतोः रामकृष्णयोः**-ચારતા રામકૃષ્ણની સમીપમાં. **तयोः जिहीर्षा तया**-તેમને હરિ જવાની ઇચ્છાથી. **गोपरूपी प्रलंबः असुरः अगात्**-ગોપરૂપી પલંબ નામનો અસુર આવ્યો. ૧૮ પદચ્છેદ—**सर्वदर्शनः**-સર્વજ્ઞ. **दाशार्हः भगवान्**-ભગવાન્ શ્રીકૃષ્ણે. **तं विद्वान् अपि**-ગોપરૂપ બનેલા તે પ્રલંબાસુરને ઓળખ્યો તોપણ. **तस्य वधं चिंतयन्**-તેના વધનો વિચાર કરતા એવા ભગવાને. **तस्य सख्यं अन्वमोदत-अरोचयत्**-તેની મિત્રતા સ્વિકારી.

**आवृतं ज्ञानमेतेन, ज्ञानिनो नित्यवैरिणा ॥**
**कामरूपेण कौंतेय, दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**
**इंद्रियाणि मनोबुद्धि-रस्याधिष्ठानमुच्यते ॥**
**एतैर्विमोहयत्येष, ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥**
**तस्मात्त्वमिंद्रियाण्यादौ, नियम्य भरतर्षभ ॥**
**पाप्मानं प्रजहि ह्येनं, ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥** [ગીતા અ. ૩]

૩૬ મા શ્લોકમાં અર્જુન પૂછે છે કે-જીવને ઇચ્છા ન હોય, જીવ ડાહ્યો હોય, તો પણ તે કોનાથી પ્રેરાઇને પરાણે પાપકર્મ કરે છે?-તેના જવાબમાં શ્રીકૃષ્ણ કહે છે કે-

અર્થ—પાપમાં પ્રેરનારો રજોગુણમાંથી ઉત્પન્ન થનારો, અને અગ્નિની પેઠે ભોગોથી નહીં ધરાનારો 'કામ' છે. તે કામની પાછળ ક્રોધ પણ હાજર રહે છે. માટે આ સંસારમાં સાચો વૈરી 'કામ' છે એમ જાણ. (૩૭). જેમ ધુમાડાથી અગ્નિ અને મેલથી આરસિ ઢંકાઇ જાય છે, અને જેમ ઓરથી ગર્ભ ઢંકાઇ જાય છે, તેમ કામથીજ જીવનું જ્ઞાન ઢંકાએલું રહે છે. (૩૮) હે કૌંતેય! અગ્નિની પેઠે ન ધરાય એવો, અને જ્ઞાનીઓનો પણ નિત્યનો વૈરી જે કામ છે, તે કામથીજ જીવનું જ્ઞાન ઢંકાએલું રહે છે. (૩૯) ઇંદ્રિયો, મન, અને બુદ્ધિ આ કામરૂપી શત્રુનાં રહેઠાણ છે. તેમની મદદથીજ તે આત્મજ્ઞાનને ઢાંકી દઇને, જીવાત્માને વિષયોમાં મોહ પમાડે છે. (૪૦) તે માટે હે ભરત શ્રેષ્ઠ! તું પ્રથમ ઇંદ્રિયોને વશ કરીને, જ્ઞાન અને વૈરાગ્યને નાશ કરનારા 'કામ' રૂપી મહા પાપીને હણી નાંખ. [૪૧]

આગળ કહે છે કે—

**शक्नोतीहैव यः सोढुं, प्राक् शरीरविमोक्षणात् ॥**
**कामक्रोधोद्भवं वेगं, स युक्तः स सुखी नरः ॥ २३ ॥** [ગીતા અ. ૫]

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે-હે અર્જુન! શરીર છૂટે તે પહેલાં જે મનુષ્ય ( દુઃખદાયક પદાર્થોની ) કામનાને, અને (તેમનાથી ઉપજતા) કામ ક્રોધાદિના વેગને-હુમલાને, તાબે કરી શકે છે, તેજ મનુષ્ય આ લોકમાં સાચો યોગી છે. તેજ સુખી નર છે. [૨૩]

આગળ સોળમા અધ્યાયે પ્રભુ બોલ્યા કે—

**त्रिविधं नरकस्येदं, द्वारं नाशनमात्मनः ॥**
**कामः क्रोधस्तथा लोभस्-तस्मादेतत्त्रयं त्यजेत ॥ २१ ॥**
**एतैर्विमुक्तः कौंतेय, तमोद्वारैस्त्रिभिर्नरः ॥**
**आचरत्यात्मनः श्रेयस्, ततो याति परां गतिं ॥ २२ ॥** [ગીતા અ. ૧૬]

અર્થ—કામ, ક્રોધ અને લોભ-એમ ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર છે. તે જીવનું બગાડનારા છે. તેથી જીવે એ ત્રણેને તજી દેવાં જોઇએ. (૨૧) હે કૌંતેય! જે મનુષ્ય એ ત્રણે દ્વારોથી મુક્ત હોય, તે મનુષ્યજ પોતાનાં કલ્યાણનાં સાધન આચરી શકે છે, અને જે આચરે છે, તેજ પરમગતિને પામે છે. (૨૨)

ચોપાઇ—નાથ વિષયસમ મદ કછુ નાંહિં, મુનિમન મોહ કરે ક્ષણ માંહિ.

× × × × × ×

વિષય વિવશ સુર નરમુનિ સ્વામી, મેં પામર પશુ કપિ અતિ કામી.

વિગેરે— મોક્ષવાણી પાનું [૪૩ A.]

અનેક ઠેકાણે કહ્યું છે કે 'કામ, ક્રોધ અને લોભ જીવના કટ્ટા દુશ્મન છે. તેનાથી ચેતજો.' આ ત્રણે જીવની વાસનાઓમાં ઘર કરીને બેઠા છે. આ ત્રણેને કમી કરવા, અગર નાબુદ કરવા, એજ દરેક ધર્મશાસ્ત્રોનો સાર હોય છે. આ ત્રણે નફ્ટ અને નિડર છે. વળી વ્યાપક છે. જેવા તેવા પ્રયત્નથી હઠે એવા નથી. સતત પ્રયત્ન કરનાર આ ત્રણને વશ કરે છે.

**ત્યારે શું આ ત્રણે નકામા છે?**—ના, નકામા હોય, તો પ્રભુ બનાવે શા માટે! તે ત્રણે જ્ઞાન અને ભક્તિ ટકાવવામાં કામ આવે, તો કામના; અને જ્ઞાન અને ભક્તિને ઉથલાવીને ફેંકી દે, તો તે ત્રણે નકામા છે. કામનાવાળાને ઉંઘ અને આળસ ન હોય, તેમ જ્ઞાન અને ભક્તિમાં કામના થઇ હોય, તેમનાં ઉંઘ અને આળસ હઠી જાય છે. ક્રોધી માણસોને તેના સંકલ્પથી ક્રોધ ડગાવી શકે નહી; તેમ જ્ઞાનભક્તિમાં દૃઢ થએલા ક્રોધીને, ક્રોધ ડગાવી શકતું નથી. લોભીને ધનની લાલચમાં ખાવાપીવાનું ભાન રહે નહિં. સગા સંબંધીનું ભાન પણ ન રહે; તેમ જ્ઞાનભક્તિમાં લાગેલા લોભીને, ખાવાપીવાનું ભાન રહેતું નથી. સગા સંબંધીની પરવા પણ તેને હોતી નથી. કામ એટલે માત્ર 'વિષયસુખ' જ નહીં, પણ વિષયસુખ અને તે સિવાયની અનેક પ્રકારની કામનાઓ—ઇચ્છાઓ—આશાઓ—તૃષ્ણાઓ અને વાસનાઓ સમજવી. હવે આ વિષય બંધ કરીએ.

**तत्स्वरूपं अन्वमादत्**—પ્રભુએ પ્રલંબને ઓળખ્યો, તોપણ તેને એકદમ માર્યો નહીં. પ્રથમ તેની દોસ્તી કરી. પ્રભુ સબળ છે તો પણ આપણને શીખવે છે કે, દુશ્મન જેવો દેખાવ કરે, તેવોજ દેખાવ આપણે પણ કરવો. ઉતાવળા થવું નહીં. ઉતાવળા થઇને ઘા કરવો નહીં.

પ્રભુ તેના વધ માટે શો ઉપાય કરે છે? તે સાંભળો—

तत्रोपहूय गोपालान्, कृष्णः प्राह विहारवित् ॥
हे गोपा विहरिष्यामो, द्वन्द्वीभूय यथायथम् ॥१९॥
तत्र चक्रुः परिवृढौ, गोपा रामजनार्दनौ ॥
कृष्णसंघट्टिनः केचि-दासन् रामस्य चापरे ॥२०॥
आचेरुर्विविधाः क्रीडा, वाह्यवाहकलक्षणाः ॥
यत्रारोहन्ति जेतारो, वहन्ति च पराजिताः ॥२१॥
वहन्तो वाह्यमानाश्च, चारयन्तश्च गोधनम् ॥
भाण्डीरकं नाम वटं, जग्मुः कृष्णपुरोगमाः ॥२२॥

---

૧૯ પદચ્છેદ—**तत्र**—પછી **विहारवित् कृष्णः**—ક્રીડાઓના પ્રકારને જાણનાર મહા ખેલાડી—શ્રીકૃષ્ણ **गोपालान् उपहूय**—ગોપોને બોલાવીને. **प्राह**—કહ્યું કે **हे गोपाः**—હે ગોપો! [**यथा अनतिक्रम्य इति यथायथम्**] **यथायथम् द्वंद्वीभूय**—વય અને બળના પ્રમાણમાં બરાબર બે ટોળાંમાં વહેંચાઇને **विहरिष्यामः**—આપણે રમત રમીએ. ૨૦ પદચ્છેદ—**तत्र**—પછી, **गोपाः**—ગોપોએ. **रामजनार्दनौ परिवृढौ चक्रुः**—રામ કૃષ્ણને ટોળાના નાયક બનાવ્યા. **केचित् कृष्णस्य संघट्टिनः आसन्**—કેટલાએક શ્રીકૃષ્ણના પક્ષકાર થયા. **च**

અર્થ—પછી-રમતના પ્રકારને જાણનાર-મહા ખેલાડી-શ્રીકૃષ્ણે, ગોપોને બોલાવીને કહ્યું કે-'(વય અને બળના પ્રમાણમાં) બરાબર બે ટોળાંમાં (તમે સૌ) વહેંચાઈ જાઓ, પછી આપણે રમત રમીએ. [૧૯] પછી-એટલે-તે સાંભળીને ગોપોએ રામ અને કૃષ્ણને નાયક બનાવ્યા-તડવી બનાવ્યા. ગોપોમાંથી કેટલાએક શ્રીકૃષ્ણના પક્ષકાર થયા, અને બીજા ગોપો બળદેવજીના પક્ષકાર થયા. (૨૦) જે રમતોમાં જીતનારા (હારનારા ઉપર) ચડી બેસે, અને હારનારા (જીતનારાને) ઉપાડે, એવી ચડવાની અને ઉપાડવાની નાના પ્રકારની રમતો તેઓ રમવા લાગ્યા. (૨૧) જેઓમાં શ્રીકૃષ્ણ અગ્રેસર હતા, એવા ઉપાડનારા, પીઠે બેસનારા, અને ગાયોના ધણને ચારનારા-તમામ ગોપો ભાંડીરક નામના વડ સુધી જતા હતા. (૨૨)

૧૮ થી ૨૨ થી વિવેચન—

પ્રભુએ પ્રલંબને લાગ લેવાની સગવડ કરી આપી. પ્રભુએ પ્રલંબને પોતાનું બળ અજમાવવાની સગવડ કરી આપી.

હવે પ્રભુને માથે દાવ આવે છે. પ્રભુ કેવી મનુષ્યલીલા કરે છે, તે સાંભળો—

रामसंघट्टिनो यर्हि, श्रीदामवृषभादयः ॥
क्रीडायां जयिनस्तांस्तान्-ऊहुः कृष्णादयो नृप ॥२३॥
उवाह कृष्णो भगवान, श्रीदामानं पराजितः ॥
वृषभं भद्रसेनस्तु, प्रलंबो रोहिणीसुतम् ॥ २४ ॥

અર્થ—હે પરીક્ષિત રાજા! એક વખત જ્યારે શ્રીદામા અને વૃષભ આદિ શ્રી બળરામના પક્ષકારો રમતમાં જીત્યા, ત્યારે તેમને શ્રીકૃષ્ણે અને

---

**अपरे रामस्य**-અને બીજા ગોપો રામના પક્ષકાર થયા. ૨૧ પદચ્છેદ—**यत्र**-જે રમતોમાં. **जेतारः आरोहंति च पराजिताः वहंति**-જીતનારા (હારનારા ઉપર) ચડી બેસે **અને** હારનારા (જીતનારાને) ઉપાડે એવી **वाह्यवाहकलक्षणाः विविधाः क्रीडाः आचेरुः**-ચડવાની **અને** ઉપાડવાની અનેક પ્રકારની રમતો તેઓ રમવા લાગ્યા. ૨૨ પદચ્છેદ—**कृष्णः पुरोगमः येषु ते**-જેઓમાં શ્રીકૃષ્ણ અગ્રેસર છે એવા **वहंतः** ઉપાડનારા **च वाह्यमानाः**-અને માથે બેસનારા **च**-અને **गोधनं चारयन्तः**-ગાયોના ધણને ચારનારા તમામ ગોપો. **भांडीरकं नाम वटं जग्मुः**-ભાંડીરક નામના વડે પહોંચ્યા.

૨૩ પદચ્છેદ—**यर्हि**-જ્યારે **हे नृप**!-હે પરીક્ષિત! **श्रीदामवृषभौ आदौ येषु ते इति रामसंघट्टिनः**-શ્રીદામા અને વૃષભ આદિ શ્રી બળરામના તડવીઓ. **क्रीडायां जयिनः**-રમતમાં જીત્યા ત્યારે **तान् तान्**-તેઓને **कृष्णादयः ऊहुः-वहन्ति**-ઉપાડયા.

૨૪ પદચ્છેદ—**भगवान् कृष्णः पराजितः**-શ્રીકૃષ્ણ હારી ગયા ત્યારે **श्रीदामानं उवाह**-શ્રીદામાને પોતાને માથે ઉપાડયો. **तु**-અને **भद्रसेनः वृषभं**-ભદ્રસેને વૃષભને ઉપાડયો **प्रलंबः रोहिणीसुतं**-અને પ્રલંબાસુરે રોહિણીના પુત્ર બળભદ્રને ઉપાડયા.

તેમના પક્ષકારોએ ઉપાડયા. (૨૩) હારી ગએલા શ્રીકૃષ્ણે શ્રીદામાને પોતાની પીઠ ઉપર ઉપાડયો. ભદ્રસેને વૃષભને ઉપાડયો, અને પ્રલંબે રોહિણીપુત્ર બળદેવને ઉપાડયા. (૨૪).

૨૩-૨૪ વિવેચન—

'રમતમાં ઉતરનારે સૌ સાથે સરખાજ રહેવું જોઇએ,' એમ પ્રભુ શીખવે છે. વળી એમ પણ સૂચવ્યું કે-'હું મારા ભક્તોથી હારેલોજ છઉં'.

વિદ્વાનો **શ્રીદામા** શબ્દના અનેક અધ્યાત્મિક લાંબા લાંબા અર્થ કરે છે. આપણે તે ભાંજગડમાં પડવું નહીં. આપણે એટલું જાણી લેવું કે-'**શ્રીદામા** નામનો ગોપ શ્રીકૃષ્ણને બહુ વ્હાલો છે.' પ્રલંબે પોતાનું બળ અજમાવવાની તક લીધી-પ્રલંબે બળભદ્રને ઉપાડયા.

હવે પ્રલંબાસુર શા દાવપેચ રમે છે તે સાંભળો—

**अविषह्यं मन्यमानः, कृष्णं दानवपुङ्गवः ॥**
**वहन् द्रुततरं प्रागा–दवरोहणतः परम् ॥ २५ ॥**
**तमुद्वहन् धरणिधरेंद्रगौरवं, महाऽसुरो विगतरयो निजं वपुः ॥**
**स आस्थितः पुरटपरिच्छदो बभौ, तडित्द्युमानुडुपतिवाडिवाम्बुदः ॥२६॥**

અર્થ—પ્રલંબાસુર શ્રીકૃષ્ણને બળવાન્ માનતો હોવાથી (તેમની નજર ચૂકાવવાના હેતુથી), બળભદ્રને ઉપાડીને તે ત્વરાથી આગળ ચાલ્યો; અને ભાંડીરક વડ કે જે જીતેલાને ઉપાડીને પહોંચવાની હદરૂપ હતો, તેની પેલીમેર તે ચાલ્યો ગયો. (૨૫). (ભાંડીરક વડની પેલીમેર સુધી ઉપાડીને દોડતા પ્રલંબાસુરનો ભાવ સમજી લઇને, બળભદ્ર પર્વત જેવા ભારે થયા.) મોટા પર્વત જેવા ભારવાળા બળભદ્રને ઉપાડવાથી, જેનો વેગ કમી થઈ ગયો હતો, એવો મહા બળવાન્ અસુરે, પોતાનું અસુર શરીર ધારણ કરી લીધું. તે વખતે તેણે સોનાનો શણગાર પહેર્યો હતો; વિજળીના જેવો તે કાંતિમાન્ હતો. ચંદ્રને ઉપાડી ચાલનારો જાણે તે મેઘ હોય, એવો તે શોભતો હતો. (૨૬)

૨૫ પદચ્છેદ—**कृष्णं अविषह्यं** (બળવાન) **मन्यमानः दानवपुंगवः**-શ્રીકૃષ્ણને બળવાન્ માનનારો પ્રલંબાસુર-**द्रुततरं वहन्** ઘણીજ ત્વરાથી બલભદ્રને ઉપાડી ચાલનારો [**अवरोहणं**-મર્યાદા-ભાંડીરક વડ.] **अवरोहणात् इति अवरोहणतः**-ભાંડીરકવડની પેલીમેર. **परं प्रागात्**-ઘણે દૂર ગયો. ૨૬ પદચ્છેદ—**धरणिधरेन्द्रवत् गौरवं यस्य सः तम् इति तं उद्वहन्**-મોટા પર્વતના જેવા ભારવાળા બળભદ્રને ઉપાડનાર. **महासुरः**-મોટા અસુરે. **विगतरयः**-જેનો વેગ કમી થયો એવો. તેથી. **निजं वपुः सः आस्थितः**-તેણે પોતાનું અસુર શરીર ધારણ કરી લીધું. **पुरटस्य परिच्छदः** (સોનાનો શણગાર) **यस्य सः**-જેણે સોનાનો શણગાર પહેર્યો હતો તે **तडित् इव द्युमान्**-વિજળીના જેવો કાંતિ વાળો. **उडुपतिः**-ચંદ્ર. **उडुपतिं वहति इति उडुपतिवाट्**-ચંદ્રને ઉપાડીને ચાલનારો **अंबुदः इव**-જાણે મેઘ હોય તેવો **बभौ**-શોભતો હતો.

૨૫-૨૬ વિવેચન—

જે **सर्वदृक्** છે-જેની નજર બહાર કાંઇ નથી; તેની નજર ચુકાવવા, પ્રલંબાસુરે પ્રયત્ન કર્યો. પ્રભુ પણ આંખ આડા કાન કરી ગયા, અને પ્રલંબાસુર બળભદ્રને ઉપાડીને આગળ વધ્યો. બળભદ્ર ચેત્યા અને પર્વત જેવા ભારે થયા. અસુરનો વેગ કમી થયો. પોતાના કાર્યને પહોંચી વળવા માટે, અસુરે પોતાનું ભયંકર સ્વરૂપ ધારણ કરી લીધું. તે મેઘ જેવો કાળો હતો.

તે અસુરના રૂપનું હજી વર્ણન થાય છે—

**निरीक्ष्य तद्वपुरलमंबरे चरत्, प्रदीप्तदृग्भ्रुकुटितटोग्रदंष्ट्रकम् ॥**
**ज्वलच्छिखं कटककिरीटकुण्डल–त्विषाऽद्भुतं हलधर ईषदत्रसत् ॥२७॥**

અર્થ—આકાશમાં ઝપાટા બંધ દોડયું જતું, ચળકતા નેત્રોવાળું, ભ્રમરો સાથે ઉગ્ર દાઢો લાગી રહેલી છે એવું, બળતી શિખાવાળું, [ એટલે જેના વાળ ઘણાજ લાલ અને ચળકતા હતા તે ), અને કડાં, મુગટ અને કુંડળની કાંતિથી અદ્ભુત લાગતું પ્રલંબાસુરનું શરીર જોઇને, બળભદ્ર જરા ત્રાસ પામ્યા. (૨૭)

૨૭ વિવેચન—

'બળભદ્ર કાંઇક ત્રાસ પામ્યા' એમ કહીને બળભદ્રનો જીવભાવ સૂચવ્યો. બળભદ્રનો **અંશાવતાર** સૂચવ્યો. સાર-બળભદ્રના વાર્યા કરતાં આ અસુર વધારે બળવાન્ ઠર્યો.

હવે પ્રલંબાસુરનો નાશ થાય છે.

**अथागतस्मृतिरभयो रिपुं बलो, विहायसाऽर्थमिव हरन्तमात्मनः ॥**
**रुषाऽहनच्छिरसि दृढेन मुष्टिना, सुराधिपो गिरिमिव वज्ररंहसा ॥२८॥**
**स आहतः सपदि विशीर्णमस्तको, मुखाद्वमन् रुधिरमपस्मृतोऽसुरः ॥**
**महारवं व्यसुरपतत्समीरयन्, गिरिर्यथा मघवत आयुधाहतः ॥२९॥**

---

૨૭ પદચ્છેદ—**अंबरे अलं चरत् वपुः**–આકાશમાં ઝપાટા બંધ દોડયું જતું શરીર. અથવા આકાશ સુધી લાંબુ થએલું શરીર. **प्रदीप्ते दृशौ** (નેત્રો) **यस्मिन् तत् इति वपुः**–જેમાં ચળકતા નેત્રો છે એવું શરીર, **भ्रुकुटितटे संलग्नाः**–( જોડેલા ) **उग्राः दंष्ट्राः यस्मिन् तत्**–ભ્રમરોમાં લાગેલી ઉગ્ર દાઢો વાળું. **ज्वलंत्यः शिखाः यस्मिन् तत् इति वपुः**–જેના વાળ બળતા હતા એવું, એટલે ઘણા ચળકતા વાળ વાળું. **कटकानि किरीटाश्च कुंडलानि च तेषां त्विट् तया कटककिरीटकुंडलत्विषा अद्भुतं**–કડાં મુકટ અને કુંડળની શોભાથી અદ્ભુત લાગતું શરીર **निरीक्ष्य**–જોઇને. **हलधरः ईषत्** (જરા) **अत्रसत्**–બળભદ્ર જરા ભય પામ્યા.

૨૮ પદચ્છેદ—**अथ**–પછી **आगतस्मृतिः**–જેને સ્મૃતિ આવી છે એવા બળભદ્ર. **अभयः बलः**–નિર્ભય બળભદ્ર **विहायसा**–આકાશમાર્ગથી **आत्मनः अर्थं इव हरंतं रिपुं**–પોતાના માલની પેઠે પોતાને ( ગોપસમુહમાંથી ) લઇ જતા એ દુશ્મનને **सुराधिपः वज्ररंहसा गिरिं इव**–ઇંદ્ર વજ્રના ઝપાટાથી પર્વતને તોડી નાંખે તેવી રીતે **रुषा दृढेन मुष्टिना**–ક્રોધથી દૃઢ મુઠીથી **शिरसि अहनत्**–માથામાં મારીને મારી નાંખ્યો.

૨૯ પદચ્છેદ—**सः आहतः**–આ પ્રમાણે હણાયેલો તે **विशीर्णं मस्तकं यस्य सः**–

અર્થ—પછી સ્મૃતિ આવતાં નિર્ભય થએલા બળભદ્રે, આકાશ માર્ગે પોતાના માલની માફક પોતાને લઈ જતા તે દૈત્યને, ઇંદ્ર જેમ વજ્રના વેગથી પર્વતને પ્રહાર કરે, તેમ ક્રોધ કરીને દૃઢ મુઠીથી, તેના માથામાં પ્રહાર કર્યો. [૨૮] આ પ્રમાણે ઘવાએલો એટલે માર પડવાથી જેનું માથું ફુટી ગયું હતું, અને જે મુખથી લોહી ઓકતો, તથા જે શરીરનું ભાન ભુલી ગયો હતો, એવો અસુર મોટો નાદ કરતો કરતો, મરણ પામીને, ઇંદ્રના આયુધથી હણાએલા પર્વતની માફક નીચે પડયો. (૨૯)

૨૮-૨૯ વિવેચન—

'સ્મૃતિ આવી'—એટલે બાહ્યવૃત્તિને અંતરમાં લેતાં, વૃત્તિ શ્રીહરિની સન્મુખ થઇ. શ્રીહરિએ સ્ફુરણના રૂપમાં કાંઇક કહી દીધું. વિષ્ણુપુરાણના ૫-૬ માં કહે છે કે 'બલભદ્રને ત્રાસ લાગ્યો ત્યારે, શ્રીકૃષ્ણે તેમને પ્રલંબાસુરની ઓળખાણ આપી..' તે પણ ઠીક છે; પણ તેમાં જાણવા જેવી વાત એ છે કે-પ્રલંબાસુર ઘણા વેગથી આકાશમાં દોડતો હતો, ત્યારે ગોપ રૂપે બનેલા શ્રીકૃષ્ણ તેમની સાથે નહોતા. તે વખતે અંતર્યામિ રૂપે શ્રીકૃષ્ણ બળભદ્રની સાથે હતા. તાત્પર્ય-અંતર્યામીરૂપે શ્રીકૃષ્ણે બળભદ્રને સૂચના કરી.

**बाह्ये निरुद्धे मनसः प्रसन्नता, मनःप्रसादे परमात्मदर्शनम् ॥**
**तस्मिन् सुदृष्टे भवबंधनाशो, बहिर्निरोधः पदवी विमुक्तेः ॥३३९॥**
[વિવેકચૂડામણિ]

**આંતરવૃત્તિ**--દુનિયાના આજ સુધીના ઇતિહાસો સિદ્ધ કરી શકયા છે કે-મનુષ્યની અંદર એવું કાંઇ તત્ત્વ સમાઇને રહ્યું છે, કે તે તત્ત્વ વડે મનુષ્ય જે જોઇએ તે પ્રાપ્ત કરી શકે છે. પશુ પક્ષી વિગેરે મનુષ્યથી ઉતરતા પ્રાણી વર્ગ સાથે, મનુષ્યની સરખામણી કરતાં, ભાન થાય છે કે-પશુ, પક્ષીઓ હજારો વર્ષથી તેની તે સ્થિતિમાં રહ્યાં છે, અને મનુષ્યો આગળ વધ્યાંજ જાય છે. જે કામની મનુષ્ય ઇચ્છા રાખે છે, તે કામ તે આજ કરી શકતો નથી, તો કાલે કરે છે; અને કાલે નહીં તો સેંકડો વર્ષે--ગમે ત્યારે-પણ તે ધારેલી મુરાદ પાર પાડે છે. કાષ્ટમાં ગુપ્ત રહેતી અગ્નિની માફક, આ શક્તિ મનુષ્યમાં ગુપ્ત રહેલી છે. પ્રયત્નથી પ્રગટ કર્યા વિના, જેમ અગ્નિ કાષ્ટમાંથી બહાર આવતી નથી, તેમ આ શક્તિ પ્રયત્ન વિના મનુષ્યના શરીરમાંથી બહાર આવતી નથી. તેને પ્રગટ કરવાની કળામાંજ સર્વ સિદ્ધિઓની કુંચી સમાઇ રહેલી છે. મનુષ્યે જે કાંઇ મેળવ્યું છે, અને હજી મેળવશે, તે આ શકિતથીજ મેળવ્યું છે, એમ હવે આપણે સહેલાઇથી સમજી શકીશું. યુરોપ અમેરિકાની પ્રજા જે જે ચમત્કારો કરી રહી છે; તે આ પ્રકારની આંતર શકિતથીજ છે, એમ હવે કહેવાની જરૂર નથી. આ શકિતની પરવા રાખીને જેઓ આ શકિતને કેળવે છે, તેઓ ઉન્નતિ તરફ પ્રયાણ કરતા જણાય છે. આ શકિતની જેઓ દરકાર કરતા નથી, તેઓ ત્યાંના ત્યાંજ રહે છે, એમ પણ હવે કહેવાની જરૂર નથી.

---

જેનું માથું ભાંગી ગયું હતું તે **मुखात् रुधिरं वमन्**-મુખથી લોહી ઓકતો **अपस्मृतः** **असुरः**-બેભાન થઇ ગએલો અસુર **विगताः असवः यस्य सः व्यसुः**-મરી ગએલો **महारवं समीरयन्**-મોટો નાદ કરતો **सपदि अपतत्**-તુરત નીચે પડયો. **मघवतः आयुधेन आहतः गिरिः यथा**-ઇંદ્રના આયુધથી હણાએલા પર્વતની માફક.

આ શકિત તે કઇ ? એમ હવે આપને પ્રશ્ન થશે. આ શક્તિ તે આપણું આંતરમન, અગર અંતર્યામી આત્મા અગર જીવતત્ત્વ. આ તત્ત્વ શરીરના અણુ અણુમાં વ્યાપીને રહ્યું છે, અને અણુ અણુને અસર કરે છે. આ તત્ત્વ આપણા ભીતરમાં રહેલી એક અગમ્ય મહાન્ સત્તા છે. 'સુખદુઃખનું કારણ મન છે' એમ સૌ સમજે છે, પણ મન શું છે ? અને મનનું મૂળ કયાં છે ? તેનો વિચાર ઘણાજ થોડા કરે છે. જાગ્રત્ અવસ્થામાં થતા મનના વ્યાપાર ઉપરથી, આપણે જાણીએ છીએ કે, ' મન' નામનું કાંઇક અવયવ–ઇંદ્રિય–આપણે છે. મન જે જે ક્રિયાઓ કરે છે, તે મનની અંદરના ભાગમાં સંસ્કારરૂપે સ્થિર થાય છે, અને ફળરૂપ થઇનેપાછી બહાર નીકળે છે. મન આંબો વાવે છે, તો જીવતત્ત્વ–આંતર મન–કેરીઓ આપે છે. મન બાવળ વાવે છે, તો આંતરમન કાંટા આપે છે. દરેક કાર્યનો નિર્ણય મન કરે છે, અને તે કાર્યમાં જોઇતું, શારીરીક બળ અગર માનસ બળ, જીવતત્ત્વ પૂરૂં પાડે છે. આંતરમન એ ઉત્તમ ફળદ્રુપ ભૂમિ છે. પ્રગટ મનના રોપેલાં સારાં અગર ખોટાં પ્રત્યેક બીજો, તે ભૂમિકામાં ફાલે છે. દઢ નિશ્ચયોના તથા તીવ્ર લાગણીઓના સંસ્કારો, આંતરમનમાં પડયા પછી, ત્યાં વૃદ્ધિ પામીને થોડે કાળે, પોતાનાં ફળ રજુ કરે છે. આ વિષયમાં આગળ વધીને જોઇએ તો જણાય છે કે–મનુષ્યને માનસીક આંતર પ્રદેશ અગાધ અને અમર્યાદ છે. તેમાં સર્વોત્તમ અભ્યુદયની અનેક સામગ્રિઓ ભરેલી છે, છતાં તેને બાહ્ય મનનો આધાર છે. બાહ્ય મન જો બરાબર કેળવાય, તો આંતરમન તેને આધીન વર્તે, તો આંતરમન પોતા પાસે રહેલું સામર્થ્ય રજુ કરે.

બાહ્ય મનને અહાર, વિહાર અને વિચારથી શુદ્ધ કરીને–પછી એકાગ્રતાપૂર્વક સાધક આંતરમનનો વિચાર કરે, તો આંતરમન ક્રમે ક્રમે જાગ્રત થાય છે. [આ વિષયમાં હજી આગળ વધીએ, પણ તેમ કરતાં મૂળ વિષય ભૂલી જવાય. વિશેષ જાણવાની ઇચ્છા હોય, તો યોગના ફરમા વાંચજો. ત્રીજો વિભૂતિપાદ પણ પોષના અંક સાથે પૂરો થશે. વિભૂતિપાદના બાંધેલા પુસ્તકની કીંમત ૦–૮–૦. ]

યોગેશ્વરોના ઇશ્વર બળરામે આંતરવૃત્તિ કરીને પ્રલંબાસુરને ઓળખી કાઢયો–ઓળખાણ પડતાં તુરત તેનો નાશ કર્યો.

બળભદ્ર આટલે ઉંચેથી પડયા, તે કેમ ન મરી ગયા ?–તેજ ઇશ્વરત્વ–તેજ વિલક્ષણતા. તેને માટેજ આપણે તેમને ભજીએ છીએ.

ગોવાળીયા કેવા રાજી થયા તે સાંભળો—

**दृष्ट्वा प्रलम्बं निहतं, बलेन बलशालिना ॥**
**गोपाः सुविस्मिता आसन्–साधु साध्विति वादिनः ॥ ३० ॥**
**आशिषोऽभिगृणन्तस्तं, प्रशशंसुस्तदर्हणम् ॥**
**प्रेत्यागतमिवालिङ्ग्य, प्रेमविह्वलचेतसः ॥ ३१ ॥**

૩૦ પદચ્છેદ—**बलेन** (બળ) **शालते** (શોભે) **इति बलशाली तेन बलशालिना इति बलेन**–બળથી જે શોભી રહ્યા છે એવા બળભદ્રથી. **निहतं प्रलंबं दृष्ट्वा**–મરી ગએલા પ્રલંબાસુરને જોઇને **सुविस्मिताः गोपाः**–બહુજ આશ્ચર્ય પામેલા ગોપો **'साधु–**

અર્થ—બળથી જે શોભતા હતા એવા બળભદ્રે, પ્રલંબાસુરને મારેલો જોઇને, બહુજ આશ્ચર્ય પામેલા ગોવાળો 'સાબાશ–સાબાશ' એમ કહેવા લાગ્યા. (૩૦). આશિર્વાદ આપતા અને પ્રેમથી જેમનાં ચિત્ત વ્યાકુળ થઇ ગયાં હતાં એવા ગોપો, મરીને જાણે પાછા આવ્યા હોય, એવા બળભદ્રને ઘટે એવાં બળભદ્રનાં વખાણ કરવા લાગ્યા. [૩૧].

૩૦–૩૧ વિવેચન—

છે તો બધા એકજ ઘરના, પણ રંગભૂમિ ઉપર આવ્યા છે, માટે અનેક ખેલ કરે છે, માત્ર તેમની પાસે જે પ્રેમ છે તે થોડો થોડો લેતા રહેજો, અને મનને કહેતા રહેજો કે—

[ રાગ–પુનમચાંદનીનો ગરબો. ] પદ.

દેહ મનુષ્ય ધરીને મોહન નવ વિસારીએરે,
જેનું નામ જપ્યાથી અઘદુઃખ સઘળાં જાય;
દૃઢ ભક્તિ ધારો, ધરણીધર દુઃખ કાપશેરે.

સાખી—ભક્તિ કરી જે ભક્તોએ, રાખી દૃઢ વિશ્વાસ;
અંતરજામી આવીયા, પલકે છોડયા પાશ,
ઢાળ—સ્મરણ કરતામાં સૈરંધ્રિને સાચવીરે,
પાપી કયા કિચકને માર્યો આપી ત્રાસ—દૃ૦

**સાખી**—પાશ છોડયા પ્રલ્હાદના, બહુ વિધિ બાંધ્યો બંધ;
ત્રાસ પમાડયો પુત્રને, અસુર હતો મતિમંદ.
ફોડી સ્થંભને નરસિંહરૂપ ધરીને આવીયારે,
હિરણ્યકશિપુ સાથે કીધું છે યુદ્ધ દ્વંદ્વ—દૃ૦

**સાખી**—દામાજી દુઃખીયો સુણી, આવ્યા કમળા કાંત;
દર્શન આપ્યું દાસને, શાહને કીધો શાંત,
વિઠુ મહાર થઇને નાણું ભરીને આવીયારે,
બિડ ભક્તની જાણી, ભાંગી મનની ભ્રાંત—દૃ૦

**સાખી**—કાલો કુંવર કબીરનો, નામે હતો કમાલ;
શિષ્ય દેતાં સંતને, બાળ થયો બેહાલ.
રૂડા રામ ભક્તોએ. અંતર ઓછું આણીયુંરે,
આવ્યા અંતરજામી, આણી અંતર વ્હાલ—દૃ૦

---

**साधु' वादिनः आसन्**–'સાબાશ ! સાબાશ ! એમ કહેવા લાગ્યા. ૩૧ પદચ્છેદ—**आशिषः अभिगृणंतः**–આશિષ આપતા. **प्रेम्णा विह्वलानि चेतांसि येषां ते**–જેમનાં ચિત્ત પ્રેમથી વિહ્વલ થઇ ગયા છે એવા ગોપો. **प्रेत्य आगतं इव आलिंग्य**–મરીને જાણે પાછા આવ્યા હોય, તેમ બલભદ્રને ભેટીને. **तस्य अर्हणः तदर्हणः तं**–બળભદ્રને ઘટે એવી રીતે. **तं प्रशशंसुः**–તેનાં વખાણ કરવા લાગ્યા.

**સાખી**—ગર્ભવાસ રક્ષણ કર્યું, જનમે આપ્યો અહાર,
સંકટ આવે સંતને, વિઠ્ઠલ કરશે વહાર.
એવું જાણીને સદા, ભજજો શામળોરે;
બાપુ બોલે બોલે, સર્વ શાસ્ત્રનો સાર—૬૯૦

ગૃહસ્થ શહેરી માણસ ગામડે જાય, ત્યારે ગામડીયા લોકો તેનો બહુ સત્કાર કરે. ગામડીયો શહેરમાં આવે, ત્યારે શહેરી પુછે કે–' કયારે આવ્યા ? અને કયારે જશો ? તમે આવ્યા, પણ અમે તો તમારી સાથે બેસવા ઘડીએ નવરા નથી.' વિગેરે વિગેરે. શ્રીકૃષ્ણ જેવો શહેરી –વૈકુંઠનો વાસી–વ્રજમાં પધારે, ત્યારે વ્રજવાસી ગાંડા થાય, તેમાં શી નવાઇ! આપણા વ્રજમાં જયારે તે પધારે છે, ત્યારે આપણને પણ ગાંડા કરી મૂકે છે. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકીજય. દ્વારકાંધીશકી જય, હર હર મહાદેવ હર.

પ્રલંબાસુરના નાશથી દેવો પણ ખુશી થયા. તે વાત હવે સાંભળો—

**पापे प्रलम्बे निहते, देवाः परमनिर्वृताः ॥**
**अभ्यवर्षन् बलं माल्यैः, शशंसुः साधु साध्विति ॥ ३२ ॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे प्रलम्बवधो नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥**

**અર્થ**—પાપી પ્રલંબાસુરનો નાશ થતાં, દેવો ઘણા રાજી થયા; તેઓએ બળરામ ઉપર નંદનવનનાં પુષ્પોની વૃષ્ટિ કરી; અને 'ઠીક થયું.' 'ઠીક થયું.' એમ તેઓ કહેવા લાગ્યા. [૩૨].

૩૨ વિવેચન—

સત્કર્મ દેખીને દેવો રાજી થાય છે. સવારમાં વહેલા ઉઠીને સ્નાન સંધ્યાવંદન કરીએ છીએ, અને પછી રૂદ્રીનો પાઠ, એક બે પ્રાર્થનાનાં પદ, અગર પ્રભાતીયાં ગાઇએ છીએ, ત્યારે આપણા દેહમાં ઇંદ્રિયોના દ્વાર ઉપર બેઠેલા દેવો બહુ પ્રસન્ન થાય છે. સવારમાં સાત વાગે ઉઠીને આમતેમ ટલ્લા ખાતા ખાતા સ્નાન કરે, અને પછી રોતાં રોતાં સંધ્યા વંદનાદિ ક્રિયા કરે, તેમને આ લાભનો અનુભવ થતો નથી. ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ૧૮મો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ. શ્રીરામચંદ્રદેવકીજય. જયાં જયાં આ કથા વાંચો, ત્યાં સૌને અમારા જયશ્રીકૃષ્ણ કહેશોજી.

**અમદાવાદ**, મોક્ષમંદિર
૧૯૮૫ કારતક શુદી ૧૧.

લી० **રામશંકર મોનજી ભટ્ટ.**

---

૩૨ પદચ્છેદ—**पापे प्रलंबे निहते**–પાપી પ્રલંબાસુરનો નાશ થતાં. **देवाः परमनिर्वृताः**–દેવો ઘણાજ રાજી થયા. **बलं माल्यैः अभ्यवर्षन्**–બળરામ ઉપર નંદનવનના પુષ્પોની વૃષ્ટિ કરી. **साधु साधु इति शशंसुः**–અને 'ઠીક થયું.' 'ઠીક થયું', એમ કહેવા લાગ્યા.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## ઓગણીશમો અધ્યાય.

कदा वृंदारण्ये, विमलयमुनातीरपुलिने ।
चरंतं गोविंदं, हलधरसुदामादिसहितं ॥
अये कृष्ण स्वामिन्, मधुरमुरलीवादन विभो ॥
प्रसीदेत्याक्रोशन्, निमिषमिव नेष्यामि दिवसान् ॥

સત્પુરૂષ કહે છે કે--યમુનાજીના નિર્મળ અને વિશાળ કાંઠા ઉપર બળદેવ અને સુદામા વિગેરે સાથે વિહાર કરતા શ્રી કૃષ્ણ ભગવાનને, 'હે શ્રીકૃષ્ણ! હે સ્વામિન્! હે મધુર મોરલીને વગાડનારા વિભો! મારા ઉપર પ્રસન્ન થાઓ ' એમ બોલતાં બોલતાં વૃંદાવનમાં મારા દિવસોને એક નિમેષ જેવડા બનાવીને હું ક્યારે ગાળીશ?

વિષય--આ ઓગણીશમાં અધ્યાયમાં ગાયો મુંજના વનમાં ભૂલી પડી તે કથા, અને ગાયો પાછળ ગોવાળીયાઓ ત્યાં ગયા પછી, દાવાનળ લાગતાં, શ્રીકૃષ્ણ તે દાવાનળ પી ગયા, તે કથા કહેવામાં આવશે.

**श्रीशुक उवाच** ॥ ગાયો કેવી રીતે વિખુટી પડી તે સાંભળો.

क्रीडासक्तेषु गोपेषु, तद्गावो दूरचारिणीः ॥
स्वैरं चरन्त्यो विविशुस्-तृणलोभेन गह्वरम् ॥ १८ ॥
अजा गावो महिष्यश्च, निर्विशन्त्यो वनाद्वनम् ॥
इषीकाटवीं विविशुः, क्रन्दन्त्यो दावतर्षिताः ॥२॥

અર્થ—ગોવાળીયાઓ રમતમાં લાગ્યા હતા તે સમયે, તેઓની ગાયો દૂર ચાલી ગઈ હતી. તે ગાયો મરજીમાં આવે તેમ ચાલતાં ચાલતાં, ખડની લાલચથી ઘાટા વનમાં પેઠી. (૧) એક વનમાંથી બીજા વનમાં ફરતાં ફરતાં, ગરમીથી તરસી થયેલી અને ચીસો નાંખતી બકરીઓ, ગાયો અને ભેંશો મુંઝના વનમાં પેઠી [૨).

**૧-૨ વિવેચન.**

ગાયો સાથે બકરીઓ અને ભેંશો પણ હતી. પ્રભુ સાથે હતા તોપણ ગાયો લીલા ખડમાં લલચાણી, માટે ભૂલી પડી. શ્રીકૃષ્ણ સાથે હોય, તોપણ જેઓ વિષય સુખમાં

---

૧ પદચ્છેદ—**क्रीडासक्ते गोपेषु**-ગોપો રમતમાં લાગ્યા હતા ત્યારે **तेषां गावः** તેઓની ગાયો. **दूरचारणीः** ને બદલે **दूरचारिण्यः** શબ્દ જોઇએ. તેનો અર્થ દૂર ચાલી ગઇ હતી તે **स्वैरं चरंत्यः**-સ્વછંદે ચાલતી ચાલતી. **तृणलोभेन** ખડની લાલચથી. **गह्वरं विविशुः**--ઘાટા વનમાં પેઠી. ૨ પદચ્છેદ--**वनात् वनं निर्विशंत्यः**-એક વનમાંથી બીજા વનમાં જતી. **दावेन तर्षिताः क्रंदंत्यः**-ગરમીથી તરશી થએલી અને ચીસો નાંખતી. **अजाः गावः महिष्यः**-બકરીઓ, ગાયો અને ભેંશો. **इषीकानां अटवी तां**-મુંઝના વનમાં **विविशुः**-પેઠી.

લલચાય, તેઓ ભવસાગરમાં ભૂલા પડે. શ્રીશંકરાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય અને સ્વામીશ્રી સહજાનંદજી જેવા મહાન્ પુરૂષો ઘણાને મળ્યા, પણ તેમાંથી જેઓ લીલું ખડ ખાવા દોડયા–વિષય સુખમાં લલચાયા–તેઓ ભુલા પડયા છે. તેઓ તેમને ઓળખી શક્યા નહીં. વેદાંત, યોગ અગર ભક્તિના ઉત્તમ ગ્રન્થો વાંચવા અગર સાંભળવા મળે, રૂડા સદ્‌ગુરૂનો સમાગમ થાય, તોપણ જેઓ લીલું ખડ ખાવા દોડે, વિષય સુખમાં લલચાય, તેઓ આ ભવસાગરમાં ભુલાં પડે છેઃ

यततो ह्यपि कौंतेय, पुरुषस्य विपश्चितः ॥
इंद्रियाणि प्रमाथीनि, हरंति प्रसभं मनः ॥ ६० ॥
तानि सर्वाणि संयम्य, युक्त आसीत मत्परः ॥
वशे हि यस्येंद्रियाणि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥

× × × × ×

इंद्रियाणां हि चरतां, यन्मनोऽनुविधीयते ॥
तदस्य हरति प्रज्ञां, वायुर्नावमिवांभसि ॥ ६७ ॥

[ ગીતા અ. ૨. ]

વિગેરે વચનો કહે છે કે 'ઇંદ્રિયોને નિયમમાં રાખીને પ્રભુને સેવો.' શ્રીમદ્ ભાગવત જેવું પારાયણ તમારે ઘેર થાય છે, ત્યારે પણ તમે પહેલાં હતા એવાજ રહો છો. જરા પણ દૈવી બનતા નથી. તમારાં મન, વાણી અન કાયા એનાં એજ રહે છે. તમારાં વસ્ત્રો પણ તમોને છોડતાં નથી. તમે જરા પણ સયંમ રાખતા નથી. નદીમાં તરવું હોય, તે તુંબડું બાંધે? કે સાથે પથરો બાંધે? વિચાર કરી જોજો.

તાત્પર્ય–કાંઇ સત્કર્મમાં જોડાઓ–સંતસમાગમ કરો, સદ્‌ગ્રન્થ વાંચો, અગર સાંભળો, ત્યારે કાંઇક સંયમ પાળજો. નહીં તો જેમ કાણી કોડીમાં ઘણું જળ સમાય, પણ ટકે નહીં, તેમ તમે ઘણું સાંભળો, પણ તેમાંથી તમારી પાસે કાંઇ હશે નહીં.

હવે ગોપો ગાયોને શોધે છે.

तेऽपश्यन्तः पशून्गोपाः, कृष्णरामादयस्तदा ॥
जातानुतापा न विदुर्-विचिन्वन्तो गवां गतिम् ॥ ३ ॥
तृणैस्तत्खुरदच्छिन्नैर्-गोष्पदैरङ्कितर्गवाम् ॥
मार्गमन्वगमन्सर्वे, नष्टाजीव्या विचेतसः ॥ ४ ॥
मुंजाटव्यां भ्रष्टमार्गं, क्रन्दमानं स्वगोधनम् ॥
संप्राप्य तृषिताः श्रान्ताम्-ततस्ते संन्यवर्तयन् ॥ ५ ॥

---

૩ પદચ્છેદ—**ते कृष्णरामादयः पशून् अपश्यंतः**–કૃષ્ણરામાદિ તે ગોપો પશુઓને ન દેખીને **तदा**–તે વખતે **जातः अनुतापः येषां ते जातानुतापाः**–બહુ દુઃખી થયેલા. **विचिन्वंतः**–પશુને શોધતા તે ગોપો. **गवां गतिं न विदुः**–ગાયોની ગતિને જાણી શક્યા નહીં. ૪ પદચ્છેદ—**नष्टा आजीव्या** (આજીવીકા) **येषां ते**–જેમની આજીવીકા નાશ પામી એવાઃ **विगतानि चेतांसि येषां ते** [illegible]ઃ–મુંઝાઇ ગએલા. [ **सर्वे**–સર્વ **तासां**

અર્થ—શ્રીકૃષ્ણરામાદિ ગોવાળીયાઓ પશુઓને ન દેખીને બહુ દુઃખી થઈ ગયા. પશુઓને શોધતાં–'ગાયો ક્યાં ગઈ' તેની તેમને ખબર પડી નહીં. (૩). જેમની આજીવિકા નાશ પામી ગઈ હતી એવા, અને તેથી જેઓ સુંજાઈ ગયા હતા–તે ગોપો, ગાયોની ખરીઓ વડે અને દાંતો વડે કપાઇ ગએલાં ખડ ઉપરથી, અને ધરતી ઉપર પડી રહેલાં ગાયોનાં પગલાં ઉપરથી, ગાયો ગઇ હતી તે માર્ગે ચાલ્યા. [૪] તરસ્યા થએલા અને થાકેલા તે ગોપોએ મુંઝના વનમાં ભૂલું પડેલું, અને ચીસો નાંખતું પોતાની ગાયોનું ધણ દીઠું. પછી તે ધણને તે વનમાંથી પાછું વાળ્યું. (૫).

૩–૪–૫ વિવેચન—

પોતાને આશરે રહેલા જીવો માટે જેમ ગોવાળને પરવા–કાળજી હોય છે, તેમ અનન્ય ભાવથી સદ્ગુરૂને શરણે રહેલા જીવો માટે સદ્ગુરૂને કાળજી હોય છે. કદિ સદ્ગુરૂ ચૂકી જાય, તો એવા દૃઢ શિષ્યો માટે શ્રીહરિને ખેવના રાખવી પડે છે. શવરીએ અનન્ય ભાવથી મતંગ ઋષિને સેવ્યા. મતંગે કહી દીધું કે–' તારી સેવાનો બદલો હું આપી શકીશ નહીં, પણ ત્રેતાના અંતમાં મારો ધણી–શ્રીરામ–અહીં આવશે, તે તને આપશે. તે તને પાવન કરશે, તે તને અમર કરશે. શ્રીરામને ત્યાં આવવું પડ્યું. એક વહાણમાં બેઠેલા મુસાફરો માટે, તે વહાણના ખારવા પોતાના જીવના જોખમે મુસાફરોને સંભાળે છે. સ્ટીમરમાં બેઠેલા એક મુસાફર માટે, તે સ્ટીમરનો કૅપ્ટન ભયંકર જોખમ ખેડે છે.

દૃષ્ટાંત—કાઠીયાવાડમાં જાફરાબાદનું બંદર છે. તે એક મોટી ખાડી ઉપર છે. ખાડીને નાકે મોટો દરીયો છે. ભાવનગરથી મુંબઈ જતી આવતી સ્ટીમર, ત્યાં–બંદરથી થોડે દૂર ઉભી રહે છે. જાફરાબાદ બંદરથી મચ્છવામાં બેસીને લોકો, સ્ટીમરમાં બેસવા આવે છે. અને સ્ટીમર-માંથી જે લોકો ઉતરે છે, તેઓ મચ્છવામાં બેસીને, જાફરાબાદ ગામમાં આવે છે. જ્યારે દરિયો અશાંત હોય, ત્યારે સ્ટીમરમાંથી મચ્છવામાં ઉતરવું; અને મચ્છવામાંથી સ્ટીમરમાં ચડવું, નવા મુસાફરને બહુજ ભયંકર લાગે છે. મચ્છવાને સ્ટીમર સાથે બાંધી દેવામાં આવે છે, તોપણ તોફાની મોજાંને લીધે, વારંવાર તે ઉંચો થઇને જળમાં પછડાય છે. સ્ટીમરમાંથી મચ્છવામાં ઉતારેલી નીસરણી પણ ઉંચી નીચી થયા કરે છે. આવે વખતે સ્ટીમરના ખલાસીઓ સાવધાન હોય છે, અને કૅપ્ટન સ્ટીમરની નીસરણી પાસેજ ઉભો રહે છે. આવે એક પ્રસંગે એક ડોસી મચ્છવામાંથી સ્ટીમરમાં આવતાં, સીઢીને બીજે ત્રીજે પગથીએ ચડતાં, ઉડીને દરીયામાં

---

**खुराश्च** ( ખરીઓ ) **दंताश्च तैः छिन्नानि** ( કપાએલાં ) **तैः**–**तत्खुरदच्छिन्नैः इति तृणैः**–ગાયોની ખરીઓ અને દાંતો વડે કપાએલા ખડ ઉપરથી, [**गवां पदानि गोष्पदानि तैः** ] **अंकितैः गोष्पदैः**–ધરતીમાં પડી રહેલાં–ગાયોનાં પગલાંથી **गवां मार्गं अन्वगमन्**–ગાયો ગઇ હતી તે માર્ગે ચાલ્યા. ૫ પદચ્છેદ—**तृषिताः श्रांताः ते**–તરસ્યા થએલા અને થાકેલા તે ગોપોએ **मुंजाटव्यां भ्रष्टमार्गं क्रंदमानं इति स्वगोधनं**–મુંઝના વનમાં ભૂલું પડેલું અને ચીસો પાડતું પોતાની ગાયોનું ધણ. **संप्राप्य**–મેળવીને. **ततः संन्यवर्तयन**–તે સ્થાનમાંથી પાછું વાળ્યું

પડી; અને તેણીની પોટલી ઉડીને મચ્છવામાં પડી. સ્ટીમરનો કૅપ્ટન રબ્બરનું ચક્કર પહેરીને, તુરત ડોસીની પાછળ સમુદ્રમાં કુદી પડ્યો. સ્ટીમર મચ્છવાનો સંબંધ છોડીને, કૅપ્ટનની પાછળ દોડી. આગળ ડોસી, પાછળ કૅપ્ટન અને તેની પાછળ સ્ટીમર. જોતજોતામાં સમુદ્રનાં મોજાં ઉપર ડોસી દૂર નીકળી ગઈ. લગભગ એક માઇલ દૂર જતાં, કૅપ્ટને ડોસીને પકડી લીધી. સ્ટીમર ઉપરના માણસોએ ડોસી સહીત કૅપ્ટનને ઉપર લઇ લીધો. ડોસીને સ્ટીમર ઉપર લીધા પછી, યોગ્ય ઉપચાર કરતાં ડોસી સાવધ થઇ. **અનન્ય આશ્રયથી સ્ટીમરમાં** બેઠેલાં મુસાફર માટે, આટલી સગવડ છે; ત્યારે **અનન્ય** આશ્રયથી સદ્‌ગુરૂને અને શ્રીહરિને સેવનારા મુમુક્ષુઓ માટે, સગવડ કેમ ન હોય ? હોયજ.

તાત્પર્ય—જેમ બને તેમ રઝળપાટ ઓછો કરજો. અનન્ય ભાવ કરતાં શિખજો. અનન્ય ભાવથી સેવેલું એક તિરથ, જેટલું કલ્યાણ કરશે, તેટલું કલ્યાણ અડસઠ તિરથ નહિં કરે. અનન્ય ભાવથી સેવેલા એક દેવ જેટલું કલ્યાણ કરશે, તેટલું કલ્યાણ અનેક દેવ નહિં કરે; અને અનન્ય ભાવથી સેવેલા એક ગુરૂ જેટલું કલ્યાણ કરશે, તેટલું કલ્યાણ અનેક ગુરૂ નહિં કરે. નાતને નોતરીને દરેકને અરધો અરધો લાડુ પીરસીને ફજેત થવું, તેના કરતાં સગાંવ્હાલાંને સારી રીતે જમાડવા, તે શું ખોટું છે ? જીવવું થોડું અને ઉપાધિ પારવિનાની.

ગોવાળોને શરણે પડેલી ગાયોને ગોવાળોએ અનેક કષ્ટ વેઠીને હાથ કરી. ગાયો જેમને વ્હાલી છે, એવા શ્રીકૃષ્ણ–હવે ગાયોને નામ દઇને બોલાવે છે.

**ता आहूता भगवता, मेघगम्भीरया गिरा ॥**
**स्वनाम्नां निनदं श्रुत्वा, प्रतिनेदुः प्रहर्षिताः ॥ ६ ॥**

**અર્થ—શ્રીકૃષ્ણે મેઘ સરખી ગંભીર વાણીથી બોલાવેલી ગાયો, પોતાના નામનો શબ્દ સાંભળીને રાજી થતાં, સામે–પ્રત્યુત્તરમાં–ભાંભરવા લાગી. (૬).**

૬ વિવેચન—

મોટા માણસ ગરીબને બોલાવે, અને તેમનું કુશળ પુછે, ત્યારે ગરીબો રાજી થઇ જાય. આવો વિના ખર્ચનો વિવેક પુણ્ય વિના આવડતો નથી. શ્રદ્ધા રાખીને શાસ્ત્રોને અને સંતોને સેવશો; તો આ લાભ જરૂર મળશે. યાદ રાખજો કે–અમલદારી અગર લક્ષ્મી સદાએ બેસી રહે તેમ નથી. આજ છે અને કાલે નહિં હોય. કદિ આપ જીવો ત્યાં સુધી તે બેઉ ટકી રહે; તોપણ—

રાગ–હરિગીત. [ કેશવકૃતિ ].

તારૂં નથી તલભાર, આ સઘળું સદા જનાર છે;
ઉપકાર કરવો અન્યનો, સંસારનો એ સાર છે.
માટે પરમ સુખ પામવાનાં, કાર્ય કોડે આદરો;
ગઇ પલ ન પાછી સાંપડે, એ કાળનો નિશ્ચય ખરો.

---

૬ પદચ્છેદ—**भगवता**–ભગવાનથી–**मेघगंभीरया गिरा**–મેઘના જેવી ગંભીર વાણીથી **आहूताः ताः**–બોલાવેલી ગાયો. **स्वनाम्नां निनदं श्रुत्वा**–પોતાના નામનો શબ્દ સાંભળીને. **प्र[illegible]र्षिताः** હર્ષ પામેલી **प्रतिनेदुः**–સામે ભાંભરવા લાગી.

કલ્યાણનાં ને ઉદયનાં, સાધન સમગ્ર તૈયાર છે;
હાથે ચડયો હીરો ખુવે, તે મૂર્ખનો સરદાર છે.
આંધા થઇ અમૃત વિસારી, ઝેર શાનો સંઘરો-ગઇ પળ૦

શ્રીરામે અને શ્રીકૃષ્ણે મનુષ્યાવતાર લઇને, અનેક લીલાઓ કરી. તેમાં ગૃહવિવેકની જે લીલાઓ કરી છે, ગૃહસ્થાશ્રમની જે લીલાઓ કરી છે, તે લીલાઓ ખાસ જાણવા જેવી છે. તેમાંથી ઘણું શીખવા જેવું છે. જેઓ રામ અને કૃષ્ણને ઇશ્વરાવતાર માનતા નથી, તેઓ પણ આ વાત કબુલ કરે છે.

હવે દાવાગ્નિનાં દર્શન થાય છે.

**ततः समन्ताद्वनधूमकेतुर्-यदृच्छयाऽभूत् क्षयकृद्वनौकसाम् ॥**
**समीरितः सारथिनोल्बणोल्मुकैर्-विलेलिहानः स्थिरजङ्गमान्महान् ॥७॥**

**અર્થ—પછી દૈવઇચ્છાથી વનમાં ચારે તરફ વનવાસીઓનો નાશ કરનારો, વાયુથી વૃદ્ધિ પામતો, અને ભયંકર ઉંબાડીયાથી સ્થાવર જંગમને ગળી જતો-બાળી દેતો, મહાન્ વનનો દાવાગ્નિ પ્રગટયો. (૭).**

૭ વિવેચન.

દુઃખવિના પોતાનાની ખબર પડે નહીં. દુઃખ વિના બળીયાનું બળ મપાય નહીં. હમણાં શ્રીકૃષ્ણ દાવમાં હારીને સીદામાને ઉપાડતા હતા, તે શ્રીકૃષ્ણ કોણ છે? કેવા છે? તેમાં કેટલું બળ છે? તે તમામ ખુલાસો કરવા આ દાવાગ્નિ આવ્યો છે.

દાવાગ્નિ દેખીને ગોવાળ શું બોલ્યા? તે ભાવથી સાંભળો.

**तमापतन्तं परितो दवाग्निं, गोपाश्च गावः प्रसमीक्ष्य भीताः ॥**
**ऊचुश्च कृष्णं सबलं प्रपन्ना, यथा हरिं मृत्युभयार्दिता जनाः ॥८॥**
**कृष्ण कृष्ण महावीर्य, हे रामामितविक्रम ॥**
**दावाग्निना दह्यमानान्, प्रपन्नांस्त्रातुमर्हथः ॥९॥**
**नूनं त्वद्बान्धवाः कृष्ण, न चार्हन्त्यवसीदितुम् ॥**
**वयं हि सर्वधर्मज्ञ, त्वन्नाथास्त्वत्परायणाः ॥१०॥**

---

૭ પદચ્છેદ—**ततः** પછી **यदृच्छया**—દૈવ ઇચ્છાથી. **समंतात्**—વનમાં ચારે તરફ. **वनौकसां क्षयकृत** વનવાસીઓનો નાશ કરનારો **सारथिना समीरितः**—વાયુથી વધતો. **उल्बणानि** (ભયંકર) **च तानि उल्मुकानि** (ઉંબાડીયા) **तैः**—ભયંકર ઉંબાડીયાથી **स्थिरजंगमान् विलेलिहानः**—સ્થાવર જંગમને ગળી જતો **महान्** એવો મોટો **वनधूमकेतुः अभूत्**—વનનો દાવાગ્નિ પ્રગટયો.

૮ પદચ્છેદ—**तं दावाग्निं**—તે દાવાગ્નિને. **परितः आपतंतं**—ચારે તરફથી આવતો. **प्रसमीक्ष्य**—જોઇને **भीताः गोपाः च गावः**—બીનેલા ગોપો અને ગાયો. **मृत्यु भयेन अर्दिताः जनाः यथा प्रपन्नाः हरिं ऊचुः**—સંસારના ભયથી પીડાએલા લોકો પ્રભુને શરણ જઇને જેમ પ્રાર્થના કરે તેમ. **सबलं कृष्णं प्रपन्नाः**—બળભદ્ર સહિત શ્રીકૃષ્ણને શરણે જઇને. **ऊचुः**—પ્રાર્થના કરો.

**અર્થ--તે દાવાગ્નિને ચારે તરફથી આવતો જોઇને, બીનેલા ગોપો અને ગાયો, સંસારના ભયથી પીડાએલા લોકો જેમ પ્રભુને શરણે જઇને પ્રાર્થના કરે, તેમ બળભદ્ર સહિત શ્રીકૃષ્ણને શરણે જઇને, પ્રાર્થના કરવા લાગ્યા. [૮].**

**અર્થ--હે મોટા બળવાળા શ્રીકૃષ્ણ! હે અમિત બળવાળા બળભદ્ર! દાવાગ્નિથી બળેલા અને શરણે આવેલા એવા જે અમો-તેમનું રક્ષણ કરવું આપને ઘટે છે. (૯). હે શ્રીકૃષ્ણ! હે સર્વ ધર્મને જાણનારા કૃષ્ણ! ખરેખર અમો તમારા બંધુઓ છઇએ, આપજ અમારા નાથ છો, આપજ અમારા રક્ષણનો ઉપાય છો. તેથી અમારે દુઃખી થવું ઘટતું નથી-એટલે-તેથી અમારે કોઇપણ પ્રકારનું, દુઃખ ન હોવું જોઇએ. (૧૦).**

૮-૯-૧૦ વિવેચન—

**अज्ञानात्मा ह्यात्मदोषो** વિગેરે શબ્દોથી શ્રી વલ્લભાચાર્યજી દાવાનળને અધ્યાત્મ-દૃષ્ટિથી અજ્ઞાનરૂપ આત્મદોષ સાથે સરખાવે છે.

**यथा हरिं मृत्युभयार्दिताः जनाः**—સંસારના ભયથી પીડાએલા લોકો જેમ શ્રીહરિને શરણે જાય તેમ. **मृत्यु**નો અર્થ અહીં 'સંસાર' કર્યો છે; તેના કરતાં **मृत्यु**નો અર્થ 'મૃત્યુ' જ કરીએ, તો શ્લોકનો ભાવ વિશેષ સ્પષ્ટ થાય; કારણકે મૃત્યુથી સૌ ડરે છે, અને સંસારથી-જન્મમરણથી-ડરનારાં થોડાં છે. રાજા, બાદશાહ, ધનવાન્, અમીરો, અને કાચા યોગીઓ, મહંતો, ભક્તો તથા આચાર્યો, જેઓ ધનના મદમાં કોઇને ગાંઠતા ન હોય, તેઓ પણ મૃત્યુને દેખીને ધ્રુજે છે. મૃત્યુથી કોણ ન ડરે?-જીવન્મુક્ત.

આર્યા—

> **यत्र क्वापि विशीर्णं, सत्पर्णमिव तरोर्वपुः पततात् ॥**
> **ब्रह्मीभूतस्य यतेः, प्रागेव हि तच्चिदग्निना दग्धम् ॥५५६॥**

ઉપજાતિ—

> **सदात्मनि ब्रह्मणि तिष्ठतो मुनेः, पूर्णाद्वयानन्दमयात्मना सदा ॥**
> **न देशकालाद्युचितप्रतीक्षा, त्वङ्मांसविट्पिण्डविसर्जनाय ॥५५७॥**

વિગેરે—[વિવેકચૂડામણિ]

---

૯ પદચ્છેદ—**महावीर्य कृष्ण! कृष्ण!**-હે મોટા બળવાળા કૃષ્ણ! **हे अमितविक्रम राम!** હે મોટા બળવાળા બળદેવ! **दावाग्निना दह्यमानान् प्रपन्नान्**-દાવાગ્નિથી બળેલા અને શરણે આવેલા એવા જે અમો-તેમનું **त्रातुं अर्हथः**-રક્ષણ કરવું તે આપ (બેઉ)ને ઘટે છે.

૧૦ પદચ્છેદ—**हे कृष्ण**-હે કૃષ્ણ **नूनं**-ખરેખર **हे सर्वधर्मज्ञ**-હે સર્વ ધર્મને જાણનારા! **त्वं बांधवः येषां ते त्वद्बांधवाः इति वयं**-અમો તમારા બંધુઓ છઇએ. **त्वं एव नाथः येषां ते त्वन्नाथाः**-તમેજ તેમના નાથ છો એવા. **त्वं एव परमं अयनं (रक्षणोपायः) येषां ते इति त्वत्परायणाः इति वयं**-આપજ જેમના રક્ષણનો ઉપાય છે એવા અમો. **अवसीदितुं**-દુઃખી થવા માટે **न अर्हति**-યોગ્ય નથી.

**અર્થ**—બ્રહ્મરૂપ થએલા યોગી પુરૂષનું શરીર, વૃક્ષથી ખરી પડેલા પાંદડાંની માફક ગમે ત્યાં–ગમે તે દેશમાં, અગર ગમે તે કાળમાં–પડે, (તેની તેમને ફીકર હોતી નથી. તેના દેહને દાહ સંસ્કાર થશે કે નહીં, તેની પણ તેમને દરકાર હોતી નથી.) કારણકે તેમનું શરીર પ્રથમથીજ ચેતનારૂપી અગ્નિથી બળી ચૂકેલું છે. [૫૫૬] સદ્રૂપબ્રહ્મમાં પૂર્ણ, અદ્વૈતરૂપે અને આનંદમયરૂપે સદા રહેનાર જ્ઞાનીને, ચામડી, માંસ, અને વિષ્ટારૂપ સ્થૂળ શરીરના ત્યાગ માટે, યોગ્ય દેશકાળાદિની અપેક્ષા નથી. [૫૫૭]

તાત્પર્ય—મોતના ભયથીજ પ્રભુ ભજાય છે. જો મોતનો ભય ન હોત–તો કોઈ કોઈને ગાંઠત નહીં. ઈશ્વરને પણ માનત નહીં. માટે મોતના જેવો એક ભય નથી, અને તે ભયમાંથી બચવા જે પ્રયત્ન થાય તેજ પુરૂષાર્થ. આવો પુરૂષાર્થ જે કરે તેજ પુરૂષ.

**હે સર્વધર્મજ્ઞ** 'અહીં વગડામાં હું શું કરૂં?' એમ આપથી કહેવાય એમ નથી. ગમે એવે સ્થળે, અને ગમે એવા કાળમાં, કોઇથી ન કરી શકાય, એવાં અનેક કામ, આપે કરી બતાવ્યાં છે. તાત્પર્ય–અમે આપને ઓળખ્યા છે. [ કાળીયનાગને કાલિંદીમાંથી વિદાય કર્યો તે દિવસે, પ્રભુ સર્વ વ્રજવાસીઓ સહિત યમુનાજીને કાંઠે રાતવાસો રહ્યા હતા. ત્યાં મધ્યરાત્રીએ દાવાગ્નિ પ્રગટયો હતો. તે દાવાગ્નિ શ્રીકૃષ્ણ પી ગયા હતા. ( જુઓ પાછળ અધ્યાય ૧૭ પાનું ૬૯૫ ) આ વાત ગોપો પ્રભુને યાદ કરાવે છે.] સર્વધર્મજ્ઞ ! કહેવામાં બીજો એવો ભાવ છે કે–'વ્રજમાં આપણા માબાપ ચિંતા ન કરે–ઘેર રહેલાં વાછરૂ ભાંભરી ભાંભરીને ન મરે, ગાયો દોહવાની વખત ન વહી જાય–વિગેરે–તમામ બાબતનો વિચાર કરીને, અમને આ ઉપાધિમાંથી મૂક્ત કરો.'

'અમે તમારાં છઇએ'–'તમે અમારા નાથ છો'–વિગેરે વાકયોનો ખુલાસો સત્તરમા અધ્યાયમાં કર્યો છે. તેથી હવે આગળ વધીએ.

વ્રજવાસીનો નાદ સાંભળી પ્રભુ શું કરે છે ? તે સાંભળો—

**श्रीशुक उवाच ॥**

**वचो निशम्य कृपणं, बन्धूनां भगवान् हरिः ॥**
**निमीलयत मा भैष्ट, लोचनानीत्यभाषत ॥११॥**
**तथेति मीलिताक्षेषु, भगवानग्निमुल्बणम ॥**
**पीत्वा मुखेन तान्कृच्छ्रा–द्योगाधीशो व्यमोचयत् ॥१२॥**
**ततश्च तेऽक्षीण्युन्मील्य, पुनर्भाण्डीरमापिताः ॥**
**निशम्य विस्मिता आसन्–नात्मानं गाश्च मोचिताः ॥१३॥**

---

૧૧ પદચ્છેદ—**बंधूनां कृपणं वचः निशम्य**–બંધુઓનું દીનવચન સાંભળીને **भगवान् हरिः**–શ્રીકૃષ્ણ ભગવાને **अभाषत**–કહ્યું કે **मा भैष्ट**–બીશો નહીં. **निमीलयत लोचनानि इति**–આંખો વિંચી જાઓ.

૧૨ પદચ્છેદ—**तथा इति मीलिताक्षेषु**–તે પ્રમાણે તેઓએ આંખ વીંચી જતાં. **योगाधीशः भगवान**–યોગેશ્વર ભગવાને. **उल्बणं अग्निं मुखेन पीत्वा**–ભયંકર અગ્નિ મુખથી પી જઇને. **तान् कृच्छ्रात् व्यमोचयत्**–તેઓને દુઃખમાંથી મુક્ત કર્યા.

૧૩ પદચ્છેદ—**ततः च**–પછી **अक्षीणि उन्मील्य**–આંખ ઉઘાડીને જુએ ત્યાં. **पुनः**

**અર્થ—બંધુઓનું દીનવચન સાંભળીને શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે-'બીશો નહીં, આંખો વીંચી જાઓ.' (૧૧) તે પ્રમાણે તેઓએ આંખો વીંચી જતાં, યોગેશ્વર ભગવાને, ભયંકર અગ્નિ મુખથી પી જઇને, તેઓને દુઃખમાંથી મુક્ત કર્યા. (૧૨) પછી તેઓ આંખ ઉઘાડીને જુએ ત્યાં ક્ષણમાત્રમાં તેઓ પાછા ભાંડીર વડ પાસે આવી પહોંચ્યા. પોતાને અને ગાયોને ભાંડીર વડ પાસે આવેલાં જાણીને, અને દાવાગ્નિના ભયથી મૂક્ત થએલાં જાણીને, તે ગોપો આશ્ચર્ય પામ્યા. (૧૩)**

૧૧-૧૨-૧૩ વિવેચન—

'આંખો વિંચી જાઓ'—આગળ ૧૭ મા અધ્યાયમાં દાવાનળ પી ગયા, ત્યાં આંખો વિંચવાનું કહ્યું નથી, અને અહીં કહ્યું છે. તેનું શું કારણ?—અહીં સૌને ત્વરાથી ભાંડરીક વડ પાસે લઇ જવા છે. મુંજના વનમાંથી ધીમે ધીમે ચાલતાં સૌ નીકળે, તો વનમાં જ રાત્રી પડે, સંધ્યાકાળે વ્રજમાં હાજર થઇ શકે નહીં. દોહવાની વેળા વહી જાય. વાછરૂ ભૂખે મરે. વિગેરે દુઃખોને એક સપાટે ટાળી દેવા માટે, તેમને સૌને આંખો વીંચાવીને, ભાંડરીક વડ પાસે તેમને પ્રભુ લાવ્યા.

આવા ચમત્કારોથી આશ્ચર્ય કેમ ન થાય! થાયજ. શ્રીકૃષ્ણ કોણ છે? તેનું ગોપોને ભાન થયું, તે વાત સાંભળો—

**कृष्णस्य योगवीर्यं तद्—योगमायाऽनुभावितम् ॥**
**दावाग्नेरात्मनः क्षेमं, वीक्ष्य ते मेनिरेऽमरम् ॥ १४ ॥**

**અર્થ—યોગમાયાએ વિદીત કરેલું, અને દાવાગ્નિથી પોતાના કુશળ રૂપ શ્રીકૃષ્ણના યોગબળને જોઇને, તેઓ શ્રીકૃષ્ણને દેવ માનવા લાગ્યા. (૧૪)**

૧૪ વિવેચન—

શ્રીકૃષ્ણનો ચમત્કાર જોઇને ગોપોએ શ્રીકૃષ્ણને દેવ માન્યા. હવે આપણે શું કરવું?—તે સાંભળો—રાગ-શાર્દુલ૦

**ध्यानाभ्यासवशीकृतेन मनसा, तन्निर्गुणं निष्क्रियं ।**
**ज्योतिः किंचन योगिनो यदि परं, पश्यंति पश्यन्तु ते ॥**
**अस्माकं तु तदेव लोचनचमत्—काराय भूयाच्चिरं ।**
**कालिंदीपुलिनेषु यत्किमपि तन्—नीलं महो धावति ॥**

"યોગનો અભ્યાસ કરીને વશ કરેલા ચિત્તવડે, યોગીઓ નિર્ગુણ, અક્રિય અને

---

**भांडीरं आपिताः**—તે પાછા ભાંડીર વડ પાસે આવી પહોંચ્યા. **निशम्य**—જાણીને **च**—અને **आत्मानं** (એક વ.) ને બદલે **आत्मनः** (બ. વ.) જોઇએ—પોતાને. **च गाः**—અને ગાયોને **मोचिताः**—મુક્ત થએલા **निशम्य**—જાણીને. **ते विस्मिताः आसन्**—તે ગોપો આશ્ચર્ય પામ્યા.

૧૪ પદચ્છેદ—**योगमायया अनुभावितम्**—યોગમાયાથી પ્રકાશ થએલું. **कृष्णस्य योगवीर्यं**—શ્રી કૃષ્ણના યોગબળરૂપ. **दावाग्नेः आत्मनः तत् क्षेमं वीक्ष्य**—દાવાગ્નિથી પોતાનું કુશળ જોઇને. **ते**—તેઓ. **अमरं मेनिरे**—શ્રીકૃષ્ણને દેવ માનવા લાગ્યા.

અનિર્વચનીય એવા તેજોમૂર્તિ પરબ્રહ્મને જોતા હોય, તો ભલે જુએ; પરંતુ અમારે તો– "યમુનાજીના તીરો ઉપર અનિર્વચનીય શ્યામસુંદર તેજ, જે આમ તેમ ગોપ બાળકો સાથે દોડયા કરે છે–ખેલ્યા કરે છે, તે તેજ લાંબા વખત સુધી અમારાં નેત્રને નિરવધિક આનંદ આપો."

આપણે પણ શ્રીકૃષ્ણને દેવ માનીને, આપણા હૈયામાં ધાલીયે. આંખે તેમનેજ જોઇએ, જીભે તેમનાજ ગુણ ગાઇએ, કાને તેમનાજ ગુણ સાંભળીએ–કેમ કબુલ છે?

હવે પ્રભુ વ્રજમાં પધારે છે અને ગોપીકાઓના ચિત્ત આકર્ષે છે–

**गाः संनिवर्त्य सायाह्ने, सहरामो जनार्दनः ॥**
**वेणुं विरणयन्गोष्ठ–मगाद्गोपैरभिष्टुतः ॥ १५ ॥**
**गोपीनां परमानन्द, आसीद्गोविन्ददर्शने ॥**
**क्षणं युगशतमिव, यासां येन विनाऽभवत् ॥ १६ ॥**

**इति श्रीभागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे दावाग्निपानं नाम एकोनविंशोऽध्यायः ॥१९॥**

**અર્થ—ગોપો જેનાં વખાણ કરતા હતા એવા શ્રીકૃષ્ણ, સંધ્યાકાળે, ગાયોને પાછી વાળીને, વેણુ વગાડતા વગાડતા, બળભદ્ર સહિત વ્રજમાં પેઠા. (૧૫)**

**અર્થ—ગોવિંદનાં દર્શન થતાં ગોપીઓને પરમાનંદ થયો. શ્રીકૃષ્ણ વિના ગોપીઓને એક ક્ષણ સોયુગ જેવી લાગતી હતી. (૧૬)**

૧૫–૧૬ વિવેચન—

**सर्वधर्मज्ञ** એવા શ્રીકૃષ્ણ બરાબર સાયંકાળે વ્રજમાં આવી પહોંચ્યા–ટાઇમ ચૂક્યા નહીં.

વેણુ સૂચવે છે કે—પ્રભુ પધાર્યા. ઘડીવાર ધંધા પડયા મેલીને ઘર બહાર દોડયા આવો. દોડયા આવશે તેમને દર્શન થશે. વનના પશુ પક્ષીઓ જેમનો વેણુ સાંભળીને ખાવાનું ભૂલી જાય છે, યમુનાના જળ વેણુ સાંભળીને સ્થંભી જાય છે. ત્યારે તમે કાં પ્રમાદ કરો? ગોપો તો પ્રભુ સાથે વનમાં ફરે છે, પણ ગોપીકાઓને દર્શન સિવાય વિશેષ લાભ નથી; માટે ગોપીકાઓ કાં આળસ કરે?' એમ ટકોર મારીને વેણુ ગોપીકાઓને જાગ્રત કરે છે. ગોપીકાઓ પ્રભુનાં દર્શન કરીને કહે છે—

પદ—રાગ પ્રભાત.

સાંભળ સજની ધ્યાન ધરીને, આજ અનુપમ દીઠોરે;
જે દીઠો તે જોવા સરખો, અમૃતપેં અતિ મીઠોરે—સાંભળ૦

---

૧૫ પદચ્છેદ—**गोपैः अभिष्टुतः**–ગોપો જેનાં વખાણ કરતા હતા તે. **अह्नः सायं इति सायाह्नः तस्मिन् सायाह्ने**–સંધ્યાકાળે. **गाः सन्निवर्त्य**–ગાયોને પાછી વાળીને. **सहरामः जनार्दनः**–બળભદ્ર સહિત શ્રીકૃષ્ણ. **वेणुं विरणयन्**–વેણુ વગાડતા. **गोष्ठं अगात**–વ્રજમાં પેઠા.

૧૬ પદચ્છેદ—**गोविंददर्शने**–ગોવિંદના દર્શન થતાં. **गोपीनां परमानंदः**–ગોપીઓને પરમાનંદ થયો. **येन विना**–જે કૃષ્ણવિના. **यासां**–જે ગોપીઓને. **क्षणं युगशतं इव अभवत्**–એક ક્ષણ સો યુગ જેવી લાગતી હતી.

દષ્ટે ન આવે નિગમ જગાવે, વાણી રહિત વિચારોરે;
સત્ય અનંતજ જેને કહીએ, તે નવધાથી ન્યારોરે—સાંભળ૦
નવધામાં તો નહિં નીવેડો, દશધામાં દેખાશેરે;
અચવો (પૂર્ણ) રસ છે એહની પાસે, તે પ્રેમીજનને પાશેરે—સાંભળ૦
અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એવોરે;
જોગ જગન જપ તપ મુનિ દુર્લભ, માને તેવો મેવોરે—સાંભળ૦
જ્યાં લગી જ્યમ છે ત્યમનો ત્યમ છે, વધે ઘટે નહીં વહાલોરે;
આવે ના જાએ, જાએ ના આવે, નહિં ભર્યો નહિં ઠાલોરે—સાંભળ૦
પૂર્ણાનંદ પોતે પુરૂષોત્તમ, પરમગત છે એનીરે;
એ પદ ક્ષર અક્ષરની ઉપર, તમે જો જો ચિત્તમાં ચેતીરે—સાંભળ૦
હું તું મટશે દુગ્ધા ટળશે, નિરભે થાશો નિરખીરે;
ભલે મળ્યો મેહેતા નરસીનો સ્વામી, હું હૈડામાં હરખીરે—સાંભળ૦

શા વિચારો શ્રીમદ્ ભાગવતના છે? અને શ્રીમદ્ ભાગવતના રહસ્યને જે સંતો–જે ભકતો–જે જ્ઞાનીઓ–સમજ્યા છે, તેમના શા વિચારો છે? તે આ પદમાંથી સમજ્યા હશો. શ્રીકૃષ્ણ કોણ છે? અને ગોપીકાઓ કેવી ઉત્તમ અધિકારી છે? તે આ પદ બતાવે છે.

નિર્મળ ભાવથી સદ્‌ગુરૂને સેવ્યા વિના શ્રીકૃષ્ણ અને ગોપીઓનો સંબંધ સમજાય એવો નથી, માટે નિર્મળ ભાવથી સદ્‌ગુરૂને સેવજો. છોટમ કહે છે કે–

પદ.

જ્ઞાન ન ઉપજે ગુરૂવિના, કોટિ સુણતાં કથાયજી;
પારસ લખ્યિો પુરાણમાં, સુણતાં સોનું ન થાયજી. જ્ઞાન૦
અંજન વિનાની ઔષધિ, આગળ કહી ગયા કોઇજી;
પાઠ કરે પુરા પ્રેમથી, નિર્મળ નેત્ર ન હોયજી. જ્ઞાન૦
કલ્પતરૂ ને ચિંતામણી, મોટા સુણિયા મહિમાયજી;
સુણતાં દારિદ્ર હડે નહીં, જપતાં જુગ વહી જાયજી. જ્ઞાન૦
મૃતકના મુખ આગળે, ગાઇએ અમૃત મહિમાયજી;
જરીએ ન થાય તે જીવતું, જો જો વિચાવીને મનજી. જ્ઞાન૦
પોષણ આપે પળે પળે, ભેળો રહે ભગવાનજી;
એ પ્રભુને તે ઓળખે, જાતે હોય ગુણવાનજી. જ્ઞાન૦
જુની કથાઓ જે જગતમાં, તેનો સમજવો સારજી;
સદ્‌ગુરૂમાં શ્રદ્ધાવિના, નથી પામ્યા કોઈ પારજી. જ્ઞાન૦
સાત દહાડા શુકદેવની, કથા સુણે સૌ કોયજી;
પરીક્ષિત મોક્ષ પામી ગયો, સમજ્યો લક્ષારથ સોઇજી. જ્ઞાન૦
માનો કહ્યું જો માનવી, દેવ બુદ્ધિમાં દક્ષજી;
છોટમ પ્રભુપદ પામવા, લેજો જ્ઞાનીનો લક્ષજી. જ્ઞાન૦

હું તો આપને શું કહું!—સાક્ષાત્ બ્રહ્મા આવીને આપને કહે, પણ શ્રદ્ધા નહીં હોય–ભાવ નહિં હોય; તો આ કાને સાંભળ્યું, તે બીજે કાને નીકળી જશે. થોડું સાંભળો, પણ ભાવથી સાંભળો, ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. બોલીયોહરિ. જ્યાં આ કથા વાંચી સંભળાવો, ત્યાં સૌને અમારા જયશ્રીકૃષ્ણ કહેશોજી.

**અમદાવાદ**—મોક્ષમંદિર,
સંવત ૧૯૮૫ કારતક શુદી ૧૨ } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## વીસમો અધ્યાય.

રાગ–શાર્દુલ૦

**मृद्वीका रसिता सिता समशिता, स्फीतं च पीतं पयः ।**
**स्वर्यातेन सुधाप्यधायि कतिधा, रंभाधरः खंडितः ॥**
**सत्यं ब्रूहि मदीयजीव भवता, भूयो भवे भ्राम्यता ।**
**कृष्णेत्यक्षरयोरयं मधुरिमोद्–गारः क्वचिल्लक्षितः ॥**

" હે જીવ! પૃથ્વી ઉપર વારંવાર ભટકતાં તેં ઘણી વખત દ્રાક્ષનો સ્વાદ લીધો હશે, સાકર ખાધી હશે, સ્વાદિષ્ટ દુધ પીધું હશે, સ્વર્ગમાં જઇને અમૃતનો સ્વાદ પણ લીધો હશે, અને રંભા નામની અપ્સરાના અધરનું પાન પણ કર્યું હશે. પરંતુ ખરૂં કહે કે–તને કોઈ પણ પદાર્થમાંથી–પદાર્થ ભોગવ્યા પછી–' કૃષ્ણ ' એ બે અક્ષરનો મધુર ઓડકાર આવ્યો છે?"

આવા વિચાર કદિ કરો છો? કરતા હો તો સાંભળો—

વિષય—વર્ષા અને શરદ ઋતુનું વર્ણન કરીને, તે દ્વારા અનેક પ્રકારની જ્ઞાનચર્ચા, શ્રીશુકદેવજી પરીક્ષિત રાજાને આ અધ્યાયમાં સંભળાવશે.

( નોંધ—આ અધ્યાયમાંથી મહાત્મા તુળસીદાસજીએ, બહુ સારા ઉતારા લીધા છે. તે કિષ્કિંધાકાંડના ૨૪ મા દોહરાથી શરૂ થાય છે. )

પ્રલંબાસુરના વધની કથા, ગોપો પોતાને ઘેર, પોતાની સ્ત્રીઓને કહે છે—

**श्रीशुक उवाच ॥**

**तयोस्तदद्भुतं कर्म, दावाग्नेर्मोक्षमात्मनः ॥**
**गोपाः स्त्रीभ्यः समाचख्युः, प्रलम्बवधमेव च ॥ १ ॥**
**गोपवृद्धाश्च गोप्यश्च, तदुपाकर्ण्य विस्मिताः ॥**
**मेनिरे देवप्रवरौ, कृष्णरामौ व्रजं गतौ ॥ २ ॥**

---

૧ પદચ્છેદ—**दावाग्नेः आत्मनः मोक्षं**–દાવાગ્નિથી થએલી પોતાની મુક્તિ. **च**–અને **प्रलंबस्य वधं एव**–પ્રલંબાસુરનો વધ પણ. **इति तयोः**–એવા તે બે ભાઇઓના. **अद्-भुतं कर्म**–અદ્ભુત કર્મ. **गोपाः स्त्रीभ्यः समाचख्युः**–ગોપોએ પોતાની સ્ત્રીઓને કહ્યું.

૨ પદચ્છેદ—**गोपवृद्धाः च गोप्यः**–વૃદ્ધ ગોવાળો અને ગોપીઓ. **तत् उपाकर्ण्य**–

**અર્થ—દાવાગ્નિથી થએલી પોતાની મુક્તિરૂપી અને પ્રલંબાસુરના વધરૂપી તે બે ભાઇઓનું અદ્ભુત કર્મ, ગોપોએ પોતાની સ્રીઓને કહી સંભળાવ્યું. (૧)**

**અર્થ—વૃદ્ધ ગોવાળીયાઓ અને ગોપીકાઓ તે વાત સાંભળીને આશ્ચર્ય પામ્યાં. ‘વ્રજમાં આવેલા શ્રીકૃષ્ણ અને બળરામ કોઇ મોટા દેવ છે, એમ તેઓ કહેવા લાગ્યાં. (૨)**

૧–૨ વિવેચન—

ગોપીકાઓએ જે નિર્ણય કર્યો, તે નિર્ણય યશોદા અને નંદે ઘણીવાર કર્યો હતો; પણ વાદળામાંથી ડોકીયા કરતાં ચંદ્રના જેવું, શ્રીકૃષ્ણનું ઇશ્વિરત્વ તેઓને દેખાતું હતું. શ્રીકૃષ્ણ મોટા થયા. મહાભારતના યુદ્ધમાં અર્જુનના સારથી બન્યા; તો પણ ભીષ્મ જેવાએ તેમને ઓળખ્યા. બીજા ભાગ્યશાળી જીવોને તો વાદળમાંથી ડોકીયા કરતા ચંદ્ર જેવાજ પ્રભુ જણાયા–તેઓ સંશયમાં રહ્યા. જ્યારે જે હોય છે, ત્યારે તેની કીંમત હોતી નથી, એવો કુદરતનો નિયમ છે. પતિ ન હોય ત્યારે પતિની કીંમત, સ્ત્રી ન હોય ત્યારે સ્ત્રીની કીંમત, પુત્ર ન હોય ત્યારે પુત્રની કીંમત, દ્રવ્ય ન હોય ત્યારે દ્રવ્યની કીંમત, આરોગ્ય ન હોય ત્યારે આરોગ્યની કીંમત. ગૌતમબુદ્ધ, શ્રીશંકર, ભર્તૃહરિ વિગેરે જ્યારે હતા, ત્યારે તેમને ઘણા થોડાએજ જાણ્યા હતા. નરસી–મીરાં–તુકારામ પણ જ્યારે હતાં, ત્યારે તેમની કીંમત નહોતી–ત્યારે તેમને ઘણા થોડાજ ઓળખતા હતા. ‘ઓળખતા’ એટલે તેમનું રહસ્ય ઘણાજ થોડા જાણતા હતા. તાત્પર્ય–માયાનો સ્વભાવ છે કે–તે સત્ય વસ્તુને ઢાંકે; અગર માયાવી જીવોનો સ્વભાવ છે કે–તેઓ સત્ય વસ્તુને દેખી શકે નહીં. નરી આંખથી નાની ઘડીયાળનાં ઝીણાં ચક્રો દેખાતાં નથી; ત્યારે રજોતમો વાળી બુદ્ધિથી, શુદ્ધ સાત્ત્વિક સ્વરૂપ કેમ સમજાય! અત્યારે પણ–શ્રીકૃષ્ણનાં દર્શન કરનારા, શ્રીકૃષ્ણની કથા સાંભળનારા, શ્રીકૃષ્ણનો જપ કરનારા, દેવીનો અગર પીરનો મહિમા સાંભળે–બે પાંચ ચમત્કારની વાત સાંભળે, તો શ્રીકૃષ્ણને પડ્યા મેલીને, પીરને ભજવા દોડે. નંદાદિ ગોપો તો ભાગ્યશાળી હતા; પણ આ દેહ છે ત્યાં સુધીમાં, આપણે આપણો નિશ્ચય ન કરી શકીએ, તો આપણા ભોગ છે—

**महता पुण्यपुण्येन, क्रीतेयं कायनौस्त्वया ।**
**पारं दुःखोदधेर्गंतुं, तर यावन्न भिद्यते ॥**

‘હે જીવ! આ માનવદેહ રૂપી નૌકા જેવા તેવા પુણ્યરૂપી કીંમતથી મળી નથી–ઘણા પુણ્યરૂપી કીંમત આપ્યા પછીજ, આ દેહરૂપી નૌકા મળી છે; આ નૌકા ભાંગી જાય તે પહેલાં, આ સંસાર સાગરને પેલેપાર જવા ખંતથી પ્રયત્ન કર.’

**यथा विशुद्ध आदर्शे, विस्पष्टं दृश्यते मुखम् ।**
**अधिकारिशरीरेऽस्मिन, बुद्धावात्मा तथैव हि** ॥ ( આત્મપુરાણ )

‘જેમ ચોખ્ખી આરસીમાં મુખ સ્પષ્ટ દેખાય છે, તેમ અધિકારી મુમુક્ષુના શરીરમાં બુદ્ધિને વિષે આત્મા દેખાય છે.’ રજોતમો સમાવવા પ્રયત્ન કરતા રહો. હવે આગળ વધીએ–

---

તે સાંભળીને. **विस्मिताः**–આશ્ચર્ય પામ્યાં. **व्रजं गतौ कृष्णरामौ**–વ્રજમાં આવેલા કૃષ્ણ અને રામ. **देवप्रवरौ मेनिरे**–કોઇ મોટા દેવ છે એમ તેઓ માનવા લાગ્યા.

હવે વૃષા ઋતુનું વર્ણન શરૂ થાય છે—

**ततः प्रावर्तत प्रावृट्, सर्वसत्त्वसमुद्भवा ॥**
**विद्योतमानपरिधिर्-विस्फूर्जितनभस्तला ॥३॥**

**અર્થ—પછી જેમાં સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ છે, એવી વૃષા ઋતુ આવી પહોંચી. તે ઋતુમાં સૂર્યને અને ચંદ્રને કુંડાળાં થવા લાગ્યાં; દિશાઓ વિજળીથી ચમકવા લાગી; અને આકાશમાં ગડગડાટ થવા લાગ્યો. (૩)**

૩ વિવેચન—

**अन्नाद्भवंति भूतानि, पर्जन्यादन्नसंभवः ॥** ગીતા ૩-૧૪.

વિગેરે શબ્દો કહે છે કે-'પ્રાણી માત્રને ઉત્પન્ન કરનારૂં અને જીવન આપનારૂં-અન્ન છે; અને તે અન્ન વરસાદથી પ્રાપ્ત થાય છે.'

**ચોપાઈ**—કહત અનુજસન કથા અનેકા, ભક્તિ વિરતિ નૃપનીતિ વિવેકા;
વર્ષાકાલ મેઘ નભ છાયે, ગર્જત લાગત પરમ સુહાયે.

કાગભુષંડિ ગરૂડજીને કહે છે-શિવ પાર્વતીને કહે છે-કે 'હે સતિ! વાલીને માર્યા પછી ચોમાસુ ગાળવા માટે, ઋષ્યમુક પર્વત ઉપર પ્રભુ રહ્યા હતા. એક સમયે એક સ્ફટીકની શીલા ઉપર બેઉ ભાઇ આનંદથી બેઠા હતા. ત્યારે શ્રીરામ લક્ષ્મણજી પાસે ભક્તિ સંબંધી, વૈરાગ્ય સંબંધી અને રાજનીતિ સંબંધી અનેક કથાઓ કહેવા લાગ્યા. તે વખતે વર્ષાઋતુ આવેલી હોવાથી, આકાશમાં આમતેમ છાઈ રહેલાં વાદળાં, ગર્જના કરતાં હતાં. તે દેખાવ બહુ સુંદર લાગતો હતો. વૃષાઋતુની સુંદરતાનાં વખાણ દરેક દેશના કવિઓએ કર્યા છે. હિંદુના ઋષીઓએ તે ઋતુને ઘણીજ પવિત્ર માનીને, તે ઋતુમાંજ અનેક તહેવારો ગોઠવ્યા છે. તે ઋતુમાં વાર તહેવારે સૌને સારૂં સારૂં ખાવાનું મળે છે. બાળકોને અને જુવાનીયાઓને મેળામાં હરવા ફરવાનું અને ખેલવાનું મળે છે. સ્ત્રીઓને સારાં સારાં કપડાં પહેરીને દેવદર્શન કરવાની મજા પડે છે. વૃદ્ધોને કથાવાર્તા સાંભળવાની મજા પડે છે. મુમુક્ષુઓ નાનાં પ્રકારનાં વ્રતાચરણ કરીને જ્ઞાનામૃતનું પાન કરે છે. સનાતન ધર્મની આજ્ઞા પાળનારા સાધુ સન્યાસીઓ એક સ્થળે ટકી જાય છે. દેવમંદિરના પુજારીઓ શ્રીઠાકોરજીને અનેક પ્રકારના લાડ લડાવીને, જે કોઈ દિવસ દર્શન કરવા ન આવતાં હોય, તેમને દર્શનમાં પ્રીતિ કરાવે છે. કથાવાર્તા કરનારા પંડિતો, વાદળાંઓની માફક જ્યાં ત્યાં ફરીને અને જ્ઞાનામૃત વરસાવીને, જે કાંઈ મળે તે પ્રાપ્ત કરે છે. હરદાસો વાજાંની પેટી, મૃદંગ વિગેરે સાહિત્ય લઇને, રંગીલા મુમુક્ષુઓને રીજવીને પોતાની આજીવિકાને ટેકો આપે છે. દુનિયાને દવ જેવી માનનારા મુમુક્ષુઓ-જ્ઞાનીઓ, નર્મદા કિનારે અગર ગંગા કિનારે એકાંતવાસ સેવીને,

---

૩ પદચ્છેદ—**ततः**-પછી. **सर्वेषां सत्त्वानां समुद्भवः यस्यां सा इति प्रावृट्**-જેમાં સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ છે એવી વૃષાઋતુ **प्रावर्तत**-આવી પહોંચી. **विद्योतमानाः** (ચળકતાં), **परिधयः** (કુંડાળાં) **यस्यां सा विद्योतमानपरिधिः इति सा प्रावृट्**-તે ઋતુમાં સૂર્યને અને ચંદ્રને કુંડાળાં થવા લાગ્યાં, અથવા દિશાઓ વિજળીથી ચમકવા લાગી. **विस्फूर्जितं नभस्तलं यस्यां सा इति सा प्रावृट्**-તે ઋતુમાં આકાશમાં ગડગડાટ થવા લાગ્યો.

ફળાહાર અગર પયપાન કરીને શ્રીહરિના ચરણમાં વૃત્તિને ટકાવે છે. નવરાત્રી, દશરા અને દિવાળી-એ ચાતુર્માસના છેલ્લા ડંકા છે.

ચારે યુગની વાત જાણનારા સર્વજ્ઞ-ઋષિઓએ જીવોના કલ્યાણ માટે, બાર માસમાંથી ચાતુર્માસના ચાર માસ જુદા પાડયા-પવિત્ર ગણ્યા. ચાર માસ નિવૃત્ત ન થઈ શકે, તેમને અશાડ અને શ્રાવણ એ માસનો મહિમા બતાવ્યો. એ માસ પણ નવરા ન થઈ શકે, તેમને એક શ્રાવણજ બતાવ્યો. આખો શ્રાવણ નવરા ન થઈ શકે, તેમને નાગપાંચમ, જન્માષ્ટમી વિગેરે તહેવારો બતાવ્યા. તહેવારોમાં પણ જે નવરા ન થઈ શકે તેમને કહી દીધું કે—

રાગ-ફુમરી.

ગોવિંદ જાણ્યા વિના તેં વરષાં ગાળીયાંરે—ગોવિંદ૦ ટેક૦
અંત સમય તો આવી પહોંચશે, સગાંસંબંધી 'કાઢો' કહેશે;
રંગ ભરેલાં રહેશે, મંદિર માળીયાંરે. ગોવિંદ૦
શરો પૂરો સુરાપાને, કૃષ્ણકથા નવ ગોઠે કાને;
ભજનીજન ભકતોને, ખળ તેં ખાળીયાંરે. ગોવિંદ૦
× × × × ×
અડબંગાઈમાં ઉમર આખી, નરતનચિંતામણિ ખોઈ નાંખી;
ઈંદ્રિયામાં રાખી છે, તીખી પાળીયાંરે. ગોવિંદ૦
× × × × ×
મરણઘાત તો નથી મટવાની, જાગી જો નથી ન વાર જવાની;
સાથે નાવે વાલ સવાની વાળીયાંરે. ગોવિંદ૦
વસ્ત્રાભુષણ લુંટી લેશે, બહાર કાઢીને બાળી દેશે;
ઋષિરાજ કહે દાટયાં રહેશે રાળીયાંરે. ગોવિંદ૦

આમાંથી કાંઈ સમજ્યા હો, તો હવે ચાતુર્માસ આવે, ત્યારે કાંઈક વ્રતાચરણ કરજો. ( સંસાર વ્યવહારમાંથી આપનું ધ્યાન ખેંચવા માટે, દર સાલ અશાડના અંકમાં ચાતુર્માસની સૂચના આપવામાં આવે છે. ) હવે આગળ વધીએ.

હવે વૃષા ઋતુના વર્ણનદ્વારા જ્ઞાનચર્ચા કરે છે—

**सान्द्रनीलाम्बुदैर्व्योम, सविद्युत्स्तनयित्नुभिः ॥**
**अस्पष्टज्योतिराच्छन्नं, ब्रह्मेव सगुणं बभौ ॥४॥**

**અર્થ—ગર્જનાઓ સહિત વિજળીથી, અને ઘાટાં શ્યામવર્ણનાં વાદળાંઓથી ઢંકાએલું, અને જેમાં ( સૂર્ય, ચંદ્ર અગર તારાઓનો ) પ્રકાશ સ્પષ્ટ જણાતો નહોતો—એવું આકાશ, ત્રણ ગુણોથી ઢંકાએલા જીવ જેવું જણાવા લાગ્યું.**

---

૪ પદચ્છેદ—**विद्युद्भिः सहिताः स्तनयित्नवः** (ગર્જનાઓ) **तैः सविद्युत्स्तनयित्नुभिः**-વિજળીસહિત ગર્જનાઓ. **सांद्राश्च** (ઘાટાં) **नीलाः ये अंबुदाः** (વાદળાં) **तैः**-ઘાટાં શ્યામ વાદળાંઓથી. **आच्छन्नं व्योम**-ઢંકાએલું આકાશ. **अस्पष्टज्योतिः**-તેથી જેમાં પ્રકાશ સ્પષ્ટ દેખાતો નહોતો તે આકાશ. **सगुणं ब्रह्म इव बभौ**-ગુણોથી ઢંકાએલા જીવ જેવું જણાવા લાગ્યું.

૪ વિવેચન—

વાદળાંમાં ઢંકાએલો સૂર્ય અગર ચંદ્ર ઝાંખો લાગે, તેમ ગુણોથી ઢંકાએલો જીવ ઝાંખો લાગે. ગુણો, માયા અને અહંકાર એ ત્રણ અહીં એકજ અર્થ સૂચવે છે.

**ચોપાઈ**—‘ ભૂમિપરત ભા ઢાબર પાની, જીમિ જીવહી માયા લપટાની. ’

માયામાં લપટાએલો જીવ જેમ મલીન જણાય છે, તેમ વરસાદનું શુદ્ધ જળ પૃથ્વીનો સંગ થતાં મલીન થયું છે.

સંસારમાં જીવ કોને આધીન રહે છે તે સાંભળો—

રાગ શાર્દુલ૦

**ब्रह्मानंदनिधिर्महाबलवता-[illegible]ना ।**
**संवेष्ट्[illegible] रक्ष्यते गुणमयैश्, चंडैस्त्रिभिर्मस्तकैः ॥**
**विज्ञानाख्यमहासिना श्रुतिमता, विच्छिद्य शीर्षत्रयं ।**
**निर्मूल्याहिमिमं निधिं सुखकरं, धीरोऽनुभोक्तुं क्षमः ॥३०२॥**

[ વિવેકચૂડામણિ. ]

અર્થ—મોટા બળવાળા, અહંકારરૂપ ભયંકર નાગે, બ્રહ્માનંદરૂપ ભંડાર, સત્ત્વ, રજ અને તમો ગુણના પરિણામવાળી ત્રણ ભયંકર ફણોવડે, સારી રીતે વિંટીને પોતાની પાસે રાખ્યો છે–ઢાંકી રાખ્યો છે. જે ધીરજવાળો પુરૂપ હોય છે, તે પુરૂપ શ્રુતિઓએ જેનો સ્વિકાર કર્યો છે (ઉપનિપદો જેને કબુલ રાખે છે), એવી તત્ત્વજ્ઞાનરૂપી મોટી તલવાર વડે, ત્રણ ગુણરૂપી ત્રણ ફણાઓને સારી રીતે કાપી નાંખીને, આ અહંકારરૂપ નાગને મૂળથી રહિત કરીને, બ્રહ્માનંદરૂપ સુખકર આનંદને ભોગવવાને સમર્થ થાય છે. [૩૦૨]

દુકાને બેસીને કરોડોનો વેપાર કરતા હશો, ડાહ્યા બનીને કોઈ મોટા રાજના કારભાર કરતા હશો, પણ જ્યાં સુધી આ કારભાર કર્યો નથી–ત્રણે ગુણોને શમાવવા પ્રયત્ન કર્યો નથી, ત્યાં સુધી ત્યાંના ત્યાં છો. ‘ બ્રહ્માનંદ શું છે ? એમ પણ પુછવા નવરા નથી, તેઓ તો પામર છે–**मनुष्यरूपेण मृगाश्चरंति** ॥ It is equal to man whether he is born in India, or in Afaghanistan, if he does not look to Himself.

હવે રાજનીતિનું નિરૂપણ કરે છે—

**अष्टौ मासान्निपीतं यद्-भूम्याश्चोदमयं वसु ॥**
**स्वगोभिर्मोक्तुमारेभे, पर्जन्यः काल आगते ॥५॥**

**અર્થ—રાજા જેમ સમયસર પ્રજા પાસેથી દ્રવ્ય લઇને પ્રજાને સમયસર પાછું આપે છે, તેમ સૂર્યનારાયણે આઠ માસ સુધી પૃથ્વી પાસેથી, જળરૂપ જે દ્રવ્ય પોતાના કિરણોદ્વારા લીધું હતું, તે જળ સમય આવતાં સૂર્યનારાયણ પાછું આપવા લાગ્યા. (૫)**

---

૫ પદચ્છેદ—**अष्टौ मासान्**-આઠ માસ સુધી **स्वगोभिः**–પોતાના કીરણો વડે **निपीतं**-પીધેલું **यद् भूम्याः च उदमयं वसु**–પૃથ્વીનું જળરૂપ ધન–તે ધનને **काले आगते**–સમય થતાં **पर्जन्यः मोक्तुं आरेभे**–સૂર્ય છોડવાનું શરૂ કરે છે.

૫ વિવેચન—

રાજા પ્રજાનો સંબંધ-અંગ્રેજ સરકારે રાજાઓને ઘણી શાંતિ આપી. અંદર અંદરના ઝઘડા ઘણા પ્રમાણમાં શમાવી દીધા. આ શાંતિનો ઉપયોગ, વિષયસુખમાં અને યુરોપાદિની સ્વચ્છંદી મુસાફરીમાં થવા લાગ્યો. રાજાઓને પૈસાની ભૂખ વધી. લાખ મળે અને બે લાખનો ખર્ચ. આવા સ્વચ્છંદી આચરણમાં રમનારા રાજાઓ પિતા તરીકેનો પોતાનો મહાન્ ધર્મ વિસરીને, ભયંકર લુટારા બન્યા. આ સ્વચ્છંદમાં સુખ માનનારા કેટલાએક રાજાઓ પદભ્રષ્ટ (નાલાયક) થયા, તોપણ સ્વચ્છંદી રાજાઓની આંખ હજી ઉઘડતી નથી, એ તેમનાં ભયંકર પાપ સિવાય બીજું કાંઈ નથી. અમુક પુણ્યથી તેઓ રાજા બન્યા, પણ અમુક ભયંકર પાપ તે પુણ્યની સાથે રહીને, તેમને ઉંડી ગટરમાં ફેંકી દેવા તૈયાર રહે છે, તે વાતને તેઓ સમજતા નથી. વિષયી પુરૂષને આખી દુનિયાની સુંદરીઓ મળે, અને આખી દુનિયાની લક્ષ્મી મળે, તોપણ તે ઓછી છે. તેનો સંતોષ થાય, તે પહેલાં તેને મરી જવું પડે છે. રાજાઓની અને ધનવાનોની લાલસા જોઇને, તેમને વિષયસુખમાં તણાતા જોઇને, મને તો એમજ લાગે છે, કે-તેમને શ્રુતિસ્મૃતિ સંમત-સાચા ધર્મનો આશ્રય નથી. જો તેમને સાચા ધર્મનો આશ્રય હોય, તો તેમના જેવા અત્યારે કોઈ ભાગ્યશાળી નથી. તેમની પાસે હામ-દામ અને ઠામ છે. હિંદુ શાસ્ત્રોએ પ્રવૃત્તિ અને નિવૃત્તિના ધર્મોનું (આચારોનું) બહુ સારૂં નિરૂપણ કર્યું છે. વિદ્વાનોદ્વારા શાસ્ત્રોરૂપી કામધેનુ હમેશાં **અમુક સમય** દોહવાવી જોઇએ. તે કામધેનુનું જ્ઞાનામૃત અવશ્ય પીવું જોઇએ. તે જ્ઞાનામૃત રાજાઓને રાજતંત્રમાં બહુ સારી મદદ કરીને, ઉત્તમ પ્રકારની નિવૃત્તિ અને યશ આપે છે. આ જ્ઞાનામૃત રાજા પ્રજાના ધર્મ શીખવે છે. 'જે રાજનું છે તે પ્રજાનું છે, અને પ્રજાનું છે તે રાજાનું છે,' એવા નીકટ સંબંધનું ભાન કરાવે છે. પંચાવન વરસે સામાન્ય પ્રજા જેમ નોકરીધંધાથી ફારક થાય છે; તેમ રાજાઓએ સાઠ વરસ પછી, યુવરાજને રાજ્ય કારભાર સોંપીને, **અવશ્ય** રાજબંધનમાંથી મુક્ત થવું જોઈએ. થોડો વખત સલાહકાર તરીકે કામ કરવું, પણ ધણી તરીકે રહેવું નહીં. રાજના દિવાનોએ અને ધનવાનોએ પણ સાઠે સંસારમાંથી પાછા વળી જવું જોઇએ. દેહ છે ત્યાં સુધીમાં કાંઈ નહીં બને, તો દેહ છૂટયા પછી શું બનશે ? ન કરવાનાં કામ માટે ઘણી અવકાશ લીધી-સાઠ પૂરાં કર્યાં; ત્યારે જે કરવાનું છે-જેને માટે આ દેહ છે, તેને માટે છેવટના-સાઠ પછીના-ઉખરડા પણ નહીં ? મરણ પહેલાં **निर्मानमोहा** થવા માટે અવસ્ય કાંઈક કરવું જોઇએ. સંતોના આશ્રમમાં જઇને નીચામાં નીચી સેવારૂપી રેચ લઇને, દેહાભિમાનના બંધનરૂપી મલીનતા અંતઃકરણમાંથી કાઢી નાંખવી જોઇએ. પછી જ્ઞાનામૃતરૂપી ઉત્તમ ઔષધીથી મનને પુષ્ટ કરવું જોઇએ. આવી ખુલ્લી ટોકણી તમને મંદિરોમાં દર્શન કરાવનારા નહિં કરે. ઓશીયાળા આચાર્યો-હરદાસો અને કથા કરનારા પંડિતો પણ નહિં કરે. શાસ્ત્રો કરશે—

સાંભળો-શ્રીશંકર કહે છે કે—

**इतः को न्वस्ति मूढात्मा, यस्तु स्वार्थे प्रमाद्यति ।**
**दुर्लभं मानुषं देहं, प्राप्य तत्रापि पौरुषम् ॥ ૬ ॥** ( વિવેકચુડામણિ )

'દુર્લભ મનુષ્ય દેહ પામીને, અને તેમાંએ પુરૂષપણું પ્રાપ્ત કરીને, જીવને બંધનમાંથી

છોડવવારૂપી પોતાના સાચા સ્વાર્થમાં જે પ્રમાદ કરે, તેનાથી બીજો કયો મૂઢ પુરૂષ છે? તેજ મૂઢ પુરૂષ છે.' આ ભૂલ અનેક અવતારમાં નડશે. વિચાર કરી જોજો.

હવે આગળ વધીએ. સંતો દયાળુ કેવા હશે? તે હવે કહે છે—

**तडित्वन्तो महामेघाश्-चण्डश्वसनवेपिताः ॥**
**प्राणीनां जीवनं ह्यम्बु, मुमुचुः करुणा इव ॥ ६ ॥**

**અર્થ—દયાળુ મનુષ્યો દુઃખી લોકને જોઇને, તેઓને સુખી કરવા માટે, દયાથી પીગળી જઇને પોતાનું જીવન પણ આપી દે; તેમ વીજળીવાળા એટલે વીજળીરૂપ નેત્રથી જોનારા મોટા મેઘ, જગતને ઉન્હાળાની ગરમીથી તપેલું જોઇને, ભારે પવનથી ધ્રુજીને, પોતાનું જળરૂપ જીવન આપવા લાગ્યા. (૬)**

૬ વિવેચન—

**परोपकाराय सतां विभूतयः**—સત્પુરૂષોની સમૃદ્ધિ પરોપકાર માટેજ હોય, આવા પરોપકારી કોણ છે?—

**भवंति नम्रास्तरवः फलागमैर्-नवाम्बुभिर्दूरविलंबिनो घनाः ।**
**अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः, स्वभाव एवैष परोपकारिणाम् ॥**
(અભિજ્ઞાનશકુંતલા)

ફળ આપનારાં વૃક્ષો, નવા જળથી ભરેલાં વાદળાં અને સમૃદ્ધિવાળા સત્પુરૂષો પરોપકાર વાળા સ્વભાવના છે.

તુલસીદાસજી કહે છે કે— ચોપાઈ.

'સંત વિટપ સરિતા ગિરિ ધરણી, પરહિત હેતુ સબન્હકર કરણી;
સંતહૃદય નવનીત સમાના, કહા કાવ ન પૈ કહૈ ન જાના.
નિજ પરિતાપ દ્રવે નવનીતા, પરદુઃખ દ્રવહિ સુસંત પુનીતા.'

'સંત, વૃક્ષ, નદી, પહાડ, અને પૃથ્વી એ તમામની પરોપકાર વૃત્તિ છે. સંતના હૃદયને કોઈ કોઈ વિદ્વાન્, માખણ સાથે સરખાવે છે; પણ સંતનું હૃદય માખણથી ઉત્તમ છે. કારણકે માખણ પોતાને દુઃખે પીગળે છે, અને સંતનું હૃદય બીજાને દુઃખી દેખીને પોતે પીગળે છે.' આવી સુંદર પરોપકાર વૃત્તિ રાખવી, તે અત્યારે બહુ કઠણ છે.

દૃષ્ટાંત—દિલ્હીના બાદશાહે પોતાના જન્મદિવસની ખુશાલીમાં સુપાત્ર ફકીરોને વહેંચવા માટે, ૫૦૦ સોનામહોર **લવાને** આપી. આ વાત સાંભળીને ફકીરોએ લવાનું ઘર ઘેરી લીધું. આસપાસ ભુંબરાણ મચાવ્યું. થોડીવાર તો લવો ગભરાઇને ઘરમાં ભરાઈ રહ્યો. પછી ધીરજ રાખીને ઘર બહાર આવ્યો. લવાને બહાર આવેલો દેખીને ફકીરોએ કીકીયારી કરી.

---

૬ પદચ્છેદ—**तडितः संति येषां इति तडित्वंतः इति महामेघाः**-વિજળીયો વાળા મહામેઘો. **चंडश्वसनैः वेपिताः**-ભારે પવનથી ધ્રુજતા. **प्राणिनां जीवनं हि अंबु करुणाः (जनाः) इव मुमुचुः**-કરૂણા વાળા જીવોની માફક પ્રાણીઓના જીવનરૂપ જળને. [**अस्य विश्वस्य प्रीणनं जीवनं इव अंबु**-એવો પાઠ પણ છે.]

સૌ એક સાથે બોલવા લાગ્યા. લવે સૌને શાંત રહેવા ઘણી પાર્થના કરી. કોઈ શાંત રહી શક્યું નહીં. લવો પાછો ઘરમાં સંતાઈ ગયો. બહારના બુમરાણથી લવો ઘરમાં પણ અકળાઈ ગયો. બે કલાકે લવો ઘરબહાર આવ્યો. ફકીરોની કીકીયારી વધી. લવો થાકયો, અને ફકીરો તોફાને ચડયા. લવે ઘરનાં બારણાં બંધ કરી દીધાં. બારીમાંથી કાંકરા આવવા લાગ્યા. બે કલાકે કાંઇક શાંતિ જોઇને લવાએ બારણાં ઉઘાડયાં. થોડા ફકીરોને ઘરમાં લઇને પૂછ્યું-' કહો તમે કેટલા છો ?

એક ફકીર—અમો ઘણા છઇએ, પણ તે તમામ સોનામહોર મને આપીદે.

બીજો ફકીર—તે તો સાલો ગંડુ છે. માટે તે સોનામહોરો તેને નહીં આપતાં મને આપી દે.

ત્રીજો—ચોથો-પાંચમો એમ દરેકે તમામ સોનામહોર લઇ લેવાનો વિચાર બતાવ્યો. લવો ગભરાયો. ઘરમાં ઘાલેલા તમામ ફકીરોને સાચવીને-પટાવીને ઘરબહાર કાઢીને, લવાએ ઘરનાં બારણાં પાછાં બંધ કરી દીધાં. રાત પડી ગઈ. ફકીરો થાકીને ચાલ્યા ગયા. રાતના દસ વાગે જ્યાં સારા સારા સત્પુરૂષો રહેતા હતા, ત્યાં લવો ગયો. તેમને સોનામહોરો લેવા ઘણી પ્રાર્થના કરી; પણ તેઓએ તે લેવાની ચોખ્ખી ના કહી. બીજે દિવસે ૫૦૦ સોનામહોર લવાએ બાદશાહને પાછી આપી.

બાદશાહ—કેમ પાછી ?

લવો—કોને આપું ?

બાદશાહ—શું દિલ્હી શહેરમાં કોઈ લેનાર નથી ?

લવો—લેનાર તો ઘણા છે, પણ તેમને દરેકને એક એક કરોડ સોનામહોર આપીએ, તો પણ તેઓને તે ઓછી પડે છે. દ્રવ્યને ગમે ત્યાં નાંખી દેવું મને ગમ્યું નહીં.

બાદશાહ—ત્યારે જેઓ સુપાત્ર-સંતોષી-હોય, તેમને આપો.

લવો—તેમને એક પણ સોનામહોર જોઇતી નથી.

તાત્પર્ય—બાદશાહના દ્રવ્યને લવો ગમે ત્યાં નાંખી દેવા ખુશી નથી, ત્યારે શ્રીહરિએ આપણને આપેલા દ્રવ્યને, આપણે ગમે ત્યાં કેમ નાંખી દઇએ ?

અત્યારે દાનનો વિષય વિશેષ ગુંચવણવાળો બની ગયો છે. કારણકે ઘણા લોકો માગવા શીખ્યા છે. સાચા ખોટાની સમજણ પડતી નથી. ગામે ગામે માગણનાં મંદિરો, અને માગણની નવી નવી સંસ્થાઓ ઉભી થઈ છે. કોઈ કુતરા માટે માગે, તો ગાયો માટે માગે; કોઈ મુંગા પ્રાણીઓ માટે માગે, તો કોઈ અનાથ આશ્રમ માટે માગે. કોઇ વિદ્યાર્થીઓ માટે માગે, તો કોઈ સદાવ્રત માટે માગે. આ સિવાય બીજાં અનેક ખાતાં થયાં છે. ટીપવાળાને દેખીને ધનવાનો ઘરમાં સંતાઈ જાય છે. કદિ ધનવાનનો રૂબરૂ મેળાપ થાય, તો તેઓ રૂડા પુરૂષનો પણ અનાદર કરે છે. કદિ કાંઈ આપે છે, તો કચવાઇને આપે છે. ' ખેંચ લીયા સો રગત બરાબર '. પરિણામે આ મંદિરો અને આ સંસ્થાઓ, આપણને જેવો જોઇએ તેવો લાભ આપી શકતાં નથી. માટે દેશકાળનો વિચાર કરીને નવાં મંદિરો અને નવી સંસ્થાઓ ઉભી કરજો. જે કોઈ સંસ્થા બહુ સારૂં કામ કરતી હોય, તેને જરૂર બનતી મદદ આપીને નિભાવજો. યાદ રાખજો કે-આપણી બેદરકારીનો લાભ-આપણા અજ્ઞાન લાભ, સુપાત્રના કરતાં કુપાત્ર બહુ લે છે. તેને પરિણામે આપણે આગળ વધવાને બદલે પાછા હઠતા જઇએ છઇએ

કામનાવાળા તપસ્વીનું વર્ણન કરે છે—

**तपःकृशा देवमीढा, आसीद्वर्षीयसी मही ॥**
**यथैव काम्यतपसस्-तनुः संप्राप्य तत्फलम् ॥ ७ ॥**

**અર્થ—કામનાવાળા તપસ્વીનું શરીર, જેમ પ્રથમ કરમાઈ જાય છે; અને ફળ મળ્યા પછી જેમ પુષ્ટ થાય છે, તેમ ઉન્હાળાના તાપથી કૃશ થએલી પૃથ્વી, દેવથી સીંચાતાં પુષ્ટ થઈ.** [૭]

૭ વિવેચન—

કામના ત્રણ પ્રકારની–સાત્ત્વિક, રાજસ અને તામસ. ૧ સાત્ત્વિક કામના ઈશ્વર માટેજ હોય. મોક્ષ માટેજ હોય. તેઓની કામના જેમ જેમ સફળ થાય, તેમ તેમ તેમનું અધ્યાત્મિક બળ વધે–માનસીક બળ વધે. તેમને બ્રહ્મખુમારી પ્રાપ્ત થાય.

૨ રાજસકામના—લૌકીક સુખ માટે જે કામના હોય તે. કામના સિદ્ધ થયા પછી શરીર પુષ્ટ થાય.

૩ તામસકામના—પોતાના લૌકીક સુખ ઉપરાંત, બીજાઓને કનડવાની તીવ્ર ઈચ્છા થાય તે. રાવણ, હરિણ્યકશિપુ, બાણાસુર વિગેરે તામસ કામનાવાળા હતા. તપથી ઐશ્વર્ય પ્રાપ્ત થયા પછી તેઓ દેહારામી થયા–શરીરે પુષ્ટ થયા.

આ પ્રમાણે પૃથ્વી પણ કામનાવાળી હોવાથી ઉન્હાળામાં કૃશ થાય, અને ચોમાસામાં પુષ્ટ થાય છે.

હવે પાખંડીઓના દંભ સંબંધી કહે છે—

**निशामुखेषु खद्योतास्-तमसा भान्ति न ग्रहाः ॥**
**यथा पापेन पाखण्डा, न हि वेदाः कलौ युगे ॥ ८ ॥**

**અર્થ—કલિયુગમાં જેમ પાપથી પાખંડ માર્ગ પ્રકાશે, અને વેદમાર્ગ પ્રકાશે નહીં, તેમ સાયંકાળે અંધારાને લીધે, આગીયા ચળકે પણ તારા ચળકે નહીં.** (૮)

૮ વિવેચન—

ચોપાઈ—નિશિતમઘન ખદ્યોત બિરાજા, જિમિ દંભિનકા જુરા સમાજા.

---

૭ પદચ્છેદ—**यथा एव**–જેવી રીતે. **काम्यं तपः यस्य सः काम्यतपाः तस्य काम्यतपसः**–કામનાવાળા તપસ્વીનું. **तनु**–શરીર. **तत् फलं संप्राप्य**–તે તપનું ફળ પ્રાપ્ત કરીને (પુષ્ટ થાય છે) તે પ્રમાણે. **तपःकृशा**–ઉન્હાળાના તાપથી કૃશ થએલી. **मही**–પૃથ્વી. **देवमीढा** દેવથી સીંચાએલી–સીંચાતાં. **वर्षीयसी आसीत्**-પુષ્ટ થઈ.

૮ પદચ્છેદ—**यथा**–જેવી રીતે. **कलौ युगे**–કલિયુગમાં. **पापेन पाखंडाः भांति**–પાપને લીધે પાખંડ માર્ગો શોભે છે–પ્રકાશે છે. **वेदा हि न**–વેદો નથી પ્રકાશતા. તે પ્રમાણે. **निशामुखेषु**–સાયંકાળમાં. **तमसा खद्योताः भांति**–અંધારાને લીધે પતંગીયા ચળકે છે. **न ग्रहाः**–ગ્રહો પ્રકાશતા નથી.

દંભ—આજકાલ જ્યાં જોઇએ ત્યાં દંભ, વિદ્યામાં દંભ, આચારવિચારમાં દંભ, કથાવાર્તામાં દંભ, જ્ઞાનમાં દંભ, ધંધારોજગારમાં અને વ્યવહારમાં પણ દંભ.

**नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः ।**

**उभयोरपि दृष्टोऽतस्–त्वनयोस्तत्त्वदर्शिभिः ॥** ( ગીતા અ. ૨)

ભપકાબંધ ગીલેટ ચડાવેલા દાગીના જેમ ઘડી બે ઘડી શોભે છે, તેમ દંભી માણસો ઘડી બે ઘડી ભપકાબંધ લાગે છે. દંભ પણ એક પ્રકારનું ભયંકર પાપ છે. કેટલાએક મંદિરોમાં અને કાચાપોચી મહંતો પાસે–મહારાજો પાસે–પણ દંભ પહોંચી ગયો છે.

હવે વિદ્યાર્થીઓ સંબંધી કહે છે—

**श्रुत्वा पर्जन्यनिनदं, मण्डूका व्यसृजन्गिरः ॥**

**तूष्णीं शयानाः प्राग्यद्वद्–ब्राह्मणा नियमात्यये ॥ ९ ॥**

**અર્થ—જેમ ચૂપ થઇને સુઈ રહેલા શિષ્યો, નિત્યકર્મને અંતે ગુરૂનો શબ્દ સાંભળીને અધ્યયન કરે; તેમ આઠ માસ સુધી ચૂપ થઇને બેસી રહેલાં દેડકાં, વરસાદની ગર્જના સાંભળીને બોલવા લાગ્યાં. [૯]**

૯ વિવેચન—

ચોપાઇ—દાદર ધુનિ ચહુઁ ઓર સુહાઇ, વેદપઢૈ જનુ બટુ સમુદાઈ.

જુવાનીમાં રળવું, વહેલા ઉઠીને દળવું અને પરોઢીએ ઉઠીને ગોખવું એ ત્રણનો ફાયદો ઘણો છે.

હવે અજીતેંદ્રિય પુરૂષની સંપત્તિના નાશ સંબંધી કહે છે.

**आसन्नुत्पथवाहिन्यः, क्षुद्रनद्योऽनुशुष्यतीः ॥**

**पुंसो यथाऽस्वतंत्रस्य, देहद्रविणसंपदः ॥१०॥**

**અર્થ—અજીતેંદ્રિય પુરૂષનો દેહ, અને દ્રવ્ય જેમ અવળે માર્ગે ચાલે, તેમ થોડીવારમાં સુકાઈ જાય એવી નાની નાની નદીચો, અવળે માર્ગે ચાલવા લાગી. (૧૦)**

૧૦ વિવેચન—

**ચોપાઈ—**ક્ષુદ્ર નદી ભરી ચલી ઉતરાઈ, જિમિ થોરે ધન ખલ બૌરાઈ.

---

૯ પદચ્છેદ—**प्राक् तूष्णीं शयानाः ब्राह्मणाः**–પ્રથમ શાંતીથી સુઈ રહેલા શિષ્યો. **यद्वत**–જેવી રીતે. **नियमस्य अत्ययः** ( અંત )**तस्मिन्**–આચાર્યનો શબ્દ સાંભળીને. **गिरः व्यसृजन्**–ભણવા માંડે છે તેમ. **पर्जन्यस्य निनदं श्रुत्वा**–વરસાદની ગર્જના સાંભળીને. **मंडूकाः**–દેડકાં બોલવા લાગ્યાં.

૧૦ પદચ્છેદ—**अनुशुष्यतीः**–થોડીવારમાં સુકાઈ જાય એવી. [ દ્વિતીયા પ્રથમાના અર્થમાં છે. ] **क्षुद्रनद्यः**–નાની નદીઓ. **उत्पथवाहिन्यः आसन्**–અવળે માર્ગે ચાલવા લાગી. **यथा**–જેવી રીતે **अस्वतंत्रस्य पुंसः**–ઇંદ્રિયોને આધીન રહેનારા પુરૂષનું **देहश्च द्रविणसंपदश्च**–દેહ અને દ્રવ્ય સંપત્તિ અવળે માર્ગે જાય છે.

ચોપાઈનું પહેલુ પદ શ્લોકને અનુસરે છે, અને બીજું પદ કહે છે કે-'ખળ પાસે થોડું ધન આવ્યું હોય, તો તે ઘણાને પજવે છે. કુટુંબમાં કલેશ કરાવે, નાતમાં તડ પડાવે, પાડોશીને પીડે-વિગેરે ઉત્પાતો તે કરે છે.

શ્લોકના બીજા પાદમાં-'**अस्वतंत्रस्य पुंसः यथा द्रविणसंपदः**'—સૂચવે છે કે-'જે પુરૂષની ઇંદ્રિયો સ્વચ્છંદી હોય, તે પુરૂષનાં શરીર અને દ્રવ્ય-બેઉ-અવળે માર્ગે વપરાવાથી નાશ પામે છે. ઇંદ્રિયોને અંકુશમાં રાખવાનું દરેક શાસ્ત્ર અને દરેક ધર્મ સૂચવે છે; પણ તેનું પાલન કેટલું બધું ઓછું થાય છે, તે અનુભવથી તમે જાણતા હશો. ગીતા જેવા શાસ્ત્ર ભણનારા પણ, ઇંદ્રિયોની બાબતમા સ્વચ્છંદી-પામરના પામર. **के शत्रवः संति निजेंद्रियाणि, तान्येव मित्राणि जितानि कानि.** [મણિરત્નમાળા] પ્રશ્ન-શત્રુ કોણ ? જવાબ-'પોતાની ઇંદ્રિયો.' પ્રશ્ન-ત્યારે મિત્ર કોણ ? જવાબ-તેજ ઇંદ્રિયો જો જીતાએલી હોય, તો મિત્રોનું કામકાજ કરે, ઘરબારનો ત્યાગ કરીને ભગવાં પહેરવાં સહેલાં છે, પણ ઇંદ્રિયોને જીતવી તે અઘરૂં કામ છે. ચાર ધામની યાત્રા કરવી, મંદિરે મંદિરે દર્શન કરવાં, લાખ બે લાખનું દાન કરી નાંખવું, તે તમામ બની શકે; પણ ઇંદ્રિયોને જીતવી તે અઘરૂં કામ છે. ઇંદ્રિયોને જીતવાની તાલમ સદ્‌ગુરૂની સેવામાં સમાએલી છે. કાંઈ સત્કર્મ આદરો, ત્યારે રૂડા સદ્‌ગુરૂ સાથે રહેશો, તો તે તાલમ જરૂર મળશે.

**शब्दादिभिः पंचभिरेव पंच, पंचत्वमापुः स्वगुणेन बद्धाः ॥**
**कुरंगमातंगपतंगमीन-भृंगा नरः पंचभिरंचितः किं ॥७६॥**
[ શ્રી વિવેકચૂડામણિ ]

અર્થ—હરણ, હાથી, પતંગીયું, માછલું, અને ભ્રમર-આ પાંચે શબ્દાદિ પાંચ વિષયો વડે, પોત પોતાના એક એક વિષયમાં બંધાઈને મરણને આધીન થાય છે. ત્યારે પાંચ વિષયોમાં સપડાએલો મનુષ્ય, સહેજમાં મરણ શરણ કેમ ન થાય? ભવબંધથી કેવી રીતે છૂટી શકે ?

આ દોષે રાવણને રંજાડયો. દુર્યોધનને હસ્તિનાપુર ખોવરાવ્યું. પૃથ્વીરાજ ચૌહાણ કેદી તરીકે કાબુલમાં મરી ગયો. કરણઘેલો ભુંડે હાલે બાગલાણના કીલ્લામાં મરી ગયો. મુગલાઈ છિન્નભિન્ન થઈ ગઈ; અને હજી કેટલાએ રાજાઓ અને ધનવાનો બુરે હાલે જીંદગી સંકેલતા જણાય છે. માટે મુમુક્ષુઓએ આ બાબતમાં જરા પણ પ્રમાદ કરવો નહીં. જ્યારે જ્યારે ઈંદ્રિયોથી ભય જણાય, ત્યારે સંતોનો અને શાસ્ત્રોનો આશરો લેજો-તેમનાં વચન પ્રમાણે વર્તવા પ્રયત્ન કરજો.

પૃથ્વી કેવી શોભે છે ?

**हरिता हरिभिः शष्पै-रिन्द्रगोपैश्च लोहिता ॥**
**उच्छिलीन्ध्रकृतच्छाया, नृणां श्रीरिव भूरभूत् ॥ ११ ॥** અપૂર્ણ.

---

૧૧ પદચ્છેદ—**नृणां श्रीः इव**-રાજાઓની સંપત્તિ જેમ અનેક રંગવાળી દેખાય તેમ. **भूः**-પૃથ્વી. **हरिभिः शष्पैः हरिता**-લીલાં ઘાસથી લીલી. **च**-અને **इंद्रगोपैः लोहिता**-ઇંદ્રગોપ નામના લાલ કીડાઓથી પૃથ્વી લાલ. **उच्छिलींध्रैः** ( મીંદડાની બળીઓથી ) **कृता च्छाया यस्याम् सा**-મીંદડાની બળીયોથી છત્રની છાયાવાળી. **अभूत**-બની.

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા
## શ્રીમદ્ ભાગવત
### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.

પુસ્તક ૯ મું.] પોશ માસ ૧૯૮૫. [અંક ૧૨ મો.

## ત્યારે—રામ રામ.

શ્રીકૃષ્ણની પૂર્ણ કૃપાથી, મોક્ષપત્રિકાનું નવમું વરસ, આ અંકની સાથે પૂરૂં થાય છે. નવા વરસમાં માસીક ચાલુ રાખવું કે નહીં? તે આપના હાથમાં છે. કારણકે માસીકના સ્થૂલની કીંમત લીધા વિના, અમે આપને માસીક આપી શકતા નથી. લવાજમ જેવી જુજ રકમ આપ ઘણે ઠેકાણે વાપરી નાંખો છો. શરીર પોષણ માટે આપ ઘણો ખર્ચ કરો છો; ત્યારે મનના પોષણ માટે કાંઈ નહીં? તમે ન વાંચી શકો, તોપણ—આ માસીક આપનાં બાળગોપાળને માનસીક ખોરાક પુરો પાડે છે; એમ ખાત્રી થતી હોય, તો ત્વરાથી લવાજમ મોકલીને, સત્સંગગંગાની આ સેરને આપના ઘરમાં આવવા દ્યો.

અત્યારે પેપરો તો ઘણાં નીકળે છે, પણ માત્ર જીવનાં કલ્યાણની વાતોથી ભરપૂર—આદિથી અંતસુધી એજ વાતો—ઘણાંજ થોડાં પેપરોમાં આવતી હશે. જાહેરખબરના કચરા-રહિત, દર માસે નિયમસર નિકળતાં માસીકો ઘણાંજ થોડાં હશે. મંદિરો અને મહારાજો ઘણાં છે. પકવાન અને પ્રસાદના ટોપલા ઘણે ઠેકાણે વહેંચાય છે; પણ માનસીક પોષણ માટે, આત્મતત્ત્વની શોધ માટે, દૃષ્ટાંત સિદ્ધાંતથી શણગારેલા—વધારેલા, જ્ઞાનના મધુરા—મીઠા પ્રસાદો ઘણેજ થોડે ઠેકાણે વહેંચાતા હશે. વળી જેઓ અહીં હાજર ન હોય, તેમને મા-સીકરૂપે પડીકાં પેક કરીને દર માસે મોકલવામાં આવતાં હોય, એવાં ઘણા થોડાંજ દેવ-મંદિરો હશે. અમારા તમારા ઉપર આ બધી શ્રીકૃષ્ણની ખાસ કૃપા થઈ છે. એવી આપને ખાત્રી થઈ હોય, તો લવાજમ ત્વરાથી મોકલીને, અમારા તમારા આ સંબંધને ચાલુ રાખો. કદિ એમ કરવું ન ગમે, તો અમારે અને તમારે **રામ રામ.** બોલ્યું ચાલ્યું માફ કરશોજી. છેલ્લા રામરામનો—એટલે માસીક ન મોકલવાનો પત્ર, આપે અવશ્ય લખવો જોઈએ. એમ ન કરી શકો, તો વી. પી. આવે ત્યારે સ્વિકારવું જોઇએ. પોશ વદી ૫ સુધીમાં લવાજમ આવી જશે, તેમને મહાનો અંક હમેશના નિયમ પ્રમાણે મળી શકશે. લગભગ ફાગણમાં વી. પી. થઈ શકશે. તેથી વી. પી. વાળાને મહાનો અંક એક માસ મોડો મળશે. જેમને ઓછી કીંમતે માસીક આપવામાં આવે છે, તેમને વી. પી. કરવામાં આવતું નથી. માસીક ચાલુ રાખવું હોય, તો તેમણે તુરત મનીઑર્ડરથી લવાજમ મોકલી દેવું. ઓછી કીંમતે લેનારા અને મફત લેનારા હરિજનો, એક પણ ગ્રાહક ન વધારી શકે, તો તેમને આપેલા લાભની યોગ્યતા શી રીતે અંકાય! લવાજમ ભરતી વખતે નામ તથા નંબર જણાવવાનું ચૂકશો નહીંજી. કરાંચી, કલકત્તા, મુંબઈ વિગેરે ઠેકાણે લવાજમ ભરો, ત્યારે લવાજમ ભર્યાની તારીખ અને રકમ અહીં એક પોસ્ટ કાર્ડમાં લખી જણાવવી.

**અહીં મંદિરે**—સવારમાં ૮ થી ૧૦ અને બપોરે ૨ થી ૪. લવાજમ લેવામાં આવશે.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૦ મો.

[ ગયા માસના ૭૩૬ મા પાનાથી ચાલુ. ]

**અર્થ—રાજાઓની સંપત્તિ જેમ અનેક રંગવાળી જણાય, તેમ પૃથ્વીની સંપત્તિ અનેક રંગવાળી બની. લીલા ઘાસથી પૃથ્વી લીલી બની; ઇંદ્રગોપ નામના લાલ કીડાઓથી પૃથ્વી લાલ જણાવા લાગી; અને મીંદડાની બળીયોથી છત્રની છાયાવાળી પૃથ્વી બની. (૧૧)**

૧૧ વિવેચન—

**ચોપાઈ**—શશસંપન્ન સોહ મહી કૈસે, ઉપકારીકિ સંપત્તિ જૈસે.

× × × × × ×

વિવિધ જંતુ સંકુલ મહિ ભ્રાજા, બઢે પ્રજા જિમિ પાય સુરાજા.

ચોપાઈની પ્રથમ લીટી—જેમ કોઈ ધનવાન્ સત્કર્મમાં લક્ષ્મી વાપરીને, ધંધામાં બમણો ત્રમણો ધનવાન્ થાય; તેમ ખેડુત સારી રસાળ ભૂમીમાં અનાજ વાવીને, તેમાંથી સોગણું અનાજ લે.

ચોપાઈની બીજી લીટી—જે રાજમાં કરવેરા ઓછા હોય, અને પ્રજાના જાનમાલની રક્ષા સારી રીતે થતી હોય, તે રાજમાં આસપાસથી પ્રજા એકઠી થાય, અને તે ગામ જેમ શોભે; તેમ વરસાદ પાણી સારાં થતાં, અનેક પ્રકારનાં જીવડાં પૃથ્વીમાંથી બહાર આવીને ફરવા લાગ્યાં. પૃથ્વી શોભવા લાગી.

એકને સુખરૂપ, તે બીજાને દુઃખરૂપ—

> **क्षेत्राणि सस्यसंपद्भिः, कर्षकाणां मुदं ददुः ॥**
> **धनिनामुपतापं च, दैवाधीनमजानताम् ॥१२॥**

**અર્થ—ખેતરો પોતાના સારા પાકથી, ખેડુતોને આનંદ આપવા લાગ્યાં, અને 'ફળ દેવાધીન છે' એમ નહિં જાણનારા ધનવાનોને-દાણાના વેપારીઓને-સંતાપ કરવા લાગ્યાં. (૧૨)**

૧૨ વિવેચન—

One's poison is other's food. જે વણીક અનાજ સંઘરી રાખ્યું હોય, તે વણીકને સ્વાર્થમાં હાની થાય, માટે સારો પાક દુઃખરૂપ લાગે. ઘુવડ સૂર્યને નિંદે. ચોર ચોકીદારને નિંદે. જે સારૂં હોય, તે બધાને કેમ ન ગમે?— તેના જવાબમાં સાંભળો—

૧૨ પદચ્છેદ—**क्षेत्राणि**-ખેતરો **सस्यसंपद्भिः**-પોતાના સારા પાકથી **कर्षकाणां**-ખેડુતોને **मुदं ददुः**-આનંદ આપતાં હતાં. **च**-અને **फलं दैवाधीनं भवति इति अजानतां धनिनां**-ફળ દેવાધીન છે એમ નહીં જાણનારા ધનવાનોને **उपतापं ददुः**-સંતાપ દેવા લાગ્યાં.

રાગ-શિખરિણી.

**न रम्यं नारम्यं प्रकृतिगुणतो वस्तु किमपि।**
**प्रियत्वं यत्र स्या-दितरदपि तद्ग्राहकवशात् ॥**
**रथांगाह्वानानां, भवति विधुरंगारशकटी ।**
**पटीरांभः कुंभः, स भवति चकोरीनयनयोः ॥**

અર્થ—કોઈપણ વસ્તુ તેમાં રહેલા ગુણને લીધે સારી, અને તેમાં રહેલા દોષને લીધે ખોટી, એમ છેજ નહીં; કારણકે વસ્તુનું સારાપણું અને વસ્તુનું ખોટાપણું તે વસ્તુના ગ્રાહકને લઈને ગણાય છે. દૃષ્ટાંત—ચક્રવાકીઓને ચંદ્ર અંગારાની શગડી જેવો જણાય છે, અને ચકોરીનાં નેત્રને તેનો તે ચંદ્ર ચંદનના જળથી ભરેલા ઘડા જેવો જણાય છે.

આતો સામાન્ય બુદ્ધિવાળા જીવો માટે કહ્યું. વિશેષ બુદ્ધિવાળા જીવોએ સુખદુઃખની બાબતમાં, નીચે જણાવ્યા પ્રમાણે વર્તવું ઘટે છે.

**यत्तदग्रे विषमिव, परिणामेऽमृतोपमम् ।**
**तत्सुखं सात्त्विकं प्रोक्त-मात्मबुद्धिप्रसादजम् ॥३७॥**
**विषयेंद्रियसंयोगाद्-यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव, तत्सुखं राजसं स्मृतम् ॥३८॥**
**यदग्रे चानुबंधे च, सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्यप्रमादोत्थं, तत्तामसमुदाहृतम् ॥३९॥** [ગીતા અ. ૧૮]

અર્થ—જે સુખ પ્રથમ ઝેર જેવું કડવું લાગે, પણ પરિણામે જે સુખ, અમૃત જેવું હોય, તે સુખ **સાત્ત્વિક** સમજવું. [૩૭] જે સુખ વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી પ્રાપ્ત થતું હોય, અને જે પ્રથમ અમૃત જેવું મીઠું લાગતું હોય, પણ પરિણામે ઝેર જેવું નીવડતું હોય, તે સુખ **રાજસ** સુખ સમજવું. [૩૮] જે સુખ પ્રથમ અને છેવટે પણ બંધન બંધન કર્તા અને મોહ પમાડનારૂં હોય, તેવા નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થનારાં સુખને **તામસી** સુખ સમજવું. [૩૯]

યાદ રાખજો કે-ભર્તૃહરિ કહે છે કે—

**तेऽमी मानुषराक्षसाः परहितं, स्वार्थाय निघ्नंति ये ।**
**ये निघ्नंति निरर्थकं परहितं, ते के न जानीमहे ॥**

'પોતાના સ્વાર્થ માટે સામાનો નાશ કરે, તે મનુષ્યરૂપે રાક્ષસો છે; અને જેઓ કોઈ પણ કારણ વિના પરહિતનો નાશ કરે, તે કોણ છે; તેની કાંઈ સમજણ પડતી નથી. એટલે તેઓ રાક્ષસોથી પણ અધમ છે.'

માટે આવું કદિ શીખશો નહીં. હવે આગળ વધીએ—

શ્રીહરિની ઉપાસનાથી ઉપાસક સુંદરરૂપ પામે છે.

**जलस्थलौकसः सर्वे, नववारिनिषेवया ॥**
**अबिभ्रद्रुचिरं रूपं, यथा हरिनिषेवया ॥१३॥**

૧૩ પદચ્છેદ—**यथा**-જેવી રીતે **हरिनिषेवया**-શ્રીહરિની સેવાથી. **रुचिरं रूपं अबिभ्रत्**-સુંદરરૂપ પામે છે તેમ **जलस्थले ओकसो येषां ते जलस्थलौकसः**-જળમાં

**અર્થ—જેવી રીતે શ્રીહરિની સેવાથી ઉપાસક સુંદરરૂપ પામે, તેવી રીતે જળમાં અને સ્થળમાં રહેનારાં પ્રાણીમાત્ર, નવા જળના સેવનથી સુંદરરૂપ ધરવા લાગ્યાં. (૧૩)**

૧૩ વિવેચન—

**ઉપાસના—**સંતની ઉપાસનાથી સાચા મુમુક્ષુની રહેણી કરણી બદલાય છે, ત્યારે શ્રીહરિની ઉપાસનાથી સુંદરતા પ્રાપ્ત થાય, તેમાં શું કહેવું! કીડીને પુષ્પનો સંગ થયો હોય, તો મહાદેવજીની જટામાં રહેલા ચંદ્રનો તે સ્પર્શ કરે છે. ગટરનું જળ ગંગાજળ સાથે મળતાં, સંતો પણ તેનું આચમન કરે છે. 'શ્રીહરિની ઉપાસનાથી સુંદરતા પ્રાપ્ત થાય.' એવું ઉપર કહ્યું. 'સુંદરતા' એટલે માત્ર દેહની સુંદરતા નહીં, પણ વૃત્તિની સુંદરતા સમજવી.

શ્રીદ્વારકાધીશની સેવામાં રહેનારા ગુગળીનાં શરીર ઘણાં સુંદર હતાં. તોપણ પ્રભુ તેથી રીઝ્યા નહીં. વૃત્તિની સુંદરતાવાળા–વૃદ્ધાવસ્થાને લીધે કુબડા બની ગયેલા–બોડાણા સાથે, શ્રીદ્વારકેશ દ્વારકામાંથી ચાલી નીકળ્યા. તિરથો અને સંતો સેવ્યા, છતાં જેમણે પોતાની વૃત્તિને સુંદર ન કરી, તેમને ઋષિરાજે બહુ ઠપકો આપ્યો છે. સાંભળો—

**પદ.**

ટીલું કરતાં ત્રેપન વીત્યાં, ભુંડી વાણી ભાખીરે;
કાશીયાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઈ વ્હાલીરે—
રૂષિરાજની શીખ ન રાખી, ખોયો મનખો ખાલીરે—

હવે આગળ વધીએ. હવે કાચા યોગીને સૂચવે છે—

**सरिद्भिः संगतः सिन्धुश्चु-चुक्षुभे श्वसनोर्मिमान् ॥**
**अपक्वयोगिनश्चित्तं, कामाक्तं गुणयुग्यथा ॥ १४ ॥**

**અર્થ—જેવી રીતે કાચા યોગીનું કામવાસના વાળું ચિત્ત, વિષયો સાથે જોડાય, ત્યારે ક્ષોભ પામે; તેમ પવનથી ઉછળતો સમુદ્ર, નદીયોના સંગમાં આવતાં, ક્ષોભ પામ્યો. (૧૪)**

૧૪ વિવેચન—

અશક્ત પુરૂષ નીસરણીએ ચડતા ડરે; કદિ ચડે અને જો જરા ચૂકે, તો લથડીને નીચે પડે. તે પ્રમાણેજ કાચો યોગી વિષયો તરફ આવતાં ડરે, અને કદિ આવે અને જરા ચૂકે, તો લથડીને નીચે પડે. 'યોગી' એટલે માત્ર બાવા, સાધુ, અગર સન્યાસી ન સમજશો. 'યોગી' એટલે જેઓએ પ્રભુને મળવાનો–પ્રભુને ભજવાનો–નિશ્ચય કર્યો છે, તે તમામ મુમુક્ષુઓ–સ્ત્રી અગર પુરૂષ, બ્રાહ્મણ અગર ચાંડાળ. સંસારી અગર સન્યાસી.

---

અને સ્થળમાં રહેનારાં **सर्वे**-પ્રાણીમાત્ર. **नववारिनिषेवया**-નવા જળની સેવાથી સુંદરરૂપ ધરવા લાગ્યાં.

૧૪ પદચ્છેદ**—यथा**-જેવી રીતે. **अपक्वयोगिनः कामाक्तं-कामासक्तं चित्तं**-કાચા યોગીનું કામવાસના વાળું ચિત્ત. **गुणैः युज्यते इति गुणयुग्**-વિષયો સાથે જોડાય ત્યારે જેમ ક્ષોભ પામે તેમ. **श्वसनैः उर्मिमान**-પવનથી ઉછળતો **सिंधुः** સમુદ્ર. **सरिद्भिः संगतः**-નદીયોના સંગમાં આવતાં **चुक्षुभे**-ક્ષોભ પામ્યો.

આટલા માટેજ શાસ્ત્ર આજ્ઞા કરે છે કે 'સાધુ સન્યાસીઓએ ચીંથરાની ઢીંગલીને પણ જોવી નહીં-સ્ત્રીઓના સંસર્ગથી તદ્દન અલગ રહેવું.' આ પવિત્ર આજ્ઞાનો અનાદર કરનારા સાધુ સન્યાસીઓના કેવા હાલ થાય છે, તે ગયા અંક સાથે આપેલા યોગના [વિભૂતિપાદના ૮મા] ફરમામાં છે. નિવૃત્ત થઇને વાંચજો. આવા તો અનેક દાખલા બને છે, પણ આંધળાને જેમ કાળા ધોળાનો વિવેક નથી, તેમ અજ્ઞાન પ્રજાને પોતાના વાસ્તવ ધર્મનું ભાન નથી. આવા સાધુઓ પ્રજાના અજ્ઞાનનો લાભ લે છે.

'ભક્તો દુઃખને સહન કરે છે' તે હવે કહે છે—

**गिरयो वर्षधाराभिर्–हन्यमाना न विव्यथुः ॥**
**अभिभूयमाना व्यसनैर्–यथाऽधोक्षजचेतसः ॥ १५ ॥**

**અર્થ—શ્રીહરિમાં ચિત્ત રાખનારા, દુઃખોથી વ્યથા પામ્યા હોય, તો પણ ખેદ પામતા નથી; તેમ વરસાદની ધારાથી પીડા પામેલા પર્વતો, ખેદ પામતા નથી. (૧૫)**

૧૫ વિવેચન—

ચોપાઈ—બુંદ અગાધ સંત ગિરિ કૈસે, ખલકે બચન સંત સહે જૈસે.

પદ.

દુરિજનયાં કેમ ડરશેરે ! અનાદિના અવળાં-માથાં ફરી ફૂટી મરશેરે—અનાદિ૦
સીતાને સંતાપી વનમાં વળાવ્યાં, દાર્યાં એવાં એ તો ઠરશેરે—અનાદિ૦
જ્યારે ઉગે ત્યાં જરિયે ન વાવે, ખારોડ ધરતીમાં ધરશેરે—અનાદિ૦
સંત અસંતની રીત ન સમજે, આડે ધડેથી ઉચરશેરે—અનાદિ૦
સવળ ઉપાયનો સંગ ન કરે, અવળો ઉપાય આદરશેરે—અનાદિ૦
તુચ્છ મતિ પશુ પુંછ વિનાનાં, ડાપણમાં ફૂલ્યાં ફરશેરે—અનાદિ૦
ગોવિંદ સરખા ગુરૂને ન ગાંઠે, કેડેથી કીરતિઓ કરશેરે—અનાદિ૦
નાજ ગમે ઋષિરાજની નજરે, દૈત્યોની ઓધે ઉતરશેરે—અનાદિ૦

રાગ શાર્દુલ૦

**व्यालं बालमृणालतंतुभिरसौ, रोद्धुं समुज्जृंभते ।**
**छेत्तुं वज्रमणीञ्शिरीषकुसुम-प्रांतेन संनह्यते ॥**
**माधुर्यं मधुबिन्दुना रचयितुं, क्षारांबुधेरीहते ।**
**नेतुं वांछति यः खलान् पथि सतां, सूक्तैः सुधास्यंदिभिः ॥६॥**

× × × × ×

**शक्यो वारयितुं जलेन हुतभुक्, छत्रेण सूर्यातपो ।**
**नागेंद्रो निशितांकुशेन समदो, दंडेन गोगर्दभौ ॥**

---

૧૫ પદચ્છેદ—**યથા**-જેવી રીતે. **अधोक्षजे चेतांसि येषां ते अधोक्षजचेतसः**-શ્રીહરિમાં ચિત્ત રાખનારા. **व्यसनैः**-દુઃખોથી. **अभिभूयमानाः**-વ્યથા પામેલા. **न व्यथयंति**-ખેદ પામતા નથી તેમ. **वर्षधाराभिः हन्यमानाः गिरयः न विव्यथुः**-વરસાદની ધારાઓથી પીડા પામતા પર્વતો ખેદ પામતા નથી.

**व्याधिर्भेषजसंग्रहैश्च विविधैर्-मंत्रप्रयोगैर्विषम् ।**
**सर्वस्यौषधमस्ति शास्त्रविहितं, मूर्खस्य नास्त्यौषधम् ॥ ११ ॥**

અર્થ—કોઇ સાધક-પ્રયત્ન કરનાર-પુરૂષ, કોમળ કમળના તંતુ વડે, સર્પ અગર મહોન્મત હાથીને બાંધી શકે; સરસડાના પુષ્પોના છેડાથી હીરાઓમાં છેદ પાડી શકે; અને મધના ટીપાંથી ખારા સમદ્રને કદિ તે મીઠો બનાવી શકે,–ન બનવાનું બનાવી શકે- પણ અમૃત જેવાં સુંદર વચનોથી, તે સાધક, ખળ પુરૂષોને સન્માર્ગે લઈ જઇ શકે નહીં. અમૃત જેવાં સુંદર વચનો-તેનાં પોતાનાં લાભનાં વચનો-પણ ખળને ઝેર જેવાં લાગે. **અવળો ચાલવા બળ કરે તે ખળ પુરૂષ.** [૬] જળથી અગ્નિનું નિવારણ થઈ શકે, છત્રથી તડકાનું નિવારણ થઇ શકે, તીક્ષ્ણ અંકુશવડે મહોન્મત હાથીને નિયમમાં લાવી શકાય, લાકડી વડે ગાય અને ગધેડાને સીધા બનાવી શકાય, ઔષધના સેવનથી અસાધ્ય રોગ પણ મટી શકે; નાના પ્રકારના મંત્રના પ્રયોગથી, સર્પાદિનું ઝેર પણ ઉતારી શકાય. આ પ્રમાણે શાસ્ત્રોમાં સર્વને માટે ઉપાય બતાવ્યો છે; પણ મૂર્ખને-હઠીલાને-અવળચંડાને-સમજાવવાનો એકે ઉપાય બતાવ્યો નથી. (૧૧)

તેને તો વેરેજ છૂટકો. માટે ભોજા ભક્તે કહ્યું કે—

પદ.

ભક્તિ શૂરવીરની સાચીરે, લીધાપછી કેમ મેલે પાછી—ભક્તિ૦

વિગેરે-વિગેરે. દુરિજનો તો ભક્તોને ખખડાવીને પાકા કરે છે. નિશ્ચયનો લાભ શાસ્ત્રો બતાવે; અને નિશ્ચયની પરીક્ષા દુરીજન કરે. પાકી ખાત્રી વિના નિશ્ચય રહી શકતો નથી. સીંહણનું દુધ સીંહનાં બચ્ચાંનેજ ઝરે.

A man mounted on an elephant, should never fear from dogs barking round him; if he is *aware* of his own position. દોહરો— સત્ય સાચવે તેહને, ખળ જન શું કરનાર; કેમ શ્વાન કરડી શકે ? જે ગજ શીરે અસ્વાર.

પોતે ક્યાં છે ? પોતે કેવા પ્રકારનું ઉત્તમ કાર્ય કરે છે ? પોતે રાગદ્વેષને તજીને જન્મ-મરણના બંધન તોડવા તૈયાર થયો છે. એવી પોતાને ખાત્રી થઇ હોય, એવી પોતાને પાકી સમજણ થઈ હોય, તો તે મનુષ્યે નિંદા કરનારાઓથી જરાએ ડરવું નહીં. પોતે જ્ઞાન-વૈરાગ્યયુક્ત ભક્તિરૂપી હાથી ઉપર બેઠો છે, એવી પોતાને ખાત્રી હોય, તો તે મનુષ્યે આસપાસ ભસતાં કુતરાંને મારવા દોડવું ન જોઈએ. ( કુતરાં નજદીક આવશે, ત્યારે હાથી તેમને પહોંચી વળશે. ) પોતે દંભ રૂપી નીચા ગધેડા ઉપર બેઠો હોય, તો જરૂર આસપાસ ભસતાં કુતરાંથી ડરવું.

પ્રીતમ પણ બોલ્યા છે કે—પદ.

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મેલી, વળતી લેવું નામ જોને.

વિગેરે-વિગેરે—

( નોંધ—આ તો ખુલાસા પરત્વે વાત કરી દીધી. બાકી દુરીજનને કુતરાં કહેવાં, તે પણ દોષ છે. દુરીજનો તો સંતોના શુભેચ્છકો છે. સંતોને સાવધાન રાખનારા છે. ) હવે આગળ વધીએ. અભ્યાસની કેટલી જરૂર છે, તે હવે કહે છે.

**मार्गा बभूवुः संदिग्धास्–तृणैश्छन्ना ह्यसंस्कृताः ॥**
**नाभ्यस्यमानाः श्रुतयो, द्विजैः कालहता इव ॥ १६ ॥**

અર્થ—ઘણાકાળ સુધી બ્રાહ્મણો શ્રુતિઓનો અભ્યાસ ન કરે, તો તે શ્રુતિઓ, જેમ ભૂલી જવાય છે; તેમ હરફર વિનાના ખડથી ઢંકાએલા માર્ગો સંદેહવાળા થઇ ગયા છે. (૧૬)

૧૬ વિવેચન—

વિદ્યાનો મહિમા શું કહું ? તે તો અગાધ છે, પશુ જેવા મનુષ્યને મનુષ્યના આપનારી વિદ્યા છે. એ પાંચ પુસ્તકો ભણીને જ્યાં ત્યાં પેટ ભરતાં શીખવું, એટલોજ વિદ્યાનો લાભ નથી. વિદ્યા તો સાચું–ઉમદા–ધન છે–વિદ્યા તો કામધેનુ છે.

રાગ શાર્દુલ૦

**हर्तुर्याति न गोचरं किमपि शं, पुष्णाति यत्सर्वदा ।**
**ह्यर्थिभ्यः प्रतिपाद्यमानमनिशं, प्राप्नोति वृद्धिं पराम् ॥**
**कल्पांतेष्वपि न प्रयाति निधनं, विद्याख्यमंतर्धनं ।**
**येषां तान् प्रति मानमुज्झत नृपाः, कस्तैः सह स्पर्धते ॥**

ભર્તૃહરિ કહે છે—'જે ધન ચોર વિગેરેના જોવામાં આવતું નથી, અને જે અતી ઉત્તમ પોષણ આપે છે. માગણ લોકોને સદા આપવાથી વૃદ્ધિ પામે છે. અને પ્રલયકાળમાં પણ નષ્ટ થતું નથી. એવું વિદ્યારૂપી ગુપ્ત ધન જે વિદ્વાનો પાસે હોય, તેઓની કોણ સ્પર્ધા કરે; ( અર્થાત કોઈ નહીં. ) માટે હે રાજાઓ 'અમે લક્ષ્મીવાળા રાજાઓ છીએ, અને આ તુચ્છ નિર્ધન લોકો છે' એવો ગર્વ વિદ્વાનો પ્રત્યે રાખશો નહીં.'

વિદ્યારૂપી ધનનો આટલો બધો મહિમા છે; પણ તેમાં એક ખોડ છે. તે એ કે અભ્યાસ વિના તે ટકી શકે નહીં. અત્યારે ધર્મની વિપરીત દશા થવાનું મુખ્ય કારણ પ્રાચીન અભ્યાસશૈલી નથી. ગીતાનો અગર અમુક સ્તોત્રનો હંમેશાં પાઠ કરવાનું કારણ એજ છે. વિદ્યાને કાટ ચડતાં પાખંડ વધ્યો.

દોહરો—હરિત ભૂમિ તૃણ સંકુલિત, સમુઝિ પરે નહિં પંથ;
જિમિ પાખંડ વિવાદતે, લુપ્ત ભયે સદ્ગ્રન્થ—સીયાવર૦

વિદ્યાને અભાવે વહેમ અને પાખંડ વધે, એ આ શ્લોકનો ભાવ છે. હવે આગળ વધીએ.

ખળ અગર કામનાવાળાનો પ્રેમ ક્યાં સુધી હોય ? તે હવે કહે છે—

**लोकबन्धुषु मेघेषु, विद्युतश्चलसौहृदाः ॥**
**स्थैर्यं न चक्रुः कामिन्यः, पुरुषेषु गुणिष्विव ॥१७॥**

---

૧૬ પદચ્છેદ—**द्विजैः नाभ्यस्यमानाः कालहताः श्रुतयः**–ઘણાકાળ સુધી બ્રાહ્મણોએ જેનો અભ્યાસ કર્યો નથી એવી શ્રુતિઓ **संदिग्धाः भवंति**–જેમ ભૂલી જવાય છે તેમ **तृणैः छन्नाः**–ખડથી ઢંકાએલા **हि**–અને **असंस्कृताः अक्षुण्णाः**–હરફર વિનાના **मार्गाः संदिग्धाः बभूवुः**–સંદેહવાળા થઈ ગયા હતા.

૧૭ પદચ્છેદ—**इव**–જેવી રીતે. **चलं सौहृदं यासां ताः इति कामिन्यः**–ક્ષણીક પ્રેમવાળી છીનાળ સ્ત્રીઓ. **गुणिषु पुरुषेषु**–ગુણવાન પુરૂષોમાં **स्थैर्यं न कुर्वंति**–સ્થિરતા

**અર્થ—જેવી રીતે ક્ષણીક પ્રેમવાળી છીનાળ સ્ત્રીઓ, ગુણવાન્ પુરૂષમાં (પણ) સ્થિરતા કરતી નથી; તે પ્રમાણે ચંચળ સંબંધવાળી વિજળીયો, પ્રાણીઓના બંધુરૂપ મેઘોમાં સ્થિરતા કરતી નથી. (૧૭)**

૧૭ વિવેચન—

**कामिन्यः** નો અર્થ છીનાળ સ્ત્રીઓ અગર કામનાવાળા—સ્વાર્થી—અગર ખળ પુરૂષો-તુલસીદાસજીએ તેનો અર્થ 'ખળ' કર્યો છે. સાંભળો—

**ચોપાઈ**—દામિનિ દમક રહત ઘનમાંહિ, ખલકી પ્રીતિ યથા થિર નાંહિ.

કામના અગર સ્વાર્થ બહુ બળવાન્ વૃત્તિ છે. ગમે એવા નિકટ સંબંધને પણ તે વૃત્તિ તોડી નાંખે છે. ગુરૂ અને શિષ્ય, સ્ત્રી અને પતિ, પિતા અને પુત્ર, બેન અને ભાઈ વચ્ચે આ વૃત્તિને કદિ પેસવા દેશો નહીં. જ્યાં સ્નેહ નિભાવવો હોય, ત્યાં કદિ આ વૃત્તિને વચ્ચે આવવા દેશો નહીં. વ્યવહાર પ્રસંગે કદિ આ વૃત્તિને વચ્ચે આવવા દેવી પડે, તો બહુ ઉદાર દિલથી તેનો તોડ ઉતારતા શીખવું.

**ભયંકર ખળ**—જગત્ના વ્યવહારમાં ખળનાં દર્શન બહુ થાય; પણ આ ખળ જ્યારે આપણા ઘરમાં દર્શન દે, ત્યારે તેનો પાકો અનુભવ થાય. જે પુત્ર પરિવાર માતાપિતાની વૃદ્ધાવસ્થામાં તેમની સેવા કરતા નથી, અને ઉલટા તેમને પજવે છે; તે આ જગતમાં ભયંકર ખળ છે. જેના ઉપર આપણે અનેકવાર ઉપકાર કર્યા, છતાં જે આપણને પજવે, તે પણ ભયંકર ખળ છે.

દેહમાં આત્મા હોય ત્યારે દેહ કેવો શોભે ? તે કહે છે—

**धनुर्वियति माहेन्द्रं, निर्गुणं च गुणिन्यभात् ॥**
**व्यक्ते गुणव्यतिकरे, ऽगुणवान्पुरुषो यथा ॥ १८ ॥**

**અર્થ—જેમ ગુણોના સંબંધવાળા પ્રપંચમાં-દેહમાં, નિર્ગુણ છતાં પુરૂષ શોભે છે; તેમ ગુણવાળા ( એટલે ગડગડતા ) આકાશમાં ગુણવિનાનું-દોરી-વિનાનું-ઇંદ્ર ધનુષ્ય શોભતું હતું. (૧૮)**

૧૮ વિવેચન—

જેમ અનેક ખોટા હીરાઓને એક સાચો હીરો—કોહીનૂર—શોભાવે, તેમ પંચભૂતાદિ તમામ મિથ્યા તત્ત્વોને એક ચૈતન્યતત્ત્વ શોભાવે છે. રાત્રીને સમયે જેમ દિવા વિના ઘરના અનેક પદાર્થો અંધારામાં સમાઈ જાય; કાળા મેશ જેવા લાગે; તેમ ચૈતન્યવિના પંચ-ભૂતાદિતત્ત્વો તદ્દન અક્રિય—શુષ્ક જણાય.

---

કરતી નથી. તે પ્રમાણે **चलसौहृदाः विद्युतः**—ચંચળ સબંધવાળી વિજળીઓ. **लोकबंधुषु मेघेषु**-પ્રાણીઓના બંધુરૂપ મેઘોમાં **स्थैर्यं न चक्रुः**—સ્થિરતા કરતી નથી.

૧૮ પદચ્છેદ—**यथा**-જેમ **गुणव्यतिकरे व्यक्ते**-ગુણોના સંબંધવાળા પ્રપંચમાં-દેહમાં **अगुणवान पुरुषः**—નિર્ગુણ પુરૂપ **भाति**—શોભે છે તેમ **गुणिनि वियति**—ગુણ-વાળા ( એટલે ગડગડતા ) આકાશમાં **निर्गुणं माहेंद्रं धनुः**-દોરી વિનાનું ઇંદ્રધનુષ **अभात्**—શોભતું હતું.

અહંતાથી ઢંકાએલો આત્મા શોભતો નથી, એમ હવે કહે છે—

**न रराजोडुपश्छन्नः, स्वज्योत्स्नाराजितैर्घनैः ॥**

**अहंमत्या भासितया, स्वभासा पुरुषो यथा ॥ १९ ॥**

**અર્થ**—પોતાના તેજથી પ્રગટેલી અહંતાથી, ઢંકાએલો આત્મા, જેમ શોભતો નથી; તેમ પોતાના પ્રકાશથી પ્રગટેલાં વાદળાં વડે ઢંકાએલો ચંદ્ર, શોભતો નથી–ઝાંખો લાગે છે. (૧૯)

૧૯ વિવેચન—

દીવો પ્રકાશ આપે, અને સાથે મેશને પણ પેદા કરે. આ મેશ ચીમનીમાં આસપાસ લાગી જતાં, ચીમનીની અંદર જળકી રહેલો દીવો ઝાંખો જણાય. તેમ આત્મામાંથીજ પ્રગટેલી અહંતા–હુંપણાનું અભિમાન–આત્માના પ્રકાશને ઢાંકી દે છે.

પુત્ર અગર પુત્રીનાં લગ્નમાં ગમે એવી ધામધૂમ કરીએ; પણ ત્યાં જો અહંતા હેરાફેરા ખાતી હોય, 'આ મેં કર્યું, તે મેં કર્યું, હું તે કોણ?' એવા અવાજ વારંવાર સંભળાતા હોય; તો જશને બદલે જુતીયાં મળે. એક રાજા ગાદી ઉપર બેસે છે, ત્યારે કહે છે કે—'હું પ્રજાનો નોકર થઇને પ્રજાનું રક્ષણ કરીશ.' એક ગૃહસ્થ નાતની પટેલાઇ સ્વિકારે છે, ત્યારે પણ એવાંજ દીનવચન કહે છે. દેશની કારોબારી કાઉંસીલોમાં મેંબર થનારા ઉમેદવારો પણ, એવાંજ દીનવચનો બોલે છે. સ્ત્રી પુરૂષો લગ્નપ્રસંગે આવાંજ દીન-વચનોથી એક બીજાને રાજી કરે છે. માત્ર બોલે તેમાં બડાઇ નથી. બોલે છે અને જે પાળે છે, તેઓ આ સંસારમાં ખાટી જાય છે: તેઓ પોતાના અંતરમાં રહેલા આત્માનો સ્વાદ ચાખે છે. પોતે પ્રસન્ન રહે છે અને બીજાને પ્રસન્ન કરે છે.

વ્યવહારમાં અહંતા આટલો બધો અનર્થ પેદા કરે છે, ત્યારે પરમાર્થમાં અનર્થ પેદા કરે, તેમાં શું કહેવું! તપ, પુણ્ય, દાન, યજ્ઞ, કથા વાર્તા, સત્સંગમંડળો, ભક્તો, જ્ઞાનીઓ, વિરાગીઓ, ત્યાગીઓ તમામ ઠેકાણે અહંતા પોતાનો મુકામ રાખે છે. યાદ રાખજો કે–જેમ ગ્યાસલેટના પાશથી ગંધાતી રસોઇ, જમવા જેવી રહેતી નથી; તેમ અહંતાથી થએલી ધર્મક્રીયા ધર્મરૂપ રહી શકતી નથી. અજ્ઞાનીઓને બહુ મોહ પમાડનારી અહંતાનો મુમુક્ષુ-ઓએ કદિ સંગ કરવો નહીં. આગળ ૭૩૦ મા પાના ઉપર અહંકાર સંબંધી શ્રી શંકરના વિચાર જણાવ્યા છે. તે વાંચ્યા હોય, તોપણ ફરી વાંચશોજી.

સંસારના તાપથી તપેલા હરિજનો કોને જોઇને રાજી થાય? તે સાંભળો—

**मेघागमोत्सवा हृष्टाः, प्रत्यनन्दन् शिखण्डिनः ॥**

**गृहेषु तप्ता निर्विण्णा, यथाऽच्युतजनागमे ॥ २० ॥**

---

૧૯ પદચ્છેદ—**स्वस्य भाः तया स्वभासा**–પોતાના તેજથી **भासिता अहंमती-तया**–પ્રગટેલી અહંતાથી **छन्नः पुरुषः**–ઢંકાએલો પુરૂષ–જીવ **यथा न राजते**–જેમ પ્રકાશતો નથી તેમ **स्वज्योत्स्नया राजितैः घनैः**–પોતાના પ્રકાશથી પ્રગટેલા વાદળાં વડે **छन्नः उडुपः न रराज**–ઢંકાએલો ચંદ્ર શોભતો નથી–ઝાંખો લાગે છે. [**उडूनि** (નક્ષત્રો) **पाति इति उडुपः**]

૨૦ પદચ્છેદ—**गृहेषु तप्ताः निर्विण्णाः**–ઘરમ તપી ગએલા વિરક્ત પુરૂષો. **यथा**

**અર્થ—ઘરમાં તપી ગયેલા વિરક્ત પુરૂષો, ભગવાનના ભક્ત આવતાં, રાજી થઈને તેમનો સત્કાર કરે છે; તેમ વરસાદના આગમનરૂપ ઉત્સવથી રાજી થએલા મોરો, વરસાદની સામા ટૌકા કરે છે. (૨૦).**

૨૦ વિવેચન—

દોહરો—લક્ષ્મણ દેખહુ મોરગણ, નાચત વારિદ દેખી;
ગૃહી વિરતી રતિ હર્ષ જસ, વિષ્ણુભક્ત કહૅ દેખી. સીયાવર૦

જેઓ ભગવાનના થાય છે, તેમના ઘરમાં ભગવાન્, ઘણેભાગે, એવો તાપ મોકલે છે કે–તે તાપ તેમનાં હૃદયને શેકીને, તેમાંથી પાપરૂપી મેલને બાળી નાંખે છે. આ તાપ કાંતો સ્ત્રીનો, લક્ષ્મીનો, અગર સંતાનનો હોય છે: અને કાંતો સ્ત્રી, સંતાન અને લક્ષ્મી–ત્રણેનો તાપ હોય છે. આ ત્રણ તાપથી મનુષ્ય અનાયાસે વિરક્ત થઈ જાય છે. પ્રભુની આ કૃપાને–આ અનુગ્રહને, ઘણી વખત હરિજન પોતે સમજી શકતાં નથી; તો બીજાં દેખનારાં તો ક્યાંથી સમજે! જેમ માંદાને વૈદ્ય વ્હાલો, લોભીને ધન વ્હાલું, તેમ આવા વિરક્ત પુરૂષોને સંતો બહુ વ્હાલા હોય છે. સંસારના તાપથી તપેલા યુધિષ્ઠિરને, ભીષ્મ, શ્રીકૃષ્ણ, નારદ વિગેરે બહુ વ્હાલા લાગ્યા. જડભરતની ગૂઢ વાણી સાંભળીને, રહૂગણ પાલખીમાંથી નીચે ઉતર્યો. શંકરાચાર્યનાં દર્શન કરીને તોટકાચાર્યે મૌનવ્રત તોડી નાંખ્યું. (જુઓ વેદાંત વિચાર પુષ્પ બીજું. કીંમત ૦–૧–૦ અહીંથી પ્રગટ થયું છે.) વેનથી કંટાળીને નાસેલા અંગરાજાને, સંતોનો સમાગમ બહુ ગમ્યો. ભર્તૃહરિને પિંગળાએ અમર કર્યો. મુમુક્ષુઓએ સંસારના દુઃખના ગર્ભમાં, શ્રીહરિના શરણરૂપ સુખનાં દર્શન કરવાં. તે શરણ બતાવનાર સંતો છે.

હવે સકામ ભક્તોના તપની વાત કરે છે—

**पीत्वापः पादपाः पद्भि–रासन्नानात्ममूर्तयः ॥**
**प्राक्क्षामास्तपसा श्रान्ता, यथा कामानुसेवया ॥ २१ ॥**

**અર્થ—પ્રથમ તપથી કૃશ થઇ ગએલા અને થાકી ગએલા સકામ પુરૂષો, જેવી રીતે (પાછળથી પ્રાપ્ત થએલા) મન ગમતા લૌકિક સુખ ભોગવીને પ્રફુલ્લીત થાય છે; તે પ્રમાણે (ગ્રીષ્મ ઋતુના તાપથી સૂકાઇ ગએલાં) વૃક્ષો, મૂળો વડે જળ પીઈને, અંકુર–પત્ર–પુષ્પ–અને ફળથી પ્રફુલ્લીત બન્યાં છે. (૨૧).**

---

**अच्युतस्य जनः, तस्य आगमः तस्मिन्**–ભગવાનના જન આવતાં રાજી થઇને વાણીથી તેમનો સત્કાર કરે; તેમ **मेघागमेन उत्सवः येषां ते मेघागमोत्सवाः**–વરસાદના આગમરૂપી ઉત્સવવાળા–**हृष्टाः**–રાજી થએલા **शिखंडिनः**–મોરોએ **प्रत्यनंदन्**–સામા ટૌકા કર્યા.

૨૧ પદચ્છેદ—**प्राक् तपसा क्षामाः**–પ્રથમ તપથી કૃશ થઇ ગએલા **श्रांताः**–અને થાકી ગએલા. **यथा**-જેવી રીતે. **कामस्य अनुसेवा तया**–મનગમતા લૌકિક સુખ ભોગવીને પ્રફુલ્લીત થાય છે તેમ. **पादपाः पद्भिः अपः पीत्वा**–વૃક્ષો મૂળ વડે જળ પીઇને; **नाना आत्मनः मूर्तयः येषां ते नानात्ममूर्तयः**–**अनेकरूपदेहाः**–અંકુર, પત્ર, પુષ્પ અને ફળ જેમાં છે એવાં પ્રફુલ્લીત **आसन्**–બન્યાં.

૨૧ વિવેચન—

જેમ બાલ્યાવસ્થા એ જુવાનીનું દ્વાર છે; તેમ સકામતા એ નિષ્કામતાનું દ્વાર છે. નાના બાળકોને દોડાદોડ કરવી બહુ ગમે છે; પણ પ્રૌઢ થયા પછી, તે દોષ અનાયાસે શમી જાય છે; તેમ જ્ઞાન થયા પછી સકામતાનો દોષ અનાયાસે શમી જાય છે: જ્ઞાનીને ખાત્રી થાય છે કે—

**दूरेण ह्यवरं कर्म, बुद्धियोगाद्धनंजय ॥**
**बुद्धौ शरणमन्विच्छ, कृपणाः फलहेतवः ॥ ४९ ॥**
**बुद्धियुक्तो जहातीह, उभे सुकृतदुष्कृते ।**
**तस्माद्योगाय युज्यस्व, योगः कर्मसु कौशलम् ॥ ५० ॥**
**कर्मजं बुद्धियुक्ता हि, फलं त्यक्त्वा मनीषिणः ॥**
**जन्मबन्धविनिर्मुक्ताः, पदं गच्छंत्यनामयम् ॥ ५१ ॥**

[ ગીતા અ. ૨ ].

અર્થ—નિષ્કામ કર્મો આગળ સકામ કર્મો તુચ્છ છે. તેથી ફળના હેતુથી કર્મ કરનારા કંગાલ બુદ્ધિવાળા છે. માટે હે ધનંજય ! તું હવે યોગબુદ્ધિ—જ્ઞાન—નું શરણ લે. [૪૯] જ્ઞાની પુરૂષ સારાં અને ખોટાં બેઉ પ્રકારનાં કર્મોનાં ફળને, આલોકમાં તજી દઇને નિર્લેપ રહે છે. માટે તું યોગબુદ્ધિથી કર્મ કર. કર્મમાં નિષ્કામતા અને સમબુદ્ધિ રાખવી તેનું નામ યોગબુદ્ધિ. [૫૦] જ્ઞાની પુરૂષો કર્મના ફળને અહીંજ તજી દઇને, જન્મમરણના બંધનથી મુક્ત થઇને, નિર્વિકાર પદને પામે છે. [૫૧]

આતો જ્ઞાનીની વાત કરી; પણ જ્ઞાની થવું તે સહેલું નથી. જેમ દીવો થયા પછી અંધારૂં રહે નહીં; તેમ જ્ઞાન થયા પછી કર્મનું ફળ લેવાની ઇચ્છા રહે નહીં.

ત્યારે સકામ કર્મ કરવું તે ખોટું છે ? ના.

**आरुरुक्षोर्मुनेर्योगं, कर्म कारणमुच्यते ॥ ३ ॥** [ ગીતા અ. ૩. ]

ભગવદ્ પ્રાપ્તિને રસ્તે ચડનારને સકામ કર્મ સાધન રૂપ છે. જ્ઞાનીપણાનો ડોળ કરીને, સકામ કર્મનો અનાદર કરવો નહીં.

ઘણી ઉપાધીવાળા ઘરોમાં કોણ વસે છે ? તે હવે સાંભળો—

**सरस्स्वशान्तरोधस्सु, न्यूषुरङ्गापि सारसाः ॥**
**गृहेष्वशान्तकृत्येषु, ग्राम्या इव दुराशयाः ॥ २२ ॥**

**અર્થ—હે રાજન્ ! ઘણી ઉપાધીવાળા ઘરોમાં, જેમ વિષયની તૃષ્ણા માટેજ પામર લોકો વસે છે; તેમ કાદવ અને કાંટાવાળા કાંઠા જેને છે એવા સરોવરોમાં, (મત્સ્યાદિના લોભથીજ) સારસો વસે છે. [૨૨].**

---

૨૨ પદચ્છેદ—**अशांतकृत्येषु गृहेषु**—ઘણી ઉપાધીવાળા ઘરોમાં. **दुष्टः आशयः** (તૃષ્ણા) **येषां ते दुराशयाः**—વિષયની તૃષ્ણાવાળા **ग्राम्याः इव**—પામર લોકો જેમ વસે છે. **अशांतानि** (કાદવ અને કાંટાવાળા) **रोधांसि** (કાંઠા) **येषां तानि—तेषु सरस्सु—अशांततोयेषु**—કાદવ કાંટાવાળા જેમાં કાંઠા છે, એવા સરોવરોમાં **अपि**—મત્સ્યાદિને લોભે. **सारसाः**—સારસો **हे अंग** !—હે રાજન્ ! **न्यूषुः—नि+वस**—ધાતુ-વસતા હતા.

૨૨ વિવેચન—

પંચવિષય જેમને પ્યારા છે, તેઓ સંસારમાંથી કદિ નીકળી શકતા નથી. સંસારરૂપી નાગની, પંચ વિષયરૂપી દાઢો કઢાવી નાંખવા, મરણ સુધી જેઓ પ્રયત્ન કરતા નથી, તેઓ ખરેખર પામર છે–તેઓ સંસારના ગુલામ છે–તેઓ ઉઘાડી આંખે મોટા ખાડામાં પડે છે. વિષયોની નિંદા કરીએ–વિષયોને તજવાની વાત કરીએ; પણ વિષયોને તજવા, એ સહેલી વાત નથી. બી. એ. થાય, તે બેચલર ઑફ આર્ટસ; અને એમ. એ. થાય, તે 'માસ્તર ઑફ આર્ટસ.' એમ. એ. થવું તે સહેલું, પણ વિષયોને તજવા તે અઘરૂં. એમ. એ. થવા જેટલો પ્રયત્ન અને જેટલી સગવડ છે; તેટલો પ્રયત્ન અને તેટલી સગવડ, વિષયોને તજવા માટે છે? તેવી કલાસો કોઇ ઠેકાણે છે? તેવી તાલીમ કોઇ ઠેકાણે અપાય છે? તેવી તાલીમ લેવા આપને કદિ તાલાવેલી થાય છે? વિચાર કરી જોજો. વિચાર કરતાં ઠીક જણાય. તો અમુક તેહવારને દિવસે અગર અમુક સત્કર્મમાં પંચવિષયથી છૂટા થવાની તાલીમ લેજો. આતો પ્રાપ્ત થએલા વિષયસુખની વાત કરી; પણ જ્યાં વિષયસુખ પ્રાપ્ત ન હોય, ત્યાં વિષય સુખને માટે તનતોડ મહેનત કરવી, એ પણ ભયંકર અજ્ઞાન છે.

રાગ—સગ્ધરાવૃત્ત.

**कृच्छ्रेणामेध्यमध्ये, नियमिततनुभिः, स्थीयते गर्भमध्ये ।**
**कांताविश्लेषदुःख–व्यतिकरविषमे, यौवने विप्रयोगः ॥**
**नारीणामप्यवज्ञा, विलसति नियतं, वद्धभावोऽप्यसाधुः ।**
**संसारे रे मनुष्या, वदत यदि सुखं, स्वल्पमप्यस्ति किंचित् ॥१०४॥**

'પ્રથમ (જન્મવા પહેલાં) મૂત્ર અને વિષ્ટાથી ભરેલા ગર્ભાશયમાં જીવો સંકડાઇને કષ્ટથી રહે છે. યૌવનમાં સ્ત્રીના વિયોગનું દુઃખ ભોગવતાં જીવો રાંકડા બની જાય છે. કોઈ વખત અમુક કારણસર ચંચળવૃત્તિવાળી સ્ત્રીઓ પતિની અવજ્ઞા કરે છે, ત્યારે પણ જીવો પોતાને બહુ દુઃખી માને છે. આ પ્રમાણે સંસારમાં ગોથાં ખાતાં ખાતાં, જીવો અનાદર કરવા લાયક દુઃખમય વૃદ્ધાવસ્થામાં અનાયાસે પેસી જાય છે. [પછી સૌ તેને 'ડોસો' કહીને બોલાવે છે. જુવાન પુત્રો અને પુત્રવધૂઓ, તેને બુઢ્ઢીયો ગણીને, ગણકારતાં નથી.] માટે હે મનુષ્યો! જુઓ–સંસારમાં થોડું પણ સુખ ક્યાં છે?'

આ વાતો સમજુને કહેવાય. અણસમજુને કહેવાય નહીં. ભુંડીયાને ગમે તેટલું સમજાવો, પણ તે વિષ્ટાથીજ રાજી રહે. છાણના કીડા છાણમાંજ ખુશી. મોગરા અગર ચંપાની સુગંધ લેવા તે લલચાય નહીં. ગામડાનાં ગરીઓ ડુંગળીનેજ કસ્તુરી કહે છે. સમજુને તો એમ પણ કહીએ કે—

**त्यक्त्वा गृहे रतिमतो गतिहेतुभूता, मात्मेच्छयोपनिषदर्थरसं पिबंतः**
**वीतस्पृहा विषयभोगपदे विरक्ता, धन्याश्चरंति विजनेषु विरक्तसंगाः ॥३॥**

[કેમ! ક્યાં છો? જીવ ઠેકાણે હોય તો સાંભળો]–'જેમ બને તેમ ગૃહાસક્તિનો ત્યાગ કરીને, જેનાથી જીવને ઉત્તમ ગતિ મળે છે, એવી આત્મવાસનાનો આશ્રય કરીને, [એટલે તેના ઉપર લક્ષ્ય રાખીને], જેઓ ઉપનિષદ્‌ના અર્થરૂપ રસનું પાન કરે છે, તથા જેઓ વિષયભોગથી ઉદાસીન વૃત્તિવાળા છે, જેઓ વિતૃષ્ણા છે, સંગથી છેક એકલા છે, અને એકાંત સ્થાનમાં–સજાતિય વિચારવાળા જીવોમાં–વિચરનારા છે, તેમને ધન્ય છે.

**નોંધ—**ઉપનિષદ્‌નો રસ ઉપનિષદ્‌માં છે, તેના કરતાં, શ્રીમદ્ ભાગવતમાં, ગીતામાં અને તુલસીકૃતરામાયણમાં વિશેષ યુક્તિથી ભરી દીધો છે. **સહેલાઇથી લઇ શકાય—સમજી** શકાય—એવી યુક્તિથી ભરી દીધો છે; તે વાત કદિ ભૂલશો નહી. કોઈના ભમાવ્યા ભમશો નહી; ખાત્રી ન થાય તો તમારા સદ્‌ગુરૂ પાસે બેસીને મેળવી લેજો.

કલિયુગમાં વેદમાર્ગને કોણ તોડે છે ?—

**जलौघैर्निरभिद्यन्त, सेतवो वर्षतीश्वरे ॥**
**पाखण्डिनामसद्वादै-र्वेदमार्गाः कलौ यथा ॥ २३ ॥**

**અર્થ—કલિયુગમાં પાખંડીઓના ખોટા વાદોથી, જેમ વેદમાર્ગ તૂટી જાય —મર્યાદાઓનો ભંગ થાય, તેમ વરસાદ આવતાં, જળના પ્રવાહોથી પાળો તૂડવા લાગી. (૨૩)**

૨૩ વિવેચન—

**દોહરો**—કલિમલ ગ્રસેઉ ધર્મ સબ, લુપ્ત ભયે સદ્‌ગ્રંથ,
દંભિન નિજમત કલ્પી કર, પ્રગટ કીન્હ બહુ પંથ. સીયાવર૦
ભયેઉ લોક સબ મોહવશ, લોભ ગ્રસેઉ શુભ કર્મ,
સુનુ હરિયાન જ્ઞાનનિધિ, કહૌં કછુક કલિ ધર્મ. સીયાવર૦

**ચોપાઈ**—વર્ણધર્મ નહિં આશ્રમ ચારી, શ્રુતિવિરોધરત સબ નરનારી;
દ્વિજ શ્રુતિવંચક ભૂપ પ્રજાશન, કોઉ નહિં માનુ નિગમ અનુશાસન.
મારગ સોઈ જાકહૅં જોઈ ભાવા, પંડિત સોઈ જો ગાલ બજાવા.
મિથ્યારંભ દંભરત જોઈ, તાકહૅં સંત કહે સબ કોઈ.
સોઈ સયાન જો પરધન હારી, જો કર દંભ સો બડ આચારી.
સો કહે ઝુઠ મશખરી જાના, કલિયુગ સોઈ ગુણવંત બખાના.
નિરાચાર જો શ્રુતિપથ ત્યાગી, કલિયુગ સોઈ જ્ઞાની વૈરાગી,
જાકે નખ અરૂ જટા વિશાલા, સોઈ તાપસ પ્રસિદ્ધ કલિકાલા.
[ મોક્ષવાણી પાનુ ૮૦. ]

ચોપાઈ—દેખીય ચક્રવાક ખગ નાહી, કલિહિ પાય જિમિ ધર્મ પરાહીં.
દોહરો—હરિતભૂમિ તૃણ સંકુલિત, સમુઝ પરે નહિં પંથ:
જિમિ પાખંડ વિવાદતે, લુપ્ત ભયે સદ્‌ગ્રન્થ. સીયાવર૦

**મતમતાંતરો તો હોય—एकं सद् विप्रा बहुधा वदंति ।** (ઋગ્વેદ)—જે એક છે, તેને વિપ્રો અનેક રીતે ભજે છે. એટલે મતમતાંતરો તો હોય; **रुचीनां वैचित्र्याद्-जुकुटिलनानापथजुषां । नृणामेको गम्यस्, त्वमसि पयसामर्णव इव ॥** વિગેરે શબ્દોથી પુષ્પદંતાચાર્ય કહે છે કે—'ગમે તે રીતે પ્રભુને ભજીને, પ્રભુને પામવું, એ

---

૨૩ પદચ્છેદ—**कलौ**—કલિયુગમાં **पाखण्डिनाम् असद्वादैः**—પાખંડીઓના ખોટા વાદોથી **यथा वेदमार्गाः**—જેમ વેદમાર્ગો તૂટી જાય; તેમ **ईश्वरे वर्षति सति**—વરસાદ આવતાં **जलस्य ओघैः**—જળના પ્રવાહોથી, **सेतवः निरभिद्यन्त**—પાળો તૂટવા લાગી.

ઉત્તમ વાત છે;' પણ જેમ ઘઉંની સાથે ખસલાં ઉગે, તેમ મતમતાંરોની સાથે સ્વાર્થ, દુરાગ્રહ અને કીર્તિનાં ખસલાં ઉગ્યાં. તે ત્રણેએ ઘઉંને ઢાંકી દીધા. ધીમે ધીમે સ્વાર્થ, દુરાગ્રહ અને કીર્તિનો વિસ્તાર એટલો બધો વધ્યો કે, વેદધર્મને તે તે સ્થળોમાંથી સંતાઇ જવું પડયું. પાખંડની આ ભભકમાં સ્વાર્થી વિદ્વાનો અંજાયા. વિદ્વાનો **વિષયોના સુખ જેટલોજ** વિદ્યાનો લાભ સમજીને, પાખંડને પોષવા લાગ્યા. અજ્ઞાનવર્ગ વિદ્વાનો પાછળ તણાયો. ઘરબાર તજીને ત્યાગી થએલાઓએ મહંતાઇમાં માર ખાધો. જ્યાં મહંતાઈ નથી ત્યાં કીર્તિએ કોકડું ઘુંચવ્યું. પરિણામે વિદ્વાનો હ્રાસ બન્યા, ત્યાગીઓ કનકકાંતામાં આગળ વધ્યા, ત્યાગ વૈરાગ્યમાંથી પાછા પડયા.

જે આચાર્યો, બ્રાહ્મણો અને સાધુઓ કથા-વ્યાખ્યાન કરીને, આપણું અજ્ઞાન ટાળવાનો ઇજારો લઈ બેઠા છે; તેઓમાંથી પંચાણુ ટકા, ધર્મશાસ્ત્રોનો અનાદર કરનારા છે-સ્વચ્છંદી છે; રજો અને તમોમાં રંગાએલા છે. જે તજવાનું તેઓ કહે છે, તેમાંજ તેઓ ફસાયા છે. સુધારાની ઘણી જરૂર છે, પણ કહેવા જતાં 'ઉલટો ચોર કોટવાળને દંડે' એવી સ્થિતિ છે.

દૃષ્ટાન્ત—એક ગામમાં મોદીખાનાનો બારમાસનો ઇજારો આપવાનો રીવાજ હતો. રાજાના અમલદારો લાંચીયા હતા, તેથી ઇજારાની હરરાજી વખતે, પોતાના સ્વાર્થની ખાતર, પોતાને મનગમતા વેપારીને, તેઓ ઇજારાનો લાભ આપતા હતા. એક વખતે હરરાજી વખત રાજા પોતે હાજર હતો. તેનો લાભ લઇને એક પ્રમાણિક વેપારી ફાવ્યો. તેનું નામ હરિદાસ હતું. વરસ બદલાતાં રાજાનો તે મોદી થયો. તેના ભાવતાલ ચોટા પ્રમાણેજ હતા; અને તે માલ પણ સારો રાખતો હતો. અમલદારોને તે એક પાઈ પણ આપતો નહીં. લાંચીયા સીપાઇઓને બીડી પણ મફત મળતી નહીં. હરિદાસના મોદીખાનાથી રાજમાં સૌ રાજી થયા; પણ માત્ર અમલદારો અને સીપાઈઓ ત્રાસ પામ્યા. કારણકે દીવાનથી તે સીપાઈ સુધી સૌ લાંચીયા હતા. વરસ પુરૂં થતાં મોદીખાનાની ઇજારાની હરરાજી ફરી થઈ. તે સભામાં હરિદાસને નહિં દેખીને, રાજાએ દીવાનને પૂછયું—'હરિદાસ કેમ હાજર થયો નથી?' પોતે હરિદાસને સિપાઈઓ દ્વારા સભામાં આવવા દીધો નહોતો, છતાં દીવાનજીએ હીંમતથી જવાબ આપ્યો કે—'તે ગઇકાલેજ હાર્ટફેઇલ થવાથી મરી ગયો.' 'શિવ-શિવ-શિવ' કહીને રાજાએ પોતાના મનને શાંત કર્યું. ઇજારો અપાઈ ગયો. રાજનું કામ ચાલતું થયું. બે ચાર માસ ગયા પછી, રાજાએ રાજમહેલની બારીમાંથી હરિદાસને રસ્તા ઉપર ચાલ્યો જતો જોયો. ખવાસને મોકલીને હરિદાસને ઉપર બોલાવ્યો. એક નોકરને મોકલીને રાજાએ દીવાન સાહેબને બોલાવ્યા. [ હરિદાસને દેખીને દીવાન ચમકયા. ]

રાજા—દીવાનને-કેમ! હરિદાસ મરી ગયો હતો ને?

દીવાન—ગંભીરતાથી-હાજી મરીજ ગયો છે.

રાજા—ત્યારે આ કોણ ઉભું છે.

દીવાન—( હરિદાસને દેખે છે છતાં કહે છે )-કયાં ?

રાજા—આ સામે ઉભો છે. તેને દેખતા નથી ?

દીવાન—સામે કોણ ઉભો છે? હરિદાસ ? 'હરિદાસતો ભૂત થયો છે' એવું મે સાંભળ્યું છે. આપને કદાચ તે ભૂતનાં દર્શન થતાં હશે ?

રાજા—નોકરને-કેમ રણમલ! તું દેખે છે?

બે ત્રણ કારકુન અને બીજા નોકરો એકદમ બોલી ઉઠયા—'બાપુ! અહીંતો કોઈ નથી. ખાલી ભ્રમ છે.' અંદરના ભાગમાંથી બે દાસીઓ દોડી આવી-'ખમા બાપુને. મારા બાપુને રામની રક્ષા.' વિગેરે શબ્દો કહીને દાસીઓએ રાજાને ભડકાવ્યો. શોરબકોર જોઈને રાજા ઓરડામાં પેસી ગયો. પછી સૌએ મળીને હરિદાસને કૂટયો. દીવાને ધમકાવીને હરિદાસને કહ્યું કે-'હવે નજરે પડયો, તો જીવતોજ નહીં રહે. જીવતા રહેવું હોય, તો ગામ છોડીને ચાલ્યો જજે,'

'બહુ સારૂં' કહીને હરિદાસ છાનોમાનો ચાલ્યો ગયો.

સંવત ૧૯૭૯માં અષ્ટોત્તરશત વખતે આપને સૌને શુદ્ધ સનાતન ધર્મની ઝાંખી કરાવી હતી; પવિત્ર નિર્વ્યસની બ્રાહ્મણોને નોતર્યા હતા. સાત્ત્વિક જીવનનો લાભ બહુ મળ્યો હતો; પણ તે પછી આપણી દશા હરિદાસના જેવી થઈ હતી. પ્રભુકૃપાથી આપણે ટક્યા. નહીંતો મોક્ષમંદિરને ક્યારનુંએ સમુદ્રમાં ફેંકી દીધું હોત. આવા અનેક અનુભવની વાત યાદ કરીએ, ત્યારે ખાત્રી થાય કે—બ્રાહ્મણોને અને ત્યાગીઓને સુધરવું નથી. સોએ એક બે ટકા સારા છે. બાકી તો સીક્કો સનાતન ધર્મનો, અને અંદર કાંસાનો ભેગ. ઓશીકું મખમલનું, પણ અંદર કુચા. દાબડી સોનાની, પણ અંદર કુશકા.

વેદધર્મનો ઉદ્ધાર ક્યારે થાય?—બ્રાહ્મણ, સાધુ અને સમાજ ત્રણે મક્કમતાથી પોતાના ધર્મ પાળે ત્યારે. ( England expects evey man to do his duty. ) બ્રાહ્મણોએ રજો તમોને દબાવીને સાત્ત્વિક જીવન કરવું. સાધુએ ઇશ્વર સિવાય કોઈ ઠેકાણે મમતા બાંધવી નહીં. જેને કોઈના ઉપર નહીં દાવો, તેનું નામ બાવો. આવો ત્યાગ ન પાળી શકાય, તો એકદમ ભગવાં ઉતારીને ગૃહસ્થાશ્રમમાં પાછું વળવું. મહેનત કરીને ખાવું. સમાજે રૂડા પુરૂષોનો સત્કાર કરીને, શાસ્ત્રાનુસાર જીવન ગાળવું.

હવે પુરોહિત અને રાજાના સંબંધની વાત કરે છે—

**व्यमुञ्चन्वायुभिर्नुन्ना, भूतेभ्योऽथामृतं घनाः ॥**
**यथाशिषो विश्पतयः, काले काले द्विजेरिताः ॥२४॥**

**અર્થ—રાજાઓ જેમ પુરોહિતોની સમય સમયની પ્રેરણા પ્રમાણે, પ્રજાને સુખ આપે, તેમ વાયુથી પ્રેરાએલાં વાદળાંઓ, પ્રાણીઓને અમૃત જેવું જળ આપવા લાગ્યાં. (૨૪).**

૨૪ વિવેચન—

દિવાન અને પુરોહિત એ રાજાના બે મુખ્ય સલાહકાર છે. અંગ્રેજી સંસ્કારોને લીધે, રાજાઓ ધર્મને ફારસરૂપે જુએ છે. બ્રાહ્મણોને પોતાના આશ્રિત તાબેદાર-જેવા ગણે છે. પુરોહિતોએ વિદ્યાનો અને સદાચારનો આશ્રય તજીને, પોતાનું ગૌરવ ખોયું છે. 'રાજમાંથી

૨૪ પદચ્છેદ—**काले काले**-સમયે સમયે **द्विजेरिताः**-પુરોહિતથી પ્રેરાએલા **विशां पतयः**-રાજાઓ **यथा आशिषः**-જેવી રીતે લોકોને સુખ આપે છે તેવી રીતે [**नुन्नाः नुद्** ધાતુનું રૂપ છે.] **नुन्नाः घनाः**-વાયુથી પ્રેરાએલાં વાદળાંઓ **भूतेभ्यः**-પ્રાણીઓને **अथ अमृतं व्यमुंचन**-અમૃત જેવું જળ આપવા લાગ્યા.

માત્ર દાન દક્ષણા લેવી,' એટલોજ પુરોહિત તરીકેને પોતાનો ધર્મ છે, એમ પુરોહિતો સમજે છે. પરિણામે રાજ્યમાં ધર્મનું અંગ પાંગળુ બનતું જાય છે. રાજા પ્રજા દુઃખમાં દોરાતા જાય છે. જે રાજાને આલોક અને પરલોક બેઉ સુધારવા હોય, તેણે અવશ્ય સુપાત્ર અને વિદ્વાન્ પુરોહિતની ચૂંટણી કરીને, પોતાની પાસે રાખવા. ભરતખંડના શાસ્ત્રોમાં જવાહિર કરતાંએ મોંઘો માલ ભર્યો છે. તે માલ પુરોહિતદ્વારા રાજાએ ગ્રહણ કરવો. સમયાનુસાર તે લાભ પ્રજાને પણ આપવો. જીવનની સાચી શ્રેણી શીખનાર ધર્મ છે.

વર્ષાઋતુ નિમિત્ત ચાલેલી જ્ઞાન ચર્ચા પુરી થઇ. તે સંબંધમાં તુલસીદાસજી શું બોલ્યા છે, તે આપને હવે એક સાથે કહી દઉં.

ચોપાઇ—સ્ફટીક શિલા અતિ શુભ સુહાઈ, સુખ આસીન તહાં દોઉ ભાઈ.
કહત અનુજસન કથા અનેકા, ભક્તિ વિરતી નૃપ નીતિ વિવેકા;
વર્ષાકાલ મેઘ નભ છાયે, ગર્જત લાગત પરમ સુહાયે.

દોહરો—લક્ષ્મણ દેખહુ મોરગણ, નાચત વારિદ પેખિ;
ગૃહી વિરતિ રતિ હર્ષ જસ, વિષ્ણુભક્ત કહઁ દેખી. સીયા૦

ચોપાઇ—ઘન ઘમંડ નભ ગર્જત ઘોરા, પ્રિયાહીન ડરપત મન મોરા;
દામિનિ દમક રહત ઘન માંહી, ખલકી પ્રીતિ યથા થિર નાંહિ.
વર્ષહિ જલદ ભૂમિ નિયરાયે, યથા નમહિ બુધ વિદ્યા પાયે;
બુન્દ અઘાત સહૈ ગિરિ કૈસે, ખલકે બચન સંત સહે જૈસે. ૨
ક્ષુદ્ર નદી ભરિ ચલિ ઉતરાઈ, જિમિ થોરે ધન ખલ બૌરાઈ;
ભૂમિ પરત ભા ડાબર પાની, જિમિ જીવહિ માયા લપટાની. ૩
સિમિટિ સિમિટિ જલ ભરહિ તલવા, જિમિ સદ્‌ગુણ સજ્જન પહેં આવા.
સરિતાજલ જલનિધિમેં જાઈ, હોય અચલ જિમિ જીવ હરિ પાઇ.

દોહરો—હરિત ભૂમિ તૃણસંકુલિત, સમુઝિ પરે નહિં પંથ;
જિમિ પાખંડ વિવાદતે, લુપ્ત ભયે સદ્‌ગ્રન્થ. સીયા૦

ચોપાઈ—દાદુર ધ્રુનિ ચહું ઓર સુહાઈ, વેદ પઢૈ જનુ બટુ સમુદાઈ;
નવપલ્લવ ભયે વિટપ અનેકા, સાધુકે મન જસ મિલે વિવેકા. ૧
અર્ક જવાસ પાત બિનુ ભયઉ, જિમિ સુરાજ્ય ખલ ઉદ્યમ ગયઉ.
ખોજત પંથ મિલે નહિં ધૂરી, કરે ક્રોધ જિમિ ધર્મહિ દૂરી. ૨
શશ સંપન્ન સોહ મહિ કૈસી, ઉપકારીકી સંપતિ જૈસી.
નિશિતમ ઘન ખદ્યાત વિરાજા, જિમિ દંભિનકા જુરા સમાજા. ૩
મહાવૃષ્ટિ ચલી ફુટી કિયારી, જિમિ સ્વતંત્ર હોઈ બિગરહિ નારી;
કૃષી નિરાવહિં ચતુર કિસાના, જિમિ બુધ તજહિ મોહ મદ માના. ૪
દેખિઅ ચક્રવાક ખગ નાહીં, કલિહિ પાય જિમિ ધર્મ પરાઈ.
ઉસર વરસૈ તૃણ નહિ જામા, સંત હૃદય જસ ઉપજ ન કામા. ૫
વિવિધ જંતુ સંકુલ મહિ ભ્રાજા, બઢૈ પ્રજા જિમિ પાય સુરાજા.
જહઁ તહઁ પથિક રહે થકી નાના, જિમિ ઇંદ્રિયગણ ઉપજૈ જ્ઞાના. ૬

દોહરો—કબહું પ્રબલ ચલ મારૂત, જહઁ તહઁ મેઘ બિલાહિ,
જિમિ કપૂતકે ઉપજે, કુલ કર ધર્મ નશાહિ—સીયા૦
કબહુક દિવસ મહઁ નિબિડતમ, કબહુક પ્રગટ પતંગ;
ઉપજૈ વિનશૈ જ્ઞાન જિમિ, પાય સુસંગ કુસંગ—સીયા૦

ભાગવત તો તુલસીદાસજીએ વાંચ્યું, કે જેમાંથી ઉત્તમ માલ ઉઠાવીને, સાદી ભાષામાં પ્રજા સન્મુખ મૂકી દીધો. બોલો મહાત્મા તુળસીદાસજીકી જય. બોલો સદ્‌ગુરૂદેવકી જય.

વનની આવી શોભા જોઇને પ્રભુ તેમાં પ્રવેશ કરે છે, અને લીલા કરે છે, તે કથા હવે સાંભળો—

**एवं वनं तद्वर्षिष्ठं, पक्वखर्जूरजम्बुमत् ॥**
**गोगोपालैर्वृतो रन्तुं, सबलः प्राविशद्धरिः ॥ २५ ॥**
**धेनवो मन्दगामिन्य, ऊधोभारेण भूयसा ॥**
**ययुर्भगवताहूता, द्रुतं प्रीत्या स्नुतस्तनीः ॥ २६ ॥**
**वनौकसः प्रमुदिता, वनराजीर्मधुच्युतः ॥**
**जलधारा गिरेर्नादा–नासन्ना ददृशे गुहाः ॥ २७ ॥**
**क्वचिद्वनस्पतिक्रोडे, गुहायां चाभिवर्षति ॥**
**निर्विश्य भगवान् रेमे, कन्दमूलफलाशनः ॥ २८ ॥**

**અર્થ—આ પ્રમાણે સમૃદ્ધ થએલા અને પાકેલાં ખજુર અને જાંબુ જેમાં હતાં એવા તે વનમાં, વિહાર કરવાને, ગાયો અને ગોવાળીયાઓથી વીંટાએલા શ્રીકૃષ્ણ, બળભદ્ર સહિત પધાર્યા. [૨૫] મોટા આઉના ભારથી ધીમે**

૨૫ પદચ્છેદ—**एवं**–આ પ્રમાણે. **पक्वानि खर्जूराणि जंबूनि संति अस्य इति पक्वखर्जूरजंबूमत्**–પાકેલાં ખજુર અને જાંબુવાળા. **तत् वर्षिष्ठं वनं**–તે સમૃદ્ધિવાળું વનમાં. [**अतिशयेन श्रेष्ठं इति वर्षिष्ठं**–સમૃદ્ધ ] **रंतुं**–વિહાર કરવાને. **गोपालैः वृतः सबलः हरिः प्राविशत्**–ગાયો અને ગોવાળીયાથી વિંટાએલા શ્રીકૃષ્ણ બળભદ્ર સહિત પધાર્યા.

૨૬ પદચ્છેદ—[**ऊधसां भारः तेन**] **भूयसा ऊधोभारेण**–મોટા આઉના ભારથી. **मन्दगामिन्यः धेनवः**–ધીમે ધીમે ચાલતી ગાયો. **स्नुताः स्तनाः यासां ताः**–જેના આઉમાંથી દુધ ઝરતું હતું એવી ગાયો. [**स्नुतस्तन्यः** ને બદલે **स्नुतस्तनीः** છે] **भगवता आहूताः**–પ્રભુએ બોલાવતાં. **द्रुतं प्रीत्या ययुः**–ત્વરાથી અને પ્રીતિથી ચાલવા લાગી.

૨૭–૨૮ પદચ્છેદ—**प्रमुदिताः वनौकसः**–રાજી થએલી ભીલડીઓને. **मधुच्युतः वनराजीः**–જેમાંથી રસ ટપકતો હતો એવી વૃક્ષોની હારોને. **गिरेः जलधाराः**–પર્વતની જલધારાઓને. **आसन्नाः गुहाः**–પાસે રહેલી ગુફાઓને–કુંજોને. **ददृशे**–જોતા હતા. **नादान्**–અને મેઘ ગર્જનાઓને સાંભળતા હતા. ૨૮ પદચ્છેદ—**क्वचित्**–કોઇ વખત. **अभिवर्षति**–વરસાદ વરસતો હતો ત્યારે. **वनस्पतेः क्रोडे**–વૃક્ષની પોલમાં **गुहायां च**–અને ગુફામાં. **निर्विश्य**–પેસીને. **भगवान् रेमे**–ભગવાન્ રમતા હતા. **कंदश्चमूलं च फलं च अशनं यस्य सः इति कंदमूलफलाशनः**–કંદમૂળ અને ફળ ખાતા હતા.

ધીમે ચાલતી, અને જેના આઉમાંથી દુધ ઝરતું હતું એવી ગાયો, પ્રભુએ બોલાવતાં, ત્વરાથી અને પ્રીતિથી (પાછળ પાછળ) ચાલવા લાગી. [૨૬] રાજી થએલી ભીલડીઓને, જેમાંથી રસ ટપકતો હતો એવી વૃક્ષની હારોને, પર્વતમાંથી પડતી જલધારાઓને અને પાસે રહેલી ગુફાઓને પ્રભુ જોતા હતા. મેઘની ગર્જનાઓને (પણ) પ્રભુ સાંભળતા હતા. [૨૭]

અર્થ—કોઈ સમયે વરસાદ વરસતો ત્યારે, વૃક્ષની પોલમાં અને ગુફામાં પેસીને, શ્રીકૃષ્ણ રમતા હતા, અને કંદ, મૂળ અને ફળ ખાતા હતા. (૨૮)

૨૫ થી ૨૮ વિવેચન—

આ બધો વનનો આનંદ છે. ચોમાસામાં કોઇ દિવસ વનમાં જવાની અવકાશ ન હોય, તો (સાબરમતીને) સામે કાંઠે ગંગા તટે સ્નાન કરવા તો જજો. ઘણું જોવાનું મળશે.

ગોવાળની ગાયો—અત્યારે ગોવાળોની ગાયો મુડદાલ જેવી જણાય છે; તે તેમની નિર્ધનતા અને બેદરકારી સૂચવે છે. ગાયો એ દેશનું સાચું ધન છે. માટે રાજા પ્રજાએ ગોધનની સંભાળ રાખવી ઘટે છે.

પ્રભુ પાસે પક્ષપાત કેમ ?—

**दध्योदनं समानीतं, शिलायां सलिलान्तिके ॥**
**संभोजनीयैर्बुभुजे, गोपैः संकर्षणाऽन्वितः ॥२९॥**

અર્થ—બળભદ્ર અને બીજા-સાથે જમાડવા જેવા-ગોવાળીયાઓને સાથે લઈને, જળને કાંઠે શીલા ઉપર બેસીને, ઘેરથી આણેલા દહીં અને ભાત શ્રીકૃષ્ણ જમતા હતા. [૨૯]

૨૯ વિવેચન—

ચોપાઇ—નિર્મળ મન જન સો મોહી પાવા, મોહી કપટ છલ છિદ્ર ન ભાવા.
[ માક્ષવાણી પાનું ૪૭.].

સરલ સ્વભાવના ગોપ બાળકો પ્રભુને બહુ વ્હાલા છે. પ્રભુને વ્હાલા થવું હોય તો જેમ બને તેમ સરલ થાઓ.

લીલું ખડ ચરીને શાંતિથી બેઠેલાં પશુઓને જોઇને પ્રભુ પ્રસન્ન થાય છે—

**शाद्वलोपरि संविश्य, चर्वतो मीलितेक्षणान् ॥**
**तृप्तान्वृषान्वत्सतरान्, गाश्च स्वोधोभरश्रमाः ॥३०॥**
**प्रावृट्श्रियं च तां वीक्ष्य, सर्वभूतमुदावहाम् ॥**
**भगवान्पूजयांचक्रे, आत्मशक्त्युपबृंहिताम् ॥३१॥**

---

૨૯ પદચ્છેદ—**संकर्षणेन अन्वितः**—બળભદ્ર સહિત. **संभोजनीयैः गोपैः सह**—પોતાની સાથે જમાડવા જેવા ગોપો સહિત. **सलिलस्य अंतिके**—પાણીને કાંઠે. **शिलायां**—શિલા ઉપર બેસીને. **समानीतं दध्योदनं**—ઘેરથી આણેલા દહીં અને ભાત **बुभुजे**—જમતા હતા.

૩૦-૩૧ પદચ્છેદ—**तृप्तान्**—તૃપ્ત થએલા. **शाद्वलोपरि संविश्य**—લીલા ખડવાળી જમીન ઉપર બેસીને. **मीलितेक्षणान् चर्वतः वृषान्**—આંખો વિંચીને ઓગાળતા બળદોને.

**અર્થ–તૃપ્ત થઇને લીલા ખડવાળી જમીન ઉપર બેસીને, અને આંખો વીંચીને ઓગાળતા બળદોને, વાછડાંને, અને આઉના ભારથી થાકી ગયેલી ગાયોને જોઇને, ( એ બધો પ્રતાપ ) પોતાની શક્તિથી વૃદ્ધિ પામેલી, અને પ્રાણીમાત્રને આનંદ આપનારી, ( વર્ષાઋતુથી છે, એમ સમજીને ) શ્રીકૃષ્ણ વર્ષાઋતુનાં વખાણ કરતા હતા. (૩૦–૩૧)**

૩૦–૩૧ વિવેચન—

બનાવનાર પોતે, અને વખાણનાર પણ પોતે. આવા કૃપાળુ શ્રીકૃષ્ણને પ્રણામ કરીએ. બોલો શ્રીકૃષ્ણ બળદેવકી જય. હવે શરદ્‌ઋતુનું વર્ણન આવે છે, ભાવથી સાંભળો—

**શરદ્‌ઋતુ—**હવે શ્રી શુકદેવજી શરદ્‌ઋતુનો મહિમા ગાય છે. શરદ્ ઋતુના દેખાવોને જ્ઞાનચર્ચામાં ગુંથીને કથાને બહુ રસીક બનાવી છે. મહાત્મા તુલસીદાસજીએ પણ શ્રીમદ્ ભાગવતમાંથી આ માલ ઉઠાવીને, સંસ્કૃત ભાષા નહીં જાણનારા જીવો માટે, તુલસીકૃતરામાયણમાં તે ભાગ ગોઠવી દીધો છે. નીચે ૩૨મા શ્લોકના વિવેચનમાં તે માલ આપણે લીધો છે—

**एवं निवसतोस्तस्मिन, रामकेशवयोर्व्रजे ॥**
**शरत्समभवद्व्यभ्रा, स्वच्छाम्ब्वपरुषानिला ॥३२॥**

**અર્થ—આ પ્રમાણે તે વનમાં રહેનારા શ્રીકૃષ્ણને અને બળરામને વાદળાં વિનાની, સ્વચ્છ જળવાળી, અને પવનની કઠોરતા વિનાની શરદ્ ઋતુ આવી પહોંચી. (૩૨)**

૩૨ વિવેચન—

ચોપાઈ—વર્ષા વિગત શરદ્ ઋતુ આઈ, દેખહુ લક્ષ્મણ પરમ સુહાઇ;
ફૂલે કાસ સકલ મહિ છાઈ, જનુ વર્ષાકૃતિ પ્રગટ બુઢાઈ.
ઉદિત અગત્સ્ય પંથ જલ શોષા, જિમિ લોભહિ શોષૈ સંતોષા;
સરિતાસર જલ નિર્મલ સોહા, સંત હૃદય જસ ગતમદ મોહા.
રસ રસ શોષ સરિતસર પાની, મમતા ત્યાગ કરહિ જિમિ જ્ઞાની;
જાનિ શરદ ઋતુ ખંજન આયે, પાય સમય જિમિ સુકૃત સુહાયે. ॥૩॥

---

**वत्सतरान् च**–અને વાછરડાંને. **च**–અને. **स्वस्य ऊधोभरेण श्रमः यासां ताः स्वोधोभरश्रमाः–इति गाः**–આઉના ભારથી થાકી ગએલી ગાયોને. **वीक्ष्य**–જોઇને. **आत्मनः शक्त्या उपबृंहिताम्**–પોતાની શક્તિથી વૃદ્ધિ પામેલી. **सर्वभूतानां मुदं आवहति इति तां–सर्वभूतमुदावहाम्**–પ્રાણી માત્રને આનંદ આપનારી. **तां प्रावृट्श्रियं**–તે વર્ષાઋતુના. **भगवान् पूजयांचक्रे**–કૃષ્ણ વખાણ કરવા લાગ્યા.

૩૨ પદચ્છેદ—**एवं**–એ પ્રમાણે. **तस्मिन व्रजे निवसतोः रामकेशवयोः**–તે વ્રજમાં રહેનારા રામ અને શ્રીકૃષ્ણને. **विगतानि अभ्राणि यस्याः सा व्यभ्रा**–વાદળાં વિનાની. **स्वच्छं अंबु च अपरुषाः अनिलाः यस्यां सा इति स्वच्छाम्बपरुषानिला**–સ્વચ્છ જળવાળી અને પવનની કઠોરતા વિનાની. **शरत् अभवत्**–શરદ્ ઋતુ આવી પહોંચી.

પંક ન રેણુ સોહ અસ ધરણી, નીતિ નિપુણ નૃપકિ જસ કરણી;
જલસંકોચ વિકલ ભયે મીના, વિબુધ કુટુંબી જિમિ ધનહીના.
બિનુ ઘન નિર્મળ સોહ અકાશા, જિમિ હરિજન પરિહરિ સબ આશા;
કહૈં કહઁ વૃષ્ટિ શારદી થોરી, કોઉ ઇક પાવ ભક્તિ જિમિ મોરી.

દોહરો—ચલે હર્ષ તજી નગર નૃપ, તાપસ વણિક ભિખારી;
જિમિ હરિભક્તિ પાય શ્રમ, તજહિ આશ્રમ ચારી.

ચોપાઈ—સુખી મીન જહઁ નીર અગાધા, જિમિ હરિશરણ ન એકૌ બાધા.
ફૂલે કમલ સોહ સર કૈસે, નિર્ગુણ બ્રહ્મ સગુણ ભયે જૈસે.
ગુંજત મધુકર નિકર અનૂપા, સુંદર ખગરવ નાના રૂપા.
ચક્રવાક મન દુઃખ નિશિ પેખી, જિમિ દુર્જન પરસંપત્તિ દેખી;
ચાતક રટત તૃષા અતિ વોહી, જિમિ સુખ લહે ન શંકરદ્રોહી.
શરદાતપ નિશિ શશી અપહરઇ, સંતદરશ જિમિ પાતક ટરઈ;
દેખહિ વિધુ ચકોર સમુદાઇ, ચિતવહિ હરિજન હરિ જિમિ પાઈ.
મશકદંશ બીતે હિમ ત્રાસા, જિમિ દ્વિજદ્રોહ કિયે કુલ નાશા. ૪

દોહરો—જિમિ જીવ સંકુલ રહે, ગયે શરદ્ ઋતુ પાય;
સદ્‌ગુરૂ મિલે તો જાહિ જિમિ, સંશય ભ્રમ સમુદાય ॥૨૯॥

કેમ ! કેવો ઉઠાવ કર્યો છે ? ફરીવાર સાંભળો. પત્રિકામાં મળે ત્યારે વાંચીને વિચારી જજો. 'વાંચે પણ નહીં કરે વિચાર, તે સમજે નહિં સઘળો સાર.'

**जलानां सर्वभूतानां, अभ्राणां ज्ञातिनां तथा।**
**कुटुम्बिनां दरिद्राणां, विरक्तानां विमुक्तिनाम्॥** (સુબોધિની)

વિગેરે શ્લોકોથી શ્રી આચાર્ય મહા પ્રભુજી કહે છે કે–' જળ, સર્વ ભૂત, વાદળાં, જ્ઞાનીઓ, કુટુંબિઓ, દરિદ્રિઓ, વિરકતો, મુક્ત, યોગીઓ, અને ગોપિકાઓ એ સઘળાંના દોષોનું નિવારણ કરીને, ભગવદ્ યુક્ત શરદ્‌ઋતુ તેમનાં અંતઃકરણના દોષોનું પણ નિવારણ કરે છે. પોતાના છ ગુણો વડે ભગવાન્ સર્વને શોભાવે છે. ચંદ્ર, મનુષ્ય, ગાયો, કમળ, પૃથ્વી, વર્ણ–એ બધાંને ભગવાને શોભાયુક્ત કર્યાં. ભગવાને શરદ્ ઋતુમાં પ્રવેશ કર્યો, તેથી એ ઋતુથી ઉપર જણાવેલાં કાર્યો થયાં.'

વર્ષા ઋતુના ત્રણ મુખ્ય ધર્મ–મેઘ, વિદ્યુત અને ગર્જના. શરદ્ ઋતુના ત્રણ મુખ્ય ધર્મ–વાદળાંનો અભાવ, જળમાં આવેલા મેલની નિવૃત્તિ, વાયુની કઠોરતાની નિવૃત્તિ.

શરદ્ ઋતુને કેટલાએક વિદ્વાનો વૃદ્ધાવસ્થા સાથે સરખાવે છે. વૃદ્ધાવસ્થા બે પ્રકારની છે. જેમણે જીવનમાં સત્સમાગમ કરીને સત્કર્મ કર્યાં હોય, તેમની વૃદ્ધાવસ્થા વૈરાગ્યવાળી હોય છે. એટલે જીવને ભવબંધનમાંથી મુક્ત કરે, એવી વૃદ્ધાવસ્થા હોય છે. જેમણે જીવનમાં સત્સમાગમનો અનાદર કર્યો હોય; અને પાપ કર્મ કર્યાં હોય, તેમની વૃદ્ધાવસ્થા–જીવને બંધન કરે એવી હોય છે. તેઓ નાતજાતને સુખી કરવા આતુર હોય છે. અગર પુત્રના પુત્રની વાડી ખીલવવા ખુશી હોય છે.

હવે યોગભ્રષ્ટ પુરૂષનાં લક્ષણ કહે છે—

**शरदा नीरजोत्पत्त्या, नीराणि प्रकृतिं ययुः ॥**
**भ्रष्टानामिव चेतांसि, पुनर्योगनिषेवया ॥३३॥**

**અર્થ—જેમ યોગમાંથી ભ્રષ્ટ થએલાનું ચિત્ત, ફરીથી યોગનું સેવન કરવાથી નિર્મળ થાય છે; તેમ (વર્ષા ઋતુમાં ડોળાયએલાં જળ) કમળને ઉત્પન્ન કરનારી શરદ્ઋતુના સેવનથી, નિર્મળ થવા લાગ્યાં. (૩૩)**

૩૩ વિવેચન—

પ્રથમ તો યોગ શું ? તે કહું-સાંભળો—

**योगस्य प्रथमं द्वारं, वाङ्निरोधोऽपरिग्रहः ।**
**निराशा च निरीहा च, नित्यमेकान्तशीलता ॥** [ વિવેક ચૂડામણિ. ]

વાણીનો નિરોધ, અપરિગ્રહ, નિરાશા, નિરીચ્છા, નિત્ય એકાંતશીલતા એ યોગના પ્રથમ દ્વાર છે. ગીતા વાંચો છો, પણ આ સાધન છે ?

'યોગભ્રષ્ટ થએલા પુરૂષની કઈ દશા થાય છે ?' એવો અર્જુનનો પ્રશ્ન સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યા કે—

**पार्थ नैवेह नामुत्र, विनाशस्तस्य विद्यते ।**
**न हि कल्याणकृत्कश्चिद्-दुर्गतिं तात गच्छति ॥४०॥**
**प्राप्य पुण्यकृताँल्लोका-नुषित्वा शाश्वतीः समाः ॥**
**शुचीनां श्रीमतां गेहे, योगभ्रष्टोऽभिजायते ॥४१॥** [ગીતા અ. ૬.]

યોગભ્રષ્ટ પુરૂષ પોતાના પુણ્યને યોગે કરીને, પવિત્ર કુટુંબમાં જન્મ પામે છે; અને પોતાનું બાકી રહેલું કાર્ય ત્યાં બીજા જન્મમાં પુરૂં કરે છે.

ડોળા પાણીએ શરદ ઋતુનું સેવન કરીને, નિર્મળતા પ્રાપ્ત કરી. તેમ યોગભ્રષ્ટ પુરૂષે પુનઃ યોગનું સેવન કરીને, નિર્મળતા પ્રાપ્ત કરવી. 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણો,' એવો આ શ્લોકનો ભાવ છે. જરા ઝીણી નજરથી જુઓ-તો—મનુષ્ય અવતાર એજ યોગની ભૂમિકા છે. યોગભ્રષ્ટ થએલા જીવોને આ અવતાર મળ્યો છે. આ અવતારમાં કાંઈક કરી લેવાની તેમને તક મળી છે. શ્રીહરિના ચરણનો અનાદર કરવાથી જીવને અનેક જન્મમાં ભટકવું પડયું; પણ જો હવે તેનો સાદર થાય, તો પ્રભુ સાનિધ્ય રહે, ભવભયથી મુક્ત કરે.

બોલો શ્રી દ્વારકાધીશકી જય. હવે આગળ વધીએ, ભક્તિ કોને કોને લાભ આપે છે તે કહે છે—

---

૩૩ પદચ્છેદ—**निरजानां** ( કમળો ) **उत्पत्तिः यस्याः सा तया इति शरदा**—શરદ્ઋતુ કે જે કમળોને ઉત્પન્ન કરે છે, તે શરદ્ઋતુથી. **नीराणि प्रकृतिं ययुः**—જળ નિર્મળ થયાં. **यथा**—જેવી રીતે. **भ्रष्टानां चेतांसि पुनः योगनिषेवया इव**—યોગમાંથી ભ્રષ્ટ થએલાંઓનાં ચિત્ત ફરીથી યોગનું સેવન કરવાથી નિર્મળ થાય છે તેમ.

**व्योम्नोऽब्दं भूतशाबल्यं, भुवः पङ्कमपां मलम् ॥**
**शरज्जहाराश्रमिणां, कृष्णे भक्तिर्यथाऽशुभम् ॥३४॥**

**અર્થ—શ્રીકૃષ્ણમાં થએલી ભક્તિ, જેમ બ્રહ્મચર્યાદિ આશ્રમ વાળાઓનાં પાપને હરે છે, તેમ શરદ્ ઋતુએ આકાશનાં વાદળાંનો નાશ કર્યો. પ્રાણીઓની સંકડાશનો નાશ કર્યો. [ એટલે વરસાદના ભયથી એક ઠેકાણે સંકડાઇને રહેલાં પ્રાણીઓ આમ તેમ સુખપૂર્વક ફરવા લાગ્યાં. ] શરદ્ ઋતુએ જમીનના કાદવને હરિ લીધો. જળના મેલને પણ હરિ લીધો. (૩૪)**

૩૪ વિવેચન—

શ્રીહરિની ભક્તિ આશ્રમવાસીઓના પાપને હરે છે—તે સંબંધી સાંભળો—બ્રહ્મચારી—શ્રીહરિની ભક્તિ કરનારા બ્રહ્મચારીનું અંતઃકરણ નિર્મળ થાય છે; જેમ શરદ્ઋતુ આકાશનાં વાદળાંનો નાશ કરે છે, તેમ શ્રીહરિની ભક્તિ બ્રહ્મચારીને વિદ્યામાં આવરણ કરનારાં આળસાદિનો નાશ કરે છે. પ્રાપ્ત કરેલી વિદ્યા સફળ થાય છે—ભૂક્તિ અને મૂક્તિ—બેઉ મળે છે.

ગૃહસ્થ—શ્રીહરિની ભક્તિ કરનારા ગૃહસ્થને અંતઃકરણની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. જેમ શરદ્ઋતુ પ્રાણીઓની સંકડાશને હરે છે; તેમ શ્રીહરિની ભક્તિ ગૃહસ્થાશ્રમના અનેક દુઃખનો નાશ કરે છે. તે ભૂક્તિ અને મૂક્તિ મેળવી આપે છે.

વાનપ્રસ્થ—જેમ શરદ્ઋતુ પૃથ્વી ઉપરના કાદવને હરિ લે છે, તેમ શ્રીહરિની ભક્તિ વાનપ્રસ્થ મનુષ્યની સંસારમાં થએલી મમતા—આસક્તિ—ને હરિ લે છે.

સન્યાસી—જેમ શરદ્ઋતુ જળના મેલને હરિ લે છે; તેમ શ્રીહરિની ભક્તિ સન્યાસીના અંતઃકરણમાં રહેલા કામાદિ દોષોને હરિ લે છે.

**निर्मानमोहा जितसंगदोषा, अध्यात्मनित्याविनिवृत्तकामाः ।**
**द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै, गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥**

[ ગીતા અ. ૧૫ ]

શ્રીહરિની ભક્તિ કરનારા સન્યાસીઓ, માન મોહને તજી દે છે, સંગના દોષને જીતી લે છે. અધ્યાત્મજ્ઞાનમાં તેઓ સદા સ્થિર રહે છે. તેઓ સર્વ કામનાઓ તજી ચૂકેલા હોય છે. સુખદુઃખાદિના જોડકાંથી તેઓ મુક્ત થએલા હોય છે. આ પ્રમાણે તૈયાર થઇને, તેઓ અવિનાશી પદને પામે છે.

**भूतानां शाबल्यं**—પ્રાણીઓની સંકડાશને શરદ્ઋતુ હરે છે. આ વાક્યને ઉપર ગૃહસ્થાશ્રમમાં લાગુ પાડ્યું. તે સિવાય તેમાં એવો ભાવ છે કે—

ચોપાઇ—'જહઁ તહઁ પથિક રહે થકિ નાના, જિમિ ઇંદ્રિયગણ ઉપજે જ્ઞાના.'

---

૩૪ પદચ્છેદ—**यथा**—જેવી રીતે. **कृष्णे भक्तिः**—શ્રીકૃષ્ણમાં થએલી ભક્તિ. **आश्रमिणां अशुभं हरति**—બ્રહ્મચર્યાદિ આશ્રમ વાળાઓનાં પાપને હરે છે, તેમ. **शरद्**—શરદઋતુએ. **व्योम्नः अब्दं जहार**—આકાશનાં વાદળાંનો નાશ કર્યો. **भूतानां शाबल्यं**—પ્રાણીઓની સંકડાશને હરિ લીધી. **भुवः पंकं**—જમીનના કાદવને હરિ લીધો. **अपां मलं**—જળના મેલને હરિ લીધો.

જેમ જ્ઞાન પ્રાપ્ત થતાં ઇંદ્રિયો શરીરમાં સ્થિર થઈ જાય; તેમ વર્ષાઋતુને લીધે જ્યાં ત્યાં ધર્મશાળાઓમાં સમાઈ ગયેલા મુસાફરો, પોતપોતાને રસ્તે પડયા, અને ધર્મશાળાઓ ખાલી થઈ. સંકડાશ મટી ગઈ.

સાચા સંતો ધોળાં વાદળાં જેવાં છે, એમ હવે કહે છે—

**सर्वस्वं जलदा हित्वा, विरेजुः शुभ्रवर्चसः ॥**
**यथा त्यक्तैषणाः शान्ता, मुनयो मुक्तकिल्बिषाः ॥३५॥**

**અર્થ—જેમણે તૃષ્ણાઓ તજી દીધી છે, એવા પાપરહિત-નિર્મળ-મુનિયો, જેમ શાંત બનીને શોભે છે; તેમ પોતાનું સઘળું જળ નાંખી દઈને, ધોળા થએલાં વાદળાં, શોભવા લાગ્યાં. (૩૫)**

૩૫ વિવેચન—

ઉત્તમકોટિના સંતની આ વાતો છે.

**निराशीर्यतचित्तात्मा, त्यक्तसर्वपरिग्रहः ॥** [ગીતા અ. ૪-૨૧]

ચોપાઈ—' બિનુઘન નિર્મળ સોહ અકાશા, જિમિ હરિજન પરિહરિ સબ આશા. '

ચોપાઇ—મોરે મન પ્રભુ અસ વિશ્વાસા, રામ તે અધિક રામકર દાસા.
રામસિંધુ ઘન સજ્જન ધીરા, ચંદનતરૂહરિ સંત સમીરા.

તુલસીદાસજીએ સંતોને વાદળાં સાથે સરખાવ્યાં છે. શ્રીરામને સમુદ્રની ઉપમા આપીને, સમુદ્રમાંથી જળ ઉપાડી જ્યાં ત્યાં છંટકાવ કરનારાં વાદળાંરૂપે સંતને ગણ્યા. શ્રીરામને ચંદનના વૃક્ષની ઉપમા આપીને, જ્યાં ત્યાં સુગંધી ફેલાવનાર વાયુની ઉપમા સંતને આપી.

પાપનો રંગ શ્યામ છે. પુણ્યનો રંગ શ્વેત છે. શરદઋતુમાં વાદળાં શ્વેત બને છે. ઉત્તમકોટિના સંત કેવા હોય?—

**अहमित्यात्मधीर्या च, ममेत्यात्मीयधीरपि ।**
**अर्थशून्ये यदा यस्य, स आत्मज्ञो भवेत्तदा ॥** (ઉપદેશસાહસ્ત્રી).

અર્થ—' અહં ' એવી આત્મબુદ્ધિ, અને ' મમ ' એવી જે આત્સબુદ્ધિ તે જ્યારે, જેને અર્થશૂન્ય થાય, ત્યારે તે આત્મજ્ઞ થયો ગણાય.

તૃષ્ણા અગર ઇષિણાનું બળ ઘણું છે. ત્યાગી વૈરાગીને પણ તે કંગાલ બનાવે છે.

અધિકાર વિના જ્ઞાન ન અપાય, તે વાત હવે કરે છે—

**गिरयो मुमुचुस्तोयं, क्वचिन्न मुमुचुः शिवम् ॥**
**यथा ज्ञानामृतं काले, ज्ञानिनो ददते न वा ॥३६॥**

---

૩૫ પદચ્છેદ—**जलदाः**-વાદળાંઓએ. **सर्वस्वं हित्वा**-સઘળું જળ નાંખી દઇને. **शुभ्रं वर्चः येषां ते शुभ्रवर्चसः**-ધોળાં થઇને **विरेजुः**-શોભવા લાગ્યા. **यथा**-જેમ **त्यक्ताः एषणाः यैः ते**-જેમણે તૃષ્ણાઓ તજી દીધી છે એવા. **मुक्तं किल्बिषं यैः ते-इति मुनयः**-પાપરહિત-નિર્મળ મુનિયો. **शांताः**-શાંત બનીને જેમ શોભે તેમ.

૩૬ પદચ્છેદ—**यथा**-જેવી રીતે **ज्ञानिनः**-જ્ઞાનીઓ **काले ज्ञानामृतं ददते वा न**-કોઇ અધિકારીને જ્ઞાનામૃત આપે અને અધિકાર વિનાનાને ન આપે. **तथा**-તે પ્રમાણે.

**અર્થ—જેવી રીતે જ્ઞાનીઓ કોઇ અધિકારીને જ્ઞાનામૃત આપે, અને બીજા અધિકારીને ન આપે; તેમ પર્વતો નિર્મળ જળને કોઇ ઠેકાણે મૂકે છે, અને કાંઈ ઠેકાણે મૂકતા નથી. (૩૬)**

૩૬ વિવેચન—

પર્વત ઉપર જળ ઘણું પડે, પણ તે ખાડામાં ટકી રહે, અને નદીયોદ્વારા આગળ ચાલી સમાજને સુખ આપે. ઢોળાવ ઉપરથી જે દડી જાય, તે થોડીવારમાં સુકાઈ જાય; તે પ્રમાણે—' **तपोभिः क्षिणपापानां, शांतानां वितरागिणां** ' ।

તપે કરીને જેમનાં પાપનો નાશ થયો હોય, જેઓ શાંત અને વિતરાગી પુરૂષો હોય, એવા નમ્ર પુરૂષોને જ્ઞાનનો ઉપદેશ કરવો. શ્રીકૃષ્ણ અને અર્જુન સાથે રહેતા હતા, પણ અર્જુને જ્યારે કહ્યું કે—' **यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे, शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥**'–' હું આપનો શિષ્ય છઉં, હું આપને શરણે આવ્યો છઉં, માટે મને બોધ કરો.' ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા હતા.

આજકાલ ઘણે ઠેકાણે સત્સંગ થાય છે, પણ પરિણામ તપાસો, તો ખાત્રી થશે કે—'બોતે બોયા અને ઉગી ઘાસ;' લોકો હતા તેના કરતાં વધારે કઠોર થતા જાય છે. વળી જેમને કાંઈ શ્લોક આવડયા, ભજન આવડયાં, કાંઈ બોલતાં આવડયું–તે તો આભેજઈને અડયા, અભિમાને ઘેરાઈ ગયા. અધિકાર વિનાનાને અમલદારી મળી હોય, તો તે શોભતી નથી. ઘાંયજો કલેકટર થયો હોય, તો તે શું કરે ? અમદાવાદ શહેરનું ઉંધું મારે. મેટ્રીકમાં પાસ થયા પહેલાં, બબલાને કોલેજમાં મોકલવો, એ બબલાને રખડાવવાનો ધંધો છે. શ્રદ્ધા ન હોય, ત્યાં જઈને કથા સાંભળવી, એ પાણી વલોવવા જેવું છે. વર્ણાશ્રમ જેમને ગમતો ન હોય, એવા જીવને વર્ણાશ્રમની વાતો કરવી નકામી છે. શુષ્ક વેદાંતના રસિયાને ભક્તિનો મહિમા બતાવવો, તે નકામો છે. જેને જ્ઞાનનો તિરસ્કાર હોય, એવા ભક્તને જ્ઞાનની વાત કરવી, તે પણ નકામી છે. વિગેરે–વિગેરે. જ્યાં શ્રદ્ધા હોય, ત્યાંજ સાંભળો. ત્યાંજ પૂરણ પ્રેમ કરો, ત્યાંથી જરાએ પાછા ન હઠો. યાદ રાખો કે—**श्रद्धावान् लभते ज्ञानं.**

આયુષ્ય ચાલ્યું જાય છે તેની પરવા રાખવાનું કહે છે—

**नैवाविदन्क्षीयमाणं, जलं गाधजलेचराः ॥**
**यथायुरन्वहं क्षय्यं, नरा मूढाः कुटुंबिनः ॥३७॥**

**અર્થ—જેમ ટુંકા આયુષ્યવાળા કુટુંબી જનો, હમેશાં ક્ષય પામતા પોતાના આયુષ્યને જાણતા નથી; તેમ છીછરા જળમાં રહેનારા મત્સ્યાદિ જીવો, પ્રત્યેક દિવસે જળ ક્ષીણ થતું જાય છે, તે વાતને જાણતા નથી. (૩૭)**

---

**गिरयः**–પર્વતો **शिवं तोयं**–નિર્મળ જળને. **क्वचित् मुचुः**–કોઇ ઠેકાણે મૂકે છે અને **क्वचित् न**–કોઇ ઠેકાણે મૂકતા નથી.

૩૭ પદચ્છેદ—**यथा**–જેવી રીતે. **मूढाः कुटुंबिनः नराः**–મૂઢ–ટુંકી આવરદાવાળા કુટુંબી માણસો **अन्वहं क्षय्यं आयुः**–હમેશાં ક્ષય પામતા આયુષ્યને. **न विदंति**–જાણતા નથી. તેમ **गाधजले**– (છીછરા જળમાં) **चरंति इति गाधजलेचराः**–છીછરા જળમાં ફરનારા જીવો. **क्षियमाणं जलं न एव अविदन्**–પ્રત્યેક દિવસે જળ ક્ષીણ થતું જાય છે, તે વાતને જાણતા નથી.

૩૭ વિવેચન—

ચોપાઇ—જળસંકોચ વિકળ ભયે મીના, વિબુધ કુટુંબી જિમિ ધન હીના.

માયામાં રમતા મનુષ્યોને માછલાં સાથે સરખાવ્યાં. સાવધાન થઈને હરિ ભજી લેવા માટે, દરેક સંતે અને શાસ્ત્રે ટકોર કરી છે. ભર્તૃહરિ કહે છે કે—'પ્રમાદ મદિરાનું પાન કરીને જગત્ ઉન્મત્ત બન્યું છે, તેથી પોતાના સાચા સ્વાર્થમાં પ્રમાદ કરે છે.' શ્રી શંકર કહે છે કે—**इतः को न्वस्ति मूढात्मा, यस्तु स्वार्थे प्रमाद्यति।** પોતાના સ્વાર્થમાં જે પ્રમાદ કરે તેનાથી મૂઢ કોણ? ઋષિરાજે કહ્યું છે કેઃ—

રાગ–ઠુમરી.

'અડબંગાઇમાં ઉપર આખી, નરતન ચિંતામણિ ખોઇ નાંખી;
રૂદિયામાં રાખી છે તીખી પાળીયા રે–ગોવિંદ જાણ્યા વિના વરષાં ગાળીયાં રે–ગોવિંદ૦

આ સોમાં નવાણુની ભૂલ છે. આ વાસીદે સાંબેલું ચાલ્યું જાય છે; પણ અનેક જન્મના સુકૃત્યો વિના સમજણ પડે એવું નથી. યાદ રાખજે કે–જેઓને ખાવા પીવા છે, છતાં મોટા કારભારમાં અગર ધંધારોજગારમાં સપડાયા છે; એટલે જેઓ મરતાંસુધી માયાની કોટડીમાંથી બહાર નીકળતા નથી; તેઓ મોટી ખોટના ધણી છે. તેઓ દીવો લઈને કુવે પડે છે.

ચોપાઈ—કાચ કિરાચ બદલી શઠ લેહિ, કરતે ડારી પરસમણિ દેહી.

તે મૂઢ પુરૂષો પારસમણિ આપી દેછે, અને તેને બદલે કાચનો કકડો લઈને રાજી થાય છે. છિછરાજળમાં રહેનારાં મત્સ્યાદિને શરદ્ ઋતુ જેમ અગાધ જળમાં જવાનું સૂચવે છે; તેમ પચાસ પછીના વૃદ્ધ સ્ત્રી પુરૂષોને, શાસ્ત્રો ભગવદ્ શરણરૂપી અગાધ સુખમાં જવાનું સૂચવે છે.

દરિદ્રતા અને અજીતેંદ્રિયપણું કેવા ભયંકર છે, તે વાત હવે કહે છે—

**गाधवारिचरास्ताप–मविन्दन् शरदर्कजम् ॥**
**यथा दरिद्रः कृपणः, कुटुम्ब्यविजितेन्द्रियः ॥३८॥**

**અર્થ—જેમ દરિદ્ર, કંગાલ અને અજીતેંદ્રિય કુટુંબી માણસ, સંસારના તાપને પામે, (એટલે સંસારના તાપથી પીડાય), તેમ થોડા જળમાં રહેનારા મત્સ્યાદિ જીવો, શરદ્ ઋતુના સૂર્યથી થએલા તાપથી પીડાવા લાગ્યા. (૩૮)**

૩૮ વિવેચન—

ઝુંપડીમાં રહેનારા ઋષિઓ ભીખારી હતા; પણ જીતેંદ્રિય હતા, તેથી સુખી હતા. માટે નિર્ધનોએ ખાસ કરીને જીતેંદ્રિય થવું એ ભાવ છે.

હવે ધીર પુરૂષોની વાત કરે છે—

**शनैः शनैर्जुहुः पङ्कं, स्थलान्यामं च वीरुधः ॥**
**यथाहंममतां धीराः, शरीरादिष्वनात्मसु ॥३९॥**

---

૩૮ પદચ્છેદ—**यथा**–જેમ. **दरिद्रः कृपणः अजितेंद्रियः कुटुंबी**–દરિદ્ર કંગાલ અને અજીતેંદ્રિય કુટુંબી માણસ–સંસારના તાપને પામે, તેમ **गाधवारिचराः**–થોડા જળમાં રહેનારા જીવો. **शरदर्कजं तापं अविंदन्**–શરદઋતુના સૂર્યથી થએલા તાપને પામવા લાગ્યા.

૩૯ પદચ્છેદ—**यथा**–જેવી રીતે. **धीराः**–ધીર પુરૂષો [**अहंता ममता च अ**[illegible]

**અર્થ—જેવી રીતે ધીર પુરૂષો અનાત્મ પદાર્થોમાં મમતા તજીદે, અને શરીરાદિમાં અહંતા તજી દે; તેમ સ્થળો ધીમે ધીમે કાદવને તજવા લાગ્યાં. અને લતાઓ (પોતાની) અપક્વતાને તજવા લાગી. (૩૯)**

૩૯ વિવેચન—

અહંતા અને મમતારૂપી રોગ મટે, તો સંપૂર્ણ મુમુક્ષુતા ગણાય. જ્ઞાનાગ્નિ વિના આ બે રોગ શમે એવા નથી.

હવે ઉપરતિના લાભની વાત કરે છે—

**निश्चलाम्बुरभूत्तूर्ष्णीं, समुद्रः शरदागमे ॥**
**आत्मन्युपरते सम्यङ्, मुनिर्व्युपरतागमः ॥४०॥**

**અર્થ—જેમ અંતઃકરણમાં સારી રીતે શાંતિ પ્રાપ્ત થતાં, સાધક પુરૂષ વેદ ભણવાનો ગોંધાટ છોડીદે, તેમ શરદ્ ઋતુ આવતાં, જેનાં જળ શાંત થઇ ગયાં છે એવો સમુદ્ર, ઉછાળા મારતો બંધ થઇ ગયો–શાંત થઇ ગયો. (૪૦)**

૪૦ વિવેચન—

'ખદબદ બોલે ખીચડી, જબ લગ કચ્ચી હોય.' ખીચડી કાચી હોય, ત્યાં સુધી ખદબદાટ કરે. એટલે જ્યાં સુધી મનન અને નિદિધ્યાસન દૃઢ ન થયાં હોય, ત્યાં સુધી મુમુક્ષુએ શાસ્ત્રોનું પઠનપાઠન અવશ્ય કરવું જોઈએ.

**विचारितमलं शास्त्रं, चिरमुद्ग्राहितं मिथः ।**
**संत्यक्तवासनान् मौना-दृते नास्त्युत्तमं पदम् ॥** [ યોગવાસિષ્ઠમ્ ].

'શાસ્ત્ર બહુ વિચાર્યું, પરસ્પરને તેનો બોધ પણ સારી રીતે કર્યો–કરાવ્યો; પણ વાસનાથી અત્યંત મુક્ત એવા મૌન વિના, ઉત્તમ પદ ક્યાંઈ નથી.'

ઉપરતિ શું?—**बाह्यालंबनं वृत्ते-रेवोपरतिरुत्तमा** [શ્રીશંકર] બહારના અનાત્મ પદાર્થોમાં મનની વૃત્તિઓ બીલકુલ આસક્ત ન થાય; તે સ્થિતિનું નામ 'ઉપરતિ.'

ઈંદ્રિયોના નિગ્રહની કેટલી જરૂર છે. તે હવે કહે છે—

**केदारेभ्यस्त्वपोऽगृह्णन्-कर्षका दृढसेतुभिः ॥**
**यथा प्राणैः स्रवज्ज्ञानं, तन्निरोधेन योगिनः ॥४१॥**

---

**तां] अनात्मसु शरीरादिषु अहंममतां त्यजंति**–અનાત્મ પદાર્થોમાં મમતા તજે છે અને શરીરાદિમાં અહંતા તજે છે તેમ **शनैः शनैः स्थलानि**–ધીમે ધીમે સ્થળો. **पंकं जहुः**–કાદવને તજી દે છે. **च**–અને **वीरुधः**– લતાઓ. **आमं जहुः**–અપક્વતાને તજે છે.

૪૦ પદચ્છેદ—**आत्मनि सम्यक् उपरते**–અંતઃકરણ સારી રીતે ઉપરામ પામતાં **व्युपरतः आगमः यस्य सः**–વેદ ભણવાનો ગોંધાટ છોડી દે છે તેમ **शरदागमे**–શરદ ઋતુ આવતાં. **निश्चलांबुः समुद्रः**–જેનાં જળ શાંત થઇ ગયાં છે એવો સમુદ્ર. **तूर्ष्णीं अभूत्**–શાંત થઇ ગયો.

૪૧ પદચ્છેદ—**यथा**–જેવી રીતે. **योगिनः**–યોગીઓ. **प्राणैः स्रवत् ज्ञानं**–ઇંદ્રિયોદ્વારા સ્રવીજતા જ્ઞાનને. **तेषां निरोधेन**–તેઓના નિરોધથી. ( જ્ઞાનને રોકી રાખે છે ) તે પ્રમાણે

**અર્થ—જેમ યોગીઓ ઇંદ્રિયોદ્વારા ચાલ્યા જતા પોતાના જ્ઞાનને, ઇંદ્રિયોના નિરોધથી રોકી રાખે; તેમ ક્યારાઓમાંથી સ્રવી જતા જળને, ખેડુતો દૃઢ પાજેથી ક્યારાઓમાં રોકી રાખવા લાગ્યા. (૪૧)**

૪૧ વિવેચન—

જેને આ જગતમાં ઠીક થવું હોય, તેને ઇંદ્રિય નિગ્રહ કરવો ઘટે છે. લૌકિક પારલૌકિક બેઉ લાભ, ઈંદ્રિય નિગ્રહથી પ્રાપ્ત થાય છે. આજકાલ સ્વચ્છંદી જમાનામાં ઈંદ્રિયનિગ્રહની વાત ઉડી ગઈ છે. ધર્મક્રિયાઓ થાય, ત્યાં પણ-ભાગ્ય હોય, તોજ ઈંદ્રિયનિગ્રહ હોય. બાવા, સાધુ, સન્યાસીઓ ભક્તો અને પંડિતો પણ, ભાગ્ય હોય તોજ, ઈંદ્રિયનિગ્રહનો લાભ લઈ શકે. પાજ બાંધેલા ક્યારામાં જળ ટકી જતાં, તે ક્યારો લીલોછમ રહે છે. તે ક્યારામાં વાવેલો છોડ ફળ પણ આપે છે. તેમ ઈંદ્રિયનિગ્રહવાળા પુરૂષને જ્ઞાનના ટકાવથી, જ્ઞાનનું ફળ ભુક્તિ અને મુક્તિ બેઉ મળે છે. ફુટેલ ઘડામાંથી સ્રવી જવું, એ જેમ જળનો સ્વભાવ છે. તેમ અજીતેંદ્રિય પુરૂષમાંથી સાંભળેલા જ્ઞાનને સ્રવી જવું, એ જ્ઞાનનો સ્વભાવ છે. તેટલા માટેજ યોગની જરૂર છે. ક્યારો, ખાતર, જળ અને બીજ-એ તમામ ફળ આપવા તૈયાર છે; પણ તેમાં જળનો નિરોધ હોય તોજ. નહિં તો નહિં.

જ્ઞાન વિના દેહાભિમાન હટે નહીં. એમ હવે કહે છે—

**शरदर्कांशुजांस्तापान्-भूतानामुडुपोऽहरत् ॥**
**देहाभिमानजं बोधो, मुकुन्दो व्रजयोषिताम् ॥४२॥**

**અર્થ—જેમ દેહાભિમાનથી થએલા તાપને, જ્ઞાન હરિલે; જેમ ( વિયોગથી થએલા ) ગોપીઓના તાપને, શ્રીકૃષ્ણ ( યોગથી-દર્શનથી ) હરિલે, તેમ શરદ્ ઋતુના સૂર્યના કિરણોથી થએલા તાપને, ચંદ્ર હરવા લાગ્યો. (૪૨)**

૪૨ વિવેચન—

જ્ઞાન અધિકારી પુરૂષનુંજ દેહાભિમાન હરી શકે છે. બીન અધિકારી પુરૂષનું દેહાભિમાન જ્ઞાનથી ઘટવાને બદલે વધે છે.

ભગવાન્ ગોપીઓના તાપને હરવા લાગ્યા.—આ વાક્ય સૂચવે છે કે-ભગવાન્ ગોપીઓનાં હૃદયમાં ધીરે ધીરે મારગ કરવા લાગ્યા-સમાસ કરવા લાગ્યા-જુની ઓળખાણ તાજી કરવા લાગ્યા. શરદ્ઋતુના સૂર્યના આધિભૌતિક તાપને જેમ ચંદ્ર હરે છે, તેમ ગોપીઓના આધ્યાત્મિક તાપને શ્રીકૃષ્ણ હરે છે. તે તાપ દેહાભિમાનરૂપ છે. ગોપીકાઓને સ્રીશરીર સંબંધી જે અભિમાન તે દેહાભિમાન છે. દેહાભિમાનની માફક અજ્ઞાન અને કામ પણ તાપને ઉત્પન્ન કરે છે. દેહ, ઇંદ્રિય, પ્રાણ, પુત્ર, પતિ, ધન વિગેરે સર્વનો વ્યાપાર જ્યારે

---

तु-જ. **कर्षकाः**-ખેડુતો. **केदारेभ्यः (स्रवत) अपः**-ક્યારાઓમાંથી સ્રવી જતા જળને. **दृढसेतुभिः अगृह्णन्**-દૃઢ પાજેથી રોકી રાખે છે.

૪૨ પદચ્છેદ—**यथा**-જેમ '**देहाभिमानजं तापं बोधः हरति**-દેહાભિમાનથી થએલા તાપને જ્ઞાન હરિ લેઃ છે. **व्रजयोषिताम् तापं मुकुंदः हरति**-ગોપીઓના તાપને પ્રભુ હરે છે. તેમ **भूतानां**-પ્રાણીઓનાં [**शरदि यः अर्कः तस्य अंशवः तेभ्यः जाताः तान्**] **शरदर्कांशुजान् तापान्**-શરદ ઋતુના સૂર્યના કિરણોથી થએલા તાપને. **उडुपः अहरत्**-ચંદ્ર હરવા લાગ્યો.

ભગવાન્ વિષે થાય, ત્યારે ભગવાન્ સર્વતાપનું હરણ કરે છે. ભગવાન્ મુકુંદ કહેવાય છે. મુકુંદ એટલે મુક્તિ આપનાર. મુક્તિ લેતી વખતે વર્તમાનદેહનો ત્યાગ થાય છે. તેથી મુકુંદ ભગવાનને પામવા ઇચ્છતી ગોપીકાઓએ પોતાના શરીરાભિમાનને તજવું જોઈએ.

સત્ત્વગુણથી યુક્ત ચિત્તનો લાભ બતાવે છે—

**खमशोभत निर्मेघं, शरद्विमलतारकम् ॥**
**सत्त्वयुक्तं यथा चित्तं, शब्दब्रह्मार्थदर्शनम् ॥४३॥**

**અર્થ—સત્ત્વ ગુણથી યુક્ત-એટલે જેમાં રજોગુણ અને તમોગુણ લય પામી ગયા હોય એવું-અને જેમાં વેદનો યથાર્થ અર્થ પ્રકાશતો હોય એવું-ચિત્ત જેમ શોભે; તેમ શરદ્ ઋતુથી જેમાં તારાઓ નિર્મળ થયા છે એવું-અને જેમાંથી વાદળાંઓ પણ અદૃશ્ય થયાં છે એવું-આકાશ શોભવા લાગ્યું. [૪૩]**

૪૩ વિવેચન—

સાત્ત્વિકતા—જેમ દિવો મેશ અને પ્રકાશ બેઉ ઉત્પન્ન કરે; તેમ વિદ્યા જ્ઞાન અને રજો-તમો બેઉ ઉત્પન્ન કરે. એટલે પંચાણુ ટકા વિદ્વાનો શ્રીહરિના વાસ્તવસ્વરૂપથી વિમુખ રહે. અંતઃકરણની નિર્મળતા, જેટલા પ્રમાણમાં અભણમાં હોય છે, તેટલા પ્રમાણમાં વિદ્વાનમાં રહી શકતી નથી. જે દીવામાં ચોખ્ખું ગાળી નાંખેલું તેલ પુરવામાં આવે, અને જે દીવાની ચીમની હમેશાં રાખથી સાફ કરવામાં આવે; તે દીવાને મેશનું આવરણ ઘણુંજ ઓછું રહે. તેમ જે વિદ્વાન્ શમદમાદિ સાધનોથી યુક્ત હોય, જીતેંદ્રિય હોય, ગુરૂની સેવામાં તત્પર હોય, માતાપિતાની આજ્ઞાનું ઉલંઘન ન કરતા હોય, તે વિદ્વાનજ રજોતમોથી મુક્ત રહી, સત્ત્વગુણમાં સ્થિર થઈ શકે. આવા વિદ્વાનોની સંખ્યા બહુજ ઓછી હોય છે. આવા વિદ્વાનોના અંતઃકરણમાં વેદનું રહસ્ય સમજાય છે. નરસી, મીરાં, તુકારામ વિગેરે નિર્મળ અંતઃકરણવાળા સંતો, શાસ્ત્રોસંબંધી અને પ્રભુ સંબંધી જે સમજ્યા છે, તે મોટા મોટા વિદ્વાનો સમજ્યા નથી.

સત્સંગનું સુખ લેવું હોય; શ્રીહરિને રીજવવા હોય; જે જાણવા જેવું છે, તે જાણવું હોય; જે કરવા જેવું છે, તે કરવું હોય; તો સત્ત્વગુણની વૃદ્ધિ થાય, એવા આહાર વિહાર કરજો. જેમ ઘણે દૂર રહેલો પદાર્થ દૂરબીનથી દેખાય, તેમ જે અદૃસ્ય છે, તે સત્ત્વગુણથી દૃશ્ય થશે. સત્ત્વગુણ ખીલવવાની તાલીમ સનાતનમાં ઘણીજ ઢીલી પડી ગઈ છે; માટે સાવધાન રહેજો. યાદ રાખજો કે-જેઓ બદલાયા, તેમનાંજ ચિત્રો ભૂતકાળના પડદા ઉપર જણાય છે.

**પદ.**

ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેણે ઉલટી પલટયું આપ;
એવા જન હરિ તણા. ટેક૦

---

૪૩ પદચ્છેદ—**सत्त्वयुक्तं**-સત્ત્વગુણથી યુક્ત. (**शब्दब्रह्म**-વેદ) **शब्दब्रह्मणः अर्थस्य दर्शनं यस्मिन् तत् शब्दब्रह्मार्थदर्शनम्**-અને વેદનો યથાર્થ અર્થ જેમાં પ્રકાશ્યો હોય એવું. **चित्तं**-ચિત્ત. **यथा**-જેમ શોભે તેમ. **शरदा विमलाः तारकाः यस्मिन् तत् इति खं-निर्मेघं इति खं**-શરદ્ઋતુથી જેમાં તારાઓ નિર્મળ થયા છે, અને જેમાંથી વાદળાં પણ અદૃસ્ય થયાં છે એવું આકાશ. **अशोभत**-શોભવા લાગ્યું.

આપ ટળી મળ્યા ભગવાનમાં, જેના આપમાં હરિનો વ્યાપ—એવા૦
જેના શિશમાં શિશ છે શ્યામનું, જેના નેણમાં નાથનાં નેણ—એવા૦
જેના મુખમાં મુખ મહારાજનું, જેના વેણમાં વ્હાલાનાં વેણ—એવા૦
જેના કાનમાં કાન શ્રીકૃષ્ણના, જેના નાકમાં નાસિકા નાથ—એવા૦
જેની જીભમાં કૃષ્ણનું નામ છે, જેના હાથમાં હરિનો હાથ—એવા૦
જેના હ્રદયમાં હ્રદય હરિતણું, જેના પાવમાં હરિનો પાવ—એવા૦
જેમ હીરો હીરાવડે વીંધીયો, તેમ થયો તે સહજ સ્વભાવ—એવા૦
એમ સંતમાં રહ્યા શ્રીહરિ, માટે સંત તે સુખનું ધામ—એવા૦
ધર્મ ભક્તિ વૈરાગ્યને જ્ઞાન જે, તેને રહેવાનું સંત છે ઠામ—એવા૦
એવા સંત શિરોમણી ક્યાં મળે ? જેણે દેહ બુદ્ધિ કીધી દૂર—એવા૦
કહે નિષ્કુલાનંદ એને સંગે, ઉગે અંતરે આનંદ સૂર—એવા૦

કેમ ! કાંઈ વિચાર થાય છે ? મુદ્દો સમજાય છે ? પત્રિકા મળે ત્યારે શાંતિથી વિચાર કરી જોજો. બોલો શ્રી દ્વારકાધીશકી જય.

હવે શ્રીકૃષ્ણને ચંદ્રની સાથે સરખાવે છે—

**अखण्डमण्डलो व्योम्नि, रराजोडुगणैः शशी ॥**
**यथा यदुपतिः कृष्णो, वृष्णिचक्रावृतो भुवि ॥४४॥**

**અર્થ—જેમ** આ પૃથ્વી ઉપર યાદવોના પતિ શ્રીકૃષ્ણ, યાદવોના મંડળથી વિંટાઇને શોભતા હતા; તેમ આકાશમાં સંપૂર્ણ મંડળવાળો ચંદ્રમા, તારાઓથી વિંટાઇને શોભવા લાગ્યો. [૪૪]

૪૪ વિવેચન—

જેમ ચંદ્રની સાથે તારાઓ શોભે, તેમ ભગવાનની સાથે ભગવદીયજનો શોભે, ખળ પુરૂષો કદિ શોભતા નથી. યાદવો દેવલોકો છે. જેમ આકાશમાં ચંદ્ર શોભે, અને શીતળતા આપે; તેમ ભકતોના હ્રદયાકાશમાં શ્રીકૃષ્ણ શોભે, અને શીતળતા આપે.

આધિભૌતિક સુખ આધ્યાત્મિક તાપને હરતું નથી, એમ હવે કહે છે—

**आश्लिष्य समशीतोष्णं, प्रसूनवनमारुतम् ॥**
**जनास्तापं जहुर्गोप्यो, न कृष्णहृतचेतसः ॥४५॥**

**અર્થ**—પુષ્પવનમાં બહુ ઠંડો નહીં, અને બહુ ગરમ નહીં, એવા સમ-

---

૪૪ પદચ્છેદ—**यथा**–જેમ. **भुवि**–આ પૃથ્વી ઉપર. **यदुपतिः कृष्णः**–યાદવોનો પતિ શ્રીકૃષ્ણ. **वृष्णिचक्रेण आवृतः**–યાદવોના મંડળથી વિંટાએલા શોભતા હતા. તેમ **व्योम्नि**–આકાશમાં. **अखण्डमण्डलः शशी**–સંપૂર્ણ મંડળવાળો ચંદ્રમા. **उडुगणैः रराज**–તારાઓથી શોભવા લાગ્યો.

૪૫ પદચ્છેદ—**समः शीतः च उष्णः तं समशीतोष्णं**–બહુ ઠંડો નહીં અને બહુ ઉષ્ણ નહીં એવો. **प्रसूनवनमारुतं**–પુષ્પ વનના પવનને **आश्लिष्य**–ભેટીને. **जनाः तापं जहुः**–લોકો તાપને તજતા હતા. **कृष्णहृतचेतसः गोप्यः न**–શ્રીકૃષ્ણે જેમના ચિત્ત ચોરી લીધાં હતાં તે ગોપીઓ તાપને તજતી નહીં.

**શીતોષ્ણ પવનનું આલિંગન કરીને, લોકો પોતાના તાપને તજતા હતા. પરંતુ શ્રીકૃષ્ણે જેમનાં ચિત્ત ચોરી લીધાં હતાં-એવી ગોપીઓનો તાપ, એવા સમશીતોષ્ણ પવનથી મટતો નહોતો. [આ સમશીતોષ્ણ પવન, ગોપીઓના તાપને ઉલટો ઉત્તેજીત કરતો હતો, એમ સમજી લેવું.] [૪૫]**

૪૫ વિવેચન—

ગોપીઓના પ્રેમનો ઇસારો મીરાંબાઇએ કર્યો છે—સાંભળો—બરાબર ભાવથી ઉપાડજો—

**પદ.**

મુને લેહે—રે લાગી, હરિના નામનીરે (૨)
હુંતો ટળીરે સંસારીયાના કામનીરે—મુને૦
ચોટ લાગી ટાળી તે કોઇથી નહીં ટળેરે. (૨)
ભલે કોટી ભુવા ફૂટી મરેરે—મુને૦
હું તો બાવરી ફરૂં છઉં મારા મદમાંરે (૨)
મારી સુરતી—હાંરે મારી સુરતી—શ્રીકૃષ્ણના ચરણમાંરે—મુને૦
ગુરૂએ મંત્ર સુણાવ્યો મારા કાનમાંરે. (૨)
હું તો સમજી ગુરૂજીની સાનમાંરે—મુને૦
મીરાંબાઇને ગુરૂજી મળ્યા વાટમાંરે. (૨)
કૃષ્ણ રમે ગોપીઓના માટમાંરે—મુને૦

શરદ્ ઋતુ સર્વને અનુકુળ, પણ વિરહીજનને અનુકુળ નથી, એમ કહેવાનો આશય છે. લૌકિક સુખ ગમે તેવા ઉત્તમ હોય; પણ જેમનું ચિત્ત શ્રીકૃષ્ણમાં લાગ્યું હોય, તેમને તે દવ જેવુંજ લાગે.

હવે શ્રીકૃષ્ણની ભક્તિનો મહિમા બતાવે છે—

**गावो मृगाः खगाः नार्यः, पुष्पिण्यः शरदाऽभवन् ॥**
**अन्वीयमानाः स्ववृषैः, फलैरीशक्रिया इव ॥४६॥**

**અર્થ—ઈશ્વરની આરાધનારૂપી ક્રિયાઓ, જેમ (અનાયાસે) ફળવાળી થાય છે; તેમ શરદ્ ઋતુમાં ગાયો, મૃગલીઓ, પક્ષિણીઓ અને સ્ત્રીઓ પોતાની જાતીના મરદોથી અનુસરાતાં-સેવાતાં-(અનાયાસે) ફળવાળી-ગર્ભીણી-થઇ. [૪૬]**

૪૬ વિવેચન—

પાપી પણ શ્રીહરિને ભજે, તો તેનું ફળ જાય નહીં. '**अपि चेत्सुदुराचारो**' વિગેરે વચનોથી, શ્રીકૃષ્ણે ગીતાના ૯ મા અધ્યાયમાં છેવટે, પાપીઓને અને નાસ્તિકોને ઘણીહીંમત આપી. તાત્પર્ય—શરદ્ઋતુમાં થએલો નરમાદાનો સંગ, સંતાનનો લાભ આપે છે; તેમ મનુષ્યઋતુમાં (મનુષ્યાવતારમાં) જીવશિવનો થયેલો સંગ, મુક્તિ આપે. વૈરભાવે

૪૬ પદચ્છેદ—**इव**-જેવી રીતે. **ईशक्रियाः फलैः**-ઇશ્વરની આરાધના રૂપી ક્રિયાઓ ફળવાળી થાય છે. તેમ **शरदा**-આ શરદઋતુમાં **गावः मृगाः खगाः नार्यः**-ગાયો, મૃગલીયો, પક્ષિણીઓ અને સ્ત્રીઓ. **स्ववृषैः अन्वीयमानाः**-પોતાની જાતીના મરદોથી અનુસરાતાં **पुष्पिण्यः अभवन्**-ગર્ભીણી થઈ-ફળવાળી થઇ.

હરિભજનારા પણ ફાવ્યા છે .અજાણ્યે સોમલ ખવાઈ જાય, તો મોત આવે; અને અજાણ્યે સાકર મોમાં જાય, તો ગળી લાગે. સાકર અને સોમલ પોતાનો ગુણ ભૂલતા નથી, ત્યારે જે કરૂણાનો ભંડાર છે-દયાનો દરિયો છે, તે પોતાનો ગુણ કેમ ભૂલશે! બોલો શ્રીકૃષ્ણ બંસીવાલેકી જય. હર હર મહાદેવ હર-

હવે શરદ્ઋતુના સૂર્યને રાજા સાથે સરખાવે છે--

**उदहृष्यन्वारिजानि, सूर्योत्थाने कुमुद्विना ॥**

**राज्ञा तु निर्भया लोका, यथा दस्यून्विना नृप ॥४७॥**

**અર્થ—હે રાજન્ ! જેમ રાજાના ઉદયથી-એટલે-રાજના પાકા બંદોબસ્તથી, ચોર સિવાય તમામ લોકો નિર્ભય થાય; તેમ સૂર્યનો ઉદય થતાં, કુમુદ વિના સઘળાં કમળો, ખીલી નીકળ્યાં. (૪૭)**

૪૭ વિવેચન--

ચોપાઈ—અર્ક જવાસ પાત બિનુ ભયઉ, જિમિ સુરાજ્ય ખલ ઉદ્યમ ગયઉ.

સૂર્ય અને ચંદ્ર આકાશમાં ઘણે દૂર લટકે છે, છતાં અમુક કમળ સૂર્યને દેખીને ખીલે, અને અમુક કમળ ચંદ્રને દેખીને ખીલે; એ પણ કર્તાની કૃતિ સૂચવે છે. 'આવું મહાન્ ચક્ર ચલાવનાર કોઈ નથી' એમ કહેવું, એ ઉઘાડી આંખે કુવામાં પડવા જેવું છે.

નવા ધાન્યથી રાજી થએલી પ્રજા ઉત્સવો કરે છે, તે કથા હવે કહે છે—

**पुरग्रामेष्वाग्रयणै-रैन्द्रियैश्च महोत्सवैः ॥**

**बभौ भूः पक्वसस्याढ्या, कलाभ्यां नितरां हरेः ॥४८॥**

**અર્થ—પાકેલાં ધાન્યોથી સમૃદ્ધ થએલી પૃથ્વી, નગરોમાં અને ગામડાંઓમાં, નવીન અન્ન જેમાં હોમાય છે એવા વૈદિક યજ્ઞોથી, અને ઇંદ્રિયોને આનંદ થાય એવા લૌકિક મહોત્સવોથી, શોભવા લાગી. નિર્ગુણ બ્રહ્મની કલારૂપ શ્રીકૃષ્ણ અને બળભદ્રથી તે પૃથ્વી બહુજ શોભવા લાગી. (૪૮)**

૪૮ વિવેચન—

નવરાત્રીનો મહોત્સવ—ગરબા ગાવા, વ્રત કરવાં, અને હોમહવન કરવા તે.

**हरिः**—પૃથ્વીનું દુઃખ હરનાર છે, માટે શ્રીકૃષ્ણને બદલે **हरिः** શબ્દ છે.

---

૪૭ પદચ્છેદ—**नृप**-હે રાજન્! **यथा**-જેમ. **राज्ञा**-રાજાના ઉદયથી **दस्यून विना**-ચોર વિના. **लोकाः निर्भयाः**-લોકો નિર્ભય થાય તેમ. **सूर्योत्थाने**-સૂર્યનો ઉદય થતાં **कुमुदं विना**-કુમુદવિના **वारिजानि**-સઘળાં કમળો. **उदहृष्यन्**-ખીલી નીકળ્યાં.

૪૮ પદચ્છેદ—**पक्वसस्याढ्या भूः**-પાકેલાં ધાન્યોથી સમૃદ્ધ થએલી પૃથ્વી. **पुरग्रामेषु**-નગરીઓમાં .અને ગામડાંઓમાં. **आग्रयणैः**-નવીન અન્ન જેમાં હોમાય છે એવા વૈદિક યજ્ઞોથી **च**-અને **ऐन्द्रियैः महोत्सवैः**-ઇંદ્રિયોને આનંદ થાય એવા લૌકિક મહોત્સવોથી **बभौ**-શોભવા લાગી. **हरेः कलाभ्यां नितरां**-નિર્ગુણ બ્રહ્મની કલારૂપ શ્રીરામકૃષ્ણથી બહુજ શોભવા લાગી.

પ્રારબ્ધથી દેહમાં રહેલા ત્યાગીઓને, વરસાદથી ધર્મશાળા આદિમાં રોકાએલા લોકો સાથે હવે સરખાવે છે. સાંભળોઃ—

**वणिङ्मुनिनृपस्नाता, निर्गम्यार्थान्प्रपेदिरे ॥**
**वर्षरुद्धा यथा सिद्धाः, स्वपिण्डान्काल आगते ॥४९॥**

**અર્થ—જેમ આ દેહમાં (પ્રારબ્ધથી) રોકાઈ રહેલા સિદ્ધ પુરૂષો, સમય પ્રાપ્ત થતાં, યોગથી મળેલા દેવાદિ અવતારોને પામે, તેમ વરસાદથી રોકાઇ રહેલા વણિકો, સન્યાસિઓ, રાજાઓ, અને બ્રહ્મચારીયો પોતાના અર્થોને પ્રાપ્ત કરવા લાગ્યા. (૪૯)**

૪૯ વિવેચન—

વૈશ્યોનો અને ક્ષત્રિઓનો વ્યાપાર લૌકિક સુખ માટે હોય છે. અને બ્રાહ્મણોનો વ્યાપાર પારલૌકિક સુખ માટે હોય છે. તેથીજ ક્ષત્રિઓ અને વૈશ્યો પોતાથી બને તેટલી બ્રાહ્મણોની સેવા કરે છે.

સાધારણ રીતે ચોમાસાની ઋતુમાં વેપાર રોજગાર મંદા હોય છે, અને શરદ્‌ઋતુમાં વેપારની પ્રવૃત્તિ વધે છે.

ઈતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો વીશમો અધ્યાય સંપૂર્ણ. બોલીયો હરિ. બોલો શ્રી રામચંદ્રદેવકી જય. હરહર મહાદેવ હર. જ્યાં જ્યાં આ ટીકા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં હરિજનોને અમારા ઘણા હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

**અમદાવાદ** મોક્ષમંદિર,
સંવત ૧૯૮૫ માગશર વદી ૫.

લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

**ડાકોર**—શ્રી રણછોડરાયની આજ્ઞા થતાં, આ પુનમે ત્યાં મુકામ કર્યો હતો. રઢીયાળાનાં દર્શન વખતે આપને સૌને યાદ કર્યા હતા.

---

૪૯ પદચ્છેદ—**यथा**—જેવી રીતે એક દેહમાં રોકાઇ રહેલા. **सिद्धाः काले आगते**—સિદ્ધપુરૂષો સમય થતાં **स्वपिण्डान् प्रपेदिरे**—યોગથી પ્રાપ્ત થએલા દેવાદિ બીજા અવતારને પામે છે તેમ **वर्षरुद्धाः**—વરસાદથી રોકાઇ રહેલા **वणिजश्च मुनयश्च नृपाश्च स्नातकाश्च** (બ્રહ્મચારી) **इति ते [illegible]**—વેપારી, સન્યાસી, રાજા અને બ્રહ્મચારી નીકળીને. **अर्थान प्रपेदिरे**—પોતાના અર્થોને પ્રાપ્ત કરવા લાગ્યા.

ફે. નં. ૯૭.

Registered No. B. 1434.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

**અમદાવાદ—ધી** ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

**તંત્રી અને પ્રકાશક**—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—**અમદાવાદ.**

પુસ્તક ૧૦ મું. ] માઘ માસ ૧૯૮૫. [ અંક ૧ લો.

લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ—

વ્હાલાં હરિજનો ! પ્રભુકૃપાથી અને શ્રીસદ્ગુરૂની દયાથી, આપણે ફરી મળ્યાં. આ અંકની સાથે આ પત્રિકાનું દસમું વરસ શરૂ થાય છે; અને મોક્ષમંદિર ખોલ્યાંને અગીયારમું વરસ શરૂ થાય છે. નવા વરસની શરૂઆતમાં આપને સાને ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહીને કાર્ય શરૂ કરીએ. યોગનો ફરમો ખાસ મંગાવજો. ઘણું જાણવાનું મળશે.

ગઈ સાલના અંકો—ગઈ સાલના અંકો પુસ્તકના રૂપમાં બંધાવી લેવાનું ચૂકશો નહીં. કોઇ અંક ખૂટતો હોય, તો ચૈત્ર વદી ૧૧ પછી મંગાવી લેશોજી. અહીં હશે તો જરૂર મોકલવામાં આવશે.

**પાછલાં પુસ્તકો—**આ કોઈ ન્યુસપેપર નથી. આ સત્સંગ ગંગાનો પ્રવાહ છે. માટે પાછલાં પુસ્તકો **અવસ્ય** વાંચજો. હજી તેની ફાઇલો મળી શકે છે. પુસ્તકો થઈ રહ્યા પછી મંગાવશો, તો રૂપેયા સો દેતાં, એક નકલ પણ મળી શકશે નહીં. કીંમત પુંઠાપરના લીસ્ટમાં છે.

**દશમસ્કંધ**—દશમસ્કંધ ૧૯૮૩ ના મહા માસથી શરૂ થયો છે. ૮૩ અને ૮૪ એમ બે સાલનાં પુસ્તકો હજી મળી શકે છે. દશમસ્કંધનું બીજું નામ શ્રીકૃષ્ણલીલામૃત.

**ધ્યાન ખેંચો**—નવા ગ્રાહક કરો—શ્રીકૃષ્ણલીલામૃત પીઇને રાજી થયા હો, તો જીજ્ઞાસુઓના હાથમાં આ માસીક મૂકો. ઘણા ભાવિક લોકો આ માસીકથી હજી અજ્ઞાત છે. પોસ્ટેજ સાથે માત્ર બે રૂપૈયામાં આવી સરલ ભાષામાં જુજ માસીક છે. ભાગવતનાં ભાષાંતર થયાં છે, પણ તે સાથે દાખલા દૃષ્ટાંત અને ભજનકીર્તનથી રંગેલા ખુલાસા થયા નથી. તેની ખાસ જરૂર છે, એમ ખાત્રી થતી હોય, તો તમારી પોતાની ફરજ સમજીને, શ્રીકૃષ્ણલીલામૃત ભાવિકોને આપો.

**ધંધાની હાય**—ધંધાની હાયમાં ઘણાં ભાવિક મનુષ્યો, કથાવાર્તામાં જઇ શકતાં નથી. તેમને માટે આ માસીક ઘેર બેઠાં ગંગા છે. જ્યારે ફુરસદ મળે, ત્યારે વાંચી શકે, અને તેમને થોડામાં ઘણું મળે.

**દેશપરદેશ**માં રહેનારા લોકો બીજાં અનેક છાપાં વાંચે છે, પણ તેમનું પોતાનું છાપું વાંચતા નથી. આ તેમનું પોતાનું છાપું છે, માટે તેમને અવસ્ય આપો. આ રહી જશે, તો બધું રહી જશે. મનુષ્ય દેહનો સાચો સંબંધ જાળવવો હોય, તો તેમને આ માસીક આપો.

**ગામડાંની ખબર લ્યો**—ખડ ખાઇને ઢોર ધંધો કરે છે, તેમ રોટલા ખાઇને ઘણાં મનુષ્યો માત્ર ધંધો કરે છે. મોટા મોટા સંતો શહેરમાં આવે છે, પણ ગામડે જતા નથી. ગામડાંમાં એક પુસ્તક આવે, તે શી વાત ! સૌ ભાવિક લોકો ભેળા થઇને વાંચે. દાળીયા રોટલાનાં સદાવ્રત ગામડામાં છે, પણ જ્ઞાનના સદાવ્રત હોતાં નથી. યોગ્ય જણાય તો ગામડાવાળાનું ધ્યાન ખેંચો. થોડું ભણેલી બ્હેનોને આથી વિશેષ શું આપશો ?

**અંત્યજાદિ નીચવર્ણો** આવી વાતો ક્યાં સાંભળશે ? આવું સરલ માસીક તેમને ઘણું ઉપયોગી થશે. ઠીક જણાય તો તેમનું ધ્યાન પણ ખેંચો.

**વેપારની સાથે વેપાર**—આખા વરસમાં ઘણો વેપાર કરતા હશો. તમારા પોતાના ધંધા તરફ ઘણા ગ્રાહકોનું ધ્યાન ખેંચતા હશો, ત્યારે પ્રેમસ્વરૂપશ્રીકૃષ્ણ પ્રત્યે–શ્રીદશમસ્કંધની આ પત્રિકા પ્રત્યે–આખા વરસમાં એકાદ હરિજનનું ધ્યાન પણ ન ખેંચી શકો ? વિચાર કરી જોજો. ઠીક જણાય તો કરજો. તમારી પોતાની ફરજ સમજાય તો કરજો.

---

## આ વરસમાં શા શા વિષયો આવશે તેની નોંધ.

૨૧ મો અધ્યાય—વિષય—વેણુગીત.

૨૨ મો અધ્યાય—વિષય—ચીરહરણ લીલા.

૨૩ મો અધ્યાય—વિષય—મથુરાના યજ્ઞમાં અન્નની યાચના. બ્રાહ્મણો હાર્યા અને બ્રાહ્મણપત્નિઓ જીતી.

૨૪ મો અધ્યાય—ગોવર્ધનમહોત્સવ.

૨૫ મો અધ્યાય—પ્રભુએ ગોવર્ધન ઉપાડયો, અને ગોકુળની રક્ષા કરી.

૨૬ મો અધ્યાય—શ્રીકૃષ્ણનાં અદ્ભૂત કર્મોનું વર્ણન.

૨૭ મો અધ્યાય—કામધેનુ અને ઇંદ્ર શ્રીકૃષ્ણને શરણે આવ્યા.

૨૮ મો અધ્યાય—શ્રીકૃષ્ણે વરૂણ લોકમાંથી નંદરાયને પાછા આણ્યા, અને ગોપલોકોને વૈકુંઠ દેખાડયું.

૨૯ મો અધ્યાય—રાસલીલાનો સમારંભ, અને પ્રભુનું અંતર્ધ્યાન થવું.

૩૦ મો અધ્યાય—ગોપીઓ વનમાં શ્રીકૃષ્ણને શોધે છે.

૩૧ મો અધ્યાય—ગોપીકા ગીત–આ તે ગોપીકાઓ ? કે તીવ્રત્યાગને ધારણ કરનારા સન્યાસીઓ ?

૩૨ મો અધ્યાય—પ્રભુનાં દર્શન અને ગોપીકાઓની શાંતિ.

૩૩ મો અધ્યાય—રાસલીલા અને જળલીલા. [અહીં સુધી પહોંચાય તો–]

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૧ મો.

### વેણુગીત.

વિષય—આ અધ્યાયમાં વેણુનો નાદ સાંભળીને, ગોપીકાઓ વેણુનો અને શ્રીકૃષ્ણનો મહિમા ગાય છે, તે કથા કહેવાશે.

**સાવધાનતા**—અધ્યાય શરૂ કર્યા પહેલાં, થોડી મુદ્દાની વાત કરી દઇએ, તો ઠીક. નહીંતો-'સમજ્યા વિનાનું ધૂળધાણી, એ ભાઇરે મારા સમજ્યા વિનાનું ધૂળધાણી.' વેણુનો નાદ સાંભળીને ગોપીકાઓ કામાતુર થાય છે. ગદ્ ગદ્ કંઠે થઈ જાય છે. ઘેલી થઇ જાય છે. શ્રીકૃષ્ણ પુરૂષ, ગોપીકાઓ પરદારા, અને તેમની વચ્ચે શૃંગારરસની છોળો-કામ-પતિભાવ વિગેરે શબ્દોએ, આજ સુધીમાં અનેક ડાહ્યા પુરૂષોને ગોથાં ખવરાવ્યાં છે. અત્યારે પણ ઘણાં સુધરેલા હિંદુ ભાઇઓ અને બ્હેનો, શ્રીકૃષ્ણતત્ત્વ અને ગોપીતત્ત્વની હાંસિ કરે છે. શુષ્ક વેદાંતને વાયરે ચડેલા પંડિતો પણ, આ બે તત્ત્વોને, પોતાના ધર્મના કલંકરૂપ માને છે. યજ્ઞયાગાદિ કર્મ માર્ગમાં પ્રવર્તેલા-યજ્ઞનારાયણના ઉપાસકો પણ, સોએ નવાણું ટકા, આ બે તત્ત્વોને સમજતા નથી. સમજવા પ્રયત્ન પણ કરતા નથી. શ્રીકૃષ્ણની સાનિધ્ય મથુરાના યાજ્ઞિકોએ ઠોકર ખાધી હતી; તોપણ હજી પ્રમાદ મટતો નથી, એ અફસોસની વાતછે. મંદિરે મંદિરે દર્શન કરનારાં-શ્રીકૃષ્ણનાં ભાવિક ઉપાસકો પણ, સોએ પંચાણું ટકા, આ બે તત્ત્વોથી અજ્ઞાત છે. સનાતનીઓ આ બે તત્ત્વોને ન ઓળખે, ત્યારે વિધર્મીઓ ગોથાં ખાય-ગમે તેવા આક્ષેપ કરે, તેમાં શી નવાઈ! આક્ષેપોને પહોંચી વળવા, સનાતીઓએ, અને તેમાં એ ખાસ કરીને, દરેક શ્રીકૃષ્ણઉપાસકે, તૈયાર રહેવું જોઇએ. સમુદ્રમાં જ્યાં ખરાબા હોય છે, ત્યાં સલામતી માટે સરકાર દીવાદાંડી બાંધે છે. તે પ્રમાણે શાસ્ત્રોમાં જ્યાં જ્યાં શંકાનો સંભવ હોય, ત્યાં-તે વિષય ઉપર, આચાર્યશ્રીએ સ્પષ્ટ અને ટુંકા લખાણવાળાં નાનાં પુસ્તકો બહાર પાડવાં જોઇએ. ધનવાનોએ આવાં નાનાં પુસ્તકોનો પ્રચાર કરવો જોઈએ. મંદિરે આવનારાં દરેક ઉપાસકે આવાં નાનાં પુસ્તકોનો અભ્યાસ કરવો જોઇએ.

**સનાતન**—આજકાલ સનાતનને ઉખેડી નાંખવા, ભયંકર પ્રયત્નો થઇ રહ્યા છે. આપણો પરિવાર-નવી પ્રજા-આપણને ડુબાવી દેવા તૈયાર થયો છે; માટે સનાતનીએ પ્રમાદમાં પડયા રહેવું ઘટતું નથી. આચાર્યોએ અને શિષ્યોએ-બ્રાહ્મણોએ અને સાધુઓએ-ધનવાનોએ અને ગરીબોએ-સ્ત્રીઓએ અને પુરૂષોએ-સૌએ સનાતન ધર્મ શું છે? તે પ્રથમ જાણવું જોઇએ. દરેક મંદિરોમાં ધર્મનો ઉપદેશ થવોજ જોઇએ. જાણ્યા પછી શુદ્ધ અંતઃકરણથી તે ધર્મનું પાલન કરવું જોઈએ. ધર્મનું પાલન એજ ધર્મની મહાન્ રક્ષા છે. અત્યારે આપણું **ધર્મપાલન** ઘસાતું જાય છે. ધર્મપાલનનાં ખાતાં તપાસી જોજો. ગમે તેવો મુસલમાન નિમાજ પઢયા વિના રહેતો નથી, ત્યારે ગમે તેવા બ્રાહ્મણે સંધ્યાવંદન કર્યા વિના કેમ રહેવાય! અન્ય વર્ણોએ પોતાના ગુરૂએ બતાવેલું નિત્યકર્મ અવશ્ય કરવું જોઇએ.

શ્રીકૃષ્ણતત્ત્વ અને ગોપીતત્ત્વ સંબંધી આપણે વાત કરતા હતા. એક ભંગી પણ વ્યભિચારથી લાજે છે, ત્યારે જેના નામની અદ્યાપિ પર્યંત જય બોલાય છે; મંદિરે મંદિરે જેમનાં પૂજન ધામધૂમથી થાયછે; શ્રીશુકદેવ,નારદાદિ સંતો જેને ભજે છે; જેણે ગીતામાં અર્જુનને નિર્મોહ

કર્યો; જેણે શ્રીમદ્ભાગવતમાં ઉદ્ધવને જીવન્મુક્ત કર્યો; જેણે અંતકાળ વખતે ભીષ્મપિતામહને દર્શન દઇને ન્યાલ કર્યા, તે શ્રીકૃષ્ણ શું વ્યભીચારી ? શ્રીશુકદેવજી, નારદજી, શ્રી ચૈતન્ય ગૌરાંગ, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીમધુસૂદનસરસ્વતી, નરસીમહેતો, મીરાંબાઈ, અને રામકૃષ્ણ પરમહંસાદિ અનેક સંતો, ગોપીકાઓની સ્થિતિએ પહોંચવા પ્રયત્ન કરી રહ્યા હતા, તે ગોપીકાઓ શું વ્યભિચારી ? શૃંગાર સિવાયના તમામ સદ્ગ્રન્થોમાં જેની નિંદા થાય છે, એવો **કામવિકાર**, શું શ્રીકૃષ્ણ અને ગોપીકાઓ વચ્ચે ? કનકકાંતાના ત્યાગી પ્રેમાનંદ, બ્રહ્માનંદ, અને મુક્તાનંદ, જેવા સંતો, ગોપીકાઓની રસરેલની પ્રશંસા કરે છે. તે રસરેલનું નામ શું પરદારાના સંગથી કલંકીત થએલો કામજ્વર ? જંગલી પ્રજા પણ પરદારાના સંગને ધિકારે છે, તે સંગ શ્રીકૃષ્ણ જેવા જ્ઞાનીને ગમ્યો ? અને તેની પ્રશંસા ઉદ્ધવ જેવા જીવન્મુક્તે કરી ? દસ–અગીયાર વરસનો બાળક, પીનપયોધરા–હૃષ્ટપુષ્ટ–મોટી ઉમરની–સ્ત્રીઓ સાથે વિષયસુખ ભોગવે, એ વ્યાજબી લાગે છે ? નરસી મહેતાએ રાસલીલાનો રસ જુનાગઢમાં રેલાવ્યો; શૃંગારનાં અને સુરતસંગ્રામનાં પદ, ખુલ્લે ખુલ્લાં ગાવા માંડયાં; ત્યારે અદ્વૈતાશ્રમ, નરસિંહાશ્રમ, ગોવિંદાશ્રમ, માધવાશ્રમ વિગેરે સન્યાસીઓ નરસી મહેતાને વેરાવળના દરીયામાં ફેંકી દેવા દોડયા આવ્યા. માંડળીક રાજા પણ મહેતાજીને છુંદી નાંખવા તૈયાર થયો. માંડળીકની સભામાં પ્રભુએ પંડે મહેતાજીને હાર પહેરાવ્યો; ત્યારે રાજા અને સન્યાસીઓ ભોંઠા પડયા. મહેતો સાચો ઠર્યો, પણ મહેતો શું ગાય છે, તે (રસ) તેઓ સમજી શકયા નહી. એટલે–તેઓ તે રસના ચાખણહાર બન્યા નહીં. જુનાગઢમાં નરસી મહેતાએ, ડભોઇમાં દયારામભાઇએ અને મેવાડમાં મીરાંએ રાસલીલાનો જે રસ લૂંટયો; તે રસ શ્રીમદ્ભાગવત લખનાર વેદવ્યાસે તથા ભાગવત ઉપર વ્યાખ્યાન કરનાર સુતે અને શુકદેવજીએ લૂંટયો નથી. પરીક્ષતે પણ નહીં. શ્રીમદ્ ભાગવતના ઉપર સારી સારી ટીકા લખનારા આચાર્યોએ અને વિદ્વાનોએ પણ નહીં. એટલે–તેઓએ ગાંડા થઈને ગોવિંદ ગાયા નથી. હજારો નિંદકોની વચ્ચે રહીને, કુટુંબ કબીલાના તાપમાં શેકાઇ જઇને, તે વિદ્વાનોએ શ્રીહરિને રીજવ્યા નથી. ભક્તિમાર્ગને અગર ભાગવતને ઘેર ઘેર જીવતું રાખનારા–નરસી, મીરાં, દયારામ, પ્રેમાનંદ, તુકારામ વિગેરે મહાન્ ભક્તો છે. ખેતરની ઝુંપડીમાં રહેનારો અભણ ખેડુત, વિદ્વાનોને નહીં ઓળખે; પણ ગમે તે એક ભક્તને તો ઓળખતોજ હશે. તેમનું એકાદ પદ પણ તેને આવડતું હશે. અવકાશ હોય, ત્યારે નરસિં મહેતાનાં અને દયારામભાઈનાં રાસલીલાનાં પદો વાંચજો. પણ હૈયું હાથ રાખીને વાંચજો; શીયાળામાં બરફ પકડતાં હાથ ઠરડાઈ જાય; તેમ કલિયુગમાં આવાં પદ ગાતાં બુદ્ધિ ઠરડાઈ જાય. શ્રદ્ધાની હુંફ રાખજો. સાથે સાથે અહાર વિહારની નિર્મળતા પણ રાખજો. પછી બુદ્ધિ ઠરડાશે નહીં. શ્રીકૃષ્ણ અને ગોપીકાઓ વચ્ચે નીતિ અને જ્ઞાનની અનેક વાતચીત પણ થઇ છે. સામાન્ય બુદ્ધિથી જે ગેરવ્યાજબી જણાયું, તે માટે પરીક્ષતે શંકાઓ કરી છે, અને શુકદેવજીએ ખુલાસા કર્યા છે. તે પણ બરાબર વાંચવા જોઇએ. તે વાંચ્યા પહેલાં અને વિચાર્યા પહેલાં, ગમે તેમ બોલવું, તે સજ્જનનો ધર્મ નથી.

**શ્રીકૃષ્ણ અને ગોપીકાઓનો પ્રેમ**——શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણની રાસલીલા સંબંધી એક પશ્ચિમનો વિદ્વાન્ કહે છે કે—

'Love between Shrikrisshna and Gopikas is not like that described in the novels like Renolds.'

'શ્રીકૃષ્ણ અને ગોપીકાઓની વચ્ચે જે પ્રેમ હતો, તે પ્રેમ રેનૉલ્ડના અગર રેનૉલ્ડના જેવા બીજા નોવેલોમાં વર્ણવેલા પ્રેમ જેવો નથી.'

'સદેવંત સાવળીંગા' અને 'ગજરામારૂ'ની ચોપડીમાં પ્રેમનાં જે ચિત્ર છે, તે આ પ્રેમને મળતાં નથી. આજકાલ નોવેલો-વિષયી રંગથી રંગાએલી વાર્તાઓ-બહુ છપાય છે. તેમાં ઘણી ડાહી ડાહી વાતો આવે છે, પણ તે પ્રેમ ગોપીકાઓના પ્રેમને જરાએ મળતો નથી. પતિવ્રતાના પરમ ધર્મ પાળનારી જુવાન વિધવાઓ, કામજ્વરને બાળીને ભસ્મ કરે છે; ત્યારે જેમને શ્રીકૃષ્ણનો સંપૂર્ણ આશરો છે, એવી વ્રજાંગનાઓ કામજ્વરથી ડરતી હશે? એવી વ્રજાંગનાઓ વ્યભિચારી હશે? ગોપીકાઓના પ્રેમનું નિરીક્ષણ સ્થિરતાથી અને સૂક્ષ્મ દૃષ્ટિથી કરો, તો ખાત્રી થશે કે-આ પ્રેમની રગેરગમાં-'જગત્ મિથ્યા અને બ્રહ્મ સત્ય' છે. આ પ્રેમની પેંથીએ પેંથીમાં અનાત્મ પદાર્થોમાં તીવ્ર વૈરાગ્ય છે. આ પ્રેમના ઉંડાણમાં **'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज'**ની ગર્જના છે.

આટલું સાંભળ્યા પછી એટલી ખાત્રી થઈ હશે કે-શ્રીકૃષ્ણ, ગોપીકાઓ અને કામ-જ્વર-તે ત્રણે અહીં લૌકીક પ્રકારના નથી. તેમાં કાંઇક જુદા પ્રકારનું રહસ્ય છે. ઢાળ દેખીને ખેડુતે વોરાને કહ્યું કે-'નાડું થોભી રાખજો.' વોરાજીએ ગાડાનું નાડું પકડવાને બદલે સુરવાલનું નાડું પકડયું. જોતજોતામાં વોરાજી ગાડા ઉપરથી ઉઠી પડયા. છેવટે વોરાજીને ખાત્રી થઈ કે-સમજ્યા ફેરનું પરિણામ આવુંજ આવે. જેમ પટેલની સ્ત્રી દ્રૌપદીની કથા સાંભળીને, પાંચ પતિ કરવા લલચાણી; તેમ રાસલીલાની કથા સાંભળીને, કેટલાએક નાસ્તિકો કુતર્કો કરીને શ્રીકૃષ્ણથી વિમુખ રહ્યા, અને બીજા દુર્ભાગી જીવો વ્યભિચારમાં લલચાયા. ભક્તોએ અને વિદ્વાનોએ આવી ગેરસમજનો નાશ અવશ્ય કરવો જોઈએ. શ્રીકૃષ્ણતત્ત્વ અને ગોપીતત્ત્વને બરાબર સમજજો. તે બે તત્ત્વોનો બરાબર અભ્યાસ કરજો. પછી બોલવું ઘટે તો બોલજો. શ્રી કૃષ્ણતત્ત્વ અને શ્રીગોપીતત્ત્વ સંબંધી આગળ કથા પ્રસંગમાં ખુલાસા કરીશું. હાલ શ્રીકૃષ્ણના ચરિત્રોની વાત કહી દઉં.

શ્રીકૃષ્ણચરિત્રો—અત્યાર સુધીમાં ઘણા વિદ્વાનોએ શ્રીકૃષ્ણનાં ચરિત્રો લખ્યાં છે. તેના લેખકોના ત્રણ પ્રકાર છે. પ્રથમ પ્રકાર ઉંચકોટિનો છે, અને તેઓ શ્રીકૃષ્ણને પર-માત્મા રૂપેજ વર્ણવે છે. બીજો પ્રકાર શ્રીકૃષ્ણને ઉત્તમ કોટિના મનુષ્ય તરીકે વર્ણવે છે. 'શ્રીકૃષ્ણ પરમાત્મા છે', એમ તેમનું હૃદય કબુલ કરતું નથી; તેથી શ્રીકૃષ્ણે કરેલા અદ્ભુત ચમત્કારોનું વર્ણન તેઓ કરી શકતા નથી. વસ્ત્રાહરણલીલા, રાસલીલા વિગેરે પ્રસંગોને તેઓ કલ્પીત માને છે. ત્રીજો પ્રકાર નાસ્તિકોનો છે. તેઓ શ્રીકૃષ્ણને મહાન્ પાખંડી, ઠગ, વ્યભિ-ચારી વિગેરે તરીકે વર્ણવે છે. પાછલા બેઉ પ્રકારથી તમારે સાવધાન રહેવું. શ્રીકૃષ્ણને પરમાત્મા માની જે જે ચરિત્રો લખાયાં છે, તેમાં શ્રીમદ્ ભાગવત પ્રથમ નંબરે છે. હરિ વંશમાં, વિષ્ણુપુરાણમાં તથા બ્રહ્મવૈવર્ત પુરાણમાં શ્રીકૃષ્ણનું ચરિત્ર છે; પણ શ્રીમદ્ ભાગવત અને મહાભારત શ્રીકૃષ્ણની દરેક લીલાઓનું આબેહુબ વર્ણન કરે છે.

**શ્રીમદ્ ભાગવત**—શ્રીમદ્ ભાગવતને પુરાણ-એટલે ગપ્પોડાંથી ભરપુર-માનીને, ઘણા ધર્મ જીજ્ઞાસુઓ શ્રીમદ્ ભાગવતથી વિમુખ રહે છે, તે પણ અફસોસની વાત છે. શ્રીમદ્ ભાગવત સંબંધી સનકાદિકો કહે છે કે—

'वेदोपनिषदां साराज्-जाता भागवती कथा ।
अत्युत्तमा ततो भाति, प्रथग्भूता फलोन्नतिः ॥
आमूलाग्रं रसस्तिष्ठन्-नास्ते न स्वादते यथा ।
संभूय स प्रथग्भूतः, फले विश्वमनोहरः ॥
यथा दुग्धे स्थितं सर्पिर्-न स्वादायोपकल्पते ।
प्रथग्भूतं हि तद्दिव्यं, देवानां रसवर्धनम् ॥
इक्षूणामपि मध्यांतं, शर्करा व्याप्य तिष्ठति ।
प्रथग्भूता च सा मिष्टा, तथा भागवती कथा ॥
इदं भागवतं नाम, पुराणं ब्रह्मसंमितम ।
भक्तिज्ञानविरागाणां, स्थापनाय प्रकाशितम् ॥' વિગેરે—

"શ્રીમદ્ ભાગવતની કથા વેદો અને ઉપનિષદોના સારરૂપ છે. એટલે ફળરૂપ છે, આ ફળની ઉન્નતિ અત્યંત ઉત્તમ અને જુદા પ્રકારની છે. વૃક્ષના મૂળથી તે અગ્ર પર્યંત રસ વ્યાપીને રહે છે, પણ તેનો સ્વાદ આવતો નથી. આ રસ જ્યારે તે વૃક્ષના ફળમાં જુદો પડીને એકઠો થાય છે, ત્યારે તે જગતને પ્યારો લાગે છે. જેમ દુધમાં ઘી વ્યાપીને રહે છે, પણ તેનો સ્વાદ આવતો નથી. તે ઘી જ્યારે દુધમાંથી જુદુ પડે છે, ત્યારે કાંઈ જુદોજ—અમૃત જેવો—સ્વાદ આપે છે. શેરડીમાં મધ્યથી મૂળ સુધી સાકર વ્યાપીને રહી છે, પણ તે જ્યારે જુદી પડે છે, ત્યારે મીઠી લાગે છે." તાત્પર્ય—શ્રીમદ્ ભાગવત એ વેદો અને ઉપનિષદ્નું અમૃતમય—રસમય—ફળ છે. માટે ફળનો અનાદર કરીને, તે વૃક્ષનાં ડાળાં અને પાંદડાં ચાટશો નહીં. ખાત્રી ન થાય, તો શ્રીમદ્ ભાગવતને વેદો તથા ઉપનિષદો સાથે મેળવી જોજો. કોઈ વખત સાચી ગરજ થાય, તો અમારે ત્યાં શ્રીમદ્ ભાગવતની પારાયણ હોય, ત્યારે પધારજો. શ્રીમદ્ ભાગવતના મહાત્મ્યમાંજ કોઈ ઓર ચમક છે; ભાવથી કહે, અને ભાવથી સાંભળે; તો એઉની ભૂમિકા બદલાઈ જાય. સાત દિવસમાં તેનો લાભ શ્રોતાવક્તા બીલકુલ લઈ શકતા નથી. લાભ લેવા દરકાર પણ રાખતા નથી, એ અફસોસની વાત છે.

આટલી તૈયારી થયા પછી આપણે વેણુગીતનો અધ્યાય વાંચીએ. સાવધાનતાપૂર્વક સાંભળો—

શરદ્ઋતુથી શોભતા વૃંદાવનમાં શ્રીકૃષ્ણ પધારે છે અને વેણુ વગાડે છે—

॥ श्रीशुक उवाच ॥

इत्थं शरत्स्वच्छजलं, पद्माकरसुगन्धिना ॥
न्यविशद्वायुना वातं, सगोगोपालकोऽच्युतः ॥ १ ॥

૧ પદચ્છેદ—**इत्थं-एवं भूतं वनं**-ઉપર પ્રમાણે વર્ણન કર્યું તે વૃંદાવન **शरदा स्वच्छानि जलानि यस्मिन् तत्**-શરદ્ ઋતુને લીધે જેમાં સ્વચ્છ જળ હતાં એવું વન. **प[illegible]कराणां सु शोभनः-गंधः यस्य-तेन वायुना वातं (व्याप्तं)**-કમળોના સુગંધથી સુગંધીવાળા વાયુથી વ્યાપ્ત થએલું વન **गावश्च गोपालाश्च तैः सह [illegible]ः सगोगोपालकः इति अच्युतः**-ગાયો અને ગોવાળીયા જેમની સાથે હતા એવા શ્રીકૃષ્ણ **न्यविशत्**-પધાર્યા.

રાગ—પુષ્પિતાગ્રા.

**कुसुमितवनराजि शुष्मिभृङ्गद्विजकुलघुष्टसरःसरिन्महीध्रम् ॥**
**मधुपतिरवगाह्य चारयन्गाः सह पशुपालबलश्चुकूज वेणुम् ॥२॥**

**અર્થ—આ પ્રમાણે વૃંદાવન કે જેમાં શરદઋતુને લીધે સ્વચ્છ જળ હતાં, અને કમળોના સમુહની સુગંધીવાળો વાયુ જેમાં ચારે તરફ વાતો હતો; તે વૃંદાવનમાં ગાયોને અને ગોવાળીયાઓને સાથે લઈને, શ્રીકૃષ્ણ પધાર્યા. [૧] પુષ્પવાળી વનની પંક્તિઓવાળું, તથા મદોન્મત્ત ભ્રમરો અને પક્ષીઓનાં ટોળાં જેનાં સરોવરો, નદીઓ અને પર્વતોમાં ગુંજાર કરી રહ્યાં હતાં–તે વૃંદાવનમાં, શ્રીકૃષ્ણે ગોવાળીયા અને બળભદ્રસહિત પ્રવેશ કરીને ગાયોને ચારતાં ચારતાં વેણુ વગાડયો.(૨)**

૧–૨ વિવેચન.

**अच्युत**—આ શબ્દ શ્રીકૃષ્ણને માટે છે; તે સૂચવે છે કે–આ કોઈ સામાન્ય વ્યક્તિ નથી. એટલે આ કોઈ ભ્રષ્ટ થાય તેવી વ્યક્તિ નથી. જેમ સૂર્ય વિષ્ટામાંથી જળ ખેંચી લે, તોપણ પતીત થતો નથી, તેમ આ અનેક સ્ત્રિયો સાથે રમે, તો પણ પતિત થાય એમ નથી. બ્રહ્મ સ્વરૂપે તે નર, નારી અગર નાન્યેત્તર–ત્રણે જાતિ–થી પર છે. વળી એક મહાન્ પુરૂષ જીંદગીમાં અનેક પાર્ટ ભજવે છે. તેમ આ અવતારમાં શ્રીકૃષ્ણે અનેક પાર્ટ ભજવ્યા છે. એટલે–અનેક રૂપ લેવા તે સમર્થ છે. જ્યાં જ્યાં આદર્શ મનુષ્ય તરીખે શ્રીકૃષ્ણ દેખાયા છે, ત્યાં ત્યાં લોકવેદ–પ્રથિત રૂપ ધારણ કર્યું છે જેમ અસુરોને મારવા માટે ક્રૂરરૂપ ધારણ કર્યું છે, તેમ ગોપીઓ સાથેની લીલામાં, રસના રાજાનું રૂપ લીધું છે–રસેશ્વર બન્યા છે. ઇશ્વરના અનેક અવતારોમાં રસેશ્વર તરીકે પ્રભુએ એકજવાર દર્શન દીધાં, તે વૃંદાવનમાં–ગોપીકાઓની સાથે. બીજા શ્લોકમાં શ્રીકૃષ્ણને **મધુપતિ** કહ્યા છે. મધુપતિ એટલે લ્હેરી–ફાંકડા–સ્ત્રિયોને ગમે એવા. હિમાલયની ઉંચાઈ અને પહોળાઈની વાત સાંભળીને, જેમ કીડીઓ તે વાતને હસી કાઢે; તેમ કામક્રોધાદિ અનેક દોષોથી ઘેરાએલા જીવો, શ્રીકૃષ્ણના આ ચરિત્રને હસી કાઢે. તાત્પર્ય—કીડીઓ હિમાલયને માપી ન શકે, તેમ જેમનાં અંતઃકરણ વિષયાસક્ત હોય, તેઓ શ્રીકૃષ્ણના આ સ્વરૂપને–ગોપીકાઓ સાથે રમતા સ્વરૂપને–માપી ન શકે. જેમ નાની સાણશી મોટો દેગ ઉપાડી ન

---

૨ પદચ્છેદ—**कुसुमितानि च तानि वनानि तेषां राजयः यस्मिन् तत्**–જેમાં ફુલવાળી વનની પંક્તિઓ છે એવું વન. **शुष्मिणः** (મદોન્મત્ત) **भृंगाः द्विजाश्च**–(પક્ષિઓ) **तेषां कुलानि** (ટોળાં) **तैः घुष्टानि** (ગાજતાં) **सरांसि सरितः महिध्राः**–(પર્વતો) **यस्मिन तत्**–જે વનમાં મદોન્મત્ત ભ્રમરાઓ અને પક્ષિઓનાં ટોળાંઓથી સરોવરો, નદીયો અને પર્વતો ગાજી રહ્યાં છે એવા વનમાં [ શ્રીમદ્ વલ્લભાચાર્યજી **घुष्ट** ને બદલે **जुष्ट** શબ્દનો સ્વિકાર કરે છે.] **मधुपतिः**–કૃષ્ણ **पशुपालैः बलेन च सह इति–सह पशुपालबलः**–ગોવાળીયાઓ અને બળભદ્ર સહિત **अवगाह्य**–પેસીને **गाः चारयन्**–ગાયોને ચારતાં ચારતાં **वेणुं चुकूज**–વેણુ વગાડયો.

શકે; તેમ–'હું તે કોણ? અને આ બધું મારૂં છે,' એમ કહેનારો–રાગદ્વેષના કચરામાં રોળાએલો જીવ–શ્રીકૃષ્ણનાં આ ચરિત્રો સમજી શકે નહિં. આ ચરિત્રો સમજવા માટે કાંઈક ઉંચાણમાં આવો. ભદ્રની ઘડીયાળ જોવી હોય, એમણે ચોથે પાંચમે માળે ચડવુંજ જોઇએ. જીવભાવ મૂકીને જરા બહાર આવો. કોઈ દિવસ તો આમ કરો—

કમળ—કમળ જળમાં રહે છતાં નિર્લેપ રહે, તેમ જ્ઞાની જગતમાં રહે છતાં નિર્લેપ રહે. જળાશયમાં ગમે એટલું જળ વધે, તોપણ કમળ જળ ઉપરજ રહે, તેમ સંસારમાં અનેક ઉથલ પાથલ થાય, તોપણ જ્ઞાની સંસારની ઉપરજ રહે. સંસારમાં દટાઈ જાય નહિં.

વેણુ—આ વેણુ શા માટે આટલો બધો ભાગ્યશાળી હતો? તે વાત અગાઉ દ્રષ્ટાંત આપીને કરી છે. સઘળાં વાજીંત્રોમાં વેણુ મધુર વાજીંત્ર છે. [ ચોમાસામાં અને રાત્રે સર્વત્ર શાંતિ પ્રસર્યા પછી, તે બહુજ મધુર લાગે છે. ] તે સાંભળીને સર્પ જેવું ઝેરી જાનવર નિર્વૈર થઈને સામે આવીને લોડે છે. કોઈને ન ધીરે એવા મૃગો પણ પાસે આવીને બેસી જાય છે. ચંચળ સ્વભાવવાળી વ્રજાંગનાઓ પણ, શ્રીકૃષ્ણનો વેણુ સાંભળીને ગાંડી થઈ જાય છે. વેણુને સાત છિદ્રો છે. સાત છિદ્રોથી શ્રીકૃષ્ણ એમ સૂચવે છે કે–'ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યરૂપી મારા છ ધર્મો સહિત સાતમો હું પોતે, જીવોના કલ્યાણ માટે આવ્યો છઉં. બંસીના નાદથી તમને સૌને આમંત્રણ કરૂં છઉં–ઇસારા કરૂં છઉં.'

સ્વર—સ્વરની શક્તિ ઘણી છે. તમામ વૈદિક કર્મો મંત્રને આધીન છે, અને મંત્રો સ્વરને આધીન છે. રણના મેદાનમાં પણ રણસીંગા વાગે, ત્યારે યોદ્ધાઓને શૂરાતન આવે; ઘોડા હણહણે, અને હાથીઓ ગર્જના કરે. વાજીંત્ર ન હોય તો નાટકશાળા પણ ફીક્કી લાગે. શ્રીકૃષ્ણે સ્વરમાં સુધા ભરીને જીવોને ભગવદ્‌મય કર્યા. જીવો કેવા થયા?—

**तद्बुद्धयस्तदात्मानस्–तन्निष्ठास्तत्परायणाः ।** (ગીતા અ. ૫–૧૭)

સ્થાવરજંગમો પોતાના સ્વાભાવિક ધર્મ છોડી દઇને ભગવદ્‌મય બન્યા.

વનની શોભાનું વર્ણન કેવું છે! કાવ્યની રચના કેવી છે? શ્રીમદ્ ભાગવત કાવ્યરૂપે પણ સુંદર છે.

વૃંદાવનની શોભા—જ્યાં નગરનો રાજા બીરાજે છે, ત્યાં–જંગલમાં મંગળ થાય છે, ત્યારે રાજાઓનો રાજા જ્યાં બીરાજે, ત્યાં શોભા પોતે હાજર રહે, એમાં નવાઈ શી?

પદ૦

ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ છે એની દાસીરે. ભૂતળ૦

વેણુની અસર શી થઈ તે સાંભળો—

**तद्व्रजस्त्रिय आश्रुत्य, वेणुगीतं स्मरोदयम् ॥**
**काश्चित्परोक्षं कृष्णस्य, स्वसखीभ्योऽन्ववर्णयन ॥३॥**

---

૩ પદચ્છેદ—**स्मरस्य** (કામદેવનો) **उदयः यस्मात् तत् इति वेणुगीतं**–કામદેવનો ઉદય કરે એવા વેણુગીતને **काश्चित् व्रजस्त्रियः आश्रुत्य**–કેટલીએક વ્રજની સ્ત્રિઓએ સાંભળીને **कृष्णस्य परोक्षं**–શ્રીકૃષ્ણની પરોક્ષ (ગેરહાજરીમાં) **स्वसखीभ्यः**–પોતાની સખિઓ પાસે **अन्ववर्णयन**–તેનું વર્ણન કરવા લાગી.

**तद्वर्णयितुमारब्धाः, स्मरन्त्यः कृष्णचेष्टितम् ॥**
**नाशकन्स्मरवेगेन, विक्षिप्तमनसो नृप ॥४॥**

અર્થ—કામદેવને ઉદય કરે, એવું વેણુગીત-વેણુનો નાદ-સાંભળીને, કેટલીએક વ્રજની સ્ત્રિઓ, શ્રીકૃષ્ણની પરોક્ષમાં-ગેરહાજરીમાં, પોતાની સખીઓ પાસે, વેણુનું વર્ણન કરવા લાગી. (૩) હે રાજન્ ! શ્રીકૃષ્ણના ચરિત્રોને યાદ કરતી ગોપીઓએ, વેણુગીત સાથે શ્રીકૃષ્ણની લીલાઓનું વર્ણન કરવા માંડયું; પણ કામદેવના વેગથી વ્યાકુળ ચિત્તવાળી હોવાથી, તેઓ તેનું વર્ણન કરી શકી નહીં. (૪)

૩-૪ વિવેચન—

**काश्चित्** [illegible]:—વેણુની અસર સૌને સરખી થઈ નથી; પણ અમુક અધિકારી સ્ત્રિયોનેજ વેણુની અસર થઈ, એમ **काश्चित्** શબ્દ સૂચવે છે. તેનું કારણ શું ? શ્રીકૃષ્ણ કહે છે કે—

'**नाहं प्रकाशः सर्वस्य, योगमायासमावृतः**' હું યોગમાયાથી ઢંકાએલો રહું છઉં, તેથી સૌ મને ઓળખી શકતા નથી. જેમનો માયાનો પડદો હું ખસેડી નાંખું, તેઓજ મને જોઇ શકે.

**स्मरोदयम् वेणुगीतम्**—કામદેવને ઉત્પન્ન કરે એવું વેણુગીત-વેણુમાં ગાએલું સંગીત. સંગીતનો આનંદ કાંઈ ઓર છે. આધિવ્યાધિથી મુંઝાએલા જીવોને, સંગીતથી જેટલો આનંદ થાય છે; તેટલો આનંદ બીજાથી થતો નથી. જ્યારે પ્રભુ પોતે ગવૈયા બન્યા. ત્યારે તો ઓરજ આનંદ હોય. ગોપીકાઓને સન્યાસી કહીએ, તો શ્રી કૃષ્ણે વેણુમાં એવું શું ગાયું હશે ? સાવધાન થઈને સાંભળો. ગાફલ રહેશે તેમનું જશે.

**बुद्ध्या विशुद्धया युक्तो, धृत्यात्मानं नियम्य च ।**
**शब्दादीन् विषयांस्त्यक्त्वा, रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥**
**विविक्तसेवी लघ्वाशी, यतवाक्कायमानसः ।**
**ध्यानयोगपरो नित्यं, वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥**
**अहंकारं बलं दर्पं, कामं क्रोधं परिग्रहम् ।**
**विमुच्य निर्ममः शांतो, ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥**
**ब्रह्मभूतः प्रसन्नात्मा, न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु, मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥**
**भक्त्या मामभिजानाति, यावान्यश्चास्मि तत्त्वतः ।**
**ततो मां तत्त्वतो ज्ञात्वा, विशते तदनंतरम् ॥ ५५ ॥** [ગીતા અ. ૧૮]

વિગેરે—

૪ પદચ્છેદ—**हे नृप !**-હે રાજન્ ! **कृष्णचेष्टितम् स्मरंत्यः**-શ્રીકૃષ્ણના ચરિત્રોને યાદ કરતી ગોપીકાઓએ **तत् वर्णयितुं आरब्धाः**-વેણુગીત (સાથે શ્રીકૃષ્ણ લીલાઓ)નું વર્ણન કરવા માંડયું, પણ **स्मरवेगेन विक्षिप्तमनसः-व्याकुलचित्ताः**-કામદેવના વેગથી વ્યાકુળ ચિત્તવાળી હોવાથી **न अशकन्**-તેઓ વર્ણન કરી શકી નહીં.

'અનાસક્ત બુદ્ધિવાળો મુમુક્ષુ ધીરજથી મન ઇંદ્રિયોને વશ કરીને, શબ્દાદિ વિષયોને તજીને, તથા તે તે વિષયોના રાગદ્વેષને ફેંકી દઇને, [૫૧] એકાંત સેવનારો, થોડો હલકો આહાર કરનારો, મન વાણી અને કાયાને જીતનારો, નિત્ય ધ્યાનયોગ પરાયણ રહેનારો, વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો થાય છે. [૫૨] તથા અહંકાર, બળ, દુરાગ્રહ, કામ, ક્રોધ, અને સંગ્રહ (પરિગ્રહ) નો પરિત્યાગ કરીને, જ્યારે સ્વતંત્ર (અહંતા મમતા વિનાનો) અને શાંત ચિત્તવાળો બને છે, ત્યારે તે મને પામવાને યોગ્ય થએલો ગણાય. છે. [૫૩] મને પામવાની ઇચ્છાવાળો પ્રસન્ન ચિત્તવાળો બનીને, કશાનો શોચ કરતો નથી, અને કશાની ઇચ્છા કરતો નથી. તથા સર્વ પ્રાણીઓમાં સમદૃષ્ટિ રાખે છે. ત્યારે તે મારી પરાભક્તિને પામે છે. [૫૪] હું કે જે અપારશક્તિવાળો છઉં તેને, એટલે મારી પાસે જે કાંઈ છે તે સહિત મને, પરાભક્તિ વડે, તત્ત્વથી, યથાર્થ રીતે, જાણી શકે છે. એવી રીતે મને જાણીને તે મારામાં પ્રવેશ કરે છે–પેસે છે–લવલીન થાય છે. [૫૫].

વેદોનો સાર ઉપનિષદોમાં, અને ઉપનિષદોનો સાર ગીતામાં. આવું કાંઈ શ્રીકૃષ્ણે બંસીમાં ગાઇને, અધિકારી જીવોનું ધ્યાન ખેંચ્યું. પોતાને આંગણે રાજાને આવેલો જોઇને, ગરીબ ઘરડી ડોસી, વિહ્વલ થઇ જાય–શું બોલવું તે આવડે નહીં; તેમ શ્રીકૃષ્ણનું સંગીત, (આમંત્રણ) સાંભળીને, ગોપીઓ ઘેલી થઇ ગઈ.

શ્રીકૃષ્ણના ચરણને સેવનારા, નાનામાં નાના ભક્તો અને જ્ઞાનીઓ પણ, વિષયોને તજવાની ભલામણ કરે છે; ત્યારે શ્રીકૃષ્ણ પોતે વેણુમાં વિષયોનો ઉપદેશ કરે, તે વાત તો કેમ મનાય? ન જ મનાય. માટે વેદોનાં, ઉપનિષદોનાં, શાસ્ત્રોનાં અને સંતોનાં જેજે વચનો, પ્રભુ તરફ ખેંચે છે, તે તમામ મુમુક્ષુઓને હિસાબે, કાંઇક વેણુગીત છે–કાંઇક વેણુનાદ છે. શ્રીશંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રીનિંબકાચાર્ય, શ્રીવિદ્યારણ્ય સ્વામી, શ્રીસ્વામીનારાયણ, વિગેરે સંતોએ કાંઇક આવો વેણુનાદ કર્યો હતો. જે સાંભળીને અનેક રંગભીનાં થયાં. શ્રીગૌતમબુદ્ધ, જીસસક્રાઇસ્ટ અને મહમદ પેગંબર પાસે પણ આવું કાંઇક વેણુગીત હતું. તેમની પાસે કાંઇક હતું, અને શ્રીકૃષ્ણ પાસે તો અવંગ–આખો વેણુ હતો. શ્રીકૃષ્ણ પૂરણ પુરૂષોત્તમ છે, માટે તેમનો બંસીનાદ પૂર્ણ હતો.

પદ—રાગ–રેખતા તાલ–દાદરા.

અયે સ્યામ તેરી બંસરીને, ક્યા સિતમ કિયા,
તનકી રહી ન હોશ, મેરે મનકો હરલિયા—ટેક. અયે૰
બંસીકી મધુર ટેર સુની, પ્રેમરસ ભરી;
વ્રજનાર લોકલાજ, કામકાજ તજદિયા—અયે૰
નભમેં ચડે વિમાન ખડે, દેવ ગણ સુને;
મુનિયોકા છૂટા ધ્યાન, પ્રેમ ભક્તિરસ પિયા—અયે૰
પશુઓને તજા ઘાસ, પંછી મૌન હો રહે;
જમુનાકા રુકા નીર, પવન થિર હો ગયા—અયે૰
એસી બજાઈ બંસરી, સબલોક વશ કિયે;
બ્રહ્માનંદ દરસ દીજિએ, મોહિ રાસકે રસિયા—અયે૰

સ્મરણથી લાભ શું ?–**तद् गुणेषु प्रसक्ताहि, तद्दासक्ता भवंति हि।** [સુબોધિની] જેઓ ભગવદ્ ગુણોમાં આસક્ત હોય, તેઓ ભગવાનમાં આસક્ત થાય.

**કામ**—એટલે અભિલાષ, સ્નેહ, પ્રેમ વિગેરે.

આ વખતે શ્રીકૃષ્ણ કેવા બન્યા હતા તે સાંભળો—

**राग**—માલિની.

**बर्हापीडं नटवरवपुः, कर्णयोः कर्णिकारं।**
**बिभ्रद्वासः कनककपिशं, वैजयन्तीं च मालाम् ॥**
**रन्ध्रान्वेणोरधरसुधया, पूरयन् गोपवृन्दैर् ।**
**वृन्दारण्यं स्वपदरमणं, प्राविशद्गीतकीर्तिः ॥५॥**

**અર્થ—માથા ઉપર મોરપીંછનો મુગટ. કાનમાં કર્ણિકારનાં પુષ્પ, શરીર ઉપર સોના જેવું પીળું વસ્ત્ર–પીળું પીતાંબર, અને કંઠમાં વૈજયંતિ માળાને ધારણ કરનારા, નટની પેઠે શોભતા ઉત્તમ વેષવાળા, અને પોતાના અધરની સુધાથી વેણુનાં છિદ્રોને પૂરતા–વેણુ વગાડતા, અને ગોવાળીયાઓના સમુહો જેમની કીર્તિનું ગાયન કરતા હતા–એવા શ્રીકૃષ્ણભગવાન્, પોતાના પગલાનાં ચિન્હોથી શોભતા વૃંદાવનમાં પધાર્યા. (૫)**

૫ વિવેચન—

રસ બે પ્રકારનો હોય છે. એક ધર્મસહિત અને બીજો કેવળ–માત્ર–રસજ. નાટકશાળાઓમાં કેવળ રસજ હોય છે. એટલે નાટકમાં જે રાજા બન્યો, તે રસપુરતોજ હોય છે, સાચો હોતો નહીં. નાટકમાં સ્ત્રીપુરૂષ બન્યાં, તે રસપુરતાંજ–સાચાં નહીં. ગોપીકાઓને લાડ લડાવવા માટે, પ્રભુ બેઉ પ્રકારના રસરૂપે વ્રજમાં પધાર્યા છે. એટલે સાક્ષાત્ અવતાર લઇને–શરીર ધારણ કરીને–પ્રભુ પધાર્યા છે. વેણુનાદનો રસ રેલાતો જોઇને ગોપીકાઓ ગાય છે કે–

રાગ-પ્રભાતી તાલ દાદરા.

[ બરાબર પ્રેમથી ઉપાડજો. લુખુંપુખું અમને નહીં ભાવે. ]

આજ સખિ શ્યામસુંદર બંસિયા બજાવે;
બંસિયા બજાવે હેરી–મોરલીયાં બજાવે—આજ સખિ૦

---

૫ પદચ્છેદ—**बर्हाणि तन्मयः आपीडः** (મુગટ) **तं बिभ्रत्**–મોરપીંછના મુગટને ધરનાર. **कर्णयोः कर्णिकारं**–કાનમાં કર્ણિકારનાં પુષ્પ ધારણ કર્યા હતાં તે. **कनककपिशं वासः**–સોના જેવું પીળું વસ્ત્ર પહેર્યું હતું તે. **च वैजयंतीं मालां**–વૈજયંતી માળા પહેરી હતી તે. **नटेषु वरः तस्य वपुः इव वपुः यस्य सः इति कृष्णः**–નટના જેવા શોભતા શ્રીકૃષ્ણ. **वेणोः रंध्रान् अधरसुधया पूरयन्**–વેણુનાં છિદ્રોને પોતાની અધરસુધાથી (નીચલા હોઠમાંથી ઝરતા અમૃતથી) પૂરતા. [અધર ઉપર વેણુ રાખીને વાયુથી તેના છિદ્રો પુરીને વેણુ વગાડતા હતા એ ભાવ છે.] **गोपवृंदैः गीता कीर्तिः यस्य सः**–ગોવાળીયાનાં ટોળાંઓ જેમની કીર્તિનું ગાયન કરતા હતા એવા શ્રીકૃષ્ણ. **स्वपदरमणं-वृंदारण्यं**–પોતાનાં પગલાંથી શોભતા વૃંદાવનમાં **प्राविशत**–પધાર્યા.

મોરમુગટ શિર ચડાય, પગમેં નૂપુર સુહાય;
બંસી મુખમેં લગાય, મધુર મધુર ગાવે—આજ૦
યમુનાકો ફકત વાર, તરૂયનકી ઝુક્ત ડાર;
ધેનુ મુખ ધાસ ડાર, ધુનિમેં મન લાવે—આજ૦
બ્રહ્મા સુર રાજ શેષ, શંકર ગૌરી ગણેશ;
ધાર ધાર મનુજવેષ, વૃંદાવન આવે—આજ૦
બંસી ધુન સુન અપાર, ભૂલે મુનિ મન વિચાર;
બ્રહ્માનંદ ગોપનાર, તનમન વિસરાવે—આજ૦

સુધા—સુધા એટલે અમૃત અગર મીઠાશ. સુધા ત્રણ પ્રકારની છે. દેવભોગ્ય, ભગવદ્‌ભોગ્ય અને સર્વભોગ્ય. નદી, સરોવર, અને પર્વતો વિષે સ્થાપન કરેલી સુધા દેવભોગ્ય છે. ભગવાનના અધરમાં જે સુધા છે તે ભગવદ્‌ભોગ્ય છે. એટલે એ સુધાનો અનુભવ ભગવાન્ પોતે, અગર યશોદા, અને ગોપિકાદિ ભગવાનના અંતીમ ભકતોજ કરે છે. શાસ્ત્રો અને સંતો જેમનો મહિમા ગાય છે, એવાં જેમનાં નિર્મળ અંતઃકરણ થઇ ગયાં હોય છે—પ્રભુમાં લવલીન અંતઃકરણ થઇ ગયાં હોય છે, તેઓજ અંતીમ ભકતો કહેવાય છે. આ ભકતોનું ખાસ લક્ષણ સાંભળો—

ચોપાઈ—'ગદ્‌ગદ્ ગિરા નયન વહ નીરા, મમ ગુણ ગાવત પુલક શરીરા.'

વેણુનાદ દ્વારા બહાર નીકળતી સુધા સર્વભોગ્ય છે. એટલે તે સુધા સર્વ જીવોથી સાક્ષાત્ ભોગ્ય છે. આ છેલ્લી સુધા નાદદ્વારા—કાનદ્વારા—ભોગ્ય છે. હરિગુણ સિવાયના અનેક રસનું પાન કરવાથી, ઉચ્છિષ્ટ—એઠું—થએલું મુખ, આ સુધાનું પાન કરી શકતું નથી. આ નાદસુધા કાનદ્વારા હૃદયમાં પેસીને મુખદ્વારા ઉભરાય છે—મુખદ્વારા શ્રીહરિનું સ્મરણાદિ કરાવે છે. આ પ્રમાણે મુખને ભગવદ્‌ભોગ્ય કરે છે. અર્થાત્ જ્યાં સુધી આ સુધા હૃદયમાં પ્રવેશ કરતી નથી, ત્યાં સુધી મુખદ્વારા ભગવદાવેશ ઉભરાતો નથી. જેટલે અંશે સુધારસ હૃદયમાં પ્રવેશ કરે છે, તેટલે અંશે નિરોધ—એકાગ્રતા—સિદ્ધ થાય છે. નિરોધ થતાં બાહ્ય વિષયોના સુખ દુઃખનું ભાન મટી જાય છે. શ્રીકૃષ્ણના રસીલા રૂપમાં, અને તેમની રસીલી બંસીમાં, ચિત્તની વૃત્તિઓ તલ્લીન થઈ જાય છે. હવે સુધાનો રસ બંધ કરીને આગળ વધીએ.

વૈજયંતીમાળા—જે માળામાં સફેદ, લાલ, પીળાં, લીલાં અને કાળા રંગનાં પુષ્પો હોય, તે વૈજયંતીમાળા કહેવાય. કોઈ કોઈ ટીકાકાર કહે છે કે—'જેમાં પાંચ જાતનાં રત્નો જડયાં હોય તે વૈજયંતીમાળા કહેવાય.' આ માળા પગ સુધી લાંબી હોય છે. આવી લાંબી માળાઓ પહેરનાર ડાકોરમાં અને નાથદ્વારામાં છે. જાઓ ત્યારે નિહાળીને જોજો.

યમુનાજીને કાંઠે પ્રભુ કેવા દેખાતા હતા ?—

૫૬.

દેખો સખિરે ડોલરીયો—કાલંદરીને કાંઠે ઉભોરે (૨)
પ્રાણજીવન રૂડું પહેર્યું પિતાંબર, હાંરે મોરમુગટ મનોહર ધરિયો—કાલં૦
વાંસળી વગાડે ને મોહ પમાડે, હાંરે તેનો ચાળો જાદુડાનો ભરીયો—કાલં૦
ભીનેવાને પણ ભલ્લો શોભે છે, હાંરે—પેલો ગુંજાનો હાર તેણે ધરીયો—કાલં૦
વઢકારી નારીયો તો કહે છે વઢકારો, હાંરે—મને લાગે ડહાપણનો દરિયો—કાલં૦

માંકડાં લૈને કાલે માખણ માગવા, હાંરે–મારા ફળીયામાં ઘેર ઘેર ફરીયો—કાલં૦
કેકવાર આંગણે નચાવું નાનકડો, હાંરે–પેલો કાનકુંવર કેશરિયો—કાલં૦
રંગીલો નાથ ઋષિરાજનો રૂપાળો, હાંરે એ તો આપણે કાજે અવતરીયો—કાલં૦

હવે આગળ ગોપીકાઓની સ્થિતિ તપાસીએ.

**इति वेणुरवं राजन्, सर्वभूतमनोहरम् ॥**
**श्रुत्वा व्रजस्त्रियः सर्वा, वर्णयन्त्योऽभिरेभिरे ॥६॥**

**અર્થ—હે રાજન્ ! ઉપર પ્રમાણે પ્રાણીઓના મનને હાર લે એવા વેણુ-નાદને સાંભળીને, કામાતુર થયા છતાં, શ્રીકૃષ્ણનાં ચરિત્રોનું વર્ણન કરતી સર્વ વ્રજાંગનાઓ, પદે પદે મનથી ભગવાનનું આલિંગન કરતી હતી. (૬).**

૬ વિવેચન—

**સ્ત્રીતત્ત્વ**—સ્ત્રીજીવ પ્રકૃતિને આધીન છે. તેથી તેનામાં પ્રાકૃત ગુણોની પ્રબળતા વધારે હોય છે. પુરૂષમાં પુરૂષના અંશનું પ્રાધાન્ય હોવાથી, તેનામાં પ્રકૃતિના ગુણોની નિર્બ-ળતા હોય છે. આ પ્રાકૃત ગુણોનો નાશ કરીને, જ્ઞાન વૈરાગ્યની સીઢીએ ચડીને, મોક્ષની પ્રાપ્તિ કરવી, તે સ્ત્રીઓ માટે અને સ્ત્રીઓ જેવા સાધન રહિત પુરૂષો માટે, ઘણુંજ અઘરૂં કામ છે. માત્ર સાવધાન પુરૂષોજ સાધનથી મુક્ત થાય; સ્ત્રીઓ અને સ્ત્રિયો જેવા સાધન રહિત પુરૂષો, પ્રકૃતિના ગુણોને લીધે કાળાંતરે મુક્ત થાય. સ્ત્રિઓને અનાયાસે પુરૂષ તત્ત્વમાં પ્રીતિ અને ભક્તિ ઉત્પન્ન થાય છે. તે નિયમને આધારે રામાવતારમાં ઘણી સ્ત્રિયોને રામ ઉપર મોહ થયો હતો. શ્રીકૃષ્ણાવતારમાં તેમનો ઉદ્ધાર કરવાનું, શ્રીરામે તેમને વચન આપ્યું હતું. શ્રીકૃષ્ણાવતારમાં એવો કામણગારો વેષ ધારણ કર્યો, કે સ્ત્રિયો તો તેમને જોઈને પરવશજ થઈ જાય. દેવાંગનાઓ અને પશુ પક્ષીઓની માદાઓ પણ, શ્રીકૃષ્ણની લીલાઓમાં અંજાઇ ગઈ. ગીતાને ૯મે અધ્યાયે કૃષ્ણ બોલ્યા કે—

**मां हि पार्थ व्यपाश्रित्य, येऽपि स्युः पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास–तेऽपि यांति परां गतिं ॥**

'અંજાઇ જાય,' એટલે શ્રીકૃષ્ણના આશ્રિત થાય. અસુરો વૈરભાવે પરમગતિ પામ્યા; ત્યારે સ્ત્રિયો સ્નેહ ભાવે પરમગતિ કેમ ન પાંમે ? પામેજ. પરીક્ષિત આગળ શંકા કરે છે કે–ગોપીકાઓએ તો વ્યભિચાર બુદ્ધિથી શ્રીકૃષ્ણને ભજ્યા. પણ શ્રીકૃષ્ણ પુરૂષ અગર સ્ત્રી કાંઈ નથી. પુરૂષ કહીએ તો હજી હવે નિશાળે બેસવાના છે. બાળક કહીએ, તો મોટા મોટા કંસાદિ અસુરોને કેવી રીતે મારી શકે ? સાર એ છે કે–કોઈ રીતે શ્રીકૃષ્ણતત્ત્વમાં પ્રીતિ થવી જોઈએ. શ્રીકૃષ્ણની ભક્તિના ખાતામાં, વૈરાગી

---

૬ પદચ્છેદ—**हे राजन**–હે પરીક્ષિત ! **इति**–(૩–૪ શ્લોક સાથે સંબંધ છે) ઉપર પ્રમાણે. **सर्वभूतमनोहरं वेणुरवं श्रुत्वा**–પ્રાણીઓના મનને હરિ લે એવા વેણુ નાદને સાંભળીને. **सर्वाः व्रजस्त्रियः वर्णयन्त्यः**–કામાતુર થયા છતાં શ્રી કૃષ્ણના ચરિત્રોનું વર્ણન કરતી સર્વ વ્રજાંગનાઓ **अभिरेभिरे** [**अभिरेमिरे** પાઠ પણ છે.]–પદે પદે મનથી ભગવાનનું આલિંગન કરતી હતી.

સંતોએ પણ, સ્ત્રિયોને પહેલો નંબર આપ્યો છે. સ્ત્રી પુરૂષ વચ્ચેનો જે પ્રેમ, તે આ **સંસારમાં** પ્રેમની ટોચ અગર હદ. તેથી આગળ પ્રેમનું પ્રમાણ આપી શકાય નહીં. તેથી વૈરાગી ભકતો પણ શ્રીકૃષ્ણને પતિ ભાવે ભજવા લાગ્યા. સાંભળો નરસીંહ મહેતો ગાય છે.

રાગ—પ્રભાતિયું.

સારમાં સાર અવતાર અબળાતણો, જે બજે બળભદ્ર વીર રીઝે;
પુરૂષ પુરૂષોતન, શું કરૂં હે સખિ ! જેથી નહિં માહરૂં કામ સીજે. સાર૦
મુક્તિ પર્યંત તો પ્રાપ્તિ છે પુરૂષને, સત્ય જો સેવક ભાવ રાખે;
રસભર્યું રૂસણું, નાથ નોહરા કરે, તે નહિં નારી અવતાર પાખે—સાર૦
ઇંદ્ર આદિક અજ ઇશિ ને મહામુનિ, ગોપિકાચરણરજ નિત્ય વંદે;
ગોપિથી આપને, અધમપણું લેખવે, નરપણું નવ રૂચે આપ નંદે, સાર૦
વેદ વેદાંત ઉપનિષદો ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો;
તે રસ ભાગ્યનિધિ, ભામની ભોગવે, અહોનિશ અનુભવે સંગ લીધો—સાર૦

* * * * *

પ્રેમરસ પાને તું મોરના પીંછધર, તત્ત્વનું ટુંપણું તુચ્છ લાગે;
દુબળા ઢોરનું, કુશકે મન ચળે, ચતુરધા મુક્તિ તેઓજ માગે—પ્રેમ૦
પ્રેમની વાત પરીક્ષિત પ્રીછયો નહિં, શુકદેવજીએ સમજી રસ સંતાડયો;
જ્ઞાન વૈરાગ્ય કરી ગ્રન્થ પૂરો કર્યો, મુક્તિનો માર્ગ સિધો દેખાડયો—પ્રેમ૦
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિરાગી બહુ મુનિરે જોગી;
પ્રેમને યોગ્યતો, વ્રજતણી ગોપિકા, અવર વિરલા કોઇ ભક્ત ભોગી—પ્રેમ૦
પ્રેતને મુક્તિ તો, પરમ વલ્લભ સદા, હેતુના જીવતે હેતુ જાણે;
જન્મોજન્મ લીલારસ ચાખતાં, લ્હાણનાં વહાણ જેમ દ્વાર આણે—પ્રેમ૦
**મેં ગ્રહ્યો હાથ ગોપીતણા નાથનો,** અવર બીજું મને કાંઇ ન ભાવે;
નરસૈયો મહામતિ, ગાય છે ગુણકથા, જતિ સતિને તો સ્વપ્ને ન આવે—પ્રેમ૦

શ્રીકૃષ્ણને રીઝવવા માટે રામકૃષ્ણ પરમહંસ પોતામાં સ્ત્રીત્વ લાવ્યા હતા. માત્ર સ્ત્રીના પોશાકથી સ્ત્રિત્વ અગર સખિત્વ મળી શકતું નથી. સ્ત્રિત્વની ભાવના કરવાથી અને તે ભાવનાને ખીલવવાથી, સ્ત્રિત્વ પ્રાપ્ત થાય છે. હામ, દામ, અને દામવાળો માણસ, કોરટે ચડે, અને નિઃસાધન પુરૂષ પાઘડી ઉતારીને પગે લાગે. તેમ કામ ક્રોધાદિ શત્રુઓને હણી નાંખીને જેઓ સાધન સંપન્ન થયા હોય, તે પુરૂષો મુક્તિને માટે હક્ક કરે; પણ જેઓ નિઃસાધન હોય, છતાં શ્રીહરિને રીઝવવાની ધગશ તેમને થઈ હોય, તો તેઓએ અવશ્ય શ્રીહરિને શરણે આવી જવું જોઇએ,

દોહરો—સેવક સેવ્ય ભાવ બિનુ, ભવ ન તરીય ઉરગારિ;
ભજહુ રામપદ પંકજ, અસ સિદ્ધાંત વિચારી—સીયા૦
કારણ કે—

સોરઠો—ભાવવશ્ય ભગવાન્, સુખનિધાન કરૂણાભવન;
મતા મદ માન, ભજીય રામ સીતા રમણ—સીયાવર૦

કેમ સાવધાન છોને ? દ્વૈત અદ્વૈતના બેઉ રસ્તા ખુલ્લા છે. પોતાના અધિકારનો વિચાર કરીને, ગમે તે રસ્તે પ્રયાણ કરવું. અદ્વૈતનો રસ્તો મોંઘો છે. સાધન સંપન્ન થયા વિના, માત્ર બોલવાથી કાંઇ મળે એવું નથી. કામ ક્રોધાદિને ખભે બેસાડી રાખે, રાજહાઠમાં રમતા રહે, અને 'આવો હું તમને અદ્વૈતની વાતો કરૂં,' તેથી કાર્ય સરે એમ નથી.

સેવક તત્વમાં સ્ત્રીતત્વ ઉંચી ભૂમિકા ભોગવે છે. સેવકતત્વના કરતાં સ્ત્રીતત્વ ઘણીજ નીકટતા, એકતા અને દઢતા સૂચવે છે. હજી આ વિષયને જરા સૂક્ષ્મ દષ્ટિથી જોઇએ તો જણાય છે કે-પ્રભુને પામવા માટે પુરૂષને સ્ત્રિ થવાની જરૂર નથી, પણ પુરૂષને પોતાનું પુરૂષપણાનું અભિમાન છોડવાનું છે, અને સ્ત્રિને પોતાનું સ્ત્રિપણાનું અભિમાન [ લજ્જા, અજ્ઞાન, મોહ વિગેરે ] છોડવાનું છે. અંદરથી હુંપણું મટી જાય, એ કોઈ નાનકડી વાત નથી. આ કઈ સ્થિતિ ?—સાંભળો—

**लभंते ब्रह्मनिर्वाण-मृषयः क्षीणकल्मषाः।**
**छिन्नद्वैधा यतात्मानः, सर्वभूतहिते रताः॥**

પુરૂષ કરતાં સ્ત્રિયો વધારે અજ્ઞાન છે; તો પણ સેવાધર્મમાં સ્ત્રિયો વધારે ટેવાયેલી હોવાથી, સ્ત્રિયો શ્રીકૃષ્ણની કૃપાપાત્ર છે. થોડી મહેનતે સ્ત્રિયો શ્રીહરિને રીઝવી શકે છે. જે સ્ત્રિયો શ્રીકૃષ્ણ રાજી થાય એવું આચરણ પાળતી નથી, શ્રીકૃષ્ણને કદિ એકાંતે ભેટતી નથી—અંતરમાં ઓળખતી નથી. ગદ્દગદ્દ કંઠે થઈને કદિ શ્રીહરિના ગુણાવિંદ ગાતી નથી, શ્રીકૃષ્ણલીલામૃતમાં હૃદયને ભીજવતી નથી; તે સ્ત્રિયોનું સ્ત્રિત્વ પશુ પક્ષીઓની માદા જેવું શુષ્ક છે. સંસારના બંધનથી અમુક અંશમાં મુક્ત થએલી વિધવા બ્હેનોએ, કમર કસીને શ્રીહરિને વરવું. જેમ બને તેમ શ્રી હરિના થવું. સ્ત્રિયોમાં મિરાંનો ડંકો છે. મિરાંનો પહેલો નંબર છે. આવા રઢીયાળા શ્રીકૃષ્ણનું રૂપ જોઈને મીરાંએ ગાયું હતું કે—

૫૬.

[ બરાબર ભાવથી ઉપાડજો ].

મુખડાની માયા લાગીરે, મોહન તારા—ટેક૦
મુખડું મેં જોયું તારૂં, સર્વે જુગ થયું ખારૂં. (૨)
[ ઓ-હો-હો-જોતાંવેત **जगत् मिथ्या** કરીયાર ].
મુખડું મેં જોયું તારૂં, સર્વે જુગ થયું ખારૂં; [૨]
મન મારૂં રહ્યું ન્યારૂં રે— મોહન તારા૦ મુખ૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું; [૨]
તેને તુચ્છ કરી ફરીએ રે— મોહન તારા૦ મુખ૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું; [૨]
તેને ઘેર શીદ જઇએ રે— મોહન તારા૦ મુખ૦
પરણું તો **પ્રીતમ પ્યારો**—ઓ-હો-હો—
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો; [૨]
રાંડવાનો ભય ભાગ્યોરે— મોહન તારા૦ મુખ૦
વ્હાલા મારા વ્રજવાસી, દર્શન દ્યોને અવિનાશી; [૨]
પ્યાસી છઉં હું તારી દાસી રે— મોહન તારા૦ મુખ૦

બાઈ મીરાં બલિહારી, આશા મુને એક તારી; [૨]
હવે હું તો બડભાગી રે— મોહન તારા૦ મુખ૦

આ લાભ લેવા માટે પ્રીતમ પણ સ્ત્રિ બની ગયા છે–સાંભળો—

પદ.

એવો અખંડ અમરવર હું વરી, ફરી પડવો નહીં ભવફંદ—અમરવર હું વરી૦

[ બરાબર ઉપાડો. કેમ ઢીલા પડયા ? શું બ્હેનો ઉંઘે છે ? તમારે માટે તો શ્રીકૃષ્ણે અવતાર લીધો છે. ]

જેનું રૂપસ્વરૂપ સોહામણું, અખિલ લોક તણો આનંદ—અમ૦
જેને વરવા તીરથ તપ આચરે, ધરે ધ્યાન ને યોગ વૈરાગ્ય—અમ૦
કરે કાશી કેદાર હિમાળે ગળે, તજે રાજ સર્વે સુખ ત્યાગ—અમ૦
ખેલી ખેલ બતાવે બહુ ભાતના, કાઢી શકે નહિં સતી કેરો વેશ—અમ૦
સતી સ્વાંગ ધરે તે નિશ્ચે બળે, કરે પાવકમાંહિ પ્રવેશ—અમ૦
પ્રેમે પામી પતિ પરમાત્મા, રહી રૂપમાં એક રસલીન—અમ૦
સ્વામિ પ્રીતમનો શોભાભર્યો, સિંધુ અમૃતમાં મન મીન—અમ૦

'પદે પદે મનથી ભગવાનનું આલિંગન કરતી હતી.' આ શબ્દો ગોપીકાઓના અંતીમ પ્રેમનું સૂચન કરે છે.

વેણુનાદ સાંભળીને પ્રથમ તો ગોપીકાઓ વિહ્વળ થઇ ગઈ. કાંઈ બોલી શકી નહીં. જ્યારે બે પ્રકારના વિચારો એકજ વખતે માનસસૃષ્ટિમાં રમવા આવે, ત્યારે તેઓમાંથી જે ઓછા વીર્યવાળો હોય, તે ભૂમિકા છોડીને ચાલ્યો જાય. એ પ્રમાણે ગોપિકાઓને બન્યું. થોડા વખત સુધી સ્મર–(કામ) અને ભગવદાસક્તિ બેઉનું માનસસૃષ્ટિ ઉપર યુદ્ધ ચાલ્યું. જ્યારે સ્મર ચાલ્યો ગયો. અને યુદ્ધ બંધ થયું, ત્યારે ગોપીકાઓ બોલી શકી. ( આ કથા મન સંબંધી તત્ત્વવિદ્યાનો વિષય છે. કામશાસ્ત્રનો વિષય નથી. )

જેમ ડૉકટરો સ્ત્રિયોના ગુહ્ય ભાગોનું, **વિકારરહિત રહીને,** અવલોકન કરે છે; તેમ શ્રીમદ્ વેદવ્યાસે અને વૈરાગ્યવાન શુકદેવજીએ, આ વિષયોનું વર્ણન વિકારરહિત રહીને કર્યું છે. શ્રોતા અને વક્તાઓ, તે પ્રમાણે વિકાર રહિત થઈને વર્તે, તોજ તેમને શ્રવણનો લાભ મળે.

ગોપિકાઓ શું કહે છે તે ભાવથી સાંભળો—

**गोप्य ऊचुः ॥**

**अक्षण्वतां फलमिदं न परं विदामः, सख्यः पशूननु विवेशयतोर्वयस्यैः ॥**
**वक्त्रं व्रजेशसुतयोरनुवेणुजुष्टं, यैर्वा निपीतमनुरक्तकटाक्षमोक्षम् ॥७॥**

---

૭ પદચ્છેદ—**सख्यः**–હે સખિઓ ! **वयस्यैः**–મિત્રોની સાથે. **पशून् अनु विवेशयतोः**–ગાયોને લઇને વનમાં પેસતા. **व्रजेशसुतयोः**–રામકૃષ્ણના **अनुवेणुजुष्टं**-વેણુથી સેવાતું–વેણુ વગાડતું. **वा**–અને **अनुरक्तानां कटाक्षाणां मोक्षः यस्मिन् तत् वक्त्रं**–સ્નેહ ભરેલા કટાક્ષોને મૂકતું મુખ. **यैः निपीतं**–જેઓએ નીરખીને જોયું તે **अक्षण्वतां इदं फलं**–તેઓનેજ આંખોનું ફળ પ્રાપ્ત થયું. **परं न विदामः**–નેત્રવાળાઓને તેથી કાંઈ અન્ય ફળ હોય, એમ અમે જાણતી નથી.

**અર્થ—હે સખિઓ ! મિત્રોની સાથે ગાયોને લઇને, વનમાં જતા રામ-કૃષ્ણનું વેણુ વગાડતું, અને સ્નેહ ભરેલા કટાક્ષોને મુકતું મુખડું, જેઓએ નિરખીને જોયું, તેઓનેજ આંખોનું ફળ પ્રાપ્ત થયું. નેત્રવાળાને તેથી કાંઈ અન્ય ફળ હોય, એમ અમે જાણતી નથી. (૭)**

૭ વિવેચન—

જેમ આંખની સફળતા શ્રીકૃષ્ણનાં દર્શનથી, તેમ તમામ ઇંદ્રિયો શ્રીકૃષ્ણના કામ-કાજમાં જોડાય, ત્યારે દેહની સફળતા સમજવી. નિઃસાધન ભક્તો માટે ગીતામાં [ અ. ૧૨-૧૦] ગોવિંદ બોલ્યા છે કે—

**अभ्यासेऽप्यसमर्थोऽसि, मत्कर्मपरमो भव।**
**मदर्थमपि कर्माणि, कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥**

'યોગાભ્યાસ કરવા માટે તું અસમર્થ હો, તો મારી પ્રાપ્તિ માટે-જ્ઞાન, દાન, પૂજન, અર્ચન, જપ, તપ, સ્તવન, કીર્તન, શ્રવણ, મનન ઇત્યાદિ કર્મો કરતો રહે. આ પ્રમાણે કર્મ કરતો કરતો, છેવટે તું મનેજ પામીશ.' [૧૨].

દસે ઈંદ્રિયો અને મન જોડાઇને જે કર્મ થાય, તે સફળ થાય. આપણી વૃત્તિઓ એટલી બધી રજળતી થઇ ગઈ છે કે-ઇંદ્રિયોના સદુપયોગનું આપણને ભાન રહેતું નથી. દર્શન કરતાં કરતાં ચિત્ત જોડા તરફ દોડે, અગર કોઇ સુંદરીને દેખીને આંખો ત્યાં ખેંચાય. પૂજન કરતાં કરતાં જીવ કોઈની નિંદા કરે, અગર મન ક્યાંઇ રજળે. દ્રષ્ટાંત—પટેલ દેવપૂજન કરતાં કરતાં કોસની ચિંતામાં પડયા. બહારથી કોઇએ સાદ કર્યો-'પટેલ છે ?' પુત્રવધુએ જવાબ દીધો-'તે તો ઢેઢવાડે ગયા છે.' પટેલ ઘરમાંથી બોલ્યા-'કાં-વહુ બેટા ! એમ બોલ્યાં ?' પુત્રવધુએ જવાબ દીધો-'બાપાજી ! તમે પ્રભુ પાસે નહોતા, કોસવાળાને ઘેર હતા. તમે કોસની ચિંતામાં હતા, કે પ્રભુને મેળવવાની ચિંતામાં હતા ?' પટેલ સમજી ગયા.

જીવને માથે ઇંદ્રિયોના સદુપયોગની ઘણીજ જવાબદારી છે. ઇંદ્રિયોના જોખમ સંબંધી ઋષિરાજે કહ્યું છે કે—　　**પદ.**

હાંરે જીવ પાપી—રે જીવ પાપી !
હાંરે કુડી કલ્પના હજી તેં ન કાપી રે—જીવ પાપી૦ ટેક.

હાંરે દોષ બુદ્ધિએ, દેખે પરાઇ દારા;
હાંરે તારી આંખોમાં ઘાલને અંગારા રે—જીવ પાપી૦

હાંરે તારા હીણી વાતે કાન છે હઠીલા;
હાંરે માગે અણીદાર ખેરના ખીલા રે—જીવ પાપી૦

હાંરે લુંડલવરી તને ગોળ જેવી લાગે;
હાંરે તારી જીભડી જરૂર ડામ માગે રે—જીવ પાપી૦

હાંરે તારૂં ચિત્ત કરે નવા નવા ચાળા;
હાંરે કશું નહીં બને કર્મના કાળા રે—જીવ પાપી૦

હાંરે હૈયે હુંપદની નિત્ય બળે હોળી;
હાંરે આખી ઉમર તેં રાખમાં રોળી રે—જીવ પાપી૦

× × × ×

હાંરે તારૂં મન ભૂત એણી પેરે ભટકે,
હાંરે ઋષિરાજ તણા સંત જોઇ છટકે રે—જીવ પાપી૦

એક સંત ગાય છે કે—

ગાજે ગાજે ગોવિંદ ગુણ નિત્ય ગાજે; (૨)
બાપા ! રામ ગાજે, ભાઈ! શામ ગાજે—ગાજે૦
હસ્ત વડે કરજે હરિ સેવા, ચરણે હરિ દરસન ધાજે—ગાજે૦
નિત્ય નિરખજે નંદના ચંદને, હરિ જશ રસ સૌને પાજે—ગાજે૦
શીશ નમાવજે હરિ હરિજનને, સત્સંગ તિર્થમાં જઇ નાજે—ગાજે૦
વિગેરે વિગેરે—

શ્રીરામચંદ્રે વાલ્મીકિને પુછ્યું કે-'હે પ્રભુ ! આ વનમાં અમે ક્યાં વસીએ ?'-તેના જવાબમાં ઋષિ બોલ્યા કે—

ચોપાઇ—જીનકે શ્રવણ સમુદ્ર સમાના, કથા તુમ્હારી સુભગ સરિનાના;
ભરહિ નિરંતર હોહિ ન પૂરે, તિનકે હૃદય સદન તવ રૂરે.
શિશ નમહિ સુરગુરૂદ્વિજ દેખી, પ્રીતિ સહિત કરી વિનય વિશેખી;
કર નિત કરહિ રામપદપૂજા, રામભેંરોસ હૃદય નહિં દૂજા.
ચરન રામતિરથ ચલિ જાહિ, રામ બસહુ તિનકે મનમાંહિં.
મંત્રરાજ નિત જપહિ તુમ્હારા, પૂજહિ તુમહિ સહિત પરિવારા*

× × × ×

જનની સમ દેખે નરનારી, ધનપરાય વિષતે વિષ ભારી;

× × × ×

રામભક્ત પ્રિય લાગહિ જેહિ, તેહિ ઉર બસહુ સહિત વૈદેહિ.
જાતિ પાંતિ ધન ધર્મ બડાઇ, પ્રિય પરિવાર સદન સમુદાઇ;
સબ તજી તુમ્હહિ રહહિ લવલાઈ, તાકે હૃદય બસહુ રઘુરાઇ.

છેલ્લી બે લીટીઓ ફરી વાંચો. કહો ! ગોપીઓના હૃદયમાં-ગોપીઓની તમામ ઇંદ્રિયોમાં કોણ છે ? ગોપીઓની રગેરગમાં શ્રીકૃષ્ણ છલકાઇ રહ્યા છે. વળી શ્રીકૃષ્ણનું મુખડું તે હસતું અને કટાક્ષો ફેંકતું. સાત્વિક જીવોને શ્રીકૃષ્ણનું મુખ સૌમ્ય-મંદમંદ હસતું, અને ભક્તવત્સલતા દેખાડતું જણાય છે. રાજસી જીવોને તે મુખ ઐશ્વર્યવાન્ લાગે છે, અને તામસી જીવોને તે મુખ રંગીલું લાગે છે. તાત્પર્ય—દરેક જીવોને તે મુખ સુખકર છે.

* પરિવાર એટલે સ્ત્રિ પુત્રાદિ નહીં પણ તમામ ઇંદ્રિયો સહિત.

હવે શ્રીકૃષ્ણના વેષનાં વખાણ કરે છે—

**चूतप्रवालबर्हस्तबकोत्पलाब्ज-मालानुपृक्तपरिधानविचित्रवेषौ ॥**
**मध्ये विरेजतुरलं पशुपालगोष्ठ्यां, रङ्गे यथा नटवरौ क्व च गायमानौ ॥८॥**

**અર્થ—આંબાનાં કુંપળીયાં, મોરના પીંછાં, અને ફુલના ગુચ્છ, જેમાં વચ્ચે વચ્ચે લગાવી દીધાં હતાં, એવી ચંદ્રમુખી અને સૂર્યમુખી કમળોની માળાઓને લીધે, શોભતાં નીલાંબર અને પિતાંબરથી, વિચિત્ર વેશ ધારણ કરનારા-બળભદ્ર અને શ્રીકૃષ્ણ, કોઈ કોઇ સમયે ગાયન ગાતા હતા. નાટકશાળામાં રમનારા ઉત્તમ નટની પેઠે, તેઓ ગોવાળીયાની સભામાં બહુજ શોભતા હતા.**

૮ વિવેચન—

ઉત્તમ નટને જોઇને ગોપીઓ છક થઈ ગઇ. શું ગાય છે, તે સાંભળો—

રાગ—પીલુ તાલ ૩.

સુનરી સખિ ! મેરે દિલકી કહાની, શ્યામ સુંદર છબિ મનમેં સમાની, ટેક૦
મોર મુગટ સિર ઉપર રાજે, વનમાલા ગલ બીચ બિરાજે;
દેખ સ્વરૂપ મદન મન લાજે, સુંદર વદન મનોહર વાની—સુનરી૦
મકર કુંડલ કાનનમેં સુહાવે, મસ્તક તિલક અલક મન ભાવે;
મધુર મધુર ધુન મુરલી બજાવે, સુનકર તન મન સુધ વિસરાની—સુનરી૦
પીતવસન પગ નૂપુર ધારી, કમરમણિ અતિ શોભત ભારી;
મંદ હસત મોહે લગત પિયારી, ધ્યાન ધરત સુરેનર મુનિ જ્ઞાનિ—સુનરી૦
ધર્મ હેતુ હરિ વ્રજ અવતરિયા, દૈત્ય દલન કર સબ દુઃખ હરિયા;
ભાગ્ય બડે જિન દર્શન કરીયા, બ્રહ્માનંદ પરમપદ દાની—સુનરી૦

[ કેમ સાથે છોને ? વૃંદાવનમાં તો સાથે રહેજો. ]

જેમની વચ્ચે ચૌદ લોકનો નાથ નાચે છે; એવા ગોવાળીયાઓનાં પૂરણ ભાગ્ય છે.

આ નટવરને જોઇને નરસીંહમહેતાએ શું ગાયું ?

પદ.

વારી વારીરે સુંદિર શ્યામ ! તારાં લટકાંને;
બલિહારીરે માખણચોર-તારાં લટકાંને;
લટકે વામન રૂપ ધરીને, ઉભા બળીને દ્વારરે;
ત્રણ ચરણ અવની જઈ જાચ્યા, બળી ચાંપ્યો પાતાળ—તારાં લટકાંને૦ વારી૦
લટકે રામનું રૂપ ધરીને, તાતની આજ્ઞા પાળીરે;
લટકે રાવણ રણમાં રોળ્યો, લટકે સીતા વાળીરે—તારાં લટકાંને૦ વારી૦

---

૮ પદચ્છેદ—**चूतप्रवालाः** (આંબાના કુંપળીયા) **बर्हाणि च स्तबकाः** (ફુલના ગુચ્છ) **तैः ईषत् अन्तरान्तरतः संयुक्ताभिः, उत्पलानि**-ચંદ્રકમળો **अब्जानि च** (સૂર્યકમળો). **तेषां मालाभिः अनुपृक्ते परिधाने-नीलपीताम्बरे**-(નીલ અને પીત વસ્ત્રો) **ताभ्यां विचित्रः-वेषः ययोः तौ. क्व च**-કોઇ વખતે **गायमानौ**-ગાયન કરતાં **रंगे**-નાટકશાળામાં **नटवरौ यथा**-ઉત્તમ નટની પેઠે. **पशुपालगोष्ठ्यां**-ગોવાળોની સભામાં **मध्ये**-વચ્ચે **अलं विरेजतुः**-બહુજ શોભતા હતા.

(થાવા દ્યો–થાવા દ્યો–બસ–એકલી તાળીજ પડે)
લટકે ગોકુળ ગાયો ચારી, લટકે બંસી વગાડીરે;
લટકે દાવાનળને પીધો, લટકે ગોપીઓ જગાડીરે—તારાં લટકાંને૦ વારી૦
લટકે ગિરિ ગોવર્ધન તોળ્યો, ને ઇંદ્રનો ગર્વ ઉતાર્યોરે;
લટકે જળ જમુનામાં પેઠા, લટકે નાથ્યો કાળીરે—તારાં લટકાંને૦ વારી૦
એ લટકાનો પાર ન આવે, લટકાં લાખ કરોડજો.
લટકાળો મેતા નરસૈનો સ્વામી, હીંડે મોડા મોડ—તારાં લટકાંને૦ વારી૦

હવે વેણુની પ્રશંસા કરે છે.

**गोप्यः किमाचरदयं कुशलं स्म वेणुर्-दामोदराधरसुधामपि गोपिकानाम् ॥**
**भुङ्क्ते स्वयं यदवशिष्टरसं ह्रदिन्यो, हृष्यत्त्वचोऽश्रु मुमुचुस्तरवो यथाऽऽर्याः ॥९॥**

**અર્થ—હે ગોપીઓ ! આ વેણુએ એવું શું પુણ્ય કર્યું હશે ? કે શ્રીકૃષ્ણના અધરની સુધા, કે જે ગોપીઓનો સુવાંગ માલ છે, અગર ગોપીઓએ ચાહના રાખવા જેવો માલ છે; તે સુધાને સ્વતંત્રપણે અને માત્ર થોડોજ રસ બાકી રહે એવી રીતે, તે (વેણુ) પીએ છે. જેના જળનું પાન કરીને, તે વેણુ ઉછર્યો છે, એવી નદીયો તે જોઇને ઉઘડેલાં કમળોના મિષથી, રોમાંચિંત વિહ્વલ થએલી જણાય છે; અને વૃક્ષો કે જેમના વંશમાં, તે વેણુ ઉત્પન્ન થયો છે–તેઓ પણ, જેમ પોતાના કુળમાં ભગવદ્‌ભક્તને જોઈને, કુળના વૃદ્ધ પુરૂષો રોમાંચિત થઈને પ્રેમનાં આંસુ ખેરે; તેમ પ્રફુલ્લીત થઈને, મકરંદની ધારાના મિષથી પ્રેમના આંસુ પાડે છે. (૯)**

૯ વિવેચન—

**અધરામૃત—**અધર એટલે 'નીચલો હોઠ.' અધરામૃત એટલે–'નીચલા હોઠ ઉપર થઇને દ્રવતું અમૃત.' બાલ્યાવસ્થામાં આ અમૃતનું પાન માતા કરે, અને યુવાવસ્થામાં આ અમૃતનું પાન પ્રિયતમા–પત્નિ–કરે. તાત્પર્ય–અધરસુધાનો હક્ક સ્ત્રિજાતિનો છે. વેણુને પુલિંગ–નરજાતિ–માં લીધો છે. તેથી 'આ અમૃત ઉપર તેનો બિલકુલ હક્ક નથી,' એમ ગોપીકાઓ કહે છે. 'અમે ગોપિકાઓ લક્ષ્મીના અંશરૂપ હોવાથી, લક્ષ્મીની સાથે ભૂમિમાં અવતરેલી છઇએ, તેથી અધરસુધાનો ભોગ કરવાનો અમનેજ અધિકાર છે,' એવી ગોપી-

૯ પદચ્છેદ—**गोप्यः**–હે ગોપીઓ ! **अयं वेणुः किं कुशलं आचरत स्म**–આ વેણુએ શું પુણ્ય કર્યું હશે ? **यत्**–કે. **गो[illegible] अपि दामोदरस्य अधरस्य सुधां**–શ્રીકૃષ્ણના અધરની સુધા કે જે ગોપીઓનો સુવાંગ માલ છે–અગર ગોપીકાઓએ ચાહવા જેવો માલ છે, તે સુધાને. **स्वयं**–સ્વતંત્રતાથી, મરજી પ્રમાણે. **अवशिष्टरसं**–માત્ર થોડોજ રસ બાકી રહે એવી રીતે. **भुंक्ते**–પીએ છે. **ह्रदिन्यः**–જેના જળનું પાન કરીને વેણુનો વાંસ ઉછર્યો છે તે નદીયો. **हृष्यत त्वचः**–ઉઘડેલાં કમળોના મિષથી રોમાંચિત જણાય છે. **तरवः**–જે વંશમાં આ વાંસ ઉત્પન્ન થયો છે તે વૃક્ષો. **अश्रु मुमुचुः**–મુંદરની ધારા રૂપ હર્ષાશ્રુ મુકે છે. **यथा आर्याः**–જેવી રીતે ભગવદ્‌ભક્તને પોતાના કુળમાં ઉત્પન્ન થએલો જોઇને કુળના વૃદ્ધ પુરૂષો રોમાંચિત થાય અને પ્રેમાશ્રુ પણ છોડે.

કાઓની માન્યતા છે. તે સંબંધમાં વિદ્વાનો જણાવે છે કે–' વેણુ અધર સુધાનું પાન કરતો નથી, પણ અધરસુધાને લઇને સર્વેને નાદદ્વારા આપે છે. **વ** એટલે બ્રહ્માનંદ, અને **ઇ** એટલે વિષયાનંદ. એ બન્ને જેણે **અણુ**–પરમાણુ જેવા કર્યા છે તે વેણુ. એટલે તે પોતે સાધનરૂપ થઇને સર્વને સુખનું દાન કરે છે. સુધામાં રસ છે; અને વેણુને તે રસ ભોગવવાની ઇંદ્રિય નથી; તેથી વેણુ માત્ર નાદને ભોગવે છે.'

નદીયો અને વૃક્ષો—વેણુનો અધિકાર જોઇને વેણુને જળ પાઇને ઉછેરનારી નદીયો રોમાંચ થાય છે. જેના વંશમાં તે વેણુ ઉત્પન્ન થયો છે, તે વૃક્ષો પણ રોમાંચ થાય છે. આંતર આનંદ સિવાય રોમાંચ થવાતું નથી. નદીયોમાં આંતર આનંદ ન હોય, તો માત્ર સેવાળ ઉત્પન્ન થાય, પણ કમળો ન ઉગે. ફળ અને પુષ્પ એ વૃક્ષોનું રોમાંચ છે, અને મધુની ધારા એ વૃક્ષોનાં પ્રેમાશ્રુ છે. એવો ભાવ પણ થઇ શકે છે કે–વેણુનો નાદ સાંભળીને નદીયોએ અને વૃક્ષોએ રોમાંચ રૂપે જવાબ આપ્યો કે–' હે શ્રીકૃષ્ણ! આપનું આમંત્રણ અમે સ્વિકાર્યું છે. રાસાદિ ક્રીડાઓમાં ભાગ લેવા, અમે પણ રાજી છઇએ.' શ્રીધરસ્વામી કહે છે કે–' પોતાના કુળમાં ભગવદ્‌ભક્ત દેખીને, કુળના વડીલો હરખાય, તેમ વૃક્ષો હરખાયાં.'

દોહરો—સોકુલ ધન્ય ઉમા સુન, જગત્ પૂજ્ય સુપુનીત;
શ્રીરઘુવીર પરાયણ, જેહિ કુલ ઉપજ વિનીત—સીયાવર૦
[મોક્ષવાણી પાનુ ૯૫]

વેણુના પૂર્વજન્મ સંબંધી આગળ વાત કરી છે. તે યાદ ન હોય, તો વાંચી લેજો.

**સર્વવ્યાપી પ્રેમ**—વેણુના નાદથી પ્રથમ ગોપીકાઓ રોમાંચ થઇ. આ શ્લોકમાં કહ્યું કે–' નદીઓ અને વૃક્ષો રોમાંચ થયાં.' દસમા શ્લોકમાં કહે છે કે–' મોર અને બીજાં પ્રાણીઓ રોમાંચ થયાં.' ૧૧ મા શ્લોકમાં કહે છે કે–' મૃગલિયો રોમાંચ થઈ.' ૧૨ મા શ્લોકમાં કહે છે કે–' દેવાંગનાઓ રોમાંચ થઇ.' ૧૩ મા શ્લોકમાં કહે છે કે–' ગાયો અને વાછરડાં રોમાંચ થયાં.' ૧૪ મા શ્લોકમાં કહે છે કે–' વનના પક્ષીઓ રોમાંચ થયાં.' પંદરમા શ્લોકમાં કહે છે કે–' નદીયો રોમાંચ થઇ.' સોળમાં શ્લોકમાં કહે છે કે– ' મેઘ રોમાંચ થયો.' સત્તરમા શ્લોકમાં કહે છે કે–' વનની ભીલડીઓ રોમાંચ થઈ.' ૧૮ મા શ્લોકમાં કહે છે કે–' ગોવર્ધન પર્વત રોમાંચ થયો.' ૧૯ મા શ્લોકમાં ઉપસંહાર કરીને કહે છે કે–'સ્થાવર જંગમ તમામ રોમાંચ થયાં.'

આ બધું સાચું હશે?—આપણને જે ઘણુંજ અશકય લાગે, તેને પણ શકય કરવા શ્રીકૃષ્ણ સમર્થ છે. અનેક બ્રહ્માંડોને રચવા, અને ઉથલાવી પાડવા તે સમર્થ છે. તોપણ આ વિજ્ઞાનના જમાનામાં, કેટલીએક અસંભવીત બાબતોને, વિજ્ઞાનશાસ્ત્રીઓએ સંભવીત કરી છે. તે વાત કરીએ—

જેમ મનુષ્યોમાં સુખ દુઃખની લાગણીઓ છે, તેમ પશુપક્ષીઓમાં પણ છે. પ્રેમ દેખીને તેઓ આકર્ષાય છે અને દુઃખ દેખીને તેઓ ત્રાસે છે. વૃક્ષોમાં પણ આવી લાગણી છે, એવું પ્રો. જગદીશચંદ્ર બોઝે જગત્‌ને સિદ્ધ કરી આપ્યું છે. એટલે–વૃક્ષોમાં મનુષ્યના જેવો જીવ છે, અને સારૂં ખોટું સમજવાની વૃક્ષોમાં શક્તિ છે. માળી વિગેરે જેઓ વૃક્ષોને પ્રેમથી પોષે છે, તેમના તરફ વૃક્ષોને સ્નેહ હોય છે; અને કડીયારા વિગેરે જેઓ વૃક્ષોને કાપે છે, તેમના પ્રત્યે વૃક્ષોને ધિક્કાર છૂટે છે. જેમ મનુષ્ય વિષથી મરી જાય છે, તેમ વૃક્ષ પણ વિષથી મરી જાય છે. વૃક્ષને મુઠ મારીને સૂકવી દેવાની રીત, આપણે ત્યાં પ્રાચીન છે.

વૃક્ષાદિથી આગળ વધીને, મી. બોઝ કહે છે કે–' પત્થર, ઇંટ, લોઢું વિગેરે જડ પદાર્થો પણ સુખદુઃખાદિની લાગણીવાળા છે. આ વાત તેઓ ગેલ્વાનોમિટર એવા–નામના યંત્રથી સાબીત કરી આપે છે. તેમની શોધના સારમાં એમ જણાય છે કે–પ્રકૃતિના તમામ પદાર્થોમાં અમુક પ્રકારની ચેતનાશક્તિ છે. અહીં ઉભા રહીને આપણે આપણાં શાસ્ત્રો તરફ નજર કરીએ, તો ખાત્રી થાય કે–આ શોધ હિંદમાં નવીન નથી. નલકૂબર અને મણિગ્રીવ યમલાર્જુન બન્યા હતા, અને અહલ્યા શલ્યા બની હતી. એટલે નલકૂબર અને મણિગ્રીવનું જીવતત્ત્વ વૃક્ષોમાં પેઠું હતું, અને અહલ્યાનું જીવતત્ત્વ શલ્યામાં પેઠું હતું. [ આવી વાતોને બરાબર સમજવી હોય, ઉંચી ભૂમિકામાં આવવાની ઇચ્છા હોય, તો આ અંક સાથેનો યોગનો ફરમો વાંચો. આઠ આના જેવી જુજ રકમ માટે યોગના ફરમાનો અનાદર કરશો નહીં. હજી વિચાર થાય, તો તુરત આઠ આના મોકલી દ્યો. ] આ ચેતનાશક્તિદ્વારા શ્રીકૃષ્ણે સૌને આકર્ષ્યાં–ખેંચ્યા. પ્રેમ ખેંચે–સંયોગ કરાવે; અને વૈર વિયોગ કરાવે.

વેદો અને ઉપનિષદો બ્રહ્મને પ્રેમસ્વરૂપ ગણે છે. અહીં બ્રહ્મ શ્રીકૃષ્ણરૂપે વ્યક્ત થયું છે. શ્રીકૃષ્ણ બંસીદ્વારા પોતાના સર્વવ્યાપી પ્રેમને છલકાવે છે. જગતની પાસે જે પ્રેમ છે, તે પ્રેમ આ પ્રેમસમુદ્રના બિંદુ જેટલો છે. હજી આગળ વધીને જોઈએ, તો જણાય છે કે–આ વેણુગીતનું બીજું નામ પ્રણયગીત. આ વેણુનાદનું બીજું નામ પ્રણયનાદ. (પ્રણય એટલે પ્રેમ) બંસી સાંભળીને ગોપીઓ ગાય છે—પદ.

મારા વ્હાલાના વનમાંય, વાગે રૂડી વાંસલડી;
હુંતો ઘેલી ફરૂં ઘરમાંય, કૃષ્ણે મારી આંખલડી*—મારા૦
કુંભ વિના જળ ભરવા ચાલી, શિરપર મેલી ઉંઢાણીરે;
ગરણું લઈ જળ ગળવા બેઠી (૨) કુંભની શુદ્ધબુદ્ધ ભૂલીરે—વાગે૦ મારા૦
દોણીયા વિના ગા દોવા બેઠી, સાઠી ભીંજાણી નવ જાણીરે;
વાછરૂ વાળતાં ભાન ભૂલી ગઈ, (૨) બાળક બાંધ્યા તાણીરે—વાગે૦ મારા૦
ઘી તાવીને છાશમાં રેડયાં, દુધમાં રેડયાં પાણીરે;
નેતરૂ લઈ નાવલીયો બાંધ્યો, (૨) ઘરનો ધણી ન જાણીરે—વાગે૦ મારા૦
પાત્ર વિનાનાં ભોજન પીરસ્યાં, મોદક મરચાં ભેળીરે;
સાકર વડીનાં શાક વધાર્યાં, (૨) સેવોમાં સુંઠ ભેળીરે—વાગે૦ મારા૦
સાસુ કહે વહુને ઝોડ વળગ્યું, અવચરીયા ઉતરાવોરે;
દીયર કહે ભોજાઈને બાંધો, (૨) માંડ કરી સમજાવોરે—વાગે૦ મારા૦
તનમન સાથે પ્રાણ હરિને, પ્યારો બંસી બજાવેરે,
રામકૃષ્ણ પ્રભુ એ રસ પાઈને, (૨) મોહ મમતા તજાવેરે—વાગે૦ મારા૦

મોર અને બીજાં પક્ષીઓ રોમાંચ થયાં તે કથા હવે કહે છે—

**[illegible]न्दावनं सखि भुवो वितनोति कीर्तिं, यद्देवकीसुतपदाम्बुजलब्धलक्ष्मि ॥**
**गोविन्दवेणुमनु मत्तमयूरनृत्यं, प्रेक्ष्याद्रिसान्वपरतान्यसमस्तसत्त्वम् ॥१०॥**

---

* સાનમાં સમજાવી, કટાક્ષ કરી, નેત્રનો ચાળો કર્યો.

૧૦ પદચ્છેદ **हे सखि**–હે સખિ! **देवकीसुतपदांबुजाभ्यां लब्धा लक्ष्मीः येन तत्–इति वृं[illegible]नं**–દેવકીના પુત્રના ચરણકમળોથી જેની શોભા વધી છે એવું વૃંદાવન

**અર્થ—હે સખિ! દેવકી (યશોદા)ના પુત્રના ચરણકમળોથી, જેની શોભા વધી છે, એવું આ વૃંદાવન (સ્વર્ગના કરતાં) પૃથ્વીની કીર્તિને વધારે છે. શ્રીકૃષ્ણના વેણુને સાંભળીને, 'તે મંદ ગર્જનાવાળો નીલ મેઘ છે,' એમ માનીને, મત્ત બની ગયેલા મોરો નૃત્ય કરે છે; અને તે જોઈને પર્વતનાં શિખરોમાં રહેનારાં-મોર સિવાયનાં-તમામ અન્ય પ્રાણીઓ પોતપોતાની ક્રિયાઓ છોડી દઈને શાંત થઇ જાય છે. (૧૦)**

૧૦ વિવેચન—

**देवकी**—બૃહદ્ વિષ્ણુપુરાણ કહે છે કે-'યશોદાનું બીજું નામ દેવકી હતું.'

મોર અને મેઘ—મોર અને મેઘને ઘાટો સંબંધ છે. મોરના ટૌકા મેઘનું આગમન સૂચવે છે. શ્રીકૃષ્ણનું શ્યામ સ્વરૂપ છે, માટે તેને મેઘ સમજીને મોર ટૌકા કરે છે. ભક્ત બનીને પ્રભુ પાસે નાચે છે. બીજાં પક્ષિઓ મોરની ભક્તિ જોઇને સ્થિર થાય છે. આવો એક ઉત્તમ મોર [કલાપી] લાઠીની રાજગાદી ઉપર હતો. તેને સદ્દગત મણિશંકર રત્નજી સંબોધે છે-ભાવથી સાંભળો—

પદ. [ લાંબે રાગે ]

સુરતાની વાડીના મીઠા મોરલા ! (૨) ટેક૦
ઉછળતા શા ઉરસાગર ઉલ્લાસજો;
નિર્ઝરતી સૌભાગ્ય સુહાવન જ્યોત્સ્નિકા, નયને ઝળકે નમણું
નિર્મળ હાસ્ય જો. સુરતા૦
આજે ને અજવાળે આંખલડી સખિ !, અંતર ઉપર ઉઘડે આલમ નૂર જો;
'હેત હૈયાનાં વહતી વાજે વાંસળી', ઉડે સ્વર આકાશે અંરદ દૂર જો. સુરતા૦
નંદનવનના પ્રાસાદોની ટોચથી, મધુરી કેકા આજે શી ઉભરાય જો;
સુરભાઓની સાથે સંસારે સરી, અંતર્દ્વારે ગીતા શી અથડાય જો. સુરતા૦
"તત્ સવિતાનું ભર્ગ વરેણ્યં ધીમહિ", ગાયત્રીનો જુનો ભેદક મંત્ર જો;
આજે અન્ય પ્રકારે આ માથું નમે, નમતો સાથે આત્માનો એ તંત્ર જો. સુરતા૦

ફરી જરા શાંતિથી વાંચો-હવે તેને સમજવા પ્રયત્ન કરો. કેવા રાજવી હશે !

'શ્રીકૃષ્ણ પોતાના ચરણકમળથી વૃંદાવનની શોભા વધારે છે; તે પ્રમાણે પોતાના ચરણ-કમળથી અમારાં હૃદયકમળ ક્યારે શોભાવશે ?' એવો ગોપીકાઓનો ભાવ છે. કમળની ઉત્પત્તિ જળથી, તેથી તે તાપહારક છે, એવો પણ ભાવ છે.

વૃંદાવનનો મહિમા વૈકુંઠથી પણ વધે છે. વ્રજવાસીઓએ ગાયું છે કે—

**પદ**—વ્રજ વહાલુંરે વૈકુંઠ નહીં આવું, (૨)
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવુંરે—વ્રજ૦ વિગેરે વિગેરે.
[ આ પદ આગળ આવી ગયું છે ]

---

**भुवः कीर्तिं वितनोति**-(સ્વર્ગ કરતાં) પૃથ્વીની કીર્તિને વધારે છે. **गोविंदस्य वेणुं अनु**-શ્રીકૃષ્ણના વેણુને સાંભળીને શ્રીકૃષ્ણને મંદ ગર્જનાવાળો નીલમેઘ માનીને. **मत्ततां प्राप्ताः ये मयूराः-तेषां नृत्यं**-મત્ત બની ગએલા મોરોનું નૃત્ય થાય છે, તે નૃત્યને **प्रेक्ष्य**-જોઇને. **अद्रेः सानुषु** (પર્વતના શિખરોમાં રહેનારાં) **अन्य[illegible] सत्वानि**-મોર સિવાયનાં અન્ય તમામ પ્રાણીયો **अपरतानि**-પોતપોતાની ક્રિયાઓ છોડી દે છે.

વેણુ સાંભળીને મૃગની કઇ સ્થિતિ થઇ? તે હવે સાંભળો—

**धन्याः स्म मूढमतयोऽपि हरिण्य एता, या नन्दनन्दनमुपात्तविचित्रवेषम् ॥**
**आकर्ण्य वेणुरणितं सहकृष्णसाराः, पूजां दधुर्विरचितां प्रणयावलोकैः ॥११॥**

**અર્થ—આ મૃગલીઓ મૂઢ બુદ્ધિવાળી છે–પશુ છે, તોપણ તેમને ધન્ય છે; કારણ કે વેણુનો નાદ સાંભળીને, પોતાના પતિઓ–કાળીયાર મૃગો–સાથે છે, તોપણ તેમની સમક્ષ, તેઓ વિચિત્ર વેશવાળા નંદકુમારનું, પ્રેમભરેલી દૃષ્ટિવડે, સન્માન કરે છે. [આપણે આપણા પતિઓની સમક્ષ તેમ કરી શકતી નથી, એ ભાવ છે.] (૧૧)**

૧૧ વિવેચન—

વેણુને ૭ છિદ્રો છે. અને ભગવાનમાં મુખ્ય ૭ ધર્મો છે. તેનું વર્ણન હવે થશે. ૧૧ માં શ્લોકમાં ઐશ્વર્યનું, ૧૨ માં વીર્યનું, ૧૩ માં યશનું, ૧૪ માં શ્રીનું, ૧૫ માં જ્ઞાનનું અને ૧૬ મા શ્લોકમાં વૈરાગ્યનું નિરૂપણ થશે. શ્રીકૃષ્ણ તો અદૃષ્ય થયા, પણ સત્શાસ્ત્ર શ્રીકૃષ્ણની વેણુરૂપ છે. વેણુ સાંભળીને મૃગ એકાગ્ર થયા, તેમ તમે કદિ કથા વખતે એકાગ્ર થાઓ છો? એમ નહિં કરો, તો–'કથા સાંભળી ફૂટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન', એવી દશા થશે. **तद्[illegible] लोकेऽस्मिन् गुणातीताः भवंति हि ॥** [સુબોધિની] જેઓ શ્રીકૃષ્ણમાં ગમે તે રીતે પ્રીતિ કરે, તેઓ અનાયાસે ગુણાતીત થઈ જાય છે. ભાવપૂર્વક સાંભળેલી કથા વાર્તા પણ જીવોને ગુણાતીત કરે છે. [ અનુકુળતા હોય, ત્યારેજ કથામાં આવતા હશો. અનુકુળતા ન હોય, છતાં કથાનો ટેક ન ચૂકો, તો તમને મરદ માનું. કથામાં આવ્યા પછી સાવધાનતાથી સાંભળો, ત્યારે તમને દેવ માનું. ] ભય પામીને નાસવું, એ હરણનો જીવ ધર્મ છે. તે ધર્મનો ત્યાગ કરીને, હરણ શ્રીકૃષ્ણનો વેણુનાદ સાંભળે છે. હાય હાય કરતાં ઉઠવું, અને હાય હાય કરતાં સુવું, એ મનુષ્યનો જીવધર્મ છે. માટે તે ધર્મનો અમુક અંશમાં ત્યાગ કરીને, કૃષ્ણલીલામૃતનું પાન કરવું.

**सहकृष्णसाराः**—કૃષ્ણસારનો અર્થ 'કાળિયાર મૃગ'—મૃગની નરજાતિ; 'કૃષ્ણ એજ જેમને સાર (તત્વ) છે, એવી મૃગલીઓ.' એવો અર્થ અહીં કરવો, તે વ્યાજબી નથી. કારણકે સાથે **सह** શબ્દ છે. 'મૃગલીઓના પતિ અમારા પતિ જેવા કૃષ્ણભક્તિમાં વિઘ્ન કરનારા નથી,' એ ભાવ છે.

**[illegible]णयावलोकैः**—મૃગલીઓ નેત્રથી કૃષ્ણનો સત્કાર કરે છે–શ્રીકૃષ્ણનું પૂજન કરે છે. શ્રીકૃષ્ણના વિશ્વવ્યાપી પ્રેમનો સ્વિકાર કરે છે.

---

૧૧ પદચ્છેદ—**एताः हरिण्यः मूढमतयः अपि धन्याः**—આ મૃગલીઓ મૂઢ બુદ્ધિવાળી છે તોપણ તેમને ધન્ય છે; કારણકે **याः**—જે મૃગલીઓ **वेणुरणितं आकर्ण्य**—શ્રીકૃષ્ણના વેણુનો નાદ સાંભળીને. **उपात्तः विचित्रवेषः येन सः तं इति नंदस्य नंदनम्**—જેણે વિચિત્રવેશ પહેર્યો છે એવા નંદજીના પુત્ર શ્રીકૃષ્ણને **प्रणयेन अवलोकैः**—પ્રેમથી જોઇને. **सह[illegible]ष्णसाराः (अपि)**—પોતાના પતિઓ સાથે છે તોપણ તેમની સમક્ષ તેઓ **[illegible]तां पूजां दधुः**—શ્રીકૃષ્ણનું સન્માન કરે છે.

હવે દેવાંગનાઓની સ્થિતિ સાંભળો—

**कृष्णं निरीक्ष्य वनितोत्सवरूपवेषं, श्रुत्वा च तत्क्कणितवेणुविचित्रगीतम् ॥**
**देव्यो विमानगतयः स्मरनुन्नसारा, भ्रश्यत्प्रसूनकबरा मुमुहुर्विनीव्यः ॥१२॥**

**અર્થ—હે સખિયો ! જેમનાં રૂપ અને વેષ સ્ત્રીઓને ઉત્સવ આપનારાં છે–એટલે–સ્ત્રીઓનાં મનને ખેંચનારાં છે, એવા શ્રીકૃષ્ણને જોઈને, તથા શ્રીકૃષ્ણે વગાડેલો વેણુ સાંભળીને, વિમાનમાં જતી અને દેવોના ખોળામાં બેઠેલી દેવાંગનાઓ પણ, વિહ્વલ થઇ જાય છે. તેઓના ચોટલામાંથી પુષ્પો ખસી જાય છે, અને પહેરેલાં વસ્ત્રોની ગાંઠો ઢીલી પડી જાય છે. (૧૨)**

૧૨ વિવેચન—

દેવાંગનાઓને વિહ્વલ થએલી જોઇને ગોપીકાઓને ખાત્રી થાય છે કે–' આ શ્રીકૃષ્ણે–**वनितोत्सवरूपवेषं**–સ્ત્રિયોને પ્રિય લાગે એવોજ વેશ ધર્યો છે; તેથી તે જરૂર ગોપીકાઓ ઉપર કૃપા કરશે. ' દેવાંગનાઓએ અનેક અલંકાર ધારણ કર્યા છે, અને તેમના પતિ સાથે છે, તોપણ તેમને શ્રીકૃષ્ણમાં લલચાએલી દેખીને, ગોપિકાઓ તેમને ધન્યવાદ આપે છે. અલંકારોની બાહ્ય શોભા છે, અને પ્રેમજ્ઞાનાદિની આંતર શોભા છે. દેવાંગનાઓ આંતર શોભામાં આનંદ પામી. 'દેવો કૃષ્ણભક્તિમાં વિઘ્ન કરતા નથી, અને ગોવાળો વિઘ્ન કરે છે,' એમ ગોપીકાઓએ માન્યું. શ્રીધરસ્વામીએ માન્યું છે કે–'દેવાંગનાઓ દેવોના ખોળામાં બેઠી હતી.' 'દેવોના ખોળા માટે' શ્લોકમાં કોઇ શબ્દ નથી. તેથી કોઇ કોઇ ટીકાકારોની એવી માન્યતા છે કે–'દેવાંગનાઓ વૈમાનમાં એકલી હતી. દેવો ગોપ બન્યા છે. તેમને શોધવા તેઓ વૃંદાવનમાં આવી હતી, ત્યાં કૃષ્ણને જોઇને પોતાનું ભાન ભૂલી ગઇ.'

**विषयामृतमश्नुते।** શ્રુતિ કહે છે કે 'બ્રહ્મવિદ્યાથી પરમપદની પ્રાપ્તિ થાય છે. વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને ભક્તિ એ પાંચ બ્રહ્મવિદ્યાનાં અંગો છે. ભગવાન્ સિવાયની તમામ વસ્તુઓમાંથી પ્રેમ ઉઠી જાય, ત્યારે વૈરાગ્ય થયો એમ જાણવું. 'શ્રીકૃષ્ણ પૂર્ણ પુરૂષોત્તમ છે, અને રસરૂપ છે,' એમ સમજાય, ત્યારે સાંખ્યનો લાભ થયો, એમ સમજવું. ચિત્ત કેવળ પ્રભુમાંજ રોકાય, ત્યારે યોગ સિદ્ધ થયો એમ જાણવું. ભગવાનના વિરહમાં પરમ ક્લેશનો અનુભવ થાય, તે તપ કહેવાય. મોક્ષ સુધીના તમામ પદાર્થોનો ત્યાગ કરીને રસરૂપ શ્રીકૃષ્ણમાં આસક્તિ થાય, તેનું નામજ ભક્તિ. તત્ત્વનું સંધાન થાય, તે ભક્તિ.

---

૧૨ પદચ્છેદ—**वनितानां उत्सवः यस्मात तत् रूपं शीलं च यस्य तं इति कृष्णं**–જેમનાં રૂપ અને વેશ સ્ત્રીઓને ઉત્સવ આપનારાં છે એવા શ્રીકૃષ્ણને. **निरीक्ष्य**–જોઇને **च**-અને **तेन क्कणितवेणोः विचित्रं गीतं श्रुत्वा**–તે કૃષ્ણે વગાડેલા વેણુનું વિચિત્રગીત સાંભળીને **विमानगतयः** વિમાનમાં જતી **देव्यः**–અને દેવોના ખોળામાં બેઠેલી દેવાંગનાઓ પણ **स्मरेण नुन्नः** (હરાયું છે) **सारः** (ધૈર્ય) **यासां ताः**–જેઓનું ધૈર્ય હરાઈ ગયું છે એવી–વિહ્વલ થએલી. **भ्रश्यन्ति प्रसूनानि येभ्यः तथाभूताः कबराः यासां ताः**–જેમના અંબોડામાંથી પુષ્પો ખસી પડતાં હતાં એવી **विगताः निव्यः–शिथिलीकृताः–यासां ताः**–પહેરેલાં વસ્ત્રોની ગાંઠો છૂટી જતી હતી એવી.

હવે ગાયોની અને વાછરડાંની વિહ્વળતાનું વર્ણન કરે છે—

**गावश्च कृष्णमुखनिर्गतवेणुगीत–पीयूषमुत्तभितकर्णपुटैः पिबन्त्यः ॥**
**शावाः स्नुतस्तनपयःकवलाः स्म तस्थुर्, गोविन्दमात्मनि दृशाश्रुकलाः स्पृशन्त्यः ॥**

અર્થ—શ્રીકૃષ્ણના મુખમાંથી ઝરતા વેણુગીતરૂપી અમૃતને, ઉંચા કરેલા કાનરૂપ પડીયાથી પીતી ગાયો અને વાછરડાં, આંખોમાં પ્રેમનાં આંસુ ભરાઇ આવતાં સ્થિર થઇ જાય છે. જે વાછરડાં ધાવતાં હોય, તેઓ વેણુગીત સાંભળીને ધાવવાનું છોડી દે છે, અને મુખમાં આવેલો દુધનો ઘુંટડો ગળે નહીં ઉતારતાં, એમને એમ રાખી મેલે છે-ગળે ઉતારવો પણ ભૂલી જાય છે. ગાયો પણ દૃષ્ટિથી–ત્રાટકના યોગથી–મનમાં ભગવાનનું આલિંગન કરવા લાગી જાય છે. [૧૩]

૧૩ વિવેચન—

નાદરૂપી ગીત છ ગુણવાળું છે. સદાનંદપણું, વાક્પતિપણું, સર્વત્રગતિપણું, બીજા વિષયનું વિસ્મરણ કરાવવાપણું, ચિત્તને હરવાપણું અને મરણની ભીતિને દૂર કરવાપણું.

કાન ઉચા કરીને પશુઓએ પોતાની એકાગ્રતાનું સૂચન કર્યું.

પક્ષીઓની સ્થિતિનું વર્ણન કરે છે—

**प्रायो बताम्ब विहगा मुनयो वनेऽस्मिन्, कृष्णेक्षितं तदुदितं कलवेणुगीतम् ॥**
**आरुह्य ये द्रुमभुजान्रुचिरप्रवालान, शृण्वंति मीलितदृशो विगतान्यवाचः ॥१४॥**

અર્થ—હે મા ! આ વૃંદાવનમાં જે પક્ષીઓ છે, તેઓ ઘણું કરીને મુનિયો હોવા જોઇએ; કારણકે ભગવાનનું દર્શન થાય એવા હેતુથી, મુનિયો વેદોક્ત કર્મનાં ફળોનો ત્યાગ કરીને, વેદની શાખાઓ ઉપર આધાર રાખે છે; અને

---

૧૩ પદચ્છેદ—**कृष्णमुखात् निर्गतं वेणुगीतं तत् एव पीयूषं**-શ્રીકૃષ્ણના મુખમાંથી નીકળેલા વેણુગીતરૂપી અમૃતને. **उत्तभितैः कर्णपुटैः**–ઉંચા કરેલા કાનરૂપી પડીયાથી **पिबन्त्यः गावः च शावाः**–પીતી ગાયો અને તેનાં વાછરડાં. **अश्रुकलाः**–જેમની આંખમાં પ્રેમનાં જળ ભરાઈ ગયાં હતાં તે ગાયો તથા વાછરડાં **तस्थुः**–ક્રિયારહિત થઈ જતાં હતા. **स्नुतस्तनपयः एव कवलाः येषां ते स्नुतस्तनपयःकवलाः**–જે વાછરડાં ધાવતાં હતાં તે વાછડાનાં મોમાં આવેલો દુધનો ઘુંટડો તેઓ ગળે ઉતારી શકતાં નહીં. **गोविंदं दृशा आत्मनि स्पृशन्त्यः**–શ્રીકૃષ્ણને દૃષ્ટિથી મનમાં આલિંગન કરતી એવી ગાયો.

૧૪ પદચ્છેદ—**हे अंब**-હે માત ! **बत**–આ પણ એક હર્ષની વાત છે કે. **अस्मिन् वने**-આ વનમાં **विहगाः**–પક્ષિયો. **प्रायः**-ઘણું કરીને. **मुनयः** મુનિયો હોય એમ જણાય છે. **ये**–જેઓ **कृष्णेक्षितं**–શ્રીકૃષ્ણના દર્શન કરવાને. **रुचिरप्रवालान् द्रुमभुजान् आरुह्य**–સુંદર કુંપળીયાવાળા વૃક્ષોની ડાળો ઉપર ચડીને. **मीलितदृशः**–જેમણે આંખો મીંચી દીધી છે એવા. **विगताः अन्यवाचः येषां ते विगतान्यवाचः**–જેમણે બોલવું ચાલવું બંધ કર્યું હતું તે. **तेन कृष्णेन उदितं कलवेणुगीतं**–શ્રીકૃષ્ણે ગાયેલા મધુર વેણુનાદને **शृण्वन्ति**–સાંભળે છે,

**તેઓના કુંપલીયાંરૂપ કર્મોનું પાલન કરતાં કરતાં, રાજી થઇને પરમાત્માનું વર્ણનજ સાંભળે છે. તેમ આ પક્ષીઓ પણ શ્રીકૃષ્ણનું દર્શન થાય એવી રીતે, વૃક્ષની શાખાઓ ઉપર બેસે છે, વૃક્ષના ફળોનો ત્યાગ કરે છે, અને કુંપળીયાનો આહાર કરે છે. એ પ્રમાણે પ્રસન્નતા પૂર્વક આંખો વીંચીને, અને બોલવું ચાલવું બંધ કરીને, શ્રીકૃષ્ણના વેણુનાદનેજ તેઓ સાંભળે છે. (૧૪)**

૧૪ વિવેચન—

**अंब** !–આ સંબોધન કોઈ પ્રૌઢ ઉમરની સ્ત્રિને છે. કોઈ કોઇ ટીકાકાર કહે છે કે–તે સંબોધન યશોદાનજીને છે. વેણુનાદસ્ત્રીસીમતિમાં યશોદાજી આવ્યાં હોય, તો તેમ પણ બને.

**बत** શબ્દ હર્ષ સૂચક છે.

પક્ષીઓ—શ્રીકૃષ્ણને વારંવાર નિહાળવાની અપેક્ષાવાળા મનનશીલ પુરૂષો, પક્ષીઓનો અવતાર લઇને, વૃંદાવનમાં રહ્યા જણાય છે. વેણુ નાદમાં તેઓ પણ તલ્લીન થયા. કનકકાંતાના રંગમાં નહીં રંગાએલા મુનિયો, ભયંકર સંસારમાં નિર્ભય થઇને રહે છે. તેઓ વેદોક્ત કર્મના ફળમાં લલચાતા નથી, તોપણ પ્રભુને પ્રસન્ન કરવા માટે તેઓ વેદોક્ત કર્મ કર્યા કરે છે. તે પ્રમાણેજ પક્ષીઓ પણ પારાધિ વિગેરેના ભયથી નિર્ભય રહીને, અને વૃક્ષો ઉપર ફળ છે, તેમાં ન લલચાઈને, વેણુનાદનું શ્રવણ કરે છે. આંખો મીંચીને અને સ્થિર રહીને, સાંભળેલાં પદોનું મનન તથા નિદિધ્યાસન પણ કરે છે. શ્રીકૃષ્ણ વેણુદ્વારા સૂચવે છે કે–

**ये तु सर्वाणि कर्माणि, मयि संन्यस्य मत्पराः ॥**
**अनन्येनैव योगेन, मां ध्यायंत उपासते ॥६॥**
**तेषामहं समुद्धर्ता, मृत्युसंसारसागरात् ॥**
**भवामि न चिरात् पार्थ, मय्यावेशितचेतसाम् ॥७॥** [ગીતા અ. ૧૨].

'જેઓ સર્વ કર્મો મને અર્પણ કરે છે, અને મારે પરાયણ થઈને અનન્ય યોગ વડે મારૂંજ ધ્યાન કરીને, મારી ઉપાસના કરે છે. એટલે તે પ્રમાણે જેઓ મારામાં ચિત્ત પરોવી રાખે છે, તેમનો હે પાર્થ ! આ મૃત્યુમય સંસાર સાગરમાંથી, વિના વિલંબે હું ઉદ્ધાર કરૂં છઉં. [૬–૭].

આ સંસારમાં પરમપદ સાધવા આવેલાં સ્ત્રિ પુરૂષો પણ ઉત્તમ કોટિનાં પક્ષીઓ છે, એમ સમજવું. સાંભળો—[ રંગભેર ઉપાડજો. ]

**' અમેરે પંખિડાં પરમ ધામનાં. '**

રાગ–મિશ્ર–ગુજરાતી રાજીયો. તાલ માત્ર, ૧૬.

હીંચનો ગરબો.

સખિ ! અમેરે પંખિડાં પરમ ધામનાં, ઉંચા વ્યોમનાં વિહારી જો;
ઉડતાં એ અલખ પ્રકાશમાં, પાંખ પ્રેમની પસારી જો—અમેરે૦
સખિ ! છાયા ભૂમિને સ્પર્શે નહિં, ગતિ પરિમિત પાર જો;
જન્મ મરણ ના અમ દેશમાં, નહિં પ્યાસ કે અહાર જો—અમેરે૦
સખિ ! રસૌ વૈ બ્રહ્મ જ્યાં પૂરણ ભર્યો, એજ અમ તણો પ્રદેશ જો;
ત્યાંથી આવ્યાંતાં તવ કારણે, કહેવા સત્ય આ સંદેશ જો—અમેરે૦

સખિ! ઉઠીએ અમારા હવે ધામમાં, આપી તમને એંધાણ જો;
આવો તો ત્યાં ખુશીથી આવજો, પૂછી પૂરણ પીછાણ જો—અમેરે૦
સખિ! શૂન્ય શિખર રંગમહેલમાં, નહિં ટાઢ અગર તાપ જો;
રહે છે જ્યાં અમિધર રાજવી, ત્યાંજ આપણો મેળાપ જો—અમેરે૦

આવા પરમ હંસોને પ્રણામ કરીને. આગળ વધીએ. કાંઇ સમજ્યા હો, તો ચિત્તરૂપી પક્ષીને સદા કહ્યા કરજો કે—

રાગ–વસંતતિલકા.

**आनन्दमूलगणपल्लवतत्त्वशाखं, वेदांतपुष्पफलमोक्षरसादिपूर्णं ॥**
**चेतो विहंग! हरितुंगतरुं विहाय, संसारशुष्कविटपे, वद किं रतोऽसि ॥**

'જે વૃક્ષના મૂળનો જથ્થો તથા પાંદડાંઓ, આનંદમય છે, જે વૃક્ષની માધ્યંદિની આદિ શાખાઓ તત્ત્વમય છે, તથા જે વૃક્ષનાં પુષ્પ અને ફળો મોક્ષના રસથી પરિપૂર્ણ ભરેલા વેદાંતમય છે, તે કૃપાળુ એવા શ્રીહરિ રૂપી મોટા વૃક્ષને તજીને, હે ચિત્તરૂપી પક્ષી! આ સંસારરૂપી શુષ્ક (સુકી ડાળીયોવાળા) વૃક્ષમાં તને કેમ આનંદ પડે છે? તને કેમ ગમે છે?'

સચેતન પ્રાણીઓની આ સ્થિતિ છે, ત્યારે નદીયોની કઇ સ્થિતિ છે તે તપાસીએ—

**नद्यस्तदा तदुपधार्य मुकुन्दगीत–मावर्त्तलक्षितमनोभवभग्नवेगाः ॥**
**आलिङ्गनस्थगितमूर्मिभुजैर्मुरारेर्, गृह्णन्ति पादयुगलं कमलोपहाराः ॥१५॥**

**અર્થ—જેઓનો વેગ પાણીની ચકરીના મિષથી ઉત્પન્ન થએલા કામદેવને લીધે, મંદ પડી જાય છે, એવી આ નદીયો પણ, શ્રીકૃષ્ણનું વેણુગીત સાંભળીને, પોતાના તરંગરૂપી હસ્તોથી, શ્રીકૃષ્ણના ચરણારવિંદને કમળ અર્પણ કરે છે, અને આલિંગનથી તે ચરણ કમળને ઢાંકી દઇને, તેનેજ (પોતાના હૃદયમાં–ધરામાં) ધારણ કરી રાખે છે. (૧૫)**

૧૫ વિવેચન—

વેણુનાદ સાંભળવાને યમુનાજીનાં નીર સ્થંભા રહ્યાં. શ્રીકૃષ્ણ 'મુરારી' પદથી વેણુદ્વારા સૂચવે છે કે—

**अपि चेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ॥**
**साधुरेव स मंतव्यः, सम्यग् व्यवसितो हि सः ॥३०॥**
**क्षिप्रं भवति धर्मात्मा, शश्वच्छांतिं निगच्छति ॥**
**कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥३१॥** [ગીતા અ. ૯.]

---

૧૫ પદચ્છેદ—**तदा**–તે વખતે **आवर्तैः** (ઘુમરી–ચકરી) **लक्षितः यः मनोभवः** (કામદેવ) **तेन भग्नः वेगः यासां ताः**–જેઓનો વેગ પાણીની ચકરીના મિષથી ઉત્પન્ન થએલા કામદેવને લીધે બંધ પડી ગયો છે એવી **नद्यः अपि**–નદીઓ પણ **तत् मुकुंदगीतं उपधार्य**–મુકુંદ ભગવાનનું ગીત સાંભળીને **उर्मयः एव भुजाः तैः**–તરંગરૂપી હસ્તોથી. **मुरारेः पादयुगलं**–શ્રીકૃષ્ણના ચરણમાં **कमलोपहाराः**–કમળને અર્પણ કરે છે અને **आलिंगनेन स्थगितं** (ઢાંકી દેવું તે) **यथा भवति तथा–आलिंगनस्थगितं**–આલિંગનથી તે ચરણ કમળને ઢાંકી દઇને. **गृह्णंति**–ધારણ કરે છે.

'ગમે એવો દુરાચારી હોય, પણ જો મને અનન્ય ભાવથી ભજે, તો તેને સાધુ માનવો જોઈએ; કારણ કે તેનો નિશ્ચય બરાબર છે. તે શાશ્વત શાંતિરૂપ મોક્ષનાજ માર્ગમાં ચાલે છે. વળી હે કૌંતેય! તું નક્કી જાણજે કે–આ પ્રમાણે ખરે રસ્તે ચાલેલો મારો ભક્ત કદિ પણ નાશ (અધોગતિ) પામતો નથી.'

[ કેમ! કાંઈ સમજાય છે? કે તુંબડીમાં કાંકરા? ક્યાં છો? અહીં કે ચૌટે? કે ઘેર? નવ વાગ્યા સુધી અહીં રહેજો. ચિત્તને ક્યાંઇ દોડાવશો નહીં. દોડે તો મારા સામું જોયા કરજો. ] બોલો શ્રી કૃષ્ણબળદેવકી જય. દ્વારકાધીશકી જય. હરહર મહાદેવ હર. સૂર્ય પોતાનો તડકો આપવા તૈયાર છે, ત્યારે જે પોતાની બારી બારણાં બંધ રાખે, તેને કેવો કહીએ? મનુષ્ય દેહ મળી, મુઠી અનાજ ખાવા મળ્યું, શરીર આરોગ્ય છે, અને અવસ્થા થઈ છે; છતાં આવા કૃપાળુ કૃષ્ણનો વેણુ સાંભળવા પરવા ન રાખે. નવરા ન થાય, તેના જેવો આ સંસારમાં કોઇ હૈયાફુટો નથી. સાંભળો—

ચોપાઇ—લાભકી કછુ હરિભક્તિ સમાના, જેહિ ગાવહિ શ્રુતિ સંતપુરાના
હાનિ કિ જગ ઇહિસમ કછુ ભાઈ, ભજીયે ન રામહિ નરતનુ પાઈ.
(મોક્ષવાણી પાનું ૮૬)

જપ–તપ–મખ–શમ–દમ–વ્રત–દાના, વિરતિ વિવેક યોગ વિજ્ઞાના;
સબકર ફળ રઘુપતિ પદ પ્રેમા, તેહુ બિનુ કોઇ ન પાવે ક્ષેમા.
(મોક્ષવાણી પાનું ૭૯)

આ બધી માલદાર વાતો છે, પણ ગધેડાને કંઠે હીરો બાંધ્યા જેવું ન થાય. કાંઈક તો કરજો. મરવા પહેલાં જરૂર બદલાજો. બદલાવા માટે અમારા જેવા ભિખારીને નિર્મળ ભાવથી સેવજો. તે તમને થોડામાં ઘણું કહી દેશે.

આ વખતે મેઘ શું કરે છે, તે સાંભળો—

**दृष्ट्वाऽऽतपे व्रजपशून्सहरामगोपैः, संचारयन्तमनु वेणुमुदीरयन्तम् ॥**
**प्रेमप्रवृद्ध उदितः कुसुमावलीभिः, सख्युर्व्यधात्स्ववपुषाम्बुद आतपत्रम् ॥१६॥**

**અર્થ—તડકામાં બળભદ્ર અને ગોવાળીયાઓની સાથે, વ્રજમાં પશુઓને ચારતા, અને વેણુ વગાડતા, પોતાના મિત્ર શ્રીકૃષ્ણને જોઈને, પ્રેમથી વૃદ્ધિ પામેલો મેઘ, ત્યાં પ્રગટ થઈને, પુષ્પ સરખા પોતાના છાંટા નાંખે છે, અને પોતાના શરીરને છત્ર રૂપે ધરી રાખે છે. (૧૬)**

૧૬ વિવેચન—

મિત્રતા કેમ?—જેમ મેઘ વર્ષીને પ્રાણી માત્રને રાજી કરે છે, તેમ શ્રીકૃષ્ણ વેણુ વગાડીને પ્રાણી માત્રને રાજી કરે છે. બેઉના ધંધાની એકતા છે. ગમે તે રીતે શ્રીકૃષ્ણની સેવા કરવાના હેતુથી, મેઘ શ્રીકૃષ્ણ ઉપર બરાબર રહીને, છાયા કરવા લાગ્યો. તાપને હરિ લેવા માટે, ઝરમર ઝરમર વરસવા પણ લાગ્યો.

---

૧૬ પદચ્છેદ—**आतपे**–તડકામાં. **सहरामगोपैः**–બળભદ્ર અને ગોવાળીયાઓ સહિત **व्रजपशून संचारयंतम्**–વ્રજના પશુને ચારતા. **अनु**–અને **वेणु उदीरयंतं**–વેણુ વગાડતા **सख्युः**–મિત્રરૂપ શ્રીકૃષ્ણને **दृष्ट्वा**–જોઈને. **प्रेमप्रवृद्धः**–પ્રેમથી વૃદ્ધિ પામેલો. **उदितः**–પ્રગટ થઈને **अंबुदः**–મેઘ. **कुसुमावलिभिः**–ફુલ જેવા પોતાના છાંટા નાંખે છે. **स्ववपुषां आतपत्रं व्यधात्**–અને પોતાના શરીરને છત્ર રૂપે ધરી રાખે છે.

વેણુની અસર વનની ભીલડીઓ ઉપર કેવી થઇ? તે સાંભળો.

'ભલે ગમે તે જાતિમાં અવતાર થાય, પણ ભક્તો મને જરૂર ઓળખી કાઢે. હું અધમ ઉદ્ધારણ છઉં' એમ વેણુદ્વારા સૂચવે છે—

**पूर्णाः पुलिन्द्य उरुगायपदाब्जराग–श्रीकुङ्कुमेन दयितास्तनमण्डितेन ॥**
**तद्दर्शनस्मररुजस्तृणरूषितेन, लिम्पन्त्य आननकुचेषु जहुस्तदाधिम् ॥१७॥**

**અર્થ**—પ્રિય સ્ત્રિયોના સ્તન ઉપર લગાડેલું કેસર, રતિના સમયમાં પ્રથમ શ્રીકૃષ્ણના ચરણને ચોંટે છે; અને તેથી ચરણ લાલ થતાં વધારે શોભે છે. પછી જ્યારે શ્રીકૃષ્ણ વનમાં ફરે છે, ત્યારે તે કેસર વનના ખડમાં ચોંટે છે. ખડમાં લાગેલા કેસરને જોઇને કામદેવથી વ્યાકુળ થએલી ભીલડીયો, તે કેસરને ખડ ઉપરથી ઉખેડી લઇને, પોતાના મુખ ઉપર અને સ્તન ઉપર ચોપડે છે. એમ કરીને પણ પોતાના કામજ્વરને શાંત કરે છે; માટે તે ભીલડીઓ ભાગ્યશાળી છે. [મારા જેવીને તો ભીલડીયો જેવું પણ ભાગ્ય નથી, એ ભાવ છે.] (૧૭)

૧૭ વિવેચન— રાગ–શાર્દુલ—

**व्याधस्याचरणं ध्रुवस्य च वयो, विद्या गजेंद्रस्य का ।**
**कुब्जायाः किमु नामरूपमधिकं, किं तत्सुदाम्नो धनम् ॥**
**का जातिर्विदुरस्य यादवपते–रुग्रस्य किं पौरुषं ।**
**भक्त्या तुष्यति केवलं न तु गुणैर्–भक्तिप्रियो माधवः ॥**

આવા અનેક શ્લોકો નીચ યોનીવાળા જીવોને કહી રહ્યા છે કે–'પ્રભુ તરફ ચાલ્યા કરો.' આ યુગમાં નીચ યોનીવાળા જીવો ઉંચ યોનીવાળા જીવો કરતાં, વધારે ભાગ્યશાળી છે. કારણકે સંત સમાજમાં નીચામાં નીચી સેવા કરતાં, તેમને આંચકો લાગતો નથી, રાજી થઇને કરે છે; અને ઉંચ યોનીમાં જન્મ્યા હોય, અગર માત્ર ભગવાંજ પહેર્યાં હોય, તો તે જીવો સેવાથી વિમુખ રહે છે. કદિ ધનવાનો ધન વાપરીને સેવા કરે છે; પણ સોએ નવાણુ ટકા, તે સેવામાં અભિમાન રૂપી ગ્યાસલેટની બાશ (દુર્ગંધ) હોય છે. શ્રીહરિ અગર ઉંચ કોટિના સંતો, આવી સેવાને અંગિકાર કરતા નથી. આ શ્લોકમાં જુઓને–ભીલડીઓને શ્રીકૃષ્ણની ચરણરજ મળી. જેમ સંતો પ્રભુચરણરજ હૃદયમાં ધારણ કરીને, અનેક જન્મોની વાસનાનો ક્ષય કરે; તેમ ભીલડીઓએ ચરણરજથી કામજ્વર–વાસનાજ્વરનો નાશ કર્યો.

'પ્રિયાના સ્તન ઉપર ચોપડેલું કેસર, શ્રીકૃષ્ણના ચરણને ચોંટે છે.' આ પ્રિયા કોણ? તે લક્ષ્મી સમજવી. શ્રીકૃષ્ણ ચરણાવિંદને વારંવાર હૃદયમાં ધારણ કરવાની લક્ષ્મીને ટેવ છે.

---

૧૭ પદચ્છેદ—**दयितायाः** (સ્ત્રિના) **स्तनयोः** (સ્તન ઉપર) **मंडितेन** (ચોપડેલા કેસરથી) [રતિના સમયમાં.] **उरु ( अधिकं ) गीयते मुनिभिः इति उरुगायः इति श्रीकृष्णः, तस्य पदाब्जयोः**–(ચરણકમળમાં) **रागः** (લાલાશ) **तेन श्रीः** (શોભા) **यस्य तत् इति कुंकुमं तेन ॥** [ભગવાન વનમાં જતાં ચરણમાં લાગેલું કેસર] **तृणरूषितेन तस्य दर्शनेन स्मररुजः**–ખડમાં ચોંટી ગયેલા તે કેસરને જોવાથી કામજ્વર ઉત્પન્ન થાય છે. **तत् आननकुचेषु लिंपंत्यः पुलिंद्यः**–તે કેસરને મુખ ઉપર અને સ્તન ઉપર ચોપડનારી ભીલડીયો. **या एवं आधिं जहुः**–જે આ પ્રમાણે કામજ્વરને મટાડે છે તે ભીલડીયો. **पूर्णाः**–ભાગ્યશાળી છે.

તેથી હૃદય ઉપર–સ્તન ઉપર–ચોપડેલું કેસર, શ્રીકૃષ્ણના ચરણને ચોંટે છે, શ્રીધરસ્વામી **दयिता** ને બહુવચનમાં લે છે. ત્યાં લક્ષ્મી અને લક્ષ્મીના જેવી બીજી સ્ત્રિયો સમજવી.

હવે ગોવર્ધનની પ્રશંસા કરે છે—

**हन्तायमद्रिरबला हरिदासवर्यो, यद्रामकृष्णचरणस्पर्शप्रमोदः ॥**
**मानं तनोति सहगोगणयोस्तयोर्यत्, पानीयसूयवसकन्दरकन्दमूलैः ॥१८॥**

**અર્થ—હે સખિઓ! આ ગોવર્ધન પર્વત પણ અવશ્ય ભગવાનનો મોટો ભક્ત હોવો જોઈએ; કારણકે બળભદ્ર અને શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ તેને મળતાં, તૃણાદિકને બહાર કાઢી નાંખવાના મિષથી, તેનાં રૂવાંડાં ઉભાં થઈ ગયાં હોય, એમ જણાય છે. પાણી, સારાં ખડ, ગુફા, કંદ અને મૂળથી, ગાયોનો અને મિત્રોસહિત બે ભાઈઓનો, તે સત્કાર કરે છે–આતિથ્ય કરે છે-મેમાની કરે છે. [૧૮]**

૧૮ વિવેચન—

**हरिदासवर्यः—**હરિના દાસોમાં શ્રેષ્ઠપણાનું કારણ ?-કારણ એટલુંજ કે-તેને રામ અને કૃષ્ણની ચરણરજ મળે છે. [ ગોવર્ધન મથુરા પાસે ક્યારે આવ્યો, અને કેમ આવ્યો, તે કથા આગળ કહી છે. ] ચરણરજ લેવાનો અર્થ શું ?–તે એમ સૂચવે છે કે 'હું આપની ચરણરજ જેવો નમ્ર છઉં. જ્ઞાન અને ભક્તિમાં આવરણ કરનારૂં મારૂં દેહાભિમાન, મેં તોડી ફોડીને ફેંકી દીધું છે.'

**ધર્મમાં અધર્મ**— અત્યારે તો કેટલાએક ચરણરજ લેનારા–'પગમાં પડે, અને માથું કાપે. એટલે 'પગ પૂજે અને માથું કાપે.' એટલે સામા મળે, ત્યારે–'જય જય' કરે, અને જરા દૂર જઇને નિંદા કરે. ધર્મ માર્ગમાં આ એક ભયંકર પાપ છે, આ પાપથી સદા દૂર રહેજો, જગત્ આખું દોષથી ભર્યું છે. સારૂં થોડું અને ખોટું ઘણું છે. દોષજ શોધ્યા કરીએ, તો આપણા ઘર પાસે દોષના ઢગલા થાય. પારકા દોષને એકઠા કરવાથી–વીણવાથી, આપણું હૃદય અને મુખ બેઉ કલુષિત–ભ્રષ્ટ થાય. આ દોષ બહુ રખડનારાં સ્ત્રી પુરૂષોમાં અનાયાસે પેસી જાય છે. માટે કહું છઉં કે–જ્યાં ગોઠે ત્યાં સ્થિરતાથી અને શ્રદ્ધાથી લાગ્યા રહેજો. શ્રદ્ધાની પાછળ શ્રીહરિ વસે છે.

ભગવદ્ ભક્તના સંગથી નીચવર્ણ પણ જેમ કૃતાર્થ થાય, તેમ ગોવર્ધનના સંગથી ભીલડીઓ કૃતાર્થ થઇ. 'પુલિંદ' એટલે 'ભીલ,' અને 'પુલિંદી' એટલે 'ભીલડી'.

ભેટ—કાંઇ પણ ભેટમાં આપવું એટલે ભેટતી વખતે સામાને કાંઇક આપવું તે. સામાને વશ કરવાની તે ચાવી છે. કાંઈ પણ આપવું, એ હેતનું અને હૃદયની પ્રસન્નતાનું નિશાન છે.

---

૧૮ પદચ્છેદ—**हे अबलाः**–હે સખિઓ. **अयं अद्रिः हरिदासवर्यः**–આ ગોવર્ધન પર્વત શ્રીહરિનો પરમ ભક્ત જણાય છે. **रामकृष्णयोः चरणस्पर्शः तेन प्रमोदः यस्य तथाविधः सः इति अद्रिः**–શ્રીરામ કૃષ્ણના ચરણસ્પર્શ મળતાં તૃણાદિક બહાર આવવાના મિષથી ગોવર્ધન પર્વતના રૂવાંડા ઉભાં થયાં જણાય છે. **यत्**–કારણકે **सहगोगणयोः तयोः**–ગાયો અને મિત્રો સહિત તે બે ભાઇઓ પ્રત્યે. **पानीयं** (જળ), **सूयवसानि-शोभनतृणानि**–સારૂં ખડ, **च कंदराः कंदाः च मूलानि च–तैः मानं तनोति**–સત્કાર કરે છે.

દુઃખનું નિવારણ પણ તેમાં સમાએલું છે. જમાઇ સાસરે જાય, ત્યાં પણ તેણે કાંઇક આપવુંજ જોઇએ. આ જગતમાં જેને આપતાં આવડતું નથી; તે જગતમાં આગળ વધી શકતા નથી. 'રાજા, દેવ, સંત અને સદ્ગુરૂ પાસે અવશ્ય ખાલી હાથે ન જવાય,' એવી મર્યાદા બાંધવામાં પણ આજ કારણ છે. 'વૃક્ષ અને પર્વત જેવાં સ્થાવર તત્ત્વો પણ, શ્રીકૃષ્ણને કાંઈકિ આપીને રાજી થાય છે; ત્યારે આપણે વ્રજાંગનાઓએ, પ્રભુને કાંઇકિ-(દહીં)-માખણ-કેમ ન આપવું ? વ્હાલાને કાંઈ ન આપવું, એ આપણી ભક્તિમાં ન્યૂનતા ગણાય.'

હવે ગોપિકાઓ સર્વ વૃતાંતનો ઉપસંહાર કરે છે.

**गा गोपकैरनुवनं नयतोरुदार-वेणुस्वनैः कलपदैस्तनुभृत्सु सख्यः ॥**
**अस्पन्दनं गतिमतां पुलकस्तरूणां, निर्योगपाशकृतलक्षणयोर्विचित्रम् ॥१९॥**

**અર્થ--હે સખિયો ! ગોવાળીયાઓની સાથે, આ બે ભાઇઓ વનમાં ગાયો ચારે છે; ત્યારે નોંધણાં માથે વીંટી લેવાથી, અને ખભામાં શીંકા ભરાવી લેવાથી, તેઓ મોટા ગોવાળ જેવા જણાય છે. તે વખતે તેમના મધુર પદવાળા વેણુનો નાદ સાંભળીને, પ્રાણીઓમાં જેઓ જંગમ છે, તેઓ સ્થાવરની પેઠે સ્થિર થઇ જાય છે; અને વૃક્ષાદિ જેઓ સ્થાવર છે, તેઓમાં રોમાંચાદિક જંગમનો ધર્મ દેખાય છે. આ પણ આશ્ચર્યની વાત છે. [૧૯]**

૧૯ વિવેચન—

સ્થાવર જંગમ તમામ પ્રાણીપદાર્થો, શ્રીકૃષ્ણની બંસાનો નાદ સાંભળીને, મોહ પામ્યાં છે. 'આવા શ્રીકૃષ્ણ આપણી સાથે કયારે બોલશે ? આપણને કયારે પોતાનાં કરશે ? આપણને કયારે રમાડશે ?' વિગેરે કામનાઓ ગોપીકાઓના હૃદયમાં જાગ્રત થઇ.

આ વિચારોનું પરિણામ શું આવ્યું ? તે શુકદેવજી કહે છે. સાંભળો—

**एवंविधा भगवतो, या वृन्दावनचारिणः ॥**
**वर्णयन्त्यो मिथो गोप्यः, क्रीडास्तन्मयतां ययुः ॥२०॥**

**इतिश्रीमद्भागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे एकविंशतितमोऽध्यायः संपूर्णः ॥**

**અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે—આ પ્રમાણે વૃંદાવનમાં ફરનારા શ્રીકૃષ્ણની ક્રીડાઓનાં, અરસપરસ વખાણ કરનારી ગોપીઓ, શ્રીકૃષ્ણમય બની ગઈ. (૨૦)**

અપૂર્ણ.

---

૧૯ પદચ્છેદ—**हे सख्यः**—હે સખિઓ ! **गोपकैः सह**—ગોવાળોની સાથે **अनुवनं**—વનમાં. **गाः नयतोः**—ગાયોને ચારે છે ત્યારે. **शिरसि निर्योगैः**—( માથા ઉપર નોંધણાં વીંટી લેવાથી. ) **स्कंधयोः पाशधारणेन च** ( અને ખંભાઓમાં શીંકા ભરાવી દેવાથી ) **कृतं लक्षणं याभ्याम् तयोः**—મોટા ગોવાળપણાની શોભા દેખાડતા, તે ભાઇઓના **कलपदैः वेणुस्वनैः**—મધુર પદવાળા વેણુના નાદ સાંભળીને **तनुभृत्सु**—પ્રાણીઓમાં **गतिमतां अस्पंदनं**—જંગમ પ્રાણીઓનું સ્થિરપણું અને **तरूणां पुलकः**—વૃક્ષાદિ સ્થાવરોનું રોમાંચ. **विचित्रं**—આ બધું આશ્ચર્ય જેવું છે.

૨૦ પદચ્છેદ—**एवंविधा**—આ પ્રમાણે. **वृंदावनचारिणः भगवतः**—વૃંદાવનમાં ફરનારા શ્રીકૃષ્ણની. **क्रीडाः मिथः वर्णयन्त्यः**—અરસપરસ ક્રીડાના વખાણ કરનારી **याः गोप्यः**—જે ગોપીઓ હતી તે **तन्मयतां ययुः**—શ્રીકૃષ્ણમય બની ગઈ.

ફરમો નં ૧૦૧.

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા
## શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.

પુસ્તક ૧૦ મું.] ફાગણ માસ ૧૯૮૫. [અંક ૨ જો.

**યોગનો ફરમો**—૮૧ ની સાલથી યોગનો ફરમો આપવામાં આવે છે. તે કોઈ યોગના જુદા જ્ઞાન માટે નથી, પણ શ્રીકૃષ્ણ કે જે યોગેશ્વરોના ઇશ્વર છે; તેમને બરાબર ઓળખવા માટે, આપવામાં આવે છે. યોગવિદ્યા જાણ્યાવિના યોગેશ્વરને કેવી રીતે જાણી શકાય? યોગવિદ્યાના અજ્ઞાનથીજ, આપણામાંના ઘણા ખરા, શ્રીકૃષ્ણતત્ત્વથી અજ્ઞાત રહે છે. ગ્યાસલેટ માટે થએલો એક પૈસાનો ખર્ચ, આપણા આખા ઓરડાને પ્રકાશ આપે છે; તેમ યોગના ફરમા માટે થએલો આઠ આનાનો ખર્ચ, દશમસ્કંધને પ્રકાશમાં લાવે છે. દશમસ્કંધના ગુપ્ત જ્ઞાનને તે ખર્ચ ખુલ્લું કરે છે. જેઓ વધારાનો ફરમો મંગાવે છે, તેમણે તે ફરમો અવશ્ય ધ્યાનપૂર્વક વાંચવો જોઇએ, અને જેઓ તે ફરમો મંગાવતા નથી—તેમણે તે ફરમો મંગાવીને વાંચવો જોઇએ. સાદા માસીકના ગ્રાહકોએ હજી વિચાર થાય તો—સાડા આઠ આના તુરત મોકલી દેવા. તો તેમને મહાથી યોગના ફરમાનો લાભ મળશે. યોગવિદ્યા જાણવા જેવી છે, અને તે ઘણીજ સહેલી ભાષામાં લખાય છે; માટે જીજ્ઞાસુઓએ પ્રમાદ કરવો ઘટતો નથી.

---

પાછલાં પુસ્તકો—હજી પાછલાં નવે પુસ્તક મળી શકે છે. પછી એક પ્રતના રૂ. સો દેતાં નહીં મળે. માટે જોઇએ તો તુરત મંગાવો. ૮૪ નું છેલ્લું પુસ્તક પણ બંધાઈ ગયું છે.

---

દશમસ્કંધ—શ્રીમદ્ભાગવતનાં ભાષાંતરો આપે વાંચ્યાં હશે. શ્રીમદ્ભાગવતની કથાઓ ઘણીવાર સાંભળી હશે; પણ આવા ખુલાસાનો લાભ આપને ભાગ્યેજ થયો હશે. તે વાત આપનું હૃદય કબુલ કરતું હોય, તો આ માસીક ધ્યાનપૂર્વક વાંચો, અને બીજાઓને વંચાવો. સંબંધીઓમાં અને સ્નેહીઓમાં શ્રીકૃષ્ણતત્ત્વનો ફેલાવો કરો. સત્યશોધક વિધર્મીઓ અને વેસ્યાઓ પણ શ્રીકૃષ્ણતત્ત્વમાં મુગ્ધ દેખાય છે, ત્યારે વૈષ્ણવોએ કેમ પ્રમાદ કરવો ઘટે?

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૧ મો ચાલુ.

[ ગયા અંકના ૮૦૦ મા પાનાથી ચાલુ. ]

૨૦ વિવેચન—

**तद्गताश्चापि लोकेस्मिन् गुणातीताः भवंति हि**—ભગવાનમાં જેઓ તત્પર રહે, તેઓ પોતાના ગુણોનો ત્યાગ કરીને, ચોક્કસ રીતે ગુણાતીત થાય છે. [સુબોધિની] ગોપિકાઓ **ઘમંડ** (વિહ્વળ) થઇ ગઈ. વાંઝીયો પુત્ર દેખીને ઘમંડ થાય; નિર્ધન ધન દેખીને ઘમંડ થાય. પતિવ્રતા પતિને દેખીને ઘમંડ થાય, મુમુક્ષુ હરિજનને દેખીને ઘમંડ થાય, તેમ અનન્ય ભગવદ્ભક્ત, ભગવાનને દેખીને [ભગવાનના ગુણો સાંભળીને] ઘમંડ થાય. મોક્ષવાણી કદિ વાંચો છો ?–તુલસીકૃત રામાયણમાંથી ચૂંટેલા સુગંધીદાર પુષ્પોની તે છાબ છે–પુષ્પોનો તે ગોટો–ગજરો–છે. તે કદિ સુંઘો છો ? આવો તેમાંથી **ઘમંડ** બતાવું. જુઓ પાનું ૩૦ A. નિર્મળ ભાવથી ગાઈએ, તો અમે અને તમે બેઉ ઘમંડ થઇ જઇએ, એવી આ ઔષધી છે. સાંભળો—

શ્રીરામને મળવા આતુર થઈ રહેલો **સુતીક્ષ્ણ** બ્રાહ્મણ, ઉત્તર દિશામાંથી આવતા મુસાફરોને, શ્રીરામની ટૂર–મુસાફરી–ના ખબર પુછયા કરતો હતો. ઘણે દિવસે ખબર મળ્યા કે–' પ્રભુ આ રસ્તે થઇને થોડા દિવસમાં નીકળશે.' તે સાંભળી શ્રીરામના મેળાપના અનેક વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં તેને પોતાની યોગ્યતાનો વિચાર થયો. પોતાની યોગ્યતામાં પોતાના તમામ પાયા ઢીલા લાગ્યા–તોપણ તે બોલ્યો કે—

**ચોપાઈ**—' એક બાની કરૂણાનિધાનકી, સો પ્રિય જાકે ગતિ ન આનકી. '

આ લીટી એક કરોડ કરતાં પણ વધારે કીંમતી છે. ' મારે શ્રીરામ સિવાય બીજી કોઈ ગતિ–ઇચ્છા–નથી, માટે શ્રીરામ મને મળવાજ જોઇએ. શ્રીરામમાં મને અનન્ય ભાવ છે. જ્યાં અનન્ય ભાવ હોય, ત્યાં વસ્તુપ્રાપ્તિ અવસ્ય સિદ્ધ થવીજ જોઇએ,' એવો ભાવ આ લીટીમાં છે.

હવે સુતીક્ષ્ણની ઘમંડ દશા તપાસીએ. ઘમંડ દશામાં પેસવાના દ્વારનો પ્રથમ વિચાર કરીએ—

**દોહરો**—પન્નગારિ સુન પ્રેમ સમ, ભજન ન દૂસર આન;
યહ વિચારી પુનિ પુનિ મુનિ, કરત રામગુણ ગાન. સીયાવર૦

ભજનાનંદને રસ્તે આગળ ચાલતાં, સુતીક્ષ્ણ ધીમેધીમે ઘમંડ બની જાય છે. તે ગાય છે તે સાંભળો—

**ચોપાઈ**—' હોઇ હિ સફલ આજ મમ લોચન, દેખિ વદનપંકજ ભવ મોચન;
નિર્ભરપ્રેમ મગન મુનિ જ્ઞાની, **કહિ ન જાય સો દશા ભવાની.**
દિશિઔ વિદિશૌ પથ નહિં સુઝા, કો મેં ચલેઉ કહાં નહીં બુઝા;
કબહુક ફિર પાછે મુનિ જાઈ, કબહુક **નૃત્ય કરે** ગુણ ગાઈ.

અવિરલ પ્રેમભક્તિ મુનિ પાઈ, પ્રભુ દેખહિ તરૂઓટ લુકાઈ;
અતિશય પ્રીતિ દેખિ રઘુવીરા, **પ્રગટે** હૃદય હરણુ ભવપીરા.
મુનિ મગમાંઝ અચલ હોઇ વૈસા, પુલક શરીર પનસ ફલ જૈસા;
તબ રઘુનાથ નિકટ ચલિ આયે, દેખિ દશા નિજ જન મન ભાયે.
પરેઉ લકુટ ઇવ ચરણુન લાગી, પ્રેમમગન મુનિવર બડ ભાગી;
ભુજવિશાલ ગ્રહિ લીયે ઉઠાઈ, પરમ પ્રીતિ રાખે ઉર લાઇ.
મુનિહિ મિલત અસ સોહ કૃપાલા, કનક તરૂહિ જનુ ભેટ તમાલા;
રામવદન વિલોકિ મુનિ ઠાઢા, માનહું ચિત્રમાંઝ લખિ કાઢા.'

**નિવૃત્તિ અને પ્રવૃત્તિ**—શાંતિ અને ગોંધાટ–એમ બે રસ્તા તન્મય થવાના છે. આ યુગમાં નિવૃત્તિનાં (સમાધિનાં) નાણાં (સાધન) બહુ થોડાજ પાસે હોય છે. જેઓની પાસે સમાધિનાં નાણાં ન હોય, તેમણે પ્રભુને પામવા શું કરવું ? તેનો જવાબ ભજનાનંદ આપે છે.

રાગ—ઝંઝોટી ઠુમરી તાલ–૩.

ભજન વિન ભવજલ કૌન તરે ?
કૌન તરે હરિ કૌન તરે ? ભજન વિન ભવજલ કૌન તરે ! ટેક૦
કામ–ક્રોધ–મદગ્રાહ વસતહે, મારગમેં પકડે— ભજન૦
કુચકંચન દોઉ ઘેર પડતહેં, સબ જન ડુબ મરે— ભજન૦
યજ્ઞ દાન તપ નિર્બળ નૌકા, અધવિચ તૂટ પડે— ભજન૦
બ્રહ્માનંદ કરો હરિ સુમરણ, સબ દુઃખ દૂર ટરે— ભજન૦

કામક્રોધાદિથી જેઓ મુક્ત થયા હોય, તેઓ ભલે સમાધિને પંથે–નિવૃત્તિને પંથે–ચાલે; પણ–બીજાઓએ ભજનાનંદમાં અવસ્ય ભળવું જોઈએ. જેઓને પ્રભુએ બે પૈસા આપ્યા છે–એટલે–જેઓને પ્રભુએ લૌકિક સુખની ઝાંખી કરાવી છે; તેઓ અને જેઓ સંસારથી છૂટીને પોઝીશનમાં પકડાયા છે. તે સાધુ સન્યાસીઓ, તાળી પાડીને ગોવિંદને ગાઇ શકતા નથી. તેઓ ભજનાનંદથી વિમુખ રહે છે. તેઓએ યાદ રાખવું ઘટે છે કે–જેમને માટે તાળી પાડો છો, તેમના હિસાબે, તમે આ સંસારમાં કાંઈ નથી. મોટા મોટા બાદશાહો પણ (ઘડીવાર પોઝીશનથી મુક્ત થઇને) મસીદમાં જઇને ઘુંટણીએ પડે છે. ક્રિશ્ચીયન સમ્રાટો પણ દેવળમાં દેહાભિમાન તજે છે. ત્યારે તમને ભજનાનંદમાં તાળી પાડતાં કેમ શરમ લાગે છે ? કામક્રોધના ઉભરા અવાર નવાર ચિત્તપ્રદેશમાં આવતા હશે, ત્યાં સુધી ગમે એવી વેદાંતની અગર ભક્તિની વાતો કરશો, તો તે વાંઝણીના પુત્ર જેવી રહેશે. એટલે–ત્યાંસુધી તમે નિવૃત્તિમાર્ગના અધિકારી નથી.

શ્રીમદ્‌ભાગવત અને તુલસીકૃત રામાયણ કલિયુગના જીવો માટેજ છે. તે ભજનાનંદના ભંડાર છે. અનેક ભકતોએ પણ ભજન ભંડાર ભરી રાખ્યા છે. જેઓએ કંઠ છૂટો મૂકીને ગોવિંદના ગુણ ગાયા નહીં, તાળી પાડીને સંગીતને ટેકો આપ્યો નહિં, અને પ્રભુ પાસે નાચી કુદીને દેહાભિમાનની ગાંઠ તોડી નહીં, તેમનો ભવરોગ ખસના વ્યાધી જેવો છે.

ભજનાનંદદ્વારા ગોપીઓ ભગવદ્‌મય બની. સુતીક્ષણુ ભજનાનંદદ્વારા ભગવદ્‌મય બન્યો. મેહતો, મીરાં, તુકારામ વિગેરે અનેક સંતોએ ભજનાનંદ દ્વારા ભગવદ્‌તત્ત્વ ચાખ્યું. જે

નાટક કંપનીમાં નાયક પોતે વેષ પહેરે, અને ઉત્તમ રીતે ભજવે, તે કંપનીમાં રમનારાને અને જોનારાને બહુ આનંદ આવે; જેમ સમ્રાટની આગળ કલકત્તાનો લાટ સાહેબ ખડે પગે ઉભો રહે, તેમ-તે પ્રમાણેજ-જે સંપ્રદાય અગર પંથમાં, આચાર્ય અગર ગુરૂ પોતે, ગોવિંદની સેવામાં ખડે પગે ઉભા રહે; પોતે ગાય અને બીજાને ગવરાવે; પોતે નાચે અને સૌને નચાવે; પોતે ભગવદ્મય થાય, અને શિષ્યોને ભગવદ્મય કરે; એવા સંપ્રદાયોને અને પંથોને પ્રણામ કરીને, આ અધ્યાય સંપૂર્ણ કરીએ. ધર્મની રંગભૂમિ ઉપર આવીને, **निर्मानमोहा** થવાને બદલે, જેઓ માન અને મોહથી ઘેરાઈ ગયા, તે આચાર્યો અને ગુરૂઓ દયાને પાત્ર છે. વીજળીના કારખાનામાંજ વીજળી નહીં હોય, તો પછી માયામાં ઉંડા ખોડેલા થાંભલામાં-થાંભલા જેવા જડ જીવોમાં-શિષ્યોમાં-વિજળીનો પ્રકાશ ક્યાંથી આવશે? વિચાર કરી જોજો.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો અધ્યાય ૨૧ મો સંપૂર્ણ. બોલીએ હરિ. શ્રીરામચંદ્ર દેવકી જય. બોલો શ્રીદ્વારકાંધીશકી જય. હર હર મહાદેવ હર. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલા જીવોને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

**અમદાવાદ** મોક્ષમંદિર,
૧૯૮૫ પોશ વદી ૧૧. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૨ મો.

**વિષય**—વ્રતધારી કુમારિકાઓ યમુનાજીને કાંઠે વસ્ત્રો મૂકીને સ્નાન કરવા લાગી; અને શ્રીકૃષ્ણે તે વસ્ત્રો ઉપાડી લીધાં, વિગેરે કથા આ અધ્યાયમાં આવશે.

**સૂચના**—વસ્ત્રાહરણલીલા-શ્રીકૃષ્ણના જીવનનો આ પ્રસંગ (વસ્ત્રાહરણલીલા) સાવધાનતાથી સાંભળવા જેવો છે. વાયુ પ્રકૃતિવાળા મનુષ્યને સમુદ્રનાં લીલાં પીળાં પાણી દેખીને, જેમ ચકરી આવે; તેમ શ્રીકૃષ્ણના જીવનના આવા પ્રસંગો જોઇને, **સામાન્ય** જીવોને ચકરી આવે, તેમાં નવાઇ નથી. વાયુ પ્રકૃતિવાળા જીવો દરીયાની મુસાફરીમાં વારંવાર લીંબુ ચુસે છે. પાન, સોપારી, લવીંગ, એલચી, તજ સુંઠ વિગેરે પદાર્થો અવશ્ય મુખમાં રાખે છે. આવી કોઇપિણ પ્રકારની તૈયારી કર્યા વિના, શ્રીકૃષ્ણતત્ત્વ નિરખવા નીકળવું, તે 'હીરો ગોઘે જવા' જેવું છે. નાનાં ઘડીયાળ સુધારનારો ઘડીયાળી જેમ સામાન્ય દૃષ્ટિથી કાર્ય કરી શકતો નથી, તેમ સામાન્ય દૃષ્ટિથી જોનારો મુમુક્ષુ, આ તત્ત્વ સમજી શકે એમ નથી. સૂક્ષ્મ કાર્ય પ્રસંગે, ઘડીયાળીએ પોતાની સૂક્ષ્મદર્શક આંખ પહેરવીજ પડે, તેમ શ્રીકૃષ્ણના આવા ગુહ્ય પ્રસંગને નિરખવા માટે, મુમુક્ષુએ જ્ઞાનવૈરાગ્ય યુક્ત ભક્તિરૂપી, શ્રીકૃષ્ણદર્શક આંખ પહેરવીજ પડે. આવી આંખ જેઓ પહેરતા નથી, તેઓ ધોળે દહાડે ઠેબાં ખાય છે. તેઓ અનેક તર્કવિતર્ક કરીને, ભાગવતને અને ધર્મને નિંદે છે. પરિણામે તેઓ શ્રીકૃષ્ણતત્ત્વથી વિમુખ રહે છે. કમળાવાળાએ, પીળું પીળું દેખાતું મટાડવા માટે, પ્રથમ પોતાની આંખોનો કમળો મટાડવો જોઇએ. આંખનો કમળો મટયા પછી જ બહારનો કમળો-બહારનું પીળું પીળું-અનાયાસે શમી જશે. આટલા માટેજ ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે-' **जन्म**

**कर्म च मे दीव्य-मेवं यो वेत्ति तत्त्वतः। त्यक्त्वा देहं पुनर्जन्म, नैति मामेति सोऽर्जुन॥** 'સરકાર પણ માણસમાં કલાસ પાડીને, તેમને વિષે વિનયથી બોલે છે; ત્યારે એક તર્કવાદીથી શ્રીકૃષ્ણ વિશે ગમે એમ બોલાય ?

યાદ રાખજો કે–જેમને કોઇપણ પ્રકારનું ધ્યેય નહોય, જેમને સદ્‌ગુરૂનાં વચનમાં અને શાસ્ત્રોમાં **વિશ્વાસ** નહોય, જેમને પોતાનું કલ્યાણ કરવાની **ધગશ** નહોય. 'હું કોણ છઉં ?' વિગેરે જાણવાની **તીવ્ર પરવા** નહોય, તેવા જીવોનો ધાર્મીક પ્રયત્ન કદિ સફળ થતો નથી. જેમને જે તે–ખાટું ખારૂં તીખું તમામ–ખાવાની ટેવ હોય, તેમને સારો વૈદ્ય રસાયણ દવા આપતો નથી. રસાયણ દવા લેનારે પ્રથમ પોતાના આહારવિહાર આધીન રાખવા જોઇએ. તેમ શ્રીકૃષ્ણ-તત્ત્વ જાણવા ઇચ્છનારે, પ્રથમ ઉપર જણાવ્યાં તે સાધનો પ્રાપ્ત કરવાંજ જોઇએ. જેમ સુકાન વિનાનું વહાણ સમુદ્રમાં આમતેમ અફળાઇને તૂટી ફૂટી જાય, તેમ અમુક ધ્યેય વિનાનો, અમુક સદ્‌ગુરૂ વિનાનો, અને અમુક શાસ્ત્ર વિનાનો માણસ, આ સંસારમાં જ્યાં ત્યાં અફળાઇ ફુટાઇને સંપૂર્ણ નિષ્ફળતાપૂર્વક મરણાધીન થાય છે.

તર્કોના પૂરમાં તણાઇ જતા જીવોને બચાવવાના હેતુથી, શ્રીશુકદેવજીએ શ્રીકૃષ્ણને 'યોગેશ્વરોના ઇશ્વર', 'ભગવાન', 'અચ્યુત'–એવાં અનેક વિશેષણો લગાડી દીધાં છે. દૂર પડેલા પ્રાણી પદાર્થો જોવા માટે, સ્ટીમરોના અને રેલ્વેના એનજીન ડ્રાઇવરો સર્ચલાઇટ રાખે છે. એવા એકાદ સર્ચલાઇટનો ખર્ચ કરી નાંખો, તો અડચણ માત્ર દૂર થઇ જાય. આ સર્ચલાઇટ તે આપણા કૃપાળુ–દયાળુ–સદ્‌ગુરૂ. તમે ઘણે ઠેકાણે રખડતા હશો, પણ છે કોઇ ગુરૂમાં અનન્ય ભાવ? છે કોઇ ગુરૂને દ્વાર તમારો પહેલો નંબર ? જ્યાં ગુરૂભાવ નથી, ત્યાં ગોવિંદભાવ કયાંથી હોય ! જે દસ્તાવેજ ઉપર મોટા માણસની શાખ હોય, તે દસ્તાવેજનો સ્વિકાર કોર્ટ કરે છે, તેમ જે શાસ્ત્રનો વક્તા શ્રીશુકદેવજી જેવો સન્યાસી હોય, તે શાસ્ત્ર શું મલીન હોય ? તેમાં કાંઇક છે. તે જાણવા પ્રયત્ન કરો. શ્રીકૃષ્ણતત્ત્વનો અભ્યાસ કરો. તર્કના સબંધમાં—

**न कुतार्किकतामेत्य, नाशनीया प्रबुद्धता ।**
**अनुभूत्यपलापांतै-रपवित्रैः कुकल्पनैः ॥** [યોગવાસિષ્ટ]

અનુભવનો પણ અવલાપ (નાશ) થઇ જાય, ત્યાંસુધીની અપવિત્ર કુકલ્પનાઓનો આશ્રય કરીને, ખોટા તાર્કિક થઇને, જ્ઞાનના પ્રબોધનો નાશ ન કરવો જોઇએ.

**स्वानुभूतावविश्वासे, तर्कस्याप्यनवस्थितेः ।**
**कथं वा तार्किकं मन्यम्-तत्त्वनिश्चयमाप्नुयात् ॥**
**बुद्धयारोहाय तर्कश्चे-दपेक्षेत तथा सति ।**
**स्वानुभूत्यनुसारेण, तर्क्यतां मा कुतर्क्यताम् ॥** [પંચદશી]

સ્વાનુભવ ઉપર અવિશ્વાસ રાખો, તો તર્કનો છેડો નથી. ત્યારે જ્યાં તર્ક ન પહોંચી શકતો હોય તે તત્ત્વનો નિશ્ચય કેવી રીતે પ્રાપ્ત થાય ? બુદ્ધિને ખીલવવા માટે જો તર્ક હોય, તો સ્વાનુભવને અનુસરીને તર્ક કરો. કતુર્ક ન કરો.

**नैषा तर्केण मतिरापनेया, प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ ॥**
**यां त्वमापः सत्यधृतिर्बतासि । त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥**

[ કઠોપનિષદ્ ]

આ બુદ્ધિ તર્કથી પ્રાપ્ત થતી નથી. કોઈ અન્યજ તે ઉચ્ચારે, ત્યારે તે સુજ્ઞાન ઉપજાવે છે. એ બુદ્ધિ તેં પ્રાપ્ત કરી છે. તું સત્યધૃતિ છો. હે નચિકેતસ્! તારા જેવો પ્રશ્ન કરનાર થવાનો નથી. એટલે-તારા પ્રશ્ન બરાબર છે.

**न तत्र चक्षुर्गच्छति, न वाग्गच्छति ना मनो ।**
**न विद्मो न विजानीमो, यथैतदनुशिष्यात् ॥**
**अन्यदेव तद्विदिता-दथोविदितादधि ।**
**इति शुश्रुम पूर्वेषां, ये नस्तद्व्याचचक्षिरे ॥** કેનોપનિષદ્.

અર્થ—'ત્યાં ચક્ષુની ગતિ નથી, વાણીની ગતિ નથી, મનની ગતિ નથી, અને અમે તેને જાણતા નથી, તેમ તે શી રીતે જણાવાય, તે પણ અમે જાણતા નથી. વિદિતથી તે અન્ય છે, તેમ અવિદિતથી તે અધિક છે.' જેમણે અમને પૂર્વે આ બ્રહ્મતત્ત્વ સમજાવ્યું, તેમની પાસેથી અમે આવું સાંભળ્યું છે.

તાત્પર્ય—આ તર્કનો વિષય નથી, પણ તર્ક વિના બુદ્ધિ શમે નહીં; માટે આ તર્ક આસ્તિક હોવા જોઈએ. આસ્તિક તર્ક કરવા વિચાર થાય, ત્યારે પ્રથમ બાહ્યપ્રપંચના ધૂમાડાને અંદર-અંતઃકરણમાં-આવતો બંધ કરવો જોઈએ. પછી સદ્ગુરૂને શરણ જઈને, અનન્ય ભાવથી વિરમવું જોઈએ. ગીતાના ૧૩ મા અધ્યાયમાં **अमानित्व** વિગેરે શબ્દોથી જ્ઞાનનાં સાધન જણાવ્યાં છે. આ સાધનની પૂર્ણતા માટે સતત પ્રયત્ન કરવો જોઈએ. લાખો વરસ સુધી માત્ર તર્ક કરવાથી, જે પ્રાપ્ત ન થાય-જે ન સમજાય, તે ઉપર પ્રમાણે કાંઈક કરવાથી કાંઈક સમજાય.

**વસ્ત્રાહરણલીલા ક્યારે બની?**—તે સંબંધમાં મતમતાંતર છે. સાંભળો થોડી વાત કરીએ—

તોષણીકાર કહે છે કે—શ્રીકૃષ્ણના આઠમા વરસના આશો માસમાં વેણુગીત, કારતકમાં ગોવર્ધન ઉત્સવ અને ગોવર્ધન ધારણ; કારતક શુદી ૧૧ ઇંદ્રે ગોવિંદનો અભિષેક કર્યો. કારતક શુદી ૧૨ પ્રભુ વરૂણલોકમાં પધાર્યા. પછી માગશરમાં વસ્ત્રાહરણલીલા. પછી ઉન્હાળામાં મથુરાના યાજ્ઞિકની સ્ત્રિયોનો ઉદ્ધાર કર્યો. શ્રીકૃષ્ણના ૯મા વરસની શરદ્ ઋતુમાં રાસલીલા થઈ. [ભક્તિરંજનિકાર આ મતને ટેકો આપે છે.]

સિદ્ધાંતપ્રદીપ નામની ટીકા લખનાર શુકદેવ કહે છે કે—**कन्यावस्त्रापहारादि-लीला षड्वार्षिको हरिः ।** કુમારિકાઓના વસ્ત્રાહરણની લીલા શ્રીકૃષ્ણે છ વરસની ઉમરે કરી.

શ્રીમદ્ ભાગવતના ૨૬ મા અધ્યાયના ૧૪ મા શ્લોકમાં કહે છે કે-'**क सप्तहायनो बालः, क महाद्रिविधारणम**' 'સાત વરસની ઉમરે શ્રીકૃષ્ણે ગોવર્ધન ધારણ કર્યો.' [પ્રસંગવશાત થોડી વાત કરી; પણ આવા ઝઘડામાં આપણે ઉતરવાની જરૂર નથી.]

**વસ્ત્રાહરણલીલા**—આ લીલા રાસલીલાની પ્રસ્તાવના રૂપે છે. હરિવંશ, વિષ્ણુપુરાણ, દેવી ભાગવત વિગેરે ગ્રન્થોમાં શ્રીકૃષ્ણના જીવનનું વર્ણન છે. તેમાં રાસલીલાનું થોડું સરખું વર્ણન છે; પણ વસ્ત્રાહરણ લીલાનો જરાએ ઉલ્લેખ નથી. [મથુરાના યાજ્ઞિક બ્રાહ્મણો અને બ્રાહ્મણીઓની કથા પણ ત્યાં નથી. તે કથા શ્રીમદ્ ભાગવતમાં હવે પછીના અધ્યાયમાં છે.] નારદજીના ઉપદેશથી શ્રીવેદવ્યાસે, શ્રીમદ્ ભાગવતમાં શ્રી કૃષ્ણચરિત્ર ઉપર, અને જ્ઞાનવૈરાગ્યયુક્ત ભક્તિ માર્ગ ઉપર, વિશેષ ધ્યાન આપ્યું જણાય છે.

શ્રીકૃષ્ણ અને ગોપીકાઓના સંબંધમાં ખાસ યાદ રાખવા જેવું એ છે કે-શ્રીકૃષ્ણે વસ્ત્રાહરણલીલા કરી; રાસલીલા કરી; સ્થળક્રીડાઓ અને જળક્રીડાઓ પણ કરી; ગોપીકાઓએ અનેક વખતે શ્રીકૃષ્ણનો હાથ પોતાના સ્તન ઉપર મૂકયો. એક બીજાને બાથ ભીડીને તેઓ રાસમાં નાચ્યાં. તોપણ-'શ્રીકૃષ્ણ નિર્લેપ છે-નિર્દોષ છે. **आत्मन्यवरुद्धसौरतः** [આગળ ૩૩ મેં અધ્યાય ૨૬ મો શ્લોક] અસ્ખલિત વીર્યવાન્ છે. શ્રીકૃષ્ણ બાળબ્રહ્મચારી છે.' એવું શ્રીશુકદેવજીએ કહ્યું. તાત્પર્ય-પોતે કામને જીત્યા, અને ગોપીકાઓના કામને શમાવી દીધો. 'વિષ્ણુએ મોહની સ્વરૂપ લીધું, ત્યારે મહાદેવજી તેમની પાછળ દોડયા, અને સ્ખલિતવીર્ય થયા.' એમ કહીને પુરવાર કર્યું કે-વિષ્ણુતત્ત્વ સર્વથી શ્રેષ્ટ છે. તે 'માધવ' છે-માયાનો પતિ છે-અચ્યુત છે. ગીતામાં સ્વમુખે બોલ્યા છે કે—

**न मां कर्माणि लिंपंति, न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति, कर्मभिर्न स बद्धयते ॥** ગીતા અ. ૪-૧૪.

અર્થ—'મારે કર્મના ફળમાં સ્પૃહા નથી, તેથી હું કદિ કર્મથી લેપાતો નથી.' એમ જે જાણે છે તે પુરૂષ પણ, કર્મના બંધનથી મુક્ત થાય છે.

• રાસલીલા જોવા માટે દેવો વૈમાન લઇને આકાશમાં ઉભા હતા. વારંવાર પુષ્પવૃષ્ટિ કરતા હતા. ગંધર્વો અને કીન્નરો તાલમૃદંગ વગાડતા હતા, અને સાથે રહીને ગાતા હતા. તાત્પર્ય-રાસનો મેળાવડો કોઇ એકાંત સ્થાનમાં નહોતો. એટલે-રાસના મેળાવડામાં રતિ-સુખનો સંભવ પણ નહોતો.

શ્રીકૃષ્ણ ઉપર આક્ષેપ મુકવા લલચાઇએ, ત્યારે વિચાર કરીએ કે-'એ કોણ? એમની શક્તિ શી?' પાંચસોના દેવાળામાં ગામડાનો ગરીબ વેપારી અકળાઇ જાય; અને એક કરોડ અને છપ્પનલાખનો દીવાળીયો, મુંબઇમાં મોટરમાં ફરે. તેમ કયાં આપણે, અને કયાં શ્રીકૃષ્ણ? તેનો વિચાર કરીએ, તો આપણને ઘણી શાંતિ પ્રાપ્ત થાય. અર્જુનને વૈરાટ સ્વરૂપ દેખાડયું. ત્યારે તેને સારથીના પ્રભુત્વનું ભાન થયું. રાસ રમવા વખતે એક મટીને અનેક કૃષ્ણ થયા. વળી ગોપીઓના જેવડા ઊંચા નીચા કૃષ્ણ બન્યા. અનેક અસુરોને માર્યા, ગોવર્ધન તોળ્યો, ઇંદ્રને ભુલાવ્યો, બ્રહ્માને છેતર્યા. એવા શ્રીકૃષ્ણનું નિરૂપણ કરનાર આપણે કોણ?-વેદ જેમને 'નેતિ નેતિ' કરે, બ્રહ્માદિ દેવો જેમને વંદે, કાળ જેમને જોઇને કંપે, તેમને પુછનાર આપણે કોણ? કોચરબનો પટેલીયો દિલ્હીના સમ્રાટને પુછે કે-'અલ્યા એ સાબ! તું કોણ છો?' તેના જેવી આ વાત બને.

જેઓ રાસલીલાથી ભડકે છે તેઓ, જ્ઞાની છતા, રાસવાળા શ્રીકૃષ્ણને શ્રીકૃષ્ણાવ-તારમાંથી બાદ કરે છે. કેટલાએક એમ પણ કહે છે કે-'રાસલીલાવાળા કૃષ્ણ દ્વારકાવાળા કૃષ્ણની પહેલાં અગર પછી થયા હતા.' આ ખુલાસો યુરોપ અમેરિકાના કોઇ તત્ત્વવિદ્ વિધર્મી પણ કરી શકશે. તે ખુલાસો સાંભળીને એક હિંદુ તરીકે-એક સનાતની તરીકે-તમે નહીં શરમાઓ? શરમાવુંજ પડશે. માટે શ્રીમદ્ ભાગવત બરાબર સાંભળો-તેમાં ઘણું છે.

વેણુગીતના ગયા (૨૧ મા) અધ્યાયમાં 'પરણેલી ગોપીકાઓ શ્રીકૃષ્ણમાં તન્મય થઇ.' એમ કહ્યું. હવે આ અધ્યાયમાં 'કુમારિકાઓ શ્રીકૃષ્ણમાં તન્મ થાય છે,' તે વાત કહેવામાં આવશે. આટલી વાત કર્યા પછી, હવે આપણે આ અધ્યાય શરૂ કરીએ.

પ્રથમ શ્લોકમાં કુમારિકાના વ્રતની વાત કરે છે—

**श्रीशुक उवाच ॥**

**हेमन्ते प्रथमे मासि, नन्दव्रजकुमारिकाः ॥**
**चेरुर्हविष्यं भुञ्जानाः, कात्यायन्यर्चनव्रतम् ॥१॥**

**અર્થ--હેમંત ઋતુના પ્રથમ માસમાં (માગશરમાં) નંદના વ્રજની કુમારિકાઓ, હવિષ્ય ભોજનનો નિયમ રાખીને, જગદંબાના પૂજનનું વ્રત કરતી હતી. [૧].**

૧ વિવેચન—

હેમંત ઋતુ—ઋતુઓ ૭ છે. વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર. ફાગણથી બબે માસની એક ઋતુ, એમ ગણત્રી કરવી. કારતક અને માગશર બે માસ હેમંત ઋતુના ગણાય છે. કોઇ દેશમાં કારતક માસમાં અને કોઇ દેશમાં માગશર માસમાં, કુમારિકાઓ ઠંડા જળથી સ્નાન કરીને દેવીનું પૂજન કરે છે.

કુમારિકા—પરણ્યા વિનાની હોય તે કુમારિકા ગણાય. ૧૭ મા શ્લોકમાં **दारिकाः** વિશેષણ લગાડીને સૂચવે છે કે—આ કુમારિકાઓ ઘણીજ નાની હતી. 'આ કુમારિકાઓ નાની હતી, અને શ્રીકૃષ્ણ પણ નાના હતા,' એમ કહીને આ લીલા ઉડાવી દેવા જેવી નથી. તેઓ નાનાં હતાં, પણ સમજણમાં મોટાં હતાં, એ વાત કહી ચૂકવી નહીં. **नंदव्रजकुमारिकाः** એ શબ્દથી કોઈ કોઇ ટીકાકાર એમ કહે છે કે-'આ કુમારિકાઓ સોળ હજાર હતી; અને તે તમામ નંદજીને ઘેર રહેતી હતી.' પદ્મપુરાણનો ઉત્તર ખંડ કહે છે કે—

**पुरा महर्षयः सर्वे, दण्डकारण्यवासिनः ।**
**दृष्ट्वा रामहरिं तत्र, भोक्तुमिच्छन् स्वविग्रहम् ॥**
**ते सर्वे स्त्रीत्वमापन्नाः, समद्भूताश्च गोकुले ।**
**हरिं संप्राप्तकामेन, ततो मुक्ता भवार्णवात् ॥**

અર્થ-' પૂર્વે દંડકારણ્યવાસી સર્વે (૧૬૦૦૦) ઋષિયો, ભગવાન્ રામચંદ્રને જોઇને, તે અસાધારણ સ્વરૂપવાળા શ્રી રામચંદ્ર પ્રત્યે, તેમને સ્ત્રી ભાવ ઉત્પન્ન થયો. આ વાસનાથી તે તમામ ઋષિયો ગોકુળમાં કુમારિકારૂપે ઉત્પન્ન થયા. શ્રીહરિ પ્રત્યે પ્રાપ્ત થએલા કામદ્વારા, સંસારરૂપી સમુદ્રથી તેઓ મુક્ત થયા.'

આ સિવાય અનેક ટીકાકારોએ અનેક મત આપ્યા છે તે તમામમાંથી સાર એ છે કે-આ કુમારિકાઓ પ્રાકૃત નહોતી. તેઓ પૂર્વના ઉત્તમ સંસ્કારોને લીધે, શ્રીકૃષ્ણમય રહેતી હતી.

હવિષ્ય અન્ન—ઘી, સાકર, ઘઉં, ચોખા, મગ, જવ વિગેરે જે હોમવાના કામમાં આવે છે, તે પદાર્થો હવિષ્ય કહેવાય છે. હવિષ્યમાં લવણનો સમાસ થતો નથી.

કાત્યાયની વ્રત—ગૌરીપૂજન-ગોરપૂજન અગર ગૌરીવ્રત. આ વ્રત કરવાનો રીવાજ નવીન નથી. સીતા પણ ગૌરી પૂજવા જતાં હતાં. હેમંત ઋતુમાં વહેલા ઉઠવું, ગીત ગાતાં ગાતાં

---

૧ પદચ્છેદ—**हेमंते प्रथमे मासि**-હેમંત ઋતુના પ્રથમ માસમાં-માગશરમાં **नंदव्रजस्य कुमारिकाः**-નંદના વ્રજની કુમારિકાઓ. **हविष्यं भुंजानाः**-હવિષ્યનું ભોજન કરીને. **कात्यायन्याः अर्चनात्मकं व्रतं चेरुः**-જગદંબાના પૂજનનું વ્રત કરતી હતી.

ગામ બહાર જળાશય ઉપર જવું; ત્યાં શૌચાદિ ક્રિયાઓ કરીને, ઠંડા જળમાં સ્નાન કરવું, અને ગાતાં ગાતાં પાછું ઘેર આવવું—એ તમામ ક્રિયાઓ, ધર્મદ્વારા સ્ત્રીઓને આરોગ્યતા આપે છે. મોટા શહેરોમાં આ રીવાજ નાબુદ થતો જાય છે, તે ઠીક નથી. કન્યાશાળાઓ, વનિતાવિશ્રામો અને ભગિનીસમાજો દિનપ્રતિદીન વધતાં જાય છે; તો પણ સ્ત્રીઓની આરોગ્યતા દીનપ્રતિદીન ઘટતી જાય છે. તેનું વાસ્તવ કારણ આવાં વ્રતો અને ઘરનાં કામકાજ છે. માટે તેમનો અનાદર ન કરવો જોઈએ.

કુમારિકાઓ કેવી રીતે દેવીનું પૂજન કરતી હતી, તે કથા હવે કહે છે—

**आप्लुत्याऽम्भसि कालिन्द्या, जलान्ते चोदितेऽरुणे ॥**
**कृत्वा प्रतिकृतिं देवी-मानर्चुर्नृप सैकतीम् ॥२॥**
**गन्धैर्माल्यैः सुरभिभिर्-बलिभिर्धूपदीपकैः ॥**
**उच्चावचैश्चोपहारैः, प्रवालफलतण्डुलैः ॥ ३ ॥**

**અર્થ**—યમુનાજીના જળમાં સ્નાન કરીને, સૂર્ય ઉગ્યા પછી યમુનાજીને કાંઠે વેળુની મૂર્તિ કરીને, સુગંધીદાર ચંદનથી, પુષ્પની માળાઓથી, ધૂપ અને દીપકોથી, બલિદાનથી, નાના પ્રકારના નૈવેદ્યોથી, કુંપળીયા, ફળ અને ચોખાથી કુમારિકાઓ જગદંબાનું પૂજન કરતી હતી. [૨-૩].

૨-૩ વિવેચન—

આજકાલ ઘણી સ્ત્રીઓ આગળ ભણીને બુદ્ધિવાદને ચગડોળે ચડે છે. તેઓ વ્રતધારી બ્હેનોને પૂછે છે કે-'શું તમે હજી મૂર્તિ પૂજો છો ? અને તે પણ વેળુની ? શું તમારી દેવી વેળુમાં બેઠાં છે ?' વિગેરે વિગેરે. આવી નાસ્તીક બ્હેનોથી ચેતતા રહેજો. કુમારિકાઓને શીક્ષણ આપો, તે વિચારીને આપજો. આજકાલ સ્ત્રી કેળવણીમાં હિંદુઓને દર સાલ ૮૦-૯૦ ટકાની ખોટ આવે છે. જે કાંઈ છે, તેમાંથી દરસાલ ખોવાય છે. સ્ત્રી પુરૂષના સમાન હક્ક, પુનર્લગ્ન, સ્નેહલગ્ન, વર્ણાંતરલગ્ન વિગેરે રોગો, આજકાલની કેળવણીમાંથી ફાટી નીકળ્યા છે. આ તમામ રોગો મીઠા ઝેર (Slow Poison) જેવા છે. આ રોગો સમાજને ધીમે ધીમે નિર્વીર્ય અને નિર્જીવ કરી નાંખશે. વિચાર કરી જોજો. ઠીક જણાય તો માનજો.

જે દેશી રાજાઓને પોતાની પ્રજા વ્હાલી હોય, તેમણે સ્ત્રી કેળવણીમાં જરૂર ધ્યાન આપવું. જે કેળવણી છોકરાઓને અપાય છે, તે કેળવણી સ્ત્રીઓને ન ઘટે. બે પાંચ ડાહી બ્હેનોને બાદ કરતાં, બાકીની કન્યાઓને મોટી ઉમર સુધી, હાલની કેળવણી લેવા દેવી, તે તેમને સ્વચ્છંદને રસ્તે ચડાવવા જેવી ભૂલ છે. પોતાને હાથે સાપના દર ઉપર બેસાડવા જેવી ભૂલ છે.

---

૨-૩ પદચ્છેદ—**नृप**-હે રાજન્! **कालिंद्याः अंभसि आप्लुत्य**-જમુનાજીના જળમાં સ્નાન કરીને. **च**-અને **अरुणे उदिते सति**-સૂર્ય ઉગ્યા પછી **जलांते**-યમુનાજીને કાંઠે **सैकतीम् प्रतिकृतिं कृत्वा**-વેળુની મૂર્તિ કરીને. **सुरभिभिः गंधैः**-સુગંધીદાર ચંદનથી. **माल्यैः**-પુષ્પની માળાઓથી. **धूपदीपकैः**-ધૂપ અને દીપકોથી **बलिभिः**-બળીદાનથી. **उच्चावचैः च उपहारैः**-નાના પ્રકારના નૈવેદ્યોથી **प्रवालफलतंडुलैः**-કુંપળીયાં, ફળ અને ચોખાથી **देवीं आनर्चुः**-જગદંબાનું પૂજન કરતી હતી.

[ મૂર્તિપુજા સંબંધી આગળ વિવેચન કર્યું છે, તેથી તે વિષય ત્યાંથી વાંચવો. ]

કુમારિકાઓ શા માટે દેવીનું પૂજન કરતી હતી, તે હવે કહે છે—

**कात्यायनि महामाये, महायोगिन्यधीश्वरि ॥**
**नन्दगोपसुतं देवि, पतिं मे कुरु ते नमः ॥**
**इति मन्त्रं जपन्त्यस्ताः, पूजां चक्रुः कुमारिकाः ॥४॥**
**एवं मासं व्रतं चेरुः, कुमार्यः कृष्णचेतसः ॥**
**भद्रकालीं समानर्चुर्-भूयान्नन्दसुतः पतिः ॥५॥**

**અર્થ—'હે કાત્યાયનિ! હે મહામાયા! હે મહાયોગિનિ! હે અધીશ્વરિ! હે દેવિ! 'નંદજીના પુત્રને મારો પતિ કરજો.' હું આપને પ્રણામ કરૂં છઉં.' આ મંત્રનો જપ કરતી તે કુમારિકાઓ, (જગદંબાનું) પૂજન કરતી હતી. [૪] જેઓનાં ચિત્ત શ્રીકૃષ્ણમાં લાગી ગયાં હતાં એવી કુમારિકાઓએ, આ પ્રમાણે એક માસ સુધી વ્રત કર્યું. એટલે-નંદરાયના પુત્ર અમારા પતિ થજો, એવી ઈચ્છાથી તેઓ દેવીનું પૂજન કરતી હતી. (૪-૫).**

૪-૫ વિવેચન—

**પતિ અને સુફી ધર્મ**—આગળ કહ્યું કે—'રામાવતારમાં ઋષિઓએ રામને ભોગવવા માટે, સ્ત્રીભાવ કર્યો; તેથી તેમને કુમારિકાઓનો અવતાર થયો.' નરસી, પ્રીતમ આદિ ભક્તો પણ શ્રીકૃષ્ણને પતિભાવે-પ્રિયતમભાવે-ભજે છે. સુફીધર્મ આથી ઉલટું **શીખવે** છે. સુફી ધર્મમાં ઉપાસક પુરૂષ બને છે; અને ઈશ્વરને પ્રિયતમા બનાવે છે. પતિ ઉંચી કોટિનો જોઇએ, અને સ્ત્રી પતિથી નીચી કોટીની હોવી જોઈએ. ઈશ્વરને પ્રિયતમા કહેતાં ઇશ્વર નીચી કોટિમાં આવે, અને ઉપાસક ઉંચી કોટિમાં આવે. વળી એક પતિને અનેક સ્ત્રિયો હોય, પણ એક સ્ત્રિને અનેક પતિઓ ન ઘટે. સુફીધર્મ પ્રેમલક્ષણા ભક્તિનો પંથ છે; તોપણ તેમાં આ ખામી છે. આ ખામી નોંધ કરવા જેવી છે.

નરસીમહેતાનું ગૌરીપૂજન સાંભળો—

**ગરબો.**

મને કૃષ્ણ વરવાના કોડ, સહીયર ચાલોને;
ઉમીયાજીને લાગું પાય, હરિ વર આલોને—મને૦

---

૪ પદચ્છેદ—**कात्यायनि ! महामाये ! महायोगिनि ! अधीश्वरि**-હે કાત્યાયનિ! હે મહામાયા! હે મહાયોગિનિ! હે અધીશ્વરિ! **देवि**-હે દેવિ! **नंदगोपसुतं मे पतिं कुरु!** નંદજીના પુત્રને મારો પતિ કરજો. **ते नमः**-હું આપને પ્રણામ કરૂં છઉં. **इति मंत्रं जपंत्यः ताः कुमारिकाः**-આ મંત્રને જપતી તે કુમારિકાઓ. **पूजां चक्रुः**-પૂજન કરતી હતી.

૫ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે **कृष्णचेतसः कुमार्यः**-શ્રીકૃષ્ણમાં જેમનાં ચિત્ત લાગી ગયાં હતાં એવી તે કુમારિકાઓએ **मासं व्रतं चेरुः**-એક માસ સુધી વ્રત કર્યું. **नंदसुतः पतिः भूयात्**-નંદજીનો પુત્ર અમારો પતિ થાય એવી ઇચ્છાથી. **भद्रकालीं समानर्चुः**-તે કન્યાઓ જગદંબાનું પૂજન કરતી હતી.

[ સૂચના—હવે સાખી બોલાય છે. તેનાં ત્રણ પદ ઉભા રહીને લાંબે સાદે બોલવાં, અને ચોથું પદ પૂરૂં થતાં, તાળી પાડીને ઠુમકતી ચાલે ફરવું. ]

**સાખી**—દેરે દેરે દીવા કરૂં–અને પૂજું શંકર દેવ;
શામળીયો વર પામવારે, હું તો કરૂં શંભુ તારી સેવ.
( રાગને હજી લંબાવો. ) સહીયર૦ મને૦ ઉભી૦

**સાખી**—સાસુ મારી યશોમતી–સસરો શ્રીનંદલાલ;
કંથ કર્યો મેં કાનુડોરે, મારી સાસરી છે ગોકુળ ગામ.
સહીયર૦ મને૦ ઉભી૦

**સાખી**—વનવગડામાં હું શોધતીરે–મળીયો શ્રી જુમનાઘાટ;
ધેનુ ચરાવે કાનુડોરે, હું તો જોઈ રહી કાનુડાની વાટ.
( હવે દર્શન થાય છે. ) સહિયર૦ મને૦ ઉભી૦

**સાખી**—ખાંધે કાળો કામળો–હસ્ત લકુટીયા સાર;
હિંડે છે કેવો ફાંકડોરે, કેવો શોભે છે નંદ કુમાર.
સહિયર૦ મને૦ ઉભી૦

**સાખી**—મોરલી બજાવે કાનુડો–જુમના જળ સ્થિર થાય;
પશુ પક્ષી નથી બોલતાંરે, જેની મોરલીથી ભાન ભૂલાય.
સહીયર૦ મને૦ ઉભી૦

**સાખી**—ગોકુળની ગોવાળણી–હિંડે મલપતી ચાલ;
મોહનજીપર મોહી રહીરે, એનું મુખડું છે લાલ ગુલાલ.
સહીયર૦ મને૦ ઉભી૦

**સાખી**—ગોકુળની ગોવાળણી–લાવે દહીં ને ભાત;
ચોરી ચોરીને ખાય છેરે–નથી જોતો તે જાત કે ભાત.
સહીયર૦ મને૦ ઉભી૦

**સાખી**—ગાય શીખે ને સાંભળે–શ્રીરાધાજીનો રાસ;
તે નર વૈકુંઠ પામશેરે, ગુણ ગાય નરસૈયો દાસ.
સહીયર૦ મને૦ ઉભી૦

કેવો ઉંચા પ્રકારનો ભાવ છે ? ગોપીકાઓએ આવા ઉંચા પ્રકારના ભાવથી માગ્યું કે–'શ્રીકૃષ્ણ અમારા પતિ થાઓ.' હજી શ્રીકૃષ્ણને ઉપનયન ( જનોઈ ) નો સંસ્કાર પણ થયો નથી. ઉપનય સંસ્કાર પહેલાં લગ્ન ન હોય; છતાં કુમારિકાઓ દેવીને સ્તુતિ કરે છે કે– " ગમે એમ કરીને કૃષ્ણને અમારા પતિ કર.' દેવીને મોટા મોટા વિશેષણો લગાડીને જગદંબાની સ્તુતિ કરે છે. કુમારિકાઓને આ સિવાય બીજી કોઇ પણ પ્રકારની કામના નહોતી.

કુમારિકાઓ કેવી રીતે યમુનાજી ઉપર આવતી, અને ત્યાં યમુનાજીમાં કેવી રીતે સ્નાન કરતી હતી, તે કથા હવે સાંભળો—

**उषस्युत्थाय गोत्रैः स्वै-रन्योन्याबद्धबाहवः ॥**
**कृष्णमुच्चैर्जगुर्यान्त्यः, कालिन्द्यां स्नातुमन्वहम् ॥६॥**
**नद्यां कदाचिदागत्य, तीरे निक्षिप्य पूर्ववत् ॥**
**वासांसि कृष्णं गायन्त्यो, विजह्रुः सलिले मुदा ॥७॥**

**અર્થ—પ્રાતઃકાળમાં ઉઠીને, અને એક બીજીને નામથી બોલાવીને, તથા એક બીજીના હાથ પકડીને, તેઓ હમેશાં કાલિંદીમાં સ્નાન કરવા જતી હતી. જતી વખતે (રસ્તામાં) ઉંચા સ્વરથી શ્રીકૃષ્ણનું ચારિત્ર ગાતી હતી. કોઇ દિવસે એટલે-એક દિવસે-એવું બન્યું કે-નદીને કાંઠે આવીને, હમેશની માફક વસ્ત્રોને કાંઠા ઉપર મૂકીને, શ્રીકૃષ્ણનું ગાયન કરતી, તેઓ જળમાં આનંદથી વિહાર કરવા લાગી. (૬-૭).**

૬-૭ વિવેચન—

સ્નાન કરવા જતાં રસ્તામાં એક ગોપીકા ગાય છે—

પદ.

મને મારગમાં મળીયા મહારાજ, તે દહાડાની મને લેહ લાગી. ટેક૦
સરખી સાહેલી જળ ભરવાને ગ્યાતાં, ભરવા ગ્યાતાં નીર;
શું રે કહું શામળીયો વ્હાલો, તે દિ મળ્યા મુને જમનાની તીર. તે દહાડાની૦
જોયા વિનાનો જીવ અમારો, આકુળ વ્યાકુળ થાય;
જમણ ના ભાવે એ જુગજીવન, ભોજન રહ્યાં છે મારા ભાણાની માંય. તે દહાડાની૦
રૂપે સ્વરૂપે અંતર્યામી, ભક્તતણા પ્રતિપાળ;
વ્હાલા લાગો છો આ વીઠ્ઠલજી, નંદકુંવર તમે નાનેરા બાળ. તે દહાડાની૦
અણસમજે અણગમતું કીધું, ગમતું તમારૂં થાય;
નંદકુંવર તમે ભાવે કરિ ભેટો, ભીડ ભંજનને દીન દયાળ. તે દહાડાની૦

બીજી ગોપીકા ગાય છે— રાગ-પ્રભાત.

ધન્યરે ધન્ય મહાપુણ્ય યશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનોનંદ આનંદ થઇ અવતર્યો, શેષ બળભદ્ર સંગે બિરાજે. ધન્યરે૦
*અમર આહીર અર્ધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ ઋષિરાણી;

* દેવ ગોપ બન્યા. દેવાંગનાઓ ગોપીઓ બની.

૬-૭ પદચ્છેદ—**उषसि उत्थाय**-પ્રાતઃકાળમાં ઉઠીને. અને **स्वैः गोत्रैः**-એકબીજીને નામથી બોલાવીને. **अन्योन्यं आबद्धाः बाहवः याभिः ताः अन्योन्याबद्धबाहवः**-એક બીજીના હાથ પકડીને. **अन्वहं** હમેશાં. **कालिंद्यां स्नातुं यान्त्यः**-કાલિંદીમાં સ્નાન કરવા જતી વખતે. **उच्चैः कृष्णं जगुः**-ઉંચા સ્વરથી કૃષ્ણનું ચરિત્ર ગાતી હતી. **कदाचित्**-એક દિવસે. **नद्यां आगत्य**-નદીને કાંઠે આવીને. **पूर्ववत् तीरे वासांसि निक्षिप्य**-વસ્ત્રોને કાંઠા ઉપર મૂકીને. **कृष्णं गायंत्यः**-કૃષ્ણનું ગાયન કરતી. **सलिले मुदा विजह्रुः**-જળમાં આનંદથી વિહાર કરવા લાગી.

ભક્તિ તે રાધિકા, મુક્તિ યશોમતી, વ્રજ વૈકુંઠ તે વેદવાણી. ધન્યરે૦
નિગમ વસુદેવજી, ગાય ગોપી *ઋચ્યા, દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્મા કરલાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્યરે૦
ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનોદાસ નરસૈને કીધો. ધન્યરે૦

હવે ત્રીજી ગોપીકા જળવિહાર કરતાં ગાય છે—

## ગરબી.

જુઓ ગોવાળીએ ઘેલાં કીધાં (૨),
એણે મારાં ચીતડાં હેરિ હેરિ લીધાં— જુઓ૦
અરે-રાતદિવસ મુને નિદ્રા ન આવે; (૨)
કોઈ મારા શ્યામનો સંદેશો લાવે— જુઓ૦
વિરહની વેદના કોને કહીએ ! (૨)
કૃષ્ણ વિના તો અમે ઘડી નવ રહીએ— જુઓ૦
નથી મને ગમતો ઘરનો ધંધો, (૨)
આરે સંસાર છે માયાનો ફંદો— જુઓ૦
કેસર ચંદન મુને શાંતિ ન આપે, (૨)
એથી તો ઉલટો વિરહજ્વર વ્યાપે— જુઓ૦
હવે મુને કૃષ્ણ કનૈયો બતાવો, (૨)
એ વિણ અમને શાને સતાવો— જુઓ૦
મને મળ્યા મહેતા નરસૈના સ્વામી, (૨)
ગોપીઓ અંતર આનંદ પામી— જુઓ૦

**कदाचित्**—એકમાસ વ્રત કર્યા છતાં ફળ ન મળ્યું; ત્યારે બીજા માસમાં વ્રત ચાલુ રહ્યું. બીજા માસમાં એક વખતે એવું બન્યું કે—

હવે વ્રતનું ફળ આપવા પ્રભુ પધારે છે.

**भगवांस्तदभिप्रेत्य, कृष्णो योगेश्वरेश्वरः ॥**
**वयस्यैरागतस्तत्र, वृतस्तत्कर्मसिद्धये ॥८॥**
**तासां वासांस्युपादाय, नीपमारुह्य सत्वरः ॥**
**हसद्भिः प्रहसन्-बालैः, परिहासमुवाच ह ॥९॥**

---

* કેટલાએક વેદની ઋચાઓ ગાય અને ગોપીરૂપે બની.

૮ પદચ્છેદ—**योगेश्वरेश्वरः इति भगवान् कृष्ण**–યોગેશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ. **तत् अभिप्रेत्य**–કુમારિકાઓની–તે પ્રાર્થના જાણીને. **तत्कर्मसिद्धये**–તેઓને વ્રતનું ફળ દેવા માટે **वयस्यैः वृतः तत्र आगत**–પોતાના ગોઠીયોની સાથે તે સ્થળમાં પધાર્યા.

૯ પદચ્છેદ—**तासां वासांसि उपादाय**–તે કુમારિકાઓનાં વસ્ત્રો ઉપાડી લઈને **सत्वरः**–ત્વરાથી **नीपं आरुह्य**–કદંબના વૃક્ષ ઉપર ચડીને. **हसद्भिः बालैः सह प्रहसन्**–હસતા બાળકોની સાથે હસીને. **परिहासं उवाच ह**–હાસ્યવચન કહ્યું છે.

**અર્થ—( તે સમયે ) યોગેશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ, કુમારિકાઓની પ્રાર્થના સાંભળીને, તેઓને વ્રતનું ફળ દેવા માટે, પોતાના ગોઠીયાઓની સાથે, તે સ્થળમાં પધાર્યા. કુમારિકાઓનાં વસ્ત્રો ઉપાડી લઇને, કદંબના વૃક્ષ ઉપર ચડીને, હસતાં બાળકો સાથે (પોતે પણ) હસીને-શ્રીકૃષ્ણે મશ્કરીમાં કહ્યું કે—(૮-૯).**

૮-૯ વિવેચન—

આ સંબંધમાં સૂરસ્યામ ગાય છે કે— **પદ.**

નીકો તપ કિયો તનુગારિ;
પ્રસન્ન હુવા વ્રજરાય, તહાં આયે દેવમુરારિ—નીકો૦ ટેક
વર્ષભરિ વ્રત નેમ સંયમ, શ્રમ કિયો મોહી કાજ;
કૈસેહુ મોહિ ભજૈ કોઉ, મોહિ બિરદકી લાજ—નીકો૦
ધન્ય વ્રત ઇનિ કિયો પૂરણ, શીત તપનિ નિવારી;
કામ આતુર ભજૈ મોકોં, નવતરુનિ વ્રજનારિ—નીકો૦
કૃપાનાથ કૃપાળુમય તબ, જાનિ જનકી પીર;
સૂર પ્રભુ અનુમાન કીન્હો, હરૈં ઇનકો ચીર—નીકો૦

શ્રીકૃષ્ણને ત્યાં આવેલા દેખીને, કુમારિકાઓ એક બીજાને સાનમાં સમજાવે છે કે—

પદ.

જોને આ પ્રાણઆધાર, આવ્યા સખી, જોને આ પ્રાણઆધાર.
ભવ બ્રહ્માત્મા, જેનાં દર્શન ઇચ્છે (૨) આવ્યા તે ચાલી આધાર—આવ્યા૦
નેતિ નેતિ જેને, નિગમ પોકારે (૨), ઉપનિષદ્‌નો સાર—આવ્યા૦
સર્વમાં વ્યાપક, સર્વથી ન્યારા (૨), અખિલ ભુવન આધાર—આવ્યા૦
જેના સારૂ જોગી જોગને સાધે (૨), કરી કેવળ ફળઆહાર—આવ્યા૦
કાળ માયા જેના પ્રેર્યા કરે છે (૨) સૃષ્ટિ પાલન સંહાર—આવ્યા૦
તપ તિરથવ્રત કોટિ જગનથી, (૨) દુર્લભ જેના દેદાર—આવ્યા૦
ધન્ય ધન્ય ભાગ્યજ આપણા સજની (૨), મળ્યા સકળ શિરતાજ—આવ્યા૦
સર્વોપરી શુભ સ્વામી પામી (૨) ખામી ન રહી લગાર—આવ્યા૦
વાસ કર્યો હવે હૃદયમંદિરે (૨), આણીને પ્રેમ અપાર—આવ્યા૦

વિગેરે વિગેરે

મર્યાદાભંગ—સ્ત્રિયો સ્નાન કરતી હોય, ત્યાં પુરૂષે જવું ન ઘટે, એવી શાસ્ત્રની મર્યાદા છે; પણ આ તો કુમારિકાઓના પતિ છે. પતિ હોય તોપણ નદીને તટે આમ કરવું ન ઘટે. તેથીજ શ્રીશુકદેવજી કહે છે-કે '**भगवान योगेश्वरेश्वरः इति कृष्णः**'- શ્રીકૃષ્ણ કે જે ભગવાન છે, અને જે યોગેશ્વરના ઇશ્વર છે તે. તાત્પર્ય-આ મનુષ્યાવતાર છે, પણ તે મનુષ્યકોટિના જીવ નથી. મનુષ્યકોટિના જીવોમાં પણ, જે મનુષ્ય યોગ સાધે છે, તે કાંઇનું કાંઈ કરી શકે છે. વળી યોગ એટલે માત્ર પ્રાણાયામ, સમાધિ આદિ ક્રિયાઓ કરી શકે છે, તેજ નહીં; પણ રાજસેવા, ગુરૂસેવા, પતિસેવા કરનારા જીવો પણ કાંઈ ચમત્કાર કરી બતાવે છે; ત્યારે યોગેશ્વરના ઇશ્વર શ્રીકૃષ્ણ કાંઈ કરે, તરણાનો મેરૂ કરે, તેમાં નવાઈ પામવા જેવું શું છે?

દૃષ્ટાંત—ધારાનગરીનો ભોજ રાજા એકવાર રાત્રે નગરચર્યા જોવા નીકળ્યો હતો. લગભગ બે વાગ્યાને સુમારે એક ઘરમાં દીવાનો ઘણો પ્રકાશ જોઇને, ભોજે તે ઘરના જાળીયામાં મોં ઘાલીને જોયું, તો-સ્ત્રીના ખોળામાં માથું મૂકીને એક પુરૂષ સુતો હતો, અને થોડે દૂર એક સગડી બળતી હતી. એવામાં એક બાળક નિદ્રામાંથી જાગીને, હાંફળોફાંફળો સગડી તરફ દોડયો, અને તેમાં પડયો. ઉઠવાથી અગર હલવાથી પતિ ઉંઘમાંથી જાગી જશે, એવા ભયથી સ્ત્રી તે બાળકને પકડવા દોડી નહીં. પરંતુ અગ્નિદેવને સ્તુતિ કરી કે-

**सुतं पतंतं प्रसमीक्ष्य पावके, न बोधयामास पतिं पतिव्रता ।**

**तदाभवत्तत् पतिभक्तिगौरवात्, हुताशनः चंदनपंकशीतलः ॥**

અર્થ—'હે અગ્નિદેવ ! તું સર્વના કર્મોનો સાક્ષી છો. તું સર્વના ધર્મકર્તવ્યથી વાકેફ છો. હું હાલ પતિવ્રતાના ધર્મને અંગે પરાધીન થઇને બેઠી છઉં, અને મારો પુત્ર તારામાં ઝંપલાવે છે. હું તેને અટકાવી શકતી નથી. માટે તું ચંદનના કાદવ જેવો શીતળ થઇ જા.'

આ સાંભળીને અગ્નિ શીતળ થઈ ગયો. બાળક અગ્નિમાં પડયો પડયો રમવા લાગ્યો. રાજા ભોજ જોઈ રહ્યો. થોડીવારે પતિ નિદ્રામાંથી જાગ્યો, ત્યારે સ્ત્રીએ તે બાળકને અગ્નિમાંથી ઉપાડી લીધો.

દ્રોપદી એક પાંડવ પાસેથી બીજા પાંડવ પાસે જતી, ત્યારે અગ્નિમાં થઇને જતી હતી. રાવણને ઘેરથી આવ્યા પછી સીતાજી અગ્નિમાં પડીને બહાર નીકળ્યાં હતાં. પ્રલ્હાદ અગ્નિમાં પડીને બહાર નીકળ્યો હતો. સુધન્વાને તાતી તેલકઢાઈ શીતળ લાગી હતી. જેમની પાસે કાંઇક છે એવા યોગીઓ પંચમહાભૂતના રજકણો બદલી શકે છે, ત્યારે જે યોગેશ્વરોના ઇશ્વર છે; તેઓ કાંઇ કરે, તેમાં નવાઇ જેવું શું છે ? મદારી પાસે જરા જેટલી માયા હોય છે, તોપણ તે ઠીંકરાના સીક્કા બનાવે છે, આંબા બનાવે છે, આંબાના પારેવાં બનાવે છે; ત્યારે માયાપતિ માધવ કાંઇ કરે તેમાં શી નવાઇ ?

[ આ સાથે યોગનો ફરમો અપાય છે, તે શ્રીકૃષ્ણતત્ત્વને સમજવા માટેજ અપાય છે; છતાં તે ન મંગાવો, અગર મંગાવીને ન વાંચો, તો તે અફસોસની વાત છે. ]

'શ્રીકૃષ્ણની સાથે જે બાળકો હતા, તે નાની વયના હતા,' એમ ટીકાકારો કહે છે.

હસવું—શ્રીકૃષ્ણના હાસ્યમાં એવો ભાવ છે કે-'હે કુમારિકાઓ ! રામાવતારમાં મારા દેહમાં થએલી વાસના તમને અહીં સુધી ખેંચી લાવી. તમે ભણેલા પણ ભૂલ્યા. હજી તમે મારાથી શરમાઓ છો, પણ હવે તમારે બોલ્યા વિના-વસ્ત્રો માગ્યા વિના-ચાલે તેમ નથી.' તાત્પર્ય-'તમારી પ્રાર્થના સાંભળીને હું તમને મારી નિકટમાં લેવા આવ્યો છઉં.'

વસ્ત્રો લઇને શ્રીકૃષ્ણ શું કહે છે તે સાંભળો—

**अत्रागत्याबलाः कामं, स्वं स्वं वासः प्रगृह्यताम् ॥**

**सत्यं ब्रवाणि नो नर्म, यद्यूयं व्रतकर्शिताः ॥१०॥**

**न मयोदितपूर्वं वा, अनृतं तदिमे विदुः ॥**

**एकैकशः प्रतीच्छध्वं, सहैवेत सुमध्यमाः ॥११॥**

---

૧૦-૧૧ પદચ્છેદ—**अबलाः**-હે સ્ત્રિયો ! **अत्र आगत्य**-અહીં આવીને **कामं**-સુખેથી **स्वं स्वं वासः प्रगृह्यताम्**-પોત પોતાનું વસ્ત્ર લઇ જાઓ. **सत्यं ब्रवाणि**-હું

અર્થ—"હે સ્ત્રિયો ! અહીં આવીને સુખેથી પોતપોતાનાં વસ્ત્રો મારી પાસેથી લઇ જાઓ. હું સત્ય કહું છઉં. આ મશ્કરીની વાત નથી. વળી તમે વ્રતથી દુબળી થએલી છો, તેથી તમારી મશ્કરી તો કરાયજ નહીં. હું કદિ પૂર્વે જુઠું બોલ્યો નથી, તે વાત આ ગોવાળીયાઓ જાણે છે. હે સુંદરીયો ! એક એક આવીને લઇ જાઓ; અગર બધી સાથે આવીને લઇ જાઓ. જેમ યોગ્ય લાગે તેમ કરો." (૧૦-૧૧).

૧૦-૧૧ વિવેચન—

મનુષ્ય તરીકે શ્રીકૃષ્ણ આ પ્રમાણે ન કરી શકે. મનુષ્ય કોટિની બહાર રહીને, યોગેશ્વરોના ઇશ્વર બનીને, શ્રીકૃષ્ણ આ પ્રમાણે કરી શકે. આમ કરીને શ્રીકૃષ્ણ શું સૂચવે છે તે સાંભળો—

**नायमात्मा प्रवचनेन लभ्यो, न मेधया न बहुना श्रुतेन।**
**यमेवेष वृणुते तेन लभ्यस्, तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्॥**
[ કઠ અને મુંડક ઉપનિ. ]

અર્થ—'હું કે જે પરમાત્મા છઉં, તે પ્રવચનથી લભ્ય નથી, બુદ્ધિથી અગર બહુ સાંભળવાથી પણ લભ્ય નથી. હું જેને વરૂ છઉં, તેનાથી હું લભ્ય છઉં. તેજ મને પ્રાપ્ત કરી શકે છે. તેનેજ હું મારૂં તત્ત્વ ઉઘાડું કરીને બતાવું છે.'

**ज्ञात्वा सदा तत्त्वनिष्ठा-ननुमोदामहे वयम् ॥**
**अनुशोचाम एवान्यान्, न भ्रांतैर्विवदामहे ॥** [પંચદશી].

'અમે અન્યના ઉપર દયા કરનારા છઇએ; તો પણ તમે અમારા તત્ત્વમાં સદા નિષ્ઠા રાખી છે, એમ જાણીને અમને આનંદ થયો છે, અમે બ્રાંત જીવો સાથે કદિ બોલતા નથી.'

ઉપલા શ્લોકોથી કુમારિકાઓને સૂચવે છે કે-'તમે પૂર્વે ઋષિઓ હતા. ત્યાં તમે મારા વિશે ઘણું સાંભળ્યું, અને જાણ્યું: પણ ત્યાં તમે વિદ્યાના, તપના અને વર્ણના મદથી ભૂલા પડયા. ત્યાં મેં તમને માર્ગ બતાવ્યો નહીં. અહીં વ્રજમાં તમોએ ઉપલા મદથી રહિત થઇને, મારામાં નિષ્ઠા રાખી; તેથી હું પ્રસન્ન થયો, અને તમારો ઉદ્ધાર કરવા આવ્યો. હજી **आत्मैक्यबोधेन विनापि मुक्तिर्। न सिद्ध्यति ब्रह्मशतांतरेऽपि ॥** હજી તમે મારાથી સંકોચ પામો છો—હજી તમે મારી સાથે એકતા ભોગવી શકતી નથી. તે દોષના નિવારણ માટે મારો આ પ્રયત્ન છે. હું યોગમાયાથી ઢંકાએલો છઉં, મારી અને જીવોની વચ્ચે યોગમાયાનો પડદો સદા રહે છે. મારી કૃપા થાય, ત્યારે યોગમાયા તે જીવ પ્રત્યેનો પડદો ખેંચી લે છે. એમ થતાં જીવને આત્મસાક્ષાત્કાર થાય છે.

---

સત્ય કહું છઉં. **नर्म नो**-મશ્કરીની વાત નથી. **यदि यूयं व्रतकर्शिताः**-વળી તમે વ્રતથી દુબળી થઇ ગએલી છે, તેથી તમારી મશ્કરી તો કરાયજ નહીં. **वा**-અને **मया अनृतं न उदितं पूर्व**-હું કદિ જુઠું બોલ્યો નથી. **तत् इमे विदुः**-તે વાત આ ગોવાળીયાઓ જાણે છે. **सुमध्यमाः**-હે સુંદરીયો ! **एकैकशः आगत्य**-એક એક આવીને. **प्रतीच्छथ्वं**-લ્યો-લઈ જાઓ **उत**-અથવા **सह एव**-સાથે આવીને લઈ જાઓ.

'તમે વ્રતથી દુબળી થએલી છો, તેથી તમારી મશ્કરી ન કરાય.' એમ કહીને, વિવેક અને પ્યારનું સૂચન કર્યું છે.

'એક એક આવીને લઈ જાઓ, અગર બધી સાથે મળીને લઇ જાઓ.' તેમ કહેવામાં ભાવ એ છે કે-' ગમે તે રીતે જળથી અલગ થઈ જાઓ-જળરૂપી આવરણને દૂર કરો. લૌકીક મટી જાઓ. લૌકિક દષ્ટિથી મને પતિ માનો, તોપણ તમારે મારી સાથે ભેદ-ભાવ ન રાખવો જોઈએ.'

'હું કદિ જુઠું બોલ્યો નથી'-એટલે આવરણથી અલગ થયા પહેલાં, હું કદિ જીવનો અંગિકાર કરી શકતો નથી. તમારે હજી જળનું આવરણ છે, અને લજ્જારૂપી દેહાભિમાન છે.'

'આ મશ્કરીની વાત નથી'-એટલે-તમે મને પતિ તરીકે ભજો છો, તેથી હું અહીં પતિ તરીકેજ તમને મળવા આવ્યો છઉં. સ્ત્રીઓને જળમાંથી નગ્ન બહાર કાઢવી, એ લૌકિક દષ્ટિથી મશ્કરી જેવું લાગે, પણ આ તો તમારા પ્રેમની પરીક્ષા છે. તમને નગ્ન જોવા હું આતુર નથી. તમને નગ્ન જોઈને રાજી થાઉં, એવો હલકો પુરૂષ હું નથી, તે વાત તમે સારી રીતે જાણો છો.'

હવે કુમારિકાઓ શું કરે છે તે સાંભળો—

**तस्य तत्क्ष्वेलितं दृष्ट्वा, गोप्यः प्रेमपरिप्लुताः ॥**
**व्रीडिताः प्रेक्ष्य चान्योन्यं, जातहासा न निर्ययुः ॥१२॥**
**एवं ब्रुवति गोविन्दे, नर्मणा क्षिप्तचेतसः ॥**
**आकण्ठमग्नाः शीतोदे, वेपमानास्तमब्रुवन् ॥१३॥**

**અર્થ—'શ્રીકૃષ્ણે તે મશ્કરી કરી છે,' એમ જાણીને, પ્રેમરસમાં ડુબેલી અને એક બીજીની સામે જોઇને હસી પડેલી કુમારિકાઓ, લાજને લીધે જળમાંથી બહાર નીકળી નહીં. (૧૨). આ પ્રમાણે શ્રીકૃષ્ણનાં મશ્કરીનાં વચનથી મોહ પામેલી કન્યાઓ, ઠંડા જળમાં કંઠ સુધી ડુબી રહીને, ધ્રુજતી ધ્રુજતી, શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહેવા લાગી. (૧૩).**

૧૨-૧૩ વિવેચન—

ભગવાને ઘણા ખુલાસા કર્યા, પણ તેઓ **प्रेमपरिप्लुताः**-પ્રેમરસમાં ડુબેલી હતી, અને તેઓ **क्षिप्तचेतसः**-મોહ પામી ગઈ હતી; તેથી ભગવાનનાં વચનો તેમને મશ્કરી

---

૧૨ પદચ્છેદ—**तस्य तत् क्ष्वेलितं दृष्ट्वा**-શ્રીકૃષ્ણે તે મશ્કરી કરી છે એમ જાણીને **प्रेमपरिप्लुताः**-પ્રેમરસનાં ડુબેલી-ડુબીને **च**-અને **अन्योन्यं प्रेक्ष्य**-એક બીજીઓ સામું જોઈને. **जातहासाः**-હસી પડેલી. **व्रीडिताः न निर्ययुः**-લાજને લીધે જળમાંથી બહાર નીકળી નહીં. ૧૩ પદચ્છેદ—**एवं**-એ પ્રમાણે **ब्रुवति गोविंदे**-શ્રીકૃષ્ણ બોલતાં **नर्मणा परिहासेन**-મશ્કરીનાં વચનથી. **आक्षिप्तं चेतः यासां ताः**-મોહ પામેલી ગોપીઓ. **शीतोदे आकंठमग्नाः**-ઠંડા જળમાં કંઠ સુધી ડુબી રહીને. **वेपमानाः**-ધ્રુજતી. **तम् अब्रुवन्**-શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહેવા લાગી.

જેવાં લાગ્યાં. વ્રતના ફળરૂપ ભગવાનને આવેલા જોઈને રાજી થઈ, પણ ભગવાને વસ્ત્રો લઈ લીધાં, તે જોઇને, હવે જળની બહાર કેવી રીતે નીકળવું? તેના વિચારમાં પડી. વિચાર કરતાં કરતાં પ્રેમથી ઉભરાતા હૃદયવાળી કુમારિકાઓ, એક બીજી સામે જોઇને હસી પડી.

હવે કુમારિકાઓ શ્રીકૃષ્ણને જવાબ આપે છે, સાંભળો—

**माऽनयं भोः कृथास्त्वां तु, नन्दगोपसुतं प्रियम् ॥**
**जानीमोऽङ्ग व्रजश्लाघ्यं, देहि वासांसि वेपिताः ॥१४॥**
**श्यामसुन्दर ते दास्यः, करवाम तवोदितम् ॥**
**देहि वासांसि धर्मज्ञ, नो चेद्राज्ञे ब्रुवामहे ॥१५॥**

**અર્થ**—"હે શ્રીકૃષ્ણ અનીતિ ન કરો. 'તમે નંદરાયના પ્યારા પુત્ર છો. અને વ્રજમાં પ્રશંસાપાત્ર છો, તે વાત અમે જાણીએ છઈએ. અમે ધ્રુજીએ છઇએ, માટે તમે અમને અમારાં વસ્ત્રો આપો. (૧૪) હે શ્યામસુંદર! અમે તમારી દાસીઓ છઇએ. આપ જેમ કહેશો, તેમ અમે કરીશું. હે ધર્મજ્ઞ! તમે કદિ અમોને વસ્ત્રો નહિં આપો, તો અમે રાજાને કહી દેશું." (૧૫).

૧૪–૧૫ વિવેચન—

**हे अंग!**—કુમારિકાઓએ પ્રભુને 'અંગ' કહીને સંબોધ્યા. તેથી એમ સૂચવ્યું કે –'આપ અમારા અંગ છો, અને અમે આપની અંગનાઓ છઇએ; તોપણ આ બાળકો ઉભા છે, અને કદિ બીજું કોઇ અહીં આવી જાય;' માટે '**मा अनयं कृथाः**–આવો અન્યાય કરવો રહેવા દ્યો. કદિ આપ આ પ્રમાણે અમારી મશ્કરી કરતા હો, તોપણ આ અન્યાય છે; અને કદિ આ પ્રમાણે અન્યાય કરતા હો, તોપણ તે મશ્કરીના રૂપમાં છે; માટે—

**પદ.**

[ ભાવથી ઉપાડજો. લાંબે રાગે– ]

ઠાલી ફુલી ઠેકડી તું જાવા દે જાદવા, તેં મને માયા લગાડીરે;
તેં મને માયા લગાડી મારા વાલમા, તેં મને માયા લગાડીરે. ઠાલી૦
બંસીના નાદમાં ગાયો ઘેલી કરી, (૨) ગોપીઓને વીરહે તપાવીરે;
ગોપીઓને વિરહે તપાવી મારા વાલમા, ગોપીઓને વિરહે તપાવીરે. ઠાલી૦
અમ તમ કારણ વ્રત આચરીએ, પણ વસ્ત્રો લઇને કાં નાઠારે;
વસ્ત્રો લઇને કાં નાઠા મારા વાલમા, વસ્ત્રો લઇને કાં નાઠારે. ઠાલી૦

---

૧૪ પદચ્છેદ—**भोः**–હે પુન્ય! **हे अंग**–હે શ્રીકૃષ્ણ! **अनयं मा कृथाः**–અન્યાય ન કરો. **त्वां तु नंदगोपसुतं प्रियं**–તમે નંદરાયના પ્યારા પુત્ર છો. **व्रजश्लाघ्यं च इति जानिमः**–અને વ્રજમાં પ્રશંસાપાત્ર છો, એમ અમે જાણીએ છઇએ. **वेपिताः वासांसि देहि**–અમે ધ્રુજીયે છઇએ માટે તમે અમને અમારાં વસ્ત્રો આપો. ૧૫ પદચ્છેદ—**श्याम-सुंदर**–હે શ્યામસુંદર! **ते तव दास्यः**–અમે તમારી દાસીએ છઈએ. **तव उदितं करवाम**–આપ જેમ કહેશો તેમ અમે કરીશું. **धर्मज्ञ**–હે ધર્મજ્ઞ **वासांसि देहि**–વસ્ત્રો આપી દો. **नो चेत्**–કદિ વસ્ત્રો નહિં આપો તો **राज्ञे ब्रुवामहे**–અમે રાજાને કહી દેશું.

હેઠા આવો તમને હૈયામાં ઘાલીએ, ઉપર ચડયા કાં બોલોરે;
ઉપર ચડયા કાં બોલો મારા વાલમા, ઉપર ચડયા કાં બોલોરે. ઠાલી૦
અમે તમારે શરણે છઈએ, પોતાનાંને કાં પીડોરે;
પોતાનાંને કાં પીડો મારા વાલમા, પોતાનાંને કાં પીડોરે. ઠાલી૦

[ બસ-થાવા ઘો-એકલી તાળીજ પડવા ઘો. ] ઠપકો દેતાં દેતાં કુમારિકાઓ હસી પડી. કુમારિકાઓએ શ્રીકૃષ્ણને ઠપકો દીધો, પણ **પ્રિયં** અને **व्रजश्लाघ्यं** એ બે વચનોથી તેમને પોતાની પ્રીતિના પાત્રરૂપ ગણ્યા.

હવે પંદરમા શ્લોકનો ખુલાસો સાંભળો. પણ હૈયું હાથ રાખજો, નહિ તો હૃદય સરી પડશે.

'અમે તમારી દાસીઓ છઈએ.' અને 'આપ જેમ કહેશો, તેમ અમે કરીશું'- આ શબ્દો સંપૂર્ણ આધીનતા સૂચવે છે. કુમારિકાઓએ પોતાના પ્રેમની મર્યાદાનું શ્રીકૃષ્ણને ભાન કરાવ્યું. કુમારિકાઓએ શ્રીકૃષ્ણ માટે પોતાનું હૃદયમંદિર ખુલ્લું મૂકયું. કોઇપણ પ્રકારનો નીશો બરાબર ચડે, ત્યારેજ જીવ ગમે તેમ બકવા લાગે; ત્યારેજ જીવને બોલવાનું ભાન રહે નહીં; ત્યારેજ જીવ બુદ્ધિના પ્રદેશને વટીને આગળ ઉભો રહે. પ્રેમ પણ એક પ્રકારનો નીશો છે. પ્રેમના બે પ્રકાર છે. લૌકિક અને અલૌકિક. લૌકિક પ્રેમ જીવને ભવમાં ભૂલો પાડે છે, અને અલૌકિક પ્રેમ જીવનો ભવબંધ એક સપાટે તોડી નાંખે છે. સ્ત્રિધન પુત્રાદિમાં પ્રેમ થાય તે લૌકિક પ્રેમ; અને સદ્દગુરૂ, શાસ્ત્ર તથા ઇશ્વિરમાં પ્રેમ થાય, તે અલૌકિક પ્રેમ કહેવાય. કલ્યાણનું પ્રથમ પગથીયું સદ્દગુરૂ છે. પછી શાસ્ત્ર છે. અને પછી ઇશ્વિર છે. જ્યાં સદ્દગુરૂજ ન હોય, ત્યાં શાસ્ત્ર અને ઇશ્વિર હોઈ શકે નહીં.

[ આ સદ્દગુરૂ તે કંઠી બાંધીને શીષ્ય બનાવવા વલખા મારતા દેખાય છે, Machine producing insects-તે નહીં. આ સદ્દગુરૂ તો શ્રી આદ્યશંકરાચાર્ય જેવા-શ્રીરામાનુજાચાય જેવા-શ્રીવલ્લભાચાર્ય જેવા-મહાત્મા તુલસીદાસજી જેવા-શ્રી સ્વામીનારાયણના જેવા-પરમકૃપાળુ. આપણે તેમને ગુરૂ કહીએ છઈએ, બાકી તેઓએ કદિ ગુરૂપણાનું અભિમાન રાખ્યું નથી. તેઓએ તો ઉત્તમ કોટિના મુમુક્ષુ થઇને શ્રીહરિને ભજ્યા છે, અને જેઓ તેમના સંગમાં આવ્યા, તેમને પોતે જે કરતા હતા, તે કરવાનું કહ્યું છે ].

કુમારિકાઓ કહે છે કે-'અમે તમારી વેચાણ દાસી. વેચાણ થયા પછી પણ, કેટલાંએક દાસદાસી શેઠને અંતરથી ચાહતા નથી. અમે તેવી દાસીઓ નહીં થઈએ. અમે અને તમે મળ્યા તે મળ્યા, હવે અંતરથી વિખુટાં નહીં પડીએ.' 'જે દુઃખ થાય તે થાજોરે-રૂડા રામને ભજતાં.' એ ભાવ અહીં છે. આ સંબંધમાં પ્રીતમ ગાય છે—

૫૬.

સુતાબેઠા શામળીયાજી, તાન તમારી સાથે જોને:
બોલ્યું ન ગમે બીજા કોઇનું, નેહ વધાર્યો નાથે જોને.
દાતણ કરતાં દર્શન પામું, નાહતા નજરે ન્યાળું જોને:
વસુધા ઉપર વ્યાપક દેખું, ગગને જોઉં તો ગાજે જોને.
દશેદિશા દીસે છે રમતા, સઘળે શ્યામ બીરાજે જોને;

સર્વ નિરંતર અંતરયામી, કોઇક ઉરમાં આણે જોને.
પ્રીતમના સ્વામીની સાથે, કોઇક માનુની માણે જોને;

**ચાકરી**—ચાકરતત્ત્વ ઉપરજ આ આખા જગતનું મંડાણ છે. સૂર્ય ચંદ્રાદિ પોતાની ચાકરીમાં બેદરકાર રહે, તો અવ્યવસ્થા થઈ પડે. રાજા પોતાની ચાકરીમાં બેદરકાર રહે, તો પ્રજા પાઇમાલ થઇ જાય. પ્રજા પોતાની ચાકરીમાં બેદરકાર રહે, તો રાજા પાઇમાલ થઈ જાય. માતાપિતા બાળકોની સંભાળરૂપી ચાકરીમાં બેદરકાર રહે, તો માનવપ્રવાહ અટકી પડે. મહેતાજીઓ પોતાની ચાકરીમાં બેદરકાર રહે, તો બાળકો ભણવાને બદલે રેઢીયાર થઈ જાય. માળી પોતાની ચાકરીમાં બેદરકાર રહે, તો સુંદર બગીચો થોડા સમયમાં ઉજડ થઈ જાય. તાત્પર્ય—પ્રજા રાજાની ચાકરી કરે છે, અને રાજા પ્રજાની ચાકરી કરે છે. સ્ત્રી પતિની ચાકરી કરે છે, અને પતિ સ્ત્રીની ચાકરી કરે છે. સા અરસપરસ એકબીજાની ચાકરી કરે છે. ચાકરતત્ત્વનો નાશ થાય, તો જગતનો નાશ થાય.

કેટલાએક પૈસા માટે ચાકર થાય છે. કેટલાએક સ્વાર્થ સાધવા ચાકર થાય છે. કેટલાએક ખાવાપીવાની લાલચે ચાકર થાય છે. તે ભાવ અહીં નથી. 'જોતું કારવતું મંગાવજો, કામકાજ લખજો, અને કોઇપણ પ્રકારની જુદાઇ ગણશો નહીં.' વિગેરે શબ્દો પત્રવ્યવહારમાં લખાય છે; પણ તે શબ્દો સાચા છે કે ખોટા ? એમ પરીક્ષા કરવામાં આવે, તો સોએ પંચાણું ટકા—ખોટા ઠરે. તે પ્રમાણેજ ચાકરીની બાબતમાં સમજવું. બસો માણસનું કુટુંબ હોય, પણ ખરા કામમાં આવે, એવા તો બે ત્રણજ હોય. સ્ત્રી પુત્રાદિક પણ ભાગ્યશાળી હોય, તોજ ચાકરની પરીક્ષામાં પાસ થાય. મોટા ગુરૂને ઘેર, ઘણા શિષ્યો હોય; પણ બે ત્રણ શિષ્યોજ ચાકરની પરીક્ષામાં પાસ થાય.

તન, મન અને ધન ચાકરતત્ત્વને શોભાવનાર છે. તે ત્રણેની જેટલી ન્યૂનતા, એટલીજ ચાકરતત્ત્વમાં ન્યૂનતા રહે છે. તે ત્રણેને ઘણાજ પ્રેમથી જે વાપરે. તે સાચો ચાકર ગણાય. આ ત્રણેને સ્ત્રીપુત્રાદિ માટે વાપરવા, તે જીવનો સામાન્ય ધર્મ છે. આ ત્રણે શ્રી સદ્ગુરૂ માટે અને પ્રભુ માટે વાપરવા, તે જીવનો વિશેષ ધર્મ છે. તન, મન અને ધન ગુરૂને અને ઇશ્વરને પરાયણ કરવાં, એજ જીવનું અંતીમ સાધન છે. કુમારિકાઓ પાસે તન, મન અને લજ્જારૂપી ધન છે. કુમારિકાઓ દાસી બને છે, અને 'તમે જેમ કહેશો, તેમ અમે કહીશું' એમ પણ કૃષ્ણને કહે છે, તોપણ તેઓ લજ્જારૂપી ધન શ્રીકૃષ્ણને અર્પણ કરતી નથી. લજ્જાના રક્ષણ માટેજ, કુમારિકાઓ શ્લોકના છેવટમાં કહે છે કે–'**नो चेद्राज्ञे ब्रुवामहे**–જો તમે અમને વસ્ત્રો નહિં આપો, તો આ વાત અમે રાજાને કહીશું.' [ વસ્ત્ર વિના જળમાંથી બહાર નીકળી શકતી નથી, ત્યારે તેઓ વસ્ત્ર વિના રાજા પાસે કેવી રીતે જઈ શકે ? નજ જઈ શકે. તેથી આ વચનો ગભરામણનાં અગર પ્રેમનાં છે, એમ સમજવું. ]

શેઠ બનવું જેમ અઘરૂં છે, તેમ દાસ બનવું પણ અઘરૂં છે. લડાઇમાં સૈનિક અને કુટુંબમાં પ્રતિવ્રતા સ્ત્રિ, સેવાની બાબતમાં ઉંચી કોટિના જીવ ગણાય છે. તે બેમાં પણ પતિવ્રતા સ્ત્રિનો નંબર પહેલો છે. પતિવ્રતાસ્ત્રિના કરતાં પણ, ભક્તોનો નંબર પહેલો છે. ભગવાનના દાસ કેવા હશે ? તેનો ખુલાસો શ્રીકૃષ્ણે ગીતાજીને બારમે અધ્યાયે–**अद्वेष्टा सर्वभूतानां** વિગેરે શબ્દોથી કર્યો છે. ચાકરના સંબંધમાં મીરાંએ ગાયું છે કે—

પદ.

ચાકર રાખોજીરે—અમને ચાકર રાખોજી;
શામળીયા ગિરધારીલાલ, ચાકર રાખોજી.
હજુરી ચાકર રહીશુંજી (૨)
મોહન મોરલીવાળા બાપ! ચાકર રહીશુંજી.
ચાકરીમાં સમરણ માગું, દર્શન માગું ખરચી;
ભાવભક્તિ ઝાઝેરી માગું, (૨) ચારે વાતો સરખી—અમને૦
જપ કરવાને બ્રાહ્મણ સર્જ્યા, તપ કરવા સન્યાસી;
ભજન કરવા સંત સર્જ્યા, (૨) વૃંદાવનના વાસી—અમને૦
રાઠોડા ઘેર દીકરી, ને રાણાજી ઘેર નાર,
શામળીયા તારે કારણ મેં, (૨) છોડ દીયા સંસાર—અમને૦
ચાકર રહીશું અને બાગ+ બનાવશું, ને નિત્ય નિત્ય સેવા કરીશું.
બાઈ મીરાં કહે ગિરધરલાલા, (૨) રાધે ગોવિંદ ગાઈશું—અમને૦

સુતીક્ષણ કહે છે— ચોપાઈ.

'અસ અભિમાન જાય નહિં ભોરે, મેં સેવક રઘુપતિ પતિ મોરે;
રામભક્તિ તજ ચહ કલ્યાના, સો નર અધમ શૃગાલ સમાના.'

**સાર**—કુમારિકાઓએ દાસીપણું સ્વીકારીને, સેવાનો અંતીમભાવ સૂચવ્યો.

**धर्मज्ञ**—હે ધર્મને જાણનાર! આ સંબોધન મૂકીને સૂચવ્યું કે—"લૌકિક-અલૌકિક તમામ ધર્મને જાણનાર આપ છો. તે તમામ ધર્મનો વિચાર કરીને, અમોને વસ્ત્રો આપો. કન્યાની યોની, પશુની ક્રીડા, નગ્ન સ્ત્રી, ઉઘાડા સ્તનવાળી સ્ત્રી વિગેરેને જોવાની શાસ્ત્રે મના કરી છે: છતાં 'પતિ તરીકે તેમ કરવામાં બાધ નથી,' એમ આપ કહેતા હો-તોપણ-આ બાળકોની સમક્ષ એમ કરવું ન ઘટે."

હવે શ્રીકૃષ્ણ શું કહે છે તે સાંભળો—

**॥ श्रीभगवानुवाच ॥**

**भवत्यो यदि मे दास्यो, मयोक्तं वा करिष्यथ ॥**
**अत्रागत्य स्ववासांसि, प्रतीच्छन्तु शुचिस्मिताः ॥१६॥**

**અર્થ—તેના પ્રત્યુત્તરમાં શ્રીકૃષ્ણે કહ્યું કે—"હે સુંદર મંદહાસ્યવાળી સ્ત્રિયો! તમે જો મારી દાસીયો છો, અને તમારે મારૂં કહ્યું કરવું છે; તો તમે અહીં આવીને પોતપોતાનાં વસ્ત્રો લઇ જાઓ." (૧૬)**

---

+સત્સંગમંડળ-જ્યાં સદા ગોવિંદના ગુણો ગવાય તે સ્થાન.

૧૬ પદચ્છેદ—**हे शुचिस्मिताः**-હે સુંદર મંદહાસ્યવાળી સ્ત્રિઓ! **भवत्यः यदि मे दास्यः**-તમે જો મારી દાસીઓ છો. **वा**-અને **मया उक्तं करिष्यथ**-તમારે મારૂં કહ્યું કરવું હોય-તો **अत्र आगत्य**-અહીં આવીને **स्ववासांसि प्रतीच्छन्तु**-પોતપોતાના વસ્ત્રો લઇ જાઓ.

૧૬ વિવેચન—

'અમે તમારી દાસીઓ છઈએ,' અને 'આપ કહેશો તેમ કરીશું'–આ વાક્ય જ્યાં ત્યાં બોલવા જેવું નથી, તોપણ તે વાક્ય પતિને અને પ્રભુને આધીન કરી આપે એવું છે. કામણગારૂં વાક્ય છે. શ્રીકૃષ્ણે પણ આ વાક્યને આધારે, કુમારિકાઓની પરીક્ષા કરી. પરીક્ષાદ્વારા કુમારિકાઓને નિકટમાં ખેંચી–તત્ત્વાનુસંધાન કરાવ્યું.

**તત્ત્વાનુસંધાન શું ?**—વેપારી વેપારમાં નફો દેખાડીને, સામા વેપારીને વેપારતત્ત્વમાં અનુસંધાન કરાવે. નોવેલો વિષયની વાતો કરીને, કામીને સ્ત્રીતત્ત્વમાં અનુસંધાન કરાવે. તે પ્રમાણે શ્રીકૃષ્ણે કુમારિકાઓને દર્શન દઈને, અને મંદમંદ હસીને, કૃષ્ણતત્ત્વમાં અનુસંધાન કરાવ્યું. વેદાંતશાસ્ત્રમાં તત્ત્વાનુસંધાનને બદલે–સ્વરૂપાનુસંધાન, આત્મધ્યાન, તત્ત્વજ્ઞાનાભ્યાસ, જ્ઞાનાભ્યાસ, બોધાભ્યાસ, બ્રહ્માભ્યાસ, ચિન્માત્રભાવના, નિદિધ્યાસ, ભક્તિ વિગેરે શબ્દો વપરાય છે. તત્ત્વાનુંસંધાન, મનોનાશ અને વાસનાક્ષય, આત્મસાક્ષાત્કારનાં મુખ્ય સાધન છે. પૂજન, અર્ચન, વંદન, દર્શન, સ્મરણ, કીર્તન આદિ ભક્તિ, તત્ત્વાનુસંધાનનાં અંગ છે.

'મારાં હો તો મારી આજ્ઞા પાળો. એટલે–તમારૂં ડહાપણ મૂકી દો, અને હું જેમ કહું તેમ કરો.' એવો આ શ્લોકનો ભાવ છે. ડહાપણની અગર બુદ્ધિની ભૂમિકામાંથી બહાર નીકળવું, એ સામાન્ય કામ નથી.

દષ્ટાંત—એક મોટા સંત મુંબઈમાં પધાર્યા. તેમણે ચાતુર્માસમાં ગીતાની કથા ગીરગામમાં કરી. ઘણાં સ્ત્રી પુરૂષોએ કથાનો લાભ લીધો. ચાતુર્માસ પુરો થતાં, પૂર્ણાહુતિને દિવસે મોટી ધામધૂમ થઇ. સૌએ પોતાની યથાશક્તિ ભેટ મૂકી. બે પાંચ વક્તાઓએ સારાં ભાષણ કર્યાં, અને શ્રોતાઓએ અવારનવાર તાળીયો પાડીને, તેમને અનુમોદન આપ્યું. છેવટમાં સંત બોલ્યા કે–'પરિશ્રમ લેવો એ અમારૂં કર્તવ્ય છે; પણ તમારામાંથી કોણે અમારો પરિશ્રમ સફળ કર્યો છે ? તે જાણવાની અમારી ઇચ્છા છે. અમારી પરીક્ષામાં જે પાસ થાય, તેણેજ અમારો પરિશ્રમ સફળ કર્યો ગણાય.' આ સાંભળીને કેટલાંએક સ્ત્રીપુરૂષો કહેવા લાગ્યાં કે–'બાપજી ! જે શ્લોક પુછવો હોય તે પૂછો–અઢારે અધ્યાય મોઢે કર્યા છે.'

સંત—પહેલાં તો હું મારી પરીક્ષામાં પાસ થાઉં. સાંભળો—અમે ત્યાગી છઈએ, તે વાત તો તમે જાણો છોને ? એમ જાણતા હો, તો તમે આ દ્રવ્યની ભેટ અમને કેમ આપી ? ભગવાં પહેરીને દ્રવ્ય લેવાય નહીં, એવો સનાતન ધર્મનો ઠરાવ છે. ત્યારે દ્રવ્ય લેવા માટે અમારે ભગવાં ઉતારી નાંખવાં ?

આ સાંભળીને સૌ શાંત થઈ ગયાં; પણ એક ડાહ્યાભાઇ બોલ્યા—'પ્રભુ ! આપ કહો તે ખરૂં છે; પણ ખરાનું પાલન કરનારા સંતો, ભાગ્યેજ ગંગાનો તટ છોડીને આ તરફ આવે છે.'

સંત—અમને આપે એવા–ખોટા સંત ગણ્યા ?

ડાહ્યાભાઇ—ના બાપજી.

સંત—ત્યારે આ લક્ષ્મી લઇ લ્યો, અને જેમની હોય તેમને પાછી આપી દો.

ડાહ્યાભાઇ—લક્ષ્મી હશે, તો મઠ, અખાડા, મંદિર વિગેરે ઠેરાણે આપને વાપરવા થશે. શું આપે હજી કોઈ મઠ બાંધ્યો નથી ? કોઇ વાડામાં આપ હજી પેઠા નથી ?

સંત—મમતા તોડીને ત્યાગાશ્રમમાં અમે આવ્યા, અને શું પાછી મમતા બાંધવી? ત્યારે શું જખ મારવા ભેખ લીધો! **किमत्र हेयं ? किनकं च कान्ता** સંતોને જો કાંઇ તજવા લાયક હોય, તો તે કનક અને કાંતા છે. જેમ અમે તમારૂં હિત ચાહીએ છઈએ; તેમ તમારે અમારૂં હિત ચાહીને, અમને આ બે-કનકકાંતા-થી દૂર રાખવા જોઈએ. તેમ કરવામાં અમારૂં અને તમારૂં બેઉનું શ્રેય છે, અને સનાતન ધર્મની જય છે.

આ સાંભળીને ડાહ્યાભાઈએ ત્યાંથી લક્ષ્મી લઈ લીધી, પછી બે હાથ જોડીને કહ્યું કે— 'આપ તો આપની પરીક્ષામાં પાસ થયા. હવે અમને જે પૂછવું હોય તે પૂછો.'

સંત—તમારામાંથી ઘણાને પદચ્છેદ અને અર્થ સાથે શ્લોકો આવડી ગયા છે, તે જાણીને હું રાજી થયો છઉં. તેથી આગળ કોણ વધ્યા છે, તે મને કહો.

ડાહ્યાભાઇ—આગળ એટલે?

સંત—'નિર્માનમોહા' વિગેરે શબ્દોથી, જ્ઞાનનાં અને મુક્તિનાં અનેક સાધનો શ્રીકૃષ્ણે વરણવ્યાં છે. તે સાધનમાંથી **નિર્માન**-પ્રથમ સાધન-કોણે સિદ્ધ કર્યું છે? તે મને કહો. (પ્રથમ સાધનની પરિક્ષા કર્યા પછી, બીજા સાધનની પરીક્ષા કરીએ.)

આ પ્રશ્ન સાંભળીને બેહજાર મુમુક્ષુઓમાંથી પચાસ સ્ત્રી પુરૂષો પરીક્ષા આપવા ઉભાં થયાં. હાથ જોડીને સામે ઉભાં રહ્યાં.

સંત—આમતેમ જોઇને-કેમ! વક્તાઓમાંથી કોઇ નહીં? [ સભાઓમાં જેઓ ભાષણ કરતાં શીખે છે, તેઓમાંના પંચાણુ ટકા **ઢમઢોલ અને માંહી પોલ.** આ પણ એક અફસોસની વાત છે. ] કેમ ડાહ્યાભાઇ! તમે પણ નહીં? બસ પચાસ નિર્માનની પરીક્ષામાં બેસવા આવ્યાં! જુઓ હવે તેમાંથી કેટલા પાસ થાય છે. (નિર્માનની પરીક્ષાના ઉમેદવારોને સભામંડળની વચ્ચે ઉભા રાખીને, સંત તેમને કહેવા લાગ્યા કે) જ્યારે જીવ નિર્માન થાય, ત્યારે તે જ્ઞાન અગર ભક્તિને પ્રથમ પગથીએ આવ્યો ગણાય. [ એમ કહીને સંતે પોતાની ઝોળીમાંથી રવાઇડાં (નાનાં રીંગણાં)ની થોડી માળાઓ કાઢી. પછી તેમને કહ્યું કે- ] આ માળાઓ કંઠમાં પહેરીને (કાલબાદેવી રોડ ઉપર) નરનારાયણનાં દર્શન કરી આવો. કોઈ દેખે તો લાજશો નહીં.'

આ સાંભળીને પચાસમાંથી પીસતાળીસ મુમુક્ષુઓ છાનાંમાનાં બેસી ગયાં. પાંચ હીંમત કરીને સંત પાસે આવ્યાં. પાંચ જણાએ માળા પહેરી. માળા પહેર્યા પછી, 'આવી તે પરીક્ષા હોય?' એમ કહીને ત્રણ જણાં ત્યાંજ બેસી ગયાં, અને માળા કંઠમાંથી કાઢીને સંતને પાછી આપી. બે પુરૂષો નરનારાયણનાં દર્શને નીકળ્યા. સભા ચકીત થઇ ગઇ. થોડું ચાલ્યા પછી બેમાંથી એકે કંઠમાંથી માળા ફેંકી દીધી, અને તે પોતાને ઘેર ચાલ્યો ગયો. એક નરનારાયણનાં દર્શન કરીને સભામંડપમાં પાછો આવ્યો.

સંત—સફળ થએલા સજીવ મુમુક્ષુને-કેમ! તમારો જોડીદાર નાપાસ?

સજીવ—હાજી. તે તો રસ્તામાંથી જ ચાલ્યો ગયો.

સંત—રસ્તામાં તમને કોઇએ કાંઇ પૂછ્યું નહીં? પૂછ્યું તો તમે તેમને શો જવાબ દીધો?

સજીવ—'કેમ! આમ?' એમ કહીને ઘણાં સ્ત્રી પુરૂષો મને પૂછતાં હતાં. 'હાંઉ' સિવાય બીજો જવાબ મેં આપ્યો નહીં. ઘણાં મને દેખીને હસતાં હતાં; અને કેટલાંએકતો મને ગાંડોજ ગણતાં હતાં.

સંત—હસતાં હસતાં—ત્યારે તો તમારી લાજ ગઈ. બહુ ખોટું થયું.

સજીવ—વ્યવહારદૃષ્ટિએ આપની આજ્ઞા મને ગેરવ્યાજબી લાગી; પણ આપે ઘણીવાર કહ્યું છે કે—'વ્યવહારને વટીને આગળ વધીએ, ત્યારે પરમાર્થનો પંથ હાથ આવે.' વળી આપે ઘણીવાર કહ્યું છે કે-'જે ગુરૂની આજ્ઞા ન પાળે, તે ગુરૂ પાસેથી કાંઇ લઈ શકે નહીં.' તે વચનોમાં શ્રદ્ધા રાખીને મેં રવાઇડાંની માળા પહેરી. વળી સાંભળો-મિથ્યામાં મિથ્યાને ઘટાવતાં વાર શી? જગત્ મિથ્યા અને લાજ પણ મિથ્યા. હવે મારા પોતાના અનુભવની વાત સાંભળો—જગતની લાજ માટે જેમણે વલખાં માર્યા છે, તેઓ શ્રીહરિના દ્વારસુધી પહોંચ્યા નથી.

સંત—સભાને-સાંભળો-સાંભળો. આ પુરૂષ શું કહે છે? ગીતા શું કહે છે? ફરી બોલો—સજીવ કહે છે—**જગતની લાજ માટે જેમણે વલખાં માર્યા છે, તેઓ શ્રીહરિના દ્વાર સુધી પહોંચ્યા નથી.**

સંત કહે છે—હવે અમારા અનુભવની વાત સાંભળો.—એલ્જારમાંથી આ એકજ સજીવ બાકી બધાં નિર્જીવ. જ્યારે માર્શલ ઓર્ડર થાય છે, ત્યારે પણ, બુદ્ધિવાદને દૂર મુકવો પડે છે. કમાન્ડર જે કહે, તેજ સોલ્જરોએ કરવું પડે છે. 'Charge is the captain's cry, there's not to reason why; there's but to do or die.' જે સોલ્જર કમાંડરનું કહ્યું ન કરે, અને બુદ્ધિવાદ કરે, તેને ગોળીથી ઉડાવી દેવામાં આવે છે.

તાત્પર્ય—બુદ્ધિની ભૂમિકામાંથી બહાર નીકળવું, તે સામાન્ય વાત નથી. શ્રીકૃષ્ણે કુમારિકાઓને બુદ્ધિની ભૂમિકામાંથી બહાર ખેંચી.

**शुचिस्मिताः**—'હે સુંદર મંદહાસ્યવાળી સ્ત્રિયો' એવો અર્થ શ્રીધરસ્વામીએ કર્યો છે. આ શબ્દમાં બીજો એવો સુંદર ભાવ છે કે-'**शुचिस्मिताः अत्र आगत्य स्ववासांसि प्रतीच्छंतु**'-'હસતે મુખડે અહીં આવીને તમારાં વસ્ત્રો લઇ જાઓ.' એટલે-'નગ્ન અહીં આવો, તોપણ કચવાઇને આવશો નહીં. સેવા કરનારનું મુખ મલીન થવું ન જોઇએ. સેવકે પોતાનો હદ ફેંકી દઇને ધણીના હદને આધીન થવું જોઈએ.' તાત્પર્ય-'મને તમારો પોતાનો પ્યારો ગણીને, મારી આજ્ઞા પાળજો,' એવો ભાવ આ શબ્દમાં છે.

હવે ગોપીકાઓ શું કરે છે તે સાંભળો—

> **ततो जलाशयात्सर्वा, दारिकाः शीतवेपिताः ॥**
> **पाणिभ्यां योनिमाच्छाद्य, प्रोत्तेरुः शीतकर्शिताः ॥१७॥**

**અર્થ—પરસ્પર દૃઢ વિચાર કર્યા પછી-પોતે વચનથી બંધાઇ ગઇ છે, એમ જાણીને-ઠંડીથી ધ્રુજતી તથા ઠંડીથી કંટાળી ગએલી સર્વે કુમારિકાઓ, પોતાના બે હાથથી ગુપ્ત અંગને ઢાંકીને, યમુનાજીમાંથી બહાર નીકળી. (૧૭)**

૧૭ પદચ્છેદ—**ततः**-પરસ્પર દૃઢ વિચાર કર્યા પછી **शीतवेपिताः शीतकर्षिताः च सर्वाः दारिकाः**-ઠંડીથી ધ્રુજતી અને ઠંડીથી કંટાળી ગએલી સર્વે કુમારિકાઓ. **पाणिभ्यां योनिम् आच्छाद्य**-પોતાના બે હાથથી યોનિને ઢાંકીને. **जलाशयात्**-યમુના-જીમાંથી **प्रोत्तेरुः**-બહાર નીકળી.

૧૭ વિવેચન—

**ततः**—પરસ્પર દઢ વિચાર કર્યા પછી. એટલે–'આપણે આપણે પોતાને હાથે દાસીઓ બની.' અને–'આપ જેમ કહેશો, તેમ અમે કરીશું,' એવું વચન પણ આપણે આપી દીધું. તેથી શ્રીકૃષ્ણ કહે, તે પ્રમાણે આપણે કરવુંજ જોઇએ. એવો પરસ્પર દઢ વિચાર કર્યા પછી.

રાગ–ભૈરવી.

[કુમારિકા] હમારો ચીર દીયો ગીરધારિ (૨) ટેક.

લેકર ચીર કદમ ચડી બેઠો, હમ જલ બિચ ઉઘારી—હમારો૦

[ કૃષ્ણ ] તેરા ચીર સખિ તબહિ મીલેંગા, જલસેં હો જાવો ન્યારી—હમારો૦

[કુમારિકા] જલસેં ન્યારી હમ કીસબીધ હોવે, આવત લાજ તિહારી—હમારો૦

[ કૃષ્ણ ] લાજત લાજત કબતક લાજત, અબ તુમ હો ગઇ હમારી—હમારો૦

સુનકર પ્રેમવચન પ્યારાકા, જલસેં નીકલી સબ બારી—હમારો૦

સૂરદાસ પ્રભુ વ્રજકે વાસી, તુમ જીતે સબ હારી—હમારો૦

**दारिकाः**—કુમારિકાઓનું બચપણ સૂચવે છે.

**पाणिभ्यां योनिं आच्छाद्य**—બે હાથથી યોનીને ઢાંકીને. આ શબ્દો સૂચવે છે કે–હજી કુમારિકાઓને ભેદબુદ્ધિ છે. આ શબ્દો વિશેષમાં એમ પણ સૂચવે છે કે–સ્તન ઢાંકવાની તેમને જરૂર પડી નહોતી. એટલે–તેઓ ઘણીજ નાની વયની હતી. વસ્ત્રાહરણનાં કેટલાંએક ચિત્રોમાં, કુમારિકાઓને પ્રૌઢ સ્ત્રીઓ જેવી–ખીલેલા સ્તનાદિ અવયવોવાળી–ચીત્રી છે. તે ચિત્રો ભાગવત શાસ્ત્રને સંમત નથી.

આ દેખાવની અસર શ્રીકૃષ્ણ ઉપર કેવી થઇ ? તે સાંભળો—

**भगवानाहता वीक्ष्य, शुद्धभावप्रसादितः ॥**
**स्कन्धे निधाय वासांसि, प्रीतः प्रोवाच सस्मितम् ॥१८॥**

**અર્થ—તેઓના શુદ્ધ ભાવથી પ્રસન્ન થએલા ભગવાન્, તેઓને સંપૂર્ણ રીતે આધીન થએલી જોઇને, અગર તેમને આવેલી જોઇને, રાજી થએલા શ્રીકૃષ્ણ, વસ્ત્રોને કદંબના વૃક્ષની ડાળ ઉપર મૂકીને, હસતા હસતા બોલ્યા કે–**

૧૮ વિવેચન—

આ શ્લોકનો **'आहताः'** શબ્દ ડાહ્યાને ગાંડા કરે એવો છે. **आहताः** નો અર્થ શ્રીધર સ્વામીએ એવો કર્યો છે કે–**आ+अहताः ॥ आ** એટલે 'જરા પણ' અને **अहताः**

૧૮ પદચ્છેદ—**शुद्धभावेन प्रसादितः भगवान्**–તેઓના શુદ્ધ ભાવથી પ્રસન્ન થએલા ભગવાન્. **आहताः**–સંપૂર્ણ રીતે વશ થએલી. હન્ ધાતુ ગતિ અર્થમાં છે. તેથી **आहताः** નો અર્થ **आगताः** શબ્દમાં લઈ શકાય. **आह ताः** એવો પાઠ પણ છે. **आ**–( જરાપણ ) **अहताः अक्षतयोनीः**–અક્ષત ગુપ્ત અંગવાળી. **वीक्ष्य**–જોઇને. **प्रीतः**–રાજી થએલા. **वासांसि स्कंधे निधाय**–વસ્ત્રોને કદંબના વૃક્ષની ડાળ ઉપર મૂકીને **सस्मितम् प्रोवाच**–હસતા હસતા બોલ્યા કે–

એટલે 'અક્ષતયોનીવાળી.' શ્રીધરસ્વામી કહે છે કે-'આવી અક્ષતયોનીવાળી કુમારિકાઓને જોઇને **પ્રીતઃ** રાજી થએલા શ્રીકૃષ્ણ.' અક્ષતયોની જોઈને મોહ પામવું, અને રાજી થવું, તે વાત શ્રીકૃષ્ણને ઘટતી નથી. યોગેશ્વરેશ્વર, ભગવાન્ વિગેરે કૃષ્ણનાં વિશેષણો શ્રીધરસ્વામીની માન્યતાને ટેકો આપતા નથી. તેથી **આહતાઃ** શબ્દનો અર્થ ઉપર પ્રમાણે ન કરતાં, 'સંપૂર્ણ રીતે હણાએલી-જીતાએલી-અગર આધીન થએલી-' એવો અર્થ કરવો. હવે **આહતાઃ** નો ત્રીજો અર્થ સાંભળો. **હન્** ધાતુ ગતિવાચક છે. તેથી **આહતાઃ** નો અર્થ 'આવેલી' કરવો. **આહતાઃ** નો ચોથો અર્થ સાંભળો. કોઇ ટીકાકાર **આહ તાઃ**-એવો પાઠ રાખીને 'તે કુમારિકાઓને શ્રીકૃષ્ણે કહ્યું' એવો અર્થ કરે છે, પણ તેથી **वीक्ष्य** અને **प्रोवाच** એ બે શબ્દો લૂલા થઈ જાય છે.

**शुद्धभावः—तेन प्रसादितः**—કુમારિકાઓનો શુદ્ધ ભાવ. તે ભાવથી રાજી થએલા કૃષ્ણ.

**सस्मितं**—કુમારિકાઓ જળમાંથી બહાર નીકળી, તોપણ તેઓએ ભેદબુદ્ધિ રાખી, માટે શ્રીકૃષ્ણ હસ્યા.

હવે ભેદબુદ્ધિનો નાશ કરવા યુક્તિ કરે છે—

**राग—इंद्रवंशा.**

**यूयं विवस्त्रा यदपो धृतव्रता, व्यगाहतैतत्तदु देवहेलनम् ॥**
**बध्वाञ्जलिं मूर्ध्न्यपनुत्तयेंऽहसः, कृत्वा नमोऽधोवसनं प्रगृह्यताम् ॥१९॥**

**"તમે વ્રતધારી છો છતાં જળમાં નગ્ન સ્નાન કર્યું, તેથી દેવનો અપરાધ થયો છે. તે અપરાધના નિવારણ માટે, માથા ઉપર હાથ જોડી રાખીને, અને નીચે નમીને પ્રણામ કર્યા પછી, તમે તમારાં વસ્ત્રો લ્યો." (૧૯)**

૧૯ વિવેચન—

આવી સલાહ આપવામાં બે કારણ છે—મુખ્ય કારણ તો એજ છે કે-જ્યાંસુધી કુમારિકાઓ ગુપ્ત અંગ ઢાંકે, ત્યાંસુધી જીવ શિવ વચ્ચે ભેદબુદ્ધિ ઉભી રહે. તે ભેદબુદ્ધિને નસાડી મૂકવા માટે શ્રીકૃષ્ણની આ યુક્તિ છે. સામાન્ય કારણ એ છે કે-જળમાં નગ્ન સ્નાન કરવાથી જળના વરૂણદેવ અને બહારના સૂર્યદેવનો અપરાધ થાય છે. તેનું પ્રાયશ્ચિત કરવા શ્રીકૃષ્ણ સૂચવે છે. 'વળી તમે વ્રતધારી છો,' એમ કુમારિકાઓને કહીને સૂચવ્યું કે— 'તમે મારૂં કહ્યું નહીં માનો, તો તમારૂં વ્રત ખોટું પડશે, તો શામળીયો વર પ્રાપ્ત નહીં થાય.'

'**मूर्ध्नि अंजलिं बध्वा**—હાથ ઉંચા કરીને અને માથા ઉપર જોડી રાખીને.' આ અથાગ નમ્રતાનું ચિન્હ છે, એટલુંજ નહીં-પણ આ ક્રિયાદ્વારા ગુપ્તાંગ ઉપર ઢાંકેલા

---

૧૯ પદચ્છેદ—**यूयं धृतव्रताः**-તમે વ્રતધારી છો છતાં **विवस्त्राः अपः व्यगाहत**-નગ્ન થઈને જળમાં સ્નાન કરો છો. **यत् तत् एतत्**-એવું જે કાંઈ કર્યું તે **उ**-જ. **देवस्य हेलनं**-દેવનો અપરાધ **अंहसः अपनुत्तये**-આ અપરાધની નિવૃત્તિ માટે **मूर्ध्नि अंजलिं बद्ध्वा**-માથા ઉપર હાથ જોડીને **अधः नमः**-વાંકા વળીને નમસ્કાર કરીને. **वसनं प्रगृह्यताम्**-વસ્ત્ર લ્યો.

હાથો ખસી જતાં, ગુપ્તાંગ ખુલ્લું થાય, અને ભેદબુદ્ધિનો નાશ થાય-અનન્ય ભાવ રજુ થાય.

**अधः**—આ શબ્દ **वसनं**ની સાથે લેતાં **अधोवसनं** થાય. અને તેનો અર્થ ચણીયો-ઘાઘરો-થાય. **अधोवसनं प्रगृह्यताम्** સાથે જોડતાં, એવો અર્થ થાય કે—'હે કુમારિકાઓ, તમે તમારો ચણિયો લઇ જાઓ.' આ ભાવ અહીં તદ્દન અપૂર્ણ અને અયોગ્ય છે; માટે **अधः** શબ્દને **नमः** શબ્દ સાથે જોડીને-'તમે વાંકા વળીને પ્રણામ કરો.' વાંકા વળીને-એટલે-'તમે તમારા સ્ત્રિત્વના ગર્વને ગાળી નાંખીને પ્રણામ કરો.' એવા અર્થ કરવો.

હવે ગોપીકાઓ તે પ્રમાણે કરે છે—

**इत्यच्युतेनाभिहिता व्रजाबला, मत्वा विवस्त्राप्लवनं व्रतच्युतिम् ॥**
**तत्पूर्तिकामास्तदशेषकर्मणां, साक्षात्कृतं नेमुरवद्यमृग्यतः ॥२०॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-શ્રીકૃષ્ણે જેમને ઉપદેશ કર્યો હતો, એવી તે વ્રજબાળાઓએ, 'નગ્નસ્નાન વ્રતનો ભંગ કરનાર છે,' એમ માનીને, તે વ્રતને પરિપૂર્ણ કરવાની ઇચ્છાથી, તે વ્રતના સમસ્ત કર્મોના સાક્ષાત્ ફળરૂપ શ્રીકૃષ્ણને તેઓએ પ્રણામ કર્યા. કારણ કે શ્રીકૃષ્ણ પોતેજ સમગ્ર દોષોને મટાડનાર છે. (૨૦)**

૨૦ વિવેચન—

નમવું—'વરૂણને' સૂર્યને અગર મને-એમ કોને નમવું-કોને પગે લાગવું, તે વાત શ્રીકૃષ્ણે ઉપલા શ્લોકમાં જણાવી નથી; તોપણ કુમારિકાઓ શ્રીકૃષ્ણને પગે લાગી. **कृष्णः एव अवद्यमृक्**-'કૃષ્ણ પોતેજ પાપોનો નાશ કરનાર છે,' એવું જ્ઞાન કુમારિકાઓને થયું જણાય છે. તાત્પર્ય-કુમારિકાઓ વયમાં બાળક દેખાય છે, તોપણ શ્રીકૃષ્ણતત્ત્વથી અજ્ઞાત નથી. હાથીના પગલામાં તમામના પગલાંનો સમાસ થાય, એમ માનીને જળના વરૂણદેવ અગર બહારના સૂર્યદેવને પ્રણામ ન કરતાં, તેઓ શ્રીકૃષ્ણનેજ નમી પડી.

**तत्पूर्तिः—तत्** એટલે 'વ્રત.' **तत्पूर्तिः** એટલે 'વ્રતની પૂર્ણતા' આ તો સામાન્ય અર્થ થયો. તેમાં વિશેષ ભાવ એ છે કે-કુમારિકાઓને માત્ર વ્રતની પૂર્ણતાની દરકાર નહોતી; પણ વ્રતની પૂર્ણતાદ્વારા શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવાની દરકાર-પરવા-હતી, તેથી તેઓએ શ્રીકૃષ્ણનેજ પ્રણામ કર્યા.

---

૨૦ પદચ્છેદ—**इति**-આ પ્રમાણે **अच्युतेन अभिहिताः व्रजाबलाः**-શ્રીકૃષ્ણથી કહેવાએલી વ્રજબાલાઓએ [' **अच्युताभिहितं** '-એવો પાઠ પણ છે] **विवस्त्राप्लवनं व्रतच्युतिम् मत्वा**-નગ્ન સ્નાન વ્રતનો ભંગ કરનાર છે એમ માનીને **तस्य व्रतस्य पूर्त्तिः तस्याः कामः यासां ताः**-તે વ્રતને પૂર્ણ કરવાની ઇચ્છાથી **तस्य व्रतस्य अशेषकर्मणां**-તે વ્રતના સમસ્ત કર્મોના **साक्षात्कृतं-फलरूपं कृष्णं**-સાક્ષાત્ ફળરૂપ શ્રીકૃષ્ણને **नेमुः**-નમસ્કાર કર્યા. **यतः**-કારણકે, [**अवद्यं मार्ष्टि इति अवद्यमृक्** પાપનો નાશ કરનાર,] **कृष्णः एव अवद्यमृक्**-શ્રીકૃષ્ણ પોતેજ પાપનો નાશ કરનાર છે.

જે કોઇ નમી પડે તેના પ્રત્યે શ્રીકૃષ્ણને કેટલો પ્યાર છે, તેનું હવે સૂચન કરે છે—

**तास्तथाऽवनता दृष्ट्वा, भगवान्देवकीसुतः ॥**
**वासांसि ताभ्यः प्रायच्छत्, करुणस्तेन तोषितः ॥२१॥**

**અર્થ—ગોપીકાઓને તે પ્રમાણે નમેલી જોઇને, તેથી રાજી થએલા દેવકીના દયાળુ પુત્ર શ્રીકૃષ્ણે, તે સ્ત્રિયોને વસ્ત્રો પાછાં આપ્યાં. (૨૧)**

૨૧ વિવેચન—

જે મોટા દીકરાઓ બાપાને ડોસો કહીને બોલાવતા હોય, તે દીકરા બાપાને 'બાપા' કહીને બોલાવે, તો ડોસો રાજી થઇ જાય. આખા ગામમાં ડોસો કહી વળે કે–' આજ તો મારા વિનુભાઇએ મને 'બાપા' કહીને બોલાવ્યો.' સ્ત્રી પુરૂષ હમેશાં સાથે રહે–પણ જ્યારે કોઈ વખત સ્ત્રિ પતિને 'વ્હાલા' કહીને બોલાવે, ત્યારે પતિ પણ ફૂલી જાય. પિતા પુત્રને અને સ્ત્રિ પુરૂષને જેવો નિકટ સંબંધ છે, તેથી પણ જીવ અને શિવને વધારે નીકટ સંબંધ છે. અરિસો સવળો ધરીએ, તો આપણું પ્રતિબિંબ સામેજ દેખાય, અને અરિસો અવળો કરીએ, તો બિંબ અને પ્રતિબિંબને ઘણું છેટું પડી જાય. તે પ્રમાણે જીવ સવળો ચાલે, તો પ્રભુ પાસે જ છે: અને અવળો ચાલે, તો પ્રભુ અમાપ છેટે દેખાય છે.

શ્રીકૃષ્ણે કહ્યું તે પ્રમાણેજ કુમારિકાઓએ કર્યું. કુમારિકાઓએ આજ્ઞાપાલનમાં, જરાક ડહાપણ કર્યું હોત, તો કલ્પનામાં ન આવે એવા શ્રીકૃષ્ણ જરૂર છટકી જાત.

પ્રીતમ બોલ્યા છે—

'ડહ્યું ડહાપણ મૂકી દે, સદ્‌ગુરૂને શરણે જઇ રહે;
વચનતણો કરજે વિશ્વાસ, કુતર્કનો તો થાશે નાશ;
ઉપાધિથી અળગો રહે, ડહ્યું ડહાપણ મૂકી દે.'

**સ્ત્રિએ પતિને અને તમામ જીવોએ માતાપિતાને–ગુરૂને અને ઇશ્વરને, ડહાપણ મૂકીને સેવવા જોઇએ. જીવે શિવની સાથે ચતુરાઈ–ડહાપણ કરવું ઘટતું નથી એ ભાવ છે.**

અજામેળ બદલાયો કે તુરત, શ્રીકૃષ્ણને શરણે આવ્યો. બિલ્વમંગળ બદલાયો કે તુરત શ્રીહરિએ તેનો હાથ ઝાલ્યો. ચિંતામણિ વેશ્યા ઉંઘમાંથી ઉઠી કે તુરત, શ્રીહરિ મળ્યા. ચિંતામણીની માતાએ વેશ્યાનો ધંધો ચાલુ રાખવા આગ્રહ કર્યો, તેના જવાબમાં ચિંતામણિ બોલી કે—

પદ.

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણભજન મુને કરવા દે—
એ–કૃષ્ણ ભજન મુને કરવા દે–હા—વિષય૦
અભિમાનને અલગ કરી, ભંડાર ભક્તિના ભરવા દે–હે—વિષય૦
નટવર નામનું નાવ મળ્યું છે, તો ભવસાગર મુને તરવા દે–હે—વિષય૦
નાશવંત આ દેહધરીને, અક્ષય વરને વરવા દે–હે—વિષય૦

---

૨૧ પદચ્છેદ—**ताः तथा अवनताः** (નમેલી) **दृष्ट्वा**–ગોપીકાઓને તે પ્રમાણે નમેલી જોઇને **तेन तोषितः**–અને તેથી રાજી થએલા **देवकीसुतः करुणः भगवान्**–દેવકીના દયાળુ પુત્ર શ્રીકૃષ્ણે **ताभ्यः वासांसि प्रायच्छत्**–તે સ્ત્રીયોને વસ્ત્રો પાછાં આપ્યાં.

વસ્ત્ર લીધાં પછી કુમારિકાઓનાં મનની સ્થિતિ કેવી હતી, તે હવે કહે છે—

**राग-इंद्रवंशा—**

**दृढं प्रलब्धास्त्रपया च हापिताः, प्रस्तोभिताः क्रीडनवच्च कारिताः ॥**
**वस्त्राणि चैवापहृतान्यथाप्यमुं, ता नाभ्यसूयन्प्रियसंगनिर्वृताः ॥२२॥**

**અર્થ—શ્રીકૃષ્ણે તે કુમારિકાઓનાં વસ્ત્ર લઇ લીધાં, એટલુંજ કર્યું નહીં; પણ તેઓને બહુજ છેતરી, લજ્જારહિત કરી, તેમની હાંસી કરી, અને ( છેવટમાં- 'નગ્ન છતાં માથે હાથ જોડી રાખીને, વાંકી વળીને પ્રણામ કરો' એમ કહીને, કુમારિકાઓ પાસે તે પણ કરાવ્યું-તેથી ) રમકડાની પેઠે તેમને રમાડી; તોપણ પ્રિયના મેળાપથી અત્યંત રાજી થએલી-તે વ્રજાંગનાઓએ શ્રીકૃષ્ણમાં દોષદૃષ્ટિ કરી નહીં. (૨૨)**

૨૨ વિવેચન—

લૌકિકદૃષ્ટિથી શ્રીકૃષ્ણમાં પાંચ દોષ દેખાય—**૧** કુમારિકાઓ સ્નાન કરતી હતી, ત્યાં જઇને તેમનાં વસ્ત્રો લઇ લીધાં તે. ૨ 'અહીં આવીને વસ્ત્ર ગ્રહણ કરો,' એમ કહીને તેમની લજ્જાનો નાશ કર્યો. ૩ 'હું કદી જુઠું બોલ્યો નથી, અને બોલ્યો હોઉં તો આ બાળકોને પુછી જુઓ,' એમ કહીને કુમારિકાઓની હાંસી કરી. ૪ 'તમે મારી દાસીઓ હો, તો મારૂં કહ્યું કરો.' એમ કહીને તેમનો પરાજય કર્યો. ૫ 'હાથ ઉંચા રાખીને અને વાંકા વળીને પ્રણામ કરો.' એમ કહીને તેમને રમકડાની માફક રમાડી.

પુત્રને ખીચડી ન ભાવતી હોય, પણ નવી વહુને ખીચડી ભાવતી હોય, તો પુત્ર પણ ધીમેધીમે ખીચડી ખાતાં શીખે. પુત્રને તેનાં નાના ભાંડરડાં ન ગમતાં હોય, જરા જરામાં છીત ! છીત ! કરતો હોય; પણ કાંઈ કારણસર નવી વહુ તેના નાના ભાઈને કરીયાવરમાં લાવી હોય, તો ડાહ્યો દિકરો છોકરાં સાચવતાં શીખે. પ્યારીના પ્રેમમાં દોષમાત્ર તણાઈ જાય. સ્ત્રીને પતિમાં બહુ પ્યાર હોય, તો તે પણ પતિના દોષ દેખી શકે નહીં. આ પ્રમાણે કુમારિકાઓના પ્રેમને તાવવા માટે, શ્રીકૃષ્ણે જે જે પગલાં ભર્યાં, તે તમામમાં કુમારિકાઓ દોષદૃષ્ટિ કરી શકી નહીં.

તપી ગએલા તાવડામાં પડેલું જળનું ટીપું, જેમ છમ-થઈને અદૃસ્ય થઇ જાય; તેમ શ્રીકૃષ્ણના વિરહથી તપી રહેલી-અગર ભગવાનના દર્શનથી સ્વરૂપાનંદમાં તન્મય-વિહ્વળ-થઇ ગએલી-કુમારિકાઓને, આ દોષોનું સ્મરણ પણ રહ્યું નહીં.

---

૨૨ પદચ્છેદ—**वस्त्राणि अपहृतानि च एव**-શ્રીકૃષ્ણે માત્ર વસ્ત્રોજ લઈ લીધાં, એટલુંજ નહીં પણ **दृढं प्रलब्धाः**-બહુજ છેતરાએલી. **च**-અને [**त्रपा**-લજ્જા.] **त्रपया हापिताः**-લજ્જારહિત કરાએલી. **प्रस्तोभिताः**-હાંસી કરાએલી. **च**-અને **क्रीडनवत् कारिताः**-રમકડાં જેવી બનાવેલી. **तथापि**-તોપણ. **प्रियसंगेन निर्वृताः**-પ્રિયના સમાગમથી-મેળાપથી-અત્યંત રાજી થએલી. **ताः**-તે ગોપીઓએ. **अमुं न अभ्यसूयन्**-આ કૃષ્ણમાં દોષદૃષ્ટિ કરી નહીં.

વસ્ત્રો પહેર્યા પછી ગોપીકાઓની કેવી સ્થિતિ હતી, તે સાંભળો—

**परिधाय स्ववासांसि, प्रेष्ठसङ्गमसज्जिताः ॥**
**गृहीतचित्ता नो चेलुस्-तस्मिन्लज्जायितेक्षणाः ॥२३॥**

**અર્થ—પોતપોતાનાં વસ્ત્રો પહેરી લઇને, વ્હાલાના સમાગમથી પરવશ થએલી, ગોપીકાઓ, લાજના વિલાસથી શ્રીકૃષ્ણ સામે જોઇ રહી. આ પ્રમાણે જેમનાં ચિત્ત પકડાઈ ગયાં હતાં, એવી ગોપીકાઓ ત્યાંથી ખસી (શકી) નહિં. (૨૩)**

૨૩ વિવેચન—

સાકરના પીપ પાસેથી માખીઓ ન ઉડી શકે, તેમ પ્યારા શ્રીકૃષ્ણ પાસેથી કુમારિકાઓ ખસી શકી નહીં. હજી કુમારિકાઓને કાંઇક કહેવું છે, તેથી પણ તેઓ ત્યાંજ ઉભી રહી.

તે સંબંધમાં શ્રીશુકદેવજી કહે છે કે—

**तासां विज्ञाय भगवान्, स्वपादस्पर्शकाम्यया ॥**
**धृतव्रतानां संकल्प-माह दामोदरोऽबलाः ॥२४॥**

**અર્થ—પોતાના ચરણ સ્પર્શની ઇચ્છાથી-એટલે-ચરણના સ્પર્શ માટે, તે સ્ત્રિયોએ વ્રત ધારણ કર્યું હતું, એવો તેમને સંકલ્પ જાણીને, દામોદર ભગવાને તે સ્ત્રિયોને નીચે પ્રમાણે કહ્યું. (૨૪)**

૨૪ વિવેચન—

**भगवान**—શ્રીકૃષ્ણ અંતર્યામી છે, તેથી કુમારિકાઓના મનની વાત સમજી શકે.

**अबलाः**—'તમે અબલા છો, તેમ હું દામોદર છઉં-હું પણ મારા ભક્ત પાસે દામોદર-અબલ-નિર્બળ-આધીન-થઈને રહું છઉં. ખાત્રી ન થાય, તો પૂછો યશોદાજીને.'

**स्वपादस्पर्शः**—મારા ચરણના સ્પર્શ માટેજ તમે વ્રત કર્યું છે. ૨૫ મા શ્લોકમાં **स्वपादस्पर्शः** ને બદલે **मदर्चनम्** (મારૂં પૂજન) શબ્દ વાપર્યો છે, અને ૨૬મા શ્લોકમાં તેને બદલે **कामः** શબ્દ વાપર્યો છે. **स्वपादस्पर्शः** નો અંતીમ અર્થ 'આત્મનિવેદન'-'અમે તમારી સ્ત્રીઓ, અને આપ અમારા પતિ'.

---

૨૩ પદચ્છેદ—**स्ववासांसि परिधाय**-પોતપોતાનાં વસ્ત્રો પહેરી લઇને. **प्रेष्ठसंगमेन सज्जिताः**-વ્હાલાના સમાગમથી પરવશ થએલી. **तस्मिन्**-શ્રીકૃષ્ણ સામે **लज्जाभितानि ईक्षणानि यासां ताः लज्जायितेक्षणाः**-લજ્જાવાળું જેમનું જોવું છે એવી ગોપીકાઓ. આ પ્રમાણે. **गृहीतचित्ताः**-જેમનાં ચિત્ત પકડાઇ ગયાં હતાં એવી ગોપીકાઓ. **न चेलुः**-ખસી નહીં.

૨૪ પદચ્છેદ—**स्वस्य पादः तस्य स्पर्शः तस्य काम्या** (ઇચ્છા) **तया**-પોતાના ચરણ સ્પર્શની ઇચ્છાથી. **धृतव्रतानां तासां संकल्पं विज्ञाय**-તે સ્ત્રિયોએ વ્રત ધારણ કર્યું હતું એવો તેમનો સંકલ્પ જાણીને. **दामोदरः भगवान्**-દામોદર ભગવાને. **अबलाः आह**-તે સ્ત્રિયોને નીચે પ્રમાણે કહ્યું.

હવે શ્રીકૃષ્ણ તેમને કહે છે—

**संकल्पो विदितः साध्व्यो, भवतीनां मदर्चनम् ॥**
**मयाऽनुमोदितः सोऽसौ, सत्यो भवितुमर्हति ॥२५॥**

**અર્થ—હે સાધનાવાળી સ્ત્રિયો! મારા પૂજનરૂપી તમારો જે સંકલ્પ (મનોરથ) છે, તે [ તમે મને કહી શકતી નથી તોપણ ] મેં જાણી લીધો છે. તે સંકલ્પ મારે સંમત છે. [કારણકે જગદંબાની આરાધનાનું ફળ મારે આપવુંજ પડે. ] તમારો તે મનોરથ (અમુક અંશથી) સફળ થશે. (૨૫)**

૨૫ વિવેચન—

સાધ્વી શબ્દ દોષરહિત પતિવ્રતા સ્ત્રીને લાગુ પડે. શ્રીકૃષ્ણ કુમારિકાઓને સાધ્વી કહીને સંબોધે છે.

**मया अनुमोदितः**—તમે જગદંબા પાસે પતિ તરીકે મારી માગણી કરી છે. તે માગણી સફળ કરવા હું તમારો પતિ થઈશ. જે ભાવનાથી મને ભજો, તે ભાવના હું સફળ કરું.

**असौ सत्यः भवितुम् अर्हति**—આ વાક્યનો ભાવ ગર્ભિત છે. 'તમારી માગણી પ્રમાણે, આ સંકલ્પ સત્ય થવા લાયક છે, તોપણ સંપૂર્ણ રીતે તે સત્ય થશે નહીં, કારણકે હું નિર્ગુણ બ્રહ્મ છઉં–હું અસ્ખલિત વીર્યવાન્ પુરૂષ છઉં. સાધારણ પતિ જેવો હું પતિ નથી.'

પતિ બાબતમાં શ્રીકૃષ્ણ હજી વિશેષ ખુલાસો કરે છે—

**न मय्यावेशितधियां, कामः कामाय कल्पते ॥**
**भर्जिता क्वथिता धाना, प्रायो बीजाय नेष्यते ॥२६॥**
**याताबला व्रजं सिद्धा, मयेमा रंस्यथ क्षपाः ॥**
**यदुद्दिश्य व्रतमिदं, चेरुरार्यार्चनं सतीः ॥२७॥**

---

૨૫ પદચ્છેદ—**भो साध्व्यः**–હે સાધનાવાળી સ્ત્રિયો! **भवतीनां मदर्चनं एव संकल्पः**–મારા પૂજનરૂપી તમારો જે સંકલ્પ છે–મનોરથ છે. તે [ તમે મને કહી શકતી તોપણ ] **विदितः**–મેં જાણી લીધો છે. **सः मया अनुमोदितः**–તે મારે સંમત છે. તેમ કરવા હું રાજી છઉં. **असौ सत्यः भवितुं अर्हति**–તેથી આ મનોરથ સફળ થવાને યોગ્ય છે.

૨૬ પદચ્છેદ—**मय्यावेशितधियां**–જેઓનું મન મારામાં હોય તેમનો **कामः**–મનોરથ. **कामाय न कल्पते**–મારા સિવાય બીજી કોઇ ઇચ્છાને ઉત્પન્ન થવા દે નહીં. **भर्जिता क्वथिता धाना**–ભુંજેલું અથવા રાંધેલું બીજ. **प्रायः**–ઘણું કરીને. **बीजाय न इष्यते**–બીજા બીજને ઉત્પન્ન કરતું નથી.

૨૭ પદચ્છેદ—**हे अबलाः**–હે સ્ત્રિયો! **व्रजं यात**–તમે વ્રજમાં જાઓ. **यत् उद्दिश्य आर्यायाः अर्चनं एव इदं व्रतं चेरुः**–મારી સાથે ક્રીડા કરવાના પ્રયોજનથીજ તમે જગદંબાના પૂજનરૂપી આ વ્રત કર્યું છે. તેથી **इमाः क्षपाः मया रंस्यथ**–આવતી રાત્રી-

**અર્થ—શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-(મનોરથની સફળતાના સંબંધમાં, વિશેષ જાણવા જેવું એ છે કે)–જેમ શેકેલુ અગર રાંધેલું બીજ ઘણું કરીને બીજા બીજને ઉત્પન્ન કરી શકતું નથી; તે પ્રમાણે મારામાં મન રાખનારાઓની ઇચ્છા, મારા સિવાય બીજી કોઇ ઇચ્છાને ઉત્પન્ન થવા દેતી નથી. [તાત્પર્ય-જેને મારી વાસના હોય–જેને નિત્ય સુખની ઇચ્છા હોય–જેણે સત્ય બ્રહ્મને પીછાણ્યું હોય, તે અનિત્ય સુખમાં લલચાય નહીં–તે મિથ્યા જગત્‌ની પાછળ દોડે નહિં.] તોપણ હે અબલાઓ ! મારી સાથે ક્રીડા કરવાના પ્રયોજનથીજ–એટલે ‘ હું તમારો પતિ થાઉં, ’ એવી ઇચ્છાથીજ, તમે જગદંબાના પૂજન રૂપી આ વ્રત કર્યું છે; તેથીજ ( એટલે–તે પૂજનનું ફળ આપવા માટેજ. ) આવતી રાત્રીઓમાં તમે મારી સાથે રમણ કરશો; અને તેમ થતાં તમારો મનોરથ સિદ્ધ થશે. આ પ્રમાણે તમે મારી સાથે ક્રીડા કરશો, અને તમારો મનોરથ સિદ્ધ થશે, તોપણ તમે સતી સ્ત્રિયોજ ગણાશો. (૨૬-૨૭)**

૨૬–૨૭ વિવેચન—

‘જેને હું મળું, તેને કાંઇ કમી ન હોય.’ અગર ‘જે મને યાચે, તેને યાચવાનું રહે નહીં.’ એવું એક રાજા પણ કહે છે, ત્યારે શ્રીકૃષ્ણ કહે તેમાં શી નવાઈ ?

**ચોપાઈ**—‘ઉસર વરસે તૃણ નહીં જામા, સંતહૃદય જસ ઉપજ ન કામા,’
[ મોક્ષવાણી પાનુ ૪૨ ]

શ્રીરામચંદ્ર લક્ષ્મણજીને કહે છે કે–હે લક્ષ્મણ ખાર જમીનમાં પડેલો વરસાદ તૃણ–ખડ ઉગાડી શકતો નથી; તેમ સંત અનેક લૌકિક સુખને દેખે, છતાં તેમના હૃદયમાં કામના ઉત્પન્ન થતી નથી.’ જેની પાસે પારસમણિ હોય, તે પૈ માગવા દોડે નહીં. બ્રહ્માનંદ સ્વામી ગાય છે કે— રાગ–ગજલ તાલ ૩.

તેરી શરણમેં આયકે, ફિર આશ કિસકી કીજીએ ?
ફિર આશ કિસકી કીજીએ–ફિર આશ કિસકી કીજીએ. તેરી૦ ટેક.
નહિં દેખ પડતા હે મુજે, દુનિયામેં તેરી શાનકા;
ગંગા કિનારે બેઠકે કિમ, કૂપકા જલ પીજીએ. તેરી૦
હરગિજ નહી લાયક હું મૈં, ગરચે તેરે દરબારકા;
મેરી ખતાકો માફ કર, દીદાર અપના દીજિએ. તેરી૦
પતિતપાવન નામ સુનકે, મેં શરણ તેરી પડા;
સફલ કર ઇસ નામકો, અપના મુજે કર લીજિએ. તેરી૦
મિલતાહે બ્રહ્માનંદ જિસકે, નામ લેનેસે સહી;
એસે પ્રભુકો છોડકર, ફિર કૌનસે હિત કીજિએ. તેરી૦

અપૂર્ણ.

---

ઓમાં તમે મારી સાથે રમણ કરશો, અને તેમ થતાં **सिद्धाः**–તમારો મનોરથ સિદ્ધ થશે. તોપણ **सतीः (सत्यः)**–તમે સતી સ્ત્રિયો ગણાશો.

ફરમો નં ૧૦૫.

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા

## શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

**તંત્રી અને પ્રકાશક**—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-**અમદાવાદ.**

પુસ્તક ૧૦ મું.] ચૈત્ર માસ ૧૯૮૫. [અંક ૩ જો.

**આમાંથી કાંઇ વાંચો છો ?—કે શેઠ આવ્યા તો નાંખો વખારે ?**—આ પત્રિકા આવે છે, ત્યારે આમાંથી કાંઇ વાંચો—છો ? કે બે ચાર પાનાં આમતેમ ફેરવીને, જ્યાં ત્યાં ફેંકી દ્યો છો ? આ કોઇ ન્યુસપેપર નથી. આ કોઇ વેપાર નથી. આતો સત્સંગ ગંગાની નહેર છે. અમારાં અને તમારાં ભાગ્યે અમારી અને તમારી વચ્ચે આ સત્સંગ ગંગા ચાલી રહી છે. આ ગંગામાં ચોળીને સ્નાન કરનાર-પોતાના પાપરૂપી મેલથી મુક્ત થનાર-પરમપદને પામે, એ વાત દીવા જેવી સ્પષ્ટ છે. માટે અવકાશ લઇને આ ગંગાનું પાન કરજો, અને તેમાં સ્નાન પણ કરજો. પ્રમાદ કરશો, તો પાઘડીનો વળ છેડે આવશે.

---

**પાછલાં પુસ્તકો**—હજી પાછલાં (૯) પુસ્તકો મળી શકે છે. પછી એક પ્રતના રૂ. સો દેતાં નહીં મળે. માટે જોઈએ તો તુરત મંગાવો. ૮૪ નું પુસ્તક પણ બંધાઈ ગયું છે.

---

**યોગવેદાંત**—યોગવેદાંતના ફરમા વાંચતા રહેશો, તો દશમસ્કંધ સમજવાની શક્તિમાં વધારો થશે. સાધનપાદ, સમાધિપાદ અને વિભૂતિપાદના જુદાં જુદાં પુસ્તકો બંધાઈ ગયાં છે. તેમ વેદાંતનો વિવેકચૂડામણિનો સંપૂર્ણ ગ્રન્થ તૈયાર થઈ ગયો છે. કીમત પાછળ પુંઠા ઉપર છે. યોગ અને વેદાંત એ જ્ઞાનની પાંખો છે.

---

**ફાગઉત્સવ**—ફાગણ સુદી ૧૧ થી વદી ૧ સુધી રાત્રીના ૯ થી ૧૦ તુલસીકૃત રામાયણનો રંગ, શાહપુર વહીકોટડી—જાંબુડા નીચે—જામ્યો હતો. લોકોનો ભાવ, રામાયણનો રંગ અને ફાગઉત્સવ આ ત્રણેની ત્રવેણી, પ્રાગરાજ રૂપે શોભતી હતી.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૨ મો ચાલુ.

[ ગયા અંકના ૮૩૨ મા પાનાથી ચાલુ ]

**मय्यावेशितधियां**—'જેમણે મારામાં બુદ્ધિને અર્પણ કરી હોય તેમનો.' 'બુદ્ધિ ઇશ્વરને અર્પણ કરવી, એટલે બુદ્ધિને લૌકીક કાર્યો માટે દગ્ધબીજ કરવી. એટલે—બળેલી સીંદરી જેવી બનાવી દેવી. કામાદિવૃત્તિઓનો વાસ બુદ્ધિમાં હોય છે, તેથી કામ પણ બુદ્ધિની સાથે દગ્ધબીજ થાય છે. દગ્ધબીજ થએલો કામ બીજી કામનાઓને ઉત્પન્ન કરી શકતો નથી. [ આફતમાં બુદ્ધિ વ્યગ્ર હોય છે; ત્યારે કામ દગ્ધબીજ જેવો થઇને, બુદ્ધિના એક ખુણામાં સંતાઇ રહે છે. ] જેમ રાજાને કબજે કરવાથી સર્વ કબજે થાય છે, તેમ બુદ્ધિને કબજે કરવાથી—બુદ્ધિને શ્રીહરિના ચરણમાં જોડવાથી—બુદ્ધિને અર્પણ કરી દેવાથી, બુદ્ધિમાં રમતી કામાદિ દરેક વૃત્તિઓ, પ્રભુને અર્પણ થઈ ચૂકે છે. પ્રભુને અર્પણ થએલો કામ બીજા કામને ઉત્પન્ન કરી શકતો નથી, તેમ તે કામ પોતાની પૂર્વાવસ્થા પણ પામી શકતો નથી.

ઉકળેલાં બીજ—જે બીજ માત્ર શેકવાથી નિર્વીર્ય બની શકતાં નથી, તેમને ઉકાળીને નિર્વીર્ય કરવામાં આવે છે.

**सिद्धाः**—'મારા આ સમાગમથી તમારો મનોરથ સિદ્ધ થયો; અગર—હવે રાસલીલામાં તમારો મનોરથ સિદ્ધ થશે' એમ શ્રીકૃષ્ણે સૂચવ્યું.

**रंस्यथ**—'હું આત્મારામ છઉં, માટે મારે રમવાની ઇચ્છા નથી. તમોએ રમવા માટેજ જગદંબાનું વ્રત કર્યું છે. તે વ્રતનું ફળ લેવા માટેજ તમે મારી સાથે શરદૃતુમાં રમશો.'

**सतीः**—કેટલાએક ટીકાકાર આ શબ્દને સંબોધનમાં લે છે. **सतीः** શબ્દ શ્લોકના અંતમાં મુકવામાં વ્યાસજીનો કાંઈ ખાસ ભાવ જણાય છે. તે એ કે—'અગર જો કે હું તમારી સાથે રમીશ, તોપણ તમે **સતીઓ**, અને હું **બાળબ્રહ્મચારી**.' તાત્પર્ય—આ કોઈ વ્યભિચાર નથી. **सतीः साध्व्यः** વિગેરે શબ્દો, રાસલીલાની નિર્દોષતા સિદ્ધ કરીને, અધીકારી જીવોના તર્કોને શમાવે છે.

હવે કુમારિકાઓ વ્રજમાં પાછી વળે છે—

**श्रीशुक उवाच ॥**

**इत्यादिष्टा भगवता, लब्धकामाः कुमारिकाः ॥**
**ध्यायन्त्यस्तत्पदाम्भोजं, कृच्छ्रान्निर्विविशुर्व्रजम् ॥२८॥**

---

૨૮ પદચ્છેદ—**भगवता इति आदिष्टाः**-ઉપર પ્રમાણે ભગવાને જેમને આજ્ઞા કરી હતી એવી. **लब्धकामाः कुमारिकाः**-મેળાપરૂપી જેમનો મનોરથ સિદ્ધ થયો હતો એવી કુમારિકાઓ. **तस्य कृष्णस्य पदांभोजं ध्यायंत्यः**-શ્રીકૃષ્ણના ચરણકમળનું ધ્યાન કરતી. **कृच्छ्रात्**-માંડમાંડ. **व्रजं निर्विविशुः**-વ્રજમાં પેઠી. [ **निर्** ઉપસર્ગ **विश्** ધાતુ સાથે આવીને કોઇપણ પ્રકારની વિશેષતા સૂચવતો નથી. ]

**અર્થ—ઉપર પ્રમાણે ભગવાને જેમને આજ્ઞા કરી હતી એવી, અને જેમનો (મેળાપરૂપી) મનોરથ સિદ્ધ થયો હતો એવી કુમારિકાઓ, શ્રીકૃષ્ણના ચરણ કમળનું ધ્યાન કરતી કરતી, માંડમાંડ વ્રજમાં ગઇ. (૨૮)**

૨૮ વિવેચન—

**लब्धकामाः**—હજી રાસલીલા બાકી છે, તોપણ કુમારિકાઓને આ વિશેષણ લગાડયું છે; તેનું કારણ એ છે કે—હવે કાર્યસિદ્ધિમાં કોઇપણ પ્રકારની શંકા નથી.

**पदांभोजं ध्यायंत्यः**—'ચરણકમળનું ધ્યાન ધરતી.' કુમારિકાઓ બાળક છે તોપણ શ્રીકૃષ્ણતત્ત્વથી કાંઈક વાકેફ છે, એમ આ શબ્દો સૂચવે છે.

**कृच्छ्रात**—માંડમાંડ. આ શબ્દ શ્રીકૃષ્ણ પ્રત્યેના પ્રેમનું સૂચન કરે છે.

જગદંબાનું પૂજન—શ્રીકૃષ્ણને મળ્યા પછી, જગદંબાનું પૂજન કરવા કુમારિકાઓ રોકાણી નથી. તેઓ સિદ્ધિ વ્રજમાં ચાલી ગઈ. રસ્તે જતાં કુમારિકાઓ શું ગાતી હતી—તે સાંભળો—

પદ.

લાગ્યોરે મુને નટવરસું નેડો—
લાગ્યોરે મુને નટવરસું નેડો, (૨) હવે મેં તો—હાં—હવે—રે—મેં તો—શિર નાંખ્યો છેડો—
લાગ્યોરે૦

[ ઉતાવળ ન કરો—ધીમેથી અને પ્રેમથી ઉપાડો. ]

અંતરથકી વ્હાલાને વરિએ, (૨) દુરિજનથી આપણ નવ ડરિએ; (૨)
પગલાં કદિ પાછાં નવ ભરિએ— લાગ્યોરે૦ હવે રે૦ લાગ્યોરે૦
દુરિજનને કહેવું હશે તે કહેશે, (૨) પાછળથી તે પસ્તાઈ મરશે; (૨)
પ્રભુ તેનું સારૂં સદા કરશે— લાગ્યોરે૦ હવે રે૦ લાગ્યોરે૦
સુંદિરવર શોભે છે સારો, (૨) મને લાગે પ્રાણથકી પ્યારો; (૨)
ઘડીએક—હાં—ઘડીએક નવ મેલું ન્યારો— લાગ્યોરે૦ હવે રે૦ લાગ્યોરે૦
શોભે વ્હાલો સોનેરી પટકે, (૨) મોહી હું તો મોહનને લટકે; (૨)
ખેંચ્યું મન આંખ તણે ચટકે— લાગ્યોરે૦ હવે રે૦ લાગ્યોરે૦
કેડે રૂડાં પીતાંબર કસીયા, (૨) મીરાંબાઈના વ્હાલા છો રસીયા; (૨)
આવીને મારા હૃદયકમળ વસીયા— લાગ્યોરે૦ હવે રે૦ લાગ્યોરે૦

**વસ્ત્રાહરણલીલાનો ઉપસંહાર**—ઉપસંહારમાં યાદ રાખવું કે—લૌકિક મર્યાદાથી બહાર ગએલી આવી લીલાઓ, ઈશ્વરાવતારજ કરી શકે. તે પણ અંશાવતાર નહીં; પણ પૂર્ણ પુરૂષોત્તમરૂપે પ્રગટ થએલા પ્રભુજ કરી શકે. આવી લીલાઓના સંબંધમાં આગળ ૨૯ મે અને ૩૩ મે અધ્યાયે, પરીક્ષિત અને શ્રીશુકદેવજીનો સંવાદ છે. તે સંવાદ હાલ અહીં મુકી દઈએ, તો આ વિષયમાં ઘણો પ્રકાશ પડશે. ભાવથી સાંભળો—

**અ. ૨૯ મો**—રાસલીલા માટે જ્યારે વ્રજાંગનાઓ વ્રજમાંથી બહાર નીકળીને શ્રીકૃષ્ણ પાસે આવી, ત્યારે કેટલીએક ગોપીઓ, જેઓ કોઈ રીતે ઘરમાંથી નીકળી શકી નહીં, તેઓએ પરમ-

ભાવથી આંખો મીંચીને શ્રીકૃષ્ણનું ધ્યાન ધર્યું. તે પ્રસંગમાં શ્રીશુકદેવજીએ કહ્યું કે–" આ ગોપીઓ શ્રીકૃષ્ણને જાર પુરૂષ સમજીને, તેમનું ધ્યાન ધરતી હતી; તોપણ જેમ અમૃતને બીજું કાંઇ સમજીને પીધા છતાં, પીનારને મરણનો ભય મટે છે; તે પ્રમાણે તે ગોપીઓને ત્રિગુણમય દેહનું બંધન મટી ગયું. એટલે પુણ્ય પાપાત્મક પ્રારબ્ધ મટી ગયું, અને મોક્ષ પ્રાપ્ત થયો." [૧૦-૧૧] તે બાબતમાં પરીક્ષિતે પૂછયું કે–" હે મહારાજ ! ગોપીઓ શ્રીકૃષ્ણને જારપુરૂષ તરીકે જાણતી હતી. એટલે 'તે પર બ્રહ્મ છે,' એમ તેઓ જાણતી નહોતી, તો વિષયમાં લંપટ બુદ્ધિવાળી તે ગોપીઓને–લંપટ ભાવનાવાળી ગોપીઓને, ત્રણ ગુણમય સંસાર કેવી રીતે મટી ગયો ? પતિ પુત્રાદિક પણ વાસ્તવિક રીતે પરબ્રહ્મજ છે, તોપણ તેમને પરબ્રહ્મ નહીં સમજવાને લીધે, તેઓનું ભજન કરનારને જેમ મોક્ષ થતો નથી, તેમ શ્રીકૃષ્ણ જોકે વાસ્તવિક રીતે પરબ્રહ્મજ છે, તોપણ તેમને પરબ્રહ્મ નહિં સમજીને કામનાથી ભજનારી ગોપીઓને મોક્ષ કેવી રીતે સંભવે ?" [૧૨]

તેના જવાબમાં શ્રીશુકદેવજીએ કહ્યું કે–"હે રાજન્ ! આ વાત તમને આગળ કહી છે કે–શીશુપાળ ભગવાનનો દ્વેષ કરતો હતો, તો પણ મુક્તિ પામ્યો; ત્યારે ભગવાન્ ઉપર પ્રેમ રાખનારની મુક્તિ થાય, તેમાં શું કહેવું ? એટલે–જીવમાં બ્રહ્મપણું આવરણવાળું છે, અને શ્રીકૃષ્ણમાં બ્રહ્મપણું આવરણરહિત છે. તેથી શ્રીકૃષ્ણને પરબ્રહ્મ તરીકે ગોપીઓ સમજે કે ન સમજે, તોપણ તેમની મુક્તિ થયા વિના રહે નહીં. [૧૩] હે રાજન્ ! ભગવાન કે જે અવિનાશી, અપ્રમેય, અને ગુણોના નિયંતા છતાં નિર્ગુણ છે, તેમનો અવતાર મનુષ્યોના કલ્યાણ માટેજ છે, એટલે શ્રીકૃષ્ણ આપણા જેવા જીવ નથી. [૧૪] ભગવાનમાં જેઓ નિરંતર કામ, ક્રોધ, ભય, સ્નેહ, અગર ભક્તિ રાખે છે, તેઓ મુક્તિ પામે છે. [૧૫] અજન્મા અને યોગેશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્, સ્થાવરને પણ મુક્તિ આપે છે; માટે તેમના વિષયમાં, તમારે કાંઇ આશ્ચર્ય માનવું નહીં." [૧૬]

**અ. ૩૩ મો**—રાસલીલા અને જળક્રીડા થઈ રહ્યા પછી, પરીક્ષિત રાજા પૂછે છે કે–"હે મહારાજ ! ઇશ્વરનો અવતાર ધર્મની રક્ષા કરવા માટે, અને અધર્મનો નાશ કરવા માટે થાય છે; છતાં ધર્મની મર્યાદાઓને કહેનારા, મર્યાદા પાળનારા, અને તે મર્યાદાઓનું રક્ષણ કરનારા–એવા આ શ્રીકૃષ્ણે, માત્ર અધર્મરૂપ કર્મ કર્યું, એટલુંજ નહીં, પણ મહા સાહસરૂપ–પરસ્ત્રીઓના સંગરૂપ–કર્મ કેમ કર્યું ? [૨૭-૨૮] હે મુનિ ! ભગવાન્ પૂર્ણકામ છે, તેથી તેમણે કરેલું આ કર્મ અધર્મરૂપ ન ગણાય, એમ આપ ધારતા હો; તો કોઇપણ કામના નહિં હોવા છતાં, આવું નિંદિત કર્મ શા અભિપ્રાયથી કર્યું ? આ બાબતમાં અમને જે સંશય છે, તેનું આપ નિવારણ કરો." [૨૯]

તેના જવાબમાં શ્રી શુકદેવજી કહે છે કે–"બ્રહ્મા, ઇંદ્ર, ચંદ્રમા અને વિશ્વામિત્ર આદિ મહાત્માઓએ પણ ધર્મનું ઉલંઘન અને સાહસ કર્યું છે. પરંતુ અગ્નિને જેમ સર્વ પદાર્થોનું ભક્ષણ કરવાથી, દોષ લાગતો નથી; તેમ તેજસ્વી પુરૂષોને ધર્મનું ઉલંઘન કે સાહક કરવાથી દોષ લાગતો નથી. [૩૦] આ ઉપરથી એમ સમજવું નહીં કે–જેમ મોટા કરે, તેમ બીજાઓએ પણ કરવું; કારણકે **દેહાદિકના અભિમાનવાળા જીવકોટિના પુરૂષે** મનથી પણ કદિ આવું કર્મ કરવું નહીં. સમુદ્રમાંથી મથન વખતે નીકળેલા ઝેરનું મહાદેવજી પાન કરે; પણ તેનું જોઇને બીજો કોઇ ઝેર પીએ; તો જેમ મરણ પામ્યા વિના રહે નહીં;

તેમ **મુર્ખપણાથી બીજો કોઇ આવું કર્મ કરે, તો તેનું અકલ્યાણ થયા વિના રહેજ નહીં.** [૩૧] શ્રીકૃષ્ણની આ લીલાથી, સદાચરણના નિયમોનો ભંગ થાય છે, એમ પણ સમજવું નહીં: કારણકે મોટા પુરૂષોનું વચન **હમેશાં** પ્રમાણરૂપ ગણાય છે. એટલા માટે તેઓના પોતાના વચનથી વિરૂદ્ધ નહીં પડતું, જે જે તેમનું આચરણ હોય, તે પ્રમાણેજ બુદ્ધિમાને ચાલવું જોઇએ. [૩૨] હે રાજન્! દેહાભિમાન રહિત થએલા મહાત્મા પુરૂષોને, સત્કર્મ કરવાથી પોતાને કશો લાભ નથી; અને ખોટું કામ કરવાથી તેમને કશો અનર્થ થતો નથી. યાદ રાખવું કે-પોતાના પ્રારબ્ધ કર્મનો ક્ષય કરવા માટેજ, મહાત્મા પુરૂષો કોઇ સમયે અયોગ્ય કર્મ આચરે છે; પણ તેમાં તેમને બીજો કશો હેતુ હોતો નથી. [૩૩] આ પ્રમાણે જ્યારે બીજા મહાત્મા પુરૂષોને પણ પાપપુણ્યનો સંબંધ નથી, ત્યારે શ્રીકૃષ્ણ કે જે પ્રાણીપદાર્થોના નિયંતા છે, તેમને પાપપુણ્યનો સંબંધ કેમજ હોય! નજ હોય. [૩૪] જેમના ચરણારવિંદની રજના સેવનથી, તૃપ્તિ પામેલા, અને યોગના પ્રભાવથીજ સઘળાં કર્મબંધનો તોડી નાંખનારા મુનિયો પણ, બંધન નહીં પામતાં, મરજીમાં આવે એવું આચરણ કરે છે; ત્યારે પોતાની ઇચ્છાથી અવતાર ધરનારા ભગવાન્ શ્રીકૃષ્ણને, કેવી રીતે બંધન સંભવે? નજ સંભવે, [આ ખુલાસાને સમજવા માટે, સાથેનો યોગનો ક્રમો વાંચો. તેમાંથી ઘણું જડશે.] આ સમાધાન ગોપીકાઓનું પરસ્ત્રીપણું સ્વિકારીને કર્યું, પણ શ્રીકૃષ્ણતત્ત્વમાં ઉંડા ઉતરીએ, તો ભગવાનને કોઈ પરસ્ત્રીજ નથી; કારણકે ગોપીકાઓના, તેઓના પતિઓના, અને સઘળા પ્રાણીયોના અંતર્યામી, અને બુદ્ધિઆદિના જે સાક્ષી છે, તે ઇશ્વર લીલાતનુ ધારણ કરીને, શ્રીકૃષ્ણરૂપે પ્રગટયા છે. તેઓ કાંઇ આપણા જેવા ન હતા, કે તેમને દોષ લાગે. [૩૫-૩૬] પોતે પૂર્ણકામ છતાં, આવા કામમાં પ્રવૃત્તિ કરી, તેનું કારણ એ છે કે-પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવા માટે, તેમણે મનુષ્યદેહ ધર્યો હતો. આ દેહ ધરીને શ્રીકૃષ્ણે એવી ક્રીડા કરી કે-જે ક્રીડાઓને સાંભળીને, સાંભળનારાઓનું મન પોતા પ્રત્યે ખેંચાય. શૃંગારરસ જેમને ગમતો હોય, એવા અત્યંત બહિર્મુખ લોકોને પણ, પોતામાં રૂચિ કરાવવા સારૂ, શ્રીકૃષ્ણે આવું કાર્ય કર્યું હતું. [૩૭] ભગવાનની માયાથી મોહ પામેલા, અને તેથી પોતાની સ્ત્રીયો ભગવાનની પાસે ગયા છતાં, તેઓને પોતપોતાના પડખામાં સુતેલી માનતા ગોવાળીયાઓને, શ્રીકૃષ્ણના ઉપર કોઇપણ પ્રકારનો દ્વેષ આવ્યો નહીં. હે રાજન્! આવું ઐશ્વર્ય પોતાનામાં નહીં હોવા છતાં, જે નીચ લોકો દગાઇથી શ્રીકૃષ્ણના જેવું આચરણ કરે, તે લોકોને મોટા પાપી સમજવા." [૩૮]

આ સંવાદ સાંભળીને વસ્ત્રાહરણ લીલાનો તોલ બાંધો, અને શ્રીકૃષ્ણની ભક્તિના બ્હાના નીચે, અત્યારે કોઈ ઠેકાણે અનાચાર થતો દેખો, તો તેથી દૂર રહો. કલિયુગના કૃષ્ણના સંબંધમાં ભગવદીય અને અનુભવી-**રોહાવાળા** કહે છે કે—

### કલિના કૃષ્ણ-રાગ-ગઝલ.

કલિના કૃષ્ણ છે કેવા, વિચારી જો જરા વ્હાલા;
કલિના કૃષ્ણની લીલા, નર્યા નાગાઈના ચાળા—કલિના. ટેક૦
બનીને કૃષ્ણ ભરમાવે, બિચારી ભોળી ભામાને;
ભણીને ભૂલતા ભાઈ, ચુંથે છે હાડ ચામાએ—કલિના૦

અરેરે આ કલિ માંહી, કપટનાં કામ શા કરતા;
*ભભૂતિ ભાલમાં ભુંસી, ઠગારા આ બહુ ફરતા—કલિના૦
જમાવી જુથ જુવતીનાં, રમે છે રાસક્રીડા જે;
હૃદયના રામને ભૂલી, વ્હોરે છે નર્કપીડા તે—કલિના૦
ગુરૂ ગુણગાનને મૂકી, ભમે સત્સંગને નામે;
પરાયા ધામમાં ઝુકી, દમે છે રંક રામાને—કલિના૦
પતિ ને પત્નિની માંહે, પડાવે ભેદ બહુ ભારી;
યુગલમાં છેદ પાડીને, પચાવે પારકી નારી—કલિના૦
અકળ છે કૃષ્ણની લીલા, બિચારા જીવ શું જાણે !
જીવો જે ઉંચ કોટિના, પરા ભક્તિને તે માણે—કલિના૦

કલિના કૃષ્ણથી જેમ ચેતવાનું છે, તેમ કલિમાં યશોદાના, રાધાના, અગર સખીઓના વેશ ધારણ કરીને રમનારા કૃષ્ણઉપાસકોથી પણ ચેતવાનું છે. સ્ત્રીત્વ જાગ્રત થયા પહેલાં, ધારણ કરેલો સ્ત્રીનો પોશાક, શ્રીકૃષ્ણને લલચાવી શકતો નથી, પણ સ્ત્રીઓને લલચાવી શકે છે. પરિણામે પોતે ફસાય છે, અને ધર્મ વગોવાય છે. જેમને શ્રીકૃષ્ણ વ્હાલા કરવા હોય, તેમણે પ્રથમ—

**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च ॥**
**निर्ममो निरहंकारः, समदुःखसुखः क्षमी ॥ १३ ॥**
**संतुष्टः सततं योगी, यतात्मा दृढनिश्चयः ॥**
**मय्यर्पितमनोबुद्धिर्, यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥**

[ગી. અ. ૧૨] વિગેરે.

શ્રીકૃષ્ણનાં આ વચનો રૂપી વસ્ત્રો પહેરીને, ભક્ત બનવાની ખાસ જરૂર છે; પછી સખીપણું તો અનાયાસે પ્રાપ્ત થશે.

શ્રીકૃષ્ણના ઉપાસકોએ, ભક્તોએ અને આચાર્યોએ, જ્યાં જ્યાં સ્ત્રિઓ સાથે પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યાં ત્યાં બહુજ સંભાળવું ઘટે છે. આ બાબતમાં સ્વામીનારાયણ સંપ્રદાયે જે જે ફેરફાર કર્યા છે; તે સમગ્ર સનાતન ધર્મે, અને તેમાંએ ખાસ કરીને વેદાંતીઓએ અને શ્રીકૃષ્ણના ઉપાસકોએ, અનુકરણ કરવા લાયક છે. ( વસ્ત્રાહરણલીલા સમાપ્ત થઇ. )

હવે મથુરાના યાજ્ઞિકોની સ્ત્રિઓની ભક્તિનો પ્રસંગ શરૂ થશે; પણ આ અધ્યાયના અંત સુધી વનવૃક્ષોના પરોપકારી જીવન સંબંધી કથા થશે—

**अथ गोपैः परिवृतो, भगवान्देवकीसुतः ॥**
**वृन्दावनाद्गतो दूरं, चारयन् गाः सहाग्रजः ॥ २९ ॥**

* જે વેદાંતી સાધુ સન્યાસીઓ, શ્રીકૃષ્ણની ભક્તિને બ્હાને, સમાજમાં ઘુસે છે, જેઓ અંદરથી **अहं ब्रह्मास्मि** છે, અને ઉપરથી ભક્તિનો ડોળ કરે છે, તેઓ પાકા પાખંડી છે. તેઓ સાચા **अहं ब्रह्मास्मि** પણ નથી.

૨૯ પદચ્છેદ—**अथ**—એક વખતે **गोपैः परिवृतः भगवान् देवकीसुतः**—ગોપથી વિંટાએલા દેવકીપુત્ર ભગવાન્ **सहाग्रजः**—બળભદ્ર સહિત. **गाः चारयन्**—ગાયો ચારતાં **वृंदावनात् दूरं गतः**—વૃંદાવનથી દૂર નીકળી પડયા.

**અર્થ—એક વખત એવું બન્યું કે-ગોવાળીયાઓથી વિંટાએલા દેવકી પુત્ર ભગવાન્ શ્રીકૃષ્ણ, બળભદ્ર સહિત, ગાયો ચારતાં ચારતાં, વૃંદાવનથી દૂર નીકળી પડયા. [૨૯]**

૨૯ વિવેચન—

**અથ**-'એક દિવસ એવું બન્યું કે.' એવો અર્થ કરવો.

પ્રભુ ગાયો ચારવા નીકળે છે, ત્યારે આપણે કાંઈ ગાઈએ—

રાગ—પ્રભાત.

ધ્યાન ધર હરિ તણું, અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાએ;
અવર ધંધો કરે, અરથ કાંઈ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ [1]વહાએ—ધ્યાન૦
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખ પાર હોયે;
અવર વેપાર તું મેલ મિથ્યા ગણી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોંયે—ધ્યાન૦
[2]પટક માયા પરી, અટક ચરણે હરિ, વટક્ય મા[3] વાત સુણતાંજ સાચી;
આશાનું[4] ભુવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી—ધ્યાન૦
અંગ જોબન ગયું, પલિત પિંજર[5] થયું, તોય ગમતું નથી કૃષ્ણ કહેવું?
ચેતરે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લહેકાવતાં[6] કાજ[7] ખોવું—ધ્યાન૦
સરસ ગુણ હરિ તણા, જે જને અનુસર્યા, તે તણા સુયશ તો જગત્ બોલે;
નરસૈયા રંકને પ્રીત પ્રભુશું ઘણી, *અવર વેપાર નહીં ભજન તોલે—ધ્યા૦

વૃંદાવનથી દૂર નીકળવાનું કારણ?-ગાયો ચારતાં ચારતાં મથુરા લગભગ પહોંચીને યાજ્ઞિકોની સ્ત્રિઓને કૃતાર્થ કરવી તે.

તડકામાં છાયા કરી રહેલાં વૃક્ષોની હવે પ્રશંસા કરે છે—

**निदाघार्कातपे तिग्मे, छायाभिः स्वाभिरात्मनः ॥**
**आतपत्रायितान् वीक्ष्य, द्रुमानाह व्रजौकसः ॥ ३० ॥**
**हे स्तोककृष्ण हे अंशो, श्रीदामन् सुबलार्जुन ॥**
**विशालर्षभ तेजस्विन्, देवप्रस्थ वरूथप ॥ ३१ ॥**
**पश्यतैतान् महाभागान्, परार्थैकान्तजीवितान् ॥**
**वातवर्षातपहिमान्, सहन्तो वारयन्ति नः ॥ ३२ ॥**

૧ મૃત્યુ તને માયા દેખાડીને છેતરે છે. ૨ ફેંકી દે. ૩ શંકા ન કર. બેદરકાર ન રહે. ૪ આશા. ૫ ધોળા વાળવાળું શરીર ૬, ધૂળ જેવા લાભ માટે ૭ ગાયા. * બીજે.

૩૦ પદચ્છેદ—**निदाघे अर्कः तस्य तिग्मे आतपे**-ઉન્હાળાના સૂર્યના સખત તડકામાં. **आत्मनः**-પોતાને **स्वाभिः छायाभिः**-તેમની પોતપોતાની છાયાથી-**आतपत्रं** (છત્રી) **इव आचरिताः इति आतपत्रायिताः तान् द्रुमान्**-છત્ર માફક થઇ રહેલા વૃક્ષોને **वीक्ष्य**-જોઇને. **व्रजौकसः आह**-વ્રજવાસી ગોપોને પ્રભુ કહેવા લાગ્યા કે-

૩૧-૩૨ પદચ્છેદ-**हे स्तोककृष्ण! हे अंशो! श्रीदामन्! सुबलार्जुन! हे विशाल! हे ऋषभ! हे तेजस्विन्! हे देवप्रस्थ! हे वरूथप!** એવા હે ગોવાળીયાઓ!

અર્થ—ઉનાળાના સૂર્યના સખત તડકામાં, તેમની પોતપોતાની છાયાથી, પોતા ઉપર છત્ર માફક થઇ રહેલાં વૃક્ષોને જોઇને, વ્રજવાસી ગોપોને પ્રભુ કહેવા લાગ્યા કે-'હે સ્તોકકૃષ્ણ ! હે અંશુ ! હે શ્રીદામા ! હે સુબલ ! હે અર્જુન ! હે વિશાલ ! હે ઋષભ ! હે તેજસ્વી ! હે દેવપ્રસ્થ ! હે વરૂથપ ! જેઓનું જીવન મુખ્યત્વે કરીને પારકાઓ માટેજ છે, એવા આ મોટા ભાગ્યશાળી વૃક્ષોને તમે જુઓ. પવન, વરસાદ, તડકો અને ટાઢને પોતે સહન કરી લેછે; અને આપણને એ પીડાઓમાંથી બચાવી લેછે. [૩૦-૩૧-૩૨].

૩૦-૩૧-૩૨ વિવેચન—

સ્તોક કૃષ્ણાદિ શ્રી કૃષ્ણના (૧૧) મુખ્ય સખા છે.
જુઓ મોક્ષ વાણી પાનું (૯૪).

ચોપાઇ—સંત વિટપ સરિતા ગિરિ ધરણી, પરહિત હેતુ સબન્હકર કરણી.

**पिबंति नद्यः स्वयमेव नांभः, स्वयं न खादंति फलानि वृक्षाः ।**
**खादंति सस्यं न च वारिवाहाः, परोपकाराय सतां विभूतयः ॥**
**परोपकाराय वहंति निम्नगाः, परोपकाराय दुहंति धेनवः ।**
**परोपकाराय फलंति भूरुहाः, परोपकाराय सतां विभूतयः ॥**

ભાવાર્થ—નદીયો, વૃક્ષો, પર્વતો અને સંતોની સમૃદ્ધિ પરોપકાર માટેજ હોય છે. કીડીથી કુંજર સુધી સ્વાર્થમાં તણાયા છે. પરમાર્થમાં તણાય તેમને ધન્ય છે.

હવે તેજ વિષય ચાલે છે—

**अहो एषां वरं जन्म, सर्वप्राण्युपजीवनम् ॥**
**सुजनस्येव येषां वै, विमुखा यान्ति नार्थिनः ॥ ३३ ॥**
**पत्रपुष्पफलच्छाया–मूलवल्कलदारुभिः ॥**
**गन्धनिर्यासभस्मास्थि–तोक्मैः कामान्वितन्वते ॥ ३४ ॥**

---

**परार्थं एकांतं** (ચોક્કસ) **जीवितं येषां ते इति परार्थैकांतजीविताः–तान्**–જેઓનું જીવન મુખ્યત્વે કરીને પારકા માટેજ છે એવા **एतान्–महाभागान पश्य**–આ મોટા ભાગ્યવાળાં વૃક્ષોને તમે જુઓ. **वातश्च वर्षश्च आतपश्च हिमश्च वातवर्षातपहिमाः तान, तान् सहंतः**–પોતે પવન, વરસાદ તડકો અને ટાઢ સહન કરે છે. અને **नः वारयंति**–આપણા પવન વરસાદ વિગેરેનું વારણ કરે છે. તેઓથી આપણી રક્ષા કરે છે.

૩૩ પદચ્છેદ—**अहो**–અહો. **सर्वान् प्राणिनः उपजीवयति** (જીવન આપે-આધાર આપે) **इति एषां जन्म तत् वरं**–સર્વ પ્રાણીઓને જીવન આપનારાં આ વૃક્ષોના જન્મને ધન્ય છે. કારણ કે. **सुजनस्य इव**–જેમ દાતાર પાસેથી કોઇ અર્થી નિરાશ થતો નથી તેમ. **येषां**–ને વૃક્ષો પાસેથી. **अर्थिनः विमुखाः न यांति**–અર્થવાળા નિરાશ થતાં નથી.

૩૪ પદચ્છેદ—**पत्रपुष्पफलच्छाया–मूलवल्कलदारुभिः**–પાંદડાં, પુષ્પ, ફળ, છાયા, મૂળ, છાલ, લાકડાં, **गंधश्च निर्यासश्च** (ગુંદર) **भस्म च अस्थि** (ઠળીયા) **च तोक्माश्च** (અંકુરો) **तैः**–તે તમામ વડે–**अर्थिनः कामान्**–અર્થિની કામનાઓને **वितन्वते**–પરિપૂર્ણ કરેછે.

**एतावज्जन्मसाफल्यं, देहिनामिह देहिषु ॥**
**प्राणैरर्थैर्धिया वाचा, श्रेय एवाचरेत्सदा ॥ ३५ ॥**

**અર્થ—અહો! જેમ કોઇ દાતાર પાસેથી યાચક નિરાશ થઇને પાછો વળતો નથી, તેમ આ વૃક્ષો પાસેથી અર્થી–કામનાવાળો–નિરાશ થઈને પાછો વળતો નથી. પાંદડાં, પુષ્પ, ફળ, છાયા, મૂળ, છાલ, લાકડાં, ગંધ, ગુંદર, ઠળીયા અને અંકુરોથી કામનાવાળા જીવોની કામના તેઓ પરિપૂર્ણ કરે છે. તેથી સર્વ પ્રાણીઓના જીવનરૂપ–અગર જીવન આપનાર–વૃક્ષોના આ જન્મને ધન્ય છે. પ્રાણથી, ધનથી, બુદ્ધિથી અને વાણીથી, સદા પ્રાણીઓનું શ્રેય કરવું, તેજ–અને તેટલુંજ, આ સંસારમાં દેહધારીઓના જન્મનું સાફલ્ય છે.”** [૩૩–૩૪–૩૫.]

૩૩–૩૪–૩૫ વિવેચન—

**श्रोत्रं श्रुतेनैव न कुंडलेन, दानेन पाणिर्न तु कंकणेन ।**
**विभाति कायः करुणापराणां, परोपकारैर्न तु चंदनेन ॥**

તાત્પર્ય—મનુષ્ય જીવનને પરોપકારના જેવો એકે શણગાર નથી. જેમને દેતાં આવડતું નથી, તેઓ આ જગતમાં કાંઇ નથી. વૃક્ષો કરતાં પણ તેઓ હલકા છે.

સૂચના—જેમ દીવામાં મેશને આવવાનો સ્વભાવ છે; તેમ પરોપકારમાં અભીમાનને આવવાનો સ્વભાવ છે. જેમ મેશ વધીને દીવાને ઝાંખો કરી નાંખે છે, તેમ અભીમાન વધીને પરોપકારને ઝાંખા કરી નાંખે છે. જેમને સારા પ્રકાશની જરૂર હોય, તેઓ જેમ પોતાના ફાનસને હમેશાં રાખથી લુછી નાંખે છે; તેમ જેમને ઉત્તમ પરોપકારની જરૂર હોય, તેમણે જ્ઞાન વૈરાગ્યરૂપી રાખથી પરોપકારને લુછતાં રહેવું જોઈએ.

કેટલાએક કહે છે કે–‘અમારી પાસે કાંઇ નથી.’ ‘અમે ગરીબ છઇએ.’ અમે કોઇને શું આપી શકીએ?’ આ તમામ ગેરસમજ છે. તમારી પાસે જળ તો છે ને? કોઇને જળ પાઈને પીતાં શીખો. તમારી પાસે મધુર વચનો તો છે ને? મધુર વચનો બોલીને દુઃખીને શાંતિ આપો. તમારી પાસે હાથપગ તો છે ને? દુઃખીનું દુઃખ સાંભળીને તેમને હાથ પગથી મદદ કરો. મનથી કોઈનું સારૂં ઇચ્છો, તે પણ પરોપકાર છે. આ પ્રમાણે પરોપકારનો વેપાર નાના પાયાપર શરૂ કરશો, તોપણ ધીમે ધીમે તેમાં વધારો થતો જશે.

૩૫ મો શ્લોક વૃક્ષોની પરોપકારવૃત્તિના ઉપસંહાર રૂપે છે. ભલું કરવાનો મહિમા તો ઘણો છે; પણ અત્યારે–આ સુધરેલા જમાનામાં–સોએ પંચાણુ ટકા, ગમે ત્યાંથી સામાનું ભુંડું કરવાની વૃત્તિ પ્રગટી છે, તે અફસોસની વાત છે. તે સંબંધમાં ભર્તૃહરિ કહે છે કે—

૩૫ પદચ્છેદ—**प्राणैः अर्थैः धिया वाचा**–પ્રાણથી, ધનથી, બુદ્ધિથી અને વાણીથી, **सदा**–સર્વદા. **देहिषु श्रेयः आचरेत् एव**–પ્રાણીઓનું શ્રેય કરવું તેજ, **एतावत्**–અને તેટલુંજ. **इह**–આ સંસારમાં **देहिनाम् जन्मसाफल्यं**–દેહધારીઓનાં જન્મનું સાફલ્ય છે.

રાગ—શાર્દુલ૦

**एके सत्पुरुषाः परार्थघटकाः, स्वार्थं परित्यज्य ये ।**
**सामान्यास्तु परार्थमुद्यमभृतः, स्वार्थाविरोधेन ये ॥**
**तेऽमी मानुषराक्षसा परहितं, स्वार्थाय निघ्नंति ये ।**
**ये निघ्नंति निरर्थकं परहितं, ते के न जानीमहे ॥४७॥**

અર્થ—જે પોતાનો સ્વાર્થ તજી દઇને પરોપકાર કરે છે, તે સત્પુરૂષ (દેવ) ગણાય છે. જે પોતાના સ્વાર્થને ધક્કો ન લાગે, એવી રીતે પરોપકાર કરે છે, તે મધ્યમ પુરૂષ (મનુષ્ય) ગણાય છે. જે સ્વાર્થ માટે બીજાનાં કલ્યાણનો નાશ કરે છે તે મનુષ્યરૂપે રાક્ષસો છે, અર્થાત અધમ પુરૂષ છે; પણ જે પોતાને કાંઈ સ્વાર્થ ન હોય તોપણ-વૃથા-કોઇપણ પ્રકારના લાભ વિના-બીજાનાં કલ્યાણનો નાશ કરે છે, તે કોણ છે? તે અમે જાણતા નથી-અર્થાત્ તે અધમથી પણ અધમ છે.

વર્ણાશ્રમમાં કાંઇક ઉંચા હો, તો મનના ઉંચાણમાં જરૂર આવજો.

હવે પ્રભુ યમુનાજીને કાંઠે આવે છે, અને યાજ્ઞિકોની સ્ત્રિઓને કૃતાર્થ કરવાનું પ્રયોજન ઉભું કરે છે—

**इति प्रवालस्तवक-फलपुष्पदलोत्करैः ॥**
**तरूणां नम्रशाखानां, मध्येन यमुनां गतः ॥३६॥**
**तत्र गाः पाययित्वाऽपः, सुमृष्टाः शीतलाः शिवाः ॥**
**ततो नृप स्वयं गोपाः, कामं स्वादु पपुर्जलम् ॥३७॥**
**तस्या उपवने कामं, चारयन्तः पशून्नृप ॥**
**कृष्णरामावुपागम्य, क्षुधार्ता इदमब्रुवन ॥३८॥**

**इतिश्री भागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे द्वाविंशोऽध्यायः ॥२२॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-' આ પ્રમાણે વૃક્ષોનાં વખાણ કરતાં કરતાં, શ્રીકૃષ્ણ-કુંપળીયાં, ગુચ્છ, ફળ, પુષ્પ અને પાંદડાંઓના સમુહોથી, જેઓની**

૩૬ પદચ્છેદ—**इति**-એ પ્રમાણે **प्रवालानि** (કુંપળીયાં) **च स्तबकाश्च** (ગુચ્છ) **फलानि च पुष्पाणि च दलानि** (પાંદડાં) **च तेषां उत्कराः** (સમુહો) **तैः**-તે તમામથી. **नम्रशाखानां तरूणां मध्येन**-જેમની શાખાઓ નમી પડી હતી એવાં વૃક્ષોની મધ્યે થઇને. **यमुनां गतः**-શ્રીકૃષ્ણ યમુના કાંઠે પહોંચ્યા.

૩૭ પદચ્છેદ—**नृप**-હે રાજન્ **तत्र**-યમુનાજીને કાંઠે. **सुमृष्टाः**-મધુર. **शीतलाः**-શીતળ. **शिवाः**-નિર્મળ. **अपः**-જળ. **गाः पाययित्वा**-ગાયોને પાઇને. **ततः**-પછી. **स्वयं गोपाः**-ગોવાળીયા પોતે. **स्वादु जलं**-મીઠું જળ. **कामं पपुः**-સારી રીતે પીધું.

૩૮ પદચ્છેદ—**हे नृप**-હે રાજન્! **तस्याः उपवने**-તે નદીના ઉપવનમાં **पशून् कामं चारयंतः**-પશુઓને સારી રીતે ચારતા અને **क्षुधा आर्ताः**-ભૂખથી પીડાએલા ગોવાળીયાઓ. **कृष्णरामौ उपागम्य**-કૃષ્ણ અને બળભદ્ર પાસે જઈને. **इदं अब्रुवन्**-નીચે પ્રમાણે બોલ્યા.

**ડાળો નમી પડી હતી, એવાં વૃક્ષોના મધ્યમાં થઇને–યમુનાજીને કાંઠે પહોંચ્યા. હે રાજન્ ! ત્યાં–યમુનાજીને કાંઠે–મધુર, શીતળ અને નિર્મળ જળ ગાયોને પાઇને, પછી–ગોવાળીયાઓએ તે મીઠું જળ બહુ સારી રીતે પીધું. હે રાજન્ ! તે નદીના ઉપવનમાં, પશુઓને સારી રીતે ચારતા, અને ભૂખથી પીડાએલા ગોવાળીયાઓએ, શ્રીકૃષ્ણ અને બળભદ્ર પાસે જઇને, નીચે પ્રમાણે કહ્યું. [૩૬–૩૭–૩૮]**

૩૬–૩૭–૩૮ વિવેચન—

કૃષ્ણ અને રામ ગોવાળમંડળના નાયક છે; તેથી ભૂખ્યા થએલા ગોવાળીયાઓએ, ત્યાં ફર્યાદ કરવાનો વિચાર કર્યો.

**ईश्वरः सर्वभूतानां, हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन् सर्वभूतानि, यंत्रारूढानि मायया ॥६१॥** [ ગીતા અ. ૧૮. ]

પોતાને બ્રાહ્મણ પત્નીઓનો અનુગ્રહ કરવાનો છે; પણ તે કાર્યની ઉત્પત્તિ ગોપો માર્ફતે કરી. આવા સમર્થ પ્રભુને વશ કરવાનું સાધન, પોતેજ બતાવે છે, સાંભળો—

**तमेव शरणं गच्छ, सर्वभावेन भारत ।**
**तत्प्रसादात् परां शांतिं, स्थानं प्राप्स्यसि शाश्वतं** ॥ ગીતા અ. ૧૮–૬૨.

'હે અર્જુન ! તે પરમાત્માનેજ શરણેજ તું સર્વ ભાવથી જા. તેમની કૃપાથીજ તું પરમ શાંતિને અને શાશ્વત સ્થાનને પામીશ.'

ગોવાળીયાઓ પ્રભુ પાસે કેવી રીતે પ્રાર્થના કરે છે, અને ગોવાળીયાઓની ભૂખ મટાડવા, પ્રભુ શું કરે છે, તે કથા હવે પછીના અધ્યાયમાં કહેવામાં આવશે. ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધનો ૨૨ મો અધ્યાય સંપૂર્ણ. બોલીઓ હરિ. બોલો શ્રી રામચંદ્ર દેવકી જય. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં સૌને અમારા ઘણાજ હેતથી જયશ્રી કૃષ્ણ કહેશોજી.

**અમદાવાદ** મોક્ષમંદિર, } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**
૧૯૮૫ ફાગણ સુદી ૧૫.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૩ મો.

**વિષય**—ગોવાળીયાઓ અન્નને માટે યાજ્ઞિક બ્રાહ્મણોની પાસે માગણી કરશે. બ્રાહ્મણો દાદ દેશે નહીં. પછી ગોવાળીયાઓ શ્રીકૃષ્ણની સૂચનાથી બ્રાહ્મણપત્નીઓ પાસે અન્નની માગણી કરશે. શ્રીકૃષ્ણનું નામ સાંભળીને તે સ્ત્રીઓ વિહ્વળ થઇ જશે, અને ભાવતાં ભોજન લઇને પ્રભુનાં દર્શને આવશે. વિગેરે કથા આ અધ્યાયમાં આવશે.

ગયા અધ્યાયના અંતમાં આ અધ્યાયના વિષયનો સહેજ ઇસારો કર્યો હતો. હવે તે વિષય શરૂ થાય છે—

**गोपा ऊचुः ॥**

**राम राम महावीर्य, कृष्ण दुष्टनिबर्हण ॥**
**एषा वै बाधते क्षुन्नस्–तच्छान्ति कर्तुमर्हथः ॥ १ ॥**

**અર્થ—ગોવાળીયાઓએ કહ્યું કે–હે રામ! હે મહા બળવાન્ રામ! હે દુષ્ટોને મારનાર કૃષ્ણ! આ ભુખ અમને પીડે છે; માટે તેની શાંતિ કરવી તમને ઘટે છે. (૧)**

૧ વિવેચન—

'અમે ભૂખ્યા થયા છીએ,' એમ કહીને ગોપોએ શ્રીકૃષ્ણ પાસે અન્નની માગણી કરી. 'અન્ન'નો અર્થ 'પ્રસાદ' અને 'પ્રસાદ'નો અર્થ 'ભગવદ્કૃપા' એવો ભાવ કાઢીને, મૂળ લીલાને લૂલી કરી નાંખવી નહીં. કારણ કે આ વિષયમાં બ્રાહ્મણપત્નીઓને ભગવદ્ કૃપાનો લાભ આપવાનો છે. એટલે અન્નનો અર્થ 'પ્રસાદ', અને પ્રસાદનો અર્થ 'ભગવદ્ કૃપા', એમ અહીં સમજવું નહીં

**महावीर्य**! **दुष्टनिबर्हण**! આ સંબોધન બળદેવ અને શ્રીકૃષ્ણની સ્તુતિરૂપ છે, અને પ્રેમસૂચક છે.

તે સાંભળીને શ્રીકૃષ્ણ શો વિચાર કરે છે, અને પછીથી શી આજ્ઞા કરે છે, તે સાંભળો—

**श्रीशुक उवाच ॥**

**इति विज्ञापितो गोपैर्, भगवान् देवकीसुतः ॥**
**भक्ताया विप्रभार्यायाः, प्रसीदन्निदमब्रवीत् ॥२॥**
**प्रयात देवयजनं, ब्राह्मणा ब्रह्मवादिनः ॥**
**सत्रमाङ्गिरसं नाम, ह्यासते स्वर्गकाम्यया ॥ ३ ॥**
**तत्र गत्वौदनं गोपा, याचतास्मद्विसर्जिताः ॥**
**कीर्तयन्तो भगवत, आर्यस्य मम चाभिधाम् ॥४॥**

---

૧ પદચ્છેદ—**हे राम! हे राम! हे महावीर्य कृष्ण! दुष्टानां निबर्हणः** (નાશ કરનારી) **तत संबुद्धौ हे दुष्टनिबर्हण**!–હે દુષ્ટોને મારનાર કૃષ્ણ! **एषा क्षुत नः बाधते**–આ ભુખ અમને પીડે છે. **तस्याः शांतिं कर्तुं अर्हथः**–તેની શાંતિ કરવી તમને ઘટે છે.

૨–૩–૪ પદચ્છેદ—**इति गोपैः विज्ञापितः**–એ પ્રમાણે ગોવાળીયાઓએ પ્રાર્થના કરતાં **देवकीसुतः भगवान्**–દેવકીના પુત્ર કૃષ્ણ ભગવાન્ **भक्तायाः विप्रभार्यायाः प्रसीदन्**–બ્રાહ્મણ પત્નીઓ જે પોતાની ભક્ત હતી તેમને રાજી કરતા. એટલે તેમના ઉપર અનુગ્રહ કરવાનો વિચાર કરીને. **इदम् अब्रवीत्**–નીચે પ્રમાણે બોલ્યા. **हे गोपाः**! હે ગોવાળીયાઓ. **ब्रह्मवादिनः ब्राह्मणाः**–વેદ જાણનારા બ્રાહ્મણો. **स्वर्गकाम्यया**–સ્વર્ગ પામવાની ઇચ્છાથી. **[आंगिरसेन** (બૃહસ્પતિથી) **प्रोक्तं आंगिरसं] आंगिरसं नाम सत्रं हि आसते**–આંગિરસ નામનો યજ્ઞ ચોક્કસ રીતે કરે છે. **देवयजनं प्रयात**–તે

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાનની ગોવાળીયાઓએ એ પ્રમાણે પ્રાર્થના કરતાં, દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાને, પોતાની ભક્ત બ્રાહ્મણસ્ત્રિયોના ઉપર અનુગ્રહ કરવાના હેતુથી, નીચે પ્રમાણે કહ્યું-'હે ગોવાળીયાઓ! સ્વર્ગ પામવાની ઇચ્છાથી, વેદ જાણનારા બ્રાહ્મણો (અહીંથી થોડે દૂર) આંગિરસ નામનો યજ્ઞ આરંભી બેઠા છે. તે યજ્ઞભૂમિમાં તમે જાઓ. ત્યાં જઈને વડીલ મોટાભાઇ બળરામનું, અને મારૂં નામ લઇને, અન્ન માગી લાવો. અમારા મોકલવાથી તમારે ત્યાં જવાનું છે; માટે તમારે આ બાબતમાં લજાવાનું કાંઇ કારણ નથી. (૨-૩-૪).**

૨-૩-૪ વિવેચન—

**भक्तायाः विप्रभार्यायाः**—જાતિત્વ ધર્મથી બહુવચનને એકવચનથી સૂચવ્યું છે.

ગોપોની ભૂખને શાંત કરવા માટે, પોતાની પાસે અનેક ઉપાયો છે, છતાં બ્રાહ્મણ પત્નિઓનો ઉદ્ધાર કરવા માટે શ્રીકૃષ્ણે તેમને યાદ કરી.

બ્રાહ્મણ પત્નીઓનો ઉદ્ધાર કરવો છે, છતાં બ્રાહ્મણો પાસે ગોપોને કેમ મોકલ્યા ?- તેનાં બે કારણો છે. (૧) પતિ ઘરનો માલીક છે, સ્ત્રીઓ તેમને આધીન છે; માટે લૌકીક રીત પ્રમાણે પ્રથમ બ્રાહ્મણોની યાચના કરવાનું કહ્યું. (૨) સકામ કર્મમાર્ગ કેટલો દોષીત છે, તે બતાવવા માટે, ગોપોને પ્રથમ બ્રાહ્મણો પાસે મોકલ્યા.

**યજ્ઞાદિ કર્મકાંડ**—યજ્ઞાદિ કર્મકાંડ સંબંધી થોડી વાતો કરી લઇએ, તો આ વિષય બરાબર સમજાશે. સાંભળો ત્યારે—

**ब्रह्मवादिनः**—બ્રહ્મને જાણનારા. **ब्रह्म** એટલે વેદ, અને 'વેદ' એટલે પણ વેદમાં કહેલો કર્મ માર્ગ. **कर्म ब्रह्मोद्भवं विद्धि, ब्रह्माक्षरसमुद्भवम्** ॥ ગીતા. અ. ૩. ૧૫. વેદના બે ભાગ છે-પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસા. પૂર્વ મીમાંસા એ કર્મમાર્ગ, અને ઉત્તરમીમાંસા એ જ્ઞાનમાર્ગ. ( ઉત્તરમીમાંસાનું બીજું નામ બ્રહ્મસૂત્ર. ) ગીતામાં 'બ્રહ્મવાદિનઃ' બદલે 'વેદવાદરતાઃ' શબ્દ વાપર્યો છે.

ત્યારે શું કર્મમાર્ગ ખોટો છે ? યજ્ઞયાગાદિ ન કરવા ?-કર્મમાર્ગ ખોટો નથી. કર્મમાં પણ યજ્ઞ કરવાની આજ્ઞા તો શ્રીકૃષ્ણે પોતે જ કરી છે. જુઓ-ગીતા અ. ૧૮.

**यज्ञदानतपः कर्म, न त्याज्यं कार्यमेव तत् ॥**
**यज्ञो दानं तपश्चैव, पावनानि मनीषिणाम् ॥५॥**
**एतान्यपि तु कर्माणि, संगं त्यक्त्वा फलानि च ॥**
**कर्तव्यानीति मे पार्थ, निश्चितं मतमुत्तमम् ॥६॥**

અર્થ—યજ્ઞ, દાન અને તપરૂપી કર્મો તજવા જેવાં નથી, પણ કરવા જેવાંજ છે. કારણ કે યજ્ઞ, દાન અને તપ વિદ્વાનોને પણ પાવન કરનારાં છે. [૫] માત્ર તેમાં સંભાળ

---

યજ્ઞભૂમિમાં તમે જાઓ. **तत्र गत्वा**-ત્યાં જઇને **भगवतः आर्यस्य च मम अभिधां**-વડીલ મોટાભાઈનું અને મારૂં નામ **कीर्तयंतः**-લઈને **ओदनं याचत-याचध्वं**-અન્ન માગી લાવો. **आवाभ्यां विसर्जिताः अस्मद् विसर्जिताः**-તમે અમારાથી મોકલાએલ છો, એટલે અમે તમને ત્યાં મોકલીએ છઈએ, તેથી તમારે લજાવું નહીં.

રાખવા જેટલી એ છે કે—હે પાર્થ ! એ ત્રણે પ્રકારનાં કર્મોમાં ફળની ઇચ્છા રાખવી નહીં, અને અહંતા મમતારૂપી સંગ તજીને, તે ત્રણે કર્મ કરવાં, એવો મારો નિશ્ચિત—ચોક્કસ—અને ઉત્તમ અભિપ્રાય છે. [૬]

કર્મના ફળમાં આસક્તિ જીવનું શું બગાડે છે? તે સંબંધી શ્રીકૃષ્ણે ગીતાના બીજા અધ્યાયમાં પણ કહ્યું છે કે—

**यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ॥**
**वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥४२॥**
**कामात्मानः स्वर्गपरा, जन्मकर्मफलप्रदाम् ॥**
**क्रियाविशेषबहुलां, भोगैश्वर्यगतिं प्रति ॥४३॥**
**भोगैश्वर्यप्रसक्तानां, तयापहृतचेतसाम् ॥**
**व्यवसायात्मिका बुद्धिः, समाधौ न विधीयते ॥४४॥**

ભાવાર્થ—સ્વર્ગાદિક ફળરૂપ વેદનાં લલચાવનારાં વચનોથી ભૂલા પડેલા મૂઢ લોકો, યજ્ઞયાગાદિકની લાંબી લાંબી ક્રીયાઓમાં ગુંચાઇ જાય છે, અને 'સ્વર્ગાદિની પેલી મેર કાંઈ છેજ નહીં.' એમ માને છે. ભોગ અને ઐશ્વર્ય એઉ તજવા જેવા છે, તેને માટે તેઓ પ્રયત્ન કરે છે; અને વૈરાગ્યથી પ્રાપ્ત કરવા લાયક ઇશ્વરને—કેવલ્યને જાણવા, તેઓ વિચાર પણ કરતા નથી.

આગળ ગીતાના ૯મા અધ્યાયે ૨૦—૨૧ મા શ્લોકમાં કહ્યું કે—'કર્મના ફળરૂપે સ્વર્ગાદિ મળે. પણ પુણ્ય ક્ષીણ થતાં સ્વર્ગાદિ છોડવાં પડે.' જુઓ મોક્ષવાણી પાનુ ૬૮ A.

ચોપાઈ—'ઇહિ તનુ કર ફલ વિષય ન ભાઇ, સ્વર્ગહુ સ્વલ્પ અંત દુઃખદાઇ.'

તાત્પર્ય—લાકડશી લાડુ માટે સોનાની કલ્લી કાઢી લેવા દેવી, એ જેમ ભૂલ ગણાય છે; તેમ અમોલો માનવદેહ, સ્વર્ગાદિ અનિત્ય સુખ માટે વાપરી નાંખવો, તે પણ ભૂલ ગણાય છે.

ત્યારે સ્વર્ગાદિસુખ માટે યજ્ઞ ન કરવા ? અને જો એમ હોય તો વેદમાં સકામકર્મનો મહિમા કેમ બતાવ્યો છે ? શું સકાર્મ કર્મ ખોટું ?—તેનો ખુલાસો સાંભળો—વેદ ત્રૈગુણ્યછે. ત્રણે ગુણવાળાને જેવી જોઈએ તેવી વાત વેદમાં છે. એટલે કામના વાળાને સકામકર્મ ખોટાં નથી. સકામકર્મ તો નિષ્કામકર્મનું દ્વાર છે. જ્યાં સુધી જ્ઞાને કરીને બુદ્ધિ સ્થિર ન થઈ હોય, જ્ઞાને કરીને ભોગ અને ઐશ્વર્યમાં વૈરાગ્ય ન થયો હોય, ત્યાં સુધી સકામકર્મમાંજ પ્રીતિ થાય. **आरुरुक्षोर्मुनेर्योगं, कर्म कारणमुच्यते ।** [ગીતા. અ. ૬—૩] શબ્દોથી શ્રીકૃષ્ણ કહે છે કે—'ધર્મમાં પ્રવેશ કરનાર મુમુક્ષુને સકામકર્મ સાધનરુપ છે;' એટલે જે પુરુષ તદ્દન નાસ્તીક હોય, વેદાદિને માનતો ન હોય, તે પુરૂષ પણ ભોગ અને ઐશ્વર્ય માટે સકામ કર્મ કરવા લલચાય. સકામકર્મ રાજી થઇને કરે. સકામ કર્મ સાથે વાસ્તવજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. એમ થતાં વાસ્તવ જ્ઞાનનો અગ્નિ સકામકર્મમાં થએલી પ્રીતિને ધીમે ધીમે સુકવી નાંખશે. વાસ્તવજ્ઞાનનો સૂર્ય, જ્યારે અંતઃકરણના ખુણે ખુણામાં—રગેરગમાં—વાસ્તવ પ્રકાશ ફેલાવી દે; ત્યારે 'સ્વર્ગાદિ સુખ તુચ્છ અને અનિત્ય છે,' એવી પાકી ખાત્રી થાય. આ પ્રમાણે નારદે પ્રાચીનબર્હિનો ઉદ્ધાર કર્યો. શ્રી આદ્ય શંકરાચાર્યના જીવન તરફ દૃષ્ટિ કરીએ, તો ત્યાં પણ જણાય છે કે—તેઓશ્રીએ મહાન્ કર્મકાંડી મંડન પંડિતને કર્મકાંડના સંકોચીત ક્ષેત્રમાંથી ખેંચી લઇને જ્ઞાનમાર્ગના વિશાળ

ક્ષેત્રમાં મૂક્યો. **अविरोधितया कर्म, ना विद्यां विनिवर्तयेत् ॥** એ શબ્દોથી આત્મબોધમાં શ્રીશંકરે કહ્યું કે–' અવિદ્યાનો વેરી વિદ્યા છે, પણ કર્મ નથી; માટે વિદ્યાના સેવનથી, અવિદ્યાનો [એટલે સંસારનો] નાશ કરવો.' જેમ એરોપ્લાઇનમાં બેઠેલો માણસ અમદાવાદ શહેરના ઉંચા નીચા તમામ મકાનો જોઈ શકે, તેમ વાસ્તવજ્ઞાન, સકામ નિષ્કામ કર્મના વાસ્તવ સ્વરૂપને બતાવી શકે. જે યાજ્ઞિકો વાસ્તવજ્ઞાન માટે પ્રયત્ન કરતા નથી, સ્વર્ગાદિથી આગળ શું છે ? તે જોવાની દરકાર રાખતા નથી, સ્વર્ગાદિકથી ભ્રષ્ટ થએલા નહુષાદિનો ઇતિહાસ ખંત રાખીને નિરખતા નથી; તેઓ પામર છે, તેઓ ભણ્યા છતાં અભણ છે, એમ આ કથા સૂચવે છે.

**બ્રાહ્મણોના ઘરનું અન્ન**—આ અન્ન ઘણુંજ પવિત્ર ગણાય છે. તેમાં એ વળી જ્યાં યજ્ઞક્રિયા થતી હોય, યજ્ઞનારાયણાદિ અનેક દેવો પધાર્યા હોય, તે અન્નનો મહિમા તો ઘણોજ ગણાય. આહારવિહારની ચોખ્ખાઈ વિના બુદ્ધિની ચોખ્ખાઈ સંભવતી નથી. બુદ્ધિની ચોખ્ખાઈ વિના જ્ઞાનની પ્રાપ્તી સંભવતી નથી. જ્ઞાન વિના ઇશ્વર પ્રાપ્તી સંભવતી નથી. '**अन्नेन प्राणाः**' અન્ન વિના પ્રાણ નહીં, અને પ્રાણ વિના જ્ઞાન નહીં. જ્ઞાન વિના ભગવદ્પ્રાપ્તિ નહીં. સન્યાસીઓ બુધ્ધિની નિર્મળતા માટે બ્રાહ્મણોને ત્યાંજ ભિક્ષા કરે છે; અને દંડ વિનાના–કોઇપણ પ્રકારની મર્યાદા વિનાના–સ્વચ્છંદી–પરમહંસ સાધુઓ ગમે ત્યાં ભિક્ષા કરે છે. તેને પરિણામે પોતે ભ્રષ્ટ થાય છે, અને સનાતનને ભ્રષ્ટ કરે છે. આજકાલ બ્રાહ્મણોના ઘરમાં આચાર વિચાર કમી થતા જાય છે; તોપણ ત્યાં કાંઇક છે. જે છે તેમાં વૃદ્ધિ કરવા માટે, દરેક સુપાત્ર બ્રાહ્મણોએ, પ્રયત્ન કરવો જોઇએ. સમાજે સુપાત્ર બ્રાહ્મણોની ખાસ સંભાળ રાખવી જોઇએ; કારણકે બ્રાહ્મણો ગમેતેવા છે, તોપણ તેઓ છે ત્યાં સુધીજ સનાતન છે. ત્યાં સુધીજ આપણે હિંદુ છઇએ. ત્યાં સુધીજ ક્રીયાકાંડ છે–ત્યાં સુધીજ કથાવાર્તા છે–ત્યાં સુધીજ દેવપૂજનાદિ છે. સાક્ષાત્ વિષ્ણુ પણ બ્રાહ્મણને પોતાનું સ્વરૂપ માને છે. [વૈદ્યનોધંધો, જોશીનોધંધો, ગોરપદુ, પોલીસ ખાતાની નોકરી, ગાંજાદિ માદક પદાર્થોના ધંધા, હૉટલનો ધંધો અને એવા બીજા ધંધા, બ્રહ્મત્વનો નાશ કરનારા છે. બને ત્યાં સુધી બ્રાહ્મણોએ આવા ધંધા કરવા નહીં.] બ્રાહ્મણોએ નિર્વાહ માટે વૈશ્યાદિના ક્ષેત્રમાં જવું પડે તો જવું; પણ 'હું **બ્રાહ્મણ છઉં, અને સમાજ પ્રત્યે મારી કેટલીએક ફરજ છે,**' તે વાતને સ્વપ્નામાં પણ ચૂકવી નહીં. ધંધારોજગારમાંથી જ્યારે જ્યારે અવકાશ મળે; ત્યારે ત્યારે પોતાના સ્વસ્વરૂપમાં–બ્રાહ્મણપણામાં–બ્રહ્મત્વમાં–વિરમવું.

**आंगिरसं सत्रं**—આંગિરસ એટલે બૃહસ્પતિ. જે યજ્ઞની બૃહસ્પતિએ વિધિ બતાવી, તે યજ્ઞનું નામ આંગિરસ સત્ર. **अंगिरसो वै सत्रमासत ते सुवर्गं लोकमायन्** શ્રુતિ કહે છે કે–'જે અંગિરસ નામનો યજ્ઞ કરે છે, તે સ્વર્ગલોકને પામે છે.'

**अस्मद्विसर्जिताः**—બ્રાહ્મણ અગર સાધુઓ અન્ન માગે, પણ ક્ષત્રિય અને વૈશ્ય અન્ન માગે નહીં, એવી ધર્મમર્યાદા છે; તોપણ અમે તમને તેમ કરવાનું (માંગવા જવાનું) કહીએ છઈએ, તેથી તમે [શરમાયા વિના] જાઓ. આ બાબતમાં આજ્ઞાનો મહિમા છે.

**भगवतः आर्यस्य अभिधां कीर्तयंतः**—મોટાભાઈ બળભદ્રનું નામ પ્રથમ લેજો, અને પછી મારૂં નામ લેજો.' મોટાભાઈનું નામ પ્રથમ લેવામાં લોકમર્યાદા છે, અને બીજું

કારણ એ છે કે–'તે વસુદેવના પુત્ર છે. તે ક્ષત્રીય (બીજા કલાસમાં) ગણાય, અને હું નંદનો પુત્ર, તેથી વૈસ્ય [ત્રીજા કલાસમાં] ગણાઉં.'

ગોવાળીયાઓ બ્રાહ્મણોને શું કહે છે તે સાંભળો—

**इत्यादिष्टा भगवता, गत्वाऽयाचंत ते तथा ॥**
**कृत्वाञ्जलिपुटा विप्रान्, दण्डवत्पतिता भुवि ॥५॥**
**हे भूमिदेवाः शृणुत, कृष्णस्यादेशकारिणः ॥**
**प्राप्तान् जानीत भद्रं वो, गोपान्नो रामचोदितान् ॥६॥**

**અર્થ—ઉપર પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં, ગોવાળીયાઓએ ત્યાં જઇને બ્રાહ્મણોને પ્રણામ કર્યા. પછી હાથ જોડીને નીચે પ્રમાણે પ્રાર્થના કરી–" હે બ્રાહ્મણો ! આપનું કલ્યાણ થાઓ. આપ અમારી પ્રાર્થના સાંભળો. શ્રીકૃષ્ણની આજ્ઞાથી અને બળદેવજીની પ્રેરણાથી, અમો ગોવાળીયાઓ આપની પાસે આવ્યા છઇએ. [૫-૬]**

૫-૬ વિવેચન—

વિવેક—ગોવાળીયાઓએ કેવો વિવેક કર્યો ! વળી પોતે યાચક થઇને આવ્યા છે, તેથી આશીર્વાદના રૂપમાં એમ પણ કહી દીધું કે 'આપનું કલ્યાણ થાઓ.'

**हे भूमिदेवाः**—આ સંબોધન તેમને તેમના સ્વરૂપનું ભાન કરાવે છે. આ જગતમાં પ્રત્યક્ષ દેવ બ્રાહ્મણ છે, એવું શાસ્ત્રોએ અને સંતોએ સ્વિકાર્યું છે.

ગોવાળીયાઓ હવે પોતાના આવાગમનનું કારણ કહે છે—

**इंद्रवंशा—**

**गाश्चारयंन्तावविदूर ओदनं, रामाच्युतौ वो लषतो बुभुक्षितौ ॥**
**तयोर्द्विजा ओदनमर्थिनोर्यदि, श्रद्धा च वो यच्छत धर्मवित्तमाः ॥७॥**

---

૫-૬ પદચ્છેદ—**इति भगवता आदिष्टाः**–આ પ્રમાણે ભગવાનની આજ્ઞા પામેલા **गत्वा**–ત્યાં જઇને. **विप्रान्**–બ્રાહ્મણો પ્રત્યે. **भुवि दंडवत् पतिताः**–દંડવત પ્રણામ કરીને. **कृताः अंजलिपुटाः यैः ते**–હાથ જોડીને. **इति ते**–એવા તે ગોપાએ. **तथा अयाचंत**–નીચે પ્રમાણે પ્રાર્થના કરી. **हे भूमिदेवाः शृणुत**–હે બ્રાહ્મણો સાંભળો. **वः भद्रं**–આપનું કલ્યાણ થાઓ. **कृष्णस्य आदेशकारिणः**–અમે શ્રીકૃષ્ણની આજ્ઞાથી. **रामचोदितान्**–અને રામની પ્રેરણાથી. **नः गोपान् प्राप्तान्**–અમે ગોવાળીયાઓ અહીં આવ્યા છઇએ એમ. **जानीत**–આપ જાણજો.

૭ પદચ્છેદ—**रामाच्युतौ**–બળરામ અને કૃષ્ણ. **अविदूरे**–આ સ્થળથી થોડે દૂર. **गाः चारयंतौ**–ગાયોને ચારતા ચારતા. **बुभुक्षितौ**–ભૂખ્યા થયા છે. **वः ओदनं लषतः**–આપના અન્નની ઇચ્છા રાખે છે. **[धर्मं विदंति इति धर्मविदः अतिशयेन धर्मविदः इति धर्मवित्तमाः] हे धर्मवित्तमाः द्विजाः**–હે ઉત્તમ ધર્મને જાણનારા બ્રાહ્મણો ! **यदि वः श्रद्धा**–જો આપને શ્રદ્ધા હોય તો. **तयोः अर्थिनः**–તે બે કે જેઓ અન્નની ચાહના રાખે છે તેમને **ओदनं यच्छत**–અન્ન આપો.

**અર્થ—'બળભદ્ર અને શ્રીકૃષ્ણ આ સ્થળથી થોડે દૂર ગાયોને ચારતા ચારતા આવ્યા છે. તેઓ ભૂખ્યા થયા છે; તેથી આપના અન્નની ઇચ્છા રાખે છે. હે ઉત્તમ ધર્મને જાણનારા બ્રાહ્મણો ! જો આપને શ્રદ્ધા હોય, તો તે બે કે જેઓ અન્નની ચાહના રાખે છે, તેમને અન્ન આપો.' (૭)**

૭ વિવેચન—

શ્રદ્ધા હોય તો આપો—એમ કહેવામાં એવો ભાવ છે કે-' તમે **धर्मवित्तमाः**-ધર્મને ઉત્તમ રીતે જાણનારા છો.' એટલે—

**अश्रद्धया हुतं दत्तं, तपस्तप्तं कृतं च यत् ॥**
**असदित्युच्यते पार्थ, न च तत् प्रेत्य नो इह ॥** (ગીતા અ. ૧૭-૨૮)

અર્થ—અશ્રધ્ધાથી હોમેલું, આપેલું દાન, કરેલું તપ, તથા બીજું જે કાંઈ અશ્રધ્ધાથી કર્યું હોય તે તમામ 'અસત્' કહેવાય છે. હે પાર્થ ! અશ્રધ્ધાથી કરેલું આ લોકમાં તેમ પરલોકમાં, ફળદાયક થતું નથી. (૨૮)

પહેલાં જે દાન થતાં હતાં, તેના કરતાં અત્યારે વધારે દાન થાય છે; તોપણ તેનું ફળ નજીવું છે. તેનું કારણ આ (અશ્રધ્ધા) છે. ધનવાનોના ધર્માદાના ખાતા તપાસશો, તો ખાત્રી થશે કે-તેમાં શ્રધ્ધાથી આપેલું એક આની ભાગનું હશે.

'શ્રધ્ધા હોય તો આપો'—આ શબ્દો નિસ્પૃહતા પણ સૂચવે છે. બ્રાહ્મણોને **धर्मवित्तमाः** કહીને એમ સૂચવ્યું કે 'શ્રધ્ધા સિવાય બીજો કાંઈ વિધિનિષેધનો વાંધો હોય, તો તેનો પણ વિચાર કરીને અન્ન આપો; કારણ કે આપ ધર્મને સારી રીતે જાણનારા છો.'

ઉપર પ્રમાણે ગોવાળીયાઓએ કહ્યું, તો પણ કાંઈ પ્રત્યુત્તર ન મળ્યો, ત્યારે ગોવાળીયાઓએ વિધિનિષેધ સંબંધી આગળ કહ્યું—

**दीक्षायाः पशुसंस्थायाः, सौत्रामण्याश्च सत्तमाः ॥**
**अन्यत्र दीक्षितस्यापि, नान्नमश्नन् हि दुष्यति ॥८॥**

**અર્થ—હે ઉત્તમ બ્રાહ્મણો ! પશુનો વધ થાય તેવા યજ્ઞોમાં, તથા સૌત્રામણિ યજ્ઞમાં દિક્ષીતનું અન્ન ખાવામાં દોષ છે. તે સિવાયના યજ્ઞોમાં દિક્ષીતનું અન્ન ખાવામાં દોષ નથી. આપનો આ યજ્ઞ પશુવધથી રહિત છે, તેમ આ સૌત્રામણિ યજ્ઞ પણ નથી. તેથી આપનું અન્ન ખાવામાં અમને કશો બાધ નથી. (૮)**

૮ વિવેચન—

આવી વિધિનિષેધની વાત ગોવાળીયા જાણે, તે કૃષ્ણની કૃપા સમજવી.

---

૮ પદચ્છેદ—[ **अतीशयेन संतः इति सत्तमाः** ] **हे सत्तमाः**-હે ઉત્તમ બ્રાહ્મણો ! **पशोः संस्था** ( મારવું તે આલંબન ) **यस्यां सा तस्याः दीक्षायाः**-જેમાં અગ્નિષોમ દેવનો પશુ મરાય છે તે યજ્ઞથી અને **सौत्रामण्याः**-સૌત્રામણિ નામના યજ્ઞ કરતાં **अन्येषु यागेषु इति अन्यत्र**-બીજા યજ્ઞોમાં **दीक्षितस्य अन्नं अश्नन्-अपि** દીક્ષિતબ્રાહ્મણનું અન્ન ખાય તો પણ **न हि दुष्यति**-દોષ લાગતો નથી.

**पशुसंस्थायाः दीक्षायाः**—વિગેરે શબ્દો ચોખ્ખું કહે છે કે–'પશુ વધ વાળા યજ્ઞોમાં દિક્ષીતનું અન્ન લેવું નહીં.' તોપણ શ્રીધર સ્વામી યજ્ઞોના પ્રાચીન નિયમાનુસાર કહે છે કે–'દિક્ષાથી માંડીને અગ્નિષોમ દેવનો પશુ મરાયા પહેલાં દિક્ષિત બ્રાહ્મણનું અન્ન ખાવામાં દોષ છે. તે સિવાયના સમયમાં તેમનું અન્ન ખાવામાં દોષ નથી.' જે સમયે યાજ્ઞિકો મારેલા પશુઓને સજીવન કરી સકતા હતા, તે સમયની આ માન્યતા છે. તેથી આ માન્યતા ભાગવતને કબુલ નથી. તે વાત ભાગવતે પ્રાચીન બર્હિ રાજા આદિને ઉપદેશથી સિદ્ધ કરી આપી છે. સૌત્રામણિ નામના યજ્ઞમાં મદિરા પાન થાય છે, તેથી તેનો પણ ભાગવત અનાદર કરે છે. તાત્પર્ય—યજ્ઞોમાંથી પશુહિંસાનો અને મદિરાપાનનો ભાગવતધર્મ નિષેધ કરે છે. શ્રીસ્વામીનારાયણે આ વાતને બહુ સારો ટેકો આપ્યો છે. જુઓ શિક્ષાપત્રી—

**देवतापितृयागार्थ–मप्यजादेश्च हिंसनम् ॥**
**न कर्तव्यमहिंसैव, धर्मः प्रोक्तोऽस्ति यन्महान ॥१२॥**
**न भक्ष्यं सर्वथा मांसं, यज्ञशिष्टमपि क्वचित् ॥**
**न पेयं च सुरामद्य–मपि देवनिवेदितम् ॥१६॥**
**देवतायै भवेद्यस्यै, सुरामांसनिवेदनम् ॥**
**यत्पुरोऽजादिहिंसा च, भक्ष्यं तन्निवेदितम् ॥**

અર્થ—દેવતાઓના અને પિતૃઓના યજ્ઞોમાં–બકરાં, મૃગલાં, શશલાં, માંછલાં વિગેરે કોઇ જીવની હિંસા કરવી નહીં. કારણ કે અહિંસા એજ મહાન્ ધર્મ છે; એમ શાસ્ત્રો કહે છે. [૧૨] યજ્ઞની પ્રસાદી રૂપે પણ માંસને, આપત્તિ કાળમાં પણ કદિ ખાવું નહીં. તાડી અને મદિરા દેવના પ્રસાદરૂપ હોય, તોપણ કદિ તે પીવું નહીં. [૧૫] જે દેવને માંસ મદિરાનું નૈવેદ્ય ધરાતું હોય, અને વળી જે દેવ પાસે બકરાં આદિ જીવની હિંસા થતી હોય, તે દેવતાનું કોઈ પણ પ્રકારનું નૈવેદ્ય ખાવું નહીં. [ એવા મંદિરોમાં કદિ જવું પણ નહીં. ]

અજ્ઞાન અને મતમતાંતરને લીધે આપણે ઘણાજ પામર–વહેમી થઇ ગયા છઈએ. આ બે ગુંચવણોમાં આપણે શ્રીહરિનો પાકો ભરૂસો રાખી શકતા નથી. જ્ઞાનદ્વારા અજ્ઞાનનો નાશ થાય, તો મતમતાંરોની ઘુંચ અનાયાસે નીકળી જાય, અને અનેક વહેમો શમી જાય. ગીતા વાંચનારા અને સાંભળનારા પણ, હજી મેલડીથી બીએ છે–મેલડીના નૈવદ્યમાં મદિરા હોય, તો માતાજી રખે કોપ કરશે, એવો વહેમ રાખીને, મદિરાપાન કરે છે. યાદ રાખજો કે, પંચાણું ટકા સાધુ, બાવા અને બ્રાહ્મણો લોકોને વહેમમાં રાખીને પોતાનો સ્વાર્થ સાધનારા છે. તેમનાથી ચેતતા રહેજો. ભાગવતધર્મને માનનારાં સ્ત્રી પુરૂષોએ, શ્રીહરિનો પાકો વિશ્વાસ રાખીને, અન્ય મેલા દેવ સેવવા નહીં, અને હિંસાદિથી યુક્ત યજ્ઞોમાં કદિ લલચાવું નહીં.

હવે ગોવાળીયાઓની યાચનાનું શું પરિણામ આવ્યું, તે સાંભળો—

**इति ते भगवद्याच्ञां, शृण्वन्तोऽपि न शुश्रुवुः ॥**
**क्षुद्राशा भूरिकर्माणो, बालिशा वृद्धमानिनः ॥ ९ ॥**

---

૯ પદચ્છેદ—**क्षुद्रे** (સ્વર્ગાદિકમાં) **आशा येषां ते क्षुद्राशाः**—સ્વર્ગાદિ તુચ્છ ફળની ઇચ્છા વાળા. **भूरीणि [कर्मा]णि येषां ते [भू]रिकर्माणः**—બહુજ શ્રમ ભરેલાં વેદોક્ત

**અર્થ—(શ્રીશુકદેવજી રાજા પરીક્ષિતને કહે છે કે–ઉપર પ્રમાણે ગોવાળીયાઓએ પ્રાર્થના કરી, તોપણ) સ્વર્ગાદિ તુચ્છ ફળની આશા રાખનારા, બહુજ શ્રમ ભરેલાં વેદોક્ત કર્મ કરનારા, અને મૂર્ખ છતાં પોતાને જ્ઞાની માનનારા એ બ્રાહ્મણોએ, ઉપર પ્રમાણે ગોવાળીયાના મુખથી ભગવાનની વાત સાંભળી, તોપણ તેને કાન દીધો નહીં–તેની કાંઈ દરકાર રાખી નહીં. (૯)**

૯ વિવેચન—

આ તિરસ્કાર ભર્યાં શબ્દો વેદ વ્યાસના છે. શ્રી શુકદેવજીને પણ તે ઠીક લાગ્યા જણાય છે. એકજ બાબત જુદી જુદી દૃષ્ટિથી જોનારાને જુદી જુદી લાગે. ઘરમાં ધરેલો દીવો ઘરમાં પડેલા પદાર્થોના યથાર્થ સ્વરૂપનું ભાન કરાવે; તેમ ક્રિયાઓમાં ધરેલો જ્ઞાન દીપ, ક્રીયાઓના યથાર્થ સ્વરૂપનું ભાન કરાવે. દીવા વિના ઘરમાં અંધારૂં; તેમ જ્ઞાન વિના ક્રિયાઓમાં અંધારૂં. અફસોસની વાત એ છે કે–માત્ર કર્મકાંડમાં રસ લેનારા યાજ્ઞિકો વિરૂદ્ધ, આવી આવી ટીકાઓ શાસ્ત્રોમાં છપાઇ ચૂકી છે, તો પણ અત્યાર સુધી તેઓ જાગતા નથી. પોતાના બચાવની ખાતર, ભાગવતાદિ સત્શાસ્ત્રોને ફેંકી દે અગર ફાડી નાંખે, પણ પોતાની ભૂલ સુધારે નહીં, એવા યાજ્ઞીકો પણ હજી છે. જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગને ચાહનારા યજમાને, આવા–**वृद्धमानिनः अपि बालिशाः**–પંડિત છતાં બાળક જેવા–યાજ્ઞિકોને પોતાને ત્યાં યજ્ઞમાં લેવા નહીં. યાજ્ઞિકોએ પણ આવી ટીકાઓનો આદર કરીને, જે રીતે યજમાનનું હિત થાય, તેમ કરવું જોઇએ.

ગોવાળીયાઓને બાળકો અને શૂદ્રો ગણીને, બ્રાહ્મણોએ ધ્યાન આપ્યું નહીં. ગોવાળીયાંઓની વાતોમાં શ્રીકૃષ્ણ હતા. શ્રીકૃષ્ણનું નામ સાંભળીને પણ તેઓ ચમકયા નહીં. પુત્રનું નામ સાંભળીને પિતા ચમકે, અને પિતાનું નામ સાંભળીને પુત્ર ચમકે; સ્ત્રીનું નામ સાંભળીને પતિ ચમકે, અને પતિનું નામ સાંભળીને સ્ત્રી ચમકે. આવો કાંઈ સંબંધ શ્રીકૃષ્ણ સાથે હોય, ત્યારેજ ચમકે. દુબળું ઢોર જેમ કુશકે રાજી થાય; તેમ તેઓ સ્વર્ગાદિ ક્ષુદ્ર આશામાં રાજી થયા હતા. **अस्यैवानंदस्यान्यानि मात्रामुपजीवंति ॥** શ્રુતિ કહે છે કે–તે આનંદમય પરમાત્માના લેશમાત્ર આનંદથી, બીજાં તમામ પ્રાણીઓ જીવે છે.' એટલે પરમાનંદની પાસે સ્વર્ગાનંદ ક્ષુદ્ર છે.

શ્રીકૃષ્ણ તે માત્ર ગોવાળીયા છે, કે યજ્ઞ નારાયણ છે ? તે હવે કહે છે—

**देशः कालः पृथग्द्रव्यं, मंत्रतंत्रर्त्विजोऽग्नयः ॥**
**देवता यजमानश्च, क्रतुर्धर्मश्च यन्मयः ॥ १० ॥**
**तं ब्रह्म परमं साक्षाद्, भगवन्तमधोक्षजम् ॥**
**मनुष्यदृष्टया दुष्प्रज्ञा, मर्त्यात्मानो न मेनिरे ॥ ११ ॥**

---

કર્મોને કરનારા **बालिशाः अपि**–પોતે મૂર્ખા છે તો પણ **आत्मानं वृद्धं मन्यंते इति** **[illegible]मानिनः**–પોતાને જ્ઞાની માનનારા **भगवतः याञ्चां श्रृण्वंतः अपि**–ભગવાનની માગણી સાંભળતા હતા તોપણ **न शुश्रुवुः**–ધ્યાન દીધું નહીં–પરવા રાખી નહીં.

૧૦–૧૧ પદચ્છેદ—**देशः कालः** દેશ, કાળ. **प्रथक् द्रव्यं**–જુદા જુદા પદાર્થો. તથા **मंत्र तंत्र र्त्विजोऽग्नयः**–મંત્ર, તંત્ર, ઋત્વિજ, અગ્નિ. **देवता यजमानः च**–દેવતા અને

**અર્થ—દેશ, કાળ, જુદા જુદા પદાર્થો, તથા મંત્ર, તંત્ર, ઋત્વિજ, અગ્નિ, દેવતા, યજમાન, યજ્ઞ અને ધર્મ-તે તમામ જેના મય છે, તે સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાનને મનુષ્ય માનીને, તે દુષ્ટ બુદ્ધિવાળા, અને 'મનુષ્યોમાં અમે મોટા છઇએ,' એવું અભિમાન ધરાવનારા બ્રાહ્મણોએ, ગોવાળીયાઓની પ્રાર્થનાનો સ્વિકાર કર્યો નહીં. [ ૧૦-૧૧ ]**

૧૦-૧૧ વિવેચન—

૧ દેશ એટલે યજ્ઞભૂમિ. ૨ કાળ એટલે વસંતાદિ કાળ. ૩ ઘી વિગેરે પ્રથક દ્રવ્યો. ૪ ઋગાદિ મંત્રો. ૫ તંત્ર એટલે આનુપૂર્વી અથવા ક્રિયા-સમુદાયો. ૬ ઋત્વિજ એટલે બ્રાહ્મણો [ તેમાં ભૃગુકુળમાં ઉત્પન્ન થએલા હોતા થાય, એ પ્રકારનો ભેદ છે] ' અગ્નિઓ -આહ્વનીયાદિ અગ્નિઓ. ૮ દેવતા-ઇંદ્રાદિ. ૯ યજમાન એટલે અધિકારી. ૧૦ ક્રતુ એટલે યજ્ઞની અધિષ્ટાત્રી દેવી. ૧૧ ધર્મ એટલે યજ્ઞ. આધ્યાત્મિક દૃષ્ટિથી ક્રતુ એટલે યજ્ઞ અને ધર્મ એટલે યજ્ઞથી ઉત્પન્ન થએલું અપૂર્વ ફળ. **धर्म** શબ્દના પછી **च** એટલે યજ્ઞનાં જે અંગો રહી ગયાં હોય તે તમામ સમજી લેવાં. આ તમામ અંગો અને કૃષ્ણ તેમના અંગી. જેને માટે યજ્ઞ થાય છે; તેજ ભૂખ્યા, અને તેમને અન્ન ન મળે, ત્યારે તે અન્ન અને યજ્ઞ શા કામનાં! પોતાના કર્મે કરીને ભગવાનની માયામાં મોહ પામેલા બ્રાહ્મણો ભગવાનને ઓળખી શકયા નહીં.

હવે ગોપો નિરાશ થઈને પાછા વળે છે--અને ભગવાન તે સંબંધી શો વિચાર કરે છે-તે સાંભળો—

**न ते यदोमिति प्रोचुर्-न नेति च परंतप ॥**
**गोपा निराशाः प्रत्येत्य, तथोचुः कृष्णरामयोः ॥ १२ ॥**
**तदुपाकर्ण्य भगवान्, प्रहस्य जगदीश्वरः ॥**
**व्याजहार पुनर्गोपान्, दर्शयँल्लौकिकीं गतिम् ॥ १३ ॥**
**मां ज्ञापयत पत्नीभ्यः, ससंकर्षणमागतम् ॥**
**दास्यन्ति काममन्नं वः, स्निग्धा मय्युषिता धिया ॥१४॥**

---

યજમાન. **च**-અને **क्रतुर्धर्मः**-યજ્ઞ અને ધર્મ. **यद्रूपं इति यन्मयः** અથવા **यः प्रधानः अस्मिन् इति**-તે જેના મય છે. એટલે તે ભગવાન્મય છે. **तं साक्षात् परमं ब्रह्म-इति अधोक्षजं भगवंतं**-તે સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાનને **मनुष्यदृष्ट्या**-મનુષ્ય માનીને. **दुष्टा प्रज्ञा येषां ते दुष्प्रज्ञाः**-દુષ્ટ બુદ્ધિવાળા. **मर्त्येषु वयं आत्मानः इति मन्यमानाः मर्त्यात्मानः** અને મનુષ્યોમાં અમે મોટા છઇએ, એવું અભિમાન ધરાવનારા બ્રાહ્મણોએ **न मेनिरे**-માન્યું નહીં-ઓળખ્યા નહીં.

૧૨ પદચ્છેદ—**यदा**-જ્યારે તે-તેઓએ **ॐ**-હા. **इति न प्रोचुः**-એમ ન કહ્યું. **च**-અને **न इति न प्रोचुः**-ના પણ ન કહી. ત્યારે '**परंतप**-હે રાજન્ **निराशाः गोपाः** -નિરાશ થઇ ગએલા ગોવાળીઆઓ **प्रति+एत्य**-પાછા આવીને. **कृष्णरामयोः तथा ऊचुः**-કૃષ્ણ અને રામને તે વાત કહી દેખાડી.

**અર્થ—શ્રીશુકદેવજી આગળ કહે છે કે હે રાજન્ !-જ્યારે તે બ્રાહ્મણોએ 'હા' અગર 'ના' કહી નહીં, ત્યારે નિરાશ થઇ ગએલા ગોવાળીયાઓએ પાછા આવીને, શ્રીકૃષ્ણને અને બળરામને તે વાત કહી દેખાડી. [૧૨] જગતના ઇશ્વર ભગવાને તે વાત સાંભળીને, હસતાં હસતાં કહ્યું કે-'કામ સિદ્ધ કરવું હોય, તેમણે થાકી જવું પાલવે નહીં; અને માગવા જનારનું અપમાન થયા વિના રહે નહીં, એવી લૌકિક રીતિ છે.' વળી પ્રભુ આગળ બોલ્યા કે-'બળભદ્ર સહિત હું અહીં આવ્યો છઉં,' તે વાત તમો બ્રાહ્મણની સ્ત્રીઓને કહો-જણાવો. તેઓ સ્નેહ ભરેલી બુદ્ધિથી મારામાં રહેલી છે, તેથી તેઓ તમને મન માન્યું અન્ન આપશે.' [૧૩-૧૪]**

૧૨-૧૩-૧૪ વિવેચન—

કાંઈ બોલ્યા નહીં તે કૃપા; નહિંતો બ્રાહ્મણો ભગવાનની પણ કાંઇક ટીંખળ કરે.

**પ્રહસ્ય**—હસીને. હસવામાં એ ભાવ છે કે-વર્ણ અને આશ્રયનો મદ કોને નથી ? વર્ણના મદ સાથે વિદ્વાનો મદ મળ્યો. કોળી અગર હાકરડો સ્વામી થયો હોય; તો હાથ જોડીને પ્રણામ કરવાનું એકદમ ભૂલી જાય, અને બ્રાહ્મણો પાસે પગ પુજાવે.

**लौकिकीं गतिं**—ઇશ્વર થઇને આવી લૌકિક રીત શીખવે ?-હા. મનુષ્યાવતાર છે. પ્રભુ મનુષ્યલીલા કરે છે. અને આવા પ્રસંગમાં મનુષ્યોએ કેવી રીતે વર્તવું તે શીખવે છે.

**मयि उषिताः**—મનથી મારામાં રહે છે, અને દેહથી ઘરમાં રહે છે.

બ્રાહ્મણપત્નીઓના મનની સ્થીતિનું વર્ણન કરીને, પોતાની સર્વજ્ઞતાનું ભાન કરાવે છે; અને ગોવાળીયાઓને વિશ્વાસ બેસાડે છે કે-'હવે તમારે અન્ન લીધા વિના પાછું આવવું નહીં પડે. તે સ્ત્રિયો તમને જરૂર અન્ન આપશે.'

હવે ગોવાળીયાઓ બ્રાહ્મણ પત્નીઓ પાસે આવે છે—

**गत्वाथ पत्नीशालायां, दृष्ट्वासीनाः स्वलंकृताः ॥**
**नत्वा द्विजसतीर्गोपाः, प्रश्रिता इदमब्रुवन् ॥ १५ ॥**
**नमो वो विप्रपत्नीभ्यो, निबोधत वचांसि नः ॥**
**इतोऽविदूरे चरता, कृष्णेनेहेषिता वयम् ॥ १६ ॥**

---

૧૩-૧૪ પદચ્છેદ—**जगदीश्वरः भगवान्**-જગતના ઇશ્વર ભગવાને **तत् उपाकर्ण्य** તે વાત સાંભળીને **प्रहस्य**-હસીને અને **गोपान् लौकिकीं गतिं दर्शयन्**-કામ કાઢવું હોય તેમણે થાકી જવું પાલવે નહીં, અને માગવા જનારનું અપમાન થયા વિના રહે નહીં. એવી લૌકિક રીત બતાવીને. **पुनः व्याजहार**-ફરીથી બોલ્યા. **ससंकर्षणम् इति मां आगतं**-બળભદ્ર સહિત હું અહીં આવ્યો છઉં. તે વાત. **पत्नीभ्यः ज्ञापयत**-બ્રાહ્મણની સ્ત્રીઓને જણાવો-કહો **धिया मयि उषिताः इति स्निग्धाः**-સ્નેહ ભરેલી બુદ્ધિથી મારામાં રહેલી તેઓ **कामं अन्नं वः दास्यंति**-તમને મન માગ્યું અન્ન આપશે.

૧૫-૧૬ પદચ્છેદ—**अथ**-પછી **पत्नीशालायां गत्वा**-બ્રાહ્મણ પત્નીઓની શાળાઓમાં જઇને. **आसीनाः स्वलंकृताः द्विजसतीः दृष्ट्वा**-તે બ્રાહ્મણ પત્નીઓને ત્યાં બેઠેલી

**અર્થ—પછી બ્રાહ્મણની પત્નીઓની શાળામાં જઇને, ગોવાળીઆએ, ત્યાં બેઠેલી અને સારા શણગારવાળી તે સ્ત્રીયોને દેખીને, અને પ્રણામ કરીને, નમ્રતા પૂર્વક નીચે પ્રમાણે કહ્યું–' હે બ્રાહ્મણપત્નીઓ ! અમે તમને પ્રણામ કરીએ છઇએ. અમારી પ્રાર્થના આપ સાંભળો. અહીંથી થોડે દૂર શ્રીકૃષ્ણ પધાર્યા છે; તેમના મોકલવાથી અમો અહીં આવ્યા છીએ. [ ૧૫-૧૬ ]**

૧૫-૧૬ વિવેચન—

શ્રીકૃષ્ણ અહીં કેમ આવ્યા છે, તે વાત હજી બાકી છે, તોપણ માત્ર તેમનું નામ સાંભળીને તે સ્ત્રીઓ ચમકી ગઈ. હાથમાંથી કામ પડી ગયાં, પગ સ્થિર થઇ ગયા. કાને બીજું કાંઈ સંભળાતું બંધ થયું. આંખે બીજું કાંઈ દેખાતું બંધ થયું. તે સંબંધમાં પ્રીતમ ગાય છે કે—

૫૬

સુરતા લાગીરે જેની, ભ્રમણાઓ ભાંગી, જેને સુરતારે લાગી.

સુરતા લાગીરે એક, સંત પ્રલ્હાદને (૨)
તાતનો ત્રાસ જેણે હૃદયે નવ ધરીયો—જેને૦
નટેરે ખેલ રચ્યોરે, ચોગાનમાં (૨)
દોર વિનાનું બીજું, અવર નવ દેખે—જેને૦
પતંગને દીપક સાથે, સ્નેહ બંધાણો (૨)
તન મન અરપી જેણે, દેહ દમી છે—જેને૦
મચ્છને જળની સાથે, પ્રીત બંધાણી (૨)
મરતાં લગીરે તેની, ઇચ્છા નવ ત્યાગી—જેને૦
મરજીવા સંત જેણે, મન વશ કીધાં (૨)
પેસી સાગરમાં મોતી, વીણીને લીધાં—જેને૦
ભક્તિનો મારગ, એવોરે કહીએ (૨)
પ્રીતમના સ્વામી તેના, હૃદયમાં રહે છે—જેને૦

'કૃષ્ણ'–'કૃષ્ણ' તો સૌ કહે; પણ કૃષ્ણ કહેતાં કહેતાં ઇંદ્રિયો ખેંચાય–મન ખેંચાય–અને સુરતા બદલાય, તેનું નામ કૃષ્ણનો જપ.

**[illegible]શાલા**—જ્યાં યજ્ઞ, સપ્તાહ વિગેરે અમુક મુદતના સત્કર્મ મંડાય, ત્યાં સ્ત્રિઓની બેઠક માટે એક જુદો ભાગ જોઈએ, એવી મર્યાદા છે.

---

અને સારા શણગાર પહેરેલી દેખીને. **नत्वा**–તેમને પ્રણામ કરીને. **प्रश्रिताः गोपाः**–નમ્ર ગોપોએ **इदम् अब्रुवन्**-નીચે પ્રમાણે કહ્યું. **विप्रपत्नीभ्यः वः नमः**–હે બ્રાહ્મણ પત્નિઓ! અમે તમને પ્રણામ કરીએ છઇએ. **नः वचांसि निबोधत**–અમારાં વચનો આપ સાંભળો. **इतः अविदूरे**–અહીંથી થોડે દૂર. **चरता कृष्णेन**–આવેલા કૃષ્ણથી. **वयं इह इषिताः**–અમે અહીં મોકલાયા છઇએ.

હવે ગોવાળીયા પોતાના આગમનનું કારણ કહે છે—

**गाश्चारयन् स गोपालैः, सरामो दूरमागतः ॥**

**बुभुक्षितस्य तस्यान्नं, सानुगस्य प्रदीयताम् ॥ १७ ॥**

**અર્થ—'બળભદ્ર તથા ગોવાળીયા સહિત, ગાયોને ચારતાં ચરતાં, વ્રજથી દૂર શ્રીકૃષ્ણ અહીં આવી પહોંચ્યા છે. તેઓ પોતાના અનુચરો સહિત ભૂખ્યા થયા છે. તેમને અન્ન આપો.'**

૧૭ વિવેચન-

સ્ત્રીઓનો અથાગ પ્રેમ જોઇને 'કૃષ્ણ પોતાના અનુચરો સહિત ભૂખ્યા થયા છે,' એમ ગોવાળીયાઓએ કહી દીધું.

આ સમાચાર સાંભળીને સ્ત્રીઓ ભાન ભૂલી ગઈ, તે કથા હવે સાંભળો-

**श्रुत्वाऽच्युतमुपायातं, नित्यं तद्दर्शनोत्सुकाः ॥**

**तत्कथाक्षिप्तमनसा, बभूवुर्जातसंभ्रमाः ॥ १८ ॥**

**અર્થ—પ્રભુના ગુણાવિંદ સાંભળીને, જેમનાં ચિત્ત હરાઈ ગયાં હતાં એવી, અને તેથી પ્રભુનાં દર્શન કરવામાં સદા ઉત્સાહ રાખનારી તે બ્રાહ્મણ પત્નીઓ, પ્રભુને પાસે આવેલા સાંભળીને, એકદમ પોતાનું ભાન ભૂલી ગઇ. (૧૮)**

૧૮ વિવેચન—

સંભ્રમમાં પડી-વ્હાલા માટે શું શું સામગ્રિ લઇ જવી; તથા કેવી રીતે તેમનાં ત્વરાથી દર્શન કરવાં? ઉડીને જવું કે એરોપ્લેઇનમાં બેસીને જવું?

**तत्कथाक्षिप्तमनसः**—પ્રભુના ગુણો સાંભળીને તેમનાં મન ખેંચાઇ ગયાં હતાં. સાત્ત્વિક જીવો પ્રભુની કથા જેમ જેમ સાંભળે, તેમ તેમ તેમનાં મન કોમળ થતા જાય; અને રાજસી અને તામસી જીવો પ્રભુની કથા બહુ સાંભળે, તો તેમનાં મન પત્થર કરતાં પણ કઠણ થાય. તેથી પોતાનું કલ્યાણ ચાહનારા જીવોએ જેમ બને તેમ સાત્ત્વિકતાનો વધારો કરવો. પહેલી સાત્ત્વિકતા અને પછી શ્રવણનો લાભ.

**प्रत्यहं प्रत्यवेक्षेत, नरश्चरितमात्मनः ।**

**किं नु मे पशुभिस्तुल्यं, किं नु सत्पुरुषैरिति ॥**

મનુષ્યે હમેશાં આત્મનિરીક્ષણ [ પોતાના મનનું નિરીક્ષણ ] કરવું જોઇએ. મનુષ્યત્વમાં મન આગળ વધ્યું છે? કે પશુત્વમાં મન પાછળ ગયું છે, તે બરાબર તપાસવું

૧૭ પદચ્છેદ—**सरामः**-બળભદ્ર સહિત. **गोपालैः सह**-ગોવાળીયાઓ સહિત. **गाः चारयन्**-ગાયો ચારતાં ચારતાં **दूरम् आगतः**-વ્રજથી દૂર આવી પહોંચ્યા છે. **तस्य सानुगस्य बुभुक्षितस्य**-તેઓ પોતાના અનુચરો સહિત ભૂખ્યા થયા છે તેમને **अन्नं प्रदीयताम्**-અન્ન આપો.

૧૮ પદચ્છેદ—**तस्य कथया क्षिप्तानि मनांसि यासां ताः तत्कथाक्षिप्तमनसः**—પ્રભુની કથા સાંભળી ને જેમનાં ચિત્ત હરાઇ ગયાં હતાં એવી. **नित्यं तस्य दर्शने उत्सुकाः तद्दर्शनोत्सुकाः**-સદા તેમના દર્શનમાં ઉત્સાહ રાખનારી. **अच्युतं उपायातं श्रुत्वा**-પ્રભુને પાસે આવેલા સાંભળીને **संभ्रमाः बभूवुः**-એકદમ ભાન ભૂલી ગઇ.

જોઈએ. એટલે મનમાંથી જે જે વૃત્તિઓ પ્રગટે છે તે પશુઓની વૃત્તિઓ જેવી છે ? કે સત્પુરૂષોની વૃત્તિઓ જેવી છે ? તે અવશ્ય તપાસવું જોઇએ.

બ્રાહ્મણ પત્નીઓ ઘરમાંથી કેવી રીતે બહાર નીકળે છે તે વાત સાંભળો—

**चतुर्विधं बहुगुण-मन्नमादाय भाजनैः ॥**
**अभिसस्रुः प्रियं सर्वाः समुद्रमिव निम्नगाः ॥ १९ ॥**
**निषिद्ध्यमानाः पतिभिर्, भ्रातृभिर्बन्धुभिः सुतैः ॥**
**भगवत्युत्तमश्लोके, दीर्घश्रुतधृताशयाः ॥ २० ॥**

**અર્થ—ઉત્તમશ્લોક ભગવાનમાં, લાંબા દિવસના શ્રવણને લીધે જેમનું ચિત્ત લાગી રહ્યું હતું, એવી તે સ્ત્રીઓ, ભક્ષ્ય, ચોષ્ય, લેહ્ય અને પેય એમ ચાર પ્રકારનું ઘણા સ્વાદવાળું અન્ન વાસણોમાં લઇને ચાલી. તે વખતે પતિઓએ, ભાઇઓએ, સંબંધીઓએ અને પુત્રોએ તેમને અટકાવી; તો પણ નદીયો જેમ સમુદ્ર તરફ દોડી જાય; તે પ્રમાણે સર્વ સ્ત્રિઓ પ્યારા શ્રીકૃષ્ણ તરફ ચાલી નીકળી. (૧૯-૨૦)**

૧૯-૨૦ વિવેચન—

ચાર પ્રકારનું ભોજન—ગુણવાળું એટલે સ્વાદિષ્ટ.
ભક્ષ્ય-દાંતથી ખવાય તે.
ચોષ્ય-ચુસવાનું. લેહ્ય-ચાટવાનું.
પેય-પીવાનું.

**વ્હાલાં તેજ વૈરી**—શ્રીહરિની ભક્તિમાં જે કોઇ વિશેષ હરકત કરતા હોય, તો તે આપણા સંબંધીઓ છે. આ વિઘ્નો આપણી કસોટી છે. માટે તેથી ગભરાવું નહીં. સોનું અગ્નિથી ગભરાય, તો ચોખ્ખું થઇ શકે જ નહીં. હથોડાથી ડરે, તો તેના ઘાટ કદિ બને જ નહીં; અને જેના સ્પર્શ માટે અનેક ફાંકડા અને ડાહ્યા પુરૂષો વલખાં મારે, તેવી કોમલાંગી સ્ત્રીઓ, સોનાના આભુષણોને રાજી થઇને ધારણ કરે નહીં. તે પ્રમાણે જ ભક્તિ કે જેના સ્પર્શ માટે અનેક ફાંકડા વિદ્વાનો, સાધુઓ અને સંતો વલખાં માર્યા કરે છે, તે ભક્તિ કુટુંબરૂપી અગ્નિમાં તવાઈ ગએલા, અને વ્યવહારરૂપી હથોડાથી ટીપાઇને દૃઢ બનેલા ભક્તોને શણગારરૂપે પોતાના અંગ ઉપર ધારણ કરે છે.

અનેક વિઘ્નોને હઠાવીને તે સ્ત્રિયો નીકળી, તે સંબંધમાં નરસી મહેતો ગાય છે કે—

---

૧૯-૨૦ પદચ્છેદ—**उत्तम श्लोके भगवति** ઉત્તમશ્લોક ભગવાનમાં **दीर्घश्रुतेन धृतः आशयः** (મન) **याभिः ताः**-લાંબા દિવસના શ્રવણને લીધે જેમનું ચિત્ત લાગી રહ્યું હતું એવી તે બ્રાહ્મણ પત્નીઓ **चतुर्विधं बहुगुणं अन्नं**-ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય એમ ચાર પ્રકારનું ઘણા સ્વાદવાળું અન્ન **भाजनैः आदाय**-વાસણોમાં લઇને ચાલી ત્યારે. **पतिभिः भ्रातृभिः बंधुभिः सुतैः**-પતિથી ભાઇઓથી, સંબંધીઓ અને પુત્રોથી **निषिद्ध्यमानाः (अपि)**-અટકાવાઈ-તો પણ. **निम्नगाः समुद्रं इव**-નદીઓ જેમ સમુદ્ર તરફ દોડી જાય તેમ **सर्वाः** સર્વે સ્ત્રિયો. **प्रियं अभिसस्रुः**-પ્યારા શ્રીકૃષ્ણ પ્રત્યે દોડી ગઇ.

૫૬

નારાયણનું નામજ લેતાં, વારે તેને તજીએરે.
મનસા વાચા કર્મે કરીને, લક્ષ્મીવરને વરીએરે— નારાયણ૦
કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ માને બાપરે;
ભગિની સુત દારાને તજીએ, જેમ તજે કાંચળી સાપરે— નારાયણ૦
પ્રથમ પિતા પ્રલ્હાદે તજીયા, નવ તજીયા હરિ નામરે;
ભરતશત્રુઘ્ને તજીરે જનેતા, નવ તજીયા શ્રીરામરે— નારાયણ૦
ઋષિપત્નીએ શ્રીકૃષ્ણને કાજે, તજીયા નીજ ભરથારરે;
શ્રીકૃષ્ણ તેથી પ્રસન્ન થઇ ગયા, પામી પદારથ ચારરે— નારાયણ૦
વ્રજવનિતા વીઠ્ઠલને કાજે, સરવ તજીને ચાલીરે;
ભણે નરસૈંયો વૃંદાવનમાં, મોહન સાથે મહાલીરે— નારાયણ૦

શું નરશી મહેતાએ કુટુંબ તજ્યું હતું?—ના. તેઓ દેહથી કુટુંબ વચ્ચે હતા, અને મનથી શ્રીહરિની પાસે હતા—મનથી કુટુંબ તજ્યું હતું. જળકમળવત્ કુટુંબમાં રહ્યા હતા.

**निम्नगा: समुद्रं इव**—અનેક વિઘ્નોવટીને નદીયો જેમ સમુદ્ર તરફ ચાલે, તેમ બ્રાહ્મણપત્નીઓ શ્રીકૃષ્ણ તરફ ચાલી.

આવો હરખ ક્યાં દેખ્યો હતો?—યાદ ન હોય તો સાંભળો—કામી જેમ સ્ત્રી તરફ દોડે, લોભી જેમ ધન તરફ દોડે, વાછરૂ જેમ ગાય તરફ દોડે, જળ ભરેલી નદીયો જેમ સમુદ્ર તરફ દોડે; તેમ લંકામાંથી વિભીષણ શ્રીરામ તરફ ચાલી નીકળ્યા.

જુઓ મોક્ષવાણી પાનુ ૪૬ A.

ચોપાઈ—ચલેઉ હર્ષિ રઘુનાયક પાહીં, કરત મનોરથ બહુ મન માંહીં:
દેખિહૌં જાય ચરણ જલ જાતા, અરૂણ મૃદુલ સેવક સુખદાતા.
જે પદ પરસિ તરી ઋષિ નારી, દંડક કાનન પાવનકારી.
જે પદ જનક સુતા ઉર લાયે, કપટ કુરંગ સંગ ધરિ ધાયે.
હર ઉર સરસરોજ પદ જોહી, અહો ભાગ્ય મેં દેખવ સોઇ.

દોહરો—જીન પાયનકી પાદુકા, ભરત રહે મન લાય;
તે પદ આજ વિલોકિહૌં, ઇનિ નયન અબ જાય—સીયાવર૦

[ કેમ! કેવો માલ છે? ]

[ આપણો તો સગવડીયો ધર્મ—એટલે નવરા હોઇએ તો દર્શન, નવરા હોઇએ તો કથા, નવરા હોઇએ ભજન કીર્તન. ત્યારે ભગવાન પણ, આપણી કાંઇ દાદ હોય, તો તે પોતાની સગવડે સાંભળે. યાદ રાખજો કે—ટેકનો ધર્મ, ટેકની કથા, ટેકનાં દર્શન—એ તમામ મુમુક્ષુના જીવનનું પ્રથમ પગથીયું છે. કાંઇક બદલાવા પ્રયત્ન કરતા રહેશોજી.]

**दीर्घश्रुतधृताशयाः**—આ વાક્યનો અર્થ આગળ **तत्कथाक्षिप्तमनसः** વાળા મથાળા નીચે કર્યો છે. ઘણા દિવસ કથા સાંભળનારનાં હૃદય પત્થર જેવાં નઠોર થઇ જાય છે; તેવા તમે ન થશો, એ તેમાં ભાવ છે. મોટા મોટા વ્યાખ્યાન કરનારા પંડિતો પણ, સોએ પંચાણુંટકા, શાકની તપેલીમાં ફરતી કડછીના જેવા જ રહે છે. કડછી શાકની

તપેલીમાં ફરે, સૌને શાક પીરસે, પણ પોતે તેમાંથી જરા પણ ચાખે નહીં. તેમ મોટા મોટા પંડિતો પણ, સોએ પંચાણુ ટકા–મોટી મોટી વાતો કરે, પણ કાંઇ પાળે નહીં. આ રોગ તમને અને અમને બેઉને થઇ આવે એવો છે, માટે ધ્યાન રાખવું. **सत्त्वात् संजायते ज्ञानं**–જ્ઞાનની પરવા હોય, તો સત્ત્વગુણની વૃદ્ધિ કરજો.

હવે બ્રાહ્મણ પત્નીઓને શ્રીકૃષ્ણનાં દર્શન થાય છે–[ આપણે પણ સાથે રહેજો. ]

**यमुनोपवनेऽशोक–नवपल्लवमण्डिते ॥**
**विचरन्तं वृतं गोपैः, साग्रजं ददृशुः स्त्रियः ॥ २१ ॥**

વસંતતિલકા—

**श्यामं हिरण्यपरिधिं नवमाल्यबर्ह–धातुप्रवालनटवेषमनुव्रतांसे ॥**
**विन्यस्तहस्तमितरेण धुनानमब्जं, कर्णोत्पलालककपोलमुखाब्जहासम् ॥२२॥**

**અર્થ—આસોપાલવનાં નવાં પલ્લવોથી શોભી રહેલા યમુનાજીના ઉપવનમાં, બળભદ્ર સહિત ગોવાળોથી વિંટાઇને ફરતા શ્રીકૃષ્ણને, તે સ્ત્રિયોએ દેખ્યા. [૨૧] તે વખતે શ્રીકૃષ્ણનું સ્વરૂપ શ્યામ હતું. શ્રીકૃષ્ણે સુવર્ણ જેવું પીળું વસ્ત્ર–પીતાંબર–પહેર્યું હતું. વનમાળા, મોરપીંછ, ધાતુ, અને કુંપળીયાંઓથી શ્રીકૃષ્ણનો વેષ નટના જેવો લાગતો હતો. શ્રીકૃષ્ણે એક હાથ મીત્રને ખભે રાખ્યો હતો, અને બીજા હાથથી કમળને હલાવતા હતા. કાનમાં ફુલ ખોસ્યાં હતાં. કેશ મુખ ઉપર આવ્યા હતા; અને પ્રભુ મંદમંદ હસતા હતા. [૨૨]**

૨૧–૨૨ વિવેચન—

પ્રભુને કયાં દેખ્યા?—**અશોક** વનમાં. જ્યાં પ્રભુ હોય, ત્યાં શોકનો સંભવ નથી. તેમાંએ વળી રસરૂપ પૂર્ણાનંદ–શ્રીકૃષ્ણ.

---

૨૧ પદચ્છેદ—**अशोकस्य नवपल्लवाः तैः मंडितं तस्मिन् इति यमुनायाः उपवने**–અશોકનાં નવાં પલ્લવોથી શોભી રહેલા યમુનાજીના ઉપવનમાં. **साग्रजं**–બળભદ્ર-સહિત. **गोपैः वृतं**–ગોવાળોથી વિંટાઇને **विचरंतं**–ફરતા શ્રીકૃષ્ણને **स्त्रियः ददृशुः**–સ્ત્રીયોએ દેખ્યા.

૨૨ પદચ્છેદ—**श्यामं**–શ્યામ **हिरण्यवत् परिधिः** (વસ્ત્ર) **यस्य सः तं**–સુવર્ણ જેવું પીળું વસ્ત્ર જેમણે પહેર્યું હતું તે. **वनमाल्यानि च बर्हाणि च धातवश्च प्रवालाश्च तैः नटवत् वेषः यस्य सः तं**–વનમાળા, મોરપીંછ, ધાતુ, અને કુંપળીયાંઓથી નટના જેવા જેમનો વેષ હતો એવો શ્રીકૃષ્ણને **अनुव्रतस्य अंसे**–મીત્રને ખભે. **विन्यस्तः** (નાંખ્યો છે) **हस्तः येन सः–तं**–હાથ રાખ્યો હતો એવા શ્રીકૃષ્ણને. **इतरेण**–બીજા હાથથી **अब्जं धुनानम्**–કમળને હલાવતા એવા કૃષ્ણને [**धुनाति इति धुनानः तं**] **कर्णयोः उत्पले यस्य सः कर्णोत्पलः, अलकाः कपोलयोः यस्य सः, मुखाब्जे हासः यस्य सः** ] **कर्णोत्पलश्चासौ अलककपोलश्च कर्णोत्पलालककपोलः चासौ मुखाब्जहासश्च–तं**–કાનમાં ફુલ ખોસ્યાં હતાં. કેશ મહોડા ઉપર ઉડતા હતા. કમળ સરખું મુખડું મંદમંદ હસતું હતું,

કેવી રઢીયાળી મૂર્તિ છે! જેને જોઈને વિશ્વામિત્ર પણ—

[ચોપાઈ]—'પુનિચરણન મેલે સુત ચારી, રામ દેખા મુનિ વિરતિ વિસારી.'

જેને દેખીને જનક પણ—

[ચોપાઈ]—'મુરતિ મધુર મનોહર દેખી, ભએઉ વિદેહ વિદેહ વિશેખી.'

ત્યારે આ તો કામણગારો કૃષ્ણાવતાર-મોરના પિંછનો મુગટ પહેરનાર કૃષ્ણ. બરાબર ઉપાડો તો કાંઈ ગાઇએ; પણ ગાઈએ તેને ગળા સુધી ન રાખતાં, ગળાની પેલી મેર -હૃદય સુધી જવા દેજો.

૫૬.

[ બરાબર પ્રેમથી ઉપાડજો. ]

રૂડા રંગીલા પ્યારા કૃષ્ણજીરે લોલ:
(અરે) તેને દીઠે ઠરે મારાં નેણજો—વ્હાલા લાગો છો-
વ્રજલાડીલા, પ્યારા લાગો છો વ્રજલાડીલા.
કૃષ્ણ તે કંઠ કેરૂં ઝુમણુંરે લોલ, હરિ હૈયાના હરિ મારા વ્હાલા—વ્હાલા૦
હરિનું મુખડું તે કમળ સરીખડુંરે લોલ, તેનાં મીઠાં મધુરાં વેણજો—વ્હાલા૦
મોરમુગટ સોહામણોરે લોલ, કુંડળ ઝળક છે કાન જો—વ્હાલા૦
ભાલે તિલક કેસર તણુંરે લોલ, તેના ખીટલીયાળા કેશ જો—વ્હાલા૦
(તેને) કંઠે તે કંઠી તુલસી તણીરે લોલ, માંહી ગજમુક્તાનો હારજો—વ્હાલા૦
બાંહે બાજુબંધ બેરખારે લોલ, માંહી કંકણનો રણકાર જો—વ્હાલા૦
કેડે પિતાંબર કસકસેરે લોલ. પાયે ઝાંઝરનો ઝણકાર જો—વ્હાલા૦
[ શાંત-બસ થવા દ્યો—એકલી તાળીજ પડવા દ્યો-ફરીવાર ]
કેડે પિંતાંબર કસકસેરે લોલ, પાયે ઝાંઝરનો ઝણકાર જો—વ્હાલા૦
બ્રહ્માદિક સેવા કરેરે લોલ, એતો ભક્તોના પૂરે કોડ જો—વ્હાલા૦
ગાય શીખેને સાંભળેરે લોલ, તેને જય જય શ્રી રણછોડ જો—વ્હાલા૦

આવા શ્રીકૃષ્ણનાં દર્શન કરીને વિપ્ર પત્નીઓની કેવી સ્થીતિ થઈ, તે સાંભળો—

**प्रायः श्रुतप्रियतमोदयकर्णपूरैर्-यस्मिन्निमग्नमनसस्तमथाक्षिरन्ध्रैः॥**
**अन्तः प्रवेश्य सुचिरं परिरभ्य तापं, प्राज्ञं यथाऽभिमतयो विजहुर्नरेन्द्र ॥२३॥**

૨૩ પદચ્છેદ—**प्रायः**-ઘણું કરીને. **श्रुताः प्रियतमस्य उदयाः** (પરાક્રમો) **ते एव कर्णपूराः** (અલંકારો અથવા **कर्णौ पूरयंति इति कृतार्थौ कुर्वंति**) **तैः**-કાનને પ્રિય લાગે એવા (સફળ કરનારા) પ્યારાના પરાક્રમો રૂપી અલંકારોથી એટલે પ્યારાના પરાક્રમો વારંવાર સાંભળવાથી. **यस्मिन् कृष्णे निमग्नानि मनांसि यासां ताः यस्मिन् निमग्नमनसः**-પોતાનાં મન જેમાં લાગી રહ્યાં હતાં તે બ્રાહ્મણ પત્નિઓએ. **तं**-કૃષ્ણને **अक्षिरंध्रैः अंतः प्रवेश्य**-આંખો દ્વારા અંદર પેસાડીને. **सुचिरं परिरभ्य**-લાંબા વખત સુધી આલિંગન કરીને-ભેટીને **हे नरेंद्र**-હે રાજન્! **यथा**-જેવી રીતે **अभिमतयः** અહંવૃત્તિઓ. **प्राज्ञं**-સુષુપ્તિના સાક્ષી પ્રાજ્ઞ પુરૂષને ભેટીને તાપને તજી દે તેમ સ્ત્રીઓએ **तापं विजहुः**-તાપને તજી દીધો.

**અર્થ—કાનને પ્રિય લાગે એવા, અગર કાનને સફળ કરે એવા, પ્યારા શ્રીકૃષ્ણના પરાક્રમો વારંવાર સાંભળવાથી, પોતાનાં મન જેમાં લાગી ગયાં હતાં એવી બ્રાહ્મણપત્નીઓએ, શ્રીકૃષ્ણને નેત્રો દ્વારા અંતઃકરણમાં પેસાડીને, ઘણીવાર સુધી ભેટીને (ધ્યાનમાં ઉતારીને), જેમ અહંવૃત્તિઓ સુષુપ્તિના સાક્ષી પ્રાજ્ઞને મળીને, સઘળા તાપ છોડી દે–નિવૃત્ત થઇ જાય; તેમ તે સ્ત્રીયોએ પોતાના સઘળા તાપ છોડી દીધા. [૨૩]**

૨૩ વિવેચન—

વિપ્રપત્નીઓની કઈ સ્થીતિ થઇ ?—**यथा अभिमतयः प्राज्ञं विजहुः**–મનુષ્ય પથારીમાં સુવે, ત્યારે જાગ્રત અવસ્થાના અનેક વિચારોમાં તેની વૃત્તિઓ દોડાદોડ કરે; પણ જ્યારે તે ઉંઘે, અને ઉંઘમાં પણ ગાઢ નિંદ્રા [સુષુપ્તિ] પ્રાપ્ત થાય, ત્યારે તેની વૃત્તિઓ પ્રાજ્ઞને દેખાને શાંત–લીન–થઇ જાય. તે પ્રમાણેજ વિપ્રપત્નીઓ શ્રીકૃષ્ણને દેખતાંજ ઠરી ગઇ. શ્રીકૃષ્ણના સ્વરૂપને આંખોથી પીવા લાગી. ધીમે ધીમે શ્રીકૃષ્ણના સ્વરૂપને હૃદયમાં લઇ ગઇ.

ભાઇથી વિમુખ થઇને વિભીષણ જ્યારે શ્રીરામને શરણે આવ્યા; અને સ્ફાટીકની શીલા ઉપર શ્રીરામને બેઠેલા દેખ્યા, ત્યારે— [જુઓ મોક્ષવાણી પાનુ ૪૭].

ચોપાઇ—"દૂર હિતે દેખે દોઉ ભ્રાતા, નયનાનંદ દાન કે દાતા;
બહુરી રામ છબી ધામ વિલોકી, રહ્યો ઠટકી ઇક પગ ટક રોકી.

× × × × ×

નયન નીર પુલકીત અતિ ગાતા, મન ધરિ ધીર કહી મૃદુ બાતા;
નિશિચર વંશ જન્મ સુરત્રાતા, નાથ દશાનન કર મેં ભ્રાતા."

વિગેરે વિગેરે—કદી રામાયણ વાંચ્યો છો ? થર્ડ ફોર્થનું સર્ટીફીકેટ જેમને ન મળે, તેમને મેટ્રીકની ક્લાસમાં બેસવાનો હક્ક નથી. અને કદિ બેસે, તો માસ્તરના છોકરા જેમ (કોઈ અડચણને કારણે) માસ્તર સાથે નિશાળમાં રમવા આવે; તેમ તેઓ મેટ્રીક ક્લાસમાં રમવા આવે છે; એમ સમજવું. જેમને રામાયણનું જ્ઞાન નથી, તેમને ગીતા અને ઉપનિષદો વંચાવવાં, તે તેમને વહેલા ઉઠાડીને ભુલા પાડવા જેવી ગેરસમજ છે. આજકાલ આ ગેરસમજ બહુ ફેલાણી છે, માટે વિચાર કરી જોજો.

'નરેંદ્ર' કહેવાથી શું સમજ્યા ?—'હે નરેંદ્ર !' શબ્દથી રાજા પરિક્ષીતનું ખાસ ધ્યાન ખેંચ્યું. રાજા પરિક્ષીતને પુછ્યું કે–'પ્રભુને દેખીને આ પ્રમાણે તલ્લીન થવાનો લાભ કદિ થયો છે ?' આપણે પણ આ વાત વિચારવા જેવી છે. આપણે સ્ત્રી પુત્રાદિકને દેખીને રાચ્યાં. નવી નવી પુત્રવધુને દેખીને ડોસા ડોસી ગદ્ગદ્ કંઠ થઇ ગયાં; પણ શ્રીહરિને દેખીને કોઈ દિવસ અંતર ઉભરાયાં ? આપણને શ્રીહરિ સાક્ષાત્ મળી શકે એમ નથી. આપણને તો સંત અને સદ્ગુરૂ સાક્ષાત મળી શકે. તેમને જોઇને કદિ આપણે ગદ્ગદ્ થયાં ? તેમને જોઇને કદિ આપણાં અંતર ઉભરાયાં ? તેમની કથા સાંભળીને કદિ ખાત્રી થઇ ? કે 'સંત અને સદ્ગુરૂજ આપણા સાચા સંબંધી છે, અને આપણે જેમની સાથે સ્નેહ બાંધ્યો છે, તે આપણને ફસાવનારાં છે.' સારા પ્રસંગે અગર સારી વસ્તુ ખાતાં, સંત અને સદ્ગુરૂ કદિ

યાદ આવ્યાં ? યાદ રાખજો કે–મૂર્તિઓ કરતાં તેમનો મહિમા વધારે છે. તિર્થો કરતાં પણ તેઓ વધારે પૂજ્ય અને ફળદાતા છે. સંત અને સદ્‌ગુરૂને દેખીને જેઓ હરખ્યાં નથી, તેમને શ્રીહરિમાં પ્રીતિ થઇ નથી. સૂચના–સંત અને સદ્‌ગુરૂની સાથે પ્રીતિ કરવામાં, સ્ત્રીઓએ બહુજ સાવધાન રહેવું. તેમાં એ જે સ્ત્રીયોના પતિ સંસ્કારી હોય, તેમણે કદિ પણ પોતાનો સમય અને સેવા, પતિપાસેથી ખેંચી લઇને, સંત અને સદ્‌ગુરૂને અર્પણ કરવાં નહીં તે સ્ત્રીયોએ પતિને જ સદ્‌ગુરૂ માનીને, સાકરમાં દુધ મેળવીને તેનું પાન કરવું. વિચાર કરજો.

**प्रायः**—આ શબ્દ સૂચવે છે કે–ભગવાનનાં બધાં પરાક્રમો નહીં.

૯૭ વિપ્રપત્નીઓની મનોદશાનું વર્ણન ચાલુ છે—

**तास्तथा त्यक्तसर्वाशाः, प्राप्ता आत्मदिदृक्षया ॥**
**विज्ञायाखिलदृग्द्रष्टा, प्राह प्रहसिताननः ॥ २४ ॥**
**स्वागतं वो महाभागा, आस्यतां करवाम किम् ॥**
**यन्नो दिदृक्षया प्राप्ता, उपपन्नमिदं हि वः ॥ २५ ॥**

અર્થ—ઉપર પ્રમાણે સઘળી આશાઓને છોડી દઇને, પોતાનાં દર્શનની ઇચ્છાથી, તે સ્ત્રિયોને ત્યાં આવેલી જોઇને, સર્વની બુદ્ધિના સાક્ષી શ્રીકૃષ્ણે, હસતાં હસતાં કહ્યું કે–'હે મોટા ભાગ્યવાળી સ્ત્રિયો ! તમે ભલે આવી. તમે બેસો. અમે આપનું કયું કામ કરી આપીએ ? એટલે જે કાંઇ આજ્ઞા હોય તે સુખેથી કહો. કારણકે કોઇ પણ પ્રકારના પ્રતિબંધને ન ગણકારીને, અમને જોવાની ઇચ્છાથી, તમે અહીં આવી છો, તે ખરેખર તમને ઘટે છે. (૨૪–૨૫)

૨૪–૨૫ વિવેચન—

**त्यक्तसर्वाशाः**—જેમણે આલોકની અને સ્વર્ગાદિની આશાઓ છોડી દીધી છે એવી. ઘરબાર છોડીને ત્યાગી થએલા સાધુઓ પણ, આશાના ગુલામ થવાનું ચૂક્તા નથી, ત્યારે ગૃહસ્થાશ્રમીઓની શી વાત કરીએ ! પણ આશાઓના ત્યાગ કર્યા વિના મુક્તિ નથી. શિખરણી વૃત્ત–**अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषयाः** વિગેરે શબ્દોથી ભર્તૃહરિ કહે છે કે–' એક દિવસ આપણા તમામ ભોગો આપણને છોડવાના છે.' ભોગો આપણને છોડે, તે પહેલાં આપણે તેમને છોડીએ, એજ વૈષ્ણવની વૈષ્ણવતા–એજ જ્ઞાનીઓનું જ્ઞાન અને એજ ભક્તોની ભક્તિ છે. આશાઓના મૂળમાં ભોગ છે. ભોગમાં અરૂચી થાય, તો આશાઓ ધીમે ધીમે શમી જાય.

---

૨૪–૨૫ પદચ્છેદ—**अखिलदृशां दृष्टा इति अखिलदृग्दृष्टा–इति कृष्णः**–સર્વની બુદ્ધિના સાક્ષી શ્રીકૃષ્ણ. **आत्मदिदृक्षया**–પોતાનાં દર્શનની ઇચ્છાથી. **ताः तथा त्यक्तसर्वाशाः**–તે સ્ત્રિઓને ઉપર પ્રમાણે સઘળી આશાઓ છોડી દઇને. **प्राप्ताः**–આવેલી **विज्ञाय**–જાણીને. **प्रहसितं आननं यस्य सः प्राह**–હસતાં હસતાં પ્રભુ બોલ્યા કે–**भो महाभागाः**–હે મહાભાગ્યશાળી ! **वः स्वागतं**–તમે ભલે આવી. **आस्यतां**–તમે બેસો. **किं किरवाम**–અમે તમારૂં કયું કામ કરી આપીએ ? **यत्**–કારણ કે–**नः दिदृक्षया**–(કોઇપણપ્રતિબંધને નહીં ગણકારીને) અમને જોવાની ઇચ્છાથી. **प्राप्ताः**–તમે આવી **इदं हि वः उपपन्नं**–તે ખરેખર તમને ઘટે છે.

ભગવાન્ વસિષ્ટ કહે છે કે—હે રામ!

**बंधो हि वासनाबंधो, मोक्षः स्याद्वासनाक्षयः ।**
**वासनास्त्वं परित्यज्य, मोक्षार्थित्वमपि त्यज ॥**
**मानसीर्वासनाः पूर्वं, त्यक्त्वा विषयवासनाः ।**
**मैत्र्यादिभावनानाम्नीर्-गृहाणामलवासनाः ॥**
**ताः अप्यन्तः परित्यज्य, ताभिर्व्यवहरन्नपि ।**
**अन्तः शान्ततमस्नेहो, भव चिन्मात्रवासनः ॥**
**ताः अप्यन्तः परित्यज्य, मनोबुद्धिसमन्विताः ।**
**शेषे स्थिरसमाधानो, येन त्यजसि तं त्यज ॥** [યોગવાસિષ્ટ]

અર્થ—વાસનારૂપ બંધ તેજ બંધન છે, અને વાસનાઓનો ક્ષય તેજ મોક્ષ છે. માટે પ્રથમ મોક્ષને માટે વાસનાઓને તજો, પછી મોક્ષની કામનાને પણ તજી દ્યો. પ્રથમ વિષય-વાસના તથા માનસી વાસનાઓનો ત્યાગ કરીને, મૈત્રી મુદિતા આદિની ભાવના નામની નિર્મળ વાસનાઓને તમે ગ્રહણ કરો. તે શુભ વાસનાઓવડે વ્યવહાર કરો. તો પણ અંતે તે શુભ વાસનાઓનો પણ ત્યાગ કરીને, અંતે જેનો સ્નેહ (વિષયોમાં પ્રીતિ), અત્યંત શાંત થઈ ગયો છે એવા તમે, કેવળ ચિન્માત્ર વાસનાવાળા થાઓ. એ મનબુદ્ધિ સહિત ચિન્માત્ર વાસનાઓનો પણ ત્યાગ કરીને, સર્વના અવધિભૂત વસ્તુને વિષે સ્થિરવૃત્તિ સ્થાપીને, પછી જે વૃત્તિવડે આ સર્વને ત્યજો છો, તે વૃત્તિને પણ તમે તજી દ્યો.

**भो महाभागाः** ! આલોકની અને પરલોકની આશાઓ તજી દીધી, માટે તમે ભાગ્ય-શાળી છો; અને વળી અન્ન ગોવાળીયાઓ સાથે ન મોકલતાં, તમે પંડે અન્ન લઇને, અમારાં દર્શનની ઇચ્છાથી અહીં આવી, તે તમારાં મોટાં ભાગ્ય છે. હજી મોટા ભાગ્યનું વર્ણન આગળના શ્લોકમાં કરે છે.

આ સંસારમાં સમજ્યા કોણ? હું સુલભ કોને?—

**नन्वद्धा मयि कुर्वन्ति, कुशलाः स्वार्थदर्शनाः ॥**
**अहैतुक्यव्यवहितां, भक्तिमात्मप्रिये यथा ॥२६॥**

**અર્થ—કુશળ અને પોતાના સ્વાર્થમાં જેઓ ધ્યાન આપી રહ્યા છે, એવા સાવધાન પુરૂષો, હું કે જે સર્વનો આત્મા અને પ્રિય છઉં, તેમાંજ સાક્ષાત્ નિષ્કામ અને ભેદરહિત ભક્તિ યથાર્થ રીતે કરે છે. (૨૬)**

૨૬ વિવેચન—

કુશળ કોણ?—સાચો સ્વાર્થ સાધનારા કોણ?—વિષયો તરફ દોડવું એ ઇંદ્રિયોનો

૨૬ પદચ્છેદ—**कुशलाः**–કુશળ અને **स्वस्य अर्थे** (લક્ષ્યમાં) **दर्शनं** (ધ્યાન) **येषां ते स्वार्थदर्शनाः**–જેઓ પોતાના સ્વાર્થમાં–લક્ષ્યમાં–ધ્યાન આપી રહ્યા છે તે પુરૂષો. **आत्मप्रिये इति मयि अद्धा**–હું કે જે સર્વનો આત્મા અને પ્રિય છઉં તેમાંજ સાક્ષાત **अहैतुकी** (નિષ્કામ) **चासौ अव्यवहिता** (ભેદરહિત) **च अहैतुक्यव्यवहिता तां इति भक्तिं**–નિષ્કામ અને ભેદરહિત ભક્તિ. **यथा**–યથાર્થ રીતે. **कुर्वंति**–કરે છે.

સ્વભાવ છે, જીવ માત્રનો સ્વભાવ છે, જેટલી વખત ઇંદ્રિયો ભક્તિમાં જોડાય, તેટલી વખત ઇંદ્રિયો વિષયથી વિમુખ રહે. વસિષ્ઠજી શ્રીરામને ઉત્તરકાંડમાં કહે છે કે—

[મોક્ષવાણી પાનુ ૭૦]

ચોપાઇ—"સોઈ સર્વજ્ઞ તજ્ઞ સોઇ પંડિત, સોઈ ગુણજ્ઞ વિજ્ઞાન અખંડિત;
દક્ષ સકલ લક્ષણયુત સોઈ, જાકે પદસરોજ રતિ હોઇ."

હે રામ ! અમારા મત પ્રમાણે તો–જેને આપના ચરણકમળમાં પ્રીતિ થાય, તે પુરૂષજ સર્વજ્ઞ, તે પુરૂષજ તત્ત્વને જાણનાર, તે પુરૂષજ પંડિત, તેજ ગુણવાન્. તેજ સંપૂર્ણ વિજ્ઞાનને જાણનાર; એટલે તે પુરૂષજ તમામ લક્ષણવાળો છે.

નિષ્કામ અને ભેદરહિત ભક્તિ—

**नाहं वेदैर्न तपसा, न दानेन न चेज्यया ॥**
**शक्य एवं विधो द्रष्टुं, द्रष्टवानसि मां यथा ॥५३॥**
**भक्त्या त्वनन्यया शक्य, अहमेवंविधोऽर्जुन ॥**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन, प्रवेष्टुं च परंतप ॥५४॥** [ગીતા અ. ૧૧]

અર્થ—શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે–તેં મારૂં વૈરાટસ્વરૂપ જોયું, પણ એવા રૂપે હું વેદોથી, તપથી, દાનથી, કે યજ્ઞથી જોઈ શકાતો નથી. [૫૩] હે પરંતપ ! હે અર્જુન ! અનન્ય ભક્તિથીજ હું એ પ્રમાણે દેખાયો. અનન્ય ભક્તિથીજ મારૂં જ્ઞાન થાય, અનન્ય ભક્તિથીજ મારો સાક્ષાત્કાર થાય. અને અનન્ય ભક્તિથીજ તત્ત્વથી [અંતઃકરણથી] મારામાં પ્રવેશ થઇ શકે. [૫૩–૫૪]

ગૃહસ્થાશ્રમ અને નિષ્કામભક્તિ–આ બેને ભેળા રહેવું બહુજ મુશ્કેલ છે. કારણકે ગૃહસ્થાશ્રમ કામનાઓથી અને વિટંબણાઓથી ભરેલો છે. કાંઈ જોઇતું હોય ત્યારે જેમ બાળક બાપ પાસે માગે, અને સ્ત્રિ પતિ પાસે માગે, તેમ ભક્ત શ્રીહરિ પાસે માગે. દુઃખ (વિટંબણા) દેખીને જેમ બાળક ગભરાય, અને રોતું રોતું બાપ પાસે જાય, તેમ વિટંબણાઓ દેખીને ભક્ત શ્રીહરિને સંભારે. દ્રૌપદીને કૌરવોએ સભામાં પીડી, ત્યારે તેણીએ શ્રીહરિને સંભાર્યા. નરસીમહેતાને માંડળીક પજવવા લાગ્યો, ત્યારે મહેતાજીએ દ્વારકેશને સંભાર્યા. કુંવરબાઈના મામેરા વખતે શ્રીહરિને સંભાર્યા. ભક્તોની આવી સ્થીતિ છે, તોપણ પ્રભુ અંતર્યામી હોવાથી, ભક્તની આંતરભાવનાને ઓળખી શકે છે–ભક્તોએ નિષ્કામ થવા માટે જેમ બને તેમ—

**अनपेक्षः शुचिर्दक्ष, उदासीनो गतव्यथः ॥**
**सर्वारंभपरित्यागी, यो मद्भक्तः स मे प्रियः ॥१६॥** [ગીતા અ. ૧૨]

અર્થ–જે સ્પૃહારહિત હોય, પવિત્ર, દક્ષ (ચતુર), પક્ષપાતરહિત, દુઃખોથી છૂટેલો, અને સર્વ આરંભોને છોડી બેઠેલો હોય, તે મને પ્રિય છે.

હવે આત્માનું સૌથી પ્રિયપણું સૂચવે છે—

**प्राणबुद्धिमनःस्वात्म–दारापत्यधनादयः ॥**
**यत्संपर्कात्प्रिया आसंस्–ततः को न्वपरः प्रियः ॥२७॥**

---

૨૭ પદચ્છેદ—**प्राणाश्च बुद्धिश्च मनश्च स्वाश्च** (સંબંધીઓ) **आत्मा च** (દેહ) **दाराश्च अपत्यानि च** (બાળગોપાળ) **धनानि च आदीनि येषां ते**–પ્રાણ, બુદ્ધિ,

**અર્થ—પ્રાણ, બુદ્ધિ, મન, સંબંધી, દેહ, સ્ત્રી, પુત્ર, અને ધનાદિક પદાર્થો, જેના સંબંધથી પ્રિય લાગે છે, તેથી-એટલે એવા હુંથી, કોણ બીજું વધારે વ્હાલું છે? કોઇ નહીં.' (૨૭)**

૨૭ વિવેચન—

વ્હાલામાં વ્હાલું ધન, પણ તે ધન સ્ત્રી પુત્રાદિકને માટે પાણીને પુર વાપરવું પડે. ત્યારે ધનના કરતાં સ્ત્રી પુત્રાદિક વ્હાલા?—હા. સ્ત્રી પુત્રાદિકથી પ્રાણીને પોતાનો દેહ વ્હાલો. દેહ પણ જ્યારે રોગથી ઘેરાઇ જાય, ત્યારે પ્રાણી યાચના કરે છે કે-'હે પ્રભુ! હવે આ દેહમાંથી મુક્ત કર'. દેહમાંથી મુક્ત થયા પછી છેવટે આત્મા રહ્યો, તે આત્મા સૌથી વધારે પ્રિય. દેહમાં આત્મા હોય, ત્યાં સુધી જીવને સૌ પ્રિય લાગે. દેહમાંથી આત્મા ચાલ્યો, કે તેની સાથે પ્રિયપણું ચાલ્યું. આ તમામ આત્માઓનો જે નિયંતા છે, તેજ પરમાત્મા. તે અહીં શ્રીકૃષ્ણરૂપે વ્યક્ત થયા છે. આ કારણથી આ શ્લોકમાં શ્રીકૃષ્ણ કહે છે કે-'એવા હુંથી બીજું કોણ વધારે વ્હાલું છે?-કોઇ નથી.'

ઉપર પ્રમાણે થોડામાં ઘણો બોધ કરીને, શ્રીકૃષ્ણ હવે તે વિપ્રપત્નીઓને પાછી વળવા ઉપદેશ કરે છેઃ-

**तद्यात देवयजनं, पतयो वो द्विजातयः ॥**
**स्वसत्रं पारयिष्यन्ति, युष्माभिर्गृहमेधिनः ॥२८॥**

**અર્થ--શ્રીકૃષ્ણ આગળ કહે છે કે—'તમે મારા દર્શનથીજ કૃતાર્થ થઇ ગઇ છો-એટલે દર્શનરૂપ તમારૂં કાર્ય પૂરૂં થઇ ચૂક્યું છે. હવે તમે યજ્ઞ ભૂમિકામાં પાછાં જાઓ; કારણ કે તમે જશો ત્યારેજ, ગૃહસ્થાશ્રમવાળા તમારા પતિ, બ્રાહ્મણો, પોતાનો યજ્ઞ પુરો કરી શકશે. (૨૮)**

૨૮ વિવેચન-

સ્ત્રી અર્ધાંગના છે-ધર્મપત્ની છે. ધર્મક્રિયાઓમાં પણ સાથે રહેનારી છે. લગ્ન એટલે માત્ર 'જોડી દેવું' એટલોજ અર્થ હિંદુઓના શાસ્ત્રમાં નથી. અરસપરસના આલોક અને પરલોક બેઉ સુધારે, તે સ્ત્રિ પુરૂષ. તેથી લગ્નનો મહિમા ઘણો છે. સ્ત્રીપુરૂષના સંબંધનો મહિમા ઘણો છે. નાતરીયા નાતમાં પણ જે સ્ત્રિયો નાતરાં કરતી નથી, તેમનો ધર્મ પણ કાંઇક અલૌકિક હોય છે. પુત્રપુત્રીને પરણાવવા સ્ત્રિપુરૂષ સાથે બેસીને ધર્મક્રીયાઓ કરે છે, તે કરતાં પણ આત્મિક કલ્યાણ માટે સ્ત્રી પુરૂષ સાથે બેસીને ધાર્મીક ક્રિયાઓ કરે, એ મોટા ભાગ્યની નિશાની સમજવી. અપૂર્ણ,

---

મન, સંબંધી, દેહ, સ્ત્રી, પુત્ર અને ધનાદિક પદાર્થો. **यस्य संपर्कात् प्रियाः आसन्**-જેના સંબંધથી પ્રિય લાગે છે તે. **ततः इति मत्तः**-એવા હું થી. **नु कः अपरः प्रियः**-કોણ બીજું વધારે બ્હાલું છે?

૨૮ પદચ્છેદ--**तत्**-તમારૂં કાર્ય પુરૂં થઇ રહ્યું હવે. **देवयजनं यात**-તમે યજ્ઞ ભૂમિકામાં જાઓ. **युष्माभिः वः गृहमेधिनः द्विजातयः पतयः**-કારણકે, તમે જશો ત્યારે જ ગૃહસ્થાશ્રમવાળા તમારા પતિ બ્રાહ્મણો **स्वसत्रं पारयिष्यंति**-પોતાનો યજ્ઞ પૂરો કરશે-પૂરો કરી શકશે.

ફર્મો નં ૧૦૯.

श्रीसद्गुरवे नमः।

# શ્રીમોક્ષપત્રિકા
# શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર–અમદાવાદ.

પુસ્તક ૧૦ મું.] વૈશાક માસ ૧૯૮૫. [અંક ૪ થો.

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

### અધ્યાય ૨૩ મો ચાલુ.

[ ગયા અંકના ૮૬૪ પાનાથી ચાલુ ]

**વર્ણાશ્રમ અને પતીપત્નીનો સંબંધ**—શ્રીકૃષ્ણ બ્રાહ્મણ પત્નીઓને વર્ણાશ્રમ ધર્મ તથા પતિપત્નીના સંબંધનું ભાન કરાવે છે. વર્ણાશ્રમને શિથીલ કરવા માટે અનેક ટુંકી બુદ્ધિવાળાં સ્ત્રી પુરૂષો પ્રયત્ન કરી રહ્યાં છે; પણ તેને પરિણામે પતિપત્ની વચ્ચેનો દૈવી સંબંધ શિથીલ થતો જાય છે, તે રહસ્યને ઘણાંજ થોડાં સ્ત્રી પુરૂષો સમજી શકે છે. બ્રહ્મચર્યાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સન્યાસાશ્રમ–એમ ત્રણે આશ્રમને પોષણાદિથી ટકાવી રાખનાર ગૃહસ્થાશ્રમ છે. ગૃહસ્થાશ્રમ–એટલે પતિપત્નિનો સંબંધ–પવિત્ર હશે, તોજ તેમનાં અન્નાદિક પવિત્ર હશે. તેમનાં અન્નાદિક પવિત્ર હશે, તોજ ઉપર જણાવેલાં ત્રણે આશ્રમો પવિત્ર રહી શકશે. ગૃહસ્થાશ્રમીઓ ઉત્તમ હશે, તોજ ઉત્તમ બ્રહ્મચારીઓ, ઉત્તમ વાનપ્રસ્થો અને ઉત્તમ સન્યાસીઓ પ્રાપ્ત થઇ શકશે. સ્નેહલગ્ન, વર્ણાંતરલગ્ન અને એવાં બીજાં સનાતન વિરૂદ્ધ થએલાં સ્ત્રીપુરૂષોનાં લગ્ન ફટકીયા મોતીની માફક થોડો સમય ચળકે છે, અને પછી એક બીજા પ્રત્યે ઘણાજ કંટાળાથી જીવન ગુજારે છે. એક તરફથી નાસ્તીકો પતિપત્નીના સંબંધને શિથીલ કરી રહ્યા છે, અને બીજી તરફથી—ગુરૂ બની બેઠેલા સ્વાર્થી સાધુઓ–સન્યાસીઓ, બ્રાહ્મણો અને ભકતો–પણ કૃત્રીમ વૈરાગ્યનો ઉપદેશ કરીને, પતિપત્નીઓના સંબંધને શિથીલ કરી રહ્યા છે. સ્વાર્થી ગુરૂઓની મીઠી મધુરી વચન જાળમાં, પુરૂષોનાં કરતાં સ્ત્રીઓ વધારે ત્વરાથી ફસાય છે. પોતાનો સ્વાર્થ સાધવા માટે સ્વાર્થી ગુરૂઓ, વૈરાગ્યને બ્હાને સ્ત્રીઓને પતિથી વિમુખ કરે છે. વનમાં ફરનારી મૃગલીઓ કોઈને ધીરતી નથી; પણ સંગીતવાળો પારાધી સંગીતદ્વારા તેમને પોતા પ્રત્યે ખેંચે છે. હરણીઓ સંગી-

તમાં લલચાઈને પારાધી પાસે આવે છે. પારાધી લાગ જોઈને મૃગલીઓને ઘાયલ કરે છે. તે પ્રમાણે સંસાર વગડામાં ફરતી સ્ત્રીઓ કોઇને ધીરતી નથી; પણ તેઓ ધર્મની સોનેરી જાળમાં–મીઠાં મધુરાં વચનોમાં-પ્રસાદાદિની લાલચમાં–શાસ્ત્રોની મોટી મોટી આડંબરી વાતોમાં-ભગવાં અગર વાનપ્રસ્થાશ્રમના ડમાકમાં–ત્વરાથી ફસાય છે. પરિણામે સ્ત્રી-ઓની વૃત્તિ દ્વિધા થાય છે. સ્ત્રીની વૃત્તિમાં પતિ અને સ્વાર્થી ગુરૂ–બે–પેસે છે. વૃત્તિમાં વ્યભિચાર પ્રવેશ કરે છે. પરિણામે પતિપત્નીનો પ્રેમ શિથીલ થાય છે. તેઓ પતિને પડયો મેલીને, ગુરૂને વધારે ચાહે છે. આવા સ્વાર્થી ગુરૂઓ **વગર પરણ્યે,** શિષ્યાઓના સ્વામી, પ્રભુ અગર ઇશ્વિર બનીને બેસે છે. એટલે પોતે પ્રભુત્વ પ્રાપ્ત કર્યું છે કે નહીં, તેનો જરા પણ વિચાર કર્યા વિના, 'સ્વામી', 'ઇશ્વિર' અગર 'પ્રભુ' એવા શબ્દોથી પોતાને સંબોધવાનું શિષ્યાઓને શીખવે છે. આ ઉધાઈએ સનાતન ધર્મને ફોલી ખાધો છે. ગામે ગામ આ રોગ ફેલાયો છે. સમજુ પુરૂષો આ રોગથી ત્રાસીને, સ્ત્રીઓને ધર્મને બ્હાને જ્યાં ત્યાં ભટકવાની બંધી કરે છે. તે સંબંધમાં બ્હેનોને થોડી વાત કરીએ—

બ્હેનો ! યાદ રાખજો કે–તમે જ્યાં છો ત્યાંજ–તમારા સ્ત્રીત્વમાં–તમારૂં પોતાનું કલ્યાણ કરવાની તમને સંપૂર્ણ સગવડ છે. **स्वधर्मे निधनं श्रेयः, परधर्मो भयावहः—** તમે તમારો પત્નીધર્મ તજીને, ધર્મને બ્હાને જ્યાં ત્યાં રજળવા શીખશો; તો પ્રભુ હાથમાં નહીં આવે, એ તો ઠીક, પણ તમારા પોતાના પત્નીધર્મથી તમે ભ્રષ્ટ થશો. સાક્ષાત્ નારાયણ અગર નારાયણના અંશરૂપ તમારો પતિજ તમારો **સ્વામી,** તમારો **પ્રભુ** અગર તમારો **ઈશ્વર** હોઇ શકે. તે સિવાય બીજા પુરૂષને સ્વામી, પ્રભુ અગર ઇશ્વિર તરીકે સ્વિકારવો, એ પત્નીધર્મના કલંકરૂપ છે. જેમને તમે તન, મન અને ધન અર્પણ કરી શકો; તેજ તમારો સ્વામી, તેજ તમારો પ્રભુ, અગર ઇશ્વર બની શકે. જેણે તમને તન, મન અને ધન અર્પણ કર્યાં છે; જે તમારાં સુખ માટે અનેક કષ્ટ વેઠી રહ્યો છે; જે તમારી તબીયત જરા બગડતાં તન મન અને ધન લઇને, તમારી સેવામાં ખડે પગે ઉભો રહે છે–એવો જે તમારો પતિ–તમારો પુજ્ય સેવક–તમારો પવિત્ર ઉપાસક–તેને તજીને, તમે બીજા પુરૂષને 'સ્વામી'–'પ્રભુ' વિગેરે કહો, તે તમને ઠીક જણાય છે ? આ વચનોથી શું તમે તમારી જીભને અપવિત્ર કરતા નથી ? આ વચનો તમારા પતિ સાથે વાપરીને, તમારી જીભને પવિત્ર કરો; અને તમારા સંસારને સુખરૂપ કરો. એક કુતરી પણ પોષણ કરનારને વફાદાર રહે છે, તો તમને જે પોતાનું સવસ્વ માને, તેનેજ તમે ઠગો ? તેનાથી છુપી રીતે તમારાં તન મન અને ધન, તમે ગુરૂને અર્પણ કરો; તે તમને વ્યાજબી લાગે છે ? [ શું આ વિશ્વાસ-ઘાતનો ગુન્હો નથી ? ] તન તો ગુરૂને અપાયજ નહીં. પતિને તન અરપણ કરો, અને ગુરૂને મન અરપણ કરો, તેથી પણ તમને (માનસીક) વ્યભિચારનો દોષ લાગે છે.

તાત્પર્ય—તમારાં તન મન અને ધન પતિનાં છે–તમારાં નથી. જે તમારૂં નથી, તે તમે બીજાને કેવી રીતે આપી શકો ? પતિ મરી જાય, તોપણ તે ત્રણેનો માલીક પતિ છે. તમારી વૃત્તિના પ્રદેશમાં, તમારા પતિ સિવાય બીજું કોઇપણ પુરૂષતત્ત્વ, ન હોવું જોઈએ. સાક્ષાત્ ઇશ્વરને પણ–કામણગારા શ્રીકૃષ્ણને પણ–તમારી વૃત્તિના પ્રદેશમાં આવવાનો અખ-ત્યાર નથી; ત્યારે પરાન્ન લઇને જેમની વૃત્તિઓ ક્ષુદ્ર બની ગઇ હોય, ભેટ અગર દાન લઇને જેમનાં હાથ અને ચરણ કાળા થઇ ગયા હોય, પોતેજ નિર્માન મોહ થઈ શકયા ન હોય, એટલે–

ગાડી વિના બહાર નીકળી શકતા નહોય, પધરામણી વિના પધારી શકતા ન હોય, એવા પામર ગુરૂઓ, તમારા સ્વામી-તમારા પ્રભુ-અગર તમારા ઇશ્વર-કેમ હોઇ શકે? તમારી વૃત્તિમાં તેઓ કેવી રીતે આવી શકે? પતિને તન, મન અને ધનથી સેવનારી સતીઓનાં નામ અમર છે; અને પતીને પડચો મેલીને, ગુરૂઓને તન મન અને ધનથી સેવનારી સ્રીઓનાં નામ, જગત ઉપર ભારરૂપ છે. તન મન અને ધનથી ગુરૂને ભજતાં ઘણી સ્રીઓ, ઉલટી પોતાની પ્રતિષ્ઠા ખોઈ બેઠી છે. તાત્પર્ય-પતિ એજ તમારો ગુરૂ છે.

**સ્રીઓએ જવુંજ નહીં**—જે મંદિરે અગર જે ગુરૂદ્વારે બાવા, સાધુ, ભક્ત અગર બ્રાહ્મણગુરૂની સાથે, પરણેલી સ્રી ન હોય, એટલે ગમે તે પરભારી સ્રી સાથે, ગુરૂ મહારાજ મહાલતા હોય, તે મંદિરે તમારે કદિ જવું નહીં. કારણ કે સુકાં પાંદડાં ખાઇને રહેનારા વિશ્વામિત્રે અને પરાશર જેવા સમર્થોએ પણ, પોતાના અનુભવથી, પરદારા સાથેનો નિવાસ ભયંકર સૂચવ્યો છે.

જે મંદિરે અગર જે ગુરૂદ્વારે માત્ર જ્ઞાનની વાતજ થતી હોય; પણ સ્રી પુરૂષોનો વિવેક ન હોય, ત્યાં તમારે કદિ જવું નહીં. જે મંદિરે અગર જે ગુરૂદ્વારે 'અમને ઝટ ગુરૂ કરો, અમારા જેવા નહીં મળે, અમારી કંઠી ઝટ બાંધો, અમારે ત્યાં .દિક્ષા લ્યો.' વિગેરે વચનોથી, આપણને ઘેટાં-ગાડર બનાવવા પ્રયત્ન થતો હોય, ત્યાં તમારે કદિ જવું નહીં. કારણ કે ત્યાં જરા પણ ગુરૂત્વ નથી. સાર એ છે કે-

દોહરો—ઠાઠમાઠ એ ઠગકી રીતિ, આઠો યામ રખે આચાર;
બગકી માફક તાક ન ચૂકે, ઉનપર રીજે કયું કીરતાર?

સનાતન ધર્મમાં પાખંડનું પૂર ચડયું છે. તેથી દેવમંદિરે અગર કથા વાર્તામાં જવાનું તમને મન થાય, તો પતિ અગર વડીલની સાથે જવું. એકલા જવું નહીં. યાદ રાખવું કે- **હડીયો કાઢે હરિ નહીં મળે.** ઉપર જણાવેલા દોષથી જેઓશ્રી મુક્ત હોય, એવા એક બે ગુરૂ હશે. બાકી કચરો ઘણો છે, તેમનાથી દૂર રહેવું.

ગુરૂ વિના જ્ઞાન કેમ મળે?-ગુરૂ વિના નુગરા ન ગણાઇએ?-પતીને અન્યય ભાવે ભજનારી સ્રીને આવી શંકા કરવાની જરાએ જરૂર નથી. શાસ્રાનુસાર તમારાં લગ્ન થયાં, ત્યારથીજ તમારા ગુરૂ તમને મળી ચૂકયા છે. તમે સમજણની આંખ ઉઘાડીને જોતાં નથી, તેથી તમને તે દેખાતું નથી. **'વર'** શબ્દનો અર્થ 'સાચો ગુરૂ' આલોક અને પરલોકના સાધનમાં દોરનાર, **'પતિ'** શબ્દનો અર્થ 'સાચો રક્ષક.' **'સ્વામીન્'** શબ્દનો અર્થ 'સાચો માલીક.' અને **'ભર્તા'** શબ્દનો અર્થ 'સાચો પોશક.' **'પ્રભુ'** શબ્દનો અર્થ સમર્થ, નિયંતા. તમે જરા વાંકાચુંકા ચાલો, તો એ લાત મારીને તમને સીધા બનાવી દે, તમને ઘર બહાર પણ કાઢી મૂકે, તે તમારો પ્રભુ. તમે સીધા ચાલો તો તમને પુષ્પે વધાવે. આ સત્તા ગુરૂને નથી, માટે પતિજ તમારો પ્રભુ. લગ્નક્રીયાથી સુદૃઢ થએલા આ તમામ શબ્દો, પરમાત્માએ સ્વિકારેલા છે, એટલુંજ નહીં, પણ રાજસત્તાએ તે શબ્દોને મજબૂત ટેકો આપ્યો છે. ગમે એવા મોટા-પણ પાખંડીઓ-ગુરૂઓને રાજસત્તા ઉખેડી નાંખે છે, આ લોકની અને પરલોકની સત્તા, જે પુરૂષને તમારો સ્વામીન્-પ્રભુ-અગર ગુરૂ-સ્વિકારે છે, તેને તજીને તમે અન્યને કાં ભજો? તાત્પર્ય-પતિ એજ તમારો ગુરૂ છે. પતિ તમારી સદા સાથે રહે છે, અને વાંક આવે ત્યારે તમને લડે છે; છતાં તમે તેમાં અણગમો ન કરો, અને તે દોષને તમે ગાંઠે ન

બાંધો, એજ તમારૂં સાચું તપ છે. તેમની છાયામાં રહીને નિર્ભયતાથી અને નિર્મળતાથી, જ્ઞાનની બે પાંચ વાતો સાંભળજો. યાદ રાખજો કે-**બે પાંચ વાતોમાં જે કંઇ છે, તે ઘણી વાતોમાં નથી.**

કદિ તમને ગુરૂ કરવાનું મન થાય; તો આદ્યશંકરાચાર્ય, જેવા મહાન્ પુરૂષોમાંથી ગમે તે એક, જેમનો દેહ અત્યારે હૈયાત ન હોય, એવા સંતને, તમારા પતિની સંપૂર્ણ સંમતિથી ગુરૂ કરજો. આ ગુરૂની છબી સામે રાખીને તેઓશ્રીએ લખેલા ગ્રન્થોનો અભ્યાસ કરજો. ભીલે દ્રોણાચાર્યની માટીની મૂર્તિ બનાવીને, ધનુર્વિદ્યામાં નિપૂણતા મેળવી હતી. શું તમે તે ભીલથી કમ છો ? ભાવનામાં ઘણું બળ છે.

**પતિપત્નીની વચ્ચે તો વિષય સુખ મુખ્ય છે, તેથી મુક્તિ કેમ થાય ?**-તે શંકાના સમાધાનમાં સાંભળો-પતિપત્ની વચ્ચેનું વિષયસુખ પવિત્ર વિષયસુખ છે. સાક્ષાત્ ઇશ્વિરે રામકૃષ્ણાદિ અવતાર લઇને, પતિપત્નીના વિષયસુખને પવિત્ર ગણ્યું છે. પ્રથમ લૌકીક પ્રેમને નિર્મળ કરો. પતિ સિવાય કોઇ ઠેકાણે વૃત્તિને જતી અટકાવો. પતિની આજ્ઞાનું રાજીખુશીથી પાલન કરવું, એજ જીંદગીનું સાર્થક સમજો. પતિના સુખને માટે મહાન્ વૈરાગ્યનું સેવન કરો. આ ત્રણે સાધનો જેમ જેમ સુદૃઢ થતાં જશે; તેમ તેમ તેમાંથી અલૌકીક ભાવના પ્રગટતી જશે. આ ભાવના તમને [અને તમારા ગમે એવા પતિને પણ] મોક્ષના સાધનરૂપ થઈ પડશે. કદિ આ કાર્ય આ અવતારે નહીં બની શકે, તો બીજે અવતારે ચોક્કસ બનશે. પતિ પ્રત્યે નિર્મળ વૃત્તિ રાખીને પતિને સેવવો, તે કોઇ સાધારણ તપ નથી; પણ અસાધારણ તપ છે. જે સાચું છે તે તમને ખોટું દેખાય છે, અને જે ખોટું છે તે સાચું દેખાય છે. જ્યાં મોહ કરવા જેવું છે, જ્યાં સાચા દીલે માણવા જેવું છે, જ્યાં તમે શોભો એવું છે; ત્યાં તમને કંટાળો આવે છે; અને જ્યાં કદિ મોહ કરવા જેવું નથી; જ્યાં મોહ કરવાથી ભયંકર પાપ થાય છે, ઇશ્વર પણ કોપે છે, ત્યાં તમને અનાયાસે મોહ થાય છે, એ તમારાં પાપ છે, એમ નક્કી જાણજો. પાછા વળી જાઓ, તો હજી ઠીક છે.

તમારા દુઃખનું કારણ તમે પોતેજ છો. જ્યાંસુધી પુરૂષ પાસે સારૂં તન અને સારૂં ધન હોય છે, ત્યાંસુધીજ વેસ્યાઓ તે પુરૂષને ચાહે છે. તેમ જ્યાંસુધી તમારી પાસે સુંદર તન અને ધન હોય છે, ત્યાંસુધીજ તમને સ્વાર્થી ગુરૂઓ ચાહે છે. ગરીબ ડોશીઓને કોઇ ગુરૂ ચાહતો નથી. આવી વાત સ્પષ્ટ છે, છતાં તમે તમારા પતિના કરતાં ગુરૂને વધારે ચાહો છો. તમને ખોટામાં ત્વરાથી પ્રેમ થાય છે. ધણીનું રળ્યું ખાઓ, અને પરપુરૂષને ચાહો, એ કેવું ભયંકર પાપ છે ? તમે પતિને તન આપતા હશો, પણ મનથી ગુરૂને ચાહતા હશો. પરિણામે પતિ પણ તમને મનથી ચાહશે નહી, અને તમારો સંસાર દુઃખમય થઇ પડશે તમારી પ્રજા પણ તમારા કંકાસમાં શેકાઈ જશે. સંબંધીઓ તમારી ગમે એવી મશ્કરી કરશે. તમારી પાસે સેવાનો ભાવ છે. જે ભાવથી તમે ગુરૂને સેવો છો, તેજ ભાવથી-તેટલીજ નમ્રતાથી-અને તેટલીજ નિર્મળતાથી, તમે પતિને સેવો, એ મારી પ્રાર્થના છે. આ વર્તન તમારા સુખનો સૂર્ય છે. આ વર્તનની પાછળ સાક્ષાત્ નારાયણ ઉભા છે.

**ગૃહૈઃ** (સ્ત્રીઓ સાથે) **મેધંતે** (રહે છે તે) **ઇતિ ગૃહમેધિનઃ**-ગૃહસ્થાશ્રમીઓ. ગૃહસ્થાશ્રમી દ્વિજાતીઓને સ્ત્રીઓ ધર્મના સાધનરૂપ છે, તેથી તે સ્ત્રીયો 'સહધર્મચારિણી' કહેવાય છે. તેથી શ્રીકૃષ્ણે આ સ્ત્રીયોને જરા વાર પણ રોકી નહીં.

**'यद्यपि अहं आत्मा तथापि बहिः रमणे बुद्धिः अन्यथा भविष्यति'** એમ શ્રીકૃષ્ણે દ્વિજપત્નિઓને કહ્યું. [સુબોધિની] સાર એ છે કે શ્રીકૃષ્ણે તે સ્ત્રીયોને કહ્યું કે 'હું આત્મા છઉં તોપણ બહાર રમણ કરવાથી તમારી બુદ્ધિ દ્વિધા થશે.'

સ્ત્રીતત્ત્વમાં પણ બ્રાહ્મણ પત્નીઓ ધર્મનું મહાન્ અંગ છે. પોતે પતિવ્રતાના ધર્મો પાળીને અન્ય વર્ણની સ્ત્રીયોને પોતાની રહેણી કરણીથી સન્માર્ગે દોરવાનું કાર્ય, બ્રાહ્મણ પત્નીઓનું છે. બ્રાહ્મણ પત્નીઓએ પોતાના પતિ સિવાય કોઈ અન્યને ગુરૂ કરવો નહીં. ખાસ કામ વિના જ્યાં ત્યાં મંદિરોમાં અને કથાવાર્તાઓમાં જવું નહીં. અન્યવર્ણની સ્ત્રીયોને જરૂર પડે ત્યારે આવી બ્રાહ્મણપત્નીઓ પાસે જવું. યાદ રાખવું કે–લખી રાખવું કે–કદિ ચૂકી જવું નહીં કે–**સ્ત્રીને પરપુરૂષમાં અને પુરૂષને પરદારામાં અનાયાસે મોહ થાય છે.** ગુરૂમાં મોહ થાય તે ધર્મમોહ છે. આ મોહ જીવને જાનમની ખાઈમાં ફેંકી દેનાર છે. તેથી બચવા માટે જે પ્રયત્ન થાય, તેજ મહાન્ ધર્મરક્ષા સમજવી. છેવટમાં એમ પણ કહી દઉં કે–એક લાખે એકાદ બે રૂડા સંત હશે, બાકી તો આ સંતો અને આ ગુરૂઓ કલિયુગના છે. વન મૂકીને શહેરમાં રહેવા આવ્યા છે. વલ્કલ–લંગોટી–તજીને સુંદર મલમલનાં વસ્ત્રો પહેરે છે. ઘર તજીને ઘર (મઠ) બાંધી બેઠા છે. પરણેલી એક સ્ત્રીને તજીને, અનેક શિષ્યાઓ સાથે રહે છે. ફળફળાદિ તજીને મીષ્ટાન્ન જમે છે. સંસારીઓના કરતાં વધારે એશારામ ભોગવે છે;–અને આપ સર્વે સ્ત્રીઓ છો–અજવાળી તો પણ રાત્રી છો. અજ્ઞાન અને મોહરૂપી તમારા કટ્ટા શત્રુઓ, તમને ઉથલાવી નાંખવા તમારી સાથેજ વસે છે; માટે આ બાબતમાં સાવધાન રહેજો.

શ્રીકૃષ્ણે વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે બ્રાહ્મણ પત્નીઓને ઘેર જવા આજ્ઞા કરી, તેના જવાબમાં તે સ્ત્રીઓ કહે છે કે—

**वसंततिलका—**

**मैवं विभोऽर्हति भवान्गदितुं नृशंसं, सत्यं कुरुष्व निगमं तव पादमूलम् ॥**
**प्राप्ता वयं तुलसिदाम पदावसृष्टं, केशैर्निवोढुमतिलङ्घ्य समस्तबन्धून् ॥२९॥**
**गृह्णन्ति नो न पतयः पितरौ सुता वा, न भ्रातृबन्धुसुहृदः कुत एव चान्ये ॥**
**तस्माद्भवत्पपदयोः पतितात्मनां नो, नान्या भवेद्गतिररिंदम तद्विधेहि ॥३०॥**

---

૨૯ પદચ્છેદ—**हे विभो!**—હે પ્રભુ! **एवं नृशंसं गदितुं**–એવાં કઠોર વચનો કહેવાં તે **भवान मा अर्हति**–આપને ઘટતું નથી. **निगमं सत्यं कुरुष्व**–'ભગવાનને પામેલો પાછો ફરે નહીં' એવું જે વેદનું વાક્ય છે તેને સત્ય કરો. **समस्त बंधून् अतिलंध्य**–સમસ્ત સંબંધીઓની ઉપરવટ થઈને **पदा अवसृष्टं** (ફેંકેલી) ચરણથી ફેંકેલી. **तुलसीदाम**–તુલસીની માળાને. **केशैः निवोढुम्** મસ્તકથી ધારણ કરવા માટે **तव पादमूलं वयं प्राप्ताः**–અમે આપને શરણે આવી છઈએ.

૩૦ પદચ્છેદ–**पतयः पितरौ सुताः**–પતિઓ માતા પિતા પુત્રો. **भ्रातृबंधुसुहृदः**–ભાઈઓ બંધુઓ અને સ્નેહીઓ. **वा** અને **नः न गृहूणंति**–અમારો સ્વિકાર કરશે નહીં. **च कुत एव अन्ये**–ત્યારે બીજાઓ તો અમારો અંગીકાર કેવી રીતે કરે? **तस्मात्**–તેથી.

**અર્થ—બ્રાહ્મણપત્નીઓ કહે તે કે—" હે પ્રભુ ! આપે આવું કઠણ વચન કહેવું ઘટતું નથી. 'ભગવાનને પામેલો પાછો ફરે નહીં,' એવું જે વેદનું વાક્ય છે, તેને આપ સત્ય કરો. કારણ કે-સમસ્ત સંબંધીઓની ઉપરવટ થઇને, આપના ચરણથી ફેંકેલી તુલસીમાળાને અમારા મુસ્તકથી ધારણ કરવા માટે, અમે આપને શરણે આવેલી છઈએ. (૨૯) પતિઓ, માતા, પિતા, પુત્રો, ભાઈઓ, બંધુઓ અને સ્નેહિઓ, હવે અમારો સ્વિકાર કરશે નહી. એટલે અમને ઘરમાં પેસવા દેશે નહીં. ત્યારે બીજાઓ તો અમારો સ્વિકાર કેવી રીતે કરે? નહીં જ કરે. તેથી અમે કે જેઓ આપના ચરણમાં પડેલી છઇએ, તેમની હે કામદેવને દમન કરનાર !—અગર હે જીવની સકલ કામનાઓનો નાશ કરનાર ! બીજી કોઇ પણ ગતિ ન થવી જોઈએ. એટલે અમે આપની દાસી જ થઇએ, એમ આપ કરો. (૩૦)**

૨૯–૩૦ વિવેચન—

**नृशंसं गदितुं**—'તમારે ઘર જાઓ' એ વાક્યરૂપી ક્રુરવચન કહેવું તે.—વ્હાલાઓની વચ્ચે 'આવો' શબ્દ વ્હાલો લાગે, અને 'જાઓ' શબ્દ કડવો ઝેર જેવો લાગે. 'આવો' શબ્દ સંયોગ સૂચવે, 'જાઓ' શબ્દ વિયોગ સૂચવે. સંસારરૂપી દાવાગ્નિમાંથી નીકળેલાને, સંસારમાં પાછા ફેંકી દેવા, તે ક્રુરતા ગણાય. તેથી 'તમે તમારે ઘેર જાઓ' એ શબ્દ વીપ્રપત્નીઓને ગમ્યા નહીં. વળી—

ચોપાઈ—સરિતા જલ જલનીધિમેં જાઇ, હોઇ અચલ જીમિ જીવ હરિપાઇ.

સમુદ્રમાં ગએલી નદી કદિ પાછી વળતી નથી.

શ્રીકૃષ્ણ પણ ગીતામાં બોલ્યા છે કે—'**मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते** મને પામેલો સંસારમાં પાછો ફરતો નથી. આ વાક્યોને સત્ય કરવા માટે બ્રાહ્મણપત્નીઓ પ્રાર્થના કરે છે.

તમામ સંબંધીઓનો ત્યાગ—સંબંધીઓનો ત્યાગ એટલે તેઓમાં થએલા રાગનો ત્યાગ. રાગનો ત્યાગ પણ પકવદશામાં-જ્ઞાનદશામાં-થાય, તેજ રાગત્યાગ ગણાય. શ્રીરામ તે સંબંધમાં વિભીષણને કહે છે કે—

ચોપાઇ—જનની જનક બંધુ સુત દારા, તનધન ભુવન સુહૃદ પરિવારા;
સબકી મમતા ત્યાગ બટોરી, મમપદ મનહીં બાંધી બટિ દોરી.
સમદર્શી ઇચ્છા કછુ નાંહિ, હર્ષ શોક ભય નહીં મનમાંહી.
અસ સજ્જન્ મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે;
તમ સરિખે સંત પ્રિય મોરે, ધરૌં દેહ નહીં આન નિહોરે—

[બ્હેનોએ આવી કથા બહુજ સંભાળથી સાંભળવી. પ્રભુ મળે તો તમે સર્વનો ત્યાગ કરજો, બાકી પ્રભુ બની બેઠેલા કલિયુગના કંગાલો (સ્વાર્થી ગુરૂઓ) માટે આમ મર્યાદાનો ભંગ

---

**भवतः प्रपद्योः**—આપના ચરણમાં. **पतितः आत्मा** (દેહ) **यासां ताः तासां इति नः**—પડેલી છઇએ તેમની. **अरिंदम !**—હે કામદેવને દમન કરનાર ! **अन्याः गति नः भवेत्** બીજી કાંઇ ગતિ ન થાય. **तत् विधेहि**—તે આપ જાણો એટલે અમને આપની દાસી જ કરો.

કરશો, તો ચડવાને બદલે પડી જશો. યાદ રાખજો કે, તે કંગાલોને તમારા કરતાં કોઈ સારી શિષ્યાઓ જડી આવશે, તો તેઓ તમને તુરત પડી મેલશે. પછી તમે ક્યાં જશો ?

'તુલસીની માળાને કેશવડે ધારણ કરવી,' એટલે 'આપના ચરણમાં અર્પાએલી, તુલસી, અમે અમારે મસ્તકે ચડાવીશું.' એટલે 'અમે નિર્મળ ભાવે આપની સેવા કરીશું.'

રામાવતારમાં આવો હઠીલો પ્રેમી ભક્ત કોણ હતો ?—**અંગદ.** અંગદ સંબંધી સાંભળો. સૌ કપીને વિદાયકરવા વખતે, શ્રીરામ બોલ્યા કે–[જુઓ મોક્ષવાણી પાનું ૧૦૯]

દોહરો—અબ ગૃહ જાહુ સખા સબ, ભજહુ મોહી દઢ નેમ;
સદા સવગત સર્વહિત, જાનિ કરહુ અતિ પ્રેમ. સીયાવર૦

આ શબ્દો સાંભળીને સુગ્રીવાદિ કપીઓને ઘર યાદ આવ્યું, તોપણ પ્રભુથી છૂટા પડવું પડશે, એવી ચિંતામાં તેઓ પ્રભુ સામે એકી નજરે જોઇ રહ્યા. પ્રભુએ જ્ઞાનની વાતો કરીને, તેમને સમજાવ્યા. સૌ સમજ્યા, પણ અંગદ સમજ્યો નહીં. પ્રભુ સૌને પહેરામણી આપવા લાગ્યા, પણ અંગદનો ભાવ સમજી, પ્રભુ પ્રથમ તેની પાસે જઈ શક્યા નહીં.

ચોપાઈ—'અંગદ બૈઠી રહે નહિં ડોલે, પ્રીતિ જાનિ પ્રભુ તાહિ ન બોલે.'

પ્રભુએ પ્રથમ સૌને પહેરામણી આપી. છેવટે અંગદનો વારો આવ્યો.

દોહરો—તબ અંગદ ઉઠી નાથ શીર, સજલ નયન કરજોરી;
અતિ વિનિત બોલે વચન, મનહુ પ્રેમરસ બોરી. સીયાવર૦

[પ્રેમરસમાં બોળેલા અંગદના વચનો કેવાં છે, તે ભાવથી સાંભળો. આસપાસ જુઓ, કોઈ ઉંઘતા તો નથીને ? બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. દ્વારકાંધીશકી જય. ડાકોરનાથકી જય. હર હર મહાદેવ હર.]

ચોપાઇ—સુનુ સર્વજ્ઞ કૃપા સુખસિંધો ! દીન દયાકર આરતબંધો;
મરતીવાર નાથ મોહી વાલી, ગયો તુહ્માર કોછે ઘાલી;
અશરણ શરણ બિરદ સંભારી, મોહિ જનિ તજહુ ભક્તભયહારિ.
મોરે પ્રભુ ! તુમ ગુરૂ પિતુ માતા, જાઉં કહાં તજી પદજલજાતા ?
તુમહિ બિચાર કરહુ નરનારા, પ્રભુ તજી ભવન કાજ મમ કાહા ?
બાલક અબુધ જાન બલહીના, રાખહુ શરણ જાનિ જન દીના.
નીચ ટહેલ ગૃહકી સબ કરિહૌં, પદપંકજ વિલોકી ભવ તરીહૌં.
અસ કહી ચરણપરે પ્રભુ પાહીં, અબ જનિ નાથ કહહું ગૃહ જાહી.

દોહરો—અંગદ બચન બિનિત સુન, રઘુપતિ કરૂણાસિંવ;
પ્રભુ ઉઠાય ઉર લાયઉ, સજલ નયન રાજીવ. સીયાવર.

પ્રેમમાં રામ હાર્યા, અને અંગદ જીત્યો. શ્રીરામે અંગદને માંડમાંડ રવાના કર્યો. તે પ્રમાણે પ્રેમમાં વિપ્રપત્નીઓ જીતી, અને શ્રીકૃષ્ણ હાર્યા.

હવે શ્રીકૃષ્ણ તેમને કેવી રીતે સમજાવે છે, તે ભાવથી સાંભળો—

**श्रीभगवानुवाच ॥**

**पतयो नाभ्यसूयेरन्, पितृभ्रातृसुतादयः ॥**
**लोकाश्च ये मयोपेता, देवा अप्यनुमन्वते ॥३१॥**

---

૩૧-૩૨ પદચ્છેદ-**मया उपेताः**-મારાથી પેરાએલા. **पतयः**-તમારા પતિઓ. **पितृभ्रातृसुतादयः**-પિતા, ભાઈ, અને પુત્રાદિક. **न अभ्यसूयेरन्**-તમારો વાંક કાઢશે નહીં-

**न प्रीतयेऽनुरागाय, ह्यङ्गसङ्गो नृणामिह ॥**
**तन्मनो मयि युञ्जाना, अचिरान्मामवाप्स्यथ ॥३२॥**

**અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે-'મારાથી પ્રેરાએલા તમારા પતિઓ, પિતા, ભાઈ, અને પુત્રાદિક તમારામાં દોષ દેખશે નહીં. (દેવોને પ્રત્યક્ષ કરીને કહે છે કેઃ-] મારાથી પ્રત્યક્ષ કરાએલા આ દેવો પણ તમને સંમતિ આપે છે. (૩૧) આ સંસારમાં મનુષ્યોનો અરસપરસ અંગસંગ પ્રીતિને માટે અગર સ્નેહની વૃદ્ધિ માટે હોતો નથી. એટલે અંગસંગથી પ્રીતિ અગર સ્નેહ વધતો નથી. તમે મારામાં મન જોડી રાખશો, તો તમે થોડા વખતમાં મને પામશો.(૩૨)**

૩૧-૩૨ વિવેચન—

ત્યાં દેવોને પ્રત્યક્ષ દેખાડીને શ્રીકૃષ્ણે પોતાની પ્રભુતાનું ભાન કરાવ્યું. એટલે 'પતિ વિગેરે સંબંધીઓથી તમને કોઇ પણ પ્રકારનો ભય નહીં થાય,' એવી ખાત્રી સ્ત્રીયોને કરાવી.

**અંગસંગ**--આ શબ્દ જીવને તર્ક વિતર્ક કરાવે એવો છે. માટે તેનો ખુલાસો સાંભળો.

અંગસંગના બે અર્થ--(૧) પાસે રહેવું તે. અને (૨) રતિસુખ. દ્વિજપત્નિીઓએ ભગવાનના રતિસુખની માગણી કરી નથી, પણ ભગવાનની પાસે રહેવાની માગણી કરી છે; છતાં કોઇ કોઇ ટીકાકરોએ અંગસંગ શબ્દનો અર્થ 'રતિસુખ' કર્યો છે. શ્રીકૃષ્ણના ચરણમાં અર્પણ કરેલી તુલસીની માગણી પણ તેઓ કરે છે. ચરણમાં અર્પણ કરેલી તુલસીની માગણી કરવી, તેનો અર્થ-'ચરણકમળમાં દાસ થઈને રહેવું.' જેમના ઘરમાં હજી શાસ્ત્રો સજીવન છે, જેમના ઘરમાં શાસ્ત્રોનાં અધ્યયન થયાં કરે છે. જે સ્ત્રીઓ પતિની સાથે બેસીને અગ્નિહોત્રાદિ અનેક ધર્મક્રીયાઓ કર્યા કરે છે. જેમના પતિઓ, પુત્રો અને પુત્રીઓ ઉત્તમ સંસ્કારી હોય છે, જે સ્ત્રી પતિવ્રતાના ધર્મ પાળીને, અન્ય સ્ત્રીયોને તે ધર્મ પાળવાનું શીખવે છે-એવી સંસ્કારી બ્રાહ્મણપત્નીઓ, શ્રીકૃષ્ણતત્ત્વમાં લલચાય ખરી. પણ વિષયસુખમાં લલચાય નહીં.

તાત્પર્ય—દ્વિજપત્નીઓ ઉત્તમ સંસ્કારી છે, અને વિષયના ક્ષુદ્ર સુખમાં લલચાણી નથી. તેઓ સૌની ઉપરવટ થઈને શ્રીકૃષ્ણ પાસે આવી હતી, તેથી ઘેર પાછાં જતાં તેમને અનેક વિચાર થતા હતા. તે કારણ પણ શ્રીકૃષ્ણની પાસે રહી જવામાં ટેકારૂપ હતું. શ્રીકૃષ્ણે તેમને પાસે કેમ ન રાખી?-તેનું કારણ એ છે કે-દ્વિજોની નિત્યનૈમિત્તીક ક્રિયાઓ સ્ત્રીઓ સાથે હોય, તોજ સંપૂર્ણ રીતે થઈ શકે. ક્રીયાઓ અટકે, તો ધર્મનો પ્રવાહ અટકી જાય. પતિ અને પત્નીઓ વિખુટાં રહે, તો ભયંકર ગેરવ્યવસ્થા થઈ જાય.

આ સંબંધમાં શ્રીમદ્ **જીવગોસ્વામી** વૈષ્ણવતોષણી નામની ટીકામાં કહે છે કે-'તટસ્થ અને લીલાંતઃપતિનઃ એમ બે પ્રકારના કૃષ્ણ ભક્તો હતા. ગોપોને અને ગોપી-

---

તમારામાં દોષ દેખશે નહીં. **मया उपेताः ये लोकाः देवाः अपि**-મારાથી પ્રેરાએલા પ્રત્યક્ષ કરાએલા આ લોકપાળ દેવો પણ.**अनुमन्वते**-તમને સંમતી આપે છે. **इह**-આ સંસારમાં. **नृणां अंगसंगः**-મનુષ્યોનો અંગસંગ. **न प्रीतये न अनुरागाय हि**-પ્રીતિને માટે અગર સ્નેહની વૃદ્ધિને માટે હોતો નથી. **ततः मयि मनः युंजानाः**-તેથી મારામાં મન જોડી રાખીને. **अचिरात् माम् अवाप्स्यथ**-થોડા વખતમા તમે મને પામશો.

-ઓને શ્રીકૃષ્ણે લીલામાં લાભ લેવરાવ્યો, માટે તેઓ લીલાંતઃપતિનઃ ભક્તો ગણાય, અને બ્રાહ્મણપત્નીઓને ધર્મમર્યાદાનો ઉપદેશ કરીને, તટસ્થ રાખી. શ્રીકૃષ્ણે તેમને એમ પણ કહી દીધું કે-'**इह ब्राह्मणजन्मनि युष्माभिः ममांगसंगः युष्मद् उद्दिष्टदास्यमय सानिध्यं नृणां-जीवमात्राणां, प्रीतये-सुखमात्राय न भवेत्**'-'આ સંસારમાં બ્રાહ્મણ જન્મમાં તમે મારો અંગસંગ (એટલે મારી સાનિધ્ય રહેવાનું) અને મારૂં દાસપણું માગશો, તો સકલ પ્રાણી માત્રનું અકલ્યાણ થશે. તાત્પર્ય-તમારે તો તમારા પતિના સંગ-માંજ રહેવું જોઇએ, અને તેમનીજ સેવા કરવી જોઈએ. પતિ સિવાયના અન્ય સ્થળમાં રહેવાનો અને પતિ સિવાય બીજા કોઇની (મારી પણ) સેવા કરવાનો તમારો ધર્મ નથી. તાત્પર્ય-તમારી વૃત્તિમાં તમારા પતિ સિવાય કોઈ અન્ય પુરૂષતત્ત્વ ન હોવું જોઇએ.'

આ સંબંધમાં શ્રી વલ્લભ મહા પ્રભુજી કહે છે કે-શ્રીકૃષ્ણે બ્રાહ્મણ પત્નિઓને સૂચવ્યું કે-'**ननु स्त्रियः भवत्यः कामयुक्ताः तथा सति अनुचितं लोकशास्त्रावतारविरुद्धं कथं अहं कुर्याम् अतः व्यावृत्यगमनं एव उचितं**'-'તમે સ્ત્રિયો છો અને કદિ મારી કામનાવાળી હો, તો પણ લોક, શાસ્ત્ર અને અવતાર વિરૂદ્ધ કર્મ હું કેવી રીતે કરી શકું? માટે તમે તમારે ઘેર જાઓ. પતિના સંગમાં રહો અને પતિની સેવા કરો.'

આ અધ્યાયના ૪૧મા શ્લોકની વિશ્વનાથ ચક્રવર્તી કૃત સારાર્થદર્શની ટીકામાં તેઓ-શ્રી કહે છે કે-'**ननु स्त्रीणां पत्युः इतरस्मिन् भावः अनुचितः तत्र आह-जगद्-गुरौ यदारोपादेव पत्यौ स्त्रीणां गुरुत्वं विहितं साक्षाद्-भूते तस्मिन् खलु को विचारः इति भावः।**' ભાવાર્થ-દ્વિજપત્નીઓ શ્રીકૃષ્ણને જોઇને વિહ્વળ થઈ ગઈ. તે સંબંધમાં કહે છે કે-'સ્ત્રીઓને પતિ સિવાય અન્ય પુરૂષમાં કદિ ભાવ થવો ન જોઇએ, અને થાય તો તે ગેરવ્યાજબી ગણાય; અહીં પતિમાં જે ગુરૂત્વ અગર ઇશ્વરપણું સ્ત્રીએ આરોપ્યું છે, તે સાક્ષાત્ ઈશ્વરનું છે. સાક્ષાત્ ઈશ્વર જ્યારે પોતે સ્ત્રીને મળી આવે, ત્યારે સ્ત્રી પતિમાં આરોપેલું ઈશ્વરપણું સાક્ષાત્ ઇશ્વરમાં આરોપે, તેમાં સ્ત્રીનો કોઇપણ પ્રકારનો દોષ ગણાય નહીં.'

બ્હેનોને કહી દઇએ કે-તમને સાક્ષાત્ ઈશ્વર મળે, ત્યારે આમ કરજો; પણ સ્વાર્થી સાધુસંત અગર ગુરૂ દેખીને જ્યાં ત્યાં પેમલાં થશો નહીં. તાત્પર્ય—પતિમાંથી તમારા ભાવને જરા પણ ખસેડશો નહીં. તમે તમારા સતીધર્મથી, ઈશ્વરને વશ કરશો એટલુંજ નહીં, પણ (કદિ પ્રાપ્ત થએલા) પતીત પતિઓનો પણ, તમે ઉદ્ધાર કરી શકશો. ખીલડાથી જે દાણો ખસે તે ઘંટીના બે પડીયામાં દળાઈ જાય, તેમ જે સ્ત્રી પતિથી વિમુખ થાય, તે સ્ત્રી પોતાનો આ લોક અને પરલોક બગાડી નાંખે.

શ્રીશુકદેવજીકૃત સિદ્ધાંતપ્રદીપ નામની ટીકા કહે છે કે-'**नृणां अंगसंगः** (શરીરની પ્રાપ્તિ.) **प्रीतयेन** (તે સુતદારાદિ સુખદુઃખો માટે નથી-પણ) **मयि अनुरागाय** (મારામાં પ્રીતિ કરવા માટે છે. **ततः** (તેથી) **मयि मनः युंजानाः** (મારામાં મનને જોડી રાખીને) **अचिरात् माम् अवाप्स्यथ** (પામીશ).' તાત્પર્ય-અંગ એટલે શરીર અને સંગ એટલે પ્રાપ્તિ. અંગસંગ એટલે દેહની પ્રાપ્તિ.

શ્રીકૃષ્ણે ગોપીકાઓને અંગસંગ આપીને રમાડી, અને બ્રાહ્મણપત્નીઓનો સ્પર્શ પણ ન કર્યો. ક્ષત્રિયો પણ બ્રાહ્મણ કન્યાનો સ્વિકાર કરી શકતા નહીં. અત્યારે કેટલાએક ધન-

વાનો બ્રાહ્મણ પત્નીઓને રસોઇ વિગેરે કાર્યમાં જોડે છે, તેતો કાંઇ ઠીક છે; પણ જેઓ તેમની સાથે ગેરવર્તણુક કરે છે, તે તેમની નરકની તૈયારી કરે છે.

બ્રાહ્મણપત્નીઓ જમાડવા આવી, તે આતિથ્ય ધર્મ. સામગ્રિ લઇને શ્રીકૃષ્ણ હતા ત્યાં આવી, તે શ્રીકૃષ્ણનાં દર્શનની લાલસા. દર્શન કર્યા પછી કૃષ્ણતત્ત્વમાં મોહ થયો, પણ રતિસુખની ઇચ્છા ન થઈ, તે તેમનું બ્રાહ્મણપણું–સંસ્કારીપણું. સર્વના હૃદયમાં રહેલા પ્રભુ પણ, તેમના હૃદયમાં એવી લાલસા પ્રગટાવે નહીં.

આગળ (૮૬૫) પાને 'વર્ણાશ્રમ અને પતિપત્નીનો સંબંધ, એ વિષય ઉપર થોડી વાત કરી છે. તેના અનુસંધાનમાં બ્રાહ્મણપત્નીઓને કહી દઇએ કે–શ્રીરામ અને અરૂંધતી અયોધ્યામાં સાથેજ રહેતા હતા, પણ ગુરૂ વસિષ્ઠને તજીને અરૂંધતી રામને સેવવા દોડયાં નહોતાં. સાંદીપીની ઋષિની સ્ત્રીને શ્રીકૃષ્ણે પોતાનું પ્રભુત્વ દક્ષણામાં દેખાડયું હતું; તો પણ તે સ્ત્રી સાંદિપીની ઋષિને પડયા મેલીને, કૃષ્ણને સેવવા દોડયાં નહોતાં. ત્યારે તમે બ્રાહ્મણપત્નીઓ! સ્વાર્થી બાવા, સાધુ અગર બ્રાહ્મણગુરૂઓની પાછળ કાં ભટકો ? જેમ દીવાસળીના ટોપકામાં પ્રકાશ સંતાઇને રહ્યો છે; પણ ઘસવાથી પ્રાપ્ત થાય. જેમ ખાણમાં હીરા સંતાઇને રહ્યા છે, પણ ખોદનારને જડે છે, તેમ તમને તમારા પતિમાંથીજ–તમારા પતિની નિર્મળ ભાવે કરેલી સેવામાંથીજ–પરમેશ્વર મળશે. કદિ પતિ હૈયાત ન હોય–આપ કોઈ વિધવા હો, તો પતિની છબી સામે મૂકીને, તેમનું દેવની માફક–પ્યારા કૃષ્ણની માફક–પૂજન કરી, સતીના ધર્મ પાળો. જેમ કોઈ વ્હાલો સગો તમારૂં ઘર પુછતો આવે, તેમ સાક્ષાત નારાયણ તમારૂં ઘર પૂછતા આવશે. જેમ કાચલીમાં ટોપરૂં છુપાઈ રહે છે, તેમ પતિ સેવામાં પ્રભુ છુપાઇ રહે છે. તમારા ઉંબરામાં ધર્મના ઢગલા છે તમારા ઓરડામાં સમજણના સાગર છે, તમે ઉંબરો વટીને ધર્મને બ્હાને જ્યાં ત્યાં રઝળો, તેથી તમે તમારા સાચા ધર્મથી પતીત થાઓ છો, અને પુણ્યને બદલે પાપ બાંધો છો. મારૂં કહેવું ખોટું લાગતું હોય, તો સ્નાન કરીને પવિત્ર વસ્ત્ર પહેરીને, ઘીનો દીવો કરીને, એક ચિત્તે પાંચ માળા ફેરવીને, ચિત્ત શાંત થાય, ત્યારે ચિત્તમાં પાછા વળીને વિચાર કરજો. તે વખતે તમારો આત્મા કહે તેમ કરજો.

**દેવોની અને ગુરૂઓની પાસે રહેવામાં એક મહાન્ ભય—अति परिचयादवज्ञा**–'Intimacy breeds Contempt' બીન અધીકારી જીવો રાજાની પાસે, દેવની પાસે અને સંતોની પાસે રહીને, સારા થવાને બદલે ઉલટા બગડે છે. ડાકોરમાં રહેનારા સોએ પંચાણું ટકા, શ્રીરણછોડરાયનો મહિમા ખોઈ નાંખે છે. પુનમે પુનમે જેઓ જાય છે, તેઓ પણ શ્રીરણછોડરાયની કીંમત બરાબર આંકી શકતા નથી. દ્વારકાધીશના મંદિરમાં રહેનારા ગુગળી હારી ગયા, અને દૂર રહેલો બોડાણો જીતી ગયો. ઘરમાં રહેલા સાક્ષાત્ પ્રભુરૂપ પતિને મૂકીને, સ્ત્રી બહાર બાવા સાધુ અગર ગુરૂને પ્રભુ કહેવા દોડે છે. તનમન અને ધનથી સેવનારો અને પોતા માટે થએલા મહાન્ ત્યાગીને (પતિને) તજીને, બહારના રાગી સંતોને, સ્ત્રી 'સ્વામીન્!' કહેતાં લાજતી નથી. ગુરૂમહારાજને મળવા માટે લોકો દેશાવરથી આવે, પણ ગુરૂના ઘરમાં રહેનારાને ગુરૂ ટકાના ત્રણશેર. પુરાણી જગતનું કલ્યાણ કરી શકે, પણ તેમની સ્ત્રી કલ્યાણની વાતમાં સમજે નહીં. મહેતાજી ગામના છોકરાઓને ભણાવીને ફીટ કરે, પણ મહેતાજીના પુત્રો મુરખા રહે. આ તમામ બીનઅધિકારીને પાસે રાખ્યાનું પરિણામ છે. આ દોષ મટાડવા, અને પોતાનું કલ્યાણ સાધવા માટે, સમજુ સ્ત્રી પુરૂષોએ ખાસ આગ્રહ રાખવો જોઇએ.

'મારામાં મન રાખવાથી તમે મને ત્વરાથી પામશો,' એમ શ્રીકૃષ્ણે દ્વિજપત્નીઓને કહ્યું-તેમાં એવો ભાવ છે કે-'સંસારમાં સરસો રહે, અને મન મારી પાસ; સંસારમાં લેપે નહીં, તેને જાણુ મારો દાસ; અર્જુન સુણો ગીતાસાર પાંડવ માનજો નિરધાર.'

બ્રાહ્મણપત્નીઓ પ્રભુની આજ્ઞા માથે ચડાવીને, યજ્ઞભુમિમાં પાછી આવે છે, અને યજ્ઞ સંપૂર્ણ કરે છે--

**श्रीशुक उवाच ॥**

**इत्युक्ता मुनिपत्न्यस्ता, यज्ञवाटं पुनर्गताः ॥**
**ते चानसूयवः स्वाभिः, स्त्रीभिः सत्रमपारयन् ॥३३॥**

**અર્થ—એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને તે બ્રાહ્મણપત્નીઓ યજ્ઞભૂમિમાં પાછી ગઈ; અને બ્રાહ્મણોએ તે સ્ત્રીયોમાં દોષદૃષ્ટિ ન રાખીને, તે સ્ત્રીયોને સાથે રાખીને યજ્ઞ સંપૂર્ણ કર્યો. (૩૩)**

૩૩ વિવેચન--

સ્ત્રીયોને યજ્ઞભૂમિમાં પાછી આવેલી દેખીને બ્રાહ્મણોએ દોષદૃષ્ટિ ન કરી, તે ઇશ્વિરનો અનુગ્રહ સમજવો.

યજ્ઞક્રીયા ચાલતી હોય, તે દર્મીયાન દિક્ષીતથી યજ્ઞભુમિ કેમ છોડી શકાય? તેના જવાબમાં **विवदमान आर्त्विज्यं बलीयः इति** એ ન્યાયથી દિક્ષામાં મુખ્ય ભાગ બ્રાહ્મણોનો છે, દ્વિજપત્નીઓનો નથી. ક્રીયા અટકી ન પડે, તે હેતુથી શ્રીકૃષ્ણે દ્વિજ પત્નીઓને યજ્ઞભુમિમાં પાછી મોકલી.

એક સ્ત્રીને દ્વિજે શ્રીકૃષ્ણ પાસે જવા દીધી નહોતી, તેની કેવી સ્થિતિ થઈ તે સાંભળો-

**तत्रैका विधृता भर्त्रा, भगवन्तं यथाश्रुतम् ॥**
**हृदोपगुह्य विजहौ, देहं कर्मानुबन्धनम् ॥३४॥**

**અર્થ—આ સ્ત્રીયો ભગવાનની પાસે જતી હતી તે વખતે, એક સ્ત્રીને તેણીના પતિએ રોકી રાખી હતી. તે સ્ત્રીયે ભગવાનને જેવા સાંભળ્યા હતા, તેવા યાદ કરીને, અને હ્રુદયથી પ્રભુને ભેટીને, કર્મથી બંધાએલો દેહ છોડી દીધો. ( અધ્યાત્મ ભાવથી ભગવાનને પામી ગઈ. ) (૩૪)**

---

૩૩ પદચ્છેદ—**इति उक्ताः ता मुनिपत्न्यः**-એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને તે બ્રાહ્મણની સ્ત્રિયો. **यज्ञवाटं पुनः गताः**-યજ્ઞભૂમિમાં પાછી ગઈ. **च**-અને **ते**-બ્રાહ્મણોએ. **न असूयवः अनसूयवः इति ते**-દોષદૃષ્ટિ ન રાખનારા તે સ્ત્રીયોના પતિઓએ **स्वाभिः स्त्रीभिः**-પોતપોતાની સ્ત્રિયોની સાથે. **सत्रम् अपारयन्**-યજ્ઞ સંપૂર્ણ કર્યો.

૩૪ પદચ્છેદ—**तत्र एका भर्त्रा विधृता**-એ તમામ સ્ત્રિયો ભગવાનની પાસે ગઇ તે વખતે, એક સ્ત્રીને તેણીના પતિએ અટકાવી રાખી હતી. **भगवंतं**-ભગવાનને **श्रुतं अनतिक्रम्य इति यथाश्रुतम्**-સાંભળવા પ્રમાણે. **हृदा उपगुह्य**-હૃદયથી ભેટીને **कर्माणि अनुबध्नाति इति कर्मानुबंधनः तम् इति देहं**-કર્મથી બંધાએલો દેહ. **विजहौ**-છોડી દીધો.

૩૪ વિવેચન—

જે સ્ત્રીને રૂંધી રાખી હતી, તે મુખ્ય યજમાનની સ્ત્રી હતી. પતિએ સ્ત્રીનું શરીર રૂંધી રાખ્યું, પણ તે તેણીના મનને રૂંધી શક્યો નહીં. તેણીના મને શ્રીકૃષ્ણને હૃદયમાં રૂંધ્યા. શ્રીકૃષ્ણે હૃદયમાં રહીને તેણીનાં કર્મનાં બંધનો તોડી નાંખ્યાં. કર્મનાં બંધનો તૂટી જતાં દેહમાંથી પ્રાણ ચાલી નીકળ્યા. **आत्मनः अधिकारार्थमेतत् परिग्रहः** । આત્માનો સાક્ષાત્કાર થાય ત્યાં સુધીજ દેહનો સંબંધ રહે છે. દેહ કે જે પતિને વ્હાલો હતો તે પતિને આપ્યો, અને પ્રાણ અગર આત્મા કે જે પોતાને વ્હાલો હતો, તે શ્રીકૃષ્ણે લઇ લીધો. વીજળીના દીવામાંથી જેમ પાવર ખેંચીલે, તેમ શ્રીકૃષ્ણે તે દેહમાંથી ચૈતન્યરૂપી પાવર ખેંચી લીધી. **विजहौ**માં રહેલો **वि** સૂચવે છે કે આ સ્ત્રીને પુનર્જન્મનો સંભવ માનવો નહીં. દ્વિજપત્નીઓની વાત હવે પૂરી થઈ. હવે આપણે પાછાં શ્રીકૃષ્ણ પાસે આવીએ—

**भगवानपि गोविन्दसू–तेनैवान्नेन गोपकान् ॥**
**चतुर्विधेनाशयित्वा, स्वयं च बुभुजे प्रभुः ॥३५॥**

**અર્થ—ગોવિંદ ભગવાન્ શ્રીકૃષ્ણે પણ તે ચાર પ્રકારના અન્નથી ગોપોને જમાડીને, પોતે પણ જમ્યા. (૩૫)**

૩૫ વિવેચન—

અન્ન થોડું અને ગોપો ઘણા; પણ સૌ આનંદથી જમ્યા, તે કૃષ્ણની કળા—અવતાર લીલા. પોતે ભુખ્યા ન હોતા. અન્નને માટે પોતાની માગણી ન હતી; છતાં દ્વિજપત્નીઓએ પ્રેમથી આગળ ધરેલી સામગ્રી શ્રીકૃષ્ણ—પ્રેમથી આરોગ્યા. પ્રભુ જમવા બેઠા છે તે ટાણે આપણે કાંઇ ગાઇએ તો ઠીક—ભોજન જમાડનાર મીરાં છે.

થાળ—

લટકાળા મંદિરીએ આવ, લટકે મોહી રહી છઉં; ટેક૦
છોગાળા મંદિરીએ આવ, છોગલે મોહી રહી છઉં.
લટકે આવો અને લટકે જાઓ, લટકામાં સમજાવો,
વાટલડી જોઇ રહી છઉં—લટકાળા૦
ભાત ભાતના પકવાન પીરસાઉં, હાંરે તમે જમવા પધારો રમાનાથ.
ગાવલડી દોહી રહી છઉં—લટકાળા૦
જમુના કેરી ઝારી મંગાવું, હારે તમે આચમન કરોને દીનાનાથ;
મુખડાં લોહી રહી છઉં—લટકાળા૦
લવીંગ સોપારીને એલચીરે, હાંરે તમે મુખવાસ લીયોને સ્વામીનાથ;
બીડલાં વાળી રહી છઉં—લટકાળા૦
હીરલા કેરા પાસા ઢળાવું, હાંરે તમે રમવા પધારો દીનાનાથ.
બાજીઓ ઢાળી રહી છઉં—લટકાળા૦

---

૩૫ પદચ્છેદ—**गोविंदः भगवान् अपि**—શ્રીકૃષ્ણે પણ **तेन एव चतुर्विधेन अन्नेन**—તે ચાર પ્રકારના અન્નથી. **गोपकान् आशयित्वा**—ગોપોને જમાડીને. **स्वयं प्रभुः च बुभुजे**—પ્રભુ પોતે પણ જમ્યા.

ફુલડાં કેરી સેજ બીછાવું, હાંરે તમે પોઢણ કરોને સ્વામીનાથ.
વાવલીયા ઢોળીરહી છઉં—લટકાળા૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, હાંરે હુંતો તમને ભજીને થઈ ન્યાલ;
ટગમગ જોઈ રહી છઉં—લટકાળા૦

હવે દ્વિજપત્નીઓના પ્રસંગનો ઉપસંહાર કરે છે—

**एवं लीलानरवपुर्–नृलोकमनुशीलयन् ॥**
**रेमे गोगोपगोपीनां, रमयन्रूपवाक्कृतैः ॥३६॥**

**અર્થ—આ પ્રમાણે લીલાથી જેમણે નરનું રૂપ ધારણ કર્યું હતું તે શ્રી કૃષ્ણે, રૂપ, વાણી અને કાર્યોથી, મનુષ્યના જેવી ચેષ્ટાઓ કરીને, ગાયોને, ગોપોને અને ગોપીકાઓને રમાડતા ભગવાન્ ક્રીડા કરતા હતા. (૩૬)**

૩૬ વિવેચન—

ધર્મની તુટી ગએલી પાળને રીપેર કરવા પ્રભુ પધાર્યા છે. નિર્ગુણ મટીને સગુણ બન્યા છે. અક્રિય મટીને સક્રીય બન્યા છે. નિર્વિકાર મટીને સવિકાર બન્યા છે. પોતાની કૃતિદ્વારા પાપીઓને દંડે છે, અને ભક્તોને પોતાના કરે છે. અત્યારે ગાય, ગોપો અને ગોપીઓ–એમ ત્રણ પ્રકારના ભક્તો–પ્રભુનો બહુ લાભ લે છે. પ્રભુ રૂપ, વચન અને કૃતિથી ભક્તોને રમાડે છે.

હવે બ્રાહ્મણોના પશ્ચાત્તાપની કથા શરૂ થશે—

**अथानुस्मृत्य विप्रास्ते, अन्वतप्यन्कृतागसः ॥**
**यद्विश्वेश्वरयोर्याच्ञा–महन्म नृविडम्बयोः ॥३७॥**
**दृष्ट्वा स्त्रीणां भगवति, कृष्णे भक्तिमलौकिकीम् ॥**
**आत्मानं च तया हीन–मनुतप्ता व्यगर्हयन ॥३८॥**

---

૩૬ પદચ્છેદ—**एवं**–એ પ્રમાણે. **लीलया नरस्य इव वपुः यस्य सः लीलानरवपुः**–લીલાથી નરનું શરીર જેણે ધારણ કર્યું હતું તે. **रूपश्च वाक् च कृतानि च तैः**–રૂપ, વાણી અને કાર્યોથી. **नृलोकं अनुशीलयन्**–મનુષ્યોના જેવી ચેષ્ટા કરતા. **गावश्च गोपाश्च गोप्यश्च तेषां** ( છઠ્ઠી વિ. દ્વિતીયાના અર્થમાં છે. )–ગાયોને ગોપોને અને ગોપીકાઓને **रमयन्**–રમાડતા એવા શ્રીકૃષ્ણ **(स्वयं अपि) रेमे**–ક્રીડા કરતા હતા.

૩૭ પદચ્છેદ—**अथ**–પછી. **नृविडंबयोः विश्वेश्वरयोः**–મનુષ્યની પેઠે ક્રીડા કરતા જગતના ઇશ્વર શ્રીબળભદ્ર અને કૃષ્ણની **याञ्चां अहन्म**–માગણીનો અમે સ્વિકાર ન કર્યો. **यत्**–એવી જે વાત તેને **अनुस्मृत्य**–સંભારીને. **कृतागसः इति ते विप्राः**–જેમણે અપરાધ કર્યો છે એવા તે બ્રાહ્મણોએ. **अन्वतप्यन्**–પશ્ચાતાપ કર્યો.

૩૮ પદચ્છેદ—**स्त्रीणां भगवति कृष्णे**–સ્ત્રીયોની ભગવાન્ શ્રીકૃષ્ણમાં **अलौकिकीं भक्तिं दृष्ट्वा**–અલૌકિક ભક્તિ દેખીને. **अनुतप्ताः**–પસ્તાએલા બ્રાહ્મણો. **तया हीनं आत्मानं**–ભક્તિ વિનાના પોતાના આત્માને. **व्यगर्हयन्**–ધિક્કારવા લાગ્યા.

**धिग्जन्म नस्त्रिवृद्विद्यां, धिग्व्रतं धिग्बहुज्ञताम् ॥**
**धिक्कुलं धिक् क्रियादाक्ष्यं, विमुखा ये त्वधोक्षजे ॥३९॥**
**नूनं भगवतो माया, योगिनामपि मोहिनी ॥**
**यद्वयं गुरवो नृणां, स्वार्थे मुह्यामहे द्विजाः ॥४०॥**

**અર્થ**—પછી 'મનુષ્યની પેઠે ક્રીડા કરતા જગત્‌ના ઇશ્વર, શ્રીબળભદ્ર અને શ્રીકૃષ્ણની માગણીનો, અમે સ્વિકાર ન કર્યો,' એવી જે વાત-તે વાતને સંભારીને, જેમણે અપરાધ કર્યો હતો એવા તે બ્રાહ્મણોએ પશ્ચાતાપ કર્યો. (૩૭)

**અર્થ**—ભગવાન્ શ્રીકૃષ્ણમાં સ્ત્રીયોની અલૌકિક ભક્તિ દેખીને, પસ્તાએલા બ્રાહ્મણો, ભક્તિવિનાના પોતાના આત્માને ધિક્કારવા લાગ્યા. (૩૮)

**અર્થ**—(બ્રાહ્મણો વિચારવા લાગ્યા કે-) 'આપણે કે જેઓ ભગવાનથી વિમુખ છઇએ, તેઓના ત્રણ પ્રકારના જન્મોને ધિક્કાર છે; તેમની વિદ્યાને અને તેમના બ્રહ્મચર્યાદિ વ્રતને પણ ધિક્કાર છે; તેમના બહુજ્ઞપણાને પણ ધિક્કાર છે. તેમના કુળને, ક્રિયાઓને અને ચતુરાઇને પણ ધિક્કાર છે. (૩૯) ભગવાનની માયા ખરેખર યોગીઓને પણ મોહ કરનારી છે. કારણકે અમે બ્રાહ્મણો કે જેઓ, મનુષ્યોના ગુરૂ છઇએ, તેવા અમે પણ સ્વાર્થમાં ભૂલ્યા પડયા છઇએ." (૩૯-૪૦)

૩૭ થી ૪૦ વિવેચન—

**एका हि भगवतः कृतिरनेककार्यसाधिका**—ભગવાનનું એક કાર્ય અનેક કાર્યો સાધી આપે છે. ગોપો ભૂખ્યા થયા, તે કૃતિએ ગોપોને અપમાન સાંખતા શીખવ્યું. દ્વિજપત્નીઓના પ્રેમની પરીક્ષા કરી. યજમાનની એક પત્નિનો ઉદ્ધાર કર્યો. દ્વિજપત્નિઓને પાછી ઘેર મોકલીને સનાતન મર્યાદાનું પાલન કર્યું; અને બ્રાહ્મણો કે જેઓએ પ્રભુને પ્રસાદ આપ્યો નહોતો, તેમને પશ્ચાતાપ કરાવ્યો. જે યાચના ભિક્ષારૂપ છે ને નિંદાપાત્ર નથી. એવી અનિંદ્ય યાચનાનો પોતે સ્વિકાર કર્યો નહીં, તેથી તેમને પશ્ચાત્તાપ થયો.

---

૩૯ પદચ્છેદ—**ये अधोक्षजे तु विमुखाः इति नः**—આપણે કે જેઓ ભગવાનથી વિમુખ છઇએ તેઓના **त्रिवृत जन्म धिक्**-ત્રણ પ્રકારના જન્મોને ધિક્કાર છે. **धिक् विद्यां** તેમની વિદ્યાને ધિક્કાર છે. **व्रतम् धिक्**-બ્રહ્મચર્યાદિ વ્રતને ધિક્કાર છે. **बहुज्ञतां धिक्**-તેમના બહુજ્ઞપણાને ધિક્કાર છે. **कुलं धिक्**-કુળને પણ ધિક્કાર છે. **क्रिया च दाक्ष्यं** (ચતુરાઇ) **च एतयोः समाहारः तत् धिक्**-ક્રીયા અને ચતુરાઇને પણ ધિક્કાર છે.

૪૦ પદચ્છેદ—**भगवतः माया**—ભગવાનની માયા. **नूनं**—ખરેખર. **योगिनां अपि मोहिनी**—યોગીઓને પણ મોહ ઉત્પન્ન કરે એવી છે. **यतः**—કારણકે. **वयं द्विजाः**—આપણે બ્રાહ્મણો. **नृणां गुरवः (अपि)**—મનુષ્યોના ગુરૂ છઇએ તોપણ. **स्वार्थे मुह्यामहे**—સ્વાર્થમાં ભૂલા પડયા છઇએ.

**પ્રભુનું મનુષ્યરૂપ**—બ્રાહ્મણો ઈશ્વરના મનુષ્ય સ્વરૂપથી ભૂલા પડયા. અત્યારે પણ ઈશ્વરના સગુણ સ્વરૂપથી ભૂલા પડનારાં સ્ત્રી પુરૂષો છે. તેઓ ઈશ્વરના નિર્ગુણ સ્વરૂપને માને છે, પણ ઈશ્વરના અવતાર દેખીને ચમકે છે. ગીતા જેવા સર્વમાન્ય ગ્રન્થમાં—

**'बहूनि मे व्यतीतानि, जन्मानि तव चार्जुन ॥**
**तान्यहं वेद सर्वाणि, न त्वं वेत्थ परंतप ॥५॥**
**अजोऽपि सन्नव्ययात्मा, भूतानामीश्वरोऽपि सन् ॥**
**प्रकृतिं स्वामधिष्ठाय, संभवाम्यात्ममायया ॥६॥**
**यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ॥**
**अभ्युत्थानमधर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥७॥** (ગીતા અ. ૪)

વિગેરે વચનોથી ગોવિંદે પોતાના જન્મ અને કર્મની કથા કહી છે. ગીતાને પણ ન માનતા હોય, તેમની જોડે પ્રભુના અવતાર સંબંધી માથું ફોડશો નહીં. તે સંબંધમાં પ્રભુ આગળ બોલ્યા છે કે—

**अवजानंति मां मूढा,-मानुषीं तनुमाश्रितम् ॥**
**परं भावमजानंतो, मम भूतमहेश्वरम् ॥११॥** (ગીતા અ. ૯)

ભાવાર્થ—'હું મનુષ્ય શરીર ધારણ કરૂં છઉં, ત્યારે મૂઢ લોકો મને ઓળખતા નથી.'

કાને સંભળાય પણ સમજાય નહીં; આંખે દેખાય પણ ઓળખાય નહીં; મનમાં કાંઈક અનુભવ થાય, પણ વાણીદ્વારા તે પ્રગટ કરી શકાય નહીં. એવું જે કાંઇ છે, તે આ પ્રભુતત્ત્વ છે. દ્વિજપત્નીઓ ઉપર પ્રભુકૃપા થઈ, તેથીજ તેઓ તેમને ઓળખી શકી. તેમની કૃપા પ્રાપ્ત થવા માટે આપણો કેવો પ્રયત્ન છે? તે સદા વિચાર કર્યા કરો. તો તેમાંથી જરૂર કાંઇક આગળ આવશે.

**स्त्रीणां भगवति कृष्णे अलौकिकीं भक्तिं दृष्ट्वा**—ભગવાન્ શ્રીકૃષ્ણમાં સ્ત્રીયોની અલૌકિકી ભક્તિ દેખીને, બ્રાહ્મણો સ્ત્રીઓનાં વખાણ કરવા લાગ્યા અને પોતાની નિંદા કરવા લાગ્યા.

**બ્રાહ્મણ અને કર્મમાર્ગ**—શ્રીમદ્ ભાગવતકારે અહીં બ્રાહ્મણોની જે ટીકા કરી છે, તે તમામ વિદ્વાન્ બ્રાહ્મણોની નથી, પણ જેઓ કર્મમાર્ગમાં રચ્યા પચ્યા રહે છે, અને જ્ઞાન માર્ગ સામું જોતા નથી, તેમની ટીકા છે. પૂર્વમીમાંસાને અનુસરે છે અને ઉત્તર-મીમાંસાનો જેઓ અનાદર કરે છે. તેમની આ ટીકા છે. તેમને અહીં સમજાયું કે—

**चित्तस्य शुद्धये कर्म, न तु वस्तूपलब्धये ॥**
**वस्तुसिद्धिर्विचारेण, न किंचित् कर्मकोटिभिः ॥९॥** (વિવેકચૂડામણિ)

અર્થ—યજ્ઞાદિ નિષ્કામ કર્મ અંતઃકરણની શુદ્ધિ માટે છે, પણ સ્વસ્વરૂપરૂપ વસ્તુની પ્રાપ્તિ માટે નથી. વસ્તુની પ્રાપ્તિ તો આત્માના યથાર્થ વિચાર વડેજ થાય છે.

રાગ-શાર્દુલ૦

**किं वेदैः स्मृतिभिः पुराणपठनैः, शास्त्रैर्महाविस्तरैः ।**
**स्वर्गग्रामकुटीनिवासफलदैः, कर्मक्रियाविभ्रमैः ॥**

**मुक्त्वैकं भवबंधदुःखरचना-विध्वंसकालानलं ।**
**स्वात्मानंदपदप्रवेशकलनं, शेषा वणिग्वृत्तयः ॥७८॥** (વૈરાગ્યશતક.)

**અર્થ**—જેમાં સકામ કર્મોનો મહિમા ઘણો બતાવ્યો છે એવા વેદોનું (એટલે પૂર્વ-મીમાંસાનું); ધર્મ, અર્થ અને કામસંબંધી જેમાં ઘણાં વિવેચન છે, એવી સ્મૃતિઓનું; દાન, પુણ્ય અને વ્રતના વિધિ તથા ફળ જણાવનારા પુરાણોના પાઠોનું; મોટા વિસ્તારવાળા શાસ્ત્રોનું; અને સ્વર્ગરૂપી એક ગામની ઝુંપડી (મહેલ)માં નિવાસરૂપી ફળને આપવાવાળા યજ્ઞયાગાદિ કર્મના વિલાસોનું (એટલે કર્મોમાં પ્રીતિ રાખ્યાનું); શું પ્રયોજન છે?-કાંઈ પણ પ્રયોજન નથી. સંસારના બંધનરૂપી દુઃખની રચનાનો નાશ કરવા માટે, પ્રલયના અગ્નિ-રૂપ જે એક બ્રહ્મજ્ઞાન છે; તેમાં પ્રવેશ કર્યા વિના, અર્થાત અજ્ઞાનનો નાશ કર્યા વિના, (એટલે પરમપદની પ્રાપ્તિ કર્યા વિના,) બીજાં તમામ સાધનો. વ્યાપારની પેઠે આજીવિકા પુરતાં છે-પેટ ભરવા પુરતાં છે. (૭૮)

રાગ-પ્રભાત. નરસીંહ મહેતાજી ગાય છે.

શું થયું વેદવ્યાકરણ વાણી વદે? શું થયું રાગ તે રંગ જાણે?
શું થયું ખટ્દર્શન સેવ્યા થકી? શું થયું વરણના ભેદ આણે?
એ છે પ્રપંચ સૌ પેટ ભરવા તણો, આત્મારામ પરબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈયો કે તત્ત્વદર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો.

મણિનો મહિમા ઘણો છે, પણ મણિદ્વારા સાપ જીવડાં વીણી ખાય તે ઠીક નહીં; તેમ વિદ્યા, તપ, વેદાધ્યન વિગેરેનો મહિમા ઘણો છે, પણ તે દ્વારા જીવ અભિમાન કરીને. પ્રભુથી વિમુખ થાય, તે ઠીક નહી, એ ભાવ છે.

ગીતાના અ. ૨ જામાં પણ—

**यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ॥**
**वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥४२॥**

વિગેરે શ્લોકોથી સુચવ્યું કે-કર્મ માર્ગથી આગળ વધીને, એટલે ભોગ અને ઐશ્વર્યમાં ન લલચાઇને, નિષ્કામ કર્મ કરતાં શીખવું. નિષ્કામ કર્મ કરતાં અંતઃકરણ નિર્મળ થાય ત્યારે જ્ઞાન માટે પ્રયત્ન કરવો.

ગુરૂ વસિષ્ઠજી શ્રીરામને કહે છે કે—

**ચોપાઈ**—જપ તપ નિયમ યોગવ્રત ધર્મા, શ્રુતિસંભવ નાના વિધિ કર્મા;
જ્ઞાન દયા દમ તિરથ મજ્જન, જહઁ લગી ધર્મ કહે શ્રુતિસજ્જન.
આગમ નિગમ પુરાણ અનેકા, પઢે લિખે કર ફલ પ્રભુ એકા;
તવ પદપંકજ પ્રીતિ નિરંતર, સબ સાધન કર ફલ યહ સુંદિર.

× × × × ×

સોઈ સર્વજ્ઞ તજ્ઞ સોઈ પંડિત, સોઈ ગુણજ્ઞ વિજ્ઞાન અખંડિત;
દક્ષ સકલ લક્ષણયુત સોઈ, જાકે પદ સરોજ રતિ હોઇ.

દ્વિજપત્નીઓને શ્રીકૃષ્ણના ચમત્કારના સમાચાર કોણે આપ્યા?–દુધ દહીં વેચવા આવનારી મહીયારીઓ, અને પુષ્પાદી વેચવા આવનારી માલણોએ, શ્રીકૃષ્ણના ચમત્કારના સમાચાર મથુરાની સ્ત્રીયોને પહોંચાડયા જણાય છે.

બ્રાહ્મણો—**तारतम्यपरिज्ञानपदार्थयाथात्म्यभक्तिभावाभावौ च यो जानाति स भक्तः** (સુબોધીનિજી) તારતમ્ય જ્ઞાન, પદાર્થોનું યથાર્થપણું અને ભક્તિના ભાવ અને અભાવને આ દ્વિજો જાણતા હતા, તેથી તેઓ જ્ઞાની હતા. તેમની નિંદા સ્તુતિરૂપ છે; કારણ કે અન્નના બહાનાથી શ્રીકૃષ્ણે તેમને યાદ કર્યા, અને સૂચવ્યું કે 'અવતાર થઇ ચૂક્યો છે. નિર્ભય રહેજો.' તેઓએ અન્ન આપવાની ના પાડી, તે માત્ર તેમનો કર્મમુલક છે. **जन्मादिनां प्राणभूता भक्तिः तदभावे दाह एव उचितः ॥** [સુબોધિની] ઉત્તમ જન્મ, ઉત્તમ વિદ્યા અગર ઉત્તમ આશ્રમાદિકનું જો કોઇ મુખ્ય ધ્યેય અગર મુખ્ય લાભ હોય, તો તે ભક્તિ છે. ભક્તિ સિવાયનાં તે તમામ સાધનો દાહને યોગ્ય છે–ભારરૂપ છે. તે સંબંધમાં કબિર સાહેબ કહે છે કે—

પદ.

જો તું પુરાણ પઢેરે અઢાર, જો તું શીખ સુણે વારંવાર,
જો તું વેદ ભણે મુખચાર, જો તું ઉપનિષદને ગાવે—
તોએ ભક્તિની તોલે ન આવે.
જો તું ભગવા કરે બ્રહ્મચારી, જો તું નીકટ ન લાવે નારી;
જો તું દુધ પીએ દુધાધારી, જો તું સંસારસ્વપ્ન ગુમાવે— તોયે૰
જો તું જળ સીંચે શિવલિંગે, જો તું પુષ્પ ચડાવે બહુ રંગે;
જો તું ચંદન લેપરે અંગે, ભલે કરથી ગાલ બજાવે— તોયે૰
જો તું પારથીપૂજા લેવે, જો તું નિત્ય નવા નવા સેવે;
જો તું ધૂપ બત્તી કરે દેવે, જો તું જળમાં જઇ પધરાવે— તોયે૰
જો તું મુન ગ્રહેરે મુનિ, જો તું જીંદગી કરી દે રે સુની;
જો તું અજબ લગાવેરે ધુની, જો તું સાન કરી સમજાવે— તોયે૰
જો તું બહોત પાળેરે આચારા, જો તું જુગથી રહેરે ન્યારા;
જો તું ભોજન કરે એક વારા, ભલે દિનમાં દશવાર નાવે— તોયે૰
જો તું કરવત મેલેરે કાશી, જો તું જુગમાં લેવેરે સાબાશી;
જો તું સદા રહે ઉપવાસી, જો તું ચૌદ લોક ભરમાવે— તોયે૰
જો તું દેવળ બંધાવેરે કાંઠે, જો તું સરોવર બંધાવેરે ઠાઠે;
જો તું પરબ બંધાવેરે વાટે, જો તું વનમાં વાવ ખોદાવે— તોયે૰
જો તું ધ્યાન ધરે લક્ષ ભોળા, જો તું કંચનની કરે તોલા;
જો તું દ્રવ્ય લુંટાવેરે ઓરા, જો તું બાંધી તે બેડીયો છોડાવે— તોયે૰
જો તું કૃષ્ણ લગાવેરે નિશા, જો તું જટા વધારે શિશા;
જો તું ધૂનિ તપો ચારે દિશા, જો તું વાઘ ચમર બીછાવે— તોયે૰
જો તું કાનફટો કહેવરાવે, જો તું તિરથ ભટકેરે ચારે;
જો તું તુંબી લંગોટીરે ઘાલે, જો તું તડતુંબડ બજાવે— તોયે૰

એતો કહેરે કબીર જન સોઈ, જેને ગુરૂગમ પૂરણ હોય;
જેણે પાપને નાંખ્યા છે ધોઈ, એતો પરપંચને પરજાળે—
ત્યારે ભક્તિની તોલે તે આવે.

**ચોપાઇ**—જપ તપ મખ શમ દમ વ્રત દાના, વિરતિ વિવેક યોગ વિજ્ઞાના;
સબ કર ફલ રઘુપતિ પદ પ્રેમા, તેહિ બીનું કોઉ ન પાવે ક્ષેમા.
[ મોક્ષવાણી પાનુ ૨૯ ]

**त्रिवृत् जन्म**—ત્રણ પ્રકારના જન્મ. એટલે—શુક્લ, સાવિત્ર અને યાજ્ઞિક. **શુક્લ** એટલે ઉત્તમ કુળમાં જન્મ, **સાવિત્ર** એટલે ઉપનયન સંસ્કારથી માનવામાં આવતો જન્મ, અને યાજ્ઞિક એટલે યજ્ઞની દિક્ષાથી માનવામાં આવતો જન્મ.

વિદ્યાના અને વેદના પણ ત્રણ પ્રકાર છે.

**बहुज्ञता**—ધર્મના સૂક્ષ્મરૂપને જાણવું તે. **क्रियादाक्ष्यं**—યજ્ઞાદિ ક્રિયાઓ કરવામાં ચાતુરી. **नु**—આમ છે તોપણ.

હવે ભગવાનની માયાનો વિચાર કરે છે—

**वर्णानां ब्राह्मणो गुरुः**—બ્રાહ્મણો વર્ણોના ગુરૂ અગર ઉપદેશક છે. ગુરૂ અગર ઉપદેશકો પણ, ભગવદ્ માયામાં લોટપોટ થઈ જાય છે, માટે તેમણે પણ બહુજ સંભાળીને રહેવું, એવો આ શ્લોકનો ભાવ છે.

માયાનું બળ—વિદ્યા અસાવધ વિદ્વાનોને ફસાવે, તપ અસાવધ તપસ્વિઓને ફસાવે, ધન મૂર્ખ ધનવાનોને ધર્મથી વિમુખ કરે. ત્યાગીઓને કનક અને કાંતાના સંગમાં રહેવાની ઇચ્છા કરાવીને, ત્યાગથી વિમુખ કરાવે; આ તમામ ભગવાનની માયા સમજવી. વિશ્વામિત્ર અને પરાશર જેવા સમર્થો પણ, સ્ત્રીરૂપી માયામાં ફસાઈ ગયા; અને તે પછી પણ અનેક ત્યાગીઓને સ્ત્રીઓમાં મોહ થયો. સ્ત્રીઓથી અલગ રહેવા સંબંધી, શાસ્ત્રોએ ઘણી શીખામણ દીધી છે; તોપણ બ્રહ્મચારીઓ, વાનપ્રસ્થો અને સન્યાસીઓ—સોએ સત્તાણું ટકા—શાસ્ત્રોનાં વચનોનો અનાદર કરીને, પરદારાઓની સાથે રહે છે. આ બેવકુફીનો બરાબર વિચાર કરીને, શ્રીસ્વામીનારાયણે પોતાના સંપ્રદાયના સાધુ બ્રહ્મચારીઓને, સ્ત્રીઓના સમાગમથી સંપૂર્ણ રીતે અલગ રાખ્યા. તે સંપ્રદાયના સાધુ બ્રહ્મચારીઓ ઉપર, અને સંપ્રદાયના સ્ત્રીવર્ગ ઉપર, સ્વામીશ્રીસહજાનંદજીનો આ મહાન્ ઉપકાર છે. આ આજ્ઞાનું હજી જેઓ પોતાના મનથી પાલન કરી રહ્યા છે, તેમને પણ ધન્યવાદ ઘટે છે. યાદ રાખજો કે—પહેલો ધર્મ (સદાચાર) અને પછી અર્થ, કામ અને મોક્ષ. જેઓ ધર્મને ડુબાવે છે, તેઓ મોક્ષને પામી શકતા નથી. આ દોષ સ્વાર્થી ગુરૂઓ મટાડી શકશે નહીં; માટે આ બાબતમાં સમાજે સાવધાનતા રાખવી.

ત્યારે શું આ માયાથી ડરી જવું ? આ માયાથી બચવાનો કોઈ રસ્તો નથી ?—રસ્તો છે. તે રસ્તો શ્રીકૃષ્ણ બતાવે છે, સાંભળો—

**दैवी ह्येषा गुणमयी, मम माया दुरत्यया ॥**
**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते ॥१४॥** (ગીતા અ. ૭)

**અર્થ**—મારી આ માયા દૈવી છે, અને તેને તરવી તે બહુ કઠણ કામ છે; પણ જેઓ મારો આશ્રય લે છે, તેઓજ મારી માયાને તરી શકે છે.

શ્રીશંકર પાર્વતીને કહે છે કે—

**ચોપાઇ**—સીમ કિ ચાંપ સકે કોઉ તાસૂ, બડ રખવાર રમાપતિ જાસૂ.

અર્થ—'જેના સીમાડા ઉપર લક્ષ્મીના પતિ નારાયણ રખેવાળ હોય, તેના સીમાડાને કોઈ દબાવી શકે નહીં.'

માટે માયાને તરવી હોય, તો શ્રીહરિનું શરણ લેજો-થોડી વાર ધૂન થવા દો- 'હરિશરણં-હરિશરણં-હરિશરણં-હરિશરણં-હરિશરણં-હરિશરણં-હરિશરણં-હરિશરણં.'

[ થવા દ્યો થોડીવાર, ઢોલક અને ઝાંઝને વાગવા દ્યો. ]

હવે આગળ વધીએ, સ્ત્રીઓએ કરેલા ભાવનાં બ્રાહ્મણો વખાણ કરે છે—

**अहो पश्यत नारीणा-मपि कृष्णे जगद्गुरौ ॥**
**दुरंतभावं योऽविद्ध्यन्, मृत्युपाशान् गृहाभिधान ॥४१॥**
**नासां द्विजातिसंस्कारो, न निवासो गुरावपि ॥**
**न तपो नात्ममीमांसा, न शौचं न क्रियाः शुभाः ॥४२॥**
**अथापि ह्युत्तमश्लोके, कृष्णे योगेश्वरेश्वरे ॥**
**भक्तिर्दृढा न चास्माकं, संस्कारादिमतामपि ॥४३॥**

અર્થ—બ્રાહ્મણો આગળ વિચાર કરે છે કે-"જગતના ગુરૂ શ્રીકૃષ્ણમાં સ્ત્રીયોના અત્યંત ભાવને તો જુઓ. તે ભાવે કરીને સ્ત્રીયોએ ઘર નામના મૃત્યુના પાશ કાપી નાંખ્યા. [૪૧] વળી આ સ્ત્રીયોને ઉપનયનાદિ સંસ્કાર થયા નથી; તે સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ માટે ગુરૂને ઘેર વાસ કર્યો નથી; બ્રહ્મચર્યાદિ તપ કર્યા નથી; આત્મવિચાર, પવિત્રતા અગર શુભ ક્રીયાઓ પણ કરી નથી; છતાં તે સ્ત્રીયોને મોટી કીર્તિવાળા અને યોગેશ્વરના ઈશ્વર શ્રીકૃષ્ણમાં દ્દઢ ભક્તિ ઉત્પન્ન થઇ અને આપણને સંસ્કારી પ્રગતિના અનેક લાભ મળ્યા, તોપણ આપણને ભક્તિ ઉત્પન્ન થઇ નહીં." (૪૧-૪૨-૪૩)

---

૪૧ પદચ્છેદ—**अहो**-અહો. **कृष्णे जगद्गुरौ**-જગતના ગુરૂ શ્રીકૃષ્ણમાં **नारीणां अपि**-સ્ત્રીઓના પણ **दुर्गतः अंतः यस्य सः दुरंतः, दुरंतश्चासौ भावः-दुरंतभावः तं**-અત્યંત ભાવને **पश्यत**-જુઓ **यः**-જે ભાવે. **गृहं अभिधा** (નામ) **येषां ते गृहाभिधाः तान् इति मृत्युपाशान्**-ઘર નામના મૃત્યુના પાશને. **अविद्ध्यत्**-કાપી નાંખ્યા.

૪૨-૪૩ પદચ્છેદ—**आसां नारीणां द्विजातिसंस्कारः न**-આ સ્ત્રીઓને ઉપનયનાદિ સંસ્કાર થયા નથી. **गुरौ निवासः अपि न**-ગુરૂને ઘેર નિવાસ પણ કર્યો નથી. **तपः न आत्ममीमांसा न**-તેઓએ તપ કર્યું નથી, તેમ આત્મવિચાર કર્યો નથી. **शौचं न शुभाः क्रियाः न**-પવિત્રતા રાખી નથી અને શુભ ક્રિયા પણ કરી નથી. **अथापि**-તોપણ **हि उत्तमश्लोके कृष्णे योगेश्वरेश्वरे**-મોટી કીર્તિવાળા યોગેશ્વર શ્રીકૃષ્ણમાં **दृढा भक्तिः**-દ્દઢ ભક્તિ થઈ **च**-અને **संस्कारादिमतां अपि अस्माकं न**-અમે કે જેઓ સંસ્કારાદિથી યુક્ત છઈએ તેમને શ્રીકૃષ્ણમાં દ્દઢ ભક્તિ નથી.

૪૧ થી ૪૩ વિવેચન—

ભાવ સંબંધી ઘણું જાણવા જેવું છે. ભાવે વેપારી જીતી જાય અને ભાવે વેપારી હારી જાય. જ્યાં નિકટનો સંબંધ હોય, ત્યાં ભાવ ને વધારવો, પણ ઘટાડવો નહીં. સ્ત્રી પુરૂષનો સંબંધ દૈવી અને ઘણોજ નીકટનો છે. જીવ શીવનો સંબંધ દૈવી અને ઘણોજ નીકટનો છે. તે બેઉ વચ્ચે ભાવને વધારવો જોઈએ, અને જે ભાવ હોય, તેને કીંમતી દાગીનાની માફક સાચવવો જોઈએ. ઉપાસના વિના–સેવા વિના–ભાવની ઉત્પત્તિ અને વૃદ્ધિ થતી નથી. બુદ્ધિમાન્ માણસજ ભાવને માટે ઉપાસના અગર સેવામાં જોડાય છે. (ગીતા અ. ૨)

**नास्ति बुद्धिरयुक्तस्य, न चायुक्तस्य भावना ॥**
**न चाभावयतः शांति–रशांतस्य कुतः सुखं ॥६६॥**

અર્થ—જે અયોગી પુરૂષ હોય તેમાં બુદ્ધિ હોઇ શકતી નથી. બુદ્ધિને અભાવે ઉન્નત થવાની ભાવના હોતી નથી. જેમને ભાવના નથી, તેમને શાંતિ નથી. ત્યારે અશાંત મનુષ્યને સુખ ક્યાંથી હોય? નજ હોય.

'જે ભાવે કરીને સ્ત્રીયોનાં ઘરરૂપી બંધન તૂટી ગયાં.' એટલે–શ્રીકૃષ્ણને મળીને આવ્યા પછી સ્ત્રીઓ ઘરમાં રહેતી હતી, પણ જળ કમળવત્ તેઓ ઘરમાં રહેતી હતી. દયારામ ભાઈ કહે છે કે—

જેમ નટની દૃષ્ટિ દોરમાં, પાણિહારીની બેડલામાંય;
ચિત્ત પરસ્પર જારનું, વળગ્યું રહે ત્યાંનું ત્યાંહ.
તેમ મન પ્રભુમાં નિત દેવું, સંસારમાં સાક્ષીવત્ રહેવું;
જગત જાણે એ છે જંજાળી, રાખ હૃદે ત્રીકમશું તાળી–સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ.

બ્રાહ્મણો કહે છે કે—'અમે સાધન સંપન્ન છીએ, છતાં અમને કૃષ્ણની ભક્તિ પ્રાપ્ત ન થઇ, અને સ્ત્રીઓ ઉપનયન સંસ્કારાદિ સાધનથી રહિત છે, છતાં તેમને શ્રીકૃષ્ણની ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થઈ?—

**'अपि चेत्सुदुराचारो, भजते माममन्यभाक् ॥**
**साधुरेव स मंतव्यः, सम्यग्व्यसितो हि सः ॥३०॥**
**क्षिप्रं भवति धर्मात्मा, शश्वच्छांतिं निगच्छति ॥**
**कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥३१॥**
**मां हि पार्थ व्यपाश्रित्य, येऽपि स्युः पापयोनयः ॥**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्–तेऽपि यांति परां गतिं ॥३३॥**

[ગીતા અ. ૯]

વિગેરે વચનોથી શ્રીકૃષ્ણે અન્યય ભાવનાં વખાણ કર્યાં અને તે સાધનથી પાપીઓનો પણ ઉદ્ધાર કરવાનાં વચન આપ્યાં.

**जन्मांतरसहस्रेषु, तपोध्यानसमाधिभिः ॥**
**नराणां क्षीणपापानां, कृष्णे भक्तिः प्रजायते** [સુબોધિની.]

અનેક જન્માંતરો વિષે તપ, ધ્યાન, અને સમાધિ વડે ક્ષીણ થએલાં પાપવાળાં મનુષ્યોને શ્રીકૃષ્ણને વિશે ભક્તિ પ્રાપ્ત થાય છે.

યાચનાને મ્હાને શ્રીકૃષ્ણે અમને યાદ કર્યા, તે પણ તેમની કૃપા, એમ હવે કહે છે—

**ननु स्वार्थविमूढानां, प्रमत्तानां गृहेहया ॥**
**अहो नः स्मारयामास, गोपवाक्यैः सतां गतिः ॥ ४४ ॥**
**अन्यथा पूर्णकामस्य, कैवल्याद्याशिषां पतेः ॥**
**ईशितव्यैः किमस्माभि-रीशस्यैतद्विडंबनम् ॥ ४५ ॥**

**અર્થ**—બ્રાહ્મણો હજી પશ્ચાતાપ કરે છે કે-'અહો! ખરેખર સ્વાર્થમાં મૂઢ બનેલા, અને ઘરના કામકાજમાં ગુંચવાઇ ગએલા-એવા જે અમે, તેમને સત્પુરૂષોની ગતિરૂપ શ્રીકૃષ્ણે, ગોવાળીયાઓના વાક્યોદ્વારા યાદ કર્યા. (૪૪) નહિંતો ભગવાન કે જે પૂર્ણ કામ છે, અને મોક્ષાદિ પુરૂષાર્થોના સ્વામી છે તેમને, આપણે કે જેઓ પામર છઇએ, તેમનું શું પ્રયોજન હોય? તેમની શી પરવા હોય? નજ હોય. આ તો શ્રીકૃષ્ણ પરમાત્માએ મનુષ્યલોકની ચેષ્ટા કરી. (૪૫)

૪૪-૪૫ વિવેચન—

**સ્વાર્થ અને વ્યવહાર**—વૃક્ષ ઉપર રહેલાં પાંદડાંને જેમ પવન ડોલાવે છે; સમુદ્રમાં પડેલા લાકડાના કકડાને, જેમ જલ તરંગો આમતેમ ફેંકે છે; તેમ સંસાર સાગરમાં તણાતા જીવોને, સ્વાર્થ અને વ્યવહાર આમતેમ ફેંકે છે. મુમુક્ષુઓએ આ બે દોષને શમાવવા સાવધ રહેવું ઘટે છે. સ્વાર્થ અને વ્યવહાર-એ બેઉ અંત વિનાના દોષ છે. એટલે તે બેઉનો પાર કદિ આવે એવો નથી. [અમે અને તમે બેઉ, સ્વાર્થ અને વ્યવહારમાં બેઠાં છઇએ; છતાં શ્રીકૃષ્ણ આપણને સંભારે છે, એટલે તેઓશ્રી આપણને ગોવિંદ ગાવાની તક આપે છે; તે તેમની પૂર્ણ કૃપા સમજવી ]

સ્વાર્થ અને વ્યવહારમાં દટાઇ ગએલા દ્વિજોનુ ચિત્ત, અન્નની યાચના દ્વારા, શ્રીકૃષ્ણે પોતા તરફ ખેંચ્યું, તે શ્રીકૃષ્ણની કૃપા સમજવી. તાત્પર્ય—અન્નની માગણી ક્ષુધા માટે નહોતી, પણ કૃપા માટે હતી; કારણકે કૃષ્ણ પૂર્ણકામ છે. કામધેનુ ગાય અને કલ્પવૃક્ષ જેને આધીન હોય, તે અન્ન માટે માગણી કરે નહીં. કર્મમાગની પેલીમેર કાંઇક જાણવા જેવું છે, તે બતાવી આપવા માટે બ્રાહ્મણોની પાસે માગણી કરી.

પશ્ચાતાપ—મનુષ્યથી ભૂલ તો થાય, પણ ભૂલ થયા પછી પશ્ચાતાપ થાય, તે

૪૪-૪૫ પદચ્છેદ—**अहो**-અરે. **ननु**-ખરેખર. **स्वार्थविमूढानां**-સ્વાર્થમાં મૂઢ બનેલા. **गृहस्य ईहया प्रमत्तानां**-ઘરના કામકાજમાં ગાંડા બનેલા. **इति नः**-એવા અમોને **सतां गतिः**-સત્પુરૂષોની ગતિરૂપ શ્રીકૃષ્ણે. **गोपवाक्यैः स्मारयामास**-ગોવાળના વાક્યોદ્વારા સંભાર્યા-યાદ કર્યા. **अन्यथा**-નહીતો. **पूर्णकामस्य**-ભગવાન કે જે પૂર્ણકામ છે તેમને. **कैवल्यं आदि यासु ताः कैवल्याद्यः कैवल्याद्यश्चताः आशिषश्च कैवल्याद्याशिषः तासां पतेः**-[**पत्युः** જોઇએ] મોક્ષાદિ પુરૂષાર્થોના સ્વામી શ્રીકૃષ્ણને. **अस्माभिः ईशितव्यैः किं**-આપણે કે જેઓ પામર છઇએ, તેમનું શું પ્રયોજન હોય! **ईशस्य एतद् विडंबनम्**-આતો ઈશ્વર શ્રીકૃષ્ણે મનુષ્યલોકની ચેષ્ટા કરી.

ઈશ્વરની કૃપા સમજવી. જ્યાં સુધી ઘાટું અજ્ઞાન હોય છે, ત્યાં સુધી મનુષ્ય કદિ પશ્ચાતાપ કરતો નથી, એટલે પોતાની ભૂલ કદિ કબુલ કરતો નથી.

લક્ષ્મી પણ જેને ચાહે છે, તે કૃષ્ણ શું આપણને ચાહે ?—

**हित्वाऽन्यान भजते यं श्रीः, पादस्पर्शाशयाऽसकृत् ॥**
**आत्मदोषापवर्गेण, यद्याञ्चा जनमोहिनी ॥ ४६ ॥**

અર્થ—બ્રાહ્મણો આગળ વિચાર કરે છે કે-"જેમના ચરણસ્પર્શની આશાથી, લક્ષ્મીજી બીજા પુરૂષોને તજીને, અને ચંચળપણા આદિ પોતાના દોષોનો ત્યાગ કરીને, જેમને નિરંતર ભજે છે; તે શ્રીકૃષ્ણ ભગવાન્ બીજાની પાસે અન્નની માગણી કરે, તે વાત તો લોકોને ભુલાવનારી છે." (૪૬)

૪૬ વિવેચન—

દક્ષણાના ભોગી બ્રાહ્મણો લક્ષ્મીના દાસ, અને લક્ષ્મી શ્રીકૃષ્ણની દાસી.

આ શ્રીકૃષ્ણ કોણ છે તે સંબંધી હજી કહે છે—

**देशः कालः पृथग्द्रव्यं, मंत्रतंत्रर्त्विजोऽग्नयः ॥**
**देवता यजमानश्च, क्रतुर्धर्मश्च यन्मयः ॥ ४७ ॥**
**स एष भगवान साक्षाद्-विष्णुर्योगेश्वरेश्वरः ॥**
**जातो यदुष्वित्यशृण्म, ह्यपि मूढा न विद्महे ॥ ४८ ॥**

અર્થ—'દેશ, કાળ, જુદા જુદા પદાર્થો, મંત્ર, તંત્ર, ઋત્વિજ, અગ્નિઓ, દેવતા, યજમાન, યજ્ઞ અને ધર્મ-એ સઘળાં જે રૂપ છે, તે સાક્ષાત્ યોગેશ્વરોના ઇશ્વર વિષ્ણુએ, યાદવોમાં જન્મ લીધો છે,' એવું અમે સાંભળ્યું છે, તોપણ અમે મૂઢ લોકો સમજ્યા નહીં." (૪૭-૪૮)

૪૭-૪૮ વિવેચન—

**पुरुष एवेदं सर्वम्** એ શ્રુતિ ૪૭ મા શ્લોકને ટેકો આપે છે. ભગવાનના અવતારની સૂચના દેવોને, દાનવોને અને બ્રાહ્મણોને થઈ ચુકી ક્યાં અવતાર થયો, તે વાતથી હજી ઘણા લોકો અજ્ઞાત હતા.

---

૪૬ પદચ્છેદ—**पादस्पर्शस्य आशा तया**-જેનાં ચરણસ્પર્શની આશાથી. **श्रीः अन्यान हित्वा**-લક્ષ્મી બીજાઓને તજી દઈને અને. **स्वस्य आत्मनः दोषः तस्य अपवर्गेण** (નાશ) ચંચળપણા આદિ દોષનો ત્યાગ કરીને. **यं असकृत् भजते**-જેમને નિરંતર ભજે છે. **यत् याञ्चा**-તે ભગવાન બીજાની પાસે માગણી કરે તે તો. **जनमोहिनी**-લોકોને ભુલાવનાર છે.

૪૭-૪૮ પદચ્છેદ—**देशः कालः प्रथक् द्रव्यं**-દેશકાળ અને નોખનોખા પદાર્થો. **मंत्रश्च तंत्रश्च ऋत्विजश्च**-મંત્રતંત્ર અને ઋત્વિજ, **अग्नयः** અગ્નિઓ. **देवता यजमानः च**-દેવતા અને યજમાન. **क्रतुः धर्मः च**-યજ્ઞ અને ધર્મ. **यन्मयः**-જેના મય છે. **स एषः भगवान् साक्षात् विष्णुः योगेश्वरेश्वरः**-તે સાક્ષાત્ યોગેશ્વરોના ઈશ્વર વિષ્ણુ. **यदुषु जातः**-યાદવોમાં જન્મ્યા છે. **इति अशृणम**-એવું અમે સાંભળ્યું હતું. **अपि**-તો પણ. **मूढाः न विद्महे**-અમે મૂઢ સમજ્યા નહીં.

ભક્ત સ્ત્રીઓ મળવાથી બ્રાહ્મણો રાજી થાય છે—

**अहो वयं धन्यतमा, येषां नस्तादृशीः स्त्रियः ॥**
**भक्त्या यासां मतिर्जाता, अस्माकं निश्चला हरौ ॥ ४९ ॥**

**અર્થ—**બ્રાહ્મણો આગળ વિચાર કરે છે કે–" અહો (તોપણ) આપણે બહુજ ભાગ્યશાળી છઇએ, કારણકે આપણે આવી સ્ત્રીયો છે. આ સ્ત્રીયોની ભક્તિથી અમારી મતિ શ્રીકૃષ્ણમાં દૃઢ થઈ." (૪૯)

૪૯ વિવેચન—

આ બધી મજા, પતિપત્નીનો એકમત થયો તેની છે–નહીંતો મીરાંને રાણાએ રજા આપી, એવી સ્થિતિ થાત. ભગવાન ભજવા ઇચ્છનાર સ્ત્રીએ, પુરૂષમાં અથાગ પ્રેમ રાખીને, તેને પોતાને વશ રાખવો, અને પુરૂષે સ્ત્રીમાં અથાગ પ્રેમ રાખીને, તેણીને પોતાને વશ રાખવી. તાત્પર્ય—ઇશ્વર સાધવા ઇચ્છનારે પ્રથમ સ્ત્રીને સાધવી, અને સ્ત્રીએ પ્રથમ પતિને સાધવો. આ પ્રમાણે એકતા કરીને, જેમ ગાડીના બે બળદ, પોતપોતાના ચીલામાં ચાલીને, ધારેલે સ્થળે પહોંચે છે તેમ પતિપત્નીએ પરમપદ પ્રાપ્ત કરવું.

હવે બ્રાહ્મણો કર્મમાર્ગને નિંદે છે—

**नमस्तुभ्यं भगवते, कृष्णायाकुंठमेधसे ॥**
**यन्मायामोहितधियो, भ्रमामः कर्मवर्त्मसु ॥ ५० ॥**
**स वै न आद्यः पुरुषः, स्वमायामोहितात्मनाम् ॥**
**अविज्ञातानुभावानां, क्षंतुमर्हत्यतिक्रमम् ॥ ५१ ॥**

**અર્થ—**" જેમની માયાથી મોહ પામેલા, કર્મમાર્ગોમાં ભમતા એવા અમે, અખંડ જ્ઞાનવાળા ભગવાન્ શ્રીકૃષ્ણરૂપ આપને અમે પ્રણામ કરીએ છઇએ." (૫૦) આપની પોતાની માયાથી મોહ પામેલા એવા અમે, અને આપના પ્રભાવને નહીં જાણનારા એવા અમે, તેમનો અપરાધ, તે આદિ પુરૂષ ભગવાને ક્ષમા કરવો જોઇએ. (૫૧)

---

૪૯ પદચ્છેદ—**अहो वयं धन्यतमाः**–અહો આપણે બહુજ ભાગ્યશાળી છઇએ. **येषां नः तादृशीः स्त्रियः**–જેઓને આવી સ્ત્રીયો છે. **यासां भक्त्या**–જેઓની ભક્તિથી. **अस्माकं मतिः हरौ निश्चला जाता**-અમારી મતિ શ્રીકૃષ્ણમાં દૃઢ થઈ.

૫૦ પદચ્છેદ –**यस्य मायया मोहिता धीः येषां ते यन्मायामोहितधियः**– જેની માયાથી મોહ પામેલા અમો. **कर्मवर्त्मसु भ्रमामः**–કર્મમાર્ગોમાં ભમીએ છઇએ. તેઓ **भगवते कृष्णाय**–ભગવાન્ કૃષ્ણને. **अकुंठा मेधा यस्य सः अकुंठमेधाः तस्मै अकुंठमेधसे**–અખંડ જ્ઞાનવાળા. **इति तुभ्यं नमः**–એવા આપને અમારા પ્રણામ છે.

૫૧ પદચ્છેદ - **स्वमायया मोहितः आत्मा येषां ते तेषां इति नः**–પોતાની માયાથી મોહ પમાડેલા એવા અમે તેમના. **अविज्ञातः अनुभावः यैः ते तेषां इति नः**– અને કૃષ્ણના પ્રભાવને નહીં જાણનારા એવા અમે તેમના. **अतिक्रमम्**-અપરાધને. **स वै आद्यः पुरुषः क्षंतुं अर्हति**–તે આદિ પુરુષ ભગવાને ક્ષમા કરવો જોઇએ.

૫૦-૫૧ વિવેચન—

આપે ભ્રમ કરીને અમને ભમાવ્યા; તેથી આપે અમારો દોષ ગણવો ન જોઇએ. પુત્રનો અપરાધ પિતા ક્ષમા કરે, વ્હાલી સ્ત્રીનો અપરાધ પ્યારો પતિ ક્ષમા કરે, તેમ અમારો અપરાધ આપે ક્ષમા કરવો જોઇએ.

હવે શ્રીશુકદેવજી ઉપસંહાર કરે છે—

**इति स्वाघमनुस्मृत्य, कृष्णे ते कृतहेलनाः ॥**

**दिदृक्षवोऽप्यच्युतयोः, कंसाद्भीता न चाचलन ॥ ५२ ॥**

**इति श्रीभागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे यज्ञपत्न्युद्धरणं नाम त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે-'** શ્રીકૃષ્ણની જેઓએ મશ્કરી હતી, તે બ્રાહ્મણોએ, પોતાના અપરાધનું સ્મરણ કરીને, શ્રીકૃષ્ણ અને બળરામને જોવાની ઇચ્છા કરી; તોપણ કંસના ડરથી તેઓ ત્યાં જઈ શકયા નહીં.' (૫૨)

૫૨ વિવેચન—

**भीताः**—બ્રાહ્મણો પોતાના દુઃખ માટે ગભરાણા નહોતા; પણ કદિ તેઓ વ્રજમાં જાય, તો તે વાત કંસના જાણવામાં આવતાં 'વિષ્ણુનો અવતાર નંદજીને ઘેર થયો.' તે વાત સ્પષ્ટ થાય. એમ થતાં કંસ વ્રજવાસીઓને પીડે. આ કારણથી બ્રાહ્મણો શ્રીકૃષ્ણ પાસે ગયા નહીં. આવા કૃપાળુ કૃષ્ણ પાસે, આપણે શું માગીએ તે સાંભળો—

પદ.—અમને અંતસમે અલબેલા લેવા આવજોરે; અમને અંતસમે૦—

ત્રીકમ નામ તમારૂં પ્યારૂં, પ્રાણ જતાં પણ કરૂં ન ન્યારૂં; (૨)
મનહર મંગળ મૂરતિ-મને બતાવજોરે—અમને૦
વીકટ સમય સાચવજો વ્હાલા, કહું કોટિ કરી કાલાવાલા;
એવા દીનદીયાળ-દયા દરસાવજોરે—અમને૦
વસમી અંત સમયની વેળા, વ્હારે વળજો વિઠ્ઠલ વહેલા;
પ્રણતપાળનું પહેલાં પણ-પરખાવજોરે—અમને૦
મરકટ જેવું મન અમારૂં, ત્રીકમ તાન ચૂકાવે તમારૂં;
અંતરનું અંધારૂં-સદા સમાવજોરે—અમને૦
દેજો દર્શન જન મન હારી, કરૂણાસાગર કુંજબિહારી;
શિવશંકર બલિહારી-આપ બચાવજોરે—અમને૦

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ૨૩ મો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ. બોલો શ્રીરામચંદ્ર દેવકી જય. જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં હરિજનોને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

**અમદાવાદ** મોક્ષમંદિર, ૧૯૮૫ ચૈત્ર સુદી ૧૫. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

**૫૨ પદચ્છેદ—इति**-આ પ્રમાણે. **कृष्णे कृतं हेलनं** (મશ્કરી) **यैः ते**-શ્રીકૃષ્ણની જેઓએ મશ્કરી કરી હતી તે વિપ્રોએ. **स्वस्य अघं अनुस्मृत्य**-પોતાના અપરાધનું સ્મરણ કરીને. **अच्युतयोः दिदृक्षवः अपि च**-કૃષ્ણબલરામને જોવાની ઇચ્છા થઈ તો પણ. **कंसात् भीताः न अचलन्**-કંસથી ડરીને ગયા નહીં.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૪ મો.

**વિષય**—ઘણા કાળથી નંદાદિ ગોવાળીયાઓ ઈંદ્રનો યજ્ઞ કરતા હતા. તે બંધ કરાવીને ગોવર્ધન પર્વતનો મહોત્સવ કરાવ્યાની કથા, આ અધ્યાયમાં આવશે. ભૂમિના દેવો બ્રાહ્મણોનો ગર્વ ઉતાર્યા પછી, સ્વર્ગના દેવ ઈંદ્રનો ગર્વ ઉતારવાનો શ્રીકૃષ્ણને વિચાર થયો.

પ્રભુ નંદાદિ ગોપોને યજ્ઞની તૈયારી કરતાં દેખે છે—

**श्रीशुक उवाच ॥**

**भगवानपि तत्रैव, बलदेवेन संयुतः ॥**
**अपश्यन्निवसन्गोपा–निन्द्रयागकृतोद्यमान ॥ १ ॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે–'હે રાજન્! બળભદ્રની સાથે વ્રજમાં રહેલા ભગવાને; એક દિવસે ગોવાળીયાઓને ઇંદ્રના યજ્ઞની તૈયારી કરતા દેખ્યા. (૧) સર્વના આત્મા અને સર્વજ્ઞ ભગવાન્, (ઈંદ્રિના યજ્ઞ સંબંધી) તમામ વાત જાણુતા હતા, તોપણ નંદજી જેમાં મુખ્ય છે એવા વૃદ્ધ ગોપોને, નમ્રતાપૂર્વક પૂછવા લાગ્યા. (૨)**

૧ વિવેચન—

પોતાની અનેક પ્રકારે સંભાળ લેનાર પતિને, ઘરમાં પડયો મેલીને, એટલે–તેમના પ્રત્યે છણકા કરીને, સ્ત્રી મંદિરે મંદિરે ભટકે; તેમ પોતાની અનેક પ્રકારે સંભાળ રાખનાર અને ઈંદ્રાદિ દેવો જેના વિભૂતિ માત્ર છે, એવા શ્રીકૃષ્ણને તજીને, ગોપો ઈંદ્રનો યજ્ઞ કરતા હતા. વ્રજવાસીઓના અજ્ઞાનને ટાળવા માટે આ પ્રયત્ન છે. જે યજ્ઞમાં બ્રહ્માદિ તમામ દેવોનો ભાગ અપાય, તે વૈદિક (રીતસર) યજ્ઞ ગણાય. દક્ષે મહાદેવજીનો ભાગ ઉડાવી દેવા પ્રયત્ન કર્યો, તેને પરિણામે દક્ષે પોતાનું માથું ખોયું. વ્રજવાસીઓ તમામ દેવોને પડયા મેલીને, માત્ર ઈંદ્રનોજ યજ્ઞ કરતા હતા. તે કાર્ય ગેરવ્યાજબી હોવાથી, શ્રીકૃષ્ણે તે કાર્ય અટકાવવા વિચાર કર્યો. તે અટકાવદ્વારા ઇંદ્રનો ગર્વ ઉતારવા પણ વિચાર કર્યો. અભિમાન ભક્તિ માર્ગમાં અને જ્ઞાન માર્ગમાં રોધક છે. પ્રગતિ કરવા દેતું નથી. પોતાના ભક્તોને જરા પણ અભિમાન થાય, તો પ્રભુ તુરત તે રોગને શમાવવા કાંઇક ઉપાય કરે છે.

હવે શ્રીકૃષ્ણ પ્રશ્ન કરે છે—

**तदभिज्ञोऽपि भगवान्–सर्वात्मा सर्वदर्शनः ॥**
**प्रश्रयावनतोऽपृच्छद्–वृद्धान्नन्दपुरोगमान् ॥ २ ॥**

૧ પદચ્છેદ—**बलदेवेन संयुतः**–બળભદ્રની સાથે. **तत्र एव निवसन्**–ત્યાં વ્રજમાંજ રહેતા. **भगवान् अपि**–ભગવાને એક દિવસે **इंद्रयागाय कृतः उद्यमः यैः ते तान् गोपान् अपश्यत्**–ઈંદ્રના યજ્ઞની તૈયારી કરતા ગોવાળીયાઓને દેખ્યા.

૨ પદચ્છેદ—**सर्वात्मा**–સર્વના અંતર્યામિ. **सर्वान् पश्यति इति सर्वदर्शनः इति भगवान्**–સર્વને દેખનારા ભગવાન્. **तत् अभिज्ञः अपि**–ઈંદ્રના યજ્ઞને પણ જે જાણુતા

कथ्यतां मे पितः कोऽयं, संभ्रमो व उपागतः ॥
किं फलं कस्य चोद्देशः, केन वा साध्यते मखः ॥ ३ ॥

एतद्ब्रूहि महान्कामो, मह्यं शुश्रूषवे पितः ॥
न हि गोप्यं हि साधूनां, कृत्यं सर्वात्मनामिह ॥ ४ ॥

अस्त्यस्वपरदृष्टीना–ममित्रोदास्तविद्विषाम् ॥
उदासीनोऽरिवद्वर्ज्य, आत्मवत्सुहृदुच्यते ॥ ५ ॥

અર્થ—'હે પિતા ! આપ આ (યજ્ઞ સંબંધી) શી ધામધૂમ કરવા લાગ્યા છે ? તે મને કહો. આ યજ્ઞનું ફળ શું ? અને કયા દેવના નિમિત્તથી આ યજ્ઞ કરો છો ? આ યજ્ઞ કેવા પ્રકારના અધીકારીથી કરી શકાય ? એટલે કઈ કામનાવાળાએ આ યજ્ઞ કરવો જોઈએ ? હે પિતા ! હું કે જે સાંભળવાની ઇચ્છાવાળો છઉં, તેને તે તમામ વાત કહો. આ યજ્ઞમાં આપને કોઈ મોટો મનોરથ (કામના) હોય, એમ જણાય છે. [તેના જવાબમાં નંદરાય કાંઇ બોલ્યા નહીં, એટલે શ્રીકૃષ્ણે આગળ ચલાવ્યું-] આ સંસારમાં સર્વ પ્રાણીપદાર્થોમાં આત્મદષ્ટિ રાખનારા સાધુપુરૂષોને, કાંઈ છૂપું રાખવા જેવું હોતું નથી. સાધુ

હતા તે **प्रश्रयेन**–નમ્રતાથી. **अवनतः**–નમેલા કૃષ્ણે. **नंदः पुरोगमः येषु ते तान् वृद्धान्**–નંદજી જેમાં મુખ્ય છે એવા વૃદ્ધ ગોવાળોને. **अप्रच्छत्**–પૂછયું.

૩ પદચ્છેદ—**हे पितः**–હે પિતા ! **अयं कः संभ्रमः इति मखः**–યજ્ઞરૂપી આ કઈ તૈયારી અથવા કઈ ધામધૂમ, અથવા કયો ઉત્સવ ? **वः उपागतः**–આપને પ્રાપ્ત થયો છે. આપ કરવા લાગ્યા છો ? **मे कथ्यताम्**–તે મને કહો. **किं फलं**–તે યજ્ઞનું ફળ શું ? **च**–અને **अस्य देवस्य उद्देशः**–કયા દેવના નિમિત્તથી તે યજ્ઞ કરો છો ? **वा केन साध्यते**–આ યજ્ઞ કેવા પ્રકારના અધિકારીથી કરી શકાય ? અથવા કયા સાધનથી તે કરી શકાય ?

૪–૫ પદચ્છેદ—**हे पितः**–હે પિતા ! **श्रोतुं इच्छुः शुश्रुषुः तस्मै इति मह्यं**–હું કે જે સાંભળવાની ઇચ્છાવાળો છઉં તેને **ब्रूहि**–કહો. **एतद् महान् कामः**–આ યજ્ઞમાં આપને કોઈ મોટો મનોરથ હોય એમ જણાય છે. **इह**–આ સંસારમાં. **सर्वात्मनां साधूनां**–સર્વ પ્રાણી પદાર્થોમાં આત્મદષ્ટિ રાખનારા સાધુ પુરૂષોને **गोप्यं कृत्यं न हि अस्ति**–કાંઈ છુપું રાખવા યોગ્ય હોતુંજ નથી. **मित्राणि च उदास्ताश्च** (ઉદાસીન) **विद्विषश्च** (શત્રુઓ) **मित्रोदास्तविद्विषः न संति येषां ते तेषां**–મિત્ર, ઉદાસીન અગર શત્રુઓ જેમને નથી તે **न विद्यते स्वः परः इति दृष्टिः येषां ते तेषां**–એવા સાધુ પુરૂષોને પોતાનો અગર પારકો હોતો નથી. **उदासीनः अरिवत् वर्ज्यः**–કદાચ ભેદદષ્ટિ હોય તો ઉદાસીનને શત્રુની માફક તજી દેવો. **सुहृत आत्मवत् उच्यते**–અને જે મિત્ર હોય તેને પોતાતુલ્ય ગણવો. એટલે તેની સલાહ લેવી.

**પુરૂષોને મિત્ર, ઉદાસીન (તટસ્થ–વ્હાલાએ નહીં અને અળખામણો પણ નહીં.) અગર શત્રુ એવું કોઇ હોતું નથી; તેથી તેમને પોતાનો અગર પારકો, એવું પણ કાંઇ હોતું નથી. સાધુ પુરૂષોને કદાચ ભેદદષ્ટિ હોય, તો તેમણે ઉદાસીનને શત્રુની માફક તજી દેવો, પણ જે મિત્ર હોય, તેને પોતાતુલ્ય ગણવો, એટલે તેની સલાહ લેવી જોઇએ. (૩–૪–૫)**

૨–૩–૪–૫ વિવેચન—

**तत अभिज्ञः** [તેને જાણનાર], **भगवान, सर्वात्मा** [સર્વના અંતર્યામી], **सर्वदर्शनः** (સર્વને દેખનારા). આ તમામ શ્રીકૃષ્ણનાં વિશેષણ મૂકીને, પરીક્ષિતને શ્રીકૃષ્ણ તત્ત્વનો મહિમા બતાવે છે. આપણને પણ કહે છે કે–'શ્રીકૃષ્ણની લીલાઓમાં તમે ભૂલા પડશો નહીં.'

**अवनतः प्रश्रयेण**—નમીને વિનયથી, નમ્રતાપૂર્વક. પોતે નંદજીના પુત્ર બન્યા છે. પુત્ર પિતાને કેવી રીતે પ્રશ્ન કરે, તે શીખવવાનો આ ભાવ છે. પુતનાદિ રાક્ષસોને મારનાર મહા સમર્થ છતાં, પોતે પિતા પાસે કાંઈ નથી, એમ સૂચવે છે.

**संभ्रमः**—ધાંધલ, ધામધૂમ, મોટા પાયા ઉપર કરેલી તૈયારી. પ્રયત્ન મોટો છે, તેથી આ યજ્ઞ પણ મોટો હોવો જોઈએ.

**इह सर्वात्मनां साधूनां गोप्यं कृत्यं न हि**—'સર્વ પ્રાણી પદાર્થોમાં આત્મદષ્ટિ રાખનારા સાધુ પુરૂષોને કાંઇ છૂપું રાખવા જેવું હોતું નથી.' આમ કહીને નંદજીના જીવનની ઉત્કૃષ્ટતા સૂચવી. એટલે–'હે પિતા ! આપ સાધુ પુરૂષ છો, તેથી આપે કાંઇ ગુપ્ત રાખવું ઘટતું નથી.' સાધુ એટલે–'કૃપાળુ દ્રોહરહિત, સર્વના હિતમાં તત્પર.' સાધુ પુરૂષો બીન અધિકારીથી તત્ત્વજ્ઞાનને ગુપ્ત રાખે છે; પણ લૌકીક વાતને ગુપ્ત રાખતા નથી. આવા ઉંચકોટિના સાધુ પુરૂષ જે ન હોય, (એટલે જેમને ભેદબુદ્ધિ હોય.) તેમને બે કર્તવ્ય છે. ઉદાસી અથવા તટસ્થ પુરૂષને ગુપ્ત વાત કહેવાથી કાંઈ લાભ નથી, માટે તેમને તે વાત કહેવી નહીં; પણ જે પોતાના સંબંધી–સ્નેહી–હોય; તેમને ગુપ્ત વાત કહેવામાં લાભ છે.

હવે કર્મનો વિવેક બતાવે છે—

**ज्ञात्वाऽज्ञात्वा च कर्माणि, जनोऽयमनुतिष्ठति ॥**
**विदुषः कर्मसिद्धिः स्यात्–तथा नाविदुषो भवेत् ॥ ६ ॥**

**અર્થ—સમજીને અને સમજ્યાવિના એમ બે પ્રકારે મનુષ્યો કર્મ કરે છે. તેઓમાં સમજીને કર્મ કરનારને જેવી કર્મની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેવી સિદ્ધિ સમજ્યા વિના કર્મ કરનારને થતી નથી. (૬)**

---

૬ પદચ્છેદ—**अयं जनः ज्ञात्वा च अज्ञात्वा कर्माणि अनुतिष्ठति**–આ લોકો જાણીને અગર અજાણપણે કર્મો કરે છે. **विदुषः (यथा) कर्मसिद्धिः स्यात्**–સમજીને કર્મ કરનારને જેવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. **तथा अविदुषः न भवेत्**-તેવી સિદ્ધિ સમજ્યા વગર કર્મ કરનારને થતી નથી.

૬ વિવેચન—

કર્મ કરવું, પણ તે કર્મ ગાડરીયા પ્રવાહની માફક અંધશ્રદ્ધાથી ન કરવું, તે ભાવ છે. વૈદિક કર્મમાં જ્ઞાનની આવશ્યક્તા છે.

કર્મ—યજ્ઞાદિ કર્મકાંડ સંબંધી આગળ ૮૪૫ મે પાને આપણે વિચાર કર્યો છે.

તમારો કર્મયોગ લૌકીક છે કે વૈદિક છે? એમ હવે શ્રીકૃષ્ણ પૂછે છે—

**तत्र तावत्क्रियायोगो, भवतां किं विचारितः ॥**
**अथवा लौकिकस्तन्मे, पृच्छतः साधु भण्यताम् ॥ ७ ॥**

**અર્થ—આ બાબતમાં પ્રથમ તો, હું કે જે આપને પુછું છઉં, તેને ખુલાસાવાર કહો કે-આપનો આ ક્રીયાયોગ આપ સમજીને શાસ્ત્રાનુસાર કરો છો? કે ગાડરિયા પ્રવાહની માફક-સૌ કરે, તેમ (આપ પણ) કરો છો? (૭)**

૭ વિવેચન—

કર્મ ત્રણ પ્રકારનાં છે. સ્માર્ત, વૈદિક અને લૌકીક. સ્માર્ત--સ્મૃતિઓની આજ્ઞાનુસાર. વૈદિક--વેદની આજ્ઞાનુસાર, અને લૌકીક--કુળ પરંપરાથી અથવા દેશની પરંપરાથી ચાલ્યું આવતું કર્મ.

હવે નંદજી શ્રીકૃષ્ણને જવાબ આપે છે.

**नन्द उवाच ॥**

**पर्जन्यो भगवानिन्द्रो, मेघास्तस्यात्ममूर्तयः ॥**
**तेऽभिवर्षन्ति भूतानां, प्राणनं जीवनं पयः ॥ ८ ॥**
**तं तात वयमन्ये च, वार्मुचां पतिमीश्वरम् ॥**
**द्रव्यैस्तद्रेतसा सिद्धैर्-यजन्ते क्रतुभिर्नराः ॥९॥**

હવે એમ કહે છે કે—ખેડ આદિ કર્મ વૃષ્ટિને આધીન છે, તેથી વૃષ્ટિદાતા ઈંદ્રને ભજવો જોઇએ.

**तच्छेषेणोपजीवन्ति, त्रिवर्गफलहेतवे ॥**
**पुंसां पुरुषकाराणां, पर्जन्यः फलभावनः ॥ १० ॥**

---

૭ પદચ્છેદ—**तत्र**-આ બાબતમાં. **तावत्**-પ્રથમ. **भवतां क्रियायोगः**-આપનો આ ક્રીયાયોગ. **भवद्भिः किं विचारितः**-સમજીને-જ્ઞાનથી-કરેલો છે. **अथवा लौकिकः**-ગાડરિયા પ્રવાહ જેવો છે. **तत् मे पृच्छतः**-તે હું કે જે આપને પુછું છઉં તેને. **साधु भण्यतां**-સારી રીતે-ખુલાસાવાર કહો.

૮ પદચ્છેદ—**भगवान् इंद्रः पर्जन्यः**-ઈંદ્ર મહારાજ મેઘરૂપ છે. **मेघाः तस्य आत्ममूर्तयः**-મેઘ તેની આત્મમૂર્તિયો છે. **ते मेघाः**-તે મેઘો. **भूतानां प्राणनं जीवनं इति पयः**-પ્રાણીઓને તૃપ્તિરૂપી અને જીવનરૂપી જળ. **अभिवर्षंति**-વરસાવે છે.

૯-૧૦ પદચ્છેદ—**हे तात !**-હે પુત્ર. [**वाः** (જળ) **मुंचंति इति वार्मुचः** વાદળાં].

**અર્થ—શ્રીકૃષ્ણના પ્રશ્નના ઉત્તરમાં નંદજી કહે છે કે–' ઇંદ્રમહારાજ મેઘરૂપ છે. મેઘ તેની આત્મમૂર્તિઓ છે. તે મેઘો પ્રાણીઓને તૃપ્તિરૂપી અને જીવનરૂપી જળ વરસાવે છે. (૮) હે પુત્ર! મેઘોના સ્વામી મહા સમર્થ ઇંદ્રમહારાજનું અમે અને બીજા લોકો પણ, મેઘના જળથી પાકેલા પદાર્થો વડે, યજ્ઞ દ્વારા પૂજન કરીએ છઇએ. યજ્ઞ કર્યા પછી બાકી રહેલા અન્નથી, ધર્મ–અર્થ–અને કામની સિદ્ધિ માટે, લોકો પોતાની આજીવીકા ચલાવે છે. ખેડ આદિ એકલા પુરૂષાર્થોથી અન્નાદિ કાંઈ પાકતું નથી; કારણકે મનુષ્યોના પુરૂષાર્થોનું ફળ આપનાર મેઘજ છે. (૯–૧૦)**

૮–૯ વિવેચન—

પર્જન્ય એટલે વૃષ્ટિ કરનાર ઇંદ્રિદેવ. પ્રાણી માત્રને અન્નાદિકથી પોષણ મળે છે, તેથી પ્રાણી માત્ર ઇંદ્રને યજ્ઞથી ભજે છે. પ્રાણીઓમાં યજ્ઞ કરવાનો અધિકાર મનુષ્યને છે.

૧૦ વિવેચન—

વૃષ્ટિને અભાવે પુરૂષ પ્રયત્ન નિષ્ફળ જાય છે, તેથી પોતાનું સામર્થ્ય વિદ્યમાન હોય, તોપણ ઇંદ્રિનો આશ્રય કરવો યોગ્ય છે.

નંદજી ઉપસંહારમાં કહે છે કે–પરંપરાથી ચાલ્યા આવતા ધર્મનો ત્યાગ ન કરાય,

**य एवं विसृजेद्धर्मं, पारंपर्यागतं नरः ॥**
**कामाल्लोभाद्भयाद्द्वेषात्, स वै नाप्नोति शोभनम् ॥ ११ ॥**

**અર્થ—નંદજી આગળ કહે છે કે–"જે પુરૂષ આ પ્રમાણે પરંપરાથી ચાલ્યા આવતા ધર્મનો, કામથી–લોભથી–ભયથી અગર દ્વેષથી ત્યાગ કરે છે, તે પુરૂષ કલ્યાણને પ્રાપ્ત કરી શકતો નથી." (૧૧)**

---

**तं वार्मुचां पतिं ईश्वरम्**–મેઘોના સ્વામી મહા સમર્થ ઇંદ્ર મહારાજનું. **वयं अन्ये नराः च**–અમે અને બીજા લોકો પણ. **तस्य रेतसा सिद्धैः द्रव्यैः**–મેઘના જળથી સિદ્ધ થએલા (પાકેલા) પદાર્થોવડે. **क्रतुभिः यजंते**–યજ્ઞો વડે પૂજન કરે છે. **तस्य शेषेण**–બાકી રહેલા અન્નથી. **त्रिवर्गफलहेतवे**–ધર્મ, અર્થ, અને કામની સિદ્ધિ માટે. **नराः उपजीवंति**–લોકો પોતાની આજીવિકા ચલાવે છે. **पुंसां**–મનુષ્યોના **पुरुषकाराणां**–પુરૂષાર્થોનું **पर्जन्यः**–મેઘ. **फलानि भावयति इति फलभावनः**–ફળ આપનાર છે.

૧૧ પદચ્છેદ—**यः नरः एवं**–જે પુરૂષ આ પ્રમાણે. **परंपरा एव पारंपर्यं पारंपर्येण आगतः तं पारंपर्यागतं**–પરંપરાથી ચાલ્યો આવતો **धर्मं**–ધર્મને. **कामात् लोभात् भयात् द्वेषात्**–કામથી, લોભથી, ભયથી અગર દ્વેષથી. **विसृजेत्**–તજી દે છે. **सः**–તે **न आप्नोति शोभनम्**–કલ્યાણને પ્રાપ્ત કરી શકતો નથી.

૧૧ વિવેચન—

**प्राप्तसेवापरित्यागो द्वेषमूलमिदं स्मृतं**—પ્રાપ્ત થએલી સેવાનો પરિત્યાગ કરવો, તે દ્વેષનું મૂળ છે. માતા પિતાની સેવા જે બાળક ન કરે, તે બાળક દ્વેષનું મૂળ બને, એટલે કંટાળારૂપ બને. જે ગુમાસ્તો શેઠની સેવા ન કરે, તે કંટાળા રૂપ થઈ પડે. જે સ્ત્રી પતિની સેવા ન કરે, તે સ્ત્રી કંટાળારૂપ થઈ પડે. જે ગ્રામ્ય દેવનું પૂજન ન કરે, તે માણસ તે ગામમાં રહીને દુઃખ પામે. કુળદેવતાનું પૂજન ન કરે, તે માણસ તે કુળમાં રહીને સુખી થાય, તેમ નવરાત્રી વિગેરે દિવસોમાં વડીલોએ મુકરર કરેલાં વ્રત ન કરે, તે પણ દુઃખી થાય. તેથી વંશપરંપરાથી ચાલ્યો આવતો ધર્મ અવશ્ય પાળવો જોઇએ. તાત્પર્ય—સ્મૃતિ અને વૈદિક કર્મની સાથે સંબંધ ન રાખતું કર્મ પણ, કરવા યોગ્ય છે, એમ નંદજીએ શ્રીકૃષ્ણને સમજાવ્યું.

શ્રીશુકદેવજી નંદજીના જવાબનો ઉપસંહાર કરે છે—

**श्रीशुक उवाच ॥**

> **वचो निशम्य नन्दस्य, तथाऽन्येषां व्रजौकसाम् ॥**
> **इन्द्राय मन्युं जनयत्, पितरं प्राह केशवः ॥ १२ ॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે—નંદજીનું તથા બીજા વ્રજવાસીઓનું વચન સાંભળીને, ઇંદ્રને ખીજવવાના હેતુથી-ઇંદ્રનો ગર્વ ઉતારવાના હેતુથી, શ્રીકૃષ્ણે નંદજીને કહ્યું કે-(૧૨)**

૧૨ વિવેચન—

ઇંદ્રનો ગર્વ ઉતારવો અને તર્કકલ્પિત કર્મ અટકાવવું, આ બે મુખ્ય પ્રયોજન છે.

હવે શ્રીકૃષ્ણ કર્મનો મહિમા બતાવીને, કર્મના દેવને ઉડાવી દે છે—

**श्रीभगवानुवाच ॥**

> **कर्मणा जायते जन्तुः, कर्मणैव विलीयते ॥**
> **सुखं दुःखं भयं क्षेमं, कर्मणैवाभिपद्यते ॥ १३ ॥**
> **अस्ति चेदीश्वरः कश्चित्, फलरूप्यन्यकर्मणाम् ॥**
> **कर्तारं भजते सोऽपि, न ह्यकर्तुः प्रभुर्हि सः ॥ १४ ॥**

---

૧૨ પદચ્છેદ—**नंदस्य वचः निशम्य**-નંદનું વચન સાંભળીને. **तथा अन्येषां-व्रजौकसाम् निशम्य**-તથા બીજા વ્રજવાસીઓનાં વચન સાંભળીને. **इंद्राय मन्युं जनयन्**-ઇંદ્રને ખીજવવાના હેતુથી. **केशवः पितरं प्राह**-કૃષ્ણ નંદજીને કહેવા લાગ્યા.

૧૩ પદચ્છેદ—**कर्मणा जायते जन्तुः**-જીવ પોતાના કર્મથીજ જન્મે છે. **कर्मणा एव जंतुः विलीयते**-કર્મથીજ જન્તુ મરે છે. **सुखं दुःखं भयं क्षेमं कर्मणा एव अभिपद्यते**-સુખ, દુઃખ, ભય તથા કલ્યાણ કર્મથીજ પ્રાપ્ત થાય છે.

૧૪ પદચ્છેદ—**चेत् कश्चित्**-કદિ કોઇ [**फलं रूपयति** (આપે છે) **इति फलरूपी**] **अन्यकर्मणां**-મનુષ્યોના કર્મોનું **फलरूपी ईश्वरः अस्ति**-ફળ આપનાર ઇશ્વર છે, એમ

किमिंद्रेणेह भूतानां, स्वस्वकर्मानुवर्तिनाम् ॥
अनीशेनान्यथा कर्तुं, स्वभावविहितं नृणाम् ॥ १५ ॥

स्वभावतंत्रो हि जनः, स्वभावमनुवर्तते ॥
स्वभावस्थमिदं सर्वं, सदेवासुरमानुषम् ॥ १६ ॥

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે-'જીવ પોતાના કર્મથીજ જન્મે છે, અને કર્મથીજ મરે છે. સુખ, દુઃખ, ભય તથા કલ્યાણ કર્મથીજ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય-દેવતાઓજ કર્મનું ફળ આપે છે એમ માનવું યોગ્ય નથી. (૧૩) પૂર્વ મીમાંસાના કહેવા પ્રમાણે, કર્મજ પરભારાં ફળ આપે છે, એમ નિશ્ચય થાય, તો પછી તેમાં દેવતાઓને વચ્ચે લાવવાની કાંઈ અગત્ય નથી. એટલે દેવતાઓને માનવાની કાંઇ જરૂર નથી. તોપણ કેટલાએક એમ માને છે કે-'કોઇ ઇશ્વર જીવોએ કરેલાં કર્મોનાં ફળ આપે છે.' તે બાબતમાં પણ ઇશ્વર કર્મોને આધીન વર્તે છે. (એટલે ઈશ્વર સ્વતંત્ર નથી-કર્મો સ્વતંત્ર છે.) કારણકે જેવું કર્મ કર્યું હોય, તેવુંજ ફળ ઈશ્વર આપી શકે છે. કર્મ નહીં કરનારને, તે કોઈ પણ પ્રકારનું ફળ આપી શકતો નથી. (૧૪) આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે-ફળની સિદ્ધિ તો કર્મથીજ થાય છે; અને તેને પરિણામે કર્મને આધીન વર્તનારા, બકરીના ગળાના આંચળ જેવા નકામા, ઈશ્વરનું કાંઈ પણ પ્રયોજન નથી. આ વિષયમાં ઇંદ્ર કે જે પોતપોતાનાં કર્મોને અનુસરનારાં પ્રાણીઓનાં પૂર્વજન્મના સંસ્કારેજ કરાવેલાં કર્મોનાં ફળને ફેરવી નાંખવા અસમર્થ છે, તેનું કાંઈ પ્રયોજન નથી. (૧૫) લોકો પૂર્વજન્મના સંસ્કારોનેજ આધીન હોવાથી, પૂર્વજન્મના સંસ્કારને અનુસરે છે. દેવો, અસુરો અને મનુષ્યો સહિત આ સઘળું જગત્, પૂર્વજન્મના સંસ્કારમાંજ રહેલું છે. (૧૬)

---

માનો. **सः ईश्वरः अपि कर्तारं भजते**-તે ઇશ્વર પણ કર્મ કરનારને ફળ આપે છે. **अकर्तुः सः प्रभुः हि न**-કર્મ નહિં કરનારને તે ફળ આપવા સમર્થ થઈ શકતો નથી.

૧૫ પદચ્છેદ—**इह**-અહીં. **स्वस्वकर्मानुवर्तिनां भूतानां**-પોત પોતાનાં કર્મો કરનારાં પ્રાણીઓને **नृणां स्वभावविहितं अन्यथा कर्तुं**-મનુષ્યોનાં પૂર્વ જન્મના સંસ્કારે કરેલાં કર્મોને ફેરવી નાંખવાને. **अनीशेन इंद्रेण किं**-અસમર્થ એવા ઇંદ્રનું શું પ્રયોજન છે ? એટલે ઇંદ્ર તે કર્મોનાં ફળ ફેરવી શકતો નથી.

૧૬ પદચ્છેદ—**स्वभावः**-પૂર્વસંસ્કાર. **जनः हि स्वभावतंत्रः**-લોકો પૂર્વજન્મના સંસ્કારોનેજ આધીન હોવાથી. **स्वभावं अनुवर्तते**-પૂર્વ જન્મના સંસ્કારનેજ અનુસરે છે. **देवाश्च असुराश्च मानुषाश्च तैः सहितं इति इदं सर्वं**-દેવો, અસુરો, અને મનુષ્યો સહિત આ સઘળું જગત્ **स्वभावस्थं**-પૂર્વ જન્મના સંસ્કારોમાંજ રહેલું છે.

૧૩ થી ૧૬ વિવેચન

કર્મનો મહિમા બતાવીને કર્મના દેવને શ્રીકૃષ્ણ ઉઠાવી દે છે. કર્મ સંબંધી આપણે થોડી વાત કરીએ—

**કર્મ**—કેટલાએક કર્મવાદને માને છે, અને કેટલાએક ઇશ્વિરવાદને માને છે, પણ કર્મવાદને અને ઇશ્વરવાદને બેઉને સત્ય માનીએ, ત્યારેજ કર્મનું રહસ્ય સમજાય. રાજાનો વહીવટ સરકારના કાયદા પ્રમાણે ચાલ્યા કરે છે, પણ કેટલીએક બાબતમાં સરકાર કાયદાને પડયો મેલીને, પોતાની મરજી પ્રમાણે વર્તે છે. વેપારી વેપારીને રૂપૈયા ધારે છે, અને રીતસર વ્યાજ સાથે વસુલ કરે છે, પણ કોઈ વખત ધીરેલા તમામ રૂપૈયા માફ કરીને, ઉલટા આપે છે.

દૃષ્ટાંત—કલકત્તાવાળા પન્નાલાલ શેઠના, અમદાવાદના શેઠ સેવકરામ ડી. પટેલ પાસે, દસહજાર રૂપૈયા લ્હેણા નીકળ્યા. એક બે વરસ સુધી નાણાં ન પત્યાં, તેથી અમદાવાદની પન્નાલાલની પેઢીવાળાએ સેવકરામ ઉપર દાવો કર્યો. રૂપૈયા દસહજારનું હુકમનામું થયું. સેવકરામ પગે લાગ્યા, પણ અમદાવાદવાળા હેડ મુનીમ કાંઇ કરી શક્યા નહીં. આખરે સેવકરામ થાકીને કલકત્તે ગયા. પન્નાલાલની દુકાને હેડ મુનીમને મળ્યા. પોતાની સ્થિતિથી તેમને વાકેફ કરીને હુકમનામું પાછું ખેંચી લેવા, ઘણાં કાલાવાલા કર્યા: તોપણ કાંઇ દિ વળ્યો નહીં, ત્યારે સેવકરામ પન્નાલાલ શેઠને રૂબરૂ મળ્યા. રૂબરૂમાં વાતચીત કરતાં શેઠને દયા આવી. રૂપૈયા દસહજાર માફ કર્યા; અને 'સેવકરામની સ્થિતિ સુધરે નહીં ત્યાં સુધી, અમદાવાદની પેઢી, સેવકરામના નિભાવ માટે દરમાસે રૂપૈયા ત્રીસ આપે,' એવો પત્ર શેઠે અમદાવાદની પેઢી ઉપર લખી આપ્યો. જેમ પન્નાલાલની દુકાનમાં પન્નાલાલ માલીક છે, અને ધારે તેમ કરી શકે છે. તેમ ઇશ્વરના જગતમાં ઇશ્વર માલીક છે, અને ધારે તેમ કરી શકે છે. એમ ન હોય તો–જો એટલી સત્તા ન હોય તો—

> **अपि चेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ॥**
> **साधुरेव स मंतव्यः, सम्यग्व्यवसितो हि सः ॥३०॥** (ગીતા અ. ૯)
> **सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ॥**
> **अहं त्वा सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः ॥६६॥**
> (ગીતા અ. ૧૮)

વિગેરે વચનોથી શ્રીકૃષ્ણ મન્વાદિના કાયદાઓને બાજુ ઉપર મુકીને, (અને છાતી ઠોકીને), પતીત ભક્તોને પાવન કરી શકે નહીં.

આ વચનો કર્મના કાયદાની બહારની ભૂમિકાનાં છે; તેથી ૧૮–૬૪ મા શ્લોકમાં શ્રીકૃષ્ણ બોલ્યા છે કે—'**सर्वगुह्यतमं भूयः, शृणु मे परमं वचः** ॥' 'આ મારૂં વચન ગુહ્ય વચનોમાં ઉત્તમ છે, અને પરમસાર ભૂત છે, તેથી સાંભળ.'

કર્મનું ફળ જડ છે, તેથી કર્મનું કારણત્વ સંભવે નહીં! ચેતન જીવને સુખ દુઃખ દેનાર ચેતનજ હોઈ શકે. સ્વામી સેવકના મધ્યે પણ તેમજ છે. પતિ પત્નીના સંબંધમાં પણ તેમજ છે. માટે ઇશ્વિરવાદ મુખ્ય છે અને કર્મવાદ ગૌણ છે. કાયદા વિના રાજા રાજ કરી શકે નહીં. તેમ કર્મના બંધારણ વિના સંસારચક્ર ચાલી શકે નહીં.

અપૂર્ણ.

ફરમો નં ૧૧૩.

श्रीसद्गुरवे नमः।

# શ્રીમોક્ષપત્રિકા

# શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર–અમદાવાદ.

પુસ્તક ૧૦ મું.] જેઠ માસ ૧૯૮૫. [અંક ૫ મો.

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

### અધ્યાય ૨૪ મો ચાલુ.

[ ગયા અંકના ૮૯૬ મા પાનાથી ચાલુ ]

**કર્મ**—કર્મ સંબંધી વિષય ચાલે છે—

રાજાનો કાયદો કર્મનું દૃષ્ટ ફળ આપે છે, તેથી લોકો રાજાનો કાયદો તોડતાં ડરે છે. ઇશ્વરનો કાયદો અદૃષ્ટ ફળ આપે છે, તેથી લોકો ગાંફલ રહીને, ઇશ્વરના કાયદાનો ભંગ કરે છે. પાખંડના ભોગી પણ ઘણીવાર પાખંડને નિંદે છે. વેશ્યાઓ પણ ઘણીવાર પોતાના ધંધાને નિંદે છે. આ બધી તેમના અંતર્યામીની સૂચનાઓ છે. સમુદ્રને તરી આવેલું વહાણ, કાંઠામાં ન બુડી જાય, તેટલા માટે શાસ્ત્રો અને સંતો જીવોને કર્મનો મહિમા બતાવે છે.

**કર્મના પ્રકાર**—સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. પૂર્વે કરેલાં જે કર્મો આ જન્મમાં ફળ આપે છે, તે પ્રારબ્ધ કર્મ કહેવાય છે. પૂર્વે કરેલાં કર્મો, ફળ આપે એવી પકવ દશામાં ન આવ્યાં હોય, પણ કોઇ અન્ય જન્મમાં ફળ આપવા માટે કર્મકોશમાં એકઠાં થઇને પડયાં રહે–એવાં હોય–તે સંચિત કર્મ કહેવાય છે. આ જન્મમાં જે કર્મ કરવામાં આવે, તે ક્રિયમાણ કર્મ કહેવાય છે.

**ક્રિયમાણ કર્મ**—આ ત્રણમાં ક્રિયમાણ કર્મની સત્તા–મહત્તા વધારે છે. કેટલાંએક શાસ્ત્રોનો એવો અભિપ્રાય છે કે 'પ્રારબ્ધ કર્મની સત્તા ઘણી છે.' 'પ્રારબ્ધ કર્મ ટાળ્યાં ટળે નહીં–ભોગવવાંજ પડે.' તોપણ યોગ્ય રીતે કરાએલું ક્રિયમાણ કર્મ, પ્રારબ્ધ કર્મની સત્તાને ફેંકી દે છે. પ્રારબ્ધથી પ્રાપ્ત થએલાં દુઃખને ટાળવા માટે, અને પ્રારબ્ધથી અપ્રાપ્ત સુખને પ્રાપ્ત કરવા માટેજ, આ જગતમાં જ્યાં ત્યાં–પ્રયત્ન થઇ રહ્યા છે. આ પ્રયત્નો સૂચવે છે કે–પ્રારબ્ધ કર્મની સત્તાના કરતાં ક્રિયમાણ કર્મની સત્તા અને મહત્તા વધારે છે. શાસ્ત્રો અને સંતો પણ પ્રારબ્ધને ઉથલાવી નાંખવા, ક્રિયમાણ કર્મોની ભલામણ કર્યા કરે છે.

પુત્ર વિનાનાં અનેક દંપતિઓએ તપાદિ સાધનરૂપ ક્રિયમાણ કરીને, પ્રારબ્ધને ઉથલાવી નાંખ્યું છે. યજ્ઞાદિ સાધનરૂપ ક્રિયમાણ કર્મથી, નિર્ધનતારૂપી પ્રારબ્ધને ઘણાએ ઉથલાવ્યું છે. ક્રિયમાણ કર્મ કરીને ઘણાઓએ રાજ્ય લક્ષ્મી ઐશ્વર્ય વિગેરે પ્રાપ્ત કર્યાં છે. પ્રારબ્ધને હઠાવવાના અનેક ઉપાયો કર્મશાસ્ત્રમાં લખ્યા છે. પ્રારબ્ધથી પ્રાપ્ત થએલા રોગોનો નાશ કરવા, વૈદ્યો પણ મથી રહ્યા છે. ગ્રહોથી પ્રાપ્ત થએલી દુર્દશાને મટાડવા, જોશીઓ મથી રહ્યા છે. દુષ્કર્મોનાં ફળનું નિવારણ કરવા જપ, તપ, વ્રત, માનતા વિગેરે સાધનો જગતમાં મોજુદ છે. વિશ્વામિત્રાદિ અનેક તપસ્વીઓએ, પ્રારબ્ધથી પ્રાપ્ત કરેલા વર્ણાશ્રમને ઉથલાવી નાંખવા, કરેલા પ્રયત્ન જગતને વિદીત છે.

પ્રારબ્ધના કરતાં ક્રિયમાણની સત્તા વધારે છે, છતાં દરેક કાર્યમાં પ્રારબ્ધનો નાશ થતો નથી. એટલે ઘણા પ્રસંગમાં પ્રયત્ન કર્યા છતાં, ફળ પ્રાપ્ત થતું નથી, તેનું કારણ એ છે કે–જેવો પ્રયત્ન કરવો જોઇએ, તેવો પ્રયત્ન જ્યાં સુધી થતો નથી; ત્યાં સુધી ધારેલું ફળ પ્રાપ્ત થતું નથી. પ્રયત્ન કરતાં છતાં પ્રારબ્ધ ન હઠે–દુઃખ ન ટળે, ત્યારે–' **પ્રારબ્ધ ટાળ્યું ટળે નહીં.** ' એવો ઢીલો વિચાર ન કરતાં, પ્રયત્ન અપૂર્ણ છે–પ્રયત્ન કાંઇક ખામી-વાળો છે, એવો વિચાર કરીને, તેમાં રહેલી ખામીઓને ઓળખવા પ્રથમ પ્રયત્ન કરવો: પછી તે ખામીઓને ટાળવા સતત પ્રયત્ન કરવો. આમ હિંમત હાર્યા વિના પ્રયત્ન કરનારનું ગમે એવું દઢ પ્રારબ્ધ રાંક બની જાય છે. દહીંનું મથન કરનાર રવાઇને બદલે લાકડીના ડંડીકાથી મથન કરે, તો દહીંની મૂળ સ્થિતિ કાંઇક બદલાય ખરી: પણ માખણ તરી આવે નહીં. મથનને માટે યોગ્ય સાધનો, અને યોગ્ય ક્રિયાઓ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી માખણની આશા રાખનાર મૂર્ખ ગણાય છે. યોગ્ય પ્રયત્નજ સેવ્ય છે. આળસ સેવ્ય નથી. આળસુ થઇને પડ્યો રહેનાર પ્રારબ્ધને અનાયાસે પોષે છે, અને યોગ્ય પ્રયત્નશીલ પુરૂષ પ્રારબ્ધને તોડી ફોડી નાંખે છે. શાસ્ત્રો, સંતો અને વિદ્વાનો પ્રયત્નને પ્રધાનતા આપે છે.

**कर्मणैव संसिद्धिमास्थिता जनकादयः** । [ગીતા અ. ૩–૨૦] જનકાદિ મોટા થયા તે કર્મથી. વાલ્મિકી ભીલ મટીને ઋષિ બન્યા તે કર્મથી. વિશ્વામિત્ર રાજઋષિ મટીને બ્રહ્મઋષિ થયા, તે પણ કર્મથી. એક સાધારણ માણસ મનુષ્ય મટીને મહાત્મા થાય છે, તે પણ કર્મથી. કીડો મટીને ભમરી થાય છે, તે પણ કર્મથી, અને જીવ મટીને શિવ થાય છે તે પણ કર્મથી. પ્રારબ્ધને બળવાન માનીને, લમણે હાથ દઇને બેસનાર માણસ, પોતાના સાજા તાજા–સુદઢ પગને ઢીલા કરી નાંખે છે; અને પ્રારબ્ધને દુર્બળ માનીને પ્રયત્નને પધાનતા આપનાર માણસ, ઢીલા પગને સાજા અને સુદઢ કરે છે. આ પ્રમાણે તે મનુષ્ય પોતાની રગેરગમાં જીવનરસ રેડે છે. પ્રારબ્ધની સત્તાને બળવાન માનનાર મનુષ્ય, પોતાના મોં ઉપર બણબણતી માંખીઓ પણ ઉડાડી શકતો નથી. એટલે–મોં ઉપર બણબણતી માંખીઓથી થતા દુઃખને પણ, તે ટાળી શકતો નથી. પ્રયત્નની સત્તાને માનનાર મનુષ્ય, શત્રુની સેનામાં કુદી પડીને, હજારો ગોળીઓને પુષ્પવૃષ્ટિ જેવી ગણે છે. પ્રારબ્ધને બળવાન માનવું તે રાંડીરાંડ ડોશીપણું છે; અને પ્રયત્નની સત્તાને શિરોમણી માનવી, તે દશે દિશામાં વિજયની ધ્વજા ફરકાવનાર વીરપણું છે. પ્રારબ્ધની સત્તાનો સ્વિકાર કરવો, તે વિપત્તિઓને આમંત્રણ કરવા સરખું છે, અને પ્રયત્નની સત્તાનો સ્વિકાર કરવો, તે સંપત્તિ-ઓને નોતરવા સરખું છે. પ્રારબ્ધની સત્તાને માનનાર, ગમે એવા ઉંચા સ્થાનથી ગબડી

પડે છે. અને પ્રયત્નની સત્તાને માનનાર કીડા જેવી અધમ સ્થિતિમાંથી શિવપદ પ્રાપ્ત કરી શકે છે.

પ્રારબ્ધ એ મનુષ્યનું પૂર્વ કાળમાં કરેલું કર્મ છે. કર્મ જડ છે. (પ્રારબ્ધ) કર્મને કર્તાના કરતાં વધારે બળવાન્ માનવું, એ અજ્ઞાનમૂલક છે. લુહારે બનાવેલી સાંકળ લુહાર કરતાં બળવાન નથી; કારણકે લુહાર ગમે ત્યારે તે સાંકળને યોગ્ય પ્રયત્નથી તોડી ફોડી નાંખે છે. મનુષ્યોને અસંખ્ય જન્મોથી જીવપણારૂપી દૃઢ પ્રારબ્ધ પ્રાપ્ત થયું છે. તેને ટાળવાનો આ સત્સંગરૂપી આપણો પ્રયત્ન છે. શાસ્ત્રો અને સંતો આ પ્રયત્નને ટેકો આપે છે. એટલે આ પ્રયત્નદ્વારા પ્રારબ્ધ રૂપી બેડી તોડી નાંખવા, શાસ્ત્રો અને સંતો આપણને ભલામણ કરી રહ્યાં છે. આ જન્મમાં જે જે દોષો આપણા અંતઃકરણમાં જણાય છે, તે તમામ પૂર્વ જન્મમાં આપણે કરેલાં કર્મોનાં ફળરૂપ છે. આ દોષોરૂપી પ્રારબ્ધનો નાશ કરવા માટે, શાસ્ત્રો અને સંતો આપણને વારંવાર ટોકયા કરે છે. સર્વ પ્રકારના પ્રારબ્ધરૂપી દોષોનો નાશ કરીને, જીવન્મુક્તિ સુધી પહોંચવા શાસ્ત્રો કહ્યાં કરે છે. તાત્પર્ય–પુરૂષાર્થ ગમે એવા પ્રારબ્ધને જીતી શકે છે. જ્યાં જ્યાં પ્રારબ્ધ જીતાતું નથી, ત્યાં ત્યાં પુરૂષાર્થમાં ખામી ગણાય છે. ચ્યવનના આશ્રમમાં આવેલી સુકન્યાએ સુયત્નથી પોતાના પ્રારબ્ધને ફેરવી નાંખ્યું. સાવિત્રીએ સુયત્નથી પ્રારબ્ધને ફેરવીને સત્યવાનને જીવતો કર્યો. દુર્યોધનને ખોળે બેસાડવા આણેલી દ્રૌપદીએ, પ્યારા શ્રીકૃષ્ણને રીજવીને, પોતાનું પ્રારબ્ધ ઉથલાવી નાંખ્યું.

આ બાબતમાં વિશેષ યાદ રાખવા જેવું એ છે કે–[૧] સેશ્વરવાદીઓ ઈશ્વરને આગળ રાખીને પ્રયત્ન કરે છે; અને નિરીશ્વરવાદીઓ (ઈશ્વરને નહીં માનનારા) ઈશ્વરને આગળ રાખ્યા વિના પ્રયત્ન કરે છે. સેશ્વરવાદીઓ–**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** [ગીતા અ. ૨–૪૭] ‘ **तस्मादसक्तः सततं, कार्यं कर्म समाचर ।** ’ (ગીતાના અ. ૩–૧૯] વિગેરે વચનોમાં વિશ્વાસ રાખીને પ્રયત્ન કરે છે.

‘ ધનુષ્યમાંથી છોડેલું તીર, જેમ પાછું વાળી શકતું નથી; તેમ હુકમ થઇ ચૂકેલું [ભોગવાતું] પ્રારબ્ધ કર્મ પણ પાછું ખેંચી શકાતું નથી–ટાળ્યું ટળતું નથી–’ એમ કેટલાં એક શાસ્ત્રો અને સંતો કહે છે; પણ તે બાબતમાં જરા આગળ વધીને નજર નાંખીએ, તો જણાય છે કે–ધનુર્વિદ્યાના જ્ઞાતા છોડેલા બાણને પાછું ખેંચી શકે છે. છૂટેલા તીરને પાછું આકર્ષવાનો ઉપાય, મનુષ્ય પ્રયત્ન વડે શોધી કાઢે, તો તે તેમ કરી શકે છે; તે પ્રમાણેજ દૃઢ પ્રારબ્ધનો જય કરવાનો ઉપાય, જો મનુષ્ય પ્રયત્ન વડે શોધી કાઢે; તો તે પ્રારબ્ધનો નાશ કરી શકે છે.

‘ **बुद्धिः कर्मानुसारिणी** ’–‘ પ્રારબ્ધ પ્રમાણેજ મનુષ્યોની બુદ્ધિ હોય છે, અને બુદ્ધિ પ્રમાણેજ મનુષ્યો પ્રયત્ન કરે છે, તેથી મનુષ્યો પ્રારબ્ધને ઉથલાવી શકતા નથી ’– એમ પણ કેટલાએક વિદ્વાનો માને છે. આ માન્યતાના ઉંડાણમાં કાંઇક છે. આ માન્યતાના ઉંડાણમાં ઉતરીને જોનારને જણાય છે કે–પ્રારબ્ધાનુસાર બુદ્ધિ લઇને માણસ જન્મે છે; છતાં તે બુદ્ધિને તેવીને તેવી ન રહેવા દેતાં, બુદ્ધિને સૂક્ષ્મ બનાવવા માટે અનેક પ્રકારની નિશાળો, અનેક પ્રકારના શિક્ષકો, અનેક પ્રકારના સંતસમાજો અને અનેક પ્રકારના સંતો રોકવામાં આવ્યાં છે. મનુષ્યને દરેક ક્ષણે સુખની ઇચ્છા સ્ફુર્યા કરે છે;

પણ તે ઇચ્છા બુદ્ધિના પ્રમાણમાંજ સુખ લઇ શકે છે. તેથી બુદ્ધિને સૂક્ષ્મ કરવાનો—કેળવવાનો, દરેક ધંધાએ, અને દરેક ધર્મે સ્વિકાર કર્યો છે: જેમ નિશાળમાં કેટલાએક વિદ્યાર્થીઓ એકડા ભણતા હોય છે; કેટલાએક પાંચમી—છઠ્ઠી—કે સાતમી ભણતા હોય છે; કેટલાએક મેટ્રીક—પ્રોવીયસ કે બી. એ. સુધી પહોંચ્યા હોય છે; અને કેટલાએક એમ. એ. અગર એમ. એ. થી પણ આગળ વધેલા જણાય છે. તાત્પર્ય-વિદ્યાર્થીઓએ નિશાળમાં પોતાની શક્તિ પ્રમાણે અને અનુકુળતા પ્રમાણે, પોતાની બુદ્ધિનો વિકાસ કર્યો. તે પ્રમાણે જ આ સંસારરૂપી સ્કુલમાં કેટલાંએક મનુષ્યોનાં અંતઃકરણ સોળ આની વિકાસને પામેલાં હોય છે, ત્યારે કેટલાંએક મનુષ્યોનાં અંતઃકરણ પંદરઆની—ચૌદઆની-બારઆની—અગર એકઆની, અગર પા આની વિકાસને પામેલાં હોય છે. કેટલાંએકનાં અંતઃકરણ પશુ સ્થિતિમાં પણ હોય છે. બે કાંઠામાં વહેતી ગંગા જેવી નદીએ, જળ પીવા આવેલાં પશુ, પક્ષી અને મનુષ્યો, પોતપોતાની શક્તિ પ્રમાણેજ જળ પીએ છે; તે પ્રમાણે અખુટ જ્ઞાનથી ભરેલા માનવ જીવનમાંથી, સૌ પોતપોતાની બુદ્ધિના પ્રમાણમાંજ, પોતાનાં સુખનાં સાધનો સાધે છે. સ્થૂળ બુદ્ધિવાળા કેટલાએક પામરો પોતાના દોષોને ઓળખીજ શકતા નથી. કેટલાએક પોતાના દોષોને ઓળખે છે, પણ તેનો જય કરી શકતા નથી; અને કેટલાએક દોષોને ઓળખે છે કે તુરત, તેનું નિવારણ કરે છે. આ છેલ્લી કોટિના મનુષ્યો પ્રારબ્ધનો નાશ કરવા સમર્થ થાય છે. પ્રથમના બે વર્ગને ઉત્સાહ આપીને બુદ્ધિના પ્રદેશમાં લાવો, તો તેઓ પણ અમુક સમયે પ્રારબ્ધને હઠાવી શકશે. દસ વરસના આંબાને દર વરસે કેરીઓ આવે, અને દસ માસના છોડને નિત્ય પાણી પાતાં છતાં અને ઉત્તમ પ્રકારનું ખાતર નાખતાં છતાં, કેરી ન આવે; તો તેથી કંટાળીને છોડને ઉખેડીને ફેંકી દેવો, તે તદ્દન મૂર્ખાઈ છે. તે પ્રમાણેજ અપકવ બુદ્ધિથી પ્રારબ્ધ ઉપર જય મેળવી ન શકાય, તેમાં બુદ્ધિનો વાંક નથી, પણ બુદ્ધિની પકવતાનો વાંક છે. લોઢું લાકડાથી અગર લાકડા જેવા પોચા પદાર્થોથી તૂટે નહીં. લોઢાને તોડવા માટે ગજવેલનીજ જરૂર પડે; તેમ પ્રારબ્ધને તોડવા માટે અંતઃકરણની ઉત્તમ પ્રકારની ભૂમિકા જોઈએ. સ્વાર્થી, લોભી, લાલચુ, કામી, કપટી, ક્રોધી અને એવાં પામર સ્ત્રીપુરૂષો, પ્રારબ્ધથી સદા દબાએલાં જ રહે છે—તેઓ કદિ પ્રારબ્ધને તોડી શકતાં નથી. જેમ નિર્ધન મનુષ્યો રેલ્વેની મુસાફ્રીમાં ફર્સ્ટ અગર સેકંડકલાસની ટીકીટોનો દર પૂછતાં નથી, અને કદિ કોઈ તેનો દર કહે, તો તેઓ ભડકી જાય છે; તેમ ઉપર જણાવેલાં પામર સ્ત્રીપુરૂષો, પ્રારબ્ધને તોડવાનો વિચાર કદિ કરતાં નથી; અને કદિ એવા વિચાર કોઈ તેમને કહે, તો તેઓ તે વાત માનતા પણ નથી.

'પ્રારબ્ધનો ક્ષય ભોગ વિના નથી', એમ માનીને કેટલાએક મુંગે મોઢે પ્રારબ્ધ ભોગવે છે. તેઓએ યાદ રાખવું ઘટે છે કે—યોગ્ય ઉપાયથી પ્રારબ્ધનો ક્ષય ન થાય, ત્યાં સુધી પ્રારબ્ધ ભોગવવું જ પડે. 'ઋષભદેવ, જડભરત વિગેરે મહાત્માઓએ પણ પ્રારબ્ધ ભોગવ્યું હતું.' એવું શાસ્ત્રમાં કહે છે. પણ તેમાં કાંઇક છે. તેઓ સત્, ચિત્ અને આનંદને ત્રણે કાળમાં અનુભવતા હતા. આવા મહાત્માઓ પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થએલાં સુખદુઃખોથી, જરા પણ ડગતા નથી, અને બ્રહ્માનંદમાંથી જરા પણ આઘા ખસતા નથી. એટલે અનેક સુખદુઃખો આવવા છતાં, તેમના બ્રહ્માનંદની એક કળા પણ ક્ષીણ થતી નથી. આપણે જેને

સુખદુઃખ કહીએ છીએ, તે સુખદુઃખ તેમની સ્થિતિમાં જરા પણ ફેરફાર કરી શકતું નથી. જ્યાં ઘણો પ્રકાશ હોય, ત્યાં અંધારાને આવવાનો અધિકાર નથી; તેમ જ્યાં બ્રહ્માનંદ હોય ત્યાં લૌકીક સુખદુઃખને આવવાનો અધિકાર નથી. વૃત્તિમાં આવ્યા વિના ભોગ સંભવતો નથી. સુખદુઃખ મહાત્માઓની વૃત્તિમાં આવી શકતું નથી; ત્યારે મહાત્માઓ પ્રારબ્ધ વશાત્ સુખદુઃખ ભોગવે છે, એમ કેવી રીતે કહી શકાય? નજ કહી શકાય. સ્વરૂપનો સાક્ષાત્કાર થતાં, દુઃખ માત્રની નિવૃત્તિ થવાનું, અને પરમાનંદની પ્રાપ્તિ થવાનું, શાસ્ત્ર પોતેજ કહે છે. તેથી ખાત્રી થાય છે કે-યથાર્થ જ્ઞાન થયા પછી મહાત્માઓને લૌકીક સુખદુઃખનું અલ્પ પણ ભાન થતું નથી. આ બાબતમાં શ્રીકૃષ્ણ બોલ્યા છે કે-' **[illegible]: सर्वकर्माणि, भस्मसात् कुरुते तथा ॥** [ગીતા અ. ૪-૩૭] જ્ઞાન રૂપી અગ્નિ બધાં કર્મોને ભસ્મીભૂત કરી દે છે. **ज्ञानाग्निदग्धकर्माणं, तमाहुः पंडितं बुधाः ।** [ગીતા અ. ૪-૧૯] જ્ઞાન રૂપી અગ્નિ વડે જેનાં કર્મ બળી ગયાં હોય, તે પુરૂષને બુદ્ધિમાનો પંડિત કહે છે. **सर्वं कर्माखिलं पार्थ, ज्ञाने परिसमाप्यते ।** [ગીતા અ. ૪-૩૩] બધાં કર્મો જ્ઞાનમાં પૂરેપૂરાં સમાઇ જાય છે. એટલે-જ્ઞાનથી પ્રારબ્ધ, સંચિત અને ક્રીયમાણ-ત્રણે પ્રકારનાં -કર્મોનો નાશ થાય છે. કેટલાએક ટીકાકારો આ ઠેકાણે ગોથું ખાઇને કહે છે કે-'જ્ઞાનાગ્નિથી **પ્રારબ્ધ સિવાયનાં** તમામ કર્મો બળી જાય છે.'

હિરણ્યકશીપુ, રાવણાદિ કર્મયોગી ખરા, પણ ઇશ્વર તત્ત્વને મૂકીને—

> **अनेकचित्तविभ्रांता, मोहजालसमावृताः ॥**
> **प्रसक्ताः कामभोगेषु, पतंति नरकेऽशुचौ ॥१६॥**
> **आत्मसंभाविताः स्तब्धा, धनमानमदान्विताः ॥**
> **यजंते नामयज्ञैस्ते, दंभेनाविधिपूर्वकम् ॥१७॥** [ગીતા. અ. ૧૬].

અર્થ—અનેક પ્રકારે જેમનાં ચિત્ત ભમેલાં હોય છે, અને જેઓ મોહજાળમાં ઘેરાઈ ગએલાં હોય છે. તથા પદાર્થો અને ભોગોમાં આસક્તિવાળા હોય છે, તે આસુરી જીવો ગંદા નરકમાં પડે છે. [૧૬]. પોતાની બડાઇ કરનારા, અભીમાની, અને ધન તથા માનના મદવાળા જેઓ હોય છે તેઓ જે યજ્ઞો કરે છે, તે યજ્ઞો વિધિરહિત તથા દંભ અને પાખંડથી ભરેલા હોય છે. એટલે તે યજ્ઞો નામનાજ છે. [૧૭],

કહેવાનો ભાવ એ છે કે-આવો આસુરી પુરૂષાર્થ પ્રારબ્ધને ઉખેડી શકતો નથી, એટલુંજ નહીં, પણ નવા પ્રારબ્ધને ઉત્પન્ન કરે છે.

ઇશ્વરવાદને ઉડાવી દઇને કર્મવાદને શ્રીકૃષ્ણ સ્થાપે છે, તેથી આપણે ભુલા પડવું નહીં. તેમ કરવામાં બે કારણ છે. એક તો ઇંદ્રને માન ભંગ કરવો છે તે કારણ છે; અને બીજું કારણ એ છે કે-બાળકને નિશાળે મોકલતાં માતાપિતા બાળકને લાકુડીમાં અગર પાઇ પૈસામાં અગર કાંઈ ગોળ [ચણામમરાદિ ખાવું]માં લલચાવે છે. પણ તે લાલચદ્વારા બાળકને વિદ્યાનો લાભ આપે છે. તે પ્રમાણેજ સકામ કર્મદ્વારા શાસ્ત્રો જીવને બીજા આડાઅવળા સંસારી કચરામાંથી ખેંચી લે છે. શુભ કર્મથી દયા ક્ષમાદિ શુભ ગુણો ખીલે છે. સત્કર્મ સાથે જ્ઞાનનો લાભ મળે, તો સકામ કર્મનો મોહ તજીને, જીવ નિષ્કામ કર્મ માર્ગમાં પ્રવેશ કરે. તેને પરિણામે—

**असक्तो ह्याचरन् कर्म, परमाप्नोति पूरुषः ॥१९॥** [ગીતા. અ. ૩.]

અનાસક્ત થઇને કર્મ કરનારો માણસ પરમસિદ્ધિને પામે છે. એટલે-જીવને પરમસિદ્ધિ પાસે લઈ જવો છે; પણ તે ઘણે દૂર હોવાથી, થોડે દૂર રહેલા સકામ કર્મમાં પ્રભુ જીવોને લલચાવે છે.

યાદ રાખજો કે- નીચેના ૭ મત શ્રીકૃષ્ણે દેવતાઓને ક્ષોભ પમાડવા સારૂજ કહ્યા છે. આ ૭ મત શ્રીકૃષ્ણને માન્ય નથી, અને શાસ્ત્રોને પણ માન્ય નથી. (૧) કર્મજ ફળ આપવામાં સમર્થ છે. (૨) ઇશ્વર કર્મને પરતંત્ર છે. (૩) પૂર્વસંસ્કારજ કર્મ કરાવે છે. (૪) દેવતા અને ઇશ્વર કર્મના અંગભૂત છે, પણ મુખ્ય નથી. (૫) પર્વત, ગાયો અને બ્રાહ્મણોજ દેવતા છે, બાકી કોઇ દેવ નથી. (૬) ગુણોજ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કર્તા છે.

હવે આગળ વધીએ-હજી કર્મનોજ મહિમા બતાવે છે—

**उच्चावचाञ्जन्तुः, प्राप्योत्सृजति कर्मणा ॥**
**शत्रुर्मित्रमुदासीनः, कर्मैव गुरुरीश्वरः ॥ १७ ॥**
**तस्मात्संपूजयेत्कर्म, स्वभावस्थः स्वकर्मकृत् ॥**
**अंजसा येन वर्त्तेत, तदेवास्य हि दैवतम् ॥ १८ ॥**

**અર્થ—જીવ કર્મથીજ ઉંચાનીચા દેહ પામીને, તે દેહોને કર્મથીજ તજે છે. શત્રુ, મિત્ર, ઉદાસીન, ગુરૂ અને ઇશ્વર કર્મજ છે. તેથી પૂર્વ સંસ્કારોને આધીન રહીને પોતાનું કર્મ કરનારા પુરૂષે કર્મનુંજ સારી રીતે પૂજન કરવું જોઇએ. [દેવતાઓનાં નામ લઇને પદાર્થો હોમાય છે, તેથી દેવતાઓ વિના કર્મ સિદ્ધ કેવી રીતે થશે ?' તે શંકાના સમાધાનમાં યાદ રાખવું કે] કર્મ મુખ્ય છે અને દેવતાઓ કર્મના અંગભૂત છે. ઇશ્વરને કર્મનું ફળ આપનાર ગણીએ, તો તે બાબતમાં પણ, કર્મ મુખ્ય છે, અને ઇશ્વર કર્મના અંગભૂત છે. [હવે શ્રીકૃષ્ણ હેતુવાદનો આધાર લઇને, પર્વત અને ગાયો વિગેરે બીજા દેવોને સિદ્ધ કરે છે.] વાસ્તવિક વિચાર કરતાં સિદ્ધ થાય છે કે-જેની આજીવીકા જેથી અનાયાસે ચાલે, તેજ તેનો દેવતા કહેવાય છે. (આપણી આજીવીકા પર્વત અને ગાયોથી ચાલે છે. માટે પર્વત અને ગાયો આપણા દેવતા છે. એમ કહેવાનો આ ભાવ છે.) ૧૭-૧૮.**

---

૧૭-૧૮ પદચ્છેદ—**उच्चाश्च** (ઉંચા) **अवचाश्च** (નીચા) **उच्चावचाः तान् देहान्**-ઉંચા નીચા દેહોને. **कर्मणा जंतुः प्राप्य**-કર્મથી જીવ પામીને. (**तान् कर्मणा**) **उत्सृजति**-તે દેહોને કર્મથી તજે છે. **शत्रुः मित्रम् उदासीनः गुरुः ईश्वरः कर्म एव**-શત્રુ મિત્ર ઉદાસીન, ગુરૂ અને ઇશ્વર કર્મજ છે. **तस्मात्**-તેથીજ **स्वभावस्थः स्वकर्मकृत्**-પૂર્વ સંસ્કારોને આધીન રહીને પોતાનું કર્મ કરનારા પુરૂષે. **कर्म संपूजयेत्**-કર્મનું સારી રીતે પૂજન કરવું. **येन कर्मणा**-જે કર્મથી **अंजसा वर्त्तेत**-સુખપૂર્વક આજીવિકા ચાલે. **तत् कर्म एव अस्य पुरुषस्य दैवतम्**-તે કર્મજ આ પુરૂષનો દેવતા ગણાય.

૧૭–૧૮ વિવેચન—

ઈશ્વરને પણ કર્માધીન ગણ્યા. તે બાબતનો ખુલાસો આગળ પન્નાલાલના દષ્ટાંતમાં થઇ ગયો છે. ઉપર જણાવેલા વિવેચનથી કર્મ સંબંધી કાંઇક સમજ્યા હશો; તો પણ તે સંબંધી કાંઇક વિશેષ કહીએ કે–આ આખું જગત્ કર્માધીન છે. કર્મશબ્દ જગતમાંથી ખેંચી લઇએ, તો જગત્ એકદમ અટકી જાય.

દષ્ટાંત—અજ્ઞાનપુરામાં અજ્ઞાનાનંદ નામના એક સંત આવ્યા. તેઓશ્રી ગીતાનું વ્યાખ્યાન સારૂં કરતા હતા. અજ્ઞાનપુરાના અનેક લોક, ભલે કાંઇ સમજતા નહોતા, તો પણ સંતની કથામાં આવીને ભીડ કરતા હતા. સંધ્યા વંદનાદિ કોઇ પણ પ્રકારની ધાર્મિક ક્રિયાઓ સંતને ગમતી નહીં. મરજીમાં આવે ત્યારે તેઓશ્રી સવારમાં ઉઠતા હતા. મરજીમાં આવે તો તેઓશ્રી સ્નાન કરતા. સ્નાન વિના પણ ભોજન કરતા હતા. આવા વર્તનથી અજ્ઞાનપુરાનાં અજ્ઞાની સ્ત્રી પુરૂષો, સંતનો મહિમા બહુજ ગાતાં હતાં. તેઓ સંતને ઋષભદેવજી. શુકદેવજી, અગર જડભરત સાથે સરખાવતાં હતાં. આ વખાણ સાંભળીને સંત પણ ફુલાઇ જતા હતા. આમંત્રણ પ્રમાણે સંત ભોજન માટે શ્રોતાઓમાંથી ગમે તેને ઘેર, બપોરે બાર વાગે જતા હતા. નાના પ્રકારનાં પકવાન જમાડીને, લોકો ત્યાગીને નરકનો રસ્તો બતાવી રહ્યાં હતાં. એક દિવસ જ્ઞાનપુરાના શિવશંકર શાસ્ત્રી સંતને આમંત્રણ કરવા, નવ વાગે મઠમાં પધાર્યા. સંત હજી સુતા હતા. શાસ્ત્રીએ સંતને ઉઠાડયા, સંત ઉઠીને બ્રહ્મની મોટી મોટી વાતો કરવા લાગ્યા. શાસ્ત્રીજી વિદ્વાન્ અને ધર્મજ્ઞ પુરૂષ હતા. કર્મકાંડમાં સંતની ભયંકર પોલ દેખાને, તે વિષયમાં ખાત્રી કરવા માટે, શાસ્ત્રીજીએ સંતને પૂછ્યું–' અત્યારમાં કાંઈ નિત્ય કર્મ કરતા નથી ? '

સંતઃ—'**હું કર્મમાર્ગને માનતોજ નથી. કર્મ તો અજ્ઞાનીઓ માટે છે.**' શાસ્ત્રીજી હંમેશાં કથામાં આવતા હતા. શાસ્ત્રીજીને ખાત્રી થઇ કે–કથા વખતનો સંતનો ડમાક સનાતની હતો, કથા સિવાયના ટાઇમમાં સંત સનાતનથી ઘણાજ દૂર રહેતા હતા. તોપણ કાંઇ બોલ્યા વિના, સંતને ભોજનનું આમંત્રણ કરીને, શાસ્ત્રીજી પોતાને ઘેર આવ્યા. ઘેર આવીને શાસ્ત્રીજીએ આ વાત પોતાની પત્નિ [સુશીલા]ને કહી. સુશીલા પણ આ વાત સાંભળીને વિસ્મય પામી.

સુશીલા—[શાસ્ત્રીજીને કહે છે]–હે પ્રભુ ! આપની આજ્ઞા હોય, તો આ સન્યાસીને હું સીધા બનાવી દઉં; કારણ કે સાધુ સન્યાસી કાંઈ જગતના ગુરૂ નથી; આપણે બ્રાહ્મણ જગતના ગુરૂ છઇએ.

શાસ્ત્રીજી—જો તું એમ કર, તો તો ઠીક. કારણ કે આ સાધુનું નામજ અજ્ઞાનાનંદ છે; અને તેમનો મુકામ પણ અજ્ઞાનપુરામાં છે. આજ મેં તેમને બરાબર ઓળખ્યા.

સુશીલા—ગીતા કે જે કર્મમાર્ગમાં પ્રવૃત્ત કરનાર છે. કર્મમાર્ગમાં ઢીલા પડી ગએલા અર્જુનને, ગીતાએ ઉભો કર્યો. તે ગીતાનો વ્યાખ્યાન કર્તા–આ સન્યાસી–કર્મમાર્ગને માનતો નથી, એ કેવી શરમ ભરેલી વાત!

શાસ્ત્રીજી—આવું પોગળ આ એક ઠેકાણે નથી. આજકાલ વ્યાખ્યાન કરનારાઓ, સોએ નવાણુ ટકા, કર્મ માર્ગને નિંદે છે.

આમ આડીઅવળી વાત કરતાં ઘડીયાળમાં અગ્યાર થયા. પછી પતિપત્ની કાંઇક

જ્ઞાનની વાતો કરતાં હતાં, ત્યાં બાર વાગ્યા, અને સંત પધાર્યા. સંતને દેખીને પતિપત્ની ઉભાં થયાં, આસન આપીને સંતને બેસાડયા. પછી પાછી જ્ઞાનચર્ચા શરૂ થઇ. ઘડીયાળમાં એક વાગ્યો–બે વાગ્યા. સંત અકળાયા. સંત અકળાઇને બોલ્યા 'કેમ ભિક્ષા માટે મને કાંઇ કહેતા નથી ?'

સુશીલા—મારા સ્વામીનાથ આવ્યા, ત્યારે હું ભોજનની તૈયારી કરતી હતી; પણ તેમણે મને કહ્યું કે–'સંત તો મહા જ્ઞાની છે; તેથી તેઓશ્રી કર્મમાર્ગને માનતાજ નથી. તેઓશ્રી કહે છે કે–'કર્મમાર્ગ તો અજ્ઞાનીઓ માટે છે.' આ સાંભળીને મેં પણ મારા રસોઇરૂપી કર્મમાર્ગનો ત્યાગ કર્યો; અને અમો જ્ઞાનચર્ચા કરવા લાગ્યાં. ત્યાં આપશ્રી પધાર્યા. આપે અમારા આનંદમાં વધારો કર્યો. (સુશીલા બ્હેન જ્ઞાનમાર્ગનો ડોળ કરીને આગળ બોલ્યાં કે)–મને પણ કર્મમાર્ગના કરતાં જ્ઞાનમાર્ગ ગમે છે. રાંધવા ચીંધવાનું ન હોય, તો જાણે બેઠી બેઠી જ્ઞાનનાં ગપ્પાં માર્યાજ કરૂં.

સંતને ખાત્રી થઇ કે—આ લોકોએ કાંઇ રાંધ્યું નથી. પોતાની ભૂલ પોતાને સમજાઇ ગઈ, પણ ભૂખ કકડીને લાગી હતી, તેથી ધીરજ રાખી શક્યા નહીં. નેત્ર ક્રોધે રાતાં થયાં. વાણી મુખમાંથી વહેવા લાગી–'અરે મૂર્ખ દંપતી! સંતને આમંત્રણ કરીને તમે ભોજન તૈયાર ન કર્યું? તમારા જેવા મૂર્ખ મેં ક્યાંઈ જોયા નથી.'

સુશીલા—હસતાં હસતાં–આપ જ્ઞાન માર્ગના હિમાયત થઇને, મને કર્મ માર્ગમાં કાં જોડો ? રાંધવા ચીંધવાનું–ધુમાડો ફુંકવાનું–મને જરાએ ગમતું નથી. હુંતો જાણે બેઠી–બેઠી ગીતા વાંચ્યાજ કરૂં !

સંત—ડાહી ડાહી વાતો જવા દ્યો. હવે તો કાંઇક રાંધો, તો જમીએ.

સુશીલા—મારે રાંધવાની જરાએ ના નથી; પણ આપ મને કર્મ માર્ગમાં કાં જોડો ? શું આપને કર્મમાર્ગ ગમે છે ? [વાતો કરતાં ઘડીયાળમાં ત્રણ વાગ્યા].

સંત—હું હવે કર્મમાર્ગનું રહસ્ય સમજ્યો; કારણ કે તમે મારાં ગુરૂ બન્યાં. હવે હું નવ વાગ્યા સુધી પથારીમાં નહીં પડયો રહું–કર્તવ્ય પરાયણ રહીશ.

આ વચનો સાંભળીને સુશીલા બ્હેન રસોઈની તૈયારી કરવા લાગ્યાં, અને શાસ્ત્રીજી સંત સાથે વાતો કરવા લાગ્યા. '–'આપને ઠેકાણે આવેલા જોઇને હું રાજી થયો. આવા પાખંડી જમાનામાં ભૂલ કબુલ કરવી, તે કાંઇ સાધારણ વાત નથી. કર્મયોગની બાબતમાં ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે:—

**न मे पार्थास्ति कर्तव्यं, त्रिषु लोकेषु किंचन ॥**
**नानवाप्तमवाप्तव्यं, वर्त एव च कर्मणि ॥ २२ ॥**
**यदि ह्यहं न वर्तेयं, जातु कर्मण्यतंद्रितः ॥**
**मम वर्त्मानुवर्तन्ते, मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥**

[ ગીતા અ. ૩ ]

વિગેરે વચનોથી શ્રીકૃષ્ણે કર્મયોગનો મહિમા વધાર્યો છે; છતાં ડમાકમાં તણાતા ઘણા સાધુ, સન્યાસી અને વક્તાઓ, કર્મમાર્ગને ઉપાધિરૂપ સમજીને, તેનો અનાદર કરે છે. સનાતન ધર્મનું રહસ્ય કર્મમાર્ગમાંજ છે; પણ તમારા જેવા લેભાગુ વક્તાઓ કર્મમાર્ગને

નિંદે છે. આ પ્રમાણે વાતો કરતા હતા, ત્યાં ઘડીયાળમાં પાંચનો ટકોરો થયો, અને સુશીલા બ્હેને, જમવા પધારવા સાદ કર્યો. સંત પોતાના ગુરૂ [ સુશીલા બ્હેન ]ને પ્રણામ કરીને જમવા બેઠા.

ઉપર પ્રમાણે કર્મનો મહિમા બતાવીને, ૧૮ મા શ્લોકમાં કયા દેવને પૂજવા ? તે વાત શ્રીકૃષ્ણ કહે છે. ' ઇંદ્ર અપ્રત્યક્ષ દેવ છે, અને પર્વત, ગાયો અને બ્રાહ્મણો પ્રત્યક્ષ દેવ છે, માટે તમે તેમને ભજો. ચૈતન્યશાળી ઇંદ્રાદિ દેવો મદદ કરે, તો પર્વતાદિ જડ દેવોને શા માટે પૂજવા નહીં ? ' વિગેરે વચનોથી શ્રીકૃષ્ણ ઇંદ્રમાં અશ્રદ્ધા પેદા કરે છે.

આપણો દેવ કયો ? તે હવે કહે છે—

**आजीव्यैकतरं भावं, यस्त्वन्यमुपजीवति ॥**
**न तस्माद्विन्दते क्षेमं, जारं नार्यसती यथा ॥१९॥**

**અર્થ—છીનાળ સ્ત્રી જેમ જાર પુરૂષને સેવીને-સેવ્યા છતાં-સુખ પામતી નથી; તેમ જે માણસ એકે આપેલી આજીવીકા ખાઇને, બીજાને સેવે છે, તે કદિ સુખ પામતો નથી. (૧૯)**

૧૯ વિવેચન—

એક કુતરી પણ પોષણ આપનારને વફાદાર રહે છે. એક સ્ત્રી પણ પોષણ કરનાર પતિને વફાદાર રહે છે. જો તે પોતાનો ધર્મ ચૂકે, તો તે છીનાળ ગણાય છે; તેમ આપણું જે પોષણ કરે, તેજ આપણો દેવ. પોષણ ન કરે, તે દેવને ભજવાની આપણે કાંઇ જરૂર નથી. પાસે રહેલા પતિદેવને તજીને, ગુરૂદેવને અગર સાક્ષાત્ ઇશ્વરને ભજનારી સ્ત્રી પણ નિંદાને પાત્ર છે: ત્યારે પાસે રહેલા ગોવર્ધનને તજીને, પાસે રહેલી ગાયોને તજીને, અને પાસે રહેલા બ્રાહ્મણોને તજીને, ઇંદ્રને ભજવો, તે વ્યાજબી ગણાય નહીં.

હવે ચારે વર્ણની આજીવિકાના સાધન બતાવે છે—

**वर्तेत ब्रह्मणा विप्रो, राजन्यो रक्षया भुवः ॥**
**वैश्यस्तु वार्त्तया जीवेच्-छूद्रस्तु द्विजसेवया ॥२०॥**

**અર્થ--શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-' બ્રાહ્મણે વેદાધ્યયનાદિકથી, ક્ષત્રિએ પૃથ્વીની રક્ષાથી, વૈશ્યે વાર્ત્તાથી, અને શૂદ્રે દ્વિજ લોકોની સેવાથી, પોતાની આજીવીકા ચલાવવી જોઇએ. (૨૦)**

---

૧૯ પદચ્છેદ—**असती नारी जारं यथा**—છીનાળ સ્ત્રી જેમ જાર પુરૂષને સેવીને સુખ પામતી નથી. તેમ **एकतरं भावं आजीव्य**-એક દેવે આપેલી આજીવિકા ખાઇને. **यः तु अन्यं भावं उपजीवति**-જે બીજા દેવનું સેવન કરે તે પુરૂષ. **तस्मात् क्षेमं न विन्दते**-તે તેમાંથી સુખ મેળવતો નથી.

૨૦ પદચ્છેદ—**विप्रः ब्रह्मणा वर्तेत**-બ્રાહ્મણો વેદાધ્યયનાદિકથી પોતાની આજીવીકા ચલાવે છે. **राजन्यः भुवः रक्षया**-રાજા પૃથ્વીની રક્ષા કરવાથી. **तु**-અને **वैश्यः वार्त्तया**-વૈશ્યે વેપાર રોજગારથી. **तु**-અને **शूद्रः द्विजसेवया**-શૂદ્રે બ્રાહ્મણાદિકની સેવા કરીને આજીવિકા ચલાવવી.

૨૦ વિવેચન—

વ્યાકરણના ભાષ્યકાર કહે છે કે—'**अध्यापनं एव ब्राह्मणस्य वृत्तिः**'—બ્રાહ્મણો જગત્‌ના શિક્ષક છે. વર્ણાશ્રમના ગુરૂ છે. જે બ્રાહ્મણના ઘરમાં આખા દિવસમાં, એક બે ઘડી પણ, વેદાધ્યયન-શાસ્ત્રાધ્યયન-ન થાય; તેમને બ્રાહ્મણ કેમ કહેવાય? આવા ભયંકર જમાનામાં, જે બ્રાહ્મણો વેદાધ્યયન ઉપર પોતાની આજીવિકા ચલાવે છે, તેઓ ખરેખર દેવ છે. બ્રાહ્મણના ધંધાને આજકાલ ઘણા નિંદે છે, અને બ્રાહ્મણો પોતે પણ પોતાના ધંધાને નિંદે છે, તે તેમનું અજ્ઞાન છે. બ્રાહ્મણધર્મ સનાતન ધર્મના પ્રાણરૂપ છે. યાદ રાખજો કે-જેમ પ્રાણ વિનાનો દેહ ન શોભે, તેમ બ્રાહ્મણધર્મ વિનાનો સનાતન નહીં શોભે. સાધુ, સન્યાસીઓ અને પરમ હંસો અનેક છે. તોપણ બ્રાહ્મણો અને બ્રાહ્મણધર્મ સનાતનના પ્રાણરૂપ છે. માટે બ્રાહ્મણોએ જેમ બને તેમ પોતાના બ્રાહ્મણધર્મમાં રહેવું, અને સનાતનને ચાહનારા ક્ષત્રિયોઓએ, વૈશ્યોએ અને શૂદ્રોએ બ્રાહ્મણ ધર્મમાં રહેનારા બ્રાહ્મણોની સેવા અવસ્ય કરવી. બ્રાહ્મણો જગતની મર્યાદા બાંધનારા છે.

ક્ષત્રિઓએ શૌર્યાદિ ગુણો કેળવવા પ્રયત્ન કરવો. જાતજાતના હથીઆરો વાપરતાં શીખવું. દયા, ક્ષમા, બ્રહ્મચર્ય વિગેરે ગુણોથી જીવન ઓજસ્વી કરવું. આ લાભ તેમને બ્રાહ્મણોજ આપી શકે. હંસો અને પરમહંસો તેમને કદિ વિચારસાગર સંભળાવી શકે; પણ તેમના આલોક અને પરલોક સુધારી શકે નહીં.

વૈશ્યોએ નાના પ્રકારના વેપારથી વાકેફ થવું. લક્ષ્મીના આવક જાવકના ખાતાથી ખાસ કરીને વાકેફ રહેવું. સત્કર્મ થાય ત્યાં શ્રદ્ધાપૂર્વક લક્ષ્મી વાપરવી.

આજકાલ શૂદ્રો પણ વિદ્યાભ્યાસમાં આગળ વધ્યા છે; પણ જે શૂદ્રો સનાતનને નિંદે છે; તેઓ પોતાને હાથે પોતાના પગ કાપે છે.

ધંધા રોજગારથી માત્ર પેટ ભરવું, અને નાના પ્રકારના ભોગ ભોગવવા, એટલોજ હિંદુ ધર્મનો ઉપદેશ નથી; પણ તેથી કાંઈક વિશેષ છે. તે એ કે-દરેક વર્ણના અને દરેક આશ્રમના જીવોના આલોક અને પરલોક બેઉ સુધારવા.

વૈશ્યોના ધંધા સંબંધી હજી આગળ કહે છે—

**कृषिवाणिज्यगोरक्षाः, कुसीदं तुर्यमुच्यते ॥**
**वार्त्ता चतुर्विधा तत्र, वयं गोवृत्तयोऽनिशम् ॥२१॥**

**અર્થ--ખેતી, વેપાર, ગાયોની રક્ષા અને વ્યાજ વટાવનો ધંધો, એમ ચાર પ્રકાર વાર્તાના છે. તે ચારે પ્રકારમાં આપણી આજીવીકા નિરંતર ગાયોનું પાલન કરવાથી થાય છે. (૨૧)**

---

૨૧ પદચ્છેદ—**कृषिश्च वाणिज्यं च गोरक्षा च कृषिवाणिज्यगोरक्षाः**-ખેતી, વેપાર અને ગાયોની રક્ષા. **कुसीदं तूर्यं उच्यते**-વ્યાજ એ ચોથું કહેવાય છે. **वार्त्ता चतुर्विधा**-આ પ્રમાણે વાર્તા ચાર પ્રકારની છે. **तत्र**-આ ચારેમાં **वयं**-આપણે **अनिशम्** નિરંતર-**गवां पालनेन एव वृत्तिः येषां ते-गोवृत्तयः**-ગાયોનું પાલન કરનારા છઈએ.

૨૧ વિવેચન—

'ખેડ અને વેપાર સહિત ગોરક્ષા લેવી' એમ કોઇ કોઈ ટીકાકાર કહે છે, પણ આ ગોવાળો ખેડ અને વેપારથી રહિત ગોરક્ષા કરતા હતા. તેથી તેમ કરવાની જરૂર નથી. અત્યારે પણ ગોવાળો ખેડ અને વેપાર રહિત ગોરક્ષા કરે છે. બને ત્યાંસુધી ખેતી, વેપાર અને ગોચારણ—ત્રણ આજીવીકાનો આશ્રય લેવો. કારણકે વ્યાજની આજીવીકા નિંદિત છે; આજીવીકાનું વર્ણન કરીને શ્રીકૃષ્ણ સૂચવે છે કે—આજીવિકા માટે આપણે ઇંદ્રની સાથે કાંઇ સંબંધ નથી.

મેઘનું કારણ પણ ઇંદ્ર નથી, એમ હવે કહે છે—

**सत्त्वं रजस्तम इति, स्थित्युत्पत्त्यन्तहेतवः ॥**
**रजसोत्पद्यते विश्व–मन्योन्यं विविधं जगत् ॥२२॥**
**रजसा चोदिता मेघा, वर्षन्त्यम्बूनि सर्वतः ॥**
**प्रजास्तैरेव सिध्यन्ति, महेन्द्रः किं करिष्यति ॥२३॥**

**અર્થ**—'આપણી આજીવીકા ગાયોથી ચાલે છે, પણ ગાયોની આજીવીકા ઇંદ્રને સ્વાધીન છે,' એમ કહિ માનતા હો, તો તેના જવાબમાં સત્ત્વ, રજ, અને તમ એમ ત્રણ ગુણો જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને અંતના કારણરૂપ છે. અનેક પ્રકારનું સમગ્ર જગત્ રજોગુણથી થએલા સ્ત્રી પુરૂષના અન્યોન્ય સંયોગથી ઉત્પન્ન થાય છે. (૨૨) રજોગુણથી પ્રેરાએલાં વાદળાં, પૃથ્વી ઉપર સર્વત્ર ઠેકાણે વરસે છે, એટલે પર્વત-નદી-સમુદ્ર-ખારી જમીન વિગેરે સ્થળે પણ વરસે છે. લોકો આ વાદળાંથીજ (વરસાદથીજ) પોતાની આજીવીકા ચલાવે છે. તેમાં ઇંદ્રનું કોઇ પણ પ્રકારનું પ્રયોજન નથી. (૨૩).

૨૨-૨૩ વિવેચન—

રજોગુણ પ્રવૃત્તિ સૂચવે છે. તે જગતને ઉત્પન્ન કરે છે, અને તે મેઘને પણ પ્રેરે છે. ઇંદ્રાદિક પણ ગુણાધીન છે-સ્વતંત્ર નથી. બીજથી અંકુર અને અંકુરથી બીજ ઉત્પન્ન થાય છે. પિતાથી પુત્ર અને પુત્ર થકી પાછો પિતા ઉત્પન્ન થાય છે. '**प्रजामनु प्रजायन्त** પ્રજાથી પ્રજા ઉત્પન્ન થાય છે,' એમ શ્રુતિ પણ કહે છે. જીવસૃષ્ટિ કર્મથી ઉત્પન્ન થાય છે, અને જડસૃષ્ટિ રજોગુણથી ઉત્પન્ન થાય છે. [શ્રીકૃષ્ણ અહીં ઇશ્વરવાદ ઉડાવી દે છે, તેનું કારણ આગળ કહ્યું છે.] 'મેઘોને પ્રેરનારો ઇંદ્ર નથી,' એમ સાબીત કરવા માટે કહે

૨૨ પદચ્છેદ—**सत्त्वं रजः तमः इति**—સત્ત્વ રજ અને તમ એવા ત્રણે ગુણો **स्थितिश्च उत्पत्तिश्च अंतश्च तेषां हेतवः**—જગતની સ્થિતિ ઉત્પત્તિ અને અંતના કારણરૂપ છે. **विविधं विश्वं** (સમગ્ર) **जगत**—અનેક પ્રકારનું સમગ્ર જગત. **रजसा अन्योऽन्यं उत्पद्यते**—રજોગુણથી થએલા સ્ત્રી પુરૂષના અન્યોન્ય સંયોગથી ઉત્પન્ન થાય છે.

૨૩ પદચ્છેદ—**रजसा चोदिताः मेघाः**—રજોગુણથી પ્રેરાએલાં વાદળાં **सर्वतः**—પર્વત, નદિ, સમુદ્ર વિગેરે ઠેકાણે **अंबूनि वर्षंति**—જળ વરસાવે છે. **प्रजाः**—લોકો, **तैः एव सिद्ध्यंति**—વાદળાંથીજ પોતાની આજીવિકા ચલાવે છે. **महेंद्रः किं करिष्यति**—તેમાં ઇંદ્રનું શું પ્રયોજન છે?

છે કે-'જો વાદળાં ઇંદ્ર જેવા ડાહ્યા દેવથી પ્રેરાતાં હોત, તો તેઓ સમુદ્રમાં અને ખાર જમીનમાં વરસત નહીં.' એટલે તેઓ પ્રવૃત્તિસૂચક રજોગુણથીજ પ્રેરાય છે.

હજી આગળ કહે છે કે-આપણે વનવાસી છઇએ, તેથી આપણે ઇંદ્ર જેવા રક્ષક અગર પાલકની જરૂર નથી—

**न नः पुरो जनपदा, न ग्रामा न गृहा वयम् ॥**
**नित्यं वनौकसस्तात, वनशैलनिवासिनः ॥२४॥**

**અર્થ--આપણા યોગ ક્ષેમને માટે પણ આપણે ઇંદ્રાદિદેવોની જરૂર નથી, કારણ કે આપણે નગરોમાં, દેશોમાં, ગામડામાં કે ઘરોમાં રહેતા નથી. આપણે તો સદા વગડાઉ લોક છઇએ. વન અને પર્વતોમાં સદા વસીએ છઈએ. એટલે આપણું યોગક્ષેમ કરનાર વન અને પર્વત છે. (૨૪).**

૨૪ વિવેચન—

જે માલદાર હોય, તેમને ચોકીદારની જરૂર હોય. તેમને લુટારાનો ભય પણ હોય. અગ્નિહોત્રી બ્રાહ્મણને એવો ભય હોય છે કે-'જો આપણે ઇંદ્રને નારાજ કરીશું, તો ઇંદ્ર આપણું હવિષ્ય સ્વિકારશે નહીં.' આપણે વનવાસીને એવો ભય પણ નથી. સાથે સાથે એમ પણ કહી દીધું કે-'આપણે **वनशैलनिवासिनः**-વન તથા પર્વતના નિવાસી છઈએ, એટલે-આપણા આશ્રયદાતા વન અને ગોવર્ધન છે.' [ગોવર્ધનમાંથી ગાયોને ખડ મળે છે, અને આપણને જળ અને ફળ મળે છે.]

ત્યારે કોનો યજ્ઞ કરવો ? તેનો હવે નિર્ણય કરે છે—

**तस्माद्गवां ब्राह्मणाना-मद्रेश्चारभ्यतां मखः ॥**
**य इन्द्रयागसंभारास्-तैरयं साध्यतां मखः ॥२५॥**

**અર્થ**--**તેથી** ગાયો, બ્રાહ્મણો અને **પર્વતને** માટે યજ્ઞ આરંભો. ઇંદ્રના **યજ્ઞ માટે જે જે સામગ્રિઓ એકઠી કરી છે, તે સામગ્રિઓથી આ યજ્ઞને સિદ્ધ કરો. (૨૫).**

૨૫ વિવેચન—

પર્વતના અધિપતિ વિષ્ણુ છે. વિષ્ણુનાં બે સ્વરૂપ છે-બ્રાહ્મણો અને ગાયો. બ્રાહ્મણોને વિષે મંત્રો પ્રતિષ્ઠિત છે, અને ગાયોને વિષે હવિ પ્રતિષ્ઠિત છે. ગોવર્ધન વિષ્ણુરૂપે દેવતા છે. ગોવર્ધન ઉપર શ્રીકૃષ્ણ બહુ રમ્યા. ગોવર્ધન શ્રીકૃષ્ણની ચરણરજથી ન્યાલ થઇ ગયો.

---

૨૪ પદચ્છેદ--**नः**-આપણે. **पुरः न, जनपदाः न, ग्रामाः न, गृहाः न**,-નગરો નથી, દેશો નથી, ગામડાં કે ઘરો (પણ) નથી. **वयं नित्यं वनौकसः**-[**वनं एव ओकः-स्थानं-येषां ते**]-આપણે તો સદા વગડાઉ લોક છઇએ. **तात**-હે પિતા! **वनशैलाः तेषु निवसंति इति वनशैलनिवासिनः**-વન અને પર્વતોમાંજ રહીએ છઇએ.

૨૫ પદચ્છેદ—**तस्मात्**-તેથી **गवां ब्राह्मणानां अद्रेः च मखः आरभ्यतां**-ગાયો બ્રાહ્મણો અને પર્વતનો યજ્ઞ આરંભો. **ये**-જે **इंद्रयागाय संभाराः**-ઇંદ્રના યાગ માટે સામગ્રિઓ છે. **तैः अयं मखः साध्यतां**-તેથી આ યજ્ઞને સિદ્ધ કરો.

ગાયોએ શ્રીકૃષ્ણને બહુ દુધ આપ્યું, અને બ્રાહ્મણો જગતના દેવ છે-પ્રભુનો મહિમા વધારનારા છે-વિષ્ણુ સ્વરૂપ છે. આ ત્રણેનો મહિમા વધારવા, અને ઇંદ્રનો મહિમા ઘટાડવા, શ્રીકૃષ્ણ મથી રહ્યા જણાય છે. શ્રીકૃષ્ણે એમ પણ કહી દીધું કે-'જે આપણને પોષે, તેજ આપણો દેવ.' ઇંદ્રયાગ માટે તૈયાર કરેલી સામગ્રિથી, ગોવર્ધનનું પૂજન કરવું, તે પણ ઇંદ્રનું ભયંકર અપમાન, અને ગોવર્ધનને ઘણું માન.

કયા કયા પ્રકારની સામગ્રિઓ તૈયાર કરવી તે હવે કહે છે—

**पच्यन्तां विविधाः पाकाः, सूपान्ताः पायसादयः ॥**
**संयावापूपशष्कुल्यः, सर्वदोहश्च गृह्यताम् ॥ २६ ॥**

**અર્થ--દુધપાકથી માંડીને મગની દાળ સુધીની અનેક પ્રકારની રસોઇઓ રંધાવો. લાપસી, માલપુવા અને જલેબી કરાવો. દહીં દુધથી થએલા પદાર્થોને પણ એકઠા કરો. [૨૬]**

૨૬ વિવેચન—

કહો—આ કૃષ્ણ તે કોઈ બાળક છે ? કે અનેક બાળકોનો પિતા છે ? બીજી લીટીમાં છેલ્લે **च** છે, તે સૂચવે છે કે-' દુધ વાછરડાંને પીવા દેજો, અને બાકીનું ઉત્સવ માટે એકઠું કરજો.' હરિવંશમાં કહે છે કે-'ત્રણ દિવસનું દુધ એકઠું કરવું.'

હવે બ્રાહ્મણોની જરૂર બતાવે છે—

**हूयन्तामग्नयः सम्यक्, ब्राह्मणैर्ब्रह्मवादिभिः ॥**
**अन्नं बहुविधं तेभ्यो, देयं वो धेनुदक्षिणाः ॥ २७ ॥**
**अन्येभ्यश्चाश्वचाण्डाल–पतितेभ्यो यथाऽर्हतः ॥**
**यवसं च गवां दत्त्वा, गिरये दीयतां बलिः ॥ २८ ॥**

---

૨૬ પદચ્છેદ—**पायसः** ( દુધપાક ) **आदिः येषु ते पायसादयः**-દુધપાકથી માંડીને. **सूपः अंते येषु ते सूपांताः**-મગની દાળ સુધીના **इति विविधाःपाकाः पच्यंतां**-એ પ્રકારની અનેક સામગ્રિઓ રંધાવો. **संयावश्च** ( લાવશી ) **अपूपाश्च** ( માલપુવા ) **शष्कुल्यश्च** (જલેબી) **संयावापूपशष्कुल्यः**-લાવશી, માલપુવા અને જલેબી **सर्वदोहः**-દહીં દુધના પદાર્થો, **गृह्यताम्**-એકઠા કરો.

૨૭ પદચ્છેદ—**ब्रह्मवादिभिः ब्राह्मणः**-વેદીયા બ્રાહ્મણો પાસે. **अग्नयः**-અગ્નિમાં **सम्यक् हूयंताम्**-સારી રીતે હોમ કરાવો **तेभ्यः**-તે બ્રાહ્મણોને. **वो-वः**-તમારાથી તમે **बहुविधं अन्नं देयं**-ઘણા પ્રકારનું અન્ન આપો. **धेनुसहिताः दक्षिणाः**-ગાયો સહિત દક્ષણા પણ દેજો.

૨૮ પદચ્છેદ—**श्वानश्च चांडालाश्च पतिताश्च तेभ्यः आ आश्वचांडालपतिताः तेभ्यः अन्येभ्यः**-કુતરાં, ચાંડાલ અને પતીત પર્યંત બીજા પ્રાણીઓને પણ. **यथा अर्हतः**-યથાર્થ રીતે. (**अर्हं अनतिक्रम्य यथार्हं, यथार्हं इति यथार्हतः** યથાર્થ રીતે અન્ન આપીને. **च**-અને **गवां यवसं दत्त्वा**-ગાયોને ખડ આપીને. **गिरये बलिः दीयतां**—અને ગોવર્ધનને બલિદાન દ્યો. **यवसं** નો અર્થ 'જવ' પણ થાય છે.

**અર્થ—વેદીયા બ્રાહ્મણો પાસે અગ્નિમાં સારી રીતે હોમ કરાવજો, અને અને તે બ્રાહ્મણોને ઘણા પ્રકારનું અન્ન, ગાયો અને દક્ષણા આપજો. (૨૭) કુતરાં, ચાંડાલ, અને પતીત પર્યંત બીજાં પ્રાણીઓને પણ અન્ન આપજો. ગાયોને ખડ આપજો, અને ગોવર્ધનને બલિદાન આપજો. (૨૮)**

૨૭-૨૮ વિવેચન—

બ્રાહ્મણો વિના ક્રિયા હોય નહીં, અને શોભે પણ નહીં. બ્રાહ્મણો પ્રત્યક્ષ દેવ છે. ઉત્સવને દિવસે ગાયોને ચરવા માટે વનમાં ન મોકલવી, એવું પણ કહી દીધું.

આટલી તૈયારી કર્યા પછી પોતે કેવા બનવું ? અને શું કામ કરવું ? તે હવે કહે છે—

**स्वलंकृता भुक्तवन्तः, स्वनुलिप्ताः सुवाससः ॥**
**प्रदक्षिणं च कुरुत, गोविप्रानलपर्वतान ॥ २९ ॥**

**અર્થ—આપણે (પણ) સારા શણગાર ધારણ કરીને, ભોજન કરીને, ચંદનાદિનો લેપ કરીને, તથા સારાં વસ્ત્રો પહેરીને, ગાયોની-બ્રાહ્મણોની-અગ્નિઓની અને પર્વતની પ્રદક્ષણા કરવી. [૨૯]**

૨૯ વિવેચન—

મૂળમાં **च** છે તેથી વૃંદાવનની પણ પ્રદક્ષણા કરવી, એ ભાવ છે.

હવે આ વિષયનો ઉપસંહાર કરે છે—'

**एतन्मम मतं तात, क्रियतां यदि रोचते ॥**
**अयं गोब्राह्मणाद्रीणां, मह्यं च दयितो मखः ॥ ३० ॥**

**અર્થ—હે પિતા ! ઉપર પ્રમાણે મારી માન્યતા છે. મારો આ મત આપને ગમતો હોય, તો આ યજ્ઞ કે જે ગાયો, બ્રાહ્મણો અને પર્વતની પ્રસન્નતા માટે છે તે કરો. તેથી હું પણ પ્રસન્ન થઈશ. [૩૦]**

૩૦ વિવેચન—

પિતા પાસે પુત્ર કેવી રીતે બોલે, તેનો આ ઉત્તમ નમુનો છે. નમ્રતા પૂર્વક બોલાવવામાં એવો ભાવ પણ છે કે-' મારા કહેવામાં શ્રદ્ધા હોય, તો આમ કરો. કારણ કે શ્રદ્ધા વિના કરેલું ( ગીતા અ. ૧૭-૨૮ ) નિષ્ફળ જાય છે. શ્લોકની બીજી લીટીમાં **च** છે,

---

૨૯ પદચ્છેદ—**सु अलंकृताः**-સારી રીતે શણગારીને. **भुक्तवंतः**-જમીને. **सु अनुलिप्ताः**-ચંદનાદિના સારા લેપ કરીને. **शोभनानि वासांसि येषां ते सुवाससः**-સારાં સારાં વસ્ત્રો પહેરીને. **च**-પછી. **गावश्च विप्राश्च अनलश्च पर्वतश्च इति ते तान्**-ગાયો, બ્રાહ્મણો, અગ્નિ અને પર્વતની **प्रदक्षिणं कुरुत**-પ્રદક્ષણા કરવી.

૩૦ પદચ્છેદ—**हे तात**-હે પિતા **एतद् मम मतं**-આવી મારી માન્યતા છે. **यदि रोचते क्रियतां**-જો તે આપને ગમે તો આપ તમે કરો. **अयं मखः**-આ યજ્ઞ. **गोब्राह्मणाद्रीणां**-ગાયો બ્રાહ્મણો અને પર્વતની પ્રસન્નતા માટે છે. **मह्यं च दयितः**-આ યજ્ઞ મને પણ ઠીક લાગે છે.

તે–'ગાયોને અને બીજા દેવોને પણ આ યજ્ઞ પ્રિય છે,' એમ સૂચવે છે. બ્રાહ્મણો, ગાયો અને દેવો વૈદિક ધર્મના મુખ્ય અંગ છે, 'તેમને આ યજ્ઞ પ્રિય છે,' એમ કહીને નંદજીને સૂચવી દીધું કે–'આ વૈદિક યજ્ઞ છે.'

શ્રીકૃષ્ણના મત સંબંધી શ્રીશુકદેવજી હવે કહે છે—

**श्रीशुक उवाच ॥**

**कालात्मना भगवता, शक्रदर्पं जिघांसता ॥**
**प्रोक्तं निशम्य नन्दाद्याः, साध्वगृह्णन्त तद्वचः ॥३१॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે–ઇંદ્રના ગર્વને તોડવાની ઇચ્છા રાખતા, કાળરૂપી ભગવાનથી બોલાએલું તે વચન સાંભળીને, નંદાદિ ગોવાળીયાઓએ, તે વચનોનો બહુ સારી રીતે સ્વિકાર કર્યો. (૩૧)**

૩૧ વિવેચન—

**कालात्मना**—શ્રીકૃષ્ણ કે જે કાળસ્વરૂપ છે. તેમણે એક વખત દેશકાળને અનુસરીને, ઇંદ્રનો યજ્ઞ શરૂ કરવાનું પ્રેર્યું હતું; અને અત્યારે દેશકાળને અનુસરીને તેઓ ગોવર્ધનનો યજ્ઞ કરવા ભલામણ કરે છે. શ્રીકૃષ્ણને 'કાલાત્મા' કહીને એમ પણ સૂચવ્યું કે–શ્રીકૃષ્ણ કાળના પણ કાળ છે. ઇંદ્ર અવધિ ઇશ્વિર છે–ઇંદ્રનું ઇશ્વિરપણું અમુક હદમાં છે–તે સંપૂર્ણ ઇશ્વિર નથી. શ્રીકૃષ્ણ સંપૂર્ણ ઇશ્વિર છે. તાત્પર્ય–ગોપોએ ઇંદ્રાદિથી ડરવાનું નથી.

નંદાદિ ગોપોએ શ્રીકૃષ્ણનું કહેલું માન્ય રાખ્યું.-એક યુક્તિવાળો વકીલ ગમે એમ કરીને, પોતાની વાત ન્યાયાસન ઉપર બેઠેલા ડાહ્યા જજ્જોને સમજાવી શકે છે; ત્યારે આ તો વકીલોનો વકીલ–**द्युतं छलयतामस्मि**–છળ કરનારાઓમાં દ્યુત હું છઉં. [ગીતા અ. ૧૦–૩૬.] નંદાદિ ભોળા ગોપોને મનાવી દે, તેમાં કાંઇ નવાઇ સમજવી નહી.

મૂખ્ય ઉદ્દેશ–ગોવર્ધનના પૂજનનો મૂખ્ય ઉદ્દેશ છે; પણ તે પૂજન, બ્રાહ્મણો વિના, હોમાદિ ક્રિયા વિના અને વેદોના મંત્રો વિના શોભે નહીં; તેથી ઉત્સવને શોભવવા શ્રીકૃષ્ણે બ્રાહ્મણોની અને હોમાદિ ક્રિયાઓની ભલામણ કરી.

વૃંદાવનના પર્વતો—નંદીશ્વર, અષ્ટકુટ, વરસાનુ, ધવલગિરિ, સૌગંધીક અને ગોવર્ધન પર્વતો હતા. તેમાં ગોવર્ધન મૂખ્ય હતો; અને તેણે શ્રીકૃષ્ણ ચરણરજનો લાભ બહુ લીધો.

ગોપોએ ક્રિયા કેવી રીતે કરી તે હવે સાંભળો—

**तथा च व्यदधुः सर्वे, यथाह मधुसूदनः ॥**
**वाचयित्वा स्वस्त्ययनं, तद्द्रव्येण गिरिद्विजान् ॥३२॥**

---

૩૧ પદચ્છેદ—**शक्रस्य दर्पं**-ઇંદ્રના ગર્વને **जिघांसता**-તોડવાની ઇચ્છા રાખતા. **कालात्मना भगवता**-કાળરૂપ ભગવાનથી. **प्रोक्तं तत् वचः निशम्य**-બોલાએલું તે વચન સાંભળીને, **नंदाद्याः**-નંદાદિ ગોવાળોએ **साधु अगृह्णन्त-अगृह्णन्**-(આર્ષ પ્ર.) સારી રીતે સ્વિકાર્યું.

૩૨–૩૩ પદચ્છેદ—**यथा मधुसूदनः आह**-જેવી રીતે શ્રીકૃષ્ણે કહ્યું. **तथा [आदृताः] सर्वे व्यदधुः**-તે પ્રમાણે નમ્ર ગોવાળીયાઓએ સઘળું કર્યું. **स्वस्त्ययनं वाचयित्वा**-

**उपहृत्य बलीन्सर्वा–नादृता यवसं गवाम् ॥**
**गोधनानि पुरस्कृत्य, गिरिं चक्रुः प्रदक्षिणम् ॥३३॥**

**અર્થ**—શ્રીકૃષ્ણે જે પ્રમાણે કહ્યું, તે પ્રમાણેજ ગોવાળીયાઓએ સઘળું કર્યું. સ્વસ્તિવાચન કરાવીને ઇંદ્રના યજ્ઞ માટે એકઠા કરેલા પદાર્થોથી, પૂજ્ય બ્રાહ્મણોનું પૂજન કર્યું. ગૃહ, દિગ્દેવતાદિ સર્વને બલિ આપ્યા. ગાયોને આદરપૂર્વક ખડ ખવરાવ્યું. પછી ગાયોના ધણને આગળ કરીને પર્વતની પ્રદક્ષણા કરી. (૩૨-૩૩)

૩૨-૩૩ વિવેચન—

પ્રદક્ષણા—જેની પ્રદક્ષણા કરવી હોય, તેને જમણી બાજુએ રાખીને પ્રદક્ષણા કરવી.

ધર્મદ્વારા આરોગ્ય—પ્રદક્ષણા અને દંડવત્ પ્રણામ દ્વારા આરોગ્યની પણ પ્રાપ્તિ થાય છે.

ગોવર્ધનની પ્રદક્ષણા વખતે કેવા પ્રકારની ધામધૂમ કરી હતી, તે સાંભળો—

**अनांस्यनडुद्युक्तानि, ते चारुह्य स्वलंकृताः ॥**
**गोप्यश्च कृष्णवीर्याणि, गायंत्यः सद्विजाशिषः ॥३४॥**

**અર્થ**—શ્રીકૃષ્ણની લીલાઓનું ગાયન કરતી, અને ઉત્તમ રીતે શણગારેલી-શણગારથી શોભતી-ગોપીઓ અને ગોપોએ, બળદથી જોડેલાં ગાડાંઓમાં બેસીને, (પર્વતની) પ્રદક્ષણા કરી; અને બ્રાહ્મણોના આશીર્વાદ લીધા. (૩૪).

૩૪ વિવેચન—

બળદના ગાડાંમાં બેસીને પ્રદક્ષણા કેમ કરી ?–ચાલીને પ્રદક્ષણા કરવાથી થાક લાગે, અને થાક લાગતા ક્લેશ થાય. ક્લેશને લીધે ભગવદ્ સેવા-શ્રીકૃષ્ણનાં વારંવાર દર્શન, શ્રીકૃષ્ણની વારંવાર સાનિધ્ય રહેવું, શ્રીકૃષ્ણને વારંવાર સારા સારા ફળ ફળાદિ વિગેરે આણી આપવાં તે-બની શકે નહીં. થાક તથા ક્લેશને દૂર રાખવા માટે, અને ભગવદ્ સેવામાં તત્પર રહેવા માટે, શ્રીકૃષ્ણે ગાડાંમાં બેસીને પ્રદક્ષણા કરવાની આજ્ઞા આપી જણાય છે.

**ધર્મમોહ**ની થોડી વાત કરીએ—

પુનમે ડાકોરની યાત્રા-ઘણા લોકો અહીંથી દર પુનમે ડાકોર ચાલીને જાય છે. માંડ માંડ ડાકોર પહોંચે છે. રેલ્વે ગાડીમાં બેશીને આવનારને દર્શનનો જે ઉત્સાહ, જે ઉમંગ

---

સ્વસ્તિવાચન કરાવીને. **तत् द्रव्येण**-ઇંદ્રના યજ્ઞ માટે તૈયાર કરેલા દ્રવ્યથી. **गिरिद्विजान्**-પર્વતને અને બ્રાહ્મણોને **सर्वान् बलीन् उपहृत्य**-તમામ બલિદાન આપીને **गवां यवसं**-ગાયોને જવ આપીને **गोधनानि पुरस्कृत्य**-ગાયોના ધણને આગળ કરીને. **प्रदक्षिणम् चक्रुः**-પ્રદક્ષણા કરી.

૩૪ પદચ્છેદ—**कृष्णवीर्याणि गायंत्यः**-શ્રીકૃષ્ણના પરાક્રમો ગાતી. **सु अलंकृताः**-અને સારી રીતે શણગારેલી. **गोप्यः**-ગોપીઓએ **च ते**-અને ગોવાળીયાઓએ **अनडुद्भिः** (બળદોથી) **युक्तानि अनांसि** (ગાડાં)-બળદોથી જોડેલા ગાડાંમાં **आरुह्य**-બેસીને (પ્રદક્ષણા કરી) **द्विजानां आशिर्भिः सहिताः सद्विजाशिषः** બ્રાહ્મણોના આશીર્વાદ લીધા.

અને જે લાભ મળે છે; તે ઉત્સાહ, તે ઉમંગ અને તે લાભ ચાલીને ડાકોર આવનાર લઇ શકતો નથી. તેરસને દિવસે સવારના છ વાગે, એક માણસ ડાકોર ચાલતો જાય; અને બીજો માણસ તેજ દિવસે રેલ્વેમાં બેસીને ડાકોર જાય, તો રેલ્વેમાં બેસીને જનારને ડાકોરનાથ તેજ દિવસે અગ્યાર વાગે મળે છે, અને ચાલતા જનારને ત્રીજે દિવસે પ્રભુ મળે છે. ડાકોર પહોંચ્યા પછી પણ, બેઉના મનની પ્રસન્નતામાં ઘણો ફેર હોય છે. થાકેલો માણસ ઘડી ઘડીમાં ખીજાય છે. થાકેલાની આંખોમાં અને મુખમાં ક્રોધ ડોકીયાં કરે છે. નિર્ધન માણસ રસ્તામાં સદાવ્રતનો લાભ લે; પણ પામતા પહોંચતાં માણસો રેલ્વેની ટીકીટનો રૂપૈયો, ત્રણ દિવસના ભાતામાં વાપરે છે. એટલે-ચાલતાં જનારને આર્થીક લાભ પણ નથી. આવી વાતો સ્પષ્ટ છે; છતાં જેમ મરચાં ખાનારો મરીનો ભાવ પૂછતો નથી; જેમ ખારા જળનું માછલું મીઠા જળમાં મરે છે; તેમ ચાલીને ડાકોર જનારા લોકો, પોતાના વાસ્તવ સુખ ને સમજતા નથી. આ પણ એક પ્રકારનો ધર્મમોહ છે.

પુરૂષોનો ધર્મમોહ—સ્ત્રી પુત્રાદિકની સાથે રહીને સંત સમાગમ, ઇશ્વરોપાસના વિગેરે કરવાની સગવડ હોય; છતાં, વૃદ્ધ માતાપિતાને અગર સ્ત્રી પુત્રાદિકને રખડતાં મૂકીને, જે પુરૂષ ભગવાં પહેરીને માગી ખાતાં શીખે, તે પણ ધર્મમોહ છે.

સ્ત્રીઓનો ધર્મમોહ—મન, વાણી અને કાયાથી પતિસેવા રૂપી મહાન્ વ્રત સ્ત્રીએ લગ્નક્રિયાની સાથેજ ધારણ કર્યું છે, છતાં બીજાં અનેક વ્રતોમાં બળનો ક્ષય કરવો, અને પતિસેવામાં ઢીલા પડવું, તે ધર્મમોહ છે. સાધુ સન્યાસી અગર બ્રાહ્મણને ગુરૂ માનીને તેમની સેવા કરવી, અને પતિસેવામાં કંટાળવું, અગર પતિની સેવા જેવી તેવી કરવી, તે પણ ધર્મમોહ છે. વિધવા બ્હેનોએ અવશ્ય વ્રતો કરવાં જોઇએ. સધવા બ્હેનોએ પતિ-સેવામાં હરકત ન આવે, એવાં વ્રત કરવાં. સધવાવિધવાઓએ સાધુ સન્યાસીઓને સેવવા, તે ઝેર ઘોળીને પીવા જેવી ભૂલ છે.

વ્રજની ગોપીઓ ગોવિંદના ગુણાવિંદ ગાતી હતી. ગોપીઓના જીવનનો વિષય શ્રીકૃષ્ણ હતા.

પદ.

કાહે ને મંગલ ગાવે ? યશોદા મૈયા ! કાહે ન મંગલ ગાવે ? ટેક૦
પુરણ બ્રહ્મ સકલ અવિનાશી, (૨) સો તેરી ધેનુ ચરાવે— યશોદા૦
કોટિ કોટિ બ્રહ્માંડ કે ભર્તા, (૨) જપ તપ ધ્યાને ન આવે;
હમ નવ જાને યહ કોન પુણ્ય હે, (૨) યશોમતિ ગોદ ખેલાવે— યશોદા૦
શિવસનકાદિક ઓર બ્રહ્માદિક, (૨) નિગમનેતિ યશ ગાવે;
શેષ સહસ્રમુખ રટત નિરંતર, (૨) સો જાકો પાર ન પાવે— યશોદા૦
સુંદર બદન કમલદલ લોચન, (૨) ગોધેનુ કે સંગ આવે;
માત યશોદા કરત આરતિ, (૨) કબિરો દરસન પાવે— યશોદા૦

**સદ્દ્વિજાશિષઃ**—પ્રસન્ન થએલા બ્રાહ્મણો આશીર્વાદ આપી રહ્યા હતા.

હવે પ્રભુ ચમત્કાર કરે છે—

**कृष्णस्त्वन्यतमं रूपं, गोपविश्रंभणं गतः ॥**

**शैलोऽस्मीति ब्रुवन्, भूरि बलिमादद्बृहद्वपुः ॥३५॥**

**અર્થ—**ગોવાળીયાઓને વિશ્વાસ બેસે એવું, બીજું મોટું રૂપ ધારણ કરીને, 'હું પર્વત છઉં,' એમ બોલતા શ્રીકૃષ્ણ, ઘણું બલિદાન ખાઈ ગયા. (૩૫)

૩૫ વિવેચન—

પોતે જે કર્યું તે બરાબર છે કે નહી? તેના સમાધાન માટે, તેની ખાત્રી માટે, તેમાં શ્રદ્ધા બેસાડવા માટે, શ્રીકૃષ્ણ ગોવર્ધનરૂપ બન્યા. તે સંબંધમાં હરિવંશ કહે છે કે—

**तं गोपाः पर्वताकारं, दिव्यस्रगनुलेपनम् ।**

**गिरिमूर्ध्नि स्थितं दृष्ट्वा, हृष्टाः जग्मुः प्रधानतः ॥**

ગોવર્ધનના શિખર ઉપર સુંદર માળાવાળું અને સુંદર તીલકવાળું સૌએ મુખ દેખ્યું.

**तु** શબ્દ સૂચવે છે કે–તે રૂપ શ્રીકૃષ્ણનુંજ હતું; તોપણ પ્રેક્ષકોએ જ્યારે તે રૂપને પૂછયું કે–'તું કોણ છે?' ત્યારે તેના જવાબમાં ગોવર્ધનમાં પેઠેલા પ્રભુએ કોઇને કહ્યું કે–'હું પર્વત છઉં.' કોઇને કહ્યું કે 'હું શૈલ છઉં;' કોઇને કહ્યું કે–'હું ગોવર્ધન છઉં.'

ગોવર્ધન પોતે બલિ લેવા આવ્યો; અને લાંબા હાથ કરીને બલિ લઇને મુખમાં મુકવા લાગ્યો. તે જોઇને, લોકોને ઇંદ્રના કરતાં ગોવર્ધનમાં વધારે શ્રદ્ધા થઈ.

પોતે સર્વમય છે, તો ગોવર્ધનમય કેમ ન હોય? હોયજ—છતાં નરી આંખે દેખાય, તેવો દેખાવ પ્રભુએ કર્યો.

હજી લોકોની શ્રદ્ધાને સુદૃઢ કરે છે—

**तस्मै नमो व्रजजनैः, स चक्रे आत्मनात्मने ॥**

**अहो पश्यत शैलोऽसौ, रूपी नोऽनुग्रहं व्यधात् ॥३६॥**

ગોવર્ધનને પ્રણામ કરવાનું હજી વિશેષ કારણ બતાવે છે—

**एषोऽवजानतो मर्त्यान्, कामरूपी वनौकसः ॥**

**हन्ति ह्यस्मै नमस्यामः, शर्मणे आत्मनो गवाम् ॥३७॥**

---

૩૫ પદચ્છેદ—**गोपानां विश्रंभणं**–ગોવાળીયાઓને વિશ્વાસ બેસે એવું. **अन्यतमं रूपं गतः इति बृहद्वपुः-[कृष्णः]**–બીજું મોટું રૂપ ધારણ કરીને. **अहं शैलः अस्मि**–'હું પર્વત છઉં.' **इति ब्रुवन्**–એમ બોલતા **कृष्णः**–કૃષ્ણ. **भूरि बलिं आदत्**–ઘણું બલિદાન ખાઈ ગયા.

૩૬ પદચ્છેદ—**अहो पश्यत**–'અરે જુઓ તો ખરા.' **असौ शैलः रूपी सन्**–આ પર્વત દેહધારી થઇને **नः अनुग्रहं व्यधात्**–આપણા ઉપર અનુગ્રહ કર્યો.' એમ કહીને **व्रजजनैः सः**–વ્રજવાસી લોકોની સાથે પોતે શ્રીકૃષ્ણે પણ **तस्मै आत्मने**–તે પોતાના આત્મસ્વરૂપ પર્વતને. **आत्मना**–પોતાના બાહ્ય સ્વરૂપથી. **नमः चक्रे**–નમસ્કાર કર્યો.

૩૭ પદચ્છેદ—**एषः कामरूपी**–અનેક રૂપ ધારણ કરનારો આ પર્વત. **अव जानंति**

**અર્થ–-'અરે ! જુઓ તો ખરા; આ પર્વતે દેહ ધારણ કરીને આપણા ઉપર અનુગ્રહ કર્યો. (સર્પાદિ) અનેક રૂપ ધારણ કરનારો આ પર્વત, પોતાનું અપમાન કરનારા વનવાસી લોકોને હણે છે. તેથી આપણા અને ગાયોના સુખ માટે, આપણે જરૂર આ પર્વતને નમવું જોઇએ.' એમ બોલતાં બોલતાં શ્રીકૃષ્ણે, વનવાસી લોકોની સાથે, પોતાના સ્વરૂપભૂત પર્વતને, પોતાના બાહ્ય સ્વરૂપથી નમસ્કાર કર્યા. (૩૬–૩૭)**

૩૬ વિવેચન—

ખેલ પણ કરતાં આવડવું જોઇએ, નહિં તો ખેલ ફીકકોફ્ચ–મહેનત માત્ર છૂટી પડે. પોતે ચોરી કરીને, ખોવાયેલો માલ શોધવા, પોલીસની સાથે ફરે. પોતે ખૂન કરીને, ખૂનીને શોધવા હાથમાં મશાલ લઇને ફરે. પરપુરૂષને હમેશાં રાજી રાખે, અને પોતાના પતિ પાસે પતિવ્રતાના ધર્મનાં વખાણ કરે. પરદારાને પ્રાણથી અધિક ચાહે, અને જ્યાં ત્યાં રામચંદ્રના એક પત્નીવ્રતનાં વખાણ કરે. વ્યાખ્યાનોમાં કનક કાંતાનો ભયંકર તિરસ્કાર કરે; પણ લાગે પડે, તો તેનો લાભ લેવાનું જરાએ ચૂકે નહીં–આવા અનેક ખેલાડીઓને ખેલાવનાર–રમાડનાર–શ્રીકૃષ્ણ, વ્રજવાસીઓને રમાડે, તેમાં નવાઈ જેવું કાંઈ નથી. શ્રીકૃષ્ણની આવી માયાને કોણ તરી શકે?—

**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते ॥** [ગીતા અ. ૭. ૧૪]–જેઓ મારૂં શરણ લે–મારો આશ્રય લે, તેઓજ આ માયાને તરી શકે.'

મરજી હોય તો આપણે સૌ ઘડીવાર તેમને શરણ રહીએ. ભાવથી બોલો–'શ્રીકૃષ્ણ શરણંમમ, શ્રીકૃષ્ણ શરણંમમ, શ્રીકૃષ્ણ શરણંમમ, શ્રીકૃષ્ણ શરણંમમ, શ્રીકૃષ્ણ શરણંમમ.'– થોડીવાર થવા દ્યો–આ તો પોપટની માફક બોલ્યા, પણ આવું કાંઇક પાળજો.

**'अहो पश्यत'**—'અરે ! જુઓ તો ખરા'–એમ કહીને ગોવર્ધનના આ રૂપ તરફ સૌનું ધ્યાન ખેંચ્યું.

**रूपी**—અનેક રૂપ ધારણ કરનાર. એમ કહીને ગોવર્ધનનું દેવતાપણું સાબિત કરે છે. ગોવર્ધન કેવા કેવા રૂપ ધારણ કરે છે, તે વાત હવે પછીના શ્લોકમાં આવશે.

**अनुग्रहः**—(શ્રીકૃષ્ણ કહે છે કે) 'આપણને દર્શન દઇને, અને આપણે આપેલા બલિનો સ્વિકાર કરીને, ગોવર્ધને આપણને પોતાની પ્રસન્નતાની ખાત્રી કરાવી.'

'હું પણ તમારા જેવોજ ગોવાળ છઉં, અને મારે પણ આ ગોવર્ધન પર્વત પૂજ્ય છે,' એમ સૂચવવા માટે, એક પ્રાકૃત ગોપની માફક, પ્રભુ સૌની સાથે ગોવર્ધનને પગે લાગ્યા. આ પણ કામણગારા શ્રીકૃષ્ણનો લાખ કરોડનો લટકો.

૩૭ વિવેચન—

**कामरूपी**—પોતાને નહીં માનનારા નાસ્તીકોને હણવા માટે, આ પર્વત, સર્પ, વાઘ, સિંહ વિગેરે રૂપ લે છે. **'अद्य प्रभृतिचेज्योऽहं'** વિગેરે વચનોથી [હરિવંશમાં] ગોવર્ધન ગોપોને પોતાનું દેવપણું વિદીત કરે છે.

---

**इति अवजानंतः तान् अवजानतः इति मर्त्यान् वनौकसः**–પર્વતનું અપમાન કરનારા વનવાસી લોકોને **हंति**–હણે છે. **अस्मै**–આને **आत्मनः गवां शर्मणे**–પોતાના અને ગાયોના સુખ માટે. **नमस्यामः हि**–ચોક્કસ રીતે આપણે નમવું જોઇએ.

આ મહાન્ પ્રબળ દેવ છે, એમ સિદ્ધ કરવા માટે, પ્રભુ પોતે સૌની સાથે ગોવર્ધનને પ્રણામ કરે છે.

**आत्मनः गवां शर्मणे**—'ગાયો અને આપણે આ પર્વત ઉપર નિરંતર ફર્યા કરીએ છઈએ; તેથી ગાયોના અને આપણા રક્ષણ માટે, આપણે આ પર્વતને નમસ્કાર કરીએ.' મોટા પુરૂષને નમવું, એજ ભયથી મુક્ત થવાનું દ્વાર છે.

હવે આ અધ્યાયનો ઉપસંહાર કરે છે—

**इत्यद्रिगोद्विजमखं, वासुदेवप्रणोदिताः ॥**
**यथाविधाय ते गोपाः, सहकृष्णा व्रजं ययुः ॥३८॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे चतुर्विंशतितमोऽध्यायः॥२४॥**

**અર્થ—વાસુદેવે પ્રેરેલા ગોવાળીયાઓ, આ પ્રમાણે પર્વત, ગાયો, અને બ્રાહ્મણોના યજ્ઞને યથાર્થ રીતે સંપૂર્ણ કરીને, શ્રીકૃષ્ણની સાથે વ્રજમાં ગયા. (૩૮).**

૩૮ વિવેચન—

કાર્યમાં વિજય ઇચ્છનાર માણસે, કાર્યની શરૂઆતથી કાર્યના અંત સુધી, કાર્યમાં સામેલ રહેવું જોઈએ; એમ શ્રીકૃષ્ણે શીખવ્યું. વળી કાર્ય કરનારા ગોપો, અને પોતે તો ન્યારાને ન્યારા. વળી બાળક, પણ બુદ્ધિમાં સૌના બાપ. આવા કૃપાળુ શ્રીકૃષ્ણને આપણે પ્રણામ કરીને કાંઇ કહીએ—

પદ.

અન્ય નહિં પ્રભુ ત્રાતા, તુજ વિણ અન્ય નહિં પ્રભુ ત્રાતા. ટેક૦
વિનય થકી હું વિનતિ કરૂં છઉં, (૨) વિશ્વતણા વિભુ્ત્રાતા—તુજ૦
સર્વ ઋષિ મુનિ શુકસનકાદિક, (૨) તુજ મહિમા ગુણગાતા—તુજ૦
દીનદયાળ તુજ કરૂણા વિના, (૨) કોણ કરે સુખશાતા—તુજ૦
આશ્રય એક તમારો ધારૂં, (૨) સુખદુઃખના પ્રભુ જ્ઞાતા—તુજ૦
પ્રેમ કરી હું વંદુ વિભુને, (૨) પરપદ મંગલદાતા—તુજ૦

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતનાં દશમસ્કંધ પૂર્વાર્ધનો ૨૪મો અધ્યાય સંપૂર્ણ. બોલીયો હરિ. શ્રીરામચંદ્ર દેવકી જય. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં હરિજનોને અમારા ઘણાજ હેતથી જયશ્રી કૃષ્ણ કહેશોજી.

૧૯૮૫ વૈશાખ સુદી ૧૧
મોક્ષમંદિર અમદાવાદ.

લી. રામશંકર મોનજી ભટ્ટ.

---

૩૮ પદચ્છેદ—**वासुदेवेन प्रणोदिताः ते गोपाः**—વાસુદેવે પ્રેરેલા તે ગોવાળીયાઓએ. **इति**—આ પ્રમાણે **अद्रिगोद्विजमखं**-પર્વત, ગાયો, અને બ્રાહ્મણોના યજ્ઞને, **यथाविधाय**—યથાર્થ રીતે સંપૂર્ણ કરીને. **सहकृष्णाः**—શ્રી કૃષ્ણની સાથે **व्रजं ययुः**—વ્રજમાં ગયા.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૫ મો.

**વિષય**—ઈંદ્રનો કોપ, વ્રજનો નાશ કરવાની તૈયારી, ગોવર્ધનનું ધારણ અને ગોકુળની રક્ષા, ઈંદ્ર મદભંગ વિગેરે કથા આ અધ્યાયમાં આવશે.

ઈંદ્રને કોપ થવાનું કારણ કહે છે—

॥ **श्रीशुक उवाच** ॥

**इन्द्रस्तदात्मनः पूजां, विज्ञाय विहतां नृप ॥**

**गोपेभ्यः कृष्णनाथेभ्यो, नन्दादिभ्यश्चकोप सः ॥१॥**

**અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે "હે રાજન્! તે સમયે પોતાની પૂજાનો ભંગ થયો જાણીને, શ્રીકૃષ્ણ જેમના ધણી છે, એવા નંદાદિ ગોવાળીયા ઉપર, ઈંદ્રે કોપ કર્યો. (૧)**

૧ વિવેચન—

દેવોના રાજા થયા, અને ઈંદ્રાસન બેસવા મળ્યું; પણ ક્રોધ ગયો નથી. વસુદેવના કારાગૃહમાં આવીને, બ્રહ્માદિ દેવોએ દેવકીના ગર્ભની સ્તુતિ કરી હતી, તે દેવમંડળમાં ઈંદ્ર હતા, પણ ઇંદ્ર અત્યારે શ્રીકૃષ્ણને ભૂલી ગયા. [દશમસ્કંધ. પૂ. અ. ૨. ૨૫] અઘાસુર પ્રલંબાસુર, પૂતના વિગેરે અનેક અસુરોને શ્રીકૃષ્ણે માર્યા, એમ સૌએ જાણ્યું, પણ ઈંદ્ર તે વાતથી અજાણ્યો રહ્યો. **भोगश्वर्यप्रसक्तानां, तयापहृतचेतसाम् । व्यवसायात्मिका बुद्धिः, समाधौ न विधीयते ॥४४॥** [ગીતા અ. ૨] ભોગ અને ઐશ્વર્યમાં લાગી રહેલા જીવો, શ્રીકૃષ્ણ તત્વથી વિમુખજ રહે.

ચોપાઈ—મોહ ન અંધ કીન્હ કેહિ કેહિ? કો જગ કામ નચાવ ન જેહિ?

દોહરો—શ્રીમદ્ વક્ર ન કીન્હ કેહિ? પ્રભુતા બધિર ન કેહિ?

મૃગનયનીકે નયનશર, કો અસ લાગ ન જાહી? સીયાવર૦

[મોક્ષવાણી પાનું ૭૩].

આવા આવા અનેક માનસ રોગોનો નાશ કરવાનું સ્થાન માનવ દેહ છે, તે દેહમાં આવીને—'**ડહાપણમાંને ડહાપણમાં બધું ખોયું** રે—પાછું વાળીને શું થાશે નવ જોયું રે—' માનવ દેહ શું છે તે પણ જાણ્યું નહીં.

ક્રોધનું ફળ શું આવ્યું તે સાંભળો—

**गणं सांवर्तकं नाम, मेघानां चान्तकारिणाम ॥**

**इन्द्रः प्राचोदयत् क्रुद्धो, वाक्यं चाहेशमान्युत ॥२॥**

---

૧ પદચ્છેદ—**हे नृप**!-હે રાજન્! **तदा**—તે સમયે. **आत्मनः पूजां विहतां विज्ञाय**—પોતાની પૂજાનો ભંગ થયો જાણીને **सः इंद्रः**—ઇંદ્ર. **कृष्णः नाथः येषां ते कृष्णनाथाः तेभ्यः गोपेभ्यः इति नंदादिभ्यः**—શ્રીકૃષ્ણ જેમના નાથ છે એવા નંદાદિ ગોવાળીયા ઉપર. **चुकोप**—કોપ્યો.

૨ પદચ્છેદ—**अंतं** (પ્રલય) **कुर्वंति इति अंतकारिणः तेषां इति मेघानां**—પ્રલય

**अहो श्रीमदमाहात्म्यं, गोपानां काननौकसाम् ॥**
**कृष्णं मर्त्यमुपाश्रित्य, ये चक्रुर्देवहेलनम् ॥ ३ ॥**

**અર્થ—પ્રલય કરનારા મેઘોના સાંવર્ત્તક નામના ટોળાંને ક્રોધ પામેલા ઇંદ્રે આજ્ઞા કરીને, 'હુંજ ઇશ્વર છઉં', એમ માનનારા અભીમાની ઇંદ્રે કહ્યું કે— "અહો! જેઓએ મરણાધીન એક સામાન્ય મનુષ્ય જેવા શ્રીકૃષ્ણનો આશ્રય લઇને, દેવોનું અપમાન કર્યું છે, એવા વગડામાં રહેનારા ગોવાળીયાઓનું, લક્ષ્મીના મદથી ઉત્પન્ન થએલું અભિમાન તો જુઓ." (૨-૩).**

૨-૩ વિવેચન—

ઇંદ્રે માત્ર કોપ કર્યો, એટલુંજ નહીં, પણ ગોકુળનો મૂળમાંથી નાશ કરવાનો વિચાર કર્યો. ગણ એટલે ટોળું અગર સમુહ. **अंतकारिणाम्** શબ્દ મૂકીને સૂચવ્યું કે-કોઈ પ્રાણી પદાર્થનો સમૂળો નાશ કરવો હોય, ત્યારેજ સાંવર્તક ગણને આજ્ઞા થાય.

**ईशमानी**—'આ જગતમાં હુંજ કાંઇક છઉં.' 'બીજા બધા ખોટા, અને અમેજ ખરા.' 'અમે તે અમે અને બાકી બધા ઠીક.' આવી ભાવના ઐશ્વર્ય, વિદ્યા, સુખ, અને અધિકારની ઓથે સંતાઇ રહે છે. ઓથે રહીને, તે તે સદ્‌ગુણનો તે નાશ કરે છે. આ ભાવના ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની ઓથે પણ સંતાઇ રહે છે. સાથે રહીને તે તે સદ્‌ગુણનો પણ નાશ કરે છે. માત્ર સાવધાન-દક્ષ, સત્યાસત્યનો યથાર્થ અનુભવ કરનાર પુરૂષ, આ રોગથી બચી શકે છે. યાદ રાખજો કે-ગમે એવા ઐશ્વર્યવાન્, વિદ્વાન્, અગર વૈરાગ્યવાન્ સંતમાં, જ્યાં સુધી અભિમાન ન હોય, ત્યાં સુધીજ તેઓશ્રી શોભે. અભિમાન થાય કે તુરત, આકાશમાંથી ખરી પડતા તારાની માફક ખરી પડે. દારૂના પીઠામાં જઇને દારૂડીયો કહે છે કે-'ઘણો કેફી દારૂ મને આપ.' પીઠાવાળો કહે છે કે-'કેવો કેફી? જુઓ-પીઇને આ રસ્તા વચ્ચે ભુંડે હાલે પડયો છે, તેના જેવો કેફી?' તેના જવાબમાં દારૂડીઓ કહે છે કે-'તેથી પણ વધારે સ્ટ્રોંગ-વધારે સખત-ઘણો કેફી દારૂ મને આપ.' તાત્પર્ય-વધારે સખત કેફી દારૂ પીનારની સ્થિતિ, દારૂડીઓ જુએ છે; છતાં, તે વધારે કેફી દારૂની માગણી કરે છે. તેમ અનેક અભિમાની જીવોના બેહાલ થએલા, દુનિયાના ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો દેખે છે; છતાં તે ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો, રાજી થઇને અભિમાનની અંધારી ઓઢે છે. પોતાની વ્હાલી સ્ત્રીમાં મોટો રોગ દેખીને, જેમ પતિ થથડી જાય છે; તેમ પોતાના ભક્તને અભિમાની દેખીને, પ્રભુ થથડી જાય છે. આ રોગ મટાડવા પ્રભુ ચાંપતા ઉપાય લેછે.

---

કરનારા મેઘોના **सांवर्त्तकं नाम गणं**—સાંવર્ત્તક નામના ગણને. **क्रुद्धः इंद्रः**—ક્રોધ પામેલા ઇંદ્રે-**प्राचोदयत्**—આજ્ઞા કરી. **च**—અને **आत्मानं ईशं मन्यते इति ईशमानी**—અભીમાની ઈંદ્રે. **वाक्यं आह**—કહ્યું કે—

૩ પદચ્છેદ—**अहो**—અરે! **ये मर्त्यं कृष्णं उपाश्रित्य**—જેઓએ મરણાધીન શ્રી કૃષ્ણનો આશ્રય લઇને. **देवहेलनम्-चक्रुः**—દેવોનું અપમાન કર્યું એવા **काननौकसां गोपानां**—વગડામાં રહેનારા ગોવાળીયાઓનું **श्रियाः मदः तस्य माहात्म्यं**—લક્ષ્મીના મદથી ઉત્પન્ન થએલું અભિમાન તો જુઓ.

હવે ગોપોના લક્ષ્મીના મદની વાત ઈંદ્ર કરે છે—

પરંપરાથી ચાલ્યા આવતા દેવાશ્રયનો ગોપોએ ત્યાગ કર્યો. તે ત્યાગ લક્ષ્મીના મદથી કર્યો, અગર શ્રીકૃષ્ણના આશ્રયથી કર્યો, એમ ઈંદ્રે માન્યું.

કર્મ માર્ગના કરતાં જ્ઞાન માર્ગ ઉત્તમ છે, એમ હવે ઈંદ્ર છે.

**यथाऽदृढैः कर्ममयैः, क्रतुभिर्नामनौनिभैः ॥**
**विद्यामान्वीक्षिकीं हित्वा, तितीर्षन्ति भवार्णवम् ॥ ४ ॥**

અભિમાની ઈંદ્ર હવે કૃષ્ણની નિંદા કરે છે—

**वाचालं बालिशं स्तब्ध-मज्ञं पण्डितमानिनम् ॥**
**कृष्णं मर्त्यमुपाश्रित्य, गोपा मे चक्रुरप्रियम् ॥ ५ ॥**

**અર્થ—ઈંદ્ર આગળ કહે છે કે-" બ્રહ્મવિદ્યાનો ત્યાગ કરીને માત્ર નામના વહાણુ જેવા (તારક દેખાતા) અદૃઢ અને જેમાં ક્રિયાઓ ઘણી છે એવા યજ્ઞોથી, જેમ સંસાર સમુદ્રને તરી જવાની કોઈ ઈચ્છા કરે; તે પ્રમાણે શ્રીકૃષ્ણ કે જે બહુજ બકનાર, મૂર્ખ, નમ્રતા વિનાનો, અજ્ઞાની અને પોતાને પંડિત માનનાર-એવા મરણાધીન કૃષ્ણનો આશ્રય કરીને, ગોવાળીયાઓએ મારૂં અપમાન કર્યું." [૪-૫]**

૪ વિવેચન--

બ્રહ્મવિદ્યા શું છે? તેનું વ્યાખ્યાન કરનારા આજકાલ બહુ જણાય છે; પણ જેટલું તેઓ જાણે છે, તેટલું જ તેઓ પાળે, તો હિંદની, હિંદુ ધર્મની, હિંદુ સમાજની આ સ્થિતિ ન હોય. શ્રોતાઓએ સાંભળ્યું ઘણું, અને કર્યું કાંઇ નહીં. તો તે પણ અફસોસની વાત છે. **कर्मत्वविद्या**-કર્મ અવિદ્યા મૂલક છે, તોપણ ચિત્ત શુદ્ધિને માટે કરેલાં નિષ્કામ કર્મ બ્રહ્મવિદ્યાને મદદગાર છે. સકામ કર્મ સ્વર્ગાદિનો લાભ આપે, પણ જન્મમરણના બંધનથી મુક્ત કરે એવી-બ્રહ્મવિદ્યાને અને મોક્ષને ઉપકારક નથી. 'વિદ્યાનો ત્યાગ કરીને, અવિદ્યારૂપી કર્મમાં જેઓ રાગ કરે, તેઓ આ ભવસાગર તરતા નથી,' એમ ઈંદ્રનું કહેવું છે. વાટકીમાંથી કપુર લઇ લઇએ, તો પણ વાટકીમાંથી કપુરની ગંધ જતી નથી; તેમ ઇંદ્રમાં ક્રોધરૂપી આસુર ભાવ આવ્યો છે, તો પણ તેમાંથી દેવપણાની ગંધ ગઈ નથી, એમ આ શ્લોક સૂચવે છે. આ શ્લોકમાં બીજો એવો પણ ભાવ છે કે 'હું કે જે બ્રહ્મવિદ્યારૂપી

---

૪-૫ પદચ્છેદ—**यथा**-જેવી રીતે. **आन्वीक्षिकीं विद्यां हित्वा**-બ્રહ્મવિદ્યાને તજીને. **नाम्ना एव नौनिभाः** (ખોટા વહાણ જેવા) **तैः इति अदृढैः कर्ममयैः क्रतुभिः**-ખોટા વહાણ જેવા અદૃઢ અને જેમાં ક્રીયાઓ ઘણી છે એવા યજ્ઞોવડે. **भवार्णवं**-ભવ સાગરને **तरीतुं इच्छंति इति तितीर्षंति**-તરવાની ઇચ્છા કરે છે. તેવી રીતે **वाचालं**-બહુ બકનાર. **बालिशं**-મૂર્ખ. **स्तब्धं**-અક્કડ, નમ્રતા વિનાનો. **अज्ञं**-અજ્ઞાની. **आत्मानं पंडितं मन्यते इति पंडितमानी, तं पंडितमानिनं**-પોતાને પંડિત માનનારા. **इति मर्त्यं कृष्णं**-એવા મરણાધીન કૃષ્ણનો **उपाश्रित्य**-આશ્રય કરીને. **गोपाः मे अप्रियं चक्रुः**-ગોવાળીયાઓએ મારૂં અપમાન કર્યું.

મૂખ્ય દેવ છઉં, તેનો અનાદર કરીને, ગોપો અનેક યજ્ઞ કરે, તો તે યજ્ઞો ગોપોને તારી શકવાના નથી.'

૫ વિવેચન--

ભગવાનનાં નામ અવળાં લઇએ, તોપણ તે સવળાંજ છે. ભગવાન્ અનર્થરૂપ લાગે, તોપણ અર્થરૂપજ છે. તોપણ વિદ્વાનોએ નીચે પ્રમાણે કેટલાએક અનર્થોના અર્થ કર્યા છે--

**वाचालं-वाचा+अलं**-વાણીથી પૂર્ણ. અહીં તેનો અર્થ-'બકવાદ કરનાર.'

**बालिशं** એટલે જ્ઞાન રહિત.

**स्तब्ध** એટલે અનમ્ર. **वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम्** ॥ શ્રુતિ બ્રહ્મને સ્તબ્ધ ગણે છે. જો ભગવાન્ નમ્ર હોય, તો સત્યાદિ લોકનો નાશ થાય; માટે ભગવાન્ પોતે અનમ્ર છે અને બીજાને નમાવે છે.

**पंडितमानी**--પોતાને પંડિત માનનાર એટલે પંડિતતાઇનો ડોળ કરનાર. તેનો બીજો અર્થ-'પંડિતોને માનનાર.'

**अज्ञ**--અજ્ઞાની. **ज्ञ** એટલે જ્ઞાનવાન્. જેનાથી કોઇ અધિક જ્ઞાનવાન નથી તે **अज्ञ.** એટલે સર્વજ્ઞ. અહીં તેનો અર્થ 'અજ્ઞાની.'

ઇંદ્ર મેઘોને આજ્ઞા કરે છે સાંભળો-

**एषां श्रियाऽवलिप्तानां, कृष्णेनाध्मायितात्मनाम् ॥**
**धुनुत श्रीमदस्तम्भं, पशून्नयत संक्षयम् ॥ ६ ॥**
**अहं चैरावतं नाग-मारुह्यानुव्रजे व्रजम् ॥**
**मरुद्गणैर्महावीर्यै-र्नन्दगोष्ठजिघांसया ॥ ७ ॥**

અર્થ--મેઘોનાં ટોળાંને ઇંદ્ર આગળ કહે છે કે-'લક્ષ્મીના મદથી છકી ગએલા, અને કૃષ્ણે જેમનાં મનને ચગડોળે ચડાવ્યું છે, એવા ગોપોની લક્ષ્મીના મદથી થએલી અકડાઇને તોડી નાંખો; અને પશુઓનો સારી રીતે નાશ કરી નાંખો. [૬] નંદજીના વ્રજનો નાશ કરવા માટે હું પણ, ઐરાવત હાથી ઉપર બેસીને, મહાબળવાન પવનના સમુહો સાથે, તમારી પાછળજ વ્રજમાં આવું છઉં," (૭)

---

૬ પદચ્છેદ--**एषां**-આ ગોપોના **श्रिया**-લક્ષ્મીથી **अवलिप्तानां**-છકી ગએલાં. **कृष्णेन आध्मायितः आत्मा येषां ते-तेषां**-શ્રીકૃષ્ણે જેમના મનને ચગડોળે ચડાવેલું છે તે; તે ગોપોના **श्रीमदः तेन स्तंभः तं**-લક્ષ્મીના મદથી થએલી અકડાઇને. **धुनुत**-તોડી નાંખો. **पशून् संक्षयम् नयत**-પશુઓનો સારી રીતે ક્ષય કરી નાંખો.

૭ પદચ્છેદ--**नंदगोष्ठस्य जिघांसया**-નંદજીના વ્રજનો નાશ કરવા માટે. **अहं च** હું પણ. **ऐरावतं आरुह्य**-ઐરાવત હાથી ઉપર બેસીને. **महावीर्यैः मरुद्गणैः सह**-મહાબળવાન પવનના સમુહો સહિત. **व्रजं अनुव्रजे**-તમારી પાછળ વ્રજમાં આવું છઉં

૬–૭ વિવેચન—

ગોપો ધનવડે ધર્મયુક્ત છે, મદ યુક્ત નથી. શ્રીકૃષ્ણના આશ્રયથી તેમનાં અંતઃકરણ ફુલેલાં છે. ગોવાળોનું સાચું ધન પશુ છે, માટે તેનો નાશ કરવાનું ઇંદ્રે કહ્યું.

કદિ કૃષ્ણની સાથે યુદ્ધ થાય, તો તેને પહોંચી વળવા હું ઐરાવત ઉપર બેસીને આવીશ. ઐરાવત જળ સ્થળમાં યુદ્ધ કરવા સમર્થ છે. મદદ માટે મરૂદ્ ગણો ને સાથે લાવીશ.

ઈંદ્રે કરેલા તોફાનનું વર્ણન શ્રી શુકદેવજી કહે છે—

**श्रीशुक उवाच—**

**इत्थं मघवताज्ञप्ता, मेघा निर्मुक्तबन्धनाः ॥**
**नन्दगोकुलमासारैः, पीडयामासुरोजसा ॥ ८ ॥**
**विद्योतमाना विद्युद्भिः स्तनन्तः स्तनयित्नुभिः ॥**
**तीव्रैर्मरुद्गणैर्नुन्ना, ववृषुर्जलशर्कराः ॥ ९ ॥**
**स्थूणास्थूला वर्षधारा, मुञ्चत्स्वभ्रेष्वभीक्ष्णशः ॥**
**जलौघैः प्लाव्यमाना, भूर्नादृश्यत नतोन्नतम् ॥ १० ॥**

અર્થ—શ્રીશુકદેવજી, કહે છે કે–"આ પ્રમાણે આજ્ઞા પામેલા અને બંધનથી મુક્ત થએલા મેઘો, મોટી ધારાઓ વડે, નંદજીના ગોકુળને ભયંકર રીતે પીડવા લાગ્યા. (૮)

અર્થ—' વીજળીથી જબકારા મારતા મેઘો, કડાકાઓથી ગર્જના કરવા લાગ્યા. તીવ્ર પવનના ગણોથી પ્રેરાએલા (મેઘો), જળના કરા વરસાવવા લાગ્યા. (૯) આડસર જેવી જાડી વરસાદની ધારાઓ, મેઘો છોડવા લાગ્યા. તે વખતે જળના સમુહથી ઢંકાએલી પૃથ્વી, વારંવાર ઉંચી નીચી દેખાતી નહોતી. (૧૦)

૮ થી ૧૦ વિવેચન—

વિફર્યો શું ન કરે ? દૂર કયાં જાઓ છો ? આપણા પોતાના ઘરમાં નજર

---

૮ પદચ્છેદ—**इत्थं**-આ પ્રમાણે **मघवता**-ઇંદ્રથી **आज्ञप्ताः**—આજ્ઞા પામેલા. **निर्मुक्तं बंधनं येषां ते इति मेघाः**-બંધ નથી મુક્ત થએલા મેઘો. **आसारैः**-મોટી ધારાઓ વડે. **नंदगोकुलं**-નંદજીના ગોકુળને. **ओजसा पीडयामासुः**-મોટા બળથી પીડવા લાગ્યા.

૯ પદચ્છેદ—**विद्युद्भिः विद्योतमानाः**-વિજળીથી જબકારા મારતા ( મેઘો ). **स्तनयित्नुभिः**-કડાકાઓથી. **स्तनंतः**-ગર્જના કરતા હતા. **तीव्रैः मरुद्गणैः नुन्नाः**-તીવ્ર પવનના ગણોથી પ્રેરાએલા (મેઘો). **जलस्य शर्कराः ताः ववृषुः**-જળના કરા વરસાવવા લાગ્યા.

૧૦ પદચ્છેદ—**स्थूणावत्**-આડસર જેવી. **स्थूणास्थूलाः वर्षधाराः**-આડસર જેવી જાડી વરસાદની ધારાઓ. **मुंचत्सु अभ्रेषु**-મેઘો છોડવા લાગ્યા ત્યારે **जलौघैः प्लाव्यमाना भूः**-જળના સમૂહથી ઢંકાએલી પૃથ્વી. **अभीक्ष्णशः**-વારંવાર. **नतं** (નીચાણ) **उन्नतं** (ઉંચાણ) **यस्मिन् कर्मणि यथा भवति तथा**-ઉંચી નીચી **न अदृश्यत**-દેખાતી નહોતી. [ **'नतोन्नता'**–એવો પાઠ પણ છે. ]

કરોને. પતિ વિફર્યો હોય, તો સ્ત્રીને ખુવાર કરે, અને સ્ત્રી વિફરી હોય, તો પતિને ખુવાર કરે. પાડોશી વિફર્યા હોય, તો ત્યાં પણ એમજ. સગા વિફર્યા હોય, તો ત્યાં પણ વિપરીત કોલાહલ. પિતા વિફર્યા, તો પુત્રને હેરાન કરે; અને પુત્ર વિફર્યા તો પિતાને ફજેત કરે. ઈંદ્ર બહુ વિફર્યો છે, પણ તેને શ્રીકૃષ્ણ પહોંચી વળશે; પણ આપણા ઘરમાં કોઇ વિફર્યું, તો તેને પહોંચવું મુશ્કેલ છે. આપણે આમાંથી સાર લેવા જેવું એ છે કે-બને ત્યાં સુધી સૌ સાથે હળીમળીને રહેવું, ખમી ખાવું-થોડું દુઃખ વેઠી લેવું. થોડું દુઃખ વેઠી લેતાં કંકાસના ભયંકર દુઃખનું નિવારણ થશે. કદિ કોઇને ખીજવવાની જરૂર પડે, તો સામાને પહોંચી વળવા જેટલું બળ હોય, તોજ તેમને ખીજવવા. સ્ત્રીએ પતિને અને પતિએ સ્ત્રીને, પુત્રે પિતાને અને પિતાએ પુત્રને ખીજવવા-નારાજ કરવા-કદિ વિચાર કરવો નહીં-કદિ લલચાવું નહીં-કદિ ભરાઈ પડવું નહીં. કારણકે ઘરમાં સળગેલો કજીયો, તમામ પ્રકારના આનંદનો અને તમામ પ્રકારની શાંતિનો ભંગ કરશે. ક્રોધ કરવા જેવું લાગે, તો તુરત મૌન ધારણ કરવું. મૌન રહી ન શકાય, તો તે સ્થળેથી દૂર ખસી જવું. ક્રોધ શમે નહીં ત્યાં સુધી તે સ્થળે જવું નહીં. ડોળાએલા પાણીને જેમ નિર્મળી નિર્મળ કરે છે; તેમ ડોળાએલા સંબંધને, અંતઃકરણની નિર્મળતાથી-મીઠા મધુરાં વેણથી-નિર્મળ કરવો. નીકટના સંબંધીઓ પાસે, પોતાની ભૂલ ન હોય, તોપણ-તે પોતાની ભૂલ છે, એમ કબુલ કરીને, કંકાસને શમાવવો. સત્ય હશે તે આખરે જણાશે.

કમજોર ગુસ્સા જાદે—આજકાલ કમજોર અને કમકમાણીવાળાં સ્ત્રીપુરૂષો, ઘડી ઘડીમાં ક્રોધ કરે છે. કોલેજમાં ભણતાં હોય, તોપણ ક્રોધનું શું પરિણામ આવશે? તેનો વિચાર કર્યા વિના, સહેજ સહેજમાં ક્રોધ કરે છે. સંસાર ચૌટામાં પોતાની કીંમત કેટલી છે? તેનો જરા પણ વિચાર કર્યા વિના, અનેક પ્રકારના ખાવા પીવાના તથા પહેરવા ઓઢવાના મોજ શોખ વધારવા, તે ક્રોધને નોતરવા જેવું છે. જરી જરી વાતમાં અકળાઈ જવું-ક્રોધ કરવો-કોઇને મારી દેવું-અગર ગમે એમ બકવું, તે માનવજીવનની મલીનતા છે. આવા ક્રોધી સાથે પાનું પડે, તે આપણાં પાપ છે; તોપણ દીવાવાળો જેમ અંધારામાં ચાલ્યો જાય છે, તેમ સદ્બુદ્ધિવાળા જીવે ઘણીજ ધીરજ રાખીને સમય ગુજારવો.

હવે આપણે મૂળ વિષય તરફ આવીએ. આ જળ પ્રલયનો દેખાવ છે. આવો જળ પ્રલય ગોકુળમાં હશે, ત્યારે મથુરામાં નહીં હોય? જુમનાજીને કાંઠે આવેલાં બીજાં ગામડાં અને શહેરો નહીં તણાયાં હોય? કદિ એમ હોય, તો ઇંદ્રે ગોકુળના ગોપોના અપરાધ માટે, કેટલા જીવોને પીડયા? કદિ ગોકુળ સિવાય તમામ ઠેકાણે શાંતિ રહી હોય, તો આ ઇંદ્રની ઈંદ્રજાળ અગર દેવશક્તિ.

આ દુઃખથી પીડાએલાં ગોપો અને ગોપીઓ શ્રીકૃષ્ણને શરણે આવ્યાં, તે વાત હવે સાંભળો—

**अत्यासारातिवातेन, पशवो जातवेपनाः ॥**
**गोपा गोप्यश्च शीतार्ता, गोविन्दं शरणं ययुः ॥११॥**

---

૧૧ પદચ્છેદ—**अत्यासारेण सहितः अतिवातः, तेन अत्यासारातिवातेन**-અત્યંત વરસાદ અને પવનથી. **जातं वेपनं येषां ते इति पशवः**-ધ્રુજતાં પશુઓ. **शीतार्ताः गोपाश्च गोप्यश्च**-ટાઢથી પીડાએલાં ગોવાળીયા અને ગોપીઓ. **गोविंदं शरणं ययुः**-ગોવિંદને શરણે ગયાં.

**शिरः सुतांश्च कायेन, प्रच्छाद्यासारपीडिताः ॥**
**वेपमाना भगवतः, पादमूलमुपाययुः ॥१२॥**

**અર્થ—અત્યંત વરસાદ અને પવનથી ધ્રુજતાં પશુઓ, અને ટાઢથી પીડાએલાં ગોપો અને ગોપીઓ, ગોવિંદને શરણે ગયાં. (૧૧)**

**અર્થ—વરસાદથી પીડાએલાં ગોવાળીયાઓ અને ગોપીઓ, માથાંઓને અને પુત્રોને પોતાની કાયાથી ઢાંકીને, ભગવાનને શરણે આવ્યાં; અને કહ્યું કે. (૧૨)**

૧૧-૧૨ વિવેચન—

આપત્તિકાળમાં યાદ આવે, અને કામ આવે એવા તો જીવને એક બેજ હોય. આ એક બેમાં શ્રીહરિ હોય, તો જીવન સફળ ગણાય. જેમની સાથે નીકટ સંબંધ હોય, તેમનેજ આફતમાં બોલાવાય. શ્રીહરિની સાથે જેમને નીકટ સંબંધ હોય, તે લોકોજ શ્રીહરિને બોલાવી શકે. નીકટનો સંબંધ હોય, ત્યાંજ આપત્તિકાળ વખતે કાગળ અગર તાર કરી શકાય. મહેતાજીએ હાર માટે શ્રીહરિને તાર કર્યો. દ્રૌપદીએ કૌરવ સભામાંથી શ્રીકૃષ્ણને તાર કર્યો. હાથીએ જળમાં બુડતાં શ્રીહરિને તાર કર્યો. ભીષ્મે બાણશય્યા ઉપરથી ગોવિંદને બોલાવ્યા. અમારે અને તમારે શ્રીહરિની સાથે આવો નાતો થાય, એમ પ્રાર્થના કરીને આગળ વધીએ.

હવે વ્રજવાસીઓ શ્રીકૃષ્ણને સંબોધીને કહે છે—

**कृष्ण कृष्ण महाभाग, त्वन्नाथं गोकुलं प्रभो ॥**
**त्रातुमर्हसि देवान्नः, कुपिताद्भक्तवत्सल ॥ १३ ॥**

**અર્થ—'હે મોટા ભાગ્યવાળા શ્રીકૃષ્ણ! હે કૃષ્ણ! હે પ્રભુ! હે ભકત વત્સલ! ક્રોધ પામેલા ઇંદ્રથી, આપ જેના નાથ છો એવા ગોકુળનું, અને અમારૂં આપે રક્ષણ કરવું જોઇએ. (૧૩).**

૧૩ વિવેચન—

**हे महाभाग !**—'ગોકુળ ઉપર અનેક આફતો આવી. દરેકમાં આપ ઉતર્યા, તોપણ આપનો કદિ પરાજય થયો નથી, તેથી હે મોટા ભાગ્યવાળા!' આ આફતમાં પણ આપનો જય થશે, એ ભાવ છે.

---

૧૨ પદચ્છેદ—**आसारपीडिताः**-વરસાદથી પીડાએલાં ગોપો અને ગોપીઓ **वेपमानाः**-ધ્રુજતાં **शिरांसि सुताः च शिरः सुताः तान् शिरःसुतान्**-માથાંઓને અને પુત્રોને. **कायेन प्रच्छाद्य**-કાયાથી ઢાંકીને. **भगवतः पादमूलं उपाययुः**-ભગવાનને શરણે આવ્યાં; અને કહ્યું કે.

૧૩ પદચ્છેદ—**हे महाभाग ! कृष्ण ! कृष्ण !**—હે મોટા ભાગ્યવાળા કૃષ્ણ! હે કૃષ્ણ! **हे प्रभो !**—હે પ્રભુ! **हे भक्तवत्सल**—હે ભકતવત્સલ. **त्वं नाथः यस्य तत् त्वन्नाथं इति गोकुलं**—આપ જેના નાથ છો એવા ગોકુળની આપે **कुपितात् देवात्**—ક્રોધ પામેલા ઇંદ્રથી. **नः त्रातुं अर्हसि**—અમારૂં રક્ષણ કરવું આપને ઘટે છે.

**'अनेन सर्वदुर्गाणि यूयं अंजसा तरिष्यथ'**-'આ બાળકની મદદથી તમે તમામ કષ્ટો ત્વરાથી તરી જશો'-એમ ગર્ગાચાર્યે નંદજીને કહ્યું હતું. તેથી પણ ગોવાળીયાઓને શ્રી કૃષ્ણમાં સંપૂર્ણ ભરોસો હતો. 'શ્રીકૃષ્ણ કોઈ દેવ છે, અગર કોઈ દેવ શ્રીકૃષ્ણમાં આવેશ રૂપે આવીને ચમત્કાર કરે છે,' એમ ગોપો માનતા હતા.

ગોકુળ—ગાયોનું કુળ તે ગોકુળ.

**त्वन्नार्थं**—આપ ગોકુળના નાથ છો તેથી આપે ગમે એમ કરી ગોકુળની રક્ષા કરવી જોઇએ.

રાગ-ઝીંઝોટી.

અમારે જે કહીએ તે આપ. ટેક૦
ધામધરા ધન જન યૌવનને, તું બળ તેજ પ્રતાપ—અમારે૦
જ્ઞાનેંદ્રિય કર્મેંદ્રિય આદિક, તે પર તારી છાપ—અમારે૦
તું મન-બુદ્ધિ-વિચાર-કલ્પના, ચિત્ત ચપળની ચાંપ—અમારે૦
શમ-દમ શીલ યોગ યોગાદિક, તું વ્રત જપ ને જાપ—અમારે૦
પુત્રકલત્ર મિત્ર સગપણ સહુ, તું બાંધવ તું બાપ—અમારે૦
તું સંવત્સર ઋતુ દિન રજની, તું પુણ્યને પાપ—અમારે૦
શબ્દ સ્પર્શ ને રૂપ રસ આદિક, વિદ્યા કાવ્યકલાપ—અમારે૦

× × × × ×

આપ વિના હું કોઇ ન ભાળું, આ સુખ ભોગ વિલાપ—અમારે૦
કેશવ હરિ સુખ એક અખંડિત, અંત વગરનું આપ—અમારે૦

બ્રહ્માનંદ સ્વામી ગાય છે, તે સાંભળો—

રાગ-ટોડી તાલ ૨.

હરિ તુમ ભક્તનકે હિતકાર, ભક્તનકે હિતકાર, હરિ તુમ ભક્તનકે હિતકાર—ટેક૦
ભવસાગર જલ દુસ્તર ભારી, લીજે મુજે ઉગાર—હરિ તુમ૦
ગજ અરૂ ગ્રાહ લડે જબ જલમેં, ગજને પાઈ હાર;
મનમેં સુમરણ કિયા તુમ્હારા, પહોંચે ગરૂડ સવાર—હરિ તુમ૦
તુમ્હરે દર્શન કારણ ધ્રુવને, તપ ઠાન્નો મન ધાર;
અચલ રાજ્ય તિસકો પ્રભુ દીના, દે અપના દિદાર—હરિ તુમ૦
પ્રીતિ દેખ પ્રલ્હાદ ભક્તકી, નિકલે થંભ વિદાર;
હિરણ્યકશ્યપકો પકડ કેશસેં, પલમેં દીના માર—હરિ તુમ૦
દ્રુપદસુતાકી લાજ સભામેં, રાખી ચીર વધાર;
બ્રહ્માનંદ શરણમેં તેરી, મેરી સુનો પોકાર—હરિ તુમ૦

**कुपितात् देवात्**—એમ કહીને વ્રજવાસીઓ શ્રીકૃષ્ણને કહે છે કે-'આ લૌકિક ત્રાસ નથી; પણ દેવોએ આપેલો ત્રાસ છે. તમે દેવ છો, તેથી આ ત્રાસમાંથી અમને બચાવી શકશો.

આ કૃત્ય ઈંદ્રનું એમ શ્રીકૃષ્ણ વિચાર કરે છે-

**शिलावर्षनिपातेन, हन्यमानमचेननम् ॥**
**निरीक्ष्य भगवान्मेने, कुपितेन्द्रकृतं हरिः ॥ १४ ॥**
**अपर्त्वत्युल्बणं वर्ष-मतिवातं शिलामयम् ॥**
**स्वयागे निहतेऽस्माभि-रिन्द्रो नाशाय वर्षति ॥१५॥**

**અર્થ**—આ વાત સાંભળીને શ્રીકૃષ્ણ વિચાર કરે છે કે-પત્થર જેવા વરસાદથી પીડાતું, અને અચેતન-જડ-બની ગએલા ગોકુળને જોઈને, શ્રીકૃષ્ણે જાણી લીધું કે-આ કામ કોપ પામેલા ઇંદ્રે કરેલું છે.' [૧૪].

**અર્થ**—ગોવાળીયાઓ આગળ કહે છે કે-'અમે ઇંદ્રના યજ્ઞનો ભંગ કર્યો છે, તેથી ઇંદ્ર ઋતુ વિનાનો, અતિ ઉગ્ર, ઘણા પવનવાળો, અને જેમાં મોટા કરા પડે છે એવો વરસાદ, અમારો નાશ માટે વરસાવે છે.' [૧૫].

૧૪-૧૫ વિવેચન—

આવી વૃષ્ટિ પૂર્વે કદિ થઇ નથી. યજ્ઞ ભંગ પછીજ તે થઇ છે, અને તે પણ અસાધારણ વૃષ્ટિ. વરસાદની ઋતુમાં ન થાય એવી વૃષ્ટિ. માટે ઇંદ્રેજ તે વૃષ્ટિ કરી છે, એમ ખાત્રી કરીને પ્રભુ વિચાર કરવા લાગ્યા—

ઈંદ્રને મારવો ? મેઘનું નિવારણ કરવું ? વૃષ્ટિને બંધ કરવી ? અગર ગોપોને અહીંથી ખસેડી લઇ જવા ? અગર ગોપોને સામર્થ્ય આપવું ? અગર જળ પડે તે શોષી લેવું ? એવા અનેક વિચાર શ્રીકૃષ્ણે [સામાન્ય મનુષ્યની માફક] કર્યા. આ પ્રસંગે શ્રીકૃષ્ણે જગતને એમ પણ શીખવ્યું કે-'આફત એજ મનુષ્યના જ્ઞાનની-ધીરજની-ડહાપણની પરીક્ષા છે. આવા આફતના સમયમાં ગભરાઇને, કાર્યાકાર્યનો વિચાર કર્યા વિના-આફતને પહોંચી વળવા પ્રયત્ન કરવો, તે દોડીને દવમાં પડવા જેવી ભૂલ છે. સારી રીતે વિચાર કરીને ભરેલું પગલું, થોડી તકલીફે આફતને દબાવી શકે છે; અને વિચાર કર્યા વિના ગભરાઇને ભરેલું પગલું, આફતને ઉશ્કેરે છે. યાદ રાખવું કે-વિચાર કરવાથી દરેક વસ્તુનું વાસ્તવ સ્વરૂપ સમજાય છે.

શ્રીકૃષ્ણે ઈંદ્રનો યાગ અટકાવીને, ઇંદ્રના ડહાપણની પરીક્ષા કરી. પરીક્ષામાં ઇંદ્ર નાપાસ થયો. ઈંદ્રના હૃદયમાં સંતાઈ રહેલાં મદ અને અજ્ઞાન, એકદમ બહાર આવ્યાં. ઈંદ્રાસન સુધી-'હું અને મારૂં' છે. એમ જગતને વિદીત કર્યું. સંસાર સાગરમાં રજળી મરવાની સગવડ, ઈંદ્રાસન સુધી છે, એમ શ્રીકૃષ્ણે મુમુક્ષુઓને સૂચવ્યું.

---

૧૪ પદચ્છેદ—**शिलानां वर्षः तस्य निपातः तेन हन्यमानं**-પત્થર જેવા વરસાદથી પીડાતું. **अचेतनम्**-અને અચેતન થઇ ગએલું **निरीक्ष्य**-જોઇને. **भगवान् हरिः**-ભગવાન શ્રીકૃષ્ણે **मेने**-માન્યું કે, **कुपितेन इंद्रेण कृतं**-આ કર્મ કોપ પામેલા ઇંદ્રે કર્યું છે.

૧૫ પદચ્છેદ—**अस्माभिः स्वयागे निहते सति**-અમે ઈંદ્રના યજ્ઞનો ભંગ કર્યો છે તેથી. **इंद्रः**-ઈંદ્ર. **अपगतः ऋतुः यस्य तत् अपर्तु**-ઋતુ વિનાનો **अत्युल्बणं**-અતિ ઉગ્ર. **अतिवातं**-ઘણા પવનવાળો. **शिलामयं**-મોટા કરાવાળો **वर्षं**-વરસાદ. **नाशाय वर्षति**-અમારા નાશ માટે વરસાવે છે.

તે સંબંધમાં શું કરવું તેનો શ્રીકૃષ્ણ હવે નિર્ણય કરે છે—

**तत्र प्रतिविधिं सम्य–गात्मयोगेन साधये ॥**
**लोकेशमानिनां मौढ्याद्–धरिष्ये श्रीमदं तमः ॥ १६ ॥**
**न हि सद्भावयुक्तानां, सुराणामीशविस्मयः ॥**
**मत्तोऽसतां मानभङ्गः, प्रशमायोपकल्पते ॥ १७ ॥**

**અર્થ—તે સાંભળીને શ્રીકૃષ્ણ વિચાર કરે છે કે-મારા પોતાના યોગ બળથી આ પ્રસંગમાં હું સારી રીતે ઉપાય કરીશ. મૂઢપણાથી લોકપાલપણાનું અભિમાન રાખનારા દેવોના લક્ષ્મીના મદરૂપી અંધારાને હું હરિ લઇશ.' (૧૬)**

**અર્થ—'સત્ત્વગુણથી યુકત દેવોને સમર્થપણાનું અભિમાન ચોક્કસ રીતે નજ થવું જોઇએ; છતાં થયું છે, માટે તે દુષ્ટલોકોનો મારાથી કરાએલો માન ભંગ અનુગ્રહ રૂપજ-કૃપારૂપજ ગણાય છે.' (૧૭)**

૧૬-૧૭ વિવેચન—

અંધારાનો નાશ કરવો, તે જેમ પ્રકાશનો ધર્મ છે; તેમ અભીમાનનો નાશ કરવો, તે ઇશ્વરનો ધર્મ છે.

પદ

ગર્વ કીયો સોઇ નર હાર્યો–સીયારામંજીસેં ગર્વ કીયો સોઇ નર હાર્યો.
ગર્વ કીયો રાજા હિરણ્યકશ્યપુએ, (૨) નોર વધારીને માર્યો–સીયારામ૦
ગર્વ કીધો લંકાપતિ રાવણે, (૨) ચુરેચુરા કરી ડાર્યો–સીયારામ૦
ગર્વ કીધો શ્રી રત્નાગર સાગરે, (૨) નીર ખારો કરી ડાર્યો–સીયારામ૦
ગર્વ કીયો એક ચકવા ચકવીએ, (૨) રેન વછૂટ કરી ડાર્યો–સીયારામ૦
ગર્વ કીયો કાંઇ અંજની કેરે પુત્ર, (૨) પાંઉ ખોડો કરી ડાર્યો–સીયારામ૦
કહે તુલસીદાસ જેને આશ રઘુવરકી, (૨) શરણ આવ્યો તેને તાર્યો–સીયારામ૦

**लोकेशमानिनः**—બીજા લોકપાલો પણ ઇંદ્રના જેવા ગર્વીત થયા છે, એમ કહેવાનો ભાવ હોવાથી, બહુ વચન વાપર્યું છે. પ્રધાનને શીક્ષા કરવાથી તમામને શીખામણ મળે.

---

૧૬ પદચ્છેદ—**तत्र**–આ પ્રસંગમાં. **आत्मयोगेन**–પોતાના યોગ બળથી. **प्रतिविधिं सम्यक् साधये**–ઉપાય સારી રીતે કરીશ. **मूढस्य भावः मौढ्यं तस्मात्**-મૂઢપણાથી. **आत्मानं लोकेशं मन्यंते इति लोकेशमानिनः तेषां**–લોકપાળપણાનું અભિમાન રાખનારા દેવોનો **श्रियाः मदः यस्मिन् तत् इति तमः हरिष्ये**-લક્ષ્મીના મદ રૂપી અંધારાને હરિ લઇશ.

૧૭ પદચ્છેદ—**सद्भावेन युक्तानां सुराणां**–સત્ત્વગુણોથી યુક્ત દેવોને. **ईशाः वयं इति विस्मय ईशविस्मयः**–સમર્થપણાનું અભિમાન. **न हि**–ચોક્કસ રીતે નજ થવું જોઇએ. **असतां**–દુષ્ટ લોકોનો. **मत्तः मानभंगः**-મારાથી કરાએલો માન ભંગ. **प्रशमाय उपकल्पते**–શાંતિને માટેજ કલ્પાય છે.

**श्रीमदं तमः**—ઘાટા અંધારામાં નજર આગળ પડેલી વસ્તુ દેખાય નહીં; તેમ જેમને લક્ષ્મીનો (અગર અધિકારનો) મદ થયો હોય છે, તે પોતાના નીકટના સંબંધીઓને દેખી શકતા નથી. ત્યારે શું શ્રી નિંદાપાત્ર છે ?–ના. શ્રીતો વિષ્ણુને વ્હાલી છે, અને જગતને આધાર ભૂત છે. શ્રીનોમદ નિંદાપાત્ર છે.

**सद्भावयुक्तानां**—સત્ત્વગુણી દેવોને પણ ગર્વ. દાઢી વિગેરે પંચકેશમાં પણ ગર્વ, સન્યાસીના ભગવામાં પણ ગર્વ. ત્યાગીઓના ત્યાગમાં પણ ગર્વ. વિદ્વાનોની વિદ્વતામાં પણ ગર્વ. હજારોને તારવાનો ઇજારો લઇને, મોટા તખત ઉપર બેસીને વ્યાખ્યાન કરતા હોય, તો ત્યાં પણ ગર્વ. આ ગર્વથી મુક્ત થવાની તાલીમ લેવાનું સ્થાન માનવજીવન. તાલીમ લેવાનું સાધન સંતસમાજ. સંત તે કેવા હશે ?–સાંભળો. શ્રી રામચંદ્ર નારદજીને કહે છે—

ચોપાઈ—સુન મુનિ સંતનકે ગુણ કહેઉ, જેહિતે મેં ઉનકે વશ રહઉ;
ષટ્વિકાર તજી અનઘ અકામા, અચલ અકિંચન શુચિ સુખધામા.
અમિત બોધ પરમારથ ભોગી, સત્યસાર કહિ કોઈ યોગી.
સાવધાન મમતા મદહિના, ધીર ભક્તિ ધથ પરમ પ્રવીના.

દોહરો—ગુણાગાર સંસાર દુઃખ, રહિત બિગત સંદેહ;
તજી મમ ચરણ સરોજ પ્રિય, તિન કહઁ દેહ ન ગેહ–સાયાવર.

ચોપાઈ—નિજ ગુણ શ્રવણ સુનત સકુચાહી, પરગુણ સુનત અધિક હર્ષાહિ.
શમશીતલ નહીં ત્યાગહિ નીતિ, સરલ સ્વભાવ સબહિં સન પ્રીતિ.
જપતપ વ્રત અય સંયમ નેમા, ગુરૂ ગોવિંદ વિપ્રપદ પ્રેમા.
શ્રદ્ધા ક્ષમા મયત્રી દાયા, મુદિતા મમ પદ પ્રીતિ અમાયા.
વિરતિ વિવેક વિનય વિજ્ઞાના, બોધ યથારથ વેદ પુરાના.
દંભ માનમદ કરહિ ન કાઉ, ભૂલિ ન દેહિ કુમારગ પાઉ.
ગાવહિ સુનહિ સદા મમ લીલા, હેતુ રહિત પરહિત રતશીલા.
સુન મુનિ સાધુનકે ગુણ જે તે, કહિ ન શકહિ શારદ શ્રુતિ તે તે.

આવા સંતોને પ્રણામ કરીને આગળ વધીએ—

'હું શરણાંગત વત્સલ છઉં, ગોકુળ મારે શરણે આવ્યું છે, તેથી હું તેની રક્ષા કરીશ,' એમ શ્રીકૃષ્ણ હવે કહે છે—

**तस्मान्मच्छरणं गोष्ठं, मन्नाथं मत्परिग्रहम् ॥**
**गोपाये स्वात्मयोगेन, सोऽयं मे व्रत आहितः ॥ १८ ॥**

**અર્થ--તેથી ગોકુળ જે મારે શરણે રહેલું છે; હુંજ જેનો સ્વામી છઉં, અને મેંજ તેને પોતાનું માન્યું છે-તે ગોકુળની હું મારા યોગ બળથી રક્ષા કરીશ. 'શરણાંગતનું રક્ષણ કરવું તે મારૂં સ્વીકારેલું વ્રત છે.' (૧૮)**

---

૧૮ પદચ્છેદ—**तस्मात्**-તેથી. **मम शरणं यस्य तत् मच्छरणं इति गोष्ठं**-મારે શરણે રહેલું ગોકુળ. **अहं नाथः यस्य तत्**-હુંજ જેનો સ્વામી છઉં એવું ગોકુળ. **मम परिग्रहः यस्य तत्**-મેં જેને પોતાનું માન્યું છે એવું ગોકુળ. **स्वस्य आत्म योगेन गोपाये**-પોતાના યોગ બળથી રક્ષા કરીશ. **सः अयं मे (मया) आहितः व्रतः**-શરણાંગતનું રક્ષણ કરવું તે મેં સ્વિકારેલું વ્રત છે.

૧૮ વિવેચન—

**मच्छरणं गोष्ठं, मन्नाथं गोष्ठं, मत्परिग्रहम् गोष्ठं**—આ શબ્દો ગોકુળની અને ગોકુળવાસીઓની ઉત્કૃષ્ટતા સૂચવે છે. એક રાજા કહે કે 'આ જુલમી (વાઘણ) મારી છે,' તો આખા ગામમાં જુમલીનાં માન વધે. મોટા અમીરો અને દીવાનો પણ જુમલીને **જુમલી બા** કહે. તેમ ગોકુળ નાનું ગામડું, પણ ત્યાં કોડામણો કૃષ્ણ રમ્યો, કૃષ્ણ ત્યાં થન થન નાચ્યો. કૃષ્ણે ત્યાં અનેકને થન થન નચાવ્યાં. શ્રીકૃષ્ણે ગોકુળને મારૂં કહીને, વૈકુંઠના કરતાં વ્રજનો મહિમા વધાર્યો.

**मत्परिग्रहम्**—ગોકુળનો મેં અંગિકાર કર્યો છે. તેમાંથી એકાદ અંશનો નાશ થાય, તોપણ મારી પ્રતિજ્ઞાનો વિરોધ થાય. રાજા અગર ગૃહસ્થ એક નોકરનો અંગિકાર કરે, તો મરણ સુધી તેને પાળે. પતિ મરણ પર્યંત સ્ત્રીને પાળે છે, ત્યારે-'હે કૃષ્ણ! હું તમારો છઉં.' એમ કહેનારને અને એ પ્રમાણે વર્તનારને, શ્રીકૃષ્ણ કેમ વિસરે? મઘરે જેને બચકું લીધું, તેને કદિ છોડે નહીં; તેમ શ્રીકૃષ્ણે જેમને પોતાનાં કર્યાં, તેમને તે કદિ વિસરે નહિં-'**न मे भक्तः प्रणश्यति**! મારા ભક્તનો કદિ નાશ થાય નહીં.' યાદ રાખવું ઘટે છે કે-પ્રભુ કોઇને પોતાનો કર્યા પહેલાં બહુ તાવે છે. મુરધ્વજનું માથું વહેરાવ્યું; સેલૈયાને ખારણીયામાં ખંડાવ્યો; નરસીને નાત બહાર મુકાવ્યો. મીરાંને ઘર બહાર કઢાવી. વિગેરે માટે ભગવદ્ ભકતે ઘણીજ ધીરજ રાખવી.

**सः अयं मे (मया) आहितः व्रतः**—આ વ્રત મેં ધારણ કરેલું છે. હું શરણાંગત વત્સલ છઉં. વિભીષણ જ્યારે સુવેલુ ઉપર શ્રીરામ પાસે આવ્યા, ત્યારે સુગ્રીવે શ્રીરામને કહ્યું કે-'આ રાવણનો ભાઈ છે, રાક્ષસ છે. અહીં આવીને કાંઇ કપટ કરશે. માટે આપે તેને શરણે રાખવો નહીં.' તેના જવાબમાં કૃપાળુ રામચંદ્ર બોલ્યા કે—

ચોપાઇ—'સખા નીતિ તુમ નીક વિચારી, મમ પણ શરણાંગત ભયહારી.'

'હે સુગ્રિવ! રાજનીતિ પ્રમાણે આપની સલાહ બરાબર છે; પણ હું શરણાંગતના ભયને હરનારો છઉં.'

સ્કુલફાઇનલ, મેટ્રીક, બી. એ. વિગેરે પરીક્ષાના સર્ટીફીકેટ બતાવ્યા વિના સારી નોકરી મળી શકતી નથી. હીંમતની-મરદામીની પરીક્ષા આપ્યા વિના, લશ્કરનો કમાન્ડર કોઇને લશ્કરમાં નોકર રાખી શકતો નથી. ખાનદાનીની પરીક્ષા કર્યા વિના, રાજા કોઇને પોતાની પાસે રાખી શકતો નથી. ત્યારે પ્રભુ કેવા પ્રકારની પરીક્ષા કરતા હશે?-કેવા પ્રકારની યોગ્યતા માગતા હશે?-તે વાત આપણે કહીએ, તેના કરતાં શ્રીકૃષ્ણ કહે છે, તે સાંભળો—

**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च ॥**
**निर्ममो निरहंकारः, समदुःखसुखः क्षमी ॥१३॥**
**संतुष्टः सततं योगी, यतात्मा दृढनिश्चयः ॥**
**[illegible]य्यर्पितमनोबुद्धिर्, यो मे भक्तः स मे प्रियः ॥१४॥**
**यस्[illegible]ते लोको, लोकान्नोद्विजते च यः ॥**
**[illegible]र्षभयोद्वेगैर्, मुक्तो यः स च मे प्रियः ॥१५॥**
**अनपेक्षः शुचिर्दक्ष, उदासीनो गतव्यथः ॥**
**सर्वारंभपरित्यागी, यो मद्भक्तः स मे प्रियः ॥१६॥** અપૂર્ણ.

ફ઼રમો નં ૧૧૭.

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.

પુસ્તક ૧૦ મું. ] અશાડ માસ ૧૯૮૫. [ અંક ૬ ઠ્ઠો.

**ચાતુર્માસ**—ચાતુર્માસના દિવસો ઇશ્વર પ્રાપ્તિના દિવસો છે. વેપારી મોસમમાં ચેલો—ક્ષત્રી રણસંગ્રામે ચેલો—મુમુક્ષુ ચાતુર્માસે ચેલો.

ગમે તે ધર્મ અગર સંપ્રદાયમાં આપ હશો, ગમે એવી કંઠી આપ રાખતા હશો, અને ગમે એવું તિલક આપ કરતા હશો; ગમે તે દેવને ઇષ્ટ માનતા હશો—ગમે તે તમારા ગુરૂ હશે—પણ 'અહાર વિહારની નિર્મળતા વિના આલોક અને પરલોક સિદ્ધ થઇ શકે એમ નથી,' એ વાત તો સૌને માન્ય છે; માટે ચાતુર્માસમાં અવકાશ લઇને અને ખંત રાખીને કાંઇક કરજો. તમારો પોતાનો સ્વાર્થ સમજીને કાંઇક કરજો. અંદરથી પ્રભુતા પ્રગટાવવા પ્રયત્ન કરશો, તોજ દેવદર્શનાદિ બહારના પ્રભુનું પૂજન સફળ થશે. માટે ચાતુર્માસમાં મનુષ્ય મટીને દેવ બનજો.

**દેવ બનવાની કુંચી**—ચાતુર્માસના નિયમોની એક નાની પોથી આ સાથે છે. તેનું નામ 'દેવ બનવાની કુંચી' છે. તેમાં ગુરૂ અને ગુરૂ પૂર્ણિમાનો મહિમા પણ બતાવ્યો છે. આ નાની પોથી ગમે, તો તેની નકલો મંગાવીને સ્નેહીઓને વહેંચજો, [ નિયમો પાળી શકે, એવાં પ્રેમી સ્ત્રી પુરૂષોને આ પોથી અવશ્ય આપજો. ] કીંમત માત્ર ૦—૦—૩ એક સાથે ૭૫ નકલનો રૂ. ૧) પોસ્ટેજ ૦—૫—૦ જુદું.

આ માસીકનો ફેલાવો—આ માસીક વાંચીને રાજી થયા હો, તો ચાતુર્માસમાં એક ભાઇને શ્રીકૃષ્ણમાં પ્રેમ કરાવીને, માસીકનો ગ્રાહક બનાવો. રૂપૈયા અઢી ખર્ચી ન શકે તેમને એવાળું સાદું માસીક વાંચવાનું કહો. હમેશની એક પાઇ થઇ. ઓછી કીંમતે અગર ફ્રી માસીક જેમને આપવામાં આવે છે, તેમણે અવશ્ય આ કામ કરવું ઘટે છે.

**કૈવલ્યપાદ** તૈયાર છે. કીંમત ૦—૪—૦ પોસ્ટેજ ૦—૧—૦ જુદું.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૫ મો ચાલુ.

[ ગયા અંકના ૯૨૮ મા પાનાથી ચાલુ ]

ભગવાનને સૌ ભજે છે, પણ ભગવાનને કેવા ભકતો ગમે છે? ભગવાનની નોકરીમાં રહેનારાઓએ કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ? તે વિષય ચાલે છે. તે સંબંધમાં ગીતા અ. ૧૨ ના ૧૩ થી ૧૬ શ્લોક ગયા અંકમાં આપ્યા છે. આગળ સાંભળો—

**यो न हृष्यति न द्वेष्टि, न शोचति न कांक्षति ॥**
**शुभाशुभपरित्यागी, भक्तिमान्यः स मे प्रियः ॥१७॥**
**समः शत्रौ च मित्रे च, तथा मानापमानयोः ॥**
**शीतोष्णसुखदुःखेषु, समः संगविवर्जितः ॥१८॥**
**तुल्यनिंदास्तुतिर्मौनी, संतुष्टो येन केनचित् ॥**
**अनिकेतः स्थिरमतिर्, भक्तिमान मे प्रियो नरः ॥१९॥** [ગીતા અ. ૧૨].

આ શ્લોકોનો ભાવાર્થ નીચેની ચોપાઇઓમાં આવી જાય છે. સાંભળો—શ્રીરામચંદ્ર વિભીષણને કહે છે કે—

**ચોપાઇ.**

સુનો સખા નિજ કહૌં સ્વભાઉ, જાન ભુશૈંડી શંભુ ગિરિજાઉ;
જો નર હોય ચરાચર દ્રોહી, આવે સભય શરણતકી મોહી.
તજી મદ મોહ કપટ છલ નાનાં, કરૌં સદ્ય તેહિ સાધુ સમાના;
જનની જનક બંધુ સુત દારા, તન ધન ભુવન સુહૃદ પરિવારા.
સબકી મમતા ત્યાગ બટોરી, મમપદ મનહિં બાંધિ બટિડોરિ;
સમદર્શી ઇચ્છા કછુ નાંહિ, હર્ષશોક ભય નહિં મનમાંહિ.
અસ સજ્જન મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે;
તુમ સરિખે સંત પ્રિય મોરે, ધરૌં દેહ નહિં આન નિહોરે.

હાથીએ બૂમ મારી, ને હરિ આવ્યા; દ્રૌપદીનો પોકાર સુણીને, દ્વારકાપતિ દોડયા; પ્રલ્હાદની પ્રતિજ્ઞા પાળવા, થાંભલામાંથી પ્રગટયા; હડહડતા કલિયુગમાં નરસીની રાવ સાંભળીને, સભા વચ્ચે નરસીને હાર પહેરાવ્યો. આવા કૃપાળુ—દયાળુ—ભક્ત વત્સલ પ્રભુ, આપણી અનેક પોકાર સાંભળીને કેમ આવતા નથી? તેનો કદિ વિચાર કરોછો?—કરતા હો, તો જેથી પ્રભુ રાજી થાય, જેને શાસ્ત્રો અને સંતો સંમતિ આપે, એવું જીવન ગાળો. જરા સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરો, તો જણાશે કે-તમે દેવપૂજન કરો છો, પણ તમને દેવપૂજન કરતાં આવડતું નથી. તમે દેવદર્શન કરો છો, પણ દેવદર્શન કરતાં, તમને આવડતું નથી. દેવપૂજન અગર દેવદર્શન કરવા પહેલાં, તમારા વૈરિઓને તમે સંભારો છો? તેમની સાથે નિર્વૈર થઇને પછી—દેવપૂજન અને દેવદર્શન કરો. જ્યાં તમને બહુ રાગ હોય, તેમને પણ સંભારો. 'આ જગત્ મોહમય છે. મોહ દુઃખનું કારણ છે, મોહ જીવને પ્રભુથી વિમુખ રાખે છે'—વિગેરે વિચારો કરીને, રાગરહિત થાઓ. આ પ્રમાણે રાગ અને દ્વેષરહિત થઇને, શ્રીહરિને પૂજો—

શ્રીહરિને ભજો, અને શ્રીહરિનાં દર્શન કરો. લોઢાના મજબૂત પાંજરામાં પકડાએલો સિંહ, જેમ લાચાર થઇને ઉભો રહે છે. બરાડે છે–પણ છૂટી શકતો નથી; તેમ રાગ દ્વેષનાં પાંજરામાં પૂરાએલો મહા બળવાન્ જીવ, હરિને પૂજે–હરિને ભજે અગર હરિને નમે, પણ મૂક્ત થઇ શકતો નથી. તમે યજ્ઞયાગાદિ સત્કર્મ કરો છો, પણ યજ્ઞયાગાદિ કરતાં તમને આવડતું નથી. સત્કર્મમાં કીર્તિને પેસી જવાનો શોખ છે. 'આ જે કાંઇ છે, તે પ્રભુનું છે–પ્રભુ કરાવે છે અને હું કરૂં છઉં,' એવા નમ્ર વિચારો રૂપી સાંકળ પકડી રાખીને, કીર્તિના કુવામાં ડુબી મરશો નહીં. કોઇપણ સત્કર્મ આદરો, તે પહેલાં તમારા રાગદ્વેષને તપાસી જોજો. તે બેઉ ગાંઠો અવશ્ય ઢીલી કરજો. યાદ રાખજો કે–બહારનો ગમે એવો આડંબર તમને ઇશ્વર પાસે લઇ જઇ શકશે નહીં.

આવા અધિકારીને પાવન કરવા માટે પ્રભુ પોતે વચન આપે છે.

**'शरणागतस्य संरक्षा, सर्वभावेन सर्वथा ।**
**कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥**
**संग्रामे च प्रपन्नानां, तवास्मीति च यो वदेत् ।**
**अभयं सर्वभूतेभ्यो, ददाम्येतद् व्रतं मम ॥'**

'Deserve & then desire—યોગ્ય થાઓ તો હું પાસેજ છઉં.' એમ પ્રભુ કહે છે.

ગોકુળની રક્ષા માટે પ્રભુ કયો ઉપાય સાધે છે, તે હવે સાંભળો—

**इत्युक्त्वैकेन हस्तेन, कृत्वा गोवर्धनाचलम् ॥**
**दधार लीलया कृष्णश्–छत्राकमिव बालकः ॥ १९ ॥**

**અર્થ—ઉપર પ્રમાણે વિચાર કરીને, બાળક જેમ બિંદડાની બળીને સહેજમાં ઉપાડી લે, તેમ શ્રીકૃષ્ણભગવાને ગોવર્ધન પર્વતને એક હાથે ઉખેડી લઇને, એક હાથથીજ ધરી રાખ્યો. [૧૯]**

૧૯ વિવેચન—

**ઇંદ્રને શિક્ષા કરવાના, અને** ગોકુળની રક્ષા કરવાના, **અનેક** ઉપાયો હતા, છતાં ગોવર્ધનને કાં ઉપાડ્યો ? તેના જવાબમાં સાંભળો–શ્રીકૃષ્ણ ઇંદ્રને બીજી અનેક રીતે શિક્ષા કરી શકત, અને વ્રજવાસીઓની રક્ષા પણ પ્રભુ **અનેક** રીતે કરી શકત: પણ તેમ કરતાં ગોવર્ધનનો મહિમા વધત નહીં. 'મોટી ધામધૂમથી ગોવર્ધનનો યજ્ઞ કર્યો, ત્યારે આવી આફતમાં ગોવર્ધન કેમ મદદ ન કરે ?' તે સવાલ ઉભો રહેત. 'ઇંદ્રના કરતાં ગોવર્ધનનો મહિમા વધારે છે, અને વ્રજવાસીઓએ તેને માટે કરેલો યજ્ઞ, નકામો ગયો નથી,' એમ સાબીત

૧૯ પદચ્છેદ—**इति उक्त्वा**–તે પ્રમાણે વિચાર કરીને. **बालकः छत्राकं इव**–બાળક જેમ બિંદડાની બળીને ઉપાડી લે તેમ. **कृष्णः**–શ્રીકૃષ્ણ ભગવાને **गोवर्द्धनश्चासौ अचलः तं**–ગોવર્ધન પર્વતને. **एकेन हस्तेन कृत्वा**–એક હાથે ઉખેડી લઇને. **लीलया-दधार**–સહેજમાં એક હાથથીજ ધારણ કર્યો–ધરી રાખ્યો.

કરી આપવા માટે, શ્રીકૃષ્ણે ગોવર્ધનને આ આફતમાં, સાધનરૂપ-મદદરૂપ-બનાવ્યો. શ્રીકૃષ્ણને ગાયો વ્હાલી છે, અને **गाः वर्धयति इति गोवर्धनः**—ગોવર્ધન ગાયોને પોષણ આપે છે. એટલે-ગાયોની સેવાદ્વારા ગોવર્ધન પ્રભુનો મહાન્ ભક્ત બન્યો છે. ચરણરજનો અધિકારી પણ થયો છે. ભક્તોનો મહિમા વધારવો, એ ઇશ્વિરાવતારનો એક મૂખ્ય ધર્મ છે.

**આવી આફતમાં વ્રજવાસીઓને પ્રભુએ મુક્તિ કેમ ન આપી ?** સંસારબંધન નિંદ્ય છે, તે બંધનમાંથી પ્રભુએ વ્રજવાસીઓને કેમ મુક્ત કર્યાં નહીં ? તેમને ગોલોકમાં કેમ લીધા નહીં ?—સાંભળો-પ્રભુ એમ કરવા સમર્થ હતા, પણ તેમ કરવામાં, ઇશ્વરાવતારની ખૂબી ઢંકાઈ જાત. વળી બીજી વાત કહું-ભગવાનના ભક્તો મુક્તિ માગતાજ નથી. સાંભળો-નરસિંહમહેતાજી ગાય છે—

પદ.

હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતારારે;
નિત્ય સેવા નિત્ય કીર્તનઓચ્છવ, નિરખવા નંદ કુમારારે.
ભૂતળ ભક્તિ પદારથ મોટું બ્રહ્મલોકમાં નાંહીરે— ટેક.
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન્ય ધન્ય એનાં માત પિતાને, સફળ કરી એની કાયારે—ભૂતળ૰
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમાસિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ તો એની દાસીરે—ભૂતળ૰ વિગેરે—

પરીક્ષિતે મુક્તિ માગી, માટે શ્રી શુકદેવજીએ અને નરસિંહમહેતાએ તેને ભોટ ગણ્યો.

**શું શ્રીકૃષ્ણે ઈંદ્રની સ્પર્ધા કરી ?**—ઇંદ્ર જેવા જેને અનેક ઇંદ્ર છે, તે શ્રીકૃષ્ણ ઈંદ્રની સ્પર્ધા કરે, એમ માનવું ઘટતું નથી. પિતા પુત્રને કાન થોભીને સમજાવે; પતિ સ્રીને હાથ થોભીને સમજાવે; તેમ શ્રીકૃષ્ણ ઇંદ્રને માનભંગ કરીને સમજાવે છે.

એક મનુષ્ય અને તેમાંએ બાળક-પર્વતને ઉપાડે, તે વાત સાચી મનાય ?—તેના જવાબમાં શ્રીશુકદેવજી કહે છે કે-**लीलया दधार**-'શ્રીકૃષ્ણે સહેજમાં ગોવર્ધનને ઉપાડીને ધારણ કર્યો.' વિષ્ણુસહસ્ર નામમાં '**महाद्रिधृक्**' એવું વિષ્ણુનું નામ છે. હરિવંશમાં શ્રીકૃષ્ણ કહે છે—

**शैलोत्पाटनभूरेषा, महती निर्मिता मया ।**
**त्रैलोक्यमप्युत्सहते, रक्षितुं किं पुनर्व्रजम् ॥**

'ગોકુળની રક્ષા માટે ત્રૈલોક્યને ઉપાડું, તો ગોવર્ધનનો હિસાબ શો ?' ભગવદ્ શક્તિનું ભાન કરાવવા માટે, મૂળ શ્લોકમાં એમ પણ કહ્યું કે-'**छत्राकमिव बालकः**'-બાલક જેમ વિના મહેનતે મિંદડાની બળી ઉપાડી લે, તેમ શ્રીકૃષ્ણે ગોવર્ધનને ઉપાડ્યો. મીંદડાની બળીના ટોપને ગોવર્ધન સાથે સરખાવવામાં એ ભાવ છે-(૧) શ્રીકૃષ્ણને હિસાબે ગોવર્ધન મિંદડાની બળીના ટોપ જેવો હલકો હતો. (૨)જેમ મિંદડાની બળીનો ટોપ પવન અને વરસાદ પાસે કાંઇ હિસાબમાં નથી, તેમ ગોવર્ધન બાપડો સંવર્તક મેઘ પાસે, અને ઇંદ્રના વજ્રના સપાટા પાસે, કાંઇ હિસાબમાં નથી. એટલે છત્રરૂપ શ્રીકૃષ્ણ હતા; અને છત્રને ધારણ કરનાર પણ પોતેજ હતા.

હરિવંશમાં વળી કહે છે કે—

**दोर्भ्यामुत्पाटयामास, कृष्णो गिरिरिवापरः ।**
**दधारैकेन हस्तेन, शैलं प्रियमिवातिथिम् ॥**

જેમ પ્રિય અતિથીને ઉપાડે, તેમ શ્રીકૃષ્ણે સાચવીને ગોવર્ધનને ઉપાડયો. વળી આગળ કહે છે કે—**स धृतः संगतो मेघैः, गिरिः सव्येन पाणिना ।**

'શ્રીકૃષ્ણે ગોવર્ધનને ડાબા હાથથી ધારણ કર્યો.' શ્રીમદ્ વીરરાઘવાચાર્યજી કહે છે કે-'ડાબા હાથની ટચલી આંગળીના નખ ઉપર ગોવર્ધનને ધારણ કર્યો.' ટીકાકારો જેમ કહે તેમ કબુલ રાખવું. કારણકે ગોવર્ધનને ધારણ કરનારો અકળ છે. તે ગોવર્નનને તદ્દન અદ્ધર પણ રાખી શકે; અગર ગોવર્ધનને આકાશમાં ફેંકી પણ શકે. અમાપનું માપ નહીં. લોટાનું ઘડાનું અગર મોટા ટાંપનું જળ મપાય; પણ સમુદ્રનું જળ મપાય નહીં.

હવે શ્રીકૃષ્ણ વ્રજવાસીઓને ગોવર્ધન નીચે પેસી જવાની ભલામણ કરે છે.

**अथाह भगवान्गोपान्, हेऽम्ब तात व्रजौकसः ॥**
**यथोपजोषं विशत, गिरिगर्तं सगोधनाः ॥ २० ॥**

**અર્થ—પછી શ્રીકૃષ્ણે વ્રજવાસીઓને કહ્યું કે-'હે મા! હે તાત? હે વ્રજવાસીઓ! જેમ આપને સુખ થાય એવી રીતે, તમે ગાયો સહિત, આ પર્વતના ખાડામાં પેસી જાઓ.'** (૨૦)

૨૦ વિવેચન—

મોટા મોટા એન્જીનીયરોને અક્કલ આપનારા શ્રીકૃષ્ણે, ગોવર્ધનને એવી રીતે ઉપાડયો કે-ગોવર્ધનની નીચે મોટી ગુફા બની. ગુફાની ચારે તરફ પર્વતની મોટી પાળ જેવું થઇ રહ્યું. એક પલકારા જેટલા સમયમાં આ પ્રમાણે તૈયાર થઇને, વ્રજવાસીઓને ગોવર્ધન નીચે આવવા સૂચના કરી.

**अंब !**—સમગ્ર જગતની જે મા છે, તે શ્રીકૃષ્ણ, યશોદાને 'હે મા' કહીને પ્રેમથી બોલાવે છે.

**तात !**—સમગ્ર જગતના જે પિતા છે તે શ્રીકૃષ્ણ, નંદજીને 'હે તાત' કહીને પ્રેમથી બોલાવે છે.

જે યોગીઓના ધ્યાનમાં ન આવે, જેને માત્ર **નિર્ગુણ-નિરાકાર-ન્યારોન્યારો-સમજીને**, અનેક જ્ઞાનીઓ આ સંસારમાંથી લુખાપુખા-ઉદાસી જેવા-ચાલ્યા ગયા, તે નિર્ગુણ બ્રહ્મતત્વ-યશોદા, નંદજી અને વ્રજવાસીઓની સન્મુખ, સગુણ-રંગીલું-છબીલું-બનીને ઉભું રહ્યું. આ લીલાથી કોને મોહ ન થાય!

---

૨૦ પદચ્છેદ—**अथ**-પછી **भगवान् गोपान् आह**-શ્રીકૃષ્ણે ગોપોને કહ્યું કે. **हे अंब! हे तात!**-હે મા! હે પિતા **हे व्रजौकसः**-હે વ્રજવાસીઓ. **उपजोषं अनतिक्रम्य इति यथोपजोषं**-જેમ સુખ થાય તેવી રીતે. **सगोधनाः**-ગાયો સહિત. **गिरिगर्तं विशत**-આ પર્વતના ખાડામાં પેસી જાઓ.

ચોપાઇ—અસ રઘુપતિ લીલા ઉરગારી, દનુજ વિમોહન જન સુખકારી;
જે મતિમલીન વિષયવશ કામી, પ્રભુપર મોહ ધરહિ ઇમિ સ્વામી.
[ મોક્ષવાણી પાનું ૭૪]

**यथोपजोषं**—જે રીતે આપને સુખ થાય તે રીતે. કહેવાનો ભાવ એ છે કે-'આ પર્વતની નીચે ત્રૈલોક્યને સમાવી દઉં, તો વ્રજ કોણ માત્ર ! માટે તમે સંકોચને તજી દઇને, ગાયોના ધણ સહિત સુખેથી અહીં આવો.'

**सगोधनाः**—ગાયો રૂપી ધન સહિત, અગર ગાયો અને તે સિવાય બીજું કાંઇ ધન હોય, તો તે લઇને.

કોઇપણ પ્રકારનો ભય ન રાખવા માટે હવે કહે છે—

**न त्रास इह वः कार्यो, मद्धस्ताद्रिनिपातने ॥**
**वातवर्षभयेनालं, तत्राणं विहितं हि वः ॥ २१ ॥**

**અર્થ—મારા હાથમાંથી આ ગોવર્ધન પડી જશે, એવો ભય તમારે કદિ રાખવો નહીં. હવે પવનનો અને વરસાદનો ભય મટી ગયો, એમ સમજવું. તેઓથી તમારૂં રક્ષણ ચોક્કસ રીતે થયું છે. (૨૧)**

૨૧ વિવેચન—

**वः त्रासः न कार्यः**—શ્રીકૃષ્ણે કહ્યું કે 'તમારે ભય રાખવો નહીં.' ખરડા પ્રદેશમાં ચાલી જતી જાનને ગાડે, વાઘેરનું એક બચ્ચું (છોકરો) બેઠું હોય; તો તે કહે છે કે-'તમે ગભરાશો નહીં. મારૂં નામ સાંભળીને ચોર નાશી જશે.' મચ્છુકાંઠાના પ્રદેશમાં ચાલી જતી જાનને ગાડે મીયાણાનું એક બચ્ચું બેઠું હોય, તો તે પણ એવીજ ધીરજ આપે છે. ×મોરસિંધવાણીની **નીતિભય** મરદામી દેખીને, બ્રીટિશ સલ્તન અભયનાં વચન આપવા લાગી; ત્યારે વ્રજવાસીઓની નિર્મળ ભક્તિ દેખીને, અનેક અભયદાતાને અભય કરનાર પ્રભુ, અભયનાં વચન કેમ ન આપે! શ્રીકૃષ્ણે કહ્યું કે-' આ પર્વત મારા હાથમાંથી પડી જશે, એવો ભય તમારે રાખવો નહીં. તે ઉપરાંત ઇંદ્રથી, ઇંદ્રના વજ્રથી, ઇંદ્રે મોકલેલા મેઘથી અને પવનથી પણ હવે તમારે ડરવું નહીં.'

**'वातवर्षभयेन अलं'** તથા **'तत त्राणं विहितं हि वः'** વિગેરે વચનો અભયનાં છે.

અભયનાં વચનો સાંભળીને, વ્રજવાસીઓ હવે પર્વત નીચે પેસે છે—

**तथा निर्विविशुर्गर्तं, कृष्णाश्वासितमानसाः ॥**
**यथावकाशं सधनाः, सव्रजाः सोपजीविनः ॥ २२ ॥**

---

× મીયાણા બારવટીયો.

૨૧ પદચ્છેદ—**इह**-આ ઠેકાણે. **मम हस्तात्**-મારા હાથમાંથી. **अद्रेः निपातः तेन**-ગોવર્ધનનું પડી જવું તેથી. **वः त्रासः**-આપને ભય. **न कार्यः**-કરવો નહીં. **वातवर्षाभ्याम् भयं तेन अलं**-હવે પવન અને વરસાદનો ભય મટી ગયો હોય તેમ સમજવું. **वः**-તમારૂં. **ताभ्यां त्राणं तत्त्राणं**-તેઓથી રક્ષણ. **हि विहितं**-ચોક્કસ રીતે કરાયું છે.

૨૨ પદચ્છેદ—**तथा**-ઉપર પ્રમાણે. **कृष्णेन आश्वासितानि मानसानि येषां ते कृष्णाश्वासितमानसाः**-શ્રીકૃષ્ણે જેમની આશ્વાસના કરી તે વ્રજવાસી લોકો. **सधनाः**-

**અર્થ--ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણે જેમની આશ્વાસના કરી, તે વ્રજવાસી લોકો, ગાયો સહિત, ગાડાં સહિત, અને બાળ ગોપાળ સહિત, અવકાશ પ્રમાણે, પર્વતના ખાડામાં પેઠા. (૨૨)**

૨૨ વિવેચન—

**सधनाः**—ગાયોના ધણ સહિત. **सव्रजाः**—ગાડાંઓ સહિત. **सोपजीविनः**-બાળકો, બ્રાહ્મણો તથા નોકરચાકર સહિત.

**यथावकाशं**—અનુકુળતા પ્રમાણે, સુખ પૂર્વક. સંકડાશ વિના.

ગોપોએ કૃષ્ણ જેવા બાળકનું કહ્યું માનીને, આવું સાહસ કેમ વ્હોર્યું?—ગોપોએ શ્રીકૃષ્ણના કહેવાથીજ, ઇંદ્રનો યજ્ઞ બંધ કરીને, ગોવર્ધનનો યજ્ઞ કર્યો હતો. એટલે કૃષ્ણનાં વચનોમાં તેમને વિશ્વાસ હતો. વળી પૂતનાદિનો વધ કરીને શ્રીકૃષ્ણે અનેક પરાક્રમો કરી બતાવ્યા હતાં, તેથી ગોપોને શ્રીકૃષ્ણનાં પરાક્રમમાં-શક્તિમાં-પણ સંપૂર્ણ વિશ્વાસ હતો.

ગોવર્ધન નીચે આવ્યાં પછી ગોપોની કેવી સ્થિતિ હતી, તે સાંભળો—

**क्षुत्तृड्व्यथां सुखापेक्षां, हित्वा तैर्व्रजवासिभिः ॥**
**वीक्ष्यमाणो दधावद्रिं, सप्ताहं नाचलत्पदात् ॥ २३ ॥**

**અર્થ--ભૂખ તરસના દુઃખને અને સુખની અપેક્ષાને તજીને, વ્રજવાસીઓ જેમની સામે જોઇ રહ્યાં હતાં, એવા તે શ્રીકૃષ્ણે, સાત દિવસ સુધી પર્વતને ધારણ કરી રાખ્યો, અને એક પણ પગલું ત્યાંથી ખસ્યા નહીં. (૨૩)**

૨૩ વિવેચન—

ભયથી ભૂખ તરસનું દુઃખ, અને સુખની અપેક્ષા વિસરાય છે; પણ વ્રજવાસીઓનો ભય શ્રીકૃષ્ણે હરિ લીધો હતો.

શ્રીકૃષ્ણે પોતાના મુખની શોભાંનાં દર્શન કરાવીને, વ્રજવાસીઓને મુગ્ધ કર્યા હતાં. માછલી પોતાનાં બચ્ચાંને પોતાની નજરથી પોષણ આપે છે; ત્યારે માછલીને એવું શીખનાર શ્રીકૃષ્ણ, વ્રજવાસીઓને પોતાની કરૂણામય દૃષ્ટિથી કેમ પોષણ ન આપે? યોગીઓ પણ ભૂખ તરસને મટાડી દે છે. કલોરોફાર્મની દવા પણ ભૂખ તરસને મટાડી દે છે. આ વખતે શ્રીકૃષ્ણના મુખ કમળમાંથી નર્યું અમૃત ઝરતું હશે. તેનું પાન વ્રજવાસીઓને મળ્યું.

ધૂન—'જય નટવર ગિરિવરધારી, છો સેવકના સુખકારી.' [પાંચ મીનીટ થવા દ્યો.]

**व्रजवासिभिः वीक्ष्यमाण**—વ્રજવાસીઓ જેમની સામે જોઇ રહ્યાં હતાં. વ્રજવાસીઓ એટલે-બાલ અને વૃદ્ધો સહિત ગોપો અને ગોપીકાઓ.

---

ગાયો સહિત. **सव्रजाः**-ગાડાં સહિત. **उपजीविभिः सह**—બાળગોપાળ સહિત. **गर्तं यथा अवकाशं निर्विविशुः**-પર્વતના ખાડામાં અવકાશ પ્રમાણે પેઠા.

૨૩ પદચ્છેદ—**क्षुत् च तृट् च ताभ्यां व्यथा तां**—ભૂખ તરસના દુઃખને **सुखस्य अपेक्षा तां**--સુખની અપેક્ષા. **हित्वा**-તજીને. **तैः व्रजवासिभिः वीक्ष्यमाणः**-વ્રજવાસીઓ જેમની સામે જોઇ રહ્યાં હતા તે કૃષ્ણે, **सप्ताहं अद्रिं दधौ**-સાત દિવસ સુધી પર્વતને ધારણ કરી રાખ્યો. **पदात् न अचलत्**—એક પગલું પણ ખસ્યા નહીં.

સૌ એકી સાથે એક બાળકને કેવી રીતે દેખી શકે? એક બીજાં આડાં ન આવે? નવ લાખ ધેનુ તો નંદજીને ઘેર હતી. તેને સાચવનારા અનેક ગોપો અને દહીં દુધને વલોવનારી અનેક ગોપીકાઓ-ગણ્યા ગણાય નહીં-એટલાં બધાં, એકી સાથે શ્રીકૃષ્ણને કેવી રીતે જોઇ શકે?-તે શંકાના સમાધાનમાં યાદ રાખવું કે-આ બાળક તો વિલક્ષણ છે. દરેકની આંખનો વિષય થવા માટે, કૃષ્ણ એક મટીને અનેક થયા હશે; અને નાના [ટુંકા] મટીને મોટા [ઉંચા] બન્યા હશે. એક મદારી પ્રેક્ષકોની નજર બાંધીને અનેક ખેલ કરે છે, ત્યારે મદારીઓનો મદારી, આવું કાંઇ કરે, તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી.

**सप्ताहं**—ઈંદ્રે સાત દિવસ પ્રયોગ કર્યો. ત્રણ દિવસ, સાત દિવસ, અઠવાડીયું, પખવાડીયું, એકવીશ દીવસ-ત્રણ અઠવાડીયાં, માસ, વિગેરે પ્રયોગ અજમાવવાની હદો છે. [**अह** શબ્દમાં રાત્રી અને દિવસ બેઉનો સમાસ છે.]

**पदात् न अचलत्**—એ શ્રીકૃષ્ણની દઢતા સૂચવે છે. આથી શ્રીકૃષ્ણ એમ પણ સૂચવે છે કે-'ગમે તે શુભકાર્યમાં દઢ રહેશો, તો વિજય નજદીક આવતો જશે.' એમ પણ સૂચવ્યું કે-'ઇંદ્ર જેવા મદવાળા જ્ઞાની, અને ઐશ્વર્યવાન્ ભક્તોના કરતાં, ગોવર્ધન જેવા-મુંગા મુંગા સેવા કરનારા-જડ ભક્તો મને બહુ વ્હાલા છે.' શ્રીકૃષ્ણે સાથે સાથે એમ પણ સૂચવ્યું કે-'મારા ભક્તોએ ઇંદ્રાદિ દેવોથી, અને હિરણ્યકશ્યપાદિ રાક્ષસોથી પણ કદિ ડરવું નહીં. ગમેએવા ભયમાંથી બચાવવા હું સાવધાન છઉં.'

ટીટોડીની દઢતા જોઇને જેમ સમુદ્ર ગભરાયો; તેમ બાળક જેવા દેખાતા શ્રીકૃષ્ણની દઢતા જોઇને, દેવોનો રાજા ઇંદ્ર ગભરાયો.'

**कृष्णयोगानुभावं तं, निशम्येन्द्रोऽतिविस्मितः ॥**
**निस्तम्भो भ्रष्टसंकल्पः, स्वान् मेघान् संन्यवारयत् ॥ २४ ॥**

**અર્થ--શ્રીકૃષ્ણના યોગબળને દેખીને, અતિ વિસ્મય પામેલો, ગર્વરહિત થએલો, અને જેનો સંકલ્પ ભાંગી પડયો હતો એવા ઇંદ્રે, પોતાના મેઘોને વાળી લીધા. (૨૪)**

૨૪ વિવેચન—

ઇંદ્રને શ્રીકૃષ્ણતત્ત્વનું ભાન થયું. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन ॥१६॥** [અ. ૮]

બ્રહ્મા સુધીના દેવો પુનર્જન્મ પામ્યા કરે છે.

આગળ વત્સાહરણ લીલામાં શ્રીકૃષ્ણે બ્રહ્માજીનો મદ ઉતારી નાખ્યો હતો. બ્રહ્માજીને સૂચવ્યું હતું કે-'તમારે માથે પણ કોઇ છે.' આ ગોવર્ધન લીલામાં, ઇંદ્રનો મદ ઉતારી નાખ્યો, અને તેને સૂચવ્યું કે-'તારે માથે પણ કોઇ છે.' [ઋશિયાના ઝારનું આગળ એક

---

૨૪ પદચ્છેદ—**तं कृष्णयोगानुभावं निशम्य**-શ્રીકૃષ્ણના તે યોગબળને દેખીને. **अतिविस्मितः**-અતિ વિસ્મય પામેલો. **निस्तंभः**-ગર્વરહિત થએલો **भ्रष्टसंकल्पः**-જેનો સંકલ્પ ભાંગી પડયો હતો એવા. **इन्द्रः**-ઇંદ્રે **स्वान् मेघान् संन्यवारयत्**-પોતાના મેઘોને વાળી લીધા.

દષ્ટાંત આપ્યું છે. તેમાં સૂચવ્યું હતું કે–રાજ્યમાં અનેક અધિકારી હોય, પણ તે સૌના ઉપર ઝારની સત્તા છે.]

**આપણે પણ**—ઐશ્વર્યની પ્રાપ્તિના યોગમાં, આપણે પણ મદમાં ઘેરાઈ જઇએ છીએ. તે વખતે કૃપાળુ શ્રીકૃષ્ણ કોઈપણ પ્રકારે કંઇક ઠોકર ખવરાવીને, આપણને ઠેકાણે લાવે છે–આપણને મદથી મુક્ત કરે છે–આપણને નરમ ઘેંશ જેવા બનાવી દે છે-આપણને ઘડીએ ઘડીએ ગોવિંદ યાદ આવે છે. ઉત્તમ સંસ્કારી જીવો આવા દુઃખને, અનુગ્રહરૂપ માને છે. ઇંદ્ર પણ ઉત્તમ સંસ્કારી છે, તેથી તુરત તેને તેની પોતાની ભૂલનું ભાન થયું. દૈવી સંપત્તિવાળા જીવો અને આસુરી સંપત્તિવાળા જીવો સૌ ભૂલ તો કરે; પણ–તેમાં ફેર એટલો છે કે–દૈવી સંપત્તિવાળા જીવો, પોતાની ભૂલ તુરત કબુલ કરે. ફરી તેવી ભૂલ ન કરવા દૃઢ નિશ્ચય કરે; અને આસુરી સંપત્તિવાળા જીવો, પોતે અંતરથી સમજે તોપણ, પોતાની ભૂલ કદિ કબુલ કરે નહીં. તેની તે ભૂલ ફરીવાર કરીને, પોતાની બેવકુફી બીજાને પણ વિદીત કરે. પ્રભુનાં દર્શન કરો–પ્રભુનું પૂજન કરો, ત્યારે સદ્બુદ્ધિ માગતા રહેજો. સદ્બુદ્ધિને સાચવવા, અને હોય તેમાં વૃદ્ધિ કરવા, સતત પ્રયત્ન કરજો. સદ્બુદ્ધિમાં વૃદ્ધિ કરવા માટે, રૂડા પુરુષોનો અને રૂડા ગ્રન્થોનો સમાગમ કરજો. ઉતરી ગયેલા ભાતમાં અભાવ કરીને, જેમ તેને ફેંકી દો છો, તેમ કુબુદ્ધિમાં અભાવ કરીને, તેને ફેંકી દેજો.

**ધૂન—રાધેકૃષ્ણ પ્રભુ કુંજબિહારી, મોરલીધર ગોવર્ધનધારી.**

ઇંદ્ર હાર્યો અને વરસાદ તથા પવન અટક્યાં, તેનું શું પરિણામ આવ્યું તે સાંભળો–

**खं व्यभ्रमुदितादित्यं, वातवर्षं च दारुणम् ॥**
**निशाम्योपरतं गोपान, गोवर्धनधरोऽब्रवीत् ॥ २५ ॥**
**निर्यात त्यजत त्रासं, गोपाः सस्त्रीधनार्भकाः ॥**
**उपारतं वातवर्षं, व्युदप्रायाश्च निम्नगाः ॥ २६ ॥**

**અર્થ—આકાશને વાદળાં વિનાનું, અને સૂર્યના પ્રકાશવાળું દેખીને, અને દારૂણ પવન અને વરસાદને શાંત પડી ગએલા જોઈને, ગોવર્ધનને ધારણ કરનાર શ્રીકૃષ્ણે ગોપોને કહ્યું–'હે ગોપો! ત્રાસને તજો; અને સ્ત્રી, ગાયોનાં ધણ અને બાળકો સહિત તમે બહાર નીકળો. વાયુ અને વરસાદ શાંત થઇ ગયા છે, અને નદિયોનાં જળ ઉતરી ગયાં છે.' (૨૫-૨૬)**

---

૨૫–૨૬ પદચ્છેદ—**विगतानि अभ्राणि यस्मात् तत् इति खं**–આકાશને વાદળાં વિનાનું. **उदितः आदित्यः यस्मिन् तत् उदितादित्यं**–અને સૂર્યના પ્રકાશવાળું. **निशाम्य**–જોઇને અને **दारुणं वातवर्षं उपरतं**–દારૂણ પવન અને વરસાદને શાંત પડેલા જોઇને. **गोवर्धनधरः गोपान् अब्रवीत्**-શ્રીકૃષ્ણે ગોપોને કહ્યું કે–**हे गोपाः !**–હે ગોપો! **त्रासं त्यजत**-ત્રાસ તજીદ્યો. અને હે ગોપો! **सस्त्रीधनार्भकाः इति हे गोपाः**–સ્ત્રી ગાયોના ધણ અને બાળકો સહિત. **निर्यात**–બહાર નીકળો. **वातवर्षं उपारतं**–વાયુ અને વરસાદ શાંત થઈ ગયા છે. **च**–અને **निम्नगाः**–નદિયોનાં **विगतानि उदकानि प्रायः याभ्यः ताः व्युदप्रायाः** જળ ઉતરી ગયાં છે.

૨૫-૨૬ વિવેચન—

**ગોવર્ધનધર**—શ્રીકૃષ્ણને 'ગોવર્ધનધર' નો ઇલ્કાબ શ્રીશુકદેવજીએ આપ્યો.

**સુખદુઃખ**—જેમ સદાએ સુખ બેસી રહેતું નથી, તેમ સદાએ દુઃખ પણ બેસી રહેતું નથી. એક દિવસ વ્રજના ઉપર ભયંકર ત્રાસ વર્તિ રહ્યો હતો; ત્યારે એક દિવસ એવો આવ્યો, કે ત્રાસ ત્રાસને ઘેર ચાલ્યો ગયો, અને વ્રજ જેવું હતું તેવું પાછું થઈ રહ્યું. વળી એવી વાત પણ છે કે-સુખદુઃખ ક્યારે-ક્યાંથી અને કેવા પ્રકારે આવશે, તેની ખબર પણ આપણને હોતી નથી. કર્મની ગતિ ન્યારી છે, એમ આપણે કબુલ કરવું પડે છે. માટે સુખ દેખીને જેટલા પ્રમાણમાં હરખ થાય, તેટલાજ પ્રમાણમાં દુઃખ દેખીને ગભરામણ થાય. તેથીજ દરેક દેશના સંતો અને શાસ્ત્રો એવું કાંઈક કહે છે કે—

**सुखदु:खे समे कृत्वा, लाभालाभौ जयाजयौ ॥**
**ततो युद्धाय युज्यस्व, नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥**

[ગીતા અ. ૨]

'સુખદુઃખને, લાભ અલાભને, અને જય અજયને સમાન ગણીને, પછી યુદ્ધમાં જોડા; તેથી તને પાપ અગર પુણ્ય કાંઈ લાગશે નહીં.' ગીતાનો આ શ્લોક અર્જુન માટે છે. આ કુરૂક્ષેત્રના યુદ્ધની વાત છે, અને આપણે સંસારયુદ્ધની વાત છે. આપણે તેમાંથી સમજવાનું એ છે કે—સુખ દેખીને મલકાવું-અભીમાન કરવું-ઘટતું નથી. સુખનો લાભ સૌને આપવો ઘટે છે; અને દુઃખ દેખીને ગભરાઈ જવું ઘટતું નથી, પણ યોગ્ય ઉપાય લેવા ઘટે છે. ટાઢ દેખીને ગોદડું ન ઓઢીએ, તેમાં ટાઢનો વાંક નથી-આપણો પોતાનો વાંક છે. યાદ રાખવું ઘટે છે કે-ભયંકર ટાઢ અને ભયંકર ગરમીના દિવસો પણ બેસી રહેવાના નથી.

વ્રજવાસીઓ ભયથી મુક્ત થયા. બોલો શ્રી ગિરિરાજધરણકી જય, બોલો શ્રીકૃષ્ણ બંસીવાલેકી જય. હર હર મહાદેવ હર.

વ્રજવાસીઓની આ દશા, ત્યારે યમુનાજીને કાંઠે આવેલા મથુરાદિ શહેરો તથા ગામડાંઓની કઇ દશા હશે ? તે શંકાના સમાધાનમાં યાદ રાખવું કે-શ્રીકૃષ્ણની અચિંત્ય શક્તિ, ધારે એમ કરી શકે.

હવે વ્રજવાસીઓ ગોવર્ધનની નીચેથી બહાર નીકળે છે—

**ततस्ते निर्ययुर्गोपाः, स्वं स्वमादाय गोधनम् ॥**
**शकटोढोपकरणं, स्त्रीबालस्थविराः शनैः ॥ २७ ॥**

**અર્થ**—સ્ત્રીયો બાળકો અને વૃદ્ધો સહિત ગોવાળીયાઓ, પોતપોતાનાં ધણ લઇને, તથા સરસામાન ગાડાંઓ ઉપર ભરીને, ધીરેધીરે ત્યાંથી બહાર નીકળ્યા. (૨૭)

૨૭ પદચ્છેદ—**ततः**-પછી. **स्त्रियश्च बालाश्च स्थविराश्च तैः सहिताः इति स्त्रीबालस्थविराः इति गोपाः**-સ્ત્રીઓ બાળકો અને વૃદ્ધો સહિત ગોવાળો. **स्वं स्वं गोधनं आदाय**-પોતપોતાના ગાયોના ધણને લઇને. **शकटैः ऊढानि उपकरणानि यस्मिन् कर्मणि यथा भवति तथा-शकटोढोपकरणं**-અને સરસામાન ગાડાંઓ ઉપર ભરીને. **शनैः**-ધીમે ધીમે. **निर्ययुः**-ત્યાંથી નીકળ્યા.

૨૭ વિવેચન—

જાણે વવહાનો મેળો વિંખાણો.

**शनैः**—સૌ ધીમે ધીમે બહાર નીકળ્યા. કોઈ કોઈ ટીકાકારો લખે છે કે-'**स्त्रीबाल-स्थविराः शनैः**-માત્ર સ્ત્રીઓ બાળકો અને વૃદ્ધો ધીમે ધીમે નીકળ્યા. બાકીના સૌ ઉતાવળે નીકળ્યા.'

ગોવર્ધન નીએવી સૌ નીકળી ગયા પછી, શ્રીકૃષ્ણ પર્વતને તેને ઠેકાણે પાછો મૂકે છે-

**भगवानपि तं शैलं, स्वस्थाने पूर्ववत् प्रभुः ॥**
**पश्यतां सर्वभूतानां, स्थापयामास लीलया ॥ २८ ॥**

**અર્થ—તમામ પ્રાણીઓના દેખતાં, શ્રીકૃષ્ણ ભગવાને પણ, તે પર્વતને રમતાં રમતાં-સહેજમાં, પૂર્વની માફક-હતો તેમ-ગોઠવી દીધો. (૨૮)**

૨૮ વિવેચન—

**सर्वभूतानां**ને બદલે શ્રીમદ્ વલ્લભાચાર્યજી '**सर्वदेवानां**' પાઠ લે છે. તે બેઉનો ભાવ એવો છે કે—આ ક્રિયા ખાનગીમાં થઈ નહોતી. 'શ્રીકૃષ્ણ શું છે ?' તે સૌએ પોતાની નજરે જોયું.

**पूर्ववत्**—જાણે ગોવર્ધનને ઉપાડ્યોજ નથી એમ-હતો તેમ-ગોઠવી દીધો. કારીગરોને બુદ્ધિ આપનાર કારીગીરિ કરવામાં કેમ ચૂકે? નજ ચૂકે.

હવે ગોપો ખુશાલીમાં નંદકુંવરને ભેટે છે- રાગ-ઈંદ્રવંશા.

**तं प्रेमवेगान्निभृता व्रजौकसो, यथा समीयुः परिरम्भणादिभिः ॥**
**गोप्यश्च सस्नेहमपूजयन् मुदा, दध्यक्षताद्भिर्युयुजुः सदाशिषः ॥२९॥**
**यशोदा रोहिणी नन्दो, रामश्च बलिनां वरः ॥**
**कृष्णमालिङ्ग्य युयुजु-राशिषः स्नेहकातराः ॥ ३० ॥**

**અર્થ**—પ્રેમના વેગથી ઉભરાતા વનવાસીઓ, પોતપોતાના અધિકાર પ્રમાણે, **ભેટવા આદિની ક્રિયાથી શ્રીકૃષ્ણને મળ્યા. પ્રેમથી ઉભરાતી ગોપીઓએ પણ,**

---

૨૮ પદચ્છેદ—**प्रभुः भगवान् अपि**-શ્રીકૃષ્ણ ભગવાને પણ. **सर्वभूतानां पश्यतां**-તમામ પ્રાણીઓના દેખતાં. **तं शैलं**-તે પર્વતને. **लीलया पूर्ववत् स्थापयामास**-રમતાં રમતાં-**સહેજમાં**-પ્રથમની માફક ગોઠવી દીધો.

૨૯ પદચ્છેદ—**प्रेम्णः वेगः तस्मात् निभृताः व्रजौकसः**-પ્રેમના વેગથી ઉભરાતા વનવાસી. **परिरंभणं** (ભેટવું) **आदि येषु तानि तैः तं भगवंतं यथा समीयुः**-ભેટવા આદિ ક્રિયાથી પ્રભુને પોતપોતાના અધિકાર પ્રમાણે મળ્યા. **सस्नेहं गोप्यः**-પ્રેમથી ઉભરાતી ગોપીઓએ. **च**-પણ **दधि च अक्षताश्च आपश्च तैः**-દહીં, અક્ષત અને જળથી **मुदा अपूजयत्**-પ્રેમપૂર્વક પૂજન કર્યું. **सदाशिषः युयुजुः**-તથા ઉત્તમ આશીર્વાદ આપ્યા.

૩૦ પદચ્છેદ—**यशोदा रोहिणी नंदः बलिनां वरः रामः**-યશોદા, રોહિણી, નંદરાય અને બળવાનોમાં શ્રેષ્ઠ બલભદ્રે. **स्नेहकातराः**-સ્નેહથી પરવશ થઈને **कृष्णं आलिंग्य**-શ્રીકૃષ્ણને આલિંગન કરીને. **आशिषः युयुजुः**-આશિષ આપી.

**દહીં, અક્ષત અને જળથી, શ્રીકૃષ્ણનું પ્રેમપૂર્વક પૂજન કર્યું; અને ઉત્તમ આશીર્વાદ આપ્યા. (૨૯)**

**અર્થ—યશોદા, રોહિણી, નંદરાય અને બળવાનોમાં શ્રેષ્ઠ બળરામે સ્નેહથી પરવશ થઇને, શ્રીકૃષ્ણને અલિંગન કર્યું, અને પછી તેમને આશિષ આપી. (૩૦)**

૨૯-૩૦ વિવેચન—

સૌ યથાયોગ્ય રીતે શ્રીકૃષ્ણને મળ્યા. 'આ કોઇ દેવ છે,' એમ સૌએ જાણ્યું. સૌએ જળથી ચરણ ધોયું, દહીંથી તિલક કર્યું, ચોખા ચોડયા, અને છેવટે શુભ આશિષો આપી. યશોદાદિ ગોપીઓએ ઓવારણાં લીધાં હશે, અને કહ્યું હશે કે-'ગઢ્ઢો ડોસો થાજે, અને સો દિકરાનો બાપ થાજે.' તેતો ઠીક-પણ આટલા બધા ગોપો અને આટલી બધી ગોપીઓ-તે તમામ શ્રીકૃષ્ણને વારાફરતી ભેટે, અને પૂજન કરે, તો ઓછામાં ઓછા પાંચ સાત દિવસ વીતિ જાય, અને શ્રીકૃષ્ણનું ભાલ દહીંથી ઢંકાઈ જાય-મંદ મંદ હસતું મુખડું દહીં ચોખાના ઢગલામાં ઢંકાઈ જાય. ત્યારે શું બન્યું હશે?-તે શંકાના સમાધાનમાં, શ્રીરામ રાવણને મારીને અયોધ્યામાં આવ્યા, ત્યારે શું બન્યું હતું, તે સાંભળો—

ચોપાઈ—પ્રભુ વિલોકી હરખે પુરવાસી, જનિત વિયોગ વિપત્તિ સબ નાસી;
પ્રેમાતુર સબ લોક નિહારી, કૌતુક કીન્હ કૃપાલુ ખરારી,
**અમિત રૂપ પગટે તેહિ કાલા,** યથા યોગ મિલિ સબહિ કૃપાલા;
કૃપાદૃષ્ટિ સબ લોક વિલોકી, કિયે સફલ નરનારી વિશોકી.
ક્ષણમહઁ સકલ મિલે ભગવાના, **ઉમા** મર્મ યહ કાહુ ન જાના;
ઇહ બિધિ સબહિ સુખી કર રામા, આગે ચલે શીલગુણ ધામા.
[હવે કૌશલ્યાદિ માતાઓના મેળાપની વાત કરે છે—]
કૌશલ્યાદિ માતુ સબ ધાઇ, નિરખિ વત્સ જનુ ધેનુ લવાઇ;
છંદ-જનુ ધેનુ બાલક વત્સ ગૃહ, તજી ચરન વન પરવશ ગઈ;
દિનઅંત પુરરૂખ શ્રવત થન, હુંકાર કરિ ધાવતિ ભઈ.
અતિ પ્રેમ પ્રભુ સબ માતુ ભેટે, વચન મૃદુ બહુ વિધિ કહે;
ગઇ વિષમ વિપતિ વિયોગભવ, તિન્હ હષ સુખ અગણિત લહે.

[ઉત્તરકાંડ],

ગોપ અને ગોપાંગનાઓનો સત્કાર સ્વિકારવા માટે, શ્રીકૃષ્ણે અનેક રૂપ લીધાં હશે,

ત્રીશમાં શ્લોકમાં **રામ**ના પછી **ચ** છે તે સૂચવે છે કે-શ્રીદામાદિ વ્હાલા સખાઓ પણ શ્રીકૃષ્ણને ભેટયા.

સ્વર્ગાદિના દેવો શ્રીકૃષ્ણનો સત્કાર કરવા લાગ્યા, તે વાત હવે સાંભળો—

**दिवि देवगणाः साध्याः, सिद्धगंधर्वचारणाः ॥**
**तुष्टुवुर्मुमुचुस्तुष्टाः, पुष्पवर्षाणि पार्थिव ॥ ३१ ॥**

૩૧ પદચ્છેદ—**भो पार्थिव**-હે રાજન્ **दिवि**-સ્વર્ગમાં **देवगणाः**-દેવોનાં ટોળાં, **साध्याः**-સાધ્ય. **सिद्धगंधर्वचारणाः**-સિદ્ધો ગંધર્વો અને ચારણો. **तुष्टाः**-રાજી થએલા. **तुष्टुवुः**-સ્તુતિ કરતા હતા. **पुष्पवर्षाणि मुमुचुः**-પુષ્પવૃષ્ટિ કરતા હતા.

**शंखदुंदुभयो नेदुर्-दिवि देवप्रणोदिताः ॥**
**जगुर्गन्धर्वपतयस्-तुंबुरुप्रमुखा नृप ॥ ३२ ॥**

**અર્થ--હે રાજન્ ! આકાશમાં દેવોનાં ટોળાં, સાધ્યદેવો, સિદ્ધો, ગંધર્વો અને ચારણો, રાજી થઇને ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા; અને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. (૩૧) હે રાજન્ ! સ્વર્ગમાં દેવોની પ્રેરણાથી શંખ અને દુંદુભી વાગતાં હતાં. તુંબરૂ જેમાં મૂખ્ય છે એવા ગંધર્વ પતિઓ ગાતા હતા. (૩૨)**

૩૧-૩૨ વિવેચન—

શ્રીકૃષ્ણે ઇંદ્રને ચમત્કાર દેખાડયો; તેથી દેવોએ શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યા. અથવા શ્રીકૃષ્ણ પરબ્રહ્મ સ્વરૂપ છે. 'દેવોનો દેવ છે'-એમ ખાત્રી થતાં, દેવો સ્તુતિ કરવા લાગ્યા-પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.

શંખ વૈદિક વાદ્ય છે. દંદુભિ લૌકિક વાદ્ય છે. શંખ પોતાની મેળાએ વાગ્યા અને દંદુભિઓને દેવોએ વગાડયાં,

તુંબરૂ—ગાન વિદ્યામાં વિશ્વાવસુ, તુંબરૂ અને નારદ મૂખ્ય છે.
જ્યાં દેવો આવીને સ્તુતિ કરે છે, તે સ્થળને-તે વૃંદાવનને-ધન્ય છે.

હવે આ અધ્યાયનો ઉપસંહાર કરે છે—

**ततोऽनुरक्तैः पशुपैः परिश्रितो, राजन् स गोष्ठं सबलोऽव्रजद्धरिः ॥**
**तथाविधान्यस्य कृतानि गोपिका, गायन्त्य ईयुर्मुदिता हृदिस्पृशः ॥ ३३ ॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे पञ्चविंशोऽध्यायः ॥ २५ ॥**

**અર્થ--હે રાજન્ ! પછી સ્નેહ ભરેલા ગોવાળીયાઓથી વિંટાએલા બળભદ્ર સહિત શ્રીકૃષ્ણ, વ્રજમાં પધાર્યા. હૃદયમાં લાગી રહેલા શ્રીકૃષ્ણનાં ઉપર જણાવેલાં ચરિત્રોને ગાતી, અને રાજી થએલી ગોપીઓ પણ વ્રજમાં ગઇ. (૩૩)**

૩૩ વિવેચન—

**स गोष्ठं** ને બદલે **स्वगोष्ठं** એવો પાઠ પણ છે.

**हृदिस्पृशः**—છઠ્ઠી વિભક્તિના એક વચનમાં લઈએ, તો શ્રીકૃષ્ણને લાગુ પડે; અને પ્રથમાના બહુ વચનમાં લઇએ, તો ગોપીકાઓને લાગુ પડે. બેઉ અરસપરસ રંગાયાં હતાં.

---

૩૨ પદચ્છેદ—**दिवि**-આકાશમાં **देवप्रणोदिताः**-દેવથી પ્રેરાએલાં **शंखदुंदुभयः**-શંખ અને દુંદભિ. **नेदुः**-વાગતાં હતાં. **हे नृप** ! હે રાજન્ ! **तुंबरुः प्रमुखः येषु ते इति गंधर्वाणां पतयः**-તુંબરૂ જેમાં મુખ્ય છે એવા ગંધર્વ પતિઓ **जगुः**-ગાતા હતા.

૩૩ પદચ્છેદ—**राजन्**-હે રાજન્ ! **ततः**-પછી **अनुरक्तैः पशुपैः**-સ્નેહ ભરેલા ગોવાળીયાઓથી **परिश्रितः**-વિંટાએલા **सः सबलः हरिः**-બળભદ્ર સહિત તે શ્રીકૃષ્ણ. **गोष्ठं अव्रजत्**-વ્રજમાં પધાર્યા. **अस्य हृदिस्पृशः**-હૃદયમાં લાગી રહેલા આ શ્રીકૃષ્ણના **तथाविधानि कृतानि**-ઉપર જણાવ્યાં ચરિત્રોને **गायन्त्यः**-ગાતી. **मुदिताः गोपिकाः**-અને રાજી થએલી ગોપીઓ. **ईयुः**-વ્રજમાં ગઈ.

શ્રીકૃષ્ણના ચરિત્રો ગાતી ગોપીઓ યશોદાજીને એવું કાંઈ કહેતી હતી કે—

**પદ.**

જુમનામેં કુદ પડયો, કનૈયો તેરો જુમનામેં કુદ પડયો,
જુમનાજીકો કાલો કાલો પાની, દેખત કછુ નવ ડર્યો—કનૈયો૦
પેસી પાતાળે કાળી નાગ નાથ્યો, ફેણપર નૃત્ય કર્યો—કનૈયો૦
નંદ યશોદા ગોપગોપી સબ, નિરખત નીર તર્યો—કનૈયો૦
ટચલી આંગળીએ ગોવર્ધન તોળ્યો, ઇંદ્રકો માન હર્યો—કનૈયો૦
દેશદેશમેં બાત ફેલાણી, સુનકે કંસ ડર્યો—કનૈયો૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, સુરકો કાજ સર્યો—કનૈયો૦

ધૂન.

જય નટવર ગિરિવર ધારી, છો સેવકના સુખકારી—જય૦
બોલો રણછોડરાયની બલીહારી —જય૦
જેના મુખપર મોરલી શુભકારી, —જય૦
તમે ગોકુળ ગામની ગૌ ચારી, —જય૦
એવા ભક્ત ઉદ્ધારણ ગિરધારી, —જય૦

[ વાહ—વાહ—ઠીક ધૂન મચાવી. જાણે શીરામણમાં તાજી જલેબી મળી. ]

શ્રીકૃષ્ણ સહિત ગોવાળ મંડળ વ્રજ તરફ ચાલ્યું જાય છે. આપ સૌ સાવધાન થઈ જાઓ, તો આપણે તેમને રોકીએ. તેઓ સાત દિવસથી ભૂખ્યા છે. તેમને થાળ ધરાવીએ, અને આરતિ પણ ઉતારીએ. પ્રભુને ભકતો બહુ વ્હાલા છે, તેથી પ્રભુ જરૂર અહીં રોકાશે. પ્રભુને ભાવથી જમાડજો. ઘરમાં જે જોઇએ તે હોય, પણ દુર્ભાગી સ્ત્રી પતિને મોં ચડાવીને પીરસે, એવું ન કરશો.

**થાળ.**

લાવો લાવો રસોયા નરને નાર ! કે મેવા લાવો મોહડારે લાલ૦
વ્હાલા મારા સંસારમાં એક સાર, કે જેણે હરિ દીઠડારે લોલ૦
વ્હાલા હું તો સુણી સુણી રાજી થાઉં કે–વેણુ તારાં મીઠડાંરે લોલ૦
વ્હાલા મારા લાડુને કંસાર, જલેબી ઝુલતીરે લોલ૦
વ્હાલા મારા પેંડાને પકવાન, પતાસાં પ્રેમનારે લોલ૦—લાવે લાવે૦
વ્હાલા મારા તુલસીને પત્રે ધરાવું, કે ભૂખ્યા હરિ ભાવનારે લોલ૦
વ્હાલા મારા જળજુમના ભરી ઝારી, કે આચમન પીજીએરે લોલ૦
વ્હાલા મારા બીડલે બાસઠ પાન, કે તાંબુલ લીજીએરે લોલ૦
વ્હાલા મારા લવીંગ સોપારીને એલચી, મુખવાસ કીજીએરે લોલ૦
વ્હાલા મારા હરિજન ભાવથી માંગે, કે ભક્તિ દીજીએરે લોલ૦—લાવે લાવે૦

[ હાં થવા દ્યો-એકલી તાળીજ પડે- ]

**આરતિ.**

કમલ નયન શ્રીપતિ પુરૂષોત્તમ પ્યારા, પ્રભુ–પુરૂષોત્તમ પ્યારા,
નટવર નંદ દુલારા (૨), જય જય રંગીયાળા, પ્રભુ જય જય રંગીયાળા.

જય રાધા રમણા, પ્રભુ જય રાધા રમણા;
કુંજબિહારી દયાળુ (૨), જય પાતક હરણા—જય રાધા. ૧
શસ્ત્રફેણુ રાજે-ત્રીભોવન ત્રિપુરારી, પ્રભુ ત્રીભોવન ત્રિપુરારી;
શ્રીધારી મોરારી (૨), જય મોરલીવાળા—જય રાધા૦ ૨
ગોવર્ધન તોળ્યો, ગોકુળને તારી, પ્રભુ ગોકુળને તારી;
ઈંદ્રનો ગર્વ ઉતાર્યો (૨), જય જય ગીરધારી—જય રાધા૦ ૩
શ્રી રણછોડરાયા, મોહન વનમાળી, પ્રભુ મોહન વનમાળી;
મન મંદિરમાં વસીયા (૨) વસતા સુખકારી—જય રાધા૦ ૪

[ કેમ ! સૌ સાથે હતાંને ? કાંકાં મારવા રહ્યાં હશે, તેઓ આ લાભ લઈ શક્યાં નહીં હોય. ] હવે આપણે આ અધ્યાય પૂરો કરીએ—

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધ પૂર્વાર્ધનો ૨૫મો અધ્યાય સંપૂર્ણ. બોલીયો હરિ. બોલો શ્રી રામચંદ્ર દેવકીજય. હરહર મહાદેવ હર. જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં હરિજનોને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

અચ્યુતં કેશવં રામનારાયણમ્, કૃષ્ણદામોદરં વાસુદેવં હરિમ્ ।
શ્રીધરં માધવં ગોપીકાવલ્લભમ્, શ્રીજાનકીનાયકં રામચંદ્ર ભજેત્ ॥

**અમદાવાદ** મોક્ષમંદિર, ૧૯૮૫ ભીમઅગ્યારસ. } **લી. રામશંકર મોનજી ભટ્ટ.**

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૬ મો.

**વિષય**—શ્રીકૃષ્ણના અદ્ભૂત ચરિત્રોથી ચકિત થઇને, શ્રીકૃષ્ણના વાસ્તવ સ્વરૂપ સંબંધી, ગોવાળીયાઓ નંદજીને પૂછશે. નંદજી ગર્ગાચાર્યે કહેલાં વચનોથી, ગોવાળોની શંકાનું સમાધાન કરશે.

ગોપોની શંકા—

॥ **श्रीशुक उवाच** ॥

**एवंविधानि कर्माणि, गोपाः कृष्णस्य वीक्ष्य ते ॥**
**अतद्वीर्यविदः प्रोचुः, समभ्येत्य सुविस्मिताः ॥१॥**
**बालकस्य यदेतानि, कर्माण्यत्यद्भुतानि वै ॥**
**कथमर्हत्यसौ जन्म, ग्राम्येष्वात्मजुगुप्सितम् ॥२॥**

---

૧ પદચ્છેદ—**कृष्णस्य एवं विधानि कर्माणि वीक्ष्य**-શ્રીકૃષ્ણના એવા પ્રકારના કર્મો દેખીને. **सुविस्मिताः ते गोपाः**-બહુ વિસ્મય પામેલા તે ગોપો. **तस्य वीर्यं विदंति इति तद्वीर्यविदः, न तद्वीर्यविदः अतद्वीर्यविदः**-શ્રીકૃષ્ણના બળને નહીં જાણનારા. **समभ्येत्य**-નંદજી પાસે આવીને **प्रोचुः**-બોલ્યા કે.

૨ પદચ્છેદ—**बालकस्य यानि एतानि वै अति अद्भुतानि कर्माणि संति**-

**અર્થ—શ્રીકૃષ્ણના એવા પ્રકારનાં ચરિત્રો જોઇને, બહુ વિસ્મય પામેલા ગોવાળીયાઓ, શ્રીકૃષ્ણના બળને નહીં જાણતા હોવાથી, નંદજીને કહેવા લાગ્યા કે–" બાળક (શ્રીકૃષ્ણ)નાં આ કાર્યો, ઘણાંજ અદ્‌ભૂત છે. આપણે કે જેઓ ગામડીયા છઇએ, તેઓમાં, પોતાને ન ઘટે એવો જન્મ, આ બાળકે કેમ લીધો હશે? (૧–૨).**

૧–૨ વિવેચન—

**ઈશ્વરાવતાર:**—શ્રીકૃષ્ણનાં કાર્યો જોઇને, ગોપો કહે છે કે–'કર્મથી આ બાળક ઇંદ્રાદિ કરતાં મહાન્ છે, અને જન્મથી આપણા જેવો ગામડિયો ગોપ છે; તે કેમ સંભવે? **'न हि स्वेच्छया कश्चित् स्वस्य हीनतां संपादितः ॥** [સુબોધિની.] કોઇ પોતાની ઇચ્છાથી પોતાની હીનતા સંપાદન કરતું નથી.' એટલે આ બાળક કર્માધીનતો નથીજ; કારણ કે તેનામાં કરવાનું અને અન્યથા કરવાનું સામર્થ્ય છે. ત્યારે આ કૃષ્ણ કોણ હશે? કોઇ દેવ તો નહીં હોય?

શંકાનું કારણ–શ્રી કૃષ્ણના પરાક્રમો અદ્‌ભૂત હતાં, પણ તે સિવાયની બીજી બાળ-ચેષ્ટાઓ પ્રાકૃત હતી. જ્યાં ત્યાંથી દહીં-માખણ ચોરી લેવું, લાગ પડે તો ઘરમાં માંકડાં ભેળાં કરીને તેમને દહીં ખવરાવી દેવું. તોફાન કરીને છટકી જવું, દહીંદુધ વેચવા જતી મહીયારીઓની મટુકીઓ ફોડી નાંખવી, દહીંનાં દાણ લેવાં વિગેરે. તાત્પર્ય–શ્રીકૃષ્ણનાં પરાક્રમનો પાર નહીં, તેમ પ્રાકૃત બાળકનાં જેવાં તોફાનનો પણ પાર નહીં. આવી સ્થિતિમાં કોણ ભૂલું ન પડે! સાંભળો–એક મહીયારી યશોદા પાસે ફરીયાદે આવે છે–જુઓ લાલા-જીનાં લક્ષણ–તોફાન. બરાબર ઉપાડજો—પદ.

> યશોદા તેરોહિ લાલાને, મેરી દહીં મટુકીયાં ફોડ. [૨]
> દહીં મટુકીયાં ફોડ, અરરર દહીં મટુકીયાં ફોડ— યશોદા૦
> દહીંકી મટુકી ધરી શિરપર, મેં જાતી બડે ભોર; [૨]
> બિંદ્રાબનકી કુંજગલનમેં, [૨] મીલ ગયો નંદ કીશોર— યશોદા૦
> ચુંબ કપોલ બોલ અનબોલે, બોલે માખણ ચોર; [૨]
> દેરે દધીકા દાણ ગોવાલણ [૨], કરે એસી ઝુડ જોર— યશોદા૦
> મોસે કહે નાચ મેરી સંગમેં, હમ તુમ સરખી જોર; [૨]
> ગ્વાલ બાલ સબ સખા કૃષ્ણકા. [૨] હસે હસાવે જોય— યશોદા૦
> ઇતિ જાઉં તો સખા કૃષ્ણકા, રોકે ચારે કોર; [૨]
> ઉત જાઉં તો યમુના વેરણ [૨] ઘેર લેત હીલોળ— યશોદા૦
> અબ ન રહુંગી એ વ્રજમાંહી, પટકી લીએ દહીં મોલ; [૨]
> [પણ] બિન દર્શન મોહી ચેન ન આવે [૨] રાધાનંદ કિશોર— યશોદા૦
> યમુના કે તટ પર બંસી બજાવે, કાળી કામળીયા ઓઢ; [૨]
> સુર સ્યામ કે સ્વામી કનૈયા, [૨] જુલમી જાલમ જોર. યશોદા૦

---

બાળક (શ્રીકૃષ્ણના) આ કાર્યો ઘણાંજ અદ્‌ભૂત છે. **आत्मनः जुगुप्सितं इदं जन्म**-પોતાને ન ઘટે એવો આ જન્મ **असौ** આ કૃષ્ણને **ग्राम्येषु कथं अर्हति**-આપણે કે જે ગામડીયા છઇએ તેમાં કેવી રીતે ઘટે?

એવાં અનેક રમખાણુ કરીને, જે પોતાનું પ્રભુત્વ ઢાંકે, અને પ્રાકૃતપણું પ્રગટ કરે–એવા શ્રીકૃષ્ણુનાં અદ્ભૂત પરાક્રમો જોઈને, બ્રહ્માદિ દેવ તેમને ઓળખી ન શકયા–ઈંદ્રાદિ ભૂલા પડયા—ત્યારે વ્રજવાસીઓનો શો વાંક !

ગીતા સર્વમાન્ય ગ્રન્થ છે. ગીતામાં **'यदा यदा हि धर्मस्य'** વિગેરે શબ્દોથી, શ્રી કૃષ્ણુ ચોખ્ખું કહે છે કે–'ધર્મની રક્ષા માટે અને અધર્મનો નાશ કરવા માટે—સંતોની રક્ષા કરવા, અને પાપીઓનો નાશ કરવા માટે–નિર્ગુણ બ્રહ્મ સગુણરૂપે અવતાર લેછે.' ગીતા આવા સ્પષ્ટ ખુલાસા કરે છે; તોપણુ હજી ઘણાં સ્ત્રીપુરૂષો, શંકા કર્યા કરે છે કે–'ઇશ્વરના અને દેવના અવતાર થઈ શકે નહીં. ઇશ્વર સર્વશક્તિમાન છે. તે જે ધારે તે નિર્ગુણ સ્વરૂપે કરવા સમર્થ છે, તો પછી અવતાર લેવાની તેમને શી જરૂર છે? ઇશ્વિરનો અવતાર થાય, તો ઇશ્વિર સર્વવ્યાપક મટી ન જાય? ઇશ્વરનો અવતાર થાય, તો ઇશ્વર દેશથી અને કાળથી બાધીત ન થાય?' કેટલાએક એમ પણુ કહે છે કે—'અવતાર લેવો એ હલકું કામ છે.' અવતરવું એટલે–'હતા ત્યાંથી નીચે આવવું.'

વળી કેટલાંએક શ્રદ્ધાળુ સ્ત્રીપુરૂષો, ધર્મના આડંબરમાં રમતા ગમે તે સ્ત્રીપુરૂષને, ઇશ્વિરાવતાર સમજીને, સાપને ફૂલનો હાર સમજીને પકડનારની માફક, ફસાઈ જાય છે.

સોનું રૂપું પારખનાર અમુક પ્રકારનું શિક્ષણુ લેછે, ત્યારેજ સાચી પરીક્ષા કરી શકે છે. હીરામોતીના પારેખ–જવેરીઓ–પણુ એકદમ હીરામોતીનો સોદો કરી શકતા નથી. તેમ માયાના છંદમાં રમનારાં, કામ, ક્રોધ અને લોભથી ઘેરાએલાં–સ્ત્રીપુરૂષો, ઇશ્વિરાવતારને માને નહીં; અગર ધર્મના ઓઠામાં રમનારાં ગમે તે સ્ત્રીપુરૂષને, ઇશ્વિરાવતાર માનીને તેમાં ફસાઇ જાય, અગર કોઇ દૈવી સંપત્તિ વાળા સત્પુરૂષનો અનાદર પણુ કરે, તેમાં નવાઈ જેવું કાંઈ નથી; કારણુકે તેઓ અજ્ઞાની છે. આવી નાના પ્રકારની સ્થિતિઓ, વાસ્તવ જ્ઞાન વિના ઉત્પન્ન થઈ છે, અને હજી ઉત્પન્ન થતી જાય છે, એમ દરેક સમજુ સ્ત્રીપુરૂષ સમજી શકે છે. તેથી આજે આપણે ઇશ્વિરાવતાર સંબંધી વિચાર કરીએ—

ઇશ્વર સર્વશક્તિમાન્ છે, તો તેમણે પાપીઓના નાશ માટે, ભકતોના રક્ષણુ માટે, અને સાધકોને ઉપદેશ દેવા માટે અવતાર લેવાની શી જરૂર છે? ઇશ્વિરે શરીરી થવાની શી જરૂર છે? શરીર ધારણુ કર્યા વિના, માત્ર સંકલ્પથીજ તે ગમે એવા અસુરોને હણી શકે, ભકતોનો ઉદ્ધાર કરી શકે, અને સાધકના હૃદયમાં જ્ઞાન સ્ફુરાવી શકે. ત્યારે ઇશ્વરને અવતાર લેવાની શી જરૂર રહી? તેનો ખુલાસો સાંભળો—

**'श्रुत्वा धर्मं विजानाति, श्रुत्वा त्यजति दुर्मतिम्'**–મનુષ્ય માત્ર શાસ્ત્રશ્રવણુથી જ ધર્મનું જ્ઞાન મેળવી શકે છે; અને દુર્બુદ્ધિનો ત્યાગ કરી શકે છે.

**अव्यक्तं व्यक्तिमापन्नं, मन्यंते मामबुद्धयः ॥**
**परं भावमजानंतो, ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥**
**नाहं प्रकाशः सर्वस्य, योगमायासमावृतः ॥**
**मूढोऽयं नाभिजानाति, लोको मामजमव्ययम ॥ २५ ॥**

[ ગીતા અ. ૭. ]

**उत्क्रामंतं स्थितं वापि, भुंजानं वा गुणान्वितम् ॥**
**विमूढा नानुपश्यन्ति, पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥**

**यतंतो योगिनश्चैनं, पश्यंत्यात्मन्यवस्थितम् ॥**
**यतंतोऽप्यकृतात्मानो, नैनं पश्यंत्यचेतसः ॥११॥** [ગીતા. અ. ૧૫.]

વિગેરે શબ્દો સૂચવે છે કે–સૂર્ય ઉગે છે અને આથમે છે. બાર કલાક સુધી ભૂમંળને પ્રકાશ આપે છે; પણ જન્માંધને પૂછો, તો તેને સૂર્યનો અને સૂર્યના પ્રકાશનો ખ્યાલ પણ આવતો નથી. તે પ્રમાણેજ શાસ્ત્રશ્રવણની જેને દરકાર નથી. કદિ શાસ્ત્રશ્રવણ કર્યું, તો તે પ્રમાણે વર્તન રાખીને, અંતઃકરણને પવિત્ર કરવાની જેને પરવા નથી, એવા પુરૂષે–એટલે–કામ ક્રોધ અને લોભથી ઘેરાઈ ગએલા પુરૂષે–બ્રહ્મતત્ત્વને નિરખવા નીકળવું, તે એક પૈમાં ચૌદું ખરીદ કરવા જેવું ગાંડપણ છે.

આટલું કાંઈ સમજાય, તો ઉપલી શંકાનો ખુલાસો કરીએ–સાંભળો.

જીવ શરીર ધારણ કરે, તેથી જેમ તેનું વાસ્તવ બ્રહ્મત્વ નષ્ટ થતું નથી, તેમ સર્વશક્તિમાન્ ઇશ્વર શરીર ધારણ કરે, તેથી તેમનું વાસ્તવ ઈશ્વિરપણું નાશ પામતું નથી. કેટલાએકની માન્યતા એવી હોયછે કે–'નિર્ગુણ સ્વરૂપ કલેશથી મુક્ત છે, અને સગુણ સ્વરૂપ કલેશથી યુક્ત છે.' જીવ ખાસ પ્રયોજન વિના કોઈ કામમાં જોડાતો નથી–કોઇ કામના બોજાને ઉઠાવતો નથી; તેમ ઈશ્વિર પણ ખાસ પ્રયોજન વિના, અવતાર ધારણ કરતા નથી. વળી જેમ જીવ જીવમાં ફેર છે. મત્સ્યાદિ જળચર પ્રાણીઓ જળમાં આનંદથી રહે છે, અને અશ્વાદિ ભૂચર પ્રાણીઓ, જળમાં વધારે વખત રહેતાં કષ્ટ પામે છે. જે જળનો વાસ મત્સ્યાદિને સદા સુખકર છે, તે જળનો વાસ અશ્વાદિને દુઃખકર છે. સાકર સૌને ગમે છે, પણ ગધેડાના પ્રાણ લેછે. સૂર્ય સૌને ગમે છે, પણ ઘુવડાદિ નિશાચર પક્ષીઓને તેની સાથે વેર હોય છે. તાત્પર્ય–એકનો એક નિયમ પ્રાણી માત્રને લાગુ પડતો નથી–ત્યારે જે પ્રાણીઓથી પર છે, તેને દેહાદિ કષ્ટરૂપ–કેમ ગણાય ? પરતંત્ર અને અલ્પશક્તિવાળા જીવોને લાગુ પડતો નિયમ, સ્વતંત્ર અને સર્વશક્તિમાન્ ઈશ્વિરને લાગુ પાડવો, એ બુદ્ધિની મંદતા છે. શરીર ધારણ કરવું અગર સંકલ્પ કરવો, એ ઇશ્વરને હિસાબે સરખુંજ છે. અમુક કાર્ય સંકલ્પથી કરવું, અને અમુક કાર્ય શરીર ધારણ કરીને કરવું, તે બાબતમાં ઈશ્વર સ્વતંત્ર છે. સ્વતંત્ર અને સર્વજ્ઞ ઇશ્વરની સત્તામાં, પરતંત્ર અને અલ્પજ્ઞ જીવે ડહાપણ કરવું, એ રાજાની સત્તામાં ખાસદારે ડહાપણ કરવા જેવી ભૂલ છે. તાત્પર્ય–જીવે કુતર્ક કરવા વખતે, ઇશ્વરનું સ્વતંત્રપણું અને ઇશ્વરની સર્વજ્ઞતા લક્ષમાં રાખવી ઘટે છે. હવે આ વિષયમાં આગળ વધીએ.

ઈશ્વિરાવતાર અગર દેવના અવતાર, એક નિમિત્તને લઇને થતા નથી, પણ અનેક નિમિત્તોને લઇને થાય છે. જ્યારે માત્ર એક બે નિમિત્તને લીધે અવતાર થાય, ત્યારે તે અવતાર જુદા પ્રકારના હોય છે. વરાહ, મત્સ્ય, નૃસિંહ અવતારોમાં ઘણાં નિમિત્તો નહોતાં. જળમાંથી પૃથ્વી લાવ્યા, અને હિરણ્યાક્ષનો વધ કર્યો–તે પછી વરાહ અવતાર અલોપ થઈ ગયો. એજ પ્રમાણે મત્સ્યાવતારનું નિમિત્ત પતાવીને, મત્સ્યાવતાર અંતર્ધ્યાન થયો, અને હિરણ્યકશીપુને મારીને–પ્રલ્હાદને પોતાનો કરીને–નૃસિંહ અવતાર અંતર્ધ્યાન થઈ ગયો. ઇશ્વર અગર કોઇ દેવ મનુષ્યાવતાર લેછે, ત્યારે તેમાં અનેક નિમિત્તો હોય છે. દૃષ્ટાંત–રામાવતાર અને કૃષ્ણાવતાર લઈએ—

શ્રીરામાવતારમાં રાવણનો વધ કરવો, તે એકજ નિમિત્ત નહોતું, તેમ કૃષ્ણાવતારમાં કંસ અને શિશુપાલાદિનો વધ કરવો, એટલુંજ નિમિત્ત નહોતું; પણ તે ઉપરાંત અનેક નિમિત્ત હતાં. [ જીવોના અવતાર વાસનાથી અને પ્રારબ્ધથી થાય છે, તેમ ઈશ્વિરના અવતાર

વાસનાથી અને પ્રારબ્ધથી થતા નથી, એ વાત તો આપ સૌ જાણતાં હશો. ] રામાવ-તારમાં અને કૃષ્ણાવતારમાં જે જે પ્રવૃત્તિઓ થઇ છે, તે અમુક અમુક સંકેતો પુરવાર કરવા માટે થઇ છે. સંકેતજ ઇશ્વરના અવતારનું નિમિત્ત છે.

શ્રીરામાવતારમાં જય વિજય સાથે થએલો સંકેત, દશરથ અને કૌશલ્યાએ કરેલું તપ, અને તે તપના ફળરૂપ ઇશ્વરને પુત્રરૂપે પ્રાપ્ત કરવાનો વર, ગૌતમ ઋષિએ આપેલો અહલ્યાને શાપ, વાલીને તથા રાવણને મળેલું વરદાન, વિગેરે સંકેતો પૂરવાર કરવા માટે નિર્ગુણ બ્રહ્મ સગુણરૂપે સંસારમાં પધાર્યાં. માત્ર સંકેતો પુરવાર કર્યાં એટલુંજ નહીં, પણ પોતાના આચરણથી જગતને શિખવ્યું કે–' તત્ત્વજ્ઞાન જોઇએ, તો અમે ગુરૂ વસિષ્ઠને જે નમ્રતાથી સેવ્યા, તે પ્રમાણે તમે ગુરૂની સેવા કરજો; ક્ષાત્રધર્મ શોભાવવો હોય, તો અમે વિશ્વામિત્ર સાથે જઇને સુબાહુ તાડિકાને માર્યાં, જનકના રાજમાં જઇને ધનુષ્ય ભાગ્યું–તેમ તમે નિડર થઇને સંસારમાં રહેજો. સાચા પતિ થવું હોય, તો એક પત્નીવ્રત પાળજો. સાચા ભાઈ થવું હોય, તો અમે લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્નની સાથે જે રીતે વર્ત્યાં, તેવી રીતે તમે વર્તજો. સાચા પુત્ર થવું હોય, તો અમે જેમ પિતાના વચનની ખાતર, રાજપાટનો ત્યાગ કર્યો, તેમ તમે પિતાની ગમે તે આજ્ઞાનો અનાદર કરશો નહીં. સાચા જીવન્મુક્ત થવું હોય, તો અમે જેમ રાજા થઇને રાજ્યગાદીને બદલે તેજ મુહૂર્તે વનવાસ સ્વિકાર્યો, તેમ તમે લાભને જતો જોઇને, અને દુઃખને આવતું જોઇને ગભરાશો નહીં; સંતોની સેવા કરવી હોય, તો અમે અમારા વન-વાસમાં જે ભાવથી સંતોને સેવ્યા, તેવા નિર્મળ ભાવથી તમે સંતોને સેવજો. સાચા મિત્ર થવું હોય, તો અમે સુગ્રિવ અને વિભીષણ સાથે જે રીતે નિભાવ્યું, તે રીતે તમે તમારા મિત્રો સાથે નિભાવજો; સાચા વીર થવું હોય, તો અમે જેમ રાવણ જેવા યોદ્ધાની સામે ટક્કર લીધી, તેમ તમે વૈરીથી પાછા હઠશો નહીં. કાર્યમાં દક્ષ થવું હોય, તો અમે જેમ અમુક કાર્ય માટે વાંદરોની દોસ્તી કરી લીધી, તેમ તમે ગમે તેની સાથે નિભાવી લઇને, કાર્યમાં વિજય પ્રાપ્ત કરજો. નિર્વૈર થવું હોય, તો અમે જેમ વનથી પાછા આવીને, પ્રથમ કૈકેયીને પગે લાગ્યા, તેમ તમે તમારા વૈરીનો પ્રથમ સત્કાર કરજો. સાચા રાજા થવું હોય, તો એક ધોબીના વચનની ખાતર, મેં જેમ મારી વ્હાલી સીતાનો ત્યાગ કર્યો, તેમ તમે પ્રજાને રીજવવા વ્હાલામાં વ્હાલી વસ્તુનો, અગર વ્યસનનો અગર કુટેવનો ત્યાગ કરજો. પતિવ્રતા સ્ત્રીના વિયોગનું દુઃખ અસહ્ય છે; તોપણ તે ભોગવીને, એક પત્નીવ્રતનું ગૌરવ, મેં જે તમને વિદીત કર્યું; તેમાંથી તમે કાંઇક શીખજો ' વિગેરે.

લક્ષ્મણે અને ભરતે પણ જગતને શિખવ્યું કે–' નાના ભાઈ થવું હોય, તો અમારા જેવા આજ્ઞાંકીત થઇને, રાજપાટમાં લોભાશો નહીં. **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः—'**

સીતાએ જગતની સ્ત્રીયોને શીખવ્યું કે–' સ્ત્રીનો અવતાર અધમ છે, તોપણ તેમાં પતિવ્રતરૂપી ધર્મ, સ્વર્ગની નીસરણીરૂપ છે. સાક્ષાત્ ઇશ્વરને પોતાને ઘેર તેડી લાવે, એવું આ વ્રતમાં બળ છે. મન, વાણી અને કાયાથી પતિને સેવનારી સ્ત્રીઓ, કુટુંબમાં–જ્ઞાતિમાં–સમસ્ત જગતમાં અને ઇશ્વિરને ઘેર પણ સત્કાર પામે છે. પતિ અને પતિવ્રત, સ્ત્રીનું સર્વસ્વ છે–સાચું ધન છે–સાચું જીવતર છે. આ વ્રતનું જે સ્ત્રીઓ પાલન કરે, તેજ મનુષ્ય–સ્ત્રીયો છે; બાકીની સ્ત્રિયો તો પશુ પક્ષુઓની માદા જેવી માદાઓ છે. '**पतिरेव**

**ગુરુર્ભર્તા'** વિગેરે શબ્દોથી મનુ ભગવાન્ પણ કહે છે કે-'સ્ત્રીઓને પતિ એજ ગુરૂ અને દેવ છે.' માટે તમે પતિને તજીને અન્ય ગુરૂની પાછળ ભટકશો નહીં. પતિવ્રત તમારૂં કલ્યાણ કરશે, એવું બીજો કોઇ પણ ગુરૂ અગર દેવ તમારૂં કલ્યાણ કરી શકશે નહીં. પતિથી વિમુખ થએલી સ્ત્રીનું કલ્યાણ, ઇશ્વર કરી શકશે નહીં; અને ઇશ્વિરથી વિમુખ થએલી સ્ત્રીનું કલ્યાણ, પતિ કરી શકશે. તાત્પર્ય—તમારા પ્રત્યક્ષ દેવને તજીને, અપ્રત્યક્ષ દેવને પૂજવા દોડશો નહીં. પતિસેવા કરનારને ઇશ્વરાદિ અનેક દેવો અનુકુળ વર્તે છે. માટે તમે નિર્મળ ભાવથી-મન-વાણી અને કાયાથી-પતિસેવા કરજો. સંસારમાં મારો વિજય તેથીજ થયો છે, અને તમારો વિજય પણ તેથીજ થશે. પતિના સંગમાં આપણે નિર્ભય, અને પતિના વિયોગમાં આપણે સભય; માટે બને ત્યાં સુધી પતિથી વિખૂટાં રહેશો નહીં. કદિ વિખૂટાં રહેવું પડે, તો મનથી તો સાથેજ રહેજો. વનવાસમાં પણ હું શ્રીરામની સાથે હતી. રાવણને ઘેરથી જ્યારે હું આવી, ત્યારે શ્રીરામે શંકાની નજરથી મારી સામે જોઈને, મને અગ્નિમાંથી નીકળીને, પોતાની પાસે આવવા આજ્ઞા કરી. આ આજ્ઞા મેં, જરાપણ કચવાયા વિના, યથાર્થ પાળી. તમારા પતિને તમારા શિયળની કોઇપણ પ્રકારની શંકા થાય, એવું આચરણ તમે કદિ કરશો નહી; અને કદિ પતિને તમારા શિયળ સંબંધી શંકા થાય, તો તે કહે તેવી પરીક્ષામાં તમે રાજી થઇને બેસજો. પ્રભુ તમને મદદ કરશે. રાજગાદી ઉપર બેઠા પછી, શ્રીરામે મારો ત્યાગ કર્યો, તે વખતે પણ, મેં શ્રીરામનો વાંક કાઢીને, મારા પતિવ્રતને કલંકિત કર્યું નથી; તેમ તમે પણ, પતિ કોઇ વખતે અવળા ચાલે, તમને ગમતું ન કરે, ત્યારે પતિમાં દોષદૃષ્ટિ કરીને પતિવ્રતનો ભંગ કરશો નહીં. અનેક વ્રત ન કરશો. આ એકજ વ્રત બરાબર કરીને, તમારા સ્ત્રીત્વને શોભાવજો.' નિર્મળ ભાવથી પતિ સેવા કરજો. પતિ સેવામાં આળસ કરશો નહીં. પતિ સેવામાં વિષય સુખ, વૈરાગ્ય, વિજ્ઞાન અને વનમાળી-ચારે મળશે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે વસ્તુ પ્રાપ્ત થશે.' વિગેરે.

એક બાળક પણ સમજી શકે, કે-નિર્ગુણ બ્રહ્મ સંકલ્પથી અનેક ક્રિયાઓ કરી શકે, પણ નિર્ગુણ સગુણ બનીને આવે, અને જે ક્રિયાઓ કરે, તથા જગતને જે શિક્ષણ આપે, તે સંકલ્પ માત્રથી બની શકે નહીં.

શ્રીરામાવતાર મર્યાદા પુરૂષોત્તમ છે, અને કૃષ્ણાવતાર પુરણ પુરૂષોત્તમ છે; એટલે રામાવતારના કરતાં કૃષ્ણાવતારમાં પ્રભુએ ઘણી ઉથલપાથલ કરી છે. સંકેત પ્રમાણે પ્રભુ વસુદેવ દેવકીના પુત્ર થયા, નંદ અને યશોદાએ, પૂર્વે વસુ અને ધરારૂપે, પરબ્રહ્મનું પુત્ર સુખ માગ્યું હતું, તે સંકેતપૂર્ણ કરવા, શ્રીકૃષ્ણ વૃંદાવનમાં પધાર્યા હતા.

દંડકારણ્યના સોળ હજાર ઋષિઓએ શ્રીરામને જોઇને મોહ કર્યો. વાસનાને અંગે તે ઋષિઓ કુમારિકાઓ બની, અને શ્રીરામ શ્રીકૃષ્ણ બન્યા.

સંકેત પ્રમાણે મામાનો વધ, માસીનો વધ, શીશુપાળનો વધ, પાંડવોનો ઉદ્ધાર, દુર્યોધનાદિનો નાશ વિગેરે અનેક કાર્ય શ્રીકૃષ્ણે કર્યા. જગદ્‌ગુરૂ બનીને ગીતા અને એકાદશસ્કંધ પણ જગતને આપ્યાં. ગણી ગણાય નહીં એટલી બધી સ્ત્રીઓને પરણીને, ગૃહસ્થાશ્રમનું શીક્ષણ આપ્યું.

યાદ રાખવું ઘટે છે કે-ઈશ્વરાવતારની પ્રવૃત્તિ, અવતારના નિમિત્તો ઉપર આધાર રાખે છે. એટલે અન્ય લોકનીતિ અગર અનીતિ ઉપર આધાર રાખતી નથી. તેથી ઇશ્વિરનાં સાંકેતિક

તનુઓને [શરીર] સામાન્ય દૃષ્ટિથી જોવાં, એ વહેલા ઉઠીને, ભૂલા પડવા જેવું ડહાપણ છે. આવાં સાંકેતિક તનુઓ પૃથ્વીની સપાટી ઉપર અનેક ઠેકાણે થાય છે. તેઓ સાંકેતિક કાર્યોને સાધી સધાવી, પોતાના મૂળરૂપમાં અળપાઈ જાય છે.

સાંકેતિક તનુઓના પ્રકાર-વ્યાસાદિ કળાવતાર, પરશુરામાદિ અંશાવતાર. વરાહ-કૂર્મ-નૃસિંહ-વિગેરે નૈમિત્તિક અવતારો. રામચંદ્ર મર્યાદા પુરૂષોત્તમ, અને શ્રીકૃષ્ણ પૂર્ણપુરૂષોતમ. યાદ રાખવું ઘટે છે કે-વરાહ, કૂર્માદિ અવતાર લેવાથી, ઈશ્વરને નાનપ નથી; અને રામાદિના અવતાર લેવાથી, ઈશ્વરને મોટપ નથી. તે તો જે છે તેજ છે.

**पुंस्त्वादपि प्रविचलेद्, यदि यद्यद्यापि ।**
**यायात् यदि प्रणयनेन, महानपि स्यात् ॥**
**अभ्युद्धरेत, तदपि विश्वमिति दर्शीयं ।**
**केनाऽपि दिक् प्रकटिता, पुरुषोत्तमेन ॥**

'જગતની રક્ષા કરનાર વિષ્ણુને નર મટીને નારી ( મોહિની સ્વરૂપ ) બનવું પડયું. કૂર્માવતાર લઈને પૃથ્વીની નીચે પેસવું પડયું. વામનાવતાર લઈને ભીખ માગવા રૂપ લઘુતા સ્વિકારવી પડી. તાત્પર્ય-જગતની રક્ષા કરનાર-સમાજની સેવા કરનાર-જ્ઞાતીની સેવા કરનાર-પુરૂષે હલકી ગણાતી પ્રવૃત્તિ પણ સ્વિકારવી પડે. એટલે-વિવેકી પુરૂષે ઉંચા નીચા તરંગોને સમાન ગણવા.'

'શ્રીકૃષ્ણાવતાર પછી એકજ કલ્કી અવતાર થવાનો છે,' એમ શાસ્ત્રો શાખ પૂરે છે, છતાં કલિયુગમાં ઈશ્વરે અનેક અવતાર લીધા જણાય છે. અત્યારે ધર્મને ઓઠે ઉભેલાં અનેક સ્ત્રી-પુરૂષો, પોતાને પ્રભુનો અવતાર ગણાવી રહ્યાં છે. તેમાંથી એકાદ બે સત્પુરૂષો હશે, બાકી કચરો ઘણો છે. આવા ચેતન દેવોના કરતાં, જડ દેવો [શાસ્ત્રો અને મૂર્તિઓ] સારા છે. જડ દેવો નિર્વિકારી અને નિર્દોષ છે, માટે જ્યાં જાઓ, ત્યાં હૈયું હાથ રાખીને જજો. માયાના પૂરમાં તણાશો નહીં. ગાડરની સાથે ગાડર બનશો નહીં. સત્યમાં થએલી અશ્રદ્ધા જેટલી હાનિ કરે છે, તેના કરતાં અસત્યમાં થએલી શ્રદ્ધા, લાખ ગણી હાની કરે છે.

ધર્મના આ સડાની, દુર્ગંધી કયાંસુધી પહોંચી છે, તે સાંભળો. Temple Brothels નામના અમેરિકન પુસ્તકમાં-'હિંદુ મંદિરોમાં સેવાને બ્હાને દાખલ થએલી દેવદાસીઓને નામે, કેટલાંએક મંદિરોમાં વેસ્યાવાડા ચલાવાય છે.' એમ કહીને હિંદુઓની નિંદા કરવામાં આવી છે. તે પુસ્તકનું અવલોકન કરનાર 'ન્યુ સ્ટેટસમેન' નામનું અંગ્રેજી છાપું લખે છે કે-'દેવદાસીઓનાં કુટણખાનાં જેવાં Aborminations અપકૃત્યો ચલાવી લેનાર હિંદુસ્તાન, સ્વરાજ્યને માટે યોગ્ય કેમ ગણાય ? જ્યાંસુધી હિંદુસ્તાન પ્રમાણિકપણે અને ઉત્સાહથી પોતાના સામાજીક અને ધાર્મિક રીવાજો, સુધારવાનું કામ ન કરી શકે, ત્યાંસુધી તેને સ્વરાજ્ય કેવી રીતે મળી શકે ?'

અફસોસની વાત એ છે કે-હજી કેટલાંએક અંધશ્રદ્ધાળુ સ્ત્રીપુરૂષો, દુધમાં રહેલા આ ઝેરને દેખતાંજ નથી. કોઈ કહે તો આ વાતને તેઓ હસી કાઢે છે; આ વાત ગાંડી બ્હેનોને બરાબર સમજાવો, કારણકે આવા સ્થાનમાંથી તેઓ લે છે, તેના કરતાં હજાર ગણું ખુવે છે-સદાચરણ વિના ધર્મ નથી. જ્ઞાન વિના ભક્તિ નથી; અને ભક્તિ વિના મુક્તિ નથી. માટે જ્ઞાનથી સત્યાસત્યનો વિચાર કરી, શ્રીહરિને શરણે આવો.

ઇશ્વરાવતારના ઉપસંહારમાં કહીએ કે-શ્રીઆદ્યશંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીનીંબકાચાર્ય, શ્રીસ્વામીનારાયણ, વિગેરે સંત મહાત્માઓ ઇશ્વિરાવતારને માને છે. શ્રીમદ્ ભગવદ્ ગીતા, ભાગવતાદિ પુરાણ, રામાયણ, મહાભારત વિગેરે સદ્દગ્રન્થો ઇશ્વરાવતારને માને છે. છેવટમાં એમ પણ કહી દઉં કે-કામાદિ શત્રુઓ જીત્યા પહેલાં નિર્ગુણના ઉપાસક થવું તે જળમાં મુઠીઓ ભરવા જેવું છે.

શ્રીકૃષ્ણના પૂર્વ કર્મો વખતે, ગોપોને શ્રીકૃષ્ણના મહિમા સંબંધી, અનેક તર્કો થયા હતા; પણ કાંઈ નિર્ણય થયો નહોતો. ગોવર્ધન ઉપાડયા પછી ગોપોને ખાત્રી થઈ કે-'આ કોઈ સામાન્ય બાળક નથી.'

હવે ગોપો કૃષ્ણની લીલાઓની વાત કરે છે.

यः सप्तहायनो बालः, करेणैकेन लीलया ।।
कथं बिभ्रद्गिरिवरं, पुष्करं गजराडिव ।।३।।
तोकेनामीलिताक्षेण, पूतनाया महौजसः ।।
पीतः स्तनः सहप्राणैः, कालेनेव वयस्तनोः ।।४।।
हिन्वतोऽधः शयानस्य, मास्यस्य चरणावुदक् ।।
अनोऽपतद्विपर्यस्तं, रुदतः प्रपदाहतम् ।।५।।
एकहायन आसीनो, ह्रियमाणो विहायसा ।।
दैत्येन यस्तृणावर्त–महन्कण्ठग्रहातुरम् ।।६।।

---

૩ પદચ્છેદ—**गजराट् पुष्करं इव**-મોટો હાથી જેમ કમળને ધારણ કરે તેમ **यः बालः**-જે બાળકે **सप्तहायनः**-સાત વરસની ઉમરમાં. **एकेन करेण**-એક હાથથી. **कथं लीलया गिरिवरं बिभ्रत्**-કેવી રીતે લીલાથી પર્વતને ધારણ કર્યો.

૪ પદચ્છેદ—**कालेन तनोः वयः इव**-કાળ જેમ શરીરના યૌવનને પી જાય, તેમ **मीलिते ईक्षणे येन सः तेन तोकन**-આંખો મીંચીને સુતેલા આ નાના બાળકે. **महत् ओजः यस्याः साः महोजाः तस्याः महौजसः इति पूतनायाः**-મોટા બળવાળી પૂતનાનું. **स्तनः सह प्राणैः पीतः**-તેણીના પ્રાણની સાથે સ્તન પીધું.

૫ પદચ્છેદ—**मासाः परिच्छेदकाः यस्य सः मास्यः**-ત્રણ માસનો. **मास्यस्य**-જે બાળક ત્રણ માસનો હતો તેના. **तस्य अधः शयानस्य**-ગાડાની નીચે ઝોળીમાં જે સુતો હતો તેના. **रुदतः चरणौ उदक् हिन्वतः**-રોતાં રોતાં ચરણોને ઉંચા હલાવતા બાળકના. [ **हिनोति इति हिन्वन् तस्य हिन्वतः** ષષ્ઠી વિ. હલાવતા ] **प्रपदेन आहतं इति प्रपदाहतम् इति अनः**-પગના ફણાથી ઉલાળી મૂકેલું ગાડું. **कथं विपर्यस्तं अपतत्**-કેવી રીતે ઉંધું પડયું.

૬ પદચ્છેદ—**एकं हायनं यस्य सः एकहायनः**-આ બાળક એક વરસની ઉમરનો થયો ત્યારે. **आसीनः**-બેઠો હતો ત્યારે. **दैत्येन विहायसा ह्रियमाणः**-તૃણાવર્ત નામના દૈત્યથી આકાશમાર્ગે લઈ જવાયો ત્યારે. **कंठे ग्रहः** (પકડવું તે) **तेन आतुरः** (પીડાએલો) **तं तृणावर्तं यः अहन्**-તૃણાવર્તને ગળાથી પકડીને જેણે માર્યો.

અર્થ—ગોવાળીયા આગળ બોલ્યા કે-" મોટો હાથી જેમ કમળને ધારણ કરે, તેમ આ બાળકે સાત વરસની ઉમરમાં, એક હાથ વડે, લીલા માત્રથી મોટો પર્વત કેવી રીતે ઉપાડયો હશે? (૩) શરીરના યૌવનને જેમ કાળ પી જાય, તેમ આંખો મીંચીને સુતેલા આ બાળકે, મોટા બળવાળી પૂતનાનું, તેણીના પ્રાણની સાથે, સ્તન પીધું-ધાવણ ધાવ્યો. (૪) ત્રણ માસના અને ગાડા નીચે ઝોળીમાં સુતેલા આ બાળકે, રોતાં રોતાં પોતાના પગ ઉંચા કર્યા. તેથી પગના ફણા વાગતાં ગાડું ઉંધું પડયું. (૫) એક વરસની અવસ્થા થઇ, ત્યારે આ બાળક એક વખત બેઠો હતો, તે વખતે તૃણાવર્ત દૈત્ય તેને આકાશ માર્ગમાં હરી ગયો. તે વખતે આ બાળકે દૈત્યનું ગળું પકડી લઇને, તેને પરવશ કરીને, શી રીતે મારી નાંખ્યો? (૬)

૩ થી ૬ વિવેચન—

**'एकेन करेण लीलया'** તથા **'गजराट् पुष्करं इव'** સૂચવે છે કે-શ્રીકૃષ્ણને હિસાબે ગોવર્ધનનો ભાર કમળ જેટલો હતો-કાંઈ હિસાબ નહોતો. આ ઉપરથી ગોવાળીયાઓ નંદને પુછે છે કે-' શું આ તમારો બાળક સંભવે?'

**सप्तहायनः**-ગોવર્ધન તોળ્યો ત્યારે શ્રીકૃષ્ણની ઉમર સાત વરસની હતી. શ્રીમદ્ જીવગોસ્વામી પોતાની તોષણી નામની ટિકામાં લેખે છે કે—

| | | |
|---|---|---|
| શ્રીકૃષ્ણે ૮મે વરસે આસો માસમાં વેણુગીત ગાયું. | | |
| ,, | ,, | કારતક માસમાં શુદી ૧ ગોવર્ધન તોળ્યો. |
| શ્રીકૃષ્ણના | ,, | કારતક શુદી ૧૧ ઈંદ્ર અને કામધેનુએ ગોવિંદનો અભિષેક કર્યો. |
| શ્રીકૃષ્ણ | ,, | કારતક શુદી ૧૨ વરૂણ લોકમાં ગયા. |
| શ્રીકૃષ્ણે | ,, | કારતક શુદી ૧૫ ગોપોને વૈકુંઠ બતાવ્યું. |
| શ્રીકૃષ્ણે | ,, | માગશર માસમાં વસ્ત્રાહરણ લીલા કરી. |
| ,, | ,, | ઉનાળામાં યાજ્ઞિકોની સ્ત્રીઓનું ભોજન સ્વિકાર્યું. |

શ્રીકૃષ્ણે ૯ મા વરસની શરદ્ ઋતુમાં રાસ લીલા કરી.

તોષણીકાર વિશેષમાં કહે છે કે-' શ્રી શુકદેવજી પ્રેમાવેશમાં ઉપલી વ્યવસ્થા રાખી શકયા નથી.' ગમે એમ હોય. એવી શંકામાં પડીને હરિરસથી વિમુખ બનશો નહીં.

'પૂતનાનું પય પ્રાણ સાથે ગ્રહણ કર્યું-' એમ કહીને ગોપો બાળકની અદ્‌ભૂત શક્તિ સૂચવે છે.

**कालेन तनोः वयः इव**—**वयः** નો અર્થ 'ઉત્તમવય' એટલે 'જુવાની.' બાલ્યાવસ્થાને અને વૃદ્ધાવસ્થાને વિતતાં વાર લાગે છે; પણ જુવાનીને વીતતાં વાર લાગતી નથી. પહાડ પરથી વહેતી નદીની માફક, ખળખળાટ કરતી જુવાની જોત જોતામાં ચાલી જાય છે. જેમ ગાંફલનું યૌવન ચાલ્યું જાય, તેમ પૂતનાના પ્રાણ ચાલ્યા ગયા—એ ભાવ છે. 'હે નંદજી! શું પૂતનાને મારનાર શ્રીકૃષ્ણ તમારા પુત્ર સંભવે?' એ શ્લોકનો અંતીમ ભાવ છે.

( પાંચમા શ્લોકમાં ) 'જે બાળકના પગના અગ્રભાગથી ગાડું ઉંધું પડી જાય, તે બાળક તમારો પુત્ર સંભવે? તે તો કોઈ દેવ ગણાય.' એમ ગોપોએ નંદજીને પૂછ્યું.

**मास्यस्य**—શ્રીમદ્ ભાગવતના બીજા સ્કંધના અ. ૭-૨૭ માં શ્રીશુકદેવજીએ કહ્યું કે-'ત્રણમાસની ઉંમરે શ્રીકૃષ્ણે ગાડું ઉંધું પાડયું;' તેથી **मास्य**નો અર્થ અહીં 'ત્રણ માસનો બાળક' કર્યો. **मास्यस्य**-નો અર્થ-ત્રણ માસનો જે હતો તે બાળકના. **मासः मासः मासः इति मासाः । मासाः त्रयः परिच्छेदकाः यस्य इति मास्यः तस्य मास्यस्य.**

( છઠ્ઠો શ્લોક ) 'તૃણાવર્ત જેવા બળવાન્ અસુરને શ્રીકૃષ્ણે એક વરસની વયે માર્યો. શ્રીકૃષ્ણ આકાશમાંથી પડયા પણ બચ્યા.' એમ કહીને ગોપોએ નંદને પૂછ્યું કે-'શું આ બાળકને તમે તમારો પુત્ર માનો છો?'

હવે આગળ સાંભળો.

**क्वचिद्धैयंगवस्तैन्ये, मात्रा बद्ध उलूखले ॥**
**गच्छन्नर्जुनयोर्मध्ये, बाहुभ्यां तावपातयत् ॥ ७ ॥**
**वने संचारयन् वत्सान्, सरामो बालकैर्वृतः ॥**
**हन्तुकामं बकं दोर्भ्यां, मुखतोऽरिमपाटयत् ॥ ८ ॥**
**वत्सेषु वत्सरूपेण, प्रविशंतं जिघांसया ॥**
**हत्वा न्यपातयत्तेन, कपित्थानि च लीलया ॥ ९ ॥**
**हत्वा रासभदैतेयं, तद्बन्धूंश्च बलान्वितः ॥**
**चक्रे तालवनं क्षेमं, परिपक्वफलान्वितम् ॥ १० ॥**

---

૭ પદચ્છેદ—**हयंगवः** (માખણ) **तस्य स्तैन्यं तस्मिन्**-શ્રીકૃષ્ણે માખણની ચોરી કરી ત્યારે. **मात्रा उलूखले बद्धः**-માતા યશોદાએ કૃષ્ણને ખારણીયા સાથે બાંધ્યા તે વખતે. **अर्जुनयोः मध्ये गच्छन्**-અર્જુન વૃક્ષની મધ્યમાં જતાં. **तौ बाहुभ्यां कथं अपातयत्**-તે બે વૃક્ષને કેવી રીતે પાડી નાંખ્યાં?

૮ પદચ્છેદ—**वने वत्सान् संचारयन्**-વનમાં વાછરડાંને ચારતા હતા ત્યારે, **सरामः**-બળરામ સાથે હતા. **बालकैः वृतः** અને બાળકોથી વિંટાએલા હતા. તે વખતે. **हंतुकामं बकं अरिं**-મારવા આવેલા બક નામના દુશ્મનને. **दोर्भ्यां मुखतः अपाटयत्**-બે હાથ વડે મોઢું પકડીને તેને ફાડી નાંખ્યો.

૯ પદચ્છેદ—**जिघांसया**-મારવાની ઇચ્છાથી. **वत्सेषु वत्सरूपेण प्रविशंतं**-વાછરડાંમાં વાછડાના રૂપથી પેઠેલા. દૈત્યને **हत्वा**-હણીને **च**-પછી **तेन**-તે દૈત્યના દેહવડે. **लीलया कपित्थानि न्यपातयत्**-લીલા માત્રથી કોઠના ઝાડ પાડી નાંખ્યાં હતાં.

૧૦ પદચ્છેદ—**बलान्वितः**-બળભદ્ર સહિત શ્રીકૃષ્ણે. **रासभदैतेयं**-ધેનુકાસુરને. **तस्य बंधून् च**-અને તેના ભાઇઓને. **हत्वा**-હણીને. **परिपक्वफलैः अन्वितम् तालवनं**-પરિપકવ ફળોથી યુકત તાલતેનને. **क्षेमं चक्रे**-નિર્ભય બનાવ્યું.-સૌને કામ આવે એવું બનાવ્યું.

प्रलम्बं घातयित्वोग्रं, बलेन बलशालिना ॥
अमोचयद्व्रजपशून्, गोपांश्चारण्यवह्नितः ॥ ११ ॥

आशीविषतमाहीन्द्रं, दमित्वा विमदं ह्रदात् ॥
प्रसह्योद्वास्य यमुनां, चक्रेऽसौ निर्विषोदकाम् ॥ १२ ॥

અર્થ—"શ્રીકૃષ્ણે માખણની ચોરી કરી, ત્યારે માતા યશોદાજીએ શ્રીકૃષ્ણને ખારણીયા સાથે બાંધ્યા. તે ખારણીયો અર્જુન વૃક્ષની વચ્ચે આવતાં, આ બાળકે તે બે વૃક્ષોને કેવી રીતે પાડી નાંખ્યાં? (૭) શ્રીકૃષ્ણ વનમાં વાછરડાં ચારતા હતા, ત્યારે બળરામ સાથે હતા, અને બાળકો આસપાસ હતા. તે વખતે મારવા આવેલા બક નામના વૈરીને, બે હાથ વડે મોઢું પકડીને, શ્રીકૃષ્ણે તેને કેવી રીતે ચીરી નાંખ્યો? (૮) મારવાની ઇચ્છાથી વાછરડાંઓમાં વાછડારૂપે પેઠેલા દૈત્યને હણીને, પછી તે દૈત્યના દેહને અફાળીને, લીલા માત્રમાં કોઠનાં ઝાડ પાડી નાંખ્યાં. (૯) બળભદ્ર સહિત શ્રીકૃષ્ણે ધેનુકાસુરને અને તેના ભાઈઓને હણીને, સારી રીતે પાકેલાં ફળવાળા તાલ વનને નિર્ભય બનાવ્યું. એટલે સૌ તેમાં નિર્ભયપણે આવી શકે, એવું બનાવ્યું. (૧૦)"

અર્થ—ગોવાળીયાઓ નંદજીને આગળ કહે છે કે—"બળવાન્ બળભદ્રને હાથે, ભયંકર પ્રલંબાસુરનો નાશ કરાવ્યો. પછી વ્રજના પશુઓને અને ગોવાળોને અરણ્યના દાવાનળથી બચાવી લીધાં. (૧૧) ભયંકર કાલિયનાગનું દમન કરીને, તેને મદ રહિત કર્યો. પછી તેને કાલિંદીના ધરામાંથી બળાત્કારે બહાર કાઢી મૂકીને, આ શ્રીકૃષ્ણે યમુનાજીનાં જળને વિષ રહિત બનાવ્યાં." (૧૨)

૭–૧૨ વિવેચન—

શ્રીકૃષ્ણનાં પરાક્રમોની વાતો કહીને, ગોપો નંદજીને પૂછે છે કે—'શું આ બાળકને તમે તમારો પોતાનો પુત્ર માનો છો? આ બાળક તો કોઈ દેવ જણાય છે.'

---

૧૧ પદચ્છેદ—**बलशालिना बलेन**—બળવાન બળભદ્રથી. **उग्रं प्रलंबं घातयित्वा**—ઉગ્ર પ્રલંબાસુરનો નાશ કરાવીને. પછી **व्रजपशून् गोपान् च**—વ્રજના પશુઓને અને ગોવાળોને **अरण्यवह्नितः**—અરણ્યના અગ્નિથી. **अमोचयत्**—મુક્ત કર્યાં—બચાવ્યાં.

૧૨ પદચ્છેદ—**आशिषि विषं यस्य सः आशीविषः**—સર્પ. **आशीविषतमः**—ભયંકર સર્પ. **आशीविषतमश्चासौ अहीन्द्रश्च: आशीविषतमाहींद्रः तम्**—ભયંકર કાલીય નાગને. **दमित्वा**—દમન કરીને. **ततः विमदं कृत्वा**—પછી તેને મદરહિત કરીને. **ह्रदात् प्रसह्य उद्वास्य**—ધરામાંથી બળાત્કારે કાઢીને. **असौ** આ કૃષ્ણે. **यमुनां**—યમુનાજીના. **निर्विषं उदकं यस्याः सा तां**—જળને વિષ રહિત **चक्रे**—બનાવ્યાં.

હજી આગળ સાંભળો—

**दुस्त्यजश्चानुरागोऽस्मिन्, सर्वेषां नो व्रजौकसाम् ॥**
**नन्द ते तनयेऽस्मासु, तस्याप्यौत्पत्तिको मिथः ॥१३॥**
**क सप्तहायनो बालः, क महाद्रिविधारणम् ॥**
**ततो नो जायते शङ्का, व्रजनाथ तवात्मजे ॥१४॥**

અર્થ—ગોવાળીયા આગળ બોલ્યા કે " અમો સઘળા વ્રજવાસીઓને આ તમારા પુત્રમાં ન તજી શકાય એવો પ્રેમ થયો છે. અમારામાં થએલો તેમનો રાગ પણ, તજી શકાય એવો નથી, આવી રીતે અરસપરસ થએલો રાગ સ્વાભાવિક છે. (૧૩) હે વ્રજના સ્વામી નંદજી! કયાં આ સાત વરસનો બાળક, અને કયાં ગોવર્ધનનું ધારણ કરવું ? આવા કારણોને લીધે તમારા પુત્રમાં અમને શંકા થાય છે. એટલે-રખેને તે કોઇ મોટો દેવ હોય, એવી અમને શંકા થાય છે" (૧૪)

૧૩-૧૪ વિવેચન—

**ममैवांशो जीवलोके, जीवभूतः सनातनः** । આ જીવ લોકમાં મારોજ સનાતન અંશ જીવ રૂપે થયો છે. એટલે જીવ અને શિવ એ કોઇ જુદાં તત્ત્વ નથી. તાત્પર્ય—'આ કૃષ્ણ અમને બહુ વ્હાલા છે. પશુ પક્ષીને પણ વ્હાલા છે. ત્યારે શું આ કૃષ્ણ પ્રાણી માત્રનો આત્મા હશે ?' એમ ગોપોએ નંદજીને પૂછયું.

ગોવર્ધન ધારણની લીલા, વ્રજવાસીઓને તાજી છે—હૃદયમાં રમી રહી છે. હજી નજરે તરે છે. તેથી ચૌદમા શ્લોકમાં તે વાત ગોપો ફરી લાવ્યા. ( અહીં પણ શ્રીશુકદેવજીએ શ્રીકૃષ્ણની ઉમર સાત વરસની કહી. 'આઠમે વરસે ગોવર્ધન તોળ્યો' એમ તોપણીકાર કેમ કહે છે ? એવી શંકા કદિ કરશો નહીં. )

હવે નંદજી જવાબ આપે છે.

**नन्द उवाच ॥**

**श्रूयतां मे वचो गोपा, व्येतु शङ्का च वोऽर्भके ॥**
**एनं कुमारमुद्दिश्य, गर्गो मे यदुवाच ह ॥१५॥**

---

૧૩ પદચ્છેદ—**नंद**-હે નંદજી ! **नः सर्वेषां व्रजौकसाम्**-અમો સઘળા વ્રજવાસીઓનો. **अस्मिन ते तनये अनुरागः**-આ તમારા પુત્ર પ્રત્યે થએલો પ્રેમ. **दुस्त्यजः**-તજી ન શકાય એવો છે. **अस्मासु तस्य रागः अपि दुस्त्यजः**-અમારામાં થએલો તેમનો રાગ પણ તજી શકાય એવો નથી. **औत्पत्तिकः मिथः**-આવી રીતે અરસપરસ થએલો રાગ સ્વાભાવિક છે.

૧૪ પદચ્છેદ—**हे व्रजनाथ**-હે વ્રજના સ્વામી ! **क सप्तहायनः बालः**-કયાં સાત વરસનો બાળક. **क महाद्रिविधारणम्**-અને ગોવર્ધનનું ધારણ કરવું તે કયાં. **ततः**-તેથી. **तव आत्मजे**-તમારા પુત્રમાં **नः शंका जायते**-અમને શંકા થાય છે.

૧૫ પદચ્છેદ—**नंदः उवाच**-નંદ બોલ્યા. **हे गोपाः**-હે ગોપો ! **एनं कुमारम् उद्दिश्य**-આ કુમારને ઉદ્દેશીને **गर्गः मे यत् उवाच ह**-ગર્ગાચાર્યજીએ મને જે કાંઇ

અર્થ—ગોવાળીયાઓ ! આ કુમાર-સંબંધી ગર્ગાચાર્યે મને જે કહ્યું છે, તે તમે મારી પાસેથી સાંભળો. તે સાંભળવાથી તમારી શંકાનો નાશ થશે. (૧૫)

૧૫ વિવેચન—

ગોપોની શંકાના નિવારણ માટે, નંદજીએ ગર્ગાચાર્યને સંભાર્યા.

ગર્ગાચાર્યજીએ શું કહ્યું હતું, તે સાંભળો—

**वर्णास्त्रयः किलास्यासन्, गृह्णतोऽनुयुगं तनूः ॥**
**शुक्लो रक्तस्तथा पीत, इदानीं कृष्णतां गतः ॥१६॥**
**प्रागयं वसुदेवस्य, क्वचिज्जातस्तवात्मजः ॥**
**वासुदेव इति श्रीमा—नभिज्ञाः संप्रचक्षते ॥ १७ ॥**
**बहूनि सन्ति नामानि, रूपाणि च सुतस्य ते ॥**
**गुणकर्मानुरूपाणि, तान्यहं वेद नो जनाः ॥ १८ ॥**

અર્થ—ગર્ગાચાર્યજીએ કહ્યું છે કે-'દરેક યુગમાં અવતાર ધારણ કરનારા આ તમારા પુત્રને ધોળો, લાલ અને પીળો એમ ત્રણ વર્ણ થઇ ચૂકયા છે. અત્યારે તેમનો શ્યામવર્ણ થયો છે, (૧૬) પૂર્વે કોઇ સમયમાં આ તમારો પુત્ર વસુદેવનો પુત્ર થયો હતો. તેથી વિદ્વાન્ લોકો તેને 'શ્રીમાન્ વાસુદેવ' કહે છે. (૧૭) આ તમારા પુત્રના ગુણ અને કર્મો ઉપરથી, તેનાં નામો અને રૂપો ઘણાં છે. તેને હું જાણું છઉં, બીજા લોકો જાણતા નથી. (૧૮)

૧૬-૧૭-૧૮ વિવેચન—

'કંસના વધ પછી આ પુત્ર વસુદેવનો છે, એમ સૌને ખાત્રી થાય, તો તેથી નંદજીને આંચકો ન લાગે-નંદજીને ધીરજ રહે; એવા હેતુથી, ગર્ગાચાર્યે અહીં કહી દીધું કે-'આ પુત્ર પૂર્વે એકવખત વસુદેવનો હતો.'

**तानि अहं वेद**-તે હું જાણું છઉં. 'હું' એટલે મારા જેવા તત્ત્વવિદ્ પુરૂષો ( શ્રીકૃષ્ણના અનેક નામ જાણે છે. )

---

કહ્યું છે તે. **वचः**-વચન. **मे श्रूयतां**-મારી પાસેથી સાંભળી લ્યો. તેથી **अस्मिन् अर्भके** આ બાળકમાં થએલી **वः शंका व्येतु**-તમારી શંકા દૂર થશે.

૧૬ પદચ્છેદ—**अनुयुगं तनूः गृह्णतः**-દરેક યુગમાં શરીર ધારણ કરનાર **अस्य**-આ તમારા પુત્રને. **शुक्लः रक्तः तथा पीतः**-ધોળો, લાલ, અને પીળો. **इति त्रयः वर्णाः किल आसन्**-એમ ત્રણ વર્ણો થાય છે. **इदानीं कृष्णतां गतः**-અત્યારે શ્યામવર્ણ થયો છે.

૧૭ પદચ્છેદ—**तव अयं आत्मजः**-આ તમારો પુત્ર. **प्राक् क्वचित् वसुदेवस्य जातः**-પ્રથમ એક વખત વસુદેવજીનો પુત્ર હતો. **श्रीमान् वासुदेवः इति अभिज्ञाः**-તેથી વિદ્વાન્ લોકો તેને શ્રીમાન્ વાસુદેવ એવા નામથી **संप्रचक्षते**-બોલાવે છે.

૧૮ પદચ્છેદ— **ते सुतस्य गुणकर्मणां अनुरूपाणि**-આપના પુત્રના ગુણ અને કર્મો ઉપરથી **नामानि रूपाणि च**-નામો અને રૂપો. **बहूनि संति**-ઘણાં છે. **तानि अहं वेद**-તેને હું જાણું છું. **जनाः नो वेद**-લોકો તે જાણતા નથી.

હજી ગર્ગાચાર્ય કહે છે—

**एष वः श्रेय आधास्यत्—गोपगोकुलनन्दनः ॥**
**अनेन सर्वदुर्गाणि, यूयमंजस्तरिष्यथ ॥ १९ ॥**
**पुरानेन व्रजपते, साधवो दस्युपीडिताः ॥**
**अराजके रक्ष्यमाणा, जिग्युर्दस्यून् समेधिताः ॥ २० ॥**

**અર્થ—ગર્ગાચાર્યજીએ આગળ કહ્યું હતું કે–" ગોપોને અને ગોકુળને રાજી કરનારો આ (તમારો) પુત્ર, તમારૂં કલ્યાણ કરશે. આ પુત્રની મદદથી તમે (તમારાં) કષ્ટોને સહેલાઈથી તરી જશો. (૧૯) હે નંદજી ! પૂર્વે અરાજકતા હતી ત્યારે, આ પુત્રે દુર્જનોથી સત્પુરૂષોની રક્ષા કરી હતી. આ પ્રમાણે વૃદ્ધિ પામેલા સત્પુરૂષોએ દુર્જનોને જીત્યા હતા. (૨૦)**

૧૯–૨૦ વિવેચન—

ગુરૂએ નંદજીને સૂચવી દીધું કે–' ગોળ ત્યાં માખીઓ, જોખમ ત્યાં ચોર, તેમ સત્પુરૂષ હોય, ત્યાં દુર્જનો પણ આવે-તેઓ વિઘ્નો પણ લાવે. તે વિઘ્નોથી તમે ગભરાશો નહીં; કારણકે આ તમારો બાળક તમામ વિઘ્નોનો નાશ કરશે.' આ બાબતની પૂર્તિ કરવા માટે, ૨૦ મા શ્લોકમાં ગુરૂજી બોલ્યા કે–' પૂર્વે અરાજકતાના સમયમાં આ બાળકે એવાં ઘણાં કામ કર્યાં છે.' વેનની અરાજકતામાં પ્રથુ રૂપે પ્રભુ પધાર્યા હતા. રામ રૂપે દંડકારણ્ય વિગેરે સ્થળોમાં અસુરોનો નાશ કરીને સંતોનું રક્ષણ કર્યું હતું.

હવે ગર્ગાચાર્ય પોતાના કથનનો ઉપસંહાર કરે છે—

**य एतस्मिन्महाभागाः, प्रीतिं कुर्वन्ति मानवाः ॥**
**नारयोऽभिभवन्त्येतान्, विष्णुपक्षानिवासुराः ॥२१॥**
**तस्मान्नंदात्मजोऽयं ते, नारायणसमो गुणैः ॥**
**श्रिया कीर्त्यानुभावेन, तत्कर्मसु न विस्मयः ॥२२॥**

---

૧૯ પદચ્છેદ—**गोपगोकुलानि नंदयति इति गोपगोकुलनंदनः**-ગોપોને અને ગોકુળને રાજી કરનારો **एषः**–આ **वः श्रेयस्**-તમારૂં કલ્યાણ. **आधास्यत्**-કરશે. **यूयं**–તમે. **अनेन सर्वदुर्गाणि अंजस् तरिष्यथ**–આનાથી તમામ કષ્ટોને સહેલાઇથી તરી જશો.

૨૦ પદચ્છેદ—**हे व्रजपते**=હે નંદજી. **न विद्यते राजा यस्मिन् इति अराजकं तस्मिन्** રાજા રહિત સ્થિતિમાં. **दस्युपीडिताः साधवः**–દુર્જન લોકોથી પીડાએલા સત્પુરૂષોની **पुरा अनेन**–પૂર્વે આ પુત્રથી **रक्ष्यमाणाः** રક્ષા થઇ હતી. [આ પ્રમાણે] **समेधिताः साधवः**–વૃદ્ધિ પામેલા સત્પુરૂષોએ **दस्यून् जिग्युः**-દુર્જનોને જીત્યા હતા.

૨૧ પદચ્છેદ—**ये महाभागाः मानवाः** જે ભાગ્યશાળી મનુષ્યો. **एतस्मिन् प्रीतिं कुर्वंति**–આ કૃષ્ણમાં પ્રીતિ કરે **एतान्**–તેઓને **विष्णुपक्षान् असुराः इव**–દૈત્યો જેમ વિષ્ણુના પક્ષવાળાઓનો પરાભવ ન કરે તેમ **अस्य न अभिभवंति**–દુશ્મનો પરાભવ કરતા નથી.

૨૨ પદચ્છેદ—**तस्मात् हे नंद !**-તેથી હે નંદજી **अयं ते आत्मजः**–આ તમારો

**અર્થ--ગર્ગાચાર્યજીએ આગળ કહ્યું હતું કે-"દૈત્યો જેમ વિષ્ણુના પક્ષવાળા (દેવો)નો પરાભવ કરી શકતા નથી, તેમ જે ભાગ્યશાળી મનુષ્યોને આ કૃષ્ણમાં પ્રીતિ થાય છે, તેઓનો દુશ્મનો પરાભવ કરી શકતા નથી. (૨૧) આ તમારો પુત્ર ગુણોથી, લક્ષ્મીથી, કીર્તિથી, અને પ્રભાવથી, નારાયણ સમાન છે. તે બાળકનાં કર્મોમાં વિસ્મય પામવા જેવું કાંઇ નથી. (૨૨)"**

૨૧-૨૨ વિવેચન—

શેરડીને વાડે રહે, તેને ગોળ અને રસની તંગી ન હોય; તેમ જે **અભયને** આશરે રહે, તેને ભય ક્યાંથી હોય! પણ **અભયને** આશરે રહેવું એ મુસ્કેલ છે. પ્રથમ તો **અભય** ઓળખાયજ નહીં. બાળકને માતાપિતા અભય રાખે. સ્ત્રીને પતિ અભય રાખે, છતાં-જેમ ડાહી વહુ પતિદેવને પડયા મેલીને, મંદિરે મંદિરે ભટકે, બાવા સાધુનાં ચરણ-તળાસે-પંખા કરે; પણ પોતાને અભય રાખનાર પતિદેવને ઓળખે નહીં; તેમ જીવ અનેક પ્રકારની વ્યવહારી મોટાઇમાં અથડાય, પણ માલીકને શરણ આવે નહીં. વાઘરણને પતિમાં પ્રીતિ હોય, વાઘરણ પતિવ્રતના ધર્મ પાળતી હોય, તો તે અભય; અને બી. એ. થએલી ઉત્તમ કોમની સ્ત્રી, પતિથી વિમુખ હોય, તો તે સભય. દુર્ભાગી. તે પ્રમાણે ગમે તે નીચ વર્ણનો અભણ મનુષ્ય, શ્રીહરિને શરણે રહેતો હોય, તો તે ભાગ્યશાળી; અને ઉંચવર્ણનો વિદ્વાન્ અગર સન્યાસાદિ ઉંચ આશ્રમનો વિદ્વાન્-શ્રીહરિથી વિમુખ હોય, તો તે દુર્ભાગી સમજવો.

**नारायणसमः**—નારાયણ સમાન. એમ કહીને, 'શ્રીકૃષ્ણ નારાયણ છે,' એમ ઇસારો કર્યો.

'**तस्य कर्मसु न विस्मयः [कार्यः]**—આ પુત્ર અસાધારણ કર્મો કરશે. પણ તેથી તમારે વિસ્મય પામવું નહીં.' એમ ગર્ગાચાર્યજીએ છેવટમાં કહી દીધું.

ગર્ગાચાર્યના કથન ઉપરથી નંદજી શું સમજ્યા? તે હવે કહે છે—

**इत्यद्धा मां समादिश्य, गर्गे च स्वगृहं गते ॥**
**मन्ये नारायणस्यांशं, कृष्णमक्लिष्टकारिणम् ॥२३॥**

**અર્થ—નંદજી કહે છે કે-"ઉપર પ્રમાણે મને સ્પષ્ટ રીતે સૂચવીને, ગર્ગાચાર્ય પોતાને ઘેર ગયા. ત્યારથી સુખકારી કામ કરનારા શ્રીકૃષ્ણને હું નારાયણના અંશરૂપ માનું છઉં." (૨૩)**

---

પુત્ર. **गुणैः श्रिया कीर्त्या अनुभावेन**-ગુણોથી, લક્ષ્મીથી કીર્તિથી અને પ્રભાવથી **नारायणसमः**-નારાયણ સમાન છે. **तस्य कर्मसु न विस्मयः**-તે બાળકના કર્મોમાં વિસ્મય કરવા જેવું કાંઇ નથી.

૨૩ પદચ્છેદ—**इति**-ઉપર પ્રમાણે **मां**-મને **अद्धा**-સ્પષ્ટપણે ચોખ્ખું ચોખ્ખું **समादिश्य**-સૂચવીને **च**-પછી **गर्गे स्वगृहं गते**-ગર્ગાચાર્ય ઘરે જતાં **अक्लिष्टानि करोति इति अक्लिष्टकारी तम् इति कृष्णं**-સુખકારી કામ કરનારા શ્રીકૃષ્ણને **नारायणस्य अंशं मन्ये**-નારાયણના અંશરૂપ માનું છઉં.

૨૩ વિવેચન—

નંદજી શ્રીકૃષ્ણને નારાયણનો અંશ માને છે, અને તે વાત તેઓશ્રીએ ગોપોને કહી.

**अक्लिष्टकारिणम्**—સુખકારી કૃષ્ણ. બ્રહ્મવિષે દુ:ખનો અભાવ હોય છે, તેથી શ્રીકૃષ્ણ બ્રહ્મસ્વરૂપ છે.

ગોપોએ શ્રીકૃષ્ણને મળીને આ શંકાનું સમાધાન પૂછ્યું હતું, એમ વિષ્ણુપુરાણમાં લખે છે. સાંભળો—પરાશર કહે છે—

**गते शक्रे तु गोपालाः, कृष्णमक्लिष्टकारिणम् ।**
**ऊचुः प्रीत्या धृतं दृष्ट्वा, तेन गोवर्धनाचलम् ॥**
**वयमस्मान् महाभाग ! भवता महतो भयात् ।**
**गावश्च भवता त्राता, गिरिधारणकर्मणा ॥**
**बालक्रीडेयमतुला, गोपालत्वं जुगुप्सितम् ।**
**दिव्यं च कर्म भवतः, किमेतत् तात ! कथ्यताम् ॥**
**कालियो दमितस्तोये, प्रलंबो विनिपातितः ।**
**धृतो गोवर्धनश्चायं, शंकितानि मनांसि नः ॥**
**सत्यं सत्यं हरेः पादौ, शपामोऽमितविक्रम ! ।**
**यथा त्वद्वीर्यमालोक्य, न त्वां मन्यामहे नरम् ॥**
**प्रीतिः सस्त्रीकुमारस्य, व्रजस्य त्वयि केशव ! ।**
**कर्म चेदमशक्यं यत्, समस्तैस्त्रिदशैरपि ॥**
**बालत्वं चातिवीर्यं च, जन्म चास्मास्वशोभनम् ।**
**चिन्त्यमानममेयात्मन् ! शंकां कृष्ण प्रयच्छति ॥**
**देवो वा दानवो वा त्वं, यक्षो गंधर्व एव वा ।**
**किं वाऽस्माकं विचारेण, बांधवोसि नमास्तु ते ॥**
**क्षणं भूत्वा त्वसौ तूष्णीं, किंचित्प्रणयकोपवान् ।**
**इत्येवमुक्तस्तैर्गोप-राह कृष्णो महामुने ! ॥**
**मत्संबंधेन वो गोपाः ! यदि लज्जा न जायते ।**
**श्लाघ्यो वाहं ततः किं वो, विचारेण प्रयोजनं ॥**
**यदि वोऽस्ति मयि प्रीतिः, श्लाघ्योऽहं भवतां यदि ।**
**तदात्मबंधुसदृशी, बुद्धिर्वः क्रियतां मयि ॥**
**नाहं देवो न गंधर्वो, न यक्षो न च दानवः ।**
**अहं वो बांधवो जातो, नातश्चिंत्यमतोऽन्यथा ॥**

ભાવાર્થ—શ્રીકૃષ્ણની અનેક અદ્ભુત લીલાઓ ગણાવીને, ગોપો શ્રીકૃષ્ણને પૂછવા લાગ્યા કે–'ત્યારે શું આપ કોઇ દેવ છો ? દાનવ છો ? યક્ષ અથવા ગંધર્વ છો ?' તેના જવાબમાં શ્રીકૃષ્ણે કહ્યું કે–' મારા સંબંધથી તમને લજ્જા તો નથી ને ? મારા સંબંધથી જો શોભા વધતી હોય, તો તે વિચારની કાંઇ જરૂર નથી. તમારે મારામાં પ્રીતિ હોય, તો મને તમારા પોતાના ભાઇ જેવો ગણજો. હું કોઇ દેવ નથી, ગંધર્વ, યક્ષ અગર દાનવ પણ નથી. હું તો તમારો ભાઇ છઉં."

હવે ગોપોએ શ્રીકૃષ્ણને ઓળખ્યા. આવા પ્રતાપી પિતાને અને પુત્રને ગોપો વ્હાલ કરે છે—

**इति नन्दवचः श्रुत्वा,गर्गगीतं व्रजौकसः ॥ दृष्टश्रुतानुभावास्ते,कृष्णस्यामिततेजसः ॥ मुदिता नन्दमानर्चुः, कृष्णं च गतविस्मयाः ॥२४॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-' આ પ્રમાણે નંદજીના મુખથી ગર્ગાચાર્યનાં વચનો સાંભળીને, જેઓએ શ્રીકૃષ્ણનાં પરાક્રમો જોયાં હતાં, તથા સાંભળ્યાં હતાં, એવા વ્રજવાસીઓ વિસ્મયરહિત થયા, અને બહુ રાજી થયા. તેઓ નંદજીનો અને શ્રીકૃષ્ણનો ભારે સત્કાર કરવા લાગ્યા. (૨૪)**

૨૪ વિવેચન—

આવા પ્રતાપી પિતાને અને પુત્રને આપણે પણ પ્રણામ કરીએ. બોલો શ્રીકૃષ્ણ બળદેવકી જય. ગોવર્ધનધારીકી જય, બંસીવાલેકી જય, પીલેપટકેવાલેકી જય, મોરમુગટવાલેકી જય. [ બસ-બસ-હવે બુઢ્ઢીઆ લોકોને બોલવા દ્યો. તેઓ બાપડાં કયાં બોલશે ! ] માખણમીસરી ખાનેવાલેકી જય. કનૈયાલાલકી જય. ( કોઇ ડોસીઓ રહી જશો નહિં. હરખીને હરિ બોલવાની સગવડ સ્વર્ગમાં પણ નથી. ) ધોલી ધજાવાલેકી જય, ડાકોરનાથકી જય. દ્વારકાંધીશકી જય. (બસ) હર હર મહાદેવ હર.

આજ તો હરિનું નામ ખૂબ ઉછાળ્યું-હરખને હુલામણે ઉછાળ્યું. બસ--એજ સત્સંગનો સાર છે.

**પદ.**

જનના સકલ કલ્યાણનો ભંડાર-હરિનું નામ છે-ટેક૦
કલિમલતણા ગંજેમહી અંગાર-હરિનું નામ છે.
પાવન તણું પાવન જગતમાં શ્રેય-હરિનું નામ છે.
પંથે પરમપદને જતાં પાથેય-હરિનું નામ છે.
કવિવરોને વાણી તણો વિશ્રામ-હરિનું નામ છે.
સંતોતણું જીવન પરમ સુખધામ-હરિનું નામ છે.
સદ્ધર્મરૂપી વૃક્ષનું શુભ બીજ-હરિનું નામ છે.
સંસારમાં સંજીવની મૂળીજ-હરિનું નામ છે.
દુર્લભ મનુષ્યદેહ કેરો લાવ-હરિનું નામ છે.
ભવસીંધુ પાર તરી જવા દૃઢ નાવ-હરિનું નામ છે.
આ સ્વપ્નવત સંસારમાં નવનીત-હરિનું નામ છે.
હરિદાસના હૈડાતણું તાવીત-હરિનું નામ છે.

**શ્રીમદ્ ભાગવતની ખાસ ખૂબી**—આ બ્હાને ગોપોએ શ્રીકૃષ્ણની પાછલી લીલાઓ ગાઇ લીધી. ગોપોએ ગાઇ લીધી, અને આપણે સાંભળી લીધી. શ્રીમદ્ ભાગવત

૨૪ પદચ્છેદ—**इति**-આ પ્રમાણે **नंदवचः गर्गगीतं श्रुत्वा**-નંદજીના મુખથી ગર્ગાચાર્યનાં વચનો સાંભળીને **व्रजौकसः**-વ્રજવાસીઓ કે જેઓએ **अमिततेजसः कृष्णस्य**-ઘણા પ્રતાપવાળા શ્રીકૃષ્ણના **दृष्टः श्रुतश्च अनुभावः यैः ते**-પરાક્રમ જોયાં હતાં તથા સાંભળ્યાં હતાં તેઓ **गतविस्मयाः**-વિસ્મયરહિત થયા **मुदिताः**-રાજી થયા અને **नंदं कृष्णं च ते आनर्चुः**-તેઓ નંદજીનો અને શ્રીકૃષ્ણનો ભારે સત્કાર કરવા લાગ્યા.

ઠેકાણે ઠેકાણે પ્રભુના શણગારનું વર્ણન કરીને, આપણું ધ્યાન પ્રભુ તરફ ખેંચે છે. વારંવાર ભગવાનનાં પવિત્ર યશ ગાઇને, આપણને પ્રભુમાં પ્રીતિ કરાવે છે. આપણને સૂચવે છે કે-'કહેવા જેવું-સાંભળા જેવું-અને ગાવા જેવું, આજ [ પ્રભુ ચરિત્રજ ] છે.'

મારા ભક્તો કાળ કેવી રીતે વ્યતીત કરે, તે સંબંધમાં ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે-

**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ॥**

**कथयंतश्चमां नित्यं, तुष्यंति च रमंति च ॥ ९ ॥** [ ગીતા અ. ૧૦ ]

'તેઓ મારામાંજ ચિત્તને અને પ્રાણને સ્થિર કરી રાખીને, વાણીવડે સદા મારાજ ગુણ ગાય છે, મારા મહાત્મ્યનુંજ વર્ણન કરે છે. તેઓ તેમાંજ સંતોષ માને છે, અને તેમાંજ રમે છે-આનંદ પામે છે.'

રામાયણમાં શ્રીરામ કહે છે કે—

**ચોપાઈ**—મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્ગદ્ ગીરા નયન વહ નીરા.

[ મોક્ષવાણી પાનુ ૩૩A ]

ગાવહી સુનહિ સદા મમ લીલા, હેતુ રહિત પરહિત રતશીલા

[ મોક્ષવાણી પાનુ ૩૮ ]

રામહિં સુમિરિય ગાઇય રામહિ, સંતત સુનિય રામગુણ ગ્રામહિ.

[ મોક્ષવાણી પાનુ ૯૭ ]

જે યાદ કરવા જેવું છે, જેનો પાઠ હમેશાં કરવા જેવો છે, તે પાઠ પડયો મેલીને, ન કરવા જેવો પાઠ-દુઃખનો પાઠ-જેમાંથી દુઃખ ઉત્પન્ન થાય છે, એવો કંકાસનો પાઠ આપણે કરીએ, તો તે આપણી ભૂલ ગણાય. યાદ કરવા જેવું આ છે, અને વિસ્મરણ કરવા લાયક પાછલાં દુઃખ છે. સારી વાતને સંભારો, ખોટી વાતને ભૂલી જાઓ.

**વિસ્મરણથી થતા લાભ**—સ્મરણ શક્તિને કેળવવા માટે, દુનિયામાં અનેક પ્રયત્નો થઇ રહ્યા છે; તે પ્રમાણે વિસ્મરણને કેળવવા પણ પ્રયત્ન થવા જોઇએ. ઉત્તમ સ્મરણ-શક્તિ વ્યવહારમાં, જેમ વિજય આપે છે; તેમ ઉત્તમ વિસ્મરણશક્તિ પણ વ્યવહારમાં વિજય આપે છે. તાત્પર્ય-સ્મરણ શક્તિને કેળવવાની જેટલી અગત્ય છે, તેથી વિશેષ વિસ્મરણ શક્તિને કેળવવાની અગત્ય છે. વિસ્મરણની કળા ન આવડવાથીજ, આજે અનેક સ્ત્રી પુરૂષો દુઃખમાં રીબાયાં કરે છે.

જે પ્રસંગો આપણને અપ્રિય છે, જે વસ્તુઓનું સ્મરણ આપણી વૃત્તિમાં ઉદ્વેગને ઉત્પન્ન કરે છે, જેમનું ચિંતવન આપણા હૃદયને સળગાવી મૂકે છે, તે સર્વ પ્રસંગો અને તે સર્વ વસ્તુઓ મનુષ્યે વિસરી જવાં જોઇએ. એક ક્ષણ પણ આ પ્રસંગો મનુષ્યની વૃત્તિમાં ન આવવાં જોઇએ. આવા પ્રસંગો વિસરી જવાથીજ, શરીરનું અને મનનું આરોગ્ય સચવાય છે. સત્ત્વગુણની વૃદ્ધિ અગર આધ્યાત્મિક બળની વૃદ્ધિ પણ, આવા પ્રસંગોના વિસ્મરણ-માંજ રહેલી છે. કોઇએ કહેલાં કડવાં વચનોને, અગર કોઇએ આપણા પ્રત્યે ચલાવેલી દુષ્ટ વર્તણુંકને, સ્મૃતિમાં સ્ફુરવા દેવાથી, મનોબળનો વ્યર્થ ક્ષય થાય છે, એટલું જ નહીં પણ, આરોગ્ય ઉપર તેની બહુજ હાનિકારક અસર થાય છે. શરીરમાંથી ઝરતા રસ તેથી ઓછા પ્રમાણમાં ઝરે છે, અને પાચન શક્તિ મંદ પડી જાય છે. સ્વસ્થ નિદ્રા આવતી નથી, અને શરીરમાં વ્યાધિનાં બીજ રોપાય છે. વિસ્મરણ તન તથા મનના આરોગ્યને આપનાર માનસીક કસરત છે.

અપૂર્ણ.

રે. નં. ૧૨૧

श्रीसद्गुरवे नमः।

# શ્રી મોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર–અમદાવાદ.

પુસ્તક ૧૦ મું. ] શ્રાવણ માસ ૧૯૮૫. [ અંક ૯ મો.

**વ્રતની એકાદશી**—વ્રતની એકાદશીને દિવસે સવારમાં વ્યાખ્યાન પછી, વ્રતના નિયમો વાંચી સંભળાવવામાં આવ્યા હતા. વ્રતના જીજ્ઞાસુઓને કથા ઉઠયા પછી, દશવિધિ સ્નાન વિગેરે ક્રિયાઓ કરાવીને, વ્રત આપવામાં આવ્યાં હતાં. નિયમ વિના સરકાર રાજ કરી શકે નહીં. નિયમ વિના વેપારીઓ વેપાર કરી શકે નહિં. નિયમ વિના આ દેહરૂપી મહેલ ઉભો રહી શકે નહીં; ત્યારે નિયમ વિના ધર્મ કેમ ટકી શકે? માટે નિયમો પાળવાનું ચૂકશો નહી.

**કાંઇ પાળો છો?**—કાંઈ પાળો છો, કે હજી પ્રમાદમાં છો? '**पीत्वा मोहमयीं प्रमादमदिरा, उन्मत्तभूतं जगत्।** જગત્ પ્રમાદરૂપી મદિરાનું પાન કરીને ગાંડું બની ગયું છે;' પણ તમે તો મુમુક્ષુ છો. તમે તો કાંઈક અમને મળતા છો. પ્રમાદથી આગળ વધીને માત્ર વાતો કરવા શીખ્યા હો–તોપણ હજી તેમાં ખોડ છે. વાતો કરીને મોટા સિદ્ધ અગર જ્ઞાની મહાત્મા ગણાવાને મનુષ્યો જેટલો પ્રયત્ન સેવે છે; તેનો અર્ધ અગર ચોથા ભાગનો પ્રયત્ન, તેઓ કૃતિ કરવામાં–એટલે પોતાના પ્રાપ્ત જ્ઞાનને આચારમાં મુકવામાં, સેવતા હોય, તો તેઓ ઘણાજ થોડા સમયમાં, સર્વોત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત કરે. જ્ઞાન પ્રાપ્ત કરવામાં જેટલો પરિશ્રમ પડે છે; તેટલો પરિશ્રમ અગર તેથી અર્ધ પરિશ્રમ, જ્ઞાનને આચારમાં મુકવા માટે થાય, તો તે જીવને કલ્યાણપ્રદ છે. સુખનો ઉપાય એકજ છે. તે એ કે–માત્ર વાતો કરવા કરતાં, જે જાણ્યું છે તેને આચારમાં મુકવું તે. જેમ સાચો પકવાન ક્ષુધાની નિવૃત્તિ કરી શકે, પણ વાતોનો પકવાન–ક્ષુધાની નિવૃત્તિ કરી શકે નહીં; તેમ માત્ર વાતોથી કશું વળે નહીં. શુદ્ધ આચારજ દુઃખને ટાળે, અને સુખને પ્રગટાવે. વાતો ગીલેટના દાગીના છે, અને આચાર નર્યા સોનાના દાગીના છે. વાતો શ્રોતાઓના હૃદયને ક્ષણવાર રાજી કરે, પણ આચાર તેમના હૃદયને નિરંતર રાજી કરે. વિચાર કરી જોજો. વિચાર કરતાં ઠીક જણાય, તો આ પત્રિકા મળે ત્યારથી પાળવાનું શરૂ કરજો.

આપ ગમે તે હશો, પણ જે આ દેખાય છે-જે આપને ઘણુજ વ્હાલું લાગે છે, જે આપને ઘેરીને ઉભું છે–જે આપને ઘડીએ નવરા થવા દેતું નથી, તે આપને એક દિવસ મિથ્યા લાગશે. એવો એક ભયંકર દિવસ ચોક્કસ આવવાનોજ છે. તે આવે તે પહેલાં, કાંઇક તૈયારી કરોને.



# શ્રીદશમસ્કંધ પૂર્વાર્ધ

## અધ્યાય ૨૬મો ચાલુ.

[ ગયા અંકના ૯૬૦મા પાનાથી ચાલુ. ]

૨૪ મા શ્લોકનું વિવેચન ચાલે છે. તેમાં **વિસ્મરણથી થતા લાભ** સંબંધી વ્યાખ્યાન બાકી છે. તે સાંભળો :—

કોઇએ તમને કડવાં વચન કહ્યાં હોય, તમારૂં અપમાન કર્યું હોય, તમારી સાથે દુષ્ટ વર્તન ચલાવ્યું હોય, ભૂતકાળમાં નિરાશાના પ્રસંગો પ્રાપ્ત થયા હોય, નાની મોટી કાંઇ હાની થઇ હોય, તો તે વાર્તાને વિસરી જવા તત્કાળ પ્રયત્ન કરજો. પશુની પેઠે તેને મનમાં ને મનમાં વાગોળવાનું તજી દેજો. દુઃખની વાર્તાને વારંવાર યાદ કરવાથી, બનેલો પ્રસંગ કાંઇ ન બન્યો થવાનો નથી; પણ તેથી સંતાપમાં વધારો થશે–દ્વેષ પ્રજ્વલીત થશે, અને તમારા ચિત્તની પ્રસન્નતાનો લોપ થશે. આ તમામ એકી સાથે કામ કરીને, તમારા તન તથા મનને ક્ષીણ કરી નાંખશે.

તમારા મિત્રો અને સંબંધીઓના દોષોનું સ્મરણ કરશો નહીં, કારણકે તેમના વિના તમારે ચાલશે નહીં. જેમનાં વિના ચાલે નહીં, તેમના દોષો જોયા કરવા, તે દુઃખની ખાઇ ખોદવા જેવી ભૂલ છે–દુઃખના સમુદ્રને આમંત્રણ કરવા જેવું ડહાપણ છે. તેમનામાં જે કાંઇ ગુણ હોય, તેનું વારંવાર સ્મરણ કરીને, દોષોને વિસરી જજો. માટીમાં અને કાંટામાં પણ કાંઇક ગુણ છે, તે પણ અમુક રીતે જગતને ઉપયોગી છે; માટે તમારા મિત્રો અને સંબંધીઓ તમને જે રીતે તમને ઉપયોગી હોય, એટલે–સંબંધીઓમાં જે કાંઇ ગુણ હોય, તે શોધી કાઢીને, ગુણોનું સ્મરણ સદા કરજો. ગુણનું સ્મરણ કરવાથી અમુક પ્રમાણમાં તેમના દોષો વિસરાશે.

જ્યારે કોઇ મરી જાય છે, ત્યારે તેની કાણ મંડાય છે, અને રોકકળ થઇ રહે છે; પણ તે પછી વારંવાર તે પ્રસંગને યાદ કરીને, કાણો માંડવી, અને રોકકળ કરવી, એ જેમ હાંસીપાત્ર છે; તેમ અમુક દુઃખને પ્રસંગે તો દુઃખ હતુંજ; પણ તે દુઃખ અત્યારે નથી–અત્યારે આનંદના સમુદ્રમાં તરીએ છઇએ–તે સમયે પણ, પાછલા દુઃખને સંભારીને, દુઃખના સમુદ્રને આમંત્રણ કરીને, ચાલુ સમયના આનંદનો ભંગ કરવો, તે બેવકુફી સિવાય

બીજું કાંઇ નથી. આ બેવકુફીના ઉંડાણમાં નજર કરશો, તો ખાત્રી થશે કે, તેમ કરવાથી સ્વલ્પ પણ લાભ નથી; ઉલટી સોએ સવાસો ટકાની હાનિ છે. માટે બુદ્ધિમાન્ સ્ત્રીપુરૂષોએ દુઃખના પ્રસંગો ભૂલી જવા પ્રયત્ન કરવો. દુઃખના પ્રસંગો ભૂલી જશો, તો તમે તમારી પ્રસન્નતાને સાચવી શકશો–ટકાવી શકશો; તમારાં તન અને મનને આરોગ્ય રાખી શકશો; તમારી વૃદ્ધાવસ્થાને અટકાવી શકશો; તમારા મુખનાં સૌંદર્યને સાચવી શકશો; તન અને મનની અન્ય શક્તિઓને તરૂણ અને વીર્યવતી (બળવાન્) રાખી શકશો; શરીરના અવયવો પણ ચપળ અને સ્ફૂર્તિવાળા રહી શકશે.

વિસ્મરણનો આટલો બધો લાભ સાંભળ્યા પછી, તમે મને પૂછશો કે–' પણ દુઃખના પ્રસંગો વિસરાય કઈ રીતે? તે પ્રસંગોને વિસરવા પ્રયત્ન કરીએ છીએ, તોપણ તેઓ મનમાં વગર બોલાવ્યે, ફરી ફરીને આવે છે. તેનું અમારે શું કરવું?'

આ પ્રમાણે તમે ચેત્યા હો, તમને વિસ્મરણના લાભ સમજાયા હોય, તો સાંભળો–તમારા જીવનમાં જેમ અપ્રિય પ્રસંગો બન્યા છે, તેમ કેટલાએક પ્રિય પ્રસંગો પણ બન્યા હશે. તે પ્રિય પ્રસંગોમાં અમુક પ્રસંગો તો, તમારી નજરે તરી આવે એવા પ્રિય પ્રસંગો હશે. જ્યારે જ્યારે તમને અપ્રિય પ્રસંગો યાદ આવે, ત્યારે ત્યારે તુરત ચેતી જઇને, તેની જગ્યાએ તે પ્રિય પ્રસંગોને ગોઠવી દ્યો. દૃઢ સંકલ્પપૂર્વક પ્રિય પ્રસંગનુંજ ચિંતવન કરો. અપ્રિય પ્રસંગના સ્ફુરણને જરા પણ નમતું ન આપો. તમારૂં સંકલ્પ બળ દૃઢ ન હોય, તો અપ્રિય પ્રસંગ યાદ આવે, ત્યારે તમને બહુજ વ્હાલું હોય, એવું કોઈ ભજન, લાંબે રાગે–જોરથી–ગાઓ. ગાવું ગમતું ન હોય, તો જે પ્રિય લાગે તે મોટેથી વાંચો. તેના અર્થમાં વૃત્તિને લીન કરો. દેવદર્શન કરવા નીકળી જાઓ. રાત્રે નિદ્રા વખતે પણ અપ્રિય પ્રસંગોના સ્મરણને, પ્રિય પ્રસંગોના સ્મરણથી દાબી દ્યો. પ્રાતઃકાળમાં ઉઠો, ત્યારે પણ અપ્રિયને દૂર મૂકો, અને પ્રિયને પાસે લ્યો. [ અવકાશ હોય તો મન તથા કાયાથી પવિત્ર થઇને, નારાયણકવચનો પાઠ કરજો.] આ પ્રકારનો અભ્યાસ સુખમય જીવન કરી આપશે. વિદ્યાર્થીઓ આ પ્રકારના અભ્યાસથી આગળ વધે છે. ગૃહસ્થાશ્રમી સ્ત્રીપુરૂષો આ પ્રકારના અભ્યાસથી સંસારને સુખમય કરે છે. યોગસાધકો આ પ્રકારના અભ્યાસથીજ પરમપદની પ્રાપ્તિ કરે છે.

સાર—સ્મરણમાં રાખવા લાયક શ્રીહરિનું નામ, તથા શ્રીહરિની લીલાઓ, અને વિસ્મરણ કરવા લાયક દુઃખના પ્રસંગો.

વ્રજવાસીઓને પૂછો, તો તેમને મન શ્રીકૃષ્ણ શું હતા?–તે સાંભળો—

રાગ—ખંભાત.

અમારૂં સાચું ધન ઘનસ્યામ–સાચું ધન ઘનસ્યામ–અમારૂં—ટેક.
ધામ-ધરા-ધન–જન વૈભવનું (૨), કોઈએ અમારે ન કામ—અમારૂં૦
પુત્ર કલત્ર પવિત્ર મિત્રમાં (૨), ક્યાંહિ ન અમને વિરામ—અમારૂં૦
હીરા માણેક મોતી જવાહીર (૨), જરીયાન જુદી બદામ—અમારૂં૦
લીલમ લાલ માણેક રત્નાદિક (૨), અમને ન ગમે તે નામ—અમારૂં૦
સ્યામ સદા સુખધામ વિનાનાં—
હે—સ્યામ સદા સુખ ધામ વિનાનાં, કામ બધાંય નકામ—અમારૂં૦

લક્ષ્મીનાથ સહાયક સાચા, (૨) શું કરશે વિધિ વામ—અમારૂં૦
શરણાગત પાલક સુખત્રાતા, (૨) નામ અખિલ અભિરામ—અમારૂં૦
કમલાકાંત કૃપાઘન કેશવ, (૨) યદુકુલ તિલક લલામ—અમારૂં૦

આ અધ્યાયનો ઉપસંહાર કરીને શ્રીશુકદેવજી પ્રભુને પ્રાર્થના કરે છે—

**શાર્દુલ૦**

**देवे वर्षति यज्ञविप्लवरुषा, वज्राश्मपर्षानिलैः ।**
**सीदत्पालपशुस्त्रि आत्मशरणं, दृष्ट्वाऽनुकंप्युत्स्मयन् ॥**
**उत्पाट्यैककरेण शैलमबलो, लीलोच्छिलीन्ध्रं यथा ।**
**बिभ्रद्गोष्ठमपान्महेन्द्रमदभित्, प्रीयान्न इन्द्रो गवाम् ॥२५॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे षड्विंशतितमोऽध्यायः ॥२६॥**

**અર્થ**—યજ્ઞનો ભંગ થયો તે માટે કોપથી ઇંદ્રે વરસાદ વરસાવતાં, વીજળી-કરા અને સખત પવનોથી, જેનાં ગોપો-પશુઓ અને સ્ત્રિયો પીડાતાં હતાં, એવા ગોકુળને, પોતાને શરણે આવેલું જોઇને, દયાળુ શ્રીકૃષ્ણે, પોતાનું મહાત્મ્ય પ્રગટ કરવા માટે, ગોવર્ધન પર્વતને ઉખેડી લઇને, જેમ બાળક સહેજમાં બીંદડાની બળી ધારણ કરે, તેમ એક હાથથી પર્વતને ધારણ કરી રાખીને, ગોકુળની રક્ષા કરી. એવા-મહેંદ્રના મદને તોડનાર, અને ગાયોના ઇંદ્ર શ્રીકૃષ્ણ, અમને પ્રસન્ન થાઓ. (૨૫)

૨૫ વિવેચન—

**गवां इंद्रः**—દેવોનો રાજા ઇંદ્ર ગાયોનો રક્ષક છે-ગૌબ્રાહ્મણ પ્રતિપાળ છે; છતાં વ્રજના નાશની સાથે, ગાયોનો પણ નાશ કરવાનો તેણે વિચાર કર્યો. ગાયોની રક્ષાનું કાર્ય ઇંદ્રે ન કર્યું, અને શ્રીકૃષ્ણે કર્યું; તેથી હવે શ્રીકૃષ્ણ ગાયોના ઇંદ્ર બન્યા. (હવે પછીના અધ્યાયમાં ગાયોના ઇંદ્ર તરીકે શ્રીકૃષ્ણનો અભિષેક થશે.)

---

૨૫ પદચ્છેદ—**यज्ञस्य विप्लवः** (નાશ) **तेन या रुट्** (કોપ) **तया यज्ञविप्लवरुषा**—યજ્ઞનો ભંગ કરવાના કોપથી. **देवे वर्षति**—ઇંદ્રે વરસાદ વરસાવતાં. **वज्रं च अश्मानश्च पर्षानिलाश्च तैः**—વિજળી કરા, અને સખત પવનોથી. [ **परुषाः** ને બદલે **पर्षाः** છે. ] **सीदंतः पालाः पशवश्च स्त्रियश्च यस्मिन् तत् इति गोष्ठं**—જેનાં ગોપો પશુઓ, અને સ્ત્રીઓ પીડાતાં હતાં એવા ગોકુલને **आत्मा एव शरणं यस्य तत् आत्मशरणं**—પોતાને શરણે **दृष्ट्वा**—જોઈને. **अनुकंपा अस्ति अस्य इति अनुकंपी**—એવા દયાળુ શ્રીકૃષ્ણે. **उत्स्मयन्**—પોતાનું મહાત્મ્ય પ્રગટ કરતા એવા શ્રીકૃષ્ણે [ **उत्स्मयमान** ને બદલે **उत्स्मयन्** લીધું છે. ] **शैलं उत्पाट्य**—ગોવર્ધન પર્વતને ઉખેડી લઇને. **अबलः**—બાળક **लीलया उच्छिलींध्रं यथा**—સહેજમાં બીંદડાની બળી ધારણ કરે તેમ. **एककरेण बिभ्रत्**—એક હાથથી ધારણ કરનારા કૃષ્ણે. **गोष्ठं अपात्**—ગોકુળની રક્ષા કરી. **महेंद्रस्य मदं भिनत्ति इति महेंद्रमदभित्**—મહેંદ્રના મદને તોડનાર શ્રીકૃષ્ણ. **गवां इंद्रः**—ગાયોના ઇંદ્ર. **नः प्रियात्**—અમને પ્રસન્ન થાઓ.

**ક્રોધ**—જેમ અગ્નિ સારૂં અને ખોટું-સૌને ખાય; તેમ ક્રોધ પોતાને અને સામાને-બેઉને-ખાય, બેઉને નુકશાન કરે. ન કરવાનું કામ ક્રોધ કરાવે. માટે મુમુક્ષુઓએ ક્રોધ થાય, એવાં વચન બોલવાં નહીં. ક્રોધી મનુષ્યો સાથે જેમ બને તેમ થોડો પ્રસંગ પાડવો.

છેવટમાં શ્રીશુકદેવજી પ્રભુને પ્રસન્ન કરવા માટે પ્રાર્થના કરે છે.

જે સ્ત્રિએ પતિને પ્રસન્ન કરવા માટે, પતિની પ્રાર્થના ન કરી, તે સ્ત્રિ કુટુંબના મેલરૂપ છે. જે પુત્રે માતાપિતાને પ્રસન્ન કરવા માટે, માતાપિતાની પ્રાર્થના ન કરી, તે પુત્ર માતા પિતાના મેલરૂપ છે. જે નોકરે શેઠને પ્રસન્ન કરવા માટે, શેઠની પ્રાર્થના ન કરી, તે નોકર ધંધાના મેલરૂપ છે. તે પ્રમાણે જે મનુષ્યે ઇશ્વરને પ્રસન્ન કરવા માટે ઇશ્વરની પ્રાર્થના ન કરી, તે મનુષ્ય મનુષ્યકોટિના મેલરૂપ છે. તાત્પર્ય-જેઓ વડીલોની અને ઇશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે, તેમની પ્રાર્થના કરતા નથી; તેઓ અકૃતજ્ઞ છે-આ સંસારમાં કચરારૂપ છે. આવી પ્રાર્થના કોણ કરી શકે? તે તો આપ જાણતા હશો. નહિં તો સાંભળો-જેમને સેવા અગર ભક્તિ વ્હાલી હોય, તેઓજ સેવાને રસ્તે આગળ વધતાં વધતાં, આવી પ્રાર્થના કરી શકે. જે સ્ત્રી પતિને ઘરમાં આવતાં દેખીને, અનેક કામ પડયાં મેલીને સામે ઉભી થતી હોય, આસન તથા જળ આપવાની તસ્દી લેતી હોય; પછી જરૂર જણાય તો પતિને પંખો કરવા બેસી જતી હોય; પતિ થાકીને આવ્યા જણાય, તો પગ ચાંપવા લાગી જતી હોય; પછી પતિની સ્નાનાદિકની સગવડ કરી આપીને, પ્રેમથી ભોજન પીરસતી હોય; પીરસતી વખતે પતિનાં આરોગ્ય અને આનંદ કેમ વધે, તેનું ખાસ ધ્યાન રાખતી હોય, પતિની હાજરીમાં પોતે જળ પીતી હોય, તો પતિને પ્રેમથી જળ પાઇને, જળ પીતી હોય. ધર્મશાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે, પતિનેજ ગુરૂ અને દેવ માનતી હોય; તે સ્ત્રી પતિને પ્રસન્ન કરવા માટે પ્રાર્થના કરી શકે. તે સ્ત્રી પતિને પ્રાર્થનાદ્વારા પૂછી શકે કે-'હે વ્હાલા! હે પ્રભુ। સેવામાં કાંઇ ગેરસમજ થતી હોય, તો તે આપ મને કહેજો, કે જેથી હવે પછી, આપની પ્રસન્નતા વધે, તેવાં કાર્યો કરૂં.' પુત્ર ઉપર પ્રમાણે સેવાથી પ્રસન્ન કર્યા પછી, માતાપિતાની પ્રાર્થના કરી શકે. તે પ્રમાણેજ જે જીવ ચંદનાદિકથી પ્રભુની, અને ભોજનાદિકથી પ્રભુના બાળકોની-નિર્ધન નારાયણોની-સેવા કરતો હોય, તે જીવજ સેવાને રસ્તે આગળ વધીને, ઇશ્વરની પ્રાર્થના કરી શકે. તાત્પર્ય-સેવાદ્વારા સામાના હૃદયમાં પેસનારને, પ્રાર્થના કરવાનો હક્ક મળે. શ્રીશુકદેવજી શ્રીમદ્ ભાગવતદ્વારા શ્રીકૃષ્ણના ચરણારવિંદ સેવી રહ્યા છે. કથામૃતનું પાન કરે છે, અને બીજાઓને પાન કરાવી રહ્યા છે. હીરામોતીના દાનના કરતાં પણ મોટું-એવું અભયદાન આપી રહ્યા છે. આપ્રમાણે અધિકારી બનીને પ્રભુની પ્રાર્થના કરે છે.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ૨૯ મો અધ્યાય સંપૂર્ણ. બોલીયો હરિ. શ્રીરામચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર જ્યાં જ્યાં આ કથા વાંચો, ત્યાં ત્યાં આસપાસ બેઠેલાં હરિજનોને અમારા ઘણા હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી. (યાદ રાખવું ઘટે છે કે-આ કોઇ ન્યુસપેપર નથી, આતો સત્સંગ ગંગાની સેર છે; માટે બને ત્યાં સુધી એકલા એકલા ન વાંચશો, પણ એકાદ બે મનુષ્યોને સાંભળતાં વાંચશોજી.)

**અમદાવાદ,**<br>સંવત ૧૯૮૫ અશાડ શુદી ૨. } **લી. રામશંકર સોનજી ભટ્ટ.**

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૭ મો.

**વિષય**—૨૬ મા અધ્યાયના છેવટમાં શ્રીશુકદેવજીએ શ્રીકૃષ્ણને–'**गवां इंद्रः**–ગાયોના ઇંદ્ર'–કહ્યા. શ્રીકૃષ્ણ ગાયોના ઇંદ્ર કેવી રીતે થયા, તે કથા આ અધ્યાયમાં કહેવાશે. પ્રથમ ઇંદ્ર તથા કામધેનુ શ્રીકૃષ્ણ પાસે આવીને, શ્રીકૃષ્ણની સ્તુતિ કરશે, પછી તેઓ શ્રીકૃષ્ણનો અભિષેક કહેશે.

ઇંદ્ર તથા સુરભિ શ્રીકૃષ્ણ પાસે આવે છે, તે કથા સાંભળો—

**श्रीशुक उवाच ॥**

**गोवर्धने धृते शैले, आसाराद्रक्षिते व्रजे ॥**
**गोलोकादाव्रजत्कृष्णं, सुरभिः शक्र एव च ॥१॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વત ધારણ કર્યો, અને વરસાદથી વ્રજની રક્ષા કરી; તેથી ગોલોકમાંથી કામધેનુ ગાય શ્રીકૃષ્ણ પાસે આવી, અને ઇંદ્ર સ્વર્ગમાંથી શ્રીકૃષ્ણ પાસે આવ્યો. (૧)**

૧ વિવેચન—

ઇંદ્રના વજ્રથી ગોવર્ધનના શિખરોને શું નુકસાન થયું છે, તે જોવા માટે એક વખત શ્રીકૃષ્ણ ગોવર્ધન પર્વત ઉપર એકલા આવ્યા હતા. તે વખતે ઇંદ્ર અને સુરભિ શ્રીકૃષ્ણને મળ્યા. [ઇંદ્ર અને સુરભિને એકાંત આપવા માટે, અંતર્યામી ત્યાં પધાર્યા હોય, તો તે પણ સંભવીત છે.] ગોકુળની ગાયોની રક્ષા થઈ, તે જોઇને કામધેનુ શ્રીકૃષ્ણ પાસે હરખ કરવા આવી. શ્રીકૃષ્ણ પાસે જવા માટે, બ્રહ્માજીએ કામધેનુને આજ્ઞા કરી હતી. [જુઓ આગળ ૨૧ મો શ્લોક] પ્રાકૃત દુધના કરતાં સુરભિનાં દિવ્ય દુધથી, શ્રીકૃષ્ણનો અભિષેક થાય તે ઠીક, એવો બ્રહ્માજીનો ભાવ હોવો જોઇએ.

**सुरभिः**—કામધેનુ ગાય. '**सुरात् बिभेति इति सुरभिः**–સુરોથી ડરે તે સુરભિ' એવો સમાસ ન કરતાં, '**सुरान् बिभर्ति इति सुरभिः**–દેવોને ઘી, દુધ, દહીં વિગેરેથી સંતોષે તે સુરભિ,' એવો સમાસ કરવો. શ્રીમદ્ ભાગવત સ્કંધ ૬. અ. ૬ શ્લોક ૨૬ માં લખે છે કે–'અદિતિ, દિતિ, દનુ, કાષ્ઠા, અરિષ્ટા, સુરસા, ઇલા, મુનિ, ક્રોધવશા, તામ્રા, સુરભિ, સરમા અને તિમિ એ તેર કશ્યપની સ્ત્રીયો હતી. સુરભિને પાડા, બળદો, ગાયો વિગેરે બબ્બે ખરીવાળાં પ્રાણીયો થયાં.' ઇંદ્ર અદિતિનો પુત્ર છે, તેથી સુરભિ ઇંદ્રની ઓરમાન મા થાય. ભગવતી ભાગવતના સ્કંધ ૯ અ. ૪૧ માં સુરભિનું આખ્યાન છે. ત્યાં લખે છે કે–'ભગવાન્ શ્રીકૃષ્ણ એક વખત રાધાજીની સાથે વૃંદાવનમાં વિહાર કરતા હતા; તે વખતે

---

૧ પદચ્છેદ—**गोवर्धने शैले धृते**-શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વતને ધરી રાખ્યો અને **आसारात् व्रजे रक्षिते**–વરસાદથી વ્રજની રક્ષા કરી-તેથી. **गोलोकात्**–ગોલોકમાંથી **सुरभिः कृष्णं आव्रजत्**–સુરભિ શ્રીકૃષ્ણ પાસે આવી. **शक्रः एव च**-ઇંદ્ર પણ શ્રીકૃષ્ણ પાસે આવ્યો.

શ્રીકૃષ્ણના ડાબા પડખામાંથી સુરભિદેવી ઉત્પન્ન થઈ.' [ સુરભિ અનાદિ છે, તો કૃષ્ણ, રાધા અને વૃંદાવન પણ અનાદિ સમજવાં. ] આ ગાય ચમત્કારી હોય છે. આ ગાયે વસિષ્ઠના આશ્રમમાં રહીને, વિશ્વામિત્રને લલચાવ્યા; અને જન્મદગ્નિના આશ્રમમાં રહીને, સહસ્રાર્જુનને લલચાવ્યો. વસિષ્ઠના આશ્રમમાં રહીને આ ગાયે દિલીપને રઘુ જેવું સંતાન આપ્યું. જગતમાં જેટલી ગાયો છે તે કામધેનુનો વસ્તાર કહેવાય છે.

**च**—શ્લોકમાં છેવટે ચકાર સૂચવે છે, કે-ઇંદ્રની માતા વિગેરે બીજાં દેવો પણ ઇંદ્રની સાથે આવ્યાં હતાં.

ઇંદ્ર શ્રીકૃષ્ણને કેવી રીતે મળે છે, તે સાંભળો—

**विविक्त उपसंगम्य, व्रीडितः कृतहेलनः ॥**
**पस्पर्श पादयोरेनं, किरीटेनार्कवर्चसा ॥२॥**
**दृष्टश्रुतानुभावोऽस्य, कृष्णस्यामिततेजसः ॥**
**नष्टत्रिलोकेशमद, इन्द्र आह कृताञ्जलिः ॥३॥**

**અર્થ—જેણે અપરાધ કર્યો હતો, તે ઇંદ્ર પોતાના કૃત્યથી લજાઇ ગયો. શ્રીકૃષ્ણને એકાંતમાં મળીને, તેણે પોતાના સૂર્ય સરખા તેજસ્વી મુગટથી, શ્રીકૃષ્ણના ચરણમાં સ્પર્શ કર્યો. [૨] અપાર તેજવાળા શ્રીકૃષ્ણનો પ્રભાવ દેખવાથી અને સાંભળવાથી, ત્રૈલોકયના સ્વામીપણાનું અભિમાન જેનું મટી થયું હતું એવો ઇંદ્ર, હાથ જોડીને નીચે પ્રમાણે બોલ્યો.-[૩]**

૨-૩-વિવેચન—

**દેવત્વ—**મનુષ્યના હૃદયની વાત દેવ જાણે, અને દેવનાં હૃદયની વાત ઇશ્વર જાણે. તાત્પર્ય—ઇશ્વિરતત્ત્વ કે જે નિર્વિકાર, નિરંજન, સ્વયંપ્રકાશ વિગેરે ગુણોથી યુક્ત છે, તે દેવો કરતાં શ્રેષ્ઠ છે. ઇંદ્ર પુણ્યનું ફળ ભોગવીને ઇંદ્રાસનનો ત્યાગ કરે, તેમ વિષ્ણુ પોતાના સ્થાનનો કદિ ત્યાગ કરતા નથી. **आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन ।** બ્રહ્માજી સુધીના જીવોને પાપ પુણ્ય છે, તેથી બ્રહ્માજી પર્યંત દેવો પુનર્જન્મ પામે છે. ઇશ્વરને પાપ પુણ્ય નથી, અને પુનર્જન્મ પણ નથી. મનુષ્યોમાં જેઓ પુનર્જન્મ મટાડવા

---

૨ પદચ્છેદ—**कृतं हेलनं येन सः** જેણે અપરાધ કર્યો હતો તે ઇંદ્ર, **व्रीडितः** લજ્જાઇ ગયો. **विविक्ते उपसंगम्य**—એકાંતમાં શ્રીકૃષ્ણને મળીને **अर्कस्य इव वर्चः यस्य सः तेन अर्कवर्चसा इति किरीटेन**—પોતાના સૂર્યસરખા તેજસ્વી મુકુટથી **एनं पादयोः पस्पर्श**—શ્રીકૃષ્ણના ચરણમાં સ્પર્શ કર્યો.

૩ પદચ્છેદ—**अस्य अमिततेजसः कृष्णस्य**—અમિત તેજવાળા આ શ્રીકૃષ્ણનું. **दृष्टः श्रुतः अनुभावः** (પ્રભાવ) **येन सः** ઇંદ્ર કે જેણે શ્રીકૃષ્ણનો પ્રભાવ દેખ્યો અને સાંભળ્યો હતો તે. **त्रिलोकेशः अहं इति मदः नष्टः यस्य सः इति इंद्रः**—હું ત્રૈલોકયનો નાથ છઉં એવો મદ જેનો નાશ પામ્યો હતો તે ઇંદ્ર. **कृतः अंजलिः येन सः** હાથ જોડીને **आह**—બોલ્યો.

પ્રયત્ન કરી રહ્યા છે, જેઓ જીવન્મુક્ત બન્યા છે; તેઓ દેવો કરતાં ઉત્તમ છે. જેમ રાજાને રાજ સાચવવાની ફીકર, તેમ ઈંદ્રને ઇંદ્રાસન સાચવવાની ફીકર. અનેક વખત ઈંદ્રને અસુરોએ સ્વર્ગમાંથી કાઢી મૂકયો. અનેક વખત ઇંદ્ર કામ ક્રોધ અને લોભમાં લેવાઇ ગયો. આ દુઃખ જીવનમુકત પુરૂષોને હોતાં નથી. માટે આપને વારંવાર કહું છઉં કે-'આવ્યું ટાણું ઓળખી લ્યો. આવું ટાણું વારંવાર આવતું નથી. અહીંની મોજમજાહ, અહીંની બે પરવાઈ, અહીંનો મોહ, તમને પશુપક્ષીના અવતારોરૂપી પાંજરામાં પુરી દેશે-કેદ કરશે. પ્રીતમ ગાય છે-સાંભળો— પદ.

* * *

મનુષ્યા દેહ પામ્યોરે મોંઘા મૂલનો, કોટિજન્મનાં પૂણ્ય તણો નહીં પારજો;
આ શીશને સાટેરે માંગી નહીં મળે, એક ઘડી તો લાખેણી વહી જાયજો.
આ દુર્લભ મનુષ્યાદેહનો લ્હાવો લીજીએ, હરિભજીએ તો આવે સુખની રેલજો.

* * *

આ તન મન ધન જોબન રંગ પતંગનો,
( સાંભળો-સાંભળો-જુઓ પેલા ખૂણામાં—શી વાતો થાય છે ? શાંત થઈ જુઓ.)
આ તન-મન-ધન જોબન રંગ પતંગનો, જોત જોતામાં તે તો વણસી જાય જો;
અંતરમાં ઓળખી લે આતમરામને, કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાય જો-દુર્લભ.

તાત્પર્ય—દૈવત્વ કરતાં મનુષ્યત્વ ઉત્તમ છે. મનુષ્યત્વ કર્મભૂમિ છે. સ્વર્ગ અને મોક્ષની નિસરણી છે. શ્રીઆદ્યશંકરાચાર્ય મનુષ્યશરીરને કાશી ક્ષેત્રની ઉપમા આપે છે.

સાંભળો-રાગ સગધરા.

**काशीक्षेत्रं शरीरं, त्रिभुवनजठरे, व्यापिनी ज्ञानगंगा ।**
**भक्तिः श्रद्धा गयेयं, निजगुरुचरणः, ध्यानयोगः प्रयागः ॥**
**बिश्वेशोऽयं तुरीयः, सकलजनमनः, साक्षिभूतोंऽतरात्मा ।**
**देहे सर्वं मदीये, यदि वसति पुनस्, तीर्थमन्यत्किमस्ति ॥**

અર્થ—કાશીક્ષેત્ર સમાન આ શરીર છે. તેમાં ત્રણ લોક રૂપી જઠર છે. તે જઠરમાં જ્ઞાનગંગા વ્યાપી રહી છે. ભક્તિ અને શ્રધ્ધા રૂપી ગયાજી છે. પોતાના સદ્‌ગુરૂના ચરણનું ધ્યાન, અને તેમાં થએલો જે યોગ-લાગ્યા રહેવું તે-તે પ્રયાગ-તિર્થરાજ છે. સર્વજનના મનનો સાક્ષીરૂપ અંતરાત્મા, આ તુરીયરૂપ અર્થાત સત, ચિત્ત, અને આનંદરૂપ વિશ્વે-શ્વર છે. જ્યારે મારા પોતાના દેહ વિશે આ બધું વસે છે, ત્યારે મારે માટે બીજું કયું તિર્થ બાકી રહે છે ?

સેંકડો યોનીમાં ભટકતો ભટકતો જીવ પુણ્યક્ષેત્ર રૂપી આ દેહમાં આવ્યો. પરમસુખની પ્રાપ્તિનો માર્ગ, મનુષ્ય દેહમાંજ ખુલ્લો મૂકવામાં આવ્યો છે. આવા પવિત્ર ક્ષેત્રમાં આવીને, કોઈ દિવાનગીરીમાં લોભાયા, કોઇ શેઠાઇમાં લોભાયા, કોઈ રાજપાટમાં ઠગાયા, કોઇ લલ-નાઓના કટાક્ષમાં તણાયા, વિગેરે વિગેરે. જેઓ તણાયા તેઓ તણાતા તણાતા, નાની નદીમાંથી મોટા સાગરમાં પડયા. એટલે તેઓએ જીવતા રહીને, કર્મનાં બંધનો ઉલટાં વધાર્યાં. જાગીને જુએ-સમજે, તેમને દેવ શરીરના કરતાં, આ મનુષ્ય શરીર ઉત્તમ છે.

ગોવર્ધન તોળ્યા પછી, ઈંદ્ર શ્રીકૃષ્ણને મળ્યો હતો. તે સંબંધમાં શ્રી વિષ્ણુપુરાણમાં વૈશમપાયન ઋષિ કહે છે કે—

**'स ददर्शोपविष्टं वै, गोवर्धनशिलातले।**
**कृष्णमक्लिष्टकर्माणं, पुरुहूतः[1] पुरंदरः ॥**
**तं वीक्ष्य बालं महता, तेजसा दीप्तमव्ययम्।**
**गोपवेशधरं विष्णुं, प्रीतिं लेभे पुरंदरः**
**तं सांबुजदलच्छायं[2], कृष्णं श्रीवत्सलक्षणं।**
**पर्याप्तनयनः[3] शक्रः, पुनः पुनरुदैक्षत[4] ॥**

ભાવાર્થ-ગોપવેશને ધારણ કરનારા શ્રીકૃષ્ણને, ઈંદ્રે ગોવર્ધન પર્વતની એક શીલા ઉપર બેઠેલા જોયા વિગેરે. **अमिततेजसः** ઘણાજ તેજવાળા તે સંબંધમાં પણ વિષ્ણુ પુરાણ કહે છે કે—**ज्ञानशक्तिबलैश्वर्य-वीर्यतेजांस्यशेषतः।**

**भगवच्छब्दवाच्यानि, विना हेयैर्गुणादिभिः ॥**

જ્ઞાનશકિત, બળ, ઐશ્વર્ય વિગેરે જે ભગવાનનાં હોય, તે કોઇપણ પ્રકારના દોષથી રહિત હોય.

ઇંદ્ર ચમકયો—ઈંદ્ર હાથ જોડીને ઉભો રહ્યો. ભગવાનનું સામર્થ્ય જોઇને, કોણ ચમકતું નથી? કદિ કોઇ આખી જીંદગીમાં ન ચમકે, પણ મરણ સમયે-વિદાય થતાં-તો જરૂર ચમકે. મરણ સમયે મનુષ્યો ઢીલા ઘેંશ જેવા થઇ જાય; રેશમ જેવા નરમ થઇ જાય; ગંગા જેવા નિર્મળ અને પવિત્ર બની જાય. માનધાતા, જરાસંઘ, શિશુપાળ અને દુર્યોધનાદિક ઈંદ્રો, પ્રભુનું સામર્થ્ય જોઇને, ચમકી ગયા. સિકંદર પણ ચમકયો. અકબર અને ઔરંગઝેબ જેવા મુગલ સમ્રાટો-મુગલઇંદ્રો, પણ દૈવી શક્તિ જોઇને ચમકયા. સર્વને ચોંકાવનારા પેશ્વાદિ મરાઠાઓ પણ ચમકયા. અમેરિકાના કાર્નિજી જેવા ધનવાનો પણ ચમકયા. યુરોપને ધ્રુજાવનારો નેપોલીયન પણ, ઇશ્વરી શક્તિ દેખીને ચમકયો. કાલ સવારે જર્મન કૈસર પણ ચમકયો. મોટા મોટા વૈદ્યો અને સર્જનો પણ ઇશ્વરશક્તિ જોઇને ચમકે છે. આપણે ગમે એવા મોટા હોઇશું. ઈંદ્ર જેવું ઐશ્વર્ય ભોગવતા હોઇશું, પણ એકવાર ચમકવાના તો ખરા; પણ મોત વખતે ચમકીએ, તો તે રાંડયા પછીના ડહાપણ જેવું છે. પ્રભુ આપણને મોત પહેલાં ચમકાવે, મોત પહેલાં મોતની તૈયારી કરવા માટે સમય, સદ્બુદ્ધિ અને અનુકુળતા -ત્રણે આપે, તો ઠીક. મોત પહેલાં પંચામૃતરૂપી પંચવ્રતોથી, શ્રીકૃષ્ણનો અભિષેક કરી લઇએ તો ઠીક. [પંચવ્રતો કયાં **अहिंसासत्यास्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमाः ॥३०॥** (પાતંજલ યોગદર્શન) અહિંસા, સત્ય, ચોરી ન કરવી તે, બ્રહ્મચર્ય અને દાનનો સ્વિકાર ન કરવો તે.] એકાદશી જેવા ધાર્મિય દિવસે અવકાશ લઇને, આ વ્રતો જરૂર પાળજો.

એકાંતમાં મળવાનું કારણ?—[૧] અપરાધથી થએલી લજ્જા, અને બીજું કારણ ઇશ્વરાવતારને ગુપ્ત રાખવો તે. આ સંબંધમાં પદ્મપુરાણ ઉત્તરખંડ કહે છે કે—

**गोपवृद्धाश्च गोप्यश्च, दृष्ट्वा तत्र शतक्रतुं।**
**तेन संपूजिताश्चैव, प्रहर्षमतुलं ययुः ॥**

અર્થ—ગોપવૃદ્ધોએ અને ગોપીઓએ ત્યાં ઇંદ્રને દેખ્યો. ઇંદ્રે તેમનું પૂજન કર્યું. તેથી

૧ (ઈંદ્ર) ૨ (સ્યામકમળના જેવી કાંતીવાળા) ૩ (તાકીતાકીને) ૪ (જોતો હતો)

તેઓ બહુ રાજી થયાં. (નંદ યશોદિ પણ અહીં આવ્યાં હતાં. કોઇ ટીકાકાર કહે છે કે, 'બળરામ ત્યાં નહોતા.' શાસ્ત્રના આવા વિરોધને કલ્પાંતર વિરોધ સમજી, તર્કવિતર્કના પૂરમાં પડવું નહીં.

ઇંદ્ર પ્રાર્થના કરે છે—

॥ इन्द्र उवाच ॥ उपजाति.

**विशुद्धसत्त्वं तव धाम शान्तं, तपोमयं ध्वस्तरजस्तमस्कम् ॥**
**मायामयोऽयं गुणसंप्रवाहो, न विद्यते तेऽग्रहणानुबन्धः ॥ ४ ॥**
**कुतो नु तद्धेतव ईश तत्कृता, लोभादयो येऽबुधलिङ्गभावाः ॥**
**तथाऽपि दण्डं भगवान्बिभर्ति, धर्मस्य गुप्त्यै खलनिग्रहाय ॥ ५ ॥**
**पिता गुरुस्त्वं जगतामधीशो, दुरत्ययः काल उपात्तदण्डः ॥**
**हिताय स्वेच्छातनुभिः समीहसे, मानं विधुन्वञ्जगदीशमानिनाम् ॥६॥**

**અર્થ**—આપનું સ્વરૂપ શુદ્ધ સત્ત્વગુણમય, શાંત, સર્વજ્ઞ, રજો અને તમોગુણથી રહિત છે. ગુણોના પ્રવાહરૂપ આ માયામય સંસાર, કે જે અજ્ઞાનથીજ બંધાએલો છે, તે હું તમારામાં દેખાતો નથી-તે તમારામાં સંભવતો નથી. (૪) ત્યારે હે પ્રભુ! સંસારથી ઉત્પન્ન થએલા, અને ફરી સંસાર ઉત્પન્ન કરી આપનારા, અને વળી જે અજ્ઞાનીઓના ચિન્હરૂપ છે.-એવા લોભાદિ દોષો, આપને ક્યાંથી હોય ? ન જ હોય; તોપણ ધર્મની રક્ષા માટે અને ખળ પુરૂ-

૪ પદચ્છેદ—**तव धाम**-આપનું સ્વરૂપ. **विशुद्धं सत्त्वं यस्मिन् तत्**-શુદ્ધ સત્ત્વમય. **शांतं**-શાંત. **तपोमयं**-તપથી યુક્ત-સર્વજ્ઞ. **ध्वस्ते रजस्तमसी यस्मिन तत्**-રજો તમો વિનાનું **अयं गुणसंप्रवाहः**-ગુણોના પ્રવાહરૂપ આ સંસાર. **मायामयः**-જે માયામય છે. **अग्रहणेन** (અજ્ઞાનથી) **अनुबध्यते इति अग्रहणानुबंधः**-જે અજ્ઞાનથી બંધાએલો છે તે સંસાર. **ते-त्वयि-न विद्यते**-તમારામાં દેખાતો નથી. સંભવતો નથી.

૫ પદચ્છેદ—**नु**-ત્યારે. **ईश**-હે પ્રભુ ! **तत्कृताः**-સંસારથી ઉત્પન્ન થએલા અને **तत् हेतवः**-સંસારના કારણરૂપ, ફરી સંસાર ઉત્પન્ન કરી આપનારા. **ये**-જે **अबुधानां लिंगभावाः इति लोभादयः**-અજ્ઞાનીઓના ચિન્હરૂપ છે એવા લોભાદિ. **कुतः**-તો આપને ક્યાંથીજ હોય ! **तथापि**-તો પણ. **धर्मस्य गुप्त्यै**-ધર્મની રક્ષા માટે. અને **खलनिग्रहाय**-ખળ પુરૂષોને શિક્ષા કરવા માટે. **भगवान् दंडं बिभर्ति**-ભગવાન્ દંડ ધારણ કરે છે.

૬ પદચ્છેદ—**त्वं**-આપ **जगतां पिता**-જગતોના પિતા છો. **त्वं जगतां गुरुः त्वं जगतां अधीशः**-તમે જગતોના ગુરૂ છો, તમે જગતોના અધીપતિ છો. **दुःखेन अत्येतुम्** (ઉલંઘન કરવાને) **शक्यः दुरत्ययः कालः इति त्वं**-ઉલંઘન ન કરી શકાય એવા કાળસ્વરૂપ આપ છો. **आत्मानं जगदीशं मन्यंते इति जगदीशमानिनः तेषां मानं विधुन्वन्**-જગતના ઇશ્વરપણાનું માન ધરાવનારા એમ લોકોના માનનો ભંગ કરનારા. **हिताय**-જગતના કલ્યાણ માટે દંડ ધારણ કરીને **स्वेच्छातनुभिः समीहसे** પોતાની મરજી પ્રમાણે ધારણ કરેલા અવતારોથી લીલા કરો છો.

**ષોને શિક્ષા કરવા માટેજ, ભગવાન દંડ ધારણ કરે છે. એટલે આપ દંડ ધારણ કરોછો. (૫) આપ બ્રહ્માંડોના પિતા છો; આપ બ્રહ્માંડોના ગુરૂ છો; આપ જગતોના અધીપતિ છો; અને ઉલંઘન ન કરી શકાય એવા કાળરૂપ પણ આપજ છો. પોતાની મરજી પ્રમાણે ધારણ કરેલા અવતારોમાં જગતના કલ્યાણ માટે દંડ ધારણ કરીને, આપ લીલા કરો છો. [૬].**

૪–૫–૬ વિવેચન—

'ભગવાન્ થઈને ઈંદ્રની ઈર્ષા કરી ?' અગર 'ભગવાન થઈને ગોવર્ધનનો પક્ષ કર્યો ?' અગર 'ભગવાન્ થઈને ગાયોમાં અને વ્રજવાસીઓમાં મમતા બાંધી ?' 'શું આ મમતા ભગવાનને રજળાવશે નહીં ?' વિગેરે અનેક તર્કો થાય. તે સંબંધમાં ચોથો અને પાંચમો શ્લોક શ્રીકૃષ્ણનું બ્રહ્મપણું સિદ્ધ કરીને, ઈશ્વરપણું–નિયંતાપણું–શમવિષયપણું–વ્યક્ત કરે છે. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**समोऽहं सर्वभूतेषु, न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजंति तु मां भक्त्या, मयि ते तेषु चाप्यहम् ॥२९॥** ગીતા અ. ૯.
**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृतां ॥** [ગીતા અ. ૪–૮].

ભાવાર્થ—'મારે સઘળા સરખા છે, તો પણ ભક્તો મને વ્હાલા છે અને દુષ્ટોને હું દંડ દઉં છઉં. કામ, ક્રોધ, અગર લોભ મારે આધીન છે, હું તેમને આધીન નથી.

**विशुद्धसत्त्वं**—ઈશ્વરમાં પ્રાકૃત સત્ત્વગુણ નથી. પણ દિવ્ય સત્ત્વગુણ છે. **ध्वस्त-रजस्तमस्कम्**-જેમાંથી રજ અને તમ ગુણો નાશ પામ્યા છે એવું. **श्रुति** કહે છે કે– '**अयमात्माऽपहतपाप्मा**–આ આત્મા પાપથી તદ્દન મુક્ત છે.'

ધામ શું ?—

**अपामधस्ताल्लोको वै, तस्योपरि महीधराः ।**
**नगानामुपरिष्टाद्भूः पृथिव्युपरि मानुषाः ॥**
**मनुष्यलोकादूर्ध्वन्तु, खगानां गतिरुच्यते ।**
**आकाशस्योपरि रविर्-द्वारं स्वर्गस्य भानुमान् ॥**
**देवलोकः परस्तस्माद्-विमानगमनो महान् ।**
**यत्राहं कृष्ण देवाना-मिंद्रे विनिहितः पदे ॥**
**स्वर्गादूर्ध्वं ब्रह्मलोको, ब्रह्मर्षिगणसेवितः ।**
**तत्र सोमगतिश्चैव, ज्योतिषां च महात्मनाम् ॥**
**तस्योपरि गवां लोकः, साध्यास्तं पालयंति हि ।**
**स हि सर्वगतः कृष्ण, महाकाशगतो महान् ॥** [હરિવંશ].

અર્થ—જળની નીચે એક લોક છે. તે લોક ઉપર પર્વતો છે. પર્વતોના ઉપર પૃથ્વી છે. પૃથ્વી ઉપર મનુષ્યો રહે છે. મનુષ્ય લોકોના ઉપર પક્ષીઓની ગતિ છે. આકાશના ઉપર રવિ છે. જે સ્વર્ગનું પ્રકાશીત દ્વાર છે. વિમાન ગમનનો જેમાં મહાન્ માર્ગ છે, એવો દેવલોક તેની ઉપર છે. હે કૃષ્ણ ! તે દેવલોકમાં દેવોના ઇંદ્રપદમાં હું સ્થપાએલો છઉં. સ્વર્ગથી ઉપર બ્રહ્મલોક છે. જ્યાં બ્રહ્મઋષિઓનાં ટોળાં રહે છે. તે બ્રહ્મલોકમાં ચંદ્રની

**અને** મોટા નક્ષત્રોની ગતિ છે. તેના ઉપર ગોલોક છે. સાધ્ય દેવો તેનું રક્ષણ કરે છે. હે કૃષ્ણ! મહાકાશમાં રહેલો મહાન્ એવો તે ગોલોક વ્યાપક છે.

પારકા માલનો ધણી થઇ પડનાર જેમ ગુન્હેગાર છે, તેમ ઈશ્વરે આપેલા ઐશ્વર્યનું અભિમાન કરનારો પણ ગુન્હેગાર છે. અભિમાન રહિત થઈને ઐશ્વર્ય ભોગવે, તે ઐશ્વર્યનો અધિકારી છે. રામાવતારમાં જનકને ઘેર, શ્રીરામે પરશુરામનું અભિમાન ઉતાર્યું હતું, પરશુરામ ઐશ્વર્યનો મદ નીચે મૂકીને, તપ કરવા ચાલ્યા ગયા હતા.

**દંડ અગર શિક્ષા**—શિક્ષાના બે પ્રકાર છે. આપણા હિતેચ્છુ તરફથી જે શિક્ષા થાય, તે શિક્ષા નથી, પણ અનુગ્રહ છે; અને વૈરીઓ તરફથી જે શિક્ષા થાય છે; તે શિક્ષા છે. માતા પિતાદિ વડીલ, ગુરૂ, શેઠ, સ્ત્રીને પતિ, પ્રજાને રાજા, અને જીવ માત્રને ઈશ્વર જે શિક્ષા કરે છે, તે અનુગ્રહરૂપ હોય છે. તે શિક્ષામાં કાંઇક લાભ હોય છે. ડૉક્ટર નસ્તર મૂકીને દરદીને મોટા ભયમાંથી બચાવે છે. પિતા પુત્રને લાત મારીને મોટા ભયમાંથી બચાવે છે. પતિ સ્ત્રીને ધમકાવીને, મોટા ભયમાંથી બચાવે છે. રાજા ચોરને બેચાર માસની કેદ મારીને, ચોરીની કુટેવમાંથી છોડાવે છે. ઈશ્વર મનુષ્યને માંદા પાડીને, આરોગ્યના નિયમોનું પાલન કરતાં શીખવે છે, વિગેરે.

શિક્ષાની બાબતમાં હજી વિશેષ ઉંડા ઉતરતાં જણાય છે કે—ગુન્હાઓ મટાડવા માટે, એક બીજું સબળ સાધન છે. તે એ કે-**વિચારનું વાતાવરણ-વિચારની શુદ્ધિ.** વિચારની શુદ્ધિ કરવાથી, જેટલા ગુન્હા અટકે છે, તેટલા ગુન્હાઓ શિક્ષા કરવાથી અટકતા નથી. ન્યાયાસનો ઉપર બેસીને બડા બડા ન્યાયાધીશો, સેંકડો વર્ષથી શિક્ષાઓ ફરમાવે છે; અને મોટાં મોટાં જંગી કેદખાનાઓમાં ગુન્હેગારોને પૂરીને, તેઓની પાસે વિવિધ પ્રકારની સખ્ત મજુરી લેવામાં આવે છે; તોપણ ગુન્હાનું પ્રમાણ દિનપ્રતિદિન વધતું જાય છે; આ પરિણામ સૂચવે છે કે-શિક્ષાથી ગુન્હા ઓછા થતા નથી, પણ જે કારણથી ગુન્હા થાય છે, તે કારણ દૂર કરવાથી, ગુન્હાઓ ઓછા થાય છે. માત્ર દવાખાનાઓ ખોલી આપવાથી, રોગો નાબુદ થતા નથી; પણ રોગો કેમ થાય છે? તેના કારણોનો વિચાર કરીને, તે કારણોને દૂર કરવાથી, રોગો નાબુદ થાય છે. ગુન્હાઓની પાછળ અને રોગોની પાછળ લખલૂટ દોલત વપરાય છે, પણ દુર્ભાગ્યે સરકારનું ધ્યાન આ વિષય તરફ ખેંચાતું નથી. આ કાર્ય દરેક નિશાળના માસ્તરો, અને દરેક ધર્મના ઉપદેશકો કરી શકે એવું છે. [ જેમને શાસ્ત્ર, સંત અને દેવ માન્ય ન હોય, એવા નાસ્તીકોને નિશાળના માસ્તર તરીકે નીમવા ન જોઇએ. ] રૂડા ઉપદેશકો આહાર વિહારના નિયમો આપીને, પ્રજાને રોગોથી બચાવી શકે; અને નીતિ, સત્ય, પ્રમાણિકતા, વિવેક, સંતોષનું વાસ્તવ સ્વરૂપ શીખવીને, પ્રજાને ગુન્હાઓમાંથી પણ બચાવી શકે. અત્યારે ગમે તે ન્યાયકોર્ટમાં નોંધાએલા ગુન્હાઓનું લીસ્ટ તપાસશો, તો ખાત્રી થશે કે, તે ગુન્હાઓમાંથી પોણા ભાગના ગુન્હાઓ, તદ્દન નજીવા કારણથી, અગર ગેરસમજથીજ ઉભા થયા હશે. તે પ્રમાણેજ ગમે તે દવાખાનામાં જઇને ત્યાં નોંધાયેલા રોગીના કેસો તપાસશો, તો ખાત્રી થશે કે-પોણા ભાગના દરદીઓ, નજીવી બેદરકારીથીજ-દવાખાનામાં ભીડ કરી રહ્યાં હશે. પોણા ભાગનો બોજો ન્યાય ખાતામાંથી ઓછો થાય, અને પોણા ભાગનો બોજો વૈદક ખાતામાંથી ઓછો થાય, તો સરકારને માથેથી કેટલો નકામો ખર્ચ ઓછો થાય, તેનો વિચાર તમેજ કરજો.

યાદ રાખજો કે–ઇટ, ચૂનો અને પથરાની ભીંતોમાં તથા લોખંડની બેડીયોમાં, અશુદ્ધ વિચારને શુદ્ધ કરવાની જેટલી શક્તિ છે; તેના કરતાં ચારિત્રવાન્ ઉપદેશકના વચનોમાં વધારે શક્તિ છે. ઇટ, ચૂનાની ભીંતો અને બેડીઓ શરીરને બંધન કરે છે, વિચારને નહિં. વિચાર વાયુના જેવો સ્વતંત્ર છે, તે પહેરેગીરના પહેરામાંથી સટકી જાય છે. તે લોઢાના સળીયાની જાળીયોને લેખવતો નથી. તે પત્થરની ભીંતોને હસી કાઢે છે. તે ફાંસીના લાકડાના ભયને ઓળખતો નથી.

**ચોપાઇ**—' ઢોર-ગમાર-શુદ્ર-પશુ-નારી, એ સબ તાડનકે અધિકારી. '

[ તુલસીદાસ ]

જે મનુષ્યો તદ્દન પશુ જેવાં હોય છે, કોઇ રીતે સમજતાં નથી; તેમને કેદખાનાની શિક્ષા અમુક સમય કબજામાં રાખે છે; અને અમુક પ્રમાણમાં તેઓ ફરી ગુન્હા કરતાં ડરે છે. બાકી વિચારની શુદ્ધિ, ગુન્હાઓને જેટલી અસર કરે છે, તેટલી અસર શિક્ષા કરી શકતી નથી. વિચારોવડે મગજમાં પડેલા ચિલા બે પ્રકારના હોય છે. શુદ્ધ વિચારથી પડેલા ચિલા સારા કાર્ય તરફ મનુષ્યને દોરી જાય છે; અને અશુદ્ધ વિચારથી પડેલા ચિલા મનુષ્યને દુરાચરણ તરફ દોરી જાય છે.

વ્હાલાં ભાઇઓ અને બ્હેનો ! ભલે તમે કથા સાંભળવા જ્યાં ત્યાં દોડતાં હશો; મંદિરે મંદિરે દર્શન કરતાં હશો; સાધુ સંતને દેખાને ચેલાં થઇ જતાં હશો–ગીતાદિ વાંચતા હશો–પણ તમે તમારાં કપડાં સાચવો છો, એટલું તમે તમારૂં મન સાચવતા નથી. ઘરનો દિવો સાચવો છો, એટલું તમે તમારૂં મન સાચવતા નથી. તમારી ગટર અગર તમારૂં ઝાઝરૂં સાચવો છો, એટલું પણ તમે તમારૂં મન સાચવતા નથી. ગટર અગર ઝાઝરૂ ગંધાય, તો પાણીની બે પાંચ ડોલ નાંખીને, તમે તેને તુરત સાફ કરો છો; પણ તમારૂં મન ગંધાય–મનમાં અનેક કુવિચાર આવે: તેને શુદ્ધ કરવા તમે કયા ઉપાય લ્યો છો ? તેનો તમે પોતેજ વિચાર કરી જુઓ. અનેક જન્મોથી કુવિચારની–કુવાસનાની ગંધ, તમારા મનમાં એકઠી થતી આવે છે, તે તમામ ગંધને ધોઈ નાંખવા માટે, ઇશ્વિરે તમને આ તક આપી છે. શાસ્ત્રો, સંતો અને દેવો જ્યાં ત્યાં–દરેક ધર્મમાં, અગર દરેક સંપ્રદાયમાં, તમને ચેતવણી–નોટીસ–આપી રહ્યાં છે; છતાં તમે નહીં માનો, તો આ જે સત્તા–આ જે સુખ–તમને પ્રભુએ આપ્યુ છે, તે પ્રભુ છીનવી લેશે: અને તમને પશુપક્ષીની નીચ યોનીરૂપી ગમે તે જેલમાં પૂરી દેશે.

**સંસાર**—લોભાદિ દોષો અંતકોટિના મહાત્માઓમાં સંભવતા નથી: ત્યારે તે મહાત્માઓ જેમને ભજી રહ્યા છે, તેવા પરમાત્મામાં કેમ સંભવે ? ન જ સંભવે.

ફરી આગળ સ્તુતિ કરે છે—**इंद्रवंशा**—

**ये मद्विधाज्ञा जगदीशमानिनस्- त्वां वीक्ष्य कालेऽभयमाशु तन्मदम् ॥**
**हित्वार्यमार्गं प्रभजन्त्यपस्मया, ईहा खलानामपि तेऽनुशासनम् ॥७॥**

૭ પદચ્છેદ—**मद्विधाः अज्ञाः ये जगदीशमानिनः इति वयं**-જગતના અધિપતીપણાનું અભિમાન ધરાવનારા અમારા જેવા મૂર્ખ લોકો. **काले**-(આવા) કઠીન સમયમાં **त्वां अभयं वीक्ष्य**-આપને અભય જોઇને. **आशु**-તુરત **तन्मदं हित्वा**-જગદીશપણાના અભિમાનને તજી દઇને. **अपगतः स्मयः येषां ते अपस्मयाः**-ગર્વરહિત થઇને. **आर्य-**

उपजाति—

**स त्वं ममैश्वर्यमदप्लुतस्य, कृतागसस्तेऽविदुषः प्रभावम् ॥**
**क्षन्तुं प्रभोऽथार्हसि मूढचेतसो, मैवं पुनर्भून्मतिरीश मेऽसती ॥८॥**
**तवावतारोऽयमधोक्षजेह, स्वयंभराणामुरुभारजन्मनाम् ॥**
**चमूपतीनामभवाय देव, भवाय युष्मच्चरणानुवर्तिनाम् ॥९॥**

**અર્થ**—જગત્‌ના અધિપતિપણાનું અભિમાન ધરાવનારા અમારા જેવા મૂર્ખ લોકો, (જળપ્રલય જેવા–આવા) કઠીન કાળમાં, આપને અભય દેખીને, તુરતજ જગદીશપણાના અભિમાનને તજી દે છે, એટલે ગર્વરહીત થઇને–ઉત્તમ માર્ગને પકડે છે; તેથી આપની જે લીલા છે, તે ખળ પુરૂષોને દંડરૂપ છે. (૭)

અર્થ—તેથી હું કે જે ઐશ્વર્યના મદથી ઘેરાએલો છઉં, અને આપનો અપરાધી છઉં, અને વળી આપના પ્રભાવને જાણતો નથી, તેના ઉપર આપે ક્ષમા કરવી ઘટે છે. વળી હું કે જે મૂઢ બુદ્ધિવાળો છઉં, તેની આવી દુષ્ટ-બુદ્ધિ ફરીને કદિ થશો નહીં. (૮)

**અર્થ—હે પ્રભુ ! હે દેવ !** જેઓ પોતે ભારરૂપ છે તેમના, અને મોટા ભારને ઉત્પન્ન કરનારા સેનાપતિઓના નાશને માટે, અને આપના ચરણ સેવનારા લોકોના કલ્યાણ માટે, આ લોકમાં આપનો અવતાર છે. [ માટે હું અત્યંત અપરાધી છઉં, તોપણ આપનો સેવક છઉં, તેથી મારા ઉપર આપે ક્ષમા કરવી જોઇએ, ] (૯)

૭–૮–૯ વિવેચન—

સતી સ્ત્રીને સતાવતાં, તેનું અંતીમ પરિણામ જોઈને, જેમ સતાવનાર પ્રીકો પડી

**मार्गं प्रभजंति**–ઉત્તમ માર્ગને પકડે છે. તેથી તે **ईहा**–આપની લીલા. **अपि**–પણ **खलानां अनुशासनं**–ખલ પુરૂષોના દંડરૂપ છે.

૮ પદચ્છેદ—**अथ**–તેથી **हे प्रभो !**–હે પ્રભુ, **ऐश्वर्येण मदः तेन प्लुतः** (ઘેરાએલો) **तस्य इति मम**–હું કે જે ઐશ્વર્યના મદની ઘેરાએલો છઉં તેના. **कृतं आगः** (અપરાધ) **येन सः तस्य इति मम**–હું કે જે તમારો અપરાધી છઉં તેના. **प्रभावं अविदुषः- इति मम**–હું કે જે તમારા પ્રભાવને જાણતો નથી તેના **स त्वं क्षंतुं अर्हसि**–ઉપર તમારે ક્ષમા કરવી ઘટે છે. **ईश**–હે પ્રભુ ! **मूढचेतसः इति मे**–હું કે જે મૂઢ બુદ્ધિવાળો છઉં તેની **एवं असतीः मतिः**–આવી દુષ્ટ બુદ્ધિ. **पुनः मा भूत्**–ફરી થશો નહીં.

૯ પદચ્છેદ—**हे अधोक्षज**–હે પ્રભુ ! **हे देव**-હે દેવ. **स्वतः एव भारभूतानां स्वयंभराः तेषां**–પોતે ભારરૂપ છે તેમના અને **उरुभारस्य जन्म येभ्यः ते तेषां इति चमूपतीनां**–મોટા ભારને ઉત્પન્ન કરનારા સેનાપતિઓના. **अभवाय**–નાશને માટે. **तव चरणौ अनुवर्तते इति युष्मच्चरणानुवर्तिनः तेषां भवाय**–તમારા ચરણ સેવનારાઓના કલ્યાણને માટે. **इह अयं तव अवतारः**–આ લોકમાં આપનો આ અવતાર છે.

જાય, પોતાનો તંત તજી દે–પોતાનું દેહાભિમાન ઢીલું કરી નાંખે; તેમ શ્રીકૃષ્ણની પરીક્ષા કરનારો ઇંદ્ર, શ્રીકૃષ્ણનું સામર્થ્ય જોઇને, ઢીલો પડી ગયો.

**'મદ તજે ત્યારેજ આર્ય માર્ગે ચડે'**—આ વાત દરેક મુમુક્ષુઓના હૃદયમાંચોટી દેવા જેવી છે. સાત્વિક અહાર વિહાર અને સાત્વિક પોશાક મદત્યાગના પ્રથમ પગથીયાં છે.

**एव असती मतिः पुनः मा भूत्**—ઇંદ્ર પ્રાર્થના કરે છે કે–'ફરીથી મારી આવી દુષ્ટ બુદ્ધિ થશો નહીં.' તો પણ આગળ પારિજાતકના કેસમાં, ઇંદ્ર ભૂલો પડીને શ્રીકૃષ્ણ સાથે લડશે. લક્ષ્મીના મદમાં છલકાતા જીવો–'અબી બોલે, અબી ફોક.'

જેમ ગમપ્લાસની પટી, ગુંબડાની ગાંઠને વેરી નાંખે છે, જેમ અર્જુને ગીતા સાંભળીને દેહાભિમાનને વેરી નાંખ્યું; જેમ સીંધુ દેશના રહુગણ રાજાએ, જડભરતના ઉપદેશથી, દેહાભિમાનની ગાંઠ વેરી નાંખી; જેમ દેવહુતિએ કપિલના ઉપદેશથી આવરણ તોડી નાંખ્યાં. જેમ પરીક્ષિતે ભાગવત સાંભળીને, હસ્તીનાપુરના રાજાપણાને વેરી નાંખ્યું, તેમ તમે–કથા-શ્રવણથી–જ્ઞાન વૈરાગ્યાદિ સાધનોથી, તમારા દેહાભિમાનને વેરી નાંખતા રહેજો; નહીંતો તમે પણ ઇંદ્ર જેવાજ છો–શ્રીકૃષ્ણ સાથે લડનારા છો.

૯ મો શ્લોક '**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृतां**'ના અર્થ સાથે મળીને, ગીતાની સાથે પોતાની એકતા સૂચવે છે. તે શ્લોકમાં એવો પણ ભાવ છે કે–'હે શ્રીકૃષ્ણ ! મને દુષ્ટ ગણીને, મારો નાશ કરશો નહીં; પણ મને આપનો ભક્ત ગણીને, આપ મારી રક્ષા કરજો.'

હવે આગળ સ્તુતિ કરે છે—

**नमस्तुभ्यं भगवते, पुरुषाय महात्मने ॥**
**वासुदेवाय कृष्णाय, सात्वतां पतये नमः ॥ १० ॥**
**स्वच्छन्दोपात्तदेहाय, विशुद्धज्ञानमूर्तये ॥**
**सर्वस्मै सर्वबीजाय, सर्वभूतात्मने नमः ॥ ११ ॥**
**मयेदं भगवन्गोष्ठ–नाशायासारवायुभिः ॥**
**चेष्टितं विहते यज्ञे, मानिना तीव्रमन्युना ॥ १२ ॥**

---

૧૦ પદચ્છેદ—**भगवते**–ષડ્ગુણયુક્ત પ્રભુ છે તેમને. **पुरुषाय**–અંતર્યામિ. **महात्मने**–મહાન્ આત્મારૂપ પરિચ્છેદરહિત. **वासुदेवाय कृष्णाय**–વસુદેવના પુત્ર કૃષ્ણને. **सात्वतां पतये इति तुभ्यं नमः**–યાદવોના પતિ એવા આપને હું નમસ્કાર કરૂં છઉં.

૧૧ પદચ્છેદ—**स्वेषां** (ભક્તોની) **छंदेन** (ઇચ્છાથી) **उपात्तः देहः येन सः तस्मै**–જેણે પોતાના ભક્તોની ઇચ્છાથી દેહ ધારણ કર્યો છે એવા. **विशुद्धं ज्ञानं एव मूर्तिः यस्य सः तस्मै**–શુદ્ધ જ્ઞાનરૂપ મૂર્તિવાળા. **सर्वस्मै**–માયાથી સર્વરૂપ. **सर्वबीजाय**–સર્વની કારણરૂપ. **सर्वभूतात्मने नमः**–સર્વ પદાર્થોના આત્મારૂપ આપને હું પ્રણામ કરૂં છઉં.

૧૨ પદચ્છેદ—**हे भगवन्**–હે પ્રભુ ! **यज्ञे विहते**–યજ્ઞનો ભંગ થતાં. **तीव्रः मन्युः यस्य सः तेन–इति मया मानिना**–હું કે જેને બહુ ક્રોધ થયો હતો તથા હું કે જે અભિમાની છઉં તેનાથી. **आसारवायुभिः**–વરસાદ અને પવનથી. **गोष्ठस्य नाशाय**–વ્રજના નાશ માટે. **इदं चेष्टितं** આ કૃત્ય કરાયું છે.

**त्वयेशानुगृहीतोऽस्मि, ध्वस्तस्तम्भो हतोद्यमः ॥**
**ईश्वरं गुरुमात्मानं, त्वामहं शरणं गतः ॥ १३ ॥**

**અર્થ**—આપ કે જે ભગવાન્ છે, પુરૂષાકાર અગર અંતર્યામી છે; પરિચ્છેદ રહિત છો, વસુદેવના પુત્ર કૃષ્ણ છો, તથા યાદવોના પતિ છે, તેમને હું નમસ્કાર કરૂં છઉં. (૧૦) ભક્તોની ઇચ્છા પ્રમાણે અવતાર લેનારા, શુદ્ધ જ્ઞાનરૂપ મૂર્તિવાળા, માયાથી સર્વરૂપ બનેલા, સર્વના કારણરૂપ અને સર્વ પદાર્થોના આત્મારૂપ, એવા આપને હું પ્રણામ કરૂં છઉં. (૧૧) હે ભગવન્! યજ્ઞનો ભંગ થતાં, મેં ઘણા ક્રોધથી અને અભિમાનથી, વરસાદ તથા પવન વડે વ્રજનો નાશ કરવા માટે આ કૃત્ય-આ ગોઠવણ-કરી હતી. (૧૨)

**અર્થ**—હે નાથ! તમે મારા ઉદ્યમને નિષ્ફળ કર્યો, તેથી મારા ગર્વનો નાશ થયો. આ પ્રમાણે તમે મારા ઉપર અનુગ્રહ કર્યો. આપ કે જે ઈશ્વર, ગુરૂ અને પરમાત્મારૂપ છે, તેમને શરણે હું આવ્યો છઉં. (૧૩)

૧૦ થી ૧૩ વિવેચન—

શ્રીકૃષ્ણનો દેહ પંચમહાભૂતનો કે નહીં?

**यद्यात्मको भगवांस्तदात्मिका व्यक्तिः ॥**

શ્રુતિ કહે છે કે-'ભગવાન્ દિવ્ય છે માટે તેમનું શરીર પણ દિવ્ય છે.'

**यो वेत्ति भौतिकं देहं, कृष्णस्य परमात्मनः ॥**
**स सर्वस्माद्बहिः कार्यः, श्रौतस्मार्तविधानतः ॥**
**मुखं तस्यावलोक्यापि, सचेलं स्नानमाचरेत्** ॥ સ્મૃતિઃ ]

**અર્થ**—શ્રીકૃષ્ણનો દેહ, જેઓ પંચમહાભૂતનો બનેલો કહે, તેઓ શ્રૌતસ્માર્તકર્મથી બહિષ્કાર કરવા યોગ્ય છે. તેમનું મુખ જોવામાં આવે, તો તે જે કપડાં પહેરીને તે મુખ જોયું હોય, તે કપડાં બોળીને સ્નાન કરવું જોઇએ.

બારમા શ્લોકમાં ઇંદ્ર પોતે પોતાનો અપરાધ કબુલ કરે છે.

**तीव्र मन्युना**—ક્રોધ તો ઘણાને થાય છે; પણ ઐશ્વર્ય વાળાને તીવ્રક્રોધ થાય છે. ગરીબ ધણી સ્ત્રીને લડયો હોય, તો બે તમાચા મારે, અગર બે પાંચ ગાળ દે; પણ ધનવાન્ ધણી સ્ત્રીને લડયો હોય, તો હજારો દિવસ સુધી સ્ત્રીએ કરેલી સેવાને ભૂલી જાય, અને વળી તેજ દિવસે, બીજી સ્ત્રી પરણી લાવે. ઘણા દિવસથી સાથે રહેનારી સ્ત્રીનું જીવતર સહેજમાં બગાડી નાંખે. તે પ્રમાણે હજારો વરસથી યજ્ઞનો ભાગ લેનારા ઇંદ્રને, એક યજ્ઞમાંથી ભાગ ન મળ્યો,' તેની ખાતર, વ્રજવાસીઓનો સમૂળગો નાશ કરવાની ઇંદ્રે તયારી

૧૩ પદચ્છેદ—**ईश**-હે નાથ! **हतः उद्यमः यस्य सः इति अहं**-તમે મારા ઉદ્યમને નિષ્ફળ કર્યો તેથી. **ध्वस्तः स्तंभः यस्य सः**-મારા ગર્વનો નાશ થયો. આ પ્રમાણે **त्वया अनुगृहीतः अस्मि**-તમે મારા ઉપર અનુગ્રહ કર્યો. **ईश्वरं गुरुं आत्मानं इति त्वां**-આપ કે જે ઇશ્વર, ગુરૂ અને આત્મારૂપ છો તેમને. **अहं शरणं गतः**-હું શરણે આવ્યો છઉં.

કરી. [ઇશ્વરની પાસે ધન માગો, ત્યારે સાથે સાથે ધીરજ અને વિવેકની માગણી પણ કરજો. ધીરજ અને વિવેકથી ધન શોભશે.]

તેરમા શ્લોકમાં-' [**हतोद्यमः**] ઉદ્યમ વૃથા જવાથી હું [**ध्वस्तस्तंभः**] ગર્વરહિત થયો,' એમ ઇંદ્રે કહ્યું. જ્યાં સુધી ઉદ્યમ સફળ થાય, ત્યાંસુધી માણસમાત્ર, જશ માત્રનો ધણી થઇને બેસે. ત્યાંસુધી તે એમજ સમજે કે-'મારા જેવો કોઇ કુશળ, ડાહ્યો, સર્વજ્ઞ, ચપળ નથી. હું જે ધારૂં તે કરી શકું-વિગેરે ' જ્યારે ઉદ્યમ નિષ્ફળ જાય; ત્યારેજ પોતાની પાછળ રહેલી કોઇ મહાન્ શક્તિને તે ઓળખે.

**દ્દષ્ટાંત**—અમેરિકાના સીવીલસર્જને હાથ ખંખેર્યા, ત્યારેજ નાસ્તીકોના નાયક બળદેવભાઇ બેરીસ્ટરે, શ્રીકૃષ્ણને સંભાર્યા. ત્યારેજ તેમને ખાત્રી થઈ કે-'જગતમાં સુખનાં સાધનો અનેક છે, પણ તેમની પાછળ કોઇ નિયંતા છે. સુખદુઃખ કોઇના ચલાવ્યાં ચાલે છે-દોર્યા દોરાય છે. મનુષ્ય ઉપરઉપરથી સ્વતંત્ર જણાય છે, પણ ઘડી પછી, તે કેવા સુખદુઃખમાં જઇને ઉભો રહેશે, તેની તેને પોતાને ખબર નથી. હું નહોતો જાણતો કે હું આટલો બધો વહેલો મરીશ. મેં વકીલાત કરીને અનેક ગુન્હેગારોને નિર્ભય કર્યા. ત્યારે મને અત્યારે કોણ નિર્ભય કરે ! અત્યારે મારૂં વકીલાત નામું કોણ સ્વિકારે ? મારે માટે ઇશ્વરની અદાલતમાં, હાથપગ પછાડીને કોણ દલીલો કરે ? મારા અપરાધનો પાર નથી, પણ ઈશ્વર દયાળુ છે, તે વાત હું ચોક્કસ જાણું છઉં. મારે અત્યારે કોઈ મજબૂત મદદની જરૂર છે.' આ વાત સાંભળીને તેમની સ્ત્રી **ધીરૂમતી**એ તેમને ધીરજ આપીને કહ્યું કે-' હે પ્રભુ ! ઇશ્વિરનું ઘર જેટલું વેગળું છે, તેટલુંજ નજદીક છે. ઈશ્વિરની શક્તિ સંબંધી આપને સાચી ખાત્રી થઈ હોય, તો હું આપનો વકીલ થાઉં; અને હું આપને ઇશ્વરની અદાલતમાં બચાવું.' વકીલ રાજી થયા. જેમ જુદા પાટા ઉપર વાળેલી રેલ્વે, જુદે રસ્તે ચાલી જાય, તેમ ધીરૂમતીએ બારીસ્ટર સાહેબની વૃત્તિ શ્રીહરિને રસ્તે ચડાવી. શ્રીકૃષ્ણની મોટી છબી અને એક તુલસીનો છોડ મરનારની નજર પડે-ત્યાં સામે-ગોઠવી દીધાં. ત્રણ ઘીના દીવા કરાવ્યા. દવાની શીશીઓને દૂર કરી, તેની જગ્યાએ સુગંધીદાર પુષ્પો ગોઠવી દીધાં. ઓરડાના ચારે ખૂણામાં સુંદર ધૂપનાં કુંડાં ગોઠવી દીધાં. માંદાનો ઓરડો દેવભૂમિ જેવો થયો-દેવોને પધારવા જેવો થયો. પછી સ્ત્રીએ તેમનું મસ્તક પોતાના ખોળામાં લઇને, ગંગાજળનું પાન કરાવ્યું. 'ॐ નમો ભગવતે વાસુદેવાય'નો મંત્ર મુખમાં આપ્યો. વચ્ચે વચ્ચે ધીરૂમતી-'જગત મિથ્યા અને બ્રહ્મસત્ય'-સંબંધી સુંદર પદો મધુર કંઠેથી ગાતી હતી, અને બારીસ્ટર સાહેબ તાલ આપતા હતા. તાલ આપતાં આપતાં ' ॐ નમો ભગવતે '-કહેતાં કહેતાં, બારીસ્ટર સાહેબ હસતાં હસતાં ચાલ્યા ગયા. વિગેરે વિગેરે.

મહાન્ સીકંદરને મરણ વખતેજ ઇશ્વર યાદ આવ્યા. ઔરંગજેબે મરણ પથારીએ અલ્લાહ પોકાર્યા. નેપોલીયન બોનાપાર્ટને સેંટ હેલીના ટાપુમાં આવ્યા પછી, ખાત્રી થઈ કે-' કરતા હરતા નારાયણ છે-હું જગતમાં કાંઈ નથી.' તેમ શ્રીકૃષ્ણનું સામર્થ્ય જોઇને ઇંદ્રને ખાત્રી થઈ કે-'ઇશ્વર પાસે ઇંદ્ર કાંઇ ચીજ નથી.'

ઇંદ્રની સ્તુતિ સાંભળીને શ્રીકૃષ્ણ જવાબ આપે છે.

**श्रीशुक उवाच ॥**

**एवं संकीर्तितः कृष्णो, मघोना भगवानमुम् ॥**
**मेघगम्भीरया वाचा, प्रहसन्निदमब्रवीत् ॥ १४ ॥**

**श्री भगवानुवाच ॥**

**मया तेऽकारि मघवन्,मखभङ्गोऽनुगृह्णता ॥**
**मदनुस्मृतये नित्यं, मत्तस्येन्द्रश्रिया भृशम् ॥ १५ ॥**
**मामैश्वर्यश्रीमदान्धो, दंडपाणिं न पश्यति ॥**
**तं भ्रंशयामि संपद्भ्यो, यस्य चेच्छाम्यनुग्रहम् ॥ १६ ॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-ઉપર પ્રમાણે ઇંદ્રથી સ્તુતિ કરાએલા ભગવાન્ શ્રીકૃષ્ણ, ઇંદ્રને મેઘસરખી ગંભીર વાણીથી હસતાં હસતાં નીચે પ્રમાણે કહેવા લાગ્યા-[૧૪]. 'હે ઇંદ્ર! તને દેવતાઓની લક્ષ્મીથી ઘણોજ મદ થઇ ગયો હતો, તેથી તને નિરંતર મારૂં સ્મરણ રહે એવા હેતુથી, મેં તારા ઉપર કૃપા કરીને, આ યજ્ઞનો ભંગ કર્યો છે. [૧૫]

અર્થ—હું કે જે દંડ ધારણ કરનાર છઉં, તેને ઐશ્વર્ય અને લક્ષ્મીના મદથી આંધળો થએલો પુરૂષ દેખતો નથી. જેને હું અનુગ્રહ કરવા ધારૂં છઉં, તેને હું સંપત્તિથી ભ્રષ્ટ કરૂં છું. [૧૬]

૧૪-૧૫-૧૬ વિવેચન—

પતંગ ચડાવનાર પતંગને ઠુમકા મારે છે, તે પતંગ ઉતારવા નહીં; પણ પતંગને ઉંચે ચડાવવા; તેમ પ્રભુ જીવને ઠુમકા મારીને-દુઃખના દર્શન કરાવીને, પોતા તરફ ખેંચે છે. બળીરાજાને બાંધ્યા પછી વિષ્ણુએ બ્રહ્માજીને કહ્યું હતું કે—

---

૧૪ પદચ્છેદ—**एवं**-ઉપર પ્રમાણે-**मघोना संकीर्तितः कृष्णः भगवान्**-ઇંદ્રથી સ્તુતિ કરાએલા ભગવાન્ શ્રીકૃષ્ણ **अमुम्**-ઇંદ્રને**मेघगंभीरया वाचा**-મેઘ સરખી ગંભીર વાણીથી **प्रहसन् इदम् अब्रवीत्**-હસતા હસતા નીચે પ્રમાણે બોલ્યા.

૧૫ પદચ્છેદ—**हे मघवन्**-હે ઇંદ્ર! **इंद्रस्य श्रिया भृशम् मत्तः तस्य-इति तव**-ઇંદ્રની લક્ષ્મીથી ઘણો મદ થયો એવો જે તું તેનો એટલે તારો **मखभंगः**-યજ્ઞનો ભંગ **नित्यं मम अनुस्मृतिः तस्यै**-સદા મારા સ્મરણ માટે. **अनुगृह्णता इति मया**-હું કે જે અનુગ્રહ કરનાર છઉં તેનાથી **अकारि**-કરવામાં આવ્યો છે.

૧૬ પદચ્છેદ—**दंडपाणिं**-હું કે જે દંડ ધારણ કરનાર છઉં તેને **ऐश्वर्यं च श्रीमदश्च ऐश्वर्यश्रीमदौ ताभ्यां अंधः**-ઐશ્વર્ય અને લક્ષ્મીના મદથી આંધળો બનેલો. **न पश्यति**-દેખતો નથી. **च**-પણ **यस्य अनुग्रहं इच्छामि**-જેને હું અનુગ્રહ કરવા ચાહું છઉં. **तं संपद्भ्यः**-તેને સંપત્તિથી **भ्रंशयामि**-ભ્રષ્ટ કરૂં છઉં.

ब्रह्मन् यमनुगृह्णामि, तद्विशो विधुनोम्यहम् ॥
यन्मदः पुरुषः स्तब्धो, लोकं मां चावमन्यते ॥ २४ ॥

વિગેરે [ શ્રીમદ ભાગવત સ્કંધ. ૮–૨૨ ].

'મારા ભક્તોને કોઈ પણ પ્રકારનો મદ થાય, તો તે મદને હું હરિ લઉં છઉં.'

બાળકને રમાડનાર રમકડું. રમકડું લઈ લ્યો, કે તુરત તે પોતાની માને બોલાવે. જુવાનને રમાડનાર સ્ત્રી. સ્ત્રીને લઈ લ્યો, કે તે તુરત બૂમ મારે. તેમ જીવ માત્રને રમાડનાર પરિવાર અને સંપત્તિ. પરિવાર અને સંપત્તિનો નાશ થાય, તો જીવ તુરત ઉંચે–ઈશ્વર સામે જુએ. જેમ વાયુથી દીવો બુઝાઇ જાય, તેમ વિષયોથી બુદ્ધિ નાશ પામે. વિષયો ઐશ્વર્ય અને શ્રીને આશરે રહે. ઐશ્વર્ય અને શ્રીનો નાશ થાય, તો વિષયોનો પણ નાશ થાય. જેની આંખમાં કણાં પડયાં હોય છે, તે જેમ સૂર્ય સામે જોઈ શકતો નથી; તેમ જેમને ઐશ્વર્ય અને લક્ષ્મી પ્રાપ્ત થયાં હોય, તે સ્ત્રી અગર પુરૂષ-**पीत्वा मोहमयीं प्रमादमदिरां**–મોહમયી મદિરાને પીઈને–ઉન્મત્ત રહે છે. તેની નજર પાસે અનેક મરી જાય છે, અને અનેક પાયમાલ થાય છે, તોપણ તે ઉન્મત્ત સ્ત્રી અગર પુરૂષ, કાળરૂપી ઇશ્વરને ઓળખતાં નથી. ઈશ્વર કૃપા કરીને તેમનું આવરણ (ઐશ્વર્ય) ખસેડી લે, તો ઉન્મત્ત ડાહ્યાંડમરાં બની જાય.

હવે શ્રીકૃષ્ણ ઈંદ્રને રવાના કરે છે—

गम्यतां शक्र भद्रं वः, क्रियतां मेऽनुशासनम् ॥
स्थीयतां स्वाधिकारेषु, युक्तैर्वः स्तम्भवर्जितैः ॥ १७ ॥

**અર્થ--હે ઈંદ્ર! જાઓ, તમારૂં ભલું થશે. [એટલે- મારા તરફથી તમને કોઇ પણ પ્રકારની ઇજા થશે નહીં.] હવે મારી આજ્ઞા પ્રમાણે ચાલજો. ગર્વ રહીત થઈને, તમારી ફરજમાં સાવધાન રહીને, તમારા પોતાપોતાના સ્વાધિકારમાં રહેજો, [ ૧૭ ]**

૧૭ વિવેચન—

આજ્ઞાનું રહસ્ય–જે બાળકો માતાપિતાની આજ્ઞા પાળે, તે બાળકો સુખી હોય; પતિની આજ્ઞા પાળે, તે સ્ત્રી સદા સુખી હોય; શેઠની આજ્ઞા પાળે, તે ગુમાસ્તો સદા સુખી હોય; તે પ્રમાણેજ ઇશ્વરની આજ્ઞા પાળે, તે જીવ સદા સુખી હોય. અત્યારે જ્યાં જોઇએ ત્યાં દુઃખનાં રોદડાં છે. દુઃખનાં અનેક કારણોમાં આજ્ઞાનો અનાદર, એક મુખ્ય કારણ છે. જે જીવો પાપકર્મ ભોગવવા આવ્યાં હોય છે, તે જીવો અનાયાસે અવળાં હોય છે. તેઓ **હા** ને અને **ના** ને વેર કરી બેઠાં હોય છે. તમારામાં કોઇ એવાં હા-તો ધીરજ રાખીને ખંતથી તે કુટેવને તજી દેજો આવા અવળા જીવો દીન પ્રતિદીન દુઃખમાં દટાતાં જાયછે. દેવદર્શન કરો, અગર કથાવાર્તા સાંભળો, પણ તમે વડીલોની આજ્ઞાનો અનાદર કરતાં હો,

૧૭ પદચ્છેદ– **हे शक्र**-હે ઈંદ્ર! **गम्यतां**–જાઓ. **वः भद्रं**-તમારૂં કલ્યાણ થશે. **मे अनुशासनं क्रियतां**–હવે મારી આજ્ઞા પ્રમાણે ચાલજો. **स्तंभवर्जितैः युक्तैः**–ગર્વ-રહિત અને સાવધાન ક્રિયાઓ વડે. **वः स्वाधिकारेषु स्थीयतां**–તમારા પોત પોતાના સ્વાધિકારમાં રહેજો. [બ્રહ્માદિ દેવો સાથે હોવાથી બહુ વચન વાપર્યું.]

તો આ બધું પાણી વલોવવા જેવું છે. બાળકોએ માબાપની આજ્ઞા, અને સ્ત્રીઓએ પતિની આજ્ઞા અવશ્ય પાળવી. એટલું સિદ્ધ થયા પહેલાં, કથાવાર્તા કલ્યાણ કરી શકશે નહીં.

જીવનની મુક્તિ-નાટકશાળામાં રાજા બાદશાહના અનેક ખેલ પહેરે, પણ તેમાં એક્ટરો જેમ આસક્ત થતા નથી; તેમ જીવોએ આ સંસારમાં ઇશ્વર રૂપી સૂત્રધારની આજ્ઞાનુસાર, અનેક ખેલ ભજવવા-કાર્ય કરવાં-પણ-'તે તમામ ઇશ્વરનું છે, અને જે કાંઈ થયું, તે ઇશ્વરની પ્રેરણાથી થયું છે.' એમ સમજીને, સંસારમાં આસક્ત થવું નહીં.

( ઇંદ્રને જવાની આજ્ઞા કરી; પણ અભિષેક કરવા માટે ઇંદ્ર ત્યાં ઉભો રહ્યો. )

હવે સુરભિ શ્રીકૃષ્ણ પાસે આવે છે, અને પ્રાર્થના કરે છે—

**अथाह:सुरभिः कृष्ण-मभिवाद्य मनस्विनी ॥**
**स्वसन्तानैरुपामंत्र्य, गोपरूपिणमीश्वरम् ॥१८॥**

**सुरभिरुवाच ॥**

**कृष्ण कृष्ण महायोगिन्, विश्वात्मन् विश्वसंभव ॥**
**भवता लोकनाथेन, सनाथा वयमच्युत ॥१९॥**
**त्वं नः परमकं दैवं, त्वं न इन्द्रो जगत्पते ॥**
**भवाय भव गाविप्र-देवानां ये च साधवः ॥२०॥**
**इन्द्रं नस्त्वाभिषेक्ष्यामो, ब्रह्मणा नोदिता वयम् ॥**
**अवतीर्णोऽसि विश्वात्मन्, भूमेर्भारापनुत्तये ॥२१॥**

---

૧૮ પદચ્છેદ—**अथ**-પછી **स्वसंतानैः**-પોતાના સંતાનોસહિત **मनस्विनी सुरभिः**-ઉદાર મનવાળી કામધેનુએ. **गोपरूपिणम् ईश्वरम् इति कृष्णं**-ગોપરૂપ શ્રીકૃષ્ણ ભગવાનને **अभिवाद्य**-પ્રણામ કરીને અને **उपामंत्र्य**-સંબોધીને. **आह**-બોલી કે—

૧૯ પદચ્છેદ—**सुरभिः उवाच**-સુરભિ બોલી. **कृष्ण ! कृष्ण ! महायोगिन्**-હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મહાયોગિ ! **विश्वात्मन्**-હે જગતના આત્મા. **विश्वसंभव**-હે જગતને ઉત્પન્ન કરનાર **अच्युत !**-હે અચ્યુત. **भवता लोकनाथेन**--આપ કે જે પ્રાણીઓના નાથ છો તેમનાથી. **वयं सनाथाः**-અમે સનાથ થયા છીએ. ધણીયાતા થયા છીએ.

૨૦ પદચ્છેદ—**त्वं**-આપ. **नः [परमं एव] परमकं दैवं**-અમારા ઈષ્ટ દેવ છો, માટે **जगत्पते**-હે જગતના પતિ ! **गोविप्रदेवानां भवाय**-ગાયો બ્રાહ્મણો અને દેવોના હિત માટે. **ये च साधवः (तेषां) भवाय**-જેઓ સત્પુરૂષો છે-ભગવાનના ભક્તો છે-તેઓના કલ્યાણ માટે. **नः इन्द्रः भव**-આપ અમારા ઇંદ્ર થાઓ.

૨૧ પદચ્છેદ—**ब्रह्मणा नोदिताः वयम्**-બ્રહ્માજીથી પ્રેરાએલાં અમે. **नः इंद्रः इति त्वां**-અમારા ઇંદ્ર તરીકે આપનો. **अभिषेक्ष्यामः**-અમે અભિષેક કરીશું. **हे विश्वात्मन्**-હે જગતના આત્મા. **[ भारस्य अपनुत्तिः** (નાશ) **] भूमेः भारापनुत्तये**-પૃથ્વીનો ભાર ઉતારવા માટે. **अवतीर्णः असि**-આપનો અવતાર થયો છે.

અર્થ—પછી પોતાના સંતાનો સહિત ઉદાર મનવાળી કામધેનુએ, ગોપરૂપ શ્રીકૃષ્ણ ભગવાનને પ્રણામ કરીને, અને સંબોધીને કહ્યું કે–' હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મહાયોગિ ! હે જગતના આત્મા ! હે જગતને ઉત્પન્ન કરનાર ! હે અચ્યુત ! આપ કે જે પ્રાણીઓના નાથ છો તેમનાથી, અમે સનાથ થયાં છઇએ–અમે ધણીયાતાં થયાં છઇએ. તાત્પર્ય–ઇંદ્રે તો અમને મારી નાંખવાનો સંપૂર્ણ પ્રયત્ન કર્યો; પણ આપે અમારી રક્ષા કરી. [૧૮–૧૯]

અર્થ—સુરભિએ આગળ કહ્યું કે–' આપ અમારા ઇષ્ટ દેવ છો. હે જગતના પતિ ! ગાયો, બ્રાહ્મણો અને દેવો, અને જેઓ સત્પુરૂષો છે–ભગવાનના ભકતો છે, તેઓનાં હિત માટે, આપ અમારા ઇંદ્ર થાઓ. બ્રહ્માજીથી પ્રેરાએલાં અમે, અમારા ઇંદ્ર તરીકે આપનો અભિષેક કરીશું. હે જગતના આત્મા ! પૃથ્વીનો ભાર ઉતારવા માટે આપનો અવતાર થયો છે. (૨૦–૨૧)

૧૮ થી ૨૧ વિવેચન—

**लोकनाथेन सनाथाः**—તમે કે જે લોકનાથ છો, તેમનાથી અમે ધણીયાતા થયાં. [ અમે એટલે ઇંદ્રાદિ દેવો. ] વ્રજની સાથે ગાયોની ઘાત કરવા માટે, ઇંદ્રે પ્રયત્ન કર્યો, તેથી હવે તે અમારો ઇંદ્ર નથી. આપ કે જે ઇંદ્રના પણ ઇંદ્ર છો, તેમને શરણે હવે અમે આવ્યાં છઇએ. વળી આપ અચ્યુત છો, તેથી આપને શરણે જે આવે, તેમને બીજા કોઇના શરણની જરૂર પડે નહીં.

'**त्वं नः इंद्रः**—તમે અમારા ઇંદ્ર છો.' આગલ્યા અધ્યાયમાં છેવટે **गवां इंद्रः** કહ્યું હતું. તેનો અર્થ **त्वं नः इंद्रः** ને મળતો છે. 'શ્રીકૃષ્ણ ઇંદ્ર બન્યા,' એટલે 'શ્રીકૃષ્ણ સ્વર્ગના અધિકારી બન્યા,' એવો અર્થ કરવો નહીં. ઇશ્વરતત્ત્વને ઢાંકીને મનુષ્ય-રૂપે–ગોપરૂપે–જણાતા શ્રીકૃષ્ણ, સૌના પ્રભુ–માલીક–રક્ષક–બન્યા,' એવો અર્થ સ્વિકારવો.

'બ્રહ્માજીની આજ્ઞાથી અમે અહીં આવ્યાં,' તેમ કહેવામાં એવો ભાવ છે કે–'આપના અભિષેકમાં બ્રહ્માજી સંમત છે.'

**वयं**—એટલે હું તથા ઇંદ્રાદિ દેવો એવા અમો. કેટલાએક ટીકાકારો 'અમો' શબ્દમાં વરૂણદેવને પણ ગણે છે.

હવે સુરભિ અને ઇંદ્ર અભિષેક કરે છે, અને ભગવાનનું નામ ગોવિંદ પાડે છે—

**श्रीशुक उवाच ॥**

**एवं कृष्णमुपामंत्र्य, सुरभिः पयसात्मनः ॥**
**जलैराकाशगङ्गाया, ऐरावतकरोद्धृतैः ॥२२॥**
**इन्द्रः सुरर्षिभिः साकं, नोदितो देवमातृभिः ॥**
**अभ्यषिञ्चत दाशार्हं, गोविन्द इति चाभ्यधात् ॥२३॥**

૨૨–૨૩ પદચ્છેદ—**एवं**–એ પ્રમાણે. **कृष्णं उपामंत्र्य**–શ્રીકૃષ્ણની આજ્ઞા લઇને. **सुरभिः**–કામધેનુ ગાયે **आत्मनः पयसा**–પોતાના દુધથી. **अभ्यषिंचत**–અભિષેક કર્યો. **देवमातृभिः नोदितः इंद्रः**–દેવ માતાઓથી પ્રેરાએલા ઇંદ્ર. **ऐरावतस्य करेण उद्धृ-**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-' એ પ્રમાણે ભગવાનની આજ્ઞા લઇને, કામધેનુ ગાયે પોતાના દુધથી, શ્રીકૃષ્ણનો અભિષેક કર્યો. દેવમાતાઓથી પ્રેરાએલા ઇંદ્રે, ઐરાવત હાથીની સુંઢવડે ઉપાડેલાં દેવગંગાનાં જળવડે, દેવો અને ઋષિઓ સહિત, શ્રીકૃષ્ણનો અભિષેક કર્યો; અને શ્રીકૃષ્ણનું ' ગોવિંદ ' એવું નામ પાડયું. (૨૨-૨૩)**

૨૨-૨૩ વિવેચન—

અભિષેક એટલે પંચામૃત વિગેરે સાધનો સહિત, ઉંચા પ્રકારનું ધાર્મિક સ્નાન. શિવવિષ્ણુના અભિષેક વખતે વેદોના મંત્રોનો ઉચ્ચાર થવો જોઇએ. યજુર્વેદીય રૂદ્રિનો બીજો અધ્યાય-પુરૂષસૂત્ર-અભિષેક વખતે ખાસ બોલવો જોઇએ.

આકાશગંગા શું ?—આકાશગંગા શિશુમાર ચક્રમાં નિત્ય પ્રસિદ્ધ છે. તેનું જળ પણ નિત્ય છે. આકાશગંગાના જળને તરવાથી તારાઓને તારાપણું પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ ભાગવતના સ્કંધ ૫. અ. ૨૩ મો અને શ્લોક ૫ માં કહે છે કે-' આકાશગંગા જ્યોતિશ્ચક્રના ઉદરને વિશે છે.'

ઐરાવત હાથી-આ હાથી ઇંદ્રનું વાહન છે. તે સમુદ્રમાંથી નીકળેલાં ચૌદ રત્નોમાંનું એક છે. તેની સુંઢથી થએલો અભિષેક પુષ્કરરાજના જળ જેવો પવિત્ર ગણાય છે. આકાશગંગાજીનું જળ ઐરાવતની સુંઢ સિવાય બીજા કોઇ ઉપાયથી આવી શકે એમ નથી.

**गोविंदः**—અભિષેક કરીને સૌએ શ્રીકૃષ્ણને '**ગોવિંદ**'ની પદવી આપી. **गाः विंदते इति** '**गोविंदः** એટલે ગાયોના ઇંદ્ર ', એમ સુરભિએ માન્યું. ' **गाम्** (સ્વર્ગ) **विंदति इति गोविंदः**-સ્વર્ગને જે પ્રાપ્ત કરે, તે ગોવિંદ.' એમ ઇંદ્રે માન્યું. 'ગોવિંદ' શબ્દના સંબંધમાં મુનિયો કહે છે કે—

**गौरेषा भवतो वाणी, त्वं च वेदयते भवान् ।**
**गोविंदस्तु ततो देव, मुनिभिः कथ्यते भवान् ॥** (હરિવંશ)

' આપની વાણી વેદરૂપ છે. તેથી આપ મુનીઓના ગોવિંદ છો.'

**अहमिन्द्रो हि देवानां, त्वं गवामिन्द्रतां गतः**
**गोविन्द इति लोके त्वां, गास्यन्ति भुवि मानवाः ॥**

તાત્પર્ય—અભિષેક કરીને સુરભિએ શ્રીકૃષ્ણને **સુરભીંદ્ર** કહ્યા-દેવોએ તેમને 'દેવેંદ્ર' કહ્યા-ઇંદ્ર તેમને '**ઇંદ્રેંદ્ર** કહ્યા-મુનિઓએ તેમને '**મુનીંદ્ર**' કહ્યા-ગોપોએ તેમને '**ગોપેંદ્ર**' કહ્યા-વ્રજવાસીઓએ તેમને '**વ્રજેંદ્ર**' કહ્યા. [રાજા ગાદીએ બેસે, ત્યારે કાંઇ નજરાણું ધરવું જોઇએ. આપણે શું નજરાણું ધરીશું ? ]

આપણે આપણા ચિત્તરૂપી નજરાણું ધરો. ચિત્તને શ્રીકૃષ્ણના ચરણમાં બાંધોવો.

આવી અનેક વાતો કરીએ, પણ પલળેલાં લાકડાંને જેમ અગ્નિ સ્પર્શ કરે નહીં; તેમ વિષયોથી ભાના થએલાં ચિત્તને, આવી અનેક વાતો સ્પર્શ કરે નહીં. માટે ઘણી ખંતથી ચિત્તને વિષયોથી બચાવો, અને બચેલા ચિત્તને શ્રીહરિ ચરણમાં ધરી દ્યો.

---

**तानि तैः आकाशगंगायाः जलैः**-ઐરાવત હાથીની સુંઢ વડે ઉપાડેલાં દેવગંગાના જળ વડે. **सुरर्षिभिः साकं**-દેવો અને ઋષિઓસહિત. **दाशार्हं अभ्यषिंचत**-શ્રીકૃષ્ણનો અભિષેક કર્યો. **च**-અને **गोविंदः इति अभ्यधात्**-'ગોવિંદ' એવું નામ પાડયું.

અભિષેક થયો, તે વખતે બીજી કઈ ધામધૂમ હતી? તે સાંભળો—

**वंशस्थ**

**तत्रागतास्तुम्बुरुनारदादयो, गन्धर्वविद्याधरसिद्धचारणाः ॥**
**जगुर्यशो लोकमलापहं हरेः, सुराङ्गनाः संननृतुर्मुदान्विताः ॥२४॥**
**तं तुष्टुवुर्देवनिकायकेतवो, ह्यवाकिरंश्चाद्भुतपुष्पवृष्टिभिः ॥**
**लोकाः परां निर्वृतिमाप्नुवंस्त्रयो, गावस्तदा गामनयन् पयोद्रुताम् ॥२५॥**

અર્થ—તુંબરૂ અને નારદ જેમાં મૂખ્ય હતા, એવા ત્યાં આવેલા-ગંધર્વો, વિદ્યાધરો, સિદ્ધો અને ચારણો, શ્રીહરિની જગતના પાપને મટાડનારી કીર્તિનું ગાન કરતા હતા. હર્ષ પામેલી સુરાંગનાઓ નાચતી હતી. (૨૪) મૂખ્ય મૂખ્ય દેવો શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા હતા; તથા પુષ્પની અદ્‌ભુત વૃષ્ટિ કરતા હતા. ત્રણ લોકો પરમસુખ પામ્યા. તે વખતે ગાયોએ પોતાના દુધથી પૃથ્વીને ભીની કરી નાંખી. (૨૫)

૨૪-૨૫ વિવેચન --

તુંબરૂ ગાવામાં અને બજાવવામાં કુશળ છે; ગંધર્વો ગાયન ગાનારા છે. વિદ્યાધર વાજીંત્ર વગાડનારા છે. સિદ્ધો અદ્‌ભુત દેખાવ કરનારા છે. ચારણો નૃત્યમાં કુશળ છે. દેવની સ્ત્રીયો હર્ષથી નાચવા લાગી.

ભગવદ્ યશ કેવો ?—**लोकमलाऽपहं यशः**—લોકોના પાપનો નાશ કરે એવો યશ-એવી કીર્તિ-એવા ગુણાનુવાદ. આ યુગમાં તો ભગવદ્‌યશ અમોલો છે. તેમાંએ તુલસીકૃત-રામાયણ-એક બોલે, અને બધાં મુંગાં મુંગાં સાંભળે તે નહીં; પણ એક ગાય અને બધાં પ્રેમથી ઉપાડે તે યશ. સાથે ઢોલક કાંસીજોડાં, પીપુડાં-ધીપુડાં વાગે તે. જીવ પોતાનું માયા-સ્વરૂપ ભૂલી જાય તે. દશે ઇંદ્રિયો અને અગીયારમું મન, શ્રીરામના ચરણમાં રમે તે યશ. (બહારગામવાળાને કહીએ-આવી તુલસીકૃત રામાયણ કદિ આપે સાંભળી છે ? સાંભળી ન હોય. તો અવકાશ લઈ ને અમને મળજો. તુલસીકૃત રામાયણ ગાઈએ ત્યારે પ્રેમનો દરિયો ઉભરાય.)

---

૨૪ પદચ્છેદ—**तदा आगताः**-ત્યાં આવેલા **तुंबुरुश्च नारदश्च तुंबुरुनारदौ तौ आदी येषु ते तुंबुरुनारदादयः इति गंधर्वविद्याधरसिद्धचारणाः**-તુંબરૂ અને નારદ જેમાં મુખ્ય હતા એવા ગંધર્વો, વિદ્યાધરો, સિદ્ધો અને ચારણો. **हरेः**-શ્રીહરિના **लोकस्य मलं अपहंति इति लोकमलापहं इति यशः**-જગતના પાપ મટાડનારી કીર્તિ. **जगुः**-ગાતા હતા. **मुदा अन्विताः सुरांगनाः**-હર્ષ પામેલી સુરાંગનાઓ **ननृतुः**-નાચતી હતી.

૨૫ પદચ્છેદ—**देवानाम् निकायाः** (સમુહો) **तेषु केतवः** (મૂખ્ય)-મૂખ્ય દેવો. **तं तुष्टुवुः**-શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા હતા. **च**-અને **अद्भुतपुष्पवृष्टिभिः वि+अवाकिरन्**-અદ્‌ભુત પુષ્પવૃષ્ટિઓ કરતા હતા. **त्रयः लोकाः परां निवृत्तिं आप्नुवन्**-ત્રણ લોકો પરમ સુખ પામ્યા. **तदा**-તે વખતે **गावः**-ગાયોએ **गाम्**-પૃથ્વીને **पयसा द्रुता तां**-દુધથી ભીની **अनयत्**-કરી.

દેવો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ગાયોના આંચળમાંથી દુધની ધાર થઇ. ગાયો અંદરથી રસપૂર્ણ થઇને બહારથી રસનો ત્યાગ કરવા લાગી. [ કંસાદિ અસુરોને ત્રણ લોકની બહાર ગણવા.]

હવે ઉત્સવની શોભાનાં વખાણ કહે છે—

**नानारसौघाः सरितो, वृक्षा आसन्मधुस्रवाः ॥**
**अकृष्टपच्यौषधयो, गिरयोऽबिभ्रदुन्मणीन् ॥२६॥**
**कृष्णेऽभिषिक्त एतानि, सत्त्वानि कुरुनन्दन ॥**
**निर्वैराण्यभवंस्तात, क्रूराण्यपि निसर्गतः ॥२७॥**

**અર્થ—નદીઓમાં દૂધ આદિ રસો વહેવા લાગ્યા. વૃક્ષોમાંથી રસ ટપકવા લાગ્યા. ખેડયા વિના અન્ન પાકવા લાગ્યાં. પર્વતોએ મણિઓને પ્રગટ કર્યા. (૨૬) હે પરીક્ષિત રાજા ! શ્રીકૃષ્ણનો અભિષેક થતાં, જે પ્રાણીઓ સ્વભાવથીજ ક્રૂર હતાં તેઓ પણ નિર્વૈર બની ગયાં ? (૨૭)**

૨૬-૨૭ વિવેચન.

એક રાજાના ઉત્સવ વખતે, જળનું સ્થળ અને સ્થળનું જળ થઇ જાય છે. વગડે વસ્તી વધે છે, અને ગામ ખાલી થાય છે. ત્યારે આતો રાજાઓનો રાજા, યોગીઓનો યોગી, ખેલાડીનો ખેલાડી. તેના ઉત્સવમાં શી કમી હોય !

**સ્વાભાવિક વૈર**—બીલાડી અને ઉંદરને સ્વાભાવિક વૈર છે. સાપ નોળીયાને સ્વાભાવિક વૈર છે. આસ્તીક નાસ્તીકને સ્વાભાવિક વૈર છે. કાંઇક નિમીત્તે થએલું વૈર સ્વાભાવિક વૈર કરતાં હલકા પ્રકારનું છે; તોપણ નિમિત્ત વૈર તજીને, નિર્વૈર થવું, એ કઠણ કામ છે. રૂડે પ્રસંગે નિર્વૈર થવાની આ વૃત્તિ. દરેક સમજુ સ્ત્રીપુરૂષે કેળવવીજ જોઇએ. કુટુંબની રક્ષા માટે, જ્ઞાતિની રક્ષા માટે, ગામની અગર દેશની રક્ષા માટે, અગર પોતાના ધર્મની રક્ષા માટે, ગમે તે પ્રકારના વૈરને તજીને, નિર્વૈર થવુંજ જોઇએ. આવે વખતે પણ જેઓ વૈર રાખે, તેઓ મનુષ્ય નથી; પણ વૈરથી અંધ બનેલા આખલા છે. મુમુક્ષુઓએ નિર્વૈર થવા ખાસ આગ્રહ રાખવો જોઇએ. વૈરનો બદલો વૈરથી વાળવાની સમજણ, પાડા-આખલા, વિગેરે પશુઓને પણ છે. વૈરનો બદલો પ્રેમથી વાળવાની સમજણ ઉંચા કોટિના જીવોનેજ

---

૨૬ પદચ્છેદ—**नानारसानां ओघाः** (ઢગલા) **यासु ताः इति सरितः**—નદીઓમાં દુધ આદિ રસો ચાલવા લાગ્યા. **मधूनि स्रवंति इति मधुस्रवाः इति वृक्षाः आसन्**—વૃક્ષોમાંથી રસ ઝરવા લાગ્યા. **कृष्टेन पच्यंते इति कृष्टपच्याः न कृष्टपच्याः इति अकृष्टपच्याः अकृष्टपच्याश्चताः औषधयश्चः**—ખેડયા વિનાના અન્ન પાકવા લાગ્યાં. **गिरयः उन्मणीन् अबिभ्रत्**—પર્વતોએ મણિઓને પ્રગટ કર્યા. ( **अबिभरुः** બ. વ ને બદલે **अबिभ्रत्** એક વ. મૂકયું છે. )

૨૭ પદચ્છેદ—**हे तात**—હે બાપ! હે કુરૂનંદન ! **कृष्णे अभिषिक्ते**—શ્રીકૃષ્ણનો અભિષેક થતાં. **निसर्गतः एतानि क्रूराणि सत्त्वानि अपि**—જે પ્રાણિયો સ્વભાવથીજ ક્રૂર હતાં તેઓ પણ **निर्वैराणि अभवन्**—નિર્વૈર થયાં.

હોય છે. માટે પશુબુદ્ધિનો ત્યાગ કરીને, ઉંચી કોટિમાં આવવા પ્રયત્ન કરશોજી. તમારે કોઇની સાથે કાંઇ વૈરભાવ હોય, તો દિવાળી, ગોકુળઅષ્ટમી, એકાદશી વિગેરે ઉત્સવને દિવસે, તેમને મળીને-તેમની ક્ષમા માગીને, નિર્વૈર બનજો. અરસપરસ આનંદમાં વધારો કરજો. મોત આવીને પકડી લે, તે પહેલાં આ કાર્ય અવશ્ય કરવું જોઇએ.

યાદ રાખજો કે-પશુપક્ષી નિર્વૈર થયાં, પણ કંસાદિ અસુરો નિર્વૈર થયા નહીં.

'આ આનંદમાં નંદાદિ ગોપો અને યશોદાદિ ગોપીકાઓ હતી' એમ આગળ કહ્યું છે.

હવે ઇંદ્ર વિદાય થાય છે.

**इति गोगोकुलपतिं, गोविन्दमभिषिच्य सः ॥**
**अनुज्ञातो ययौ शक्रो, वृतो देवादिभिर्दिवम् ॥२८॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे इन्द्रस्तुतिर्नाम सप्तविंशोऽध्यायः ॥ २७ ॥**

**અર્થ--આ પ્રમાણે ગાયોના અને ગોકુળના પતિ શ્રીકૃષ્ણ ભગવાનનો-ગોવિંદ ભગવાનનો-અભિષેક કરીને, તથા પ્રભુની આજ્ઞા લઇને, ઇંદ્ર દેવોની સાથે સ્વર્ગમાં ગયો. (૨૮)**

૨૮ વિવેચન---

આવા આવા ઉત્સવોને લીધે વૃંદાવનમાં આનંદ છવાઇ રહ્યો છે. આપ સૌ સાથે છો ને? કે ઉંઘો છો? જો આ કથાના સમયને પાણી જેવો પાતળો સમજીને ગાંફલ રહેશો, તો પ્રયાણ સમયે-મૃત્યુ સમયે-અનેક ઠેકાણે પથરાઇ રહેલી વૃત્તિઓ-વાસનાઓ-સંકેલી શકશો નહીં.

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ૨૭મો અધ્યાય સંપૂર્ણ બોલીયે હરિ-બોલો શ્રીરામચંદ્રદેવકી જય. આસપાસ બેઠેલાં હરિજનોને અમારાં ઘણાંજ હેતેથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

૧૯૮૫ અશાડ સુદી ૧૧ }
અમદાવાદ, મોક્ષમંદિર. }

લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૮ મો.

વિષય—નંદજીને યમુનાજીમાં વહેલાં સ્નાન કરવા માટે, વરૂણના અનુચરો વરૂણ-લોકમાં પકડી ગયા. શ્રીકૃષ્ણ વરૂણલોકમાં ગયા, અને પિતાને છોડાવ્યા. પછી ગોપોને વૈકુંઠલોક જોવાની ઇચ્છા થતાં તેમની ઇચ્છા પૂર્ણ કરી, એ કથાઓ આ અધ્યાયમાં કહેવાશે.

---

૨૮ પદચ્છેદ--**इति**-એ પ્રમાણે **गावश्च गोकुलं च तेषां पतिः तं गोविंद**-ગાયો અને ગોકુળના પતિ-ગોવિંદભગવાનને **अभिषिच्य** અભિષેક કરીને **शक्रः अनुज्ञातः**-ઇંદ્ર પ્રભુની રજા લઇને **देवादिभिः वृतः**-દેવોથી વિંટાઇને **दिवं ययौ**-સ્વર્ગમાં ગયો.

નંદજીને એકાદશીનું વ્રત, અને અર્ધરાત્રીએ યમુનાજીમાં સ્નાન કરવા માટે જતાં, વરૂણના અનુચરો, નંદજીને વરૂણલોકમાં લઈ જાય છે, તે કથા સાંભળો—

**શ્રીશુક उवाच ॥**

**एकादश्यां निराहारः, समभ्यर्च्य जनार्दनम् ॥**
**स्नातुं नन्दस्तु कालिन्द्या, द्वादश्यां जलमाविशत् ॥१॥**
**तं गृहीत्वाऽनयद्भृत्यो, वरुणस्यासुरोऽन्तिकम् ॥**
**अविज्ञायासुरीं वेलां, प्रविष्टमुदकं निशि ॥२॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-'** એકાદશીને દિવસે જનાર્દન ભગવાનનું **પૂજન કરીને, જેણે** ઉપવાસ કર્યો હતો, તે **નંદજી**—બારસને દિવસે વહેલું **પારણું કરવાના હેતુથી,** સ્નાન કરવા માટે, યમુનાજીનાં જળમાં પેઠા. (૧) **આસુરી વેળાને નહીં** જાણીને, અર્ધ રાત્રીએ જળમાં પેઠેલા નંદજીને, વરૂણદેવનો **અસુર નોકર, પકડીને વરૂણદેવની** પાસે લઈ ગયો. (૨)

૧-૨ વિવેચન.

આસુરીવેળા—એટલે મધ્યરાત્રી લગભગનો સમય. મનુષ્યોને સુખી કરવા જેમ કાયદા બાંધ્યા છે; તેમ જળજંતુઓને સુખી કરવાને કાયદા બાંધ્યા છે. બહુ વહેલા જળમાં સ્નાન કરવા પ્રવેશ કરવો, તે જળના જીવોને ત્રાસરૂપ થઈ પડે છે. સવારના ચાર સાડાચાર પહેલાં કદિ જળમાં પ્રવેશ કરવો નહીં.

**कलार्धां द्वादशीं दृष्ट्वा, निशीथादूर्ध्वमेव हि ।**
**आमध્याह्ना क्रियाः सर्वाः, कर्तव्या शंभुशासनात् ॥**

'સૂર્યોદય પછી અરધી ઘડી દ્વાદશી હોય, અને અગ્નિહોત્રાદિ ઘણી ક્રિયાઓ નિત્ય કર્મમાં હોય, તો તેણે અર્ધરાત્રીએ સ્નાન કરીને બપોર સુધીનું નિત્યકર્મ કરવું.' એમ મહાદેવજી કહે છે. તેથી અહીં નંદજીનો વાંક નથી. વરૂણનો દૂત શાસ્ત્રથી અજ્ઞાત છે.

જનાર્દનનું પૂજન—આ પૂજન એકાદશીએ સંભવે. નંદજીએ દ્વાદશીને દિવસે વહેલાં પથારીમાં બેસીને, જનાર્દનની માનસી પૂજા કરી, એમ કહીએ તો કહેવાય; પણ 'દ્વાદશીને દિવસે સ્નાન પહેલાં સ્થૂલ પુજા કરી,' એમ તો કહેવાયજ નહીં

વરૂણ—જેમ દેવમાં ઈંદ્ર, તેમ દૈત્યોમાં વરૂણ છે. તે જળતત્ત્વનો અધીપતિ છે, વરૂણ લોકપાળ છે. લોકપાળ એટલે અમુક ઇલાકાનો અધિપતી-સુબો અગર ગવર્નર.

**એકાદશી**—આજકાલ અંગ્રેજી ભણેલાં ભાઇઓ અને બ્હેનો, એકાદશી કરતાં

---

૧ પદચ્છેદ—**एकादश्यां**-એકાદશીને દિવસે **समभ्यर्च्य जनार्दनम्**-જનાર્દનનું પૂજન કરીને **निराहारः इति नंदः**-જેણુ ઉપવાસ કર્યો હતો. તે નંદજી **द्वादश्यां**-દ્વાદશીને દિવસે **स्नातुं**-સ્નાન કરવા માટે **कालिंद्याः जलम्**-યમુનાજીના જળમાં **आविशत्**-પેઠા.

૨ પદચ્છેદ—**आसुरीं वेलां अविज्ञाय**-આસુરી વેળાને નહિ જાણીને **निशि**-રાતમાં **उदकं प्रविष्टं तं** જળમાં પેઠેલા નંદજીને **आसुरः भृत्यः**-વરૂણનો અસુર નોકર **गृहीत्वा**-પકડીને **वरुणस्य अंतिकम् अनयत्** વરૂણદેવની પાસે લઈ ગયો.

લાગે છે. વળી જેઓ કરે છે, તેઓમાંથી પંચાણું ટકા મનુષ્યો, એકાદશીના મહાત્મ્યને અને તેના નિયમોને બીલકુલ જાણતાં નથી. તેથી તે સંબંધી આજે થોડો વિચાર કરીએ તો ઠીક. ભાવથી સાંભળો.

એકાદશીની ઉત્પત્તિ—એકાદશીની ઉત્પત્તિની કથા **મત્સ્યપુરાણ**માં છે. તે શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદરૂપે છે. તે સંબંધમાં '**पुरा कृतयुगे पार्थ, मुरुनामा हि दानवः** વિગેરે શબ્દોથી શ્રીકૃષ્ણ કહે છે કે–' પૂર્વે કૃતયુગ [ સત્યુગ ]માં **મુરૂ** નામનો દાનવ હતો. તે **ચંદ્રાવતી** નામની નગરીમાં રહેતો હતો. તેણે ઇંદ્રાદિ દેવોને સ્વર્ગમાંથી નસાડી મૂક્યા. ઇંદ્રાદિ દેવો શંકરની મદદ માગવા કૈલાસ ઉપર ગયા. શ્રીસદાશિવે તેમને વિષ્ણુ પાસે જવાની ભલામણ કરી. શ્રીવિષ્ણુ ક્ષીરસાગરમાં પોઢયા હતા. ત્યાં દેવો સહિત ઇંદ્રે આવીને પ્રાર્થના કરી. ઇંદ્રે શ્રીવિષ્ણુની આજ્ઞાથી પોતાનું દુઃખ નિવેદન કર્યું. તે સાંભળીને વિષ્ણુ ચંદ્રાવતી નગરીમાં પધાર્યા. દેવો પણ સામેલ થયા. વરદાનથી બળવાન્ થએલા દાનવે, વિષ્ણુને થકવ્યા. [ અથવા વરદાન પુરવાર કરવા માટે, વિષ્ણુએ થાકનું નિમિત્ત ઉભું કર્યું. ] વિષ્ણુ બદરિકાશ્રમમાં **હૈમવતી** નામની ગુફામાં આરામ લેવા માટે સુતા. પાછળથી મુરૂ દાનવ તે ગુફામાં આવ્યો. વિષ્ણુને સુતેલા જોઇને તેમને હણવાનો તેણે વિચાર કર્યો. તે વખતે વિષ્ણુના શરીરમાંથી એક મોટી કાંતિવાળી કન્યા ઉત્પન્ન થઇ. દેવતાઈ આયુધો લઈને ઉભેલી તે કન્યાને અસુરે દેખી. દેવીએ અસુર સાથે થોડીવાર યુદ્ધ કરીને, અસુરનું માથું તીખી તલવારથી કાપી લીધું. તે વખતે વિષ્ણુએ આંખ ઉઘાડી. દેવીએ વિષ્ણુને પ્રણામ કરીને, બનેલી વાત કહી સંભળાવી. તે સાંભળીને વિષ્ણુએ પ્રસન્ન થઈને, વર માગવાનું કહ્યું. તેના જવાબમાં દેવી બોલ્યાં કે—

**तारयेहं महापापा–दुपवासपरं नरम् ।**
**उपवासस्य यत्पुण्यं, तस्यार्धं नक्तभोजने ॥**
**तदर्धं च भवेत् तस्य, एकभुक्तं करोति यः ।**
**यः करोति व्रतं भक्त्या, दिने मम जितेंद्रियः ॥**
**स गत्वा वैष्णवं स्थानं, कल्पकोटिशतानि च :**
**भुंजानो विविधान् भोगा–नुपवासी जितेंद्रियः ।**

વિગેરે. ( મત્સ્યપુરાણ. )

'જો તમે પ્રસન્ન થયા હો, તો ઉપવાસમાં તત્પર રહેનારાં મનુષ્યોને, હું મોટા પાપથી તારૂં. ઉપવાસ કરવાથી જે પુણ્ય થાય, તેનું અરધું પુણ્ય **નક્ત** ભોજનથી થાય; અને નક્તભોજનથી જે પુણ્ય થાય, તેનું અરધું પુણ્ય, એક વખત જમવાથી થાય. [ નક્ત ભોજન શું ?—ગાયોને ઘેર આવવાને સમયે–એટલે સાંજના લગભગ ચાર વાગતે ભોજન થાય, તે નક્તભોજન. આ ભોજનને ' પ્રદોશ ' કહેવામાં આવે છે. ] મારે દિવસે–એટલે એકાદશીને દિવસે જે મનુષ્યો ઇંદ્રિયોને જીતીને ભક્તિથી વ્રત કરે, તે **ઇંદ્રિયોને જીતનાર** મનુષ્ય, વિષ્ણુના **સ્થાનને** પામીને, કરોડો અને સેંકડો કલ્પ સુધી અનેક સુખોને ભોગવે. વિગેરે.'

તેના જવાબમાં–' તથાસ્તુ ' [ ભલે એમ થાઓ ]–એમ કહીને, વિષ્ણુ બોલ્યા કે— " હે દેવિ ! તુ [ માગશર વદી ] **એકાદશીને દિવસે** ઉત્પન્ન થઇ, માટે તારૂં નામ **એકાદશી** પાડવામાં આવે છે. વિધિસહિત એકાદશીનું વ્રત કરનારાં મનુષ્યોનાં, અનેક

જન્મનાં પાપોને બાળી નાંખી, તેમને તું અવિનાશી સ્થાન આપજે." પછી શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે—'એમ કહીને વિષ્ણુ અંતર્ધ્યાન થયા.' તે સંબંધમાં શ્રીકૃષ્ણે આગળ કહ્યું કે 'શુકલપક્ષ અને કૃષ્ણપક્ષની એકાદશીમાં કોઈ પણ પ્રકારનો ભેદ સમજવો નહીં.' '**एकादशी समं नास्ति व्रतं केशवतोषणम्**-શ્રીકેશવ ભગવાનને રાજી કરવા માટે, એકાદશીના જેવું એકે વ્રત નથી.'

માસવાર દરેક એકાદશીનાં નામ સાંભળો. અમુક એકાદશીની કથા કયા શાસ્ત્રમાં છે તે પણ સાંભળો. દરેક એકાદશીનું મહાત્મ્ય સાંભળવું જોઈએ.

| હાલના પંચાગ પ્રમાણે. | શાસ્ત્ર પ્રમાણે માસનાં નામ. | એકાદશીનાં નામ. | આ કથા ક્યાં છે તે. |
|---|---|---|---|
| કારતક વદ | માગશર વદ ૧૧ | ઉત્પત્તિ | કૃષ્ણઅર્જુન સંવાદ મત્સ્ય પુરાણ |
| માગશર શુદ | ,, શુદ ૧૧ | મોક્ષદા | બ્રહ્માંડપુરાણ |
| માગશર વદ | પોશ વદ ૧૧ | સફલા | ભવિષ્યોત્તર પુરાણ. |
| પોષ શુદ | ,, શુદ ૧૧ | પુત્રદા | ભવિષ્યોત્તર પુરાણ. |
| પોષ વદ | માઘ વદ ૧૧ | ષટ્તિલા | ભવિષ્યોત્તર પુરાણ. |
| માઘ શુદ | ,, શુદ ૧૧ | જયા | ભવિષ્યોત્તર પુરાણ. |
| માઘ વદ | ફાગણ વદ ૧૧ | વિજયા | સ્કંદપુરાણ |
| ફાગણ શુદ | ,, શુદ ૧૧ | આમલકી | બ્રહ્માંડ પુરાણ |
| ફાગણ વદ | ચૈત્ર વદ ૧૧ | પાપમોચની | ભવિષ્યોત્તર પુરાણ |
| ચૈત્ર શુદ | ,, શુદ ૧૧ | કામદા | વરાહ પુરાણ |
| ચૈત્ર વદ | વૈશાક વદ ૧૧ | વરૂથિની | ભવિષ્યોત્તર પુરાણ |
| વૈશાક શુદ | ,, શુદ ૧૧ | મોહિની | કૂર્મ પુરાણ |
| વૈશાક વદ | જેઠ વદ ૧૧ | અપરા | બ્રહ્માંડ પુરાણ |
| જેઠ શુદ | ,, શુદ ૧૧ | નિર્જલા | બ્રહ્મવૈવર્ત પુરાણ |
| જેઠ વદ | અશાડ વદ ૧૧ | યોગિની | બ્રહ્મવૈવર્ત પુરાણ |
| અશાડ શુદ | ,, શુદ ૧૧ | પદ્મા-શયની | બ્રહ્માંડ પુરાણ ભવિષ્યોત્તર પુરાણ |
| અશાડ વદ | શ્રાવણ વદ ૧૧ | કામિકા | બ્રહ્મવૈવર્ત પુરાણ |
| શ્રાવણ શુદ | ,, શુદ ૧૧ | પુત્રદા | ભવિષ્યોત્તર પુરાણ |
| શ્રાવણ વદ | ભાદ્રપદ વદ ૧૧ | અજા | બ્રહ્માંડ પુરાણ |
| ભાદરવા શુદ | ,, શુદ ૧૧ | પરિવર્તની-દાન | સ્કંદપુરાણ |
| ભાદરવા વદ | આશો વદ ૧૧ | ઇંદિરા | બ્રહ્મવૈવર્ત પુરાણ |
| આશો શુદ | ,, શુદ ૧૧ | પાશાંકુશા | બ્રહ્માંડપુરાણ |
| આશો વદ | કારતક વદ ૧૧ | રમા | બ્રહ્મપુરાણ |
| કારતક શુદ | ,, શુદ ૧૧ | કૂષ્માંડ, પ્રબોધિની | સ્કંદપુરાણ |
| અધિક શુદ | અધિકમાસ વદ ૧૧ | પદ્મની, કમલા | એકાદશી મહાત્મ્ય |
| અધિક વદ | ,, શુદ ૧૧ | કમલા, પરમા | એકાદશી મહાત્મ્ય |

**સ્માર્તવૈષ્ણવએકાદશી**—દર પખવાડીયામાં એકાદશી બે હોય છે–એક સ્માર્ત-શૈવી, અને એક વૈષ્ણવી. એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધી–૨૪ કલાક સુધી, અગર સાઠ ઘડી સુધી દિવસનું પાપ છે. સૂર્યોદય પછી ગમે ત્યારે એકાદશી શરૂ થાય, તોપણ સ્માર્તો તે દિવસને એકાદશી ગણે છે. સૂર્યોદય વખતેજ જે દિવસે એકાદશી હોય, તે દિવસને વૈષ્ણવો એકાદશી માને છે. એટલે સ્માર્તોની એકાદશી દશમને લગતી હોય છે, અને વૈષ્ણવોની એકાદશી દ્વાદશીને લગતી હોય છે.

મહાભારતના આશ્વમેધિકપર્વના ૧૯ મા અધ્યાયમાં, શ્રીકૃષ્ણ દ્વાદશીનો મહિમા બતાવે છે. દ્વાદશીને દિવસે ઉપવાસ કરવાનું, અને ત્રણે કાળ વિષ્ણુનું પૂજન કરવાનું કહે છે. આ વ્રત બાર વરસ કરવાનું કહે છે. દ્વાદશી વ્રતનું નિધાન એવું છે કે–એકાદશીને દિવસે ઉપવાસ કરીને, દ્વાદશીને દિવસે મારી પૂજા કરીને, જેટલા બની શકે તેટલા બ્રાહ્મણોનું પૂજન કરવું. શ્રદ્ધા પ્રમાણે અન્ન અને દ્રવ્યથી બ્રાહ્મણોને રાજી કરવા. પછી બને તો દ્વાદશીને દિવસે ઉપવાસ કરવો. તેમ ન બને તો દ્વાદશી હોય ત્યાં સુધીમાં પારણું કરવું.

**અમરીષ** રાજાએ પ્રભુને પ્રસન્ન કરવા માટે, જે રાણી પોતાને અનુકુળ હતી તેણીને પોતાની સાથે રાખીને, એક વરસ સુધી દ્વાદશીવ્રત [ અભયા વૈતરણી વ્રત ] લીધું હતું. વ્રતને અંતે કારતક માસમાં ત્રણ રાતના ઉપવાસ કરીને, અને યમુનાજીમાં સ્નાન કરીને, અમરીશે મધુ વનમાં ભગવાનનું ભાવપૂર્વક પૂજન કર્યું. તે સમયે બ્રાહ્મણોને સાથે રાખીને રાજાએ વિષ્ણુનો અભિષેક કર્યો, અને બ્રાહ્મણોને દાનદક્ષણાથી પ્રસન્ન કર્યા. તે વખતે ત્યાં દુર્વાસા પધાર્યા. યમુનાજીમાં સ્નાન સંધ્યા કરીને આવતાં, દુર્વાસાને વાર થઇ; અને બારસ માત્ર એક ઘડીજ રહી. તેથી બ્રાહ્મણોની સલાહથી, અંબરીશે જળનું પારણું કર્યું. [ અંબરીશે ૯–૧૦–૧૧ એમ ત્રણ ઉપવાસ કર્યા, અને બારસે પારણું કર્યું. ] ( જુઓ ભાગ. સ્કંધ ૯. અ. ૪ ) બારસ હોય તેટલા સમયમાંજ પારણું કરી લેવું જોઇએ; અને પારણા પહેલાં સ્નાન પૂજનાદિ નિત્યકર્મ કરી લેવાં જોઇએ. આ ધર્મ સંકટમાં દુર્વાસા અંબરીશ ઉપર ખીજાયા, અને વરૂણદેવનો દુત નંદજી ઉપર ખીજાયો.

**એકાદશીના વ્રતનો વિધિ**—વિધિ જાણ્યા વિના ખીચડી કે કઢી પણ બનતાં નથી; અને કદિ બનાવીએ, તો કોઇ ખાય નહીં તેવાં થાય. ત્યારે આત્મકલ્યાણની વાતો એટલે–વ્રતાદિક–વિધિવિના કેવી રીતે સફળ થાય ? કાળબળને લીધે ફેલાતી નાસ્તિકતામાં ક્રિયા પ્રત્યેની શ્રદ્ધા નાશ પામી ગઇ છે. બ્રાહ્મણ અને બ્રાહ્મણ સિવાયના બાવા, સાધુ, લુવાણા, ખત્રી, પંચાળ વિગેરે સૌને જનોઇ પહેરવી ગમે છે; પણ સોએ નેવુ ટકા જીવોને સંધ્યા-વંદનાદિ ક્રિયા કરવી ગમતી નથી. જેમ ખડ, ખાણ અને ચારા વિના ગાય દુધ આપતી નથી; તેમ સંધ્યાવંદનાદિ નિત્ય કર્મ વિનાની જનોઇ (ઉપવીત), બ્રાહ્મણપણાને સાધુપણાને અગર લુવાણાપણાને સાચવી શકતી નથી. એક બીજાને જોઇને એકાદશી કરીએ છીએ, તે સારી વાત છે, પણ તેનો વિધિ જાણવા અને પાળવા પ્રયત્ન ન કરો, તો તે વ્રત પાંગળું છે. ગમે તે કાર્યને સારા રૂપમાં મૂકવું હોય, તો તેની વિધિ જાણવીજ જોઇએ. એકાદશીને સારા રૂપમાં મૂકવી હોય, તો તેની વિધિ સાંભળો—

દશમને દિવસે સવારમાં સ્નાનસંધ્યાદિ ક્રિયા કરવી, અને તે દિવસે સાંજના ચાર લગભગ, એકવાર ભોજન કરવું. દશમને દિવસે સૂર્યાસ્ત પછી ભોજન કરવું નહીં. [ સાંજના ચાર

લગભગ દિવસમાં એક વખત ભોજન થાય, તે નક્ત ભોજન કહેવાય.] એકાદશીને દિવસે પ્રાતઃકાળમાં ઉપવાસનો સંકલ્પ કરવો.

સંકલ્પ એટલે શું ?—સવારના પહોરમાં ઉઠીને પોતાના મનને સમજાવી દેવું કે–'આજે મારે હરિવ્રત–એકાદશી છે. તેથી આજે મારે અન્નનો ત્યાગ છે. જરૂર જણાશે તો થોડું ફળાહાર કરીશ, અને નિચેના નિયમોનું પાલન કરીશ—

'અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય–એ નામના પાંચ મહાવ્રતોનું પાલન કરીશ. પરદારામાં અને પરદ્રવ્યમાં રતિ કરનારા–મહાપાતકી–જીવો સાથે આજે કામ પાડીશ નહીં. વેદ, બ્રાહ્મણ અને દેવને નહિ માનનારા સાથે બોલીશ નહીં. આ સિવાય બીજા અનેક પાપના ભોગી જીવોનો સંગ, આજે હું તજીશ. આજે વ્યસનનો ત્યાગ કરીશ. આજે મારા વૈરીઓને પ્રણામ કરીને, હું નિર્વૈર રહીશ; અને મારાં સ્ત્રી પુત્રાદિકમાં હું અનાસક્ત રહિશ. લીધેલા વ્રતનું પાલન કરવા માટે, ખાસ કારણવિના ક્યાંઇ બહાર જઇશ નહીં, અને મૌનનું પાલન કરીશ. અવકાશ લઇને શાસ્ત્રનું વાંચન કરીશ, અને વૈરાગ્યનાં પદ સાંભળીશ. દિવસે ઉંઘીશ નહીં, અને રાત્રે મધ્યરાત્રી સુધી જાગ્રણ કરીશ. કામળાની અગર ચટાઇની સાદી પથારી ઉપર શયન કરીશ.'

સવારમાં સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરવાં. અવકાશ લઇને પોતાને ઘણી પ્રીતિ હોય ત્યાં–એક ઠેકાણે–બરાબર ટાઇમસર જઇને, કથાવાર્તા સાંભળવી. દર્શનને બ્હાને જ્યાં ત્યાં નહીં રખડતાં, એક બે ઠેકાણે ભાવથી દર્શન કરીને, ત્વરાથી પોતાના સ્થાનમાં આવી જવું. મધ્યાન્હ સમયે ઘણાજ પ્રેમથી પોતાના ઇષ્ટનું પૂજન કરવું. [મધ્યાન્હે અવકાશ ન મળે, તેમણે આ પૂજનવિધિ, સવારમાં અગર સાયંકાળે ઘણા પ્રેમથી કરવી.] તે પૂજન માટે મધ્યાન્હ સમય પહેલાં, પૂજનની સામગ્રિ તૈયાર કરી રાખવી. દ્રવ્યની સગવડ હોય, તો પવિત્ર બ્રાહ્મણદ્વારા વિષ્ણુનું પૂજન કરાવવું. મધ્યાન્હ થયા પહેલાં, મધ્યાન્હનાં સ્નાન સંધ્યાવંદનાદિથી પરવારવું. સ્નાનને માટે–નદી, તળાવ, વાવ, કુવો અગર ઘર–જ્યાં સગવડ હોય ત્યાં સ્નાન કરવું. 'મૃતિકા અને ગોમૂત્રથી પોતાનાં અનેક પાપોનો નાશ થાય,' એવી ભાવના કરીને, મૃતિકા, ગાયનું મૂત્ર અને ગાયનું છાણ શરીરે ચોળીને, પછી સ્નાન કરવું. સ્નાન કરતી વખતે આડી અવળી વાત કરવી નહીં, પણ ગંગાદિ તિર્થોને યાદ કરવાં. પછી ભક્તિપૂર્વક અને પ્રસન્ન ચિત્તથી સ્ત્રી પુરૂષે સાથે બેસીને, ધૂપ, દીપ, નૈવેદ્ય વિગેરેથી પૂજન કરવું. વૈષ્ણવોએ આદરપૂર્વક શ્રીવિષ્ણુનું પૂજન કરવું, અને શૈવોએ આદરપૂર્વક શિવપૂજન કરવું. વેદના અધિકારી પુરૂષોએ પૂજન વખતે, યજુર્વેદની રૂદ્રીનો બીજો અધ્યાય–પુરૂષસુક્ત અવસ્ય બોલવો જોઇએ. આ પ્રમાણે પૂજન કરવાની સગવડ અને શાંતિ, ઘેર ન હોય, તો આ ક્રિયા કોઇ દેવમંદિરમાં અગર કોઇ સુપાત્ર બ્રાહ્મણને ઘેર ધામધૂમથી કરવી. ત્યાં પણ સ્ત્રીસહિત પોતે ક્રિયામાં બેસવું.

**શૈવ [સ્માર્ત] અને વૈષ્ણવ**—આ બેઉની એકાદશી આગળ પાછળ છે; તોપણ–તે બેઉ એકબીજાના વૈરી છે, એવું કદિ સમજવું નહીં. કારણકે શિવને સેવે તેજ વિષ્ણુને પામે; અને વિષ્ણુને સેવે, તેજ શિવને પામે. શિવ વિષ્ણુને ભજે છે, અને વિષ્ણુ શિવને ભજે છે. તે બેઉ એક સ્વરૂપ છે. તે બેઉમાં ભેદ દેખે, તે ભવસાગરમાં બૂડો પડે, એવું ભાગવત કહે છે. વૈષ્ણવોની એકાદશીને દિવસે, વૈષ્ણવોનાં મન અને મંદિરો ઉલ્લાસ ભર્યા જણાય છે; અને શૈવોની એકાદશીને દિવસે શૈવોનાં મન અને શિવમંદિરો હમેશનાં જેવાં

મંદ જણાય છે; આ વાત શૈવોએ ખાસ વિચારવા જેવી છે. શૈવોનાં હૃદય વિકાસ પામે, એવી પૂજનાદિ ધામધૂમ, એકાદશીનેદિવસે, શિવમંદિરોમાં અવસ્ય થવી જોઇએ. કેટલાએક શૈવો તો એમ સમજે છે કે-'એકાદશી વૈષ્ણવોની છે. શૈવોને એકાદશી સાથે કાંઇ લેવાદેવા નથી.' આ અજ્ઞાન છે.

દેવીના ઉપાસકો—એકાદશી પોતેજ વિષ્ણુ ભગવાનની શક્તિરૂપ છે. એકાદશીની ઉપવાસદ્વારા, આ દેવીની ઉપાસના, શૈવો અને વૈષ્ણવો કરે, અને દેવીના ભક્તો જોયા કરે-વિચાર કર્યા કરે, તે તદ્દન અજ્ઞાન છે. તેઓએ પણ એકાદશી કરવી જોઇએ. એકાદશીને દિવસે દેવીના મંદિરોમાં ધામધૂમ થવી જોઇએ. 'એકાદશી વૈષ્ણવોની છે, અને આપણે કાંઇ લેવાદેવા નથી,' એવો વિચાર કદિ કરવો નહીં.

એકાદશીની કથા—દરેક એકાદશીનાં મહાત્મ્ય જુદાં જુદાં છે. તે તમામને એકત્ર કરેલું, એક પુસ્તક [પોથીના રૂપમાં] મળે છે. તેમાંથી જે એકાદશી કરી હોય, તેનું મહાત્મ્ય સાંભળવું અગર વાંચવું. એકાદશીને દિવસે દરેક દેવમંદિરોમાં, એકાદશીની કથા થવી જોઇએ.

**ફરાળ**—આ શબ્દ '**ફળાહાર**' નો અપભ્રંશ છે. આજકાલ જેમ ક્રિયામાંથી બહુ પાછા પડયા છઇએ, તેમ ફરાળમાં બહુજ આગળ વધી ગયા છઇએ. ગૃહસ્થોના ઘરમાં જુઓ, તો સાધુસંતને આપવા માટે મનની ખેંચાખેંચ હશે; પણ ફરાળ માટે-**નાની દીવાળી** જેવી ધામધૂમ હશે. રોટલા કરતાં ફરાળનો ખર્ચ વધી પડે છે. રોટલા કરતાં ફરાળ તૈયાર કરવાની તકલીફ પણ વધી પડે છે. કોઈ દિવસે ઉપવાસ ન કરતા હોય, તેવા જીવોને, અનેક પ્રકારની સામગ્રિ કરીઆપીને-ઉપવાસ કરાવવો, તેનો ઠીક છે; પણ હમેશને માટે આવાં અનેક સામગ્રિવાળાં-ફરાળ કરવાં, તે અપરાધ છે. આખો દિવસ ધંધોરોજગાર કરનાર જીવોને, ફરાળનો ટેકો જોઇએ, તેની ના નથી-તોપણ ચોમાસામાં ધમધમાટ વહેતી નદીઓ, જેમ ચોમાસું જતાં, ધીમે ધીમે સંકોચાતી જાય છે; તેમ મુમુક્ષુઓએ, જેમ જેમ અજ્ઞાન મટે, તેમ તેમ ફળાહારનો વહીવટ સંકોચવો જોઇએ-જીવ્હાઇંદ્રિયને વારવી જોઇએ.

**ઉપવાસ**—દરેક ધર્મોમાં ઉપવાસ કરવાની આજ્ઞાઓ જોવામાં આવે છે. તેથી ખાત્રી થાય છે કે-આ કોઇ નવીન રૂઢી નથી, પણ પ્રાચીન રૂઢી છે. ઉપવાસને દિવસે ઇંદ્રિયો સહિત મન શિથિલ થાય છે, અને અનાયાસે કાંઇક ધાર્મિક ક્રિયાઓ કરવામાં મન જોડાય છે. 'ઉપ' એટલે (ઇશ્વરની) 'પાસે', અને 'વાસ' એટલે 'વસવું.' 'ઉપવાસ' એટલે ઇશ્વરની પાસે વસવું તે. અથવા ઉપવાસ એટલે કાંઇક ઉંચી ભૂમિકામાં આવવું તે.

**एकादशीदिने योन्नं, भुंक्ते, पापं भुनक्ति सः ।**
**इह लोके स चांडालो, मृतः प्राप्नोति दुर्गतिम् ॥**

[બ્રહ્મવૈવર્ત પુરાણ]

અર્થ—એકાદશીને દિવસે જે અન્ન ખાય છે, તે પાપ ખાય છે. તે ચાંડાલ થાય છે અને દુર્ગતિ પામે છે.

ઉપવાસ અને આરોગ્યતા—વૈદ્યરાજ બાવાભાઈ અચળજી, જંડુભટજી વિગેરે આ દેશના પ્રાચીન વૈદ્યો, અને પશ્ચિમના ડૉકટરો, ઉપવાસના ઉંડાણમાં ઘણા ફાયદા જોઇ શકે છે. રોગીના રોગ મટાડવામાં ઉપવાસ એક સબળ સાધન છે. દિનપ્રતિદિન નવી શોધોને આધારે, અનેક પ્રકારની નવી દવાઓ તૈયાર થાય છે; તોપણ આપણે એમ કહેવુંજ પડશે કે-'જગતમાં રોગનું પ્રમાણ ઘટવાને બદલે વધ્યું છે.

દુનિયામાં જો કોઇ પહેલું સુખ હોય, તો તે તનદુરસ્તી છે. એમ. એ. થાઓ, બી. એ. થાઓ, અગર કરોડપતિ થાઓ, પણ તનદુરસ્તી ન હોય, તો તે બધું નકામું છે. સ્ત્રીઓ પણ જ્યારથી અત્યારની કેળવણીને રસ્તે ચડી છે, ત્યારથી ફેશનમાં ફસાણી છે. તનદુરસ્તીનાં સુખ ખોઇ બેઠી છે. ભવિષ્યની નમુનાદાર માતા (Ideal mother) થવાનું તો બાજુએ રહ્યું, પણ સાધારણ ઘરકામકાજ કરી લેવાની પણ તેમનામાં તાકાદ નથી. વાતો કરવા બેસારો, તો કોયલની માફક ટૌકા કરે; અને કામ બતાવો, કે નાસે. જરાજેટલા કામ માટે કજીયા કરે, અગર નોકર રાખવાની માગણી કરે.

બીમારીનું ખાસ કારણ—વિવેકથી ખાધેલા પદાર્થો જેમ પુષ્ટિ આપે છે, તેમ અવિવેકથી ખાધેલા પદાર્થો, શરીરમાં નાના પ્રકારનાં ઝેર ઉત્પન્ન કરે છે. આ ઝેર શરીરમાં લાંબો વખત ટકે, તો અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય. આ ઝેરોને બહાર ખેંચી કાઢવા માટે ઉત્તમમાં ઉત્તમ ઉપાય ઉપવાસ છે. [આ ઉપવાસ તે જેમાં શીંગોડાનો શીરો અને બટાટાની કાચરી લઇએ છઇએ તે નહીં. આ ઉપવાસમાં લેવું હોય, તો જરા જળજ લેવાય.] અમુક ભયંકર દરદને દબાવવા માટે, વૈદ્ય આવા ઉપવાસની ભલામણ કરે છે; ત્યારે આપણે કરીએ છઇએ; પણ ધર્મની ખાતર–રાજીખુશીથી કરતા નથી. 'ધર્મની ખાતર–રાજીખુશીથી–મનની પ્રસન્નતાથી આવા ઉપવાસ જીવોએ કરવા, અને તે દ્વારા મન તથા ઇંદ્રિયોને નિર્મળ કરીને, પ્રભુતા પ્રાપ્ત કરવી.' એમ સનાતનધર્મ કહે છે. જરા આગળ વધીને જોશો, તો જણાશે કે–એકાદશીના ઉપવાસમાં એકલો ધર્મજ નથી, મન અને ઈંદ્રિયોની નિર્મળતાજ માત્ર નથી; પણ પંદર દિવસમાં ખાધાપીધામાં જે જે ભૂલો થઇ હોય, તે ભૂલોદ્વારા શરીરમાં જે ઝેર ઉત્પન્ન થયાં હોય; તે ભૂલોને સુધારવા, અને તે ઝેરોને શરીરમાંથી બહાર કાઢી નાંખવા માટે, ઉપવાસ રામબાણ દવા છે.

ભોજનમાં ભૂલો કઇ?—જીવ્હાઇંદ્રિયનું બળ એટલું બધું છે કે તે ડાહ્યાં ડાહ્યાં સ્ત્રીપુરૂષોને ગોથાં ખવરાવે છે. ભીંડો, ભજીયાં અને એવા બીજા પદાર્થો મુખે મીઠાં લાગે–ખાતાં ધરાઇએ નહીં, પણ તેના પરિણામ માઠાં છે, એમ સૌકોઈ જાણે છે. જાણે છે છતાં વિરલા હોય, તેજ પોતાને રૂચે એટલું જમે છે–જરાએ વધારે જમતા નથી. 'ખૂબ ખાઇએ, તોજ તાકાદ આવે' એવી માન્યતા વૈદક દૃષ્ટિથી–આરોગ્યતાની અક્કલથી–ખોટી છે. યાદ રાખો કે–આપણે જે કાંઈ ખાઇએ છઇએ, તેથી તાકાદ ઉત્પન્ન થતી નથી; પણ આપણે જેટલું **સારી રીતે પચાવી શકીએ છઇએ,** તેમાંથી તાકાદ ઉત્પન્ન થાય છે. માણસ પોતે રોજ જેટલું ખાય છે તેનો અરધો ભાગ જો તે ખાય, તો તે આરોગ્ય રહે–એટલુંજ નહીં, પણ પચાસ ટકા જેટલી તેની જીંદગી લંબાય. જે પદાર્થ પોતાને પચે, તેજ ભૂખરૂપી રોગને મટાડવા દવાના રૂપમાં–અને તેટલો થોડો–ખાવો; ખાવામાં પણ સારી રીતે ચાવવાનો વિવેક જોઇએ.

[ પ્રાચીન ઋષિઓ સૂકાં પાંદડાં અને ગાયનું દૂધ લઈને જે કામ કરતા હતા; તે અત્યારના ઋષિઓ, મીષ્ટાન્ન ખાઇને કરી શક્તા નથી. ] મહાભારત અનુશાશન ધર્મનો ૧૦૩ મો અધ્યાય અનશનવ્રતનો મહિમા ગાય છે. ભીષ્મ યુધિષ્ઠિરને કહે છે કે–"નિરાહારના જેવું એકે વ્રત અગર તપ નથી.' [પરીક્ષિતે અનશનવ્રત લીધાં હતાં.] તે પછી ૧૦૬ તથા ૧૦૭ અને ૧૦૯ અધ્યાયોમાં ઉપવાસના નિયમો અને તેના ફળનું વર્ણન છે. બ્રહ્મ ઋષિઓની અને રાજઋષિઓની ઉન્નતિનું મૂખ્ય કારણ ઉપવાસ છે. શ્રી આધ

શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રી સ્વામીનારાયણ વિગેરે સંતોએ એકાદશીનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે. દરેક સનાતન મંદિરે, દશમને દિવસે એકાદશીના ખબર પૂછાય છે.

**ઉપવાસની અસર**—રજાને દિવસે વેપારીઓ જેમ આગલી પાછલી ઉઘરાણી તારવી કાઢે, દુકાનનો માલ ઠીકઠાક ગોઠવે, કયો કયો માલ લાવવાનો છે, તેની તારવણી કરે; તે પ્રમાણેજ ઉપવાસદ્વારા શરીરમાં જતો ખોરાક અટકે, ત્યારે શરીરમાં રહેલા આરોગ્યના કામદારોને રજા પડે. આ કામદારો રજાનો લાભ લઇને, શરીરમાં જ્યાં ત્યાં પડી રહેલા કચરાને-ઝેરને, જઠરાગ્નિદ્વારા શોધી નાંખે. પછી ધીમેથી તેને બહાર કાઢી નાંખે. બે ત્રણથી વધારે ઉપવાસ કરનારની જીભ ઉપર અને દાંત ઉપર ધોળી થેથર બાઝે છે, અને ઉપવાસીના મુખમાંથી બદબો મારતો વાસ નીકળે છે. તેથી ખાત્રી થાય છે કે-શરીરમાં ઝેર હતું, અને તે હવે ઉપવાસ દ્વારા બહાર નીકળવા માંડ્યું. આ પ્રમાણે શરીરમાંથી ઝેર બહાર કાઢ્યા પછી, શરીરમાં રહેલા આરોગ્યના કામદારો લોહી સાફ કરવામાં જોડાય છે. જીભ ઉપરની થેથરથી અને ખરાબ શ્વાસથી ન કંટાળીને, ઉપવાસ ચાલુ રાખે, તો ધીમેધીમે લોહી સુધરી જાય, જીભ ઉપરની થેથર અદૃશ્ય થાય, અને મુખમાં મીઠો ગંધ ફેલાય.

**પૂર્વપશ્ચિમમાં ભેદ**—ઉપવાસની બાબતમાં આર્યલોકોએ ધર્મદ્વારા આરોગ્યતા સાધી; અને પશ્ચિમની પ્રજા ધર્મની ખાતર નહીં, પણ આરોગ્યની ખાતર ઉપવાસ તરફ વળી. કેટલાએક સેકા પહેલાં ઇટાલીમાં લુઇ કોરનેરોએ ઉપવાસની શોધ કરીને યુરોપને ઉપવાસના લાભ બતાવ્યા. દવા વિના માત્ર ઉપવાસથી, રોગ મટાડવાના દવાખાનાં, યુરોપ-અમેરિકામાં ઠેરઠેર થતાં જાય છે; ત્યારે આપણે ત્યાં પ્રાચીનકાળથી, મંદિરો, સંતો અને શાસ્ત્રો, દર પખવાડીએ ઉપવાસ કરવાનો બોધ કરી રહ્યાં છે.

**ભયંકર ડર**—કેટલાએકને ભયંકર ડર પેસી ગયો છે કે-'અમે ન ખાઇએ તો મરી જઇએ.' 'અમે ન ખાઈએ તો અમારાથી કાંઇ કામ થાય નહીં.' આ બધી મનની નબળાઇ છે. તે નબળાઈને ફોસલાવવા પ્રથમ થોડું ફરાળ આપો. પછી ધીમે ધીમે મનને બતાવી આપો કે-'બશેરને બદલે અરધાશેરથી ચાલે છે. અને અરધાશેરને બદલે નવટાંકથી પણ ચાલે.' જીવનમાં જેમ જેમ આગળ વધશો, તેમ તેમ આરોગ્યની ખાતર-શક્તિની ખાતર—અને આયુષ્યની ખાતર ઉપવાસની આવશ્યક્તા જણાશે. ધંધા રોજગારમાં જો સદાએ કામ ચાલ્યા કરે; તો ઘણો નફો થાય, એમ સૌ જાણે છે, છતાં રવિવાર વિગેરેની રજાઓ વચ્ચે આપવી પડે છે. તેનું કારણ એ કે—રવિવાર વિગેરે રજાને દિવસે, નોકરો પોતાના અવ્યવસ્થિત કામકાજને વ્યવસ્થિત કરે, કપડાં ધોઇને સાફ કરે, હજામત કરાવે -વિગેરે. જો રવિવાર વિગેરેની રજાઓ ન હોય, તો ગંદવાડ અને ગેરવ્યવસ્થાનો પાર રહે નહીં. તે પ્રમાણેજ હમેશાં મરજી પ્રમાણે જમનારની હોજરીને, એકાદશી જેવી રજા-એકાદશી જેવો આરામ, નહીં આપો; તો શરીરમાં ગંદવાડ વધી પડશે. પરિણામે તબીયત બગડશે, અને મોત ડોકીયાં કરશે.

**છેવટમાં**—ઉપલી બધી બીનાઓને ધ્યાનમાં લઇને, એકાદશી કરજો-હરિવ્રત ચૂકશો નહીં. તે દિવસે અનેક કામકાજને દૂર કરીને શ્રીહરિને શરણે આવજો. આ યુગમાં ત્રણને બદલે એક ઉપવાસ બરાબર કરો, તોપણ ઘણું છે: તદ્દન નિરાહારી રહેવા કરતાં, થોડામાં થોડું લઇને, મનને પ્રસન્ન રાખીને, શ્રીહરિને ભજવામાં આળસ ન કરો, તોપણ ઘણું છે.

નંદજીના સમાચાર શ્રીકૃષ્ણને મળ્યા, અને શ્રીકૃષ્ણ વરૂણલોકમાં ગયા. તે કથા સાંભળો—

**चुक्रुशुस्तमपश्यन्तः, कृष्ण रामेति गोपकाः ॥**
**भगवांस्तदुपश्रुत्य, पितरं वरुणाहृतम् ॥**
**तदन्तिकं गतो राजन, स्वानामभयदो विभुः ॥ ३ ॥**

**અર્થ—ગોવાળીયાઓ નંદજીને નહીં દેખીને, 'હે કૃષ્ણ'-'હે રામ' એમ કહીને, શ્રીકૃષ્ણ તથા બળદેવજીને બોલાવવા લાગ્યા. પોતાના ભક્તોને અભય આપનાર સમર્થ ભગવાને, 'પિતાને વરૂણદેવ લઈ ગયા છે,' એમ સાંભળીને, હે પરીક્ષિત રાજા! શ્રીકૃષ્ણ વરૂણદેવ પાસે ગયા. (૩)**

૩ વિવેચન—

**स्वानां अभयदः प्रभुः**—પોતાના (ભક્તો) ને અભય આપનાર પ્રભુ, અભય લેવું હોય તો પ્રભુના થાઓ. ગોવાળીયાઓને સાગી ઓથ શ્રીકૃષ્ણની હતી, તેથી આફત દેખીને 'હે કૃષ્ણ! હે બલરામ!'—એવી હાક મારી.

પ્રભુનો ઇસારો—કોઈપણ ક્રિયા પ્રભુની પ્રેરણા વિના થતી નથી. તે તો તમે જાણો છો. આ ક્રિયાથી પ્રભુએ નંદજીને અને વ્રજવાસીઓને પોતા સંબંધી વિશેષ ઇસારો કર્યો.

શ્રીકૃષ્ણને જોઇને વરૂણ શું કરે છે, તે સાંભળો—

**प्राप्तं वीक्ष्य हृषीकेशं, लोकपालः सपर्यया ॥**
**महत्या पूजयित्वाह, तद्दर्शनमहोत्सवः ॥ ४ ॥**

**અર્થ—શ્રીકૃષ્ણ ભગવાનને [પોતાને ત્યાં] આવેલા જોઇને, તેમનાં દર્શનથી બહુજ રાજી થએલા વરૂણદેવે, પૂજનની ઉંચા પ્રકારની સામગ્રિઓથી, શ્રીકૃષ્ણનું પૂજન કર્યું; પછી વરૂણદેવ બોલ્યા કે-(૪)**

૪ વિવેચન—

સાધારણ માણસને ઘેર અકસ્માત સમ્રાટ પધારે; ત્યારે તે જેમ રાજી થઈ જાય. તે જેમ પૂજન કરે-પ્રાર્થના કરે, તેમ વરૂણ શ્રીકૃષ્ણને જોઈને, રાજી થયો, અને પૂજન કરવા લાગ્યો—હવે વરૂણ પ્રાર્થના કરે છે—

---

૩ પદચ્છેદ—**तं अपश्यंतः गोपकाः**-ગોવાળીયાઓ નંદજીને નહિદેખીને. **हे कृष्ण ! हे राम ! इति**-'હે કૃષ્ણ' 'હે રામ' એમ. **चुक्रुशुः**-બોલાવવા લાગ્યા. **स्वानां अभयदः विभुः भगवान्**-પોતાના ભક્તોને અભય આપનાર સમર્થ ભગવાને. **वरुणेन पितरं आहृतं इति तत् उपश्रुत्य**-પિતાને વરૂણદેવ લઈ ગયા છે એમ સાંભળીને. **हे राजन्**-હે પરીક્ષિત રાજા! **तस्य अंतिकम् गतः**-શ્રીકૃષ્ણ વરૂણદેવ પાસે ગયા.

૪ પદચ્છેદ—**हृषीकाणां ईशः तं प्राप्तं वीक्ष्य**-ભગવાનને (ત્યાં) આવેલા જોઇને. **तस्य दर्शनेन महोत्सवः यस्य सः**-તેનાં દર્શનથી બહુ રાજી થએલો **लोकपालः**-વરૂણદેવ **महत्या सपर्यया**-મોટા પૂજનથી. **पूजयित्वा**-પૂજન કરીને **आह**-કહ્યું કે-

**वरुण उवाच ॥**

**अद्य मे निभृतो देह, अद्यार्थोऽधिगतः प्रभो ॥**
**त्वत्पादभाजो भगवन्–नवापुः पारमध्वनः ॥ ५ ॥**
**नमस्तुभ्यं भगवते, ब्रह्मणे परमात्मने ॥**
**न यत्र श्रूयते माया, लोकसृष्टिविकल्पना ॥ ६ ॥**
**अजानता मामकेन, मूढेनाकार्यवेदिना ॥**
**आनीतोऽयं तव पिता, तद्भवान्–क्षन्तुमर्हति ॥ ७ ॥**
**ममाप्यनुग्रहं कृष्ण, कर्तुमर्हस्यशेषदृक् ॥**
**गोविन्द नीयतामेष, पिता ते पितृवत्सल ॥ ८ ॥**

અર્થ—હે પ્રભુ ! આજ મારો દેહ સફળ થયો. આજ મને સર્વોત્તમ લાભ મળ્યો. એટલે હવે મારો સંસાર મટી ગયો; કારણકે હે ભગવન્ ! આપના ચરણને સેવનારા ભક્તો સંસારના પારને પામી ગયા છે. (૫) લોકોની સૃષ્ટિની કલ્પના કરનારી માયા એટલે–લોકોની સૃષ્ટિ રચી આપનારી માયા–જેમના સ્વરૂપમાં સાંભળવામાં આવતી નથી; તે ભગવાન્‌રૂપ, બ્રહ્મરૂપ, અને પરમાત્મારૂપ આપને હું પ્રણામ કરૂં છઉં. (૬) શાસ્ત્રની મર્યાદાને નહીં જાણનારા, અને પોતાના કર્તવ્યને પણ નહીં જાણનારા–મારા એક મૂર્ખ નોકરે, તમારા પિતાને અહીં આણ્યા છે. તે અપરાધ આપે ક્ષમા કરવો જોઈએ. (૭) હે શ્રીકૃષ્ણ ! હે સર્વના સાક્ષી ! મારા ઉપર તો આપે અનુગ્રહ કરવો જોઈએ. હે પિતા ઉપર પ્યાર રાખનારા ! હે ગોવિંદ ! આ તમારા પિતાને આપ લઈ જાઓ.” (૮)

---

૫ પદચ્છેદ—**हे प्रभो ! अद्य मे देहः निभृतः**-હે પ્રભુ ! આજ મારો દેહ સફળ થયો. **अद्य अर्थः अधिगतः**-આજ મને સર્વોત્તમ લાભ મળ્યો-એટલે આજ મારો સંસાર મટી ગયો. કારણકે **हे भगवन्**-હે પ્રભુ ! **तव पादं भजंति इति त्वत्पादभाजः**-આપના ચરણને સેવનારા ભક્તો. **अध्वनः पारं अवापुः**-સંસારના પારને પામી ગયા છે.

૬ પદચ્છેદ—**लोकस्य सृष्टिं विकल्पयति इति लोकसृष्टिविकल्पना इति माया**-લોકોની સૃષ્ટિની કલ્પના કરનારી-રચના કરનારી-માયા. **यत्र न श्रूयते**-જેમના સ્વરૂપમાં સાંભળવામાં આવતી નથી તે, **भगवते ब्रह्मणे परमात्मने इति तुभ्यं नमः**-એવા ભગવાનરૂપ બ્રહ્મરૂપ અને પરમાત્મારૂપ આપને હું પ્રણામ કરૂં છઉં.

૭ પદચ્છેદ—**अजानता**-શાસ્ત્રમર્યાદાને નહિ જાણનારા. અને **अकार्यवेदिना**-પોતાના કર્તવ્યને નહિ જાણનારા, **मामकेन मूढेन**-મારા એક મૂર્ખ નોકરથી **अयं तव पिता आनीतः**-તમારા આ પિતાને લાવવામાં આવ્યા છે, **तत् भवान् क्षन्तुं अर्हति**-તે આપ ક્ષમા કરવું જોઈએ. ૮ પદચ્છેદ—**हे कृष्ण !**-હે કૃષ્ણ. **हे अशेषदृक्**-હે સમગ્રને દેખનારા સર્વના સાક્ષી ! **मम अपि अनुग्रहं कर्तुं अर्हसि**-મારા ઉપર તો આપે અનુગ્રહ કરવો જોઈએ. **हे पितृवत्सल ! हे गोविंद !**-હે પિતા ઉપર પ્યાર રાખનાર ! હે ગોવિંદ ! **एष ते-तव पिता नीयताम्**-આ તમારા પિતાને આપ લઈ જાઓ.

૫-૬-૭-૮ વિવેચન—

ધાવણું બાળક માતાને મળે, વાછરૂ ગાયને મળે, પતિવ્રતા પતિને મળે, તેમ જીવ શિવને મળે—એ આનંદના નમુના કયાંઇ મળે નહીં. હનુમાન શ્રી રામને મળ્યા, તે વખતે શ્રી સદાશિવ સતી પાર્વતીને કહે છે કે—

ચોપાઈ—પ્રભુ પહિચાની પર્યો ગહી ચરણા, સો સુખ ઉમા જાય નહીં બરણા.

**त्वत्पादभाजः अध्वनः पारं अवापुः**—વરૂણ શ્રીકૃષ્ણને કહે છે કે-'આપના ચરણને સેવનારા સંસારના પારને પામી ગયા છે-સંસાર તરી ગયા છે.' યાદ રાખવું ઘટે છે કે-વિવેક અને વૈરાગ્યરૂપી પાવડી પહેરનાર શ્રીહરિના ચરણ સેવી શકે છે,

ભકતો પ્રભુને ભગવાન્ કહે, વેદાંતિઓ બ્રહ્મ કહે, અને સ્મૃત્તિને માનનારા સ્માર્તો પ્રભુને પરમાત્મા કહે. તે તમામ રીતે પ્રભુ આદર કરવા લાયક છે.

સાતમા શ્લોકમાં કહે છે કે—**अजानता**-એટલે શાસ્ત્રમર્યાદાને નહીં જાણનારો [એટલે સૂર્યોદય પછી માત્ર અરધી ઘડી દ્વાદશી હોય, ત્યારે વહેલાં સ્નાન કરવુંજ જોઇએ, એવા ધર્મના નિર્ણયને નહીં જાણનારો ].

વરૂણની પ્રાર્થના સાંભળીને અને પિતાને લઈને શ્રીકૃષ્ણ વ્રજમાં પાછા આવે છે—

॥ **श्रीशुक उवाच** ॥

**एवं प्रसादितः कृष्णो, भगवानीश्वरेश्वरः ॥**

**आदायागात् स्वपितरं, बन्धूनां चावहन् मुदम्॥९॥**

**અર્થ—આ પ્રમાણે રાજી થએલા ઇશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ, પોતાના પિતાને લઇને ગોકુળમાં પધાર્યા; અને તેમણે સંબંધીઓને રાજી કર્યા. (૯)**

૯ વિવેચન—

શ્રીકૃષ્ણને ફતેહ કરીને આવેલા જોઇને, ગોપો રાજી થયા.

હવે નંદજી વ્રજવાસીઓ પાસે પ્રભુનો મહિમા ગાય છે—

**नन्दस्त्वतीन्द्रियं दृष्ट्वा, लोकपालमहोदयम् ॥**

**कृष्णे च संनतिं तेषां, ज्ञातिभ्यो विस्मितोऽब्रवीत् ॥१०॥**

**અર્થ—ઇંદ્રિયોથી ન સમજાય એવું અદ્ભુત વરૂણદેવનું ઐશ્વર્ય જોઈને, તથા તેઓની શ્રીકૃષ્ણમાં નમ્રતા-દાસભાવ-જોઈને, વિસ્મય પામેલા નંદજીએ (વરૂણલોકની તમામ બીના) જ્ઞાતિભાઈઓને કહી સંભળાવી. [૧૦].**

---

૯ પદચ્છેદ—**एवं प्रसादितः ईश्वरेश्वरः कृष्णः**-આ પ્રમાણે રાજી થએલા ઇશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ **स्वपितरं आदाय**-પોતાના પિતાને લઇને **अगात्**-ગોકુળમાં આવ્યા. **च**-અને **बंधूनां मुदं आवहन्**-સંબંધીઓને રાજી કર્યા.

૧૦ પદચ્છેદ—**नंदः तु**-નંદજી પણ **इंद्रियं अतिक्रांतः अतींद्रियः तम् अतींद्रियं लोकपालस्य महोदयं दृष्ट्वा**-ઇંદ્રિયોથી ન સમજાય એવું અદ્ભુત વરૂણદેવનું ઐશ્વર્ય જોઇને. **तेषां कृष्णे सन्नतिं** (નમ્રતા) **दृष्ट्वा**-તેઓની શ્રીકૃષ્ણમાં નમ્રતા દેખીને, **विस्मितः**-વિસ્મય પામેલા નંદજીએ **ज्ञातिभ्यः अब्रवीत्**-જ્ઞાતિ ભાઇઓને કહી બતાવી.

૧૦ વિવેચન—

શ્રીકૃષ્ણ વરૂણલોકમાં ગયા તે પહેલાં, નંદજી એક ગુન્હેગાર તરીકે વરૂણદેવ પાસે ઉભા હતા. શ્રીકૃષ્ણને જોઇને અને શ્રીકૃષ્ણનો વરૂણે કરેલો સત્કાર જોઇને, નંદજી ભયથી મુક્ત થયા. પછી નંદજીએ ચારે તરફ નજર કરીને લોકપાળનો વૈભવ જોયો. વરૂણાદિ દેવોએ શ્રીકૃષ્ણનું પૂજન અને પ્રાર્થના કરી. આ તમામ વાત નંદજીએ વ્રજવાસીઓને કહી. ગર્ગાચાર્યે શ્રીકૃષ્ણને નારાયણ જેવા કહીને, ખરી વાત અંધારામાં રાખી હતી; એવી નંદાદિને ખાત્રી થઈ.

નંદજીની વાત સાંભળીને, ગોપોને કામના થઇ તે સાંભળો—

**ते त्वौत्सुक्यधियो राजन् , मत्वा गोपास्तमीश्वरम् ॥**
**अपि नः स्वगतिं सूक्ष्मा–मुपाधास्यदधीश्वरः ॥११॥**

**અર્થ**—હે રાજન્ ! (નંદજીની વાતો સાંભળીને) જેમની બુદ્ધિ અચંબો પામી ગઇ હતી, તે ગોપો પણ, શ્રીકૃષ્ણને ઇશ્વર માનીને, વિચાર કરવા લાગ્યા કે-'શું આ મોટો દેવ, આપણને આપણી પોતાની સૂક્ષ્મ ગતિ-પરમપદ-બતાવશે ?' (૧૧).

૧૧ વિવેચન—

ગોપોએ શ્રીકૃષ્ણને બરાબર ઓળખ્યા, તેથી ગોપોએ ભગવાનનું પરમપદ-વૈકુંઠ જોવાની ઇચ્છા કરી.

શ્રીકૃષ્ણ તેઓની કામના સમજીને વિચાર કરે છે—

**इति स्वानां स भगवान् , विज्ञायाखिलदृक् स्वयम् ॥**
**संकल्पसिद्धये तेषां, कृपयैतदचिन्तयत् ॥ १२ ॥**
**जनो वै लोक एतस्मिन्–नविद्याकामकर्मभिः ॥**
**उच्चावचासु गतिषु, न वेद स्वां गतिं भ्रमन् ॥ १३ ॥**

---

૧૧ પદચ્છેદ—**हे राजन्**-હે રાજા ! **औत्सुक्ययुक्ता धीः येषां ते इति ते गोपाः**-જેમની બુદ્ધિ અચંબો પામી ગઇ હતી એવા તે ગોપો. **तु**-પણ **तं ईश्वरं मत्वा**-કૃષ્ણને ઇશ્વર માનીને વિચારવા લાગ્યા કે. **नः अपि**-શું આપણને **अधीश्वरः इति कृष्णः**-આ મોટા દેવ. **सूक्ष्मां स्वगतिं उपाधास्यत्**-આપણી પોતાની સૂક્ષ્મગતિ-પરમપદ-બતાવશે ?

૧૨ પદચ્છેદ—**इति**-ઉપર પ્રમાણે, **स्वानां स्वयं विज्ञाय**-પોતાનાં જનનો સંકલ્પ પોતે જાણીને. **अखिलदृक् स भगवान्**-સર્વના અંતર્યામી તે ભગવાન્ **तेषां संकल्पसिद्धये**-તેઓનો સંકલ્પ સિદ્ધ કરી દેવા માટે. **कृपया तत् अचिंतयत्**-કૃપાથી તે સંબંધી વિચાર કરવા લાગ્યા.

૧૩ પદચ્છેદ—**एतस्मिन लोके**-આ સંસારમાં **जनः**-મનુષ્ય. **अविद्यया** (અહં બુદ્ધિથી) **कामः** (તૃષ્ણા) **तेन कर्माणि तैः अविद्याकामकर्मभिः**-અહંબુદ્ધિથી થએલી તૃષ્ણા અને તે તૃષ્ણાથી થએલાં કર્મોને લીધે. **उच्चाश्च अवचाश्च उच्चावचाः तासु इति**

**અર્થ—ઉપર પ્રમાણે પોતાના ભક્તોના સંકલ્પ, પોતે જાણી લઈને, સર્વના અંતર્યામી ભગવાન્, તેઓનો સંકલ્પ સિદ્ધ કરવા માટે, કૃપાથી તે સંબંધી વિચાર કરવા લાગ્યા. (૧૨) 'આ સંસારમાં અહંબુદ્ધિથી થએલી તૃષ્ણા-અને તૃષ્ણાથી થએલાં કર્મોને લીધે, ઉંચાનીચા અવતારોમાં ભટકતો મનુષ્ય, પોતાની ગતિને-પોતાના વાસ્તવ સ્વરૂપને-જાણતો નથી. (૧૩).**

૧૨-૧૩ વિવેચન—

જેમ સ્ત્રી ધણીને બળે, પાનસો હજારનો ખર્ચ કરી નાંખે; તેમ ભગવાનના ભક્તો, પોતાની પાસે એવાં સાધન છે કે નહીં, તેનો વિચાર કર્યા વિના, શ્રીહરિને બળે મોટી મોટી કામનાઓ કરે. તેરમા શ્લોકમાં શ્રીકૃષ્ણ વિચાર કરે છે કે—'મનુષ્યોનો મોટો ભાગ, કામનાઓમાં ઘેરાઇ જઈને, મરવા પર્યંત પોતાના સ્વરૂપને નિહાળવા પ્રયત્ન કરતો નથી.' [ દવાઓ વધી. તેમ રોગ વધ્યા. તે પ્રમાણેજ દેવમંદિરો, શાસ્ત્રો અને સંતો જેમ જેમ વધ્યા, તેમ અજ્ઞાન પણ વધ્યું. કામનાઓનું પૂર મંદિરોમાં અને સંતોમાં પણ ફેલાણું. ] આવી સ્થીતિમાં મનુષ્યો સંસારચક્રમાં ફર્યા કરે છે.

ઉપર પ્રમાણે વિચાર કરીને શ્રીકૃષ્ણ શું કહે છે તે સાંભળો—

**इति संचिन्त्य भगवान्, महाकारुणिको हरिः ॥**
**दर्शयामास लोकं स्वं, गोपानां तमसः परम् ॥ १४ ॥**

**અર્થ—આ પ્રમાણે વિચાર કરીને મહા દયાળુ ભગવાને, ગોપોને પોતાનો લોક દેખાડયો; અને પ્રકૃતિથી પર પોતાનું સ્વરૂપ પણ દેખાડયું. (૧૪)**

૧૪ વિવેચન—

જેમ ધનવાન્ પતિ રાજી થઇને, પોતાની પતિવ્રતા સ્ત્રીના કોડ પુરે. તેમ શ્રીકૃષ્ણ રાજી થઇને વ્રજવાસીઓના કોડ પુરવા લાગ્યા. જેમ જાદુગારો એક ઘડીમાં, આંબા અને આંબા ઉપર કેરીઓ બતાવે; તેમ પ્રભુએ ત્યાંને ત્યાં પોતાનો લોક બતાવ્યો. આ વાત આગળ બીજા સ્કંધના ૯-૯ માં કહી છે. અર્જુનને રથ ઉપર વૈરાટ સ્વરૂપ બતાવ્યું. વળી રાજાને યજ્ઞમંડપમાં વૈરાટ સ્વરૂપ બતાવ્યું હતું.

વૈકુંઠલોક કેવો હોય અને તેને કોણ જોઇ શકે ?—

**सत्यं ज्ञानमनन्तं यद्-ब्रह्म ज्योतिः सनातनम् ॥**
**यद्विपश्यन्ति मुनयो, गुणापाये समाहिताः ॥ १५ ॥**

---

**गतिषु**-ઉંચાનીચા અવતારોમાં **भ्रमन्**-ભટકતો. **स्वां गतिं न वेद**-પોતાની ગતિને જાણતો નથી.

૧૪ પદચ્છેદ—**इति संचिंत्य**-આ પ્રમાણે વિચાર કરીને. **महाकारुणिकः हरिः भगवान्**-મહા દયાળુ ભગવાને. **गोपानां**-ગોપોને. **स्वं लोकं दर्शयामास**-પોતાનો લોક (વૈકુંઠ) દેખાડયો. **तमसः परं**-પ્રકૃતિથી પર એવું પોતાનું સ્વરૂપ દેખાડયું.

૧૫ પદચ્છેદ—**सत्यं, ज्ञानं, अनंतं, ज्योतिः**-સત્ય, જ્ઞાનરૂપ, અનંત, સ્વયંપ્રકાશ-**यत् सनातनं ब्रह्म**-જે સનાતન બ્રહ્મરૂપ છે. **यत् समाहिताः मुनयः**-જેને શાંત મુનિયો. **गुणानां अपाये सति**-ગુણોનો ત્યાગ કર્યા પછી **विपश्यंति**-જુએ છે. તે પોતાનું સ્વરૂપ પ્રભુએ ગોપોને દેખાડયું.

**અર્થ––સત્ય, જ્ઞાનરૂપ, અનંત અને સ્વયંપ્રકાશ, જે સનાતન બ્રહ્મરૂપ છે, જેને શાંત મુનિયો ગુણોનો ત્યાગ કર્યા પછી જુએ છે, તે પોતાનું સ્વરૂપ શ્રીકૃષ્ણે ગોપોને દેખાડયું. (૧૫)**

૧૫ વિવેચન—

ગાયકવાડ સરકારના મહેલનાં વખાણ, જેમ નિર્ધન કરે, તેમ આપણે આ વાતો કરીએ છીએ. આપણે નિર્ધન કેમ? તે તો સમજો છો ને? કહે છે કે-**गुणापाये समाहिताः मुनयः यत् विपश्यंति**-ગુણોનો નાશ થયા પછી–ગુણાતીત અને શાંત મુનિયો–તે લોકને દેખે છે.

વ્રજવાસીઓને હજી વૈકુંઠ બીજી રીતે બતાવે છે—

**ते तु ब्रह्महृदं नीता, मग्नाः कृष्णेन चोद्धृताः ॥**
**ददृशुर्ब्रह्मणो लोकं, यत्राक्रूरोऽध्यगात्पुरा ॥ १६ ॥**

**અર્થ––જે ધરામાં પૂર્વે [ એટલે પરીક્ષિત શુકદેવના સંવાદ પૂર્વે-શ્રીકૃષ્ણના વ્રજવાસ પૂર્વે નહીં.] અક્રુરજી ગયા હતા, એટલે-અક્રુરજીએ બ્રહ્મદર્શન કર્યું હતું; તે ધરામાં શ્રીકૃષ્ણ ગોપોને લઈ ગયા. ત્યાં તેમને ડુબકી મરાવી, પછી તેમને બહાર કાઢયા. ત્યાં તેમણે (જળમાં) વૈકુંઠ લોક દીઠો. (૧૬)**

૧૬ વિવેચન—

જે ધરામાં બ્રહ્મનાં દર્શન થયાં તે ધરાનું નામ બ્રહ્મહૃદ [હૃદ એટલે ધરો]. શ્રીકૃષ્ણને મથુરા લઇ જતાં, જે ધરામાં અક્રુરે બ્રહ્મદર્શન કર્યું હતું, તેજ આ ધરો છે, અને તેજ આ વાત છે. ગોપોને પ્રથમ વૈકુંઠલોક બતાવ્યો, ત્યારે ગોકુળને અદ્દશ્ય કર્યું હતું, અને તેની જગ્યાએ વૈકુંઠ લોકને ગોઠવી દીધો હતો. આ બીજા ખેલમાં ગોકુળને પોતાની અસલ સ્થિતિમાં રાખીને, વ્રજવાસીઓને શ્રીકૃષ્ણે યમુનાજીનાં જળમાં વૈકુંઠલોક બતાવ્યો. આ વૈકુંઠને કોઇ શબ્દ બ્રહ્મ પણ કહે છે.

બ્રહ્મ, વૈકુંઠ, પરમપદ, અક્ષરધામ, કૈવલ્ય વિગેરેના અર્થ એકજ છે.

**ब्रह्मणः सदनादूर्ध्वं, तद्विष्णोः परमं पदम् ॥**
**शुद्धं सनातनं ज्योतिः परं ब्रह्मेति तद्विदुः ॥**

અર્થ—બ્રહ્માના સ્થાનથી ઉપર વિષ્ણુનું પરમ સ્થાન છે. તે શુદ્ધ સનાતન જ્યોતિમય છે. તેને વિદ્વાનો પર બ્રહ્મ છે.

વૈકુંઠમાં પોતે ક્યાં છે? તે શ્રીકૃષ્ણે વ્રજવાસીઓને બતાવ્યું, તે સાંભળો.

**नन्दादयस्तु तद्दृष्ट्वा, परमानन्दनिर्वृताः ॥**
**कृष्णं च तत्र च्छन्दोभिः, स्तूयमानं सुविस्मिताः ॥ १७ ॥**

**इति श्रीभागवते महापुराणे दशमस्कंधे पूर्वार्धे अष्टाविंशतितमोऽध्यायः ॥२८॥**

---

૧૬ પદચ્છેદ—**यत्र अक्रुरः पुरा अध्यगात्**-જે ધરામાં પૂર્વે અક્રુરજી ગયા હતા. **ते तु ब्रह्महृदं नीताः**-તે ધરામાંજ શ્રીકૃષ્ણ તેમને લઇ ગયા. **मग्नाः**-ત્યાં તેમને ડુબકી મરાવી. **च**-પછી **उद्धृताः**-તેમને બહાર કાઢયા. **ब्रह्मणः लोकं ददृशुः**-ત્યાં તેમણે વૈકુંઠ લોક દેખ્યો.

૧૭ પદચ્છેદ—**नंदादयः तु**-નંદાદિ ગોપો પણ **तद् दृष्ट्वा**-તે લોક જોઇને **परमा-**

**અર્થ—નંદાદિ ગોપો પણ તે લોક દેખીને, બહુજ રાજી થયા. તથા તે લોકમાં છંદોથી સ્તુતિ કરાતા શ્રીકૃષ્ણને દેખીને, નંદાદિ ગોપો અચંબો પામ્યા.(૧૭)**

૧૭ વિવેચન—

**परमानंदनिर्वृताः**—આનંદની હદે પહોંચ્યા.

પોતાની સાથે રમતા રાજકુમારને, રાજસભામાં ઠમાકથી બેઠેલો જોઇને, તેના ગામડીયા મિત્રો, જેમ ચકિત થાય; તેમ પોતાની સાથે રમતા શ્રીકૃષ્ણને, વૈકુંઠના રાજા બનીને બેઠેલા જોઇને, તથા અનેક દેવો વેદોના મંત્રો વડે, તેમની સ્તુતિ કરતા જોઈને, નંદાદિ ગોપો ચકિત થયા. રખે શ્રીકૃષ્ણરૂપી રમકડું, આ ગડબડમાં ખોવાઈ જાય, તેવી ચિંતા પણ ગોપોને થઇ હશે. રખે શ્રીકૃષ્ણ અહીં વૈકુંઠમાંજ રહી જાય; અને પાછા ગોકુળમાં ન આવે, એમ પણ લાગ્યું હશે. 'આપણી સાથે નાચે, કુદે, રમે, હસે અને હસાવે—એવી બાળચેષ્ટાઓ કરે—એવા શ્રીકૃષ્ણ આપણને તો ગમે. રાજા બનીને બેઠેલા, આવા ડાહ્યા—ડમરા, બોલાવ્યા ન બોલે, તેવા શ્રીકૃષ્ણ આપણને ન ગમે;' એમ પણ ગોપો વિચાર કરતા હશે.—[સૌ સાવધાન હો, તો રાજસભામાં બેઠેલા શ્રીકૃષ્ણને આપણે હસાવીએ—]

પદ.

સાચું બોલોને મારા શ્યામ ! અબોલડાં શાનાં લીધારે !
હૈયામાં રહી જશે હામ— અબોલડાં૦ટેક૦
પીતળ લોટા જળે ભર્યારે, (૨) દાતણ કરતેરા જાઓરે. અબોલડાં૦
તાંબા કુંડીઓ જળે ભરીરે, (૨) નાવણ કરતેરા જાઓરે. અબોલડાં૦
શીરો સુંવાળીને લાડવારે, (૨) ભોજન કરતેરા જાઓરે. અબોલડાં૦
પાન સોપારી ને એલચીરે, (૨) મુખવાસ કરતેરા જાઓરે. અબોલડાં૦
સાચું બોલોને ઘનશ્યામ—સાચું બોલોને સુંદિરશ્યામ. અબોલડાં૦
હૈયામાં રહી જશે હામ— અબોલડાં૦
સોના રૂપાનાં સોગઠાંરે. (૨) રમત રમતેરા જાઓ. અબોલડાં૦
સાચું કહોને દીનાનાથ— અબોલડાં૦
ગાય શીખેને સાંભળેરે, (૨) તે નર વૈકુંઠ જાય. અબોલડાં૦

જુઓ—પ્રભુ મલકાયા—

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ૨૮મો અધ્યાય સંપૂર્ણ. જ્યાં આ કથા વાંચો ત્યાં આપપાસ બેઠેલાં હરિજનોને જયશ્રીકૃષ્ણ કહેશોજી.

૧૯૮૫ અશાડ સુદી ૧૫,
**અમદાવાદ** મોક્ષમંદિર.

**લી. રામશંકર મોનજી ભટ્ટ.**

---

**नंदेन निर्वृताः**—બહુજ રાજી થયા **च**—તથા **तत्र**—તે લોકમાં **छंदोभिः स्तूयमानं कृष्णं दृष्ट्वा**— છંદોથી સ્તુતિ કરાતા શ્રીકૃષ્ણને દેખીને **सुविस्मिताः**—અચંબો પામ્યા.

श्रीसद्गुरवे नमः।

# શ્રી મોક્ષપત્રિકા

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

### રાસલીલા.

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ.**

**પુસ્તક ૧૦ મું.]** **ભાદ્રપદ, ૧૯૮૫.** **[અંક ૮ મો.**

**વ્હાલાં હરિજનો!**

આપણે કયાં આવી પહોંચ્યા? જ્યાં શ્રીશુકદેવજી પ્રેમસાગરમાં પડી ગયા ત્યાં; જ્યાં પરીક્ષિત ગભરાઇ ગયો ત્યાં; જ્યાં ઉદ્ધવ આભા બન્યા ત્યાં; જ્યાં નરસી ધ્રમંડ થયો ત્યાં; જ્યાં મીરાં મસ્ત બની ત્યાં; જ્યાં અનેક વિદ્વાનો ઘુમરી ખાઇને તર્કવિતર્કના પૂરમાં તણાઇ ગયા ત્યાં; જ્યાં શ્રીમદ્ શંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રી સ્વામીનારાયણ જેવા અનેક પવિત્ર સંતો, મુમુક્ષુઓનો હાથ થોભીને, હિંમત આપી રહ્યા છે ત્યાં. આજ અમારે ત્યાં રાસમંડપ છે, તેમાં તમને સૌને આમંત્રણ છે—

અત્ર આવો પધારો અમોલાં મહેમાન, અંતરને વ્હાલે વધાવીએ,<br>
અમ અંતરનું સ્વાગત સ્વિકારવા, વળી અંતરના ભાવને વધારવા;<br>
આપ આવો પધારો અમોલા મેમાન, અંતરને વ્હાલે વધાવીએ.<br>
ન મળે કલગી કે હાર અમ દીનના, ન મળે ગુલાબ ગોટા મહામૂલના.<br>
માત્ર હૈયાના આવે **ઉમળકા** જે આજ, અંતરને વ્હાલે વધાવીએ,<br>
અત્ર આવો પધારો અમોલા મેમાન, અંતરને વ્હાલે વધાવીએ.



# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૯ મો. [રાસલીલા]

**વિષય—**આ અધ્યાયમાં શ્રીકૃષ્ણ રાસનો સમારંભ કરે છે. શ્રીકૃષ્ણની વેણુ વાગે છે, અને ગોપીકાઓ વૃંદાવનમાં દોડી આવે છે, તે સંબંધી કથા કહેવાશે.

**ખાસ નોંધ—**આ અ. ૨૯ મો શરૂ કરો, તે પહેલાં નીચે જણાવેલા વિષયો વાંચી જશો, તોજ રાસપંચાધ્યાયીનો–રાસાદિલીલાનો–ખ્યાલ આવશે.

[૧] રાસ એટલે શું ? [૧A] રાસલીલા માટે બે મતો [૨] ભયંકર માન્યતા [૩] રાસના ઉદ્દેશો. [૪] રાસ કે વ્યભિચાર ? [૫] શું રાસલીલાની કથા ભાગવતમાં પાછળથી ઉમેરાઇ છે ? [૬] રાસલીલાને ટેકો આપનારા સંતોના અભિપ્રાયો. [૭] લૌકિક આનંદનું બ્રહ્માનંદ સાથે માપ. [૮] બ્રહ્માનંદ અને ભજનાનંદ. [૯] શ્રીકૃષ્ણતત્ત્વ. [૧૦] રાધા. [૧૧] ગોપીતત્ત્વ. [૧૨] બંસી સાંભળીને ગોપીકાઓ એકલી કેમ આવી ? તે વખતે બંસી ગોપોને પ્રિય કેમ ન લાગી ? [૧૩] ત્યારે શું ગોપીકાઓ સન્યાસીનીઓ છે ?

[૧] **રાસ** એટલે **શું ?—**આ ભજનાનંદનો વિષય છે. બેઠાં બેઠાં ગાવા કરતાં, ઉભા થઇને ગાઇએ, ત્યારે ભજનાનંદમાં સાવધાનતા વધે. તેમાંએ વળી ગાનારા વયમાં અને ઉત્સાહમાં સરખાં હોય, અમુક પ્રકારે કુંડાળામાં રહીને ગવાતું હોય, સૌનાં પગ અને હાથ સરખા પડતા હોય, તો તે રાસ કહેવાય છે. તે વખતે જેવાં જોઇએ તેવાં વાજીંત્રો વાગતાં હોય, તો દશે ઇંદ્રિયો અને અગ્યારમું મન એકાગ્ર બને છે. સંસાર અનાયાસે ભૂલી જવાય છે. રાસ એટલે રસોના ઢગલા. જ્યાં સામસામાં હૃદય હલમલી ઉઠે, અને સંકલ્પો શમી જાય. પોતાનાં વર્ણ, આશ્રમ અને જાતિ ભૂલી જવાય-બ્રહ્મસ્વરૂપ બની જવાય, તેજ રાસની ઉત્કૃષ્ટતા–તેજ ભજનાનંદનો ભવ્ય દેખાવ. વેદાંત એટલે–જે જાણવાનું છે તેનો અંત. જે જાણવાનું છે તેના અંતમાંજ, અલૌકિક પ્રેમનું પ્રાગટ્ય થાય છે. વેદાંતના જ્ઞાન પછીજ પ્રેમભૂમિકા શરૂ થાય છે. પુસ્તકમાં અને વાણીમાં પ્રેમની અનેક વાતો હોય, પણ જ્યારે ગિરા ગદ્‌ગદ્ થાય, ત્યારે પ્રેમનો કાંઇક અનુભવ થયો એમ સમજવું.

**मनसश्चेंद्रियाणां च, एकाग्रय परमं तपः ।**
**तज्ज्यायः सर्वधर्मेभ्यः, स धर्मः पर उच्यते ॥**

એકાગ્રતાને વિદ્વાનો મહાન્ તપ કહે છે. સર્વ ધર્મ કરતાં આ ધર્મની શ્રેષ્ઠતા છે. ભજનાનંદથી એકાગ્રતા ઉપરાંત આરોગ્યનો પણ લાભ થાય છે. પંચમ જ્યોર્જ હિંદ પધાર્યા, ત્યારે જે ગાડીમાં શહેનશાહ હતા, તે ગાડીની રક્ષા કરવા માટે, જેમ બી. બી. રેલ્વેના અને જી. આઈ. પી. રેલ્વેના ટ્રાફીક સુપ્રિન્ટેન્ડંટો જંડી લઇને સાંધાવાળાનું કામ, અને ગાર્ડનું કામ કરતા હતા; તેમ જ્યાં પ્રભુનો ઉત્સવ હોય; ત્યાં સ્ત્રીપુરૂષ–ત્યાગી અગર ગૃહસ્થ તમામે દેહાભિમાન તોડીને રાસમાં ઉતરવું જોઇએ. રાસક્રિયા બાળકને અને વૃદ્ધને જુવાન બનાવે છે, અને જુવાનોને કાંઈ અમોલો આનંદ આપે છે. રાસમાં સ્ત્રીપુરૂષની ભેળશેળ કદિ કરવી નહીં. આ ભેળશેળ કરનારા ભયંકર અજ્ઞાનીઓ છે એટલુંજ નહીં, પણ ભયંકર પાતકી

છે. સમાજના અને ધર્મના ભયંકર રોગરૂપ છે. યોગ એકાગ્રતાનું મુખ્ય સાધન છે; પણ તે સાધન જેમનાથી ન બને, તેમણે ભજનાનંદદ્વારા ચિત્તને એકાગ્ર કરવું.

**૧A રાસલીલા માટે બે મત**—દરેક બાબત માટે બે મત તો હોયજ. એક મત એ બાબતને સ્થાપે–દૃઢ કરે, અને બીજો મત તે બાબતને ઉખેડીને ફેંકી દે. રાસપંચાધ્યાયીને સ્થાપવા–દૃઢ કરવા–તેની પવિત્રતા અને આવશ્યકતા સાબીત કરવા, વિદ્વાનોએ જબરજસ્ત પ્રયત્નો કર્યો જણાય છે. કવિઓએ કવિતાદ્વારા અને ભક્તોએ ભજનોદ્વારા રાસપંચાધ્યાયીને ટેકો આપ્યો છે. બીજી તરફથી નાસ્તિકોએ રાસપંચાધ્યાયીને ઉખેડી નાંખવા–બદનામ કરવા–નિંદવા–ભારે પ્રયત્ન કર્યો જણાય છે. બેઉ બાજુ જ્યારે તપાસીએ, ત્યારે ખરી વસ્તુનું કાંઇક ભાન થાય; માટે ધીરજ રાખીને બેઉ બાજુને તપાસતાં શીખો, અને પછી જેમ કહેવું હોય તેમ કહો. ભલે આ વાત બરાબર સમજાતી ન હોય, પણ આ બાબતમાં **કાંઇક સમજવા** જેવું છે; એટલું તો યાદ રાખજો.

**૨ ભયંકર માન્યતા-ભયંકર ભૂલ**—'રાસમાં ગોપીઓ પરદારા, અને શ્રીકૃષ્ણ પરપુરૂષ, અને તેમની વચ્ચે કામચેષ્ટાઓ.' એટલોજ વિચાર કરીને, ભાગવતશાસ્ત્રની સાચી દોલતરૂપ રાસથી વિમુખ રહેવું, તે ભયંકર ભૂલ છે.

જે બાબતનો વીતરાગી પુરૂષોએ આદર કર્યો હોય, તેમાં કાંઇક જાણવા જેવું હોયજ. એટલું હાલ માનો તોપણ લાભ થશે.

[૩] **રાસના ઉદ્દેશો**—રાસના બે ઉદ્દેશો છે.

૧ ગોપગોપીકાઓને ૨૮મા અધ્યાયમાં બ્રહ્માનંદનો લાભ આપ્યા પછી, ભજનાનંદ બ્રહ્માનંદ કરતાં શ્રેષ્ઠ છે, એમ સિદ્ધ કરી આપવા, તથા ભજનાનંદનાં ભોગી મનુષ્યોને ભજનાનંદનો લાભ સદા મળ્યા કરે, એવા હેતુથી, શ્રીકૃષ્ણે રાસરૂપે ભજનાનંદનો ઉત્સવ કર્યો.

૨ કામદેવે બ્રહ્માદિ દેવોને હેરાન કર્યા. પારાશર અને વિશ્વામિત્ર જેવા ઋષિઓને પણ બાવરા બનાવ્યા. તેથી રાસદ્વારા કામદેવનો ગર્વ ઉતારવા શ્રીકૃષ્ણે વિચાર કર્યો. એટલે 'પ્રેમ ભરી અનેક ગોપીઓના પ્રેમનો હું વિષય થાઉં; તેઓને રમાડું અને તેમની વચ્ચે રમું, છતાં હું **બાળ બ્રહ્મચારી** છઉં-નિર્લેપ છઉં, એમ ત્રણ લોકને સાબીત કરી આપું.' એવો વિચાર શ્રીકૃષ્ણે કર્યો. રાસદ્વારા ગોપીજનનો ઉદ્ધાર કરવો, એ શ્રીકૃષ્ણનો ગૌણ ઉદ્દેશ છે.

તે સંબંધમાં નરસીંહ મહેતો કહે છે કે—

રાગ–પ્રભાત.

> કોટિ કંદર્પનો દર્પ હરવા પ્રભુ, ભુતલ ભોગીનું રૂપ લીધું,
> કામિનીકેલ કીધી કલિકાલમાં, અબલા જનને અભયદાન દીધું.
> ચારજુગ માંહી મુક્તિ નહિં નારીને, જગત્ માંહે એવું શાસ્ત્ર બોલે;
> અધમ ઉદ્ધારવા પ્રગટિયા શ્રીહરિ, એવું જાણી સ્ત્રીયો ગાય કોડે.
> એ રસ ગાયો શુકદેવજી યોગીએ, પરીક્ષિત રાયની પાસ [૧]થોડે,
> [૨]સારમાં સાર શૃંગારરસ કીધલો, એવું જાણી જે કોઇ ગાન કરશે;
> તે તણા ચરણની રેણુમાં નરસૈયા, રંક સરખા કંઈ કોટિ તરશે.

**૧ પરીક્ષિત પાસે શ્રી શુકદેવજીએ રાસલીલાને સંપૂર્ણ ગાઈ નહી, પણ ટુંકાવી દીધી છે. ૨ શૃંગારરસ સમજીને પણ શ્રીકૃષ્ણનું લીલામૃત કોઇ ગાય, તો તે પાવન થાય.**

[૪] **રાસ કે વ્યભિચાર**—સરોવરનું જળ ઉપર ઉપરથી જોનારને, લીલ વળી ગયેલું મેલું જણાય; પણ જો કોઈ જરા તકલીફ લઈને ઉપરની લીલ આઘી ધકેલી દે; તો મોતીના દાણા જેવા નિર્મળ જળનું તેને દર્શન થાય. આ નિયમાનુસાર કામ, ક્રોધથી ઘેરાએલા, રાસલીલાને ઉપર ઉપરથી જોનારા મનુષ્યો, રાસલીલાને વ્યભિચારથી ઢંકાઈ ગયેલી દેખે, તેમાં તેમનો દોષ નથી. રસ એ હૃદયનો વિષય છે. હૃદયની શુદ્ધિ વિના રસ તેમાં પ્રકાશતો નથી. તેથી અહીં એક ઠેકાણે આગળ કહીશું કે–'જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના દિલમાં ઠરે.' વિગેરે. જેમણે પોતાના અંતરના વ્યભિચારને દૂર કરીને નિર્મળ ભાવથી રાસલીલાનો વિચાર કર્યો છે; તેમને રાસની નિર્મળતાનું ભાન થયું છે.

રાસલીલા એ કોઈ સામાન્ય ચીજ નથી. લાખનો હીરો વાઘરી–ભીલ–જેવા હલકી વર્ણના લોકો વેચવા નીકળે, તો તેની કીંમત પાંચશેર બાજરી જેટલીજ થાય; અને કોઈ ઝવેરી વેચે, તો તેની કીંમત સવાલાખ થાય. ભક્તિના ઓઠા નીચે પાખંડ વધ્યું, તેથી ભક્તિની કીંમત ઘટી. તે સંબંધમાં ભોજો ભકત કહે છે તે સાંભળો—

પદ.

ભકિત નવધા છે મોંઘીરે, દુનિયામાં ઝાઝા બન્યા ઢોંગી,
તીલક તાણે મોટા પંથનું, અને ડોકમાં ઘાલે માળા;
જ્ઞાન પૂછો ત્યારે ગોટા વાળે, પેટમાં ઝાઝા લાળારે—ભક્તિ૦
ચેલો તું મારો અને ગુરૂ હું તારો, મને આપે થાય સારૂં;
બીજાને આપવાથી પાપ તને લાગશે, બતાવે ન્યારૂં ન્યારૂંરે—ભક્તિ૦
કંઠીયો બાંધે ને કાનને ફૂંકે, વધારે ઝાઝા વાડા;
રાંડીરાંડોના તન ધન પચાવે, જાણે હરાયા પાડારે—ભક્તિ૦
આશા તૃષ્ણા જરી ન ત્યાગી, ભરમમાં નાંખ્યા બોળી;
ભોજો ભગત કહે એવા જનોએ, ભરમાવી દુનિયા ભોળીરે—ભક્તિ૦

રાસને વ્યભિચાર દૃષ્ટિથી જોવામાં આ મૂખ્ય કારણ છે. નિશાળમાં મહેતાજી રાખવો હોય તો તેના કવોલીફીકેશન–યોગ્યતા–પુછાય, અને ભકિતને માટે કાંઈ નહીં! બોલતાં અને ગાતાં આવડે, તે મોટો ભકત–સારી રીતે ડમાક રાખતાં આવડે, તો તે મોટો આચાર્ય.

ચોપાઇ—જાકે નખ અરૂ જટા વિશાલા, સોઇ તાપસ પ્રસિદ્ધ કલિકાલા.

આડંબર પાથર્યો, કે લોકો ખેંચાયા. યાદ રાખવું ઘટે છે કે–આડંબરને અને અજ્ઞાનને દોસ્તી છે, અને આડંબરને અને જ્ઞાનને વૈર છે.

રાસને નામે કોઈ કોઈ પામર ગુરૂઓ, શ્રીકૃષ્ણના દાસ મટીને શ્રીકૃષ્ણરૂપ બની ગયા; અને કોઈ કોઇ પામર શિષ્યાઓ, ગોપીરૂપ બનીને ગુરૂને પ્રેમ કરવા લાગી; તેથી ભકિત અને રાસ વગોવાય છે. જ્યાં ગુરૂઓ કૃષ્ણના દાસ મટીને કૃષ્ણ બન્યા હોય, અગર ગુરૂઓ પ્રભુના દાસ મટીને પ્રભુ બન્યા હોય, સ્વામી (કૃષ્ણ–માલીક)ના દાસ મટીને, પોતે સ્વામી બન્યા હોય, ત્યાં ભકિત નથી–ભકિતભાવ નથી. દાસત્વ નથી; ત્યારે ત્યાં શ્રીકૃષ્ણ ક્યાંથી હોય! શાણી બ્હેનોએ ત્યાં ન જવું જોઇએ, અને શાણા પુરૂષોએ સમાજને આવા ગુરૂઓથી ચેતાવવો જોઇએ.

શ્રીશુકદેવજી જેવા યોગીઓ, અને ઉદ્ધવ જેવા જીવન્મુક્ત, અને તે પછી ચૈતન્ય ગૌરાંગ અને શ્રીમદ્ વલ્લભાચાર્ય જેવા-અનેક વીતરાગી પુરૂષો જેના મુક્ત કંઠે વખાણ કરે છે; તેનાથી ભડકવું-તેનાથી દૂરને દૂર રહેવું, એ અજ્ઞાન સિવાય બીજું કાંઈ નથી. જે દોષ હોય તે સુધારી લ્યો, પણ પખાલીની પીડે પાડાને ડામ ન દ્યો. એક વાઘરી પણ વ્યભિચારની નિંદા કરે છે, તે કાર્ય કરવા શું શ્રીકૃષ્ણ પ્રવૃત્ત થયા ? ઉંચ કોમની બાળ વિધવાઓ પોતાના તપોબળથી કામાગ્નિને બાળી નાંખે છે; ત્યારે તે કામાગ્નિ, શ્રીકૃષ્ણનો સંપૂર્ણ આશ્રય રાખનારી ગોપીકાઓને પીડતો હતો ?

યાદ રાખવું ઘટે છે કે-જે વીતરાગી હોય, તે લૌકિક કામથી અંધ બનેલી સ્ત્રીઓ સાથે રમેજ નહીં. એટલે ગોપીઓમાં જે કામ હતો, તે લૌકિક કામ નહોતો. લૌકિક કાવ્યોના જેવી આ લૌકિક કથા નથી. તેથીજ શ્રી શુકદેવજી કહે છે કે-'શ્રીકૃષ્ણે વ્રજ સ્ત્રિયો સાથે કરેલી આ લીલાનું શ્રવણ કરે, તેનું કલ્યાણ થાય.' પાછળ વસ્ત્રાહરણ લીલા વખતે **न मय्यावेशितधियां, कामः कामाय कल्पते। भर्जिताः क्वथिता धाना भूयो बीजाय नेष्यते ।२६।** જેઓએ મારામાં બુદ્ધિને સ્થિર કરી હોય, તેમનો કામ કામને ઉત્પન્ન કરતો નથી. કારણ કે શેકેલા અગર ઉકાળેલા ધાણા વાવવાથી ફરી ઉગતા નથી. બળેલી સીંદરી દેખાય ખરી, પણ બાંધવાના કામમાં આવે નહીં. તે પ્રમાણેજ ગોપીઓનો કામ પુનર્જન્મ દાતા નથી. મંત્રેલા અગ્નિમાંથી જેમ દાહક શક્તિ નાશ પામે, તેમ શ્રીકૃષ્ણમાં સ્થિર બુદ્ધિવાળી ગોપીકાઓને લૌકિક કામદેવ હોઈ શકેજ નહીં! વળી આવી બીભત્સ વાત શ્રીશુકદેવ જેવા જ્ઞાનીને ગમી ? તથા મરણ માટે તૈયારી કરીને બેઠેલા પરીક્ષિતને, તે વાત સંભળાવી ? પરીક્ષિતે તો સાંભળી, પણ તે પછી ગોકર્ણ અને અનેક સંતોએ રાસાદિ લીલાદ્વારા બ્રહ્મરસ ચાખ્યો. જેમ લાકડામાં અગ્નિ પેસીને લાકડાને બાળીને ભસ્મ કરે, તેમ ગોપીઓમાં રહેલા કોઈ પણ પ્રકારના લૌકિક કામને, શ્રીકૃષ્ણે બાળીને ભસ્મ કર્યો.

દુધમાં માખણ સંતાઈને રહ્યું છે, પણ પ્રયત્ન કરનારને મળે. તલમાં તેલ સંતાઇને રહ્યું છે; પણ પ્રયત્ન કરનારને મળે; તેમ રાસલીલામાં રસેશ્વર શ્રીકૃષ્ણ સંતાઇને રહ્યા છે. પ્રયત્ન કરનારને મળે. વિચાર કરી જોજો. (રાસલીલાની પવિત્રતા સંબંધી વિદ્વાનોના અભિપ્રાય આ સાથે છે તે વાંચજો.)

**[૫] શું રાસલીલાની કથા ભાગવતમાં પાછળથી ઉમેરાઈ છે ?**-ભક્તો અને ભક્તિમાર્ગના આચાર્યો કહે છે કે-'રાસના પાંચ અધ્યાય શ્રીમદ્ ભાગવતના પ્રાણરૂપ છે-મૂખ્ય છે;' ત્યારે કેટલાએક બીજાઓ કહે છે કે-રાસની કથા ભાગવતમાં પાછળથી ઉમેરી દીધી છે. સમગ્ર ભાગવતનું અવલોકન કરીએ, તો ખાત્રી થાય કે આ કથા નવીન નથી. પહેલા સ્કંધના પહેલા અધ્યાયમાં ત્રીજે શ્લોકેજ કહ્યું છે કે-'**पिबत भागवतं रसमालयं, मुहुरहो रसिकाः भुवि भावुकाः।** ભાગવત રસનું સ્થાન છે અને આ સંસારમાં ભાવિક રસીકો તેનું પાન કરે છે.' શ્રીકૃષ્ણે ગોપીઓને રાસના પ્રસંગમાં અધરામૃતનું પાન કરાવ્યું હતું, તે વાત પ્રથમ સ્કંધના અ. ૧૦-૨૮ માં '**अधरामृतं मुहुः व्रजस्त्रियः**' એવા શબ્દો મૂકીને સ્પષ્ટ કરી છે. આગળ બીજા સ્કંધના ૭મા અધ્યાયમાં ૩૩ મે શ્લોકે રાસની વાત છે. ત્રીજા સ્કંધના અધ્યાય બીજાના ૩૪મા શ્લોકમાં ઉદ્ધવજી કહે છે કે—

**'शरच्छशिकरैर्मृष्ट-मानयन् रजनीमुखम्।**
**गायन् कलपदं रेमे, स्त्रीणां मंडलमंडनः॥'**

'શરદ્ ઋતુના ચંદ્રના કિરણોથી ઉજ્વલ રાત્રિના આરંભને માન આપતા, અને વ્રજની સ્ત્રીઓના મંડળને શોભાવતા એવા શ્રીકૃષ્ણ ભગવાને, મધુર શબ્દવાળું ગાયન ગાઇને સ્ત્રીયો સાથે રમણ કર્યું.

દશમસ્કંધના ૨૨ મા અધ્યાયમાં વસ્ત્રાહરણ લીલાના ઉપસંહારમાં-' **मयेमा रंस्यथ क्षपाः ।**' વિગેરે વચનોથી શ્રીકૃષ્ણે કુમારીકાઓને વચન આપ્યું કે-' તમે શરદ્ ઋતુની રાત્રીઓમાં મારી સાથે રમણ કરશો.' આ ૨૯ મા અધ્યાયના પ્રથમ શ્લોકમાં '**भगवान् अपि ताः रात्रीः वीक्ष्य** '-' ભગવાન્ પણ તે રાત્રીઓને (એટલે વચન આપ્યું હતું તે રાત્રીઓને) જોઈને.' એમ કહીને રાસનું સૂચન કર્યું. દશમસ્કંધના ૪૭ મા અ. ના ૪૩ મા શ્લોકમાં-'**ताः किं निशा: स्मरति** ' વિગેરે શબ્દોથી ગોપીઓએ ઉદ્ધવજીને પૂછયું છે કે— 'રાસલીલાની રૂમઝુમાટ વાળી રાત્રીઓને, પ્રભુ કદિ સંભારે છે ?' ૪૭ ના ૬૦, ૬૨ મા શ્લોકોમાં રાસનું સૂચન છે. છેવટમાં બારમા સ્કંધના બારમા અધ્યાયમાં '**स्त्रीभिः क्रीडा च रात्रिषु** ' ॥ ३२ ॥ વિગેરે શબ્દોથી રાસલીલાનું સૂચન કર્યું.

ઉપર પ્રમાણે અવલોકન કરવાથી ખાત્રી થાય છે કે-શ્રીમદ્ ભાગવતમાં રાસલીલા પાછળથી ઉમેરી નથી-પાછળથી ઘુસાડી દીધી નથી, પણ અસલથીજ છે. ભાગવત સિવાય બીજા પુરાણોમાં પણ રાસના ઇસારા છે.

'**युवतीर्गोपकन्याश्च**' વિગેરે શબ્દોથી હરિવંશમાં રાસલીલાનું સૂચન છે. અને **रेमे ताभिरमेयात्मा क्षपासु क्षपिताहितः** વિગેરે વચનોથી વિષ્ણુપુરાણ રાસલીલાને સૂચવે છે.

**[૬] રાસલીલાને ટેકો આપનારા સંતોના અભિપ્રાય**—સંતોના અભિપ્રાયો આપવા પહેલાં આપને કહી દઉં કે-શ્રીમદ્ ભાગવતની રાસલીલાને આ અભિપ્રાયોજ સુદૃઢ કરે છે. જો આપણી પાસે આ અભિપ્રાયો ન હોત, તો શ્રીમદ્ ભાગવતને અને રાસપંચાધ્યાયીને આપણે બહુ સારી રીતે સમજી શકત નહીં; અને વળી આ અભિપ્રાયો ન હોત, તો નાસ્તિકો શ્રીમદ્ ભાગવતને અને રાસપંચાધ્યાયીને વિશેષ નુકશાન પહોંચાડત.

**શ્રીધરસ્વામી** રાસપંચાધ્યાયી શરૂ કરતાં કહે છે કે-' **शृंगारकथोपदेशन विशेषतां निवृत्तिपरेयं पंचाध्यायीति व्यक्तीकरिष्यामि** ।-રાસપંચાધ્યાયી શૃંગારના ઉપદેશદ્વારા જીવોને નિવૃત્તિ પરાયણ કરે છે.'

**જીવગોસ્વામી—**બૃહત્ક્રમ સંદર્ભ નામની ટીકામાં '**अथ ब्रह्मेन्द्र[illegible]दिनां दर्प शमयित्वा**' વિગેરે શબ્દોથી કહે છે કે-' બ્રહ્મા, ઇંદ્ર, વરૂણ વિગેરે દેવોના ગર્વને શાંત કર્યા પછી, કામદેવના ગર્વને શાંત કરવા માટે-એટલે ' પ્રેમથી ઉભરાતી અનેક ગોપીઓની વચ્ચે હું રમું-રમાડું છતાં, હું **બાળ બ્રહ્મચારી** છઉં-હું અસ્ખલિત વીર્યવાન્ છઉં, એમ વિદિત કરી દેવા માટે' શ્રીકૃષ્ણે રાસ નામનો ઉત્સવ માંડયો. આ વિજયને માટેજ શ્રીકૃષ્ણને-**साक्षान्मन्मथमन्मथ**-કંદર્પના કંદર્પ-એવી ઉપમા આપી છે. જીવગોસ્વામીની વૈષ્ણવતોષણી, ક્રમસંદર્ભ નામની ટીકાઓ પણ એમજ કહે છે.

**શ્રીધનપતિ**—ભાગવતગૂઢાર્થદીપિકા નામની ટીકામાં જીવ ગોસ્વામીના મતને ટેકો આપે છે.

**શ્રી વિજયધ્વજતીર્થ**-પદ **રત્નાવલી** નામની ટીકામાં કહે છે કેઃ—'**નિર્દોષભક્તિજનિતબ્રહ્મજ્ઞાનમેવ મુક્તિસાધનમિતિ યા શાસ્ત્રતાત્પર્યાર્થાવધારણાતદર્થેવાદં વદત્યસ્મિન્નધ્યાયે ॥** નિર્દોષ ભક્તિથી ઉત્પન્ન કરાએલું બ્રહ્મજ્ઞાનજ મુક્તિનું સાધન છે. એવો જ શાસ્ત્રનો નિર્ણય છે, તેને આ અધ્યાય સુદઢ કરે છે.'

ભક્તિમંજુષા પણ રાસની નિર્મળતા સૂચવે છે.

**શ્રીમદ્વલ્લભાચાર્ય**—સુબોધિની નામની ટીકામાં કહે છે કે-'બ્રહ્માનંદ કરતાં ભજનાનંદનો મહિમા વધારે છે, અને તેને માટે ગોપિકાઓજ-સ્ત્રીયોજ-લાયક છે.'

**શ્રીમદ્વીરરાઘવાચાર્ય** પોતાની 'ભાગવતચંદ્રચંદ્રિકા' નામની ટીકામાં, અને શ્રીમદ્ **વિશ્વનાથચક્રવર્તિ** પોતાની 'સારાર્થદર્શની' નામની ટીકામાં તથા 'વિશુદ્ધ રસદીપિકા' નામની ટીકામાં તથા શ્રી **શુકદેવ**કૃત 'સિદ્ધાંતપ્રદીપ' નામની ટીકામાં, તથા શ્રી **રામનારાયણ**કૃત 'ભાવભાવવિભાવિકા' નામની ટીકામાં, રાસની પ્રશંસા છે.

જુનાગઢમાં નરસી મહેતાએ, મેવાડમાં મીરાંએ, અને ડભોઈમાં દયારામ ભાઇએ આ રસ પીધો, પાયો અને ઝલકાવ્યો-છલકાવ્યો. ઝલકાતાં રસના છાંટા અનેક ભક્તોને ઉડયા. ગામે ગામે શ્રીકૃષ્ણની રાસલીલાનો મહિમા ગવાયો.

**[૯] લૌકિક આનંદનું બ્રહ્માનંદ સાથે માપ**—વેદવ્યાસે બ્રહ્મસૂત્રના આનંદમયાધિકરણમાં, આનંદ સંબંધી વિચાર કર્યો છે. અગણિત પ્રકારના આનંદો સાથે બ્રહ્માનંદને સરખાવ્યો છે. મનુષ્યો પોતાને નાના પ્રકારના સુખના ભોક્તા ગણે છે; પણ જે મનુષ્યને જુવાનીનું સુખ હોય, તે સાથે તે રૂડું શીલ પાળતો હોય, અને આખું વિશ્વ તેની આજ્ઞામાં રહેતું હોય, તો તે મનુષ્યના સુખની હદ ગણાય. આવા સો આનંદની બરાબર એક મનુષ્ય ગંધર્વનો આનંદ. આવા સો મનુષ્યગંધર્વના આનંદની બરાબર એક દેવગંધર્વનો આનંદ. આવા સો દેવગંધર્વના આનંદની બરાબર એક પિતૃનો આનંદ. આવા સો પિતૃઓના આનંદની બરાબર એક આજાનજ દેવનો આનંદ. આવા સો આજાનજ દેવના આનંદની બરાબર એક કર્મદેવનો આનંદ. આવા સો કર્મદેવના આનંદની બરાબર એક દેવનો આનંદ. આવા સો દેવના આનંદની બરાબર એક ઇંદ્રનો આનંદ. આવા સો ઇંદ્રના આનંદની બરાબર એક બૃહસ્પતિનો આનંદ. સો બૃહસ્પતિના આનંદની બરાબર એક પ્રજાપતિનો આનંદ. સો પ્રજાપતિના આનંદની બરાબર એક બ્રહ્માનંદ-અક્ષરબ્રહ્મનો આનંદ. શ્રુતિઓ આથી વધારે આગળ વધી શકતી નથી, તેથી આનંદમય બ્રહ્મના આનંદને અવર્ણનીય ગણે છે. 'નેતિ નેતિ' કહીને શ્રુતિઓ પાછી વળે છે.

સાર્વભૌમ મનુષ્ય તો એક એજ હોય. બાકી બધા સાધારણ મનુષ્ય ગણાય. તેમની પાસે જે આનંદ છે, તે મનુષ્ય માટે મુકરર થએલા આનંદનો સોમો ભાગ ગણીએ, તો આપણી પાસે જે આનંદ છે, તે બ્રહ્માનંદનું નાનામાં નાનું ટીપું છે. આ ટીપું નાનામાં નાનું છે, તોપણ જો તે યોગ્ય રીતે કેળવાય, તો બ્રહ્માનંદના સાગરને તે પોતા પ્રત્યે ખેંચી શકે. છાંદોગ્ય ઉપનિષદ્ '**અથાત આત્માદેશ એવાત્મૈવાધસ્તાદાત્મોપરિષ્ટાદાત્મા** વિગેરે. (૨૫ મા ખંડની બીજી શ્રુતિ) કહે છે કે-આનંદના આ ટીપાં વડે, બ્રહ્માનંદરૂપ બ્રહ્મ સાથે રતિ કરવી, ક્રીડા કરવી, અને મિથુન પણ કરવું. આ શ્રુતિના અંતમાં કહે છે

કે-' **स...सर्वेषु लोकेषु कामचारः भवति** ' સઘળા લોકના તે મનોરથો પૂર્ણ કરે છે. નિર્ગુણ સાથે રતિ, ક્રીડા વિગેરે કાંઈ ન હોય-તેથી સગુણ રૂપે પરબ્રહ્મ આવે, ત્યારે જ-અને તેમાં એ ગોપીઓના મન જેવી મનની સ્થાતિ થઈ હોય ત્યારેજ, પરબ્રહ્મ સાથે રતિ, ક્રીડા વિગેરેનો લાભ મળે. શ્રીમદ્ ભાગવત પ્રથમ સ્કંધમાં [ ૩-૨૮ માં ] કહે છે કે-અન્ય અવતારો તો અંશ અને કલારૂપ, અને શ્રીકૃષ્ણ તો સાક્ષાત્ ભગવાન્ છે. એટલે-ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય આ ૭ ગુણો શ્રીકૃષ્ણમાં સંપૂર્ણ રીતે છે. આ શબ્દો ઉપર ટીકા કરતાં વેદાંતના રસીક મધુસૂદન સરસ્વતી કહે છે કે- **एतादृशो भगवच्छब्दार्थः श्रीवासुदेव एव पर्यवसितः इतिः** । આ ઉપમાઓ શ્રીકૃષ્ણનેજ છે.

**[૮] બ્રહ્માનંદ અને ભજનાનંદ--**

**कलेर्दोषनिधे राजन-नस्ति ह्येको महान्गुणः ॥**
**कीर्तनादेव कृष्णस्य, मुक्तसंगः परं व्रजेत् ॥५१॥**
**कृते यद्ध्यायतो विष्णुं, त्रेतायां यजतो मखैः ।**
**द्वापरे परिचर्यायां, कलौ तद्धरिकीर्तनात् ॥५२॥** [ભાગ ૧૨-૩]

શ્રીમદ્ ભાગવતના અંતમાં શ્રીશુકદેવજી ઉપર પ્રમાણે બોલ્યા. તેનો અર્થ એવો છે કે-' હે પરીક્ષિત રાજા ! કલિયુગ દોષના ભંડારરૂપ છે, તોપણ તેમાં એક મહાન્ ગુણ છે. તે એ કે શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથીજ મનુષ્ય મુક્ત સંગ થાય છે, અને પરમપદને પામે છે. [૫૧] સત્યયુગમાં લોકો સમાધિથી વિષ્ણુનું પૂજન કરતા. ત્રેતાયુગમાં લોકો યજ્ઞોથી વિષ્ણુનું પૂજન કરતા. દ્વાપરયુગમાં આઠ સમાના દર્શનાદિક સેવાથી લોકો વિષ્ણુનું પૂજન કરે છે, પણ કલિયુગમાં તે લાભ કીર્તનથીજ મળશે ' [૫૨].

ભજનાનંદના સંબંધમાં એક વિદ્વાન કહે છે કે—

**वेदस्याध्ययनं कृतं परिचितं, शास्त्रं पुराणं श्रुतम् ।**
**सर्वं व्यर्थमिदं पदं न कमला-कांतस्य चेत्कीर्तितम् ॥**
**उत्खातं सदृशीकृतं विरचितम्-सेकोऽमसा भूयसा ।**
**सर्वं निष्फलमालवालवलये, क्षिप्तं न बीजं यदि ॥**

**અર્થ**—ક્યારાને ખોદીને ચારે તરફથી સરખા પાળ કરવામાં આવે, પછી તેમાં પુષ્કળ પાણી રેડવામાં આવે, તોપણ તેમાં જો બીજ વાવવામાં આવે નહિં, તો સર્વ પરિશ્રમ નિષ્ફળ થઇ પડે; તે પ્રમાણેજ વેદનું અધ્યયન નિત્ય કર્યું હોય, શાસ્ત્રોનો પરિચય રાખ્યો હોય, પુરાણોનું શ્રવણ કર્યું હોય, તો પણ લક્ષ્મીના પતિ શ્રી કૃષ્ણના ચરણનું જો કીર્તન [ ગુણગાન ] ન કર્યું હોય, તો વેદાધ્યયાનાદિ સર્વ પરિશ્રમ નિષ્ફળ જાય છે.

**किं तीर्थं हरिपादपद्मभजनं, किं रत्नमच्छा मतिः ॥** વિગેરે વચનો પણ કહે છે કે હરિના ચરણ કમળના ભજનથી કયું તીર્થ મોટું છે ?

રામાયણમાં તુલસીદાસજી કહે છે કે—

**ચોપાઈ**—ઈહિ કલિકાલ ન સાધન દુજા, યોગ યજ્ઞ જપ તપ વ્રત પૂજા;
રામહિ સુમરિય ગાઇય રામહિ, સંતત સુનિય રામગુણ ગ્રામહિ.

નોંધ—તુલસીકૃત રામાયણનો ભજનાનંદ ઓર છે. રંગનો દરિયો છે-ગમે તો કોઈ વખત અમને મળજો. મોક્ષવાણી વાંચી કે નહીં ?

**ब्रह्मानंदात् समुद्धृत्य, भजनानंदयोजने ।** [સુબોધિની]
**ब्रह्मानंदात् महानंदो, भजने वर्तते स्फुटः ।**

બ્રહ્માનંદદ્વારા વ્રજવાસીઓનો ઉદ્ધાર કરીને, પછી ભજનાનંદની લીલામાં વ્રજસ્ત્રીયોને જોડવા માટે રાસલીલા છે. બ્રહ્માનંદના કરતાં ભજનાનંદમાં વિશેષ આનંદ છે. ભજનાનંદ તે એ પાંચ ભજન લાંબે રાગે ગાઇએ, તેટલોજ નથી; પણ ભજનાનંદી મનુષ્યનું મન સંસારમાંથી ઉઠી જવું જોઇએ. તેને સંસારના વિષયો તુચ્છ લાગવા જોઈએ; વેદ અને શાસ્ત્રોની મર્યાદા તરફ અનાદર થવો જોઇએ; તેણે લૌકીક કીર્તિથી ડરીને દૂર રહેવું જોઇએ.

કલિયુગમાં જીવોને ઉપાધિ ઘણી, અને આયુષ્ય ટુંકું. તેથી સાંખ્ય, યોગ, જપ, તપ, શમ, દમ વિગેરે કાંઈ બની શકે એવું નથી. ત્યાગીઓ પણ કલિયુગમાં બ્રહ્માનંદની આશા રાખી શકતા નથી. ત્યારે ઉપાધિવાળા જીવે-વ્યગ્ર ચિત્તવાળા જીવે-કલિયુગમાં બ્રહ્માનંદની આશા રાખવી, તે નિર્ધને એરોપ્લેઇનમાં બેસીને વિલાયત જવાની આશા રાખવા જેવું છે. માનવ દેહ છે, માટે પ્રયત્ન કર્યા વિના છૂટકો પણ નથી. દશમસ્કંધ ભગવદ્ લીલાઓથી ભરપૂર છે. જેમ મોટા કુવામાંથી મોટા મોટા ધોરીઆ દ્વારા જળ લઇને, તે જળને ઘણે દૂર પહોંચાડવામાં આવે છે; તે પ્રમાણે અનેક ભક્તોએ ભગવદ્લીલા રૂપી મોટા કુવામાંથી, સારાં સારાં પ્રાકૃત પદો રૂપી ધોરીયા બાંધીને, ઘણે દૂર-અભણ સ્ત્રીઓ સુધી-અંત્યજાદિ વર્ણો સુધી-વગડે ઝુંપડી બાંધીને રહેનારા ખેડુતો સુધી-પહાડ ઉપર માળા બાંધીને રહેનારા ભીલાદિ જાતિઓ સુધી, લીલારૂપી જળ પહોંચાડયું છે. આ જળ તે ભજનાનંદ. ભજનાનંદમાં નિર્મળ ભાવથી આગળ વધે, તો નાદબ્રહ્મનો સાક્ષાત્કાર થાય. નાદબ્રહ્મદ્વારા બ્રહ્મભાવ પ્રગટે. આ પ્રમાણે—

**ब्रह्मभूतः प्रसन्नात्मा, न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु, मद्भक्तिं लभते पराम् ॥**

બ્રહ્મભાવ થયા પછીજ મન પ્રસન્ન રહે છે. તેથી તે શોક કરતો નથી, અને કોઇ પણ પ્રકારની ઇચ્છા પણ કરતો નથી. તે સર્વ ભૂતોને સમાન ગણે છે, અને મારી પરા ભક્તિને પામે છે.

બ્રહ્માનંદ મર્યાદાભક્તિનું ફળ છે. ભજનાનંદ પ્રેમભક્તિ અગર પુષ્ટિભક્તિનું ફળ છે. ગયા અધ્યાયમાં કહ્યું કે-'વ્રજવાસીઓને બ્રહ્મહ્રદમાં સ્નાન કરાવીને, બ્રહ્માનંદનો લાભ આપ્યો.' ગોપીકાઓને તેથી અધિક ભજનાનંદનો લાભ આપવા રાસ સમારંભ કર્યો.

શ્રી શુકદેવજી જેવાને ગોવિંદના ગુણગાનથી જે આનંદ થાય છે, તે આનંદ આત્મસુખથી થતો નથી.

ભજનાનંદથી થાક ઓછો લાગે છે-સ્ત્રી દળતી વખતે પ્રભાતીયાં ગાય છે. અગાશીના ધાબા વિગેરે ખાંડતા મજુરો, ગીત ગાય છે. માંદાને અને રડતાં બાળકને સંગીતથી ઉંઘ આવે છે. ડોકટરો સંગીત દ્વારા કાપકૂપ કરે છે; વિગેરે. શ્રીકૃષ્ણ ચરિત્રમાં લાગેલા ચિત્તને સંસારનું સુખદુઃખ સ્પર્શ કરતું નથી.

ભજનાનંદ માટે ગોપ બાળકોને કેમ લીધા નહીં ? અને એકલી સ્ત્રીયોને કેમ લીધી? લગ્ન હોય ત્યાં લાંબો રાગ તાણીને ગાવું; અને મરણ થાય, ત્યાં લાંબો રાગ કાઢીને રોવું, સ્ત્રીયોને ફાવે છે; પણ પુરૂષોને ફાવતું નથી. પુરૂષ ઘી ખાય, અને સ્ત્રી તેલ ખાય, છતાં

સ્વાભાવિક રીતે સ્ત્રીનો રાગ સારો હોય છે. રસશાસ્ત્રની દૃષ્ટિથી પણ, રસની સિદ્ધિ સ્ત્રિયોમાં વિશેષ હોય છે. પુરૂષ ગમે એટલી સંભાળથી ગાય, તો પણ સ્ત્રીના કરતાં સંગીતમાં તે આગળ જઇ શકતો નથી. સ્ત્રી અભણ હોય, તોપણ તેણીને બે પાંચ પદો મુખે આવડતાં હોય છે, અને પુરૂષ એલ. એલ. બી. ભણ્યા હોય, તોપણ સંગીતમાં કાચા હોય છે. રોતાં બાળકને હાલરડું ગાઈને, સ્ત્રી ઘડીવારમાં સુવાડી દેછે, અને પુરૂષ હાલરડું ગાતાં શરમાઈ જાય છે. ભજનાનંદથી એકાગ્રતા સધાય છે, માટેજ સંતો ગાય છે—

**પદ.**

કીરતન ભક્તિ દે રે છોગાળા, કિર્તન ભક્તિ દે.
ભક્તિના પુરમાં તણાઈ જાવા, કીર્તન ભક્તિ દે.
ભક્તિમાં શક્તિ છેરે છોગાળા, કીર્તન ભક્તિ દે.
આ રે સંસારીડે, ભૂલ્યો પડયો છઉં, તેપર નયણાં દે.
મનુષ્યા દેહનો લ્હાવો લેવાને. કિર્તન ભક્તિ૦
ગર્ભવાસનો કોલજ પાળવા, સામળા સંભાળ લે,
જમની જમાનીનો દાવો ચુકવવા. કિર્તન ભક્તિ૦
નવધા ભક્તિમાં કીર્તન ભક્તિ, આપીને દર્શન દે,
ઘણા જન્મની ભૂખજ ભાંગવા. કિર્તન ભક્તિ૦

× × × × ×

**પદ.**

એવો અપરાધિ કોણ છેરે? જેને ભજન ન ભાવે,
ભક્તિ મૂકીને ભુતળ ભાર વહે છે,
જેમ ગદ્ધા ઉપર ગુણ છેરે— જેને ભજન૦
આવા હરિ જોઈ જેનાં હૈઈડાં ન હરખ્યાં,
એના ઉજડ આઠે પહોર છેરે— જેને ભજન૦
આવા હરી જોઇ જેનાં નયણાં ન ઠરીયાં,
અરે તેના લોચનમાં રાઇને લુણ છેરે— જેને ભજન૦
મારૂં મારૂં કરતો ને મમતામાં ફરતો,
જાણ મરવું તે નિરધાર છેરે— જેને ભજન૦
પ્રીતમ પ્રભુજીનું ભજન કરી લ્યો,
તે ઠરવાનો ઠામ છેરે— જેને ભજન૦

**પદ.**

[ ઝંઝોટી ઠુમરી તાલ ૩ ].

ભજન બિન ભવજલ કૌન તરે?
કૌન તરે હેરી કૌન તરે?—ભજન બિન૦ ટેક૦
કામ ક્રોધ મદ લોભ બસત હેં, મારગમેં પકડે—ભજન૦
કુંચકંચન દોઉ ફેર પડત હેં, સબજગ ડુબ મરે—ભજન૦

યજ્ઞ દાન તપ નિર્બલ નૌકા, અધબિચ ટૂટ પડે—ભજન૦
બ્રહ્માનંદ કરો હરિ સુમરણ, સબ દુઃખ દૂર ટરે—ભજન૦

**[૯] શ્રીકૃષ્ણતત્વ—**

શ્રીકૃષ્ણ સંબંધી આગળ ઘણી વાત કરી છે. 'ઇશ્વિરાવતાર અને શ્રીકૃષ્ણતત્ત્વ' નામનું પુસ્તક પણ લખીને આપ્યું છે. ન વાંચ્યું હોય તો હજી [જરૂર] વાંચજો-વાંચવા જેવું છે.

**वंशीविभूषितकरान्नवनीरदाभात् ।**
**पीतांबरादरुणबिंबफलाधरोष्ठात् ॥**
**पूर्णेंदुसुंदरमुखादरविंदनेत्रात् ।**
**कृष्णात् परं किमपि तत्त्व-महं न जाने ॥**

[ મધુસૂદનસરસ્વતી. ]

'વાંસળીથી જેનો હાથ શોભી રહ્યો છે, નવા મેઘ જેવી કાંતીવાળા, લાલ બિંબ ફળના જેવા ઓષ્ઠવાળા, પૂર્ણ ચંદ્ર જેવા સુંદર મુખવાળા, અને કમળ જેવા નેત્રવાળા, કૃષ્ણથી અન્ય કોઈ પણ તત્ત્વ હું જાણતો નથી.'

મધુસૂદનસરસ્વતી જેવા વેદાંતના રસિક-અદ્વૈત સિદ્ધિના કર્તા-ઉપર પ્રમાણે કહે છે. નારદ પંચરાત્ર ૩. અ. ૩૬ થી ૪૬ સુધીમાં શ્રીકૃષ્ણનેજ પરબ્રહ્મ કહે છે. ત્યાં વિશેષમાં કહે છે કે-'શ્રીકૃષ્ણની આજ્ઞાથી ઇંદ્ર જળ ભરે છે, અગ્નિ બાળે છે, અને પૃથ્વી સર્વ પ્રકારનાં ધાન્ય આપે છે. સિદ્ધેંદ્રો, મુનીંદ્રો, યોગીંદ્રો, રાજેંદ્રો વિગેરે તમામ શ્રીકૃષ્ણનું જ ધ્યાન ધરે છે.' વેદવ્યાસ અને ભીષ્મ જેવા તત્વવિદ્ પુરૂષો શ્રીકૃષ્ણનેજ નમે છે. દરેક પુરાણો શ્રીકૃષ્ણને પરબ્રહ્મરૂપે સ્વિકારે છે. મહાભારત, હરિવંશ અને ગીતા તો કૃષ્ણમયજ છે. શ્રીમદ્ ભાગવતમાં શ્રીકૃષ્ણની જે કથા છે, તે દોહન રૂપ છે. મહાભારત અને બીજાં પુરાણોની કથા સાંભળી હોય, તેમનેજ શ્રીમદ્ ભાગવતમાં સૂત્રરૂપે કહેલી કથાની સમજણ પડે. શ્રીમદ્‌ભાગવતમાં શ્રીકૃષ્ણની લીલાનું સૂત્રરૂપે વર્ણન છે, તોપણ શ્રીકૃષ્ણ સંબંધી તેમાં જે કાંઈ છે, તે બીજાં પુરાણોમાં નથી. તેટલા માટેજ **श्रीमद्भागवतं पुराणतिलकं** ગણાય છે. પોતાના ભકતોના વૈરાગ્યનું દર્શન કરાવવા માટે, ભાગવતમાં પ્રભુ રસીકેશ્વર થયા છે. શ્રીકૃષ્ણચૈતન્ય, શ્રીમદ્‌વલ્લભાચાર્ય, નરસી મહેતો, મીરાં, દયારામ વિગેરે મહાન્ વૈરાગી કૃષ્ણઉપાસકો-શ્રીકૃષ્ણતત્ત્વના અનન્ય ભકતો, જીવ્યા ત્યાં સુધી શ્રીકૃષ્ણના રસસાગરમાંજ તર્યા; અને છેવટે ડુબકી પણ તેમાંજ મારી. પોતાને જે મળ્યા, તેમને પણ આ તત્ત્વ દેખાડ્યું. પોતાની પાછળ જે કાંઈ મૂકી ગયા, તે પણ-એટલે પોતે જે કાંઈ અનુભવ્યું, તે જગતને ગ્રન્થરૂપે આપ્યું. તેઓએ ભક્તિને મૂક્તિથી અધીક સિદ્ધ કરી આપી.

શ્રીમદ્‌ભાગવતથી કેટલાએક ભડકે છે, પણ ગીતા તો સૌને માન્ય છે. તેમાં '**अहं सर्वस्य प्रभवः**'। '**मत्तः परतरं नान्यत्**'। '**अहं युगे युगे संभवामि**।' વિગેરે શબ્દોથી, શ્રીકૃષ્ણે પોતાના સ્વરૂપનું અને પોતાની શક્તિનું ભાન કરાવ્યું છે. છતાં-'આ તો નંદયશોદાનો લાડકો, ગોવાળીયાનો ગોઠીયો, આ તો દહીં માખણનો ચોર, આ તો ગોપીઓનો પ્યારો, આ તો રાસનો રસેશ્વર'-વિગેરે વાતો સાંભળીને, ડાહ્યા માણસ પણ ભડકયા.

શ્રીકૃષ્ણે ગોવર્ધન તોળ્યો, શ્રીકૃષ્ણ દાવાનળ પી ગયા, વિગેરે વાતો સાંભળીને, તેઓ શ્રીકૃષ્ણને યોગેશ્વર કહે, પણ પરબ્રહ્મ તો કહેજ નહીં. પરબ્રહ્મ કહેતાં તો તેઓ જરૂર લાજી મરે.

ઉપર જણાવેલા મહાન્ વૈરાગી સંતોનો, શ્રીકૃષ્ણતત્ત્વ સંબંધી અભિપ્રાય સાંભળીએ, ત્યારે આપણને ખાત્રી થાય કે-વિદ્વાન્ નાસ્તીકો વાસીદામાં સાંબેલાને ખેંચી જાય છે. કર્મોના આવરણને લીધે, આવી ભૂલો પણ સંભવીત છે. શ્રીકૃષ્ણ ગીતામાં બોલ્યા છે કે-'**अवज्ञानंति मां मूढा, मानुषीं तनुमाश्रितं।** હું જ્યારે અવતાર ધારણ કરૂં છઉં, ત્યારે મારા પરમ ભાવને નહીં જાણનારા મૂઢ લોકો, મારા અવતારી શરીરની નિંદા કરે છે.' ઘણે કાળે કર્મોનાં આવરણ કપાય છે ત્યારે-'**बहूनां जन्मनां अंते, ज्ञानवान् मां प्रपद्यते**-ઘણાજ જન્મોને અંતે, જીવને મારૂં જ્ઞાન થાય છે, ત્યારે તે મને પામે છે.'

જેમ સૌ કર્માનુસાર લક્ષ્મી અને સુખ મેળવે છે, તેમ સૌ કર્માનુસાર જ્ઞાન, ભક્તિ વિગેરે મેળવે છે. પાંચ પૈસા લઇને ચૌટે ખંતથી વેપાર કરનાર, જેમ અમુક સમયે, મોટો વેપારી થઇ પડે છે; તેમ અમુક શુભ કર્મો લઇને આ સંસાર ચૌટે, ખંતથી વેપાર ખેલે, તો થોડા વખતમાં સાધારણ જીવ, એક મોટો સંત-જીવન્મુક્ત-વીતરાગી-વિગેરે થઇ જાય છે. 'અમારાં કર્મો એવાંજ છે' એમ કહીને બેસી રહેનાર, છે ત્યાંથી નીચે જતો જાય છે, અને 'શું અમારાં કર્મ એવાં છે?' એમ કહીને ખંતથી સંતશાસ્ત્રોનું સેવન કરનાર, સાંભળેલું-વર્તનમાં મુકનાર, છે ત્યાંથી આગળ જાય છે. ભાંગ્યા તૂટયા ઘરને જે રીપેર કરે છે, તેનું ઘર થોડે ખર્ચે અને થોડે સમયે રહેવા જેવું થાય છે; પણ જે મનુષ્ય ભાગ્યાં તૂટયા ઘરની સંભાળ લેતો નથી, તેને પડવાજ દે છે, તે થોડે સમયે ઘરરહિત થઇ જાય છે. તાત્પર્ય-જેને અનેક સંતો અને શાસ્ત્રો હજી ભજી રહ્યા છે; તે શ્રીકૃષ્ણતત્ત્વમાં તમને કર્માનુભાવે, કાંઇક તર્કવિતર્ક અને અભાવ હોય; તો તેથી તમે ત્યાં ને ત્યાં ( તર્કવિતર્કમાં અને અભાવમાં ) પડયા ન રહેશો, પણ ખંત રાખીને-સારો સ્વાર્થ સમજીને-તે તત્ત્વને સમજવા પ્રયત્ન કરજો.

જેમના ખોળામાં રમતા હતા, તેમણે તેમને બરાબર ઓળખ્યા નહીં. જ્યારે પ્રભુએ કૃપા કરીને મુખમાં સમગ્ર જગત્ દેખાડયું, ખોળામાં બેસીને રમનાર અને ખોળામાં બેસીને રમાડનાર અને સમગ્ર વ્રજને પણ મુખમાં દેખાડયું, ત્યારે યશોદા ઘડીવાર ભ્રમીત થઇ ગયા-ચકિત થઇ ગયાં-પરમાનંદ પામ્યાં. જેમની સાથે નાનેથી મોટા થયા. તેમણે તેમને ઓળખ્યા નહીં. મહાભારતના મેદાનમાં રથ ઉપર સારથીરૂપે બેસીને, વૈરાટ સ્વરૂપ દેખાડયું, ત્યારેજ અર્જુન ચકિત થયો-ત્યારેજ હાથ જોડીને બોલ્યો કે—

**सखेति मत्वा प्रसभं यदुक्तं, हे कृष्ण हे यादव हे सखेति ॥**
**अजानता महिमानं तवेदं, मया प्रमादात् प्रणयेन वाऽपि ॥४१॥**
વિગેરે વિગેરે—(ગીતા અ. ૧૧).

આ તત્ત્વનો વિચાર કરતાં મુનિયો પણ હાર્યા—

હારી રહ્યા મનમાંહિ મુનિશ્વર, વિશ્વપતિ તણી વાત વિચારી;
તર્ક કર્યા પણ તત્ત્વ જડયું નહિં, દૃષ્ટિ ઘણી દિલ ઊંડી ઉતારી.
માન તજી અનુમાન કરી લખ્યું, કે મન-વાણી ન પહોંચે અમારી;
કેમ શકે કહી કોઇ કવીશ્વર, ઇશ્વરની ગતિ વિશ્વથી ન્યારી.

---

પદ.

એ છે નિરાકાર સાકાર, એનો કોઇ ન પામ્યા પાર. ટેક૦
ઋષિયો હાર્યા મુનિયો હાર્યા, હાર્યા સંત મહંત; (૨)
વેદપુરાણો પાર ન પામ્યા, એવા ઇશ અનંત— એ છે૦
સહસ્ર અઠ્યાસી સિદ્ધ ચોરાસી, સનકાદિક શુકદેવ; (૨)
ભાવ ધરીને ભજન કર્યાની, સૌને જુદી ટેવ— એ છે૦
રામ કહે કોઇ કૃષ્ણ કહે, કોઈ દેવી કહે કોઈ શિવ; (૨)
જેવું જેના ગુરૂએ ગાયું, તે માને તે જીવ— એ છે૦

[ આ મોક્ષમંદિર કોઇ સંપ્રદાય નથી–તેથી કહે છે કે– ]

મંત્ર તમારા ગુરૂ તમારા, શાસ્ત્ર અને વળી સેવ; (૨)
જ્યાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગનો દેવ – એ છે૦

શ્રીકૃષ્ણના સંબંધમાં પ્રીતમ ગાય છે—

પદ.

જીરે સુંદિર સ્યામ સોહામણો (૨), જેને નિગમ નિરંતર ગાય—તેને ભજો ભાવથી.
જીરે શિવ વિરંચીને શારદા, (૨) રજ ચરણકમળ ચિત્ત ચહાય— તેને૦

× × × × × ×

જીરે દ્રુપદ સુતાનાં પટ પુરીયાં, (૨) એવા અગણિત ગુણ ન ગણાય— તેને૦
જીરે દાસતણાં દુઃખ ટાળવા, (૨) એક શ્વાસે–ઉઠીને ધાય— તેને૦
જીરે અવગુણ સામું જુએ નહીં, (૨) એવા ગુણવંતા ગોકુલરાય— તેને૦
જીરે અખિલ લોકનો આતમા, (૨) જેના સમરણથી સુખ થાય— તેને૦
જીરે **પ્રીતમ** પ્રભુને સંભારતાં, (૨) દુઃખ જન્મ મરણ મટી જાય— તેને૦

**શું શ્રીકૃષ્ણને શૃંગારરસ ગમ્યો ?**—અર્જુનને ગીતામાં નિર્મોહ કર્યો, ઉદ્ધવને એકાદશ સ્કંધમાં જીવન્મુક્ત કર્યો, અનેક સંતો અને શાસ્ત્રો શૃંગારની નિંદા કરે, તે રસ શું શ્રીકૃષ્ણને ગમ્યો ? તે સંબંધી થોડી વાત કરીએ–શૃંગાર, હાસ્ય, વીર, કરૂણ, રૌદ્ર, બીભત્સ, અદ્‌ભૂત, અને ભયાનક–એવા આઠ પ્રકારના રસ છે. રતિ, હાસ, ઉત્સાહ, શોક, ક્રોધ, જુગુપ્સા, વિસ્મય અને ભીતિ–એ ઉપર જણાવેલા રસોના અનુક્રમે સ્થાયી ભાવ છે. **મમ્મટ** વિગેરે આલંકારિકો શાંતરસનો ઉમેરો કરીને, રસની સંખ્યા નવ ગણે છે. ભોજરાજ રસની સંખ્યા બાર ગણે છે.

સર્વ રસોની શ્રીકૃષ્ણ વ્યક્ત મૂર્તિ છે. જ્યારે પ્રભુ બળદેવજી સાથે કંસની સભામાં પધાર્યા, ત્યારે ત્યાં અનેક પ્રકારના રસીકો હતા. કૃષ્ણ એક હતા છતાં દરેક રસીકની દૃષ્ટિએ, પ્રભુ જુદે જુદે રૂપે દેખાયા. તેનું વર્ણન આગળ શ્રીશુકદેવજી–**मल्लानामशनिर्नृणां** વિગેરે શબ્દોથી કરશે. તે તમામ રસોમાં શૃંગારરસ મૂખ્ય છે. તે રસનો વર્ણ સ્યામ છે. શ્રીકૃષ્ણનો વર્ણ પણ સ્યામ છે. રાસલીલામાં શ્રીકૃષ્ણ શૃંગારરસરૂપ બન્યા, કારણ રાસમાં શૃંગારી ભક્તો (ગોપીઓ) તેમને મળ્યાં. પોતે સુંદર તો હતા, તેમાં વળી નટવર–પ્રેમનો સાગર–બન્યા. [ કેવા નટવર બન્યા હતા, તે ગોપીઓ જ્યારે પ્રથમદર્શન કરશે, ત્યારે આગળ

ગાશે.] આવાં દર્શન અહીંજ-વૃંદાવનમાંજ-થશે. પછી તો મોટા-ડાહ્યા-ડમરા-રાજકાર-ભારી શ્રીકૃષ્ણ બનશે. પુરૂષોત્તમ તરીકે પણ શ્રીકૃષ્ણના બે સ્વરૂપો છે. ૧ લોકવેદાતીત પુરૂષોત્તમ ૨ લોકવેદપ્રથિત પુરૂષોત્તમ. રાસાદિલીલા લોકવેદાતીતરૂપે શ્રીકૃષ્ણે કરી છે; અને મથુરામાં, દ્વારકામાં, હસ્તીનાપુરમાં અને ગીતામાં જે ડાહી ડાહી વાતો કરી, તે લોકવેદ પ્રથિત પુરૂષોત્તમરૂપે કરી છે.

જે નાનપણમાં **ભલાભાઈ** હતા, જે નાગા નાગા લોકવેદાતીત થઇને ફરતા હતા, તેજ આ **હરગોવિંદભાઇ,** મોટા શેઠ થઇને ગાદી ઉપર બેઠા છે. તાત્પર્ય-જેઓ એક બાજુ-એથીજ જુએ, તેઓ જરૂર ભૂલા પડે. હૈયું હાથ રાખીને જેઓ સારી રીતે સાંભળે-મનન કરે-નિદિધ્યાસન કરે, તેમને સત્ય વાતનું ભાન થાય. સારૂં દુધ લઇને રીતસર મેળવે, અને રીતસર વલોવે, તેમને માખણનાં દર્શન થાય. દુધમાંથી જેઓ પરબાર્યું માખણ લેવા દોડે, તેમને કદિ ફીકકો મસ્કો મળે, પણ માખણ તો મળેજ નહીં. ગોપીકાઓ પૂર્વે કોણ હતી? તેમનો કેવા પ્રકારનો પ્રયત્ન હતો? વિગેરે બાબતનો બરાબર વિચાર કરશો, ત્યારે ખાત્રી થશે કે-રાસમાં કાંઇક છે. ગમે એવાં ડાહ્યાં સ્ત્રીપુરૂષ-પતિપત્નિ-લોકવેદાતીત થઇને, જેમ એકબીજાને રમાડે છે; એકબીજાને પોતાનું હૃદય આપે છે; એકબીજાને પોતાનો પરમાનંદ ચખાડે છે. તેમ પરમાત્મસ્વરૂપ, પ્રેમને આધીન થઇને, પોતાના પ્રતિબિંબરૂપ-પોતાના અંશરૂપ-જીવો સાથે **લોકવેદાતીત** થઈને રમે છે; પોતાનો પરમાનંદ ચખાડે છે.

યાદ રાખવું ઘટે છે કે-લૌકિક શૃંગારરસની જે વાતો આપણે જાણીએ છઇએ, તેવી વાતો આ નથી. લૌકિક શૃંગારરસમાં કામની ગંધ હોય છે. આ શૃંગાર રસમાં [કામશબ્દ વપરાય તોપણ] કામની ગંધ નથી. લોકિક શૃંગારરસમાં સ્વાર્થ અને ઉપાધિ હોય છે, ત્યારે આ શૃંગારરસ તે બેઉથી રહીત હોય છે. લૌકિક શૃંગારરસ વિકારજન્ય અને વિકારને વશ હોય છે, ત્યારે રાસનો શૃંગારરસ વિકારથી રહિત હોય છે. લૌકિક શૃંગારરસનું સુખ અલ્પ કાળ માટેજ હોય છે; ત્યારે આ શૃંગારરસનું સુખ નિત્ય હોય છે. ખરી રીતે જોતાં લૌકિક શૃંગારરસ છેજ નહીં; અને છે તો-કાંઇક **ભોગવતાં આવડે તોજ**-પતિપત્નિ વચ્ચે છે. પતિપત્નિ સિવાયના તમામ શૃંગારરસ લુખા=પાત્રારહિત, અને પાત્રાસહિત હોય, તો ભયંકર. નાટકાદિના શૃંગારરસ લુખા-પાત્રારહિત. પતિપત્નિ સિવાય અન્ય સાથે ભોગવાનો શૃંગારરસ ભયંકર અને મહાપાતકી. ગૃહસ્થાશ્રમ ભોગવનારાં મુમુક્ષુ સ્ત્રીપુરૂષોએ, પોતાનાં પતિ પત્નિ સાથે પણ, બહુ સાચવીને શૃંગાર રસ ભોગવવો જોઇએ. સ્ત્રીયોનો ત્યાગ કરીને બેઠેલા ત્યાગીઓએ, ખાસ યાદ રાખવું ઘટે છે કે 'શૃંગારરસ તમારો કટ્ટો શત્રુ છે. શૃંગારરસ રૂપી રાફડામાં સ્ત્રી રૂપી કાળો નાગ બેઠા છે. જરા ગાફલ થયા તો, જેને માટે સંસાર ત્યાગ કર્યો છે, જેને માટે અનેક કષ્ટ વેઠા છો-એવો તમારો વ્હાલામાં વ્હાલો ધર્મ, તમે હારી જશો. તમારૂં સાચું ધન વૈરાગ્ય છે.'

શ્રીહરિ પોતેજ શૃંગારરસનો સાગર છે; અને આ જે લોકિક આનંદ દેખાય છે, તે તે રસસાગરનાં ટીપાં છે.

જેમ શ્રીકૃષ્ણનું રૂપ અલૌકિક છે, તેમ તેમનો દેહ પણ અલૌકિક છે. પંચમહાભૂતનો નથી, એ વાત પણ યાદ રાખવી. જેમનો દેહ અલૌકિક છે, તેમની સાથે કરેલો આનંદ પણ અલૌકિક છે. સાર-શ્રીકૃષ્ણનું આ રૂપ, આ દેહ, અને આ આનંદ લૌકિક દૃષ્ટિથી જોવા માટે, ગમે એટલો પ્રયત્ન કરીએ, તોપણ સમજણમાં આવે એવું નથી.

અજગરાદિ અસુરોને લીલા માત્રમાં મારી નાખીને, શ્રીકૃષ્ણે ગોપ બાળકો પાસે પોતાનું પ્રભુત્વ પ્રગટ કર્યું. કાળીયનાગનું દમન, ગોવર્ધન ઉપાડવો, દાવાનલનું પાન, વૈકુંઠનાં દર્શન વિગેરે લીલાઓ કરીને, નંદાદિ વૃદ્ધ ગોપોને સૂચવ્યું કે-**'અમે કાંઇક છઇએ.'** વેણુના નાદથી, વાણીના વિલાસથી અને નેત્રના કટાક્ષથી, અને છેવટે રાસ લીલાઓથી, ગોપીકાઓને બતાવી દીધું કે-**'અમે બાળબ્રહ્મચારી છઇએ–અમે અસ્ખલિત વીર્યવાન્ છઇએ–અમે નિર્લેપ છઇએ.** સૌને એમ પણ ઇસારો કર્યો કે-'અમે છઇએ ત્યાં સુધીમાં, જે કાંઇ ઇચ્છા હોય, તે કહી દ્યો. અરે જેમ ગમે, તેમ તમે હાલ માણી લ્યો. પછી હું, તમે અને આ વૃંદાવન એમ ત્રણનો યોગ થશે નહીં.' વિગેરે.

નોંધ—દેહરૂપી વૃંદાવનમાં આવેલા શ્રીકૃષ્ણ આપણને ઘણા ઇસારા કરે છે; પણ આપણે તો **ના તે ના.** થાવું હશે તેમ થાશે; અત્યારે ઉંચું જોવા નવરા નથી. યાદ રાખજો કે-જે મજા છે તે અત્યારે જ છે. **'કાલ કરશુ.'** એ વાતને એક સપાટે તમારા વહીવટમાંથી ફેંકી દ્યો; તોજ તમને આ બાબતની ગંધ આવશે.

[૧૦] **રાધા**—શ્રીમદ્ભાગવત સૂત્રરૂપે છે. તેમાં રાધા શબ્દ નથી, તેથી ઘણા ઉતાવળા સ્ત્રીપુરૂષો રાધા સંબંધી અનેક શંકાઓ કરે છે. [જ્યાં શ્રીકૃષ્ણનાં પગલાં સાથે, રાધાજીનાં પગલાં ગોપીકાઓ ઓળખી કાઢે છે, ત્યાં આપણે રાધાજી સંબંધી વિશેષ વિચાર કરીશું. હાલ એટલું યાદ રાખજો કે] પતિપત્નિનાં જોડાં તો ઘણાં જોયાં. શિવપાર્વતી, વિષ્ણુ અને લક્ષ્મી, ઇંદ્રઇંદ્રાણી, અને બીજાં અનેક પ્રેમી જોડાં હશે; પણ રાધાકૃષ્ણનું જોડું હજી કયાંઇ બન્યું નથી. જ્યાં જ્યાં પતિપત્નિ વચ્ચે નિર્મળ પ્રેમ હોય, અને તે બેઉ રંગ ભીનાં હોય, ત્યાં ત્યાં રાધા અને કૃષ્ણની પ્રસાદી વેરાણી છે, એમ સમજવું.

હાલ તુરત માટે ગોપીકાઓ સંબંધી વાત કરી લઇએ—

[૧૧] **ગોપીકાઓ**—એક સામાન્ય મેલાપ પણ, કાંઇ લેણદેવ વિના થતો નથી; પછી તે લેણદેણ આ લોકની હોય, કે પરલોકની હોય. આ નિયમને આધારે શ્રીકૃષ્ણ અને ગોપીકાઓને કેવા પ્રકારની લેણ દેણ છે? તે લેણ દેણ આ લોકની છે? કે પરલોકની છે? તેનો વિચાર અવશ્ય કરવો ઘટે છે.

ગોપીઓ પૂર્વે કોણ હતી?—આ ગોપીઓ બે પ્રકારની હતી. કોઇ કોઇ ટીકાકાર બે પ્રકારને બદલે ત્રણ ચાર પ્રકાર પણ બતાવે છે. કેટલીએક ગોપીઓ પૂર્વે મુનિઓ હતી; અને બાકીની પૂર્વે શ્રુતિઓ હતી. બ્રહ્માજીની આજ્ઞાથી દેવાંગનાઓ પણ ગોપીકાઓ બની હતી.

પૂર્વે મુનિઓ—વસ્ત્રાહરણની લીલામાં **'पुरा महर्षयः सर्वे, दंडकारण्यवासिनः'** (પદ્મપુરણ) **'अग्निपुत्रा महात्मनस्तपसा स्त्रीत्वमापिरे'** (બૃહદ્વામને) વિગેરે વચનોથી કહ્યું હતું કે-'પૂર્વે દંડકારણ્યમાં શ્રીરામને જોઇને, ઋષિઓ મોહ પામ્યા હતા. તે તમામ ઋષિઓ વ્રજમાં કુમારિકાઓ બન્યા, અને શ્રીરામ શ્રીકૃષ્ણ બન્યા. તે સંબંધમાં 'શ્રીકૃષ્ણયામલ' નામના ગ્રંથમાં કહે છે કે—

**अथातः संप्रवक्ष्यामि, गोपीः मुनिवरीः पराः ।**
**याः कृष्णं तपसा प्राप्य, रमंते स्म निरंतरम् ॥**
**चित्रगंधा सुगंधा च, स्वगंधा हरिवल्लभा ।**

**रंगवल्ली च सारंगी, शारदा च शुचिभवा ॥**
**स्निग्धा सुवर्चा मृदुला, मधुरा च मधुश्रवा ।**
**सुधाधारा चित्रकला, रत्नचूडा कलस्वना ॥**

વિગેરે વિગેરે. મુનિગોપીઓનાં ઘણાં નામ છે.

તેજ (શ્રીકૃષ્ણયામલ નામના) ગ્રંથમાં આગળ કહે છે કે—

**ब्रह्मानंदमयो लोको, व्यापी वैकुंठसंज्ञतिः !**
**तल्लोकवासी तत्रत्वैः, स्तुतो वेदैः परात् परः ॥**
**चिरं स्तुत्वा ततस्तुष्टः, परोक्षं प्राह तान् गिरा ।**
**तुष्टोऽस्मि ब्रूत वो प्राज्ञा, वरं यन्मनसेप्सितम् ॥**

ભાવાર્થ—વ્યાપી વૈકુંઠમાં વેદોએ ઘણી સ્તુતિ કરી, ત્યારે પરમાત્માએ પ્રસન્ન થઇને, વર માગવાનું કહ્યું.

તેના જવાબમાં શ્રુતિઓએ કહ્યું કે—

**कंदर्पकोटिलावण्ये, त्वयि दृष्टे मनांसि नः ।**
**कामिनीभावमासाद्य, स्मरक्षुब्धा न संशयम् ॥**
**यथा त्वल्लोकवासिन्यः, कामतत्त्वेन गोपिकाः ।**
**भजंति रमणं मत्वा, चिकीर्षाऽजनि नस्तथा ॥**

ભાવાર્થ—કોટિ કંદર્પો લાજી મરે, એવું આપનું રૂપ જોઇને, અમને કામિની ભાવ પ્રાપ્ત થાય છે. અમારી તે કામના પૂર્ણ થાય, એમ આપ કરો.

તેના જવાબમાં ભગવાન બોલ્યા કે—

**आगामिनि विरंचौ तु, जाते सृष्ट्यर्थमुद्यते ।**
**कल्पं सारस्वतं प्राप्य, व्रजे गोप्यो भविष्यथ ॥**

ભાવાર્થ—સૃષ્ટિ ઉત્પન્ન કરવા માટે જ્યારે નવા બ્રહ્મા ઉત્પન્ન થશે, ત્યારે તે સારસ્વત કલ્પમાં તમે વ્રજમાં ગોપીઓ થશે.

(રૂદ્રયામલ નામનો અને બ્રહ્મયામલ નામનો ગ્રંથ પણ છે.)

આ બધી પૂર્વ સંકળનાઓ પૂરવાર કરવા, રાસનું કાર્ય થયું જણાય છે. જીવો પરમાત્માના અંશ રૂપ છે, તોપણ જ્યાં સુધી જીવો પરમાત્માને શરણે ન જાય; ત્યાં સુધી પરમાત્મા તેમની સાથે રમતા નથી. ગુણોનો ઉપરામ થાય, ત્યારે પ્રભુ જીવનો અંગિકાર કરે. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે–'**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहं ।** જે ભાવે મને ભજે, તે ભાવે હું તેમને ભજું છઉં.' 'રોહીદાસની ઝુંપડીમાં જવામાં મને બાદ હોતો નથી. ચોખામેલનાં મુવેલાં ઢોર ખેંચવાથી, હું અભડાયો નથી.' વિગેરે. ગોપીઓએ શ્રીકૃષ્ણને પતિભાવે ભજ્યા, પ્રભુ પતિરૂપે તેમની સાથે રમવા લાગ્યા.

ગોપીઓએ પતિભાવથી શ્રીકૃષ્ણને કેમ ભજ્યા ? તે સંબંધી આ અધ્યાયના ૧૨ મા શ્લોકમાં પરીક્ષિત પ્રશ્ન કરશે. ત્યાં શ્રીશુકદેવજી ખુલાસો કરશે. હાલ તુરત માટે એટલું જાણી લ્યો કે–ભક્તો પણ શ્રીકૃષ્ણને પતિભાવે ભજે છે. એમ ભજવાથી ભક્તો સ્ત્રી અને કૃષ્ણ તેમના પતિ, અને પછી તેમનો ગૃહસ્થાશ્રમ, એવું કાંઇ નથી. ગોપીકાઓ શ્રીકૃષ્ણ સાથે પતિભાવેજ રમ્યાં છે; છતાં શ્રી શુકદેવજીએ અને અનેક સંતોએ

તેમને નિર્દોષ ઠરાવ્યાં છે; તેનું મુખ્ય કારણ એટલું જ કે-શ્રીકૃષ્ણ આપણા જેવા મનુષ્ય નહોતા. 'મનુષ્યો એવું આચરણ કરે, તો નરકમાં જાય,' એમ પણ ત્યાં કહી દીધું. પતિ-ભાવે ભજવામાં ભાવ એ છે કે-જીવને અને શિવને જેમ ઘણોજ નીકટ સંબંધ છે; તેમ સ્ત્રીને અને પતિને આ સંસારમાં ઘણોજ નીકટ સંબંધ છે. પુત્રાદિ મોટાં થાય, તેમ માવતરથી જુદાં પડતાં જાય; પણ સ્ત્રી પુરૂષ તો મરે ત્યાં સુધી સાથે જ રહે. સાથે રહે એટલુંજ નહીં, પણ તે બેઉની વચ્ચે કોઈ પણ પ્રકારનો ભેદ હોતો નથી. પોતા પાસે જે કાંઇ હોય છે, તે બેઉનું હોય છે. તેઓ એક બીજાને દુઃખે દુઃખી, અને એક બીજાને સુખે સુખી રહે છે. ૧માં ૧ નાંખીએ તો બે થાય, પણ પતિમાં પત્નિ અને પત્નિમાં પતિ નાંખીએ, તો તે બે મળીને એક થાય. **अद्वैत** રૂપ ધારણ કરે. જેમ નદી સમુદ્રમાં સમાઈ જાય; જેમ માયા બ્રહ્મમાં સમાઈ જાય, તેમ સ્ત્રી-ગોત્ર, કુળ સંપત્તિ વિગેરે તમામ રીતે પતિમાં સમાઈ જાય. વ્યવહારી કાર્ય પ્રસંગે તે બેઉ વચ્ચે કદિ મતભેદ થાય, પણ થોડીવાર પછી પાછાં એનાં એ. એક બીજાની પાસે બેસે, ત્યારે શાંતિ થાય. જુદાં હોય તો પણ, સ્ત્રીને પતિથી શાંતિ, અને પતિને સ્ત્રીથી શાંતિ. એક બીજા વિનાનું જીવન નિરાધાર. તેમાંએ જે પત્નિ પતિને અનન્ય ભાવે ભજે, તે મહાન વૈરાગી છે-મહાન્ તપસ્વી છે-કુટુંબના શણગારરૂપ છે. પચાસ વરસનો ડોસો રાંડે, તો પરણવા દોડે; અને પંદર વરસની સ્ત્રી રાંડે, તો અનેક પ્રકારના વ્રતાદિ કરીને, વિષયને બાળી નાંખે-સંસાર ખારો કરી નાંખે. એક સાચા સન્યાસી જેવું જીવન ગાળે; અને મરે ત્યાં સુધી મરનાર પતિને વફાદાર રહે. અનન્ય ભક્તિની બાબતમાં પતિ કરતાં પત્નિ ઉત્તમ છે. પ્રાણીમાત્રમાં મનુષ્ય શ્રેષ્ઠ, અને મનુષ્યમાં અનન્ય ભાવની બાબતમાં સ્ત્રી પહેલે નંબરે આવે. આવો અનન્ય ભાવ અમારે પ્રભુમાં થાય, એવા ભાવથી ભક્તો સ્ત્રીભાવે પ્રભુને ભજે છે. ગોપીઓને પણ આ સંબંધ ઉત્તમ લાગ્યો. તે સંબંધી આગળ ખુલાસો થશે.

પતિ પત્નિનો સંબંધ વર્ણાશ્રમ ધર્મનું મૂળ છે, છતાં અત્યારે સુધારાવાળા પુનર્લગ્નની ભલામણ કરીને, તે સંબંધને ઢીલો કરે છે; અને સાધુ, સંત અગર ગુરૂઓ પોતાની સોનેરી જાળમાં સ્ત્રીઓને ફસાવીને, પતિથી વિમુખ કરે છે. પતિ પત્નિનો સંબંધ ઢીલો કરે છે. તે સંબંધી વિશેષ વાંચવું હોય, તો ગયા વૈશાકનો અંક વાંચો.

[૧૨] બંસી સાંભળીને ગોપિકાઓ એકલી કેમ આવી ? ગોપો કેમ ન આવ્યા ? ગોપોને બંસી પ્રિય ન લાગી ?—

**नायमात्मा प्रवचनेन लभ्यः, न मेधयान वहुना श्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यम्-तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥**

અર્થ—આ આત્મા પ્રવચનથી, બહુ બુદ્ધિથી, તેમ જ્ઞાનથી પ્રાપ્ત થતો નથી; પણ જેમના ઉપર તે કૃપા કરવા ધારે છે, તેમનાથીજ તે પ્રાપ્ત થઈ શકે છે.

એટલે ગોપિકાઓ પોતાની ઇચ્છાનુસાર રાસમાં આવી નહોતી; પણ શ્રીકૃષ્ણના આકર્ષણથી દોડી આવી હતી. સર્પ ઉતારનાર સર્પનો મંત્ર બોલીને કરડનાર સર્પને ગમે ત્યાંથી બોલાવે છે. મદારીઓ અમુક લોકોની નજર બાંધીને, તેમને અમુક દેખાવ દેખાડે છે; યોગીઓ પોતાના યોગબળથી ગમે તેને પોતા પ્રત્યે ખેંચે છે; ત્યારે યોગીઓના યોગી-શ્રીકૃષ્ણ-માત્ર ગોપીઓને આકર્ષે, અને બીજાને તેની ખબર પણ પડવા ન દે, તેમાં

નવાઈ જેવું કાંઇ નથી. મહાભારતના યુદ્ધની શરૂઆતમાં અર્જુને એકલાએ પ્રભુના વૈરાટ સ્વરૂપનાં દર્શન કર્યાં–બીજા કોઈએ નહીં.

કોઇ કહે કે—ગોપીઓએ કયા સાધનથી પ્રભુને વશ કર્યા?–સાધનમાં કૃષ્ણની મરજી. સાંભળો—

પદ.

કાંઇ નથી જોતા કૃષ્ણ, કૃપા જ્યાં કરો છોરે–(૨)
કુડી કૃતિ હોય તેને, રૂડી માની લ્યોછોરે. કાંઇ નથી૦
શાને કાજે સુરપંખાનું, નાક તમે કાપ્યુંરે ?
શાને પુણ્યે કુબ્જાને, પતિ સુખ આપ્યુંરે ? કાંઈ નથી૦
અરધે દ્વારે ગુણિકાને–વૈકુંઠ પમાડીરે;
સંત બીજા પડયા રહ્યા, જપતા રામ દાડીરે. કાંઈ નથી૦
નહીં તેનું નહીં, જેનું ભાવ્યું તેનું ભાવ્યુંરે;
કૃપાના સમુદ્ર મારા, તમથી ચાલ્યું આવ્યુંરે. કાંઈ નથી૦
આવી દયા દયા ઉપર, ક્યારે કરશો રીઝીરે ?
કૃપાના સમુદ્ર મારા, પ્રાણપતિ શ્રીજીરે. કાંઈ નથી૦

---

સાધનમાં ગોપીઓનો પ્રેમ—

પદ.

જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના દિલમાં ઠરે. ટેક૦
સિંહણ કેરૂં દુધ હોય તે, સિંહણ સુતને ઝરે, (૨)
કનક પાત્ર પાખે સઉ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦
સાકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે, (૨)
ક્ષારસિંધુનું માછલડું જેમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦
× × × × ×
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ન સરે, (૨)
મચ્છ ભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ન ભરે. પ્રેમરસ૦
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરૂષોત્તમ પુંઠ ન ફરે, (૨)
દયા પ્રીતમ શ્રી ગોવર્ધનધર, પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ૦

ગૌતમીય તંત્ર કહે છે કે—

**प्रेमैव गोपरामाणां, काम इत्यगमत् प्रथाम् ।**
**इत्युद्धवादयोऽप्येतं, वांच्छंति भगवत्प्रियाः ॥**

'જોકે ગોપીઓનો પ્રેમ કામરૂપ હતો, તોપણ કામ અને ગોપીઓના શુદ્ધ પ્રેમ વચ્ચે ઘણુંજ અંતર સમજવું. કારણ કે ઉદ્ધવ જેવા ભક્તો આ કામની ઇચ્છા કરે છે.'

પોળ મોટી હોય, પણ તેમાં જમવાનું કહેવું હોય, ત્યારે પોતાના સ્નેહીઓનેજ કહેવાય. તેમ વ્રજ તો ઘણું મોટું હતું, પણ રાસનું આમંત્રણ ગોપીકાઓને હતું. બોલાવે તેજ આવે, અને બીજા કોઇ આવી ન શકે, તે પ્રભુનું પ્રભુત્વ સમજવું.

ગોપીઓને અને કૃષ્ણને કેવા પ્રકારનો સંબંધ છે ? તે બાબતમાં એક ગોપી કહે છે—

ગરબી.

રે-ભાવનો ભોગી રે-હો-વ્હાલો, નટવર નંદજીનો લાલો—ભાવનો૦ નટવર૦ ટેક.
રે-જોગીઓ વનમાં રહે છે જઇને, તેને કારણ તપસ્યા લઇને.
સાધન સાધેરે-હો-સજની, જપતાં વિતે છે દીન રજની. ભાવનો૦ નટવર૦
તોપણ દૂરને દૂર રહે રસીયો, એતો મારા હૃદય કમળમાં વસીયો. ભાવનો૦ નટવર૦
જોગીઓ દુર્લભ રે હો જાણે, એતો મારાં સામાં વલોણાં તાણે. ભાવનો૦ નટવર૦
નિગમ નેતિ-નેતિ-કહે છે, એ તો મારી નજરો આગળ રહે છે. ભાવનો૦ નટવર૦
મુનિયોની નજરે રે હો નાવે, એતો મારે આંગણે દોડયો દોડયો આવે. ભાવનો૦ નટવર૦
બ્રહ્માએ ધ્યાનમાં રે હો ભાળીયા, એ તો મારી ગાયો તણા ગોવાળીયા. ભાવનો૦ નટવર૦
ધ્યાનમાંથી નાસી રે હો જાય છે, એતો મારાં છાનાં ગોરસડાં ખાય છે. ભાવનો૦ નટવર૦
અડસઠ તિરથ રે હો અરણાં, ફરી ફરી થાક્યા કઇકિનાં ચરણાં:
તોએ નજરે રે હો નાવે, એ તો મારે આંગણે નિત નિત આવે. ભાવનો૦ નટવર૦
હેમાળે હાડને રે હો ગાળે, અગ્નિ તાપે છે ઉન્હાળે;
તોએ દુર્લભ રે હો રસીયો, એ તો મારા મંદિરીયામાં વસીયો. ભાવનો૦ નટવર૦
રૂમઝુમ રૂમઝુમ રે હો કરતો, આવે મારે આંગણે ફુદડી ફરતો;
વાંસલડી વાય છે રે હો ઘેલી, લટકાળો ઋષિરાજનો લ્હેરી. ભાવનો૦ નટવર૦

[ આ પદ પાછળ ૪૫૭ મે પાને છે. ]

---

**[૧૩] ગોપીકાઓ સન્યાસીનીઓ છે ?**—હા. શાસ્ત્રો અને સંતો પોકાર કરીને કહે છે કે—' આ સંસાર અસાર છે. અસારમાં મોહ કરે છે તે માર ખાય છે. અસારમાં મોહ થાય, ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવાનો નથી. સંધ્યાકાળના આકર્ષક રંગોના જેવા, સંસારના પ્રસંગો છે. આ રંગમાં મુગ્ધ થએલા મનુષ્યો બાવરા જેવા જણાય છે. જળની સપાટી ઉપર રૂડા જણાતા પરપોટા જેવું આયુષ્ય અને ઐશ્વર્ય છે.' વિગેરે-વિગેરે. આવી ડાહી ડાહી વાતો કરનારા ઘણા છે, અને સાંભળનાર પણ ઘણા છે; પણ-' ચાલો હવે હાઉં, કાલથી કોઇ ઠેકાણે અહંતા મમતા કરવી નહીં, અને શ્રીહરિને શરણે રહેવું,' એમ કહેનારા અને તે પ્રમાણે પાળનારા ક્યાં છે ? શીરોપુરી જમનારા ગુરૂ ઘણા છે; અને શીરોપુરી જમાડનારા શિષ્યો પણ ઘણા છે; પણ શાસ્ત્રો કહે તેમ પાળનારા ક્યાં છે ? જરા જેટલી વારમાં જેમ વસ્ત્ર સંકેલી લે, તેમ સંસાર સંકેલી લેનાર કયાં છે ? જેમને ખાવા પીવાની ખોટ નથી-જેમને કુટુંબ કબિલાનો ત્રાસ નથી-જેમને ધંધા રોજગારનો ધકકો નથી એવા ભગવાં પહેરેલા જીવો પણ, ગાદી, મઠ, લક્ષ્મી અગર શિષ્ય-શિષ્યાઓમાં ફસાઇ જાય છે; તેઓ પણ અહંતા મમતાની બેડીઓ પહેરી રાખે છે. ત્યારે આઠે પહોર ધંધામાં લાગેલાને શું કહીએ! [ યાદ રાખવું ઘટે છે કે-આવાં ભગવાં સમાજનું અને ધર્મનું સત્યાનાશ વાળે છે. ]

અહંતા મમતાના પૂરમાં તણાતા તમામ જીવોની આ દશા છે. ત્યારે ખોટાનો ત્યાગ, અને ખરામાં પ્રીતિ ક્યારે થાય ? તે બાબત અવશ્ય વિચારવા જેવી છે. સંતો અને શાસ્ત્રો

એકમતે બોલે છે કે-'આ જગતમાં કોઇ સત્ય વસ્તુ હોય, તો તે ભગવાન્ છે. ભગવાન સિવાયની તમામ વસ્તુઓ તજવા લાયક છે એટલુંજ નહીં, પણ તે તમામ વસ્તુઓનો ત્યાગ થાય, ત્યારેજ ભગવાન્ પ્રાપ્ત થાય; ત્યારેજ જીવનની સફળતા ગણાય; તેજ સાચો સન્યાસ ગણાય.' 'પાણીમાં રહેવું અને મગરથી ડરવું પોસાય નહીં,' એમ સૌ કોઈ કહે છે. એટલે સંસારમાં રહેવું અને માયાથી ડરવું, તે પોસાય નહીં ! તાત્પર્ય—સંસારથી દૂર ભાગવાથી સંસાર મટતો નથી; પણ સંસારમાં રહીને સંસારને હઠાવવાથી સંસાર મટે છે. ગીતા સંભળાવીને ગોવિંદે અર્જુનને ભગવાં પહેરાવ્યાં નહોતાં. ઉદ્ધવને એકાદશ સંભળાવીને બાવો બનાવ્યો નહોતો. વસિષ્ઠે યોગવાસિષ્ઠ સંભળાવીને શ્રીરામચંદ્રને ભગવાં પહેરાવ્યાં નહોતાં. પ્રલ્હાદને પોતાનો કરીને પ્રભુએ રાજગાદી ઉપર બેસાડયો હતો. ધ્રુવને અચળ પદ આપીને રાજ આપ્યું, વિગેરે. સાપના ઝેરી દાંત પાડી નાંખો, પછી સાપનો ભય રહેશે નહીં. તેમ માયાની અહંતા મમતારૂપી બેડીઓ તોડી નાંખો, પછી માયાનો ભય રહેશે નહીં. એટલે મનાદિ ઇંદ્રિયો જે માયાપ્રત્યે દોડે છે, તે પછી પ્રભુ તરફ દોડશે. યોગીઓ યોગદ્વારા જગતને મિથ્યા કરીને પ્રભુ તરફ વળે, જ્ઞાનીઓ જ્ઞાનદ્વારા જગતને મિથ્યા કરીને પ્રભુ તરફ વળે, તેમ ગોપીકાઓ પ્રેમદ્વારા જગતને મિથ્યા કરીને, ભગવાન્ શ્રીકૃષ્ણ તરફ વળી.

આ સંસારમાં કોઇ વસ્તુની આપણે ખાસ જરૂર હોય, તો તેની પાછળ મંડયા રહેવું જોઈએ. બીજી બધી બાબતોમાંથી ચિત્ત ખસેડી લઇને ફકત તેના ઉપરજ ચિત્તને ચોટવું જોઇએ. તે વસ્તુનું અહર્નિશ રટણ કરવું જોઇએ. તેમાંજ પોતાના પ્રાણ પરોવવા જોઇએ. તોજ તે વસ્તુ આજ નહીં તો કાલે પણ પ્રાપ્ત થાય. તે પ્રમાણેજ ઈશ્વરને પ્રાપ્ત કરવા હોય, તો ઈશ્વર સિવાયની સમગ્ર બાબતોનો ત્યાગ કરવો જોઇએ. [ ત્યાગ એટલે ઘરત્યાગ અગર ભગવાં નહીં.] ત્યાગ એટલે ઈશ્વર સિવાયની તમામ બાબતોને વિસરી જવી જોઈએ— ભૂલી જવી જોઇએ. ઈશ્વરનોજ વિચાર કરવો જોઇએ. ઈશ્વરનો વિચાર કરાવે એવાનોજ સંગ કરવો જોઈએ. રાતદિવસ ઇશ્વરનુંજ મનન અને ઇશ્વરનુંજ નિદિધ્યાસ થવું જોઇએ. પરિણામે આપણું જગત ઈશ્વરમય થઈ જશે. આપણી દૃષ્ટિ, આપણી વાણી અને બીજી ઇંદ્રિયો પણ ઈશ્વરમય થઇ જશે. પરિણામે નિરાકાર અને નિર્વિકાર ઈશ્વરને સાકાર અને સવિકાર બનીને આપણી પાસે આવવું જ પડશે. ગોપીઓનો આવા પ્રકારનો પ્રયત્ન છે; અને તેને પરિણામે ગોપીઓનો આવા પ્રકારનો સન્યાસ છે. આ સન્યાસનું નામ **ભાવસન્યાસ.**

જુઓ—**कृष्णं तदर्थविनिवर्तितसर्वकामाः ।** આ અધ્યાય ૨૯ ના શ્લોક ૩૦ માં કહે છે કે-'શ્રીકૃષ્ણ કે જેમને માટે સમગ્ર કામનાઓનો ત્યાગ કરનારી ગોપીઓ.'

આ બાબતને નીચેનો ૩૧ મો શ્લોક વધારે મજબૂત કરે છે. '**मैवं विभोऽर्हति भवान्**' વિગેરે શબ્દોથી ગોપીઓ કહે છે કે-' આપ આવાં કઠોર વચનો બોલો તે ઠીક નહિ. **અમે સઘળા વિષયોનો સંપૂર્ણ રીતે ત્યાગી કરીને,** આપનાં ચરણકમળ પાસે આવી છીએ. માટે હે પ્રભુ ! દુરાગ્રહ કરીને અમારો ત્યાગ ન કરો, પણ જેમ આદિ દેવ પુરૂષોત્તમ મુમુક્ષુઓને ભજે છે, તેમ આપ અમને ભજો-અમારા ઉપર કૃપા કરો.

આગળ ૩૨ મા શ્લોકમાં '**यत्पत्यपत्यसुहृदामनुवृत्तिरंग**' વિગેરે શબ્દોથી કહે છે કે—'ભગવાનની સાથેનો પ્રેમજ ખરો છે, અને તે સિવાયનો પ્રેમ દુઃખદાયક છે; માટે અમારે સંસારમાં પાછા જવું નથી. સંસારનો ત્યાગ કરીને અમે સન્યાસનો સ્વિકાર કર્યો છે, તેમાંથી ભ્રષ્ટ થવા અમારો વિચાર નથી.'

૩૩ મા શ્લોકમાં ગોપીઓ આગળ કહે છે કે—'હવે અમે સંસાર માટે તદ્દન નકામાં છઈએ; કારણ કે–જે સંસારને ઉત્પન્ન કરે છે, અને જે સંસારને હૈયાત રાખે છે, તે ઈંદ્રિયોજ આપે હરી લીધી છે. ૩૪–૩૫ મા શ્લોકમાં કહે છે કે–'આપજ અમારૂં સુખ છો. કદિ આપ અમને તરછોડશો, તો અમે સંસારમાં તો નહીંજ જઈએ, પણ ધ્યાનસ્થ દશાનો અનુભવ કરીને, વિરહાગ્નિથી અમારા દેહને ભસ્મીભૂત કરીને, આપનીજ પાસે આવીશું.' આગળ ૩૮–૩૯–૪૦ અને ૪૧ મા શ્લોકોમાં 'જગત્ મિથ્યા અને આપજ સત્ય–આપજ પ્યારા–આપજ પ્રાણના આધાર–આપને જોઇને અમે મોહ પામ્યાં છઈએ,' એવી અનેક વાતો કરીને, ભક્તવત્સલ ભગવાનની પરીક્ષામાં ગોપીકાઓ પાસ થઈ.

આ શબ્દોને વ્યભિચારી સ્ત્રીયોના શબ્દ ગણવા, અને પછી શ્રીકૃષ્ણ તત્ત્વ તથા ગોપીતત્ત્વની મશ્કરી કરવી, તે [પોતાના] સ્વસ્વરૂપને ઠગવા જેવી ભૂલ છે.

આગળ ૩૦ મા અધ્યાયમાં—

**तन्मनस्कास्तदालापास्, तद्विचेष्टितास् तदात्मिकाः ॥**
**तद्गुणानेव गायंत्यो, नात्मागाराणि सस्मरुः ॥ ४३ ॥**

શ્રીશુકદેવજી કહે છે કે—'ગોપિકાઓનું મન ભગવદ્‌મય બન્યું હતું. તેમના આલાપો ભગવદ્ વિષયક હતા. તેમની તમામ ચેષ્ટાઓ ભગવદ્‌મય હતી, શ્રીકૃષ્ણનેજ તેઓ આત્મ-સ્વરૂપે માનતી હતી. તેઓ શ્રીકૃષ્ણનાજ ગુણ ગાતી હતી. આવી તેમની દશા થઇ ગઇ હતી. આ દશામાં ગોપસ્ત્રીયોને દેહ અગર ઘરનું ભાન રહ્યું નહોતું.'

સન્યાસ લઇને એટલે ઘર ત્યાગ કરીને, અગર ભગવાં પહેરીને, જે કાંઈ કરવાનું છે તે આજ છે. જેને આ ન થયું, તો તેઓએ સન્યાસને વગોવ્યો છે, અને પાપે પેટ ભર્યું છે. જ્ઞાન વેદાંતની પરમદશાએ પહોંચેલા–શ્રીશુકદેવજી, નારદજી, સનકાદિકો, શ્રીઆદ્યશંકરા-ચાર્ય, મધુસુદનસરસ્વતી–જેવા પણ, ગોપીઓના સન્યાસનાં વખાણ કરે છે; ત્યારે આપણે આંખો મીંચીને, ગોપીઓને વ્યભિચારી ગણીએ, તે ઠીક જણાય છે!

શ્રીમદ્ વલ્લભાચાર્ય ગોપીકાઓના સંબંધમાં કહે છે કે–'**दुर्लभोऽयं परित्यागः, प्रेम्णा सिद्धयति नान्यथा** ॥ આ સન્યાસ દુર્લભ છે, તે માત્ર પ્રેમથી જ સિદ્ધ થાય છે.'

ભક્તોને ગોપીકાઓ સુચવે છે કે–'જગતને ખાક કરી નાંખો, ત્યારે ભગવાન્ હાથ થાય. ભગવાન પોતે બડા લ્હેરી છે; પણ વૈરાગીઓ તેને વ્હાલા છે. એટલે જેઓ જગ-તને ખાક કરી નાંખે, તેમનોજ તે સત્કાર કરે છે. ગોપીઓ પરમ ત્યાગના ભંડારરૂપ છે, એટલુંજ નહીં, પણ તેઓ પરમ–ઉત્કૃષ્ટ–પ્રેમની મૂર્તિઓ છે.

**હવે આપણે ૨૯ મો અધ્યાય શરૂ કરીએઃ—**

શરદ્ પુનમની રાત્રીને દેખીને શ્રીકૃષ્ણ વિચાર કરે છે—

**श्रीशुक उवाच ॥**

**भगवानपि ता रात्रीः, शरदोत्फुल्लमल्लिकाः ॥**
**वीक्ष्य रन्तुं मनश्चक्रे, योगमायामुपाश्रितः ॥ १ ॥**

---

૧ પદચ્છેદ— **भगवान् अपि**—ભગવાન્ આત્મારામ છે છતાં **शरदा उत्फुल्लाः मल्लिकाः यासु ताः इति ताः रात्रीः**-શરદ્ ઋતુને લીધે જેમાં મોગરાનાં પુષ્પો ખીલી રહ્યાં હતા તે રાત્રીઓને. **वीक्ष्य**-જોઇને. **योगमायां उपाश्रितः इति भगवान्**-યોગમા-યાનો આશ્રય કરીને **रंतुं मनः चक्रे**-રમવાને મન કર્યું–વિચાર કર્યો–પ્રસંગને અનુકુળ બન્યા.

**અર્થ—શરદ્ ઋતુથી મોગરાનાં પુષ્પો જેમાં ખીલી નીકળ્યાં હતાં-એવી રાત્રીઓને જોઈને, [તથા તે રાત્રીઓમાં રમણ કરવાનું, વસ્ત્રાહરણ લીલા વખતે, પોતે કુમારિકાઓને વચન આપ્યું હતું, તે વાતને યાદ કરીને, ] શ્રીકૃષ્ણ કે જે પોતે-ભગવાન્-આત્મારામ-હતા; તોપણ-તેમણે યોગમાયાનો આશ્રય લઈને, ક્રીડા કરવાનો વિચાર કર્યો. [૧]**

૧ વિવેચન—

**भगवान् अपि**—ભગવાન્ પોતેજ આનંદથી પૂર્ણ છે. નિષ્કામ છે-તેમને બહારના આનંદની જરૂર નથી; તોપણ-એટલે કુમારિકાઓએ માગેલા વચનની ખાતર, ભગવાન્ રાસ કરવાનો વિચાર કરે છે. અહીં શ્રીકૃષ્ણ શબ્દ નહીં વાપરતાં ભગવાન્ શબ્દ વાપરીને સૂચવ્યું કે-'મનુષ્યના કાયદાકાનુન આ શ્રીકૃષ્ણને લાગુ પાડશો નહીં.' **अपि** શબ્દ સૂચવે છે-'કાર્ય પ્રસંગે નિર્વિકારી તત્ત્વ સવિકારી તત્ત્વના જેવું જણાય છે.'

**ताः रात्रीः**—જે રાત્રીઓ માટે કુમારિકાઓને વચન આપ્યું હતું તે રાત્રીઓને ( આવેલી જોઈને ). કુમારિકાઓની માગણી શી હતી ? નરસી મહેતા ગાય છે—

પદ. I

વહાલા મારા-વૃંદાવનને ચોક કે-વ્હેલા પધારજોરે લોલ.
વ્હાલા મારા ગોકુળની વ્રજનાર કે, વેગે બોલાવજોરે લોલ,
અમને રાસ રમ્યાના કોડ કે, નાથ સંગ ખેલડીરે લોલ;
લેશું ત્યારે મુખડાનો મકરંદ કે, મળી તેવ તેવડીરે લોલ. વ્હાલા૦
વિગેરે વિગેરે—

પદ. II

મારા વ્હાલારે-વૃંદ્રાવનની વાટે વહેલા આવજો.
મારા વ્હાલારે-પ્રેમીજનને પ્રેમ કરીને બોલાવજો.
મારા વ્હાલારે-પ્રેમીજનનાં હૈડાં તો હરખે ભર્યાં.
મારા વ્હાલારે-તે દેખીને ચિતડાં મારાં ત્યાં ઠર્યાં.
વિગેરે વિગેરે—[ માધવદાસ ]

બહુ વચનનો ભાવ એ છે કે-રાત્રીનો સમય બાર કલાકનો ગણાય. એવા ઘણા બાર કલાક એકી સાથે રાસમાં પસાર થયેલા હોવાથી, શરદ્પુનમની એક રાત્રીમાં અનેક રાત્રીઓ સમાણી હતી. ચંદ્રને સ્થંભાવી દેવાથી, રાત્રી અગર દિવસનું માપ રહ્યું નહોતું. આ પણ યોગેશ્વરના ઇશ્વર શ્રીકૃષ્ણની યોગકળા સમજવી. જેમ જાદુગરની નજરબંધી અમુકને માટે જ હોય, તેમ શ્રીકૃષ્ણની આ યોગકળા ગોપીઓ માટેજ હતી.

**शरदोत्फुल्लमल्लिकाः**—શરદ્ ઋતુના મોગરાદિ પુષ્પો જેમાં ખીલી રહ્યાં હતાં, એવી રાત્રીઓને જોઇને. કામદેવને અહીં બોલાવીને તેનો મદ તોડવો છે. અનેક પ્રકારની રમણિયતા-મોજમજા જ્યાં હોય, ત્યાંજ કામદેવ પ્રસન્નતાપૂર્વક આવે. શરદ્નો ચંદ્ર અને વૃંદાવનની શોભા કામદેવને અનુકુળ હતાં. એટલે તે રાત્રીઓમાં રસશાસ્ત્રની સર્વ સામગ્રીઓ પરિપૂર્ણ હતી.

**વીક્ષ્ય—વીક્ષ્યમાં** માત્ર 'જોવું' એટલોજ **અર્થ** નથી. નાટકશાળાનો સૂત્રધાર જેમ પોતાના ખેલની તૈયારી ખંતથી તપાસી જુએ; એવા ભાવથી શ્રીકૃષ્ણે રાત્રીઓને નિહાળીને જોઇ.

**યોગમાયાં ઉપાશ્રિતઃ**—યોગમાયાનો આશ્રય કરીને. એટલે 'યોગમાયાને તાબે રહીને' અથવા 'યોગમાયાની ગરજ રાખીને' અથવા 'યોગમાયાની પરવા રાખીને' એવો અર્થ કરવો નહીં. કાર્યને દીપાવવા જ્યાં જરૂર પડે, ત્યાં જેવી ઘટે તેવી તૈયારી કરી આપવા માટે, યોગમાયા શ્રીકૃષ્ણની આજ્ઞામાં ઉભાં હતાં, એ ભાવ છે. કોઇ કોઇ ટિકાકાર યોગમાયાને **રાધા** કહે છે. દેવી ભાગવતમાં રાધાનું નામ દેવીઓના લીસ્ટમાં છે. 'આ રાધાદેવી શ્રીકૃષ્ણની પ્રિયતમા છે' એમ પણ ત્યાં કહ્યું છે. [ રાધા સંબંધી આગળ વાત કરીશું. ] એક ધનવાન્ પોતાની લક્ષ્મી લઇને, કોઈ પણ કાર્યમાં હાજર રહે, તો તે જળનું સ્થળ, અને સ્થળનું જળ બનાવી દે. એક યોગી પોતાની યોગવિદ્યા લઇને કોઈ પણ કાર્યમાં હાજર રહે, તો તે અનેક ફેરફાર કરી શકે; ત્યારે યોગેશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ અનેક ખેલ કરે, તેમાં નવાઈ જેવું શું છે? કાંઈ નથી. વૃંદાવનને મનોહર બનાવ્યું. ચંદ્રને આકાશમાં સ્થંભાવ્યો. યોગ્ય લાગ્યું ત્યાંસુધી રાત્રી મટીને દિવસ થવા ન દીધો. પોતે નટવર બન્યા. એક મટીને અનેક થયા–વિગેરે. ગીતામાં પણ શ્રીકૃષ્ણ કહેછે કે–'યોગમાયા દ્વારા હું અનેક કામકાજ કરૂં છઉં.'

**રંતું**—પોતાના ભક્તોને રમાડવાનું–ભક્તો સાથે ક્રીડા કરવાનું.

**મનઃ ચક્રે**—મન કર્યું, એટલે વિચાર કર્યો. [ હવે પછીના શ્લોકમાં ચંદ્ર છે. ચંદ્ર મનનો અધિષ્ટાતા દેવ છે. તેથી કેટલાએક ટિકાકારો મનને ચંદ્ર સાથે ઘુંચવે છે. ચંદ્રને અને મનને એમ ઘુંચવવાની અહીં કાંઇ જરૂર નથી. જેમ છે તેમજ રહેવા દ્યો. ટિકાકારો મનને કામદેવનો દાદો કહીને, મનને તેના પોતાના કુદરતી અર્થમાંથી મચડે છે. તેમ કરવાની પણ કાંઈ જરૂર નથી. ] ઘર ચણાવવા પહેલાં ઘરનો નકશો બનાવવો પડે, તેમ કાર્ય શરૂ કર્યા પહેલાં, તે કાર્યને કેવી રીતે દીપાવવું–રંગમાં લાવવું, તેનો વિચાર શ્રીકૃષ્ણે કર્યો.

**રાસ વખતે પ્રભુએ કેવું રૂપ ધારણ કર્યું હતું?**—તે સંબંધમાં કહેવાનું શું હોય! એક તો કૃષ્ણ કોડામણો. અને તેમાં વળી વરરાજા–રાસનો નાયક, પોતે બન્યા. બ્રહ્માદિ દેવોનો ગર્વ ઉતારનાર કંદર્પ (કામદેવ), અને કંદર્પનો ગર્વ ઉતારે તે કંદર્પદર્પહર. શ્રીકૃષ્ણે કામદેવનો ગર્વ ઉતાર્યો, માટે તે કંદર્પદર્પહર કહેવાય છે. એટલે રાસ માટે શ્રીકૃષ્ણ નટવર–નટોમાં ઉત્તમ–બન્યા હતા. તે સંબંધમાં નરસી મહેતા કહે છે કે 'નિર્ગુણ બ્રહ્મ સગુણ રૂપ લઇને, અનેક લટકાં કરે છે; તેમાં રાસોત્સવ ઇશ્વરનો એક લટકો હતો—

**પદ.**

વારિ વારિરે સુંદિર સ્યામ! તારા લટકાને;  
બલિહારીરે માખણચોર! તારા લટકાને. ટેક૦  
લટકે વામન રૂપ ધરીને, ઉભા બળીને દ્વારરે;  
ત્રણ ચરણ અવની જઇ યાચ્યા, બળી ચાંપ્યો પાતાળ—તારા લટકાને-વારિ૦  
લટકે રામનું રૂપ ધરીને, તાતની આજ્ઞા પાળીરે;  
લટકે રાવણ રણમાં રોળ્યો, લટકે સીતા વાળીરે—તારા લટકાને-વારિ૦

લટકે ગિરિ ગોવર્ધન તોળ્યો, ને ઈંદ્રનો ગર્વ ઉતાર્યોરે;
લટકે જળ જમુનામાં પેઠો, લટકે નાથ્યો કાળીરે—તારા લટકાને-વારિ૦
લટકે નંદ યશોદા રીઝ્યાં, અને લટકે રીઝી રાધારે;
લટકે ગોપીઓ ઘેલી કીધી, લટકે રાસ રચાવ્યોરે—તારા લટકાને-વારિ૦
એ લટકાંનો પાર ન આવે, લટકાં લાખ કરોડ જો.
લટકાળો મહેતા નરસીનો સ્વામી, હીંડે જોડાજોડ—તારા લટકાને-વારિ૦

વિષ્ણુપુરાણ તથા હરિવંશ કહે છે કે-'રાસ વખતે શ્રીકૃષ્ણે કિશોર અવસ્થા ધારણ કરી હતી.' પંડિત જ્વાલા પ્રસાદ મીશ્ર આ બાબતને ટેકો આપે છે. કૌમાર, પૌગંડ, અને કિશોર એમ ત્રણ પ્રકારની અવસ્થાઓ છે. પાંચ વરસ સુધી કૌમાર અવસ્થા, દશ વરસ સુધી પૌગંડ અવસ્થા, અને સોળ વરસ સુધી કિશોર અવસ્થા.

રાસ—જીવગોસ્વામી કહે છે કે-'જેમાં અનેક નર્ટીઓ [રમનારી સ્ત્રીઓ] હોય, અને એકજ નટ [રમનાર પુરૂષ] હોય, તે હલ્લીશક રાસ કહેવાય છે.'

ભજનાનંદ—આપણે ઉપર જણાવ્યું કે-'ભજનાનંદનો રસ રેલાવવા માટે, શ્રીકૃષ્ણે રાસ રચ્યો. તે સંબંધમાં વિશેષ એટલું યાદ રાખવું કે—જેમ જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિથી પર જે અવસ્થા, તેનું નામ તુર્યાવસ્થા કહેવાય; તે પ્રમાણેજ કામ, ક્રોધ અને લોભ તેથી જે પર અવસ્થા, તે અવસ્થાનું નામ ભજનાનંદ સમજવું. કારણકે કામી, ક્રોધી, અને લોભી ભજનાનંદનો ગમે એટલો દેખાવ કરે, તોપણ તે અંતરની નિર્મળતા વિનાનો, ફીકકો લાગે છે. યાદ રાખવું ઘટે છે કે-ભજનાનંદમાં જાતિ અગર વર્ણનો બાદ આવતો નથી. એટલે ભજનાનંદ ગમે તે કરી શકે. રોહિદાસ અને ચોખામેળ પણ આ રંગ પીઈને અમર થયા. ઘણીજ દિલગીરી સાથે કહેવું જોઈએ કે-આવા, સાધુ, સન્યાસીઓ-સોએ નવાણુ ટકા-ભજનાનંદનો લાભ લઇ શકતા નથી. તાણીને ગાતાં, તાળી પાડતાં અગર શ્રીહરિની પાસે નાચતાં તેઓ લાજી મરે છે-પોઝીશનમાં પછડાઈ મરેછે. **'જાચું તો જગજીવન જાચું, નાચું તો હરિ આગળ નાચું,'** ઋષિરાજ કહે રાચું સંત સમાજમાંરે-એ મહાન્ પદને તેઓ ભૂલી જાયછે. જમી ન જાણે તેની રસોઇમાં ભલીવાર નહોય. પંડિતો અને શુષ્ક વેદાંતીઓ પણ, સોએ નવાણુ ટકા, પોઝીશનના રોગથી પીડાય છે. જે ગુરૂ અગર જે આચાર્ય-શ્રીહરિ પાસે નાચે નહીં, અને આપણને નચાવે નહીં; પોતે ગાય નહીં, અને ગવરાવે નહીં, જમે નહીં; અને જમાડે નહીં-તે ગુરૂ અગર તે આચાર્ય, ભજનાનંદના રંગથી વિમુખ રહે છે. તેમનો ભજનાનંદ માત્ર વાતોમાં છે. ક્રિયામાં નથી-અનુભવમાં નથી. ભજનાનંદ મદિરા અગર વિજીયા [ભાંગ] જેવી કેફી ચીજ છે. જગદ્ગુરૂ શ્રીશંકર સતી પાર્વતીને કહે છે કે— અપૂર્ણ.

## ભાદરવા માસની પારાયણ—

શ્રાવણ વદી ૮ થી [ જન્માષ્ટમીથી ] કથાનો પ્રસંગ રાયપુરમાં દ્વારકાધીશના મંદિર પાસે, પોસ્ટ ઓફીસ સામે, એનજીનીયર ચીમનલાલભાઈના મેડા ઉપર ચાલે છે. અધાધૂન રંગ ઉડે છે. ભાદરવા શુદી ૧ થી ૧૫ સુધી શ્રીમદ્ ભાગવતની પારાયણ પણ ત્યાંજ થશે; પારાયણનો કાર્યક્રમ સાથેની જાહેર ખબરમાં છે. આ ટાણાં અમોલાં છે. ઇચ્છા થાય, તો અવશ્ય પધારજો.

# શ્રીમદ્ ભાગવતનું પારાયણ.

## સ્થળઃ—રાયપુર પોસ્ટ ઓફીસ સામે—અમદાવાદ.

અમારા ખાસ આગ્રહથી **મોક્ષમંદીરના મહારાજશ્રી** રાયપુર પધાર્યા છે. ઉપર બતાવ્યું છે તે સ્થળે **ભાદરવા સુદી ૧ થી ૧૫ સુધી શ્રીમદ્ ભાગવતનું પારાયણ** થશે. તેનો કાર્યક્રમ નીચે પ્રમાણે છે. તે પ્રસંગે પધારવા આપને સૌને વિનંતિ છે. અનેક કામમાં ગુંચાયા હો, તોપણ એકાદ દિવસ આવી જશોજી. એક આખો દિવસ ન બની શકે, તો આ પ્રસંગની એક ઘડીને લાખેણી સમજીને, એક ઘડી પણ પધારશોજી.

**ભાદરવા સુદી ૧ બુધવાર તા. ૪–૯–૨૯**

સવારમાં ૭–૩૦ થી ૯–૦ દશવિધિસ્નાન, શ્રવણ દિક્ષા તથા એક નાનકડો હોમ. તે વખતે શ્રવણ દિક્ષા લેવા બેસવાની સૌને છૂટ છે. આ અમોલા ટાણાનો લાભ લેવા ઇચ્છા હોય, તેમણે આસન, પંચપાત્ર, ત્રભાણી, આચમની, અને પહેરવાનાં સાદાં પવિત્ર વસ્ત્રો લઇને સવારમાં ૭–૩૦ હાજર રહેવું.

**ભાદરવા સુદી ૨ ગુરૂવારથી ૮ બુધવાર સુધી** (૭ દિવસ)

સવારમાં ૭ થી ૯–૩૦. (બપોરે ધંધો રોજગાર કરવાની રજા)

**ભાદરવા સુદી ૯ ગુરૂવારથી ૧૫ બુધવાર સુધી.**

સવારમાં ૭–૧૫ થી ૯—૦ કથા શ્રવણ.
,, ૯—૦ થી ૯–૩૦ દેવદર્શન, હરવા ફરવાની રજા.
,, ૯–૩૦ થી ૧૧–૩૦ કથા શ્રવણ.
,, ૧૧–૩૦ થી ૧—૦ ફરાળ.
,, ૧—૦ થી ૩—૦ કથા શ્રવણ.
,, ૩—૦ થી ૩–૩૦ જળપાન તથા હરવા ફરવાની રજા.
,, ૩–૩૦ થી ૫–૩૦ કથા શ્રવણ.

ભાદરવા વદી ૧ તા. ૧૯–૯–૨૯ સવારમાં ૭–૧૫ થી ૯–૩૦ પૂર્ણાહુતિ.

લી.

**શા. માણેકલાલ મથુરદાસ**
**સોની મોહનલાલ પ્રેમચંદ**
ના જેશ્રીકૃષ્ણ.

શ્રાવણ વદી ૧૧
સં. ૧૯૮૫
**અમદાવાદ.**

હરિહર પ્રિ. વર્કસ, અમદાવાદ

श्रीसद्गुरवे नमः।

# શ્રી મોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ.

### રાસલીલા.

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ.** ઠે. મોક્ષમંદિર—**અમદાવાદ.**

પુસ્તક ૧૦ મું.] આશોમાસ, ૧૯૮૫. [અંક ૯ મો.

**પારાયણ કેવું થાય?**—વ્હાલાં હરિજનો! ગયા માસમાં રાયપુરમાં થએલી પારાયણના કાર્યક્રમની જાહેર ખબર આપને માસીક સાથે મોકલી હતી. શ્રવણ દિક્ષા લેવાય, યમ, નિયમ, વળી સાત્વિક ફળાહાર, તે પણ સૌ હરિજન એક સાથે કરે, સવારના છ વાગે ઘેરથી નીકળ્યા તે સાંજે છ વાગે પાછા ઘેર જવાય, ત્યાં સુધીનું અલૌકીક વાતાવરણ અનુભવાય, સવારમાં પાંચ વાગે સૌ ગાતાં ગાતાં નદી અગર નવાણે સ્નાન કરવા જાય, સવારમાં પોણા સાતે મંડપમાં પ્રભાતીયાં ગવાય, બરાબર સાત વાગે મંગળાચરણ થાય, મુકરર કરેલા ટાઇમમાં ફેરફાર ન થાય, વચ્ચે વચ્ચે ભગવદ્ ભાવ વધે એવાં રંગ બેરંગી ભજન કીર્તનો ગવાય: છેલ્લાં સાત દિવસમાં ફરાળ પછી, અને ત્રણ વાગે જળ પીધા પછી, બ્હેનો ઢોલક સાથે ગરબા ગાય, દિવસ ક્યાં ગયો તેની ખબરજ પડે નહીં, દ્રવ્ય સંબંધી ઘણોજ થોડો ખર્ચ અને આનંદ અપરંપાર, રૂંવાડે રૂંવાડામાં ભગવદ્ભાવ ઉભરાય. આ વાતો અમે શાસ્ત્રોમાં વાંચી, અને સંતો પાસે સાંભળી, પણ અનુભવમાં કાંઇક હવે આવી. સંવત ૧૯૭૯ ની ચીનાબાગ—અષ્ટોત્તર શત પારાયણમાં ઓછામાં ઓછા પચાસ હજાર રૂપૈયા વપરાયા હશે, પણ તેમાં આવી શાંતિ અને આવો ભગવદ્ભાવ પ્રાપ્ત થયો નહીં. નાટક શાળાનો મેનેજર પોતે વેશ પહેરે, ત્યારે કાંઇક ઓર આનંદ હોય; તેમ અમારી પાસે પ્રભુ કામ કરાવે, ત્યારે અમને અને અમારા મંડળને કાંઇ ઓર આનંદ પ્રાપ્ત થાય. વિદ્વતા ભજનાનંદમાં આવરણરૂપ ગણાય. તે તો અમારે છે નહીં. પ્રભુ બોલાવે તેજ અમારે બોલવાનું હોય. આપને સૌને આમંત્રણ આપ્યું હતું. વિરલા આવી પહોંચ્યા હતા. આપ પારાયણ ઘણે ઠેકાણે સાંભળતા હશો, પણ આમાં કાંઇક છે. ગરજવાન થઇને આવો, જેમ કહીએ તેમ નિર્મળ ભાવથી કરો, તો આપને જે જોઇએ છે. તે કાંઇક આમાંથી અનાયાસે મળશે. [વળી ખાવા પીવાનો ખર્ચ સો સૌને માથે છે, ધરમાદાનું નથી.] હું તમને શું કહું! આ પારાયણની ઢબ તમારા ખ્યાલમાં પણ નહીં આવે. માત્ર વાતો સાંભળવાથી સમજાય એવું નથી. એકાદ વખત નજરે જોઇ જવા જેવું છે. પછી પ્રિય લાગે,

તો તમારા ગામમાં ત્યાંના કોઇ સુપાત્ર-પણ નીડર-**ટોકીને કહે એવા સ્વતંત્ર** ભગવદ્ ભક્ત બ્રાહ્મણ પાસે, આવા પ્રકારની પારાયણ આગ્રહપૂર્વક કરાવજો. યાદ રાખજો કે સમાજને કાંઇક ચમકતું-આત્માને સ્પર્શ થાય એવું, જીવનમાં કાંઇક ઉત્કૃષ્ટતા અનુભવાય એવું-જોઇએ છે. તે આ પ્રકારથી કાંઇક સિદ્ધ થઇ શકશે. બાર માસે એક વખત સમાજને આવું ધાર્મિક વસાણું મળતું હોય, તો સમાજમાં ધાર્મિક બળ આવ્યા વિના રહે નહીં. ખેતર ખેડાવતા હશો. પણ મન ખેડાવો છો ? આ મન ખેડવાનાં કાર્યો છે. ખેડેલાં ખેતર સારો પાક આપે; તેમ ખેડેલું મન સારૂં જ્ઞાન આપે. તમે તમારા ગામમાં કાંઇક હો; સમાજને માટે તમને કાંઇક લાગણી હોય; સનાતન શું છે ? તે સમજવાની તમારે પરવા હોય; તો આ કામ હાથમાં કરો. નવીન નથી. પ્રાચીન છે, માત્ર અમલમાં નથી. ભાગવતને પુરાણ દેખી ભડકશો નહીં. તેમાં સર્વ શાસ્ત્રોનો સાર છે, એટલુંજ નહીં, પણ અત્યારના જીવોએ પોતાના કલ્યાણ માટે શું કરવું ? તેના તેમાં સંપૂર્ણ ખુલાસા છે. વિચાર કરી જોજો.



# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૯ મો ચાલુ.

[ અનુસંધાન ગયા અંકનું પાનું ૧૦૨૪ ]

ભજનાનંદ સંબંધી મહાદેવજી સતી પાર્વતીને કહે છે કે—

**પદ.**

મહાદેવજી કહે તમે સુનો પારવતી, વિજીયા મત દે ગમારનકું !
વિજીયા મત દે ગમારનકું-હેરિ વિજીયા મત દે ગમારનકું—મહાદેવજી-ટેક૦
બાલક પીયે બકવાદ કરેગા, બુઢ્ઢા પીએ કીસ કારણકું—મહાદેવજી૦
રજપુત પીએ રણક્ષેત્ર ચડનકું, હસ્તીકો દંત ઉખાડનકું—મહાદેવજી૦
જોગી પીએ અલમસ્ત રહેનેકું, હરિકો નામ સમારનકું—મહાદેવજી૦
કહે કવિગંગ સુનો શાહ અકબ્બર, [૧]સંસારી પીએ જખ મારનકું—મહાદેવજી૦

તાત્પર્ય—ભજનાનંદી સ્ત્રી પુરૂષોએ વૈરાગ્યનું બળ વધારવું જોઇએ. વેશ્યાઓ પણ ભારે આલાપ દઇને શ્રીકૃષ્ણના કીર્તન ગાય છે, પણ તેમાં વૈરાગ્ય નથી, તેથી રૂડા પુરૂષોને તે ફીક્કાં લાગે છે. તાવડી તપ્યા પહેલાં તેમાં નાંખેલી રોટલી, અગર તવીમાં ઘી આવ્યા પહેલાં તેમાં નાખેલી પુરી ફીક્કી લાગે છે. તે પ્રમાણે વૈરાગ્ય વિનાનો ભજનાનંદ ફીકકો લાગે છે. અમુક પ્રકારની ફીને આગળ કરીને, કામ કરનારી ભજન મંડળીઓ અને હરદાસો પણ, સાચા ભક્તિભાવથી રહિત રહે છે. દુનિયાનો ઇતિહાસ કહે છે કે— "If your wages are zero, the treasures of the universe will remain open to you"-'તમારી કીંમત તમે નહિં આંકો, તો જગતના ભંડારો તમારી પાસે ખુલ્લા રહેશે.'

---

**૧ કામ, ક્રોધ અને લોભથી ઘેરાએલાં સ્ત્રી પુરૂષો ભજનાનંદમાં રસ લેતાં જણાય, પણ તેમનામાં ઉલટી વિષયની લાલસા જાગ્રત થાય છે, તેથી તેઓ હતા તેના કરતાં વધારે બગડે છે.**

**શ્રીકૃષ્ણ ક્યારે થયા ?**—શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાચીન છે કે અર્વાચીન ? તે સંબંધમાં ઘણા લોકો ભૂલા પડે છે. તે સંબંધી આજ થોડો વિચાર કરીએ. [નાયકની બરાબર ઓળખાણ આપ્યા પછી રાસોત્સવની વાત કરવી જોઇએ.]

૧ આ દેશના કેટલાએક શુષ્ક વેદાંતીઓ અને અંગ્રેજી ભણીને અનાચારે ચાલનારા વિદ્વાનો, ભક્તિને અને ભક્તિમાર્ગને કાંઇક વક્રદષ્ટિથી જુએ છે. તેઓ ભક્તિ શબ્દથી ભડકે છે. તેઓની માન્યતા એવી છે કે–"વેદમાં ભક્તિમાર્ગ છેજ નહીં. રામાનુજાચાર્ય, નિંબકાચાર્ય, મધ્વાચાર્ય વિગેરે વિદ્વાનોએ શ્રીકૃષ્ણની ભક્તિ નામનો નવો પંથ–નવો સંપ્રદાય ઉભો કર્યો છે. શ્રીમદ્ વલ્લભાચાર્યે તે મતને ઘણોજ મજબૂત ટેકો આપીને સુદઢ કર્યો છે."

૨ ખ્રીસ્તી ધર્મને માનનારા વિદ્વાનોની એવી માન્યતા છે કે–" ક્રાઇસ્ટે બાઈબલમાં બતાવેલા ભક્તિમાર્ગનું હિંદુઓએ અનુકરણ કર્યું છે. ક્રાઇસ્ટનું **ક્રીસ્ટો** [કૃષ્ણ] રૂપાંતર કરીને હિંદુઓ કૃષ્ણને ભજે છે. એટલે 'કૃષ્ણ' એવી કોઇ વ્યક્તિ હિંદમાં બનીજ નથી, અને હિંદુઓમાં દાખલ થએલો ભક્તિમાર્ગ ક્રાઇસ્ટના જન્મ પછી હિંદમાં જન્મ પામ્યો છે. એટલે–તે પ્રાચીન નથી, પણ અર્વાચીન છે. "

પ્રથમ પ્રશ્નનો વિચાર કરીએ—

શુષ્ક વેદાંતિઓએ અને શાસ્ત્રોમાં સ્થૂલ બુદ્ધિવાળા અંગ્રેજી ભણેલા ભાઇઓએ અને બ્હેનોએ યાદ રાખવું ઘટે છે કે–આ કોઇ સામાન્ય કામ નથી. કદિ આને પાખંડ કહો, તો પણ તે કાંઇ નાનું પાખંડ નથી. જેવું તેવું પાખંડ નથી. ઉપર ટપકેથી વિચાર કરો, તો તમારા મનરૂપી ટોપલીમાં સમાય એવું આ પાખંડ નથી. મહાત્મા તુલસીદાસજીએ પણ કલિયુગના જીવો માટે ભક્તિને પ્રાધાન્ય પદ આપ્યું. શ્રી સ્વામીનારાયણે પણ શ્રીવલ્લભાચાર્યને પગલે ચાલીને, શ્રીકૃષ્ણના ભક્તિમાર્ગને પોષણ આપ્યું છે. ભલે તમે શ્રીમદ્ ભાગવતને ન માનો, તોપણ તેનું સેવન કરો. જીજ્ઞાસુ બનીને તેનો અભ્યાસ કરો; તો અજાણતાં અમૃત પીનાર જેમ અમર થાય; કડવું કરીને ક્વીનાઇન ખાનાર જેમ તાવથી મુક્ત થાય, તેમ તમે તમારી ગેરસમજથી મૂક્ત થશો. વેદમાં પણ જ્યાં ત્યાં સ્તુતિઓ છે. તે દ્વૈત ભાવ, અગર સેવક સેવ્યભાવ, અગર ભક્તિભાવ છે.

વેદમાં અગ્નિ, સૂર્ય, વિગેરે અનેક દેવ છે; પણ '**एकं सत् विप्रा बहुधा वदंति**' [ઋગ્વેદ] 'જે કાંઇ છે તે એક જ છે. બ્રાહ્મણો તે એકને અનેક રૂપે ભજે છે.' યાસ્કાચાર્યે નિરુકતના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે–' વેદમાં જુદા જુદા દેવોની પૂજા બતાવી છે; પણ તે તમામ આત્માની–બ્રહ્મની–પૂજા સમજવી.' શેઠના અનેક ગુમાસ્તા ગામમાં વહીવટ કરતા જણાય, પણ તે તમામ શેઠને બદલે કામ કરે છે, એમ સમજાય છે. તાત્પર્ય–વેદનો ધર્મ અદ્વૈત–Monotheism–છે. અનેક દેવ વાળો એટલે દ્વૈત Polytheism છે. વેદના થોડા આધાર દઇએ તો ઠીક—

**पतिं न पत्नीरुशतीरुशन्तं स्पृशंति, त्वाशवसावन मनीषा** ॥ ઋ. ૧–૧૧–૫–૧૧

અર્થ—' હે બળવાન્ પ્રભુ ! જેમ પતિ તરફ પ્રેમ રાખનારી પત્નીઓ પતિને સ્પર્શ કરે છે, તેમ મારી વૃત્તિઓ પણ આપનો સ્પર્શ કરે.

ઋ. ૪–૨૫–૨ માં વંદન ભક્તિ અને સખ્ય ભક્તિનું નિરૂપણ છે, ઋ. ૧૦–૧૧૯–

૭ માં દાસભક્તિ અને પ્રેમભક્તિનું નિરૂપણ છે. ઋ. ૧–૭ માં ઇંદ્રનો ભક્ત ઇંદ્રને આવાહન કરે છે, અને ઋ. ૧–૫ માં કીર્તન ભક્તિનો મહિમા છે. ઋગ્વેદના આઠમા મંડળમાં ૭૪ મા સૂકતમાં ઋષિનું નામ શ્રીકૃષ્ણ છે. કૌષીતકી બ્રાહ્મણમાં પણ એજ આંગિરસ કૃષ્ણનું કથન છે.

આગળ કઠોપનિષદ્‌માં **'नायमात्मा प्रवचनेन'** વિગેરે શબ્દોથી સૂચવે છે કે 'ભગવાન ભક્ત ઉપર કૃપા કરે છે. **'भिद्यते हृदयग्रंथिः'** વિગેરે શબ્દોથી મુંડકોપનિષદ્ ભક્તિનું નિરૂપણ કરે છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં **'तद्यथा स्त्रिया संपरिष्वक्तो'** વિગેરે પ્રેમલક્ષણા ભક્તિનું નિરૂપણ કરે છે. **'रसो वै सः'** વિગેરે શબ્દોથી તૈત્તિરીય ઉપનિષદ્ રસ સ્વરૂપ પરમાત્માનું નિરૂપણ કરે છે. તે પણ પ્રેમલક્ષણા ભક્તિનું જ નિરૂપણ છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્ ના ૩–૧૭ માં શરણાંગત ભક્તિનું નિરૂપણ છે. તેજ ઉપનિષદ્‌ના છઠ્ઠા અ. માં નીચેના શ્લોકમાં ચોક્કસ રીતે ભક્તિનું નિરૂપણ કર્યું છે.

**यस्य देवे पराभक्तिर्–यथा देवे तथा गुरौ ।**
**तस्यैते कथिता ह्यर्थाः, प्रकाशंते महात्मनः ॥**

છાંદોગ્ય ઉપનિષદ્‌ના ૩–૧૭ માં શ્રીકૃષ્ણને દેવકીના પુત્ર કહેલ છે. આ ઉપરાંત કૈવલ્યોપનિષદ્, નારાયણોપનિષદ્, ગોપાલપૂર્વતાપિની નામનું ઉપનિષદ્, અવ્યક્તોપનિષદ્-વિગેરે ઉપનિષદોમાં ભક્તિના ભણકારા છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભક્તિનો મહિમા ઠેકઠેકાણે બતાવીને, બારમા અધ્યાયમાં ભક્તિનું ખાસ નિરૂપણ કર્યું.

વેદ, ઉપનિષદ્ અને ગીતા ભક્તિની પ્રાચીનતા સૂચવે છે. જે વેદમાં હતું, તે ઉપ-નિષદોમાં નિતર્યું. ઉપનિષદોમાંથી ગીતામાં અને પુરાણોમાં નીતર્યું. સોનું એનું એ, ઘાટ જુદા જુદા. ખાસ યાદ રાખવું ઘટે છે કે–ભાગવત નિગમ કલ્પતરૂનું આમ્રફળ છે. જે રસ તરૂની શાખાઓમાં અને મૂળમાં અવ્યક્ત હતો, તે રસ ફળમાં આવીને વ્યક્ત થયો.

કદિ વેદ વાંચવા નવરા ન થાઓ, તો તમારા પોતાના ઘરમાં નજર કરો. ત્યાં પણ ભક્તિ છે. સ્ત્રી પતિની ભક્તિ ન કરે, નોકર શેઠની ભક્તિ ન કરે, બાળકો માતા પિતાની ભક્તિ ન કરે, તો ગૃહતંત્ર ચાલે નહીં. પ્રજા રાજાની ભક્તિ કરે, અને રાજા પ્રજાની ભક્તિ કરે, તોજ રાજતંત્ર ચાલે. વેદાંતમાં બહુ જ આગળ વધેલા ગુરૂશિષ્ય વચ્ચે પણ ભક્તિભાવ હોય છે. શિષ્ય ભક્તિરૂપી ચાવીથી, ગુરૂના હૃદય રૂપી પેટીને ખોલીને, તેમાંથી જીવન્મુક્તિ રૂપી ધન મેળવે છે. ટુંકામાં કહીએ તો કહેવાય કે-તમને પોતાને પણ ભક્તિ ગમે છે; અને તમે તમારો સ્વાર્થ સાધવા વખતે સામાની ભક્તિ કરીને, તેમને રીજવો છો.

ભક્તિ માર્ગના આચાર્યોએ શીખવ્યું કે–" જે રીતે પતિવ્રતા સ્ત્રી પતિને નિર્મળ ભાવથી ભજે છે, તેવી રીતે જીવે નિર્મળભાવથી બ્રહ્મની ઉપાસના કરવી. સ્થૂળ દૃષ્ટિ વાળાને સ્થૂળ વિના ફાવે નહીં, માટે તેમણે મૂર્તિ આદિક સ્થૂળની ભક્તિ કરવાનું કહ્યું. સ્થૂળમાં ઉત્તમ પ્રકારે ભક્તિ સિદ્ધ થયા પછી, અનાયાસે બુદ્ધિની સૂક્ષ્મતા વધશે; અને નિર્ગુણમાં પ્રીતિ થશે. એટલે–નિર્ગુણ ભક્તિનો લાભ મળશે. "

**૨ હવે બીજા પ્રશ્નનો વિચાર કરીએ—**

કૃષ્ણના પહેલાં ક્રાઇસ્ટ કે ક્રાઇસ્ટના પહેલાં કૃષ્ણ? તે પ્રશ્નનું સમર્થન લોકમાન્ય તીલકે તેમની પોતાની ટીકાવાળી ગીતામાં બહુ સારી રીતે કર્યું છે. તેમાં તેણે પોતે મેળવેલા પુરાવાથી સાબીત કર્યું છે કે-' જીસસ ક્રાઇસ્ટ બૌદ્ધની મહાયાન નામની શાખાના એક ધર્મોપદેશક પાસે ધર્મનું જ્ઞાન લેવામાટે હિમાલય આવ્યા હતા. આ પ્રમાણે જ્ઞાન મેળવીને પછી તેમણે તે જ્ઞાનનો ફેલાવો યુરોપમાં કર્યો. બુદ્ધનો જન્મ ઇ. સ. પૂર્વે છે. બુદ્ધના જન્મની પૂર્વે લગભગ ૩૦૦૦ વરસ પહેલાંના વેદમાં, ભક્તિનું નિરૂપણ છે.

'Shaivism versus Vaishnavism' નામના પુસ્તકમાં ડૉ ભાંડારકરે અનેક પ્રમાણોથી સાબીત કર્યું છે કે-' જીસસ ક્રાઇસ્ટના પહેલાં, શ્રીકૃષ્ણની ભક્તિ આ દેશમાં હતી. ' વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ ' શાસ્ત્રી દુર્ગારામે લખ્યો છે. ક્રાઇસ્ટના પહેલાં શ્રીકૃષ્ણ થયા હતા, તે બાબત પૂરવાર કરવા માટે, તે પુસ્તકમાં નીચેના પુરાવા લીધા છે.

૧ નાના ઘાટની નં ૧ ની ગુફામાં ઇ.સ. પૂર્વે પહેલા સેંકડાનો એક લેખ છે. તેના મંગળાચરણમાં બીજા દેવો સાથે સંકર્પણ અને વાસુદેવનાં નામ છે. [ જુઓ Encyclopaedia of Indo Aryan Research III 6. P. P. 4 to 13.]

૨ બીસનગરમાં ઇ.સ. ૧૯૦૯ માં મળી આવેલા લેખમાં ' દેવ દેવ વાસુદેવનો આ ગરૂડધ્વજ ઉભો કરવામાં આવ્યો છે.' એવા શબ્દો છે. [ જુઓ Archaeological Survey of Annual Report 1913–14. Pt. 1 P. 18 ]. આ લેખ ઇ.સ. પૂર્વે બીજા શતકનો હોવાનું ડૉક્ટર ભાંડારકર કહે છે.

૩ રજપૂતાનામાં ઘોસંડી પાસે મળી આવેલા લેખમાં સંકર્પણ અને વાસુદેવની પુજાનો પ્રકાર છે. આ લેખ ઇ.સ. પૂર્વે ૨૦૦ વરસોનો જુનો છે. [ જુઓ–Ludders list of Brahmi Inscriptions No 6.]

૩ **પાણિનિ**ના વ્યાકરણમાં **वासुदेवार्जुनाभ्या वुन्** [૪–૩–૯૮] સૂત્ર છે, તે ઉપરાંત વાસુદેવ અને અર્જુન સંબંધી બીનાઓ છે. વિદ્વાનો કહે છે કે ' પાણિનિ ઇ. સ. પૂર્વે ૪૦૦ વરસ પહેલાં હતા.'

૪ ઇ.સ. પૂર્વે ચોથા સૈકામાં ચંદ્રગુપ્તના વખતમાં ગ્રીક લેખક **મેગેસ્થીનસ** આ દેશમાં આવ્યો હતો. તેણે એવી નોંધ લીધી છે કે-' હિંદી શોરસેની પ્રજામાં હીરેકલીસ પૂજાય છે. આ શોરસેની પ્રજાના દેશમાં **મેથેરા** અને **કલીસોબોરા** નામનાં બે મોટાં શહેરો છે. તે દેશમાં **જોનરસ** નદી વહે છે.' [ મેથેરા એ મથુરા અને જોનરસ એ યમુના ]. આ બીના સાબીત કરે છે કે શ્રીકૃષ્ણની ભક્તિ ઇ.સ. પૂર્વે ચોથા સૈકામાં હતી.

૫ ઇ.સ. પૂર્વે ચોથા સૈકામાં કયા કયા ધર્મો હતા? તેનું વર્ણન બૌદ્ધધર્મના **પાલીનિદ્દેશ** નામના ગ્રન્થમાં મળી આવે છે. તેમાં વાસુદેવને માનનારાની નિંદા કરવામાં આવી છે. [ જુઓ–Encyclopaedia of Indo–Aryan Research 111 6. p. 5.]

સાર—શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણની ભક્તિ, ક્રાઇસ્ટનાં સમય પહેલાંથી હિંદમાં છે. ભક્તિનો ઉલ્લેખ વેદમાં, ઉપનિષદોમાં અને ગીતામાં છે. જે કાંઈ હતું તેને પુરાણોએ વિસ્તારપૂર્વક સમજાવ્યું છે. સ્મર્તિ વિગેરે સૂત્રોમાં ભગવદ્ગીતાનો ઉલ્લેખ છે. તેથી એમ વિદીત થાય છે કે-બ્રહ્મસૂત્રના પહેલાના સમયથી, કૃષ્ણ અને કૃષ્ણની ભક્તિનો સ્વિકાર થયો છે.

નવી શોધખોળ કરીને ઇતિહાસ લખનારા કહે છે કે–'પાંડવોને અને કૌરવોને ૫૦૦૦ વરસ પહેલાં, પાણીપતના મેદાનમાં યુદ્ધ થયું હતું.' ઈ.સ. પૂર્વે ૪૫૦ વરસ પહેલાં થએલા આર્યભટ્ટ નામના મોટા જ્યોતિષ શાસ્ત્રી પણ કહે છે કે 'શ્રીકૃષ્ણ ૫૦૦૦ વરસ પહેલાં થયા હતા.' હિંદુસ્તાનમાં રહેવું, હિંદુ કહેવાવું, અને હિંદુઓના પ્રાચીન સમર્થ ઋષિઓએ લખેલા ગ્રન્થોનું રહસ્ય સમજવા પ્રયત્ન ન કરતાં, વગર સમજે તે ગ્રન્થોને નિંદવા, એ ભયંકર અજ્ઞાન છે. એ પોતાની અધોગતિ છે. [ હવે આ વિષય પૂરો થયો. ]

**અધ્યાત્મ દૃષ્ટિ અને સૂચના**—અધ્યાત્મદૃષ્ટિથી રાસલીલાનું નિરૂપણ કરવા માટે, અનેક વિદ્વાનોએ બહુ વાણી વિલાસ કર્યો છે. જે છે તેના મારી મચડીને અનેક અર્થ કર્યા છે. અધ્યાત્મદૃષ્ટિના સંબંધમાં તમારે ખાસ યાદ રાખવું કે–જ્યાં સુધી સાકાર સિદ્ધ ન થાય; એટલે–સાકારમાં અત્યંત પ્રેમ ન થાય, ત્યાં સુધી અધ્યાત્મ દૃષ્ટિની વાતો કરશો નહીં; અને સાંભળશો પણ નહીં. નહીં માનો તો છો ત્યાંથી પાછા પડશો. આગળ વધી શકશો નહીં. યાદ રાખજો કે–સાકાર સિદ્ધ થયા પછી નિરાકાર અનાયાસે સિદ્ધ થશે. તમારૂં મન નિર્ગુણ નહીં થાય, ત્યાં સુધી નિર્ગુણની વાતો–નિર્ગુણનું જ્ઞાન–સફળ થશે નહીં. ઉલટા નાસ્તીક બનશો. એકડા આવડે નહીં, તેને લેખાં પુછાય નહીં.

શરદ્ પુનમનો ચંદ્ર કેવો હતો તે હવે કહે છે— રાગ–વંશસ્થ

**तदोडुराजः ककुभः करैर्मुखं, प्राच्या विलिम्पन्नरुणेन शंतमैः ॥**
**स चर्षणीनामुदगाच्छुचो मृजन, प्रियः प्रियाया इव दीर्घदर्शनः ॥२॥**

**અર્થ—તે સમયે લાંબા વખતના વિયોગ પછી મળેલો પતિ, જેમ પ્યારીના શોકને શમાવી દે, તેમ પૂર્વ દિશાના મુખને શીતળ સુખકારી કિરણોના લાલ રંગથી લીંપતો (એટલે રંગતો), અને તેજ શીતળ સુખકર કિરણો વડે, લોકોના દુઃખને હરિ લેતો, નક્ષત્રોનો રાજા ચંદ્ર ઉગ્યો–ઉગેલો હતો. (૨)**

૨ વિવેચન—

રાજાની રાણીઓમાં પટરાણીનો ઠાઠ વધારે હોય, તેમ પુનમોમાં શરદ્ પુનમનો ઠાઠ વધારે છે. તે દિવસે શ્રીકૃષ્ણે રાસોત્સ્વ કર્યો, તેથી પણ તેનો મહિમા વધ્યો.

**तदा**—રાસોત્સવ કરવાનો વિચાર થયા પછી ચંદ્ર ઉગ્યો, એવો ભાવ નથી. ચંદ્રાદિથી શોભી રહેલી રાત્રીઓને જોઇને, શ્રીકૃષ્ણને રાસોત્સવ કરવાનો વિચાર થયો એવો ભાવ છે.

ચંદ્ર—મનનો દેવ ચંદ્ર છે. પૂર્વ શ્લોકમાં **मनः** શબ્દ છે, તેથી કેટલાએક ટિકાકારોએ 'ચંદ્ર' શબ્દને 'મન' સાથે ગુંચવ્યો છે. તેમ કરવાની કાંઈ જરૂર નથી. કુદરતી રીતે

---

૨ પદચ્છેદ—**तदा**-તે સમયે. **दीर्घदर्शनः प्रियः**-લાંબા વખત પછી મળેલો પ્યારો પતિ. **प्रियायाः शुचः मृजन् इव**-પ્યારીના શોકને શમાવી દે તે પ્રમાણે. **प्राच्याः ककुभः मुखं**-પુર્વ દિશાના મુખને [illegible] **विलिंपन्**-લાલ રંગથી લિંપતો. અને **शंतमैः करैः**-શીતળ અને સુખકર કિરણો વડે. [**चर्षणिः** મનુષ્ય] **चर्षणीनाम् शुचः मृजन्**-લોકોના દુઃખને મટાડતો. **सः [उडूनां** (નક્ષત્રોનો) **राजा] उडुराजः**-નક્ષત્રો રાજા ચંદ્ર **उ[illegible]नात्** ઉગ્યો.

જે છે, તે કૃત્રીમતા કરતાં વધારે શોભે છે. પુનમનો દિવસ છે તેથી ચંદ્રે આભમાં આવીને ખીલવુંજ જોઇએ. ફાંકડા પતિને દેખાને રઢીયાળી સ્ત્રીના અંગેઅંગમાં જેમ આનંદ ઉભરાય; તેમ ફાંકડા શ્રીકૃષ્ણને દેખીને ચંદ્રની સોળે કળાઓ ઉભરાવા લાગી. ઉડુરાજમાંથી અનેક અર્થ નીકળે છે. ઉડુ એટલે શુભ વૃત્તિઓ અને તેનો રાજા વિવેક. આજ તે સંબંધી વાત કરીએ. ઉડુ એટલે નક્ષત્ર અને રાજ એટલે રાજા. ઉડુરાજ એટલે નક્ષત્રોનો રાજા. રાજ શબ્દનો બીજો અર્થ 'શોભે છે.' નક્ષત્રોમાં જેમ ચંદ્ર શોભે, તેમ ગોપીઓમાં કૃષ્ણ શોભે. **'नक्षत्राणां अहं राशी'** 'નક્ષત્રોમાં હું ચંદ્ર છઉં.' એમ ગીતામાં ગોવિંદ બોલ્યા છે. આ ચંદ્રમાં ખાસ ખૂબી એ હતી કે, 'આજ્ઞા વિના આથમવું નહીં, અને આકાશના મધ્ય ભાગમાંજ લટકી રહેવું.'

**ચંદ્ર અને પૂર્વ દિશા**—જે પતિ લાંબે કાળે વ્હાલી સ્ત્રીને મળે, તે પતિ પોતાની પ્રિયાના મુખ ઉપર પ્રેમથી હાથ ફેરવીને, સ્ત્રીના વિરહના દુઃખની શાંતિ કરે; તેથી સ્ત્રીના મુખ ઉપર પ્રસન્નતા અને આનંદના ઉભરા આવે. **विलिंपन्** શબ્દ સૂચવે છે કે-રમુજી જોડું હોય, તો પતિ પોતાનો હાથ કંકુવાળો કરીને સ્ત્રીને મુખે ભુસી દે, પોતે હસે અને સ્ત્રીને હસાવે. પતિને પત્નિનો કરસ્પર્શ, અને પત્નિને પતિનો કરસ્પર્શ અનેક વેદનાને મટાડનાર છે. પતિને તાવ આવ્યો છે. પત્ની ગભરાઇને વૈદને બોલાવે છે. તે વખતે પતિ પત્ની કહે છે—

પદ—રાગ ગરબો.

અરે તું વૈદ કાં તેડે, (૨) ગળે કાં ઔષધિ રેડે ? અરે તું વૈદ કાં તેડે ?

સાખી—ભૂલી વૈદક શું ગઈ ? વ્હાલી પ્યારી પ્રાણ !
ફૂપી અમૃતની પ્રિયે ! તું તું ઔષધ ખાણ !

ભૂલી તું તો બતાવું હું, ભરે જલ નેત્રમાં આ શું ?
**લલાટે રાખ કર તારો**, પછી એ તાવ પણ પ્યારો— અરે૦

સાખી—વૈદ્ય રેડે તેથી પ્રિયે, આ દરદી મુંઝાય;
નાડી જોતે દિલની અને, કર તું કાંઈ ઉપાય.

હૃદયનો વૈદ્ય મારો તું, હૃદય રાજી દરદ તો શું ?
મને આ તાવ સારો છે, મધુરી હૂંફવાળો છે— અરે૦

સાખી—જ્વરથી જોઇ શકાય છે, તારૂં હૈયું પ્રાણ !
બીજી કાંઈ સ્થિતિ નહીં, જ્વર તે મીઠી લ્હાણ.

અરે એ લ્હાણ કાં ખોવી ? મને તો ભાવતી એવી;
કડુ કાં ઔષધિ લેવી ? મળે છે જો મધુરી કૈં ! અરે૦

સાખી—દિલખૂટી તુજથી ઝરે, કુણા રસની ધાર;
જોવું જો કૈં પારખું, તો મુખ દર્પણ ધાર.

મને એ મ્હોં અતિ વ્હાલું, ગરીબ મૃદુ ને ફિકરવાળું;
અહીં અહીં આવ ચુંબી લઉં, હવે પગ ચાંપતાં થાકી. અરે૦

× × × × ×

સાખી—એ મુખ પાસે હોય તો, મીઠું શું નવ હોય ?
તાવ હોય કે કાંઈ હો, જે હો તે છો હોય.
પ્રિયે ! મુખ એ હસે છે હા, ગયો જ્વર ક્યાંઇ ઉડી આ;
અહિં તું આવ આલિંગું, નયન મૃગ શાં મીંચે છે તું ? અરે૦
[ કલાપી ]

તે પ્રમાણેજ ૨૯ દિવસના ગાળા પછી, પોતાની પ્રિયા રૂપ પૂર્વ દિશાને ચંદ્ર મળ્યો. મળતાની સાથે ચંદ્રે પોતાના લાલ કિરણોથી પુર્વ દિશાને રંગી નાંખી-પુર્વદિશા સોના જેવી ચળકવા લાગી. પુર્વ દિશા પોતાના વિયોગના દુઃખને ભૂલી ગઈ.

યાદ રાખવું ઘટે છે કે-દિવ્ય દૃષ્ટિવાળા દેવાદિ અને રાસ રમવા આવેલી વ્રજાંગનાઓજ આ પ્રમાણે દેખતી હતી.

ચંદ્રચંદ્રિકા નામની ટિકા ચર્પણિનો અર્થ 'ઔષધ' તથા 'મનુષ્યો' કરે છે. બૃહત્ક્રમ સંદર્ભ નામની ટીકામાં ચર્પણિનો અર્થ સખિઓ છે. ભાવભાવિકા નામની ટીકામાં ચર્પણિનો અર્થ 'ભગવદ્દમાર્ગમાં ચાલનારા જીવો' એવો અર્થ કર્યો છે. શ્રીમદ્ વલ્લભાચાર્ય ચર્પણિનો અર્થ 'ભ્રમણ કરનારી શક્તિ' કરે છે. શ્રીધરાદિ ટિકાકારો ચર્પણિનો અર્થ 'મનુષ્ય' કરે છે. છેલ્લો અર્થ યોગ્ય છે, કારણ કે શરદ્દઋતુના સૂર્યના તાપથી તપી ગએલાં મનુષ્યો ચંદ્રની ચાંદનીથી શાંત થાય છે.

શૃંગારરસની તૈયારી જોઇને શ્રીકૃષ્ણ ગોપીઓને ઇસારો કરે છે—

**दृष्ट्वा कुमुद्वन्तमखण्डमण्डलं, रमाननाभं नवकुंकुमारुणम् ॥**
**वनं च तत्कोमलगोभिरंजितं, जगौ कलं वामदृशां मनोहरम् ॥३॥**

**અર્થ—કુમુદ નામના રાત્રીએ ખીલનારાં કમળોને ખીલવનાર ચંદ્ર, કે જે સંપૂર્ણ ગોળાકાર હતો; તથા જે લક્ષ્મીના મુખની શોભા જેવી શોભાવાળો હતો; તથા જે નવીન કંકુના જેવો લાલ હતો, તે ચંદ્રને જોઇને, અને તે ચંદ્રના કોમળ કિરણોથી રંગાએલા વનને જોઇને, સ્રીયોને પ્રિય લાગે એવું મનોહર ગાયન શ્રીકૃષ્ણ ગાવા લાગ્યા. [૩]**

૩ વિવેચન—

અમુક મન્વંતરમાં ચંદ્ર અત્રિનો પુત્ર હતો; અને અમુક મન્વંતરમાં લક્ષ્મી અને ચંદ્ર ભાઈ બ્હેન હતાં તેથી તે બેઉના મુખની શોભા સરખી હતી. 'નવા કંકુના જેવો લાલ ચંદ્ર હતો, એમ કહીને ચંદ્રના મુખની શોભાની ઉત્કૃષ્ટતા બતાવી.

---

૩ પદચ્છેદ—**अखंडं मंडलं यस्य सः तं**-સંપુર્ણ ગોળાકાર ચંદ્રને. **कुमुदानि विकसंति येन सः कुमुद्वान् तं**-કુમુદ નામના રાત્રીએ ખીલનારાં કમળોને ખીલાવનાર ચંદ્રને. **रमायाः आननस्य आभा इव आभा यस्य सः तं**-લક્ષ્મીના મનુષ્યની શોભા જેવી શોભા વાળા ચંદ્રને **नवं कुंकुमम् इव अरुणः तम्**-નવા કેસરના જેવા લાલ ચોળ ચંદ્રને. **च**-અને **यस्य कोमलाः गावः** [પુ. કિરણો.] **तैः अंजितं** (રંગાએલું) **इति वनं दृष्ट्वा**-કોમળ કિરણોથી રંગાએલા વનને જોઇને. **वामा** (સુંદરી) **दृक्** (દૃષ્ટિ) **यासां ताः तासां**-સ્રીઓને. **मनोहरं कलं जगौ**-પ્રિય લાગે એવું ગાયન ગાવા લાગ્યા.

**વામદ્દશાં મનોહરમ્**—સુંદર દૃષ્ટિવાળી સ્ત્રીઓને, એટલે સુંદરીયોને-યુવતીઓને-પ્રિય લાગે એવું (ગીત). 'ગાનારાઓને સ્ત્રિઓ ચાહે છે' એવી શ્રુતિ છે. એટલે સ્ત્રીઓ સંગીતથી અનાયાસે લલચાય છે. વામદશાંનો શૃંગારી અર્થ કરીએ, તો-'જેમની બુદ્ધિ સુંદર હતી તે સ્ત્રીયોને'-જેમણે પોતાનું શ્રેય કરવાનો વિચાર કર્યો હતો, એવી સ્ત્રીયોને.' એવો અર્થ થાય. બૃહત્ક્રમસંદર્ભ નામની ટિકામાં કહે છે કે-'શ્રીકૃષ્ણનું ગાન સૌએ ન સાંભળ્યું, પણ પોતાને જે પ્રિય હતી, તે ગોપીઓએજ સાંભળ્યું.

કુમુદ—ચંદ્રના પ્રકાશથી ખીલે તે કમળ.

**ઇસારો—**પ્રણયલીલા-શ્રીકૃષ્ણે વ્રજાંગનાઓને ઇસારો કર્યો. આ ઇસારાનો સંસ્કારી અર્થ 'પ્રણયલીલા.' [પ્રણય એટલે પ્રેમ અને લીલા એટલે ક્રિયા.] આ પ્રણયલીલા પશુપક્ષીમાં પણ હોય છે. **મી. જસવંતરાય મહેતા** નામના લેખકે, 'પશુપક્ષીની પ્રણયલીલા' એ નામનો હિંદુસ્તાન પત્રના તા. ૨૭-૯-૨૭ ના અંકમાં લેખ આપ્યો હતો. તેમાં તેઓશ્રી લખે છે કે-'જેમ મનુષ્યો પોતાની સ્ત્રીને પ્રસન્ન કરવા પ્રયત્ન કરે છે, તેમ પશુપક્ષિ અને બીજાં જંતુઓ પણ પોતાની પ્રિયાઓને પ્રસન્ન કરવા પ્રયત્ન કરે છે. આ પ્રમાણે પત્નીને પ્રસન્ન કરવાના કાર્યને **સંવનન** (courtship) કહેવામાં આવે છે- મનુષ્યની માફક પશુપક્ષીઓ અને જંતુઓ પણ પ્રેમશાસ્ત્ર જાણે છે, એટલુંજ નહીં, પણ તેઓ મનુષ્યના કરતાં વધારે વફાદાર છે.' ઓક્સફોર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર [જંતુશાસ્ત્રી] મી. જુલીઅન સોરેલ હક્ષલીએ પોતાના અનુભવ ઉપરથી જાહેર કર્યું છે કે-નીચલી કોટિના પશુપક્ષીઓ અને જંતુઓ પણ સારી રીતે પ્રેમ કરી શકે છે. તેઓમાંના કેટલાએક પોતાની પ્રિયતમાને પુષ્પાદિની ભેટ પણ આપે છે; કેટલાંએક મધુર ગાયનથી પોતાની પ્રિયતમાને રાજી કરે છે, વળી કેટલાએક પ્રિયતમાને રાજી કરવા તેની પાસે નાચે છે.

કરોળીયા બે જાતના છે. તે બેઉ જાતો જુદી જુદી રીતે પ્રેમ કરે છે. એક જાતનો કરોળિયો માદા પાસે જાત જાતના નાચ કરે છે, અને માદા જ્યારે રાજી થાય છે, ત્યારે નરની પાસે દોડી જઇને તેને વળગી પડે છે. પછી બેઉ ગાંડાતુર બનીને ગોળાકાર કુંડાળામાં નાચે છે. બીજી જાતના કરોળીયા આંખે આંધળા હોય છે. તે પોતાની જાળ ઉપર ટકોરા મારીને મધુરો અવાજ કરે છે. આ જાતના કરોળીયાઓ પોતાની પ્રિયાને ભેટ તરીકે એક માખીને રેશમમાં વિંટાળીને આપે છે. જંગલી માખીઓમાં નર માદાને ફૂલના તોરાની ભેટ આપે છે. કેટલીએક વખત ફૂલને બદલે ખોરાકની કણિયો ભેટમાં આપે છે. પતંગિઓ પોતાની પ્રિયતમાને સુગંધીની ભેટ આપે છે. ખડમાંકડાં કંસારીઓ અને એવાં બીજાં જીવડાં, પોતાની પાંખને પોતાના પગની સાથે અફાળીને, અવાજ પેદા કરે છે; અને પ્રિયતમાને પોતાના તરફ ખેંચે છે. દેડકો 'ડેંડુ' અવાજ કરીને દેડકીબાઇને રીજવે છે. ન્યુયૉર્ક શહેરના પ્રાણીસંગ્રહ સ્થાનના ડૉ. બ્રેડરે દેડકાનો એક રમુજી કીસ્સો જોયો હતો. એક દેડકો તળાવને કાંઠે ડેંડુ કર્યા કરતો હતો. તે સાંભળીને દેડકીબાઈ તલ્લીન થઇને સામાં ઉભાં રહ્યાં. દેડકાએ સંગીત બંધ કર્યું, એટલે દેડકીબાઈ ત્યાંથી નાસીને, બીજા દેડકાભાઈ ડેંડુ કરતા હતા, ત્યાં જઇને ઉભાં રહ્યાં. પહેલા દેડકાભાઇને આ જોઇને અદેખાઈ આવી, અને વધારે જોરથી ડેંડુ કરીને દેડકીબાઇને પોતા તરફ ખેંચ્યાં.'

'મગરો પ્રેમ કેવી રીતે કરે છે તે સાંભળો. નર મગર પોતાની પ્રિયતમાની સમક્ષ પોતાના શરીરને ફુલાવે છે, અને માથું તથા પુંછડીને હવામાં ઉંચા રાખીને, છીંછરા પાણીમાં ગોળ ચક્કરડીમાં ફરવા માંડે છે. પાણીમાં પરપોટા અને ફીણ ઉત્પન્ન થાય છે. આ જોઇને માદા પ્રસન્ન થાય છે.'

'ગરમ દેશોમાં બોયર-બરડ નામના પક્ષી થાય છે. તે વસંત ઋતુ બેસતાં રાજમહેલ જેવો સુંદર માળો બાંધે છે. જાત જાતના સુંવાળા પાદડાં અને પીંછાંથી માળાને બીછાવે છે. શણગાર માટે તે માળાની અંદર પીંછાં, રંગીન પાતરાં, પુષ્પો વિગેરે ગોઠવે છે. માળો તૈયાર થઈ રહ્યા પછી, તે પક્ષી માળાની બહાર ઉભો રહીને, માદાને આકર્ષવા માટે નાચ અને સંગીતનો જલસો શરૂ કરે છે. જ્યારે માદા પ્રસન્ન થઇને નરની પાસે આવી જાય છે, ત્યારે બેઉ એકબીજાની પાછળ દોડાદોડ કરી મુકીને, પ્રેમલીલા કરે છે.'

'સારસ પક્ષીઓમાં નર માદાની આસપાસ નાચે છે. દમામથી જમીનને અડકીને વંદન કરતો હોય, તેમ શીર નમાવે છે. આ જોઇને માદા પણ નમન કરે છે, અને કુદે છે. કેટલીએક જાતના પક્ષીઓમાં માદા નરને પહેલો પસંદ કરી, પોતાનો કરી લેવા માટે, બીજી માદાઓ જોડે લડે છે. કેટલીએક જાતોમાં પક્ષીની માદા વસંત ઋતુ આવતાં દૂર પ્રદેશમાં જઇને વસે છે. પછી નર તે પ્રદેશમાં ઉડતા ઉડતા જાય છે, અને આખી ઋતુ માટે એકજ માદા એકજ નરની સાથે રહે છે.

'પક્ષીઓ સંભોગની બાબતમાં ઘણો સંયમ પાળે છે. ઘણું કરીને એક ઋતુમાં એક માદા એકજ નર સાથે સંબંધ રાખે છે. એક પતિવ્રત તથા એક પત્નિવ્રત પ્રાણીઓનો જાતિસ્વભાવ જણાય છે. એક વખત સંબંધમાં જોડાયા પછી, પક્ષીઓ એકબીજાને ઘણાજ વફાદાર રહે છે; અને તેઓનું જોડું ઘણુંજ સુખી જીવન ગાળે છે.' આવો ઈસારો શ્રીકૃષ્ણે વ્રંજાગનાઓને કર્યો.

વેણુનાદ સાંભળીને વ્રજાંગનાઓ શું કરે છે, તે સાંભળો—

**निशम्य गीतं तदनङ्गवर्धनं, व्रजस्त्रियः कृष्णगृहीतमानसाः ॥**
**आजग्मुरन्योन्यमलक्षितोद्यमाः, स यत्र कान्तो जवलोलकुंडलाः ॥ ४ ॥**

**અર્થ—શ્રીકૃષ્ણે જેમનાં મન ખેંચી લીધાં હતાં, એવી વ્રજાંગનાઓએ, કામદેવને વધારનાર ગાયનને સાંભળીને, (આગવું સુખ લેવાની ઈચ્છાથી) એકબીજીને પોતાનો મર્મ ન જણાવીને, જ્યાં પ્યારા (શ્રીકૃષ્ણ) ઉભા હતા, ત્યાં આવી. ત્વરાથી આવતાં વેગને લીધે, તે સ્ત્રીયોના કાનનાં કુંડળ ડોલતાં હતાં. (૪)**

---

૪ પદચ્છેદ—**कृष्णेन गृहीतानि मानसानि यासां ताः इति व्रजस्त्रियः**—શ્રીકૃષ્ણે જેમનાં મન ખેંચી લીધાં હતાં એવી વ્રજાંગનાઓ. **अनंगं वर्धयति इति अनंगवर्धनं इति तत् गीतं**—કામદેવને વધારનારા તે ગાયનને. **निशम्य**—સાંભળીને. (આગવું સુખ લેવાની ઇચ્છાથી.) **अन्योन्यं अलक्षितः उद्यमः यासां ताः**—એકબીજીને પોતાના મર્મને ન જણાવતી એવી વ્રજસ્ત્રિયો. **यत्र सः कांतः (तत्र) आजग्मुः**—જ્યાં પ્યારો ઉભો હતો ત્યાં આવી. તે વખતે. **जवेन लोलानि कुंडलानि यासां ताः जवलोल कुंडलाः**—વેગને લીધે તેઓનાં કાનનાં કુંડળ ડોલતાં હતાં.

૪ વિવેચન—

**કાંત**—સ્ત્રીને વ્હાલામાં વ્હાલો પતિ, અને જીવને વ્હાલામાં વ્હાલો પરમાત્મા. **અહીં** ગોપીઓએ શ્રીકૃષ્ણને પોતાના પતિ માન્યા.

**વેણુ—**વેણુનો નાદ સાંભળી ગોપીઓ વૃંદાવન તરફ ચાલી. બ્રહ્માનંદ સ્વામી **વેણુને** પુછે છે. સાંભળો—

**પદ.**

( રેખતા તાલ દાદરા. )

અયે સ્યામ તેરી બંસરીને કયા સિતમ કીયા ?
તનકી રહી ન હોસ, સબી મનકો હરલિયા—અયે૦
બંસીકી મધુર ટેર સુની; પ્રેમરસ ભરી;
વ્રજનાર લોકલાજ, કામકાજ તજદિયા—અયે૦
નભમેં ચડે વિમાન ખડે, દેવગણ સુને;
મુનિયોંકા છુટા ધ્યાન, પ્રેમ ભક્તિરસ પિયા—અયે૦
પશુવોંને તજા ઘાસ, પક્ષી મૌન હો રહે;
જમુનાકા રૂકા નીર, પવન ધીર હો ગયા—અયે૦
એસી બજાઈ બંસરી, સબ લોક બશ કિયે;
બ્રહ્માનંદ દરસ દીજિએ, તુમ ક્યાં ચલે ગયા ?—અયે૦

**कृष्णगृहीतमानसाः**—શ્રીકૃષ્ણે જેમનાં ચિત્ત ચોરી લીધાં હતાં તે—

નરસીમહેતા ગાયછે—બરાબર ઉપાડજો—

**ગરબી.**

હરિવેણુ વાય છે રે હો-વનમાં, તેનો વેદ વાધ્યો મારા તનમાં;
ચિતડામાં ચટપટી રે હો લાગી, જીવણુ જોવાને હું જાગી—હરિવેણુ૦
રસિયાજીને રે હો રાગે, વ્યાકુળ કીધાં છે વૈરાગે;
આશા તૃષ્ણા સર્વે તૂટી, જાણે જીવન દોરી ખૂટી—હરિવેણુ૦
ચિત્તડું ચોંટયું રે હો ધ્યાને, કંકણુ નેપુર પહેર્યાં કાને;
સેંથે કાજળ રે હો સાર્યાં, ધાવતા બાળકને વિસાર્યાં—હરિવેણુ૦
પ્રીતે પરવશ રે હો કીધાં, કાનુડે ચિત્તડાં ચોરી લીધાં;
રાત શરદની રે હો શોભે, હઇડું હરિ મળવાને લોભે—હરિવેણુ૦
શું કહીએ એ વાતો તમને, અંગમાં આનંદ વાધ્યો અમને;
વાલમ જોવા રે હો વનમાં, **નરસી** આનંદ પામ્યો મનમાં—હરિવેણુ૦

**जग्मुः** ને બદલે **आजग्मुः** શબ્દ વાપરીને સૂચવ્યું કે-શ્રી શુકદેવજી તે વખતે ધ્યાનથી શ્રી કૃષ્ણની પાસે હતા.

**जवलोलकुंडलाः**—ત્વરાથી ચાલતાં કાનના કુંડળો ડોલતાં હતાં.

**પદ.**

રૂડી શરદપુનમની રાત રે-સુંદિર વેણુ વાગે—વેણુ વાગે.
ગોપીઓને સાનમાં સમજાવે રે-સુંદિર વેણુ વાગે—વેણુ વાગે.

ગોપી ભૂલ્યાં છે દેહનાં ભાનરે—સુંદિર૦
લાગ્યું લાગ્યું શામળીયાસું તાનરે—સુંદિર૦
જાગ્યો પૂરવ જનમનો લેખરે—સુંદિર૦
કીધો ધારણ ગોપીઓએ ભેખરે—સુંદિર૦
ગોપી અતી ઉતાવળાં આવે રે—સુંદિર૦
મોતી મુક્તાફળે વધાવે રે—સુંદિર૦
વ્હાલે ધરીયો છે નટવર વેશરે—સુંદિર૦
હાંરે-એના ઘુઘરીયાળા કેશરે—સુંદિર૦
પાયે ઝાંઝરનો ઝમકારરે—સુંદિર૦
વ્હાલો નાચે ને થાય થેઈકારરે—સુંદિર૦
કર્યાં દર્શન ને ભૂલી ગયાં ભાનરે—સુંદિર૦
એવું વલ્લભ પ્રભુજી કરે ગાનરે—સુંદિર૦

ગોપીકાઓ કેવી રીતે તૈયાર થયાં, તે કથા હવે સાંભળો—

**दुहन्त्योऽभिययुः काश्चिद्-दोहं हित्वा समुत्सुकाः ॥**
**पयोऽधिश्रित्य संयाव-मनुद्वास्यापरा ययुः ॥ ५ ॥**
**परिवेषयन्त्यस्तद्धित्वा, पाययन्त्यः शिशून्पयः ॥**
**शुश्रूषन्त्यः पतीन्काश्चि-दश्नन्त्योऽपास्य भोजनम् ॥ ६ ॥**
**लिम्पन्त्यः प्रमृजन्त्योऽन्या, अंजंत्यः काश्च लोचने ॥**
**व्यत्यस्तवस्त्राभरणाः, काश्चित्कृष्णान्तिकं ययुः ॥ ७ ॥**

અર્થ—તે વખતે જે ગોપીઓ દોહતી હતી, તેઓએ દોહવાનું પડતું

---

૫ પદચ્છેદ—**काश्चित् दुहंत्यः**-કેટલીએક દોહતી હતી. **समुत्सुकाः**-તેઓ આતુર થઇ જવાને લીધે. **दोहं हित्वा**-દોહવાનું કામ તજી દઇને. **अभिययुः**-કૃષ્ણ તરફ ચાલી નીકળી. **पयः अधिश्रित्य**-દુધને ઉનું કરવા મૂકીને તેને અને **संयावम् अनु उद्वास्य**-ઘઉંની ખીર નીચે નહીં ઉતારીને. **अपराः ययुः**-બીજી ગોપીકાઓ ચાલી નીકળી.

૬ પદચ્છેદ—**काश्चित्** કેટલીએક ગોપીઓ. **परिवेषयंत्यः**-પીરસતી હતી તે. **तत् हित्वा**-તેને તજીને. **शिशून् पयः पाययंत्यः**-કેટલીએક બાળકોને દુધ પાતી હતી, તેને તજીને **पतीन् शुश्रूषंत्यः**-પતિની સેવા કરતી હતી તેને તજીને. **अश्नंत्यः** કેટલીએક ભોજન કરતી હતી તેઓ. **भोजनं अपास्य**-ભોજનનો ત્યાગ કરીને ચાલી નીકળી.

૭ પદચ્છેદ—**अन्याः**-બીજી. **लिंपंत्यः**-કેટલીએક (ભોજન પછી) રસોડું લીંપતી હતી. **प्रमृजंत्यः**-અંગને સ્વચ્છ કરતી હતી. **काः च**-કેટલીએક વળી. **लोचने अंजंत्यः**-આંખોને આંજતી હતી. **काश्चित्**-વળી કેટલીએક. **व्यत्यस्तानि** (ઉલટાંસુલટાં) **वस्त्राभरणानि यासां ताः**-ઉલટાં સુલટાં વસ્ત્રો પહેર્યા હતાં-તે તમામ **कृष्णस्य अंतिकं ययुः**-શ્રીકૃષ્ણની પાસે જવા ચાલી નીકળી.

મેલીને, આતુરતાથી કૃષ્ણ તરફ ચાલવા માંડયું. જેઓએ દુધને ઉનું કરવા ચૂલે મૂકયું હતું, તેઓ દુધને ચૂલેથી ઉતાર્યા વિના ચાલી નીકળી. કેટલીએક રાંધવા મૂકેલી ઘઉંની ખીરને, પાકી રહ્યા છતાં, ચૂલેથી ઉતાર્યા વિના કૃષ્ણ તરફ ચાલવા લાગી. (૫) તે વખતે જે ગોપીઓ પીરસતી હતી, તેઓએ પીરસવાનું તજીને; જેઓ બાળકોને દુધ પાતી હતી, તેઓએ તે કાર્ય તજીને; જેઓ પતિની સેવા કરતી હતી, તેઓએ પતિ સેવાનો ત્યાગ કરીને; કેટલીએક જેઓ ભોજન કરતી હતી, તેઓએ ભોજનનો ત્યાગ કરીને-શ્રીકૃષ્ણ તરફ પ્રયાણ કર્યું. (૬) કેટલીએક જેઓ લીંપતી હતી તેઓએ લીંપવાનો ત્યાગ કરીને, જેઓ અંગને સ્વચ્છ કરતી હતી, તેઓએ તે કાર્યને પડયું મેલીને; જેઓ આંખો આંજતી હતી, તેઓ તે કાર્ય તજીને; તથા જેમણે ઉતાવળમાં ઉલટાં સુલટાં વસ્ત્રાભૂષણો પહેરી લીધાં હતાં, એવી તમામ ગોપીકાઓ શ્રીકૃષ્ણની પાસે જવા માટે ચાલી નીકળી. (૭)

૫ થી ૭ વિવેચન—

બંસીનો નાદ સાંભળી ગોપીકાઓ શું કહે છે—

**પદ.**

સખિ ! આજરે વાગે વૃંદાવન વાંસળી,
હાંરે સુણિ જીવ ઘણો અકળાય જો—આજરે૦
હાંરે સખિ ! માત તાત ભ્રાત સર્વે મૂકીયા;
હાંરે મેં તો મૂકયો કુટુંબ પરિવારજો—આજરે૦
હાંરે હું તો ગૌઓના દોહન વિસરી,
હાંરે મેં તો વાછરડાં બાંધ્યાં બહારજો—આજરે૦
હાંરે મેં તો ઘીરે તાવીને રેડયાં છાશમાં;
હાંરે મેં તો દુધમાં નાખ્યાં નિર સખિ !—આજરે૦
હાંરે સખિ ! અવળાં તે આભરણ પહેરિયાં;
હાંરે મેં તો અવળાં ઓઢયાં ચીરજો—આજરે૦
હાંરે સખિ ! હાથની કાંકણી પાયમાં,
હાંરે પહેર્યાં પગનાં નેપુર કાનજો—આજરે૦
હાંરે સખિ ! કાજળ સાર્યાં મેં તો વેણુમાં;
હાંરે એની કાજળે સિંદુર સમાયજો—આજરે૦
હાંરે સખિ વૃંદા તે વનના ચોકમાં;
હાંરે મારે વ્હાલે રચ્યો છે રાસજો—આજરે૦
હાંરે સખિ ! માધવદાસની વિનતી,
હાંરે મારો રહેજ્યો ચરણમાં વાસજો—આજરે૦

**ગરબી**

સુણી બંસીનાદ વિકળ ભાઇ વ્રજાંગનાજો;
કોઈ ગાય દોતી ઉઠીરે વેણુ સાંભળીજો—સુણી૦

કોઈ કંથને જમાડતી, ઉભી થઇજો;
કોઇ પોતે જમતી ઉઠીરે વેણુ સાંભળીજો—સુણી૦
કોઈ કંથની સેવા કરંતી ઉભી થઇજો;
કોઈ પોતે સુતી ઉઠીરે વેણુ સાંભળીજો—સુણી૦

વિગેરે-વિગેરે.

**બ્હેનોને**—બ્હેનોએ આવાં પદો સાંભળીને હૈયું હાથ રાખવું. આ તો પ્રભુ પોતે છે, અને ગોપીઓ પૂર્વ જન્મના ઋષિઓ છે; માટે તેમને દોષ ન લાગે. પણ તમે જ્યાં ત્યાં–બાવા, સાધુ, સન્યાસીઓ અને જે તે ગુરૂઓને દેખીને દોડો છો; પરણ્યાને પડયો મેલીને ધર્મને બ્હાને રજળો છો; ઘરનાં કામકાજ રજળતાં મૂકીને, પરણ્યાને પીડો છો; ધણીને–ખાતો હો તો ખા, નહીં તો ચૂલામાં જા, લુખા પુખા રોટલા આપો છો, અને ગુરૂને લાડવા જમાડો છો. ધણી પંખો માગે, ત્યારે છેટેથી પંખાનો ઘા કરો છો; અને ગુરૂને પંખા કરો છો. વિગેરે સેવા કરવાથી તમે ગોપીઓ થઇ શકશો નહીં. તમારા ગુરૂ પણ કૃષ્ણ થઇ શકશે નહીં. તમારા સંગથી ગુરૂ પતીત થશે, અને તમે તમારૂં કલ્યાણ સાધી શકશો નહીં–ઉલટાં ફસાઇ જશો–પાપના ભાગીદાર થશો. કદિ તમે વિધવા હો, તો પણ આ પ્રમાણે રજળવું તે તમારો ધર્મ નથી. તમે સધવા હો, તો તમારા પતિની સેવામાં ગોવિંદ બેઠા છે. કદિ તમે વિધવા હો, તો શ્રીકૃષ્ણની મૂર્તિની અનન્ય ભાવથી કરેલી ઉપાસનામાં ગોવિંદ બેઠા છે. વિશેષ જાણવું હોય તો ચાલુ સાલનો વૈશાકનો અંક ફરીવાર વાંચી જાઓ.

**પદ.**

રે શિરસાટે નટવરને વરીએ, રે પાછાં તે પગલાં નવ ભરીએ—રે શિર૦

× × × ×

રે પહેલુંજ મનમાં ત્રેવડીએ, રે હોરે હોરે જુદ્ધે નવ ચડીએ;
જો ચડીએ તો કટકા થઇ પડીએ— રે શિર૦
રે રંગસહીત હરિને રટીએ, રે હક વાગે પાછા નવ હટીએ;
બ્રહ્માનંદ કહે ત્યાંજ મરી મટિયે— રે શિર૦

સંભ્રમ—પ્યારાને મળવાના આવેશમાં, અવળાં સવળાં વસ્ત્રાભુષણ પહેરી લેવાં, તે સ્થિતિનું નામ સંભ્રમ. શ્રીકૃષ્ણનું નામ સાંભળીને વિદુરની સ્ત્રી નહાતાં નહાતાં નગ્ન શરીરે દોડયાં આવ્યાં તે સંભ્રમ.

**'मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु।' 'सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज'** એમ અર્જુનને કહેવું પડયું; અને ગોપીકાઓ અનાયાસે તે વાત સમજી ગઈ. પ્રભુનું ગાન સાંભળતાં, સૂત્રના તાંતણાથી બાંધેલી કાષ્ટની પુતળી જેવી ગોપીઓ બની ગઇ. આ તમામ ચેષ્ટા સૂચવે છે કે, ગોપીઓને શ્રીકૃષ્ણમાં અનુરક્તિ [રાગ] છે, અને અન્ય સર્વમાં વિરક્તિ [વૈરાગ] છે.

**'मय्यर्पितमनोबुद्धिर्-यो मे भक्तः स मे प्रियः'।**
**'हर्षामर्षभयोद्वेगैर्, मुक्तो यः स च मे प्रियः'।**
**'शुभाशुभपरित्यागी, भक्तिमान्यः स मे प्रियः'।**

[ગીતા અ. ૧૨].

**अपि चेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मंतव्यः, सम्यग्व्यवसितो हि सः ॥३०॥**
**क्षिप्रं भवति धर्मात्मा, शश्वच्छांतिं निगच्छति**
**कौंतेय प्रतिजानि हि, न मे भक्त प्रणश्यति ॥३१॥**
**मां हि पार्थ व्यपाश्रित्य, येऽपि स्युः पापयोनयः॥**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्, तेऽपि यांति परां गतिं ॥३२॥**

ગીતા અ. ૯.

વિગેરે વચનો ગોપીઓએ અનાયાસે પુરવાર કર્યાં.

ગોપીઓ સર્વસ્વનો ત્યાગ કરીને શ્રીકૃષ્ણ પાસે આવી. તે સંબંધમાં શ્રી રામચંદ્ર વિભીષણને કહે છે કે—

ચોપાઇ—સુનો સખા નિજ કહૌં સ્વભાઉ, જાન ભુશૌંડી શંભુ ગિરિજાઉ;
જો નર હોય ચરાચર દ્રોહી, આવે સભય શરણતકી મોહી,
તજિ મદ મોહ કપટ છલ નાનાં, કરૌં સદ્ય તેહિ સાધુ સમાના.
જનની જનક બંધુ સુતદારા, તનધન ભુવન સુહૃદ્ પરિવારા,
સબકી મમતા ત્યાગ બટોરી, મમપદ મનહિં બાંધિ બટિ દોરી.
સમદર્શી ઇચ્છા કછુ નાંહિં, હર્ષ શોક ભય નહિં મનમાંહિં,
અસ સજ્જન મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે.
તુમ સારિખે સંત પ્રિય મોરે, ધરૌં દેહ નહીં આન નિહોરે.

[ મોક્ષવાણી પાનુ ૪૮ ].

ગોપીઓને ઘરમાં અટકાવવા પ્રયત્ન થાય છે—

**ता वार्यमाणाः पतिभिः, पितृभिर्भ्रातृबन्धुभिः ॥**
**गोविन्दापहृतात्मानो, न न्यवर्तन्त मोहिताः ॥ ८ ॥**

**અર્થ—આ પ્રમાણે મોહ પામેલી તે સ્ત્રીઓને પતિ, બાપ, પુત્ર અને બંધુઓએ અટકાવી; તો પણ જેમનાં ચિત્ત ગોવિંદ ભગવાનમાં લાગી રહ્યાં હતાં, એવી તે સ્ત્રિયો પાછી વળી નહીં. (૮)**

૮ વિવેચન—

મોટી નદીના પ્રવાહમાં તણાતા વહાણમાં બેડેલા લોકોને, કાંઠે ઉભેલા લોકો 'ઉભા રહો, ઉભા રહો,' એમ બૂમ મારીને કહે, તે જેમ વૃથા છે, તેમ ગોપીઓને અટકાવવા અનેક પ્રયત્ન થયા, પણ તે વૃથા ગયા.

---

૮ પદચ્છેદ—**पतिभिः पितृभिः पुत्रबंधुभिः**–પતિથી, બાપથી, પુત્ર અને બંધુઓથી. **वार्यन्ते इति वार्यमाणाः**–અટકાવવામાં આવી **इति ताः**–એવી તે સ્ત્રીયો. **गोविंदे अपहृताः आत्मानः यासां ताः इति मोहिताः**–ગોવિંદમાં જેમનાં મન ખેંચાઇ ગયાં હતાં એવી મોહ પામેલી તે સ્ત્રીયો. **न न्यवर्तंत**–પાછી વળી નહીં.

મીરાંબાઇએ ગાયું છે કે—

**પદ.**

લાગ્યોરે મુને નટવરસું નેડો—

[ ઉતાવળ ન કરો–ધીમેથી અને પ્રેમથી ઉપાડો. ]

લાગ્યોરે મુને નટવરસું નેડો, (૨) હવે મેં તો
—હાં–હવે–રે મેં તો–શિર નાંખ્યો છેડો. લાગ્યોરે૦
અંતર થકી વ્હાલાને વરિએ, (૨) દુરિજનથી આપણ નવ ડરિએ; (૨)
પગલાં કદિ પાછાં નવ ભરિએ—લાગ્યોરે૦ હવેરે૦ લાગ્યોરે૦
દુરિજનને કહેવું હશે તે કહેશે, (૨) પાછળથી તે પસ્તાઇ મરશે; (૨)
પ્રભુ તેનું સારૂં સદા કરશે—લાગ્યોરે૦ હવેરે૦ લાગ્યોરે૦
સુંદિરવર શોભે છે સારો, (૨) મને લાગે પ્રાણ થકી પ્યારો; (૨)
ઘડીએક–હાં–ઘડીએક નવ મેલું ન્યારો—લાગ્યોરે૦ હવેરે૦ લાગ્યોરે૦
શોભે વ્હાલો સોનેરી પટકે, (૨) મોહી હું તો મોહનને લટકે; (૨)
ખેંચ્યું મન આંખ તણે ચટકે—લાગ્યોરે૦ હવેરે૦ લાગ્યોરે૦
કેડે રૂડાં પીતાંબર કસીયાં, (૨) મીરાંબાઇના વ્હાલા છો રસીયા; (૨)
આવીને મારા હૃદયકમળ વસીયા—લાગ્યોરે૦ હવેરે૦ લાગ્યોરે૦

**પદ.**

સુરતા લાગીરે તેની ભ્રમણાઓ ભાંગી, જેને સુરતારે લાગી.
સુરતા લાગીરે, એક સંત પ્રલ્હાદને; (૨)
તાતનો ત્રાસ જેણે હૃદયે નવ ધરીયો—જેને૦
નટેરે ખેલ રચ્યોરે ચોગાનમાં (૨)
દોર વિનાનું બીજું અવર નવ દેખે—જેને૦
પતંગને દીપક સાથે સ્નેહ બંધાણો (૨)
તનમન અરપી જેણે દેહ દમી છે—જેને૦
મત્સ્ય ને જળ સાથે પ્રીત બંધાણી (૨)
મરતાં લગીરે તેની ઇચ્છા નવ ત્યાગી—જેને૦
મરજીવા સંત જેણે મન વશ કીધાં (૨)
પેસી સાગરમાં મોતી વીણીને લીધાં—જેને૦
ભક્તિનો મારગ એવોરે કહીએ, (૨)
પ્રીતમનો સ્વામી તેના હૃદીયામાં રહે છે—જેને૦

શ્રીકૃષ્ણના દર્શન કરીને ગોપીઓએ ગાયું કે—

**પદ.**

સોભા સલુણા શ્યામની તું જોને સખિ,
સોભા સલુણા શ્યામની;
કોટી કંદ્રપને લજાવે એનું મુખડું,
ફીકી પડે છે કળા કામની—તું જોને૦

નટવર નાગર સુખના સાગર,
બલીહારી છે જેના નામની—તું જોને૦
જાણે તેને સાર સરવનો;
બીજી વસ્તુ નથી કામની—તું જોને૦
અનુપમ અવીચલ એ અલબેલો;
જીવન મુડી છે દયારામની—તું જોને૦

યાદ રાખજો કે—ગોપીઓ હમેશાં જેને વ્રજમાં દેખતાં હતાં, તે આ કૃષ્ણ નથી. આ તો કોઈ ફાંકડેરાવ બનીને ઉભા છે. આ તો નટવર–આ તો લટકાળો–આતો કૃષ્ણ કોડામણો. બોલો શ્રી શ્રીકૃષ્ણચંદ્રકી જય.

**मोहिताः**—આ શબ્દ ગોપીઓને લાગુ પડે છે; છતાં પતિ, પિતા, બંધુ વિગેરે જેઓ વારતા હતા, તેમને લાગુ પાડીએ, તો કાંઈ ખોટું નથી. કારણકે તેઓ પણ ભગવદ્ માયાથી મોહ પામી ગયા હતા; તેથીજ જ્યાં રાસ થયો, ત્યાં તેઓ ગોપીઓના પાછળ પાછળ આવી શક્યા નહીં, અને રાસમાં ડખલ કરી શક્યાનહીં. [આગળ ૩૩–૩૮ માં શ્રી શુકદેવજી કહે છે કે–'તે સ્ત્રિયો પોતાની પાસેજ સુતી હોય, એમ ગોવાળીયા જાણતા હતા.']

જે ગોપીઓ ઘરમાંથી નીકળી શકી નહીં તેમણે શું કર્યું તે હવે સાંભળો—

**अंतर्गृहगताः काश्चिद्–गोप्योऽलब्धविनिर्गमाः ॥**
**कृष्णं तद्भावनायुक्ता, दध्युर्मीलितलोचनाः ॥ ९ ॥**

**दुःसहप्रेष्ठविरह–तीव्रतापधुताशुभाः ॥**
**ध्यानप्राप्ताच्युताश्लेष–निर्वृत्या क्षीणमङ्गलाः ॥ १० ॥**

**तमेव परमात्मानं, जारबुद्ध्यापि संगताः ॥**
**जहुर्गुणमयं देहं, सद्यः प्रक्षीणबन्धनाः ॥ ११ ॥**

---

૯ પદચ્છેદ—**काश्चित् गोप्यः**–કેટલીએક ગોપી. **न लब्धः विनिर्गमः याभिः ताः**–જેમને કોઈ રીતે બહાર નીકળવાનો રસ્તો પ્રાપ્ત થયો નહીં તે **अंतर्गृहगताः**–ઘરમાં સપડાઇ ગઈ હતી તેઓએ **मीलितानि लोचनानि यासां ताः**–આંખો વીંચી દઇને અને **तस्य कृष्णस्य भावनायुक्ताः**–શ્રીકૃષ્ણમાં મન લગાડી દઇને. **कृष्णं दध्युः**–શ્રીકૃષ્ણનું ધ્યાન ધર્યું.

૧૦–૧૧ પદચ્છેદ—**अतीशयेन प्रियः प्रेष्ठः**–ઘણોજ વહાલો પુરૂષ. **दुसहश्चासौ प्रेष्ठस्य विरहः** (વિયોગ) **तेन तीव्रतापः तेन धूतानि अशुभानि यासां ताः**–પ્યારાના ન સહન થઈ શકે એવા વિરહથી ઉત્પન્ન થએલા તીવ્ર તાપથી, જેઓનાં પાપ બળી ગયાં હતાં એવી તે ગોપીઓ. **ध्यानेन प्राप्तः अच्युतस्य आश्लेषः** (ભેટવું, મેળાપ). **तेन** (તેથી પ્રાપ્ત થએલી). **निर्वृत्तिः** (સુખ) **तया ध्यानप्राप्ताच्युताश्लेषनिर्वृत्या**–ધ્યાનથી પ્રાપ્ત થએલા અચ્યુતના મેળાપ રૂપી ભેટથી જે સુખ મળ્યું તે સુખથી. **क्षीणं मंगलं यासां ताः**–જેમનાં પુણ્ય બળી ગયાં હતાં તે સ્ત્રીઓ. **जारबुद्ध्या अपि–**

**અર્થ—કેટલીએક ગોપીઓ કે જેમને, કોઇ રીતે બહાર નીકળવાનો રસ્તો પ્રાપ્ત થયો નહીં, તે સ્રીયો ઘરમાં સપડાઈ ગઈ. ત્યાં તેઓએ આંખો વિંચી દઇને, અને શ્રીકૃષ્ણમાં મન લગાડી દઇને, શ્રીકૃષ્ણનું ધ્યાન ધર્યું. [૯] પ્યારાના ન સહન થઈ શકે એવા વિરહથી ઉત્પન્ન થએલા તીવ્ર તાપથી, તે સ્રિઓનાં પાપ બળી ગયાં. ધ્યાનથી પ્રાપ્ત થએલા અચ્યુતના મેળાપરૂપી ભેટથી જે સુખ મળ્યું, તે સુખથી તેમનાં પુણ્ય (પણ) બળી ગયાં. તે સ્રિયો, જારબુદ્ધિવાળી હતી, તો પણ તે સ્રિયોના પાપ પુણ્યરૂપ બંધનો તુટી ગયાં. તેઓએ તુરત ગુણમય દેહનો ત્યાગ કર્યો; અને શ્રીકૃષ્ણ કે જે પરમાત્મા હતા, તેમને તેઓ પામી ગઈ. [૧૦-૧૧].**

૯ થી ૧૧ વિવેચન--

ભાવના અને ધ્યાન--મંદિરે મંદિરે દર્શન કરો છો, ચારે ધામ ફરીને આવ્યા છો, ઠેક ઠેકાણે કથાવાર્તામાં હાજર રહો છો, પણ કદિ પ્રભુની ભાવના થાય છે? ભાવના થાય છે, ત્યારે કદિ આંખો વીંધીને વસ્તુનો વિચાર કરો છો? કરજો-કરવા જેવું છે.

ભઠ્ઠીમાં મુકેલું સોનું જેમ તપીને સાફ થાય છે. તેમ વિરહાગ્નિમાં તપેલું અંતઃકરણ તપીને નિર્મળ બની ગયું. તીવ્ર તાપથી તેમનાં પાપ નાશ પામ્યાં, અને અચ્યુત ભગવાનના મેળાપથી પુણ્ય પણ નિવૃત્તિ પામ્યાં. કર્મનાં બંધ ઢીલા પડયા, અને દેહ મોકળો થયો. મોક્ષનો આધાર કર્મના ક્ષય ઉપર છે. જ્યાં સુધી કર્મ હોય ત્યાં સુધી બંધ હોય. કર્મમાં પાપ અને પુણ્ય બેઉનો સમાસ થાય છે. **जहुः गुणमयं देहं**-એટલે 'તે સ્રીયો મરી ગઇ' એવો અર્થ કરવો નહીં, પણ તે સ્રિયો જીવન્મુક્ત થઈ, એવો અર્થ કરવો.

**अच्युत**—જરાએ ચલાયમાન ન થાય એવો. 'ગોપીઓ ગમે એવા ભાવથી ભજે, તો પણ આ અચ્યુત છે' એમ શ્રીશુકદેવજીએ રાજા પરિક્ષીતને અને આપણને સૂચવ્યું.

૧૧મા શ્લોકમાં **जारबुद्ध्याऽपि**-સ્રીને પરપુરૂષમાં અને પુરૂષને પરસ્રીમાં અનાયાસે ગુણમય ભાવ થાય. તે જારબુદ્ધિ ગણાય છે. લજ્જા તથા લક્ષ્મીનો તેમાં ત્યાગ છે, તેથી જારકર્મ રસને ઉદ્દીપન કરનારૂં ગણાય છે; તોપણ તે અધમ અને ભયંકર છે. આ સ્રીયો ગુણાતીત થઇ, પાપ તથા પુણ્યથી રહિત થઇ. તે પહેલાં તેઓ ગુણમય હતી. તેઓ જારબુદ્ધિથી શ્રીકૃષ્ણ પાસે આવી હતી. પારસમણિનો મેળાપ કરનાર લોઢું પ્રથમ લોઢુંજ હોય, પણ પારસમણિનો મેળાપ થયા પછી તે એકદમ સોનું થઇ જાય. ભમરીનો ડંખ ખાધા પછી કીડો ભમરી બની જાય. તે પ્રમાણેજ આ ગોપીઓ ગમે એવી હતી, તોપણ ગુણાતીતમાં [પ્રભુમાં] પ્યાર કરનારી હોવાથી, ગુણાતીત બની ગઈ

---

જારબુદ્ધિવાળી હતી તો પણ. **प्रक्षीणानि बंधनानि यासां ताः**-તે સ્રીઓના પાપ પુણ્ય રૂપી બંધનો તટી ગયાં. **सद्यः गुणमयं देहं जहुः**-તેઓએ તુરત ગુણમય દેહનો ત્યાગ કર્યો. અને **तम् एव परमात्मानं संगताः**-શ્રીકૃષ્ણ કે જે પરમાત્મા હતા તેમને પામી ગઈ.

જારબુદ્ધિ સાંભળીને પરીક્ષિત પ્રશ્ન કરે છે, સાંભળો—

॥ **राजोवाच** ॥

**कृष्णं विदुः परं कान्तं, न तु ब्रह्मतया मुने ॥**
**गुणप्रवाहोपरमस्–तासां गुणधियां कथम् ॥ १२ ॥**

**અર્થ—હે શુકદેવજી ! તે ગોપીઓ શ્રીકૃષ્ણને કામબુદ્ધિથી પરમપ્યારા જાણતી હતી; પણ બ્રહ્મભાવનાવાળી બુદ્ધિથી તેઓ શ્રીકૃષ્ણને ઓળખતી નહોતી. આ પ્રમાણે તે સ્ત્રિયો કે જેઓ, વિષયમાં લંપટ બુદ્ધિવાળી હતી, તેમને ગુણોના પ્રવાહરૂપ સંસારથી મુક્તિ કેવી રીતે સંભવે ? [૧૨].**

૧૨ વિવેચન—

'જેવી ભાવના તેવું ફળ'—'**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहं,**' વિગેરે વચનોથી આપણે ભગવાનને સાધારણ વેપારી જેવો જાણીએ છીએ. ઇશ્વરના ઉંડાણમાં ઉતરતા નથી. વાસ્તવ જ્ઞાનના ઘમંડથી ઘેરાએલા જીવો આવા પ્રશ્ન કરે છે.

**तमेवविदित्वाऽतिमृत्यु मेति नान्यः पंथा विद्यतेऽयनाय ॥ [श्रुति]** તેનો એવો અર્થ થાય છે કે–'પરમાત્માને જાણ્યા પછીજ મોક્ષ મળે છે.' મોક્ષ પ્રાપ્તિ માટે બીજો માર્ગ નથી.'

**भक्त्यैव तुष्टिमभ्येति, विष्णुर्नान्येन केनचित्**
**स एव मुक्तिदाता च, भक्तिस्तत्रैव कारणम् ॥**

અર્થ—ભક્તિથીજ વિષ્ણુ સંતોષ પામે છે. બીજા કોઈ પણ સાધનથી વિષ્ણુ પ્રસન્ન થતા નથી. ભક્તિજ મુક્તિદાતા છે; અને મુક્તિમાં ભક્તિ મુખ્ય કારણ છે.

પરીક્ષિત રાજા શંકા કરે છે કે–'ગોપીઓ પાસે નથી જ્ઞાન, કે નથી ભક્તિ. ત્યારે તેમનો મોક્ષ કેવી રીતે થાય ? '

આવી શંકા સુતીક્ષ્ણને થઇ હતી. સાંભળો, જુઓ મોક્ષવાણી પાનું ૩૦. શ્રીરામના આવવાના સમાચાર સાંભળીને, સુતીક્ષ્ણ શ્રીરામના રસ્તામાં ઉભા રહીને વિચાર કરે છે—

ચોપાઇ—હે વિધિ દીનબંધુ રઘુરાયા, મોસે શઠપર કરહહિં દાયા ?
સહિત અનુજ મોહી રામગુંસાઇ, મિલહહિં નિજ સેવકકી નાઈ ?
મોરે જીય ભરોસ રૂઢ નાંહિ, ભક્તિ ન વિરતિ જ્ઞાન મનમાંહી.
નહિં સત્સંગ યોગ જપ યાગા, નહિં દઢ ચરણકમલ અનુરાગા;
એક બાની કરૂણા નિધાનકી, સો પ્રિય જાકે ગતિ ન આનકી.'

---

૧૨ પદચ્છેદ—**हे मुने**–હે શુકદેવજી ! **कृष्णं परं कांतं विदुः**–તે ગોપીઓ શ્રીકૃષ્ણને (કામબુદ્ધિથી) પરમપ્યારા જાણતી હતી. **तु**–પણ. **ब्रह्मणः भावः ब्रह्मता तया**–બ્રહ્મભાવથી (નહીં.) **[गुणेषु धीः यासां ताः–तासां–गुणधियां] तासां गुणधियां**–તે સ્ત્રિયો કે જેઓ વિષયમાં લંપટ બુદ્ધિવાળી હતી તેમને. **गुणप्रवाहात् उपरमः कथम् ?**–ગુણોના પ્રવાહરૂપ સંસારથી મુક્તિ કેવી રીતે સંભવે ?

[ છેલ્લી લીટીમાં પોતેજ ખુલાસો કર્યો. મોક્ષવાણી કદિ વાંચો છો ? ક્યાં સુધી શાક બજારમાં ફર્યા કરશો ? આ જીંદગીમાં હિરામોતીના સોદા નહીં કરો ? ]

હવે શ્રી શુકદેવજી ખુલાસો કરે છે—

**॥ श्रीशुक उवाच ॥**

**उक्तं पुरस्तादेतत्ते, चैद्यः सिद्धिं यथा गतः ॥**
**द्विषन्नपि हृषीकेशं, किमुताधोक्षजप्रियाः ॥ १३ ॥**
**नृणां निःश्रेयसार्थाय, व्यक्तिर्भगवतो नृप ॥**
**अव्ययस्याप्रमेयस्य, निर्गुणस्य गुणात्मनः ॥ १४ ॥**

અર્થ—**શ્રી શુકદેવજી કહે છે કે**—મેં તમને આગળ કહ્યું છે કે—**ચેદિ દેશનો રાજા શીશુપાળ**, ભગવાનનો દ્વેષ કરતો હતો, તો પણ તે સિદ્ધિ પામ્યો—**મૂક્તિ પામ્યો**; ત્યારે ભગવાનમાં પ્રીતિ રાખવાવાળી ગોપીઓ, કેમ સિદ્ધિ ન પામે ? કેમ મૂક્તિ ન પામે ? (૧૩). હે રાજન્ ! ભગવાન્ કે જે અવિનાશી **અનેગુણોના** નિયંતા છતાં નિર્ગુણ છે, તે ભગવાનનો અવતાર મનુષ્યોનાં કલ્યાણ **માટેજ હોય છે.** [૧૪].

૧૩–૧૪ વિવેચન—

નરસી મહેતો કહે છે કે—'શ્રીકૃષ્ણ અને ગોપીઓના પ્યારની વાત. પરીક્ષિત સમજી શક્યો નહીં. સાંભળો નરસીનું પદ.

**પ્રભાતિયું.**

રાગ–પ્રભાત.

પ્રેમરસ પાને તું મોરના પીંછધર, તત્ત્વનું ટૂંપણુ તુચ્છ લાગે;
દુબળા ઢોરનું કુશકે મન ચળે, ચતુરધા મુક્તિ તેઓજ માગે—પ્રેમરસ૦
પ્રેમની વાત પરીક્ષિત પ્રિછયો નહિં, શુકજીએ સમજી રસ સંતાડયો;
જ્ઞાન વૈરાગ કહી ગ્રન્થ પૂરો કર્યો, મુક્તિનો મારગ સિધો દેખાડયો—પ્રેમરસ૦
વિગેરે—

---

૧૩ પદચ્છેદ—**पुरस्तात् ते एतद् उक्तं**–આ વાત તમને આગળ કહી છે કે. **चैद्यः**–ચેદિ દેશનો રાજા શીશુપાળ. **हृषीकेशं द्विषन् अपि**–ભગવાનનો દ્વેષ કરતો હતો તો પણ. **यथा सिद्धिं गतः**–જેવી રીતે સિદ્ધિ પામ્યો. **उत**–ત્યારે **किं अधोक्षजप्रियाः**–ભગવાનમાં પ્રીતિ રાખવાવાળી ગોપીઓ કેમ સિદ્ધિ ન પામે ? **[अधोक्षजः प्रियः यासां ताः]**

૧૪ પદચ્છેદ—**हे नृप !**–હે રાજન્ ! **अव्ययस्य**–ભગવાન્ કે જે અવિનાશી છે. તેનું **अप्रमेयस्य**–ભગવાન કે જે માપમાં ન આવે એવા છે તેમનું **गुणात्मनः निर्गुणस्य**–જે ગુણોના નિયંતા છે તો પણ નિર્ગુણ છે એવા **भगवतः व्यक्तिः**–ભગવાનનું પ્રાગટય–અવતાર. **नृणां**–મનુષ્યોના **निःश्रेयसाय इति निःश्रेयसार्थं तस्मै**–કલ્યાણ માટે છે.

આ પ્રશ્ન સૂચવે છે કે પરીક્ષિતે શ્રીકૃષ્ણને ઓળખ્યા નહીં. કદિ 'ઓળખ્યા એમ કહો, તો આ પ્રશ્ન આપણા જેવા જીવો માટે છે, એમ સમજવું. શિશુપાળની કથા સાતમા સ્કંધમાં છે. જેમ દિવાને કોઇ વ્હાલો દવલો નથી–તે સૌને સરખો પ્રકાશ આપે; નદીને કોઇ ઉંચ નીચ નથી, તે સૌને જળ આપે. તેમ ઇશ્વરને કોઇ વ્હાલું દવલું નથી. યાદ રાખવું કે–ઇશ્વરના અવતારના સમયમાં, માત્ર જ્ઞાન અને ભક્તિ મોક્ષનાં સાધન નથી. તેથી વિશેષ બીજાં સાધન પણ છે. ચોમાસામાં જળ ભર્યાં હોય, ત્યારે વાવ કુવાની ગરજ પડે નહીં; તેમ ઇશ્વિર પોતે અવતાર લઇને અહીં આવ્યા હોય, ત્યારે માત્ર જ્ઞાન અને ભક્તિનું અવલંબન રહી શકે નહીં. પ્રભુના અવતારના સમયમાં પ્રેમનું અવલંબન વધી પડે. ઇશ્વિરના અવતારના સમયમાં, ઇશ્વર પોતાની મરજી પ્રમાણે, ગમે તેને મોક્ષ આપી શકે. દુકાનનો એક શેઠ પણ પચાસના પાંચ લઇને ખાતું પતાવી દે. ત્યારે ઇશ્વરની સત્તાને નિયમન કરનાર કોણ ?

ચૌદમા શ્લોકમાં કહે છે કે 'ભગવાનનો અવતારજ મનુષ્યોના કલ્યાણ માટે હોય છે.' ભૂમિના ભારનું હરણ તો બીજી રીતે પણ થાય, પણ ભક્તોને મળવું હળવું, તેમની સાથે ખાવું–પીવું, બેસવું–ઉઠવું વિગેરે–પ્રત્યક્ષ વ્યક્તિ વિના બને નહીં.

**अव्ययस्य अप्रमेयस्य निर्गुणस्य** વિગેરે શબ્દો મૂકીને, શ્રીકૃષ્ણનું પ્રભુપણું દઢ રાખે છે. અવ્યય [એટલે અવિનાશી) છે, તેથી ભગવાન્ કૃતિનો વિષય નથી. અપ્રમેય છે, તેથી પ્રભુ જ્ઞાનનો વિષય નથી. અને નિર્ગુણ છે, તેથી ભક્તિનો વિષય પણ નથી. નિઃસાધન જીવોના કલ્યાણ સિવાય બીજું અસાધારણ કારણ પ્રભુના અવતારનું નથી.

જેમ જ્ઞાન અને ભક્તિ મુક્તિનાં સાધન છે, તેમ સ્વરૂપ પણ મુક્તિનું સાધન છે.

'ભાવભાવિકા' નામની ટિકા કહે છે કે–'અમૃતને વિષ જાણીને પીધું હોય, તો પણ અમૃત અમર કરે, તે પ્રમાણેજ ભગવાન્ કે તે અવ્યય, અપ્રમેય વિગેરે વિશેષણથી પરબ્રહ્મરૂપ છે, તેમનામાં ગોપીઓ જારબુદ્ધિથી તલ્લીન થઈ ગઈ, તોપણ તેઓએ પરબ્રહ્મનેજ ભજ્યા છે. વસ્તુ મહાત્મ્યથી તેમનો મોક્ષ થયો.' જાર પુરૂષમાં પ્યાર રાખનારી વાઘરણ–ભંગડી પણ નિંદાને પાત્ર ગણાય છે. હલકી વર્ણોએ પણ જાર કર્મથી ડરવું પડે છે, ત્યારે જેમનો મહિમા વ્યાસાદિએ ગાયો, તે ગોપીઓને જારબુદ્ધિ વાળી ગણવી, તે અજ્ઞાન સૂચવે છે. આપણે સૌ માયાની સ્ત્રીયો છઇએ. નાના મોટા સૌ માયાના નચાવ્યા નાચીએ છઇએ. માયા રૂપી પતિનો ત્યાગ કરીને, ભગવાન્ રૂપી પતિને ભજીએ, તે એક પ્રકારની જારબુદ્ધિ કરી. આવા પ્રકારની જારબુદ્ધિ નરસી, મીરાં, તુકારામ વિગેરે જીવન્મુક્ત જીવોએ પણ કરી છે.

વ્યભિચારને ભક્તો પણ નિંદે છે, ત્યારે તેમાં શ્રીકૃષ્ણ અને ગોપીકાઓ સપડાતાં હશે ! સાંભળો—

પદ.

પરદારાથી દૂર દૂર દૂર, રહેવું પરદારાથી દૂર.
સુખ પામે સંસારે પ્રાણી, પરનારીની પ્રીત ન જાણી;
કામ કૃપાના ઉભરા નાવે, ઉર ઉર ઉર—રહેવું૦

અરે આ એળે જાય જવાની, ભસ્માંગદ કહે ભોગું ભવાની;
પણ ભગવાને ભસ્મ કર્યો તે, ભૂર ભૂર ભૂર—રહેવું૦
કિસકંધામાં વાનર વાળી, અનુજ પત્નીથી દૃષ્ટિ કાળી;
અવધપતિએ ચતુર કર્યો તે, ચૂર ચૂર ચૂર—રહેવું૦
લંકાપતિ રાવણ અહંકારી, ચોરી લાવ્યો સીતા નારી;
કુળ ખેંચાયું પાણી સરિતા, પૂર પૂર પૂર—રહેવું૦
પતિ પાંચ પાંચાળી પામી, દુઃખ દીધું દુર્યોધન કામી;
કૃષ્ણ કૃપાએ કાઢયા કૌરવ, ક્રૂર ક્રૂર ક્રૂર—રહેવું૦
સતી સૈરંધ્રિ પાંડવ રાણી, કામી કેચે ઉરમાં આણી;
સો ભાઇ સાથે ઉડયા આકના, તૂર તૂર તૂર—રહેવું૦
ચડયો કાટ જેમ લોહને ખાયે, કાયા તદવત્ જરણ થાએ;
સંગ કર્યાથી નિશ્ચે ન રહે, નૂર નૂર નૂર—રહેવું૦
રહે રાંકડા વિષયની વાતે, બાપુ કહે બળશે તે જાતે;
ઉગરે વિરલા હોય હરિજન, શૂર શૂર શૂર—રહેવું૦

હજી શ્રીશુકદેવજીના ખુલાસો ચાલુ છે—

**कामं क्रोधं भयं स्नेह-मैक्यं सौहृदमेव च ॥**
**नित्यं हरौ विदधतो, यान्ति तन्मयतां हि ते ॥ १५ ॥**
**न चैवं विस्मयः कार्यो, भवता भगवत्यजे ॥**
**योगेश्वरेश्वरे कृष्णे, यत एतद्विमुच्यते ॥ १६ ॥**

**અર્થ**—ભગવાનમાં જેઓ [ગમે તે રીતે] કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય અને સંબંધ રાખે છે, તેઓ ચોક્કસ રીતે પ્રભુમાં તન્મય થાય છે. [૧૫]

**અર્થ**—આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન્ કે જે અજન્મા છે, અને યોગેશ્વરોના ઇશ્વર છે, તથા જેમાંથી સ્થાવરાદિ આ જગત્ મૂક્તિ પામે છે, તે શ્રીકૃષ્ણમાં તમારે વિસ્મય પામવા જેવું કાંઈ નથી. (૧૬)

૧૫-૧૬ વિવેચન—

કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય અને સૌહૃદ આ છ સીડીઓ ઉપર થઈને ભગવાનની પાસે જવાય છે. કામરૂપી સીડીએ થઇને સ્ત્રીઓ પ્રભુને પામે છે. ક્રોધરૂપી સીડીએ

૧૫ પદચ્છેદ—**हरौ**-ભગવાનમાં **कामं, क्रोधं, भयं, स्नेहं ऐक्यं सौहृदम् एव च**-કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય અને સંબંધ. **विदधतः**-ધારણ કરનારા, રાખનારા **ते**-તેઓ. **हि तन्मयतां यांति**-ચોક્કસ રીતે પ્રભુમાં તન્મય થાય છે.

૧૬ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે. **अजे भगवति**-ભગવાન કે જે અજન્મા છે. તેમાં **योगेश्वराणां ईश्वरे कृष्णे**-યોગેશ્વરોના ઇશ્વર શ્રી કૃષ્ણમાં. **यतः एतद् विमुच्यते**-જેનાથી સ્થાવરાદિક આ જગતની મૂક્તિ થાય છે તે ભગવાનમાં **भवता विस्मयः न च कार्यः**-તમારે કદિ વિસ્મય ન કરવો જોઈએ.

થઇને રાવણાદિ શત્રુઓ પ્રભુને પામે છે. કંસાદિ ભયરૂપી સીડીએ થઇને પ્રભુને પામે છે, વસુદેવાદિ સંબંધીઓ સ્નેહરૂપી સીડી ઉપર થઈને ભગવદ્દને પ્રાપ્ત કરે છે, જ્ઞાનીઓ ઐક્ય-રૂપી સીડી ઉપર થઈને બ્રહ્મને પામે છે; અને ભક્તો સૌહૃદરૂપી સીડીએ થઈને પ્રભુને પામે છે. [સખ્યનો સૌહૃદમાં સમાવેશ કરવો. ] ૧૫ મા શ્લોકની પહેલી લીટીમાં છેવટે 'च' શબ્દ છે. તે સૂચવે છે કે–' આ સિવાય બીજા અનેક ઉપાય છે.'

આ પંદરમા શ્લોકને નીચેના શ્લોકો સાથે સરખાવો—

**तस्माद्वैरानुबंधेन, निर्वैरेण भयेन वा ।**
**स्नेहात्कामेन वा युंज्यात्, कथंचिन्नेक्षते पृथक् ॥२५॥**

× × × × ×

**कामात् द्वेषाद्भयात् स्नेहा-यथा भक्त्येश्वरे मनः ।**
**आवेश्य तदघं हित्वा, बहवस्तद्गतिं गताः ॥२४॥**
**गोप्यः कामाद् भयात् कंसो, द्वेषाच्चैद्यादयो नृपाः ॥**
**संबंधाद्वृष्णयः स्नेहा-चूयं भक्त्या वयं विभो ॥३०॥**

[ સપ્તમસ્કંધ અ. ૧ ]

'અહો ! સારા ભક્તોને ન મળે એવી ગતિ શીશુપાળને કેમ મળી ?' એમ જ્યારે યુધિષ્ઠિર રાજાએ નારદજીને પૂછ્યું, ત્યારે નારદજીએ જવાબ આપ્યો કે—

અર્થ—કોઈએ કરેલી નિંદા વગેરેથી ઇશ્વિરને વિષમતા પ્રાપ્ત થતી નથી. તેથી વેર, ભક્તિ, ભય, સ્નેહ અને કામ એ પાંચ ઉપાયોમાંથી ગમે તે ઉપાયથી ઇશ્વિરમાં મન જોડવું; [૨૫] જેમ ભક્તિથી ઇશ્વરમાં મન રખાય છે, તેમ કામથી, દ્વેષથી, ભયથી અને સ્નેહથી પણ, ઇશ્વરમાં મન રાખીને ઘણા જણ પાપમાંથી મુક્ત થઇને ભગવાનની ગતિને પામ્યા છે. [૨૯]. ગોપીઓ કામથી, કંસ ભયથી, શીશુપાળાદિ રાજાઓ દ્વેષથી, વૃષ્ણિ-કુળના યાદવો સંબંધથી, તમે સ્નેહથી, અને અમે ભક્તિથી ભગવાન્ શ્રીકૃષ્ણને પામ્યા છઇએ. [૩૦]

શ્રીમદ્ વલ્લભાચાર્યજી મધુરાષ્ટકમાં કહે છે કે-**मधुराधिपतेरखिलं मधुरं**-મધુરમાં પણ મધુર એવા શ્રીકૃષ્ણનું તમામ મધુર સમજવું. પ્રભુ સાથે કરેલો કોઈ પણ પ્રકારનો ભાવ નિંદનીય નથી. જેમ ચોર રાજદરબાર તરફ ચાલેજ નહીં; તેમ માયામાં રમતો જીવ ભગવદ્ રસ્તે હોયજ નહીં. કદિ જોર કરીને આવે, તો ત્યાં પણ ભગવાનની માયામાંજ રમે. મહંતાઇની ગાદી સાચવવી, સદાવ્રત ચલાવવાં, કુતરાં પાળવાં, ગાયો પાળવી, મઠ ચલાવવા, વિદ્યાર્થીઓનાં આશ્રમ ચલાવવા, વિગેરે જે અનેક પ્રકારની ધાર્મિક ખટપટો–પ્રપંચો–છે, તેમાં તે જીવ રમ્યા કરે. તેમાં રમે અને નિર્લેપ રહે, તેને ધન્યવાદ ઘટે. હરિ સર્વ દુઃખોનો હર્તા છે. કામાદિ પણ જીવોને દુઃખરૂપ છે. જેઓ શ્રીહરિને શરણે આવે, તેમના કામાદિ દુઃખો શમી જાય. એટલા માટેજ ગોવિંદ ગીતામાં બોલ્યા છે કે-'**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः ।** 'મારે શરણે આવ્યા પછી તારે તારાં પાપની ફીકર રાખવી ઘટતી નથી.' મીઠાની ખાણમાં મુકેલો ગમે તે પદાર્થ, કાળે કરીને મીઠારૂપ બની જાય છે; તેમ ભગવાનમાં જોડેલી ગમે તે વૃત્તિ, જીવને

ભગવાન્ મય બનાવી દેછે. જીવ ગમે તે ભાવથી ભગવાનમાં જોડાય, ત્યારે અન્ય લૌકિક વિષયોથી તેને મુક્ત રહેવુંજ પડે. '**द्वासुपर्णा सयुजा सखाया**' શ્રુતિ કહે છે કે-જીવાત્મા અને પરમાત્મા બેઉ સખા છે.' વૈર બુદ્ધિ વાળાને મુક્તિ મળે, તો સ્નેહબુદ્ધિ વાળી ગોપીઓને મુક્તિ કેમ ન મળે? મળેજ.

સોળમા શ્લોકમાં શ્રીશુકદેવજી ઉપસંહાર કરતાં બોલ્યા કે-**योगेश्वरेश्वरे कृष्णे भगवति अजे एवं विस्मयः न कार्यः** 'જે અજન્મા છે, અને જે યોગેશ્વરોનો પણ ઇશ્વર છે, તે શ્રીકૃષ્ણમાં તમારે આવી શંકાઓ કરવી નહીં.' કારણકે તમે જ્યારે ગર્ભમાં હતા, ત્યારે તેમણે તમારી ત્યાં રક્ષા કરી હતી. તેથી તમે શ્રીકૃષ્ણના પ્રભાવથી વાકેફ છો. જીવમાં અને શિવમાં ચૈતન્ય એકજ પ્રકારનું હોય છે, પણ જીવમા ચૈતન્ય આવરણ વાળું છે, અને શિવમાં જે ચૈતન્ય છે તે આવરણ રહિત છે.

શ્રીરામચંદ્રે જટાયુનો ઉદ્ધાર કર્યો, તે સંબંધમાં સદાશિવ પાર્વતીને કહે છે કે—

ચોપાઈ—ગ્રધ્ર અધમ ખગ આમીષ ભોગી, ગતિ તેહિ દીન જો યાચત યોગી;
સુનહુ ઉમા તે લોક અભાગી, હરિ તજી હોહિ વિષયઅનુરાગી.

[ મોક્ષવાણી પાનું ૩૫ A ]

રામાયણના અંતમાં સદાશિવ કહે છે કે—

છંદ—પાઈ ન ગતિ કેહિ પતિત પાવન, રામ ભજુ સુન શઠ મના।
ગણિકા અજામિલ ગધ્ર વ્યાધ, ગજાદિખલ તારેઉ ધના.
આભીર પવન કિરાત ખસ, શ્વપચાદિ અતિ અઘરૂપ જે;
કહિ નામ વારકે તેથી પાવન, હોત રામ નમામિ તે.

[ મોક્ષવાણી પાનુ ૯૭ ]

તે સંબંધમાં દયારામભાઇ કહે છે કે—

પદ.

કાંઇ નથી જોતા કૃષ્ણ, કૃપા જ્યાં કરો છો રે—(૨)
કુડી કૃતિ હોય તેને રૂડી નાની લ્યોછો રે—કાંઈ નથી૦
શાને કાજે સુરપંખાનું, નાક તમે કાપ્યું રે?
શાને પુણ્યે કુબ્જાને, પતિસુખ આપ્યું રે? કાંઈ નથી૦
અરધે દ્વારે ગુણિકાને–વૈકુંઠ પમાડીરે;
સંત બીજા પડયા રહ્યા, જપતા રામ દાડીરે—કાંઈ નથી૦
નહીં તેનું નહીં, જેનું ભાવ્યું તેનું ભાવ્યું રે;
કૃપાના સમુદ્ર મારા, તમથી ચાલ્યું આવ્યું રે—કાંઈ નથી૦
આવી દયા **દયા** ઉપર, કયારે કરશો રીજીરે?
કૃપાના સમુદ્ર મારા, પ્રાણપતિ શ્રીજીરે—કાંઇ નથી૦

લૌકિક કાયદા રાજાઓને લાગુ પડતા નથી, ત્યારે ઇશ્વરને કેમ લાગુ પડે? નજ પડે. છેલ્લા પેસ્વાને પેનશન આપીને બિઠુરમાં રાખ્યો, અને તેની સાથે રહીને ખટપટ કરનારા લોકોને કેદ કર્યા.

શ્રીશંકરાચાર્ય કહે છે કે—

**यद्वन्नद्योदधिसमरसौ, सागरत्वं ह्यवाप्तौ ।**
**तद्वज्जीवालयपरिगतौ, सामरस्यैकभूतौ ॥**
**भेदातीतं परिलयगतं, सच्चिदानंदरूपं ।**
**निस्त्रैगुण्ये पथि विचरतः, को विधिः को निषेधः ॥८॥**

[ મંગલ ઉપદેશાષ્ટક ]

અર્થ—જેમ નદી અને સમુદ્ર બન્ને સમાન રસરૂપ છે. નદી સમુદ્ર સાથે મળવાથી સમુદ્રપણાને પામે છે. તેમજ જીવાત્મા અને પરમાત્મા પણ સમાન રૂપ છે. સાથે મળ્યા પછી ભેદ રહિત, પરબ્રહ્મ એવા સચ્ચિદાનંદ રૂપને પ્રાપ્ત કરે છે. ત્યારે સત્વાદિક ત્રણ ગુણ રહિત [પ્રેમમૂર્તિ] પરબ્રહ્મમાં વિહાર કરનારા [શ્રીકૃષ્ણાદિક પ્રભુના તાનમાં લવલીન રહેનારા,] એવા જીવાત્માને કયો વિધિ અને કયો નિષેધ લાગુ પડે ?

પરીક્ષિતની શંકાનો પ્રસંગ પુરો થયો. હવે શ્રીશુકદેવજી મૂળ વિષય તરફ આવે છે.

**ता दृष्ट्वान्तिकमायाता, भगवान्व्रजयोषितः ॥**
**अवदद्वदतां श्रेष्ठो, वाचः पेशैर्विमोहयन ॥ १७ ॥**

**અર્થ—તે વ્રજાંગનાઓને પાસે આવેલી જોઈને, બોલનારાઓમાં શ્રેષ્ઠ-એવા શ્રીકૃષ્ણ-કટાક્ષાદિના વિલાસોથી (ગોપીકાઓને) મોહ પમાડતાં પમાડતાં, નીચે પ્રમાણે વચનો બોલ્યા. (૧૭)**

૧૭ વિવેચન—

**वदतां श्रेष्ठः**—સ્વર અને વ્યંજનો તો એના એ છે, પણ તે અક્ષરોને મુરખ એવી રીતે ગોઠવીને બોલે, કે મારજ ખાય; કવિ એવી રીતે ગોઠવીને બોલે કે-તેનું સંગીત સૌને ગમે, સૌ તેનો સત્કાર કરે. વકીલ તેને એવી રીતે ગોઠવીને બોલે, કે તે પોતાના અસીલને મોટા ભયમાંથી બચાવી લે; ડાહી સ્ત્રી તે અક્ષરોને એવી રીતે ગોઠવીને બોલે કે-પતિને ધંધારોજગારના થાકથી પળવારમાં મુક્ત કરે; અને ગાંડી સ્ત્રી તે અક્ષરોને એવી રીતે ગોઠવીને બોલે, કે-પતિ થાક્યો પાક્યો ઘેર આવે, ત્યાં કજીઓ થાય. ખાવાનું ખાવાને ઠેકાણે પડ્યું રહે, અને પાડોશીને ગમત થાય. યાદ રાખવું કે પ્રભુની કૃપા હોય, અને જીવનો સાચો આગ્રહ હોય, તોજ જીવને સીધું, સરલ અને કામ જેટલું બોલતાં આવડે. વાણીના પ્રમાદથી ઘણાં સ્ત્રી પુરૂષો દુઃખી છે. કેટલાએક કથા વાર્તા સાંભળે છે, મંદિરે મંદિરે દર્શન કરે છે; પણ આ ભયંકર દોષને બીલકુલ સમજતાં નથી. જેમને બે પાંચ ભજન આવડ્યાં, અગર જે જ્ઞાનની બે પાંચ વાત કરતાં શીખ્યાં, તેઓ પણ વાણીનો કાબુ ખોઈ નાંખે છે. વાણીનો જેઓ ઉત્તમ લાભ લેછે, તેઓમાં પણ જે શ્રેષ્ઠ છે, એવા આ શ્રીકૃષ્ણ છે. ગમે એમ બોલે, તો પણ પોતાનું ધાર્યુંજ કરે, તે ઉત્તમ વક્તા ગણાય.

**वाचः पेशैः विमोहयन्**—હાવભાવથી અને વાણીના વિલાસથી સામાને મોહ

---

૧૭ **પદચ્છેદ—ताः व्रजयोषितः अंतिकं याताः दृष्ट्वा**-તે વ્રજાંગનાઓને પાસે **આવેલી જોઇને. भगवान**-શ્રીકૃષ્ણ [**वदंति इति वदंतः तेषां वदतां**] **वदतां श्रेष्ठः** બોલનારાઓમાં ઉત્તમ. **पेशैः विमोहयन**-[કટાક્ષાદિના] વિલાસોથી મોહ પમાડતાં પમાડતાં. **वाचः अब्रवीत्**-વાણી બોલ્યા.

પમાડવો, તે તો શ્રીકૃષ્ણાવતારની ખાસ ખૂબી છે. યાદ રાખવું જોઇએ કે-ભગવાનમાં થએલો મોહ મુક્તિદાતા છે-બંધનકર્તા નથી.

હવે શ્રીકૃષ્ણ ગોપીઓને શું કહે છે, તે સાવધાનતા પૂર્વક સાંભળો. આસપાસ જુઓ. કોઇ ઉંઘતું તો નથીને ? બોલો શ્રી દ્વારકાંધીશકી જય. બંસીવાલેકી જય. હરહરમહાદેવ હર.

॥ **श्रीभगवानुवाच** ॥

**स्वागतं वो महाभागाः, प्रियं किं करवाणि वः ॥**

**व्रजस्यानामयं कच्चिद्–ब्रूतागमनकारणम् ॥ १८ ॥**

**અર્થ**—'હે મોટા ભાગ્યવાળી ગોપીઓ ! તમે ભલે આવી. હું આપનું કયું પ્રિય કાર્ય કરી આપું ? [એટલે આપની જે ઇચ્છા હોય, તે સુખેથી મને જણાવો. સૌને સંભ્રમમાં આવેલી દેખીને, સામાન્ય મનુષ્યની માફક હવે પૂછે છે.] વ્રજમાં તો સૌ સુખી છેને ? આપના આવવાનું કારણ કહો. (૧૮)

૧૮ વિવેચન—

૧૮ થી ૨૭ સુધી ૧૦ શ્લોકો શ્રીકૃષ્ણના છે.

**हे महाभागाः**—પ્રભુ તરફ જેમની વૃત્તિઓ ખેંચાય, તેના ભાગ્યનો પાર ન હોય. 'આવી વેળાએ અને આવે સ્થળે, તમે ઇસારે ચાલી આવી, એ તમારાં અહોભાગ્ય છે.' ભગવાનનું નામ લે, તેનાં પૂરણ ભાગ્ય; ત્યારે ભગવાનની સાનિધ્ય દોડયાં આવે, તેમનાં ભાગ્યનો પાર નજ હોય.

પદ•

પૂરણ ભાગ્ય જાકો, સીયા **રામ રામ** ગાવે,<br>
રામ રામ ગાવે, સીતા રામ રામ ગાવે. પૂરણ૦ ટેક.<br>
અડસઠ તિરથ ચારે ધામ, ગંગાજીમાં નાવે;<br>
યોગને સમાધિ, રામ નામ તુલ્ય ન આવે—પૂરણ૦<br>
જાગ જગન યજ્ઞ હોમ, લક્ષ પૂજા કરાવે;<br>
તેથી નામ મહિમા મોટો, નિગમ નેતિ ગાવે—પૂરણ૦<br>
કામ ક્રોધ લોભ છોડી, રામજીકું ગાવે;<br>
ધર્મ અર્થ મોક્ષ કામ, ચારે વસ્તુ પાવે—પૂરણ૦<br>
આઠ જામ સમર રામ, શ્વાસોશ્વાસ ગાવે;<br>
કહે પ્રીતમ કાગ મટી, હંસ તોલે આવે—પૂરણ૦

રહેવાને મહેલ મળ્યા, જમવાને મીઠાં ભોજન મળ્યાં, સેવામાં અનેક સેવકો મળ્યા; તોપણ શ્રીહરિને રીજવ્યા નહીં; તેમણે અહીં આવીને કાંઇ કર્યું નહિં. **હિરાગોધા** જેવો ધકકો ખાધો.

---

**૧૮ પદચ્છેદ—हे महाभागाः**-હે મોટા ભાગ્યવાળી ગોપીઓ ! **वः स्वागतं**-તમે ભલે આવી. **वः प्रियं किम् करवाणि**-હું આપનું શું પ્રિય (કાર્ય) કરૂં ? **कच्चित् व्रजस्य अनामयं**-કેમ વ્રજમાં તો સૌ સુખી છેને ? **आगमनकारणं ब्रूत**-આવવાનું કારણ કહો.

વેણુ વગાડીને ઇસારો કર્યો. ઇસારાથી ગોપીઓ દોડી આવી, છતાં **અજાણ્યાની** માફક–પ્રાકૃત મનુષ્યની માફક–શ્રીકૃષ્ણ પુછે છે કે–'તમે અહીં કેમ આવી ?' પ્રભુ આપણને શીખવે છે કે–'મનુષ્યોનાં ચિત્ત ક્ષણે ક્ષણે બદલાય છે, માટે ખાસ કામમાં જોડવા પહેલાં, તેમની પરીક્ષા કરવી જોઇએ.'

**वः किं प्रियं करवाणि** ?—અમે આપનું શું શ્રેય કરીએ ? એમ કહીને સૂચવ્યું કે–'જે કોઈ માગણી હોય, તે કહી દ્યો.' એમ કહીને પ્રભુએ પોતાની નિસ્પૃહતા સૂચવી.

'તમે દોડતી આવી, તેથી વ્રજમાં કાંઇ ભય તો નથી ?' એમ કહીને પૂછી લીધું કે 'મારે માટે કેટલો પ્રેમ છે ? જે હોય તે વિદીત કરો.' (પ્રભુનાં આ માર્મીક વચનો છે.)

વેણુને સાંભળીને જેમ ગોપીઓ દોડી આવી, તેમ રસલંપટ નારદાદિ ભક્તો પણ, ત્યાં દોડયા આવ્યા. નારદાદિ ભક્તો નટવરને રાસ માટે તૈયાર થએલા જોઇને, ત્રૈલોક્યને આમંત્રણ આપવા દોડયા. કેવું આમંત્રણ કર્યું, તે નરસી મહેતો ગાય છે–ભાવથી સાંભળો–

## ગરબી.

[ ભાવથી ઉપાડો ]

વૃંદાવન મોરલી વાગીરે—નંદાજીના હો લાલ, (૨)
હાલો હાલો જોવાને જઇએરે–મોરલી વાગીરે—નંદાજીના હો લાલ૦
પીળાં પિતાંબર પહેરીયાંરે—નંદાજીનો હો લાલ (૨);
જામો પહેર્યો જરીયાનરે–મોરલી વાગીરે—નંદાજીનો હો લાલ–હાલો૦
માથે મેવાડી મોળીયાંરે—નંદાજીનો હો લાલ (૨);
ખભે ખંભાતી ખેસરે–મોરલી વાગીરે—નંદાજીનો હો લાલ–હાલો૦
ભાલે તિલક કેસરતણુંરે—નંદાજીનો હો લાલ (૨);
લડપચીએ હિરલાનું તેજરે–મોરલી વાગીરે—નંદાજીનો હો લાલ–હાલો૦
નાકે નવેસર શોભતુંરે— નંદાજીનો હો લાલ (૨);
ચુની છે લાલ ગુલાલરે–મોરલી વાગીરે—નંદાજીનો હો લાલ–હાલો૦
કાને કુંડળ શોભતાંરે—નંદાજીનો હો લાલ (૨);
કંઠે એકાવળ હારરે–મોરલી વાગીરે—નંદાજીના હો લાલ–હાલો૦
હાથે હીરાના સાંકળાંરે—નંદાજીનો હો લાલ (૨);
દસે આંગળીએ વેઢરે–મોરલી વાગીરે—નંદાજીનો હો લાલ–હાલો૦
બાંહે બાજુ બંધ બેરખારે—નંદાજીનો હો લાલ (૨);
પહોંચા છે રત્ન જડાવરે–મોરલી વાગીરે—નંદાજીના હો લાલ–હાલો૦
કેડે શોભે કટી મેખળારે—નંદાજીનો હો લાલ (૨);
પાયે ઝાંઝરનો ઝમકારરે–મોરલી વાગીરે—નંદાજીનો હો લાલ–હાલો૦
પગે રાઠોડી મોજડીરે—નંદાજીના હો લાલ (૨);

[ ખમ્મા ! મેરે પ્યારે—બસ–બસ–ગૂમ થઇ જાઓ–થવાદ્યો–થવાદ્યો–શાંત થઈ જાઓ–એકલી તાળીજ પડવા ઘો ]

પગે રાઠોડી મોજડીરે—નંદાજીનો હો લાલ (૨);
હિંડે ચમકતી ચાલરે–મોરલી વાગીરે—નંદાજીના હો લાલ–હાલો૦

સંગે રાધાજી શોભતાંરે—નંદાજીનો હો લાલ (૨);
થૈ થૈ રમશે રાસરે-મોરલી વાગીરે—નંદાજીનો હો લાલ-હાલો૦
નરસીના સ્વામી શામળારે—નંદાજીનો હો લાલ (૨);
વાળી રમાડો રાસરે-મોરલી વાગીરે—નંદાજીનો હો લાલ-હાલો૦
[ નરસી કેવો મસ્ત હશે ! ].

વ્રજાંગનાઓ કાંઇ બોલી નહીં, તેથી શ્રીકૃષ્ણે આગળ ચલાવ્યું—

**रजन्येषा घोररूपा, घोरसत्वनिषेविता ॥**
**प्रतियात व्रजं नेह, स्थेयं स्त्रीभिः सुमध्यमाः ॥१९॥**

**અર્થ—આ ભયંકર રૂપ વાળી રાત્રી છે. [કેહેવાનો ભાવ એ છે કે-સ્ત્રિયોને માટે રાત્રી ભયંકર ગણાય છે.] આવી ભયંકર રાત્રીને ભયંકર પ્રાણીયોજ સેવે છે. [એટલે ભયંકર પ્રાણીયોજ આવી ભયંકર રાત્રીમાં વનમાં હરફર કરે છે.] સ્ત્રિયોએ અહીં ઉભા રહેવું પણ ન જોઇએ. તેમાં વળી તમે સુંદરીઓ છો. તેથી હે સુંદરીયો ! તમે વ્રજમાં પાછી જાઓ. [૧૯]**

૧૯ વિવેચન—

**एषा घोररूपा रजनी**—આ ભયંકર રાત્રી છે. અજવાળી તો પણ રાત્રી છે. રાત્રીમાં ભયંકર પ્રાણીઓ આમતેમ ફરે છે, તેથી ભય ભરેલી છે. તેમાંએ તમે કે જેઓ **सुमध्यमाः** [ સુંદરીઓ-યુવતીઓ છો, એટલે બાળક અગર વૃદ્ધ નથી ] તેમને તો આવી ભયંકર રાત્રીમાં ઘર બહાર નીકળવું યોગ્ય નથી. તેમાંએ આ તો વન-વગડો-છે.

**स्त्रीभिः इह न स्थेयं**—શ્રીકૃષ્ણ કહે છે કે-'અમે તમારા ઓળખીતા છઇએ, તો પણ લૌકિક રીત પ્રમાણે, અમે પરપુરૂષ અને તમે પરદારા છો, તેથી તમારે અહીં અમારી પાસે એકલાં ઉભા રહેવું, પણ ઘટતુ નથી. વળી તમે મારા જેવાને લલચાવો એવાં છો, મારા જેવો તમારામાં મોહ પામે એવું છે, માટે તમે અહીંથી વ્રજમાં જાઓ, હું પુરૂષ છઉં, તેથી ગમે ત્યારે અને ગમે ત્યાં હરીફરી શકું. તમે સ્ત્રિયો છો, તેથી લોકમર્યાદામાં રહીને, તમારે શીયળ રૂપી તમારૂં સાચું ધન સાચવવું જોઇએ. 'ગોળ વિના ફીકો કંસાર, શાયળ વિના સુનો સંસાર.' હજારો સ્ત્રિયોએ શીયલ માટે માથાં આપ્યાં, પણ શીયળ આપ્યું નહીં. શિયળની રક્ષા માટે તમે ત્વરાથી વ્રજમાં ચાલ્યા જાઓ.

શ્લોકની પહેલી લીટી—'**एषा रजनी घोररूपा, घोरसत्वै निषेविता** ॥' આ પ્રમાણે શ્લોકમાં છે અને તેનો અર્થ ઉપર પ્રમાણે ઘણોજ સ્પષ્ટ છે, તથા **व्रजं प्रतियात** વ્રજમાં પાછાં જાઓ,' એવા ખુલ્લા શબ્દો શ્લોકમાં છે, તોપણ આ અર્થને મારી મચડીને ફેરવવા માટે, ટિકાકારોએ શ્લોકની પહેલી લીટીને નીચે પ્રમાણે કલ્પી છે. '**रजनी एषा**

---

૧૯ પદચ્છેદ—**एषा घोररूपा रजनी**—આ ભયંકર રૂપવાળી રાત્રી છે. **घोरसत्वैः निषेविता**—ભયંકર પ્રાણીઓ તેને સેવે છે. તેથી **व्रजं प्रतियात**—તમે વ્રજમાં પાછા જાઓ. **हे सुमध्यमाः** ! હે સુંદરીયો ! **स्त्रीभिः न इह स्थेयं**—સ્ત્રીઓએ અહીં ઉભા રહેવું (પણ) ન જોઇએ.

**अघोररूपा, अघोरसत्वैः निषेविता'**-તેનો અર્થ તેઓ એમ કરે છે કે-'આ રાત્રી છે તો પણ અહીં આ રાત્રીની ભયંકરતા નથી, અહીંયા ઘોર પ્રાણીઓ વસતાં નથી. એટલે તમારે અહીં કોઈ પણ પ્રકારનો ભય રાખવો નહીં.' આવી ટિકાઓથી ભુલાં પડવું નહીં.

'તમે કાંઇ ત્યાગી નથી, તેથી તમારા સંબંધીઓ તમને શોધતાં હશે,' માટે તમે ઘેર જાઓ, એમ હવે કહે છે—

**मातरः पितरः पुत्रा, भ्रातरः पतयश्च वः ॥**
**विचिन्वन्ति ह्यपश्यन्तो, मा कृध्वं बन्धुसाध्वसम् ॥२०॥**

**અર્થ—**તમારાં માતા, પિતા, પુત્રો, ભાઇઓ અને પતિઓ, તમને ઘરમાં નહીં દેખીને, ચોક્કસ શોધતાં હશે. આ પ્રમાણે તમે સંબંધીઓને ત્રાસ ન આપો. [૨૦]

૨૦ વિવેચન—

સ્ત્રીઓએ રજા વિના ક્યાંઇ જવું, તેમાંએ વળી રાત્રે એકલાં બહાર જવું, તે ભય અને કલંકરૂપ છે. કુમારી અવસ્થામાં સ્ત્રીએ માતા પિતાની આજ્ઞામાં રહેવું જોઇએ. જુવાન અવસ્થામાં પતિની આજ્ઞામાં રહેવું જોઇએ. વૃદ્ધાવસ્થામાં પુત્રોની આજ્ઞામાં રહેવું જોઇએ. પુત્રો ન હોય તો દીયર જેઠની આજ્ઞામાં રહેવું જોઇએ; પણ કદિ સ્વતંત્ર રહેવું નહીં; એમ ધર્મશાસ્ત્ર પોકાર કરીને કહે છે.

આ લોક અને પરલોક જેમને સુધારવા હોય, જેમને પોતાનું સ્ત્રીત્વ કલંક રહિત કરવું હોય, તે સ્ત્રીઓએ કદિ સ્વતંત્ર રહેવા લલચાવવું નહી.

આ આજ્ઞાનો જેઓ અનાદર કરે છે, તે સ્ત્રીઓ પોતાને હાથે પોતાની પ્રતિષ્ઠાનો નાશ કરે છે.

આજકાલ સ્ત્રી સ્વાતંત્ર્યની વાતો બહુ થાય છે. તેનાં ત્રણ કારણ છે. એકતો જમાનાની તાસીર અને ફેશનનો ઉભરો. બીજું આવા જમાનામાં કેવી રીતે જીવવું, તે ઘણાં દંપતીને આવડતુંજ નથી-પરિણામે નાના પ્રકારના કજીયા કંકાસથી તેઓ શેકાઇ જાય છે. એક બીજા ગમ ખાઇને એક બીજાનું સમાધાન કરી શકતાં નથી. ત્રીજું સોએ એંશી ટકા વિધવાઓની બુરી દશા છે. વિધવાઓ પોતાના તીવ્ર વૈરાગ્યને ભુલીને, રંગ રાગમાં રમવા લલચાય છે; ધર્મને બ્હાને જ્યાં ત્યાં રજળે છે; જ્યાં ત્યાં કથા વાર્તા સાંભળે છે, પણ અજ્ઞાનનું પોટલું માથેથી ઉતારતી નથી. તેમનું રક્ષણ કરવાને જેઓ બંધાયા છે, તેઓમાંના નેવુ ટકા રક્ષણને બદલે તેમનું ભક્ષણ કરે છે. આ બધા વાતોનો વિચાર કરવામાં આવે, તો સંસાર સુખમય થાય. વિષ અમૃત તુલ્ય બને.

'જે દ્રવ્ય પારકાનું હોય તે અન્યને આપી શકાય નહીં, તેમ તમારામાં અત્યારે

---

૨૦ પદચ્છેદ—**वः मातरः पितरः पुत्राः भ्रातरः पतयः च**-તમારાં માતા, પિતા, પુત્રો, ભાઇઓ અને પતિઓ. **अपश्यंतः**-તમને ઘરમાં નહીં જોઇને **हि विचिन्वंति**-તમને ચોક્કસ શોધતાં હશે. **बंधूनां साध्वसं** (ગભરાટ-ચિંતા) **मा कृध्वं**-તેથી સંબંધીઓને ત્રાસ ન આપો.

જે રસ છલકાય છે, તે તમારા પતિનો છે. તે રસ અન્યને આપી શકાય નહીં; અને કદિ તમે એમ કરો, તો તમારા પતિવ્રતનો ભંગ થાય.' એમ પણ શ્રીકૃષ્ણે સૂચવ્યું.

ઉપર આઠમા શ્લોકની ટિકામાં **मोहिताः** શબ્દ પતિપુત્રાદિકને લાગુ પાડવાનું કહ્યું છે. યાદ રાખવુ ઘટે છે કે–પતિ પુત્રાદિકે ગોપિકાઓને વારી ખરી, પણ તેઓ મોહ પામીને ત્યાંજ ઉભા રહ્યાં. આગળ વધી શકયા નહીં. 'પોતાની પાસે જ આ સ્ત્રીયો સુતી છે, એમ તેઓને લાગ્યું.' એ પ્રમાણે શ્રીશુકદેવજી છેવટમાં કહે છે.

'હે રમણીયો! કદિ તમે વન જોવા આવ્યાં હો, તો તે તમે જોયું;' એમ હવે પ્રભુ કહે છે—

**दृष्टं वनं कुसुमितं, राकेशकररंजितम् ॥**
**यमुनाऽनिललीलैजत्–तरुपल्लवशोभितम् ॥२१॥**

**અર્થ--[કદિ તમે વન જોવા માટે અહીં આવી હો તો] ઉઘડેલાં પુષ્પ વાળું, ચંદ્રના કિરણોથી રંગાએલું, યમુનાજીના પવનોના વ્યાપારથી કંપતા વૃક્ષોનાં પાંદડાંઓથી શોભી રહેલું, આ વન તમે (હવે) જોઇ લીધું. [૨૧]**

૨૧ વિવેચન—

વન અને ચંદ્ર—પુર્ણિમાને દિવસે વન, નદિઓના કાંઠા અને પહાડોના શિખરો અનાયાસે સુંદરતા ઓઢીને બેસે. કુસુમીત વન, ચંદ્રનો પ્રકાશ, મધુર મંદ મંદ વાતા પવનો, સુંદર વનસ્પતી, અને યમુનાજીનો તટપ્રદેશ, રસીકને ઘેલાં કરનારાં હતાં. સ્ત્રીઓ શરમાઇને શ્રીકૃષ્ણ સામે નહીં જોતાં, આસપાસ વન તરફ નજર કરે છે; તેથી શ્રીકૃષ્ણ કહે છે કે–'તમે આ વનને પણ જોઈ લીધું, હવે સુખેથી ઘેર પાછા જાઓ. તાત્પર્ય–જે જોવા લાયક છે તે તમે કાં જોતાં નથી? જે નિરખવા લાયક છે, તેને તમે કાં નિરખતાં નથી?' એમ પણ શ્રીકૃષ્ણે સૂચવી દીધું.

'જો તમે વન જોવા ન આવ્યાં હો, તો જે કામે તમે આવ્યાં હો, તે કામ તમારે મુખેથી તમે બોલો. તે વાત અમે જાણીએ છઇએ, પણ અમે બોલવાના નથી.' એમ પણ શ્રીકૃષ્ણે સૂચવ્યું.

હવે સ્ત્રીયોને ધર્મનો ઉપદેશ કરે છે—

**तद्यात मा चिरं गोष्ठं, शुश्रूषध्वं पतीन् सतीः ॥**
**क्रन्दन्ति वत्सा बालाश्च, तान्पाययत दुह्यत ॥२२॥**

---

૨૧ પદચ્છેદ—**कुसुमितं**–ઉઘડેલાં પુષ્પ વાળું. **राकेशस्य करैः** (કિરણોથી) **रंजितं** (રંગાએલું)–ચંદ્રના કિરણોથી રંગાએલું. **यमुनायाः अनिलः तस्य लीला** (વ્યાપાર) **तया एजंतः** (કંપતા) **ये तरुपल्लवाः तैः शोभितं इति वनं**–યમુનાજીના પવનોના વ્યાપારથી કંપતા વૃક્ષોનાં પાંદડાંઓથી શોભી રહેલું. **दृष्टं**–તમે જોયું.

૨૨ પદચ્છેદ—**तत्**–તો હવે. **मा चिरं गोष्ठं यात**–ત્વરાથી વ્રજમાં જાઓ. **पतीन् शुश्रूषध्वं**–પતીઓની સેવા કરો. **हे सतीः** હે સતી સ્ત્રિયો! [**हे सत्यः** જોઇએ] **वत्साः बालाः च**–વત્સો અને બાળકો. **क्रंदंति**–ચીસો પાડતા હશે. **तान् पाययत**–તમારાં બાળકોને ધવરાવો અને **दुह्यत तान् पाययत**–ગાયો દોહો અને વાછરડાંને (પણ) ધવરાવો.

**અર્થ—તો હવે તમે ત્વરાથી વ્રજમાં જાઓ, અને પતિઓની સેવા કરો. હે સતી સ્રીયો! તમારાં વાછરડાં અને છોકરાં ચીસો નાંખતા હશે. માટે બાળકોને તમે ધવરાવો, અને ગાયોને દોહતી વેળા વાછરડાંને પણ ધવરાવો. [અથવા છોકરાંને અને વાછરડાંને દુધ પાવા માટે ગાયો દુહો.] [૨૨]**

૨૨ વિવેચન—

શ્રીકૃષ્ણ ભૂતળ ઉપર પધાર્યા છે, તેથી ગમે તે રીતે શ્રીકૃષ્ણમાં મન જોડવું, અને શ્રીકૃષ્ણને પામવું; પણ પોતે આ ભુતળ ઉપર વ્યક્ત સ્વરૂપે ન હોય, ત્યારે સ્રિયોએ કેવી રીતે વર્તવું જોઇએ, તે હવે પ્રભુ શીખવે છે.

**हे सतीः**!—પોતા માટે આ સ્રિઓએ પોતાના પતિઓનો પણ ત્યાગ કર્યો છે, એમ શ્રીકૃષ્ણ જાણે છે, તોપણ આ સ્રિયોને '**हे सतीः** હે સતિયો! એમ કહીને સંબોધે છે. લૌકિક દૃષ્ટિથી આ સ્રિયો વ્યભિચારી ગણાય. અલૌકિક દૃષ્ટિથી એટલે—શ્રીકૃષ્ણ પતિઓના પણ પતિ છે—શ્રીકૃષ્ણ ત્રૈલોક્યનો પણ પતિ છે. પ્રાણી માત્રનો પતિ છે. શ્રીકૃષ્ણ નર નારી, અગર નાન્યેતર ત્રણે જાતિથી પર છે. તેમાં પ્રીતિ કરનારને વ્યભિચારનો દોષ કદિ લાગતો નથી.'—એવી અલૌકિક દૃષ્ટિથી 'હે સતિઓ!' કહીને પ્રભુ બોલાવે છે.

પતિની સેવા કરવી, એ સ્રીઓનો મહાન્ ધર્મ છે. ધર્મની પાળ બાંધવા પ્રભુ આવ્યા છે, માટે પ્રભુએ ધર્મનું સૂચન કર્યું. વાછરડાં અને બાળકો સ્રીયોને આશરે છે. આશ્રિતનું પાલન કરવું, તે પણ મહાન્ ધર્મ છે. તેનું પણ શ્રીકૃષ્ણે સૂચન કર્યું. **परार्थं च भवतीनां जीवनं न स्वार्थम्** [સુબોધિની] હે સતીઓ! તમારૂં જીવન પરને સુખકર છે—પોતાને સુખકર નથી. પોતે દુઃખ વેઠીને બીજાને સુખ આપો છો. માટે પતિસેવા કરવા તમારે ત્વરાથી વ્રજમાં જવું જોઇએ.

આટલી લૌકિક ધર્મની વાત કરીને, હવે પ્રભુ પોતાના સ્વરૂપનું ભાન કરાવે છે—

**अथवा मदभिस्नेहाद्–भवंत्यो यन्त्रिताशयाः ॥**
**आगता ह्युपपन्नं वः, प्रीयन्ते मयि जन्तवः ॥ २३ ॥**

**અર્થ—(ગોપીઓનાં નેત્રોને ક્રોધથી રાતાં થએલાં જોઇને, શ્રીકૃષ્ણ આગળ કહે છે કે)—'અથવા મારામાં તમારો સ્નેહ છે, તેથી તમારી વાસનાઓ ખેંચાવાને લીધે, તમે અહીં આવી છો, તે તમને ઘટે છે. કારણ કે પ્રાણીઓ મારા ઉપર પ્રીતિ રાખે છે. (૨૩)**

૨૩ વિવેચન—

'**जंतवः मम प्रीयन्ते**' એમ કહીને પ્રભુએ પોતાનું પ્રભુત્વ પ્રગટ કર્યું. તોપણ—પાણી મેં મીન પ્યાસી, જીવ સદા અંતર્યામી—આત્મા સાથે રહે, પણ તેને ઓળખે નહીં.

---

૨૩ પદચ્છેદ—**अथवा** અથવા. **मयि अभिस्नेहः तस्मात्–मदभिस्नेहात्**—મારામાં તમારો સ્નેહ છે તેથી. **यंत्रिताः आशयाः यासाम् ताः इति भवंत्यः**—જેમની વાસનાઓ ખેંચાઇ છે એવી તમે **आगताः**—આવેલી **वः उपपन्नं**—તે તમને ઘટે છે. **हि**—કારણકે. **जंतवः मयि प्रीयंते**—પ્રાણીઓ મારા ઉપર પ્રીતિ રાખે છે.

**उत्क्रामंतं स्थितं वापि, भुंजानं वा गुणान्वितम् ॥**
**विमूढा नानुपश्यंति, पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥**
**यतंतो योगिनश्चैनं, पश्यंत्यात्मन्यवस्थितम् ॥**
**यतंतोऽप्यकृतात्मानो, नैनं पश्यंत्य चेतसः ॥ ११ ॥**

[ ગીતા અ. ૧૫ ].

"મલીનબુદ્ધિવાળા અવિવેકી પુરૂષો પોતામાં રહેલા આત્માને ઓળખી શકતા નથી, હું વ્યક્તરૂપે સામે આવીને ઉભો રહું, તો પણ પ્રાણી ભૂલો પડે. તમે તેમ ન કરશો; કારણ કે તમે તો વ્રજાંગનાઓ છો, મારા પ્રભાવને સારી રીતે જાણો છો. હું કોઇ જારપુરૂષ નથી, પણ પ્રાણી માત્રનું જીવન છઉં; એમ ખાત્રી કરો." 'મારામાં પ્રેમ કરવો' એજ પ્રાણી માત્રનું કર્તવ્ય છે.' **किं वेदैः किमुशास्त्रैर्वा, किं वा तीर्थनिषेवणैः। विष्णुभक्तिविहीनाम् । किं तपोभिः किं अध्वरैः।** [બૃહન્નારદ] તે વાત તમને સુઝી છે. માટે તમે મહાભાગા છો. તમે અધિકારી છો. તમારા હૃદયરૂપી ખીલે બાંધેલો જે હું, તેને તમે છોડશો નહીં. હું કે જે નિત્ય અને અવિનાશી છઉં, તેને તજીને અનિત્ય અને નાશવંત પદાર્થોમાં લલચાશો નહીં.' એમ શ્રીકૃષ્ણે સૂચવી દીધું.

જ્ઞાનની જરા ઝાંખી કરાવીને, શ્રીકૃષ્ણ પાછા લૌકિક ધર્મ સંબંધી કહે છે—

**भर्तुः शुश्रूषणं स्त्रीणां, परो धर्मो ह्यमायया ॥**
**तद्बंधूनां च कल्याण्यः, प्रजानां चानुपोषणम् ॥ २४ ॥**
**दुःशीलो दुर्भगो वृद्धो, जडो रोग्यधनोऽपि वा ॥**
**पतिः स्त्रीभिर्न हातव्यो, लोकेप्सुभिरपातकी ॥ २५ ॥**

**અર્થ—હે ભલી સ્ત્રીયો! નિષ્કપટ ભાવથી પતિનું અને પતિના બંધુઓનું સેવન કરવું; તથા બાળકોનું પાલન પોષણ કરવું. એજ સ્ત્રિયોનો ઉત્તમ ધર્મ છે. [૨૪]. પતિ દુષ્ટ સ્વભાવવાળો હોય, દુર્ભાગી હોય, વૃદ્ધ--જડ--રોગી અને નિર્ધન-ગમે તેવો-હોય, તોપણ તે મહા પાપી ન થયો હોય, ત્યાં સુધી પોતાનું શુભ ઇચ્છનારી સ્ત્રિયોએ તેનો ત્યાગ ન કરવો જોઈએ. (૨૫)**

૨૪–૨૫ વિવેચન—

**कल्याण्यः**—હે કલ્યાણને ચાહનારી સ્ત્રિયો! ( જેને સાક્ષાત્ નારાયણ આવું સંબોધન કરે, તે સ્ત્રિયોને આપણે કુલટા–વ્યભિચારી કહેવી, એ આંખો વીંચીને ઉંડી ખાડમાં પડવા જેવો દોષ છે. )

અપૂર્ણ.

---

૨૪ પદચ્છેદ—**कल्याण्यः**–હે ભલિ સ્ત્રીઓ! **अमायया**–નિષ્કપટપણાથી. **भर्तुः**–પતિનું. **तस्य बंधूनां च**–તેના બાંધવોનું **शुश्रूषणं**–સેવન **प्रजानां च**–અને બાળકોનું. **अनुपोषणम्**–પાલન પોષણ કરવું તે. **स्त्रीणां परः धर्मः**–સ્ત્રીઓનો પરમધર્મ છે.

૨૫ પદચ્છેદ—**दुःशीलः दुर्भगः वृद्धः जडः रोगी अधनः वा अपि**–પતિ દુષ્ટ સ્વભાવનો હોય, દુર્ભાગી હોય, વૃદ્ધ, જડ, રોગી અને નિર્ધન–ગમે એવો હોય તો પણ **अपातकी**–મહાપાપી થયો ન હોય ત્યાં સુધી, **लोकेप्सुभिः स्त्रीभिः**–શુભ ઇચ્છા–સ્વર્ગાદિકની ઇચ્છા-રાખનારી સ્ત્રિયોથી. **न हातव्यः**–તજાવો ન જોઇએ.

રૂ. નં. ૧૩૩

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રી મોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

### દશમસ્કંધ પૂર્વાર્ધ.

### રાસલીલા.

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ.** ઠે. મોક્ષમંદિર-**અમદાવાદ.**

**પુસ્તક ૧૦ મું.]** કારતકમાસ, ૧૯૮૬. **[અંક ૧૦ મો.**

**મંગળપ્રભાત.**

વ્હાલાં હરિજનો! મંગળપ્રભાતમાં આપને સૌને ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહીએ. મંગળપ્રભાતમાં એમ પણ કહી દઇએ કે-આજ છે એવી કાલ નથી, ઓણ છે એવું પહોર નથી, માટે આ કામમાં પ્રમાદ કરશો નહીં. ખંત અને ઉત્સાહથી લાગ્યા રહેશો, તો દેવને દ્વાર ખોલ્યા વિના ચાલશે નહીં. સારમાં સાર—

**कृष्णेति मंगलं नाम, यस्य वाचि प्रवर्तते ।**
**लाभस्तेषां जयस्तेषां, कुतस्तेषां पराजयः ॥ १**

અર્થ—જેમની વાણીમાં શ્રીકૃષ્ણરૂપી મંગળ નામ હોય, તે પુરૂષને લાભ અને જય બેઉ પ્રાપ્ત થાય. તેઓનો પરાજય કેમ સંભવે ?

માટે-આજના પ્રભાતમાં જેમને મળો, તેમને જયશ્રીકૃષ્ણ કહેજો. આપ સ્ત્રી હો, તો પોતાના પતિને, અને આપ પતિ હો, તો પોતાની સ્ત્રીને, ખાસ કરીને હસતે મુખડે જયશ્રીકૃષ્ણ કહેજો. વ્યવહારમાં ઘણી લ્હાણુ લ્યો છો, ત્યારે આ લ્હાણુ નહીં લ્યો ? તે પછી બાળગોપાળને, અને સંબંધીઓને જયશ્રીકૃષ્ણ કહેજો.

નિર્વૈર—આજ ખાસ કરીને નિર્વૈર થજો. જ્યાં જ્યાં બગડી હોય, ત્યાં ત્યાં સુધારી લેજો. લ્યો ત્યારે ફરી જયશ્રીકૃષ્ણ.

---

**જ્ઞાનપંચમી**—કારતક શુદી ૫ મે-જ્ઞાનપંચમીએ-જ્ઞાનના પુસ્તકોને ખંખેરીને-ગોઠવીને, તેમનું પૂજન કરજો, અને તેની પાસે ઘીનો દીવો કરજો. માસીકના ખૂટતા અંકો તપાસી લેજો. નવાં પુસ્તકો લેવા ધરે, તો આજે લેજો.

---

**લવાજમ**—આ દસમો અંક છે માટે આવતી સાલનું લવાજમ જેમ બને તેમ ત્વરાથી મોકલતા રહેશોજી. જ્ઞાનપંચમી તેને માટે ઉત્તમ દિવસ છે. વી. પી. કરીએ ત્યારેજ મોકલો, એ પરાણે પ્રીતિ કરવા જેવું છે. હવે એવું આપણે ઘટતું નથી, અને વી. પી. કરવું તે અમને પણ ગમતું નથી.



# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૯ મો ચાલુ.

[ ગયા અંકના ૧૦૫૬ મા પાનાથી ચાલુ. ]

૨૪-૨૫ મા શ્લોકનું વિવેચન ચાલે છે—

**हि**—નિશ્ચય સૂચવે છે.

**हि अमायया**—સ્ત્રીપુરૂષનો સંબંધ કેવી છે-અભેદ છે. તેનું શ્રીકૃષ્ણ ભાન કરાવે છે. સ્ત્રીએ પતિની સેવા નિષ્કપટ ભાવથી કરવી જોઇએ. જારપુરૂષમાં લલચાએલી અગર ગુરૂઓના ઓઠામાં ઠગાએલી ઘણી સ્ત્રીયો, પતિને કપટથી સેવે છે. પરિણામે તેણીની પોતાની પ્રજા તેણીને સતાવે છે-તેણીનો અંતકાળ બગાડી નાંખે છે. પુરૂષ કાશીએ જાય, હરદ્વાર જાય, હિમાલય ઉપર અંગ ગાળે, ત્યારે તેનું કલ્યાણ થાય; અને સ્ત્રી ઘેર બેઠાં પતિને નિષ્કપટ ભાવે સેવીને, કલ્યાણની પ્રાપ્તિ કરે. આ ચાવી જે સ્ત્રીયો ખોઇ નાંખે છે, તે સ્ત્રીઓ આ સંસારમાં ઠગાય છે-બંધ બારણે મરી જાય છે જન્મમરણની અંધારી કોટડીમાંથી નીકળી શકતી નથી-મનુષ્ય મટીને પશુની યોની માટે તૈયારી કરે છે.

**तद्बंधूनां शुश्रूषणं**—સ્ત્રીએ પતિના બંધુવર્ગની સેવા પણ, નિષ્કપટ ભાવથી કરવી જોઇએ. અત્યારના જમાનામાં આ સેવા કરનારી ઘણીજ વિરલ બ્હેનો હોય છે. કેટલીએક ભણેલી ગણેલી બ્હેનો, સમાજસેવાની ભલામણો કરે છે; સમાજમાં બંધુભાવ ફેલાવવા ભાષણો કરે છે-છાપામાં લેખો પણ આપે છે;-ઇશાવાસ્ય ઉપનિષદ્ વાંચીને અગર સાંભળીને, સર્વાત્મભાવની મોટી મોટી વાતો કરે છે; પણ ઘરના વડીલોની સેવાને, તે સ્ત્રીયો બળતી શગડીમાં ફેંકી દે છે-ઘરમાં વૈરભાવ ફેલાવે છે.

દૃષ્ટાંત—મોતીભાઇ મામલતદારને નશીબે તેમનાં માતા પિતાની જીંદગી લંબાણી. તેમનાં સ્ત્રી [ઉછાંછળી બા] નવા જમાનાનાં અપટુડેટ સ્ત્રી હતાં. સમાજમાં કોઇ કોઇવાર પ્રમુખનું કામ પણ કરતાં હતાં. વનિતાવિશ્રામ સાથે સારો સંબંધ રાખતાં હતાં-ભગિની સમાજના આગેવાન હતાં-પણ તે સ્ત્રી સાસુ સસરાને દેખીને બહુજ કંટાળતાં હતાં. પોતાથી બને તેટલો તેમને ત્રાસ પણ આપતાં હતાં. તેના જવાબમાં વૃદ્ધ માતાપિતા એટલુંજ કહેતાં હતાં કે “ ખેડુ ખેતરમાં વાવે છે, તે કાંઇ ખેતર માટે વાવતો નથી, પણ પોતાને માટે વાવે છે; તેથી વહુ બેટા ! વાવો છો તેવું તમે લણશો.” આ શબ્દો સાંભળીને ઉછાંછળીબા હસતાં, અને વૃધ્ધોને મૂરખ ગણતાં. પરિણામ એજ આવ્યું. બે ચાર વરસમાં ડોસાડોસી ઇશ્વરને ઘેર ચાલ્યાં ગયાં. મામલતદાર સાહેબ હાર્ટ ફેઇલ થવાથી મરી ગયા. તેમના પુત્ર છક્કડલાલે શેર બજારમાં છક્કડ ખાધી. છક્કડલાલે પોતાની પત્નિની સલાહથી, ઉછાંછળી બાને ઘરબહાર કાઢી મૂકયાં. ઉછાંછળીબા એક અનાથ આશ્રમમાં ભુંડે હાલે ૧૯૨૦ ના જાનેવારી માસમાં મરી ગયાં.

તાત્પર્ય—ગૃહસ્થાશ્રમ ધર્મ કમાવાનું મૂખ્ય-સબળ સાધન છે. અનેક જન્મના પાપને બાળીને ભસ્મ કરવામાં, ગૃહસ્થાશ્રમ જેટલો સબળ છે, તેવો એકે આશ્રમ નથી. ગૃહસ્થાશ્રમમાં સંતાઇને રહેલો પરમારથ, સ્વાર્થથી ઢંકાએલો છે; તેથી પામર સ્ત્રી પુરૂષો, આ મહાન્ પરમારથને-

આ મહાન્ ઘટનાને, સમજી શકતાં નથી. પુત્રો અને તેમની સ્ત્રીઓ વૃદ્ધ માતાપિતાને સેવે, તેમાં કર્યા ઉપકારનો બદલો છે, એટલુંજ નહીં પણ તેમાં પરમારથ ઘણો છે, અને શુભ આશીર્વચનો રૂપી અઢળક આવક છે. આ કથા સાંભળનારી અને અમારી મોક્ષ પત્રિકા વાંચનારી અગર સાંભળનારી દરેક બ્હેને, પોતાના અનેક જન્મોના પાપનો નાશ કરી નાંખવા, પતિસેવા અને પતિના બંધુવર્ગની સેવાનો કદિ અનાદર કરવો નહીં. વૃદ્ધને અને જુવાનને જેમ ઉમરમાં અંતર હોય છે, તેમ વિચારમાં પણ અંતર (છેટું) હોય છે; પણ વડીલોના મહાન્ ઉપકારને યાદ કરીને, ધીરજ રાખવી-કંટાળવું નહી. માતા પિતાની સેવા કરનારાં પુત્રોને અને પુત્રવધુઓને, ઘેર બેઠાં અડસઠ તિર્થ છે. પતિની અને પતિના બંધુઓની સેવાનો અનાદર કરીને, સ્ત્રી દેવદર્શન કરવા જાય, તો તેમને દેવદર્શનનો લાભ મળતો નથી; તિર્થ કરવા જાય, તો તિર્થ-તિર્થના લાભ આપી શકતાં નથી.

૨૫ મા શ્લોકમાં કહે છે કે-' ગમે એવા પતિને પણ, સ્ત્રીએ સેવવો જોઇએ.' સુશીલ બ્હેને યાદ રાખવું કે-આવા પ્રકારની સેવાથીજ તપની વૃદ્ધિ થાય છે. આવા ભયંકર તપથી તે સ્ત્રી પોતાને આંગણે અને ઉંબરે નારાયણને વસાવે છે. સુકન્યાએ ચ્યવનને સેવ્યા. નામ અમર કર્યું. આવા ઉત્તમ ધર્મ, વ્રત અને તપનો ત્યાગ કરીને, સ્ત્રીએ ધર્મને બ્હાને કોઈ ઠેકાણે રજળવું નહીં.

જાર કર્મ કેટલું નિંદિત છે, તે હવે કહે છે—

**अस्वर्ग्यमयशस्यं च, फल्गु कृच्छ्रं भयावहम् ॥**
**जुगुप्सितं च सर्वत्र, औपपत्यं कुलस्त्रियाः ॥२६॥**

**અર્થ—સારા કુળની સ્રિયોને જારપુરૂષનું સુખ, સ્વર્ગની હાનિ કરનાર છે, કીર્તિનો નાશ કરનાર છે, તુચ્છ અને કષ્ટરૂપ છે, ભયંકર અને સર્વ પ્રકારે નિંદિત છે. [૨૬]**

૨૬ વિવેચન—

શ્રીકૃષ્ણ પોતાના કાર્યને કેટલું સ્વચ્છ કરે છે! છતાં ગમે તેવા આક્ષેપો કરવા, તે આંખો વીંચીની ભીંત સામે અફળાવા જેવી ભૂલ છે.

**જારસંબંધ-સામાન્ય** સ્ત્રીપુરૂષોને જારસંબંધ રસાળ લાગે છે, કારણકે-બ્હારની ટાપટીપ દેખીને, સ્ત્રીને પરપુરૂષમાં, અને પુરૂષને પરસ્ત્રીમાં અનાયાસે મોહ થાય છે. ' Young man's love lies in their eyes & not in their heart.' [શેકસપીયર]—જુવાન માણસોનો પ્રેમ આંખમાંજ હોય છે, હૃદયમાં હોતો નથી. છે તેના કરતાં કોઇ સારો કે સારી મળે, તો છે તેને પડયાં મેલીને, તેઓ બીજામાં લલચાય છે. લલચાયા પછી-તેઓ માત્ર અનુકુળતાની જ રાહ જુએ છે. અનુકુળતા મળતાં, સેંકડે પંચાણું ટકા,

---

૨૬ પદચ્છેદ—**कुलस्त्रियाः**—સારા કુળની સ્રિયોને. **उपपतेः कर्म औपपत्यं**-જાર પુરૂષનું સુખ. **स्वर्गाय हितं स्वर्ग्यं, न स्वर्ग्यं अस्वर्ग्यं**-સ્વર્ગથી વિમુખ રાખનાર. **यशसे हितं यशस्यं न यशस्यं अयशस्यं**-કીર્તિને તોડનાર. **च**-અને **फल्गु**-તુચ્છ. **कृच्छ्रं**-કષ્ટરૂપ. **भयावहम्**-ભયંકર. **सर्वत्र च जुगुप्सितं**-અને સર્વ સ્થળે નિંદવા જેવું,

ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો, તેમાં ફસાઇને ફજેત થાય છે. વિશ્વામિત્ર અને પારાશર જેવા પણ, અનુકુળતા મળતાં અટવાયા. તપસી લપસી પડયા-પંડિતો પામર બન્યા-અને ભકતો ભૂલા પડયા-જ્ઞાનીઓ ગમાર બન્યા. તાત્પર્ય-જારસંબંધ રસાળ-લલચાવનારો-છે, તોપણ ક્ષુદ્ર અને ભયંકર છે. કેટલેએક ઠેકાણે તો જાર સ્ત્રીપુરૂષ એક બીજાને માથા સાટે સેવે છે. બેઉ ભયંકર ભયમાં ઉતરી પડે છે. તેમાં લોકલાજ અને હિંમતનો ભારે ખર્ચ છે; તેથી કેટલાએક શૃંગારના રસીક વિદ્વાનો, જાર સ્ત્રી પુરૂષના પ્રેમની ઉત્કૃષ્ટતા આંકે છે; પણ જે ઉત્કૃષ્ટતા આ લોકમાં નિંદાના પુરમાં નાંખે, અને પરલોકમાં નરકના પૂરમાં નાંખે, તે ઉત્કૃષ્ટતા કાંઈ કામની નથી. પ્રશંસા પાત્ર હોય, તોપણ તજવા જેવી છે. કાવ્યપ્રકાશના ચતુર્થ ઉલ્લાસમાં **મમ્મટ** પંડિત '**तदाभासा अनौचित्य प्रवर्तिताः**' વિગેરે શબ્દોથી કહે છે કે 'રસ અને રસાભાસમાં ઘણો ફેર છે. જે ભોગ ભય અને અપકીર્તિથી કલંકિત હોય, તે રસ નથી, પણ રસનો ભાસ છે.' શરીર અને શરીરની છાયામાં જેટલો ભેદ છે, તેથી પણ તેમાં વધારે ભેદ છે. જેમ સત્પુરૂષો અનિત્યને તજીને નિત્યને ભજે છે, તેમ સમજુ સ્ત્રી પુરૂષે, અનિત્યમાં-જે પોતાનાં નથી તેમાં-કદિ પ્યાર કરવો નહીં, પ્યાર થઇ આવે, તો વિવેક કરીને તેનું નિવારણ કરવું; અને જે નિત્ય છે-એટલે જે પોતાનાં છે, તેમાં **ખટકો** રાખીને પ્યાર કરવો. ઝેરમાં અને અમૃતમાં જેટલો ફેર છે, તેટલો અનિત્યમાં અને નિત્યમાં ફેર છે. સાંભળો—

દૃષ્ટાંત—એક મોટા સંતની કથામાં એક રંગીલા પુરૂષે એક રંગીલી સ્ત્રીને કટાક્ષ કર્યો. સ્ત્રીએ સામો કટાક્ષ કરીને પોતાની પ્રીતિ સૂચવી. કથામાં આવતાં જતાં રસ્તામાં વાતચિત કરવાનો પરિચય થયો. પરિચય થતાં પ્રીતિ વધી. તેઓએ અમુક રાત્રે એક ડેલામાં મળવાનો વિચાર કર્યો. ડેલાના પાછલા ભાગમાં અનાજની વખારો હતી. આગલા ભાગમાં એક ડોસી રહેતી હતી. તે આવાં કર્મદ્વારા બે પૈસા કમાતી હતી. સંકેત પ્રમાણે પુરૂષ રાતના સાડા નવવાગે ડેલામાં હાજર થયો. ડેલામાં અંધારૂં ઘબ હતું. સ્ત્રીને આવતાં જરા વાર લાગી, તેથી જાર પુરૂષે ઠપકો આપ્યો. તેના જવાબમાં સ્ત્રીએ કહ્યું કે-**બડથોલ** બહાર ચૌટે જાય, ત્યારે આવી શકુને. હવે રાતના બાર સુધી તે આવવાનો નથી. માટે હું સુખેથી તમારી પાસે રહીશ. જુઓ મારૂં ઘર અહી સામેજ છે.' તેના જવાબમાં પુરૂષે કહ્યું કે-'કહીએ-ને-કે 'ભજનમાં જાઉં છઉં.' હું પણ ભજનનું નામ દઇને અહીં આવ્યો છઉં. અમે અને તમે અહીં મળ્યા, તે પણ ભજનનો પ્રતાપ છે." આ પ્રમાણે વાતો કરતાં કરતાં, તે બેઉ પગ લબડતા રાખીને એક ખાટલા ઉપર બેઠાં. પુરૂષે આણેલા પડીકામાંથી તેઓ મીઠાઇ ખાતાં હતાં, એટલી વારમાં પુરૂષે બૂમ મારી કે-'ઓય બાપરે મને કાંઈ કરડયું.' ડોસીએ દીવો લાવીને જોયું, તો પાયા પાસે થઇને એક સાપ જતો હતો. પરદારા જીવ લઇને નાઠી. નાસતાં નાસતાં તેણીને પણ સાપ કરડયો. સ્ત્રીએ ઘેર જઇને પાડોસણને વાત કરી. પાડોસણ દોડીને **બડથોલ** શેઠને તેડી લાવી. સ્ત્રીને પડેલી દેખીને બડથોલ શેઠ ગભરાઇ ગયો. વૈદવારૂ કર્યા-એક રાતમાં બસો પાનસો રૂપૈયા વાપરી નાખ્યા, પણ ઝેર ઉતર્યું નહીં. બડથોલ શેઠનો નિર્મળ પ્રેમ જોઇને, સ્ત્રીને ઘણોજ પસ્તાવો થયો. સ્ત્રીએ મરતી વખતે કહી દીધું કે-'જે અનિત્યમાં પ્રીતિ કરે, તેના આવાજ હાલ થાય.'

હવે આપણે જારપુરૂષની સ્થિતિ તપાસીએ-જાર પુરૂષ માંડ માંડ ઘેર આવ્યો. પરણેલી સ્ત્રી વાટ જોતી હતી. બારણું ખખડયું, અને પુરૂષ અંદર આવ્યો; પણ તેમને સાપ કરડયો છે, તે વાત સાંભળીને, સ્ત્રી ગભરાઇ ગઈ-ધ્રુજવા લાગી. થોડી વારે ધીરજ રાખીને પાડોશમાં તેણીનો દીયર રહેતો હતો, તેને તેડી લાવી. એક ઘોડાગાડી ભાડે કરીને પતિને સાથે લઇને, ડૉક્ટરને ઘેર પહોંચ્યા. ડોકટરે હાથ ખંખેર્યા. ત્યાંથી બીજા ડોકટરને ઘેર ગયા. તેણે પણ તેજ જવાબ આપ્યો. ત્યાંથી ત્રીજા એમ ચાર પાંચ ડોકટરને ઘેર ફરી વળ્યા. છેવટે એક વૃદ્ધ વૈદને ઘેર આવ્યા. વૈદે ચિકિત્સા કરીને કહ્યું કે-'બ્હેન! એક ઉપાય છે, પણ તે માથા સાટે છે.'

સ્ત્રી—પતિ પણ માથા સાટે છે ને! તે હોય તો બધું-તે ન હોય, તો કાંઇ નહીં. જીવતર વૃથા, અને લાલ વેરાગણ. જે ઉપાય હોય તે સુખેથી કહો.

વૈદ્ય—સાબાશ! તમારા જેવી પતિવ્રતા સ્ત્રીયોના તપોબળથીજ કાંઇક વરસાદ પડે છે, અને કાંઇક પાકે છે. સાંભળ ત્યારે-જ્યાં ડંખ છે ત્યાં મુખ રાખીને ઝેરને ચુસી લે, અને ચુસેલા ઝેરને ગળે ઉતાર્યા વિના થુંકી નાંખ. કદિ ભૂલમાં તે ઝેર તારે ગળે ઉતરી જશે, તો તું મરી જઇશ. હિંમત હોય તો કર-તેને સાટે તારે મરવું હોય, તો કર.

'આપ કશી ફીકર કરશો નહીં.' એમ કહીને સ્ત્રીએ ઝેર ચુસવા માંડયું. ઝેર ચુસાઇ ગયું, પણ થુંકી નાંખવા બદલે તે ઝેર ગળે ઉતરી પડયું. પુરૂષ બચ્યો અને સ્ત્રી તુરત મરી ગઈ. પુરૂષને ખાત્રી થઇ કે 'નિત્ય તે નિત્ય, અને અનિત્ય તે અનિત્ય. પારકાને ગમે તેટલું હેત કરીએ, પણ જે પોતાનું હોય, તેજ પાર પાડે.' વિગેરે.

યાદ રાખજો કે-દરેક જાર સ્ત્રીપુરૂષને પ્રભુ આવો ચમત્કાર **તુરતા તુરત** દેખાડતા નથી; તેથી ઘણાં અજ્ઞાની મલકાય છે, અને પાપથી પાછાં હઠતાં નથી; પણ કર્યાં કર્મ ભોગવવાં પડશે, તે વાત તો સિદ્ધ છે.

'સમજુ સ્ત્રીએ કદિ જાર કર્મની જાળમાં ફસાવું નહીં. પતિ સિવાય કોઈ પુરૂષ તત્વને પોતાના હૃદયમાં નોંધવું નહીં. સાક્ષાત નારાયણ જેવા મહાત્માઓ અગર ગુરૂઓની સાથે પણ ઘણીજ મર્યાદાથી વર્તવું. તેમની સાથે કદિ એકાંત કરવી નહીં. મોટી ઉમરના પુત્રો સાથે પણ વિવેકથી રહેવું.

ઉત્તરાનગરીમાં મહારાણી સુદેષ્ણાએ સતી સૈરંધ્રિને (દ્રૌપદીને) વ્યભિચારી કીચક પાસે જવા આજ્ઞા કરી, ત્યારે સતી બોલ્યાં હતાં કે હે 'બ્હેન! આ બાબતમાં સંતોનો મત નીચે પ્રમાણે છે—

૫૬.

રે લલના! પરરે પુરૂષ સંગ તજીએ;  
નિશ્ચય કરી ભાવે પતિજીને ભજીએ—રે-લલના૦  
પ્રીતિ કરી પર રે પુરૂષની સાથે, અંતર દેવા વચન આપ્યું જેણે હાથે;  
ભોમિ કેરો ભાર ચઢ્યો તેને માથે—રે-લલના૦  
નારિ! જેણે નાથ કર્યાં નિજ પાંખી, વડીલ કેરી કીર્તિ ફરી તેણે ઝાંખી;  
એકોતેર પેઢી નરકમાં નાંખી—રે-લલના૦

નાથ વેચી નારી રહે જે ફરતી, સ્વાન પેરે જ્યાં ત્યાં લૌવા ભરતી;
મુવા કેડે સંગ કરે નહીં ધરતિ—રે-લલના૦

વિગેરે૦ વિગેરે૦

સ્ત્રી અને પુરૂષનાં શરીર પંચ મહાભૂતનાં ખરાં, પણ સ્ત્રીના શરીરની જોખમદારી વિશેષ છે, જસમાએ શરીર માટે શરીર ખોયું. રાણકદેવી અને એવી બીજી અનેક વીર બાળાઓએ, શરીર માટેજ શરીરનો ત્યાગ કર્યો. થોડાં વરસ ઉપર રાજાબાઈ ટાવર ઉપરથી પડીને બે પારસી સ્ત્રીઓએ, શરીર માટે જ શરીર ખોઈ નાંખ્યાં હતાં. આજકાલના સુધારામાં જે સ્ત્રીઓ આ વાત ભૂલી જાય છે, તે સ્ત્રીઓ ધીમે ધીમે પોતાનું સ્ત્રીત્વ-માનવપણું-ખોઇ નાખે છે. સ્ત્રીરૂપી ધન એટલું બધું સ્વતંત્ર, સુવાંગ અને અનન્ય છે, કે-તેમાં એક સિવાય અન્યનો ભાગ હોઈ શકે જ નહીં. એક સુશીલ જણાતી બ્હેન, કોઇ બાવાજી અગર ગુરૂને પંખો કરતી હોય, તો તે નિંદાને પાત્ર થાય, અને શંકાનું સ્થાન બને; પણ એક નિર્ધન ગોલારાણી અગર વાઘરણ પોતાના પતિને પંખે કરે, તો તેનાં વખાણ થાય. તાત્પર્ય-સ્ત્રીઓએ ધર્મની સોનેરી જાળમાં પણ કદિ ફસાવું નહીં.

શ્રીકૃષ્ણ ગોપીકાઓને સૂચવે છે કે-ઉપર પ્રમાણે તમારે મારામાં જારબુદ્ધિ હોય. તો તમારે અવશ્ય ઘેર જવું જોઇએ. 'જીવમાત્રનો હું પતિ છઉં,' એ ભાવ ગોપીઓમાં પ્રગટ્યો છે કે-નહીં ? તેની આ તપાસ છે. તે સંબંધમાં શ્રીવલ્લભાચાર્યજી કહે છે તે સાંભળો—

**'स्वभावतः जीवानां भगवान् एव भर्ता, तत्रापि स्त्रीणां स्त्रीशरीरप्राप्तानां व्यभिचाराभावाय भगवान एव सेव्यः ।'** [સુબોધિની] 'કુદરતી રીતે પ્રાણી માત્રનો ભર્તા ઈશ્વરજ છે. તેમાં પણ સ્ત્રી શરીર વાળા જીવોને, વ્યભિચારના અભાવ માટે ઇશ્વરનેજ સેવવો જોઇએ.'

હવે ઉપસંહારમાં શ્રીકૃષ્ણ ગોપીઓને રાજમાર્ગ બતાવે છે—

**श्रवणाद्दर्शनाद्ध्यानान्, मयि भावोऽनुकीर्तनात् ॥**
**न तथा सन्निकर्षेण, प्रतियात ततो गृहान् ॥ २७ ॥**

**અર્થ--(મારી લીલાઓ) સાંભળવાથી, (મારાં) દર્શન કરવાથી, (મારૂં) ધ્યાન ધરવાથી, અને (મારાં) કીર્તન ગાવાથી, મારામાં જેવો ભાવ પ્રગટે છે; તેવો ભાવ મારો અંગસંગ કરવાથી, અગર મારી પાસે રહેવાથી પ્રગટ થતો નથી, તેથી તમે પાછાં ઘેર જાઓ. [૨૭]**

૨૭ વિવેચન—

રાજા પોતાના રાજ્યની રક્ષા માટે કાયદા બાંધે. પ્રજાએ તે કાયદા પ્રમાણે ચાલવુંજ પડે; પણ જ્યારે રાજા પોતે ગુન્હેગારને મળે; ત્યારે કેસનું ગમે એવું ભયંકર સ્વરૂપ હોય,

---

૨૭. પદચ્છેદ—**श्रवणात् दर्शनात् ध्यानात् अनुकीर्तनात्**-સાંભળવાથી, દર્શન કરવાથી, ધ્યાન ધરવાથી, અને કીર્તન કરવાથી. **मयि (यथा) भावः**-મારામાં જે ભાવ થાય છે તેવો ભાવ. **सन्निकर्षेण न**-પાસે રહેવાથી-અંગસંગથી થતો નથી. **ततः**-તેથી **गृहान् प्रतियात**-ઘેર પાછા જાઓ.

તોપણ કાયદાને દૂર મૂકીને, ગુન્હેગારને બચાવી શકે. તે પ્રમાણે શ્રુતિઓ અને સ્મૃતિઓ ઇશ્વરના કાયદા છે-ઇશ્વરનો રાજમાર્ગ છે. ઇશ્વરની ગેરહાજરીમાં તે પ્રમાણે ચાલવુંજ જોઈએ. ઇશ્વર પોતે વ્યક્ત થઈને-અવતાર લઈને-આવે, ત્યારે કાયદાને દૂર મૂકીને, ગમે એવા ગુન્હેગારને પણ તે બચાવી શકે. તે વાત '**अपि चेत्सुदुराचारो**' વિગેરે વચનોથી શ્રીકૃષ્ણે પુરવાર કરી છે.

ઇશ્વરની લીલાઓ સાંભળવી, ઇશ્વરનાં દર્શન કરવાં, ઇશ્વરનું ધ્યાન ધરવું, અને ઇશ્વરનાં કીર્તન ગાવાં-આ તમામ ઇશ્વરના ઘરના કાયદા છે-ઇશ્વરને પામવાનો રાજમાર્ગ છે. શ્રીકૃષ્ણ પોતે ગોપીકાઓને મળ્યા, છતાં શ્રીકૃષ્ણ તેમને કહે છે કે-'તમે મને તજી દ્યો, અને આ રાજમાર્ગે ચાલ્યાં આવો-આ રાજમાર્ગ દ્વારા ભાવ પ્રગટાવો.' શ્રવણાદિ ક્રિયાઓ પ્રભુથી દૂર રહીને કરવાની છે. રાજાને દસ રાણી હોય, જેના ઉપર રાજાને પ્યાર હોય, તે રાણી રાજાની સાથે રહે; અને જેના ઉપર પ્યાર ન હોય, તે રાણીઓને રાજા પોતાની છબી આપે. તેમ શ્રીકૃષ્ણ પોતાનો છૂપો રસ્તો-પ્યાર ભર્યો રસ્તો-સંતાડીને, રાજમાર્ગ-છબીસેવન જેવો માર્ગ-ગોપીઓને બતાવે છે. જેમને રાજા પ્યારો હોય, તે રાણીઓ છબીથી સંતોષ ન પામે; તેમ જેમને શ્રીકૃષ્ણ પોતે મળ્યા, તે ગોપીઓ શ્રવણાદિથી સંતોષ ન જ પામે. પાસે રહેવામાં એક દોષ છે, તે સાંભળો-તેનું નિવારણ પ્રભુ કરે છે.

**પાસે રહેવાથી અપ્રીતિ થાય**—અપકવ પદાર્થો ખાવાથી જેમ અજીરણ થાય, તેમ અપકવ મનુષ્યોને પાસે રાખવાથી-તેમનામાં બહુ હેત કરવાથી-વિપરીત પરિણામ આવે. પતિપત્નિનો નીકટનો અને દૈવી સંબંધ છે, તોપણ અપક્વ સ્ત્રીપુરૂષ-પોતાના યથાર્થ સ્વરૂપને-પોતાના યથાર્થ ધર્મને-નહિ સમજનારાં સ્ત્રીપુરૂષ-એકબીજાથી કંટાળે છે. રાજા પાસે રહેનારા અપકવ નોકરો રાજાથી કંટાળે છે; કથા કરનારા મોટા પંડિતોને લોકો ઘણું માન આપે, અને પંડિત જીની સ્ત્રી પંડિતજીને ભાજીમૂળા ગણે. તે પ્રમાણેજ પ્રભુ પાસે રહેનારા અપકવ ભક્તો, પ્રભુને ભાજીમૂળા જેવા ગણે. 'Intimacy breeds Contempt' શ્રી ઠાકોરજી પાસે રહેનારા ગુગળી હારી ગયા, અને બોડાણો જીતી ગયો. પ્રીતમ પોતાને ગામથી ઘણી વખત દ્વારકાં શ્રીરણછોડજીનાં દર્શને આવતા હતા. પ્રીતમ આંખે અંધ હતા, તોપણ પ્રભુએ જે શણગાર ધર્યા હોય, તે બરાબર ગાતા હતા. પ્રીતમ કહેતા કે-'હું આંખે અંધ છઉં, પણ પ્રભુને જેવા દેખું છઉં, તેવા ગાઉં છઉં.' તે સાંભળીને ગુગળી ભક્તની મશ્કરી કરતા અને કહેતા કે-'એ તો ભકને તિથિ તિથિના શણગાર ગોખી રાખ્યા હશે, તે ગાતા હશે.' એક વખત પ્રીતમ દર્શને આવ્યા, અને ગુગળીઓએ કાંઇક નવીન શણગાર ધરવાનો વિચાર કર્યો. જે જે શણગાર તેઓએ ધર્યા, તે પ્રીતમે ગાવા માંડયાં. સાંભળો—

**પદ.**

રણછોડજીનાં રૂપમાં મન રંગાયું રે,
લીલાં કુંડળ કાને ધર્યા, મહારાજ— મન રંગાયું-બાપા! રણછોડજી૦
પીળાં પીતાંબર પહેરીયાં— મન રંગાયું.
બાપા! પીળે પટકે બાંધી હરિએ કેડ— મન૦-વ્હાલા! રણછોડજી૦

શીર લહેકે છે કસબી પાઘ— મન રંગાયું.
બાપા ! જમણે હાથે છડી ધરી મહારાજ— મન૦–વ્હાલા ! રણછોડજી૦
ભાલે તિલક કેસરતણા— મન રંગાયું૦
બાપા ! લાલમણિનો બાંધો છે શીરપેચ— મન૦–વ્હાલા ! રણછોડજી૦
બાંહે બાજુબંધ બેરખા— મન રંગાયું૦
વ્હાલા ! કંઠે લીલા તુલસીકેરા હાર— મન૦–બાપા ! રણછોડજી૦
હાથે તે કડાં સાંકળાં— મન રંગાયું૦
બાપા ! રતન મુદ્રિકા રાજત જમણે હાથ—મન૦–વ્હાલા ! રણછોડજી૦
ગળે તે હાર ગુંજાતણો— મન રંગાયું૦
બાપા ! બીજા શોભે હેમતણા શણગાર— મન૦–વ્હાલા ! રણછોડજી૦
કેડે કંદોરો પહેરીયો— મન રંગાયું૦
વ્હાલા ! પાવલીયામાં ઝાંઝરનો ઝમકાર— મન૦–વ્હાલા ! રણછોડજી૦
નિજ આયુધ ભુજ ચાર ધર્યા— મન રંગાયું૦
બાપા ! નખશીખ સુધી શોભાનો નહીં પાર—મન૦–વ્હાલા ! રણછોડજી૦

[ ગુગુળીઓએ તિથિ સિવાયના તદ્દન નવીન શણગાર ધર્યા, તોપણ તે તમામ પ્રીતમે કહી સંભળાવ્યા. તે વખતે તે પુજારીઓમાં એક એકાક્ષી હતો. તેણે ભક્તની પરીક્ષા કરવા માટે, ગોમતીજીમાંથી બે કમળ લાવીને, એક કમળ પ્રભુના જમણા અંગુઠામાં, અને બીજું કમળ પ્રભુને મુસ્તક ધારણ કરીને, ભક્તને પૂછ્યું-'હવે કાંઇ બાકી છે ?' તેના જવાબમાં ભકતે ગાયું કે— ]

શણગાર સર્વે સજ્જ હતા— મન રંગાયું૦
વ્હાલા ! એક પળમાં બે નવા ધર્યા મહારાજ !—મન૦–બાપા ! રણછોડજી૦
એક કમળ મુસ્તક ધર્યું— મન રંગાયું૦
બાપા ! બીજું જમણે અંગુઠે-મહારાજ !— મન૦–વ્હાલા ! રણછોડજી૦
છબી છબીલા લાલની— મન રંગાયું૦
પ્રીતમ તારા ચરણકમળનો દાસ— મન૦–બાપા ! રણછોડજી૦

આવી ભૂલ મંદિરોના ટ્રસ્ટીઓ પણ કરે છે. બે પાંચ રૂપૈયા આપવા હોય, તો લેનારની યોગ્યતાનો વિચાર કરીએ છીએ, અને શ્રીઠાકોરજી જેમને સોંપીએ છીએ, તેની જેવી તેવી ખાત્રી કરીએ છીએ. પરિણામે સનાતન કેસરી બકરા જેવો બનતો જાય છે, અને ભયંકર અજ્ઞાનથી ઘેરાતો જાય છે. યાદ રાખો કે--જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિથી જે યુક્ત હોય, તેજ શ્રીઠાકોરજી પાસે રહેવાને અધિકારી ગણાય:–બાકી ધર્મનું અને શ્રીઠાકોરજીનું ફારસ છે. જે શ્રીરામના ચરિત્રથી વાકેફ ન હોય, જેને રામાયણ જીવનમૂડી ન હોય, જેને શ્રીરામનું નામ કંઠના માદળીયા જેવું ન હોય, તેને શ્રીરામની મૂર્તિ સોંપવી, તે શ્રીરામનું ફારસ કરવા જેવું પાપ છે. જે શ્રીકૃષ્ણના ચરિત્રથી વાકેફ ન હોય, જેને શ્રીમદ્ ભાગવત જીવનમૂડી ન હોય, જેને શ્રીકૃષ્ણનું નામ નિર્ધનના ધનરૂપ ન હોય, તે પુરૂષને શ્રી-

કૃષ્ણની મૂર્તિ સોંપવી, તે શ્રીકૃષ્ણનું ફારસ કરવા જેવું પાપ છે. તે પ્રમાણેજ માતાજીના મંદિરમાં, ગણપતિના મંદિરમાં, હનુમાનજી વિગેરેના મંદિરમાં, સત્પુરુષોની વ્યવસ્થા નહીં કરો, તો છો ત્યાંથી પણ પડી જશો.

ગોપીકાઓની પરીક્ષાનો વિષય પૂરો થયો. હવે આગળ શું થાય છે, તે સાંભળો. બોલો શ્રીદારકાંધીશકી જય. હર હર મહાદેવ હર.

**॥ श्रीशुक उवाच ॥**

**इति विप्रियमाकर्ण्य, गोप्यो गोविन्दभाषितम् ॥**
**विषण्णा भग्नसंकल्पाश्चिन्तामापुर्दुरत्ययाम् ॥ २८ ॥**

**અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે-' આ પ્રમાણે ગોવિંદનું અપ્રિય ભાષણ સાંભળીને, ખેદ પામેલી અને જેઓના સંકલ્પ ભાંગી પડયા હતા, એવી ગોપીઓ, અપાર ચિંતામાં પડી. (૨૮).**

૨૮ વિવેચન—

ઉલટો ચોર કોટવાળને દંડે—પોતે બોલાવ્યા અને પોતેજ પૂછે છે કે-'કેમ આવ્યા?' પ્રભુની આવી રીતભાત દેખીને ગોપીઓ ભોંઠી પડી—વ્યગ્ર બની. 'વસ્ત્રાહરણ વખતે આપેલું વચન શું તોડવું હશે? શું પ્રભુ હવે અમારો અનાદર કરશે? શું અમારા સંકલ્પો ભાંગી પડયા? શું અમે ઘરનાં અને ઘાટનાં ના રહ્યાં? પ્રભુ કહે છે કે 'તમે ઘેર જાઓ.' પણ શું હવે એંઠેલું ચટાય? તજેલું લેવાય? શું અમો કલીયુગના બાવા સાધુ છઇએ? તે એંઠેલું ચાટીએ? તજેલું ગ્રહણ કરીએ? અમે કુલ, ધર્મ, ધૈર્ય, લજ્જા અને ગૃહાદિનો ત્યાગ કરીને, પ્યારા શ્રીકૃષ્ણને શરણે આવ્યા છઇએ. રસ લુંટવા આવ્યા છઇએ, તે વાત શું અંતર્યામિ પ્રભુ નહીં જાણતા હોય! ત્યારે શું પ્રભુ અમારી પરીક્ષા કરતા હશે?' એવી અનેક ચિંતાઓના પૂરમાં ગોપીઓ તણાવા લાગી.

શ્રી શુકદેવજી ગોપીઓની સ્થિતિનું વર્ણન કરે છે—

વસંતતિલકા—

**कृत्वा मुखान्यव शुचः श्वसनेन शुष्यद्–बिम्बाधराणि चरणेन भुवं लिखन्त्यः ॥**
**अस्रैरुपात्तमषिभिः कुचकुङ्कुमानि, तस्थुर्मृजन्त्य उरुदुःखभराः स्म तूष्णीम् ॥२९॥**

૨૮ પદચ્છેદ—**इति गोविंदभाषितं विप्रियं आकर्ण्य**-આ પ્રમાણે ગોવિંદનું અપ્રિય ભાષણ સાંભળીને. **विषण्णाः**—ખેદ પામેલી. **भग्नः संकल्पः यासां ताः इति गोप्यः**-અને જેઓના સંકલ્પ ભાંગી પડયા એવી ગોપીઓ. **दुरत्ययाम् चिंतां आपुः**-અપાર ચિંતાને પામી.

૨૯ પદચ્છેદ—**शुचः श्वसनेन**-શોકને લીધે નીસાસા લેતાં. **शुष्यन्तः बिंबफल-सदृशाः अधराः-बिंबाधराः** (લાલ હોઠ) **येषु तानि इति मुखानि, तानि अव** (નીચાં) **कृत्वा**-જેમના લાલ હોઠ સુકાતા હતા એવાં મુખોને નીચાં કરીને. **चरणेन भुवं लिखंत्यः**-પગના અંગુઠાથી ધરતીને ખોતરતી, **उपात्त मषि:** (આંજણ) **यैः तानि तैः अस्रैः** (આંસુ)-આંજણવાળા આંસુઓથી. **कुचकुंकुमानि मृजंत्यः**—સ્તન ઉપરના કેસરને

**प्रेष्ठं प्रियेतरमिव प्रतिभाषमाणं, कृष्णं तदर्थविनिवर्तितसर्वकामाः ॥
नेत्रे विमृज्य रुदितोपहते स्म किंचित्-संरम्भगद्गदगिरोऽब्रुवतानुरक्ताः॥३०॥**

અર્થ--શોકને લીધે નીસાસા લેતાં, જેમના લાલ હોઠ સુકાતા હતા, એવાં મુખોને નીચાં રાખીને, પગના અંગુઠાથી ધરતિને ખોતરતી, અને આંજણવાળા આંસુઓથી સ્તન ઉપરના કેસરને ધોતી, (આ પ્રમાણે) મોટા દુઃખથી દબાઇ ગએલી તે સ્ત્રીયો, ચૂપ થઈને ઉભી રહી. (૨૯). શ્રીકૃષ્ણની પ્રાપ્તિ માટે જે સ્ત્રીયોએ, સંસારનાં સર્વ સુખોનો ત્યાગ કર્યો હતો, એવી સ્નેહથી વિહ્વળ થએલી ગોપીઓએ, રોઇ રોઇને ઉપસી ગએલી આંખોને લુછી નાંખીને, શ્રીકૃષ્ણ કે જે પ્યારા હતા, તો પણ દુશ્મનની માફક બોલતા હતા, તેમને ક્રોધના આવેશમાં ગદ્ગદ્ વાણીથી (નીચે પ્રમાણે) કાંઈક કહેવા લાગી. (૩૦).

૨૯-૩૦ વિવેચન—

હિમ પડે ત્યારે જેમ ખીલી રહેલાં ગુલાબ ચંપાનાં પુષ્પો કરમાઇ જાય, તેમ શ્રી કૃષ્ણનાં પરીક્ષાનાં વચનો સાંભળીને, ગોપીઓ કરમાઈ ગઈ. એક હોશીયાર વકીલ, સાક્ષીને ઉલટપાલટ સવાલ પૃછે, ત્યાં બાપડો સાક્ષી ગભરાઈ જાય; ત્યારે આ તો વકીલોને બુદ્ધિ આપનાર, ગોપીઓને ગભરાવી દે, તેમાં શી નવાઇ ! શ્રીકૃષ્ણના અટપટા સવાલોથી, ગોપીકાઓ ગભરાઇ ગઈ-શરમાઈ ગઇ. ચૈતન્યરહિત લાકડાની પુતળીયો જેવી બની ગઇ. આ શ્લોકમાં નિર્વેદ, ગ્લાનિ, દૈન્ય, ચિંતા, મોહ, વિષાદ વિગેરે સંસારીભાવનું નિરૂપણ છે.

**कुचकुंकुमानि**—સ્તન ઉપર ચોપડેલું કુંકુમ-કેસર. આ શબ્દો ગોપીકાઓના વૈભવની ઉત્કૃષ્ટતા સૂચવે છે. અત્યારના જમાનામાં શોભા માટે સેંટ, પાઉડર વિગેરે જેમ વપરાય છે, તેમ તે જમાનામાં શોભા માટે કેસરાદિ વપરાતાં હશે.

**तदर्थविनिवर्तितसर्वकामाः**—સ્ત્રી પુત્રને માટે, ધનને માટે, રાજાને અગર ગવર્નર સાહેબને રીઝવવા માટે, અને વ્યવહારાદિને માટે, જીવ સર્વ કામનાઓનો ત્યાગ કરે છે; પણ **तत्+अर्थ तदर्थाय**-શ્રીઠાકોરજી માટે સર્વ કામનાઓનો ત્યાગ થાય, એજ જીવનું જીવપણું-માનવનું માનવપણું. **अनुरक्ताः** આ શબ્દ પણ ઉપલા ભાવને ટેકો આપે છે. દેવ

---

ધોતી. **उरुदुःखस्य भरः यासां ताः**-મોટા દુઃખથી દબાઇ ગએલી. **तूष्णीं स्म तस्थुः**-ચૂપ થઇને ઉભી રહી.

૩૦ પદચ્છેદ—**अनुरक्ताः**-સ્નેહ પામેલી. **तस्य अर्थाय विनिवर्तिताः सर्व-कामाः याभिः ताः**-શ્રીકૃષ્ણની પ્રાપ્તિને માટેજ જેમણે સંસારના સર્વ સુખનો ત્યાગ કર્યો છે એવી. **रुदितेन उपहते नेत्रे विमृज्य**-રોઇ રોઇને ઉપસી ગએલી આંખોને લુછી નાંખીને. **कृष्णं प्रेष्ठं अपि**-શ્રીકૃષ્ણ કે જે પ્યારા હતા તો પણ, **प्रियेतरम् इव प्रति-भाषमाणं**-દુશ્મનની માફક બોલતા હતા તેમને. **किंचित्**-કાંઈક-**संरंभेण गद्गदाः गिरः यासां ताः तथाभूताः सत्यः अब्रुवत**-ક્રોધના આવેશમાં ગદ્ગદ્ વાણીથી (નીચે પ્રમાણે) બોલી.

મંદિરમાં રહેનારા પામર પૂજારીઓ, અનેક મુમુક્ષુઓ જેમની ચરણરજ લેતા હોય, એવા મડા–પણ મોઝીલા આચાર્યો, અને ભગવાના ડમાકમાં અનેક ભોળાં સ્ત્રી પુરૂષોને ભરમાવતા સંતો પણ, ધનવાનને દેખીને, તેમાં અનુરકત થાય; પણ શ્રીઠાકોરજીમાં અનુરકત થતાં વાર લગાડે. શ્રી ઠાકોરજીમાં અનુરકત થવાની એક પણ તક ખોશો નહીં. જે જીવને શ્રી ઠાકોરજીમાં અનુરકત થવાની ઇચ્છા હોય, તેમણે જ્ઞાન, વૈરાગ્ય અને વિવેકનો પોતાના હૃદય મંદિરમાં સત્કાર કરવો; તથા શુભવાસનાઓ દ્વારા, મલીનવાસનાઓનો નાશ કરવો.

**એકદમ સોંઘા થવાથી પ્રેમમાં ઉણપ રહે છે**—સ્ત્રી પુરૂષ એક બીજાને હૃદયથી ચાહે, તો પણ તેઓ ઉપરથી એક બીજા પ્રત્યે બેદરકાર જણાય–મોંઘા થાય. સ્ત્રી ભોગ્ય છે, અને પુરૂષ ભોગવનાર છે; તેથી સામાન્ય રીતે પુરૂષના કરતાં સ્ત્રી વધારે મોંઘી થાય છે–પોતાનું હૃદય ખોલીને સ્ત્રી પતિને પ્રથમ મળતી નથી. અહીં કૃષ્ણ કલાત્મક છે–ભોગ્ય છે, તેથી શ્રીકૃષ્ણ મોંઘા થાય છે. પોતાનું હૃદય ખોલીને વાત કરતા નથી; તેથી ગોપીઓ તેમને મનાવે છે. **सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता**' એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે ' પ્રભુ સાથેના રતિક્રિડનનો પરમાનંદ ભકતો પ્રાપ્ત કરે છે. ' મોંઘી થતી સ્ત્રીને પતિ ન મનાવે, તો ભોગાનંદ દૂર જાય: તેમ મોંઘા થતા પ્રભુને, જીવ ન મનાવે, તો સ્વરૂપાનંદનો લાભ દૂર જાય. દેવદર્શન, જપ, તપ વિગેરે તમામ ધાર્મિક ક્રિયાઓ પ્રભુને મનાવવા માટેજ થાય છે. મનુષ્યના મનાણામાં અને પ્રભુના મનામણામાં ફેર એટલોજ છે કે–પ્રભુ અંતર્યામી છે; તેથી અંતરની નિર્મળતા વિના પ્રભુ મનાતાં નથી. કપટી મનુષ્યથી મનુષ્ય છેતરાય, પણ પ્રભુ છેતરાય નહીં.

ગોપીઓ શું કહે છે તે ભાવથી સાંભળો.

**गोप्य ऊचुः ॥**

**मैवं विभोऽर्हति भवान्गदितुं नृशंसं, संत्यज्य सर्वविषयांस्तव पादमूलम् ॥**
**भक्ता भजस्व दुरवग्रह मा त्यजास्मान्, देवो यथादिपुरुषो भजते मुमुक्षून् ॥३१॥**

**અર્થ**—"હે પ્રભુ! આપે આવું ક્રૂર વચન કહેવું ઘટતું નથી. હે **સ્વતંત્ર**! અમે કે જેઓ **સર્વ વિષયોનો ત્યાગ** કરીને, આપના ચરણ કમળને ભજનારી છઇએ, તેઓને [એટલે--અમને] જેમ નારાયણ મુમુક્ષુઓ ભજે છે, તેવી રીતે તમે ભજો. તેવી રીતે તમે અમારા થાઓ. તમે અમારો ત્યાગ કરો નહીં. [૩૧]

૩૧ પદચ્છેદ **हे विभो**-હે વ્યાપક! **एवं नृशंसं गदितुं**-આવું ક્રૂર બોલવું તે **भवान् मा अर्हति**-આપને ઘટતું નથી, **सर्वविषयान् संत्यज्य**-તમામ પ્રકારના વિષયોને તજીને. **तव पादमूलं भक्ताः**-આપના ચરણ કમળને ભજનારી છઇએ. **हे दुरवग्रह**! -હે સ્વતંત્ર અથવા હે હઠીલા [વિપરૂપ જળ વરસાવનાર તે પણ **દુરવગ્રહ** કહેવાય છે.] **यथा आदिपूरुषः देवः**-જેવી રીતે આદિ પુરૂષ **मुमुक्षून भजते तथा भजस्व**-મુમુક્ષુઓને ભજે છે તેમ તમે અમને ભજો. **मा अस्मान् त्यज**-અમને તજો નહીં.

૩૧ વિવેચન—

ગોપીઓ ક્રોધાવેશમાં ઠપકો આપે છે.

પદ.

( લાંબે રાગે ઉપાડો )

**આશા ભર્યાં** રે અમે આવીયાં–ને–તમે કેમ પાડો છો ના ?–હો આવેલ **આશા ભર્યાં–ટેક૦ (૨)**
**આશા** ભર્યાં અમે કયાં જઈએ ? હવે કોણે પૂરે અમારી આશરે–આવેલ આશા ભર્યાં.
હે–આશા ભર્યાં૦

વનમાં વેણુ બગાડી વહાલા । શા અરથે બોલાવ્યાં રે–આવેલ૦ હે–આશા ભર્યાં૦
ગૌદોહંતાં દોણી ભૂલ્યાં, વાછરડાં રખડાવ્યાંરે–આવેલ૦ હે–આશા ભર્યાં૦
ભાણે ભરીયાં ભોજન રહી ગયાં–ભોજનીયાં નવ ભાવ્યાં રે–આવેલ૦ હે–આશા ભર્યાં૦
ધાવતાં બાળક પડયાં મેલીને, પ્રભુ શરણે અમે આવ્યાં રે–આવેલ૦ હે–આશા ભર્યાં૦
વાજતાં વલોણાં મેલ્યાં, છાછરમાં ઘી તાવ્યાં રે–આવેલ૦ હે–આશા ભર્યાં૦
મહીયરની મરયાદા મેલી, સાસરીયાં સમજાવ્યાં રે–આવેલ૦ હે આશા ભર્યાં૦
ભક્તોના સ્વામી શ્યામ સુંદીરવર, ગુણ તમારાં ગાઈએરે–આવેલ૦ હે–આશા ભર્યાં૦

**दुरवग्रह** !-હે સ્વતંત્ર.

દોહરો–મેરે તો તુમ એક હો, તુમ રે ઓર અનેક;
સરોવર હંસા બહોત હે, હંસા સરોવર એક–સીયાવર૦

સરોવરને કાંઠે હંસ અનેક, પણ અનેક હંસો વચ્ચે સરોવર તો એક જ હોય; રાજાની ડેલીએ અનેક નોકર હોય, પણ તે તમામ નોકરોને રાજા તો એક જ હોય; તેમ પરબ્રહ્મ એક, અને જીવ અનેક. કૃષ્ણ કોડામણો એક અને ગોપીઓ અનેક. આપ સ્વતંત્ર અને અમે સૌ આપને સ્વાધીન. **दुरवग्रह**નો બીજો અર્થ–હે ઝેર વરસાવનાર ! કડવાં વચનો બોલનાર ! અથવા હે દુરાગ્રહી !

**एवं नृशंसं गदितुं मा अर्हति** એવું ક્રૂર વચન કહેવું આપને ઘટતું નથી; કારણ કે-**सर्वविषयान् संत्यज्य**-સર્વ વિષયોને સારી રીતે તજીને, એટલે અગીયારે ઈંદ્રિયોના વિષયોને તજીને, અમે આપની પાસે આવી છીએ. આપનો એવો નિયમ છે કે–'વિષમ વાસના હોય, ત્યાં સુધી આપની પાસે જીવ આવે, તોપણ આપ પ્રાપ્ત ન થાઓ. એટલે વિષય વાસના તજીને આવે, ત્યારેજ આપ જીવનો અંગીકાર કરો.' તે વાત અમારા જાણવામાં છે, અને અમે એ પ્રમાણેજ કર્યું છે. એટલે અમે તદ્દન વૈરાગી છીએ–અમે વિષયોનો તદ્દન ત્યાગ કર્યો છે. સ્ત્રીઓએ વિવાહિત પતિનેજ ભજવો જોઇએ. અન્યનું ભજન કરતાં સ્ત્રીઓને વ્યભિચારનો દોષ લાગે; પણ સત્પુરૂષો કહે છે કે–'**न हि देवभजनं व्यभिचारजनकं भवति**–દેવનું ભજન વ્યભિચાર જનક ગણાતું નથી.' ગોકુળમાં અનેક ચમત્કારો કરીને, તમે તમારૂં દેવત્વ પ્રગટ કર્યું છે; તેથી તમારા ભજનમાં અમને વ્યભિચારનો દોષ લાગશે નહીં. એટલે–જાર ભાવથી અમે તમારી પાસે આવી નથી. એટલે–અમે લૌકિક કુલટાઓ નથી. વૈરાગીઓમાં અભિમાનનો દોષ, બળ કરીને વસે છે. તેના નિવારણ માટે કહે છે કે–વળી અમે માત્ર વૈરાગીજ નથી. પણ નમ્ર છીએ; કારણ કે–'**तवपादमूलं भक्ताः**–અમે આપનાં ચરણ કમળને સેવનારી છીએ. એટલે અમે આપને શરણે આવેલી છીએ.'

શરણે આવવું એટલે-પોતાના તમામ શસ્ત્રોનો ત્યાગ કરવો તે-પોતાના ડહાપણ માત્રનો ત્યાગ કરવો તે. **'सर्वधर्मान् परित्यज्य'**-તે. મન અને બુદ્ધિ શ્રી હરિને શરણે મૂકવાં તે. ' અમારી આવી સ્થિતિ છે, તેથી આપ અમારો ત્યાગ ન કરો. કદિ આપ ન માનો તો-

**પદ.**

કહોને વ્હાલા અમે ક્યાં જઈએ ?
ઘરનાં કે ઘાટનાં અમે ના રહીએ-કહોને વ્હાલા૦ ઘરના૦
અંબિકા આરાધ્યાં અમે તમ માટે;
તમને ભજીએ વ્હાલા શિર સાટે-કહોને વ્હાલા૦ ઘરના૦
સર્વ દેવોમાં તમને મૂખ્ય ગણી,
મેં તો ધાર્યા તમને ધાર ધણી-કહોને વ્હાલા૦ ઘરના૦
સત્ય સ્વરૂપે તમને ચિત્ત દઈએ;
હવે હરિ રહેજો મારે નિત હઈએ-કહોને વ્હાલા૦ ઘરના૦
ગોપાળ કૃષ્ણ-પ્રભુ ગુણવંતા;
અમને તારી લેજો બળવંતા-કહોને વ્હાલા૦ ઘરના૦
વિશ્વનાથ કહે છે કર જોડી;
હરિ ! શું હાંસલ ? અમને તરછોડી-કહોને વ્હાલા૦ ઘરના૦

જેમને રાજા પંડે મળે, તે હજુરીયો પાસે શા માટે જાય ! ગંગાજી મળે તે કુવાનાં પાણી શા માટે પીએ ! વળી અમે સ્ત્રીઓ છઈએ. **'अधम ते अधम अधम अतिनारी'** તેથી અમો આપને શરણે આવી છઈએ-આપે અમારી લાજ રાખવીજ જોઈએ.

**પદ.**

રાગ-કસુરી તાલ ૩.

શરણ પડેકી લાજ, આજ તુમ રાખો ભગવાના !
મોરલીધર મહારાજ !, લાજ તુમ રાખો ભગવાના !
જપ-તપ-યોગ-યજ્ઞ નહિં કીને, નહિં તિરથ દાના;
બિરથા બીત ગઈ સબ ઉમરા, વિષયન ભરમાના-લાજ૦ શરણ૦
સત્સંગતમેં એક તુમારા, ક્રિયા ન ગુણ ગાના;
ભવસાગર જલ દુરસ્તર તારી, કૈસે તરજાના !-લાજ૦ શરણ૦
ચૌરાસી લખ જીવ જૂનમેં, પુન પુન ભટકાના;
તુમ રે ભજન બિના નહિં કબહૂ, હોય મોક્ષ પાના-લાજ૦ શરણ૦
દીન દયાલ દયા કે સાગર, તુમ સબ ગુણ ખાના,
બ્રહ્માનંદ મેં દાસ તુમ્હારા, મુઝે ન વિસરાના-લાજ૦ શરણ૦

આ બધી વાત ધ્યાનમાં આવે તો-

રાગ મારૂ.

અમને રાસ રમાડ વ્હાલા ! મધુરો બંસ વજાડ વ્હાલા !
થૈ થૈ નાચ નચાડ વ્હાલા ! વૈકુંઠથી વૃંદાવન રૂડું; તે અમને દેખાડ વ્હાલા-
અમને૦ ટેક૦

જાદવ! જુમના કાંઠડેરે, વાઓ વેણુ રસાળ;
નાદથી મોહી ગોપીકા, તેણે રોતાં મેલ્યાં બાળ, વ્હાલા!—અમને૦
એક અંજન કરતી ચાલીરે, વસન કર્યાં પરિધાન;
અવળાં તે અંબર પહેરીયાં, નેપૂર ઘાલ્યાં કાન, વ્હાલા!—અમને૦
સન્મુખ આવી ઉભી રહીરે, નયણે નીરખ્યા નાથ;
તન મન ધન સૌ સોંપીયાં, અમે તમને જોડયા હાથ, વ્હાલા—અમને૦
વૃંદાવન રળીયામણું, શરદ પુનમની રાત;
લલિત ત્રિભંગી શોભા બની, અહીં દીસે નવલી નાત, વ્હાલા—અમને૦
અંગરંગનો સંગ દીયો, અને નાચો અમારી સાથ;
અમે તમારા હાથમાં, તમે આવો અમારી બાથ, વ્હાલા—અમને૦
ગાય શીખે ને સાંભળે, ગોપી કેરો રાસ;
તે નર વૈકુંઠ પામશે, એમ કહે નરસૈયો દાસ, વ્હાલા—અમને૦

**आदिपूरुषः यथा मुमुक्षून भजते**—આદિ પુરૂષ મુમુક્ષુઓને સેવે છે, તે પ્રમાણે તમે અમને સેવો—અમને પાળો—અમને સંભાળો—અમને રમાડો-**एष ह्येवानन्दयति ।** [श्रुतिः] **स्वाप्ययसंपत्योरन्यतरापेक्षमाविष्कृतं हि ।** [सूत्रं] કહે છે કે—'ભગવાન્ ભક્તોને માટે પોતાના સ્વરૂપને પ્રગટાવે છે.' આ આદિદેવ આપ પોતેજ છો, માટે આપ અમને ભજો. તાત્પર્ય—અન્યોન્યમાં પ્રીતિ હોય, તોજ પ્રયત્ન સફળ થાય.

પતિ વિગેરેની સેવા કરવાનું ગોપીઓને શ્રીકૃષ્ણે કહ્યું હતું, તેનો જવાબ હવે ગોપીઓ આપે છે—

**यत्पत्यपत्यसुहृदामनुवृत्तिरङ्ग, स्त्रीणां स्वधर्म इति धर्मविदा त्वयोक्तम् ॥**
**अस्त्वेवमेतदुपदेशपदे त्वयीशे, प्रेष्ठो भवांस्तनुभृतां किल बन्धुरात्मा ॥ ३२ ॥**

અર્થ—"હે શ્રીકૃષ્ણ! 'પતિ, સંતાન અને સંબંધીઓની સેવા કરવી, એ સ્ત્રિયોનો સ્વધર્મ છે,' એવું આપ કે જે ધર્મને જાણનાર છો, તેમણે (અમને) કહ્યું. [તે સંબંધમાં અમારે એમ કહેવાનું છે કે] આપ સર્વ ઉપદેશોના સ્થાનરૂપ છો, તેમાં એ સઘળું એ પ્રમાણેજ ઘટે છે. [એટલે ઉપદેશોનો ઉપદેશ આપ છો. ઉપદેશ કરનારા પણ તમનેજ ભજવાનું કહે છે.] કારણ કે આપ પ્રાણીઓના આત્મા છો, અને તેથી આપ પ્રિયરૂપ અને બંધુરૂપ છો.

---

૩૨ પદચ્છેદ—**हे अंग!**—હે શ્રીકૃષ્ણ **पतिश्च अपत्यश्च सुहृत च तेषां पत्यपत्य सुहृदां अनुवृत्तिः** (સેવા)-પતિ સંતાન અને સંબંધીઓની સેવા કરવી. **इति**—તે. **स्त्रीणां स्वधर्मः**—સ્ત્રીયોનો સ્વધર્મ છે. **यत त्वया धर्मविदा उक्तं**—એવું આપ કે જે ધર્મને જાણનાર છો તેમણે કહ્યું **त्वयि उपदेशपदे** ઉપદેશોના સ્થાનરૂપ, **ईशे एतद् एवं अस्तु**—આપ કે સર્વ ઉપદેશોના સ્થાનરૂપ છે તેમાં એ સઘળું એ પ્રમાણેજ ઘટે છે. **तनुभृतां भवान् आत्मा**—તમે પ્રાણીઓના આત્મા છો. **अतः**-તેથી. **प्रेष्टः**—વ્હાલા છો. **किल बंधुः**—અને બંધુરૂપ પણ છો.

**એટલે સર્વના અધિષ્ઠાન રૂપ આપ છો. આપ વિના બીજો કોઇ પતિપુત્રાદિક છેજ નહીં. તેથી આપના સેવનથી એ સઘળાનું સેવન અનાયાસે થઇ જશે." [૩૨]**

૩૨ વિવેચન—

શ્રીકૃષ્ણે કહ્યું હતું કે-'સ્ત્રીઓએ કદિ સ્વધર્મનો ત્યાગ કરવો નહીં.' તે સંબંધમાં **बहिर्मुखा हि धर्मशास्त्रज्ञाः'** વિગેરે શબ્દો કહે છે-'ધર્મશાસ્ત્રને જાણનારા ઘણે ભાગે બહિર્મુખ હોય છે; કારણ કે તેઓ શરીર ધર્મનેજ સ્વધર્મ કહે છે; પણ આત્મધર્મને અગર ભગવદ્ ધર્મને સ્વધર્મ કહેતા નથી. પરિણામે તેઓ અનાત્મવિદ્ પુરૂષો છે.' તાત્પર્ય-**ઉંચ કોટિના** જીવોને, દેહમાં આસક્તિ અને દેહાધ્યાસ કમી હોય છે. તેને પરિણામે તેમનો શારીર ધર્મ પણ વિલય પામતો જાય છે. 'મીરાંએ રાણાના વચનનો અનાદર કરીને, ગીરધરલાલને સેવ્યા, ત્યારે આપણે પણ પતિનાં વચનોનો અનાદર કરીને પ્રભુ ન ભજીએ?' એમ ગાંડી બ્હેનો કહે છે; પણ મીરાં ઝેર પી ગયા હતાં, તે તમારાથી બનશે? તાત્પર્ય-મીરાંનો દેહાધ્યાસ કમી હોવાથી શરીરધર્મ કમી થયો હતો. રૂપૈયો મળતાં રૂપૈયામાં સમાએલી પાઇ એપાઇની દરકાર ઓછી થાય છે; તેમ પ્રભુ પોતે મળતાં, પ્રભુની છાયા રૂપ પતિ, પુત્રાદિની સેવા વિલય પામે છે. વળી આ વાતને બીજી રીતે કહીએ તો—

**दानव्रततपोहोम-जपस्वाध्यायसंयमैः ।**
**श्रेयोभिर्विविधैश्चान्यैः, कृष्णे भक्तिर्हि साध्यते ॥**

[ ભાગવત ૧૦-૪૭-૩૪ ]

અર્થ—દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, સંયમો અને એવાં બીજાં અનેક શુભ સાધનોથી શ્રીકૃષ્ણમાં ભક્તિ પ્રગટે છે.

ગોપીઓ સૂચવે છે કે-સર્વાત્મભાવને ન્યાયે પતિ પુત્રાદિક પણ આપજ છો-જ્યાં જોઇએ ત્યાં આપ છો. જળના બાચકા ભરવા કરતાં, બરફનો કકડો પકડી રાખવો, તે સારૂં છે; તેમ જ્યાં જોઇએ ત્યાં આપ છો, તેને પકડવા ફાંફાં મારવાં, તેના કરતાં, આપ સગુણ બનીને સામા ઉભા છો, તેને અમે કેમ છોડી દઇએ! જેમ રાજાના હુકમમાં દિવાનનો હુકમ તણાઈ જાય, તેમ અમે કે જે તીવ્ર વૈરાગી છઇએ, તેમને આપની સેવામાં, પતિપુત્રાદિની સેવા તણાઇ જાય-તે સેવા ન થાય તોપણ ચાલે.

શ્રીકૃષ્ણ તત્ત્વ શું છે તે સમજીને, ગોપીઓ આગળ કહે છે—

**कुर्वन्ति हि त्वयि रतिं कुशलाः स्व आत्मन्-**
**नित्यप्रिये पतिसुतादिभिरार्तिदैः किम् ॥**
**तन्नः प्रसीद परमेश्वर मा स्म छिन्द्या,**
**आशां धृतां त्वयि चिरादरविन्दनेत्र ॥ ३३ ॥**

૩૩ પદચ્છેદ—**कुशलाः**-શાસ્ત્રમાં નિપુણ થએલા પુરૂષો. **स्वे आत्मनि इति त्वयि नित्यप्रिये**-પોતાના આત્મારૂપ આપ કે જે નિત્યપ્રિય છો તેમાં **हि रतिं कुर्वंति-**

**અર્થ—"આપ કે જે પોતાના આત્મારૂપ છો, અને (તેથી) નિત્ય પ્રિય છો, તેમાં શાસ્ત્રમાં નિપુણ પુરૂષો પ્રીતિ કરે છે, ત્યારે પીડા આપનારાં પતિ અને પુત્રાદિકમાં પ્રીતિ રાખવાનું શું પ્રયોજન છે! કાંઈ પ્રયોજન નથી; તેથી હે પ્રભુ! આપ અમારા ઉપર પ્રસન્ન થાઓ. હે કમળ સરખા નેત્રવાળા! તમારામાં લાંબા વખતથી ધારણ કરેલી અમારી આશાને, આપ તોડી નાંખો નહીં."** (૩૩).

૩૩ વિવેચન—

પતિપુત્રાદિક જીવભાવવાળા છે. જીવભાવવાળા સદા સ્વાર્થી હોય છે. સ્વાર્થીની સેવા કરવા કરતાં, આપ કે જે પરબ્રહ્મ છો—પરમારથી છો, **અને** વળી રૂબરૂ મળ્યા છો; તેમની સેવા કાં ન કરવી! વળી આપ નિત્ય પ્રિય છો. ઉંઘમાં પણ આપ સાથે હો, તો જ અમે હોઇએ. પતિપુત્રાદિ ઉંઘમાં સાથે રહી શકતાં નથી. જન્મ્યા પહેલાં અને મુવા પછી પણ તેઓ સાથે રહી શકતા નથી; અને આપ તો ઉંઘમાં સાથે, જન્મ્યા પહેલાં અને મુવા પછી પણ સાથેજ રહો છો. ત્યારે અનિત્યને તજીને, અમે નિત્યને કેમ ન સેવીએ! **कुशलाः त्वयि रतिं कुर्वंति**—તત્વને જાણનારા ડાહ્યા—સાવધ પુરૂષો પણ, [સર્વ-સ્વનો ત્યાગ કરીને] આપનામાં પ્રીતિ કરે છે. એટલે આપ પ્રીતિ કરવા યોગ્ય છો. તાત્પર્ય—આપનામાં પ્રીતિ કરવામાં, અમે કોઇ પણ પ્રકારની ભૂલ કરી નથી. વાસ્તવિક રીતે જે પતિ મરણાધીન છે, તે પતિ નથી. પતિના પતિ આપ છો, તેથી આપમાં પતિ ભાવ કરવામાં, અમને કોઇ પણ પ્રકારનો દોષ નથી. વળી આપ **वरदेश्वर**—બ્રહ્મા શિવ અને એવા બીજા વરદાન દેનારા દેવોમાં શ્રેષ્ઠ છો. એટલે તમે જે ધારો તે કરી શકો એવા દેવ છો. અમે પાતકી હોઇએ, તો આપ અમને પાવન કરો. કોઇ રીતે અમને પોતાનાં કરો, એ ભાવ છે.

**चिरात् त्वयि–धृतां आशां**—પૂર્વ જન્મથી તમારી સાથે પ્રીત બંધાણી છે, અને તે આશાને સફળ કરવા માટેજ અમારો આ અવતાર છે, તે વાતને આપ કાં વિસરી જાઓ?

તાત્પર્ય—પતિ પુત્રાદિક જે કાંઈ છે તે આપ છો. Bishop Henshowe—બીશપ હેનશો પણ કહે છે કે—' In God's house and business forget thy own. Let all thy senses have no other object but God. Let thine ears be open, but thine eyes shut. If another's beauty draw thy eyes form God, that beauty is become thy deformity, and hath turned God's eyes from thee. × × × We are never safe till we love Him with our whole heart, whom we pretend to

---

ચોક્કસ પ્રીતિ કરે છે. [**आत्मनि** ને બદલે **आत्मन्** શબ્દ વાપર્યો છે]. **आर्तिदैः पति-सुतादिभिः किम्**—પીડા આપનારાં પતિ અને પુત્રાદિકમાં પ્રીતિ રાખવાનું શું પ્રયોજન છે? **तत्**—તેથી, **हे परमेश्वर**!—હે પ્રભુ! **नः प्रसीद**—અમારા ઉપર પ્રસન્ન થાઓ. **हे अरविंदनेत्र**—હે કમળ સરખા નેત્રવાળા. **त्वयि चिरात्**—તમારામાં લાંબા વખતથી **धृतां आशां**—ધારણ કરેલી આશાને **मा स्म छिंद्याः** (વિધ્યર્થ) તોડી નાંખો નહીં.

worship.' **અર્થ**–'દૈવી સ્થાનમાં અને દૈવી કામકાજમાં, તારૂં સ્થાન અને તારાં કામકાજ ભૂલી જા. દરેક ઇંદ્રિયોનો વિષય ઇશ્વર થાય એમ કર. તારા કાનને ખુલ્લા રાખ, અને આંખોને બંધ કર. ઇશ્વર સિવાયનું અન્ય સૌંદર્ય, જો તારૂં ધ્યાન ખેંચે, [ એટલે જો તું તેમાં લલચ્યા,] તો તે સૌંદર્ય તારૂં વાસ્તવ સુખ બગાડી નાંખશે, અને ઇશ્વરની આંખો તારા તરફથી પાછી વળી જશે. ઇશ્વરને પૂજવાને આપણે માત્ર ડોળજ કરીએ છીએ; તેમ ન કરતાં સંપૂર્ણ હૃદયથી આપણે ઇશ્વરને ન ભજીએ, ત્યાં સુધી આપણે સહીસલામત નથી–સુખી નથી.'

**मय्येव मन आधत्स्व, मयि बुद्धिं निवेशय।**
**अभ्यासेऽप्यसमर्थोऽसि, म–त्कर्मपरमो भव ।**
**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ।**

વિગેરે ગીતાના વાક્યો પણ ઇશ્વર પરાયણ રહેવાની ભલામણ કરે છે–એટલે–ઇશ્વરને સર્વસ્વ માનવાની ભલામણ કરે છે.

સ્વધર્મનો ત્યાગ કરીને, પ્રભુપરાયણ રહેવું, તે બહુ સારી વાત છે; તોપણ તેમાં **–સમજ્યા વિનાનું બધું ધૂળધાણી છે—**

દૃષ્ટાંત—એક ગામને પાદર સંત પધાર્યા. સવાર સાંજ બે વખત વેદાંતની કથા થતી હતી. એક ભાઇને એકદમ આત્મજ્ઞાનનો ઉભરો આવ્યો. તેથી તે સંતની પાસે રહેવા લાગ્યો. ગામમાંથી સંતને માટે સીધાં આવતાં હતાં. માલતાલ ઉડતા હતા. તેથી તે ભાઇ–**નથુભાઇ** –ત્યાંજ ભોજન કરતા હતા, અને રાત્રે પણ ત્યાંજ સુતા હતા. નથુભાઈને ઘેર માતાજી અને એક સ્ત્રી હતાં. તે સિવાય લાંબો વસ્તાર નહોતો. નથુભાઇને સંતની સેવામાં રહેલા જોઇને, ગામના પેમલાં લોકો, નથુભાઈનાં વખાણ કરતાં હતાં. તે સાંભળીને નથુભાઇની માતા રાજી થતી, પણ સ્ત્રી રાજી થતી નહીં. આ પ્રમાણે એકાદ માસ ગયા પછી, નથુભાઇની મા બહુજ માંદી પડી. નથુભાઇને તેડાવવા બે ત્રણ માણસ સાથે કહેણ કેવરાવ્યું; પણ નથુભાઇ આવ્યા નહીં. મંદવાડ વધ્યો. તેથી ડોસીએ પોતાના પાડોશીને ખાસ તેડવા માટે મોકલ્યો. નથુભાઇ માંડ માંડ ઘેર આવ્યા.

ડોસીમા —કેમ ! અલ્યા ! બે ત્રણ દિવસથી આવ્યોજ નહીં ? સંદેશો પહોંચ્યો નહોતો ?

નથુભાઇ—તમામ સંદેશા મળ્યા હતા; પણ તમે જાણો છો ને–બા ! કે–આ જગતમાં કોઇ કોઇનું નથી; સંસાર તદ્દન જુઠો છે. તમે માંદા–તેમાં મારે આવવા જેવું શું હતું ! કદિ મોત આવે, તો તમારે મરી જવું હતું. તેમાં મારૂં શું કામ હતું ! પાડોશીઓ અગર મ્યુનીસી-પાલીટીના માણસો, તમારા શબને ઠેકાણે પાડત. દેહ તદ્દન અનિત્ય છે. અનિત્યમાં પ્રીતિ કરે, તે આ સંસારમાં ભટકે છે.

નથુભાઇનું આવું ભાષણ સાંભળીને, ડોસીમા ચમકી ગયાં. એકદમ ક્રોધથી બોલ્યાં–'મેર મુવા ! હું આવું પહેલેથી સમજી હોત, તો તને અવતર્યાની સાથે. વાડમાં ન ફેંકી દેત. મેં તને ઉછેરીને નકામો મોટો કર્યો. હું નકામી હેરાન થઈ. તુંએ ક્યારનો ભગવાનને ઘેર પહોંચી ગયો હોત. અનાયાસે તારો મોક્ષ થઈ ગયો હોત. તારા કરતાં તો તારી સ્ત્રી સારૂં સમજે છે. તે મને ઘણીવાર કહેતી કે, 'સાસુજી ! આ ઉપદેશ વાસ્તવ નથી. આ બાવા ઢુતી ખાવા આવ્યા છે. આવા બાવા મૂરખા લોકોને બેઉ તરફથી રજળાવે છે ? વાસ્તવ ધર્મ તો–'**સંસા-**

**રમું સરસો રહે, અને મન મારી પાસ, સંસારથી લોપે નહીં તે જાણ મારો દાસ.'** આખી ગીતા સાંભળીને, અર્જુન બાવો થયો નહીં, પણ પાકો સંસારી બન્યો. **શાંતિપર્વ** સાંભળીને યુધિષ્ઠિરે રૂડે પ્રકારે રાજકારભાર કર્યો. યોગવાસિષ્ઠ સાંભળીને રામે ભગવાં પહેર્યાં નહીં; અને વસિષ્ઠે પણ અરૂંધતીને રડતાં મૂક્યાં નહીં.' વહુની આ વાત હવે મને ખરી લાગી. હવે મને સાચા સનાતન ધર્મનું ભાન થયું. આટલું કહીને નથુભાઇ સામે જોઇને ડોસીમા બોલ્યાં–'અલ્યાએ ! સાંભળ. તું હજી બાળક છો, અને તારા સંત તારાથી પણ બાળક છે. તદ્દન અજ્ઞાની છે; તારા સંત ભણેલા હશે, પણ જગતની સાથે કેવી રીતે કામકાજ કરવું, તે તારા સંતને તદ્દન આવડતું નથી. માટે હવે તું ત્યાં જઇશ નહીં.' વિગેરે વિગેરે.

તાત્પર્ય—ગોપીઓને સાક્ષાત્ કૃષ્ણ મળ્યા છે, તેથી જે કાંઈ સ્વછંદ જેવું તેમાં જણાય છે, તે દૂષણ નથી–પણ ભૂષણ છે; બાકી બ્હેનો અત્યારે સાધુ સંત અગર ગુરૂ સાથે, સ્વચ્છંદ કરવા લલચાય, તો તે દૂષણજ છે.

**तत् नः प्रसीद**—તેથી આપ અમારા ઉપર પ્રસન્ન થાઓ. આપ પ્રસન્ન થાઓ, એટલે અમારે આલોક પરલોકનો–કોઈ પણ પ્રકારનો–ભય રહેશે નહીં. આપ પ્રસન્ન થાઓ, તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ અમારી મુઠીમાં આવીને બેસે.

હવે ગોપીઓ કહે છે કે–તમે અમને પરવશ કાં કરી ? હવે અમે સંસારના કામની રહી નથી—

**चित्तं सुखेन भवताऽपहृतं गृहेषु, यन्निर्विशत्युत करावपि गृह्यकृत्ये ॥**
**पादौ पदं न चलतस्तव पादमूला–द्यामः कथं व्रजमथो करवाम किं वा ॥३४॥**

**અર્થ**—"( આપે અમોને ઘેર પાછા જવાનું કહ્યું, પણ તે અમારાથી બની શકે એવું નથી; કારણ કે) અમારૂં ચિત્ત કે જે આજ સુધી અનાયાસે ઘરમાં લાગી જતું હતું, તે આપે હરિ લીધું છે. અમારા હાથ કે જે અનાયાસે ઘરના કામકાજમાં લાગી જતા હતા, તે (પણ) આપે હરિ લીધા છે. અમારા પગ આપના ચરણારવિંદના મૂળ પાસેથી એક પગલું પણ ખસતા નથી. તેથી અમે વ્રજમાં શી રીતે જઇએ ? અને અમે શું કરીએ ?" (૩૪).

૩૪ વિવેચન—

**अस्मात् स्थानात्** ને બદલે **तव पादमूलात्** શબ્દો વપરાય છે.

---

૩૪ પદચ્છેદ—**गृहेषु सुखेन यत् चित्तं निर्विशति**–જે ચિત્ત ઘરમાં અનાયાસે લાગી જતું હતું તે ચિત્ત. **भवता अपहृतं**–આપે હરિ લીધું છે. **करौ अपि गृह्यकृत्ये**–જે હાથો ઘરમાં અનાયાસે કામ કરતા હતા તે પણ આપે હરિ લીધા છે. **तव पादमूलात् पादौ पदं न चलतः**–તમારા ચરણના મૂળથી અમારા પગો એક ડગલું (પણ) ચાલી શકતા નથી. **अथ व्रजं कथं यामः**–હવે અમે વ્રજમાં કેવી રીતે જઈએ ? **वा किं करवाम**–અથવા અમે હવે શું કરીએ ?

પદ.

મુને લેહરે લાગી, હરિના નામનીરે; (૨)
હું તો ટળિરે સંસારીઆના કામનીરે—મુને૦
ચોંટ લાગી ટાળીરે કોઈની નહિં ટળેરે; (૨)
ભલે કોટી ભુવા આવી મળેરે—મુને૦
હું તો બાવરી ફરૂં છઉં, મારા મદમાંરે, (૨)
મારી સુરતા લાગી છે તવ પદમાંરે--મુને૦
મીરાંબાઈ ને મળ્યા છો, તમે વાટમાંરે, (૨)
તમે વેચાયા ગોપીઓના માટમાં રે--મુને૦

વિગેરે—વિગેરે—

સીત્તરને બે ઓાંતર વરસે, દીકરાનું મુખ જોઇને, ડોસો ઘેલો બની જાય; રાંડીરાંડ નિર્ધન ડોસીને ઘેર, ધનવાન્ રૂડી રૂપાળી કન્યા આપે; ત્યારે તે ડોસી પણ ઘેલી બની જાય; તે પ્રમાણે જીવ ઘણા જન્મના પુણ્યે શ્રીહરિને મળે; ત્યારે ઘેલો બની જાય-પરવશ થઈ જાય-તેની ઈંદ્રિયો વિહ્વળ બની જાય. આ પ્રમાણે ગોપીઓ વિહ્વળ બની-ઘર કામકાજથી વિમુખ બની, અને શ્રીકૃષ્ણને સન્મુખ થઇ.

'ચિત્ત, કર, અને પાદ (પગ)-ત્રણ મુખ્ય અવયવો-આપે હરિ લીધા છે; તેથી લૌકિક કાર્યો કરવા અમે અશક્ત છઈએ. ચિત્ત ખસી જાય, તે ગાંડું ગણાય. ગાંડું હોય તે વ્યવહારમાં કામ આવે નહીં-વ્યવહારથી દૂર રહે; તેથી હે શ્રીકૃષ્ણ! અમને ઘેર જવાનું કહેશો નહીં,' એ ભાવ છે. શુદ્ધ પ્રેમ પણ એક જાતનું ગાંડપણ છે. આ ગાંડપણનું નામ શુદ્ધ વૈરાગ.

આ વૈરાગના સંબંધમાં પ્રોફેસર મણિભાઈ નભુભાઇએ ગાયું છે કે—

## શુદ્ધ પ્રેમનો વિરાગ.

[ પદ-કાલિંગડાની ધૂનમાં ]

અમે વૈરાગી વૈરાગી, જનમના વૈરાગી—વૈરાગી.
રામનામ અટલ ધૂન લાગી—જનમના૦ અમે૦
આવ્યા પંડે જાવું પંડે, મિથ્યા વચલી બાજી;
પ્રેમ ધરો શા ઉપર સંતો, ઘડી ભાગે ઘડી સાજી—જનમના૦
પ્રેમસ્થાન પત્નિનું મોટું, કષ્ટરૂપ પુઠ લાગી;
માત તાત પણ સ્વારથ સાધે, ઠોકર છેવટ વાગી—જનમના૦
ભીંતર દાઝયું કોણ રૂઝાવે, કોણ બતાવે સાચી ?
ધૂળ ઉપર લીંપણ કેમ લાગે, એ ગત સંતો કાચી!—જનમના૦
મિત્રો સ્નેહી સંબંધી સર્વે, પોતપોતાનું તાણે;
મનની મનમાં રે'-નવ સમજે, ને મૂરખ પરમાણે—જનમના૦
આતમભાવ સબળે કરી લ્યો ભાઇ, આત્મારામની પ્રીતિ;
એજ ખરો અનુભવ-પછી માયા, કાળું ધોળું ભલે કે'તી—જમના૦

ઘર સાચવતાં હરિપદ સેવો, એમ કહે કોઈ રીતિ;
હરિપદ બાંધ્યો અવર ન દેખે, ક્યાં ઘર ક્યાં એ નીતિ !—જનમના૦
રાગીને નવ રાગી જાણો, રાગી ખરા વૈરાગી;
રાગ વિરાગ ન એક લહ્યો મન, તેજ ભિખારી વૈરાગી—જનમના૦
અવિચલ નિર્મળ રામ અમારો, એજ પરમ પ્રીતિ ઠામ;
લોક ભલે **મણિ** પત્થર જાણે, એનું લેશ ન કામ—જનમના૦

જ્યારે આવો સાત્વિક ત્યાગ જાગ્રત થાય, ત્યારે જીવને વ્યવહાર દશા ગમતી નથી. તે સંબંધમાં પણ મણિભાઈએ કહ્યું છે કે—

**સાત્વિક ત્યાગ.**

( ગજલ-સોરઠ. )

ઉડી[1] જા તું ગાફેલ ગાભરા, તારે અંતરે શી આંટિ[2] રહી ?-ટેક૦
તારી પાંખ પ્રૌઢ થઇ હવે, યશ વાણીનો કવિયો કવે;
રદ્ધિ સિદ્ધિ કરજોડી નવે, તોએ આ શી આસક્તિ રહી-ઉડી જા૦
આ તો જાળ સ્વાર્થની છે રચી, કામ ક્રોધ કોટ રહ્યો મચી;
ખોઈ શુદ્ધિ લાખ ગયા પચી, પણ ખોઈ તે ફરી ના જડી-ઉડી જા૦
નશો પ્રેમનો જે ઘુંટી પીએ, તેને રંગ નિત્ય નવા જડે;
તે બ્રહ્માંડમાં નિજાનંદ લે, એ ખુમારી તુજ નયને ચડી-ઉડી જા૦
છે તું અન્ય કોઇની શોધમાં, તો તો ધૂળ પડી તુજ બોધમાં;
નિજ રૂપથી બીજું શોધ મા, સર્વે એજ છે વિસર્યો અહીં-ઉડી જા૦

× × × × ×

હતો બાળ ત્યાં સુધું ભાસતું, વધ્યાં વર્ષ જ્ઞાન મળ્યું ઉંધું;
વધ્યો રાગ ને દ્વેષ બન્યું કુડું, મળે બાળ પણ પાછું ક્યાં જઇ ?-ઉડી જા૦
પોથી વિશ્વની ભણી કાં ભુલ તું, પળીયાં છતાં બન બાળ તું;
ખરી મસ્તી એ ખરૂં સુખડું, પછી પાપ પુણ્ય અડે નહીં-ઉડી જા૦

આવો સાત્ત્વિક ત્યાગ મનુષ્યોમાં પ્રગટે, ત્યારે જીવબ્રહ્મની એકતા થાય-

**अयमात्मा परानंदः, परप्रेमास्पदंयतः** । [ પંચદશી ]

અર્થ—આ આત્મા પરાનંદ છે, કારણકે પરના-સર્વના-પ્રેમનું સ્થાન છે.

પ્રેમના સંબંધમાં મી. સ્કોટ કહે છે કે-

'Love rules the court, the camp, the grove;
And men below, and saints above;
For Love is heaven, and heaven is Love.

અર્થ—રાજસભામાં, લશ્કરની છાવણીમાં અને પુષ્પના કુંજોમાં, સર્વત્ર સૃષ્ટિના મનુષ્ય માત્રમાં, અને સ્વર્ગના દેવ માત્રમાં-જ્યાં જોઇએ ત્યાં પ્રેમનુંજ સામ્રાજ્ય છે. કારણ કે પ્રેમ સ્વર્ગ છે, અને સ્વર્ગ પ્રેમ છે.

૧ સંસારમાં અનાસક્ત થા. ૨ ગેર સમજ.

હવે ગોપીઓ કહે છે કે-'અમારે કામાગ્નિ અને વિરહાગ્નિ એમ બે થયા છે, તેથી અમને બચાવો-

**सिञ्चाङ्ग नस्त्वदधरामृतपूरकेण, हासावलोककलगीतजहृच्छयाग्निम् ॥**
**नो चेद्वयं विरहजाग्न्युपयुक्तदेहा, ध्यानेन याम पदयोः पदवीं सखे ते ॥३५॥**

**અર્થ—" હે શ્રીકૃષ્ણ ! તમારા હાસ્ય સહિત જોવાથી, અને સુંદર ગાયનથી, ઉત્પન્ન થએલા અમારા કામાગ્નિને, તમારા અધરામૃત રૂપી પીચકારીથી ઠારી દ્યો. કદિ આપ એમ નહીં કરો, તો હે સખા! [ એક કામાગ્નિ અને બીજો વિરહાગ્નિ ] વિરહાગ્નિથી અમારા દેહ બળી જશે, અને યોગીઓ જેમ ધ્યાનથી આપના ચરણ કમળને પામે છે, તેમ અમે આપને ધ્યાનથી પામીશું." (૩૫)**

૩૫ વિવેચન—

**'અધરામૃતની** પીચકારી મારીને, અમારા કામાગ્નિને ઠારી દ્યો,'-આ શબ્દો સાંભળીને હૈયું હાથ રાખજો, ઉતાવળા થઇને અભિપ્રાય બાંધવા દોડશો નહીં. તે સંબંધી થોડી વાત કરીએ—

કામ સૃષ્ટિનું કારણ હોવાથી, તેનો કદિ નાશ થઈ શકતો નથી; તોપણ શ્રી હરિના અધરામૃતનું [જ્ઞાનનું] પાન કરનારા પવિત્ર સંતો, અને પવિત્ર વિધવાઓ, કામને બાળીને ભસ્મ કરે છે. (વિયોગ શબ્દને બદલે વિરહ શબ્દ વાપર્યો છે.) ભાવ પ્રદીપ નામની ટિકામાં ટિકાકાર લખે છે કે-'**प्रेमैव गोपरामाणां काम इत्यगमत् प्रथाम्** ॥ ગોપીઓનો પ્રેમ તેજ **કામ**ના નામથી ઓળખાય છે. એટલે આ કામ લૌકિક નથી.'

**કામ અને વ્યભિચાર**—આ બે શબ્દો શ્રીકૃષ્ણ અને ગોપીઓના સંબંધમાં સાંભળીને, ડાહ્યા માણસોની ડાગળી ખસી જાય; અક્કલ બહેર મારી જાય; ત્યારે રાતદિવસ ધંધામાં રજળતા, અને ખાવું પીવું અને ખેલવું, એટલુંજ જે જાણતા હોય; અગર નાસ્તીકોના સમાગમમાં રહીને, હિંદુ ધર્મને ફારસ રૂપ માનતા હોય, તેમને શું કહીએ ! યાદ રાખજો કે-આ રહસ્યની વાત છે- આમાં કાંઇક છે. શુક્રાચાર્ય અને તેના પુત્રો ન સમજી શકયા, તે વાત પ્રલ્હાદ અનાયાસે સમજી શકયો. જે રહસ્ય **બળિ** સમજ્યો, તે ઈંદ્ર સમજી શકયો નથી. જે વાત મીરાં, તુકારામ અને નરસી સમજી શકયા, તે વાત તે જમાના અનેક

---

૩૫ પદચ્છેદ—**हे अंग**–હે અંગ ! **हाससहितं अवलोकश्च हासावलोकं कलगीतं च–ताभ्याम् जातः नः हृच्छयः** (કામ) **तस्य अग्निः तं**–તમારા હાસ્ય સહિત જોવાથી અને સુંદર ગાયનથી ઉત્પન્ન થએલા અમારા કામાગ્નિને. **तव अधरामृतस्य पूरकः** ( કોગળો, પીચકારી ) **तेन सिंच**–તમારા અધરામૃતરૂપી પીચકારીથી ઠારો. **नो चेत्**–એમ નહીં કરો તો. **हे सखे**–હે સખા. **विरहेण जातः विरहजः विरहजश्चासौ अग्निश्च तेन उपयुक्ताः** ( બળી ગયા છે ) **देहाः यासां ताः इति वयं**–અમે કે જેઓના દેહ વિરહાગ્નિથી બળી જશે તે અમે. **ते पादयोः पदवीं ध्यानेन याम**–આપના ચરણારવિંદને યોગીઓની માફક ધ્યાનથી પામીશું.

પંડિતો ન સમજી શક્યા. જે વાત જીસસ ક્રાઇસ્ટ સમજી શક્યો, તે વાત તે જમાનાના આચાર્યો સમજ્યા નહોતા. તે સંબંધમાં બાઇબિલમાં જે કાંઈ કહે છે, તેનો અર્થ કહું–' હે શાસ્ત્રવેત્તાઓ ! તમને ધિક્કાર છે, કારણ કે તમે જ્ઞાનની કુંચીઓ ( Keys of knowledge ) ગૂમ કરી છે. તમે અંદર પ્રવેશ કરી શકતા નથી, અને અન્ય પ્રવેશકોને ઉલટાં રજળાવો છો ' [ લુક ૧૧–૫૨ ] **'दृश्यते त्वग्रया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥** [ કઠ ઉ૫૦] સુક્ષ્મદર્શી મનુષ્યો પોતાની સૂક્ષ્મબુદ્ધિથી જે જાણવાનું છે, તે જાણી શકે છે. ' **बुद्धया विशुद्धया युक्तो, धृत्यात्मानं नियम्य च ।** [ગીતા અ. ૧૮] વિગેરે શબ્દોથી શ્રીકૃષ્ણે બુદ્ધિને સૂક્ષ્મ કરવા માટે ઘણાં સાધન બતાવ્યાં છે; પણ કહો ! તેનો એક વખત પણ પ્રયોગ કર્યો છે ? હજી કરવા રાજી છો ? દીવાસળી ઘસવાથી દીવો થાય, અગર બટન દાબવાથી વીજળીનો દીવો થાય; એમ સો વરસ સુધી જાણ્યા કરશો; પણ પ્રયોગ નહીં કરો, તો ફળ ક્યાં છે !

નરસી મહેતો કહે છે કે–

પદ.

' દષ્ટે ન આવે નિગમ જ ગાવે, વાણિ રહિત વિચારો રે;
સત્ય અનંતજ જેહને કહીએ, તે નવધાથી ન્યારો રે;
નવધામાં તો નહિં નરવેડો. દશધામાં દેખાશે રે;
અચવો રસ છે એહની પાસે, તે પ્રેમી જનને પાશે રે.' વિગેરે વિગેરે.

હવે કામ અને વ્યભિચાર સંબંધી થોડામાં થોડી મુદ્દાની વાત કહી દઉં–

**કામ**—કામ શબ્દ દેખીને આપણે ગભરાઈ જઇ, ગમે એવા અર્થ કરીએ છઈએ. તે સંબંધમાં શ્રીકૃષ્ણ પોતે કહે છે કે–' **धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ** ! હે અર્જુન ! ધર્મથી વિરૂદ્ધ નથી એવો જે 'કામ' તે હું પોતે છઉં.'

**વ્યભિચાર**—'વ્યભિચાર' શબ્દનો સામાન્ય અર્થ 'અમર્યાદ રમણ.' તેનો વિશેષ અર્થ આ પ્રમાણે છે-વ્યભિચાર શબ્દમાં **वि+अभि+चार** ત્રણ ભાગ છે. **वि** એટલે 'વિશેષ'. **अभि** એટલે 'તરફ', અને **चार** એટલે ગમન !–'કોઈ તરફ વિશેષ જવું', એટલે કોઇ પ્રત્યે અનન્ય ભાવ પ્રગટાવવો. પ્રભુ તરફ અનન્ય ભાવ પ્રગટે, તે દોષ પાત્ર ગણાય નહીં.

ગોપીઓ કહે છે કે–' મધુરા ગીતથી, મધુરી વાતોથી, મધુરા આપના મુખડાથી, આપે અમારામાં કામાગ્નિ ઉત્પન્ન કર્યો છે. જેણે અગ્નિ સળગાવ્યો હોય, તેણે જ અગ્નિ શાંત કરવો જોઇએ, તે વાત તો આપ જાણુતા હશો. અલૌકિક અગ્નિ અલૌકિક પુરૂષથીજ શાંત થાય; તે વાત પણ આપ જાણુતા હશો; છતાં તે અગ્નિ શમાવ્યા પહેલાં, આપ અમારો ત્યાગ કેમ કરો છો ? ત્યાગથી વિરહાગ્નિ પ્રગટશે. આ બે અગ્નિથી અમે બળી મરશું, તોપણ લિંગદેહે અમે આપનેજ પામશું. આપ સિવાય અમારી બીજી એકે ગતિ હોય નહીં, એ ભાવ છે. ગોપીઓનો આ નિશ્ચય છે. નિશ્ચયના મહેલમાં વસે મારો વાલમો. **પ્રભુ ક્યાં વસે ? જ્યાં નિશ્ચય હોય ત્યાં.** નિશ્ચયની બાબતમાં પ્રલ્હાદ, ધ્રુવ, અંબરીશ, મુરધ્વજ, સુધન્વા, નરસી, મીરા, તુકારામ, સગાળશા, લાલો ભક્ત, ધનોભક્ત વિગેરે અનેક ભક્તોના નામ અમર છે.

ગોપીઓ આગળ કહે છે કે—રૂપૈયાને સંતાડીને અમને પાઇમાં કાં પ્યાર કરવો ?

**यर्ह्यम्बुजाक्ष तव पादतलं रमाया, दत्तक्षणं क्वचिदरण्यजनप्रियस्य ॥**
**अस्प्राक्ष्म तत्प्रभृति नान्यसमक्षमङ्ग, स्थातुं त्वयाऽभिरमिता बत पारयामः ॥३६॥**

**અર્થ**—હે કમળસરખાને નેત્રવાળા શ્રીકૃષ્ણ ! વનમાં રહેનારા મુનિલોકો ઉપર પ્રેમ રાખનારૂં આપનું ચરણ કમળ, કે જેની સેવા કરવાનું લક્ષ્મીજીને પણ કોઇ સમયેજ મળે છે, તે ચરણ કમળનો જ્યારથી અમે સ્પર્શ કર્યો છે ત્યારથી, વળી અમે કે જેમને આપે [વસ્ત્રાહરણ વખતે વચન આપીને] રાજી કરેલી છે, તે અમે [અમારા પતિ આદિ ] બીજા પાસે ઉભા રહેવા પણ શકિતમાન નથી. [એટલે-આપ મળ્યા પછી, અમારે પતિ આદિના સુખની સ્પૃહા ન હોય.] એટલે-આપ પતિના પણ પતિ મળ્યા, તો હવે આપ અમને પતિ પાસે કાં મોકલો? ” [૩૬]

૩૬ વિવેચન—

**अरण्यजनप्रियः**—વનવાસી ઋષિઓને વ્હાલા લાગો એવા આપ. અરણ્યજન એટલે જેમનાં અંતઃકરણ રજોતમોથી મલીન થયાં નથી તે. ભગવાન્ નિર્દોષથી-નિર્મળથી સેવાય છે-પ્રાપ્ત થાય છે-એ ભાવ છે.

ગોપીઓ કહે છે કે-'અમે બીજાની પાસે ઉભા પણ ન રહી શકીએ;' તેમ **મધુસૂદનસરસ્વતી** કહે છે કે-'**कृष्णात् परं किमपि तत्वमहं न जाने**'-'શ્રીકૃષ્ણ સિવાય બીજા કોઇ તત્ત્વને હું જાણતો નથી.' વળી ગીતાના ૧૩ અધ્યાયની ટીકામાં **મધુસૂદન સરસ્વતી** કહે છે કે—

રાગ-શાર્દૂલ વિ૦

**ध्यानाभ्यासवशीकृतेन मनसा, यन्निष्कलं निष्क्रियम् ।**
**ज्योतिः किंचनयोगिनो यदि परं, पश्यन्ति पश्यंतु ते ।**
**अस्माकं तु तदेव लोचनचमत्-काराय भूयाच्चिरम् ।**
**कालिंदीपुलिनोदरे किमपियन्-नीलं महो धावति ॥**

**અર્થ**—ધ્યાનના અભ્યાસથી મનને વશ કરીને, કોઇ યોગી નિષ્કલ તથા નિષ્ક્રિય એવી જ્યોતિને જોતા હોય, તો ભલે જુએ; પણ અમારી આંખ સામે તો ઘણા કાળ સુધી અનેક લીલાઓ કરનાર, અને કાલિંદીના તટ ઉપર આમતેમ દોડનાર શ્રીકૃષ્ણજ રહેજો.

---

૩૬ પદચ્છેદ—**यर्हि**–જો. **हे अंबुजाक्ष**–હે કમળનેત્ર! **अरण्यजनं प्रिणयति अरण्यजनप्रियः तस्य** અથવા **अरण्यजनाः प्रियाः यस्य सः तस्य इति तव**–વનમાં રહેનારા મુનિ લોકોને પ્રસન્ન કરનારૂં આપનું. **रमायाः**–લક્ષ્મીને **क्वचित्**–કોઇ વખત **दत्तः क्षणः** (અવસર) **तत् इति पादतलं**–પ્રાપ્ત થાય એવા ચરણ કમળનો **अस्प्राक्ष्म**–અમે સ્પર્શ કર્યો છે. **तत् प्रभृति**–ત્યારથી, અને વળી. **त्वया अभिरमिताः इति वयं**–તમારાથી રમાડાયેલી એવી અમે. **अंग**!–હે પ્રિય ! **बत**–ખરેખર **अन्यसमक्षं**–બીજાની પાસે **स्थातुं**–ઉભા રહેવાને. **न पारयामः**–શક્તિમાન નથી.

**'निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः'**—ત્રણ ગુણથી પર એવા માર્ગમાં વિચરનારાઓને વિધિ શો ? અને નિષેધ શો ? ગોપીઓ અત્યારે આ સ્થિતિમાં છે. તેમને દેહાધ્યાસ વાળા મનુષ્યોના ધર્મની જરૂર રહી નથી ! તેથી કહે છે કે 'આપ સિવાય અન્ય પાસે [ એટલે પતિ પુત્રાદિ પાસે ] અમને જવું, અને ત્યાં ઉભું રહેવું પણ ગમતું નથી.

**रमायाः दत्तक्षणं पादतलं**—લક્ષ્મીને પણ જેનો લાભ કવચિત્ મળે છે, તે ચરણારવિંદ. કાલિયનાગના પ્રસંગમાં નાગ પત્નિઓએ કહ્યું હતું કે–'ચરણરેણુના સ્પર્શની ઇચ્છાથી લક્ષ્મી તપ કરે છે.' કહેવાનો ભાવ એ છે કે-'લક્ષ્મીનો સ્વભાવ ચંચળ છે, તો પણ તે આપના ચરણરજ માટે ઝંખે છે, ત્યારે અમે કે જેઓ ભોળી વ્રજાંગનાઓ, છઇએ, તે કેમ તેની ઇચ્છા ન કરીએ ?' એવો પણ ભાવ નીકળે કે-'લક્ષ્મીએ પોતાના સ્વભાવનો ત્યાગ કરીને, આપના ચરણમાં વાસ કર્યો; તેમ અમે કે જેઓ કૃષ્ણાર્થી છઇએ, તેઓ પોતાના ચંચળપણાનો ત્યાગ કરીને, આપના ચરણમાં વસીએ છઇએ.' સાર–ચંચળતા લૌકિક કામભાવને અવલંબે છે. કામભાવ મટી જાય, તેમની ચંચળતા અનાયાસે શમી જાય. ગોપીકાઓ લૌકિક કામભાવ તજીને શ્રીહરિને શરણે આવી છે.

જેણે અમૃત પીધું, તે હવે જળ કેમ પીએ ? તેમ જેણે આપના ચરણકમળનો મહિમા જાણ્યો, તે હવે પતિના ચરણ કમળમાં કેમ લલચાય ! અગર સ્વર્ગાદિ લાભ આપનારા ધર્મોમાં પણ કેમ લલચાય ! નજ લલચાય.

જેમ ચાંદા સૂર્યને સુવાંગ રાખી શકાય નહીં, તેમ શ્રીકૃષ્ણને સુવાંગ રાખી શકાય નહીં, તે વાત ખરી; પણ તેનો લાભ કેમ ન લેવો ? તે સંબંધી ગોપીઓ કહે છે—

**श्रीर्यत्पदाम्बुजरजश्चकमे तुलस्या, लब्ध्वापि वक्षसि पदं किल भृत्यजुष्टम् ॥**
**यस्याः स्ववीक्षणकृतेऽन्यसुरप्रयासस्–तद्वद्वयं च तव पादरजः प्रपन्नाः ॥३७॥**

**અર્થ—"લક્ષ્મીજી કે જેની દૃષ્ટિ પોતા ઉપર પાડવા માટે, બીજા દેવો પણ પ્રયત્ન કરે છે–તે લક્ષ્મીજીએ, આપના વક્ષઃસ્થળમાં સ્થાન મેળવ્યું છે, તોપણ, તે લક્ષ્મીજી ભકત લોકોએ સેવેલી આપના ચરણ કમળની રજને તુલસીની સાથે [ભાગમાં] ઇચ્છે છે. લક્ષ્મીજીની માફક અમે પણ તમારા ચરણ કમળની તે રજને પામ્યા છઇએ. એટલે અમને પણ તે રજ મળી ચૂકી છે. એટલે–હવે અમારે પાછા ઘેર જવાનું હોય નહીં. એટલે–તમને જે પામ્યા, તે સંસારમાં ફરી હોય નહીં." [૩૭]**

---

૩૭ પદચ્છેદ—**यस्याः स्ववीक्षणकृते**–જેની દૃષ્ટિ પોતા ઉપર પડે એટલા માટે. **अन्यसुराणां प्रयासः**–બીજા દેવો પ્રયાસ કરી રહ્યા છે **श्रीः**-તે લક્ષ્મીજીએ. **वक्षसि पदं किल लब्ध्वा अपि**–આપના વક્ષઃસ્થળમાં ચોક્કસ આગવું સ્થાન મેળવ્યું છે તો પણ **तुलस्या सह**–તુલસીની સાથે. **भृत्यजुष्टं**–ભક્ત લોકોએ સેવેલી. **यस्य पदांबुजयोः रजः**–જેના ચરણ કમળની રજને **चकमे**–ઇચ્છે છે. **तद्वत्**–તે લક્ષ્મીજીની માફક **वयं**–અમે પણ. **तव पादरजः प्रपन्नाः**–તમારા ચરણ કમળની રજને પામ્યા છઇએ. **અમને** પણ તે રજ મળી છે.

૩૭ વિવેચન—

ભગવદ્ ચરણની રજના ભાગદાર—તુલસી, લક્ષ્મી અને અનેક અનન્ય ભક્તો. 'તે સાથે અમારો ભાગ પણ સ્વિકારો,' એમ ગોપીઓ શ્રીકૃષ્ણને પ્રાર્થના કરે છે.

સમુદ્ર મથન વખતે લક્ષ્મી, સમુદ્રમાંથી નીકળ્યાં; ત્યારે અનેક દેવો તેમને પ્રાપ્ત કરવા, ફાંફાં મારવા લાગ્યા. દરેક દેવમાં લક્ષ્મીજીને કાંઈ કાંઈ દોષ જણાયો. દોષરહિત માત્ર વિષ્ણુ દેખાયા. તેથી લક્ષ્મીજીએ વિષ્ણુને વરમાળા પહેરાવી. તે પછી પણ જ્યાં જ્યાં વિષ્ણુના અવતાર થયા, ત્યાં ત્યાં લક્ષ્મીજી અવતાર લઈને સાથે રહ્યાં.

પતિના ચરણની રજ—સામાન્ય સ્ત્રીઓ પતિ સાથે રહીને પતિસુખ ભોગવે; પણ પતિના ચરણની રજ લે નહીં. સામાન્ય સ્ત્રીઓને એવો ભાવ આવેજ નહીં. પતિમાં દૈવીભાવ અગર ભક્તિભાવ જાગૃત થાય, ત્યારેજ સ્ત્રીના જીવનમાં સ્ત્રીત્વ પ્રગટે-ઉત્કૃષ્ટ જીવનની સુગંધી ફેલાય. આ લાભ લક્ષ્મી, પાર્વતી, ગાર્ગી, દ્રૌપદી, સીતા, દમયંતી વિગેરે અનેક સ્ત્રી રત્નોએ, આ દેશમાં લીધો છે. ગાંડી બ્હેનો બાવા, સાધુ અગર ગુરૂના ચરણની રજ રાજી થઈને લે, અને શાસ્ત્રોએ અને રાજસત્તાએ સાક્ષાત્ નારાયણ રૂપે સ્વિકારેલા પતિની ચરણરજ લેતાં શરમાય.

બ્હેનો! પત્થર અગર ધાતુની મૂર્તિમાં—જડમાં—દેવત્વ સ્થાપીને, તેને પૂજો છો અને તેના ચરણની રજ લ્યો છો; ગમે એવા બાવા, સાધુ અગર ગુરૂ—જે પરપુરૂષ ગણાય—તેમાં દેવત્વ સ્થાપીને, તેમને તમે પૂજો છો, અને તેમના ચરણની રજ પણ તમે લ્યો છો; ત્યારે આ તો જેમને તમારાં પૂજ્ય માતાપિતાએ પૂજીને, તેમનાં ચરણ ધોઈને, અગ્નિ, બ્રાહ્મણ અને સજ્જનોની સમક્ષ, વેદોના મંત્રો બોલીને, તેમાં દેવત્વ સ્થાપીને, તમને સોંપ્યાં છે; તેમના ચરણની રજ લેતાં, તમને કેમ સંકોચ થાય છે? 'પતિ તમારો સાચો દેવ છે, અને તેમની સેવા અનન્ય ભાવથી તમે કરજો,' એમ પણ તમને સૌના સમક્ષ ત્યાં કહ્યું છે. સપ્તપદીમાં તમોએ પોતે પણ, તે વાત ત્યાંજ કબુલ રાખી છે; છતાં પતિની ચરણરજ લેતાં તમે જો શરમાતા હો, તો મારે તમોને એમ કહેવુંજ પડે કે—**તમે જે છો, તે તમારામાં વિકાસ પામ્યું નથી.** તમને વાસ્તવ ધર્મનું ભાન નથી—તમારૂં સ્ત્રીત્વ શુષ્ક છે. પતિના પ્યારમાં અને સદા પતિની સાથે રહેવાથી, તમારો સાચો ધર્મ સરી પડયો છે. વાસીદે સાંએલું ચાલ્યું ગયું છે.

જાલંધરની સતી સ્ત્રી વૃંદા, શ્રીકૃષ્ણના ચરણની સેવા માટે, તુલસી બન્યાં છે. તેમ અમે પણ સતીઓ છઈએ, અને આપના ચરણને ચાહીએ છઈએ.

ચરણરજની સેવા એટલે સંપૂર્ણ દાસભાવ. પુષ્પાદિમાંથી જેમ સુગંધ વહ્યા કરે છે, તેમ સત્પુરૂષોમાંથી ઓજસ્—પ્રભા—શક્તિ—વહ્યા કરે છે. મુખ્યત્વે કરીને આંખ, હાથ અને પગ એમ ત્રણ દ્વારે થઈને, પ્રભા વિશેષ પ્રમાણમાં વહે છે. તે ત્રણેમાં ચરણનો સ્પર્શ, સંપૂર્ણ દિનતા સૂચવે છે. તેટલા માટેજ અનેક ભક્તો, શ્રીહરિના ચરણના દાસ થવા મથતા, અને હજી મથે છે.

ફારસ—આજકાલ ચરણરજની સેવા અગર ચરણસ્પર્શ, ફારસ જેવાં થઈ પડયાં છે. 'હવે પાપને પંથે નહીં ચાલુ' એવો નિશ્ચય કરીને ચરણસ્પર્શ કરવો જોઈએ. આવા નિશ્ચય

વિનાનો ચરણસ્પર્શ ફારસ જેવો છે. સંતોના અગર ગુરૂના ચરણની રજ લે, અને દૂર જઇને, તેમની નિંદા કરે; તે પણ ચરણરજનું ફારસ છે. આજકાલ આવું ફારસ ઘણે ઠેકાણે થાય છે.

દૃષ્ટાંત—એક મોટા સ્વામી પૂનામાં પધારતા, ત્યારે અનેક મનુષ્યો સવારમાં સ્વામીજીના ચરણ ધોઇને ચરણોદક લેતા, અને પોતાને કૃતકૃત્ય માનતા. આ વહીવટ સવારના ચારથી બપોરના બાર વાગતા સુધી ચાલતો, અને જ્યાં સ્વામીજી બેઠા હોય, ત્યાંથી એક નાનકડી નદી નીકળી હોય, તેવો દેખાવ થતો હતો. આ ગડબડાટથી સ્વામીજીએ કંટાળીને, એક ગોવાઈ પાકી કેરી મંગાવી. રાતના બાર વાગ્યા પછી, આ કેરી મજબૂત પાટાથી પગે બાંધી દીધી. ઉપર ગોળનું પાણી છાંટયું. સવાર પડતાં જે કોઇ ચરણોદક લેવા આવ્યા, તેમને સ્વામીજીએ કહ્યું કે-'મને અડશો નહીં, નહીંતો તમને આવો રોગ થશે.'

હરિજન—'ત્યારે-બાપજી! કાંઈ દવા કરોને. કહો તો વૈદ્યને તેડી લાવું.'

સ્વામીજી—"હમણાંજ મોટા વૈદ્ય જોઇ ગયા. તે કહેતા હતા કે-રોગ અસાધ્ય છે, તો પણ જો કોઈ આ ગુંબડાના પરૂને ચુસી લે, તો તમે બચો, અને ચુસનાર મરી જાય.'

આ શબ્દો સાંભળીને, સ્વામીજીને છેટેથી પગે લાગીને, સૌ ચાલવા લાગ્યા. કોઇએ સ્વામીજીને બદલે મરવાની હિંમત કરી નહીં. ધનવાનોએ સ્વામીજીની પાછળ ભંડારો વિગેરે ધર્માદો કરવાનો વિચાર કર્યો; પણ હવે પછી તે ચેપી રોગને પડછાયે પણ ન આવવું, એમ નિશ્ચય કર્યો. લગભગ બાર વાગતાં ગણેશ નામનો એક મરાઠો આવ્યો. સ્વામીજીએ તેને તમામ વાતથી વાકેફ કર્યો. સ્વામીજીનું અસહ્ય દુઃખ જોઇને, ગણેશ સ્વામીજીને બદલે મરવા તૈયાર થયો.

ગણેશ—મહારાજ, ગુંબડાનું મુખ મને બતાવો, એટલે હું ત્યાંથી પરૂને ચુસી લઉં.

સ્વામીજી—વાત બરાબર સમજ્યો છો? પરૂ ચુસી લેતાં તારે મરવું પડશે. શું તું મારે માટે મરવા તૈયાર છો?

ગણેશ—હાજી. હું આપને માટે મરવા તૈયાર છઉં.

સ્વામીજી—તું તારાં સ્ત્રી પુત્રાદિકને પુછીઆવ. આ તો જીંદગીનાં સાટાં છે.

ગણેશ—હું સ્ત્રીપુત્રાદિકનો માલીક છઉં. હું સ્વતંત્ર છઉં. પુરૂષ થઇને આવી બાબતમાં તેમની સલાહ લેવા જાય, તે આવી તક ખોઇ નાંખે. માટે સુખેથી મને આજ્ઞા કરો, અને ગુંબડાનું મુખ બતાવો.

ગણેશનો દૃઢ નિશ્ચય જોઇને, સ્વામીજીએ ગુંબડાને ચપ્પુની અણી મારી. અણી વાગતાં કેરીનો રસ બહાર આવ્યો, અને ગણેશ ચુસવા લાગ્યો. ગણેશને રસ મીઠો લાગ્યો, અને સ્વામીજીને ગણેશ મીઠો લાગ્યો—અધિકારી-લાગ્યો. તે દિવસે સ્વામીજીએ આજ્ઞા કરી કે-'શ્રદ્ધા વિના લીધેલું ચરણોદક ફળ આપશે નહીં-તેથી ગણેશ સિવાય કોઇએ અહીં આવવું નહીં, અને ચરણોદકની ચાહના રાખવી નહીં.'

**ઠગબાજી**—વેપારરોજગાર અને વ્યવહારમાં ભલે ઠગબાજી કરો; પણ સંતોની સાથે, સદ્ગુરૂની સાથે અને શ્રીઠાકોરજીની સાથે કામ કરો, ત્યારે ઠગબાજીને દૂર રાખજો. કોઈની ચરણરજ લઇએ નહીં, અને લઇએ, તો પતિવ્રતા સ્ત્રી જેમ પતિને વફાદાર રહે છે, તેમ જેમની ચરણરજ લઇએ, તેમને આપણે વફાદાર રહેવું જોઇએ.

હજી ગોપીઓની પ્રાર્થના ચાલે છે—

**तन्नः प्रसीद वृजिनार्दन तेंऽघ्रिमूलं, प्राप्ता विसृज्य वसतीस्त्वदुपासनाशाः ॥**
**त्वत्सुन्दरस्मितनिरीक्षणतीव्रकाम-तप्तात्मनां पुरुषभूषण देहि दास्यम् ॥३८॥**

**અર્થ—**"તેથી હે દુઃખોને હરનારા ! અમે કે જેઓને તમારી સેવાની તૃષ્ણા છે. તે અમો (યોગીઓની માફક) ઘરબાર તજીને, આપનાં ચરણકમળમાં આવેલી છઇએ, તેમના ઉપર આપ પ્રસન્ન થાઓ. હે પુરૂષોમાં રત્નરૂપ ! તમારા સુંદર મંદહાસ્ય સહિત જોવાને લીધે, ઉત્પન્ન થએલા તીવ્ર કામદેવથી તપી ગએલી એવી જે અમે, તેમને આપ દાસીપણું આપો." (૩૮).

૩૮ વિવેચન—

**वृजिनार्दन** !—હે દુઃખનો નાશ કરનાર ! જેમ કોઇ જે. પી; જેમ કોઈ બેરોનેટ; એમ આ પ્રભુ વૃજિનાર્દન-દુઃખનો નાશ કરનાર. હાર્યાના હરિ. જ્યારે ક્યાંઈ નજર ન પડે, ત્યારે 'હે હરિ !' 'કદિ અમારાં પ્રારબ્ધ વાંકાં હોય, તો પ્રારબ્ધને પણ ઉથલાવી નાંખીને, આપ પ્રસન્ન થાઓ ' એ ભાવ છે.

રાગ-ટોડી તાલ ૩.

હરિ ! તુમ ભક્તનકે હિતકાર,
ભક્તનકે હિતકાર-હરિ ! તુમ ભક્તનકે હિતકાર !
ભવસાગર જલ દુસ્તર ભારી, લીજે મુઝે ઉગાર—હરિ૦ ટેક.
ગજ અરૂ ગ્રાહ લડે જબ જલમેં, ગજને પાઇ હાર;
મનમેં સુમરણ કિયા તુમ્હારા, પહુંચે ગરૂડ સવાર—હરિ૦
તુમરે દર્શન કારણ ધ્રુવને, તપ કીનો મન ધાર;
અચલ રાજ્ય તિસકો પ્રભુ દીના, દે અપના દીદાર—હરિ૦
પ્રીત દેખ પ્રલ્હાદ ભક્તકી. નિકલે થંભ વિદાર;
હિરણ્યકશપકો પકડ કેશસે, પલમેં દીના માર—હરિ૦
દ્રુપદસુતાકી લાજ સભામેં, રાખી ચીર વધાર;
બ્રહ્માનંદ શરણુમેં તેરી, મેરી સુનો પુકાર—હરિ૦

સગવડે હરિ ભજે, તેની અરજ હરિ સગવડે સાંભળે; ગમે એવી અગવડ હોય, તો પણ જે હરિ ભજે, તેની અરજ શ્રીહરિ તુરત સાંભળે-વિના વિલંબે સાંભળે.

---

૩૮ પદચ્છેદ—**तत्**-તેથી-**हे वृजिनार्दन**-હે દુઃખોને દળી નાંખનાર-દુઃખોને મટાડનાર. **तव उपासने आशाः यासां ताः इति वयं**-અમે કે જેઓને તમારી સેવાની તૃષ્ણા છે તેઓ **वसतीः विसृज्य**-ઘરબાર તજીને. **ते अंघ्रिमूलं प्राप्ताः**-આપના ચરણ કમળમાં આવેલી છઇએ. **नः प्रसीद**-તેમના ઉપર આપ પ્રસન્ન થાઓ. **हे पुरुषभूषण** !-હે પુરૂષોમાં રત્નરૂપ. **त्वत्**-**तव सुंदरं स्मितेन सह निरीक्षणं** (જોવું) **तेन तीव्रः कामः तेन तप्ताः आत्मानः यासां ताः, तासां-त्वत्सुंदरस्मितनिरीक्षणतीव्रकामतप्तात्मनां**-તમારા સુંદર મંદ હાસ્યરહિત જોવાને લીધે થએલા તીવ્ર કામદેવથી તપી ગએલી એવી જે અમો તેમને **दास्यं देहि**-દાસીપણું આપો.

ગોપીઓ કોણ ?—'**वसतीः विसृज्य** ઘરબાર તજીને. '**ते अंघ्रिमूलं प्राप्ताः**-આપના ચરણ કમળમાં આવીને રહેલી એવી અમે.' વળી '**तव उपासने आशा यासां ताः त्वदुपासनाशाः**-આપની સેવાની જેમને તૃષ્ણા છે, તે અમે.'

ગોપીઓની કથા સાંભળીને કાંઇક ગોપીઓ જેવા વૈરાગી બનો. ગોપીઓ જેવા સાચા ભગવદ્ ભક્ત બનો. ગોપીઓની માફક–'**જગત્ મિથ્યા અને બ્રહ્મ સત્ય**'-વાક્યનો કાંઇક અનુભવ કરો.

ગોપીઓ કેવી ?—**त्वत् सुंदरस्मितनिरीक्षणं तेन उत्पन्नः तीव्रकामः तेन तप्ताः आत्मानः यासां ताः**-આપનું સુંદર હાસ્ય અને ટહેરાઈને સામે જોઇ રહેવું, તે એથી ઉત્પન્ન થએલો તીવ્રકામ, તે કામથી જેમનાં ચિત્ત તપી ગયાં છે એવી અમે. [કામ શબ્દ સાંભળીને ભડકશો નહીં. આગળ સૂચના આપી છે.] સ્ત્રી પુત્રાદિકને જોઇને પ્રસન્ન થયાં હશે. આપ સ્ત્રી હશો, તો પતિ પુત્રાદિકને જોઇને, પ્રસન્ન થયા હશો; પણ પ્યારા પ્રભુની રઢીયાળી છબી અગર મૂર્તિ જોઇને, ક્યારે પ્રસન્ન થયા ? તેની નોંધ કદી રાખો છો? કોલસાનું અને દિવાસળીનું નામું રાખતા હશો, પણ જે નોંધવા જેવું છે, તે ભૂલી જાઓ છો.

**પદ.**

એવો અપરાધી કોણ છેરે–જેને ભજન ન ભાવે,<br>
ભક્તિ મૂકીને મુરખ ભાર ભરે છે, (૨)<br>
ગદ્ધા ઉપર ગુણ છેરે—(૨)—જેને૦ એવો૦<br>
**આવા હરિ જોઈ જેનાં હૈયડાં ન હરખ્યાં, (૨)**<br>
**તેના લોચનમાં રાઈ લુણ છેરે**—જેને૦ એવો૦<br>
મારૂં મારૂં કરતો ને મમતામાં મરતો,<br>
મરવું તે નિરધાર છેરે—જેને૦ એવો૦<br>
પ્રીતમ પ્રભુજીનું ભજન કરી લ્યો,<br>
મિથ્યા સુખની લ્હેર છેરે—જેને૦ એવો૦

**देहि दास्यं**—આપનું દાસપણું અમને આપોજ. આપની નોકરીમાં અમને રાખો જ. ધંધારોજગારમાં પાંચ પચીસ માટે નોકર થાય છે, તે ભાવ આ નથી. મારૂં જે કાંઇ છે તે તમારૂં છે, એ ભાવ આ છે.

સોરઠો—માયા વશ જિમિ જીવ, રહહિ સદા સંતત મગન;<br>
તિમિ લાગહૂં મોહિ પ્રિય, કરૂણાકર સુંદર સુખદ-સીયાવર૦

ચોપાઈ—અસ અભિમાન જાય નહીં ભોરે, મેં સેવક રઘુપતિ પતિ મોરે;<br>
રામભક્તિ તજ ચહ કલ્યાના, સો નર અધમ શૃગાલ સમાના.

( મોક્ષવાણી પાનુ ૩૨ A ).

કોણ આ કહે છે ? કાંઇ યાદ આવે છે ? આ વચનો સુતીક્ષણનાં છે.

ગોપીઓ કહે છે કે—

**પદ.**

નંદલાલા ! અમે તો તારાં દાસડીયાં,<br>
વ્રજલાલા ! અમે તો તારાં દાસડીયાં;<br>
હરિ હરિ દાસડીયાં—પૂરો આસડીયાં—નંદલાલા૦

જે મુખે નામ નહીં પ્રભુ તારૂં, તે મુખ ઉપર પડે ખાસડીયાં—નંદલાલા૦
રટણ કરતાં વિતે દિનરજનિ, દિન દિન કરતાં માસડીયાં—નંદલાલા૦
નામ ભૂલાવે ભેળાં થઇ નૂગરાં, તો અમને પડે ત્રાસડીયાં—નંદલાલા૦
પ્રેમને વશ થઈ બોલો પાતળીયા, પ્રેમને વશ રમો રાસડીયાં—નંદલાલા૦
નવધામાં લાગી પૂરણ લગની, આઠે પહોર અભ્યાસડીયાં—નંદલાલા૦
જનમોજનમ ઋષિરાજના જીવન, વૈષ્ણવમાં દેજો વાસડીયાં—નંદલાલા૦

હવે ગોપીઓ કહે છે કે–'તમારૂં મુખડું એવું સુંદર છે કે અમે તમારી દાસીઓ થઇને રહીએ—

**वीक्ष्यालकावृतमुखं तव कुण्डलश्री-गण्डस्थलाधरसुधं हसितावलोकम् ।।**
**दत्ताभयं च भुजदण्डयुगं विलोक्य, वक्षः श्रियैकरमणं च भवाम दास्यः ।।३९।।**

**અર્થ—કેશથી વિંટાએલું, ગંડસ્થળમાં કુંડળની શોભાવાળું [ એટલે કુંડળના ચળકાટથી જેના ગાલ શોભી રહ્યા છે એવું.] અધરમાં સુધાથી ભરેલું, એવું આપનું મુખારવિંદ જોઈને, હાસ્યયુક્ત આપના અવલોકન જોઇને, અને અભય આપનારા આપના બે ભુજદંડને જોઇને, અને લક્ષ્મીજીના રમણ કરવાના સ્થાન રૂપ, આપના વક્ષઃસ્થળને જોઇને, અમે આપની દાસી થવા ઈચ્છીએ છઇએ." [૩૯]**

૨૯ વિવેચન—

શ્રીકૃષ્ણનું રૂપ જોઇને ગોપીઓ ઘેલી થઈ ગઈ. એક ગોપી ગાય છે—

પદ.

રેખતા તાલ દાદરા.

અયે કૃષ્ણે તેરે નામપે, કુર્બાન હો રહી;
સુરતકો તેરી દેખ, પરેશાન હો રહી— અયે૦ ટેક.
સિરપર વો મોરકી મુગટ, કાનોમેં હૈં કુંડલ;
વો અધર બંસરીકી મધુર, ટહરે હો રહી— અયે૦
ફુલોકી માલ હૈ ગલેમેં, તિલક ભાલ હૈ;
મુખચંદ મંદહાસસેં, બેજાન હો રહી— અયે૦

---

૩૯ પદચ્છેદ—**अलकैः आवृतं [ मुखं वीक्ष्य ]**-કેશથી વિંટાએલું [મુખ જોઇને] **कुंडलयोः श्रीः ययोः ते इति गंडस्थले यस्मिन् तत् इति मुखं वीक्ष्य**-ગંડસ્થળમાં કુંડળની શોભા વાળું. **अधरे सुधा यस्मिन् तत्**-અને અધરમાં અમૃતથી ભરેલું [એવું આપનું મુખ જોઇને. ] **हसितेन युक्तः अवलोकः यस्मिन् तत् इति मुखं वीक्ष्य**-હાસ્યથી યુક્ત એવા આપના મુખને જોઇને. **च**-અને **दत्तं अभयं येन तत् इति भुजदंडयोः युगं तत् विलोक्य**-અભય આપનારા આપના બે હાથને જોઇને. **च**-અને **श्रियः एकं रमणं इति वक्षः**-લક્ષ્મીજીના રમણ કરવાના આગવા સ્થાનરૂપ વક્ષઃસ્થળને જોઇએ. **वयं दास्यः भवाम**-અમે તમારી દાસીઓ થવા ઇચ્છીએ છીએ.

નહીં ખાનપાનકી સુધી, ન લોકલાજ હૈ;
તેરે દિદાર કે લિયે, હૈરાન હો રહી— અયે૦
ન ભૂલિયે મુઝે, દીનનકે નાથ તુમ સુને;
બ્રહ્માનંદ તેરે દરકી, મૈં દરબાન હો રહિ— અયે૦

શ્રીકૃષ્ણનું રૂપ જોઇને માત્ર સ્ત્રીઓજ નહીં, પણ પુરૂષો પણ ઘેલા બન્યા. રામના રૂપમાં પણ આવું કાંઇક હતું. વિશ્વામિત્ર જેવા વૈરાગી પણ—

ચોપાઇ—પુનિ ચરણુન મેલે સુત ચારી, રામ દેખી મુનિ વિરતિ વિસારી!

જનક વિદેહી પણ—

ચોપાઇ—મુરતિ મધુર મનોહર દેખી, ભયઉં વિદેહ **વિદેહ** વિશેખી.

શ્રીકૃષ્ણનું મુખડું જોઇને મીરાં પણ લલચાણી. મીરાંને તીવ્ર વૈરાગ્ય પ્રગટ્યો—

**પદ.**

મુખડાની માયા લાગી રે-મોહન તારા. ટેક૦
મુખડું મેં જોયું તારૂં, જુગ સરવે થયું ખારૂં; (૨)
મન મારૂં રહ્યું ન્યારૂં રે— મોહન તારા૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું; (૨)
તેને તુચ્છ કરી ફરીએરે— મોહન તારા૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું; (૨)
તેને ઘેર શીદ જઇએરે— મોહન તારા૦
પરણું તો પ્રીતમ પ્યારો—હાં—હાં—થવા દ્યો—
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો; (૨)
રાંડવાનો ભય ભાંગ્યોરે— મોહન તારા૦
બાઇ મીરાં બલિહારી, આશા મુને એક તારી; (૨)
હવે હું તો બડ ભાગીરે— મોહન તારા૦

**'भवामः दास्यः—**'અમે તમારી દાસી થઇએ' દાસત્વની બાબતમાં દયારામભાઇ કહે છે કે—

**રાગ-કવિત.**

જો મુખસોં બાંસુરી બજાઇ રાસમંડલમેં, જો મુખ અધરામૃત
સર્વસ્વ ગોપી કેરો હે;
જો મુખ ગુહ્યબાત કરો રાધા પ્યારીસંગ, જો મુખ રસ પાન
રસિકનકે ઘનેરો હો;
જો મુખમેં વિશ્વરૂપ માતાકું દિખાયો નાથ! જો મુખ વરદાન
દીને સતત આપ ચેરો હે;
સો મુખારવિંદસોં શ્રીકૃષ્ણચંદ્ર એક બેર, કરૂણા કરી કહીએ
પ્રભો! 'દાસ દયો મેરો હે.'

**अद्वैतवीथिपथकैरुपास्या, वेदांतसिंहासनलब्धदिक्षा ।**
**हठेन केनापि वयं शठेन, दासीकृता गोपवधूविटेन ॥**

[मधुसूदनसरस्वती]

અર્થ—અમે કે જેઓ અદ્વૈત માર્ગના ઉપાસક છઇએ, અને અમે કે જેઓએ વેદાંતના સિંહાસનની દિક્ષા લીધી છે, તોપણ કોઈ એક ગોપ વધૂને પ્રિય એવા શઠ (જણાતા) પુરૂષથી, અમને બળાત્કારે દાસ બનાવી દેવામાં આવ્યા છે. એટલે અમે અદ્વૈતના ઉપાસક છઇએ, તોપણ અમારે શ્રીકૃષ્ણના દાસ બનીને, દ્વૈતભાવનું અવલંબન રાખવું પડે છે.

દાસભાવ એજ નિર્મળ ભક્તિ. ભક્તોને મોક્ષની ઇચ્છા પણ હોતી નથી.

**दत्तं अभयं येन तत् इति भुजदंडयोः युगं तत् विलोक्य**—અભય આપનારા આપના બે હાથને જોઇને. સુંદરતાના વખાણમાં 'અભય' શબ્દની શી જરૂર ?–આપને શરણે આવનારના લૌકિક ભય મટે, એટલુંજ નહી, પણ દેવ અને દાનવોથી થતા ભયનો પણ નાશ થાય. ખીલો લોઢાનો, પણ તે વહાણમાં જડાઈ ગયો, માટે જળમાં તરે. લાખ ત્રણ પાઇની, પણ સોના સાથે મળી, માટે તેજુરીમાંજ રહે; જાતે વાઘરણ, પણ રાજાને પરણી, તે જનાનામાંજ રહે. બ્રાહ્મણના ક્રોધથી કોઇ બચે નહી, પણ આપના શરણમાં રહેલો અમરીશ, દુર્વાસાથી બચ્યો. ભયમાં આવેલા ચંદ્રહાસને આપેજ નિર્ભય કર્યો. જે ગુમાસ્તો નિર્મળભાવથી શેઠને ભજે, તે અભય થાય. જે સ્ત્રી નિર્મળભાવથી પતિને ભજે, તે સતી કહેવાય; ત્યારે અમે કે જે આપની દાસીઓ છઇએ, અને આપને નિર્મળ ભાવથી ભજીએ છઇએ, તે કેમ અભય નહીં થઇએ ? તાત્પર્ય–લૌકિક દોષો બતાવીને, આપ અમને ડરાવો છો, પણ અમે કે જે તમારાં છઇએ, તેમને કોઈ પણ પ્રકારનો ભય હોયજ નહીં.

હવે ગોપીઓ કહે છે કે–'શું આપ કામણગારા નથી ? શું આપ અમને ભૂલ ખવરાવતા નથી !—

**का स्त्र्यङ्ग ते कलपदायतमूर्च्छितेन, संमोहितार्यचरितान्न चलेत्त्रिलोक्याम् ॥**
**त्रैलोक्यसौभगमिदं च निरीक्ष्य रूपं, यद्गोद्विजद्रुममृगाः पुलकान्यबिभ्रन् ॥४०॥**

અર્થ—"હે શ્રીકૃષ્ણ ! આપે ઉપર વ્યભિચારની નિંદા કરી, પણ ત્રૈલોક્યમાં તમારા મધુર પદવાળા, અને લાંબા આલાપ વાળા વેણુગીતથી, અને ત્રૈલોક્યમાં સર્વોત્તમ સુંદરતાવાળું આ તમારૂ રૂપ જોવાથી. મોહ પામેલી કઈ સ્ત્રી, પોતાના સ્વધર્મથી–પતિવ્રતાના ધર્મથી–ભ્રષ્ટ ન થાય! તે ગીત સાંભળવાથી અને જે રૂપ જોવાથી, ગાયો, પક્ષીઓ, વૃક્ષો અને મૃગોનાં પણ રૂંવાડાં ઉભાં થયાં–તેઓ પણ વિહ્વળ થયાં." (૪૦)

૪૦ પદચ્છેદ—**हे अंग !**–હે વ્હાલા ! **त्रैलोक्याम्**–આ ત્રૈલોક્યમાં. **ते–तव**–તમારો **कलानि** (મધુર) **पदानि यस्मिन् तत् कलपदं** (મધુરગીત) **तेन सह आयतं**–(દીર્ઘ–લાંબા ) **यत् मूर्च्छितं** (આલાપ) **तेन–कलपदायतमूर्च्छितेन**–સુંદર પદવાળા અને લાંબા આલાપવાળા મધુર ગીતથી. (મોહ પામેલી કઈ સ્ત્રી). **त्रैलोक्ये सौभगं तत इदं रूपं निरीक्ष्य**–ત્રણલોકમાં સર્વોત્તમ સુંદરતાવાળું આ તમારૂં રૂપ જોઇને. **संमोहिता इति का स्त्री**–મોહ પામેલી એવી કઇ સ્ત્રી. **आर्यचरितात्**–પોતાના ધર્મથી. **न चलेत्**–ચલાયમાન ન થાય ? **यत्**–જે ગીત સાંભળીને અને જે રૂપ જોઇને. **गोद्विजद्रुममृगाः पुलकानि अबिभ्रन्**–ગાયો, પક્ષીઓ, વૃક્ષો અને મૃગોનાં પણ રૂવાંડાં ઉભાં થઇ જાય છે.

૪૦ વિવેચન—

**आर्यचरितात् न चलेत्**—પોતાના પતિવ્રતાના ધર્મથી ચલાયમાન ન થાય? તીવ્ર વૈરાગવાળી ભક્તિ પ્રગટયા પછી, લૌકિક પતિની સેવામાં ખાંચકો આવે. લૌકિક વ્યવહારમાંથી રસ ઉડી જાય. પતિવ્રતાના ધર્મમાં પ્રવીણ રહેવા રાણાએ મીરાંને આગ્રહ કર્યો, અનેક પ્રકારના લૌકિક સુખની લાલચો બતાવી, ત્યારે મીરાંએ કહ્યું કે—

**પદ.**

હુંતો પરણી મારા પ્રીતમની સંગાત, બીજાને પ્રીતમ નહીંરે કરૂં રે—
—હુંતો પરણી ટેક૦ (૩)

ઘઉંરે ચોખલીયા રાણા ! નથી મારે જમવારે; (૨)
ટુકડા માગીને અમે ખઈશું–રાણાજી અમે ટુકડા માગીને હવે ખઈશું—બીજાને૦
મોતી કેરી માળા રાણા ! નથી મારે પહેરવીરે; (૨)
તુલસીની માળા પહેરી ફરશું–રાણાજી ! અમે તુલસીની માળા પહેરી ફરશું—
બીજાને૦ હું તો પરણી૦

હીરના ચીર રાણા ! નથી મારે પહેરવારે; (૨)
ધોળાં પહેરીને હવે ફરશું, રાણાજી ! અમે ધોળાં પહેરીને હવે ફરશું—બીજાને૦ હું તો૦
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વ્હાલા ! (૨)
હરિને ભજીને થઇશું ન્યાલ, રાણાજી અમે હરિને ભજીને થઇશું ન્યાલ—બીજાને૦ હું તો૦

જેમ રાખમાં ઢંકાયેલો અગ્નિ ઓળખાય નહીં; તેમ મીરાના લૌકિક સંબંધમાં ઢંકાએલો તીવ્ર વૈરાગ, રાણાથી ઓળખાયો નહીં. મીરાનું વર્તન રાણાને ઢોંગી જેવું લાગ્યું. રાણાએ મીરાંને ત્રાસ દેવા માંડયો.

રાણાજીના ત્રાસથી મીરાંબાઇએ ગભરાઇને તુલસીદાસને પત્ર લખ્યો. મીરાંનો પત્ર અને મીરાંને તુલસીદાસે શું જવાબ આપ્યો, તે ભાવથી સાંભળો—

મીરાંનો પત્ર—

"શ્રી તુલસી સુખ નિધાન ! દુઃખહરન ગુંસાઇ !
બારહિ બાર પ્રણામ કરૂં, અબ હરો શોક સમુદાઇ.
ઘરકે સ્વજન હમારે જે તે, સબન ઉપાધિ બઢાઈ;
સાધુ સંગ અરૂ ભજન કરત, મોહિ દેત કલેસ મહાઇ.
બાલપનેતે મીરાં કીન્હી, ગિરધરલાલ મિતાઈ;
સો તો અબ છૂટત નહિં, કયોં લગિ લગન બરિયાઇ.
મેરે તાત પિતા કે સમ હો, હરિભક્તન સુખદાઇ;
હમકો કહા ઉચિત કરિબો, એસો લિખિયો સમુઝાઇ."

તેના જવાબમાં તુલસીદાસજી લખે છે—

'જાકે પ્રિય ન રામ વૈદેહી,
તજીએ તાહી કોટિ વૈરી સમ, **યદપિ પરમ સનેહી.**'

[ હે મિરાં ! તમારાં સંબંધિઓ તમારી સાથે વૈરભાવ કરે છે, પણ જો તેઓ તમારી સાથે અત્યંત સ્નેહ કરતા હોય, તો પણ જો તેઓને સીતારામ વ્હાલા ન હોય, તો તમે તેમનો અવશ્ય ત્યાગ કરજો. ]

( અપૂર્ણ )

રે. નં. ૧૩૭

श्रीसद्गुरवे नमः।

# શ્રી મોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ–રાસલીલા.

તંત્રી અને પ્રકાશક:—**રામશંકર મોનજી ભટ્ટ**, ઠે. મોક્ષમંદિર–**અમદાવાદ**.

પુસ્તક ૧૦ મું.] માગશર માસ, ૧૯૮૬. [અંક ૧૧ મો.

**માગશર માસ**—'માસોમાં માગશર મારૂં સ્વરૂપ છે,' એમ ગીતામાં ગોવિંદ બોલ્યા છે, માટે આ માસમાં બને તેટલું ઇશ્વરમય જીવન કરજો. ઇશ્વરમય જીવન કરવા માટે, શ્રીમદ્ ભાગવતનું પારાયણ અગર ગીતાનું પારાયણ, **નિયમો ધારણ કરીને** સાંભળજો. નિયમ વિના કામ કરશો, તો રૂપૈયામાંથી ચાર પાઈ જેટલોજ નફો મળશે.

---

**શ્રીપાતંજલયોગદર્શન**—શ્રીપાતંજલ યોગદર્શનનો ગ્રન્થ ધીમે ધીમે પૂરો કર્યો. તમામ જુદા જુદા ફરમા એક પુસ્તકમાં બંધાઇને હવે મળી શકશે. તેની કીંમત માત્ર રૂ. ૨–૪–૦ છે. તેના જુદાં જુદાં પ્રકરણો પણ નીચે પ્રમાણે તૈયાર છે–સાધનપાદ ૦–૮–૦. પ્રાણતત્ત્વ ૦–૨–૦. સમાધિપાદ ૦–૧૨–૦. વિભૂતિપાદ ૦–૮–૦. કૈવલ્યપાદ ૦–૪–૦. પોસ્ટેજ ૦–૪–૦ જુદું. જેઓ માત્ર રૂ. ૨)નું સાદું માસીક વાંચે છે; તેમણે આ તકનો લાભ ખોવો નહીં. કારણ કે હવે માત્ર થોડાં પુસ્તકો છે. યોગવિદ્યાની જરૂર જણાય, તો પ્રમાદ કરશો નહીં. યોગવિદ્યાનું વાસ્તવ સ્વરૂપ શું છે, અને તેના વિના આપણી લૌકિક અને પારલૌકિક કેટલી અધોગતિ થઇ છે, તે સમજતા હો, તો પાતંજલ યોગદર્શન અવશ્ય વાંચો. ગીતા, ઉપનિષદ્, પંચદશી, આદિ સદ્ગ્રન્થો, ઘણા દિવસ સાંભળ્યા, પણ હજી જ્ઞાનના ઓડકાર કેમ આવતા નથી ? હજી વૈરાગ્યના સ્ફુરણ કેમ સ્ફુરતાં નથી ? હજી ભક્તિ કેમ છલકાતી નથી ? એમ કાંઇ અનુભવ થાય, તો યોગશાસ્ત્ર અવશ્ય વાંચો ?

**લવાજમ**—આ અંક અગીયારમો છે. હવે એકજ અંક બાકી છે; માટે ત્વરાથી આવતી સાલનું લવાજમ મોકલતા રહો; જેથી સત્સંગ ગંગાનો પ્રવાહ ચાલુ રહે. યોગ વેદાંતના સુંદર વધારાની જરૂર હોય, તો રૂ. અઢી મોકલવા; અને સાદા માસીકના રૂ. ૨). સાદા માસીકના ગ્રાહક જુજ છે. વી. પી. કરીએ ત્યારેજ મોકલો, તે હવે ઠીક ન ગણાય. બાર માસના દાતણ કરતાં, બાર માસની હજામતના ખર્ચ કરતાં, લવાજમનો ખર્ચ કમી

છે. ચાપાણીમાં ઘડીવારમાં બે પાંચ રૂપૈયા વાપરી નાંખો છો, માટે તમારા પોતાના પ્રકાશ માટે આળસ કરશો નહીં. કરાંચી, મુંબઇ વિગેરે સ્થળના ગ્રાહકોએ પુંઠાની અંદર જણાવેલે ઠેકાણે લવાજમ ભરી દેવું. એક ગામમાં બે પાંચ ગ્રાહકો હોય, તો તેમણે બનતાં સુધી એક સાથે મ. ઓ. કરવો. પાછલાં પુસ્તકો હજી મળે છે. પછી મળી શકશે નહીં.

**ગ્રાહકોને ખાસ લાભ**—માગશર વદ અમાસ પહેલાં લવાજમ મોકલી આપનારને પાતંજલ યોગદર્શન ૨–૪–૦ બદલે રૂ. ૨–૦–૦ થી આપવામાં આવશે. પોસ્ટેજ ૦–૪–૦ જુદું. તેઓએ લવાજમ ઉપરાંત યોગના પોસ્ટેજ સાથે ૨–૪–૦ મોકલવા.

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૨૯ મો ચાલુ.

[ ગયા અંકના ૧૦૮૮ મા પાનાથી ચાલુ. ]

૪૦મા શ્લોકનું વિવેચન ચાલે છે. મીરાંને તુલસીદાસજીએ શું જવાબ દીધો ? તેની એક કડી ગાઈ હતી. આગળ સાંભળો—

" તજ્યો પિતા પ્રલ્હાદ, બિભીષણ બંધુ–ભરત મહતારી;
બલિ ગુરૂ તજ્યો–કંત વ્રજવનિતા, ભયે સબ મંગલકારી.
નાતો નેહ રામસો મનિયત, સુહૃદ સુસેવ્ય જહાँ લौं;
અંજન કહા આંખ જો ફૂટે, બહુતક કહौं કહાं લौं.
**તુલસી** સો સબ ભાંતિ પરમહિત, પૂજ્ય પ્રાણસેં પ્યારો;
જાસો હોય સનેહ રામપદ, એહિ મતો હમારો."

સાર—હે મિરાં ! તીવ્ર વૈરાગ પ્રાપ્ત થયા પછી, લૌકિક ધર્મના બંધન તોડવામાં પાપ નથી.

હિરામોતીનો વેપારી, પોતાના કામકાજ માટે, મુળાના વેપારીની કદિ સલાહ લેતો નથી; તેમ ભક્તિના રસ્તામાં મુંઝવણ આવે, ત્યારે માયામાં રચ્યાપચ્યા જીવની સલાહ લેવી નહીં. શુષ્ક વેદાંતીઓની સલાહ પણ લેવી નહીં. ભકતોના ચરિત્રો વાંચવા, અગર ભકતોની સલાહ લેવી.

**કામ**ના ઉંડાણમાં હજી કાંઇક છે—**'सर्वे वेदा यत्पदम् आमनन्ति,'** [વેદ] **'वेदैश्च सर्वैरहमेव वेद्यः'** [ગીતા].

વેદનાં અને ગીતાનાં વાકયો કહે છે કે–જે જાણવાનું છે તે ભગવાન્ છે. કામશાસ્ત્ર અને વેદનો આશય એકજ હોય; તો વેદની માફક કામશાસ્ત્ર પણ, પરોક્ષ રીતે લીલાસહિત ભગવદ્દસ્વરૂપનુંજ–રસેશ્વર ભગવાનનુંજ–પ્રતિપાદન કરે છે, એમ માનવું જોઇયે. શૃંગારરસના વિદ્વાન્ **વાત્સાયન**નો આશય લોકાર્થ નથી; એમ તે પોતે પણ સ્વગ્રન્થને અંતે જણાવે છે. સાંભળો–**विहितं लोकयात्रार्थं न रागार्थोऽस्य समविधिः अस्य शास्त्रस्य तत्त्वज्ञो भवेत्तत्र जितेंद्रियः ।** અર્થાત્ કામશાસ્ત્રનાં સૂત્રના જ્ઞાનથી જિતેદ્રિય થઇને, રસાત્મક કૃષ્ણમાં [ પ્રેમપુંજમાં ] તેનો વિનિયોગ કરવાનો છે. ગંધર્વવેદનો આશય પણ, ભાગવત

પ્રતિપાદક છે. ભગવાન્ સિવાય અન્યનું ગાન તે વેદ કરતો નથી. અર્થાત ભરતનાટયશાસ્ત્ર, કામશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર અને એવાં બીજાં અનેક શાસ્ત્રોનો યથાર્થ અને પૂર્ણ વિકાસ, ત્યારેજ થએલો કહેવાય, કે જ્યારે શૃંગાર રસરૂપ–પ્રેમપુંજ–શ્રીકૃષ્ણ–ના પ્રાગટયમાં, તે તે શાસ્ત્ર ઉપયોગી થાય. લૌકિક રંગદ્વારા અલૌકિક રંગમાં જીવનને ભીંજવવું, તે શાસ્ત્રોની યુક્તિઓ છે. યાદ રાખવું ઘટે છે કે–લોકમાં અનાસક્ત અને પ્રભુમાં પરમાસક્ત એવા ઋષિઓનું તથા કામશાસ્ત્રાદિ લખનારા મહાન્ પંડિતોનું તાત્પર્ય [ભાવ], લૌકિક નજ હોય–અલૌકિકજ હોય–પરમાત્માને પામવા માટેજ હોય. શ્રીવલ્લભકુળમાં શ્રીમદ્ વિઠ્ઠલેશ્વર આચાર્યશ્રી, ભરત આદિ નાટયશાસ્ત્રના સંબંધમાં લખે છે કે–'**लौकिकपुंसि नार्या वा तदाभासो रसशास्त्रे निरूप्यते तद्दृष्टांतेन भगवद्भावद्भक्तरीतिभावनार्थं, न तु ऋषीणां लौकिके तात्पर्यं भवतिमर्हति ॥** અર્થાત–મુનિવરોએ કામસૂત્રાદિ ગ્રંથો લખવામાં જે ભાવ બતાવ્યો છે, તે ભાવ લોકોને વ્યામોહ કરીને, લૌકિકમાં પટકાવવાનો નથી; પરંતુ એવા પ્રેમયુક્ત ભકતને પ્રભુભજન કેમ કરવું, રસાત્મક પ્રભુનો અનુભવ કેવી રીતે કરવો, તે બતાવવા માટેજ છે.

સીતાજીના હરણ પછી રામ 'હે સિતા! હે સિતા!' કહીને રોવા લાગ્યા, અને સીતાજી 'હે રામ! હે રામ!' એમ બોલીને રોતાં રોતાં સુકાઈ ગયાં. જીવન્મુક્ત ઋષિઓ દુઃખ દેખીને ગભરાતા નથી, ત્યારે શું ઇશ્વરાવતાર આમ કરે! જેને હજારો અને લાખો ભજે, તે ઇશ્વરી–જગદંબા–સીતા–આમ કરે! 'આમાં કાંઇક છે,' એમ સમજીને આસ્તીકોએ તે જાણવા પ્રયત્ન કરવો, પણ તર્કવિતર્કના પૂરમાં તણાવું નહીં.

કેટલીએક પ્રતોમાં **मूर्च्छितेन** ને બદલે **वेणुगीतं** શબ્દ છે.

**જારકર્મ**—ગોપીકાઓ સૂચવે છે–'જેમ દિવસના તેજમાં, રાત્રીના અંધારાને આવવાનો હક્ક નથી; તેમ આપને શરણે આવેલા જીવોને, માયાનો મોહ થવો સંભવતો નથી. ભગવદ્ ભકતોને મોહ થાય, તે આપનામાંજ થાય. તે મોહ સાત્ત્વિક હોય છે. તે પ્રમાણે અમને જે આ મોહ થયો છે, તે નરકમાં લઇ જનારો લૌકિક મોહ નથી. આપે આપના વેણુગીત દ્વારા આ મોહ પ્રગટાવ્યો છે, અને તે અમારા કલ્યાણ માટેજ છે. સ્ત્રીઓ અને મૃગલીઓ સંગીતથી અનાયાસે ખેંચાય છે, તે સંગીત જ્યારે આપનાથી થાય, ત્યારે અમે તો શું, પણ ત્રણ લોકની સ્ત્રીઓ આપના સંગીતમાં લલચાય. સંગીત દ્વારા આપનાં દર્શન થાય. દર્શન થતાં, સ્ત્રીઓ પોતાના લૌકિક ધર્મોનો ત્યાગ કરીને, નદી જેમ સમુદ્રને મળીને પોતાના નામ રૂપ ખોઈ નાંખે; તેમ સ્ત્રીઓ આપને ભેટીને, પોતાનાં નામ રૂપ ખોઇ નાંખે. હે શ્રીકૃષ્ણ! અમારી આ સ્થિતિને ' લોકો નિંદે તો નિંદવા દ્યો, અને તમારે તેને જારકર્મ કહેવું હોય, તો તમે પણ કહો. લૌકિકદૃષ્ટિથી આર્યચરિત્ર ઉત્તમ છે; પણ તે ત્રિગુણાત્મક છે, ત્રિગુણાતીત નથી. હે પ્રભુ! અમે ત્રિગુણાતીત છઇએ. જેમ અગ્નિને કીડીઓ ચડે નહીં, તેમ ત્રિગુણાતીત જીવોને લૌકિક ધર્મો બાદ કરી શકે નહીં. સન્યાસીઓને સ્નાનસૂતક ન હોય, તેમ અમારે હવે લૌકિક ધર્મો ન હોય."

**સૌભગં**—સૂર્ય દિવસનું સૌભગ, ચંદ્ર રાત્રીનું સૌભગ, પતિ પત્નિનું સૌભગ, રાજા રાજનું સૌભગ, તેમ ઇશ્વર ત્રૈલોકનું સાભગ. ગોપીકાઓ સૂચવે છે–" આપનું મધુર ગીત અને આપનું સૌંદર્ય જોઇને ગાયો, પક્ષીઓ, વૃક્ષો અને મૃગોનાં રૂંવાડાં ઉભાં થાય છે–તેઓ

વિહ્વળ થઇ જાય છે, ત્યારે અમે કે જે સ્ત્રીઓ છઇએ, અને ઘણા વખતથી તમારા પ્રભુત્વને જાણનારી છઈએ, તે તમારી સાથે અભેદ થવા, કેમ પ્રયત્ન ન કરીએ? અભેદ થવામાં જે આવરણ રૂપ છે–જે તજવા જેવું છે, તે અમે તજી દીધું છે."

હવે ગોપિકાઓ છેલ્લી પ્રાર્થના કરે છે—

**व्यक्तं भवान्व्रजभयार्तिहरोऽभिजातो, देवो यथादिपुरुषः सुरलोकगोप्ता॥**
**तन्नो निधेहि करपङ्कजमार्तबन्धो, तप्तस्तनेषु च शिरस्सु च किंकरीणाम् ॥४१॥**

**અર્થ—"જેમ આદિ પુરૂષ નારાયણ દેવોની પીડાને હરે છે, તેમ આપ વ્રજના ભય અને પીડાને હરવા માટેજ જનમ્યા છો; તેથી હે દીનબંધુ! અમે કે જેઓ આપની દાસીઓ છઇએ, તેઓના કામદેવથી તપી ગએલા સ્તનો ઉપર, અને તેઓના મુસ્તકો ઉપર, આપનું હસ્તકમળ ધારણ કરો." [૪૧]**

૪૧ વિવેચન—

**भवान व्रजभयार्तिहरः अभिजातः**—'વ્રજના લોકોના ભય અને દુઃખ હરવા માટેજ આપનો અવતાર થયો છે. તે વાત શું આપ ભૂલી જાઓ છો! તે વાત શું અમારે આપને યાદ દેવી પડે! **आर्तबंधो**! [ હે દુઃખીના બેલી ] આ સંબોધન ઉપલી વાતને ટેકો આપે છે. ગોપીકાઓ દ્વૈત મટીને અદ્વૈત ભાવે કહે છે કે–અમે કે જેઓ દુઃખી છઇએ, તેમના દુઃખના નિવારણ માટે, આપનો હસ્તકમળ અમારા તપી ગએલા સ્તન ઉપર, અને માથા ઉપર મૂકો. માથા ઉપર હાથ મુકવામાં એવો ભાવ છે કે–સ્તન ઉપર હાથ મુકવાથી, લૌકિક દૃષ્ટિએ જે દોષ જણાય; તે દોષથી અમે અભય રહીએ.

**ચમકયા હશો**—'અમારા તપી ગએલા સ્તન ઉપર હાથ મુકો'. એ શબ્દો સાંભળીને ચમકી ગયા હશો. શ્રીકૃષ્ણને પરબ્રહ્મ રૂપે નહીં–પણ માત્ર પુરૂષરૂપે દેખીએ–ઓળખીએ–ત્યાં સુધી આ બધું વિપરીત જણાય. આ સંસારમાં પતિ અને પત્નિ ભાવ અદ્વૈતભાવની અંતિમ ઉપમા છે. પતિપત્નિનો સંબંધ દ્વૈત ભાવની પેલી તરફની ભૂમિકા છે. પતિ પ્રત્યેના અદ્વૈત ભાવના ઉભરામાં, સ્ત્રી પોતાના પ્યારાનો હાથ, પોતાને હાથે પોતાના સ્તન ઉપર મુકે છે. એટલે સ્ત્રીતત્ત્વ પોતાના લજ્જા રૂપી ધનને તજીને, પુરૂષતત્ત્વમાં લય પામે છે–તાદાત્મ્ય ભાવને પામે છે. જેમ પતિ અને પત્નિ વચ્ચે કોઇ પણ પ્રકારનો દ્વૈતભાવ નથી; તેમ અમારી અને તમારી વચ્ચે–જીવ અને શિવ વચ્ચે–કોઈ પણ પ્રકારનો ભેદ ન રહેશો, એ ભાવ છે. પોતાનો હાથ પોતાના ગમે તે ગુહ્ય અંગને અડકે, તેમાં સંશય ન રહે; તે પ્રમાણે ગોપીઓ કે જેમણે–શ્રીકૃષ્ણનું પ્રભુત્વ જાણી લીધું હતું; અને જેઓ શ્રીકૃષ્ણાકાર બની ગઈ હતી, તેમને આમ બોલવામાં કાંઇ બાદ નથી. **यथा आदिपुरुषः देवः सुरलोकगोप्ता**–

---

૪૧ પદચ્છેદ—**यथा आदिपुरुषः देवः सुरलोकगोप्ता**–જેવી રીતે આદિપુરૂષ નારાયણ ભગવાન્ દેવોની પીડાને હરે છે. તે પ્રમાણે **भवान्**–આપ **व्रजभयं च आर्ति हरति इति व्रजभयार्तिहरः**–વ્રજના ભય અને પીડાને હરનારા **अभिजातः**–જન્મ્યા છો. **इति व्यक्तं**–તે વાત સૌ જાણી ગયા છે, હવે તે વાત ગુપ્ત નથી. **तत्**–તેથી **आर्तबंधो**–હે દીનબંધુ! **किंकरीणां इति नः**–અમે કે જે તમારી દાસીઓ છઇએ, તેમના **तप्तस्तनेषु**–કામદેવથી તપી ગએલા સ્તનો ઉપર **च**–અને **शिरस्सु**–અને મુસ્તક ઉપર **करपंकजं निधेहि**–આપનું હસ્ત કમળ ધારણ કરો.

જેમ આદિપુરૂષ દેવ સુરલોકની રક્ષા કરે છે, અને અસુરોનો સંહાર કરે છે. એટલે જેમ પ્રભુ અમુકને ષમ થાય છે, અને અમુકને વિષમ થાય છે; તે પ્રમાણે આપ નિર્વિકાર બ્રહ્મ છો, આપ આત્મારામ છો; તો પણ અમારા ઉપર પ્રસન્ન થાઓ-અમારા નચાવ્યા નાચો-અમે કહીએ તેમ કરો-રસ રૂપ બનીને અમારી સાથે રમો.

**किंकरीणाम्**—આપ અમારા પતિ થાઓ, એવી ભાવનાથી અમારામાંની ઘણી ગોપીઓ ગૌરીને પૂજતી હતી. ત્યાં વર દેવા માટે આપ અનાયાસે પધાર્યા હતા. અત્યારે આપ સ્વધર્મની ડાહી ડાહી વાતો કરો છો, પણ આપે ત્યાં અમારાં વસ્ત્રો લઇ લઇને, અમારા સ્વધર્મનો ત્યાગ કરાવ્યો હતો, અને અમને દાસીઓ બનાવી હતી-એટલે અમને આપે પોતાની કરી હતી. દાસીઓનો ત્યાગ કરવો, તે ધર્મમર્યાદાનું ઉલંઘન છે. આ રીતે અમે આપની દાસીઓ છઇએ. આપ સાગર અને અમે તરંગ છઇએ.

ગીતિ—**सत्यपि भेदापगमे, नाथ तवाहं न मामकीनस्त्वम् ।**
**सामुद्रो हि तरंगः, क्वचन समुद्रो न तारंगः ॥**

[ શ્રીઆદ્યશંકરાચાર્ય ]

અર્થ—હે નાથ ! ભેદની નિવૃત્તિ થાય, તોપણ હું તમારો છઉં, તમે મારા નથી. તરંગ સમુદ્રનો છે, પણ સમુદ્ર કદિ તરંગનો નથી. [ શ્રીષટ્પદીસ્તોત્ર. ૩ ]

'શરદની રાત્રીઓમાં તમે મારી સાથે રમશો,' એવું વચન પણ ત્યાં આપે આપ્યું હતું. આ બધી વાત આપને યાદ હોય, તો આપનો હાથ અમારે માથે અને અમારા સ્તન ઉપર મૂકો-એ ભાવ છે.

આટલી પ્રાર્થના કરી, છતાં નહીં માનો; તો તમારે અને અમારે વઢવાડ થાવાની. વઢવાડ કેવી ?-સાંભળો—

**પદ.** મારી હુંડી સ્વિકારો—એ રાગ.

હાંરે-નહીં માનો તો મારા નાથરે, વઢવાડ થાવાની,
વઢતાં જીભલડી નહીં રહે હાથરે, માઝા તુટી જાવાની. હાંરે નહીં૦ ટેક.

સાખી—અમે તો નિર્બળ નારીઓ, તમે સબળા છો સ્વામી;
અવગુણ સામું જો જોઇ રહોરે, તો ખોટા ઠરશો-ગરૂડાગામીરે-વઢવાડ-નહીં તારો૦

સાખી—જારકરમી અમને જો કહો, તો ગુણકાને કાં તારી ?
પાપકરમી કદિ અમને કહો, તો તમે પૂતનાને કેમ ઉદ્ધારીરે—વઢવાડ૦ નહીં૦

સાખ—અનાચારી અમને કહો, તો અનાચારી કરમા નારી,
તેનો ખીચડો ખાધો ખંતથી, તમે શું સમજી ગિરધારી રે—વઢવાડ૦ નહીં૦

સાખ—વર્ણાશ્રમમાં (અમને) નીચાં ગણો, તો નીચી શવરી નારી,
એઠાં બોરાં ભાવથી ખાધાં, શું સમજી-તમે તેને તારી રે—વઢવાડ૦ નહીં૦

સાખી—જીવશીવની એકતા, એમ જાણો છો મારા નાથ !
અમે તમારા હાથમાં, તમે આવો અમારી સાથ રે—તો-વઢવાડ મટવાની.
નહીં માનો તો મારા નાથ રે—વઢવાડ થાવાની.

આ રસનો સ્વાદ કોણ જાણે ? તે સંબંધમાં નરસીંહ મહેતો કહે છે—[ ઢોલક અને ઝાંસીજોડાં પાછાં તૈયાર કરો. આસપાસ જુઓ-કોઈ ઉંઘતા તો નથીને ? ઉંઘશે તેમનું જશે.]

પદ.

× × × × × ×

ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ તો એની દાસીરે— ભુતળ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે;
બહુ બહુ જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગીરે— ભુતળ૦

જેમ ભ્રમર પુષ્પના મકરંદથી પ્રસન્ન થાય, તેમ અમે આપના હસ્ત રૂપી કમળમાંથી સ્રવતી પ્રભુતાથી કૃતાર્થ થઈશું, આપના હસ્તકમળમાંથી સ્રવતા રસથી કૃતાર્થ થઈશું, એ ભાવ છે.

**तप्तस्तनः**—શું સ્તન તપી ગએલા હતા ?–આ વિરહ તાપ છે. લોભીને લોભનો તાપ, કામીને કામનો તાપ; તેમ મુમુક્ષુઓને ભગવદ્ પ્રાપ્તિમાં થતા વિલંબથી ઉત્પન્ન થએલો તાપ. તે તાપથી તપેલા સ્તન–એટલે તપેલાં હૃદય.

ગોપીઓની પ્રાર્થના પૂરી થઈ. પ્રાર્થનામાં વિષયોના ત્યાગનું પ્રમાણ, અને પ્રભુમાં થએલું રાગનું પ્રમાણ, અવશ્ય અવલોકન કરવા જેવું છે. 'જગત્ મિથ્યા અને બ્રહ્મ સત્ય–' એ ભાવના કેટલે અંશે, ગોપીઓએ પોતાના જીવનમાં ઉતારી છે, તે અવશ્ય વિચારવા જેવું છે.

ગોપીઓની પ્રાર્થના સાંભળીને, શ્રીકૃષ્ણ શું કરે છે ? તે હવે સાંભળો—

**श्रीशुक उवाच ॥**

**इति विक्लवितं तासां, श्रुत्वा योगेश्वरेश्वरः ॥**
**प्रहस्य सदयं गोपी–रात्मारामोऽप्यरीरमत् ॥ ४२ ॥**

**અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે–એ પ્રમાણે વ્રજાંગનાઓના કાલાવાલા સાંભળીને, યોગેશ્વરોના પણ ઇશ્વર ભગવાન, હસીને પોતે આત્મારામ છતાં પણ, દયા કરીને ગોપીઓને રમાડવા લાગ્યા. [૪૨]**

૪૨ વિવેચન—

**प्रहस्य**—નાંખેલી ભુલવણીમાં વિજય મેળવતાં પોતાનાં બાળકોને દેખીને, જેમ માતાપિતા હસે; તેમ લૈકિક ધર્મોની નાંખેલી ભુલવણીમાં વિજય મેળવીને, પોતા તરફ અઢળક પ્યાર રાખતી ગોપીઓને દેખીને, પ્રભુ હસ્યા.

**विक्लवितं**—પ્રેમની પરવશતામાં બોલાએલું કાલું બોબડું.

દષ્ટાંત—છોટુભાઇ વૈદક ખાતાની મોટી પરીક્ષા આપીને વિલાયતથી પાછા વળ્યા; ત્યારે તેમના કુટુંબનાં ઘણાં સ્ત્રીપુરૂષો અને બીજા સ્નેહીઓ, બંદર ઉપર સામા ગયાં હતાં. કુટુંબમંડળમાં અ. સૌ. સુશીલા બ્હેન [ છોટુભાઇનાં ધર્મપત્ની ] પણ હતાં. સ્ટીમર

---

૪૨. પદચ્છેદ—**इति तासां विक्लवितं श्रुत्वा**–એ પ્રમાણે ગોપીઓના કાલાવાલા સાંભળીને. **योगेश्वरेश्वरः**–યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણ **आत्मारामः अपि**-આત્મારામ હતા તો પણ **प्रहस्य**-હસીને. **दयया सहितं सदयं**-દયા કરીને. **गोपीः अरीरमत्** ગોપીઓને રમાડવા લાગ્યા.

આવી પહોંચતાં, છોટુભાઇએ સ્ટીમરમાંથી ઉતરીને, વડીલોને પ્રણામ કર્યા-સમોવડીયાને ભેટયા, અને પોતાથી નાના હતા, તેમના ખબર અંતર પૂછયા. સ્વાગત મંડળની એક બાજુએ સુશિલા બ્હેન ઉભાં ઉભાં, કોઇ ન જાણે એવી રીતે, વ્હાલાની છબીનું આંખદ્વારા પાન કરતાં હતાં. ડૉકટરે પણ તેમને જોયાં. સ્વાગત મંડળને રવાના કર્યા પછી, ડૉકટર અને સુશીલા બ્હેન એક ગાડીમાં બેઠાં. ગાડી ચાલવા લાગી, પણ વ્હાલાના સ્વાગતમાં શું કહેવું, તે સુશીલા બ્હેનને આવડયું નહીં.

ડૉકટર—કેમ આનંદમાં છોને ? અમને કોઇ દિવસ સંભારતી હતી ?

આ સાંભળીને સુશિલા બ્હેને જવાબ દેવા ઘણો પ્રયત્ન કર્યો, પણ કાંઇ બોલી શકયાં નહીં-કંઠ રૂંધાઇ ગયો.

ડૉકટર—કેમ આમ ? કેમ કાંઇ બોલતી નથી ?

થોડીવારે સુશિલાના મુખમાંથી માત્ર-'હા-હા-હા' અવાજ થયો, અને આંખમાં પ્રેમનાં આંસુ આવી ગયાં.

ડૉકટર—કાંઇ બોલ તો ખરી; કે મુંગીજ બેસી રહીશ ?

સુશિલા—શું બોલું ! આનંદનો પાર આવે ત્યારે બોલુંને ? ત્રણ વરસ ઉપર-' હા-હા-હા—હા-'

ડૉકટર--કાંઇ ગાંડી બની ગઈ કે શું ? શું ત્રણ વરસ ઉપર ?

સુશિલા—ત્રણ વરસ ઉપર આપને વિદાય કરવા હું આવી હતી. આપ સ્ટીમરમાં બેઠા; મિત્રો આવીને આપને મળ્યા. પણ હુંતો મારો સ્ત્રીધર્મ સાચવીને દૂર ઉભી રહી. જોતજોતામાં સ્ટીમર ઉપડી-હા-હા-હા-હા—

ડૉકટર—પણ-હા-હા-હા કયાં સુધી કરીશ ? પૂરી વાત તો કર.

સુશિલા—સ્ટીમર ઉપડી અને જોતજોતામાં આપ મારી દષ્ટિમાંથી બહાર નીકળી ગયા. હું આપને જોઇ શકી નહીં. આંખો આંસુથી ઘેરાઇ ગઇ. હું કયાં છઉં ! તેનું મને ભાન રહ્યું નહીં. મોટી બ્હેને મારો હાથ ઝાલી મને ગાડીમાં બેસાડી. ગાડી ઘર તરફ ચાલી; પણ મારૂં મન આપની પાછળ પાછળ દોડયું. **હવે આપ મને મળશો કે નહીં ?**-હા-હા-હા-હા—

ડૉકટર—પણ-હા-હા-હા કયાં સુધી કરીશ ? પૂરી વાત તો કર.

સુશિલા—હવે આપ મને મળશો કે નહી ? અને મળશો, તો કયારે મળશો ? એ વિચારે મારા મગજને ઘેરો ઘાલ્યો. આ ઘેરો ઉઠાડવા મોટી બ્હેને મને ઘણી સમજાવી. મેં પણ ઘણો પ્રયત્ન કર્યો. આપના માતાપિતાએ મને ઘણી ડાહી ડાહી-શાસ્ત્રસિદ્ધ-વાતો કરી, પણ ઘેરો ઉઠયો નહીં. મને કયાંઈ ચેન પડે નહીં. આ ઘેરો આજે આપે કૃપા કરીને ઉઠાડયો. તેના આ હા-હા-હા-છે-તેનો આ હરખ છે. આપે કહ્યું કે-' કેમ આનંદમાં છોને ? અમને કોઇ દિવસ સંભાળતી હતી ? ' તેના જવાબમાં શું કહું ! સાંભળો ત્યારે— જેમ જ્ઞાન વૈરાગ્યથી પકવ થએલો મુમુક્ષુ, ઇશ્વરને પળે પળે સંભારે, તેમ હું આપને પળે પળે સંભારતી હતી. બાકી-'કેમ આનંદમાં છોને ?' એમ જે આપે પૂછયું-તે આનંદનો અનુભવ અત્યારે આપના દર્શન થયા પછી મને થયો. તેના આ હા-હા-હા-હા-છે-તેનો આ હરખ છે.

[ આ શબ્દો સાંભળીને ડૉક્ટરની આંખમાં પણ પ્રેમનાં આંસુ આવી ગયાં. પછી ધીરજ રાખીને બોલ્યા. ]

ડૉક્ટર—હે પ્રિયા ! યુરોપમાં પ્રેમ છે; પણ આવો ધર્મયુક્ત પ્રેમ નથી. યુરોપમાં પ્રેમના મૂળમાં વિષય છે. આર્યોમાં પ્રેમના મૂળમાં ધર્મ છે. યુરોપનો પ્રેમ છૂટા છેડાના અને પુનર્લગ્નના કલંકથી દોષીત છે. જ્યાં સુધી સ્ત્રીયોનાં હૃદય પુનર્લગ્નની લાલચથી લપટાશે નહીં, ત્યાં સુધીજ સ્ત્રી એક શ્વાસ લેતું મુકતું સામાન્ય પ્રાણી નથી; પણ મહાન્ ગૌરવવાળું સંયમી પ્રાણી છે; માત્ર પ્રાણીજ નહીં–પણ મનુષ્ય છે; માત્ર મનુષ્યજ નહીં, પણ દેવ છે. તાત્પર્ય–પવિત્ર સ્ત્રીઓના ગૌરવમાં ગોવિંદ પણ અંજાઈ જાય છે.

સાર—સુશિલાનું હા–હા–હા–**विक्कवितं** ડૉક્ટર સાહેબને બહુજ ગમ્યું; તેમ ગોપીકાઓનું **विक्कवितं** [કાલું બોબડું] શ્રીકૃષ્ણને બહુજ ગમ્યું.

**પરવશની સાથેજ પરવશ**—પ્રભુ ઘણાજ દયાળુ–કૃપાળુ–સાગર જેવા મોટા પેટ વાળા છે; તોપણ પરવશની સાથેજ તેઓ પરવશ થાય છે. સાંભળો—

## ગરબો.

[ નોંધ–સાખીનાં ત્રણ પદ ઉભા રહીને બોલવાં, અને ચોથા પદે ચટકતી ચાલે ફરવું. ]

વ્હાલો પ્રેમને વશ થયા રાજીરે, એમાં શું કરે પંડિતને કાજીરે;
પ્રભુભકતો અમારે ઘેર આવોરે, શામળાનો સંદેશો લાવોરે;
જીવણ જાણ છો— આત્મારામ છો— વ્હાલો૦

સાખી—કરમાનો ખાધો ખીચડો, ને વિદુરની ખાધી ભાજી;
ગર્ભ કાઢીને છોલ ખવરાવી, વ્હાલે તોયે ન જોયું જાગીરે– વ્હાલો૦

સાખી—ગુણકા હતી તે પોપટ પઢાવતી, અને તેમાંથી લે લાગી;
ભગવાન્ એને સહેજમાં મળ્યા, એની સંસારની ભ્રમણા ભાંગીરે– વ્હાલો૦

સાંખી—ભગતની લોક નિંદા કરે, અને જગત થયું છે પાજી;
ભલે મળ્યા મહેતા નરસીના સ્વામી, માથે ગીરધર રહ્યો છે ગાજીરે– વ્હાલો૦

કાયદા પ્રમાણે કામ કરનારા પંડિતો અને કાજીઓ, પ્રભુના પ્રેમની બાબતમાં ભૂલા પડયા છે; અને હજી પડે છે. યાદ રાખવું ઘટે છે કે–આ પ્રેમ તે બે પૈસા માટે, અગર લાડુ માટે બે ભજન ગાઇએ, તે પ્રેમ નથી. આ પ્રેમ તો તીવ્ર વૈરાગના નિભાડામાં પાકે છે. એકલા જ્ઞાનને સાકાર પાસે આવવાનો અખત્યાર નથી. જ્ઞાને કરીને ભક્તિ પ્રાપ્ત થાય. આ ભક્તિ શ્રીહરિને વશ કરે.

**'શ્રીકૃષ્ણ ગોપીઓને રમાડવા લાગ્યા'**—એમ શ્લોકમાં કહ્યું. **योगेश्वरेश्वरः** (યોગેશ્વરોના ઈશ્વર) અને **स्वात्मारामः** (આત્મારામી–દેહારામી નહીં.). આ શબ્દોને કૃષ્ણનાં વિશેષણ મૂકીને, શ્રી વેદવ્યાસે સૂચવ્યું કે–'તમે જે નજરથી શ્રીકૃષ્ણ જુઓ છો, તે આ શ્રીકૃષ્ણ નથી. તેમાં ઘણું વિશેષ છે. એટલે શ્રીકૃષ્ણની ગોપીઓ સાથેની રમતમાં ઘણું અટપટું અને ગુહ્ય રહસ્ય છે; કારણકે રમનારો યોગેશ્વરોનો ઈશ્વર છે, અને આત્મારામી છે. સનકાદિ જેવા આત્મારામી જેમને વશ કરી શકે, તેમને ગોપીઓએ વશ કર્યા. આત્મારામી એટલે અસંગ, નિર્વિકાર અને પૂર્ણકામ.

**सदयं**—પોતે આત્મારામી છે, તો પણ દયાની ખાતર–પોતાના જીવોને રાજી કરવાની ખાતર. **सदयं** શબ્દને **विक्लवितं**નું વિશેષણ લઈએ, તો પણ લેવાય, કારણ કે પ્રભુને સંતોષવાનું પરમ સાધન દૈન્ય છે.

સ્કંદપુરાણ કહે છે કે-**આત્મારામી** એટલે **રાધારામી** આત્માનો અર્થ રાધા.

**कामेन पूरितः कामः, संसारं जनयेत् स्फुटं ।**
**कामाभावेन पूर्णस्तु, निष्कामः स्यान्न संशयः ॥** [ સુબોધિની ]

વિગેરે વચનોથી શ્રી આચાર્ય મહાપ્રભુજી કહે છે કે—

ભાવાર્થ—'કામનાથી પૂર્ણ થએલો–કામી પુરૂષ–સંસારને ઉત્પન્ન કરે છે; અને કામનાથી રહિત–આત્મારામી–પૂરણ પુરૂષોત્તમ–પુરૂષ–સકામ જીવને નિષ્કામ કરે છે–ગોપીઓને કામનાથી રહિત કરે છે.' તાત્પર્ય–ભગવદ્ ચરિત્રો શ્રવણ કરનાર પણ નિષ્કામ થાય છે; ત્યારે ગોપીઓ દોષીત કેમ ગણાય!

'**सोऽश्नुते, सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता**' ॥ શ્રુતિ કહે છે કે— 'વિવિધ ક્રીડામાં ચતુર એવા બ્રહ્મની સાથે, જીવ સર્વ પ્રકારના કામોને ભોગવે છે. હજી આ વાતને વધારે સ્પષ્ટ કરીએ તો–શ્રીકૃષ્ણ સ્વરૂપે દસ વરસના, અને બ્રહ્મરૂપે નિર્વિકાર; ત્યારે તેમની પાસેથી ઇંદ્રિય સુખની પ્રાપ્તિ કેમ સંભવે? તે શંકાના નિવારણ માટે શ્રીકૃષ્ણને યોગેશ્વરોના ઇશ્વર કહ્યા છે. નીચેના શ્લોકમાં અને તે પછીની લીલાઓમાં, લૌકીક કામી પુરૂષના જેવો ભાવ, ભ્રાન્તિરૂપે શ્રીકૃષ્ણમાં દેખાશે. ગોપીઓમાં પણ તેવોજ લૌકિક કામ ભ્રાન્તિરૂપે દેખાશે. વીતરાગી સંતો–**यदा सर्वे प्रलीयंते** ॥ શ્રુતિ–પણ કામી સ્રીપુરૂષોનો સંગ કરતા નથી, ત્યારે જેમને શ્રીઆદ્યશંકરાચાર્ય, શ્રીમધુસૂદનસરસ્વતી, શ્રીવિદ્યારણ્ય સ્વામી, શ્રી સ્વામીનારાયણ અને એવા બીજા અનેક વીતરાગી સંતો ભજે છે, તે શ્રીકૃષ્ણ ગોપિકાઓની સાથે લૌકિક કામમાં ફસાયા છે, એમ કહેવું, તે વ્યાજબી નથી. તાત્પર્ય–શ્રીકૃષ્ણ અને ગોપીઓ વચ્ચે કામ તો છે; પણ જે કામના ધચરકા આપણને આવે છે, તે કામ આ નથી. પોપટને તડબુચનો ગર્ભ ખાતો દેખીને, જેમ કાગડો દોડયો આવ્યો; અને અંતે ભોંઠો પડીને કાગડો ભાગી ગયો; તેવી આ વાત છે. સમુદ્રની વિશાળતાનું અને ગંભીરતાનું માપ, જેમ કુવાના દેડકાના ખ્યાલમાં આવે નહીં; તેમ આ કામના સુખનો ખ્યાલ, માયામાં રચ્યા પચ્યા જીવોના ખ્યાલમાં આવી શકે નહીં. આ કામને માટે પ્રહ્લાદે સત્યાગ્રહ કર્યો; આ કામ માટે બળી રાજા બંધાયો; આ કામ માટે ઋષિઓએ સંસારને શુષ્ક કરી નાંખ્યો. આ કામ માટે મોટા રાજા બાદશાહોએ ફકીરી ધારણ કરી. આ અલૌકિક કામનું, ઘણુંજ અદ્વિતીય છતાં રસમય સ્વરૂપ, શ્રીકૃષ્ણે ગોપીકાઓને બતાવ્યું. જેમ કાષ્ટમાં અગ્નિ પેસીને, કાષ્ટને બાળીને ભસ્મ કરે છે; તેમ લૌકિક કામમાં અલૌકિક કામ પેસીને, લૌકિક કામને બાળીને ભસ્મ કરે છે. એક નહીં પણ કોટિ કંદર્પનો મદઉતારનાર શ્રીકૃષ્ણ છે. તેથી તેનું નામ **કંદર્પદર્પહર** છે.

હવે રમણલીલા શરૂ થાય છે.

**ताभिः समेताभिरुदारचेष्टितः, प्रियेक्षणोत्फुल्लमुखीभिरच्युतः ॥**
**उदारहासद्विजकुन्ददीधितिर्-व्यरोचतैणाङ्क इवोडुभिर्वृतः ॥ ४३ ॥**

---

૪૩ પદચ્છેદ—**ताभिः समेताभिः** તે મળેલી. **प्रियस्य ईक्षणेन उत्फुल्लानि**

**उपगीयमान उद्गायन्, वनिताशतयूथपः ॥**
**मालां बिभ्रद्वैजयन्तीं, व्यचरन्मण्डयन्वनम् ॥ ४४ ॥**
**नद्याः पुलिनमाविश्य, गोपीभिर्हिमवालुकम् ॥**
**रेमे तत्तरलानन्द-कुमुदामोदवायुना ॥ ४५ ॥**

અર્થ—આ પ્રમાણે એકઠી થએલી, અને પ્રિયનાં દર્શનથી જેમનાં મોઢાં ખીલી રહ્યાં હતાં એવી, તે સ્ત્રિયોથી વિંટાએલા, ઉદાર લીલાવાળા, સુંદર હાસ્યમાં અને દાંતોમાં કુંદના પુષ્પ સરખી શોભાવાળા ભગવાન્ શ્રીકૃષ્ણ, નક્ષત્રોથી વિંટાએલા ચંદ્રની માફક શોભાવા લાગ્યા. [૪૩] સેંકડો સ્ત્રિયોના યુથના અધિપતિ, સ્ત્રિયોથી ગવાતા, પોતે ગાતા, વૈજયંતી માળાને ધારણ કરતા, અને વનને શોભા આપતા ભગવાન્ શ્રીકૃષ્ણ, વનમાં આમ તેમ ફરતા હતા. [૪૪] ગોપીઓની સાથે ઠંડી વેળુ વાળા યમુનાજીના કાંઠા ઉપર આવીને, તે નદીના તરંગોથી ખીલી રહેલાં કુમુદોની સુગંધ જેમાં છે, એવા વાયુથી [ભગવાન્ શ્રીકૃષ્ણ] પ્રસન્ન થયા. [૪૫]

૪૩ થી ૪૫ વિવેચન—

શ્રીકૃષ્ણને રીજવવા, ચંદ્ર કેવા ઠાઠથી નભમંડળમાં બેઠો હતો, તે સાંભળો—

ગરબો.

આ તે ચાંદલો કર્યો શું, દિશા પ્રાચીએ રે લોલ,
રૂડી કેસરી તે આડ કીધી માંય;
એને નિરખીને હરખીએ, આજે અમે રે લોલ,
મારા નેણમાં ન શીતળતા સમાય— આ તે૦

---

**मुखानि यासां ताः, ताभिः प्रियेक्षणोत्फुल्लमुखीभिः**-પ્રિયનાં દર્શનથી જેમનાં મોઢાં ખીલી રહ્યાં હતાં તે સ્ત્રિયોથી **वृतः**-વિંટાએલા **उदारं चेष्टितं यस्य सः इति अच्युतः**-ઉદાર લીલાવાળા શ્રીકૃષ્ણ **उदारहासश्च द्विजाश्च** (દાંતો) **तेषु कुंदवत् दीधितिः** (શોભા) **यस्य सः उदारहासद्विजकुंददीधितिः**-સુંદર હાસ અને દાંતોમાં કુંદના ફુલ સરખી શોભાવાળા ભગવાન્ **उडुभिः वृतः एणांकः** (ચંદ્ર) **इव** -નક્ષત્રોથી વિંટાએલા ચંદ્રની માફક. **व्यरोचत**-શોભતા હતા.

૪૪ પદચ્છેદ—**वनितानां शतानि तेषां यूथानि तानि पाति इति वनिता-शतयूथपः**-સેંકડો સ્ત્રિયોના યુથના અધિપતિ **उपगीयमानः**-સ્ત્રિયોથી ગવાતા **उद्गायन्** પોતે ગાતા **वैजयंतीं मालां बिभ्रत्**-વૈજયંતી માળા પહેરનારા. **वनम् मंडयन्**-વનને શોભાડતા શ્રીકૃષ્ણ **व्यचरत्**-આમ તેમ ફરતા હતા.

૪૫ પદચ્છેદ—**गोपिभिः**-ગોપિઓની સાથે. **हिमाः** (ઠંડી) **वालुकाः यस्मिन् तत् इति नद्याः हिमवालुकं पुलिनम्**-ઠંડી વેળુવાળા યમુનાજીના કાંઠા ઉપર **आविश्य** આવીને. **तस्याः नद्याः तरलाः** (તરંગો) **तैः आनंदीनि कुमुदानि तेषां आमोदः** (સુગંધી) **यस्य सः इति वायुः तेन**-તે નદીના તરંગોથી ખીલી રહેલાં કુમુદોની સુગંધ જેમાં છે એવા વાયુથી. **रेमे**-પ્રસન્ન થયા.

શોભે સૌભાગ્યવંતીના લલાટમાં રે લોલ;
કેવો તેજ તણો પુંજ ઝોલા ખાય;
મોહ પામે મહેંદ્ર એના ઘાટમાં રે લોલ;
અમર લોક એ પર વારી વારી જાય— આ તે૦
દેવ કન્યા કો છે રે એ તો દીપતી રે લોલ,
આવી ખેલવા નભ આંગણે શું આજ;
ધીમે ધીમે ઠમકા કરીને ચાલતી રે લોલ,
લઈને રમવાનો રંગ ભર્યો સાજ— આ તે૦
દડા સુંદર ઉછાળે રૂડા ફૂલના રે લોલ,
ફેંકે તેજસ્વી આંખના કટાક્ષ;
એનાં નખરાં જણાય મહા મૂલનાં રે લોલ,
રેડે ભૂમિ પર અમીરસ ધાર— આ તે૦
આછાં અંબરે કદિક મુખ ઢાંકતી રે લોલ,
કદિ ઉઘાડે વદન તેજ પૂર્ણ;
મંદ હાસ્યે જગ લોકને રીઝાવતી રે લોલ,
કરે રસીકોના કાલજડાં ચૂર્ણ— આ તે૦

× × × × × [ જગજીવનભાઈ. ]

રમણની ઇચ્છાઓને પૂર્ણ કરવા માટે, રમણને ઘટે એવી તમામ સામગ્રિઓનો, અંગીકાર કરવો જોઇએ. રમણની અનેક સામગ્રિઓ બતાવી; તો પણ શ્રીકૃષ્ણને **अच्युत**નું વિશેષણ લગાડીને સૂચવ્યું કે-'શ્રોતાઓએ અહીં ભૂલા પડવું નહીં.' અત્યાર સુધી ગોપીકાઓ પ્રભુથી દૂર ઉભાં હતાં-દ્વૈતભાવ હતો. હાસ્યયુક્ત એક બીજાને જોવાથી, એક બીજામાં રહેલી લજ્જા અને અતડાપણું દૂર થઈ જાય છે. તે પ્રમાણેજ પ્રભુએ ઉદાર હાસ્યથી અને પ્રેમપૂર્વક જોવાથી ગોપીકાઓની લજ્જા અને અતડાપણું દૂર કર્યું. તેમ થતાં ગોપીકાઓને ખાત્રી થઈ કે-**'હવે કનૈયો આપણો પોતાનો છે.'** [આપણે યાદ રાખવું ઘટે છે કે -કનૈયો અચ્યુત છે-નિર્વિકાર છે-નિર્લેપ છે. ]

કુંદ પુષ્પ લાલ હોય છે. હોઠની લાલપથી પ્રભુના દાંત લાલ જણાતા હતા, એ ભાવ છે.

**वनिताशतयुथप:**—એકજ સ્વરૂપથી અનેક સમુહોને સાચવવાનું-રમાડવાનું બની શકે નહીં; તેથી શ્રીકૃષ્ણે કેટલાંએક વધારે રૂપ ધારણ કર્યાં જણાય છે. દરેક રૂપ એક સરખાંજ-વૈજયંતી માળાવાળાં.

સંગીત વિના શૃંગાર શોભે નહીં. સારાં વસ્ત્રો પહેરીને સ્ત્રીઓ લગ્ન પ્રસંગે આવે, પણ સંગીત ન હોય, તો લગ્નશૃંગાર શોભે નહીં. તે પ્રમાણે કાર્યને દીપાવવા, શ્રીકૃષ્ણે ભજનાનંદની શરૂઆત કરી-ગોપીકાઓને ભજનાનંદનો સ્વાદ ચખાડ્યો. ગોપીકાઓને નાદાનુંસંધાનનો સ્વાદ ચખાડયો.

**रम्**—રમ્ ધાતુનો અર્થ રમણ કરવું, ક્રીડન કરવું, વિનોદ કરવો, બહુ છૂટથી આનંદ ઉડાવવો. 'રમણ કર્યું' એટલે શ્રીકૃષ્ણે ગોપીકાઓની સાથે બહુ છૂટથી આનંદ ઉડાવવા માંડયો. રસની રેલો છોડી મૂકી.

હવે રમણનું સ્પષ્ટિકરણ કહે છે—

**बाहुप्रसारपरिरम्भकरालकोरु–नीविस्तनालभननर्मनखाग्रपातैः ॥**
**क्ष्वेल्याऽवलोकहसितैर्व्रजसुन्दरीणा–मुत्तम्भयन् रतिपतिं रमयांचकार ॥४६॥**

અર્થ–હાથ લાંબા કરવા, ભેટવું, કેશ–સાથળ–નાડીની ગાંઠને અને સ્તનને હાથનો સ્પર્શ કરવો, મશ્કરીનાં વચનો બોલવાં, નખની અણીયો મારવી, એ તમામ ક્રિયાઓથી તથા ક્રીડાઓ કરવાથી, જોવાથી, અને બીજાં હાસ્યનાં વચનો કહેવાથી–કહીને, વ્રજ સુંદરીયોના કામદેવને બહુજ વૃદ્ધિ પમાડવા શ્રીકૃષ્ણ ભગવાન્, તે સ્રિયોને રમાડવા લાગ્યા. [૪૬].

૪૬ વિવેચન—

**રાગ–માલવ.**

રમતાં રૂડું જો લાગે, તો માન તજીને મળીએ રે;
શામળીયાને ઉર પર રાખી, ભાવ ધરીને ભજીએ રે— રમ૦
કૃષ્ણ કોડીલો છે બહુ રસીયો, રસ માંહે રીજવીએ રે;
અંતર ટાળી આલિંગન દેતા, વિનેઃ* કરી વશ કરીએ રે— રમ૦
ભામણાં લઈએ વ્હાલા કેરાં, કંઠે વળગી રહીએ રે;
નરસૈયાના સ્વામી સાથે, વાત રસાળી કરીએ રે— રમ૦

આ સાંભળીને ભડકશો નહીં. આ તો શિહોરનો નિર્વિકાર રાજગોર મલ્હાવરાવ બન્યો છે. મલ્હાવરાવની સાથે રમનારી પેલી બે સ્ત્રીઓ છે, તે જુવાનપુરના જોશીઓ છે. અરસપરસ હાવભાવ બહુ કરે છે; પણ કોઇને લૌકિક લાભ નથી.

હાથ લાંબા કરીને સામાના અવયવોનો સ્પર્શ કરવો, પછી બળથી ભેટવું, સામાના કરને સ્પર્શ કરવો, કેશ પકડવા, સાથળ, નીવી [ચણીયાની ગાંઠ] અને સ્તનનો સ્પર્શ કરવો, સાથે સાથે મશ્કરીનાં હાસ્યનાં વચનો કહેવાં, સ્તનનો સ્પર્શ કરતાં નખક્ષત થાય, ચુંબન કરતાં દંતક્ષત થાય. વળી વચ્ચે વચ્ચે પોલે હાથે થાબડતા જવું, વિગેરે લીલાઓ કામને ઉદ્દીપન કરનારી છે. આ બધી લીલાઓ સંયુક્ત થઈને, રતિપતિને તેડી લાવે–કામને આમંત્રણ કરે. સ્તન જેમ દુધના આધારભૂત છે, તેમ રસના આધારભૂત પણ છે. રસોદ્ગમન

૪૬ પદચ્છેદ—**बाह्वोः प्रसारश्च परिरंभश्च** [આલિંગન] **बाहुप्रसारपरिरंभौ, अलकाश्च** [કેશ] **उरवश्च** [સાથળ] **नीव्यश्च** [નાડીની ગાંઠ] **स्तनाश्च तेषां करेण आलभनं** [સ્પર્શ] **करालकोरुनीविस्तनालभनं, नर्माणि** [મશ્કરીનાં વચનો], **नखाग्राणि च तेषां पाताः** [મારવાથી] **तैः**–હાથ લાંબા કરવા, આલિંગન, કેશ–સાથળ–નાડીની ગાંઠને અને સ્તનને હાથનો સ્પર્શ કરવો તે, મશ્કરીનાં વચનો, નખની અણીઓ મારવી–એ તમામ ક્રિયાઓથી, અને **क्ष्वेली** [ક્રીડા] **अवलोकाश्च** [જોવું તે] **हसितानि च तैः**–ક્રીડા કરવાથી જોવાથી, અને બીજાં હાસ્યનાં વચનો કહેવાથી. **व्रजसुंदरीणां रतिपतिं उत्तंभयन्**–વ્રજસુંદરીયોના કામદેવને બહુજ વૃદ્ધિ પમાડતા શ્રીકૃષ્ણ ભગવાન્ **[र]मयांचकार**–તે સ્રિયોને રમાડવા લાગ્યા.

* વિનય.

માટે એટલે-રસની જાગૃતિ માટે, સ્તન સ્પર્શ, ચુંબન અને ભેટવું તે ત્રણ ક્રિયાઓ આવશ્યક મનાય છે.

નાયક અને નાયિકા-પુરૂષ અને સ્ત્રી-સંયોગમાં હોય, તોજ આ કામ સુખ આપે. તેઓ વિયોગમાં હોય-વિખુટાં હોય, તો આ કામ અગ્નિરૂપ થઇને તેમને બાળે. આ દેખાવ લૌકિક છે, તોપણ-શ્રીકૃષ્ણે ગોપીકાઓને જે લાભ આપ્યો, તે લૌકિક નથી-આધિદૈવિક છે.

હિંદુ શાસ્ત્રોનો અને તેમાંએ રાસલીલાનો અભ્યાસી એક અંગ્રેજ વિદ્વાન્ **શ્રીઅર્સન,** તેના 'લીટરેચર ઓફ્ હિંદુઇઝમ' નામના ગ્રન્થમાં નીચે પ્રમાણે લખીને રાસલીલાને પવિત્ર માને છે.

Hence the soul's devotion to the Deity, is pictured by Radha's self abandonment, to her beloved Krishna, and all the hot blood of Oriental passion is encouraged to pour forth one mighty flood of praise and praYser to the Infinite Creator, who waits with loving, out stretched arms to receive the worshipper into his bosom, and to covey him safely to eternal rest, across the seemingly shoreless pocean of Existence. Yet I am persuaded that no indecent thought entered their minds, when they wrote these burning words; and to those who would protest as I have often heard the protest made, against using, the images of the lupunar in dealing with the most sacred mysterics of the soul, I can only answer :—

" Wer den Dichter, will verstehen.
Muss in Dichters Lande gehen. "

**પ્રેમભક્તિ**—ગોપીકાઓની આ વાત સાંભળીને પ્રશ્ન થાય કે—આ ભક્તિ કેવી ? આ પ્રેમભક્તિ.-જેમ બ્રહ્મતત્ત્વ સર્વત્ર વ્યાપી રહ્યું છે, તેમ પ્રેમતત્ત્વ પણ સર્વત્ર-પશુ, પક્ષી, દેવ, દાનવ અને માનવ-સર્વત્ર-વ્યાપીને રહ્યું છે. જેમ ઇમારતના મોટા મોટા પથરા ચુના ચીમેટથી જોડાઈને ઉભા રહે છે. તેમ નાનાંમોટાં તમામ પ્રાણીઓ, પ્રેમતત્ત્વથી એક બીજા સાથે જોડાઈને ઉભાં રહે છે-જીવન વ્યતીત કરે છે. પ્રેમ પ્રભુનું સ્વરૂપ છે, તોપણ અનિત્ય પ્રાણી પદાર્થો તરફ વહેતું, તે પ્રેમને અભ્યાસ થઈ પડયો છે—સ્વાભાવિક ધર્મ થઈ પડયો છે. વિવેક વૈરાગ્યવાળા જ્ઞાનના બળે કરીને, પ્રેમપ્રવાહ પોતાનો ચિલો બદલે છે. એટલે જે પ્રવાહ પહેલાં અનિત્ય તરફ વહેતો હતો; તે નિત્ય વસ્તુ તરફ વહેવા લાગે છે. આ ચિલો બદલવાનો પાવર-અધિકાર-સગવડ, પ્રાણી માત્રને નથી. માનવ દેહનેજ છે. તેથીજ માનવદેહ સૌથી ઉત્કૃષ્ટ ગણાય છે.

પશુકી પેજાની હોત, નરકી કછુ ન હોત;
નર જો શુભ કરણિ કરે, નરનારાયણ હોત—સિયાવર૦

મનુષ્ય પણ પશુ પક્ષીની માફક, અનિત્ય પદાર્થો તરફ વહે-પ્રેમ રાખે-આસક્ત થાય; તો તે પશુ કરતાં હલકો છે. તેમ ન કરતાં મનુષ્ય જો શુભ કરણિ કરે, એટલે નિત્ય

વસ્તુ તરફ વહે-પ્રેમ રાખે-**આસક્ત થાય**; તો તે નર નારાયણ સમાન બને. જેમ બીજમાંથી વૃક્ષ થાય; બાળકમાંથી મોટો ભાઇડો થાય, અભણમાંથી વિદ્વાન્ થાય, કાદવમાંથી સુંદર કમળ આદિ પુષ્પના છોડ થાય; તે પ્રમાણે લૈકિક મનુષ્યોજ, અમુક, સંજોગોમાં અમુક સંસ્કાર લઇને, અલૌકિક મનુષ્યો-સંતો બન્યા છે. તેને માટે મહાત્મા તુલસીદાસજી, બીલ્વ-મંગળ, ચિંતામણી વેશ્યા, વિગેરે અનેક દૃષ્ટાંતો છે-તેમના પ્રેમનો જે ધોધ વિષયો તરફ વહેતો હતો, તે ધોધ પ્રભુ તરફ વહેવા લાગ્યો. એટલે-જેઓ વિષયારામી હતા, તેઓ આત્મારામી થયા. જેમ મળસકાના અંધારાને અને સૂર્યના પ્રકાશને બહુ અંતર નથી, તેમ સારી નરસી કરણિને બહુ અંતર નથી. માત્ર ચિલો બદલવો એજ આવશ્યક અને મુખ્ય કર્તવ્ય છે.

તુલસીદાસજી મધ્યરાત્રીએ યમુનાજી તરીને, પોતાને સાસરે આવ્યા. ચોરની માફક સસરાના ઘરમાં પ્રવેશ કરીને, પોતાની સ્ત્રીને મળ્યા. આવા કામાતુર પતિપર સ્ત્રીને દયા અને તિરસ્કાર બેઉ આવ્યાં. ક્રોધાવેશમાં સ્ત્રી બોલ્યાં કે-હે નાથ!

પદ.

" જિતનેં હેત હમસેંરે પિયાજી! હરિસેં હોત જો ઇતિનોરી;
ચલ્યો જાત વૈકુંઠ ધામમેં, ઠાકોરદ્વારે તુલસી જાય તો ખરોરી રામા-રટો તુલસી.
સિતા હો! રામ રામા!—ભજો તુલસી."

[ આ શબ્દો સાંભળીને, તુલસીદાસ ભર નિદ્રામાંથી જાગ્યા-અજ્ઞાનનાં પડલ ઉઘડી ગયાં. તેમણે સ્ત્રીને જવાબ દીધો કે ].

" તુમ તિરયા મેરી ધર્મકી બ્હેના, તોહી મોહિ જ્ઞાન બતાયોરી;
તુલસીદાસ આશા રઘુવરકી, તિરયાકી સંગે તુલસી કછુ ના ગયોરી રામા! રટો તુલસી.
સિતા હો! રામ રામા-ભજો તુલસી."

તાત્પર્ય—તુલસીદાસજીએ પ્રેમનો ચિલો બદલ્યો, પ્રેમના ધોધની દિશા બદલી. ધ્યેય બદલ્યું. રામાયણાદિ ગ્રન્થો લખીને જગતને સૂચવી દીધું કે-ભલે બાલ્યાવસ્થામાં [અજ્ઞાન-દશામાં] રમકડે રમો-[વિષયોમાં આનંદ માનો], પણ મોટપણે [જ્ઞાનદશામાં] રમકડાંને [વિષયાનંદને] ફેંકી દ્યો, અને સાચા સુખને-સાચા આનંદને-ઓળખી લ્યો.

કીચડમાંથી ઉત્પન્ન થએલું કમળ, જેમ કીચડના સંગમાં રહેતું નથી; પણ જળ ઉપર તર્યા કરે છે; તેમ સંસારમાંથી ઉત્પન્ન થએલા વિષયારામી-ભકતો, લોકિક રસથી વિમુખ થઇને, ભગવદ્ ભાવમાં મુગ્ધ થાય છે-તન્મય થાય છે, દૈવી પ્રેમના સાગરમાં તર્યા કરે છે.

પરમેશ્વર વિષેનો પ્રેમજ ભક્તિ શાસ્ત્રમાં ભક્તિ તરીકે ગણાયો છે. ઇશ્વિર આપણો આત્મા છે, અને તે આનંદસ્વરૂપ છે; તેથી ઇશ્વિર પ્રત્યેના પ્રેમની ખીલવણીને, ભક્તિશાસ્ત્રમાં મુખ્ય અને ઉત્કૃષ્ટ સાધન સ્વિકારવામાં આવ્યું છે. જ્ઞાનશાસ્ત્રમાં પ્રજ્ઞાના અથવા બુદ્ધિના વૈશદ્યને [નિર્મળતાને] મૂખ્ય સાધન માન્યું છે; તો પણ શ્રી આદ્યશંકરાચાર્ય કહે છે કે-"**ज्ञानसाधनसामग्र्यांभक्तिरेव गरीयसी**" [ શ્રી વિવેકચૂડામણિ]-' જ્ઞાન સાધનની સામગ્રિઓમાં ભક્તિ મુખ્ય સ્થાન ભોગવે છે.'

યાદ રાખવું ઘટે છે કે-મનુષ્યોમાં જેટલો પ્રેમ સુગમતાથી કેળવાય છે, તેટલી પ્રજ્ઞા [બુદ્ધિ] સુગમતાથી કેળવાતી નથી. આ કારણથીજ શ્રીઆદ્યશંકરાચાર્ય અને શ્રીમધુસુદન સરસ્વતી જેવા વેદાંતીઓ, ભક્તિને સુગમ સાધન માને છે. કર્મ ઉપાસનામાં વર્ણાશ્રમ

વિગેરે લૌકિક અને શાસ્ત્રીય પ્રતિબંધો હોય છે; ભક્તિમાં તેવા કોઇ પણ પ્રતિબંધ હોતા નથી. તેથી પણ ભક્તિને ચઢીયાતું સાધન–વ્યાપક ધર્મ–માનવામાં આવે છે. તેથીજ અંત્યજાદિ વર્ગના ભક્તોને હિંદુ ધર્મમાં સન્માન મળ્યું છે.

વેરાઈ જતી વિજળીની પાવરને બૅટરીમાં ભરીને, તે દ્વારા ઉંચા પ્રકારનું કામ લેવું; ફુંકાઈ જતા પવનને પવનચક્કીમાં જોડીને, તે દ્વારા અનેક સગવડો ઉભી કરવી; વેરાઈ જતી વરાળને એક કોઠીમાં એકઠી કરીને, તે દ્વારા મોટી ટ્રેન અગર મોટાં કારખાનાં ચલાવવાં; તે પ્રમાણે આ સંસારમાં અનિત્ય પદાર્થો તરફ વેરાઈ જતા પ્રેમને એકત્ર કરીને, શ્રીહરિ તરફ વહેવડાવવો, તેજ પ્રેમભક્તિ.

કેટલાએક ભક્તો પ્રભુને પિતા તરીકે ભજે છે; કેટલાએક પ્રભુને માલીક તરીકે ભજે છે; કેટલાએક પ્રભુને બાળભાવે ભજે છે; કેટલાએક પ્રભુને મિત્રભાવે ભજે છે; અને કેટલાએક ભક્તો પ્રભુને પતિરૂપે ભજે છે; એટલે પોતે પ્રભુની પત્નિ હોય એમ વર્તે છે. આ ભાવને પતિવ્રતાના યથાર્થ ધર્મથી ખીલવવામાં આવે, તો તે દાંપત્યપ્રેમ વડે અગર ઉદ્દામપ્રેમવડે ખીલે. આ પ્રેમ ગોપીકાઓએ ખીલવી બતાવ્યો. શ્રી શુકદેવજીએ ભાગવત શાસ્ત્રદ્વારા જગતને વિદીત કર્યો. આ ભક્તિનું બીજું નામ માધુર્યભક્તિ. દયારામ, નરસી મહેતો વિગેરે સમર્થ ભક્તોએ તેનું અનુકરણ કર્યું.

" પ્રેમરસ પ્યાલો પીવાને પાવા, જોબન **તુરીને** પલાણવા;
આવોજી મારે ઘેર માણવા.
મધરાતે રે મંદિરીએ મુજ આવો; કાંઈ લ્યો લાખેણો લ્હાવો. " [ દયારામ ].

જોબનતુરી—જોબનવંતી ઘોડી (યુવતી). પલાણવા એટલે સ્વાર થવા. (ભોગવવા) [જોબનતુરી એટલે ઘણીજ ચપળવૃત્તિ.] નરસી મહેતાએ પણ આવાં ઉઘાડાં શૃંગારનાં અનેક પદ ગાયાં છે. શ્રીકૃષ્ણમાં આવો પ્યાર પુરૂષ કરે, તે તો ઠીક; પણ સ્ત્રી અને તેમાંએ ગોપીકાઓએ પ્યાર કર્યો; ત્યાં શંકાનો સાગર ઉછળ્યો. કારણકે ગોપિકાઓ શ્રીકૃષ્ણની સમકાલીન હતી. અત્યારે કોઇ સ્ત્રી શ્રીકૃષ્ણમાં પ્યાર કરે, તો તેમાં કાંઇ વાંધો નથી. કારણકે શ્રીકૃષ્ણનો દેહ વિલય થઈ ગયો છે. પ્રભુ સિવાયના દેહધારી–પછી તે ગુરૂ હોય, કે મોટા સંત હોય; પણ દેહધારી સાથે આવી છૂટ લેવી, તે કોઇ પણ પ્રકારે વ્યાજબી નથી–નરકમાં લઇ જનાર છે.

ભક્તિના અનેક પ્રકાર છે. તેમાં પ્રેમભક્તિ–માધુર્યભક્તિ છે, તે પ્રથમ સ્થાન ભોગવે છે. જ્ઞાનીઓને જે પ્રેમ થાય છે, તે ઉર્મિની તાણવાણ વિનાનો હોય છે. તે શાંતરસ કહેવાય છે. આ ભાવ અનુભવથીજ સમજાય છે. આ પ્રેમથી અન્ય પ્રેક્ષકને રસાસ્વાદ મળતો નથી.

'ગોપીકાઓ તદ્દન અભણ હતી–અજ્ઞાન હતી' એમ કહીને, કેટલાએક ઉતાવળા પ્રેક્ષકો વસ્તુસ્થિતિ ભૂલી જાય છે. તેઓએ યાદ રાખવું ઘટે છે કે–જ્યારે શ્રીકૃષ્ણ અદશ્ય થયા, ત્યારે ગોપીકાઓએ ગાયું હતું કે [આ કથા હવે આવશે]. **न खलु गोपिकानंदनो भवान्, अखिलदेहिनामंतरात्मदृक्** 'આપ ગોપિકાઓને આનંદ આપનાર છો, એટલું જ નહીં, પણ પ્રાણીમાત્રના આપ અંતઃસાક્ષી છો.' [ગોપિકાગીત].

ઉપર પ્રમાણે અનેક લીલાઓ કરીને, મંદ મંદ હસતા કૃપાના સાગર શ્રીકૃષ્ણજી ગોપીકાઓને આનંદના મહાસાગરમાં નવરાવવા લાગ્યા. જેમ જેમ હોશીયાર માયાવી ઘડીમાં અનેક ખેલ કરે, તેમ આ મહાન્ માયાવી અનેક ખેલ કરવા લાગ્યા.

હવે કહે છે કે જ્યાં ઉન્નતિ ત્યાં અભિમાન ઉપદ્રવ કરે—

**एवं भगवतः कृष्णा–ल्लब्धमाना महात्मनः ॥**
**आत्मानं मेनिरे स्त्रीणां, मानिन्योऽभ्यधिकं भुवि ॥ ४७ ॥**

**અર્થ—**આ પ્રમાણે **મહાત્મા** શ્રીકૃષ્ણ ભગવાનથી, જેમને માન મળ્યું હતું એવી ગોપીઓ, પૃથ્વી ઉપરની સઘળી સ્ત્રિયોમાં, પોતાને શ્રેષ્ઠ માનવા લાગી.[૪૭]

૪૭ વિવેચન—

માન એ સ્ત્રીયોનો સ્વાભાવિક સ્વભાવ છે. પતિની સાથે સંભોગરસને અધિક ખીલવવા માટે માન આવશ્યક છે. 'સર્વ સ્ત્રિયો કરતાં અમે શ્રેષ્ઠ છઇએ' અગાધ જળમાં ઘડો મૂકવામાં આવે, તો તે છલોછલ ભરાઈ જાય છે, એટલુંજ નહીં, પણ જળમાં બુડી જાય છે. તે પ્રમાણે ભગવદ્દભાવ રૂપી અગાધ રસના સાગરમાં ગોપીઓ સંપૂર્ણ રીતે ભરાઇ ને ઉભરાવા લાગી. જ્યાં ઉન્નતિ ત્યાં અભિમાન અવશ્ય ડોકીયાં કરે; તે નિયમ પ્રમાણે ગોપિકાઓના હૃદયમાં અભિમાને ડોકીયાં કર્યાં. યાદ રાખવું ઘટે છે કે–આ પણ પ્રભુની પ્રેરણા.

ભગવાન્ આગળ શું કરે છે તે સાંભળો—

**तासां तत्सौभगमदं, वीक्ष्य मानं च केशवः ॥**
**प्रशमाय प्रसादाय, तत्रैवान्तरधीयत ॥ ४८ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे भगवतो**
**रासक्रीडावर्णनं नामैकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥**

**અર્થ**—તે ગોપીઓની સ્વતંત્ર [ઉદ્ધત] વર્તણુક જોઇને, અને તેમનું અભિમાન જોઇને, ગોપીઓના અભિમાનની શાંતિને માટે, અને પછી [ અભિ-માન શાંત થયા પછી ] તેમને પ્રસન્ન કરવા માટે, શ્રીકૃષ્ણ ત્યાંજ અંતર્ધ્યાન થઈ ગયા. [૪૮]

૪૮ વિવેચન—

**प्रशमाय**—તેમનો મદ ઉતારવા.

**प्रसादाय**—તેમના ઉપર અનુગ્રહ કરવા.

સ્ત્રીયોએ યાદ રાખવું કે–વિદ્યા, વય અને લક્ષ્મી, સ્ત્રીયોને જેટલી ચગડોળે ચડાવે છે; તેટલા પુરૂષોને ચગડોળે ચડાવતાં નથી. જે સ્ત્રીયોને પ્રભુમાં અને પવિત્રતામાં, પ્યાર હોય,

---

૪૭ પદચ્છેદ—**एवं**-એ પ્રમાણે **भगवतः महात्मनः कृष्णात्**-મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાનથી **लब्धः मानः याभिः ताः इति मानिन्यः**–જેઓને માન મળ્યું હતું એવી ગોપીઓ. **भुवि स्त्रीणां**–પથ્વિ ઉપરની સઘળી સ્ત્રિયોમાં. **आत्मानं अभ्यधिकं मेनिरे**–પોતાને શ્રેષ્ઠ માનવા લાગી.

૪૮ પદચ્છેદ—**तासां**–તે સ્ત્રિયોની **तत् सौभगस्य मदं**-સ્વતંત્ર વર્તણુક. **मानं च**–અને અભિમાન **वीक्ष्य**-જોઇને. **केशवः**-શ્રીકૃષ્ણ **प्रशमाय प्रसादाय**–તે ગોપીઓના અભિમાનની શાંતિ માટે અને પછી તેમને પ્રસન્ન કરવા માટે. **तत्र एव अंतरधीयत**–ત્યાંજ અંતર્ધ્યાન થઈ ગયા.

તેમણે આ સ્વાભાવિક દોષથી સાવધાન રહેવું. આજકાલ નિશાળોમાં, દવાખાનામાં અને એવા બીજાં ખાતાંઓમાં ઘણી સ્ત્રીઓ નોકર રહે છે. પેટને માટે ધંધો કરી લેવો, તે ઠીક છે; પણ અભિમાનના પૂરમાં તણાઇને, આર્ય બાળાઓની સુશીલતાનો—શીયળનો—વિનયનો—નમ્રતાનો—કદિ ત્યાગ કરવો નહીં. પોતાના વાસ્તવ ધર્મનો ત્યાગ કરનારી, ઘણી ગાંડી નોકર બ્હેનો, હલેસા વિનાના વહાણમાં બેસીને આ સંસારસાગર તરે છે. તેઓ ભર દરિયે બુડી મરે છે. બને ત્યાં સુધી બ્હેનોએ નોકરીની લાલચમાં, અને સુધારાની જાળમાં પડવું નહીં.

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધનો ૨૯ મો અધ્યાય સંપૂર્ણ. બોલીયો હરિ. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. સૌને જય શ્રીકૃષ્ણ.

મોક્ષ મંદિર અમદાવાદ
૧૯૮૬ કારતક શુદિ ૫ } લી૦ **રામશંકર મોનજી ભટ્ટ.**

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ.

## અધ્યાય ૩૦ મો.

**વિષય**—ભગવાનના વિયોગમાં વિરહથી તપી ગએલી ગોપિકાઓ, ઉન્મત્તની પેઠે ભગવાનને શોધશે, અને ભગવાનની લીલાઓનું અનુકરણ કરશે, તે કથા આ અધ્યાયમાં કહેવામાં આવશે.

સંયોગ અને વિયોગ—ગોપિકાઓના અભિમાન સિવાય અંતર્ધ્યાન થવામાં બીજો એ હેતુ છે કે—જેમ જેમ સંયોગ, તેમ તેમ કિંમત ઓછી અંકાય; જેમ જેમ વિયોગ, તેમ તેમ તેની કીંમત વધારે અંકાય. વિધવાને જેટલી પતિની કીંમત હોય, તેટલી કિંમત સધવાને ન હોય; અને હોય તો તે સતી. વિધુરને જેટલી સ્ત્રીની કીંમત હોય, તેટલી સ્ત્રી સાથે સદા વસીને રહેનારા પતિને ન હોય; અને હોય તો તે દેવપુરૂષ. ડાકોરમાં રહે, તેને દ્વારકાધીશનો મોહ; અને દ્વારકામાં રહે, તેમને ડાકોરનો મોહ. આવો જીવભાવ ગોપિકાઓમાં કાંઇક દેખાયો.

ગોપીજનને અત્યાર સુધી રસનો બાહ્ય અનુભવ થયો હતો; પણ તેમનો અંતર અનુભવ જાગ્રત્ કરવાની ખાસ આવશ્યકતા હતી. આ અનુભવ વિયોગમાંજ થઇ શકે. સ્ત્રીને નવા નવા અનેક પ્રકારના દાગીના કરાવી આપો, તે સમયે સ્ત્રીની પરીક્ષા થઇ શકે નહીં; પણ જ્યારે કોઇ મોટી આફતમાં સ્ત્રીને દાગીના ઉતારવા પડે; ત્યારે સ્ત્રીની કીંમત અંકાય. ચાપાણી પીવા અનેક મિત્રો એકઠા થાય; પણ પાંચસોનું કામ પડયું હોય; ત્યારે એકાદ મિત્રજ કામ આવે. ધીરજ રાખવાની મોટી મોટી વાતો કરતા હોઇએ, પણ આપત્ કાળમાં ધીરજની પરીક્ષા થાય. ચારે વેદનું રહસ્ય જાણી લઇને, ધર્મની મોટી મોટી વાતો કરીએ; પણ આફત વખતે ધર્મનું પાલન થાય, ત્યારે તે ધર્મપાલન ગણાય.

ચોપાઇ—ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી—રામા—ભજો રામા;
આપત્ કાલ પરીખિએ ચારી—રામા—ભજો રામા. [ તુલસીદાસજી ]

રાસનો ઉમદા માલ લેવા માટે, ગોપીઓની કેવી યોગ્યતા છે-અધિકાર છે-તેનું આ સ્પષ્ટિકરણ છે.

**નિરોધ-એકાગ્રતા અગર સમાધિ**—જેમ યોગી પોતાની વૃત્તિઓને સંકેલી લઇને, યોગ દ્વારા સમાધિમાં જોડાય છે; તેમ ભક્તો પોતાની વૃત્તિઓને પ્રપંચમાંથી સંકેલી લઇને. ભક્તિ દ્વારા ભગવાનમાં જોડાય છે. પ્રપંચના વિસ્મરણ પૂર્વક ભગવાન્‌માં આસક્તિ થાય, તે નિરોધ કહેવાય છે. **नितरामरोधः** પ્રપંચથી સંપૂર્ણ રીતે અલગ રહેવું, તે નિરોધ કહેવાય છે. નિરોધનો અર્થ લય પણ થાય છે. વેરાઈ જતી વિજળીને બેટરિમાં એકત્ર કરીને, એક ઠેકાણે વાપરવાથી લાભ થાય છે; વેરાઇ જતી વરાળને એકત્ર કરીને એક ઠેકાણે વાપરવાથી લાભ થાય છે; તેમ પ્રપંચમાં વેરાઈ જતી વૃત્તિઓને એકત્ર કરીને, એક ઠેકાણે-શ્રીહરિના ચરણમાં-જોડવી એ ભાવ છે. યાદ રાખવું ઘટે છે કે-વરાળ અગર વિજળી, જેમ જેવા તેવા તાપથી ઉત્પન્ન થતાં નથી; તેમ પ્રભુમાં થએલો નિરોધ, પ્રભુ પ્રત્યેના જેવા તેવા પ્રેમથી ઉત્પન્ન થતો નથી. અમુક વ્યક્તિના સહવાસ વિના, અને તે વ્યક્તિના ગુણાનુવાદ સાંભળ્યા વિના, તે વ્યક્તિમાં પ્રેમ થતો નથી. ગોપીઓને શ્રીકૃષ્ણનો સહવાસ પ્રાપ્ત થયો. આપણે શ્રીકૃષ્ણના સહવાસની સગવડ નથી, તેથી આપણે શ્રીકૃષ્ણના ગુણાનુવાદ સાવધાનતા પૂર્વક સાંભળવા જોઇએ. સાંભળીને તેનું મનન કરવું જોઇએ. મનન દ્વારા સાંભળ્યાનો નિશ્ચય કરવો જોઇએ. ગીતાના બારમા અધ્યાયે બાપુ બોલ્યા છે કે—

> **'अभ्यासेऽप्यसमर्थोऽसि, मत्कर्मपरमो भव ॥**
> **मदर्थमपि कर्माणि, कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥ १० ॥**

'હે અર્જુન ! તું યોગાભ્યાસ કરવા અસમર્થ હો, તો મારી પ્રાપ્તિ અર્થેજ કર્મ કરતો રહે. તેમ કરવાથી પણ તું મોક્ષ પામીશ.'

સાર—ગોપિકાઓના અભિમાનના નિવારણ માટે, તથા વિયોગમાં પ્રાપ્ત થએલા નિરોધ દ્વારા, ગોપિકાઓની આંતર વૃત્તિઓનો પ્રવાહ પોતા પ્રત્ય વહે, એ હેતુથી પ્રભુ અંતર્ધ્યાન થયા હતા.

હવે આપણે આ અધ્યાય શરૂ કરીએ. પ્રભુ અંતર્ધ્યાન થયા પછી વ્રજાંગનાઓની કેવી સ્થિતિ થઈ? તે સાંભળો—

**॥ श्रीशुक उवाच ॥**

> **अन्तर्हिते भगवति, सहसैव व्रजाङ्गनाः ॥**
> **अतप्यंस्तमचक्षाणाः, करिण्य इव यूथपम् ॥१॥**

**અર્થ**—ભગવાન્ તુરત અંતર્ધાન થઇ જતાં, હાથણીઓ હાથીને ન દેખીને, જેમ પરિતાપ પામે, તેવી રીતે, તેમને નહીં દેખતી વ્રજાંગનાઓ, તપી ગઇ-પરિતાપ પામી. [૧]

---

૧ પદચ્છેદ—**भगवति सहसा एव अंतर्हिते**-ભગવાન્ તુરત અંતર્ધાન થઈ જતાં. **करिण्यः युथपम् इव**-હાથણીઓ હાથીને ન દેખીને જેમ પરિતાપ પામે તેવી રીતે. **तं अचक्षमाणाः व्रजांगनाः**-તેમને નહીં દેખતી વ્રજાંગનાઓ. **अतप्यन**-તપી ગઈ-પરિતાપ પામી.

૧ વિવેચન—

સ્પર્શાદિથી પ્રેમની શરૂઆત કરી છે, માટે હાથી અને હાથણીઓનું દૃષ્ટાંત આપ્યું. ગજરાજ સ્પર્શ સુખનો પરમ ભોક્તા ગણાય છે, અને હાથણીઓ રસની ભૂખી ગણાય છે; તેથી આ દૃષ્ટાંત આપ્યું જણાય છે. ગોપિકાઓના ચિત્ત રસમાં આસક્ત છે, અને શ્રીકૃષ્ણ રસનો સાગર છે. રસનો સાગર અદૃશ્ય થતાં, ગોપિકાઓરૂપી મત્સ્યો તરફડવા લાગ્યાં. પ્રભુને અદૃશ્ય થયેલા જોઈને, ગોપિકાઓ ગાવા લાગી કે—

પદ.

અરે હાં–પરમસનેહી ઘનશ્યામલડો,
જાદુગારો ધુતારો કછુ કર ગયોરે (૨)
કામણગારો ધુતારો કછુ કર ગયોરે—હાં પરમ૦
દેખ દીવાની છેલ ગુમાની, મરમાળી મુરતિ ઉર ધરી ગયોરે—હાં પરમ૦
જીવનપ્રાણ સુજાન હમારો, અંગભુવન ભુવન રસ ભરી ગયોરે—હાં પરમ૦
કામણગારો છબીલો મતવાલો, હસી હેત દેખાડી ચિત્ત હરિ ગયોરે—હાં પરમ૦
દાસ દયાનો પરમ સનેહી, વ્રજનારી મોરારી વશ કરી ગયોરે—હાં પરમ૦

[ થવા દ્યો–એકલી તાળી પડવા દ્યો—]

બોલો શ્રીકૃષ્ણ બંસીવાલેકી જય.

નોંધ—'શ્રીકૃષ્ણ એક ગોપિકાને સાથે લઈને અંતર્ધ્યાન થયા છે,' એમ આ ગોપીઓ જાણે છે; [જુઓ આગળ ૧૧ મો શ્લોક] આ ગોપી કોણ છે તેની ખબર નથી. [જુઓ શ્લોક ૨૭ મો. ]

રાગ–ઠુમરી ખમાચ.

દર્શન બિન તલસે નૈનાં— ટેક૦
સાંબરી સુરત પ્યારી, વનમાલ ગલ ધારી;
જબસે નિહારી સારી, તનકી બિસારી સુધ;
પડત ન ઘડી પલ ચૈના— દર્શન૦
યમુનાકે નીર તીર, વિમલ સમીરે સખિ;
ધીરે ધીરે ગાવે, નંદલાલ ગ્વાલ બાલ સંગ;
મધુર મધુર સ્વર બૈના— દર્શન૦

(ઠુમરી–તાલ ચલિત).

મુઝે દે દરશન ગિરધારી.
તેરી સાંવરી સૂરત પર વારીરે— ટેક૦
જમુનાતટ હરિ ધેનુ ચરાવે,
મધુર મધુર સ્વર બૈન બજાવે;
કાંધે કમરિયા કારીરે— મુઝે દે૦ ૧
મોર મુકુટ પીતાંબર સોહે, દેખ રૂપ મુનિગણ મનમોહે,
કુંડલકી છબિ ન્યારીરે— મુઝે દે૦ ૨

વૃન્દાવનમાં રાસ રચાવે, ગોપ ગોપિકા સંગ મિલ ગાવે,
નૂપરકી ધુન પ્યારીરે— મુઝે દે૦ ૩
ભક્ત હેત હરિ રૂપ બનાયા, બ્રહ્માનંદ મેરે મન ભાયા,
ચરણ કમલ બલિહારીરે— મુઝે દે૦ ૪

હવે વીતેલી વાત કરે છે— રાગ–વંશસ્થ.

गत्यानुरागस्मितविभ्रमेक्षितैर्–मनोरमालापविहारविभ्रमैः ॥
आक्षिप्तचित्ताः प्रमदा रमापतेस्–तास्ता विचेष्टा जगृहुस्तदात्मिकाः ॥२॥
गतिस्मितप्रेक्षणभाषणादिषु, प्रियाः प्रियस्य प्रतिरूढमूर्त्तयः ॥
असावहं त्वित्यबलास्तदात्मिका, न्यवेदिषुः कृष्णविहारविभ्रमाः ॥३॥

**અર્થ**—શ્રીકૃષ્ણનાં ગતિ, સ્નેહ, લીલા સહિત જોવાં, મનોહર વાતચીત, અને એવાં બીજા વિલાસોથી જેઓનાં ચિત્ત પરવશ થયાં હતાં એવી, અને આ પ્રમાણે ભગવદ્રૂપ બનેલી યુવતીઓ–વ્રજાંગનાઓ, લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણની તે તે લીલાઓ કરવા લાગી. [૨]

**અર્થ**—પ્યારા શ્રીકૃષ્ણનાં ચાલવાં, મંદહાસ્ય, જોવાં અને ભાષણાદિકમાં જેઓનાં શરીર તન્મય બની ગયાં હતાં એવી, અને તેને લીધે શ્રીકૃષ્ણની પેઠેજ ક્રીડાઓ અને વિલાસો કરતી, ભગવદ્રૂપ બનેલી વ્રજાંગનાઓ, 'હું પોતેજ શ્રીકૃષ્ણ છઉં'–અહં બ્રહ્માસ્મિ–એમ અરસપરસ એક બીજાને કહેવા લાગી. [૩]

૨–૩ વિવેચન—

૫૬.

રાગ–સારંગ ઠુમરી તાલ–૩.

આલિ ! નંદકો લાલ, લોચન વિશાલ, ગલે ફુલન માલ;
શોભે તિલક ભાલ, ચલે લલિત ચાલ, નિત બંસરી બજાવે—આલિ !

---

૨ પદચ્છેદ—**गतिश्च अनुरागश्च स्मितञ्च विभ्रमेण सहितानि ईक्षितानि** (લીલા સહિત જોવું) **च तैः**–શ્રીકૃષ્ણનાં ગતિ, સ્નેહ, લીલાસહિત જોવાં તે તેથી–**मनोरमालापाश्च** (મનોહર વાતચીત) **विहाराश्च** [ક્રીડા] **विभ्रमाश्च** (બીજા પણ વિલાસો). **तैः**–મનોહર વાતચીત, ક્રીડા અને વિલાસોથી. **आक्षिप्तानि चित्तानि यासां ताः**–જેઓનાં મન ખેંચાઇ ગયાં હતાં એવી **तस्मिन् आत्मा यासां ताः तदात्मिकाः इति प्रमदाः**–અને તેથી ભગવદ્રૂપ થએલી યુવતીઓ **रमापतेः ताः ताः विचेष्टाः जगृहुः** લક્ષ્મીપતિ–શ્રીકૃષ્ણની તે તે નાના પ્રકારની લીલાઓ **जगृहु**–કરવા લાગી.

૩ પદચ્છેદ—**प्रियस्य**–શ્રીકૃષ્ણના **गतिश्च स्मितञ्च प्रेक्षणञ्च भाषणञ्च तानि आदयः येषु तानि तेषु**–ચાલવું, મંદહાસ્ય, જોવું તે, અને ભાષણાદિકમાં. **प्रतिरूढाः मूर्त्तयः यासां ताः इति प्रियाः**–જેઓનાં શરીર તન્મય બની ગયાં હતાં એવી વ્રજાંગનાઓ. **कृष्णस्य इव विहारविभ्रमाः यासां ताः**–કૃષ્ણની પેઠેજ ક્રીડા અને વિલાસો કરતી. **तदात्मिकाः**–ભગવદ્રૂપ બનેલી. **अबलाः**–વ્રજાંગનાઓ. **असौ अहं तु इति** જે કૃષ્ણ છે તે હુંજ છઉં. એમ **न्यवेदिषु**–અરસપરસ જણાવવા લાગી.–કહેવા લાગી.

ઘનશ્યામવદન, મુખચંદ કિરન, તન પીત વસન;
મૃદુ મંદ હસન, પગ નેપૂર ધૂન, સુન મન હરખાવે—આલિ !
અતિ વિમલ નીર, જમુનાકે તીર, કસે કમર ચીર;
કરે નાચ ધીર, સંગમે આહીર, મિલ રાસ રચાવે—આલિ !
આવી વ્રજકી નાર, સબ કર સિંગાર, હરિ છબી નિહાર;
ભૂલી સદનકાર, બ્રહ્માનંદપાર, નહિં મુનિજન પાવે—આલિ !

**आक्षिप्तचित्ताः, तदात्मिकाः** તથા **प्रतिरूढमूर्तयः**–આ શબ્દો ગોપીઓના મનની ઉત્કૃષ્ટતા સૂચવે છે. ભક્તિમાર્ગના આ શણગાર છે. ગોપિકાઓએ કૃષ્ણ બનીને કૃષ્ણના જેવી ચેષ્ટા કરવા માંડી. શૃંગારરસના પંડિત **વાત્સાયને** કહ્યું છે કે–'જ્યારે સ્ત્રિયોમાં રસ વધે છે, ત્યારે તે પુરૂષપણું પામે છે.'

ધણીના ધર્મ દાસીમાં નિષેધ ગણ્યા છે; પણ આ ગોપિકાઓ તાદાત્મ્ય ભાવને પામી છે, તે વાત યાદ રાખવી.

આ ગોપીઓ ભગવાનની કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ પ્રકારની લીલાઓથી વશ થઇ હતી. લક્ષ્મીના મદમાં છલકાતો, અગર વિદ્યાના મદમાં મલકાતો સુંદર રૂપવાળો તરૂણ પુરૂપ, ઉપર જણાવ્યા તે ત્રણ પ્રકારે સ્ત્રિયોને વશ કરે છે; ત્યારે આ તો **નટવર**, તેમાં શી ખામી હોય ! **विभ्रमः**—કટાક્ષનો ભેદ છે.

હવે ગોપિકાઓ શ્રીકૃષ્ણને શોધવાનો પ્રયત્ન કરે છે—

## ઉપજાતિ.

**गायन्त्य उच्चैरमुमेव संहता, विचिक्युरुन्मत्तकवद्वनाद्वनम् ॥**
**पप्रच्छुराकाशवदन्तरं बहिर्-भूतेषु सन्तं पुरुषं वनस्पतीन् ॥४॥**

**અર્થ—એકત્ર થએલી અને ઉંચા સ્વરથી ભગવાનનું ગાન કરતી ગોપીઓ, ગાંડાની માફક એક વનથી બીજા વનમાં (શ્રીકૃષ્ણને) શોધવા લાગી; અને ભગવાન્ કે જે સર્વ પદાર્થોની અંદર અને બહાર આકાશની માફક વ્યાપીને રહ્યા છે, તેમના સમાચાર, તે સ્ત્રીયો વૃક્ષોને પૂછવા લાગી. [૪].**

૪ વિવેચન—

**उच्चैः**—ઉંચા સ્વરથી ગાયન કર્યું. મોટા પુત્ર ગભરાય, તોપણ બાપાને મોટેથી 'બાપા' કહેતાં લાજે. નાનો પુત્ર ગભરાય કે તુરત–'હે બાપા' કહીને બૂમ પાડે. જ્ઞાનના ડોળી ઉંચેથી ભગવદ્ ભજન કરતાં લાજે. ભકતો ભજનાનંદમાં રાજી રહે.

---

૪ પદચ્છેદ—**संहताः**–એકઠી થએલી. **उच्चैः अमुम् एव गायंत्यः**–ઉંચા સ્વરથી આનુંજ [ભગવાનનુંજ] ગાયન ગાતી ગોપીઓ. **उन्मत्तः एव उन्मत्तकः तेन तुल्यं उन्मत्तकवद्**–ગાંડાની માફક. **वनात् वनम् विचिक्युः**–એક વનથી બીજા વનમાં શોધવા લાગી. **भूतेषु आकाशवत् अंतरं बहिः**–આકાશની માફક સર્વ પદાર્થોની અંદર અને બહાર. **संतं पुरुषं**-રહેલા વ્યાપક–ભગવાન્–સંબંધી. **वनस्पतीन् पप्रच्छुः**–વૃક્ષોને પૂછવા લાગી.

પદાર્થોની અંદર બહાર કોણ છે?—

પદ.

રાગ–ગઝલ તાલ. ૩

નજરોસેં દેખ પ્યારે, ઈશ્વર હૈ પાસ તેરે;
કયા ઢૂંઢતા હૈ વનમેં, તનકે કભી ન હેરે—ટેક૦
પૂર્વકો કોઇ જાવે, પશ્ચિમ દિશાકો ધાવે;
પ્રભુકા ભેદ ન પાવે, બિરથા ફિરે હૈ ફેરે—નજરોંસે૦
ભૂતળ આકાશમાંહિ, ઉસકા મુકામ નાંહિ;
દુનિયા રહિ ભુલાઇ, જાને નહીં હૈ નેરે—નજરોંસે૦
વો હૈ સભી ઠિકાને, ઘટ ઘટકી બાત જાને;
ઉસકો જો દૂર માને, વો મૂઢ હૈ ઘનેરે—નજરોંસે૦
જગમેં જગા ન કોઇ, ઇશ્વર જહાં ન હોઇ;
બ્રહ્માનંદ જાન સોઈ, સુન સત્ય વાકય મેરે—નજરોંસે૦

પદ. (રાગ–ગજલ.)

નજરોંસે દેખ પ્યારે, કયા રૂપ હૈ તુમારા;
અપનેકો ભૂલ તનમેં, બાહિર ફિરે ગમારા— ટેક૦
કરમેં કંકણુ છિપાવે, ઢુંઢનકો દૂર જાવે;
ફિરકે સમીપ પાવે, મનમેં કરો વિચારા—નજરોંસે૦
મૃગનાભિમેં સુગંધી, સુંધે વો ઘાસ ગંદી;
દુનિયા સભી હૈ અંધી, સમજે નહિં ઇસારા—નજરોંસે૦
જિમ દૂધકે મથનસેં, મિલતાહૈ ઘી જતનસેં;
તિમ ધ્યાનકી લગનસે, પરબ્રહ્મ લે નિહારા—નજરોંસે૦
જડ જાનદેહ સારી, ક્ષણુભંગ દુઃખકારી;
બ્રહ્માનંદ નિર્વિકારી, ચેતન સ્વરૂપ ન્યારા—નજરોંસે૦

ત્યારે શું શ્રીકૃષ્ણુને વને વને શોધવા નીકળી, તે ગોપીઓની ભૂલ છે? ભૂલ હોય તો, તે ભૂલનું આવું લાંબુ વિવેચન, શ્રીશુકદેવજી શા માટે કરે?–તેના જવાબમાં યાદ રાખવું ઘટે છે કે–જે સુગુણ છે તેજ નિર્ગુણ છે; જે વ્યાપક છે, તે તત્ત્વજ શ્રીકૃષ્ણુ રૂપ બન્યું છે. ગોપિકાઓને સગુણતત્ત્વમાં–શ્રીકૃષ્ણતત્ત્વમાં મોહ થયો. [સ્ત્રીઓને સાધુ સંતના અગર ગુરૂના શરીરમાં મોહ થાય, તો તે મોહ નરકનું દ્વાર છે.] દેહ સિવાયની ભગવદીય વસ્તુ અગર ભગવદીય વિચારમાં, જો મોહ થાય, તો તેને **બરાબર** સિદ્ધ કરવો. બરાબર સિદ્ધ કરતાં, તેમાં સંતાઇને રહેલું તત્ત્વ વ્યક્ત થશે. ગીતા અનેક વાર વાંચી અને સાંભળી. ગીતામાં '**सम्यक्**' શબ્દનો ભાવ વારંવાર વાંચ્યો, અગર સાંભળ્યો; પણ તેનો અર્થ જાણવા પ્રયત્ન ન કર્યો. અર્થ જાણ્યો, તો તે પ્રમાણે વર્તવા પ્રયત્ન ન કર્યો. । **योगः कर्मसु कौशलं** । એમ કહીને પણ 'જે કાર્ય કરો, તે બરાબર કરો' એવી સૂચના આપી. તાત્પર્ય–દેહાભિમાન હોય, ત્યાં સુધી સગુણ ઉપાસના ઉત્તમ છે. દેહાભિમાન શમી જાય, તેમને માટે નિર્ગુણ ઉપાસના ઉત્તમ છે. આટલો નિર્ણય સાંભળ્યા પછી, સગુણ–નિર્ગુણમાં જ્યાં ભાવ હોય, ત્યાં બરાબર ભાવ કરો. ત્યાં તાદાત્મ્ય ભાવને કેળવો. ગોપીઓએ શ્રીકૃષ્ણમાં તાદાત્મ્ય ભાવ કેળવ્યો.

ચૈતન્ય ગૌરાંગ શ્રીકૃષ્ણમય થઇને જીવ્યા. નિષ્કુલાનંદ, મુક્તાનંદ, પ્રેમાનંદ વિગેરે સંતો અને કેટલાએક હરિભક્તો સ્વામીનારાયણમય થઇને વધ્યા. નરસી, મીરાં, દયારામ, વિગેરે ભક્તોએ પણ શ્રીકૃષ્ણમાં તાદાત્મ્ય ભાવ કેળવ્યો. જેઓ પોતાના કાર્યમાં દૃઢ રહીને, આગળ વધે, તે પ્રશંસાપાત્ર ગણાય છે. ચોર ઘણા થયા, પણ **'ખાપરો અને કોડીયો'** એ બે નામ અમર જણાય છે. કાઠીયાવાડમાં બારવટીયા ઘણા થયા, પણ **મોર સંઘવાણી** અમર છે. હિંદના રાજકીય વિષયની વાતો ઘણા માણસો કરે છે; પણ **ગાંધીજીએ** પોતાનું નામ અમર કર્યું. રજળતા લોકોને તાદાત્મ્યની વાતો કરવી, તે કુતરાની પુંછડી સિદ્ધિ રાખવા, જેવો વ્યર્થ પ્રયત્ન છે. તાદાત્મ્ય ભાવ વિના ધંધા રોજગાર, અને એવા બીજા વ્યવહાર પણ ફીક્કા છે. તાત્પર્ય–જે કરો તે બરાબર કરો. નિર્ગુણની પોલી પોલી–મોટી મોટી–વાતો કરવા કરતાં, સગુણની સમ્યક્ ઉપાસના કરવી, તે ઉત્તમ છે. લાડુ અને પેંડાની મોટી મોટી વાતો કરીને, ભૂખે મરવું; તેના કરતાં ભાખરી અને શાક બનાવીને જમવું તે સારૂં છે. યાદ રાખવું કે સગુણની સમ્યક્ ઉપાસનામાંથી, નિર્ગુણની વાસ્તવ–યથાર્થ–ઉપાસના ઉત્પન્ન થશે.

ગોપિકાઓ પોતે જેમ શ્રીકૃષ્ણના ગાનથી ત્યાં આવી હતી; તેમ શ્રીકૃષ્ણને ગાયનથી પોતા પ્રત્યે ખેંચવા, ગોપીકાઓએ ગાયન શરૂ કર્યું. ગોપિકાઓ ગાનમાં ફાવ્યાં નહીં, ત્યારે ગાંડાની માફક એક વનથી બીજાં વનમાં પ્રભુને શોધવા નીકળ્યાં.

**આ ગાંડપણ કેવા પ્રકારનું ?**—આ ગાંડપણ ગાંડાની ઇસ્પિતાલમાં લઇ જવા જેવું નહીં. આ ગાંડપણ જુદા પ્રકારનું છે. જેને જેમાં રસ પડે, તેને માટે તે જીવ ગાંડો બને. આ ગાંડપણ પ્રિય પ્રાણી પદાર્થના વિયોગમાંજ રહે. સંયોગમાં શમી જાય. નાનો પુત્ર રમકડાં માટે ગાંડો થાય; મોટો પુત્ર સ્ત્રીની પાછળ ગાંડો થાય; વૃદ્ધ વ્યવહારની પાછળ ગાંડો થાય, હું કેમ જગતમાં સારો દેખાઉં ? એટલી વાતમાંજ તે રાજી રહે; તેમ મુમુક્ષુ પ્રભુતત્ત્વમાં ગાંડો બને. યોગીઓ આ ભાવને ઉન્મની ભાવ કહે છે. [ યોગનો ફરમો વાંચો છો ? હાલ **યોગતારાવલી**નો શ્રી શંકરનો ગ્રંથ ચાલે છે. તેમાં ૧૭–૧૮ મા શ્લોકો ઉન્મનીભાવના છે. આવી રૂડી વાતો આઠ આનામાં તમને કોણ કહેશે ! આવા આઠ આના તમે ઘણા ફેંકી દ્યો છો. યોગ્ય લાગે તો તુરત આઠ આના મોકલો. તમામ ફરમા હજી મળી શકશે. ] પ્રભુતત્ત્વને સર્વસ્વ માનવું, અને તેને માટે ગાંડા બનવું, એ માનવ જીવનની ઉત્કૃષ્ટ ભૂમિકા છે. આ ઉત્કૃષ્ટ ભૂમિકા ઉપર ઉભા રહીને, મુરધ્વજે માથું વહેરાવ્યું; સુધન્વા તાતી કડામાં પડયો; સગાળશાએ પુત્રને ખારણીયામાં ખાંડયો. ગૌતમબુદ્ધે રાજપાટ તજ્યાં; જીસસક્રાઇસ્ટ ફાંસીને લાકડે લટકયો. આ ભૂમિકા ઉપર ઉભાં રહીને મીરાં બોલ્યાં કે—

પદ.

ઘેલાં અમે ભલે થયાંરે, બાઇ ! મને ઘેલામાં ગુણ લાધ્યું. ટેક૦
આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું, મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભૂલાં પડયાં ત્યારે, મારગ મળીયા માધુ—ઘેલાં૦
ઘેલાં તો અમે હરિના ઘેલાં, **નિર્ગુણ કીધાં નાથે;**
પૂરવ જન્મની પ્રીત હતી, તેથી હરિએ ઝાલ્યા હાથે—ઘેલાં૦
ઘેલાંની વાતો ઘેલાં જાણે, તે દુર્જનીયાં શું જાણે !
જે રસ છે દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે—ઘેલાં૦

**ઘેલાં મટીને અમે ડાહ્યાં ન થઇએ,** તેથી સંતનાં શરણાં લીધાં;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, કારજ સઘળાં સીધાં—ઘેલાં૦

**તાદાત્મ્યભાવ**—તે સ્નેહની ઉંચી ભૂમિકા છે. આપણાં જીવનમાં આપણે ઘણાની સાથે સ્નેહ કરીએ છઇએ; પણ તમારામાંનાં ઘણાં સ્ત્રી પુરૂષો, સ્નેહનું સ્વરૂપ જાણતાં નહીં હોય. આજ તે સંબંધી થોડી વાત કરીએ--

સ્નેહથી એક બીજાનાં હૃદય આકર્ષાય છે. સ્નેહની ચાર અવસ્થા હોય છે. દગ્રૂચિ, સ્મૃતિ, અભિલાષા, અને ઉદ્‌વેગ. દગ્રૂચિ એટલે નેત્રપાત, એક બીજાની દષ્ટિનું મળવું. દૃષ્ટિ મળવાથી સ્નેહનું બીજ રોપાય. પછી સ્નેહપાત્ર દૂર થતાં, તેનું સ્મરણ રહ્યાં કરે. પછી તેને મળવાની અભિલાષા ઉત્પન્ન થાય. અભિલાષા પૂર્ણ ન થવાથી, ઉદ્વેગ થાય; અને પછી આસક્તિની દશા શરૂ થાય. સ્નેહથી તો હૃદયનું માત્ર આકર્ષણજ થાય; આસક્તિમાં હૃદય પોતાના પ્રેમપાત્રને વળગીને રહે–પ્રેમપાત્રથી દૂર જવું હૃદયને ગમેજ નહીં. જેમ ચકોરની દૃષ્ટિ ચંદ્રમાં, તેમ આખો દિવસ તેનાજ વિચાર થયા કરે. આસક્તિની ત્રણ અવસ્થાઓ અનુભવાય છે–વ્યાધિ, પ્રલાપ અને ઉન્માદ. પ્રિયને મળવાની અભિલાષા સફળ ન થતાં, જે ઉદ્વેગ થાય, તે ઉદ્વેગ ધીમે ધીમે વ્યાધિના રૂપમાં પરિણામ પામે. આ વ્યાધિમાં વાણી વિકૃત થાય–ગમે એમ બોલી જવાય. આ અવસ્થાનું નામ પ્રલાપાવસ્થા. લૌકિક આચાર વિચાર પણ ગમે નહીં. જડ ચેતનનું ભાન રહે નહીં. આ અવસ્થાનું નામ ઉન્માદાવસ્થા. ઉન્માદાવસ્થાથી આગળ વ્યસનની અવસ્થા છે. માછલું જળની બહાર ઘડી વાર પણ રહી શકે નહીં, તે તેની વ્યસનાવસ્થા છે; તેમ પ્રેમી પ્રેમપાત્ર વિના ઘડી પણ રહી શકે નહીં. આ સ્થીતિ પછી તાદાત્મ્યભાવ–તન્મયતાની ભૂમિકા છે. તે મરણના જેવી સ્થિતિ છે. આ સ્થિતિ પરિપકવ થતાં, પ્રભુને પ્રગટ થવું પડે.

હવે ગોપીઓની ઉન્માદાવસ્થાનું વર્ણન કરે છે—

> **दृष्टो वः कच्चिदश्वत्थ, प्लक्ष न्यग्रोध नो मनः ॥**
> **नन्दसूनुर्गतो हृत्वा, प्रेमहासावलोकनैः ॥ ५ ॥**
> **कच्चित्कुरबकाशोक–नागपुन्नागचम्पकाः ॥**
> **रामानुजो मानिनीनां, गतो दर्पहरस्मितः ॥ ६ ॥**

---

૫ પદચ્છેદ—**हे अश्वत्थ**–હે પીપળા! **प्लक्ष**–હે ખાખરા! **न्यग्रोध**–હે વડ. **प्रेमहासावलोकनैः**–પ્રેમસહિત હાસ્ય અને અવલોકનથી. **नः मनः हृत्वा**–અમારા મનને હરી જઇને–અમારા મનની ચોરી કરીને. **नंदसूनुः गतः**–નંદજીના પુત્ર ગયા છે. **वः**–તમારાથી. **कच्चित् दृष्टः**–કદિ જોવામાં આવ્યા છે?

૬ પદચ્છેદ—**हे कुरबक**!–હે કુરબક **अशोक**–હે આસોપાલવ. **नाग**–હે નાગ! **पुन्नाग**–હે પુન્નાગ! **हे चंपक**!–હે ચંપક! હેમ પુષ્પકતરૂ **मानिनीनां**–માનવંતી સ્ત્રીઓના, **दर्पं हरति इति दर्पहरं, दर्पहरं स्मितं यस्य सः दर्पहरस्मितः**–ગર્વને હરિ લે એવું સ્મિત કરનારા **रामानुजः**–બલરામના નાના ભાઈ શ્રીકૃષ્ણ. **गतः**–ગએલા **वः कच्चित् दृष्टः**–કદિ આપના જોવામાં આવ્યા છે?

**कच्चित्तुलसि कल्याणि, गोविन्दचरणप्रिये ॥**
**सह त्वाऽलिकुलैर्बिभ्रद्-दृष्टस्तेऽतिप्रियोऽच्युतः ॥ ७ ॥**

**અર્થ**—હે પીપળા ! હે ખાખરા ! હે વડ ! પ્રેમ સહિત હાસ્યથી અને અવલોકનથી અમારા મનની ચોરી કરીને ચાલ્યા ગયેલા નંદજીના પુત્ર, કહિ તમારા જોવામાં આવ્યા છે ? [૫] હે કુરબક ! હે આસોપાલવ ! હે નાગ ! હે પુન્નાગ ! હે ચંપક ! માનવંતી સ્ત્રિયોના ગર્વને હરિલે એવું સ્મિત કરનારા બલરામના નાના ભાઇ–શ્રીકૃષ્ણ [અહીંથી] ચાલ્યા જતા તમારા જોવામાં આવ્યા છે ? [૬] ભગવાનના ચરણમાં પ્રેમ રાખનારી હે ભલી તુલસિ ! ભ્રમરોની સાથે તારૂં ધારણ કરનારા, અને તને જે અત્યંત વ્હાલા છે, એવા અચ્યુત ભગવાન્ શ્રીકૃષ્ણ, તારા જોવામાં આવ્યા છે ! [ ૭ ]

૫–૬–૭ નું વિવેચન—

જડ જવાબ દેવાના નથી, છતાં તેમને પૂછવું, તે ઉન્માદ અવસ્થા ગણાય. આ અવસ્થા નળના વિયોગમાં દમયંતીને થઇ હતી; સીતાના વિયોગમાં શ્રીરામને પણ થઇ હતી.

પીંપળો વિષ્ણુનું સ્વરૂપ છે, પ્લક્ષ (ખાખરો) બ્રહ્માનું સ્વરૂપ છે, અને વડ શિવનું સ્વરૂપ છે; ગોપિકાઓએ પ્રથમ આ ત્રણ સ્વરૂપને ગાંડાની માફક શ્રીકૃષ્ણના સમાચાર પૂછ્યા. દેહ માટે, વ્યવહારને માટે, અને સ્ત્રી પુત્રાદિને માટે ગાંડા થઇ ગએલાં તો ઘણાંને જોયાં; પણ પ્રભુ માટે ગાડાં થએલાં કયાં દેખ્યા ! ગોપીઓનો ઉભરાઇ જતો પ્રેમ દેખીને, વિષ્ણુ, બ્રહ્મા અને મહેશ સ્તબ્ધ થઇ ગયા–કાંઇ પણ જવાબ આપી શકયા નહીં.

વૃક્ષો વૈષ્ણવ છે, અને પરોપકારી છે, તે સંબંધી વિવેચન આગળ ૯ મા શ્લોક નીચે કરીશું.

શ્રીકૃષ્ણ સાથે અમારે શું સંબંધ છે, તે ગોપિકાઓએ વૃક્ષોને કેવી રીતે જણાવ્યો ? ફરી સાંભળો–'**प्रेमहासावलोकनैः नः मनः हृत्वा नंदसूनुः**'–'પ્રેમસહિત હાસ્ય અને અવલોકન કરીને, જેમણે અમારૂં મન હરી લીધું છે–ચોરી લીધું છે, તે નંદજીના, પુત્ર.' છઠ્ઠા શ્લોકમાં કહ્યું કે–તેમનું હાસ્ય માનવંતી સ્ત્રીના ગર્વને હરી લે તેવું છે.'

**रामानुज**–'રામાનુજ એટલે બલરામનો નાનો ભાઈ શ્રીકૃષ્ણ'–એવો અહીં સ્પષ્ટભાવ છે, તોપણ વિદ્વાનોએ આ અર્થને મચડવા ઘણો પ્રયત્ન કર્યો છે. 'ત્રિવિધનામાવલી' નામના ગ્રન્થના ૧૨ મા પાના ઉપર '**अत्र निरोधेन**' વિગેરે શબ્દોથી 'રામ' એટલે

---

૭ પદચ્છેદ–**गोविंदस्य चरणः प्रियः यस्याः सा, तत् संबुद्धौ हे गोविंदचरणप्रिये. इति हे कल्याणि तुलसि**–ગોવિંદના ચરણ જેમને વ્હાલા છે એવી હે ભલી તુલસિ ! **अलिकुलैः सह त्वा [त्वां] बिभ्रत्**–ભ્રમરોની સાથે તને ધારણ કરનાર. અને **ते [तव] अतिप्रियः अच्युतः दृष्टः**–તને ઘણાજ વ્હાલા એવા અચ્યુત ભગવાનને તેં દીઠા છે ?

'રતિ' અને તેનો 'અતુજ' વિગેરે **અર્થ** કર્યો છે. આપણે રામાનુજ એટલે શ્રીકૃષ્ણજ સમજવા. રામના નાના ભાઇ લક્ષ્મણ, પણ રામાનુજ કહેવાય; પણ તે ભાવ અહીં નથી.

**'રામાનુજ' નામના બ્રાહ્મણ** ઉપરથી, એક મોટો સંપ્રદાય ચાલે છે. તમારામાંના ઘણાં, તે સંબંધી કાંઈ જાણતા પણ નહિ હોય. સાંભળો તે સંબંધી થોડી વાત કરીએ.

**રામાનુજસંપ્રદાય**—રામાનુચાર્ય મદ્રાસ પાસે ભુતપુરી અથવા પેરમ્બધૂરં નામના ગામમાં ઇ.સ. ૧૦૧૭ માં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ કેશવ સોમયાજી, અને તેમની માતાનુ નામ કાંતિમતી હતું. નાનપણમાં તેમણે **યાદવપ્રકાશ** નામના એક વેદાંતી પાસે અભ્યાસ કર્યો હતો. એમ કહેવાય છે કે–ઉપનિષદ્‌ના અર્થની બાબતમાં, એમની અને ગુરૂની વચ્ચે વખતો વખત મતભેદ થતો. તેને પરિણામે એવો વિરોધ જાગ્યો કે–ગુરૂએ તેમને મારી નાખવાના હેતુથી, કાશીની યાત્રાએ, સાથે લીધા. રામાનુજના મામાના દિકરાએ આ વાત રામાનુજને કહી દીધી. તેથી તેઓ નાશી છૂટયા. એક ભીલ અને ભીલડીની મદદથી તેઓ કાંચી નગરી પહોંચ્યા. આ ભીલ અને ભીલડીને પાછળથી વિષ્ણુ અને લક્ષ્મી રૂપે માનવામાં આવ્યાં છે. તે વખતે યામુનાચાર્ય નામના એક વિશિષ્ટ દ્વૈતવાદી વેદાંતી ભકતે, એમને **શ્રીરંગ** આવીને પોતાના પંથની દીક્ષા લેવાનું સૂચવ્યું. રામાનુજાચાર્ય ત્યાં પહોંચ્યા તે વખતે, યામુનાચાર્યજીએ દેહ છોડયો હતો; પણ તેમનું શબ પડયું હતું. શબના જમણા હાથની ત્રણ આંગળીઓ વળેલી જોઇને, રામાનુચાર્યે પૂછયું કે–'કેમ ત્રણ આંગળીઓ વાળી દીધી છે?' યામુનાચાર્યના શિષ્યોએ જવાબ આપ્યો કે–'મરણ સમયે ત્રણ વાનાં ગણાવીને, તે ત્રણેને સિદ્ધ કરવાની આપને આજ્ઞા આપી છે.' તે ત્રણ આજ્ઞા કઇ?–૧ બ્રહ્મસૂત્ર ઉપર વિશિષ્ટા દ્વૈતનું ભાષ્ય [શ્રીભાષ્ય] લખવું. ૨ શ્રીવૈષ્ણવ સંપ્રદાયનો પ્રચાર કરવો. ૩ પુરાણોના ગૂઢાર્થ સમજાવવા ખાસ પ્રયત્ન કરવો.

ગૃહસ્થાશ્રમની વિટંબણાઓ વેઠતાં વેઠતાં, તેઓએ અંતે સન્યાસ ધારણ કર્યો હતો, અને શ્રીરંગજીમાં વાસ કર્યો હતો. તે વખતે તેમનું નામ યતિરાજ પાડયું હતું. તેમના ગુરૂ મહાપૂર્ણ [ગોષ્ઠીપૂર્ણ] સ્વામીએ, તેમને ઘણું રહસ્ય જ્ઞાન આપ્યું હતું. તે જ્ઞાન રામાનુજાચાર્યે જગતને વિદીત કર્યું. ભાગવત મતને તેઓશ્રી સાચો વેદાંત મત કહે છે. વર્ણાશ્રમના કર્મકાંડને મહત્વ આપીને, જ્ઞાનભક્તિનાં તેઓશ્રી વખાણ કરે છે. તેમણે શ્રીભાષ્ય, વેદાંતપ્રદીપ, વેદાંતસાર, વેદાંતસંગ્રહ, ગીતાભાષ્ય વિગેરે પુસ્તકો લખેલાં છે. આ સંપ્રદાયમાં ઘણી પાઠશાળાઓ છે, અને ઘણા વિદ્વાનો છે. આ સંપ્રદાયના વૈષ્ણવો **શ્રીવૈષ્ણવ** કહેવાય છે. આ સંપ્રદાયમાં વીરરાઘવાચાર્યે શ્રીમદ્દભાગવત ઉપર ટિકા લખી.

**રામાનંદ સંપ્રદાય** શ્રીરામાનુજ સંપ્રદાયમાંથી પ્રગટયો.

**તુલસી**—૭ મા શ્લોકમાં તુલસીને ગોપિકાઓએ શ્રીકૃષ્ણના સમાચાર પૂછયા. તુલસિનું વિશેષણ **गोविंदचरणप्रिया** ગોવિંદના ચરણમાં પ્યાર રાખનારી. આ તુલસિની પાછળ ઘણા ભ્રમરા ઉડે છે. તેથી તે તુલસી ઘણી સુગંધી વાળી–રસ વાળી–હોવી જોઇએ. તુલસી એટલે નમ્રતા અને દઢતા. તુલસીની કંઠી એટલે નમ્રતા અને દઢતાની દિક્ષા. તુલસીની કંઠી એટલે વિષ્ણુના સાત્વિક ધર્મોની દિક્ષા.

હજી વૃક્ષોનેજ પૂછે છે—

**मालत्यदर्शि वः कच्चिन्, मल्लिके जातियूथिके ॥**
**प्रीतिं वो जनयन्यातः, करस्पर्शेन माधवः ॥८॥**

**चूतप्रियालपनसासनकोविदार–जम्ब्वर्कबिल्वबकुलाम्रकदम्बनीपाः ॥**
**येऽन्ये परार्थभवका यमुनोपकूलाः, शंसन्तु कृष्णपदवीं रहितात्मनां नः ॥९॥**

અર્થ—હે માલતી ! હે મલ્લિકા ! હે જાતિ ! હે જુઇ ! તમોએ ભગવાનને જોયા છે ? હાથના સ્પર્શથી તમોને રાજી કરતા માધવ ભગવાન્ અહીંથી ગયા છે ? [૮]

અર્થ—હે આંબા ! હે રાણુ ! હે પનસ ! હે આસન ! હે કોવિદાર ! હે જાંબુ ! હે આકડા ! હે બીલી ! હે બોરસલી ! હે આમ્ર ! હે કદંબ ! હે નીપ ! અને એવાં બીજાં વૃક્ષો ! તમારો જન્મ પરોપકાર માટે છે; અને તમે યમુનાજીને કાંઠે ઉગેલાં હોવાથી, તિરથવાસીના જેવાં છો. અમે કે જેઓ શૂન્ય ચિત્તવાળી છઇએ, તેમને શ્રીકૃષ્ણનો માર્ગ બતાવો. [૯]

૮-૯ વિવેચન—

કરસ્પર્શ—ગામડાનો તલાટી કલેક્ટર સાહેબ સાથે શેકહેન્ડ કરે, તો ફુલી જાય; ત્યારે શ્રીકૃષ્ણના હાથના સ્પર્શથી કોણ રાજી ન થાય ! સૌ રાજી થાય. સેનાને બદલે હજામ થઇને રાજાની હજામત કરવા પ્રભુ પધાર્યા–રાજાનો કોઢ મટી ગયો. આંખો ફોડીને વૃંદાવન તરફ ચાલ્યા આવતા બિલ્વમંગળનો, રસ્તો બતાવવા, પ્રભુએ હાથ પકડયો. હાથની કોમળતા જોઇને બિલ્વમંગળ ચમક્યો, અને પ્રભુ હાથ છોડાવીને નાઠા. બિલ્વમંગળે કહ્યું કે–'હાથથી જાઓ, પણ હૈયેથી જાઓ, તો મરદ કહું.'

**माधवः**—માયાનો પતિ, કામણગારો. ૯ મા શ્લોકમાં '**रहितात्मनां**–અમે કે જેઓનાં ચિત્ત ચોરાઇ ગયાં છે–શૂન્ય થઇ ગયાં છે.'

---

૮ પદચ્છેદ—**हे मालति**-હે માલતિ ! **हे मल्लिके, हे जाति ! हे यूथिके**-હે મલ્લિકા ! હે જાતિ અને હે જુઇ ! **वः कच्चित् अदर्शि** તમે કદિ ભગવાનને જોયા છે ? **करस्पर्शेन वः प्रीतिं जनयन् इति माधवः यातः**–હાથના સ્પર્શથી તમોને રાજી કરતા માધવ ભગવાન્ અહીંથી ગયા છે ?

૯ પદચ્છેદ—**चूतश्च प्रियालश्च पनसश्च आसनश्च कोविदारश्च जंबुश्च अर्कश्च बिल्वश्च बकुलश्च आम्रश्च कदंबश्च नीपश्च ताः तत् संबुद्धौ**-હે આંબા ! હે રાણુ ! હે પનસ ! હે આસન્ ! હે કોવિદાર ! હે જાંબુ ! હે આકડા ! હે બીલી ! હે બોરસલી ! હે આમ્ર ! હે કદંબ ! હે નીપ ! **ये अन्ये** અને એવાં બીજાં. **परार्थं एव भवकं** (જન્મ) **येषां ते**-તમારો જન્મ પરોપકારને માટે છે. [ **उप समीपे कूलं येषां ते उपकूलाः** ] **यमुनायाः उपकूलाः** ( કાંઠે ઉગેલા )–**यमुनोपकूलाः**–યમુનાજીને કાંઠે આવેલાં હોવાથી તીર્થવાસી જેવાં છો. **रहितः आत्मा यासां ताः तासां इति नः**–અમે કે જેઓ શૂન્ય ચિત્તવાળી છઇએ તેમને. **कृष्णपदवीं शंसंतुः**–શ્રીકૃષ્ણનો માર્ગ બતાવો.

**कृष्णपदवीं शंसंतुः**—તમે અમને શ્રીકૃષ્ણનો માર્ગ બતાવો.

**પદ.**

કોઇ મને કૃષ્ણ દેખાડોરે, મધુવનમાં,
કોઇ મને પ્રભુજી મીલાવોરે-શ્રીવૃંદાવનમાં—ટેક૦
મેરી મતિ હેરિ, તેનો મરમ ન જાણું;
વનમાં ફરે વ્હાલો તનમાંરે—મધુવનમાં—કોઇ૦
સકલ વન ઢુંઢયાં, સકલ વ્રજ હેર્યાં;
અતીશે ઉદાસી મારા તનમાંરે—મધુવનમાં—કોઇ૦
અમર ચીર પહેર્યાં, મેઘાડંબર ઓઢયાં;
ફુલડાં વીણુંતી બાગનમેંરે—મધુવનમાં—કોઇ૦
ફાટંતાં ચીર, કાંઈ હાર મારા તૂટયા;
નિર ભરાયાં લોચનમાંરે—મધુવનમાં—કોઇ૦
સુરદાસ કહે પ્રભુ, તુમારે મિલનકો;
અતીશે ઉલટ મારા તનમાંરે—મધુવનમાં—કોઇ૦

**વૃક્ષો**—અત્યાર સુધીમાં વૃક્ષોના ઘણાં નામ આવ્યાં. વિદ્વાનોએ આ નામોને અનેક રીતે ઘટાવ્યાં છે. વૃક્ષો વૈષ્ણવ છે, અને પરોપકારી છે, તે સંબંધી વિચાર કરીએ—

શ્રીમદ્ વલ્લભાચાર્ય કહે છે કે—'**मूढा अपि वैष्णवा एव हि विष्णुगतिं जानंति । न तु अत्यंतं निगुणा अपि अवैष्णवाः ॥**' 'વૃક્ષાદિ જે જડ છે; તેઓ મૂઢ ગણાય છે; તો પણ તેઓ વૈષ્ણવ છે. તેથી તેઓ વિષ્ણુની ગતિને જાણે છે. નિપુણ હોય, પણ જેઓ અવૈષ્ણવ હોય, તેમને વિષ્ણુની ગતિની ખબર પડતી નથી.'

શું વૃક્ષો વૈષ્ણવ છે?—વૈષ્ણવ કેવા હોય?—

**પદ.**

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીર પરાઈ જાણેરે;
પરદુઃખે પીડાઈ મરે, તોય મન અભિમાન ન આણેરે—ટેક૦

સકળ લોકમાં સૌને વંદે, નિંદા તે નવ કરે કેનીરે;
વાચ-કાય-મન નિશ્ચે રાખે, તો ધન્ય ધન્ય જનની તેનીરે—વૈષ્ણવ૦

સમદૃષ્ટિ રાખે તૃષ્ણા ત્યાગે, પરસ્ત્રી જેને માતરે;
જીવ્હા થકી અસત્ય ન બોલે, પરધન નવ ગ્રહે હાથરે—વૈષ્ણવ૦

મોહ માયાના કટ્ટા શત્રુ, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામ નામસું તાળી લાગી, સકળ તિરથ તેના તનમાંરે—વૈષ્ણવ૦

વણલોભી અને કપટરહિત હોય, જેણે કામ ક્રોધ નિવાર્યાંરે;
ભણે નરસૈયો તેનું દર્શન કરે તે, કુળ એકોતેર તારેરે—વૈષ્ણવ૦

વૃક્ષોના સંબંધમાં તુલસીદાસજી કહે છે કે—

ચોપાઈ—'સંત વિટપ સરિતા ગિરિ ધરણી, પરહિત હેતુ સબન્હકર કરણિ.'

વળી આ વૃક્ષો તો યમુનાજીને કાંઠે ઉગ્યાં છે; તેથી તીરથવાસી ગણાય. તેથી જરૂર અમને શ્રીકૃષ્ણનો મારગ બતાવશે. [શ્રીકૃષ્ણ મથુરાની બ્રાહ્મણ પત્નીઓને મળ્યા; તે પહેલાં શ્રીકૃષ્ણે વૃક્ષોના પરોપકારી જીવન સંબંધી ચર્ચા કરી હતી.]

હવે પૃથ્વીને પૂછે છે—

**किं ते कृतं क्षिति तपो बत केशवांघ्रि-स्पर्शोत्सवोत्पुलकितांगरुहैर्विभासि ॥**
**अप्यंघ्रिसंभव उरुक्रमविक्रमाद्वा, आहो वराहवपुषः परिरंभणेन ॥१०॥**

**અર્થ—હે પૃથ્વી! તેં એવું કયું તપ કર્યું છે કે-ભગવાનના ચરણનો સ્પર્શ મળવાથી, તને આનંદ થયો છે? કારણ કે તારાં રૂવાડાં ઉભાં થએલાં જણાય છે. આ આનંદ તને હમણાંજ કૃષ્ણના ચરણસ્પર્શથી થયો છે? કે વામન અવતારમાં તું ભગવાનના ચરણથી મપાઇ હતી, તેથી થયો છે; અથવા વરાહ અવતારમાં તને ભગવાનના શરીરનું આલિંગન મળ્યું હતું, તેથી થયો છે? [૧૦].**

૧૦ વિવેચન—

**તપઃ**—મનોબળ અને શારીરબળ-એમ બળ બે પ્રકારનાં છે. શારીરબળના કરતાં મનોબળ વધે, કારણ કે મનોબળના મૂળમાં તપ રહે છે. શમીક ઋષિના બાળકે પરીક્ષિતને ધ્રુજાવ્યો. અષ્ટાવક્રે જનકને ડરાવ્યો. બ્રાહ્મણોએ વેનરાજાને જમીનદોસ્ત કર્યો. નારદાદિનો સત્કાર કરવા હસ્તીનાપુરના યુધિષ્ઠરાદિ સમ્રાટ્ ઉભા થતા હતા.

તપ અને વેદાંત—તમારામાંનાં ઘણાં સ્ત્રી પુરૂષો, વેદાંતની મોટી મોટી-પોલી પોલી-વાતો સાંભળીને, તપથી વિમુખ થયાં છો. પરિણામે તમે જે સાંભળ્યું, તે ત્યાંનું ત્યાં રહ્યું, સાંભળેલાની અસર થઈ નહીં. વાવ્યું ઘણું, પણ તે જેમ જળ વિના ઉગ્યું નહીં, તેમ ગમે તેટલી વેદાંતની વાત સાંભળી, પણ તે તપ વિના ફળી નહીં. [તપ એટલે યોગ. યોગનું પુસ્તક વાંચો છો?] તપમાં પ્રીતિ નહીં રાખો, તો વાસીદે સાંએલું ચાલ્યું જશે. આરસ-પહાણના ચળકતા પત્થરોથી ઇમારત નહીં થાય. તે સાથે ચૂનો જળ અને ચિમેટ હશે, તો ઇમારત થશે. કંસારમાં ઘી હશે તો જમવાની મજા આવશે.

---

૧૦ પદચ્છેદ—**हे क्षिति** હે પૃથ્વી! [**क्षिते** થવું જોઈએ] **किं तपः ते** [**त्वया**] **कृतं**-તેં કયું તપ કર્યું છે? **बत**-આનંદની વાત છે કે-**केशवस्य अंघ्रिस्पर्शे उत्सवः यस्याः सा**-ભગવાનના ચરણનો સ્પર્શ મળવાથી તને આનંદ થયો છે. **अंगरुहैः उत्पुलकिता**-રોમાંચો વડે પુલકાયમાન થએલી એટલે તારાં રૂવાડાં ઉભાં થયાં છે એવી. **विभासि**-જણાય છે. **अपि**-પ્રશ્ન સૂચવે છે. **अंघ्रिसंभवः**-આ આનંદ ચરણ સ્પર્શથી થયો છે. **वा उरुक्रमस्य विक्रमात्**-અથવા વામન અવતારમાં ભગવાનના ચરણથી તું મપાએલી તેથી થયો છે? **आहो**-અરે, અથવા **वराहवपुषः परिरंभणेन** વરાહ અવતાર ભગવાનના શરીરનું તને આલિંગન મળ્યું હતું તેથી થયો છે?

આ પ્રમાણે સ્થાવરોને પૂછીને હવે જંગમને પૂછે છે—

**अप्येणपत्न्युपगतः प्रिययेह गात्रैस्-तन्वन्दृशां सखि सुनिर्वृतिमच्युतो वः ॥**
**कांतांगसंगकुचकुंकुमरंजितायाः, कुन्दस्रजः कुलपतेरिह वाति गन्धः ॥११॥**

**અર્થ—મૃગલી ! હે સખી ! પોતાના અવયવોથી તમારી દૃષ્ટિને આનંદ આપતા ભગવાન્, પ્યારીની સાથે અહીં તમારી પાસે આવ્યા હતા ? કારણ કે શ્રીકૃષ્ણે પહેરેલી કુંદપુષ્પની માળા, કે જે પ્રિયાના અંગસંગ કરવાના સમયમાં, તેણીના સ્તન ઉપરના કેસરથી રંગાઇ હશે. તેનો સુગંધ અહીં પ્રસરે છે-ફેલાય છે. [ ૧૧ ]**

૧૧ વિવેચન—

સખિ !—ગોપીઓ મૃગલીને સખિ કહે છે; કારણકે ગોપીઓ શ્રીકૃષ્ણને ચાહે છે, અને મૃગલીઓ કૃષ્ણસાર [કાલીયાર]ને ચાહે છે. તે ઉપરાંત ગોપીઓની આંખો મૃગલીની આંખો જેવી છે. 'વળી તું સ્ત્રી જાતિ છો, માટે તને પતિના વિયોગનો અનુભવ હોય, તેથી અમારા ઉપર દયા રાખીને શ્રીકૃષ્ણના સમાચાર આપ.'

**प्रियया**—શ્રીકૃષ્ણની સાથે કોઈ સ્ત્રી છે, એમ ગોપીઓ જાણે છે. તે કઈ સ્ત્રી છે ? તેની ખબર ગોપિઓને નથી—જુઓ આગળ ૨૭-૨૮ શ્લોક. એક સુંદરીને લઇને, પ્રભુ મોટા સમુહથી જુદા પડયા, તે કૃત્ય કામી પુરૂષનું છે; તોપણ પ્રભુ કામી છે, એવું સમજવું ઘટતું નથી.

**कांतांगसंगकुचकुंकुमरंजिता**—પ્રિયાના અંગના સંગ સમયે તેણીના સ્તન ઉપર લગાવેલા કેસરથી રંગાએલી ભગવાનની કુંદપુષ્પોની માળા. આ શબ્દો પ્રાચીન ભારતનો વૈભવ અને પ્રાચીન ભારતનું સાહિત્ય કેવા પ્રકારનું હશે ? તે સૂચવે છે.

મૃગલીને મુંગી જોઈને ગોપિઓ પાછાં વૃક્ષોને પૂછે છે—

**बाहुं प्रियांस उपधाय गृहीतपद्मो, रामानुजस्तुलसिकालिकुलैर्मदान्धैः ॥**
**अन्वीयमान इह वस्तरवः प्रणामं, किं वाभिनन्दति चरन्प्रणयावलोकैः ॥१२॥**

---

૧૧. પદચ્છેદ—**अपि**-પ્રશ્ન સૂચવે છે. **एणः**-મૃગ. **एणस्य पत्नी तत् संबुद्धौ हे एणपत्नि** !- હે મૃગલી ! **हे सखि** ! હે સખિ ! **गात्रैः**-પોતાના અવયવોથી-**वः दृशां**-તમારી દૃષ્ટિઓને. **सुनिर्वृतिम् तन्वन् इति अच्युतः**-આનંદ આપતા એવા ભગવાન્. **प्रियया**-પ્યારીની સાથે-**इह उपगतः**-અહીં પાસે આવ્યા હતા ? **कांतायाः अंगसंगेन लग्नं यत् कुचकुंकुमम् तेन रंजिता** (રંગાએલી) **कुलपतेः कुंदस्रक्** (શ્રીકૃષ્ણે પહેરેલી કુંદ પુષ્પની માળા ) **तस्याः कांतांगसंगकुचकुंकुमरंजितायाः कुंदस्रजः**-શ્રીકૃષ્ણે પહેરેલી કુંદપુષ્પની માળા કે જે પ્યારીનો અંગસંગ કરવાના સમયમાં, પ્યારીના સ્તન ઉપરના કેસરથી રંગાએલી હશે તેનો. **गंधः इह वाति** ગંધ અહીં પ્રસરે છે.

૧૨ પદચ્છેદ—**हे तरवः**-હે વૃક્ષો ! **प्रियायाः अंसे प्रियांसे**-પ્રિયાના ખભા ઉપર. **बाहुं उपधाय**-હાથ રાખીને. **गृहीतं पद्मं येन सः इति रामानुजः**-બીજા હાથમાં જેમણે કમલ રાખ્યું છે એવા શ્રીકૃષ્ણ. **इह चरन्**-અહીં ફરતા **मदांधैः तुलसिकायाः**

**અર્થ—હે વૃક્ષો ! પ્રિયાના ખભા ઉપર એક હાથ રાખીને, અને બીજા હાથમાં કમળ રાખીને ફરતા, અને તુલસીના મદોન્મત્ત ભ્રમરો જેમની પાછળ ઉડયા કરે છે, એવા ભગવાન્ શ્રીકૃષ્ણ, સ્નેહપૂર્વક જોઇને, તમારા પ્રણામનો સ્વિકાર કરે છે કે શું ? [ ૧૨ ]**

૧૨ વિવેચન—

એક હાથ પ્રિયાના ખભા ઉપર અને બીજા હાથમાં જેને કમળ છે તે શ્રીકૃષ્ણ. આ પ્યારની ભાવના છે-સ્નેહની સંકળના છે.

વૃક્ષોના પ્રણામ—આંબે ફળ આવે, ત્યારે તે નમી પડે; તેમ સજ્જન વિદ્યા અગર લક્ષ્મીથી યુક્ત થતાં, સૌ સાથે હળીમળીને રહે. મહુડો ફળ આવતાં નાગો થાય-તેનાં પાંદડાં ખરી પડે; તેમ દુર્જન લક્ષ્મી અગર વિદ્યા પ્રાપ્ત થતાં, અનેકને પીડે.

**प्रणयावलोकः**—પ્રેમ સહિત જોવું, તે એક પ્રકારની સંમતિ છે.

શ્રીકૃષ્ણને વ્હાલી તુલસી, અને ભ્રમરોને વહાલી તુલસીની ગંધ. ભગવાનને વ્હાલા ભકતો, અને ભકતોને વ્હાલો જ્ઞાનયુક્ત વૈરાગ. ગંધમાં પ્રીતિ હોય, તે ભ્રમર તુલસી પાછળ દોડે. વૈરાગમાં પ્રીતિ હોય, તે ભકતો ભગવાનની પાછળ દોડે.

હવે ગોપિકાઓ લતાને પૂછે છે—

**पृच्छतेमा लता बाहू-नप्याश्लिष्टा वनस्पतेः ॥**
**नूनं तत्करजस्पृष्टा, बिभ्रत्युत्पुलकान्यहो ॥ १३ ॥**

**અર્થ—હે સખીઓ ! આ લતાઓ પોતાના પતિ [ વૃક્ષ ] ના બાહુ [શાખાઓ]ઓને આલિંગન કરી રહેલી છે, તોપણ રોમાંચ થએલી છે; તેથી જણાય છે કે-તેઓને ખરેખર શ્રીકૃષ્ણના નખોનો સ્પર્શ થયો હશે. તેથી આ લતાઓને પણ પૂછો. [ ૧૩ ]**

૧૩ વિવેચન—

પ્રેમમાં પ્રેમ—પતિ સંગમાં રમતી સાધવી સ્રીને, ભગવાન્ સ્પર્શ કરે-[ એટલે ભગવદ્ભાવની રૂડી સ્ફુરણાઓ થાય, ] તો અવસ્ય પ્રેમમાં પ્રેમ વધે. તે સ્રીમાં સતીત્વ જાગ્રત થાય. તે પ્રમાણેજ લતાઓ તેમના પતિ [વૃક્ષો] ની બાથમાં ઉભી છે, ત્યાં તેમને કૃષ્ણનો સ્પર્શ થાય-ભગવાનની કૃપા થાય-તો તેઓ જરૂર રોમાંચ થાય. એટલે-નાના પ્રકારના ફળફૂલથી લચી પડે.

---

**अलिकुलैः अन्वीयमानः**-તુલસીના મદોન્મત ભ્રમરો જેમની પાછળ ઉડયા કરે છે તે શ્રીકૃષ્ણ. **प्रणयावलोकैः**-સ્નેહપૂર્વક જોવા વડે. **वः प्रणामं किं वा अभिनंदति**-શું તમારા પ્રણામનો સ્વિકાર કરે છે ?

૧૩ પદચ્છેદ- **इमाः लताः**-આ લતાઓ **वनस्पतेः बाहून् आश्लिष्टाः अपि**-પોતાના પતિ [વૃક્ષ]ના બાહુઓને [ એટલે શાખાઓને] આલિંગન કરી રહેલી છે તોપણ. **उत्पुलकानि बिभ्रति**-રોમાંચ થએલી છે. તેથી જણાય છે કે. **अहो नूनं तस्य करजैः** [નખોથી] **स्पृष्टाः**-અરે તેઓને ખરેખર શ્રીકૃષ્ણના નખોનો સ્પર્શ થયો છે. તેથી **पृच्छत**-આ લતાઓને [પણ] પૂછો.

વનમાં શ્રીકૃષ્ણને શોધવાનું કામ બંધ થયું. શ્રી શુકદેવજી તેનો ઉપસંહાર કરીને આગળ ગોપિઓએ શું કર્યું તે કહે છે—

**इत्युन्मत्तवचो गोप्यः, कृष्णान्वेषणकातराः ॥**
**लीला भगवतस्तास्ता, ह्यनुचक्रुस्तदात्मिकाः ॥ १४ ॥**

**અર્થ—ગાંડાની માફક વચન બોલતી, અને શ્રીકૃષ્ણની શોધમાં વિહ્વળ થએલી, તથા જેમનાં ચિત્ત ભગવાન્‌માં લાગી રહ્યાં હતાં એવી ગોપીઓ, ભગવાને જે જે લીલાઓ કરી હતી, તે તે લીલાઓનું અનુકરણ કરવા લાગી. [૧૪]**

૧૪ વિવેચન—

**उन्मत्तवचः, तदात्मिकाः** તથા **कृष्णान्वेषणकातराः**—આ શબ્દો ગોપિકાઓના પ્રેમની ભૂમિકા સૂચવે છે. આ ભૂમિકા ઉપર ઉભાં રહીને ગોપીકાઓ શ્રીકૃષ્ણના જેવી ચેષ્ટાઓ કરવા લાગી.

ગોપિકાએ શ્રીકૃષ્ણની કઇ કઇ લીલાઓનું અનુકરણ કર્યું, તે ભાવથી સાંભળો—

**कस्याश्चित्पूतनायंत्याः, कृष्णायन्त्यपिबत्स्तनम् ॥**
**तोकायित्वा रुदंत्यन्या, पदाऽहन् शकटायतीम् ॥१५॥**
**दैत्यायित्वा जहारान्या–मेका कृष्णार्भभावनाम् ॥**
**रिङ्गयामास काप्यंघ्री, कर्षन्ती घोषनिःस्वनैः ॥१६॥**

( અપૂર્ણ )

૧૪ પદચ્છેદ—**इति**-ઉપર પ્રમાણે **उन्मत्तस्य इव वचांसि यासां ताः इति गोप्यः**-ગાંડાની માફક વચન બોલતી ગોપીઓ. **कृष्णस्य अन्वेषणेन कातराः**-શ્રીકૃષ્ણની શોધમાં વિહ્વળ થએલી. **तदात्मिकाः**-અને ભગવાનમાંજ જેમનાં ચિત્ત લાગી ગયાં હતાં એવી **भगवतः ताः ताः लीलाः अनुचक्रुः**-ભગવાને જે જે લીલાઓ કરી હતી તે તે લીલાઓનું અનુકરણ કરવા લાગી.

૧૫ પદચ્છેદ—**पूतना इव आचरती इति पूतनायंती तस्याः इति कस्याश्चित् स्तनं**-કોઈ એક ગોપી જે પૂતનારૂપ બની હતી તેના સ્તનનું. **कृष्णः इव आचरति इति कृष्णयंती**-કૃષ્ણરૂપ બનેલી ગોપીએ. **अपिबत्**-પાન કર્યું. **अन्या**-બીજી ગોપી. **तोकः इव आत्मानं कृत्वा तोकायित्वा**-બાળક જેવી બનીને. **रुदंती**-જે રોતી હતી તેણીએ. [**[illegible]वत्** અથવા **शकटवत् आचरति इति शकायती-तां**] **शकटायतीम्**-ગાડારૂપ થએલી બીજી ગોપીને. **पदा अहन्**-ચરણથી હણી નાંખી.

૧૬ પદચ્છેદ—**एका**-વળી એક બીજી. **दैत्यवत् आत्मानं कृत्वा इति दैत्यायित्वा**-દૈત્યરૂપ થઈને **कृष्णस्य आर्भं** [બાળકપણું] **भावयति इति कृष्णार्भभावना तां अन्यां**-શ્રીકૃષ્ણના બાળકપણાની ચેષ્ટા કરનારી બીજી ગોપીનું **जहार**-હરણ કરી ગઇ. **का अपि**-વળી બીજી. **घोषणां निःस्वनैः**-ઘુઘરીનો ઘમકારા સહિત **अंघ्री कर्षंती**-પગ ઢસડતી-**रिंगयामास**-ભાંખોડભરીયા ચાલવા લાગી.

ફ઼. નં. ૧૪૨

શ્રીસદ્ગુરવે નમઃ।

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત

## દશમસ્કંધ પૂર્વાર્ધ—રાસલીલા.

તંત્રી અને પ્રકાશકઃ—**રામશંકર મોનજી ભટ્ટ**, ઠે. મોક્ષમંદિર—**અમદાવાદ.**

પુસ્તક ૧૦ મું. ] પોશ માસ, ૧૯૮૬. [ અંક ૧૨ મો.

## હ્યો ત્યારે—રામ રામ.

શ્રીકૃષ્ણની પૂર્ણ કૃપાથી, મોક્ષપત્રિકાનું દસમું વરસ, આ અંકની સાથે પૂરૂં થાય છે. નવા વરસમાં માસીક ચાલુ રાખવું કે નહીં? તે આપના હાથમાં છે. કારણકે માસીકના સ્થૂલની કીંમત (લવાજમ) લીધા વિના, અમે આપને માસીક આપી શકતા નથી. અત્યારસુધીમાં ઘણા જીજ્ઞાસુઓએ આવતી સાલનું લવાજમ મોકલી દીધું છે. તેમને ધન્યવાદ ઘટે છે. એવું તમે સૌ ક્યારે શીખશો? લવાજમ જેવી જુજ રકમ આપ ઘણે ઠેકાણે વાપરી નાંખો છો. શરીર પોષણ માટે આપ ઘણો ખર્ચ કરો છો. તે ઉપરાંત મોજમજામાં અને માંદગીમાં પણ પૈસાને ફેંકી દ્યો છો, ત્યારે પોતાના સ્વરૂપ માટે—જેને માટે માનવજીવન ધારણ કર્યું છે તે વસ્તુને ઓળખવા માટે—જુજ ખર્ચ થાય, તે ન કરી શકાય!

માસીક બરાબર વાંચતા હશો, તો ખાત્રી થતી હશે કે—આ કોઇ ન્યુસપેપર નથી—આ કોઇ ધંધારોજગારની ધગશ નથી. આ તો જરૂર જેટલાં ખર્ચને આવી મળવું, અને હરિગુણ ગાવા એ ભાવ છે. પોસ્ટેજ સાથે બે રૂપૈયામાં અહીં થતી ભગવદ્વાર્તા (કથા) ત્યાં સંભળાય, એવી આ અમોલી ગોઠવણ છે. આ પ્રેમનો ધંધો છે. પૈસા ખર્ચતાં પાકે, એવો આ પ્રેમ નથી. પ્રભુ કૃપાથી આ પ્રેમ જાગ્યો છે, તેની તમને કાંઇક ઝાંખી કરાવું છઉં. સત્સંગ ગંગાની આ સેર છે. આ બધી શ્રીકૃષ્ણની કૃપા છે. એમ આપને ખાત્રી થતી હોય, તો ત્વરાથી લવાજમ મોકલી દઇને, આ દૈવી સંબંધ ચાલુ રાખો. એમ છતાં કદિ અમારાથી કંટાળ્યા હો—તો અમારે અને તમારે **રામ રામ.** બોલ્યું ચાલ્યું માફ કરજો; અને માસીક બંધ કરવાનો પત્ર લખશોજી. પત્ર ન આવે તો અહીંથી વી પી. થાય. પત્ર ન લખો અને વી. પી. પણ ન સ્વિકારો, તે અવિવેક કહેવાય. વી. પી. લગભગ ફાગણ માસમાં થઇ શકશે. તે વખતે મહાનો અંક મળશે. લવાજમ તુરત આવી જાય, તો મહાનો અંક હમેશ મુજબ મહા સુદી ૧—૨ મળશે. મુંબઇ, કલકત્તા, સુરત, કરાંચી, મદ્રાસ, વિરસદ, ભાવનગર, પોરબંદર વિગેરે ગામમાં, પુંઠામાં જણાવેલા ઠેકાણે લવાજમ ભરવું. લવા-

જમ ભર્યાની તારીખ અહીં એક પોસ્ટ કયાર્ડથી જણાવવી. લવાજમ ભરતી વખતે, અગર મનીઓડર કરતી વખતે, ગ્રાહક નંબર અને જે નામથી માસીક આવતું હોય, તે નામ બરાબર જણાવવું. વધારા સહિત માસીક જોઈએ તો રૂ. ૨-૮-૦ ભરવા. સાદા માસીકના ગ્રાહક જુજ છે. આઠ આનામાં ઘણું જાણવાનું મળે છે. વધારામાં શ્રીશંકરાચાર્યનો વેદાંતકેસરી નામનો ગ્રંથ ચાલુ થશે.

**પરદેશમાં રહેનારને**—તમારા કોઇ સગા પરદેશમાં રહેતા હોય, તો એમને ખાસ કરીને આ માસીક આપજો. કારણ કે ત્યાં **આ** નથી. પરદેશ માટે વધારા સાથેના માસીકના રૂ. ૩) છે.

મોક્ષપત્રિકાના પાછલાં બાંધેલાં પુસ્તકો—જોઇએ તો ઉઘશો નહીં. હજી છે. પછી એક નકલના ૧૦૦ રૂપૈયા દેતાં નહીં મળે. બંધામણી અને પોસ્ટેજ સાથે દરેકના રૂ. ૨-૬-૦.

ગીતાના અધ્યાય ૧-૨-૩. ત્રણે એક પુસ્તકમાં બાંધેલા તૈયાર કર્યા છે. કીંમત ૦-૧૦-૬ પોસ્ટેજ ૦-૨-૦ જુદા.

---

# દશમસ્કંધ પૂર્વાર્ધ

## અધ્યાય ૩૦ મો ચાલુ.

[ ગયા અંકના ૧૧૨૦ મે પાનેથી ચાલુ ]

ગયા અંકમાં ૧૫ મો અને ૧૬ મો શ્લોક મૂળમાં આપ્યા છે. હવે આગળ સાંભળો—

**कृष्णरामायिते द्वे तु, गोपायन्त्यश्च काश्चन ॥**
**वत्सायंतीं हन्ति चान्या, तत्रैका तु बकायतीम् ॥ १७ ॥**

**અર્થ**—કોઈ એક ગોપી પૂતનારૂપ બની હતી. તેણીના સ્તનનું પાન કૃષ્ણરૂપ બનેલી બીજી ગોપીએ કર્યું. બાળક જેવી બનીને બીજી એક ગોપિ રડતી હતી. તે ગોપીએ ગાડારૂપ બનેલી એક ગોપીને પગથી ઉછાળી નાંખી. (૧૫). એક ગોપી દૈત્યરૂપ બનીને, કૃષ્ણરૂપ થએલી બીજી ગોપીને હરી ગઇ. એક ગોપી કૃષ્ણનું બાળકરૂપ ધારણ કરીને, ઘુઘરીઓના ધમકારા સહિત પગને ઘસડતી, ભાંખોડભર ચાલવા લાગી. (૧૬). વળી બે ગોપીઓ બળરામ-રૂપ અને કૃષ્ણરૂપ બની. બીજી કેટલીએક ગોપિઓ ગોવાળીયારૂપ બની. કૃષ્ણરૂપ થએલી ગોપીએ વત્સરૂપ થએલી ગોપીને, અને બકાસુરરૂપ થએલી ગોપિને મારી. (૧૭).

---

૧૭ પદચ્છેદ—**तु** વળી. **कृष्णरामौ इव आचरतुः इति कृष्णरामायिते द्वे**-બે ગોપીઓ રામકૃષ્ણ રૂપ બની. **काश्चन**-અને બીજી કેટલીએક **गोपाः इव आचरंति इति गोपायंत्यः**-ગોવાળીયા રૂપે બની. **वत्सासुरः इव आचरति इति वत्सायंती-तां.**-વત્સરૂપ થએલી ગોપીને. **अन्या हंति**-બીજી કૃષ્ણ રૂપ થએલી ગોપીએ મારી. **तत्र**-ત્યાં વળી. **एका**-શ્રીકૃષ્ણ રૂપ થએલી એક ગોપીએ. **बकायतीम्**-બકાસુર રૂપ થએલી બીજી ગોપીને હણી.

૧૫ થી ૧૭ વિવેચન—

૧૫ મા શ્લોકમાં પૂતનાની લીલા અને શકટની લીલા–એમ બે લીલા કહી. ૧૬ મા શ્લોકમાં તૃણાવર્તની લીલા અને શ્રીકૃષ્ણનું ભાંખોડ ભરીયા ચાલવું, તે લીલા છે. ૧૭ મા શ્લોકમાં વત્સાસુરના તથા બકાસૂરના વધની લીલાઓ.

નોંધ—૧૭ મા શ્લોકમાં યાદ રાખવું કે વત્સાસુરને બલરામે માર્યો નથી. પણ કૃષ્ણે માર્યો છે. જુઓ પાછળ ૧૧મો અધ્યાય.

શ્રીકૃષ્ણ ગોવાળરૂપે કેવા હતા ? હવે તેનું અનુકરણ કરે છે—

**आहूय दूरगा यद्वत्, कृष्णस्तमनुवर्ततीम् ।**
**वेणुं क्वणंतीं क्रीडंतीं, अन्याः शंसंति साध्विति ॥ १८ ॥**

**અર્થ—દુર ગએલી ગાયોને જેવી રીતે શ્રીકૃષ્ણ બોલાવતા હતા, તેવી રીતે કૃષ્ણરૂપ બનેલી એક ગોપીએ, દૂર ગએલી ગાયોને બોલાવી, તથા વેણુ વગાડી; અને બીજી ક્રિયાઓ પણ કરી. કૃષ્ણરૂપ થએલી ગોપીને એ પ્રમાણે કરતી જોઇને, બીજી ગોપીઓ જાણે તેઓ શ્રીકૃષ્ણના સખાઓ–ગોવાળીયાઓ–હોય, તે પ્રમાણે વાહ્ વાહ્ કહીને, તેણીનાં વખાણ કરવા લાગી. (૧૮)**

૧૮ વિવેચન—

વખાણ કરનારી ગોપીઓ ગોવાળરૂપ બની છે.

હવે એક ગોપી કૃષ્ણ બનીને બીજી ગોપીના ગળામાં હાથ નાંખીને ચાલે છે—

**कस्यांचित्स्वभुजं न्यस्य, चलंत्याहापरा ननु ॥**
**कृष्णोऽहं पश्यत गतिं, ललितामिति तन्मनाः ॥ १९ ॥**

**અર્થ—કોઈ ગોપીને ખભે પોતાનો હાથ રાખીને ચાલતી, અને ભગવાનમાંજ જેમનું ચિત્ત ચોંટી ગયું હતું, એવી કૃષ્ણરૂપ બનેલી એક ગોપી–'હું કૃષ્ણ છઉં. મારી સુંદર ચાલ જુઓ !' એમ કહેવા લાગી. (૧૯)**

૧૯ વિવેચન—

'**अहं कृष्णः**' દ્વૈતભાવનો અભાવ થઈ ગયો. '**तन्मनाः**' શબ્દ સૂચવે છે કે–**तन्मनाः** પુરૂષ હોય તેમનેજ દ્વૈતભાવનો અભાવ થાય. 'ભક્તિરસાયન' ગ્રન્થમાં મહાન્ વેદાંતી મધુસૂદન સરસ્વતી કહે છે કે—

---

૧૮ પદચ્છેદ—**यद्वत् कृष्णः**–જેવી રીતે શ્રીકૃષ્ણ કરતા હતા તેમ **दूरं गच्छंति इति दूरगाः**–દૂર ગએલી ગાયોને **आहूय**–બોલાવીને **तम् अनुवर्ततीम्**–શ્રીકૃષ્ણનું અનુકરણ કરતી **वेणुं क्वणंतीं**–વેણુ વગાડતી **क्रीडंतीं**–અને ક્રીડા કરતી હતી તેને **अन्याः साधु इति शंसंति**–બીજી ગોપીઓ વાહ્ વાહ્ કહીને વખાણ કરતી હતી.

૧૯ પદચ્છેદ—**कस्यांचित् स्वभुजं न्यस्य**–કોઈ ગોપી ઉપર પોતાનો હાથ રાખીને **चलंती**–ચાલતી. **तस्मिन्–एव मनः यस्याः सा तन्मनाः इति अपरा**–ભગવાનમાંજ જેનું ચિત્ત લાગી ગયું હતું એવી બીજી ગોપી **ननु अहं कृष्णः**–હુંજ કૃષ્ણ છઉં. **ललितां गतिं पश्यत**–(મારી) સુંદર ચાલ જુઓ. **इति आह**–એમ બોલવા લાગી.

**भगवान् परमानंद-स्वरूपः स्वयमेव हि ॥**
**मनोगतस्तदाकार-रसतामेति पुष्कलम् ॥ १० ॥**

અર્થ—નિશ્ચે શ્રીભગવાન્ પોતેજ પરમાનંદ સ્વરૂપ છે. તે મનમાં પ્રવેશતાં, મન પુષ્કળ રીતે તદાકારભાવને પામે છે.

**सर्वभूतेषु यः पश्येद्-भगवद्भावमात्मनः ।**
**भूतानि भगवत्यात्म-न्येष भागवतोत्तमः ॥४५॥**
**ईश्वरे तदधीनेषु, बालिशेषु द्विषत्सु च ।**
**प्रेममैत्री कृपोपेक्षा, यः करोति स मध्यमः ॥४६॥**
**अर्चायामेव हरये, पूजां यः श्रद्धये हते ।**
**न तद्भक्तेषु चान्येषु, स भक्तः प्राकृतः स्मृतः ॥४७॥**

[ ભાગ. ૧૧—અ. ૨ ]

અર્થ—હું ચૈતન્યરૂપ પરબ્રહ્મપણાથી સર્વ પદાર્થોમાં પરોવાઇને રહેલો છઉં; અને સર્વ પદાર્થો મારા પરબ્રહ્મ સ્વરૂપમાં અધ્યસ્ત છે—સમાઇને રહ્યાં છે; એમ જે પુરૂષ યથાર્થ રીતે જાણે છે, તે ઉત્તમ (વૈષ્ણવ) ભક્ત કહેવાય છે. [૪૫] જે પુરૂષ ઇશ્વર ઉપર પ્રેમ રાખે, ઇશ્વરના ભકતો સાથે મૈત્રી રાખે, મૂર્ખોના ઉપર કૃપા કરે, અને શત્રુઓની ઉપેક્ષા રાખે, તે મધ્યમ (વૈષ્ણવ) ભકત સમજવો. કારણ કે તેનામાં એટલી ભેદબુદ્ધિ છે. (૪૬). જે પુરૂષ શ્રદ્ધા રાખીને મૂર્તિમાંજ ભગવાનની પૂજા કરે, પણ ભગવાનના ભકતોની પૂજા ન કરે; અને બીજાઓની પૂજા પણ ન કરે; તે પુરૂષ પ્રાકૃત (વૈષ્ણવ) ભકત સમજવો.

**દ્રવીભૂત**—કહેવાનો ભાવ એ છે કે દ્રવીભૂત થવું, તેજ ભકિતનું સાચું સ્વરુપ.

**द्रुतस्य भगवद्धर्माद्-धारावाहिकतां गता ॥**
**सर्वेशे मनसो वृत्तिर्-भक्तिरित्यभिधीयते ॥३॥**

[ભક્તિરસાયન].

અર્થ—ભગવદ્ ધર્મો વડે, દ્રવીભૂત થએલું ચિત્ત, પોતાની વૃત્તિઓ સહિત સર્વેશ્વર ભગવાન્ પ્રત્યે, જળના પ્રવાહની માફક વહે, ત્યારે તે ભાવને ભક્તિ કહેવામાં આવે છે. [૩]

**विसृजति हृदयं न यस्य साक्षाद्-धरिवशाभिहितोऽप्यघौघनाशः ॥**
**प्रणयरशनया धृतांघ्रिपद्मः, स भवति भागवतप्रधान उक्तः ॥५५॥**

[ભાગ. ૧૧. અ. ૨.]

અર્થ—હરિ નામના યોગેશ્વર, નિમિરાજાને, ભગવદ્ ભક્તિની ઉત્તમતા સંબંધી અનેક વાતો કરીને, છેવટમાં બોલ્યા કે-[દ્રવીભૂત થએલા ભગવદ્ ભકતોથી] પરવશપણામાં માત્ર નામ કિર્તન થાય, તોપણ પાપના સમુહને નાશ કરનાર ભગવાન્, પ્રેમરૂપી દોરીથી પોતાનો ચરણ બંધાઇ જવાને લીધે, જેના હૃદયને પોતે મૂકતા નથી, તે ભકત વૈષ્ણવોમાં ઉત્તમ ગણાય છે. [૫૫]

. ચોપાઇ—'મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્દગદ્ ગિરા નયન વહ નીરા.'

યાદ રાખવું ઘટે છે કે—દ્રવીભૂત થવાની, ઘણી ઘણી વાતો કરીએ; પણ દ્રવીભૂત થવું એ મુશ્કેલ છે. એક રાજા પ્રજા માટે તનતોડ મહેનત કરે, ત્યારે પ્રજા તેનું નામ સાંભળીને દ્રવીભૂત થાય. તેમ પ્રજા રાજા માટે મરી છૂટે, ત્યારે રાજા પ્રજા માટે દ્રવીભૂત

થાય. તે પ્રમાણેજ પતિ પત્નિ માટે, અને પત્નિ પતિ માટે, દ્રવીભૂત થાય. તે પ્રમાણેજ પ્રભુ ભક્ત માટે, અને ભક્ત પ્રભુ માટે દ્રવીભૂત થાય. દશ્ય પ્રત્યે દ્રવીભૂત થવાનો જીવનો સ્વભાવ છે. કનક, કાંતા અને કીર્તિ દશ્યના મોટાં દ્વાર છે-દશ્યનાં એજન્ટો છે.

રાખ ચોળીને બેઠેલા મોટા સંત પણ, કનક કાંતાને દેખીને દ્રવીભૂત થાય. કદિ તેમાંથી બચે, તો કીર્તિના કુવામાં લપસી પડે. આ ત્રણ વ્યાધિઓથી મુક્ત હોય, તે પુરૂષ ઇશ્વરને રસ્તે આવી શકે. ઇશ્વિર માટે દ્રવીભૂત થવાની આશા રાખનારે, આ ત્રણ વ્યાધિઓનો પ્રથમ નાશ કરવો જોઈએ.

આ વિષયમાં ઉંડા ઉતરીને જોશો, તો ખાત્રી થશે કે-તિર્થોમાં, મંદિરોમાં, (ધાર્મિક) મેળાવડાઓમાં, કથાવાર્તાઓમાં દોડયાં આવતાં અનેક સ્ત્રી પુરૂષોને, સોએ નવાણુ ટકા, ઉપલા ત્રણ ભયનું ભાનજ નથી. તેમાંથી મૂક્ત થવા તેઓ કદિ વિચાર પણ કરતા નથી. ઘરબાર તજીને બેઠેલા, અને ભગવાંથી ભગવાનરૂપ થએલા-સાધુ સન્યાસિઓ-પણ, સોએ નવાણુ ટકા, ઉપર જણાવેલી ત્રણ જોગણીઓના ખપ્પરમાં ખપી જતા જોવામાં આવે છે.

તેથીજ અત્યારે જ્યાં જુઓ ત્યાં-ધર્માભાસ, જ્ઞાનાભાસ, ભકત્યાભાસ, કર્માભાસ, કિયાભાસ, ત્યાગાભાસ, ભાષણાભાસ, કથાભાસ, કીર્તિનાભાસ વિગેરે-વિગેરે બનાવટી-ગીલેરીયો-નકલી દાગીનો ઘણો વધી પડયો. હજી આ સ્થિતિમાં કાંઇક સુધારો કરવો હોય, તો નવા મંદિરો ન કરતાં, જે જુનાં છે તેને સુદઢ કરો. સર્વનો સિદ્ધાંત ઇશ્વરને પામવાનો હોવાથી, એક બીજા સંપ્રદાયો પ્રત્યે પ્રેમ રાખો, અને નિંદાને તજો. નવાં નવા સાધુઓ ઉભા કરવા કરતાં, જે જુના છે તેમને સારા કરો. તિવ્ર વૈરાગ્ય વિના, ત્યાગાશ્રમના ક્ષેત્રમાં આવતા આળસુ લોકોને અટકાવો. 'અમુક અવસ્થા થયા પહેલાં, અને અમુક પરીક્ષા આપ્યા પહેલાં, અને શ્રી શંકરાચાર્ય પસંદ કરે, તે પહેલાં કોઇથી સાધુ થવાય નહીં, એવી મર્યાદાઓ બાંધો.

ભગવાં પહેર્યાં પછી, જેઓ કનકકાંતામાં અગર મઠ-મકાનની માલેકીમાં રંગાયા હોય-કલંકીત થયા હોય; એવા ત્યાગીઓને **બેરાગી** સમજીને, તેમને તેમના બંધનથી મુક્ત કરો; કારણ કે બિન અધિકારી, નિરક્ષર અને સ્વચ્છંદી સાધુઓએ અને સન્યાસીઓએ, સનાતન ધર્મ તોડી ફોડી નાંખ્યો છે. અવ્યવસ્થિત કરી નાંખ્યો છે, અને સંપૂર્ણ રીતે વગોવ્યો છે.

કેટલાએક આચાર્યોએ અને એવા લેભાગુ સાધુઓએ, બ્રાહ્મણોની આજીવિકામાં હાથ ઘાલ્યો છે. ઘણા બ્રાહ્મણો તેથી ગભરાઇને પોતાનું ક્ષેત્ર મૂકીને નાઠા છે. યાદ રાખવું ઘટે છે કે-બ્રાહ્મણો છે, ત્યાં સુધીજ સનાતન છે. બ્રાહ્મણો નથી તો સનાતન પણ નથી. 'પાંચાળ બ્રાહ્મણ', 'નાઈ બ્રાહ્મણ', એવા નવા નવા બ્રાહ્મણો ઘડવા કરતાં, જે બ્રાહ્મણો છે; તેમને સંભાળી લ્યો. તેમાંએ જેઓ પોતાનું ક્ષેત્ર મૂકીને અન્ય ધંધામાં નાઠા નથી, અને સદ્ધર્મ પરાયણ છે, તેમનો વિશેષ સત્કાર કરો. સત્સંગ મંડળોને કલાસના જેવાં બનાવો. એટલે શાસ્ત્રમાં જે લખ્યું હોય, તે સૌ વાંચી શકે અને સમજી શકે, એવાં કરો. એક ભણેલો (વક્તા) ભણે (વાંચે), અને બાકી ડોબાં (આળસુ શ્રોતાઓ) જોકાં ખાય, અગર માળાઓ તાણે જાય, તે રીતભાતને અટકાવો. એટલે-કથા વખતે શ્રોતાવક્તાના હાથમાં, એકજ પ્રકારનાં [જરા-પણ ફેરફાર રહિત] પુસ્તકો આપો. વર્ણાશ્રમના ધર્મો સૌ પ્રીતિથી પાળો.

ગોપીઓ ભગવાન્ માટે દ્રવીભૂત થઇ. તેમ આપણે ભગવાન્ માટે કેમ દ્રવીભૂત થતાં નથી ? તેનાં કારણોને વિચાર કર્યો. આ બધી બાબતો [આ બધાં કારણો] ૮+૫=૧૩ જેવાં સ્પષ્ટ છે; કોઇથી ના પડાય એવાં નથી; તોપણ અફસોસની વાત એ છે કે-સત્ય વાતનો અનાદર કરનારા, અને અસત્ય વાતના ટોપલા ઉપાડનારા અનેક છે. તેથી આ ગુહ્ય વાતો છે. અધિકારીઓને કહેવાય એવી છે.

હવે ગોવર્ધન તોળવાનું એક ગોપી અનુકરણ કરે છે—

**मा भैष्ट वातवर्षाभ्यां, तत्त्राणं विहितं मया ॥**
**इत्युक्त्वैकेन हस्तेन, यतंत्युन्निदधेऽम्बरम् ॥२०॥**

**અર્થ—કૃષ્ણરૂપ થએલી એક ગોપીએ કહ્યું કે-'પવન અને વરસાદથી તમે બીશો નહીં, તે બેથી તમારૂં રક્ષણ કરવાનો ઉપાય હું કરૂં છઉં.' એમ કહીને યત્ન કરતી તે સ્ત્રીએ, એક હાથથી પોતાનું [ઓઢવાનું] વસ્ત્ર ઉંચું ધરી રાખ્યું. [૨૦]**

૨૦ વિવેચન—

ગોપીએ જે વસ્ત્ર ધરી રાખ્યું. તે ગોવર્ધન ધરી રાખ્યો, એમ સમજવું. ગોપીઓએ એમ પણ સૂચવ્યું કે-શ્રીકૃષ્ણમાં આપણે શ્રદ્ધા હતી, તો ગોવર્ધન ઉંચો થયો, અને છત્રરૂપ અદ્ધર રહ્યો. તે પ્રમાણે જ ભગવાન્ શ્રીકૃષ્ણમાં શ્રદ્ધા રાખશું, તો ભગવાન્ આપણા વિરહ દુઃખનો નાશ કરશે. ઇંદ્રનો ગર્વ હર્યો, તેમ પ્રભુએ આપણો ગર્વ પણ હરિ લીધો.

હવે એક ગોપી કાલિયનાગના દમનનું અનુકરણ કરવા લાગી—

**आरुह्यैका पदाक्रम्य, [illegible]ापरां नृप ॥**
**दुष्टाहे गच्छ जातोऽहं, खलानां ननु दण्डधृक् ॥२१॥**

**અર્થ—હે પરીક્ષિત રાજા ! [એક ગોપી કૃષ્ણ બની, અને બીજી ગોપી કાલિયનાગ બની. પછી] એક ગોપી ઉપર બીજી ગોપી ચડીને. પગથી તેણીના માથાને દબાવીને બોલી કે-'હે દુષ્ટ સર્પ ! જતો રહે. (કારણ કે) ખલ પુરૂષોને શિક્ષા કરવા મેં અવતાર લીધો છે. [૨૧]**

---

૨૦ પદચ્છેદ—એક ગોપીએ **वातवर्षाभ्यां मा भैष्ट**-પવન અને વરસાદથી તમે બીશો નહીં. **ताभ्याम् त्राणं** (રક્ષણ) **मया विहितं**-તેથી રક્ષણનો ઉપાય હું કરૂં છઉં. **इति उक्त्वा**-એ પ્રમાણે કહીને. **यतंती**-[**यतमाना** જોઇએ] યત્ન કરતી તે સ્ત્રીએ **एकेन हस्तेन अंबरं उन्निदधे**-એક હાથથી વસ્ત્રને ઉંચું ધરી રાખ્યું.

૨૧ પદચ્છેદ—**नृप**-હે રાજન્! **अपरां एका आरुह्य**-એક ગોપી ઉપર બીજી ગોપી ચડીને. **शिरसि पदा;आक्रम्य**-પગથી તેના માથાને દબાવીને બોલી કે-**हे दुष्टाहे गच्छ**-હે દુષ્ટ સર્પ જતો રહે. **खलानां दंडधृक् ननु अहं जातः**-ખળ પુરૂષોને શિક્ષા કરવાજ મેં અવતાર લીધો છે.

૨૧ વિવેચન—

**'નૃપ'**—'કોટિ બ્રહ્માંડોના નાથ પાસે, આ ગામડાની ભરવાડો કોણ !' અગર 'આવી ભરવાડોના લાડથી છકી ગએલો સ્વચ્છંદી શ્રીકૃષ્ણ, કોટિ બ્રહ્માંડનો નાથ કેમ કહેવાય !' અથવા 'જેને સારી દુનિયાના સંતો શોધે; તેમને આ ગોપીકાઓ રમવાના બૉલ (દડા)ની માફક, કાં આમતેમ ઉછાળે !' અથવા–'જેણે મારા દાદા **અર્જુન**ને કુરૂક્ષેત્રના મેદાનમાં જ્ઞાનામૃતથી સ્નાન કરાવ્યું, તે આ **જ્ઞાની** શ્રીકૃષ્ણ !'–એવા કોઇ પણ પ્રકારના કુતર્કમાં ન તણાઇ જવા માટે, શ્રીશુકદેવજીએ પરીક્ષિતને સાવધાન કર્યા. ગાડાવાળો રસ્તાનો ઢાળ દેખીને, ગાડામાં બેઠાં હોય, તેમને સાવધાન રહેવાનું સૂચવે. ગાડાવાળાનું કહ્યું ન માને, તેમનાં પાધડાં ઉડી જાય; તેમ કથા પ્રસંગમાં ગોપિકાઓની ઉન્મત્ત દશા દેખીને, શ્રી શુકદેવજીએ પરીક્ષિતને સાવધાન રહેવા–કુતર્કના પૂરમાં તણાઇ ન જવા–સૂચવ્યું.

૯૭ ગોપીઓ શ્રીકૃષ્ણે કરેલી લીલાઓનું અનુકરણ કરે છે—

**तत्रैकोवाच हे गोपा, दावाग्निं पश्यतोल्बणम् ॥**
**चक्षूंष्याश्वपिदध्वं, वो विधास्ये क्षेममञ्जसा ॥२२॥**
**बद्धाऽन्यया स्रजा काचित्–तन्वी तत्र उलूखले ॥**
**भीता सुदृक् पिधायास्यं, भेजे भीतिविडम्बनम् ॥२३॥**

અર્થ—તે પછી [ કૃષ્ણરૂપ બનેલી ] એક ગોપી બોલી 'હે ગોપો ! આ ભયંકર દાવાગ્નિને તમે જુઓ. તમો ત્વરાથી આંખો વિંચી જાઓ. હું તમારૂં સહેજમાં રક્ષણ કરીશ.' [૨૨] ત્યાં વળી યશોદા રૂપે બનેલી એક ગોપીએ, કૃષ્ણરૂપ બનેલી બીજી નાના શરીરવાળી ગોપીને, માળાથી ખારણીયા સાથે બાંધી. માળાથી બાંધેલી ગોપીની આંખ સુંદર હતી. તે પોતે ડરી ગઈ હોય, એવી રીતે મુખ ઢાંકીને, ભયનું અનુકરણ કરવા લાગી. [૨૩]

૨૨–૨૩ વિવેચન—

૨૨ મા શ્લોકમાં શ્રીકૃષ્ણે દાવાનળથી કરેલા બચાવનું અનુકરણ કર્યું, અને ૨૩ મા શ્લોકમાં શ્રીકૃષ્ણને યશોદાજીએ ખારણીએ બાંધ્યા હતા–પ્રભુ **દામોદર** બન્યા હતા, તે લીલાનું ગોપિએ અનુકરણ કર્યું.

---

૨૨ પદચ્છેદ—**तत्र एका उवाच**–ત્યાં એક ગોપી બોલી. **हे गोपाः** !–હે ગોપો! **उल्बणं दावाग्निं पश्यत**–આ ભયંકર દાવાગ્નિને તમે જુઓ. **चक्षूंषि आशु अपि दध्वं**-ત્વરાથી આંખો વીંચી જાઓ. **वः क्षेमं अंजसा विधास्ये**–હું તમારૂં રક્ષણ સહેજમાં કરીશ.

૨૩ પદચ્છેદ—**तत्र**-ત્યાં વાળી. **उलूखले**–ખારણીયા સાથે. **अन्यया**–યશોદા બનેલી બીજી ગોપીથી. **स्रजा बद्धा काचित तन्वी**–માળાથી બાંધેલી બીજી નાના શરીરવાળી કૃષ્ણરૂપ બનેલી ગોપી. **भीता**–બીનેલી **सुदृक्**–સારી દષ્ટિવાળી. **आस्यं पिधाय**–મુખ ઢાંકીને. (ડોળ કરીને) **भीतिं विडंबयति इति भीतिविडंबनम्** [ **इति आस्यं** મુખ ] **भेजे**–ભયનું અનુકરણ કરવા લાગી.

પંદરથી ૧૯ સુધીના શ્લોકમાં, પૂતનાવધ, શકટભંગ, તૃણાવર્તવધ, વત્સપાલનલીલા, વિગેરે લીલાઓ, ભાગવતમાં વર્ણવ્યા પ્રમાણે-ક્રમપૂર્વક-જણાવી; પણ ૨૦ થી ૨૩ સુધીના શ્લોકમાં તે ક્રમ જળવાયો નથી. તેનું કારણ-ગોપિકાઓના ચિત્તની વિહ્વળતા. ગોપિકાઓના ચિત્તની વિહ્વળતા જોઇને, તે વિહ્વળતામાં લલચાએલા શ્રીશુકદેવજી પણ વિહ્વળ બન્યા; અને લીલાઓનો ક્રમ ચૂકી ગયા. હરિરસ ગાતાં હરખાઈ જાય, વિહ્વળ બની જાય-ચિત્ત ઉભરાઇ જાય-એવા કથાકારો આજકાલ ક્યાં છે ? કથાની કીંમત (ભેટ) ઠરાવીને, કથા કરનારા (પંડિતો, જ્ઞાનીઓ, ભક્તો અને હરદાસો) કોઈ કોઈ વખત ગદ્ગદ્ કંઠે જણાય છે; પણ 'તેમનો ગદ્ગદાટ નાટકશાળાના એકટર જેવો કૃત્રિમ છે,' એમ તેમને પોતાને પણ ઘણીવાર ખાત્રી થાય છે. જેમ હીરામોતીના સોદામાં ભલભલા ઠગાઇ જાય; તેમ શ્રીહરિની ભક્તિમાં, ભલભલા ભૂલા પડે-ઉંચેથી નીચે પડે. જ્ઞાનવૈરાગ્યની ચાંખડી સારી હોય, તેઓજ બચી શકે-તેઓજ ધર્મની લપસણી ભૂમિ ઉપર સિદ્ધા ચાલી શકે. [ આ બધી વાતો આકાશની છે-પાતાળવાળાને શું કહીએ ! ]

હવે શ્રીકૃષ્ણનાં પગલાંનો પત્તો લાગે છે—

**एवं कृष्णं पृच्छमाना, वृन्दावनलतास्तरून् ॥**
**व्यचक्षत वनोद्देशे, पदानि परमात्मनः ॥२४॥**
**पदानि व्यक्तमेतानि, नन्दसूनोर्महात्मनः ॥**
**लक्ष्यन्ते हि ध्वजाम्भोज-वज्राङ्कुशयवादिभिः ॥२५॥**

**અર્થ—આ પ્રમાણે વૃંદાવનની લતાઓને અને વૃક્ષોને, શ્રીકૃષ્ણના સમાચાર પૂછતી ગોપિકાઓએ, વનના એક ભાગમાં, પરમાત્મા શ્રીકૃષ્ણનાં પગલાં દેખ્યાં. [૨૪] પગલાં જોઇને વિચાર કર્યો કે-આ પગલાં નંદજીના પુત્ર પરમાત્મા શ્રીકૃષ્ણનાંજ જણાય છે. કારણકે તે પગલાં-ધ્વજ, કમલ, વજ્ર, અંકુશ, અને યવાદિ રેખાનાં ચિન્હોથી અંકિત થએલાં છે. [૨૫]**

૨૪-૨૫ વિવેચન—

'**तद्विष्णोः परमं पदं सदा पश्यंति सुरयः।**' શ્રુતિ કહે છે કે-વિષ્ણુના પરમ પદને સર્વજ્ઞ મનુષ્યો જુએ છે. અહીં 'પદ' એટલે સ્થાન અગર સ્વરૂપ વિગેરે. આ ૨૪ મા શ્લોકમાં '**पदानि**' શબ્દ લખીને સૂચવ્યું કે-'પદ' એટલે 'સ્થાન' નહીં, પણ પગલું.

---

૨૪ પદચ્છેદ—**एवं वृंदावनलताः तरून् च**-આ પ્રમાણે વૃંદાવનની લતાઓને અને વૃક્ષોને **कृष्णं पृच्छमानाः**-કૃષ્ણના સમાચાર પૂછતી ગોપિકાઓએ **वनस्य उद्देशे**-વનના પ્રદેશમાં **परमात्मनः पदानि व्यचक्षत**-પરમાત્મા શ્રીકૃષ્ણનાં પગલાં દેખ્યાં.

૨૫ પદચ્છેદ—**एतानि पदानि महात्मनः नंदसुनोः (संति) इति व्यक्तं लक्ष्यंते**-આ પગલાં નંદજીના પુત્ર મહાત્મા શ્રીકૃષ્ણનાં છે એમ સ્પષ્ટ દેખાય છે. **हि**-કારણકે. **ध्वजश्च अंभोजश्च वज्रश्च अंकुशश्च यवश्च आदयः येषां तानि ताभिः**-ધ્વજ, કમલ, વજ્ર, અંકુશ, અને યવ આદિ રેખાનાં ચિન્હોથી તે પગલાં અંકિત થએલાં છે.

જે જેને શોધે, તે તેને જડે. Where there is will, there is way. નહીં તો અમે ક્યાં! અને તમે ક્યાં? અમારા પાડોશમાં છે, તે અમને ઓળખતાં નથી; અમારાં સગાં છે, તે પણ અમને ઓળખતાં નથી; અને તમે અમને ક્યાંથી ઓળખો! અત્યારમાં તમે શેનાં દોડયાં આવો! કાંઇક છે. તેથી તમે અમને ખટકો રાખીને મળો છો; અને આવી કલ્યાણની વાતો સાંભળો છો. ગોપિકાઓ શ્રીકૃષ્ણની શોધમાં હતી, તેથી તેમને શ્રીકૃષ્ણનાં પગલાં દેખાયાં.

**શ્રીકૃષ્ણનાં પગલાંમાં ચિન્હો**—ધ્વજ, કમળ, ચક્ર, અંકુશ, યવ (જવ) વજ્ર વિગેરે. આ ચિન્હોની ગોઠવણ નીચે પ્રમાણે છે–જમણા ચરણના અંગુઠાના મૂળમાં ચક્ર. જમણા ચરણની મધ્ય આંગળીના મૂળમાં કમળ. કમળની નીચેના ભાગમાં ધ્વજા. ટચલી આંગળીના મૂળ પાસે વજ્ર. પાનીના મધ્યમાં અંકુશ. અંગુઠાના ભાગમાં યવ(જવ). ધ્વજનું ચિન્હ ભકતોને વસવાનું નિર્ભય સ્થાન સૂચવે છે. કમળનું ચિન્હ ભકતોને સૂચવે છે કે–'આ સેવવા જેવું છે.' અગર સૂચવે છે કે–'કમળમાંથી ઉત્પન્ન થએલા બ્રહ્મા પણ આ ચરણને સેવે છે, માટે વર્ણાશ્રમના અભિમાનમાં ન અંજાઈ જતાં, આ ચરણને સેવજો.' ચક્રનું ચિન્હ રક્ષા સૂચવે છે. અંકુશનું ચિન્હ મનના નિગ્રહનું ભાન કરાવે છે. યવ (જવ)નું ચિન્હ આ ચરણ સેવનારની કીર્તિની ખાત્રી કરાવે છે. વજ્રનું ચિન્હ ભકતોના પાપના પર્વતોનો નાશ સૂચવે છે.

આદિ શબ્દ સૂચવે છે કે—'આ સિવાય બીજાં ચિન્હો પણ છે. પ્રભુના ચરણના ચિન્હોના સંબંધમાં પદ્મપુરાણમાં, બ્રહ્માજી અને નારદનો સંવાદ છે. તેનો સાર કહું તે સાંભળો.

જમણા ચરણમાં–ધ્વજ, પદ્મ, વજ્ર, અંકુશ, યવ, સ્વસ્તિક, ઉર્ધ્વરેખા, તથા અષ્ટકોણ એમ આઠ ચિન્હો છે.

ડાબા ચરણમાં ઇંદ્રધનુષ્ય, ત્રિકોણ, કલશ, અર્ધચંદ્ર, અંબર, મત્સ્ય અને ગોપ્પદ એમ સાત છે.

આ ઉપરાંત જાંબુ(ફળ)ના આકારનું ચિન્હ કેટલીએકવાર જોવામાં આવે છે. કુલ સોળ ચિન્હો થયાં.

ઉર્ધ્વપુંડ્—ઉભું તીલક–આ વિષ્ણુના ચરણના પગલાનું ચિન્હ છે. આ પગલામાં શંખચક્રાદિ જે નિશાન છે, તે નિશાન પણ કેટલાએક વૈષ્ણવો ધારણ કરે છે.

**તિલક**—ત્રિપુંડ અને ઉર્ધ્વપુંડ્ શાસ્ત્ર સંમત છે. તોપણ આજકાલ જેમ દુકાનવાળા વેપારીઓએ, પોતાના માલની ઓળખ માટે, અમુક ટ્રેડમાર્ક ઠરાવી હોય છે; તેમ નવા નવા સંપ્રદાયોએ, પોતાના અનુયાયીઓને બીજાથી અલગ રાખવા માટે, જુદાં જુદાં તિલકો બનાવ્યાં છે. આ તિલકો બાહ્યાચાર છે; તોપણ સંપ્રદાયના ગૌરવરૂપ છે. 'હું કોણ?'–'હું અમુક સત્પુરૂષનો શિષ્ય'–'મારે ખોટું ન કરવું જોઇએ'–એવું ભાન કરાવનાર આ તિલકો છે. તિલકવાળો જગતના વ્યવહારમાં પાપના પોટલા બાંધે, તો તેના ભાલમાં તિલક દેખીને, લોકો પણ તેને ઠપકો દે છે કે–'મેર મુવા! ભાલમાં ખાસું તિલક છે, અને મુખમાં અપશબ્દ શા! મુખમાં બીડી શી? તું તિલકવાળો અહીં દારૂના પીઠામાં ક્યાંથી!' વિગેરે વિગેરે. તાત્પર્ય–તિલક કરવાં તે પણ સારૂં છે.

**તિલક ગમતાં નથી**—આજકાલ બાળકોને તિલક ગમતાં નથી, તેનું મૂખ્ય કારણ એ છે કે-સોએ પંચાણુ ટકા-તિલક ફારસરૂપ બન્યાં છે—પાખંડરૂપ બન્યાં છે. દરેક ગુરૂએ અને આચાર્યે, તિલકનો મહિમા વધારવા માટે, પોતાના સંપ્રદાયના જીવોને સદાચારમાં પ્રીતિ કરાવવી ઘટે છે. તિલકને શોભાવવાં હોય, તો તિલકવાળાઓએ તે તે સંપ્રદાયના આદર્શરૂપ બનવું જોઇએ.

હવે તે પગલાંને આધારે આધારે ગોપિઓ પ્રભુને આગળ શોધે છે—

**तैस्तैः पदैस्तत्पदवी–मन्विच्छन्त्योऽग्रतोऽबलाः ॥**
**वध्वाः पदैः सुपृक्तानि, विलोक्यार्ताः समब्रुवन् ॥२६॥**
**कस्याः पदानि चैतानि, याताया नन्दसूनुना ॥**
**अंसन्यस्तप्रकोष्ठायाः, करेणोः करिणा यथा ॥२७॥**

**અર્થ—પછી તે તે પગલાંથી શ્રીકૃષ્ણના માર્ગને, આગળ આગળ શોધતી તે ગોપિકાઓએ, કોઇ પ્યારી સ્ત્રીનાં પગલાં સાથે, શ્રીકૃષ્ણનાં પગલાંને જોડાઈ ગએલાં જોઇને, ખેદ પામીને કહેવા માંડયું કે-'જેમ હાથીની સાથે હાથણી વિહાર કરે, તેમ ભગવાનની સાથે ગએલી-ભગવાનની સાથે વિહાર કરતી-અને ભગવાનના ખભા ઉપર પોતાનું કાંડું મૂકનારી, કઇ ગોપીનાં આ પગલાં છે?' [૨૬-૨૭].**

૨૬-૨૭ વિવેચન—

આગળ શોધતાં શોધતાં ગોપિકાઓ એક બીજીને કહે છે.

રાગ-ઠુમરી, તાલ ચલિત.

મેરા પ્રિય મુઝે દિખલાદોરે,
કોઇ આનકે આજ મિલાદોરે—મેરા૦ ટેક૦
મેં વિરહણ નિત રહું ઉદાસી, પ્રિય મિલનકી અતિ પિયાસી;
પ્રેમકા નીર પિલાદોરે— મેરા૦
વર્ષાબિન ચાતક દુઃખ પાવે, નીર બિના મછલી તરસાવે;
હાલ મેરા બતલાદોરે— મેરા૦

---

૨૬ પદચ્છેદ—**तैः तैः पदैः तस्य पदवीं**-તે પગલાંથી કૃષ્ણના માર્ગને. **अग्रतः अन्विच्छंत्यः अबलाः**-આગળ આગળ શોધતી ગોપિકાઓએ. **वध्वाः पदैः सुपृक्तानि विलोक्य**-કોઈ પ્યારી સ્ત્રીના પગલાં સાથે શ્રીકૃષ્ણનાં પગલાંને જોડાઇ ગએલાં જોઇને. **आर्ताः समब्रुवन्**-ખેદ પામેલી તેઓ બોલવા લાગી.

૨૭ પદચ્છેદ—**करिणा यथा**-હાથીની સાથે. **यातायाः करेणोः**-જેમ હાથણી જાય તેમ. **नंदसूनुना यातायाः**-ભગવાનની સાથે ગએલી. **च**-અને **अंसे न्यस्तः प्रकोष्ठः** [કાંડુ-હાથ] **यस्याः सा-तस्याः इति कस्याः**-ભગવાનના ખભા ઉપર પોતાનું કાંડુ મૂકનારી આ કઇ ગોપીનાં. **एतानि पदानि**-આ પગલાં છે?

મેં ગુણહીન કપટછલ ભરિયાં, કૈસે મુઝે પર હોય નજરિયાં;
દિલપર દયા દિલાદોરે— મેરા૦
ચરણકમળકી દાસી તેરી, બ્રહ્માનંદ અરજ સુન મેરી;
સુખકી સેજ સુલાદોરે— મેરા૦

---

ઝંઝોટી ઠુમરી, તાલ ૩.

મિલાદો સખિ શ્યામ સુંદિર—મોહે આજ—ટેક૦
રાતદિવસ મોહે ચૈન ન આવે, ભૂલ ગયે સબ કાજ;
ખાનપાન પરહન ન સુહાવે, બિન દેખે **વ્રજરાજ**—મિલા૦
જોગન બનકર બનબન ઢુંઢું, છોડ જગતકી લાજ;
બ્રહ્માનંદ બિના હરિદર્શન, બિરથા સાજ સમાજ—મિલા૦

આ પ્રમાણે ગાતી ગાતી આગળ ચાલી, ત્યાં કૌતુક દીઠું. હાથીની સાથે હાથણી કોણ ? કોઈએક ગોપિ કૃષ્ણની સાથે છે એમ ગોપિકાઓએ પાછળ ૧૧ મા શ્લોકમાં સૂચવ્યું છે; પણ તે કોણ છે ? તેનું સૂચન ત્યાં નથી, તેમ અહીં પણ તેનું નામ નથી. આ શ્લોકના સંબંધમાં નરસી મહેતાએ ગાયું છે કે—

રાગ-માલવ.

આ જોની આ કેનું પગલું, પગલે પદ્મતણું એંધાણ;
પગલાં પાસે બીજું પગલું, તેરે સોહાગણ નૌતમ જાણ—આ જોની૦
પૂરણ ભાગ્ય તે યુવતી કેરૂં, જે ગઇ વહાલાની સંગે;
એકલડી અધર રસ પીશે, રજની તે રમશે રંગે—આ જોની૦

× × × ×

નયણે નીરને પંથ નિહાળે, 'કાન'-'કાન' મુખ બોલે બાળ;
ચાલી ચતુરા સરવ મળીને, વનમાં ખોળે નંદનો લાલ—આ જોની૦
જોતાં જોતાં વનમાં આવ્યાં, દીઠી એક સાહેલી;
ધૂતારાનાં લક્ષણ જો જો, ગયો એકલડી મેલી—આ જોની૦
ન દીઠા નાથ ગોપી પાછાં આવ્યાં, જળ જુમનાને તીર;
બાળલીલા કીધી તે વારે, પ્રગટ્યા હળધર વીર—આ જોની૦
રાસ આરંભ્યો સર્વ શામા મળી, સુરનર 'જે-જે' કીધો;
ગોપીમાં હું તો નરસૈયો, પ્રેમ સુધારસ પીધો—આ જોની૦

**आर्ता:**—ગોપિકાઓને આટલો બધો ભગવદ્ભાવ વધ્યો, તોપણ મત્સરે-ઇર્ષ્યાએ તેમને પીડી. તાત્પર્ય-પરમપદના દરવાજા સુધી, કામક્રોધાદિ સાવધાન રહીને, મુમુક્ષુઓને શ્રીહરિથી વિમુખ કરે છે. દેહ હોય ત્યાં સુધી વ્યાધિનો ભય, તેમ મન હોય ત્યાં સુધી આધિ [માનસીક રોગો]નો ભય રહે છે.

**करेणोः करिणा यथा**—હાથીની સાથે હાથણી જાય તેવી રીતે. એક બીજાના ગળામાં હાથ નાંખીને ચાલવાથી, દંપતીને સ્પર્શસુખનો વિશેષ લાભ થાય. સ્પર્શસુખ હાથીને બહુ વ્હાલું છે, તેથી અહીં હાથીનું દષ્ટાંત આપ્યું.

'**कस्याः पदानि च एतानि**—આ પગલાં કઈ સ્ત્રીનાં છે' એમ કહિને ગોપિઓએ સૂચવ્યું કે—'શ્રીકૃષ્ણ સાથે કઇ ગોપિ છે? તે અમે જાણતાં નથી.'

'જે સ્ત્રી શ્રીકૃષ્ણ સાથે છે તે ભાગ્યશાળી છે', એમ ગોપિકાઓ હવે કહે છે—

**अनयाऽऽराधितो नूनं, भगवान्हरिरीश्वरः ॥**
**यन्नो विहाय गोविन्दः, प्रीतो यामनयद्रहः ॥ २८ ॥**

**અર્થ—ગોપિકાઓ તે સંબંધમાં આગળ બોલી કે—'આ ગોપીએ અવશ્ય ભગવાન્ શ્રીકૃષ્ણની (પૂર્વજન્મમાં) આરાધના કરેલી હોવી જોઇએ. કારણકે તેણીનાથી પ્રસન્ન થએલા ગોવિંદ, આપણને તજીને, તેણીને એકાંતમાં લઇ ગયા.' (૨૮)**

૨૮ વિવેચન—

**नूनं अनया आराधितः**—આ ગોપિએજ ભગવાનની સાચી આરાધના કરી-સાચી ભક્તિ કરી. કારણકે તેણીને તે ભક્તિના ફળમાં પોતે મળ્યા. પાનસો વિદ્યાર્થીમાં જે સૌથી પહેલે નંબરે આવે, તેજ ભણ્યો ગણાય. તેમ દરેક ગોપિઓ ગોરપૂજવા આવતી હતી ખરી, પણ આ ગોપીને પૂજનનું ફળ તુરત મળ્યું. આ ગોપિએજ અભિમાન ન કર્યું-આ ગોપિએજ શ્રીકૃષ્ણને પોતાની દીનતાથી વશ કર્યા-એ ભાવ છે.

**राधा**—રાધા શ્રીકૃષ્ણની પ્યારી સખી છે. રાધા રાસની રસેશ્વરી છે. રાધા ભકતોના ભજનના તંબુરાનો તાર છે. શ્રીકૃષ્ણની ભક્તિમાં રાધા પ્રથમ પદ ભોગવે છે. જેમ સિતા વિના રામ લુખા-તેમ રાધા વિના શ્યામ લુખા. જેમ ચંદ્રની ચાંદની તેમ શ્રીકૃષ્ણની રાધા. જેમ સૂર્યને પ્રકાશ તેમ કૃષ્ણને રાધા. 'રાધાવલ્લભી' નામનો એક મોટો સંપ્રદાય છે. ગુજરાતમાં તેમનાં ઘણાં મંદિરો છે; અને વૃંદાવનમાં તેમની મુખ્ય ગાદી છે. વ્રજવાસી શ્રીહિતહરિવંશચંદ્ર તેમના મૂળ આચાર્ય છે.

શ્રીમદ્ભાગવત શ્રીકૃષ્ણની લીલાઓ માટેજ છે; છતાં તેમાં કોઇ ઠેકાણે **રાધા** શબ્દ નથી. (આ શ્લોકમાં) **अनया राधितः** અથવા **अनया आराधितः** શબ્દોનો સ્પષ્ટ-ખુલ્લો-અર્થ એવો થાય છે કેઃ—'આ ગોપિથી શ્રીકૃષ્ણ સારી રીતે સેવાયા-સારી રીતે પ્રસન્ન કરાયા.' આવા ખુલ્લા અર્થને બાજુએ મૂકીને, રાસલીલાનું અનુસંધાન મેળવવા માટે, વિદ્વાનો **राधितः** શબ્દમાંથી '**राधा**' શબ્દ ઉભો કરે છે. દરેક પ્રતોમાં ડબલ અવગ્રહ (ऽऽ) મૂકીને સૂચવે છે કે **आराधितः** શબ્દ છે. છતાં કોઇ કોઇ ટિકાકાર '**राधितः**' શબ્દ લઇને '**राधां ईतः राधीतः**-રાધાને પામેલા કૃષ્ણ' એવો અર્થ કરે છે. 'તે ગોપિએ ભગવાનનું આરાધન કર્યું, માટે તેણીનું નામ 'રાધા પડયું' એવો અર્થ કરવો, તે પણ વ્યાજબી નથી; કારણકે શ્રીકૃષ્ણનું આરાધન કરનારાં ઘણાં છે. તે તમામનાં નામ રાધા નથી.

---

૨૮ પદચ્છેદ—**भगवान् हरिः ईश्वरः अनया नूनं आराधितः**-આ ગોપીએ અવશ્ય ભગવાન શ્રીકૃષ્ણની આરાધના કરેલી હોવી જોઇએ. **यत्**-કારણકે **नः विहाय**-અમને તજીને **प्रीतः गोविंदः**-રાજી થએલા ગોવિંદ **याम् रहः अनयत्**-જેને એકાંતમાં લઇ ગયા.

શ્રીમદ્ભાગવત, મહાભારત, હરિવંશ અને વિષ્ણુપુરાણમાં પણ 'રાધા' શબ્દ નથી. મહાભારતના સંબંધમાં એમ માનવું ઘટે છે કે–**મહાભારત**માં શ્રીકૃષ્ણના રાજદ્વારી અને પ્રૌઢ જીવનના ચરિત્રો છે. તેથી તેમાં વૃંદાવનગોકુળનો ચિતાર ન આપ્યો હોય, તે વ્યાજબી છે. **હરિવંશ**માં શ્રીકૃષ્ણના વંશનું વર્ણન છે; તેથી પણ રાધિકાજીને તેમાં વિસારી દીધાં હોય. વિષ્ણુપુરાણમાં પણ ગોપીઓ અને રાસ સંબંધી ગોળ ગોળ વાતો કરીને, કોઇ ગોપિનું નામ આપ્યું નથી, એટલે ત્યાં પણ રાધાજીને ગુપ્ત રાખ્યાં છે. ભાગવતમાં રાધાજીને કેમ વિસાર્યાં ? તે સંબંધમાં એમ માનવું ઘટે છે કે–રાધા એટલે પ્રેમનો સાગર. પ્રેમમાં સૌ વિહ્વળ બન્યાં હતાં. શ્રીશુકદેવજી પણ વિહ્વળ હતા. આ વિહ્વળતામાં શ્રીશુકદેવજી રાધાજીનું નામ દેવું, વિસરી ગયા હોય. વળી બીજું–રાધા અને કૃષ્ણ–એટલે પૂર્ણચંદ્ર અને ઉભરાતો સાગર. લૌકિક જીવોથી, આ રસ કાંઇક ગુપ્ત રાખવાના હેતુથી પણ, શ્રીશુકદેવજીએ રાધાજીનું નામ ભાગવતમાં આપ્યું ન હોય. વળી ત્રીજું–ભાગવતમાં કોઇપણ ગોપિનું નામ આપ્યું નથી, તેથી કદિ રાધાજીનું નામ ન આપ્યું હોય. વળી રાધાજીના જીવનની કથા, ગોકુલના સિમાડા સુધીજ છે. તે પણ શ્રીકૃષ્ણ ગોકુળમાં રહ્યા, ત્યાં સુધીનીજ કથા છે. ગમે એમ હોય, પણ રાસલીલામાં રાધા કોઇ ઉત્તમ પાત્ર છે. તે સંબંધી આપણે અવશ્ય કાંઇક જાણવું જોઇએ.

બંગાળામાં **ચૈતન્યગૌરાંગ**ના **ગોડીઆ** સંપ્રદાયમાં, શ્રીકૃષ્ણ કરતાં રાધાનો મહિમા વધારે ગવાય છે; તોપણ ત્યાંના વિદ્વાન્ **બંકિમચંદ્ર** બાબુ શ્રીકૃષ્ણની વૃંદાવનની લીલાને રૂપક માને છે, અને 'રાધા'ને કલ્પિત–બનાવટી–વ્યક્તિ માને છે. બંકીમ પછી બંગાળામાં થએલા સુરેંદ્રમોહન ભટ્ટાચાર્યે 'રાધાકૃષ્ણ તત્ત્વ' નામનું પુસ્તક લખ્યું છે. તેની પ્રસ્તાવનામાં તેઓશ્રીએ, બંકિમબાબુની ગેરસમજનું સૂચન કર્યું છે. વિશેષમાં ઉમેર્યું છે કે—'જીવોનું અધઃપતન થતું અટકાવીને, તેમની ઉન્નતિ કરવી; ત્રણે તાપથી આત્યંતિક નિવૃત્તિ કરીને, એક મધુરધર્મદ્વારા–મધુરભક્તિ દ્વારા, તેમને નિત્યાનંદ આપવો.' ['મધુરભક્તિ' એટલે–પતિભાવવાળી શૃંગારમય શ્રીકૃષ્ણની ભક્તિ. )' એવા હેતુથી શ્રીકૃષ્ણે વૃંદાવનમાં રાસની ગોઠવણ કરી હશે,' મધુરભક્તિના સંબંધમાં શાસ્ત્રકારો કહે છે કે—'**राधा संगं यदा याति, तदा मदनमोहनः**'–જ્યારે શ્રીકૃષ્ણના સંગમાં રાધાજી હોય છે, ત્યારેજ નિર્ગુણ–નિરાકાર–શ્રીકૃષ્ણ–મદનમોહનરૂપે દેખાય છે.'

ત્યારે **રાધા** કોણ ?—શ્રીકૃષ્ણ સાથે જેઓ રાસમાં ઉતરી, તે તમામ ગોપિકાઓ ભાગ્યશાળી ગણાય. તેમાં પણ રાધા સૌથી વિશેષ ભાગ્યશાળી–વિશેષ ઉત્કૃષ્ટ ગણાય છે. વિશેષ ઉત્કૃષ્ટતાનું કારણ શું ? રાધા પૂર્વે કોણ હતાં ?—તે સંબંધી વાત સાંભળો—

**દેવીભાગવત** સ્કંધ નવમો કહે છે કે–

અ. ૧લો—'પાંચે પ્રાણરૂપ જે રાધા છે, તે પરમાત્માની પાંચમી શક્તિ છે. × × પરમાત્માના ડાબા અર્ધઅંગ રૂપ, ગુણ અને તેજથી શ્રીકૃષ્ણ સરખાં, × × પરમાત્મા શ્રીકૃષ્ણની રાસક્રીડામાં મૂખ્ય, રાસમંડળને વાસ્તે ઉત્પન્ન થએલાં, રાસમંડળમાં શોભતાં, રાસનાં ઇશ્વરી, મહા રસિક, × × ગોલોકમાં રહેનારાં, તે રાધા છે. તે મુખ્યત્વે કરીને શ્રીકૃષ્ણનું ભજન અને દાસીપણું કર્યા કરે છે. × × એ રાધા વારાહકલ્પમાં વૃષભાનુ નામના ગોવાળીયાની દીકરી થયાં હતાં. જે રાધાને બ્રહ્માદિએ દીઠાં ન હતાં, તેમને વૃંદાવનમાં સૌએ દીઠાં.'

અધ્યાય ૯મો—"શ્રીકૃષ્ણના વામભાગમાંથી ઉત્પન્ન થએલાં, અને તેમના પ્રાણના અધિષ્ટાતા રાધા, દુર્ગાના સેવનથી શ્રીકૃષ્ણને વ્હાલાં થયાં. પૂર્વે રાધાએ શ્રીકૃષ્ણને પતિ કરવા માટે, શતશૃંગ નામના પર્વતમાં તપ કર્યું હતું."

અધ્યાય ૧૨મો—"કાર્તિકી પુનમે ગોલોકમાં રાધાનો જન્મોઉત્સવ કરવામાં આવે છે." "**राधाकृष्णांगसंभूता**" વિગેરે શબ્દોથી સૂચવ્યું કે—"ગંગાજીની ઉત્પત્તિ રાધા અને કૃષ્ણના અંગથી છે."

અધ્યાય ૧૩મો—"રાધાજી સાથે ત્રીસકરોડ ગોપિઓ હતી. એમની કાંતિ કરોડ ચંદ્રના જેવી દીપતી હતી. પીળા ચંપકના ફુલના જેવો રંગ શોભતો હતો. × × મોટા હાથીની પેઠે મંદમંદ ચાલતાં હતાં. અમૂલ્ય રત્નોથી બનાવેલાં અનેક આભૂષણોથી તે શણગારેલાં હતાં. અમૂલ્ય રત્નોથી જડેલ નાડીવાળાં અને અગ્નિમાં ધોયેલાં અમૂલ્ય બે પીળાં વસ્ત્રો પહેર્યાં હતાં."

અધ્યાય ૩૯મો—નારાયણ કહે છે કે—'હે નારદજી! પૂર્વે સૃષ્ટિના આરંભકાળમાં—રાસમંડળની અંદર પરમાત્મા શ્રીકૃષ્ણના ડાબા ભાગમાંથી રાધા ઉત્પન્ન થયાં." × "બે ભુજાવાળા શ્રીકૃષ્ણ રાધાના પતિ, અને ચાર ભુજાવાળા વિષ્ણુ મહાલક્ષ્મીના પતિ છે."

અધ્યાય ૫૦મો—"રાધિકા કે જેનો વર્ણ, ધોળા ચંપકના પુષ્પ જેવો છે; મુખ શરદ્ ઋતુના ચંદ્ર જેવું છે; કાંતિ કરોડ ચંદ્રોના જેવી છે; નેત્ર શરદ્ઋતુનાં કમળ સરખાં છે; હોઠ ધોલા સરખા છેઃ નિતંબ મોટા છે; કટિપશ્ચાત ભાગ કટિમેખળાથી શોભી રહ્યા છે; દાંતની પંક્તિ બટમોગરાના પુષ્પની પંક્તિ જેવી છે; મુખમંદ હાસ્યથી શોભી રહ્યું છે; સ્તનની જોડી હાથીના કુંભસ્થળ જેવી છે; અવસ્થા સર્વદા બાર વરસની છે; આભરણો રત્નનાં છે, ચોટલામાં મલ્લિકા અને માલતીનાં પુષ્પોની માળાઓ ગુંથેલી છે; સઘળાં અંગ સુકુમાર છે; હાથમાં વર અને અભય છે; તેમનું યૌવન સર્વદા સ્થિર છે; તેમણે અગ્નિથી ધોવાએલાં વસ્ત્રો પહેરેલાં છે; શૃંગારરુપી સમુદ્રની લહરીરુપ છે; ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર છે; રાસમંડળના મધ્યમાં બિરાજે છે; ગોપિઓના મંડળના અધિપતિ છે; અને શ્રીકૃષ્ણને અત્યંત પ્યારાં છે. વેદે જેમને વિદીત કર્યા છે, તે પરમેશ્વરી રાધાને હું ભજું છઉં."

**केनचित् कारणेनैव, राधा वृंदावने वने ।**
**वृषभानुसुता जाता, गोलोकं स्थायिनी सदा ॥४३॥**

'સર્વદા ગોકુળમાં રહેનારાં આ રાધાજી, કોઇ કારણને લીધે વૃંદાવન નામના વનમાં, વૃષભાનુ નામના ગોવાળીયાની પુત્રી થયાં હતાં.'

તાત્પર્ય—દેવી ભાગવત કહે છે કે—રાધા ગોલોકની અધીશ્વરી છે; અને તેણીએ વૃંદાવનમાં વૃષભાનુ ગોપને ત્યાં અવતાર લઇ, શ્રીકૃષ્ણની બાળલીલામાં ભાગ લીધો હતો. દેવી ભાગવતમાં શ્રીકૃષ્ણને 'ગોપાલસુંદરી' નામ આપવામાં આવ્યું છે; તે ત્યાં વ્યાજબી છે. વૈષ્ણવ શાસ્ત્રોમાં અને વૈષ્ણવ સંપ્રદાયોમાં રાધાના કરતાં કૃષ્ણનો મહિમા વિશેષ ગવાય છે; અને દેવીશાસ્ત્રોમાં અને દેવીસંપ્રદાયોમાં, કૃષ્ણના કરતાં રાધાનો મહિમા વિશેષ ગવાય છે; તે–તે તે સ્થાનની–તે તે સંપ્રદાયની શોભા માટે છે, એમ સમજીને, તેમાં ભરમાવું નહીં.

**'રાધા'** નામ કેવી રીતે પડયું?—રાધાતંત્ર નામના ગ્રન્થમાં રાધા નામ શાથી પડયું, તે નીચે પ્રમાણે જણાવ્યું છે.

**रक्तविद्युत् प्रभादेवी, धत्ते यस्मात् शुचिस्मिते ।**
**तस्मात्तु राधिका नाम, सर्वलोकेषु गीयते ॥**

બ્રહ્મવૈવર્તપુરાણના બ્રહ્મખંડના ૫ મા અધ્યાયમાં કહ્યું છે કે—

**'रासे संभूय गोलोके, सा दधाव हरेः पुरः ।**
**तेन राधा समाख्याता, पुराविद्भिर् द्विजोत्तम ॥'**

'હે ઉત્તમ દ્વિજ! રાસમાં ઉત્પન્ન થઇને, હરિની પહેલાં ગોલોકમાં દોડી જવાથી, પહેલાના વિદ્વાનો, તેણીને 'રાધા' કહે છે.'

બ્રહ્મવૈવર્તપુરાણના શ્રીકૃષ્ણ જન્મખંડના ૧૩ મા અધ્યાયમાં શ્લોક ૧૦૬ થી ૧૦૯ માં 'રાધા' શબ્દની નીચે પ્રમાણે વ્યુત્પત્તિ કરવામાં આવી છે—

ર્+આ, ધ્+આ, આગળ ૨૩ મા અધ્યાયમાં કહે છે કે—**' राकारो दानवाचकः, धा निर्वाणञ्च तद्दात्री, तेन राधा प्रकीर्तिता** ॥—'રા' દાન વાચક અને 'ધા' નિર્વાણ વાચક છે. તેથી નિર્વાણ આપનાર 'રાધા' કહેવાય છે.

નારદ પંચરાત્રના ૩ જા અધ્યાયના ૫૦ થી ૫૬ શ્લોકોમાં—શ્રી મહાદેવજી કહે છે કે—

**'अपूर्वं राधिकाख्यानं, गोपनीयं सुदुर्लभम् ।**
**सद्यो मुक्तिप्रदं शुद्धं, वेदसारं सुपुण्यदम् ॥**
**यथा ब्रह्मस्वरूपश्च, श्रीकृष्णः प्रकृतेः परः ॥**
**तथा ब्रह्मस्वरूपा च, निर्लिप्ता प्रकृतेः परा ॥**

× × × × ×

**न कृत्रिमा च सा नित्या, सत्यरूपा यथा हरिः ।**
**प्राणाधिष्ठात्री या देवी, राधारूपा च सा मुने ' ॥**

'રાધિકાનું વર્ણન અપૂર્વ છે, અને તે બહુ દુર્લભ હોવાથી ગુપ્ત રાખવા જેવું છે. તે શ્રવણ કરનારા ઉત્તમ અધિકારીને તાત્કાલિક મુક્તિ આપનારૂં છે. શુદ્ધ છે. વેદના સાર રૂપ અને પવિત્ર છે. જેમ શ્રીકૃષ્ણ પ્રકૃતિથી પર છે, અને બ્રહ્મસ્વરૂપ છે, તેમ રાધા પણ બ્રહ્મસ્વરૂપ અને પ્રકૃતિથી પરા છે. × × × તે સત્યસ્વરૂપ છે—કૃત્રિમ નથી—શ્રીકૃષ્ણની માફક નિત્ય છે.'

**બ્રહ્મવૈવર્ત** પુરાણના પ્રકૃતિ ખંડમાં, રાધા અને કૃષ્ણનો સંબંધ ઘણાજ વિસ્તારથી કહ્યો છે. તે કૃષ્ણ અને રાધાની મધુર લીલાના વર્ણન રૂપ છે. આગળ શ્રીકૃષ્ણ જન્મખંડમાં ૧૫ મા અધ્યાયના ૬૭ મા શ્લોકમાં કહ્યું કે—

**'ममार्धांशस्वरूपा त्वं, मूलप्रकृतिरीश्वरी ।'**

'હે રાધા! તું મારા અર્ધ અંશ સ્વરૂપ છો. વળી તું મૂળ પ્રકૃતિ અને ઇશ્વરી છો.'

નોંધ—ડૉકટર વિલ્સન બ્રહ્મવૈવર્ત પુરાણને આધુનીક ગણીને, તે પુરાણને ઉડાવી દેવા માગે છે. પશ્ચિમના પવનમાં તણાતા બંકિમ બાબુ અને એવા બીજા, હિંદના અર્વાચીન વિદ્વાનો, આગળ પાછળ જોયા વિના, ડૉકટર વિલ્સનના મતને ટેકો આપે છે. યાદ રાખવું કે—આ પુરાણ અઢાર પુરાણમાંનું એક છે, અને **'अष्टादशपुराणानि कृत्वा सत्यवती**

**–સુતઃ**' વિગેરે શબ્દો સૂચવે છે કેઃ 'આ પુરાણનો કર્તા પણ વેદવ્યાસ છે.' પ્રોફેસર મણિભાઈ નભુભાઇએ પોતાના 'સિદ્ધાંતસાર' નામના ગ્રન્થમાં કહ્યું છે કે–× × "માનવામાં ન આવે એવી, વહેમ ભરેલી, અને કહીં કહીં અયોગ્ય વાતો પણ, પુરાણોમાં છે. એ બધાથી કરીને 'પુરાણો ખોટાં છે, સ્વાર્થી બ્રાહ્મણોનાં રચેલાં છે, ધર્મ સ્વરૂપ એવું હોયજ નહીં,' ઇત્યાદિ આપણે બોલીએ છીએ; પણ વિવેક બુદ્ધિથી આપણે જાણવું જોઇએ કે–કોઇએ જાણી જોઇને ખોટું સમજાવવા પુરાણો રચ્યાં નથી. એ જેવાં રચાયાં છે તેવાંજ રચાવાની આવશ્યતા પણ હતી. × × ઋષિઓએ પરમાર્થ બુદ્ધિથીજ સયુકિતક વ્યવસ્થા કરી છે. × × × જો આ પુરાણો વચમાં આવ્યાં ન હોત, તો આજ આપણે યવન હોત, મુસલમાન હોત, ફિરંગી હોત–કે અંગ્રેજ હોત." વિગેરે વિગેરે.' તાત્પર્ય–હિંદુ સમાજનો મોટા ભાગ અભણ અને અવ્યવસ્થિત છે. તે મોટા ભાગને હિંદુ સમાજમાં અત્યાર સુધી ઉભો રાખનાર પુરાણો છે. પુરાણોનું રહસ્ય તપાસવા પ્રયત્ન કરવો, પણ–'**તે ખોટાં છે**' એમ કહીને તેનો અનાદર કરવો નહીં. પંડિતોએ, આચાર્યોએ અને કથાકારોએ, લોકોના અધિકારનો બરાબર વિચાર કરીને, તેમને ગીતા અને ઉપનિષદ્‌ને ચાળે ચડાવવા. તેમને રજળાવી મારવા નહીં. જેમને પાંચ જ્ઞાનેંદ્રિયોનું ભાન નથી, પાંચ પ્રાણ અગર કોશની ખબર નથી, તેમને ગીતા અને ઉપનિષદ્‌માં અથડાવવા, તે હિત શત્રુનું કામ છે. પંડિતોએ, આચાર્યોએ અને કથાકારોએ પુરાણોનો બરાબર અભ્યાસ કરવો જોઇએ, અને શંકાઓનાં સમાધાન કરતાં શીખવું જોઇએ.

**ભવિષ્યપુરાણ** કહે છે કે—

**मन्नामलक्षजापेन, यत्फलं लभते नरः ।**
**तत्फलं स समाप्नोति, राधाकृष्णेति कीर्तनात् ॥**

'કૃષ્ણના લાખ નામ જપવાથી જે ફળ મળે, તે ફળ રાધાકૃષ્ણનું સાથે નામ એકવાર જપવાથી મળે.'

**પદ્મપુરાણ**ના ઉત્તરખંડના ૧૬૨ મા અધ્યાયમાં કહે છે કે—**चिदानंदा × × वृषभानपुरी नाम्ना × × चिदानन्दस्वरूपा सा चिदानंदप्रदायिनी × × राधा नाम्नी विनोदिनी ॥** વૃષભાનપુરી નામ્ની નગરીમાં ચિદાનંદ સ્વરૂપા અને ચિદાનંદદાયિની રાધાનો જન્મ થયો હતો. વળી આગળ કહ્યું છે કે—**सर्वगोपीषु सैवैका, विष्णोरत्यंतवल्लभा ॥** સર્વ ગોપિઓમાં એકલી રાધાજ શ્રીકૃષ્ણને અત્યંત પ્યારી હતી.'

**નિર્વાણતંત્ર**માં વૃંદાવનનું વર્ણન છે. તેમાં કહે છે કે–**वसंताद्याश्च ऋतवः, तत्रैव राधिका देवी, नानासुखविलासिनी । वदंती मुरलीगानं** + + + વૃંદાવનમાં વસંત વિગેરે ઋતુઓ નિત્ય હોય છે. અહીં મુરલીધર શ્રીકૃષ્ણ જુદા જુદા પ્રકારના પુષ્પોના શણગાર ધારણ કરે છે. ત્યાં નાના સુખમાં વિલાસ કરનારી રાધિકા દેવી, મુરલીનું ગાન કરે છે.' વળી આગળ કહે છે કે—

**परमानंदसंयुक्ता, महावेशविलासिनी ।**
**वामभागे सदा याति, राधिका भक्तवत्सला ॥**

આ રાધિકા આનંદથી ભરપૂર રહે છે. તે કૃષ્ણના વામ ભાગમાં રહીને, સદા વનમાં ગતિ કરે છે. આ રાધિકા ભક્તવત્સલ પણ છે.'

બૃહત્ ગૌતમીય તંત્ર પણ કહે છે કે—'રાધિકા કોઇ મોટી દેવી છે. તે દેવી કૃષ્ણમય છે. તે સર્વ વૈભવમય છે. સર્વનું તેજ–કાંતિ પણ તે છે. સર્વને મોહ પમાડનાર પણ તેજ છે.'

શ્રીહરિરાયજી 'રાધઃશક્તિ–તાત્પર્ય' નામના ગ્રન્થમાં લખે છે કે–'રાધા શબ્દ નવીન નથી, પણ તે ઋગ્વેદમાં અને સામવેદમાં છે.' **'एतत्ते अग्ने राधः', 'सोमच्युतं ह्यस्य राधः ।'** વિગેરે શ્રુતિઓ સૂચવે છે કે–વેદમાં રાધાને બદલે **राधः** શબ્દ છે. તે એક જાતની શક્તિ છે. આ શક્તિનું નામ 'સિદ્ધિ' સમજવું. જેમ સાકરમાં ગળપણ ગુપ્ત રીતે સમાઈ રહ્યું છે, તેમ કૃષ્ણમાં રાધા [સિદ્ધિ] ગુપ્તપણે સમાઈને રહેલાં છે.

હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવો—

શ્રીમદ્‌ભાગવત અને રાધા—ગોપિઓના પ્રેમનું વર્ણન કરવું, તે ભાગવતનો મૂખ્ય હેતુ છે. ત્યાગી છતાં, પ્રેમથી ઉભરાઇ જતા અનન્ય ભકતો, શ્રોતાઓને દેખાડવા, એ પણ ભાગવતનો મૂખ્ય હેતુ છે. ગોપિઓ એટલે પ્રેમની પુતળીયો. તેમાં પણ રાધા એટલે–પ્રેમની હદ, નમ્રતાનો નમુનો, રંગની રેલ, ભકિતની ભભક, અને દઢતાનો દોર–આદર્શ પતિવ્રતા સ્ત્રી. કુદરતે જેમ ટોપરાને કાચલીમાં અને છાલામાં સંતાડીને જગતને આપ્યું; રસોઈઆએ જેમ પુરણને રોટલીના પડમાં સંતાડીને જમનારાને આપ્યું; તેમ શ્રીશુકદેવજીએ રાધા તત્ત્વને, ગોપીતત્ત્વના પડમાં સંતાડીને શ્રોતાઓને આપ્યું. શાણા હતા તે સમજ્યા; અને ઉતાવળા હતા, તેઓ કહેવા લાગ્યા કે–'રાધા જેવી કોઇ વ્યકિત છેજ નહીં. રાધા સંબંધી ભકતો જે કાંઇ ગાય છે તે કલ્પીત છે.' જેઓએ રાધાતત્ત્વ બરાબર તપાસી જોયું નહીં, તેઓ રાધા, રાધાનો રંગ, અને રાધાનો [રાસમાં] જંગ દેખીને ચમકયા. તેઓ શ્રીકૃષ્ણને અને ભાગવતને વગોવવા લાગ્યા. જેઓએ આહાર વિહારને નિર્મળ રાખીને રાધાતત્ત્વનો શાસ્ત્રીય દષ્ટિથી વિચાર કર્યો; તેઓ કહેવા લાગ્યા કે-સાકરમાં જેમ ગળપણ છે, અગ્નિમાં જેમ દાહક શકિત છે, પુષ્પમાં સુગંધ છે, તેમ ભાગવતમાં રાધા છે. ભાગવતના ઉપર શ્રી મહાપ્રભુજી, શ્રી જીવ ગોસ્વામી વિગેરે પવિત્ર અને વીતરાગી વ્યકિતઓએ ટિકા લખી છે. તે ટિકાઓ સંબંધી થોડી વાત કરીએ—

૨૯મા અધ્યાયના પહેલા શ્લોકમાં **योगमायां उपाश्रीतः** શબ્દો છે. **સનાતન જીવ ગોસ્વામી** પોતાની બૃહત્તોષણી ટિકામાં લખે છે કે—' + + **सा योगमाया श्रीराधा** + + **इति योगमाया श्रीराधैव**–યોગમાયા એજ રાધા,' **વિશુદ્ધરસદીપિકા** નામની ટિકા લખે છે કે—' **योगमाया श्रीराधा** + + **स्वयं श्रीराधासहितः** । + + યોગમાયા એજ રાધા, અને પોતે રાધાસહિત થઇને રાસનો આરંભ કર્યો.' **ભાવભાવવિભાવિકા** નામની ટિકા લખે છે કે—અજ્ઞ, મુમુક્ષુ અગર બ્રહ્મવિદ્‌ને બ્રહ્મ સાથે જે પોતાના કૃપા કટાક્ષથી મેળવાવે છે–પ્રાપ્ત કરાવે છે, તેનું નામ રાધા'. 'સિદ્ધાંતપ્રદીપ' નામની ટિકા પણ યોગમાયાનો અર્થ 'રાધા' કરે છે. શ્રીમદ્‌વલ્લભાચાર્યજી, પોતાની ટિકામાં, યોગમાયાનો અર્થ 'રાધા' ન કરતાં, તેને 'અંતરંગશક્તિ' કહે છે, અને રાધા શબ્દ ગુપ્ત રાખે છે.

૨૯માં અધ્યાયના બીજા શ્લોકમાં પૂર્વદિશાને વિદ્વાનો રાધા સાથે સરખાવે છે. **બ્રહત્ક્રમસંદર્ભ** નામની ટિકા કહે છે કે—' **प्रियायाः राधायाः मुखं लिम्पन् ।**–

પ્રિયા એટલે રાધાના મુખને લિંપતો કૃષ્ણ.' **ભાવભાવ વિભાવિકા** ટિકા લખે છે કે–**प्राच्याः पूर्वाया नित्यकृष्णप्रियाया इव विलिंपन्**।—પૂર્વ દિશા શ્રીકૃષ્ણની નિત્ય પ્રિયા રાધા તુલ્ય છે. આગળ **રમા** શબ્દ આવે છે, ત્યાં પણ સારાર્થદર્શિની ટિકાએ રમાનો **અર્થ** 'રાધા' કર્યો છે. વિશુદ્ધ**રસદાપિકા** અને **ભાગવતગૂઢાર્થદીપિકા** નામની ટિકાઓ ઉપલા મતને ટેકો આપે છે. તાત્પર્ય–શ્રોતાઓ રાધા તત્ત્વથી અજ્ઞાન ન રહે, એવા હેતુથી દરેક ટિકાકારે રાધાતત્ત્વને પ્રગટ કરવા કાંઇ કાંઇ પ્રયત્ન કર્યો છે.

ભાગવતમાં રાધાનો પત્તો—ઉપર પ્રમાણે કોઇએ યોગમાયાને રાધા ગણી, ને કોઈએ પૂર્વદિશાને રાધા ગણી, તો વળી કોઇએ રમાને રાધા ગણી; તોપણ 'આ તમામ ગોપિઓમાં, શ્રીકૃષ્ણને એક અમુક ગોપિ અત્યંત પ્યારી છે, અને તે શ્રીકૃષ્ણની સાથે છે,' એમ ૩૦મા અધ્યાયના ૧૧મા શ્લોકમાં પ્રગટ થયું. ૩૦ મા અ. ના ૨૬મા શ્લોકમાં તે ગોપીનાં પગલાં શ્રીકૃષ્ણનાં પગલાં સાથે દેખાયાં. 'આ ગોપી કોણ છે?' એમ ૨૭મા શ્લોકમાં ગોપિઓએ વિચાર કર્યો. ૨૮મા શ્લોકમાં ગોપિઓ તે ગોપિના જીવનની સફળતા માનવા લાગી. ૩૦મા શ્લોકમાં ગોપિઓએ તે ગોપિની ઈર્ષ્યા કરી. ૩૧મા શ્લોકમાં ગોપિઓ બોલી કે—'રખે આ ઠેકાણે શ્રીકૃષ્ણે તે ગોપીને તેડી હશે, કારણકે અહીં તેણીનાં પગલાં નથી.' ૩૨ અને ૩૩ મા શ્લોકમાં ગોપિઓ કહે છે કે—'શ્રીકૃષ્ણે આ ગોપિ માટે અહીં પુષ્પ વીણ્યાં હશે, અને તેણીના અંબોડામાં પુષ્પ ગુંથવા પ્રભુ અહીં બેઠા હશે.' ૩૪મા શ્લોકમાં શ્રીશુકદેવજી કહે છે કે 'પ્રભુ આત્મારામ છતાં આ ગોપિ સાથે રમ્યા.' ૩૬મા અને ૩૭મા શ્લોકમાં તે ગોપિને અભિમાન થયું. ૩૮ મા શ્લોકમાં શ્રીકૃષ્ણ અંતર્ધ્યાન થયા, અને તે ગોપિ પણ રજળતી રહી. ૩૯મા શ્લોકમાં તે ગોપીએ પશ્ચાતાપ કર્યો, અને ૪૦મા શ્લોકમાં તે ગોપિ, સમગ્ર ગોપિકાઓના સમુહને મળી. પછી તે ગોપી બીજી ગોપિઓ સાથે મળી જઇને, શ્રીકૃષ્ણને શોધવા લાગી. શ્રીશુકદેવજીએ આટલી બધી વાત કરી, પણ આ ગોપિનું નામ શું? તે વાત કરી નહીં.

૨૯મા અધ્યાયના ૪૮મા શ્લોકમાં, શ્રીકૃષ્ણ ગોપિકાઓના સમગ્ર સમુહથી અંતર્ધ્યાન થયા; ત્યાં વૈષ્ણવતોષણીકારે, સારાર્થદર્શિકાના ટિકાકાર વિશ્વનાથ ચક્રવર્તીએ, અને વિશુદ્ધરસદીપિકાના ટિકાકારે સૂચવ્યું છે કે—'શ્રીકૃષ્ણ રાધાસહિત અંતર્ધ્યાન થયા હતા.'

સ્વામિનીજી—પુષ્ટિસંપ્રદાય ગોપિઓને 'સ્વામિની' કહે છે, અને રાધાને મૂખ્ય સ્વામિની અથવા 'સ્વામિનીજી' કહે છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પછી શ્રીગોકુળનાથજી, સૂરદાસ વિગેરે રસીકોએ ગોપિકાઓને રાધા, ચંદ્રાવતી, લલિતા વિગેરે નામો આપ્યાં જણાય છે.

રાધા અને ભકતો—રાધાતત્ત્વને શ્રીશુકદેવજીએ ગુપ્ત રાખ્યું. શ્રીમદ્ ભાગવત ઉપર ટિકા કરનારા, વિદ્વાનોએ રાધાતત્ત્વને માત્ર વિદ્વાનોમાં વ્યક્ત કર્યું. જયદેવ, તુલસીદાસ, નરસી, મીરાં, તુકારામ, પ્રેમાનંદ, દયારામ, બ્રહ્માનંદ વિગેરે ભકતોએ, તે તત્ત્વને પ્રાકૃત ભાષામાં ઉતારીને, સમાજને ખોબલે ખાંડ પીરસી–સમાજને રાધાતત્ત્વમાં બોળી દીધો–જ્યાં જોઈએ ત્યાં રાધાનાં પદ ગવાવા લાગ્યાં; જેમ કુવામાંથી પાણી અને પાણીમાંથી શેરડીનો વાઢ, તેમ ભાગવતરૂપી કુવામાંથી ટિકાઓરૂપી જળ લઈને, ભકતોએ ભક્તિના મોટા વાઢ બનાવ્યા. તે વાઢે શેરડીના સાંઠા પીલાવા લાગ્યા. તેનો રસ ગામેગામ–જ્યાં જોઈએ ત્યાં–ઢળ્યો. જુઓ—

રાગ—પ્રભાત.

પ્રાતઃ થયો મારો પાલવ મેલો, વેરણ નણદી જાગેરે;
દિનકર ઉગ્યા થયું અજવાળું, ઝીણાં વલોણાં વાગેરે—પ્રાતઃ ટેક૦
સમીરે સાંજની સેજ્યાએ આવી, પેરે પેરે મળિ સંગ કીધોરે;
આવભાવ લીધો મન ગમતો, અધરામૃત રસ પીધોરે—પ્રાતઃ૦
મુખપર જ્યાં ત્યાં દંતડંખ દિસે, અધર થયા રંગ રાતારે;
વ્યભિચારીનાં આતો લક્ષણ, કો દેખે જાતા વળતારે—પ્રાતઃ૦
સુણો પ્રિયનારી, અમો બ્રહ્મચારી, અમને તે વિરલા જાણેરે;
વેદ ભેદ પામે નહિં મારો, મુને સનકાદિક નારદ વખાણેરે—પ્રાત૦
એક જાણો તમે વ્રજની ગોપી, જેણે ખૂબ મધુરરસ પીધોરે;
તે રસ આવ્યો અવની ઢળતો, નરસૈયે તાણીને લીધોરે—પ્રાત૦

રાગ—પ્રભાત.

સાંભળ બ્હેની વાતલડી, મીઠામાં અતિ મીઠીરે;
જુમના પાણી હું ગઈતી, તહાં નંદને કુંવરે દીઠીરે—સાંભળ૦
આગળ આવી ઉભો રહ્યો, હુંને ઘાલી પગમાં આંટીરે;
મારા વ્હાલા ! એમ જોર ન આણો, અમે અબળા તમે માટીરે—સાંભળ૦
અધરામૃતરસ પીઇને દાબી, મારી નવલ ચોળી ફાટીરે;
આલિંગન લીધું અતિ પ્રેમે, કેસર લઈ મને છાંટીરે—સાંભળ૦
જાદવરાય સમ સલુણો ના મળે, નવખંડ ધરતીને મારો લીંટીરે;
નરસૈયાનો સ્વામી ભલે મળ્યો, મને એંધાણે આપી વીંટીરે—સાંભળ૦

રાધાજી ગોરાં હતાં અને કનૈયો કાળો હતો, યશોદાજીએ રાધાજીની માતા પાસે રાધાજીનું માગું નાંખ્યું, ત્યારે રાધાજીની માતા બોલ્યાં કે—

પદ૦

કનૈયો તેરો કારોરે-મેં કૈસે બ્યાહુ રાધે !
મેં કૈસે બ્યાહુ રાધે-મેં કૈસે બ્યાહુ રાધે ?—હે-કનૈયો૦ [૨] ટેક.

(યશોદા) કારો કારો મત કર ગોવાલણ, જગકો હે રખવાલો,
રામ-જગકો હે રખવારોરે;
કાલિંદીમાં કૂદ પડયો, તબ ફુંકે ભયે કાનો કાળો-મોહન
બંસીવાળો-તુમ સુખે બ્યાહો રાધે.

(રાધાની માતા) રાધા મેરી એસી ગોરી, જેસો ચંદ ઉજીયારો,—
રામ—જેસો ચંદ ઉજીયારો;
કનૈયો તેરો એસો કાળો, કૈસે કરેંગે મેરી રાધા પતીયારો ?
મેં કૈસે બ્યાહુ રાધે ! કનૈયો૦
ઘર ઘરકી એ ગૌવા ચરાવે, ઓઢી કામળો કાળો;
લુંટી લુંટી દધી માખણ ખાવે, કૈસે કરેંગે મેરી રાધાકો
ગુજારો ? રામ-કૈસે બ્યાહુ રાધે ! કનૈયો૦

[ હવે કહે છે કે—જે કાંઈ છે તે તારા કનૈયાની બંસીમાં છે— ]

બંસીકી લટપટ સુની ગોવાળણ, બાળક બડો રસાળો—

રામ—બાળક બડો રસાળોજી;

સુરદાસકો સ્વામી શામળો, સુણ લીજે મજરો અમારો રામ—

મેં સુખે બ્યાહુ રાધે—

કનૈયો તેરો રસાળો રામ-મોહન બંસીવાલો—

રામ—મેં સુખે બ્યાહુ રાધે૦

વૃંદાવનમાં રાધાજીનો જન્મ ભાદરવા શુદી ૮ મે થયો હતો. તે દિવસને આપણે 'રાધાઅષ્ટમી' કહીએ છઈએ.

વિગેરે-વિગેરે અનેક ભકતોએ આ રસ રેલાવ્યો છે. ભક્તિમાર્ગના આચાર્યોએ અને ભકતોએ, આ રસ પીતાં અને પાતાં-નીતિ, વિવેક અને વૈરાગ્યનું દૃઢ અવલંબન રાખવું. આ ત્રણનું ગુંથેલું દોરડું હાથમાં રાખીને, શ્રીકૃષ્ણના રસસાગરમાં ઉતરવું-નહિંતો ગોલોક લેવા જતાં, ભયંકર નરકવાસ પ્રાપ્ત થશે. આવા હેતુથીજ રસઘેલા શ્રીશુકદેવજીએ રસઘેલી રાધાને ગોપિઓના ઘુંઘટમાં સંતાડી રાખી જણાય છે.

હવે ભગવદ્ ચરણરજનાં વખાણ કરે છે—

**धन्या अहो अमी आल्यो, गोविन्दांघ्र्यब्जरेणवः ॥**
**यान्ब्रह्मेशो रमा देवी, दधुर्मूर्ध्न्यघनुत्तये ॥२९॥**

**અર્થ—'હે સખિઓ! અહો! જે ચરણરજને બ્રહ્મા, મહાદેવજી, દેવી લક્ષ્મીજી, પાપના નાશ માટે મુસ્તક ઉપર ધારણ કરે છે; તે ગોવિંદ ભગવાનની આ ચરણરજ અત્યંત પવિત્ર છે,' (આપણે પણ આ રજમાં નાહીએ તો લક્ષ્મીજીને જેમ ભગવાન્ મળ્યા, તેમ આપણને પણ મળે. એ ભાવ છે.) [૨૯]**

૨૯ વિવેચન—

**અઘનુત્તયે**—પાપના નાશ માટે. જેમ ધૂળનો સ્વભાવ છે કે જે સ્વચ્છ હોય, તેને પણ મેલું કરવું; તેમ પાપનો પણ સ્વભાવ છે કે-પવિત્ર હોય તેને પણ અપવિત્ર કરવું. પાપ પુણ્ય કર્માધીન છે. તેથી સદ્વિવેકી જીવોએ, સત્કર્મોમાં જોડાઈ રહીને, પાપકર્મોથી બચવું. બ્રહ્મા, મહેશ અને લક્ષ્મી પણ પાપના ક્ષય માટે, શ્રીહરિની ચરણરજ માથે ચડાવે છે. 'ચરણરજ લેવી,' એટલે 'તમામ ડહાપણ મૂકીને, અમે આપને શરણે આવ્યા છઈએ.'

---

૨૯ પદચ્છેદ—[**आली**-સખી] **आल्यः**-હે સખિઓ! **अहो**-અરે **अमी**-આ **गोविन्दस्य अंघ्री एव अब्जे तयोः रेणवः**-ગોવિંદ ભગવાનના ચરણની રજ **धन्याः**-અત્યંત પવિત્ર છે. **यान्**-જે ચરણરજને **ब्रह्मा ईशः** [મહાદેવજી] **देवी रमा**-બ્રહ્મા મહાદેવ અને દેવી લક્ષ્મીજી. **अघस्य नुत्तिः** (નાશ) **तस्यै-अघनुत्तये**-પાપના નાશ માટે, **मूर्धनि दधुः**-મસ્તક ઉપર ધારણ કરે છે.

હવે કેટલીએક ઇર્ષ્યાળુ ગોપિઓ કહે છે કે—

**तस्या अमूनि नः क्षोभं, कुर्वन्त्युच्चैः पदानि यत् ॥**
**यैकाऽपहृत्य गोपीनां, रहो भुंक्तेऽच्युताधरम् ॥३०॥**

**અર્થ**—તે સંબંધમાં એક બીજી ગોપી બોલી કે-'ભગવાનનું અધરામૃત કે જે સર્વ ગોપીઓનું સમસ્ત છે, તેનું પાન આ ગોપી ભગવાનને એકાંતમાં લઈ જઈને, (એકલી) કરે છે; તેથી તે ગોપીનાં આ પગલાં, અમને અત્યંત દુઃખ ઉત્પન્ન કરે છે. (તેનો ભાવ એ છે કે-એકલા ભગવાનનાં પગલાં હોય, તો તેની રજ લેવાની ના નથી, પણ આ ગોપિ કે જે શોકનું કામ કરે છે, તેના પગલાંની રજ આપણાથી કેમ લેવાય !) [૩૦]

૩૦ વિવેચન—

**अच्युत** શબ્દ ભગવાનના વિશેષણમાં મૂકીને, પરીક્ષિતાદિ શ્રોતાઓને શ્રીકૃષ્ણના વાસ્તવ સ્વરૂપનું ભાન કરાવે છે. તાત્પર્ય-આ કૃષ્ણ કામી જેવા જણાય છે, પણ કામી નથી-વિકારી જણાય છે, પણ નિર્વિકારી છે.

હવે શ્રીકૃષ્ણનાં પગલાં સાથે રાધાજીનાં પગલાં ન દેખીને, ગોપિઓ વિચાર કરે છે કે—

**न लक्ष्यन्ते पदान्यत्र, तस्या नूनं तृणांकुरैः ॥**
**खिद्यत्सुजातांघ्रितला-मुन्निन्ये प्रेयसीं प्रियः ॥३१॥**

**अत्र प्रसूनावचयः, प्रियाऽर्थे प्रेयसा कृतः ॥**
**प्रपदाक्रमणे एते, पश्यताऽसकले पदे ॥३२॥**

---

૩૦ પદચ્છેદ—**तस्याः अमूनि पदानि**-તે ગોપીનાં આ પગલાં **नः उच्चैः क्षोभं कुर्वंति**-અમને અત્યંત ક્ષોભ-દુઃખ-ઉત્પન્ન કરે છે. **यत्**-કારણકે **अच्युताधरं गोपीनां अपि**-અચ્યુત ભગવાનનું અધરામૃત સર્વ ગોપીઓનું સમસ્ત છે. તો પણ **या एका (कृष्णं) अपहृत्य रहः भुंक्ते**-જે એકલી શ્રીકૃષ્ણને હરિ જઇને એકાંતમાં તેમનું અધરામૃત ભોગવે છે.

૩૧ પદચ્છેદ—**अत्र तस्याः पदानि न लक्ष्यंते**-અહીં તેણીનાં પગલાં દેખાતાં નથી. **नूनं**-તેનું કારણ ખરેખર એ હોવું જોઇએ કે. **तृणांकुरैः खिद्यती सुजाते** (કોમળ) **अंघ्रितले यस्याः सा ताम् इति प्रेयसीं**-ખડનાં અંકુરોથી તેણીના કોમળ પગ પીડાતાં તે પ્યારી સ્ત્રીને, **प्रियः**-પ્યારા ભગવાને **उन्निन्ये**-ખાંધે ઉપાડી લીધી હશે.

૩૨ પદચ્છેદ—**अत्र**-આ ઠેકાણે [**प्रसूनानां अवचयः** (વીણવું તે). [**प्रियायै इति प्रियार्थे**]-**प्रेयसा**-વ્હાલા કૃષ્ણથી. **प्रियार्थे**-પ્રિયાને રાજી કરવા માટે. **प्रसूनावचयः कृतः**-પુષ્પ વિણવામાં આવ્યાં છે. **प्रपदाभ्यां आक्रमणं** ( ચાલવું તે) **ययोः ते-इति एते असकले** (અરધાં ઉંડેલાં) **पदे-पश्यत**-પેનીઓ ઉંચી કરવી પડતાં, ધરતીપર પગના આગલ્યા ભાગનુંજ દબાણ થયું છે; તેથી અધુરાં પગલાં ઉઠી રહ્યાં છે, તે તમે જુઓ.

**केशप्रसाधनं त्वत्र, कामिन्याः कामिना कृतम् ॥**
**तानि चूडयता कान्ता–मुपविष्टमिह ध्रुवम् ॥३३॥**

અર્થ—'અહીં તેણીનાં પગલાં દેખાતાં નથી. તેનું કારણ એમજ લાગે છે કે-ખડનાં અંકુરોથી (અહીં) તેણીના કોમળ પગ પીડાતાં, પ્યારા ભગવાને પ્યારી સ્ત્રીને ખાંધે ઉપાડી લીધી હશે.' [૩૧] 'આ ઠેકાણે પ્યારા ભગવાને, પ્યારી સ્ત્રીને માટે, વૃક્ષો ઉપરથી પુષ્પ વિણ્યા જણાય છે; કારણ કે પેનીઓ ઉંચી કરવી પડતાં, પૃથ્વી ઉપર પગના આગલ્યા ભાગનુંજ દબાણ આવવાથી, અધુરાં પગલાં ઉઠી રહ્યાં છે. તે જુઓ. [૩૨]. 'આ ઠેકાણે કામી શ્રીકૃષ્ણે કામિની–પ્યારી–સ્ત્રીના કેશ બાંધવાનું કાર્ય કર્યું (જણાય) છે. તે પ્યારી સ્રીના ચોટલામાં પુષ્પો ગુંથતી વખતે, ભગવાન્ શ્રીકૃષ્ણ અહીં અવસ્ય બેઠા હોય, એમ જણાય છે.' [૩૩].

૩૧ થી ૩૩ વિવેચન—

રાધાજીને તેડી લેનારો–આ કનૈયો–શું દસ વરસનો હશે ?–ના–તે પ્રસંગને દીપાવવા માટે પ્રભુ નટવર–છેલછબીલો જુવાન બન્યા હશે. એમ મરજીમાં આવે એવડા મોટા થવાતું હશે ?–એવી શંકાની અહીં જરૂર નથી, કારણ કે આ તો યોગેશ્વરોના પણ ઇશ્વર છે. એક અમલદાર ઘડીવારમાં કાંઇના કાંઇ ફેરફાર કરી નાંખે છે, એક વિદ્વાન્ અનર્થના અર્થ, અને અર્થના અનર્થ સમજાવી શકે છે; ત્યારે આ તો **अंतरात्मदृक्**–સૌને સમજણ દેનાર શ્રીહરિ. તેમાં શી શંકા કરવી !

પ્રભુની બેઠક—શ્રીકૃષ્ણના બે ગોઠણ વચ્ચે બેઠેલી સ્ત્રીનું ચિન્હ ભૂમિ ઉપર જોઇને, ગોપિઓએ ધાર્યું કે–'આ ઠેકાણે રાધાજીના ચોટલામાં પ્રભુએ પુષ્પ ગુંથ્યાં હશે.'

પ્રેમઘેલાં—આ બધી પ્રેમઘેલાંની વાતો છે. પ્રેમનો ઘા વાગ્યો હોય તેજ જાણે. અંતર વિંધાણું હોય તેજ સમજે. ચિત્તડામાં ચટપટી લાગી હોય, તેજ આ વાત સમજે.

દુસ્યંતને દેખીને શકુંતલા વિહ્વળ થઈ ગઈ; અને શકુંતલાને દેખીને દુસ્યંત વિહ્વળ થયો–દુષ્યંત બોલ્યો કે–

**'अनाघ्रातं पुष्पं, किसलय–मलूनं कररुहैः ।**
**अनाविद्धं रत्नं, मधु नवमना–स्वादितरसम् ॥**
**अखंडं पुण्यानां, फलमिव च, तद्रूपमनघं ।**
**न जाने भोक्तारं कमिह, समुपस्थास्यति विधिः ॥'**

[ અભિજ્ઞાન શકુંતલમ્ ]

---

૩૩. પદચ્છેદ—**अत्र तु**–આ ઠેકાણે તો **कामिन्याः केशप्रसाधनं** (કેશ બાંધવા તે અંબોડો વાળવો તે)—કામિની સ્ત્રીના કેશ ગુંથવા તે. **कामिना कृतं**–કામી શ્રીકૃષ્ણથી કરાયું છે. **कांतां तानि**–તે કામિની સ્ત્રીના ચોટલામાં તે પુષ્પોને. **चूडयति** (ગુંથવું) **इति चूडयन् तेन चूडयता (इति कामिना)**–ગુંથતા (કામી) ભગવાનથી. **इह**–આ ઠેકાણે. **ध्रुवं**–અવસ્ય **उपविष्टं**–બેસાયું હોય એમ જણાય છે.

ત્યારે શું દુસ્યંત નીતિના તત્ત્વને જાણતો ન હતો ?—તેણે શકુંતલાને કહ્યું હતું કે-'**न हि चेतः पौरवाणामधर्मे रमते क्वचित् ॥**' [ભાગ. સ્કંધ ૯. અ. ૨૦-૧૨.] પુરૂષવંશના રાજાઓનું ચિત્ત કદિ અધર્મમાં રમતું નથી.'

વળી શ્રી શુકદેવજી સૂચવે છે કે-શ્રીકૃષ્ણ કોઇ કામી પુરૂષ નથી પણ—

**रेमे तया चात्मरत, आत्मारामोऽप्यखण्डितः ॥**

**कामिनां दर्शयन्दैन्यं, स्त्रीणां चैव दुरात्मताम् ॥३४॥**

**અર્થ—'શ્રીકૃષ્ણ ભગવાન્ પોતામાં પ્રીતિ રાખનાર, આત્મારામ, અને સ્રીયોના વિલાસમાં નહીં લલચાએલા છતાં, સ્રીઓની ભુંડાઇ, અને કામી પુરૂષોની દીનતા દેખાડવા માટે, તે સ્રીની સાથે પ્રભુ રમતા હતા.' [૩૪]**

૩૪ વિવેચન—

**आत्मरतः आत्मारामः च अखंडितः**—અખંડિત એટલે નિર્લેપ. ક્રિયામાં ઉતરેલા જણાય, પણ ક્રિયા સાથે કાંઇ લેવા દેવા નહીં, એવું જે કાંઇ તત્ત્વ છે, તે આ શ્રીકૃષ્ણ છે. છાંદોગ્ય ઉપનિષદ્‌ના સાતમા અધ્યાયમાં ૨૫ મા ખંડમાં પ્રભુના આત્મારામપણાના ભાવ સંબંધી સનકાદિક અને નારદનો સંવાદ છે. ખૂટ્યો ખૂટે નહીં તેટલો આનંદ આત્મા પાસે છે, એ ભાવ છે. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**जन्म कर्म च मे दिव्य-मेवं यो वेत्ति तत्त्वतः ॥**

**त्यक्त्वा देहं पुनर्जन्म, नैति मामेति सोऽर्जुन ॥९॥** [અ. ૪]

મારાં જન્મ અને કર્મ દિવ્ય હોય છે, એમ જે તત્ત્વથી જાણે છે, તે હે અર્જુન ! આ દેહ તજ્યા પછી પુનર્જન્મને નહિ પામતાં, મનેજ પામે છે. [૯]

**अपि** શબ્દ સૂચવે છે કે-કૃષ્ણ આત્મારામ વિગેરે છે તોપણ ભક્તાધીન છે. **ये यथा मां प्रपद्यंते, तांस्तथैव भजाम्यहम्** (ગીતા અ. ૪. ૧૧) 'જે પુરૂષો જે પ્રકારે મને ભજે છે તેમને હું તેજ પ્રકારે ભજું છઉં.'

**तया सह रेमे**—ભગવાને તે ગોપી સાથે રમણ કર્યું. આ રમણ કેવું ?—

રાગ-પ્રભાત.

જાગીને જોઉં તો જગત્ દિસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, **બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.**

**कामिनां दैन्यं दर्शयन**—કામી પુરુષોનું દૈન્ય-પામરતા-બતાવવા માટે. સ્રી પુરૂષના જોડાં ઇશ્વિરકૃતિ છે. સ્રી પુરૂષને લગ્નગાંઠથી જોડવાં, અને વિષયાસક્ત કરવાં, તે પણ ઇશ્વરકૃતિ અગર શાસ્રકૃતિ છે. વિષયસુખ દેખાડીને તેમને ધર્માસક્ત કરવાં, તે પણ ઇશ્વરકૃતિ અગર શાસ્રકૃતિ છે. વસિષ્ટ, અત્રિ, યાજ્ઞવલ્કય વિગેરે સમર્થ ઋષિઓ પોતાની સ્રીઓ સાથે રહીને દિવ્ય જીવન ગાળતા હતા. માંધાતા, અમરીશ, પૃથુ, દુષ્યંત અને પાંડવો વિગેરે સમર્થ ક્ષત્રિયો, પોતાની સ્રિયો સાથે રહીને, માનવ જીવનને અમોલું કરતા હતા. તે પ્રમાણે

૩૪ પદચ્છેદ—**आत्मरतः आत्मारामः**-પોતામાંજ પ્રીતિ રાખનારા આત્મારામ **अखंडितः**-સ્રીઓમાં જેમનું ચિત્ત લલચાયું નથી એવા. **अपि**-તોપણ **कामिनां दैन्यं दर्शयन्**-કામી પુરૂષોની દીનતા દેખાડવા **च**-અને **स्त्रीणां दुरात्मताम्** (ભુંડાઇ) **दर्शयन्**-સ્રીઓની ભુંડાઇ દેખાડવા **तया सह रेमे**-શ્રીકૃષ્ણ તે સ્રી સાથે રમતા હતા.

અનેક વૈશ્યો અને શૂદ્રોએ પણ પોતાની પત્નિઓ સાથે રહીને દુઃખકર સંસારને સુખકર કર્યો છે. શ્રીરામ, અને શ્રીકૃષ્ણ જેવા ઇશ્વરાવતારો પણ, પોતાની સ્ત્રિઓ સાથે રહીને, સ્ત્રી પુરૂષે કેમ જીવન ગાળવું, તે જગતને શીખવતા હતા. તાત્પર્ય—જેમ માફક આવે તેમ જમનારને, જેમ અન્ન પોષણ આપે છે; અને જેમ આવે તેમ ખાનારને અન્ન મારે છે, તેમ ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે સ્ત્રી ભોગવનાર પુરૂષો જગતવંદ્ય છે, અને ધર્મમર્યાદાને મૂકીને સ્ત્રીના રંગમાં રમતા પુરૂષો, નિંદાને પાત્ર છે. સ્ત્રી મોહક પ્રાણી છે, તોપણ ધર્મ-મર્યાદામાં આનંદ માનતો માણસ, આ મોહથી અમુક અંશમાં બચી શકે છે. બાકી તો—

વસંતતિલકા—

**मत्तेभकुंभदलने भुवि संति शूराः, केचित् प्रचंडमृगराजवधेऽपि दक्षाः ।**
**किंतु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य, कंदर्पदर्पदलने विरला मनुष्याः ॥६॥**

માલિની વૃત્ત.

**भवति भवसि संग-त्यागमुद्दिश्य वार्ता, श्रुतमुखरमुखानां, केवलं पंडितानां**
**जघनमरुणरत्नग्रंथिकांचिकलापं, कुवव यन यनानां, को विहातुं समर्थः ॥५॥**

[ ભર્તૃહરિ શૃં. ]

**અર્થ—**મદમસ્તહાથીના ગંડસ્થળ ફોડી નાખે એવા શુરા પુરૂષો છે. અને કેટલાએક પ્રચંડ સિંહનો વધ કરવામાં પણ કુશળ છે. તોપણ હું બળવાનોની સમક્ષ કહું છઉં કે—કંદર્પનો દર્પ ઉતારનાર સ્ત્રિઓના હાવભાવમાં અનાસક્ત રહેનારો કોઇ વિરલોજ હોય છે. (૬)

શાસ્ત્રોના શ્રવણથી અગર શાસ્ત્રોના અભ્યાસથી વાચાળ બનેલા પંડિતો—કથાકારો—સન્યાસિઓ—ની વાણીમાં, 'સ્ત્રીઓનો સંગ ન કરવો' એવી વાત આવે ખરી, પણ તેઓ મનથી તેનો ત્યાગ કરી શકતા નથી. કારણ કે જે પર લાલ રત્નથી ગુંથેલો મેખળા-મણિ હોય છે, એવું કમળનયના સ્ત્રીનું જઘન તજવા કોણ સમર્થ છે? (૫)

સંસારમાં તણાતા પુરૂષો, સ્ત્રીઓના તુચ્છકાર ભર્યા ઠપકા સાંભળે, છતાં સંસારથી વિરામ ન પામે—સંસારમાં તેલ પાણી જેવા થઇને ન રહે—તો તેમની ભયંકર ભૂલ છે.

બ્રહ્મચારી, વાનપ્રસ્થો અગર ત્યાગીઓ પણ, જો કોઈ સ્ત્રિના ગુલામ બન્યા હોય, તો લોકો તમને પૂછશે કે—'If these are yours Gods, what your Devils are?' 'જો આ તમારા સંતો હોય-જો આ તમારા દેવ હોય, તો તમારા દૈત્યો કેવા હશે?' એક ચિંથરાની ઢીંગલીનો સંગ, તેમને માટે ભયંકર છે, તો હાલતીચાલતી—ખાતીપીતી ઢીંગલીનો સંગ, તેમને કયાં પહોંચાડશે! આવા બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને ત્યાગીઓનો, સમાજે છાતી ઠોકીને બહિષ્કાર કરવો; કારણ કે તેઓ પામર છે.

'વિષયાસક્ત પુરૂષોના દૈન્યનું સૂચન કરવા માટે, શ્રીકૃષ્ણ આમ કરતા હતા.' એમ શ્રીશુકદેવજી બોલ્યા. હવે બીજું કારણ બતાવે છે.

**स्त्रीणां दुरात्मतां—**સઘળી સ્ત્રીઓ ભુંડાઇથી કલંકિત નથી; તોપણ પતિની કૃપાનો બદલો—પતિના પ્યારનો બદલો—ઘણીજ થોડી સ્ત્રી સુગમતાથી વાળી શકે છે. પતિનો પ્યાર દેખીને ઘણી સ્ત્રીઓ નમ્ર થવાને બદલે, જરા જરા વાતમાં ચીડાઇને, ગમે એમ બોલતાં શીખે છે. પતિનાં વચનોનો અનાદર કરતાં શીખે છે. બ્હેનોએ યાદ રાખવું ઘટે છે કે-સુખડની ઘસાતાં અને પીલાતાં સુગંધ વધે છે; તેમ પતિના સુખમાં ઘસાતાં અને પીલાતાં, સ્ત્રીઓની સુગંધ વધે છે—સુખના સાગર તેણી પાસે રેલાતા રહે છે.

**આવા પ્રભુ હોય?**–શ્રીરામને નાગપાશથી બંધાએલા જોઇને, ગરૂડને શંકા થઇ કે 'આવા પ્રભુ હોય?' શંકાનું નિવારણ કરવા શ્રીસદાશિવની આજ્ઞાથી, ગરૂડ કાગભુષંડી પાસે આવ્યા. ભયંકર રોગીને દેખીને જેમ કોઇ ધન્વંતરી ઉત્તમ માત્રાઓ કાઢે; તેમ ગરૂડને નમ્રભાવે આવેલા દેખીને, કાગભુષંડીએ કહ્યું કે—'[ઢોલક કાંસીજોડા તૈયાર કરો—]'

ચોપાઇ—નિર્મળ નિરાકાર નિર્મોહા, નિત્ય નિરંજન સુખ સંદોહા.
પ્રકૃતિપાર પ્રભુ સબ ઉરવાસી, બ્રહ્મ નીરિહ નિરૂજ અવિનાશી;
ઇહા મોહકર કારણ નાંહિ, રવિ સન્મુખ તમ કબહુકિ જાઇ !

દોહરા—ભકતહેતુ ભગવાન્ પ્રભુ, રામ ધરેહુ તનુ રૂપ;
કિયે ચરિત પાવન પરમ, પ્રાકૃત નર અનુરૂપ—સિયાવર૦
યથા અનેક વેશ ધરી, નૃત્ય કરે નટ કોઇ;
જોઇ જોઇ ભાવ દિખાવૈ, આપુ ન હોઇ ન સોઇ—સીયાવર૦

ચોપાઇ—અસ રઘુપતિ લીલા ઉરગારિ, દનુજ વિમોહન જન સુખકારી;
જે મતિ મલીન વિષયવશ કામી, પ્રભુપર મોહ ધરહિં ઇમિ સ્વામિ !
નયન દોપ જા કહેં જબ હોઇ, પીતવરણ શશિ કહે સબ કોઇ;
જબ જેહિ દિગ્ભ્રમ હોઈ ખગેશા, સો કહે પશ્ચિમ ઉગેઉ દિનેશા.

વિગેરે–વિગેરે– (મોક્ષવાણી પાનુ ૭૪).

હવે ગોપિઓનો મોટો સમુહ પ્રથમની માફક શ્રીકૃષ્ણને આમતેમ શોધે છે, અને શ્રીકૃષ્ણ સાથે ગયેલી ગોપિ. [રાધા] અભિમાનમાં ઘેરાય છે—

**इत्येवं दर्शयंत्यस्ताश्चेरुर्गोप्यो विचेतसः ॥**
**यां गोपीमनयत्कृष्णो, विहायान्याः स्त्रियो वने ॥३५॥**
**सा च मेने तदात्मानं, वरिष्ठं सर्वयोषिताम् ॥**
**हित्वा गोपीः कामयाना, मामसौ भजते प्रियः ॥३६॥**

અર્થ—બીજી જે ગોપીઓને તજીને, શ્રીકૃષ્ણ એક ગોપીને લઇ ગયા હતા, તે તમામ ગોપીઓ ઉપર પ્રમાણે એક બીજીને બતાવતી બતાવતી, અને તેથીજ વિહ્વળ બની ગએલી [ગોપીઓ], વનમાં આમતેમ ફરતી હતી. જે ગોપીને શ્રીકૃષ્ણ એકાંતમાં લઈ ગયા હતા, તે એમ માનવા લાગી કે--'બીજી કામનાવાળી સ્ત્રિયોને તજીને, આ પ્યારો શ્રીકૃષ્ણ મને ભજે છે-મને સેવે છે; તેથી સર્વ સ્ત્રિયોમાં હું શ્રેષ્ઠ છઉં.' [૩૫–૩૬]

---

૩૫ પદચ્છેદ– **विहाय अन्याः स्त्रियः**–બીજી (જે) ગોપીઓને તજીને **यां गोपीं कृष्णः अनयत्**–એક ગોપીને શ્રીકૃષ્ણ હરિ ગયા હતા **ताः**–તે (ગોપીઓ) **इति एवं दर्शयंत्यः**–ઉપર પ્રમાણે એક બીજીને બતાવતી, અને તેથીજ **विचेतसः गोप्यः**–વિહ્વળ થએલી ગોપીઓ **वने चेरुः**–વનમાં આમતેમ ફરવા લાગી.

૩૬ પદચ્છેદ—**च**–અને **कामः यानं** (વાહન) **यासां ताः कामयानाः**–કામનાવાળી **कामयानाः गोप्यः हित्वा**–કામનાવાળી બીજી ગોપીઓને તજીને **असौ प्रियः मां भजते**–આ પ્યારો કૃષ્ણ મને ભજે છે **तदा**–તેથી **सर्वयोषितां आत्मानं वरिष्ठं सा मेने**–સર્વ સ્ત્રીઓમાં પોતે શ્રેષ્ઠ છે, એમ તે સ્ત્રી માનવા લાગી.

૩૫ થી ૩૬ વિવેચન—

**વિચેતસઃ**—ભાનભૂલી, વિહ્‌વળ. આ શબ્દ શ્રીકૃષ્ણને શોધતી ગોપિકાઓના ચિત્તની સ્થીતિનું ભાન કરાવે છે; કારણકે પગલાં જડયાં, પણ હજી હસ્તે પોતે–શ્રીકૃષ્ણ–જડયા નથી.

અભિમાન–૩૫મા શ્લોકની બીજી લીટીથી રાધાજીની કથા શરૂ થાય છે. રાધાજીને નમ્ર (નિરાભિમાની) અને પ્રેમઘેલાં જોઈને, શ્રીકૃષ્ણે સાથે લીધાં હતાં. ઐશ્વર્ય, અધિકાર, સામાનો પ્રેમ અને કોઇ શુભ ટાણું–જીવોને મહા કષ્ટે પ્રાપ્ત થાય છે. જેમ કટ્ટો દુશ્મન આપણી ઉન્નતિ જોઇને બળે છે, અને આપણને ઉથલાવી નાંખવા સબલ પ્રયત્ન કરે છે; તેમ આપણી વૃત્તિઓમાં સંતાઈને બેઠેલો અહંભાવ, આપણી ઉન્નતિ જોઇને બળે છે, અને લાગ જોઇને આપણને ઉથલાવી નાંખે છે–ભ્રષ્ટ કરે છે. આવા દોષોમાંથી બચવા માટેજ, એટલે–અભિમાનને શમાવવા માટેજ–રાજાઓ પોતાની પાસે કાંઉસીલ–પાર્લામેંટ, પુરોહિત, દીવાન વિગેરે રાખે છેઃ અને તેમની સલાહ પ્રમાણે કામકાજ કરે છે. નાતો પંચ નીમે છે. સંસારીઓ વડીલોની આજ્ઞા પ્રમાણે વર્તે છે. શિષ્યો સદ્‌ગુરૂનો સત્કાર કરે છે. શિવાજી જેવા સમર્થ રાજાઓ, રામદાસ જેવા સંતના આશ્રમમાં જઇને, નીચ ટહેલ કરતા હતા, તે પણ અહંભાવના ત્યાગ માટે. સિંધુ દેશનો રહુગણ જડભરત પાસે રાંક બન્યો. આપણા ઐશ્વર્યમાં–અધિકારમાં અગર આરોગ્યમાં, ઉંડા ઉતરીને જુઓ, તો અભિમાન કરવા જેવું આપણી પાસે કાંઈ નથીઃ કારણ કે જે કાંઇ છે, તે દૃસ્ય–અનિત્ય છે. જેને માથે કોઈ નહીં–એવા સ્વચ્છંદી સ્ત્રી પુરૂષો–આ સંસારમાં અભિમાનના કોઠાર બનીને, જ્યાં ત્યાં અફળાઇ મરે છે. આ નિયમાનુસાર રાધાજીના હૃદયમાં અભિમાને ડોકીયું કર્યું. રાધાજીના વિચારો બદલાયા.

અભિમાન કરવું હોયતો આવું કરવું. સાંભળો—

પદ—રાગ પ્રભાત.

કોણ પુણ્યે કરી, નાર હું અવતરી, શ્રીહરિ દીન થઇ માન માગે;<br>
જેહ તણી અકલગત, અમરકો નવ લહે, તે કમળાવર કંઠે લાગે.<br>
યજ્ઞ દાને કરી, જોગ ધ્યાને ધરી, બહુ તપ આદરી દેહ કષ્ટે;<br>
સ્વપ્નમાંહે હરિ, નિમેષ ન નિરખીઓ, તે હરિ નિરખીએ પ્રેમ દષ્ટે.<br>
શુક સનકાદિક, વંદે જેને સદા, ચુજ ભુવન વૈકુંઠ સરખું ભાવે;<br>
તે પેં અધિક છે, મંદિર માહરૂં, પ્રેમે પીતાંબરો સેજ આવે—<br>
ભક્તવત્સલપણું, બિરદ પોતે વહે, એમ કહે નિગમ વેદવાણી;<br>
નરસૈયાનો સ્વામી, સુખનો સાગર, કીધી કૃપા મુને દાસી જાણી.

હવે રાધાજીના વિચારો વાણીદ્વારા બહાર આવે છે—

**ततो गत्वा वनोद्देशं, दृप्ता केशवमब्रवीत् ॥**<br>
**न पारयेऽहं चलितुं, नय मां यत्र ते मनः ॥३७॥**

૩૭ પદચ્છેદ—**ततः**–પછી **वनस्य उद्देशः तं गत्वा**–વનના એક ભાગમાં જઇને **दृप्ता**–ગર્વ પામેલી તે સ્ત્રીએ **केशवम् अब्रवीत**–શ્રીકૃષ્ણને કહ્યું કે **अहं चलितुं न पारये**–હું ચાલવાને અશક્ત છઉં. **यत्र ते मनः**–જ્યાં આપની મરજી હોય ત્યાં **मां नय**–મને તેડીને લઇ જાઓ.

**અર્થ—પછી વનના એક ભાગમાં જઈને, (ઉપર પ્રમાણે) ગર્વ પામેલી તે ગોપીએ, શ્રીકૃષ્ણને કહ્યું કે—'હું ચાલવાને અશક્ત છઉં, તેથી જ્યાં (જવાની) આપની મરજી હોય, ત્યાં મને તેડીને લઈ જાઓ.'** [૩૭]

૩૭ વિવેચન—

જેમ રાજાના મહેલમાં પણ મચ્છર ઉડે. તેમ પ્રભુસાનિધ્ય રહેલાં રાધાજીમાં પણ અભિમાનનો દોપ દેખાય. માટે મુમુક્ષુઓએ ગર્વથી સંભાળીને ચાલવું. આવા દોષથી બચે, તે નર નહીં, પણ નારાયણ-બ્રહ્મરૂપ.

હવે શ્રીકૃષ્ણ તેનો જવાબ આપે છે—

**एवमुक्तः प्रियामाह, स्कन्धमारुह्यतामिति ॥**

**ततश्चान्तर्दधे कृष्णः, सा वधूरन्वतप्यत ॥३८॥**

**અર્થ—એ પ્રમાણે તે સ્ત્રીએ કહેતાં, શ્રીકૃષ્ણે પ્રિયાને જવાબ આપ્યો કે-'ત્યારે તું મારી કાંધ ઉપર બેસ.' પછી તે સ્ત્રી કાંધ ઉપર બેસવા તૈયાર થઇ-તે વખતે શ્રીકૃષ્ણ અંતર્ધ્યાન થઇ ગયા. પ્રભુ અંતર્ધ્યાન થતાં, તે સ્ત્રી પસ્તાવો કરીને બોલવા લાગી કે—**[૩૮]

૩૮ વિવેચન—

**स्कंधे आरुह्यताम्**—'મારે ખભે ચઢી બેસો.' એમ શ્રીકૃષ્ણ બોલ્યા.

પ્રભુ જ્ઞાનસ્વરુપ છે, છતાં રાધાજીને બોધ ન કરતાં, 'મારે ખભે ચઢી બેસો,' એમ કહીને અંતર્ધ્યાન કેમ થઈ ગયા? તેનું કારણ એ છે કે—ક્રિયાથી રાધાજી જેટલું સમજ્યા, તેટલું બોધથી સમજત નહીં. કાચું ફળ ખાવામાં મજા નહીં, તેમ કાચો પ્રેમ પીવામાં મજા નહીં. વિરહે કરીને જો પ્રેમ પાકી ગયો હોય, તોજ તેમાંથી રસનાં ટીપાં પડે. પ્રભુએ રાધાજીના પ્રેમને વિરહમાં ભાર્યો. આ સંબંધમાં સુરદાસ કાંઇ કહે છે, સાંભળો—

**પદ.**

રૂડી શરદ પુનમની રાત તે-શીતળ છાંયડીરે—
મારો વ્હાલોજી રમતાં રાસ. લોડાવે બાંવડીરે—
રાધાને કાન રમેરે-રાધાને કૃષ્ણ રમેરે—ભુલે ભલામણીરે૦
બેની મને કાન દેખાડો, બેની મને કૃષ્ણ દેખાડો-આલું વધામણીરે— ટેક૦
હે કમર કછોટા બીડીયા, પણુવટ આકરીરે—
મારો વ્હાલોજી વ્હાતા વેણ, ગોપી બની બ્હાવરીરે-રાધાને કૃષ્ણ-બેની મને૦
અમે ગ્યાતાં ગોરપૂજવા, વ્હાલોજી આવતારે;
રાધાજીનો નાથ-મારે મન ભાવતારે-રાધાને કૃષ્ણ-બેની મને૦
મારો વ્હાલોજી મીઠી દ્રાક્ષ, ગુંજા કેરી સુખડીરે;
વ્હાલાજીનું મુખ જોતાં-ભાંગે ભૂખડીરે—રાધાને કૃષ્ણ૦ બેની મને૦

---

૩૮ પદચ્છેદ—**एवं उक्तः कृष्णः**-એ પ્રમાણે જેને કહેવામાં આવ્યું તે શ્રીકૃષ્ણે **'स्कंधे आरुह्यताम्' इति प्रियां आह**-'મારે ખભે બેસ' એમ પ્રિયાને કહ્યું. **ततः च**-પછી તે સ્ત્રી ખભે બેસવા તૈયાર થઇ ત્યારે **कृष्णः अंतर्दधे**-શ્રીકૃષ્ણ અંતર્ધ્યાન થઇ ગયા. (પછી) **सा वधूः अन्वतप्यत**-તે સ્ત્રી (પણ) પસ્તાવો કરવા લાગી.

ગોપી ચાલી સૌ શોધવા, વ્હાલાને દીઠડારે;×
નંદાજીનો લાલ, લાગે મને મીઠડારે-રાધાને કૃષ્ણ૦ બેની મને૦
વ્હાલાજીને સ્કંધે, રાધાજી મલપતાંરે;
**રાધાજીનો મદ દેખી, મેલ્યાં લટકતાંરે**—રાધાને કૃષ્ણ૦ બેની મને૦
સુરના સ્વામી શ્યામળા, તારૂં કામ છે રે—
વ્હાલાજીને મળવા, મુને હામ છેરે—રાધાને કૃષ્ણ૦ બેની મને૦

શ્રીકૃષ્ણને અંતર્ધ્યાન થએલા જોઇને, રાધાજી બાવરાં બન્યાં. ભક્તિ અને દઢતાના ઉભરા આવ્યા.— રાગ—કસુરી તાલ.

કૃષ્ણ મિલનકે કાજ, આજ જોગન બન જાઉંગી; (૨) ટેક૦
હાર સિંગાર છોડકર સારે, અંગ વિભૂત લગાઉંગી;
સિંગી સેલી પહેર ગલેમેં, અલખ જગાઉંગી—કૃષ્ણ૦
કાશી મથુરા હરદ્વાર, સબ તિરથ જાઉંગી;
જાય હિમાલય કરૂં તપસ્યા, તનકો સુકાઉંગી—કૃષ્ણ૦
ઋષિમુનિયોકે આશ્રમ જા કર, ખોજ લગાઉંગી;
અંદર બાહિર સબ જગ ઢુંઢું, નહીં અટકાઉંગી—કૃષ્ણ૦
નિશદિન ઉસકા ધ્યાન લગાકર, દર્શન પાઉંગી;
બ્રહ્માનંદ કૃષ્ણ ઘેર લાકર, મંગળ ગાઉંગી—કૃષ્ણ૦

હજી રાધિકાનો વિલાપ ચાલુ છે—

**हा नाथ रमण प्रेष्ठ, क्वासि क्वासि महाभुज ॥**
**दास्यास्ते कृपणाया मे, सखे दर्शय सन्निधिम् ॥३९॥**

**અર્થ—'હે નાથ! હે સુંદર! હે પ્યારા! હે મોટા હાથવાળા! અરે આપ ક્યાં છો? હે સખા! હું કે જે આપની કંગાળ દાસી છઉં, તેની પાસે આવીને આપ દર્શન આપો.'** [૩૯]

૩૯ વિવેચન— **પદ.**

વ્હાલા તમારૂં મુખડું, કાંઇ ટાળજો મારાં દુઃખ, દરસન આપોને;
જે જે શ્રીગોપાળ લાલજી, મારી ભાંગો વિજોગની ભૂખ—દરસન૦ ટેક૦
ઘડી ના ગોઠે નાથજી, હું સુનું દેખું સર્વ—દરસન૦ વ્હાલા૦
આપ કૃપાએ શ્રીહરિ, મને મળીયું પૂરણ પદ—દરસન૦ વ્હાલા૦
જ્યાંરે જોઉં ત્યાં આપની, હું પૂરણ દેખું પ્રીત;—દરસન૦ વ્હાલા૦
ખડકીએ જોઉં ત્યાં અડકીને ઉભા, શેરીએ સામા સામ—દરસન૦ વ્હાલા૦

---

૩૯ પદચ્છેદ—**नाथ ! रमण ! प्रेष्ठ ! महाभुज !**—હે નાથ! હે સુંદર! હે પ્યારા! હે મોટા હાથવાળા! **हा क्व असि. क्व असि ?**—અરે આપ ક્યાં છો? **हे सखे**—હે સખા **ते कृपणायाः दास्याः मे**—હું કે જે આપની દીન કંગાલ આપની દાસી છઉં તેને **सन्निधिं दर्शय**—પાસે આવીને દર્શન આપો.

×વ્હાલાનાં પગલાં દીઠાં.

બારીએ જોઉં ત્યાં બેઠેલા, પ્રભુ સુતા દેખું સેજ—દરસન૦ વ્હાલા૦
જમવા બેસું તો મારી જોડમાં, પ્રભુ નિરખું એના એ—દરસન૦ વ્હાલા૦
ગૌલોકમાં અને આ લોકમાં, હું નિરખું એના એ—દરસન૦ વ્હાલા૦
ગોપાળ લાલજીને ઘણી ખમા, તમો ગાયોના ગોવાળ—દરસન૦ વ્હાલા૦
દાસ વીસો કહે મને ના વિસારો-તમે રાધાજીના નાથ—દરસન૦ વ્હાલા૦
લળી લળી લાગી એમ કહું, હવે ના છોડો મુજ હાથ—દરસન૦ વ્હાલા૦

રાગ—માઢ-તાલ દાદરા.

મનમોહન સુંદિર શ્યામ, પ્યારે દરસન દીજીએ; (૨) ટેક૦
હમકો હરિ છોડકેજી-જાય બસે પરદેશ—(૨)
વન વન ઢંડન જાયગીરે (૨) કર જોગન કા વેશ—પ્યારે૦
પ્રેમરસ પિલાયકેજી-ભૂલ ગયો વ્રજરાજ—(૨)
તેરે કારણ સાંબરાજી (૨), ગઈ હમારી લાજ—પ્યારે૦
જૈસે મછલી જલ બિના રે-તડપત હે દિન રૈન—(૨)
તેરે દર્સનકે બિના જી (૨) નહીં હમે અબ ચૈન—પ્યારે૦
સુનો હમારી બેનતિરે-આય મિલો એકવાર—[૨]
બ્રહ્માનંદ પ્રભુ તુમારે [૨], ચરણનકી બલિહાર—પ્યારે૦

કેમ સાવધાન છોને? કેવો આ રંગ છે? ઘેર જઇને બે ત્રણવાર આ પદ ગાજો. જેમ ચકમક અફળાતાં અગ્નિ ખરે; તેમ આવા પદમાં બે પાંચ વખત ચિત્તને અફળાવતાં, ભક્તિરસ ટપકે-ચિત્ત દ્રવે. બ્રહ્મખુમારી પ્રાપ્ત થાય.

**નાથ**!—'નાથ' કહીને રાધાજીએ સૂચવ્યું કે-'હું શરણાંગત છઉં. શરણાંગતનું રક્ષણ કરવાનું આપે સ્વિકારી લીધેલું છે. તેમાં આપ કાં પ્રમાદ કરો!

**રમણ**! અને **પ્રેષ્ઠ**!—'હે રમણ!' 'હે પ્યારા!' એમ કહીને રાધાજીએ સૂચવ્યું કે 'પ્રેમ એજ પરમેશ્વર છે. આપ પોતે પ્રેમસ્વરૂપ છે. જ્યાં પ્રેમ ત્યાં આપ છો; કદિ કાંઇ અપરાધ હોય, તો પણ સાચો પ્રેમી પ્રેમપાત્રનો અપરાધ દેખતો નથી. ત્યારે અહીં કેમ સંતાઇને ઉભા છો?' તાત્પર્ય-તમે પ્રેમના સાગર છો, છતાં અમારી સાથે આમ કેમ!

**હે મહાભુજ**!—'હે મોટા હાથવાળા!' એમ કહીને રાધાજીએ સૂચવ્યું કે-'કદિ અહિં કાંઇ ભયનું ભાન થયું હોય, તો તે ભયને ટાળી નાંખવા, આપ સમર્થ છો, અગર-કદિ બ્રહ્માંડોમાં તમારા કોઇ ભક્તોને ભીડ પડી હોય, તો ત્યાં તમે બીજા રૂપથી જઈ શકો છો. ત્યારે તમે તમારૂં નટવરરૂપ કાં અહીં સંતાડયું? આપ કાં અંતર્ધ્યાન થયા?'

**હે સખે**!—'હે સખા' કહીને રાધાજીએ સૂચવ્યું કે-'મિત્રો પણ ઘડી બેઠા ઉઠયાની શરમ રાખીને, એક બીજાને પીડતા નથી. મિત્રો પણ એકબીજાની આફતમાં દોડયા આવે છે. અત્યારે મારે વિરહ દુઃખ છે. તે દુઃખ મટાડવા-'**દર્શય સન્નિધિમ્**'-મારી પાસે આવો-પધારો.

**પ્રેમ અને પતિપત્નિનાં જોડાં**—પશુ, પક્ષી, દેવ, દાનવ અને માનવ-સર્વ સ્થળે વિષયસુખ માટે વલખાં છે; પણ માનવ જીવનનું જેમને ભાન હોય, જેમને રૂડા સંસ્કારોનો લાભ થયો હોય; જે સ્ત્રી પુરૂષો પવિત્ર જીવન ગાળતાં હોય, પતિને પોતાની સ્ત્રીમાં, અને પત્નિને પોતાના પતિમાં અનન્ય ભાવ હોય, તેમણે રાધા અને કૃષ્ણ જેવા દૈવી જીવનનો લાભ લેવો. દૈવી શૃંગાર રસનું પાન કરવું.યાદ રાખવું કે-જીવ અને શિવ વચ્ચે, અને પવિત્ર અને અનન્ય પતિ પત્નિ

વચ્ચે, દૈવી પ્રેમ ટકી શકે છે. પતિપત્નિ વચ્ચે તૈયાર થએલા પવિત્ર પ્રેમને શ્રીહરિના ચરણુમાં વાળી દેતાં વાર લાગતી નથી. Let a flood of affection and purity flow between a wife and her husband; which can easily turn to the feet of Almighty. [પતિ પત્નિ વચ્ચે પ્રેમ અને પવિત્રતાનું પૂર વહેવા દ્યો. આ પૂર થોડા પ્રયત્ને પ્રભુચરણુ તરફ વળી શકશે.] જે પતિપત્નિ એકબીજાંને હૃદયથી ચાહતાં નથી, જેમને પવિત્રતા અને અનન્યભાવ વ્હાલો નથી. એટલે જેઓ માત્ર વિષયસુખાદિ સ્વાર્થ માટેજ, એકબીજાને ચાહે છે; તેઓ ખરેખર હોલાહોલી અને પારેવાં કરતાં પણુ હલકાં છે. [પતિ પત્નિના દૈવી પ્રેમને ઢીલો કરવા, લેભાગુ ગુરૂઓએ અને બાવાસાધુઓએ ભયંકર પ્રયત્ન કર્યો છે. જુઓ આ સાલનો વૈશાકનો અંક.] રાધા અને કૃષ્ણુના પ્રેમની વાતો સાંભળીને, તમારાં જીવન પવિત્ર અને પ્રેમી બનાવજો. પતિપત્ની વચ્ચે કોઇ પણુ પ્રકારનો વિખવાદ હોય, તો તે શમાવવા પ્રયત્ન કરજો. જે દેશમાં રામ અને સીતા થયાં, અરૂંધતી અને વસિષ્ઠ થયાં, યાજ્ઞવલ્કય અને ગાર્ગી થયાં, કૃષ્ણુ અને રાધા થયાં, પાંડવો અને દ્રોપદી થયાં, તે દેશનાં પતિ પત્નિ એકબીજાંને જોઇને બળી મરે—અવળાં ચાલે-કજીયામાં શેકાઈ જાય, એ શરમાવા જેવું છે. યાદ રાખવું કે—આવાં કજીયાળાં દંપતી, દેવમંદિરોને અપવિત્ર કરે છે; અને સત્સંગ મંડળોને-કથાવાર્તાને-પણુ વગોવે છે. સારો શણુગાર પહેરીને, જેમ સ્ત્રી પુરૂષ ચાટલામાં જુએ છે; તેમ રાધા અને કૃષ્ણુની કથા સાંભળીને, દંપતીએ પોતાના પતિપત્નિ વચ્ચેના પ્રેમનું નિરીક્ષણુ કરવું. દોષને દૂર કરીને, પ્રેમનું પાથરણું પાથરવું. વિધવાઓએ અને વિધૂરોએ આહારવિહાર નિર્મળ કરીને, બને તેટલો બાહ્યનો નિરોધ કરવો. અંતરમાં વળવું. અવકાશ લઇ શ્રીહરિ સાથે ખેલવું. રાધા અને કૃષ્ણુ વચ્ચેનો પ્રેમ કાચો પારો છે. આ શ્રવણુ જલદ છે. આ પ્રેમને યોગ્ય રસ્તે નહીં ઉતારો, તો તે જ્યાં ત્યાં ફળી પડશે; અને તમને ફજેત કરશે.

શ્રીકૃષ્ણુને શોધતો ગોપિકાઓનો સમુહ હવે રસ્તામાં રાધાજીને દેખે છે—

**श्रीशुक उवाच ।**

**अन्विच्छन्त्यो भगवतो, मार्गं गोप्योऽविदूरतः ॥**
**ददृशुः प्रियविश्लेष-मोहितां दुःखितां सखीम् ॥४०॥**

**અર્થ—એટલામાં ભગવાનના માર્ગને શોધતી શોધતી, ચાલી આવતી ગોપીઓએ, થોડે દૂર વ્હાલાના વિયોગથી દુઃખી થઈ ગએલી પોતાની સખીને દેખી. [૪૦].**

૪૦ વિવેચન—

દોહરા—પ્રેમ બરાબર યોગ ના, પ્રેમ બરાબર ધ્યાન;
પ્રેમભક્તિ બિના સાધને, સબ હે થોથો જ્ઞાન.

તું તું કરતાં તુ ભયા, મુજમાં રહા ન હું;
બલિહારી ઓ પ્રેમકી, હુંમાં મીલ ગયા તું.

---

૪૦ પદચ્છેદ—**भगवतः मार्गं अन्विच्छंत्यः**-ભગવાનના માર્ગને શોધતી શોધતી ચાલી આવતી. **गोप्यः**-ગોપીઓએ. **अविदूरतः**-થોડે દૂર, **प्रियस्य विश्लेषः** (વિયોગે) **तेन मोहिता तां दुःखितां सखीं**-વ્હાલાના વિયોગથી દુઃખી થઇ ગએલી પોતાની સખીને. **ददृशुः**-દેખી.

ચોપાઇ—પ્રેમભક્તિ જલ બિનુ રઘુરાઇ, અભ્યંતર મલ કબહુ ન જાઈ.

રાધાજીનો અદ્વૈત ભાવ જોઇને, સામે મળનારી ગોપીઓ વિસ્મય પામી ગઈ.

રાધાજીને દુઃખી જોઇને, બીજી ગોપીઓનો ક્રોધ શમી ગયો. રાધાજીની સાથે સૌને મિત્રભાવ થયો; કારણ કે-**समानगुणशीलव्यसनेषु सख्यं** । સમાન ગુણશીલવાળાઓને અરસપરસ મિત્રતા સંભવે છે.

હવે રાધાજી પોતાનાં દુઃખની વાત કરે છે; અને ગોપિકાઓ વિસ્મય પામે છે—

**तया कथितमाकर्ण्य, मानप्राप्तिं च माधवात् ॥**
**अवमानं च दौरात्म्याद्-विस्मयं परमं ययुः ॥४१॥**

**અર્થ—પછી તેણીનું કહેવું-એટલે માધવથી (થએલી) માન પ્રાપ્તિ, અને (પોતાની) ભુંડાઇથી માધવે કરેલું અપમાન-તે સાંભળીને, બીજી ગોપીઓ વિસ્મય પામી ગઈ. [૪૧].**

૪૧ વિવેચન—

રાધાજીનું નિરમાનીપણું દેખીને, માધવે માન આપ્યું; અને રાધાજીને અભિમાનવાળાં દેખીને, માધવે તેમને તજી દીધાં. સમસ્ત ગોપિઓને ભગવાનના સ્વભાવનું ભાન થયું. ભગવાનને વશ કરવાનો રસ્તો સુજ્યો. રાધિકાજી એક સખિને કહેવા લાગ્યાં કે—

**પદ.**

રાગ-ગજલ તાલ ૩.

સુનરી સખી પિયારી, દિલકા હવાલ મેરા;
મોહે શ્યામસેં મિલાદે, સુમરેંગી નામ તેરા— ટેક૦
મેરે +આંગણેમેં આયા, શિરપે મુગટ સુહાયા;
દિલ દેખકે લુભાયા, મુખ નંદલાલ કેરા—સુનરી૦
વનમાલ ગલે સુહાઇ, બંસી અધર લગાઇ;
કૈસે મિલે કન્હાઇ, મોહે પ્રેમ હે ઘનેરા—સુનરી૦
પલપલમેં યાદ આવે, નહિં ખાનપાન ભાવે;
અંખિયોંસે નીર આવે, વિરહેને [૧]આન ઘેરા—સુનરી૦
સુનલે અરજ હમારી. દર્શન દિયો મુરારી;
બ્રહ્માનંદ આશ ભારી, ચરણોમેં દે વસેરા—સુનરી૦

રાધાજી બીજી સખિઓને કહે છે—

**પદ.**

કાનુડે ન જાણી મારી પ્રીત-બાઇ અમે બાળકુમારાં-રે—કાનુડે૦
જળરે જુમનાનાં હું તો-ભરવાને ગઈતી રે—
કાનુડે ઉડાડયાં આછાં નીર-ઉડયાં ફરરર-ફરરર—કાનુડે૦

---

૪૧ પદચ્છેદ—**च**-પછી. **तया कथितं**-તેણીનું કહેવું. એટલે **माधवात् मानप्राप्तिं** માધવથી માનપ્રાપ્તિ. **च**-અને **दौरात्म्यात् अवमानं आकर्ण्य**-ભુંડાઇથી માધવે કરેલું અપમાન સાંભળીને. **परमं विस्मयं ययुः**-ઘણી[illegible] પામી.

+ આંખદ્વારા હૃદયમાં. ૧ મુખ.

હું રે લોભાણી એની અણીયાવાળી આખમાં;
તેણે માર્યાં ત્યાં નેણુબાણુ-વાગ્યાં અરરરર-અરરરર—કાનુડે૦
હું રે લોભાણી એની લટકંતી ચાલમાં;
તેણે ઝાલ્યાં ત્યાં મારાં ચીર-ફાટયાં-ચરરરર-ચરરરર—કાનુડે૦
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વાહલા;
વિષયો બાળીને કીધા ખાખ, ઉડી રાખ-ફરરરર-ફરરરર—કાનુડે૦

વળી એક ગોપી રાધાજીને કહે છે કે—

'જેટલા કાળા તેટલા કપટી, વિશ્વાસ કોનો નવ કરીએરે,
કાળા સાપની સંગત કરતાં, કોઈ એક દહાડો મરીએરે— [પ્રેમાનંદ].

સૌ ગોપિઓએ નિરાકરણ કર્યું કે-જે કાંઇ દોષ છે, તે આપણામાંજ છે. જે કાંઇ દુઃખ આવે છે, તે આપણા દોષથીજ પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણ તો દોષથી તદ્દન રહિત છે. તેથીજ બ્રહ્માદિ દેવો અને વસિષ્ઠ જેવા વીતરાગી સંતો તેમને નિર્માની થઇને ભજે છે. દોષન નિવારણ માટે, આપણે પણ તેમને નમ્રતાપૂર્વક ભજીએ.

યાદ રાખજો કે-'આપણો દોષ છે, અને પ્રભુનો દોષ નથી.' એવો વિચાર ઉત્તમ કોટિના જીવોને થાય છે. બાકી તો-પ્રભુનો દોષ કાઢનારાં ઘણાં છે. 'હું ઘણા દિવસથી ભજન કરૂં છઉં, અને પ્રભુ મને દુઃખી કેમ કરે ?' એવું કહેનારાં ઘણાં છે. પણ 'આપણાં કર્મ કેવાં છે? આપણે ખાતે કેટલાં કર્મ ઉધાર છે? આપણે શું જમા કરાવ્યું ?'-તેવો વિચાર કરનારાં ઘણાંજ થોડાં છે.

એમ કહીને તેઓ શ્રીકૃષ્ણને વનમાં આમતેમ શોધવા લાગી—

**ततोऽविशन्वनं चन्द्र–ज्योत्स्ना यावद्विभाव्यते ॥**
**तमः प्रविष्टमालक्ष्य, ततो निववृतुः स्त्रियः ॥ ४२ ॥**

**અર્થ—પછી જ્યાંસુધી ચંદ્રનું અજવાળું આવ્યું, ત્યાંસુધી તે ગોપીઓએ વનમાં આગળ આગળ ચાલ્યા કર્યું. પછી (ઘાટા વનને લીધે) અંધારાને પ્રસરેલું જોઇને, ત્યાંથી તે સ્ત્રિયો પાછી વળી. (૪૨)**

૪૨ વિવેચન—

તે દિવસે પુનમ હતી, તેથી આ અંધકાર ચંદ્રની ગેરહાજરીથી થયો નહોતો; પણ ઘાટાં વનમાં પેસવાથી ગોપિઓને અંધકાર લાગ્યો. રાધીકા આગળ અને બીજી ગોપિઓ પાછળ. એ દેખાવ કેવો હતો ?—

**या शक्तयः समाख्याताः, गोपीरूपेण ताः पुनः ।**
**सख्यो भूत्वा राधिकायाः, कृष्णचंद्रमुपासते ॥** [ કૃષ્ણયામલ ]

'જે શક્તિઓ હતી તે ગોપિરૂપ થઇને, રાધિકાની સખીઓ બન્યાં; અને સૌ શ્રીકૃષ્ણ ચંદ્રની ઉપાસના કરવા લાગ્યાં.'

---

૪૨ પદચ્છેદ—**ततः**-પછી, **यावत् चंद्रज्योत्स्ना विभाव्यते**-જ્યાંસુધી ચંદ્રનું અજવાળું આવ્યું ત્યાંસુધી. **वनं अविशन्**-તે ગોપીઓએ વનમાં આગળ આગળ ચાલ્યા કર્યું. **तमः प्रविष्टं आलक्ष्य**-અંધકારને પ્રસરેલું જોઇને. **ततः स्त्रियः निववृतुः**-ત્યાંથી સ્ત્રીઓ પાછી વળી. ( **वृत्** આત્મનેપદી છે. અહીં પરસ્મૈપદી લીધું, )

ગોપીઓ અંધારૂં દેખીને પાછી ફરી, ત્યારે શું તેમની ભક્તિ દૃઢ નહોતી ?-તેમની ભક્તિ દૃઢ હતી; પણ નાંખી દેવા જેવો પ્રયત્ન કરવા તેઓ રાજી નહોતી. દીવાસળી સવળી ઘસતાં દીવો થાય; અને અવળી ઘસતાં દીવો ન થાય, અને દીવાસળી ભાંગી જાય.

નાભિમાં રહેલી કસ્તુરીને શોધવા, જેમ મૃગ આમતેમ દોડે; તેમ અંતરમાં રહેલા પરમાત્માને શોધવા, ગોપિકાઓ આમતેમ દોડી. ત્યારે શું ગોપિઓ ગાંડી હતી ?-અજ્ઞાન હતી ?-ના. તેમને અત્યારે અંતરમાં રહેલા-વ્યાપીને રહેલા-નિર્ગુણ-નિર્વિકાર પરમાત્માની જરૂર નહોતી. તેમને તો અત્યારે મદનમોહન-બંસીવાલા-કાંકડા-કામણગારા કૃષ્ણની જરૂર હતી. એટલે-'જે તેમની સાથે હતા, તે ક્યાં ગયા ? જે આંખના પલકારામાં, અનેક ગોપિઓને મલકાવતા હતા, તે કયાં ગયા ? જે ચટકતી ચાલમાં, ગોપિઓનાં ચિત્ત ચોરી લેતા હતા, તે કયાં ગયા ? જે મંદમંદ હસીને, સૌને વિહ્વળ બનાવતા હતા-તે કયાં ગયા ? જેના લાંબા હાથ નિર્ભયતાનું ભાન કરાવી રહ્યા હતા, તે કયાં ગયા ?'

આ શ્લોકમાં છેલ્લે **स्त्रियः** શબ્દ છે; તેને બદલે કેટલાએક **हरेः** શબ્દ સ્વિકારે છે, તે ઠીક નથી. કારણકે તેથી સ્પષ્ટ અર્થ ગુંચવાય છે. વેદધર્મ સભા **स्त्रियः** શબ્દ કાયમ રાખે છે.

ધાટાં વનમાંથી પાછા ફરતાં ગોપિઓની કેવી સ્થીતિ થઇ, તે સાંભળો—

**तन्मनस्कास्तदालापास्-तद्विचेष्टास्तदात्मिकाः ॥**
**तद्गुणानेव गायन्त्यो, नात्मागाराणि सस्मरुः ॥ ४३ ॥**

**અર્થ—જેઓનાં મન ભગવાનમાં લાગી ગયાં હતાં; જેઓ ભગવાન સંબંધી જ વાતચિત કરતી હતી; જેઓ ભગવાનના જેવીજ લીલાઓ કરતી હતી; અને (આ પ્રમાણે) જેઓ ભગવદ્રૂપ બની ગઈ હતી; તે ગોપીઓ ભગવાનના ગુણો જ ગાતી હતી. (આ સ્થિતિમાં) તેઓ પોતાના ઘરબાર (પણ) ભૂલી ગઇ-તેઓને પોતાના ઘરબારનું સ્મરણ પણ રહ્યું નહીં. આત્માનો અર્થ 'દેહ' કરીએ, તો એવો અર્થ થાય કે-ગોપિઓને દેહનું અને ઘરનું ભાન રહ્યું નહીં. (૪૩)**

૪૩ વિવેચન—

**आत्मागाराणि न सस्मरुः**-ગોપીઓ દેહ અને ઘરને ભૂલી ગઈ. દેહ અને ઘર બેઉ મમતાનાં પરમ સ્થાન છે. દેહનિરૂપણનું પ્રકરણ શ્રીવિવેકચૂડામણિમાં છે. કોઇ દિવસ વાંચો છો ? લંડન ટેમ્સ નદી ઉપર છે, તે જાણો છો, પણ તમારૂં દેહનગર મોહ નદી ઉપર છે, તે જાણવા પ્રયત્ન કરો છો ? તે પ્રકરણ જરૂર વાંચજો. ત્યારે શું ઘર નકામું

---

૪૩ પદચ્છેદ—**तस्मिन मनांसि यासां ताः तन्मनस्काः**-જેઓનાં મન ભગવાનમાં લાગી ગયાં હતાં તેઓ. **तस्य एव आलापः** (વાતચિત) **यासां ताः तदालापाः**-જેઓ ભગવાન્ સંબંધી જ વાતચીત કરતી હતી તે. **तस्य विविधाः चेष्टाः यासां ताः तद्विचेष्टाः** જેઓ ભગવાનની લીલા કરતી હતી તે, **तस्मिन आत्मा यासां ताः तदात्मिकाः** જેઓ ભગવદ્રૂપ બની ગઈ હતી તે. **तस्य गुणान् एव गायंत्यः**-તેનાજ ગુણ ગાતી. **आत्मनां अगाराणि आत्मागाराणि**-પોતાનાં ઘરબાર **न सस्मरुः**-યાદ કર્યાં નહીં-ભૂલી ગઈ. આત્માનો અર્થ 'દેહ' કરવો હોય તોપણ થાય.

છે ?–ના. નીતિથી એ પૈસા કમાઇને દુઃખીને મદદ કરવાનું તે સ્થાન છે. સંસારના ગુણદોષ તપાસવાનું તે ક્ષેત્ર છે. ઘરમાં રહીને યમ નિયમો પાળીને, ત્યાગાશ્રમની તૈયારી કરવાનું તે મેદાન છે. ઘર એવી ચીજ ન હોય, તો યજ્ઞયાગાદિ કર્મ માર્ગનો લોપ થઈ જાય. ગૃહસ્થાશ્રમ ભાંગી પડે. તેની સાથે બ્રહ્મચર્યાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સન્યાસાશ્રમ ઘસાઇ ભુંસાઇ જાય. કહેવાનો ભાવ એ છે કે-ઘર મમતાનું પરમ સ્થાન છે, તોપણ જેમ કુવા ઉપરના કાળા પત્થરોને દોરડી કાપી નાંખે છે, તેમ જ્ઞાન અને ભક્તિદ્વારા ઘરની મમતાને કાપી નાંખો. મમતા રહિત થઇને ઘરમાં રહો. વૃદ્ધ થાઓ, ત્યારે તો આમ જરૂર કરો. કારણકે મરવા વખતે મમતાના ત્યાગની ભારે જરૂર છે. તેટલા માટેજ શાસ્ત્રો **अनिकेत:** ( ઘર રહિત ) નાં વખાણ કરે છે.

ગોપિઓએ દેહને અને ઘરને કેવી રીતે વિસાર્યા ?–જેમ કલોરોફૉર્મ સુંધ્યા પછી આપણને દેહ અને ઘરનું ભાન રહેતું નથી. મોટા હરખમાં અને મોટી આપત્તિમાં પણ એમજ બને છે. ગોપિઓને શ્રીકૃષ્ણના વિયોગરુપ મોટી આપત્તિ આવી. વિરહનાં દુઃખ વક્ષમાં છે. 'વીતી હોય તે જાણે, અજાણ્યો કાંઈ ન જાણે.' કહેવાનો ભાવ એ છે કે–ગોપીઓ કૃષ્ણાકાર–બ્રહ્માકાર–બની ગઇ. ઉંડા ઉતરીને જુઓ, તો આ સ્થીતિમાં ઇંદ્રિયોનો સાચો નિગ્રહ હતો.

ત્યારે ભગવાન્ અત્યારે ક્યાં હતા ?–**गायंत्यः** શબ્દ સૂચવે છે કે–ભગવાન્ ત્યાંજ હતા. પ્રભુ બોલ્યા છે કે—

**नाहं वसामि वैकुंठे, योगिनां हृदये न वा ।**
**मद्भक्ता यत्र गायंति, तत्र तिष्ठामि नारद ॥**

અર્થ–વૈકુંઠમાં મારે રહેવું હોય તો રહું; યોગિઓના હૃદયમાં પણ મારે જવું હોય તો જાઉં; પણ જ્યાં મારા ભક્તો ગાતા હોય, ત્યાં તો જરૂર હું ઉભો રહું છઉં.

આ સંબંધમાં નરસીંહ મહેતો કહે છે કે–શ્રીકૃષ્ણનો મત એવો છે કે–'બેઠા બેઠા ગાતાં હોય, ત્યાં હું ઉભો રહું છઉં; અને ઉભા ઉભા ગાતાં હોય. ત્યાં હું નાચું છઉં–પ્રસન્ન થાઉ છઉં.' ઘરડા ડોસાને મોટા વકીલ દિકરા જ્યારે 'બાપા' કહે, ત્યારે જેમ તે ડોસો પ્રસન્ન થાય–ફૂલી જાય; તેમ જીવ જ્યારે પ્રભુની ખાતર ઉભો રહીને પરિશ્રમ કરે–ગાય, નાચે વિગેરે; ત્યારે આ જગદાધાર ડોસો પણ પ્રસન્ન થાય.

ગોપિઓ શું ગાતી હતી ?—

પદ.

રૂડી ને રંગીલીરે, વ્હાલા તારી વાંસળીરેજી,
મીઠી ને મધુરીરે, માવા તારી મોરલીરેજી. ટેક૦
એ તો મારે—[ઓ-હો-થવા દ્યો–થવા દ્યો–].
એ તો મારે–મંદિરીએ સંભળાય–[૨] રૂડી ને રંગીલીરે૦
સરખીને સાહેલીરે, સાથે પાણી નિસર્યાંરેજી;
બેલડું મેલ્યું સરોવરીયાંનીરે પાળ. [૨]—રૂડી ને રંગીલીરે૦
ઇંઢોણી વળગાડીરે, આંબલીયાની ડાળમાંરેજી;
ઉભી નિરખું, નટવર દીનદયાળ [૨]—રૂડી ને રંગીલીરે૦

ત્યાં તો તમે આવ્યારે, સુણી મારી રાવનેરેજી;
આવી મુજને મળીઆરે, હૈયા માંહે ઘાલિ હરિ-[૨]—રૂડી ને રંગીલીરે૦
ગુરૂને પરતાપેરે, બાઇ મીરાં બોલીયાંરેજી;
દેજો અમને કૃષ્ણ ચરણમાં વાસ [૨]—રૂડી ને રંગીલીરે૦

હવે થાકીને યમુનાજીના તટ ઉપર ગોપિકાઓ આવે છે—

**पुनः पुलिनमागत्य, कालिन्द्याः कृष्णभावनाः ॥**
**समवेता जगुः कृष्णं, तदागमनकाङ्क्षिताः ॥ ४४ ॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पूर्वार्धे रासक्रीडायां कृष्णान्वेषणं नाम त्रिंशत्तमोऽध्यायः ॥ ३० ॥**

**અર્થ—શ્રીકૃષ્ણનું ચિંતવન કરતી, તેઓ ફરીથી યમુનાજીના કિનારા ઉપર આવી. ત્યાં શ્રીકૃષ્ણના પાછા આવવાની રાહ જોઇને, એકઠી થએલી તે ગોપીઓ, શ્રીકૃષ્ણનું ગાયન કરવા લાગી. [૪૪]**

૪૪ વિવેચન—

જે તટ ઉપર પૂર્વે હતાં-જ્યાં કામણગારા શ્રીકૃષ્ણ તેમને પ્રથમ મળ્યા હતા, તે તટ ઉપર ગોપિઓ પુનઃ આવી. પુનમનો ચંદ્ર, યમુનાજીનો તટ-શોભાનો સાગર, પણ જાનમાં વરરાજા ગૂમ થયા. કૃષ્ણના વિયોગથી ખિન્ન થએલું મહિલામંડળ-મહાન્ વીતરાગી સાધ્વીઓ-કેવી હતી?-તેમની ભાવના કેવા પ્રકારની હતી?-**कृष्णभावनाः** ગોપીઓને જો કોઇ પ્રિય પદાર્થ હોય, તો તે શ્રીકૃષ્ણ હતા.

**तदागमनकांक्षिताः**—શ્રીકૃષ્ણના આગમનની આકાંક્ષા રાખનારી. તેઓએ શ્રી કૃષ્ણને શી પ્રાર્થના કરી?—

### ગરબો.

[ ઢાળ-શેરી વળાવી સજ કરૂં ].

આ શરદ્ ખીલી શત પાંખડી, હરિ! આવોને;
આ સૃષ્ટિએ ધરિયા સોહાગ-હવે તો હરિ! આવોને૦
આ વિશ્વ વદે છે વધામણિ, હરિ! આવોને;
આવી વાંચોને મારાં સૌભાગ્ય-હવે તો હરિ! આવોને૦
આ ચંદરવો કરે ચંદની, હરિ! આવોને;
વેર્યાં તારલિયાનાં ફુલ-હવે તો હરિ! આવોને૦
પ્રભુ! પાથરણાં દર્શિશ પ્રેમનાં, હરિ! આવોને;
દિલ વારી કરીશ સહુ ડૂલ-હવે તો હરિ! આવોને૦

---

૪૪ પદચ્છેદ—**कृष्णस्य भावना यासां ताः कृष्णभावनाः**-શ્રીકૃષ્ણનું ચિંતવન કરતી. **पुनः**-ફરીથી. **कालिंद्याः पुलिनं आगत्य**-કાલિંદીના કિનારા ઉપર આવીને. **तस्य आगमनं एव कांक्षितं यासां ताः**-શ્રીકૃષ્ણના પાછા આવવાની આશા રાખનારી. **समवेताः**-એકઠી થઇને. **कृष्णं जगुः**-શ્રીકૃષ્ણનું ગાયન કરવા લાગી.

આ જળમાં ઉઘડે પોયણાં, હરિ! આવોને;
એવા ઉઘડે હૈયાના ભાવ–હવે તો હરિ ! આવોને૦
આ ચંદ્રમણિ ચમકી રહ્યો; હરિ આવોને;
એવા જીવનમણિ માવ–હવે તો હરિ ! આવોને૦
આ ચંદનભરી છે તળાવડી, હરિ આવોને;
ફુલડીયે બાંધી પાજ–હવે તો હરિ ! આવોને૦
આ આશોપાલવને છાંયડે, હરિ ! આવોને;
મન મહેરામણ મહારાજ–હવે તો હરિ ! આવોને૦
સૂની લાગે વૃંદાવનની વાડીઓ, હરિ ! આવોને;
સૂની સૂની યમુનાજીની વાટ–હવે તો હરિ ! આવોને૦
મારા કાળજ કેરી કુંજમાં, હરિ ! આવોને;
મારા આતમસરોવરઘાટ–હવે તો હરિ આવોને૦

[કવિશ્રી નાનાલાલ].

નાનું નિઃસાધન બાળક ગભરાય, ત્યારે માને બૂમ મારે; તેમ નિઃસાધન ભકતો ગભરાય, ત્યારે શ્રીહરિના મોટેથી ગુણ ગાય. **कलौ तद् हरिकीर्तनात्**–કલિયુગમાં કીર્તન ભક્તિનો મહિમા ઘણોજ છે.

સંગીત—દુઃખી હૃદયને સંગીત એક ઉત્તમ ઔષધ છે. સંગીતમાં પણ, શ્રીહરિના ગુણાનુવાદ, પુણ્યશાળી જીવોનેજ પ્રાપ્ત થાય. One of the most pure and innocent pleasures, which we can enjoy, we owe to music. It possesses the art of charming our ears, soothes our passions, affecting our hearts, and influences our propensities. How often has music dissipated our gloom, quickened the vital spirits, and ennobled our sentiments! An art so pleasing and useful well deserves our attention; and calls upon us, to enjoy it to the Glory of our beneficient Creator. [ *Sturm.* ]

વિગેરે અનેક વિદ્વાનો સંગીતને ટેકો આપે છે અને નાદાનુંસંધાનદ્વારા, તત્ત્વનો સ્પર્શ કરવાની ભલામણ કરે છે.

**કાલિંદી**—વિશુદ્ધરસ દીપિકા કહે છે કે–કલિંદ પર્વતની પુત્રી માટે કાલિંદી; અથવા સુખની પરંપરા આપે તે કાલિંદી; અથવા જેના મિલિંદમાં સુખ છે તે કાલિંદી.

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના દશમ સ્કંધ પૂર્વાર્ધનો ૩૦ મો અ. સંપૂર્ણ. બોલીઓ હરિ. બોલો શ્રીરામચંદ્ર દેવકી જય. શ્રીકૃષ્ણ કનૈયાકી જય. હરહર મહાદેવ હર. આસપાસ બેઠાં હોય, તેમને સૌને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેજોજી.

અમદાવાદ મોક્ષમંદિર
૧૯૮૬ માગશર સુદી ૧૫

લી. રામશંકર મોનજી ભટ્ટ.